महर्षिवेदव्यासप्रणीतं

# श्रीमद्भागवतमहापुराणम्
# श्रीधरीटीका एवं
# गुजरातीव्याख्यासहितम्

## [ द्वितीय-खण्ड ]

( चतुर्थः, पञ्चमः एवं षष्ठः स्कन्धः )

सच्चिदानन्दरूपाय विश्वोत्पत्त्यादिहेतवे ।
तापत्रयविनाशाय श्रीकृष्णाय वयं नुमः ॥
सदा सेव्या सदा सेव्या श्रीमद्भागवती कथा ।
यस्याः श्रवणमात्रेण हरिश्चित्तं समाश्रयेत् ॥

अनुवादिका : श्रीमती वैदेही पार्थिवकुमार अध्यारु

[ गीताप्रेस, गोरखपुर ]

# ભાવોન્મેષ

ભગવાનના શબ્દાવતાર શ્રીવેદવ્યાસજીએ તત્ત્વજ્ઞાનના ભંડારરૂપ શ્રીમદ્ ભાગવતને બાર સ્કંધમાં વિભાજિત કરીને ગ્રંથસ્થ કર્યું. જે પ્રથમ ત્રણ સ્કંધનું આપણે રસપાન કર્યું, તેમાં પ્રથમ સ્કંધ ભગવાનનો દક્ષિણ ચરણ, દ્વિતીય સ્કંધ ભગવાનનો વામ ચરણ અને તૃતીય સ્કંધ ભગવાનનો દક્ષિણ કર છે. આ ત્રણ સ્કંધ પ્રથમ ખંડમાં સમાવિષ્ટ કરવામાં આવ્યા છે.

હવે ભગવાનના વામ કરકમળરૂપ ચતુર્થ સ્કંધ, દક્ષિણ ઊરુરૂપ પંચમ સ્કંધ અને વામ ઊરુરૂપ ષષ્ઠ સ્કંધમાં પ્રવેશ કરીએ છીએ. આ ત્રણ સ્કંધ દ્વિતીય ખંડમાં આવરી લેવામાં આવ્યા છે.

તૃતીય ખંડમાં ભગવાનના દક્ષિણ હસ્તરૂપ સપ્તમ સ્કંધ, દક્ષિણ સ્તનરૂપ અષ્ટમ સ્કંધ અને વામ સ્તનરૂપ નવમ સ્કંધનો સમાવેશ થયો છે.

ચતુર્થ ખંડમાં સમગ્ર દશમ સ્કંધ છે, કે જે ભગવાનના હૃદયરૂપ છે.

પંચમ ખંડમાં ભગવાનના લલાટરૂપ એકાદશ સ્કંધ તથા ભગવાનના વામ હસ્તરૂપ દ્વાદશસ્કંધ તેમ જ સંપૂર્ણ ભાગવતની શ્લોકાનુક્રમણી આપવામાં આવી છે.

આમ, શ્રીમદ્ ભાગવત ભગવત્સ્વરૂપ છે. ભાગવતરૂપી મહાસાગરમાં સ્વકીય તેજ પધરાવનાર ભગવાન શ્રીકૃષ્ણના વાઙ્મયસ્વરૂપ, પ્રત્યક્ષ શ્રીકૃષ્ણરૂપ એવા શ્રીમદ્ ભાગવતનો પ્રત્યેક શબ્દ અક્ષરબ્રહ્મ છે. સ્નાન કરવાથી જેમ શરીર નિર્મળ થાય છે, તેમ આ ગ્રંથના ચિંતનથી મન વિશુદ્ધ થાય છે.

શ્રીસુબોધિનીજીમાં શ્રીમહાપ્રભુજી લખે છે –

**'विस्तारस्तु गुणाय कृष्णचरणे चित्तं भवेद्विस्तृतम्।'**

શ્રીમદ્ ભા. સુબોધિની ૧૦/૮૭/૯૦ – કારિકા-૩

'વિસ્તાર તો ગુણ માટે છે, શ્રીકૃષ્ણચરણે ચિત્ત તેનાથી વિસ્તૃત થાય, ચિત્ત પ્રવણ થાય.' એક વાર ચિત્ત એના તરફ ઢળ્યું, પછી આગળનો માર્ગ સ્વયં ખૂલતો જાય છે. મન, વાણી અને કર્મથી એની સેવા થવા લાગે છે. હૃદયમાં પરમ પ્રેમનું પ્રાકટ્ય થાય છે. આ જ તો શ્રીમદ્ ભાગવતની ફળશ્રુતિ છે. પ્રેમપૂર્વક પઠન કરનાર સર્વ પાઠકોના હૃદયમાં પ્રભુ આવો પ્રેમ પ્રકટ કરે એવી પ્રાર્થના.

ગ્રંથના પઠન દરમ્યાન કાંઈ અયુક્ત લાગે તો કૃપાદૃષ્ટિએ નિહાળીને પુનઃ શોધન માટે વિદિત કરવા માટે વિદ્વજ્જનોને વિનંતિ. જે કાંઈ દોષો છે તે મારા છે અને ઉત્તમ છે તે મારા ગુરુદેવનો પ્રસાદ છે.

શ્રીહરિરૂપ ગુરુદેવના શ્રીચરણોમાં પ્રણામ કરીને આગળની યાત્રાનો આરંભ કરીએ.

**– શ્રીકૃષ્ણકૃપાભિલાષિણી વૈદેહી**

॥ શ્રીહરિઃ ॥

# વિષય-સૂચી

## દ્વિતીય ખંડ

## પાંચમો સ્કંધ

## છઠ્ઠો સ્કંધ

# मंगलाचरण

वासुदेवसुतं देवं कंसचाणूरमर्दनम्।
देवकीपरमानन्दं कृष्णं वन्दे जगद्गुरुम्॥

कृष्णाय वासुदेवाय देवकीनन्दनाय च।
नन्दगोपकुमाराय गोविन्दाय नमो नमः॥

नमः पङ्कजनाभाय नमः पङ्कजमालिने।
नमः पङ्कजनेत्राय नमस्ते पङ्कजाङ्घ्रये॥

अखण्डमण्डलाकारं व्याप्तं येन चराचरम्।
तत्पदं दर्शितं येन तस्मै श्रीगुरवे नमः॥

अज्ञानतिमिरान्धस्य ज्ञानाञ्जनशलाकया।
चक्षुरुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः॥

गुरुर्ब्रह्मा गुरुर्विष्णुः गुरुर्देवो महेश्वरः।
गुरुः साक्षात् परब्रह्म तस्मै श्रीगुरवे नमः॥

ब्रह्मानन्दं परमसुखदं केवलं ज्ञानमूर्तिं
द्वन्द्वातीतं गगनसदृशं तत्त्वमस्यादिलक्ष्यम्।
एकं नित्यं विमलमचलं सर्वधीसाक्षिभूतं
भावातीतं त्रिगुणरहितं सद्गुरुं तं नमामि॥

त्वमेव माता च पिता त्वमेव।
त्वमेव बन्धुश्च सखा त्वमेव॥
त्वमेव विद्या द्रविणं त्वमेव।
त्वमेव सर्वं मम देवदेव॥

# गोविन्द दामोदर स्तोत्रम्

करारविन्देन पदारविन्दं मुखारविन्दे विनिवेशयन्तम्।
वटस्य पत्रस्य पुटे शयानं बालं मुकुन्दं मनसा स्मरामि॥ १॥

श्रीकृष्ण गोविन्द हरे मुरारे हे नाथ नारायण वासुदेव।
जिह्वे पिबस्वामृतमेतदेव गोविन्द दामोदर माधवेति॥ २॥

विक्रेतुकामा किल गोपकन्या मुरारिपादार्पितचित्तवृत्तिः।
दध्यादिकं मोहवशादवोचद् गोविन्द दामोदर माधवेति॥ ३॥

गृहे गृहे गोपवधूकदम्बाः सर्वे मिलित्वा समवाप्य योगम्।
पुण्यानि नामानि पठन्ति नित्यं गोविन्द दामोदर माधवेति॥ ४॥

सुखं शयाना निलये निजेऽपि नामानि विष्णोः प्रवदन्ति मर्त्याः।
ते निश्चितं तन्मयतां व्रजन्ति गोविन्द दामोदर माधवेति॥ ५॥

जिह्वे सदैवं भज सुन्दराणि नामानि कृष्णस्य मनोहराणि।
समस्तभक्तार्तिविनाशनानि गोविन्द दामोदर माधवेति॥ ६॥

सुखावसाने इदमेव सारं दुःखावसाने इदमेव ज्ञेयम्।
देहावसाने इदमेव जाप्यं गोविन्द दामोदर माधवेति॥ ७॥

श्रीकृष्ण राधावर गोकुलेश गोपाल गोवर्धन नाथ विष्णो।
जिह्वे पिबस्वामृतमेतदेव गोविन्द दामोदर माधवेति॥ ८॥

❋❋❋❋❋

॥ श्रीहरिः॥

# श्रीमद्भागवतकी आरती

**आरति अतिपावन पुरानकी। धर्म-भक्ति-विज्ञान-खानकी॥**

**महापुरान भागवत निरमल। शुक-मुख-विगलित निगम-कल्प-फल।**
**परमानन्द-सुधा-रसमय कल। लीला-रति-रस रस-निधानकी॥ आ०**

**कलि-मल-मथनि त्रिताप-निवारिनि। जन्म-मृत्युमय भव-भय-हारिनि।**
**सेवत सतत सकल सुखकारिनि। सुमहौषधि हरि-चरित-गानकी॥ आ०**

**विषय-विलास-विमोह-विनाशिनि। विमल विराग विवेक विकाशिनि।**
**भगवत्तत्त्व-रहस्य प्रकाशिनि। परम ज्योति परमात्म-ज्ञानकी॥ आ०**

**परमहंस-मुनि-मन उल्लासिनि। रसिक-हृदय रस-रास-विलासिनि।**
**भुक्ति, मुक्ति, रतिप्रेम-सुदासिनि। कथा अकिञ्चनप्रिय सुजानकी॥ आ०**

॥ ॐ नमो भगवते वासुदेवाय॥

# श्रीमद्भागवतमहापुराणम्

## चतुर्थः स्कन्धः

## अथ प्रथमोऽध्यायः

### સ્વાયમ્ભુવ મનુની કન્યાઓના વંશનું વર્ણન

**॥ श्रीगणेशाय नमः॥**

नमः श्रीपरमहंसास्वादितचरणकमलचिन्मकरन्दाय भक्तजनमानसनिवासाय श्रीरामचन्द्राय॥

अथैकत्रिंशताऽध्यायैर्विसर्गस्तुर्य ईर्यते।
विसर्गस्त्वीश्वराधीनैर्ब्रह्ममन्वादिभिः कृतः॥ १

तत्र तु प्रथमेऽध्याये मनुकन्यान्वयाः पृथक्।
वर्ण्यन्ते यत्र यज्ञादिमूर्तिभिः प्रभवो हरेः॥ २

**वंशीधरी—**

'श्रीकृष्णं वल्लवीनाथं यशोदानन्ददायिनम्।
प्रणम्य कुर्वे तुर्य्यस्य स्कन्धस्य व्याकृतिं मुदा॥'

मनुकन्यान्वयं विस्तरेण वक्तुमाह—**मनोस्त्विति।**

**मैत्रेय उवाच**

**मनोस्तु शतरूपायां तिस्रः कन्याश्च जज्ञिरे।**
**आकूतिर्देवहूतिश्च प्रसूतिरिति विश्रुताः॥ १**

**શ્રીગણેશજીને નમસ્કાર.**

જેના ચરણકમળના ચૈતન્યરૂપ પુષ્પરસનું પરમહંસો દ્વારા આસ્વાદન કરવામાં આવ્યું છે તથા જે ભક્તજનોના ચિત્તમાં નિવાસ કરનાર છે તેવા શ્રી રામચન્દ્ર ભગવાનને નમસ્કાર.

હવે ચતુર્થ સ્કન્ધમાં એકત્રીસ અધ્યાયો વડે 'વિસર્ગ' કહેવામાં આવશે. ઈશ્વરને અધીન બ્રહ્માજી, મનુમહારાજ વગેરે દ્વારા કરવામાં આવેલી સૃષ્ટિ એટલે વિસર્ગ. ॥ ૧ ॥

તેમાં પ્રથમ અધ્યાયમાં તો સ્વાયમ્ભુવ મનુની કન્યાઓના વંશો જુદા જુદા વર્ણવાયા છે, જે વંશોમાં યજ્ઞ વગેરે સ્વરૂપે શ્રીહરિના અવતારો વર્ણવાયા છે. ॥ ૨ ॥

વ્રજની ગોપાંગનાઓના નાથ તથા યશોદાજીને આનંદ આપનારા શ્રીકૃષ્ણ ભગવાનને પ્રણામ કરીને પ્રસન્નતાપૂર્વક ચતુર્થ સ્કન્ધની વ્યાખ્યા હું કરું છું.

મનુની કન્યાઓનો વંશ વિસ્તારપૂર્વક વર્ણવવા માટે કહે છે— **'मनोः-तु इति।'**

**મૈત્રેયમુનિ બોલ્યા** – સ્વાયમ્ભુવ મનુને શતરૂપા રાણીથી (પ્રિયવ્રત અને ઉત્તાનપાદ તથા) આકૂતિ, દેવહૂતિ અને પ્રસૂતિ નામે પ્રસિદ્ધ થયેલી ત્રણ કન્યાઓ પણ જન્મી હતી. ॥ ૧॥

---

મૂળ શ્લોક અને તેનો અનુવાદ મોટા અક્ષરોમાં છે અને તેના ઉપરની શ્રીધરસ્વામીની ભાવાર્થદીપિકા ટીકા તેનાથી નાના અક્ષરોમાં છે. શ્રીધરજી દ્વારા સમજાવવામાં આવેલાં પ્રતીકો (મૂળ શ્લોકના શબ્દો)ને ગુજરાતી અનુવાદમાં અવતરણ ચિહ્નોમાં મૂકી સમજાવવામાં આવ્યા છે. ક્યાંક વિશેષ પ્રકાશ પાડવા અન્ય ટીકાઓ પણ ઉદ્ધૃત કરેલ છે, જેની નોંધ તે જ સ્થાને છે.

चकाराद् द्वौ पुत्रौ च॥ १ ॥

'**च**' કારથી બે પુત્રો (પ્રિયવ્રત અને ઉત્તાનપાદ)નો પણ સમાવેશ થાય છે. ॥ ૧ ॥

**आकूतिं रुचये प्रादादपि भ्रातृमतीं नृपः ।**
**पुत्रिकाधर्ममाश्रित्य शतरूपानुमोदितः॥ २**

રાણી શતરૂપાનું અનુમોદન મેળવેલા મનુરાજાએ આકૂતિને ભાઈઓ હોવા છતાં તેને પુત્રિકાધર્મ અનુસાર રુચિઋષિને પરણાવી હતી. ॥ ૨ ॥

तुशब्दादन्यतोऽपि पुत्रलाभः सूचितस्त-द्दर्शयितुमाह—**पुत्रिकाधर्ममाश्रित्येति**।

(શ્લોક-૧ના) '**तु**' શબ્દથી બીજી રીતે પણ પુત્રલાભ સૂચવ્યો છે, તે દર્શાવવા માટે કહે છે— '**पुत्रिकाधर्ममाश्रित्य इति।**'

'अभ्रातृकां प्रदास्यामि तुभ्यं कन्यामलङ्कृताम्।
अस्यां यो जायते पुत्रः स मे पुत्रो भवेदिति॥'

भाषाबन्धेन कन्यादानं पुत्रिकाधर्मः। स चाभ्रातृकायां कन्यायां पुत्रार्थिन एव प्रसिद्ध-स्तथापि पुत्रबाहुल्यकामस्तथा कृतवानित्याह—भ्रातृमतीमपीति॥ २॥

'ભાઈ ન હોય તેવી, અલંકારો ધારણ કરેલી કન્યા તમને અર્પણ કરીશ. આ કન્યાને જે પુત્ર જન્મે તે પુત્ર મારો થાય.' (મ.સ્મૃ.૯/૧૨૭) એવી શરતથી કરેલું કન્યાદાન એટલે પુત્રિકાધર્મ અને ભાઈ ન હોય તેવી કન્યાઓમાં પુત્રની ઈચ્છાવાળા માટે જ તે પ્રસિદ્ધ છે, છતાં પણ અનેક પુત્રોની ઈચ્છાવાળા મનુરાજાએ આમ કર્યું, એમ કહે છે— '**भ्रातृमतीम्-अपि इति।**'॥ ૨ ॥

**प्रजापतिः स भगवान् रुचिस्तस्यामजीजनत्।**
**मिथुनं ब्रह्मवर्चस्वी परमेण समाधिना॥ ३**

બ્રહ્મતેજયુક્ત તે ભગવાન રુચિ પ્રજાપતિએ શ્રીહરિના ધ્યાનના આવેશવાળી સમાધિ દ્વારા એક પુરુષ અને એક સ્ત્રીનું યુગલ ઉત્પન્ન કર્યું.॥ ૩॥

मिथुनं पुरुषं स्त्रियं च। समाधिना ईश्वरध्यानेन॥ ३॥

'**मिथुनम्**' એક પુરુષ અને એક સ્ત્રીના યુગલને— '**समाधिना**' શ્રીહરિના ધ્યાનના આવેશવાળી સમાધિ દ્વારા ॥ ૩॥

**यस्तयोः पुरुषः साक्षाद्विष्णुर्यज्ञस्वरूपधृक्।**
**या स्त्री सा दक्षिणा भूतेरंशभूताऽनपायिनी॥ ४**

તે બંનેમાં જે પુરુષ હતા તે યજ્ઞસ્વરૂપ ધારણ કરનાર સાક્ષાત્ વિષ્ણુ ભગવાન હતા અને જે સ્ત્રી હતી તે લક્ષ્મીદેવીના અંશરૂપ તેમ જ યજ્ઞ ભગવાનથી અલગ ન થનારી દક્ષિણા હતી. ॥ ૪ ॥

**आनिन्ये स्वगृहं पुत्र्याः पुत्रं विततरोचिषम्।**
**स्वायम्भुवो मुदा युक्तो रुचिर्जग्राह दक्षिणाम्॥ ५**

પુત્રી આકૂતિના અત્યન્ત તેજસ્વી પુત્ર (યજ્ઞનારાયણ)ને સ્વાયમ્ભુવ મનુ હર્ષથી પોતાના ઘરમાં લાવ્યા અને દક્ષિણાને રુચિઋષિએ પોતાની પાસે રાખી. ॥ ૫ ॥

**तां कामयानां भगवानुवाह यजुषां पतिः।**
**तुष्टायां तोषमापन्नोऽजनयद्द्वादशात्मजान्॥ ६**

યજ્ઞપતિ યજ્ઞનારાયણે પોતાની કામના કરતી તે દક્ષિણા સાથે વિવાહ કર્યો અને સંતુષ્ટ એવી દક્ષિણા વિષે સન્તોષ પામી બાર પુત્રો ઉત્પન્ન કર્યા. ॥ ૬॥

**तोषः प्रतोषः संतोषो भद्रः शान्तिरिडस्पतिः।**
**इध्मः कविर्विभुः स्वह्नः सुदेवो रोचनो द्विषट्॥ ७**

તોષ, પ્રતોષ, સંતોષ, ભદ્ર, શાન્તિ, ઇડસ્પતિ, ઈધ્મ, કવિ, વિભુ, સ્વહ્ન, સુદેવ અને રોચન– એમ બાર પુત્રો ॥ ૭ ॥

भूतेर्लक्ष्म्या अंशभूता, अतस्तयोर्विवाहो न विरुद्ध इति भावः॥४॥

**'भूतेः'** લક્ષ્મીદેવીના અંશરૂપ હોવાથી (યજ્ઞ ભગવાન અને દક્ષિણા) તે બંનેનો વિવાહ શાસ્ત્રવિરુદ્ધ નથી, તેવો ભાવ છે. ॥ ૪ ॥

पुत्र्या आकूतेः पुत्रं यज्ञम्॥५॥

**'पुत्र्याः'** પુત્રી આકૂતિના પુત્ર યજ્ઞને ॥ ૫ ॥

यजुषां यज्ञानां मन्त्राणां वा पतिर्विष्णुः॥६॥

**'यजुषाम्'** યજ્ઞોના અથવા મંત્રોના પતિ ભગવાન વિષ્ણુને ॥ ૬ ॥

द्विषट् द्वादश॥७॥

**'द्विषट्'** બાર ॥ ૭ ॥

प्रसङ्गात्स्वायम्भुवमन्वन्तरगतं षट्कमाह— **तुषिता इति** द्वाभ्याम्।

પ્રસંગોપાત્ત સ્વાયમ્ભુવ મન્વન્તરમાં થયેલ છના સમૂહનો બે શ્લોકોથી ઉલ્લેખ કરે છે— **'तुषिता इति'**

**तुषिता नाम ते देवा आसन्स्वायम्भुवान्तरे।**
**मरीचिमिश्रा ऋषयो यज्ञः सुरगणेश्वरः॥ ८**

સ્વાયમ્ભુવ મન્વન્તરમાં તે બાર પુત્રો તુષિત નામના દેવો થયા હતા, મરીચિ વગેરે સપ્તર્ષિ થયા હતા. યજ્ઞ ભગવાન દેવરાજ ઈન્દ્ર થયા હતા.॥ ૮ ॥

**प्रियव्रतोत्तानपादौ मनुपुत्रौ महौजसौ।**
**तत्पुत्रपौत्रनप्तॄणामनुवृत्तं तदन्तरम्॥ ९**

તે મન્વન્તરમાં મનુમહારાજના મહાતેજસ્વી બે પુત્રો પૃથ્વીપાલક થયા. તેમના પુત્ર, પૌત્ર તથા દૌહિત્રોના વંશોથી મન્વન્તર સુરક્ષિત થયો હતો.॥ ૯ ॥

'मन्वन्तरं मनुर्देवा मनुपुत्राः सुरेश्वरः।
ऋषयोंऽशावतारश्च हरेः षड्विधमुच्यते॥'

इति वक्ष्यति। तत्र स्वायम्भुवो मनुः। तुषिता देवाः। मरीचिप्रमुखाः सप्तर्षयः। यज्ञो हरेरवतारः। स एव सुरगणेश्वर इन्द्रः॥८॥

'મનુ, દેવો, મનુપુત્રો, ઈન્દ્ર, ઋષિઓ તથા શ્રીહરિનો અંશાવતાર એમ છ ના સમૂહને મન્વન્તર કહે છે.' (શ્રીમદ્ ભા.૧૨/૭/૧૫) એમ કહેશે. તેમાં– સ્વાયમ્ભુવ મન્વન્તરમાં સ્વાયમ્ભુવ મનુ, તુષિત દેવો, મરીચિઋષિ જેમાં મુખ્ય છે તેવા સપ્તર્ષિઓ, શ્રીહરિના અવતાર યજ્ઞ ભગવાન અને તે જ દેવરાજ ઈન્દ્ર હતા.॥ ૮ ॥

प्रियव्रतोत्तानपादौ मनुपुत्रौ पृथ्वीपालकौ। तदेवं यज्ञस्य द्वैरूप्येण षड्विधत्वम्। तयोः पुत्रपौत्रनप्तॄणां वंशैरनुवृत्तं व्याप्तं पालितं तन्मन्वन्तरम्॥९॥

મનુમહારાજના બે પુત્રો, પ્રિયવ્રત અને ઉત્તાનપાદ પૃથ્વીના પાલકો હતા. તેમાં યજ્ઞ ભગવાનનાં બે રૂપોથી મન્વન્તરનાં છ અંગો સિદ્ધ થાય છે. મનુના બે પુત્રોના પુત્ર, પૌત્ર અને પ્રપૌત્રોના વંશોથી **'अनुवृत्तम्'** વ્યાપ્ત થયેલો તે મન્વન્તર સુરક્ષિત થયો હતો.॥ ૯ ॥

**ब्रा.प्र.**—अस्मिन्मन्वन्तरे इन्द्राधिकारयोग्यस्य कस्यचिज्जीवस्याभावात्स्वयमेव सुरगणेश्वर इन्द्रो जातः। अतोंशावतारत्वेन सर्वभोक्तृत्वमिन्द्रत्वेन हविर्भोक्तृत्वमिति कार्यद्वयं तस्यैव।

આ સ્વાયમ્ભુવ મન્વન્તરમાં ઈન્દ્રના અધિકારને યોગ્ય કોઈ જીવનો અભાવ હોવાથી સ્વયં યજ્ઞ ભગવાન દેવગણના ઈશ્વર ઈન્દ્ર બન્યા. આથી અંશાવતારરૂપે સર્વના ભોક્તા તથા ઈન્દ્રરૂપે હવિના ભોક્તા– એમ બંને કાર્યો તેમનાં જ હતાં.

**देवहूतिमदात्तात कर्दमायात्मजां मनुः।**
**तत्सम्बन्धि श्रुतप्रायं भवता गदतो मम॥ १०**

હે વિદુરજી, સ્વાયમ્ભુવ મનુએ પોતાની આત્મજા દેવહૂતિ કર્દમ ઋષિને આપી, તે સંબંધી કહેતા એવા મારી પાસેથી આપના દ્વારા મોટાભાગનું શ્રવણ કરવામાં આવ્યું ॥૧૦॥

श्रुतप्रायं बाहुल्येन श्रुतम्। तत्कन्यावंशानामश्रुतत्वात्प्रायग्रहणम्॥ १० ॥

**'श्रुतप्रायम्'** મોટાભાગનું શ્રવણ કરવામાં આવ્યું. તે કન્યાના વંશવેલાનો વિસ્તાર પૂરેપૂરો સાંભળ્યો ન હોવાથી **'प्रायः'** શબ્દ કહ્યો છે.॥૧૦॥

**दक्षाय ब्रह्मपुत्राय प्रसूतिं भगवान्मनुः।**
**प्रायच्छद्यत्कृतः सर्गस्त्रिलोक्यां विततो महान्॥ ११**
॥ ११ ॥

ભગવાન મનુએ બ્રહ્માજીના પુત્ર દક્ષપ્રજાપતિને (પોતાની ત્રીજી પુત્રી) પ્રસૂતિ અર્પણ કરી હતી, જેની મહાન સૃષ્ટિ ત્રણે લોકમાં ફેલાઈ છે.॥૧૧॥૧૧॥

**याः कर्दमसुताः प्रोक्ता नव ब्रह्मर्षिपत्नयः।**
**तासां प्रसूतिप्रसवं प्रोच्यमानं निबोध मे॥ १२**

કર્દમઋષિની જે નવ પુત્રીઓ મરીચિ વગેરે બ્રહ્મર્ષિઓની નવ પત્નીઓ થઈ તે કહ્યું. તે પુત્રીઓનો પ્રસૂતિના પુત્ર-પૌત્રાદિ વડે થયેલો મારા દ્વારા કહેવામાં આવતો વિસ્તાર સાંભળો.॥૧૨॥

प्रसूतिप्रसवं पुत्रपौत्रादिभिर्विस्तारम्॥ १२ ॥

**'प्रसूतिप्रसवम्'** પ્રસૂતિના પુત્ર-પૌત્રાદિ વડે થયેલા વિસ્તારને॥૧૨॥

**पत्नी मरीचेस्तु कला सुषुवे कर्दमात्मजा।**
**कश्यपं पूर्णिमानं च ययोरापूरितं जगत्॥ १३**

કર્દમઋષિની આત્મજા એવી મરીચિઋષિની પત્ની કલાએ કશ્યપ અને પૂર્ણિમાને જન્મ આપ્યો, જે બંનેના વંશથી આખું જગત ભરાઈ ગયું.॥૧૩॥

ययोर्वंशेनापूरितम्॥ १३ ॥

જે બંનેના વંશથી આખું જગત ભરાઈ ગયું.॥૧૩॥

कश्यपस्य वंशं षष्ठे वक्ष्यति। द्वितीयस्य वंशमाह—**पूर्णिमेति।**

(કલાના પ્રથમ પુત્ર) કશ્યપના વંશનું વર્ણન છઠ્ઠા સ્કન્ધમાં કરશે. બીજા પુત્ર પૂર્ણિમાના વંશનું વર્ણન કરે છે— **'पूर्णिमा इति।'**

**पूर्णिमाऽसूत विरजं विश्वगं च परन्तप।**
**देवकुल्यां हरेः पादशौचाद्याऽभूत्सरिद्दिवः॥ १४**

હે શત્રુતાપન વિદુરજી, પૂર્ણિમાએ વિરજ અને વિશ્વગ તથા દેવકુલ્યાને જન્મ આપ્યો. શ્રીહરિના ચરણપ્રક્ષાલન કરવાથી જ દેવકુલ્યા (બીજા જન્મમાં) સ્વર્ગંગા બની.॥૧૪॥

देवकुल्यां नाम कन्यां च। हरेः पादक्षाल-
नाज्जन्मान्तरे या दिवः सरिद्गङ्गाऽभूत्॥ १४॥

**अत्रेः पत्न्यनसूया त्रीञ्जज्ञे सुयशसः सुतान्।**
**दत्तं दुर्वाससं सोममात्मेशब्रह्मसम्भवान्॥ १५**

आत्मेशब्रह्मसम्भवान् विष्णुरुद्रब्रह्मणामंशैः सम्भूतान्॥ १५॥

**विदुर उवाच**

**अत्रेर्गृहे सुरश्रेष्ठाः स्थित्युत्पत्त्यन्तहेतवः।**
**किञ्चिच्चिकीर्षवो जाता एतदाख्याहि मे गुरो॥ १६**

किञ्चित् किंस्वित्। किं कर्तुमिच्छव इत्यर्थः॥ १६॥

**बा.प्र.**—महतां त्रयाणामेवमेकत्रावतारस्य दुर्लभत्वं मत्वा तदवतारासाधारणकार्ये विज्ञात एव सन्देहो निवर्त्स्यतीत्याशयेन तत्कार्यविशेषं पृच्छति। ...हे गुरो इति सम्बोधनेन विदुरः स्वस्य मैत्रेयशिष्यत्वं तस्य ज्ञानातिशयवत्त्वं च सूचयति। यतोऽहं तव शिष्यस्त्वं च सर्वज्ञोऽस्यत एतदाख्याहीति भावः।

**मैत्रेय उवाच**

**ब्रह्मणा नोदितः सृष्टावत्रिर्ब्रह्मविदां वरः।**
**सह पत्न्या ययावृक्षं कुलाद्रिं तपसि स्थितः॥ १७**

ऋक्षं नाम कुलाद्रिम्। तपसि स्थितः सन्॥ १७॥

**बा.प्र.**—भार्यया सह गमनं तु तत्रापि स्वपरिचर्यार्थमिति केचित्। वस्तुतस्तु तस्या अपि तपसि स्थितताया भगवदवताराधिष्ठानयोग्यत्वसिद्ध्यर्थं गृहे स्थितायास्तन्न स्यादिति ज्ञेयम्।

દેવકુલ્યા નામની કન્યા પણ જન્મી. શ્રીહરિના ચરણનું પ્રક્ષાલન કરવાથી બીજા જન્મમાં જે સ્વર્ગની સરિતા ગંગા બની.॥ **૧૪**॥

અત્રિઋષિની પત્ની અનસૂયાએ વિષ્ણુ, શિવ તથા બ્રહ્માના અંશોથી ઉત્પન્ન થયેલા દત્ત, દુર્વાસા અને ચન્દ્ર નામના ત્રણ યશસ્વી પુત્રોને જન્મ આપ્યો.॥ **૧૫**॥

**'आत्मा-ईश-ब्रह्म'** વિષ્ણુ, રુદ્ર, બ્રહ્માના અંશોથી ઉત્પન્ન થયેલાઓને॥ **૧૫**॥

**વિદુરજી બોલ્યા** – હે ગુરુ! સ્થિતિ, ઉત્પત્તિ તથા નાશના કારણરૂપ શ્રેષ્ઠ દેવો શું કરવાની ઈચ્છાથી અત્રિઋષિના ગૃહે જન્મ્યા હતા, એ મને કહો.॥૧૬॥

**'किञ्चित्'** શું કરવાની ઈચ્છાવાળા હતા, એમ અર્થ છે. ॥ ૧૬॥

ત્રણેય મહાન દેવતાઓ જેમાં એકત્ર થયા છે તેવા અવતારની દુર્લભતા જાણીને તે અવતારનું અસાધારણ કાર્ય જણાય તો જ શંકા નિવૃત્ત થશે, એવા આશયથી તેમના વિશેષકાર્ય માટે પૂછે છે. હે ગુરુ, એવા સંબોધનથી વિદુરજી પોતાના મૈત્રેયઋષિના શિષ્યત્વને તેમ જ તે મૈત્રેયઋષિ અતિશય જ્ઞાની છે, તેમ સૂચવે છે. હું આપનો શિષ્ય છું તેમ જ આપ સર્વજ્ઞ છો, તેથી આ રહસ્ય કહો એવો ભાવ છે.

**મૈત્રેયમુનિ બોલ્યા** – બ્રહ્માજી દ્વારા સૃષ્ટિરચના માટે પ્રેરિત થયેલા બ્રહ્મવેત્તાઓમાં શ્રેષ્ઠ એવા અત્રિઋષિ પોતાનાં સહધર્મચારિણી અનસૂયાદેવી સહિત ઋક્ષકુલાચલ ઉપર ગયા અને ત્યાં તપ કરવા બેઠા.॥ **૧૭**॥

ઋક્ષ નામના કુલપર્વત ઉપર તપ કરવા બેઠા.॥ **૧૭**॥

પત્નીની સાથે વનમાં ગયા– ત્યાં પણ પોતાની સેવા કરાવવા માટે (લઈ ગયા)– એમ કેટલાક કહે છે. પરંતુ ખરેખર તો, ભગવદવતારના અધિષ્ઠાન માટેની યોગ્યતા સિદ્ધ કરવા માટે તપમાં બેઠેલા ઋષિપત્નીને ઘરમાં રહીને તેવી યોગ્યતા પ્રાપ્ત ન થાત, એમ સમજવું જોઈએ.

**तस्मिन्प्रसूनस्तबकपलाशाशोककानने ।**
**वार्भिः स्त्रवद्भिरुद्घुष्टे निर्विन्ध्यायाः समन्ततः ॥ १८**

**प्राणायामेन संयम्य मनो वर्षशतं मुनिः ।**
**अतिष्ठदेकपादेन निर्द्वन्द्वोऽनिलभोजनः ॥ १९**

**शरणं तं प्रपद्येऽहं य एव जगदीश्वरः ।**
**प्रजामात्मसमां मह्यं प्रयच्छत्विति चिन्तयन् ॥ २०**

तस्मिन्कुलाद्रौ। प्रसूनानां स्तबका येषु पलाशाशोकेषु तेषां कानने। निर्विन्ध्या नाम नदी तस्याः स्त्रवद्भिर्वार्भिरुद्घुष्टे नादिते ॥ १८ ॥ १९ ॥ २० ॥

**तप्यमानं त्रिभुवनं प्राणायामैधसाग्निना ।**
**निर्गतेन मुनेर्मूर्ध्नः समीक्ष्य प्रभवस्त्रयः ॥ २१**

**अप्सरोमुनिगन्धर्वसिद्धविद्याधरोरगैः ।**
**वितायमानयशसस्तदाश्रमपदं ययुः ॥ २२**

प्राणायाम एव एधः सन्दीपको यस्य तेन मुनेर्मूर्ध्नो निर्गतेनाग्निना तप्यमानं समीक्ष्य तदाश्रमपदं ययुरित्युत्तरेणान्वयः ॥ २१ ॥

अप्सरःप्रमुखैर्वितायमानं विस्तार्यमाणं यशो येषां ते ॥ २२ ॥

**तत्प्रादुर्भावसंयोगविद्योतितमना मुनिः ।**
**उत्तिष्ठन्नेकपादेन ददर्श विबुधर्षभान् ॥ २३**

નિર્વિન્ધ્યા નદીના વહેતાં જળથી ચોમેર ગુંજતા, તેમ જ (કેસૂડાના) પુષ્પગુચ્છોથી લચેલાં ખાખરા અને અશોક વૃક્ષોવાળા તે કુલાદ્રિ પર આવેલા વનમાં ॥ ૧૮ ॥

પ્રાણાયામથી મનને વશ કરી, સુખ-દુઃખાદિ દ્વન્દ્વરહિત તેમ જ વાયુનું ભોજન કરનાર, તથા 'આ જગતના જે ઈશ્વર છે તેને જ શરણે હું જાઉં છું, તે ઈશ્વર તેના પોતાના જેવી પ્રજા મને આપો.' એમ ચિંતન કરતા તે ઋષિ સો વર્ષ સુધી એક પગે ઊભા રહ્યા. ॥ ૧૯ ॥ ૨૦ ॥

તે કુલ પર્વત ઉપર, પુષ્પોના ગુચ્છો છે જે પલાશ અને અશોકનાં વૃક્ષો ઉપર, તેવાં વૃક્ષોના વનમાં, નિર્વિન્ધ્યા નામની નદીના વહેતાં જળથી '**उद्घुष्टे**' થતા નિનાદવાળા વનમાં ॥ ૧૮॥ ૧૯ ॥ ૨૦ ॥

અત્રિઋષિના મસ્તકમાંથી નીકળતા તેમ જ પ્રાણાયામરૂપી કાષ્ઠથી પ્રજ્વલિત થયેલા અગ્નિથી ત્રણે ભુવનોને બળતાં જોઈને અપ્સરાઓ, મુનિઓ, ગંધર્વો, સિદ્ધો, વિદ્યાધરો તથા સર્પો વડે જેમનો યશવિસ્તાર થઈ રહ્યો છે તેવા મહાસમર્થ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ– ત્રણ દેવો તેમના આશ્રમમાં ગયા. ॥ ૨૧॥૨૨॥

પ્રાણાયામ એ જ જેને પ્રદીપ્ત કરનારું કાષ્ઠ છે, તેનાથી મુનિના મસ્તકમાંથી નીકળતા અગ્નિથી બળતા ત્રણે લોકને જોઈને ત્રણે દેવો તેમના આશ્રમમાં પધાર્યા, એમ પછીના શ્લોક (૨૨) સાથે સંબંધ છે. ॥ ૨૧ ॥

અપ્સરાઓ જેમાં મુખ્ય છે તેવા વિશિષ્ટ પ્રકારના દેવો દ્વારા '**वितायमानम्**' વિસ્તાર કરવામાં આવી રહ્યો છે યશ જેમનો તેવા ત્રિદેવો ॥ ૨૨ ॥

તે શ્રેષ્ઠ દેવો એકસાથે પ્રકટ થવાથી જેમનું અંતઃકરણ પ્રકાશિત થઈ ગયું તેવા (સમાધિસ્થ), એક પગે (પ્રસન્નતાપૂર્વક) ઊભા રહેલા મુનિએ તેમનાં દર્શન કર્યાં. ॥ ૨૩ ॥

**प्रणम्य दण्डवद्भूमावुपतस्थेऽर्हणाञ्जलिः ।**
**वृषहंससुपर्णस्थान्स्वैः स्वैश्चिह्नैश्च चिह्नितान् ॥ २४**

**कृपावलोकेन हसद्वदनेनोपलम्भितान् ।**
**तद्रोचिषा प्रतिहते निमील्य मुनिरक्षिणी ॥ २५**

**चेतस्तत्प्रवणं युञ्जन्नस्तावीत्संहताञ्जलिः ।**
**श्लक्ष्णया सूक्तया वाचा सर्वलोकगरीयसः ॥ २६**

तेषां प्रादुर्भावः प्राकट्यं तस्य संयोगः सन्निधिस्तेन विद्योतितं मनो यस्य उत्तिष्ठन्नुत्कर्षेण तिष्ठन् ॥ २३ ॥

अर्हणं पुष्पादिकमञ्जलौ यस्य। उपतस्थे पूजयामास। वृषाद्यारूढान्। स्वैः स्वैश्चिह्नैस्त्रिशूलकमण्डलुचक्रादिभिः ॥ २४ ॥

कृपयाऽवलोको यस्मिन्। हसच्च तद्वदनं च तेनोपलम्भितान्प्रसन्नत्वेन ज्ञापितान्। तेषां रोचिषा दीप्त्या ॥ २५ ॥

श्लक्ष्णया मधुरया। सूक्तया गम्भीरार्थया ॥ २६ ॥

**बा.प्र.**—तत्र वृषो धर्मरूपः शिवस्य वाहनम्, हंसो ज्ञानात्मा ब्रह्मणो वाहनम्, सुपर्णो गरुडो भक्तिरूपो विष्णोर्वाहनम्। अनेनैवम्भूतवाहनविशिष्टानां दर्शनमात्रेण तस्य धर्मादयस्त्रयोपि पुष्टा जाता इति सूचितम्। एवं त्रिशूलडमरुनागादीनि शिवचिह्नानि, कमण्डलुकुशादीनि ब्रह्मचिह्नानि, शङ्खचक्रपद्मादीनि विष्णुचिह्नानि, तैः स्वैः स्वैश्चिह्नैश्चिह्नितान्। चिह्नैश्चेति चकारेण तेषां पार्षदा गृह्यन्ते। स्वस्वपार्षदैश्च सहितानित्यर्थः ।

પૃથ્વી ઉપર દંડવત્ પ્રણામ કરીને નંદી, હંસ તથા ગરુડ ઉપર બેઠેલા, પોતપોતાનાં ચિહ્નો (ત્રિશૂળ, કમંડળ તથા ચક્ર)થી શોભતા, કૃપાપૂર્ણ દૃષ્ટિવાળા, સ્મિત કરતા મુખારવિંદથી પ્રસન્ન હોય તેવા જણાતા દેવશ્રેષ્ઠોનું (અત્રિઋષિએ) પૂજન કર્યું. તેમના તેજથી અંજાઈ ગયેલાં નેત્રો બંધ કરીને ॥ ૨૪ ॥ ૨૫ ॥

મનને તેમનામાં મગ્ન કરી દેતા, બદ્ધાંજલિ એવા મુનિએ અર્થગંભીર, મધુર વાણીથી ચૌદ ભુવનમાં સર્વશ્રેષ્ઠ દેવોની સ્તુતિ કરી. ॥ ૨૬ ॥

તેમના **'प्रादुर्भावः'** એક સાથે પ્રકટ થવાથી પ્રકાશિત થયું છે મન જેમનું– **'उत्तिष्ठन्'** પ્રસન્નતાથી ઊભા રહેલા ॥ ૨૩ ॥

**'अर्हणम्'** પુષ્પ વગેરે અંજલિમાં છે જેમની, **'उपतस्थे'** પૂજન કર્યું. નંદી, હંસ તથા ગરુડ ઉપર બેઠેલા દેવોનું, પોતપોતાનાં ચિહ્નો ત્રિશૂળ, કમંડળ, ચક્ર વગેરે વડે ॥ ૨૪ ॥

કૃપાપૂર્ણ દૃષ્ટિ છે જેમાં તેવું હસતું મુખ, તેવા મુખથી **'उपलम्भितान्'** પ્રસન્ન હોય તેમ જણાતા દેવોનું, તેમની **'रोचिषा'** કાન્તિથી ॥ **૨૫** ॥

**'श्लक्ष्णया'** મધુર વાણીથી **'सूक्तया'** ગંભીર અર્થવાળી (વાણીથી) ॥૨૬॥

તેમાં ધર્મરૂપ નંદી શિવજીનું વાહન છે, જ્ઞાનરૂપ હંસ બ્રહ્માજીનું વાહન છે, ભક્તિરૂપ ગરુડજી ભગવાન વિષ્ણુનું વાહન છે. આ દ્વારા આવા વિશિષ્ટ વાહનવાળા દેવોનાં દર્શનમાત્રથી જ તે ઋષિના ધર્મ, અર્થ, કામ– એ ત્રણે પુરુષાર્થ પુષ્ટ થયા, એમ સૂચવ્યું છે. આ જ રીતે ત્રિશૂળ, ડમરુ, નાગ વગેરે શિવજીનાં ચિહ્નો છે; કમંડળ, કુશ વગેરે બ્રહ્માજીનાં ચિહ્નો છે; શંખ, ચક્ર, પદ્મ વગેરે વિષ્ણુ ભગવાનનાં ચિહ્નો છે. પોતપોતાનાં તે ચિહ્નોથી લક્ષિત થતા દેવોનું પૂજન કર્યું. **'चिह्नैः च'** એમ ચકાર વડે તે દેવોના પાર્ષદોનો ઉલ્લેખ સમજાય છે. પોત પોતાના પાર્ષદો સહિત આવેલા દેવોને પૂજ્યા, એમ અર્થ છે.

अत्रिरुवाच

**विश्वोद्भवस्थितिलयेषु विभज्यमानै-**
**र्मायागुणैरनुयुगं विगृहीतदेहाः।**
**ते ब्रह्मविष्णुगिरिशाः प्रणतोऽस्म्यहं व-**
**स्तेभ्यः क एव भवतां म इहोपहूतः॥ २७**

अनुयुगं कल्पे कल्पे विभज्य गृहीतो देहो यैस्ते प्रसिद्धा ब्रह्मविष्णुगिरिशा यूयम्। वो युष्मान्प्रणतोऽस्मि। तेभ्यः सकाशादेक एव मे मयोपहूतः। 'शरणं तं प्रपद्ये' इत्येकस्यैव निर्दिष्टत्वात्। स च युष्मासु क इति युष्माभिरेव कथ्यतामित्यर्थः॥ २७॥

**અત્રિઋષિ બોલ્યા** – પ્રત્યેક યુગમાં વિશ્વનાં સર્જન, સ્થિતિ અને સંહારમાં માયાના સત્ત્વાદિ ગુણોનો વિભાગ કરી વિવિધ વિગ્રહ ધારણ કરનારા બ્રહ્મા, વિષ્ણુ અને ગિરિશ આપ જ છો. હું આપને પ્રણામ કરું છું. આપનામાંથી મેં (એકને જ) બોલાવ્યા હતા, તે કયા દેવ છે? ॥૨૭॥

**'अनुयुगम्'** પ્રત્યેક યુગમાં વિભક્ત થઈને ધારણ કર્યો છે દેહ જેમણે તે બ્રહ્મા-વિષ્ણુ-મહેશ આપ છો. **'वः'** આપને હું પ્રણામ કરું છું. આપનામાંથી એકને જ **'मे'** મારા દ્વારા બોલાવવામાં આવ્યા હતા. 'તેને શરણે હું જાઉં છું.' (શ્લોક૨૦) એમ એકનો જ નિર્દેશ થયો હોવાથી, અને તે આપનામાંથી કોણ છે તે આપના દ્વારા જ કહેવામાં આવે, એમ અર્થ છે.॥૨૭॥

अस्य प्रपञ्चः— **एक इति।**

આનો વિસ્તાર— **'एकः इति।'**

**एको मयेह भगवान्विविधप्रधानै-**
**श्चित्तीकृतः प्रजननाय कथं नु यूयम्।**
**अत्रागतास्तनुभृतां मनसोऽपि दूरा**
**ब्रूत प्रसीदत महानिह विस्मयो मे॥ २८**

विविधैः प्रधानैरुपचारैः। विबुधप्रधान इति वा पाठः। प्रजननाय पुत्रोत्पत्त्यै। चित्तीकृतश्चित्तेनैक्यं नीतः। मनसोऽपि दूरा अगोचराः सन्तः कथं नु त्रयोऽप्यत्रागताः॥ २८॥

પુત્રોત્પત્તિ માટે પાદ્યાદિ ષોડશોપચાર દ્વારા મારા ચિત્તમાં ચિંતન કરાયેલા એક જ ભગવાન છે. શરીર-ધારીઓનાં મનથી પણ અગ્રાહ્ય હોઈને આપ (ત્રણેય) મહાન દેવો અહીં કેવી રીતે પધાર્યા તે કહો. તે માટે મને મોટું આશ્ચર્ય થાય છે. આપ મારા પર પ્રસન્ન થાઓ.॥૨૮॥

અનેક પ્રકારના **'प्रधानैः'** ઉપચારો વડે– અથવા **'विबुधप्रधानः'** એમ પણ પાઠ છે. **'प्रजननाय'** પુત્રોત્પત્તિ માટે **'चित्तीकृतः'** ચિત્ત સાથે ઐક્ય સધાયેલા દેવ, મનની પણ પહોંચ ન હોય તેવા અગોચર થઈને આપ ત્રણેય દેવો અહીં કેવી રીતે પધાર્યા છો?॥૨૮॥

मैत्रेय उवाच

**इति तस्य वचः श्रुत्वा त्रयस्ते विबुधर्षभाः।**
**प्रत्याहुः श्लक्ष्णया वाचा प्रहस्य तमृषिं प्रभो॥ २९**

॥ २९॥

**મૈત્રેયમુનિ બોલ્યા** – હે વિદુરજી, તેમનું આ પ્રમાણે વચન સાંભળી તે ત્રણે શ્રેષ્ઠ દેવોએ હસીને મધુર વાણીથી તે ઋષિને કહ્યું.॥૨૯॥૨૯॥

देवा ऊचुः

**यथा कृतस्ते सङ्कल्पो भाव्यं तेनैव नान्यथा।**
**सत्सङ्कल्पस्य ते ब्रह्मन्यद्वै ध्यायति ते वयम्॥ ३०**

**દેવો બોલ્યા** – હે ભૂદેવ, તમે જેવો સંકલ્પ કર્યો છે તે જ થવા યોગ્ય છે, તેનાથી વિપરીત ન થવું જોઈએ. સત્યસંકલ્પ એવા તમે જેનું ધ્યાન કરો છો, તે અમે જ છીએ.॥૩૦॥

ते त्वया यथा कृतः सङ्कल्पस्तेन तथैव भाव्यं नान्यथा। यतः सत्सङ्कल्पस्य ते सङ्कल्पः। तर्हि कथमेकस्मिन् ध्यायमाने त्रयः प्रतीताः स्थ तत्राहुः। यदेकं जगदीश्वराख्यं तत्त्वं भवान् ध्यायति ते एते वयम्। त्रयोऽपि तदेवैकं तत्त्वं नास्माकं भेदोऽस्तीत्यर्थः॥ ३०॥

**'ते'** તમારા દ્વારા જેવો સંકલ્પ કરવામાં આવ્યો છે તે અનુસાર જ થવું જોઈએ, અન્યથા નહીં કારણ કે સત્યસંકલ્પ એવા તમારો સંકલ્પ છે. તો પછી એકનું ધ્યાન કરતાં ત્રણ દેવો કેવી રીતે પ્રતીત થયા, તે માટે કહે છે. જે એક જ જગદીશ્વર નામના તત્ત્વનું આપ ધ્યાન કરો છો, તે આ અમે છીએ. ત્રણ હોવા છતાં તે એક જ તત્ત્વ છે, અમારામાં ભેદ નથી, એમ અર્થ છે.॥ ૩૦॥

**अथास्मदंशभूतास्ते आत्मजा लोकविश्रुताः।**
**भवितारोऽङ्ग भद्रं ते विस्रप्स्यन्ति च ते यशः॥ ३१**

હે પ્રિય મુનિવર, તેથી અમારા અંશોથી ઉત્પન્ન થયેલા વિશ્વવિખ્યાત (ત્રણ) પુત્રો તમારે ત્યાં થશે. તેઓ તમારો યશ ફેલાવશે. તમારું કલ્યાણ થાઓ.॥ ૩૧॥

विस्रप्स्यन्ति विस्तारयिष्यन्ति। अन्तर्भूतणिजर्थस्य सृप्लृ गतावित्यस्य रूपम्॥ ३१॥

**'विस्रप्स्यन्ति'** ફેલાવશે. **'णिच्'**– અન્તર્ભૂત પ્રેરકના અર્થવાળો **सृप्** ધાતુ જે ગતિના અર્થમાં છે, તેનું આ રૂપ છે.॥ ૩૧॥

**एवं कामवरं दत्त्वा प्रतिजग्मुः सुरेश्वराः।**
**सभाजितास्तयोः सम्यग्दम्पत्योर्मिषतोस्ततः॥ ३२**

આ પ્રમાણે તે સુરેશ્વરો અભીષ્ટ વરદાન આપી, તે જાયા અને પતિ, બંને દ્વારા સુંદર પૂજન-સત્કાર પામી, તેમના દેખતાં જ ત્યાંથી સ્વધામ ગયા.॥ ૩૨॥

ताभ्यां सम्यक् सभाजिताः पूजिताः सन्तः ततः स्थानात्प्रतिजग्मुः॥ ३२॥

તે બંને દ્વારા સુંદર રીતે **'सभाजिताः'** પૂજિત થઈ તે સ્થાનેથી તેઓ સ્વધામે સિધાવ્યા.॥ ૩૨॥

**सोमोऽभूद्ब्रह्मणोंऽशेन दत्तो विष्णोस्तु योगवित्।**
**दुर्वासाः शङ्करस्यांशो निबोधाङ्गिरसः प्रजाः॥ ३३**

બ્રહ્માજીના અંશથી ચન્દ્ર, વિષ્ણુ ભગવાનના અંશથી યોગવેત્તા દત્તાત્રેય તથા શંકર ભગવાનના અંશથી દુર્વાસા થયા. હવે અંગિરા ઋષિની પ્રજા સાંભળો.॥ ૩૩॥

अङ्गिरसो ब्रह्मणस्तृतीयपुत्रस्य। निबोध बुध्यस्व॥ ३३॥

બ્રહ્માજીના ત્રીજા પુત્ર અંગિરા ઋષિની (પ્રજા)– **'निबोध'** સાંભળો.॥ ૩૩॥

**श्रद्धा त्वङ्गिरसः पत्नी चतस्रोऽसूत कन्यकाः।**
**सिनीवाली कुहू राका चतुर्थ्यनुमतिस्तथा॥ ३४**

અંગિરા ઋષિનાં પત્ની શ્રદ્ધાએ સિનીવાલી, કુહૂ, રાકા અને ચોથી અનુમતિ– એમ ચાર કન્યાઓને જન્મ આપ્યો.॥ ૩૪॥

ताः कन्या निर्दिशति—सिनीवालीति॥ ३४॥

તે કન્યાઓનો નિર્દેશ કરે છે— **'सिनीवाली इति।'**॥ ૩૪॥

**तत्पुत्रावपरावास्तां ख्यातौ स्वारोचिषेऽन्तरे।**
**उतथ्यो भगवान्साक्षाद्ब्रह्मिष्ठश्च बृहस्पतिः॥ ३५**

॥ ३५॥

વળી, તેમને બે પુત્રો પણ હતા. તેઓ સ્વારોચિષ મન્વન્તરમાં ભગવાન ઉતથ્ય અને સાક્ષાત્ બ્રહ્મનિષ્ઠ બૃહસ્પતિ તરીકે વિખ્યાત થયા.॥ ૩૫॥ ૩૫॥

**पुलस्त्योऽजनयत्पत्न्यामगस्त्यं च हविर्भुवि।**
**सोऽन्यजन्मनि दह्राग्निर्विश्रवाश्च महातपाः॥ ३६**

પુલસ્ત્ય મુનિએ પત્ની હવિર્ભૂમાં, જે બીજા જન્મમાં જઠરાગ્નિ હતા તે અગસ્ત્યને તથા મહાતપસ્વી વિશ્રવાને ઉત્પન્ન કર્યા હતા.॥ ૩૬॥

पुलस्त्यो हविर्भुवि पत्न्यामित्यन्वयः। सोऽगस्त्यः। दह्राग्निर्जाठराग्निः। विश्रवाश्च पुलस्त्यस्य सुत इति शेषः॥ ३६॥

પુલસ્ત્ય ઋષિએ પત્ની હવિર્ભૂ વિષે– એમ સંબંધ છે. તે અગસ્ત્ય મુનિ '**दह्र-अग्नि**' જઠરાગ્નિ હતા તથા વિશ્રવા પણ પુલસ્ત્ય ઋષિના પુત્ર હતા, એટલું બાકી છે (તે ઉમેરવું).॥ ૩૬॥

**तस्य यक्षपतिर्देवः कुबेरस्त्विडविडासुतः।**
**रावणः कुम्भकर्णश्च तथान्यस्यां विभीषणः॥ ३७**

તે વિશ્રવાને પત્ની ઈડવિડામાં પુત્ર યક્ષરાજ કુબેરદેવ તેમજ અન્ય ભાર્યા (કેશિની)માં રાવણ, કુમ્ભકર્ણ તથા વિભીષણ થયા હતા.॥ ૩૭॥

तस्य विश्रवस इडविडायां जातः सुतः कुबेरः। अन्यस्यां भार्यायां केशिन्यां रावणादयस्त्रयः सुताः॥ ३७॥

તે વિશ્રવાનાં પત્ની ઈડવિડામાં જન્મેલો પુત્ર કુબેર, અન્ય ભાર્યા કેશિનીમાં રાવણ વગેરે ત્રણ પુત્રો જન્મ્યા.॥ ૩૭॥

**पुलहस्य गतिर्भार्या त्रीनसूत सती सुतान्।**
**कर्मश्रेष्ठं वरीयांसं सहिष्णुं च महामते॥ ३८**

॥ ३८॥

હે મહામતિ (વિદુરજી), પુલહ ઋષિનાં સાધ્વી ભાર્યા ગતિએ કર્મશ્રેષ્ઠ, વરીયાન્ તથા સહિષ્ણુ– એમ ત્રણ પુત્રોને જન્મ આપ્યો હતો.॥ ૩૮॥ ૩૮॥

**क्रतोरपि क्रिया भार्या वालखिल्यानसूयत।**
**ऋषीन्षष्टिसहस्राणि ज्वलतो ब्रह्मतेजसा॥ ३९**

ક્રતુ ઋષિનાં પત્ની ક્રિયાએ પણ બ્રહ્મતેજથી પ્રકાશમાન એવા સાઈઠ હજાર વાલખિલ્ય ઋષિઓને જન્મ આપ્યો.॥ ૩૯॥

ज्वलतः प्रकाशमानान्॥ ३९॥

'**ज्वलतः**' પ્રકાશમાન ઋષિઓને॥ ૩૯॥

**ऊर्जायां जज्ञिरे पुत्रा वसिष्ठस्य परन्तप।**
**चित्रकेतुप्रधानास्ते सप्त ब्रह्मर्षयोऽमलाः॥ ४०**

હે શત્રુને તપાવનારા વિદુરજી, વસિષ્ઠ ઋષિનાં ભાર્યા ઊર્જા (અરુન્ધતીદેવી)માં સાત પવિત્ર બ્રહ્મર્ષિઓ થયા, જેમાં ચિત્રકેતુ મુખ્ય છે.॥ ૪૦॥

चित्रकेतुप्रमुखा जज्ञिरे। ते च सप्तर्षयो जाताः॥ ४०॥

ચિત્રકેતુ જેમાં મુખ્ય છે તે પુત્રો જન્મ્યા અને તેઓ સપ્તર્ષિઓ થયા.॥ ૪૦॥

तानेवाह— **चित्रकेतुरिति।**

તેમને જ જણાવે છે— '**चित्रकेतुः इति।**'

**चित्रकेतुः सुरोचिश्च विरजा मित्र एव च।**
**उल्बणो वसुभृद्यानो द्युमान् शक्त्यादयोऽपरे॥ ४१**

ચિત્રકેતુ, સુરોચિ, વિરજા, મિત્ર, ઉલ્બણ, વસુભૃદ્યાન તથા દ્યુમાન્ અને (અરુંધતીથી) શક્તિ વગેરે પુત્રો બીજી પત્નીથી થયા હતા.॥ ૪૧॥

वसुभृद्यानो नामैकः। शक्त्यादयोऽपरेऽन्यस्याः पुत्राः॥ ४१॥

વસુભૃદ્યાન– એક નામ છે. શક્તિ વગેરે '**अपरे**' બીજા પુત્રો બીજી પત્નીના થયા.॥ ૪૧॥

**चित्तिस्त्वथर्वणः पत्नी लेभे पुत्रं धृतव्रतम्।**
**दध्यञ्चमश्वशिरसं भृगोर्वंशं निबोध मे॥ ४२**

॥ ४२ ॥

**भृगुः ख्यात्यां महाभागः पत्न्यां पुत्रानजीजनत्।**
**धातारं च विधातारं श्रियं च भगवत्पराम्॥ ४३**

ख्यात्यां पत्न्याम्। पुत्रान्पुत्रौ पुत्रीं च। तानेवाह—**धातारमिति**॥ ४३॥

**आयतिं नियतिं चैव सुते मेरुस्तयोरदात्।**
**ताभ्यां तयोरभवतां मृकण्डः प्राण एव च॥ ४४**

तयोर्धातृविधात्रोः॥ ४४॥

**मार्कण्डेयो मृकण्डस्य प्राणाद्वेदशिरा मुनिः।**
**कविश्च भार्गवो यस्य भगवानुशना * सुतः॥ ४५**

कविश्च भार्गवो भृगोः पुत्रः। यस्य कवेः सुत उशना॥ ४५॥

**त एते मुनयः क्षत्तर्लोकान्सर्गैरभावयन्।**
**एष कर्दमदौहित्रसन्तानः कथितस्तव।**
**शृण्वतः श्रद्दधानस्य सद्यः पापहरः परः॥ ४६**

॥ ४६ ॥

**प्रसूतिं मानवीं दक्ष उपयेमे ह्यजात्मजः।**
**तस्यां ससर्ज दुहितॄः षोडशामललोचनाः॥ ४७**

अजात्मजो ब्रह्मपुत्रः न तु प्राचेतसः॥ ४७॥

અથર્વા ઋષિનાં પત્ની ચિત્તિ વ્રત ધારણ કરનાર 'દધ્યંચ' (નામના) પુત્રને પામ્યાં હતાં. તે દધિચી ઋષિ 'અશ્વશિરા' કહેવાતા હતા. હવે ભૃગુ ઋષિનો વંશ મારી પાસેથી સાંભળો.॥ ૪૨ ॥ ૪૨ ॥

મહાભાગ્યશાળી ભૃગુ ઋષિએ ભાર્યા ખ્યાતિમાં ધાતા અને વિધાતા– એમ (બે) પુત્રો તથા ભગવત્પરાયણા પુત્રી શ્રીને ઉત્પન્ન કર્યાં હતાં.॥૪૩॥

પત્ની ખ્યાતિમાં **'पुत्रान्'** બે પુત્રો અને પુત્રીને ઉત્પન્ન કર્યાં, તે જ કહે છે– **'धातारम् इति।'**॥ ૪૩ ॥

તે બંને પુત્રોને મેરુ પર્વતે આયતિ અને નિયતિ– એમ બે પુત્રીઓ આપી હતી. તે બંને પત્નીઓમાં તેમનાથી (બે પુત્રો) મૃકંડ અને પ્રાણ ઉત્પન્ન થયા હતા.॥ ૪૪ ॥

**'तयोः'** તે બંને પુત્રો– ધાતા અને વિધાતાને॥ ૪૪॥

મૃકંડના માર્કંડેય તથા પ્રાણના વેદશિરા થયા. ભૃગુ ઋષિના (ત્રીજા પુત્ર) કવિ હતા, જેના પુત્ર ભગવાન શુક્રાચાર્ય થયા.॥ ૪૫॥

(માર્કંડેય, વેદશિરા) તથા કવિ, **'भार्गवः'** ભૃગુ ઋષિના પુત્ર કવિ, જેમના પુત્ર ઉશના થયા.॥ ૪૫॥

હે વિદુરજી, આ (મરીચિ વગેરે) મુનિઓએ (પુત્ર-પૌત્રાદિ) સૃષ્ટિથી સર્વ લોકોને ઉત્પન્ન કર્યા. આ કર્દમની પુત્રીઓનો વંશ મેં તમને કહ્યો. શ્રદ્ધાપૂર્વક શ્રવણ કરતાં તત્કાળ પાપ હરનારો આ શ્રેષ્ઠ વંશ છે.॥ ૪૬ ॥ ૪૬ ॥

બ્રહ્માજીના પુત્ર દક્ષ પ્રજાપતિ સ્વાયમ્ભુવ મનુરાજાની પુત્રી પ્રસૂતિને પરણ્યા હતા. તે પ્રસૂતિમાં તેમણે સુંદર નયનોવાળી સોળ પુત્રીઓ ઉત્પન્ન કરી.॥ ૪૭ ॥

**'अज–आत्मजः'** બ્રહ્માજીના પુત્ર દક્ષ– પ્રચેતાના પુત્ર દક્ષ નહીં. ॥૪૭॥ (શ્રીમદ્ ભા.૪/૩૦/૪૮માં ઉલ્લેખ કરવામાં આવેલ દક્ષ નહીં.)

---

* **'उशनस्'** (શુક્રાચાર્ય) પ્ર.એ.વ. **'उशनाः'** થાય, પરંતુ અપવાદસૂત્ર પ્રમાણે પ્ર.એ.વ. **'उशना'** થાય છે. **'ऋदुशनस्पुरुदंसोऽनेहसां च।'** પા.સૂ.૭/૧/૯૪

**त्रयोदशादाद्धर्माय तथैकामग्नये विभुः।**
**पितृभ्य एकां युक्तेभ्यो भवायैकां भवच्छिदे॥ ४८**

યુક્તેભ્યઃ સંયતેભ્યો मिलितेभ्यो वा॥ ४८॥

સમર્થ દક્ષ પ્રજાપતિએ (તેમાંથી) તેર કન્યાઓ ધર્મને તથા એક અગ્નિદેવને અર્પણ કરી. એક કન્યા સમગ્ર પિતૃઓને અને એક કન્યા સંસારનો નાશ કરનારા ભગવાન શંકરને અર્પણ કરી. ॥૪૮॥

**'युक्तेभ्यः'** સંયમી પિતૃઓને અથવા સમગ્ર પિતૃઓને. ॥૪૮॥

**श्रद्धा मैत्री दया शान्तिस्तुष्टिः पुष्टिः क्रियोन्नतिः।**
**बुद्धिर्मेधा तितिक्षा ह्रीर्मूर्तिर्धर्मस्य पत्नयः॥ ४९**

॥ ४९ ॥

શ્રદ્ધા, મૈત્રી, દયા, શાન્તિ, તુષ્ટિ, પુષ્ટિ, ક્રિયા, ઉન્નતિ, બુદ્ધિ, મેધા, તિતિક્ષા, લજ્જા અને મૂર્તિ– (એમ તેર) ધર્મની પત્નીઓ છે. ॥૪૯॥૪૯॥

**श्रद्धाऽसूत शुभं मैत्री प्रसादमभयं दया।**
**शान्तिः सुखं मुदं तुष्टिः स्मयं पुष्टिरसूयत॥ ५०**

॥ ५० ॥

તેઓમાંથી શ્રદ્ધાએ શુભને, મૈત્રીએ પ્રસાદને, દયાએ અભયને, શાન્તિએ સુખને, તુષ્ટિએ મોદને અને પુષ્ટિએ અહંકારને જન્મ આપ્યો. ॥૫૦॥૫૦॥

**योगं क्रियोन्नतिर्दर्पमर्थं बुद्धिरसूयत।**
**मेधा स्मृतिं तितिक्षा तु क्षेमं ह्रीः प्रश्रयं सुतम्॥ ५१**

॥ ५१ ॥

ક્રિયાએ યોગને, ઉન્નતિએ દર્પને, બુદ્ધિએ અર્થને, મેધાએ સ્મૃતિને, તિતિક્ષાએ ક્ષેમને, લજ્જાએ વિનયને જન્મ આપ્યો.॥ **૫૧** ॥ **૫૧** ॥

**मूर्तिः सर्वगुणोत्पत्तिर्नरनारायणावृषी॥ ५२**

सर्वेषां गुणानामुत्पत्तिर्यस्यां सा॥ ५२॥

સર્વ ગુણોની ઉત્પત્તિરૂપ મૂર્તિદેવીએ નર-નારાયણ ઋષિઓને જન્મ આપ્યો. ॥૫૨॥

સર્વ ગુણોની ઉત્પત્તિ જેમાંથી થઈ તે ભગવતી મૂર્તિ ॥ **૫૨** ॥

**ययोर्जन्मन्यदो विश्वमभ्यनन्दत्सुनिर्वृतम्।**
**मनांसि ककुभो वाताः प्रसेदुः सरितोऽद्रयः॥ ५३**

॥ ५३ ॥

જે નર-નારાયણના જન્મસમયે આ વિશ્વ પરમાનંદયુક્ત થઈ સમૃદ્ધ બન્યું. સર્વ પ્રાણીઓનાં મન, દિશાઓ, વાયુઓ, નદીઓ, પર્વતો પ્રસન્ન થયાં.॥ **૫૩** ॥ **૫૩** ॥

**दिव्यवाद्यन्त तूर्याणि पेतुः कुसुमवृष्टयः।**
**मुनयस्तुष्टुवुस्तुष्टा जगुर्गन्धर्वकिन्नराः॥ ५४**

॥ ५४ ॥

સ્વર્ગમાં વાદિત્રો વાગ્યાં, આકાશમાંથી પુષ્પવૃષ્ટિઓ થઈ, પ્રસન્ન થયેલા મુનિઓએ સ્તુતિ કરી, ગંધર્વો તથા કિન્નરોએ ગાન કર્યાં. ॥૫૪॥૫૪॥

**नृत्यन्ति स्म स्त्रियो देव्य आसीत्परममङ्गलम्।**
**देवा ब्रह्मादयः सर्वे उपतस्थुरभिष्टवैः॥ ५५**

उपतस्थुर्भेजुः॥ ५५॥

દેવાંગનાઓએ નૃત્ય કરવા માંડ્યું. તે સમયે પરમ મંગળ થવા લાગ્યું. બ્રહ્માજી વગેરે સર્વ દેવોએ સ્તોત્રો વડે સ્તુતિ કરી.॥ **૫૫** ॥

**'उपतस्थुः'** સ્તુતિ કરી.॥ **૫૫** ॥

देवा ऊचुः

**यो मायया विरचितं निजयात्मनीदं**
**खे रूपभेदमिव तत्प्रतिचक्षणाय।**
**एतेन धर्मसदने ऋषिमूर्तिनाऽद्य**
**प्रादुश्चकार पुरुषाय नमः परस्मै॥ ५६**

निजया मायया यस्मिन्नात्मनि। खे गगने रूपभेदं गन्धर्वनगरमिवेदं विश्वं विरचितम्। तस्यात्मनः प्रतिचक्षणाय प्रकाशनायात्मानं योऽद्य प्रादुश्चकार प्रकटितवान् तस्मै पुरुषाय नमः। केन रूपेण प्रादुश्चकार। ऋषेर्मूर्तिराकारो यस्मिंस्तेन रूपेण॥ ५६ ॥

**दीपिनी—**यस्मिन्नात्मनि विरचितं तस्यात्मन इति सम्बन्धः। गन्धर्वनगरमिवेति नश्वरत्वे न तु मिथ्यात्वे 'वैधर्म्याच्च न स्वप्नादिवत्' इति न्यायविरोधात् वैराग्यार्थं वा मिथ्यात्व एव तथापि परार्थत्वेन न तत्र तात्पर्यम्।

**देवो બોલ્યા** – આકાશમાં રચાયેલા ગંધર્વનગર જેવું આ વિશ્વ જેમણે પોતાની માયાથી પોતાના (જે) સ્વરૂપમાં રચ્યું છે, તે સ્વરૂપનો પ્રકાશ કરવા માટે હાલમાં ધર્મદેવના ગૃહે આ (નર-નારાયણ) ઋષિસ્વરૂપે પ્રાદુર્ભાવ પામ્યા છે; તે પરમપુરુષને નમસ્કાર હો. ॥ ૫૬ ॥

પોતાની માયાથી જે સ્વરૂપમાં, '**खे**' આકાશમાં '**रूपभेदम्**' ગંધર્વનગર જેવું '**इदम्**' આ વિશ્વ રચ્યું છે, તે પોતાના સ્વરૂપનો '**प्रतिचक्षणाय**' પ્રકાશ કરવા માટે પોતાનું સ્વરૂપ જેમણે હમણાં '**प्रादुश्चकार**' પ્રકટ કર્યું છે, તે પુરુષને નમસ્કાર. કેવા રૂપે પ્રકટ થયા છે? ઋષિનું '**मूर्तिः**' રૂપ જેમાં છે તે રૂપે પ્રકટ થયા છે.॥૫૬॥

પોતાના જે સ્વરૂપમાં રચના કરી છે સ્વરૂપનું પ્રકટન કરવા– એમ સંબંધ છે. 'ગંધર્વનગરની જેમ'– એમ જે કહ્યું છે તે નશ્વરતા દર્શાવવા માટે છે, મિથ્યાત્વ દર્શાવવા માટે નહીં કારણ કે 'જાગ્રતસૃષ્ટિ અને સ્વપ્નસૃષ્ટિ વચ્ચે વૈધર્મ્ય હોવાથી સૃષ્ટિ સ્વપ્નાદિ જેવી મિથ્યા નથી.' (બ્ર.સૂ.૨/૨/૨૯) એ ન્યાયની સાથે વિરોધ થતો હોવાથી અથવા વૈરાગ્ય ઉત્પન્ન કરવા માટે સૃષ્ટિનું મિથ્યાત્વ કહ્યું છે છતાં પારમાર્થિક રીતે આ પદ્યમાં જગતના મિથ્યાત્વને સિદ્ધ કરવાનું તાત્પર્ય નથી.

**सोऽयं स्थितिव्यतिकरोपशमाय सृष्टान्-**
**सत्त्वेन नः सुरगणाननुमेयतत्त्वः।**
**दृश्याददभ्रकरुणेन विलोकनेन**
**यच्छ्रीनिकेतममलं क्षिपताऽरविन्दम्॥ ५७**

सोऽयं नोऽस्मान्सुरगणाननल्पकरुणायुक्तेन विलोकनेन विशिष्टनेत्रेण दृश्यात् पश्यतु। कथम्भूतेन। यच्छ्रीनिकेतममलमरविन्दं तत्क्षिपता तिरस्कुर्वता। कथम्भूतः। अनुमेयं शास्त्रतो विचार्यं,

જેમનું આ સ્વરૂપ કેવળ શાસ્ત્ર દ્વારા માત્ર અનુમાન કરવા યોગ્ય છે, તેવા તે ભગવાન સંસારની મર્યાદાના (મિશ્રણના) અતિક્રમણના નિયમ માટે સત્ત્વ-ગુણથી સર્જેલા અમને દેવોને સૌંદર્યના નિવાસસ્થાનરૂપ જે શ્વેત કમળ છે, તેનો તિરસ્કાર કરનારા એવા અત્યન્ત કરુણાપૂર્ણ નેત્રથી નિહાળો. ॥ ૫૭ ॥

તે આ ભગવાન '**नः**' અમને દેવસમૂહોને અત્યન્ત (સર્વ સામર્થ્ય આપનારા, સર્વ વાંછિત ફળ પ્રદાન કરનારા– **બા.પ્ર.**) કરુણાપૂર્ણ '**विलोकनेन**' નેત્રથી '**दृश्यात्**' નિહાળો. કેવા નેત્રથી? સૌંદર્યના નિવાસસ્થાનરૂપ જે અમલ શ્વેત કમળ છે, તેનો '**क्षिपता**' તિરસ્કાર કરનારા નેત્રથી– કેવા ભગવાન? '**अनुमेयम्**' કેવળ

न त्वस्माकमपरोक्षं तत्त्वं यस्य। कथम्भूतानस्मान्। स्थितेर्जगन्मर्यादाया व्यतिकरोऽन्यथात्वं तस्योपशमाय सत्त्वेन गुणेन सृष्टान्॥ ५७॥

**एवं सुरगणैस्तात भगवन्तावभिष्टुतौ।**
**लब्धावलोकैर्ययतुरर्चितौ गन्धमादनम्॥ ५८**

**ताविमौ वै भगवतो हरेरंशाविहागतौ।**
**भारव्ययाय च भुवः कृष्णौ यदुकुरूद्वहौ॥ ५९**

लब्धोऽवलोको यैः सुरगणैस्तैरभिष्टुतावर्चितौ सन्तौ ययतुः॥ ५८॥

भुवो भारस्य व्ययाय नाशाय। चकार एकवाक्यत्वार्थः। तौ च सांप्रतमिहागतावित्यर्थः। तदुक्तं तन्त्रे 'अर्जुने तु नरावेशः कृष्णो नारायणः स्वयम्' इति। यदूद्वहः श्रीकृष्णः। कुरूद्वहोऽर्जुनः। उभावपि कृष्णनामानौ॥ ५९॥

**वंशीधरी—**तथैव भागवतामृते कारिका,

कर्त्तारौ तौ हरेरंशौ नररनारायणावृषी।
द्वापरान्ते कर्मभूतावायातौ कृष्णफाल्गुनौ॥
इति।

**स्वाहाऽभिमानिनश्चाग्नेरात्मजांस्त्रीनजीजनत्।**
**पावकं पवमानं च शुचिं च हुतभोजनम्॥ ६०**

अग्न्यभिमानिनो देवान्। स्वाहा नाम तस्य भार्या। हुतभोजनमिति त्रयाणां विशेषणम् ॥ ६० ॥

શાસ્ત્ર દ્વારા ચિંતન કરવા યોગ્ય જેમનું તત્ત્વ અમને પ્રત્યક્ષ નથી તેવા ભગવાન– કેવા અમને? '**स्थितेः**' જગતની મર્યાદાના '**व्यतिकरः**' ઉલ્લંઘનની નિવૃત્તિ માટે સત્ત્વગુણથી સર્જેલા અમને દેવોને॥ **૫૭**॥

હે પ્રિય, આ પ્રમાણે પ્રાપ્ત થઈ છે કૃપાદષ્ટિ જેમને તે દેવો દ્વારા જ્યારે બંને ભગવાન નર-નારાયણની સ્તુતિ અને પૂજા કરવામાં આવી, ત્યારે તેઓ ગંધમાદન પર્વત તરફ ગયા. (હાલમાં પણ) ભગવાન શ્રીહરિના જ અંશરૂપ તે આ નર-નારાયણ પૃથ્વીનો ભાર દૂર કરવા યદુવંશમાં શ્રીકૃષ્ણરૂપે તથા કુરુવંશમાં અર્જુન (કૃષ્ણ)રૂપે પૃથ્વી પર પધાર્યા હતા.॥ ૫૮॥૫૯ ॥

પ્રાપ્ત કરી છે કૃપાદષ્ટિ જેમણે તે દેવો દ્વારા જ્યારે સ્તુતિ અને પૂજા કરવામાં આવી, ત્યારે તેઓ ગયા.॥ **૫૮**॥

પૃથ્વીના ભારને '**व्ययाय**' દૂર કરવા માટે– '**चकार**'નો પ્રયોગ આ પદ્યમાં સળંગ એક અર્થને સૂચવવા માટે છે. હાલમાં પણ તે બંને નર-નારાયણ પૃથ્વી પર પધાર્યા છે, એમ અર્થ છે. સાત્વત તન્ત્રમાં તે જ કહ્યું છે— 'અર્જુનમાં તો નરનો આવેશ છે અને કૃષ્ણ સ્વયં નારાયણ છે.' '**यदु-उद्वहः**' યદુકુળના વંશજ શ્રીકૃષ્ણ તથા કુરુકુળના '**कुरु-उद्वहः**' વંશજ અર્જુન– બંને 'કૃષ્ણ' નામવાળા જ છે.॥ **૫૯**॥

ભાગવતામૃતમાં તે જ અનુસાર કારિકા છે.

'શ્રીહરિના અંશરૂપ તે બંને જગતના કર્તાઓ એવા નર અને નારાયણ ઋષિઓ દ્વાપરયુગના અંતે કર્મરૂપ થઈ કૃષ્ણ અને અર્જુનરૂપે પધાર્યા છે.'

સ્વાહા નામની અગ્નિની ભાર્યાએ અગ્નિનું અભિમાન ધરાવનારા અને હોમેલા દ્રવ્યનું ભોજન કરનાર પાવક, પવમાન અને શુચિ નામના (ત્રણ) પુત્રોને ઉત્પન્ન કર્યા. ॥ ૬૦ ॥

અગ્નિના અભિમાની દેવોને સ્વાહા નામની તે અગ્નિદેવની ભાર્યાએ– '**हुतभोजनम्**' હોમેલા દ્રવ્યનું ભોજન કરનાર– એ ત્રણેયનું વિશેષણ છે. ॥ ૬૦॥

**तेभ्योऽग्नयः समभवंश्चत्वारिंशच्च पञ्च च।**
**त एवैकोनपञ्चाशत्साकं पितृपितामहैः॥ ६१**

તે ત્રણ અગ્નિઓમાંથી પિસ્તાળીસ અગ્નિઓ ઉત્પન્ન થયા, તેઓ જ પોતાના પિતાઓ અને પિતામહ સાથે ઓગણપચાસ છે. ॥ ૬૧ ॥

पितरस्त्रयः पितामह एकस्तैः साकं सह ॥ ६१ ॥

ત્રણ પિતાઓ (પાવક, પવમાન અને શુચિ) તથા એક પિતામહ અગ્નિદેવ– તેમની **'साकम्'** સાથે (૪૫+૪=૪૯) ॥ ૬૧ ॥

**वैतानिके कर्मणि यन्नामभिर्ब्रह्मवादिभिः।**
**आग्नेय्य इष्टयो यज्ञे निरूप्यन्तेऽग्नयस्तु ते॥ ६२**

જેમનાં નામ વડે વૈદિક યજ્ઞકર્મોમાં વેદવેત્તા બ્રાહ્મણો દ્વારા આગ્નેયી ઈષ્ટિઓ કરવામાં આવે છે તે જ અગ્નિઓ કહેવાય છે. ॥ ૬૨ ॥

वैतानिके वैदिके कर्मणि यज्ञे येषां नामभिरग्निदेवताका इष्टयो निरूप्यन्ते क्रियन्ते त एतेऽग्नयो न लौकिकाः। अतो बहूनां न वैयर्थ्यमिति भावः॥ ६२॥

**'वैतानिके'** વૈદિક યજ્ઞકર્મમાં જેમનાં નામ વડે આગ્નેયી ઈષ્ટિઓ **'निरूप्यन्ते'** કરવામાં આવે છે, તે આ અગ્નિઓ લૌકિક નથી, (પરંતુ વૈદિક છે) આથી તેઓ અનેક છે છતાં વ્યર્થ નથી, એવો ભાવ છે.॥ ૬૨॥

**वंशीधरी**—तदर्चनमृते यज्ञासिद्धिस्स्यादतस्ते सार्थका एवेत्याशयः।

તે ઓગણપચાસ અગ્નિઓની પૂજા વિના યજ્ઞ સિદ્ધ થતો નથી, માટે તેઓ સાર્થક છે, તેવો આશય છે.

**अग्निष्वात्ता बर्हिषदः सौम्याः पितर आज्यपाः।**
**साग्नयोऽनग्नयस्तेषां पत्नी दाक्षायणी स्वधा॥ ६३**

અગ્નિષ્વાત્ત, બર્હિષદ, સોમપ અને આજ્યપ– એમ (ચાર) પિતૃગણો છે. તેમાં સાગ્નિક પણ છે અને નિરગ્નિક પણ છે. તેઓની પત્ની દક્ષકુમારી સ્વધા છે. ॥ ૬૩ ॥

सौम्याः सोमपाः। येषामग्नौकरणमस्ति ते साग्नयः। तद्रहितास्त्वनग्नयः॥ ६३॥

**'सौम्याः'** 'સોમપા' નામના પિતૃઓ, જે પિતૃઓ વિષે અગ્નૌકરણ કરવામાં આવે તે સાગ્નિક કહેવાય. તેનાથી રહિત નિરગ્નિક કહેવાય છે. ॥ ૬૩॥

**दीपिनी**—पत्रपुटके जलं धृत्वाऽग्नये कव्य-वाहनाय स्वाहा सोमाय पितृमते स्वाहेति वारद्वयं जले होमोऽग्नौकरणं कर्मविशेषः तदस्ति येषां ते साग्नयः।

પડિયામાં જળ લઈ 'કવ્યવાહનને સ્વાહા' 'પિતૃવાળા સોમને સ્વાહા' એમ અગ્નિમાં બે વખત જળનો હોમ કરવાની વિશિષ્ટ વિધિ (એટલે અગ્નૌકરણ). તે વિધિ જેમના વિષે કરવામાં આવે છે, તે પિતૃઓને સાગ્નિક કહેવામાં આવે છે.

**तेभ्यो दधार कन्ये द्वे वयुनां धारिणीं स्वधा।**
**उभे ते ब्रह्मवादिन्यौ ज्ञानविज्ञानपारगे॥ ६४**

તે પિતૃગણોથી સ્વધાએ વયુના અને ધારિણી– એમ બે કન્યાઓ ઉત્પન્ન કરી. તે બંને જ્ઞાન-વિજ્ઞાનમાં પારંગત અને બ્રહ્મજ્ઞાની હતી. ॥ ૬૪ ॥

तयोस्तु सन्ततिर्नाभवज्जीवन्मुक्तत्वादित्याह— **उभे त इति**॥ ६४॥

તે બંને કન્યાઓને સંતતિ ન હતી કારણ કે તેઓ જીવન્મુક્ત હતી, તેમ કહે છે— **'उभे ते इति।'** ॥ ૬૪ ॥

**भवस्य पत्नी तु सती भवं देवमनुव्रता।**
**आत्मनः सदृशं पुत्रं न लेभे गुणशीलतः॥ ६५**

ભગવાન ભવનાં પત્ની ભગવતી સતીદેવી ગુણ તથા શીલથી પોતાના સમાન પતિને અનુસરનારાં હતાં, છતાં તેમને પોતાના જેવો પુત્ર થયો ન હતો. ॥ ૬૫ ॥

गुणशीलत आत्मनः सदृशं देवमनुव्रतापि सती पुत्रं न लेभे॥ ६५॥

ગુણ અને શીલથી પોતાના સમાન પતિદેવને અનુસરનારાં હતાં, છતાં પુત્ર પ્રાપ્ત ન થયો. ॥૬૫॥

**पितर्यप्रतिरूपे स्वे भवायानागसे रुषा।**
**अप्रौढैवात्मनात्मानमजहाद्योगसंयुता ॥ ६६**

(કારણ કે) નિરપરાધી મહાદેવજી ઉપર સતીના પોતાના પિતા પ્રતિકૂળ થયા ત્યારે તેમણે (સતીએ) ક્રોધથી યુવાવસ્થામાં જ યોગનો આશ્રય કરીને પોતે જ શરીર ત્યજ્યું હતું. ॥૬૬॥

तत्र हेतुः—स्वे पितरि दक्षेऽप्रतिरूपेऽसदृशे प्रतिकूले सतीत्यर्थः। आत्मना स्वयमेवात्मानं देहम–जहात्त्यक्तवती। योगसंयुता योगमाश्रित्येति ॥ ६६ ॥

તે માટેનું કારણ– પોતાના પિતા દક્ષ **'प्रतिरूपे'** પ્રતિકૂળ થયા ત્યારે, એમ અર્થ છે. પોતે જ સ્વયં પોતાના **'आत्मानम्'** દેહનો **'अजहात्'** ત્યાગ કર્યો. **'योगसंयुता'** યોગનો આશ્રય કરીને ॥૬૬॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां चतुर्थस्कन्धे विदुरमैत्रेयसंवादे प्रथमोऽध्यायः॥ १॥

इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां प्रथमोऽध्यायः॥ १॥

❋❋❋❋❋

# अथ द्वितीयोऽध्यायः

## ભગવાન શિવ અને દક્ષ પ્રજાપતિનું મનોમાલિન્ય

द्वितीये प्रथमाध्यायोपक्षिप्ते भवदक्षयोः।
विद्वेषे वर्ण्यते हेतुर्विश्वसृड्यज्ञसम्भवः॥ १

પ્રથમ અધ્યાયમાં સૂચિત કરેલા, મહાદેવજી અને દક્ષ પ્રજાપતિ વચ્ચે વિશ્વસૃડ્યજ્ઞમાં થયેલા વિદ્વેષનું કારણ દ્વિતીય અધ્યાયમાં વર્ણવવામાં આવે છે.॥ ૧ ॥

विदुर उवाच

**भवे शीलवतां श्रेष्ठे दक्षो दुहितृवत्सलः।**
**विद्वेषमकरोत्कस्मादनादृत्यात्मजां सतीम्॥ १**

**વિદુરજી બોલ્યા** – દુહિતૃવત્સલ દક્ષ પ્રજાપતિએ પોતાની આત્મજા સતીનો અનાદર કરી, શીલવાનોમાં શ્રેષ્ઠ એવા મહાદેવજી ઉપર દ્વેષ શા માટે કર્યો?॥ ૧ ॥

**कस्तं चराचरगुरुं निर्वैरं शान्तविग्रहम्।**
**आत्मारामं कथं द्वेष्टि जगतो दैवतं महत्॥ २**

ચરાચરના ગુરુ, વેરરહિત, શાંતમૂર્તિ, આત્મારામ અને જગતના પરમ આરાધ્ય દેવ એવા તે મહાદેવજીનો દ્વેષ કેમ કર્યો? ॥ ૨ ॥

**एतदाख्याहि मे ब्रह्मञ्जामातुः श्वसुरस्य च।**
**विद्वेषस्तु यतः प्राणांस्तत्यजे दुस्त्यजान्सती॥ ३**

હે ભગવાન, જમાઈ અને સસરાને જે કારણે વેર થયું, કે જે વેરથી સતીએ દુસ્ત્યજ પ્રાણનો ત્યાગ કર્યો, તે કારણ આપ મને કહો. ॥ ૩ ॥

सतीं सतीनाम्नीम्॥ १॥

**'सतीम्'** સતી નામની આત્મજાને ॥ ૧ ॥

न चासौ कस्यचिद्द्वेषार्ह इत्याह—**क इति**। चराचरगुरुं जगतो दैवतं च तं को द्वेष्टि, कथं च निर्वैरं द्वेष्टि। निर्वैरत्वे हेतुः—शान्तं, भावे क्तः। शान्तिरेव विग्रहो यस्य। कुतः आत्मन्येवारामो रतिर्यस्य तम्। यद्वा कः प्रजापतिर्दक्षः कथं द्वेष्टि। एवम्भूते तस्मिन्द्वेषोऽयुक्तोऽशक्यश्चेत्यर्थः ॥ २ ॥

વળી, આ મહાદેવજી તો કોઈના પણ દ્વેષને પાત્ર બને તેવા નથી, તેમ કહે છે– '**कः इति।**' સ્થાવર અને જંગમ પ્રાણીમાત્રને જ્ઞાનનો ઉપદેશ આપનારા તથા જગતના પરમ આરાધ્ય દેવતા એવા તેમનો કોણ દ્વેષ કરે? વળી, વેરરહિત એવા મહાદેવજીનો દ્વેષ કેમ? વેરરહિત હોવા માટે કારણ આપે છે– શાંતસ્વરૂપ, **शम्** માં ભૂ.કા.નો त પ્રત્યય લગાડીને ભાવવાચક નામ બનાવાયું છે. શાન્તિ જ જેમનું સ્વરૂપ છે. શા માટે? આત્મામાં જ '**आरामः**' જેમને પ્રેમ છે તે મહાદેવજીનો અથવા '**कः**' એટલે પ્રજાપતિ દક્ષે કેમ દ્વેષ કર્યો? તે આવા મહાદેવજી ઉપર દ્વેષ કરવો અયોગ્ય છે અને અશક્ય છે, એમ અર્થ છે. ॥ ૨ ॥

यतो हेतोर्विद्वेषः, यतो विद्वेषात्प्राणांस्तत्याज, एतदाख्याहि ॥ ३ ॥

જે કારણે વેર થયું કે જે વેરને કારણે સતીએ પ્રાણનો ત્યાગ કર્યો, તે કહો. ॥ ૩ ॥

**बा.प्र.**—तथा च विषयाविष्टचित्तानां विषयप्राप्त्यर्थं परस्परं वैरविद्वेषौ सम्भवतस्तस्यात्मारामत्वेन सर्वत उदासीनत्वान्न हि तत्र विद्वेषो युक्त इति भावः। किञ्च सामान्यपुरुष एव केनचिन्निमित्तेन द्वेषो भवति, न तु स्वनियन्तरि पूज्ये गुरावतस्सर्वपूज्यत्वादपि तस्मिन् द्वेषो न युक्त इत्यभिप्रेत्याह—चराचरगुरुमिति।

વળી, વિષયોમાં આસક્તિ રાખનારાઓને વિષયો પ્રાપ્ત થાય તે માટે પરસ્પર વેર અને દ્વેષ સંભવે, પરંતુ તે મહાદેવજી તો આત્મારામ હોવાથી સર્વ રીતે ઉદાસીન છે, તેથી તેમને માટે દ્વેષ યોગ્ય નથી, તેવો ભાવ છે. વળી, સામાન્ય મનુષ્યને ગમે તે કારણે દ્વેષ થાય, પરંતુ પોતાના નિયન્તા એવા પૂજ્ય ગુરુદેવમાં દ્વેષ ન થાય. આથી સર્વના પૂજ્ય હોવાથી પણ તેમના ઉપર દ્વેષ યોગ્ય નથી, એમ વિચારીને કહે છે કે ચર અને અચરના ગુરુ મહાદેવજીનો દ્વેષ કેમ કર્યો?

**वीर.**—शङ्कराद् ज्ञानमन्विच्छेदिति श्रुतिस्मृतिभ्यां ज्ञानार्थं जिज्ञासुभिराराध्यमिति भावः, निर्वैरं भवं द्वेष्टि अद्वेषीदित्यर्थः। निर्वैरत्वे हेतुः शान्तविग्रहं शान्तिरेव विग्रहो यस्य शान्तिप्रचुरमित्यर्थः। आत्मनि सर्वभूतांतरात्मनि परमपुरुषे आरामो रतिर्यस्य तं 'सर्वं खल्विदं ब्रह्म, तज्जलानिति शान्त उपासीत'

ભગવાન શંકર પાસેથી જ્ઞાન મેળવવાની ઇચ્છા કરવી જોઈએ, એમ શ્રુતિ અને સ્મૃતિ અનુસાર જિજ્ઞાસુઓ દ્વારા શંકર ભગવાન તો આરાધના કરવા યોગ્ય છે. વેરરહિત એવા મહાદેવજીનો દક્ષે દ્વેષ કર્યો. ભગવાન નિર્વૈર છે, કારણ કે શાન્તિ એ જ જેમનું સ્વરૂપ છે તેવા તેઓ શાન્તિમય છે, એમ અર્થ છે. પ્રાણીમાત્રના અંતરાત્મારૂપ પરમપુરુષમાં જેમને પ્રીતિ છે તેમને; 'ખરેખર, આ સર્વ બ્રહ્મ છે, તે બ્રહ્મમાંથી જગત (**ज**) જન્મે છે, (**ल**) તેમાં લય પામે છે, અને તેમાં (**अन्**) શ્વાસ લે છે,

इति श्रुत्युक्तरीत्या शमदमादिभिः सर्वात्मकं ब्रह्मैवोपासीनमित्यर्थः।

तदेवाख्यातुमितिहासं प्रस्तौति—**पुरेति**।

**मैत्रेय उवाच**

**पुरा विश्वसृजां सत्रे समेताः परमर्षयः।**
**तथाऽमरगणाः सर्वे सानुगा मुनयोऽग्नयः॥ ४**

**तत्र प्रविष्टमृषयो दृष्ट्वाऽर्कमिव रोचिषा।**
**भ्राजमानं वितिमिरं कुर्वन्तं तन्महत्सदः॥ ५**

**उदतिष्ठन्सदस्यास्ते स्वधिष्ण्येभ्यः सहाग्नयः।**
**ऋते विरिञ्चिं शर्वं च तद्भासाक्षिप्तचेतसः॥ ६**

**सदसस्पतिभिर्दक्षो भगवान्साधुसत्कृतः।**
**अजं लोकगुरुं नत्वा निषसाद तदाज्ञया॥ ७**

समेता आसन्॥ ४॥

प्रविष्टं दक्षमिति शेषः। महत्सदो महतीं सभाम्॥ ५॥

स्वधिष्ण्येभ्यः स्वीयासनेभ्यः॥ ६॥ ७॥

**प्राङ्निषण्णं मृडं दृष्ट्वा नामृष्यत्तदनादृतः।**
**उवाच वामं चक्षुर्भ्यामभिवीक्ष्य दहन्निव॥ ८**

**श्रूयतां ब्रह्मर्षयो मे सहदेवाः सहाग्नयः।**
**साधूनां ब्रुवतो वृत्तं नाज्ञानान्न च मत्सरात्॥ ९**

ટકી રહે છે, એ પ્રમાણે તે બ્રહ્મની (રાગદ્વેષરહિત) શાન્ત બનીને ઉપાસના કરવી.'– (છાં.ઉપ.૩/૧૪/૧) એમ શ્રુતિમાં કહેલી રીતથી શમદમાદિ દ્વારા સર્વાત્મક બ્રહ્મની ઉપાસના કરવી, એમ અર્થ છે.

તે (વિદ્વેષનું કારણ) કહેવા માટે ઈતિહાસ પ્રસ્તુત કરે છે— **'पुरा इति।'**

**મૈત્રેયમુનિ બોલ્યા** – પૂર્વે (પ્રથમ કલ્પમાં, સ્વાયમ્ભુવ મન્વન્તરમાં), (મરીચિ વગેરે) પ્રજાપતિઓના યજ્ઞમાં (વસિષ્ઠજી, નારદજી વગેરે) મહર્ષિઓ, (ઈન્દ્રાદિ, સાધ્યાદિ) દેવો, મુનિઓ તથા અગ્નિઓ પોતાના અનુયાયીઓ સહિત (એકત્ર થયા હતા). ॥૪॥

ત્યાં સૂર્યની જેમ તેજથી પ્રકાશતા અને તે મહાન સભાને અંધકારરહિત કરતા દક્ષને પ્રવેશેલો જોઈ બ્રહ્માજી અને મહાદેવજી સિવાય સર્વ ઋષિઓ, અગ્નિઓ સહિત સભાસદો તેના તેજથી પ્રભાવિત ચિત્તવાળા થઈ પોતપોતાનાં આસનો પરથી ઊભા થઈ ગયા. ॥૫॥૬॥

સભાપતિઓ દ્વારા સારી રીતે સત્કાર પામેલા, ઐશ્વર્યાદિથી યુક્ત એવા દક્ષ સર્વ લોકના ગુરુ બ્રહ્માજીને પ્રણામ કરી તેમની આજ્ઞાથી બેઠા. ॥૭॥

એકત્ર થયા 'હતા' (એટલું ઉમેરવું). ॥૪॥

ત્યાં પ્રવેશેલા 'દક્ષને'– એટલું બાકી છે, તે ઉમેરવું. **'महत्-सदः'** મહાન સભાને ॥ ૫ ॥

**'स्वधिष्ण्येभ्यः'** પોત પોતાનાં આસનો ઉપરથી ॥૬॥૭॥

પોતાના બેઠા પહેલાં જ આસન ઉપર બેસી રહેલા મહાદેવજીને જોઈ, મહાદેવજી દ્વારા અભ્યુત્થાનાદિ વડે આદર ન પામેલા દક્ષ પ્રજાપતિ તે સહન કરી શક્યા નહીં અને બંને નેત્રોથી બાળી નાખતા હોય તેમ મહાદેવજી સામે વક્રદષ્ટિથી જોઈ કહેવા લાગ્યા.॥ ૮ ॥

અગ્નિઓ તથા દેવો સહિત હે બ્રહ્મર્ષિઓ, સત્પુરુષોનું આચરણ કહેતા એવા મારી વાત સાંભળો. હું અજ્ઞાનથી અને ઈર્ષ્યાથી નથી કહેતો. ॥ ૯ ॥

**अयं तु लोकपालानां यशोघ्नो निरपत्रपः।**
**सद्भिराचरितः पन्था येन स्तब्धेन दूषितः॥ १०**

આ નિર્લજ્જ મહાદેવ તો લોકપાલોની કીર્તિનો નાશ કરનાર છે. (કારણ કે) યોગ્ય આચરણરહિત એવા જેણે સત્પુરુષોએ આચરેલા માર્ગને લાંછન લગાડ્યું છે. ॥ ૧૦ ॥

**एष मे शिष्यतां प्राप्तो यन्मे दुहितुरग्रहीत्।**
**पाणिं विप्राग्निमुखतः सावित्र्या इव साधुवत्॥ ११**

આણે તો મારું શિષ્યત્વ પ્રાપ્ત કર્યું છે, કારણ કે વિપ્ર અને અગ્નિની સાક્ષીએ સત્પુરુષની જેમ સાવિત્રી જેવી મારી દીકરીનું પાણિગ્રહણ કર્યું છે. ॥ ૧૧ ॥

प्राक् स्वोपवेशनात्पूर्वमेव निषण्णमुपविष्टं मृडं शिवम्। तदनादृतस्तेनाभ्युत्थानादिभिरकृतादरः। नामृष्यत् नासहत। वामं वक्रं यथा भवति तथाऽभिवीक्ष्य॥ ८॥

**'प्राक्'** પોતાના બેઠા પહેલાં જ **'निषण्णम्'** બેસી રહેલા **'मृडम्'** શિવજીને જોઈ, **'तद्-अनादृतः'** તે મહાદેવજી દ્વારા અભ્યુત્થાનાદિ વડે આદર ન પામેલ દક્ષ, **'न-अमृष्यत्'** સહી શક્યા નહીં– વક્રદૃષ્ટિ જે રીતે થાય તે રીતે જોઈને ॥ ૮ ॥

मे वचनं श्रूयताम्। अज्ञानान्मत्सराच्च न ब्रुवतः॥ ९॥

મારી વાત સાંભળો. અજ્ઞાનથી કે અસૂયાથી ન કહેતા એવા મારી વાત સાંભળો. ॥ ૯ ॥

स्तब्धेनोचितक्रियाशून्येन। ध्वस्तेनेति पाठे भ्रष्टेन॥ १०॥

**'स्तब्धेन'** યોગ્ય આચારરહિત એવા શિવજી દ્વારા– **'स्तब्धेन'** ને બદલે **'ध्वस्तेन'** પાઠમાં, ભ્રષ્ટ આચરણવાળા શિવજી દ્વારા ॥૧૦ ॥

तदेवाह—एष इति। यद्यस्माद्विप्राग्निसमक्षं सावित्रीतुल्याया मे दुहितुः पाणिमग्रहीत्॥ ११॥

**'एषः इति।'** થી તે જ કહે છે– **'यत्'** કારણ કે વિપ્ર અને અગ્નિની સમક્ષ સાવિત્રી જેવી મારી દીકરીનું પાણિગ્રહણ કર્યું છે. ॥ ૧૧ ॥

**गृहीत्वा मृगशावाक्ष्याः पाणिं मर्कटलोचनः।**
**प्रत्युत्थानाभिवादार्हे वाचाप्यकृत नोचितम्॥ १२**

માંકડા જેવી આંખોવાળા (આ મહાદેવે) બાળહરિણાક્ષી એવી મારી પુત્રીનું પાણિગ્રહણ કરીને સામે ઊઠીને વંદન કરવા યોગ્ય એવા મારો વાણીથી પણ યોગ્ય સત્કાર કર્યો નહીં. ॥ ૧૨ ॥

मृगशावस्य हरिणबालस्याक्षिणीवाक्षिणी यस्याः। प्रत्युत्थानाभिवादार्हे मय्युचितं सम्मानं वाचापि नाकरोत्॥ १२॥

**'मृगशावस्य'** હરણના બચ્ચાની આંખો જેવી આંખો છે જેની; સામે ઊઠીને વંદન કરવા યોગ્ય એવા મારા વિષે, મને ઉચિત હોય તેવું સમ્માન વાણીથી પણ કર્યું નહીં. ॥ ૧૨ ॥

अनर्हाय कन्या दत्तेत्यनुतप्यमान आह—लुप्तक्रियायेति सार्धैश्चतुर्भिः।

અયોગ્યને કન્યા આપી, એમ પશ્ચાત્તાપ કરતા સાડાચાર શ્લોકોથી કહે છે– **'लुप्तक्रियाय इति।'**

**लुप्तक्रियायाशुचयेऽमानिनेऽभिन्नसेतवे।**
**अनिच्छन्नप्यदां बालां शूद्रायेवोशतीं गिरम्॥ १३**

સત્કર્મોનો લોપ કરનાર, અપવિત્ર, અભિમાની, મર્યાદાનો ભંગ કરનાર (એવા આ શંકર)ને મારી ઈચ્છા ન હોવા છતાં (બ્રહ્માજીના કહેવાથી) શૂદ્રને વેદવાણી અપાય તેમ મેં મારી પુત્રી આપી છે.॥ ૧૩ ॥

**प्रेतावासेषु घोरेषु प्रेतैर्भूतगणैर्वृतः।**
**अटत्युन्मत्तवन्नग्नो व्युप्तकेशो हसन् रुदन्॥ १४**

ભયંકર સ્મશાનોમાં ભૂત-પ્રેતનાં ટોળાંથી ઘેરાયેલો, નાગો, છૂટા કેશવાળો, ઉન્મત્તની જેમ હસતો-રડતો, (આ) ભટકે છે. ॥ ૧૪ ॥

उशतीं वेदलक्षणां गिरम्॥ १३॥

प्रेतावासेषु श्मशानेषु। व्युप्ता विकीर्णाः केशा यस्य॥ १४॥

**'उशतीम्'** વેદવાણીને ॥ ૧૩ ॥

**'प्रेत-आवासेषु'** પ્રેતનાં રહેઠાણો એવાં સ્મશાનોમાં; **'व्युप्ताः'** છૂટા કેશ છે જેના ॥ ૧૪ ॥

**चिताभस्मकृतस्नानः प्रेतस्त्रङ्न्रस्थिभूषणः।**
**शिवापदेशो ह्यशिवोऽमत्तोऽमत्तजनप्रियः।**
**पतिः प्रमथभूतानां तमोमात्रात्मकात्मनाम्॥ १५**

ચિતાની ભસ્મથી જેણે સ્નાન કર્યું છે તેવો, ખોપરીઓની માળાવાળો, મનુષ્યોનાં હાડકાંનાં આભૂષણોવાળો, માત્ર 'શિવ' નામ ધારણ કરનારો પણ ખરેખર અમંગળરૂપ, ગાંડો અને ગાંડા જેને પ્રિય છે તેવો તથા કેવળ તમોગુણી સ્વરૂપવાળા પ્રમથગણો તથા ભૂતડાંઓનો આ સ્વામી છે. ॥ ૧૫ ॥

चिताभस्मना कृतं स्नानं येन। प्रेतानां स्त्रजो माल्यानि यस्य प्रेतस्त्रक्। नृणामस्थीनि भूषणानि यस्य। शिव इत्यपदेशो नाममात्रं यस्य। तमोमात्रात्मकः केवलतमोरूप आत्मा स्वभावो येषाम्॥ १५॥

ચિતાની ભસ્મથી જેણે સ્નાન કર્યું છે, ખોપરીઓની **'स्त्रजः'** માળાઓ છે જેની, મનુષ્યોનાં હાડકાં અલંકારો છે જેનાં, 'શિવ' એવું માત્ર નામ જ છે જેનું, **'तमोमात्रात्मकः'** કેવળ તમોગુણરૂપ **'आत्मा'** સ્વભાવ છે જેમનો (તેમનો સ્વામી) ॥ ૧૫ ॥

**तस्मा उन्मादनाथाय नष्टशौचाय दुर्हृदे।**
**दत्ता बत मया साध्वी चोदिते परमेष्ठिना॥ १६**

અરેરે, ભૂતોના સરદાર, આચારહીન અને દુષ્ટ સ્વભાવવાળા તે શંકરને બ્રહ્માજીએ મને પ્રેરણા કરી ત્યારે હું મારી ગુણિયલ દીકરી દઈ બેઠો. ॥ ૧૬ ॥

उन्मादा भूतविशेषास्तेषां नाथाय। दुर्हृदे दुष्टचित्ताय। बतेति खेदे। वास्तवस्त्वयमर्थः— लुप्ताः क्रिया यस्मिन्, परब्रह्मरूपत्वात्। अत एव नास्ति शुचिर्यस्मात्। अमानिने अभिन्नसेतवे इति च छेदः। तस्य परमेश्वरस्य मदीया मानुषी कन्या कथं योग्या स्यादिति लज्जादिना

**'उन्मादाः'** વિશિષ્ટ પ્રકારનાં ભૂતોના અધિપતિને, **'दुर्हृदे'** દુષ્ટ સ્વભાવવાળાને, **'बत'** એમ કહીને ખેદ વ્યક્ત કરે છે!– (શ્લોક ૧૨, ૧૩, ૧૪, ૧૫, ૧૬ નો) વાસ્તવિક અર્થ તો આ પ્રમાણે છે– જેમનામાં સત્કર્મો લુપ્ત થયાં છે તેવા, કારણ કે એ પરબ્રહ્મરૂપ છે. આથી જેમનાથી પવિત્ર બીજું કાંઈ નથી. **'अमानिने'** તથા **'अभिन्नसेतवे'** એ પ્રમાણે પદચ્છેદ કરવો. **'अमानी'** એટલે નિરભિમાની તથા **'अभिन्नसेतु'** એટલે મર્યાદાનું અતિક્રમણ ન કરનાર; તે પરમેશ્વરને મારી– મનુષ્યની કન્યા કેવી રીતે યોગ્ય હોય? એટલે સંકોચ વગેરેને કારણે આપવાની અનિચ્છા હોવા છતાં પણ તેમની

दातुमनिच्छन्नपि तत्सम्बन्धलोभेन दत्तवान्। शूद्रायेत्यनर्हत्वमात्रे दृष्टान्तो न हीनत्वे। पूर्वापरस्ववचनविरोधापत्तेः।

एतदुक्तं भवति—यथा कश्चिच्छूद्राय वेदमर्थलोभेन ददाति तद्वदिति। प्रेतावासेष्वित्यादि सर्वं विडम्बनमात्रमिति स्वयमेवाह—उन्मत्तवदिति। अन्यथोन्मत्त इत्येवावक्ष्यत्। अशिवो नास्ति शिवो यस्मात्। अमत्तोऽमत्तजनप्रिय इति छेदः। पतिः प्रमथभूतानामिति भक्तवात्सल्यमाह।

तामसानपि दोषमपनीय पातीति। नष्टानामपि शौचं शुद्धिर्यस्मात्। दुष्टेष्वप्येते मयानुकम्प्या इति हृन्मनो यस्य स दुर्हृत्तस्मै। बतेति हर्षे। ब्रह्मणो वाक्याल्लज्जाभयादिकं परित्यज्य दत्तेत्यर्थः॥ १६॥

मैत्रेय उवाच

**विनिन्द्यैवं स गिरिशमप्रतीपमवस्थितम्।**
**दक्षोऽथाप उपस्पृश्य क्रुद्धः शप्तुं प्रचक्रमे॥ १७**

अप्रतीपमप्रतिकूलं यथा भवत्येवमवस्थित-मपि विनिन्द्य॥ १७॥

**वि.चक्र.**—अप्रतीपं अजातशत्रुम्।

**वीर.**—अप्रतिक्रियमुदासीनमवस्थितमासीनम्।

**अयं तु देवयजन इन्द्रोपेन्द्रादिभिर्भवः।**
**सह भागं न लभतां देवैर्देवगणाधमः॥ १८**

સાથેના સંબંધના લોભથી કન્યા આપી. **'शूद्राय'** શૂદ્રને આપી– એમ માત્ર અયોગ્યતાનું જ દૃષ્ટાન્ત છે પરંતુ તે હીનતા નથી દર્શાવતું કારણ કે પહેલાંની અને પછીની વાતમાં વિરોધ આવી પડે. (સ્તુતિપરક અર્થ કર્યા પછી હીનત્વનું દૃષ્ટાન્ત સુસંગત થાય નહીં.)

જેમ કે કોઈ વ્યક્તિ શૂદ્રને ધનના લોભથી વેદ આપે તેમ– સ્મશાનોમાં ભૂતોથી વીંટાયેલા... વગેરે તો કેવળ નાટક છે. એટલે પોતે જ કહે છે **'उन्मत्तवत् इति।'** ઉન્મત્તની જેમ– નહીં તો ઉન્મત્ત જ કહ્યું હોત! **'अशिवः'** અર્થાત્ જેમનાથી વધુ કલ્યાણકારી કાંઈ છે નહીં. **'अमत्तः'** એ પ્રમાણે પદચ્છેદ કરવો. પોતે વિવેકી અને વિવેકીજનોને પ્રિય એવા મહાદેવજી ભૂત-પ્રેતના સ્વામી, એમ કહીને ભગવાન શંકરની ભક્તવત્સલતા દર્શાવે છે.

(**'तमोमात्रात्मकात्मनाम्'**) તામસિક ભક્તોનો દોષ દૂર કરીને તેમનું રક્ષણ કરે છે. **'नष्टशौचाय'** અર્થાત્ જેમની પવિત્રતા નષ્ટ થઈ છે તેમની પણ શુદ્ધિ જેમનાથી થાય છે તેવા મહાદેવજીને; **'दुर्हृदे'** અર્થાત્ દુષ્ટો ઉપર પણ 'આ બધા મારી અનુકમ્પાને પાત્ર છે.'– એવું જેમનું હૃદય છે, તેવા દુર્હૃત્ શ્રીભોળાનાથને– **'बत'** અહો! એમ હર્ષપૂર્વક કહે છે. આવા મહાદેવજીને બ્રહ્માજીના કહેવાથી ભય– સંકોચ છોડીને દીકરી દીધી, એમ અર્થ છે.॥ ૧૬ ॥

**મૈત્રેયમુનિ બોલ્યા** – આ પ્રમાણે કોઈ પણ પ્રકારનો પ્રતિકાર કર્યા વિના (મૌન) બેઠેલા હોવા છતાં પણ ભગવાન શંકરને જેમ તેમ ભાંડી, ક્રોધાયમાન થઈ, તે દક્ષે શીઘ્ર હાથમાં જળ લઈ શાપ દેવા માંડ્યો.॥ ૧૭ ॥

**'अप्रतीपम्'** પ્રતિકૂળ ન થાય તેમ બેઠેલા હોવા છતાં પણ નિન્દા કરીને ॥ ૧૭ ॥

**'अप्रतीपं'** અજાતશત્રુ એવા ભગવાન શંકરને.

કોઈ પણ પ્રકારની પ્રતિક્રિયા વિના ઉદાસીનપણે વિરાજમાન એવા ભગવાન ગિરિશને.

દેવગણોમાં અધમ એવા આ મહાદેવને ઈન્દ્ર, ઉપેન્દ્ર વગેરે દેવોની સાથે યજ્ઞમાં ભાગ પ્રાપ્ત ન થાઓ!॥૧૮॥

देवानां यजनसमये देवैः सह भागं न लभतां किन्तु तेभ्यः पूर्वमेव लभताम्। अग्रभोजित्वात्। यद्वा। तेषु भुक्तवत्सु लभताम्, सर्वपोषकत्वात्। तत्र हेतुः—देवगणोऽधमो यस्मात्सः॥ १८॥

દેવોના પૂજન સમયે દેવો સાથે નહીં પરંતુ તેમની પહેલાં જ યજ્ઞભાગ પ્રાપ્ત થાઓ! કારણ કે ભગવાન ભવ સૌ પ્રથમ ભોજન કરનાર છે તેથી અથવા તે દેવો ભોજન કરે ત્યારે મહાદેવજી તે મેળવે કારણ કે ભગવાન સર્વનું પોષણ કરનારા છે. તે માટે કારણ આપે છે– જેમનાથી દેવગણો અધમ છે તેવા તે મહાદેવજી ॥ ૧૮ ॥

**निषिध्यमानः स सदस्यमुख्यै-**
**र्दक्षो गिरित्राय विसृज्य शापम्।**
**तस्माद्विनिष्क्रम्य विवृद्धमन्यु-**
**र्जगाम कौरव्य निजं निकेतनम्॥ १९**

હે કુરુવંશી વિદુરજી, (બ્રહ્માજી વગેરે) મુખ્ય સભાસદો દ્વારા વારવામાં આવ્યા છતાં મહાદેવજીને શાપ આપી, ખૂબ વધી ગયેલા ક્રોધવાળો તે દક્ષ ત્યાંથી નીકળી જઈ પોતાના ઘરે ચાલ્યો ગયો. ॥ ૧૯ ॥

स दक्षस्तस्मात्स्थानाद्विनिष्क्रम्य जगाम। हे कौरव्य॥ १९॥

તે દક્ષ તે સ્થાનેથી નીકળી જઈને ચાલ્યો ગયો. હે કુરુવંશી વિદુરજી! ॥ ૧૯ ॥

'गिरित्र इति।' 'गिरि प्रतिज्ञारूपायां वाचि स्थित्वा भजतः त्रायते इति गिरित्रः।'

પ્રતિજ્ઞારૂપ વાણીમાં સ્થિત રહીને, જે ભજન કરનારાઓનું રક્ષણ કરે છે તે '**गिरित्रः**'. અયોગ્ય કાર્ય (દુરાચરણ) કરનાર પણ જો મારું ભજન કરે તો અવશ્ય તેનું રક્ષણ હું કરીશ. (એવી પરમેશ્વરની પ્રતિજ્ઞા (તૈ.આ.ના) ઉપાનુવાક્યકાંડમાં નાભાનેદિષ્ઠના દુરાચરણ પ્રત્યે છે. અથવા '**गिरिं कैलासाख्यं त्रायते पालयतीति गिरित्रः।**' કૈલાસ નામના પર્વતનું જે રક્ષણ કરે છે તે.)

**विज्ञाय शापं गिरिशानुगाग्रणी-**
**र्नन्दीश्वरो रोषकषायदूषितः।**
**दक्षाय शापं विससर्ज दारुणं**
**ये चान्वमोदंस्तदवाच्यतां द्विजाः॥ २०**

મહાદેવજીના અનુચરોમાં મુખ્ય તથા ક્રોધરૂપ આસવથી લાલઘૂમ આંખોવાળા નન્દીશ્વરે શાપ જાણીને દક્ષને તથા તે શિવજીની નિંદા કરતાં વચનોને અનુમોદન આપનારા જે બ્રાહ્મણો હતા તેમને પણ ભયંકર શાપ આપ્યો. ॥ ૨૦ ॥

गिरिशस्यानुगानामग्रणीर्मुख्यः। रोष एव कषायस्तेन दूषितः, आरक्तनेत्र इत्यर्थः। तस्य गिरिशस्यावाच्यतां वचनानर्हताम्। निन्द्यता-मित्यर्थः। तेभ्योऽपि शापं विससर्ज॥ २०॥

મહાદેવજીના અનુચરોમાં '**अग्रणीः**' મુખ્ય એવા નન્દીશ્વર. રોષ એ જ આસવ(માદક પીણું)– તેનાથી અતિકોપાયમાન, લાલઘૂમ આંખોવાળા નન્દીશ્વર– '**तद्**' तस्य તે ભગવાનની '**अवाच्यताम्**' નિંદા કરતાં વચનોને સમ્મતિ આપનારાઓને, એમ અર્થ છે. તેમને પણ (ભયંકર) શાપ આપ્યો. ॥ ૨૦ ॥

दक्षं शपति सार्धैस्त्रिभिः।

સાડાત્રણ શ્લોકો વડે દક્ષને શાપ આપે છે.

**य एतन्मर्त्यमुद्दिश्य भगवत्यप्रतिद्रुहि।**
**द्रुह्यत्यज्ञः पृथग्दृष्टिस्तत्त्वतो विमुखो भवेत्॥ २१**

एतन्मर्त्यं दक्षशरीरमुद्दिश्य श्रेष्ठं मत्वा। अप्रतिद्रुहि प्रतिद्रोहमकुर्वति पृथग्दृष्टिर्भेददर्शी तत्त्वतः परमार्थात्॥ २१॥

अज्ञत्वमेवाह—**गृहेष्विति**।

**गृहेषु कूटधर्मेषु सक्तो ग्राम्यसुखेच्छया।**
**कर्मतन्त्रं वितनुते वेदवादविपन्नधीः॥ २२**

**बुद्ध्या पराभिध्यायिन्या विस्मृतात्मगतिः पशुः।**
**स्त्रीकामः सोऽस्त्वतितरां दक्षो बस्तमुखोऽचिरात्॥ २३**

कर्मतन्त्रं कर्मपरिकरम्। वेदे ये वादा अर्थवादाः 'अक्षय्यं ह वै चातुर्मास्ययाजिनः सुकृतं भवति' इत्यादयस्तैर्विपन्ना विनष्टा धीर्यस्य॥ २२॥

परो देहादिस्तमेवात्मत्वेनाभितो ध्यातुं शीलं यस्यास्तया बुद्ध्या विस्मृतात्मनो गतिस्तत्त्वं येन। अतः पशुतुल्यः। अतितरां स्त्रीकामोऽस्त्विति द्वितीयः शापः। बस्तस्य मुखमेव मुखं यस्येति तृतीयः शापः॥ २३॥

अयं च शापोऽस्यानुरूप एवेत्याह।

**विद्याबुद्धिरविद्यायां कर्ममय्यामसौ जडः।**
**संसरन्त्विह ये चामुमनु शर्वावमानिनम्॥ २४**

જે આ મરણધર્મા શરીરને જ શ્રેષ્ઠ માની, કોઈનો પણ દ્વેષ ન કરનારા ભગવાન શંકર પ્રતિ દ્વેષ રાખે છે, તે ભેદબુદ્ધિવાળો મૂર્ખ દક્ષ પરમાર્થથી ભ્રષ્ટ થાઓ! ॥ ૨૧ ॥

આ મરણધર્મા એવા પોતાના શરીરને '**उद्दिश्य**' શ્રેષ્ઠ માની; '**अप्रतिद्रुहि**' કોઈનો પણ દ્વેષ ન કરનાર ભગવાન પ્રતિ '**पृथक्-दृष्टिः**' ભેદબુદ્ધિવાળો છે, તે દક્ષ '**तत्त्वतः**' સત્ય વસ્તુથી વિમુખ થાઓ.॥ ૨૧ ॥

દક્ષનું અજ્ઞાન જણાવે છે— '**गृहेषु इति।**'

વિષયસુખની ઈચ્છાથી કપટમય ગૃહસ્થધર્મોમાં આસક્ત, અર્થવાદરૂપ વેદવાક્યોથી નષ્ટ થયેલી બુદ્ધિવાળો દક્ષ કર્મકાંડ કર્યા કરે છે. ॥ ૨૨ ॥

(દેહાદિમાં) આત્મા તરીકેના ચિંતનવાળી બુદ્ધિથી આત્મસ્વરૂપને ભૂલી ગયેલો, પશુ જેવો તે દક્ષ અત્યંત સ્ત્રીલંપટ થાઓ અને શીઘ્ર બકરાના મુખવાળો થાઓ. ॥ ૨૩ ॥

'**कर्मतन्त्रम्**' કર્મકાંડ કરનારો– વેદમાં જે '**वादाः**' અર્થવાદો છે, ''ચાતુર્માસ્ય યજ્ઞ કરનારને ખરેખર અક્ષય પુણ્ય મળે છે.'' (અથર્વ શિ.૩) એવાં પ્રશંસાપરક વચનોથી '**विपन्ना**' નષ્ટ થઈ છે બુદ્ધિ જેની ॥ ૨૨ ॥

'**परः**' દેહાદિને જ આત્મરૂપે ચિંતવવાનો કર્યા કરવાનો સ્વભાવ છે જેનો તેવી બુદ્ધિથી વિસ્મૃત થયું છે આત્માનું સ્વરૂપ જેને, આથી પશુ સમાન દક્ષ અત્યન્ત સ્ત્રીલંપટ થાઓ– એમ બીજો શાપ આપ્યો તથા બકરાનું મુખ જ જેનું મુખ છે તેવો તે થાઓ, એમ ત્રીજો શાપ આપ્યો. ॥ ૨૩ ॥

આ શાપ પણ એને અનુરૂપ જ છે, એમ કહે છે.

કર્મમયી અવિદ્યાને જ તત્ત્વજ્ઞાન સમજનારો આ દક્ષ જડ છે. ભગવાન શંકરનું અપમાન કરનારા આવા દક્ષને જેઓ અહીં અનુસરે છે, તેઓ જન્મ-મરણરૂપ સંસારમાં પડ્યા રહો. ॥ ૨૪ ॥

**गिरः श्रुतायाः पुष्पिण्या मधुगन्धेन भूरिणा।**
**मथ्ना चोन्मथितात्मानः सम्मुह्यन्तु हरद्विषः॥ २५**

પુષ્પરસ જેવી અનેક અર્થવાદવાળી વેદરૂપ વાણીની મનને મોહિત કરનારી (કર્મફળરૂપ) સુગંધથી ક્ષુબ્ધ થયેલા ચિત્તવાળા થઈ, મહાદેવજીનો દ્વેષ કરનારાઓ (કર્મની જાળમાં જ) ફસાઓ! ॥૨૫॥

विद्याबुद्धिः इयमेव तत्त्वविद्येति बुद्धिर्यस्य। अतोऽसौ जड एव। द्विजान् शपति—संसरन्त्विति सार्धद्वाभ्याम्। शर्वमवमन्यत इति तथा तममुं दक्षं ये चानुवर्तन्ते संसरन्तु जन्ममरणाद्यनुभवन्त्वित्येकः शापः॥ २४॥

આ અવિદ્યા જ '**विद्याबुद्धिः**' તત્ત્વવિદ્યા છે, એવી બુદ્ધિ છે જેની; આથી આ દક્ષ જડ છે. હવે અઢી શ્લોકો વડે બ્રાહ્મણોને શાપ આપે છે– '**संसरन्तु इति।**' ભગવાન શર્વની અવગણના કરનાર એવા આ દક્ષને જેઓ અનુસરે તેઓ '**संसरन्तु**' જન્મ-મરણાદિ સંસારમાં પડ્યા રહો– એમ એક શાપ આપ્યો. ॥ ૨૪ ॥

श्रुताया वेदरूपायाः पुष्पिण्याः पुष्पाणीवार्थवादा मनःक्षोभकत्वात्। अर्थवादबहुलाया इत्यर्थः। मधुगन्धतुल्येन प्ररोचनेन मथ्ना मनःक्षोभकेणोन्मथित आत्मा मनो येषां ते सम्मुह्यन्तु कर्मस्वासक्ता भवन्त्विति द्वितीयः शापः॥ २५॥

'**श्रुतायाः**' વેદરૂપ વાણીની '**पुष्पिण्याः**' પુષ્પો જેવા અર્થવાદવાળી વાણી મનને લલચાવનારી હોવાથી, અનેક અર્થવાદવાળી, પુષ્પરસ જેવી માદક સુગંધથી '**मथ्ना**' મનને મોહિત કરનારી વાણીથી ક્ષુબ્ધ થયું છે '**आत्मा**' મન જેમનું તેઓ '**सम्मुह्यन्तु**' કર્મોમાં આસક્ત રહ્યા કરો!– એમ બીજો શાપ આપ્યો. ॥ ૨૫ ॥

'यामिमां पुष्पितां वाचं प्रवदन्त्यविपश्चितः।
वेदवादरताः पार्थ नान्यदस्तीति वादिनः॥'

'હે પાર્થ, વેદની ફળશ્રુતિમાં પ્રેમ રાખનારા, (સ્વર્ગને જ શ્રેષ્ઠ માનનારા,) તેનાથી બીજું કાંઈ નથી તેમ કહેનારા અવિવેકી મનુષ્યો ફૂલની જેમ જોવામાં જ શોભાવાળી (આ) વાણીને વિસ્તારીને કહે છે.' (ગીતા ૨/૪૨)

**सर्वभक्षा द्विजा वृत्त्यै धृतविद्यातपोव्रताः।**
**वित्तदेहेन्द्रियारामा याचका विचरन्त्विह॥ २६**

(દક્ષને અનુસરનારા) બ્રાહ્મણો ભક્ષ્યાભક્ષ્યનો વિચાર ન કરનારા બનો! દેહના પોષણ માટે વિદ્યા, તપ અને વ્રત ધારણ કરનારા થાઓ! ધન, દેહ તથા ઇન્દ્રિયોનાં સુખમાં જ સુખ માનનારા થાઓ તથા યાચક થઈને આ ભૂમિ ઉપર ભટક્યા કરો! ॥ ૨૬॥

**तस्यैवं ददतः शापं श्रुत्वा द्विजकुलाय वै।**
**भृगुः प्रत्यसृजच्छापं ब्रह्मदण्डं दुरत्ययम्॥ २७**

તે નંદીશ્વર દ્વારા એમ બ્રાહ્મણકુળને અપાતા શાપને સાંભળીને ભૃગુઋષિએ શાપરૂપી દુર્લંઘ્ય બ્રહ્મદંડ ફેંક્યો. ॥ ૨૭ ॥

**भवव्रतधरा ये च ये च तान्समनुव्रताः।**
**पाखण्डिनस्ते भवन्तु सच्छास्त्रपरिपन्थिनः॥ २८**

જેઓ શંકરના વ્રતને ધારણ કરે તથા જેઓ તેમને અનુસરે, તેઓ પાખંડી અને સત્-શાસ્ત્ર વિરુદ્ધ આચરણ કરનારા થાઓ! ॥ ૨૮ ॥

**नष्टशौचा मूढधियो जटाभस्मास्थिधारिणः।**
**विशन्तु शिवदीक्षायां यत्र दैवं सुरासवम्॥ २९**

તેઓ પવિત્ર આચારવિહીન, જટા, ભસ્મ અને હાડકાં ધારણ કરનારા, મૂઢબુદ્ધિવાળા થઈ શૈવી દીક્ષામાં પ્રવેશ કરો કે જ્યાં સુરા અને આસવ દેવતાઓની જેમ આદરણીય છે. ॥ ૨૯ ॥

सर्वभक्षा भक्ष्याभक्ष्यविचारशून्याः। वृत्त्यै देहादिपोषणाय धृतानि विद्यातपोव्रतानि यैः। वित्तादिष्वेवारामो रतिर्येषां ते। याचकाः सन्तो विचरन्त्विति च शापचतुष्टयम्॥ २६॥

'**सर्वभक्षाः**' શું ખાવું જોઈએ અને શું ન ખાવું જોઈએ– એવો વિચાર ન કરનારા, '**वृत्त्यै**' આજીવિકા માટે ધારણ કર્યાં છે વિદ્યા, તપ, વ્રતાદિ જેમણે, ધન વગેરેમાં જ આનંદ છે જેમને તેઓ યાચક થઈ ભૂમિ ઉપર ભટકો, એમ ચાર શાપ આપ્યા.॥ ૨૬ ॥

प्रत्यसृजत् प्रत्यदात्। शापरूपं ब्रह्मदण्डम्॥ २७॥

'**प्रति-असृजत्**' શાપરૂપી બ્રહ્મદંડ ફેંક્યો.॥ ૨૭ ॥

सच्छास्त्रस्य परिपन्थिनः प्रतिकूलाः॥ २८॥

સચ્છાસ્ત્રનો '**परिपन्थिनः**' વિરોધ કરનારા॥ ૨૮ ॥

सुरा गौडी पैष्टी माध्वी च। आसवस्तालादि-सम्भवं मद्यम्। द्वन्द्वैक्यात्षण्ढत्वम्। तद्यत्र दैवं पूज्यं देवतावदादरणीयमिति वा॥ २९॥

'**सुरा**' નારિયેળ વગેરેના પુષ્પમાંથી બનેલી મદિરા, '**गौडी**' ગોળમાંથી બનેલી, '**पैष्टी**' અનાજને સડાવીને બનાવેલી, '**माध्वी**' મહુડાનાં પુષ્પમાંથી બનેલી, '**आसवः**' તાડી વગેરેમાંથી બનેલું મદ્ય. સુરા અને આસવ એ બંનેનું ઐક્ય હોવાથી નપું.નો પ્રયોગ છે. જ્યાં તે બંને '**दैवम्**' પૂજ્ય, દેવતાની જેમ આદરને પાત્ર છે.॥ ૨૯ ॥

**ब्रह्म च ब्राह्मणांश्चैव यद्यूयं परिनिन्दथ।**
**सेतुं विधारणं पुंसामतः पाखण्डमाश्रिताः॥ ३०**

(વર્ણાશ્રમના આચારનું પાલન કરનારા તેમ જ ચતુર્વિધ પુરુષાર્થ ઇચ્છનારા) મનુષ્યોને સન્માર્ગે પ્રવર્તાવનાર (મર્યાદારૂપ) વેદની અને બ્રાહ્મણોની તમે જે નિંદા કરો છો, તેથી તમે પાખંડનો આશ્રય કરનારા છો. ॥ ૩૦ ॥

ब्रह्म वेदम्। कथम्भूतम्। सेतुं मर्यादारूपम्। तदेवाह। पुंसां वर्णाश्रमाचारवतां विधारणं धारकम्॥ ३०॥

'**ब्रह्म**' વેદની નિંદા કરો છો. કેવા વેદની નિંદા કરો છો? '**सेतुम्**' મર્યાદારૂપ વેદની, તે જ કહે છે. '**पुंसाम्**' વર્ણાશ્રમના આચારનું પાલન કરનારા મનુષ્યોને '**विधारणम्**' સન્માર્ગે પ્રવર્તાવનાર સેતુરૂપ વેદની ॥ ૩૦ ॥

सेतुत्वं प्रपञ्चयति द्वाभ्याम्।

વેદના માર્ગને બે શ્લોકો વડે વિસ્તારથી સમજાવે છે—

**एष एव हि लोकानां शिवः पन्थाः सनातनः।**
**यं पूर्वे चानुसन्तस्थुर्यत्प्रमाणं जनार्दनः॥ ३१**

**तद्ब्रह्म परमं शुद्धं सतां वर्त्म सनातनम्।**
**विगर्ह्य यात पाषण्डं दैवं वो यत्र भूतराट्॥ ३२**

एष वेदलक्षण एव शिवः पन्था:। यं पूर्वे ऋषयोऽनुसन्तस्थुराश्रितवन्तः। यद्यस्मिन् जर्नादनः प्रमाणं मूलम्॥ ३१॥

भूतराट् भूतानां तामसानां पतिः॥ ३२॥

**मैत्रेय उवाच**

**तस्यैवं वदतः शापं भृगोः स भगवान् भवः।**
**निश्चक्राम ततः किञ्चिद्विमना इव सानुगः॥ ३३**

**तेऽपि विश्वसृजः सत्रं सहस्रपरिवत्सरान्।**
**संविधाय महेष्वास यत्रेज्य ऋषभो हरिः॥ ३४**

**आप्लुत्यावभृथं यत्र गङ्गा यमुनयान्विता।**
**विरजेनात्मना सर्वे स्वं स्वं धाम ययुस्ततः॥ ३५**

अन्योन्यशापेनोभयोर्नाशाद्विमना इवेति। तथापि भगवदनुगृहीतानां नाशो न स्यादिति भावः॥ ३३॥

**वंशीधरी—**इति भाव इति। 'न मे भक्तः प्रणश्यति' इति गीतोक्तेः। 'यत्प्रमाणं जर्नादनः' इति श्रुत्वा कदाचिज्जनार्दनं तद्भक्तांश्च प्रति किमप्यवद्यं क्रोधादेव नन्दीश्वरो वदेदिति शङ्कमानो भवस्ततो निष्क्रान्त इत्याह—तस्यैवमिति विमना इवेति। वस्तुतस्त्वात्मारामत्वान्न विमनास्तेन द्वयोः शापाभ्यां कर्मशैवमार्गौ परिहृत्य वैष्णवमार्ग एव शुद्धत्वेन ग्राह्य इह प्रकरणव्यङ्ग्यं वस्त्वेतदेवेति तात्पर्यम्।

આ વેદમાર્ગ જ લોકોનું કલ્યાણ કરનાર સનાતન માર્ગ છે, જેનો પૂર્વે ઋષિઓએ આશ્રય કર્યો હતો અને જેના મૂળમાં સાક્ષાત્ ભગવાન જનાર્દન છે.॥ ૩૧ ॥

તે પરમ શુદ્ધ અને સત્પુરુષોના સનાતન માર્ગરૂપ વેદની નિંદા કરીને તમે પાખંડમાં જાઓ કે જ્યાં ભૂતોનો રાજા તમારો દેવ ભગવાન શિવ છે!॥ ૩૨ ॥

વેદના લક્ષણવાળો આ માર્ગ જ કલ્યાણકારી છે કે જેનો પૂર્વે ઋષિઓએ '**अनुसन्तस्थुः**' આશ્રય કર્યો હતો. '**यद्**' જેમાં ભગવાન જનાર્દન '**प्रमाणम्**' મૂળ છે.॥ ૩૧ ॥

'**भूतराट्**' તામસિક પ્રાણીઓના રાજા ॥ ૩૨ ॥

**મૈત્રેયમુનિ બોલ્યા** – ભૃગુઋષિ આમ શાપ આપતા હતા ત્યારે તે ભગવાન શંકર કંઈક ઉદાસ મનવાળા થયા હોય તેમ અનુચરો સહિત ત્યાંથી નીકળી ગયા. ॥ ૩૩ ॥

હે મોટા ધનુષ્યવાળા વિદુરજી, તે પ્રજાપતિઓ પણ સર્વશ્રેષ્ઠ શ્રીહરિ જેમાં પૂજ્ય હતા, એવો તે યજ્ઞ એક હજાર વર્ષ સુધી કરી, ॥ ૩૪ ॥

જ્યાં ગંગા અને યમુનાનો સંગમ થાય છે, ત્યાં યજ્ઞાન્ત સ્નાન કરી પ્રસન્ન મનથી સર્વે તે સ્થાનેથી પોત-પોતાના સ્થાને ગયા. ॥ ૩૫ ॥

પરસ્પર શાપ આપવાથી બંનેના નાશને કારણે ખિન્ન મનવાળા થયા હોય તેમ (ત્યાંથી નીકળી ગયા). તેમ છતાં પણ ભગવાનનો અનુગ્રહ જેમની ઉપર હોય તેમનો નાશ થાય નહીં, તેવો ભાવ છે. ॥ ૩૩ ॥

શ્લોક-૩૩નો ભાવ આ પ્રમાણે છે– 'મારો ભક્ત નાશ પામતો નથી.' (ગીતા.૯-૩૧) એમ ગીતાજીમાં કહ્યું હોવાથી જેનું મૂળ ભગવાન જનાર્દન છે– એમ સાંભળીને કદાચ જનાર્દન અને તેમના ભક્તોને નંદીશ્વર ક્રોધપૂર્વક કંઈ પણ અપ્રિય બોલે, તેવી શંકા કરતા ભગવાન ભવ ત્યાંથી ચાલ્યા ગયા, એટલે કહે છે કે 'ખિન્ન હોય તેમ ત્યાંથી નીકળી ગયા.' વાસ્તવમાં તો ભગવાન ભવ આત્મારામ હોવાથી ખિન્ન ન હતા. તે બંને શાપથી કર્મમાર્ગ અને શૈવમાર્ગ છોડીને વૈષ્ણવમાર્ગ જ શુદ્ધસ્વરૂપે ગ્રહણ કરવા યોગ્ય છે, તે આ પ્રકરણનો ધ્વનિ છે અને એ જ તાત્પર્ય છે.

ऋषभः सर्वश्रेष्ठो हरिर्यत्र इज्यः पूज्यस्तत्सत्रं सम्यग्विधाय। हे महेष्वास विदुर॥ ३४॥

यत्र प्रयागेऽन्विता तत्रावभृथस्नानं कृत्वा ततः स्थानाद्ययुः॥ ३५॥

**'ऋषभः'** સર્વશ્રેષ્ઠ હરિ જ્યાં **'इज्यः'** પૂજ્ય છે ત્યાં સારી રીતે યજ્ઞ કરીને; હે **'महेष्वास'** વિદુરજી! ॥ ૩૪ ॥

જે પ્રયાગમાં સંગમ થાય છે ત્યાં અવભૃથસ્નાન કરીને ત્યાંથી સ્વધામ સિધાવ્યા.॥ ૩૫ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां चतुर्थस्कन्धे द्वितीयोऽध्यायः॥ २॥

इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां द्वितीयोऽध्यायः॥ २॥

*****

# अथ तृतीयोऽध्यायः

## પિતાને ત્યાં યજ્ઞોત્સવમાં જવા માટે સતીનો આગ્રહ

तृतीये तु सती तातयज्ञोत्सवदिदृक्षया।
गमिष्यन्ती महेशेन वारिता नीतिहेतुभिः॥ १

પિતાનો યજ્ઞોત્સવ જોવાની ઇચ્છાથી જનારાં સતીને ભગવાન શંકરે નીતિ અને યુક્તિથી અટકાવ્યાં, તે કથા ત્રીજા અધ્યાયમાં છે. ॥ ૧ ॥

मैत्रेय उवाच

**सदा विद्विषतोरेवं कालो वै ध्रियमाणयोः।**
**जामातुः श्वशुरस्यापि सुमहानतिचक्रमे॥ १**

**મૈત્રેયમુનિ બોલ્યા** – આ પ્રમાણે નિત્ય દ્વેષ કરતા રહેતા તે જમાઈ અને સસરાનો અતિમહાન કાળ વીતી ગયો. ॥ ૧ ॥

ध्रियमाणयोरवतिष्ठमानयोः। 'धृङ् अवस्थाने' इत्यस्मात्॥ १॥

**'ध्रियमाणयोः'** (દ્વેષ કરતા) રહેતા બંનેનો, કારણ કે **धृ** ધાતુ અવસ્થાન અર્થાત્ રહેવાના અર્થમાં છે.॥ ૧ ॥

**बा.प्र.**—अपिशब्देनोभयत्र द्वेषस्य तौल्यं दर्शयति। इति लोकदृष्ट्यैवोक्तम्। वस्तुतस्तु न तथाऽस्य सम्बन्धस्य लौकिकत्वात् दक्षस्य जीवत्वेन द्वेषित्वसम्भवेऽपि भवस्येश्वरत्वेन तदसम्भवात्। पूर्वं तेन किञ्चिदपि नोक्तमग्रे च,

**'अपि'** શબ્દ બંને પક્ષે દ્વેષની તુલના દર્શાવે છે. લૌકિક દૃષ્ટિએ આમ કહેવામાં આવ્યું છે પરંતુ વાસ્તવમાં આ સંબંધ તેવો લૌકિક નથી, કારણ કે દક્ષ જીવ હોવાથી તેનામાં દ્વેષ હોવાનો સંભવ છે પણ શંકર ભગવાન ઈશ્વર હોવાથી તેમનામાં દ્વેષ હોવો અસંભવ છે. શંકર ભગવાન પહેલાં તો કાંઈ પણ બોલ્યા જ નહીં અને પછી પણ,

'नाघं प्रजेश बालानां वर्णये नानुचिन्तये।'

'હે પ્રજાપતિ, (પરમેશ્વરની માયાથી મોહિત થયેલા) અજ્ઞાનીઓના અપરાધને હું નથી વર્ણવતો કે નથી વિચારતો.'– (શ્રીમદ્ ભા.૪/૭/૨)

इति वक्ष्यमाणत्वाच्च।

(ભગવાન શંકર) એમ આગળ કહેવાના છે, તેથી (તેમનામાં દ્વેષ નથી).

अन्यथा तस्यापि वस्तुतो द्वेषित्वे दक्षनाश एव स्यान्न हि ब्रह्माण्डनाशकर्तुस्तन्नाशो दुर्घटोऽत एकेन कृतोऽपि द्वेषो लोकैरुभयत्र व्यवह्रियत

બીજી રીતે વિચારતાં તે ભગવાનમાં પણ દ્વેષ હોત તો દક્ષનો નાશ જ થાત! કારણ કે બ્રહ્માંડનો નાશ કરનારને તે દક્ષનો નાશ કરવો મુશ્કેલ ન હતો. તેથી એક વ્યક્તિ દ્વેષ કરે તો પણ લોકમાં બંને પક્ષ દ્વેષી કહેવાય એમ

इत्ययमर्थो जामातृश्वशुरयोरिति वक्तव्येऽसमस्त-पदोपादानेन सूचितः।

आनो अर्थ छे. **'जामातृ-श्वशुरयोः'** જમાઈ-સસરાનો એમ સામાસિક પદને બદલે સમાસ કર્યા વિના બંને પદો જુદાં જુદાં મૂકીને સૂચિત કરેલું છે.

**यदाभिषिक्तो दक्षस्तु ब्रह्मणा परमेष्ठिना।**
**प्रजापतीनां सर्वेषामाधिपत्ये स्मयोऽभवत्॥ २**

જ્યારે પરમેષ્ઠી બ્રહ્માજી દ્વારા દક્ષનો સર્વ પ્રજાપતિઓના અધિપતિપદે અભિષેક કરવામાં આવ્યો ત્યારે તેને (દક્ષને) ગર્વ થયો. ॥ ૨ ॥

**इष्ट्वा स वाजपेयेन ब्रह्मिष्ठानभिभूय च।**
**बृहस्पतिसवं नाम समारेभे क्रतूत्तमम्॥ ३**

તેણે બ્રહ્મનિષ્ઠ પુરુષોનું અપમાન કરીને (પ્રથમ) વાજપેય યજ્ઞ કર્યો. પછી તેણે બૃહસ્પતિસવ નામના ઉત્તમ યજ્ઞનો આરંભ કર્યો. ॥ ૩ ॥

**तस्मिन्ब्रह्मर्षयः सर्वे देवर्षिपितृदेवताः।**
**आसन्कृतस्वस्त्ययनास्तत्पत्न्यश्च सभर्तृकाः॥ ४**

તેમાં જેમના દ્વારા મંગળ આચરણ કરવામાં આવ્યું હતું તે સર્વ બ્રહ્મર્ષિઓ, દેવર્ષિઓ, પિતૃઓ તથા દેવતાઓ હતા તથા તેમની ભાર્યાઓ પણ પતિઓ સાથે સમ્માનિત થઈ હતી. ॥ ૪ ॥

यद्यपि रुद्रविहीनो यज्ञो नास्त्येव, तथापि दक्षस्य रुद्रपरित्यागो द्वेषाद्गर्वाच्च। तत्र द्वेषे हेतुरुक्तः। गर्वे हेतुमाह। यदा तु प्रजापतीनामाधि-पत्येऽभिषिक्तस्तदा तस्य स्मयो गर्वोऽभवत्॥ २॥

જો કે રુદ્રદેવ વગરનો યજ્ઞ હોય જ નહીં, છતાં પણ દક્ષે દ્વેષથી અને ગર્વથી રુદ્રદેવનો ત્યાગ કર્યો હતો. તે બંનેમાં દ્વેષનું કારણ (નમન ન કર્યું તે) કહ્યું. હવે ગર્વનું કારણ કહે છે. જ્યારે પ્રજાપતિઓના અધિપતિપદે અભિષેક કરવામાં આવ્યો ત્યારે ગર્વ થયો. ॥ ૨ ॥

गर्वादेव ब्रह्मिष्ठान्सेश्वरानभिभूय तिरस्कृत्य। 'वाजपेयेनेष्ट्वा बृहस्पतिसवेन यजेत' इति श्रुतेर्वाजपेयेनेष्ट्वा समारेभे॥ ३॥

ગર્વથી જ ઈશ્વરસહિત બ્રહ્મનિષ્ઠોનો તિરસ્કાર કરીને વાજપેય યજ્ઞ કરી બૃહસ્પતિસવનો આરંભ કર્યો કારણ કે 'વાજપેય યજ્ઞથી પૂજન કરીને બૃહસ્પતિસવથી યજન કરવું.' એમ શ્રુતિ છે. ॥ ૩ ॥

कृतस्वस्त्ययनाः कृतमङ्गलाः। सभर्तृका इति दक्षिणादिभिः प्रथममर्हितानामपि पत्न्यर्हणे पुनरर्हणमुक्तम्॥ ४॥

**'कृतस्वस्त्ययनाः'** જેમણે મંગળ આચરણ કર્યું હતું તેવા, **'सभर्तृकाः'** પતિસહિત પહેલાં સમ્માનિત થવા છતાં પત્નીઓનાં પૂજન વખતે પુનઃ સજોડે પૂજન કહેવામાં આવ્યું છે. ॥ ૪ ॥

**तदुपश्रुत्य नभसि खेचराणां प्रजल्पताम्।**
**सती दाक्षायणी देवी पितुर्यज्ञमहोत्सवम्॥ ५**

**व्रजन्तीः सर्वतो दिग्भ्य उपदेववरस्त्रियः।**
**विमानयानाः सप्रेष्ठा निष्ककण्ठीः सुवाससः॥ ६**

**दृष्ट्वा स्वनिलयाभ्याशे लोलाक्षीर्मृष्टकुण्डलाः।**
**पतिं भूतपतिं देवमौत्सुक्यादभ्यभाषत॥ ७**

તે સમયે આકાશમાં આકાશચારી દેવો વાતો કરતા હતા ત્યારે પિતાને ત્યાં થનારા યજ્ઞમહોત્સવની વાત સાંભળીને ચંચળ નેત્રોવાળી, પદકયુક્ત કંઠી પહેરેલી, સુંદર વસ્ત્રો તેમ જ ઉજ્જ્વળ કુંડળો ધારણ કરેલી, ગન્ધર્વોની સુંદર પત્નીઓને પ્રિયજનો સહિત સર્વ દિશાઓમાંથી વિમાનમાં બેસીને જતી જોઈને દક્ષપુત્રી દેવી સતીએ સર્વ જીવોના સ્વામી એવા પોતાના પતિદેવને ઉત્સુકતાથી કહ્યું: ॥૫॥૬॥૭ ॥

तत्तदा खेचराणां प्रजल्पतां सतां पितृयज्ञ-महोत्सवं श्रुत्वा तत्र व्रजन्तीरुपदेवानां गन्धर्वादीनां वरस्त्रियश्च स्वस्य निलयस्याभ्याशे समीपे दृष्ट्वौ-त्सुक्यात्पतिमभ्यभाषतेति त्रयाणामन्वयः ॥ ५ ॥

કથમ્ભૂતાઃ स्त्रियो दृष्ट्वा। विमानानि यानानि यासां ताः। प्रेष्ठैः सहिताः। निष्काणि पदकानि कण्ठेषु यासाम्। शोभमानानि वासांसि यासाम्॥ ६ ॥

लोलानि चञ्चलान्यक्षीणि यासाम्। मृष्टान्युज्ज्वलानि कुण्डलानि यासां ताः॥ ७॥

**सत्युवाच**

**प्रजापतेस्ते श्वशुरस्य साम्प्रतं**
**निर्यापितो यज्ञमहोत्सवः किल।**
**वयं च तत्राभिसराम वाम ते**
**यद्यर्थिताऽमी विबुधा व्रजन्ति हि॥ ८**

निर्यापितः प्रवर्तितः। हे वाम शिव, ते यद्यर्थिता इच्छा तर्हि वयं च तत्राभिसराम गच्छामः। न चाद्यापि यागो निवृत्तः। यतोऽमी विबुधा व्रजन्ति॥ ८॥

औत्सुक्यं प्रकटयन्त्याह—**तस्मिन्निति** षड्भिः।

**तस्मिन्भगिन्यो मम भर्तृभिः स्वकै-**
**र्ध्रुवं गमिष्यन्ति सुहृद्दिदृक्षवः।**
**अहं च तस्मिन्भवताभिकामये**
**सहोपनीतं परिबर्हमर्हितुम्॥ ९**

पितृभ्यामुपनीतं दत्तं परिबर्हमलङ्कारादिद्रव्यं भवता सहार्हितुं स्वीकर्तुमभिकामये। अर्हित-मिति पाठे तत्कृतं परिबर्हमिच्छामीति॥ ९॥

**तत्र स्वसॄर्मे ननु भर्तृसम्मिता**
**मातृष्वसॄः क्लिन्नधियं च मातरम्।**
**द्रक्ष्ये चिरोत्कण्ठमना महर्षिभि-**
**रुन्नीयमानं च मृडाध्वरध्वजम्॥ १०**

**'तत्'** તે સમયે જ્યારે આકાશચારી દેવો વાતો કરતા હતા, ત્યારે પિતૃમહોત્સવની વાત સાંભળીને ત્યાં જતી **'उपदेवानाम्'** ગન્ધર્વો વગેરેની સુંદર સ્ત્રીઓને પોતાના નિવાસની **'अभ्याशे'** સમીપ જોઈને ઉત્સુકતાથી પતિને કહ્યું, એમ (૫,૬,૭) ત્રણેય શ્લોકોનો સંબંધ છે. ॥ ૫ ॥

કેવી સ્ત્રીઓને જોઈ? વિમાનો છે વાહનો જેમનાં તેવી, પ્રિયજનોની સાથે, **'निष्काणि'** પદકો છે જેમનાં ગળાઓમાં, સુંદર વસ્ત્રો છે જેમનાં ॥ ૬ ॥

**'लोलानि'** ચંચળ છે નેત્રો જેમનાં, **'मृष्टानि'** ઉજ્જ્વળ છે કુંડળો જેમનાં તેવી સ્ત્રીઓના ॥ ૭ ॥

**સતી બોલ્યાં** – હે વામદેવ, આપના સસરાજી દક્ષ પ્રજાપતિને ત્યાં હમણાં મહાન યજ્ઞોત્સવનો આરંભ થયો છે. જો આપની ઈચ્છા હોય તો આપણે પણ ત્યાં જઈએ, કારણ કે આ દેવતાઓ ત્યાં જાય છે!॥ ૮ ॥

**'निर्यापितः'** આરંભાયો છે– હે **'वाम'** શિવ, જો આપની **'अर्थिता'** ઈચ્છા હોય તો આપણે પણ ત્યાં **'अभिसरामः'** જઈએ. હજી પણ યજ્ઞ સમ્પૂર્ણ થયો નથી, કારણ કે આ દેવો જાય છે. ॥ ૮ ॥

ઉત્સુકતા પ્રકટ કરતાં છ શ્લોકોથી કહે છે— **'तस्मिन् इति।'**

તે યજ્ઞમાં પોતાના આત્મીયજનોને મળવા ઈચ્છતી મારી બહેનો પોતાના પતિઓ સાથે અવશ્ય આવશે. હું પણ ત્યાં મારા પિતા દ્વારા આપવામાં આવતી પહેરામણી આપની સાથે સ્વીકારવા ઈચ્છું છું.॥ ૯ ॥

માતા-પિતા દ્વારા **'उपनीतम्'** આપવામાં આવેલ **'परिबर्हम्'** અલંકાર વગેરે દ્રવ્યરૂપે અપાતી પહેરામણી આપની સાથે **'अर्हितुम्'** સ્વીકારવા ઈચ્છું છું. **'अर्हितम्'** પાઠમાં, તેમણે આપેલી પહેરામણીને ઈચ્છું છું. ॥ ૯ ॥

હે સર્વસુખપ્રદ, પોતાના પતિઓને અનુરૂપ એવી મારી ભગિનીઓને તથા સ્નેહાર્દ્ર હૃદયવાળી જનનીને ઘણા સમયથી મળવાને આતુર એવી હું મળીશ તથા મહર્ષિઓ દ્વારા આરંભાયેલા શ્રેષ્ઠ યજ્ઞનાં દર્શન પણ કરીશ. ॥ ૧૦ ॥

स्वसृर्भगिनीः। भर्तृभिः सम्मिताः सदृशीः। क्लिन्नधियं स्नेहार्द्रचित्ताम्। चिरमुत्कण्ठमुत्सुकं मनो यस्याः साहं द्रक्ष्यामि। हे मृड, उन्नीयमानं प्रवर्त्यमानमध्वरेषु ध्वजमिव दृश्यं श्रेष्ठमध्वरम्। यद्वा उत्क्षिप्यमाणं यज्ञे केतुं यूपं वा॥ १०॥

'**स्वसॄः**' બહેનોને, – પતિદેવોને '**सम्मिताः**' અનુરૂપ એવી બહેનોને, '**क्लिन्नधियम्**' સ્નેહાર્દ્ર હૃદયવાળી જનનીને (મળવા) ચિરકાળથી '**उत्कण्ठम्**' ઉત્સુક છે જેનું મન તેવી હું તેમને જોઈશ. હે સર્વસુખપ્રદ, '**उन्नीयमानम्**' આરમ્ભાયેલા યજ્ઞને, યજ્ઞોમાં ધ્વજની જેમ દેખાતા શ્રેષ્ઠ યજ્ઞને પણ જોઈશ અથવા યજ્ઞમાં ઊંચકવામાં આવેલી ધજાને કે યૂપને જોઈશ. (યૂપ = વાંસ કે ખાખરાનો દંડ) ॥ ૧૦ ॥

अहो किं तत्राश्चर्यं येन तवैतदौत्सुक्यमिति चेदत आह—**त्वयीति**।

'અહો! એમાં એવું તે કેવું આશ્ચર્ય છે કે જેને કારણે તમારામાં આવી ઉત્સુકતા છે!' એમ જો કોઈ કહે તો તે માટે કહે છે— '**त्वयि इति**।'

**त्वय्येतदाश्चर्यमजात्ममायया**
**विनिर्मितं भाति गुणत्रयात्मकम्।**
**तथाप्यहं योषिदतत्त्वविच्च ते**
**दीना दिदृक्षे भव मे भवक्षितिम्॥ ११**

હે અજન્મા, આપની માયાથી રચાયેલું આ આશ્ચર્યકારક, ત્રિગુણાત્મક જગત આપનામાં જ ભાસી રહ્યું છે. (તેથી આપને માટે તે આશ્ચર્યજનક નથી,) પરંતુ હે ભવ, આપના તત્ત્વથી અનભિજ્ઞ, દીન સ્ત્રી એવી હું મારી જન્મભૂમિનાં દર્શન કરવા ઇચ્છું છું. ॥ ૧૧ ॥

हे अज, एतद्विश्वमाश्चर्यरूपं त्वय्येव त्वन्मायया रचितं विभाति। अतो यद्यपि तव नाश्चर्यबुद्धिः, तथाप्यहं योषिदुत्सुकस्वभावा तव तत्त्वं न जानामि। अतो दीना कृपणा सती हे भव, मे भवक्षितिं जन्मभूमिं दिदृक्षे द्रष्टुमिच्छामि॥ ११॥

હે અજન્મા, આપની માયાથી રચાયેલું આશ્ચર્યકારક વિશ્વ આપનામાં જ ભાસે છે. આથી જો કે આપને તેમાં આશ્ચર્ય નથી લાગતું, છતાં પણ ઉત્સુક સ્વભાવવાળી સ્ત્રી એવી હું આપના તત્ત્વને નથી જાણતી; તેથી '**दीना**' દીન થયેલી હું હે ભવ, મારી '**भवक्षितिम्**' જન્મભૂમિને '**दिदृक्षे**' જોવા ઇચ્છું છું. ॥ ૧૧ ॥

दिदृक्षामेव कैमुत्यन्यायेन व्यनक्ति—**पश्येति** द्वाभ्याम्।

જોવાની ઇચ્છાને જ કૈમુત્ય ન્યાયથી બે શ્લોકો વડે પ્રકટ કરે છે— '**पश्य इति**।'

**पश्य प्रयान्तीरभवान्ययोषितो-**
**ऽप्यलंकृताः कान्तसखा वरूथशः।**
**यासां व्रजद्भिः शितिकण्ठ मण्डितं**
**नभो विमानैः कलहंसपाण्डुभिः॥ १२**

હે સંસારરહિત! હે નીલકંઠ, (જેમને દક્ષ સાથે સમ્બન્ધ નથી તેવી) સજી-ધજીને પોત-પોતાના પતિઓ સાથે ટોળે મળીને જતી અન્ય સ્ત્રીઓને તો જુઓ! જેમનાં રાજહંસ જેવાં ઉજ્જ્વળ વિમાનોથી આકાશ શોભી રહ્યું છે! ॥ ૧૨ ॥

हे अभवेति। सुहृद्वियोगदुःखं त्वया नास्वादितमिति भावः। अन्या योषितः सम्बन्धरहिता अपि प्रयान्तीः पश्य। कान्तसखा भर्तृसहिताः। वरूथशः

'**अभव**' હે સંસારરહિત– એમ કહીને સૂચવે છે કે બાંધવના વિયોગનું દુઃખ તમે નથી અનુભવ્યું. અન્ય સ્ત્રીઓ કે જેમને દક્ષ સાથે સમ્બન્ધ નથી, તેમને પણ ત્યાં જતી જુઓ! '**कान्तसखाः**' પતિઓ સહિત '**वरूथशः**'

सङ्घशः। कथम्भूताः। यासां विमानैर्नभो मण्डितं ताः। हे शितिकण्ठ नीलकण्ठेति परानुग्रहाय त्वया विषमपि भक्षितमिति सूचयति॥ १२॥

टोળे મળીને જતી, કેવી સ્ત્રીઓને? જેમનાં વિમાનોથી આકાશ શોભી રહ્યું છે તેવી સ્ત્રીઓને. **'शितिकण्ठ'** હે નીલકંઠ– સંબોધનથી સૂચવે છે કે બીજાની ઉપર અનુગ્રહ કરવા માટે તો આપે વિષનું પણ પાન કર્યું હતું! ॥ ૧૨ ॥

**कथं सुतायाः पितृगेहकौतुकं**
**निशम्य देहः सुरवर्य नेङ्गते।**
**अनाहुता अप्यभियन्ति सौहृदं**
**भर्तुर्गुरोर्देहकृतश्च केतनम्॥ १३**

હે સુરશ્રેષ્ઠ, પિતાને ત્યાં મહોત્સવ છે તેમ સાંભળીને દીકરીનો દેહ તે જોવાને કેમ અધીરો ન થાય? મિત્ર, પતિ, ગુરુ અને પિતાને ગૃહે તો બોલાવ્યા વિના પણ સૌ જાય છે. ॥ ૧૩ ॥

**तन्मे प्रसीदेदममर्त्य वाञ्छितं**
**कर्तुं भवान्कारुणिको बतार्हति।**
**त्वयात्मनोऽर्धेऽहमदभ्रचक्षुषा**
**निरूपिता माऽनुगृहाण याचितः॥ १४**

માટે હે અમરનાથ, આપ પ્રસન્ન થાઓ! આપ કરુણામય છો. મારું આ મનવાંછિત કરવા માટે આપ યોગ્ય છો. અહો! અગાધ જ્ઞાનવાળા આપે જ મને આપના અર્ધ શરીરમાં ધારણ કરી છે. આથી પ્રાર્થના કરાયેલા આપ મને અનુગૃહીત કરો! ॥ ૧૪ ॥

तदा हे सुरश्रेष्ठ, पितृगेहोत्सवं निशम्य सुताया देहः कथं नेङ्गते द्रष्टुं न प्रचलति।

તેથી હે સુરશ્રેષ્ઠ! પિતાના ઘરમાં ઉત્સવ છે તેમ સાંભળીને દીકરીનો દેહ તે જોવાને કેમ અધીરો ન થાય?

तथाप्यनाहुताः सन्तः कथं गच्छामस्तत्राह। सौहृदं सुहृत्सम्बन्धि केतनं गृहं तथा भर्त्रादीनां च गृहमनाहूता अप्यभियन्ति सन्तः। ह्रस्वत्वमार्षम्॥ १३॥

વળી, બોલાવ્યા વિના કેવી રીતે જઈએ? તે માટે કહે છે. **'सौहृदम्'** આત્મીય જનોના **'केतनम्'** ઘરે તથા પતિ વગેરેના ઘરે બોલાવ્યા વિના પણ લોકો જાય છે. **'अनाहुताः'** માં હ્રસ્વત્વ છે તે આર્ષ છે. ॥ ૧૩ ॥

हे अमर्त्य, तत्तस्मात्प्रसीद। इदं मे वाञ्छितं कर्तुं भवानर्हति। कारुणिकत्वमेवाह। अदभ्र-चक्षुषाऽनल्पज्ञानेनापि त्वयात्मनो देहस्यार्धेऽहं निरूपिता धृता। यतोऽर्धनारीश्वर इति ख्यातोऽसि, अतो मामनुगृहाण । याचितः सन्॥ १४॥

હે અમૃતમય, માટે આપ પ્રસન્ન થાઓ! મારું આ ઇચ્છિત કરવા માટે આપ સમર્થ છો. ભગવાનની કરુણાનું વર્ણન કરે છે. **'अदभ्रचक्षुषा'** પરમ જ્ઞાની એવા આપના દ્વારા પણ પોતાના શ્રીવિગ્રહના અર્ધભાગમાં હું ધારણ કરાઈ છું! તેથી જ આપ અર્ધનારીશ્વર તરીકે વિખ્યાત છો, આથી યાચના કરાયેલા હોઈ મારી ઉપર કૃપા કરો. ॥ ૧૪ ॥

**ऋषिरुवाच**

**एवं गिरित्रः प्रिययाऽभिभाषितः**
**प्रत्यभ्यधत्त प्रहसन्सुहृत्प्रियः।**
**संस्मारितो मर्मभिदः कुवागिषून्**
**यानाह को विश्वसृजां समक्षतः॥ १५**

**મૈત્રેયમુનિ બોલ્યા** – આ પ્રમાણે પ્રિયા સતી દ્વારા જેમને પ્રાર્થના કરવામાં આવી છે તેવા અને આત્મીયજનોનું પ્રિય કરનારા તથા પ્રજાપતિઓની સમક્ષ દક્ષે ઉચ્ચારેલાં જે મર્મભેદક કુવાક્યબાણોનું જેમને સ્મરણ થઈ આવ્યું છે તેવા ગિરિત્ર (પર્વતરક્ષક) ભગવાન હાસ્ય કરતા કહેવા લાગ્યા. ॥ ૧૫ ॥

अभिभाषितो याचितः। को दक्षो यानाह। मर्म भिन्दन्ति ये तान्कुवागिषून्दुरुक्तिबाणान्संस्मारितः ॥ १५ ॥

**'अभिभाषितः'** પ્રાર્થના કરવામાં આવેલા **'कः'** દક્ષે જે કુવચનોને ઉચ્ચાર્યાં હતાં, મર્મસ્થાનને જે વીંધી નાખે છે તેવાં મર્મભેદક **'कुवाक्-इषून्'** દુષ્ટ વચનોરૂપ બાણોનું સ્મરણ જેમને થઈ આવ્યું તેવા મહાદેવજી॥ ૧૫ ॥

**श्रीभगवानुवाच**

**त्वयोदितं शोभनमेव शोभने**
**अनाहुता अप्यभियन्ति बन्धुषु।**
**ते यद्यनुत्पादितदोषदृष्टयो**
**बलीयसाऽनात्म्यमदेन मन्युना॥ १६**

अनाहुता अपीति त्वया यदुदितमुक्तं तच्छोभनमेव किन्त्वनात्म्यं देहादावहङ्कारस्तत्कृतेन मदेन मन्युना च ते बन्धवो यद्यनुत्पादितदोषदृष्टयो भवन्ति तर्हि। न उत्पादिते आरोपिते दोषे दृष्टिर्येषां ते॥ १६ ॥

**શ્રીશંકરભગવાન બોલ્યા** – હે શિવા, 'આત્મીયજનોને ત્યાં બોલાવ્યા વગર પણ લોકો જાય છે.'– એમ તમે કહ્યું તે યોગ્ય છે, પરંતુ દેહાભિમાનથી કરાયેલા મદથી અને ક્રોધથી ઉત્પન્ન થયેલી દોષદૃષ્ટિવાળા તેઓ જો ન હોય તો જ ત્યાં જવાય.॥ ૧૬ ॥

'બોલાવ્યા વિના પણ...'(શ્લોક-૧૩) એમ તમારા દ્વારા જે **'उदितम्'** કહેવાયું તે યોગ્ય જ છે પરંતુ **'अनात्म्यम्'** દેહાદિમાં અહંકાર– તેનાથી કરાયેલા મદથી અને ક્રોધથી ઉત્પન્ન થયેલી દોષદૃષ્ટિવાળા સંબંધીઓ જો ન હોય તો જ! જેમની દૃષ્ટિમાં દોષ **'उत्पादिते'** ઉત્પન્ન ન થયો હોય ત્યારે જ (તમે કહ્યું તે યોગ્ય છે.)॥ ૧૬ ॥

ननु विद्यादिगुणयुक्तो दक्षस्त्वादृशेषु महत्सु कथं दोषदृष्टिर्भवेत्तत्राह—

હવે શંકા કરવામાં આવી છે કે વિદ્યા વગેરે ગુણોથી યુક્ત એવા દક્ષને આપ સરખા મહાનને માટે શાથી દોષદૃષ્ટિ થાય? તે માટે કહે છે—

**विद्यातपोवित्तवपुर्वयःकुलैः**
**सतां गुणैः षड्भिरसत्तमेतरैः।**
**स्मृतौ हतायां भृतमानदुर्दृशः**
**स्तब्धा न पश्यन्ति हि धाम भूयसाम्॥ १७**

વિદ્યા, તપ, ધન, દેહ, વય તથા કુળ– એ છ ગુણો દ્વારા સત્પુરુષો ગુણવાન બને છે, પણ દુર્જનો તો તેમનાથી અવગુણી બને છે. (વિદ્યા વગેરે દ્વારા જ) જ્યારે વિવેકભાન નષ્ટ થાય છે, ત્યારે અહંકારભરી દૃષ્ટિવાળા અક્કડ માણસો મહાપુરુષોનો પ્રભાવ જોતા નથી. ॥ ૧૭ ॥

विद्यादिभिरेव स्मृतौ हतायां विवेकज्ञाने नष्टे सति भूयसां महत्तमानां धाम तेजो न पश्यन्ति हि। ननु गुणैः कथं विवेकनाशस्तत्राह। सतां गुणैर्विवेकहेतुभिरप्यसत्तमानामितरैर्दोषभूतैः। अत एव तैर्भृतो धृतः पुष्टो वाहं विद्वांस्तापस इत्यादिर्मानो गर्वस्तेन दुष्टा दृष्टिर्येषां ते॥ १७॥

વિદ્યા વગેરે દ્વારા જ સ્મૃતિ હણાતાં જ્યારે વિવેકજ્ઞાન નષ્ટ થાય છે, ત્યારે **'भूयसाम्'** મહાન પુરુષોના **'धाम'** પ્રભાવને અહંકારી મનુષ્યો જોતા નથી. હવે ગુણોથી વિવેક કેવી રીતે નાશ પામે, તે માટે કહે છે– સજ્જનો માટે ગુણો વિવેકના કારણરૂપ હોય છે પરંતુ દુર્જનો માટે તો **'इतरैः'** ગુણથી અન્ય એવા દોષના કારણરૂપ છે. આથી જ તે છ ગુણોથી **'भृतः'** યુક્ત અથવા પુષ્ટ એવો 'હું વિદ્વાન છું, હું તપસ્વી છું.' વગેરે **'मानः'** ગર્વ તેનાથી દોષવાળી દૃષ્ટિ છે જેમની તેઓ ॥ ૧૭ ॥

**नैतादृशानां स्वजनव्यपेक्षया**
**गृहान्प्रतीयादनवस्थितात्मनाम् ।**
**येऽभ्यागतान् वक्रधियाऽभिचक्षते**
**आरोपितभ्रूभिरमर्षणाक्षिभिः ॥ १८**

स्वजनव्यपेक्षया बन्धुदृष्ट्या। गृहान्न प्रतीयान्नावलोकयेत्। अनवस्थितचित्तत्वमेवाह। ये वक्रधिया कुटिलया बुद्ध्या पश्यन्ति। आरोपिता उत्तम्भिता भ्रूर्येषु तान्यारोपितभ्रूणि तैः। आरोपिताभिर्भ्रूभिरिति वा। अमर्षणैः सक्रोधैरक्षिभिः ॥ १८ ॥

ननु स्वजनानां गृहं सुहृद्भिर्गन्तव्यं तेषां दुश्चेष्टितं च सोढव्यम्, न, तस्य दुःसहत्वादित्याह—**तथेति**।

કુટિલ બુદ્ધિને કારણે જેઓ પોતાને ત્યાં આવેલાને ભવાં ચડાવેલી, ક્રોધભરી દૃષ્ટિથી જુએ છે, તેવા અવ્યવસ્થિત ચિત્તવાળાઓને ત્યાં તેમને સ્વજન માનીને જવું નહીં, તે તરફ જોવું પણ નહીં. ॥ ૧૮ ॥

'**स्वजनव्यपेक्षया**' સ્વજન, બાંધવ માનીને તેમના ઘરમાં ન જવું કે ન તેમના પ્રતિ જોવું. અવ્યવસ્થિત ચિત્તનું જ વર્ણન કરે છે. જેઓ '**वक्रधिया**' કુટિલ બુદ્ધિથી જુએ છે. '**आरोपिता**' ચડાવેલી છે ભમ્મર જે નેત્રોમાં તેવાં ભમ્મર ચડાવેલાં નેત્રો, તેવાં નેત્રોથી અથવા ભમ્મર ચડાવીને; '**अमर्षणैः**' ક્રોધભરી દૃષ્ટિથી ॥ ૧૮ ॥

હવે સ્વજનોના ગૃહે સંબંધીઓએ જવું જોઈએ તથા તેમનું દુરાચરણ સહન કરવું જોઈએ, એમ કોઈ કહે તો તે માટે કહે છે કે ના, તેવું વર્તન અસહ્ય હોવાથી (ત્યાં જવું જોઈએ નહીં.) એમ કહે છે— '**तथा इति।**'

**तथारिभिर्न व्यथते शिलीमुखैः**
**शेतेऽर्दिताङ्गो हृदयेन दूयता।**
**स्वानां यथा वक्रधियां दुरुक्तिभि-**
**र्दिवानिशं तप्यति मर्मताडितः॥ १९**

अरिभिः शिलीमुखैर्बाणैरर्दिताङ्गः खण्डितगात्रोऽपि तथा न व्यथते। यतः शेते स्वपिति। स्वानां दुरुक्तिभिर्मर्मसु ताडितो यथा दूयता व्यथमानेन हृदा दिवानिशं तप्यति॥ १९ ॥

કુટિલ બુદ્ધિવાળા સ્વજનોનાં દુષ્ટ વચનોથી વીંધાયેલા મર્મસ્થાનવાળો મનુષ્ય પીડાતા હૃદયથી રાત-દિવસ જેટલો વ્યથિત થાય છે, તેટલો શત્રુઓ દ્વારા બાણોથી ઘવાયેલા શરીરવાળો નથી પીડાતો કારણ કે તેને નિદ્રા આવી જાય છે. ॥ ૧૯ ॥

શત્રુઓ દ્વારા '**शिलीमुखैः**' બાણોથી '**अर्दित-अङ्गः**' ઘાયલ શરીરવાળો હોવા છતાં પણ તેટલી વ્યથા નથી પામતો કારણ કે '**शेते**' તે ઊંઘી શકે છે. સ્વજનોનાં દુર્વચનોથી મર્મસ્થાનોમાં પ્રહાર પામેલો મનુષ્ય '**दूयता**' પીડાતા હૃદયથી દિવસ-રાત જેટલી વ્યથા પામે છે (તેટલી બાણોથી ઘવાયેલો નથી પામતો). ॥ ૧૯ ॥

मयि तत्र गतायां नेयं शङ्केति चेत्तत्राह।

હું ત્યાં જાઉં ત્યારે આવી શંકા કરવાની જરૂર નથી, એમ જો કોઈ કહે તો તે માટે કહે છે.

**व्यक्तं त्वमुत्कृष्टगतेः प्रजापतेः**
**प्रियात्मजानामसि सुभ्रु सम्मता।**
**अथापि मानं न पितुः प्रपत्स्यसे**
**मदाश्रयात्कः परितप्यते यतः॥ २०**

પરમ ઉત્કર્ષને પ્રાપ્ત થયેલા દક્ષ પ્રજાપતિને પોતાની પુત્રીઓમાંથી હે સુંદરી, તમે અવશ્ય અધિક પ્રિય છો, તે સ્પષ્ટ છે, એ હું જાણું છું, છતાં પણ પિતા પાસેથી તમને માન નહીં મળે, કારણ કે તમે મારાં આશ્રિતા છો, તેથી તેમને અત્યન્ત બળતરા થાય છે.॥ ૨૦ ॥

व्यक्तं निश्चितमुत्कृष्टा गतिः स्थितिर्यस्य तस्यात्मजानां कन्यानां मध्ये त्वं प्रियेति मे सम्मतासि, अथापि पितुः सकाशान्मानं न लप्स्यसे। मदाश्रयान्मत्सम्बन्धात्॥ २०॥

નનુ भगवंस्त्वया किमिति दक्षस्तिरस्कृतो यतोऽसौ त्वां द्वेष्ट्यत आह।

**पापच्यमानेन हृदातुरेन्द्रियः**
**समृद्धिभिः पूरुषबुद्धिसाक्षिणाम्।**
**अकल्प एषामधिरोढुमञ्जसा**
**पदं परं द्वेष्टि यथाऽसुरा हरिम्॥ २१**

पापच्यमानेनालं दह्यमानेन हृदा मनसा दुःखितेन्द्रियः, काभिः, पूरुषो जीवस्तस्य बुद्धिश्चित्तं तत्साक्षिणां निरहङ्काराणामित्यर्थः। समृद्धिभिः पुण्यकीर्त्यादिभिः। एषां पदं स्थानमैश्वर्यं प्राप्तुमकल्पोऽशक्तः सन्परं द्वेष्टि। असुरा यथा हरिं केवलं द्विषन्ति॥ २१॥

ननु त्वया प्रत्युत्थानविनयाद्यकरणादवज्ञात एवासौ तत्राह—

**प्रत्युद्गमप्रश्रयणाभिवादनं**
**विधीयते साधु मिथः सुमध्यमे।**
**प्राज्ञैः परस्मै पुरुषाय चेतसा**
**गुहाशयायैव न देहमानिने॥ २२**

‘**व्यक्तम्**’ સ્પષ્ટ છે, ઉત્કર્ષ પામેલી ‘**गतिः**’ સ્થિતિ છે જેમની તે દક્ષ, તેની ‘**आत्मजानाम्**’ કન્યાઓમાં તમે (અધિક) પ્રિય છો, તેમ હું જાણું છું, છતાં પણ પિતા પાસેથી તમને માન પ્રાપ્ત નહીં થાય કારણ કે ‘**मत्-आश्रयात्**’ મારો આશ્રય કરવાથી (તે બળે છે).॥ ૨૦ ॥

(ભગવતી સતી) શંકા કરે છે કે હે ભગવાન, તમે શા માટે દક્ષનો તિરસ્કાર કર્યો કે જેથી તે તમારો દ્વેષ કરે છે? તે માટે ઉત્તર આપે છે.

નિરભિમાની પુરુષોની (પુણ્ય, કીર્તિ વગેરે) સમૃદ્ધિઓ (જોઈને તેમના)થી અત્યંત સન્તપ્ત મનને કારણે વ્યથિત ઈન્દ્રિયોવાળો તેમ જ આવા મનુષ્યોનું ઐશ્વર્ય સરળતાથી પ્રાપ્ત કરવાને અસમર્થ એવો પુરુષ, જેમ અસુરો શ્રીહરિનો દ્વેષ કરે છે તેમ તે મહાપુરુષનો દ્વેષ કર્યા કરે છે. ॥ ૨૧ ॥

‘**पापच्यमानेन**’ અત્યન્ત બળતા ‘**हृदा**’ મનથી વ્યથિત ઈન્દ્રિયોવાળો મનુષ્ય, શાનાથી દ્વેષ કરે છે ? ‘**पूरुषः**’ જીવ, તેનું ‘**बुद्धिः**’ ચિત્ત– તેનો સાક્ષી અહંકાર અર્થાત્ નિરભિમાની પુરુષોની ‘**समृद्धिभिः**’ પુણ્ય, કીર્તિ વગેરે સમૃદ્ધિઓ (જોઈને તેના)થી, આવા સમૃદ્ધિશાળી મનુષ્યોનું ‘**पदम्**’ સ્થાન, ઐશ્વર્ય પ્રાપ્ત કરવા માટે ‘**अकल्पः**’ અસમર્થ હોવાથી તે મહાન પુરુષનો દ્વેષ કરે છે, જેમ અસુરો શ્રીહરિનો દ્વેષ જ કરે છે તેમ. ॥ ૨૧ ॥

જો સતીદેવી શંકા કરે કે ‘હે ભગવાન, તમારા વડે સામૈયું, વિનય, વંદન વગેરે કરવામાં ન આવ્યાં તે અવજ્ઞા જ થઈ ગણાય.’ તો તે માટે ઉત્તર આપે છે—

હે કોમલાંગી! સામૈયું, વિનય, વંદન (વગેરે ઉપચાર) લોકો દ્વારા પરસ્પર કરવામાં આવે છે, તે તત્ત્વજ્ઞાનીઓ દ્વારા અતિસુંદર રીતે કરવામાં આવે છે. હૃદયાકાશમાં અન્તર્યામીરૂપે રહેલા પરમપુરુષ શ્રીવાસુદેવ ભગવાનને મનથી જ પ્રણામ કરવામાં આવે છે, દેહાભિમાનીને નહીં. ॥ ૨૨ ॥

हे सुमध्यमे, प्रत्युद्गमादिकं मिथो जनैर्यद्विधीयते तत्प्राज्ञैः साधु विधीयते। साधुत्वमेवाह—परस्मै श्रीवासुदेवाय। गुहाशया-यान्तर्यामिण एव। तच्च चेतसैव। परिपूर्णे तस्मिन्कायिकव्यापारायोगात्। अतोऽन्तर्यामिदृष्ट्या मनसा सर्वं कृतमिति भावः॥ २२॥

હે સુંદરી સતી, પ્રત્યુત્થાન વગેરે, લોકો દ્વારા પરસ્પર કરવામાં આવે છે, તે તત્ત્વજ્ઞાનીઓ દ્વારા ખૂબ સુંદર રીતે કરવામાં આવે છે. સુંદર રીતને વર્ણવે છે— **'परस्मै'** શ્રીવાસુદેવ ભગવાનને, **'गुह-आशयाय'** હૃદયગુફામાં અન્તર્યામીરૂપે રહેલા ભગવાનને, અને તે પણ મનથી જ પ્રણામ કરવામાં આવે છે. તે પરિપૂર્ણ પરમેશ્વરમાં શારીરિક વ્યવહાર ન હોવાથી અન્તર્યામીની દૃષ્ટિથી અન્તઃકરણપૂર્વક સર્વ ક્રિયાઓ કરવામાં આવે છે. ॥ ૨૨ ॥

**सि.प्र.**—तदर्चनेनैव सर्वार्चनसिद्धेः।

'यथा तरोर्मूलनिषेचनेन
तृप्यन्ति तत्स्कन्धभुजोपशाखाः।
प्राणोपहाराच्च यथेन्द्रियाणां
तथैव सर्वार्हणमच्युतेज्या॥'

इति वक्ष्यमाणमप्यत्रानुसन्धेयम्।

શ્રીહરિની પૂજા કરવાથી સર્વની પૂજા થઈ જાય છે.

'જેમ વૃક્ષના મૂળને સીંચવાથી તેનું થડ, શાખાઓ અને ઉપશાખાઓ પણ તૃપ્ત થાય છે અને જેમ પ્રાણને ભોજન આપવાથી સર્વ ઇન્દ્રિયોને પણ તૃપ્તિ થાય છે, તેમ ભગવાનનું પૂજન કરવાથી સૌનું પૂજન થઈ જાય છે.' (શ્રીમદ્ ભા.૪/૩૧/૧૪)

એમ આગળ કહેવામાં આવનારું અહીં પણ જોડવા યોગ્ય છે.

किं च न केवलमभ्यागतेष्वेव वासुदेवदृष्ट्या नमनं क्रियते किन्तु नित्यमेव मनसि वासुदेव-श्चिन्त्यत इत्याह।

વળી, અતિથિરૂપે આવેલામાં જ નહીં પરંતુ મનમાં સદાય ભગવાન વાસુદેવનું ચિંતન કરવું જોઈએ, એમ કહે છે.

**सत्त्वं विशुद्धं वसुदेवशब्दितं**
**यदीयते तत्र पुमानपावृतः।**
**सत्त्वे च तस्मिन्भगवान्वासुदेवो**
**ह्यधोक्षजो मे नमसा विधीयते॥ २३**

વિશુદ્ધ અન્તઃકરણને જ વસુદેવ કહેવાય છે કારણ કે તે શુદ્ધ અન્તઃકરણમાં જ પરમ પુરુષ ભગવાન વાસુદેવ માયાના આવરણરહિત પ્રકટપણે પ્રકાશે છે. તે શુદ્ધ અન્તઃકરણમાં રહેલા ઇન્દ્રિયાતીત ભગવાન વાસુદેવને હું નમસ્કારપૂર્વક સેવું છું.॥૨૩॥

विशुद्धं सत्त्वमन्तःकरणं सत्त्वगुणो वा वसुदेवशब्दितं वसुदेवशब्देनोक्तम्। कुतः। यद्यस्मात्तत्र सत्त्वे पुमान्वासुदेव ईयते प्रकाशते। अपगतमावृतमावरणं यस्मात्सः। अयमर्थः— वसुदेवे भगवति प्रतीयत इति हि वासुदेवः परमेश्वरः प्रसिद्धः, स च विशुद्धे सत्त्वे प्रतीयते। अतः प्रत्ययार्थेन प्रसिद्धेन प्रकृत्यर्थो निर्धार्यते।

વિશુદ્ધ **'सत्त्वम्'** અંતઃકરણને કે વિશુદ્ધ સત્ત્વગુણને **'वसुदेवशब्दितम्'** વસુદેવ કહેવાય છે. શા માટે? **'यत्'** કારણ કે તે સત્ત્વમાં જ ભગવાન વાસુદેવ **'ईयते'** પ્રકાશે છે. **'अपगतम्'** દૂર થયું છે આવરણ જેમાંથી તે. આ પ્રમાણે અર્થ છે— વસુદેવમાં જે પ્રકાશે છે એ જ પ્રસિદ્ધ પરમેશ્વર વાસુદેવ અને એ જ વિશુદ્ધ સત્ત્વમાં પ્રકાશે છે. આથી **( दिव्)** પ્રત્યયના પ્રસિદ્ધ અર્થ વડે મૂળ અર્થ (વસુદેવ) નક્કી કરવામાં આવે છે. તે પ્રમાણે

ततश्च वासयति देवमिति व्युत्पत्त्या वसत्यस्मिन्निति वा वसुः। देवो दीव्यति द्योतत इति वा। वसुभिः पुण्यैर्दीव्यति प्रकाशत इति वा वसुदेवशब्दवाच्यं शुद्धं सत्त्वम्। ततः किमत आह। सत्त्वे च तस्मिन्मे मया नमसा नमस्कारेणानुविधीयते सेव्यत इत्यर्थः। मनसेति पाठे मनसा विशेषेण धीयते धार्यते चिन्त्यत इत्यर्थः। यतोऽधो भूतेषु प्रत्याहृतेष्वक्षेषु जायते प्रकाशते। इन्द्रियागोचर इत्यर्थः॥ २३॥

દેવને ચિત્તમાં જે વસાવે છે તેને વસુ કહેવાય અથવા આમાં– (ભગવાન) વસે છે તે વસુ. અથવા દેવ એટલે જે પ્રકાશે છે તે અથવા પુણ્ય વડે પ્રકાશે છે તે વસુદેવ શબ્દથી ઓળખાતું શુદ્ધ સત્ત્વ. તેનાથી શું સિદ્ધ થાય છે, એમ કોઈ કહે તો ઉત્તર કહે છે. તેવા શુદ્ધ અંતઃકરણમાં રહેલા ભગવાનને **'मे'**, મારા દ્વારા **'नमसा'** નમસ્કારપૂર્વક **'अनुविधीयते'** સેવવામાં આવે છે. **'मनसा'** પાઠમાં, મનથી વિશેષરૂપે ધારણ કરવામાં આવે છે, એમ અર્થ છે. કારણ કે જ્યારે ઇન્દ્રિયો(નું જ્ઞાન) અટકી જાય ત્યારે તે પ્રકાશે છે અર્થાત્ ભગવાન ઇન્દ્રિયોનો વિષય નથી. ॥૨૩॥

**तत्ते निरीक्ष्यो न पितापि देहकृद्**
**दक्षो मम द्विट् तदनुव्रताश्च ये।**
**यो विश्वसृग्यज्ञगतं वरोरु मा-**
**मनागसं दुर्वचसाऽकरोत्तिरः॥ २४**

હે સુંદરી (સતી), પ્રજાપતિઓના યજ્ઞમાં જેણે નિરપરાધ એવા મને દુષ્ટ વચનોથી તિરસ્કૃત કર્યો હતો, તે દક્ષ જો કે તમારા દેહને ઉત્પન્ન કરનાર પિતા હોવા છતાં પણ તે મારો દ્વેષ કરનારો હોવાથી તેને તથા તેના જે અનુયાયીઓ છે તેમને તમારે જોવા યોગ્ય પણ નથી. ॥ ૨૪ ॥

तत्तस्मात्त्वया न निरीक्ष्यः। देहकृदपीति पोषकत्वादिभिरौपचारिकपितृत्वव्यावृत्त्यर्थम्। द्विट् शत्रुः। तदेवाह। हे वरोरु, यो दक्षो विश्वसृजां यज्ञगतं मां निरपराधं तिरोऽकरोत्तिरस्कृतवान् ॥ २४॥

તે દક્ષ, તેથી તમારે જોવા યોગ્ય નથી. **'देहकृत् इति।'** દેહ ઉત્પન્ન કરનારો હોવા છતાં પણ પોષણ કરનાર વગેરે લક્ષણો દ્વારા મનાતા ગૌણ પિતૃત્વને જુદું કરવા માટે **'देहकृत्'** એમ કહ્યું. **'द्विट्'** શત્રુ– તે જ કહે છે. હે સુંદરી, જે દક્ષે પ્રજાપતિઓના યજ્ઞમાં ગયેલા નિરપરાધ એવા મને **'तिरः अकरोत्'** તિરસ્કૃત કર્યો હતો. ॥ ૨૪ ॥

**बा.प्र.—**हे वरोरु इति स्नेहेन सम्बोधयन् यदि मत्प्रीतिं वाञ्छसि तदा तत्र न गन्तव्यमिति सूचयति।

હે સુંદરી, એમ સ્નેહથી સંબોધન કરતા ભગવાન, 'જો મારી પ્રીતિની અભિલાષા હોય તો ત્યાં જવા યોગ્ય નથી.' તેમ સૂચવે છે.

विपक्षे दोषमाह—**यदीति।**

(મારી આજ્ઞાના ત્યાગરૂપ) વિપક્ષમાં દોષ જણાવે છે— **'यदि इति।'**

**यदि व्रजिष्यस्यतिहाय मद्वचो**
**भद्रं भवत्या न ततो भविष्यति।**
**सम्भावितस्य स्वजनात्पराभवो**
**यदा स सद्यो मरणाय कल्पते॥ २५**

જો મારાં વચનોનું ઉલ્લંઘન કરીને તમે જશો તો તેનાથી તમારું કલ્યાણ નહીં થાય (કારણ કે) સુપ્રતિષ્ઠિત વ્યક્તિનું સ્વજનો તરફથી જ્યારે અપમાન થાય ત્યારે તે તત્કાળ તેના મરણનું કારણ બને છે. ॥ ૨૫ ॥

मद्वचोऽतिहायातिक्रम्य। यतः सम्भावितस्य सुप्रतिष्ठितस्य यदा पराभवो भवति तदा स पराभवस्तस्य मरणाय कल्पते॥ २५॥

મારાં વચનોનું **'अतिहाय'** અતિક્રમણ કરીને– કારણ કે **'सम्भावितस्य'** સુપ્રતિષ્ઠિત વ્યક્તિનું જ્યારે અપમાન થાય છે, ત્યારે તે અપમાન તેના મરણનું કારણ બને છે. ॥ ૨૫ ॥

**वंशीधरी—** श्रीगीतोपनिषदाचार्येण स्वान्तेवासिनेऽर्जुनाय तु मरणतोप्यधिकः 'सम्भावितस्य चाकीर्तिर्मरणादतिरिच्यते॥' इति प्रतिपादितः। अकीर्तेः पराभवजन्यत्वेन कार्यकारणयोरभेद एवेति।

શ્રીમદ્ ભગવદ્ગીતારૂપી ઉપનિષદના આચાર્ય શ્રીગોપાલ કૃષ્ણભગવાન દ્વારા પોતાના અન્તેવાસી અર્જુનને તેવી અપકીર્તિ તો મરણથી પણ ભૂંડી છે તેમ પ્રમાણિત કરવામાં આવ્યું છે. 'સમ્માનનીય વ્યક્તિને અપકીર્તિ મરણથી પણ વધીને છે.' (ગીતા ૨/૩૪) અપમાનને કારણે અપકીર્તિ થતી હોવાથી કાર્ય અને કારણ વચ્ચે અભેદ જ છે.

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां चतुर्थस्कन्धे उमारुद्रसंवादे तृतीयोऽध्यायः॥ ३॥

इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां तृतीयोऽध्यायः॥ ३॥

*****

# अथ चतुर्थोऽध्यायः

## સતીનો અગ્નિપ્રવેશ

चतुर्थे तु पतिं हित्वा गता पित्रावमानिता।
रुषा निर्भर्त्स्य तं यज्ञे जहौ देहमितीर्यते॥ १

પતિનો ત્યાગ કરીને ગયેલાં તેમ જ યજ્ઞમાં પિતા દ્વારા અપમાનિત થયેલાં સતીએ ક્રોધથી તેમનો (દક્ષ)નો તિરસ્કાર કરીને દેહનો ત્યાગ કર્યો, તે (કથા) ચોથા અધ્યાયમાં કહેવામાં આવે છે.॥ ૧ ॥

**मैत्रेय उवाच**

**एतावदुक्त्वा विरराम शङ्करः**
**पत्न्यङ्गनाशं ह्युभयत्र चिन्तयन्।**
**सुहृद्दिदृक्षुः परिशङ्किता भवा-**
**न्निष्क्रामती निर्विशती द्विधाऽऽस सा॥ १**

**મૈત્રેયમુનિ બોલ્યા** – આટલું કહીને ભગવાન શંકર (દક્ષને ત્યાં જવાની રજા આપવામાં કે જતાં રોકવામાં) બંને રીતે પત્ની સતીના શરીરનો વિનાશ છે, એમ વિચારતા મૌન થઈ ગયા. આત્મીયજનોને મળવા જવાની ઈચ્છાવાળાં સતી ઘરની બહાર નીકળતાં અને ભગવાન ભવના ભયથી ઘરમાં પાછાં આવતાં દ્વિધામાં પડી ગયાં. ॥ ૧ ॥

उभयत्रानुज्ञाने बलान्निवारणे च। सुहृद्दिदृक्षुर्निष्क्रामन्ती भवात्परिशङ्किता पुनर्निर्विशन्ती च तदा सा सती द्विधा आस बभूव। न गता न च स्थिता आन्दोलावद्गतिरभवत्॥ १॥

**'उभयत्र'** દક્ષને ત્યાં જવાની અનુજ્ઞા આપવામાં અને હઠપૂર્વક તેમને ત્યાં જતાં રોકવામાં– એમ બંને રીતે– બાંધવોને મળવાની ઈચ્છાવાળાં સતી બહાર નીકળતાં અને ભગવાન ભવથી ભય પામતાં પુનઃ ઘરમાં પ્રવેશ કરતાં તે ત્યારે બે પ્રકારનાં ચિત્તવાળાં **'आस'** બન્યાં. ન ગયાં કે ન રહ્યાં– હીંચકા જેવી ગતિવાળાં બન્યાં.॥ ૧ ॥

**विजय.**—शं सुखं करे यस्य सः शं करोतीति वा शङ्करः।

**सुहृद्दिदृक्षाप्रतिघातदुर्मनाः**
**स्नेहाद्रुदत्यश्रुकलाऽतिविह्वला ।**
**भवं भवान्यप्रतिपूरुषं रुषा**
**प्रधक्ष्यतीवैक्षत जातवेपथुः ॥ २**

सुहृदां दिदृक्षायाः प्रतिघातेन दुर्मनाः। अश्रूणां कलाभिर्लेशैरतिविह्वला व्याकुला। अप्रतिपूरुषं स्वसमानपुरुषान्तररहितम्। प्रधक्ष्यतीव भस्मीकरिष्यतीव रुषा जातो वेपथुः कम्पो यस्याः ॥ २ ॥

**वंशीधरी**—प्रधक्ष्यतीवात्मानमिति शेषः। भाविसूचनम्। रोदनमिह शिवानुज्ञार्थमपि ज्ञेयम्।

**ततो विनिःश्वस्य सती विहाय तं**
**शोकेन रोषेण च दूयता हृदा।**
**पित्रोरगात्स्त्रैणविमूढधीर्गृहान्**
**प्रेम्णात्मनो योऽर्धमदात्सतां प्रियः ॥ ३**

ततस्तं विहाय पित्रोर्गृहानगात्। कथम्भूतम्। यः प्रीत्या तस्यै आत्मनो देहस्यार्धमदात्। त्यागे हेतुः— स्त्रैणं स्त्रीस्वभावस्तेन विमूढा धीर्यस्याः ॥ ३ ॥

**तामन्वगच्छन्द्रुतविक्रमां सती-**
**मेकां त्रिनेत्रानुचराः सहस्रशः।**
**सपार्षदयक्षा मणिमन्मदादयः**
**पुरो वृषेन्द्रास्तरसा गतव्यथाः ॥ ४**

જેમના હાથમાં સુખ છે તે અથવા શુભ કરે છે તે શંકર.

સંબંધીઓને મળવાની ઈચ્છા ભાંગી પડતાં દુઃખી મનવાળાં સતી સ્નેહને કારણે રડવા લાગ્યાં. વહેતા અશ્રુપ્રવાહથી અતિવિહ્વળ અને ક્રોધથી જેમને કંપ થયો છે તેવાં ભવાની, જેમના સમાન અન્ય કોઈ પુરુષ નથી તેવા ભગવાન શંકરને બાળી નાખતાં હોય તેમ જોવા લાગ્યાં. ॥ ૨ ॥

સંબંધીઓને મળવાની ઈચ્છાનો ભંગ થવાથી દુઃખી મનવાળાં (સતી)– અશ્રુબિન્દુઓ વહેવાથી **'अतिविह्वला'** અતિ વ્યાકુળ એવાં (સતી)– **'अप्रतिपूरुषम्'** જેમના સમાન કોઈ પુરુષ નથી તેવા ભગવાન શંકરને **'प्रधक्ष्यती-इव'** જાણે ભસ્મ કરી નાખતાં હોય તેમ, ક્રોધથી **'जातः वेपथुः'** થયો છે કંપ જેમને॥ ૨ ॥

બાળી નાખતાં હોય તેમ– 'પોતાની જાતને'– એટલું શેષ છે, તે ઉમેરવું. ભવિષ્યમાં થવાનું છે, તેનું સૂચન છે. અહીં સતીનું રુદન શિવજીની અનુજ્ઞા માટે પણ સમજવું જોઈએ.

ત્યાર પછી જેમણે પોતાના શ્રીઅંગનો અર્ધભાગ પ્રીતિવશ થઈને સતીને અર્પણ કર્યો હતો, તેવા સત્પુરુષોના પ્રિય એવા તે ભગવાન શંકરને છોડીને, સ્ત્રીસ્વભાવને કારણે મૂઢ બુદ્ધિવાળાં સતી દીર્ઘ નિઃશ્વાસ લઈને શોક અને રોષથી વ્યથિત હૃદયે, માતાપિતાના ગૃહે ચાલી નીકળ્યાં. ॥ ૩ ॥

ત્યાર પછી તે શંકર ભગવાનને છોડીને માતા-પિતાના ગૃહે જવા ચાલી નીકળ્યાં. કેવા શંકર ભગવાનને? જેમણે પ્રીતિવશ થઈને તે સતીદેવીને પોતાના દેહનો અર્ધો ભાગ આપ્યો હતો. તેમને છોડીને જવાનું કારણ– **'स्त्रैणम्'** સ્ત્રીસ્વભાવને કારણે મૂઢ બુદ્ધિ છે જેમની ॥ ૩ ॥

નંદીશ્વર જેમની આગળ છે તેવા ત્રિનેત્ર ભગવાન શંકરના મણિમાન, મદ વગેરે હજારો અનુચરો પાર્ષદો અને યક્ષો સહિત નિર્ભય થઈને ઉતાવળે પગલાં ભરતાં, એકલાં જતાં સતીની પાછળ ઝડપથી જવા લાગ્યા. ॥ ૪ ॥

द्रुतविक्रमां शीघ्रं गच्छन्तीम्। सह पार्षदैर्यक्षैश्च वर्तमानाः। मणिमान्मदश्चादिर्येषां ते। पुरः पुरतो वृषेन्द्रो येषां ते गतव्यथा निर्भयाः। रुद्रातिक्रमेण तस्या गमनादागतव्यथा इति वा॥ ४॥

**तां सारिकाकन्दुकदर्पणाम्बुज-**
**श्वेतातपत्रव्यजनस्त्रगादिभिः ।**
**गीतायनैर्दुन्दुभिशङ्खवेणुभि-**
**र्वृषेन्द्रमारोप्य विटङ्किता ययुः॥ ५**

तां वृषेन्द्रमारोप्य सारिकादिभिः क्रीडोपकरणैः श्वेतातपत्रादिभिश्च महाराजविभूतिभिः सह विटङ्किताः शोभिताः ययुः। सारिका पठननिरूपिता पक्षिणी। गीतायनैर्गीताश्रयैः॥ ५॥

**आब्रह्मघोषोर्जितयज्ञवैशसं**
**विप्रर्षिजुष्टं विबुधैश्च सर्वशः।**
**मृद्दार्वयःकाञ्चनदर्भचर्मभि-**
**र्निसृष्टभाण्डं यजनं समाविशत्॥ ६**

आसमन्ताद्यो वेदघोषस्तेनोर्जितं शोभमानं यज्ञसम्बन्धि पशुविशसनं यस्मिन्। यद्वा तेनोर्जितमतिशयितं यज्ञवैशसं परस्परं स्पर्धा यस्मिन्। तद्यजनं यज्ञस्थानं समाविशद्देवी। विबुधैश्च जुष्टम्। मृदादिभिर्निसृष्टानि निर्मितानि भाण्डानि पात्राणि यस्मिन्॥ ६॥

**तामागतां तत्र न कश्चनाद्रियद्**
**विमानितां यज्ञकृतो भयाज्जनः।**
**ऋते स्वसॄर्वै जननीं च सादराः**
**प्रेमाश्रुकण्ठ्यः परिषस्वजुर्मुदा॥ ७**

'**द्रुतविक्रमाम्**' ઝડપથી જતાં સતીને, પાર્ષદો અને યક્ષોની સાથે રહેલા મણિમાન્, મદ વગેરે જેમનામાં મુખ્ય છે તેઓ; '**पुरः**' નંદીશ્વર જેમની આગળ છે તેઓ; '**गतव्यथाः**' નિર્ભય બનીને અથવા ભગવાન રુદ્રની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને સતીના જવાથી પ્રાપ્ત થયું છે દુઃખ જેમને તેઓ ॥ ૪ ॥

તે સતીદેવીને નન્દીશ્વર ઉપર બેસાડીને મેના, દડો, દર્પણ, કમળ, શ્વેતછત્ર, ચામર, પુષ્પમાળા વગેરે (ક્રીડાની સામગ્રી) સાથે નગારાં, શંખ, બંસી વગેરે વાદ્યવૃન્દથી સુસજ્જિત થઈ તેઓ જવા લાગ્યા.॥ ૫ ॥

તે સતીદેવીને નંદીશ્વર ઉપર બિરાજમાન કરી, સારિકા વગેરે ક્રીડાની સામગ્રી સહિત, શ્વેતછત્ર વગેરે મહારાજનાં ચિહ્નો સાથે '**विटङ्किताः**' સુસજ્જિત થઈ તેઓ જવા લાગ્યા. '**सारिका**' પઢાવેલું પઢી જવામાં નિપુણ એવી (શ્યામવર્ણા) શુકી– મેના, '**गीत-अयनैः**' સંગીતનાં (વીણા વગેરે) સાધનોથી અથવા ગાયકોથી॥ ૫ ॥

સર્વ તરફ થતા વેદધ્વનિથી શોભતા, યજ્ઞમાં થતા પશુના વધથી યુક્ત, બ્રહ્મર્ષિઓ તથા દેવો દ્વારા સર્વત્ર યજન કરાતા, માટીનાં, લાકડાનાં, લોખંડનાં, સોનાનાં, દર્ભનાં તથા ચર્મનાં બનેલાં પાત્રો જેમાં હતાં તે યજ્ઞસ્થાનમાં (દેવી) પ્રવેશ્યાં. ॥ ૬ ॥

જે યજ્ઞસ્થાન સર્વ તરફ થતા વેદના નાદથી શોભતું હતું, યજ્ઞનાં પશુઓનો જ્યાં વધ થતો હતો, અથવા તે (બ્રહ્મલોકગામી) વેદઘોષ વડે '**यज्ञवैशसम्**' પરસ્પર સ્પર્ધા થઈ રહી છે જેમાં, (સૌથી ઊંચા સ્વરમાં કોણ બોલે છે તેવી સ્પર્ધા) તે '**यजनम्**' યજ્ઞસ્થાનમાં દેવી સતી પ્રવેશ્યાં. (બ્રહ્મર્ષિઓ) અને દેવો દ્વારા યજન કરાતા યજ્ઞમાં, માટી વગેરેમાંથી '**निसृष्टानि**' બનાવેલાં '**भाण्डानि**' પાત્રો છે જેમાં ॥ ૬ ॥

તે યજ્ઞસ્થાનમાં આવેલાં સતીદેવીનો તેમની માતા અને બહેનો સિવાય કોઈએ પણ યજ્ઞ કરનાર દક્ષના ભયથી સત્કાર કર્યો નહીં પરંતુ દક્ષ વડે અપમાનિત થયેલાં તે સતીદેવીને તેમની માતા તથા બહેનો હર્ષથી આદરસહિત પ્રેમાશ્રુથી ગળગળી થઈ ભેટી પડી.॥ ૭ ॥

**सौदर्यसम्प्रश्नसमर्थवार्तया**
**मात्रा च मातृष्वसृभिश्च सादरम्।**
**दत्तां सपर्यां वरमासनं च सा**
**नादत्त पित्राऽप्रतिनन्दिता सती॥ ८**

કશ્ચન नाद्रियत् नादृतवान्। यज्ञकृतो दक्षाद्यद्भयं तस्मात्। तत्र हेतुः—तेन विमानिताम्। स्वसृर्जननीं च ऋते विना। तास्तु सादराः परिषस्वजुरालिङ्गितवत्यः। प्रेमाश्रुभिर्निरुद्धः कण्ठो यासाम्॥ ७॥

अप्रतिनन्दिताऽनादृता सती नादत्त गृहीतवती। कथम्। सौदर्येण सोदरत्वेन भगिनीनां यः सम्प्रश्नस्तत्र समर्था योग्या या वार्ता तया सह। तां च नादत्त नाशृणोदित्यर्थः॥ ८॥

પિતા દ્વારા અપમાનિત થયેલાં સતીદેવીએ બહેનો દ્વારા કુશળપ્રશ્નસહિત પ્રેમપૂર્ણ વાર્તાલાપ તથા માતા અને માસીઓ દ્વારા આદરપૂર્વક અપાયેલા ઉપહાર અને સુંદર આસનનો પણ સ્વીકાર કર્યો નહીં. ॥ ૮ ॥

કોઈએ પણ **'न-आद्रियत्'** આદર કર્યો નહીં– **'यज्ञकृतः'** યજ્ઞ કરનાર દક્ષથી થયેલો ભય, તે ભયથી– તે માટેનું કારણ– તે દક્ષ વડે અપમાનિત થયેલાં સતીદેવીને; બહેનો અને માતા **'ऋते'** સિવાય– તેઓ તો આદર સહિત **'परिषस्वजुः'** ભેટી પડી. પ્રેમાશ્રુઓથી રુંધાઈ ગયો છે કંઠ જેમનો ॥ ૭ ॥

**'अप्रतिनन्दिता'** અપમાનિત થયેલાં સતીએ **'न-आदत्त'** સ્વીકાર કર્યો નહીં. કેવી રીતે? **'सौदर्येण'** સહોદરી હોવાથી બહેનોનો જે કુશળ પ્રશ્ન હોય, **'समर्था'** ત્યાં જે યોગ્ય વાર્તાલાપ હોય તે સહિત– **'न-आदत्त'** તેમને સ્વીકાર્યાં કે સાંભળ્યાં નહીં, એમ અર્થ છે. ॥ ૮ ॥

**अरुद्रभागं तमवेक्ष्य चाध्वरं**
**पित्रा च देवे कृतहेलनं विभौ।**
**अनादृता यज्ञसदस्यधीश्वरी**
**चुकोप लोकानिव धक्ष्यती रुषा॥ ९**

યજ્ઞસભામાં અપમાનિત થયેલાં અધીશ્વરી સતી ભગવાન શંકરના ભાગ વિનાના તે યજ્ઞને જોઈને તથા પિતા દ્વારા સમર્થ દેવાધિદેવ શંકર પ્રતિ કરેલી અવહેલના જોઈને ક્રોધથી સંપૂર્ણ લોકોને બાળી નાખતાં હોય તેમ કોપી ઊઠ્યાં. ॥ ૯ ॥

**जगर्ह साऽमर्षविपन्नया गिरा**
**शिवद्विषं धूमपथश्रमस्मयम्।**
**स्वतेजसा भूतगणान्समुत्थितान्**
**निगृह्य देवी जगतोऽभिशृण्वतः॥ १०**

(દક્ષનો વધ કરવા માટે) તૈયાર થયેલા ભૂતગણોને પોતાની આજ્ઞાથી અટકાવી, શિવજીનો દ્વેષ કરનાર તથા કર્મમાર્ગના અભ્યાસથી ગર્વિષ્ઠ તે દક્ષને સર્વ જગતના સાંભળતાં, ક્રોધના આવેશથી અસ્પષ્ટ બોલાતી વાણી વડે સતી દેવી ધિક્કારવા લાગ્યાં. ॥ ૧૦ ॥

न विद्यते रुद्रस्य भागो यस्मिंस्तम्। देवे रुद्रे कृतं हेलनमवज्ञामाह्वानाद्यकरणात्॥ ९॥

ભગવાન રુદ્રનો જેમાં ભાગ નથી તેવા યજ્ઞને, રુદ્રદેવ પ્રતિ કરવામાં આવેલી **'हेलनम्'** અવજ્ઞા, આહ્વાન વગેરે ન કરવારૂપ અવહેલનાને કારણે॥ ૯ ॥

जगर्ह निन्दितवती। अमर्षेण कोपेन विपन्नाऽव्यक्ता तया। शिवं द्वेष्टीति शिवद्विट् तम्। धूमपथः कर्ममार्गस्तत्र श्रमोऽभ्यासस्तेन स्मयो गर्वो यस्य। दक्षवधाय समुत्थितान्स्वाज्ञया निगृह्य निवार्य॥ १०॥

निन्दामेवाह— **न यस्येति** त्रयोदशभिः।

**श्रीदेव्युवाच**

**न यस्य लोकेऽस्त्यतिशायनः प्रिय-**
**स्तथाऽप्रियो देहभृतां प्रियात्मनः।**
**तस्मिन्समस्तात्मनि मुक्तवैरके**
**ऋते भवन्तं कतमः प्रतीपयेत्॥ ११**

मुक्तवैरके त्यक्तविरोधे तस्मिन् शिवे भवन्तमृते विना कतमः प्रतीपयेत्प्रतिकूलमाचरेत्। वैराभावे हेतवः—यस्य लोके अतिशायनोऽतिशयितो नास्ति। तथा प्रियश्चाप्रियश्च नास्ति। समासपाठेऽतिशयेन प्रियो नास्ति। देहभृतां प्रियोऽयमात्मा तस्य। समस्तस्यात्मनि कारणभूते समस्तरूप इति वा॥ ११॥

तस्य च प्रतिकूलकरणं द्वेधा। महत्तमद्रोहेण साक्षात्तद्द्रोहेण च। तत्र पुरुषाणां चातुर्विध्यं वदन्ती महत्तमद्रोहमाह—**दोषानिति** द्वाभ्याम्।

**'जगर्ह'** નિન્દા કરવા લાગ્યાં. **'अमर्षेण'** ક્રોધના આવેશથી અસ્પષ્ટ હોય તેવી વાણીથી **'शिवद्विट्'** શિવજીનો દ્વેષ કરનાર દક્ષને, **'धूमपथः'** ધૂમમાર્ગ અર્થાત્ કર્મમાર્ગ, તેમાં **'श्रमः'** અભ્યાસને કારણે **'स्मयः'** ગર્વ છે જેને– દક્ષના વધ માટે તૈયાર થયેલા ભૂતગણોને પોતાની આજ્ઞાથી **'निगृह्य'** રોકીને ॥ ૧૦ ॥

સતી દ્વારા કરાયેલી નિન્દાનું તેર શ્લોકોથી વર્ણન કરે છે— **'न यस्य इति।'**

**શ્રીસતીદેવી બોલ્યાં** – જેમની અપેક્ષાએ જગતમાં (ઐશ્વર્ય વગેરેથી) કોઈ ઉત્કૃષ્ટ નથી, જેમને કોઈ પ્રિય કે અપ્રિય નથી, જે દેહધારીઓના પ્રિય આત્મા છે, સર્વ જગતના કારણરૂપ છે એવા નિર્વૈર ભગવાન શંકર પ્રતિ તમારા વિના કોણ વિપરીત આચરણ કરે? ॥ ૧૧ ॥

**'मुक्तवैरके'** સર્વથા વેરરહિત એવા તે શંકર ભગવાન પ્રતિ તમારા **'ऋते'** સિવાય કોણ વિરુદ્ધ આચરણ કરે? વેરના અભાવનાં કારણો– જેમની અપેક્ષાએ જગતમાં **'अतिशायनः'** કોઈ મહાન નથી તેમ જ જેમને કોઈ પ્રિય કે અપ્રિય નથી. **'अतिशायनप्रियः'** એમ સમાસપાઠમાં– જગતમાં જેમને કોઈ અધિક પ્રિય નથી. દેહધારીઓનો પ્રિય એવો આ આત્મા છે. સર્વના આત્મારૂપે, કારણરૂપે રહેલા અથવા સર્વસ્વરૂપે રહેલા ભગવાન શંકર પ્રતિ ॥ ૧૧ ॥

તે મહાદેવજીનો તમે બે પ્રકારે વિરોધ કર્યો છે. એક તો સર્વોત્કૃષ્ટ (સર્વ લોકને ઉપકૃત કરનાર, વેરરહિત મહાદેવજી)નો દ્રોહ કરીને તથા સાક્ષાત્ (સભામાં) દ્રોહ કરીને. તે યજ્ઞમાં મનુષ્યોની ચતુર્વિધતાનું વર્ણન કરતાં સતીદેવી અત્યંત મહાન મનુષ્ય ઉપર કરેલા દોષારોપણનું બે શ્લોકો વડે વર્ણન કરે છે— **'दोषान् इति।'**

**दोषान्परेषां हि गुणेषु साधवो**
**गृह्णन्ति केचिन्न भवादृशा द्विज।**
**गुणांश्च फल्गून्बहुलीकरिष्णवो**
**महत्तमास्तेष्वविदद्भवानघम् ॥ १२**

हे ब्राह्मण, તમારા જેવા (અદેખા) માણસો બીજાના ગુણોમાં પણ દોષ જ જુએ છે. કેટલાક (મધ્યસ્થી મનુષ્યો ગુણોમાં દોષ) નથી જોતા. (પરંતુ ગુણ-દોષને વિવેકપૂર્વક યથાવત્ જુએ છે.) વધારે મહાન સાધુપુરુષો કેવળ ગુણગ્રાહી હોય છે. સર્વોત્કૃષ્ટ મનુષ્યો બીજાના અલ્પગુણોને પણ મહાન કરનારા હોય છે. તેવા સૌથી મહાન મનુષ્ય ઉપર પણ તમે દોષારોપણ કર્યું છે! ॥ ૧૨ ॥

हे द्विजेत्यधिक्षेपः। भवादृशास्त्वद्विधा असूयकाः परेषां गुणेषु दोषानेव गृह्णन्ति न तु गुणान्। केचिन्मध्यस्था गुणेषु दोषान्न गृह्णन्ति किन्तु यथास्थितान्गुणदोषान्विवेकेन गृह्णन्ति ते तु महान्त उच्यन्ते। साधवस्तु केवलं गुणानेव गृह्णन्ति न दोषांस्ते तु महत्तरा उच्यन्ते। महत्तमास्तु दोषान्न गृह्णन्त्येव ते च प्रत्युत फल्गूंस्तुच्छानपि गुणान्बहुलीकुर्वन्तीति करिष्णवो भवन्ति, तेषु भवानघमविदत् विदितवान् कल्पितवानित्यर्थः। तच्च ब्रह्मिष्ठानभिभूयेत्यनेन सूचितम्॥ १२॥

હે **'द्विज'** (પિતા– શબ્દથી સંબોધન ન કરીને, વૈદિક ધર્મનિષ્ઠ સદાચારનું પાલન કરનારો હોવાને બદલે સર્વોત્કૃષ્ટ મહાદેવજી ઉપર દોષારોપણ કરનાર તમારા જેવો સાધુવિરોધી અસાધુ જ છે,) એમ અપમાન કરે છે. **'भवादृशाः'** તમારા જેવા દોષદષ્ટિવાળા બીજાના ગુણોમાં પણ દોષોને જ જુએ છે, નહીં કે ગુણોને! **'केचित्'** કેટલાક મધ્યસ્થી મનુષ્યો ગુણોમાં દોષો નથી જોતા, પરંતુ ગુણ-દોષને યથાવત્ વિવેકથી જુએ છે, તેઓ મહાન કહેવાય છે. સાધુજનો તો કેવળ ગુણગ્રાહી હોય છે, તેઓ તો દોષોને લક્ષમાં લેતા જ નથી, તેઓ મહત્તર કહેવાય છે, પરંતુ સૌથી મહાન મનુષ્યો દોષો તો જોતા જ નથી પરંતુ બીજાના **'फल्गून्'** તુચ્છ ગુણોને પણ મોટા બનાવે છે. તેવા મહત્તમ જનોમાં તમે **'अघम्'** દોષનું **'अविदत्'** આરોપણ કર્યું છે, એમ અર્થ છે અને 'બ્રહ્મિષ્ઠ પુરુષોનું અપમાન કરીને' (શ્રીમદ્ ભા.૪/૩/૩) આ શ્લોકથી સૂચવ્યું છે. ॥ ૧૨ ॥

एतच्च दुर्जनेषु युक्तमेवेत्याह—**नेति**।

મહાપુરુષોની નિંદા એ દુર્જનો માટે યોગ્ય જ છે, તેમ કહે છે— **'न इति।'**

**नाश्चर्यमेतद्यदसत्सु सर्वदा**
**महद्विनिन्दा कुणपात्मवादिषु।**
**सेर्ष्यं महापूरुषपादपांसुभि-**
**र्निरस्ततेजःसु तदेव शोभनम्॥ १३**

ઈર્ષ્યાથી મહાપુરુષોની સદા નિંદા કરે છે તે જડ શરીરને આત્મા કહેનારા દુષ્ટો વિષે આશ્ચર્યની વાત નથી. (કારણ કે મહાપુરુષો તો પોતાની નિંદા સહન કરે છે પરંતુ તેમના અપરાધને) સહન ન કરતી એવી તેમની ચરણરજ દ્વારા નિસ્તેજ થયેલા દુષ્ટોને માટે તો મહાપુરુષોની નિન્દા જ શોભા છે. ॥ ૧૩ ॥

कुणपं जडं शरीरं तदेवात्मेति वदन्ति ये तेषु। ईर्ष्या अक्षान्तिः। सेर्ष्यं यथा भवत्येवं महतां विनिन्देति यदेतदाश्चर्यं न भवति सेर्ष्यं निरस्तं तेजः प्रभावो येषामिति वा। यद्यपि महापुरुषाः स्वनिन्दां सहन्ते तथापि तत्पादरेणवस्त–दसहमानास्तेषां तेजो निरस्यन्ति। अतोऽशक्तेषु महन्निन्दनमेवोचितमित्यर्थः ॥ १३ ॥

'**कुणपम्**' જડ શરીરને, તે જ આત્મા છે એમ કહેનારાઓ જેઓ છે તે દુર્જનો વિષે– '**ईर्ष्या**' અક્ષમા– '**स-ईर्ष्यम्**' ઈર્ષ્યા કરતા હોય તેમ મહાન પુરુષોની જે નિંદા કરે છે એ આશ્ચર્ય નથી અથવા '**सेर्ष्यम्**' ઈર્ષ્યાને કારણે દૂર થયો છે '**तेजः**' પ્રભાવ જેમનો. જો કે મહાપુરુષો તો પોતાની નિન્દા સહન કરે છે (તેની ઉપેક્ષા કરે છે), પરંતુ તેમની ચરણરેણુ તે અપરાધને સહન ન કરતાં, તેમનું તેજ હણી લે છે. આથી અશક્ત એવા તેમને માટે તો મહાપુરુષોની નિન્દા જ યોગ્ય છે, એમ અર્થ છે. ॥ ૧૩ ॥

तदेवं महत्तमद्रोहमुक्त्वा तस्मिन्नेव कृतं द्रोहमाह—**यदिति** द्वाभ्याम्।

આ પ્રમાણે તે અત્યન્ત મહાન ભગવાન શંકર માટેનો દ્વેષ કહીને તેમનો દ્રોહ કર્યો, તે બે શ્લોકો દ્વારા કહે છે— '**यद् इति।**'

**यद् द्व्यक्षरं नाम गिरेरितं नृणां**
**सकृत्प्रसङ्गादघमाशु हन्ति तत्।**
**पवित्रकीर्तिं तमलङ्घ्यशासनं**
**भवानहो द्वेष्टि शिवं शिवेतरः ॥ १४**

જેમનું બે અક્ષરોવાળું 'શિવ' નામ પ્રસંગવશ એકવાર વાણીથી ઉચ્ચાર્યું હોય તો મનુષ્યોનાં સર્વ પાપોનો તે તત્કાળ નાશ કરે છે. આવા પવિત્ર કીર્તિવાળા તથા જેમની આજ્ઞાનું ઉલ્લંઘન કોઈ નથી કરી શકતું તેવા ભગવાન શંકરનો અરે! અમંગળરૂપ એવા તમે દ્વેષ કરો છો! ॥ ૧૪ ॥

यद्यस्य द्व्यक्षरमात्रं शिव इति तत्प्रसिद्धं नाम नृणां सर्वेषामाश्वघं सर्वं हन्ति। केवलं गिरैवेरितमुच्चारितं न तु मनःपूर्वकम्। तत्तु सकृदपि प्रसङ्गादपि। तं शिवं द्वेष्टि। न लङ्घ्यं शासनमाज्ञा यस्य। अहो शिवेतरोऽमङ्गलरूपः ॥ १४॥

'**यद्**' જેમનું માત્ર બે અક્ષરોવાળું 'શિવ' એવું તે પ્રસિદ્ધ નામ સર્વ મનુષ્યોનાં સર્વ પાપોનો તત્કાળ નાશ કરે છે. માત્ર વાણીથી જ '**ईरितम्**' ઉચ્ચારાયું હોય, ખરેખર હૃદયપૂર્વક ન પણ ઉચ્ચારાયું હોય અને તે પણ પ્રસંગવશ બોલાયું હોય (તો પણ તત્કાળ પાપનો નાશ કરે છે), તેવા શિવનો તમે દ્વેષ કરો છો! ન ઉલ્લંઘી શકાય '**शासनम्**' આજ્ઞા જેમની તેવા શિવનો, અરેરે, '**शिव-इतरः**' શિવથી અન્ય એવા અમંગળ સ્વરૂપવાળા ॥ ૧૪ ॥

पापहरत्वमुक्त्वा भुक्तिमुक्तिप्रदत्वेन शिवं वर्णयन्त्याह—

શિવજીનું પાપ હરનારું સ્વરૂપ વર્ણવીને, તેઓ ભોગ અને મોક્ષ આપનારા હોવાથી તેમનું વર્ણન કરતાં સતીદેવી કહે છે—

**यत्पादपद्मं महतां मनोलिभि-**
**र्निषेवितं ब्रह्मरसासवार्थिभिः।**
**लोकस्य यद्वर्षति चाशिषोऽर्थिन-**
**स्तस्मै भवान्द्रुह्यति विश्वबन्धवे॥ १५**

यस्य पादपद्मं मनांस्येवालयस्तैः। ब्रह्मरसो ब्रह्मानन्दः स एवासवो मकरन्दस्तदर्थिभिः। यच्चार्थिनः सकामस्य लोकस्य तास्ता आशिषो वर्षति॥ १५॥

બ્રહ્મરસરૂપી પુષ્પરસની ઈચ્છાવાળા મહાપુરુષોના મનરૂપી ભ્રમરો જેમના ચરણકમળ નિત્ય સેવે છે અને કામનાયુક્ત લોકોની સર્વ કામનાઓ જે પૂર્ણ કરે છે, તે વિશ્વના બંધુ ભગવાન સદાશિવનો તમે દ્વેષ કરો છો! ॥ ૧૫ ॥

જેમનું ચરણકમળ– મહાન મનુષ્યોનાં મન એ જ ભ્રમરો, તેમના વડે નિત્ય સેવાય છે. '**ब्रह्मरसः**' બ્રહ્માનંદ એ જ '**आसवः**' પુષ્પરસ, તેની કામના કરનારાઓ દ્વારા (સેવાતું જેમનું ચરણકમળ)– '**अर्थिनः**' કામનાયુક્ત લોકોની જે જે કામનાઓ છે તે તે કામનાઓની વર્ષા કરે છે (તેવા શિવનો તમે દ્વેષ કરો છો)! ॥ ૧૫ ॥

यदुक्तं शिवापदेशो ह्यशिव इति, यच्चोक्तं प्रेतावासेष्वित्यादि तदाक्षिपन्त्याह—**किं वेति।**

જે કહેવામાં આવ્યું કે તે નામ માત્ર જ શિવ છે, ખરેખર તો અમંગળ છે તથા જે કહેવામાં આવ્યું કે સ્મશાનમાં રહેનાર છે વગેરે, તે માટે આક્ષેપ કરતાં કહે છે— '**किं वा इति।**'

**किं वा शिवाख्यमशिवं न विदुस्त्वदन्ये**
**ब्रह्मादयस्तमवकीर्य जटाः श्मशाने।**
**तन्माल्यभस्मनृकपाल्यवसत्पिशाचै-**
**र्ये मूर्धभिर्दधति तच्चरणावसृष्टम्॥ १६**

સ્મશાનમાં જટાઓ વિખેરી ત્યાંની માળાઓ, ભસ્મ તથા મનુષ્યોની ખોપરીઓ ધારણ કરનારા અને પિશાચો સાથે રહેનારા સદાશિવ નામવાળા ભગવાનને, તમારા સિવાયના બ્રહ્માજી વગેરે દેવો શું અમંગળ જાણે છે? કે જેઓ તેમનાં શ્રીચરણોમાં પડેલા શિવનિર્માલ્યને મસ્તક ઉપર ધારણ કરે છે! ॥ ૧૬ ॥

यो जटा अवकीर्य श्मशानेऽवसद्वसति स्म। तस्य श्मशानस्य माल्यानि भस्मानि नृकपालानि च भूषणत्वेन सन्ति यस्य। तं त्वत्तोऽन्ये न विदुः किम्, विदन्त्येवेति चेन्न, तथा सति तेषां तद्दास्यानुपपत्तेरित्याह। तच्चरणावसृष्टं गलितं निर्माल्यं मूर्धभिर्धारयन्ति॥ १६॥

જે જટાઓ વિખેરીને સ્મશાનમાં '**अवसत्**' વસે છે. તે સ્મશાનની માળાઓ, ભસ્મ તથા નરમુંડો જેમનાં ભૂષણરૂપ છે, તેમને તારાથી અન્ય કોઈ પણ શું અમંગળ જાણે છે? જો એમ જ જાણતા હોય તો તેમનું દાસત્વ તર્કસંગત નથી, એમ કહે છે. (ઊલટું તેઓ તો) તેમનાં શ્રીચરણોમાં '**अवसृष्टम्**' પડેલું નમન (નિર્માલ્ય) મસ્તક ઉપર ધારણ કરે છે. ॥ ૧૬ ॥

इदानीं देहं त्यक्तुकामा धर्मतत्त्वमाह।

હવે દેહત્યાગની ઈચ્છાવાળા સતીદેવી ધર્મતત્ત્વ વિષે કહે છે.

**कर्णौ पिधाय निरयाद्यदकल्प ईशे**
**धर्मावितर्यसृणिभिर्नृभिरस्यमाने ।**
**छिन्द्यात्प्रसह्य रुशतीमसतीं प्रभुश्चे-**
**ज्जिह्वामसूनपि ततो विसृजेत्स धर्मः ॥ १७**

कर्णावाच्छाद्य निर्गच्छेत्। यद्यदि मर्तुं मारयितुं वा कल्पो न भवति। कदा। धर्मावितरि धर्मरक्षके ईशे स्वामिन्यसृणिभिर्निरङ्कुशैर्नृभिरस्यमानेऽधिक्षि-प्यमाणे। प्रभुः शक्तश्चेत्। रुशतीमकल्याण-वादिनीम्। प्रसह्य बलाच्छिन्द्यात्। ततोऽपि स्वयं प्राणान्विसृजेदिति यत्स धर्मः ॥ १७ ॥

**वंशीधरी**—वक्ष्यत्यपि शिशुपालाख्याने—
'निन्दां भगवतः श्रृण्वंस्तत्परस्य जनस्य वा।
ततो नापैति यः सोऽपि यात्यधः सुकृताच्च्युतः ॥'
इति।

**अतस्तवोत्पन्नमिदं कलेवरं**
**न धारयिष्ये शितिकण्ठगर्हिणः।**
**जग्धस्य मोहाद्धि विशुद्धिमन्धसो**
**जुगुप्सितस्योद्धरणं प्रचक्षते॥ १८**

तव त्वत्त उत्पन्नम्। शितिकण्ठो नीलकण्ठस्तन्निन्दकात्। प्रमादादापन्नस्यापवित्रस्य त्यागं विना न शुद्धिरिति दृष्टान्तेनाह। जग्धस्य भक्षितस्यान्नस्योद्धरणं वमनमेव पुंसो विशुद्धिं प्रचक्षते॥ १८ ॥

નિરંકુશ મનુષ્યો દ્વારા જ્યારે ધર્મની રક્ષા કરનારા પોતાના સ્વામીની નિંદા કરવામાં આવે, ત્યારે તેમને દંડ આપવા પોતે અસમર્થ હોય તો તે બંને કાન બંધ કરી ત્યાંથી બહાર ચાલ્યા જાય, પરંતુ દંડ આપવા જો પોતે સમર્થ હોય તો તે અમંગળ બોલતી દુષ્ટ જિહ્વાને બળપૂર્વક કાપી નાખે. તેમ કરવા કરતાં પણ પોતાનો પ્રાણત્યાગ કરવો, એ ધર્મ છે. ॥ ૧૭ ॥

બંને કાન બંધ કરી **'निरयात्'** ત્યાંથી ચાલ્યા જવું. **'यद्'** જો મરવા માટે કે મારવા માટે અસમર્થ હોય તો– ક્યારે? જ્યારે **'धर्म-अवितरि'** ધર્મની રક્ષા કરનારા **'ईशे'** પોતાના સ્વામીની **'असृणिभिः'** નિરંકુશ મનુષ્યો દ્વારા **'अस्यमाने'** નિંદા કરવામાં આવે ત્યારે. **'प्रभुः'** સમર્થ હોય તો **'रुशतीम्'** અમંગળ બોલતી તે જિહ્વાને **'प्रसह्य'** બળપૂર્વક કાપી નાખે. જિહ્વાછેદન કરવા કરતાં પણ (તે નિંદાશ્રવણનું પ્રાયશ્ચિત્ત કરવા માટે) પોતાના પ્રાણનો ત્યાગ કરે, કારણ કે તે ધર્મ છે. ॥૧૭॥

શિશુપાલ આખ્યાનમાં પણ કહેશે–

'ભગવાનની કે ભગવાનના ભક્તની નિંદા સાંભળતો મનુષ્ય ત્યાંથી જો ખસી ન જાય, તો તે પોતે પણ પુણ્યથી ભ્રષ્ટ થઈ નરકમાં જાય છે.' (શ્રીમદ્ ભા.૧૦/૭૪/૪૦)

માટે ભગવાન નીલકંઠની નિંદા કરનાર એવા તમારાથી ઉત્પન્ન થયેલા આ શરીરને હું ધારણ કરીશ નહીં. અસાવધાનપણે ખવાઈ ગયેલ અપવિત્ર અન્નનું વમન જ શુદ્ધ કરનારું છે, તેમ (વિદ્વાનો) કહે છે. ॥ ૧૮ ॥

**'तव'** તમારાથી ઉત્પન્ન થયેલા શરીરને; **'शितिकण्ठः'** ભગવાન નીલકંઠ તેમની નિંદા કરનાર એવા '(**बा.प्र.—यो हि जगद्धितार्थे विषमपि पीतवांस्तं भवान्निन्दति।**' જેમણે જગતના હિત ખાતર જ હળાહળ ઝેર પીધું, તે ભગવાન નીલકંઠની તમે નિંદા કરો છો!) અસાવધાનતાને કારણે ખવાઈ ગયેલા અપવિત્ર અન્નનો ત્યાગ કર્યા વિના શુદ્ધિ થતી નથી– એવા દૃષ્ટાન્તથી કહે છે. **'जग्धस्य'** ખવાઈ ગયેલા અન્નનું **'उद्धरणम्'** વમન જ મનુષ્યને શુદ્ધ કરે છે, તેમ વિદ્વાનો કહે છે. ॥ ૧૮ ॥

**वंशीधरी**—अहञ्च सर्वैश्वर्यात्सर्वसामर्थ्यात्त्वां ब्रह्माण्डकोटीरपि हन्तुं समर्थापि शिव एव स्वभार्याद्वारा दक्षं जघानेति शिवयशोहानिभीत्या न हन्मि।

સર્વ ઐશ્વર્ય તથા સર્વ સામર્થ્ય હોવાને કારણે હું કોટિ બ્રહ્માંડનો પણ નાશ કરવા માટે સમર્થ હોવા છતાં 'શંકરે જ પોતાની ભાર્યા દ્વારા દક્ષને હણ્યો.' એમ શિવજીના યશની હાનિના ભયથી હું તમારો નાશ નથી કરતી.

यदुक्तं लुप्तक्रियायाशुचय इति तत्प्रत्याह—**नेति।**

જે કહેવામાં આવ્યું કે 'સત્કર્મનો લોપ કરનારા અપવિત્ર શંકરને (મેં મારી કોમળ કન્યા આપી દીધી!)' (શ્રીમદ્ ભા.૪/૨/૧૩) તેનો વિરોધ કરીને કહે છે— **'न इति।'**

**न वेदवादाननुवर्तते मतिः**
**स्व एव लोके रमतो महामुनेः।**
**यथा गतिर्दैवमनुष्ययोः पृथक्**
**स्व एव धर्मे न परं क्षिपेत्स्थितः॥ १९**

પોતાના આત્મામાં જ રમણ કરનાર મહામુનિની બુદ્ધિ વેદનાં વિધિનિષેધરૂપ વિધાનોને અનુસરતી નથી. જેમ દેવ અને મનુષ્યની ગતિ (આકાશમાં અને પૃથ્વીમાં– એમ) જુદી જુદી હોય છે, તેમ (પ્રવૃત્તિમાર્ગે જનારા દેહભિમાનીઓની અને અહંતા– મમતાથી પર એવા ભગવત્પરાયણ જ્ઞાનીઓની ગતિ જુદી જુદી હોય છે, માટે) સ્વધર્મમાં રહેલો મનુષ્ય અન્યની નિંદા ન કરે. ॥ ૧૯ ॥

वेदवादान्विधिनिषेधरूपान्स्व एव लोके स्वात्मन्येव रममाणस्य महतो मुनेः सम्यग्विरक्तस्य मतिर्नानुवर्तते, निवृत्ताधिकारत्वात्। अधिकारभेदे दृष्टान्तः—यथा देवानां गतिराकाश एव मनुष्याणां पृथिव्यामेव। अतः स्व एव धर्मे प्रवृत्तिलक्षणे निवृत्तिलक्षणे वा स्थितः सन् परमन्यं धर्मे पुरुषं वा न क्षिपेन्न निन्देत्, व्यवस्थिताधिकारत्वेनोभयोः सत्यत्वात्। न क्षिपेदेवेति वान्वयः॥ १९॥

**'वेदवादान्'** વિધિ-નિષેધરૂપ વિધાનોને **'स्वे-एव-लोके'** પોતાના આત્મામાં જ રમણ કરનાર, સારી રીતે વિરક્ત એવા મહામુનિની મતિ અનુસરતી નથી કારણ કે તેમનો નિવૃત્તિમાર્ગમાં અધિકાર હોય છે. જુદા જુદા અધિકાર માટે દૃષ્ટાન્ત આપે છે– જેમ દેવોની ગતિ આકાશમાં જ હોય છે અને મનુષ્યોની ગતિ પૃથ્વી ઉપર જ હોય છે; માટે પ્રવૃત્તિરૂપ કે નિવૃત્તિરૂપ સ્વધર્મમાં રહેલા પુરુષે **'परम्'** અન્યની **'न क्षिपेत्'** નિન્દા કરવી જોઈએ નહીં. બંને માર્ગમાં અધિકાર નિયત થયેલો હોવાથી બંને માર્ગે જનારા પોતપોતાની રીતે સાચા છે. અથવા **'न क्षिपेत्-एव'** નિંદા ન જ કરે, એમ અન્વય છે. ॥ ૧૯ ॥

एतदेवोपपादयन्त्याह।

(પ્રવૃત્તિમાર્ગ અને નિવૃત્તિમાર્ગની ભિન્ન) ગતિઓને દર્શાવતાં કહે છે.

**कर्म प्रवृत्तं च निवृत्तमप्यृतं**
**वेदे विविच्योभयलिङ्गमाश्रितम्।**
**विरोधि तद्यौगपदैककर्तरि**
**द्वयं तथा ब्रह्मणि कर्म नर्च्छति॥ २०**

(યજ્ઞ-યાગાદિ) પ્રવૃત્તિરૂપ અને (શમદમાદિ) નિવૃત્તિરૂપ બંને પ્રકારનાં કર્મો યોગ્ય છે. વેદમાં રાગી અને વિરાગી બંને પ્રકારના વિશેષણરૂપ (અધિકારીઓ) જુદાં કરીને કહેલાં છે. પરસ્પર વિરોધી હોવાને કારણે તે બંને કર્મો એક સાથે એક જ કર્તાપુરુષમાં હોઈ શકે નહીં. પરબ્રહ્મ પરમાત્મા ભગવાન શંકર વિષે તો કોઈ પણ કર્મ પ્રાપ્ત થતું નથી. ॥૨૦॥

प्रवृत्तमग्निहोत्रादि, निवृत्तं शमदमादि, ऋतं सत्यमेव यतो वेदे आश्रितं विहितम्। तच्च विविच्य व्यवस्थयाश्रितं न त्वविशेषेण। व्यवस्थामेवाह। उभयं रागवैराग्यलक्षणं लिङ्गं चिह्नमधिकारिविशेषणं यस्मिंस्तत्।

અગ્નિહોત્ર વગેરે યજ્ઞ-યાગાદિ પ્રવૃત્તિરૂપ તથા શમ, દમ વગેરે નિવૃત્તિરૂપ (બંને પ્રકારનાં કર્મો) **'ऋतम्'** ઉચિત જ છે, કારણ કે વેદમાં **'आश्रितम्'** કહેલાં છે અને તે (રાગી અને વિરાગી– એમ) જુદા જુદા વિભાગ કરી વ્યવસ્થાપૂર્વક કહેલાં છે, પરંતુ તે અવિશેષરૂપે (સમાનરૂપે) નથી. વ્યવસ્થા વિષે કહે છે. રાગ અને વિરાગના લક્ષણરૂપ **'लिङ्गम्'** અધિકારીના વિશેષણરૂપ ચિહ્ન જેમાં છે તે વચન કે વ્યવસ્થા.

ननु 'यावज्जीवमग्निहोत्रं जुहोति,' 'शान्तो दान्तः' इत्यादिषु नैवं व्यवस्था प्रतीयते। सत्यम्, तथाप्युभयोरेकाधिकारविरोधात्तथा पर्यवस्यतीत्याह। युगपद्भावो यौगपदं यौगपदेनैकस्मिन्कर्तरि तत्कर्मद्वयं विरोधि। ननु तर्हि निवृत्तं कर्म शिवेनापि कर्तव्यमेव नेत्याह। ब्रह्मणि सदाशिवे किञ्चिदपि कर्म न ऋच्छति न प्राप्नोति। अतो यथा प्रवृत्तनिवृत्तयोः परस्परधर्माकरणेन दोषस्तथेश्वरे एतदुभयधर्माकरणेऽपीति भावः॥ २०॥

શંકા કરે છે કે 'જ્યાં સુધી જીવે ત્યાં સુધી અગ્નિહોત્ર યજ્ઞ કરે છે.' તથા 'શાંત અને સંયમી' વગેરેમાં આ વ્યવસ્થા નથી દેખાતી. તે માટે ઉત્તર આપે છે કે આ બંને વાત સત્ય હોવા છતાં બંનેનો એકમાં જ અધિકાર થાય તેમાં વિરોધ થવાથી બંનેનું અનુષ્ઠાન શક્ય નથી. એક સાથે **'यौगपदेन'** એક જ કર્તામાં તે બંને કર્મો વિરોધી છે. પુનઃ શંકા કરે છે કે તો પછી નિવૃત્તિરૂપ કર્મ તો શિવજી દ્વારા પણ કરવા યોગ્ય છે, તે માટે ઉત્તર આપે છે કે ના, પરબ્રહ્મ સદાશિવને તો કોઈ પણ કર્મ પ્રાપ્ત થતું જ નથી. આથી જેમ પ્રવૃત્તિ અને નિવૃત્તિ– એમ એકબીજાનો ધર્મ ન કરવામાં દોષ નથી, તેમ ઈશ્વરમાં આ બંને ધર્મ ન કરવામાં પણ દોષ નથી, એવો ભાવ છે. ॥ ૨૦ ॥

**विजय.**—ततः किं तत्राह विरोधीति। तदयं यौगपद्युगपदेककालमेककर्तरि विरोधि प्रकाशत-मसोरेकत्रवद्विरुद्धं स्यादित्यर्थः।

પ્રવૃત્તિમાર્ગ અને નિવૃત્તિમાર્ગ– એ બંનેમાં શો વિરોધ છે? એક સાથે, એક જ સમયે, એક જ વ્યક્તિમાં પ્રકાશ અને અંધકાર એકસાથે હોવા વિરોધી છે, તેમ આ બંને વિરોધી છે.

**सि.प्र.**—उभयं बन्धमोक्षलक्षणं चिह्नं फलं यस्य तत्।

प्रवृत्तं च निवृत्तं च द्विविधं कर्म वैदिकम्।
आवर्तेत प्रवृत्तेन निवृत्तेनाश्नुतेऽमृतम्॥
इति सप्तमस्कन्धात्।

चिताभस्मकृतस्नानस्तथा नग्न इत्यादिना यो भोगाद्यभाव उक्तस्तत्राह।

બંધન અને મોક્ષરૂપ લક્ષણ, ચિહ્ન, ફળ જેનું છે તે બંને પ્રવૃત્તિ અને નિવૃત્તિ માર્ગ. 'વેદમાં બે પ્રકારનાં કર્મો કહ્યાં છે– એક તો પ્રવૃત્તકર્મ અને બીજું નિવૃત્ત કર્મ. તેમાં પ્રવૃત્ત કર્મથી મનુષ્ય સંસારમાં પાછો ફરે છે અને નિવૃત્તકર્મથી મોક્ષ પ્રાપ્ત કરે છે.' (શ્રીમદ્ ભા.૭/૧૫/૪૭)

'ચિતાની ભસ્મથી જેણે સ્નાન કર્યું છે' (શ્રીમદ્ ભા.૪/૨/૧૫) તથા જે નગ્ન છે તેવા શિવ– વગેરે દ્વારા જે ભોગ વગેરેનો અભાવ કહેવામાં આવ્યો, તે માટે સતી ઉત્તર આપે છે.

**मा वः पदव्यः पितरस्मदास्थिता**
**या यज्ञशालासु न धूमवर्त्मभिः।**
**तदन्नतृप्तैरसुभृद्भिरीडिता**
**अव्यक्तलिङ्गा अवधूतसेविताः॥ २१**

હે પિતા, અમારા દ્વારા આશ્રય કરાયેલી અણિમાદિ સમૃદ્ધિઓરૂપ પદવીઓ તમારી પાસે હોતી નથી. (અને હશે પણ નહીં કારણ કે તમારી સિદ્ધિઓ તો યજ્ઞશાળાઓમાં જ હોય છે.) જે અમારી સમૃદ્ધિઓ છે તે યજ્ઞના અન્નથી તૃપ્ત થયેલા અને કેવળ પોતાનું પેટ ભરનારા ધૂમાદિ માર્ગે જનારા કર્મમાર્ગીઓ દ્વારા પ્રશંસા નથી પામતી પરંતુ બ્રહ્મવેત્તા મહાપુરુષો દ્વારા જ તેમનું સેવન કરવામાં આવે છે કારણ કે તે સમૃદ્ધિઓ અવ્યક્ત હેતુવાળી છે. (અથવા જેમનો પ્રભાવ જાણી ન શકાય તેવા આત્મજ્ઞાની અવધૂતો દ્વારા તે સિદ્ધિઓનું સેવન કરાય છે.) ॥ ૨૧ ॥

हे पितः, अस्माभिरास्थिता आश्रिताः पदव्योऽणिमादिसमृद्धयो वो युष्माकं मा। न सन्तीत्यर्थः। यतो वः पदव्यो यज्ञशालास्वेव भवन्ति। ताश्च तदन्नेन यज्ञगतेनान्नेन तृप्तैः केवलमीडिता धूमवर्त्मभिश्च भुज्यन्ते। या अस्मत्पदव्यस्तास्तु नैवंभूताः किन्त्वव्यक्तलिङ्गाः न व्यक्तं लिङ्गं हेतुर्यासाम्, इच्छामात्रप्रभवत्वात्। अवधूतैर्ब्रह्मविद्भिः सेविताः। अतोऽहमाढ्यः, रुद्रो दरिद्र इति गर्वं मा कृथा इति भावः॥ २१॥

હે પિતા, અમારા દ્વારા **'आस्थिताः'** આશ્રય કરવામાં આવેલી **'पदव्यः'** અણિમાદિ સમૃદ્ધિઓ **'वः'** તમારી પાસે હોઈ શકે નહીં અને છે પણ નહીં, એમ અર્થ છે, કારણ કે તમારી સિદ્ધિઓ તો યજ્ઞશાળાઓમાં જ હોય છે અને તે સિદ્ધિઓ **'तत्-अन्नेन'** તે યજ્ઞના અન્નથી તૃપ્ત થયેલા મનુષ્યો દ્વારા જ પ્રશંસા પામેલી છે તથા કર્મમાર્ગીઓ દ્વારા જ ભોગવવામાં આવે છે. અમારી જે સમૃદ્ધિઓ છે તે આવા પ્રકારની નથી. પરંતુ **'अव्यक्तलिङ्गाः'** વ્યક્ત નથી હેતુ જેમનો તેવી તે સિદ્ધિઓ છે, કારણ કે તે કેવળ ભગવાનની ઈચ્છાથી ઉત્પન્ન થનારી છે અને તે સમૃદ્ધિઓ **'अवधूतैः'** બ્રહ્મવેત્તાઓ દ્વારા સેવન કરાનારી છે. આથી હું ધનાઢ્ય છું અને રુદ્ર દરિદ્ર છે એવું ગુમાન **'मा-अकृथाः'** ન કરો, એવો ભાવ છે.॥ ૨૧ ॥

**बा.प्र.**—अवधूतसेविताः अवधूताः त्यक्तपुत्रधन-लोकैषणाः शुद्धाः परमहंसाः सनत्कुमारादयस्तैः सेविताः।

**वंशीधरी**—

'अक्षरत्वाद्वरेण्यत्वाद् धूतसंसारबन्धनात्।
तत्त्वमस्यर्थसिद्धत्वादवधूतोऽभिगीयते ॥'

किं बहुनोक्तेनेमं देहं त्यक्ष्याम्येवेत्याह द्वाभ्याम्।

**नैतेन देहेन हरे कृतागसो**
**देहोद्भवेनालमलं कुजन्मना।**
**व्रीडा ममाभूत्कुजनप्रसङ्गत-**
**स्तज्जन्म धिग्यो महतामवद्यकृत्॥ २२**

एतेन नालं न पूर्यते किम्। अपि त्वलमेव। कथम्भूतेन। कुजन्मना। तदेवाह—हरे, कृतापराधस्य तव देहादुद्भूतेनोत्पन्नेन।

ननु श्लाघ्योऽयं देहः कथं त्याज्यस्तत्राह। कुजनस्य तव प्रसङ्गतः सम्बन्धान्मम लज्जाऽभूत्। अतो यो महतामप्रियकर्ता तस्माद्यज्जन्म तद्धिक्। त्वत्सम्बन्धादश्लाघ्यमित्यर्थः॥ २२॥

**गोत्रं त्वदीयं भगवान्वृषध्वजो**
**दाक्षायणीत्याह यदा सुदुर्मनाः।**
**व्यपेतनर्मस्मितमाशु तद्ध्यहं**
**व्युत्स्रक्ष्य एतत् कुणपं त्वदङ्गजम्॥ २३**

પુત્રૈષણા, વિત્તૈષણા તથા લોકૈષણાનો જેમણે ત્યાગ કર્યો છે તેવા સનત્કુમારો વગેરે શુદ્ધ, પરમહંસ, અવધૂતો દ્વારા સેવન કરાનારી સમૃદ્ધિઓ છે.

''અવિનાશી હોવાથી, સર્વોત્તમ હોવાથી, સંસારનાં બંધનોનો ત્યાગ કર્યો હોવાથી અને 'તે તું જ છે.' નો સાક્ષાત્કાર કર્યો હોવાથી તેવાને અવધૂત કહેવામાં આવે છે.''

વધુ કહેવાથી શું? આ દેહનો તો હું ત્યાગ કરીશ જ, એમ બે શ્લોકો દ્વારા કહે છે.

ભગવાન શંકરનો અપરાધ કરનાર એવા તારા દેહમાંથી ઉત્પન્ન થયેલા આ કુત્સિત દેહથી કંઈ પ્રયોજન નથી. હવે બસ, (હું એનો અંત આણીશ કારણ કે) દુષ્ટ એવા તારા સંબંધને કારણે મને લજ્જા આવે છે. મહાન મનુષ્યોનો અપરાધ કરનારમાંથી થયેલા જન્મને પણ ધિક્કાર છે. ॥ ૨૨ ॥

આ દેહથી **'न अलम्'** કાંઈ પ્રયોજન નથી. પરંતુ હવે તેનાથી બસ. કેવા દેહથી? આ કુત્સિત દેહથી હવે પ્રયોજન નથી. તે જ કહે છે— ભગવાન શંકરનો અપરાધ કરનાર એવા તારા દેહમાંથી **'उद्भूतेन'** ઉત્પન્ન થયેલા દેહથી.

હવે શંકા કરે છે કે આ દેહ તો પ્રશંસાને પાત્ર છે, તો તે ત્યજવા યોગ્ય કેમ છે; તે માટે કહે છે. દુર્જન એવા તારા **'प्रसङ्गतः'** સંબંધથી મને લજ્જા આવે છે. વળી, મહાન મનુષ્યોનું અપ્રિય કરનારથી થયેલો તે જન્મ પણ ધિક્કારને પાત્ર છે. તારા સંબંધને કારણે (મારા શરીરનો જન્મ પણ) નિન્દ્ય છે, એમ અર્થ છે. ॥ ૨૨ ॥

જ્યારે વૃષધ્વજ ભગવાન શંકર 'હે દક્ષકુમારી' એમ (વિનોદમાં પણ) તમારો સંબંધ દર્શાવતું નામ કહેશે, ત્યારે વિનોદ અને હાસ્યથી રહિત એવી મને અતિ દુઃખ થશે. માટે તમારા શરીરથી ઉત્પન્ન થયેલા આ કુત્સિત શરીરનો હું શીઘ્ર ત્યાગ કરીશ.॥ ૨૩ ॥

किं च परिहासादिषु विनोदेनापि दाक्षायणीति सम्बोधयंस्त्वदीयं त्वत्सम्बन्धवाचकं गोत्रं नाम यदा वृषध्वज आह गृह्णाति तदाहं व्यपेतनर्मस्मितं यथा भवत्येवं सुदुर्मना अतिदुःखितचित्ता भवामि। तत्तस्माद्धि निश्चितमेतत्कुणपप्रायं व्युत्स्रक्ष्ये त्यक्ष्यामि ॥ २३ ॥

વળી, પરિહાસ વગેરેમાં વિનોદપૂર્વક પણ 'હે દાક્ષાયણી' એમ સંબોધન કરતાં **'त्वदीयम्'** તમારો સંબંધ દર્શાવનારું **'गोत्रम्'** નામ જ્યારે ભગવાન વૃષધ્વજ **'आह'** કહેશે, ત્યારે વિનોદ અને હાસ્યથી વંચિત થઈ હું **'सुदुर्मनाः'** અત્યન્ત દુઃખી મનવાળી જ થઈશ, તેથી હવે તો આ મળવત્ શરીરનો હું ત્યાગ જ કરીશ. ॥ ૨૩ ॥

**मैत्रेय उवाच**

**इत्यध्वरे दक्षमनूद्य शत्रुहन्**
**क्षितावुदीचीं निषसाद शान्तवाक्।**
**स्पृष्ट्वा जलं पीतदुकूलसंवृता**
**निमील्य दृग्योगपथं समाविशत्॥ २४**

**મૈત્રેયમુનિ બોલ્યા** – હે ક્રોધાદિ શત્રુઓને જીતનારા (વિદુરજી), યજ્ઞમંડપમાં આ પ્રમાણે દક્ષને કહીને મૌન ધારણ કરેલાં સતીદેવી ઉત્તરાભિમુખ થઈ ભૂમિ ઉપર બેસી ગયાં. પીતવસ્ત્ર ધારણ કરેલાં તેઓ જળનું આચમન કરી, નેત્ર બંધ કરી યોગમાર્ગમાં સ્થિત થઈ ગયાં. ॥ ૨૪ ॥

दक्षं प्रत्यनुवादं कृत्वा शत्रुहन्। क्रोधादि-रिपुघातिन्। उदीचीमुदीच्यां दिशि। पाठान्तरे उदङ्मुखी। शान्तवाक् गृहीतमौना। जलं स्पृष्ट्वाचम्य। दृक् दृशम्॥ २४॥

દક્ષ પ્રતિ આમ ભાષણ કરીને– **'शत्रुहन्'** કામ, ક્રોધ વગેરે શત્રુઓને જીતનારા હે વિદુરજી, **'उदीचीम्'** ઉત્તર દિશામાં, પાઠાન્તરમાં ઉત્તરાભિમુખ થઈને, **'शान्तवाक्'** મૌન ધારણ કરેલાં, **'जलं स्पृष्ट्वा'** જળનું આચમન કરીને– **'दृक्'** નેત્રને ॥ ૨૪ ॥

**वंशीधरी**—देहत्यागस्यायत्नसाध्यत्वेऽपीतिकृत्यता-ऽत्र योगिजनशिक्षणाय फलाधिक्याय वा दर्शिता।

દેહત્યાગ યત્નસાધ્ય ન હોવા છતાં અહીં એની પદ્ધતિ યોગીજનોને શિક્ષણ આપવા અથવા દેહત્યાગના ફળની અધિકતા માટે દર્શાવી છે.

योगमार्गमेवाह— **कृत्वेति।**

યોગમાર્ગનું જ વર્ણન કરે છે— **'कृत्वा इति।'**

**कृत्वा समानावनिलौ जितासना**
**सोदानमुत्थाप्य च नाभिचक्रतः।**
**शनैर्हृदि स्थाप्य धियोरसि स्थितं**
**कण्ठाद्भ्रुवोर्मध्यमनिन्दिताऽनयत्॥ २५**

અનિન્દિતા સતીદેવીએ આસન સ્થિર કરી, (પ્રાણાયામ દ્વારા) પ્રાણ અને અપાનને એકરૂપ કરી (નાભિચક્રમાં) સ્થિર કર્યા, પછી ઉદાનવાયુને નાભિચક્રમાંથી ઊંચે ચઢાવીને ધીરે ધીરે બુદ્ધિ સાથે હૃદયમાં સ્થાપી, (એ હૃદયસ્થિત વાયુને) કંઠમાર્ગથી ભ્રુકૂટિઓની વચ્ચે લીધો. ॥ ૨૫ ॥

अनिलौ प्राणापानावूर्ध्वाधोवृत्तिकरौ निरोधेन समानावेकरूपौ नाभिचक्रे कृत्वा तत उदानमुत्थाप्य धिया सह हृदि स्थापयित्वा कण्ठमार्गेण भ्रुवोर्मध्यमनयत्॥ २५ ॥

**'अनिलौ'** પ્રાણ અને અપાન– ઉપર અને નીચે ગતિ કરનારા બંનેને પ્રાણાયામ દ્વારા **'समानौ'** એકરૂપ કરી નાભિચક્રમાં સ્થિર કરીને પછી (નાભિચક્રમાંથી) ઉદાનવાયુને ઊંચે ચઢાવીને બુદ્ધિ સહિત હૃદયમાં સ્થાપીને કંઠમાર્ગથી ભ્રુકૂટિઓની વચ્ચે લઈ લીધો. ॥ ૨૫ ॥

**दीपिनी**—नाभिचक्रे मणिपूरके। हृदि अनाहतचक्रे। कण्ठमार्गेण विशुद्धिचक्रद्वारेत्यर्थः। भ्रुवोर्मध्यम् आज्ञाचक्रम्।

**एवं स्वदेहं महतां महीयसा**
**मुहुः समारोपितमङ्कमादरात्।**
**जिहासती दक्षरुषा मनस्विनी**
**दधार गात्रेष्वनिलाग्निधारणाम्॥ २६**

महतां पूज्यतमेन श्रीरुद्रेण॥ २६॥

**ततः स्वभर्तुश्चरणाम्बुजासवं**
**जगद्गुरोश्चिन्तयती न चापरम्।**
**ददर्श देहो हतकल्मषा सती**
**सद्यः प्रजज्वाल समाधिनाग्निना॥ २७**

चरणाम्बुजे आसवं भजनानन्दम्। भर्तुरपरं न ददर्श। देहश्च सद्यः प्रज्वलितोऽभूत्। समाधिना योऽग्निस्तेन॥ २७॥

**वंशीधरी**—
'यमुद्दिश्य त्यजेद्देहं पापभागी स जायते।
इतो न कोपयेत्कञ्चित्परलोकसुखाय च॥'
इत्यादिपुराणान्तरात्।

**बा.प्र.**—
'यं यं वापि स्मरन्भावं त्यजत्यन्ते कलेवरम्।
तं तमेवैति कौन्तेय सदा तद्भावभावितः॥'
इत्यन्ते या मतिः सा गतिरतः पतिव्रतात्वात्तत्प्राप्तिकामा तं चिन्तयन्ती ततोऽन्यं नैव ददर्शेति भावः।

પ્રાણ-અપાન વાયુને નાભિચક્રમાં અર્થાત્ મણિપૂર ચક્રમાં, હૃદયમાં અર્થાત્ અનાહત ચક્રમાં, કંઠમાર્ગથી અર્થાત્ વિશુદ્ધિ ચક્ર દ્વારા ભ્રુકુટિઓની વચ્ચે આજ્ઞાચક્રમાં લઈ લીધો.

મહાપુરુષોના પણ પૂજનીય (ભગવાન શંકર) દ્વારા આદરપૂર્વક વારંવાર અંકમાં સ્થાપવામાં આવેલા પોતાના શ્રીઅંગને, દક્ષ ઉપર ક્રોધ થવાથી તેને ત્યાગવાની ઈચ્છાવાળાં મનસ્વિની સતીદેવીએ શરીરના અવયવોમાં આ પ્રમાણે વાયુ તથા અગ્નિની ધારણા કરી. ॥ ૨૬ ॥

મહાપુરુષોના પણ અત્યંત પૂજનીય ભગવાન શ્રીશંકર દ્વારા ॥ ૨૬ ॥

પોતાના પતિ જગદ્ગુરુ ભગવાન શંકરના ચરણકમળના મકરન્દનું ચિંતન કરતાં ભગવતી સતીદેવીએ ભગવાન શંકર સિવાય અન્ય કાંઈ ન જોયું; (અને આથી) સર્વથા નિષ્પાપ બનેલાં સતીદેવીનો દેહ સમાધિથી ઉત્પન્ન થયેલા અગ્નિ વડે તરત જ બળવા લાગ્યો. ॥ ૨૭ ॥

શિવજીનાં ચરણોનાં ધ્યાનથી ઉત્પન્ન થયેલા આનંદરૂપ લક્ષણવાળો મકરંદ, આસવ એ જ ભજનાનંદ, પતિ સિવાય અન્ય કાંઈ ન જોયું અને સતીદેવીનો દેહ તરત જ બળવા લાગ્યો. સમાધિથી ઉત્પન્ન થયેલો જે અગ્નિ હતો તેના વડે ॥ ૨૭ ॥

'જેને કારણે દેહ ત્યજવામાં આવ્યો હોય તે પાપનો ભાગીદાર થાય છે, માટે પરલોકના સુખને ખાતર પણ આ લોકમાં કોઈને કુપિત કરવા નહીં.'

વગેરે અન્ય પુરાણમાં છે.

'અથવા તો હે કૌન્તેય, (મનુષ્ય) અંતકાળે જે જે પદાર્થને સ્મરણ કરતો શરીરને છોડે છે, તે તે (પદાર્થને) જ તે પામે છે, (કારણ કે) હંમેશાં (તેણે) તે જ પદાર્થનું ચિંતન કરેલું હોય છે.' (ગીતા ૮/૬) એટલે અંતકાળે જેવી મતિ તેવી ગતિ. આથી પતિવ્રતા હોવાથી શિવજીની પ્રાપ્તિની ઈચ્છાવાળાં, તે શિવજીનું જ ચિંતન કરતાં સતીએ અન્ય કાંઈ ન જોયું, એવો ભાવ છે.

**तत्पश्यतां खे भुवि चाद्भुतं महद्**
**हाहेति वादः सुमहानजायत।**
**हन्त प्रिया दैवतमस्य देवी**
**जहावसून् केन सती प्रकोपिता॥ २८**

खे भुवि च हाहेत्यादिवादः। तमेवाह। हन्तेति विषादे। दैवतमस्य प्रिया केन दक्षेण प्रकोपिता सती॥ २८॥

તે મહાન આશ્ચર્યને આકાશમાં તથા પૃથ્વી પર જોનારાઓમાં મોટો હાહાકાર વ્યાપી ગયો. હાય હાય, દક્ષ દ્વારા કુપિત કરાયેલાં, આ દેવાધિદેવ મહાદેવજીનાં પ્રિયા સતીદેવીએ પ્રાણ ત્યજ્યા! ॥ ૨૮॥

આકાશમાં તથા પૃથ્વી પર હાહાકાર મચી ગયો. તે હાહાકારનું વર્ણન કરે છે. **'हन्त'** એમ વિષાદમાં 'હાય' કહે છે. દેવાધિદેવ મહાદેવજીનાં **'केन'** દક્ષ દ્વારા કોપાવવામાં આવેલાં પ્રિયા સતીદેવી ॥ ૨૮ ॥

**अहो अनात्म्यं महदस्य पश्यत**
**प्रजापतेर्यस्य चराचरं प्रजाः।**
**जहावसून्यद्विमतात्मजा सती**
**मनस्विनी मानमभीक्ष्णमर्हति॥ २९**

महदनात्म्यं दौर्जन्यम्। अस्य सर्वत्र स्नेह एव न्याय्य इत्याहुः—यस्येति। येन विमताऽवज्ञाता॥ २९॥

**वि.चक्र.—**अनात्म्यं जीवन्मृतत्वं अस्य दक्षस्य न विद्यत आत्मा यस्य स मृतकस्तस्य भावः अनात्म्यम्।

અરે, સ્થાવર અને જંગમ જગત જેની પ્રજા છે તે દક્ષ પ્રજાપતિની અત્યંત દુર્જનતા જુઓ કે જેના વડે અપમાનિત થયેલાં એવાં વારંવાર (સર્વત્ર) સ્નેહને (જ) પાત્ર છે, તેવાં તેમનાં આત્મજા મનસ્વિની સતીએ પ્રાણ ત્યજ્યા! ॥ ૨૯ ॥

અત્યન્ત **'अनात्म्यम्'** દુર્જનતા– આ સતીને સર્વત્ર સ્નેહ જ યોગ્ય છે, એમ કહે છે– **'यस्य इति।'** જે દક્ષ વડે **'विमता'** અપમાનિત થયેલાં ॥૨૯॥

જીવતા મડદા હોવું– જેને આત્મા નથી તેવા આ દક્ષનો જીવવા છતાં મરેલા સમાન હોવાનો ભાવ એટલે અનાત્મ્ય.

**सोऽयं दुर्मर्षहृदयो ब्रह्मध्रुक् च**
**लोकेऽपकीर्तिं महतीमवाप्स्यति।**
**यदङ्गजां स्वां पुरुषद्विडुद्यतां**
**न प्रत्यषेधन्मृतयेऽपराधतः॥ ३०**

दुर्मर्षमत्यसहनं हृदयं यस्य। लोके जनमध्ये। चशब्दान्नरकं च। यद्यतः स्वीयामङ्गजां सुतामपराधतः स्वावज्ञया मृतये मरणायोद्यतां न निवारितवान्। पुरुषद्विट् शिवद्वेषी॥ ३०॥

તે આ દક્ષ અત્યન્ત અસહિષ્ણુ હૃદયવાળો અને બ્રાહ્મણદ્રોહી છે. સંસારમાં તે મહાન અપકીર્તિ પામશે અને (નરકને પ્રાપ્ત થશે) કારણ કે પોતાના દેહથી ઉત્પન્ન થયેલી તેમ જ (દક્ષના) પોતાના જ અપરાધને કારણે મરવા તૈયાર થયેલી પુત્રીને તેણે મરતાં અટકાવી નહીં! ॥ ૩૦ ॥

**'दुर्मर्षम्'** અત્યન્ત અસહિષ્ણુ હૃદય છે જેનું– **'लोके'** સંસારમાં, **'च'** શબ્દ વડે 'અને' નરકને પામશે, (એમ કહે છે.) **'यद्'** કારણ કે પોતાના દેહમાંથી ઉત્પન્ન થયેલી પુત્રીને **'अपराधतः'** પોતે કરેલા અપમાનરૂપ અપરાધથી **'मृतये'** મરવા તૈયાર થયેલી પુત્રીને રોકી પણ નહીં! **'पुरुषद्विट्'** શિવદ્વેષી ॥ ૩૦ ॥

**वंशीधरी—**य एतादृशमनार्यमकार्षिः सोऽयं दक्षः। अत्यसहनमतिक्रूरम्। 'तत्पुरुषाय' इति श्रुतेः पुरुषो रुद्रः। अनेन विष्णुद्वेषोऽपि ध्वनितः। 'पुरुषो विष्णुरुच्यते' इति श्रुतेः।

જેણે આવું અણછાજતું કૃત્ય કર્યું તે આ દક્ષ! અતિ ક્રૂર હૃદય છે જેનું– 'તે પરમપુરુષ મહાદેવ' (નું અમે ધ્યાન કરીએ છીએ.) એમ શ્રુતિવચન હોવાથી પુરુષ એટલે રુદ્ર. આ દ્વારા દક્ષ વિષ્ણુ ભગવાનનો પણ દ્વેષી છે, એમ ધ્વનિત થાય છે કારણ કે પુરુષને વિષ્ણુ ભગવાન કહેવામાં આવ્યા છે, એમ શ્રુતિ છે.

**वदत्येवं जने सत्या दृष्ट्वाऽसुत्यागमद्भुतम्।**
**दक्षं तत्पार्षदा हन्तुमुदतिष्ठन्नुदायुधाः॥ ३१**

લોકો આ પ્રમાણે બોલતા હતા ત્યારે સતીના પ્રાણત્યાગનું અદ્‌ભુત દૃશ્ય જોઈને (શંકર ભગવાનના) પાર્ષદો હથિયાર ઉગામી દક્ષને મારવા ઊભા થયા. ॥ ૩૧ ॥

अद्भुतं दृष्ट्वा च॥ ३१॥

અદ્‌ભુત દૃશ્ય જોઈને ॥ ૩૧ ॥

**तेषामापततां वेगं निशाम्य भगवान्भृगुः।**
**यज्ञघ्नघ्नेन यजुषा दक्षिणाग्नौ जुहाव ह॥ ३२**

દક્ષ સામે આવતા તેઓનો વેગ જોઈ ભગવાન ભૃગુએ યજ્ઞનો નાશ કરનારાઓનો નાશ કરનારા યજુર્વેદના મંત્રથી દક્ષિણાગ્નિમાં હોમ કર્યો. ॥ ૩૨ ॥

यज्ञघ्नान्हंतीति यज्ञघ्नघ्नं तेन। अपहतं रक्ष इत्यादिना॥ ३२॥

જે યજ્ઞનો નાશ કરનારાઓનો નાશ કરે તે **'यज्ञघ्नघ्नम्'** તે **'अपहतं रक्ष'** વગેરે મંત્રોથી ॥૩૨॥

**वीर.—**'अपहता असुरा रक्षांसि पिशाचा' इति मंत्रेण दक्षिणाग्नौ जुहाव ह।

'અસુરો, રાક્ષસો અને પિશાચો હણાઈ જાઓ.' (ઋ. ૧૦/૭૬/૪) એ મંત્રથી દક્ષિણાગ્નિમાં આહુતિ આપી.

**अध्वर्युणा हूयमाने देवा उत्पेतुरोजसा।**
**ऋभवो नाम तपसा सोमं प्राप्ताः सहस्रशः॥ ३३**

અધ્વર્યુ ભૃગુ દ્વારા હોમ કરવામાં આવતાં, તપથી ચન્દ્રલોક પામેલા ઋભુ નામના હજારો દેવો એકદમ ઉત્પન્ન થયા. ॥ ૩૩ ॥

अध्वर्युणा भृगुणा। ये तपसा सोमं प्राप्तास्ते ऋभवो नाम देवा उत्थिताः॥ ३३॥

**'अध्वर्युणा'** અધ્વર્યુ ભૃગુ દ્વારા– જેમણે તપથી ચન્દ્રલોક પ્રાપ્ત કર્યો હતો, તે ઋભુ નામના દેવો ઊભા થયા. ॥ ૩૩ ॥

**तैरलातायुधैः सर्वे प्रमथा सह गुह्यकाः।**
**हन्यमाना दिशो भेजुरुशद्भिर्ब्रह्मतेजसा॥ ३४**

બ્રહ્મતેજથી ઝળહળતાં બળતાં લાકડાંરૂપ તે આયુધો વડે માર ખાતા યક્ષોસહિત સર્વ પ્રમથગણો ચારેકોર નાસી છૂટ્યા. ॥ ૩૪ ॥

ब्रह्मतेजसोशद्भिर्देदीप्यमानैः॥ ३४॥

બ્રહ્મતેજથી **'उशद्भिः'** ઝળહળતાં આયુધો વડે ॥ ૩૪ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां चतुर्थस्कन्धे सतीदेहोत्सर्गो नाम चतुर्थोऽध्यायः॥ ४॥
इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां चतुर्थोऽध्यायः॥ ४॥

*****

# अथ पञ्चमोऽध्यायः

## વીરભદ્રકૃત દક્ષયજ્ઞવિધ્વંસ અને દક્ષવધ

पञ्चमे तु सतीदेहत्यागमाकर्ण्य शंकरः।
वीरभद्रं रुषोत्पाद्य तेन दक्षमघातयत्॥ १

પાંચમા અધ્યાયમાં તો સતીદેવીનો દેહત્યાગ સાંભળીને ભગવાન શંકરે ક્રોધથી વીરભદ્રને ઉત્પન્ન કરી તેના દ્વારા દક્ષનો નાશ કરાવ્યો. ॥ ૧ ॥

मैत्रेय उवाच

**भवो भवान्या निधनं प्रजापते-**
**रसत्कृताया अवगम्य नारदात्।**
**स्वपार्षदसैन्यं च तदध्वरर्भुभि-**
**र्विद्रावितं क्रोधमपारमादधे॥ १**

**મૈત્રેયમુનિ બોલ્યા** – ભગવાન શંકર નારદજી પાસેથી પ્રજાપતિ દક્ષ દ્વારા અપમાનિત થયેલાં ભવાનીનું નિધન અને તે દક્ષના યજ્ઞમાં પ્રકટ થયેલા ઋભુઓ દ્વારા પોતાના પાર્ષદોનું સૈન્ય નસાડેલું જાણીને અત્યન્ત ક્રોધિત થયા. ॥ ૧ ॥

प्रजापतेर्हेतोर्निधनम्। कुतः। तेनासत्कृतायाः। तस्याध्वरे ऋभवो देवास्तैः॥ १॥

દક્ષ પ્રજાપતિને કારણે મરણ શા માટે થયું? તે દક્ષ દ્વારા અપમાનિત (થવાથી) સતીનું મરણ થયું– તેના યજ્ઞમાં (પ્રકટ થયેલા) ઋભુ દેવો, તેમના દ્વારા॥ ૧ ॥

**क्रुद्धः सुदष्टोष्ठपुटः स धूर्जटि-**
**र्जटां तडिद्वह्निसटोग्ररोचिषम्।**
**उत्कृत्य रुद्रः सहसोत्थितो हसन्**
**गम्भीरनादो विससर्ज तां भुवि॥ २**

તે ભગવાન ધૂર્જટિએ ક્રોધિત થઈ બંને હોઠ પીસીને વીજળી તથા અગ્નિની જ્વાળારૂપ અત્યન્ત ચમકતી જટાને છૂટી કરીને, એકાએક ઊભા થઈ ગંભીર નાદ અને અટ્ટહાસ્ય કરીને તે જટાને પૃથ્વી ઉપર પછાડી. ॥ ૨ ॥

स धूर्जटिः रुद्रो घोरः सन् जटामुत्कृत्योत्पाट्योत्थितः संस्तां भुवि विससर्ज। सुदष्ट ओष्ठपुटो येन। तडितां वह्नीनां च सटा ज्वालास्तद्वदुग्रं रोचिर्यस्यास्ताम्॥ २॥

તે **'धूर्जटिः'** રુદ્રે ભયંકર ક્રોધિત થઈ જટાને વિખેરીને, ઊભા થઈ તે જટાને પૃથ્વી ઉપર પછાડી. પિસાયા છે બંને હોઠ જેમના વડે– વીજળી અને અગ્નિની **'सटाः'** જ્વાળાઓ, તેવું ઉગ્ર છે તેજ જેમનું, તે જટાને (વિખેરીને પછાડી). ॥ ૨॥

**वंशीधरी**—धूता कम्पिता जटा अस्येति धूर्जटिः। पृषोदरादिः।

કંપિત થઈ છે જટા આમની તે ધૂર્જટિ.(**'पृषत्+उदर'** ની અનિયમિત સંધિ પૃષોદર થાય, તેમ) પૃષોદર વગેરે જેવી (આ સંધિ સમજવી).

**ततोऽतिकायस्तनुवा स्पृशन्दिवं**
**सहस्रबाहुर्घनरुक् त्रिसूर्यदृक्।**
**करालदंष्ट्रो ज्वलदग्निमूर्धजः**
**कपालमाली विविधोद्यतायुधः॥ ३**

તે જટામાંથી પોતાના શરીરથી આકાશને સ્પર્શ કરતો, હજાર હાથવાળો, શ્યામ વર્ણવાળો, ત્રણ સૂર્ય જેવાં નેત્રોવાળો, ઊંચી દાઢોવાળો, બળતા અગ્નિ જેવા કેશવાળો, ખોપરીની માળાવાળો, જાતજાતનાં ઉગામેલાં આયુધોવાળો મહાકાય (વીરભદ્ર ઉત્પન્ન થયો.) ॥ ૩ ॥

ततो जटायाः सकाशादतिकायो वीरभद्रो जात इति शेषः। तनुवा तन्वा देहेन दिवं स्पृशन्। अत्युच्च इत्यर्थः। घनरुक् कृष्णवर्णः। त्रयः सूर्या इव दृशो यस्य। करालास्तुङ्गा दंष्ट्रा यस्य। ज्वलदग्निरिव मूर्धजा यस्य। कपालमालायुक्तः। विविधान्युद्यतान्यायुधानि यस्य॥ ३॥

**सि.प्र—**तनुवेत्यार्षम्।

**तं किं करोमीति गृणन्तमाह**
**बद्धाञ्जलिं भगवान्भूतनाथः।**
**दक्षं सयज्ञं जहि मद्भटानां**
**त्वमग्रणी रुद्र भटांशको मे॥ ४**

हे रुद्र, हे भट युद्धकुशल, मद्भटानां त्वमग्रणीः सन्सयज्ञं दक्षं जहि। ब्रह्मतेजो दुर्जयमिति मामंस्थाः। यतस्त्वं मेंऽशकः॥ ४॥

**आज्ञप्त एवं कुपितेन मन्युना**
**स देवदेवं परिचक्रमे विभुम्।**
**मेने तदात्मानमसङ्गरंहसा**
**महीयसां तात सहःसहिष्णुम्॥ ५**
**अन्वीयमानः स तु रुद्रपार्षदै-**
**र्भृशं नदद्भिर्व्यनदत्सुभैरवम्।**
**उद्यम्य शूलं जगदन्तकान्तकं**
**स प्राद्रवद् घोषणभूषणाङ्घ्रिः॥ ६**

मन्युना रुद्रेण। परिचक्रमे प्रदक्षिणीचकार। असङ्गमप्रतिघातं यद्रंहो वेगस्तेन। भो तात, महीयसां बलीयसामपि सहःसहिष्णुं बलं सोढुं क्षमं मेने॥ ५॥

जगदन्तको मृत्युस्तस्याप्यन्तकं शूलम्। घोषयन्ति शब्दं कुर्वन्तीति घोषणानि नूपुरादीनि भूषणानि ययोस्तावङ्घ्री यस्य सः॥ ६॥

તે જટામાંથી મહાકાય 'વીરભદ્ર ઉત્પન્ન થયો,' એટલું શેષ છે (તે ઉમેરવું). **'तनुवा'** શરીરથી આકાશને સ્પર્શ કરતો અર્થાત્ અતિ ઊંચો, **'घनरुक्'** વાદળાં જેવી કાન્તિવાળો, શ્યામ વર્ણવાળો, ત્રણ સૂર્ય જેવાં જેનાં નેત્રો છે, **'करालाः'** ઊંચી છે દાઢો જેની, બળતા અગ્નિ જેવા કેશ છે જેના, ખોપરીઓની માળાવાળો, ઉગામેલાં છે અનેક પ્રકારનાં આયુધો જેનાં ॥ ૩ ॥

**'तन्वा'** ને બદલે **'तनुवा'** છે, તે આર્ષ છે.

બે હાથ જોડીને 'હું શું કરું?' એમ કહેતા તેને ભગવાન ભૂતનાથે કહ્યું, 'હે રુદ્ર, હે ભટ, તું મારા યોદ્ધાઓનો નાયક થઈ યજ્ઞસહિત દક્ષનો નાશ કર! તું મારો અંશ છે.' ॥ ૪ ॥

હે રુદન કરાવનાર, હે **'भट'** યુદ્ધકુશળ, મારા સૈનિકોનો નેતા થઈ યજ્ઞસહિત તું દક્ષનો નાશ કર. બ્રહ્મતેજ દુર્જય છે, એમ તું માનીશ નહીં, કારણ કે તું મારો અંશ છે. ॥ ૪ ॥

ક્રોધિત થયેલા ભગવાન શંકર દ્વારા આ પ્રમાણે આજ્ઞા પામેલા તે વીરભદ્રે દેવોના દેવ વિભુ શંકરની પ્રદક્ષિણા કરી. હે તાત (વિદુરજી), અસ્ખલિત વેગને કારણે તે વીરભદ્ર મહાબળવાન મનુષ્યોના બળને પણ સહન કરવા પોતાને સમર્થ માનવા લાગ્યો. ॥ ૫ ॥

ભયંકર સિંહનાદ કરતા શંકર ભગવાનના પાર્ષદોથી અનુસરાતો, સંસારનો સંહાર કરનાર મૃત્યુનો પણ સંહાર કરનારું ત્રિશૂળ ઉગામીને, પગમાં શબ્દ કરતાં અલંકારોવાળો તે (દક્ષના યજ્ઞમંડપ તરફ) દોડી ગયો.॥ ૬ ॥

**'मन्युना'** ભગવાન રુદ્ર દ્વારા– **'परिचक्रमे'** પ્રદક્ષિણા કરી– **'असङ्गम्'** અપ્રતિહત, અસ્ખલિત જે **'रंहः'** વેગ છે તેને કારણે– હે તાત (વિદુરજી), **'महीयसाम्'** મહા બળવાન મનુષ્યોના **'सहःसहिष्णुम्'** બળને સહન કરવા માટે (પોતાને) સમર્થ માનવા લાગ્યો. ॥ ૫ ॥

**'जगत्-अन्तकः.'** સંસારનો સંહાર કરનાર મૃત્યુ, તેનો પણ સંહાર કરનારું ત્રિશૂળ– **'घोषयन्ति'** શબ્દ કરે છે– શબ્દ કરતાં નૂપુરાદિ ભૂષણો જે બંનેમાં છે તેવા પગ છે જેના તે વીરભદ્ર ॥ ૬ ॥

**अथर्त्विजो यजमानः सदस्याः**
**ककुभ्युदीच्यां प्रसमीक्ष्य रेणुम्।**
**तमः किमेतत्कुत एतद्रजोऽभू-**
**दिति द्विजा द्विजपत्न्यश्च दध्युः॥ ७**

ककुभि दिशि। तमो न भवति किन्तु रज इति ज्ञात्वाहुः। रज एतत्कुतोऽभूत्। दध्युश्चिन्तयामासुः॥ ७॥

हेत्वन्तरासम्भवेनौत्पातिकं कल्पयन्ति— **वाता** इति।

**वाता न वान्ति न हि सन्ति दस्यवः**
**प्राचीनबर्हिर्जीवति होग्रदण्डः।**
**गावो न काल्यन्त इदं कुतो रजो**
**लोकोऽधुना किं प्रलयाय कल्पते॥ ८**

दस्यूनामभावे हेतुः—प्राचीनबर्हिस्तदानीन्तनो राजा जीवतीति। न काल्यन्ते न शीघ्रं नीयन्ते॥ ८॥

**प्रसूतिमिश्राः स्त्रिय उद्विग्नचित्ता**
**ऊचुर्विपाको वृजिनस्यैष तस्य।**
**यत्पश्यन्तीनां दुहितॄणां प्रजेशः**
**सुतां सतीमवदध्यावनागाम्॥ ९**

प्रसूतिर्दक्षपत्नी सा मिश्रा मुख्या यासाम्। विपाकः फलम्। पश्यन्तीनामिति तस्याः दुःखाधिक्ये हेतुः—अवदध्याववज्ञातवान्। अनागामनागसम्॥ ९॥

न चेदं सुतावज्ञामात्रं किन्तु रुद्रावज्ञानं च, अतो नास्य भद्रं भविष्यतीत्याहुः— **यस्त्विति** द्वाभ्याम्।

**यस्त्वन्तकाले व्युप्तजटाकलापः**
**स्वशूलसूच्यर्पितदिग्गजेन्द्रः ।**
**वितत्य नृत्यत्युदितास्त्रदोर्ध्वजा-**
**नुच्चाट्टहासस्तनयित्नुभिन्नदिक् ॥ १०**

આ બાજુ (દક્ષના યજ્ઞમાં) ઋત્વિજો, યજમાન દક્ષ, સભાસદો, બ્રાહ્મણો અને બ્રાહ્મણપત્નીઓ ઉત્તર દિશામાં ધૂળ જોઈને વિચારવા લાગ્યાં કે આ અંધકાર કેમ થાય છે? આ ધૂળ ક્યાંથી ઊડી! ॥ ७ ॥

‘**ककुभि**’ દિશામાં; અંધકાર નથી વ્યાપ્યો પરંતુ ધૂળ છે એમ જાણીને કહે છે– આ ધૂળ ક્યાંથી ઊડી? ‘**दध्युः**’ વિચારવા લાગ્યાં. ॥ ७ ॥

અન્ય કારણ અસમ્ભવિત હોવાથી અમંગળની કલ્પના કરે છે— ‘**वाता इति।**’

પવન વાતો નથી, ચોરો પણ છે નહીં કારણ કે ઉગ્ર દંડ દેનાર રાજા પ્રાચીનબર્હિ હયાત છે. વળી, ગાયો પણ ઝડપથી હાંકી જવાતી નથી, તેમ છતાં આ ધૂળ ક્યાંથી? અત્યારે જગતનો પ્રલય થવા બેઠો છે કે શું?॥ ८ ॥

ચોરોના અભાવ માટેનું કારણ કહે છે– તે વખતના રાજા પ્રાચીનબર્હિ હયાત છે. (માટે ચોરોનો ઉપદ્રવ ન હોઈ શકે.) ‘**न काल्यन्ते**’ ગાયો પણ ઝડપભેર હાંકી જવાતી નથી. ॥ ८ ॥

દક્ષપત્ની પ્રસૂતિ જેમાં મુખ્ય છે તે ઉદ્વિગ્ન ચિત્તવાળી સ્ત્રીઓ કહેવા લાગી કે તે દક્ષના પાપનું આ ફળ છે, કારણ કે પ્રજાપતિ દક્ષે દીકરીઓનાં દેખતાં જ નિર્દોષ દીકરી સતીનું અપમાન કર્યું છે! ॥ ९ ॥

‘**प्रसूतिः**’ દક્ષપત્ની પ્રસૂતિ તે ‘**मिश्रा**’ મુખ્ય છે જેમાં, ‘**विपाकः**’ ફળ, પરિણામ; ‘**पश्यन्तीनाम् इति।**’ અન્ય દીકરીઓનાં દેખતાં તે સતીનું ‘**अवदध्यौ**’ અપમાન કર્યું એ અધિક દુઃખનું કારણ હતું. ‘**अनागाम्**’ નિર્દોષ સતીને (અમાનિત કર્યાં). ॥ ९ ॥

આ માત્ર પુત્રીની જ અવજ્ઞા ન હતી, પરંતુ રુદ્રની અવજ્ઞા પણ હતી આથી આ દક્ષનું કલ્યાણ નહીં થાય તેમ બે શ્લોકોથી કહે છે— ‘**यः तु इति।**’

ખરેખર, જે શંકર ભગવાન પ્રલયકાળે, જટાજૂટ વિખેરી, પોતાના ત્રિશૂળની અણી ઉપર દિશાઓના હાથી પરોવી, ઉગામેલાં અસ્ત્રોવાળી બાહુઓરૂપી ધજાઓ ફરકાવી (હર્ષથી) નાચે છે તેમ જ કઠોર હાસ્યની ગર્જનાઓ કરી સર્વ દિશાઓને ચીરી નાખે છે!॥ १० ॥

व्युप्तो विकीर्णो जटाकलापो यस्य। स्वशूलस्य सूच्यामग्रेऽर्पिताः प्रोता दिग्गजेन्द्रा येन। उदितान्युन्नमितान्यस्त्राणि यैस्ते। दोषो बाहव एव ध्वजास्तान्वितत्य हर्षेण नृत्यति। उच्चोऽट्टहासः कठोरो हास एव स्तनयित्नुर्गर्जितं तेन भिन्ना विदीर्णा दिशो येन सः॥ १०॥

**'व्युप्तः'** વિખરાયેલો છે જટાકલાપ જેમનો– પોતાના ત્રિશૂળની **'सूच्याम्'** અણી ઉપર **'अर्पिताः'** પરોવ્યા છે દિગ્ગજેન્દ્રો જેમણે, **'उदितानि'** ઉગામાયાં છે અસ્ત્રો જેમના વડે તે **'दोषः'** બાહુઓ– બાહુઓ એ જ ધજાઓ, તેમને ફરકાવીને હર્ષથી નાચે છે. **'उच्चः-अट्टहासः'** કઠોર હાસ્ય એ જ **'स्तनयित्नु'** ગર્જના– તેનાથી **'भिन्नाः'** ચીરી નાખવામાં આવી છે દિશાઓ જેમના વડે તે (શંકર) ॥ ૧૦ ॥

**अमर्षयित्वा तमसह्यतेजसं**
**मन्युप्लुतं दुर्विषहं भ्रुकुट्या।**
**करालदंष्ट्राभिरुदस्तभागणं**
**स्यात्स्वस्ति किं कोपयतो विधातुः॥ ११**

અસહ્ય તેજવાળા, ક્રોધે ભરાયેલા, (વક્ર) ભ્રૂકુટિને કારણે અત્યંત દુઃસહ, વિકરાળ દાઢો વડે નક્ષત્રમંડળને વિક્ષિપ્ત કરતા તે શંકરને કોપાવીને વિધાતા પોતે હોય તો પણ શું તેનું કલ્યાણ થાય ખરું? ॥ ૧૧ ॥

अमर्षयित्वाऽसहनयुक्तं कृत्वा। मन्युप्लुतं क्रोधव्याप्तम्। उदस्तो विक्षिप्तो भगणो नक्षत्र-सङ्घो येन। पुनश्च तं कोपयतो विधातुरपि किं स्वस्ति स्यान्न स्यादेव, काऽन्यस्य कथा॥ ११॥

**'अमर्षयित्वा'** કોપાવીને; **'मन्युप्लुतम्'** ક્રોધે ભરાયેલા શંકરને; **'उदस्तः'** અસ્તવ્યસ્ત કર્યો છે નક્ષત્રગણ જેમણે, વળી તેમને પણ કોપાવીને વિધાતાનું શું કલ્યાણ થાય? ન જ થાય, તો બીજાની તો વાત જ શી? ॥ ૧૧ ॥

**बह्वेवमुद्विग्नदृशोच्यमाने**
**जनेन दक्षस्य मुहुर्महात्मनः।**
**उत्पेतुरुत्पाततमाः सहस्रशो**
**भयावहा दिवि भूमौ च पर्यक्॥ १२**

આ પ્રમાણે વ્યાકુળ દૃષ્ટિવાળા લોકો અનેક પ્રકારે બોલતા હતા ત્યારે મહાત્મા દક્ષને પણ વારંવાર ભય ઉપજાવનારા, હજારો મહાન ઉત્પાતો આકાશમાં અને પૃથ્વી પર ચારે બાજુ થવા લાગ્યા. ॥ ૧૨ ॥

उद्विग्ना प्रचलिता दृग्यस्य तेन जनेन बहु यथा भवत्येवमुच्यमाने सत्युत्पाततमा महोत्पाता उत्थिताः। पर्यक् सर्वतश्च। कथम्भूताः। महात्मनोऽपि दक्षस्य भयावहाः॥ १२॥

**'उद्विग्ना'** વ્યાકુળ છે દૃષ્ટિ જેની તે લોક વડે અનેક પ્રકારે જેમ બોલાય તેમ બોલવામાં આવતું હતું ત્યારે **'उत्पाततमाः'** મહાન ઉત્પાતો ઉત્પન્ન થયા. **'पर्यक्'** સર્વ તરફ, કેવા ઉત્પાતો મહાત્મા દક્ષને પણ ભય ઉપજાવનારા (ઉત્પાતો થવા લાગ્યા). ॥ ૧૨ ॥

**तावत्स रुद्रानुचरैर्मखो महान्**
**नानायुधैर्वामनकैरुदायुधैः ।**
**पिङ्गैः पिशङ्गैर्मकरोदराननैः**
**पर्याद्रवद्भिर्विदुरान्वरुध्यत ॥ १३**

હે વિદુરજી, (આવા ઉત્પાતો જોઈને યજમાન વગેરે હજુ સાવધાન થાય) તેટલામાં ચોતરફથી ધસી આવેલા, જાત-જાતનાં હથિયારો ધારણ કરેલા, ઠીંગણા, ઉગામેલાં હથિયારોવાળા, ભૂખરા, પીળા, મગરમચ્છ જેવાં મોઢાં અને પેટવાળા રુદ્રના અનુચરો દ્વારા તે મહાન યજ્ઞને ઘેરી લેવામાં આવ્યો. ॥ ૧૩ ॥

नानायुधानि येषाम्। वामनकैर्ह्रस्वैः। उद्यतायुधैः। पिङ्गैः कपिलैः। पिशङ्गैः पीतैः। मकरस्येवोदरमाननं च येषां तैः। परितो धावद्भिरवरुद्धः॥ १३ ॥

અનેક પ્રકારનાં આયુધો છે જેમનાં, **'वामनकैः'** ઠીંગણા અનુચરો દ્વારા, ઉગામેલાં આયુધોવાળા– **'पिङ्गैः'** ભૂખરા, **'पिशङ्गैः'** પીળા, મગરમચ્છ જેવાં પેટ અને મોઢાં છે જેમનાં તેમના વડે, ચારે તરફથી ધસી આવેલા રુદ્રના અનુચરો વડે (યજ્ઞને) ઘેરી લેવામાં આવ્યો. ॥ ૧૩ ॥

**केचिद्बभञ्जुः प्राग्वंशं पत्नीशालां तथापरे।**
**सद आग्नीध्रशालां च तद्विहारं महानसम्॥ १४**

કેટલાકે યજ્ઞશાળાના પ્રાગ્વંશને ભાંગી નાખ્યો, બીજા કેટલાકે પત્નીશાળા તોડી નાખી, કેટલાકે સભામંડપ ભાંગ્યો તથા આગ્નીધ્રશાળા તોડી પાડી. કેટલાકે યજમાનગૃહ, પાકશાળા તેમ જ ભોજનશાળાને તોડી નાખી. ॥ ૧૪ ॥

यज्ञशालायाः पूर्वपश्चिमस्तम्भयोरर्पितं पूर्वपश्चिमायतं काष्ठं प्राग्वंशस्तम्। यज्ञशालायाः पश्चिमतः पत्नीशाला ताम्। यज्ञशालायाः पुरतः स्थितं सदोमण्डपम्। सदसः पुरो हविर्धानं तस्योत्तरत आग्नीध्रशालाम्। तद्विहारं यजमानगृहम्। महानसं पाकभोजनशालाम्॥ १४॥

યજ્ઞશાળાના પૂર્વ-પશ્ચિમ સ્તમ્ભ ઉપર સ્થાપેલો, પૂર્વથી પશ્ચિમ જેટલો લાંબો વાંસ એટલે પ્રાગ્વંશ, તેને (તોડી નાખ્યો). યજ્ઞશાળાની પશ્ચિમે આવેલી પત્નીશાળા, તેને (તોડી), યજ્ઞશાળાની સામે આવેલા સભામંડપને, સભામંડપની આગળ આવેલા હવિર્ધાનને– તેની ઉત્તરે આવેલી આગ્નીધ્રશાળાને, **'तद्-विहारम्'** યજમાનગૃહને, **'महानसम्'** પાકશાળા તેમ જ ભોજનશાળાને પણ ભાંગી નાખી. ॥ ૧૪ ॥

**रुरुजुर्यज्ञपात्राणि तथैकेऽग्नीननाशयन्।**
**कुण्डेष्वमूत्रयन्केचिद्बिभिदुर्वेदिमेखलाः॥ १५**

કેટલાકે યજ્ઞપાત્રો ભાંગ્યાં, વળી, કેટલાકે અગ્નિઓનો નાશ કર્યો, કેટલાક યજ્ઞકુંડોમાં મૂતર્યા, કેટલાકે વેદિકાઓની મેખલાઓ તોડી નાખી. ॥ ૧૫ ॥

रुरुजुर्बभञ्जुः। उत्तरवेद्या मेखलाः सीमासूत्राणि। 'आज्ञा गुरूणां ह्यविचारणीया' इति हेतोर्न ते दोषभाजिन इति भावः॥ १५॥

**'रुरुजुः'** ભાંગી નાખ્યાં, હવિર્ધાનની ઉત્તરે આવેલી વેદીની **'मेखलाः'** સીમા દર્શાવતાં સૂત્રો, અવધિ દર્શાવતી પરિધિઓ– 'ખરેખર, ગુરુદેવની આજ્ઞા તર્ક કરવા યોગ્ય નથી હોતી.' (રઘુવંશ.૧૪/૪૬) એ કારણે તે રુદ્રાનુચરો દોષના ભાગી નથી થતા, તેવો ભાવ છે. ॥ ૧૫ ॥

**अबाधन्त मुनीनन्य एके पत्नीरतर्जयन्।**
**अपरे जगृहुर्देवान्प्रत्यासन्नान्पलायितान्॥ १६**

કેટલાકે મુનિઓને પીડા પહોંચાડી, કેટલાક સ્ત્રીઓને (દુર્વચનોથી) ધમકાવવા લાગ્યા, બીજા કેટલાકે પાસે રહેલા, નાસતા દેવોને પકડ્યા.॥૧૬॥

प्रत्यासन्नान्पलायितान्समीपस्थान्पलायितानपि जगृहुः॥ १६॥

**'प्रत्यासन्नान्'** પાસે રહેલાઓને ભાગી જતા હોવા છતાં પકડ્યા. ॥ ૧૬ ॥

**भृगुं बबन्ध मणिमान्वीरभद्रः प्रजापतिम्।**
**चण्डीशः पूषणं देवं भगं नन्दीश्वरोऽग्रहीत्॥ १७ ॥ १७ ॥**

મણિમાને ભૃગુને બાંધ્યા, વીરભદ્રે પ્રજાપતિ દક્ષને પકડ્યા, ચંડીશે પૂષાદેવને તથા ભગદેવને નંદીશ્વરે પકડ્યા. ॥ ૧૭ ॥૧૭॥

**सर्व एवर्त्विजो दृष्ट्वा सदस्याः सदिवौकसः।**
**तैरर्द्यमानाः सुभृशं ग्रावभिर्नैकधाऽद्रवन्॥ १८**

(ભૃગુ વગેરેને આ રીતે) જોઈને (રુદ્રાનુચરો દ્વારા થતા) તે પથ્થરમારાથી અત્યંત ત્રાસ પામતા બધા જ ઋત્વિજો અને સભાસદો દેવો સહિત ચોતરફ નાસી ગયા. ॥ ૧૮ ॥

ग्रावभिरर्द्यमानाः नैकधा अनेकधा दुद्रुवुः ॥ १८ ॥

પથ્થરોથી ત્રાસ પામતા તેઓ **'न-एकधा'** ચોમેર ભાગી ગયા. ॥ ૧૮ ॥

**जुह्वतः स्रुवहस्तस्य श्मश्रूणि भगवान्भवः।**
**भृगोर्लुलुञ्चे सदसि योऽहसच्छ्मश्रु दर्शयन्॥ १९**

ભગવાન વીરભદ્રે હાથમાં સ્રુવા લઈ હોમ કરતા ભૃગુની દાઢી-મૂછ ખેંચી કાઢી કે જે ભૃગુ દાઢી-મૂછ દેખાડી, સભામાં તે સમયે હસ્યા હતા. ॥ ૧૯ ॥

**भगस्य नेत्रे भगवान्पातितस्य रुषा भुवि।**
**उज्जहार सदस्थोऽक्ष्णा यः शपन्तमसूसुचत्॥ २०**

જે ભગદેવે શંકર ભગવાનને શાપ આપતા દક્ષને સભામાં રહી, આંખના ઈશારાથી પ્રેરણા કરી હતી તે, પૃથ્વી ઉપર પાડી નાખેલા ભગદેવનાં બંને નેત્રો ભગવાન વીરભદ્રે ક્રોધથી ખેંચી નાખ્યાં. ॥ ૨૦ ॥

स्रुवो हस्ते यस्य। भवो वीरभद्रः। लुलुञ्चे उत्पाटितवान्॥ १९ ॥

સ્રુવા છે હાથમાં જેના, **'भवः'** વીરભદ્ર, **'लुलुञ्चे'** ઉખાડી નાખી. ॥ ૧૯ ॥

उज्जहारोद्धृतवान्। यः सदस्थः सभायां स्थितः सन् शपन्तं शिवनिन्दां कुर्वन्तं दक्षमक्ष्णाऽक्षिनिकोचेनासूसुचत् प्रेरितवान्॥ २० ॥

**'उज्जहार'** ઉખાડી નાખ્યાં– જે ભગદેવ **'सदस्थः'** સભામાં રહીને **'शपन्तम्'** શિવજીની નિંદા કરતા દક્ષને **'अक्ष्णा'** આંખના ઈશારાથી પ્રેરણા આપતા હતા.॥ ૨૦ ॥

**बा.प्र.**—एवं येनाङ्गेन यस्यापराधो जातस्तदङ्गभङ्ग एव तस्य दण्ड इति सर्वत्र ज्ञेयम्।

આમ જે અંગથી જેનો અપરાધ થયો હતો તે અંગને ભાંગી નાખવું એ જ તેના અપરાધની શિક્ષા, એમ સર્વત્ર જાણવું.

**पूष्णश्चापातयद्दन्तान्कालिङ्गस्य यथा बलः।**
**शप्यमाने गरिमणि योऽहसद्दर्शयन्दतः॥ २१**

બલરામજીએ જેમ કલિંગ દેશના રાજાના દાંત પાડી નાખ્યા હતા, તેમ અત્યન્ત ગૌરવાન્વિત મહાદેવજીની નિંદા કરવામાં આવતી હતી ત્યારે જે દાંત કાઢીને હસતા હતા તે પૂષાદેવના દાંત (ભગવાન વીરભદ્રે) પાડી નાખ્યા. ॥ ૨૧ ॥

कलिङ्गदेशराजस्यानिरुद्धोद्वाहे बलभद्रो यथा द्यूते दन्तान्पातितवान्। गरिमणि गुरुतरे रुद्रे निन्द्यमाने दतो दन्तान्दर्शयन्यो जहास।

અનિરુદ્ધના વિવાહ સમયે બલરામજીએ જુગારમાં જેમ કલિંગરાજના દાંત પાડી નાખ્યા હતા. **'गरिमणि'** (જ્ઞાન અને ભક્તિનો ઉપદેશ કરનાર હોવાથી) ગુરુતર એવા રુદ્રભગવાનની જ્યારે નિંદા થતી હતી, ત્યારે પૂષાદેવ

पूष्णोरिति पाठे द्विवचनं 'ऐन्द्रापौष्णश्चरुर्भवति।' इत्यत्रान्यसहितस्यापि पूष्णो दन्तपातप्राप्त्यर्थं सूचितवान्। तथा हि 'पूषा प्रपिष्टभागोऽदन्तको हि तं देवा अब्रुवन्' इति विहितस्य पेषणस्य द्विदैवत्याभावात्तत्र, तस्य दन्ताः सन्तीति वक्तव्यं स्यात्। न चैतत्सङ्गच्छत इत्याशङ्क्य तत्रापि तस्य दन्तपातोऽवस्थाभेदे प्रवृत्तेन द्विवचनेन प्राप्यते, अत एव पूष्णोऽनुग्रहं द्वेधा वक्ष्यति। 'पूषा तु यजमानस्य दद्भिर्जक्षतु पिष्टभुक्।' इति।

'**दतः**' દાંત દેખાડીને હસ્યા હતા. '**પૂષ્ણોઃ**' પાઠમાં તે (ષષ્ઠી વિ.નું) દ્વિ.વ. છે. 'ઈન્દ્રનો અને પૂષાનો ચરુ બને છે' એમ અહીં અન્ય (એટલે ઈન્દ્ર)ની સાથે પણ પૂષાના દાંત પાડી નાંખવામાં આવ્યા છે, તેમ સૂચિત થાય છે. તે અનુસાર 'પૂષાદેવ દાંત વગરના છે તેથી અત્યંત પીસેલો ભાગ તેમને અપાય છે, એમ દેવોએ તેમને કહ્યું.' એમ અહીં વિધાન કરાયેલું પીસેલું અન્ન બે દેવતાઓ માટે ન હોવાથી પૂષાને દાંત છે એમ કહેવું જોઈએ. (પૂષાને પેષણ અને ચરુ બંને અપાય છે. જો તે ચરુ ભક્ષી શકતા હોય તો તેમને દાંત હોવા જોઈએ.) પરંતુ આ સુસંગત નથી એવી શંકા કરીને, તે ઈન્દ્રસહિતની અવસ્થાને સૂચવવા પ્રવૃત્ત થયેલા દ્વિવચન દ્વારા પૂષાનો દન્તપાત પ્રાપ્ત થાય છે, આથી જ પૂષા ઉપર બે રીતે થયેલો અનુગ્રહ કહેશે. 'પિસાયેલું અન્ન ખાનાર પૂષાદેવ (ચરુ અપાય ત્યારે) યજમાનના દાંતથી ભક્ષણ કરો.' (શ્રીમદ્ ભા.૪/૭/૪)

केवलश्चेत्प्रपिष्टभुग्भविष्यति। अन्यसहित-श्चेद्यजमानस्य दद्भिर्भक्षयिष्यतीत्यर्थः॥ २१॥

જો પૂષાદેવ એકલા હોય તો પેષણ ખાનારા બનશે, બીજા દેવસહિત હોય તો (ચરુ આપવામાં આવતો હોવાથી) યજમાનના દાંતથી ભક્ષણ કરશે, એમ અર્થ છે. ॥ ૨૧ ॥

**आक्रम्योरसि दक्षस्य शितधारेण हेतिना।**
**छिन्दन्नपि तदुद्धर्तुं नाशक्नोत्त्र्यम्बकस्तदा॥ २२**

ત્યારપછી ત્રણ નેત્રવાળા વીરભદ્ર દક્ષનું (શિર) છાતીમાં દબાવી તીક્ષ્ણ ધારવાળા શસ્ત્રથી (તેનું મસ્તક) કાપવા માંડ્યા પણ તેને કાપવા માટે સમર્થ થયા નહીં. ॥ ૨૨ ॥

**शस्त्रैरस्त्रान्वितैरेवमनिर्भिन्नत्वचं हरः।**
**विस्मयं परमापन्नो दध्यौ पशुपतिश्चिरम्॥ २३**

અસ્ત્રો (મંત્રો) સહિત (અનેક) શસ્ત્રો વડે પણ તેની ચામડી કપાઈ નહીં એવા તેને જોઈને અત્યંત આશ્ચર્ય પામી, ભગવાન હરરૂપ પશુપતિ વીરભદ્ર ચિરકાળ પર્યન્ત વિચાર કરવા લાગ્યા. ॥ ૨૩ ॥

**दृष्ट्वा संज्ञपनं योगं पशूनां स पतिर्मखे।**
**यजमानपशोः कस्य कायात्तेनाहरच्छिरः॥ २४**

તે પશુપતિએ યજ્ઞમાં (પશુઓને) કંઠ દાબીને મારવાનો ઉપાય જોઈ, યજમાન દક્ષરૂપી પશુના મસ્તકને પણ એ ઉપાયથી શરીર પરથી દૂર કર્યું.॥ ૨૪ ॥

छिन्दन्नपीत्यत्र शिर इत्युपरि व्यक्तीभविष्यति। त्र्यम्बको वीरभद्रः॥ २२॥

'**छिन्दन्-अपि-इति।**' કાપવા છતાં– અહીં '**शिरः**' શબ્દ આગળથી ઉમેરાશે. '**त्रि-अम्बकः**' ત્રણ નેત્રવાળા વીરભદ્ર ॥ ૨૨ ॥

अस्त्रान्वितैर्मन्त्रसहितैः। अनिर्भिन्ना त्वग्यस्य तथाभूतं दृष्ट्वेति शेषः॥ २३॥

**'अस्त्र-अन्वितैः'** મંત્રોસહિત (પણ) કપાય નહીં તેવી ત્વચા છે જેની તેવા દક્ષને જોઈને, એટલું શેષ છે (તે ઉમેરવું). ॥ ૨૩ ॥

स पशूनां पतिर्मखे संज्ञपनं योगं कण्ठनिष्पीडनादिरूपं मारणोपायं दृष्ट्वा तेनोपायेनाहरत्॥ २४॥

તે પશુપતિએ યજ્ઞમાં **'संज्ञपनं योगम्'** કંઠ દબાવી દેવા વગેરેરૂપ મારવાનો ઉપાય જોઈને, તે ઉપાય વડે મસ્તક શરીર પરથી દૂર કર્યું. ॥ ૨૪ ॥

**साधुवादस्तदा तेषां कर्म तत्तस्य शंसताम्।**
**भूतप्रेतपिशाचानामन्येषां तद्विपर्ययः॥ २५**

તે સમયે તેમના તે કર્મની પ્રશંસા કરતા ભૂત, પ્રેત, પિશાચોનો 'ધન્ય છે.' વગેરે ધ્વનિ થયો તથા તેમનાથી અન્ય (બ્રાહ્મણ) વગેરેનો તેમનાથી વિપરીત શબ્દ થયો. ॥ ૨૫ ॥

**जुहावैतच्छिरस्तस्मिन्दक्षिणाग्नावमर्षितः।**
**तद्देवयजनं दग्ध्वा प्रातिष्ठद्गुह्यकालयम्॥ २६**

ક્રોધે ભરાયેલા વીરભદ્રે તે (દક્ષ)નું મસ્તક ત્યાં દક્ષિણાગ્નિમાં હોમી દીધું અને તે યજ્ઞસ્થાન બાળીને કૈલાસ પર્વત પર પાછા ગયા. ॥ ૨૬ ॥

अन्येषां ब्राह्मणादीनां तद्विपर्ययोऽसाधुवादः अभूदिति शेषः॥ २५॥

**'अन्येषाम्'** તેમનાથી અન્ય બ્રાહ્મણો વગેરેનો તેમનાથી ઊલટો, 'હાય હાય' નો ધ્વનિ થયો, એટલું શેષ છે, (તે ઉમેરવું). ॥૨૫॥

गुह्यकालयं कैलासम्॥ २६॥

**'गुह्यक-आलयम्'** કૈલાસ પર્વત પર ॥ ૨૬ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां चतुर्थस्कन्धे दक्षयज्ञविध्वंसो नाम पञ्चमोऽध्यायः॥ ५॥
इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां पञ्चमोऽध्यायः॥ ५॥

*****

# अथ षष्ठोऽध्यायः

## બ્રહ્માદિ દેવતાઓનું કૈલાસગમન તથા શ્રીમહાદેવજીનું સ્તવન

षष्ठे तु देवसङ्घेन सह गत्वा भवं विधिः।
सान्त्वयामास दक्षादि जीविताद्यर्थमादरात्॥ १

બ્રહ્માજીએ દેવગણ સહિત જઈને ભગવાન શંકરને દક્ષ (ભૃગુ, ભગ, પૂષા) વગેરેનાં જીવન (દાઢી, મૂછ, આંખ, દાંત) વગેરે માટે આદરથી રીઝવ્યા, તે (કથા) છઠ્ઠા અધ્યાયમાં છે. ॥૧॥

मैत्रेय उवाच

**अथ देवगणाः सर्वे रुद्रानीकैः पराजिताः।**
**शूलपट्टिशनिस्त्रिंशगदापरिघमुद्गरैः॥ १**

**संछिन्नभिन्नसर्वाङ्गाः सर्त्विक्सभ्या भयाकुलाः।**
**स्वयम्भुवे नमस्कृत्य कार्त्स्न्येनैतन्न्यवेदयन्॥ २**

**મૈત્રેયમુનિ બોલ્યા** – (દક્ષયજ્ઞના વિધ્વંસ) પછી શંકર ભગવાનના સૈન્ય વડે પરાજિત થયેલા સર્વ ભયભીત દેવગણોએ ત્રિશૂળ, પટ્ટિશ, તલવાર, ગદા, પરિઘ, મુદ્ગર વડે જેમનાં સર્વ અંગો છિન્નભિન્ન થયાં હતાં તેવા ઋત્વિજો અને સભાસદો સાથે બ્રહ્માજીને નમસ્કાર કરીને આ (સર્વ) વૃત્તાન્તનું સંપૂર્ણ રીતે નિવેદન કર્યું. ॥ ૧ ॥ ૨॥

अथ देवगणाः स्वयम्भुवे न्यवेदयन्निति द्वितीयेनान्वयः ॥ १ ॥

शूलादिभिः संछिन्नानि त्रुटितानि भिन्नानि विदीर्णान्यङ्गानि येषाम्। सह ऋत्विग्भिः सभ्यैश्च वर्तमानाः ॥ २ ॥

**उपलभ्य पुरैवैतद्भगवानब्जसम्भवः।**
**नारायणश्च विश्वात्मा न कस्याध्वरमीयतुः ॥ ३**

कस्य दक्षस्य यज्ञे ब्रह्मा विष्णुश्च नेयतुर्न–जग्मतुः। यत्रारुद्रको यज्ञस्तत्र नारायणविरिञ्चावपि नागतौ ॥ ३ ॥

**तदाकर्ण्य विभुः प्राह तेजीयसि कृतागसि।**
**क्षेमाय तत्र सा भूयान्न प्रायेण बुभूषताम्॥ ४**

विभुर्ब्रह्मा। तेजीयस्यतितेजस्विनि पुरुषे कृतागसि सत्यपि स्वयं तत्र कृतागसां बुभूषतामपराधं कर्तुमिच्छतां सा तथा बुभूषा तेषां क्षेमाय न भूयात्। प्रायेणेति लोकोक्तिः। न भवेदेवेत्यर्थः ॥ ४ ॥

**वंशीधरी—**'हन्ति श्रेयांसि सर्वाणि पुंसो महदतिक्रमः ॥' इति श्रीदशमोक्तेः।

**बा.प्र.—**विष्णुरुद्रविषयकतिरस्कारस्याप्यन्ततः परमपुरुषार्थहेतुत्वस्य 'तस्मात्केनाप्युपायेन मनः कृष्णे निवेशयेत् ॥' 'क्रोधोऽपि देवस्य वरेण तुल्यः' इत्यादिवाक्येभ्योऽग्रे दक्षस्य हिरण्यकशिपुप्रभृतीनां च पुरुषार्थसिद्धेश्चाङ्गीकारात्प्रायग्रहणम्। तथा च स्वापराधेनैव युष्माकमनिष्टं जातम्, नात्र कश्चिद्भ–वस्यापराध इति भावः।

ત્યારબાદ દેવગણોએ સ્વયમ્ભૂ એવા બ્રહ્માજીને નિવેદન કર્યું, એમ દ્વિતીય શ્લોક(૨)સાથે સંબંધ છે.॥૧॥

ત્રિશૂળ વગેરેથી '**संछिन्नानि**' છિન્નભિન્ન થયાં છે અંગો જેમનાં, ઋત્વિજો અને સભાસદો સહિત રહેલા દેવો ॥ ૨ ॥

કમળયોનિ બ્રહ્માજી તથા વિશ્વાત્મા નારાયણ આ વૃત્તાન્ત અગાઉથી પામી (ગયા હોવાથી) દક્ષના યજ્ઞમાં ગયા ન હતા. ॥ ૩ ॥

'**कस्य**' દક્ષના યજ્ઞમાં બ્રહ્મા અને વિષ્ણુ '**ईयतुः**' ન ગયા. જ્યાં રુદ્ર ભગવાન વગરનો યજ્ઞ છે, ત્યાં નારાયણ અને બ્રહ્માજી પણ ગયા નહીં. ॥ ૩ ॥

તે સાંભળીને બ્રહ્માજીએ કહ્યુંઃ અતિતેજસ્વી પુરુષ અપરાધ પણ કરે ત્યારે (પણ) તેની સામે અપરાધ કરવા ઈચ્છનારાઓની તેવી તે ઈચ્છા કલ્યાણ માટે હોતી નથી, તેવી લોકવાયકા છે. ॥ ૪ ॥

'**विभुः**' (વિપુલ બોધવાળા– **सि.प्र.**) બ્રહ્માજી– '**तेजीयसि**' અતિ તેજસ્વી પુરુષ અપરાધ કરે ત્યારે પણ, '**तत्र**'=(**कृतागसाम्**) તે અપરાધ કરનારની સામે '**बुभूषताम्**' અપરાધ કરવાની ઈચ્છા કરનારાઓની–તે ઈચ્છા તેમના કલ્યાણ માટે હોતી નથી. '**प्रायेण**' એવી લોકવાયકા છે. કલ્યાણ ન જ થાય, તેમ કહેવા માંગે છે.॥ ૪ ॥

''મહાપુરુષનો અપરાધ મનુષ્યનાં સર્વ કલ્યાણોનો નાશ કરે છે.'' એમ દશમ સ્કંધમાં કહેવાયું છે. (શ્રીમદ્ ભા.૧૦/૪/૪૬)

ભગવાન વિષ્ણુ અને રુદ્ર પ્રતિ કરેલો તિરસ્કાર પણ અંતે તો પરમ પુરુષાર્થના હેતુરૂપ છે. 'માટે કોઈપણ ઉપાયે ભગવાન કૃષ્ણમાં મન લગાડવું.' (શ્રીમદ્ ભા.૭/૧/૩૧) 'દેવનો ક્રોધ પણ વરદાનતુલ્ય છે.' વગેરે વાક્યો દ્વારા પહેલાં દક્ષ, હિરણ્યકશિપુ વગેરેના પુરુષાર્થની સિદ્ધિનો અંગીકાર થયો હોવાથી '**प्रायेण**' શબ્દનું ગ્રહણ કરેલું છે. (મોટે ભાગે કલ્યાણ થતું નથી, ક્વચિત્ કલ્યાણ થઈ પણ જાય.) વળી, તમારા પોતાના અપરાધથી જ તમારું અનિષ્ટ થયું છે. અહીં ભગવાન શંકરનો કોઈ અપરાધ નથી, એવો ભાવ છે.

**अथापि यूयं कृतकिल्बिषा भवं**
**ये बर्हिषो भागभाजं परादुः।**
**प्रसादयध्वं परिशुद्धचेतसा**
**क्षिप्रप्रसादं प्रगृहीताङ्घ्रिपद्मम्॥ ५**

યજ્ઞભાગના ભોક્તા ભગવાન ભવને યજ્ઞભાગ ન આપીને અપરાધ કરનારા એવા જે તમે દૂરથી જ તેમનો નિરાદર કર્યો છે, તેવા તમે તેમ છતાં પણ શીઘ્ર પ્રસન્ન થનારા ભગવાન (આશુતોષ)ને ચરણકમળ ગ્રહણ કરી નિષ્કપટ મનથી પ્રસન્ન કરો (ક્ષમા માંગો) ॥ ૫ ॥

**आशासाना जीवितमध्वरस्य**
**लोकः सपालः कुपिते न यस्मिन्।**
**तमाशु देवं प्रियया विहीनं**
**क्षमापयध्वं हृदि विद्धं दुरुक्तैः॥ ६**

યજ્ઞનું પુનઃ સન્ધાન કરવા ઇચ્છતા (તેમ જ યજ્ઞની પૂર્ણતાની પ્રાર્થના કરતા) તમે પ્રિયા સતીથી રહિત થયેલા અને દુર્વચનોથી હૃદયમાં વીંધાયેલા તે મહાદેવજીની સત્વરે ક્ષમા માંગો, કે જે મહાદેવજી કોપાયમાન થતાં લોકપાલો સહિત સમગ્ર જગત નાશ પામે છે. ॥૬॥

अथापि प्रसादयध्वं क्षमापयत। ये भवन्तो बर्हिषो यज्ञस्य भागभाजं परादुर्दूरादेव खण्डितवन्तः। प्रगृहीताङ्घ्रिपद्मं पादौ प्रगृह्येत्यर्थः ॥ ५ ॥

તેમ છતાં પણ **'प्रसादयध्वम्'** પ્રસન્ન કરો, ક્ષમા યાચો. **'ये'** જે તમે **'बर्हिषः'** યજ્ઞભાગના ભોક્તા ભગવાન ભવનો **'परादुः'** દૂરથી જ નિરાદર કર્યો છે. **'प्रगृहीत-अङ्घ्रिपद्मम्'** બંને ચરણ-કમળ ગ્રહણ કરીને, એમ અર્થ છે. ॥૫॥

अध्वरस्य जीवितं पुनः सन्धानं प्रार्थयमानाः सन्तः। यस्मिन्कुपिते सति सपालो लोको न भवेन्नश्येदित्यर्थः ॥ ६ ॥

યજ્ઞનું પુનઃ **'जीवितम्'** સંધાન કરવા ઇચ્છતા– જે કોપાયમાન થતાં લોકપાલો સહિત સમગ્ર જગત **'न भवेत्'** નાશ પામે છે, એમ અર્થ છે. ॥૬॥

वयं तु तत्र गन्तुं बिभीमस्त्वमेव कञ्चिदुपायं विधत्स्वेति चेदत आह— **नेति।**

અમે તો ત્યાં જવામાં ભય પામીએ છીએ. આપ જ કોઈ ઉપાય કરો, એમ જો કહેવામાં આવે, તો તે માટે ઉત્તર આપે છે— **'न इति।'**

**नाहं न यज्ञो न च यूयमन्ये**
**ये देहभाजो मुनयश्च तत्त्वम्।**
**विदुः प्रमाणं बलवीर्ययोर्वा**
**यस्यात्मतन्त्रस्य क उपायं विधित्सेत्॥ ७**

જે પરમ સ્વતંત્ર ભગવાન રુદ્રના તત્ત્વને તથા બળ અને પરાક્રમના પરિણામને નથી હું જાણતો, નથી ઇન્દ્ર જાણતો, નથી તમે જાણતા કે નથી અન્ય દેહધારીઓ કે મુનિઓ જાણતા, તેમને (શાન્ત કરવા) માટેનો ઉપાય કોણ કરે? ॥૭॥

**स इत्थमादिश्य सुरानजस्तैः**
**समन्वितः पितृभिः सप्रजेशैः।**
**ययौ स्वधिष्ण्यान्निलयं पुरद्विषः**
**कैलासमद्रिप्रवरं प्रियं प्रभोः॥ ८**

દેવોને આ પ્રમાણે આદેશ કરીને તે અજન્મા બ્રહ્માજી તે પિતૃઓ અને પ્રજાપતિઓ સહિત પોતાના સ્થાનેથી ત્રિપુરારિ ભગવાન શંકરના પ્રિય ધામ, પર્વતોમાં શ્રેષ્ઠ એવા કૈલાસ તરફ ગયા. ॥ ૮ ॥

यज्ञस्तदानीन्तन इन्द्रः। यस्य तत्त्वं बलवीर्ययोः प्रमाणमियत्तां च न विदुः। वीर्यं पराक्रमः। पापमिति पाठेऽपराधम्॥ ७॥ ८॥

**'यज्ञः'** તત્કાલીન ઇન્દ્ર– જેના (રુદ્રના) તત્ત્વને તથા **'बलवीर्ययोः'** બળ અને વીર્યના **'प्रमाणम्'** પરિમાણને તેઓ જાણતા નથી. **'वीर्यम्'** પરાક્રમને– (**'क उपायम्'** ને બદલે **'कः) पापम्'** પાઠમાં તેમને શાન્ત કરવાનો અપરાધ કોણ કરે? ॥ ૭ ॥ ૮ ॥

कैलासं वर्णयति—जन्मौषधीत्यादि–चतुर्दशभिः।

કૈલાસ પર્વતનું વર્ણન ચૌદ શ્લોકો દ્વારા કરે છે— **'जन्म-ओषधि-इत्यादि'**

**जन्मौषधितपोमन्त्रयोगसिद्धैर्नरेतरैः ।**
**जुष्टं किन्नरगन्धर्वैरप्सरोभिर्वृतं सदा॥ ९**

ઔષધિ, તપ, મંત્ર અને યોગ (વગેરે ઉપાયોથી સિદ્ધિને પ્રાપ્ત થયેલા) તેમ જ જન્મથી જ સિદ્ધ એવા મનુષ્યેતર (દેવો), કિન્નરો, ગન્ધર્વો અને અપ્સરાઓથી સદાય સેવાયેલા (કૈલાસ પર્વતને જોઈને.) ॥ ૯ ॥

**नानामणिमयैः शृङ्गैर्नानाधातुविचित्रितैः।**
**नानाद्रुमलतागुल्मैर्नानामृगगणावृतैः॥ १०**

અનેક પ્રકારના મણિઓવાળા તેમ જ જુદી જુદી રંગબેરંગી ધાતુઓથી સુંદર એવાં શિખરોથી, જાતજાતનાં વૃક્ષો, લતાઓ અને છોડવાઓથી, ભિન્ન ભિન્ન પશુઓનાં ઝુંડોથી વીંટળાયેલાં, ॥ ૧૦ ॥

**नानाऽमलप्रस्त्रवणैर्नानाकन्दरसानुभिः ।**
**रमणं विहरन्तीनां रमणैः सिद्धयोषिताम्॥ ११**

નિર્મળ જળનાં અનેક ઝરણાંઓથી, જાત-જાતની ગુફાઓ અને ટેકરીઓથી આનંદદાયક તથા પતિઓ સાથે ક્રીડા કરતી સિદ્ધપત્નીઓને રતિપ્રદ એવા કૈલાસ પર્વતને. ॥ ૧૧ ॥

नरेतरैः देवैर्जुष्टम्॥ ९॥

**'नर-इतरैः'** મનુષ્યેતરથી અર્થાત્ દેવોથી સેવાયેલા કૈલાસ પર્વતને ॥ ૯ ॥

शृङ्गैः रमणं रतिप्रदमित्युत्तरेणान्वयः। कथम्भूतैः। नानाधातुभिर्विचित्रितैः नानाद्रुमलता गुल्माश्च येषु॥ १०॥

શિખરોથી **'रमणम्'** આનંદદાયક– એમ પછીના શ્લોક (૧૧) સાથે સંબંધ છે. કેવાં શિખરોથી? જુદી જુદી ધાતુઓથી સુંદર એવાં (શિખરોથી), જાતજાતનાં વૃક્ષો, લતાઓ તથા છોડવાઓ છે જેમનામાં (જે શિખરોમાં) ॥ ૧૦ ॥

नाना अमलानि प्रस्त्रवणानि येषु। नाना कन्दराः सानवश्च येषु। रमणैः सह क्रीडन्तीनाम् ॥ ११॥

અનેક નિર્મળ ઝરણાંઓ છે જેમનામાં, જાત-જાતની ગુફાઓ અને ટેકરીઓ છે જેમનામાં– પતિઓ સાથે ક્રીડા કરતી સિદ્ધપત્નીઓને (રતિપ્રદ એવા કૈલાસપર્વતને) ॥૧૧॥

**मयूरकेकाभिरुतं मदान्धालिविमूर्च्छितम्।**
**प्लावितै रक्तकण्ठानां कूजितैश्च पतत्रिणाम्॥ १२**

કલાપીના કેકારવથી ગુંજતા, મદાન્ધ ભ્રમરોના (રાગ અને સ્વરનાં) ગુંજનથી વ્યાપેલા, રક્તકંઠી કોકિલાઓના પ્લુત સ્વરથી (ત્રણ માત્રા સુધી લંબાયેલા કૂ....શબ્દથી) તથા અન્ય પક્ષીઓના કલરવથી (ગુંજતા)॥ ૧૨ ॥

**आह्वयन्तमिवोद्धस्तैर्द्विजान्कामदुघैर्द्रुमैः ।**
**व्रजन्तमिव मातङ्गैर्गृणन्तमिव निर्झरैः ॥ १३**

કામનાઓ પૂર્ણ કરનારાં એવાં ઊંચી શાખાઓરૂપી હસ્તવાળાં વૃક્ષોથી જાણે પક્ષીઓને બોલાવતો હોય, (વનમાં મ્હાલતા) માતંગોથી જાણે ચાલતો હોય, તથા ઝરણાંના કલકલ નિનાદથી વાતો કરતો હોય (તેવા કૈલાસ પર્વતને). ॥ ૧૩ ॥

मयूराणां केकाभिः स्वनैर्नादितम्। मदान्धैरलिभिर्विमूर्च्छितं मूर्च्छना रागगतिविशेषस्तद्व्याप्तं कृतम्। रक्तकण्ठानां कोकिलानां प्लावितैः प्लुतत्वं नीतैः स्वैरः अन्येषां च पतत्त्रिणां कूजितैः ॥ १२ ॥

મયૂરોના '**केकाभिः**' કેકારવથી ગુંજતા કૈલાસને, મદાંધ ભ્રમરોના '**विमूर्च्छितम्**' રાગની વિશેષ ગતિથી કરાયેલી મૂર્ચ્છના વડે વ્યાપેલા– રક્તકંઠી કોયલોના '**प्लावितैः**' ત્રણ માત્રા સુધી લંબાયેલા સ્વરથી તથા અન્ય પક્ષીઓના કલરવથી ॥ ૧૨ ॥

उद्धस्तैरुन्नतशाखैर्द्रुमैर्द्विजान्पक्षिण आह्वयन्तमिव। लोके हि हस्तमुत्क्षिप्योच्चैःस्वरेणाऽऽह्वानमर्थिनां कुर्वन्ति। अद्रिश्चोत्क्षिप्तहस्ताकारैर्द्रुमैस्तत्रत्यपक्षिस्वनैश्च तथा लक्ष्यत इत्यर्थः। व्रजद्भिर्मातङ्गैर्व्रजन्तमिव निर्झरध्वनिभिर्गृणन्तं भाषमाणमिव ॥ १३ ॥

'**उत्-हस्तैः**' ઊંચી કરેલી શાખાઓરૂપી હસ્તવાળાં વૃક્ષો દ્વારા પક્ષીઓને જાણે બોલાવતો હોય તેમ! ખરેખર, લોકમાં પણ હાથ ઊંચા કરીને ઉચ્ચ સ્વરે યાચકો આહ્વાન કરે છે. ઊંચા કરેલા હસ્તના આકારરૂપ વૃક્ષોથી અને ત્યાં રહેલાં પંખીઓના કલરવથી (કૈલાસ પર્વત બોલાવતો હોય તેમ) જણાય છે, એમ અર્થ છે. વનમાં આમ તેમ ફરતા હાથીઓથી જાણે ચાલતો હોય અને ઝરણાંઓના કલકલ ધ્વનિથી '**गृणन्तम्**' જાણે વાતો કરતો હોય (તેવા પર્વતને).॥ ૧૩ ॥

**मन्दारैः पारिजातैश्च सरलैश्चोपशोभितम्।**
**तमालैः शालतालैश्च कोविदारासनार्जुनैः ॥ १४**
**चूतैः कदम्बैर्नीपैश्च नागपुन्नागचम्पकैः।**
**पाटलाशोकबकुलैः कुन्दैः कुरबकैरपि ॥ १५**
**स्वर्णार्णशतपत्रैश्च वररेणुकजातिभिः।**
**कुब्जकैर्मल्लिकाभिश्च माधवीभिश्च मण्डितम् ॥ १६**

મંદારોથી અને પારિજાતોથી તથા દેવદારોથી શોભતા, તમાલો, સાલો, તાડો, કોવિદારો, અસનો, અર્જુનો, આંબાઓ, કદમ્બો, નીપો, નાગકેસરો, પુન્નાગો, ચંપાઓ, પાટલાઓ, આસોપાલવો, બોરસલીઓ, મોગરાઓ, તિલકો, સોનેરી પાંખડીવાળાં કમળો, ઉત્તમ એલચીઓ, માલતીઓ, કુબ્જકો, મલ્લિકાઓ તથા માધવીઓથી શોભતા (પર્વતને) ॥ ૧૪ ॥ ૧૫ ॥ ૧૬ ॥

**पनसोदुम्बराश्वत्थप्लक्षन्यग्रोधहिङ्गुभिः।**
**भूर्जैरोषधिभिः पूगै राजपूगैश्च जम्बुभिः ॥ १७**

**खर्जूराम्रातकाम्राद्यैः प्रियालमधुकेङ्गुदैः।**
**द्रुमजातिभिरन्यैश्च राजितं वेणुकीचकैः ॥ १८**

ફણસ, ઉંબરા, પીપળા, પીપળી, વડ, હિંગુ (રામઠવૃક્ષ), ભોજપત્ર, ઔષધિઓ, સોપારી, રાજસોપારી, જાંબુ, ખજૂર, અમરા (ગળો), જાતજાતના આંબા, પ્રિયાલ, મહુડાં, ઈંગોરિયાં, વાંસ, પોલા વાંસ તથા જાતજાતનાં અન્ય વૃક્ષોથી (શોભતા કૈલાસ પર્વતને ॥ ૧૭ ॥ ૧૮ ॥

चूताम्रयोर्नीपकदम्बयोरवान् तरजातिभेदः। वेणुकीचकयोश्च नीरन्ध्रसरन्ध्रत्वेन भेदः ॥ १४ ॥ १५ ॥

स्वर्णार्णैः स्वर्णवर्णैः शतपत्रैर्मण्डितम्। रेणुकजातिभिरित्यत्र रेणुका एला। जातिर्मालती ॥ १६ ॥ १७ ॥

द्रुमजातिभिरित्यत्र जातिरवान्तरभेदसामान्यम् ॥ १८ ॥

**कुमुदोत्पलकह्लारशतपत्रवनर्द्धिभिः ।**
**नलिनीषु कलं कूजत्खगवृन्दोपशोभितम्॥ १९**

**मृगैः शाखामृगैः क्रोडैर्मृगेन्द्रैर्ऋक्षशल्यकैः।**
**गवयैः शरभैर्व्याघ्रै रुरुभिर्महिषादिभिः॥ २०**

**कर्णान्त्रैकपदाश्वास्यैर्निर्जुष्टं वृकनाभिभिः।**
**कदलीषण्डसंरुद्धनलिनीपुलिनश्रियम् ॥ २१**

कुमुदादिसमृद्धिभिर्हेतुभिर्नलिनीषु सरस्सु कलं मधुरं यथा भवत्येवं कूजन्ति यानि पक्षिवृन्दानि तैरुपशोभितम्॥ १९ ॥

मृगादिभिर्निर्जुष्टं निषेवितम्। पूर्वं मृगगणाः शृङ्गविशेषणत्वेनोक्ता इदानीं स्वातन्त्र्येणेत्यपौन-रुक्त्यम्॥ २० ॥

नाभिभिः कस्तूरीमृगैः कदलीषण्डैः संरुद्धान्यावृतानि नलिनीनां पुलिनानि तैः श्रीः शोभा यस्मिन्॥ २१ ॥

**पर्यस्तं नन्दया सत्याः स्नानपुण्यतरोदया।**
**विलोक्य भूतेशगिरिं विबुधा विस्मयं ययुः॥ २२**

**ददृशुस्तत्र ते रम्यामलकां नाम वै पुरीम्।**
**वनं सौगन्धिकं चापि यत्र तन्नाम पङ्कजम्॥ २३**

ચૂત અને આમ્ર– એ આંબાના તથા કદમ્બ અને નીપ– એ કદમ્બના પેટા વિભાગો છે. વેણુ અને કીચકમાં– વેણુ છિદ્ર વગરનો અને કીચક છિદ્રવાળો વાંસ હોય છે. ॥૧૪॥૧૫॥

**'स्वर्ण-अर्णैः'** સોનેરી પાંખડીઓવાળાં કમળોથી સુશોભિત(પર્વત); **'रेणुकजातिभिः'** એલચી અને **'जातिः'** માલતીઓથી ॥૧૬॥૧૭॥

**'द्रुमजातिभिः'** જાત-જાતનાં વૃક્ષોથી ॥૧૮॥

કુમુદ, ઉત્પલ, કલ્હાર, શતપત્ર– એવાં અનેક જાતનાં કમળોની વનશ્રીને કારણે સરોવરમાં કલરવ કરતાં પક્ષીવૃન્દોથી શોભતા, ॥૧૯॥

મૃગો, વાનરો, ભૂંડો, સિંહો, રીંછો, શેઢાઓ, રોઝો, શરભો, વાઘો, રુરુમૃગો, પાડાઓ, કર્ણાન્ત્ર, એકપદ, ઘોડા જેવાં મુખવાળાં પ્રાણીઓ, વરુઓ તથા કસ્તૂરી મૃગો વડે સેવાયેલા પર્વતને. કેળનાં વનોથી ઘેરાયેલાં જળાશયોના કિનારાઓની જ્યાં શોભા છે, ॥૨૦॥૨૧॥

કુમુદ વગેરે સમૃદ્ધિને કારણે **'नलिनीषु'** સરોવરોમાં **'कलम्'** મધુર શબ્દ જે રીતે થાય તેમ કૂજન કરતાં પક્ષીવૃન્દો– તેમનાંથી શોભતા પર્વતને ॥૧૯॥

પશુઓ વગેરેથી **'निर्जुष्टम्'** સેવાયેલા પર્વતને, પૂર્વે પશુઓનાં ધણ, શિખરના વિશેષણરૂપે કહ્યાં, હવે સ્વતન્ત્રરૂપે કહે છે, એટલે પુનરુક્તિ નથી. ॥૨૦॥

**'नाभिभिः'** કસ્તૂરીમૃગોથી, કેળનાં વનોથી **'संरुद्धानि'** ઘેરાયેલાં સરોવરોના કિનારાઓ– તેમનાથી **'श्रीः'** શોભા છે જે કૈલાસ પર્વતમાં ॥૨૧॥

સતીના સ્નાન કરવાથી અતિ પવિત્ર જળવાળી નંદા(ગંગા) નદીથી વીંટાયેલા, ભગવાન ભૂતનાથના કૈલાસગિરિને જોઈને દેવો વિસ્મય પામ્યા. ॥૨૨॥

ત્યાં તેમણે અલકા નામની રમ્ય નગરીને જોઈ તથા સુગંધિત કમળો જ્યાં થાય છે તે 'સૌગન્ધિક' વન પણ જોયું. ॥૨૩॥

नन्दया गङ्गया पर्यस्तं परिवेष्टितम्। सत्या भवान्याः स्नानेन पुण्यतरमतिसुगन्धमुदकं यस्याम् ॥ २२ ॥

तत्र गिरौ वनं च ददृशुः। यत्र वने तन्नाम सौगन्धिकं पङ्कजं भवति। जातावेकवचनम्॥ २३ ॥

पुरीं वर्णयति— **नन्दा चेति** चतुर्भिः।

**नन्दा चालकनन्दा च सरितौ बाह्यतः पुरः।**
**तीर्थपादपदाम्भोजरजसाऽतीव पावने ॥ २४**

सरितौ पुरः पुराद्बाह्यतो भवतः। तीर्थपादस्य हरेः पादाम्भोजरजसा॥ २४॥

**ययोः सुरस्त्रियः क्षत्तरवरुह्य स्वधिष्ण्यतः।**
**क्रीडन्ति पुंसः सिञ्चन्त्यो विगाह्य रतिकर्शिताः॥ २५**

**ययोस्तत्स्नानविभ्रष्टनवकुङ्कुमपिञ्जरम् ।**
**वितृषोऽपि पिबन्त्यम्भः पाययन्तो गजा गजीः॥ २६**

**तारहेममहारत्नविमानशतसङ्कुलाम् ।**
**जुष्टां पुण्यजनस्त्रीभिर्यथा खं सतडिद्घनम्॥ २७**

ययोर्विगाह्य प्रविश्य क्रीडन्ति॥ २५॥

**'नन्दया'** નંદા નામની ગંગાનદીથી **'पर्यस्तम्'** વીંટાયેલા પર્વતને– **'सत्याः'** સતીદેવીના સ્નાન કરવાથી **'पुण्यतरम्'**– અતિ સુગંધિત જળ છે જેમાં ॥ ૨૨ ॥

**'तत्र'** તે પર્વત ઉપર વન પણ જોયું કે જે વનમાં **'तत्-नाम'** તેના નામનું સૌગન્ધિક પંકજ થાય છે. તે જાતિ દર્શાવતું હોવાથી એકવચનનો પ્રયોગ કર્યો છે. ॥૨૩॥

અલકાપુરીનું વર્ણન ચાર શ્લોકોથી કરે છે— **'नन्दा च इति'**

નગરીના બાહ્ય પ્રદેશમાં રહેલી નંદા તથા અલકનંદા નામની બંને સરિતાઓ શ્રીહરિના ચરણકમળની રજથી અત્યંત પવિત્ર છે. ॥ ૨૪ ॥

નંદા અને અલકનંદા નામની બે નદીઓ **'पुरः'** નગરીના બાહ્યપ્રદેશમાં થઈને વહે છે. **'तीर्थपादस्य'** તીર્થ જેવાં પવિત્ર છે ચરણ જેમનાં તેવા શ્રીહરિના ચરણકમળની રજથી તે અત્યન્ત પવિત્ર છે. ॥ ૨૪ ॥

હે વિદુરજી, પોતાનાં વિમાનોમાંથી ઊતરીને, જે બંને નદીઓમાં પ્રવેશ કરી, રતિક્રીડાથી કૃશ થયેલી દેવાંગનાઓ પોતાના પ્રિયતમોને પાણી છાંટતી જળક્રીડા કરે છે. ॥ ૨૫ ॥

તે દેવાંગનાઓના સ્નાનથી ધોવાઈ ગયેલા (શરીર પર લગાડેલા) કેસરથી પીળું થયેલું જે બંને નદીઓનું જળ તરસ લાગી ન હોવા છતાં પણ હાથીઓ પીએ છે અને હાથણીઓને પિવડાવે છે. ॥ ૨૬ ॥

ચાંદી, સોના અને ઉત્તમરત્નોવાળાં તથા યક્ષપત્નીઓથી સેવાયેલાં સેંકડો વિમાનોથી વ્યાપ્ત એવી એ નગરી વીજળીવાળા મેઘયુક્ત આકાશ જેવી લાગે છે. ॥ ૨૭ ॥

જે બંને નદીઓમાં **'विगाह्य'** પ્રવેશ કરીને દેવાંગનાઓ ક્રીડા કરે છે. ॥ ૨૫ ॥

ययोरम्भो विगततृषोऽपि गजाः पिबन्ति। तत्र हेतुः—तासां सुरस्त्रीणां स्नानेन विभ्रष्टं गलितं यन्नवं कुङ्कुमं तेन पिञ्जरं पीतवर्णम्। गजीः करिणीः॥ २६॥

तारं रूप्यम्। तारादिमयविमानानां शतैः सङ्कुलाम्। तडिद्भिः स्त्रीणां, घनैर्विमानानां, खेन पुर्याः सादृश्यम्॥ २७॥

**हित्वा यक्षेश्वरपुरीं वनं सौगन्धिकं च तत्।**
**द्रुमैः कामदुघैर्हृद्यं चित्रमाल्यफलच्छदैः॥ २८**

**रक्तकण्ठखगानीकस्वरमण्डितषट्पदम्।**
**कलहंसकुलप्रेष्ठं खरदण्डजलाशयम्॥ २९**

**वनकुञ्जरसंघृष्टहरिचन्दनवायुना ।**
**अधि पुण्यजनस्त्रीणां मुहुरुन्मथयन्मनः॥ ३०**

**वैदूर्यकृतसोपाना वाप्य उत्पलमालिनीः।**
**प्राप्तं किम्पुरुषैर्दृष्ट्वा त आराद्ददृशुर्वटम्॥ ३१**

यक्षेश्वरपुरीं हित्वाऽतिक्रम्य तद्वनं च दृष्ट्वा ते देवा आराद्दूराद्वटं ददृशुरिति चतुर्थेनान्वयः। कथम्भूतं वनम्। चित्राणि माल्यानि फलानि छदाश्च पत्राणि येषु तैर्द्रुमैर्हृद्यं सुखकरम्॥ २८॥

रक्तकण्ठखगानामनीकस्य स्वरैर्मण्डिताः षट्पदाः षट्पदस्वरा यस्मिन्। कलहंसानां कुलस्य प्रेष्ठम्। खरदण्डानि पद्मानि तैर्युक्ता जलाशया यस्मिन्॥ २९॥

જે બંને નદીઓનું જળ તૃષા ન હોવા છતાં પણ હાથીઓ પીએ છે. તે માટે કારણ આપે છે– તે દેવાંગનાઓના સ્નાનથી **'विभ्रष्टम्'** ઓગળી ગયેલું, જે તરત લગાડેલું કેસર, તેનાથી **'पिञ्जरम्'** પીળા રંગનું જળ– **'गजीः'** હાથણીઓને ॥ ૨૬ ॥

**'तारम्'** ચાંદી, ચાંદી વગેરેનાં સેંકડો વિમાનોથી વ્યાપ્ત– વીજળી સાથે સ્ત્રીઓની, વાદળો સાથે વિમાનોની તથા આકાશ સાથે નગરીની સરખામણી કરવામાં આવી છે. ॥ ૨૭ ॥

યક્ષરાજ કુબેરની નગરી પસાર કરીને રંગબેરંગી પુષ્પો-ફળો-પર્ણોવાળાં અને કામનાઓ પૂર્ણ કરનારાં વૃક્ષોથી સુખ આપનારું, કોયલ વગેરે પક્ષીવૃન્દના ટહૂકાઓથી મધુર બનેલા ભ્રમરના ગુંજારવવાળું, રાજહંસોના વૃંદને અતિશય પ્રિય, કમળકુસુમોથી ભરેલાં જળાશયોવાળું જંગલી હાથીઓ(ની કાયા વડે હરિચંદનના વૃક્ષો) સાથે ઘર્ષણ થવાથી ચંદનવૃક્ષોની સુગંધવાળા વાયુથી યક્ષોની સ્ત્રીઓનાં મનને વારંવાર અતિ વિહ્વળ કરનારું, વૈદૂર્યમણિથી બનાવેલાં પગથિયાંવાળી તથા કમળથી ભરેલી વાવોવાળું તેમ જ કિમ્પુરુષો દ્વારા પ્રાપ્ત (નિવાસ) કરવામાં આવેલું સૌગંધિક વન જોઈને તે દેવોએ દૂરથી જ એક વટવૃક્ષ જોયું. ॥ ૨૮॥ ૨૯॥ ૩૦॥૩૧॥

યક્ષરાજ કુબેરની નગરી **'हित्वा'** ઓળંગીને તથા તે વનને જોઈને તે દેવોએ **'आरात्'** દૂરથી વટવૃક્ષ જોયું– એમ ચોથા શ્લોક(૩૧) સાથે સંબંધ છે. કેવા વનને જોયું? રંગબેરંગી પુષ્પો, ફળો તથા **'छदाः'** પર્ણો છે જેમાં તેવાં વૃક્ષોથી **'हृद्यम्'** સુખ આપનારું ॥ ૨૮ ॥

કોયલ વગેરે પક્ષીવૃન્દના ટહૂકાઓથી મધુર બનેલા ભમરાઓનું ગુંજન છે જેમાં– રાજહંસનાં વૃન્દોને અત્યંત પ્રિય એવા વનને, **'खरदण्डानि'** કમળકુસુમો– તેમનાથી યુક્ત છે જળાશયો જેમાં ॥ ૨૯ ॥

वनकुञ्जरैः संघृष्टा ये हरिचन्दनद्रुमा-स्तत्सम्बन्धिना वायुना पुण्यजनस्त्रीणां मनः अधि अधिकमुन्मथयत्॥ ३०॥

યત્ર चोत्पलमालिन्यो वाप्यस्तत्किम्पुरुषैः प्राप्तं वनं दृष्ट्वा। पाठान्तरे किम्पुरुषैः प्राप्ता वापीश्च दृष्ट्वेत्यर्थः॥ ३१॥

**स योजनशतोत्सेधः पादोनविटपायतः।**
**पर्यक्कृताचलच्छायो निर्नीडस्तापवर्जितः॥ ३२**

**तस्मिन्महायोगमये मुमुक्षुशरणे सुराः।**
**ददृशुः शिवमासीनं त्यक्तामर्षमिवान्तकम्॥ ३३**

योजनशतमुत्सेध उच्छ्रायो यस्य। पादोनैः सर्वतः पञ्चसप्ततियोजनप्रमाणैर्विटपैः शाखाभिरायतो विस्तृतः। पर्यक् सर्वतः कृता अचला छाया येन। निर्गतं नीडं यस्मात्॥ ३२॥

मुमुक्षूणां शरणे आश्रये। त्यक्तामर्षो योऽन्तक-स्तत्तुल्यम्॥ ३३॥

**बा.प्र.**—महायोगमयमिति। अणिमादिसर्वसिद्धिप्रचुरे तदाश्रितानामणिमादयो न दुर्लभा इति भावः। तर्हि सकामैः सेव्यत्वमागतमित्याशङ्क्याह—मुमुक्षूणां शरणे आश्रयभूते। एवं तस्य भुक्तिमुक्तिप्रदत्त्वं सिद्धम्।

तं विशिनष्टि—**सनन्दनाद्यैरिति** पञ्चभिः।

વનના હાથીઓ વડે સારી રીતે ઘર્ષણ પામેલાં જે હરિચંદનનાં વૃક્ષો છે, તેમના સ્પર્શવાળા વાયુથી યક્ષપત્નીઓનાં મનને '**अधि**' અધિક વિહ્વળ કરનારું ॥ ૩૦ ॥

જ્યાં કમળકુસુમોથી ભરેલી વાવો છે તેમાં કિમ્પુરુષો દ્વારા નિવાસ કરાયેલા વનને જોઈને– '**प्राप्तम्**' ને બદલે '**प्राप्ताः**' એમ પાઠાન્તરમાં કિમ્પુરુષો દ્વારા પ્રાપ્ત કરાયેલી વાવને જોઈને, એમ અર્થ છે. ॥ ૩૧ ॥

તે વડ સો યોજન ઊંચો, સર્વ તરફ પંચોતેર યોજનના વિસ્તારવાળી શાખાઓથી ફેલાયેલો, સર્વ તરફ સદાય સ્થિર છાંયડો કરતો, પક્ષીઓના માળા વગરનો અને(ત્રિવિધ)તાપથી રહિત છે. ॥ ૩૨ ॥

મહાયોગમય(સનકાદિ મુનિઓ) તથા મુમુક્ષુઓના શરણરૂપ તે વડ નીચે ક્રોધનો ત્યાગ કરીને વિરાજેલા, કાળ સમાન ભગવાન શંકરનાં દેવોએ દર્શન કર્યાં. ॥ ૩૩ ॥

સો યોજન '**उत्सेधः**' ઊંચાઈ છે જેની, સર્વ તરફ '**पाद-ऊनैः**' પંચોતેર યોજન વિસ્તારવાળી '**विटपैः**' શાખાઓથી '**आयतः**' વિસ્તરેલો, '**पर्यक्**' સર્વ તરફ કરવામાં આવી છે અવિચળ છાયા જેના વડે, નીકળી ગયા છે માળા જેમાંથી તેવો વડ ॥ ૩૨ ॥

મુમુક્ષુઓના '**शरणे**' આશ્રયરૂપ વડ નીચે– ત્યાગ કર્યો છે ક્રોધ જેમણે, જે અંત કરનાર કાળ છે, તેના જેવા ભગવાન શંકરનાં દર્શન કર્યાં. ॥ ૩૩ ॥

અણિમાદિ સર્વ સિદ્ધિઓથી ભરપૂર એવા તે વડની નીચે આશ્રય લેનારાઓને માટે અણિમાદિ સિદ્ધિઓ દુર્લભ નથી એવો ભાવ છે. તો પછી સકામી જનો દ્વારા વડનો આશ્રય કરાયો હશે, એવી શંકા થાય, તો તે માટે કહે છે કે મુમુક્ષુઓ માટે '**शरणे**' આશ્રયરૂપ, આ પ્રમાણે તે વડ ભોગ અને મોક્ષ આપનાર છે, એમ સિદ્ધ થાય છે.

તે શંકર ભગવાનના સ્વરૂપને પાંચ શ્લોકો વડે વિશેષણપૂર્વક કહે છે— '**सनन्दन-आद्यैः इति।**'

**सनन्दनाद्यैर्महासिद्धैः शान्तैः संशान्तविग्रहम्।**
**उपास्यमानं सख्या च भर्त्रा गुह्यकरक्षसाम्॥ ३४**

**विद्यातपोयोगपथमास्थितं तमधीश्वरम्।**
**चरन्तं विश्वसुहृदं वात्सल्याल्लोकमङ्गलम्॥ ३५**

**लिङ्गं च तापसाभीष्टं भस्मदण्डजटाजिनम्।**
**अङ्गेन सन्ध्याभ्ररुचा चन्द्रलेखां च बिभ्रतम्॥ ३६**

**उपविष्टं दर्भमय्यां बृस्यां ब्रह्म सनातनम्।**
**नारदाय प्रवोचन्तं पृच्छते शृण्वतां सताम्॥ ३७**

**कृत्वोरौ दक्षिणे सव्यं पादपद्मं च जानुनि।**
**बाहुं प्रकोष्ठेऽक्षमालामासीनं तर्कमुद्रया॥ ३८**

सનંદન વગેરે શાન્ત, મહાસિદ્ધ જનો દ્વારા તથા યક્ષો અને રાક્ષસોના સ્વામી મિત્ર કુબેર દ્વારા સેવાતા, ઉપાસના, ચિત્તની એકાગ્રતા અને સમાધિરૂપ યોગમાર્ગના પ્રવર્તન દ્વારા તેનો આશ્રય કરીને રહેલા, વિશ્વના હિતકર્તા હોવાથી વાત્સલ્યને કારણે લોકોના હિત માટે તપ આચરતા, સંધ્યાકાળના વાદળ જેવી કાન્તિવાળા શ્રીઅંગ વડે તપસ્વીઓને અભીષ્ટ એવાં ભસ્મ, દંડ, જટા, મૃગચર્મરૂપ ચિહ્નને તથા (મસ્તક પર) ચન્દ્રલેખાને ધારણ કરતા, દર્ભના આસન ઉપર બેઠેલા, પ્રશ્ન કરતા નારદજીને સંતજનોના સાંભળતાં સનાતન બ્રહ્મનો ઉપદેશ કરતા, દક્ષિણ ઊરુપ્રદેશ ઉપર વામ ચરણકમળને સ્થાપી, દક્ષિણ હસ્તના મણિબંધ (કાંડા)માં રુદ્રાક્ષની માળા ધારણ કરી જ્ઞાનમુદ્રા કરીને વિરાજેલા, શમાદિનિષ્ઠસ્વરૂપ, અધીશ્વર એવા તે શંકર ભગવાનને (પ્રણામ કર્યા). ॥૩૪॥૩૫॥૩૬॥૩૭॥૩૮॥

सख्या कुबेरेणोपास्यमानम्॥ ३४॥

**'सख्या'** મિત્ર કુબેર વડે ઉપાસના કરાયેલા (ભગવાનને) ॥ ૩૪ ॥

विद्या उपासना, तपश्चित्तैकाग्र्यं, योगः समाधिस्तेषां पन्थानं प्रवर्तनद्वारा। लोकस्य मङ्गलं हितं तपो वात्सल्यात्स्नेहादाचरन्तम्॥ ३५॥

**'विद्या'** ઉપાસના, **'तपः'** ચિત્તની એકાગ્રતા, **'योगः'** સમાધિ– તે માર્ગના પ્રવર્તન દ્વારા– લોકોના **'मङ्गलम्'** હિતને માટે **'वात्सल्यात्'** સ્નેહથી તપ આચરતા ભગવાનને ॥ ૩૫ ॥

सन्ध्याभ्ररुचा रक्तवर्णेनाङ्गेन भस्मादिलिङ्गं चन्द्रलेखां च बिभ्रतम्॥ ३६॥

સન્ધ્યાકાળના વાદળ જેવી રક્તવર્ણી કાન્તિવાળા શ્રીઅંગ વડે ભસ્મ વગેરે ચિહ્નને તથા ચન્દ્રલેખાને ધારણ કરતા ભગવાનને ॥ ૩૬ ॥

व्रतिनामासनं बृसी तस्याम्। ब्रह्म प्रवोचन्तम्॥ ३७॥

વ્રતધારીનું આસન અર્થાત્ **'बृसी'** તેની ઉપર બ્રહ્મનો ઉપદેશ કરતા ભગવાનને ॥ ૩૭ ॥

सव्यं पादपद्मं दक्षिणे ऊरौ कृत्वा विन्यस्य जानुनि च सव्ये बाहुं कृत्वा दक्षिणबाहुप्रकोष्ठे मणिबन्धस्थाने अक्षमालां च कृत्वा दक्षिण–हस्तकृतया तर्कमुद्रयोपलक्षितमासीनमित्यर्थः। तदुक्तं योगशास्त्रे—

'एकपादमथैकस्मिन् विन्यसेदूरुसंस्थितम्।
इतरस्मिंस्तथा बाहुं वीरासनमिदं स्मृतम्॥'

વામ ચરણકમળને દક્ષિણ ઊરુ ઉપર **'कृत्वा'** મૂકીને, ઢીંચણ ઉપર વામ હસ્ત પધરાવીને, દક્ષિણ બાહુના **'प्रकोष्ठे'** કાંડામાં રુદ્રાક્ષમાળા ધારણ કરીને, દક્ષિણ શ્રીહસ્ત દ્વારા તર્કમુદ્રા કરીને વિરાજેલા ભગવાનને, એમ અર્થ છે. યોગશાસ્ત્રમાં તે કહેવાયું છે—

'એક પગને બીજા પગ ઉપર, સાથળ ઉપર રહે તેમ મૂકવો. બીજા (ડાબા) પગ ઉપર બાહુને મૂકવો. આને વીરાસન કહેવાય છે.'

तर्कमुद्रा चोक्ता—

'तर्जन्यङ्गुष्ठयोरग्रे मिथः संयोज्य चाङ्गुलीः।
प्रसार्य बन्धनं प्राहुस्तर्कमुद्रेति मान्त्रिकाः॥'
इति॥ ३८॥

तर्कમુદ્રાનું પણ વર્ણન કરવામાં આવ્યું છે.

'તર્જની અને અંગૂઠાના અગ્રભાગને પરસ્પર જોડી, (બાકીની) આંગળીઓને ફેલાવીને કરેલા બંધને માંત્રિકો તર્કમુદ્રા કહે છે.' ॥ ૩૮ ॥

**तं ब्रह्मनिर्वाणसमाधिमाश्रितं**
**व्युपाश्रितं गिरिशं योगकक्षाम्।**
**सलोकपाला मुनयो मनूना-**
**माद्यं मनुं प्राञ्जलयः प्रणेमुः॥ ३९**

(ડાબા ઢીંચણને ટેકો આપવા માટે) યોગપટ્ટનો ટેકો કરીને બ્રહ્માનંદમાં ચિત્તની એકાગ્રતાનો આશ્રય કરીને રહેલા, મનનશીલ મુનિજનોમાં મુખ્ય એવા ભગવાન શંકરને લોકપાલોસહિત મુનિઓએ બે હાથ જોડીને પ્રણામ કર્યા. ॥ ૩૯ ॥

**स तूपलभ्यागतमात्मयोनिं**
**सुरासुरेशैरभिवन्दिताङ्घ्रिः।**
**उत्थाय चक्रे शिरसाभिवन्दन-**
**मर्हत्तमः कस्य यथैव विष्णुः॥ ४०**

દેવો તથા અસુરોના અધિપતિઓ જેમનાં ચરણકમળની વંદના કરે છે, તેવા તે ભગવાન શંકરે તો બ્રહ્માજીને ત્યાં આવેલા જોઈને ઊભા થઈ પરમપૂજ્યતમ ભગવાન વિષ્ણુ વામનરૂપે જેમ પિતા કશ્યપને પ્રણામ કરે, તેમ શિર નમાવી તેમને વંદન કર્યાં. ॥ ૪૦ ॥

ब्रह्मनिर्वाणं ब्रह्मानन्दस्तत्र समाधिरैकाग्र्यं तमाश्रितम्। योगकक्षां योगपट्टं च वामजानुदृढीकरणार्थं विशेषेणोपाश्रितवन्तम्। मननशीला मनवस्तेषामाद्यं मुख्यम्॥ ३९॥

**'ब्रह्मनिर्वाणम्'** બ્રહ્માનંદ, તેમાં **'समाधिः'** ચિત્તની એકાગ્રતા– તેનો અનુભવ કરતા ભગવાનને– **'योगकक्षाम्'** વામ ઢીંચણને દૃઢ કરવા માટે વિશેષરૂપે આધાર લેવાતા યોગપટ્ટને ટેકે (બેઠેલા) ભગવાનને– મનનશીલ મનુઓ, તેમનામાં **'आद्यम्'** મુખ્ય એવા ભગવાનને ॥ ૩૯ ॥

अर्हत्तमो विष्णुर्वामनमूर्तिर्यथा। कस्य कश्यपस्य ॥ ४०॥

**'अर्हत्तमः'** પરમપૂજ્યભગવાન વિષ્ણુ વામનાવતારરૂપે જેમ **'कस्य'** કશ્યપને (પ્રણામ કરે તેમ) ॥૪૦॥

**तथा परे सिद्धगणा महर्षिभि-**
**र्ये वै समन्तादनु नीललोहितम्।**
**नमस्कृतः प्राह शशाङ्कशेखरं**
**कृतप्रणामं प्रहसन्निवात्मभूः॥ ४१**

ભગવાન નીલલોહિતની ચારે બાજુ રહેલા, તેમને અનુસરનારા જે અન્ય સિદ્ધગણો હતા, તેઓએ પણ મહર્ષિઓ સહિત તેમને (બ્રહ્માજીને પ્રણામ કર્યા.) આ પ્રમાણે સર્વ દ્વારા નમસ્કાર કરાયેલા બ્રહ્માજી, દેવો દ્વારા જેમને નમસ્કાર કરવામાં આવ્યા છે તેવા ભગવાન શશાંકશેખરને હસતા હોય તેમ કહેવા લાગ્યા. ॥ ૪૧ ॥

महर्षिभिः सहिता ये नीललोहितमनुवर्तन्ते तेऽपि तस्मै वन्दनं चक्रुः। एवं सर्वैर्नमस्कृतः प्राह। कृतः प्रणामो देवैर्यस्मै तम्॥ ४१॥

મહર્ષિઓ સહિત ભગવાન નીલલોહિતને અનુસરનારા જે હતા, તેઓએ પણ તે બ્રહ્માજીને વંદન કર્યાં. આમ સર્વ દ્વારા નમસ્કાર કરાયેલા બ્રહ્માજી, દેવો દ્વારા જેમને પ્રણામ કરવામાં આવ્યા છે તે ભગવાન શંકરને કહેવા લાગ્યા. ॥ ૪૧ ॥

यद्यपि त्वं नीचवन्मां नमस्करोषि तथापि तवैश्वर्यमहं वेद्मीत्याह—**जान इति**।

जोકે આપ અલ્પ હો તેમ મને નમસ્કાર કરો છો છતાં પણ આપનું ઐશ્વર્ય હું જાણું છું, તેમ કહે છે— **'जाने इति।'**

**ब्रह्मोवाच**

**जाने त्वामीशं विश्वस्य जगतो योनिबीजयोः।**
**शक्तेः शिवस्य च परं यत्तद्ब्रह्म निरन्तरम्॥ ४२**

**બ્રહ્માજી બોલ્યા** – વિશ્વના નિયન્તા એવા આપને હું જાણું છું કારણ કે જગતના કારણરૂપ શક્તિ અર્થાત્ પ્રકૃતિ અને બીજરૂપ પુરુષ એ બંનેના કારણરૂપ હોવા છતાં જે નિર્વિકાર પરબ્રહ્મ છે, તે આપ જ છો. ॥ ૪૨ ॥

त्वां विश्वस्येशं जाने। तत्र हेतुः—जगतो योनिर्या शक्तिः प्रकृतिर्बीजं च शिवः पुरुषस्तयोः कारणम्। तथापि निरन्तरं निर्भेदं यद्ब्रह्म निर्विकारं तदेव त्वमिति जाने॥ ४२॥

આપ વિશ્વના ઈશ્વર છો તેમ હું જાણું છું. તે માટે કારણ આપે છે– જગતના **'योनिः'** કારણરૂપ શક્તિ– પ્રકૃતિ જે છે અને **'बीजम्'** બીજરૂપ **'शिवः'** પુરુષ જે છે, તે બંનેના કારણરૂપ હોવા છતાં **'निरन्तरम्'** નિર્વિકાર જે બ્રહ્મ છે તે જ આપ છો, તેમ હું જાણું છું. ॥ ૪૨ ॥

ननु विरुद्धमेतत्तत्राह—

શંકા કરે છે કે આ (જગત્કારણરૂપ અને નિર્વિકારરૂપ) તો વિરોધી છે, તે માટે ઉત્તર આપે છે—

**त्वमेव भगवन्नेतच्छिवशक्त्योः सरूपयोः।**
**विश्वं सृजसि पास्यत्सि क्रीडन्नूर्णपटो यथा॥ ४३**

હે ભગવાન! (અર્ધનારીનટેશ્વરરૂપે) અવિભક્ત એવા શિવ-શક્તિરૂપમાં ક્રીડા કરતા આપ જ કરોળિયાની જેમ આ વિશ્વની ઉત્પત્તિ, પાલન તથા સંહાર કરો છો. ॥ ૪૩ ॥

त्वमेव सरूपयोरविभक्तयोः शिवशक्त्योः क्रीडन् विश्वसृष्ट्यादि करोषि। ऊर्णनाभिरिव। स्वरूपयोरिति पाठे स्वांशयोः। अतो न विरोधः ॥ ४३ ॥

આપ જ **'सरूपयोः'** એક અવિભક્ત શિવ-શક્તિસ્વરૂપે ક્રીડા કરતાં વિશ્વનાં ઉત્પત્ત્યાદિ કરોળિયાની જેમ કરો છો. **'स्वरूपयोः'** પાઠમાં– (શિવ પોતાના અંશ હોવાથી અને શક્તિ તેમની છાયારૂપ હોવાથી; અહીં છઠ્ઠી વિભક્તિ તૃતીયાના અર્થમાં છે.) તે બંને રૂપ વડે વિશ્વનું સર્જન કરો છો. આથી વિરોધ નથી. ॥ ૪૩ ॥

**त्वमेव धर्मार्थदुघाभिपत्तये**
**दक्षेण सूत्रेण ससर्जिथाध्वरम्।**
**त्वयैव लोकेऽवसिताश्च सेतवो**
**यान्ब्राह्मणाः श्रद्दधते धृतव्रताः॥ ४४**

ધર્મ અને અર્થનું (દોહન કરનાર વેદોનું) રક્ષણ કરવા માટે દક્ષને નિમિત્ત બનાવી આપે જ યજ્ઞનું નિર્માણ કરાવ્યું છે. આપના દ્વારા જ લોકમાં વર્ણો તથા મર્યાદાઓ બાંધવામાં આવી છે, જેમનું વ્રતધારી બ્રાહ્મણો શ્રદ્ધાપૂર્વક અનુષ્ઠાન કરે છે. ॥ ૪૪ ॥

धर्ममर्थं च दोग्धि या त्रयी तस्या अभिपत्तये रक्षणायाध्वरं सृष्टवानसि । यद्वा हे धर्मार्थदुघ, धर्माद्यभिपत्तये तत्प्राप्तये। दक्षेण सूत्रेण निमित्तेन। सेतवो वर्णाश्च मर्यादाश्च अवसिता निबद्धा निर्णीता इति वा श्रद्दधते श्रद्धयाऽनुतिष्ठन्ति॥ ४४॥

જે વેદત્રયી ધર્મ અને અર્થનું દોહન કરે છે તેની **'अभिपत्तये'** રક્ષા કરવા માટે આપે જ યજ્ઞ કરાવ્યો છે અથવા ધર્મ અને અર્થનું દોહન કરનાર હે મહાદેવ! ધર્મ વગેરેની **'अभिपत्तये'** પ્રાપ્તિ માટે દક્ષને નિમિત્ત બનાવીને **'सेतवः'** વર્ણો તથા મર્યાદા **'अवसिताः'** બાંધવામાં આવ્યાં અથવા નક્કી કરવામાં આવ્યાં, જેમનું **'श्रद्दधते'** બ્રાહ્મણો શ્રદ્ધાપૂર્વક અનુષ્ઠાન કરે છે.॥ ૪૪ ॥

**त्वं कर्मणां मङ्गल मङ्गलानां**
**कर्तुः स्म लोकं तनुषे स्वः परं वा।**
**अमङ्गलानां च तमिस्रमुल्बणं**
**विपर्ययः केन तदेव कस्यचित्॥ ४५**

હે મંગળમય મહેશ્વર, શુભ કર્મ કરનારને આપ સ્વર્ગલોક અથવા મોક્ષપદ પ્રદાન કરો છો તથા અશુભ કર્મ કરનારને ઘોર નરકમાં નાખો છો છતાં આમાં કોઈક વ્યક્તિને વિપરીત ફળ કેમ પ્રાપ્ત થાય છે? ॥ ૪૫ ॥

सर्वकर्मफलदातापि त्वमेवेत्याह। हे मङ्गल, मङ्गलानां शुभानां कर्मणां कर्तुः स्वः स्वर्गं परं मोक्षं वा तनुषे। अमङ्गलानामशुभानां कर्मणां कर्तुश्च तमिस्रं नरकं तनुषे। तत्र केन हेतुना तदेव तस्मिन्नेव कस्यचिद्विपर्ययो भवति ॥ ४५ ॥

સર્વ કર્મોના ફળદાતા પણ આપ જ છો, એમ કહે છે. હે મંગળસ્વરૂપ મહાદેવ, **'मङ्गलानाम्'** શુભ કર્મો કરનારને **'स्वः'** સ્વર્ગ અથવા **'मोक्षम्'** મોક્ષ આપો છો. **'अमङ्गलानाम्'** અશુભ કર્મો કરનારને **'तमिस्रम्'** નરક આપો છો. તેમાં જ કોઈ વ્યક્તિને વિપરીત ફળ કેમ પ્રાપ્ત થાય છે? ॥ ૪૫ ॥

त्वत्कोपोऽत्र हेतुरित्यसम्भावितमिति कैमुत्यन्यायेनाह।

આપનો કોપ અહીં (યજ્ઞના નાશમાં) કારણરૂપ છે, એ વાત અસંભવિત છે, એમ કૈમુત્યન્યાયથી કહે છે.

**न वै सतां त्वच्चरणार्पितात्मनां**
**भूतेषु सर्वेष्वभिपश्यतां तव।**
**भूतानि चात्मन्यपृथग्दिदृक्षतां**
**प्रायेण रोषोऽभिभवेद्यथा पशुम्॥ ४६**

આપના ચરણમાં આત્મ-સમર્પણ કરનારા, સર્વ પ્રાણીઓમાં આપને જોનારા તથા સર્વ પ્રાણીઓને અભેદદૃષ્ટિથી આત્મામાં જોવાની ઈચ્છાવાળા સત્પુરુષોને પણ અજ્ઞાનીની જેમ ઘણું કરીને ક્રોધ અભિભૂત કરતો નથી. (તો આપને તો અભિભૂત ન જ કરે, તેમાં શું કહેવું?) ॥ ૪૬ ॥

न वै सतां सतः रोषोऽभिभवेत्। तव त्वाम्। द्वितीयार्थे षष्ठ्यौ। पशुमज्ञं यथाऽभि-भवति तद्वत्॥ ४६॥

ક્રોધ તો **'सताम्' ( सतः )** સત્પુરુષોને અભિભૂત કરે જ નહીં. **'तव' 'त्वाम्'** આપને– (અહીં **'सताम्'** અને **'तव'** એ બે) ષષ્ઠી વિભક્તિ દ્વિતીયાના અર્થમાં છે. **'पशुम्'** અજ્ઞાનીને ક્રોધ જેમ અભિભૂત કરે તેમ (સત્પુરુષોને નથી કરતો). ॥ ૪૬ ॥

**पृथग्धियः कर्मदृशो दुराशयाः**
**परोदयेनार्पितहृद्रुजोऽनिशम् ।**
**परान्दुरुक्तैर्वितुदन्त्यरुन्तुदा-**
**स्तान्मावधीद्दैववधान्भवद्विधः ॥ ४७**

ભેદબુદ્ધિવાળા હોવાથી કર્મોમાં જ આસક્ત, દુષ્ટ આશયવાળા, અન્યની ઉન્નતિથી મનમાં સતત પીડાતા તથા બીજાનાં મર્મસ્થાનોને પીડનારા(અજ્ઞાનીઓ) પોતાનાં દુર્વચનોથી અન્યને પીડે છે, તેઓ તો દૈવથી જ હણાયેલા છે, તેથી આપના જેવા મહાનુભાવે તેમને ન હણવા જોઈએ. ॥ ૪૭ ॥

अतो ये पृथग्धियो भेददृशोऽतः कर्मण्येव दृष्टिर्येषाम्। दुष्ट आशयो येषाम्। परेषामुदयेन सम्पदा अर्पिता हृदि रुग्येषाम्। अरुन्तुदा मर्मभेत्तारः। दैवेनैव वधो येषां तान्भवद्विधो निरुपमः साधुर्मावधीन्न हन्यात्॥ ४७॥

આથી જેઓ '**पृथक्-धियः**' ભેદદૃષ્ટિવાળા છે, તેથી જેઓ કર્મમાં જ આસક્ત છે, જેમનો દુષ્ટ આશય છે, બીજાની '**उदयेन**' સમ્પત્તિથી જેમને હૃદયમાં પીડા થાય છે. '**अरुन्तुदाः**' મર્મસ્થાનોને પીડનારા, દૈવ દ્વારા જ જેમનો વધ થયેલો છે તેમને આપના જેવા નિરુપમ મહાનુભાવ '**मा ( अ ) वधीत्**' ન હણે. ॥ ૪૭ ॥

प्रत्युत साधूनां वृत्तमालोक्यानुग्रहमेव कर्तुमर्हसीत्याह द्वाभ्याम्।

(સત્પુરુષો પ્રત્યે અપરાધ કરવા) છતાં પણ સત્પુરુષોનું આચરણ જોઈને આપ (દક્ષ ઉપર) અનુગ્રહ જ કરવા યોગ્ય છો, એમ બે શ્લોકો વડે કહે છે—

**यस्मिन्यदा पुष्करनाभ मायया**
**दुरन्तया स्पृष्टधियः पृथग्दृशः।**
**कुर्वन्ति तत्र ह्यनुकम्पया कृपां**
**न साधवो दैवबलात्कृते क्रमम्॥ ४८**

ભગવાન કમળનાભની દુરન્ત માયાથી મોહિત મનવાળા મનુષ્યો ક્યારેક કોઈ સ્થળે ભેદબુદ્ધિવાળા થાય છે ત્યારે તેમના અપરાધ વિષે સત્પુરુષો અનુકંપાને કારણે કૃપા જ કરે છે પરંતુ દૈવબળથી કરાયેલા તેમના અપરાધ સામે પરાક્રમ નથી કરતા. (તેમનો નાશ નથી કરતા.) ॥ ૪૮ ॥

यस्मिन्देशे। यदा काले। स्पृष्टधियो मोहितचित्ताः पृथग्दृशो भवन्ति। तत्रापराधे साधवो ह्यनुकम्पयाऽनन्तरमेव परदुःखासहिष्णुतया चित्त-प्रकम्पेन कृपां कुर्वन्ति, न तु क्रमं पराक्रमम्। कुतः। दैवबलात्कृतेऽर्थे ममैव दैवमेवम्भूतं कोऽत्रापराधस्तेषामिति मत्वा तद्धननं न कुर्वत इत्यर्थः॥ ४८॥

જે સ્થળે, '**यदा**' જ્યારે '**स्पृष्टधियः**' મોહિત મનવાળા મનુષ્યો ભેદબુદ્ધિવાળા થાય છે. '**तत्र**' ત્યારે તે અપરાધ વિષે સત્પુરુષો અનુકંપાને કારણે અન્યનું દુઃખ સહન કરી શકે તેવા ન હોવાથી હૃદય દ્રવી જવાથી પછી તો કૃપા જ કરે છે પરંતુ '**क्रमम्**' પરાક્રમ નથી કરતા. શા માટે? દૈવબળથી કરાયેલા અપરાધ વિષે 'મારું જ ભાગ્ય આ પ્રમાણે છે, તેમાં તેમનો શો દોષ છે?' એમ માનીને તેમને હણતા નથી, એમ અર્થ છે. ॥ ૪૮ ॥

**भवांस्तु पुंसः परमस्य मायया**
**दुरन्तयाऽस्पृष्टमतिः समस्तदृक् ।**
**तया हतात्मस्वनुकर्मचेतः-**
**स्वनुग्रहं कर्तुमिहार्हसि प्रभो॥ ४९**

હે પ્રભુ, પરમ પુરુષ ભગવાન વિષ્ણુની અચિન્ત્ય પ્રભાવવાળી માયાથી જેની બુદ્ધિ સ્પર્શ નથી પામી તેવા આપ સમસ્તના દ્રષ્ટા (સર્વજ્ઞ) છો. ભગવાનની તે માયાથી જેમનાં મન મોહિત થયાં છે અને તેથી જેમનાં મન કેવળ કર્મોને જ અનુસરતાં હોય તેવા મનુષ્યો ઉપર આ લોકમાં આપ જ અનુગ્રહ કરવા સમર્થ છો.॥ ૪૯ ॥

भवांस्त्वस्पृष्टमतिः। अत एव समस्तदृक् सर्वज्ञः। तया मायया हत आत्मा येषां तेष्वत एव कर्मानुगतचित्तेष्विहापराधेऽनुग्रहं कर्तुमर्हसि ॥ ४९ ॥

આપ તો માયાથી સ્પર્શ ન પામેલી બુદ્ધિવાળા છો. આથી જ આપ '**समस्तदृक्**' સમસ્તના દ્રષ્ટા, સર્વજ્ઞ છો. '**तया**' તે માયાથી જેમનાં મન મોહિત થયાં છે અને તેથી જેમનાં મન કેવળ કર્મોને જ અનુસરતાં હોય છે, તેવા મનુષ્યો ઉપર આ લોકમાં અનુગ્રહ કરવા માટે આપ જ યોગ્ય છો. ॥ ૪૯ ॥

एवं सामान्येनोक्त्वा प्रस्तुतमाह— **कुर्विति** त्रिभिः।

આ પ્રમાણે સામાન્ય રીતે કહીને ઉપસ્થિત વિષયની ત્રણ શ્લોકો વડે વાત કરે છે— '**कुरु इति**।'

**कुर्वध्वरस्योद्धरणं हतस्य भो-**
**स्त्वयाऽसमाप्तस्य मनो प्रजापतेः।**
**न यत्र भागं तव भागिनो ददुः**
**कुयज्विनो येन मखो निनीयते॥ ५०**

હે મનુદેવ, જેમના દ્વારા યજ્ઞનું ફળ પ્રાપ્ત થાય છે તથા જેમાં આપનો યજ્ઞભાગ હોવા છતાં દુષ્ટ યાજ્ઞિકોએ આપને યજ્ઞભાગ ન આપ્યો તેવા આપના દ્વારા નષ્ટ કરવામાં આવેલા (અને તેથી) અધૂરા રહેલા, પ્રજાપતિ દક્ષના યજ્ઞનો આપ ઉદ્ધાર કરો.॥ ૫૦ ॥

त्वया हतस्य, अत एवासमाप्तस्य प्रजापतेरध्वरस्य। हे मनो, यत्राध्वरे कुयाज्ञिका भागिनोऽपि तव भागं न ददुः। भागार्हत्वमाह। येन त्वया मखो निनीयते फलं प्राप्यते॥ ५०॥

આપના દ્વારા નષ્ટ કરવામાં આવેલા અને તેથી જ અધૂરા રહેલા, પ્રજાપતિ દક્ષના યજ્ઞનો (આપ ઉદ્ધાર કરો.) હે મનુદેવ, (હે મનનશીલ મંત્રમૂર્તિ– વંશીધરી.) જે યજ્ઞમાં દુષ્ટ યાજ્ઞિકોએ આપનો યજ્ઞભાગ હોવા છતાં આપને આપ્યો નહીં! ભગવાન યજ્ઞભાગ માટે યોગ્ય છે, તેમ કહે છે. '**येन**' જે આપના દ્વારા '**मखः निनीयते**' યજ્ઞનું ફળ પ્રાપ્ત થાય છે. ॥ ૫૦ ॥

**जीवताद्यजमानोऽयं प्रपद्येताक्षिणी भगः।**
**भृगोः श्मश्रूणि रोहन्तु पूष्णो दन्ताश्च पूर्ववत्॥ ५१**

॥ ५१ ॥

આ યજમાન દક્ષ સજીવન થાઓ, ભગદેવ બંને નેત્રો પ્રાપ્ત કરે, ભૃગુને દાઢી-મૂછ ઊગો તથા પૂષાદેવના દાંત પૂર્વવત્ થાઓ! ॥ ૫૧ ॥૫૧ ॥

**देवानां भग्नगात्राणामृत्विजां चायुधाश्मभिः।**
**भवतानुगृहीतानामाशु मन्योऽस्त्वनातुरम्॥ ५२**

હે ક્રોધસ્વરૂપ (આજ્ઞાનું ઉલ્લંઘન કરનાર પ્રત્યે પ્રકટ થતા ક્રોધસ્વરૂપ), આયુધો અને પાષાણોથી ભગ્ન થયેલાં અંગ-પ્રત્યંગવાળા દેવતાઓ અને ઋત્વિજ બ્રાહ્મણોને– આપના દ્વારા અનુગૃહીત એવા તેમને અવિલંબે આરોગ્ય પ્રાપ્ત થાઓ! ॥ ૫૨ ॥

हे मन्यो, अनातुरमारोग्यमस्तु॥ ५२॥

હે ક્રોધસ્વરૂપ, '**अनातुरम्**' આરોગ્ય પ્રાપ્ત થાઓ ॥૫૨॥

**दीपिनी**—भवन्तमन्तरा न कस्याऽप्यत्र सामर्थ्यमिति भावः।

આ વિષયમાં આપના સિવાય કોઈનું પણ સામર્થ્ય નથી, તેવો ભાવ છે.

भागश्च तवास्त्वित्याह— **एष इति**।

આપનો ભાગ થાઓ, તેમ કહે છે— '**एषः इति**।'

**एष ते रुद्र भागोऽस्तु यदुच्छिष्टोऽध्वरस्य वै।**
**यज्ञस्ते रुद्र भागेन कल्पतामद्य यज्ञहन्॥ ५३**

હે (યજ્ઞહંતા) રુદ્રદેવ! (યજ્ઞ કરવામાં આવે ત્યારે) યજ્ઞમાં જે કાંઈ શેષ રહે તે આ ભાગ આપનો થાઓ! હે યજ્ઞવિધ્વંસક, આપના રુદ્રભાગથી યજ્ઞ સમ્પન્ન થાઓ! ॥ ૫૩ ॥

हे रुद्र। यावदित्यर्थे यदित्यव्ययम्। यज्ञे कृते यावानुच्छिष्टोऽवशिष्टोऽर्थस्तावानेष तव भागोऽस्तु। हे रुद्र, ते भागेनाद्य यज्ञः कल्पतां संपद्यताम्॥ ५३॥

હે રુદ્ર, **'यद्'** અવ્યય **'यावत्'** જેટલાના અર્થમાં છે. યજ્ઞ કરવામાં આવે ત્યારે જેટલો **'उच्छिष्टः'** શેષ ભાગ રહે તે આ ભાગ આપનો થાઓ! હે રુદ્ર, તે ભાગથી હવે યજ્ઞ **'कल्पताम्'** સમ્પન્ન કરો! ॥ ૫૩ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां चतुर्थस्कन्धे रुद्रसान्त्वनं नाम षष्ठोऽध्यायः॥ ६॥
इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां षष्ठोऽध्यायः॥ ६॥

❋❋❋❋❋

# अथ सप्तमोऽध्यायः

## દક્ષયજ્ઞની પૂર્તિ

सप्तमे विष्णुरुद्भूतः स्तुतो दक्षभवादिभिः।
यज्ञं प्रवर्तयामास दक्षेणेति निरूप्यते॥ १

પ્રજાપતિ દક્ષ તથા મહાદેવજી વગેરે દ્વારા સ્તુતિ કરાયેલા વિષ્ણુ ભગવાને પ્રકટ થઈ દક્ષ દ્વારા યજ્ઞનો આરંભ કરાવ્યો, તેનું સાતમા અધ્યાયમાં નિરૂપણ કરવામાં આવે છે. ॥ ૧ ॥

मैत्रेय उवाच

**इत्यजेनानुनीतेन भवेन परितुष्यता।**
**अभ्यधायि महाबाहो प्रहस्य श्रूयतामिति॥ १**

**મૈત્રેયમુનિ બોલ્યા** – હે મહાપરાક્રમી (વિદુરજી), આ પ્રમાણે બ્રહ્માજી દ્વારા પ્રાર્થના કરાયેલા અને આથી પ્રસન્ન થયેલા ભગવાન શંકરે હસીને કહ્યું: સાંભળો. ॥ ૧ ॥

अजेन योऽनुनीतः प्रार्थितो भवस्तेनाभि- हितम्। हे महाबाहो विदुर॥ १॥

બ્રહ્માજી દ્વારા જે **'अनुनीतः'** પ્રાર્થના કરાયેલા છે તે મહાદેવજી, તેમના દ્વારા **( अभ्यधायि )** કહેવામાં આવ્યું. હે **'महाबाहो'** હે મહાપરાક્રમી વિદુરજી! ॥ ૧ ॥

श्रीमहादेव उवाच

**नाघं प्रजेश बालानां वर्णये नानुचिन्तये।**
**देवमायाभिभूतानां दण्डस्तत्र धृतो मया॥ २**

**શ્રીમહાદેવજી બોલ્યા** – હે પ્રજાપતિ, પરમાત્માની માયાથી મોહિત થયેલા અજ્ઞાનીઓના અપરાધને હું વર્ણવતો નથી અને વિચારતો (પણ) નથી. તે વિષયમાં (દક્ષે જ્યારે અપરાધ કર્યો છે ત્યારે, ધર્મની મર્યાદાના રક્ષણ માટે) મારા વડે શિક્ષા કરવામાં આવી છે. ॥ ૧ ॥

अघमपराधम्॥ २॥

**'अघम्'** અપરાધને ॥ ૨ ॥

**दीपिनी**—'दण्डो हितार्थं शिक्षा'।

દંડ એટલે ભલા માટે કરેલી શિક્ષા.

**प्रजापतेर्दग्धशीर्ष्णो भवत्वजमुखं शिरः।**
**मित्रस्य चक्षुषेक्षेत भागं स्वं बर्हिषो भगः॥ ३**

स्वापराधमपहृत्यानुगृह्णाति। दग्धं शीर्षं यस्य तस्य प्रजापतेरजस्य मुखं यस्मिंस्तत्तथाभूतं शिरोऽस्तु। बर्हिषः सम्बन्धिनं भागम्। मित्र–नाम्नो देवस्य॥ ३॥

**पूषा तु यजमानस्य दद्भिर्जक्षतु पिष्टभुक्।**
**देवाः प्रकृतसर्वाङ्गा ये म उच्छेषणं ददुः॥ ४**

प्रकर्षेण कृतानि लग्नान्यङ्गानि येषां ते भवन्तु। उच्छेषणं यज्ञावशिष्टम्॥ ४॥

**बाहुभ्यामश्विनोः पूष्णो हस्ताभ्यां कृतबाहवः।**
**भवन्त्वध्वर्यवश्चान्ये बस्तश्मश्रुर्भृगुर्भवेत्॥ ५**

येषां त्वङ्गानि नष्टानि ते त्वश्विनोर्बाहुभ्यां कृतबाहवः पूष्णो हस्ताभ्यां कृतहस्ताश्च भवन्तु। अध्वर्यवः अन्ये च ऋत्विजः। बस्तस्य श्मश्रूण्येव श्मश्रूणि यस्य॥ ५॥

**मैत्रेय उवाच**

**तदा सर्वाणि भूतानि श्रुत्वा मीढुष्टमोदितम्।**
**परितुष्टात्मभिस्तात साधु साध्वित्यथाब्रुवन्॥ ६**

मीढुष्टमः शिवस्तेनोक्तम्। परितुष्टैश्चित्तैः ॥ ६॥

**ततो मीढ्वांसमामन्त्र्य शुनासीराः सहर्षिभिः।**
**भूयस्तद्देवयजनं समीढ्वद्वेधसो ययुः॥ ७**

(દક્ષિણાગ્નિમાં જેનું મસ્તક બળી ગયું છે તેવા) બળી ગયેલા મસ્તકવાળા દક્ષ પ્રજાપતિને બકરાના મુખવાળું મસ્તક થાઓ; ભગદેવ પોતાના યજ્ઞભાગને મિત્રદેવનાં નેત્રોથી જુએ! ॥ ૩ ॥

પોતાના પ્રત્યે કરેલા અપરાધને ગણકાર્યા વિના ભગવાન શંકર સર્વને અનુગૃહીત કરે છે. બળી ગયું છે મસ્તક જેનું તે દક્ષપ્રજાપતિને જેમાં બકરાનું મુખ છે તેવું મસ્તક થાઓ! યજ્ઞસંબંધી ભાગને (ભગદેવ) ‘મિત્ર’ નામના દેવનાં નેત્રોથી જુએ! ॥ ૩ ॥

પિસાયેલું અન્ન ખાનાર પૂષાદેવ યજમાનના દાંત વડે ભક્ષણ કરો. જે દેવોએ મને યજ્ઞનો અવશેષ ભાગ આપ્યો છે, તેમનાં અંગ-પ્રત્યંગો યથાપૂર્વ પૂર્ણાંગ બનો. ॥ ૪ ॥

**‘प्रकृत’ ‘सर्वाङ्गाः’** યથાપૂર્વ કરવામાં આવેલાં, જોડવામાં આવેલાં અંગ-પ્રત્યંગો છે જેમનાં તેવા તે બનો! **‘उच्छेषणम्’** યજ્ઞમાં બાકી રહેલા ભાગને॥ ૪ ॥

જે અધ્વર્યુઓ અને ઋત્વિજો(નાં અંગો નાશ પામ્યાં) છે, તેઓ અશ્વિનીકુમારોના બાહુઓથી બાહુવાળા અને પૂષાદેવના હાથથી હાથવાળા થાઓ તથા ભૃગુઋષિ બકરાની દાઢી-મૂછવાળા થાય! ॥ ૫ ॥

જેમનાં અંગો નાશ પામ્યા છે તેઓ તો અશ્વિનીકુમારોના બાહુઓ વડે બાહુવાળા અને પૂષાદેવના હાથ વડે હાથવાળા થાઓ! અધ્વર્યુઓ તથા **‘अन्ये’** અન્ય ઋત્વિજો, બકરાની દાઢી-મૂછ એ જ જેમની દાઢી-મૂછ છે તેવા થાય! ॥ ૫ ॥

**મૈત્રેયમુનિ બોલ્યા** – વત્સ વિદુર, તે સમયે મહાદેવજીનાં વચન સાંભળી સર્વ જનો પ્રસન્ન મનથી ‘ધન્ય, ધન્ય’ કહેવા લાગ્યા. ॥ ૬ ॥

**‘मीढुष्टमः’** કામનાઓની અતિશય વૃષ્ટિ કરનાર મહાદેવજી– તેમના દ્વારા કહેવાયેલા વચનને પ્રસન્ન મનથી ॥ ૬ ॥

ત્યારબાદ મહાદેવજીને (યજ્ઞમાં પધારવાનું) આમંત્રણ આપીને દેવો મહાદેવજી, બ્રહ્માજી અને ઋષિઓ સહિત ફરી તે યજ્ઞસ્થાનમાં ગયા. ॥ ૭ ॥

मीढ्वांसं शिवं त्वयागत्य सर्वं कार्यमित्यामन्त्र्य संप्रार्थ्य। शुनासीरा देवाः सहमीढुषा वेधसा च वर्तमानाः समीढ्वद्वेधसः ॥ ७ ॥

**'मीढ्वांसम्'** શિવ એવા આપે આવીને સર્વ કરવા યોગ્ય છે– એમ **'आमन्त्र्य'** પ્રાર્થના કરીને **'शुनासीराः'** દેવો, મહાદેવજી અને બ્રહ્માજી સાથે રહેલા (દેવો) એટલે **'स-मीढ्वद्-वेधसः'** ॥ ७ ॥

**विधाय कार्त्स्न्येन च तद्यदाह भगवान्भवः ।**
**सन्दधुः कस्य कायेन सवनीयपशोः शिरः ॥ ८**

જેમ મહાદેવજીએ કહ્યું હતું તેમ સંપૂર્ણપણે કરીને દક્ષના શરીર સાથે (તેમણે) યજ્ઞપશુનું મસ્તક સાંધી દીધું. ॥ ८ ॥

**सन्धीयमाने शिरसि दक्षो रुद्राभिवीक्षितः ।**
**सद्यः सुप्त इवोत्तस्थौ ददृशे चाग्रतो मृडम् ॥ ९**

મસ્તક જોડાતાં, મહાદેવજીની કૃપાદૃષ્ટિના વિષય બનેલા દક્ષ પ્રજાપતિ નિદ્રામાંથી તરત જ ઊઠ્યા હોય તેમ ઊભા થયા અને પોતાની સમક્ષ મહાદેવજીનાં દર્શન કર્યાં. ॥ ९ ॥

कार्त्स्न्येन वक्त्रहस्तबाह्वादिसाधारण्यं विधाय ॥ ८ ॥ ९ ॥

સંપૂર્ણપણે મુખ, હાથ, બાહુ વગેરેને સાધારણ હોય તેમ કરીને ॥ ८॥९ ॥

**तदा वृषध्वजद्वेषकलिलात्मा प्रजापतिः ।**
**शिवावलोकादभवच्छरद्ध्रद इवामलः ॥ १०**

પૂર્વે ભગવાન વૃષધ્વજ ઉપરના દ્વેષને કારણે કલુષિત હૃદયવાળા દક્ષપ્રજાપતિ મહાદેવજીના કૃપાવલોકનથી શરત્કાલીન સરોવર જેવા નિર્મળ બની ગયા. ॥ १० ॥

**भवस्तवाय कृतधीर्नाशक्नोदनुरागतः ।**
**औत्कण्ठ्याद्बाष्पकलया सम्परेतां सुतां स्मरन् ॥ ११**

મહાદેવજીની સ્તુતિ કરવા માટે ઈચ્છા કરનાર દક્ષ મૃત પુત્રીને યાદ કરતાં અનુરાગ અને ઉત્કંઠાને કારણે આવેલાં અશ્રુબિંદુઓ (ખાળી ન શકવા)થી સ્તુતિ કરી શક્યા નહીં. ॥ ११ ॥

**कृच्छ्रात्संस्तभ्य च मनः प्रेमविह्वलितः सुधीः ।**
**शशंस निर्व्यलीकेन भावेनेशं प्रजापतिः ॥ १२**

પ્રેમથી વિહ્‌વળ થયેલા, શુદ્ધ બુદ્ધિવાળા દક્ષ પ્રજાપતિએ મહાકષ્ટથી (મન સ્થિર કરીને) હૃદયના આવેગને રોકીને વિશુદ્ધ ભાવથી મહાદેવજીની સ્તુતિ કરી. ॥ १२ ॥

पूर्वं वृषध्वजद्वेषेण कलिलः कलुषीकृत आत्मा यस्य सः। तदा शरत्कालीनो ह्रद इवामलोऽभवत् ॥ १० ॥ ११ ॥ १२ ॥

પૂર્વે મહાદેવજી ઉપરના દ્વેષથી **'कलिलः'** કલુષિત કર્યું છે મન જેમણે તે દક્ષ ત્યાર પછી શરદ્ઋતુના સરોવર જેવા નિર્મળ બન્યા. ॥ १०॥११॥१२॥

**दक्ष उवाच**

**भूयाननुग्रह अहो भवता कृतो मे**
**दण्डस्त्वया मयि भृतो यदपि प्रलब्धः ।**
**न ब्रह्मबन्धुषु च वां भगवन्नवज्ञा**
**तुभ्यं हरेश्च कुत एव धृतव्रतेषु ॥ १३**

**દક્ષ બોલ્યા–** હે ભગવાન! મેં આપનો તિરસ્કાર કર્યો હોવા છતાં પણ આપના દ્વારા (જે) શિક્ષા કરવામાં આવી, (તેનાથી) હું ઉપેક્ષિત ન થયો. અહો! આપે મહાન અનુગ્રહ કર્યો છે! આપને તથા ભગવાન શ્રીહરિને નામમાત્રના બ્રાહ્મણો પ્રત્યે પણ ઉપેક્ષા હોતી નથી. તો (યજ્ઞ-યાગાદિ કરનારા) વ્રતધારી બ્રાહ્મણો પ્રત્યે આપની તથા શ્રીહરિની અવજ્ઞા હોય જ ક્યાંથી? ॥ १३ ॥

यदपि यद्यपि प्रलब्धः पराभूतो मया भवांस्तथापि त्वया दण्डो भृतः शिक्षा कृता, न तूपेक्षितोऽस्मि। युक्तमेवैतदित्याह। ब्रह्मबन्धुषु च ब्राह्मणाभासेष्वपि तुभ्यं तव हरेश्चेति वां युवयोरवज्ञोपेक्षा नास्ति॥ १३॥

तत्र हेतुमाह। **विद्येति।**

**विद्यातपोव्रतधरान् मुखतः स्म विप्रान्**
**ब्रह्माऽऽत्मतत्त्वमवितुं प्रथमं त्वमस्राक्।**
**तद्ब्राह्मणान् परम सर्वविपत्सु पासि**
**पालः पशूनिव विभो प्रगृहीतदण्डः॥ १४**

ब्रह्मा भूत्वा त्वमस्रागस्राक्षीः। किमर्थम्। आत्मतत्त्वमवितुम्। यद्वा ब्रह्म वेदमात्मतत्त्वं चावितुं सम्प्रदायप्रवर्तनेन ज्ञापयितुमित्यर्थः। तत्तस्मात्। हे परम उत्कृष्ट॥ १४॥

अत्र च प्रत्युपकारो नास्तीत्याह— **योऽसाविति।**

**योऽसौ मयाऽविदिततत्त्वदृशा सभायां**
**क्षिप्तो दुरुक्तिविशिखैरगणय्य तन्माम्।**
**अर्वाक् पतन्तमर्हत्तमनिन्दयाऽपाद्**
**दृष्ट्याऽऽर्द्रया स भगवान् स्वकृतेन तुष्येत्॥ १५**

अविदिततत्त्वदृशा अप्राप्ततत्त्वज्ञानेन। तदगणय्य विस्मृत्य। अर्हत्तमस्य तव निन्दयाऽर्वागधः पतन्तं मामपाद्रक्षितवान्। स्वकृतेनैव परानुग्रहेणैव तुष्येत्। न मया तत्प्रतिकर्तुं शक्यमित्यर्थः॥ १५॥

**'यदपि'** જો કે—**'प्रलब्धः'** મારા દ્વારા આપ તિરસ્કૃત થયા છો, પણ આપના દ્વારા (જે) **'दण्डः भृतः'** શિક્ષા કરવામાં આવી, (તેનાથી) હું ઉપેક્ષિત ન થયો! આ યોગ્ય જ છે, તેમ કહે છે. અધમ બ્રાહ્મણો પ્રત્યે તથા નામમાત્રના બ્રાહ્મણો પ્રત્યે પણ આપને તથા શ્રીહરિને— આપ **'वाम्'** બંનેને **'अवज्ञा'** ઉપેક્ષા હોતી નથી.॥ ૧૩ ॥

(ઉપેક્ષા કેમ ન કરી) તે માટે કારણ આપે છે— **'विद्या इति।'**

હે ઉત્કૃષ્ટ!, આપે બ્રહ્મા બનીને આત્મતત્ત્વની રક્ષા કાજે મુખમાંથી વિદ્યા, તપ અને વ્રતાદિ ધારણ કરનારા વિપ્રોનું સર્જન કર્યું. હે વિભુ, જેમ ગોવાળ લાકડી લઈને પશુઓની રક્ષા કરે છે, તેમ આપ તે બ્રાહ્મણોની સર્વ વિપત્તિઓમાં રક્ષા કરો છો.॥ ૧૪ ॥

બ્રહ્મા બનીને આપે **'अस्राक्'** સર્જન કર્યું. શા માટે? આત્મતત્ત્વની રક્ષા માટે અથવા **'ब्रह्म'** વેદ તથા આત્મતત્ત્વની રક્ષા કરવા માટે, સમ્પ્રદાયના પ્રવર્તનની ઈચ્છાથી વેદનું જ્ઞાન કરાવવા માટે બ્રાહ્મણો ઉત્પન્ન કર્યા, એમ અર્થ છે. **'तत्'** તેથી હે **'परम'** ઉત્કૃષ્ટ પરમેશ્વર! ॥ ૧૪ ॥

અહીં ઉપકારનો બદલો વાળી શકાય તેમ નથી, એમ કહે છે— **'यः असौ इति।'**

તત્ત્વજ્ઞાનને ન જાણતા એવા મારાં કુવચનોરૂપી બાણોથી સભામાં તિરસ્કૃત થયેલા એવા જે ભગવાને તે (અપરાધ)ને વીસરી જઈને, અત્યંત પૂજ્ય એવા આપની નિંદાથી અધોગતિ પામતા એવા મને કરુણામૃતપૂર્ણ દૃષ્ટિથી ઉગાર્યો છે, તે આપ ભગવાન પોતે કરેલા અનુગ્રહથી (જ) પ્રસન્ન થાઓ! ॥ ૧૫ ॥

**'अविदिततत्त्वदृशा'** તત્ત્વજ્ઞાનને ન જાણતા એવા મારા (કુવચનોરૂપી બાણોથી તિરસ્કૃત થવા છતાં), તેને **'अगणय्य'** વીસરીને, પૂજ્યતમ એવા આપની નિંદાથી **'अर्वाक्( पतन्तम् )'** અધોગતિ પામતા મને **'अपात्'** ઉગાર્યો! **'स्वकृतेन'** પોતે કરેલા પરોપકારથી જ પ્રસન્ન થાઓ. હું તેનો બદલો વાળવા માટે સમર્થ નથી, એમ અર્થ છે. ॥ ૧૫ ॥

**बा.प्र.**—अन्यस्य निन्दयापि दोषाद् दुर्गतिर्भवत्येव, भवादृशां महतां निन्दया तु नरकपात एवेति भावः।

**मैत्रेय उवाच**

**क्षमाप्यैवं स मीढ्वांसं ब्रह्मणा चानुमन्त्रितः।**
**कर्म सन्तानयामास सोपाध्यायर्त्विगग्निभिः॥ १६**

**वैष्णवं यज्ञसन्तत्यै त्रिकपालं द्विजोत्तमाः।**
**पुरोडाशं निरवपन्वीरसंसर्गशुद्धये॥ १७**

अनुमन्त्रितोऽनुज्ञातः। उपाध्यायसहितैर्ऋत्विगादिभिः अनुवर्तयामास॥ १६॥

वीराणां प्रमथादीनां संसर्गकृतदोषस्य शुद्धये निवृत्त्यर्थम्॥ १७॥

**वंशीधरी**—एतेन दुष्टयागोपि विष्णुपूजनाच्छुध्यतीत्युक्तम्।

**अध्वर्युणाऽऽत्तहविषा यजमानो विशांपते।**
**धिया विशुद्धया दध्यौ तथा प्रादुरभूद्धरिः॥ १८**

**तदा स्वप्रभया तेषां द्योतयन्त्या दिशो दश।**
**मुष्णंस्तेज उपानीतस्तार्क्ष्येण स्तोत्रवाजिना॥ १९**

उपात्तहविषाऽध्वर्युणा सह विशुद्धया बुद्ध्या दध्यौ। हे विशाम्पते विदुर॥ १८॥

स्वया प्रभया तेषां तेजो मुष्णंस्तिरस्कुर्वन्। उपानीतः समीपं प्रापितः। स्तोत्रे बृहद्रथन्तरे वाजौ पक्षौ तद्वता। 'बृहद्रथन्तरे पक्षौ' इति श्रुतेः॥ १९॥

અન્ય કોઈની નિંદાથી પણ દોષ થવાથી દુર્ગતિ જ થાય છે, તો આપ સરખા મહાનની નિંદાથી તો નરકમાં પડવાનું જ થાય, એવો ભાવ છે.

**મૈત્રેયમુનિ બોલ્યા** – આ પ્રમાણે અનુગ્રહની વૃષ્ટિ કરનારા મહાદેવજીની ક્ષમાપના કરીને (તેમને પ્રસન્ન કરી) બ્રહ્માજી દ્વારા અનુજ્ઞા પામેલા તે દક્ષ પ્રજાપતિએ ઉપાધ્યાય, ઋત્વિજ તથા અગ્નિસહિત યજ્ઞકાર્યનો આરંભ કર્યો. ॥ ૧૬ ॥

શ્રેષ્ઠ બ્રાહ્મણોએ યજ્ઞ સમ્પન્ન કરવા માટે પ્રમથ વગેરે રુદ્રગણોના સંસર્ગજનિત દોષની નિવૃત્તિ માટે, ભગવાન વિષ્ણુ માટેના ત્રણ (કૂર્માકાર) પાત્રોવાળા (મંત્રપૂર્વક તૈયાર કરેલા ચરુ) પુરોડાશનું હવન કર્યું.॥ ૧૭ ॥

**'अनुमन्त्रितः'** અનુજ્ઞા મેળવેલા દક્ષે ઉપાધ્યાય, ઋત્વિજ વગેરે સાથે યજ્ઞકાર્યનો આરંભ કર્યો. ॥ ૧૬ ॥

**'वीराणाम्'** રુદ્રગણમાં રહેલા પ્રમથ વગેરેના સંસર્ગજનિત દોષની **'शुद्धये'** નિવૃત્તિ માટે ॥ ૧૭ ॥

આ દ્વારા દૂષિત થયેલો યજ્ઞ પણ ભગવાન વિષ્ણુના પૂજનથી શુદ્ધ થાય છે, એમ કહેવાયું છે.

હે વિદુરજી, (હાથમાં) હવિ ગ્રહણ કરેલા અધ્વર્યુ સાથે યજમાન દક્ષે વિશુદ્ધ બુદ્ધિથી (જે પ્રમાણે) ધ્યાન કર્યું એવા જ સ્વરૂપે ભગવાન શ્રીહરિ પ્રકટ થયા.॥ ૧૮ ॥

(બૃહત્ અને રથન્તર નામના, સામવેદનાં સ્તોત્રોનું ગાન કરતી) સ્તોત્રરૂપ પાંખોવાળા ગરુડજી દ્વારા સમીપ લાવવામાં આવેલા, દસે દિશાઓને પ્રકાશમાન કરતી પોતાની પ્રભા વડે તે સર્વનું તેજ હરતા શ્રીહરિ પ્રકટ થયા. ॥ ૧૯ ॥

હવિ ગ્રહણ કરેલા અધ્વર્યુ સહિત વિશુદ્ધ બુદ્ધિથી દક્ષે ધ્યાન કર્યું. હે **'विशाम्पते'** વિદુરજી! ॥ ૧૮ ॥

પોતાની પ્રભાથી તે સર્વનું તેજ **'मुष्णन्'** હરિ લેતા શ્રીહરિ– **'उप-आनीतः'** સમીપ લાવવામાં આવેલા, બૃહત્ તથા રથન્તર– એ બંને સ્તોત્રોરૂપ **'वाजौ'** બે પાંખોવાળા ગુરુડજી દ્વારા– બૃહત્ તથા રથન્તર– એવી બે પાંખો, એમ શ્રુતિ છે. (શુ.ય.મા.સં.૧૨/૪)॥ ૧૯ ॥

तमेवानुवर्णयति— **श्याम इति** द्वाभ्याम्।

(ત્યાં પધારેલા) તે ભગવાનનું જ બે શ્લોકોથી વર્ણન કરે છે— **'श्यामः इति।'**

**श्यामो हिरण्यरशनोऽर्ककिरीटजुष्टो**
**नीलालकभ्रमरमण्डितकुण्डलास्यः।**
**कम्ब्वब्जचक्रशरचापगदासिचर्म-**
**व्यग्रैर्हिरण्मयभुजैरिव कर्णिकारः॥ २०**

મેઘશ્યામ વર્ણવાળા, સુવર્ણનો કંદોરો જેના પર છે તે વસ્ત્ર ધારણ કરનાર, સૂર્ય જેવો ઉજ્જ્વળ મુકુટ ધારણ કરનાર, નીલ અલકાવલિરૂપી ભ્રમરોથી શોભતા તથા કુંડળોથી યુક્ત મુખકમળવાળા, શંખ-પદ્મ-ચક્ર-બાણ-ધનુષ-ગદા-તલવાર-ઢાલ– (એમ આઠ આયુધો) વડે (ભૃત્યની રક્ષા કરવા માટે) વ્યગ્ર એવી હિરણ્મયી ભુજાઓને કારણે તેઓ પુષ્પિત થયેલા કર્ણિકારવૃક્ષ જેવા (શોભતા હતા.) ॥ ૨૦ ॥

हिरण्यवद्रशना यस्येति वस्त्रं लक्ष्यते। अर्कतुल्येन किरीटेन जुष्टः। नीलालका एव भ्रमरास्तैर्मण्डितं कुण्डलयुक्तमास्यं यस्य। कम्ब्वादिभिरायुधैर्भृत्यरक्षार्थं व्यग्रैर्हिरण्मयैर्भुजैः पुष्पितः कर्णिकार इव शोभमानः। भुजानां हिरण्मयत्वं केयूरकङ्कणमुद्रिकाद्यलङ्कारैः॥ २०॥

સુવર્ણ સમાન કંદોરો છે જેનો, એમ વસ્ત્ર જણાય છે. સૂર્ય જેવા મુકુટથી સેવાતા, નીલ અલકાવલિ એ જ ભ્રમરો– તેમનાથી શોભતું તથા કુંડળોથી યુક્ત એવું મુખ છે જેમનું, શંખ વગેરે આયુધો વડે ભક્તનું રક્ષણ કરવા માટે વ્યગ્ર એવી સુવર્ણમયી ભુજાઓને કારણે પુષ્પિત થયેલી કરેણ જેવા શોભતા ભગવાન– કેયૂર, કંકણ, મુદ્રિકા વગેરે અલંકારોથી ભગવાનની ભુજાઓ સુવર્ણમયી છે. ॥ ૨૦ ॥

**बा.प्र.—**विष्णुर्हि सतो यज्ञादेः पालकश्चतुर्भुजः, अत्र तु यज्ञस्वरूपसत्तामपि विधाय स पालनीय इति द्विगुणक्रियाशक्तिप्रादुर्भाव इत्यष्टभुजत्वं ज्ञेयम्।

જ્યારે યજ્ઞ વગેરે થતાં હોય ત્યારે ચતુર્ભુજસ્વરૂપ ભગવાન વિષ્ણુ જ પાલક છે. અહીં તો યજ્ઞના સ્વરૂપનું સર્જન પણ કરીને તે ભગવાને તેનું પાલન કરવાનું છે. આથી બમણી ક્રિયાશક્તિનો પ્રાદુર્ભાવ છે, એટલે અષ્ટભુજસ્વરૂપ છે, તેમ જાણવું.

**वक्षस्यधिश्रितवधूर्वनमाल्युदार-**
**हासावलोककलया रमयंश्च विश्वम्।**
**पार्श्वभ्रमद्व्यजनचामरराजहंसः**
**श्वेतातपत्रशशिनोपरि रज्यमानः॥ २१**

જેમના વક્ષઃસ્થળમાં લક્ષ્મીદેવી વિરાજમાન છે તથા જેમણે વનનાં પુષ્પોની માળા ધારણ કરી છે તેવા, ઉદાર હાસ્ય અને નેત્રકટાક્ષની સહેજ ઝલકથી વિશ્વને પોતાના સ્વરૂપમાં આસક્ત કરતા, બંને બાજુ રાજહંસ જેવાં ભ્રમણ કરતાં વીંઝણાં અને ચામરોવાળા તથા મસ્તક ઉપર શ્વેત છત્રરૂપ ચન્દ્રથી અતિશય શોભા પ્રાપ્ત કરતા ભગવાન (ગરુડજી ઉપર બેસીને ત્યાં પધાર્યા.) ॥ ૨૧ ॥

वक्षस्यधिश्रिता वधूर्लक्ष्मीर्यस्य सः। उदारो हासोऽवलोकश्च तयोः कलया लेशेन। पार्श्वे उभयतो भ्रमती व्यजनचामरे एव राजहंसौ यस्मिन्सः। रज्यमानः शोभातिशयं नीयमानः॥ २१॥

જેમના વક્ષઃસ્થળ ઉપર વિરાજમાન છે **'વધૂ:'** વધૂ લક્ષ્મીજી તે ભગવાન, ઉદાર હાસ્ય અને દૃષ્ટિ– તે બંનેના **'कलया'** અંશથી(ઝલકથી)– બંને બાજુએ ફરતાં વીંઝણાં અને ચામર એ જ બે રાજહંસો છે જેમાં તે ભગવાન– **'रज्यमानः'** અતિશય શોભા ધારણ કરતા ॥ ૨૧ ॥

**वंशीधरी**—उदारयोर्महामाधुर्यरंगवर्षिणोर्हासावलोकयोः कलया वैदग्ध्या विश्वमेव रमयन् किं पुनर्भक्तान्। तथा च सर्वोपरि शशी तत्तले किरीटरूपोऽर्कः तत्तले आस्यरूपं कमलं तत्पार्श्वद्वये नृत्यत्कुण्डलरूपं पुनरर्कद्वयं तत्पार्श्वद्वये चामररूपं हंसद्वयं मुखकमलतले लक्ष्मीरूपा विद्युत् सर्वसमुचितं पुनरष्टदलमेकं कमलमेव चन्द्रार्कविद्युद्भ्रमरहंसशङ्खचक्रगदापद्मचापशरचर्मासियुक्तमत्यद्भुतं स विष्णुरदृश्यतेत्यर्थः।

અત્યંત માધુર્યરૂપ રંગવર્ષા કરતા હાસ્ય અને અવલોકનના ચાતુર્યથી વિશ્વને આનંદ આપતા હોય, તો ભક્તોને આનંદ આપે તેમાં વળી શું કહેવું? તે અનુસાર સૌથી ઉપર છત્રરૂપી ચંદ્ર, તેની નીચે કિરીટરૂપી સૂર્ય, તેની નીચે મુખરૂપી કમળ, પુનઃ તેની બંને બાજુએ નૃત્ય કરતાં કુંડળરૂપી બે સૂર્ય, તેની બંને બાજુએ ચામરરૂપી બે હંસ, મુખારવિંદની નીચે લક્ષ્મીરૂપી વિદ્યુત્ (આ આઠ અને) આઠ પાંખડીઓનું એક જ કમળ– એમ બધું મળીને ચન્દ્ર, સૂર્ય, વિદ્યુત, ભ્રમર, હંસ, શંખ, ચક્ર, ગદા, પદ્મ, ધનુષ, બાણ, ઢાલ, તલવારથી યુક્ત એવા અતિ અદ્ભુત ભગવાન વિષ્ણુનાં દર્શન થયાં, એમ અર્થ છે.

**तमुपागतमालक्ष्य सर्वे सुरगणादयः।**
**प्रणेमुः सहसोत्थाय ब्रह्मेन्द्रत्र्यक्षनायकाः॥ २२**

તે ભગવાનને સમીપમાં પધારેલા જોઈને બ્રહ્મા, ઈન્દ્ર તથા રુદ્ર જેમના નાયકો છે તે સર્વ દેવગણો વગેરેએ એકાએક ઊભા થઈ તેમને પ્રણામ કર્યા. ॥ ૨૨ ॥

**तत्तेजसा हतरुचः सन्नजिह्वाः ससाध्वसाः।**
**मूर्ध्ना धृताञ्जलिपुटा उपतस्थुरधोक्षजम्॥ २३**

તે ભગવાનના તેજથી નિસ્તેજ, યથેચ્છ બોલવા માટે અસમર્થ (સ્તબ્ધ જિહ્વાવાળા) અને (તેમના મહિમાથી) ક્ષુબ્ધચિત્ત થયેલા દેવોએ મસ્તક ઉપર બે હાથ જોડી અધોક્ષજ ભગવાનની સ્તુતિ કરી. ॥ ૨૩ ॥

**अप्यर्वाग्वृत्तयो यस्य महि त्वात्मभुवादयः।**
**यथामति गृणन्ति स्म कृतानुग्रहविग्रहम्॥ २४**

(ભગવાનના મહિમામાં ગતિ કરવામાં) બ્રહ્માદિ દેવોની મતિની પહોંચ ન હોવા છતાં, અનુગ્રહ કરવા માટે વિગ્રહ ધારણ કરનાર ભગવાનના મહિમાની તેઓ પોતાની બુદ્ધિ અનુસાર સ્તુતિ કરવા લાગ્યા. ॥ ૨૪ ॥

ब्रह्मेन्द्रत्र्यक्षा नायका मुख्या येषां ते॥ २२॥

બ્રહ્મા, ઈન્દ્ર તથા રુદ્ર **'नायकाः'** મુખ્ય છે જેમના તે દેવગણો ॥ ૨૨ ॥

हतरुचस्तिरस्कृतप्रभाः। सन्नजिह्वा गद्गद-वाचः। ससाध्वसास्तन्महिम्ना क्षुभितचित्ताः। उपतस्थुस्तुष्टुवुः ॥ २३ ॥

'**हतरुचः**' નિસ્તેજ, '**सन्नजिह्वाः**' ગળગળી વાણીવાળા, '**ससाध्वसाः**' ભગવાનના મહિમાથી ક્ષુભિત થયેલા ચિત્તવાળા દેવો '**उपतस्थुः**' સ્તુતિ કરવા લાગ્યા. ॥ ૨૩ ॥

यस्य महिमानं प्रति तु अर्वागेव वृत्तिर्येषां तेऽपि यथामति गृणन्ति स्म अस्तुवन्। कृतः प्रकटीकृतोऽनुग्रहार्थं विग्रहो येन तम्। यद्वा तेषामर्वाग्वृत्तित्वे हेतुः—ते तु यस्य महि महिमा। विभूतिमात्ररूपा इत्यर्थः ॥ २४ ॥

જેમના મહિમામાં ખરેખર, જેમનાં મન અને વાણીની પહોંચ નથી તેવા બ્રહ્માદિ દેવો હોવા છતાં તેમણે સ્વમતિ અનુસાર '**गृणन्ति स्म**' સ્તુતિ કરી. ભક્તો ઉપર અનુગ્રહ કરવા માટે પ્રકટ કર્યું છે દિવ્યરૂપ જેમણે તેવા ભગવાનના મહિમાની સ્તુતિ કરી. અથવા તેમની ટૂંકી બુદ્ધિ હોવા માટેનું કારણ આપે છે— તે દેવો તો તેમના '**महि**' મહિમારૂપ છે, વિભૂતિરૂપ માત્ર જ છે, એમ અર્થ છે. ॥ ૨૪ ॥

तत्र तावद्दक्षस्तुतिप्रकारमाह—**दक्ष** इति।

તે (બ્રહ્માજી વગેરે)માં યજનમાનરૂપે દક્ષ મુખ્ય હોવાથી તેમણે કરેલી સ્તુતિનો પ્રકાર કહે છે— '**दक्षः इति।**'

**दक्षो गृहीतार्हणसादनोत्तमं**
**यज्ञेश्वरं विश्वसृजां परं गुरुम्।**
**सुनन्दनन्दाद्यनुगैर्वृतं मुदा**
**गृणन्प्रपेदे प्रयतः कृताञ्जलिः ॥ २५**

નંદ-સુનંદ વગેરે અનુચરોથી ઘેરાયેલા પ્રજાપતિ દક્ષ પૂજાદ્રવ્ય સહિતના ઉત્તમ પાત્રનો જેમણે પ્રીતિપૂર્વક સ્વીકાર કર્યો છે તેવા, પ્રજાપતિઓના પરમ ગુરુ ભગવાન પાસે સાવધાન થઈ, બે હાથ જોડી, સ્તુતિ કરતા શરણે ગયા. ॥ ૨૫ ॥

गृहीतमर्हणसादनोत्तमं येन तम्। उत्तमे पात्रे आसाद्यार्हणेषु समर्पितेषु प्रीत्या सार्हणपात्रं स्वयमेव येन गृहीतमित्यर्थः।

(પુષ્પ-અક્ષત વગેરે) પૂજાદ્રવ્ય સહિતના તે ઉત્તમ સ્વર્ણપાત્રને જેમના દ્વારા ગ્રહણ કરવામાં આવ્યું છે, તે ભગવાનની (સ્તુતિ કરતા દક્ષ શરણે ગયા). ઉત્તમ પાત્રમાં પૂજાનું સાહિત્ય એકઠું કરી, જ્યારે પૂજાનાં દ્રવ્યો સમર્પિત કરવામાં આવ્યાં ત્યારે પૂજાની સામગ્રી સહિતનું પાત્ર જેમણે જાતે જ પ્રીતિપૂર્વક સ્વીકાર્યું છે તેવા, ભગવાનની સ્તુતિ કરતા દક્ષ શરણે ગયા, એમ અર્થ છે.

यद्वा कथं प्रपेदे। गृहीतमर्हणसादनोत्तमं यथा भवति तद्गृहीत्वा प्रपेदे इत्यर्थः। गृहीत्वेति पाठस्तु सुगमः। गृणन्स्तुवन् प्रपेदे शरणं जगाम।

અથવા દક્ષ કેવી રીતે શરણે ગયા? જે રીતે પૂજા-સામગ્રી સહિત ઉત્તમ પાત્ર ગ્રહણ થાય, તે રીતે ગ્રહણ કરીને દક્ષ શરણે ગયા, એમ અર્થ છે. '**गृहीत्वा**' પાઠ તો સરળ છે. '**गृणन्**' સ્તુતિ કરતા '**प्रपेदे**' શરણે ગયા.

'दक्षऋत्विक्सदस्येशभृगुब्रह्मेन्द्रयोषितः ।
ऋषयश्च तथा सिद्धा यजमानी च लोकपाः।
योगिब्रह्माग्निदेवाश्च स्तुवन्ति जगदीश्वरम्।
तथा गन्धर्वविद्याध्रब्राह्मणाश्च पृथङ्मतैः॥'
॥ २५ ॥

ननु साक्षात्परमेश्वर एव रुद्रस्तस्य ब्रह्मपुत्रत्वेन जीवत्वमनुकारमात्रम्। हन्त किमिति त्वया भेददृष्ट्याऽसाववज्ञात इति मां भगवानाक्षेप्स्यतीत्याशङ्क्य, अप्रच्युतस्वरूपस्य जीवधर्मनाट्यं तवैव सङ्गच्छते नान्यस्येत्याह— **शुद्धमिति**।

दक्ष, ઋત્વિજો, સભાસદો, શંકર ભગવાન, ભૃગુઋષિ, બ્રહ્માજી, ઈન્દ્ર, બ્રાહ્મણ-પત્નીઓ, ઋષિઓ, સિદ્ધો, યજમાન દક્ષનાં પત્ની પ્રસૂતિદેવી તથા ગંધર્વો, વિદ્યાધરો અને બ્રાહ્મણો પોત-પોતાને અભીષ્ટ સ્તુતિઓ દ્વારા જુદા જુદા છંદમાં જગદીશ્વર ભગવાન વિષ્ણુની સ્તુતિ કરે છે.॥ ૨૫ ॥

હવે શંકા કરે છે કે સાક્ષાત્ પરમેશ્વર એ જ રુદ્ર છે? તે માટે ઉત્તર આપે છે કે રુદ્ર બ્રહ્માજીના પુત્ર તરીકે તો જીવ હોવાનું માત્ર નાટક જ કરે છે. (દક્ષ વિચાર કરે છે કે,) "તો પછી અરે, દક્ષ! તારી ભેદદષ્ટિથી તેં આ મહાદેવજીની અવજ્ઞા કેમ કરી?" એવો આક્ષેપ ભગવાન મારી ઉપર કરશે, એવી શંકા કરીને દક્ષ કહે છે કે અવિચળ સ્વરૂપ આપને જ જીવભાવ સ્વીકાર કરવાનું નાટક કરતાં આવડે છે, અન્યને નહીં— **'शुद्धम् इति।'**

**दक्ष उवाच**

**शुद्धं स्वधाम्न्युपरताखिलबुद्ध्यवस्थं**
**चिन्मात्रमेकमभयं प्रतिषिध्य मायाम्।**
**तिष्ठंस्तयैव पुरुषत्वमुपेत्य तस्या-**
**मास्ते भवानपरिशुद्ध इवात्मतन्त्रः॥ २६**

(છંદ- વસંતતિલકા)

**દક્ષ બોલ્યા** – સ્વસ્વરૂપમાં સ્થિત એવા આપ શુદ્ધ ચૈતન્યસ્વરૂપ છો. બુદ્ધિની જાગ્રત્ (સ્વપ્ન, સુષુપ્તિ) વગેરે સર્વ અવસ્થાઓ જેમનામાં નિત્યનિવૃત્ત છે તેવા આપ એક જ છો, (અર્થાત્) ભેદશૂન્ય છો, (આથી) અભય છો. માયાને દૂર કરીને સ્વતંત્રરૂપે રહેલા છો, છતાં તે માયાથી જ મનુષ્યરૂપી નાટક કરીને તે માયામાં જ રહેતા એવા આપ જાણે કે રાગ-દ્વેષથી યુક્ત હો તેમ પ્રતીત થાઓ છો. ॥ ૨૬ ॥

स्वधाम्नि स्वरूपे तिष्ठन्भवान् शुद्धं चिन्मात्रं चैतन्यघनः। शुद्धत्वे हेतुः—उपरता नित्यनिवृत्ताऽखिला बुद्ध्यवस्था यस्मात्। अतः एकं भेदशून्यम्। अत एवाभयम्। 'द्वितीयाद्वै भयं भवति' इति श्रुतेः। जीवस्यापि वस्तुत एवंभूतत्वात्तद्वैलक्षण्यार्थमुक्तम्। मायां प्रतिषिध्याभिभूय स्वतन्त्र एव संस्तया मायया पुरुषत्वं मनुष्यनाट्यमुपेत्य तस्यां मायायां तिष्ठन्नपरिशुद्ध इव रागादिमानिवास्ते। रामकृष्णाद्यवतारे तथा प्रतीयते भवानित्यर्थः।

**'स्वधाम्नि'** સ્વસ્વરૂપમાં રહેલા આપ શુદ્ધ છો, **'चिन्मात्रम्'** ચૈતન્યસ્વરૂપ છો. શુદ્ધ હોવા માટેનું કારણ આપે છે– **'उपरता'** સહાયને માટે નિવૃત્ત છે બુદ્ધિની સમગ્ર અવસ્થાઓ જેમાંથી; આથી આપ **'एकम्'** એક જ, ભેદરહિત છો. આથી જ અભયરૂપ છો. 'ખરેખર અન્યથી જ ભય લાગે છે.' (બૃહદા.ઉપ.૧/૪/૨) એમ શ્રુતિ હોવાથી. હકીકતમાં જીવ પણ આવો જ હોવાથી તેનાથી ભગવાનની વિલક્ષણતા માટે કહ્યું છે કે માયાને **'प्रतिषिध्य'** દૂર કરીને આપ સ્વતન્ત્રરૂપે જ રહેલા છો. તે માયા વડે **'पुरुषत्वम्'** મનુષ્યરૂપી નાટક કરીને, તે માયામાં રહેતા આપ જાણે **'अपरिशुद्ध'** રાગ-દ્વેષવાળા દેખાઓ છો! રામ-કૃષ્ણ વગેરે અવતારોમાં આપ તેવા જ દેખાઓ છો, એમ અર્થ છે.

अन्ये त्वविद्योपाधयो मायाभिभूताः संसरन्ति। अतस्त्वमेवेश्वरो न रुद्रादय इति भावः। अत एवेमां दृष्टिं भगवान्वारयिष्यति।

'अहं ब्रह्मा च शर्वश्च जगतः कारणं परम्।'

इत्यादिना॥ २६॥

**ऋत्विज ऊचुः**

**तत्त्वं न ते वयमनञ्जन रुद्रशापात्**
**कर्मण्यवग्रहधियो भगवन्विदामः।**
**धर्मोपलक्षणमिदं त्रिवृदध्वराख्यं**
**ज्ञातं यदर्थमधिदैवमदोव्यवस्थाः॥ २७**

(છંદ- વસંતતિલકા)

ऋत्विजोऽपि स्वस्यापराधं परिहरन्तः स्तुवन्ति। भो अनञ्जन उपाधिमलशून्य, यद्यपि त्वमेव रुद्रादिदेवतारूपस्तथापि नन्दीश्वरशापात्कर्मण्येव दुराग्रहधियः सन्तस्तव तत्त्वं न विद्मः किन्तु धर्मस्यापूर्वस्योपलक्षणभूतं त्रिवृत् त्रयीप्रतिपाद्य-मध्वराख्यं तव रूपमस्माभिर्ज्ञातम्। कीदृशम्। यदर्थं यस्य सिद्धयेऽधिदैवं देवताऽधिकारेणादो-व्यवस्थाः अमूर्व्यवस्थाः। अत्रेयमेव देवता नान्येत्येवम्भूता नियमा इत्यर्थः। यद्वा व्यवस्था इत्याख्यातम्। अडागमाद्यभाव आर्षः। यदर्थमद इदमिन्द्राद्यधिदैवं रूपं विशेषेणास्थितवानसीत्यर्थः ॥ २७॥

અવિદ્યાની ઉપાધિવાળા, માયાને વશ થયેલા જીવોનો પ્રવાહ ચાલ્યા કરે છે, માટે આપ જ ઈશ્વર છો, રુદ્ર વગેરે નહીં, તેવો ભાવ છે. (પરંતુ હરિ અને હરમાં) લોકો ભેદ ન કરે તે માટે જ આ દૃષ્ટિકોણનો ભગવાન નિષેધ કરશે.

'હું બ્રહ્મા અને શંકર છું. જગતનું મૂળ કારણ હું છું.'– (શ્રીમદ્ ભા.૪/૭/૫૦) વગેરે દ્વારા ॥૨૬॥

**ઋત્વિજો બોલ્યા** – હે નિરંજન, રુદ્ર(દેવના પ્રધાન અનુચર નન્દીશ્વર)ના શાપને કારણે અમે કર્મ કરવામાં જ દુરાગ્રહ રાખનારી બુદ્ધિવાળા છીએ તેથી આપનું સ્વરૂપ જાણતા નથી, પરંતુ હે ભગવાન, જેની સિદ્ધિ માટે જુદા જુદા દેવતાઓના અધિકાર અનુસાર (આ કર્મના આ જ દેવતા) એ વ્યવસ્થા કરવામાં આવી છે, તેવું ધર્મના ઉપલક્ષણરૂપ અને વેદત્રયી વડે પ્રતિપાદિત થયેલું આપનું આ 'યજ્ઞ' નામનું સ્વરૂપ જ અમે જાણ્યું છે. ॥ ૨૭ ॥

ઋત્વિજો પણ પોતાના અપરાધનું નિરાકરણ કરતાં સ્તુતિ કરે છે. હે **'अनञ्जन'** ઉપાધિરૂપ મળથી રહિત! જો કે આપ જ રુદ્રાદિ દેવતારૂપ છો છતાં પણ નન્દીશ્વરના શાપને કારણે કર્મ કરવામાં જ દુરાગ્રહ રાખનારી બુદ્ધિવાળા અમે છીએ, તેથી આપનું તત્ત્વ અમે નથી જાણતા. પરંતુ **'धर्मस्य'** અપૂર્વનું (કાલાન્તરે ફળ ઉત્પન્ન કરનારી કર્મશક્તિનું) સૂચકરૂપ તથા **'त्रिवृत्'** ત્રણેય વેદમાં પ્રતિપાદન કરાતું, યજ્ઞ નામનું આપનું સ્વરૂપ અમે જાણીએ છીએ. કેવું સ્વરૂપ? **'यदर्थम्'** જેની સિદ્ધિ માટે **'अधिदैवम्'** દેવતાના અધિકાર પ્રમાણે **'अदो व्यवस्थाः'** એ વ્યવસ્થા છે, આ કર્મના આ જ દેવતા, અન્ય કોઈ નહીં– એવા નિયમો (જૈમિનિમુનિસ્વરૂપે આપના દ્વારા જ કરવામાં આવેલા છે), એમ અર્થ છે. અથવા **'व्यवस्थाः'** એ આખ્યાત એટલે ક્રિયાપદ છે. ( **वि+अव+स्था** નું અદ્યતન ભૂ.કા.બી.પુ.એ.વ. **वि+अव+अस्थाः ) व्यवास्थाः** આમ થવું જોઈએ, પરંતુ અહીં અદ્ય. ભૂ.કા.ના अ નો અભાવ આર્ષ છે. **'यदर्थम्'** જે યજ્ઞની સિદ્ધિ માટે આ ઈન્દ્ર વગેરે અધિદૈવરૂપે આપ જ વિરાજમાન છો, એમ અર્થ છે.॥ ૨૭ ॥

**वंशीधरी**—यज्ञकर्मनिष्पत्तय एवैकस्त्वमिन्द्रादिदेवतारूपेण बहुधासीति भावः। अनञ्जनेत्यामन्त्रणेन त्वां विना सर्वे सोपाधिका एवातस्त्वमेवोपाधिनिवृत्तये सेव्य इत्युक्तम्।

**विजय.**—'भुङ्क्ते यज्ञभुजो देवानाविश्य पुरुषोत्तमः।' इति वचनं चास्मिन्नर्थे मानम्।

सदस्यास्तु निरीश्वरेऽपि दक्षाध्वरे धनलोभेन स्वप्रवृत्तिमनुचिन्त्यानुतप्ता विरक्तिमाशासानाः स्तुवन्ति।

**सदस्या ऊचुः**

**उत्पत्त्यध्वन्यशरण उरुक्लेशदुर्गेऽन्तकोग्र-**
**व्यालान्विष्टे विषयमृगतृष्यात्मगेहोरुभारः।**
**द्वन्द्वश्वभ्रे खलमृगभये शोकदावेऽज्ञसार्थः**
**पादौकस्ते शरणद कदा याति कामोपसृष्टः॥ २८**

(છંદ- મંદાક્રાન્તા)

હે શરણદ आश्रयप्रद, उत्पत्त्यध्वनि संसारमार्गे वर्तमानोऽज्ञानां सार्थः समूहस्ते पादौकः त्वत्पादरूपं निवासं कदा यास्यति। कथम्भूते संसारमार्गे। अशरणे विश्रामस्थानशून्ये। उरुक्लेशा एव दुर्गमस्थानानि यस्मिन्। अन्तक एवोग्रो व्यालस्तेनान्विष्टे लक्षीकृते विषयरूपा मृगतृण्मृगतृष्णिका यस्मिन्। आत्माहङ्कारास्पदं

યજ્ઞકર્મ નિષ્પન્ન કરવા માટે એક આપ જ ઈન્દ્ર વગેરે દેવતારૂપે અનેકરૂપ છો, તેવો ભાવ છે. અનંજન— એ સંબોધનથી આપ સિવાયના સર્વે દેવો સોપાધિક જ છે, આથી માયારૂપ ઉપાધિની નિવૃત્તિ માટે આપ જ સેવવાયોગ્ય છો, એમ કહેવાયું છે.

'પુરુષોત્તમ ભગવાન યજ્ઞના ભોક્તા દેવોમાં પ્રવેશીને ભોગવે છે.' એ વચન પણ આ જ અર્થમાં પ્રમાણ છે.

દક્ષના યજ્ઞમાં ઈશ્વર ન હોવા છતાં પણ ધનના લોભથી પોતે કરેલી પ્રવૃત્તિ માટે પશ્ચાત્તાપ કરનારા તેમ જ વૈરાગ્યની આશા સેવનારા સભાસદો સ્તુતિ કરે છે.

**સભાસદો બોલ્યા** – હે આશ્રયદાતા! વિશ્રામસ્થાન વિનાના, અનેક પ્રકારના ક્લેશોરૂપ અત્યંત દુર્ગમસ્થાનવાળા, કાળરૂપી ભયંકર સર્પથી લક્ષ્ય કરાયેલા, વિષયોરૂપી ઝાંઝવાના જળવાળા, (સુખ-દુઃખ વગેરે) દ્વન્દ્વોરૂપી ખાડાઓવાળા, દુષ્ટ મનુષ્યોરૂપી વાઘ વગેરેના ભયવાળા અને શોકરૂપી દાવાગ્નિવાળા સંસારરૂપી માર્ગમાં અહંકારના સ્થાનરૂપ દેહના તેમ જ મમતાના સ્થાનરૂપ ઘરના ભારે બોજાનું વહન કરતો, વિષય-વાસનાથી પીડાયેલો અજ્ઞાની જીવોનો સમૂહ આપના ચરણકમળના શરણમાં ક્યારે આવશે? ॥ ૨૮ ॥

**'हे शरणद'** હે આશ્રયદાતા, **'उत्पत्ति-अध्वनि'** જન્મ-મરણાદિ સંસારરૂપ માર્ગમાં રહેલો અજ્ઞાની મનુષ્યોનો **'सार्थः'** સમૂહ **'पाद-ओकः'** (આપના) ચરણકમળરૂપ નિવાસસ્થાનમાં ક્યારે આવશે? કેવા સંસારરૂપી માર્ગમાં? **'अशरणे'** વિશ્રામસ્થાનરહિત માર્ગમાં, જેમાં અનેક પ્રકારના ક્લેશ એ જ દુર્ગમસ્થાનો છે, કાળ જેવો ભયંકર સર્પ– તેનાથી **'अन्विष्टे'** લક્ષમાં લેવાયેલો, જેમાં વિષયોરૂપી **'मृगतृण्'** મૃગજળ છે તેવા (માર્ગમાં), **'आत्मा'** અહંકારના સ્થાનરૂપ શરીર તથા મમતાના

शरीरं ममत्वास्पदं गेहं च स एवोरुर्भारो यस्य सः। द्वन्द्वानि सुखदुःखादीन्येव श्वभ्राणि गर्ता यस्मिन्। खला एव मृगा व्याघ्रादयस्तेभ्यो भयं यस्मिन्। शोक एव दावाग्निर्यस्मिन्। कामेनोपसृष्टः पीडितः ॥ २८ ॥

સ્થાનરૂપ ઘરનો જેને ભારે બોજો છે તેવો તે અજ્ઞાનીઓનો સમૂહ– **'द्वन्द्वानि'** સુખ-દુઃખ વગેરે દ્વન્દ્વો જ **'श्वभ्राणि'** ખાડાઓ છે જેમાં; **'खलाः'** દુષ્ટ મનુષ્યો જ **'मृगाः'** વાઘ વગેરે છે, તેમનો ભય છે જેમાં, જેમાં શોકરૂપી દાવાગ્નિ છે– કામનાઓથી **'उपसृष्टः'** પીડાયેલો (અજ્ઞાનીઓનો સમૂહ) ॥ ૨૮ ॥

श्रीरुद्रस्तु पूर्वं मम निन्दा दुःसहा आसीत्, इदानीं तु तां न गणयामीत्याह— **तवेति।**

પહેલાં તો મને નિંદા અસહ્ય લાગતી હતી પરંતુ હવે હું તેને ગણકારતો નથી, એમ શ્રી રુદ્રદેવ કહે છે— **'तव इति।'**

**रुद्र उवाच**

**तव वरद वराङ्घ्रावाशिषेहाखिलार्थे**
**ह्यपि मुनिभिरसक्तैरादरेणार्हणीये।**
**यदि रचितधियं माविद्यलोकोपविद्धं**
**जपति न गणये तत्त्वत्परानुग्रहेण॥ २९**

(છંદ- માલિની)

**શ્રીરુદ્ર બોલ્યા** – હે વરદ, આ સંસારમાં અભિલષિત સર્વ પદાર્થોની પ્રાપ્તિ માટે (સકામ જનો દ્વારા) તથા વિષયોમાં અનાસક્ત એવા નિષ્કામ જનો દ્વારા પણ આદરપૂર્વક પૂજવા યોગ્ય આપના શ્રેષ્ઠ ચરણકમળમાં આસક્ત થયેલા ચિત્તવાળો હોવા છતાં મને અજ્ઞાની લોકો જો આચારહીન કહે છે, તો મારી ઉપર આપનો પરમ અનુગ્રહ હોવાથી હું તેને ગણકારતો નથી. ॥ ૨૯ ॥

आशिषा कामेनासक्तैर्निष्कामै रचित-धियमभिनिवेशितचित्तम्। मा कामविद्यो विद्याहीनो लोको यद्यपविद्धं जपत्याचारभ्रष्टं जल्पति तज्जल्पनमहं न गणये। तत्र हेतुः—तव यः परोऽनुग्रहस्तेन। त्वत्पराणां वा योऽनुग्रहस्तेन॥ २९ ॥

**'आशिषा'** કામનાઓની પ્રાપ્તિ માટે (સકામ જનો દ્વારા) તથા નિષ્કામ જનો દ્વારા– **'रचितधियम्'** આસક્ત થયેલા ચિત્તવાળા મને– કેવા મને? **'अविद्यः'** અજ્ઞાની લોકો **'यदि अपविद्धं जपति'** જો મને આચારભ્રષ્ટ કહે છે, તો હું તે બબડાટને ગણકારતો નથી. તે માટે કારણ આપે છે– આપનો જે પરમ અનુગ્રહ છે, તેને કારણે અથવા આપને પરાયણ મનુષ્યો પર આપનો જે અનુગ્રહ છે, તેનાથી તેઓ તે નિન્દાને ગણકારતા નથી. ॥ ૨૯ ॥

**बा.प्र.**—'सा विद्या तन्मतिर्यया' इति वचनात् सर्वशास्त्रं भवद्भजनप्रतिपादनपरमिति।

'વિદ્યા તે છે જેનાથી શ્રીહરિમાં બુદ્ધિ સ્થિર થાય.' (શ્રીમદ્ ભા.૪/૨૯/૪૯) એ વચનથી સર્વ શાસ્ત્ર આપની ભક્તિનું પ્રતિપાદન કરનાર જ છે.

भृगुस्तु स्वभावतस्तत्त्वज्ञानहीना जीवा अतोऽज्ञानकृतं मम दुश्चेष्टितं क्षमस्वेत्याह— **यन्माययेति।**

જીવો સ્વભાવથી જ આપના યથાર્થજ્ઞાનવિહોણા હોય છે આથી અજાણતાં થયેલા મારા દુષ્કૃત્યને માફ કરો, તેમ ભૃગુઋષિ કહે છે— **'यन्मायया इति।'**

भृगुरुवाच

**यन्मायया गहनयापहृतात्मबोधा**
**ब्रह्मादयस्तनुभृतस्तमसि स्वपन्तः।**
**नात्मन् श्रितं तव विदन्त्यधुनापि तत्त्वं**
**सोऽयं प्रसीदतु भवान्प्रणतात्मबन्धुः॥ ३०**

(છંદ- વસંતતિલકા)

आत्मन्नात्मनि श्रितमनुगतं तव तत्त्वं न विदन्ति। प्रणतानामात्मा बन्धुश्च॥ ३०॥

ब्रह्मादयो न विदन्तीति भृगुणोक्ते तदसहमानो ब्रह्मा तत्त्वज्ञानमाविष्कुर्वन्निवाह—**नैतदिति।**

**ભૃગુઋષિ બોલ્યા** – જેની ગહન માયાથી આત્મજ્ઞાન લુપ્ત થયું (હોવાથી) અજ્ઞાનરૂપી નિદ્રામાં સૂતેલા બ્રહ્મા વગેરે દેહધારીઓ પોતાનામાં રહેલા આપના તત્ત્વને હજી સુધી નથી જાણી શક્યા, તે પ્રણત જનોના સુહૃદ આ આપ મારા પર પ્રસન્ન થાઓ! ॥ ૩૦ ॥

**'आत्मन्'** આત્મામાં **'श्रितम्'** રહેલા આપના તત્ત્વને જાણતા નથી તેવા આપ તથા પ્રણતજનોના **'आत्मा'** હિતકર્તા એવા આપ પ્રસન્ન થાઓ! ॥ ૩૦ ॥

ભૃગુઋષિ દ્વારા કહેવામાં આવ્યું કે બ્રહ્માજી વગેરે પણ આપના સ્વરૂપને જાણતા નથી (શ્લોક-૩૦), તે સહન ન કરતા બ્રહ્માજી તત્ત્વજ્ઞાન પ્રકટ કરતા હોય તેમ કહે છે— **'न एतत् इति।'**

ब्रह्मोवाच

**नैतत्स्वरूपं भवतोऽसौ पदार्थ-**
**भेदग्रहैः पुरुषो यावदीक्षेत्।**
**ज्ञानस्य चार्थस्य गुणस्य चाश्रयो**
**मायामयाद् व्यतिरिक्तो यतस्त्वम्॥ ३१**

(છંદ- ઉપજાતિ)

पदार्थभेदग्राहकैरिन्द्रियैः। गुणस्येन्द्रियस्य। यद्वा ज्ञानार्थयोः कारणस्य सत्त्वादेः। अत एवासतो मायामयाद् व्यतिरिक्तो भवान्॥ ३१॥

इन्द्रस्त्विन्द्रियविषयः सर्वोऽपि मिथ्येति ब्रह्मणोक्तमसहमान आह।

**બ્રહ્માજી બોલ્યા** – પદાર્થોને જુદી જુદી રીતે સ્વીકારનારી ઈન્દ્રિયોથી આ પુરુષ જે કાંઈ જુએ છે એ આપનું સ્વરૂપ નથી કારણ કે આપ જ્ઞાનના, પદાર્થના અને ઈન્દ્રિયના આશ્રય છો છતાં માયામય પ્રપંચથી જુદા છો. ॥ ૩૧ ॥

પદાર્થોને જુદી જુદી રીતે સ્વીકારનારી ઈન્દ્રિયો દ્વારા **'गुणस्य'** ઈન્દ્રિયોના આશ્રય છો અથવા જ્ઞાન અને પદાર્થના કારણરૂપ સત્ત્વાદિ ગુણોના આશ્રયરૂપ છો આથી જ આપ અસત્ માયામય પ્રપંચથી વ્યતિરિક્ત છો.॥ ૩૧ ॥

ઈન્દ્રિયોનો વિષય બનતું બધું જ મિથ્યા છે, એમ બ્રહ્માજીએ કહ્યું તે સહન ન કરતાં, (ઈન્દ્રિયો જેનો વિષય છે તેને ઈન્દ્ર) કહે છે.

इन्द्र उवाच

**इदमप्यच्युत विश्वभावनं**
**वपुरानन्दकरं मनोदृशाम्।**
**सुरविद्विट्क्षपणैरुदायुधै-**
**र्भुजदण्डैरुपपन्नमष्टभिः ॥ ३२**

(છંદ- અપરાન્તિકા)

इदं तव वपुरप्युपपन्नमेव न तु प्रपञ्चवदनिर्वचनीयतयानुपपन्नम्। सुराणां विद्विषः क्षपयन्तीति तथा तैर्भुजदण्डैरुपलक्षितम्॥ ३२॥

**ઈન્દ્ર બોલ્યા** – હે અચ્યુત, વિશ્વનું પાલન કરનારું, દેવોનો દ્વેષ કરનારાઓનો નાશ કરનારા એવાં ઉગામેલાં આયુધોવાળા અષ્ટભુજદંડથી યુકત એવું આપનું આ શ્રીઅંગ મન અને નેત્રોને આનંદ આપનારું છે.॥ ૩૨ ॥

આપનું આ સ્વરૂપ પણ સત્યરૂપે સિદ્ધ જ છે પરંતુ જેમ વિશ્વપ્રપંચ અનિર્વચનીય હોવાને કારણે અસંગત છે તેમ આપનું સ્વરૂપ અસંગત નથી. દેવોનો નાશ કરનારાઓનો નાશ કરે છે તથા તે અષ્ટભુજદંડોથી ઓળખાય છે. ॥ ૩૨ ॥

ऋत्विजां पत्न्यः स्तुवन्ति—

पत्न्य ऊचुः

**यज्ञोऽयं तव यजनाय केन सृष्टो**
**विध्वस्तः पशुपतिनाऽद्य दक्षकोपात्।**
**तं नस्त्वं शवशयनाभशान्तमेधं**
**यज्ञात्मन्नलिनरुचा दृशा पुनीहि॥ ३३**

(છંદ- પ્રહર્ષિણી)

યાજ્ઞિકોની પત્નીઓ સ્તુતિ કરે છે—

**યાજ્ઞિકોની પત્નીઓ બોલી** – હે યજ્ઞસ્વરૂપ ભગવાન, આપનું યજન કરવા માટે (જ પૂર્વે) બ્રહ્માજી દ્વારા આ યજ્ઞ રચાયો હતો, પરંતુ દક્ષ પરના કોપને કારણે ભગવાન પશુપતિએ હમણાં તેનો નાશ કર્યો છે. શ્મશાનતુલ્ય જણાતા અને ઉત્સવહીન બનેલા અમારા તે યજ્ઞને આપ નીલકમળ જેવી કાન્તિવાળાં આપનાં નેત્રોથી પવિત્ર કરો. ॥ ૩૩ ॥

यज्ञोऽयं तव यजनाय त्वां यष्टुं केन ब्रह्मणा पूर्वं सृष्टः। हे यज्ञात्मन्, तं नो यज्ञं नलिनकान्त्या दृशा नेत्रेण पुनीहि पवित्रं कुरु। कथम्भूतं यज्ञम्। शवाः शेरते यस्मिन्निति शवशयनं श्मशानं तद्वदाभा प्रतीतिर्यस्य स चासौ शान्तमेधश्चो-परतोत्सवः। मेधशब्देन पशुहिंसाद्युत्सवो लक्ष्यते। शवमुदकं तत्र शेते इति तथा पद्मं तन्नाभेति सम्बोधनं वा॥ ३३ ॥

આ યજ્ઞ '**तव यजनाय**' આપનું પૂજન કરવા માટે '**केन**' બ્રહ્માજી દ્વારા પૂર્વે રચાયો હતો. હે યજ્ઞમૂર્તિ, તે અમારા યજ્ઞને કમળ જેવી કાન્તિવાળા '**दृशा**' નેત્રથી '**पुनीहि**' પવિત્ર કરો. કેવા યજ્ઞને? શવો શયન કરે છે જેમાં તેવું શવશયનગૃહ– શ્મશાન– તેના જેવો '**आभा**' દેખાવ છે જેનો તથા '**शान्तमेधः**' બંધ પડ્યો છે ઉત્સવ જેનો તે યજ્ઞ. '**मेध**' શબ્દથી પશુહિંસા વગેરે ઉત્સવો સૂચિત થાય છે. અથવા ('**शवशयनाभ**' નો બીજો અર્થ) '**शवम्**' અર્થાત્ જળ, ત્યાં શયન કરે તે પદ્મ, અર્થાત્ પદ્મનાભ એમ સંબોધન પણ છે. ॥૩૩॥

**वंशीधरी—**अन्तरायितस्य कर्मणः पूर्णफलवत्त्व-सिद्धिः श्रीनारायणकटाक्षेणैवेत्यभिप्रेत्य पत्न्यः स्तुवन्ति यज्ञात्मन्नित्यस्य ''यज्ञो वै विष्णुः'' इति श्रुतेर्यज्ञस्य तव रूपत्वादेतदपूर्तौ त्वदङ्गवैकल्यमेव स्यात्तच्च नोचितमतोऽस्य पूर्तिमेव सम्पादयेत्यभिप्रायः। शवशयनादिनाऽशुचितां प्राप्तस्य शोधनं त्वत्कृपादृष्ट्यैव नान्यथेति भावः। यत्र त्वदागमनं नास्ति तत्र तु तव नामोच्चारणाद्येव वैकल्यमपाकरोति।

'मन्त्रतस्तन्त्रतश्छिद्रं देशकालार्हवस्तुतः।
सर्वं करोति निश्छिद्रं नामसङ्कीर्तनं तव॥'
इति वक्ष्यमाणत्वात्।

ભાંગી પડેલું કાર્ય પરિપૂર્ણરૂપે શ્રીનારાયણની કૃપાથી જ સફળ થાય છે, એમ માનીને યાજ્ઞિકપત્નીઓ સ્તુતિ કરે છે. હે યજ્ઞાત્મા, 'યજ્ઞ એ જ ભગવાન વિષ્ણુ છે.' (શત.બ્રા.૧/૧/૨/૧૩) એવી શ્રુતિ હોવાથી આ યજ્ઞ આપનું સ્વરૂપ હોવાથી તે પરિપૂર્ણ ન થાય તો આપના શ્રીઅંગની જ હાનિ થાય અને તે ઉચિત નથી, આથી આ યજ્ઞની પૂર્ણતા સમ્પાદન કરો, એવો અભિપ્રાય છે. શવોનું શયનગૃહ બનવાથી અપવિત્ર બનેલી આ યજ્ઞશાળા આપની કૃપાદૃષ્ટિથી જ પવિત્ર થશે. આપની કૃપાદૃષ્ટિ વિના તે પવિત્ર નહીં થાય. જ્યાં આપનું આગમન નથી થતું, ત્યાં તો આપના નામના ઉચ્ચારણ વગેરેથી જ ક્ષતિ દૂર થાય છે. 'મંત્ર, તંત્ર, દેશ, કાળ, પાત્ર અને દક્ષિણા વગેરે વસ્તુને કારણે થયેલી સર્વ

'यस्य स्मृत्या च नामोक्त्या तपोयज्ञक्रियादिषु।
न्यूनं सम्पूर्णतां याति तं ध्यायेदच्युतं सदा॥'
इति पुराणान्तराच्च।

ક્ષતિઓને આપનું નામસંકીર્તન પરિપૂર્ણ કરે છે.' (શ્રીમદ્ ભા.૮/૨૩/૧૬) એમ આગળ કહેવામાં આવશે. તેથી 'જેના સ્મરણથી અને નામોચ્ચારણથી તપ, યજ્ઞ, ક્રિયા વગેરેમાં થયેલી ન્યૂનતા પરિપૂર્ણતા પ્રાપ્ત કરે છે, તે અચ્યુત ભગવાનનું સદાય ધ્યાન ધરવું જોઈએ,' એમ અન્ય પુરાણમાં પણ છે.

साक्षादत्र तवागमने यद्यपि यज्ञपूर्त्तौ संशयो नास्ति तथाप्यत्युदारात्त्वत्तः किञ्चित्प्रार्थनमुचित-मेवास्माकं स्त्रीस्वभावत्वाद्वेति मत्वाहुः पुनीहीति।

અહીં આપનું આગમન થયું છે ત્યારે જો કે યજ્ઞ પરિપૂર્ણ થવામાં સંશય નથી, તેમ છતાં પણ આપ અતિ ઉદાર હોવાથી આપની પાસે કંઈક પ્રાર્થના કરવી યોગ્ય જ છે; અથવા અમે સ્ત્રીસ્વભાવવાળાં હોવાથી આ પ્રમાણે માનીને કહીએ છીએ કે આ યજ્ઞને પવિત્ર કરો.

ऋषयस्तु कर्माण्यनुतिष्ठन्तस्तत्पुण्येन तत्फलेन च युज्यन्ते भगवति तु तदभावमालक्ष्य विस्मिताः स्तुवन्ति।

કર્મોનું અનુષ્ઠાન કરતા ઋષિઓ તેના પુણ્યથી અને તેના ફળથી લેપાય છે પરંતુ ભગવાનમાં તેનો અભાવ જોઈને વિસ્મિત થઈને તેઓ સ્તુતિ કરે છે.

ऋषय ऊचुः

**अनन्वितं ते भगवन्विचेष्टितं**
**यदात्मनाऽऽचरसि हि कर्म नाज्यसे।**
**विभूतये यत उपसेदुरीश्वरीं**
**न मन्यते स्वयमनुवर्ततीं भवान्॥ ३४**

(છંદ- રુચિરા)

**ઋષિઓ બોલ્યા** – હે (ઐશ્વર્યાદિગુણગણાર્ણવ) ભગવાન, આપનું ચરિત્ર અદ્ભુત છે કારણ કે આપ સ્વયં કર્મોનું અનુષ્ઠાન કરો છો પરંતુ તેનાથી નિર્લેપ રહો છો. (આપ નિરપેક્ષ છો તેથી આપના સિવાય બ્રહ્માદિ સર્વે) અન્યજનો સંપત્તિની પ્રાપ્તિ માટે લક્ષ્મીદેવીને ભજે છે તે સ્વયં જ આપને અનુસરતાં હોવા છતાં આપ તેમની ઉપેક્ષા કરો છો. ॥ ૩૪ ॥

अनन्वितमघटमानं यद्यस्मादात्मना स्वयं कर्माचरस्यनुतिष्ठसि न त्वज्यसे लिप्यसे। यतश्चान्ये विभूतये सम्पदे ईश्वरीं लक्ष्मीमुपसेदुर्भेजुः। यद्वा यत इति सार्वविभक्तिकस्तसिः। यामित्यर्थः। भवांस्तु स्वयमेवानुवर्तमानां तां न मन्यते नाद्रियते ॥ ३४ ॥

**'अनन्वितम्'** ન ઘટે તેવું (અદ્ભુત) છે, **'यद्'** કારણ કે **'आत्मना'** આપ પોતે કર્મોનું **'आचरसि'** અનુષ્ઠાન કરો છો, પરંતુ તેનાથી લેપાતા નથી અને **'यतः'** કારણ કે બીજાઓ **'विभूतये'** સમ્પત્તિ માટે **'ईश्वरीम्'** લક્ષ્મીદેવીને **'उपसेदुः'** ભજે છે. અથવા **'यतः इति' यत्** ને સર્વ વિભક્તિ માટે તસ્ પ્રત્યય લાગે છે. **यतः=याम्** બીજાઓ જે લક્ષ્મીદેવીને ભજે છે– એમ અર્થ છે. સ્વયં લક્ષ્મી જ આપને અનુસરતાં હોવા છતાં આપ તેમનો **'न मन्यते'** આદર કરતા નથી.॥ ૩૪ ॥

सिद्धास्तु तत्कथासुखमभिनन्दन्तः स्तुवन्ति।

તે ભગવાનની કથાના સુખની પ્રશંસા કરતા સિદ્ધો સ્તુતિ કરે છે.

सिद्धा ऊचुः

**अयं त्वत्कथामृष्टपीयूषनद्यां**
**मनोवारणः क्लेशदावाग्निदग्धः।**
**तृषार्तोऽवगाढो न सस्मार दावं**
**न निष्क्रामति ब्रह्मसम्पन्नवन्नः॥ ३५**

(છંદ- ભુજંગપ્રયાત)

अयं नो मनोगजस्त्वत्कथैव मृष्टं शुद्धं पीयूषं तन्मयी या नदी तस्यामवगाढः प्रविष्टो दावाग्नितुल्यं संसारतापं न संस्मरति स्म। न च ततो निर्गच्छति। ब्रह्मसम्पन्नवद्ब्रह्मैक्यं प्राप्त इव॥ ३५॥

यजमानी दक्षपत्नी स्तौति।

यजमान्युवाच

**स्वागतं ते प्रसीदेश तुभ्यं नमः**
**श्रीनिवास श्रिया कान्तया त्राहि नः।**
**त्वामृतेऽधीश नाङ्गैर्मखः शोभते**
**शीर्षहीनः कबन्धो यथा पूरुषः॥ ३६**

(છંદ- સ્રગ્વિણી)

ते स्वागतं भद्रमागमनं जातम्। हे अधीश, यथा शिरसा हीनः कबन्धमात्रः पुरुषोऽङ्गैः करचरणाद्यवयवैः शोभमानैरपि न शोभते तथा त्वां विना केवलं प्रयाजाद्यङ्गैर्मखो न शोभते। अतो नः श्रिया सह त्रायस्व त्वद्भक्तान्कुर्वित्यर्थः॥ ३६॥

**बा.प्र.**—भो अधीश इति सम्बोधनेन सर्वोत्तमत्वेन सर्वनियन्तृत्वेन फलदातृत्वेन च भगवतो मुख्यत्वं सूचयति।

लोकपालास्त्वीश्वरत्वाभिमानारूढा भगवत-स्तत्त्वमपश्यन्त ऊचुः।

**સિદ્ધો બોલ્યા** – સંસારના ક્લેશોરૂપ દાવાનળથી દાઝેલો, તૃષાથી પીડાયેલો અમારો આ મનરૂપી હાથી આપની કથારૂપ વિશુદ્ધ અમૃતમયી સરિતામાં નિમગ્ન થઈ દાવાગ્નિ તુલ્ય સંસારતાપનું સ્મરણ કરતો નથી અને બ્રહ્મ સાથે ઐક્ય પ્રાપ્ત કરેલા મનુષ્યની જેમ તેમાંથી બહાર પણ નીકળતો નથી. ॥ ૩૫ ॥

આ અમારો મનરૂપી હાથી આપની કથા એ જ **'मृष्टम्'** શુદ્ધ, સુધામયી સરિતા– તેમાં **'अवगाढः'** પ્રવેશીને દાવાનળ જેવા સંસારના તાપને યાદ કરતો નથી, કે નથી ત્યાંથી બહાર નીકળતો. **'ब्रह्म-सम्पन्नवत्'** બ્રહ્મ સાથે ઐક્ય પ્રાપ્ત કરેલા મનુષ્યની જેમ! ॥ ૩૫ ॥

**'यजमानी'** દક્ષપત્ની સ્તુતિ કરે છે.

**યજમાન દક્ષની પત્ની પ્રસૂતિ બોલી** – આપનું સ્વાગત છે. હે ઈશ, આપ પ્રસન્ન થાઓ! આપને નમસ્કાર હો! હે શ્રીનિવાસ, આપની પ્રિયા શ્રી સહિત અમારું રક્ષણ કરો. હે અધીશ્વર, જેમ મસ્તક વિનાના ધડવાળા મનુષ્યનાં અન્ય અંગો શોભતાં હોવા છતાં તે અંગોથી મનુષ્ય શોભતો નથી, તેમ આપના વિના સર્વ અંગોથી યુક્ત હોય તેવો યજ્ઞ પણ શોભતો નથી.॥ ૩૬ ॥

**'ते स्वागतम्'** આપનું સ્વાગત છે. હે અધીશ્વર, જેમ મસ્તક વિનાના ધડવાળો મનુષ્ય **'अङ्गैः'** હાથ, પગ વગેરે શોભતા અવયવોથી પણ શોભતો નથી, તેમ આપ વિના કેવળ પ્રયાજ * વગેરે અંગોથી યજ્ઞ શોભતો નથી. માટે લક્ષ્મીજી સાથે રહી આપ અમારું રક્ષણ કરો, અમને આપના ભક્તો બનાવો, એમ અર્થ છે.॥ ૩૬ ॥

હે અધીશ, એમ સંબોધનથી સર્વોત્તમરૂપે, સર્વનિયન્તારૂપે અને કર્મફળદાતારૂપે ભગવાનનું મુખ્યત્વ સૂચવે છે.

*પ્રયાજ વગેરે દર્શયજ્ઞાદિનાં ગૌણ અંગો છે.

ઈશ્વરપણાના અભિમાનમાં રાચતા લોકપાલો (અલભ્ય-લાભરૂપ ભગવદ્-દર્શન પ્રાપ્ત થતાં આશ્ચર્યચકિત થઈને) ભગવાનનાં (સચ્ચિદાનંદ સ્વરૂપનાં) દર્શન ન થતાં બોલ્યા.

लोकपाला ऊचुः

**दृष्टः किं नो दृग्भिरसद्ग्रहैस्त्वं**
**प्रत्यग्द्रष्टा दृश्यते येन दृश्यम्।**
**माया ह्येषा भवदीया हि भूमन्**
**यस्त्वं षष्ठः पञ्चभिर्भासि भूतैः॥ ३७**

(છંદ-શાલિની)

दृष्टः किं, न दृष्ट इत्यर्थः। कुतः। असद्ग्रहैः। पुंस्त्वमाविष्टलिङ्गत्वात्। असत्प्रकाशरूपाभिर्दृग्भिरिन्द्रियैः। अयं भावः—शुद्धचित्तानां त्वं शुद्धसत्त्वमूर्तिर्भासि। अस्माकं तु बहिर्मुखेन्द्रियाणां पञ्चभूतोपलक्षितो जीवविशेष इवावभासि। अतस्त्वमस्मदिन्द्रियगोचरो न भवसि। धिगस्मज्जीवितमिति॥ ३७॥

**दीपिनी**—'नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः।'

**वीर.**—'दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया।'

**सि.प्र.**—'माययाऽपहृतज्ञानाः'।

**बा.प्र.**—न हि भगवदिच्छां विना तद्दत्तसामर्थ्यं विना केनापि स द्रष्टुं शक्यः।

'दिव्यं ददामि ते चक्षुः पश्य मे योगमैश्वरम्॥'

इति वाक्यात्।

**લોકપાલો બોલ્યા** – હે ભૂમા (મહાનતમ, વ્યાપક, અનંત પરમાત્મા), (સર્વનાં) અન્તઃકરણમાં (રહીને સાક્ષીરૂપે) જોનારા એવા જેને કારણે દૃશ્ય પદાર્થો દેખાય છે તેવા આપને અસત્ વિષયોનું ગ્રહણ કરનાર નેત્ર વગેરે ઇન્દ્રિયો દ્વારા (ક્યારેય પણ) જોઈ શકાય ખરા? (ન જ જોઈ શકાય,) કારણ કે (આપ પંચમહાભૂતોથી પૃથક્ એવા) છઠ્ઠા આત્મા છો છતાં પંચમહાભૂતોથી યુક્ત હો તેવા પ્રતીત થાઓ છો, તે આપની આ માયા જ છે. ॥ ૩૭ ॥

શું આપણે ભગવાનનાં દર્શન કર્યાં છે? ખરી રીતે આપણે ભગવાનનાં દર્શન કર્યાં નથી. શા માટે નથી કર્યાં? (કારણ કે) '**असद्-ग्रहैः**' મિથ્યા પદાર્થો ગ્રહણ કરનારી ઇન્દ્રિયો દ્વારા (ભગવાન પ્રત્યક્ષ થઈ શકે નહીં.) ('**ग्रहः**' શબ્દ પું. છે. અને '**दृक्**' નું વિશેષણ બનતો હોવા છતાં પોતાનું લિંગ છોડતો નથી.) '**दृक्**' માં ગ્રહનું પું. પ્રવેશેલું છે. '(**असद्-ग्रहाभिः दृग्भिः**' આમ થવું જોઈએ, પરંતુ એમ થયું નથી.) તેથી '**दृक्**' માં પું. છે. મિથ્યા પ્રકાશરૂપ ઇન્દ્રિયો દ્વારા (ભગવાન ઇન્દ્રિયોનો વિષય બને નહીં.) આ પ્રમાણે ભાવ છે– શુદ્ધ ચિત્તવાળાઓને આપ શુદ્ધ સત્ત્વરૂપે ભાસો છો પરંતુ બહિર્મુખ ઇન્દ્રિયોવાળા એવા અમને પંચમહાભૂતોરૂપે જણાતા વિશિષ્ટ જીવ જેવા જ ભાસો છો આથી આપ અમારી ઇન્દ્રિયોના વિષયરૂપ થતા નથી. ધિક્કાર છે અમારા જીવતરને!॥ ૩૭ ॥

'પોતાની યોગમાયા વડે આવૃત્ત થયેલો હું સર્વને પ્રત્યક્ષ થતો નથી.' (ગીતા ૭/૨૫)

'કારણ કે મારી આ અલૌકિક માયા તરવી મુશ્કેલ છે.' (ગીતા ૭/૧૪)

'માયા વડે જેમનું જ્ઞાન હરાઈ ગયું છે.' (ગીતા ૭/૧૫) ખરેખર, ભગવાનની ઇચ્છા વિના, તેના આપેલા સામર્થ્ય વિના કોઈનાથી પણ તેમને જોવા શક્ય છે? 'તને અલૌકિક જ્ઞાનચક્ષુ આપું છું. તેનાથી તું મારી વિભૂતિઓને તથા યોગશક્તિને જો.' (ગીતા ૧૧/૮) એમ ગીતાનું વચન છે.

योगेश्वरास्तदभेदेन भजतामनुग्रहभाक्त्वं मन्यमानाः स्वामिभृत्यभावेन भजतामप्यनुग्रहं प्रार्थयमानाः स्तुवन्ति द्वाभ्याम्—**प्रेयानिति**।

**योगेश्वरा ऊचुः**

**प्रेयान्न तेऽन्योऽस्त्यमुतस्त्वयि प्रभो**
**विश्वात्मनीक्षेन्न पृथग्य आत्मनः।**
**अथापि भक्त्येश तयोपधावता-**
**मनन्यवृत्त्याऽनुगृहाण वत्सल॥ ३८**

(છંદ- વીરાસિકા)

विश्वात्मनि परब्रह्मणि त्वयि य आत्मनः पृथक्त्वं नेक्षेत अमुतोऽमुष्मादन्यस्ते प्रेष्ठो नास्ति आत्मनो जीवान्पृथङ्नेक्षेतेति वा। हे वत्सल भक्तजनप्रिय, अनन्यवृत्त्याऽव्यभिचारिण्या भक्त्या भजतोऽनुगृहाणेत्यर्थः॥ ३८॥

**दीपिनी—**सर्वत्र भक्तवत्सल इत्येव नाम न तु ज्ञानिवत्सलेति।

'प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः॥'

इत्यादौ ज्ञानिवत्सलत्वं यत् श्रूयते तच्चतुर्विधा भजन्ते इत्यत्र भजनश्रवणाद्भगवज्ज्ञानी एव प्रस्तूयते न तु शुष्कज्ञानी,

'श्रेयःस्रुतिं भक्तिमुदस्य ते विभो
क्लिश्यन्ति ये केवलबोधलब्धये।'

इत्यादौ तस्य निन्दाश्रवणात्।

अव्यभिचारिणी भक्तिः कथं स्याद्भजनीयानां बहुत्वादित्याशङ्क्याहुः।

તે ઈશ્વરને અભેદભાવે ભજનારાઓને કૃપાપાત્ર માનતા યોગેશ્વરો સ્વામી-સેવક ભાવથી ભજન કરનારાઓને માટે પણ અનુગ્રહની પ્રાર્થના કરતાં બે શ્લોકો વડે સ્તુતિ કરે છે— **'प्रेयान् इति।'**

**યોગેશ્વરો બોલ્યા** – હે પ્રભુ, વિશ્વના આત્મા એવા આપનામાં જે મનુષ્ય પોતાનું જુદાપણું જોતો નથી, તેનાથી બીજો કોઈ આપને અધિક પ્રિય નથી; છતાં પણ હે ઈશ, હે ભક્તવત્સલ, તે અવ્યભિચારિણી ભક્તિથી આપનું ભજન કરનારાઓની ઉપર કૃપા કરો. ॥ ૩૮ ॥

**'विश्वात्मनि'** વિશ્વના આત્મા પરબ્રહ્મ એવા આપનામાં જે પોતાનું જુદાપણું જોતો નથી, **'अमुतः'** એના કરતાં બીજો આપને અધિક પ્રિય નથી. અથવા **'आत्मनः'** પોતાનાથી જીવોને જે જુદા જોતો નથી. **'हे वत्सल'** હે ભક્તજનોના પ્રિય, **'अनन्यवृत्त्या'** અવ્યભિચારિણી ભક્તિથી ભજન કરનારાઓને અનુગૃહીત કરો! એમ અર્થ છે. ॥ ૩૮ ॥

'ભગવાનને સર્વત્ર ભક્તવત્સલ જ કહ્યા છે, નહીં કે જ્ઞાનીવત્સલ. જ્ઞાનીને હું અત્યંત પ્રિય છું અને તે જ્ઞાની મને અત્યન્ત પ્રિય છે.' (ગીતા ૭/૧૭) વગેરે વાક્યોમાં જ્ઞાની પ્રત્યેનો પ્રેમ જે સંભળાય છે, તે ચાર પ્રકારના મનુષ્યો (દુઃખી, જિજ્ઞાસુ, સાંસારિક પદાર્થોની કામનાવાળા અને જ્ઞાની) ભગવાનનું ભજન કરે છે— એમ અહીં ભક્તિની વાત જ કહેલી હોવાથી જ્ઞાની ભક્તની જ પ્રશંસા થાય છે, પણ શુષ્કજ્ઞાનીની પ્રશંસા થતી નથી. 'કલ્યાણના સ્રોતરૂપ ભક્તિને છોડીને જેઓ કેવળ જ્ઞાન મેળવવા પરિશ્રમ કરે છે, તેઓને હે પ્રભુ, (કેવળ પરિશ્રમરૂપ ફળ જ મળે છે).'– (શ્રીમદ્ ભા.૧૦/૧૪/૪) એમ નિંદા સંભળાતી હોય છે.

ભક્તિ કરવા યોગ્ય અનેક દેવો હોવાથી અનન્ય ભક્તિ કેવી રીતે થાય, તેવી શંકા કરીને યોગેશ્વરો કહે છે.

**जगदुद्भवस्थितिलयेषु दैवतो**
**बहुभिद्यमानगुणयात्ममायया ।**
**रचितात्मभेदमतये स्वसंस्थया**
**विनिवर्तितभ्रमगुणात्मने नमः ॥ ३९**

(છંદ- મંજુભાષિણી)

जगत उद्भवादिषु निमित्तेषु दैवतो जीवादृष्टाद्बहुधा भिद्यमाना गुणा यस्यास्तया स्वमाययात्मनि स्वरूपे रचिता ब्रह्मादिभेद-मतिर्येन तस्मै। स्वसंस्थया केवलस्वरूपावस्थानेन च विनिवर्तितो भेदभ्रमो गुणाश्च तद्धेतव आत्मनि येन तस्मै॥ ३९॥

शब्दब्रह्म स्तौति—**नमस्त इति।**

**ब्रह्मोवाच**

**नमस्ते श्रितसत्त्वाय धर्मादीनां च सूतये।**
**निर्गुणाय च यत्काष्ठां नाहं वेदापरेऽपि च॥ ४०**

(છંદ- અનુષ્ટુપ)

श्रितं स्वीकृतं सत्त्वं येनातो धर्मादिफल-प्रसवित्रे।

ननु सत्त्वगुणत्वं निर्गुणत्वं चैकस्य कथमित्याशङ्क्याह। यस्य काष्ठां तत्त्वं नाहं वेद्मि, अपरे ब्रह्मादयश्च न विदुस्तस्मै॥ ४०॥

**वीर.**—'वेद इति।' तथा च श्रूयते—

'यस्यामतं तस्य मतं मतं यस्य न वेद सः।'

જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયમાં કારણરૂપ અદૃષ્ટ (જીવોનાં પુણ્ય-પાપ)ને કારણે અનેક પ્રકારે ભેદ પામેલા ગુણોવાળી પોતાની માયાથી પોતાના સ્વરૂપમાં બ્રહ્માદિ ભેદબુદ્ધિ જેમણે રચી છે તેવા તથા કેવળ સ્વરૂપમાં જ સ્થિતિ કરવાથી ભેદરૂપ ભ્રમ અને તેના કારણરૂપ ગુણો જેમણે આત્મામાં નિવર્તિત કર્યા છે તેવા આપને નમસ્કાર હો. ॥ ૩૯ ॥

જગતની ઉત્પત્તિ વગેરેમાં કારણરૂપ **'दैवतः'** જીવોનાં પુણ્યપાપરૂપ અદૃષ્ટને કારણે અનેક પ્રકારે વિભિન્ન થયા છે ગુણો જેના તે પોતાની માયાથી, પોતાના સ્વરૂપમાં બ્રહ્માદિ વિભિન્ન રૂપ ધારણ કરી જેમણે ભેદબુદ્ધિ રચી છે તેવાને તથા **'स्वसंस्थया'** પોતાના સ્વરૂપમાં સ્થિતિ કરવાથી ભેદરૂપ ભ્રમ અને તેના કારણરૂપ સત્ત્વાદિ ગુણો જેમણે આત્મામાં નિવર્તિત કર્યા છે તેવા ભગવાનને નમસ્કાર હો. ॥ ૩૯ ॥

શબ્દબ્રહ્મ અર્થાત્ વેદભગવાન સ્તુતિ કરે છે— **'नमस्ते इति।'**

**વેદભગવાન બોલ્યા** – સત્ત્વગુણનો સ્વીકાર કરનારને અને (આથી) ધર્માદિ ફળની ઉત્પત્તિ કરનારને નમસ્કાર હો! નિર્ગુણસ્વરૂપ એવા આપને નમસ્કાર હો. જેમના સ્વરૂપને નથી હું જાણતો કે નથી બ્રહ્માદિ અન્ય દેવો જાણતા, તેવા આપને નમસ્કાર હો!॥ ૪૦ ॥

**'श्रितम्'** સ્વીકાર કર્યો છે સત્ત્વગુણ જેમણે, આથી ધર્માદિ ફળની ઉત્પત્તિ કરનારને નમસ્કાર.

હવે એક જ ભગવાન સત્ત્વગુણયુક્ત અને નિર્ગુણસ્વરૂપ કેવી રીતે હોઈ શકે, એવી શંકા કરીને ઉત્તર આપે છે– જેમનું **'काष्ठाम्'** યથાર્થ સ્વરૂપ નથી હું જાણતો કે નથી બ્રહ્માદિ અન્ય દેવો જાણતા, તે ભગવાનને નમસ્કાર હો. ॥ ૪૦ ॥

તે પ્રમાણે જ શ્રવણ કરવામાં આવ્યું છે– 'જે (બ્રહ્મવેત્તા)ને બ્રહ્મ અવિદિત છે તેને જ બ્રહ્મ વસ્તુતઃ વિદિત છે. જેને બ્રહ્મ વિદિત છે તે વસ્તુતઃ તેને નથી જાણતો.' '(કારણ કે તે બ્રહ્મ) જાણનારાઓને માટે અવિજ્ઞાત રહે છે તથા ન જાણનારાઓને માટે જ્ઞાત હોય છે.'(કેન.ઉપ.૨/૩)

अविज्ञातं विजानतां विज्ञातमविजानताम्। 'यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह। आनन्दं ब्रह्मणो विद्वान्।'

इति परिच्छिन्नत्वेन जानतोऽमतम् अपरिच्छिन्नत्वेन जानतस्तु मतमित्यर्थः।

अग्निस्तु यज्ञमूर्तिं प्रणमति।

**अग्निरुवाच**

**यत्तेजसाऽहं सुसमिद्धतेजा**
**हव्यं वहे स्वध्वर आज्यसिक्तम्।**
**तं यज्ञियं पञ्चविधं च पञ्चभिः**
**स्विष्टं यजुर्भिः प्रणतोऽस्मि यज्ञम्॥ ४१**

(છંદ- ઈન્દ્રવજ્રા)

यस्य तेजसा सुष्ठु समिद्धं प्रदीप्तं तेजो यस्य सोऽहं प्रशस्तेऽध्वरे हविर्वहामि। तं यज्ञियं यज्ञाय हितं पालकम्। यज्ञं यज्ञमूर्तिम्। पञ्चविधत्वमैतरेयके उक्तम्—'स एष यज्ञः पञ्चविधोऽग्निहोत्रं दर्शपूर्णमासौ चातुर्मास्यानि पशुः सोमः' इति।

पञ्चभिर्यजुर्भिर्यज्ञमन्त्रैः स्विष्टं सुपूजितम्। तथा च श्रुतिः—'आश्रावयेति चतुरक्षरं, अस्तु श्रौषडिति चतुरक्षरं, यजेति द्व्यक्षरं ये यजामह इति पञ्चाक्षरं, द्व्यक्षरो वषट्कारः।' इति। स्मृतिश्च

'चतुर्भिश्च चतुर्भिश्च द्वाभ्यां पञ्चभिरेव च।
हूयते च पुनर्द्वाभ्यां स मे विष्णुः प्रसीदतु॥'
इति॥ ४१ ॥

'જ્યાંથી મન સહિત વાણી તેને પ્રાપ્ત કર્યા વિના જ પાછી ફરે છે. તે બ્રહ્મના આનંદને જાણનારો વિદ્વાન....' (તૈત્તિ.ઉપ.૨/૯)

આમ મર્યાદિતરૂપે જાણનારને તે અવિદિત છે અને અમર્યાદિતરૂપે જાણનારને તે વિદિત છે, એમ અર્થ છે.

અગ્નિદેવ યજ્ઞમૂર્તિ શ્રીહરિને પ્રણામ કરે છે.

**અગ્નિદેવ બોલ્યા** – જેમના તેજથી ખૂબ પ્રજ્વલિત તેજવાળો થઈને હું શ્રેષ્ઠ યજ્ઞોમાં (દેવતાઓને) ઘૃતમિશ્રિત હવિ પહોંચાડું છું, તે યજ્ઞની રક્ષા કરનારા, પાંચ પ્રકારના યજ્ઞસ્વરૂપ અને યજુર્વેદના પાંચ યજ્ઞમંત્રોથી સારી રીતે પૂજાતા યજ્ઞમૂર્તિ એવા આપને હું પ્રણામ કરું છું. ॥ ૪૧ ॥

જેમના તેજથી સારી રીતે **'समिद्धम्'** પ્રજ્વલિત થયું છે તેજ જેનું તેવો હું શ્રેષ્ઠ યજ્ઞમાં (તે તે દેવતાઓને) હવિ પહોંચાડું છું. તે **'यज्ञियम्'** યજ્ઞનું પાલન કરનારને (હું પ્રણામ કરું છું.), **'यज्ञम्'** યજ્ઞમૂર્તિને– યજ્ઞના પાંચ પ્રકાર ઐતરેયમાં કહ્યા છે, તે આ પ્રમાણે છે. (૧)અગ્નિહોત્ર (૨)દર્શ અને પૂર્ણમાસ (૩)ચાતુર્માસ્યો (૪)પશુ અને (૫)સોમ.

યજુર્વેદના પાંચ યજ્ઞમંત્રોથી **'सु-इष्टम्'** સારી રીતે પૂજાતા એવા આપને– તે પ્રમાણે શ્રુતિ છે. (યજુર્વેદના પાંચ યજ્ઞમંત્રો આ પ્રમાણે છે) **'आश्रावय'** એ ચાર અક્ષરોવાળો **'अस्तु श्रौषट्'** એ ચાર અક્ષરોવાળો, **'यज'** એ બે અક્ષરોવાળો, **'ये यजामहे'** એ પાંચ અક્ષરોવાળો અને **'वषट्'** એ બે અક્ષરોવાળો મંત્ર છે. તે અનુસાર સ્મૃતિ પણ છે.

ચાર અક્ષરોના મંત્ર (**'आश्रावय'**) દ્વારા, ચાર અક્ષરોના મંત્ર (**अस्तु श्रौषट्**) દ્વારા, બે અક્ષરોના મંત્ર (**'यज'**) દ્વારા તથા પાંચ અક્ષરોના મંત્ર (**'ये यजामहे'**) દ્વારા અને વળી બે અક્ષરોના મંત્ર (**'वषट्'**) દ્વારા જેમનું પૂજન કરવામાં આવે છે તે ભગવાન વિષ્ણુ મારી ઉપર પ્રસન્ન થાઓ! ॥ ૪૧ ॥

**वीर.—**....तथा च श्रूयते—
"न तत्र सूर्यो भाति न चन्द्रतारकं नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः। तमेव भान्तमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति॥" इति त्वदाहितशक्तीनामेवास्माकं स्वस्वकार्यक्षमत्वम्....।

તે જ પ્રમાણે સાંભળવામાં આવ્યું છે– ત્યાં (આત્મસ્વરૂપ બ્રહ્મમાં) સૂર્ય પ્રકાશિત નથી થતો, ત્યાં તારા પ્રકાશિત નથી થતા તેમ જ આ વિદ્યુત પણ નથી ચમકતી, તો પછી આ અગ્નિની તો વાત જ શી? તેના પ્રકાશિત થવાથી જ બધું પ્રકાશિત થાય છે તથા તેના પ્રકાશથી જ આ બધું ભાસે છે.' (કઠ.ઉપ.૨/૨/૧૫) આમ અમારી પોતપોતાની કાર્યક્ષમતા આપે મૂકેલી શક્તિની જ કાર્યક્ષમતા છે.

**वंशीधरी—**यज्ञकुण्डस्थोऽग्निराह—केवलं हविर्वहामि न तु तत्त्वं जानामि।

યજ્ઞકુંડમાં રહેલો અગ્નિ કહે છે– હું માત્ર હોમેલું હવિષ પહોંચાડું છું, પરંતુ (હે પ્રભુ, આપનું) તત્ત્વ નથી જાણતો.

**बा.प्र.—**यज्ञं यज्ञमूर्तिं विष्णुं 'यज्ञो वै विष्णुः' इति श्रुतेः।

યજ્ઞ એટલે યજ્ઞમૂર્તિ ભગવાન વિષ્ણુ. એ જ પ્રમાણે શ્રુતિ છે— 'યજ્ઞ એ જ ભગવાન વિષ્ણુ છે.' (શત.બ્રા.૧/૧/૨/૧૩)

देवास्तु सत्यं वयमपि देवास्तथापि जगदाद्यन्तयोस्त्वमेव नान्यः कश्चिदित्याहुः—**पुरेति।**

એ સાચું છે કે અમે પણ દેવો છીએ; છતાં જગતના આદિ અને અંતમાં તો આપ જ વિદ્યમાન રહો છો, અન્ય કોઈ નહીં, એમ દેવો કહે છે— **'पुरा इति।'**

**देवा ऊचुः**

**पुरा कल्पापाये**
**स्वकृतमुदरीकृत्य विकृतं**
**त्वमेवाद्यस्तस्मिन्**
**सलिल उरगेन्द्राधिशयने।**
**पुमान् शेषे सिद्धै-**
**र्हृदि विमृशिताध्यात्मपदविः।**
**स एवाद्याक्ष्णोर्यः**
**पथि चरसि भृत्यानवसि नः॥ ४२**

(છંદ- શિખરિણી)

**દેવો બોલ્યા** – પૂર્વે પ્રલયકાળમાં પોતે રચેલા વિશ્વપ્રપંચને ઉદરમાં સમેટીને, આદ્યપુરુષ એવા આપ જ તે પ્રલયકાલીન જળમાં શેષનાગની શ્રેષ્ઠ શય્યા ઉપર શયન કરો છો. જેમના જ્ઞાનમાર્ગનું જનલોક વગેરેમાં વસનારા સિદ્ધજનો દ્વારા ચિંતન કરવામાં આવે છે અને જે આજે અમારાં નેત્રોને પ્રત્યક્ષ થયા છો તે આપ, દાસ એવા અમારું રક્ષણ કરો છો.॥ ૪૨ ॥

कल्पापाये प्रलये विकृतं कार्यजातमुदरीकृत्य संहृत्य त्वमेवाद्यः पुमानुरगेन्द्र एवाधिकं शयनं शय्या तस्मिन् शेषे शयनं करोषि। सिद्धैर्जनलोकादिवासिर्विमृशिता विचिन्तिताऽध्यात्मपदवी ज्ञानमार्गो यस्य स एव त्वं य इदानीमक्ष्णोः पथि चरसि प्रत्यक्षोऽसि। अवसि रक्षसि॥ ४२॥

**'कल्प-अपाये'** પ્રલયકાળમાં **'विकृतम्'** કાર્યરૂપ વિશ્વપ્રપંચને **'उदरीकृत्य'** ઉદરમાં લીન કરીને, આદ્યપુરુષ એવા આપ, શેષનાગ એ જ શય્યા, તેમાં **'शेषे'** શયન કરો છો. **'सिद्धैः'** જનલોક વગેરેમાં નિવાસ કરનારા સિદ્ધજનો દ્વારા **'विमृशिता'** ચિંતન કરવામાં આવ્યો છે **'अध्यात्म-पदवी'** જ્ઞાનમાર્ગ જેમનો, તે જ આપ જે હમણાં નેત્રોના **'पथि चरसि'** માર્ગમાં આવ્યા છો, નેત્રોને પ્રત્યક્ષ થયા છો, તે આપ ભૃત્યજનોનું **'अवसि'** રક્ષણ કરો છો. ॥ ૪૨ ॥

गन्धर्वाप्सरसस्तु वयं भिया केवलं सर्वानपि परमेश्वरत्वेनोपश्लोकयामस्त्वमेव तु परमेश्वरोऽन्ये तु त्वदंशा एवेत्याहुः—**अंशांशा** इति।

**गन्धर्वा ऊचुः**

**अंशांशास्ते देव मरीच्यादय एते**
**ब्रह्मेन्द्राद्या देवगणा रुद्रपुरोगाः।**
**क्रीडाभाण्डं विश्वमिदं यस्य विभूमन्**
**तस्मै नित्यं नाथ नमस्ते करवाम॥ ४३**

(છંદ- મત્તમયૂરક)

हे विभूमन्महत्तम, क्रीडाभाण्डं क्रीडोपकरणं विश्वं ब्रह्माण्डं यस्य तस्मै ते नमनं कुर्मः॥ ४३॥

विद्याधरास्तु केवलं विद्याभिः सम्पदः प्राप्यन्ते अहङ्कारादिव्यामोहनिवृत्तिस्तु त्वत्कथाश्रवणं विना नास्तीत्याहुः।

**विद्याधरा ऊचुः**

**त्वन्माययार्थमभिपद्य कलेवरेऽस्मिन्**
**कृत्वा ममाहमिति दुर्मतिरुत्पथैः स्वैः।**
**क्षिप्तोऽप्यसद्विषयलालस आत्ममोहं**
**युष्मत्कथामृतनिषेवक उद्व्युदस्येत्॥४४**

(છંદ-વસંતતિલકા)

अर्थं पुरुषार्थसाधनं कलेवरमभिपद्य प्राप्य त्वन्माययास्मिन्ममेत्यहमिति चाभिमानं कृत्वेममात्ममोहं युष्मत्कथामृतनिषेवक उदुच्चैर्व्युदस्येत् परित्यजेन्नान्यः। ननु स्वैः पुत्रादिभिरधिक्षिप्तो दुःखितः सन्परित्यजेदेव, नेत्याहुः। क्षिप्तोऽपि दुर्मतिः। असत्सु विषयेष्वेव लालसा तृष्णा यस्य सः॥ ४४॥

અમે ગન્ધર્વો અને અપ્સરાઓ તો કેવળ ભયથી સર્વ દેવોની પરમેશ્વરરૂપે સ્તુતિ કરીએ છીએ. પરમેશ્વર તો આપ જ છો, બીજા તો આપના અંશો જ છે; એમ (ગન્ધર્વો અને અપ્સરાઓ) કહે છે— **'अंश-अंशाः इति।'**

**ગન્ધર્વો બોલ્યા** – હે દેવ, મરીચિ વગેરે ઋષિઓ, બ્રહ્મા-ઈન્દ્ર વગેરે તથા રુદ્ર જેમાં મુખ્ય છે તેવા આ દેવગણો આપના અંશના પણ અંશ છે. સર્વથી મહાન એવા હે દેવ, આ વિશ્વ જેમનું રમકડું છે તેવા હે નાથ, આપને અમે નિત્ય નમસ્કાર કરીએ છીએ. ॥ ૪૩ ॥

**'हे विभूमन्'** હે અત્યન્ત મહાન, **'क्रीडाभाण्डम्'** રમવાનું સાધન **'विश्वम्'** બ્રહ્માંડ છે જેમનું તેમને અમે નમન કરીએ છીએ. ॥ ૪૩ ॥

વિદ્યાધરો તો માત્ર વિદ્યાથી સમ્પત્તિ પ્રાપ્ત કરે છે, પણ અહંકાર વગેરે અજ્ઞાનની નિવૃત્તિ આપની કથાના શ્રવણ વિના થતી નથી, તેમ કહે છે.

**વિદ્યાધરો બોલ્યા** – પરમ પુરુષાર્થની પ્રાપ્તિના સાધનરૂપ આ દેહને પ્રાપ્ત કરીને આપની માયાથી આ શરીર પર 'હું અને મારું' એવું અભિમાન કરીને, અવળે માર્ગે જનારા પોતાના પુત્રો વગેરે દ્વારા તિરસ્કૃત થતો હોવા છતાં આ દુર્બુદ્ધિવાળો મનુષ્ય અસદ્ વિષયોમાં તૃષ્ણા રાખીને રહે છે. પરંતુ આપના કથામૃતનું તે સેવન કરે તો જ તે પોતાના મોહનો સર્વથા ત્યાગ કરે(કરી શકે). ॥ ૪૪॥

**'अर्थम्'** પરમ પુરુષાર્થના સાધનરૂપ માનવદેહને **'अभिपद्य'** પ્રાપ્ત કરીને, આપની માયાથી આ શરીર પર 'હું અને મારું' એવું અભિમાન કરીને– આપના કથામૃતનું સેવન કરે તો પોતાના આ મોહનો **'उत्'** સર્વથા **'व्युदस्येत्'** ત્યાગ કરે, અન્ય કોઈ રીતે મોહ છૂટે નહીં, એમ કહે છે. હવે શંકા કરે છે કે પોતાના પુત્રો વગેરે દ્વારા તિરસ્કૃત થયેલો એવો તે દુઃખી થઈને પણ મોહનો ત્યાગ કરે (કથાશ્રવણાદિની શી જરૂર છે?) તો તે માટે ઉત્તર આપે છે કે તિરસ્કૃત થવા છતાં પણ આ દુર્બુદ્ધિવાળો મનુષ્ય કે જેને અસદ્ વિષયોમાં તૃષ્ણા છે. (તેથી તે કથામૃતના સેવન વિના મોહનો સંપૂર્ણપણે ત્યાગ કરી શકતો નથી.) ॥ ૪૪ ॥

ब्राह्मणाः स्तुवन्ति— **त्वमिति** त्रिभिः।

**ब्राह्मणा ऊचुः**

**त्वं क्रतुस्त्वं हविस्त्वं हुताशः स्वयं**
**त्वं हि मन्त्रः समिद्दर्भपात्राणि च।**
**त्वं सदस्यर्त्विजो दम्पती देवता**
**अग्निहोत्रं स्वधा सोम आज्यं पशुः॥ ४५**

(છંદ- સ્રગ્વિણી)

**त्वं पुरा गां रसाया महासूकरो**
**दंष्ट्रया पद्मिनीं वारणेन्द्रो यथा।**
**स्तूयमानो नदँल्लीलया योगिभि-**
**र्व्युज्जहर्थ त्रयीगात्र यज्ञक्रतुः॥ ४६**

(છંદ- સ્રગ્વિણી)

**स प्रसीद त्वमस्माकमाकाङ्क्षतां**
**दर्शनं ते परिभ्रष्टसत्कर्मणाम्।**
**कीर्त्यमाने नृभिर्नाम्नि यज्ञेश ते**
**यज्ञविघ्नाः क्षयं यान्ति तस्मै नमः॥ ४७**

(છંદ- સ્રગ્વિણી)

सदस्याश्च ऋत्विजश्च॥ ४५॥

गां पृथ्वीं रसाया रसातलाद्दंष्ट्रया व्युज्जहर्थ विशेषेणोद्धृतवानसि योगिभिः स्तूयमानः। हे त्रयीगात्र वेदमूर्ते, यज्ञो यागः सयूपस्तद्विशेषः क्रतुस्तद्रूपी यज्ञसङ्कल्परूप इति वा। यज्ञः क्रतुः कर्म यस्येति वा॥ ४६॥

स त्वमस्माकं त्वद्दर्शनमाकाङ्क्षतां प्रसीद अस्मद्यज्ञमप्युद्धरेत्यर्थः। न चाशक्यं तवैतत्। यतस्तव नाम्नि कीर्त्यमान एव यज्ञविघ्नाः क्षयं यान्ति। एवम्प्रभावो यस्तस्मै नमः॥ ४७॥

બ્રાહ્મણો ત્રણ શ્લોકો વડે સ્તુતિ કરે છે— **'त्वम् इति।'**

**બ્રાહ્મણો બોલ્યા** – (હે ભગવાન) આપ જ યજ્ઞ છો, આપ જ હવિ છો, આપ જ અગ્નિ છો, સ્વયં આપ જ મંત્ર છો, આપ જ સમિધા, દર્ભ અને યજ્ઞપાત્રો છો, આપ જ યજ્ઞના સભાસદો અને ઋત્વિજો છો, યજમાન અને તેમના ધર્મપત્ની છો, યજ્ઞીય દેવતા છો, અગ્નિહોત્ર, સ્વધા, સોમરસ, ઘૃત(ઘી) અને યજ્ઞીય પશુ છો.॥ ૪૫ ॥

હે વેદમૂર્તિ, યજ્ઞ તથા તેનો સંકલ્પ– બંને આપ જ છો. પૂર્વે યોગીઓ વડે સ્તુતિ કરાતા અતિ વિશાળ વરાહસ્વરૂપ આપે, ગજરાજ કમલિનીને ઊંચકી લાવે તેમ રસાતળમાં ડૂબેલી પૃથ્વીનો પોતાની દાઢ વડે લીલામાત્રથી જ ગર્જના કરતાં ઉદ્ધાર કર્યો હતો. ॥ ૪૬ ॥

તેવા હે યજ્ઞેશ્વર, સત્કર્મોથી ભ્રષ્ટ છતાં આપનાં દર્શનની આકાંક્ષા રાખતા અમારી ઉપર આપ પ્રસન્ન થાઓ! જ્યારે મનુષ્યો દ્વારા આપના નામનું કીર્તન થાય છે ત્યારે યજ્ઞનાં વિઘ્નો નાશ પામે છે, તેવા આપને નમસ્કાર. ॥ ૪૭ ॥

સભાસદો અને ઋત્વિજો પણ આપ જ છો.॥ ૪૫ ॥

**'गाम्'** પૃથ્વીને **'रसायाः'** રસાતળમાંથી દાઢ વડે **'व्युज्जहर्थ'** અદ્ભુત રીતે ઉદ્ધાર કર્યો હતો. યોગીઓ દ્વારા સ્તુતિ કરાતા આપ– હે **'त्रयीगात्र'** વેદમૂર્તિ, **'यज्ञः'** યાગ એટલે યૂપ સહિત, તેની વિશેષતાવાળો યજ્ઞ અને ક્રતુ (એટલે યૂપ વગરનો યજ્ઞ) અથવા તેના સંકલ્પરૂપ પણ આપ જ છો અથવા યજ્ઞરૂપ સંકલ્પ જેનો છે (તેવા આપ છો). ॥૪૬॥

તેવા આપ આપનાં દર્શનની આકાંક્ષા સેવનારા અમારી ઉપર પ્રસન્ન થાઓ! અમારા યજ્ઞનો પણ આપ ઉદ્ધાર કરો, એમ અર્થ છે. આપને માટે આ અશક્ય નથી, કારણ કે આપના નામનું કીર્તન થતાં જ યજ્ઞનાં વિઘ્નો નાશ પામે છે. આવો જેમનો પ્રભાવ છે તેમને નમસ્કાર. ॥ ૪૭ ॥

मैत्रेय उवाच

**इति दक्षः कविर्यज्ञं भद्र रुद्रावमर्शितम्।**
**कीर्त्यमाने हृषीकेशे सन्निन्ये यज्ञभावने॥ ४८**

**भगवान्स्वेन भागेन सर्वात्मा सर्वभागभुक्।**
**दक्षं बभाष आभाष्य प्रीयमाण इवानघ॥ ४९**

इत्यनेन प्रकारेण सर्वैः कीर्त्यमाने। हे भद्र विदुर। सन्निन्ये प्रवर्तयामास॥ ४८॥

सर्वात्मतया सर्वभागभोक्तापि भगवान्निजानन्दतृप्तोऽपि स्वेन भागेन त्रिकपालपुरोडाशेन प्रीयमाण इव दक्षमाभाष्य सम्बोध्य बभाषे॥ ४९॥

***वीर.**—त्रिकपालपुरोडाश।

श्रीभगवानुवाच

**अहं ब्रह्मा च शर्वश्च जगतः कारणं परम्।**
**आत्मेश्वर उपद्रष्टा स्वयंदृगविशेषणः॥ ५०**

योऽहं जगतः कारणं आत्मा चेश्वरश्च उपद्रष्टा साक्षी च स्वयम्प्रकाशश्च निरुपाधिश्च स एव ब्रह्मा शर्वश्चेत्यन्वयः॥ ५०॥

कुत इत्यत आह।

**आत्ममायां समाविश्य सोऽहं गुणमयीं द्विज।**
**सृजनरक्षन्हरन्विश्वं दध्रे संज्ञां क्रियोचिताम्॥ ५१**

**तस्मिन्ब्रह्मण्यद्वितीये केवले परमात्मनि।**
**ब्रह्मरुद्रौ च भूतानि भेदेनाज्ञोऽनु पश्यति॥ ५२**

**મૈત્રેયમુનિ બોલ્યા** – હે ભદ્ર (વિદુરજી), જ્યારે આ રીતે સર્વ જનો યજ્ઞરક્ષક ભગવાન હૃષીકેશની સ્તુતિ કરતા હતા ત્યારે કર્મકુશળ દક્ષે રુદ્રપાર્ષદ વીરભદ્રે નાશ કરેલા યજ્ઞનો પુનઃ આરંભ કર્યો.॥ ૪૮ ॥

હે નિષ્પાપ (વિદુરજી), સર્વાન્તર્યામી તરીકે સર્વના ભાગના ભોક્તા હોવા છતાં ત્રિકપાલ પુરોડાશરૂપ * પોતાના ભાગથી જાણે પ્રસન્ન થયા હોય તેમ ભગવાન દક્ષને સંબોધીને કહેવા લાગ્યા. ॥ ૪૯ ॥

આમ, આ પ્રકારે સર્વે જનો દ્વારા ભગવાનની સ્તુતિ કરાઈ રહી હતી ત્યારે, હે ભદ્ર વિદુર, **'सन्निन्ये'** (યજ્ઞનો પુનઃ) આરંભ કર્યો. ॥ ૪૮ ॥

સર્વાન્તર્યામી તરીકે સર્વના ભાગના ભોક્તા હોવા છતાં અને નિજાનંદમાં તૃપ્ત હોવા છતાં ત્રિકપાલ પુરોડાશરૂપ પોતાના ભાગથી જાણે પ્રસન્ન થયા હોય તેમ ભગવાન દક્ષને **'आभाष्य'** સંબોધીને કહેવા લાગ્યા. ॥ ૪૯ ॥

* રાંધેલા ચોખાના વાળેલા પિંડથી અગ્નિમાં ત્રણ વખત અપાતી આહુતિને ત્રિકપાલપુરોડશ કહે છે.

**શ્રીભગવાન બોલ્યા** – જગતના પરમ કારણરૂપ હું જ બ્રહ્મા તથા મહાદેવ છું. હું સર્વનો આત્મા, ઈશ્વર તથા સાક્ષી છું. સ્વયંપ્રકાશ તથા ઉપાધિશૂન્ય છું.॥ ૫૦ ॥

જે હું જગતનું પરમ કારણ, સર્વનો આત્મા, ઈશ્વર, સાક્ષી, સ્વયંપ્રકાશ અને નિરુપાધિક છું, તે જ હું બ્રહ્મા તથા શંકર છું– એમ અન્વય છે.॥ ૫૦ ॥

(એક જ પરમેશ્વરનું ત્રિત્વ) કેવી રીતે છે, તે કહે છે.

હે દ્વિજ દક્ષ, હું જ મારી ત્રિગુણાત્મિકા માયાનો આશ્રય કરીને જગતની ઉત્પત્તિ, પાલન અને સંહાર કરતો (તે તે) ક્રિયાને યોગ્ય નામ ધારણ કરું છું.॥ ૫૧ ॥

કેવળ, અદ્વિતીય, પરબ્રહ્મ, પરમાત્મારૂપ એવા તે મારામાં અજ્ઞાની મનુષ્ય બ્રહ્મા, રુદ્ર તથા સર્વ જીવોને ભેદભાવે જુએ છે. ॥ ૫૨ ॥

**यथा पुमान्न स्वाङ्गेषु शिरःपाण्यादिषु क्वचित्।**
**पारक्यबुद्धिं कुरुते एवं भूतेषु मत्परः॥ ५३**

જેવી રીતે મનુષ્ય પોતાનું મસ્તક, હાથ વગેરે અંગોમાં 'આ મારાથી જુદાં છે.' એવી બુદ્ધિ કરતો નથી તેવી રીતે મારામાં પરાયણ એવો મારો ભક્ત પ્રાણીમાત્રમાં પારકાની બુદ્ધિ રાખતો નથી. ॥ ૫૩ ॥

**त्रयाणामेकभावानां यो न पश्यति वै भिदाम्।**
**सर्वभूतात्मनां ब्रह्मन्स शान्तिमधिगच्छति॥ ५४**

હે વિપ્રવર! બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ– એમ એકરૂપવાળા, સર્વ પ્રાણીઓના આત્મા એવા અમારા ત્રણમાં જે ભેદદૃષ્ટિથી જોતો નથી, તે શાંતિ પામે છે. ॥ ૫૪ ॥

अहमेवात्ममायामधिष्ठाय जगत्सृष्ट्यादि कुर्वन् स च स च सन् सर्वशक्तिः क्रियोचितां संज्ञां धारयामि॥ ५१ ॥

હું જ મારી માયાનો આશ્રય કરીને જગતની સૃષ્ટિ વગેરે કરતો, તે તે (બ્રહ્મા, વિષ્ણુ, મહેશરૂપ) થઈ, સૃષ્ટિ વગેરેના સામર્થ્યવાળો હોઈ, તે તે ક્રિયાને યોગ્ય નામ ધારણ કરું છું. ॥ ૫૧ ॥

तस्मिन्केवलेऽद्वितीये समानासमानजातीय–भेदरहिते ब्रह्मणि मयि ब्रह्मरुद्रौ भूतानि च भेदेनाज्ञः पश्यतीत्यर्थः॥ ५२ ॥

કેવળ, અદ્વિતીય, સજાતીય અને વિજાતીય ભેદથી રહિત પરબ્રહ્મ એવા તે મારા વિષે બ્રહ્મા અને રુદ્ર તથા સર્વ જીવોને અજ્ઞાની ભેદભાવથી જુએ છે, એમ અર્થ છે.॥ ૫૨ ॥

विद्वांस्तु भेदं न पश्यतीति सदृष्टान्तमाह—**यथेति**॥ ५३ ॥

પરંતુ વિદ્વાન મનુષ્ય ભેદ જોતો નથી, એમ દૃષ્ટાન્ત સહિત કહે છે— **'यथा इति।'** ॥ ૫૩ ॥

तस्मादेवमैक्यं पश्यन्कृतार्थो भवतीत्याह। त्रयाणामेको भावः स्वरूपं येषाम्॥ ५४॥

તેથી જ, ઐક્યને જોતો મનુષ્ય કૃતાર્થ થાય છે, એમ કહે છે. જે ત્રણેયનું એક **'भावः'** સ્વરૂપ છે.॥ ૫૪ ॥

**मैत्रेय उवाच**

**एवं भगवतादिष्टः प्रजापतिपतिर्हरिम्।**
**अर्चित्वा क्रतुना स्वेन देवानुभयतोऽयजत्॥ ५५**

**મૈત્રેયમુનિ બોલ્યા** – આ પ્રમાણે ભગવાન દ્વારા આજ્ઞા કરવામાં આવેલા, પ્રજાપતિઓના પતિ દક્ષે શ્રીહરિને તેમના પોતાના (ત્રિકપાલ ઈષ્ટિ નામના) યજ્ઞથી અર્ચન કરીને સર્વ દેવોનું પણ (મુખ્ય અને ગૌણ અથવા પ્રધાન અને અંગભૂત, એમ) બંને પ્રકારે પૂજન કર્યું. ॥ ૫૫ ॥

**रुद्रं च स्वेन भागेन ह्युपाधावत्समाहितः।**
**कर्मणोदवसानेन सोमपानितरानपि।**
**उदवस्य सहर्त्विग्भिः सस्नाववभृथं ततः॥ ५६**

ત્યારબાદ એકાગ્રચિત્ત થઈ દક્ષે ભગવાન શંકરનું પણ યજ્ઞશેષ ભાગથી પૂજન કર્યું તથા ઉદવસાન નામના યજ્ઞકર્મથી સોમપાન કરનારા બીજાઓનું પણ પૂજન કર્યું. ત્યાર પછી યજ્ઞકર્મ સમાપ્ત કરીને ઋત્વિજો સહિત તેમણે અવભૃથ સ્નાન કર્યું. ॥ ૫૬ ॥

**तस्मा अप्यनुभावेन स्वेनैवावाप्तराधसे।**
**धर्म एव मतिं दत्त्वा त्रिदशास्ते दिवं ययुः॥ ५७**

પોતાના પ્રભાવથી સિદ્ધિઓ પ્રાપ્ત કરનાર દક્ષપ્રજાપતિને ધર્મમાં જ મતિ આપીને તે દેવતાઓ સ્વર્ગમાં ગયા. ॥ ૫૭ ॥

स्वेन क्रतुना त्रिकपालेष्ट्या। उभयतोऽङ्गैः प्रधानेन च॥ ५५॥

'**स्वेन क्रतुना**' ત્રિકપાલ ઈષ્ટિ નામના પોતાના યજ્ઞથી– બંને પ્રકારે– અંગભૂત અને પ્રધાન એમ બંને પ્રકારના યજ્ઞોથી ॥ ૫૫ ॥

स्वेन भागेन यज्ञावशिष्टेन। उदवस्यते समाप्यतेऽनेनेत्युदवसानं तेन कर्मणा। सोमपानितरानप्युपाधावदित्यनुषङ्गः। ततश्चोदवस्य कर्म समाप्यावभृथरूपं यथा भवति तथा स्नातवान्॥ ५६॥

'**स्वेन भागेन**' યજ્ઞશેષ રહેલા તેમના પોતાના ભાગથી '**उदवस्यते**' જે કર્મ વડે યજ્ઞનું સમાપન કરવામાં આવે તેને ઉદવસાન કહે છે. આ ઉદવસાન નામના યજ્ઞકર્મથી સોમરસનું પાન કરનારા બીજાઓનું પણ '**उपाधावत्**' પૂજન કર્યું, એમ સંબંધ છે. ત્યાર પછી '**उदवस्य**' યજ્ઞકર્મ સમાપ્ત કરીને અવભૃથરૂપે જેમ થાય તેમ સ્નાન કર્યું ॥ ૫૬ ॥

स्वेनैवानुभावेनाप्तराधसे प्राप्तसिद्धये तस्मा अपि॥ ५७॥

પોતાના જ પ્રભાવથી '**आप्त-राधसे**' સિદ્ધિઓ પ્રાપ્ત કરનાર તે દક્ષને પણ ॥ ૫૭ ॥

**एवं दाक्षायणी हित्वा सती पूर्वकलेवरम्।**
**जज्ञे हिमवतः क्षेत्रे मेनायामिति शुश्रुम॥ ५८**
**॥ ५८॥**

(હે વિદુરજી), દક્ષપુત્રી સતીએ આ પ્રમાણે પૂર્વ શરીર ત્યજીને હિમાલય ક્ષેત્રમાં હિમાલયની સ્ત્રી મેનાના ગર્ભમાં જન્મ લીધો, એમ અમે સાંભળ્યું છે.॥ ૫૮ ॥૫૮ ॥

**तमेव दयितं भूय आवृङ्क्ते पतिमम्बिका।**
**अनन्यभावैकगतिं शक्तिः सुप्तेव पूरुषम्॥ ५९**

જેવી રીતે પ્રલયકાળે સુપ્ત થયેલી શક્તિ (સૃષ્ટિના આરંભમાં) પુનઃ ઈશ્વરને જ પ્રાપ્ત થાય છે, તેવી જ રીતે અનન્ય ભાવ રાખનારાઓના એક માત્ર આશ્રય તથા પ્રિયતમ એવા તે પતિ શંકર ભગવાનનું જ શ્રીઅમ્બિકા દેવીએ વરણ કર્યું. ॥ ૫૯ ॥

**एतद्भगवतः शम्भोः कर्म दक्षाध्वरद्रुहः।**
**श्रुतं भागवताच्छिष्यादुद्धवान्मे बृहस्पतेः॥ ६०**

દક્ષના યજ્ઞનો નાશ કરનાર ભગવાન શંભુનું આ કર્મ બૃહસ્પતિના શિષ્ય પરમ ભાગવત ઉદ્ધવજી પાસેથી મેં સાંભળ્યું છે. ॥ ૬૦ ॥

**इदं पवित्रं परमीशचेष्टितं**
**यशस्यमायुष्यमघौघमर्षणम्।**
**यो नित्यदाकर्ण्य नरोऽनुकीर्तयेद्**
**धुनोत्यघं कौरव भक्तिभावतः॥ ६१**

હે કુરુનંદન, શ્રીમહાદેવજીનું આ પરમ પવિત્ર ચરિત્ર યશ અને આયુષ્યને વધારનારું તથા પાપપુંજનો નાશ કરનારું છે. જે મનુષ્ય ભક્તિભાવપૂર્વક આનું નિત્યપ્રતિ શ્રવણ અને કીર્તન કરે છે, તે (પોતાનાં તથા બીજાનાં પણ) પાપનો, સંસારરૂપી દુઃખનો સદાય નાશ કરે છે. ॥ ૬૧ ॥

आवृङ्क्ते भजते स्म। अनन्यभावानामेकैव गतिर्यस्तम्। प्रलयकाले सुप्ता शक्तिरीश्वरमिव ॥ ५९॥

'**आवृङ्क्ते**' વરણ કર્યું; '**अनन्यभावानाम्**' અનન્ય ભાવવાળાઓની એક જ ગતિરૂપ જે છે તે શંકરભગવાનને — પ્રલયકાળે સુપ્ત થયેલી શક્તિ જેમ ઈશ્વરને પ્રાપ્ત થાય છે તેમ. ॥ ૫૯ ॥

बृहस्पतेः शिष्यान्मया श्रुतम् ॥ ६० ॥

બૃહસ્પતિના શિષ્ય પાસેથી મેં શ્રવણ કર્યું.॥ ૬૦ ॥

परं पवित्रं य आकर्ण्य तथानुकीर्तयेत्स आत्मनः परस्याप्यघं संसारव्यसनं सर्वदा धुनोति ॥ ६१ ॥

પરમ પવિત્ર ચરિત્રને સાંભળીને જે તે પ્રમાણે કહે છે, તે પોતાના તથા અન્યના પણ **'अघम्'** સંસારરૂપી દુ:ખનો સદાય નાશ કરે છે. ॥ ૬૧ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां चतुर्थस्कन्धे दक्षयज्ञसंधानं नाम सप्तमोऽध्यायः ॥ ७ ॥
इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां सप्तमोऽध्यायः ॥ ७ ॥

## अथाष्टमोऽध्यायः
### ધ્રુવજીનું વન-ગમન

दक्षकन्यान्वये प्राप्ता दक्षयज्ञकथोदिता।
मनुपुत्रान्वये प्राप्ता ध्रुवचर्याथ पञ्चभिः ॥ १

દક્ષની કન્યા સંબંધી પ્રાપ્ત થયેલી દક્ષયજ્ઞની કથા કહેવામાં આવી. હવે મનુમહારાજના પુત્રોના વંશમાં પ્રાપ્ત થયેલું ધ્રુવચરિત્ર પાંચ અધ્યાયો દ્વારા (વર્ણવાશે). ॥ ૧ ॥

अष्टमे गुरुदारोक्तिरोषमत्सरतः पुरात्।
निर्गतेन ध्रुवेणाह तपसा तोषणं हरेः ॥ २

જ્યેષ્ઠ પત્નીનાં ક્રોધ અને ઈર્ષ્યાયુક્ત વચનોથી નગરમાંથી નીકળી ગયેલા ધ્રુવજી દ્વારા તપથી શ્રીહરિને પ્રસન્ન કરવામાં આવ્યા તે (કથા) આઠમા અધ્યાયમાં કહે છે. ॥ ૨ ॥

एवं तावन्मनुकन्यान्वयोक्त्यैव मरीच्यादीनां ब्रह्मपुत्राणां वंशा वर्णितास्तत्रावशिष्टं किंचिदाह—**सनकाद्या** इति।

આમ, મનુમહારાજની કન્યાઓના વંશ દ્વારા જ મરીચિ વગેરે બ્રહ્માજીના પુત્રોના વંશનું વર્ણન કર્યું. તેમાં થોડું બાકી છે, તે કહે છે— **'सनकाद्याः इति।'**

**मैत्रेय उवाच**

**सनकाद्या नारदश्च ऋभुर्हंसोऽरुणिर्यतिः।**
**नैते गृहान्ब्रह्मसुता ह्यावसन्नूर्ध्वरेतसः ॥ १**

**મૈત્રેયમુનિ બોલ્યા** – સનકાદિ, નારદજી, ઋભુ, હંસ, અરુણિ અને યતિ– બ્રહ્માજીના આ પુત્રો નૈષ્ઠિક બ્રહ્મચારીઓ હતા, તેથી તેમણે ગૃહસ્થાશ્રમ સ્વીકાર્યો નહીં. ॥ ૧ ॥

नावसन्नाश्रिताः ऊर्ध्वरेतसो नैष्ठिकाः। अतस्तेषां वंशो नास्ति ॥ १ ॥

સનકાદિ વગેરે બ્રહ્મપુત્રોએ ગૃહસ્થાશ્રમનો **'न-अवसन्'** આશ્રય કર્યો નહીં. **'ऊर्ध्वरेतसः'** નૈષ્ઠિક બ્રહ્મચારીઓ હતા, તેથી તેમના વંશો નથી. ॥ ૧ ॥

अधर्मोऽपि ब्रह्मपुत्रस्तस्य वंशमाह—**मृषेति** चतुर्भिः।

અધર્મ પણ બ્રહ્માજીનો પુત્ર છે, તેથી તેના વંશનું ચાર શ્લોકોથી વર્ણન કરે છે— **'मृषा इति।'**

**मृषाऽधर्मस्य भार्यासीद्दम्भं मायां च शत्रुहन्।**
**असूत मिथुनं तत्तु निर्ऋतिर्जगृहेऽप्रजः ॥ २**

હે શત્રુહંતા (વિદુરજી), અધર્મની પત્ની મૃષાએ દંભ અને માયા નામના જોડકાંને જન્મ આપ્યો, પણ તેમને સંતાનરહિત નિર્ઋતિએ તેમને લઈ લીધાં. ॥ ૨ ॥

दम्भः परप्रतारणम्। माया तदुचिता चेष्टा। तयोः सोदरयोरपि दाम्पत्यमधर्मांशतया। एवमुपर्यपि। अप्रजोऽपुत्रः ॥ २ ॥

દંભ એટલે અન્યને છેતરવા. માયા એટલે તે (અન્યને છેતરવા) માટેની યોગ્ય ક્રિયા. તે બંને– દંભ અને માયા સહોદર હોવા છતાં પણ દંપતી બન્યાં કારણ કે તેઓ અધર્મના અંશરૂપ હતાં. આ પ્રમાણે આગળ (આવતાં ભાઈ-બહેનના જોડકાંઓ વચ્ચે) પણ (દાંપત્યધર્મ ચાલુ રહ્યો). **'अप्रजः'** સંતાનરહિત નિર્ઋતિ ॥ ૨ ॥

**दीपिनी—**निर्ऋतिः नैर्ऋतकोणाधिपती राक्षसविशेषः।

નિર્ઋતિ એટલે નૈઋત્ય ખૂણાનો અધિપતિ એવો વિશિષ્ટ રાક્ષસ.

**तयोः समभवल्लोभो निकृतिश्च महामते।**
**ताभ्यां क्रोधश्च हिंसा च यद्दुरुक्तिः स्वसा कलिः॥ ३**

હે મહામતિ, તે બંને (મૃષા અને દંભ)નાં લોભ અને શઠતા થયાં. તે બંને (લોભ અને શઠતા)માંથી ક્રોધ અને હિંસા જન્મ્યાં, જેમાંથી કલિ અને તેની બહેન દુરુક્તિ થયાં. ॥ ૩ ॥

निकृतिः शठता। यत् याभ्यां कलिश्च तस्य स्वसा दुरुक्तिश्चेत्यर्थः॥ ३ ॥

**'निकृतिः'** શઠતા; **'यत्'** જે (લોભ અને શઠતા) બંનેમાંથી કલિ અને તેની બહેન દુરુક્તિ થયાં, એમ અર્થ છે. ॥ ૩ ॥

**दुरुक्तौ कलिराधत्त भयं मृत्युं च सत्तम।**
**तयोश्च मिथुनं जज्ञे यातना निरयस्तथा॥ ४**

હે સાધુશિરોમણિ (વિદુરજી), દુરુક્તિમાં કલિએ ભય તથા મૃત્યુ ઉત્પન્ન કર્યાં તથા તે બંનેએ યાતના અને નિરય નામના જોડકાને જન્મ આપ્યો. ॥ ૪ ॥

यातना तीव्रवेदना॥ ४॥

**'यातना'** તીવ્ર વેદના ॥ ૪ ॥

**संग्रहेण मयाख्यातः प्रतिसर्गस्तवानघ।**
**त्रिः श्रुत्वैतत्पुमान्पुण्यं विधुनोत्यात्मनो मलम्॥ ५**

હે નિષ્પાપ (વિદુરજી), (પ્રલયના કારણરૂપ) પ્રતિસર્ગ એવો આ અધર્મનો વંશ મેં તમને સંક્ષેપમાં કહ્યો. (અધર્મનો ત્યાગ પુણ્યસંપાદનનું કારણ હોવાથી) આ પવિત્ર વંશ ત્રણ વાર શ્રવણ કરીને મનુષ્ય પોતાના મનની મલિનતાનો નાશ કરે છે. ॥ ૫ ॥

प्रतिसर्गोऽनुसर्ग एव। यद्वा प्रतिसर्गः प्रलयः। अधर्मस्य प्रलयहेतुत्वात्प्रतिसर्गत्वम्। एतदेतमधर्मवंशम्। पुण्यमिति वर्जनद्वारा पुण्यहेतुत्वात्॥ ५॥

**'प्रतिसर्गः'** પાછળની સૃષ્ટિ અથવા પ્રતિસર્ગ એટલે પ્રલય. અધર્મ પ્રલયના કારણરૂપ હોવાથી સર્ગથી ઊલટું હોવું તે. **'एतत्'** (एतम्) આ અધર્મનો વંશ– **'पुण्यम् इति।'** આ વંશને પવિત્ર કહ્યો કારણ કે (અધર્મના) ત્યાગ દ્વારા તે પુણ્યના કારણરૂપ બનતો હોવાથી (તે પુણ્ય સંપાદન કરાવનાર છે). ॥૫॥

**अथातः कीर्तये वंशं पुण्यकीर्तेः कुरूद्वह।**
**स्वायंभुवस्यापि मनोर्हरेरंशांशजन्मनः॥ ६**

હે કુરુનંદન, આમ (આ કથા સંપૂર્ણ કરીને) હવે શ્રીહરિના અંશ એવા બ્રહ્માજીના અર્ધદેહમાંથી જન્મેલા પવિત્રકીર્તિ સ્વાયમ્ભુવ મનુના વંશનું પણ વર્ણન કરું છું. ॥ ૬ ॥

मनोः पुत्रवंशम्। हरेरंशो ब्रह्मा तस्यांशाद्देहार्धाज्जन्म यस्य॥ ६॥

મહારાજ મનુના પુત્રોના વંશનું વર્ણન કરું છું. શ્રીહરિના અંશ બ્રહ્માજી, **'तस्य-अंशात्'** તે બ્રહ્માજીના અર્ધા દેહમાંથી જન્મ છે જેમનો ॥ ૬ ॥

**प्रियव्रतोत्तानपादौ शतरूपापतेः सुतौ।**
**वासुदेवस्य कलया रक्षायां जगतः स्थितौ॥ ७**

મહારાણી શતરૂપાના પતિ મહારાજ મનુના પ્રિયવ્રત અને ઉત્તાનપાદ– એમ બે પુત્રો હતા. ભગવાન વાસુદેવની કલા (અંશ)થી જન્મ્યા હોવાને કારણે તે બંને જગતની રક્ષા માટે સ્થિત હતા. ॥ ૭ ॥

जगतो रक्षायां स्थितौ॥ ७॥

તે બંને જગતની રક્ષા માટે સ્થિત હતા. ॥ ૭ ॥

**जाये उत्तानपादस्य सुनीतिः सुरुचिस्तयोः।**
**सुरुचिः प्रेयसी पत्युर्नेतरा यत्सुतो ध्रुवः॥ ८**

ઉત્તાનપાદની સુનીતિ અને સુરુચિ– એમ બે પત્નીઓ હતી. તે બંનેમાં સુરુચિ અધિક પ્રિય હતી, પરંતુ જેનો પુત્ર ધ્રુવ હતો તે બીજી પત્ની સુનીતિ પ્રિય ન હતી. ॥ ૮ ॥

सुनीतिः सुरुचिश्च जाये। तयोर्मध्ये इतरा सुनीतिः॥ ८॥

સુનીતિ અને સુરુચિ– એમ બે પત્નીઓ, તે બંનેમાં **'इतरा'** બીજી સુનીતિ ॥ ૮ ॥

तयोः प्रियाप्रियत्वे प्रपञ्चयन् ध्रुवचरित्रमाह पञ्चभिरध्यायैः।

તે બંનેના પ્રિયત્વ અને અપ્રિયત્વનો વિસ્તાર કરતાં પાંચ અધ્યાયો વડે ધ્રુવચરિત્ર કહે છે.

**एकदा सुरुचेः पुत्रमङ्कमारोप्य लालयन्।**
**उत्तमं नारुरुक्षन्तं ध्रुवं राजाऽभ्यनन्दत॥ ९**

એક દિવસ સુરુચિના પુત્ર ઉત્તમને ખોળામાં બેસાડીને લાડ કરતા રાજાએ ખોળામાં ચઢવા ઈચ્છતા ધ્રુવનો અંગીકાર કર્યો નહીં. ॥ ૯ ॥

सुरुचेः पुत्रमुत्तमसंज्ञं लालयन्॥ ९॥

સુરુચિના ઉત્તમ નામના પુત્રને લાડ કરતા॥ ૯ ॥

**तथा चिकीर्षमाणं तं सपत्न्यास्तनयं ध्रुवम्।**
**सुरुचिः शृण्वतो राज्ञः सेर्ष्यमाहातिगर्विता॥ १०**

ખોળામાં ઉત્તમની જેમ કરવાની (બેસવાની) ઈચ્છાવાળા તે શોક્યના પુત્ર ધ્રુવને અતિ ગર્વિષ્ઠ સુરુચિએ રાજાના દેખતાં જ ઈર્ષ્યાસહિત કહ્યું, ॥ ૧૦ ॥

तथा अङ्कारोहणं चिकीर्षमाणम्॥ १०॥

ઉત્તમની જેમ ખોળામાં ચઢી બેસવાની ઈચ્છા કરતા ધ્રુવને ॥ ૧૦ ॥

गर्वोक्तिमेवाह त्रिभिः—**नेति।**

ગર્વથી કહેલાં વચનોને ત્રણ શ્લોકોથી કહે છે— **'न इति।'**

**न वत्स नृपतेर्धिष्ण्यं भवानारोढुमर्हति।**
**न गृहीतो मया यत्त्वं कुक्षावपि नृपात्मजः॥ ११**

અરે છોકરા, તું રાજપુત્ર હોવા છતાં રાજાના આસન પર બેસવાને લાયક નથી કારણ કે તેં મારી કૂખે જન્મ નથી લીધો. ॥ ૧૧ ॥

नृपतेर्धिष्ण्यमासनं नृपात्मजोऽपि भवान्नारोढुमर्हति॥ ११॥

રાજાનું **'धिष्ण्यम्'** આસન, રાજપુત્ર હોવા છતાં પણ તું ત્યાં બેસવાને લાયક નથી. ॥ ૧૧॥

**बालोऽसि बत नात्मानमन्यस्त्रीगर्भसंभृतम्।**
**नूनं वेद भवान्यस्य दुर्लभेऽर्थे मनोरथः॥ १२**

॥ १२ ॥

અરે, તું નાદાન છે; અન્ય સ્ત્રીના ગર્ભમાં પોષાયેલો એવો તું તને પોતાને નથી જાણતો કે જેને (રાજાના ખોળામાં બેસવાના) દુર્લભ વિષયનો મનોરથ જાગ્યો છે. ॥ ૧૨॥ ૧૨॥

**तपसाराध्य पुरुषं तस्यैवानुग्रहेण मे।**
**गर्भे त्वं साधयात्मानं यदीच्छसि नृपासनम्॥ १३**

पुरुषमीश्वरम्॥ १३ ॥

જો તને રાજસિંહાસનની ઈચ્છા હોય તો તપથી પરમ પુરુષનું આરાધન કરીને તેમના જ અનુગ્રહથી તું મારી કૂખે જન્મ લે. ॥ ૧૩ ॥

**'पुरुषम्'** ઈશ્વરને ॥ ૧૩ ॥

**मैत्रेय उवाच**

**मातुः सपत्न्याः सुदुरुक्तिविद्धः**
**श्वसन् रुषा दण्डहतो यथाऽहिः।**
**हित्वा मिषन्तं पितरं सन्नवाचं**
**जगाम मातुः प्ररुदन्सकाशम्॥ १४**

मिषन्तं पश्यन्तम्। सन्नवाचं कुण्ठितवाचम्॥ १४॥

**મૈત્રેયમુનિ બોલ્યા** – સાવકી માતાનાં અતિશય દુર્વચનોથી ઘવાયેલા ધ્રુવજી, રુંધાઈ ગયેલી વાણી-વાળા ચૂપચાપ જોઈ રહેલા પિતાને છોડીને, લાકડીના મારથી ફૂંફાડા મારતા સાપની જેમ ક્રોધથી ડૂસકાં ભરતા, રડતા રડતા પોતાની માતા પાસે ગયા.॥ ૧૪ ॥

**'मिषन्तम्'** જોઈ રહેલા પિતાને **'सन्नवाचम्'** રુંધાઈ ગઈ છે વાણી જેમની તેવા પિતાને ॥ ૧૪ ॥

**तं निःश्वसन्तं स्फुरिताधरोष्ठं**
**सुनीतिरुत्सङ्ग उदुह्य बालम्।**
**निशम्य तत्पौरमुखान्नितान्तं**
**सा विव्यथे यद्गदितं सपत्न्याः॥ १५**

उदुह्यारोप्य। अन्तःपुरजनमुखाच्छ्रुत्वा॥१५॥

ધ્રૂજતા હોઠવાળા, હીબકે ચઢી ગયેલા તે બાળકને સુનીતિએ ખોળામાં ઊંચકીને, અન્તઃપુરના દાસીજનોના મુખેથી શોક્યનાં તે કઠોર વચનો સાંભળીને અત્યન્ત વ્યથા અનુભવી. ॥ ૧૫ ॥

**'उदुह्य'** બેસાડીને, અન્તઃપુરના દાસીજનોના મુખેથી સાંભળીને ॥ ૧૫ ॥

**सोत्सृज्य धैर्यं विललाप शोक-**
**दावाग्निना दावलतेव बाला।**
**वाक्यं सपत्न्याः स्मरती सरोज-**
**श्रिया दृशा बाष्पकलामुवाह॥ १६**

शोक एव दावाग्निस्तेन। दावाग्निगता लतेव स्थिता सा बाला विलापं चकार॥ १६॥

દાવાનળમાં રહેલી લતાની જેમ શોકરૂપી દાવાનળમાં રહેલી તે બાળા ધૈર્ય ગુમાવીને વિલાપ કરવા લાગી અને શોક્યનાં દુર્વચનોને સંભારતી, સરોજ જેવી શોભાવાળા નેત્રોમાંથી આંસુ સારવા લાગી. ॥ ૧૬ ॥

શોક એ જ દાવાગ્નિ, તેનાથી દાવાનળમાં ઘેરાયેલી લતાની જેમ રહેલી તે બાળા વિલાપ કરવા લાગી.॥ ૧૬ ॥

**दीर्घं श्वसन्ती वृजिनस्य पार-**
**मपश्यती बालकमाह बाला।**
**माऽमङ्गलं तात परेष्वमंस्था**
**भुङ्क्ते जनो यत्परदुःखदस्तत्॥ १७**

ઊંડા નિસાસા નાખતી અને દુઃખનો અન્ત ન જોતી બાળા સુનીતિએ ધ્રુવને કહ્યું; 'બેટા, તું બીજાઓનો અપરાધ માનીશ નહીં કારણ કે જે બીજાને દુઃખ આપે છે તે પોતે જ આપેલું દુઃખ ભોગવે છે. ॥ ૧૭ ॥

वृजिनस्य दुःखस्य। अमङ्गलमपराधं परेषु मामंस्थाः। यद्यतः परेभ्यो दुःखं ददाति यः स स्वदत्तमेव दुःखं भुङ्क्ते॥ १७॥

'**वृजिनस्य**' દુઃખનો– '**अमङ्गलम्**' બીજાઓનો અપરાધ માનીશ નહીં '**यत्**' કારણ કે જે બીજાને દુઃખ આપે છે તે પોતે જ આપેલું દુઃખ ભોગવે છે. ॥ ૧૭ ॥

**सत्यं सुरुच्याऽभिहितं भवान्मे**
**यद्दुर्भगाया उदरे गृहीतः।**
**स्तन्येन वृद्धश्च विलज्जते यां**
**भार्येति वा वोढुमिडस्पतिर्माम्॥ १८**

સુરુચિનું વચન સત્ય છે કે દુર્ભાગી એવી મારા વડે તું ઉદરમાં ધારણ કરાયો અને મારા જ ધાવણથી ઊછર્યો કે જે મને રાજા પત્ની તરીકે (તો શું, દાસી તરીકે પણ) સ્વીકારતાં શરમાય છે. ॥ ૧૮ ॥

दुर्भगया मया उदरे गृहीतस्तस्या एव स्तन्येन वृद्धश्च। दुर्भगत्वमेवाह। यां मामिडस्पति-र्भूपतिर्भार्येति वोढुं स्वीकर्तुं विलज्जते। वाशब्दाद्दासीत्यपि॥ १८॥

દુર્ભાગી એવી મારા વડે ઉદરમાં તું ધારણ કરાયો અને મારા જ ધાવણથી તું ઊછર્યો. દુર્ભાગ્યને જ જણાવે છે– જે મને '**इडस्पतिः**' રાજા પત્ની તરીકે '**वोढुम्**' સ્વીકારતાં શરમાય છે. '**वा**' શબ્દથી– દાસી તરીકે સ્વીકારતાં પણ શરમાય છે, એમ કહેવા માંગે છે.॥ ૧૮ ॥

**आतिष्ठ तत्तात विमत्सरस्त्व-**
**मुक्तं समात्रापि यदव्यलीकम्।**
**आराधयाधोक्षजपादपद्मं**
**यदीच्छसेऽध्यासनमुत्तमो यथा॥ १९**

બેટા, સાવકી માતા દ્વારા કહેવામાં આવ્યું હોવા છતાં પણ તે સાચું છે. રાજકુમાર ઉત્તમની જેમ તું રાજસિંહાસન ઇચ્છતો હોય તો દ્વેષરહિત થઈને ભગવાન અધોક્ષજના ચરણકમળની આરાધના કર. ॥ ૧૯ ॥

पितृभार्यात्वेन मात्रा समा मातुः सपत्नी तयापि यदुक्तं 'तपसाराध्य पुरुषम्' इत्यादि तदातिष्ठ कुरु। अध्यासनं यदीच्छसि॥ १९॥

પિતાની ભાર્યા હોવાથી માતા સમાન, માતાની શોક્ય– તેના દ્વારા પણ જે કહેવાયું છે– તપથી પરમ પુરુષનું આરાધન કરીને (શ્લોક-૧૩) વગેરે, તે '**आतिष्ठ**' કર, જો તું રાજસિંહાસન ઇચ્છતો હોય તો॥ ૧૯ ॥

**यस्याङ्घ्रिपद्मं परिचर्य विश्व-**
**विभावनायात्तगुणाभिपत्तेः ।**
**अजोऽध्यतिष्ठत्खलु पारमेष्ठ्यं**
**पदं जितात्मश्वसनाभिवन्द्यम्॥ २०**

જગતના રક્ષણ માટે સત્ત્વગુણના આશ્રયવાળું શરીર જેમણે સ્વીકાર્યું છે તેવા પરમાત્મા શ્રીહરિનાં ચરણકમળની સેવા કરીને જ (તારા પ્રપિતામહ) બ્રહ્માજી પરમેષ્ઠીપદ પામ્યા છે તથા જે ચરણકમળ મન તથા વાયુને જીતનારા યોગીજનોને પણ વંદન કરવા યોગ્ય છે. ॥ ૨૦ ॥

परिचर्य निषेव्य। विश्वस्य विभावनाय पालनायात्ता स्वीकृता गुणाभिपत्तिः सत्त्वगुणाधिष्ठानं येन तस्य। जित आत्मा मनः श्वसनः प्राणश्च यैस्तैरभिवन्द्यम्॥ २०॥

'**परिचर्य**' સેવા કરીને– જગતના '**विभावनाय**' પાલન માટે '**आत्ता**' સ્વીકાર્યું છે '**गुण-अभिपत्तिः**' સત્ત્વગુણના આશ્રયવાળું શરીર જેમણે તેવા શ્રીહરિનાં ચરણકમળની સેવા કરીને– જિતાયાં છે '**आत्मा**' મન તથા '**श्वसनः**' પ્રાણ જેમનાં વડે તેમનાં દ્વારા વંદન કરવા યોગ્ય ચરણકમળને સેવીને ॥ ૨૦ ॥

**तथा मनुर्वो भगवान्पितामहो**
**यमेकमत्या पुरुदक्षिणैर्मखैः ।**
**इष्ट्वाऽभिपेदे दुरवापमन्यतो**
**भौमं सुखं दिव्यमथापवर्ग्यम्॥ २१**

एकमत्या सर्वान्तर्यामिदृष्ट्या॥ २१॥

**तमेव वत्साश्रय भृत्यवत्सलं**
**मुमुक्षुभिर्मृग्यपदाब्जपद्धतिम् ।**
**अनन्यभावे निजधर्मभाविते**
**मनस्यवस्थाप्य भजस्व पूरुषम्॥ २२**

मृग्या पदाब्जयोः पद्धतिर्मार्गो यस्य तमेवाश्रय शरणं व्रज। ततो भजस्व। नान्यस्मिन्भावो यस्य तस्मिन्। निजधर्मैर्भाविते शोधिते॥ २२॥

तमेवेत्यनेन सूचितं सर्वोत्तमत्वं प्रपञ्चयति—**नान्यमिति।**

**नान्यं ततः पद्मपलाशलोचना-**
**द्दुःखच्छिदं ते मृगयामि कंचन।**
**यो मृग्यते हस्तगृहीतपद्मया**
**श्रियेतरैरङ्ग विमृग्यमाणया॥ २३**

हस्तेन गृहीतं दीपवत्पद्मं यया। इतरैर्ब्रह्मादिभिः॥ २३॥

**मैत्रेय उवाच**

**एवं संजल्पितं मातुराकर्ण्यार्थागमं वचः।**
**संनियम्यात्मनात्मानं निश्चक्राम पितुः पुरात्॥ २४**

संजल्पितं विलापम्। ततोऽर्थस्यागमो यस्मात्तथाभूतं वच आकर्ण्य॥ २४॥

તથા તારા પિતામહ ભગવાન મનુએ પણ પુષ્કળ દક્ષિણાઓવાળા યજ્ઞો દ્વારા જેમનું સર્વાન્તર્યામીની દૃષ્ટિથી પૂજન કરીને, અન્ય સાધનો વડે પ્રાપ્ત કરવાં મુશ્કેલ એવાં લૌકિક, અલૌકિક તથા મોક્ષના સુખની પ્રાપ્તિ કરી હતી. ॥ ૨૧ ॥

‘**एकमत्या**’ સર્વાન્તર્યામીની દૃષ્ટિથી ॥ ૨૧ ॥

હે વત્સ, મુમુક્ષુઓ દ્વારા જેમનાં ચરણકમળનો માર્ગ શોધવા યોગ્ય છે તેવા ભૃત્યવત્સલ પરમેશ્વરને અનન્યભાવવાળા તથા ભક્તિરૂપ ધર્મથી શુદ્ધ કરેલા મનમાં સ્થાપીને તેમનું જ ભજન કર. ॥ ૨૨ ॥

શોધવા યોગ્ય છે જેમનાં ચરણકમળનો ‘**पद्धतिः**’ માર્ગ તે શ્રીહરિને જ ‘**आश्रय**’ શરણે જા અને પછી ભજન કર. જેની આસક્તિ અન્યમાં નથી તેવા મનમાં તથા ભક્તિરૂપ ધર્મ વડે શુદ્ધ થયેલા મનમાં સ્થાપીને ॥ ૨૨ ॥

‘તે શ્રીહરિનું જ (ભજન કર)’ એ દ્વારા સૂચિત થતી ભગવાનની સર્વોત્તમતાને વિસ્તારપૂર્વક સમજાવે છે— ‘**न-अन्यम् इति।**’

હે પ્રિય બાળક, પદ્મની પાંખડીઓ જેવા નેત્રકમળવાળા તે ભગવાન સિવાય તારા દુઃખનો નાશ કરનાર અન્ય કોઈને હું જોતી નથી કે જે ભગવાનને, (બ્રહ્મા વગેરે) દેવો દ્વારા શોધવામાં આવતાં લક્ષ્મીદેવી (દીવા જેવું) કમળ હાથમાં લઈને શોધે છે. ॥ ૨૩ ॥

હસ્ત દ્વારા ધારણ કરાયું છે દીવડા જેવું કમળ જે લક્ષ્મીજી દ્વારા– ‘**इतरैः**’ બ્રહ્માજી વગેરે અન્ય દેવો દ્વારા ॥ ૨૩ ॥

**મૈત્રેયમુનિ બોલ્યા** – આમ પોતાને અભિલષિત પદાર્થની પ્રાપ્તિ કરાવનારો, માતાનો વિલાપ સાંભળીને ધૈર્યથી મનનું સમાધાન કરીને ધ્રુવજી પિતાના નગરમાંથી નીકળી પડ્યા. ॥ ૨૪ ॥

‘**सञ्जल्पितम्**’ વિલાપ સાંભળ્યા પછી પદાર્થની પ્રાપ્તિ છે જેનાથી તેવું વચન સાંભળીને ॥ ૨૪ ॥

**नारदस्तदुपाकर्ण्य ज्ञात्वा तस्य चिकीर्षितम्।**
**स्पृष्ट्वा मूर्धन्यघघ्नेन पाणिना प्राह विस्मितः॥ २५**
॥ २५॥

**अहो तेजः क्षत्रियाणां मानभङ्गममृष्यताम्।**
**बालोऽप्ययं हृदा धत्ते यत्समातुरसद्वचः॥ २६**

विस्मित इत्युक्तं तदेवाह। अहो तेजः प्रभावः॥ २६॥

**नारद उवाच**

**नाधुनाप्यवमानं ते संमानं वापि पुत्रक।**
**लक्षयामः कुमारस्य सक्तस्य क्रीडनादिषु॥ २७**
॥ २७॥

**विकल्पे विद्यमानेऽपि न ह्यसंतोषहेतवः।**
**पुंसो मोहमृते भिन्ना यल्लोके निजकर्मभिः॥ २८**

विकल्पे मानापमानविवेके सत्यपि भिन्ना न सन्ति किंतु मोहकल्पिता एवेत्यर्थः। कुतः। यत्सुखं दुःखं वा तन्निजकर्मभिरेव भवति यतः॥ २८॥

उपशमोपदेशेन निवर्तयति—**परितुष्येदिति** षड्भिः।

**परितुष्येत्ततस्तात तावन्मात्रेण पूरुषः।**
**दैवोपसादितं यावद्वीक्ष्येश्वरगतिं बुधः॥ २९**

ईश्वरगतिं वीक्ष्येश्वरानुकूल्यं विना नोद्यमाः फलहेतव इति ज्ञात्वा परितुष्येत् सन्तोषमेव कुर्यात्॥ २९॥

दुष्करश्च तवायमुद्यम इत्याह—**अथेति** द्वाभ्याम्।

તે સમાચાર સાંભળીને તથા ધ્રુવજી શું કરવા ઈચ્છે છે તે જાણીને ધ્રુવજીના મસ્તક ઉપર પોતાના પાપનાશક કરકમળ દ્વારા સ્પર્શ કરીને નારદજી વિસ્મિત થઈ કહેવા લાગ્યા. ॥ ૨૫ ॥ ૨૫ ॥

અહો! માનભંગ સહન ન કરનારા ક્ષત્રિયોનો પ્રભાવ કેવો વિસ્મયકારક છે! આ ધ્રુવ બાળક હોવા છતાં અપરમાતાના દુષ્ટ વચનને હૃદયમાં ધારણ કરી રાખે છે! ॥ ૨૬ ॥

નારદજી વિસ્મિત થયા– એમ કહેવાયું, તે (વિસ્મય શું છે તે) કહે છે. અહો! '**तेजः**' (ક્ષત્રિયોનો) પ્રભાવ કેવો વિસ્મયકારક છે! ॥ ૨૬ ॥

**નારદજી બોલ્યા** – બેટા, રમકડાં વગેરેમાં આસક્ત બાળક એવા તને આ ઉંમરે પણ માન-અપમાન(હોય તેમ) અમને નથી લાગતું. ॥ ૨૭ ॥ ૨૭ ॥

તને માન-અપમાનનો વિવેક હોય તો પણ મનુષ્યના અસંતોષનાં કારણો મોહ સિવાય બીજાં નથી, (બધાં મોહકલ્પિત જ છે) કારણ કે સંસારમાં મનુષ્યોને પોતપોતાના કર્માનુસાર જ (સુખ-દુઃખ, માન-અપમાન વગેરે પ્રાપ્ત થાય છે). ॥ ૨૮ ॥

'**विकल्पे**' માન-અપમાનનો વિવેક હોય તો પણ (મનુષ્યોના અસંતોષનાં કારણો મોહથી) જુદાં નથી. પરંતુ મોહકલ્પિત જ છે, એમ અર્થ છે. શા માટે? કારણ કે સુખ કે દુઃખ પોતાનાં કર્મોથી જ પ્રાપ્ત થાય છે.॥ ૨૮ ॥

સાન્ત્વના આપતા ઉપદેશથી ધ્રુવજીને પાછા ફરવાનું છ શ્લોકોથી કહે છે— '**परितुष्येत् इति।**'

હે પુત્ર, ઈશ્વરની ગતિનો વિચાર કરીને બુદ્ધિમાન મનુષ્યે દૈવયોગે જે કાંઈ પ્રાપ્ત થાય, તેટલાથી સંતોષ માનવો જોઈએ. ॥ ૨૯ ॥

'**ईश्वरगतिं वीक्ष्य**' ઈશ્વરની અનુકૂળતા વિના ઉદ્યમો સફળ થતા નથી, એમ જાણીને '**परितुष्येत्**' સન્તોષ જ માનવો જોઈએ. ॥ ૨૯ ॥

તારો આ ઉદ્યમ દુષ્કર છે, એમ બે શ્લોકોથી કહે છે— '**अथ इति।**'

**अथ मात्रोपदिष्टेन योगेनावरुरुत्ससि।**
**यत्प्रसादं स वै पुंसां दुराराध्यो मतो मम॥ ३०**

યસ્ય પ્રસાદમવરોદ્ધું પ્રાપ્તુમિચ્છસિ॥ ૩૦॥

હવે માતાના ઉપદેશથી તું યોગસાધન દ્વારા જે ભગવાનની કૃપા પ્રાપ્ત કરવા ઈચ્છે છે, તે ભગવાન ખરેખર, મનુષ્યોને પ્રાપ્ત કરવા માટે દુષ્કર છે, એમ મારું માનવું છે. ॥ ૩૦ ॥

જે ભગવાનની કૃપા '**अवरोद्धुम्**' પ્રાપ્ત કરવા તું ઈચ્છે છે. ॥ ૩૦ ॥

**मुनयः पदवीं यस्य निःसङ्गेनोरुजन्मभिः।**
**न विदुर्मृगयन्तोऽपि तीव्रयोगसमाधिना॥ ३१**

निःसङ्गेन तीव्रयोगेन युक्तेन समाधिना मृगयन्तोऽपि यस्य पदवीं मार्गं न विदुः स देवो दुराराध्यः॥ ३१॥

મુનિજનો અનેક જન્મપર્યન્ત અનાસક્તિપૂર્વક તીવ્ર સમાધિયોગ દ્વારા જેમનો માર્ગ શોધવા છતાં પણ જેમને જાણી નથી શકતા. ॥ ૩૧ ॥

અસંગ થઈને નિરંતર યમનિયમાદિરૂપ તીવ્રયોગથી યુક્ત એવી સમાધિ દ્વારા શોધવા છતાં પણ (મુનિજનો) જેમનો '**पदवीम्**' માર્ગ નથી જાણતા, તે ભગવાન દુરારાધ્ય છે. ॥ ૩૧ ॥

**अतो निवर्ततामेष निर्बन्धस्तव निष्फलः।**
**यतिष्यति भवान्काले श्रेयसां समुपस्थिते॥ ३२**

श्रेयसां काले वृद्धत्वे॥ ३२॥

માટે તારો આ આગ્રહ વ્યર્થ છે અને તું પાછો જા. જ્યારે શ્રેય સાધવાનો સમય પાકે ત્યારે (વાર્ધક્યે) પ્રયત્ન કરી લેજે. ॥ ૩૨ ॥

'**श्रेयसां काले**' વૃદ્ધાવસ્થામાં કલ્યાણ પ્રાપ્ત કરવાનો સમય આવે ત્યારે ॥૩૨॥

**यस्य यद्दैवविहितं स तेन सुखदुःखयोः।**
**आत्मानं तोषयन्देही तमसः पारमृच्छति॥ ३३**

सुखदुःखयोर्मध्ये। सुखे सति पुण्यं क्षीयत इति दुःखे सति पापं क्षीयत इत्यात्मानं तोषयंस्तमसः पारं मोक्षं प्राप्नोति॥ ३३॥

જેનું જે (સુખ કે દુઃખ) ઈશ્વર દ્વારા નિર્મિત થયું હોય છે, તેનાથી સુખ અને દુઃખમાં આત્માને સન્તુષ્ટ રાખતો તે દેહધારી મનુષ્ય અજ્ઞાનરૂપ અંધકારમાંથી મોક્ષ પ્રાપ્ત કરે છે. ॥ ૩૩ ॥

સુખ અને દુઃખમાં, સુખ હોય ત્યારે પુણ્ય ક્ષીણ થાય છે અને દુઃખ હોય ત્યારે પાપ ક્ષીણ થાય છે– એમ આત્માને સન્તુષ્ટ રાખતો તે અંધકારમાંથી '**पारम्**' મોક્ષ પ્રાપ્ત કરે છે. ॥ ૩૩ ॥

**गुणाधिकान्मुदं लिप्सेदनुक्रोशं गुणाधमात्।**
**मैत्रीं समानादन्विच्छेन्न तापैरभिभूयते॥ ३४**

किं च गुणैरधिकात्पुंस इति ल्यब्लोपे पञ्चमी।

પોતાનાથી અધિક ગુણવાનને જોઈને પ્રસન્ન થવું, ઓછા ગુણવાળા ઉપર દયા કરવી, સમાન ગુણવાળા સાથે મૈત્રી કરવી. (આમ કરવાથી) દુઃખોથી અભિભૂત થવાતું નથી. ॥ ૩૪ ॥

વળી, અધિક ગુણવાળા મનુષ્યને જોઈને તેની સાથે પ્રીતિ કરવી પરંતુ અદેખાઈ ન કરવી, એમ અર્થ છે. જ્યારે **क्त्वा** પ્રત્યયાન્ત સંબંધક ભૂ.કૃ. ન વપરાય ત્યારે

तं दृष्ट्वा प्रीतिं कुर्यात्, न त्वसूयामित्यर्थः। अनुक्रोशं कृपां लिप्सेत्, न तु तिरस्कारम्। समानान्मैत्रीं न तु स्पर्धाम्॥ ३४॥

પંચમી વિ. થાય છે. ગુણોથી અધમ હોય તેની ઉપર **'अनुक्रोशम्'** દયા કરવી પરંતુ તિરસ્કાર ન કરવો. સમાન ગુણવાળા સાથે મૈત્રી કરવી પણ સ્પર્ધા કરવી નહીં.॥ ૩૪ ॥

**ध्रुव उवाच**

**सोऽयं शमो भगवता सुखदुःखहतात्मनाम्।**
**दर्शितः कृपया पुंसां दुर्दर्शोऽस्मद्विधैस्तु यः॥ ३५**
॥ ३५ ॥

**ધ્રુવજી બોલ્યા** – સુખ-દુઃખથી જેમના ચિત્તની (વિવેકશક્તિ) હણાઈ ગઈ છે તેવા મનુષ્યોને (આપ) ભગવાન દ્વારા કૃપા કરીને (આત્મસંતોષના લક્ષણરૂપ) જે આ શમ દર્શાવવામાં આવ્યો, તે અમારા જેવા માટે જાણવો પણ અશક્ય છે. ॥ ૩૫ ॥ ૩૫ ॥

**अथापि मेऽविनीतस्य क्षात्रं घोरमुपेयुषः।**
**सुरुच्या दुर्वचोबाणैर्न भिन्ने श्रयते हृदि॥ ३६**

ભયંકર ક્ષત્રિય સ્વભાવ પ્રાપ્ત કરેલા (અને આથી જ, આપે વિનય શીખવ્યો) છતાં પણ અવિનયી એવા મારા, સુરુચિનાં દુર્વચનોરૂપી બાણોથી વીંધાયેલા હૃદયમાં (આપનો ઉપદેશ ફૂટેલા ઘડામાં પાણી ન ટકે તેમ) ટકતો નથી. ॥ ૩૬ ॥

क्षात्रं स्वभावं प्राप्तवतोऽत एवाविनीतस्य दुर्वाक्यबाणैर्भिन्ने हृदि न श्रयते न तिष्ठति॥ ३६॥

ક્ષત્રિય સ્વભાવ પ્રાપ્ત કરેલા અને આથી જ અવિનયી એવા મારા, કુવચનોરૂપી બાણોથી વીંધાયેલા હૃદયમાં આપનો ઉપદેશ **'न श्रयते'** નથી ટકતો.॥૩૬॥

**पदं त्रिभुवनोत्कृष्टं जिगीषोः साधु वर्त्म मे।**
**ब्रूह्यस्मत्पितृभिर्ब्रह्मन्नन्यैरप्यनधिष्ठितम् ॥ ३७**

હે બ્રહ્મન્, અમારા પૂર્વજો કે બીજાઓ દ્વારા પ્રાપ્ત ન થયેલું અને ત્રણેય લોકમાં સર્વશ્રેષ્ઠ એવું પદ જીતવા ઈચ્છતા મને ઉત્તમ માર્ગ દર્શાવો. ॥૩૭॥

अन्यैरनधिष्ठितं त्रिभुवने उत्कृष्टं पदं जेतुमिच्छोर्मे साधु वर्त्म मार्गं ब्रूहि॥ ३७॥

બીજાઓ દ્વારા પ્રાપ્ત ન થયેલું અને ત્રિભુવનમાં ઉત્કૃષ્ટ એવું પદ જીતવા ઈચ્છતા મને આપ શ્રેષ્ઠ માર્ગ દર્શાવો. ॥ ૩૭ ॥

**नूनं भवान्भगवतो योऽङ्गजः परमेष्ठिनः।**
**वितुदन्नटते वीणां हितार्थं जगतोऽर्कवत्॥ ३८**

ખરેખર, આપ ભગવાન બ્રહ્માજીના પુત્ર છો અને જગતના કલ્યાણ માટે જ વીણા વગાડતા આપ સૂર્યનારાયણની જેમ વિચરણ કરો છો. ॥ ૩૮ ॥

अङ्कज इति पाठे उत्सङ्गाज्जातो यो नारदः स भवान्। तत्र लिङ्गम्—वीणां वितुदन्वादयन् हितायाटति॥ ३८॥

**'अङ्कजः'** પાઠમાં અંકમાંથી જન્મેલા જે નારદજી છે તે આપ છો. (શ્રીમદ્ ભા.૩/૧૨/૨૩) તેઓ નારદજી હોવાનું ચિહ્ન અનુમાન કરતાં કહે છે– વીણા **'वितुदन्'** વગાડતા, જગતના હિત માટે વિચરો છો. ॥ ૩૮ ॥

**मैत्रेय उवाच**

**इत्युदाहृतमाकर्ण्य भगवान्नारदस्तदा।**
**प्रीतः प्रत्याह तं बालं सद्वाक्यमनुकम्पया॥ ३९**
॥ ३९ ॥

**મૈત્રેયમુનિ બોલ્યા** – આ પ્રમાણે (ધ્રુવજીનાં) વચન સાંભળીને ભગવાન નારદજી પ્રસન્ન થયા અને તે જ વખતે તે બાળકને અનુકમ્પાથી સદુપદેશ કહેવા લાગ્યા. ॥ ૩૯ ॥ ૩૯ ॥

निःश्रेयसस्याभिप्रेतार्थस्य पन्थाः। कोऽसावित्यत आह।

**'निःश्रेयसस्य'** તારો અભિપ્રેત માર્ગ– એ કયો છે તે હવે કહે છે.

**नारद उवाच**

**जनन्याऽभिहितः पन्थाः स वै निःश्रेयसस्य ते।**
**भगवान्वासुदेवस्तं भज तत्प्रवणात्मना॥ ४०**

**નારદજી બોલ્યા** – માતા દ્વારા તને જે કહેવામાં આવ્યું તે જ તારા પરમશ્રેયના માર્ગરૂપ ભગવાન વાસુદેવ છે (માટે) તેમના પ્રતિ ઢળેલા મનથી તું તેમનું જ ભજન કર. ॥ ૪૦ ॥

भगवान्वासुदेवोऽत एव तं भज॥ ४०॥

ભગવાન વાસુદેવ છે આથી જ તેમને ભજ.॥ ૪૦ ॥

**धर्मार्थकाममोक्षाख्यं य इच्छेच्छ्रेय आत्मनः।**
**एकमेव हरेस्तत्र कारणं पादसेवनम्॥ ४१**

॥ ४१ ॥

જે મનુષ્ય ધર્મ, અર્થ, કામ અને મોક્ષ નામના (પુરુષાર્થોરૂપ) પોતાનું કલ્યાણ ઈચ્છતો હોય તેને તેની પ્રાપ્તિ માટે શ્રીહરિના ચરણકમળનું સેવન એ જ એકમાત્ર સાધન છે. ॥ ૪૧ ॥ ૪૧ ॥

**तत्तात गच्छ भद्रं ते यमुनायास्तटं शुचि।**
**पुण्यं मधुवनं यत्र सान्निध्यं नित्यदा हरेः॥ ४२**

માટે હે પ્રિય (ધ્રુવ)! તારું કલ્યાણ થાઓ! શ્રીયમુનાજીના પવિત્ર તટે મધુવન નામનું પવિત્ર ક્ષેત્ર છે, ત્યાં તું જા, જ્યાં ભગવાન શ્રીહરિનો નિત્ય નિવાસ છે. ॥ ૪૨ ॥

मधुवनाख्यं यमुनायास्तटं गच्छ। यत्र मधुवने॥ ४२॥

યમુનાજીના મધુવન નામના પવિત્ર તટે તું જા. **'यत्र'** જે મધુવનમાં ॥ ૪૨ ॥

**सि.प्र.**—तत्र मधुवने हरेः सर्वव्यापकस्याऽपि नित्यं सान्निध्यम्। श्रीमथुरामण्डले नित्यवैकुण्ठवत् हरिः प्रकटो वर्तते इत्यर्थः। तत्र भागवता अपि नित्यं वर्तन्ते नित्यदा हरिसान्निध्योपपत्तेः। अनेन श्रीमथुरा-मण्डलस्य भगवत्प्रियत्वं सर्वतीर्थेभ्य उत्कृष्टत्वं शीघ्रं भगवत्प्रापकत्वं च दर्शितम्। तथा च श्रुतिः 'मथुरायां स्थितिर्ब्रह्मन्सर्वदा मे भविष्यती' ति।

ભગવાન શ્રીહરિ સર્વવ્યાપક હોવા છતાં પણ મધુવનમાં તેમનો નિત્ય નિવાસ છે. નિત્ય વૈકુંઠની જેમ શ્રીમથુરામંડળમાં શ્રીહરિ પ્રકટ રહે છે, એમ અર્થ છે. શ્રીહરિના સાન્નિધ્યને કારણે ભક્તો પણ સર્વદા ત્યાં વસે છે. આ દ્વારા શ્રીમથુરામંડળ ભગવાનનું પ્રિય છે, સર્વ તીર્થોમાં ઉત્કૃષ્ટ છે તથા ભગવાનની શીઘ્રતાથી પ્રાપ્તિ કરાવનારું છે, તે દર્શાવ્યું છે. તે પ્રમાણે શ્રુતિ છે. હે બ્રહ્મન્, મથુરામાં હંમેશાં મારી ઉપસ્થિતિ રહેશે. (ગોપાલોપનિષદ્-૨/૪)

**स्नात्वाऽनुसवनं तस्मिन्कालिन्द्याः सलिले शिवे।**
**कृत्वोचितानि निवसन्नात्मनः कल्पितासनः॥ ४३**

તે કાલિન્દીના પરમ પવિત્ર જળમાં ત્રિકાળ સ્નાન કરી, દેવતાઓને નમસ્કાર વગેરે ઉચિત કર્મો કરીને પોતાને માટે (કુશાદિવાળું) આસન ગોઠવી, તેના પર બેસીને ॥ ૪૩ ॥

अध्ययनाद्यभावेऽप्यात्मन उचितानि योग्यानि देवतानमस्कारादीनि कृत्वेति यमनियमा उक्ताः। आसनकल्पनं च कुशादिभिः स्वस्तिकादिभिश्च॥ ४३॥

અધ્યયન વગેરેનો અભાવ હોવા છતાં પોતાને માટે **'उचितानि'** દેવતાઓને નમસ્કાર વગેરે ઉચિત કર્મો કરીને– એમ કહીને યમ-નિયમો કહેવામાં આવ્યા છે તથા કુશ વગેરેથી બનેલું તેમ જ સ્વસ્તિકાસન વગેરે (પલાંઠી) દ્વારા સિદ્ધ થયેલું આસન સમ્પન્ન કરીને॥ ૪૩ ॥

प्राणेन्द्रियमनसां मलं चाञ्चल्यं व्युदस्येति प्राणायामप्रत्याहारौ। धारणामाह— **अभिध्यायेदित्या**दिषड्भिः।

પ્રાણ, ઇન્દ્રિય અને મનની **'मलम्'** ચંચળતાને **'व्युदस्य इति।'** દૂર કરીને (અથવા પ્રણવ **अ+उ+म्** થી દૂર કરીને) અર્થાત્ પૂરકાદિ ત્રણ સ્વરૂપવાળા પ્રાણાયામ અને પ્રત્યાહાર (પણ ધ્વનિત થાય છે.) ધારણા વિષે કહે છે— **'अभिध्यायेत्'** ઇત્યાદિથી છ શ્લોકો દ્વારા.

**प्राणायामेन त्रिवृता प्राणेन्द्रियमनोमलम्।**
**शनैर्व्युदस्याभिध्यायेन्मनसा गुरुणा गुरुम्॥ ४४**

(પૂરક, કુંભક, રેચક– એમ) ત્રણ સ્વરૂપવાળા પ્રાણાયામ દ્વારા ધીરે ધીરે પ્રાણ, ઇન્દ્રિય અને મનની ચંચળતા દૂર કરી, ધૈર્યયુક્ત મનથી ગુરુરૂપ શ્રીહરિનું ધ્યાન ધરવું જોઈએ. ॥ ૪૪ ॥

गुरुणा धीरेण मनसा। गुरुं श्रीहरिम्॥ ४४॥

**'गुरुणा'** ધૈર્યયુક્ત મનથી, **'गुरुम्'** ગુરુસ્વરૂપ શ્રીહરિને ॥ ૪૪ ॥

**सि.प्र.—**'यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरावि' ति श्रुतेरुभयोर्विशेषणानि।

'જેને પરમેશ્વરમાં અત્યન્ત ભક્તિ છે અને જેવી પરમેશ્વરમાં છે તેવી જ ગુરુમાં છે....' (શ્વેતા.ઉપ.૬/૨૩) એમ શ્રુતિ છે, તેથી ગુરુ અને પરમાત્મા– બંનેનાં વિશેષણો છે.

**प्रसादाभिमुखं शश्वत्प्रसन्नवदनेक्षणम्।**
**सुनासं सुभ्रुवं चारुकपोलं सुरसुन्दरम्॥ ४५**

વરદાન આપવા માટે ઉદ્યત, સર્વદા પ્રસન્ન મુખ અને નેત્રવાળા, સુંદર નાસિકા, સુંદર ભ્રૂકુટિ અને મનોહર કપોલવાળા, સર્વ દેવોમાં સુંદર, ॥ ૪૫ ॥

**तरुणं रमणीयाङ्गमरुणोष्ठेक्षणाधरम्।**
**प्रणताश्रयणं नृम्णं शरण्यं करुणार्णवम्॥ ४६**

તરુણ, રમણીય કર-ચરણ વગેરે અંગોવાળા, લાલિમાયુક્ત હોઠ અને નેત્રો ધારણ કરનારા, પ્રણામ કરનાર મનુષ્યોના આશ્રયરૂપ, સુખકર, શરણ લેવા યોગ્ય, કરુણાસાગર, ॥ ૪૬ ॥

**श्रीवत्साङ्कं घनश्यामं पुरुषं वनमालिनम्।**
**शङ्खचक्रगदापद्मैरभिव्यक्तचतुर्भुजम्॥ ४७**

શ્રીવત્સના ચિહ્નવાળા, મેઘ જેવા શ્યામ, પુરુષાકાર, વનમાળા ધારણ કરનારા, શંખ-ચક્ર-ગદા-પદ્મથી પ્રકાશતી ચાર ભુજાઓવાળા, ॥ ૪૭ ॥

**किरीटिनं कुण्डलिनं केयूरवलयान्वितम्।**
**कौस्तुभाभरणग्रीवं पीतकौशेयवाससम्॥ ४८**

કિરીટ, કુંડળ, કેયૂર તથા કંકણથી યુક્ત, કૌસ્તુભમણિના પણ અલંકારરૂપ ગ્રીવાવાળા, પીળું રેશમી વસ્ત્ર ધારણ કરનારા, ॥ ૪૮ ॥

**काञ्चीकलापपर्यस्तं लसत्काञ्चननूपुरम्।**
**दर्शनीयतमं शान्तं मनोनयनवर्धनम्॥ ४९**

સોનાના કંદોરાથી પરિવેષ્ટિત, સુવર્ણના નૂપુરોથી શોભતા, અત્યન્ત સુંદર, શાન્તસ્વરૂપ, મન અને નયનને હર્ષ ઉપજાવનારા, ॥ ૪૯ ॥

**पद्भ्यां नखमणिश्रेण्या विलसद्भ्यां समर्चताम्।**
**हृत्पद्मकर्णिकाधिष्ण्यमाक्रम्यात्मन्यवस्थितम्॥ ५०**

नखरૂપી મણિઓની પંક્તિથી શોભતા બંને ચરણોથી યુક્ત, હૃદયકમળની કર્ણિકાના મધ્યસ્થાનમાં વિરાજિત થઈને ભક્તિપૂર્વક પૂજન કરનારાઓનાં મનમાં સ્ફુરિત થતા, ॥ ૫૦ ॥

सुरेषु सुन्दरम्॥ ४५॥

સર્વ દેવોમાં સુંદર (એવા શ્રીહરિનું ધ્યાન કરવું.) ॥૪૫॥

रमणीयान्यङ्गानि यस्य। ओष्ठश्च ईक्षणा ईक्षणं च ओष्ठेक्षणे अरुणे ओष्ठेक्षणे धारयतीति तथा तम्। अरुणमोष्ठमीक्षणं च धारयतीति वा। नृम्णं सुखकरम्। यद्वा नृम्णं धनम्, सर्वपुरुषार्थनिधिमित्यर्थः॥ ४६॥

જેમનાં કર, ચરણાદિ અંગો રમણીય છે; હોઠ અને **'ईक्षणा'** નેત્ર– લાલિમાયુક્ત હોઠ અને નેત્રને ધારણ કરે છે તેવા તે શ્રીહરિનું ધ્યાન કરવું અથવા અરુણ હોઠ અને અરુણ નેત્રને ધારણ કરે છે તેવા તે શ્રીહરિનું ધ્યાન કરવું. **'नृम्णम्'** સુખકર એવા શ્રીહરિનું અથવા **'नृम्णम्'** ધન, સર્વ પુરુષાર્થના નિધિરૂપ શ્રીહરિનું ધ્યાન કરવું, એમ અર્થ છે. ॥ ૪૬ ॥

पुरुषं पुरुषलक्षणयुक्तम्॥ ४७॥

**'पुरुषम्'** પુરુષનાં લક્ષણોથી યુક્ત શ્રીહરિનું॥૪૭॥

कौस्तुभस्याभरणं ग्रीवा यस्य॥ ४८॥

કૌસ્તુભમણિના પણ આભૂષણરૂપ ગ્રીવા છે જેમની ॥ ૪૮ ॥

काञ्चीकलापेन पर्यस्तं परिवेष्टितम्। मनोनयनयोर्वर्धनं हर्षकरम्॥ ४९॥

સોનાના કંદોરાથી **'पर्यस्तम्'** વીંટાયેલા શ્રીહરિનું ધ્યાન કરવું. મન અને નયનને **'वर्धनम्'** આનંદ આપનારને ॥ ૪૯ ॥

हृत्पद्मकर्णिकाया धिष्ण्यं मध्यस्थानं तदाक्रम्य समर्चतामात्मनि मनसि स्थितम्॥ ५०॥

હૃદયકમળના કોશનું **'धिष्ण्यम्'** મધ્યસ્થાન, તેની ઉપર વિરાજિત થઈને ભક્તિપૂર્વક અર્ચન કરનારાઓનાં **'आत्मनि'** મનમાં સ્ફુરિત થતા શ્રીહરિનું ધ્યાન કરવું. ॥ ૫૦ ॥

ध्यानमाह— **स्मयमानमिति।**

શ્રીહરિનું ધ્યાન વર્ણવે છે— **'स्मयमानम् इति।'**

**स्मयमानमभिध्यायेत्सानुरागावलोकनम्।**
**नियतेनैकभूतेन मनसा वरदर्षभम्॥ ५१**

મંદ સ્મિત કરતા, (ભક્તને) અનુરાગપૂર્વક નિહાળતા, વરદાન આપનારાઓમાં શ્રેષ્ઠ એવા શ્રીહરિનું પૂર્વોક્ત ધારણાથી એકાગ્રચિત્તથી ધ્યાન કરવું જોઈએ. ॥ ૫૧ ॥

नियतेन प्रागुक्तया धारणया सुस्थिरेणात एवैकभूतेनैकाग्रेण। धारणोक्तानि विशेषणानि ध्यानेऽपि द्रष्टव्यानि। यद्वा यथोक्तमात्रमेव।

**'नियतेन'** પૂર્વોક્ત ધારણાથી સારી રીતે સ્થિર થયેલા આથી જ **'एकभूतेन'** એકાગ્ર ચિત્તથી– ધારણા માટે કહેલાં વિશેષણો ધ્યાન માટે પણ સમજવાં અથવા જેમ કહ્યું છે તેમ જ સમજવું. એકાદશ સ્કન્ધમાં તે જ કહ્યું છે– '(મારાં સર્વ અંગોમાં પરોવાયેલા તે મનને

तदुक्तमेकादशस्कन्धे—

'नान्यानि चिन्तयेद्भूयः सुस्मितं भावयेन्मुखम् ॥'

इति ॥ ५१ ॥

સમાધિનું વર્ણન કરે છે— ખેંચી એક એક અંગમાં ધારણ કરતા જવું અને છેવટે) બીજાં કોઈ પણ અંગોનું ચિંતન ન કરવું પરંતુ મંદહાસ્યયુક્ત (સુંદર) મુખારવિંદનું ખૂબ ધ્યાન કરવું.' (શ્રીમદ્ ભા.૧૧/૧૪/૪૩) ॥ ૫૧ ॥

समाधिमाह—**एवमिति**।

**एवं भगवतो रूपं सुभद्रं ध्यायतो मनः।**
**निर्वृत्या परया तूर्णं संपन्नं न निवर्तते॥ ५२**

तूर्णं शीघ्रं सम्पन्नं सत्॥ ५२॥

સમાધિનું વર્ણન કરે છે— **'एवम् इति।'**

આ પ્રમાણે ભગવાનના પરમમંગળ સ્વરૂપનું ધ્યાન કરતા મનુષ્યનું અવિલંબે પરમ શાન્તિ પામેલું મન (ભગવાનના સ્વરૂપમાંથી) પાછું ફરતું નથી.॥ ૫૨ ॥

**'तूर्णम्'** અવિલંબે (ધ્યાનજનિત સુખસમ્પત્તિથી) સમ્પન્ન થઈ ॥ ૫૨ ॥

**जप्यश्च परमो गुह्यः श्रूयतां मे नृपात्मज।**
**यं सप्तरात्रं प्रपठन्पुमान्पश्यति खेचरान्॥ ५३**

જ્યો मन्त्रः॥ ५३॥

હે રાજકુમાર, જપ કરવા યોગ્ય પરમ ગુહ્ય મંત્ર તું મારી પાસેથી સાંભળ, જેને સાત (રાત્રિ) દિવસ જપતાં, મનુષ્યને આકાશચારી (પાર્ષદો)નાં દર્શન થાય છે. ॥ ૫૩ ॥

જપવા યોગ્ય મંત્ર ॥ ૫૩ ॥

**'ॐ नमो भगवते वासुदेवाय।'**

**मन्त्रेणानेन देवस्य कुर्याद् द्रव्यमयीं बुधः।**
**सपर्यां विविधैर्द्रव्यैर्देशकालविभागवित्॥ ५४**

॥ ५४॥

દેશ અને કાળના વિભાગને જાણનાર બુદ્ધિમાન મનુષ્યે (જે દેશ અને જે કાળમાં જે વસ્તુ ઉપયોગી છે તેનો વિચાર કરી) **'ॐ नमो भगवते वासुदेवाय।'** આ મંત્ર દ્વારા પરમાત્માની જુદાં જુદાં દ્રવ્યોથી દ્રવ્યપ્રધાન પૂજા કરવી. ॥ ૫૪ ॥૫૪ ॥

**दीपिनी—**अथ दक्षिणकर्णे मन्त्रमुपदिशति ओमिति। ओङ्कारवाच्याय षडैश्वर्यपूर्णाय श्रीवसुदेवनन्दनाय विशुद्धसत्त्वे प्रकाशमानाय च नम इति सप्रणवानामपि वैष्णवमन्त्राणां द्विजत्वाद्यनपेक्षत्वं सिद्धान्तितं ध्रुवस्यानुपनीतत्वात्।

હવે દક્ષિણ કર્ણમાં મંત્રનો **'ॐ इति'** ઉપદેશ કરે છે. ૐકારના અર્થરૂપ, ષડૈશ્વર્યપૂર્ણ, શ્રીવસુદેવનંદન અને વિશુદ્ધ સત્ત્વમાં પ્રકાશમાનને નમસ્કાર હો. – એમ પ્રણવસહિતના હોવા છતાં વૈષ્ણવમંત્રોને સિદ્ધાન્ત અનુસાર બ્રાહ્મણત્વની અપેક્ષા નથી કારણ કે ધ્રુવજીનો ઉપનયનસંસ્કાર થયો નથી.

द्रव्याण्येवाह—**सलिलैरिति**।

પૂજાની સામગ્રીનું જ વર્ણન કરે છે— **'सलिलैः इति।'**

**सलिलैः शुचिभिर्माल्यैर्वन्यैर्मूलफलादिभिः।**
**शस्ताङ्कुरांशुकैश्चार्चेत्तुलस्या प्रियया प्रभुम्॥ ५५**

शस्तैर्दूर्वाङ्कुरैर्वन्यैरेवांशुकैर्भूर्जत्वगादिभिः॥ ५५॥

પવિત્ર જળ, પુષ્પમાળાઓ, વનનાં ફળ, મૂળ, સુંદર દુર્વા વગેરે અંકુરો, વલ્કલવસ્ત્રો તથા પ્રભુને પ્રિય એવી તુલસીથી પ્રભુની અર્ચના કરવી.॥ ૫૫ ॥

**'शस्तैः'** સુંદર દુર્વાંકુરોથી, – ભોજપત્ર વગેરેનાં વસ્ત્રોથી ॥ ૫૫ ॥

**वंशीधरी—**प्रिययेति तुलस्या भगवतो हृदयजत्वात् प्रियत्वमन्यपुष्पपत्राद्यपेक्षया।

પ્રભુને પ્રિય એવી તુલસીથી (અર્ચન કરવું); ભગવાનના હૃદયમાંથી જન્મેલી હોવાથી અન્ય પુષ્પ, પત્રની અપેક્ષાએ તુલસી પ્રિય છે. (આ સંદર્ભમાં તુલસી ઉપનિષદ પઠનીય છે.)

पूजाया अधिष्ठानमाह।

પૂજાનું અધિષ્ઠાન જણાવે છે.

**लब्ध्वा द्रव्यमयीमर्चां क्षित्यम्ब्वादिषु वाऽर्चयेत्।**
**आभृतात्मा मुनिः शान्तो यतवाङ्मितवन्यभुक्॥ ५६**

પથ્થરની પ્રતિમા મેળવીને અથવા પૃથ્વી, જળ વગેરેમાં ભગવાનનું અર્ચન કરવું. સંયતચિત્ત, મનનશીલ, શાન્ત, મિતભાષી તથા વનનાં ફળાદિ વડે મિતાહારી થવું.॥ ૫૬ ॥

लब्ध्वा सम्पाद्य। द्रव्यमयीं शिलादिनिर्मिताम्। अर्चां प्रतिमाम्। पूजासाद्गुण्यहेतूनाह सार्धाभ्याम्। आभृतात्मा धृतचित्तः। मितं वन्यं भुङ्क्ते इति तथा॥ ५६ ॥

**'लब्ध्वा'** પ્રાપ્ત કરીને **'द्रव्यमयीम्'** પથ્થર વગેરેમાંથી બનેલી **'अर्चाम्'** પ્રતિમાને – દોઢ શ્લોકથી પૂજાની શ્રેષ્ઠતા માટેના હેતુઓ કહે છે. **'आभृतात्मा'** સંયતાત્મા, વનનાં મૂળ અને ફળનો મિતાહાર થાય તેમ ॥ ૫૬ ॥

**स्वेच्छावतारचरितैरचिन्त्यनिजमायया ।**
**करिष्यत्युत्तमश्लोकस्तद्ध्यायेद्धृदयंगमम्॥ ५७**

પુણ્યકીર્તિ શ્રીહરિ પોતાની અચિન્ત્ય માયાથી પોતાની જ ઈચ્છાથી કરેલાં અવતારચરિત્રો દ્વારા મનોહર લીલાઓ કરશે તેનું ધ્યાન કરવું. ॥ ૫૭ ॥

यत्करिष्यतीति तदानीमवतारप्राचुर्याभावात् ॥ ५७ ॥

(લીલા હજી થઈ નથી) માટે કહે છે કે શ્રીહરિ જે લીલા કરશે– કારણ કે તે સમયે (સ્વાયમ્ભુવ મન્વન્તરમાં) ભગવાનના અવતારોની પ્રચુરતાનો અભાવ હતો. ॥ ૫૭ ॥

**परिचर्या भगवतो यावत्यः पूर्वसेविताः।**
**ता मन्त्रहृदयेनैव प्रयुञ्ज्यान्मन्त्रमूर्तये॥ ५८**

ભગવાનની જેટલી સેવાઓનું પૂર્વે કર્તવ્યરૂપે વિધાન કરવામાં આવ્યું છે, તે સર્વ સેવાઓ મંત્રમૂર્તિ શ્રીહરિને દ્વાદશાક્ષર મંત્ર દ્વારા જ અર્પણ કરવી.॥ ૫૮ ॥

पूर्वसेविताः सेवनं कारिताः कार्यत्वेन विहिता इत्यर्थः। मन्त्रहृदयेन द्वादशाक्षरेण॥ ५८ ॥

**'पूर्वसेविताः'** પૂર્વે (આચાર્યો દ્વારા) અનુષ્ઠાન કરવામાં આવેલી, કર્તવ્યરૂપે વિધાન કરવામાં આવેલી સેવાઓ– એમ અર્થ છે. **'मन्त्रहृदयेन'** **'ॐ नमो भगवते वासुदेवाय'** મુખ્ય એવા દ્વાદશાક્ષર મંત્ર વડે ॥ ૫૮ ॥

**एवं कायेन मनसा वचसा च मनोगतम्।**
**परिचर्यमाणो भगवान्भक्तिमत्परिचर्यया॥ ५९**

**पुंसाममायिनां सम्यग्भजतां भाववर्धनः।**
**श्रेयो दिशत्यभिमतं यद्धर्मादिषु देहिनाम्॥ ६०**

આ પ્રમાણે મનના ભાવ અનુસાર કાયાથી, મનથી અને વાણીથી ભક્તિયુક્ત સેવા દ્વારા સેવાતા ભગવાન નિષ્કપટભાવવાળા અને સમ્યક્ પ્રકારે ભજન કરનારા ભક્તોના ભાવને વધારે છે અને ધર્મ, અર્થ તથા કામમાંથી જે વાંછિત હોય તે શ્રેય મનુષ્યોને આપે છે. ॥ ૫૯॥ ૬૦ ॥

एवमुक्तरीत्या मनोगतं यथा भवति तथा कायादिभिर्भक्तिमत्या परिचर्यया परिचर्यमाणो धर्मार्थकामेषु यदभिमतं तच्छ्रेयो दिशतीति द्वयोरन्वयः ॥ ५९ ॥ ६० ॥

**विरक्तश्चेन्द्रियरतौ भक्तियोगेन भूयसा।**
**तं निरन्तरभावेन भजेताद्धा विमुक्तये॥ ६१**

विरक्तः सन्भजेत्। किमर्थम्। मुक्तये॥ ६१ ॥

**इत्युक्तस्तं परिक्रम्य प्रणम्य च नृपार्भकः।**
**ययौ मधुवनं पुण्यं हरेश्चरणचर्चितम्॥ ६२**

हरेश्चरणाभ्यां चर्चितं मण्डितम्॥ ६२ ॥

**वंशीधरी—** चरणचर्चितमिति भूतभविष्यत्त्वापेक्षया।

यद्वा 'मथुरा भगवान्यत्र नित्यं संन्निहितो हरिः॥' इति श्रीदशमे वक्ष्यमाणत्वात्तत्र सदैव हरेः स्थितत्वाद् ध्रुवकालेऽपि तच्चरणचर्चित्वं नासंगतम्।

**दीपिनी—**प्रतिकल्पं श्रीकृष्णस्य तत्राविर्भावात् अप्रकटत्वेनापि नित्यं तत्र वर्तमानत्वाच्च।

**तपोवनं गते तस्मिन्प्रविष्टोऽन्तःपुरं मुनिः।**
**अर्हितार्हणको राज्ञा सुखासीन उवाच तम्॥ ६३**

આ પ્રમાણે જણાવેલી રીતે જેવો મનનો ભાવ હોય તે પ્રમાણે કાયા, મન અને વચનથી ભક્તિયુક્ત સેવા દ્વારા સેવાતા ભગવાન ધર્મ, અર્થ અને કામમાં જે અભિલષિત હોય તે શ્રેયનું દાન કરે છે, એમ બે શ્લોકોનો સંબંધ છે. ॥ ૫૯॥૬૦ ॥

જો ઇન્દ્રિયોના વિષયભોગમાં વૈરાગ્ય હોય તો અત્યધિક ભક્તિયોગથી નિરંતર ભાવપૂર્વક સાક્ષાત્ મુક્તિ માટે તે ભગવાનનું ભજન કરવું. ॥ ૬૧ ॥

વિરક્ત થઈ ભજન કરે, શા માટે? મુક્તિ માટે ॥ ૬૧ ॥

(નારદજી દ્વારા) આ પ્રમાણે કહેવામાં આવેલા રાજકુમાર ધ્રુવે તેમની પ્રદક્ષિણા કરી, પ્રણામ કરીને શ્રીહરિનાં ચરણચિહ્નોથી સુશોભિત પરમ પવિત્ર મધુવનમાં પ્રયાણ કર્યું. ॥ ૬૨ ॥

શ્રીહરિનાં ચરણોથી **'चर्चितम्'** સુશોભિત એવા મધુવનમાં ॥ ૬૨ ॥

મધુવન શ્રીહરિનાં ચરણોથી ભવિષ્યમાં સુશોભિત થવાનું હોવાથી તે થઈ ગયું હોય તેમ નિર્દેશ છે.

અથવા 'મથુરાનગરી જ્યાં ભગવાન શ્રીહરિ સદૈવ ઉપસ્થિત રહે છે.' એમ દશમસ્કંધ (૧૦/૧/૨૮)માં કહેશે. ત્યાં શ્રીહરિ સદૈવ ઉપસ્થિત રહેતા હોવાથી ધ્રુવના કાળમાં પણ મધુવનને શ્રીહરિનાં ચરણોથી સુશોભિત કહેવું તે અસંગત નથી.

વળી, પ્રત્યેક કલ્પમાં શ્રીહરિ ત્યાં આવિર્ભાવ પામે છે તેથી તે પ્રકટ ન હોય છતાં પણ ત્યાં સદૈવ હોય છે જ તેથી મધુવનમાં શ્રીહરિનો નિત્ય વાસ કહેવામાં આવ્યો છે.

તે ધ્રુવજી તપોવનમાં ગયા ત્યારે (રાજા ઉત્તાનપાદના) અંતઃપુરમાં (મહેલમાં) પ્રવેશેલા તેમ જ અર્ઘ્યાદિથી રાજા દ્વારા સત્કાર પામેલા (અને ત્યાર પછી) સુખપૂર્વક વિરાજમાન થયેલા નારદમુનિએ તે રાજાને કહ્યું. ॥ ૬૩ ॥

अर्हितं सत्कृत्य समर्पितमर्हणमर्घ्यादिकं यस्मै ॥ ६३ ॥

नारद उवाच

**राजन्किं ध्यायसे दीर्घं मुखेन परिशुष्यता।**
**किंवा न रिष्यते कामो धर्मो वाऽर्थेन संयुतः ॥ ६४**

किंवा न रिष्यते न नश्यतीति सवितर्कः प्रश्नः ॥ ६४ ॥

राजोवाच

**सुतो मे बालको ब्रह्मन् स्त्रैणेनाकरुणात्मना।**
**निर्वासितः पञ्चवर्षः सह मात्रा महान्कविः ॥ ६५**

मात्रा सह निर्वासित इति तस्या अप्यनादृतत्वात् ॥ ६५ ॥

**अप्यनाथं वने ब्रह्मन् मास्मादन्त्यर्भकं वृकाः।**
**श्रान्तं शयानं क्षुधितं परिम्लानमुखाम्बुजम् ॥ ६६**

मा स्मादन्ति किंस्विन्न खादन्तीत्यर्थः ॥ ६६ ॥

**अहो मे बत दौरात्म्यं स्त्रीजितस्योपधारय।**
**योऽङ्कं प्रेम्णारुरुक्षन्तं नाभ्यनन्दमसत्तमः ॥ ६७**

॥ ६७ ॥

नारद उवाच

**मा माशुचः स्वतनयं देवगुप्तं विशांपते।**
**तत्प्रभावमविज्ञाय प्रावृङ्क्ते यद्यशो जगत् ॥ ६८**

देवेन श्रीहरिणा गुप्तमात्मसात्कृत्वा रक्षितम्। यस्य यशो जगत्प्रावृङ्क्ते व्याप्नोति ॥ ६८ ॥

**बा.प्र.**—भगवत्कृपायां तत्र सन्देहाभावाद्भाविनोऽपि वर्तमानत्वेन निर्देशः।

**सुदुष्करं कर्म कृत्वा लोकपालैरपि प्रभुः।**
**एष्यत्यचिरतो राजन्यशो विपुलयंस्तव ॥ ६९**

**'अर्हितम्'** સત્કાર પામીને– સમર્પિત થયા છે **'अर्हणम्'** અર્ધ્યાદિ જેમને ॥ ૬૩ ॥

**નારદજી બોલ્યા** – હે રાજા, સુકાતા મુખથી યુક્ત એવો તું શેનો ઊંડો વિચાર કરે છે? અર્થ સહિત તારા કામ અને ધર્મ પુરુષાર્થો શું નાશ તો નથી પામ્યા ને? ॥ ૬૪ ॥

**'न रिष्यते'** નાશ તો નથી પામ્યા ને? એમ સતર્ક પ્રશ્ન કરે છે. ॥ ૬૪ ॥

**રાજા બોલ્યા** – હે વિપ્ર, સ્ત્રૈણ અને નિર્દય હૃદયવાળા મેં મારા પાંચ વર્ષના મહાબુદ્ધિમાન બાળકને તેની માતા સાથે કાઢી મૂક્યો! ॥ ૬૫ ॥

માતા સુનીતિ સાથે કાઢી મૂક્યો કારણ કે તે સુનીતિનો પણ (પોતે) અનાદર કર્યો હતો.॥ ૬૫ ॥

હે બ્રાહ્મણદેવ! થાકેલા, સૂતેલા, ભૂખ્યા અને સુકાઈ ગયેલા મુખકમળવાળા અનાથ બાળકને વનમાં વરુઓ ખાઈ તો નહીં ગયા હોય ને? ॥ ૬૬ ॥

**'मा-स्म-अदन्ति'** શું ખાઈ તો નહીં ગયા હોય ને? એમ અર્થ છે. ॥ ૬૬ ॥

ઓહ! અરેરે! સ્ત્રીના ગુલામ એવી મારી અધમતા તો જુઓ, કે અત્યંત દુષ્ટ એવા જે(મેં) પ્રેમથી ખોળામાં બેસવા ઈચ્છતા (ધ્રુવ)ને આવકાર્યો નહીં! ॥ ૬૭ ॥ ૬૭ ॥

**નારદજી બોલ્યા** – હે રાજા, પરમાત્મા જેની રક્ષા કરી રહ્યા છે તે તારા પુત્રનો પ્રભાવ જાણ્યા વિના તું શોક ન કર, કે જેનો યશ વિશ્વમાં વ્યાપી રહ્યો છે.॥ ૬૮ ॥

**'देवेन'** પરમાત્મા શ્રીહરિ દ્વારા **'गुप्तम्'** પોતાનો ગણીને, તેમનાથી રક્ષાયેલા બાળકનો; જેનો યશ જગતમાં **'प्रावृङ्क्ते'** વ્યાપી રહ્યો છે.॥ ૬૮ ॥

ભગવત્કૃપામાં સંદેહ ન હોવાથી ભવિષ્યમાં થનારનો પણ વર્તમાનની જેમ નિર્દેશ છે.

અરે રાજા, લોકપાલો દ્વારા પણ અતિદુષ્કર એવું કર્મ કરીને મહાસમર્થ (તે ધ્રુવ) તારો યશ ફેલાવતો શીઘ્ર પાછો આવશે. ॥ ૬૯ ॥

विपुलयन्विस्तारयन् ॥ ६९ ॥

मैत्रेय उवाच

**इति देवर्षिणा प्रोक्तं विश्रुत्य जगतीपतिः ।**
**राजलक्ष्मीमनादृत्य पुत्रमेवान्वचिन्तयत् ॥ ७०**

॥ ७० ॥

ध्रुवो मधुवने किमकरोदित्यपेक्षायामाह— **तत्रेत्यादिना ।**

**तत्राभिषिक्तः प्रयतस्तामुपोष्य विभावरीम् ।**
**समाहितः पर्यचरदृष्यादेशेन पूरुषम् ॥ ७१**

अभिषिक्तः स्नातः । यस्यां प्राप्तस्ताम् ॥ ७१ ॥

**त्रिरात्रान्ते त्रिरात्रान्ते कपित्थबदराशनः ।**
**आत्मवृत्त्यनुसारेण मासं निन्येऽर्चयन्हरिम् ॥ ७२**

कपित्थानि बदराणि चाशनं यस्य । आत्मवृत्तिर्देहस्थितिस्तदनुसारेण ॥ ७२ ॥

**द्वितीयं च तथा मासं षष्ठे षष्ठेऽर्भको दिने ।**
**तृणपर्णादिभिः शीर्णैः कृतान्नोऽभ्यर्चयद्विभुम् ॥ ७३**

॥ ७३ ॥

**तृतीयं चानयन्मासं नवमे नवमेऽहनि ।**
**अब्भक्ष उत्तमश्लोकमुपाधावत्समाधिना ॥ ७४**

तृतीयं च आनयन् ईषदिव नयन्नुपाधावदित्यन्वयः । प्रतिमासमाहारसंकोचं तपोऽतिरेकं च कृतवानित्यर्थः ॥ ७४ ॥

**चतुर्थमपि वै मासं द्वादशे द्वादशेऽहनि ।**
**वायुभक्षो जितश्वासो ध्यायन्देवमधारयत् ॥ ७५**

॥ ७५ ॥

**'विपुलयन्'** ફેલાવતો ॥ ૬૯ ॥

**મૈત્રેયમુનિ બોલ્યા** – આ પ્રમાણે નારદજી દ્વારા કહેલું સાંભળીને પૃથ્વીપતિ રાજા ઉત્તાનપાદ રાજલક્ષ્મીનો અનાદર કરીને પુત્ર ધ્રુવની જ ચિંતા કરવા લાગ્યો.॥ ૭૦ ॥૭૦ ॥

ધ્રુવજીએ મધુવનમાં શું કર્યું, એવી અપેક્ષા માટે કહે છે— **'तत्र'** ઈત્યાદિથી

ત્યાં મધુવનમાં (કાલિન્દીના જળમાં) સ્નાન કરીને, તે રાત્રે પવિત્રતાપૂર્વક ઉપવાસ કરી એકાગ્રચિત્તવાળા થઈ ઋષિ નારદજીની આજ્ઞા અનુસાર (ધ્રુવજીએ) પરમપુરુષ શ્રીહરિની પરિચર્યા કરવા માંડી. ॥ ૭૧ ॥

**'अभिषिक्तः'** સ્નાન કરેલા (ધ્રુવજી), જે રાત્રે પહોંચ્યા તે રાત્રિએ (જ સ્નાન કરીને સેવા કરવા માંડી.)॥ ૭૧ ॥

દર ત્રણ ત્રણ રાત્રિના અંતે દેહની સ્થિતિ અનુસાર કોઠાં અને બોરનું ભોજન કરનાર ધ્રુવજીએ શ્રીહરિની ઉપાસના કરતાં એક મહિનો વ્યતીત કર્યો. ॥ ૭૨ ॥

કોઠાં અને બોર ભોજન છે જેમનું– **'आत्मवृत्तिः'** દેહની સ્થિતિ, તે અનુસાર ॥ ૭૨ ॥

તથા બીજા મહિનામાં દર છઠ્ઠે દિવસે બાળક ધ્રુવજીએ આપમેળે ખરી પડેલાં પર્ણો અને સૂકાં ઘાસનું ભોજન કરી સર્વવ્યાપક ભગવાન વાસુદેવની અભ્યર્ચના કરી. ॥ ૭૩ ॥ ૭૩ ॥

દર નવમે દિવસે કેવળ જળનો આહાર કરી ત્રીજો મહિનો વીતાવ્યો અને સમાધિયોગ દ્વારા ઉત્તમ કીર્તિવાળા ભગવાનનું આરાધન કર્યું. ॥ ૭૪ ॥

અને ત્રીજો માસ જાણે કે થોડોક જ સમય હોય તેમ પસાર કરતાં ધ્રુવજીએ આરાધન કર્યું, એમ અન્વય છે. પ્રતિ મહિને આહારમાં ઘટાડો અને તપમાં અતિરેક કર્યો, એમ અર્થ છે. ॥ ૭૪ ॥

ચોથે મહિને પણ દર બારમે દિવસે વાયુનું ભક્ષણ કરી શ્વાસને જીતી લેનારા ધ્રુવજીએ ધ્યાન કરતાં કરતાં પરમાત્માને હૃદયમાં ધારણ કર્યા.॥ ૭૫ ॥ ૭૫ ॥

**पञ्चमे मास्यनुप्राप्ते जितश्वासो नृपात्मजः।**
**ध्यायन्ब्रह्म पदैकेन तस्थौ स्थाणुरिवाचलः॥ ७६ ॥ ७६ ॥**

પાંચમો મહિનો બેઠો ત્યારે શ્વાસને જીતી લેનાર રાજકુમાર ધ્રુવ બ્રહ્મનું ધ્યાન કરતા, સ્થિર વૃક્ષની જેમ એક પગથી ઊભા રહ્યા. ॥ ૭૬ ॥ ૭૬ ॥

**सर्वतो मन आकृष्य हृदि भूतेन्द्रियाशयम्।**
**ध्यायन्भगवतो रूपं नाद्राक्षीत्किंचनापरम्॥ ७७**

શબ્દાદિ વિષયો તથા ઇન્દ્રિયો જેમાં રહે છે તે મનને સર્વ તરફથી ખેંચીને ભગવાનના સ્વરૂપનું ધ્યાન કરતાં તેમણે અન્ય કાંઈ જોયું નહીં.॥ ૭૭ ॥

भूतानि शब्दादीनि इन्द्रियाणि च आशेरते यस्मिंस्तन्मन आकृष्य ब्रह्म ध्यायन्॥ ७७॥

**'भूतानि'** શબ્દાદિ વિષયો તથા ઇન્દ્રિયો જેમાં રહે છે તે મનને ખેંચીને પરબ્રહ્મનું ધ્યાન કરતાં॥ ૭૭ ॥

**आधारं महदादीनां प्रधानपुरुषेश्वरम्।**
**ब्रह्म धारयमाणस्य त्रयो लोकाश्चकम्पिरे॥ ७८**

મહત્તત્ત્વ વગેરેના આધાર તથા પ્રકૃતિ અને પુરુષના અધીશ્વર પરબ્રહ્મનું તેઓ ધ્યાન કરતા હતા ત્યારે (તેમના તેજને સહન કરવા અસમર્થ એવા) ત્રણેય લોક કાંપી ઊઠ્યા. ॥ ૭૮ ॥

धारयमाणस्य सतस्तस्य तेजः सोढुमशक्नुवन्तः कम्पिताः॥ ७८॥

ધ્યાન કરતા હતા ત્યારે તેમના તેજને સહન કરવા અસમર્થ એવા ત્રણેય લોક કંપવા લાગ્યા. ॥ ૭૮ ॥

**यदैकपादेन स पार्थिवार्भक-**
**स्तस्थौ तदङ्गुष्ठनिपीडिता मही।**
**ननाम तत्रार्धमिभेन्द्रधिष्ठिता**
**तरीव सव्येतरतः पदे पदे॥ ७९**

જ્યારે તે રાજકુમાર એક પગે ઊભો રહ્યો ત્યારે તેના અંગૂઠાથી દબાઈ જતી પૃથ્વી, ગજેન્દ્ર બેઠો હોય તેવી નૌકાની જેમ (હાથીના) પગલે પગલે (નૌકા ડાબે-જમણે ડોલે તેમ) અર્ધા-અર્ધા પ્રદેશને વ્યાપીને ડાબી તરફ અને જમણી તરફ નમવા લાગી.॥ ૭૯ ॥

तस्याङ्गुष्ठेन निपीडिता आक्रान्ता सती मही तत्र तदा अर्धं ननाम। समेंऽशके अर्धशब्दस्य नपुंसकत्वादंशांशिनोरभेदाच्चैवं सामानाधिकरण्यम्।

તે ધ્રુવજીના અંગૂઠાથી **'निपीडिता'** પૃથ્વી દબાતી હતી ત્યારે અર્ધી નમી ગઈ. **'अर्धम्'** સમાન ભાગમાં– **'अर्धम्'** નપુંસક છે; પૃથ્વી અંશી છે અને તેનો અર્ધ ભાગ અંશ છે, એમ અંશ અને અંશીનો અભેદ હોવાથી (**'अर्धम्'** અને **'मही'** બંને પ્રથમ વિભક્તિમાં છે.) બંનેનું અધિકરણ સમાન છે.

इभेन्द्रेणाधिष्ठिता तरी नौर्यथा पदे पदे सव्यतो दक्षिणतश्च नमति तद्वत्॥ ७९॥

મોટો હાથી જેમાં હોય તેવી **'तरी'** નૌકા જેમ હાથીના પગલે પગલે ડાબી તરફ અને જમણી તરફ નમે તેવી રીતે (પૃથ્વી નમવા લાગી). ॥ ૭૯ ॥

अन्यदप्याश्चर्यमाह—

એક બીજા આશ્ચર્યનું પણ વર્ણન કરે છે.

**तस्मिन्नभिध्यायति विश्वमात्मनो**
**द्वारं निरुध्यासुमनन्यया धिया।**
**लोका निरुच्छ्वासनिपीडिता भृशं**
**सलोकपालाः शरणं ययुर्हरिम्॥ ८०**

તે ધ્રુવજીએ પ્રાણવાયુને તથા તેનું દ્વાર રોકીને આત્મા સાથે અભેદદૃષ્ટિથી વિશ્વાત્મક વિષ્ણુ ભગવાનનું જ્યારે ધ્યાન કર્યું ત્યારે (શ્વાસ રોકાઈ જવાથી) ઉચ્છ્‌વાસ વિના અત્યન્ત પીડાતા લોકો લોકપાલો સહિત શ્રીહરિને શરણે ગયા. ॥ ૮૦ ॥

तस्मिन् ध्रुवे विश्वं विश्वात्मकं विष्णुमात्मनः सकाशादनन्यया धियात्माभेददृष्ट्याऽभिध्यायति सति। किं कृत्वा। असुं प्राणं तद्द्वारं च निरुध्य। विश्वमात्मन्येकीकृत्य स्वप्राणनिरोधे कृते विश्वस्य प्राणनिरोधो जात इति भावः॥ ८०॥

તે ધ્રુવજીએ **'વિશ્વમ્'** વિશ્વાત્મક વિષ્ણુનું (પોતાના) આત્મા સાથે **'અનન્યયા ધિયા'** અભેદ દૃષ્ટિથી જ્યારે ધ્યાન કર્યું ત્યારે– શું કરીને ધ્યાન કર્યું? **'અસુમ્'** પ્રાણવાયુ તથા તેનાં (મુખ, નાસિકાદિ) દ્વાર રોકીને (અર્થાત્ કુંભક કરીને) વિશ્વને આત્મામાં એકાકાર કરીને જ્યારે પોતાના પ્રાણનો નિરોધ કર્યો ત્યારે વિશ્વનો શ્વાસ રૂંધાઈ ગયો, એવો ભાવ છે. ॥ ८० ॥

**देवा ऊचुः**

**नैवं विदामो भगवन्प्राणरोधं**
**चराचरस्याखिलसत्त्वधाम्नः।**
**विधेहि तन्नो वृजिनाद्विमोक्षं**
**प्राप्ता वयं त्वां शरणं शरण्यम्॥ ८१**

**દેવો બોલ્યા** – હે ભગવાન, સ્થાવર-જંગમ સર્વ પ્રાણીઓના શરીરના પ્રાણવાયુનું આ રીતે રૂંધાઈ જવું, એ અમે જાણતા નથી. તે સંકટમાંથી આપ અમને મુક્ત કરો. શરણે આવેલાનું રક્ષણ કરનાર આપને શરણે અમે આવ્યા છીએ. ॥ ८१ ॥

एवं प्राणनिरोधं कदाचिदपि न विद्मः। अखिलसत्त्वधाम्नः सर्वप्राणिशरीरस्य। तस्माद् वृजिनात् क्लेशात्॥ ८१॥

આ રીતે પ્રાણનું રુંધાઈ જવું, અમે ક્યારેય નથી અનુભવ્યું. **'अखिलसत्त्वधाम्नः'** સર્વ પ્રાણીઓના શરીરના– તે **'वृजिनात्'** ક્લેશમાંથી॥ ८१ ॥

यतो बालात्। कोऽसौ बालः कथं च तस्मात्प्राणनिरोध इत्यत आह।

જે બાળકને કારણે– કોણ છે તે બાળક અને તેને કારણે પ્રાણ કેમ રૂંધાઈ ગયા છે? તે માટે કહે છે.

**श्रीभगवानुवाच**

**मा भैष्ट बालं तपसो दुरत्यया-**
**न्निवर्तयिष्ये प्रतियात स्वधाम।**
**यतो हि वः प्राणनिरोध आसी-**
**दौत्तानपादिर्मयि सङ्गतात्मा॥ ८२**

**શ્રીભગવાન બોલ્યા** – તમે ભય ન પામો. જેને કારણે તમારા પ્રાણ રૂંધાયા છે, તે ઉત્તાનપાદના પુત્ર ધ્રુવે (વિશ્વરૂપ એવા) મારામાં આત્માનું ઐક્ય પ્રાપ્ત કર્યું છે. તે બાળકને હું તેના દુષ્કર તપમાંથી નિવૃત્ત કરી દઈશ. તમે સ્વધામ સિધાવો. ॥ ८२ ॥

उत्तानपादस्य पुत्रो मयि विश्वरूपे सङ्गतात्मा ऐक्यं प्राप्तो वर्तत इति॥ ८२॥

ઉત્તાનપાદનો પુત્ર ધ્રુવ વિશ્વરૂપ એવા મારામાં ઐક્ય સાધીને રહ્યો છે. ॥ ८२ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां चतुर्थस्कन्धे ध्रुवचरितेऽष्टमोऽध्यायः॥ ८॥

इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां अष्टमोऽध्यायः॥ ८॥

# अथ नवमोऽध्यायः

## વરદાન પ્રાપ્ત કરીને ધ્રુવજીનું નગર પ્રતિ આગમન

नवमे तु हरिं स्तुत्वा लब्ध्वा तस्माद्वरान्ध्रुवः।
प्रत्यागत्याकरोद्राज्यं पित्रा दत्तमितीर्यते॥ १

શ્રીહરિની સ્તુતિ કરીને અને તેમની પાસેથી વરદાનો પ્રાપ્ત કરીને, (પોતાના ગૃહે) પાછા આવીને ધ્રુવજીએ પિતા દ્વારા આપવામાં આવેલું રાજ્ય કર્યું, તે (કથા) નવમા અધ્યાયમાં કહેવામાં આવે છે.॥ ૧॥

मैत्रेय उवाच

**त एवमुत्सन्नभया उरुक्रमे**
**कृतावनामाः प्रययुस्त्रिविष्टपम्।**
**सहस्रशीर्षापि ततो गरुत्मता**
**मधोर्वनं भृत्यदिदृक्षया गतः॥ १**

**મૈત્રેયમુનિ બોલ્યા** – આ પ્રમાણે (ભગવાનનાં વચનોથી) જેમનો ભય દૂર થયો તેવા તથા જેમણે ભગવાન ઉરુક્રમને પ્રણામ કર્યા તેવા તે દેવો સ્વર્ગમાં સિધાવ્યા. ત્યાર બાદ હજાર મસ્તકવાળા ભગવાન પણ સેવકના દર્શન કરવાની ઈચ્છાથી શ્રીગરુડજી ઉપર બેસીને મધુવનમાં પધાર્યા.॥ ૧॥

एवं भगवद्वाक्येन गतभयाः॥ १॥

આ પ્રમાણે ભગવાનનાં વાક્યોથી જેમનો ભય દૂર થયો તેવા દેવો ॥ ૧॥

**स वै धिया योगविपाकतीव्रया**
**हृत्पद्मकोशे स्फुरितं तडित्प्रभम्।**
**तिरोहितं सहसैवोपलक्ष्य**
**बहिः स्थितं तदवस्थं ददर्श॥ २**

યોગાભ્યાસની પરિપક્વતાથી થયેલી નિશ્ચળ બુદ્ધિ દ્વારા હૃદયકમળની કર્ણિકામાં વિદ્યુત્પ્રભા જેવા દેદીપ્યમાન ભગવાનને ધ્રુવજીએ અચાનક જ અન્તર્ધાન થયેલા જોઈને (સમાધિ ભગ્ન થવાથી નેત્ર ખૂલી જતાં, હૃદયાકાશમાં જેવા પ્રકાશતા હતા) તે જ અવસ્થામાં બહાર ઊભેલા જોયા.॥ ૨॥

स वै ध्रुवो योगस्य विपाकेन दार्ढ्येन तीव्रया निश्चलया। गरुडाधिरूढं पुरतः स्थितमपि यदान्तर्दृष्टित्वादसौ नापश्यत्तदा भगवतैवान्तःस्थं रूपमाकृष्टमतस्तिरोहितमुपलक्ष्य व्युत्थितः सन् तदवस्थं यादृगन्तः स्फुरितस्तादृशम्॥ २॥

ખરેખર, તે ધ્રુવજીએ યોગાભ્યાસની **'विपाकेन'** પરિપક્વતાથી થયેલી **'तीव्रया'** નિશ્ચળ બુદ્ધિ દ્વારા પોતાની સામે ગરુડજી ઉપર આરૂઢ થઈ ઊભેલા ભગવાનને પણ, અંદર દૃષ્ટિવાળા હોવાથી જ્યારે જોયા નહીં ત્યારે ભગવાને જ હૃદયની અંદર રહેલા રૂપને ખેંચી લીધું તેથી તે રૂપ અદૃશ્ય થયેલું જોઈને સમાધિમાંથી વ્યુત્થાન પામીને **'तत्-अवस्थम्'** જેવા અંદર પ્રકાશતા હતા તેવા જ બહાર રહેલા ભગવાનને જોયા.॥ ૨॥

**तद्दर्शनेनागतसाध्वसः क्षिता-**
**ववन्दताङ्गं विनमय्य दण्डवत्।**
**दृग्भ्यां प्रपश्यन्प्रपिबन्निवार्भक-**
**श्चुम्बन्निवास्येन भुजैरिवाश्लिषन्॥ ३**

તેમનાં દર્શનથી વિક્ષુબ્ધ થયેલા બાળક ધ્રુવે નેત્રો વડે દર્શન કરતા જાણે પી જતા હોય, મુખ વડે ચુંબન કરતા હોય તથા ભુજાઓ વડે આલિંગન કરતા હોય તેમ પોતાના શરીરને પૃથ્વી ઉપર દંડની જેમ નમાવીને વંદન કર્યાં.॥ ૩॥

आगतसाध्वसो जातसंभ्रमः। विनमय्य आनतं कृत्वा। संभ्रममेवाह। दृग्भ्यां प्रपिबन्निव पश्यन्नवन्दत। आस्येन चुम्बन्निवावन्दत। भुजाभ्यामाश्लिषन्निवावन्दतेत्यर्थः॥ ३॥

**'आगतसाध्वसः'** ક્ષુભિત અધીરા બનેલા ધ્રુવજીએ **'विनमय्य'** (દંડની જેમ) નમન કરીને– ધ્રુવજીના ક્ષોભનું જ વર્ણન કરે છે. નેત્રો વડે દર્શન કરતા જાણે પી જતા હોય તેમ વંદન કર્યાં. મુખ વડે જાણે ચુંબન કરતા હોય તેમ વંદન કર્યાં. ભુજાઓ વડે જાણે આલિંગન કરતા હોય તેમ વંદન કર્યાં, એમ અર્થ છે.॥ ૩॥

**वंशीधरी—**ज्ञातानन्दवेगः। दृग्भ्यां मुखारविन्द-माधुर्यमत्यादरेण गृह्णन्निव। आस्येन चरणारविन्दमाधुर्यं चुम्बन्निव। भुजाभ्यां चरणाङ्गुलिशिखराणि स्पृशन्निव ननामेति भावः। भुजैरिति बहुत्वेन भुजयोर्व्यापारबाहुल्यं लक्षयित्वाऽऽनन्दकम्पो ध्वनितः।

આનંદનો આવેગ જેમણે અનુભવ્યો તેવા ધ્રુવજીએ નેત્રો વડે મુખારવિંદના માધુર્યને અતિ આદરપૂર્વક ગ્રહણ કરતા હોય તેમ, મુખથી ચરણારવિંદના માધુર્યને ચુંબન કરતા હોય તેમ તથા ભુજાઓ વડે ચરણની આંગળીઓના અગ્રભાગને સ્પર્શ કરતા હોય તેમ નમન કર્યાં, તેવો ભાવ છે. (**'भुजाभ्याम्'** ને બદલે) **'भुजैः'** એમ બ.વ. હોવાથી, ભુજાઓની અત્યન્ત ક્રિયા-વિપુલતાને લક્ષિત કરીને આનંદની ઉત્તેજના સૂચિત કરી છે.

**स तं विवक्षन्तमतद्विदं हरि-**
**र्ज्ञात्वास्य सर्वस्य च हृद्यवस्थितः।**
**कृताञ्जलिं ब्रह्ममयेन कम्बुना**
**पस्पर्श बालं कृपया कपोले॥ ४**

આ ધ્રુવજીના હૃદયમાં તથા સર્વના હૃદયમાં રહેલા તે ભગવાન શ્રીહરિએ બોલવા ઈચ્છતા, હાથ જોડીને ઊભેલા બાળક ધ્રુવને સ્તુતિ કરવા માટે અજ્ઞાન જાણીને વેદાત્મક શંખથી ગાલ ઉપર કૃપાપૂર્વક સ્પર્શ કર્યો. ॥ ૪॥

विवक्षन्तं तद्गुणान्वक्तुमिच्छन्तम्। अतद्विदं स्तुत्यादिकर्तुमजानन्तम्। अस्य ध्रुवस्य सर्वस्य च हृद्यवस्थितत्वात् ज्ञात्वा। ब्रह्ममयेन वेदात्मकेन शङ्खेन॥ ४॥

**'विवक्षन्तम्'** તે શ્રીહરિના ગુણો ગાવા ઈચ્છતા ધ્રુવજીને– **'अतत्-विदम्'** સ્તુતિ વગેરે કરવા માટે અજ્ઞાન એવા ધ્રુવજીને– **'अस्य'** આ ધ્રુવજીના તથા સર્વના હૃદયમાં રહેલા હોવાથી (સર્વ) જાણીને, **'ब्रह्ममयेन'** વેદાત્મક શંખથી (સ્પર્શ કર્યો.)॥ ૪॥

**वंशीधरी—**'कपोले वसते वाणी' इत्याद्युक्तेस्तत्र सरस्वती सुप्तेव स्थिता, सा भगवता वेदमयशङ्खेनैव सञ्चाल्योत्थापिता मय्यागतेऽपि सुप्तैवेति भावः। 'पाञ्चजन्यो वा एष आम्नाय उत्' इति श्रुतेः।

'ગાલમાં વાણી વસે છે.' એમ કહેવાયું હોવાથી ત્યાં સરસ્વતીદેવી પોઢેલાં રહે છે. ભગવાન દ્વારા વેદમય શંખ(ના સ્પર્શ)થી જ તે સંચારિત થઈ જાગૃત કરવામાં આવ્યાં. જ્યારે હું આવ્યો છું ત્યારે પણ તમે સૂતેલાં છો, એવો ભાવ છે કારણ કે 'આ પાંચજન્ય શંખ ખરેખર વેદસ્વરૂપ છે.' એમ શ્રુતિ છે.

**स वै तदैव प्रतिपादितां गिरं**
**दैवीं परिज्ञातपरात्मनिर्णयः।**
**तं भक्तिभावोऽभ्यगृणादसत्वरं**
**परिश्रुतोरुश्रवसं ध्रुवक्षितिः॥ ५**

भगवता प्रतिपादितां गिरं प्रतिपद्येति शेषः। प्रतिपद्यतामिति पाठे तां वेदात्मिकाम्। परिज्ञातः परात्मनोरीश्वरजीवयोर्निर्णयो येन सः। अत एव भक्त्या भावः प्रेम यस्य। असत्वरं स्थैर्येण। परितः श्रुतं विख्यातमुरुश्रवः कीर्तिर्यस्य तम्। ध्रुवा क्षितिः स्थानं यस्येति भाविनिर्देशः॥ ५॥

ઈશ્વર તથા જીવના સ્વરૂપનો નિશ્ચય જેમણે જાણ્યો છે, (તેથી) જેમને ભક્તિભાવ થયો છે તથા જે અવિચળ પદ પ્રાપ્ત (કરવાના) છે, તે ધ્રુવજીએ (કમ્બુ વડે કપોલ પર સ્પર્શ થયો) તે જ સમયે (ભગવાન દ્વારા આપવામાં આવેલી) દૈવી ગિરા(વાણી) પ્રાપ્ત કરી. સર્વ તરફ જેમની અગાધ કીર્તિ વ્યાપેલી છે તેવા શ્રીહરિની તેઓ સ્થિરતાપૂર્વક સ્તુતિ કરવા લાગ્યા. ॥ **૫** ॥

ભગવાન દ્વારા આપવામાં આવેલી વાણી પ્રાપ્ત કરી, એટલું બાકી છે (તે ઉમેરવું). **'प्रतिपद्यताम्'** પાઠમાં, વેદાત્મક વાણી ધ્રુવજી પ્રાપ્ત કરે (એમ અર્થ છે). જાણ્યો છે જેમણે **'पर-आत्मनोः'** ઈશ્વર તથા જીવના સ્વરૂપનો નિશ્ચય તેવા તે ધ્રુવજી, આથી જ ભક્તિપૂર્વકનો ભાવ, પ્રેમ છે જેમને તે ધ્રુવજી– **'असत्वरम्'** સ્થિરતાપૂર્વક– સર્વ તરફ **'श्रुतम्'** વિખ્યાત છે મહાન **'श्रवः'** કીર્તિ જેમની તે શ્રીહરિને– શાશ્વત **'क्षितिः'** સ્થાન છે જેમનું– એમ ભવિષ્યનો નિર્દેશ છે. ॥૫॥

**ध्रुव उवाच**

**योऽन्तः प्रविश्य मम वाचमिमां प्रसुप्तां**
**संजीवयत्यखिलशक्तिधरः स्वधाम्ना।**
**अन्यांश्च हस्तचरणश्रवणत्वगादीन्**
**प्राणान्नमो भगवते पुरुषाय तुभ्यम्॥ ६**

ईशानुग्रहसंप्राप्तवागाद्यद्भुतवृत्तिभिः।
द्वादशादित्यसंकाशैः श्लोकैरस्तौद्धरिं ध्रुवः॥ १

यो मे प्रसुप्तां लीनां वाचमन्यांश्च प्राणानिन्द्रियाणि स्वधाम्ना चिच्छक्त्या संजीवयति। यतः अखिलाश्चक्षुरादिज्ञानक्रियाशक्तीर्धारयतीति तथा। पुरुषायान्तर्यामिणे॥ ६॥

ननु वागादीन्द्रियशक्तिधरा वह्न्यादयः प्रसिद्धा नाहमित्यत आह—**एक इति**।

**ધ્રુવજી બોલ્યા** – સમગ્ર શક્તિ ધારણ કરનાર જેમણે (ભગવાને) અંદર પ્રવેશીને મારી આ સૂતેલી વાણીને તથા હસ્ત, ચરણ, શ્રવણ, ત્વચા વગેરે અન્ય ઈન્દ્રિયોને પોતાની ચૈતન્યશક્તિથી ચેતનવંતી કરી છે, તે અન્તર્યામી આપને નમસ્કાર હો. ॥૬॥

ઈશ્વરના અનુગ્રહથી પ્રાપ્ત થયેલી વાણીના દિવ્ય (શબ્દવ્યાપારરૂપ) પ્રવર્તન દ્વારા દ્વાદશ આદિત્યો જેવા દ્વાદશ શ્લોકો વડે ધ્રુવજીએ શ્રીહરિની સ્તુતિ કરી. ॥ **૧** ॥

જે મારી **'प्रसुप्ताम्'** સૂતેલી વાણીને તથા અન્ય **'प्राणान्'** ઈન્દ્રિયોને **'स्वधाम्ना'** પોતાની ચૈતન્યશક્તિથી ચેતનવન્તી કરે છે, જેમને કારણે સમગ્ર ચક્ષુ વગેરે (ઈન્દ્રિયો) જ્ઞાનશક્તિ તથા ક્રિયાશક્તિ ધારણ કરે છે તેવા તે **'पुरुषाय'** અંતર્યામીને નમસ્કાર હો.॥૬॥

(હવે જો ભગવાન કહે કે) વાણી વગેરે ઈન્દ્રિયોની શક્તિ ધરાવનારા તો અગ્નિ વગેરે દેવો પ્રસિદ્ધ છે, હું નહીં. તે માટે ઉત્તર આપે છે– **'एकः इति।'**

**एकस्त्वमेव भगवन्निदमात्मशक्त्या**
**मायाख्ययोरुगुणया महदाद्यशेषम्।**
**सृष्ट्वाऽनुविश्य पुरुषस्तदसद्गुणेषु**
**नानेव दारुषु विभावसुवद्विभासि॥ ७**

अनुविश्य पुरुषोऽन्तर्यामी त्वमेक एव। तस्या मायाया असत्सु गुणेष्विन्द्रियादिषु स्थितः संस्तत्तद्देवतारूपो नानेव भासि न तु त्वद्व्यतिरेकेण ज्ञानक्रियाशक्तिधरः कश्चिदस्तीत्यर्थः ॥ ७ ॥

**विजय.**—'तत् सृष्ट्वा। तदेवानुप्राविशत्।' 'तदनु प्रविश्य। सच्च त्यच्चाभवत्।' इति श्रुतिः।

अपि च किं वक्तव्यं वह्न्यादयो ज्ञानादिशक्तिधरा न भवन्तीति, यस्माद्ब्रह्मणोऽपि ज्ञानं त्वदधीनमेवेत्याह।

**त्वद्दत्तया वयुनयेदमचष्ट विश्वं**
**सुप्तप्रबुद्ध इव नाथ भवत्प्रपन्नः।**
**तस्यापवर्ग्यशरणं तव पादमूलं**
**विस्मर्यते कृतविदा कथमार्तबन्धो॥ ८**

त्वद्दत्तया वयुनया ज्ञानेन भवन्तं शरणं प्रपन्नो ब्रह्मा इदं विश्वमचष्टापश्यत्। कथम्। सुप्तः पुरुषः प्रबुद्धः सन्यथा पश्यति तद्वत्। अत आपवर्ग्या मुक्तास्तेषामपि शरणम्। कृतविदा सर्वेन्द्रियजीवनेन त्वत्कृतमुपकारं जानता कथं विस्मर्यते। एवंभूतं त्वामभजन्तः कृतघ्ना इत्यर्थः ॥ ८ ॥

હે ભગવાન, આપ એક જ અનેક ગુણોવાળી પોતાની માયા નામની શક્તિથી મહત્તત્ત્વાદિ સંપૂર્ણ પ્રપંચનું સર્જન કરી, તેમાં અન્તર્યામીરૂપે પ્રવેશ કરી, લાકડામાં (નાના, મોટા, જાડા, પાતળા વગેરે જુદા જુદા આકારો પ્રમાણે) અગ્નિ ભાસે તેમ માયાના ઈન્દ્રિયાદિ અસદ્ ગુણોમાં રહી (તે તે ઈન્દ્રિયોના અધિષ્ઠાતા દેવ વગેરેરૂપે) અનેક જેવા ભાસો છો. ॥ ૭ ॥

**'पुरुषः'** અન્તર્યામીરૂપે પ્રવેશીને રહેલા આપ એક જ છો. તે માયાના ઈન્દ્રિયાદિ અસદ્ ગુણોમાં રહી તે તે (ઈન્દ્રિયોના અધિષ્ઠાતા) દેવતારૂપે અનેક જેવા ભાસો છો. આપના સિવાય તો જ્ઞાનશક્તિ અને ક્રિયાશક્તિ ધારણ કરનાર બીજું કોઈ છે જ નહીં, એમ અર્થ છે. ॥૭॥

'તે જગતની રચના કરીને તે પરમેશ્વર પણ તેમાં જ જીવભાવથી પ્રવિષ્ટ થઈ ગયા અને આ શરીરમાં પ્રવેશીને મૂર્ત અને અમૂર્ત બન્યા.' (તૈત્તિ.ઉપ.૨/૬)

વળી, અગ્નિ વગેરે દેવો જ્ઞાનાદિશક્તિ ધારણ કરનારા ન હોય તેમાં શું કહેવાનું? કારણ કે બ્રહ્માજીનું જ્ઞાન પણ આપને જ અધીન છે, એમ કહે છે.

હે નાથ, આપના શરણાગત બ્રહ્માજીએ આપે પ્રદાન કરેલા જ્ઞાનથી જેમ સૂતેલો મનુષ્ય જાગૃત થઈને જુએ તેમ (સૃષ્ટિના આરંભમાં) આ વિશ્વને જોયું હતું. હે દીનબંધુ, આપના કરેલા ઉપકારને જાણનાર મનુષ્ય દ્વારા, મુક્તોના પણ શરણરૂપ એવા આપના ચરણકમળનું વિસ્મરણ કેવી રીતે થઈ શકે? ॥૮॥

આપના પ્રદાન કરેલા **'वयुनया'** જ્ઞાનથી આપને શરણે આવેલા બ્રહ્માજીએ આ વિશ્વને **'अचष्ट'** જોયું. કેવી રીતે? સૂતેલો મનુષ્ય જાગૃત થઈને જેમ જુએ તેમ. આથી **'आपवर्ग्याः'** મુક્ત જનો, તેમના પણ શરણરૂપને– **'कृतविदा'** સર્વ ઈન્દ્રિયોમાં (આપ) ચેતનનો સંચાર કરો છો, તેથી આપના કરેલા ઉપકારને જાણનાર મનુષ્ય દ્વારા કેવી રીતે વિસ્મરણ થાય? આવા આપને ન ભજનારા મનુષ્યો કૃતઘ્ની છે, એમ અર્થ છે.॥૮॥

ये च मादृशाः कामाद्यर्थं भजन्ति तेऽतिमूढा इत्याह—**नूनमिति**।

**नूनं विमुष्टमतयस्तव मायया ते**
**ये त्वां भवाप्ययविमोक्षणमन्यहेतोः।**
**अर्चन्ति कल्पकतरुं कुणपोपभोग्य-**
**मिच्छन्ति यत्स्पर्शजं निरयेऽपि नृणाम्॥ ९**

भवाप्ययौ जन्ममरणे तद्विमोक्षे हेतुं त्वामन्यहेतोः कामाद्यर्थं ये भजन्ति ते नूनं विमुष्टमतयो वञ्चितचित्ताः। यतस्ते कल्पतरुं त्वामर्चन्ति। ततः कुणपतुल्येन देहेनोपभोग्यं सुखमिच्छन्ति। न चेच्छायोग्यं तदित्याह। यत्स्पर्शजं विषयसंबन्धजन्यं सुखं तन्नरकेऽपि भवति॥ ९॥

ननु स्वर्गादिसुखं सकामैः प्राप्यते निष्काम-भजने तन्न स्यादित्यत आह—**येति**।

**या निर्वृतिस्तनुभृतां तव पादपद्म-**
**ध्यानाद्भवज्जनकथाश्रवणेन वा स्यात्।**
**सा ब्रह्मणि स्वमहिमन्यपि नाथ मा भूत्**
**किंत्वन्तकासिलुलितात्पततां विमानात्॥ १०**

स्वमहिमनि निजानन्दरूपेऽपि मा भूत्। न भवतीत्यर्थः। अन्तकस्यासिना कालेन लुलितात् खण्डिताद्विमानात् पततां सा नास्तीति किमु वक्तव्यम्॥ १०॥

વળી, મારા જેવા કે જેઓ કામનાપૂર્તિ માટે આપને ભજે છે તેઓ અતિમૂઢ છે, એમ કહે છે— **'नूनम् इति।'**

જન્મ-મરણમાંથી છૂટવાના કારણરૂપ આપને કામાદિ અન્ય વિષયો માટે જેઓ ભજે છે તેઓ નિશ્ચય જ આપની માયાથી ઠગાયેલી બુદ્ધિવાળા છે (કારણ કે) કલ્પવૃક્ષરૂપ આપનું તેઓ અર્ચન કરે છે (અને તેથી) શવવત્ શરીર વડે ઉપભોગ કરવા યોગ્ય સુખની ઈચ્છા કરે છે કે જે વિષયસંબંધજન્ય સુખ તો મનુષ્યોને નરકમાં પણ મળે છે. ॥૯॥

**'भव-अप्ययौ'** જન્મ અને મરણ– તેમાંથી છૂટવાના કારણરૂપ આપને **'अन्यहेतोः'** કામાદિ અન્ય વિષયો માટે ભજે છે, તેઓ ખરેખર, **'विमुष्टमतयः'** ઠગાયેલી બુદ્ધિવાળા છે કારણ કે તેઓ કલ્પતરુ એવા આપને ભજે છે અને તેનાથી **'कुणप'** શવવત્ શરીર વડે ઉપભોગ કરવા યોગ્ય સુખની ઈચ્છા કરે છે, પણ તે ઈચ્છવાયોગ્ય નથી, એમ કહે છે. જે **'स्पर्शजम्'** સ્પર્શમાંથી જન્મતું, વિષયસંબંધથી જન્મતું સુખ છે તે નરકમાં (કૂતરા-ભૂંડ વગેરે યોનિઓમાં) પણ મળે છે.॥૯॥

શંકા કરવામાં આવી છે કે સ્વર્ગાદિસુખ સકામ ભક્તો દ્વારા પ્રાપ્ત કરવામાં આવેલું છે. નિષ્કામભક્તિમાં તે સુખ નથી હોતું. આથી તેનો ઉત્તર આપે છે— **'या इति'**

હે નાથ, આપના ચરણકમળનું ધ્યાન કરવાથી તથા આપના ભક્તજનોની કથા શ્રવણ કરવાથી શરીરધારીઓને જે આનંદ પ્રાપ્ત થાય છે તે નિજાનંદરૂપ બ્રહ્મમાં પણ પ્રાપ્ત થતો નથી. તો પછી યમદેવના તલવારરૂપ કાળથી ખંડિત થયેલા વિમાનમાંથી પડતા મનુષ્યોને તે આનંદ પ્રાપ્ત ન થાય, તેમાં શું કહેવું? ॥૧૦॥

**'स्वमहिमनि'** નિજાનંદરૂપ બ્રહ્મમાં પણ તેવો આનંદ પ્રાપ્ત **'मा भूत्'** થતો નથી, એમ અર્થ છે. અંત કરનારા યમરાજના તલવારરૂપ કાળથી **'लुलितात्'** ખંડિત થયેલા વિમાનમાંથી પડતા મનુષ્યોને તે આનંદ પ્રાપ્ત ન થાય, તેમાં શું કહેવું? ॥૧૦॥

अतस्ते कथाश्रवणाय सत्सङ्गतिं देहीत्याह।

**भक्तिं मुहुः प्रवहतां त्वयि मे प्रसङ्गो**
**भूयादनन्त महताममलाशयानाम्।**
**येनाञ्जसोल्बणमुरुव्यसनं भवाब्धिं**
**नेष्ये भवद्गुणकथामृतपानमत्तः॥ ११**

भक्तिं त्वयि प्रवहतां सातत्येन कुर्वताम्।

ननु मोक्षं किं न याचसेऽत आह। येन महत्प्रसङ्गेनाञ्जसा अयत्नत एवोरूणि व्यसनानि यस्मिंस्तम्। नेष्ये पारं गमिष्यामि। भवद्गुणकथैवामृतं तस्य पानेन मत्तः सन्॥ ११॥

કથામૃતપાનસ્ય માદકત્વમાહ।

**ते न स्मरन्त्यतितरां प्रियमीश मर्त्यं**
**ये चान्वदः सुतसुहृद्गृहवित्तदाराः।**
**ये त्वब्जनाभ भवदीयपदारविन्द-**
**सौगन्ध्यलुब्धहृदयेषु कृतप्रसङ्गाः॥ १२**

तेऽतितरां प्रियमपि मर्त्यं देहं न स्मरन्ति नानुसंदधते। ये च सुतादयः अदः मर्त्यमनुसंबद्धास्तानपि। के ते न स्मरन्ति। ये कृतप्रसङ्गाः। केषु। भवदीयपदारविन्दसौगन्ध्ये लुब्धं हृदयं येषां तेषु।

तुशब्देनान्येषां केवलयोगादिनिष्ठानां देहाद्यभिमानानिवृत्तिं दर्शयति॥ १२॥

આથી આપની કથાનું શ્રવણ કરવા માટે સત્સંગ આપો, એમ કહે છે.

હે અનંત, સતત આપની ભક્તિ કરતા, વિશુદ્ધ હૃદયવાળા મહાન જનોનો સંગ મને (પ્રાપ્ત) થાઓ કે જે સત્સંગથી આપના ગુણોની કથાસુધાના પાનથી પરમાનંદમાં નિમગ્ન થઈ, અનેક પ્રકારનાં દુઃખોવાળા ભયંકર ભવસાગરનો પાર પામી જઈશ.॥ ૧૧॥

આપના વિષે '**भक्तिं प्रवहताम्**' અવિચ્છિન્નપણે ભક્તિ કરનારા મહાન જનોનો–

(ભગવાન) પ્રશ્ન કરે છે કે તું મોક્ષ કેમ માંગતો નથી? તો તે માટે કહે છે કે '**येन**' મહાન મનુષ્યોના જે સત્સંગથી '**अञ्जसा**' અનાયાસે જ અનેક પ્રકારનાં દુઃખો જેમાં છે તે ભવસાગરનો '**नेष्ये**' હું પાર પામી જઈશ. આપના ગુણોની કથા એ જ અમૃત, તેના પાનથી મસ્ત થઈને (સંસાર-સાગર તરી જઈશ.)॥ ૧૧॥

કથારૂપી અમૃતપાનની માદકતાનું વર્ણન કરે છે.

હે પદ્મનાભ, આપના ચરણકમળની સૌરભમાં જેમનું હૃદય લોભાઈ ગયું છે તેવા ભગવદીય જનોનો સત્સંગ કરનારાઓ તો પોતાને અત્યન્ત પ્રિય એવા તે શરીરને તથા તેના સંબંધી એવા પુત્ર, મિત્ર, ગૃહ, ધન તથા પત્નીને પણ યાદ કરતા નથી.॥ ૧૨॥

અત્યન્ત પ્રિય હોવા છતાં પણ તેઓ '**मर्त्यम्**' દેહનું '**न स्मरन्ति**' અનુસંધાન રાખતા નથી. તેમ જ જે પુત્ર વગેરે છે– તે '**मर्त्यम्**' મરણધર્મા શરીરના સંબંધીઓ, તેમને પણ, એવા કોણ છે કે જેઓ યાદ કરતા નથી? જેમણે સત્સંગ કર્યો છે, તેવા મનુષ્યો (શરીર, પુત્રાદિને યાદ કરતા નથી). કોની સાથે સત્સંગ કર્યો છે? આપના ચરણરૂપી નીલકમળની સુગંધમાં જેમનું હૃદય લોભાઈ ગયું છે તેમની સાથે સત્સંગ કર્યો છે.

'**तु**' શબ્દથી દર્શાવે છે કે જેઓ (આપની કથાસુધાનું પાન કરતા નથી અને) કેવળ યોગ વગેરેમાં રહે છે તેવા અન્ય જનોનાં દેહાભિમાન દૂર થતાં નથી.॥ ૧૨॥

नन्वेवं विद्वानपि त्वं किमित्यभिमानं वहस्यत आह—**तिर्यंगिति**।

**तिर्यङ्नगद्विजसरीसृपदेववैत्य-**
**मर्त्यादिभिः परिचितं सदसद्विशेषम्।**
**रूपं स्थविष्ठमज ते महदाद्यनेकं**
**नातः परं परम वेद्मि न यत्र वादः॥ १३**

तिर्यङ्नगादिभिः परिचितं व्याप्तम्। सन्तोऽसन्तश्च विशेषा यस्य। महदादीन्यनेकानि कारणानि यस्य। हे परम अज, ते इदं स्थविष्ठं विराड्रूपं केवलं वेद्मि। अतः परमीश्वरस्वरूपं न वेद्मि। यत्र वादः शब्दव्यापारो नास्ति तद्ब्रह्मरूपं च न वेद्मि। अतोऽभिमानो न निवर्तत इति भावः॥ १३॥

तदेवं भगवदनुकम्पया तद्रूपद्वयं ज्ञात्वेश्वर-रूपमनुवर्णयन्नमस्करोति—**कल्पान्त एतदिति**।

**कल्पान्त एतदखिलं जठरेण गृह्णन्**
**शेते पुमान्स्वदृगनन्तसखस्तदङ्के।**
**यन्नाभिसिन्धुरुहकाञ्चनलोकपद्म-**
**गर्भे द्युमान् भगवते प्रणतोऽस्मि तस्मै॥ १४**

શંકા કરવામાં આવી છે કે (કથામૃત વગેરે દ્વારા જ દેહાદિના અભિમાનની નિવૃત્તિ થાય છે), એમ જાણવા છતાં (મારા પિતા વગેરે દ્વારા પણ પ્રાપ્ત ન થયું હોય તેવું પદ હું પ્રાપ્ત કરીશ, એવા સંકલ્પવાળું) અભિમાન તું શા માટે કરે છે? (એમ જો ધ્રુવજીને કોઈ પૂછે) તો તે માટે ધ્રુવજી ઉત્તર આપે છે— '**तिर्यङ् इति।**'

હે અજન્મા! પશુઓ, પર્વતો, વૃક્ષો, પક્ષીઓ, સર્પો, દેવો, દૈત્યો તથા મનુષ્યો વગેરેથી વ્યાપ્ત, (પૃથ્વી વગેરે સ્થૂળ પંચમહાભૂતોરૂપ) સત્ અને (શબ્દાદિ ભૂતસૂક્ષ્મરૂપ) અસત્ વિશિષ્ટ સ્વરૂપોવાળું, મહત્તત્ત્વાદિ અનેક કારણોવાળું આપનું અતિ સ્થૂળ (વિરાટ) સ્વરૂપ જ હું જાણું છું. હે પરમ, આનાથી પર આપનું જે સ્વરૂપ છે કે જ્યાં વાણીની ગતિ નથી, તે આપનું બ્રહ્મસ્વરૂપ હું જાણતો નથી. ॥૧૩॥

પશુઓ, વૃક્ષો, પર્વતો વગેરેથી '**परिचितम्**' વ્યાપ્ત, સ્થૂળ અને સૂક્ષ્મ જેનાં વિશિષ્ટ સ્વરૂપો છે, મહત્તત્ત્વાદિ (સૃષ્ટિ રચવાનાં) અનેક કારણો છે જેનાં; હે પરમ, હે અજન્મા, કેવળ આપનું આ '**स्थविष्ठम्**' અતિસ્થૂળ વિરાટ રૂપ જ જાણું છું. આનાથી પર ઈશ્વરસ્વરૂપ હું જાણતો નથી. જ્યાં '**वादः**' શબ્દનો વ્યાપાર નથી તે બ્રહ્મસ્વરૂપ પણ જાણતો નથી. આથી અભિમાન દૂર થતું નથી, એવો ભાવ છે. ॥૧૩॥

આ પ્રમાણે ભગવાનની અનુકંપાથી તેમનાં બંને રૂપોનું જ્ઞાન આપીને ઈશ્વરના રૂપનું વર્ણન કરતાં નમસ્કાર કરે છે— '**कल्पान्ते-एतत्-इति।**'

કલ્પનો અંત થાય છે ત્યારે (યોગનિદ્રામાં આરૂઢ થયેલા હોવાથી) સ્વસ્વરૂપમાં જ દૃષ્ટિ સ્થાપનારા જે પરમપુરુષ, શેષનાગ અનંતની સાથે આ અખિલ (ત્રણેય લોક)ને ઉદરમાં સમાવીને તેમના (શેષનાગના) જ અંકમાં પોઢે છે તથા જેમના નાભિસમુદ્રમાં ઊગેલા સુવર્ણમય લોકાત્મક પદ્મની કર્ણિકામાં પરમ તેજસ્વી બ્રહ્માજી ઉત્પન્ન થાય છે, તે આપ ભગવાનને હું પ્રણામ કરું છું. ॥૧૪॥

एतत्त्रैलोक्यं यः पुमान् शेते। स्वस्मिन्नेव दृक् न बहिर्यस्य योगनिद्रारूढत्वात्। अनन्तसखः शेषसहायः। तदङ्के शेषोत्सङ्गे। यस्य नाभिरेव सिन्धुः समुद्रस्तस्मिन् रोहतीति तथा तस्मि-न्काञ्चनलोकपद्मस्य गर्भे कर्णिकायां द्युमां-स्तेजस्वी ब्रह्मा भवति। तं प्रणतोऽस्मीत्यर्थः॥ १४॥

**'एतत्'** આ ત્રણેય લોકને (ઉદરમાં સમાવીને) જે પરમ પુરુષ પોઢે છે. સ્વસ્વરૂપમાં જ દૃષ્ટિ છે જેની, બહાર નથી કારણ કે યોગનિદ્રામાં આરૂઢ છે. **'अनन्तसखः'** શેષનાગ અનંતની સાથે– **'तत्-अङ्के'** તે શેષનાગના અંકમાં– જેમની નાભિ એ જ **'सिन्धुः'** સમુદ્ર, તેમાં ઊગે છે તથા તે સુવર્ણમય લોકાત્મક પદ્મની **'गर्भे'** કર્ણિકામાં **'द्युमान्'** તેજસ્વી બ્રહ્માજી ઉત્પન્ન થાય છે, તેમને હું પ્રણામ કરું છું, એમ અર્થ છે. ॥૧૪॥

ननु ममापि स्वापाद्यवस्थावत्त्वे को जीवाद्विशेष इत्यत आह त्वं तु व्यतिरिक्तो जीवविलक्षण आस्से तिष्ठसि। वैलक्षण्यमेवाह।

(આ રીતે ભગવાનની શયન વગેરે અવસ્થાઓના કથન વડે) શંકા કરવામાં આવી છે કે (જો ભગવાન એમ કહે કે) મારે પણ શયનાદિ અવસ્થાઓ છે, તો જીવ કરતાં શું વિશેષ છે? આ માટે કહે છે, (હે પ્રભુ), આપ તો **'व्यतिरिक्तः'** સર્વથા ભિન્ન સ્વરૂપે **'आस्से'** વિરાજમાન છો. ભગવાનની જીવ કરતાં વિલક્ષણતા જણાવે છે.

**त्वं नित्यमुक्तपरिशुद्धविबुद्ध आत्मा**
**कूटस्थ आदिपुरुषो भगवांस्त्र्यधीशः।**
**यद् बुद्ध्यवस्थितिमखण्डितया स्वदृष्ट्या**
**द्रष्टा स्थितावधिमखो व्यतिरिक्त आस्से॥ १५**

નિત્યમુક્ત, અત્યન્ત શુદ્ધ, સર્વજ્ઞ, પરમાત્મસ્વરૂપ, નિર્વિકાર, આદિ પુરુષ (ષડ્ ઐશ્વર્યપૂર્ણ) ભગવાન તથા ત્રણેય ગુણોના અધીશ્વર એવા આપ જીવથી વિલક્ષણ છો, કારણ કે આપ પોતાની અખંડ ચિન્મયી દૃષ્ટિથી બુદ્ધિની સર્વ અવસ્થાઓને જુઓ છો. આપ જ સંસારના પાલન માટે યજ્ઞના અધિષ્ઠાતા શ્રીવિષ્ણુરૂપે રહેલા છો.॥ **૧૫**॥

त्वं तु नित्यमुक्तो जीवस्तु त्वत्प्रसादान्मुच्यत। त्वं परिशुद्धः स तु मलिनः। त्वं तु विबुद्धः स त्वज्ञः। त्वमात्मा स तु जडः। त्वं कूटस्थः स तु विकारी। त्वमादिपुरुषः स त्वादिमान्। त्वं तु भगवान्स तु भगहीनः। त्वं त्रयाणां गुणानामधीशः स तु परतन्त्रः।

આપ તો નિત્યમુક્ત છો જ્યારે જીવ આપની કૃપાથી મુક્ત થાય છે. આપ પરિશુદ્ધ છો અને તે જીવ તો મલિન છે. આપ સર્વજ્ઞ છો પરંતુ જીવ તો અજ્ઞાની છે. આપ પરમાત્મા છો, તે જીવ તો જડ છે. આપ નિર્વિકાર છો, તે જીવ વિકારી છે. આપ આદિ પુરુષ છો જ્યારે જીવ તો (આપનામાંથી ઉત્પન્ન થવાને કારણે) આદિવાળો છે. આપ તો ઐશ્વર્યાદિ છ ગુણોવાળા ભગવાન છો અને તે જીવ તો ભગહીન છે. આપ (માયાના) ત્રણેય ગુણોના અધીશ્વર છો જ્યારે જીવ તો પરતંત્ર છે.

कुत एतद्वैलक्षण्यम्। यद्यतो बुद्ध्यवस्थितिं बुद्धेस्तां तामवस्थामखण्डितया स्वदृष्ट्या चिच्छक्त्या द्रष्टा पश्यसि। द्रष्टेति तृन्प्रत्ययान्तः। अतो बुद्ध्यवस्थितिमित्यत्र षष्ठ्यभावः तथाभूत एव त्वं स्थितौ पालनेऽधिमखो यज्ञाधिष्ठाता श्रीविष्णुः ॥ १५ ॥

જીવ અને ઈશ્વર સર્વથા ભિન્ન શા માટે છે? **'यत्'** કારણ કે **'बुद्धि-अवस्थितिम्'** બુદ્ધિની તે સર્વ અવસ્થાઓને આપ અખંડરૂપે **'स्वदृष्ट्या'** ચૈતન્યશક્તિથી **'द्रष्टा'** જોનાર છો. **'द्रष्टा (द्रष्टृ)'** તૃન્ પ્રત્યયના અંતવાળો કૃદન્તશબ્દ છે આથી બુદ્ધિની અવસ્થાને (એમ અહીં કર્મ વિભક્તિ છે. **'कर्तृकर्मणोः कृति।'** પા.સૂ.૨/૩/૬૫ પ્રમાણે કૃદન્ત દ્રષ્ટાના સંબંધમાં **'अवस्थितेः'** નથી.) એમ ષષ્ઠીનો અભાવ છે. તેવા આપ જ **'स्थितौ'** સંસારના પાલન માટે **'अधिमखः'** યજ્ઞના અધિષ્ઠાતા શ્રીવિષ્ણુરૂપે રહેલા છો. ॥૧૫॥

तमेव ब्रह्मरूपेण ज्ञातं नमस्करोति—**यस्मिन्निति।**

બ્રહ્મરૂપે જણાયેલા તે ઈશ્વરને જ નમસ્કાર કરે છે— **'यस्मिन् इति।'**

**यस्मिन्विरुद्धगतयो ह्यनिशं पतन्ति**
**विद्यादयो विविधशक्तय आनुपूर्व्यात्।**
**तद्ब्रह्म विश्वभवमेकमनन्तमाद्य-**
**मानन्दमात्रमविकारमहं प्रपद्ये॥ १६**

જેમાં વિદ્યા-અવિદ્યા વગેરે (પરસ્પર) વિરુદ્ધ ગતિવાળી વિવિધ શક્તિઓ નિરંતર અનુક્રમે અકસ્માત ઉત્પન્ન થાય છે એવા, જગતને ઉત્પન્ન કરનાર, એક (અખંડ), અનંત, અનાદિ, આનંદમય, અવિકારી પરબ્રહ્મ આપને શરણે હું આવ્યો છું. ॥૧૬॥

पतन्त्यकस्माद्दुद्भवन्ति। विश्वस्य भवो यस्मात्। एकमखण्डम्। आद्यमनादिम्॥ १६ ॥

**'पतन्ति'** અકસ્માત ઉત્પન્ન થાય છે, જેમાંથી જગતની ઉત્પત્તિ થાય છે, **'एकम्'** અખંડને, **'आद्यम्'** અનાદિને (શરણે હું આવ્યો છું.) ॥ **१६** ॥

सकामभजनादपि मोक्षमाशासान आह।

સકામ ભજન કરતાં પણ મોક્ષની આશા રાખતા ધ્રુવજી કહે છે—

**सत्याशिषो हि भगवंस्तव पादपद्म-**
**माशीस्तथाऽनुभजतः पुरुषार्थमूर्तेः।**
**अप्येवमार्य भगवान्परिपाति दीनान्**
**वाश्रेव वत्सकमनुग्रहकातरोऽस्मान्॥ १७**

હે ભગવાન, (આપ જ પરમ પુરુષાર્થ છો— એવા) નિષ્કામ ભાવે ભજનારને પરમ પુરુષાર્થરૂપ પરમાનંદ એ જ જેનું સ્વરૂપ છે તેવું આપનું ચરણકમળ જ રાજ્યાદિ સર્વ કામનાઓ કરતાં પણ સાચું પરમાર્થફળ છે. આમ હોવા છતાં પણ હે સ્વામી, નવપ્રસૂતા ધેનુ જેમ (તરત જન્મેલા) વાછરડાનું રક્ષણ કરે છે તેમ સકામ એવા અમારું પણ આપ ભગવાન (સંસારના ભયથી) રક્ષણ કરો છો કારણ કે (ભક્તો ઉપર) અનુગ્રહ કરવામાં આપ સ્નેહપરવશ છો. ॥ **१७** ॥

हे भगवन्, पुरुषार्थः परमानन्दः स एव मूर्तिर्यस्य तस्य तव पादपद्ममाशिषो राज्यादेः सकाशात्सत्या आशीः परमार्थफलं हि निश्चितम्। कस्य। तथा तेन प्रकारेण त्वमेव पुरुषार्थ इत्येवं निष्कामतया अन्वनुभजतः। यद्यप्येवं तथापि हे आर्य स्वामिन्, दीनान्सकामानप्यस्मान्भगवान्भवान्परिपाति संसार-भयाद्रक्षत्येव। यतः, अनुग्रहे हिताचरणे कातरः परवशः। यथा नवप्रसूता वाश्रा धेनुर्वत्सं क्षीरं पाययति वृकादिभ्यो रक्षति च तद्वत्॥ १७॥

मैत्रेय उवाच

**अथाभिष्टुत एवं वै सत्संकल्पेन धीमता।**
**भृत्यानुरक्तो भगवान्प्रतिनन्द्येदमब्रवीत्॥ १८**

॥ १८॥

श्रीभगवानुवाच

**वेदाहं ते व्यवसितं हृदि राजन्यबालक।**
**तत्प्रयच्छामि भद्रं ते दुरापमपि सुव्रत॥ १९**

व्यवसितं संकल्पितम्॥ १९॥

तत्प्रयच्छामीत्युक्तं किं तदित्यपेक्षायामाह— **नान्यैरिति** सार्धद्वाभ्याम्।

**नान्यैरधिष्ठितं भद्र यद्भ्राजिष्णु ध्रुवक्षिति।**
**यत्र ग्रहर्क्षताराणां ज्योतिषां चक्रमाहितम्॥ २०**

**मेढ्यां गोचक्रवत्स्थास्नु परस्तात्कल्पवासिनाम्।**
**धर्मोऽग्निः कश्यपः शुक्रो मुनयो ये वनौकसः।**
**चरन्ति दक्षिणीकृत्य भ्रमन्तो यत्सतारकाः॥ २१**

હે ભગવાન! **'पुरुषार्थः'** પરમાનંદ એ જ જેનું સ્વરૂપ છે તેવું આપનું ચરણકમળ, રાજ્ય વગેરેની કામનાઓ કરતાં **'सत्या आशीः'** સાચું પરમાર્થફળ છે. **'हि'** નિશ્ચય જ. કોને માટે સાચું પરમાર્થફળ છે? **'तथा'** તે પ્રકારે– આપ જ પરમ પુરુષાર્થ છો– એ પ્રકારે નિષ્કામ ભાવે ભજનારને માટે– જો આમ જ હોય તો પણ **'हे आर्य'** હે સ્વામી! **'दीनान्'** સકામ એવા અમારું પણ આપ ભગવાન રક્ષણ કરો છો. સંસારના ભયથી રક્ષણ કરો જ છો કારણ કે **'अनुग्रहे'** હિત કરવામાં **'कातरः'** પરવશ છો. જેવી રીતે તરત વિયાયેલી **'वाश्रा'** ગાય વાછરડાને દૂધ પિવડાવે છે તથા વરુ વગેરેથી રક્ષણ કરે છે, તેવી રીતે (આપ અમારું પણ રક્ષણ કરો છો).॥૧૭॥

**મૈત્રેયમુનિ બોલ્યા** – (હે વિદુરજી), પછી આ પ્રમાણે સત્યસંકલ્પ બુદ્ધિમાન ધ્રુવજી દ્વારા સ્તુતિ કરાયેલા ભૃત્યવત્સલ ભગવાને ધ્રુવજીની પ્રશંસા કરીને આ પ્રમાણે કહ્યું. ॥ ૧૮ ॥ ૧૮ ॥

**શ્રીભગવાન બોલ્યા** – હે ક્ષત્રિયબાળક, તારા હૃદયનો સંકલ્પ હું જાણું છું, હે સુંદર (તીવ્ર) વ્રત કરનાર, તે (તારો સંકલ્પ) દુર્લભ હોવા છતાં તને આપું છું. તારું કલ્યાણ થાઓ!॥ ૧૯॥

**'व्यवसितम्'** કરવામાં આવેલા સંકલ્પને (હું જાણું છું).॥ ૧૯॥

તે સ્થાન હું તને આપું છું– એમ જે કહેવાયું, તે સ્થાન કેવું છે, તેવી અપેક્ષા માટે અઢી શ્લોકો દ્વારા કહે છે— **'न-अन्यैः इति।'**

હે ભદ્ર, જે તેજોમય, અચળ નિવાસવાળા સ્થાનને (હજુ સુધી) કોઈ બીજાએ પ્રાપ્ત નથી કર્યું, જેની (ચારે બાજુ) રહેલું ગ્રહ, નક્ષત્ર, તારારૂપ જ્યોતિશ્ચક્ર (પશુઓ બાંધવાના) ખૂંટાની આજુબાજુ રહેલા બળદના સમૂહની જેમ પરિક્રમા કરે છે તથા જે અવાન્તર કલ્પપર્યન્ત રહેનારા અન્ય લોકોનો નાશ થાય તે પછી પણ સ્થિર રહેનારું છે, ધર્મ-અગ્નિ-કશ્યપ-શુક્ર તથા તારાઓ સહિત જે સપ્તર્ષિઓ છે, તેઓ પણ જેની પ્રદક્ષિણા કરી ભ્રમણ કરતા ફરે છે. ॥ ૨૦ ॥ ૨૧ ॥

हे भद्र, ध्रुवा क्षितिर्निवासो यस्मिन्। यत्र यस्मिन्। आहितमर्पितम्॥ २०॥

धान्याक्रमणाय भ्राम्यमाणानां पशूनां बन्धनस्तम्भो मेढी तस्यां बलीवर्दसमूहवत्। अवान्तरकल्पवासिनां परस्तादपि स्थास्नु लोकत्रय–नाशेऽप्यनश्वरम्। धर्माग्न्यादयो नक्षत्ररूपाः। वनौकसः सप्तर्षयो यत्प्रदक्षिणीकृत्य भ्रमन्तश्चरन्ति ॥ २१ ॥

एतच्च राज्यानन्तरं भविष्यतीत्याह— **प्रस्थित इति।**

**प्रस्थिते तु वनं पित्रा दत्त्वा गां धर्मसंश्रयः।**
**षट्त्रिंशद्वर्षसाहस्त्रं रक्षिताऽव्याहतेन्द्रियः॥ २२**

तुभ्यं पृथ्वीं दत्त्वा वनं प्रस्थिते। भावे क्तः। वनं प्रति दीर्घगमने कृते सति। रक्षिता रक्षिष्यसि॥ २२॥

त्वया असंकल्पितमपि मद्भक्तस्य तव द्रोहादेवं भविष्यतीत्याह—**त्वद्भ्रातरीति**।

**त्वद्भ्रातर्युत्तमे नष्टे मृगयायां तु तन्मनाः।**
**अन्वेषन्ती वनं माता दावाग्निं सा प्रवेक्ष्यति॥ २३**

सा सुरुचिर्दावाग्निं प्रवेक्ष्यति॥ २३॥

**इष्ट्वा मां यज्ञहृदयं यज्ञैः पुष्कलदक्षिणैः।**
**भुक्त्वा चेहाशिषः सत्या अन्ते मां संस्मरिष्यसि॥ २४**

હે ભદ્ર, **'ध्रुवा क्षितिः'** જેમાં અચળ સ્થિતિ (નિવાસ) છે, **'यत्र'** જેમાં(ગ્રહો-નક્ષત્રોનું જ્યોતિશ્ચક્ર) **'आहितम्'** રહેલું છે. ॥૨૦॥

ધાન્ય મસળવા માટે (આજુબાજુ ગોળાકારમાં) ભમતાં પશુઓને બાંધવાનો ખૂંટો એટલે **'मेढी'**, તેની ચારે તરફ ભમતા બળદોના સમૂહની જેમ– અવાન્તર કલ્પ સુધી રહેનારાઓના નાશ પછી પણ સ્થિર રહેનારું, ત્રણેય લોકના નાશ પછી પણ રહેનારું એવું અનશ્વર સ્થાન. નક્ષત્રરૂપ ધર્મ, અગ્નિ વગેરે **'वन-ओकसः'** સપ્તર્ષિઓ જેની પ્રદક્ષિણા કરી ભ્રમણ કરતા ફરે છે. ॥૨૧॥

આ (વરદાન) પૃથ્વીનું રાજ્ય (ભોગવ્યા) પછી ફળશે એમ કહે છે— **'प्रस्थिते इति।'**

(મારી આરાધના કરવા માટે તારા) પિતા તને પૃથ્વી(નું રાજ્ય) આપીને વનમાં જશે, ત્યારે તું છત્રીસ હજાર વર્ષ પર્યંત ધર્મના આશ્રયવાળો અને નિર્બાધ ઈન્દ્રિયોવાળો થઈ (ભૂમંડળનું) રક્ષણ કરીશ.॥૨૨॥

તને પૃથ્વીનું રાજ્ય આપીને વનમાં જશે ત્યારે, **'प्रस्थिते'** શબ્દમાં **स्था** ધાતુમાં ભૂતકૃદન્તનો **'इत'** પ્રત્યય જોડાયો છે તે ભાવવાચક નામ સૂચવે છે એટલે કે પ્રસ્થાન. (પિતા) વન તરફ દીર્ઘકાળ માટે (પ્રસ્થાન) ગમન કરશે ત્યારે **'रक्षिता' ( भवान् )** તમે રક્ષણ કરશો. ॥૨૨॥

તારા દ્વારા સંકલ્પ ન થયો હોવા છતાં મારા ભક્ત એવા તારો દ્રોહ કરવાને કારણે આ પ્રમાણે થશે, એમ કહે છે— **'त्वत्-भ्रातरि इति।'**

તારો ભાઈ ઉત્તમ શિકાર કરતા નષ્ટ થશે ત્યારે તેનામાં મનવાળી, તેને વનમાં શોધતી તે (અપર)માતા સુરુચિ દાવાનળમાં પ્રવેશ કરશે. ॥૨૩॥

તે સુરુચિ દાવાનળમાં પ્રવેશ કરશે. ॥૨૩॥

યજ્ઞ એ જ જેનું હૃદય છે એવા મારું પુષ્કળ દક્ષિણાવાળા યજ્ઞોથી યજન કરી, (મારી ઈચ્છાથી સ્વીકારેલા રાજ્યનો તથા મને અર્પણ કરેલા ભોગોનો સ્વીકાર કરવાને કારણે) ઉત્તમ ભોગોને અહીં (છત્રીસ હજાર વર્ષ સુધી) ભોગવીને અંતમાં મારું જ સ્મરણ કરીશ. ॥૨૪॥

किंच इष्ट्वा माम्। यज्ञो हृदयं प्रिया मूर्तिर्यस्य तम्॥ २४॥

वળી, મારું યજન કરીને, યજ્ઞ એ જ જેમનું **'हृदयम्'** પ્રિય સ્વરૂપ છે તેમને ॥२४॥

**ततो गन्तासि मत्स्थानं सर्वलोकनमस्कृतम्।**
**उपरिष्टादृषिभ्यस्त्वं यतो नावर्तते गतः॥ २५**

તેનાથી (અંતકાળે મારું સ્મરણ કરવાથી) તું (સપ્તર્ષિ સુધીના) સર્વ લોક દ્વારા નમસ્કાર કરાયેલા, સપ્તર્ષિઓની ઉપર આવેલા મારા નિજધામને પામીશ કે જ્યાં ગયેલો ત્યાંથી (સંસારમાં) પાછો ફરતો નથી. ॥ २५ ॥

यतः स्थानात्॥ २५॥

જે સ્થાનેથી ॥ २५ ॥

**मैत्रेय उवाच**

**इत्यर्चितः स भगवानतिदिश्यात्मनः पदम्।**
**बालस्य पश्यतो धाम स्वमगाद्गरुडध्वजः॥ २६**

**મૈત્રેયમુનિ બોલ્યા** – આ રીતે (ધ્રુવજી દ્વારા) પૂજાયેલા ભગવાન ગરુડધ્વજ તેમને પોતાનું પદ પ્રદાન કરીને બાળકના દેખતાં સ્વધામ પધાર્યા.॥२६॥

अतिदिश्य दत्त्वा॥ २६॥

**'अतिदिश्य'** આપીને ॥२६॥

**सोऽपि संकल्पजं विष्णोः पादसेवोपसादितम्।**
**प्राप्य संकल्पनिर्वाणं नातिप्रीतोऽभ्यगात्पुरम्॥ २७**

તે ધ્રુવજી પણ વિષ્ણુ ભગવાનનાં ચરણોની સેવાથી પોતે સંકલ્પ કરેલા મનોરથને તથા (પોતાના) સંકલ્પો પૂર્ણ કરનારું જે પરમ પદ છે તેને પ્રાપ્ત કરીને (પ્રાપ્ત કરવા છતાં) વિશેષરૂપે પ્રસન્ન થયા વિના નગર તરફ ગયા.॥ २७॥

संकल्पजं मनोरथम्। पादसेवया प्रापितम्। संकल्पस्य निर्वाणं समाप्तिर्यस्मात्॥ २७॥

**'सङ्कल्पजम्'** સંકલ્પથી પ્રાપ્ત કરેલા મનોરથને તેમ જ ચરણસેવાથી મેળવેલા પદને– **'सङ्कल्पनिर्वाणम्'** સંકલ્પનો નિર્વાણ અર્થાત્ પૂર્તિ છે જેને કારણે તે પદને ॥ २७ ॥

**विदुर उवाच**

**सुदुर्लभं यत्परमं पदं हरे-**
**र्मायाविनस्तच्चरणार्चनार्जितम्।**
**लब्ध्वाप्यसिद्धार्थमिवैकजन्मना**
**कथं स्वमात्मानममन्यतार्थवित्॥ २८**

**વિદુરજી બોલ્યા** – શ્રીહરિની ચરણસેવાથી મેળવેલું માયાપતિ શ્રીહરિનું જે પરમ પદ છે, તે સકામ મનુષ્યને અતિ દુર્લભ છે. તેને એક જ જન્મથી મેળવ્યા છતાં, પોતાના પુરુષાર્થને જાણનાર ધ્રુવજીએ પોતાના આત્માને અકૃતાર્થ હોય તેમ કેમ માન્યો? ॥२८॥

मायाविनः सकामस्य यत्सुदुर्लभं हरेः पदं तदेकेनैव जन्मना लब्ध्वापि स्वमात्मानं मनोऽसिद्धार्थमप्राप्तमनोरथमिव कथममन्यत। पुरुषार्थविदपि॥ २८॥

**'मायाविनः'** માયાપતિ એવા શ્રીહરિનું પદ, કે જે સકામ મનુષ્યને અતિ દુર્લભ છે, તે એક જ જન્મથી મેળવ્યા છતાં પોતાના **'आत्मानम्'** આત્માને **'असिद्धार्थम्'** અકૃતાર્થ હોય તેમ શા માટે માન્યો? પુરુષાર્થને જાણવા છતાં ॥२८॥

**वीर.**—मायाधिपतेः।

માયાના અધિપતિનું.

मैत्रेय उवाच

**मातुः सपत्न्या वाग्बाणैर्हृदि विद्धस्तु तान्स्मरन्।**
**नैच्छन्मुक्तिपतेर्मुक्तिं तस्मात्तापमुपेयिवान्॥ २९**

॥ २९ ॥

तापमेवाह—**समाधिनेति** सार्धैः षड्भिः।

**मैत્રेयमुनि बोल्या** – अपरमातानां वाग्बाणोथी हृदयमां वींधायेला ध्रुवजीએ ते वाग्बाणोने याद करतां मुक्तिना पति पासेथी मुक्ति न ઇच्छी, तेथी तेओ संतापने प्राप्त थया. ॥२९॥२९॥

ध्रुवजीना संतापनुं वर्णन साडा छ श्लोको द्वारा करे छे– **'समाधिना इति।'**

ध्रुव उवाच

**समाधिना नैकभवेन यत्पदं**
**विदुः सनन्दादय ऊर्ध्वरेतसः।**
**मासैरहं षड्भिरमुष्य पादयो-**
**श्छायामुपेत्यापगतः पृथङ्मतिः॥ ३०**

नैके अनेके भवा यस्मिन्। बहुजन्माभ्यस्तेनेत्यर्थः। प्रणामस्तुत्यादिसमये गरुडाधिरूढस्य हरेः पादच्छायायां स्थितमात्मानं स्मरन्नाह—छायामुपेत्येति। पृथङ्मतिर्भेददृष्टिः सन्। हा कष्टमिति भावः॥ ३०॥

**ध्रुवजी (मनोमन संताप करता स्वगत) बोल्या–** ઊर्ध्वरेता (नैष्ठिक ब्रह्मचारी) सनकादि ऋषिओએ अनेक जन्मोमां अभ्यास द्वारा (सिद्ध करेली) समाधि द्वारा जे भगवानना परमपदनो साक्षात्कार कर्यो, ते भगवाननी चरणछायाने छ महिना(ना तप) द्वारा प्राप्त करीने (भगवान करता) अन्यत्र मतिवाळो हुं तेनाथी दूर थઈ गयो. ॥३०॥

**'न-एके'** एक नहीं पण अनेक जन्मो छे जेमां, अनेक जन्मोमां अभ्यास करायेली एवी ते समाधि द्वारा, एम अर्थ छे. प्रणाम, स्तुति वगेरे करती वखते श्रीगरुडजी ઉपर आरूढ थयेला श्रीहरिनी चरणछायामां रहेला पोताने याद करतां कहे छे– **'छायाम् उपेत्य इति।'** श्रीहरिनी छायाने प्राप्त करीने– **'पृथङ्मतिः'** भेदबुद्धिवाळो (शत्रु-मित्रादि भेदभावने कारणे विषयोमां अन्यत्र बुद्धिवाळो हुं); अरेरे, कष्ट छे, एवो भाव छे. ॥३०॥

**अहो बत ममानात्म्यं मन्दभाग्यस्य पश्यत।**
**भवच्छिदः पादमूलं गत्वाऽयाचे यदन्तवत्॥ ३१**

अनात्म्यमात्मशून्यत्वमज्ञत्वम्। भवच्छेत्तुर्यदन्तवत्तत् अयाचे याचितवानस्मि॥ ३१॥

अरेरे, मंदभागी एवा मारुं अज्ञान तो जुओ! (गर्भ, जन्म, जरा, मरणात्मक) संसार(ना भयनो) नाश करनार भगवानना (त्रिभुवनमां ઉत्कृष्ट) चरणकमळने प्राप्त करीने जे नाशवंत छे तेनी में याचना करी! ॥३१॥

**'अनात्म्यम्'** दुर्जनता, जडता, अज्ञान (तो जुओ); भव अर्थात् संसारनो ઉच्छेद करनार भगवानना (चरणकमळ प्राप्त करीने) जे नश्वर छे तेनी **'अयाचे'** याचना करी! ॥३१॥

अज्ञत्वे कारणं संभावयति—**मतिरिति**।

अज्ञान होवाना कारणनो विचार करे छे– **'मतिः इति।'**

**मतिर्विदूषिता देवैः पतद्भिरसहिष्णुभिः ।**
**यो नारदवचस्तथ्यं नाग्राहिषमसत्तमः ॥ ३२**

पतद्भिर्मदपेक्षयाधः प्राप्नुवद्भिरत एवासहनशीलैः । 'नाधुनाप्यवमानं ते' इत्यादि सत्यमपि नारदस्य वचो यो न गृहीतवानस्मि तस्य मे मतिर्विदूषिता ॥ ३२ ॥

(મારો ઉત્કર્ષ) સહન ન કરી શકનારા, (મારી તુલનામાં) પતન પામતા દેવો દ્વારા મારી મતિ દૂષિત કરવામાં આવતાં, દુષ્ટ એવા મેં નારદજીના યથાર્થ વચનને માન્યું નહીં. ॥૩૨॥

**'पतद्भिः'** મારી સરખામણીમાં પતન પામતા દેવો દ્વારા, આથી જ અસહનશીલ એવા તે દેવો દ્વારા (મારી મતિ દૂષિત થવાથી) 'તને બાળકને હમણાં માન કે અપમાન...' (શ્રીમદ્ ભા.૪/૮/૨૭) વગેરે નારદજીનું વચન સત્ય હોવા છતાં જેણે સ્વીકાર્યું નહીં તેવા મારી મતિ મલિન થઈ ગઈ છે. ॥૩૨॥

किं च—**दैवीमिति** ।

**दैवीं मायामुपाश्रित्य प्रसुप्त इव भिन्नदृक् ।**
**तप्ये द्वितीयेऽप्यसति भ्रातृभ्रातृव्यहृद्रुजा ॥ ३३**

પ્રસુપ્તઃ स्वप्नानिव पश्यन् द्वितीयेऽसत्यपि भ्रातैव भ्रातृव्यः शत्रुरिति दृष्ट्या हृद्रुजा हृदयशोकेन तप्ये तापमनुभवामि ॥ ३३ ॥

વળી, આ જ વાત કહે છે— **'दैवीम् इति ।'**

ભગવાન વિષ્ણુની વ્યામોહિકા માયાથી મોહિત થઈને (અજ્ઞાનરૂપી નિદ્રામાં) સૂતેલો મનુષ્ય પોતાનાથી અન્ય વસ્તુ ન હોવા છતાં સ્વપ્નોને જોતો જેમ પોતાને ભિન્ન માને છે, તેમ (મારા પોતાના) ભાઈને જ શત્રુ માનીને હું હૃદયરોગથી બળ્યા કરું છું. ॥૩૩॥

સૂતેલો મનુષ્ય સ્વપ્નાં જુએ તેમ, પોતાનાથી અન્ય કોઈ વસ્તુ ન હોવા છતાં ભાઈને જ **'भ्रातृव्यः'** શત્રુ તરીકે સમજીને **'हृद्रुजा'** હૃદયના શોકથી **'तप्ये'** બળ્યા કરું છું. ॥૩૩॥

**मयैतत्प्रार्थितं व्यर्थं चिकित्सेव गतायुषि ।**
**प्रसाद्य जगदात्मानं तपसा दुष्प्रसादनम् ।**
**भवच्छिदमयाचेऽहं भवं भाग्यविवर्जितः ॥ ३४**

किं च मया प्रसाद्य यत्प्रार्थितं तद्व्यर्थमित्याह—**भवच्छिदमिति** ॥ ३४ ॥

एतदेव सदृष्टान्तमाह ।

અતિ કષ્ટથી પ્રસન્ન થનાર અને સંસાર(ના બંધનનો) નાશ કરનાર પ્રભુ પાસેથી દુર્ભાગી એવા મેં જગતના આત્માને તપથી પ્રસન્ન કરીને આ માગ્યું! અરેરે, સમાપ્ત થયેલા આયુષ્યવાળા માટે જેમ ચિકિત્સા વ્યર્થ છે તેમ (આ રાજ્યાદિ પ્રપંચ પણ) વ્યર્થ છે. ॥૩૪॥

વળી, (ભગવાનને) પ્રસન્ન કરીને મેં જે માગ્યું તે વ્યર્થ જ છે, એમ કહે છે— **'भवच्छिदम् इति ।'** ॥૩૪॥

આ જ વાતને દૃષ્ટાન્ત સહિત કહે છે.

**स्वाराज्यं यच्छतो मौढ्यान्मानो मे भिक्षितो बत ।**
**ईश्वरात्क्षीणपुण्येन फलीकारानिवाधनः ॥ ३५**

ખેદની વાત છે કે પુણ્યહીન એવા મેં, કંગાળ મનુષ્ય જેમ ચક્રવર્તી મહારાજા પાસે ડાંગરની કણકી માગે તેમ સ્વરૂપાનંદ પ્રદાન કરનાર ઈશ્વર પાસેથી મૂર્ખતાને કારણે અભિમાન (વધારનારા ઉચ્ચપદ વગેરે)ની માગણી કરી! ॥ ૩૫ ॥

स्वाराज्यं निजानन्दं प्रयच्छतः सकाशादभिमानः क्षीणपुण्येन मया भिक्षितो याचितः। क्षीणेन पुण्येनेति वा दृष्टान्त एव संबन्धः। यथाऽधन ईश्वराच्चक्रवर्तिनः फलीकारान् सतुषतण्डुलकणान् याचते तद्वत्॥ ३५॥

**'स्वाराज्यम्'** આત્માનંદ પ્રદાન કરનાર ઈશ્વર પાસેથી **'मानः'** અભિમાનના કારણરૂપ રાજ્યપ્રપંચ (માગ્યો)! – ક્ષીણ થયું છે પુણ્ય જેનું તેવા મેં **'भिक्षितः'** યાચના કરી. અથવા ક્ષીણ થયેલા પુણ્યને કારણે (મેં આવી યાચના કરી) એમ દૃષ્ટાન્ત વિષે જ બંધબેસતું થાય છે. જેમ દરિદ્ર મનુષ્ય **'ईश्वरात्'** ચક્રવર્તી રાજા પાસેથી **'फलीकारान्'** ફોતરાવાળી ચોખાની કણકી માગે તેવી રીતે (મેં અભિમાનના હેતુરૂપ તુચ્છ એવા રાજ્યપ્રપંચની માગણી કરી!) ॥૩૫॥

एवं निस्पृहत्वं तस्य युक्तमित्याह।

આવી નિસ્પૃહતા તેને (ભગવાનના ચરણારવિંદના મકરન્દનું સેવન કરનારને) યોગ્ય છે, તેમ કહે છે.

**मैत्रेय उवाच**

**न वै मुकुन्दस्य पदारविन्दयो**
**रजोजुषस्तात भवादृशा जनाः।**
**वाञ्छन्ति तद्दास्यमृतेऽर्थमात्मनो**
**यदृच्छया लब्धमनःसमृद्धयः॥ ३६**

**મૈત્રેયમુનિ બોલ્યા** – હે તાત (વિદુરજી), શ્રીમુકુન્દ ભગવાનના પદારવિંદની પરાગરજનું સેવન કરનારા અને જે કાંઈ અનાયાસે મળી આવે તેનાથી મનમાં સન્તોષ માનનારા આપ સરખા મનુષ્યો તે ભગવાનના દાસત્વ સિવાય પોતાને માટે અન્ય કોઈ પણ પદાર્થ ઈચ્છતા જ નથી. ॥૩૬॥

तस्य दास्यं विनाऽन्यमर्थमात्मनो नैव वाञ्छन्ति। यदृच्छयैव लब्धेन मनसः समृद्धिर्येषां ते॥ ३६॥

તેના દાસત્વ સિવાય તેઓ અન્ય પદાર્થ પોતાને માટે નથી જ ઈચ્છતા. **'यदृच्छया एव'** માગ્યા વિના અનાયાસે જે કાંઈ મળી આવે તેનાથી મનમાં સમૃદ્ધિ છે જેમને તે ભક્તો ॥૩૬॥

प्रस्तुतमाह—**आकर्ण्येति**।

(ધ્રુવજીના સંતાપનું વર્ણન કરીને હવે) ઉપસ્થિત વિષયનું વર્ણન કરે છે— **'आकर्ण्य इति।'**

**आकर्ण्यात्मजमायान्तं संपरेत्य यथागतम्।**
**राजा न श्रद्दधे भद्रमभद्रस्य कुतो मम॥ ३७**

મરણ પામીને પાછા આવેલાને સાંભળીને જેમ વિશ્વાસ ન બેસે તેમ રાજા ઉત્તાનપાદે પોતાના પુત્રને આવતો સાંભળીને 'પાપી એવા મારું કલ્યાણ ક્યાંથી હોય' એમ માનીને વિશ્વાસ કર્યો નહીં. ॥૩૭॥

संपरेत्य मृत्वा आगतमाकर्ण्य यथा तथा न श्रद्दधे विश्वासं न चकार। अभद्रस्य मम भद्रं कुत इति मत्वा॥ ३७॥

**'सम्परेत्य'** મરણ પામીને પાછા આવેલાને સાંભળીને જેમ **'न श्रद्दधे'** વિશ્વાસ ન બેસે તેમ– પાપી એવા મારું કલ્યાણ ક્યાંથી હોય તેમ માનીને ॥૩૭॥

**श्रद्धाय वाक्यं देवर्षेर्हर्षवेगेन धर्षितः।**
**वार्ताहर्तुरतिप्रीतो हारं प्रादान्महाधनम्॥ ३८**

(પરંતુ) દેવર્ષિના વચન ઉપર વિશ્વાસ રાખીને, (ધ્રુવજી આવી રહ્યા છે, એવા) સમાચાર લાવનારને અતિ આનંદિત રાજાએ મહામૂલો હાર આપી દીધો.॥૩૮॥

एष्यत्यचिरत इति देवर्षेर्वाक्यं श्रद्धाय॥ ३८ ॥

**सदश्वं रथमारुह्य कार्तस्वरपरिष्कृतम्।**
**ब्राह्मणैः कुलवृद्धैश्च पर्यस्तोऽमात्यबन्धुभिः॥ ३९**

**शङ्खदुन्दुभिनादेन ब्रह्मघोषेण वेणुभिः।**
**निश्चक्राम पुरात्तूर्णमात्मजाभीक्षणोत्सुकः॥ ४०**

ब्राह्मणादिभिः पर्यस्तः परिवृतः॥ ३९ ॥ ४० ॥

**सुनीतिःसुरुचिश्चास्य महिष्यौ रुक्मभूषिते।**
**आरुह्य शिबिकां सार्धमुत्तमेनाभिजग्मतुः॥ ४१**

अस्य राज्ञो महिष्यौ मध्ये उत्तमं निधाय। एकामेव शिबिकां नरविमानमारुह्य॥ ४१ ॥

**तं दृष्ट्वोपवनाभ्याश आयान्तं तरसा रथात्।**
**अवरुह्य नृपस्तूर्णमासाद्य प्रेमविह्वलः॥ ४२**

**परिरेभेऽङ्गजं दोर्भ्यां दीर्घोत्कण्ठमनाः श्वसन्।**
**विष्वक्सेनाङ्घ्रिसंस्पर्शहताशेषाघबन्धनम्॥ ४३**

उपवनस्याभ्याशे समीपे॥ ४२ ॥

विष्वक्सेनाङ्घ्रिसंस्पर्शेन हतमशेषमघं बन्धनं च यस्य॥ ४३ ॥

**अथाजिघ्रन्मुहुर्मूर्ध्नि शीतैर्नयनवारिभिः।**
**स्नापयामास तनयं जातोद्दाममनोरथः॥ ४४**

जात उद्दामो महान्मनोरथो यस्य॥ ४४ ॥

શીઘ્ર પાછો આવશે. (શ્રીમદ્ ભા.૪/૮/૬૯) એ પ્રમાણે દેવર્ષિ નારદના વાક્ય ઉપર શ્રદ્ધા રાખીને ॥૩૮॥

સોનાના સાજવાળા તથા શ્રેષ્ઠ અશ્વોવાળા રથમાં બેસીને બ્રાહ્મણો, કુળના વડીલો, મંત્રીઓ તથા બાંધવોથી વીંટળાયેલા રાજા શંખ અને દુંદુભિના નાદ, વેદોચ્ચારણ તથા વેણુનાદ સાથે પુત્રનાં દર્શન કરવા આતુર થઈ નગરમાંથી શીઘ્ર બહાર નીકળ્યા. ॥૩૯॥૪૦॥

બ્રાહ્મણો વગેરેથી **'पर्यस्तः'** વીંટળાયેલા રાજા ॥૩૯॥૪૦॥

આ રાજાની બંને રાણીઓ સુરુચિ અને સુનીતિ સુવર્ણના અલંકારોથી વિભૂષિત થઈ ઉત્તમ સાથે પાલખીમાં બેસીને (ધ્રુવજીને) સામે લેવા ગઈ.॥૪૧॥

આ રાજાની બંને રાણીઓ ઉત્તમકુમારને વચ્ચે બેસાડીને એક જ **'शिबिकाम्'** પાલખીમાં, માણસો દ્વારા ઊંચકાતી ડોળીમાં બેસીને ॥૪૧॥

તે ધ્રુવજીને ઉપવનની પાસે આવેલા જોઈને પ્રેમથી વિહ્વળ થયેલા રાજા એકદમ ઝડપથી રથ પરથી ઊતરી, પુત્ર પાસે જઈ (પહોંચ્યા). ઘણા સમયથી ઉત્કંઠિત મનવાળા અને દીર્ઘ શ્વાસ લેતા રાજા, શ્રીવિષ્વક્સેન ભગવાનના ચરણસ્પર્શથી જેમનાં સમસ્ત પાપ અને બન્ધન નાશ પામ્યાં હતાં તેવા ધ્રુવજીને બંને ભુજાઓમાં લઈ ભેટી પડ્યા.॥૪૨॥૪૩॥

ઉપવનની **'अभ्याशे'** સમીપમાં ॥૪૨॥

વિષ્વક્સેન ભગવાનના ચરણસ્પર્શથી જેમનાં સમસ્ત પાપ અને બંધન નષ્ટ થઈ ગયાં હતાં, તેવા ધ્રુવજી ॥૪૩॥

ત્યાર બાદ જેમનો મહાન મનોરથ સિદ્ધ થયો હતો તેવા રાજાએ પુત્રના મસ્તકને વારંવાર સૂંઘ્યું, (પ્રેમ અને આનંદને કારણે) નેત્રમાંથી નીકળતા શીતળ જળથી તેને નવડાવી દીધો. ॥૪૪॥

સિદ્ધ થયો છે **'उद्दामः'** મહાન મનોરથ જેનો॥૪૪॥

**अभिवन्द्य पितुः पादावाशीर्भिश्चाभिमन्त्रितः।**
**ननाम मातरौ शीर्ष्णा सत्कृतः सज्जनाग्रणीः॥ ४५**

अभिमन्त्रितः पितुराशीर्भिः सह तेन कृतसंभाषणः॥ ४५॥

**सुरुचिस्तं समुत्थाप्य पादावनतमर्भकम्।**
**परिष्वज्याह जीवेति बाष्पगद्गदया गिरा॥ ४६**

॥ ४६॥

सुरुच्याः प्रीतिर्नासंभावितेत्याह—**यस्येति।**

**यस्य प्रसन्नो भगवान्गुणैर्मैत्र्यादिभिर्हरिः।**
**तस्मै नमन्ति भूतानि निम्नमाप इव स्वयम्॥ ४७**

नमन्त्यनुसरन्ति। आपो यथा स्वयमेव निम्नं देशमवतरन्ति॥ ४७॥

**उत्तमश्च ध्रुवश्चोभावन्योन्यं प्रेमविह्वलौ।**
**अङ्गसङ्गादुत्पुलकावस्त्रौघं मुहुरूहतुः॥ ४८**

ऊहतुर्दधतुः॥ ४८॥

**सुनीतिरस्य जननी प्राणेभ्योऽपि प्रियं सुतम्।**
**उपगुह्य जहावाधिं तदङ्गस्पर्शनिर्वृता॥ ४९**

॥ ४९॥

**पयः स्तनाभ्यां सुस्राव नेत्रजैः सलिलैः शिवैः।**
**तदाभिषिच्यमानाभ्यां वीर वीरसुवो मुहुः॥ ५०**

हे वीर, वीरसुवो ध्रुवमातुः। अभिषिच्यमानाभ्यां पयस्तदा सुस्राव॥ ५०॥

સજ્જનોમાં અગ્રગણ્ય ધ્રુવજીએ પિતાનાં ચરણોમાં પ્રણામ કરીને તેમના આશીર્વાદ મેળવીને વાતચીત કરી, સત્કાર પામી બંને માતાઓને પણ મસ્તકથી પ્રણામ કર્યા. ॥૪૫॥

પિતાના આશીર્વાદ મેળવીને તેમની સાથે ‘**अभिमन्त्रितः**’ વાતચીત જેમણે કરી તેવા ધ્રુવજી ॥૪૫॥

ચરણમાં નમેલા તે બાળક ધ્રુવને સુરુચિએ (પ્રેમથી) ઉઠાડી, આલિંગન આપીને અશ્રુને કારણે ગદ્‌ગદ્ વાણીથી ‘જીવતો રહે.’ એમ કહ્યું. ॥૪૬॥૪૬॥

સુરુચિને પ્રીતિ થઈ તે અસંભવિત નથી, તેમ કહે છે— ‘**यस्य इति।**’

મૈત્રી વગેરે ગુણોને કારણે જેના પર ભગવાન શ્રીહરિ પ્રસન્ન થાય છે તેને, જેવી રીતે જળ સ્વયં નીચાણમાં વહે છે તેવી રીતે પ્રાણીમાત્ર પ્રણામ કરે છે. ॥૪૭॥

‘**नमन्ति**’ અનુસરે છે, જેમ જળ પોતાની જાતે જ નીચા સ્થળે વહી જાય છે (તેમ)! ॥૪૭॥

પ્રેમથી વિહ્‌વળ બનેલા ઉત્તમ અને ધ્રુવ બંને અન્યોન્યના અંગસંગથી રોમાંચિત થઈ વારંવાર અશ્રુપ્રવાહ વહાવવા લાગ્યા. ॥૪૮॥

‘**ऊहतुः**’ વહાવવા લાગ્યા. ॥૪૮॥

આ ધ્રુવજીની જનની સુનીતિએ પ્રાણ કરતાં પણ પ્રિય પુત્રને ભેટીને તેના અંગસ્પર્શથી શાંતિ પામી મનની પીડા દૂર કરી. ॥૪૯॥૪૯॥

હે વીર (વિદુરજી), વીર પુત્રને જન્મ આપનારી માતાનાં નેત્રના પવિત્ર જળથી અભિષેક કરાતાં બંને સ્તનમાંથી વારંવાર દૂધ વહેવા લાગ્યું.॥૫૦॥

હે વીર (વિદુરજી), ‘**वीरसुवः**’ વીરને જન્મ આપનારી અર્થાત્ ધ્રુવજીની માતાનાં (નેત્રોમાંથી વહેતાં મંગળમય આનંદાશ્રુઓથી) અભિષિક્ત થતાં સ્તનોમાંથી તે સમયે દૂધ ઝરવા લાગ્યું. ॥૫૦॥

**तां शशंसुर्जना राज्ञीं दिष्ट्या ते पुत्र आर्तिहा।**
**प्रतिलब्धश्चिरं नष्टो रक्षिता मण्डलं भुवः॥ ५१**

નગરજનો રાણી સુનીતિની પ્રશંસા કરવા લાગ્યાઃ 'સૌભાગ્યની વાત છે કે ચિરકાળથી જોવા ન મળેલો તમારો પુત્ર તમને પાછો મળ્યો છે! (સૌનું) દુઃખ દૂર કરનારો તમારો પુત્ર ભૂમંડળનું રક્ષણ કરશે. ॥૫૧॥

चिरं नष्टो दर्शनमप्राप्तः। रक्षिता रक्षिष्यति ॥ ५१ ॥

**'चिरं नष्टः'** ઘણા સમયથી જે જોવા મળ્યો ન હતો તે– **'रक्षिता'** રક્ષણ કરશે. ॥૫૧॥

**अभ्यर्चितस्त्वया नूनं भगवान्प्रणतार्तिहा।**
**यदनुध्यायिनो वीरा मृत्युं जिग्युः सुदुर्जयम्॥ ५२**

॥ ५२ ॥

'શરણાગત જનોનો ભય હરનારા શ્રીહરિને તમે ખરેખર પૂજ્યા છે કે જેમનું નિરંતર ધ્યાન કરનાર વીર મનુષ્યો અત્યંત દુર્જય એવા મૃત્યુને પણ જીતે છે.' ॥૫૨॥૫૨॥

**लाल्यमानं जनैरेवं ध्रुवं सभ्रातरं नृपः।**
**आरोप्य करिणीं हृष्टः स्तूयमानोऽविशत्पुरम्॥ ५३**

આ પ્રમાણે નગરજનો દ્વારા લાડ લડાવાતા ધ્રુવજીને ભાઈ ઉત્તમ સહિત હાથણી પર બેસાડીને, પ્રસન્ન થયેલા તેમ જ નગરજનો દ્વારા સ્તુતિ કરાતા રાજા ઉત્તાનપાદ નગરમાં પ્રવેશ્યા. ॥૫૩॥

एवमिति व्यवहितं पित्राद्युपलालनं परामृश्यते ॥ ५३ ॥

**'एवम् इति।'** આમ પિતા વગેરે દ્વારા વ્યવધાન (આડશ) વગર લાડ લડાવવામાં આવ્યા, એમ નિર્ણય કરવામાં આવે છે. ॥૫૩॥

पुरं वर्णयति—**तत्र तत्रेति** चतुर्भिः।

નગરીનું ચાર શ્લોકો વડે વર્ણન કરે છે— **'तत्र तत्र इति।'**

**तत्र तत्रोपसंक्लृप्तैर्लसन्मकरतोरणैः।**
**सवृन्दैः कदलीस्तम्भैः पूगपोतैश्च तद्विधैः॥ ५४**

**चूतपल्लववासःस्रङ्मुक्तादामविलम्बिभिः।**
**उपस्कृतं प्रतिद्वारमपां कुम्भैः सदीपकैः॥ ५५**

(નગરીમાં) જ્યાં ત્યાં મગરના આકારનાં બનાવેલાં સુંદર તોરણોથી, ફળ અને મંજરીવાળા કેળના સ્તંભોથી તથા તેના જેવા જ સોપારીનાં નાનાં છોડવાંઓથી, દીપક સહિત આંબાનાં પાંદડાં, વસ્ત્રો, પુષ્પમાળાઓ તથા મોતીની સેરોનાં વિશિષ્ટ લટકણવાળા જળના કળશોથી પ્રત્યેક દ્વાર અલંકૃત કરવામાં આવ્યું હતું. ॥૫૪॥૫૫॥

सवृन्दैः फलमञ्जरीयुक्तैः। पूगानां पोतैर्बालवृक्षैस्तद्विधैः। सवृन्दैरुपस्कृतं प्रतिद्वारमित्युत्तरेणान्वयः॥ ५४॥

**'सवृन्दैः'** ફળ અને મંજરીઓથી યુક્ત (એવા કેળના સ્તંભોથી), સોપારીનાં **'पोतैः'** નાનાં છોડવાંઓથી કે જે કેળના સ્તંભ જેવાં છે. ફળ અને મંજરીથી પ્રત્યેક દ્વાર અલંકૃત કરવામાં આવ્યું હતું– એમ આ પછીના શ્લોક(૫૫) સાથે સંબંધ છે. ॥૫૪॥

चूतपल्लवाश्च वासांसि च स्रजश्च मुक्तादामानि च तेषां विशिष्टं लम्बनमस्ति येषु कुम्भेषु ॥ ५५ ॥

આંબાનાં પાંદડાં તથા વસ્ત્રો તેમ જ પુષ્પમાળાઓ અને મોતીની માળાઓ તથા તેમનું વિશેષ પ્રકારનું લટકણ છે જે કળશોમાં ॥૫૫॥

**प्राकारैर्गोपुरागारैः शातकुम्भपरिच्छदैः ।**
**सर्वतोऽलंकृतं श्रीमद्विमानशिखरद्युभिः ॥ ५६**

સુશોભિત વિમાનોનાં શિખરોથી કાંતિવાળા તથા સુવર્ણની સામગ્રીઓ, (રાચ-રચીલા)વાળા કિલ્લાઓ, ગોપુરમ્ (સિંહદ્વારો) અને મહેલોથી સર્વ તરફ નગરી શોભતી હતી. ॥૫૬॥

गोपुरैरागारैश्च। शातकुम्भाः परिच्छदाः परिकरा येषु। विमानानामिव शिखरैर्द्युतिर्येषाम् ॥ ५६ ॥

ગોપુરમ્ અર્થાત્ સિંહદ્વારો તથા મહેલોથી (નગરી શોભતી હતી) કે જેમાં સુવર્ણની '**परिच्छदाः**' સામગ્રીઓ હતી. વિમાનોનાં શિખરોથી કાંતિ છે જેમની તેવા કિલ્લાઓ ॥૫૬॥

**मृष्टचत्वररथ्याट्टमार्गं चन्दनचर्चितम् ।**
**लाजाक्षतैः पुष्पफलैस्तण्डुलैर्बलिभिर्युतम् ॥ ५७**

જે નગરીમાં સ્વચ્છ કરાયેલાં અને ચંદનજળનો છંટકાવ કરેલાં આંગણાંઓ, રથને યોગ્ય રાજમાર્ગો, અટારીઓ તથા ગલીઓ હતાં, જે ડાંગરની ધાણી, અક્ષત, પુષ્પ, ફળ, ચોખા તથા ઉપહારની સામગ્રીઓથી યુક્ત હતાં. ॥૫૭॥

चत्वरमङ्गनम्। रथ्या महामार्गः। अट्ट उच्चस्योपरि निर्मिता भूमिका। मार्गोऽवान्तरः। मृष्टाः संमार्जिताश्चत्वरादयो यस्मिन् ॥ ५७ ॥

'**चत्वरम्**' આંગણું, '**रथ्याः**' રથને યોગ્ય એવા મોટા માર્ગો, '**अट्टः**' મહેલોની ઉપર બનાવાયેલી અટારી, '**मार्गः**' પેટા માર્ગો, '**मृष्टाः**' સારી રીતે સાફ કરવામાં આવેલાં આંગણાઓ વગેરે છે જેમાં ॥૫૭॥

**ध्रुवाय पथि दृष्टाय तत्र तत्र पुरस्त्रियः ।**
**सिद्धार्थाक्षतदध्यम्बुदूर्वापुष्पफलानि च ॥ ५८**
**उपजह्रुः प्रयुञ्जाना वात्सल्यादाशिषः सतीः ।**
**शृण्वंस्तद्वल्गुगीतानि प्राविशद्भवनं पितुः ॥ ५९**

નગરની શીલવતી સ્ત્રીઓ માર્ગમાં દેખાયેલા ધ્રુવજીને જ્યાં ત્યાં વાત્સલ્યથી શુભાશિષ આપતી, શ્વેત સરસવ, જવ, દહીં, જળ, દૂર્વા, પુષ્પ અને ફળો વેરતી હતી. તેમનાં મનોહર ગીતો સાંભળતા ધ્રુવજીએ પિતાના પ્રાસાદમાં પ્રવેશ કર્યો. ॥૫૮॥૫૯॥

सिद्धार्थः श्वेतसर्षपः । अक्षता यवाः ॥ ५८ ॥

उपजह्रुर्व्यकिरन्। सतीः सत्यः ॥ ५९ ॥

'**सिद्धार्थः**' શ્વેત સરસવ '**अक्षताः**' જવ ॥૫૮॥

'**उपजह्रुः**' વેર્યાં, વિખેર્યાં ' ***सतीः**' **सत्यः** શીલવતી સ્ત્રીઓ *(દ્વિ.બ.વ.ને બદલે પ્ર.બ.વ.લેવું) ॥૫૯॥

**महामणिव्रातमये स तस्मिन्भवनोत्तमे ।**
**लालितो नितरां पित्रा न्यवसद्दिवि देववत् ॥ ६०**

॥ ६० ॥

મહામૂલ્યવાન મણિઓથી વ્યાપ્ત એવા તે શ્રેષ્ઠ મહેલમાં પિતા દ્વારા અત્યંત સ્નેહ પામતા ધ્રુવજી સ્વર્ગમાં દેવો રહે તેમ રહેવા લાગ્યા. ॥૬૦॥૬૦॥

**पयःफेननिभाः शय्या दान्ता रुक्मपरिच्छदाः।**
**आसनानि महार्हाणि यत्र रौक्मा उपस्कराः॥ ६१**

યત્ર ભવનોત્તમે॥ ६१॥

**यत्र स्फटिककुड्येषु महामारकतेषु च।**
**मणिप्रदीपा आभान्ति ललनारत्नसंयुताः॥ ६२**
॥ ६२॥

**उद्यानानि च रम्याणि विचित्रैरमरद्रुमैः।**
**कूजद्विहङ्गमिथुनैर्गायन्मत्तमधुव्रतैः ॥ ६३**
॥ ६३॥

**वाप्यो वैडूर्यसोपानाः पद्मोत्पलकुमुद्वतीः।**
**हंसकारण्डवकुलैर्जुष्टाश्चक्राह्वसारसैः ॥ ६४**

कुमुत् कुमुदम्। पद्मादिमत्यो वाप्यः॥ ६४॥

**उत्तानपादो राजर्षिः प्रभावं तनयस्य तम्।**
**श्रुत्वा दृष्ट्वाऽद्भुततमं प्रपेदे विस्मयं परम्॥ ६५**
॥ ६५॥

**वीक्ष्योढवयसं तं च प्रकृतीनां च संमतम्।**
**अनुरक्तप्रजं राजा ध्रुवं चक्रे भुवः पतिम्॥ ६६**

ऊढवयसं प्राप्तयौवनम्। अनुरक्ताः प्रजा यस्मिन्॥ ६६॥

**आत्मानं च प्रवयसमाकलय्य विशांपतिः।**
**वनं विरक्तः प्रातिष्ठद्विमृशन्नात्मनो गतिम्॥ ६७**

प्रवयसं वृद्धम्॥ ६७॥

જ્યાં દૂધના ફીણ જેવી (ઉજ્જ્વળ અને કોમળ) શય્યાઓ, હાથીદાંત અને સુવર્ણથી બનાવેલી પાત્રાદિ સામગ્રીઓ, બહુમૂલ્ય આસનો અને સુવર્ણના સરંજામ હતાં. ॥૬૧॥

**'यत्र'** જે ઉત્તમ મહેલમાં ॥૬૧॥

જેની શ્રેષ્ઠ મરકતમણિવાળી સ્ફટિકની દીવાલોમાં (પ્રતિબિંબિત થતી) શ્રેષ્ઠ લલનાઓ સહિત મણિઓના દીવા પ્રકાશતા હતા. ॥૬૨॥૬૨॥

કલરવ કરતાં પક્ષીયુગલોથી અને ગુંજારવ કરતા મદોન્મત્ત ભમરાઓથી યુક્ત અનેક પ્રકારનાં દૈવી વૃક્ષોવાળાં મનોહર ઉદ્યાનો હતાં. ॥૬૩॥૬૩॥

વૈદૂર્યમણિનાં પગથિયાંવાળી, પદ્મ (લાલ), ઉત્પલ (નીલ) અને કુમુદ (શ્વેત રંગનાં કમળો)વાળી તેમ જ હંસ અને બતકનાં ઝૂંડો, ચક્રવાકો, સારસોથી સેવાયેલી વાવડીઓ (પણ ત્યાં હતી.) ॥૬૪॥

**'कुमुत्'** કુમુદ (શ્વેત કમળ), પદ્મ વગેરે વાળી વાવડીઓ ॥૬૪॥

રાજર્ષિ ઉત્તાનપાદ પોતાના પુત્રના અતિ અદ્ભુત પ્રભાવને (પહેલાં દેવર્ષિ નારદ પાસેથી) સાંભળીને (હવે એ જ પ્રમાણે પ્રત્યક્ષ) જોઈને પરમ આશ્ચર્ય પામ્યા. ॥૬૫॥૬૫॥

રાજાએ તે ધ્રુવજીને તરુણ અવસ્થાને પ્રાપ્ત કરેલા, મંત્રીમંડળમાં માન્ય અને લોકપ્રિય જોઈને ભૂમંડળના રાજા બનાવ્યા. ॥૬૬॥

**'ऊढवयसम्'** યૌવનને પ્રાપ્ત થયેલા ધ્રુવજીને, જેમનામાં પ્રજાને અનુરાગ હતો. ॥૬૬॥

તથા રાજાએ પોતાને વૃદ્ધ થયેલા જોઈને આત્મસ્વરૂપનું ચિન્તન કરતાં (સંસારથી) વિરક્ત થઈ વનમાં પ્રયાણ કર્યું. ॥૬૭॥

**'प्रवयसम्'** વૃદ્ધ (એવા પોતાને) ॥૬૭॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां चतुर्थस्कन्धे ध्रुवराज्याभिषेकवर्णनं नाम नवमोऽध्यायः॥ ९॥
इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां नवमोऽध्यायः॥ ९॥

❋❋❋❋❋

# अथ दशमोऽध्यायः

## યક્ષો દ્વારા ઉત્તમનો વધ તથા ધ્રુવનું યક્ષો સાથે યુદ્ધ

दशमे भ्रातृहन्तॄणां यक्षाणामकरोद्वधम्।
एक एवालकां गत्वेत्यस्य विक्रम उच्यते॥ १

ધ્રુવજીએ (કુબેરની) અલકાપુરીમાં એકલા જ જઈને ભાઈ ઉત્તમને હણનારા યક્ષોનો વધ કર્યો. એવા આ ધ્રુવજીના પરાક્રમ(ની કથા)ને દસમા અધ્યાયમાં કહેવામાં આવે છે. ॥ ૧ ॥

मैत्रेय उवाच

**प्रजापतेर्दुहितरं शिशुमारस्य वै ध्रुवः।**
**उपयेमे भ्रमिं नाम तत्सुतौ कल्पवत्सरौ॥ १**
॥ १ ॥

**મૈત્રેયમુનિ બોલ્યા** – (રાજા ઉત્તાનપાદના વનમાં ગયા પછી) ધ્રુવજીએ પ્રજાપતિ શિશુમારની પુત્રી ભ્રમિ સાથે વિવાહ કર્યો. તેનાથી તેને કલ્પ અને વત્સર નામના બે પુત્રો થયા. ॥ ૧ ॥ ૧ ॥

**इलायामपि भार्यायां वायोः पुत्र्यां महाबलः।**
**पुत्रमुत्कलनामानं योषिद्रत्नमजीजनत्॥ २**

વળી, મહાબળવાન ધ્રુવજીએ વાયુની પુત્રી ભાર્યા ઈલામાં પણ ઉત્કલ નામના પુત્રને અને સ્ત્રીઓમાં રત્ન જેવી કન્યાને ઉત્પન્ન કર્યાં હતાં.॥ ૨ ॥

योषितां रत्नमिवातिमनोहरम्। कन्यारत्नं चेति वा॥ २॥

સ્ત્રીઓમાં રત્ન જેવી અતિ મનોહર કન્યાને અથવા કન્યારત્નને ॥ ૨ ॥

**उत्तमस्त्वकृतोद्वाहो मृगयायां बलीयसा।**
**हतः पुण्यजनेनाद्रौ तन्माताऽस्य गतिं गता॥ ३**

અપરિણિત ઉત્તમ તો હિમાલયમાં શિકાર કરવા ગયો ત્યારે બળવાન યક્ષ દ્વારા હણાયો. તેની માતા સુરુચિ પણ આની (ઉત્તમની) ગતિને પામી. ॥ ૩ ॥

यक्षेणाद्रौ हिमवति हतः। आजाविति पाठे युद्धे। अस्य गतिं गता मृतेत्यर्थः॥ ३॥

યક્ષ દ્વારા **'अद्रौ'** હિમાલય પર્વતમાં હણાયો. **'अद्रौ'** ને બદલે **'आजौ'** પાઠમાં, યુદ્ધમાં (હણાયો)– આની (ઉત્તમની) ગતિને સુરુચિ પામી અર્થાત્ તે મૃત્યુ પામી, એમ અર્થ છે. ॥ ૩ ॥

**ध्रुवो भ्रातृवधं श्रुत्वा कोपामर्षशुचार्पितः।**
**जैत्रं स्यन्दनमास्थाय गतः पुण्यजनालयम्॥ ४**

ભાઈનો વધ સાંભળીને ક્રોધ, અસહિષ્ણુતા અને શોકથી વ્યાપ્ત થયેલા ધ્રુવજી (વિજય આપનારા) જૈત્ર રથમાં બેસીને યક્ષોની નગરી તરફ ગયા. ॥ ૪ ॥

कोपामर्षशुचां द्वन्द्वैक्यम्। तेनार्पितो व्याप्तः। जैत्रं जयहेतुम्। पुण्यजनालयमलकाम्॥ ४॥

**'कोपामर्षशुचाम्'** એમ સમાહાર દ્વંદ્વ સમાસ હોવાથી એકવચન છે. ક્રોધ, અક્ષમા અને શોકથી **'अर्पितः'** વ્યાપ્ત એવા ધ્રુવજી– **'जैत्रम्'** વિજયના કારણરૂપ જૈત્ર રથમાં– **'पुण्यजन-आलयम्'** યક્ષોની નગરી અલકાપુરીમાં ॥ ૪ ॥

**गत्वोदीचीं दिशं राजा रुद्रानुचरसेविताम्।**
**ददर्श हिमवद्द्रोण्यां पुरीं गुह्यकसंकुलाम्॥ ५**

ઉત્તર દિશામાં જઈ રાજા ધ્રુવે હિમાલયની તળેટીમાં રુદ્રદેવના અનુચરોથી સેવાયેલી અને યક્ષોથી છવાયેલી અલકાપુરી જોઈ. ॥ ૫ ॥

रुद्रानुचरा भूतादयः ॥ ५ ॥

**दध्मौ शङ्खं बृहद्बाहुः खं दिशश्चानुनादयन्।**
**येनोद्विग्नदृशः क्षत्तरुपदेव्योऽत्रसन्भृशम्॥ ६**

दध्मौ वादितवान्। येन शङ्खवादनेन। हे क्षत्तः। उपदेव्यो यक्षस्त्रियः ॥ ६ ॥

**ततो निष्क्रम्य बलिन उपदेवमहाभटाः।**
**असहन्तस्तन्निनादमभिपेतुरुदायुधाः ॥ ७ ॥ ७ ॥**

**स तानापततो वीर उग्रधन्वा महारथः।**
**एकैकं युगपत्सर्वानहन्बाणैस्त्रिभिस्त्रिभिः॥ ८**

एकैकं त्रिभिस्त्रिभिरित्येवं सर्वांस्त्रयोदशा- युतानि यक्षान्युगपदहन् जघान॥ ८ ॥

**ते वै ललाटलग्नैस्तैरिषुभिः सर्व एव हि।**
**मत्वा निरस्तमात्मानमाशंसन्कर्म तस्य तत्॥ ९**

निरस्तं पराजितम्। तस्य ध्रुवस्य तत्कर्माशंसन् तुष्टुवुः ॥ ९ ॥

**तेऽपि चामुममृष्यन्तः पादस्पर्शमिवोरगाः।**
**शरैरविध्यन्युगपद्द्विगुणं प्रचिकीर्षवः॥ १०**

तेऽपि तत्कर्मासहमाना अमुमविध्यन्। द्विगुणं यथा भवत्येवं षड्भिः षड्भिः। प्रतिकर्तु- मिच्छन्तः ॥ १० ॥

**ततः परिघनिस्त्रिंशैः प्रासशूलपरश्वधैः।**
**शक्त्यृष्टिभिर्भुशुण्डीभिश्चित्रवाजैः शरैरपि॥ ११**

**अभ्यवर्षन्प्रकुपिताः सरथं सहसारथिम्।**
**इच्छन्तस्तत्प्रतीकर्तुमयुतानि त्रयोदश॥ १२**

**'रुद्रानुचराः'** રુદ્રદેવના ભૂત વગેરે અનુચરો.॥૫॥

હે વિદુરજી, (ત્યાં પહોંચીને) મહાબાહુ ધ્રુવજીએ આકાશ અને દિશાઓને ગજાવતા શંખનાદ કર્યો, જેનાથી વ્યાકુળ દૃષ્ટિવાળી (બનેલી) યક્ષોની સ્ત્રીઓ અત્યંત ત્રાસ પામી. ॥ ૬ ॥

**'दध्मौ'** શંખ વગાડ્યો, **'येन'** જે શંખનાદથી હે વિદુરજી! **'उपदेव्यः'** યક્ષસ્ત્રીઓ ॥ ૬ ॥

તે શંખનાદને સહન ન કરતા હથિયારો ઉગામેલા બળવાન એવા મોટા યક્ષયોદ્ધાઓ તે અલકાપુરીમાંથી બહાર નીકળીને ધ્રુવની સામે ધસ્યા. ॥ ૭ ॥ ૭॥

પ્રચંડ ધનુર્ધર, વીર મહારથી તે ધ્રુવજીએ સામે ધસી આવતા પ્રત્યેકને ત્રણ ત્રણ બાણો વડે એક સાથે માર્યા. ॥ ૮ ॥

પ્રત્યેકને ત્રણ ત્રણ બાણો વડે– એમ સર્વ એક લાખ ત્રીસ હજાર યક્ષોને એક સાથે **'अहन्'** માર્યા.॥ ૮ ॥

લલાટમાં લાગેલાં તે બાણોથી તેઓ બધા જ પોતાને પરાજિત માનીને તેમના (ધ્રુવજીના) તે કર્મની પ્રશંસા કરવા લાગ્યા. ॥ ૯ ॥

**'निरस्तम्'** પોતાને પરાજિત (માનવા લાગ્યા). તે ધ્રુવજીના તે કર્મને **'आशंसन्'** વખાણવા લાગ્યા.॥ ૯ ॥

પગનો સ્પર્શ ન સહન કરતા સર્પોની જેમ (ધ્રુવજીને) સહન ન કરતા, પ્રતિકાર કરવા ઇચ્છતા તે યક્ષોએ પણ એકસાથે તેમનાથી બમણાં (અર્થાત્ છ છ) બાણોથી આ ધ્રુવજીને વીંધવા માંડ્યા. ॥૧૦॥

તે યક્ષો પણ ધ્રુવજીના કૃત્યને સહન ન કરતાં, આ ધ્રુવજીને વીંધવા માંડ્યા. બે ગણાં જેમ થાય એમ અર્થાત્ છ છ બાણોથી પ્રતિકાર કરવા ઇચ્છતા ॥ ૧૦ ॥

ત્યાર પછી તે ધ્રુવનો પ્રતિકાર કરવા ઇચ્છતા, અત્યંત કોપાયમાન એવા એક લાખ ત્રીસ હજાર યક્ષ યોદ્ધાઓ રથ અને સારથિ સહિત (ધ્રુવજી ઉપર) ભૂંગળો, તલવારો, ભાલાઓ, ત્રિશૂળો, ફરસીઓ, શક્તિઓ, બેધારી તલવારો, ભુશુંડીઓ અને રંગબેરંગી પીછાંવાળાં બાણોથી વૃષ્ટિ કરવા લાગ્યા.॥૧૧॥૧૨॥

चित्रवाजैर्विचित्रपक्षैः ॥ ११ ॥ १२ ॥

'**चित्रवाजैः**' રંગબેરંગી પીછાંવાળાં બાણોથી ॥ ૧૧ ॥ ૧૨ ॥

**औत्तानपादिः स तदा शस्त्रवर्षेण भूरिणा।**
**न उपादृश्यत च्छन्न आसारेण यथा गिरिः ॥ १३**

ઉત્તાનપાદ રાજાનો તે પુત્ર ત્યારે ભારે વૃષ્ટિથી ઢંકાઈ ગયેલા પર્વતની જેમ ભીષણ શસ્ત્રવર્ષાથી દેખાતો જ ન હતો. ॥ ૧૩ ॥

धारासंपातेन छन्नो गिरिरिव नैवादृश्यत ॥ १३ ॥

જળધારા પડવાથી ઢંકાયેલા પર્વતની જેમ દેખાતા જ ન હતા. ॥ ૧૩ ॥

**हाहाकारस्तदैवासीत्सिद्धानां दिवि पश्यताम्।**
**हतोऽयं मानवः सूर्यो मग्नः पुण्यजनार्णवे ॥ १४**

તે જ વખતે આકાશમાં જોતા સિદ્ધોનો હાહાકાર થયો. આ સૂર્ય જેવો મનુવંશી યક્ષસેનારૂપી સમુદ્રમાં ડૂબી જઈ હણાયો છે. ॥ ૧૪ ॥

सूर्यतुल्यः ॥ १४ ॥

સૂર્ય જેવો મનુવંશી ॥ ૧૪ ॥

**नदत्सु यातुधानेषु जयकाशिष्वथो मृध।**
**उदतिष्ठद्रथस्तस्य नीहारादिव भास्करः ॥ १५**

યુદ્ધમાં રાક્ષસો વિજય-ઘોષણાની ગર્જના કરતા હતા ત્યારે ધુમ્મસમાંથી સૂર્યનારાયણ નીકળે તેમ ધ્રુવજીનો રથ બહાર આવ્યો. ॥ ૧૫ ॥

यातुधानेषु राक्षसेषु जयकाशिषु जितं जितमिति जयप्रकाशकेषु सत्सु ॥ १५ ॥

વિજય-ઘોષણા કરતા '**यातुधानेषु**' રાક્ષસો 'જીતી ગયા, જીતી ગયા' એમ વિજય પ્રકટ કરતા હતા ત્યારે॥ ૧૫ ॥

**धनुर्विस्फूर्जयन्दिव्यं द्विषतां खेदमुद्वहन्।**
**अस्त्रौघं व्यधमद्बाणैर्घनानीकमिवानिलः ॥ १६**

દિવ્ય ધનુષ્યનો ટંકાર કરતા અને દ્વેષ કરનારાઓને ભય પમાડતા ધ્રુવજીએ વંટોળિયો મેઘમંડળનો નાશ કરે તેમ (પ્રચંડ) બાણોથી અસ્ત્રસમૂહનો ચૂરેચૂરો કરી નાખ્યો. ॥ ૧૬ ॥

व्यधमत्संचूर्णयामास ॥ १६ ॥

'**व्यधमत्**' ચૂરેચૂરો કરી નાખ્યો. ॥ ૧૬ ॥

**तस्य ते चापनिर्मुक्ता भित्त्वा वर्माणि रक्षसाम्।**
**कायानाविविशुस्तिग्मा गिरीनशनयो यथा ॥ १७**

તેમના ધનુષ્યમાંથી છૂટેલાં તે તીક્ષ્ણ બાણો રાક્ષસોનાં કવચોને ભેદીને વજ્રો જેમ પર્વતોમાં પ્રવેશે તેમ તેમનાં શરીરોમાં પેસી ગયાં. ॥ ૧૭ ॥

वर्माणि कवचानि ॥ १७ ॥

'**वर्माणि**' કવચોને ॥ ૧૭ ॥

**भल्लैः संछिद्यमानानां शिरोभिश्चारुकुण्डलैः।**
**ऊरुभिर्हेमतालाभैर्दोर्भिर्वलयवल्गुभिः ॥ १८**

**हारकेयूरमुकुटैरुष्णीषैश्च महाधनैः।**
**आस्तृतास्ता रणभुवो रेजुर्वीरमनोहराः ॥ १९**

ભાલાઓથી કપાયેલાં યક્ષોનાં સુંદર કુંડળમંડિત મસ્તકોથી, સોનેરી તાડવૃક્ષ જેવી સાથળોથી, વલયવિભૂષિત બાહુઓથી, કિંમતી હારો, બાજુબંધો, મુકુટો અને પાઘડીઓથી છવાયેલી એવી વીરોના મનને લોભાવનારી તે સમરભૂમિ શોભતી હતી. ॥૧૮॥૧૯॥

शिरःप्रमुखैरास्तृताः प्रकीर्णा रेजुरिति द्वयोरन्वयः ॥ १८ ॥ १९ ॥

મસ્તક જેમાં મુખ્ય છે તેનાથી '**आस्तृताः**' છવાયેલી રણભૂમિ શોભતી હતી, એમ બે શ્લોક (૧૮,૧૯)નો સંબંધ છે. ॥ ૧૮ ॥ ૧૯ ॥

**हतावशिष्टा इतरे रणाजिराद्**
**रक्षोगणाः क्षत्रियवर्यसायकैः।**
**प्रायो विवृक्णावयवा विदुद्रुवु-**
**र्मृगेन्द्रविक्रीडितयूथपा इव॥ २०**

प्रायो बाहुल्येन विवृक्णाः संछिन्ना अवयवा येषाम्॥ २०॥

બીજા મરતાં બચેલા, લગભગ છિન્નભિન્ન અવયવોવાળા રાક્ષસગણો, ક્ષત્રિયપ્રવર ધ્રુવજીનાં બાણોથી સિંહે પરાસ્ત કરેલા હાથીઓની જેમ સમરાંગણમાંથી પલાયન થઈ ગયા. ॥ ૨૦ ॥

‘**प्रायः**’ ઘણે ભાગે ‘**विवृक्णाः**’ કપાઈ ગયાં છે અંગો જેમનાં ॥ ૨૦ ॥

**अपश्यमानः स तदाऽऽततायिनं**
**महामृधे कंचन मानवोत्तमः।**
**पुरीं दिदृक्षन्नपि नाविशद् द्विषां**
**न मायिनां वेद चिकीर्षितं जनः॥ २१**

आततायिनं शस्त्रपाणिम्॥ २१॥

નરશ્રેષ્ઠ એવા તે ધ્રુવજી મહાસમરાંગણમાં કોઈ પણ શસ્ત્રધારીને ન જોતાં, શત્રુઓની નગરીને જોવા ઇચ્છતા હોવા છતાં પણ તેમાં પ્રવેશ્યા નહીં. ‘માયાવીઓની કરવા ઇચ્છેલ (કુચેષ્ટા)ને મનુષ્ય જાણી શકે નહીં.’ ॥ ૨૧ ॥

‘**आततायिनम्**’ શસ્ત્રધારીને ॥ ૨૧ ॥

**इति ब्रुवंश्चित्ररथः स्वसारथिं**
**यत्तः परेषां प्रतियोगशङ्कितः।**
**शुश्राव शब्दं जलधेरिवेरितं**
**नभस्वतो दिक्षु रजोऽन्वदृश्यत॥ २२**

इति ब्रुवन्नित्यत्रापि न मायिनामित्यादेरनुषङ्गः। चित्ररथो ध्रुवः। यत्तो यत्नवान्। प्रतियोगः पुनरुद्योगस्तस्माच्छङ्कितः। नभस्वतो वायोर्हेतोः ॥ २२॥

એમ પોતાના સારથિને કહેતા, તેમ જ શત્રુઓના પુનઃ આક્રમણથી શંકિત, સાવધાન અને અદ્‌ભુત રથવાળા ધ્રુવજીએ વાયુને કારણે ઊછળતા સમુદ્રના શબ્દ જેવો અવાજ સાંભળ્યો અને તેમને (દશે) દિશાઓમાં ધૂળ ઊડતી દેખાઈ. ॥ ૨૨ ॥

‘**इति ब्रुवन्**’ એમ કહેતા– અહીં પણ ‘માયાવી શત્રુઓના કરવા ઇચ્છેલાને...’ વગેરે, એમ સંબંધ છે. ‘**चित्ररथः**’ અદ્‌ભુત રથવાળા ધ્રુવજી, ‘**यत्तः**’ યત્નવાળા, સાવધાન; ‘**प्रतियोगः**’ પુનઃ આક્રમણ– તેનાથી શંકિત, ‘**नभस्वतः**’ વાયુને કારણે (ઊછળતા સમુદ્રનો શબ્દ) ॥ ૨૨ ॥

**क्षणेनाच्छादितं व्योम घनानीकेन सर्वतः।**
**विस्फुरत्तडिता दिक्षु त्रासयत्स्तनयित्नुना॥ २३**

विस्फुरन्त्यस्तडितो यस्मिंस्तेन त्रासयन्तः स्तनयित्नवोऽशनयो यस्मिन्॥ २३॥

જેમાં ઝબૂકતી વીજળીઓ અને ત્રાસ ઉપજાવતા કડાકા છે તેવા મેઘમંડળથી સર્વ દિશાઓમાં ક્ષણવારમાં આકાશ ઘેરાઈ ગયું. ॥ ૨૩ ॥

જેમાં ઝબૂકતી વીજળીઓ છે તેવા મેઘમંડળથી, ત્રાસ આપતા ‘**स्तनयित्नवः**’ વીજળીના કડાકા છે જે મેઘમંડળમાં ॥ ૨૩ ॥

**ववृषू रुधिरौघासृक्पूयविण्मूत्रमेदसः।**
**निपेतुर्गगनादस्य कबन्धान्यग्रतोऽनघ॥ २४**

હે નિષ્પાપ વિદુરજી, આકાશમાંથી રક્તની ધારા, કફ, પાચ, વિષ્ઠા, મૂત્ર, મેદનો વરસાદ વરસ્યો અને આ ધ્રુવજીની આગળ મસ્તક વિનાનાં ધડ પડવા લાગ્યાં. ॥ ૨૪ ॥

ववृषुर्निपेतुरित्यर्थः। न सृजति शरीरमित्यसृगिह श्लेष्मादि। मेदसः पुंस्त्वमार्षम्। मेदांसि अस्याग्रतो निपेतुः॥ २४॥

वरसवा लाग्यां, पडवा लाग्यां, એम अर्थ छे. जे शरीरने बनावतुं नथी ते असृक्– अहीं कफ वगेरे. **'मेदसः'** पुं. नुं रूप आर्ष छे. **'मेदांसि'** (होवुं जोईએ). आ ध्रुवजीनी आगळ मेद वगेरे पडवा लाग्या. ॥ २४ ॥

**ततः खेऽदृश्यत गिरिर्निपेतुः सर्वतोदिशम्।**
**गदापरिघनिस्त्रिंशमुसलाः साश्मवर्षिणः॥ २५**

साश्मवर्षिणः अश्मसहितं यद्वर्षं तद्वन्तः ॥ २५ ॥

पछी आकाशमां पर्वत देखायो अने सर्व दिशाओमां पथ्थरोनी साथे वरसतां गदा, भूंगळ, तलवार तथा मूशळ पडवा मांड्यां. ॥ २५ ॥

**'स-अश्म-वर्षिणः'** पथ्थर साथे जे वरसाद होय तेवी पथ्थरवाळी वृष्टि ॥ २५ ॥

**अहयोऽशनिनिःश्वासा वमन्तोऽग्निं रुषाऽक्षिभिः।**
**अभ्यधावन्गजा मत्ताः सिंहव्याघ्राश्च यूथशः॥ २६**

वज्र जेवा फूंफाडा मारता अने रोषपूर्ण नेत्रोमांथी अग्नि ओकता सर्पो, मदोन्मत्त हाथीओ अने वाघ-सिंहनां टोळे टोळां चारे बाजु दोडवा लाग्यां. ॥ २६ ॥

**समुद्र ऊर्मिभिर्भीमः प्लावयन्सर्वतो भुवम्।**
**आससाद महाह्रादः कल्पान्त इव भीषणः॥ २७**

भयंकर समुद्र प्रलयकाळना जेवो भीषण बनी मोजांओथी पृथ्वीने सर्व तरफथी डुबाडी देतो, भीषण गर्जना करतो धसी आववा लाग्यो. ॥ २७ ॥

अशनिवन्निःश्वासो येषाम्॥ २६॥ २७॥

वज्र जेवा फूंफाडा छे जेमना ॥ २६ ॥ २७ ॥

**एवंविधान्यनेकानि त्रासनान्यमनस्विनाम्।**
**ससृजुस्तिग्मगतय आसुर्या माययाऽसुराः॥ २८**

एम क्रूर स्वभाववाळा यक्षोએ आसुरी मायाथी कायरोने त्रास उपजावनारां कृत्यो उत्पन्न कर्यां.॥ २८ ॥

त्रासनानि भयंकराणि। तिग्मा क्रूरा गतिः प्रवृत्तिर्येषाम्। असुरराक्षसादिशब्दैरदूरान्तरत्वेन यक्षा एवोच्यन्ते॥ २८॥

**'त्रासनानि'** भयंकर कृत्यो, **'तिग्मा'** क्रूर **'गतिः'** प्रवृत्ति छे जेमनी– असुर, राक्षस– वगेरे शब्दोथी (यक्ष शब्दनुं) अंतर न होवाथी आ प्रमाणे यक्षो ज कहेवाया छे. ॥ २८ ॥

**ध्रुवे प्रयुक्तामसुरैस्तां मायामतिदुस्तराम्।**
**निशाम्य तस्य मुनयः शमाशंसन्समागताः॥ २९**

(ते समये) ध्रुवनी उपर असुरो द्वारा फेलाववामां आवेली ते महादुस्तर मायाने जोईने त्यां आवेला मुनिओ ते ध्रुवजीना कल्याण माटे प्रार्थना करवा लाग्या.॥ २९ ॥

तस्य शं कल्याणमाशंसन्प्रार्थितवन्तः॥ २९॥

ते ध्रुवजीना **'शम्'** कल्याणनी **'आशंसन्'** प्रार्थना करवा लाग्या. ॥ २९ ॥

मुनय ऊचुः

**औत्तानपादे भगवांस्तव शार्ङ्गधन्वा**
**देवः क्षिणोत्ववनतार्तिहरो विपक्षान्।**
**यन्नामधेयमभिधाय निशम्य चाद्धा**
**लोकोऽञ्जसा तरति दुस्तरमङ्ग मृत्युम्॥ ३०**

**मुनिओ बोल्या** – हे ध्रुव, हे प्रिय पुत्र, शार्ङ्गधनुष्य धारण करनारा अने प्रणतजनोनी पीडा दूर करनारा नारायण भगवान श्रीहरि तारा शत्रुओनो नाश करे! जेमनुं नाम उच्चारीने के सांभळीने लोको साक्षात् दुस्तर मृत्युने पण अनायासे तरी जाय छे. ॥ ३० ॥

तव विपक्षान् शत्रून्नाशयतु। अद्धा साक्षात्। अञ्जसा सुखेनैव मृत्युं तरति॥ ३०॥

તારા '**विपक्षान्**' શત્રુઓને હણે. '**अद्धा**' સાક્ષાત્, '**अञ्जसा**' અનાયાસે જ મૃત્યુને તરી જાય છે. ॥ ૩૦ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां चतुर्थस्कन्धे दशमोऽध्यायः॥ १०॥

इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कन्धे श्रीधरस्वामिविरचितयां भावार्थदीपिकायां टीकायां दशमोऽध्यायः॥ १०॥

*****

# अथैकादशोऽध्यायः

## ધ્રુવજીને યુદ્ધ બંધ કરવા માટે સ્વાયંભુવ મનુ દ્વારા ઉપદેશ

एकादशे तु यक्षाणां क्षयं दृष्ट्वा मनुः स्वयम्।
आगत्य वारयामास ध्रुवं तत्त्वोपदेशतः॥ १

અગિયારમા અધ્યાયમાં યક્ષોનો વિનાશ જોઈને સ્વયં મનુ મહારાજે આવીને જ્ઞાનના ઉપદેશથી ધ્રુવજીને વાર્યા (તે કથા છે). ॥ ૧ ॥

मैत्रेय उवाच

**निशम्य गदतामेवमृषीणां धनुषि ध्रुवः।**
**संदधेऽस्त्रमुपस्पृश्य यन्नारायणनिर्मितम्॥ १**

**મૈત્રેયમુનિ બોલ્યા** – આ પ્રમાણે બોલતા ઋષિઓનું (વચન) સાંભળી ધ્રુવજીએ આચમન કરીને નારાયણ ભગવાનનું ઉત્પન્ન કરેલું જે નારાયણાસ્ત્ર છે, તેનું ધનુષ્ય ઉપર સંધાન કર્યું. ॥ ૧॥

एवं गदतां वचनमुपदेशमिव निशम्य।

આ પ્રમાણે બોલતા ઋષિઓનું વચન ઉપદેશની જેમ સાંભળીને.

(**वंशीधरी**—आसुरमायानाशे समर्थं नारायणास्त्रमेवेति जानन् ध्रुवो मुनिभिरप्येत-देवोपदिष्टमिति तदस्त्रं संदध।) उपस्पृश्याचम्य यन्नारायणनिर्मितं नारायणास्त्रं तत्संदधे॥ १॥

(અસુરોની માયાના નાશ માટે એક નારાયણાસ્ત્ર જ સમર્થ છે, એમ જાણતા ધ્રુવજીએ ઋષિઓ દ્વારા પણ આ કહેવાયું છે, એમ (જાણીને) તેનું સંધાન કર્યું.) '**उपस्पृश्य**' આચમન કરીને જે નારાયણ ભગવાને ઉત્પન્ન કર્યું છે, તે નારાયણ અસ્ત્રનું સંધાન કર્યું. ॥ ૧ ॥

**संधीयमान एतस्मिन्माया गुह्यकनिर्मिताः।**
**क्षिप्रं विनेशुर्विदुर क्लेशा ज्ञानोदये यथा॥ २**

હે વિદુરજી, એ અસ્ત્રનું સંધાન થતાં જ યક્ષોએ રચેલી (અનેક પ્રકારની) માયા જ્ઞાનનો ઉદય થતાં ક્લેશો નાશ પામે તેમ તરત જ નાશ પામી. ॥ ૨ ॥

क्लेशा रागादयो यथा॥ २॥

'**क्लेशाः**' રાગાદિ ક્લેશો જેમ (નાશ પામે તેમ) ॥ ૨ ॥

**तस्यार्षास्त्रं धनुषि प्रयुञ्जतः**
**सुवर्णपुंखाः कलहंसवाससः।**
**विनिःसृता आविविशुर्द्विषद्बलं**
**यथा वनं भीमरवाः शिखण्डिनः॥ ३**

ઋષિવર નારાયણ દ્વારા નિર્મિત અસ્ત્રનું તે ધ્રુવજીએ ધનુષ્ય ઉપર સંધાન કરતા, તેનાં સોનેરી છેડાવાળાં અને રાજહંસોનાં પીછાંવાળાં બાણો નીકળ્યાં અને ભયંકર અવાજ કરતાં મોર જેમ વનમાં પેસે તેમ શત્રુસૈન્યમાં પેસી ગયાં. ॥ ૩ ॥

किंच तस्यार्षास्त्रमृषेर्नारायणादुद्भूतमस्त्रं प्रयुञ्जतः संदधतः सतः। सुवर्णमयाः पुङ्खा मूलप्रान्ता येषाम्। कलहंसानां वासांसि पक्षा येषाम्। शरा विनिःसृता इति द्रष्टव्यम्। उपरिष्टाच्छिलीमुखग्रहणात्॥ ३॥

वळी, **'आर्ष-अस्त्रम्'** ઋષિ નારાયણ દ્વારા ઉત્પન્ન થયેલા અસ્ત્રનું તે ધ્રુવજીએ **'प्रयुञ्जतः'** સંધાન કરતા સોનેરી **'पुङ्खाः'** છેડા છે જેમનાં તથા રાજહંસોનાં **'वासांसि'** પીછાં છે જેમનાં તેવાં બાણો છૂટ્યાં, એમ સમજવું, કારણ કે આગળના(શ્લોક ૪ ના) સંદર્ભ પરથી પણ 'બાણ' શબ્દ ગ્રહણ થાય છે. ॥ ૩ ॥

**तैस्तिग्मधारैः प्रधने शिलीमुखै-**
**रितस्ततः पुण्यजना उपद्रुताः।**
**तमभ्यधावन्कुपिता उदायुधाः**
**सुपर्णमुन्नद्धफणा इवाहयः॥ ४**

યુદ્ધમાં તે તીક્ષ્ણ ધારવાળાં બાણોથી કષ્ટ પામેલા યક્ષો ફેણ ચડાવેલા સર્પો ગરુડજીની સામે ધસે તેમ કુપિત થઈ હથિયારો ઉગામી ચોતરફથી તે ધ્રુવજી સામે ધસ્યા. ॥ ૪ ॥

प्रधने युद्धे उन्नद्धा उच्छ्रिताः फणा येषां ते सर्पाः॥ ४॥

**'प्रधने'** યુદ્ધમાં **'उन्नद्धाः'** ચડાવેલી ફેણો છે જેમની તે સર્પો ॥ ૪ ॥

**स तान्पृषत्कैरभिधावतो मृधे**
**निकृत्तबाहूरुशिरोधरोदरान्।**
**निनाय लोकं परमर्कमण्डलं**
**व्रजन्ति निर्भिद्य यमूर्ध्वरेतसः॥ ५**

યુદ્ધમાં સામે ધસી આવતા તેમ જ બાણો વડે કપાયેલાં હાથ, સાથળ, કાંધ, ઉદર વગેરે અંગો જેમનાં છે તેઓને, બ્રહ્મચારી સંન્યાસીઓ સૂર્યમંડળને ભેદીને જે લોકમાં જાય છે તે પરલોકમાં મોકલી દીધા.॥ ૫ ॥

पृषत्कैर्बाणैर्निकृत्ता बाह्वादयो येषां तान्। परं लोकं निनाय। कथंभूतम्। ऊर्ध्वरेतसः संन्यासिनोऽर्कमण्डलं निर्भिद्य यं व्रजन्ति तम्॥ ५॥

**'पृषत्कैः'** બાણોથી કપાયેલા બાહુઓ વગેરે જેમના છે તેમને પરલોકમાં લઈ ગયા. કેવા લોકમાં? ઊર્ધ્વરેતા સંન્યાસીઓ સૂર્યમંડળને ભેદીને જેમાં જાય છે તેમાં॥ ૫ ॥

**वंशीधरी—**स तान् परं सत्यलोकं, भगवद्भक्तहस्तमृतितो विशिष्टस्वर्गिणो बभूवुः 'आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन' इति गीतोक्तेरावर्त्तयिष्यत एव तेन तु संन्यासिसाहचर्य्यात्तेषां मुक्तिर्व्याख्येया। स्वयं भगवन्तं श्रीकृष्णं विना संग्राममृतानां कालनेम्यादीनामवतारान्तरेभ्योऽपि मोक्षाश्रवणादर्शनाभ्याम्।

તે ધ્રુવજીએ તે યક્ષોને સત્યલોકમાં મોકલી દીધા. ભગવદ્‌ભકત એવા ધ્રુવજીને હાથે મરણ થયું હોવાથી વિશિષ્ટ સ્વર્ગવાસી બન્યા. 'હે અર્જુન, બ્રહ્મલોક સુધીના સર્વ લોકો પુનર્જન્મ દેનારા છે.' (ગીતા ૮/૧૬) એમ ગીતામાં કહ્યું હોવાથી બીજા અવતારમાં તેમને પાછું તો ફરવાનું જ છે પરંતુ સંન્યાસીઓના સહગમનને કારણે તેમની મુક્તિ કહેવાય છે. સ્વયં ભગવાન શ્રીકૃષ્ણના હાથે મર્યા સિવાય સંગ્રામમાં મરી ગયેલા કાલનેમિ વગેરેનો અન્ય અવતારોમાં પણ મોક્ષ સાંભળ્યો કે જોયો નથી.

**तान्हन्यमानानभिवीक्ष्य गुह्यका-**
**ननागसश्चित्ररथेन भूरिशः।**
**औत्तानपादिं कृपया पितामहो**
**मनुर्जगादोपगतः सहर्षिभिः॥ ६**

અનેક નિરપરાધી તે યક્ષોનો ધ્રુવજી દ્વારા સંહાર થતો જોઈને પિતામહ સ્વાયમ્ભુવ મનુ (યક્ષો ઉપર) દયા આવવાને કારણે ઋષિઓ સાથે (ત્યાં) આવ્યા અને ઉત્તાનપાદના પુત્ર ધ્રુવને કહેવા લાગ્યા.॥ ૬ ॥

ताननागसो निरपराधान्॥ ६॥

**मनुरुवाच**

**अलं वत्सातिरोषेण तमोद्वारेण पाप्मना।**
**येन पुण्यजनानेतानवधीस्त्वमनागसः॥ ७**

तमसो नरकस्य द्वारेण। येन रोषेण॥ ७॥

**नास्मत्कुलोचितं तात कर्मैतत्सद्विगर्हितम्।**
**वधो यदुपदेवानामारब्धस्तेऽकृतैनसाम्॥ ८**

॥ ८॥

ननु मद्भ्रातृहन्तारः कथमकृतैनसोऽत आह—**नन्विति**।

**नन्वेकस्यापराधेन प्रसङ्गाद्बहवो हताः।**
**भ्रातुर्वधाभितप्तेन त्वयाङ्ग भ्रातृवत्सल॥ ९**

॥ ९॥

सत्यप्यपराधे तवैतदुचितं न भवतीत्याह—**नायमिति**।

**नायं मार्गो हि साधूनां हृषीकेशानुवर्तिनाम्।**
**यदात्मानं पराग्गृह्य पशुवद्भूतवैशसम्॥ १०**

पराग्गृह्य पराग्भूतं देहमात्मानं गृहीत्वा पशवो यथा देहाभिमानादन्योन्यं घ्नन्ति तथा भूतानां वैशसं हिंसेति यत्॥ १०॥

त्वं च बाल्ये साधुः सन्निदानीं कथमन्यथा कृतवानित्याह—**सर्वभूतात्मभावेनेति** द्वाभ्याम्।

**सर्वभूतात्मभावेन भूतावासं हरिं भवान्।**
**आराध्याप दुराराध्यं विष्णोस्तत्परमं पदम्॥ ११**

॥ ११॥

તે **'अनागसः'** નિરપરાધીઓને ॥ ૬ ॥

**મનુમહારાજ બોલ્યા** – હે વત્સ, જે ક્રોધથી તેં આ નિરપરાધી યક્ષોનો સંહાર કર્યો છે, તે નરકના દ્વારરૂપ હિંસાજનક અતિ ક્રોધ ન કર. ॥ ૭ ॥

**'तमसः'** નરકના દ્વારરૂપ જે રોષથી ॥ ૭ ॥

બેટા, તારા વડે જે નિરપરાધી યક્ષોનો વધ આરંભાયો છે, એ સજ્જનોએ નિંદેલું કર્મ આપણા કુળને છાજે તેવું નથી. ॥ ૮॥ ૮ ॥

હવે શંકા કરે છે કે મારા ભાઈના હણનારા નિરપરાધી કેવી રીતે હોઈ શકે? આ માટે કહે છે— **'ननु इति।'**

હે ભ્રાતૃવત્સલ ધ્રુવ, ભાઈના વધથી સંતાપ પામેલા એવા તારા દ્વારા એક યક્ષના અપરાધથી પ્રસંગવશ અનેક યક્ષો હણાયા છે. ॥ ૯॥ ૯ ॥

અપરાધ કર્યો હોય તો પણ તને આ શોભતું નથી, તેમ કહે છે— **'न-अयम् इति।'**

આત્માથી જુદા શરીરને આત્મા માનીને પશુઓની જેમ પ્રાણીઓની જે હિંસા કરવામાં આવે છે તે ખરેખર, શ્રીહૃષીકેશને અનુસરનારા સત્પુરુષોનો માર્ગ નથી. ॥ ૧૦ ॥

**'पराक्-गृह्य'** આત્માથી જુદા દેહને આત્મા માનીને પશુઓ જેમ દેહાભિમાનને કારણે એકબીજાને મારે છે તેમ પ્રાણીઓની **'वैशसम्'** હિંસા જે (કરવામાં આવે છે તે સત્પુરુષોનો માર્ગ નથી). ॥ ૧૦ ॥

વળી, બાલ્યાવસ્થામાં સત્પુરુષ થઈને અત્યારે સાધુત્વથી પ્રતિકૂળ કેમ આચર્યું, એમ બે શ્લોકો વડે કહે છે— **'सर्वभूतात्मभावेन इति।'**

પ્રાણીમાત્રમાં વસતા અને મહાદુઃખથી આરાધી શકાય એવા શ્રીહરિને સર્વ પ્રાણીઓના આત્મા તરીકેના ભાવથી આરાધીને તમે (બાળપણમાં જ) ભગવાન વિષ્ણુનું પરમ પદ મેળવ્યું છે. ॥ ૧૧ ॥ ૧૧ ॥

**स त्वं हरेरनुध्यातस्तत्पुंसामपि संमतः।**
**कथं त्ववद्यं कृतवाननुशिक्षन्सतां व्रतम्॥ १२**

अनुध्यातो हरेर्हृदि स्थितो वा। तत्पुंसां हरिदासानामपि साधुत्वेन मतः॥ १२॥

શ્રીહરિના હૃદયમાં વસનાર તેમ જ તેમના ભક્તજનોમાં પણ સમ્માન પ્રાપ્ત કરનાર તથા સત્પુરુષોનું વ્રત શીખનાર તમે આવું નિંદનીય કર્મ કેમ કર્યું?॥ ૧૨॥

**'अनुध्यातः'** નિરન્તર શ્રીહરિનું ધ્યાન જેમનામાં છે અથવા શ્રીહરિના હૃદયમાં જે રહેલા છે તેવા તથા **'तत्पुंसाम्'** તે હરિભક્તોમાં પણ સાધુ તરીકે સમ્માનિત (ધ્રુવજી) ॥ ૧૨ ॥

सतां व्रतमेवाह—

**तितिक्षया करुणया मैत्र्या चाखिलजन्तुषु।**
**समत्वेन च सर्वात्मा भगवान्संप्रसीदति॥ १३**

महत्सु तितिक्षया, नीचेषु करुणया, समेषु मैत्र्या, अखिलेषु जन्तुषु समत्वेन च॥ १३॥

સત્પુરુષોનું વ્રત જ વર્ણવે છે—

સર્વાત્મા ભગવાન શ્રીહરિ સહિષ્ણુતા, કરુણા, મૈત્રી અને સમસ્ત જીવો પ્રત્યે સમભાવ રાખવાથી પ્રસન્ન થાય છે. ॥ ૧૩ ॥

મહાન પ્રત્યે સહિષ્ણુતા, નિકૃષ્ટ પ્રત્યે દયા, સમાન પ્રત્યે મૈત્રી તથા સમસ્ત જીવો પ્રત્યે સમભાવ રાખવાથી. ॥ ૧૩ ॥

ततः कृतार्थो भवतीत्याह।

તેનાથી (તિતિક્ષા વગેરેથી પ્રભુ પ્રસન્ન થતાં) કૃતાર્થ થાય છે, એમ કહે છે.

**संप्रसन्ने भगवति पुरुषः प्राकृतैर्गुणैः।**
**विमुक्तो जीवनिर्मुक्तो ब्रह्म निर्वाणमृच्छति॥ १४**

संप्रसन्ने सति गुणैर्विमुक्तोऽत एव तत्कार्येण जीवेन लिङ्गशरीरेण निर्मुक्तः सन्निर्वाणं सुखात्मकं ब्रह्म प्राप्नोति॥ १४॥

ભગવાન શ્રીહરિ પ્રસન્ન થાય છે ત્યારે પુરુષ પ્રકૃતિના ગુણોથી (તથા તેના કાર્યરૂપ) લિંગશરીરથી મુક્ત થઈ પરમાનંદસ્વરૂપ બ્રહ્મને પામે છે.॥ ૧૪ ॥

(સહિષ્ણુતા વગેરે સત્પુરુષોનાં વ્રતો દ્વારા પ્રભુ) પ્રસન્ન થાય ત્યારે પ્રાકૃત ગુણોથી મુક્ત થયેલો અને (આથી જ તેના કાર્યરૂપ) **जीवेन** લિંગશરીરથી મુક્ત થઈ પુરુષ **'निर्वाणम्'** પરમાનંદસ્વરૂપ બ્રહ્મને પામે છે. ॥ ૧૪ ॥

भ्रातृहन्तृत्वमङ्गीकृत्योक्तम्, इदानीं तु नात्मनो भ्रातृपुत्रादिसंबन्धो न चान्योन्यं हन्तृत्वादिकमपीत्याह—**भूतैरिति** दशभिः।

(અત્યાર સુધી) યક્ષોએ ભાઈને મારી નાખ્યો એમ સ્વીકારીને કહેવામાં આવ્યું; હવે આત્માને તો ભાઈ, પુત્ર વગેરે સંબંધ છે નહીં અને મનુષ્યોમાં પણ પરસ્પર હન્તૃત્વ વગેરે છે નહીં– એમ દસ શ્લોકો વડે કહે છે— **'भूतैः इति।'**

**भूतैः पञ्चभिरारब्धैर्योषित्पुरुष एव हि।**
**तयोर्व्यवायात्संभूतिर्योषित्पुरुषयोरिह ॥ १५**

દેહ વગેરેના આકારે પરિણામ પામેલાં પંચમહાભૂતોથી સ્ત્રી અને પુરુષ (એમ બે પ્રકારે મનુષ્ય) પ્રસિદ્ધિ પામે છે, તે બંનેના સમાગમથી સંસારમાં (બીજાં) સ્ત્રી-પુરુષ ઉત્પન્ન થાય છે. ॥ ૧૫ ॥

भूतैः पञ्चभिरारब्धैर्देहाद्याकारेण परिणतैर्योषित्पुरुषश्चेति प्रसिद्धिः तयोर्व्यवायान्मैथुनात् संभूतिरन्ययोर्योषित्पुरुषयोरिह संसारे भवति॥ १५॥

**'भूतैः पञ्चभिः'** પાંચ મહાભૂતોથી **'आरब्धैः'** દેહાદિ આકારે પરિણામ પામેલાં એવાં **'तैः'** તે પંચમહાભૂતોથી સ્ત્રી અને પુરુષ– એમ પ્રસિદ્ધિ પામેલા તે બંનેના **'व्यवायात्'** સમાગમથી અન્ય સ્ત્રી અને પુરુષની **'सम्भूतिः'** ઉત્પત્તિ **'इह'** આ સંસારમાં થાય છે. ॥ ૧૫ ॥

**एवं प्रवर्तते सर्गः स्थितिः संयम एव च।**
**गुणव्यतिकराद्राजन्मायया परमात्मनः॥ १६**

एवं तावत्सर्गः प्रवर्तते। एवं पालकाकारेण परिणतैर्भूतैरेव स्थितिः। हन्तृदेहाकारपरिणतैः संयमः संहारः, स च परमात्मनो मायया गुणानां व्यतिकरात्, न तु स्वतः॥ १६॥

હે રાજા, આ પ્રમાણે પરમાત્માની માયા વડે ગુણોનો ઓછાવત્તા અંશે પરસ્પર સંબંધ થવાથી જ સૃષ્ટિ, સ્થિતિ અને સંહાર થાય છે. ॥ ૧૬ ॥

આ પ્રમાણે સૃષ્ટિ ચાલ્યા કરે છે; પરિણામ પામેલાં પંચમહાભૂતોથી જ પાલકરૂપે (પિતા, માતા, રાજા વગેરેરૂપે) પાલન થાય છે. (ચોર, વાઘ, સાપ વગેરે) હણનારા શરીરરૂપ પરિણામ પામેલાઓ વડે **'संयमः'** સંહાર થાય છે અને તે પરમાત્માની (નિમિત્ત શક્તિરૂપ) માયા વડે ગુણોનો ન્યૂનાધિક ભાવ થવાથી થાય છે, પરંતુ સ્વતઃ થતાં નથી. ॥ ૧૬ ॥

ननु जडानां देहानां गुणानां वा कथं सर्गादिहेतुत्वं तत्राह।

શંકા કરવામાં આવી છે કે જડ દેહ કે જડ ગુણો ઉત્પત્તિ વગેરે માટે કેવી રીતે કારણભૂત હોઈ શકે? તે માટે ઉત્તર આપે છે—

**निमित्तमात्रं तत्रासीन्निर्गुणः पुरुषर्षभः।**
**व्यक्ताव्यक्तमिदं विश्वं यत्र भ्रमति लोहवत्॥ १७**

જ્યારે લોહચુંબકનું નિમિત્ત હોય છે ત્યારે લોખંડ ભમે છે તેમ નિર્ગુણ પુરુષોત્તમ જેમાં માત્ર નિમિત્ત હોય છે ત્યારે આ કાર્યકારણાત્મક જગત (દેવ-મનુષ્યાદિરૂપે ઉત્પત્તિ, સ્થિતિ અને લય પામીને) પરિવર્તિત થાય છે. ॥ ૧૭ ॥

निमित्तमात्रं पुरुषर्षभ ईश्वरः। यत्र यस्मिन्निमित्ते सति कार्यकारणात्मकं विश्वं भ्रमति परिवर्तते। यथाऽयस्कान्ते निमित्ते सति लोहं प्रवर्तते तद्वत्॥ १७॥

**पुरुष-ऋषभः** પુરુષવિશેષ ઈશ્વર માત્ર નિમિત્તરૂપ છે. **'यत्र'** જ્યારે પુરુષવિશેષ નિમિત્ત હોય છે ત્યારે **'व्यक्त-अव्यक्त'** કાર્ય અને કારણાત્મક વિશ્વ **'भ्रमति'** પરિવર્તન પામે છે. જેમ લોહચુંબકનું કારણ હોય છે ત્યારે લોખંડ ભમે છે તેમ! ॥ ૧૭ ॥

ननु स चेन्निमित्तं तर्हि तस्याविशेषाद्युगपदेव सर्गादित्रयं भवेदत आह—**स खल्विति**।

શંકા કરવામાં આવી છે કે જો તે ભગવાન નિમિત્ત હોય તો તે સદાય એકરસ રહેનાર હોવાથી સૃષ્ટિ વગેરે ત્રણેય એકસાથે જ થાય! તે માટે ઉત્તર આપે છે— **'सः खलु इति।'**

**स खल्विदं भगवान्कालशक्त्या**
**गुणप्रवाहेण विभक्तवीर्यः।**
**करोत्यकर्तैव निहन्त्यहन्ता**
**चेष्टा विभूम्नः खलु दुर्विभाव्या॥ १८**

कालशक्त्या क्रमेण गुणानां प्रवाहः क्षोभस्तेन विभक्तं सृष्ट्यादिविषयं वीर्यं शक्तिर्यस्य। ननु कालोऽपि गुणान्युगपदेव क्षोभयतु तत्राह। चेष्टा कालशक्तिर्दुर्विभाव्याऽचिन्त्या॥ १८॥

ननु पित्रादिः सृजति पालयति राजादिर्निहन्ति च चोरादिः, न त्वीश्वरस्तत्राह—**स इति**।

**सोऽनन्तोऽन्तकरः कालोऽनादिरादिकृदव्ययः।**
**जनं जनेन जनयन्मारयन्मृत्युनान्तकम्॥ १९**

जनेन पित्रादिना जनं पुत्रादिं जनयन्नादिकृत्। अन्तकं चोरादिकं तन्मृत्युहेतुना मारयन्नन्तकरः। स्वयं त्वनन्तोऽनादिश्च। अव्ययोऽक्षीणशक्तिश्च। अयं भावः—पित्रादयोऽन्यत उत्पत्त्यादिमन्तो न स्वातन्त्र्येण कारणं, किंत्वीश्वर एव तन्नियन्ता स सर्वकारणमिति॥ १९॥

न चैवं कुर्वतोऽपि वैषम्यप्रसक्तिः, पक्षपाताभावादित्याह द्वाभ्याम्—**न वा इति**।

કાળશક્તિ દ્વારા સત્ત્વાદિ ગુણોનો પ્રવાહ ક્રમશઃ ક્ષોભ પામવાથી સૃષ્ટિ વગેરેરૂપે જેમની શક્તિ વિભક્ત થઈ જાય છે તેવા તે ભગવાન નિશ્ચિતરૂપે અકર્તાની જેમ આ વિશ્વનું સર્જન કરે છે અને સંહાર કરનાર ન હોઈને પણ સંહાર કરે છે. ખરેખર, અત્યંત મહાન (અનંત) ભગવાનની ચેષ્ટા અચિન્ત્ય છે. ॥ ૧૮ ॥

કાળશક્તિ દ્વારા ગુણોનો પ્રવાહ ક્રમશઃ ક્ષોભ પામે છે તેથી જેની સૃષ્ટિવિષયક **'वीर्यम्'** શક્તિ વિભક્ત થાય છે. (કાળ ત્રણેય ગુણોને એક સાથે ક્ષુભિત કરે નહીં.) શંકા કરે છે કે કાળ પણ ગુણોને એક સાથે જ ક્ષુબ્ધ કરે, તો તે માટે કહે છે– **'चेष्टा'** કાળશક્તિ **'दुर्विभाव्या'** અપ્રતર્ક્ય છે. ॥ ૧૮ ॥

હવે શંકા કરવામાં આવી છે કે પિતા વગેરે દ્વારા સર્જન થાય છે, રાજા વગેરે દ્વારા પાલન થાય છે તથા ચોર વગેરે દ્વારા નાશ થાય છે, નહીં કે ઈશ્વર આ સર્વ કરે છે. તે માટે ઉત્તર આપે છે— **'सः इति।'**

કાળસ્વરૂપ, અનંત, અવિનાશી પરમાત્મા સ્વયં અનાદિ હોવા છતાં (એક) જીવ વડે (બીજા) જીવને ઉત્પન્ન કરતા તે આદિકર્તા છે તેમ જ મારનારને પણ મૃત્યુ દ્વારા મારતા તે સર્વનો અંત કરનારા છે.॥ ૧૯ ॥

**'जनेन'** પિતા વગેરે દ્વારા **'जनम्'** પુત્ર વગેરેને ઉત્પન્ન કરતા (પરમાત્મા) સૃષ્ટિ કરે છે. **'अन्तकम्'** ચોર વગેરે મારનારને મૃત્યુ દ્વારા મારતા તે નાશ કરનાર પોતે અનંત અને અનાદિ છે. **'अव्ययः'** ક્ષીણ ન થાય તેવી શક્તિવાળા છે. (કહેવાનો) ભાવ એ છે કે પિતા વગેરે પણ અન્યમાંથી ઉત્પન્ન થનારા છે, સ્વતંત્રપણે કારણરૂપ નથી પરંતુ નિયંતા ઈશ્વર જ સર્વનું કારણ છે. ॥ ૧૯ ॥

(શ્રીમદ્ ભા.૩/૨૯/૪૫ ના આ પદ્યની અહીં પુનરુક્તિ થઈ છે.)

આ પ્રમાણે જ (ઈશ્વર ઉત્પત્તિ વગેરે) કરતા હોવા છતાં પણ વિષમતા આવી પડવાની સંભાવના નથી કારણ કે ઈશ્વરમાં પક્ષપાતનો અભાવ છે, તે બે શ્લોકો વડે કહે છે— **'न वै इति।'**

**न वै स्वपक्षोऽस्य विपक्ष एव वा**
**परस्य मृत्योर्विशतः समं प्रजाः।**
**तं धावमानमनुधावन्त्यनीशा**
**यथा रजांस्यनिलं भूतसङ्घाः॥ २०**

मृत्युरूपस्य समं यथा भवति तथा प्रजाः कर्मभूता विशतः। तस्य साम्येऽपि भूतेषु फलवैषम्यं, तत्कर्मवशादिति सदृष्टान्तमाह। तं धावन्तमन्वनीशाः कर्माधीना भूतसङ्घा धावन्ति। अनिलं धावन्तमनु रजांसीव। तत्र यथा रजसां तमःप्रकाशजलाग्न्यादिप्रवेशेऽपि नानिलस्य वैषम्यम्, एवमीश्वरस्यापीति भावः॥ २०॥

સંપૂર્ણ સૃષ્ટિમાં સમાનરૂપે પ્રવેશનાર આ કાળરૂપ પરમાત્માનો મિત્રપક્ષ કે શત્રુપક્ષ નથી. જેમ વેગથી વાતા પવનની પાછળ ધૂળ ઊડે છે તેમ ગતિ કરતા તે કાળરૂપ ભગવાનની પાછળ કર્મને અધીન એવા પ્રાણીઓના સમૂહો દોડે છે. ॥ ૨૦ ॥

જે રીતે સમાન હોય તે રીતે સર્વ પ્રજામાં કર્મરૂપ થઈને પ્રવેશ કરનાર મૃત્યુરૂપ પરમાત્માનો (કોઈ મિત્ર કે શત્રુ નથી). તે સમાન હોવા છતાં પણ પ્રાણીઓમાં ફળની વિષમતા છે, તે પોતપોતાના કર્માનુસાર છે, તે વાત દૃષ્ટાન્તસહિત કહે છે. તે ગતિ કરી રહેલા (કાળરૂપ ભગવાન)ની પાછળ **'अनीशाः'** કર્મને અધીન એવા પ્રાણીસમૂહો દોડે છે. જેમ વેગથી વાતા પવનની પાછળ રજકણો દોડે છે તેમ. અંધકાર, પ્રકાશ, જળ, અગ્નિ વગેરેમાં પ્રવેશતા રજકણોમાં જેમ પવનની વિષમતા નથી, એ જ પ્રમાણે ઈશ્વરની પણ વિષમતા નથી, તેવો ભાવ છે. ॥ ૨૦ ॥

**आयुषोऽपचयं जन्तोस्तथैवोपचयं विभुः।**
**उभाभ्यां रहितः स्वस्थो दुःस्थस्य विदधात्यसौ॥ २१**

अपचयमकालमृत्युम्। उपचयं कालमृत्योरपि रक्षाम्। यद्वा अपचयं मशकादावुपचयं देवादौ। स्वस्थत्वादुपचयापचयाभ्यां रहितोऽसौ विभुर्दुःस्थस्य कर्माधीनस्य विदधाति॥ २१॥

સર્વવ્યાપક શ્રીહરિ કર્માધીન પ્રાણીમાત્રના આયુષ્યનો ક્ષય તથા વૃદ્ધિ કરે છે, (પરંતુ) એ બંનેથી રહિત એવા એ પોતે પોતાના સ્વરૂપમાં જ સ્થિત છે. ॥ ૨૧ ॥

**'अपचयम्'** અકાળ મૃત્યુરૂપ ક્ષય; **'उपचयम्'** કાળમૃત્યુમાંથી પણ રક્ષારૂપ (વૃદ્ધિ) અથવા મચ્છર વગેરે યોનિઓમાં (જ્ઞાનાદિનો) હ્રાસ અને દેવ વગેરે યોનિઓમાં (જ્ઞાનાદિની) વૃદ્ધિ કરે છે. પોતાના સ્વરૂપમાં જ સ્થિત હોવાથી ઉપચય અને અપચયથી રહિત એવા સર્વસમર્થ વિભુ પોતે **'दुःस्थस्य'** કર્માધીન પ્રાણીનાં ક્ષય અને વૃદ્ધિ કરે છે. ॥ ૨૧ ॥

**विजय.**—वा इत्यनेनावैषम्यादिसूत्रप्रसिद्धिं दर्शयति समं पुण्यपापानुसारेण।

'वैषम्यनैर्घृण्ये न सापेक्षत्वात्तथा हि दर्शयति।'

**'वै'** દ્વારા પુણ્ય-પાપ અનુસાર ભગવાન (સાપેક્ષ હોવાથી) સમાન છે– એ સૂત્ર પ્રસિદ્ધ છે, તેમ દર્શાવે છે.

'ઈશ્વરના પક્ષે (સૃષ્ટિરચનામાં) વિષમતા (ભેદ) અને નિર્દયતા– એ બે દોષો ઊભા થતા નથી કારણ કે ઈશ્વર સાપેક્ષ છે. જીવોનાં કર્મોની અપેક્ષાએ સૃષ્ટિ રચે છે, (શ્રુતિ) તેમ જ દર્શાવે છે.' (બ્ર.સૂ.૨/૧/૩૪)

एवंभूतश्चेश्वरः सर्ववादिसंमतः, विवादस्तु नाममात्र इत्याह—**केचिदिति**।

**केचित्कर्म वदन्त्येनं स्वभावमपरे नृप।**
**एके कालं परे दैवं पुंसः काममुतापरे॥ २२**

पुंसः कामं वात्स्यायनादयः। श्रुतिश्च—

'कामोऽकार्षीत्कामः करोति, कामः कर्ता, कामः कारयिता' इत्यादि॥ २२॥

**वंशीधरी**—कामस्य सर्वहेतुत्वे प्रमाणमाह—श्रुतिश्चेति कामः सङ्कल्पः।

ननु कर्मादीनां जडत्वादिना स्वरूपतोऽपि भिन्नत्वात्कथमैकमत्यं तत्राह।

**अव्यक्तस्याप्रमेयस्य नानाशक्त्युदयस्य च।**
**न वै चिकीर्षितं तात को वेदाथ स्वसंभवम्॥ २३**

अव्यक्तस्यात एवाप्रमेयस्य। तथापि सत्त्वे हेतुः—नानाशक्तीनां महदादीनामुदयो यस्मात्। चिकीर्षितमेव तावत्कोऽपि न वेद। अथ स्वस्य संभवो यस्मात्तमीश्वरं को वेद, न कोऽपि।

**'एवम्भूतः'** આવા (ક્ષય અને વૃદ્ધિથી રહિત–વંશીધરી) ઈશ્વર સર્વ વિદ્વાનોમાં સમ્મત છે, વિવાદ તો નામમાત્રનો છે, એમ કહે છે— **'केचित् इति।'**

હે રાજા, આ જ પરમાત્માને કોઈ (મીમાંસક મતવાળા લોકો) કર્મ, બીજા (ચાર્વાક મતવાળા) સ્વભાવ, કેટલાક (કાળના ઉપાસકો કે જે પૌરાણિકો વૈશેષિકમતાવલંબી છે તેઓ) કાળ, બીજા (દૈવના ઉપાસકો અર્થાત્ જ્યોતિષીઓ) દૈવ અને કામશાસ્ત્રીઓ કામ કહે છે. ॥ ૨૨ ॥

**'पुंसः'** વાત્સ્યાયન વગેરે કામશાસ્ત્રીઓ આ ઈશ્વરને કામસ્વરૂપ કહે છે. વળી, શ્રુતિ છે—

'કામે કર્યું, કામ કરે છે, કામ કર્તા છે અને કામ કરાવનારો છે.' વગેરે. (મહાનારા. ૧૪/૩) ॥ ૨૨ ॥

કામ અર્થાત્ સંકલ્પ એ જ સર્વના કારણરૂપ છે તે માટે (ઉપરોક્ત શ્રુતિ દ્વારા) પ્રમાણ આપે છે.

શંકા કરવામાં આવી છે કે જડત્વ વગેરેવાળા સ્વરૂપને કારણે પણ કર્મ (સ્વભાવ, કાળ, દૈવ અને કામ) જુદા જુદા પ્રકારનાં હોવાથી સહમતિ કેવી રીતે હોય? તે માટે કહે છે.

હે તાત, જુદી જુદી (મહત્તત્ત્વાદિ) શક્તિઓ જેમનામાંથી ઉત્પન્ન થઈ છે તેવા અવ્યક્ત અને અપ્રમેય ઈશ્વરના કરવા ઈચ્છેલાને કોઈપણ જાણી શકતું નથી, તો સ્વયમ્ભૂ એવા તેમને પોતાને તો કોણ જાણી શકે? ॥ ૨૩ ॥

**'अव्यक्तस्य'** બળ, બુદ્ધિ વગેરે દ્વારા વ્યક્ત કરવા અશક્ય હોવાથી અવ્યક્ત અને આથી જ **'अप्रमेयस्य'** દેશકાળ વગેરેથી અમર્યાદિત એવા પરમેશ્વરની (ઈચ્છાને જાણવી તે બુદ્ધિનો વિષય ન હોવા) છતાં પણ પરમેશ્વરની વાસ્તવિકતા માટેનું કારણ– **'नानाशक्तीनाम्'** જુદી જુદી મહત્તત્ત્વાદિ શક્તિઓનો જેમાંથી ઉદય થાય છે તેવા પરમાત્માના કરવા ઈચ્છેલાને તેથી કોઈ પણ જાણતું નથી, આથી પોતાનામાંથી જ જેની ઉત્પત્તિ છે

अद्धेति पाठे साक्षात्। अतस्तत्त्वज्ञानाभावाद्विशेषांशे विवाद इत्यर्थः।

तथा च श्रुतिः—

'को अद्धा वेद क इह प्रवोचत्कुत
आजाता कुत इयं विसृष्टिः।
अर्वाग्देवा अस्य विसर्जनेनाथा
को वेद यत आबभूव॥'

इत्यादिः॥ २३॥

**वीर.**—नानाशक्तीनां विविधशक्तीनां 'परास्य शक्तिर्विविधैव श्रूयते स्वाभाविकी ज्ञानबलक्रिया च' इति श्रुतेः।

ईश्वरवादस्य प्रकृतोपयोगमाह।

**न चैते पुत्रक भ्रातुर्हन्तारो धनदानुगाः।**
**विसर्गादानयोस्तात पुंसो दैवं हि कारणम्॥ २४**

न चैते भ्रातुर्हन्तारः। उक्तमेव हेतुमनुवदति। विसर्गादानयोर्मृत्युजन्मनोः। यद्वा विसर्गः सृष्टिः। आदानं संहारः। दैवमीश्वर एव हि कारणम्॥ २४॥

**वंशीधरी**—पुत्रस्य कं सुखं येन स पुत्रकः पौत्रस्तत्सम्बुद्धौ तथा। तव हिंसादिकर्मपरत्वे तस्य सुखं न स्यादिति भावः।

तथापि निर्लेपतामाह—**स एवेति**।

**स एव विश्वं सृजति स एवावति हन्ति च।**
**अथापि ह्यनहंकारान्नाज्यते गुणकर्मभिः॥ २५**
॥ २५॥

अनहंकारत्वे हेतुमाह—**एष इति**।

તે ઈશ્વરને કોણ જાણી શકે? કોઈ પણ નહીં. '**अद्धा**' પાઠમાં 'साक्षात्' અર્થ છે. આથી પરમાત્મતત્ત્વના જ્ઞાનના અભાવને કારણે જ ઘણા ભાગે વિવાદ છે, એમ અર્થ છે.

તે અનુસાર શ્રુતિ છે—

ખરેખર, બ્રહ્મતત્ત્વ વિષે કોણ જાણી શકે? અહીં કોણ તેના વિષે બોલી શકે? આ વિભિન્ન સૃષ્ટિ ક્યાંથી ઉત્પન્ન થઈ? આ સૃષ્ટિના સર્જન પછી દેવો થયા છે તો પછી કોણ જાણી શકે કે આ સૃષ્ટિ ક્યાંથી ઉત્પન્ન થઈ? (ઋ.૧૦/૧૨૯/૬) ॥ ૨૩ ॥

વિવિધ શક્તિઓનો ઉદય જેમાંથી છે તેવા પરમાત્માની ઈચ્છા.., એ અનુસાર શ્રુતિ છે– 'તેની પરાશક્તિ અનેક પ્રકારની જ શ્રવણ કરવામાં આવી છે, તે સ્વાભાવિકી જ્ઞાનક્રિયા અને બળક્રિયા છે.' (શ્વેતા.ઉપ.૬/૮)

ઈશ્વરવાદનો પ્રાસંગિક ઉપયોગ કહે છે—

હે બાળક, આ કુબેરના અનુચરો તારા ભાઈને હણનારા નથી. હે વત્સ, જન્મ અને મૃત્યુમાં અથવા સૃષ્ટિ અને સંહારમાં ઈશ્વર જ કારણ છે. ॥ ૨૪ ॥

અને આ યક્ષો તારા ભાઈને મારનારા નથી. કહ્યું છે તે જ કારણ ફરીથી કહે છે. '**विसर्ग-आदानयोः**' મૃત્યુ અને જન્મનું અથવા '**विसर्गः**' સૃષ્ટિ અને '**आदानम्**' સંહાર, '**दैवम्**' ઈશ્વર જ એ બંનેનું કારણ છે. ॥ ૨૪ ॥

પુત્રનું સુખ જેનાથી છે તે પુત્રક અર્થાત્ પુત્રને સુખકારી એવો પૌત્ર, તેનું સંબોધન હે પુત્રક, તારી હિંસા વગેરે કર્મપરાયણતાથી તેને સુખ નહીં થાય, તેવો ભાવ છે.

આમ હોવા છતાં પણ નિર્લેપતાને જ વર્ણવે છે— '**सः एव इति।**'

તે પરમેશ્વર જ જગતને ઉત્પન્ન કરે છે, પાલન કરે છે અને સંહારે છે, તેમ છતાં પણ અહંકારરહિત હોવાને કારણે ગુણો અને કર્મોથી નિર્લેપ રહે છે. ॥ ૨૫ ॥ ૨૫ ॥

પરમાત્મા અહંકારરહિત છે, તે માટેનું કારણ આપે છે— '**एषः इति।**'

**एष भूतानि भूतात्मा भूतेशो भूतभावनः।**
**स्वशक्त्या मायया युक्तः सृजत्यत्ति च पाति च॥ २६ ॥ २६ ॥**

સર્વ પ્રાણીઓના અન્તરાત્મા, ઈશ્વર અને રક્ષા કરનારા પરમાત્મા પોતાની માયાશક્તિ વડે યુક્ત થઈને સર્જન કરે છે, પાલન કરે છે અને સંહાર કરે છે. ॥ ૨૬ ॥ ૨૬ ॥

सत्यमीश्वर एव कर्ता तथाप्यहंकारादि मया न त्यक्तुं शक्यमिति चेदत आह—**तमेवेति** चतुर्भिः।

ઈશ્વર જ કર્તા છે એ સાચું પરંતુ અહંકાર વગેરે છોડવા માટે હું તૈયાર નથી, એમ જો (ધ્રુવજી) કહે તો તે માટે ચાર શ્લોકો વડે ઉત્તર આપે છે— **'तम् एव इति।'**

**तमेव मृत्युममृतं तात दैवं**
**सर्वात्मनोपेहि जगत्परायणम्।**
**यस्मै बलिं विश्वसृजो हरन्ति**
**गावो यथा वै नसि दामयन्त्रिताः॥ २७**

હે પુત્ર, (અભક્તોને) મૃત્યુરૂપ, (ભક્તોને) અમૃતરૂપ તથા જગતના પરમ આશ્રયરૂપ તે જ દેવને શરણે તું સર્વ પ્રકારે જા, જે દેવને (બ્રહ્માજી વગેરે) વિશ્વના સર્જનહારો પણ નાકમાં દોરડાથી નાથેલા બળદોની જેમ બલિ આપે છે. ॥ ૨૭ ॥

मृत्युमभक्तानां, भक्तानां त्वमृतम्। उपेहि शरणं गच्छ। तमेवेत्यवधारणे हेतुः—यस्मै नसि नासिकायां दामभिर्बद्धा गाव इव विश्वसृजोऽपि दामभिर्यन्त्रिता बद्धाः सन्तो बलिं हरन्ति। तत्कारितं कर्म कुर्वन्तीत्यर्थः॥ २७॥

અભક્તો માટે મૃત્યુરૂપ અને ભક્તો માટે અમૃતરૂપ એવા ભગવાનને **'उप-इहि'** શરણે જા. **'तम् एव'** તે જ ભગવાનને શરણે જા— એમ નિશ્ચય કરવા માટેનું કારણ આપે છે— **'यस्मै'** જે દેવને **'नसि'** નાકમાં દોરડાથી બાંધેલા બળદોની જેમ વિશ્વના સર્જનહારો પણ દોરડાથી **'यन्त्रिताः'** બંધાયેલા રહીને બલિદાન આપે છે, પૂજા કરે છે, તે પરમાત્મા કરાવે તે કર્મ કરે છે, એમ અર્થ છે. ॥ ૨૭ ॥

तदाराधनं च तव सुशकमेवेत्याह।

અને તેમનું આરાધન તારે માટે સુશક્ય જ છે, એમ કહે છે.

**यः पञ्चवर्षो जननीं त्वं विहाय**
**मातुः सपत्न्या वचसा भिन्नमर्मा।**
**वनं गतस्तपसा प्रत्यगक्ष-**
**माराध्य लेभे मूर्ध्नि पदं त्रिलोक्याः॥ २८**

અપરમાતાના વચનથી મર્માહત થયેલા જે પાંચ વર્ષના બાળક એવા તેં જનનીને છોડીને, વનમાં જઈ, તપથી ઈન્દ્રિયોનો નિરોધ જે રીતે થાય તે રીતે પરમાત્માનું આરાધન કરી ત્રણેય લોકના મસ્તક પર વિદ્યમાન એવું સ્થાન પ્રાપ્ત કર્યું. ॥ ૨૮ ॥

यः पञ्चवर्षः स त्वं यमाराध्य त्रिलोक्या मूर्ध्नि पदं स्थानं लेभे लब्धवानसि। इदानीं तमेवान्विच्छावलोकयेत्युत्तरेणान्वयः। प्रत्यञ्चि अक्षाणि यस्मिन्। क्रियाविशेषणं वा॥ २८॥

જે પાંચ વર્ષના બાળક એવા તેં જેને આરાધીને ત્રિલોકના મસ્તક ઉપર **'पदम्'** સ્થાન **'लेभे'** પ્રાપ્ત કર્યું. હવે તેને જ **'अनु-इच्छ'** ખોળી કાઢ, એમ પછીના શ્લોક(૨૯) સાથે સંબંધ છે. **'प्रत्यक्-अक्षम्'** અંતર્મુખ ઈન્દ્રિયો છે જે વિષયમાં અથવા ક્રિયાવિશેષણના પક્ષમાં— ઈન્દ્રિયોનો નિરોધ જે રીતે થાય તે રીતે ઈશ્વરને આરાધીને ॥ ૨૮ ॥

हरिं ध्यायन्तं प्रत्याह।

**तमेनमङ्गात्मनि मुक्तविग्रहे**
**व्यपाश्रितं निर्गुणमेकमक्षरम्।**
**आत्मानमन्विच्छ विमुक्तमात्मदृग्**
**यस्मिन्निदंभेदमसत्प्रतीयते ॥ २९**

हे अङ्ग ध्रुव। मुक्तविरोधे आत्मनि मनसि व्यपाश्रितमवस्थितमात्मदृक् प्रत्यग्दृष्टिः सन्। अयं भेदो यस्मिंस्तदिदंभेदमसदेव विश्वं यस्मिन्प्रतीयते ॥ २९ ॥

શ્રીહરિનું ધ્યાન કરનારને કહે છે.

પ્રિય ધ્રુવ, તારા વેરભાવહીન મનમાં રહેલા નિર્ગુણ, અદ્વિતીય, અવિનાશી, નિત્યમુક્ત તેમ જ જેમનામાં આ ભેદભાવવાળો પ્રપંચ અસત્ હોવા છતાં પ્રતીત થાય છે, તે આ સર્વના આત્માને આત્મદૃષ્ટિવાળો થઈ તું ખોળી કાઢ. ॥ ૨૯ ॥

હે **'अङ्ग'** પ્રિય ધ્રુવ, વેરભાવહીન **'आत्मनि'** મનમાં **'व्यपाश्रितम्'** રહેલા પરમાત્માને **'आत्मदृक्'** અંતર્મુખ દૃષ્ટિવાળો (આત્માભિમુખ) થઈ, (શત્રુ, મિત્ર એવો) આ ભેદ જેમાં છે તેવો ભેદભાવવાળો પ્રપંચ (વિશ્વ) અસત્ હોવા છતાં જેમનામાં પ્રતીત થાય છે. ॥ ૨૯ ॥

तदन्वेषणफलमाह।

**त्वं प्रत्यगात्मनि तदा भगवत्यनन्त**
**आनन्दमात्र उपपन्नसमस्तशक्तौ।**
**भक्तिं विधाय परमां शनकैरविद्या-**
**ग्रन्थिं विभेत्स्यसि ममाहमिति प्ररूढम्॥ ३०**

त्वं तदाऽन्वेषणकाल एव॥ ३०॥

ઈશ્વરના અન્વેષણનું ફળ કહે છે.

(એ પ્રમાણે અન્વેષણ કરીશ) ત્યારે જ તું સર્વાન્તર્યામી, અનંત, માત્ર પરમાનંદસ્વરૂપ, સર્વશક્તિ-સંપન્ન ભગવાન વિષે પરમ ભક્તિ કરી, (તેના પ્રભાવથી) હું અને મારું એમ અત્યન્ત દૃઢ એવી અવિદ્યાની ગ્રન્થિ ધીમે ધીમે કાપીશ. ॥ ૩૦ ॥

**'तदा'** ભગવાનની ભાળ મેળવતી વખતે જ તું (અહંતા-મમતાની ગ્રંથિને નિર્મૂળ કરી દઈશ). ॥૩૦॥

उपदेशसारमाह— **संयच्छेति** द्वाभ्याम्।

**संयच्छ रोषं भद्रं ते प्रतीपं श्रेयसां परम्।**
**श्रुतेन भूयसा राजन्नगदेन यथामयम्॥ ३१**

प्रतीपं प्रतिकूलम्। अगदेनौषधेन यथा रोगं नियच्छति॥ ३१ ॥

ઉપદેશનો સાર બે શ્લોકો વડે કહે છે— **'संयच्छ इति।'**

હે રાજા, સર્વોત્કૃષ્ટ શાસ્ત્રજ્ઞાનથી કલ્યાણમાર્ગના પરમશત્રુ ક્રોધનું, ઔષધ વડે રોગ શાન્ત થાય તેમ તું નિયમન કર. તારું કલ્યાણ થાઓ! ॥ ૩૧॥

**'प्रतीपम्'** વિરોધીને, શત્રુને **'अगदेन'** ઔષધ વડે જેમ રોગ નાથી શકાય તેમ ॥ ૩૧ ॥

**येनोपसृष्टात्पुरुषाल्लोक उद्विजते भृशम्।**
**न बुधस्तद्वशं गच्छेदिच्छन्नभयमात्मनः॥ ३२**

येन रोषेणोपसृष्टाद् व्याप्तात्॥ ३२॥

अन्यच्च त्वया कार्यमित्याह—**हेलनमिति** द्वाभ्याम्।

(પોતાનાથી કોઈ ભય ન પામે અને પોતે કોઈનાથી ભય ન પામે— એ રીતે) અભય ઇચ્છનાર બુદ્ધિમાન મનુષ્યે જે(ક્રોધ)થી વ્યાપેલા મનુષ્યથી લોકો ખૂબ ઉદ્વેગ પામે છે, તે ક્રોધને વશ થવું નહીં. ॥ ૩૨ ॥

જે ક્રોધથી **'उपसृष्टात्'** વ્યાપેલા મનુષ્યથી ॥ ૩૨ ॥

અને તારે કરવા યોગ્ય બીજું આ છે, તે બે શ્લોકો વડે કહે છે— **'हेलनम् इति।'**

**हेलनं गिरिशभ्रातुर्धनदस्य त्वया कृतम्।**
**यज्जघ्निवान्पुण्यजनान्भ्रातृघ्नानित्यमर्षितः॥ ३३**

યદ્યતઃ। જઘ્નિવાન્ઘાતિતવાન્॥ ૩૩॥

ભગવાન શંકરના ભાઈ કુબેરની તારાથી અવજ્ઞા કરાઈ છે કારણ કે ભાઈનો વધ કરનારા છે એમ માનીને ક્રોધે ભરાયેલા તેં યક્ષોનો સંહાર કર્યો છે.॥ ૩૩ ॥

**'यत्'** કારણ કે **'जघ्निवान्'** હણ્યા છે. (હણાવ્યા છે.) ॥ ૩૩ ॥

**तं प्रसादय वत्साशु सन्नत्या प्रश्रयोक्तिभिः।**
**न यावन्महतां तेजः कुलं नोऽभिभविष्यति॥ ३४**

॥ ३४ ॥

હે વત્સ, મહાપુરષોનું તેજ આપણા કુળનો નાશ કરે તે પહેલાં વિનમ્ર વાણીયુક્ત પ્રણામ કરી તેમને શીઘ્ર પ્રસન્ન કર. ॥ ૩૪ ॥ ૩૪॥

**एवं स्वायंभुवः पौत्रमनुशास्य मनुर्ध्रुवम्।**
**तेनाभिवन्दितः साकमृषिभिः स्वपुरं ययौ॥ ३५**

॥ ३५ ॥

આ પ્રમાણે પૌત્ર ધ્રુવને ઉપદેશ આપી, તેના વડે અભિવંદિત થયેલા સ્વાયંભુવ મનુ મહારાજ ઋષિઓની સાથે પોતાના લોકમાં ગયા. ॥ ૩૫ ॥ ૩૫ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां चतुर्थस्कन्धे एकादशोऽध्यायः॥ ११॥

इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां एकादशोऽध्यायः॥ ११॥

*****

# अथ द्वादशोऽध्यायः

## ધ્રુવજીને કુબેરનું વરદાન અને વિષ્ણુલોકની પ્રાપ્તિ

द्वादशे धनदेनाभिनन्दितः पुरमागतः।
यज्ञैरिष्ट्वा हरेः स्थानमारुरोहेति कीर्त्यते॥ १

કુબેરજી દ્વારા પ્રશંસા પામેલા અને (પછી પોતાના) નગરમાં પાછા ફરેલા ધ્રુવજીએ યજ્ઞો દ્વારા શ્રીહરિનું યજન કરીને શ્રીહરિના સ્થાન પર આરોહણ કર્યું, એ કથા બારમા અધ્યાયમાં કહેવાય છે. ॥ ૧ ॥

**मैत्रेय उवाच**

**ध्रुवं निवृत्तं प्रतिबुध्य वैशसा-**
**दपेतमन्युं भगवान्धनेश्वरः।**
**तत्रागतश्चारणयक्षकिन्नरैः**
**संस्तूयमानोऽभ्यवदत्कृताञ्जलिम् ॥ १**

वैशसाद्वधान्निवृत्तं ज्ञात्वा॥ १॥

**મૈત્રેયમુનિ બોલ્યા** – ધ્રુવજીને યક્ષોનો વિનાશ કરતાં અટકેલા અને ક્રોધરહિત થયેલા જાણીને ચારણો, યક્ષો તથા કિન્નરો વડે સ્તુતિ કરાતા ભગવાન ધનેશ્વર (કુબેર) ત્યાં આવ્યા અને બે હાથ જોડી નમસ્કાર કરતા ધ્રુવજીને કહેવા લાગ્યા. ॥ ૧ ॥

**'वैशसात्'** વધથી નિવૃત્ત થયેલા જાણીને ॥ ૧ ॥

**धनद उवाच**

**भो भो क्षत्रियदायाद परितुष्टोऽस्मि तेऽनघ।**
**यस्त्वं पितामहादेशाद्वैरं दुस्त्यजमत्यजः॥ २**

हे क्षत्रियदायाद क्षत्रियपुत्र। अत्यजः त्यक्तवानसि॥ २॥

**કુબેરજી બોલ્યા** – હે નિષ્પાપ ક્ષત્રિયપુત્ર, હું તમારા ઉપર પ્રસન્ન થયો છું, કારણ કે તમે (તમારા) પિતામહની આજ્ઞાથી દુસ્ત્યજ વેર ત્યજ્યું છે. ॥ ૨ ॥

**'हे क्षत्रियदायाद'** હે ક્ષત્રિયપુત્ર, **'अत्यजः'** તમે ત્યજ્યું છે. ॥ ૨ ॥

न च वैरस्य कारणमस्तीत्याह—**न भवानिति।**

વળી, વેર કરવાનું કોઈ કારણ નથી, તેમ કહે છે– **'न भवान् इति।'**

**न भवानवधीद्यक्षान्न यक्षा भ्रातरं तव।**
**काल एव हि भूतानां प्रभुरप्ययभावयोः॥ ३**

अप्ययभावयोर्मृत्युजन्मनोः ॥ ३ ॥

कथं तर्ह्यहं हन्तेत्यादिबुद्धिस्तत्राह—**अहमिति।**

યક્ષોને નથી આપે માર્યા કે નથી યક્ષોએ તમારા ભાઈને માર્યો. ખરેખર, કાળ જ પ્રાણીઓનો નાશ તથા ઉત્પત્તિ કરવામાં સમર્થ છે. ॥ ૩ ॥

**'अप्ययभावयोः'** મૃત્યુ અને જન્મમાં ॥ ૩ ॥

(જો કોઈ કોઈને મારતું નથી) તો પછી હું હણનાર કેવી રીતે? એમ વિચારીને ધ્રુવજી શંકા કરે તો તે માટે કહે છે— **'अहम् इति।'**

**अहं त्वमित्यपार्था धीरज्ञानात्पुरुषस्य हि।**
**स्वाप्नीवाभात्यतद्ध्यानाद्यया बन्धविपर्ययौ॥ ४**

आभाति प्रकाशते। जायत इत्यर्थः। अतद्ध्यानाद्देहानुसंधानात्। यया धिया बन्धः। विपर्ययो दुःखादिः ॥ ४ ॥

(સ્વરૂપના) અજ્ઞાનને કારણે દેહાદિને આત્મા માનવાથી મનુષ્યને સ્વપ્ન જેવી વ્યર્થ હું-તું એવી બુદ્ધિ ઉત્પન્ન થાય છે, કે જેને કારણે મનુષ્યને બંધન અને (દુઃખાદિ) વિપરીત અવસ્થાઓ પ્રાપ્ત થાય છે.॥ ૪ ॥

**'आभाति'** ઉત્પન્ન થાય છે, એમ અર્થ છે. **'अतत्-ध्यानात्'** આત્માથી અતિરિક્ત એવા દેહાદિના અનુસંધાનને કારણે– જે બુદ્ધિથી બંધન તથા **'विपर्ययः'** દુઃખાદિ થાય છે. ॥ ૪ ॥

**तद्गच्छ ध्रुव भद्रं ते भगवन्तमधोक्षजम्।**
**सर्वभूतात्मभावेन सर्वभूतात्मविग्रहम्॥ ५**

**भजस्व भजनीयाङ्घ्रिमभवाय भवच्छिदम्।**
**युक्तं विरहितं शक्त्या गुणमय्यात्ममायया॥ ६**

तत्तस्माद्गच्छ गत्वा च भगवन्तं भजस्वेत्युत्तरेणान्वयः। सर्वभूतात्मको विग्रहो यस्य॥ ५ ॥

भजनीयावङ्घ्री यस्य तम्। गुणमय्या शक्त्या युक्तम्। किं तत्त्वतः। न आत्ममायया। अतस्तत्त्वतस्तया विरहितम्। यद्वा शक्त्यात्ममायया युक्तं विरहितं च सगुणनिर्गुणभेदेन॥ ६ ॥

માટે હે ધ્રુવ, તમે પાછા વળો, તમારું કલ્યાણ થાઓ! સર્વ પ્રાણીઓના આત્મારૂપ વિગ્રહવાળા, સંસારનો નાશ કરનારા, ભજન કરવા યોગ્ય ચરણકમળવાળા, પોતાની ત્રિગુણાત્મક માયાશક્તિથી યુક્ત, (પરંતુ વાસ્તવિક રીતે) તેનાથી રહિત એવા (ઇન્દ્રિયોથી અગ્રાહ્ય), સર્વ પ્રાણીઓમાં આત્મારૂપે રહેલા અધોક્ષજ ભગવાનનું તમે મોક્ષ માટે ભજન કરો. ॥ ૫ ॥ ૬ ॥

**'तत्'** માટે **'गच्छ'** પાછા વળો અને જઈને ભગવાનનું ભજન કરો– એમ પછીના શ્લોક(૬) સાથે સંબંધ છે. સર્વ પ્રાણીઓના આત્મારૂપ સ્વરૂપ છે જેમનું ॥ ૫॥

જેમનાં બંને ચરણકમળ ભજવા યોગ્ય છે તે ભગવાનને (ભજો), ત્રિગુણાત્મક માયાશક્તિથી યુક્ત એવા ભગવાનને (ભજો). શું ભગવાન માયાશક્તિથી તત્ત્વતઃ યુક્ત છે? પોતાની માયાથી યુક્ત નથી, આથી વાસ્તવિક રીતે માયાથી રહિત એવા ભગવાનને (ભજો). અથવા પોતાની શક્તિરૂપ માયાથી યુક્ત એટલે સગુણ સ્વરૂપવાળાને તથા તેનાથી રહિત એવા નિર્ગુણ સ્વરૂપવાળા ભગવાનને ભજો. ॥ ૬ ॥

वृणीहि कामं नृप यन्मनोगतं
मत्तस्त्वमौत्तानपदेऽविशङ्कितः ।
वरं वरार्होऽम्बुजनाभपादयो-
रनन्तरं त्वां वयमङ्ग शुश्रुम ॥ ७

काममसंकोचेन। अविशङ्कितो निर्भयः। अनन्तरमतिनिकटम् ॥ ७ ॥

मैत्रेय उवाच

स राजराजेन वराय चोदितो
ध्रुवो महाभागवतो महामतिः।
हरौ स वव्रेऽचलितां स्मृतिं यया
तरत्ययत्नेन दुरत्ययं तमः ॥ ८

स वराय चोदित इत्यनुवादरूपं पृथग्वाक्यम्। अतः स वव्र इति तच्छब्दस्यापौनरुक्त्यम् ॥ ८ ॥

तस्य प्रीतेन मनसा तां दत्त्वैडविडस्ततः।
पश्यतोऽन्तर्दधे सोऽपि स्वपुरं प्रत्यपद्यत ॥ ९

॥ ९ ॥

अथायजत यज्ञेशं क्रतुभिर्भूरिदक्षिणैः।
द्रव्यक्रियादेवतानां कर्म कर्मफलप्रदम् ॥ १०

द्रव्यक्रियादेवतानां कर्मसाध्यं फलरूपं कर्मफलप्रदं चेत्यर्थः ॥ १० ॥

सर्वात्मन्यच्युतेऽसर्वे तीव्रौघां भक्तिमुद्वहन्।
ददर्शात्मनि भूतेषु तमेवावस्थितं विभुम् ॥ ११

सर्वस्यात्मनि। असर्वे सर्वोपाधिविवर्जिते ॥ ११ ॥

હે નૃપ, હે ઉત્તાનપાદના પુત્ર, તમારું અભિલષિત જે વરદાન હોય તે નિઃસંકોચપણે નિર્ભય થઈ મારી પાસેથી માગો કારણ કે હે પ્રિય, અમે સાંભળ્યું છે કે ભગવાન કમળનાભના ચરણકમળની અતિ નિકટ રહેનાર એવા તમે વરદાન પ્રાપ્ત કરવા યોગ્ય છો. ॥ ૭ ॥

'**कामम्**' નિઃસંકોચપણે '**अविशङ्कितः**' નિર્ભય '**अनन्तरम्**' અતિ નિકટ ॥ ૭ ॥

**મૈત્રેયમુનિ બોલ્યા** – યક્ષરાજ કુબેર દ્વારા વરદાન માટે પ્રેરાયેલા મહાભાગવત, મહાબુદ્ધિમાન તે ધ્રુવજીએ શ્રીહરિમાં અખંડ સ્મૃતિ માગી, કે જેનાથી દુસ્તર સંસારસાગર સરળતાથી તરી જવાય છે.॥ ૮ ॥

તે વરદાન માટે પ્રેરાયેલા ધ્રુવજી– એ અનુવાદરૂપ વાક્ય જુદું લેવું. (અહીં બે વખત **सः** આવે છે. આથી '**स वव्रे**' તે ધ્રુવજીએ (અખંડ સ્મૃતિ) માગી, એમ બીજી વાર ક્રિયાપદ સાથે જુદું લેવાથી '**तत्**' (**सः**) શબ્દની પુનરુક્તિ થતી નથી. ॥ ૮ ॥

ઈડવિડાના પુત્ર કુબેરજી, પ્રસન્ન મનથી તે અખંડ ભગવત્-સ્મૃતિ આપીને તેમના દેખતાં જ ત્યાંથી અદૃશ્ય થયા અને તે ધ્રુવજી પણ પોતાના નગરમાં પધાર્યા. ॥ ૯ ॥ ૯ ॥

(નગરમાં પહોંચ્યા) પછી તેમણે પુષ્કળ દક્ષિણાવાળા યજ્ઞો વડે દ્રવ્ય, ક્રિયા અને દેવતા સંબંધી (સમસ્ત) કર્મસાધ્ય ફળરૂપ અને કર્મફળદાતા એવા ભગવાન યજ્ઞપુરુષનું પૂજન કર્યું. ॥૧૦॥

દ્રવ્ય, ક્રિયા અને દેવતાના કર્મસાધ્ય ફળરૂપ તથા કર્મફળનું દાન કરનારા ભગવાનનું પૂજન કર્યું, એમ અર્થ છે. ॥ ૧૦ ॥

સર્વના આત્મારૂપ અને સર્વ ઉપાધિથી રહિત અચ્યુત ભગવાનમાં તીવ્ર પ્રવાહવાળી ભક્તિ કરતાં તે જ પ્રભુને સર્વ પ્રાણીઓમાં તથા પોતાનામાં રહેલા જોયા. ॥ ૧૧ ॥

સર્વના આત્મામાં (રહેલા) અને '**असर्वे**' સર્વ ઉપાધિરહિત અચ્યુત ભગવાનમાં ॥ ૧૧॥

**तमेवं शीलसंपन्नं ब्रह्मण्यं दीनवत्सलम्।**
**गोप्तारं धर्मसेतूनां मेनिरे पितरं प्रजाः॥ १२**

॥ १२ ॥

**षट्त्रिंशद्वर्षसाहस्त्रं शशास क्षितिमण्डलम्।**
**भोगैः पुण्यक्षयं कुर्वन्नभोगैरशुभक्षयम्॥ १३**

भोगैरैश्वर्यादिभिः। अभोगैर्यज्ञाद्यनुष्ठानैः ॥ १३ ॥

**एवं बहुसवं कालं महात्माऽविचलेन्द्रियः।**
**त्रिवर्गौपयिकं नीत्वा पुत्रायादान्नृपासनम्॥ १४**

बहवः सवा यागाः संवत्सरा वा यस्मिंस्तं कालं त्रिवर्गसाधकं नीत्वा। अविचलानि संयतानीन्द्रियाणि यस्य॥ १४॥

**मन्यमान इदं विश्वं मायारचितमात्मनि।**
**अविद्यारचितस्वप्नगन्धर्वनगरोपमम् ॥ १५**

**आत्मस्त्र्यपत्यसुहृदो बलमृद्धकोश-**
**मन्तःपुरं परिविहारभुवश्च रम्याः।**
**भूमण्डलं जलधिमेखलमाकलय्य**
**कालोपसृष्टमिति स प्रययौ विशालाम्॥ १६**

इदं देहादि भगवन्माययात्मनि स्वस्मिन् रचितं मन्यमानः। अत्राविद्यासृष्टिं दृष्टान्तयति— अविद्यारचितेति॥ १५॥

आत्मा देहः। आत्मादि मायिकमपि पुनः कालेनोपसृष्टमनित्यमाकलय्य विचिन्त्य। विशालां बदरिकाश्रमम्॥ १६॥

तत्र तत्कृतमष्टाङ्गयोगमाह।

શીલસંપન્ન, બ્રાહ્મણભક્ત, દીનવત્સલ તથા ધર્મની મર્યાદાઓના રક્ષક એવા તે ધ્રુવજીને જ પ્રજા પિતા સમાન માનતી હતી. ॥ ૧૨॥ ૧૨॥

ભોગો વડે પુણ્યનો ક્ષય કરતાં અને યજ્ઞાદિ અનુષ્ઠાનરૂપ અભોગ વડે પાપનો ક્ષય કરતાં તેમણે છત્રીસ હજાર વર્ષ સુધી પૃથ્વી ઉપર શાસન કર્યું.॥ ૧૩ ॥

‘**भोगैः**’ ઐશ્વર્ય વગેરે ભોગો વડે ‘**अभोगैः**’ યજ્ઞ વગેરેના અનુષ્ઠાન દ્વારા ॥૧૩॥

આ પ્રમાણે જિતેન્દ્રિય મહાત્મા ધ્રુવજીએ અનેક યજ્ઞો અથવા ઘણા વર્ષ પર્યન્તના કાળને ધર્મ-અર્થ-કામરૂપ ત્રિવર્ગનું સાધન કરવામાં વિતાવીને પુત્ર (ઉત્કલ)ને રાજસિંહાસન સોંપ્યું. ॥ ૧૪ ॥

અનેક ‘**सवाः**’ યજ્ઞો અથવા વર્ષો છે જેમાં તે કાળને ત્રિવર્ગનું સાધન કરવામાં ગાળીને– ‘**अविचलानि**’ સંયમિત થયેલી છે ઇન્દ્રિયો જેમની તે ધ્રુવજી॥ ૧૪ ॥

અવિદ્યાથી રચિત સ્વપ્ન અને ગંધર્વનગર જેવા દૃશ્ય-પ્રપંચને ભગવાનની માયાથી પોતાનામાં જ રચાયેલો માનતા ધ્રુવજીએ આ શરીર, સ્ત્રી, પુત્ર, મિત્ર, સૈન્ય, અઢળક ખજાના, અંતઃપુર, સુરમ્ય વિહારભૂમિઓ તથા સમુદ્રની મેખલાવાળા (સમુદ્ર પર્યન્ત) ભૂમંડળને કાળગ્રસ્ત (નશ્વર) વિચારીને બદરિકાશ્રમમાં પ્રયાણ કર્યું. ॥ ૧૫ ॥ ૧૬ ॥

‘**इदम्**’ આ દેહાદિને ભગવાનની માયાથી ‘**आत्मनि**’ પોતાનામાં રચાયેલું માનતા ધ્રુવજી. અહીં અવિદ્યાની સૃષ્ટિ માટે દૃષ્ટાન્ત આપે છે— ‘**अविद्यारचित इति।**’ ॥ ૧૫ ॥

‘**आत्मा**’ શરીર– આત્મા વગેરે માયિક છે અને વળી કાળથી ‘**उपसृष्टम्**’ ગ્રસ્ત– અનિત્ય છે, એમ ‘**आकलय्य**’ વિચારીને ‘**विशालाम्**’ બદરિકાશ્રમ તરફ પ્રયાણ કર્યું. ॥ ૧૬ ॥

ત્યાં બદરિકાશ્રમમાં તે ધ્રુવજીએ કરેલા અષ્ટાંગયોગનું વર્ણન કરે છે.

**तस्यां विशुद्धकरणः शिववार्विगाह्य**
**बद्ध्वाऽऽसनं जितमरुन्मनसाऽऽहृताक्षः।**
**स्थूले दधार भगवत्प्रतिरूप एतद्**
**ध्यायंस्तदव्यवहितो व्यसृजत्समाधौ॥ १७**

તે (બદરિકાશ્રમ)માં ગંગાજીના કલ્યાણકારી જળમાં સ્નાન કરી, શુદ્ધ અંતઃકરણવાળા થઈ સ્થિર આસનમાં બેસીને ધ્રુવજીએ પ્રાણવાયુ પર જય મેળવ્યો. મનથી ખેંચી લીધી છે ઈન્દ્રિયો જેમણે તેવા ધ્રુવજીએ ભગવાનના પ્રતિનિધિરૂપ વિરાટરૂપમાં આ મનને ધારણ કર્યું. એ સ્વરૂપનું ધ્યાન કરતાં કરતાં ધ્યાતા અને ધ્યેયના ભેદથી રહિત થઈ સમાધિમાં સ્થિર થયેલા ધ્રુવજીએ સ્થૂળ સ્વરૂપના ધ્યાનનો ત્યાગ કર્યો. ॥ ૧૭ ॥

तस्यां शिवं वाः उदकं विगाह्य प्रविश्येति स्नानादिनियमा उक्ताः। विशुद्धकरण इति शमादयो यमाः। आसनादीनि स्फुटमेवोक्तानि। जितो मरुत्प्राणो येन। आहृतान्यक्षाणि येन। भगवतः प्रतिनिधिभूते स्थूले विराड्रूपे एतन्मनो दधार। ध्यायन्नव्यवहितो ध्यातृध्येयभेदशून्यः सन्समाधौ स्थितस्तत्स्थूलं व्यसृजत्॥ १७॥

તે ગંગાજીના પવિત્ર '**वाः**' જળમાં '**विगाह्य**' અવગાહન કરીને– એમ સ્નાનાદિ નિયમો કહ્યા. '**विशुद्धकरणः**' એમ શમાદિ યમ કહ્યા. આસન વગેરે સ્પષ્ટ જ કહ્યાં છે. જીતી લીધો છે '**मरुत्**' પ્રાણ જેમણે, ખેંચી લીધી છે ઈન્દ્રિયો જેમણે, ભગવાનના પ્રતિનિધિરૂપ '**स्थूले**' વિરાટરૂપમાં આ મનને ધારણ કર્યું. ધ્યાન કરતાં કરતાં '**अव्यवहितः**' ધ્યાતા અને ધ્યેયના ભેદથી રહિત થઈ સમાધિમાં સ્થિર થયેલા ધ્રુવજીએ તે સ્થૂળ સ્વરૂપના ધ્યાનનો ત્યાગ કર્યો. ॥ ૧૭ ॥

**भक्तिं हरौ भगवति प्रवहन्नजस्र-**
**मानन्दबाष्पकलया मुहुरर्द्यमानः।**
**विक्लिद्यमानहृदयः पुलकाचिताङ्गो**
**नात्मानमस्मरदसाविति मुक्तलिङ्गः॥ १८**

ભગવાન શ્રીહરિમાં ભક્તિનો નિરંતર પ્રબળ પ્રવાહ વહાવતા, આનંદનાં અશ્રુબિંદુઓથી વારંવાર અભિભૂત થતા તેમ જ દ્રવીભૂત થતા હૃદયવાળા અને રોમાંચિત અંગોવાળા, ('હું પેલો ધ્રુવ છું.' એમ) છૂટી ગયેલા દેહાભિમાનવાળા ધ્રુવજીને પોતાનું સ્મરણ રહ્યું નહીં. ॥ ૧૮ ॥

एवमजस्रं नित्यं हरौ भक्तिं प्रकर्षेण वहन्नसौ ध्रुवोऽहमित्यात्मानं न सस्मार। यतो मुक्तलिङ्गस्त्यक्तशरीराभिमानः। तत्र हेतवः— आनन्दबाष्पस्य कलया बिन्दुप्रवाहेणाभिभूयमानः। विक्लिद्यमानं द्रवद्धृदयं यस्य। पुलकैर्व्याप्ताङ्गः ॥ १८॥

આ પ્રમાણે '**अजस्रम्**' નિત્ય શ્રીહરિમાં ભક્તિનો પ્રબળ પ્રવાહ વહાવતા, 'હું પેલો ધ્રુવ છું.' એમ પોતાનું સ્મરણ રહ્યું નહીં કારણ કે '**मुक्तलिङ्गः**' છૂટી ગયું છે દેહાભિમાન જેમનું તેવા ધ્રુવજી. તે માટેનાં કારણો– આનંદાશ્રુના '**कलया**' બિંદુ-પ્રવાહથી અભિભૂત થતા– '**विक्लिद्यमानम्**' પીગળી જતું હૃદય છે જેમનું તેવા તથા રોમાંચથી વ્યાપ્ત થયું છે અંગ જેમનું તેવા ધ્રુવજી ॥ ૧૮ ॥

**स ददर्श विमानाग्र्यं नभसोऽवतरद् ध्रुवः।**
**विभ्राजयद्दश दिशो राकापतिमिवोदितम्॥ १९**
॥ १९ ॥

(આ પ્રમાણે નિરન્તર ભગવન્નિષ્ઠ એવા ધ્રુવજીને જ્યારે ભગવાને આપેલા સ્થાન પર જવાનો સમય થયો, ત્યારે) તે ધ્રુવજીએ ઉદય પામેલ પૂર્ણિમાના ચન્દ્રની જેમ દસેય દિશાઓને પ્રકાશમાન કરતું શ્રેષ્ઠ વિમાન આકાશમાંથી ઊતરતું જોયું. ॥૧૯॥૧૯॥

**तत्रानु देवप्रवरौ चतुर्भुजौ**
**श्यामौ किशोरावरुणाम्बुजेक्षणौ।**
**स्थिताववष्टभ्य गदां सुवाससौ**
**किरीटहाराङ्गदचारुकुण्डलौ ॥ २०**

ત્યાર બાદ તે વિમાનમાં ચાર ભુજાઓવાળા, શ્યામ વર્ણવાળા, કિશોરવયના, લાલ કમળ જેવાં નેત્રવાળા, સુંદર વસ્ત્રવાળા, મુકુટ-હાર-બાજુબંધ તથા સુંદર કુંડળો ધારણ કરેલા બે શ્રેષ્ઠ દેવો ગદા ટેકવીને ઊભેલા (જોયા.) ॥ ૨૦ ॥

अन्वनन्तरं देवप्रवरौ ददर्शेत्यनुषङ्गः। गदामवष्टभ्य स्थितौ। किरीटादिभिः सहिते चारुणी कुण्डले ययोः॥ २०॥

**'अनु'** ત્યાર પછી બે શ્રેષ્ઠ દેવો જોયા, એમ સંબંધ છે. ગદાને ટેકવીને ઊભેલા– મુકુટ વગેરે સાથે સુંદર કુંડળો છે જે બંનેનાં ॥ ૨૦ ॥

**विज्ञाय तावुत्तमगायकिङ्करा-**
**वभ्युत्थितः साध्वसविस्मृतक्रमः।**
**ननाम नामानि गृणन्मधुद्विषः**
**पार्षत्प्रधानाविति संहताञ्जलिः॥ २१**

તે બંનેને પુણ્યકીર્તિવાળા ભગવાનના સેવકો જાણીને વિસ્મિત થવાથી વિસરી ગયા છે પૂજાદિક્રમ તેવા ધ્રુવજી તેમની સમ્મુખ ઊભા થઈ ગયા અને મધુસૂદન ભગવાનનાં નામો ઉચ્ચારતાં તે બંને પાર્ષદપ્રવરોને હાથ જોડીને પ્રણામ કર્યાં. ॥ ૨૧ ॥

उत्तमगायः पुण्यश्लोकस्तस्य किंकरौ तौ विज्ञाय मधुद्विषः पार्षत्प्रधानाविति हेतोः। साध्वसेन संभ्रमेण विस्मृतपूजाक्रमः केवलं तस्य नामानि गृणन्ननाम॥ २१॥

**'उत्तमगायः'** પુણ્ય કીર્તિવાળા ભગવાન, તેમના સેવકો એવા તે બંનેને જાણીને મધુસૂદન ભગવાનના પાર્ષદપ્રવરો છે માટે **'साध्वसेन'** વિસ્મિત થવાથી વિસરી ગયા છે પૂજાક્રમ તેવા ધ્રુવજીએ કેવળ તે ભગવાનનાં નામો ઉચ્ચારતાં નમન કર્યું. ॥ ૨૧ ॥

**वंशीधरी—**प्रागदृष्टश्रुतवस्तुदर्शनसाध्वसलक्षणोऽन्तःकरणवृत्तिविशेषः सम्भ्रमो भवति तेन विस्मृतः। नामानि जय नारायण जय गोपाल जय गोविन्देत्याद्युच्चारयन्ननामेत्यर्थः।

પૂર્વે ન જોયેલી અને ન સાંભળેલી વસ્તુનું દર્શન થવાથી આશ્ચર્યચકિત થવાના લક્ષણવાળી અન્તઃકરણની વિશિષ્ટ પ્રકારની વૃત્તિથી સંભ્રમ થાય છે, તેનાથી વિસ્મરણ થયું. જય નારાયણ, જય ગોપાલ, જય ગોવિંદ વગેરેનો ઉચ્ચાર કરતાં કરતાં પ્રણામ કર્યા, એમ અર્થ છે.

**तं कृष्णपादाभिनिविष्टचेतसं**
**बद्धाञ्जलिं प्रश्रयनम्रकन्धरम्।**
**सुनन्दनन्दावुपसृत्य सस्मितं**
**प्रत्यूचतुः पुष्करनाभसंमतौ॥ २२**
॥ २२ ॥

પુષ્કરનાભ ભગવાનના સુનંદ અને નંદ નામના પ્રિય પાર્ષદો શ્રીકૃષ્ણના ચરણકમળમાં જેમનું મન આસક્ત હતું તેવા, હાથ જોડીને નમ્રતાપૂર્વક મસ્તક નમાવીને ઊભા રહેલા તે ધ્રુવજીની પાસે જઈને સસ્મિત કહેવા લાગ્યા. ॥ ૨૨ ॥ ૨૨ ॥

सुनन्दनन्दावूचतुः

**भो भो राजन् सुभद्रं ते वाचं नोऽवहितः शृणु।**
**यः पञ्चवर्षस्तपसा भवान्देवमतीतृपत्॥ २३**

सुभद्रमिति सशरीरस्यैव विष्णुपदारोहाभिप्रायम्। अतीतृपत्तर्पितवान्॥ २३॥

**तस्याखिलजगद्धातुरावां देवस्य शार्ङ्गिणः।**
**पार्षदाविह संप्राप्तौ नेतुं त्वां भगवत्पदम्॥ २४**

आवां तस्य पार्षदौ॥ २४॥

सुदुर्जयत्वे हेतुः—

**सुदुर्जयं विष्णुपदं जितं त्वया**
**यत्सूरयोऽप्राप्य विचक्षते परम्।**
**आतिष्ठ तच्चन्द्रदिवाकरादयो**
**ग्रहर्क्षताराः परियन्ति दक्षिणम्॥ २५**

सूरयः सप्तर्षयोऽपि यदप्राप्य केवलमधःस्थिताः पश्यन्ति, यच्चन्द्रादयः प्रदक्षिणं यथा भवत्येवं परिक्रामन्ति तदातिष्ठाधितिष्ठ॥ २५॥

**अनास्थितं ते पितृभिरन्यैरप्यङ्ग कर्हिचित्।**
**आतिष्ठ जगतां वन्द्यं तद्विष्णोः परमं पदम्॥ २६**

॥ २६॥

**एतद्विमानप्रवरमुत्तमश्लोकमौलिना।**
**उपस्थापितमायुष्मन्नधिरोढुं त्वमर्हसि॥ २७**

आयुष्मन्नित्यपि सशरीरयानाभिप्रायमेव॥ २७॥

**સુનંદ તથા નંદ બોલ્યા** – હે રાજા, તમારું કલ્યાણ થાઓ! જે પાંચ વર્ષના આપે તપથી ભગવાનને પ્રસન્ન કર્યા હતા તે આપ અમારી વાત સાવધાન થઈ શ્રવણ કરો. ॥૨૩॥

**'सुभद्रम् इति।'** વિષ્ણુપદ ઉપર સશરીર આરોહણ કરવાના છે એ અભિપ્રાયથી **'सुभद्रम्'** કહ્યું છે. **'अतीतृपत्'** આપે પ્રસન્ન કર્યા હતા. ॥ ૨૩ ॥

સમગ્ર જગતના પાલક તે શાર્ઙ્ગપાણિ ધનુષધારી ભગવાનના અમે બંને પાર્ષદો છીએ તથા તમને ભગવાનના ધામમાં લઈ જવા અમે અહીં આવ્યા છીએ. ॥ ૨૪ ॥

અમે બંને તે ભગવાનના પાર્ષદો છીએ.॥ ૨૪ ॥

(વિષ્ણુપદ) અતિ દુર્જય હોવા માટે કારણ આપે છે—

અતિ દુર્જય એવું વિષ્ણુપદ આપે જીત્યું છે, જેને સપ્તર્ષિઓ પણ પ્રાપ્ત ન કરીને (કેવળ નીચે રહીને) જુએ છે, ચન્દ્ર, સૂર્ય વગેરે ગ્રહો, નક્ષત્રો અને તારાઓ તેની પ્રદક્ષિણા થાય તેમ ભ્રમણ કરે છે, તે ભગવદ્ધામમાં આપ નિવાસ કરો. ॥ ૨૫ ॥

**'सूरयः'** સપ્તર્ષિઓ પણ જેને પ્રાપ્ત ન કરીને કેવળ નીચે રહીને દર્શન કરે છે, જેની પ્રદક્ષિણા જેમ થાય તેમ ચન્દ્ર વગેરે આજુ બાજુ ફરે છે, તે ધામમાં **'आतिष्ठ'** નિવાસ કરો. ॥ ૨૫ ॥

હે પ્રિય, તમારા પિતૃઓ કે અન્ય કોઈના પણ દ્વારા ક્યારેય પણ પ્રાપ્ત ન થયું હોય તેવા, સંસાર માટે વંદનીય એવા, વિષ્ણુ ભગવાનના તે પરમધામમાં આપ બિરાજો. ॥ ૨૬ ॥ ૨૬ ॥

હે આયુષ્માન, પુણ્યશ્લોકશિરોમણિ શ્રીહરિએ આ શ્રેષ્ઠ વિમાન મોકલ્યું છે. આપ એની પર બેસવા યોગ્ય છો. ॥ ૨૭ ॥

**'आयुष्मन्'** એ સંબોધન (પ્રયાણકાલે કરવામાં આવ્યું છે) તે સશરીર જવાના અભિપ્રાયથી છે. ॥ ૨૭ ॥

मैत्रेय उवाच

**निशम्य वैकुण्ठनियोज्यमुख्ययो-**
**र्मधुच्युतं वाचमुरुक्रमप्रियः।**
**कृताभिषेकः कृतनित्यमङ्गलो**
**मुनीन्प्रणम्याशिषमभ्यवादयत् ॥ २८**

मधु च्यवते स्रवतीति मधुच्युत् ताम्। पाठान्तरे मधु च्युतं यस्यां ताम्। अमृतस्राविणीमित्यर्थः। कृतं नित्यं कर्म मङ्गलं चालंकरणं येन। अभ्यवादयद्वादयामास॥ २८॥

**मैत्रेयमुनि બોલ્યા** – વૈકુંઠભગવાનના પાર્ષદ-પ્રવરોની અમૃત ઝરતી વાણી સાંભળીને જેમણે સ્નાનાભિષેક, નિત્યકર્મ (સન્ધ્યાવન્દનાદિ તથા ભગવદર્ચનાદિ) તેમ જ (તિલક, માળા વગેરે) મંગળ ભૂષણાદિ ધારણ કર્યાં છે તેવા, ઉરુક્રમ ભગવાનના પ્રિય ધ્રુવજીએ (બદરિકાશ્રમમાં રહેનારા) મુનિઓને પ્રણામ કરી, તેમના દ્વારા સ્વસ્તિવાચન કરાવ્યું.॥ ૨૮ ॥

અમૃત **'च्यवते'** ઝરે તેવી અમૃત ઝરતી વાણીને– **'मधुच्युताम्'** પાઠાન્તરમાં, અમૃત ઝરે છે જેમાં તે વાણીને, એમ અર્થ છે. જેમણે નિત્ય-કર્મ કર્યું છે તથા **'मङ्गलम्'** મંગળ અલંકારો ધારણ કર્યાં છે તેવા ધ્રુવજીએ, (ઋષિઓ દ્વારા) **'अभ्यवादयत्'** આશીર્વચનો બોલાવ્યાં. ॥ ૨૮ ॥

**परीत्याभ्यर्च्य धिष्ण्याग्र्यं पार्षदावभिवन्द्य च।**
**इयेष तदधिष्ठातुं बिभ्रद्रूपं हिरण्मयम्॥ २९**

સુવર્ણમય તેજસ્વી રૂપ ધારણ કરતા (ધ્રુવજીએ) તે શ્રેષ્ઠ વિમાનની પ્રદક્ષિણા કરી, પૂજન કરી, તે બંને પાર્ષદોને વંદન કરીને તે વિમાનમાં બેસવાની ઈચ્છા કરી. ॥ ૨૯ ॥

तदेव रूपं हिरण्मयं प्रकाशबहुलं बिभ्रत्सन्नियेष ऐच्छत्॥ २९॥

તે જ **'हिरण्मयम्'** સુવર્ણમય તેજસ્વી રૂપ ધારણ કરતા **'इयेष'** (વિમાનમાં ચઢવાની) ઈચ્છા કરી.॥ ૨૯ ॥

**तदोत्तानपदः पुत्रो ददर्शान्तकमागतम्।**
**मृत्योर्मूर्ध्नि पदं दत्त्वा आरुरोहाद्भुतं गृहम्॥ ३०**

તે જ સમયે ઉત્તાનપાદના પુત્ર ધ્રુવજીએ મૃત્યુને આવેલું જોયું. મૃત્યુના મસ્તક ઉપર ચરણ પધરાવીને (ધ્રુવજી) શ્રેષ્ઠ વિમાન પર ચઢી ગયા.॥ ૩૦ ॥

गृहं विमानम्। अयं भावः—यदा ध्रुवो विमानमारोढुमैच्छत्तदा मृत्युरागत्य प्रणम्योवाच। हे महाराज, मामङ्गीकुरु। उवाच ध्रुवः, स्वागतं ते, क्षणं तावदुपविश। एवमुक्त्वा ध्रुवो विष्णोः स्मरणं कृत्वा मृत्योर्मूर्ध्नि पदं दत्त्वा विमानाग्र्य-मारुरोह॥ ३०॥

**'गृहम्'** વિમાન– ભાવ આ પ્રમાણે છે– જ્યારે ધ્રુવજીએ વિમાન પર ચઢવાની ઈચ્છા કરી ત્યારે મૃત્યુએ આવીને પ્રણામ કરીને કહ્યું; 'હે મહારાજ, મારો સ્વીકાર કરો.' ધ્રુવજી બોલ્યા, 'તારું સ્વાગત છે. થોડી વાર બેસ.' એમ કહીને ધ્રુવજીએ વિષ્ણુ ભગવાનનું સ્મરણ કરીને મૃત્યુના મસ્તક પર પગ મૂકીને શ્રેષ્ઠ વિમાન પર આરોહણ કર્યું. ॥ ૩૦ ॥

**तदा दुन्दुभयो नेदुर्मृदङ्गपणवादयः।**
**गन्धर्वमुख्याः प्रजगुः पेतुः कुसुमवृष्टयः॥ ३१**

॥ ३१॥

તે સમયે (આકાશમાં દેવોનાં) દુંદુભિ, મૃદંગ, ઢોલ વગેરે વાગવા લાગ્યાં. ઉત્તમ ગંધર્વો ગાન કરવા લાગ્યા અને ફૂલોની વર્ષા થવા લાગી. ॥ ૩૧ ॥ ૩૧ ॥

**स च स्वर्लोकमारोक्ष्यन्सुनीतिं जननीं ध्रुवः।**
**अन्वस्मरदगं हित्वा दीनां यास्ये त्रिविष्टपम्॥ ३२**

દીનાં હિત્વા કથમગં દુર્ગમં ત્રિવિષ્ટપં यास्यामीत्यन्वस्मरत्॥ ३२॥

**इति व्यवसितं तस्य व्यवसाय सुरोत्तमौ।**
**दर्शयामासतुर्देवीं पुरो यानेन गच्छतीम्॥ ३३**

व्यवसितमभिप्रायम्। व्यवसाय ज्ञात्वा ॥ ३३॥

**तत्र तत्र प्रशंसद्भिः पथि वैमानिकैः सुरैः।**
**अवकीर्यमाणो ददृशे कुसुमैः क्रमशो ग्रहान्॥ ३४**

॥ ३४॥

**त्रिलोकीं देवयानेन सोऽतिव्रज्य मुनीनपि।**
**परस्ताद्यद्ध्रुवगतिर्विष्णोः पदमथाभ्यगात्॥ ३५**

देवयानेन देवमार्गेण विमानेनेति वा। मुनीन्सप्तर्षीनपि। ततः परस्ताद्यद्विष्णोः पदं तदभ्यगात्। ध्रुवा गतिर्यस्य सः॥ ३५॥

**यद्भ्राजमानं स्वरुचैव सर्वतो**
**लोकास्त्रयो ह्यनुविभ्राजन्त एते।**
**यन्नाव्रजञ्जन्तुषु येऽननुग्रहा**
**व्रजन्ति भद्राणि चरन्ति येऽनिशम्॥ ३६**

यद्भ्राजमानमनु यस्य रुचा लोका विभ्राजन्ते। येऽननुग्रहा निष्कृपास्ते यन्नाव्रजन्न गतवन्तः॥ ३६॥

**वंशीधरी—**भद्राणि हरिभजनादीनि।

સ્વર્ગલોકમાં જતા તે ધ્રુવજીએ '(મારી) દીન જનની સુનીતિને મૂકીને દુર્ગમ એવા સ્વર્ગલોકમાં હું (કેવી રીતે) જઈશ?' એમ (પોતાની) માતાને યાદ કરી. ॥ ૩૨ ॥

દીન જનનીને છોડીને કેવી રીતે '**अगम्**' દુર્ગમ એવા સ્વર્ગમાં જઈશ– એમ માતાનું સ્મરણ કર્યું.॥ ૩૨ ॥

તે ધ્રુવજીનો આવો અભિપ્રાય જાણીને બંને શ્રેષ્ઠ દેવોએ (નંદ-સુનંદે) વિમાનમાં આગળ જતાં (દેદીપ્યમાન) દેવી સુનીતિ (માતા)નાં દર્શન કરાવ્યાં. ॥ ૩૩ ॥

'**व्यवसितम्**' અભિપ્રાયને '**व्यवसाय**' જાણીને ॥ ૩૩ ॥

રસ્તામાં જગ્યાએ જગ્યાએ વિમાનમાં રહેલા, પ્રશંસા કરતા દેવો દ્વારા પુષ્પોથી વધાવાતા ધ્રુવજીએ ક્રમશઃ (સૂર્યાદિ) ગ્રહોનાં દર્શન કર્યાં.॥ ૩૪ ॥ ૩૪ ॥

ત્યાર બાદ દેવમાર્ગ દ્વારા (અથવા દિવ્ય વિમાન દ્વારા) ત્રણેય લોકને ઓળંગીને, સપ્તર્ષિઓથી પણ ઉપર વિષ્ણુ ભગવાનનું જે સ્થાન છે, તેને અવિચળ ગતિવાળા ધ્રુવજીએ પ્રાપ્ત કર્યું. ॥ ૩૫ ॥

'**देवयानेन**' દેવમાર્ગ દ્વારા અથવા દૈવી વિમાન દ્વારા '**मुनीन्**' સપ્તર્ષિઓની પણ ઉપર રહેલું જે વિષ્ણુનું સ્થાન છે તે પ્રાપ્ત કર્યું. અવિચળ ગતિ છે જેમની તે ધ્રુવજી॥ ૩૫ ॥

જે વિષ્ણુપદ પોતાના જ પ્રકાશથી પ્રકાશી રહ્યું છે અને જેના પ્રકાશથી આ ત્રણેય લોકો સર્વ તરફથી પ્રકાશિત થઈ રહ્યા છે, જ્યાં પ્રાણીઓ ઉપર દયા ન રાખનારા જઈ શકતા નથી અને પ્રાણીમાત્રનું સદાય કલ્યાણ કરનારા જઈ શકે છે. ॥ ૩૬ ॥

'**यद्-भ्राजमानम्-अनु**' જેના પ્રકાશથી લોકો પ્રકાશિત થાય છે– જેઓ '**अन्-अनुग्रहाः**' નિર્દય છે તેઓ જ્યાં '**न-अव्रजन्**' નથી જતા. ॥ ૩૬ ॥

'**भद्राणि**' અર્થાત્ હરિભજન વગેરે (કરનારા ત્યાં જાય છે).

**शान्ताः समदृशः शुद्धाः सर्वभूतानुरञ्जनाः।**
**यान्त्यञ्जसाऽच्युतपदमच्युतप्रियबान्धवाः॥ ३७**

શાન્ત, સમદર્શી, શુદ્ધ, સર્વ પ્રાણીઓને પ્રસન્ન કરનારા તથા અચ્યુત ભગવાન જેમના પ્રિય બંધુ છે, તેઓ અચ્યુત ભગવાનના પદને સુગમતાથી પ્રાપ્ત કરે છે. ॥ ૩૭ ॥

अच्युतः प्रियो बान्धवो येषाम्॥ ३७॥

અચ્યુત એ (જ) પ્રિય બંધુ છે જેમના ॥ ૩૭ ॥

**दीपिनी**—अच्युतप्रियाः वैष्णवाः।

અચ્યુત ભગવાનને પ્રિય એવા વૈષ્ણવો જેમના બંધુઓ છે.

**इत्युत्तानपदः पुत्रो ध्रुवः कृष्णपरायणः।**
**अभूत्त्रयाणां लोकानां चूडामणिरिवामलः॥ ३८**

॥ ३८॥

આમ, ઉત્તાનપાદ રાજાના કૃષ્ણપરાયણ પુત્ર ધ્રુવજી ત્રણેય લોકોની ઉપર નિર્મળ મુકુટમણિની જેમ વિરાજમાન થયા. ॥ ૩૮ ॥ ૩૮ ॥

**गम्भीरवेगोऽनिमिषं ज्योतिषां चक्रमाहितम्।**
**यस्मिन्भ्रमति कौरव्य मेढ्यामिव गवां गणः॥ ३९**

હે વિદુરજી, (બળદને બાંધવાના) થાંભલાની આજુબાજુ (ફરતા) રહેલા નિરન્તર ગતિવાળા બળદોના સમૂહની જેમ જે ધ્રુવસ્થાનમાં રહેલું જ્યોતિશ્ચક્ર આળસરહિત થઈ ભમ્યા કરે છે. ॥ ૩૯ ॥

अनिमिषमनलसं ज्योतिषां चक्रं यस्मिन्ना-हितमर्पितं सद्भ्रमति। मेढ्यामाहितो गम्भीरवेगो गवां गण इव॥ ३९॥

**'अनिमिषम्'** આળસરહિત જ્યોતિશ્ચક્ર જેમાં **'आहितम्'** રહીને ભમે છે. **'मेढ्याम्'** (બળદને બાંધવાના) થાંભલાની આજુબાજુ ફરતા નિરન્તર ગતિવાળા બળદોના સમૂહની જેમ ॥ ૩૯ ॥

**महिमानं विलोक्यास्य नारदो भगवानृषिः।**
**आतोद्यं वितुदन् श्लोकान् सत्रेऽगायत्प्रचेतसाम्॥ ४०**

આ ધ્રુવજીનો મહિમા જોઈને દેવર્ષિ નારદજીએ પ્રચેતાઓની યજ્ઞસભામાં વીણા વગાડતા આ ત્રણ શ્લોકોનું ગાન કર્યું હતું. ॥ ૪૦ ॥

आतोद्यं वीणां वितुदन्वादयन्प्रचेतसां ब्रह्मसत्रे भगवन्माहात्म्यप्रसङ्गेन ध्रुवमहिमप्रतिपादनपरांस्त्रीन् श्लोकानगायत्॥ ४०॥

**'आतोद्यम्'** વીણા **'वितुदन्'** વગાડતા, પ્રચેતાઓના બ્રહ્મસત્રમાં ભગવાનના માહાત્મ્યના પ્રસંગ દ્વારા ધ્રુવજીના મહિમાનું પ્રતિપાદન કરતા ત્રણ શ્લોકો ગાયા હતા.॥ ૪૦ ॥

**नूनमिति।**

**'नूनम् इति।'** નિશ્ચય જ

**नारद उवाच**

**नूनं सुनीतेः पतिदेवताया-**
**स्तपःप्रभावस्य सुतस्य तां गतिम्।**
**दृष्ट्वाऽभ्युपायानपि वेदवादिनो**
**नैवाधिगन्तुं प्रभवन्ति किं नृपाः॥ ४१**

**નારદજી બોલ્યા** – નિશ્ચય જ, જેમને માટે પતિ એ જ દેવતા છે તેવાં સુનીતિના તપના પ્રભાવવાળા પુત્ર ધ્રુવને જે ગતિ પ્રાપ્ત થઈ, તે ગતિ પામવાને, ભગવદ્ધર્મોનો સાક્ષાત્કાર કરનારા હોવા છતાં પણ વેદવાદી બ્રહ્મર્ષિઓ (પણ) સમર્થ થયા નથી, તો રાજાઓ કેવી રીતે સમર્થ થાય? ॥ ૪૧ ॥

पतिरेव देवता यस्यास्तस्याः सुतस्य यस्तपःप्रभावस्तस्य तां गतिं फलमधिगन्तुं वेदवादशीला ब्रह्मर्षयोऽपि नैव प्रभवन्ति। अभ्युपायान्भगवद्धर्मान् दृष्ट्वापि। किं पुनर्नृपाः ॥ ४१ ॥

પતિ એ જ દેવતા છે જેમનાં તે સુનીતિના પુત્રના તપનો જે પ્રભાવ છે, તેનું **'गतिम्'** ફળ પ્રાપ્ત કરવા માટે વેદવાદપરાયણ બ્રહ્મર્ષિઓ પણ સમર્થ નથી થયા. **'अभि-उपायान्'** ભગવદ્ધર્મોનો સાક્ષાત્કાર કરનારા હોવા છતાં પણ તેમને દર્શન થયાં નથી, તો રાજાઓ કેવી રીતે સમર્થ થાય? ॥ ૪૧ ॥

तपःप्रभावं गतिं च विशिनष्टि द्वाभ्याम्।

તપના પ્રભાવ અને ફળનું બે શ્લોકો દ્વારા વિશેષણપૂર્વક વર્ણન કરે છે.

**यः पञ्चवर्षो गुरुदारवाक्शरै-**
**र्भिन्नेन यातो हृदयेन दूयता।**
**वनं मदादेशकरोऽजितं प्रभुं**
**जिगाय तद्भक्तगुणैः पराजितम्॥ ४२**

પિતાની પત્ની સુરુચિનાં વાક્યબાણોથી વીંધાયેલા દુઃખી હૃદયે પાંચ વર્ષના જે ધ્રુવજીએ વનમાં પ્રયાણ કર્યું અને મારી આજ્ઞાનું પાલન કરનાર જેમણે, પોતાના ભક્તોના ગુણોથી પરાજિત થનારા અજિતને જીતી લીધા! ॥ ૪૨ ॥

गुरुदाराः पितृपत्नी सुरुचिस्तस्या वाक्शरैर्भिन्नेनात एव दूयता हृदयेन वनं यातः सन्नजितमपि यो जिगाय वशीकृतवान्॥ ४२॥

**'गुरुदाराः'** પિતાની પત્ની સુરુચિ – તેનાં વાગ્બાણોથી વીંધાયેલા અને તેથી દુઃખી હૃદયે વનમાં જવા નીકળેલા જેમણે અજિત હોવા છતાં ભગવાનને **'जिगाय'** વશમાં કરી લીધા. ॥ ૪૨ ॥

**यः क्षत्रबन्धुर्भुवि तस्याधिरूढ-**
**मन्वारुरुक्षेदपि वर्षपूगैः।**
**षट्पञ्चवर्षो यदहोभिरल्पैः**
**प्रसाद्य वैकुण्ठमवाप तत्पदम्॥ ४३**

પાંચ કે છ વર્ષના જે ધ્રુવે થોડા જ દિવસોમાં વૈકુંઠભગવાનને પ્રસન્ન કરીને તેમનું જ સ્થાન પ્રાપ્ત કર્યું, તેને પૃથ્વી પર જે કોઈ ક્ષત્રિય હોય તે વર્ષો સુધી (તપ કરીને) પણ આરોહણ કરવાની ઈચ્છા પણ કરી શકે ખરો? ॥ ૪૩ ॥

तस्याधिरूढं तेन प्राप्तं पदं यो भुवि क्षत्रबन्धुः क्षत्रियो भवेत्स तमनु वर्षसमूहैरप्यारोढु-मिच्छेदपि किम्। तत्संकल्पोऽप्यशक्यो दूरत आरोहणमित्यर्थः। कथंभूतं पदम्। षड्वा पञ्च वा वर्षाणि यस्य सः। अल्पैरेवाहोभिर्वैकुण्ठं प्रसाद्य यत्तस्य पदमवाप तत्॥ ४३॥

**'तस्य-अधिरूढम्'** તે ધ્રુવજી દ્વારા પ્રાપ્ત કરવામાં આવેલા પદને પૃથ્વી ઉપર જે કોઈ **'क्षत्रबन्धुः'** ક્ષત્રિય હોય તે, તે પદને **'वर्षपूगैः'** અનેક વર્ષો સુધી (તપ કરીને) પણ (આરોહણ) પ્રાપ્ત કરવાની ઈચ્છા પણ શું કરી શકે? તેવો સંકલ્પ કરવો પણ અશક્ય છે, તેને મેળવવું તો દૂર રહ્યું. કેવા પદને? છ કે પાંચ વર્ષ થયાં છે જેમને તે ધ્રુવજીએ થોડા જ દિવસોમાં વૈકુંઠ ભગવાનને પ્રસન્ન કરીને તેમનું જે સ્થાન પ્રાપ્ત કર્યું, તે સ્થાનને ॥ ૪૩ ॥

**वंशीधरी—**गर्भापेक्षया षडित्युक्तिरस्ति सर्वज्ञ-शिरोमणेश्श्रीव्यासदेवस्य संशयानुपपत्तेः।

ગર્ભાવસ્થા દરમ્યાનનું વર્ષ ગણીને 'છ વર્ષ' એમ કહ્યું છે, કારણ કે સર્વજ્ઞશિરોમણિ વ્યાસભગવાનના કથનમાં સંશય હોઈ શકે નહીં.

मैत्रेय उवाच

**एतत्तेऽभिहितं सर्वं यत्पृष्टोऽहमिह त्वया।**
**ध्रुवस्योद्दामयशसश्चरितं संमतं सताम्॥ ४४**

उद्दाममुत्कृष्टं यशो यस्य॥ ४४॥

**મૈત્રેયમુનિ બોલ્યા** – (હે વિદુરજી,) આપે મને અહીં પૂછ્યું હતું તે, હરિભક્તોને અભિપ્રેત એવું ઉદારકીર્તિ ધ્રુવજીનું સર્વ ચરિત્ર આપને કહ્યું. ॥ ૪૪ ॥

**'उद्दामम्'** ઉત્કૃષ્ટ, શ્રેષ્ઠ યશ છે જેમનો તેવા ધ્રુવજી ॥ ૪૪ ॥

**धन्यं यशस्यमायुष्यं पुण्यं स्वस्त्ययनं महत्।**
**स्वर्ग्यं ध्रौव्यं सौमनस्यं प्रशस्यमघमर्षणम्॥ ४५**

धनादेर्निमित्तम्। ध्रौव्यं ध्रुवस्थानप्रापकम्। प्रशस्यं प्रशंसार्हम्। अघमर्षणं पापनाशनम्॥ ४५ ॥

(આ ચરિત્ર) ધન, યશ, આયુષ્યની વૃદ્ધિ કરનારું, પરમ પવિત્ર તથા અત્યંત મંગળમય છે. સ્વર્ગ આપનારું, અચળ સ્થાન પ્રાપ્ત કરાવનારું, મનને શુદ્ધ કરનારું, પ્રશંસનીય તથા પાપોનો નાશ કરનારું છે. ॥ ૪૫ ॥

ધન વગેરેનું નિમિત્ત બનનારું ચરિત્ર છે. **'ध्रौव्यम्'** અચળ સ્થાન પ્રાપ્ત કરાવનારું, **'प्रशस्यम्'** પ્રશંસાને યોગ્ય, **'अघमर्षणम्'** પાપનો નાશ કરનારું ॥ ૪૫ ॥

**श्रुत्वैतच्छ्रद्धयाभीक्ष्णमच्युतप्रियचेष्टितम्।**
**भवेद्भक्तिर्भगवति यया स्यात्क्लेशसंक्षयः॥ ४६**

अच्युतप्रियस्य ध्रुवस्य चेष्टितं श्रुत्वा यो वर्तते तस्य भक्तिर्भवेत्॥ ४६ ॥

અચ્યુત ભગવાનના પ્રિય એવા ધ્રુવજીનું ચરિત્ર વારંવાર શ્રદ્ધાપૂર્વક શ્રવણ કરવાથી ભગવાનમાં ભક્તિ થાય છે, જે ભક્તિ વડે ક્લેશનો નાશ થાય છે. ॥ ૪૬ ॥

અચ્યુત ભગવાનને પ્રિય એવા ધ્રુવજીનું ચરિત્ર શ્રવણ કરીને જે આચરણ કરે છે તેને ભક્તિ થાય છે. ॥ ૪૬ ॥

**महत्त्वमिच्छतां तीर्थं श्रोतुः शीलादयो गुणाः।**
**यत्र तेजस्तदिच्छूनां मानो यत्र मनस्विनाम्॥ ४७**

तीर्थं महत्त्वावाप्तिस्थानम्। गुणा यत्र भवन्ति॥ ४७॥

જ્યાં પવિત્ર કીર્તિવાળા ધ્રુવચરિત્રનું શ્રવણ કરવામાં આવે ત્યાં મહત્ત્વની કામના કરનારાઓને મહત્ત્વ પામવાનું સ્થાન પ્રાપ્ત થાય છે, શીલ વગેરે ગુણો પ્રાપ્ત થાય છે, તેજની ઇચ્છા રાખનારાઓને તેજ અને મનસ્વી મનુષ્યોને માન પ્રાપ્ત થાય છે. ॥ ૪૭ ॥

**'तीर्थम्'** મહત્ત્વ પ્રાપ્ત કરવાનું સ્થાન(તથા શીલ વગેરે) ગુણો જ્યાં (પ્રાપ્ત) થાય છે. ॥ ૪૭ ॥

**प्रयतः कीर्तयेत्प्रातः समवाये द्विजन्मनाम्।**
**सायं च पुण्यश्लोकस्य ध्रुवस्य चरितं महत्॥ ४८**

समवाये सभायाम्॥ ४८॥

પવિત્ર કીર્તિવાળા ધ્રુવજીના આ મહાન ચરિત્રનું પ્રાતઃકાળે અને સાયંકાળે બ્રાહ્મણાદિ દ્વિજાતિઓની સભામાં એકાગ્રચિત્તવાળા મનુષ્યે કીર્તન કરવું જોઈએ. ॥ ૪૮ ॥

**'समवाये'** સભામાં ॥ ૪૮ ॥

**पौर्णमास्यां सिनीवाल्यां द्वादश्यां श्रवणेऽथ वा।**
**दिनक्षये व्यतीपाते संक्रमेऽर्कदिनेऽपि वा॥ ४९**
॥ ४९ ॥
**श्रावयेच्छ्रद्दधानानां तीर्थपादपदाश्रयः।**
**नेच्छंस्तत्रात्मनात्मानं संतुष्ट इति सिध्यति॥ ५०**

(તીર્થો જેના ચરણમાં છે તેવા) તીર્થપાદ ભગવાનના ચરણનો આશ્રય કરનાર મનુષ્યે પૂનમે, અમાસે, બારશે, શ્રવણ નક્ષત્ર હોય ત્યારે, ક્ષયતિથિએ, વ્યતિપાત હોય ત્યારે, સંક્રાન્તિના દિવસે તથા રવિવારે શ્રદ્ધાળુ મનુષ્યોને નિષ્કામભાવે આ ચરિત્ર સંભળાવવું. તેમાં પોતાનાથી પોતાનામાં સંતુષ્ટ રહેવાને કારણે સિદ્ધિ પ્રાપ્ત થાય છે. ॥૪૯॥૫૦॥

नेच्छन्निष्कामस्तत्र श्रवणे आत्मनैवात्मानं प्रति संतुष्टो भवतीति हेतोः सिद्धिं प्राप्नोति॥ ५० ॥

**'न-इच्छन्'** નિષ્કામ થઈ **'तत्र'** શ્રવણ કરવામાં પોતાના વડે જ પોતાના પ્રતિ સંતુષ્ટ થવાથી સિદ્ધિ પ્રાપ્ત થાય છે. ॥ ૫૦ ॥

**ज्ञानमज्ञाततत्त्वाय यो दद्यात्सत्पथेऽमृतम्।**
**कृपालोर्दीननाथस्य देवास्तस्यानुगृह्णते॥ ५१**

જે મુનષ્ય તત્ત્વથી અજ્ઞાન એવા મનુષ્યને ભગવાનના માર્ગમાં અમૃતરૂપ જ્ઞાન આપે છે, તે દીનજનોનો ઉદ્ધાર કરનાર કૃપાળુ મનુષ્ય ઉપર દેવો અનુગ્રહ કરે છે. ॥ ૫૧ ॥

किंच सत्पथे भगवन्मार्गेऽमृतरूपं ज्ञानं यो दद्यात्॥ ५१ ॥

વળી, **'सत्-पथे'** ભગવાનના માર્ગમાં અમૃતરૂપ જ્ઞાન જે આપે છે ॥ ૫૧ ॥

**वंशीधरी—**तस्य भागवतज्ञानदातुर्न केवलं भगवानेवानुगृह्णाति किं तु तदिन्द्रियाभिमानिनो देवा 'दिग्वातार्कप्रचेताश्विवह्नीन्द्रोपेन्द्रमित्रकाः' इत्युक्ता अप्यनुगृह्णन्तीत्यर्थः।

તે ભાગવતજ્ઞાનના પ્રદાતાની ઉપર ન કેવળ ભગવાન જ અનુગ્રહ કરે છે, પરંતુ તે તે ઈન્દ્રિયોના અભિમાની દેવો– 'દિશાઓ, વાયુ, સૂર્ય, પ્રચેતાઓ, અશ્વિનીકુમારો, અગ્નિ, ઈન્દ્ર, ઉપેન્દ્ર અને મિત્ર દેવતાઓ' પણ અનુગ્રહ કરે છે, એમ અર્થ છે.

**इदं मया तेऽभिहितं कुरूद्वह**
**ध्रुवस्य विख्यातविशुद्धकर्मणः।**
**हित्वार्भकः क्रीडनकानि मातु-**
**र्गृहं च विष्णुं शरणं यो जगाम॥ ५२**

હે કુરુવંશી વિદુરજી, પ્રસિદ્ધ પવિત્ર કર્મ કરનારા ધ્રુવજીનું આ ચરિત્ર મેં તમને કહ્યું, કે જે બાળક ધ્રુવ રમકડાં તથા માતાના ઘરને છોડીને ભગવાન વિષ્ણુના શરણે ગયા હતા. ॥ ૫૨ ॥

ध्रुवस्य चरितं मया तेऽभिहितम्। मातुर्गृहं च हित्वा॥ ५२ ॥

ધ્રુવજીનું ચરિત્ર મેં તમને કહ્યું. માતાનું ઘર પણ છોડીને (જે ભગવાનના શરણે ગયા હતા.) ॥ ૫૨॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां चतुर्थस्कन्धे ध्रुवचरितं नाम द्वादशोऽध्यायः॥ १२॥

इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कन्धे श्रीधरस्वामिविरचितायां
भावार्थदीपिकायां टीकायां द्वादशोऽध्यायः॥ १२॥

*****

# अथ त्रयोदशोऽध्यायः
## રાજર્ષિ અંગનો ગૃહત્યાગ

एवं पञ्चभिरध्यायैर्ध्रुवचर्याऽनुवर्णिता।
अथैकादशभिश्चित्रं पृथुचारित्रमुच्यते॥ १

આ પ્રમાણે પાંચ અધ્યાયો દ્વારા ધ્રુવચરિત્ર વર્ણવ્યું. હવે અગિયાર અધ્યાયો દ્વારા અદ્ભુત પૃથુચરિત્ર કહેવામાં આવે છે. ॥ ૧ ॥

तत्र त्रयोदशे वक्तुं पृथोर्जन्म ध्रुवान्वये।
अङ्गो वेनपिता पुत्रक्रौर्याद्गत इतीर्यते॥ २

તેમાં તેરમા અધ્યાયમાં ધ્રુવજીના વંશમાં પૃથુરાજાના જન્મ(ની કથા) કહેવા માટે (પ્રથમ) વેનના પિતા અંગ પુત્રની ક્રૂરતાથી (વનમાં) ચાલ્યા ગયા, તે કથા કહેવામાં આવે છે. ॥ ૨॥

सूत उवाच

**निशम्य कौषारविणोपवर्णितं**
**ध्रुवस्य वैकुण्ठपदाधिरोहणम्।**
**प्ररूढभावो भगवत्यधोक्षजे**
**प्रष्टुं पुनस्तं विदुरः प्रचक्रमे॥ १**

**સૂતજી બોલ્યા** – (હે શૌનક,) મૈત્રેયજી દ્વારા વર્ણવવામાં આવેલ ધ્રુવજીનું વૈકુંઠપદ પર આરોહણ સાંભળીને, ભગવાન અધોક્ષજમાં જેની ભક્તિ દૃઢ થઈ છે તેવા વિદુરજીએ તેમને પુનઃ પ્રશ્ન કરવાનો આરંભ કર્યો. ॥ ૧ ॥

प्ररूढो भावो भक्तिर्यस्य॥ १ ॥

દૃઢ થઇ છે **'भावः'** ભક્તિ જેમની ॥ ૧ ॥

विदुर उवाच

**के ते प्रचेतसो नाम कस्यापत्यानि सुव्रत।**
**कस्यान्ववाये प्रख्याताः कुत्र वा सत्रमासते॥ २**

**વિદુરજી બોલ્યા** – (અતિ તીવ્ર બ્રહ્મચર્યાદિ) સુંદર વ્રતો ધારણ કરનારા હે મૈત્રેયજી, આ પ્રચેતાઓ કોણ હતા? તેઓ કોના પુત્રો હતા? કોના વંશમાં પ્રસિદ્ધ થયા હતા? તથા યજ્ઞ કરવા માટે તેઓ ક્યાં બેઠા હતા? ॥ ૨ ॥

अन्ववाये वंशे॥ २ ॥

**'अन्ववाये'** વંશમાં ॥ ૨ ॥

नारदेन प्रचेतसां सत्रे वर्णिताः कथाः प्रष्टुं तन्महिमानमाह—**मन्य इति।**

નારદજી દ્વારા પ્રચેતાઓના સત્રમાં વર્ણવાયેલી કથાઓ પૂછવા માટે (મૈત્રેયજી) તેમના મહિમાને વર્ણવે છે— **'मन्ये इति।'**

**मन्ये महाभागवतं नारदं देवदर्शनम्।**
**येन प्रोक्तः क्रियायोगः परिचर्याविधिर्हरेः॥ ३**

ભગવાનનાં જેમને દર્શન થયાં છે તથા જેમણે (પંચરાત્રમાં) શ્રીહરિની સેવાવિધિરૂપ ક્રિયાયોગનું વર્ણન કર્યું છે, તે નારદજીને હું ભગવાનના પરમ ભક્ત માનું છું. ॥ ૩ ॥

देवस्य दर्शनं यस्य। हरेः परिचर्याप्रकारः क्रियायोगः पञ्चरात्रे येन प्रोक्तः॥ ३ ॥

ભગવાનનાં જેમને દર્શન થયાં છે, શ્રીહરિની પૂજાપદ્ધતિની વિધિ જેમણે પંચરાત્રમાં કહી છે. ॥ ૩ ॥

**स्वधर्मशीलैः पुरुषैर्भगवान्यज्ञपूरुषः।**
**इज्यमानो भक्तिमता नारदेनेरितः किल॥ ४**

સ્વધર્મશીલ પ્રચેતાઓ દ્વારા પૂજાતા ભગવાન યજ્ઞપુરુષની સ્તુતિ ભક્તિમાન નારદજી દ્વારા જ કરવામાં આવી હતી. ॥ ૪ ॥

स्वधर्मशीलैः पुरुषैः प्रचेतोभिः ॥ ४ ॥

**यास्ता देवर्षिणा तत्र वर्णिता भगवत्कथाः।**
**मह्यं शुश्रूषवे ब्रह्मन्कात्स्न्येनाचष्टुमर्हसि ॥ ५ ॥ ५ ॥**

ध्रुवस्य वंशे ते जाता इति वक्तुं ध्रुवस्य वंशमनुक्रामति— **ध्रुवस्येत्या**दिना।

**मैत्रेय उवाच**

**ध्रुवस्य चोत्कलः पुत्रः पितरि प्रस्थिते वनम्।**
**सार्वभौमश्रियं नैच्छदधिराजासनं पितुः ॥ ६**

पितुः सार्वभौमश्रियं नैच्छदधिराजासनं च ॥ ६ ॥

अनिच्छायां हेतुमाह—**स इति** चतुर्भिः।

**स जन्मनोपशान्तात्मा निःसङ्गः समदर्शनः।**
**ददर्श लोके विततमात्मानं लोकमात्मनि ॥ ७ ॥ ७ ॥**

**आत्मानं ब्रह्म निर्वाणं प्रत्यस्तमितविग्रहम्।**
**अवबोधरसैकात्म्यमानन्दमनुसंततम् ॥ ८**
**अव्यवच्छिन्नयोगाग्निदग्धकर्ममलाशयः।**
**स्वरूपमवरुन्धानो नात्मनोऽन्यं तदैक्षत ॥ ९**

आत्मानं स्वरूपभूतं ब्रह्मावरुन्धान आप्नुवन् जानन्नात्मनो नान्यं तदैक्षत। स्वयं तु सर्वस्मादन्यः सन्।

कथंभूतं ब्रह्म। निर्वाणं शान्तम्। प्रत्यस्तमितः शान्तो विग्रहो भेदो यस्मिन्। अवबोधरसेनैकात्म्यं यस्य ॥ ८ ॥

कथंभूतः। अव्यवच्छिन्नो यो योगः स एवाग्निस्तेन दग्धः कर्ममल आशयो वासना च यस्य ॥ ९ ॥

સ્વધર્મશીલ પુરુષો એવા પ્રચેતાઓ દ્વારા ॥ ૪ ॥

ત્યાં (પ્રચેતાઓના સત્રમાં) હે ભૂદેવ, દેવર્ષિ નારદજી દ્વારા ભગવાનની જે કથાઓ કહેવામાં આવી હતી, તે શ્રવણ કરવા ઈચ્છતા મને પૂર્ણરૂપે કહેવા માટે આપ યોગ્ય છો. ॥ ૫ ॥ ૫ ॥

ધ્રુવજીના વંશમાં પ્રચેતાઓ થઈ ગયા, તે કહેવા માટે ધ્રુવજીના વંશને અનુક્રમે કહે છે— **'ध्रुवस्य'** વગેરે દ્વારા.

**મૈત્રેયમુનિ બોલ્યા** – ધ્રુવજીના પુત્ર ઉત્કલે પિતા વનમાં ગયા ત્યારે સાર્વભૌમસમ્પત્તિ તથા પિતાના રાજ્યસિંહાસનની ઈચ્છા કરી નહીં. ॥ ૬ ॥

પિતાની સાર્વભૌમસમ્પત્તિ અને રાજ્યસિંહાસનની ઈચ્છા કરી નહીં. ॥ ૬ ॥

ઉત્કલની રાજ્યાદિની અનિચ્છા હોવા માટેનાં કારણો ચાર શ્લોકો વડે કહે છે— **'सः इति।'**

તે (ઉત્કલ) જન્મથી જ શાન્તચિત્ત, આસક્તિરહિત અને સમદર્શી હોવાથી સર્વ લોકમાં વ્યાપેલા પોતાના આત્માને તથા આત્મામાં રહેલા સર્વ લોકને જોતા હતા. ॥ ૭ ॥ ૭॥

અખંડ યોગાગ્નિ વડે જેનો કર્મરૂપી મળ તથા વાસનાઓ બળી ગયાં છે તેવા ઉત્કલ, બ્રહ્મને આત્મસ્વરૂપ, શાંત, સર્વ ભેદરહિત પ્રશાન્ત, વિશુદ્ધ જ્ઞાનરસથી અભિન્ન, આનંદસ્વરૂપ અને સર્વવ્યાપક જાણતા, તે આત્માથી અન્ય કાંઈ જોતા ન હતા. ॥ ૮ ॥ ૯ ॥

**'आत्मानम्'** આત્મસ્વરૂપ બ્રહ્મને **'अवरुन्धानः'** જાણતા– આત્માથી અન્ય (કાંઈ પણ) જોતા ન હતા; પરંતુ પોતે સર્વથી જુદા હતા.

રાજર્ષિ કેવા બ્રહ્મને જાણતા હતા? **'निर्वाणम्'** શાંત એવા બ્રહ્મને **'प्रत्यस्तमितः विग्रहः यस्मिन्'** શાંત થયા છે ભેદ જેમાં, **'अवबोधरसेनैकात्म्यम्'** વિશુદ્ધ જ્ઞાનરસ સાથે જેનું એક સ્વરૂપ છે (જ્ઞાનરસસ્વરૂપ) તે બ્રહ્મને ॥ ૮ ॥

કેવા હતા રાજર્ષિ ઉત્કલ? **'अव्यवच्छिन्नः'** જે અખંડ યોગ છે તે જ અગ્નિ તેનાથી બળી ગયો છે કર્મમળ તથા **'आशयः'** વાસના જેમની તેવા ઉત્કલ ॥ ૯ ॥

**वीर.**—प्रत्यस्तमितविग्रहं देहविनिर्मुक्तम् 'अशरीरं शरीरेषु' इति श्रुतेः।

**'પ્રત્યસ્તમિતવિગ્રહમ્'** દેહથી મુક્ત થયેલા– 'શરીરોમાં વસ્તુતઃ શરીરરહિત આત્માને જાણતા'– (કઠ.ઉપ.૨/૨૨ એમ શ્રુતિ છે.)

**जडान्धबधिरोन्मत्तमूकाकृतिरतन्मतिः ।**
**लक्षितः पथि बालानां प्रशान्तार्चिरिवानलः॥ १०**

જેની જ્વાળાઓ શાંત થઈ ગઈ છે તેવા અગ્નિની જેમ રહેલા રાજા ઉત્કલ, રસ્તામાં (જતા-આવતા) અજ્ઞાનીઓને જડ, અંધ, બધિર, પાગલ અને મૂંગા દેખાવવાળા જણાતા હતા, (પરંતુ વાસ્તવમાં) તેઓ તેમના જેવી બુદ્ધિવાળા ન હતા. ॥ ૧૦ ॥

जडादीनामिवाकृतिर्यस्य तथाभूतो लक्षितः। अतन्मतिः न तेषामिव मतिर्यस्य सर्वज्ञत्वात्। प्रशान्तान्यर्चींषि ज्वाला यस्यानलस्य तद्वत् स्थितः॥ १०॥

જડ વગેરેના જેવો જેમનો દેખાવ છે તેવા તે જણાતા હતા. **'अतत्-मतिः'** પરંતુ તેમના જેવી (જડ વગેરેના જેવી) જેમની મતિ ન હતી; કારણ કે તેઓ સર્વજ્ઞ હતા. **'प्रशान्तानि अर्चींषि'** પ્રશાન્ત થઈ છે જ્વાળાઓ જેની તેવા અગ્નિની જેમ રહેલા ॥ ૧૦ ॥

**मत्वा तं जडमुन्मत्तं कुलवृद्धाः समन्त्रिणः।**
**वत्सरं भूपतिं चक्रुर्यवीयांसं भ्रमेः सुतम्॥ ११**

તેમને મૂર્ખ અને પાગલ માનીને મંત્રીઓ સહિત કુળના વૃદ્ધજનોએ ભ્રમિના પુત્ર એવા તેના નાના ભાઈ વત્સરને રાજા બનાવ્યા. ॥ ૧૧ ॥

यवीयांसमुत्कलात्कनिष्ठम्॥ ११॥

**'यवीयांसम्'** ઉત્કલથી નાના (વત્સર)ને ॥ ૧૧ ॥

(ઉત્કલ બધાથી જ્યેષ્ઠ હતા. તેમનાથી નાના વત્સર અને તેમનાથી નાના કલ્પ હતા.)

**स्वर्वीथिर्वत्सरस्येष्टा भार्याऽसूत षडात्मजान्।**
**पुष्पार्णं तिग्मकेतुं च इषमूर्जं वसुं जयम्॥ १२**

વત્સરની પ્રિય પત્ની સ્વર્વીથિએ પુષ્પાર્ણ, તિગ્મકેતુ, ઈષ, ઊર્જ, વસુ તથા જય– એમ છ પુત્રોને જન્મ આપ્યો. ॥ ૧૨ ॥

इष्टा प्रिया भार्या॥ १२॥

**'इष्टा'** પ્રિય પત્ની (સ્વર્વીથિ) ॥ ૧૨ ॥

**पुष्पार्णस्य प्रभा भार्या दोषा च द्वे बभूवतुः।**
**प्रातर्मध्यन्दिनं सायमिति ह्यासन्प्रभासुताः॥ १३**

પુષ્પાર્ણની પ્રભા અને દોષા નામની બે પત્નીઓ હતી. પ્રાતઃ, મધ્યન્દિન અને સાયં– એમ (ત્રણ) પ્રભાના પુત્રો થયા. ॥ ૧૩ ॥૧૩॥

॥ १३ ॥

**प्रदोषो निशिथो व्युष्ट इति दोषासुतास्त्रयः।**
**व्युष्टः सुतं पुष्करिण्यां सर्वतेजसमादधे॥ १४**

પ્રદોષ, નિશીથ તથા વ્યુષ્ટ નામના ત્રણ પુત્રો દોષાના થયા. (તેમાં) વ્યુષ્ટે પુષ્કરિણીમાં પુત્ર સર્વતેજસને ઉત્પન્ન કર્યો. ॥ ૧૪ ॥

निशिथो निशीथः॥ १४॥

**'निशिथः'** નિશીથ ॥ ૧૪ ॥

**स चक्षुः सुतमाकूत्यां पत्न्यां मनुमवाप ह।**
**मनोरसूत महिषी विरजान्नड्वला सुतान्॥ १५**
**पुरुं कुत्सं त्रितं द्युम्नं सत्यवन्तमृतं व्रतम्।**
**अग्निष्टोममतीरात्रं प्रद्युम्नं शिबिमुल्मुकम्॥ १६**

તે (ચક્ષુ નામવાળા) સર્વતેજસે પત્ની આકૂતિમાં પુત્ર મનુને પ્રાપ્ત કર્યો હતો. મનુનાં મહારાણી નડ્વલાએ પુરુ, કુત્સ, ત્રિત, દ્યુમ્ન, સત્યવાન, ઋત, વ્રત, અગ્નિષ્ટોમ, અતિરાત્ર, પ્રદ્યુમ્ન, શિબિ તથા ઉલ્મુક– એમ બાર પવિત્ર પુત્રોને જન્મ આપ્યો. ॥ ૧૫॥ ૧૬ ॥

स सर्वतेजाः चक्षुःसंज्ञः मनुं सुतं पुत्रमवाप। मनोर्महिषी नड्वला विरजान् शुद्धान्पुरुप्रमुखान् द्वादश सुतानसूत॥ १५॥ १६॥

તે ચક્ષુ નામના સર્વતેજસે પુત્ર મનુને પ્રાપ્ત કર્યો. મનુનાં મહારાણી નડ્વલાએ પુરુ જેમાં પ્રધાન છે તેવા બાર પવિત્ર પુત્રોને જન્મ આપ્યો. ॥ ૧૫ ॥ ૧૬ ॥

**उल्मुकोऽजनयत्पुत्रान्पुष्करिण्यां षडुत्तमान्।**
**अङ्गं सुमनसं ख्यातिं क्रतुमङ्गिरसं गयम्॥ १७ ॥ १७ ॥**

ઉલ્મુકે પુષ્કરિણીમાં અંગ, સુમનસ્, ખ્યાતિ, ક્રતુ, અંગિરસ તથા ગય– એમ છ ઉત્તમ પુત્રો ઉત્પન્ન કર્યા. ॥ ૧૭ ॥ ૧૭ ॥

**सुनीथाऽङ्गस्य या पत्नी सुषुवे वेनमुल्बणम्।**
**यद्दौःशील्यात्स राजर्षिर्निर्विण्णो निरगात्पुरात्॥ १८ ॥ १८ ॥**

સુનીથા કે જે અંગરાજાની પત્ની હતી તેણે ભયંકર વેનને જન્મ આપ્યો, જેના દુરાચારથી વિરક્ત થઈ રાજર્ષિ અંગ નગરમાંથી ચાલ્યા ગયા હતા. ॥ ૧૮ ॥૧૮॥

**यमङ्ग शेपुः कुपिता वाग्वज्रा मुनयः किल।**
**गतासोस्तस्य भूयस्ते ममन्थुर्दक्षिणं करम्॥ १९**

હે પ્રિય (વિદુરજી), વાણી એ જ જેમનું વજ્ર છે તેવા ક્રોધિત થયેલા મુનિઓએ જેને શાપ આપ્યો હતો, (તેને કારણે) મરી ગયેલા તે વેનના જમણા હાથનું તે મુનિઓએ ફરીથી મંથન કર્યું હતું. ॥ ૧૯ ॥

अङ्ग हे विदुर। वागेव वज्रं येषाम्॥ १९॥

**'अङ्ग'** હે પ્રિય (વિદુરજી), વાણી એ જ જેમનું વજ્ર છે. ॥ ૧૯ ॥

मथने हेतुः— **अराजक इति।**

(વેનના દક્ષિણ કરનું) મંથન કર્યું, તે માટેનું કારણ— **'अराजके इति।'**

**अराजके तदा लोके दस्युभिः पीडिताः प्रजाः।**
**जातो नारायणांशेन पृथुराद्यः क्षितीश्वरः॥ २०**

(વેનનો નાશ થયો) ત્યારે રાજારહિત લોકમાં ચોરો દ્વારા પ્રજા પીડાતી હતી, તે સમયે ભગવાન નારાયણના અંશથી આદિ સમ્રાટ મહારાજ પૃથુ પ્રકટ થયા.॥ ૨૦ ॥

आद्यः पुरग्रामादीनां तेन रचितत्वात्॥ २०॥

**'आद्यः'** આદિ સમ્રાટ – નગર, ગ્રામ વગેરેનું તેમના દ્વારા નિર્માણ થયું હોવાથી પૃથુ આદિ– રાજા કહેવાય છે. ॥ ૨૦ ॥

विदुर उवाच

**तस्य शीलनिधेः साधोर्ब्रह्मण्यस्य महात्मनः।**
**राज्ञः कथमभूद्दुष्टा प्रजा यद्विमना ययौ॥ २१**

**વિદુરજી બોલ્યા** – શીલના ભંડાર, સાધુપુરુષ, બ્રાહ્મણભક્ત, મહાત્મા એવા તે અંગને (વેન જેવો) દુષ્ટ પુત્ર કેમ થયો, કે જેને કારણે દુઃખી થઈ રાજા (નગર છોડીને) ચાલ્યા ગયા? ॥ ૨૧ ॥

यद्यस्याः प्रजाया हेतोर्विमनाः सन्ययौ॥ २१॥

**'यत्'** જે પુત્રને કારણે દુઃખી થઈ ચાલ્યા ગયા. ॥ ૨૧ ॥

**किंवांऽहो वेन उद्दिश्य ब्रह्मदण्डमयूयुजन्।**
**दण्डव्रतधरे राज्ञि मुनयो धर्मकोविदाः॥ २२**

રાજ્યશાસનરૂપ વ્રતને ધારણ કરનાર રાજા વેનમાં એવો કયો અપરાધ જોઈને ધર્મને જાણનારા મુનિઓએ બ્રહ્મદંડરૂપ શાપ પ્રયુક્ત કર્યો? ॥ ૨૨ ॥

किंवा अंहः अपराधं वेने उद्दिश्य आलक्ष्य॥ २२॥

यतोऽयमधर्म इत्याह।

**नावध्येयः प्रजापालः प्रजाभिरघवानपि।**
**यदसौ लोकपालानां बिभर्त्योजः स्वतेजसा॥ २३**

नावध्येयोऽवज्ञेयोऽपि न भवति॥ २३॥

**एतदाख्याहि मे ब्रह्मन्सुनीथात्मजचेष्टितम्।**
**श्रद्दधानाय भक्ताय त्वं परावरवित्तमः॥ २४**

परावरविदां मध्येऽतिश्रेष्ठः॥ २४॥

अभावी पुत्रः काम्यकर्मणा बलादापादितो न सुखाय भवेदिति द्योतयन्नङ्गस्य पुत्रोत्पत्ति-क्रममाह—**अङ्ग** इत्यादिना।

**मैत्रेय उवाच**

**अङ्गोऽश्वमेधं राजर्षिराजहार महाक्रतुम्।**
**नाजग्मुर्देवतास्तस्मिन्नाहूता ब्रह्मवादिभिः॥ २५**
॥ २५॥

**तमूचुर्विस्मितास्तत्र यजमानमथर्त्विजः।**
**हवींषि हूयमानानि न ते गृह्णन्ति देवताः॥ २६**
॥ २६॥

**राजन्हवींष्यदुष्टानि श्रद्धयासादितानि ते।**
**छन्दांस्ययातयामानि योजितानि धृतव्रतैः॥ २७**

अयातयामान्यगतवीर्याणि॥ २७॥

**न विदामेह देवानां हेलनं वयमण्वपि।**
**यन्न गृह्णन्ति भागान्स्वान्ये देवाः कर्मसाक्षिणः॥ २८**
॥ २८॥

વેનમાં એવો કયો **'अंहः'** અપરાધ **'उद्दिश्य'** જોઈને ॥ ૨૨ ॥

**'यतः'** કારણ કે આ અધર્મ છે, એમ કહે છે.

પ્રજાપાલક અપરાધી હોય તો પણ પ્રજા વડે તેની અવજ્ઞા ન થવી જોઈએ, કારણ કે આ રાજા તો પોતાના પ્રભાવથી (ઈન્દ્રાદિ આઠ) લોકપાલોનું તેજ ધારણ કરે છે. ॥ ૨૩ ॥

**'न-अवध्येयः'** અવજ્ઞા પણ ન થવી જોઈએ.॥૨૩॥

હે મૈત્રેયજી, ભૂત અને ભવિષ્ય જાણનારાઓમાં શ્રેષ્ઠ એવા આપ સુનીથાના પુત્ર વેનનું ચરિત્ર શ્રદ્ધાળુ ભક્ત એવા મને કહો. ॥ ૨૪ ॥

**'पर'** (ભૂત) અને **'अवर'** (ભવિષ્ય) જાણનારાઓમાં અતિ શ્રેષ્ઠ ॥ ૨૪ ॥

થનારો પુત્ર કામ્ય કર્મ દ્વારા બળપૂર્વક પ્રાપ્ત થતાં સુખ થતું નથી, એમ દર્શાવતાં, અંગના પુત્રની ઉત્પત્તિનો ક્રમ જણાવે છે— **'अङ्गः'** ઈત્યાદિ દ્વારા.

**મૈત્રેયમુનિ બોલ્યા** – રાજર્ષિ અંગે અશ્વમેધ મહાયજ્ઞ કર્યો હતો. તેમાં બ્રહ્મવાદીઓ દ્વારા આવાહન કરવા છતાં દેવતાઓ આવ્યા નહીં.॥ ૨૫ ॥ ૨૫ ॥

(દેવોના આવાહન) પછી તે વિસ્મિત થયેલા ઋત્વિજોએ ત્યાં (યજ્ઞમાં) તે યજમાન (અંગરાજા)ને કહ્યું કે હોમ કરવામાં આવતી આહુતિઓને દેવતાઓ સ્વીકારતા નથી. ॥ ૨૬ ॥ ૨૬ ॥

હે રાજા, આપની હવનસામગ્રી દૂષિત નથી તથા આપે શ્રદ્ધાપૂર્વક પ્રાપ્ત કરેલી છે અને વ્રતધારી બ્રાહ્મણો દ્વારા વીર્યસમ્પન્ન વેદમંત્રો પણ પ્રયુક્ત થયા છે. (છતાં પણ દેવો ગ્રહણ કરતા નથી.)॥ ૨૭ ॥

**'अयातयामानि'** બળહીન ન હોય તેવા મંત્રો ॥ ૨૭ ॥

વળી, આ યજ્ઞમાં દેવોનો સૂક્ષ્મ અપરાધ (કે તિરસ્કાર) થયો હોવાનું પણ અમે જાણતા નથી કે જેથી જે કર્મસાક્ષી દેવતાઓ છે તેઓ પોતપોતાના ભાગો સ્વીકારતા નથી! ॥ ૨૮ ॥ ૨૮ ॥

मैत्रेय उवाच

**अङ्गो द्विजवचः श्रुत्वा यजमानः सुदुर्मनाः।**
**तत्प्रष्टुं व्यसृजद्वाचं सदस्यांस्तदनुज्ञया॥ २९**

यज्ञे गृहीतमौनोऽपि वाचं व्यसृजत् प्रायुंक्त॥ २९॥

**मैत्रेयमुनि બોલ્યા** – બ્રાહ્મણોનું વચન સાંભળી અત્યન્ત ઉદાસ એવા યજમાન રાજા અંગે તે (ભાગ અસ્વીકાર કરવાના કારણરૂપ અપરાધ) વિષે સભ્યોને પૂછવા માટે તેમની અનુજ્ઞા લઈને (યજ્ઞમાં મૌન ગ્રહણ કર્યું હોવા છતાં) વાણીનો વિનિયોગ કર્યો. ॥ ૨૯ ॥

યજ્ઞમાં મૌન ગ્રહણ કર્યું હોવા છતાં વાણીનો **'व्यसृजत्'** પ્રયોગ કર્યો.॥ ૨૯ ॥

**नागच्छन्त्याहुता देवा न गृह्णन्ति ग्रहानिह।**
**सदसस्पतयो ब्रूत किमवद्यं मया कृतम्॥ ३०**

आहुता आहूताः। ग्रहान्सोमपात्राणि। इह यज्ञे न गृह्णन्ति॥ ३०॥

(રાજા અંગ બોલ્યા) હે સભાપતિઓ, બોલાવ્યા છતાં દેવો નથી અહીં આવતા કે નથી સોમપાત્રોને ગ્રહણ કરતા, તો આપ જણાવો કે મારાથી શો અપરાધ થયો છે? ॥ ૩૦ ॥

**'आहुताः' आहूताः** (હોવું જોઈએ.) બોલાવ્યા (હોવા છતાં પણ) **'ग्रहान्'** સોમપાત્રોને **'इह'** આ યજ્ઞમાં ગ્રહણ કરતા નથી. ॥ ૩૦ ॥

सदसस्पतय ऊचुः

**नरदेवेह भवतो नाघं तावन्मनाक् स्थितम्।**
**अस्त्येकं प्राक्तनमघं यदिहेदृक् त्वमप्रजः॥ ३१**

इह जन्मनि न तावन्मनागीषदप्यघं स्थितम्। कथंचिज्जातस्य अघस्य सद्य एव प्रायश्चित्तैः क्षालनात्। किंतु प्राक्तनमेकमघमस्ति। यद्यस्मादीदृक् गुणाधिकोऽपि त्वं प्रजारहितः॥ ३१॥

**સભાપતિઓ બોલ્યા** – હે નરદેવ, આ જન્મમાં તો આપનો સહેજ પણ અપરાધ થયો નથી, (પરંતુ) પૂર્વજન્મનો એક અપરાધ છે કે જેને કારણે આપ આવા (અતિ ગુણવાન) હોવા છતાં પણ સંતાનરહિત છો. ॥ ૩૧ ॥

આ જન્મમાં તો **'मनाक्'** જરા પણ અપરાધ રહ્યો નથી કારણ કે જે કંઈ અપરાધ હતો તે હમણાં જ પ્રાયશ્ચિત્ત દ્વારા ધોવાઈ ગયો છે. પરંતુ પૂર્વજન્મનો એક અપરાધ છે. **'यत्'** જેને કારણે **'ईदृक्'** આવા અધિક ગુણવાન હોવા છતાં પણ આપ સંતાનરહિત છો. ॥ ૩૧ ॥

**तथा साधय भद्रं ते आत्मानं सुप्रजं नृप।**
**इष्टस्ते पुत्रकामस्य पुत्रं दास्यति यज्ञभुक्॥ ३२**

अतो यथा देवा हविर्गृह्णन्ति तथात्मानं सुप्रजं साधय। कथं साधनीयं तदाहुः—इष्ट इति॥ ३२॥

હે રાજા, આથી આપને ઉત્તમ પુત્ર થાય તેવો ઉપાય કરો. પુત્રની કામનાવાળા એવા તમારા દ્વારા યજ્ઞથી પૂજાયેલા યજ્ઞભોક્તા ભગવાન શ્રીહરિ તમને પુત્ર આપશે. તમારું કલ્યાણ થાઓ! ॥ ૩૨ ॥

આથી જે રીતે દેવો યજ્ઞભાગ ગ્રહણ કરે તે રીતે આપને ઉત્તમ પુત્ર થાય તેવો ઉપાય કરો. કેવી રીતે પ્રયાસ કરવો જોઈએ તે કહે છે— **'इष्टः इति।'**॥૩૨॥

**तथा स्वभागधेयानि ग्रहीष्यन्ति दिवौकसः।**
**यद्यज्ञपुरुषः साक्षादपत्याय हरिर्वृतः॥ ३३**

તેમ (પુત્રપ્રાપ્તિ) થશે ત્યારે દેવો પોતપોતાના યજ્ઞભાગ ગ્રહણ કરશે કારણ કે સંતાન માટે સાક્ષાત્ યજ્ઞપુરુષ ભગવાન શ્રીહરિને પ્રસન્ન કરવામાં આવશે. ॥ ૩૩ ॥

तथा सति स्वभागान् ग्रहीष्यन्ति। यद्यतो हरिः साक्षाद्वृतः स्यात्। अतस्तेन सह सर्वे देवा आगमिष्यन्तीत्यर्थः॥ ३३॥

તેમ થશે ત્યારે દેવો પોતપોતાના ભાગ લેશે. **'यत्'** કારણ કે સાક્ષાત્ શ્રીહરિ પ્રસન્ન થશે. આથી તેમની સાથે સર્વ દેવો યજ્ઞમાં આવશે, એમ અર્થ છે.॥ ૩૩ ॥

नन्वतितुच्छान्कामान्हरिः कथं दद्यात्तत्राह— **तांस्तानिति।**

હવે શંકા કરે છે કે અતિ ક્ષુલ્લક પદાર્થોને શ્રીહરિ શા માટે આપે? તે માટે કહે છે— **'तान् तान् इति।'**

**तांस्तान्कामान्हरिर्दद्याद्यान्यान्कामयते जनः।**
**आराधितो यथैवैष तथा पुंसां फलोदयः॥ ३४**
॥ ३४॥

મનુષ્ય જે જે પદાર્થોની કામનાઓ કરે છે તે તે પદાર્થો શ્રીહરિ આપે છે. આ ભગવાન જે પ્રકારે આરાધવામાં આવે છે, તે જ પ્રકારે મનુષ્યોને ફળપ્રાપ્તિ થાય છે. ॥ ૩૪ ॥ ૩૪ ॥

**इति व्यवसिता विप्रास्तस्य राज्ञः प्रजातये।**
**पुरोडाशं निरवपन् शिपिविष्टाय विष्णवे॥ ३५**

એમ (યજ્ઞ કરાવવા માટે) કૃતનિશ્ચય થયેલા વિપ્રોએ તે રાજાને પુત્ર જન્મે તે માટે સર્વ પ્રાણીઓમાં યજ્ઞસ્વરૂપે પ્રવેશેલા શ્રીવિષ્ણુ ભગવાનને ઉદ્દેશીને (વિશિષ્ટ પ્રકારની આહુતિ સમ્પન્ન કરીને) હોમ કર્યો.॥ ૩૫ ॥

प्रजातये पुत्रोत्पत्तये। शिपिविष्टाय शिपिषु पशुषु यज्ञरूपेण प्रविष्टाय। तथा च श्रुतिः 'यज्ञो वै विष्णुः पशवः शिपिर्यज्ञ एव पशुषु प्रतितिष्ठति' इति॥ ३५॥

**'प्रजातये'** પુત્ર ઉત્પન્ન થાય તે માટે **'शिपिविष्टाय'** शिपिषु પશુઓમાં યજ્ઞસ્વરૂપે પ્રવેશેલા ભગવાન વિષ્ણુને– તે અનુસાર શ્રુતિ છે. 'યજ્ઞ ખરેખર વિષ્ણુ છે. પશુઓ–શિપિઓ, યજ્ઞ જ પશુઓમાં પ્રતિષ્ઠિત થયેલ છે!' (तैत्ति.सं.१/७/४)॥ ૩૫ ॥

**वंशीधरी—**'तण्डुलपिष्टनिर्मितकूर्माकृतिर्बलिः पुरोडाशः।'

'ચોખાના લોટમાંથી બનાવેલો કાચબાના આકારનો બલિ એટલે પુરોડાશ.'

**तस्मात्पुरुष उत्तस्थौ हेममाल्यमलाम्बरः।**
**हिरणमयेन पात्रेण सिद्धमादाय पायसम्॥ ३६**

અગ્નિના સામર્થ્યથી (તે યજ્ઞના અગ્નિકુંડમાંથી) સુવર્ણની માળાઓ અને શુભ્ર વસ્ત્રો ધારણ કરનાર એક પુરુષ સુવર્ણના પાત્રમાં સિદ્ધ કરેલો દૂધપાક લઈને પ્રકટ થયો. ॥ ૩૬ ॥

तस्मादिति योग्यतयाऽग्नेः॥ ३६॥

**'तस्मात्'** અગ્નિના સામર્થ્યથી ॥ ૩૬ ॥

**स विप्रानुमतो राजा गृहीत्वाऽञ्जलिनौदनम्।**
**अवघ्राय मुदा युक्तः प्रादात्पत्न्या उदारधीः॥ ३७**

યાજકો દ્વારા અનુમતિ પામેલા ઉદારબુદ્ધિ, પ્રસન્નતાયુક્ત રાજાએ અંજલિ વડે દૂધપાક ગ્રહણ કરી, સૂંઘી પત્નીને તે આપ્યો. ॥ ૩૭ ॥

पत्न्यै प्रादात्॥ ३७॥

**सा तत्पुंसवनं राज्ञी प्राश्य वै पत्युरादधे।**
**गर्भं काल उपावृत्ते कुमारं सुषुवेऽप्रजा॥ ३८**

पुमांसं सूतेऽनेनेति तथा तत्प्राश्य पत्युः सकाशाद्गर्भमादधे। अप्रजा सती॥ ३८॥

**स बाल एव पुरुषो मातामहमनुव्रतः।**
**अधर्मांशोद्भवं मृत्युं तेनाभवदधार्मिकः॥ ३९**

मातामहं मृत्युम्। मृत्योर्हि पुत्री सुनीथा॥ ३९॥

**स शरासनमुद्यम्य मृगयुर्वनगोचरः।**
**हन्त्यसाधुर्मृगान्दीनान्वेनोऽसावित्यरौज्जनः॥ ४०**

मृगयुर्लुब्धकः सन् तं दृष्ट्वा वेनोऽसावागच्छ-तीति जनः सर्वोऽप्यरौत् चुक्रोश॥ ४०॥

**वंशीधरी**—वेनयति पीडयति इति वेनः।

**आक्रीडे क्रीडतो बालान्वयस्यानतिदारुणः।**
**प्रसह्य निरनुक्रोशः पशुमारममारयत्॥ ४१**

आक्रीडे क्रीडास्थाने बालान्पशूनिवामारयत्॥ ४१॥

**तं विचक्ष्य खलं पुत्रं शासनैर्विविधैर्नृपः।**
**यदा न शासितुं कल्पो भृशमासीत्सुदुर्मनाः॥ ४२**

विचक्ष्य दृष्ट्वा॥ ४२॥

दुर्मनसस्तस्य कुपुत्रनिन्दावाक्यान्याह—**प्रायेणेति** त्रिभिः।

**प्रायेणाभ्यर्चितो देवो येऽप्रजा गृहमेधिनः।**
**कदपत्यभृतं दुःखं ये न विन्दन्ति दुर्भरम्॥ ४३**

પત્નીને આપ્યો. ॥ ૩૭ ॥

પુત્રહીન તે રાણીએ પુત્ર પ્રદાન કરનારા દૂધપાકનું ભોજન કરી, પતિ પાસેથી ગર્ભ ધારણ કર્યો અને સમય આવતાં પુત્રને જન્મ આપ્યો. ॥ ૩૮ ॥

આનાથી પુત્ર ઉત્પન્ન થાય તેવા તેનું (પાયસનું) ભોજન કરીને, પતિ પાસેથી ગર્ભ ધારણ કર્યો, પુત્રરહિત હોઈને ॥ ૩૮ ॥

અધર્મના અંશથી થયેલા (તેના) માતામહ મૃત્યુને તે પુરુષ બાલ્યાવસ્થાથી જ અનુસરવા લાગ્યો અને તેથી ધર્મવિરુદ્ધ કર્મ કરનારો બન્યો. ॥ ૩૯ ॥

**'मातामहम्'** માતા સુનીથાના પિતા, (પોતાના) નાના મૃત્યુને (અનુસરવા લાગ્યો), મૃત્યુની પુત્રી એ જ સુનીથા ॥ ૩૯ ॥

વનમાં ભટકનારો તે દુષ્ટ શિકારી ધનુષ્ય ચડાવી દીન હરણોની હત્યા કરતો. તેને (જોઈને) 'તે વેન (આવ્યો.)' એમ લોકો આક્રોશ કરતા. ॥૪૦॥

**'मृगयुः'** શિકારી થઈને– તેને જોઈને 'તે વેન આવે છે,' એમ બધા જ માણસો પણ **'अरौत्'** આક્રોશ કરતા. ॥ ૪૦ ॥

પીડા આપે તે વેન.

અત્યંત ક્રૂર અને નિર્દય વેન ક્રીડાંગણમાં રમતા બાળમિત્રોને બળજબરીથી ઢોરમાર મારતો.॥ ૪૧ ॥

**'आक्रीडे'** રમવાના સ્થળે બાળકોને ઢોરની જેમ મારતો. ॥ ૪૧ ॥

(આવા) તે દુષ્ટ પુત્રને જોઈને અનેક પ્રકારની શિખામણો વડે તેને સુધારવા માટે રાજા જ્યારે અસમર્થ બન્યા ત્યારે અત્યન્ત દુઃખી થયા. ॥ ૪૨ ॥

**'विचक्ष्य'** જોઈને ॥ ૪૨ ॥

દુઃખી એવો તે કુપુત્રની નિંદા કરતાં વાક્યો (સ્વગત) ત્રણ શ્લોકો વડે કહે છે– **'प्रायेण इति।'**

જે ગૃહસ્થાશ્રમીઓ સંતાનરહિત છે તેમણે ભગવાનને ઘણું કરીને (પ્રેમપૂર્વક) ભજ્યા હશે કારણ કે દુષ્ટ સંતાનોથી ઉત્પન્ન થનારું અસહ્ય દુઃખ જેઓ (તેઓ) પ્રાપ્ત કરતા નથી. ॥ ૪૩ ॥

अप्रजा ये तैरभ्यर्चितः। तत्र हेतुः—कुत्सितैरपत्यैः संभृतं दुर्भरं धारयितुमशक्यं दुःखं ये न विन्दन्ति॥ ४३॥

**यतः पापीयसी कीर्तिरधर्मश्च महान्नृणाम्।**
**यतो विरोधः सर्वेषां यत आधिरनन्तकः॥ ४४**

**कस्तं प्रजापदेशं वै मोहबन्धनमात्मनः।**
**पण्डितो बहु मन्येत यदर्थाः क्लेशदा गृहाः॥ ४५**

सर्वेषां सर्वैः सह। आधिर्मानसीव्यथा॥ ४४॥

तं प्रजापदेशं पुत्रनाममात्रमप्यात्मनो मोहेन बन्धनम्। यदर्था यन्निमित्ताः क्लेशदा गृहा भवन्ति॥ ४५॥

इदानीं निर्वेदहेतुत्वेन कुत्सितमेवापत्यमभिनन्दति—**कदपत्यमिति**।

**कदपत्यं वरं मन्ये सदपत्याच्छुचां पदात्।**
**निर्विद्येत गृहान्मर्त्यो यत्क्लेशनिवहा गृहाः॥ ४६**

शुचां पदाच्छोकानां स्थानात्। वरत्वे हेतुः—निर्विद्येतेति। तत्कुतः। यद्यतः कदपत्यात्। गृहाः क्लेशनिवहा भवन्ति॥ ४६॥

**एवं स निर्विण्णमना नृपो गृहा-**
**न्निशीथ उत्थाय महोदयोदयात्।**
**अलब्धनिद्रोऽनुपलक्षितो नृभि-**
**र्हित्वा गतो वेनसुवं प्रसुप्ताम्॥ ४७**

महतामुदयानां विभूतीनामुदयो यस्मिंस्तस्माद्गृहाद्गतः। या वेनं सूते स्म ताम्॥ ४७॥

જેઓ સંતાનરહિત છે તેમના દ્વારા જ ભજન કરવામાં આવ્યું છે. તે માટે કારણ આપે છે– દુષ્ટ સંતાનો દ્વારા ઉત્પન્ન થતું **'दुर्भरम्'** અસહ્ય દુઃખ જેઓ પ્રાપ્ત કરતા નથી. ॥ ૪૩ ॥

જે દુષ્ટ સંતાનોને કારણે મનુષ્યોને અપયશ તથા મહાન અધર્મ ઉત્પન્ન થાય, જેને લીધે સર્વની સાથે વિરોધ અને અપાર ચિન્તા વહોરવી પડે તેવા, સંતાન નામના આત્માના મોહરૂપી બંધનને કયો ચતુર મનુષ્ય ઉત્તમ માને, કે જેને કારણે ઘરો પણ ક્લેશદાયી થાય છે? ॥ ૪૪ ॥ ૪૫ ॥

**'सर्वेषाम्'** સર્વની સાથે– **'आधिः'** માનસિક પીડા ॥ ૪૪ ॥

તેવા **'प्रजा-अपदेशम्'** નામ માત્રના જ સંતાન-આત્માના મોહરૂપ બંધનને– **'यदर्थाः'** જેને કારણે ઘરો ક્લેશદાયી થાય છે. ॥ ૪૫ ॥

હવે વૈરાગ્યના કારણરૂપ હોવાથી નિંદ્ય એવા કપૂતની પણ પ્રશંસા કરે છે— **'कदपत्यम् इति।'**

હું માનું છું કે સપૂત કરતાં કપૂત સારો કારણ કે મનુષ્ય શોકના સ્થાનરૂપ ઘરથી વૈરાગ્ય પામે છે. જે દુષ્ટ સંતાનને કારણે (ગૃહસ્થીઓનાં) ઘરો દુઃખદાયી બને છે, (તેથી ઘર નરક સમાન લાગતાં સહજ જ છુટકારો થઈ જાય છે.) ॥ ૪૬ ॥

**'शुचां पदात्'** શોકના સ્થાનરૂપ ઘરથી– સપૂત કરતાં કપૂત શ્રેષ્ઠ હોવા માટેનું કારણ આપે છે– **'निर्विद्येत इति।'** વૈરાગ્ય પામે છે. તે કેવી રીતે? **'यत्'** કારણ કે દુષ્ટ સંતાનને કારણે ઘરો દુઃખદાયી બને છે. ॥ ૪૬ ॥

આ રીતે વિરક્ત મનવાળા અને (તેથી) ઊંઘી ન શકતા રાજા અંગ અતિ ઐશ્વર્યપૂર્ણ ઘરમાંથી મધરાત્રે ઊઠી સૂતેલી વેનની માતાનો ત્યાગ કરી, પોતાના માણસો ન જાણે તેમ નીકળી પડ્યા.॥ ૪૭ ॥

મહાન **'उदयानाम्'** ઐશ્વર્યોનો જેમાં ઉદય છે તેવા ઘરમાંથી ચાલી નીકળ્યા. જેણે વેનને જન્મ આપ્યો હતો તે સુનીથાને (છોડીને) ॥ ૪૭ ॥

**विज्ञाय निर्विद्य गतं पतिं प्रजाः**
**पुरोहितामात्यसुहृद्गणादयः ।**
**विचिक्युरुर्व्यामतिशोककातरा**
**यथा निगूढं पुरुषं कुयोगिनः ॥ ४८**

વૈરાગ્ય પામીને જતા રહેલા રાજા (વિષે) જાણીને અતિ શોકાતુર પ્રજાજનો, પુરોહિતો, મંત્રીઓ તથા મિત્રમંડળ વગેરે પૃથ્વી ઉપર તેમને શોધવા લાગ્યા. (યોગનું યથાર્થ રહસ્ય ન જાણનારા) અપરિપક્વ યોગીઓ જેમ (પોતાની અંદર જ) ગુપ્ત રહેલા પરમાત્માને (જોઈ શકતા નથી, તેમ પૃથ્વી ઉપર જ રહેલા તે રાજાને તેઓ શોધી શક્યા નહીં.) ॥ ૪૮ ॥

प्रजाः पुरोहितादयश्च विचिक्युरन्वेषितवन्तः। तं तत्रैव सन्तमपि नापश्यन्निति दृष्टान्तेनाह—यथेति ॥ ४८ ॥

પ્રજાજનો તથા પુરોહિતો વગેરે **'विचिक्युः'** શોધવા લાગ્યા. ત્યાં પૃથ્વી પર જ રહેલા હોવા છતાં તેમને તેઓ જોઈ શક્યા નહીં, એમ દૃષ્ટાન્ત આપીને કહે છે— **'यथा इति।'** ॥ ૪૭ ॥

**अलक्षयन्तः पदवीं प्रजापते-**
**र्हतोद्यमाः प्रत्युपसृत्य ते पुरीम्।**
**ऋषीन्समेतानभिवन्द्य साश्रवो**
**न्यवेदयन्पौरव भर्तृविप्लवम्॥ ४९**

હે પુરુવંશી વિદુરજી, પોતાના રાજાની ભાળ ન મળતાં, જેમનો પ્રયત્ન એળે ગયો છે તેવા તે પ્રજાજનો વગેરેએ નગરમાં પાછા ફરી, ત્યાં એકત્રિત થયેલા ઋષિઓને વંદન કરી, અશ્રુભરી આંખે મહારાજ અંગ મળ્યા નહીં, તે જણાવ્યું. ॥ ૪૯ ॥

साश्रवो रुदन्तः। भर्तुर्विप्लवं नाशमदर्शनमित्यर्थः ॥ ४९ ॥

**'स-अश्रवः'** રડતાં રડતાં **'भर्तृविप्लवम्'** સ્વામી (દેખાયા) મળ્યા નહીં, એમ અર્થ છે. ॥ ૪૯ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां चतुर्थस्कन्धे त्रयोदशोऽध्यायः ॥ १३ ॥
इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां त्रयोदशोऽध्यायः ॥ १३ ॥

*****

# अथ चतुर्दशोऽध्यायः

## રાજા વેનની કથા તથા નિષાદની ઉત્પત્તિ

चतुर्दशे तु दुष्पुत्रभयादङ्गे गते द्विजैः।
अभिषिक्तस्य वेनस्य रोषार्तैर्वध उच्यते॥ १

ચૌદમા અધ્યાયમાં દુષ્ટ પુત્રના ભયથી રાજા અંગ ચાલ્યો ગયો ત્યારે તે બ્રાહ્મણો દ્વારા રાજ્યાભિષેક કરાયેલા વેનનો રોષથી વધ કરવામાં આવ્યો, તે કહેવામાં આવે છે. ॥ ૧ ॥

मैत्रेय उवाच

**भृग्वादयस्ते मुनयो लोकानां क्षेमदर्शिनः।**
**गोप्तर्यसति वै नृणां पश्यन्तः पशुसाम्यताम्॥ १**

**वीरमातरमाहूय सुनीथां ब्रह्मवादिनः।**
**प्रकृत्यसंमतं वेनमभ्यषिञ्चन्पतिं भुवः॥ २**

**મૈત્રેયમુનિ બોલ્યા** – પ્રજાનો રક્ષક રહ્યો નહીં ત્યારે લોકોને પશુ જેવા થયેલા જોતા, પ્રજાના હિતચિંતક તે (ભૃગુ વગેરે) બ્રહ્મવાદી મુનિઓએ વેનની માતા સુનીથાને બોલાવીને પ્રધાનમંડળમાં અમાન્ય એવા વેનને પૃથ્વીના પાલક (રાજા) તરીકે અભિષિક્ત કર્યો. ॥ ૧ ॥ ૨ ॥

क्षेमदर्शिनः क्षेमचिन्तकाः। पशुसमानरूपतां पश्यन्तः॥ १॥

अमात्यादीनां प्रकृतीनामसंमतम्। पाठान्तरे प्रकृत्या स्वभावेनासंमतम्॥ २॥

**श्रुत्वा नृपासनगतं वेनमत्युग्रशासनम्।**
**निलिल्युर्दस्यवः सद्यः सर्पत्रस्ता इवाखवः॥ ३**

चोराः सर्वे लीना बभूवुः॥ ३॥

**स आरूढनृपस्थान उन्नद्धोऽष्टविभूतिभिः।**
**अवमेने महाभागांस्तब्धः संभावितः स्वतः॥ ४**

आरूढं नृपस्थानं राजासनं येन। अष्टविभूतिभिर्लोकपालैश्वर्यैः॥ ४॥

**एवं मदान्ध उत्सिक्तो निरङ्कुश इव द्विपः।**
**पर्यटन् रथमास्थाय कम्पयन्निव रोदसी॥ ५**

॥ ५॥

**न यष्टव्यं न दातव्यं न होतव्यं द्विजाः क्वचित्।**
**इति न्यवारयद्धर्मं भेरीघोषेण सर्वशः॥ ६**

॥ ६॥

**वेनस्यावेक्ष्य मुनयो दुर्वृत्तस्य विचेष्टितम्।**
**विमृश्य लोकव्यसनं कृपयोचुः स्म सत्रिणः॥ ७**

सत्रिणो मिलिताः सन्तः॥ ७॥

**अहो उभयतः प्राप्तं लोकस्य व्यसनं महत्।**
**दारुण्युभयतो दीप्त इव तस्करपालयोः॥ ८**

मूलतश्चाग्रतश्च दीप्ते ज्वलिते काष्ठे। तन्मध्यवर्तिनां पिपीलिकादीनां यथोभयतो व्यसनम्, एवं तस्करेभ्यः पालकाच्च दुःखं प्राप्तमित्यर्थः॥ ८॥

‘**क्षेमदर्शिनः**’ હિતચિંતકોએ; પશુ જેવા થયેલા જોતા ॥ ૧ ॥

પ્રધાનો વગેરે મંત્રીમંડળમાં અમાન્ય એવા વેનને– પાઠાન્તરમાં ‘**प्रकृत्या**’ (અધર્મશીલ રાજાના) સ્વભાવથી અસંમત એવા વેનને ॥ ૨ ॥

અતિ કઠોર શાસન કરનારા વેનને રાજ્યસિંહાસન પર બેઠેલો સાંભળીને, સાપથી ભય પામતા ઉંદરોની જેમ લૂંટારા તરત જ છુપાઈ ગયા. ॥ ૩ ॥

સર્વ ચોરો છુપાઈ ગયા. ॥ ૩ ॥

પોતાને શ્રેષ્ઠ માનતો, રાજ્યાસન પર બેઠેલો તે ઉદ્ધત વેન અષ્ટ લોકપાલોનાં ઐશ્વર્યો પ્રાપ્ત કરીને મહાપુરુષોનું અપમાન કરવા લાગ્યો. ॥ ૪ ॥

બેસવામાં આવ્યું છે ‘**नृपस्थानम्**’ રાજ્યાસન ઉપર જેના દ્વારા– ‘**अष्टविभूतिभिः**’ આઠ લોકપાલોનાં ઐશ્વર્યોથી ॥ ૪ ॥

આમ મદાંધ અને ગર્વિષ્ઠ એવો તે નિરંકુશ હાથીની જેમ આકાશ અને પૃથ્વીને કંપાવતો હોય તેમ રથમાં બેસીને ઘૂમતા ॥ ૫ ॥ ૫॥

‘હે દ્વિજો! યજ્ઞ, દાન, હવન ક્યારેય કરવા યોગ્ય નથી,’ એમ સર્વ સ્થળે ઢંઢેરો પિટાવીને ધર્મનો નિષેધ કરતો હતો. ॥ ૬ ॥ ૬॥

દુરાચારી વેનનું (આવું) ચરિત્ર જોઈને લોકોના સંકટનો વિચાર કરીને મુનિઓ એકઠા થઈ કરુણાવશ (પરસ્પર) કહેવા લાગ્યા. ॥ ૭ ॥

‘**सत्रिणः**’ એકઠા થઈને ॥ ૭ ॥

અરે, (મૂળથી અને આગળથી, એમ) બંને બાજુથી લાકડું સળગે ત્યારે (વચ્ચે રહેલી કીડીઓ વગેરે ઉપર) જેમ બંને બાજુથી સંકટ આવે તેમ લોકો ઉપર લૂંટારાઓ અને પાલન કરનાર રાજા એ બન્ને તરફથી મહાન સંકટ આવ્યું છે.॥ ૮ ॥

મૂળથી અને આગળથી– એમ (બંને તરફથી) ‘**दीप्ते**’ લાકડું બળતું હોય ત્યારે તેની વચ્ચે રહેલી કીડીઓ વગેરેને જેમ બંને તરફથી સંકટ આવે છે, એ જ પ્રમાણે લૂંટારાઓથી અને પાલક રાજા તરફથી પ્રજાને સંકટ પ્રાપ્ત થયું છે. ॥ ૮ ॥

तदेवाहु:—**अराजकभयादिति।**

**अराजकभयादेष कृतो राजाऽतदर्हणः।**
**ततोऽप्यासीद्भयं त्वद्य कथं स्यात्स्वस्ति देहिनाम्॥ ९**

अतदर्हणो राज्यानर्हः॥ ९॥

अस्माकमप्यनिष्टं जातमित्याहुः।

**अहेरिव पयःपोषः पोषकस्याप्यनर्थभृत्।**
**वेनः प्रकृत्यैव खलः सुनीथागर्भसंभवः॥ १०**

अहेर्यथा पयःपोषः क्षीरेण पोषणं पोषकस्याप्यनर्थं बिभर्ति पुष्णाति। तदेवाहुः—वेन इति॥ १०॥

**निरूपितः प्रजापालः स जिघांसति वै प्रजाः।**
**तथापि सान्त्वयेमामु नास्मांस्तत्पातकं स्पृशेत्॥ ११**

निरूपितो नियुक्तोऽस्माभिः। सान्त्वयेमोपपत्तिभिः प्रार्थयिष्यामः। तस्य पातकम्॥ ११॥

स्वस्य तत्पातकस्पर्शे हेतुः—

**तद्विद्वद्भिरसद्वृत्तो वेनोऽस्माभिः कृतो नृपः।**
**सान्त्वितो यदि नो वाचं न ग्रहीष्यत्यधर्मकृत्॥ १२**

**लोकधिक्कारसंदग्धं दहिष्यामः स्वतेजसा।**
**एवमध्यवसायैनं मुनयो गूढमन्यवः।**
**उपव्रज्याब्रुवन्वेनं सान्त्वयित्वा च सामभिः॥ १३**

तत्पातकित्वं विद्वद्भिः॥ १२॥

गूढो मन्युर्येषाम्। सामभिः प्रियोक्तिभिः॥ १३॥

તે જ કહે છે— **'अराजकभयात् इति।'**

(રાજ્ય માટે) અયોગ્ય હોવા છતાં આ વેન અરાજકતાના ભયથી રાજા બનાવાયો છે પરંતુ આજે તેના તરફથી પણ ભય આવ્યો છે, તો પ્રાણીઓનું કલ્યાણ શી રીતે થાય? ॥૯॥

**'अतत्-अर्हणः'** રાજ્ય માટે અયોગ્ય રાજા વેન ॥૯॥

(આપણા દ્વારા બનાવાયેલો રાજા) આપણને જ અનિષ્ટકારી થયો છે, એમ (મુનિઓ) કહે છે.

જેમ દૂધથી કરાયેલું સાપનું પોષણ પોષકને માટે પણ અનર્થનું પોષણ કરે છે તેમ સુનીથાની કૂખે જન્મેલો, સ્વભાવથી જ દુષ્ટ એવો વેન (આપણને પણ અનિષ્ટકારી) થયો છે. ॥૧૦॥

જેમ **'पयःपोषः'** દૂધથી કરાયેલું સાપનું પોષણ પોષકને માટે જ અનર્થનું **'बिभर्ति'** પોષક બને છે. તે જ કહે છે— **'वेनः इति।'** ॥૧૦॥

પ્રજાના પાલક તરીકે નિમાયેલો તે, પ્રજાનો જ નાશ કરવા ઈચ્છે છે, માટે આપણે આને સમજાવીએ (કે જેથી) તેનું પાપ આપણને ન લાગે. ॥૧૧॥

**'निरूपितः'** આપણા દ્વારા નિયુક્ત થયેલો તે— **'सान्त्वयेम'** યુક્તિપૂર્વક સમજાવીએ— તેનું પાપ ॥૧૧॥

વેનનું પાપ પોતાને લાગશે તે માટે કારણ આપે છે—

તેના તે પાતકીપણાને જાણનારા એવા આપણા દ્વારા રાજા બનાવાયેલ દુષ્ટ ચરિત્રવાળો અધર્મી વેન સમજાવ્યા છતાં આપણું વચન ન માને, તો લોકોના ધિક્કારથી બળેલા તેને આપણે આપણા તેજથી બાળી નાખીશું. આમ નિશ્ચય કરી પોતાના ક્રોધને ગુપ્ત રાખી તે મુનિઓ એ વેન પાસે ગયા અને પ્રિય વચનોથી સમજાવીને કહેવા લાગ્યા. ॥૧૨॥૧૩॥

તેનું પાતકીપણું જાણનારાઓ દ્વારા ॥૧૨॥

ગુપ્ત છે ક્રોધ જેમનો— **'सामभिः'** પ્રિય વચનો દ્વારા ॥૧૩॥

मुनय ऊचुः

**नृपवर्य निबोधैतद्यत्ते विज्ञापयाम भोः।**
**आयुःश्रीबलकीर्तीनां तव तात विवर्धनम्॥ १४**

॥ १४॥

**धर्म आचरितः पुंसां वाङ्मनःकायबुद्धिभिः।**
**लोकान्विशोकान्वितरत्यथानन्त्यमसङ्गिनाम्॥ १५**

निष्कामानामानन्त्यं मोक्षमपि॥ १५॥

**स ते मा विनशेद्वीर प्रजानां क्षेमलक्षणः।**
**यस्मिन्विनष्टे नृपतिरैश्वर्यादवरोहति॥ १६**

मा विनशेन्मा विनश्यतु॥ १६॥

**राजन्नसाध्वमात्येभ्यश्चोरादिभ्यः प्रजा नृपः।**
**रक्षन्यथा बलिं गृह्णन्निह प्रेत्य च मोदते॥ १७**

असाधवो ये अमात्यास्तेभ्यः। यथा यथाशास्त्रम्॥ १७॥

**यस्य राष्ट्रे पुरे चैव भगवान्यज्ञपूरुषः।**
**इज्यते स्वेन धर्मेण जनैर्वर्णाश्रमान्वितैः॥ १८**
**तस्य राज्ञो महाभाग भगवान्भूतभावनः।**
**परितुष्यति विश्वात्मा तिष्ठतो निजशासने॥ १९**

॥१८॥ १९॥

**तस्मिंस्तुष्टे किमप्राप्यं जगतामीश्वरेश्वरे।**
**लोकाः सपाला ह्येतस्मै हरन्ति बलिमादृताः॥ २०**

॥ २०॥

**तं सर्वलोकामरयज्ञसंग्रहं**
**त्रयीमयं द्रव्यमयं तपोमयम्।**
**यज्ञैर्विचित्रैर्यजतो भवाय ते**
**राजन्स्वदेशाननुरोद्धुमर्हसि ॥ २१**

**મુનિઓ બોલ્યા** – હે મહારાજ, અમે તમને આ જે વિનંતિ કરીએ (છીએ), તેને સાંભળો. હે પ્રિય રાજા, (અમારી વાણી) તમારાં આયુષ્ય, શ્રી, બળ તથા કીર્તિ વધારનારી છે. ॥ ૧૪ ॥ ૧૪ ॥

મનુષ્ય દ્વારા વાણી, મન, કાયા અને બુદ્ધિપૂર્વક આચરવામાં આવેલો ધર્મ (મનુષ્યોને) શોકરહિત એવા સ્વર્ગલોકની પ્રાપ્તિ કરાવે છે અને નિષ્કામ જનોને મોક્ષ પ્રદાન કરે છે. ॥ ૧૫ ॥

નિષ્કામ જનોને **'आनन्त्यम्'** મોક્ષ પણ પ્રાપ્ત કરાવે છે. ॥ ૧૫ ॥

હે વીર, જેનો નાશ થતાં રાજા ઐશ્વર્યથી ચ્યુત થાય છે, એવો પ્રજાઓના કલ્યાણરૂપ તમારો તે (ધર્મ) નષ્ટ ન થાઓ. ॥ ૧૬ ॥

**'मा विनशेत्'** નષ્ટ ન થાઓ! ॥ ૧૬ ॥

હે રાજા, દુષ્ટ પ્રધાનોથી તથા ચોર વગેરેથી પ્રજાઓનું રક્ષણ કરતો અને શાસ્ત્રાનુસાર કર લેતો રાજા આ લોકમાં તથા પરલોકમાં જઈને સુખ પામે છે.॥ ૧૭ ॥

જે દુષ્ટ પ્રધાનો હોય તેમનાથી– **'यथा'** શાસ્ત્રાનુસાર ॥ ૧૭ ॥

જે રાજાના દેશમાં તથા નગરમાં વર્ણાશ્રમધર્મને અનુસરનારા લોકો દ્વારા સ્વધર્મ પ્રમાણે ભગવાન શ્રીયજ્ઞપુરુષનું પૂજન કરવામાં આવે છે અને જે પોતાના રાજધર્મમાં સ્થિતિ કરે છે, તેના ઉપર હે મહાભાગ્યશાળી રાજા! પ્રાણીમાત્રના રક્ષક વિશ્વાત્મા ભગવાન પ્રસન્ન થાય છે.॥ ૧૮ ॥ ૧૯ ॥ ૧૮ ॥ ૧૯॥

જગતના ઈશ્વર એવા બ્રહ્માજીના પણ ઈશ્વર તે ભગવાન શ્રીહરિ પ્રસન્ન થાય ત્યારે શું દુર્લભ હોય? લોકપાલો સહિત સર્વ લોક આદરપૂર્વક એમને ઉપહાર અર્પણ કરે છે. ॥ ૨૦ ॥ ૨૦ ॥

હે રાજા! સર્વ લોકો, દેવો તથા યજ્ઞનું નિયમન કરનાર, વેદરૂપ, દ્રવ્યરૂપ તથા તપરૂપ એવા તે પરમાત્માનું જાતજાતના યજ્ઞોથી આપની ઉન્નતિ માટે યજન કરતા આપના દેશવાસીઓને આપ અનુસરવા યોગ્ય છો.॥ ૨૧ ॥

सर्वान् लोकांश्च तत्पालानमरांश्च तत्प्रापकान्यज्ञांश्च संगृह्णाति नियच्छतीति तथा तम्। विचित्रैर्द्रव्ययज्ञादिभिः। भवाय समृद्धये। स्वदेशांस्तद्वासिनो जनान्। अनुरोद्धुमनुवर्तितुम् ॥ २१ ॥

**यज्ञेन युष्मद्विषये द्विजातिभि-**
**र्वितायमानेन सुराः कला हरेः।**
**स्विष्टाः सुतुष्टाः प्रदिशन्ति वाञ्छितं**
**तद्धेलनं नार्हसि वीर चेष्टितुम्॥ २२**

युष्मद्विषये त्वद्देशे। हरेः कला अंशाः सुराः। तेषां सुराणां हेलनमवज्ञाम्॥ २२॥

वेन उवाच

**बालिशा बत यूयं वा अधर्मे धर्ममानिनः।**
**ये वृत्तिदं पतिं हित्वा जारं पतिमुपासते॥ २३**

**अवजानन्त्यमी मूढा नृपरूपिणमीश्वरम्।**
**नानुविन्दन्ति ते भद्रमिह लोके परत्र च॥ २४**

बालिशा अज्ञाः। वृत्तिदमन्नादिप्रदं मां हित्वा॥ २३॥ २४॥

**को यज्ञपुरुषो नाम यत्र वो भक्तिरीदृशी।**
**भर्तृस्नेहविदूराणां यथा जारे कुयोषिताम्॥ २५**

भर्तृस्नेहो विदूरो येषाम्॥ २५॥

**विष्णुर्विरिञ्चो गिरिश इन्द्रो वायुर्यमो रविः।**
**पर्जन्यो धनदः सोमः क्षितिरग्निरपांपतिः॥ २६**
**एते चान्ये च विबुधाः प्रभवो वरशापयोः।**
**देहे भवन्ति नृपतेः सर्वदेवमयो नृपः॥ २७**
॥ २६ ॥

સર્વ લોકો, તે લોકોના લોકપાલો અને દેવો તથા તે ભગવાનને પ્રાપ્ત કરાવનારા યજ્ઞોનું '**संगृह्णाति**' નિયમન કરે છે તેવા તે પરમાત્માનું જાત જાતના દ્રવ્યયજ્ઞાદિથી— '**भवाय**' ઉન્નતિ માટે '**स्वदेशान्**' તે દેશવાસી મનુષ્યોને, '**अनुरोद्धुम्**' (આપ) અનુસરવા યોગ્ય છો.॥ ૨૧ ॥

તમારા રાજ્યમાં (બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય— એ) ત્રણેય વર્ણો દ્વારા કરવામાં આવતા યજ્ઞથી સારી રીતે પૂજાયેલા (અને તેથી) અતિ પ્રસન્ન થયેલા શ્રીહરિના અંશરૂપ દેવો સર્વને ઈચ્છિત ફળ આપે છે. હે વીર, તે દેવોની અવહેલના કરવા માટે આપ યોગ્ય નથી. ॥ ૨૨ ॥

'**युष्मद्विषये**' તમારા રાજ્યમાં શ્રીહરિના '**कलाः**' અંશરૂપ દેવો— તે દેવોની '**हेलनम्**' અવજ્ઞાને (આપ યોગ્ય નથી.) ॥ ૨૨ ॥

**વેન બોલ્યો** — ખેદની વાત છે કે અધર્મમાં ધર્મ માનનારા તમે ખરેખર અજ્ઞાનીઓ છો! જેઓ આજીવિકા આપનાર પતિને છોડીને જાર (અન્ય) પતિને ભજે છે. ॥ ૨૩ ॥

આ મૂઢ લોકો રાજારૂપી ઈશ્વરનું અપમાન કરે છે પણ તેઓ આ લોકમાં કે પરલોકમાં કલ્યાણ પામતા નથી. ॥ ૨૪ ॥

'**बालिशाः**' અજ્ઞાનીઓ— '**वृत्तिदम्**' અન્ન વગેરે આપનાર મને છોડીને ॥ ૨૩ ॥ ૨૪ ॥

(પતિ ઉપર પ્રેમ વગરની) કુલટા સ્ત્રીઓને જાર પતિ ઉપર હોય તેવી, રાજા ઉપર સ્નેહ વગરના એવા તમારી આવી ભક્તિ જેનામાં છે તે યજ્ઞપુરુષ કોણ છે? ॥ ૨૫ ॥

જેમનો રાજા ઉપર પ્રેમ નથી ॥ ૨૫ ॥

વિષ્ણુ, બ્રહ્મા, શંકર, ઈન્દ્ર, વાયુ, યમ, સૂર્ય, પર્જન્ય, કુબેર, ચન્દ્ર, પૃથ્વી, અગ્નિ, વરુણ— આ તથા અન્ય દેવો વરદાન તથા શાપ આપવા સમર્થ છે અને રાજાના શરીરમાં (તેઓ) વસે છે માટે રાજા સર્વદેવમય છે. ॥ ૨૬ ॥ ૨૭ ॥ ૨૬ ॥

देहे भवन्ति नृपतेरतो भूपतिरेवेश्वर इतरे तदंशा इति भावः ॥ २७ ॥

**तस्मान्मां कर्मभिर्विप्रा यजध्वं गतमत्सराः ।**
**बलिं च मह्यं हरत मत्तोऽन्यः कोऽग्रभुक् पुमान् ॥ २८**

बलिं च करादिकम् । अग्रभुगाराध्यः ॥ २८ ॥

**मैत्रेय उवाच**

**इत्थं विपर्ययमतिः पापीयानुत्पथं गतः ।**
**अनुनीयमानस्तद्याच्ञां न चक्रे भ्रष्टमङ्गलः ॥ २९**

॥ २९ ॥

**इति तेऽसत्कृतास्तेन द्विजाः पण्डितमानिना ।**
**भग्नायां भव्ययाच्ञायां तस्मै विदुर चुक्रुधुः ॥ ३०**

तेनासत्कृताः । भग्नायां याच्ञायां चुक्रुधुः क्रोधं चक्रुः ॥ ३० ॥

**हन्यतां हन्यतामेष पापः प्रकृतिदारुणः ।**
**जीवञ्जगदसावाशु कुरुते भस्मसाद् ध्रुवम् ॥ ३१**

॥ ३१ ॥

**नायमर्हत्यसद्वृत्तो नरदेववरासनम् ।**
**योऽधियज्ञपतिं विष्णुं विनिन्दत्यनपत्रपः ॥ ३२**

॥ ३२ ॥

**को वैनं परिचक्षीत वेनमेकमृतेऽशुभम् ।**
**प्राप्त ईदृशमैश्वर्यं यदनुग्रहभाजनः ॥ ३३**

परिचक्षीत निन्देत । अशुभं वेनं विना । कृतघ्नतामाहुः । यदनुग्रहविषयः सन्नीदृशमैश्वर्यं यः प्राप्तः ॥ ३३ ॥

**इत्थं व्यवसिता हन्तुमृषयो रूढमन्यवः ।**
**निजघ्नुर्हुंकृतैर्वेनं हतमच्युतनिन्दया ॥ ३४**

રાજાના દેહમાં તેઓ વસે છે, માટે રાજા જ ઈશ્વર છે તથા અન્ય દેવો તેના અંશો છે, તેવો ભાવ છે.॥ ૨૭ ॥

હે વિપ્રો, માટે દ્વેષ છોડી કર્મો દ્વારા મને જ પૂજો અને મને જ બલિ સમર્પણ કરો. મારા સિવાય બીજો કયો પુરુષ આરાધવા યોગ્ય છે? ॥ ૨૮ ॥

**'बलिम्'** અને કર વગેરે– **'अग्रभुक्'** આરાધવા યોગ્ય ॥૨૮॥

**મૈત્રેયમુનિ બોલ્યા** – જેનું મંગળ નાશ પામ્યું છે તેવા મહાપાપી, કુમાર્ગગામી વેનને આ પ્રમાણે સમજાવવામાં આવવા છતાં તેણે તેમની પ્રાર્થના સ્વીકારી નહીં. ॥ ૨૯ ॥ ૨૯ ॥

હે વિદુરજી, પોતાને પંડિત માનનારા તે વેન દ્વારા આ પ્રમાણે અપમાનિત થયેલા તે વિપ્રોએ લોકકલ્યાણ કરનારી પ્રાર્થના વ્યર્થ જતાં તેના ઉપર ક્રોધ કર્યો. ॥ ૩૦ ॥

તેના દ્વારા અપમાનિત થયેલા વિપ્રોએ પ્રાર્થના વ્યર્થ જતાં **'चुक्रुधुः'** ક્રોધ કર્યો. ॥ ૩૦ ॥

સ્વભાવથી જ ક્રૂર એવા આ પાપીનો નાશ કરો, નાશ કરો! આ જીવશે તો જગતને નિશ્ચિતપણે શીઘ્ર ભસ્મીભૂત કરશે. ॥ ૩૧ ॥ ૩૧ ॥

જે નિર્લજ્જ યજ્ઞના અધિષ્ઠાતા પતિ શ્રીવિષ્ણુ ભગવાનની નિંદા કરે છે, તે દુરાચારી આ શ્રેષ્ઠ રાજસિંહાસનને યોગ્ય નથી. ॥ ૩૨ ॥ ૩૨ ॥

જેના કૃપાપાત્ર થઈને આવા ઐશ્વર્યને જે પ્રાપ્ત થયો છે, તે અભાગિયા એક વેન સિવાય આમની (વિષ્ણુ ભગવાનની) વળી કોણ નિંદા કરે? ॥ ૩૩ ॥

**'परिचक्षीत'** નિંદા કરે? અભાગિયા એવા વેન સિવાય– વેનની કૃતઘ્નતાનું વર્ણન કરે છે. જેના કૃપાપાત્ર થઈને આવું ઐશ્વર્ય જેણે પ્રાપ્ત કર્યું છે તે વેન ॥ ૩૩ ॥

આ પ્રમાણે ક્રોધે ભરાયેલા અને (વેનનો) નાશ કરવા તૈયાર થયેલા ઋષિઓએ શ્રીભગવાનની નિંદા કરવાને કારણે હણાયેલા વેનનો હુંકારો વડે નાશ કર્યો. ॥ ૩૪ ॥

पूर्वं गूढमन्यव इदानीं रूढमन्यवः प्रकटकोपाः। हुंकृतैर्हुंकारैः ॥ ३४ ॥

पूर्वे ગુપ્ત ક્રોધવાળા અને અત્યારે **'रूढमन्यवः'** પ્રકટ ક્રોધવાળા ઋષિઓએ **'हुङ्कृतैः'** હુંકારો વડે॥ ૩૪ ॥

**ऋषिभिः स्वाश्रमपदं गते पुत्रकलेवरम्।**
**सुनीथा पालयामास विद्यायोगेन शोचती॥ ३५**

ઋષિઓ પોતાના આશ્રમમાં ગયા ત્યારે શોક કરતી માતા સુનીથાએ વિદ્યાયોગથી પુત્રના શરીરની રક્ષા કરી. ॥ ૩૫ ॥

स्वाश्रमपदं प्रति ऋषिभिर्गते गमने कृते सति विद्यायोगेन मन्त्रसहितया युक्त्या पालयामास॥ ३५ ॥

**'स्व-आश्रमपदम्'** પોતાના આશ્રમના સ્થાને ઋષિઓ જ્યારે ગયા ત્યારે **'विद्यायोगेन'** મંત્ર સહિત યુક્તિ (ઔષધિ સાથેના તેલપ્રક્ષેપ) દ્વારા પુત્રના શરીરનું રક્ષણ કર્યું. ॥ ૩૫ ॥

**एकदा मुनयस्ते तु सरस्वत्सलिलाप्लुताः।**
**हुत्वाग्नीन्सत्कथाश्चक्रुरुपविष्टाः सरित्तटे॥ ३६**

એક દિવસ તે મુનિઓ સરસ્વતીના જળમાં સ્નાન કરી, અગ્નિમાં હોમ કરી, નદી કિનારે બેઠા બેઠા શ્રીહરિકથા કરતા હતા. ॥ ૩૬ ॥

पुंवद्भाव आर्षः। सरस्वत्याः सलिले आप्लुताः कृतस्नानाः। विष्णुकथाश्चक्रुः॥ ३६ ॥

(સરસ્વતી– એ સ્ત્રી. શબ્દને સ્થાને) **'सरस्वत्'** પુ. શબ્દ છે તે આર્ષપ્રયોગ છે. સરસ્વતીના જળમાં **'आप्लुताः'** સ્નાન કરેલા મુનિઓ ભગવાન વિષ્ણુની કથાઓ કરતા હતા. ॥ ૩૬ ॥

**वीक्ष्योत्थितान्महोत्पातानाहुर्लोकभयंकरान्।**
**अप्यभद्रमनाथाया दस्युभ्यो न भवेद्भुवः॥ ३७**

ત્યારે લોકોને ભય ઉપજાવનારા, (અંગસ્ફુરણ, હૃદયકંપ, શ્વાનરુદન વગેરે) ઉત્પન્ન થયેલા મહાન ઉત્પાતો જોઈને તેઓ કહેવા લાગ્યાઃ (હાલમાં) અનાથ એવી ભૂમિનું લૂંટારાઓથી કંઈ અશુભ તો નહીં થાય? ॥ ૩૭ ॥

तदा तूत्पातान्वीक्ष्य भुवोऽभद्रं न भवेत्किमित्याहुश्च॥ ३७ ॥

ત્યારે ઉત્પાતોને જોઈને ભૂમિનું અભદ્ર તો નહીં થાય? એમ કહેવા લાગ્યા. ॥ ૩૭ ॥

**एवं मृशन्त ऋषयो धावतां सर्वतोदिशम्।**
**पांसुः समुत्थितो भूरिश्चोराणामभिलुम्पताम्॥ ३८**

ઋષિઓ જ્યારે એમ વિચાર કરતા (બેઠા હતા) ત્યારે ચારે બાજુ લૂંટતા અને દોડતા ચોરોથી પુષ્કળ ધૂળ ઊડવા લાગી. ॥ ૩૮ ॥

एवं मृशन्तस्तर्कयन्त ऋषयः स्थिताः। तदा धावतां चोराणां भूरिः पांसुः समुत्थितः॥ ३८॥

આ પ્રમાણે **'मृशन्तः'** વિચાર કરતા ઋષિઓ બેઠા હતા ત્યારે દોડતા ચોરોને (કારણે) પુષ્કળ ધૂળ ઊડવા લાગી. ॥ ૩૮ ॥

**तदुपद्रवमाज्ञाय लोकस्य वसु लुम्पताम्।**
**भर्तर्युपरते तस्मिन्नन्योन्यं च जिघांसताम्॥ ३९**

**चोरप्रायं जनपदं हीनसत्त्वमराजकम्।**
**लोकान्नावारयन् शक्ता अपि तद्दोषदर्शिनः॥ ४०**

તે રાજાનો નાશ થયો ત્યારે લોકોનું ધન લૂંટતા અને એકબીજાને મારવા ઈચ્છતા દુર્જનોનો ઉપદ્રવ જાણીને તથા રાજા વિનાનો, સત્ત્વહીન અને મોટા ભાગના ચોરોવાળો દેશ જાણીને તેઓ લૂંટ કરતા લોકોને અટકાવવા પોતે સમર્થ હોવા છતાં ન અટકાવવામાં (હિંસા વગેરે) દોષ-દર્શન કરનારા તેમણે તેમને અટકાવ્યા નહીં. ॥ ૩૯ ॥ ૪૦ ॥

तत् तदा तेषां लोकस्य धनं लुम्पतां जिघांसतां चोपद्रवमाज्ञाय॥ ३९॥

तथा चोरप्रायमराजकं हीनसत्त्वं च जनपदमाज्ञाय। शक्ता अप्यवारणे दोषदर्शिनोऽपि जना लुम्पतो लोकान्नावारयन्नित्यन्वयः॥ ४०॥

**ब्राह्मणः समदृक् शान्तो दीनानां समुपेक्षकः।**
**स्रवते ब्रह्म तस्यापि भिन्नभाण्डात्पयो यथा॥ ४१**

शक्तानां क्षत्रियाणामवारणे दोष इति किं वक्तव्यम्। समदृगपि शान्तोऽपि ब्राह्मणोऽपि यदि दीनानां समुपेक्षको भवेत्तर्हि तस्यापि ब्रह्म तपः स्रवति॥ ४१॥

**नाङ्गस्य वंशो राजर्षेरेष संस्थातुमर्हति।**
**अमोघवीर्या हि नृपा वंशेऽस्मिन्केशवाश्रयाः॥ ४२**

अत उपेक्षादोषपरिहाराय नाङ्गस्येत्यादि विनिश्चित्य महीपतेरूरुं तरसा ममन्थुरित्यन्वयः। संस्थातुं नाशं गन्तुम्। यद्वा ऋषय एव लुम्पतो लोकान्नावारयन्। कथंभूताः। हुंकारेणैव वेनं निवारयितुं शक्ता अपि। तत्किम्। तस्मिन्निवारणे तन्मरणादिदोषदर्शिनः। न चोदासत। चोरोपद्रुते दीनोपेक्षायां तपोहानिप्रसङ्गात्। न चान्यं तन्निवारकं राजानमकुर्वन्। अङ्गवंशोच्छेदस्यानर्हत्वात्। अतो वेनस्यैव देहं ममन्थुरिति योज्यम्। बाहुको वामनः॥ ४२॥

**'तत्'** ત્યારે લોકોનું ધન લૂટતાં અને મારવા ઈચ્છતા દુર્જનોનો ઉપદ્રવ જાણીને ॥ ૩૯ ॥

મોટા ભાગના ચોરવાળા, રાજાવિહોણા અને સત્ત્વહીન એવા દેશને જાણીને – લૂંટ કરતા લોકોને અટકાવવા સમર્થ હોવા છતાં નહીં અટકાવવામાં દોષોનું દર્શન કરનારા તેમણે તેમને અટકાવ્યા નહીં. ॥ ૪૦ ॥

બ્રાહ્મણ સમદર્શી અને શાંત સ્વભાવવાળો હોય તો પણ જો દીન જનોની ઉપેક્ષા કરનારો હોય, તો ફૂટેલા ઘડામાંથી પાણી વહી જાય તેમ તેના પણ તપનો નાશ થાય છે. ॥ ૪૧ ॥

લૂંટારાઓને ન અટકાવવા માટે બ્રાહ્મણો દોષ જોતા હોય તો શક્તિશાળી ક્ષત્રિયો તેમને ન અટકાવવા માટે દોષ જુએ તેમાં શું કહેવું? સમદર્શી અને શાંત સ્વભાવવાળો બ્રાહ્મણ હોય તેમ છતાં જો દીનજનોની ઉપેક્ષા કરે તો તેનું પણ **'ब्रह्म'** તપ નષ્ટ થાય છે. ॥ ૪૧ ॥

રાજર્ષિ અંગનો આ વંશ નાશ પામવા યોગ્ય નથી કારણ કે આ વંશમાં અમોઘ શક્તિવાળા, ભગવદ્ભક્ત રાજાઓ થઈ ગયા છે. ॥ ૪૨ ॥

આથી ઉપેક્ષાના દોષને દૂર કરવા માટે 'રાજર્ષિ અંગનો વંશ નાશ પામવા યોગ્ય નથી.' એમ નિશ્ચય કરી રાજાની સાથળનું બળપૂર્વક મંથન કર્યું– એમ સંબંધ છે. **'संस्थातुम्'** નાશ પામવા માટે– અથવા ઋષિઓએ જ લૂંટતા લોકોને અટકાવ્યા નહીં. કેવા ઋષિઓએ? હુંકાર માત્રથી જ વેનનો નાશ કરવાને સમર્થ એવા ઋષિઓ હોવા છતાં– તે શા માટે? તેમને અટકાવવામાં તેમનાં મરણ વગેરે દોષ જોનારા ઋષિઓ ઉદાસીન હતા તેથી નહીં. ચોરોનો ઉપદ્રવ થયો ત્યારે દીનજનોની ઉપેક્ષા કરવામાં તપની હાનિ થવાનો પ્રસંગ આવે તેથી તે ચોરોનો નાશ કરનાર બીજાને રાજા ન બનાવતા, અંગના વંશનો ઉચ્છેદ અયોગ્ય હોવાથી વેનના જ દેહનું મંથન કર્યું, એમ યોજવા યોગ્ય છે. **'बाहुकः'** વામન, ઠીંગણો ॥ ૪૨॥

**विनिश्चित्यैवमृषयो विपन्नस्य महीपतेः।**
**ममन्थुरूरुं तरसा तत्रासीद्बाहुको नरः॥ ४३**
॥ ४३ ॥

એમ નિશ્ચય કરી ઋષિઓએ મરણ પામેલા વેનરાજાની સાથળનું બળપૂર્વક મંથન કર્યું, તેમાંથી એક ઠીંગણો પુરુષ ઉત્પન્ન થયો. ॥ ૪૩ ॥ ૪૩ ॥

तमेवाह।

તે ઠીંગણા પુરુષનું જ વર્ણન કરે છે.

**काककृष्णोऽतिह्रस्वाङ्गो ह्रस्वबाहुर्महाहनुः।**
**ह्रस्वपान्निम्ननासाग्रो रक्ताक्षस्ताम्रमूर्धजः॥ ४४**

કાગડા જેવો કાળો, ખૂબ નાના શરીરવાળો, ટૂંકા બાહુવાળો, મોટા જડબાવાળો, ટૂંકા પગવાળો, ચપટા નાકવાળો, લાલ નેત્રોવાળો તથા તાંબાના રંગ જેવા વાળવાળો તે હતો. ॥ ૪૪ ॥

काक इव कृष्णः। महत्यौ हनू कपोलप्रान्तौ यस्य। ह्रस्वौ पादौ यस्य॥ ४४॥

કાગડા જેવો કાળો, મોટાં બે **'हनू'** જડબાં– ગાલના– ગાલના અંત ભાગ છે જેના, બે ટૂંકા પગ છે જેના ॥ ૪૪ ॥

**तं तु तेऽवनतं दीनं किं करोमीति वादिनम्।**
**निषीदेत्यब्रुवंस्तात स निषादस्ततोऽभवत्॥ ४५**
॥ ४५ ॥

'હું શું કરું' એમ બોલતા નીચા નમેલા, દીન એવા તેને તે ઋષિઓએ 'ભાઈ, તું (નીચે) બેસી જા.'– એમ કહ્યું, તેથી તે 'નિષાદ' કહેવાયો.॥ ૪૫ ॥ ૪૫ ॥

**तस्य वंश्यास्तु नैषादा गिरिकाननगोचराः।**
**येनाहरज्जायमानो वेनकल्मषमुल्बणम्॥ ४६**

(આ) જન્મ લેતા પુરુષે વેનનાં ઉગ્ર પાપોને ગ્રહણ કર્યાં હોવાથી એના વંશજ નિષાદો પહાડ અને વનમાં રહેનારા થયા. ॥ ૪૬ ॥

गिरिः काननं च गोचर आश्रयो न तु पुरादिप्रवेशो येषाम्। तत्र हेतुः— येन कारणेन असावहरत्ततस्तस्य वंश्यास्तथाभूताः॥ ४६॥

પહાડ અને જંગલ **'गोचरः'** આશ્રય છે જેમનો, પરંતુ જેમનો નગર વગેરેમાં પ્રવેશ નથી. તે માટે કારણ આપે છે– **'येन'** જે કારણે આ પુરુષે વેનનાં પાપો લઈ લીધાં તેથી તેના વંશજો તેવા છે. ॥ ૪૬ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां चतुर्थस्कन्धे पृथुचरिते
निषादोत्पत्तिर्नाम चतुर्दशोऽध्यायः॥ १४॥
इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कन्धे श्रीधरस्वामिविरचितायां
भावार्थदीपिकायां टीकायां चतुर्दशोऽध्यायः॥ १४॥

*****

# अथ पञ्चदशोऽध्यायः

## મહારાજ પૃથુનો આવિર્ભાવ તથા રાજ્યાભિષેક

ततः पञ्चदशे विप्रैर्मन्थनाद्वेनबाहुतः।
जातस्य तु पृथोरुक्तमभिषेकार्हणादिकम्॥ १

ત્યાર પછી પંદરમા અધ્યાયમાં બ્રાહ્મણો દ્વારા મંથન કરાવાને કારણે વેનના બાહુમાંથી ઉત્પન્ન થયેલા પૃથુરાજાનાં અભિષેક, પૂજન (તથા સ્તવન) વગેરેની કથા કહેવાઈ છે. ॥ ૧ ॥

मैत्रेय उवाच

**अथ तस्य पुनर्विप्रैरपुत्रस्य महीपतेः।**
**बाहुभ्यां मथ्यमानाभ्यां मिथुनं समपद्यत॥ १॥ १॥**

**મૈત્રેયમુનિ બોલ્યા** – (નિષાદરૂપે જન્મેલો મળ દૂર થયા) પછી બ્રાહ્મણો દ્વારા તે પુત્રરહિત રાજા વેનના બંને બાહુઓનું મંથન થતાં તેમાંથી જોડકું ઉત્પન્ન થયું. ॥ ૧ ॥ ૧ ॥

**तद्दृष्ट्वा मिथुनं जातमृषयो ब्रह्मवादिनः।**
**ऊचुः परमसंतुष्टा विदित्वा भगवत्कलाम्॥ २॥ २॥**

તે જોડકાને ઉત્પન્ન થયેલું જોઈ તેને ભગવાનનો અંશ જાણી બ્રહ્મવાદી ઋષિઓ પરમ સંતોષ પામીને બોલ્યા. ॥ ૨ ॥ ૨ ॥

किमूचुरित्यत आह—**एष इति** चतुर्भिः।

ઋષિઓ શું બોલ્યા તે હવે ચાર શ્લોકો વડે કહે છે— **‘एषः इति।’**

ऋषय ऊचुः

**एष विष्णोर्भगवतः कला भुवनपालनी।**
**इयं च लक्ष्म्याः संभूतिः पुरुषस्यानपायिनी॥ ३**

**ઋષિઓ બોલ્યા** – આ પુરુષ ભગવાન વિષ્ણુની ભુવનપાલિની કલા(માંથી પ્રકટ થયા) છે તથા આ (સ્ત્રી) ભગવાનથી ક્યારેય અલગ ન થનારી લક્ષ્મીની કલા છે. ॥ ૩ ॥

लक्ष्म्याः संभूतिः कला॥ ३॥

લક્ષ્મીની **‘सम्भूतिः’** કલા ॥ ૩ ॥

**अत्र तु प्रथमो राज्ञां पुमान् प्रथयिता यशः।**
**पृथुर्नाम महाराजो भविष्यति पृथुश्रवाः॥ ४**

આ જોડકામાં (જે) પુરુષ છે તે રાજાઓમાં મુખ્ય એવો મહારાજા બનશે. (પોતાના) સુયશનું પ્રથન (વિસ્તરણ) કરનારો હોઈ પૃથુ નામનો મહાન કીર્તિવાળો મહારાજા થશે. ॥ ૪ ॥

अत्र यः पुमान्स तु महाराजो भविष्यति॥ ४॥

આ જોડકામાં જે પુરુષ છે તે તો મહારાજા થશે. ॥ ૪ ॥

**इयं च सुदती देवी गुणभूषणभूषणा।**
**अर्चिर्नाम वरारोहा पृथुमेवावरुन्धती॥ ५**

અને આ દેદીપ્યમાન, સુંદર દાંતવાળી, ગુણો અને આભૂષણોને પણ વિભૂષિત કરનારી અર્ચિ નામની સુંદરી પૃથુને જ પતિરૂપે ભજનારી બનશે.॥ ૫ ॥

सुदती शोभनदन्तवती। गुणानां भूषणानां च भूषणरूपा। अवरुन्धती भर्तृत्वेन भजन्ती भविष्यति॥ ५॥

**‘सुदती’** સુંદર દાંતવાળી, ગુણોના અને આભૂષણોના પણ આભૂષણરૂપ (અર્ચિ મહારાણી) **‘अवरुन्धती’** (મહારાજા પૃથુને જ) પતિરૂપે ભજનારી બનશે. ॥ ૫ ॥

अत्र हेतुः— **एष इति।**

અહીં પૃથુને જ ભજવા માટેનું કારણ આપે છે— **‘एषः इति।’**

**एष साक्षाद्धरेरंशो जातो लोकररिक्षया।**
**इयं च तत्परा हि श्रीरनुजज्ञेऽनपायिनी॥ ६**

સાક્ષાત્ શ્રીહરિના અંશ જેવા આ રાજા સંસારનું રક્ષણ કરવાની ઈચ્છાથી ઉત્પન્ન થયા છે અને આ નિત્ય સહચરી ભગવત્પરાયણા શ્રીદેવી જ તેમની પાછળ પ્રકટ થયાં છે. ॥ ૬ ॥

लोकस्य रिरक्षया रिरक्षयिषया॥ ६ ॥

संसारनी '**रिरक्षया ( रिरक्षयिषया )**' रक्षा करवानी ઈચ્છાથી ॥ ६ ॥

**मैत्रेय उवाच**

**प्रशंसन्ति स्म तं विप्रा गन्धर्वप्रवरा जगुः।**
**मुमुचुः सुमनोधाराः सिद्धा नृत्यन्ति स्वःस्त्रियः॥ ७**

**મૈત્રેયમુનિ બોલ્યા** – બ્રાહ્મણો તે પૃથુરાજાની પ્રશંસા કરવા લાગ્યા, ઉત્તમ ગંધર્વો ગાન કરવા લાગ્યા, સિદ્ધજનો પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા, અપ્સરાઓ નૃત્ય કરવા લાગી. ॥ ७ ॥

स्वःस्त्रियः अप्सरसो नृत्यन्ति स्म॥ ७॥

'**स्वःस्त्रियः**' દેવાગંનાઓ નૃત્ય કરવા લાગી.॥७॥

**शङ्खतूर्यमृदङ्गाद्या नेदुर्दुन्दुभयो दिवि।**
**तत्र सर्व उपाजग्मुर्देवर्षिपितृणां गणाः॥ ८**

॥ ८ ॥

આકાશમાં શંખ, તૂરી, મૃદંગ વગેરે તથા દુંદુભિઓ વાગવા લાગ્યાં તથા સર્વ દેવો, ઋષિઓ અને પિતૃગણો ત્યાં આવ્યા. ॥ ८ ॥ ८ ॥

**ब्रह्मा जगद्गुरुर्देवैः सहासृत्य सुरेश्वरैः।**
**वैन्यस्य दक्षिणे हस्ते दृष्ट्वा चिह्नं गदाभृतः॥ ९**

**पादयोररविन्दं च तं वै मेने हरेः कलाम्।**
**यस्याप्रतिहतं चक्रमंशः स परमेष्ठिनः॥ १०**

જગદ્‌ગુરુ બ્રહ્માજીએ દેવો તથા દેવરાજ ઈન્દ્ર વગેરે લોકપાલો સાથે આવીને વેનના પુત્ર પૃથુના જમણા હાથમાં ગદાધર ભગવાનના ચિહ્ન (ચક્ર)નાં તથા બંને ચરણમાં કમળના ચિહ્નનાં દર્શન કરી તેમને શ્રીહરિના જ અંશ માન્યા (કારણ કે) જેના હાથમાં અક્ષુણ્ણચક્ર (નું ચિહ્ન) હોય તે પરમાત્માનો અંશ હોય છે. ॥ ९ ॥ १० ॥

देवैः सहासृत्यागत्य। वैन्यस्य पृथोः। चिह्नं रेखात्मकं चक्रम्॥ ९ ॥

દેવો સાથે '**आसृत्य**' આવીને– '**वैन्यस्य**' વેનપુત્ર પૃથુના શ્રીહસ્તમાં '**चिह्नम्**' રેખાત્મક ચક્ર ॥ ९ ॥

अप्रतिहतं रेखान्तरैरभिन्नं चक्रं यस्य चिह्नं स परमेश्वरस्यांशः॥ १० ॥

'**अप्रतिहतम्**' અન્ય રેખાઓથી કપાયા વિનાનું ચક્રરૂપ ચિહ્ન જેના (હાથમાં) હોય તે પરમેશ્વરનો અંશ છે. ॥ १० ॥

**तस्याभिषेक आरब्धो ब्राह्मणैर्ब्रह्मवादिभिः।**
**आभिषेचनिकान्यस्मै आजह्रुः सर्वतो जनाः॥ ११**

બ્રહ્મવાદી બ્રાહ્મણો દ્વારા પૃથુના રાજ્યાભિષેકનો આરંભ થયો. સર્વ તરફથી જનો આ રાજા માટે અભિષેકની સામગ્રી લાવવા લાગ્યા. ॥ ११ ॥

आभिषेचनिकान्यभिषेकसाधनानि॥ ११ ॥

'**आभिषेचनिकानि**' અભિષેક માટેની સામગ્રીઓ ॥ ११ ॥

**सरित्समुद्रा गिरयो नागा गावः खगा मृगाः।**
**द्यौः क्षितिः सर्वभूतानि समाजह्रुरुपायनम्॥ १२**

॥ १२ ॥

સરિતાઓ, સમુદ્રો, પર્વતો, સર્પો, ગાયો, પક્ષીઓ, પશુઓ, આકાશ, ભૂમિ, સર્વ પ્રાણીઓ ઉપહાર લાવ્યાં. ॥ १२ ॥ १२ ॥

**सोऽभिषिक्तो महाराजः सुवासाः साध्वलंकृतः।**
**पत्न्याऽर्चिषाऽलंकृतया विरेजेऽग्निरिवापरः॥ १३**

॥ १३ ॥

સુંદર વસ્ત્ર અને સુંદર અલંકાર ધારણ કરેલા, રાજ્યાસનારૂઢ તે મહારાજ પૃથુ અલંકાર ધારણ કરેલી પત્ની અર્ચિ સાથે બીજા અગ્નિદેવ સરખા શોભતા હતા. ॥ १३ ॥ १३ ॥

**तस्मै जहार धनदो हैमं वीर वरासनम्।**
**वरुणः सलिलस्रावमातपत्रं शशिप्रभम्॥ १४**

**वायुश्च वालव्यजने धर्मः कीर्तिमयीं स्रजम्।**
**इन्द्रः किरीटमुत्कृष्टं दण्डं संयमनं यमः॥ १५**

हे वीर। वरासनमुत्तमासनम्। सलिलस्य स्रावो यस्मात्॥ १४॥

द्वे वालव्यजने॥ १५॥

હે વીર (વિદુરજી), કુબેરે તેમને સુવર્ણનું શ્રેષ્ઠ આસન, વરુણદેવે ચન્દ્ર જેવું પ્રકાશમાન અને જળ સ્રવતું છત્ર, વાયુદેવે બે ચામર, ધર્મદેવે કીર્તિમયી માળા, ઈન્દ્રે ઉત્કૃષ્ટ મુકુટ તથા યમદેવે દમન કરનારો દંડ અર્પણ કર્યો. ॥ ૧૪॥ ૧૫ ॥

હે વીર (વિદુરજી) – **'वर-आसनम्'** ઉત્તમ આસન–જળનો સ્રાવ જેમાંથી થાય તે **'सलिलस्रावम्'** ॥૧૪ ॥

બે ચામરો ॥ ૧૫ ॥

**ब्रह्मा ब्रह्ममयं वर्म भारती हारमुत्तमम्।**
**हरिः सुदर्शनं चक्रं तत्पत्न्यव्याहतां श्रियम्॥ १६**

ब्रह्ममयं वेदमयं वर्म कवचम्। तत्पत्नी श्रीः। श्रियं संपदम्॥ १६॥

બ્રહ્માજીએ વેદમય કવચ, સરસ્વતીદેવીએ ઉત્તમ હાર, શ્રીહરિએ સુદર્શનચક્ર, તેમની પત્ની શ્રીદેવીએ અવિચળ સમ્પત્તિ, ॥ ૧૬ ॥

**'ब्रह्ममयम्'** વેદમય **'वर्म'** કવચ– તેમની પત્ની શ્રીએ **'श्रियम्'** સમ્પત્તિ (આપી.)॥ ૧૬ ॥

**दशचन्द्रमसिं रुद्रः शतचन्द्रं तथाम्बिका।**
**सोमोऽमृतमयानश्वांस्त्वष्टा रूपाश्रयं रथम्॥ १७**

दशचन्द्राकाराणि बिम्बानि कोशे यस्य तम्। असिं खड्गम्। शतचन्द्रं चर्म रूपाश्रयमति-सुन्दरम्॥ १७॥

રુદ્રદેવે દસ ચન્દ્રાકાર (ચિહ્નોથી યુક્ત કોષવાળી) તલવાર, અમ્બિકાદેવીએ સો ચન્દ્રાકાર ચિહ્નોવાળી (ઢાલ), ચંદ્રદેવે અમૃતમય અશ્વો, વિશ્વકર્માએ અતિ સુંદર રથ, ॥ ૧૭ ॥

દસ ચન્દ્રાકાર ચિહ્નો છે જેના કોષમાં તે **'असिम्'** તલવાર, **'शतचन्द्रम्'** સો ચન્દ્રનાં ચિહ્નોવાળી ઢાલ, **'रूप-आश्रयम्'** અતિ સુંદર રથ,॥ ૧૭ ॥

**अग्निराजगवं चापं सूर्यो रश्मिमयानिषून्।**
**भूः पादुके योगमय्यौ द्यौः पुष्पावलिमन्वहम्॥ १८**

अजस्य गोश्च शृङ्गाभ्यां निर्मितं चापम्। योगमय्यौ पादस्पर्शमात्रेणाभीष्टदेशप्रापिके॥ १८॥

અગ્નિદેવે બકરાનાં તથા બળદનાં શિંગડાંમાંથી બનાવેલું ધનુષ્ય, સૂર્યદેવે કિરણોમય બાણો અને પૃથ્વીદેવીએ બે યોગમયી પાદુકાઓ આપી. (આકાશના અભિમાની) દ્યુ દેવતા પ્રતિદિન પુષ્પમાળા આપવા લાગ્યા. ॥ ૧૮ ॥

બકરાનાં અને બળદનાં શિંગડાંમાંથી બનાવેલ ધનુષ્ય, ચરણસ્પર્શમાત્રથી અભીષ્ટ સ્થાને પહોંચાડી દેનારી **'योगमय्यौ'** બે યોગમયી પાદુકાઓ ॥ ૧૮ ॥

**नाट्यं सुगीतं वादित्रमन्तर्धानं च खेचराः।**
**ऋषयश्चाशिषः सत्याः समुद्रः शङ्खमात्मजम्॥ १९**

આકાશચારી સિદ્ધ-ગંધર્વોએ નાટ્યકૌશલ, સંગીત, વાદિત્ર તથા અન્તર્ધાન થવાની શક્તિઓ (આપી), ઋષિઓએ અમોઘ આશીર્વાદ, સમુદ્રે પોતાનામાં ઉત્પન્ન થયેલો શંખ, ॥ ૧૯ ॥

नाट्यादिकौशलं खेचराः। आत्मजं स्वप्रभवम्॥ १९॥

**सिन्धवः पर्वता नद्यो रथवीथीर्महात्मनः।**
**सूतोऽथ मागधो बन्दी तं स्तोतुमुपतस्थिरे॥ २०**

तं स्तोतुमुपस्थिताः॥ २०॥

**स्तावकांस्तानभिप्रेत्य पृथुर्वैन्यः प्रतापवान्।**
**मेघनिर्ह्लादया वाचा प्रहसन्निदमब्रवीत्॥ २१**

स्तावकान् स्तोतुमुद्यतान्। अभिप्रेत्य ज्ञात्वा॥ २१॥

पृथुरुवाच

**भो सूत हे मागध सौम्य बन्दिँ-**
**ल्लोकेऽधुनाऽस्पष्टगुणस्य मे स्यात्।**
**किमाश्रयोऽमे स्तव एष योज्यतां**
**मा मय्यभूवन्वितथा गिरो वः॥ २२**

लोके स्पष्टगुणस्य सतो मे स्तुतिः स्यात्। अधुना तु किमाश्रयो मे स्तवो योज्यताम्। अतो वो गिरोऽधुना मयि वितथा माभूवन्।

यद्वा लोकेऽधुनाऽस्पष्टगुणस्य मे किमाश्रयः स्तवः स्यात्। अत एष क्रियमाणः स्तवोऽमे मदन्यस्य योज्यतां, न तु मे वितथाभिधानापत्तेरित्यर्थः॥ २२॥

**तस्मात्परोक्षेऽस्मदुपश्रुतान्यलं**
**करिष्यथ स्तोत्रमपीच्यवाचः।**
**सत्युत्तमश्लोकगुणानुवादे**
**जुगुप्सितं न स्तवयन्ति सभ्याः॥ २३**

નાટ્ય વગેરે કૌશલ આકાશવિહારીઓએ આપ્યાં. **'आत्मजम्'** પોતાનામાં ઉત્પન્ન થયેલો શંખ ॥ ૧૯ ॥

સમુદ્રો, પર્વતો, નદીઓએ મહાત્મા પૃથુને રથનો માર્ગ આપ્યો. ત્યાર પછી સૂત, માગધ અને બંદિજનો તેમની સ્તુતિ કરવા માટે ઉપસ્થિત થયા. ॥ ૨૦ ॥

તેમની સ્તુતિ કરવા માટે ઉપસ્થિત થયા. ॥ ૨૦ ॥

તેમને સ્તુતિ કરવા માટે ઉદ્યત થયેલા જાણીને વેનના પ્રતાપી પુત્ર પૃથુએ મેઘગંભીર વાણીથી હસતાં હસતાં આ પ્રમાણે કહ્યું. ॥ ૨૧ ॥

**'स्तावकान्'** સ્તુતિ કરવાને તૈયાર થયેલાઓને, **'अभिप्रेत्य'** જાણીને ॥ ૨૧ ॥

**પૃથુરાજા બોલ્યા** – હે સૂત, હે માગધ, હે સૌમ્ય બંદિજન, જ્યારે આ જગતમાં મારા ગુણો પ્રકટ થાય ત્યારે મારી સ્તુતિ કરવી જોઈએ, પરંતુ અત્યારે કયા ગુણને આધારે મારી આ સ્તુતિ કરવામાં આવે (છે)? માટે હમણાં તમારી વાણી મારા વિષે વ્યર્થ ન હોવી જોઈએ. ॥ ૨૨ ॥

જગતમાં જ્યારે હું પ્રકટ ગુણોવાળો હોઉં ત્યારે મારી સ્તુતિ હોઈ શકે પરંતુ અત્યારે કયા ગુણને આધારે મારી સ્તુતિ કરવામાં આવે છે? માટે તમારી વાણી હમણાં મારા વિષે વ્યર્થ ન હોવી જોઈએ.

અથવા અત્યારે જગતમાં અપ્રકટ ગુણવાળા એવા મારી કયા ગુણને આધારે સ્તુતિ કરવી યોગ્ય છે? આથી જ, કરવામાં આવતી આ સ્તુતિ **'अमे'** મારા સિવાય અન્યને માટે પ્રયુક્ત કરો. (પૂર્ણ પ્રકટ ગુણવાળા ભગવાનને માટે આ સ્તુતિ હોઈ શકે– **बा.प्र.**) પરંતુ મારે માટે નહીં કારણ કે અસત્ય બોલવાનો (તમારી ઉપર) દોષ આવી પડે, એમ અર્થ છે. ॥ ૨૨ ॥

હે મૃદુભાષી જનો, આથી થોડા સમય પછી જ્યારે અમારા ગુણો પ્રસિદ્ધ થાય ત્યારે અમારા યશના પ્રત્યેક સ્તોત્રમાં ખૂબ ગુણગાન કરજો. ઉત્તમશ્લોક ભગવાનનો ગુણાનુવાદ કરવા યોગ્ય છે ત્યારે શિષ્ટ મનુષ્યો (આજકાલના) ક્ષુદ્ર મનુષ્યની સ્તુતિ કરતા નથી.॥ ૨૩ ॥

तस्मात् परोक्षे कालान्तरे स्पष्टेषु गुणेषु सत्स्वस्माकमुपश्रुतानि यशांसि प्रतिस्तोत्रमलमत्यर्थं करिष्यथ। हे अपीच्यवाचो मधुरगिरः। सभ्यैः प्रेरिता वयं त्वामेव स्तुम इति चेत्तत्राह।

તેથી **'परोक्षे'** થોડા સમય પછી જ્યારે મારા ગુણો પ્રકટ થાય ત્યારે અમારો **'उपश्रुतानि'** યશ પ્રત્યેક સ્તુતિમાં **'अलम्'** ભરપેટ ગાજો. **'हे अपीच्यवाचः'** મધુર વાણીવાળા હે સ્તુતિ પાઠકો– શિષ્ટ જનો દ્વારા પ્રેરણા પામેલા અમે આપની જ સ્તુતિ કરીએ છીએ, એમ જો પ્રજાજનો કહે તો તે માટે કહે છે કે—

उत्तमश्लोकस्य गुणानुवादे कार्ये सति जुगुप्सितमर्वाचीनं न स्तावयन्ति॥ २३॥

જ્યારે ઉત્તમશ્લોક ભગવાનનો ગુણાનુવાદ કરવા યોગ્ય છે, ત્યારે આજકાલના તુચ્છ મનુષ્યોની સ્તુતિ શિષ્ટ જનો કરતા નથી. ॥ २३ ॥

ननु संभावितैरेव गुणैरात्मानं जनः स्तावयतीति चेत्तत्राह।

શંકા કરવામાં આવી છે કે મનુષ્ય તો ભવિષ્યમાં થનારા ગુણોને કારણે પોતાની સ્તુતિ કરાવે છે. તે માટે કહે છે કે—

**महद्गुणानात्मनि कर्तुमीशः**
**कः स्तावकैः स्तावयतेऽसतोपि।**
**तेऽस्या भविष्यन्निति विप्रलब्धो**
**जनावहासं कुमतिर्न वेद॥ २४**

મહાન પુરુષોના ગુણો પોતાનામાં લાવવા માટે સમર્થ હોય તો પણ એવો કોણ છે કે જે સ્તુતિ કરનારાઓ પાસેથી ન હોય તેવા ગુણોની સ્તુતિ કરાવે? (શાસ્ત્ર-અભ્યાસ કર્યો હોત તો તે વિદ્યાદિ ગુણો) આ વ્યક્તિમાં હોત (અને તે સ્તુતિને યોગ્ય થાત) એ રીતે છેતરાયેલો તે મંદબુદ્ધિ મનુષ્ય જન-ઉપહાસને સમજતો નથી. ॥ २४ ॥

महतां गुणानात्मनि संपादयितुं शक्तोऽप्यसतो गुणान्संभावनामात्रेण कः स्तावयते। यद्वा आदावेव सतोऽपि कः स्तावयते स्वत एव प्रख्यातिसिद्धेः। अन्यस्तु मिथ्यागुणस्तुतिश्लाघी मन्द इत्याह—त इति।

મહાપુરુષોના ગુણો પોતાનામાં લાવવા માટે કોઈ પુરુષ સમર્થ હોય તો પણ વર્તમાનમાં ન હોય તેવા ગુણોનું સંભાવના માત્રથી જ કોણ સ્તવન કરાવે? અથવા પહેલેથી જ ગુણો હોય તો પણ કોણ સ્તુતિ કરાવે કારણ કે પ્રસિદ્ધિ તો એની મેળે જ થાય છે. મિથ્યા ગુણોની સ્તુતિની પ્રશંસા કરનારો (પ્રથમથી જુદો) અન્ય મનુષ્ય મંદબુદ્ધિનો છે, એમ કહે છે— **'ते इति।'**

यद्ययं शास्त्राभ्यासादिकमकरिष्यत्तर्ह्यस्य ते विद्यादयो गुणा अभविष्यन्निति क्रियातिपत्त्या विप्रलब्धो जनानामवहासं न वेद॥ २४॥

જો આણે શાસ્ત્રાભ્યાસ વગેરે કર્યો હોત તો આનામાં વિદ્યા વગેરે ગુણો હોત– એમ ક્રિયાની નિષ્ફળતાના પ્રયોગથી વંચિત થયેલો આ મંદબુદ્ધિ મનુષ્ય લોકોના ઉપહાસને સમજતો નથી. ॥ २४ ॥

**प्रभवो ह्यात्मनः स्तोत्रं जुगुप्सन्त्यपि विश्रुताः।**
**ह्रीमन्तः परमोदाराः पौरुषं वा विगर्हितम्॥ २५**

લજ્જાશીલ, પરમ ઉદાર, જ્ઞાની અને સમર્થ હોવા છતાં તેવા પુરુષો જેમ નિંદિત પરાક્રમની ચર્ચાની નિંદા કરે છે તેમ પોતાને માટે કરાયેલી ગુણસ્તુતિની પણ નિંદા કરે છે. ॥ २५ ॥

किं च प्रभवोऽपि विश्रुता अपि ह्रीमन्तोऽपि जुगुप्सन्ति। वेति दृष्टान्ते। यथाऽतिस्तुतौ क्रियमाणायां विगर्हितं ब्राह्मणवधादिपौरुषं निन्दति तथोचितामपि स्तुतिं न सहन्त इत्यर्थः ॥ २५ ॥

વળી, સમર્થ હોવા છતાં, જ્ઞાની હોવા છતાં, લજ્જાશીલ હોવા છતાં (તેવા પુરુષો) નિંદિત પરાક્રમની ચર્ચાની નિંદા કરે છે. **'वा इति।'** દૃષ્ટાન્ત તરીકે છે. જેમ ખૂબ સ્તુતિ કરાતી હોય ત્યારે બ્રાહ્મણનો વધ વગેરે **'विगर्हितम्'** નિંદ્ય પરાક્રમની નિંદા કરે છે તેમ, ઉચિત હોવા છતાં પણ મહાન મનુષ્યો સ્તુતિને સહન કરતા નથી. ॥ ૨૫ ॥

**वयं त्वविदिता लोके सूताद्यापि वरीमभिः।**
**कर्मभिः कथमात्मानं गापयिष्याम बालवत्॥ २६**

હે સૂત, અમે તો લોકમાં અમારાં શ્રેષ્ઠ કર્મો દ્વારા હજી અપ્રસિદ્ધ છીએ તો મૂર્ખ મનુષ્યની જેમ શા માટે પોતાનું યશોગાન કરાવીએ? ॥ ૨૬ ॥

वरीमभिरिति दीर्घत्वमार्षम्। भवितृप्रधानोऽयं निर्देशः। वरिष्ठैः कर्मभिरविदिता इत्यर्थः ॥ २६ ॥

**'वरीमभिः इति।'** માં **री** નું દીર્ઘત્વ આર્ષ છે. ('वरस्य भावो वरिमा तैः वरिमभिः') ભવિષ્યમાં થનાર શ્રેષ્ઠ કર્મવાળાનો મુખ્યત્વે નિર્દેશ છે. શ્રેષ્ઠ કર્મો દ્વારા અમે પ્રસિદ્ધ થયા નથી, એમ અર્થ છે. ॥ ૨૬ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां चतुर्थस्कन्धे पृथुचरिते पञ्चदशोऽध्यायः ॥ १५ ॥

इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां पञ्चदशोऽध्यायः ॥ १५ ॥

# अथ षोडशोऽध्यायः

## મહારાજ પૃથુનું સ્તવન

षोडशे सर्वलोकेशैः सत्कृतं भार्यया युतम्।
मुनिप्रयुक्ताः सूताद्याः स्तुवन्ति स्मेति वर्ण्यते ॥ १

સર્વ લોકેશ્વરો દ્વારા સત્કાર પામેલા, ભાર્યા સહિત (પૃથુરાજાની), મુનિઓ દ્વારા પ્રેરણા કરાયેલા સૂત વગેરે સ્તુતિ કરે છે, તે કથા સોળમા અધ્યાયમાં વર્ણવવામાં આવે છે. ॥ ૧ ॥

मैत्रेय उवाच

**इति ब्रुवाणं नृपतिं गायका मुनिचोदिताः।**
**तुष्टुवुस्तुष्टमनसस्तद्वागमृतसेवया ॥ १**

**મૈત્રેયમુનિ બોલ્યા** – એમ કહેતા રાજા પૃથુની વાણીરૂપ અમૃતના સેવનથી પ્રસન્ન મનવાળા તેમ જ મુનિઓ પાસેથી પ્રેરણા પામેલા સૂતાદિ ગાયકો સ્તુતિ કરવા લાગ્યા. ॥ ૧ ॥

गायकाः सूतादयः ॥ १ ॥

**'गायकाः'** સૂત વગેરે સ્તુતિ કરનારા ગાયકો.॥૧॥

**नालं वयं ते महिमानुवर्णने**
**यो देववर्योऽवततार मायया।**
**वेनाङ्गजातस्य च पौरुषाणि ते**
**वाचस्पतीनामपि बभ्रमुर्धियः ॥ २**

શ્રેષ્ઠ દેવ એવા જે આપ નિજ માયાથી (પૃથ્વી પર) અવતર્યા છો તે આપના મહિમાનું વર્ણન કરવામાં અમે સમર્થ નથી તેમ જ વાણીના સ્વામી બ્રહ્માદિની બુદ્ધિ પણ વેનના શરીરમાંથી ઉત્પન્ન થયેલા એવા આપનાં પરાક્રમો પ્રતિ ભ્રમિત થાય છે. ॥ ૨ ॥

नालं न समर्थाः। यो भवान्। अवतारेष्वप्यस्याधिक्यमाहुः। वेनस्याङ्गाज्जातस्य ते पौरुषाणि प्रत्यवितर्क्यतया ब्रह्मादीनामपि धियो बभ्रमुः। कुतः पुनर्वयं तद्वर्णने समर्था भवेम॥ २॥

**'ન-અલમ્'** અમે સમર્થ નથી. **'યઃ'** જે આપ– અવતારોમાં પણ આ અવતારની અધિકતા (સૂતાદિ ગાયકો) કહે છે. વેનના (મૃત) શરીરમાંથી ઉત્પન્ન થયેલા આપનાં પરાક્રમો અચિન્ત્ય હોવાથી તેમના પ્રતિ બ્રહ્માદિ દેવોની બુદ્ધિ પણ ભ્રમિત થાય છે, તો પછી તેનું વર્ણન કરવામાં અમે કેવી રીતે સમર્થ થઈએ? ॥ ૨ ॥

**अथाप्युदारश्रवसः पृथोर्हरेः**
**कलावतारस्य कथामृतादृताः।**
**यथोपदेशं मुनिभिः प्रचोदिताः**
**श्लाघ्यानि कर्माणि वयं वितन्महि॥ ३**

तेम छतां પણ ઉદાર કીર્તિવાળા શ્રીહરિના અંશાવતાર રાજા પૃથુના કથામૃતમાં આદરવાળા અને મુનિજનો દ્વારા પ્રેરાયેલા અમે (તેમના જ) ઉપદેશ અનુસાર આપનાં પ્રશંસનીય કર્મોનું વિસ્તારપૂર્વક વર્ણન કરીએ (છીએ). ॥ ૩ ॥

अथापि यथावद्वर्णयितुमशक्ता अपि कथामृते सादराः। मुनिभिः कृत उपदेशो योगबलेन हृदि प्रकाशनं तदनतिक्रम्य। वितन्महि विस्तारयामः॥ ३॥

**'अथापि'** યથાવત્ વર્ણન કરવા માટે અસમર્થ હોવા છતાં પણ કથામૃતમાં આદરવાળા અમે, મુનિઓ દ્વારા કરાયેલો ઉપદેશ, યોગબળથી હૃદયમાં પ્રકાશેલા જ્ઞાનનું અતિક્રમણ ન કરીને, **'वितन्महि'** વિસ્તારીએ છીએ. ॥ ૩ ॥

**एष धर्मभृतां श्रेष्ठो लोकं धर्मेऽनुवर्तयन्।**
**गोप्ता च धर्मसेतूनां शास्ता तत्परिपन्थिनाम्॥ ४**
॥ ४॥

ધર્મધારીઓમાં શ્રેષ્ઠ આ પૃથુરાજા લોકને ધર્મમાં પ્રવર્તાવીને ધર્મની મર્યાદાઓના રક્ષક બનશે તથા ધર્મના શત્રુઓના શાસક બનશે. ॥ ૪ ॥ ૪ ॥

**एष वै लोकपालानां बिभर्त्येकस्तनौ तनूः।**
**काले काले यथाभागं लोकयोरुभयोर्हितम्॥ ५**

આ એક જ પૃથુરાજા પોતાના શરીરમાં સમયાનુસાર પાલન, પોષણ, અનુરંજન વગેરે કાર્ય અનુસાર (સ્વર્ગ અને પૃથ્વી) બંને લોકનું હિત થાય તેમ લોકપાલોની મૂર્તિઓને ધારણ કરશે. ॥ ૫ ॥

तनौ स्वदेहे लोकपालानां तनूर्मूर्तीः काले काले बिभर्ति। यथाभागं पालनपोषणानुरञ्जनादि–कार्यानुसारेण यज्ञादिप्रवर्तनेन स्वर्गस्य हितं वृष्ट्यादिना च भूर्लोकस्य हितं यथा भवति तथा॥ ५॥

**'तनौ'** પોતાના દેહમાં લોકપાલોની મૂર્તિઓને સમયાનુસાર ધારણ કરશે. **'यथाभागम्'** પાલન, પોષણ, અનુરંજનાદિ કાર્ય અનુસાર, યજ્ઞ વગેરેના પ્રવર્તન દ્વારા સ્વર્ગનું હિત તથા વૃષ્ટિ વગેરેથી પૃથ્વીનું હિત જેમ થાય તેમ ॥ ૫ ॥

सूर्यादितनुधारणमेवाहाष्टभिः।

સૂર્ય વગેરેનાં શરીર ધારણ કરશે, એ જ વાત આઠ શ્લોકો દ્વારા કહે છે. *

* (સૂર્ય, પૃથ્વી, ઇન્દ્ર, ચન્દ્ર, વરુણ, અગ્નિ, વાયુ અને યમની શક્તિનું ધારણ એક એક શ્લોકથી દર્શાવ્યું છે.)

**वसु काल उपादत्ते काले चायं विमुञ्चति।**
**समः सर्वेषु भूतेषु प्रतपन्सूर्यवद्विभुः॥ ६**

વસુ ધનં કરાદાનકાલે આદત્તે, દુર્ભિક્ષાદિકાલે વિમુઞ્ચતિ ચ। અષ્ટૌ માસાન્સૂર્યો યથા વસુ જલમાદત્તે વર્ષાસુ વિમુઞ્ચતિ તદ્વત્॥ ૬॥

સૂર્ય જેમ સર્વ પ્રાણીઓ ઉપર સમાનરૂપે તપીને, (આઠ મહિનાઓ સુધી જળ ગ્રહણ કરે છે અને વર્ષાઋતુમાં પાછું આપે છે તેમ) આ રાજા સુકાળ વગેરે સમયે કરરૂપે ધન લેશે અને દુષ્કાળ વગેરે સમયે (તે ધન પ્રજાને) પાછું આપશે. ॥૬॥

**'वसु'** ધન-કર લેવાના સમયે લેશે અને દુષ્કાળ વગેરે સમયે તેને પાછું આપશે. સૂર્ય જેમ આઠ માસ સુધી **'वसु'** જળ ગ્રહણ કરે અને વર્ષાઋતુમાં તેનો ત્યાગ કરે છે તેમ. ॥ ૬ ॥

**तितिक्षत्यक्रमं वैन्य उपर्याक्रमतामपि।**
**भूतानां करुणः शश्वदार्तानां क्षितिवृत्तिमान्॥ ७**

मस्तके पादेनाक्रमतामप्यार्तानां भूतानाम-तिक्रमं सहिष्यते, क्षितेर्वृत्तिः सर्वसहनं सा वृत्तिर्यस्यास्ति स तथा॥ ७॥

પૃથ્વીની (સર્વને સહન કરવાની) વૃત્તિવાળા તેમ જ દુઃખી પ્રાણીઓ ઉપર કરુણાવાળા, વેનપુત્ર રાજા પૃથુ (પોતાના મસ્તક) ઉપર પગ મૂકનારાઓના પણ અપરાધને સદાય સહન કરશે. ॥ ૭ ॥

(પોતાના) મસ્તક ઉપર પગથી ડગલું ભરનાર દુઃખી પ્રાણીઓનો અપરાધ પણ સહન કરશે. સર્વને સહન કરવાની પૃથ્વીની જે વૃત્તિ છે તેવી વૃત્તિ જેની છે તેવા તે (**'क्षितिवृत्तिमान्'**) રાજા પૃથુ ॥ ૭ ॥

**देवेऽवर्षत्यसौ देवो नरदेववपुर्हरिः।**
**कृच्छ्रप्राणाः प्रजा ह्येष रक्षिष्यत्यञ्जसेन्द्रवत्॥ ८**

देवेऽवर्षति एष कृच्छ्रं गताः प्राणा यासां ताः प्रजाः स्वयं वृष्टिं कृत्वा रक्षिष्यति। अत्र हेतुः— असौ नरदेववपुर्हरिरिति॥ ८॥

જ્યારે દેવરાજ ઈન્દ્ર વૃષ્ટિ નહીં કરે ત્યારે રાજાનું શરીર ધારણ કરનાર શ્રીહરિ એવા આ દેવ, પ્રજાના પ્રાણ સંકટમાં પડતાં, ઈન્દ્રદેવની જેમ (વૃષ્ટિ કરી) પ્રજાઓનું અનાયાસે રક્ષણ કરશે. ॥૮॥

ઈન્દ્રદેવ વૃષ્ટિ નહીં કરે ત્યારે આ રાજા (ઈન્દ્રદેવની જેમ) વૃષ્ટિ કરીને, સંકટમાં પડ્યા છે પ્રાણ જેમના તે પ્રજાઓનું અનાયાસે રક્ષણ કરશે. તે માટે કારણ આપે છે– કારણ કે રાજાનું શરીર ધારણ કરનાર એ શ્રીહરિ છે. ॥ ૮ ॥

**आप्याययत्यसौ लोकं वदनामृतमूर्तिना।**
**सानुरागावलोकेन विशदस्मितचारुणा॥ ९**

वदनमेवामृतमूर्तिश्चन्द्रस्तेन। सानुरागोऽवलोको यस्मिन्। विशदं यत्स्मितं तेन चारुणा। अत्र च

અનુરાગસહિત અવલોકનવાળા તથા નિર્મળ સ્મિતથી મનોહર એવા અમૃતમય મુખચન્દ્રથી આ રાજા લોકોને તૃપ્ત કરશે. ॥ ૯ ॥

મુખ એ જ અમૃતમય ચન્દ્ર, તેનાથી– અનુરાગ સહિતની દૃષ્ટિ છે જેમાં તથા નિર્મળ જે સ્મિત છે તેનાથી મનોહર એવા મુખ વડે. વળી, અહીં ક્યાંક વર્તમાનકાળનો નિર્દેશ છે. 'વર્તમાનના સામીપ્યમાં

क्वचिद्वर्तमाननिर्देशो 'वर्तमानसामीप्ये वर्तमानवद्वा' इति भूतनिर्देशश्च 'आशंसायां भूतवच्च' इति द्रष्टव्यः ॥ ९ ॥

ભૂતકાળ અથવા ભવિષ્યકાળ હોય ત્યારે ભૂત કે ભવિષ્યને બદલે વર્તમાનની જેમ પ્રત્યયો લાગે છે.' (પા.સૂ.૩/૩/૧૩૧) 'ઇષ્ટ વસ્તુ વિષે કામના કરવાની હોય ત્યારે ભવિષ્યકાળને બદલે ભૂતકાળ અથવા વર્તમાનના પ્રત્યયો પ્રયોજાય છે.' – (પા.સૂ.૩/૩/૧૩૨) એમ સમજવું. ॥ ૯ ॥

**अव्यक्तवर्त्मैष निगूढकार्यो**
**गम्भीरवेधा उपगुप्तवित्तः ।**
**अनन्तमाहात्म्यगुणैकधामा**
**पृथुः प्रचेता इव संवृतात्मा ॥ १०**

(જેમનો આવવા-જવાનો માર્ગ કોઈ સમજી ન શકે તેવા) અવ્યક્ત માર્ગવાળા, (કાર્ય સંપૂર્ણ થયા પહેલા કોઈ જાણી ન શકે તેમ) ગુપ્ત રીતે કાર્ય કરનાર, (આ કાર્ય શા માટે કર્યું– એમ અન્ય દ્વારા જેમની કાર્યપદ્ધતિ જાણી ન શકાય તેવી) ગૂઢ રીતે કાર્ય કરનાર, ધન સુરક્ષિત રાખનાર, (સત્ય-સૌશીલ્ય-શાંતિ-ઔદાર્ય-કારુણ્ય વગેરે) ગુણોના એક માત્ર આશ્રયરૂપ તથા અનંત માહાત્મ્યવાળા અને નિયંત્રિત મનવાળા આ પૃથુરાજા વરુણદેવ જેવા થશે. ॥ ૧૦ ॥

न व्यक्तं वर्त्म प्रवेशनिर्गममार्गो यस्य। निगूढं निष्पत्तेः पूर्वमविज्ञातं कार्यं यस्य। तच्च कार्यं गम्भीरं किमर्थमेतत्कृतमित्यन्यैरज्ञाताभिप्रायं विधत्त इति तथा। उपगुप्तं सुरक्षितं वित्तं यस्य। अनन्तमाहात्म्यश्चासौ गुणानामेकं धाम विष्णुर्यस्मिन्। अनन्तमाहात्म्योपेता गुणा एवैकं धाम स्थानं यस्येति वा। संवृतात्मा संयतमूर्तिः। समुद्रचरत्वेन वरुणस्याप्येते गुणा द्रष्टव्याः ॥ १० ॥

જેમનો આવવા જવાનો માર્ગ અસ્પષ્ટ છે, કાર્ય નિષ્પન્ન થયા પહેલાં જાણી ન શકાય તેવું ગુપ્ત કાર્ય છે જેમનું, અને એ કાર્ય ગંભીર છે; શા માટે કરવામાં આવ્યું છે; એમ અન્યને જેમનો અભિપ્રાય ખબર નથી તે રીતે કાર્ય કરે તેવા, **'उपगुप्तम्'** સુરક્ષિત છે ધન જેમનું, ગુણોના એકમાત્ર આશ્રયરૂપ અને અનંત માહાત્મ્યવાળા ભગવાન વિષ્ણુ છે જેમનામાં અથવા અનન્ત માહાત્મ્યવાળા ગુણો જ એક **'धाम'** સ્થાન છે જેમનું, **'संवृत-आत्मा'** નિયંત્રિત મનવાળા, સમુદ્રચારી હોવાને કારણે વરુણદેવના પણ (રાજા જેવા) આ ગુણો સમજવા જોઈએ. ॥૧૦॥

**दुरासदो दुर्विषह आसन्नोऽपि विदूरवत्।**
**नैवाभिभवितुं शक्यो वेनारण्युत्थितोऽनलः ॥ ११**

શત્રુના મન દ્વારા પણ પ્રાપ્ત થવા માટે અશક્ય, શત્રુઓ દ્વારા અસહ્ય, સમીપ હોવા છતાં દૂર હોય તેમ, શૌર્યથી પણ હરાવવા અશક્ય, અગ્નિસ્વરૂપ રાજા પૃથુ, વેનરૂપ અરણિકાષ્ઠથી ઉત્પન્ન થયેલા છે.॥ ૧૧ ॥

दुरासदः शत्रोर्मनसापि प्राप्तुमशक्यः। दुर्विषहः शत्रुभिः सोढुमशक्यः। विदूरवत्पौरुषेणाभिभवितुमशक्यः। वेन एवारणिस्तस्मादुत्थितः ॥ ११ ॥

**'दुरासदः'** શત્રુના મનથી પણ પ્રાપ્ત કરવા માટે અશક્ય, **'दुर्विषहः'** શત્રુ દ્વારા સહન કરવા અશક્ય, **'विदूरवत्'** દૂર હોય તેમ શૌર્યથી (પણ) પરાભવ પમાડવા અશક્ય– વેન એ જ અરણિ, તેમાંથી ઉત્પન્ન થયેલા ॥૧૧॥

**अन्तर्बहिश्च भूतानां पश्यन्कर्माणि चारणैः।**
**उदासीन इवाध्यक्षो वायुरात्मेव देहिनाम्॥ १२**

चारणैर्गुप्तभृत्यैः पश्यन्नपि स्वस्तुतिनिन्दादावुदासीन इव वर्तिष्यते यथा देहिनामध्यक्षोऽविकृत आत्मभूतो वायुः सूत्रात्मा तद्वत्॥ १२॥

ગુપ્તચરો દ્વારા પ્રાણીઓનાં ગુપ્ત અને પ્રકટ કર્મોને જોતા હોવા છતાં રાજા પૃથુ પ્રાણીઓના અધ્યક્ષ આત્મરૂપ વાયુની જેમ (પોતાની સ્તુતિ, નિંદા વગેરે વિષે) ઉદાસીનની જેમ (વર્તશે). ॥ ૧૨ ॥

**'चारणैः'** ગુપ્તસેવકો દ્વારા જોતા હોવા છતાં પોતાની સ્તુતિ, નિંદા વગેરે વિષે ઉદાસીનની જેમ વર્તશે, જેમ પ્રાણીઓનો **'अध्यक्षः'** અવિકારી, આત્મરૂપ વાયુ સૂત્રાત્મા ઉદાસીન હોય છે તેમ ॥૧૨॥

**नादण्ड्यं दण्डयत्येष सुतमात्मद्विषामपि।**
**दण्डयत्यात्मजमपि दण्ड्यं धर्मपथे स्थितः॥ १३**

आत्मद्विषां सुतमिति सुतग्रहणं स्वात्मजसाम्यार्थम्। धर्मपथे यमस्य वृत्ते स्थितः॥ १३॥

ધર્મમાર્ગમાં રહેનાર આ રાજા, શિક્ષાપાત્ર ન હોય તેવા પોતાના શત્રુના પુત્રને પણ દંડ નહીં કરે તથા શિક્ષાપાત્ર એવા પોતાના પુત્રને પણ દંડ કરશે.॥૧૩॥

પોતાના શત્રુનો પુત્ર– પોતાના પુત્ર જેવો શત્રુનો પુત્ર છે, તે માટે પુત્ર શબ્દ લીધો છે. **'धर्मपथे'** યમની વૃત્તિમાં રહેલા રાજા પૃથુ ॥ ૧૩ ॥

**अस्याप्रतिहतं चक्रं पृथोरामानसाचलात्।**
**वर्तते भगवानर्को यावत्तपति गोगणैः॥ १४**

चक्रमाज्ञा सेना वा रथस्य वा चक्रं मानसाचलमभिव्याप्य प्रवर्तते किंपर्यन्तमित्यत आह। अर्को रश्मिगणैर्यावत्तपति तावत्॥ १४॥

ભગવાન ભાસ્કર પોતાનાં કિરણોના સમૂહ દ્વારા જ્યાં સુધી માનસાચલ પર્વતને વ્યાપીને તપશે ત્યાં સુધી આ પૃથુરાજાની આજ્ઞા (અથવા સેના અથવા રથનું પૈડું) અસ્ખલિત સંચાર કરશે. ॥ ૧૪ ॥

**'चक्रम्'** આજ્ઞા અથવા સેના અથવા રથનું ચક્ર માનસાચળ પર્વતને વ્યાપીને પ્રવર્તશે. ક્યાં સુધી, તે કહે છે. સૂર્ય જ્યાં સુધી કિરણસમૂહો દ્વારા તપશે ત્યાં સુધી॥ ૧૪ ॥

**रञ्जयिष्यति यल्लोकमयमात्मविचेष्टितैः।**
**अथामुमाहू राजानं मनोरञ्जनकैः प्रजाः॥ १५**

यद्यस्माद्रञ्जयिष्यत्यथ तस्मान्मनोरञ्जनैर्हेतुभिरमुं राजानमाहुः। मनोरञ्जनकैरिति चेष्टितविशेषणं वा॥ १५॥

મનને આનંદ આપનારાં પોતાનાં ચરિત્રો વડે આ રાજા લોકને આનંદ આપશે, આથી પ્રજાઓ આમને રાજા કહેશે. ॥ ૧૫ ॥

**'यत्'** કારણ કે મનોરંજન કરશે તેથી મનોરંજનનાં કારણોથી લોકો આમને રાજા કહેશે. **( रञ्जनात् राजा )** અથવા **'मनोरञ्जकैः'** એ **चेष्टित** નું વિશેષણ છે. (અર્થાત્ મનોરંજન કરનારાં ચરિત્રો વડે રાજા લોકને આનંદ આપશે.) ॥ ૧૫ ॥

**दृढव्रतः सत्यसन्धो ब्रह्मण्यो वृद्धसेवकः।**
**शरण्यः सर्वभूतानां मानदो दीनवत्सलः॥ १६**

॥ १६ ॥

આ રાજા દૃઢ સંકલ્પવાળા, સત્યપ્રતિજ્ઞ, બ્રાહ્મણભક્ત, વૃદ્ધોની સેવા કરનાર, સર્વ પ્રાણીઓને શરણ લેવા યોગ્ય, સર્વને માન આપનાર, દીનવત્સલ, ॥ ૧૬ ॥ ૧૬ ॥

**मातृभक्तिः परस्त्रीषु पत्न्यामर्ध इवात्मनः।**
**प्रजासु पितृवत्स्निग्धः किङ्करो ब्रह्मवादिनाम्॥ १७**

मातरीव भक्तिर्भजनं यस्य। आत्मनो देहस्यार्ध इव पत्न्यां प्रीतिमान्॥ १७॥

**देहिनामात्मवत्प्रेष्ठः सुहृदां नन्दिवर्धनः।**
**मुक्तसङ्गप्रसङ्गोऽयं दण्डपाणिरसाधुषु॥ १८**

नन्दिं सुखं वर्धयतीति तथा। मुक्तसङ्गेषु प्रकृष्टः सङ्गो यस्य। दण्डपाणिरिवेत्यपराधानुपेक्षणमुच्यते। नादण्ड्यमित्यत्र पक्षपाताभाव उक्तः॥ १८॥

**अयं तु साक्षाद्भगवांस्त्र्यधीशः**
**कूटस्थ आत्मा कलयावतीर्णः।**
**यस्मिन्नविद्यारचितं निरर्थकं**
**पश्यन्ति नानात्वमपि प्रतीतम्॥ १९**

अयं त्विति तुशब्देन निरुपमत्वं दर्शयति। कोऽसावात्मा तमाह। यस्मिन्प्रतीतमपि नानात्वमर्थशून्यं पश्यन्ति॥ १९॥

**अयं भुवो मण्डलमोदयाद्रे-**
**र्गोप्तैकवीरो नरदेवनाथः।**
**आस्थाय जैत्रं रथमात्तचापः**
**पर्यस्यते दक्षिणतो यथार्कः॥ २०**

आ उदयाद्रेस्तत्पर्यन्तं गोप्ता गोपायिष्यति तदर्थं पर्यस्यते पर्यटिष्यति। प्रदक्षिणीकरिष्यतीत्यर्थः॥ २०॥

પરસ્ત્રીઓ પર માતા જેવો પ્રેમ રાખનાર, પોતાના અર્ધા દેહની જેમ પત્ની પર પ્રીતિ રાખનાર થશે. પ્રજાઓ પર પિતાની જેમ સ્નેહાળ, બ્રહ્મવાદીઓના દાસ, ॥ ૧૭ ॥

માતા વિષે **'भक्तिः'** પ્રેમ છે જેમને, **'आत्मनः'** પોતાના અર્ધા દેહની જેમ પત્ની પર પ્રીતિ રાખનાર॥૧૭॥

સર્વ પ્રાણીઓને પોતાના જીવ જેવા અતિપ્રિય માનનાર, મિત્રોનો આનંદ વધારનાર, વૈરાગ્યવાન મનુષ્યોનો સંગ કરનાર, દુષ્ટો માટે હાથમાં દંડ રાખનાર યમરાજ જેવા થશે. ॥ ૧૮ ॥

**'नन्दिम्'** સુખ વધારે તેવા, વિરક્ત મનુષ્યોમાં શ્રેષ્ઠ પ્રીતિ છે જેમને, હાથમાં દંડ ધારણ કરનાર યમરાજ જેવા– એટલે અપરાધની ઉપેક્ષા ન થાય તે રીતે કહે છે. **'न-अदण्ड्यम्'** એમ અહીં (શ્લોક-૧૩)માં પક્ષપાતનો અભાવ કહ્યો છે. ॥૧૮॥

ત્રણ ગુણોના અધીશ્વર, વિકારરહિત તથા સર્વના આત્મારૂપ સાક્ષાત્ શ્રીભગવાન જ આ રાજા થઈને કલારૂપે અવતર્યા છે. જે ભગવાનમાં અનેકતા જણાતી હોવા છતાં અવિદ્યારચિત હોવાથી (જ્ઞાનીઓ એને) નિરર્થક જુએ છે. ॥ ૧૯ ॥

**'अयं तु इति'** ભગવાન જ આ રાજારૂપે છે– એમ રાજા નિરુપમ છે, તે દર્શાવે છે. આ સર્વના આત્મારૂપ કોણ છે, તેનું વર્ણન કરે છે. જે ભગવાનમાં જણાતી હોવા છતાં પણ **'नानात्वम्'** અનેકતાને જ્ઞાનીઓ નિરર્થક જુએ છે. ॥ ૧૯ ॥

અદ્વિતીય વીર એવા આ મહારાજા ઉદયાચળ સુધીના ભૂમંડળનું રક્ષણ કરશે અને વિજયશીલ રથમાં બેસી, ધનુષ્ય ચડાવી સૂર્યની જેમ દક્ષિણથી પ્રદક્ષિણા કરશે. ॥ ૨૦ ॥

**'आ'** ઉદયાચળ સુધીની પૃથ્વીનું **'गोप्ता'** રક્ષણ કરશે. તે માટે **'पर्यस्यते'** પર્યટન કરશે, પ્રદક્ષિણા કરશે, એમ અર્થ છે. ॥૨૦॥

**अस्मै नृपालाः किल तत्र तत्र**
**बलिं हरिष्यन्ति सलोकपालाः।**
**मंस्यंत एषां स्त्रिय आदिराजं**
**चक्रायुधं तद्यश उद्धरन्त्यः॥ २१**

अस्मै तथा प्रदक्षिणं कुर्वते मंस्यन्ते ज्ञास्यन्ति। तस्य यश उद्धरन्त्य उदाहरन्त्यः कीर्तयन्त्यः॥ २१॥

(આ પ્રમાણે પ્રદક્ષિણા કરતા) આ (પૃથુરાજ)ને લોકપાલો સહિત (સર્વ) રાજાઓ તે તે સ્થળે ભેટ સમર્પણ કરશે. આ રાજાઓની પત્નીઓ પણ તેમનું યશોગાન કરતી આદિરાજા પૃથુને ચક્રાયુધધારી ભગવાન વિષ્ણુ જાણશે. ॥ ૨૧ ॥

આમ પ્રદક્ષિણા કરતા આ રાજાને (ઉપહાર આપશે). '**मंस्यन्ते**' (સ્ત્રીઓ તેમને ભગવાન) જાણશે– તેમનો યશ '**उद्धरन्त्यः**' ગાતી ॥ ૨૧॥

**अयं महीं गां दुदुहेऽधिराजः**
**प्रजापतिर्वृत्तिकरः प्रजानाम्।**
**यो लीलयाऽद्रीन्स्वशरासकोट्या**
**भिन्दन्समां गामकरोद्यथेन्द्रः॥ २२**

इन्द्र इवाद्रीन्विभिन्दन्॥ २२॥

પ્રજાઓની આજીવિકા કરનારા આ પ્રજાપાલક રાજાધિરાજ ગાયરૂપી પૃથ્વીને દોહશે અને પોતાના ધનુષ્યની અણી વડે પર્વતોને જે (રાજા), ઈન્દ્રની જેમ લીલામાત્રથી તોડતા, પૃથ્વીને સમતળ કરશે. ॥૨૨॥

ઈન્દ્રની જેમ પર્વતોને તોડતા (રાજા પૃથુ) ॥૨૨॥

**विस्फूर्जयन्नाजगवं धनुः स्वयं**
**यदाऽचरत्क्ष्मामविषह्यमाजौ ।**
**तदा निलिल्युर्दिशि दिश्यसन्तो**
**लाङ्गूलमुद्यम्य यथा मृगेन्द्रः॥ २३**

लाङ्गूलमुन्नमय्य यथा मृगेन्द्रश्चरति तथा धनुर्विस्फूर्जयन्यदा क्ष्मामचरत्॥ २३॥

પૂંછડું ઊંચું કરીને વિચરતા સિંહ જેવા રાજા પૃથુ જ્યારે યુદ્ધમાં અસહ્ય એવા પોતાના 'આજગવ' ધનુષ્યનો ટંકાર કરતા પૃથ્વી પર ઘૂમશે ત્યારે દુષ્ટો સર્વ દિશાઓમાં છુપાઈ જશે. ॥ ૨૩ ॥

પૂંછડું ઊંચું કરીને જેમ સિંહ ફરે છે તેમ ધનુષ્યનો ટંકાર કરતા જ્યારે પૃથ્વી પર ઘૂમશે ॥૨૩॥

**एषोऽश्वमेधान् शतमाजहार**
**सरस्वती प्रादुरभावि यत्र।**
**अहारषीद्यस्य हयं पुरन्दरः**
**शतक्रतुश्चरमे वर्तमाने॥ २४**

सरस्वती यत्र प्रादुरभावि प्रादुरभूत्। कर्मकर्तरि चिण्। तत्राहार्षीत्। हरणं करिष्यतीत्यर्थः॥ २४॥

જ્યાં સરસ્વતી નદી પ્રકટ થઈ છે ત્યાં આ રાજા સો અશ્વમેધ યજ્ઞો કરશે તથા જેનો (આ રાજાનો) અંતિમ યજ્ઞ થઈ રહ્યો હશે ત્યારે શતક્રતુ પુરંદર (ઈન્દ્ર) ઘોડો હરી લેશે. ॥ ૨૪ ॥

*સરસ્વતી જ્યાં '**प्रादुरभावि**' પ્રકટ થઈ; કર્મ પોતે કર્તા બને ત્યારે '**चिण्**' પ્રત્યય લાગે છે. '**तत्र- अहार्षीत्**' ત્યારે હરણ કરશે, એમ અર્થ છે.॥ ૨૪ ॥

**एष स्वसद्मोपवने समेत्य**
**सनत्कुमारं भगवन्तमेकम्।**
**आराध्य भक्त्यालभतामलं तज्-**
**ज्ञानं यतो ब्रह्म परं विदन्ति॥ २५**
॥ २५॥

પોતાના રાજમહેલના ઉપવનમાં (જ્ઞાન- વૈરાગ્યાદિયુક્ત) અનુપમ એવા ભગવાન સનત્કુમારને મળી, ભક્તિપૂર્વક તેમનું આરાધન કરીને, જેનાથી જ્ઞાનીઓ પરબ્રહ્મને જાણે છે, તે અમલ જ્ઞાન રાજા પ્રાપ્ત કરશે. ॥ ૨૫ ॥ ૨૫ ॥

* '**पृथुः सरस्वतीं प्रादुरभावयत्**' ને બદલે '**सरस्वती प्रादुरभूत्।** છે. **सरस्वतीम्** કર્મ પોતે કર્તા બને છે.

**तत्र तत्र गिरस्तास्ता इति विश्रुतविक्रमः ।**
**श्रोष्यत्यात्माश्रिता गाथाः पृथुः पृथुपराक्रमः ॥ २६**

विश्रुता विक्रमा यस्य। गाथाः प्रबन्धान्। आत्माश्रिता विष्ण्वाश्रिताः ॥ २६ ॥

પ્રસિદ્ધ વિક્રમોવાળા, પરમ પરાક્રમી પૃથુરાજા જ્યાં ત્યાં ભગવાન વિષ્ણુને લગતી ગાથારૂપી તે તે વાણીનું શ્રવણ કરશે. ॥ २६ ॥

પ્રસિદ્ધ છે વિક્રમો જેના, **'गाथाः'** નિબંધોને, યશોગાથાઓને, **'आत्माश्रिताः'** ભગવાન વિષ્ણુ વિષયક કથાઓને ॥२६॥

**दिशो विजित्याप्रतिरुद्धचक्रः**
**स्वतेजसोत्पाटितलोकशल्यः ।**
**सुरासुरेन्द्रैरुपगीयमान-**
**महानुभावो भविता पतिर्भुवः ॥ २७**

उपगीयमानो महानुभावो यस्य ॥ २७ ॥

જેમની આજ્ઞાનું ઉલ્લંઘન ન થઈ શકે તેવા, પોતાના તેજથી લોકોના દુ:ખરૂપી કંટકનો નાશ કરનાર તથા દેવો અને અસુરોના રાજાઓ દ્વારા જેમનો મહાન પ્રભાવ ગવાઈ રહ્યો છે તેવા રાજા પૃથુ દિગ્વિજય કરી, પૃથ્વીપતિ થશે. ॥ २७ ॥

ગવાઈ રહ્યો છે મહાન પ્રભાવ જેમનો તેવા પૃથુ રાજા ॥ २७ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां चतुर्थस्कन्धे पृथुचरिते षोडशोऽध्यायः ॥ १६ ॥

इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कन्धे श्रीधरस्वामिविरचितायां
भावार्थदीपिकायां टीकायां षोडशोऽध्यायः ॥ १६ ॥

*****

# अथ सप्तदशोऽध्यायः

## પૃથ્વીએ કરેલી પૃથુરાજાની સ્તુતિ

ततः सप्तदशे लोकक्षुधाः प्रशमयन्पृथुः ।
ग्रस्तबीजां महीं हन्तुं यत्तो भीत्या तया स्तुतः ॥ १

બિયાં ગળી ગયેલી પૃથ્વીનો નાશ કરવા ઉદ્યત થયેલા એવા, લોકોની ક્ષુધાને શાંત કરતા રાજા પૃથુ, તે પૃથ્વી દ્વારા ભયથી સુંદર રીતે સ્તુતિ કરવામાં આવ્યા, તે (કથા) સત્તરમા અધ્યાયમાં છે. ॥ ૧॥

**मैत्रेय उवाच**

**एवं स भगवान्वैन्यः ख्यापितो गुणकर्मभिः ।**
**छन्दयामास तान्कामैः प्रतिपूज्याभिनन्द्य च ॥ १**

छन्दयामास तोषितवान् ॥ १ ॥

**મૈત્રેયમુનિ બોલ્યા** – આ પ્રમાણે (સૂત વગેરે દ્વારા) ગુણો અને કર્મો વડે સ્તુતિ કરાયેલા વેનપુત્ર ભગવાન પૃથુએ તેમને અભિનંદન આપી, ઈચ્છિત પદાર્થો દ્વારા તેમનો સત્કાર કરી સંતુષ્ટ કર્યા. ॥ ૧ ॥

**'छन्दयामास'** સંતુષ્ટ કર્યા ॥ ૧ ॥

**ब्राह्मणप्रमुखान्वर्णान्भृत्यामात्यपुरोधसः ।**
**पौराञ्जानपदान् श्रेणीः प्रकृतीः समपूजयत् ॥ २**

બ્રાહ્મણ જેમાં શ્રેષ્ઠ છે તે ચારેય વર્ણો, સેવકો, અમાત્યો, પુરોહિતો, નગરવાસીઓ, દેશવાસીઓ, વ્યાપારીઓ તથા પ્રધાનોનો (મહારાજા પૃથુએ તેમની કામના અનુસાર) સત્કાર કર્યો. ॥ ૨ ॥

भृत्यानमात्यान् पुरोधसः पुरोहितांश्च। श्रेणीस्तैलिकताम्बूलिकादीन्पौरविशेषान्। प्रकृतीर्नियोगिनः ॥ २ ॥

'भृत्यान्' સેવકોનો, 'अमात्यान्' અમાત્યોનો તથા 'पुरोधसः' પુરોહિતોનો, 'श्रेणीः' તેલી, તંબોળી વગેરે નગરના વિશેષ (વ્યાપારી વર્ગનો), 'प्रकृतीः' પ્રધાનોનો ॥ ૨ ॥

विदुर उवाच

**कस्माद्दधार गोरूपं धरित्री बहुरूपिणी।**
**यां दुदोह पृथुस्तत्र को वत्सो दोहनं च किम्॥ ३**

**વિદુરજી બોલ્યા** – રાજા પૃથુએ જેનું દોહન કર્યું તે અનેક રૂપ ધારણ કરી (શકનારી) પૃથ્વીએ ગાયનું (જ) રૂપ શા માટે ધારણ કર્યું ? તે વખતે વાછરડું કોણ બન્યું અને દોહવાનું પાત્ર કયું હતું? ॥ ૩ ॥

दोहनं पात्रम्॥ ३॥

'दोहनम्' દોહવાનું પાત્ર ॥ ૩ ॥

**प्रकृत्या विषमा देवी कृता तेन समा कथम्।**
**तस्य मेध्यं हयं देवः कस्य हेतोरपाहरत्॥ ४**

પૃથ્વી તો સ્વભાવથી જ ઊંચી-નીચી છે. તે પૃથુરાજા દ્વારા તેને સમતળ કેવી રીતે કરવામાં આવી? વળી, દેવરાજ ઇન્દ્રે તેના યજ્ઞીય અશ્વનું હરણ શા માટે કર્યું? ॥ ૪ ॥

मेध्यं यज्ञार्हम्॥ ४॥

'मेध्यम्' યજ્ઞને યોગ્ય અશ્વને ॥ ૪ ॥

**सनत्कुमाराद्भगवतो ब्रह्मन्ब्रह्मविदुत्तमात्।**
**लब्ध्वा ज्ञानं सविज्ञानं राजर्षिः कां गतिं गतः॥ ५**

હે બ્રહ્મન્, બ્રહ્મજ્ઞાનીઓમાં શ્રેષ્ઠ ભગવાન સનત્કુમાર પાસેથી વિજ્ઞાન સહિત જ્ઞાન પ્રાપ્ત કરી રાજર્ષિ પૃથુ કઈ ગતિ પામ્યા હતા? ॥ ૫ ॥

सविज्ञानमपरोक्षज्ञानसहितम्॥ ५॥

'सविज्ञानम्' અપરોક્ષ જ્ઞાન (સાક્ષાત્કાર સહિતનું બ્રહ્મજ્ઞાન) ॥ ૫ ॥

**यच्चान्यदपि कृष्णस्य भवान्भगवतः प्रभोः।**
**श्रवः सुश्रवसः पुण्यं पूर्वदेहकथाश्रयम्॥ ६**

**भक्ताय मेऽनुरक्ताय तव चाधोक्षजस्य च।**
**वक्तुमर्हसि योऽदुह्यद्वैन्यरूपेण गामिमाम्॥ ७**

વળી, જેમણે વેનપુત્રના રૂપે આ પૃથ્વીનું દોહન કર્યું, તે પુણ્યકીર્તિ ભગવાન કૃષ્ણના પૂર્વે થયેલા પૃથુ અવતારની કથાના આશ્રયવાળો બીજો જે પણ પાવનકારી યશ છે તે, અધોક્ષજ ભગવાનના અને આપના અનુરાગી ભક્ત એવા મને આપ કહેવા યોગ્ય છો. ॥ ૬ ॥ ૭ ॥

पूर्वदेहः पृथ्ववतारस्तत्कथाश्रयम्। श्रवो यशः। सुष्ठु श्रवो यस्य॥ ६॥

'पूर्वदेहः' પૃથુરાજારૂપે થયેલા પૂર્વ અવતારની કથાના આશ્રયવાળા ચરિત્રને– 'श्रवः' યશ, ઉત્તમ કીર્તિ છે જેમની ॥ ૬ ॥

अदुह्यद्दुग्धवान्॥ ७॥

'अदुह्यत्' દોહન કર્યું. ॥ ૭ ॥

सूत उवाच

**चोदितो विदुरेणैवं वासुदेवकथां प्रति।**
**प्रशस्य तं प्रीतमना मैत्रेयः प्रत्यभाषत॥ ८**

॥ ८ ॥

**સૂતજી બોલ્યા** – આ પ્રમાણે વિદુરજી દ્વારા ભગવાન વાસુદેવની કથા માટે પ્રેરાયેલા મૈત્રેયજી પ્રસન્ન મનવાળા થઈ, તેમની પ્રશંસા કરીને કહેવા લાગ્યા. ॥ ૮ ॥ ૮ ॥

मैत्रेय उवाच

**यदाऽभिषिक्तः पृथुरङ्ग विप्रै-**
**रामन्त्रितो जनतायाश्च पालः।**
**प्रजा निरन्ने क्षितिपृष्ठ एत्य**
**क्षुत्क्षामदेहाः पतिमभ्यवोचन्॥ ९**

जनतायास्त्वं पाल इत्यामन्त्रितो नियुक्तः। तदा निरन्ने क्षितितले सति। क्षुधाक्षामाः क्षीणा देहा यासां ताः प्रजा एत्य पतिं पृथुमब्रुवन्॥ ९॥

**મૈત્રેયમુનિ બોલ્યા** – હે પ્રિય વિદુરજી, જ્યારે બ્રાહ્મણો દ્વારા રાજા પૃથુનો રાજ્યાભિષેક થયો તથા જનતાના પાલક તરીકે નિમણૂક થઈ ત્યારે પૃથ્વી અન્નવિહોણી થતાં ક્ષુધાથી દુર્બળ શરીરવાળી થયેલી તે પ્રજાઓ પોતાના સ્વામી પાસે આવીને કહેવા લાગી. ॥ ૯ ॥

આપ જનતાના પાલક છો– એમ '**आमन्त्रितः**' નિમણૂક થઈ ત્યારે પૃથ્વી અન્નવિહોણી થતાં– '**क्षुत्क्षामदेहाः**' ક્ષુધાને કારણે '**क्षामाः**' દુર્બળ દેહો છે જેમના તેવી પ્રજાઓ આવીને '**पतिम्**' પૃથ્વીપતિ પૃથુને કહેવા લાગી. ॥ ૯ ॥

**वयं राजन् जाठरेणाभितप्ता**
**यथाऽग्निना कोटरस्थेन वृक्षाः।**
**त्वामद्य याताः शरणं शरण्यं**
**यः साधितो वृत्तिकरः पतिर्नः॥ १०**

जाठरेणाग्निनाभितप्ताः। यः साधितो विप्रैर्मन्थनेन संपादितस्तं त्वां शरणं याताः॥ १०॥

હે રાજા, વૃક્ષની બખોલમાં રહેલા અગ્નિથી વૃક્ષો બળવા માંડે તેમ જઠરાગ્નિ વડે અમે અત્યંત તપી રહ્યા છીએ. શરણાગતના પાલક એવા જે આપ અમારી આજીવિકા આપનાર અમારા સ્વામી તરીકે પ્રાપ્ત થયા છો તેવા આપને શરણે અમે આવ્યા છીએ. ॥ ૧૦ ॥

જઠરાગ્નિથી અમે અત્યન્ત તપી રહ્યા છીએ. જે આપ વિપ્રો દ્વારા મંથન કરવાથી પ્રાપ્ત થયા છો, તેવા આપને શરણે અમે આવ્યા છીએ. ॥ ૧૦ ॥

**तन्नो भवानीहतु रातवेऽन्नं**
**क्षुधार्दितानां नरदेवदेव।**
**यावन्न नङ्क्ष्यामह उज्झितोर्जा**
**वार्तापतिस्त्वं किल लोकपालः॥ ११**

तत्तस्मान्नोऽस्माकमन्नं रातवे रातुं दातुमीहतु ईहतां यत्नं करोतु। उज्झितोर्जास्त्यक्तान्नाः सत्यः। वार्ताया जीविकायाः पतिः॥ ११॥

હે રાજરાજેશ્વર, માટે અમે અન્નરહિત રહી નાશ પામીએ તે પહેલાં ક્ષુધાથી પીડાયેલા અમને અન્ન આપવા માટે આપ પ્રયત્ન કરો કારણ કે લોકોના પાલક એવા આપ જ અમારી આજીવિકાના સ્વામી છો. ॥ ૧૧ ॥

'**तत्**' તેથી '**नः**' અમને અન્ન '**रातवे**' **रातुम्** અર્થાત્ **दातुम्** આપવા માટે '**ईहतु**' પ્રયત્ન કરો. '**उज्झित-ऊर्जाः**' અન્નરહિત થઈ– '**वार्तायाः**' આજીવિકાના સ્વામી॥ ૧૧ ॥ (**रातवे—रा** ધાતુનું વૈદિક હેત્વર્થ કૃદન્ત)

मैत्रेय उवाच

**पृथुः प्रजानां करुणं निशम्य परिदेवितम्।**
**दीर्घं दध्यौ कुरुश्रेष्ठ निमित्तं सोऽन्वपद्यत॥ १२**

**મૈત્રેયમુનિ બોલ્યા** – હે કુરુશ્રેષ્ઠ વિદુરજી, પ્રજાઓનો કરુણ વિલાપ સાંભળીને રાજા પૃથુએ ખૂબ વિચાર કર્યો અને તેમણે (અન્ન ન મળવાનું) કારણ જાણી લીધું. ॥ ૧૨ ॥

परिदेवितं विलापम्। निमित्तं हेतुमन्वपद्यत ज्ञातवान्॥ १२॥

**इति व्यवसितो बुद्ध्या प्रगृहीतशरासनः।**
**संदधे विशिखं भूमेः क्रुद्धस्त्रिपुरहा यथा॥ १३**

पृथिव्या ओषधिबीजानि ग्रस्तानीति व्यवसितो निश्चितवान्सन्॥ १३॥

**प्रवेपमाना धरणी निशाम्योदायुधं च तम्।**
**गौः सत्यपाद्रवद्भीता मृगीव मृगयुद्रुता॥ १४**

मृगयुना द्रुताऽनुगता मृगीव॥ १४॥

**तामन्वधावत्तद्वैन्यः कुपितोऽत्यरुणेक्षणः।**
**शरं धनुषि सन्धाय यत्र यत्र पलायते॥ १५**
॥ १५॥

**सा दिशो विदिशो देवी रोदसी चान्तरं तयोः।**
**धावन्ती तत्र तत्रैनं ददर्शानूद्यतायुधम्॥ १६**

रोदसी द्यावापृथिव्यौ तयोरन्तरमन्तरिक्षं च। अनु पृष्ठतः उद्यतमायुधं येन॥ १६॥

**लोके नाविन्दत त्राणं वैन्यान्मृत्योरिव प्रजाः।**
**त्रस्ता तदा निववृते हृदयेन विदूयता॥ १७**
॥ १७॥

**उवाच च महाभागं धर्मज्ञापन्नवत्सल।**
**त्राहि मामपि भूतानां पालनेऽवस्थितो भवान्॥ १८**
॥ १८॥

**'परिदेवितम्'** વિલાપને– **'निमित्तम्'** કારણ **'अनु-अपद्यत'** જાણી લીધું. ॥ ૧૨ ॥

('પૃથ્વી ઔષધિઓનાં બિયાં ગળી ગઈ છે.') એમ બુદ્ધિથી નિશ્ચય કરીને ધનુષ્ય ધારણ કરેલા રાજાએ ત્રિપુરાસુરનો નાશ કરનાર ક્રોધિત થયેલા મહાદેવજીની જેમ પૃથ્વી તરફ બાણ સાંધ્યું. ॥ ૧૩ ॥

પૃથ્વી દ્વારા ઔષધિઓનાં બિયાં ગળવામાં આવ્યાં છે, એમ **'व्यवसितः'** નિશ્ચયવાળા થઈને ॥ ૧૩ ॥

ઉગામેલા શસ્ત્રવાળા તે રાજાને જોઈ કાંપતી ધરતી ગાયનું રૂપ ધારણ કરી, શિકારી દ્વારા પીછો કરાતી મૃગલીની જેમ ભયભીત થઈને દોડી. ॥ ૧૪ ॥

**'मृगयुना'** શિકારી દ્વારા **'द्रुता'** પીછો કરાતી મૃગલીની જેમ ॥ ૧૪ ॥

ત્યારે ક્રોધાયમાન થયેલા, રાતીચોળ આંખોવાળા વેનપુત્ર પૃથુ ધનુષ્યમાં બાણ સાંધી, પૃથ્વી જ્યાં જ્યાં ભાગતી હતી, (ત્યાં ત્યાં) તેની પાછળ દોડવા લાગ્યા. ॥ ૧૫ ॥ ૧૫ ॥

દિશાઓમાં, ખૂણાઓમાં, સ્વર્ગ અને પૃથ્વીમાં તથા તે બન્નેની વચ્ચે અંતરિક્ષમાં દોડતાં તે ધરણીદેવીએ તે તે સર્વ સ્થળે પોતાની પાછળ ઉગામેલા શસ્ત્રવાળા એ રાજાને જોયા. ॥ ૧૬ ॥

**'रोदसी'** આકાશ અને પૃથ્વીમાં, **'तयोः अन्तरम्'** તે બન્ને (આકાશ અને પૃથ્વી)ની વચ્ચે અંતરિક્ષમાં પણ **'अनु'** (પૃથ્વીની) પાછળ ઉગામ્યું છે આયુધ જેમણે તે રાજાને ॥ ૧૬ ॥

જેમ પ્રજાઓ મૃત્યુથી રક્ષણ પામતી નથી, તેમ (ત્રણેય) લોકમાં ધરતી વેનપુત્ર પૃથુથી રક્ષણ પામી નહીં, ત્યારે ભય પામેલી તે દુઃખી હૃદયે પાછી ફરી. ॥ ૧૭ ॥ ૧૭ ॥

અને મહાભાગ્યશાળી રાજા પૃથુને કહેવા લાગી: 'હે ધર્મજ્ઞ, હે શરણાગતવત્સલ, પ્રાણીઓની રક્ષામાં તત્પર એવા આપ મારું પણ રક્ષણ કરો.' ॥ ૧૮ ॥ ૧૮ ॥

**स त्वं जिघांससे कस्माद्दीनामकृतकिल्बिषाम्।**
***अहनिष्यत्कथं योषां धर्मज्ञ इति यो मतः॥ १९**

यो धर्मज्ञ इति मतः स भवान् योषां मां कथमहनिष्यद्धनिष्यति॥ १९॥

આપ દીન અને નિરપરાધ એવી મને કેમ મારવા ઈચ્છો છો ? જે ધર્મજ્ઞ તરીકે મનાયા છે તે આપ સ્ત્રી એવી મને શા માટે મારશો? ॥ ૧૯ ॥

જે ધર્મજ્ઞ તરીકે મનાયા છે તે આપ મને સ્ત્રીને શા માટે **'अहनिष्यत्' हनिष्यति** મારશો? ॥ ૧૯ ॥

*(ક્રિયાતિપત્ત્યર્થ ભવિષ્યના અર્થમાં છે, હણી નાખત)

**प्रहरन्ति न वै स्त्रीषु कृतागस्स्वपि जन्तवः।**
**किमुत त्वद्विधा राजन्करुणा दीनवत्सलाः॥ २०**

॥ २०॥

સાધારણ માણસો પણ અપરાધી એવી સ્ત્રીઓને મારતા નથી, તો હે રાજા, તમારા જેવા કરુણામય અને દીનવત્સલ તો (આમ) કરે જ કેવી રીતે? ॥ ૨૦ ॥ ૨૦ ॥

**मां विपाट्याजरां नावं यत्र विश्वं प्रतिष्ठितम्।**
**आत्मानं च प्रजाश्चेमाः कथमम्भसि धास्यसि॥ २१**

अजरां दृढाम्। धास्यसि धारयिष्यसि॥ २१॥

જેના ઉપર વિશ્વ રહેલું છે તેવી સુદઢ નૌકારૂપ મને મારીને તમે પોતાને તથા આ પ્રજાઓને જળ ઉપર કેવી રીતે ધારણ કરશો? ॥ ૨૧ ॥

**'अजराम्'** સુદઢ એવી મને– **'धास्यसि'** ધારણ કરશો? ॥ ૨૧ ॥

**पृथुरुवाच**

**वसुधे त्वां वधिष्यामि मच्छासनपराङ्मुखीम्।**
**भागं बर्हिषि या वृङ्क्ते न तनोति च नो वसु॥ २२**

बर्हिषि यज्ञे या भवती देवतारूपेण भागं वृङ्क्ते भजते वसु धान्यादिकम्॥ २२॥

**પૃથુરાજા બોલ્યા**– હે વસુધા, મારી આજ્ઞાથી વિરુદ્ધ વર્તનારી તને હું મારીશ. યજ્ઞમાં (દેવતારૂપે) તું ભાગનું સેવન કરે છે અને ધાન્ય વગેરે અમને આપતી નથી! ॥ ૨૨ ॥

**'बर्हिषि'** યજ્ઞમાં **'या'** જે આપ દેવતારૂપે ભાગનું **'वृङ्क्ते'** સેવન કરે છે– **'वसु'** ધાન્ય વગેરેને॥૨૨॥

**यवसं जग्ध्यनुदिनं नैव दोग्ध्यौधसं पयः।**
**तस्यामेवं हि दुष्टायां दण्डो नात्र न शस्यते॥ २३**

गोरूपेण तु यवसं तृणं जग्धि अत्तीत्यर्थः। पयस्तु नैव दोग्धि दुग्धं न स्रवति। अत्रास्मिन्नपराधे ॥ २३॥

*औधसमूधःसम्बन्धि।

(ગાયરૂપે) પ્રતિદિન તું ઘાસ ખાય છે અને આઉમાંથી નીકળતું દૂધ જ આપતી નથી. તે આવી દુષ્ટાને આ માટે શિક્ષા ન કરવી એ પ્રશસ્ય નથી. ॥ ૨૩ ॥

ગાયરૂપે તો **'यवसम्'** ઘાસ **'जग्धि'** ખાય (છે), એમ અર્થ છે પરંતુ દૂધ જ **'दोग्धि'** નથી આપતી– **'अत्र'** આ અપરાધના વિષયમાં ॥ ૨૩ ॥

*ઊધસ્ (આઉ)ને લગતું તે ઔધસ (દૂધ)

**त्वं खल्वोषधिबीजानि प्राक्सृष्टानि स्वयंभुवा।**
**न मुञ्चस्यात्मरुद्धानि मामवज्ञाय मन्दधीः॥ २४**

મંદબુદ્ધિવાળી તું બ્રહ્માજી દ્વારા પૂર્વે ઉત્પન્ન કરેલાં (અને હાલમાં) પોતાના દેહમાં લીન કરી દીધેલાં, ઔષધિઓનાં બિયાં, મારી અવગણના કરીને કાઢતી નથી. ॥ ૨૪ ॥

आत्मनि देहे रुद्धानि॥ २४॥

मद्वधे सर्वथा अन्नं न स्यादिति चेदत आह।

**अमूषां क्षुत्परीतानामार्तानां परिदेवितम्।**
**शमयिष्यामि मद्बाणैर्भिन्नायास्तव मेदसा॥ २५**

अमूषां प्रजानाम्। मेदसा मांसेन॥ २५॥

यदुक्तं योषां कथं हनिष्यतीति तत्राह—**पुमानिति।**

**पुमान्योषिदुत क्लीब आत्मसंभावनोऽधमः।**
**भूतेषु निरनुक्रोशो नृपाणां तद्वधोऽवधः॥ २६**

तस्य वधोऽवध एव॥ २६॥

यच्चोक्तं कथमम्भसि धास्यसीति तत्राह—**त्वामिति।**

**त्वां स्तब्धां दुर्मदां नीत्वा मायागां तिलशः शरैः।**
**आत्मयोगबलेनेमा धारयिष्याम्यहं प्रजाः॥ २७**

तिलशस्तिलप्रमाणानि खण्डानि इत्येवं-भूतामवस्थां नीत्वा॥ २७॥

**एवं मन्युमयीं मूर्तिं कृतान्तमिव बिभ्रतम्।**
**प्रणता प्राञ्जलिः प्राह मही संजातवेपथुः॥ २८**

मन्युमयीं मूर्तिं बिभ्रतः कृतान्ततुल्यत्वमुच्यते, न तु कृतान्तस्य मन्युमयी मूर्तिरिति॥ २८॥

**'आत्मनि'** દેહમાં લીન કરી દીધેલાં બિયાં॥ ૨૪ ॥

જો ધરતી એમ કહે કે, 'મારો વધ કરવાથી તો કોઈ રીતે અન્ન નહીં હોય' તો તે માટે કહે છે—

મારાં બાણોથી કપાયેલા તારા માંસથી આ ક્ષુધાવ્યા, દુઃખી પ્રજાઓનો વિલાપ હું શાંત કરીશ.॥ ૨૫ ॥

આ પ્રજાઓનો (વિલાપ) **'मेदसा'** માંસથી શાંત કરીશ. ॥ ૨૫ ॥

જે કહેવામાં આવ્યું કે સ્ત્રીને શા માટે હણશો (શ્લોક-૧૯), તે માટે કહે છે— **'पुमान् इति।'**

મિથ્યાભિમાની, અધમ અને પ્રાણીઓ ઉપર દયાવિહીન હોય તે પુરુષ, સ્ત્રી કે નપુંસક (કોઈ પણ હોય), તેનો વધ રાજાઓને માટે વધ નથી. ॥ ૨૬ ॥

પુરુષ હોય, સ્ત્રી હોય કે નપુંસક હોય તેનો વધ એ વધ છે જ નહીં. ॥ ૨૬ ॥

વળી, જે કહેવામાં આવ્યું કે 'પ્રજાઓને જળ ઉપર કેવી રીતે રાખશો.' (શ્લોક-૨૧), તે માટે કહે છે— **'त्वाम् इति।'**

અભિમાની, મદોન્મત્ત અને કપટથી ગાય બનેલી તને, મારાં બાણો વડે તલ તલ જેટલા ટુકડા(કરાયેલી દશા) પ્રાપ્ત કરાવીને, મારા યોગબળથી આ પ્રજાઓને હું (જળ ઉપર) ધારણ કરીશ. ॥ ૨૭ ॥

**'तिलशः'** તલ તલ જેટલા માપના ટુકડા– આવી દશા પ્રાપ્ત કરાવીને ॥ ૨૭ ॥

આ પ્રમાણે ક્રોધમય મૂર્તિ ધારણ કરતા કાળ જેવા પૃથુરાજાને, ધ્રૂજતી પૃથ્વી નમન કરીને બે હાથ જોડીને કહેવા લાગી. ॥ ૨૮ ॥

ક્રોધમયી મૂર્તિ ધારણ કરતા કાળ જેવા પૃથુરાજાને– એમ કહેવાયું છે, પણ કાળની ક્રોધમયી મૂર્તિ કહેવામાં આવ્યું નથી. ॥ ૨૮ ॥

पृथिव्युवाच

**नमः परस्मै पुरुषाय मायया**
**विन्यस्तनानातनवे गुणात्मने।**
**नमः स्वरूपानुभवेन निर्धुत-**
**द्रव्यक्रियाकारकविभ्रमोर्मये ॥ २९**

शुद्धसत्त्वतनुं देवमकस्मादतिदारुणम्।
वीक्षमाणा पृथुं पृथ्वी तुष्टाव करुणोक्तिभिः ॥ १

मायया विन्यस्ता रचिता नाना घोरादितनवो येन। गुणात्मने गुणमयत्वेन प्रतीयमानाय। वस्तुतस्तु निर्धुता निरस्ता द्रव्यक्रियाकारकेष्वधिभूताध्यात्माधिदैवेषु बिभ्रमोऽहंकारस्तन्निमित्ता ऊर्मयो रागद्वेषादयश्च यस्मिंस्तस्मै ॥ २९ ॥

अहो सर्वजीवाश्रयत्वेन सृष्टां मां कथं हन्तुं प्रवर्तत इत्याह।

**येनाहमात्मायतनं विनिर्मिता**
**धात्रा यतोऽयं गुणसर्गसंग्रहः।**
**स एव मां हन्तुमुदायुधः स्वरा-**
**डुपस्थितोऽन्यं शरणं कमाश्रये॥ ३०**

येन विधात्रात्मनां जीवानामायतनमहं निर्मिता। यतो यस्यां मयि गुणसर्गस्य चतुर्विधभूतग्रामस्य संग्रहो धारणम्। स्वराट् स्वतन्त्रः ॥ ३० ॥

सृष्टिसंहारकारकोऽहमेवेति चेत्तथापि प्रजापालने प्रवृत्तस्य मद्वधोऽनुचित एवेत्याह—**य एतदिति**।

**ધરાદેવી બોલ્યાં** – પરમ પુરુષને નમસ્કાર હો. માયાથી વિવિધ રૂપોની રચના કરનારને તેમ જ ગુણમય (પ્રતીત થનાર)ને તથા અધિભૂત, અધ્યાત્મ, અધિદૈવ વિષયક અહંકારને કારણે ઉત્પન્ન થનારી (રાગ-દ્વેષાદિ) ઊર્મિઓને સ્વરૂપાનુભવથી દૂર કરનારને નમસ્કાર હો. ॥ २९ ॥

શુદ્ધ સત્ત્વસ્વરૂપ, દેદીપ્યમાન પૃથુરાજાને અચાનક અતિભયંકર સ્વરૂપવાળા જોતી ધરાએ કરુણ વચનોથી તેમની સ્તુતિ કરી. ॥ १ ॥

માયાથી '**विन्यस्ता**' રચાયાં છે વિવિધ, ભયંકર વગેરે સ્વરૂપો જેના દ્વારા '**गुणात्मने**' ગુણમયરૂપે પ્રતીત થનારને, પરંતુ વાસ્તવમાં '**निर्धुता**' દૂર થઈ છે '**द्रव्यक्रियाकारकेषु**' અધિભૂત (દેહ), અધ્યાત્મ (ઇન્દ્રિય) અને અધિદૈવ (ઇન્દ્રિયોના દેવતા) વિષયક '**विभ्रमः**' અહંકારને કારણે ઉત્પન્ન થનારી '**ऊर्मयः**' રાગ-દ્વેષાદિ ઊર્મિઓ જેમનામાંથી, તેને (નમસ્કાર હો).॥२९॥

અહો! સર્વ જીવોના આશ્રયરૂપે સર્જાયેલી મને મારવા માટે કેમ પ્રવૃત્ત થયા છો, એમ કહે છે.

જે વિધાતા દ્વારા પોતાના જીવોના આશ્રયરૂપ હું ઉત્પન્ન થઈ છું, જે મારામાં ત્રિગુણાત્મક (ચારેય પ્રકારનાં) પ્રાણીઓનો આ સમૂહ ધારણ થયો છે, તે જ ઉગામેલા શસ્ત્રવાળા સ્વતંત્ર (એવા આપ પોતે જ) મને મારવા ઉપસ્થિત થયા છો, તો હું બીજા કોને શરણે જાઉં? ॥ ૩૦ ॥

જે વિધાતા દ્વારા પોતાના જીવોના આશ્રયરૂપ હું ઉત્પન્ન કરાઈ છું, '**यतः**' જે મારામાં '**गुणसर्गस्य**' ચારેય પ્રકારનાં પ્રાણીઓના સમૂહને '**सङ्ग्रहः**' ધારણ કરાયો છે, '**स्वराट्**' સ્વતંત્ર ॥ ૩૦ ॥

'સૃષ્ટિનો સંહાર કરનાર હું જ છું.' જો એમ હોય, તો પણ પ્રજાના પાલન માટે પ્રવૃત્ત થનાર (રાજા)ને માટે મારો વધ ઉચિત નથી જ, તેમ કહે છે— '**यः एतत् इति।**'

य एतदादावसृजच्चराचरं
स्वमाययात्माश्रययाऽवितर्क्यया ।
तयैव सोऽयं किल गोप्तुमुद्यतः
कथं नु मां धर्मपरो जिघांसति॥ ३१

आत्माश्रयया जीवविषयिण्या॥ ३१ ॥

अतो दुर्ज्ञेयमीश्वरचेष्टितमित्याह—**नूनमिति**।

नूनं बतेशस्य समीहितं जनै-
स्तन्मायया दुर्जययाऽकृतात्मभिः।
न लक्ष्यते यस्त्वकरोदकारयद्
योऽनेक एकः परतश्च ईश्वरः॥ ३२

अकृतात्मभिर्विक्षिप्तचित्तैः। य ईश्वरः स्वतन्त्रः। अकरोद्ब्रह्माणम्। परत इति तेन ब्रह्मणा चराचरमकारयत्। यश्च स्वत एकः परतो माययाऽनेकः॥ ३२ ॥

तस्मादचिन्त्यशक्तये केवलं नम इत्याह।

सर्गादि योऽस्यानुरुणद्धि शक्तिभि-
र्द्रव्यक्रियाकारकचेतनात्मभिः ।
तस्मै समुन्नद्धनिरुद्धशक्तये
नमः परस्मै पुरुषाय वेधसे॥ ३३

सर्गादिजन्मस्थितिभङ्गमस्य जगतोऽनुरुणद्ध्यनुवर्तते करोति। द्रव्याणि महाभूतानि। क्रिया इन्द्रियाणि। कारका देवाः। चेतना बुद्धिः। आत्माऽहंकारः। तैः स्वशक्तिरूपैः समुन्नद्धाः समुत्कटा निरुद्धाः शक्तयो यस्य॥ ३३ ॥

સૃષ્ટિના આદિ કાળમાં જેમણે જીવવિષયક પોતાની અનિર્વચનીય માયાથી આ ચરાચર જગતનું સર્જન કર્યું તેમ જ તે માયા વડે જ (જગતનું) પાલન કરવા તૈયાર થયા છો, એવા તે આપ ધર્મપરાયણ (રાજા) મને શા માટે હણવા ઈચ્છો છો? ॥ ૩૧ ॥

**'आत्म-आश्रयया'** જીવ વિષયક માયાથી ॥ ૩૧ ॥

આથી ઈશ્વરનું ચરિત્ર દુર્જ્ઞેય છે, તેમ કહે છે— **'नूनम् इति।'**

જે (સ્વતંત્ર) ઈશ્વરે બ્રહ્માજીને ઉત્પન્ન કર્યા તથા તેમના દ્વારા ચરાચર જગતનું સર્જન કરાવ્યું તથા જે ઈશ્વર એક જ હોવા છતાં માયાથી અનેકરૂપ છે, આથી જ, ઈશ્વરની દુર્જય માયાથી ભ્રાન્ત ચિત્તવાળા મનુષ્યો દ્વારા, ખેદની વાત છે કે, આપનું કરવા ઈચ્છેલું જાણી શકાતું નથી. ॥ ૩૨ ॥

**'अकृत-आत्मभिः'** (વિષયોમાં આવેશ પામવાને કારણે) વિક્ષિ, વ્યાકુળ ચિત્તવાળા મનુષ્યો દ્વારા, જે સ્વતન્ત્ર છે, તેણે બ્રહ્માજીનું સર્જન કર્યું, **'परतः इति'** તે બ્રહ્માજી દ્વારા ચરાચર જગતનું સર્જન કરાવ્યું અને જે સ્વતઃ એક જ હોઈને **'परतः'** માયાથી અનેકરૂપ છે.॥ ૩૨॥

તેથી અચિન્ત્યશક્તિવાળાને કેવળ નમસ્કાર હો, એમ કહે છે.

જે આપ પંચમહાભૂતો, ઈન્દ્રિયો, દેવો, બુદ્ધિ તથા અહંકારરૂપ પોતાની શક્તિથી આ જગતનાં જન્મ, સ્થિતિ અને લયનું અનુવર્તન કરો છો, પોતાની શક્તિઓનાં રૂપો દ્વારા પ્રબળ અને સ્વાધીન શક્તિઓવાળા તે પરમપુરુષ, જગદ્‌વિધાતા એવા આપને નમસ્કાર હો. ॥ ૩૩ ॥

**'सर्गादि'** સૃષ્ટિ વગેરે— જન્મ, સ્થિતિ, લયનું— **'अस्य'** આ જગતના સર્ગાદિનું **'अनुरुणद्धि'** અનુવર્તન કરો છો. **'द्रव्याणि'** પંચમહાભૂતો, **'क्रियाः'** ઈન્દ્રિયો, **'कारकाः'** દેવતાઓ, **'चेतना'** બુદ્ધિ, **'आत्मा'** અહંકાર— તે પોતાની શક્તિઓનાં રૂપો દ્વારા— **'समुन्नद्धाः'** પ્રબળ તથા સ્વાધીન શક્તિઓ છે જેમની ॥ ૩૩ ॥

प्राणिनां धारणार्थं मां रसातलादुद्धृत्येदानीं प्रजारक्षणे प्रवृत्तस्य मद्वधो न युक्त इति सकरुणमाह द्वाभ्याम्।

**स वै भवानात्मविनिर्मितं जगद्**
**भूतेन्द्रियान्तःकरणात्मकं विभो।**
**संस्थापयिष्यन्नज मां रसातला-**
**दभ्युज्जहाराम्भस आदिसूकरः॥ ३४**

हे अज, यः सृष्टवान्स एव भवान्स्वनिर्मितं चराचरं जगत्सम्यक् स्थापयितुमादिसूकरः सन् मामभ्युज्जहार॥ ३४॥

**अपामुपस्थे मयि नाव्यवस्थिताः**
**प्रजा भवानद्य रिरक्षिषुः किल।**
**स वीरमूर्तिः समभूद्धराधरो**
**यो मां पयस्युग्रशरो जिघांससि॥ ३५**

स एव धराधरो वराहोऽद्य अपामुपस्थे उपरि मयि नावि आधारभूतायामवस्थिताः प्रजा रक्षितुमिच्छुर्वीरमूर्तिः पृथुरूपः समभूत्। एवंभूतो यः स त्वं पयसि निमित्ते मां जिघांससीति चित्रमित्यर्थः॥ ३५॥

तस्मादीश्वरचेष्टितं दुर्ज्ञेयमिति कैमुत्य-न्यायेनोपसंहरति—**नूनमिति।**

**नूनं जनैरीहितमीश्वराणा-**
**मस्मद्विधैस्तद्गुणसर्गमायया ।**
**न ज्ञायते मोहितचित्तवर्त्मभि-**
**स्तेभ्यो नमो वीरयशस्करेभ्यः॥ ३६**

પ્રાણીઓને ધારણ કરવા માટે રસાતલમાંથી મારો ઉદ્ધાર કરીને હવે પ્રજાઓના રક્ષણ માટે પ્રવૃત્ત થયેલા એવા આપને માટે મારો વધ ઉચિત નથી, એમ કરુણા સાથે બે શ્લોકો દ્વારા કહે છે.

હે વિભુ, હે અજન્મા, જેમણે ભૂત, ઇન્દ્રિયો તથા અંતઃકરણાત્મક જગતને સર્જ્યું, તે આપે જ (પોતાના રચેલા જગતને) સ્થાપવા માટે આદિવરાહ થઈને મને રસાતલમાંથી બહાર જળ ઉપર સ્થાપી ઉદ્ધાર કર્યો હતો. ॥ ૩૪ ॥

હે અજ, જેમણે સર્જન કર્યું તે આપે જ પોતાના રચેલા ચરાચર જગતને સારી રીતે સ્થાપવા માટે આદિસૂકર થઈ મારો ઉદ્ધાર કર્યો હતો. ॥ ૩૪ ॥

ધરતીને ધારણ કરનારા 'ધરાધર' વરાહનારાયણ આજે જળ ઉપર (આધારભૂત) નૌકારૂપે રહેલી મારા પર સ્થિતિ કરતી પ્રજાઓનું રક્ષણ કરવા ઇચ્છતા તે જ વીરમૂર્તિ પૃથુરાજારૂપે અવતરિત થયા છો, (તેમ છતાં) તીક્ષ્ણ બાણ ધારણ કરનાર જે આપ અન્નાદિ માટે મને હણવા ઇચ્છો છો! ॥ ૩૫ ॥

તે જ '**धराधरः**' વરાહ આજે જળની ઉપર રહેલી '**नावि**' આધારભૂત નૌકારૂપ મારા ઉપર સ્થિતિ કરતી પ્રજાઓનું રક્ષણ કરવા ઇચ્છતા વીરમૂર્તિ પૃથુરૂપે ઉત્પન્ન થયા છો. આવા જે છો તે આપ દૂધ(અન્ન)ને માટે મને હણવા ઇચ્છો છો, એ આશ્ચર્યની વાત છે, એમ અર્થ છે. ॥ ૩૫ ॥

તેથી ઈશ્વરની લીલા દુર્જ્ઞેય છે, એમ કૈમુત્યન્યાયથી ઉપસંહાર કરે છે— '**नूनम् इति।**'

તેમની (પરમેશ્વરની) ત્રિગુણાત્મક સૃષ્ટિરૂપ માયાથી જેમના ચિત્તમાર્ગ મોહિત થયા છે, તેવા અમારા જેવા જનો દ્વારા શ્રીહરિના ભક્તોનું કરવા ઇચ્છેલું પણ જાણી શકાતું નથી. (આથી પરમેશ્વરને જેમ નમસ્કાર કરીએ છીએ તેમ) જિતેન્દ્રિય મનુષ્યોનો યશ વધારનારા તે હરિભક્તોને પણ નમસ્કાર હો! ॥ ૩૬ ॥

तस्येश्वरस्य गुणसर्गरूपया मायया मोहितं चित्तमेव वर्त्म येषाम्। मोहितानि चित्तवर्त्मानि येषामिति वा तैर्जनैरीश्वराणां हरिभक्तानामेव तावदीहितं न ज्ञायते, किं पुनस्तस्य परमेश्वरस्य। अत एव परमेश्वरवत्तेभ्योऽपि नम एव केवलम्। वीराणां जितेन्द्रियाणां यशः कुर्वन्ति ये तेभ्यः यथा वीराणां यशो वर्धेत तथा चेष्टतां नतु यथेष्टमिति भावः ॥ ३६ ॥

તે ઈશ્વરની ત્રિગુણાત્મક સૃષ્ટિરૂપ માયાથી મોહિત થયેલ ચિત્ત એ જ માર્ગ છે જેમનો, અથવા મોહિત થયાં છે ચિત્તમાર્ગ જેમના તે મનુષ્યો દ્વારા આથી **'ईश्वराणाम्'** હરિભક્તોના જ ઇચ્છેલને જાણી શકાતું નથી, તો પછી તે પરમેશ્વરની લીલા તો ક્યાંથી જાણી શકાય? આથી પરમેશ્વરની જેમ તેઓને પણ કેવળ નમસ્કાર જ હો. **'वीराणाम्'** જિતેન્દ્રિય મનુષ્યોના યશનો જેઓ વિસ્તાર કરે છે તેમને નમસ્કાર. જેમ વીરોનો યશ વધે તેમ ચેષ્ટા કરો, પરંતુ યથેચ્છ ચેષ્ટા ન કરો, એવો ભાવ છે.॥ ૩૬ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां चतुर्थस्कन्धे पृथुविजये धरित्रीनिग्रहो नाम सप्तदशोऽध्यायः ॥ १७॥

इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां सप्तदशोऽध्यायः ॥ १७ ॥

❋❋❋❋❋

# अथाष्टादशोऽध्यायः

## પૃથ્વીદોહન

अष्टादशे महीवाक्याद्वत्सपात्रादिभेदतः।
पृथ्वादिभिस्तु सा दुग्धा स्वं स्वं दुग्धमितीर्यते॥ १

પૃથ્વીના કહેવાથી જુદાં જુદાં વાછરડાં, પાત્રો વગેરેથી પૃથુ વગેરે દ્વારા પોતપોતાના દૂધનું તે પૃથ્વીમાંથી દોહન કરવામાં આવ્યું, તે (કથા) અઢારમા અધ્યાયમાં કહેવામાં આવે છે. ॥ ૧ ॥

मैत्रेय उवाच

**इत्थं पृथुमभिष्टूय रुषा प्रस्फुरिताधरम्।**
**पुनराहावनिर्भीता संस्तभ्यात्मानमात्मना॥ १**
**॥ १ ॥**

**મૈત્રેયમુનિ બોલ્યા** – ક્રોધથી કંપતા અધરવાળા પૃથુરાજાની આ પ્રમાણે સ્તુતિ કરીને ભયભીત અવનિ (પૃથ્વી) બુદ્ધિથી મનને સ્થિર કરીને કહેવા લાગી. ॥ ૧॥ ૧॥

**संनियच्छाभिभो मन्युं निबोध श्रावितं च मे।**
**सर्वतः सारमादत्ते यथा मधुकरो बुधः॥ २**

હે પ્રભુ! ક્રોધ શાંત કરો અને મારી વિનંતિ સાંભળો. બુદ્ધિમાન મનુષ્ય મધુકરની જેમ સર્વ સ્થળેથી સાર ગ્રહણ કરે છે. ॥ ૨॥

हे अभिभो प्रभो, यद्वा भो देव, अभि अभयं यथा भवत्येवं मन्युं संनियच्छ। श्रावितं विज्ञापितम्। न मद्वाक्येऽनादरः कर्तव्य इत्याह। बुधो हि सर्वतः सारमादत्ते॥ २॥

**'हे अभिभो'** હે પ્રભુ! અથવા હે દેવ! **'अभि'** જે રીતે અભય થાય તે રીતે ક્રોધ દૂર કરો. **'श्रावितम्'** વિનંતીને– મારા વચનનો અનાદર કરવા યોગ્ય નથી, એમ કહે છે. ખરેખર, બુદ્ધિમાન મનુષ્ય સર્વ સ્થળેથી સાર ગ્રહણ કરે છે. ॥ ૨ ॥

**वंशीधरी**—अभितो भाति इति अभिभुः तत्सम्बुद्धौ अभिभो।

સર્વ તરફથી પ્રકાશે છે તે **'अभिभुः'**, તેનું સંબોધન **'अभिभो'**।

मयि जीर्णाश्चौषधीरुपायेन गृहाणेति वक्तुमुपायेन सर्वं सिध्यति नान्यथेत्याह—**अस्मिन्निति** त्रिभिः।

મારામાં રહેલી જીર્ણ ઔષધિઓને ઉપાય કરીને ગ્રહણ કરો– એમ કહેવા માટે ઉપાયથી સર્વ સિદ્ધ થાય છે, અન્ય રીતે નહીં, એમ ત્રણ શ્લોકો વડે કહે છે—**'अस्मिन् इति।'**

**अस्मिँल्लोकेऽथवामुष्मिन्मुनिभिस्तत्त्वदर्शिभिः।**
**दृष्टा योगाः प्रयुक्ताश्च पुंसां श्रेयःप्रसिद्धये॥ ३**

તત્ત્વદ્રષ્ટા મુનિઓ દ્વારા મનુષ્યોના પુરુષાર્થની સિદ્ધિ માટે આ લોકમાં (કૃષિ વગેરે) તથા પરલોકમાં (અગ્નિહોત્રાદિ) ઉપાયો જાણવામાં અને અનુષ્ઠાન કરવામાં આવ્યા છે. ॥ ૩ ॥

पुंसां श्रेयसः पुरुषार्थस्य प्रसिद्धयेऽस्मिन् लोके कृष्यादयोऽमुष्मिंश्च लोकेऽग्निहोत्रादयो योगा उपाया दृष्टाः प्रयुक्ता अनुष्ठिताश्च॥ ३॥

મનુષ્યોના **'श्रेयसः'** પુરુષાર્થની સિદ્ધિ માટે આ લોક માટે કૃષિ વગેરે તથા પરલોક માટે અગ્નિહોત્રાદિ **'योगाः'** ઉપાયો જાણવામાં અને **'प्रयुक्ताः'** અનુષ્ઠાન કરવામાં આવ્યા છે. ॥ ૩ ॥

**तानातिष्ठति यः सम्यगुपायान्पूर्वदर्शितान्।**
**अवरः श्रद्धयोपेत उपेयान्विन्दतेऽञ्जसा॥ ४**

પ્રાચીન ઋષિઓએ દર્શાવેલા ઉપાયોને જે અર્વાચીન મનુષ્ય (અત્યારે પણ) શ્રદ્ધાયુક્ત થઈ સારી રીતે આચરે છે તે અનાયાસે સાધ્ય વસ્તુને પામે છે. ॥ ૪ ॥

पूर्वैर्दर्शितान्। अवरोऽर्वाचीनः॥ ४॥

પ્રાચીન ઋષિઓએ દર્શાવેલા ઉપાયોને **'अवरः'** અર્વાચીન મનુષ્ય ॥ ૪ ॥

**ताननादृत्य योऽविद्वानर्थानारभते स्वयम्।**
**तस्य व्यभिचरन्त्यर्था आरब्धाश्च पुनः पुनः॥ ५**

જે વિદ્વાન (કે મૂર્ખ પણ) તે ઉપાયોનો અનાદર કરીને પોતે (કલ્પેલા ઉપાયો દ્વારા) કાર્યો આરંભે છે, તેનાં તે વારંવાર આરંભાયેલાં કાર્યો સિદ્ધ થતાં નથી. ॥ ૫ ॥

अविद्वान्विद्वानपीति वा। व्यभिचरन्ति न सिध्यन्ति॥ ५॥

મૂર્ખ કે બુદ્ધિમાન પણ– **'व्यभिचरन्ति'** સિદ્ધ થતાં નથી. ॥ ૫ ॥

सहेतुकमुपायनमाह—**पुरेति** षड्भिः।

કારણ સાથે ઉપાય છ શ્લોકોથી જણાવે છે—**'पुरा इति।'**

**पुरा सृष्टा ह्योषधयो ब्रह्मणा या विशांपते।**
**भुज्यमाना मया दृष्टा असद्भिरधृतव्रतैः॥ ६**

॥ ६ ॥

હે પ્રજાપાલક! પૂર્વે બ્રહ્માજી દ્વારા જે ઔષધિઓ સર્જાઈ હતી તે આચારભ્રષ્ટ, દુષ્ટ મનુષ્યો દ્વારા જ ભોગવાતી મેં જોઈ. ॥ ૬ ॥૬ ॥

**अपालिताऽनादृता च भवद्भिर्लोकपालकैः।**
**चोरीभूतेऽथ लोकेऽहं यज्ञार्थेऽग्रसमोषधीः॥ ७**

આપ લોકપાલકો દ્વારા અપાલિત અને અનાદૃત એવી હું, લોકો ચોર પાક્યા એટલે યજ્ઞને માટે ઔષધિઓ ગળી ગઈ. ॥ ૭ ॥

भवद्भिरिति राजसामान्याभिप्रायेण, वेनादिभिरिति वा। अपालिता चोराद्यनिवारणात्। अनादृता च यज्ञादिप्रवर्तनाभावात्। यज्ञार्थे अग्रसं गिलितवती। अन्यथाऽधृतव्रतैर्भुक्ता न प्रसोष्यन्ते ततश्च यज्ञादयो न सिध्येरन्निति भावः॥७॥

**'भवद्भिः इति।'** આપ લોકપાલકો દ્વારા– એમ સામાન્ય રાજાઓના અભિપ્રાયથી કહે છે અથવા વેન વગેરે દ્વારા– **'अपालिता'** ચોરો વગેરેને દૂર કરી ન શકાયા હોવાથી અપાલિત અને યજ્ઞાદિ ન થવાથી **'अनादृता'** અનાદૃત એવી હું યજ્ઞને કાજે (ઔષધિઓ) **'अग्रसम्'** ગળી ગઈ, નહીં તો આચારભ્રષ્ટ લોકો દ્વારા ભોગવાયેલી ઔષધિઓ નિચોવાઈ જાય અને તેથી યજ્ઞાદિ સિદ્ધ થાય નહીં, એવો ભાવ છે. ॥ ૭ ॥

**नूनं ता वीरुधः क्षीणा मयि कालेन भूयसा।**
**तत्र योगेन दृष्टेन भवानादातुमर्हति॥ ८**

અધિક સમય થવાથી તે ઔષધિઓ મારા (ઉદર)માં જીર્ણ થઈ ગઈ છે, તેથી પ્રસિદ્ધ ઉપાયો વડે તે ગ્રહણ કરવા આપ યોગ્ય છો. ॥ ૮ ॥

क्षीणा जीर्णाः॥८॥

**'क्षीणाः'** જીર્ણ ઔષધિઓ ॥ ૮ ॥

**वत्सं कल्पय मे वीर येनाहं वत्सला तव।**
**धोक्ष्ये क्षीरमयान्कामाननुरूपं च दोहनम्॥ ९**

હે વીર! જેને કારણે વત્સલ એવી હું, તમને ક્ષીરમય અભીષ્ટ પદાર્થોની પરિપૂર્તિ કરી આપીશ. વાછરડાંની અને દોહવાના યોગ્ય પાત્રની વ્યવસ્થા કરો. ॥ ૯ ॥

दोहनं दोहपात्रम्। दोग्धारं चोपकल्पय। धोक्ष्ये प्रपूरयिष्यामि॥९॥

**'दोहनम्'** દોહવાના પાત્રની અને **'दोग्धारम्'** દોહનારની વ્યવસ્થા કરો– **'धोक्ष्ये'** પરિપૂર્તિ કરી આપીશ. ॥ ૯ ॥

**दोग्धारं च महाबाहो भूतानां भूतभावन।**
**अन्नमीप्सितमूर्जस्वद्भगवान्वाञ्छते यदि॥ १०**

પ્રાણીઓનું રક્ષણ કરનાર હે મહાબાહુ! પ્રાણીઓને અભીષ્ટ અને બળપ્રદ અન્ન જો (આપ) ભગવાન ઈચ્છતા હો, તો દોહનારની પણ (આપ વ્યવસ્થા કરો). ॥ ૧૦ ॥

भूतानामभीप्सितमन्नम्। ऊर्जस्वद्बलप्रदम् ॥१०॥

પ્રાણીઓને અભીષ્ટ અને **'ऊर्जस्वत्'** બળપ્રદ ભોજનને ॥ ૧૦ ॥

**समां च कुरु मां राजन् देववृष्टं यथा पयः।**
**अपर्तावपि भद्रं ते उपावर्तेत मे विभो॥ ११**

હે રાજા! વળી, આપ મને સમતળ કરો, જેથી વર્ષાઋતુ વીત્યા પછી પણ ઈન્દ્રદેવનું વરસાવેલું જળ મારામાં સર્વ તરફ રહે. હે વિભુ! આપનું કલ્યાણ થાઓ! ॥ ૧૧ ॥

अपगतेऽपि वर्षर्तौ देववृष्टमुदकं यथा मे मयि सर्वतो वर्तेत॥११॥

વર્ષાઋતુ વીત્યા પછી પણ ઈન્દ્રદેવે વરસાવેલું જળ જેમ મારામાં સર્વત્ર ટકે. ॥ ૧૧ ॥

**इति प्रियं हितं वाक्यं भुव आदाय भूपतिः।**
**वत्सं कृत्वा मनुं पाणावदुहत्सकलौषधीः॥ १२**

એ પ્રમાણે પૃથ્વીનું પ્રિય અને હિતકારી વાક્ય સાંભળીને પૃથુરાજાએ સ્વાયમ્ભુવ મનુને વાછરડો બનાવીને, પોતાના હાથમાં સર્વ ઔષધિઓ દોહી લીધી. ॥ ૧૨ ॥

मनुं स्वायंभुवम्। ओषधीर्व्रीह्यादीः ॥ १२ ॥

प्रसङ्गादर्थान्तरमाह—**तथेति**।

**तथा परे च सर्वत्र सारमाददते बुधाः।**
**ततोऽन्ये च यथाकामं दुदुहुः पृथुभाविताम्॥ १३**

यथा पृथुरेवं सर्वत्र वाक्ये परेऽपि सारमाददते। प्रस्तुतमनुवर्तयति। ततोऽन्ये च ऋष्यादयः पञ्चदश दुदुहुः। पृथुना भावितां वशीकृताम्॥ १३ ॥

**ऋषयो दुदुहुर्देवीमिन्द्रियेष्वथ सत्तम।**
**वत्सं बृहस्पतिं कृत्वा पयश्छन्दोमयं शुचि॥ १४**

देवीं पृथ्वीम्। वाङ्मनःश्रवणैर्वेदग्रहणा-दिन्द्रियाणां पात्रत्वम्॥ १४॥

**कृत्वा वत्सं सुरगणा इन्द्रं सोममदूदुहन्।**
**हिरणमयेन पात्रेण वीर्यमोजो बलं पयः॥ १५**

सोमममृतम्। वीर्यं मनःशक्तिम्, ओज इन्द्रियशक्तिम्, बलं देहशक्तिं च तदेव पयः ॥१५॥

**दैतेया दानवा वत्सं प्रह्लादमसुरर्षभम्।**
**विधायादूदुहन्क्षीरमयःपात्रे सुरासवम्॥ १६**

सुरामासवं च तालादिमद्यम्॥ १६ ॥

**गन्धर्वाप्सरसोऽधुक्षन्पात्रे पद्ममये पयः।**
**वत्सं विश्वावसुं कृत्वा गान्धर्वं मधु सौभगम्॥ १७**

સ્વાયમ્ભુવ મનુને– ડાંગરાદિ ઔષધિઓને॥ ૧૨ ॥

પ્રસંગોપાત્ત બીજો અર્થ કહે છે– **'तथा इति।'**

આમ, પૃથુરાજાએ જેમ સાર ગ્રહણ કર્યો, તેમ બીજા વિજ્ઞજનો પણ સર્વત્ર સાર ગ્રહણ કરે છે. પૃથુરાજાએ વશ કરેલી વસુંધરામાંથી બીજાઓએ પણ પોતપોતાની ઈચ્છાનુસાર દોહન કર્યું. ॥ ૧૩ ॥

એ પ્રમાણે (જેમ પોતાનું કાર્ય પૃથુએ સાધ્યું તેમ વિજ્ઞજનો પણ) સર્વત્ર (સર્વના) વચનમાં સાર ગ્રહણ કરે છે. (એમ ઉપમા આપ્યા પછી) પ્રસ્તુત વિષયને અનુસરે છે. તે પૃથુ ઉપરાંત અન્ય ઋષિ વગેરે પંદર તત્ત્વોએ દોહન કર્યું. પૃથુ દ્વારા **'भाविताम्'** વશ કરવામાં આવેલી વસુંધરામાંથી ॥ ૧૩ ॥

સત્પુરુષોમાં શ્રેષ્ઠ (હે વિદુરજી)! (પૃથુરાજાએ દોહન કર્યું) પછી ઋષિઓએ બૃહસ્પતિને વાછરડો કલ્પીને ઈન્દ્રિયોરૂપી પાત્રમાં પૃથ્વીદેવીમાંથી વેદમય પવિત્ર દૂધનું દોહન કર્યું. ॥ ૧૪ ॥

**'देवीम्'** પૃથ્વીદેવીને દોહ્યાં. વાણી, મન અને શ્રવણ દ્વારા વેદ ગ્રહણ થાય છે, તેથી ઈન્દ્રિયોની પાત્રતા છે. ॥ ૧૪ ॥

દેવગણોએ ઈન્દ્રને વાછરડો કલ્પી સુવર્ણના પાત્રમાં વીર્ય, ઓજ તથા બળરૂપ અમૃતમય દૂધનું દોહન કર્યું. ॥ ૧૫ ॥

**'सोमम्'** અમૃતરૂપ; **'वीर्यम्'** મનની શક્તિ, **'ओजः'** ઈન્દ્રિયોની શક્તિ અને **'बलम्'** દેહની શક્તિ એ જ દૂધ ॥ ૧૫ ॥

દૈત્યો અને દાનવોએ અસુરશ્રેષ્ઠ પ્રહ્લાદજીને વત્સ બનાવીને લોઢાના પાત્રમાં મદિરા તથા આસવરૂપી દૂધ દોહ્યું. ॥ ૧૬ ॥

મદિરા અને આસવ અર્થાત્ તાલાદિમદ્ય ॥ ૧૬ ॥

ગંધર્વો તથા અપ્સરાઓએ વિશ્વાવસુને વાછરડો બનાવીને પદ્મરૂપ પાત્રમાં વાણીની મધુરતાવાળું અને સૌંદર્યવાળું સંગીતરૂપી દૂધ દોહ્યું. ॥ ૧૭ ॥

मधु वाङ्माधुर्यं सौभगं सौन्दर्यं तत्सहितम्॥ १७॥

**वत्सेन पितरोऽर्यम्णा कव्यं क्षीरमधुक्षत।**
**आमपात्रे महाभागाः श्रद्धया श्राद्धदेवताः॥ १८**

कव्यं पितॄणामन्नम्। आमपात्रे अपक्वे मृण्मये। अधुक्षत दुदुहुः॥ १८॥

**प्रकल्प्य वत्सं कपिलं सिद्धाः संकल्पनामयीम्।**
**सिद्धिं नभसि विद्यां च ये च विद्याधरादयः॥ १९**

संकल्पनामयीमणिमादिसिद्धिम्। ये विद्याधरादयस्ते च तमेव वत्सं प्रकल्प्य नभस्येव पात्रे खेचरत्वादिरूपां विद्यां दुदुहुः॥ १९॥

**अन्ये च मायिनो मायामन्तर्धानाद्भुतात्मनाम्।**
**मयं प्रकल्प्य वत्सं ते दुदुहुर्धारणामयीम्॥ २०**

अन्ये च किंपुरुषादयोऽन्तर्धानेनाद्भुतात्मनां संबन्धिनीं मायाम्। धारणामयीं संकल्पमात्र–प्रभवाम्॥ २०॥

**यक्षरक्षांसि भूतानि पिशाचाः पिशिताशनाः।**
**भूतेशवत्सा दुदुहुः कपाले क्षतजासवम्॥ २१**

भूतेशो रुद्रः स एव वत्सो येषाम्। क्षतजं रुधिरं तदेवासवम्॥ २१॥

**तथाऽहयो दन्दशूकाः सर्पा नागाश्च तक्षकम्।**
**विधाय वत्सं दुदुहुर्बिलपात्रे विषं पयः॥ २२**

'**मधु**' વાણીનું માધુર્ય– '**सौभगम्**' સૌંદર્ય, તે બંને સહિત ॥ ૧૭ ॥

મહાભાગ્યવાન શ્રાદ્ધદેવતા પિતૃઓએ અર્યમાને વાછરડો કલ્પી કાચી માટીના પાત્રમાં કવ્યરૂપ દૂધ શ્રદ્ધાપૂર્વક દોહ્યું. ॥ ૧૮ ॥

'**कव्यम्**' પિતૃઓનું અન્ન '**आमपात्रे**' કાચી માટીના પાત્રમાં '**अधुक्षत**' દોહ્યું. ॥ ૧૮ ॥

સિદ્ધોએ કપિલદેવને વાછરડો કલ્પી આકાશરૂપી પાત્રમાં સંકલ્પમાત્રથી ઉત્પન્ન થનારી અણિમાદિ સિદ્ધિઓરૂપી દૂધ દોહ્યું તથા વિદ્યાધર વગેરેએ પણ કપિલદેવને વાછરડો કલ્પી આકાશરૂપી પાત્રમાં જ (આકાશગમનાદિરૂપી) વિદ્યાનું દોહન કર્યું, ॥ ૧૯ ॥

સંકલ્પથી ઉત્પન્ન થનારી અણિમાદિ સિદ્ધિને જે વિદ્યાધર વગેરે હતા તેમણે પણ તે કપિલદેવને જ વત્સ કલ્પીને આકાશરૂપી પાત્રમાં જ આકાશગમનાદિરૂપી વિદ્યાનું દોહન કર્યું. ॥ ૧૯ ॥

વળી, અન્ય માયાવી કિમ્પુરુષ વગેરેએ મયદાનવને વત્સ કલ્પી (આકાશરૂપી પાત્રમાં જ) અન્તર્ધાન થવાથી અદ્‌ભુત આત્માઓના સંબંધવાળી સંકલ્પમયી માયાને દૂધરૂપે દોહી. ॥ ૨૦ ॥

વળી, અન્ય કિમ્પુરુષો વગેરેએ અન્તર્ધાન થવાથી અદ્‌ભુત આત્માઓના સંબંધવાળી માયાને, '**धारणामयीम्**' સંકલ્પમાત્રથી ઉત્પન્ન થનારી માયાને ॥ ૨૦ ॥

યક્ષો, રાક્ષસો, ભૂતો, પિશાચો તથા માંસાહારીઓએ કે જેમનો (ભૂતેશ) રુદ્રદેવ વાછરડો છે, (મનુષ્યની) ખોપરીરૂપ પાત્રમાં રુધિરાસવરૂપ દૂધનું દોહન કર્યું॥ ૨૧ ॥

'**भूतेशः**' ભૂતપતિ રુદ્રદેવ, એ જ વાછરડો છે જેમનો, '**क्षतजम्**' રુધિર એ જ આસવ, રુધિરાસવને ॥ ૨૧ ॥

ફેણરહિતના સર્પોએ, વીંછી વગેરેએ, ફેણસહિતના સર્પોએ તથા (કદ્રુના વંશજ) નાગોએ તક્ષક નાગને વાછરડો કલ્પીને મુખરૂપી પાત્રમાં વિષરૂપ પય દોહ્યું. ॥ ૨૨ ॥

अहयो निष्फणाः। दन्दशूका वृश्चिकादयः। सर्पाः सफणास्त एव कद्रुसन्ततिजा नागाः। बिलपात्रे मुखे॥ २२॥

**પશवो यवसं क्षीरं वत्सं कृत्वा च गोवृषम्।**
**अरण्यपात्रे चाधुक्षन्मृगेन्द्रेण च दंष्ट्रिणः॥ २३**

**क्रव्यादाः प्राणिनः क्रव्यं दुदुहुः स्वे कलेवरे।**
**सुपर्णवत्सा विहगाश्चरं चाचरमेव च॥ २४**

यवसं तृणम्। गोवृषं रुद्रवाहं वृषभम्। मृगेन्द्रेणेत्युत्तरेण अन्वयः॥ २३॥

क्रव्यं मांसम्। चरं कीटादि अचरं फलादि॥ २४॥

**वटवत्सा वनस्पतयः पृथग्रसमयं पयः।**
**गिरयो हिमवद्वत्सा नानाधातून्स्वसानुषु॥ २५**
॥ २५॥

अनुक्तसर्वसंग्रहार्थमाह—**सर्वे इति**।

**सर्वे स्वमुख्यवत्सेन स्वे स्वे पात्रे पृथक् पयः।**
**सर्वकामदुघां पृथ्वीं दुदुहुः पृथुभाविताम्॥ २६**

सर्वे स्वजातौ यो मुख्यस्तेन वत्सेन॥ २६॥

उपसंहरति—**एवमिति**।

**एवं पृथ्वादयः पृथ्वीमन्नादाः स्वन्नमात्मनः।**
**दोहवत्सादिभेदेन क्षीरभेदं कुरूद्वह॥ २७**

स्वन्नमभीष्टमन्नम्। तमेव क्षीरभेदं दुदुहुः। दोहः पात्रम्॥ २७॥

**'अहयः'** ફેણ કે ફણા વગરના સાપ– **'दन्दशूकाः'** વીંછીઓ વગેરે– **'सर्पाः'** ફેણયુક્ત સર્પો, તેઓ જ કદ્રુની સંતતિમાંથી થયેલા નાગ છે. **'बिलपात्रे'** મુખમાં ॥ ૨૨ ॥

પશુઓએ નંદિકેશ્વરને વાછરડો કલ્પી અરણ્યરૂપી પાત્રમાં ઘાસરૂપી દૂધ દોહ્યું તથા દાઢોવાળાં માંસાહારી પ્રાણીઓએ સિંહને વાછરડો કલ્પીને પોતાના શરીરરૂપી પાત્રમાં માંસરૂપી દૂધ દોહ્યું. પક્ષીઓએ ગરુડને વાછરડો કલ્પી (શરીરરૂપી પાત્રમાં) કીડા અને ફળને દૂધરૂપે દોહ્યાં. ॥ ૨૩ ॥ ૨૪॥

**'यवसम्'** ઘાસ, **'गोवृषम्'** રુદ્રદેવના વાહન વૃષભ– આખલાને– **'मृगेन्द्रेण इति।'**નો સંબંધ પછીના શ્લોક(૨૪) સાથે છે. ॥ ૨૩ ॥

**'क्रव्यम्'** માંસ, **'चरम्'** કીડા વગેરે જંગમ અને **'अचरम्'** ફળ વગેરે સ્થાવર ॥ ૨૪ ॥

વનસ્પતિઓએ વડના ઝાડને વાછરડો કલ્પી જુદા જુદા રસરૂપી દૂધ દોહ્યું તથા પર્વતોએ હિમાલયને વાછરડો કલ્પી પોતાનાં શિખરોરૂપી પાત્રમાં જાતજાતની ધાતુઓનું દોહન કર્યું. ॥ ૨૫ ॥

ન કહેવાયેલ સર્વનો સમાવેશ થઈ જાય તે માટે કહે છે– **'सर्वे इति।'**

સર્વની કામનાઓ પૂરનારી તથા પૃથુરાજાને અધીન એવી પૃથ્વીમાંથી બધાએ પોતાના મુખ્ય પુરુષને વાછરડો કલ્પી પોતાના પાત્રમાં જુદું જુદું દૂધ દોહ્યું.॥ ૨૬ ॥

બધાએ પોતાની જાતિમાં જે મુખ્ય હોય તે વત્સ દ્વારા ॥ ૨૬ ॥

ઉપસંહાર કરે છે– **'एवम् इति।'**

હે કુરુવંશી (વિદુરજી)! આ પ્રમાણે પૃથુરાજા વગેરે (પોતપોતાના) અન્નનો આહાર કરનારાઓએ જુદાં જુદાં દોહનપાત્રો અને વાછરડાં દ્વારા (પોતપોતાને) અભીષ્ટ અન્નરૂપ વિભિન્ન દૂધને પૃથ્વીમાંથી દોહ્યાં. ॥ ૨૭ ॥

**'सु-अन्नम्'** ઈચ્છિત અન્નને, તે અન્ન એ જ જુદાં-જુદાં દૂધ, તેને દોહ્યાં– **'दोहः'** દોહવાનું પાત્ર ॥ ૨૭ ॥

**ततो महीपतिः प्रीतः सर्वकामदुघां पृथुः।**
**दुहितृत्वे चकारेमां प्रेम्णा दुहितृवत्सलः॥ २८**

इमां पृथ्वीम्॥ २८॥

તેનાથી પ્રસન્ન થયેલા દુહિતૃવત્સલ મહારાજા પૃથુએ આ સર્વાભીષ્ટ કામના પૂર્ણ કરનારી પૃથ્વીને પ્રેમથી પુત્રી તરીકે માની. ॥ ૨૮ ॥

**'इमाम्'** આ પૃથ્વીને ॥ ૨૮ ॥

**चूर्णयन्स्वधनुष्कोट्या गिरिकूटानि राजराट्।**
**भूमण्डलमिदं वैन्यः प्रायश्चक्रे समं विभुः॥ २९**

धनुषोऽग्रेण गिरिशृङ्गाणि चूर्णयन्। राजराट् राज्ञां राजा। सर्वेषामाजीविकादानात्॥ २९॥

(ત્યારબાદ) મહારાજાધિરાજ, સમર્થ વેનપુત્ર પૃથુએ પોતાના ધનુષ્યની અણીથી ગિરિશૃંગોનો ભૂકો કરતા આ ભૂમંડળને લગભગ સમતળ કર્યું. ॥ ૨૯ ॥

ધનુષ્યના અગ્રભાગથી ગિરિશૃંગોનો ચૂરો કરતા, **'राजराट्'** રાજાઓના રાજા છે કારણ કે સર્વની આજીવિકાનું દાન કરનાર છે. ॥ ૨૯ ॥

**अथास्मिन्भगवान्वैन्यः प्रजानां वृत्तिदः पिता।**
**निवासान्कल्पयांचक्रे तत्र तत्र यथार्हतः॥ ३०**

॥ ३०॥

હવે (સર્વને) આજીવિકા આપનારા ઐશ્વર્યવાન પિતા પૃથુએ આ ભૂમંડળ ઉપર તે તે સ્થળે પ્રજાઓનાં યથાયોગ્ય નિવાસસ્થાનોની રચના કરી. ॥ ૩૦ ॥

**ग्रामान्पुरः पत्तनानि दुर्गाणि विविधानि च।**
**घोषान्व्रजान्सशिबिरानाकरान् खेटखर्वटान्॥ ३१**

ग्रामा हट्टादिशून्याः। पुरो हट्टादिमत्यः। ता एव महत्यः पत्तनानि। दुर्गाणि विविधानि। यथाह बृहस्पतिः—

'औदकं पार्वतं वार्क्षमैरिणं धान्वनं तथा।'

इति।

घोषान् आभीराणां निवासान्। व्रजान् गवां निवासान्। शिबिरं सेनानिवासस्थानं तत्सहितानाकरान्स्वर्णादिस्थानानि। खेटाः कर्षकग्रामाः खर्वटाः पर्वतप्रान्तग्रामास्तांश्च॥ ३१॥

ગ્રામો, શહેરો, નગરો, જાતજાતના કિલ્લા, નેસડા, ગાયોનાં રહેવાનાં સ્થાનો, લશ્કરી છાવણીઓ સહિત ખાણો, ખેડૂતોનાં ગામો તથા પહાડોની તળેટીનાં ગામો(ની રચના કરી). ॥ ૩૧ ॥

**'ग्रामाः'** દુકાનો વગેરે ન હોય તે ગામો, **'पुरः'** દુકાનો વગેરેવાળાં શહેરો, તે જ મોટાં નગરો, જુદાં જુદાં કિલ્લા– બૃહસ્પતિ કહે છે તે અનુસાર– જળની મધ્યમાં, પર્વત ખોદીને બનાવેલા, અનેક વૃક્ષોથી ઘેરાયેલા, ઊષર ભૂમિ તથા નિર્જળ સ્થાન પર– વિવિધ કિલ્લાઓની (રચના કરી).

**'घोषान्'** આહિરોનાં રહેઠાણ, **'व्रजान्'** ગાયોના વાડા, **'शिबिरम्'** લશ્કરની છાવણીઓ, તે સહિત **'आकरान्'** સોના વગેરેની ખાણો, **'खेटाः'** ખેતી કરનારાઓનાં ગામો, **'खर्वटाः'** પર્વતની તળેટીનાં ગામો ॥ ૩૧ ॥

**प्राक्पृथोरिह नैवैषा पुरग्रामादिकल्पना।**
**यथासुखं वसन्ति स्म तत्र तत्राकुतोभयाः॥ ३२**

॥ ३२॥

મહારાજ પૃથુની પૂર્વે આ પૃથ્વી પર પુરગ્રામાદિના વિભાગ ન હતા. પ્રજાઓ જુદાં જુદાં એ સર્વ સ્થળોએ નિર્ભય થઈ સુખપૂર્વક રહેવા લાગી. ॥ ૩૨ ॥ ૩૨ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां चतुर्थस्कन्धे पृथुविजयेऽष्टादशोध्याय:॥ १८॥

इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां अष्टादशोऽध्यायः॥ १८॥

*****

# अथैकोनविंशोऽध्यायः

## મહારાજ પૃથુના સો અશ્વમેધ યજ્ઞો

ऊनविंशेऽश्वमेधाङ्गहयापहरणात्पृथोः ।
इन्द्रं हन्तुं प्रवृत्तस्य धात्रा वारणमुच्यते॥ १

અશ્વમેધ યજ્ઞના અંગરૂપ ઘોડાના અપહરણને કારણે ઈન્દ્રને હણવા માટે પ્રવૃત્ત થયેલા પૃથુરાજાને બ્રહ્માજી દ્વારા વારવામાં આવ્યા, તે (કથા) ઓગણીસમા અધ્યાયમાં કહેવામાં આવે છે. ॥ ૧ ॥

**मैत्रेय उवाच**

**अथादीक्षत राजा तु हयमेधशतेन सः।**
**ब्रह्मावर्ते मनोः क्षेत्रे यत्र प्राची सरस्वती॥ १**

**મૈત્રેયમુનિ બોલ્યા** – (પ્રજાને રહેવા માટે ઉચિત નિવાસ વગેરેની વ્યવસ્થા કર્યા) પછી તે પૃથુરાજા મહારાજ મનુના બ્રહ્માવર્ત ક્ષેત્રમાં જ્યાં સરસ્વતી નદી પૂર્વ દિશા તરફ વહે છે ત્યાં સો અશ્વમેધ યજ્ઞ નિમિત્તે દીક્ષિત થયા. ॥ ૧ ॥

हयमेधशतेन निमित्तेनादीक्षत दीक्षितोऽभूत् शताश्वमेधसंकल्पमकरोदित्यर्थः। ब्रह्मावर्ते— 'सरस्वतीदृषद्वत्योर्देवनद्योर्यदन्तरम् ।
तं देवनिर्मितं देशं ब्रह्मावर्तं प्रचक्षते॥'॥ १ ॥

સો અશ્વમેધ યજ્ઞ નિમિત્તે **'अदीक्षत'** દીક્ષિત થયા. સો અશ્વમેધ યજ્ઞ કરવાનો સંકલ્પ કર્યો, એમ અર્થ છે. બ્રહ્માવર્તમાં– 'સરસ્વતી અને દશદ્વતી એ બે દેવનદીઓની વચ્ચેના, દેવોએ નિર્માણ કરેલા તે પ્રદેશને બ્રહ્માવર્ત કહે છે.' ॥ ૧ ॥

**तदभिप्रेत्य भगवान्कर्मातिशयमात्मनः।**
**शतक्रतुर्न ममृषे पृथोर्यज्ञमहोत्सवम्॥ २**

ભગવાન શતક્રતુ (ઈન્દ્ર), પોતાના (કર્મ) કરતાં પૃથુરાજાનું કર્મ ચઢી જશે– એમ માનીને પૃથુનો તે યજ્ઞમહોત્સવ સહન કરી શક્યા નહીં.॥ ૨ ॥

आत्मनः स्वस्य कर्मातिशेत इत्यतिशयमभिप्रेत्य ज्ञात्वा। तदिति तं पृथोर्यज्ञमहोत्सवं न ममृषे न सेहे॥ २॥

**'आत्मनः'** પોતાના કર્મ કરતાં (પૃથુરાજાનું) કર્મ ચઢી જશે, એમ શ્રેષ્ઠતા **'अभिप्रेत्य'** જાણીને– **'तत् इति'** પૃથુરાજાનો તે યજ્ઞમહોત્સવ **'न ममृषे'** સહન કરી શક્યા નહીં. ॥ ૨ ॥

अतिशयमेव दर्शयति— **यत्रेति** सप्तभिः।

યજ્ઞનું ચઢિયાતાપણું જ સાત શ્લોકો દ્વારા દર્શાવે છે— **'यत्र इति।'**

**यत्र यज्ञपतिः साक्षाद्भगवान्हरिरीश्वरः।**
**अन्वभूयत सर्वात्मा सर्वलोकगुरुः प्रभुः॥ ३**

**अन्वितो ब्रह्मशर्वाभ्यां लोकपालैः सहानुगैः।**
**उपगीयमानो गन्धर्वैर्मुनिभिश्चाप्सरोगणैः॥ ४**

જે યજ્ઞમાં પોતાના અનુચરો સહિત લોકપાલો, ગંધર્વો, મુનિઓ તથા અપ્સરાગણો દ્વારા સ્તુતિ કરાતા સર્વ લોકના ગુરુ, પ્રભુ, યજ્ઞપતિ, ઈશ્વર, ભગવાન શ્રીહરિ બ્રહ્માજી અને શિવજી સહિત પ્રત્યક્ષરૂપે દેખાયા હતા. ॥ ૩ ॥ ૪ ॥

साक्षादन्वभूयत प्रत्यक्षेणादृश्यत॥ ३ ॥ ४॥

**'साक्षात्-अनु-अभूयत'** પ્રત્યક્ષરૂપે દેખાયા હતા. ॥ ૩ ॥ ૪ ॥

**सिद्धविद्याधरा दैत्या दानवा गुह्यकादयः।**
**सुनन्दनन्दप्रमुखाः पार्षदप्रवरा हरेः॥ ५**

**कपिलो नारदो दत्तो योगेशाः सनकादयः।**
**तमन्वीयुर्भागवता ये च तत्सेवनोत्सुकाः॥ ६**

सिद्धादयश्च तं हरिमन्वीयुरित्युत्तरेणान्वयः ॥ ५ ॥ ६ ॥

**यत्र धर्मदुघा भूमिः सर्वकामदुघा सती।**
**दोग्धि स्माभीप्सितानर्थान्यजमानस्य भारत॥ ७**

धर्मदुघा हविर्दोग्ध्री। धेनुः सती॥ ७॥

**ऊहुः सर्वरसान्नद्यः क्षीरदध्यन्नगोरसान्।**
**तरवो भूरिवर्ष्माणः प्रासूयन्त मधुच्युतः॥ ८**

ऊहुर्वहन्ति स्म। सर्वरसानिक्षुद्राक्षादिरसान्। क्षीरं च दधि च अन्नं च पानकादि गोरसो घृतं तक्रं च तांश्च। भूरीणि विस्तृतानि वर्ष्माणि शरीराणि येषां ते, फलादि प्रासूयन्त। मधुच्युतो मधुस्राविणः सन्तः॥ ८॥

**सिन्धवो रत्ननिकरान् गिरयोऽन्नं चतुर्विधम्।**
**उपायनमुपाजह्रुः सर्वे लोकाः सपालकाः॥ ९**

चतुर्विधं भक्ष्यं भोज्यं चोष्यं लेह्यं च॥ ९॥

**इति चाधोक्षजेशस्य पृथोस्तु परमोदयम्।**
**असूयन्भगवानिन्द्रः प्रतिघातमचीकरत्॥ १०**

સિદ્ધો, વિદ્યાધરો, દૈત્યો, દાનવો, યક્ષાદિ, મુખ્ય સુનંદ-નંદ વગેરે શ્રીહરિના શ્રેષ્ઠ પાર્ષદો તથા જેઓ તેમની સેવા માટે (સદાય) ઉત્સુક છે તેવા કપિલ, નારદ, દત્ત, સનકાદિ યોગેશ્વરો વગેરે ભાગવતો (પણ) શ્રીહરિને અનુસરીને પધાર્યા હતા. ॥ ૫ ॥ ૬ ॥

સિદ્ધો વગેરે પણ તે શ્રીહરિને '**अनु+ईयुः**' અનુસરીને ગયા હતા, એમ પછીના શ્લોક(૬) સાથે સંબંધ છે. ॥ ૫ ॥ ૬ ॥

હે ભરતવંશી (વિદુરજી), જે યજ્ઞમાં યજ્ઞસામગ્રીઓ દોહી આપનારી ભૂમિએ સર્વ કામનાઓનું દોહન કરનારી (કામધેનુરૂપ) થઈને યજમાન (પૃથુરાજા)ને પ્રાપ્ત કરવા ઈચ્છિત વસ્તુઓ દોહી આપી હતી.॥ ૭ ॥

'**धर्मदुघा**' યજ્ઞસામગ્રીઓ દોહી આપનારી ભૂમિએ કામધેનુ થઈને ॥ ૭ ॥

નદીઓ સર્વ પ્રકારના રસો– દૂધ, દહીં, અન્ન ગોરસાદિને વહાવતી હતી તથા વૃક્ષો વિશાળ શરીર ધારણ કરી મધ ઝરતાં થઈ ફળ વગેરે ઉત્પન્ન કરતાં હતાં. ॥ ૮ ॥

'**ऊहुः**' વહાવતી હતી. '**सर्वरसान्**' શેરડી, દ્રાક્ષ વગેરે સર્વ રસોને તથા દૂધ તેમ જ દહીં અને અન્ન તથા પાનાદિ, '**गोरसः**' ઘી તથા છાશ, તેમને પણ વહી લાવતી હતી. '**भूरीणि**' વિશાળ '**वर्ष्माणि**' શરીરો છે જેમનાં તે વૃક્ષો '**मधुच्युतः**' મધઝરતાં થઈ ફળો વગેરે ઉત્પન્ન કરતાં હતાં. ॥ ૮ ॥

સમુદ્રો રત્નના ખજાના લાવ્યા, પર્વતો ચારેય પ્રકારનાં અન્ન લાવ્યા તથા લોકપાલો સહિત સંપૂર્ણ લોકોએ ભેટ ધરી.॥ ૯ ॥

ચાર પ્રકારનું અન્ન– ભક્ષ્ય, ભોજ્ય, ચોષ્ય તથા લેહ્ય. ॥ ૯ ॥

ભગવાન અધોક્ષજ જેમના નાથ છે તેવા રાજા પૃથુનો આવો પરમ ઉત્કર્ષ સહન ન કરી શકતા ભગવાન ઈન્દ્રે (તે યજ્ઞમાં) વિઘ્ન કર્યું. ॥ ૧૦ ॥

अधोक्षज ईशो नाथो यस्य। परम उदयोऽभिवृद्धिर्यस्मिंस्तत् कर्म असूयन्नसहमानः प्रतिघातं विघ्नं चकारेत्यर्थः॥ १०॥

**चरमेणाश्वमेधेन यजमाने यजुष्पतिम्।**
**वैन्ये यज्ञपशुं स्पर्धन्नपोवाह तिरोहितः॥ ११**

वैन्ये यजुष्पतिं विष्णुं यजमाने सति स्पर्धमान इन्द्रस्तिरोहितः सन्नश्वमपहृतवान्॥ ११॥

**तमत्रिर्भगवानैक्षत्त्वरमाणं विहायसा।**
**आमुक्तमिव पाखण्डं योऽधर्मे धर्मविभ्रमः॥ १२**

त्वरमाणं धावन्तम्। 'आमुक्तः प्रतिमुक्तश्च पिनद्धश्चापिनद्धवत्। सन्नद्धो वर्मितः सज्जः' इत्यमरसिंहः। पाखण्डं वेषं कवचमिव गृहीतवन्त-मित्यर्थः। अधर्मे धर्मविभ्रमो धर्मोऽयमिति भ्रान्तिकरो यस्तम्॥ १२॥

**अत्रिणा चोदितो हन्तुं पृथुपुत्रो महारथः।**
**अन्वधावत संक्रुद्धस्तिष्ठ तिष्ठेति चाब्रवीत्॥ १३**
॥ १३॥

**तं तादृशाकृतिं वीक्ष्य मेने धर्मशरीरिणम्।**
**जटिलं भस्मना च्छन्नं तस्मै बाणं न मुञ्चति॥ १४**

न मुञ्चति स्म॥ १४॥

**वधान्निवृत्तं तं भूयो हन्तवेऽत्रिरचोदयत्।**
**जहि यज्ञहनं तात महेन्द्रं विबुधाधमम्॥ १५**

અધોક્ષજ ભગવાન **'ईशः'** સ્વામી છે જેમના (તે પૃથુરાજાનો) પરમ **'उदयः'** ઉત્કર્ષ છે જેમાં તે કર્મને **'असूयन्'** સહન ન કરતા ઈન્દ્રે **'प्रतिघातम्'** વિઘ્ન કર્યું, એમ અર્થ છે. ॥ ૧૦ ॥

જ્યારે વેનપુત્ર રાજા પૃથુ અંતિમ અશ્વમેધ યજ્ઞથી યજ્ઞપતિ ભગવાન વિષ્ણુનું પૂજન કરતા હતા ત્યારે સ્પર્ધા કરતા (ઈન્દ્રે) અદૃશ્ય થઈ યજ્ઞપશુનું હરણ કર્યું હતું. ॥ ૧૧ ॥

વેનપુત્ર પૃથુ યજ્ઞપતિ વિષ્ણુભગવાનનું પૂજન કરતા હતા ત્યારે સ્પર્ધા કરતા ઈન્દ્રે અદૃશ્ય થઈ યજ્ઞના ઘોડાનું હરણ કર્યું. ॥ ૧૧ ॥

ભગવાન (સર્વજ્ઞ) અત્રિઋષિએ આકાશમાર્ગે (ઘોડાને લઈને) દોડતા તે ઈન્દ્રને જોયો, જેણે અધર્મમાં ધર્મની ભ્રાન્તિ કરાવનાર પાખંડ વેશને કવચની જેમ (ધારણ કર્યો હતો). ॥ ૧૨ ॥

**'त्वरमाणम्'** દોડતા ઈન્દ્રને– (કવચના પર્યાયવાચી શબ્દો અમરકોષમાંથી ટાંક્યા છે–) 'આમુક્ત, પ્રતિમુક્ત, પિનદ્ધ, અપિનદ્ધ, સન્નદ્ધ, વર્મિત, સજ્જઃ' (અમરકોશ ૯/ક્ષત્રિયવર્ગ) પાખંડ વેશને કવચની જેમ ધારણ કર્યો, એમ અર્થ છે. અધર્મમાં **'धर्मविभ्रमः'** આ ધર્મ છે, એવી ભ્રાન્તિ કરાવનાર જે છે તે(પાખંડવેશ)ને॥૧૨॥

અત્રિઋષિ દ્વારા પ્રેરાયેલો, પૃથુરાજાનો મહારથી પુત્ર મારવા માટે તેની પાછળ દોડ્યો અને ક્રોધાયમાન થઈને 'ઊભો રહે, ઊભો રહે'– એમ કહેવા લાગ્યો. ॥ ૧૩ ॥

જટાધારી, ભસ્માચ્છાદિત એવો પાખંડ વેશ ધારણ કરેલી (આકૃતિવાળા) તે ઈન્દ્રને જોઈને (પૃથુના પુત્રે) તેને (કોઈ) ધર્માત્મા માન્યો ને તેના ઉપર બાણ છોડ્યું નહીં. ॥ ૧૪ ॥

(બાણ) છોડ્યું નહીં. ॥ ૧૪ ॥

ઈન્દ્રનો વધ કરતા અટકી ગયેલા તેને ફરીથી મારવા માટે અત્રિઋષિએ પ્રેરણા કરી કે, હે પુત્ર, યજ્ઞનો નાશ કરનાર અધમ દેવ મહેન્દ્રનો તું નાશ કર.॥ ૧૫ ॥

हन्तवे हन्तुम्। यज्ञहनं यज्ञं हतवन्तम्॥ १५॥

**'હન્તવે'** મારવા માટે– **'યજ્ઞહનમ્'** યજ્ઞનો નાશ કરનારને ॥ ૧૫ ॥

**एवं वैन्यसुतः प्रोक्तस्त्वरमाणं विहायसा।**
**अन्वद्रवदभिक्रुद्धो रावणं गृध्रराडिव॥ १६**

આ પ્રમાણે કહેવામાં આવેલો પૃથુપુત્ર આકાશમાર્ગે દોડતા ઈન્દ્રની પાછળ, ગીધરાજ જટાયુ રાવણની પાછળ દોડ્યો હતો તેમ ક્રોધાયમાન થઈ દોડ્યો.॥ ૧૬ ॥

गृध्रराट् जटायुः॥ १६॥

**'ગૃધ્રરાટ્'** ગીધરાજ જટાયુ ॥ ૧૬ ॥

**सोऽश्वं रूपं च तद्धित्वा तस्मा अन्तर्हितः स्वराट्।**
**वीरः स्वपशुमादाय पितुर्यज्ञमुपेयिवान्॥ १७**

તે સ્વતંત્ર રાજા ઈન્દ્ર અશ્વને તથા તે પાખંડ વેશને તે પૃથુપુત્ર માટે ત્યાગીને અંતર્ધાન થઈ ગયો અને વીર પૃથુપુત્ર પોતાનો ઘોડો લઈ પિતાના યજ્ઞમાં આવ્યો. ॥ ૧૭ ॥

तस्मै हित्वा तदर्थमुत्सृज्य॥ १७॥

**'तस्मै हित्वा'** તે પૃથુપુત્ર માટે છોડીને ॥ ૧૭ ॥

**तत्तस्य चाद्भुतं कर्म विचक्ष्य परमर्षयः।**
**नामधेयं ददुस्तस्मै विजिताश्व इति प्रभो॥ १८**

હે પ્રભુ (વિજિતેન્દ્રિય વિદુરજી), તે પૃથુપુત્રનું આવું અદ્‌ભુત પરાક્રમ જોઈ મહર્ષિઓએ તેને 'વિજિતાશ્વ' એવું નામ આપ્યું. ॥ ૧૮ ॥

विचक्ष्य दृष्ट्वा॥ १८॥

**'विचक्ष्य'** જોઈને ॥ ૧૮ ॥

**उपसृज्य तमस्तीव्रं जहाराश्वं पुनर्हरिः।**
**चषालयूपतश्छन्नो हिरण्यरशनं विभुः॥ १९**

સમર્થ હરિરૂપ ઈન્દ્ર ગાઢ અંધકારનું સર્જન કરી, તેમાં છુપાઈને લાકડાના કડાવાળા યજ્ઞસ્તંભમાંથી સુવર્ણની સાંકળવાળા અશ્વનું ફરીથી હરણ કરી ગયા. ॥ ૧૯ ॥

उपसृज्य सृष्ट्वा तेन च्छन्नः सन्। चषालो यूपाग्रे निक्षिप्तः काष्ठकटकस्तद्युक्ताद्यूपात्। हिरण्यनिर्मिता रशना यस्य तम्। रशनाया दृढत्वेन च्छेदाशक्त्या रशनासहितमेवोद्धृत्य यूपाग्रान्नीतवा- नित्यर्थः। विभुः समर्थः॥ १९॥

**'उपसृज्य'** સર્જન કરીને, તે અંધકારને કારણે છુપાયેલા રહીને; **'चषालः'** યજ્ઞસ્તંભના અગ્ર ભાગમાં જડાયેલું લાકડાનું કડું, તે કડાવાળા યજ્ઞસ્તંભમાંથી, સોનાની બનાવેલી સાંકળ છે જેની તે ઘોડાને– સાંકળ મજબૂત હોવાથી તોડી ન શકાવાથી સાંકળ સાથે જ ઉપાડીને યજ્ઞસ્તંભની આગળથી લઇ લીધો, એમ અર્થ છે. **'विभुः'** સમર્થ ॥ ૧૯ ॥

**अत्रिः संदर्शयामास त्वरमाणं विहायसा।**
**कपालखट्वाङ्गधरं वीरो नैनमबाधत॥ २०**

॥ २०॥

અત્રિઋષિએ આકાશમાર્ગે દોડતા ઈન્દ્રને (ફરીથી) દેખાડ્યો, (પરંતુ) ખોપરી અને ખટ્વાંગ ધારણ કરનાર તેને વીર વિજિતાશ્વે હણ્યો નહીં. ॥ ૨૦ ॥ ૨૦ ॥

**अत्रिणा चोदितस्तस्मै संदधे विशिखं रुषा।**
**सोऽश्वं रूपं च तद्धित्वा तस्थावन्तर्हितः स्वराट्॥ २१**

॥ २१॥

અત્રિઋષિ દ્વારા (પુનઃ) પ્રેરાયેલા પૃથુપુત્રે તેને માટે ક્રોધથી બાણનું સંધાન કર્યું, (કે તરત જ) તે સ્વર્ગનો રાજા અશ્વને તથા (ગ્રહણ કરેલા) રૂપને તજી અદૃશ્ય થઈ ઊભો રહ્યો. ॥ ૨૧ ॥

**वीरश्चाश्वमुपादाय पितृयज्ञमथाव्रजत्।**
**तदवद्यं हरे रूपं जगृहुर्ज्ञानदुर्बलाः॥ २२**

अवद्यं निन्दितं रूपं मन्दप्रज्ञा जगृहुः॥ २२॥

तदेव पाखण्डनामनिरुक्त्या दर्शयति—**यानीति।**

**यानि रूपाणि जगृहे इन्द्रो हयजिहीर्षया।**
**तानि पापस्य खण्डानि लिङ्गं खण्डमिहोच्यते॥ २३**

बहुवचनेन चान्यान्यपि गृहीतानीत्युक्तम् ॥ २३॥

**वंशीधरी—**

'पाशब्दः पापनिकरे खण्डं चिह्नमिहोच्यते।
पापस्य चिह्नं पाखण्डस्तत्सेवी नारकी ध्रुवम्॥'

इति।

तत्प्रभृति पाखण्डमार्गाः प्रवृत्ता इत्याह—**एवमिति।**

**एवमिन्द्रे हरत्यश्वं वैन्ययज्ञजिघांसया।**
**तद्गृहीतविसृष्टेषु पाखण्डेषु मतिर्नृणाम्॥ २४**

**धर्म इत्युपधर्मेषु नग्नरक्तपटादिषु।**
**प्रायेण सज्जते भ्रान्त्या पेशलेषु च वाग्मिषु॥ २५**

तेन गृहीतेषु पुनर्विसृष्टेषु नग्ना जैनाः। रक्तपटा बौद्धाः। आदिशब्देन कापालिकादयस्तेषूपधर्मेषु धर्मोपमेषु धर्म एवायमिति मतिः सज्जत इति द्वयोरन्वयः। पेशलेषु आपाततो रम्येषु। वाग्मिषु हेतूक्तिचतुरेषु॥ २४॥ २५॥

અને પછી વીર વિજિતાશ્વ અશ્વને લઈને પિતાના યજ્ઞમાં ગયો. મંદબુદ્ધિવાળા મનુષ્યોએ ઈન્દ્રના તે નિંદિત રૂપને લઈ લીધું. ॥ ૨૨ ॥

**'अवद्यम्'** નિન્દિત રૂપને મંદબુદ્ધિવાળાઓએ લઈ લીધું. ॥ ૨૨ ॥

તે (નિંદ્યરૂપ)ને જ પાખંડ કહે છે. પાખંડ શબ્દની વ્યુત્પત્તિ દર્શાવે છે— **'यानि इति।'**

ઘોડો હરવાની ઈચ્છાથી ઈન્દ્રે જે જે રૂપો ગ્રહણ કર્યાં, તે સર્વ પાપનાં ખંડરૂપ હતાં. અહીં **'खण्डम्'** શબ્દ ચિહ્નવાચક છે. ॥ ૨૩ ॥

**('रूपाणि')** એમ બ.વ. દ્વારા બીજાં રૂપો પણ લીધાં હતાં, એમ કહેવાયું છે. ॥ ૨૩ ॥

**'पा'** શબ્દ પાપના સમૂહ માટે છે. **'खण्डम्'** શબ્દ અહીં ચિહ્ન કહેવાયો છે. પાપનું ચિહ્ન તે પાખંડ. તેનું સેવન કરનાર નિશ્ચિત નરકનો જીવ હોય છે.

ત્યારથી માંડીને પાખંડમાર્ગો પ્રવૃત્ત થયા, એમ કહે છે— **'एवम् इति।'**

એમ પૃથુરાજાના યજ્ઞનો નાશ કરવાની ઈચ્છાથી ઈન્દ્રે અશ્વનું હરણ કર્યું, ત્યારે તેણે લઈને છોડી દીધેલાં, સુંદરતાનો આભાસ કરાવનારા, ધર્મ જેવા પ્રતીત થતા જૈન, બૌદ્ધ વગેરે હેતુવાદના ચાતુર્યવાળાં પાખંડરૂપોમાં, આ જ ધર્મ છે એવી ભ્રાન્તિને કારણે મનુષ્યોની બુદ્ધિ ઘણું કરીને આસક્ત થાય છે. ॥ ૨૪ ॥ ૨૫ ॥

તે ઈન્દ્ર દ્વારા ગ્રહણ કરાયેલાંમાં અને પછી ત્યાગી દેવાયેલા ધર્મોમાં **'नग्नाः'** જૈનો, **'रक्तपटाः'** બૌદ્ધો **'आदि'** શબ્દથી કાપાલિકો વગેરે, તેમના **'उपधर्मेषु'** ધર્મ જેવા (મિથ્યા ધર્મોમાં)– આ જ ધર્મ છે, એવી (ભ્રાન્તિને કારણે, મનુષ્યોની) બુદ્ધિ આસક્ત થાય છે, એમ બંને શ્લોકોનો સંબંધ છે. **'पेशलेषु'** રમ્ય લાગતા, પ્રથમ દૃષ્ટિએ સુંદર લાગતા (અથવા અવિચારીને રમણીય લાગતા ભ્રાન્ત) ધર્મોમાં, **'वाग्मिषु'** હેતુવાદની ચતુરાઈવાળા ધર્મોમાં ॥ ૨૪ ॥ ૨૫ ॥

**तदभिज्ञाय भगवान्पृथुः पृथुपराक्रमः।**
**इन्द्राय कुपितो बाणमादत्तोद्यतकार्मुकः॥ २६**

॥ २६ ॥

પરમ પરાક્રમી ભગવાન પૃથુએ, તે જાણીને, કોપાયમાન થઈ, સજ્જ કરેલા ધનુષ્યવાળા બની ઈન્દ્ર(નો નાશ કરવા) માટે બાણ ચઢાવ્યું. ॥ ૨૬ ॥ ૨૬ ॥

**तमृत्विजः शक्रवधाभिसंधितं**
**विचक्ष्य दुष्प्रेक्ष्यमसह्यरंहसम्।**
**निवारयामासुरहो महामते**
**न युज्यतेऽत्रान्यवधः प्रचोदितात्॥ २७**

જેમની સામે જોઈ શકાતું ન હતું તેવા, અસહ્ય વેગવાળા, ઈન્દ્રનો નાશ કરવાના અભિપ્રાયવાળા તે પૃથુરાજાને જોઈને ઋત્વિજોએ તેમને અટકાવ્યા. 'અહો! હે મહાબુદ્ધિમાન રાજા, આ યજ્ઞમાં (યજ્ઞદીક્ષા લેનારે) શાસ્ત્રવિહિત પશુના (વધ) સિવાય અન્યનો વધ કરવો યોગ્ય નથી.' ॥ ૨૭ ॥

शक्रवधेऽभिसंधितं कृताभिप्रायम्। प्रचोदितात्पशोर्वधादन्यस्य वधस्तव न युज्यते ॥ २७ ॥

ઈન્દ્રના વધ માટે **'अभिसन्धितम्'** કરી છે ઈચ્છા જેમણે તે પૃથુરાજાને– **'प्रचोदितात्'** શાસ્ત્રવિહિત (યજ્ઞીય) પશુના વધ સિવાય અન્યનો વધ કરવો આપને યોગ્ય નથી. ॥ ૨૭ ॥

तद्वधं तु वयं करिष्याम इत्याहुः।

તે ઈન્દ્રનો વધ તો અમે કરીશું, એમ ઋત્વિજો કહે છે.

**वयं मरुत्वन्तमिहार्थनाशनं**
**ह्वयामहे त्वच्छ्रवसा हतत्विषम्।**
**अयातयामोपहवैरनन्तरं**
**प्रसह्य राजन् जुहवाम तेऽहितम्॥ २८**

યજ્ઞનો નાશ કરનાર અને આપની કીર્તિથી હતપ્રભ થયેલા ઈન્દ્રને શક્તિશાળી (અમોઘ) આહ્વાન-મંત્રોથી અમે અહીં બોલાવીએ અને પછી હે રાજા, આપના શત્રુને બળજબરીથી (અગ્નિમાં) હોમીએ. ॥ ૨૮ ॥

वयमिह यज्ञनाशकं त्वत्कीर्त्यैव हतप्रभ-मिन्द्रमाह्वयामहे। कैः। अयातयामैरगतवीर्यैराह्वान-मन्त्रैः। अनन्तरं च ते तवाहितं जुहवाम होष्यामः ॥ २८ ॥

અમે (ઋત્વિજો) અહીં યજ્ઞનો નાશ કરનાર તેમ જ આપની કીર્તિથી જ નિસ્તેજ થયેલા ઈન્દ્રનું આહ્વાન કરીએ. શાના દ્વારા? **'अयातयामैः'** જેમની શક્તિ ગઈ નથી તેવા આહ્વાનમંત્રો દ્વારા. અને પછી **'ते'** આપનું અહિત કરનારને **'जुहवाम'** હોમીએ– હોમીશું. ॥ ૨૮ ॥

**इत्यामन्त्र्य क्रतुपतिं विदुरास्यर्त्विजो रुषा।**
**स्रुग्घस्तान् जुह्वतोऽभ्येत्य स्वयंभूः प्रत्यषेधत॥ २९**

હે વિદુરજી, આ પ્રમાણે યજમાન પૃથુને સમજાવીને, તે પૃથુરાજાના ઋત્વિજો, કે જેમના હાથમાં સરવો છે તેવા, ક્રોધથી હવન કરતા તેમને બ્રહ્માજીએ આવીને અટકાવ્યા. ॥ ૨૯ ॥

अस्य पृथोः। स्रुक् हस्ते येषां तान्॥ २९ ॥

**'अस्य'** આ પૃથુરાજાના (યાજ્ઞિકોને), સરવો છે હાથમાં જેમના તેમને અટકાવ્યા. ॥ ૨૯ ॥

**न वध्यो भवतामिन्द्रो यद्यज्ञो भगवत्तनुः।**
**यं जिघांसथ यज्ञेन यस्येष्टास्तनवः सुराः॥ ३०**

જેનો તમે યજ્ઞ દ્વારા નાશ કરવા ઈચ્છો છો તથા યજ્ઞથી પૂજાયેલા સર્વ દેવો જેનું શરીર છે તે ઈન્દ્ર આપને માટે વધ કરવા યોગ્ય નથી કારણ કે યજ્ઞ નામનો આ ઈન્દ્ર ભગવાનનો અવતાર છે. ॥ ૩૦ ॥

यमिन्द्रं यज्ञेन जिघांसथ। यज्ञेनेष्टाः सर्वे सुरा यस्य तनवः स इन्द्रो भवतां वधार्हो न भवति। यद्यस्माद्यज्ञो नामाऽयमिन्द्रो भगवतस्तनुरवतारः।

'ततः सप्तम आकूत्यां रुचेर्यज्ञोऽभ्यजायत।
स यामाद्यैः सुरगणैरपात्स्वायंभुवान्तरम्॥'
इत्युक्तत्वात्॥ ३०॥

જે ઈન્દ્રને તમે યજ્ઞ દ્વારા મારવા ઈચ્છો છો તથા યજ્ઞ દ્વારા પૂજાયેલા સર્વ દેવતાઓ જેનું શરીર છે, તે ઈન્દ્ર આપને માટે વધ કરવા યોગ્ય નથી. **'यत्'** કારણ કે યજ્ઞ નામનો આ ઈન્દ્ર ભગવાનનો **'तनुः'** અવતાર છે.

'ત્યાર પછી (ભગવાન) સાતમા અવતારમાં રુચિ પ્રજાપતિથી (તેની પત્ની) આકૂતિમાં યજ્ઞ નામે ઉત્પન્ન થયા તથા યામ વગેરે (પોતાના પુત્ર) દેવગણોની સાથે સ્વાયમ્ભુવ મન્વન્તરનું પાલન કર્યું.' શ્રીમદ્ ભા.૧/૩/૧૨માં એમ કહેવાયું છે. ॥ ૩૦ ॥

अतो बलीयसाऽनेन सख्यमेव कर्तव्यम्, अन्यथा भूयः पाखण्डं स्त्रक्ष्यतीत्याशयेनाह।

આથી બળવાન એવા આની સાથે મિત્રતા જ કરવી જોઈએ, નહીં તો આ ફરીથી પાખંડનું જ સર્જન કરશે, એવા આશયથી કહે છે.

**तदिदं पश्यत महद्धर्मव्यतिकरं द्विजाः।**
**इन्द्रेणानुष्ठितं राज्ञः कर्मैतद्विजिघांसता॥ ३१**

'હે બ્રાહ્મણો, પૃથુરાજાના આ કર્મરૂપી યજ્ઞનો નાશ કરવા ઈચ્છતા ઈન્દ્ર દ્વારા આચરવામાં આવેલા ધર્મના ઊલટા ક્રમરૂપ તે આ મહાન અન્યાયને તો જુઓ!' ॥ ૩૧ ॥

तदिदमिन्द्रेणानुष्ठितं महदन्याय्यं पश्यत। किमित्यपेक्षायामाह। धर्मस्य व्यतिकरं विपर्ययं पाखण्डपथम्॥ ३१॥

ઈન્દ્ર દ્વારા આચરવામાં આવેલા આ મહાન અન્યાયને તો જુઓ! કયો અન્યાય, એવી અપેક્ષા માટે કહે છે. ધર્મના **'व्यतिकरम्'** ઊલટા ક્રમ એવા પાખંડમાર્ગને ॥ ૩૧ ॥

तर्हि किमत्र युक्तमित्यत आह— **पृथुकीर्तेरिति**।

તો પછી અહીં શું યોગ્ય છે ? એમ હવે કહે છે— **'पृथुकीर्तेः इति'**

**पृथुकीर्तेः पृथोर्भूयात्तर्ह्येकोनशतक्रतुः।**
**अलं ते क्रतुभिः स्विष्टैर्यद्भवान्मोक्षधर्मवित्॥ ३२**

'માટે વિપુલ કીર્તિવાળા પૃથુરાજાના ભલે નવ્વાણુ યજ્ઞ જ થાઓ!' (એમ બ્રાહ્મણોને કહી હવે પૃથુરાજાને બ્રહ્માજી કહે છે કે હે રાજા,) આપ તો મોક્ષના ધર્મને જાણનાર છો, માટે આપના સુંદર રીતે અનુષ્ઠિત થયેલા યજ્ઞો (અપૂર્ણ હોવા છતાં પણ મારા આશીર્વાદથી) પરિપૂર્ણ થાઓ! ॥ ૩૨ ॥

एकेनोनं शतं यस्मिंस्तादृशः क्रतुः क्रतुप्रयोगः पृथोर्भूयात्। पृथुरिति पाठे एकोनशतं क्रतवो यस्य तादृशोऽपि महेन्द्रात्पृथुकीर्तिः भूयादित्यर्थः। तदेवमृत्विजः प्रत्युक्त्वा पृथुं प्रत्येवाह—**अलमिति** ॥ ३२ ॥

आत्मनैवात्मने महेन्द्राय रोषं कर्तुं नार्हसि। तत्र हेतुः—**उभावपीति।**

**नैवात्मने महेन्द्राय रोषमाहर्तुमर्हसि।**
**उभावपि हि भद्रं ते उत्तमश्लोकविग्रहौ॥ ३३**
॥ ३३ ॥

तथापि क्रतुसमाप्तिमेव ध्यायन्तं प्रत्याह।

**मास्मिन्महाराज कृथाः स्म चिन्तां**
**निशामयास्मद्वच आदृतात्मा।**
**यद्ध्यायतो दैवहतं नु कर्तुं**
**मनोऽतिरुष्टं विशते तमोऽन्धम्॥ ३४**

अस्मिन्यज्ञविघ्ने चिन्तां मा स्म कृथाः। यद्यस्माद्दैवहतं कार्यं कर्तुं ध्यायतो मनो नु निश्चितमतिरुष्टं सदन्धं तमो मोहं विशति न तु शान्तिं लभते॥ ३४॥

**क्रतुर्विरमतामेष देवेषु दुरवग्रहः।**
**धर्मव्यतिकरो यत्र पाखण्डैरिन्द्रनिर्मितैः॥ ३५**

अत एव तव क्रतुर्विरमतु। नन्विन्द्रः किं न निवार्यतेऽत आह। यतो देवेषु दुराग्रहो भवतीति। यत्र क्रतौ॥ ३५॥

**'एक-ऊन-शतम्'** નવ્વાણુ યજ્ઞો જેમાં છે તેવા **'क्रतुः'** યજ્ઞનો પ્રયોગ પૃથુ માટે થાઓ! **'पृथुः'** પાઠમાં નવ્વાણુ યજ્ઞો છે જેના તેવા પૃથુરાજા હોવા છતાં પણ મહેન્દ્ર કરતાં મહાન કીર્તિવાળા થાઓ, એમ અર્થ છે. આટલું ઋત્વિજોને કહ્યા પછી પૃથુરાજાને બ્રહ્માજી કહે છે— **'अलम् इति।'**॥ ૩૨ ॥

આપના દ્વારા આપના જ આત્મારૂપ મહેન્દ્ર ઉપર ક્રોધ કરવો યોગ્ય નથી. તે માટે કારણ આપે છે— **'उभौ अपि इति।'**

આપનું મંગળ થાઓ! આપ અને ઈન્દ્ર– બંને ઉત્તમશ્લોક ભગવાન શ્રીહરિના જ અવતાર છે, તેથી આપ તમારા પોતાના જ આત્મારૂપ મહેન્દ્ર ઉપર રોષ કરવા માટે યોગ્ય નથી. ॥ ૩૩ ॥ ૩૩ ॥

(આમ બોધ આપવા) છતાં પણ યજ્ઞની સમાપ્તિનો જ વિચાર કરનાર પ્રત્યે કહે છે.

હે મહારાજા, આ યજ્ઞના વિઘ્ન વિષે આપ ચિંતા ન કરો કારણ કે દૈવે નાશ કરેલું કાર્ય કરવા માટે વિચાર કરનારનું મન અત્યંત ક્રોધવાળું થઈ અંધકારરૂપ મોહમાં ફસાય છે. ॥ ૩૪ ॥

આ યજ્ઞના વિઘ્ન વિષે આપ ચિંતા ન કરો. **'यत्'** કારણ કે દૈવે નાશ કરેલું કાર્ય કરવા માટે વિચાર કરનારનું મન **'नु'** ચોકકસ અત્યંત ક્રોધવાળું થઇ **'अन्धम्'** અંધકારરૂપ મોહમાં ફસાય છે પરંતુ શાંતિ પામતું નથી. ॥ ૩૪ ॥

(માટે જ) આ યજ્ઞ ભલે વિરામ પામે કારણ કે દેવોમાં (સ્વાભાવિક રીતે જ) દુરાગ્રહ હોય છે, (કે જે દુરાગ્રહને કારણે) જે યજ્ઞમાં ઈન્દ્રે રચેલા પાખંડરૂપોથી ધર્મનો નાશ થયો છે. ॥ ૩૫ ॥

માટે જ આપનો યજ્ઞ વિરામ પામે. શંકા કરવામાં આવી છે કે ઈન્દ્રને કેમ અટકાવતા નથી? તે માટે કહે છે– કારણ કે દેવોમાં દુરાગ્રહ હોય છે. (દેવોમાં રજોગુણનો ઉત્કર્ષ હોવાથી અનિવાર્ય ભોગાસક્તિ હોય છે, તેથી તેમને ઉપદેશ આપવો નિરર્થક છે–**बा.प्र.**) **'यत्र'** જે યજ્ઞમાં ॥ ૩૫ ॥

इन्द्रदुराग्रहकृतमनर्थं पश्येत्याह।

**एभिरिन्द्रोपसंसृष्टैः पाखण्डैर्हारिभिर्जनम्।**
**ह्रियमाणं विचक्ष्वैनं यस्ते यज्ञध्रुगश्वमुट्॥ ३६**

एभिरिन्द्रेणोपसंसृष्टैरधिष्ठितैर्हारिभिश्चित्ताकर्षकैः। य इन्द्रस्तेऽश्वं मुष्णातीति तथा यज्ञाय द्रुह्यति तथा। तेन सृष्टैः॥ ३६॥

ततो मम किमिति चेत्तत्राह—**भवानिति** द्वाभ्याम्।

**भवान्परित्रातुमिहावतीर्णो**
**धर्मं जनानां समयानुरूपम्।**
**वेनापचारादवलुप्तमद्य**
**तद्देहतो विष्णुकलासि वैन्य॥ ३७**

सांख्ययोगादिनानासिद्धान्तानुरूपं धर्मं वेनस्यान्यायाल्लुप्तं परित्रातुं तद्देहाद्विष्णोः कलैव त्वमवतीर्णोऽसि॥ ३७॥

**स त्वं विमृश्यास्य भवं प्रजापते**
**संकल्पनं विश्वसृजां पिपीपृहि।**
**ऐन्द्रीं च मायामुपधर्ममातरं**
**प्रचण्डपाखण्डपथं प्रभो जहि॥ ३८**

हे प्रजापते, अस्य विश्वस्योद्भवं विचार्य यैरुत्पादितोऽसि तेषां विश्वसृजां संकल्पं पिपीपृहि, आर्षः प्रयोगः, पूरयेत्यर्थः। प्रचण्डो यः पाखण्डमार्गः सैवैन्द्री मायोपधर्मजननी तां जहि॥ ३८॥

ઇન્દ્રના દુરાગ્રહથી કરાયેલા અનર્થને જુઓ, એમ કહે છે.

આપના યજ્ઞનો દ્રોહ કરનાર તથા ઘોડો ચોરનાર જે ઇન્દ્ર છે, તેના દ્વારા સર્જાયેલાં આ ચિત્તાકર્ષક પાખંડોથી આકર્ષાતી આ જનતાને જુઓ. ॥ ૩૬ ॥

ઇન્દ્ર દ્વારા **'उपसंसृष्टैः'** પ્રવર્તાવવામાં આવેલાં આ **'हारिभिः'** ચિત્તાકર્ષક પાખંડોથી– જે ઇન્દ્ર આપનો અશ્વ ચોરે છે તથા યજ્ઞનો દ્રોહ કરે છે તેના દ્વારા સર્જાયેલાં ॥ ૩૬ ॥

તે (પાખંડથી હરાયેલાં ચિત્તવાળા લોકોને જોવા)થી મારે શું? એમ જો રાજા કહે તો તે માટે બે શ્લોકો વડે કહે છે— **'भवान् इति।'**

હે વેનપુત્ર, વેનના અન્યાયથી હાલમાં લુપ્ત થયેલા, (સાંખ્ય, યોગ વગેરે) સિદ્ધાન્તો અનુસાર મનુષ્યોના ધર્મનું રક્ષણ કરવા માટે તેના દેહમાંથી વિષ્ણુના અંશરૂપે આપ અહીં અવતીર્ણ થયા છો.॥ ૩૭ ॥

સાંખ્ય, યોગ વગેરે અનેક સિદ્ધાન્તો અનુસાર તથા વેનના અન્યાયથી લુપ્ત થયેલા ધર્મનું રક્ષણ કરવા માટે તેના દેહમાંથી ભગવાન વિષ્ણુના અંશરૂપે આપે જ અવતાર લીધો છે. ॥ ૩૭ ॥

હે પ્રજાપતિ, આ વિશ્વની ઉત્પત્તિનો વિચાર કરીને તે (ભગવદવતારરૂપ) આપ, પ્રજાપતિઓનો સંકલ્પ પૂર્ણ કરો તથા હે પ્રભુ, પ્રચંડ પાખંડમાર્ગ તથા અધર્મને જન્મ આપનારી ઇન્દ્રની માયાનો નાશ કરો. ॥ ૩૮ ॥

હે પ્રજાપતિ, **'अस्य'** આ વિશ્વની ઉત્પત્તિનો વિચાર કરીને જેમના દ્વારા ઉત્પત્તિ થાય છે, તે વિશ્વસ્રષ્ટાઓનો સંકલ્પ **'पिपीपृहि'** પૂર્ણ કરો. આ આર્ષ પ્રયોગ છે. (**पृ पालनपूरणयोः** ૩જો ગણ પરસ્મૈ. ધાતુનું આજ્ઞાર્થ મ.પુ.એ.વ. **पिपृहि** થાય, એને બદલે **पिपीपृहि** માં **'पिपी'** દ્વિર્ભાવ છાંદસ છે.) જે પ્રચંડ પાખંડમાર્ગ છે, તે જ ઇન્દ્રની માયારૂપ અધર્મની જનની છે, તે ઐન્દ્રીમાયાનો નાશ કરો. ॥ ૩૮ ॥

मैत्रेय उवाच

**इत्थं स लोकगुरुणा समादिष्टो विशांपतिः ।**
**तथा च कृत्वा वात्सल्यं मघोनापि च संदधे ॥ ३९**

तथा च कृत्वा यज्ञाग्रहं हित्वा वात्सल्यं स्नेहं कृत्वेन्द्रेण सह संधानं च कृतवान् ॥ ३९ ॥

**મૈત્રેયમુનિ બોલ્યા** – આ પ્રમાણે લોકગુરુ બ્રહ્માજી દ્વારા આજ્ઞા પામેલા તે પ્રજાપાલક પૃથુરાજાએ તેમની આજ્ઞાનુસાર ઈન્દ્ર સાથે પણ સ્નેહ કરીને સંધિ કરી. ॥ ૩૯ ॥

**'तथा च कृत्वा'** તે પ્રમાણે કરીને અર્થાત્ યજ્ઞ કરવાનો આગ્રહ છોડીને, **'वात्सल्यम्'** સ્નેહ કરીને ઈન્દ્રની સાથે સંધિ કરી. ॥ ૩૯ ॥

**कृतावभृथस्नानाय पृथवे भूरिकर्मणे ।**
**वरान्ददुस्ते वरदा ये तद्बर्हिषि तर्पिताः ॥ ४०**

कृतमवभृथसंबन्धि स्नानं येन स तस्मै ॥ ४० ॥

તે યજ્ઞમાં તૃપ્ત કરેલા અને વરદાન આપનારા જે (દેવો) હતા તેમણે, યજ્ઞાન્ત અવભૃથ સ્નાન કરેલા તથા મહાન કર્મો કરનારા પૃથુરાજાને વરદાનો આપ્યાં. ॥ ૪૦ ॥

અવભૃથસંબંધી સ્નાન કર્યું છે તેવા તે રાજા– તેમને વરદાનો આપ્યાં. ॥ ૪૦ ॥

**विप्राः सत्याशिषस्तुष्टाः श्रद्धया लब्धदक्षिणाः ।**
**आशिषो युयुजुः क्षत्तरादिराजाय सत्कृताः ॥ ४१**

॥ ४१ ॥

હે વિદુરજી, શ્રદ્ધાપૂર્વક દક્ષિણા પામેલા અને સત્કાર પામેલા (અને તેથી) પ્રસન્ન થયેલા તેમ જ અમોઘ આશીર્વાદ આપનારા વિપ્રોએ આદિરાજા પૃથુને આશિષો આપી. ॥ ૪૧ ॥ ૪૧ ॥

**त्वयाहूता महाबाहो सर्व एव समागताः ।**
**पूजिता दानमानाभ्यां पितृदेवर्षिमानवाः ॥ ४२**

तुष्टानां वाक्यं त्वयेति ॥ ४२ ॥

હે મહાબાહુ, આપે બોલાવેલા પિતૃઓ, દેવો, ઋષિઓ, મનુષ્યો– બધા જ (આ યજ્ઞમાં) આવ્યા હતા અને તે સર્વે દાન અને માનથી પૂજાયા હતા. ॥ ૪૨॥

પ્રસન્ન થયેલા ભૂદેવોનું વચન છે— **'त्वया इति।'** ॥ ૪૨ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां चतुर्थस्कन्धे पृथुविजये एकोनविंशोऽध्यायः ॥ १९ ॥
इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां एकोनविंशोऽध्यायः ॥ १९ ॥

# अथ विंशोऽध्यायः

## મહારાજ પૃથુની યજ્ઞશાળામાં ભગવાન વિષ્ણુનો પ્રાદુર્ભાવ

विंशे तु विष्णुना साक्षात्पृथोर्यज्ञेऽनुशासनम् ।
वरदानप्रसङ्गेन प्रीतिश्चान्योन्यमीर्यते ॥ १

રાજા પૃથુના યજ્ઞમાં સાક્ષાત્ વિષ્ણુ ભગવાન દ્વારા ઉપદેશ તથા વરદાનના પ્રસંગથી પૃથુરાજા અને વિષ્ણુ ભગવાનની પરસ્પર પ્રીતિ(ની કથા) વીસમા અધ્યાયમાં કહેવામાં આવે છે. ॥ ૧ ॥

मैत्रेय उवाच

**भगवानपि वैकुण्ठः साकं मघवता विभुः।**
**यज्ञैर्यज्ञपतिस्तुष्टो यज्ञभुक् तमभाषत॥ १**

मघवता साकमिन्द्रेण वर्तमानः॥ १॥

श्रीभगवानुवाच

**एष तेऽकारषीद्भङ्गं हयमेधशतस्य ह।**
**क्षमापयत आत्मानममुष्य क्षन्तुमर्हसि॥ २**

आत्मानं त्वां क्षमां कारयतोऽमुष्य त्वमपि क्षन्तुमर्हसि॥ २॥

**सुधियः साधवो लोके नरदेव नरोत्तमाः।**
**नाभिद्रुह्यन्ति भूतेभ्यो यर्हि नात्मा कलेवरम्॥ ३**

यर्हि यस्मात्कलेवरमात्मा न भवत्यतस्तदभिमानेन भूतानि नाभिद्रुह्यन्ति॥ ३॥

**पुरुषा यदि मुह्यन्ति त्वादृशा देवमायया।**
**श्रम एव परं जातो दीर्घया वृद्धसेवया॥ ४**

॥ ४॥

**अतः कायमिमं विद्वानविद्याकामकर्मभिः।**
**आरब्ध इति नैवास्मिन्प्रतिबुद्धोऽनुषज्जते॥ ५**

अविद्यास्वरूपाज्ञानं ततः कामस्ततः कर्म तैरारब्ध इति विद्वानत एव प्रतिबुद्ध आत्मज्ञोऽस्मिन्नैवानुषज्जते॥ ५॥

तथापि पुत्रादिममत्वेन भूतद्रोहेण च सङ्गो भवेत्तत्राह—**असंसक्त इति**।

**असंसक्तः शरीरेऽस्मिन्नमुनोत्पादिते गृहे।**
**अपत्ये द्रविणे वापि कः कुर्यान्ममतां बुधः॥ ६**

॥ ६॥

**મૈત્રેયમુનિ બોલ્યા** – યજ્ઞોના સ્વામી, યજ્ઞોના ભોક્તા વિભુ વૈકુંઠ ભગવાન પણ (નવ્વાણુ) યજ્ઞો વડે પ્રસન્ન થઈ ઈન્દ્ર સાથે (ઉપસ્થિત રહી) તે પૃથુરાજાને કહેવા લાગ્યા. ॥ ૧ ॥

**'मघवता साकम्'** ઈન્દ્રની સાથે રહીને ॥ ૧ ॥

**શ્રીભગવાન બોલ્યા** – આમણે (ઈન્દ્રે) તમારા સોમા (ચરમ) અશ્વમેધયજ્ઞનો ભંગ કર્યો છે. (તેથી) પોતાના માટે તમારી ક્ષમાપના કરતા આમને (ઈન્દ્રને) આપ ક્ષમા કરવા યોગ્ય છો. ॥ ૨ ॥

**'आत्मानम्'** પોતાને માટે તમારી ક્ષમાયાચના કરતા આ ઈન્દ્રને તમે પણ ક્ષમા કરવા યોગ્ય છો. ॥ ૨ ॥

હે નરદેવ, પુરુષોમાં શ્રેષ્ઠ એવા સુબુદ્ધિમાન સજ્જનો સંસારમાં પ્રાણીઓ સાથે દ્રોહ નથી કરતા કારણ કે શરીર એ આત્મા નથી. ॥ ૩ ॥

**'यर्हि'** કારણ કે શરીર આત્મા નથી આથી તે શરીરાભિમાનથી પ્રાણીઓનો દ્રોહ કરતા નથી. ॥ ૩ ॥

(તેમ છતાં) તમારા જેવા પુરુષો જો ઈશ્વરની માયાથી મોહ પામે તો દીર્ઘકાળ પર્યન્ત કરેલી વૃદ્ધજનોની સેવાથી કેવળ શ્રમ જ થાય છે. ॥ ૪ ॥

આથી આ કાયા અવિદ્યા, કામના અને કર્મોથી બનેલી છે, એમ આ કાયાને જાણતો આત્મજ્ઞાની મનુષ્ય આ શરીર ઉપર ક્યારેય આસક્ત થતો નથી. ॥ ૫ ॥

**'अविद्या'** સ્વરૂપનું અજ્ઞાન, તેનાથી કામ, તેનાથી કર્મ– તે બધાંથી (આ કાયા) બનેલી છે, એમ જાણતો, આથી જ **'प्रतिबुद्धः'** આત્મજ્ઞાની આ કાયામાં આસક્ત થતો જ નથી. ॥ ૫ ॥

(જો કે જ્ઞાની તો આસક્ત ન થાય, તેમ) છતાં પણ પુત્ર વગેરેની મમતાને કારણે તથા મનુષ્યોના વિશ્વાસઘાતને કારણે સંસર્ગ (રાગ-દ્વેષ) થાય છે, તે માટે કહે છે— **'असंसक्त इति।'**

આ શરીર ઉપર અનાસક્ત એવો કયો જ્ઞાની મનુષ્ય આ શરીર દ્વારા ઉત્પન્ન થયેલાં ઘર કે સંતાન અને ધનમાં પણ મમતા કરે? ॥ ૬ ॥ ૬ ॥

प्रतिबोधक्रमं विवृण्वन् देहेऽनुषङ्गा-भावमाह—एक इति द्वाभ्याम्। असावात्मा आत्मनो देहात्परो भिन्नः। तत्र नवधा वैलक्षण्येन भेदं साधयति—**एक इति** नवभिः पदैः।

પ્રતિબોધના ક્રમનું વિવરણ કરતા, દેહમાં આત્માની સંલગ્નતાના અભાવનું બે શ્લોકો વડે વર્ણન કરે છે— **'एकः इति।'** આ આત્મા દેહથી **'परः'** વિલક્ષણ છે, તે માટે નવ પ્રકારે થતી વિલક્ષણતાથી જુદાપણું નવ પદોથી સાબિત કરે છે— **'एकः इति'**

**एकः शुद्धः स्वयंज्योतिर्निर्गुणोऽसौ गुणाश्रयः।**
**सर्वगोऽनावृतः साक्षी निरात्मात्मात्मनः परः॥ ७**

આ આત્મા એક, શુદ્ધ, સ્વયંપ્રકાશ, નિર્ગુણ, ગુણોનું આશ્રયસ્થાન, સર્વવ્યાપક, આવરણશૂન્ય, (સર્વનો) સાક્ષી, અન્ય આત્માથી રહિત (અને તેથી જ) શરીરથી ભિન્ન છે. ॥ ૭ ॥

देहो हि बालयुवादिभेदादनेको मलिनश्च जडश्च सगुणश्च स्वकारणभूतगुणाश्रितश्च परिच्छिन्नश्च गृहादिभिरावृतश्च दृश्यश्च सात्मा च। आत्मा तु नैवमतो भिन्नः॥७॥

જેમ કે, (૧) દેહ બાળ, યુવાન વગેરે ભેદથી અનેક છે. (જ્યારે આત્મા એક છે.) (૨) દેહ મલિન છે. (આત્મા શુદ્ધ છે.) (૩) દેહ જડ છે. (આત્મા સ્વયંજ્યોતિ છે.) (૪) દેહ સગુણ છે. (આત્મા નિર્ગુણ છે.) (૫) દેહ પોતાના કારણરૂપ ગુણોથી આશ્રિત છે. (જ્યારે આત્મા ગુણોના આશ્રય વગરનો છે.) (૬) દેહ માપી શકાય તેવો પરિચ્છિન્ન છે. (આત્મા સર્વવ્યાપક છે.) (૭) દેહ ઘર વગેરેથી આવૃત છે. (આત્મા નિરાવરણ છે.) (૮) દેહ દૃશ્ય છે. (આત્મા દ્રષ્ટા કે સાક્ષી છે.) (૯) શરીર આત્માથી યુક્ત છે. (આત્મા અન્ય આત્માથી રહિત છે.) આ પ્રમાણે આત્મા શરીરથી ભિન્ન છે. ॥ ૭ ॥

**य एवं सन्तमात्मानमात्मस्थं वेद पूरुषः।**
**नाज्यते प्रकृतिस्थोऽपि तद्गुणैः स मयि स्थितः॥ ८**

આ પ્રકારે પોતાનામાં રહેલા આત્માને જે પુરુષ (શરીરથી જુદો) જાણે છે, તે દેહમાં (આત્મારૂપે) રહેવા છતાં પણ તેના વિકારો (સુખ, દુઃખ, પુણ્ય, પાપ વગેરે)થી લેપાતો નથી (કારણ કે) તે પુરુષ (બ્રહ્મસ્વરૂપ) મારામાં જ રહેલો છે. ॥ ૮ ॥

आत्मस्थं स्वस्मिन् स्थितम्। प्रकृतिस्थोऽपि देहस्थोऽपि तद्विकारैर्न लिप्यते। यतः स मयि ब्रह्मणि स्थितः॥८॥

**'आत्मस्थम्'** પોતાનામાં રહેલા (આત્મા)ને— **'प्रकृतिस्थोऽपि'** દેહમાં રહેવા છતાં પણ તેના વિકારોથી લેપાતો નથી, કારણ કે તે **'मयि'** બ્રહ્મસ્વરૂપ મારામાં રહેલો છે. ॥ ૮ ॥

इयमवस्था कस्योत्पद्यत इत्यपेक्षायामाह— **यः स्वधर्मेणेति** चतुर्भिः।

આવી અવસ્થા કોને પ્રાપ્ત થાય છે, એવી અપેક્ષા માટે ચાર શ્લોકોથી કહે છે— **'यः स्वधर्मेण इति।'**

**यः स्वधर्मेण मां नित्यं निराशीः श्रद्धयान्वितः।**
**भजते शनकैस्तस्य मनो राजन्प्रसीदति॥ ९ ॥ ९ ॥**

હે રાજા, જે મનુષ્ય કામનારહિત અને શ્રદ્ધાયુક્ત થઈ પોતાના વર્ણાશ્રમધર્માનુસાર નિત્ય મારું ભજન કરે છે, તેનું મન ધીમે ધીમે પ્રસન્ન થાય છે.॥ ૯ ॥ ૯ ॥

भवतु मनः प्रसन्नं, ततः किं तत्राह।

મન પ્રસન્ન થાય પછી શું થાય છે, તે કહે છે.

**परित्यक्तगुणः सम्यग्दर्शनो विशदाशयः।**
**शान्तिं मे समवस्थानं ब्रह्म कैवल्यमश्नुते॥ १०**

જેનું ચિત્ત શુદ્ધ થયું છે અને જેણે વિષયોનો સંપૂર્ણ ત્યાગ કર્યો છે તેવો તે સમ્યક્ જ્ઞાનવાળો થઈ, મારા (સ્વરૂપ)માં ઉદાસીનતાપૂર્વક સ્થિતિ કરવારૂપ શાન્તિ, બ્રહ્મસ્વરૂપ કૈવલ્યને પ્રાપ્ત કરે છે. ॥ ૧૦ ॥

यर्हि विशदाशयः प्रसन्नमनास्तदा परित्यक्त–गुणः सन् सम्यग्दर्शनो भूत्वा शान्तिमश्नुते। शान्तिमेवाह। मम सम्यगौदासीन्येनावस्थानमेव ब्रह्म तदेव कैवल्यमश्नुते॥ १० ॥

જ્યારે **'विशद-आशयः'** પ્રસન્ન મનવાળો થાય છે, ત્યારે વિષયોનો જેણે સંપૂર્ણપણે ત્યાગ કર્યો છે તેવો થઈ, સમ્યક્ જ્ઞાનવાળો બનીને શાન્તિ પ્રાપ્ત કરે છે. શાન્તિનું જ વર્ણન કરે છે– મારા સ્વરૂપમાં **'सम्यक्'** ઉદાસીનતાપૂર્વકની સ્થિતિ જ બ્રહ્મ, તેવા બ્રહ્મસ્વરૂપ કૈવલ્યને પ્રાપ્ત થાય છે. ॥ ૧૦ ॥

**बा.प्र.**—सम्यग्दर्शनः पुरुषोत्तमविग्रहध्याननिष्ठः।

શ્રીપુરુષોત્તમ ભગવાનના સ્વરૂપધ્યાનમાં સ્થિતિ કરવી એટલે સમ્યક્ દર્શન.

सम्यग्दर्शनमेवाह।

સમ્યક્ જ્ઞાનને જ વર્ણવે છે.

**उदासीनमिवाध्यक्षं द्रव्यज्ञानक्रियात्मनाम्।**
**कूटस्थमिममात्मानं यो वेदाप्नोति शोभनम्॥ ११**

દેહ, જ્ઞાનેન્દ્રિયો, કર્મેન્દ્રિયો તથા મનના સાક્ષીની જેમ રહેલા આ આત્માને ઉદાસીન અને નિર્વિકાર હોય તેવો જે મનુષ્ય જાણે છે, તે બ્રહ્મસ્વરૂપને પામે છે. ॥ ૧૧ ॥

उदासीनमेवात्मानं द्रव्यज्ञानक्रियात्मनां देहज्ञानकर्मेन्द्रियमनसामध्यक्षमिव स्थितमात्मानं यो वेद॥ ११ ॥

ઉદાસીન એવા આત્માને જ **'द्रव्यज्ञानक्रिया–त्मनाम्'** દેહ, જ્ઞાનેન્દ્રિયો, કર્મેન્દ્રિયો, મનના સાક્ષીની જેમ રહેલા આત્માને જે જાણે છે. ॥ ૧૧ ॥

संसारिणः कथं कूटस्थत्वमत आह।

સંસારીને નિર્વિકારત્વ કેવી રીતે હોય, તે હવે કહે છે.

**भिन्नस्य लिङ्गस्य गुणप्रवाहो**
**द्रव्यक्रियाकारकचेतनात्मनः।**
**दृष्टासु सम्पत्सु विपत्सु सूरयो**
**न विक्रियन्ते मयि बद्धसौहृदाः॥ १२**

(આત્માથી) ભિન્ન એવા પંચમહાભૂત-ઈન્દ્રિયો-ઈન્દ્રિયોના દેવતાઓ, અંતઃકરણાત્મક લિંગદેહને ગુણપ્રવાહરૂપ સંસાર છે, (આત્માને નહીં, આથી હર્ષશોકાદિ આત્માના ધર્મો ન હોવાને કારણે સચ્ચિદાનંદસ્વરૂપ એવા) મારામાં પ્રેમથી બંધાયેલા વિવેકીજનો સમ્પત્તિઓ કે વિપત્તિઓ પ્રાપ્ત થતાં હર્ષ-શોકરૂપ વિકારને વશ થતા નથી.॥ ૧૨ ॥

भिन्नस्य लिङ्गस्य देहस्य गुणप्रवाहः संसारः। भिन्नत्वे हेतुः—द्रव्याद्यात्मकस्य। तत्र चेतना चिदाभासः। अतो दृष्टासु प्राप्तासु। हर्षशोकादिभिर्न विक्रियन्ते॥ १२॥

**'भिन्नस्य'** આત્માથી જુદા એવા **'लिङ्गस्य'** લિંગદેહને **'गुणप्रवाहः'** સંસાર છે. દેહ આત્માથી જુદો છે તે માટે કારણ આપે છે – લિંગદેહ દ્રવ્યાદિ (**'द्रव्य'** પંચભૂતો, **'क्रिया'** ઇન્દ્રિયો, **'कारकाः'** ઇન્દ્રિયોના અધિષ્ઠાતા દેવતાઓ) **'चेतना'** ચિદાભાસ (અંતઃકરણના સંઘાતરૂપ) છે. આથી (સંપત્તિઓ કે વિપત્તિઓ) **'दृष्टासु'** પ્રાપ્ત થતાં (જ્ઞાનીજનો) હર્ષ-શોકાદિથી વિકાર પામતા નથી. ॥૧૨॥

**समः समानोत्तममध्यमाधमः**
**सुखे च दुःखे च जितेन्द्रियाशयः।**
**मयोपक्लृप्ताखिललोकसंयुतो**
**विधत्स्व वीराखिललोकरक्षणम्॥ १३**

હે વીર, ઉત્તમ, મધ્યમ અને અધમ જેને એકસમાન છે તેવા તથા જેમણે ઇન્દ્રિયો અને મનને જીતી લીધાં છે તેવા તમે સુખ અને દુઃખમાં સમાન રહી મારા દ્વારા સમ્પાદન કરવામાં આવેલા સર્વ મંત્રીમંડળ વગેરે સાથે સંપૂર્ણ લોકોની રક્ષા કરો. ॥૧૩॥

त्वं च सूरिरतः सुखे दुःखे च समः सन् समाना उत्तममध्यमाधमा यस्य। जितानीन्द्रि-याण्याशयश्च येन। स त्वमखिललोकरक्षणं विधत्स्व। कथमेकेन मया रक्षणं कर्तुं शक्यं तत्राह। मयेश्वरेणोपक्लृप्ताः संपादिता येऽखिला लोका अमात्यादयस्तैः संयुतः॥ १३॥

અને તમે જ્ઞાની છો આથી સુખમાં અને દુઃખમાં સમાન થઈ, જેમને ઉત્તમ-મધ્યમ-અધમ એકસરખા છે અને જેમણે ઇન્દ્રિયો તથા અંતઃકરણને જીત્યાં છે તેવા તમે સમસ્ત લોકોનું રક્ષણ કરો. 'મારા એકલાથી રક્ષણ કરવું કેવી રીતે શક્ય છે?' (એમ રાજા કહે તો) તે માટે ઉત્તર આપે છે. ઈશ્વર એવા મારા દ્વારા **'उपक्लृप्ताः'** સંપાદન કરાયેલા જે **'अखिलाः लोकाः'** સર્વ મંત્રીઓ વગેરે છે તેમની સાથે ॥૧૩॥

ननु रक्षणं दण्डादिसापेक्षम्, अतस्तपोऽन्यद्वा पुण्यं करिष्यामीति चेदत आह—**श्रेय इति।**

જો રાજા એમ કહે કે પ્રજાનું રક્ષણ શિક્ષા (દંડ) વગેરે ઉપર આધાર રાખે છે આથી 'હું તપ કે અન્ય કોઈ પુણ્યકર્મ કરીશ.' તે માટે ઉત્તર આપે છે— **'श्रेयः इति।'**

**श्रेयः प्रजापालनमेव राज्ञो**
**यत्सांपराये सुकृतात्षष्ठमंशम्।**
**हर्ताऽन्यथा हृतपुण्यः प्रजाना-**
**मरक्षिता करहारोऽघमत्ति॥ १४**

રાજાનું કલ્યાણ પ્રજાપાલનમાં જ છે કારણ કે રાજા પરલોકમાં પ્રજાના પુણ્યમાંથી છઠ્ઠો ભાગ પામે છે પરંતુ કર લેનારો રાજા પ્રજાનું રક્ષણ કરનારો ન હોય તો પ્રજાઓ દ્વારા જેનું પુણ્ય હરી લેવામાં આવ્યું છે તેવો તે રાજા પ્રજાનું પાપ ભોગવે છે. ॥૧૪॥

यद्यस्मात् सांपराये परलोके प्रजाभिः कृतात्सुकृतात्षष्ठमंशं हर्ता हरति। अरक्षणे दोषमाह। अन्यथा प्रजाभिर्हृतं पुण्यं यस्य स प्रजानामघमत्ति पापं भुङ्क्ते। अन्यथेत्यस्य विवरणम् करहारः सन्नरक्षिता चेत्॥ १४॥

**'यत्'** કારણ કે **'साम्पराये'** પરલોકમાં પ્રજાઓ દ્વારા કરાયેલા પુણ્યમાંથી છઠ્ઠો ભાગ **'हर्ता'** રાજા હરી લે છે. રાજા રક્ષણ ન કરે તો દોષ લાગે છે, તેમ કહે છે. (કર લેનારો) રાજા રક્ષણ ન કરે તો પ્રજાઓ દ્વારા હરવામાં આવ્યું છે પુણ્ય જેનું તે રાજા પ્રજાઓના **'अघम् अत्ति'** પાપને ભોગવે છે. **'अन्यथा'** પદનું વિવરણ કરે છે– રાજા કર લેનારો થઈને પ્રજાનું રક્ષણ કરનારો ન હોય તો ॥ ૧૪ ॥

एवं च मोक्षोऽप्यनायासेन भविष्यतीत्याह।

અને આ પ્રમાણે મોક્ષ પણ અનાયાસે થશે, એમ કહે છે.

**एवं द्विजाग्र्यानुमतानुवृत्त-**
**धर्मप्रधानोऽन्यतमोऽविताऽस्याः ।**
**ह्रस्वेन कालेन गृहोपयातान्**
**द्रष्टासि सिद्धाननुरक्तलोकः॥ १५**

આ પ્રમાણે શાસ્ત્રને જાણનારા ભૂદેવોની સમ્મતિવાળા તથા વંશપરંપરાથી પ્રાપ્ત થયેલા ધર્મને મુખ્ય ગણીને તેમ જ અર્થ અને કામથી ભિન્ન એવા માત્ર ધર્મને જ મુખ્ય માનીને આ પૃથ્વીના રક્ષક થઈ, જેમનામાં પ્રજાનો અતિશય પ્રેમ છે તેવા તમે થોડા જ સમયમાં (આપના) ઘરમાં પધારેલા સનકાદિ સિદ્ધજનોનાં દર્શન કરશો. ॥ ૧૫ ॥

द्विजाग्र्याणामनुमतश्चासावनुवृत्तश्च परम्परा-प्राप्तो यो धर्मः स एव प्रधानमर्थकामौ तु प्रासङ्गिकौ यस्य। अन्यतमोऽतिशयेनान्यः। धर्मादिष्वनासक्त इत्यर्थः। ऐकपद्यपाठे धर्मप्रधानावन्यतमावर्थकामौ यस्येत्यर्थः। अस्याः पृथिव्या अविता सन् अल्पेन कालेन गृहागतान्सनकादीन् द्रक्ष्यसि। अनुरक्तो लोको यस्मिन् सः॥ १५॥

શ્રેષ્ઠ બ્રાહ્મણોની સમ્મતિ પામેલો તથા **'अनुवृत्तः'** પરંપરાથી પ્રાપ્ત થયેલો જે ધર્મ છે તે જ મુખ્ય છે, અર્થ અને કામ તો જેને માટે આગંતુક છે. **'अन्यतमः'** અન્ય ધર્માદિ પુરુષાર્થો કરતાં જેને મોક્ષની અતિશયતા, અગત્યતા છે અર્થાત્ ધર્મ, અર્થ, કામમાં અનાસક્ત રહીને, એમ અર્થ છે. **'धर्मप्रधानावन्यतमावर्थकामौ'** એમ એક પદના પાઠમાં, અર્થ અને કામ કરતાં અતિશય એવો ધર્મ જ જેને માટે પ્રધાન છે, એમ અર્થ થાય છે. **'अस्याः'** આ પૃથ્વીના રક્ષક થઈ, થોડા જ સમયમાં ઘરમાં પધારેલા સનકાદિ સિદ્ધજનોનાં દર્શન કરશો. જેમનામાં લોકો અનુરાગવાળા બન્યા છે તે (રાજા પૃથુ) ॥ ૧૫ ॥

**वरं च मत्कंचन मानवेन्द्र**
**वृणीष्व तेऽहं गुणशीलयन्त्रितः।**
**नाहं मखैर्वै सुलभस्तपोभि-**
**र्योगेन वा यत्समचित्तवर्ती॥ १६**

હે માનવોના ઈન્દ્ર, મારી પાસેથી કોઈ વરદાન માગો. તમારા (શમ, દમાદિ) ગુણોથી અને (નિર્મત્સરત્વ, નિર્વૈષમ્યાદિ) સ્વભાવથી હું વશ થઈ ગયો છું કેમ કે જેમના ચિત્તમાં સમતા છે, તેમનામાં રહેનારો હું યજ્ઞોથી, તપથી કે યોગથી સુલભ થતો નથી. ॥ ૧૬ ॥

मत् मत्तः सकाशात्किंचिद्वरं वृणीष्व। गुणाः शमादयः, शीलं निर्मत्सरत्वादिस्वभावः, तैरहं यन्त्रितो वशीकृतः। तद्रहितैस्तु मखादिभिर्नाहं सुलभः। यतः समं चित्तं येषां तेष्वेव वर्तितुं शीलं यस्य सोऽहम्॥ १६ ॥

'**मत्**' મારી પાસેથી કોઈ વરદાન માગો. '**गुणाः**' શમ વગેરે ગુણો, '**शीलम्**' નિર્મત્સરત્વ વગેરે સ્વભાવ, તેનાથી '**यन्त्रितः**' વશ કરાયો છું. પરંતુ તે ગુણો અને સ્વભાવથી રહિત યજ્ઞ વગેરે વડે હું સુલભ નથી કારણ કે સમતાવાળું ચિત્ત છે જેમનું, તેમનામાં જ રહેવાનો સ્વભાવ છે જેનો, તે હું ॥ ૧૬ ॥

**मैत्रेय उवाच**

**स इत्थं लोकगुरुणा विष्वक्सेनेन विश्वजित्।**
**अनुशासित आदेशं शिरसा जगृहे हरेः॥ १७ ॥ १७ ॥**

**મૈત્રેયમુનિ બોલ્યા** – આ પ્રમાણે લોકગુરુ શ્રીવિષ્વક્સેન ભગવાન દ્વારા ઉપદેશ આપવામાં આવેલા તે વિશ્વવિજયી પૃથુરાજાએ શ્રીહરિની આજ્ઞાને મસ્તક ઉપર ચડાવી. ॥ ૧૭ ॥ ૧૭ ॥

**स्पृशन्तं पादयोः प्रेम्णा व्रीडितं स्वेन कर्मणा।**
**शतक्रतुं परिष्वज्य विद्वेषं विससर्ज ह॥ १८**

(ક્ષમા માગવા માટે) બંને પગનો સ્પર્શ કરતા અને પોતાના કર્મથી લજ્જિત થતા ઈન્દ્રને રાજાએ પ્રેમપૂર્વક ભેટીને દ્વેષ છોડી દીધો. ॥ ૧૮ ॥

क्षमापयितुं पादयोः स्पृशन्तम्। स्वेन कर्मणाऽश्वापहरणेन व्रीडितम्। प्रेम्णा परिष्वज्य॥ १८॥

ક્ષમા માગવા માટે બંને પગનો સ્પર્શ કરતા પોતાના '**कर्मणा**' અશ્વહરણરૂપ કર્મથી લજ્જિત થતા ઈન્દ્રને પ્રેમથી ભેટીને ॥ ૧૮ ॥

**भगवानथ विश्वात्मा पृथुनोपहृतार्हणः।**
**समुज्जिहानया भक्त्या गृहीतचरणाम्बुजः॥ १९**

**प्रस्थानाभिमुखोऽप्येनमनुग्रहविलम्बितः।**
**पश्यन्पद्मपलाशाक्षो न प्रतस्थे सुहृत्सताम्॥ २०**

ત્યાર બાદ મહારાજ પૃથુ દ્વારા જેમને પૂજન સમર્પિત કરવામાં આવ્યું હતું તેવા, ક્ષણે ક્ષણે ઉદય પામતી ભક્તિથી જેમનાં ચરણકમળ ગ્રહણ કરવામાં આવ્યાં છે તેવા, પદ્મપલાશ સરખાં નયનોવાળા તેમ જ આ પૃથુરાજાને નિહાળતા તથા પ્રસ્થાન કરવા ઈચ્છતા હોવા છતાં પણ અનુગ્રહને કારણે વિલંબ કરતા વિશ્વાત્મા, સત્પુરુષોના સુહૃદ ભગવાન શ્રીહરિએ પ્રસ્થાન કર્યું નહીં. ॥ ૧૯ ॥ ૨૦ ॥

भगवान् प्रस्थानाभिमुखोऽप्यनुग्रहेण विलम्बितः सन्न प्रतस्थे प्रयाणं न कृतवानिति द्वयोरन्वयः। कथंभूतः। उपहृतमर्पितमर्हणं यस्मै। समुज्जिहानया समुद्गच्छन्त्या वर्धमानया भक्त्या गृहीते चरणाम्बुजे यस्य॥ १९॥

ભગવાન જવા માટે તૈયાર હોવા છતાં પણ અનુગ્રહને કારણે વિલંબ કરતા '**न प्रतस्थे**' પ્રસ્થાન કર્યું નહીં, એમ બન્ને શ્લોકોનો સંબંધ છે. કેવા ભગવાન? '**उपहृतम्**' સમર્પિત કરવામાં આવ્યું છે પૂજન-અર્ચન જેમને, '**समुज्जिहानया**' પ્રતિક્ષણે વધતી ભક્તિથી ગ્રહણ કરાયાં છે ચરણકમળ જેમનાં ॥ ૧૯ ॥

पद्मपलाशवदक्षिणी यस्य तथाभूतः सन्। एनं पृथुं पश्यन्॥ २०॥

પદ્મની પાંખડી જેવાં નેત્રો છે જેમનાં, તેમ જ તેવાં નેત્રો વડે '**एनम्**' આ પૃથુરાજાને જોતા ભગવાન. ॥૨૦॥

भगवतस्तत्कृपातिरेकमुक्त्वा तस्य भक्त्युद्रेकमाह—**स इति** द्वाभ्याम्।

**स आदिराजो रचिताञ्जलिर्हरिं**
**विलोकितुं नाशकदश्रुलोचनः।**
**न किंचनोवाच स बाष्पविक्लवो**
**हृदोपगुह्यामुमधादवस्थितः ॥ २१**

बाष्पविक्लवत्वेन तूष्णीमवस्थितः सन्नमुं हरिं हृदोपगुह्य अधाद्धृतवान्॥ २१ ॥

**अथावमृज्याश्रुकला विलोकय-**
**न्नतृप्तदृग्गोचरमाह पूरुषम्।**
**पदा स्पृशन्तं क्षितिमंस उन्नते**
**विन्यस्तहस्ताग्रमुरङ्गविद्विषः ॥ २२**

अतृप्तयोर्दृशोर्गोचरं विषयभूतम्। पदा क्षितिं स्पृशन्तमिति। अयं भावः—न खलु देवाः पदा भुवं स्पृशन्ति, अतः कृपापरवशो नूनं हरिरात्मानं विस्मृतवानिवेति। अत एव स्खलनपरिहारायैव गरुडस्योन्नते स्कन्धे विन्यस्तं हस्ताग्रं येन तम्॥ २२ ॥

वरं वृणीष्वेति यदुक्तं तदसहमान आह।

पृथुरुवाच

**वरान्विभो त्वद्वरदेश्वराद्बुधः**
**कथं वृणीते गुणविक्रियात्मनाम्।**
**ये नारकाणामपि सन्ति देहिनां**
**तानीश कैवल्यपते वृणे न च॥ २३**

ભગવાનની તે કૃપાનો અતિરેક કહીને તે પૃથુરાજાની ભક્તિની પ્રચુરતા બે શ્લોકો વડે વર્ણવે છે— **‘सः इति।’**

અશ્રુભર્યાં લોચનવાળા તે આદિરાજ પૃથુ નેત્રજળથી વ્યાકુળ હોવાને કારણે શ્રીહરિનાં દર્શન કરી શક્યા નહીં. બે હાથની અંજલિ જોડેલા તે રાજા (મૌન થઈ) આ શ્રીહરિને હૃદયમાં આલિંગન આપી (હૃદયમાં જ) ધારણ કરી રહ્યા અને કંઈ પણ બોલ્યા નહીં. ॥ ૨૧ ॥

નેત્રજળથી વ્યાકુળ હોવાને કારણે મૌન થઈને આ શ્રીહરિને હૃદયથી ભેટીને **‘अधात्’** ધારણ કર્યા. ॥ ૨૧ ॥

પછી પૃથુરાજાએ અશ્રુબિંદુઓ લૂછીને, ચરણો વડે પૃથ્વીને સ્પર્શતા તેમ જ સર્પશત્રુ વૈનતેયના ઉન્નત સ્કંધ ઉપર કરનો અગ્રભાગ પધરાવીને રહેલા અને અતૃપ્ત નયનોના વિષયરૂપ બનેલા ભગવાન પુરુષોત્તમનાં દર્શન કરતાં કહ્યું. ॥ ૨૨ ॥

અતૃપ્ત નેત્રોના **‘गोचरम्’** વિષયરૂપ ભગવાનને, ચરણથી પૃથ્વીને સ્પર્શ કરતા ભગવાનને, ભાવ આ પ્રમાણે છે– દેવો વાસ્તવમાં ચરણથી પૃથ્વીને સ્પર્શ કરતા નથી આથી કૃપાથી પરવશ એવા શ્રીહરિ સાચે જ, પોતાના સ્વરૂપને પણ જાણે વીસરી ગયા! આથી જ (ચરણ દ્વારા) થયેલા સ્ખલનને દૂર કરવા માટે ગરુડજીના ઉન્નત સ્કંધ ઉપર જેમણે કરાગ્ર પધરાવ્યો છે તે ભગવાનને (રાજાએ કહ્યું). ॥ ૨૨ ॥

‘વર માગો’ (૧૬) એમ જે કહેવાયું તે સહન ન કરતા રાજા કહે છે.

**પૃથુરાજા બોલ્યા** – હે વિભુ, વરદાન આપનારા બ્રહ્માદિદેવોના પણ ઈશ્વર એવા આપની પાસેથી બુદ્ધિમાન મનુષ્ય કેવી રીતે (વિષયસુખોનાં) વરદાન માગે? હે ઈશ, હે મોક્ષપતિ, અહંકાર એ જ જેમનું સ્વરૂપ છે તેવાં બ્રહ્માદિના સંબંધવાળાં વરદાનો અને નરકના જીવોને પણ જે (વિષયસુખોનાં) વરદાનો મળી રહે છે, તે (તુચ્છ વિષયસુખોનાં) વરદાનોને હું નથી માગતો. ॥ ૨૩ ॥

हे विभो, वरदानां ब्रह्मादीनामीश्वराद्वर-प्रदात्त्वत्त्वत्तः सकाशाद्बुधः कथं वरान्वृणीते। कीदृशान्। गुणैर्विक्रियत इति गुणविक्रियोऽहंकारः स एवात्मा येषां तेषां ब्रह्मादीनां संबन्धिनः। देहाभिमानिनां भोग्यानिति वा। तथा चेद्बुध एव न भवतीत्यर्थः। जुगुप्सितत्वादपीत्याह— ये इति। बुध एवाहमपि न वृणे इति समुच्चयाय चकारः ॥ २३ ॥

હે વિભુ, વર આપનારા બ્રહ્માદિને પણ વર આપનારા ઈશ્વર ( **वरप्रदात्-त्वत्-त्वत्तः** ) '**त्वत्**' આપની પાસેથી બુદ્ધિમાન મનુષ્ય કેવી રીતે વિષયસુખોનાં વરદાન માગે? કેવાં વરદાન? '**गुणैः विक्रियते इति।**' ગુણોનો વિકાર એટલે અહંકાર એ જ જેમનું સ્વરૂપ છે, તે બ્રહ્માદિના સંબંધવાળું વરદાન અથવા જે વરદાન દેહાભિમાનીઓને ભોગવવા યોગ્ય છે. જો એવાં વરદાન માગે તો તે મનુષ્ય વિવેકી ન જ હોય, એમ અર્થ છે. ઘૃણાજનક હોવાથી પણ કહે છે— '**ये इति।**' વિવેકી એવો હું પણ તે નથી માગતો, એમ સામૂહિક અર્થ માટે '**च**' કાર છે.॥ ૨૩ ॥

कैवल्यपत इति संबोधनात्कैवल्यं वरिष्यतीति माशङ्कीरित्याह—**नेति।**

(શ્લોક-૨૩ માં) 'કૈવલ્યપતિ' એ સંબોધનથી મોક્ષનું વરદાન રાજા માગશે એવી શંકા ન કરશો, એમ કહે છે— '**न इति।**'

**न कामये नाथ तदप्यहं क्वचि-**
**न्न यत्र युष्मच्चरणाम्बुजासवः।**
**महत्तमान्तर्हृदयान्मुखच्युतो**
**विधत्स्व कर्णायुतमेष मे वरः॥ २४**

હે નાથ, પરમ ભાગવતજનોના હૃદયના ઊંડાણમાંથી તેમના મુખ દ્વારા ઝરતા આપનાં ચરણકમળનો મકરન્દ (આપના સુયશ-શ્રવણનું સુખ) જ્યાં નથી, (તેવું મોક્ષપદ હોય તો) તેને પણ હું કદી ઈચ્છતો નથી. મારી તો એ જ પ્રાર્થના છે કે મને દસહજાર કાન આપો. (કે જેથી આપની લીલાકથાનું હું શ્રવણ કરી શકું.) ॥ ૨૪ ॥

महत्तमानामन्तर्हृदयान्मुखद्वारेण निर्गतो भवत्पदाम्भोजमकरन्दो यशःश्रवणादिसुखं यत्र नास्ति तादृशं चेत्कैवल्यं तर्हि तत्क्वचित्कदाचिदपि न कामये। तर्हि किं कामयसे तदाह। यशःश्रवणाय कर्णानामयुतं विधत्स्व।

ननु कोऽप्येवं न वृतवान्। किमन्य-चिन्तयेत्याह। मम तु एष एव वरः॥ २४॥

પરમ ભગવદીય જનોની હૃદયગુહામાંથી મુખ દ્વારા નિઃસૃત થયેલી આપના ચરણારવિંદના મધુરરસરૂપ, આપની કીર્તિકથાના શ્રવણાદિનું સુખ જ્યાં નથી તેવું જો મોક્ષપદ હોય તો તે '**क्वचित्**' કદી પણ હું ઈચ્છતો નથી. 'તો પછી શું ઈચ્છો છો?' એ માટે ઉત્તર આપે છે કે આપના યશનું શ્રવણ કરવા માટે દસ હજાર કાન આપો.

શંકા કરે છે કે આવું વરદાન તો કોઈ એ પણ ઈચ્છ્યું નથી. કોઈ બીજું વરદાન વિચારો, એમ કહે છે. (તે માટે રાજા કહે છે) મારું તો આ જ વર છે.॥ ૨૪ ॥

**वीर.**—कर्णायुतं कर्णानामयुतम्—अयुतशब्द आनन्त्यपरः—गुणानामानन्त्यादनन्तगुणश्रवणार्थ-मनन्तश्रोत्राणि विधत्स्व देहि।

અયુત શબ્દ અનંતતા દર્શાવે છે. શ્રીહરિના ગુણો અનંત હોવાથી અનંત ગુણોના શ્રવણ માટે અનંત કાન આપો.

ननु तर्हि कैवल्याभावे रागद्वेषाद्याकुलानां भक्तिसुखमपि न स्यादित्याशङ्क्याह—**स इति**।

**स उत्तमश्लोक महन्मुखच्युतो**
**भवत्पदाम्भोजसुधाकणानिलः ।**
**स्मृतिं पुनर्विस्मृततत्त्ववर्त्मनां**
**कुयोगिनां नो वितरत्यलं वरैः॥ २५**

भवत्पदाम्भोजसुधायाः कणो लेशस्तत्संबन्धी योऽनिलः स एव। दूरादपि किंचिद्यशःश्रवण-मात्रमित्यर्थः। विस्मृतं तत्त्ववर्त्म यैः कुयोगि-भिस्तेषामपि पुनः स्मृतिमात्मज्ञानं वितरति। अतो न खलु भक्तानां रागादिसंभवः, अतो नोऽस्माकं सारग्राहिणामन्यैर्वरैरलम्। भक्तावेव मोक्षादिसर्वसुखान्तर्भावादिति भावः॥ २५॥

ननु भक्तिर्मुक्तिफलैव, अतः फलं विहाय साधने भवतः कोऽयमाग्रह इत्याशङ्क्याह।

**यशः शिवं सुश्रव आर्यसंगमे**
**यदृच्छया चोपशृणोति ते सकृत्।**
**कथं गुणज्ञो विरमेद्विना पशुं**
**श्रीर्यत्प्रवव्रे गुणसंग्रहेच्छया॥ २६**

हे सुश्रवः मङ्गलकीर्ते, ते शिवं यशः सतां सङ्गमे यः सकृदपि यदृच्छयाप्युपशृणोति गुणज्ञश्चेत्स पशुं विनाऽन्यः कथं विरमेत्। गुणातिशयं सूचयति। श्रीर्यद्यश एव प्रकर्षेण वृतवती। गुणानां सर्वपुरुषार्थानां संग्रहः स्वस्मिन्समाहार-स्तदिच्छया॥ २६॥

હવે મોક્ષના અભાવમાં રાગ-દ્વેષ વગેરેથી વ્યાકુળ થયેલા મનુષ્યોને ભક્તિનું સુખ પણ ન હોય, તેવી શંકા કરીને કહે છે— '**सः इति।**'

હે પુણ્યકીર્તિ પ્રભુ, પરમ ભાગવતોના મુખમાંથી નિઃસૃત થયેલા, આપનાં ચરણકમળનાં મકરન્દના કણનો તે વાયુ પણ તત્ત્વમાર્ગને વિસ્મૃત કરી બેઠેલા કુયોગીઓને પુનઃ આત્મજ્ઞાનરૂપ સ્મૃતિ પ્રદાન કરે છે. (માટે સારગ્રાહી એવા) અમને (આપની ભક્તિ સિવાય અન્ય) વરદાનોનું કાંઈ પ્રયોજન નથી.॥ २५ ॥

આપનાં ચરણકમળની સુધાનો '**कणः**' અંશ, તેના સંબંધવાળો જે વાયુ છે તે જ– દૂરથી પણ માત્ર થોડું યશશ્રવણ થઈ જાય (તો તે પણ આત્મજ્ઞાનરૂપ સ્મૃતિ પ્રદાન કરે છે), એમ અર્થ છે. જે કુયોગીઓ દ્વારા તત્ત્વમાર્ગ વિસરાઈ ગયો છે, તેમને પણ પુનઃ '**स्मृतिम्**' આત્મજ્ઞાન કરાવી દે છે. આથી ભક્તોને રાગ વગેરે ઉત્પન્ન થતા નથી, આથી **नः** સારગ્રાહી એવા અમને અન્ય વરદાનોથી હવે કાંઈ પ્રયોજન નથી. આપની ભક્તિમાં જ મોક્ષાદિ સર્વ સુખોનો સમાવેશ થઈ જાય છે, તેવો ભાવ છે. ॥ २५ ॥

હવે ભક્તિ તો મુક્તિરૂપી ફળવાળી જ છે, માટે ફળ છોડીને આ સાધનમાં આપનો આગ્રહ કેમ છે, એવી શંકા તે માટે ઉત્તર આપે છે.

હે મંગળકીર્તિ ભગવાન, આપની કલ્યાણકારી કીર્તિ સત્પુરુષોના સમાગમમાં દૈવેચ્છાથી એક વાર પણ જે સાંભળે, તે જો ગુણજ્ઞ હોય તો પશુ સિવાયનો બીજો શા માટે યશશ્રવણ કરતા અટકે? જે યશનું શ્રીલક્ષ્મીજી પણ સર્વ પુરુષાર્થોની સિદ્ધિની ઈચ્છાથી (સર્વોત્તમ તરીકે) વરણ કરે છે. ॥ २६ ॥

'**हे सुश्रवः**' હે મંગળ કીર્તિવાળા ભગવાન, આપનો કલ્યાણકારી યશ, સત્પુરુષોના સમાગમમાં દૈવેચ્છાથી એક વાર પણ જે સાંભળે તે જો ગુણોને જાણનારો હોય તો પશુ સિવાયનો બીજો શા માટે યશશ્રવણ કરતા અટકે? ભગવાનના અતિશય ગુણોનું સૂચન કરે છે. જે યશને લક્ષ્મીજી પણ સર્વશ્રેષ્ઠ તરીકે સ્વીકારે છે. '**गुणानाम्**' સર્વ પુરુષાર્થોનો પોતાનામાં '**सङ्ग्रहः**' સંચય થાય તેવી ઈચ્છાથી ॥ २६ ॥

अतो लक्ष्मीरिवान्यवरत्यागेन त्वामेवाहं भज इत्याह—**अथेति**।

**अथाभजे त्वाऽखिलपूरुषोत्तमं**
**गुणालयं पद्मकरेव लालसः।**
**अप्यावयोरेकपतिस्पृधोः कलि-**
**र्न स्यात्कृतत्वच्चरणैकतानयोः॥ २७**

લાલસ उत्सुकः सन्। कर्मणि क्रियमाणे यथेन्द्रेण सह कलिरेवं भक्तावपि किं लक्ष्म्या सह कलिः स्यादिति वितर्कयति। एकस्मिन्पत्यौ स्पर्धमानयोरावयोरपि किं कलिर्न स्यादिति काक्वा वितर्कः।

ननु पर्यायेण सेवायां न स्यात्, नैवम्। कृतस्त्वच्चरणयोरेवैकस्तानो मनोविस्तारो याभ्यां तयोः॥ २७॥

भवतु वा कलिस्तथापि भजेयमेवेत्याह।

**जगज्जनन्यां जगदीश वैशसं**
**स्यादेव यत्कर्मणि नः समीहितम्।**
**करोति फल्ग्वप्युरु दीनवत्सलः**
**स्व एव धिष्ण्येऽभिरतस्य किं तया॥ २८**

जगज्जनन्यां वैशसं विरोधः स्यादेव। तत्र हेतुः—यस्याः कर्मणि नः समीहितमिच्छा भवति। तथापीन्द्रविरोधे मत्पक्षपातवदत्रापि तव पक्षपात एव स्यादित्याह। फल्गु तुच्छमप्युरु बहु करोषि। यतो दीनेषु वत्सलो दयावान्। स्वे स्वरूप एव रतस्य तया किं प्रयोजनम्। तां नाद्रियसे इत्यर्थः॥ २८॥

માટે લક્ષ્મીજીની જેમ બીજી કામનાઓના ત્યાગપૂર્વક હું આપને ભજું છું, એમ કહે છે — **'अथ इति।'**

માટે હું પણ કરમાં કમળ ધારણ કરનારાં લક્ષ્મીદેવીની જેમ અત્યંત ઉત્સુક થઈને સર્વગુણધામ પુરુષોત્તમ ભગવાન એવા આપની સર્વ પ્રકારે સેવા કરું છું. આપના ચરણોમાં જ મનને એકાગ્ર કરનારાં, તેમ જ એક જ પતિ એવા આપને માટે સ્પર્ધા કરનારાં અમારાં બંનેની વચ્ચે કલહ તો નહીં થાય ને?॥ ૨૭ ॥

**'लालसः'** ઉત્સુક થઈને– જ્યારે યજ્ઞકર્મ કરવામાં આવ્યું ત્યારે જેમ ઈન્દ્ર સાથે કલહ થયો, તેમ ભક્તિમાં પણ લક્ષ્મી સાથે શું કલહ થશે કે કેમ, એમ રાજા વિચાર કરે છે. એક જ પતિ માટે સ્પર્ધા કરનારાં અમારાં બંને વચ્ચે કલહ નહીં થાય ને? એમ કાકુપ્રયોગથી તર્ક કર્યો છે.

શંકા કરે છે કે વારાફરતી સેવામાં ન રહેવાય ? તે માટે ઉત્તર આપે છે કે સેવામાં એમ વારા ન હોય. આપના ચરણોમાં જ કરી છે **'एकतानः' ( एकः तानः )** મનની એકાગ્રતા જેમણે, તેવા અમારાં બંનેમાં॥ ૨૭ ॥

'ભલેને કલહ થાય, તો પણ હું સેવા કરવાનો.' એમ રાજા કહે છે.

હે જગદીશ, જગતજનની સાથે વિરોધ થશે જ કારણ કે લક્ષ્મીજીનાં (આપના પ્રત્યેના સેવા)કાર્યમાં અમારી પણ ઈચ્છા છે. (ભક્તોએ કરેલી) તુચ્છ સેવાને પણ આપ ઘણી માનો છો કારણ કે આપ દીનવત્સલ છો. (તેથી આપ મારો જ પક્ષ લેશો. કારણ કે) સ્વસ્વરૂપમાં રત એવા આપને તે લક્ષ્મીજીનું શું પ્રયોજન હોય?॥ ૨૮ ॥

જગતજનની સાથે **'वैशसम्'** વિરોધ થશે જ. તે માટે કારણ આપે છે– જેના કર્મમાં અમારી **'समीहितम्'** (પણ) ઈચ્છા છે. ઈન્દ્ર સાથે વિરોધ થયો ત્યારે મારી ઉપર પક્ષપાત કર્યો તેમ અહીં પણ તમારો પક્ષપાત જ થશે, એમ કહે છે, **'फल्गु'** તુચ્છ (સેવાને) પણ આપ ઘણું કરીને માનો છો કારણ કે દીનજનો ઉપર **'वत्सलः'** દયાવાન છો. પોતાના સ્વરૂપમાં જ રત એવા આપને તે લક્ષ્મીજીથી શું પ્રયોજન? આપને તેમનામાં આસક્તિ નથી, એમ અર્થ છે.॥ ૨૮ ॥

**विजय.**—भक्तिवशत्वद्योतनाय फल्वप्युरु करोषीत्युक्तमनेन हरौ भक्तिरवश्यं कर्तव्येति ज्ञायते।

**भजन्त्यथ त्वामत एव साधवो**
**व्युदस्तमायागुणविभ्रमोदयम् ।**
**भवत्पदानुस्मरणादृते सतां**
**निमित्तमन्यद्भगवन्न विद्महे॥ २९**

यतस्त्वं दीनवत्सलोऽत एव साधवो निष्कामा अथ ज्ञानानन्तरमपि त्वां भजन्ति। कथंभूतम्। मायागुणानां विभ्रमो विलासस्तस्योदयः कार्यं स निरस्तो यस्मिंस्तम्। ते किमर्थं भजन्ति तत्राह। भवत्पदानुस्मरणाद्विनाऽन्यत्तेषां निमित्तं फलं न विद्मः॥ २९॥

**वि.चक्र.**—व्युदस्तो निरस्तो भवति मायागुणानां विभ्रमोदयो विविधवरस्पृहा यतस्तं, त्वद्भजनस्यैवायं स्वभावो यद्वरस्पृहा निवर्तत इति। ननु तर्हि भजनस्य किं फलं तत्राह भवदिति। निमित्तं फलं अनुस्मरणस्यैव सर्वसुखचूडामणेस्तदितरसुखतिरस्कारकत्वादिति भावः।

वरैः प्रलोभनं च कृपालोस्तवानुचितमित्याशयेनाह—**मन्य इति।**

**मन्ये गिरं ते जगतां विमोहिनीं**
**वरं वृणीष्वेति भजन्तमात्थ यत्।**
**वाचा नु तन्त्या यदि ते जनोऽसितः**
**कथं पुनः कर्म करोति मोहितः॥ ३०**

ભગવાન ભક્તિને વશ છે તે દર્શાવવા માટે થોડી સેવાને પણ ઘણી માનો છો, એમ કહેવાયું છે એ દ્વારા શ્રીહરિની ભક્તિ અવશ્ય કરવી જોઇએ, એમ સમજાય છે.

હે ભગવાન, (નિષ્કામ) સાધુપુરુષો આથી જ (જ્ઞાનપ્રાપ્તિ થયા) પછી પણ, માયાના ગુણોના વિલાસના કાર્યનો જેમનામાં અભાવ છે તેવા આપનું ભજન કર્યા જ કરે છે. તેમાં આપના ચરણોના નિરંતર ચિંતન સિવાયનું સત્પુરુષોનું અન્ય પ્રયોજન હોય તેમ અમે નથી જાણતા. ॥ ૨૯ ॥

કારણ કે આપ દીનવત્સલ છો. આથી જ **'साधवः'** નિષ્કામ ભક્તો **'अथ'** જ્ઞાન થયા પછી પણ આપને ભજે છે. કેવા ભગવાનને ભજે છે? માયાના ગુણોનો **'विभ्रमः'** વિલાસ; તેનું **'उदयः'** કાર્ય, તેનો અભાવ છે જેમનામાં, તેઓ શા માટે આપનું ભજન કરે છે, તે માટે કહે છે. આપના ચરણોના સતત સ્મરણ સિવાય તેમનું બીજું **'निमित्तम्'** ફળ હોય તેમ અમે જાણતા નથી. ॥ ૨૯ ॥

દૂર થઈ છે માયાના કાર્યરૂપ વિવિધ કામનાઓની સ્પૃહા જેમને કારણે તેવા આપના ભજનનો જ આ સ્વભાવ છે કે વિવિધ કામનાઓની સ્પૃહા જ દૂર થઈ જાય છે. પ્રશ્ન કરવામાં આવ્યો છે કે તો પછી ભજનનું શું ફળ છે, તો તે માટે ઉત્તર આપે છે— ભગવદ્ભજન સિવાયનું ઈતર સુખ તિરસ્કાર કરવા જેવું હોવાથી સર્વ સુખોના મુકુટમણિરૂપ સતત સ્મરણ એ જ ભજનનું ફળ છે.

કૃપાળુ એવા આપને માટે વરદાન આપીને પ્રલોભન આપવું યોગ્ય નથી, એવા આશયથી કહે છે— **'मन्ये इति।'**

આપનું ભજન કરનારને 'વર માગ' એમ આપ જે કહો છો તે આપની વાણી જગતને મોહ કરાવનારી છે એમ હું માનું છું. અહો! જો આપની વાણીરૂપી દોરીથી મનુષ્ય બંધાતો ન હોત તો (કર્મફળમાં) મોહિત થઈ વારંવાર (સકામ) કર્મ શા માટે કરે? ॥ ૩૦ ॥

नु अहो ते वाचातन्त्या यदि जनोऽयम्–सितोऽबद्धः स्यात्तर्हि पुनः पुनः फलैर्मोहितः सन्कथं कर्म करोति॥ ३०॥

त्वन्मायया खण्डितस्य त्वया पुनः खण्डनं न कर्तव्यं, किंतु हितं चेष्टितव्यमित्याह।

**त्वन्माययाऽद्धा जन ईश खण्डितो**
**यदन्यदाशास्त ऋतात्मनोऽबुधः।**
**यथा चरेद्बालहितं पिता स्वयं**
**तथा त्वमेवार्हसि नः समीहितुम्॥ ३१**

त्वन्मायया ऋतादात्मनस्त्वत्तः खण्डितः पृथक्कृतो यद्यतोऽन्यत्पुत्रादिकमाशास्ते। अतः स्वयमविज्ञापित एव हितं चेष्टितुमर्हसि॥ ३१॥

मैत्रेय उवाच

**इत्यादिराजेन नुतः स विश्वदृक्**
**तमाह राजन्मयि भक्तिरस्तु ते।**
**दिष्ट्येदृशी धीर्मयि ते कृता यया**
**मायां मदीयां तरति स्म दुस्त्यजाम्॥ ३२**

॥ ३२॥

**तत् त्वं कुरु मयादिष्टमप्रमत्तः प्रजापते।**
**मदादेशकरो लोकः सर्वत्राप्नोति शोभनम्॥ ३३**

॥ ३३॥

मैत्रेय उवाच

**इति वैन्यस्य राजर्षेः प्रतिनन्द्यार्थवद्वचः।**
**पूजितोऽनुगृहीत्वैनं गन्तुं चक्रेऽच्युतो मतिम्॥ ३४**

॥ ३४॥

**देवर्षिपितृगन्धर्वसिद्धचारणपन्नगाः ।**
**किन्नराप्सरसो मर्त्याः खगा भूतान्यनेकशः॥ ३५**

॥ ३५॥

**'नु'** અહો, આપની વાણીરૂપી દોરીથી જો આ મનુષ્ય **'असितः'** બંધાતો ન હોત તો વારંવાર ફળથી મોહિત થઈને શા માટે (સકામ) કર્મ કરે છે? ॥ ૩૦ ॥

આપની માયાથી વિખૂટા પડી ગયેલા જીવને ફરીથી આપના દ્વારા વિખૂટો પાડવો યોગ્ય નથી, પરંતુ તેનું હિત જ કરવા યોગ્ય છે, એમ કહે છે.

હે ઈશ, ખરેખર, આપની જ માયાથી સત્યસ્વરૂપ આપનાથી અજ્ઞાની મનુષ્ય વિખૂટો પડેલો છે કારણ કે તે બીજી વસ્તુઓ (પુત્રાદિ)ની ઝંખના કરે છે, પરંતુ પિતા જેમ બાળકનું હિત કરે તેમ આપ પોતાની જાતે જ અમારું હિત કરવા યોગ્ય છો. ॥ ૩૧ ॥

આપની માયાથી સત્યાત્મક એવા આપનાથી (અજ્ઞાની મનુષ્ય) **'खण्डितः'** વિખૂટો પડેલો છે. **'यत्'** કારણ કે તે **'अन्यत्'** પુત્રાદિ વગેરે અન્ય વસ્તુની ઈચ્છા કરે છે. આથી પ્રાર્થના (વિનંતિ) ન કરાયેલા (હોવા છતાં) આપ **'स्वयम्'** પોતે જ હિત કરવા યોગ્ય છો. ॥ ૩૧ ॥

**મૈત્રેયમુનિ બોલ્યા** – આદિરાજા પૃથુ દ્વારા આ પ્રમાણે સ્તુતિ કરાયેલા, સર્વના સાક્ષી શ્રીહરિએ તેમને કહ્યું : હે રાજા, મારામાં તમારી ભક્તિ થાઓ! સૌભાગ્યની વાત છે કે મારામાં તમે આવી (અલૌકિક પ્રેમવાળી) બુદ્ધિ કરી છે કે જેનાથી મનુષ્ય મારી દુસ્ત્યજ માયાને તરી જાય છે. ॥ ૩૨ ॥ ૩૨ ॥

હે પ્રજાપાલક, તમે સાવધાન થઈ મારી આજ્ઞાનું પાલન કરો. મારી આજ્ઞાનું પાલન કરનાર મનુષ્ય સર્વત્ર કલ્યાણ પામે છે. ॥ ૩૩ ॥ ૩૩ ॥

**મૈત્રેયમુનિ બોલ્યા** – એ પ્રમાણે રાજર્ષિ પૃથુના અર્થયુક્ત વચનને અભિનંદન આપી, (પૃથુ દ્વારા) પૂજાયેલા અચ્યુત ભગવાને એ રાજા ઉપર અનુગ્રહ કરીને જવાનું નક્કી કર્યું. ॥ ૩૪ ॥ ૩૪ ॥

દેવો, ઋષિઓ, પિતૃઓ, ગંધર્વો, સિદ્ધો, ચારણો, સર્પો, કિન્નરો, અપ્સરાઓ, મનુષ્યો, પક્ષીઓ તથા અનેક પ્રકારનાં પ્રાણીઓ ॥ ૩૫ ॥ ૩૫ ॥

**यज्ञेश्वरधिया राज्ञा वाग्वित्ताञ्जलिभक्तितः ।**
**सभाजिता ययुः सर्वे वैकुण्ठानुगतास्ततः ॥ ३६**

તથા (વૈકુંઠથી આવેલા) સર્વ પાર્ષદો રાજા પૃથુ દ્વારા વાણી, ધન તથા બે હાથની અંજલિ વડે ભક્તિપૂર્વક ભગવદ્બુદ્ધિથી પૂજાઈને યજ્ઞભૂમિમાંથી (સ્વસ્થાને) પધાર્યા. ॥ ૩૬ ॥

वाग्वित्ताञ्जलिभिर्भक्तितः पूजिताः सन्तः । वैकुण्ठानुगताः पार्षदाश्च ॥ ३६ ॥

વાણી, ધન, અંજલિ વડે ભક્તિપૂર્વક પૂજાયેલા, વૈકુંઠથી આવેલા સર્વ પાર્ષદો પધાર્યા. ॥ ૩૬ ॥

**भगवानपि राजर्षेः सोपाध्यायस्य चाच्युतः ।**
**हरन्निव मनोऽमुष्य स्वधाम प्रत्यपद्यत ॥ ३७**

પુરોહિતની સાથે આ રાજર્ષિ પૃથુનું ચિત્ત ચોરતા હોય તેમ ભગવાન અચ્યુત પણ સ્વધામ સિધાવ્યા. ॥ ૩૭ ॥

अमुष्य राज्ञः । हरन्निवेति लोकोक्तिः । वस्तुतस्तस्य मनः सर्वदैव तदधीनमस्त्येव । स्वधाम राज्ञो हृदयम् ॥ ३७ ॥

આ રાજાનું ચિત્ત ચોરતા હોય તેમ– એવી લોકોક્તિ છે. વાસ્તવમાં તે રાજાનું મન સદાયને માટે તે ભગવાનને જ અધીન હતું. **'स्वधाम'** રાજાના હૃદયમાં (બિરાજ્યા.) ॥ ૩૭ ॥

**अदृष्टाय नमस्कृत्य नृपः संदर्शितात्मने ।**
**अव्यक्ताय च देवानां देवाय स्वपुरं ययौ ॥ ३८**

રાજા પૃથુ (પણ), જેમણે પોતાનું સ્વરૂપ દર્શાવ્યું હતું તેવા, દૃષ્ટિપથની પાર ગયેલા, અવ્યક્તસ્વરૂપ, દેવાધિદેવ વાસુદેવને નમસ્કાર કરી પોતાના નગરમાં ગયા. ॥ ૩૮ ॥

अदृष्टाय लोचनपथमतिक्रान्ताय । संदर्शित आत्मा येन तस्मै । वस्तुतोऽव्यक्ताय ॥ ३८ ॥

**'अदृष्टाय'** દૃષ્ટિપથમાંથી અંતર્ધાન થયેલાને, **'सन्दर्शितात्मने'** જેમણે પોતાનું સ્વરૂપ દર્શાવ્યું છે તેમને પરંતુ વાસ્તવમાં અવ્યક્ત એવા ભગવાનને ॥ ૩૮ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां चतुर्थस्कन्धे विंशोध्यायः ॥ २० ॥
इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां विंशोऽध्यायः ॥ २० ॥

# अथैकविंशोऽध्यायः

## પૃથુરાજાનો પોતાની પ્રજાને ઉપદેશ

एकविंशे तु पृथुना प्रजानामनुशासनम् । महासत्रे सुरादीनां महासदसि वर्ण्यते ॥ १

દીર્ઘ યજ્ઞમાં દેવો વગેરેની મહાસભામાં રાજા પૃથુ દ્વારા પ્રજાઓને ઉપદેશ આપવામાં આવ્યો તે (કથા) એકવીસમા અધ્યાયમાં વર્ણવાઈ છે.

पुरं ययावित्युक्तं तत्पुरमनुवर्णयति— **मौक्तिकैरिति** त्रिभिः ।

નગરમાં રાજા ગયા (શ્રીમદ્. ભા.૪/૨૦/૩૮) એમ જે કહેવામાં આવ્યું તે નગરનું ત્રણ શ્લોકો વડે વર્ણન કરે છે— **'मौक्तिकैः इति।'**

मैत्रेय उवाच

**मौक्तिकैः कुसुमस्रग्भिर्दुकूलैः स्वर्णतोरणैः।**
**महासुरभिभिर्धूपैर्मण्डितं तत्र तत्र वै॥ १ ॥ १ ॥**

**मैत्रेयमुनि बोल्या–** मोतीओ, पुष्पमाळाओ, रेशमी वस्त्रो, सोनानां तोरणो, अत्यंत सुगंधित धूपो वडे सर्वत्र सुशोभित,॥ १ ॥ १ ॥

**चन्दनागुरुतोयार्द्ररथ्याचत्वरमार्गवत्।**
**पुष्पाक्षतफलैस्तोक्मैर्लाजैरर्चिर्भिरर्चितम्॥ २**

चंदन तथा अगरना जळथी छंटकाव करेली शेरीओ तथा चौटाना मार्गवाळा, पुष्प, अक्षत, फळ, यवांकुर, शाळ(डांगरनी धाणी) तथा दीवडाओथी शोभायमान, ॥ २॥

चन्दनागुरुयुक्तैस्तोयैरार्द्रा रथ्यादयस्तद्युक्तम्। तोक्मैर्हरितयवैरङ्कुरैरिति वा। अर्चिर्भिर्दीपैः ॥ २ ॥

चंदन तथा अगरवाळा जळथी भींजायेली शेरीओ वगेरे– तेनाथी युक्त एवा नगरमां **'तोक्मैः'** लीला जवथी के तेना अंकुरोथी, **'अर्चिर्भिः'** दीवाओथी॥ २ ॥

**सवृन्दैः कदलीस्तम्भैः पूगपोतैः परिष्कृतम्।**
**तरुपल्लवमालाभिः सर्वतः समलंकृतम्॥ ३**

फळ-फूलना गुच्छाओवाळा केळना स्तंभो अने सोपारीना रोपाओथी शणगारायेला तेमज वृक्षोनां पांदडांओनां तोरणोथी सर्व स्थळे अलंकृत करायेला (नगरमां राजा प्रवेश्या). ॥३॥

सवृन्दैः पुष्पफलयुक्तैः कदलीस्तम्भैः पूगै–र्वृक्षैस्तथाविधैः सर्वतः समलंकृतं शोभितम्॥ ३ ॥

**'सवृन्दैः'** फळ-फूलथी भरेला केळना स्तंभोथी, सोपारीनां वृक्षोथी, ते प्रकारे सर्वे स्थळे **'समलङ्कृतम्'** शोभता नगरमां ॥ ३ ॥

**प्रजास्तं दीपबलिभिः संभृताशेषमङ्गलैः।**
**अभीयुर्मृष्टकन्याश्च मृष्टकुण्डलमण्डिताः॥ ४**

दीवाओ, उपहारो तथा एकठी करेली सर्व प्रकारनी मंगळ सामग्रीओ सहित, मनोहर कुंडळोथी शोभती सुंदर कन्याओ तथा प्रजाओ ते पृथुराजाने सत्कारवा गयां. ॥ ४ ॥

संभृतान्यशेषाणि मङ्गलानि दध्यादीनि तैः सहाभिजग्मुः। मृष्टा उज्ज्वलाः कन्याश्च॥ ४॥

एकठी करायेली संपूर्ण मंगळ सामग्रीओ– दहीं वगेरे– तेमनी साथे (राजानी) सामे गयां; **'मृष्टाः'** सुंदर कन्याओ पण ॥ ४ ॥

**शङ्खदुन्दुभिघोषेण ब्रह्मघोषेण चर्त्विजाम्।**
**विवेश भवनं वीरः स्तूयमानो गतस्मयः॥ ५**

शंख अने दुंदुभिओना घोष तथा ऋत्विजोना वेदघोषथी स्तुति कराता, निरभिमानी वीर पृथुराजाए राजमहेलमां प्रवेश कर्यो. ॥ ५ ॥

गतस्मयो निरहंकारः॥ ५॥

**'गतस्मयः'** निरभिमानी राजा पृथु ॥ ५ ॥

**पूजितः पूजयामास तत्र तत्र महायशाः।**
**पौरान् जानपदांस्तांस्तान्प्रीतः प्रियवरप्रदः॥ ६**

महायशस्वी, पूजन करायेला, प्रसन्न थयेला तेम ज ईष्ट वर आपनारा राजा पृथुए पण ते ते स्थळोए ते ते नगरवासीओनो अने ते ते देशवासीओनो सत्कार कर्यो. ॥ ६ ॥

प्रियान्वरान्प्रददातीति तथा॥ ६ ॥

ईष्ट वर आपे तेवा राजा पृथु ॥ ६ ॥

**स एवमादीन्यनवद्यचेष्टितः**
**कर्माणि भूयांसि महान्महत्तमः ।**
**कुर्वन् शशासावनिमण्डलं यशः**
**स्फीतं निधायारुरुहे परं पदम् ॥ ७**

गुणैर्महानत एव महत्तमः पूज्यतमः ॥ ७ ॥

પવિત્ર ચરિત્રવાળા, ગુણોથી મહાન, પૂજ્યતમ, મહાપુરુષ તે રાજાએ આમ અનેક મહાન કર્મો કરતાં અવનિમંડળ ઉપર શાસન કર્યું અને પોતાનો ઉજ્જ્વળ યશ સ્થાપીને પરમ પદ પામ્યા. ॥ ७ ॥

ગુણોથી મહાન, આથી જ '**महत्तमः**' પૂજ્યતમ॥७॥

सूत उवाच

**तदादिराजस्य यशो विजृम्भितं**
**गुणैरशेषैर्गुणवत्सभाजितम् ।**
**क्षत्ता महाभागवतः सदस्पते**
**कौषारविं प्राह गृणन्तमर्चयन् ॥ ८**

गुणैर्विजृम्भितमूर्जितं गुणवद्भिः सभाजितं सत्कृतं यशो गृणन्तमर्चयन्प्राह। सदसस्पते शौनक ॥ ८ ॥

**સૂતજી બોલ્યા** – હે સભાપતિ શૌનકજી, સંપૂર્ણ ગુણોથી સુશોભિત, ગુણીજનો દ્વારા પ્રશંસા પામેલા, આદિરાજા પૃથુના તે યશનું ગાન કરતા મૈત્રેયજીને પરમ ભાગવત વિદુરજીએ સત્કારતા કહ્યું. ॥ ८ ॥

'**गुणैः विजृम्भितम्**' ગુણોથી સુશોભિત તથા ગુણવાન મનુષ્યો દ્વારા '**सभाजितम्**' પ્રશંસા પામેલા યશનું ગાન કરતા મૈત્રેયજીને સત્કારતા કહ્યું. '**सदसस्पते**' હે સભાપતિ (શૌનકમુનિ)! ॥ ८ ॥

विदुर उवाच

**सोऽभिषिक्तः पृथुर्विप्रैर्लब्धाशेषसुरार्हणः ।**
**बिभ्रत्स वैष्णवं तेजो बाह्वोर्याभ्यां दुदोह गाम् ॥ ९**

लब्धान्यशेषसुराणामर्हणानि येन सः। किमकरोदिति शेषः ॥ ९ ॥

**વિદુરજી બોલ્યા** – પોતાના જે બાહુઓમાં વૈષ્ણવતેજ ધારણ કરતા પૃથ્વીનું દોહન કર્યું તથા જેમણે સર્વ દેવોનો સત્કાર પ્રાપ્ત કર્યો, તે પૃથુરાજા વિપ્રો દ્વારા અભિષિક્ત થયા. ॥ ९ ॥

પ્રાપ્ત કર્યો છે સર્વ દેવોનો સત્કાર જેમણે તે રાજા, તેમણે પછી શું કર્યું, એટલું બાકી છે. ॥ ९ ॥

श्रवणौत्सुक्यमाविष्कुर्वन्प्रार्थयते—**को न्विति**।

શ્રવણ કરવા માટેની ઉત્સુકતા પ્રકટ કરતા પ્રાર્થના કરે છે— '**कः नु इति।**'

**को न्वस्य कीर्तिं न शृणोत्यभिज्ञो**
**यद्विक्रमोच्छिष्टमशेषभूपाः ।**
**लोकाः सपाला उपजीवन्ति काम-**
**मद्यापि तन्मे वद कर्म शुद्धम् ॥ १०**

यस्य विक्रमः पृथ्वीदोहनं तस्योच्छिष्टतुल्यं कामम्। तत्तस्य कर्म वद ॥ १० ॥

જેમના પરાક્રમના શેષ રહેલા ભોગને હજી સુધી રાજાઓ તથા લોકપાલો સહિત સર્વ લોકો ઈચ્છાનુસાર ભોગવે છે, એવા આ પૃથુરાજાની કીર્તિને કયો ગુણગ્રાહી મનુષ્ય ન સાંભળે? આથી તેમનું પવિત્ર કર્મ આપ મને કહો. ॥ ૧૦ ॥

જેમનું પૃથ્વીદોહનરૂપ પરાક્રમ– તેના અજીઠા જેવા બાકી રહેલા ભોગને ઈચ્છાનુસાર– '**तत्**' તેથી તેમનું ચરિત્ર કહો. ॥ ૧૦ ॥

मैत्रेय उवाच

**गङ्गायमुनयोर्नद्योरन्तरा क्षेत्रमावसन् ।**
**आरब्धानेव बुभुजे भोगान्पुण्यजिहासया ॥ ११**

**મૈત્રેયમુનિ બોલ્યા**– ગંગા અને યમુના નદીની મધ્યમાં આવેલા ક્ષેત્રમાં નિવાસ કરતા (તે પૃથુરાજા) પુણ્યકર્મોનો ક્ષય કરવાની ઈચ્છાથી (પૂર્વકર્મોથી પ્રાપ્ત થયેલા) પ્રારબ્ધના જ ભોગો ભોગવતા હતા.॥ ૧૧ ॥

प्राचीनकर्मभिः प्रारब्धानेव बुभुजे, न तु भोगान्तरार्थं कर्माणि करोति, तदपि भोगेन पुण्यक्षपणेच्छया, न तु सुखासक्त्येत्यर्थः ॥ ११ ॥

પૂર્વ કર્મોથી પ્રાપ્ત થયેલા પ્રારબ્ધભોગોને જ ભોગવતા હતા, પરંતુ બીજા ભોગો પ્રાપ્ત કરવા કર્મો કરતા ન હતા. તે ભોગોને પણ પુણ્યનો ક્ષય કરવાની ઇચ્છાથી ભોગવતા હતા, નહીં કે સુખની આસક્તિથી, એમ અર્થ છે. ॥ ૧૧ ॥

**सर्वत्रास्खलितादेशः सप्तद्वीपैकदण्डधृक्।**
**अन्यत्र ब्राह्मणकुलादन्यत्राच्युतगोत्रतः ॥ १२**

જેમની આજ્ઞા સર્વત્ર અબાધિત હતી તેવા પૃથુરાજા બ્રાહ્મણકુળ તથા ભગવાન અચ્યુત એ જ જેમના ગોત્રના પ્રણેતા છે, તે (વૈષ્ણવો) સિવાય સાતેય દ્વીપોમાં એક પોતે જ (અપરાધીને શિક્ષા કરવા માટે) દંડ ધારણ કરતા હતા. ॥ ૧૨ ॥

अस्खलितोऽप्रतिहत आदेश आज्ञा यस्य। सप्तसु द्वीपेष्वेक एव दण्डं धारयतीति तथा।

**'अस्खलितः'** નિર્બાધ **'आदेशः'** આજ્ઞા છે જેમની, સાતેય દ્વીપોમાં એક (પોતે જ, તે પૃથુરાજા, અપરાધીને સજા કરવા માટે) દંડ ધારણ કરે છે.

किं सर्वत्र, नेत्याह। ब्राह्मणकुलव्यतिरेकेण। अच्युतो गोत्रप्रवर्तकतुल्यो येषां वैष्णवानां तद्व्यतिरेकेण च ॥ १२ ॥

શું પૃથુરાજા સર્વ જનોને દંડ આપનારા છે? તે માટે ઉત્તર આપે છે કે ના. બ્રાહ્મણકુળ સિવાયના તેમ જ ભગવાન અચ્યુત એ જ જેમના ગોત્રના પ્રણેતા સમાન છે તે વૈષ્ણવો સિવાયનાને (પૃથુરાજા એક પોતે જ દંડ આપનાર છે.) ॥ ૧૨ ॥

**वंशीधरी—**वैष्णवानां वर्णाश्रमाभावो ध्वनित इति चक्रवर्ती।

વૈષ્ણવોમાં ('અચ્યુતગોત્ર' શબ્દથી) વર્ણાશ્રમનો અભાવ ધ્વનિત થાય છે, એમ વિ.ચક્રનું મંતવ્ય છે.

**एकदासीन्महासत्रदीक्षा तत्र दिवौकसाम्।**
**समाजो ब्रह्मर्षीणां च राजर्षीणां च सत्तम ॥ १३**

હે સાધુશિરોમણિ વિદુરજી, એક વાર મહાસત્રની દીક્ષા હતી. (મહાસત્રનો સંકલ્પ કરીને તેમાં પૃથુરાજા દીક્ષિત થયા હતા.) તેમાં સ્વર્ગમાં વસનારા (દેવો, ગંધર્વો, કિન્નરો, સિદ્ધો, ચારણો, વસુઓ વગેરે)ની, બ્રહ્મર્ષિઓની તથા રાજર્ષિઓની સભા મળી હતી. ॥ ૧૩ ॥

एकदा तस्य महासत्रदीक्षा आसीत्तत्र सत्रे देवादीनां समाज आसीदित्यर्थः ॥ १३ ॥

એક વાર તે પૃથુની મહાસત્રની દીક્ષા હતી. તે સત્રમાં દેવો વગેરેની સભા ભરાઈ, એમ અર્થ છે.॥ ૧૩ ॥

**तस्मिन्नर्हत्सु सर्वेषु स्वर्चितेषु यथार्हतः।**
**उत्थितः सदसो मध्ये ताराणामुडुराडिव ॥ १४**

તે સમાજમાં સર્વ પૂજ્ય મહાપુરુષોની યથાયોગ્ય સારી રીતે પૂજા થઈ, ત્યારે (પૃથુરાજાએ) નક્ષત્રમંડળમાં ચંદ્રની જેમ સભાની વચ્ચે ઊભા થઈ (ચારે બાજુ દૃષ્ટિ કરી). ॥ ૧૪ ॥

**प्रांशुः पीनायतभुजो गौरः कञ्जारुणेक्षणः।**
**सुनासः सुमुखः सौम्यः पीनांसः सुद्विजस्मितः॥ १५**

ઊંચા શરીરવાળા, પુષ્ટ અને વિશાળ ભુજાઓવાળા, ગૌરવર્ણા, કમળ જેવાં અરુણ નેત્રોવાળા, સુઘડ નાસિકાવાળા, સુંદર મુખવાળા, સૌમ્ય સ્વભાવવાળા, પુષ્ટ ખભાઓવાળા, સુંદર સ્મિતવાળા, સુંદર દંતપંક્તિવાળા, ॥ ૧૫ ॥

**व्यूढवक्षा बृहच्छ्रोणिर्वलिवल्गुदलोदरः।**
**आवर्तनाभिरोजस्वी काञ्चनोरुरुदग्रपात्॥ १६**

વિશાળ છાતીવાળા, બૃહદ્ નિતમ્બવાળા, ત્રિવલીથી સુંદર એવા પર્ણ જેવા ઉદરવાળા, (જળમાં પડતી ગંભીર) ઘૂમરી જેવી નાભિવાળા, સુવર્ણ જેવી ઉજ્જ્વળ બંને સાથળોવાળા, બંને ચરણના ઉન્નત અગ્રભાગવાળા ॥ ૧૬ ॥

तस्मिन्पूज्येष्वर्चितेषु सत्सु सदसो मध्ये उत्थितः सन् समन्ततः समैक्षतेति षष्ठेनान्वयः॥ १४॥

તે સત્રમાં પૂજ્ય જનોની પૂજા થઈ ત્યારે સભાની વચ્ચે ઊભા થઈ ચારે બાજુ દૃષ્ટિ કરી, એમ આનાથી છઠ્ઠા શ્લોક(૧૯) સાથે સંબંધ છે. ॥ ૧૪ ॥

प्रांशुरुन्नतः। पीनावायतौ भुजौ यस्य, कञ्जवदरुणे ईक्षणे यस्य, शोभना द्विजाः स्मितं च यस्य॥ १५॥

**'प्रांशुः'** ઊંચા, **'पीनौ-आयतौ'** પુષ્ટ અને વિશાળ બંને ભુજાઓ છે જેમની, કમળ જેવાં અરુણ બે નેત્રો છે જેમનાં, સુંદર છે દંતપંક્તિ તથા સ્મિત જેમનું ॥ ૧૫ ॥

व्यूढं विस्तीर्णं वक्षो यस्य, वलिभिस्तिसृभिर्वल्गु सुन्दरं दलवदधोग्रमश्वत्थपत्रमिव उपरि विस्तृतमधस्तात्संकुचितमुदरं यस्य, आवर्तवन्निम्ना नाभिर्यस्य, काञ्चनवदुज्ज्वलावूरू यस्य, उदग्रावुन्नताग्रौ पादौ यस्य॥ १६॥

વિસ્તૃત વક્ષઃસ્થળ છે જેમનું, **'वलिभिः'** ત્રિવલીથી **'वल्गु'** સુંદર **'दलवत्'** પીપળાના પર્ણ જેવું– જેનો અગ્રભાગ નીચે રહેલો હોય તેવું પાતળું અને ઉપરના ભાગ જેવું પહોળું– નીચેથી સંકોચાયેલું ઉદર જેમનું છે, (જળની) ઘૂમરી જેવી ઊંડી નાભિ જેમની છે, સુવર્ણ જેવી ઉજ્જ્વળ બંને સાથળો છે જેમની, **'उदग्रौ'** ઉન્નત છે બંને ચરણોનો અગ્રભાગ જેમનો ॥ ૧૬ ॥

**सूक्ष्मवक्रासितस्निग्धमूर्धजः कम्बुकन्धरः।**
**महाधने दुकूलाग्र्ये परिधायोपवीय च॥ १७**

કોમળ, વાંકડિયા, કાળા, સુંવાળા કેશવાળા, શંખ જેવી ગ્રીવાવાળા, અતિ મૂલ્યવાન શ્રેષ્ઠ બે રેશમી વસ્ત્રમાંના એકને ધારણ કરીને તથા બીજાનું ઉત્તરીય બનાવીને ॥ ૧૭ ॥

**व्यञ्जिताशेषगात्रश्रीर्नियमे न्यस्तभूषणः।**
**कृष्णाजिनधरः श्रीमान्कुशपाणिः कृतोचितः॥ १८**

પ્રકટ થતા સમગ્ર શ્રીઅંગની શોભાવાળા, (યજ્ઞદીક્ષાના) નિયમને કારણે અલંકારોનો ત્યાગ કરનાર, કાળું મૃગચર્મ ધારણ કરનાર, કાન્તિમાન, હાથમાં દર્ભવાળા, ઉચિત કર્મો કરનાર, ॥૧૮॥

**शिशिरस्निग्धताराक्षः समैक्षत समन्ततः।**
**ऊचिवानिदमुर्वीशः सदः संहर्षयन्निव॥ १९**

સંતાપ દૂર કરનારી સ્નેહાળ કીકીઓ છે જેમનાં નેત્રોમાં તેવા પૃથ્વીપતિ પૃથુએ સર્વ તરફ દૃષ્ટિ કરી અને સભાને અતિહર્ષ ઉપજાવતા હોય તેમ॥ ૧૯ ॥

**चारु चित्रपदं श्लक्ष्णं मृष्टं गूढमविक्लवम्।**
**सर्वेषामुपकारार्थं तदा अनुवदन्निव॥ २०**

सूक्ष्माश्च ते वक्राश्चासिताश्च स्निग्धाश्च मूर्धजा यस्य, कम्बुवत्त्रिरेखाङ्किता कन्धरा यस्य। परिधाय वसित्वा। उपवीयोत्तरीयं कृत्वा॥ १७॥

नियमे निमित्ते न्यस्तानि त्यक्तानि भूषणानि येन सः। अत एव तैरनावृतत्वाद्व्यञ्जिताशेषगात्रेषु श्रीः स्वाभाविकी शोभा येन। कृतान्युचितानि कर्माणि येन॥ १८॥

शिशिरे संतापहरे स्निग्धे च तारे ययोस्ते अक्षिणी यस्य, इदं वक्ष्यमाणं वाक्यमुक्तवांश्च॥ १९॥

चारु श्रोत्रप्रियम्, चित्राणि पदानि यस्मिन्, श्लक्ष्णं प्रशस्तम्, मृष्टं शुद्धम्, गूढं गम्भीरार्थम्, अविक्लवमव्याकुलम्। उत्प्रेक्षते स्वयमनु-भूतमनुवदन्निव॥ २०॥

भाषणे हेतुः—

**राजोवाच**

**सभ्याः शृणुत भद्रं वः साधवो य इहागताः।**
**सत्सु जिज्ञासुभिर्धर्ममावेद्यं स्वमनीषितम्॥ २१**

धर्मं जिज्ञासुभिः पुम्भिः सत्सु स्वमनी-षितमावेद्यं वक्तव्यम्। अतः प्रजानुशासनमिषेण जिज्ञासैव क्रियते न युष्मान्प्रति धर्मप्रवचनमिति भावः॥ २१॥

इदानीं प्रजाः शिक्षयिष्यन्प्रजाशिक्षणादिकं, ममावश्यकमित्याह—**अहमिति त्रिभिः**।

કર્ણપ્રિય, અલંકારયુક્ત પદોવાળું, ઉત્તમ, શુદ્ધ, અર્થગંભીર (શાંત-સ્પષ્ટ-અસ્ખલિત), વ્યાકુળતારહિત વચન સર્વનો ઉપકાર કરવા માટે પોતે અનુભવેલું કહેતા હોય તેમ તે બોલ્યા. ॥ ૨૦ ॥

કોમળ અને વાંકડિયા તથા કાળા અને સુંવાળા એવા તે કેશ છે જેમના, શંખ જેવી ત્રણ રેખાઓ અંકાયેલી ગ્રીવા છે જેમની, **'परिधाय'** પહેરીને, **'उपवीय'** ઉત્તરીય બનાવીને ॥ ૧૭ ॥

**'नियमे'** (યજ્ઞદીક્ષાના) નિયમને કારણે **'न्यस्तानि'** ત્યાગ કર્યો છે ભૂષણોનો જેમણે તે અને તેથી જ ઢંકાયેલા ન હોવાથી પ્રકટ થતી સંપૂર્ણ દેહની **'श्रीः'** સ્વાભાવિક શોભા છે જેમની, જેમણે ઉચિત કર્મો કર્યાં છે, ॥ ૧૮ ॥

**'शिशिरे'** સંતાપ હરનારી, સ્નેહાળ કીકીઓ જેમાં છે તેવી બંને આંખો છે જેમની— **'इदम्'** આ આગળ કહેવામાં આવનારું વચન બોલ્યા. ॥ ૧૯ ॥

**'चारु'** કર્ણપ્રિય, **'चित्राणि'** અલંકારયુક્ત પદો છે જેમાં, **'श्लक्ष्णम्'** શ્રેષ્ઠ, **'मृष्टम्'** શુદ્ધ, **'गूढम्'** ગંભીર અર્થવાળું, **'अविक्लवम्'** વ્યાકુળતારહિત વચન— ઉત્પ્રેક્ષા કરે છેઃ- પોતે અનુભવેલું જ પુનઃ કહેતા હોય તેમ (બોલ્યા).॥ ૨૦ ॥

સંભાષણ માટેનું કારણ—

**રાજા બોલ્યા** — હે સભાસદો, આપનું કલ્યાણ થાઓ! આ યજ્ઞમાં પધારેલા આપ સૌ સાંભળો. ધર્મની જિજ્ઞાસા કરનારાઓ દ્વારા પોતાના ચિંતનનું નિવેદન સજ્જનો સમક્ષ થવું જોઈએ. ॥ ૨૧ ॥

ધર્મને જાણવાની ઈચ્છા રાખનારા મનુષ્યો દ્વારા સજ્જનો સમક્ષ પોતાના વિચારોનું નિવેદન થવું જોઈએ. આથી પ્રજાને શિક્ષણ આપવાના બહાને જિજ્ઞાસા જ કરવામાં આવી છે. આપની પાસે ધર્મપ્રવચન કરતો નથી. ॥ ૨૧ ॥

હવે પ્રજાજનોને શિક્ષણ આપવા માટે શિક્ષણાદિ કાર્ય મારે માટે આવશ્યક છે, એમ ત્રણ શ્લોકો વડે કહે છે— **'अहम् इति।'**

**अहं दण्डधरो राजा प्रजानामिह योजितः।**
**रक्षिता वृत्तिदः स्वेषु सेतुषु स्थापिता पृथक्॥ २२**

આ લોકમાં પ્રજાજનોનો દંડ ધારણ કરનાર (શાસક), તેમનું રક્ષણ કરનાર (રક્ષક), તેમની આજીવિકા આપનાર (પોષક), તેમ જ પોતપોતાની મર્યાદાઓમાં જુદી જુદી રીતે સ્થાપનાર (શિક્ષક) એવો હું રાજા (તરીકે) નિયુક્ત થયો છું. ॥ ૨૨ ॥

पृथक् सेतुषु स्थापिता स्थापयिता॥ २२॥

ધર્મમર્યાદાઓમાં **'स्थापिता'** જુદી જુદી રીતે સ્થાપનાર ॥ ૨૨ ॥

**तस्य मे तदनुष्ठानाद्यानाहुर्ब्रह्मवादिनः।**
**लोकाः स्युः कामसंदोहा यस्य तुष्यति दिष्टदृक्॥ २३**

(પૂર્વે કરેલા સ્વધર્માનુષ્ઠાનરૂપ) કર્મોના સાક્ષી ઈશ્વર જેના ઉપર પ્રસન્ન થાય છે તેને, બ્રહ્મવાદીઓ જે લોકોને (જે લોકપ્રાપ્તિને ફળરૂપે) વર્ણવે છે, તે કામનાઓની પૂર્તિ કરનારા લોકો (પ્રજારક્ષણાદિ સ્વધર્મના) અનુષ્ઠાનથી મને પણ પ્રાપ્ત થવા જોઈએ. ॥ ૨૩ ॥

दिष्टदृक् प्राक्कर्मसाक्षीश्वरो यस्य तुष्यति तस्य वेदवादिनो यान् लोकानाहुः प्रजारक्षणाद्य-नुष्ठानात्ते लोका मे स्युः। कथंभूताः। कामानां सम्यक् दोहः प्रपूरणं येषु॥ २३॥

**'दिष्टदृक्'** પૂર્વે કરેલાં કર્મોના સાક્ષી ઈશ્વર જેના પર પ્રસન્ન થાય છે તેને, બ્રહ્મવાદીઓ જે લોકોની પ્રાપ્તિને ફળરૂપે વર્ણવે છે, તે લોક પ્રજારક્ષણાદિ અનુષ્ઠાનથી મને પ્રાપ્ત થવા જોઈએ. કેવા લોકો ? જે લોકોમાં કામનાઓની સારી રીતે પૂર્તિ થાય છે તેવા લોકો ॥ ૨૩ ॥

अन्यथा त्वनिष्टं स्यादित्याह—**य इति।**

જો રાજા ધર્મપ્રવર્તન ન કરે તો અનિષ્ટ થાય, તેમ કહે છે— **'यः इति।'**

**य उद्धरेत्करं राजा प्रजा धर्मेष्वशिक्षयन्।**
**प्रजानां शमलं भुङ्क्ते भगं च स्वं जहाति सः॥ २४**

જે રાજા પ્રજાઓને ધર્મનું શિક્ષણ આપતો નથી છતાં કર ઉઘરાવે છે, તે રાજા પ્રજાનું પાપ ભોગવે છે અને પોતાના ઐશ્વર્યને ગુમાવે છે. ॥ ૨૪ ॥

शमलं पापम्। भगमैश्वर्यम्॥ २४॥

**'शमलम्'** પાપને, **'भगम्'** ઐશ્વર્યને ॥ ૨૪ ॥

**तत्प्रजा भर्तृपिण्डार्थं स्वार्थमेवानसूयवः।**
**कुरुताधोक्षजधियस्तर्हि मेऽनुग्रहः कृतः॥ २५**

માટે હે પ્રજાજનો, ભગવાન અધોક્ષજમાં જેમનું મન છે તેવા થઈ, (વાસુદેવાર્પણ દૃષ્ટિથી પરસ્પર) અસૂયાના દોષરહિત થઈને, તમારા સ્વામી એવા મારું પિંડદાન કરવા અર્થાત્ પરલોકમાં મારું હિત સાધવા માટે સ્વધર્મનું જ આચરણ કરો, તો મારા ઉપર અનુગ્રહ થાય. ॥ ૨૫ ॥

तत्तस्माद्धे प्रजाः, भर्तुर्मम पिण्डार्थं पिण्डदानवत्परलोकहितार्थं स्वकार्यमेव कुरुत स्वधर्ममेवानुतिष्ठत। अधोक्षजे धीर्येषां तादृशाः सन्तः। वासुदेवार्पणदृष्ट्येत्यर्थः। अनुग्रहः कृतो भवेदिति शेषः॥ २५॥

**यूयं तदनुमोदध्वं पितृदेवर्षयोऽमलाः।**
**कर्तुः शास्तुरनुज्ञातुस्तुल्यं यत्प्रेत्य तत्फलम्॥ २६**

शास्तुः शिक्षयितुरनुज्ञातुरनुमोदितुश्च प्रेत्य परलोके यत्फलं तत्तुल्यम्॥ २६॥

**अस्ति यज्ञपतिर्नाम केषांचिदर्हसत्तमाः।**
**इहामुत्र च लक्ष्यन्ते ज्योत्स्नावत्यः क्वचिद्भुवः॥ २७**

कर्म कर्तव्यमित्यनुमोदामहे, न तु वासुदेवेऽर्पणीयमिति वेनादिभिस्तदनङ्गीकारादित्येवंवादिनः शनैः संबोधयन्नाह। हे अर्हसत्तमाः, यज्ञपतिर्नाम परमेश्वरः केषांचिन्मते तावदस्ति, तथापि विप्रतिपत्तेर्न तत्सिद्धिरित्याशङ्क्य जगद्वैचित्र्यान्यथानुपपत्तिं प्रमाणयति। इहामुत्र च ज्योत्स्नावत्यः कान्तिमत्यो भुवो भोगभूमयः शरीराणि च॥ २७॥

नन्विदं कर्मवैचित्र्यादेव सेत्स्यति तथापि विद्वदनुभवेनेश्वरसिद्धिरित्याह—**मनोरिति** त्रिभिः।

**'तत्'** તેથી હે પ્રજાજનો, સ્વામી અર્થાત્ એવા મને **'पिण्डार्थम्'** પિંડદાનની જેમ પરલોકમાં હિત સાધવા માટે **'स्वकार्यमेव कुरुत'** સ્વધર્મનું જ આચરણ કરો. ભગવાન અધોક્ષજમાં જેમની બુદ્ધિ છે તેવા થઈ, વાસુદેવાર્પણ દૃષ્ટિથી, એમ અર્થ છે. અનુગ્રહ કરેલો ગણાશે, એટલું શેષ છે (તે ઉમેરવું). ॥ ૨૫ ॥

હે અમલ પિતૃઓ! દેવો! ઋષિઓ! આપ મારા તે વચનને અનુમોદન આપો, કારણ કે (ધર્માચરણ) કરનારને, તેની આજ્ઞા આપનારને તથા તેનું અનુમોદન કરનારને (પણ) પરલોકમાં જે ફળ મળે છે તે સમાન જ હોય છે. ॥ ૨૬ ॥

**'शास्तुः'** ઉપદેશ આપનારને અને **'अनुज्ञातुः'** અનુમોદન આપનારને **'प्रेत्य'** મૃત્યુ પછી પરલોકમાં જે ફળ મળે છે, તે સમાન હોય છે. ॥ ૨૬ ॥

હે શ્રેષ્ઠ પૂજ્યજનો, કેટલાક માને છે કે યજ્ઞપતિ નામના કોઈ (પરમેશ્વર) છે, (કારણ કે) આ લોકમાં તથા પરલોકમાં કોઈ કોઈ સ્થળે પ્રકાશમાન ભોગભૂમિઓ (તથા કાંતિમાન શરીરો) દેખાય છે. ॥ ૨૭ ॥

કર્મ કરવું જોઈએ– એ માટે અનુમોદન આપીએ છીએ, પરંતુ વાસુદેવ ભગવાનને જ અર્પણ કરવું જોઈએ, એવું નથી– એમ વેન વગેરે દ્વારા વાસુદેવ ભગવાનનો અંગીકાર ન કરાયો હોવાથી આ પ્રમાણે કહેનારાઓને મૃદુતાથી સંબોધન કરતાં કહે છે. **'हे अर्हसत्तमाः'** હે મહાપૂજ્ય સત્પુરુષો, કેટલાક માને છે કે યજ્ઞપતિ નામના પરમેશ્વર છે. તેમાં પણ અસહમતિ હોવાથી તેની સિદ્ધિ વિષે શંકા કરીને પ્રમાણ આપે છે કે (ઈશ્વર ન હોય તો) જગતમાં વિચિત્રતા શક્ય ન બને, એમ અન્યથા અનુપપત્તિને પ્રમાણ તરીકે આપે છે કે આ લોકમાં અને પરલોકમાં પ્રકાશમાન **'भुवः'** ભોગભૂમિઓ તથા શરીરો છે. ॥ ૨૭ ॥

શંકા કરવામાં આવી છે કે કર્મની વિચિત્રતાથી જ આ જગતની વિચિત્રતા સિદ્ધ થશે, તેમ છતાં પણ વિદ્વજ્જનોના અનુભવથી પણ સિદ્ધ થાય છે કે (કર્મ જડ છે અને કર્મના ફળદાતા) ઈશ્વર છે. એમ ત્રણ શ્લોકો વડે કહે છે,

**मनोरुत्तानपादस्य ध्रुवस्यापि महीपतेः।**
**प्रियव्रतस्य राजर्षेरङ्गस्यास्मत्पितुः पितुः॥ २८**

**ईदृशानामथान्येषामजस्य च भवस्य च।**
**प्रह्लादस्य बलेश्चापि कृत्यमस्ति गदाभृता॥ २९**

અસ્મત્પિતામહસ્યાઙ્ગસ્ય — अस्मत्पितामहस्याङ्गस्य॥ २८॥

कृत्यमस्ति। अवश्यं कर्मफलदात्रा भाव्यमिति तेषां मतमित्यर्थः॥ २९॥

મનુ, ઉત્તાનપાદ, મહીપતિ ધ્રુવ, રાજર્ષિ પ્રિયવ્રત, અમારા પિતામહ અંગ, આ કોટિના અન્ય મહાનુભાવો, બ્રહ્માજી, શિવજી, પ્રહ્લાદજી અને બલિરાજાનું પણ (મનોહરરૂપવાળા) ગદાધારી શ્રીહરિ સાથે (નિરંતર સાક્ષાત્ ચરણસેવારૂપ) પ્રયોજન હતું જ. ॥ ૨૮ ॥ ૨૯ ॥

અમારા પિતામહ અંગનું ॥ ૨૮ ॥

**'कृत्यम् अस्ति'** કર્મના ફળદાતા ઈશ્વર અવશ્ય હોવા જ જોઈએ, એવો તેમનો મત છે, એમ અર્થ છે. ॥ ૨૯ ॥

मृत्योर्दौहित्रान्वेनादीन्विना। धर्मे विमोहितान्। अतः शोच्यान्। ननु कर्मैव फलं दास्यति विध्युद्देशगता वा देवताः किं परमेश्वरेण तत्राह—**वर्गेति।**

મૃત્યુના દૌહિત્ર વેન વગેરે ધર્મમાં ભ્રાન્ત થયેલા અને તેથી તેવા શોક કરવા યોગ્ય મનુષ્યો સિવાયના (સર્વના મતે ઈશ્વર છે જ). હવે શંકા કરે છે કે કર્મ જ ફળ આપશે અથવા (સ્વર્ગની કામનાવાળાએ ઈન્દ્રનું યજન કરવું, એવી) વિધિમાં (વિશેષરૂપે) જેમને ઉદ્દેશીને વિધિ થઈ છે તે ઉદ્દિષ્ટ દેવો ફળ આપશે, તેમાં પરમેશ્વરનું શું પ્રયોજન છે? આ માટે ઉત્તર આપે છે— **'वर्ग इति।'**

**दौहित्रादीनृते मृत्योः शोच्यान्धर्मविमोहितान्।**
**वर्गस्वर्गापवर्गाणां प्रायेणैकात्म्यहेतुना॥ ३०**

મૃત્યુની પુત્રીના પુત્ર વેન વગેરે ધર્મના વિષયમાં મૂઢ બનેલા (અને તેથી) શોક કરવા યોગ્ય (ભ્રાન્ત પુરુષો) સિવાય સર્વના મતે (ઈશ્વરનું અસ્તિત્વ છે જ, કારણ કે ધર્મ-અર્થ-કામરૂપ) ત્રિવર્ગ, સ્વર્ગ તથા મોક્ષમાં એક સ્વરૂપે અનુગત એવા તેમના મુખ્ય હેતુને લીધે (ઈશ્વર હોવા જ જોઈએ). ॥ ૩૦ ॥

वर्गोऽत्र त्रिवर्गः स्वर्गो धर्मस्य फलमपवर्गो मोक्षस्तेषामैकात्म्येनैकरूप्येण सर्वानुगतेन हेतुना तत्रापि प्रायेण हेतुना।

અહીં **'वर्गः'** એટલે ત્રિવર્ગ(ધર્મ-અર્થ-કામ), **'स्वर्गः'** ધર્મનું ફળ, **'अपवर्गः'** મોક્ષ– તે સર્વમાં **'ऐकात्म्येन'** એક સ્વરૂપે અનુગત અને તેમાં પણ તેમના **'प्रायेण'** મુખ્ય હેતુરૂપ હોવાથી ઈશ્વર છે જ.

अयं भावः—न तावज्जडस्य कर्मणः फलदातृत्वं घटते, न चार्वाग्देवतानां स्वातन्त्र्यम्, अन्तर्यामिश्रुतेः।

ભાવ આ પ્રમાણે છે– કર્મ જડ છે તેથી કર્મ પોતે ફળ આપનારું હોઈ શકે નહીં તેમ જ ઈશ્વર સિવાયના અર્વાચીન દેવતાઓ પણ ફળ આપવા માટે સ્વતન્ત્ર નથી કારણ કે અન્તર્યામી શ્રુતિ છે.

न च तदा कर्मसाम्ये फलतारतम्यं क्वचित्तदसिद्धिश्च संभवति, अतः स्वातन्त्र्येण कर्तुमकर्तुमन्यथाकर्तुं समर्थेन परमेश्वरेण भाव्यमिति ॥ ३० ॥

'यः पृथिव्यां तिष्ठन्पृथिव्या अन्तरो यं पृथिवी न वेद यस्य पृथिवी शरीरं यः पृथिवीमन्तरो यमयत्येष त आत्माऽन्तर्याम्यमृतः ।'

किंच जीवानां मोक्षदः परमेश्वर एव नार्वाग्देवतास्तासामपि जीवत्वाविशेषादित्याशयेनाह त्रिभिः ।

**यत्पादसेवाभिरुचिस्तपस्विना-**
**मशेषजन्मोपचितं मलं धियः ।**
**सद्यः क्षिणोत्यन्वहमेधती सती**
**यथा पदाङ्गुष्ठविनिःसृता सरित् ॥ ३१**

यस्य पादयोः सेवायामभिरुचिस्तपस्विनां संसारतप्तानामशेषैर्जन्मभिः समृद्धं धियो मलं सद्यः क्षपयति तमेव भजतेति तृतीयेनान्वयः ।

कथंभूता, अहन्यहनि वर्धमाना सती सात्त्विकी तत्पादसंबन्धस्यैवैष महिमेति दृष्टान्तेनाह— **यथेति** ॥ ३१ ॥

**विनिर्धुताशेषमनोमलः पुमा-**
**नसङ्गविज्ञानविशेषवीर्यवान् ।**
**यदङ्घ्रिमूले कृतकेतनः पुन-**
**र्न संसृतिं क्लेशवहां प्रपद्यते ॥ ३२**

विनिर्धुता अशेषा मनोमला यस्य। असङ्गो वैराग्यं तेन विज्ञानस्य विशेषः साक्षात्कारस्तदेव वीर्यं यस्य। यस्याङ्घ्रिमूले कृताश्रयः सन् ॥ ३२ ॥

વળી, એકસરખું કર્મ હોય ત્યારે પણ ફળ વત્તું-ઓછું મળે છે. ક્યારેક ફળ મળતું પણ નથી. આથી સ્વતન્ત્રપણે ફળ આપનાર, ફળ ન આપનાર, વિપરીત ફળ આપનાર કોઈ સમર્થ પરમેશ્વર હોવા જ જોઈએ. ॥ ૩૦ ॥

જે પૃથ્વીમાં રહેનાર છે, પૃથ્વીની અંદર છે, જેને પૃથ્વી જાણતી નથી, જેનું શરીર પૃથ્વી છે તથા જે અંદર રહીને પૃથ્વીનું નિયમન કરે છે, તે જ તમારો આત્મા અન્તર્યામી અમૃત છે. (બૃહદા.ઉપ.૩/૭/૩)

વળી, જીવોના મોક્ષદાતા પરમેશ્વર જ છે, નહીં કે કોઈ અર્વાચીન દેવતા, કારણ કે તે દેવો પણ જીવથી વિશેષ નથી, એ આશયથી ત્રણ શ્લોકો વડે કહે છે.

જેમનાં ચરણકમળોની સેવામાં નિરન્તર વધતી સાત્ત્વિક અભિલાષા, તેમના ચરણના અંગૂઠામાંથી નીકળેલાં ગંગાજીની જેમ સંસારથી સંતપ્ત થયેલા જીવોના સમસ્ત જન્મોના સંચિત થયેલા બુદ્ધિના મનોમળને તત્કાળ નષ્ટ કરે છે. ॥ ૩૧ ॥

જેમનાં ચરણકમળોની સેવા પ્રત્યેની અભિલાષા **'तपस्विनाम्'** સંસારથી સંતપ્ત થયેલા જીવોના સમસ્ત જન્મોના સંચિત થયેલા મનોમળને તત્કાળ નષ્ટ કરે છે તે જ શ્રીહરિને ભજો, એમ ત્રીજા શ્લોક(૩૩) સાથે સંબંધ છે.

કેવી અભિલાષા? પ્રતિદિન વધતી જતી **'सती'** સાત્વિક અભિલાષા. તેમના ચરણના સંબંધનો જ આ મહિમા છે, એમ દૃષ્ટાન્તપૂર્વક કહે છે— **'यथा इति।'** ॥ ૩૧ ॥

સંપૂર્ણપણે નાશ પામેલા મનોમાલિન્યવાળો તથા વૈરાગ્ય અને તત્ત્વસાક્ષાત્કારરૂપ બળવાળો મનુષ્ય જેના ચરણમૂળનો આશ્રય કરનાર હોઈને ફરીથી દુઃખદાયક સંસારને પામતો નથી. ॥ ૩૨ ॥

જેનું મનોમાલિન્ય સંપૂર્ણપણે ધોવાઈ ગયું છે, **'असङ्गः'** વૈરાગ્ય, તેનાથી **'विज्ञानस्य विशेषः'** તત્ત્વસાક્ષાત્કારરૂપ **'वीर्यम्'** બળ છે જેનું તેવો, જેના ચરણમૂળનો આશ્રય કરનાર હોઈને (પુનઃ દુઃખદ સંસારને પામતો નથી.) ॥ ૩૨ ॥

**तमेव यूयं भजतात्मवृत्तिभि-**
**र्मनोवचःकायगुणैः स्वकर्मभिः।**
**अमायिनः कामदुघाङ्घ्रिपङ्कजं**
**यथाधिकारावसितार्थसिद्धयः ॥ ३३**

आत्मवृत्तिभिरध्यापनादिभिः। मनोवचः-कायानां गुणैर्ध्यानस्तुतिसपर्याभिः। अमायिनो निष्कपटाः सन्तः। ननु ब्रह्मादिभिः सेव्ये किमस्मद्भक्त्या भविष्यति तत्राह। यथाधिकार-मेवावसिता निश्चिता समाप्ता वाऽर्थसिद्धिर्येषाम् ॥ ३३ ॥

स्वकर्मभिर्यागादिभिर्भजतेत्युक्तं तत्र 'ब्रह्मार्पणं ब्रह्म हविः' इति न्यायेन सर्वेषु यागतदङ्गतत्फलेषु भगवद्दृष्ट्या कर्म कर्तव्यं न भिन्नदृष्ट्येति वक्तुं तेषां भगवद्रूपतामाह द्वाभ्याम्।

**असाविहानेकगुणोऽगुणोऽध्वरः**
**पृथग्विधद्रव्यगुणक्रियोक्तिभिः ।**
**संपद्यतेऽर्थाशयलिङ्गनामभि-**
**र्विशुद्धविज्ञानघनः स्वरूपतः॥ ३४**

असौ भगवानेव स्वरूपतो विशुद्ध-विज्ञानघनोऽप्यगुणो निर्विशेषणोऽपि सन्निह कर्ममार्गेऽनेकगुणो नानाविशेषणवान् अध्वरो यज्ञः संपद्यते। 'यज्ञो वै विष्णुः' इति श्रुतेः।

તે જ સર્વ કામનાઓ પૂર્ણ કરનારાં ચરણકમળવાળા ભગવાન શ્રીહરિનું, તમે પોતપોતાનાં (વર્ણાશ્રમને ઉચિત અધ્યાપનાદિ) કર્મો દ્વારા મન, વચન અને કાયાના (ધ્યાન, સ્તુતિ અને સેવાના) ગુણો વડે નિષ્કપટ થઈ ભજન કરો, જેથી પોતપોતાના અધિકાર અનુસાર જેમની કાર્યસિદ્ધિ નિશ્ચિત થશે અથવા સમ્પન્ન થશે. ॥ ૩૩ ॥

'**आत्मवृत्तिभिः**' પોતપોતાના વર્ણાશ્રમને ઉચિત અધ્યાપનાદિ કર્મો દ્વારા મન, વચન અને કાયાના '**गुणैः**' ધ્યાન, સ્તુતિ અને સેવા દ્વારા '**अमायिनः**' નિષ્કપટ થઈને (ભજન કરો.) શંકા કરે છે કે બ્રહ્માજી વગેરે દ્વારા સેવા કરવામાં આવે છે ત્યારે અમારી ભક્તિથી શું વળશે ? તે માટે ઉત્તર આપે છે : પોતપોતાના અધિકાર પ્રમાણે '**अवसिता**' નિશ્ચિત અથવા સમ્પન્ન થશે જેમની કાર્યસિદ્ધિ ॥ ૩૩ ॥

પોતાનાં કર્મોથી, યજ્ઞ વગેરેથી ભજન કરો– એમ જે કહેવાયું તેમાં '(સ્રુવાદિ સાધનો તથા મંત્ર વગેરેનું) અર્પણ બ્રહ્મ છે, હવિ બ્રહ્મ છે.' (ગીતા ૪/૨૪) એ ન્યાય અનુસાર યજ્ઞો, તેનાં અંગો અને તે ફળ, સર્વમાં ભગવદ્દૃષ્ટિ રાખીને કર્મ કરવું જોઈએ, ભેદદષ્ટિ રાખીને નહીં, એમ કહેવા માટે તેમની ભગવદ્રૂપતાનું બે શ્લોકો વડે વર્ણન કરે છે.

આ ભગવાન સ્વરૂપતઃ વિશુદ્ધ વિજ્ઞાનઘન તથા સર્વ વિશેષણોથી રહિત છે, (છતાં) અહીં કર્મમાર્ગમાં અનેક પ્રકારનાં દ્રવ્યોથી, શુક્લાદિ ગુણોથી, ખાંડવું વગેરે ક્રિયાઓથી, મંત્રોથી, અર્થથી, સંકલ્પથી, પદાર્થોની શક્તિથી તથા જ્યોતિષ્ટોમ વગેરે નામોથી અનેક વિશેષણયુક્ત યજ્ઞરૂપે સંપન્ન થાય છે. ॥ ૩૪ ॥

આ ભગવાન જ સ્વરૂપતઃ વિશુદ્ધ વિજ્ઞાનઘન તથા '**अगुणः**' સર્વ વિશેષણોથી રહિત હોવા છતાં પણ '**इह**' અહીં કર્મમાર્ગમાં '**अनेकगुणः**' અનેક વિશેષણયુક્ત '**अध्वरः**' યજ્ઞરૂપે સમ્પન્ન થાય છે. 'યજ્ઞ એ જ વિષ્ણુ છે.' (શત.બ્રા.૧/૧/૨/૧૩) એમ શ્રુતિ છે.

अनेकगुणत्वमेवाह। पृथग्विधानि यानि द्रव्यादीनि तैः। तत्र द्रव्याणि व्रीह्यादीनि, गुणाः शुक्लादयः, क्रिया अवघातादयः, उक्तयो मन्त्राः। अर्थोऽङ्गसाध्य उपकारः, आशयः संकल्पः, लिङ्गं पदार्थानां शक्तिः, नाम ज्योतिष्टोमादि, तैश्चाध्वरः संपद्यते॥ ३४॥

**वंशीधरी—**कर्म स्वरूपतोऽशुद्धं जडं राजसमपि भगवदर्पितं सत् तद्रूपगुणीभूतभक्त्यंशेन विशुद्धं सत्त्वं चैतन्यमेव भवति फलत इति भक्तिमिश्रं कर्मोपदिशति।......अनेन कर्मणा शुद्धान्तःकरणानां जातं ज्ञानं संसारनिवर्तकमित्युक्तं 'कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः' इत्युक्तेः।

यागतदङ्गानां भगवद्रूपत्वमुक्त्वा यागफलस्यापि भगवद्रूपतामाह—**प्रधानेति**।

**प्रधानकालाशयधर्मसंग्रहे**
**शरीर एष प्रतिपद्य चेतनाम्।**
**क्रियाफलत्वेन विभुर्विभाव्यते**
**यथाऽनलो दारुषु तद्गुणात्मकः॥ ३५**

एष विभुः परमानन्दोऽपि शरीरे चेतनां विषयाकारां बुद्धिं प्रतिपद्य तदभिव्यङ्ग्यानन्दरूपः सन् क्रियाफलत्वेन प्रतीयते। 'एतस्यैवानन्दस्यान्यानि भूतानि मात्रामुपजीवन्ति' इति श्रुतेः।

यथाऽनलो दारुषु स्थितस्तद्गुणात्मको दारुधर्मदैर्घ्यवक्रत्वादिमांस्तद्वत्। कथंभूते शरीरे।

ભગવાનની અનેક ગુણરૂપતાનું વર્ણન કરે છે. અનેક પ્રકારનાં જે જે દ્રવ્યો વગેરે છે તેમનાથી – તેમાં ડાંગર વગેરે દ્રવ્યો, '**गुणाः**' શુક્લ વગેરે ગુણો, '**क्रिया**' ખાંડવું વગેરે ક્રિયા, '**उक्तयः**' મંત્રો, '**अर्थः**' યજ્ઞનાં યૂપાદિ અંગ દ્વારા સાધવામાં આવતું પ્રયોજન, '**आशयः**' સંકલ્પ, '**लिङ्गम्**' પદાર્થોની શક્તિ, '**नाम**' જ્યોતિષ્ટોમ વગેરે તે સર્વથી યજ્ઞરૂપે સંપન્ન થાય છે. ॥ ૩૪ ॥

કર્મ સ્વરૂપતઃ અશુદ્ધ, જડ અને રાજસ હોવા છતાં ભગવાનને અર્પિત થઈને તે ભગવત્સ્વરૂપના ગુણરૂપ ભક્તિના અંશથી વિશુદ્ધસત્ત્વ ચૈતન્ય જ બની પરિણમે છે. એટલે ભક્તિથી મિશ્ર એવા કર્મનો ઉપદેશ કરે છે. આ કર્મ દ્વારા શુદ્ધ અંતઃકરણવાળાને થયેલું જ્ઞાન સંસારમાંથી નિવૃત્ત કરાવનારું છે. એ જ કહેવાયું છે કારણ કે 'જનકાદિ જ્ઞાનીઓ પણ કર્મ વડે પરમ સિદ્ધિને પામ્યા છે.' (ગીતા ૩/૨૦)

યજ્ઞ અને તેનાં અંગોની ભગવદ્રૂપતા કહીને યજ્ઞયાગાદિ ક્રિયાનાં ફળ પણ ભગવત્સ્વરૂપ જ છે, એમ કહે છે– '**प्रधान इति।**'

જેમ લાકડામાં રહેલો અગ્નિ તે લાકડાના આકારને અનુરૂપ પ્રતીત થાય છે તેમ વિભુ (પરમાનંદસ્વરૂપ હોવા છતાં) પ્રકૃતિ, પ્રકૃતિને ક્ષોભ પમાડનાર કાળ, વાસના અને અદૃષ્ટથી ઉત્પન્ન થયેલા શરીરમાં વિષયાકાર બુદ્ધિ પામીને યજ્ઞયાગાદિ ક્રિયાના ફળરૂપે જણાય છે. ॥ ૩૫ ॥

આ વિભુ પરમાનંદસ્વરૂપ હોવા છતાં શરીરમાં '**चेतनाम्**' વિષયાકાર બુદ્ધિ પામીને, તેના દ્વારા પ્રકટ કરવા યોગ્ય આનંદરૂપ થઈ ક્રિયાના ફળરૂપે પ્રતીત થાય છે. 'આ આનંદની માત્રાનો આશ્રય લઈને જ બીજાં પ્રાણીઓ જીવન ધારણ કરે છે.'– (બૃહદા.ઉપ.૪/૩/૩૨)

જેમ લાકડામાં રહેલો અગ્નિ '**गुणात्मकः**' તે લાકડાના લાંબા, વાંકા વગેરે આકારવાળો જ પ્રતીત થાય છે તેમ (વિભુ કેવળ પરમાનંદસ્વરૂપ હોવા છતાં યજ્ઞયાગાદિ ક્રિયાના ફળરૂપે જણાય છે.) કેવા શરીરમાં?

प्रधानमव्यक्तम्, कालस्तत्क्षोभकः, आशयो वासना, धर्मोऽदृष्टं, तैः संगृह्यते जन्यत इति तथा तस्मिन्॥ ३५॥

तदेवमप्रवृत्तान्भगवद्भजने प्रवर्त्य स्वतःप्रवृत्तानां प्रवृत्तिमभिनन्दनेन द्रढयति— **अहो इति**।

**अहो ममामी वितरन्त्यनुग्रहं**
**हरिं गुरुं यज्ञभुजामधीश्वरम्।**
**स्वधर्मयोगेन यजन्ति मामका**
**निरन्तरं क्षोणितले दृढव्रताः॥ ३६**

वितरन्ति कुर्वन्ति॥ ३६॥

**वंशीधरी—**स्वस्य जीवस्य धर्मो भक्तिरेव स्वधर्मः। 'एष मे सर्वधर्माणां धर्मोऽधिकतमो मतः। यद्भक्त्या पुण्डरीकाक्षं स्तवैरर्च्चेन्नरः सदा।'

इत्युक्तेः। तेन भक्तियोगेन यजन्ति त इत्यर्थः। यद्वा—ये यजन्ति ते मामकाः। यद्वा हे मामका इति सम्बुद्धिः। यद्वामी इति ब्राह्मणपरामर्श-नायोक्तमनुग्रहे विप्राणामेव समर्थत्वात्। 'तस्यैवानुग्रहेणान्नं भुञ्जते क्षत्रियादयः' इति वक्ष्यमाणसङ्गतिलाभाय तत्समर्थकं धृतव्रता इति। सत्रादिदीक्षितानामन्यव्यापारराहित्यबोधनाय च।

इदानीं हरिभक्तिदार्ढ्याय ब्राह्मणभक्तिं विधत्ते—**मा जात्वित्यष्टभिः**।

'**प्रधानम्**' પ્રકૃતિ, '**कालः**' તે પ્રકૃતિને ક્ષોભ પમાડનાર કાળ, '**आशयः**' વાસના, '**धर्मः**' અદૃષ્ટ (પુણ્ય અને પાપરૂપી કર્મ) તે સર્વથી '**सङ्गृह्यते**' ઉત્પન્ન થાય છે તેવા, તે શરીરમાં (પ્રતીત થાય છે,) ॥૩૫ ॥

આ પ્રમાણે (ભગવાન શ્રીહરિની સેવામાં) પ્રવૃત્ત ન થયેલા જનોને ભગવાનના ભજનમાં વાળીને, પોતાની જાતે જ ભગવદ્‌ભજનમાં પ્રવૃત્ત થયેલા જનોની પ્રવૃત્તિને અભિનંદનપૂર્વક દૃઢ કરે છે— '**अहो इति।**'

અહો! ભૂતળ ઉપર મારા આ દૃઢવ્રતવાળા (પ્રજાજનો) યજ્ઞભોક્તા (દેવો)ના (પણ) અધીશ્વર સર્વગુરુ શ્રીહરિનું સ્વધર્મરૂપ યોગથી નિરન્તર પૂજન કરે છે, તેઓ મારા ઉપર કૃપા કરે છે. ॥ ૩૬ ॥

'**वितरन्ति**' કરે છે. ॥ ૩૬ ॥

પોતાનો અર્થાત્ જીવનો સ્વધર્મ ભક્તિ જ છે.

'કમળ સમાન નેત્રવાળા ભગવાનનું સ્તુતિઓ વડે ભક્તિપૂર્વક મનુષ્ય અર્ચન કરે એ જ ધર્મ સર્વ ધર્મોમાં શ્રેષ્ઠ છે, એવું મારું માનવું છે.' (વિષ્ણુસહસ્રનામ-૮)

એમ કહેવાયું છે. તે ભક્તિયોગથી તેઓ યજન કરે છે, એમ અર્થ છે. અથવા જેઓ યજન કરે છે તેઓ મારા છે. અથવા હે મારા (પ્રજાજનો), એમ સંબોધન છે. અથવા આ– એમ બ્રાહ્મણને લક્ષમાં લઈને કહેવાયું છે, કારણ કે અનુગ્રહ કરવામાં વિપ્રોનું જ સામર્થ્ય છે. 'ક્ષત્રિય વગેરે ત્રણ વર્ણો તો આ બ્રાહ્મણની જ કૃપાથી પોતાનું ભોજન કરે છે.' (શ્રીમદ્ ભા.૪/૨૨/૪૬) એમ આગળ કહેવામાં આવનાર વાક્યની સુસંગતિ પ્રાપ્ત કરવા માટે છે તથા તેનું સમર્થન કરનારા વ્રતધારીઓ છે એટલે સત્ર વગેરે માટે દીક્ષિત થયેલાઓ અન્ય પ્રવૃત્તિઓથી રહિત છે, એમ જણાવવા માટે આમ કહેવાયું છે.

હવે શ્રીહરિમાં ભક્તિ દૃઢ કરવા માટે બ્રાહ્મણભક્તિનું આઠ શ્લોકો વડે વિધાન કરે છે— '**मा जातु इति।**'

**मा जातु तेजः प्रभवेन्महर्द्धिभि-**
**स्तितिक्षया तपसा विद्यया च।**
**देदीप्यमानेऽजितदेवतानां**
**कुले स्वयं राजकुलाद् द्विजानाम्॥ ३७**

महत्यश्च ता ऋद्धयश्च ताभिर्यद्राजकुलस्य तेजस्तत्तस्मात्सकाशाद्द्विजानां कुलेऽजितो देवता येषां वैष्णवानां तेषां च कुले मा जातु प्रभवेत् कदाचिदपि प्रभावं न करोतु। कथंभूते। समृद्धिभिर्विनापि स्वयमेव तितिक्षादिभिर्देदीप्यमाने॥ ३७॥

સહનશીલતા, તપ અને વિદ્યા વડે દેદીપ્યમાન થતાં, બ્રાહ્મણોનાં તથા અજિત ભગવાન જેમના (આરાધ્ય) દેવ છે તેમના (વૈષ્ણવોનાં) કુળ ઉપર (મહાન સમૃદ્ધિઓવાળું) રાજકુળનું તેજ (ધન, ઐશ્વર્યાદિ) મહાન સમૃદ્ધિઓને કારણે (ક્યારેય પણ) પ્રભાવ ન પાડો. ॥ ૩૭ ॥

મહાન એવી તે સમૃદ્ધિઓ, તેમનાથી યુક્ત જે રાજકુળનું તેજ છે તેનાથી બ્રાહ્મણોના કુળ ઉપર તથા ભગવાન અજિત જે વૈષ્ણવોના દેવતા છે તેમના કુળ ઉપર **'मा जातु प्रभवेत्'** કદી પ્રભાવ ન પાડે! કેવા કુળ ઉપર પ્રભાવ ન પાડે? મહાન સમૃદ્ધિઓ વિના પણ તિતિક્ષા વગેરેથી પોતાની મેળે જ પ્રકાશી રહેલા કુળ ઉપર ॥ ૩૭ ॥

ब्राह्मणांस्तुवन्नाह।

બ્રાહ્મણોની સ્તુતિ કરતા કહે છેઃ

**ब्रह्मण्यदेवः पुरुषः पुरातनो**
**नित्यं हरिर्यच्चरणाभिवन्दनात्।**
**अवाप लक्ष्मीमनपायिनीं यशो**
**जगत्पवित्रं च महत्तमाग्रणीः॥ ३८**

(બ્રહ્માદિ સમસ્ત) મહાપુરુષોમાં અગ્રગણ્ય, બ્રાહ્મણભક્ત એવા દેવ, પુરાણપુરુષ શ્રીહરિ નિરંતર જે બ્રાહ્મણોના ચરણોને વંદન કરવાથી અવિનાશી લક્ષ્મી તથા જગતને પવિત્ર કરનાર યશ પામે છે,॥ ૩૮ ॥

यच्चरणाभिवन्दनाद्धरिर्लक्ष्मीं यशश्चावाप। यत्सेवया चेश्वरस्तुष्यति तदेव ब्रह्मकुलं निषेव्यतामिति द्वयोरन्वयः॥ ३८॥

જેના ચરણની વંદના કરવાથી શ્રીહરિ લક્ષ્મી તથા યશ પામ્યા તથા જેની સેવાથી ઈશ્વર પ્રસન્ન થાય છે તે જ બ્રાહ્મણકુળની સેવા કરવી જોઈએ, એમ બંને શ્લોકોનો સંબંધ છે. ॥ ૩૮ ॥

**यत्सेवयाशेषगुहाशयः स्वराड्**
**विप्रप्रियस्तुष्यति काममीश्वरः।**
**तदेव तद्धर्मपरैर्विनीतैः**
**सर्वात्मना ब्रह्मकुलं निषेव्यताम्॥ ३९**

જે બ્રાહ્મણકુળની સેવાથી સર્વ પ્રાણીઓનાં અંતરમાં પોઢેલા, સ્વયંપ્રકાશ, બ્રાહ્મણવત્સલ ભગવાન અતિ પ્રસન્ન થાય છે, માટે શ્રીહરિના (લોકસંગ્રહરૂપ)ધર્મમાં તત્પર રહેનારા વિનીતજનોએ સર્વપ્રકારે તે જ બ્રાહ્મણકુળની સેવા કરવી જોઈએ. ॥ ૩૯ ॥

तस्य हरेर्लोकसंग्रहरूपो यो धर्मस्तत्परैः ॥ ३९॥

તે શ્રીહરિનો લોકસંગ્રહરૂપ જે ધર્મ છે, તેને પરાયણ મનુષ્યો દ્વારા ॥ ૩૯ ॥

ननु ब्रह्मकुल एव नित्यं सेव्यमाने सर्वदेवतामुखभूतेऽग्नौ यज्ञाद्यनुष्ठानं न स्यात्, न च तेन विना चित्तशुद्धिः, न च तया विना मोक्षः स्यादित्याशङ्क्याह—**पुमानिति** द्वाभ्याम्।

શંકા કરવામાં આવી છે કે બ્રાહ્મણકુળની જ નિત્ય સેવા કરવામાં આવે, તો સર્વ દેવોના મુખરૂપ અગ્નિમાં યજ્ઞાદિ અનુષ્ઠાન નહીં થાય અને તેના વિના ચિત્તશુદ્ધિ પણ નહીં થાય અને તેના વિના મોક્ષ નહીં થાય! એવી શંકા કરીને બે શ્લોકો વડે ઉત્તર આપે છે— **'पुमान् इति।'**

**पुमाँल्लभेतानतिवेलमात्मनः**
**प्रसीदतोऽत्यन्तशमं स्वतः स्वयम्।**
**यं नित्यसंबन्धनिषेवया ततः**
**परं किमत्रास्ति मुखं हविर्भुजाम्॥ ४०**

यस्य ब्रह्मकुलस्य नित्यं संबन्धेन निषेवया पुमान्स्वयमेव ज्ञानाभ्यासादिकं विनाप्यत्युत्तमं शमं मोक्षं लभेत। कुतः। यत्सेवया स्वत एवानतिवेलं शीघ्रं प्रसीदतः शुध्यत आत्मनश्चित्तात्। ततः परं श्रेष्ठं देवानां किं मुखमस्ति। ब्राह्मणसेवयैव यज्ञादिफलं ज्ञानफलं तत्सर्वं भवतीत्यर्थः॥ ४०॥

હरेरपि तदेव परं मुखमित्याह—**अश्नातीति**।

**अश्नात्यनन्तः खलु तत्त्वकोविदैः**
**श्रद्धाहुतं यन्मुख इज्यनामभिः।**
**न वै तथा चेतनया बहिष्कृते**
**हुताशने पारमहंस्यपर्यगुः॥ ४१**

इज्यानां पूज्यानामिन्द्रादीनां नामभिर्यस्य मुखे श्रद्धया हुतं हविरनन्तो यथाश्नाति तथा चेतनया रहिते हुताशने हुतं नाश्नाति। कैर्हुतमश्नाति। तत्त्वकोविदैः सर्वदेवमयश्चैतन्यमूर्तिरनन्त इति तत्त्वं विद्वद्भिः। कुतः एवंभूतोऽसौ तत्राह। पारमहंस्यं ज्ञानं तत्परानर्हन्त्यधिकुर्वन्तीति पारमहंस्यपर्यास्ता गावो वाचो यस्मिन्। उपनिषद्भिर्ज्ञानघनत्वेनोक्त

જે બ્રાહ્મણકુળનો નિત્ય સંબંધ રાખી સેવા કરવાથી ચિત્ત પોતાની જાતે જ શીઘ્ર શુદ્ધ થવાને કારણે મનુષ્ય સ્વયં (જ્ઞાન અને અભ્યાસાદિ વિના પણ) પરમ શાન્તિરૂપ મોક્ષ પ્રાપ્ત કરે છે, આથી આ લોકમાં તેમનાથી શ્રેષ્ઠ એવું હવિષ્યભોજી દેવતાઓનું મુખ કોણ હોઈ શકે? ॥ ૪૦ ॥

જે બ્રાહ્મણકુળનો નિત્ય સંબંધ રાખી સેવા કરવાથી મનુષ્ય સ્વયં જ જ્ઞાન, અભ્યાસાદિ વિના પણ પરમ **'शमम्'** શાંતિરૂપ મોક્ષ પ્રાપ્ત કરે છે. કેવી રીતે? જેની સેવાથી મનુષ્ય સ્વયં જ **'अनतिवेलम्'** શીઘ્ર **'प्रसीदतः'** શુદ્ધ થતા **'आत्मनः'** ચિત્તના કારણે– તેવા બ્રાહ્મણોથી **'परम्'** શ્રેષ્ઠ એવું દેવોનું મુખ કોણ હોઈ શકે? બ્રાહ્મણની સેવાથી જ યજ્ઞાદિનું ફળ, જ્ઞાનનું ફળ વગેરે સર્વ કાંઈ પ્રાપ્ત થાય છે, એમ અર્થ છે. ॥ ૪૦ ॥

તે બ્રાહ્મણો જ શ્રીહરિનું પણ શ્રેષ્ઠ મુખ છે, એમ કહે છે– **'अश्नाति इति।'**

ઉપનિષદો દ્વારા જ્ઞાનઘનરૂપે વર્ણવાયેલા ભગવાન અનંત, પૂજ્ય (એવા ઈન્દ્રાદિ) દેવતાઓનાં નામોથી તત્ત્વજ્ઞાનીઓ દ્વારા જે બ્રાહ્મણોના મુખમાં શ્રદ્ધાપૂર્વક હોમેલા પદાર્થને જેવી રીતે (પ્રેમથી) આરોગે છે, તેવી રીતે ચેતનારહિત અગ્નિમાં હોમેલું દ્રવ્ય આરોગતા નથી. ॥ ૪૧ ॥

**'इज्यानाम्'** પૂજવાને યોગ્ય એવા ઈન્દ્રાદિ દેવતાઓનાં નામોથી જેના મુખમાં શ્રદ્ધાપૂર્વક હોમેલા પદાર્થને ભગવાન અનંત જેવી રીતે (પ્રેમપૂર્વક) આરોગે છે તેવી રીતે ચેતનથી રહિત અગ્નિમાં હોમેલું આરોગતા નથી. કોના દ્વારા હોમેલું આરોગે છે? **'तत्त्वकोविदैः'** ભગવાન અનન્ત સર્વદેવમય ચૈતન્યસ્વરૂપ છે, એ રીતે તત્ત્વને જાણનારાઓ દ્વારા (હોમેલું આરોગે છે). કેવી રીતે એ ભગવાન આવા છે, તે માટે કહે છે– **'पारमहंस्यम्'** જ્ઞાન, તેવા જ્ઞાનપરાયણ મનુષ્યોને પાત્ર બનાવે તે (**पारमहंस्यपर्याः**) **'गावः'** વાણી જેમનામાં છે, તે ઉપનિષદો

इत्यर्थः। यद्वा परमहंसानां ज्ञाननिष्ठानां गम्यः पारमहंस्यः। परितो न गच्छन्ति गावो वाचो यस्मात्स पर्यगुरिन्द्रियनियन्ता स चासौ स च पारमहंस्यपर्यगुर्ज्ञानरूपः सर्वान्तर्यामीत्यर्थः॥ ४१॥

**वंशीधरी—**

'यज्ञो दानं तपश्चैव तीर्थानि नियमा यमाः।
एतत्सर्वं कृतं तेन विप्रो येनात्र सेवितः॥'

इति स्कान्दोक्तेर्विप्रसेवनेन सर्वं सुकृतं कृतं स्यादिति भावः।

न केवलं चेतनत्वेन हुताशनाद्विशेषः किंतु वेदज्ञानादपीत्याह।

**यद्ब्रह्म नित्यं विरजं सनातनं**
**श्रद्धातपोमङ्गलमौनसंयमैः।**
**समाधिना बिभ्रति हार्थदृष्टये**
**यत्रेदमादर्श इवावभासते॥ ४२**

**तेषामहं पादसरोजरेणु-**
**मार्या वहेयाधिकिरीटमायुः।**
**यं नित्यदा बिभ्रत आशु पापं**
**नश्यत्यमुं सर्वगुणा भजन्ति॥ ४३**

यदित्यव्ययम्। ये ब्रह्म वेदं नित्यं बिभ्रति तेषामित्युत्तरेणान्वयः।

मङ्गलं नाम

'प्रशस्ताचरणं नित्यमप्रशस्तस्य वर्जनम्।
एतद्धि मङ्गलं प्रोक्तमृषिभिस्तत्त्वदर्शिभिः॥'

દ્વારા જ્ઞાનઘનરૂપે વર્ણવાયેલા ભગવાન, એમ અર્થ છે. અથવા **'परमहंसानाम्'** જ્ઞાનનિષ્ઠ જનોને પ્રાપ્ત કરવા યોગ્ય ભગવાન એટલે **'पारमहंस्यः'**. **'गावः'** વાણી કોઈ રીતે જેના સુધી પહોંચતી નથી. તેથી તે **'पर्यगुः'** ઇન્દ્રિયનિયંતા છે. જે પારમહંસ્ય છે અને તે **'पारमहंस्यपर्यगुः'** જ્ઞાનરૂપ સર્વના અંતર્યામી છે, એમ અર્થ છે. ॥ ૪૧ ॥

'યજ્ઞ, દાન, તપ, તેમ જ તીર્થયાત્રા, નિયમો, યમો– આ સર્વ તેના દ્વારા કરાયાં છે, કે જેણે આ લોકમાં વિપ્રની સેવા કરી છે.' એમ સ્કંદપુરાણમાં કહેવાયું હોવાથી વિપ્રસેવાથી જ સર્વ સુકૃત સિદ્ધ થાય છે, એવો ભાવ છે.

માત્ર ચેતનરૂપ હોવાથી બ્રાહ્મણ અગ્નિ કરતાં વિશેષ છે એટલું જ નહીં, પરંતુ વેદનું જ્ઞાન હોવાથી પણ તે વિશેષ છે, એમ કહે છે.

જે બ્રાહ્મણો શ્રદ્ધા, તપ, મંગળ આચરણ, મૌન, સંયમ દ્વારા અને ચિત્તની સ્થિરતાપૂર્વક શુદ્ધ, સનાતન વેદ નિત્ય ધારણ કરે છે તેમ જ તેના અર્થનો પણ વિચાર કરે છે, કે જે વેદમાં, દર્પણમાં દેખાતા (મુખની) જેમ આ વિશ્વનું સ્વરૂપ દેખાય છે,॥ ૪૨ ॥

તે બ્રાહ્મણોનાં ચરણકમળની રજને હે આર્યજનો, હું જીવું ત્યાં સુધી મારા મુકુટ ઉપર ધારણ કરું, જે ચરણરેણુને નિત્ય ધારણ કરતા (મનુષ્યનાં) પાપ તત્કાળ નષ્ટ થઈ જાય છે અને સર્વ ગુણો તેની સેવા કરવા લાગે છે. ॥ ૪૩ ॥

**'यद्'** અવ્યય છે. (કહેવાનું કે વિચારવાનું હોય તેની સાથે જોડવામાં આવે છે.) જે બ્રાહ્મણો **'ब्रह्म'** વેદને નિત્ય ધારણ કરે છે, તેમનાં (ચરણકમળની રજને હું ધારણ કરું છું.) એમ પછીના શ્લોક(૪૩) સાથે સંબંધ છે.

મંગળ એટલે

'સદાય શ્રેષ્ઠ કર્મોનું આચરણ અને દુષ્ટ કર્મોનો ત્યાગ– ખરેખર, એને જ તત્ત્વદ્રષ્ટા ઋષિઓ મંગળ કહે છે.'

मौनमध्ययनविरोधिवार्तात्यागः। समाधिना चित्तस्थैर्येण। अर्थदृष्टये वेदार्थमपि विचारयन्तीत्यर्थः। यत्र वेदे इदं विश्वमवभासते यथा आदर्शे मुखम्॥ ४२॥

हे आर्याः, आ आयुर्यावज्जीवमधिकिरीटं मुकुटस्योपरि वहेयेति प्रार्थनायां लिङ्। यं रेणुम्॥ ४३॥

गुणभजनस्य फलमाह।

**गुणायनं शीलधनं कृतज्ञं**
**वृद्धाश्रयं संवृणतेऽनु संपदः।**
**प्रसीदतां ब्रह्मकुलं गवां च**
**जनार्दनः सानुचरश्च मह्यम्॥ ४४**

गुणायनमन्वनु संपदः संवृणते सम्यग्भजन्ति। तस्मात्प्रसीदतां प्रसीदतु। गवां च कुलम्॥ ४४॥

मैत्रेय उवाच

**इति ब्रुवाणं नृपतिं पितृदेवद्विजातयः।**
**तुष्टुवुर्हृष्टमनसः साधुवादेन साधवः॥ ४५**

॥ ४५॥

साधुवादमाह—**पुत्रेणेति** षड्भिः।

**पुत्रेण जयते लोकानिति सत्यवती श्रुतिः।**
**ब्रह्मदण्डहतः पापो यद्वेनोऽत्यतरत्तमः॥ ४६**

यद्यतो वेनोऽपि तमो नरकमत्यतरत् अतिततार॥ ४६॥

**हिरण्यकशिपुश्चापि भगवन्निन्दया तमः।**
**विविक्षुरत्यगात्सूनोः पह्लादस्यानुभावतः॥ ४७**

॥ ४७॥

**'मौनम्'** સ્વાધ્યાયથી વિરોધી વાર્તાલાપનો ત્યાગ એટલે મૌન. **'समाधिना'** ચિત્તની સ્થિરતાથી **'अर्थदृष्टये'** વેદના અર્થોનો પણ વિચાર કરે છે, એમ અર્થ છે. જેમ દર્પણમાં મુખ દેખાય છે, તેમ **'यत्र'** જે વેદમાં આ વિશ્વ દેખાય છે. ॥ ४२ ॥

હે આર્યજનો, **'आ आयुः'** જ્યાં સુધી જીવું ત્યાં સુધી **'अधिकिरीटम्'** મુકુટની ઉપર **'वहेय'** ધારણ કરું, એમ પ્રાર્થના માટે વિધ્યર્થ છે. **'यम्'** જે ચરણરેણુને (ધારણ કરતાં) ॥ ४३ ॥

ગુણો સેવવાનું ફળ વર્ણવે છે.

ગુણવાન, શીલસમ્પન્ન, કૃતજ્ઞ તથા વૃદ્ધજનોનો આશ્રય કરનાર મનુષ્યની પાછળ સર્વ સંપત્તિઓ તેનું સ્વતઃ વરણ કરે છે, (માટે) બ્રાહ્મણકુળ, ગોવંશ તથા ભક્તો સહિત ભગવાન જનાર્દન મારા પર પ્રસન્ન થાઓ! ॥ ४४ ॥

ગુણવાનની પાછળ સર્વ સંપત્તિઓ **'संवृणते'** સ્વતઃ તેનું વરણ કરે છે, માટે **'प्रसीदताम्'** પ્રસન્ન થાઓ! ગોવંશ પણ પ્રસન્ન થાઓ! ॥ ४४ ॥

**મૈત્રેયમુનિ બોલ્યા** — એ પ્રમાણે બોલતા રાજા પૃથુની સાધુજનો, પિતૃઓ, દેવો તથા બ્રાહ્મણો પ્રસન્ન ચિત્તે 'ધન્ય ધન્ય' એમ કહીને પ્રશંસા કરવા લાગ્યા. ॥ ४५ ॥ ४५ ॥

(પિતૃઓ વગેરે દ્વારા કરવામાં આવેલાં) પ્રશંસાનાં વચનો છ શ્લોકોથી જણાવે છે— **'पुत्रेण इति।'**

(તેઓ કહેવા લાગ્યાઃ) પુત્ર દ્વારા મનુષ્ય પુણ્યલોકને પ્રાપ્ત કરે છે, એ શ્રુતિ યથાર્થ છે કારણ કે બ્રહ્મદંડથી નાશ પામેલો પાપી વેન (આ પુત્ર દ્વારા) નરકને તરી ગયો છે. ॥ ४६ ॥

**'यत्'** કારણ કે વેન (જેવો પાપી) પણ **'तमः'** નરકને **'अत्यतरत्'** તરી ગયો. ॥ ४६ ॥

ભગવાનની નિંદા કરવાને કારણે નરકમાં પ્રવેશવાની તૈયારી કરનાર હિરણ્યકશિપુ પણ પુત્ર પ્રહ્લાદના પ્રભાવથી નરકને તરી ગયો છે.॥ ४७ ॥ ४७ ॥

**वीरवर्य पितः पृथ्व्याः समाः संजीव शाश्वतीः।**
**यस्येदृश्यच्युते भक्तिः सर्वलोकैकभर्तरि॥ ४८**

॥ ४८ ॥

હે વીરવર, હે પૃથ્વીના પિતા, આપ અનંત વર્ષો સુધી સુખપૂર્વક જીવો! જેની સર્વલોકના એકમાત્ર સ્વામી શ્રીઅચ્યુત ભગવાનમાં આવી ભક્તિ છે! ॥ ૪૮ ॥ ૪૮ ॥

**अहो वयं ह्यद्य पवित्रकीर्ते**
**त्वयैव नाथेन मुकुन्दनाथाः।**
**य उत्तमश्लोकतमस्य विष्णो-**
**र्ब्रह्मण्यदेवस्य कथां व्यनक्ति॥ ४९**

હે પવિત્ર કીર્તિવાળા, સ્વામી એવા આપને કારણે જ હવે મુકુન્દ ભગવાન અમારા નાથ છે. કારણ કે જે આપ અત્યંત પવિત્ર કીર્તિવાળા અને બ્રાહ્મણોનું હિત કરનારા ભગવાન વિષ્ણુની કથા કહો છો. ॥ ૪૯ ॥

मुकुन्दनाथाः स्म। त्वन्नाथत्वमेव मुकुन्दनाथत्वे पर्यवसितमित्यर्थः। तत्र हेतुः— य इति॥ ४९ ॥

મુકુન્દ ભગવાન જેમના નાથ છે તેવા અમે— આપનું સ્વામિત્વ જ મુકુન્દ ભગવાનના સ્વામિત્વમાં પરિણમે છે, એમ અર્થ છે. તે માટે કારણ આપે છે— **'यः इति।'** ॥ ૪૯ ॥

**नात्यद्भुतमिदं नाथ तवाजीव्यानुशासनम्।**
**प्रजानुरागो महतां प्रकृतिः करुणात्मनाम्॥ ५०**

હે નાથ, પોતાના સેવકોને આવો શ્રેષ્ઠ ઉપદેશ (આપવો) એ કાંઈ આશ્ચર્ય નથી કારણ કે પ્રજાજનો ઉપર અનુરાગ રાખવો તે કરુણામય હૃદયવાળા મહાનુભાવોનો સ્વભાવ છે. ॥ ૫૦ ॥

आजीविनां सेवकानां आ सम्यगनुशासनम्। प्रजास्वनुरागः। प्रकृतिः स्वभावः॥ ५०॥

**'आजीविनाम्'** સેવકોને, (વિશ્વવ્યાપી) શ્રેષ્ઠ ઉપદેશ, પ્રજાજનો ઉપર અનુરાગ, **'प्रकृतिः'** સ્વભાવ ॥ ૫૦ ॥

**अद्य नस्तमसः पारस्त्वयोपासादितः प्रभो।**
**भ्राम्यतां नष्टदृष्टीनां कर्मभिर्दैवसंज्ञितैः॥ ५१**

હે પ્રભુ, પ્રારબ્ધ નામનાં કર્મોથી ભટકતા, નાશ પામેલા જ્ઞાનવાળા એવા અમારા અજ્ઞાનરૂપી અંધકારનો પાર આજે આપના દ્વારા દર્શાવવામાં આવ્યો છે.॥ ૫૧ ॥

उपासादितः प्रापितः। कर्मभिर्भ्राम्यताम् ॥ ५१ ॥

**'उप-आसादितः'** દર્શાવવામાં આવ્યો છે— કર્મોથી ભટકતા અમારા ॥ ૫૧ ॥

ईश्वरदृष्ट्या विप्रादयोऽपि प्रणमन्ति— **नम इति।**

બ્રાહ્મણ વગેરે સર્વ વર્ણો પૃથુરાજાને ઈશ્વરદૃષ્ટિથી પ્રણામ કરે છે— **'नमः इति।'**

**नमो विवृद्धसत्त्वाय पुरुषाय महीयसे।**
**यो ब्रह्म क्षत्रमाविश्य बिभर्तीदं स्वतेजसा॥ ५२**

જે બ્રાહ્મણ અને ક્ષત્રિયમાં પ્રવેશીને પોતાના તેજથી આ જગતની રક્ષા કરે છે, તે વૃદ્ધિ પામેલા સત્ત્વગુણવાળા મહાપુરુષને (રાજા પૃથુને) નમસ્કાર હો! ॥ ૫૨ ॥

ब्रह्माविश्य ब्राह्मणजातिमधिष्ठाय क्षत्रं क्षत्रियं बिभर्ति। क्षत्रं चाविश्य ब्रह्म बिभर्ति। तदुभयं चाविश्येदं विश्वं बिभर्ति॥ ५२॥

**'ब्रह्म-आविश्य'** બ્રાહ્મણજાતિમાં (દત્તાત્રેય વગેરે રૂપે) પ્રવેશ કરીને **'क्षत्रम्'** ક્ષત્રિયજાતિનું રક્ષણ કરે છે તથા ક્ષત્રિયજાતિમાં (પૃથુ વગેરેરૂપે) પ્રવિષ્ટ થઈને બ્રાહ્મણજાતિનું રક્ષણ કરે છે તથા તે બંને જાતિઓમાં પ્રવેશીને આ જગતની રક્ષા કરે છે. ॥ ५२ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां चतुर्थस्कन्धे एकविंशोध्यायः॥ २१॥

इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां एकविंशोऽध्यायः॥ २१॥

# अथ द्वाविंशोऽध्यायः

## મહારાજ પૃથુને સનકાદિનો ઉપદેશ

द्वाविंशे तु परं ज्ञानं पृथवे हरिशासनात्।
सनत्कुमारो भगवानुपादिशदितीर्यते॥ १

શ્રીહરિની આજ્ઞાથી ભગવાન સનત્કુમાર રાજા પૃથુને શ્રેષ્ઠ જ્ઞાનનો ઉપદેશ કરે છે, તે (કથા) બાવીસમા અધ્યાયમાં કહેવાય છે. ॥ ૧ ॥

मैत्रेय उवाच

**जनेषु प्रगृणत्स्वेवं पृथुं पृथुलविक्रमम्।**
**तत्रोपजग्मुर्मुनयश्चत्वारः सूर्यवर्चसः॥ १**

**મૈત્રેયમુનિ બોલ્યા** – જ્યારે પ્રજાજનો પરમ પરાક્રમી પૃથુરાજાની આ પ્રમાણે સ્તુતિ કરતા હતા, ત્યારે સૂર્ય સમાન તેજસ્વી ચાર સનકાદિ મુનીશ્વરો ત્યાં પધાર્યા. ॥ ૧ ॥

मुनयः सनकादयः॥ १॥

**'मुनयः'** સનકાદિ મુનિઓ ॥ ૧ ॥

**तांस्तु सिद्धेश्वरान् राजा व्योम्नोऽवतरतोऽर्चिषा।**
**लोकानपापान्कुर्वत्या सानुगोऽचष्ट लक्षितान्॥ २**

લોકોને નિષ્પાપ કરતા તેજ વડે ઓળખાઈ ગયેલા તે સિદ્ધેશ્વરોને રાજાએ અનુચરો સહિત આકાશમાંથી ઊતરતા જોયા. ॥ ૨ ॥

अर्चिषा लक्षितान् सनकादय इति ज्ञापितान्। अचष्टापश्यत्॥ २॥

તેજથી 'આ સનકાદિ મુનીશ્વરો છે.' એમ **'लक्षितान्'** ઓળખાઈ ગયેલા મુનિઓને **'अचष्ट'** જોયા. ॥ ૨ ॥

**तद्दर्शनोद्गतान्प्राणान्प्रत्यादित्सुरिवोत्थितः।**
**ससदस्यानुगो वैन्य इन्द्रियेशो गुणानिव॥ ३**

વિષયી જીવ વિષયોની પાછળ દોડે તેમ, તે મુનીશ્વરોનાં દર્શનથી ઊંચે ગયેલા પ્રાણ પાછા લેવા ઈચ્છતા હોય તેમ ઊભા થયેલા પૃથુરાજા સભાસદો અને અનુચરોની સાથે મુનીશ્વરો તરફ ગયા. ॥ ૩ ॥

तेषां दर्शनेनोद्गतान् प्राणान्प्राप्तुमिच्छुरिव। अयं भावः—'ऊर्ध्वं प्राणा ह्युत्क्रामन्ति यूनः स्थविर आयति। प्रत्युत्थानाभिवादाभ्यां पुनस्तान्प्रतिपद्यते' इति स्मृतेः। प्राणास्तावत्तत्तेजसाक्षिप्तास्तान्

તેમનાં દર્શનથી ઊંચે ગયેલા પ્રાણ પ્રાપ્ત કરવા ઈચ્છતા હોય તેમ (રાજા ગયા). ભાવ આ પ્રમાણે છે– 'જ્યારે વૃદ્ધ પુરુષ આવતા હોય ત્યારે યુવાનના પ્રાણ ખરેખર ઊંચે જાય છે. પ્રત્યુત્થાન અને અભિવાદન કરવાથી યુવાન પુનઃ તે પ્રાણને પ્રાપ્ત કરે છે.' (મનુસ્મૃતિ-૨/૧૨૦) એમ સ્મૃતિ છે. તે સમયે તેમના તેજથી

प्रत्युद्गच्छन्ति, अतः स्वयमनुद्गच्छतः प्राणहानिः स्यादिति भयादिव ससंभ्रमं प्रत्युद्गमं चकारेति। सह सदस्यैरनुगैश्च वर्तमानः। इन्द्रियेशो जीवो गुणानान्धादीन्प्रति यथोद्गच्छतीत्यौत्सुक्ये दृष्टान्तः ॥ ३ ॥

**गौरवाद्यन्त्रितः सभ्यः प्रश्रयानतकन्धरः।**
**विधिवत्पूजयांचक्रे गृहीताध्यर्हणासनान्॥ ४**

यन्त्रितो वशीकृतः। गृहीतमध्यर्हणमर्घ्यमासनं च यैस्तान्॥ ४॥

**तत्पादशौचसलिलैर्मार्जितालकबन्धनः ।**
**तत्र शीलवतां वृत्तमाचरन्मानयन्निव॥ ५**

मार्जितं क्षालितमलकबन्धनं यस्य। मानयन्निव स्वयं चचार॥ ५॥

**हाटकासन आसीनान्स्वधिष्ण्येष्विव पावकान्।**
**श्रद्धासंयमसंयुक्तः प्रीतः प्राह भवाग्रजान्॥ ६**

भवस्याप्यग्रजत्वेन मान्यान्॥ ६ ॥

प्रीतः प्राहेत्युक्तं तदेव प्रीतिपूर्वकं वचनमाह—**अहो इति** दशभिः।

पृथुरुवाच

**अहो आचरितं किं मे मङ्गलं मङ्गलायनाः।**
**यस्य वो दर्शनं ह्यासीद्दुर्दर्शानां च योगिभिः॥ ७**

हे 'मङ्गलायनाः' मङ्गलमयनं येषाम्। मया किं मङ्गलमाचरितम्। यस्य मे योगिभिरपि दुर्दर्शानां वो दर्शनमासीत्॥ ७॥

આકર્ષાયેલા પ્રાણ તેમના તરફ ખેંચાય છે, આથી પોતે ઊભા ન થાય તો પ્રાણહાનિ થાય, તેમ ભયથી આદરસહિત સામે ઊભા થયા. સભાસદો અને અનુચરો સાથે રહેલા રાજાએ (અભિવાદનાદિ કર્યાં.) **'इन्द्रियेशः'** જીવ **'गुणान्'** ગંધ વગેરે તરફ જેમ દોડે છે તેમ. ઉત્સુકતા દર્શાવવા માટેનું દૃષ્ટાંત છે. ॥ ૩ ॥

તેમના ગૌરવથી વશ થઈ, વિનયથી નમેલી ડોકવાળા શિષ્ટ રાજાએ અર્ઘ્ય તથા આસન ગ્રહણ કરેલા મુનિઓની વિધિવત્ પૂજા કરી. ॥ ૪ ॥

**'यन्त्रितः'** વશ કરેલા રાજા, ગ્રહણ કર્યાં છે **'अध्यर्हणम्'** અર્ઘ્ય તથા આસન જેમણે તે મુનીશ્વરોનું પૂજન કર્યું. ॥ ૪ ॥

તેમના પવિત્ર ચરણોદકથી કેશબંધન ઉપર માર્જન કરેલા રાજાએ સદાચારીઓના આચારને માન આપતા હોય તેમ સ્વયં આચરણ કર્યું. ॥ ૫ ॥

**'मार्जितम्'** છંટકાવ પામ્યો છે કેશકલાપ જેમનો– માન આપતા હોય તેમ સ્વયં આચરણ કર્યું. ॥ ૫ ॥

વેદિકાઓમાં અગ્નિની જેમ (ઝળહળતાં) સુવર્ણનાં આસનો પર બિરાજેલા, ભગવાન શંકરના અગ્રજ એવા મુનીશ્વરોને શ્રદ્ધા અને સંયમથી યુક્ત એવા રાજાએ પ્રસન્ન થઈ કહ્યું. ॥ ૬ ॥

ભગવાન શંકરના પણ મોટાભાઈ તરીકે માન્ય એવા મુનિઓને ॥ ૬ ॥

**'प्रीतः प्राह'** પ્રસન્ન થઈ રાજા કહેવા લાગ્યા– તે જ પ્રીતિપૂર્વકનું વચન દસ શ્લોકોથી કહે છે– **'अहो इति।'**

**પૃથુરાજા બોલ્યા** – હે મંગળ આશ્રયવાળા મુનીશ્વરો, અહો! એવું કયું મંગળ આચરણ મેં કર્યું હશે? કે જેથી યોગીઓને પણ જેમનાં દર્શન દુર્લભ છે તેવા આપનાં મને દર્શન થયાં! ॥ ૭ ॥

**'हे मङ्गल-अयनाः'** મંગળ આશ્રય છે જેમનો– મારાથી એવું કયું મંગળ આચરણ થયું હશે? કે **'यस्य'** જે મને યોગીઓ દ્વારા પણ જેમનાં દર્શન દુર્લભ છે તેવા આપનાં દર્શન થયાં! ॥ ૭ ॥

**किं तस्य दुर्लभतरमिह लोके परत्र च।**
**यस्य विप्राः प्रसीदन्ति शिवो विष्णुश्च सानुगः॥ ८**
॥ ८ ॥

જેના ઉપર બ્રાહ્મણો, ભગવાન શંકર તથા ભક્તો સહિત ભગવાન વિષ્ણુ પ્રસન્ન થાય છે, તેને આ લોકમાં કે પરલોકમાં શું દુર્લભ છે? ॥ ૮ ॥ ૮ ॥

दुर्दर्शत्वमेवाह—**नैवेति**।

સનકાદિ કુમારોનાં દર્શન કેમ દુર્લભ છે, તે કહે છે— **'न-एव इति।'**

**नैव लक्ष्यते लोको लोकान्पर्यटतोऽपि यान्।**
**यथा सर्वदृशं सर्व आत्मानं येऽस्य हेतवः॥ ९**

જેમ સર્વના દ્રષ્ટા આત્માને આ જગતના કારણરૂપ (મહત્તત્ત્વાદિ) છે તેઓ જોઈ શકતા નથી, તેમ આપ સર્વ લોકમાં વિચરતા હોવા છતાં જે આપને લોકો જોઈ શકતા નથી. ॥ ૯ ॥

सर्वदृशमात्मानं यथा सर्वे दृश्या न लक्ष्यन्ते। येऽस्य विश्वस्य हेतवो महदादयो मन्वादयो वा। यद्वा कथंभूतान्। येऽस्य सर्वदृगात्मदर्शनस्य हेतवस्तान्॥ ९ ॥

**'सर्वदृशम्'** સર્વના દ્રષ્ટા આત્માને જેમ સર્વ દૃશ્યપ્રપંચ જોઈ શકતો નથી તેમ આ વિશ્વના કારણરૂપ જે મહત્તત્ત્વાદિ અથવા મનુ વગેરે છે તેઓ (આત્માને જોઈ શકતા નથી તેમ) અથવા કેવા સનકાદિ મુનીશ્વરોને જોઈ શકાતા નથી? કે જેઓ સર્વસાક્ષી એવા **'अस्य'** આ આત્માનાં દર્શન માટેના કારણરૂપ છે તે સનકાદિ મુનિઓને॥ ૯ ॥

**अधना अपि ते धन्याः साधवो गृहमेधिनः।**
**यद्गृहा ह्यर्हवर्याम्बुतृणभूमीश्वरावराः॥ १०**

જે સદાચારનિષ્ઠ ગૃહસ્થોનાં ગૃહો પૂજ્યજનોને સ્વીકારવા યોગ્ય જળ, તૃણ, ભૂમિ, ગૃહસ્વામી તથા પરિજનોવાળા છે, તે ગૃહસ્થો નિર્ધન હોય તો પણ કૃતાર્થ છે. ॥ ૧૦ ॥

येषां साधूनां गृहा अर्हाणां पूज्यानां वर्या वरणीयाः स्वीकारार्हा अम्ब्वादयो येषु तादृशाः। अम्बु च तृणं च भूमिश्च ईश्वरो गृहस्वामी चावरा भृत्यादयश्च॥ १० ॥

જે સદાચારનિષ્ઠ ગૃહસ્થોનાં ગૃહો **'अर्हाणाम्'** પૂજ્યજનોને **'वर्याः'** અંગીકાર કરવા યોગ્ય જળ વગેરે જેમાં છે તેવાં છે– જળ, તૃણ, ભૂમિ, **'ईश्वरः'** ગૃહસ્વામી તથા **'अवराः'** પરિજનાદિ ॥ ૧૦ ॥

**व्यालालयद्रुमा वै तेऽप्यरिक्ताखिलसंपदः।**
**यद्गृहास्तीर्थपादीयपादतीर्थविवर्जिताः॥ ११**

પરંતુ જેમનાં ઘર તીર્થરૂપ ચરણવાળા વૈષ્ણવોના ચરણરૂપી તીર્થથી રહિત છે, તે ઘરો સંપૂર્ણ સંપત્તિવાળાં હોય તો પણ સર્પોને રહેવાનાં વૃક્ષો જ છે. ॥ ૧૧ ॥

व्यालानामालया द्रुमा एव ते। अरिक्ताः पूर्णा अखिलाः सम्पदो येषु तादृशा अपि यद्गृहा ये गृहास्तीर्थपादीया वैष्णवास्तेषां पादतीर्थेन विवर्जिताः॥ ११ ॥

સર્પોને રહેવાનાં વૃક્ષો જ છે. **'अरिक्ताः'** સંપૂર્ણ સંપત્તિઓ જેમાં છે તેવાં તે ઘરો હોવા છતાં–**'यद्-गृहाः'** જે ઘરો **'तीर्थपादीयाः'** તીર્થરૂપ ચરણવાળા વૈષ્ણવોના ચરણરૂપી તીર્થથી રહિત છે, તે ઘરો ॥ ૧૧ ॥

**स्वागतं वो द्विजश्रेष्ठा यद्व्रतानि मुमुक्षवः।**
**चरन्ति श्रद्धया धीरा बाला एव बृहन्ति च॥ १२**

હે શ્રેષ્ઠ દ્વિજો, આપનું સ્વાગત છે કારણ કે મુમુક્ષુ અને ધીર એવા આપ બાળક હોવા છતાં શ્રદ્ધાપૂર્વક મહાન વ્રતો આચરો છો! ॥ ૧૨ ॥

स्वागतं भद्रमागमनं जातम्। यद्यस्माद्बाला एव भवन्तो बृहन्ति व्रतानि चरन्ति। यद्वा येषां वो व्रतान्यन्ये बालाश्चरन्ति॥ १२॥

**कच्चिन्नः कुशलं नाथा इन्द्रियार्थार्थवेदिनाम्।**
**व्यसनावाप एतस्मिन्पतितानां स्वकर्मभिः॥ १३**

इन्द्रियार्था विषयास्तानेवार्थं पुरुषार्थं ये विदन्ति तेषां नः व्यसनान्युप्यन्ते यस्मिंस्तस्मिन्संसारे॥ १३॥

नन्वभ्यागतानां कुशलं पृच्छ्यते लोके, न त्वात्मनस्तत्राह—**भवत्स्विति**।

**भवत्सु कुशलप्रश्न आत्मारामेषु नेष्यते।**
**कुशलाकुशला यत्र न सन्ति मतिवृत्तयः॥ १४**

॥ १४॥

**तदहं कृतविश्रम्भः सुहृदो वस्तपस्विनाम्।**
**संपृच्छे भव एतस्मिन्क्षेमः केनाञ्जसा भवेत्॥ १५**

तत्तस्मात्कृतविश्वासः संस्तपस्विनां संतप्तानां सुहृदो वो युष्मान्पृच्छामि॥ १५॥

न खल्वन्ययोगितुल्या यूयं किंतु साक्षाद्भगवानेवेत्याह।

**व्यक्तमात्मवतामात्मा भगवानात्मभावनः।**
**स्वानामनुग्रहायेमां सिद्धरूपी चरत्यजः॥ १६**

व्यक्तं निश्चतमात्मवतां धीराणामात्मा तेष्वात्मत्वेन प्रकाशमानः। आत्मानं भावयति प्रकाशयतीति तथा। अजः श्रीनारायणः इमां पृथ्वीं चरति॥ १६॥

'**स्वागतम्**' ભલે પધાર્યા '**यद्**' કારણ કે બાળક હોવા છતાં પરિવ્રાજકોને ઉચિત એવાં મહાન વ્રતો આચરો છો. અથવા જે તમારાં વ્રતો બીજા મુમુક્ષુ મનુષ્યો આચરે છે. ॥ ૧૨ ॥

હે સ્વામીઓ, ઇન્દ્રિયોના વિષયોને જ પુરુષાર્થ માનનારા અને પોતાનાં કર્મોને લીધે ચોતરફ વાવવામાં આવેલાં દુઃખોના ક્ષેત્રરૂપ આ સંસારમાં પડેલા એવા અમારા ઉદ્ધારનો પણ કોઈ ઉપાય છે ખરો? ॥ ૧૩ ॥

ઇન્દ્રિયોના '**अर्थाः**' વિષયો, તેમને જ પુરુષાર્થ તરીકે જેઓ જાણે છે તેવા અમારા– ચોતરફ જેમાં દુઃખો વાવવામાં આવે છે તે સંસારમાં ॥ ૧૩ ॥

શંકા કરે છે કે સંસારમાં અભ્યાગતોનું કુશળ પૂછવામાં આવે છે, નહીં કે પોતાનું, તે માટે ઉત્તર આપે છે— '**भवत्सु इति।**'

કેવળ આત્મામાં જ રમણ કરનારા એવા આપને વિષે કુશળ પ્રશ્ન કરવો યોગ્ય નથી કારણ કે જ્યાં (આપને વિષે) કુશળ-અકુશળ, એવી બુદ્ધિની વૃત્તિઓ છે જ નહીં. ॥ ૧૪ ॥ ૧૪ ॥

માટે (સંસારાનલથી) સંતપ્ત જનોના સૃહૃદ એવા આપમાં વિશ્વાસ રાખીને હું પૂછું છું કે આ સંસારમાં (ભગવત્પ્રાપ્તિલક્ષણરૂપ)ક્ષેમ કેવી રીતે સરળતાથી થાય? ॥ ૧૫ ॥

'**तत्**' માટે વિશ્વાસ રાખીને '**तपस्विनाम्**' સંતપ્ત જનોના સુહૃદ '**वः**' આપને હું પૂછું છું. ॥ ૧૫ ॥

ખરેખર, આપ અન્ય યોગીઓ જેવા નથી, પરંતુ સાક્ષાત્ ભગવાન જ છો, એમ કહે છે.

નિશ્ચિત રીતે ધીર મનુષ્યોમાં આત્મા(રૂપે પ્રકાશતા) અને (પ્રત્યેક) આત્માના પ્રકાશક અજન્મા ભગવાન શ્રીનારાયણ જ પોતાના ભક્તો પર કૃપા કરવા આના (પૃથ્વી) ઉપર વિચરે છે. ॥ ૧૬ ॥

'**व्यक्तम्**' નિશ્ચય જ '**आत्मवताम्**' ધીર મનુષ્યોનો આત્મા, તેમાં આત્મારૂપે પ્રકાશમાન અને આત્માને '**भावयति**' પ્રકાશિત કરે છે તેવા '**अजः**' અજન્મા શ્રીનારાયણ જ આ પૃથ્વી પર વિચરે છે. ॥ ૧૬ ॥

मैत्रेय उवाच

**पृथोस्तत्सूक्तमाकर्ण्य सारं सुष्ठु मितं मधु।**
**स्मयमान इव प्रीत्या कुमारः प्रत्युवाच ह॥ १७**

सूक्तं शोभनवचनम्। सारं न्याय्यम्। सुष्ठु गम्भीरार्थम्। मितमल्पाक्षरम्। मधु श्रोत्रप्रियम्। मुखप्रसत्त्या स्मयमान इव प्रतीयमानः॥ १७॥

सनत्कुमार उवाच

**साधु पृष्टं महाराज सर्वभूतहितात्मना।**
**भवता विदुषा चापि साधूनां मतिरीदृशी॥ १८**

विदुषा जानतापि। ईदृशी परार्थैकपरा॥ १८॥

स्वयमपि पृथोः सङ्गममभिनन्दति—**सङ्गम इति।**

**सङ्गमः खलु साधूनामुभयेषां च संमतः।**
**यत्संभाषणसंप्रश्नः सर्वेषां वितनोति शम्॥ १९**

उभयेषां वक्तॄणां श्रोतॄणां च। येषां संभाषण-सहितः संप्रश्नः सर्वेषां शं सुखं विस्तारयति॥ १९॥

तदेवं सङ्गमं प्रश्नं चाभिनन्द्यानुवादमुखेनैव मोक्षसाधनमुपदिशति—**अस्त्येवेति।**

**अस्त्येव राजन्भवतो मधुद्विषः**
**पादारविन्दस्य गुणानुवादने।**
**रतिर्दुरापा विधुनोति नैष्ठिकी**
**कामं कषायं मलमन्तरात्मनः॥ २०**

**મૈત્રેયમુનિ બોલ્યા** – રાજા પૃથુનું તે ન્યાયયુક્ત, ગંભીર, અર્થ તથા પરિમિત અક્ષરોવાળું, કર્ણપ્રિય, સુંદર વચન સાંભળીને પ્રેમથી સ્મિત કરતા હોય તેવા સનત્કુમાર તેમના પ્રત્યે કહેવા લાગ્યા. ॥૧૭॥

**'सूक्तम्'** સુંદર વચનને– **'सारम्'** ન્યાયયુક્ત, **'सुष्ठु'** ગંભીર અર્થવાળું, **'मितम्'** પરિમિત અક્ષરોવાળું, **'मधु'** શ્રોત્રપ્રિય, મુખની પ્રસન્નતાથી સ્મિત કરતા હોય તેમ પ્રતીત થતા સનત્કુમાર ॥ ૧૭ ॥

**સનત્કુમાર બોલ્યા** – હે મહારાજ, (આપ) સર્વ જાણતા હોવા છતાં પણ સર્વ પ્રાણીઓના હિતમાં જ જેમનું મન લાગ્યું છે તેવા આપના દ્વારા ઉત્તમ (પ્રશ્ન) પૂછવામાં આવ્યો છે. સાધુ પુરુષોની બુદ્ધિ આવી જ (પરહિતપરાયણ) હોય છે. ॥ ૧૮ ॥

**'विदुषा'** (સર્વ) જાણતા હોવા છતાં વિદ્વાન એવા આપના દ્વારા– **'ईदृशी'** આવી, માત્ર પરહિતપરાયણ બુદ્ધિ ॥ ૧૮ ॥

સનત્કુમાર પોતે પણ પૃથુરાજાના સમાગમની પ્રશંસા કરે છે– **'सङ्गमः इति।'**

સત્પુરુષોનો સમાગમ વક્તાઓ તથા શ્રોતાઓ– બંનેને અભિમત હોય છે, કે જેમના શ્રેષ્ઠ સંભાષણસહિત શ્રેષ્ઠ પ્રશ્ન સર્વનું કલ્યાણ કરે છે. ॥ ૧૯ ॥

**'उभयेषाम्'** વક્તાઓને તથા શ્રોતાઓને પણ– સંભાષણ સહિત જેમના સુંદર પ્રશ્નોત્તર સર્વનું કલ્યાણ કરે છે.॥ ૧૯ ॥

એ પ્રમાણે રાજાના સમાગમ અને પ્રશ્નની પણ પ્રશંસા કરીને અનુવાદ દ્વારા મોક્ષના સાધનનો ઉપદેશ કરે છે– **'अस्ति-एव-इति।'**

હે રાજા, ભગવાન મધુસૂદનનાં ચરણકમળના ગુણોનું શ્રવણ કરવામાં આપને દુર્લભ અને નિશ્ચળ પ્રીતિ છે, (જે) મનની અંદર રહેલા અને દૂર ન થઈ શકે તેવા રાગરૂપ મળનો સર્વથા નાશ કરે છે. ॥ ૨૦ ॥

गुणानामनुवादने प्रश्नद्वारेणानुवादप्रवर्तने श्रवण इत्यर्थः। आत्मनो मनसोऽन्तरन्तस्थं कामात्मकं मलं विधुनोति। कषायं धातुरागवदनिवर्त्यम्॥ २०॥

चित्तशुद्ध्यैव बहिर्वैराग्यमात्मरतिश्च भवति, न च ततोऽधिकं साधनमस्ति, शास्त्रेषु तयोरेव मोक्षहेतुत्वनिश्चयादित्याह—**शास्त्रेष्विति।**

**शास्त्रेष्वियानेव सुनिश्चितो नृणां**
**क्षेमस्य सध्र्यग्विमृशेषु हेतुः।**
**असङ्ग आत्मव्यतिरिक्त आत्मनि**
**दृढा रतिर्ब्रह्मणि निर्गुणे च या॥ २१**

सध्र्यग्विमृशेषु सम्यग्विचारवत्सु शास्त्रेषु क्षेमस्य हेतुरेतावानेव सुनिश्चितः। कोऽसौ। आत्मव्यतिरिक्ते देहादावसङ्गो वैराग्यमात्मनि च दृढा रतिः प्रीतिः। आत्मनो विशेषणं निर्गुणे ब्रह्मणीति॥ २१॥

नन्वेतदेवातिदुर्लभमित्याशङ्क्योत्तमाधिकारिणः श्रवणमात्रेण भवति, अन्यस्य तु चित्तशुद्ध्यनुसारेण साधनतारतम्यतो वर्धमानया भक्त्येत्यभिप्रेत्याह—**सेति** चतुर्भिः।

**सा श्रद्धया भगवद्धर्मचर्यया**
**जिज्ञासयाध्यात्मिकयोगनिष्ठया ।**
**योगेश्वरोपासनया च नित्यं**
**पुण्यश्रवःकथया पुण्यया च॥ २२**

**'गुणानाम्-अनुवादने'** પ્રશ્ન દ્વારા ગુણાનુવાદમાં પ્રવૃત્ત થવા માટે, શ્રવણ કરવામાં **'आत्मनः'** મનની **'अन्तः'** અંદર રહેલા કામરૂપ મળનો નાશ કરે છે. **'कषायम्'** ગેરુ વગેરે ધાતુના રંગની જેમ દૂર કરવો મુશ્કેલ ॥ ૨૦ ॥

ચિત્તશુદ્ધિ થવાથી જ બહાર (આત્માથી વ્યતિરિક્ત સર્વ પ્રપંચમાં) વૈરાગ્ય અને આત્મામાં (દૃઢ) પ્રીતિ થાય છે. તેનાથી મોટું સાધન નથી. શાસ્ત્રોમાં તે બંને જ મોક્ષના કારણરૂપે નિશ્ચિત થયાં હોવાથી કહે છે— **'शास्त्रेषु इति।'**

સમુચિત વિચારવાળાં શાસ્ત્રોમાં મનુષ્યોના (ભગવત્પ્રાપ્તિલક્ષણરૂપ) કલ્યાણનું કારણ આટલું જ સુનિશ્ચિત છે કે આત્માથી ભિન્ન દેહાદિ ઉપર વૈરાગ્ય થવો અને નિર્ગુણ બ્રહ્મસ્વરૂપ આત્મા ઉપર દૃઢ પ્રીતિ થવી. ॥ ૨૧ ॥

**'सध्र्यक्-विमृशेषु'** સમુચિત વિચારવાળાં શાસ્ત્રોમાં કલ્યાણનો હેતુ આટલો જ સુનિશ્ચિત છે. કયો છે એ હેતુ? આત્માથી ભિન્ન એવા દેહ વગેરેમાં **'असङ्गः'** વૈરાગ્ય તથા **'आत्मनि'** આત્મામાં દૃઢ **'रतिः'** પ્રીતિ— આત્માનું વિશેષણ આપે છે— નિર્ગુણ બ્રહ્મસ્વરૂપ આત્મા ઉપર (દૃઢ પ્રીતિ) ॥ ૨૧ ॥

(બ્રહ્મમાં રતિ અને બ્રહ્મથી ઇતરમાં વૈરાગ્ય) એ તો અતિદુર્લભ છે, એવી શંકા કરીને કહે છે કે ઉત્તમાધિકારીને શ્રવણમાત્રથી જ આ બંને થાય છે. અન્યને તો ચિત્તશુદ્ધિ અનુસાર સાધનના ભેદથી વધતી ભક્તિથી થાય છે, એમ માનીને ચાર શ્લોકો વડે કહે છે— **'सा इति।'**

(શાસ્ત્રો અને આચાર્યોનાં વચનમાં) શ્રદ્ધા રાખવાથી, ભગવદ્ધર્મ (ભગવાને કહેલા વર્ણાશ્રમધર્મ)નું પાલન કરવાથી, (કલ્યાણનાં જુદાં જુદાં સાધન-ભજનને) જાણવાની ઇચ્છાથી, આધ્યાત્મિક (અષ્ટાંગ) યોગમાં નિષ્ઠા રાખવાથી, (યમ-નિયમાદિપૂર્વક ભગવદ્-ધ્યાનપરાયણ) યોગેશ્વરોની સેવાથી તથા પવિત્ર યશવાળા શ્રીહરિની પાવન કથા(નું નિત્ય શ્રવણ કરવા)થી (બ્રહ્મ ઉપર) પ્રીતિ (થાય છે.) ॥ ૨૨ ॥

सा ब्रह्मणि रतिरसङ्गश्च श्रद्धादिभिः स्यादिति चतुर्थेनान्वयः। जिज्ञासया तत्तद्विशेषबुभुत्सया पुण्यं श्रवो यशो यस्य तस्य हरेः पुण्यया कथया च॥ २२॥

**वंशीधरी—**

'नैतादृशः परो धर्मो यत्कथाश्रवणं हरेः'
इति पाद्मोक्तेः।
'पुराणश्रवणं नित्यं सर्वधर्मात्परं मतम्'
इति स्कान्दीयकेदारखण्डोक्तेः।
'आयासः सर्वधर्मेषु वर्जयित्वा हरेः कथाम्।
अतः कलौ हरिकथाश्रुतिः संसृतिनाशिनी॥'
इति तत्रैवोक्तेः।

**अर्थेन्द्रियारामसगोष्ठ्यतृष्णया**
**तत्संमतानामपरिग्रहेण च।**
**विविक्तरुच्या परितोष आत्मन्**
**विना हरेर्गुणपीयूषपानात्॥ २३**

अर्थारामा अर्थनिष्ठास्तामसाः, इन्द्रियारामाः कामनिष्ठा राजसास्तैः सह या गोष्ठी तस्यामतृष्णया। तेषां च ये संमता अर्थाः कामाश्च तेषामपरिग्रहेणानासक्त्या। विविक्ते विजने या रुचिस्तया। सा चात्मन्येव परितोषे सति स्यात्किंतु हरेर्गुणपीयूषपानाद्विना। तस्मिन्सति विविक्ते रुचिर्न कार्या, न चात्मनि परितोषः कार्य इत्यर्थः॥ २३॥

બ્રહ્મ ઉપર તે પ્રીતિ અને દેહાદિમાં વૈરાગ્ય શ્રદ્ધા વગેરેથી થાય છે, એમ ચોથા શ્લોક (૨૫) સાથે સંબંધ છે. તે તે (જુદાં જુદાં) વિશિષ્ટ સાધન-ભજનને **'जिज्ञासया'** જાણવાની ઈચ્છાથી તથા પવિત્ર છે **'श्रवः'** યશ જેમનો તે શ્રીહરિની પવિત્ર કથા(ના શ્રવણ)થી ॥ ૨૨ ॥

'શ્રીહરિની કથાઓનું જે શ્રવણ છે, તેના જેવો શ્રેષ્ઠ ધર્મ નથી,' એમ પદ્મપુરાણમાં કહેવાયું છે. 'નિત્ય પુરાણનું શ્રવણ સર્વધર્મોથી શ્રેષ્ઠ મનાયું છે.' એમ સ્કંદ પુરાણના કેદારખંડમાં કહ્યું હોવાથી તથા 'સર્વ ધર્મોમાં હરિકથા છોડીને બાકીનું જે કાંઈ કરવામાં આવે તે શ્રમમાત્ર છે કારણ કે કળિયુગમાં શ્રીહરિકથાશ્રવણ સંસારનો નાશ કરનાર છે', એમ તેમાં જ કહ્યું છે.

ધનાદિ અર્થમાં તથા ઈન્દ્રિયોના વિષયોમાં પ્રીતિવાળા મનુષ્યો સાથે વાર્તાલાપની ઈચ્છા ન હોવાથી, તેવા મનુષ્યોને પ્રિય લાગતા પદાર્થોનો (આસક્તિપૂર્વક) સંગ્રહ ન કરવાથી, ભગવદ્‌ગુણામૃતનું પાન કરવાના અપવાદ સિવાય આત્મામાં જ સંતુષ્ટ રહીને એકાન્તસેવનમાં રુચિ હોવાથી, ॥ ૨૩ ॥

**'अर्थारामाः'** (ધનાદિ) અર્થમાં રમમાણ એવા તામસીજનો, **'इन्द्रियारामाः'** વિષયોમાં પ્રીતિ કરનારા રાજસી જનો, તેમની સાથેનો જે વાર્તાલાપ થાય તેમાં લાલસા ન રાખવાથી તથા તેમને પ્રિય અર્થ અને વિષયો, તેમનો આસક્તિપૂર્વક સંગ્રહ ન કરવાથી, **'विविक्ते'** એકાન્તસેવનમાં જે પ્રીતિ છે તે રાખવાથી અને તે પ્રીતિ આત્મામાં જ સંતુષ્ટ રહેવામાં હોય તો જ (બ્રહ્મમાં પ્રેમ અને અનાત્મામાં વૈરાગ્ય ઊપજાવનારી બને છે) પરંતુ શ્રીહરિના ગુણામૃતનું પાન કરવાના અપવાદ સિવાય એકાન્તસેવન અને આત્મસંતોષ આચરવાં. ભગવદ્-ગુણામૃતપાન કરવાનું હોય ત્યારે એકાન્તસેવન અને આત્મપરિતોષ આચરવાં ન જોઈએ, એમ અર્થ છે. ॥ ૨૩ ॥

**अहिंसया पारमहंस्यचर्यया**
**स्मृत्या मुकुन्दाचरिताग्र्यसीधुना।**
**यमैरकामैर्नियमैश्चाप्यनिन्दया**
**निरीहया द्वन्द्वतितिक्षया च॥ २४**

पारमहंस्यचर्यया उपशमादिप्रधानया वृत्त्या। स्मृत्यात्महितानुसंधानेन मुकुन्दाचरितमेवाग्र्यं सीधु श्रेष्ठममृतं तच्चरितस्मृतिसुखेनेत्यर्थः। मार्गान्तरस्यानिन्दया। निरीहया योगक्षेमार्थक्रिया–राहित्येन। शीतोष्णादिद्वन्द्वसहनेन॥ २४॥

**हरेर्मुहुस्तत्परकर्णपूर–**
**गुणाभिधानेन विजृम्भमाणया।**
**भक्त्या ह्यसङ्गः सदसत्यनात्मनि**
**स्यान्निर्गुणे ब्रह्मणि चाञ्जसा रतिः॥ २५**

कथयेत्यत्रोक्तमपि कथनं भक्तावन्तरङ्गत्वेन पुनरुच्यते। तत्परा हरिभक्तास्तेषां कर्णपूराः कर्णालङ्कारभूता ये हरेर्गुणास्तेषामभिधानेन। सदसति कार्यकारणरूपे॥२५॥

भवत्वन्यत्रासङ्ग आत्मरतिश्च ततः किमत आह।

**यदा रतिर्ब्रह्मणि नैष्ठिकी पुमा–**
**नाचार्यवान् ज्ञानविरागरंहसा।**
**दहत्यवीर्यं हृदयं जीवकोशं**
**पञ्चात्मकं योनिमिवोत्थितोऽग्निः॥ २६**

(કોઈ પણ જીવને કષ્ટ ન આપવારૂપ) અહિંસાથી, પરમહંસોની (ઉપશમાદિ) વૃત્તિથી, (આત્મહિતના અનુસંધાનરૂપ) સ્મૃતિથી, શ્રીમુકુન્દ ભગવાનના લીલારૂપ શ્રેષ્ઠ અમૃત(ના પાન)થી, નિષ્કામભાવે યમ-નિયમો પાળવાથી, અન્ય માર્ગની નિંદા ન કરવાથી, (યોગક્ષેમ માટે પ્રવૃત્તિ ન કરવારૂપ) નિઃસ્પૃહવૃત્તિથી તથા (શીત-ઉષ્ણ વગેરે) દ્વંદ્વો સહન કરવાથી ॥ ૨૪ ॥

‘**पारमहंस्यचर्यया**’ ઉપશમ વગેરે મુખ્ય છે તેવી પરમહંસોની વૃત્તિથી ‘**स्मृत्या**’ આત્મહિતના અનુસંધાનથી, શ્રીમુકુન્દ ભગવાનની લીલા એ જ ‘**अग्र्यं सीधु**’ શ્રેષ્ઠ અમૃત, તેમની લીલાના સ્મરણસુખ દ્વારા, એમ અર્થ છે. બીજાના માર્ગની નિંદા ન કરવાથી ‘**निरीहया**’ યોગક્ષેમ માટે પ્રવૃત્તિ ન કરવાથી, શીતોષ્ણાદિ દ્વંદ્વો સહન કરવાથી॥ ૨૪ ॥

તથા શ્રીહરિભક્તોના કર્ણોને આભૂષણસ્વરૂપ શ્રીહરિના ગુણો વારંવાર ગાવાથી, (નિત્ય) વધતી ભક્તિ વડે નિર્ગુણ બ્રહ્મમાં પ્રીતિ અને આત્માથી ભિન્ન કાર્ય-કારણાત્મક દેહાદિ ઉપર અનાયાસે વૈરાગ્ય ઊપજે છે. ॥ ૨૫ ॥

‘**कथया इति**’ આ વિષયમાં (શ્લોક-૨૨માં) કહેવામાં આવ્યું હોવા છતાં ભક્તિમાં હરિકથા અંતરંગ હોવાથી પુનઃ કહે છે. ‘**तत्पराः**’ તે હરિપરાયણ ભક્તોના ‘**कर्णपूराः**’ કર્ણના આભૂષણરૂપ જે હરિગુણો છે, તેમને કહેવાથી ‘**सत्-असति**’ કાર્ય-કારણરૂપ દેહાદિ ઉપર વૈરાગ્ય ઊપજે છે. ॥ ૨૫ ॥

આત્માથી ભિન્ન દેહાદિમાં વૈરાગ્ય અને આત્મામાં પ્રીતિ થાય પછી શું, તે હવે કહે છે.

જ્યારે પરબ્રહ્મમાં સુદૃઢ પ્રીતિ થાય છે ત્યારે ગુરુભક્તિવાળો મનુષ્ય જ્ઞાન અને વૈરાગ્યના વેગથી વાસનાશૂન્ય થયેલા જીવના આવરણરૂપ પંચમહાભૂતાત્મક હૃદયને બાળી નાખે છે; જેમ (અરણિકાષ્ઠમાંથી) પ્રજ્વલિત થયેલો અગ્નિ પોતાના ઉત્પત્તિકારણ અરણિને બાળી નાખે છે તેમ. ॥ ૨૬ ॥

यदा निष्ठां प्राप्ता रतिर्भवति तदाचार्यवान्सन् ज्ञानवैराग्ययोर्वेगेनावीर्यं निर्वासनं सज्जीवस्य कोशमावरकं हृदयं पुमान् दहति। कथंभूतम्। पञ्चमहाभूतप्रधानम्। यद्वा अविद्यास्मितारागद्वेषाभिनिवेशाः पञ्च तदात्मकम्। उत्थितः प्रज्वलितोऽग्निर्योनिमरणिमिव। यद्वा यदा रतिराचार्यानुग्रहश्च तदा ज्ञानविरागयोर्वेगेनोत्थितः साक्षात्कारोऽवीर्यं पुनः प्ररोहक्षमं यथा न भवत्येवं हृदयं दहति। शेषं समानम्॥ २६ ॥

જ્યારે નિષ્ઠાને પ્રાપ્ત થયેલી પ્રીતિ થાય ત્યારે ગુરુવાળો થઈ, જ્ઞાન અને વેરાગ્યના વેગથી **'अवीर्यम्'** વાસનારહિત થયેલા, જીવના **'कोशम्'** આવરણરૂપ હૃદયને મનુષ્ય બાળી નાખે છે. કેવા હૃદયને? પંચમહાભૂતાત્મક હૃદયને અથવા અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ, અભિનિવેશ– એમ (પંચક્લેશવાળા) પંચાત્મક હૃદયને– **'उत्थितः'** પ્રજ્વલિત થયેલો અગ્નિ **'योनिम्'** પોતાના ઉત્પત્તિકારણ અરણિને (બાળે તેમ). અથવા જ્યારે ભગવાનમાં પ્રીતિ થાય છે અને સદ્‌ગુરુદેવનો અનુગ્રહ થાય છે ત્યારે જ્ઞાન અને વૈરાગ્યના વેગથી **'उत्थितः'** થયેલો સાક્ષાત્કાર **'अवीर्यम्'** વાસનાશૂન્ય, પુનઃ વાસના અંકુરિત થવાને સમર્થ ન થાય તેમ હૃદયને બાળી નાખે છે. બાકીનું સમાન છે. ॥ ૨૬ ॥

ततः किमत आह।

લિંગદેહના નાશ પછી શું, તે હવે કહે છે.

**दग्धाशयो मुक्तसमस्ततद्गुणो**
**नैवात्मनो बहिरन्तर्विचष्टे।**
**परात्मनोर्यद्व्यवधानं पुरस्तात्**
**स्वप्ने यथा पुरुषस्तद्विनाशे॥ २७**

જેની હૃદયરૂપી ઉપાધિ બળી ગઈ છે (અને તેથી) જેણે તે હૃદયના (કર્તૃત્વાદિ) સમસ્ત ગુણો છોડ્યા છે તેવો પુરુષ દ્રષ્ટા અને દૃશ્ય, એવો ભેદ કરનાર અંતઃકરણ, જે પૂર્વે હતું, તેનો નાશ થતાં સ્વપ્નમાં (જોયેલા પદાર્થોને) સ્વપ્નાવસ્થાનો નાશ થતાં જોતો નથી, તેમ દેહની બહારના ઘટાદિ પદાર્થોને તથા અંદરનાં સુખ-દુઃખાદિને જોતો નથી. ॥ ૨૭ ॥

दग्ध आशयो हृदयमुपाधिर्यस्य। अत एव मुक्ताः समस्तास्तद्गुणाः कर्तृत्वादयो येन आत्मनः सकाशाद्बहिर्घटाद्यन्तःसुखदुःखादिनैव विचष्टे न पश्यत्येव। कुत इत्यपेक्षायां द्रष्टृदृश्यप्रतीतेरन्तःकरणहेतुत्वादित्याह। परो दृश्यः आत्मा द्रष्टा तयोर्यद्व्यवधानं भेदकं पूर्वमासीत्तस्य विनाशे सति। यथा स्वप्ने राजाऽहमित्यारोपितं सैन्यादिद्रष्टारं दृश्यं सैन्यं च स्वप्नावस्थानाशे न पश्यति तद्वत् ॥ २७ ॥

બળી ગઈ છે **'आशयः'** હૃદયરૂપ ઉપાધિ જેની, આથી જ તે હૃદયના કર્તૃત્વાદિ સમસ્ત ગુણો જેણે છોડ્યા છે તેવો પુરુષ **'आत्मनः'** દેહથી **'बहिः'** બહારના ઘટાદિ પદાર્થોને તથા **'अन्तः'** અંદરનાં સુખ-દુઃખાદિને **'न-एव-विचष्टे'** જોતો જ નથી. કેવી રીતે જોતો નથી, એવી અપેક્ષા માટે કહે છે– અન્તઃકરણરૂપ કારણને લીધે દ્રષ્ટા અને દૃશ્યની પ્રતીતિ થાય છે, એમ કહે છે. **'परः'** દૃશ્ય, **'आत्मा'** દ્રષ્ટા– તે બંનેનો એવો **'व्यवधानम्'** ભેદ કરનાર જે (અહંકાર નામનું અન્તઃકરણ) પૂર્વે હતું, તેનો વિનાશ થતાં, જેમ સ્વપ્નમાં હું રાજા છું એવો આરોપ સૈન્ય વગેરે જોનારને અને દૃશ્ય સૈન્યને પણ, સ્વપ્નાવસ્થાનો નાશ થતાં (પુરુષ) જોતો નથી તેમ. ॥ ૨૭ ॥

द्रष्टृदृश्यभेदप्रतीतेरन्तःकरणहेतुत्वमन्वय-व्यतिरेकाभ्यामुपपादयति—**आत्मानमिति**।

**आत्मानमिन्द्रियार्थं च परं यदुभयोरपि।**
**सत्याशय उपाधौ वै पुमान्पश्यति नान्यदा॥ २८**

આત્માનં દ્રષ્ટારમિન્દ્રિયાર્થં દૃશ્યમુભયોસ્તયોઃ परं संबन्धहेतुमहंकारं चाशयेऽन्तःकरणे सत्येव जाग्रत्स्वप्नयोः पश्यत्यन्यदा सुषुप्तौ न, तदुक्तम्

'दृश्यानुरञ्जितं द्रष्टृ दृश्यं द्रष्ट्रनुरञ्जितम्।
अहंकृत्योभयं रक्तं तन्नाशेऽद्वैततात्मनः॥'
इति॥ २८॥

**वि.चक्र.**—लिङ्गदेह एव जीवस्योपाधिः। लिङ्गदेहाभावे तदा तु परमात्मानमेव पश्यतीति भावः।

एकस्मिन्नात्मनि दृश्यादिभेदप्रतीतिरौपाधिकीति दृष्टान्तेन स्पष्टयति—**निमित्त इति**।

**निमित्ते सति सर्वत्र जलादावपि पूरुषः।**
**आत्मनश्च परस्यापि भिदां पश्यति नान्यदा॥ २९**

लोकेऽपि च सर्वत्र जलदर्पणादौ भेदनिमित्ते सत्येवात्मनो बिम्बभूतस्य परस्य प्रतिबिम्बस्य च भेदं पश्यति, न तु जलाद्यभावे॥ २९॥

तदेवं चतुर्भिरसङ्गात्मरत्योर्मोक्षहेतुत्वमुक्तं, इदानीमनात्मरतेः संसारहेतुत्वमाह—**इन्द्रियैरिति** चतुर्भिः।

દ્રષ્ટા અને દૃશ્યના ભેદની પ્રતીતિ અહંકારને કારણે થાય છે, તે અન્વય અને વ્યતિરેક દ્વારા સિદ્ધ કરે છે— **'आत्मानम् इति।'**

જ્યારે હૃદયરૂપ ઉપાધિ હોય છે ત્યારે આત્મરૂપ દ્રષ્ટાને તથા ઈન્દ્રિયોના વિષયરૂપ દૃશ્યને તેમ જ તે બંનેનો સંબંધ કરાવનાર અહંકારને (જાગૃત અવસ્થામાં તથા સ્વપ્ન અવસ્થામાં) પુરુષ જુએ છે, પણ તે (હૃદયરૂપ ઉપાધિ) ન હોય ત્યારે (સુષુપ્ત અવસ્થામાં તેમાંનું કાંઈ) જોતો નથી. ॥ ૨૮ ॥

**'आत्मानम्'** આત્મરૂપ દ્રષ્ટાને તથા ઈન્દ્રિયોના વિષયરૂપ દૃશ્યને તેમ જ તે બંનેનો **'परम्'** સંબંધ કરાવનાર અહંકારને **'आशये'** અંતઃકરણ (હૃદયરૂપ) ઉપાધિ હોય ત્યારે જ જાગૃત અને સ્વપ્નાવસ્થામાં (મનુષ્ય) જુએ છે, જ્યારે સુષુપ્તિમાં જોતો નથી. તે જ કહેવાયું છે.

'દ્રષ્ટા દૃશ્યથી રંગાયેલો છે, દૃશ્ય દ્રષ્ટાથી રંગાયેલું છે. અહંકારથી દ્રષ્ટા અને દૃશ્ય એ બંને રંગાયેલાં છે. તે અહંકારનો નાશ થતાં આત્માનું અદ્વૈતપણું જ છે.'॥ ૨૮ ॥

લિંગદેહ એ જ જીવની ઉપાધિ, લિંગદેહ ન હોય ત્યારે જ પરમાત્માનાં દર્શન થાય છે, તેવો ભાવ છે.

એક જ આત્મામાં દૃશ્ય વગેરે ભેદની પ્રતીતિ (અંતઃકરણરૂપ) ઉપાધિને કારણે છે, તે દૃષ્ટાન્તથી સ્પષ્ટ કરે છે— **'निमित्ते इति।'**

બાહ્ય જગતમાં પણ જળ વગેરે હોય ત્યારે જ જળાદિમાં મનુષ્ય બિમ્બરૂપ પોતાનો અને પ્રતિબિંબરૂપ બીજાનો ભેદ જુએ છે, અન્ય સમયે નહીં. ॥ ૨૯ ॥

જગતમાં પણ બધે જ જળ, દર્પણ (તેલ, ચક્ષુ)માં ભેદ દર્શાવનાર નિમિત્ત હોય છે ત્યારે જ **'आत्मनः'** બિંબરૂપ પોતાનો અને **'परस्य'** પ્રતિબિંબરૂપ બીજાનો ભેદ જુએ છે, પરંતુ જળ વગેરે ન હોય તો તેવો ભેદ જોતો નથી.॥ ૨૯ ॥

આ જ પ્રમાણે અનાસક્તિ અને આત્મામાં પ્રીતિ હોવી, તે મોક્ષના કારણરૂપ છે, તે વાતને ચાર શ્લોકો વડે કહેવાઈ. હવે આત્માથી વ્યતિરિક્તમાં પ્રેમ હોવો તે સંસારના કારણરૂપ છે, એમ ચાર શ્લોકો વડે કહે છે— **'इन्द्रियैः इति।'**

**इन्द्रियैर्विषयाकृष्टैराक्षिप्तं ध्यायतां मनः।**
**चेतनां हरते बुद्धेः स्तम्बस्तोयमिव ह्रदात्॥ ३०**

(કિનારે ઊગેલાં) કુશ વગેરે જેમ જળાશયમાંથી (પોતાનાં મૂળિયાં વડે) પાણીને ખેંચી લે છે, તેમ વિષયોનું ચિંતન કરનારા મનુષ્યોનું વિષયોથી આકર્ષાયેલી ઈન્દ્રિયો વડે ખેંચાયેલું મન બુદ્ધિની ચેતના (વિચારશક્તિ)ને હરી લે છે. ॥ ૩૦ ॥

ध्यायतां गुणारोपेण स्मरतां पुंसामिन्द्रियाणि स्मृतैर्विषयैराकृष्यन्ते। तैश्च मन आकृष्यते विषयासक्तिं प्राप्यते। तच्च बुद्धेः सकाशात्तद्धर्मं चेतनां विचारसामर्थ्यं हरति। एतच्चाविवेकिना न लक्ष्यत इति दृष्टान्तेनाह।

**'ध्यायताम्'** વિષયોમાં કરાયેલા ગુણના આરોપથી તેનું ચિંતન કરનારા મનુષ્યોની ઈન્દ્રિયો ચિંતન કરાયેલા વિષયો વડે આકર્ષાય છે. તે ઈન્દ્રિયો વડે મન આકર્ષાય છે તથા મનને વિષયોમાં આસક્તિ પ્રાપ્ત કરાવવામાં આવે છે અને તે મન બુદ્ધિ પાસેથી તેનો ધર્મ **'चेतनाम्'** વિચારશક્તિને હરી લે છે અને આ અવિવેકી દ્વારા લક્ષમાં નથી લેવાતું, એમ દૃષ્ટાન્તપૂર્વક કહે છે.

तीरजः कुशादिस्तम्बो यथा मूलैस्तोयं ह्रदादपहरति तद्वत्॥ ३०॥

તીરે ઊગેલાં કુશ વગેરે ઘાસ જેમ મૂળિયાં વડે જળને ધરામાંથી ખેંચી લે છે તેમ ॥ ૩૦ ॥

**भ्रश्यत्यनु स्मृतिश्चित्तं ज्ञानभ्रंशः स्मृतिक्षये।**
**तद्रोधं कवयः प्राहुरात्मापह्नवमात्मनः॥ ३१**

ચેતનાશક્તિનું હરણ થતાં આગળ-પાછળના અનુસંધાનરૂપ સ્મરણશક્તિ નાશ પામે છે અને સ્મરણશક્તિનો નાશ થતાં જ્ઞાનનો નાશ થાય છે. તે જ્ઞાનના નાશને જ વિદ્વાનો આત્માને કારણે થતો આત્માનો નાશ (અર્થાત્ નિરુપાધિક આત્માનો અપ્રકાશ) કહે છે. ॥ ૩૧ ॥

चित्तं चेतनामनु तस्यामपहृतायां स्मृतिः पूर्वापरानुसन्धानं भ्रश्यति। एवं तद्रोधं ज्ञानभ्रंशमात्मन एव हेतोरात्मनोऽपह्नवं नाशं प्राहुः॥ ३१॥

**'चित्तम्'** ચેતનાશક્તિ **'अनु'** તેનું હરણ થતાં **'स्मृतिः'** આગળ-પાછળના અનુસંધાનરૂપ સ્મરણશક્તિ નાશ પામે છે. આમ **'तद्-रोधम्'** તે જ્ઞાનના નાશને જ, (વિદ્વાનો) પોતાને કારણે પોતાનો **'अपह्नवम्'** નાશ કહે છે. ॥ ૩૧ ॥

एवंभूतो नाशो भवतु, ततश्च किमित्यत आह।

આ પ્રમાણે નાશ ભલે થાય, પણ પછી શું થાય છે, તે હવે કહે છે.

**नातः परतरो लोके पुंसः स्वार्थव्यतिक्रमः।**
**यदध्यन्यस्य प्रेयस्त्वमात्मनः स्वव्यतिक्रमात्॥ ३२**

જે આત્માને કારણે અન્ય સ્ત્રી-પુત્રાદિ વિષયો અત્યંત પ્રિય લાગે છે, તે આત્માનો આ રીતે પોતાના દ્વારા જ થતા નાશથી મનુષ્યનો બીજો કોઈ સ્વાર્થનાશ જગતમાં નથી. ॥ ૩૨ ॥

यदधि यमधिकृत्यान्यस्य विषयस्य प्रियतमत्वम्। 'आत्मनस्तु कामाय सर्वं प्रियं भवति' इति श्रुतेः। तस्यात्मनः स्वेनैव यो व्यतिक्रमोऽपह्नवस्तस्माद्यः स्वार्थनाशोऽतः परतरः स्वार्थनाशो नास्ति॥ ३२॥

कुत इत्यत आह।

**अर्थेन्द्रियार्थाभिध्यानं सर्वार्थापह्नवो नृणाम्।**
**भ्रंशितो ज्ञानविज्ञानाद्येनाविशति मुख्यताम्॥ ३३**

अर्थस्याभिध्यानमिन्द्रियस्यार्थः कामस्तस्याभिध्यानं सर्वार्थनाशः। ज्ञानं विज्ञानं च परोक्षापरोक्षम्। येन ध्यानेन मुख्यतां स्थावरताम्॥ ३३॥

अनात्मरतेरनर्थहेतुत्वमुक्तं सङ्गस्याप्याह— **नेति।**

**न कुर्यात्कर्हिचित्सङ्गं तमस्तीव्रं तितीरिषुः।**
**धर्मार्थकाममोक्षाणां यदत्यन्तविघातकम्॥ ३४**

यद्वस्तु धर्मादीनां विघातकं तस्मिन्सङ्गम्। तमः संसारम्॥ ३४॥

तुल्यवन्निर्देशात्पुरुषार्थसाम्यभ्रान्तिं वारयति— **तत्रापीति।**

**तत्रापि मोक्ष एवार्थ आत्यन्तिकतयेष्यते।**
**त्रैवर्ग्योऽर्थो यतो नित्यं कृतान्तभयसंयुतः॥ ३५**

**'यद्-अधि'** જે આત્માને કારણે **'अन्यस्य'** બીજાં સ્ત્રી-પુત્રાદિ વિષયનું અત્યંત પ્રિયત્વ છે. 'પોતાના જ પ્રયોજન માટે સર્વ પ્રિય હોય છે'– (બૃહદા.ઉપ.૨/૪/૫) એમ શ્રુતિ છે. તે આત્માનો પોતાના દ્વારા જ જે **'व्यतिक्रमः'** નાશ છે, તેનાથી જે પોતાના જ સ્વાર્થનો નાશ છે, તેનાથી વધીને બીજો કોઈ સ્વાર્થનાશ નથી.॥ ૩૨ ॥

શા માટે તે હવે કહે છે.

ધનનું ચિંતન, ઈન્દ્રિયોના વિષયોનું ચિંતન એ જ મનુષ્યોના સર્વ પુરુષાર્થોનો નાશ છે, જેથી મનુષ્ય જ્ઞાન તથા વિજ્ઞાનથી ભ્રષ્ટ થઈ (વૃક્ષાદિ) સ્થાવરયોનિને પ્રાપ્ત થાય છે. ॥ ૩૩ ॥

**'अर्थस्य अभिध्यानम्'** ઈન્દ્રિયોના વિષયો અર્થાત્ કામ– તેનું સતત ચિંતન એ જ સર્વ પુરુષાર્થનો નાશ છે. **'ज्ञानम्'** એટલે પરોક્ષ શાસ્ત્રજ્ઞાન અને **'विज्ञानम्'** એટલે અપરોક્ષ, આત્મસાક્ષાત્કારનું જ્ઞાન. **'येन'** જે વિષયચિંતનથી **'मुख्यताम्'** સ્થાવર યોનિને (મનુષ્ય) પ્રાપ્ત થાય છે. ॥ ૩૩ ॥

અનાત્મવસ્તુમાં પ્રીતિ કરવી એ અનર્થના કારણરૂપ છે, એમ કહીને સંગ પણ અનર્થના કારણરૂપ છે, એમ કહે છે— **'न इति।'**

તીવ્ર અંધકારરૂપ સંસાર તરવાની ઈચ્છાવાળાએ જે વસ્તુ ધર્મ, અર્થ, કામ, મોક્ષનો અત્યંત નાશ કરનારી હોય, તેનો ક્યારેય પણ સંગ કરવો નહીં.॥ ૩૪ ॥

જે વસ્તુ ધર્માદિનો નાશ કરનારી હોય તેમાં આસક્તિ (રાખવી નહીં)– **'तमः'** (તીવ્ર) અંધકારરૂપ સંસાર ॥ ૩૪ ॥

ધર્મ, અર્થ, કામ અને મોક્ષનો એક સરખો નિર્દેશ હોવાથી મોક્ષ પણ ત્રિવર્ગરૂપ પુરુષાર્થો જેવો જ છે, તેવી ભ્રાન્તિ આ દ્વારા દૂર કરે છે— **'तत्र अपि इति।'**

તે ચાર પુરુષાર્થોમાં પણ સર્વોત્તમ તરીકે મોક્ષ પુરુષાર્થ જ ઈષ્ટ બને છે કારણ કે ધર્મ, અર્થ, કામ– એ ત્રણ પુરુષાર્થ તો નિત્ય કાળના ભયથી યુક્ત છે. ॥ ૩૫ ॥

कृतान्तः कालः ॥ ३५ ॥

भयसंयुतत्वमेवाह।

**परेऽवरे च ये भावा गुणव्यतिकरादनु।**
**न तेषां विद्यते क्षेममीशविध्वंसिताशिषाम्॥ ३६**

परे ब्रह्मादयोऽवरेऽस्मदादयो गुणक्षोभादनु पश्चाद्भवन्ति। ईशः कालस्तेन विध्वंसिता आशिषो येषाम्॥ ३६ ॥

**तत्त्वं नरेन्द्र जगतामथ तस्थुषां च**
**देहेन्द्रियासुधिषणात्मभिरावृतानाम् ।**
**यः क्षेत्रवित्तपतया हृदि विष्वगाविः**
**प्रत्यक् चकास्ति भगवांस्तमवेहि सोऽस्मि॥ ३७**

यस्मादनात्मरतिरनर्थहेतुस्तत्तस्माज्जगतां जङ्गमानां तस्थुषां स्थावराणां च देहादिभिरात्मनाहंकारेण चावृतानां हृदि यश्चकास्ति प्रकाशते तमवेहि। कथम्। सोऽस्मीति। सोऽस्तीति पाठे स एवैकोऽस्ति ततोऽन्यदसदित्यर्थः।

ननु जीवो हृदि चकास्ति नान्यस्तत्राह। क्षेत्रविदं जीवं तपति नियमयतीति क्षेत्रवित्तपस्तस्य भावस्तत्ता तयान्तर्यामिरूपेण। यद्वा क्षेत्रवित्ते अहंममतास्पदे पातीति क्षेत्रवित्तपस्तेन रूपेण। जीवस्तु पारतन्त्र्यान्न पाति।

ननु कर्म जीवं नियच्छति, न, आविः प्रत्यक्षः। तर्हि बुद्धिः, न, प्रत्यक्प्रतिलोमं चकास्ति। बुद्धिस्तु पराग्विषयाकारेण।

**'कृतान्तः'** કાળ ॥ ૩૫ ॥

ભય સાથે જ રહેલો છે, તે કહે છે.

સત્ત્વાદિ ગુણોના ક્ષોભ પછી જે જે બ્રહ્માદિ તથા અમારા જેવા થયા છે, (કે જેમના) મનોરથો કાળ દ્વારા નષ્ટ થયા છે, તે પ્રાણીઓની ક્ષેમકુશળ સ્થિતિ છે જ નહીં. ॥ ૩૬ ॥

**'परे'** બ્રહ્માજી વગેરે **'अवरे'** અમારા જેવા કે જેઓ સત્ત્વાદિ ગુણોના વિકાર પછી થયા છે. **'ईशः'** ઈશ્વર એવા કાળ દ્વારા નષ્ટ થયા છે મનોરથો જેમના॥ ૩૬ ॥

તેથી હે નરેન્દ્ર! દેહ, ઈન્દ્રિય, પ્રાણ, બુદ્ધિ તથા અહંકારથી આવૃત થયેલા સ્થાવરજંગમ પ્રાણીઓના હૃદયમાં જે ભગવાન જીવના નિયામક અંતર્યામી આત્મારૂપે, સર્વવ્યાપકપણે સાક્ષાત્ પ્રકાશે છે, તે પરમાત્મા છે. તેને 'તે હું છું', એમ તમે જાણો. ॥૩૭॥

કારણ કે અનાત્મા પદાર્થો માટેનો પ્રેમ અનર્થના કારણરૂપ છે, **'तत्'** તેથી **'जगताम्'** જંગમ અને **'तस्थुषाम्'** સ્થાવર પ્રાણીઓના દેહાદિથી તથા **'आत्मना'** અહંકારથી વીંટાયેલા હૃદયમાં જે **'चकास्ति'** પ્રકાશે છે, તેને તમે જાણો. કેવી રીતે? 'તે હું છું', એમ જાણો. **'सः अस्ति'** પાઠમાં, તે એક જ છે, તેનાથી અન્ય અસત્ છે, એમ અર્થ છે. (તૃ. વિ.)

શંકા કરે છે કે હૃદયમાં તો જીવ પ્રકાશે છે, અન્ય નહીં, તે માટે ઉત્તર આપે છે. **'क्षेत्रविदम्'** જીવનું **'तपति'** નિયમન કરે છે એટલે **'क्षेत्रवित्-तपः'** તેનો ભાવ આમ છે– **'क्षेत्रवित्-तपता'** (તૃ. વિ.) તે અંતર્યામીરૂપે અથવા **'क्षेत्रवित्ते'** અહંતા અને મમતાના આશ્રયરૂપ દેહનું રક્ષણ કરે છે તે **'क्षेत्रवित्तपः'** તેના રૂપે (પ્રકાશે છે તે). જીવ તો પરતન્ત્ર હોવાથી રક્ષણ કરતો નથી.

શંકા કરવામાં આવી છે કે જીવનું નિયમન તો કર્મ કરે છે. તે માટે ઉત્તર આપે છે કે ના, **'आविः'** સાક્ષાત્ સ્વયંપ્રકાશ ભગવાન જીવનું નિયમન કરે છે અને પ્રકાશે છે. વળી શંકા કરે છે કે તો પછી બુદ્ધિ પ્રકાશે છે? તો કહે છે કે ના, **'प्रत्यक्'** બુદ્ધિથી પણ અન્તર્વર્તી, બાહ્ય વિષયોની અપેક્ષાએ તદ્દન વિરુદ્ધ, અંદરથી પ્રકાશમાન એવો આત્મા પ્રકાશે છે. બુદ્ધિ તો બાહ્ય વિષયાકારરૂપ છે.

तर्ह्यहंकारः, न, विष्वग्व्याप्तत्वेन। स तु परिच्छिन्नः, एवंभूतो यो भगवांस्तमवेहीति॥ ३७॥

પુનઃ શંકા કરે છે કે તો પછી અહંકાર પ્રકાશે છે? તો કહે છે કે ના, **'विष्वक्'** સર્વવ્યાપક હોવાથી ભગવાન પ્રકાશે છે. તે અહંકાર તો મર્યાદિત છે. આવા જે ભગવાન છે તેમને તમે જાણો. ॥ ૩૭ ॥

स्थावरजङ्गमादीनां हृदि चकास्तीत्युक्ते तेषां सत्त्वं तत्संबन्धादीश्वरस्य मालिन्यं च प्रसक्तं निराकुर्वन्नुद्रिक्तभक्त्या तं प्रणमति।

સ્થાવર અને જંગમ પ્રાણીઓના હૃદયમાં પ્રકાશે છે– એમ કહેવામાં તેમની પૃથક્ સત્તા અને તે સંબંધથી ઈશ્વરની મલિનતાનો પ્રસંગ આવી પડે, તે દૂર કરતાં, પ્રબળ ભક્તિથી તેમને પ્રણામ કરે છે.

**यस्मिन्निदं सदसदात्मतया विभाति**
**माया विवेकविधुति स्रजि वाऽहिबुद्धिः।**
**तं नित्यमुक्तपरिशुद्धविबुद्धतत्त्वं**
**प्रत्यूढकर्मकलिलप्रकृतिं प्रपद्ये॥ ३८**

વિવેકજ્ઞાનથી જેનો નાશ થાય છે તેવું આ વિશ્વ ઊંચ-નીચના (અથવા કાર્ય-કારણના) ભાવથી જે પરમાત્મામાં, પુષ્પમાળામાં સર્પ ભાસે તેમ કેવળ માયારૂપ ભાસે છે તેમ જ કર્મને કારણે મલિન એવી પ્રકૃતિને અભિભૂત કરે છે, તે નિત્યમુક્ત, પરિશુદ્ધ, જ્ઞાનસ્વરૂપ, સત્યસ્વરૂપ પરમાત્માને શરણે હું જાઉં છું. ॥ ૩૮ ॥

यस्मिन्निदं विश्वं सदसदात्मतयोत्कृष्टनिकृष्टभावेन कार्यकारणभावेन वा मायैव विभाति तं प्रपद्ये। मायात्वे हेतुः—विवेकेन विधुतिर्निराकृतिर्यस्य तत्। स्रजि वेति वाशब्दो दृष्टान्ते। नित्यमुक्तम्। यतः परिशुद्धम्। तत्कुतः। विबुद्धं तत्त्वं सत्यमत एव प्रत्यूढाऽभिभूता कर्मभिः कलिला मलिना प्रकृतिर्येन तम्॥ ३८॥

જે પરમાત્મામાં આ વિશ્વ **'सद्-असद्-आत्मतया'** ઊંચ-નીચના ભેદથી કે કાર્ય-કારણના ભાવથી કેવળ માયારૂપ ભાસે છે, તે પરમાત્માને શરણે હું જાઉં છું. માયારૂપ હોવા માટેનું કારણ આપે છે– વિવેકથી **'विधुतिः'** નાશ છે જેનો તેવું તે વિશ્વ. **'स्रजि वा इति।'** **'वा'** શબ્દ દૃષ્ટાન્ત માટે છે. નિત્યમુક્ત પરમાત્માને શરણે જાઉં છું કારણ કે તે પરિશુદ્ધ છે માટે નિત્યમુક્ત છે. તે કેવી રીતે? **'विबुद्धम्'** જ્ઞાનરૂપ છે, **'तत्त्वम्'** સત્યરૂપ છે, આથી જ **'प्रत्यूढा'** અભિભૂત કરી છે પ્રકૃતિને જેમણે, કર્મોથી **'कलिला'** મલિન એવી પ્રકૃતિને જેમણે અભિભૂત કરી છે તે પરમાત્માને (શરણે હું જાઉં છું). ॥ ૩૮ ॥

तमवेहीति ज्ञानमुपदिष्टं तस्य दुष्करत्वेन भक्तिमुपदिशति द्वाभ्याम्।

તે ભગવાનને તમે જાણો (શ્લોક-૩૭), એમ ઉપદેશ કરાયેલું જ્ઞાન દુષ્કર હોવાથી બે શ્લોકો વડે ભક્તિનો ઉપદેશ કરે છે.

**यत्पादपङ्कजपलाशविलासभक्त्या**
**कर्माशयं ग्रथितमुद्ग्रथयन्ति सन्तः।**
**तद्वन्न रिक्तमतयो यतयोऽपि रुद्ध-**
**स्त्रोतोगणास्तमरणं भज वासुदेवम्॥ ३९**

જેમનાં ચરણકમળોની અંગુલિરૂપ પાંખડીઓની આભાના સ્મરણથી સંતજનો કર્મો વડે ગૂંથાયેલી અહંકારરૂપ હૃદયગ્રંથિને (એવી) નષ્ટ કરે છે, કે જે સમસ્ત ઇન્દ્રિયોનો પ્રત્યાહાર કરનારા, નિર્વિષય બુદ્ધિ(અંતઃકરણ) વાળા યોગીઓ કરી શકતા નથી, એવા શરણરૂપ (સર્વાશ્રય) ભગવાન વાસુદેવની તમે સેવા કરો.॥ ૩૯ ॥

यस्य पादपङ्कजयोः पलाशान्यङ्गुलयस्तेषां विलासः कान्तिस्तस्य भक्त्या स्मृत्या कर्माशयमहंकाररूपं हृदयग्रन्थिम्। कर्मभिरेव ग्रथितम्। रिक्ता निर्विषया मतिर्येषाम्। रुद्धः प्रत्याहृतः स्त्रोतोगण इन्द्रियवर्गो यैः। अरणं शरणम्॥ ३९ ॥

'ननु ब्रह्मविदाप्नोति परं' इति श्रुतेः। कथं यतयो नोद्ग्रथयन्तीत्युच्यते तत्राह—**कृच्छ्र इति**।

**कृच्छ्रो महानिह भवार्णवमप्लवेशां**
**षड्वर्गनक्रमसुखेन तितीरषन्ति।**
**तत्त्वं हरेर्भगवतो भजनीयमङ्घ्रिं**
**कृत्वोडुपं व्यसनमुत्तर दुस्तरार्णम्॥ ४०**

अप्लवेशां न प्लवस्तरणहेतुरीट् ईशो येषां तेषां महानिह तरणे कृच्छ्रः क्लेशः। ते ह्यसुखेन योगादिनेन्द्रियषड्वर्गग्राहं भवार्णवं तितीर्षन्ति। तत्तस्मात्। उडुपं प्लवम्। दुस्तरार्णवमित्यर्थः। अर्णशब्दे वकाराभाव आर्षः। यद्वा दुस्तरोदकरूपं व्यसनमित्यर्थः॥ ४० ॥

**मैत्रेय उवाच**

**स एवं ब्रह्मपुत्रेण कुमारेणात्ममेधसा।**
**दर्शितात्मगतिः सम्यक्प्रशस्योवाच तं नृपः॥ ४१**

आत्ममेधसा ब्रह्मविदा दर्शिता आत्मनो गतिस्तत्त्वं यस्मै सः॥ ४१ ॥

જેમનાં ચરણકમળોની '**पलाशानि**' આંગળીઓ, તેમની '**विलासः**' કાન્તિ, તેના '**भक्त्या**' સ્મરણથી– '**कर्माशयम्**' અહંકારરૂપ હૃદયગ્રંથિને, કર્મો વડે જ ગૂંથાયેલી ગ્રંથિને– '**रिक्ता**' વિષયરહિત બુદ્ધિ છે જેમની, '**रुद्धः**' (વિષયોમાંથી) ખેંચાઈ ગયો છે '**स्त्रोतोगणः**' ઈન્દ્રિયોનો સમૂહ જેમના વડે, તેવા યોગીઓ– '**अरणम्**' શરણરૂપ ભગવાન વાસુદેવને ભજો. ॥ ૩૯ ॥

અહીં આક્ષેપ કરવામાં આવ્યો છે કે, 'બ્રહ્મજ્ઞાની પરતત્ત્વને પ્રાપ્ત કરે છે.' (તૈત્તિ.ઉપ.૨/૧) એમ શ્રુતિ છે. તો પછી યોગીઓ હૃદયગ્રંથિનો નાશ કરી શકતા નથી એમ કેમ કહેવાયું છે? તો તે માટે આ શ્લોકથી ઉત્તર આપે છે— '**कृच्छ्रः इति।**'

છ ઈન્દ્રિયોરૂપી મગરવાળા સંસારસમુદ્રને યોગાદિ કઠિન સાધનો વડે જેઓ તરી જવા ઈચ્છે છે તેવા, શ્રીહરિરૂપ નૌકાવિહોણા જનોને અહીં સંસારસાગરમાં મહાન કષ્ટ પડે છે. માટે ભગવાન શ્રીહરિના આરાધનીય ચરણકમળની નૌકા બનાવીને દુ:ખરૂપ દુસ્તર સંસારસમુદ્રને (અનાયાસે) જ તરી જાઓ. ॥ ૪૦ ॥

'**अप्लवेशाम्' न प्लवः** તરવાના સાધનરૂપ ઈશ (ઈશ્વર) જેમની પાસે નથી, તેમને આ સંસારમાં મહાન '**कृच्छ्रः**' ક્લેશ થાય છે. ખરેખર, તેઓ '**असुखेन**' યોગાદિ કઠિન સાધનો વડે જ ઈન્દ્રિયોરૂપી મગરવાળા સંસારસમુદ્રને તરી જવા ઈચ્છે છે. '**तत्**' તેથી '**उडुपम्**' નૌકા– '**दुस्तर-अर्णवम्**' દુસ્તર સંસારરૂપી સાગરને– એમ અર્થ છે. '**अर्णवम्**' ને બદલે '**अर्णम्**' શબ્દમાં '**व**' કારનો અભાવ આર્ષ છે અથવા દુસ્તર જળરૂપ સંકટને તરી જાઓ, એમ અર્થ છે. ॥ ૪૦ ॥

**મૈત્રેયમુનિ બોલ્યા** – આ પ્રમાણે બ્રહ્માજીના બ્રહ્મજ્ઞાની પુત્ર સનત્કુમાર દ્વારા આત્મતત્ત્વનો ઉપદેશ જેને દર્શાવવામાં આવ્યો, તે રાજાએ તેમની સારી રીતે પ્રશંસા કરીને કહ્યું. ॥ ૪૧॥

'**आत्ममेधसा**' બ્રહ્મજ્ઞાની સનત્કુમાર દ્વારા દર્શાવવામાં આવેલું છે આત્માનું '**गतिः**' તત્ત્વ જેને તે રાજા॥ ૪૧ ॥

राजोवाच

**कृतो मेऽनुग्रहः पूर्वं हरिणार्तानुकम्पिना।**
**तमापादयितुं ब्रह्मन्भगवन् यूयमागताः॥ ४२**

ब्रह्मन्निति संबोधनं प्राधान्यादेकस्य। यूयमित्युक्तिः सर्वान्प्रति॥ ४२॥

**निष्पादितश्च कार्त्स्न्येन भगवद्भिर्घृणालुभिः।**
**साधूच्छिष्टं हि मे सर्वमात्मना सह किं ददे॥ ४३**

आत्मनो देहेन सह सर्वं राज्यादिकं मदीयं साधूच्छिष्टं साधुभिः स्वीयं सन्मह्यं प्रसादरूपेण दत्तम्, अतस्तत्र मम स्वत्वाभावाद्गुरुदक्षिणार्थं किं ददे। न हि पित्रा दत्तं मोदकादि तस्मै दानरूपेण प्रत्यर्प्यते॥ ४३॥

निवेदनं तु तदीयस्यैव समर्पणं यथा भृत्यो राज्ञे सेवादिरूपेण ताम्बूलादिकमर्पयति तथा मयापि सर्वं निवेदितं स्वीकुरुतेत्याह—**प्राणा इति**।

**प्राणा दाराः सुता ब्रह्मन् गृहाश्च सपरिच्छदाः।**
**राज्यं बलं मही कोश इति सर्वं निवेदितम्॥ ४४**

॥ ४४॥

आत्मनः स्वत्वाभावं प्रपञ्चयति—**सैनापत्यं चेति** द्वाभ्याम्।

**सैनापत्यं च राज्यं च दण्डनेतृत्वमेव च।**
**सर्वलोकाधिपत्यं च वेदशास्त्रविदर्हति॥ ४५**

॥ ४५॥

**स्वमेव ब्राह्मणो भुङ्क्ते स्वं वस्ते स्वं ददाति च।**
**तस्यैवानुग्रहेणान्नं भुञ्जते क्षत्रियादयः॥ ४६**

**રાજા બોલ્યા** – હે બ્રહ્મન્, દુઃખી જનો ઉપર અનુકંપાવાળા શ્રીહરિએ પૂર્વે મારી ઉપર અનુગ્રહ કર્યો હતો, તેને પૂર્ણ કરવા હે ભગવાન, આપ પધાર્યા છો! ॥ ૪૨ ॥

**'ब्रह्मन्'** એમ એકવચનમાં કરેલું સંબોધન એકની મુખ્યતા માટે છે. **'यूयम्'** એમ બહુવચનમાં કહેવાયું છે, તે સર્વ પ્રતિ છે. ॥ ૪૨ ॥

દયાળુ ભગવાનો (એવા આપના) દ્વારા મારી ઉપર સંપૂર્ણપણે (અનુગ્રહ) નિષ્પન્ન થયો છે. દેહસહિત મારું (જે કાંઈ છે તે) સર્વ સાધુપુરુષોનો જ પ્રસાદ છે. હું આપને શું અર્પણ કરું? ॥ ૪૩ ॥

**'आत्मना'** શરીર સહિત રાજ્ય વગેરે મારું સર્વ (કાંઈ) **'साधु-उच्छिष्टम्'** સત્પુરુષોનો પ્રસાદ છે. મહાપુરુષો દ્વારા, તેમનું પોતાનું જે હતું તે મને પ્રસાદરૂપે આપવામાં આવ્યું છે. આથી તેમાં મારું પોતાનું કાંઈ ન હોવાથી ગુરુદક્ષિણારૂપે શું આપું? ખરેખર, પિતા દ્વારા અપાયેલા લાડુ વગેરે તેમને દાનરૂપે પાછા અપાય નહીં. ॥ ૪૩ ॥

**'निवेदनम्'** છતાં તે સ્વામીના જ દ્રવ્યનું સમર્પણ (કરું છું.) જેમ સેવક રાજાને સેવારૂપે (માળા, ચંદન,) તામ્બૂલ (વસ્ત્રાલંકાર) અર્પણ કરે છે, તેમ મારા દ્વારા નિવેદન કરાયેલું દ્રવ્ય આપ સ્વીકાર કરો, એમ કહે છે— **'प्राणाः इति'**

હે બ્રહ્મન્, પ્રાણ, પત્ની, પુત્રો સામગ્રીઓ સહિત ભવન, રાજ્ય, સેના, પૃથ્વી, ખજાનો– એ સર્વ આપને અર્પણ કરું છું. ॥ ૪૪ ॥ ૪૪ ॥

પોતાની માલિકીનું કંઈ જ નથી, એમ બે શ્લોકો વડે સમજાવે છે— **'सैनापत्यम् च इति।'**

વેદશાસ્ત્રને જાણનાર (બ્રાહ્મણ) સેનાપતિત્વને, રાજ્યને, દંડવિધાનને તથા સર્વ લોકના આધિપતિત્વને યોગ્ય છે. ॥ ૪૫ ॥ ૪૫ ॥

બ્રાહ્મણ પોતાનું જ જમે છે. પોતાનું જ પહેરે છે અને પોતાનું જ દાન આપે છે. ક્ષત્રિય વગેરે (વર્ણો) તેના જ અનુગ્રહથી અન્ન ખાય છે. ॥ ૪૬ ॥

वस्ते परिधत्ते। अन्नमात्रं केवलं भुञ्जते न तु दाने स्वतन्त्राः ॥ ४६ ॥

**'वस्ते'** પરિધાન કરે છે. બ્રાહ્મણના જ અનુગ્રહથી કેવળ ક્ષત્રિયાદિ અન્ન ખાવા પામે છે, પરંતુ દાન કરવા માટે તેઓ સ્વતન્ત્ર નથી. ॥ ૪૬ ॥

सत्यपि स्वत्वे सर्वस्वेनापि न गुरोः प्रत्युपकर्तुं शक्यमित्याह—**यैरिति**।

પોતાની માલિકીનું કંઈ હોય તો પણ સર્વસ્વ ન્યોછાવર કરીને પણ શ્રીગુરુદેવનું ઋણ ચૂકવવું શક્ય નથી, એમ કહે છે— **'यैः इति।'**

**यैरीदृशी भगवतो गतिरात्मवाद**
**एकान्ततो निगमिभिः प्रतिपादिता नः।**
**तुष्यन्त्वदभ्रकरुणाः स्वकृतेन नित्यं**
**को नाम तत्प्रतिकरोति विनोदपात्रम्॥ ४७**

વેદોને જાણનારા એવા જે આપે અધ્યાત્મચિંતનમાં ભગવાન વાસુદેવનું આવું (અતિ અપૂર્વ) તત્ત્વ અમને નિશ્ચયપૂર્વક કહ્યું છે, તે નિત્ય પરમકૃપાળુ આપ પોતાની જ સુકૃતિ દ્વારા પ્રસન્ન થાઓ! (કારણ કે આપે કરેલા ઉપકારનો) બે હાથની અંજલિ સિવાય કોઈ કેવી રીતે બદલો વાળી શકે? (તે માટે પ્રવૃત્ત થનાર) ઉપહાસપાત્ર છે. ॥ ૪૭ ॥

आत्मवादेऽध्यात्मविचारे। एकान्ततो निश्चयेन। निगमिभिर्वेदविद्भिः। ते नित्यमनल्पकरुणाः स्वकृतेनैव दीनोद्धरणकर्मणा तुष्यन्तु। को नाम तत्कृतमुपकारं प्रति स्वयमुपकरोति उदपात्रमञ्जलिं विना। मयाञ्जलिरेव तेभ्यो बद्ध इत्यर्थः। यद्वा विनोदपात्रमुपहासास्पदम्। प्रत्युपकारे प्रवृत्तौ जनानामुपहासास्पदं भवेदित्यर्थः ॥ ४७ ॥

**'आत्मवादे'** અધ્યાત્મવિચારમાં **'एकान्ततः'** નિશ્ચયપૂર્વક **'निगमिभिः'** વેદો જાણનારા એવા આપના દ્વારા– નિત્ય અત્યંત કરુણાવાળા એવા આપ (અમારા જેવા) દીનજનોનો ઉદ્ધાર કરવારૂપ **'स्वकृतेन'** પોતાની જ સુકૃતિથી સંતુષ્ટ થાઓ ! કરવામાં આવેલા તે ઉપકાર પ્રતિ **'उदपात्रम्'** જળના પાત્રરૂપ અંજલિ સિવાય, એવો કોણ છે કે જે પોતે બદલો વાળી શકે? તેમને હું માત્ર બે હાથની અંજલિ જ જોડું છું, એમ અર્થ છે. અથવા **'विनोद-पात्रम्'** ગુરુના ઉપકાર પ્રતિ ઉપકાર કરવા માટે પ્રવૃત્ત થનાર તો મનુષ્યોના ઉપહાસને જ માત્ર થાય, એમ અર્થ છે. ॥ ૪૭ ॥

**मैत्रेय उवाच**

**त आत्मयोगपतय आदिराजेन पूजिताः।**
**शीलं तदीयं शंसन्तः खेऽभूवन्मिषतां नृणाम्॥ ४८**

**મૈત્રેયમુનિ બોલ્યા** – આદિરાજા પૃથુ દ્વારા પૂજાયેલા તે શ્રેષ્ઠ આત્મજ્ઞાની સનકાદિ મુનિઓ તે રાજાના શીલની પ્રશંસા કરતા, બધા લોકોના દેખતાં જ આકાશમાર્ગથી ઉપર ગયા. ॥ ૪૮ ॥

खेऽभूवन् आकाशमार्गेणोद्गताः ॥ ४८ ॥

**'खे अभूवन्'** આકાશમાર્ગથી ઉપર ગયા. ॥ ૪૮ ॥

**वैन्यस्तु धुर्यो महतां संस्थित्याध्यात्मशिक्षया।**
**आप्तकाममिवात्मानं मेन आत्मन्यवस्थितः ॥ ४९**

મહાત્માઓમાં અગ્રગણ્ય એવા મહારાજ પૃથુ અધ્યાત્મ ઉપદેશ વડે એકાગ્રતાથી આત્મામાં જ સ્થિત થઈ પોતાને પૂર્ણકામ જેવા માનવા લાગ્યા. ॥ ૪૯ ॥

धुर्यो मुख्यः। अध्यात्मशिक्षया संस्थिति-रेकाग्रता तयात्मन्यवस्थितः सन्मेने ॥ ४९ ॥

**कर्माणि च यथाकालं यथादेशं यथाबलम्।**
**यथोचितं यथावित्तमकरोद्ब्रह्मसात्कृतम्॥ ५०**

ब्रह्मसात्कृतं ब्रह्मण्यर्पितं यथा भवति तथा ॥ ५० ॥

**फलं ब्रह्मणि विन्यस्य निर्विषङ्गः समाहितः।**
**कर्माध्यक्षं च मन्वान आत्मानं प्रकृतेः परम्॥ ५१**

निर्विषङ्गः कर्मस्वनासक्तः कर्माध्यक्षं कर्मसाक्षिणमुदासीनं मन्वानोऽकरोदिति पूर्वेणैवा-न्वयः। नासज्जतेत्युत्तरेण वा ॥ ५१ ॥

**गृहेषु वर्तमानोऽपि स साम्राज्यश्रियान्वितः।**
**नासज्जतेन्द्रियार्थेषु निरहंमतिरर्कवत्॥ ५२**

॥ ५२ ॥

**एवमध्यात्मयोगेन कर्माण्यनुसमाचरन्।**
**पुत्रानुत्पादयामास पञ्चार्चिष्यात्मसंमतान्॥ ५३**

अर्चिषि भार्यायाम्॥ ५३ ॥

**विजिताश्वं धूम्रकेशं हर्यक्षं द्रविणं वृकम्।**
**सर्वेषां लोकपालानां दधारैकः पृथुर्गुणान्॥ ५४**

॥ ५४ ॥

**गोपीथाय जगत्सृष्टेः काले स्वे स्वेऽच्युतात्मकः।**
**मनोवाग्वृत्तिभिः सौम्यैर्गुणैः संरञ्जयन्प्रजाः ॥ ५५**

॥ ५५ ॥

**'धुर्यः'** અગ્રેસર— અધ્યાત્મ-ઉપદેશ વડે **'संस्थितिः'** એકાગ્રતા, **( संस्थित्या )** એકાગ્રતાથી આત્મામાં સ્થિત થઈ (પોતાને પૂર્ણકામ જેવા) માનવા લાગ્યા. ॥ ૪૯ ॥

રાજા પૃથુ કાળ, દેશ, બળ, યોગ્યતા તથા ધન અનુસાર બ્રહ્માર્પણ થાય તે રીતે કર્મો કરતા હતા.॥ ૫૦ ॥

**'ब्रह्मसात्कृतम्'** બ્રહ્માર્પણ થાય તે રીતે (કર્મો કરતા હતા.) ॥ ૫૦ ॥

કર્મમાં નિર્લિપ્ત એવા રાજા એકાગ્ર થઈ પરમાત્મામાં ફળ અર્પણ કરી, આત્માને ઉદાસીન અને પ્રકૃતિથી પર જોતા, કર્મ કરતા હતા. ॥ ૫૧ ॥

**'निर्विषङ्गः'** કર્મમાં આસક્તિરહિત **'कर्म-अध्यक्षम्'** કર્મસાક્ષી, ઉદાસીન– એમ આત્માને જોતા રાજા (તે રીતે કર્મ કરતા હતા), એમ પૂર્વના શ્લોક(૫૦) સાથે સંબંધ છે. અનાસક્ત હતા, એમ પછીના શ્લોક(૫૨) સાથે સંબંધ છે. ॥ ૫૧ ॥

સમ્રાજ્યલક્ષ્મીથી સમ્પન્ન રાજા પૃથુ ગૃહસ્થાશ્રમમાં રહેવા છતાં પણ અહંકારશૂન્ય હોવાથી ઈન્દ્રિયોના વિષયોમાં સૂર્યની જેમ (અનાસક્ત) હતા. ॥ ૫૨॥ ૫૨॥

આ પ્રમાણે અધ્યાત્મયોગથી કર્તવ્યકર્મોનું અનુષ્ઠાન કરતા રાજાએ ભાર્યા અર્ચિમાં પોતાના જેવા પાંચ પુત્રો ઉત્પન્ન કર્યા. ॥ ૫૩ ॥

**'अर्चिषि'** ભાર્યા અર્ચિમાં ॥ ૫૩॥

તેમનાં નામ વિજિતાશ્વ, ધૂમ્રકેશ, હર્યક્ષ, દ્રવિણ અને વૃક હતાં. (ભગવાનના અંશરૂપ) એક રાજા પૃથુ જ સર્વ લોકપાલોના ગુણો ધારણ કરતા હતા. ॥ ૫૪ ॥ ૫૪ ॥

જગતની સૃષ્ટિનું રક્ષણ કરવા માટે પોત-પોતાના સમય અનુસાર અચ્યુત ભગવાનમાં મનવાળા (રાજા) મન અને વાણીની વૃત્તિઓથી તથા મનોહર ગુણોથી પ્રજાઓનું રંજન કરતા (હતા.) ॥ ૫૫ ॥ ૫૫ ॥

**राजेत्यधान्नामधेयं सोमराज इवापरः।**
**सूर्यवद्विसृजन्गृह्णन्प्रतपंश्च भुवो वसु॥ ५६**

બીજા સોમરાજ ચન્દ્રની જેમ 'રાજા' એવું નામ ધારણ કર્યું. પૃથ્વીના જળને ગ્રહણ કરતા અને તેનો ત્યાગ કરતા સૂર્યની જેમ રાજા પૃથુ પ્રજાના ધનને ગ્રહણ કરતા અને (દુકાળમાં) તેનો ત્યાગ કરતા (પોતાના પ્રભાવથી) પોતાની આજ્ઞા પ્રવર્તાવતા સૂર્ય જેવા હતા. ॥ ૫૬ ॥

सोमश्चासौ राजा च स इव। भुवो वसु धनं गृह्णन्विसृजंश्चासौ सूर्यवत्। राज्ञः प्रतपनमाज्ञाकरणम्॥ ५६ ॥

એ ચંદ્ર છે અને રાજા છે એવા તે સોમરાજ '**भुवः**' પૃથ્વીનું જળ સૂર્યની જેમ ગ્રહણ કરતા અને ત્યાગ કરતા, '**प्रतपन्**' રાજાની આજ્ઞા પ્રવર્તાવતા ॥ ૫૬ ॥

**दुर्धर्षस्तेजसेवाग्निर्महेन्द्र इव दुर्जयः।**
**तितिक्षया धरित्रीव द्यौरिवाभीष्टदो नृणाम्॥ ५७**

(રાજા પૃથુ) અગ્નિની જેમ તેજથી પરાભવ કરવા અશક્ય, ઈન્દ્ર જેવા દુર્જય, અપરાધ સહન કરવા દ્વારા પૃથ્વી જેવા (તિતિક્ષુ), સ્વર્ગની જેમ મનુષ્યોને અભીષ્ટ પ્રદાન કરનારા હતા. ॥ ૫૭ ॥

अग्निरिव दुर्धर्षः। द्यौः स्वर्ग इव॥ ५७॥

અગ્નિની જેમ પરાભવ કરવા અશક્ય– '**द्यौः**' સ્વર્ગની જેમ ॥ ૫૭ ॥

**वर्षति स्म यथाकामं पर्जन्य इव तर्पयन्।**
**समुद्र इव दुर्बोधः सत्त्वेनाचलराडिव॥ ५८**

મેઘની જેમ તૃપ્ત કરતા તે રાજા ઈચ્છાનુસાર વર્ષણ કરતા હતા. તેઓ સમુદ્ર જેવા દુર્બોધ (કળી ન શકાય તેવા) અને સત્ત્વગુણને કારણે મેરુ પર્વત જેવા ધૈર્યવાન હતા. ॥ ૫૮ ॥

समुद्रो यथा गाम्भीर्येणैतावानिति न बुद्ध्यते तथासावभिप्रायतो दुर्बोधः। अचलराट् मेरुरिव ॥ ५८ ॥

સમુદ્ર જેમ ઊંડાણમાં આટલો હશે એમ જાણી ન શકાય, તેમ તેમનો અભિપ્રાય જાણવો અશક્ય હતો. '**अचलराट्**' મેરુ જેવા ॥ ૫૮ ॥

**धर्मराडिव शिक्षायामाश्चर्ये हिमवानिव।**
**कुबेर इव कोशाढ्यो गुप्तार्थो वरुणो यथा॥ ५९**

॥ ५९ ॥

શિક્ષા કરવામાં ધર્મરાજ જેવા, આશ્ચર્યપૂર્ણ (વસ્તુઓના સંગ્રહ)માં હિમાલય જેવા, કોશની સમૃદ્ધિમાં કુબેર જેવા, ધનને ગુપ્ત રાખવામાં વરુણદેવ જેવા હતા. ॥ ૫૯ ॥૫૯ ॥

**मातरिश्वेव सर्वात्मा बलेन सहसौजसा।**
**अविषह्यतया देवो भगवान्भूतराडिव॥ ६०**

શરીરબળ, મનોબળ અને ઈન્દ્રિયબળથી સર્વત્ર ગતિશીલ વાયુદેવ જેવા તથા (યુદ્ધ વગેરેમાં શત્રુઓ દ્વારા) અસહ્યતાથી ભગવાન ભૂતપતિ શ્રીરુદ્રદેવ જેવા હતા. ॥ ૬૦ ॥

सर्वात्मा सर्वत्र संचारशक्तिः। बलादिभिर्मातरिश्वेव। भूतराट् श्रीरुद्रः॥ ६०॥

'**सर्वात्मा**' સર્વત્ર ગતિશીલ (વાયુ), બળ વગેરે દ્વારા '**मातरिश्वा**' વાયુદેવ જેવા– '**भूतराट्**' ભગવાન ભૂતપતિ શ્રીરુદ્રદેવ જેવા હતા. ॥ ૬૦ ॥

**कन्दर्प इव सौन्दर्ये मनस्वी मृगराडिव।**
**वात्सल्ये मनुवन्नृणां प्रभुत्वे भगवानजः ॥ ६१**

અજો બ્રહ્મેવ ॥ ६१ ॥

सौंદર્યમાં કામદેવ જેવા, સિંહ જેવા મનસ્વી (નિર્ભય), વાત્સલ્યમાં મનુમહારાજ જેવા તથા મનુષ્યો ઉપર સ્વામિત્વ કરવામાં ભગવાન બ્રહ્માજી સમાન હતા. ॥ ૬૧ ॥

**'अजः'** બ્રહ્માજી જેવા ॥ ૬૧ ॥

**बृहस्पतिर्ब्रह्मवादे आत्मवत्त्वे स्वयं हरिः।**
**भक्त्या गोगुरुविप्रेषु विष्वक्सेनानुवर्तिषु।**
**ह्रिया प्रश्रयशीलाभ्यामात्मतुल्यः परोद्यमे ॥ ६२**

आत्मवत्त्वे जितेन्द्रियत्वे। भक्त्यादिभिः परार्थोद्यमे चात्मनैव तुल्यो निरुपमः ॥ ६२ ॥

બ્રહ્મવિચારમાં બૃહસ્પતિ, જિતેન્દ્રિયપણામાં સ્વયં શ્રીહરિ, ગાય-ગુરુ-વિપ્ર-ભગવદ્ભક્તો પ્રત્યે ભક્તિ, લજ્જા, વિનય તથા પરોપકાર કરવામાં તેઓ પોતાના સમાન જ હતા. ॥ ૬૨ ॥

**'आत्मवत्त्वे'** જિતેન્દ્રિયપણામાં– ભક્તિ વગેરે દ્વારા તથા પરને કાજે ઉદ્યમ કરવામાં પોતાના જેવા જ (નિરુપમ) હતા. ॥ ૬૨ ॥

**कीर्त्योर्ध्वगीतया पुम्भिस्त्रैलोक्ये तत्र तत्र ह।**
**प्रविष्टः कर्णरन्ध्रेषु स्त्रीणां रामः सतामिव ॥ ६३**

पुम्भिः सत्पुरुषैः। रामः सीतापतिर्यथा सतां कर्णरन्ध्रेषु प्रविष्टः ॥ ६३ ॥

ત્રણેય લોકમાં સજ્જનો દ્વારા ઉચ્ચ સ્વરે થતા તેમના યશોગાનથી સત્પુરુષો(ના હૃદય)માં જેમ શ્રીરામ પ્રવિષ્ટ થાય છે તેમ સ્ત્રીઓનાં કર્ણરૂપી છિદ્રોમાં (પણ) તેઓ પ્રવિષ્ટ થયા હતા. ॥ ૬૩ ॥

**'पुम्भिः'** સત્પુરુષો દ્વારા– **'रामः'** સીતાપતિ શ્રીરામ જેમ સત્પુરુષોનાં કર્ણરૂપી છિદ્રોમાં પ્રવિષ્ટ થાય છે (તેમ)! ॥ ૬૩ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां चतुर्थस्कन्धे पृथुचरिते द्वाविंशोध्यायः ॥ २२ ॥

इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां द्वाविंशोऽध्यायः ॥ २२ ॥

*****

# अथ त्रयोविंशोऽध्यायः

## રાજા પૃથુની તપશ્ચર્યા અને પરલોકગમન

त्रयोविंशे सभार्यस्य वने नित्यसमाधितः।
विमानमधिरुह्याथ वैकुण्ठगतिरीर्यते ॥ १

વનમાં ભાર્યા અર્ચિદેવી સહિત પૃથુરાજાની સંપૂર્ણ સમાધિ અવસ્થા થવાને કારણે વિમાનમાં બેસીને વૈકુંઠમાં ગતિ થઈ, તે (કથા) ત્રેવીસમા અધ્યાયમાં કહેવાય છે ॥ ૧ ॥

**मैत्रेय उवाच**

**दृष्ट्वात्मानं प्रवयसमेकदा वैन्य आत्मवान्।**
**आत्मना वर्धिताशेषस्वानुसर्गः प्रजापतिः ॥ १**

**મૈત્રેયમુનિ બોલ્યા** – પોતાના પ્રભાવથી જેમણે પોતે જ અન્નાદિ તથા પુર-ગ્રામાદિ સકળ સૃષ્ટિની વ્યવસ્થા કરી, સ્થાવર-જંગમ સૌને આજીવિકા આપી તથા જેને માટે આ જગતમાં જન્મ લીધો હતો, તે

**जगतस्तस्थुषश्चापि वृत्तिदो धर्मभृत्सताम्।**
**निष्पादितेश्वरादेशो यदर्थमिह जज्ञिवान्॥ २**

**आत्मजेष्वात्मजां न्यस्य विरहाद्रुदतीमिव।**
**प्रजासु विमनस्स्वेकः सदारोऽगात्तपोवनम्॥ ३**

प्रवयसं वृद्धं दृष्ट्वा तपोवनमगादिति तृतीयेनान्वयः। स्वकृतोऽनुसर्गोऽन्नादिसर्गः पुरग्रामादिसर्गश्च। वर्धितोऽशेषः स्वानुसर्गो येन ॥ १ ॥

निष्पादित ईश्वरादेशः प्रजापालनादिर्येन। जज्ञिवान् जातः॥ २॥

आत्मजां पृथ्वीम्। विमनस्सु चिन्तातुरासु। सदारः सभार्यः॥ ३॥

**तत्राप्यदाभ्यनियमो वैखानससुसंमते।**
**आरब्ध उग्रतपसि यथा स्वविजये पुरा॥ ४**

अदाभ्या विघ्नैर्नाशयितुमशक्या नियमा यस्य। वानप्रस्थानां सुसंमते उग्रे तपस्यारब्धः प्रवृत्तः। कर्तरि क्तः। यथा स्वस्य धरामण्डलस्य विजये पूर्वं महता यत्नेन प्रवृत्तस्तथेति॥ ४॥

उग्रं तपो दर्शयति—**कन्दमूलेति** त्रिभिः।

**कन्दमूलफलाहारः शुष्कपर्णाशनः क्वचित्।**
**अब्भक्षः कतिचित्पक्षान्वायुभक्षस्ततः परम्॥ ५**

**ग्रीष्मे पञ्चतपा वीरो वर्षास्वासारषाण्मुनिः।**
**आकण्ठमग्नः शिशिर उदके स्थण्डिलेशयः॥ ६**

(પ્રજાપાલનાદિ) ઈશ્વરાજ્ઞા સંપન્ન કરી તે જિતેન્દ્રિય પ્રજાપતિ વેનપુત્રે એક સમયે ઢળતી ઉંમરવાળા પોતાને જોઈને વિરહથી રડતી પોતાની પુત્રી પૃથ્વી પોતાના પુત્રોને સોંપીને, (રાજાના વિરહથી) પ્રજા શોકાતુર હતી ત્યારે પત્ની સહિત એકલા તપોવનમાં પ્રયાણ કર્યું. ॥ ૧॥ ૨॥ ૩ ॥

**'प्रवयसम्'** (પોતાને) વૃદ્ધ જોઈને તપોવનમાં પ્રયાણ કર્યું એમ ત્રીજા શ્લોક સાથે સંબંધ છે. પોતે કરેલી **'अनुसर्गः'** અન્નાદિની ઉત્પત્તિ તથા પુર-ગ્રામાદિરચના વગેરે– પોતાની સકળ સૃષ્ટિની વ્યવસ્થા કરી છે જેમણે ॥ ૧ ॥

સંપૂર્ણ કર્યો છે જેમણે ઈશ્વરનો પ્રજાપાલનાદિ આદેશ, **'जज्ञिवान्'** જન્મ્યા ॥ ૨ ॥

**'आत्मजाम्'** પોતાની પુત્રી પૃથ્વીને, **'विमनस्सु'** (રાજાના વિયોગના વિચારથી) પ્રજા દુઃખી હતી ત્યારે, **'सदारः'** ભાર્યા સહિત ॥ ૩ ॥

ત્યાં વનમાં પણ, વિઘ્નો વડે જેના નિયમો તૂટવા અશક્ય છે તેવા રાજા પૂર્વે દિગ્વિજય સમયે (મહાન યત્નથી પ્રવૃત્ત થયા હતા) તેમ વાનપ્રસ્થમુનિઓને સુસંમત એવી ઉગ્ર તપશ્ચર્યામાં પ્રવૃત્ત થયા. ॥ ૪ ॥

**'अदाभ्याः'** વિઘ્નો વડે નાશ કરવા માટે અશક્ય એવા નિયમો છે જેમના– વાનપ્રસ્થમુનિઓને સુસંમત એવી ઉગ્ર તપશ્ચર્યામાં **'आरब्धः'** પ્રવૃત્ત થયા. અહીં કર્તાના અર્થમાં ભૂ.કૃનો **त** પ્રત્યય લાગેલો છે. કર્તરિ ભૂ.કૃ છે. **( वैन्यः आरब्धः )** પૂર્વે ભૂમંડળના દિગ્વિજય સમયે જેમ મહાન પ્રયત્નથી રાજા પ્રવૃત્ત થયા હતા તેમ॥ ૪ ॥

રાજા પૃથુનું ઉગ્ર તપ ત્રણ શ્લોકો વડે દર્શાવે છે— **'कन्दमूल इति'**

ભગવાન શ્રીકૃષ્ણની આરાધના કરવાની ઈચ્છાવાળા વીર મુનિ પૃથુરાજા કંદ-મૂળ-ફળનો આહાર કરનાર, ક્યારેક સૂકાં પર્ણો ખાનાર, કેટલાક પખવાડિયાં જળાહાર કરનાર, ત્યારબાદ વાયુનું (જ) ભક્ષણ કરનાર, ગ્રીષ્મ ઋતુમાં પંચાગ્નિ તપ કરનાર, વર્ષાઋતુમાં જળની ધારા સહન કરનાર, શિશિર ઋતુમાં જળમાં કંઠ સુધી ડૂબી

**तितिक्षुर्यतवाग्दान्त ऊर्ध्वरेता जितानिलः।**
**आरिराधयिषुः कृष्णमचरत्तप उत्तमम्॥ ७**

क्वचित्कदाचित्॥ ५॥

चतुर्दिक्षु चत्वारोऽग्नय उपरि सूर्य इति पञ्चानां तपः संतापो यस्य स पञ्चतपाः। आसारं सहत इत्यासारषाट्। शिशिरर्तौ। स्थण्डिलेशयो भूमिशयनः सर्वदा॥ ६॥ ७॥

**तेन क्रमानुसिद्धेन ध्वस्तकर्मामलाशयः।**
**प्राणायामैः संनिरुद्धषड्वर्गश्छिन्नबन्धनः॥ ८**

तेन तपसा। क्रमानुसिद्धेन शनैः प्राप्तेन। ध्वस्तानि कर्माणि यस्यातोऽमल आशयो यस्य। छिन्नानि बन्धनानि वासना यस्य॥ ८॥

**सनत्कुमारो भगवान्यदाहाध्यात्मिकं परम्।**
**योगं तेनैव पुरुषमभजत्पुरुषर्षभः॥ ९**

॥ ९॥

**भगवद्धर्मिणः साधोः श्रद्धया यततः सदा।**
**भक्तिर्भगवति ब्रह्मण्यनन्यविषयाऽभवत्॥ १०**

॥ १०॥

**तस्यानया भगवतः परिकर्मशुद्ध-**
**सत्त्वात्मनस्तदनु संस्मरणानुपूर्त्या।**
**ज्ञानं विरक्तिमदभून्निशितेन येन**
**चिच्छेद संशयपदं निजजीवकोशम्॥ ११**

રહેનાર, ભૂમિ ઉપર શયન કરનાર, (ક્ષુધાદિ દુઃખો) સહન કરનાર, મૌન રાખનાર, જિતેન્દ્રિય થઈ બ્રહ્મચર્યનું પાલન કરનાર અને પ્રાણવાયુ જીતી લેનાર થઈ ઉત્તમ તપશ્ચર્યા કરવા લાગ્યા. ॥ ૫ ॥ ૬ ॥ ૭ ॥

‘**क्वचित्**’ ક્યારેક ॥ ૫ ॥

(ગ્રીષ્મ ઋતુમાં) ચાર દિશાઓમાં ચાર અગ્નિઓ, ઉપર સૂર્ય– એમ પાંચ અગ્નિઓનો ‘**तपः**’ તપરૂપ સંતાપ જેમનો છે તે ‘**पञ्चतपाः**’– (વર્ષાઋતુમાં) જળની જે ધારાઓ પડે તેને સહન કરે તે **( आसारषाट् )**– શિશિર ઋતુમાં ‘**स्थण्डिलेशयः**’ સદાય ભૂમિ-શયન કરનાર (પૃથુ) ॥ ૬ ॥ ૭ ॥

પરિપક્વ થયેલા તે તપથી જેમનાં કર્મો નાશ પામ્યાં એવા વિશુદ્ધ અંતઃકરણવાળા, પ્રાણાયામ વડે (પાંચ જ્ઞાનેન્દ્રિયો અને મન એમ) ષડ્વર્ગના નિરોધથી વાસનારૂપી બંધન જેમનાં તૂટી ગયાં છે તે (મહાપુરુષ પૃથુ) ॥ ૮ ॥

‘**तेन**’ તે પરિપક્વ થયેલા અને ક્રમશઃ પ્રાપ્ત થયેલા તપથી, જેમનાં કર્મો નાશ પામ્યાં છે તેવા વિશુદ્ધ અંતઃકરણવાળા તથા તૂટી ગયાં છે ‘**बन्धनानि**’ વાસનારૂપી બંધનો જેમનાં, તે પૃથુ ॥ ૮ ॥

મહાપુરુષ પૃથુ ભગવાન સનત્કુમારે જે શ્રેષ્ઠ આધ્યાત્મિક યોગ કહેલો હતો, તે યોગથી પુરુષોત્તમ ભગવાન શ્રીહરિની આરાધના કરવા લાગ્યા. ॥ ૯ ॥ ૯ ॥

ભગવદ્ધર્મોનું આરાધન કરનાર, સદાય શ્રદ્ધાપૂર્વક સાધન કરનાર, સાધુપુરુષ રાજાને પરબ્રહ્મ પરમાત્મા વિષે અનન્ય ભક્તિ થઈ. ॥ ૧૦ ॥ ૧૦ ॥

પરિચર્યાથી જેમનું મન શુદ્ધ સત્ત્વરૂપ થયું છે તે રાજાને ભગવાનના સતત સ્મરણથી પરિપૂર્ણ થયેલી આ ભક્તિથી વૈરાગ્યયુક્ત જ્ઞાન થયું. ભક્તિથી તીક્ષ્ણ થયેલા જે જ્ઞાનથી (રાજાએ) સંશય-વિપર્યયના આશ્રયરૂપ એવા જીવના ઉપાધિભૂત અંહકારનો નાશ કર્યો. ॥ ૧૧ ॥

परिकर्मणा परिचर्यया शुद्धसत्त्व आत्मा मनो यस्य तस्य ज्ञानमभूत्। कीदृशम्। येन निजमुपाधिं जीवकोशं हृदयग्रन्थिं संशयानामसंभावनादीनां पदमाश्रयं चिच्छेद। कीदृशेन। अनया भक्त्या निशितेन तीक्ष्णेन। कथंभूतया। तस्य भगवतोऽनुसंस्मरणेनानुपूर्तिः संपूर्तिर्यस्यास्तया निशितेन ॥ ११ ॥

'**परिकर्मणा**' સેવાથી શુદ્ધ સત્ત્વરૂપ થયું છે મન (અંતઃકરણ) જેમનું, તે રાજાને જ્ઞાન થયું. કેવું જ્ઞાન? જે જ્ઞાનથી '**निजमुपाधिम्**' જીવના ઉપાધિભૂત '**जीवकोशम्**' સંશય-વિપર્યય વગેરેના આશ્રયરૂપ અહંકારનો નાશ કર્યો. શાનાથી? આ ભક્તિથી '**निशितेन**' તીક્ષ્ણ થયેલા જ્ઞાનથી, કેવી ભક્તિથી? તે ભગવાનના '**अनुसंस्मरणेन**' સતત સ્મરણથી '**अनु-पूर्तिः**' પરિપૂર્ણ જે ભક્તિ છે, તેનાથી તીક્ષ્ણ થયેલા જ્ઞાનથી ॥ ૧૧ ॥

**छिन्नान्यधीरधिगतात्मगतिर्निरीह-**
**स्तत्तत्यजेऽच्छिनदिदं वयुनेन येन।**
**तावन्न योगगतिभिर्यतिरप्रमत्तो**
**यावद्गदाग्रजकथासु रतिं न कुर्यात्॥ १२**

દેહ ઉપર જેમની આત્મબુદ્ધિ નષ્ટ થઈ છે તેવા, (તેથી) જેમને આત્મજ્ઞાન પ્રાપ્ત થયું છે તેવા (અને તેથી પ્રાપ્ત થયેલી) સિદ્ધિઓ પ્રત્યે નિઃસ્પૃહ એવા રાજાએ જે જ્ઞાન વડે આ (સંશયના સ્થાનરૂપ અંતઃકરણ)નો નાશ કર્યો હતો તે જ્ઞાનનો (અને તે માટેના પ્રયત્નનો પણ) ત્યાગ કર્યો (કારણ કે) જ્યાં સુધી યોગી ભગવાન ગદાગ્રજની કથાઓમાં પ્રીતિ કરતો નથી ત્યાં સુધી જ યોગસિદ્ધિઓથી અસાવધાન રહે છે. ॥ ૧૨ ॥

किंच छिन्ना अन्यधीर्देहात्मबुद्धिर्यस्य। यतोऽधिगतात्मगतिरत एव निरीहः प्राप्तासु सिद्धिषु निस्पृहः। येन वयुनेन ज्ञानेनेदं संशयपदं चिच्छेद तत्तत्यजे त्यक्तवान्। तत्प्रयत्नादप्युपरामेत्यर्थः। तस्य योगसिद्धिष्वपि निस्पृहत्वं युक्तमेवेत्याह। तावन्नाप्रमत्तः किंतु प्रमत्तो भवति। तस्य श्रीकृष्णकथारतत्वान्न तासु लोभो जात इत्यर्थः॥ १२॥

વળી, '**छिन्ना-अन्यधीः**' પોતાનાથી અન્ય એવા દેહ ઉપર જેમની આત્મબુદ્ધિ નષ્ટ થઈ છે, જેને કારણે પ્રાપ્ત થયું છે '**आत्मगतिः**' આત્મજ્ઞાન અને આથી જ '**निरीहः**' પ્રાપ્ત થયેલી સિદ્ધિઓ વિષે નિઃસ્પૃહ– '**येन वयुनेन**' જે જ્ઞાનથી '**इदम्**' આ સંશયના સ્થાનરૂપ અંતઃકરણનો નાશ કર્યો હતો '**तत्**' તેનો '**तत्यजे**' ત્યાગ કર્યો. તે માટેના પ્રયત્નથી પણ ઉપરત થયા, એમ અર્થ છે. યોગસિદ્ધિઓ વિષે પણ રાજાનું નિઃસ્પૃહત્વ યોગ્ય જ છે, એમ કહે છે. (કૃષ્ણકથામાં પ્રીતિ ન કરે) ત્યાં સુધી (યોગી) સાવધાન નથી બનતો પરંતુ અસાવધાન રહે છે. શ્રીકૃષ્ણની કથામાં રતિ હોવાથી તેને તે સિદ્ધિઓમાં લોભ થતો નથી, એમ અર્થ છે. ॥ ૧૨ ॥

**एवं स वीरप्रवरः संयोज्यात्मानमात्मनि।**
**ब्रह्मभूतो दृढं काले तत्याज स्वं कलेवरम्॥ १३**

॥ १३ ॥

એ રીતે બ્રહ્મરૂપ થયેલા વીરશ્રેષ્ઠ પૃથુરાજાએ મન (જેમ) દૃઢ (થાય તેમ) પરમાત્મામાં જોડીને, સમય થતાં પોતાનું શરીર છોડ્યું. ॥ ૧૩ ॥ ૧૩ ॥

देहत्यागप्रकारमाह—**संपीड्येति** पञ्चभिः।

**संपीड्य पायुं पार्ष्णिभ्यां वायुमुत्सारयन् शनैः।**
**नाभ्यां कोष्ठेष्ववस्थाप्य हृदुरःकण्ठशीर्षणि॥ १४**

पायुं गुदं संपीड्येति मुक्तासनं सूचितम्।

'संपीड्य सीवनीं सूक्ष्मां गुल्फेनैव तु मध्यतः।
सव्ये दक्षिणगुल्फेन मुक्तासनमितीरितम्॥'

मूलाधाराद्वायुमुत्सारयन्नूर्ध्वं नयन्नाभ्यामवस्थाप्य ततः कोष्ठेष्ववस्थाप्य अयूयुजदित्युत्तरेणान्वयः। हृदादीनां द्वन्द्वैक्यम्। शीर्षं भ्रूमध्यं तस्मिन्॥ १४॥

**उत्सर्पयंस्तु तं मूर्ध्नि क्रमेणावेश्य निस्पृहः।**
**वायुं वायौ क्षितौ कायं तेजस्तेजस्ययूयुजत्॥ १५**

तं वायुम्। पाठान्तरे एवमसून्प्राणानुत्सर्पयन् क्रमेण मूर्ध्नि ब्रह्मरन्ध्रे आवेश्य ततो देहारम्भकपञ्चभूतानि समष्टिभूतेषु विलापितवांस्तदाह। वायुं वायावयूयुजदेकीकृतवान्। कायं देहगतं कठिनांशं क्षितौ॥ १५॥

**खान्याकाशे द्रवं तोये यथास्थानं विभागशः।**
**क्षितिमम्भसि तत्तेजस्यदो वायौ नभस्यमुम्॥ १६**

રાજા પૃથુએ શરીરનો ત્યાગ કેવી રીતે કર્યો, તે પાંચ શ્લોકો દ્વારા કહે છે— **'संपीड्य इति।'**

પગની બે એડીઓ વડે ગુદાદ્વાર દાબીને તેમણે ધીમે ધીમે પ્રાણવાયુને ઊંચે લઈ જતાં નાભિમાં (અને પછી) કોઠાના ભાગમાં સ્થાપીને હૃદય, છાતી, કંઠ તથા મસ્તકમાં (સ્થાપ્યો). ॥ ૧૪ ॥

**'पायुम्'** ગુદાને દાબીને– એમ કહીને મુક્તાસન સૂચવવામાં આવ્યું છે.

સૂક્ષ્મ ગુદાદ્વારને મધ્યમાંથી ડાબી પાની વડે દાબી, ડાબી બાજુએ જમણી પાનીથી દાબી રાખવું, તેને મુક્તાસન કહે છે.

મૂલાધારમાંથી વાયુને **'उत्सारयन्'** ઊંચે લઈ જઈને, નાભિમાં સ્થાપીને પછી કોઠામાં સ્થાપીને, જોડી દીધો– એમ પછીના શ્લોક(૧૫) સાથે સંબંધ છે. હૃદય-છાતી-કંઠ-મસ્તક– એ સમાહાર દ્વન્દ્વ સમાસ હોવાથી એ.વ.નો પ્રયોગ છે. **'शीर्षम्'** ભ્રૂમધ્ય, તેમાં ॥ ૧૪ ॥

તે વાયુને ક્રમશઃ ઊંચે લઈ જતાં, સ્પૃહારહિત એવા તેમણે તેને બ્રહ્મરંધ્રમાં સ્થાપીને, પ્રાણવાયુને સમષ્ટિ પ્રાણમાં, શરીરના પાર્થિવ અંશને પૃથ્વીમાં, શરીરના તેજને સમષ્ટિ તેજમાં એકાકાર કર્યાં.॥ ૧૫ ॥

તે વાયુને, પાઠાન્તરમાં **'उत्सर्पयन्नसून्मूर्ध्नि'** આ પ્રમાણે **'असून्'** પ્રાણોને ક્રમશઃ ઊંચે લઈ જતાં **'मूर्ध्नि'** બ્રહ્મરન્ધ્રમાં સ્થાપીને પછી દેહ બનાવનારાં પંચમહાભૂતોનો સમષ્ટિ પંચમહાભૂતોમાં લય કર્યો, તે કહે છે. વાયુને વાયુમાં **'अयूयुजत्'** જોડી દીધો. **'कायम्'** શરીરમાં રહેલા સ્થૂળ ભાગને પૃથ્વીમાં ॥ ૧૫ ॥

(હૃદયાકાશ વગેરે, દેહમાં રહેલાં ઇન્દ્રિયોનાં છિદ્રોરૂપ) આકાશનો મહાકાશમાં, શરીરમાં રહેલા જલીય અંશનો સમષ્ટિ જળમાં – એમ યથાયોગ્ય સ્થાનમાં વિભાગશઃ લય કર્યો અને પૃથ્વીનો જળમાં, તે જળનો તેજમાં, એ તેજનો વાયુમાં અને એ વાયુનો આકાશમાં લય કર્યો. ॥ ૧૬ ॥

खानीन्द्रियच्छिद्राणि। द्रवांशं तोये। तदेवं देहं प्रविलाप्याद्वितीयात्मप्रतिपत्त्यर्थं महाभूतानामपि लयमाह। क्षितिमभ्भस्येकीकृतवान्। तदम्भस्तेजसि। अदस्तेजो वायौ। अमुं वायुं नभसि॥ १६॥

'**खानि**' ઇન્દ્રિયોનાં છિદ્રોરૂપ આકાશનો મહાકાશમાં, જલીય અંશનો જળમાં, આ પ્રમાણે દેહનો લય કરીને અદ્વિતીય એવા આત્માને પ્રાપ્ત કરવા માટે પંચમહાભૂતોના લયનું વર્ણન કરે છે. પૃથ્વીનો જળમાં લય કર્યો, તે જળનો તેજમાં, તે તેજનો વાયુમાં, આ વાયુનો આકાશમાં લય કર્યો. ॥૧૬॥

तदेवं तामसाहंकारकार्यस्याकाशपर्यन्तस्य लयमुक्त्वा सात्त्विकराजसाहंकारकार्याणां लयमाह—**इन्द्रियेष्विति**।

આ પ્રમાણે તામસ અહંકારના કાર્યરૂપ આકાશ સુધીનાં પંચમહાભૂતોનો લય કહીને સાત્ત્વિક તથા રાજસ અહંકારનાં કાર્યોનો લય કહે છે — '**इन्द्रियेषु इति।**'

**इन्द्रियेषु मनस्तानि तन्मात्रेषु यथोद्भवम्।**
**भूतादिनाऽमून्युत्क्षिप्य महत्यात्मनि संदधे॥ १७**

મનનો (અથવા આકાશનો) ઇન્દ્રિયોમાં લય કર્યો, તે ઇન્દ્રિયોનો, જેમ ઉત્પન્ન થઈ હતી તેમ, તે કારણરૂપ તન્માત્રાઓમાં લય કર્યો. તે તન્માત્રાઓનો મહાભૂતોના કારણરૂપ અહંકાર સાથે એક કરી આત્મશક્તિરૂપ મહત્તત્ત્વમાં લય કર્યો. ॥ ૧૭ ॥

इन्द्रियेषु मन इति देवानामप्युपलक्षणम्। सविकल्पकज्ञाने मनस इन्द्रियैराकर्षणात्तेषु लयाभिधानं न तु कार्यत्वात्। यदुक्तं गीतासु 'इन्द्रियाणां हि चरतां यन्मनोऽनु विधीयते।' इति।

ઇન્દ્રિયોમાં મનનો લય કર્યો એમ અહીં ઇન્દ્રિયોના દેવોનું પણ સૂચન છે. સવિકલ્પ જ્ઞાનમાં ઇન્દ્રિયો દ્વારા મનનું આકર્ષણ થવાથી તે ઇન્દ્રિયોમાં મનનો લય કહ્યો છે પરંતુ મન ઇન્દ્રિયોનું કાર્ય નથી. ગીતામાં જે કહેવાયું છે તે પ્રમાણે– '(જળમાં નાવને જેમ પવન ઘસડી જાય છે તેમ) વિષયોમાં ફરતી ઇન્દ્રિયોમાંથી જેને મન અનુસરે છે, (તે ઇન્દ્રિય આ પુરુષની બુદ્ધિને-મનને હરી લે છે.)' (ગીતા.૨/૬૭)

अत्र च 'इन्द्रियैर्विषयाकृष्टैराक्षिप्तं ध्यायतां मनः।' इति।

અહીં શ્રીમદ્ ભાગવતમાં પણ 'વિષયો દ્વારા આકર્ષાયેલી ઇન્દ્રિયો વડે ખેંચાયેલું મન વિષયોનું ચિંતન કરનારાઓની (બુદ્ધિની વિચારશક્તિને હરી લે છે.)' શ્રીમદ્ ભા.૪/૨૨/૩૦

इन्द्रियेषु नभ इति पाठेऽप्ययमर्थः। भट्टादीनां मते नभश्चाक्षुषं केषांचिन्मानसम्। आनुमानिकत्वमतेऽपीन्द्रियव्यापारोऽस्त्येव। नभोगुणश्च शब्दः श्रोत्रग्राह्योऽत इन्द्रियग्राह्यत्वादिन्द्रियेषु नभो विलापितमिति। तानीन्द्रियाणि यथोद्भवम्।

'**इन्द्रियेषु नभः**' પાઠમાં પણ આ જ અર્થ છે. મીમાંસકો વગેરેના મત અનુસાર આકાશ ચક્ષુ ઇન્દ્રિય સાથે સંબંધ રાખનારું છે. કેટલાકના મતે આકાશ મન સાથે સંબંધ રાખનારું છે. તાર્કિકોના મત અનુસાર પણ ઇન્દ્રિયોનો વ્યાપાર થાય છે. (જુઓ ન્યાયસૂત્ર ૩/૧/૪૨ થી ૪૪) શબ્દ આકાશનો ગુણ છે અને શ્રોત્ર વડે

उद्भवोऽत्र वृत्तिलाभः, स च विषयाधीन इति श्रोत्रादीनां विषयेषु शब्दादिषु लयः।

ગ્રહણ કરવા યોગ્ય છે, આથી આકાશનો ગુણ ઈન્દ્રિયો **'યથા-उद्भवम्'** જેમ ઉત્પન્ન થઈ તેમ લય પામી. અહીં ઉદ્‌ભવ એટલે ઈન્દ્રિયો હોવાનો લાભ અને વિષયને અધીન છે તેથી શ્રોત્રાદિ ઈન્દ્રિયોનો શબ્દાદિ વિષયોમાં લય થયો.

यद्वा तन्मात्रकार्याण्येवेन्द्रियाणि मनोऽप्यपञ्चीकृततन्मात्रकार्यम्। आहंकारिकत्वाभिधानं तदधीनत्वविवक्षयेत्यविरोधः। भूतादिनाहंकारेण प्रागवशिष्टनभःसहितानीन्द्रियाण्युत्कृष्य परतो नीत्वा भूतादौ क्षिप्त्वा तेन सह महत्तत्त्वे संदध इत्यर्थः॥ १७॥

અથવા ઈન્દ્રિયો એટલે તન્માત્રાઓનાં કાર્યો. મન પણ અપંચીકૃત તન્માત્રાનું કાર્ય છે. અહંકારમાંથી તન્માત્રાઓની ઉત્પત્તિનું જે વિધાન છે તેમાં તન્માત્રાઓ અહંકારને અધીન છે, એમ કહેવા માંગે છે અને તેમાં વિરોધ નથી. **'भूतादिना'** પંચભૂતોના કારણરૂપ અહંકાર સાથે પૂર્વની શેષ રહેલી આકાશસહિતની ઈન્દ્રિયોને **'उत्कृष्य'** અન્યમાંથી લઈને અહંકારમાં લઈને તે અહંકારસહિત ઈન્દ્રિયોનો મહત્તત્ત્વમાં લય કર્યો, એમ અર્થ છે. ॥ ૧૭ ॥

**तं सर्वगुणविन्यासं जीवे मायामये न्यधात्।**
**तं चानुशयमात्मस्थमसावनुशयी पुमान्।**
**ज्ञानवैराग्यवीर्येण स्वरूपस्थोऽजहात्प्रभुः॥ १८**

(ત્યાર પછી) સર્વ ગુણો જેમાં રહે છે તે મહત્તત્ત્વનો માયાની ઉપાધિ જેમાં મુખ્ય છે તેવા જીવમાં (લિંગશરીરમાં) લય કર્યો. તે માયારૂપ ઉપાધિનો પણ જીવરૂપ (સૂક્ષ્મશરીરવાળા) પૃથુરાજાએ જ્ઞાન અને વૈરાગ્યના પ્રભાવથી પરબ્રહ્મમાં સ્થિતિ કરીને ત્યાગ કર્યો. ॥ ૧૮ ॥

सर्वेषां गुणानां कार्याणां विन्यासः स्थितिर्यस्मिंस्तं महान्तं मायामये मायोपाधिप्रधाने जीवे। तं चानुशयमुपाधिं यः पूर्वमनुशयी पुमान् जीवोऽसौ पृथुर्ब्रह्मणि स्थितः सन्नजहादित्यर्थः ॥ १८॥

સર્વ **'गुणानाम्'** કાર્યોની **'विन्यासः'** સ્થિતિ છે જેમાં તે મહત્તત્ત્વનો માયાની ઉપાધિ જેમાં મુખ્ય છે તેવા જીવમાં લય કર્યો. તે માયારૂપ ઉપાધિનો પણ જે પૂર્વે ઉપાધિની સાથે **'अनुशयी पुमान्'** જીવરૂપે રહેલા તે પૃથુરાજાએ પરબ્રહ્મમાં સ્થિતિ કરીને તે ઉપાધિનો ત્યાગ કર્યો, એમ અર્થ છે. ॥ ૧૮ ॥

वनप्रवेशमारभ्य राज्ञीकथामाह—**अर्चिर्नामेति** चतुर्भिः।

મહારાણીના વનપ્રવેશથી માંડીને તેમની કથા ચાર શ્લોકો વડે કહે છે— **'अर्चिर्नाम इति।'**

**अर्चिर्नाम महाराज्ञी तत्पत्न्यनुगता वनम्।**
**सुकुमार्यतदर्हा च यत्पद्भ्यां स्पर्शनं भुवः॥ १९**

પૃથુરાજાનાં પત્ની મહારાણી અર્ચિ પણ તેમની સાથે વનમાં ગયાં હતાં, જે અતિ કોમળ હતાં, તેથી પગ વડે પૃથ્વીના સ્પર્શને યોગ્ય ન હતાં. ॥ ૧૯ ॥

अनुगतानुजगाम। अतदर्हा तदपि नार्हति या। किं पद्भ्यां भुवः स्पर्शनमिति यत्॥ १९॥

**'अनुगता'** રાજા પાછળ વનમાં ગયાં હતાં, **'अतत्-अर्हा'** તે વનગમનને પણ જેઓ યોગ્ય નથી, તો પછી પગથી પૃથ્વીના સ્પર્શને યોગ્ય ન હોય તેમાં શું કહેવું? ॥ ૧૯ ॥

**अतीव भर्तुर्व्रतधर्मनिष्ठया**
**शुश्रूषया चारषदेहयात्रया।**
**नाविन्दतार्तिं परिकर्शितापि सा**
**प्रेयस्करस्पर्शनमाननिर्वृतिः ॥ २०**

भर्तुर्व्रतं यद्भूमिशयनादि तस्मिन् धर्मे या निष्ठा तया। ऋषीणामियमार्षी देहयात्रा कन्दमूलादिवृत्तिस्तया चार्तिं दुःखं न प्राप। तत्र हेतुः—प्रेयसः करेण स्पर्शनं मानश्च ताभ्यां निर्वृतिर्यस्याः ॥ २० ॥

**देहं विपन्नाखिलचेतनादिकं**
**पत्युः पृथिव्या दयितस्य चात्मनः।**
**आलक्ष्य किंचिच्च विलप्य सा सती**
**चितामथारोपयदद्रिसानुनि ॥ २१**

पृथिव्याः पत्युः। दुहितृत्वं तु तस्या देवता-रूपेण। विपन्नं नष्टमखिलं चेतनादिकं यस्मिं-स्तथाभूतं देहमालक्ष्य तं देहं चितामारोपयत्॥ २१ ॥

**विधाय कृत्यं ह्रदिनीजलाप्लुता**
**दत्त्वोदकं भर्तुरुदारकर्मणः।**
**नत्वा दिविस्थांस्त्रिदशांस्त्रिः परीत्य**
**विवेश वह्निं ध्यायती भर्तृपादौ॥ २२**

कृत्यं तत्कालोचितं विधाय ह्रदिन्या जले आप्लुता स्नाता सती भर्तुरुदकं दत्त्वा दिव्यन्तरिक्षे स्थितान्देवान्नत्वा वह्निं त्रिः प्रदक्षिणीकृत्य॥ २२ ॥

**विलोक्यानुगतां साध्वीं पृथुं वीरवरं पतिम्।**
**तुष्टुवुर्वरदा देवैर्देवपत्न्यः सहस्रशः॥ २३**

देवैः सहिताः ॥ २३ ॥

**कुर्वत्यः कुसुमासारं तस्मिन्मन्दरसानुनि।**
**नदत्स्वमरतूर्येषु गृणन्ति स्म परस्परम्॥ २४**

પતિવ્રતધર્મની નિષ્ઠાથી, સેવાથી અને મુનિવૃત્તિથી દેહનો નિર્વાહ કરવાથી અત્યંત કૃશ થયાં હોવા છતાં પણ પ્રિયતમનો કરસ્પર્શ અને સમ્માન પ્રાપ્ત થવાથી થતા આનંદથી તેઓ કષ્ટ પામ્યાં નહીં. ॥ ૨૦ ॥

જે ભૂમિશયન વગેરે '**भर्तुःव्रतम्**' પતિવ્રતધર્મ છે તે ધર્મમાં જે નિષ્ઠા હતી તેનાથી, ઋષિઓને લગતું તે આર્ષ, તેવી ઋષિઓની વૃત્તિથી કંદ, મૂળ વગેરેથી થતો '**देहयात्रा**' દેહનિર્વાહ, તેનાથી '**आर्तिम्**' દુઃખ પામ્યાં નહીં. તે માટેનું કારણ– પ્રિયતમના કર વડે સ્પર્શ અને સમ્માન પ્રાપ્ત થવાથી જેમનો આનંદ હતો. ॥ ૨૦ ॥

પૃથ્વીના સ્વામી તથા પોતાના પ્રિયતમ મહારાજ પૃથુના દેહને સમગ્ર ચેતનાદિરહિત જોઈને, થોડીવાર સુધી વિલાપ કરીને તે સતીએ પર્વતના શિખર પર ચિતા (બનાવીને તેની) ઉપર તે દેહને મૂક્યો.॥ ૨૧ ॥

પૃથ્વીના સ્વામી એવા પૃથુરાજાના (દેહને)– પૃથ્વીનું પુત્રીત્વ તો તેના દેવતારૂપથી છે. '**विपन्नम्**' નષ્ટ થઈ છે સમગ્ર ચેતના વગેરે જેમાં તેવા દેહને જોઈને, તે દેહને ચિતા ઉપર મૂક્યો. ॥ ૨૧ ॥

(તે કાળને ઉચિત અન્ય) કર્મ કરીને નદીના જળમાં સ્નાન કરેલાં સતીએ સર્વોપકારક કર્મવાળા પતિને જલાંજલિ આપી. સ્વર્ગમાં રહેલા દેવોને નમન કરી, (ચિતાને) ત્રણ પ્રદક્ષિણા કરીને પતિના ચરણોનું ધ્યાન કરતાં અગ્નિમાં પ્રવેશ કર્યો. ॥ ૨૨ ॥

તે સમયોચિત કર્મ કરીને નદીના જળમાં '**आप्लुता**' સ્નાન કરેલાં સતીએ પતિને જલાંજલિ આપીને, '**दिवि**' અંતરિક્ષમાં રહેલા દેવોને નમન કરી, ચિતાના અગ્નિની ત્રણ પ્રદક્ષિણા કરીને (અગ્નિમાં પ્રવેશ કર્યો).॥ ૨૨ ॥

સાધ્વી અર્ચિને (આ પ્રમાણે) વીરશ્રેષ્ઠ પતિ પૃથુરાજાનું અનુગમન કરતાં જોઈ હજારો વરદાયિની દેવીઓ દેવો સાથે તેમની સ્તુતિ કરવા લાગી. ॥ ૨૩ ॥

દેવો સહિત હજારો દેવીઓ ॥ ૨૩ ॥

મંદરાચળના તે શિખર ઉપર દેવોનાં વાદિત્રો વાગવા લાગ્યાં ત્યારે દેવાંગનાઓ પુષ્પવૃષ્ટિ કરતાં કરતાં પરસ્પર કહેવા લાગી. ॥ ૨૪ ॥

गृणन्ति स्म अभाषन्त ॥ २४ ॥

**देव्य ऊचुः**

**अहो इयं वधूर्धन्या या चैवं भूभुजां पतिम्।**
**सर्वात्मना पतिं भेजे यज्ञेशं श्रीर्वधूरिव ॥ २५ ॥ २५ ॥**

**सैषा नूनं व्रजत्यूर्ध्वमनु वैन्यं पतिं सती।**
**पश्यतास्मानतीत्यार्चिर्दुर्विभाव्येन कर्मणा ॥ २६**

असतीनां दुर्विभाव्येन कर्तुमशक्येन कर्मणा ॥ २६ ॥

**तेषां दुरापं किं त्वन्यन्मर्त्यानां भगवत्पदम्।**
**भुवि लोलायुषो ये वै नैष्कर्म्यं साधयन्त्युत ॥ २७**

भगवान् पद्यते गम्यतेऽनेनेति तथा तन्नैष्कर्म्यं ज्ञानं ये चञ्चलायुषोऽपि साधयन्ति तेषामन्यद्दे-वादिपदं किमु दुर्लभम्। न किंचिदित्यर्थः ॥ २७ ॥

अभक्तं शोचन्ति—**स वञ्चित इति।**

**स वञ्चितो बतात्मध्रुक् कृच्छ्रेण महता भुवि।**
**लब्ध्वापवर्ग्यं मानुष्यं विषयेषु विषज्जते ॥ २८**

यत आत्मने द्रुह्यति योऽपवर्गसाधनं मानुष्यं लब्ध्वापि विषयेष्वासक्तिं याति ॥ २८ ॥

**मैत्रेय उवाच**

**स्तुवतीष्वमरस्त्रीषु पतिलोकं गता वधूः।**
**यं वा आत्मविदां धुर्यो वैन्यः प्रापाच्युताशयः ॥२९ ॥ २९ ॥**

**'गृणन्ति स्म'** (દેવાંગનાઓ) કહેવા લાગી.॥૨૪॥

**દેવીઓ બોલી** – અહો! આ(પૃથુરાજાનાં) વધૂને ધન્ય છે કે જેમણે પોતાના પતિ રાજરાજેશ્વર પૃથુની સર્વાત્મભાવે (મન, વાણી અને શરીરથી) જેમ શ્રીલક્ષ્મીજી યજ્ઞેશ્વર ભગવાન વિષ્ણુની સેવા કરે તેમ સેવા કરી છે. ॥ ૨૫ ॥ ૨૫ ॥

જુઓ, તે આ સતી અર્ચિ, કરવા માટે અશક્ય એવાં કર્મ વડે આપણને અતિક્રમીને પતિ પૃથુની પાછળ જ ઊર્ધ્વલોક (શ્રીવૈકુંઠ)માં જાય છે. ॥ ૨૬ ॥

અસતીઓને **'દુર્વિભાવ્યેન'** કરવા માટે અશક્ય એવાં કર્મો વડે ॥ ૨૬ ॥

પૃથ્વી ઉપર અસ્થિર આયુષ્યવાળા હોવા છતાં પણ ભગવાનના પરમપદની પ્રાપ્તિ કરાવનાર જ્ઞાન (અથવા કર્મથી અપ્રાપ્ય એવા વૈકુંઠને) જેઓ સાધી લે છે, તે મનુષ્યોને બીજું શું દુર્લભ છે? ॥ ૨૭ ॥

ભગવાન પ્રાપ્ત થાય છે, (ભગવાનને) જાણી શકાય છે જેના દ્વારા તેવું તે **'નૈષ્કર્મ્યમ્'** જ્ઞાન, જેઓ અસ્થિર આયુષ્યવાળા હોવા છતાં પણ મેળવે છે તેમને દેવતાઓનું બીજું કયું સ્થાન દુર્લભ છે? કોઈ પણ નહીં, એમ અર્થ છે. ॥ ૨૭ ॥

અભક્ત માટે શોક કરે છે — **'सः वञ्चितः इति।'**

પૃથ્વી ઉપર મહાકષ્ટથી મોક્ષના સાધનરૂપ મનુષ્યત્વ પ્રાપ્ત કરીને જે વિષયોમાં આસક્ત થાય છે, તે આત્મઘાતી છે. અરેરે, (ભગવાનની માયાથી વિમોહિત થયેલો) તે છેતરાયો છે! ॥ ૨૮ ॥

કારણ કે પોતે જ છેતરાયો છે. તે પોતાનો જ દ્રોહ કરે છે, જે મોક્ષના સાધનરૂપ મનુષ્યત્વ પ્રાપ્ત કરવા છતાં વિષયોમાં આસક્તિ પામે છે. ॥ ૨૮ ॥

**મૈત્રેયમુનિ બોલ્યા** – આ પ્રમાણે દેવાંગનાઓ સ્તુતિ કરતી હતી ત્યારે આત્મજ્ઞાનીઓમાં શ્રેષ્ઠ અને ભગવાન શ્રીઅચ્યુતમાં જ મનવાળા રાજા પૃથુએ જે લોકને પ્રાપ્ત કર્યો હતો, તે જ પતિલોકમાં ભાર્યા અર્ચિ સિધાવ્યાં. ॥ ૨૯ ॥ ૨૯ ॥

इत्थंभूतानुभावोऽसौ पृथुः स भगवत्तमः।
कीर्तितं तस्य चरितमुद्दामचरितस्य ते॥ ३०
॥ ३० ॥

પરમ ભાગવત એવા તે પૃથુરાજા આવા પ્રભાવશાળી હતા. તે ઉદાર ચરિત્રવાળા રાજાનું ચરિત્ર મેં તમને કહ્યું. ॥ ૩૦ ॥ ૩૦ ॥

य इदं सुमहत्पुण्यं श्रद्धयाऽवहितः पठेत्।
श्रावयेच्छृणुयाद्वापि स पृथोः पदवीमियात्॥ ३१
॥ ३१ ॥

જે મનુષ્ય આ પરમ પવિત્ર ચરિત્રનો સાવધાન થઈ પાઠ કરે, સંભળાવે કે સાંભળે તે પણ પૃથુરાજાની પદવીને પ્રાપ્ત કરે છે. ॥ ૩૧ ॥ ૩૧ ॥

ब्राह्मणो ब्रह्मवर्चस्वी राजन्यो जगतीपतिः।
वैश्यः पठन्विट्पतिः स्याच्छूद्रः सत्तमतामियात्॥ ३२

विशां पश्वादीनां वैश्यादीनां वा पतिःस्यात्। शूद्रः शृण्वन्निति शेषः। तस्य पाठानधिकारात् ॥ ३२ ॥

(આ પૃથુચરિત્રનો) પાઠ કરતા બ્રાહ્મણ બ્રહ્મતેજ-વાળો થાય છે, ક્ષત્રિય પૃથ્વીપતિ થાય છે, વૈશ્ય વૈશ્યોમાં પ્રધાન થાય છે તથા શૂદ્ર શ્રેષ્ઠત્વ પામે છે. ॥ ૩૨ ॥

વૈશ્ય પશુ વગેરેનો અથવા વૈશ્ય વગેરેનો રાજા થાય છે. (પૃથુચરિત્રનું) શ્રવણ કરતો શૂદ્ર, એટલું બાકી છે. તેને પાઠ કરવાનો અધિકાર નથી તેથી (શૂદ્ર માટે શ્રવણ કરવાનું વિધાન છે). ॥૩૨॥

त्रिःकृत्व इदमाकर्ण्य नरो नार्यथवादृता।
अप्रजः सुप्रजतमो निर्धनो धनवत्तमः।
अस्पष्टकीर्तिः सुयशा मूर्खो भवति पण्डितः॥ ३३
॥ ३३ ॥

પુરુષ કે આદરયુક્ત સ્ત્રી આ ચરિત્ર ત્રણ વખત સાંભળીને પ્રજારહિત હોય તો ઉત્તમ પ્રજાવાળાં થાય છે, નિર્ધન અત્યંત ધનવાન થાય છે, કીર્તિહીન કીર્તિવાન થાય છે તથા મૂર્ખ પંડિત થાય છે. ॥ ૩૩ ॥ ૩૩ ॥

इदं स्वस्त्ययनं पुंसाममङ्गल्यनिवारणम्।
धन्यं यशस्यमायुष्यं स्वर्ग्यं कलिमलापहम्॥ ३४
॥ ३४ ॥

આ ચરિત્ર મનુષ્યોનું કલ્યાણ કરનારું, અમંગળને દૂર કરનારું, ધન, યશ, આયુષ્ય, સ્વર્ગ આપનારું તથા કળિયુગના દોષોનો નાશ કરનારું છે. ॥ ૩૪ ॥ ૩૪ ॥

धर्मार्थकाममोक्षाणां सम्यक्सिद्धिमभीप्सुभिः।
श्रद्धयैतदनुश्राव्यं चतुर्णां कारणं परम्॥ ३५
॥ ३५ ॥

ધર્મ, અર્થ, કામ, મોક્ષ– એ ચાર પુરુષાર્થોને સુંદર રીતે સિદ્ધ કરવાની અભીપ્સા રાખનારા મનુષ્યો દ્વારા ચારેય પુરુષાર્થો(ને સિદ્ધ કરવા)ના ઉત્તમ સાધનરૂપ આ ચરિત્રનું શ્રદ્ધાપૂર્વક વારંવાર શ્રવણ થવું જોઈએ. ॥ ૩૫ ॥ ૩૫ ॥

विजयाभिमुखो राजा श्रुत्वैतदभियाति यान्।
बलिं तस्मै हरन्त्यग्रे राजानः पृथवे यथा॥ ३६
॥ ३६ ॥

વિજય માટે પ્રસ્થાન કરનાર રાજા આ ચરિત્ર સાંભળીને (જે રાજાઓની) સામે જાય છે, તે રાજાઓ પૂર્વે જેમ પૃથુરાજાને ઉપહાર ધરતા હતા તેમ તેને ઉપહાર ધરે છે. ॥ ૩૬ ॥ ૩૬ ॥

मुक्तान्यसङ्गो भगवत्यमलां भक्तिमुद्वहन्।
वैन्यस्य चरितं पुण्यं शृणुयाच्छ्रावयेत्पठेत्॥ ३७

ભગવાનમાં અમલ ભક્તિ ધારણ કરતાં, અન્ય (ફળની) આસક્તિથી મુક્ત થઈ, વેનપુત્ર પૃથુરાજાના પવિત્ર ચરિત્રનું શ્રવણ કરવું, શ્રવણ કરાવવું અને તેનો પાઠ કરવો. ॥ ૩૭ ॥

यद्यपि बहूनि फलानि भवन्ति तथापि मुक्तान्यसङ्ग एव श्रवणादि कुर्यात्॥ ३७॥

(પૃથુચરિત્રનો પાઠ કરવાથી) જો કે અનેક ફળ મળતાં હોવા છતાં પણ **'मुक्त-अन्य-सङ्गः'** આસક્તિરહિત (ફળની કામનારહિત) થઈને શ્રવણાદિ કરવાં. ॥ ૩૭ ॥

**वैचित्रवीर्याभिहितं महन्माहात्म्यसूचकम्।**
**अस्मिन्कृतमतिर्मर्त्यः पार्थवीं गतिमाप्नुयात्॥ ३८**

હે વિચિત્રવીર્યપુત્ર(વિદુરજી), મહાન એવા ભગવાનના માહાત્મ્યને પ્રકટ કરનારું ચરિત્ર કહેવામાં આવ્યું. આ ચરિત્ર વિષે મનન કરનાર મનુષ્ય પૃથુરાજાની ગતિ પામે છે. ॥ ૩૮ ॥

महतो भगवतो माहात्म्यस्य सूचकम्। पार्थवीं पृथुसंबन्धिनीम्। पार्थिवीमिति वा पाठः॥ ३८॥

**'महतः'** મહાન એવા ભગવાનના માહાત્મ્યને પ્રકટ કરનારું– **'पार्थवीम्'** પૃથુરાજાના સંબંધવાળી ભક્તિને– **'पार्थिवीम्'** એમ પાઠ પણ છે. ॥ ૩૮ ॥

**अनुदिनमिदमादरेण शृण्वन्**
**पृथुचरितं प्रथयन्विमुक्तसङ्गः।**
**भगवति भवसिन्धुपोतपादे**
**स च निपुणां लभते रतिं मनुष्यः॥ ३९**

(छंद—पुष्पिताग्रा)

નિષ્કામભાવવાળો થઈ પ્રતિદિન આદરપૂર્વક આ ચરિત્રનું શ્રવણ કરતો તથા તેનું કીર્તન કરતો મનુષ્ય, જેમના ચરણારવિંદ સંસારસાગરમાં નૌકારૂપ છે તેવા ભગવાનમાં સુદૃઢ રતિ પ્રાપ્ત કરે છે. ॥ ૩૯ ॥

प्रथयन्कीर्तयन्। भवसिन्धौ पोतः पादो यस्य॥ ३९॥

**'प्रथयन्'** કીર્તન કરતો, સંસારસાગરમાં નૌકારૂપ ચરણ છે જેમના તેવા ભગવાનમાં ॥ ૩૯ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां चतुर्थस्कन्धे त्रयोविंशोऽध्यायः॥ २३॥

इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां त्रयोविंशोऽध्यायः॥ २३॥

*****

# अथ चतुर्विंशोऽध्यायः

## પૃથુવંશ તથા રુદ્રગીત

एकादशभिरध्यायैः पृथोश्चरितमीरितम्।
प्रचेतसामथाष्टाभिस्तन्मध्ये पञ्चभिः पितुः॥ १

અગિયાર અધ્યાયો દ્વારા રાજા પૃથુનું ચરિત્ર વર્ણવવામાં આવ્યું. (હવે) પ્રચેતાઓનું (ચરિત્ર) આઠ અધ્યાયો દ્વારા (વર્ણવાશે) તથા તે આઠમાંથી પાંચ અધ્યાયો દ્વારા પિતા પ્રાચીનબર્હિનું (ચરિત્ર વર્ણવાશે).॥ ૧ ॥

चतुर्विंशे प्रपौत्रात्तु पृथोः प्राचीनबर्हिषः।
प्रचेतसां जनिस्तेभ्यो रुद्रगीतं च वर्ण्यते॥ २

ચોવીસમા અધ્યાયમાં પૃથુરાજાના પ્રપૌત્ર પ્રાચીનબર્હિથી પ્રચેતાઓનો જન્મ તથા તેઓને (ભગવાન શંકરે ઉપદેશેલું) રુદ્રગીત વર્ણવવામાં આવશે. ॥ ૨ ॥

**मैत्रेय उवाच**

**विजिताश्वोऽधिराजासीत्पृथुपुत्रः पृथुश्रवाः।**
**यवीयोभ्योऽददात्काष्ठा भ्रातृभ्यो भ्रातृवत्सलः॥ १**

**મૈત્રેયમુનિ બોલ્યા** – વિપુલ કીર્તિવાળા પૃથુપુત્ર વિજિતાશ્વ મહારાજા થયા. ભાઈઓ ઉપર પ્રેમ રાખનાર એવા તેમણે (ચારેય) નાના ભાઈઓને (ચાર) દિશાઓ આપી દીધી. ॥ ૧ ॥

अधिराज आसीदित्यर्थः। यवीयोभ्यः कनिष्ठेभ्यः। काष्ठा दिशः॥ १॥

'**अधिराजः**' મહારાજા થયા, એમ અર્થ છે. ('**अधिराजासीत्**' ની સંધિ આર્ષ છે. **अधिराज आसीत्** એમ હોવું જોઇએ– વંશીધરી) '**यवीयोभ्यः**' નાના ભાઈઓને '**काष्ठाः**' દિશાઓ ॥ ૧ ॥

**हर्यक्षायादिशत्प्राचीं धूम्रकेशाय दक्षिणाम्।**
**प्रतीचीं वृकसंज्ञाय तुर्यां द्रविणसे विभुः॥ २**

સમર્થ રાજા વિજિતાશ્વે હર્યક્ષને પૂર્વ, ધૂમ્રકેશને દક્ષિણ, વૃક નામવાળાને પશ્ચિમ તથા દ્રવિણને ચોથી (ઉત્તર) દિશા સોંપી. ॥ ૨ ॥

तुर्यां चतुर्थीमुत्तरां दिशम्॥ २॥

'**तुर्याम्**' ચોથી ઉત્તર દિશા॥ ૨ ॥

**अन्तर्धानगतिं शक्राल्लब्ध्वान्तर्धानसंज्ञितः।**
**अपत्यत्रयमाधत्त शिखण्डिन्यां सुसंमतम्॥ ३**

(પૃથુરાજાના અશ્વમેધયજ્ઞમાં અશ્વવિજય પ્રસંગે) ઈન્દ્ર પાસેથી અન્તર્ધાન થવાની શક્તિ મેળવીને અન્તર્ધાન નામવાળા વિજિતાશ્વે શિખંડિનીમાં અતિ સમ્માનિત ત્રણ પુત્રો ઉત્પન્ન કર્યા હતા.॥ ૩ ॥

शक्राल्लब्ध्वा पृथोरश्वमेधेऽश्वविजयावसरे ॥ ३॥

પૃથુરાજાના અશ્વમેધ યજ્ઞમાં અશ્વવિજય પ્રસંગે ઈન્દ્ર પાસેથી શક્તિ પ્રાપ્ત કરી હતી.॥ ૩ ॥

अपत्यत्रयमेवाह—**पावक** इति।

ત્રણ પુત્રો વિષે જ કહે છે — '**पावकः इति।**'

**पावकः पवमानश्च शुचिरित्यग्नयः पुरा।**
**वसिष्ठशापादुत्पन्नाः पुनर्योगगतिं गताः॥ ४**

પાવક, પવમાન અને શુચિ નામના અગ્નિઓ પૂર્વજન્મમાં વસિષ્ઠમુનિના શાપથી (આ ત્રણ પુત્રોરૂપે) ઉત્પન્ન થયા હતા, તેઓ પુનઃ યોગમાર્ગ(થી અગ્નિત્વ)ને પામ્યા. ॥ ૪ ॥

पुरा यः शापस्तस्मान्मनुष्येषूत्पन्नाः सन्तो योगगतिमग्नित्वं प्राप्ताः॥ ४॥

પૂર્વજન્મમાં જે શાપ મળ્યો હતો તેથી મનુષ્યોમાં ઉત્પન્ન થયા હતા. '**योगगतिम्**' અગ્નિત્વને પ્રાપ્ત થયા. ॥ ૪ ॥

**अन्तर्धानो नभस्वत्यां हविर्धानमविन्दत।**
**य इन्द्रमश्वहर्तारं विद्वानपि न जघ्निवान्॥ ५**

ઈન્દ્રને અશ્વનો ચોર જાણનારો હોવા છતાં જેણે ઈન્દ્રને માર્યો નહીં, તે અન્તર્ધાને (વિજિતાશ્વે) (અન્ય) પત્ની નભસ્વતીમાં હવિર્ધાન નામનો પુત્ર મેળવ્યો હતો. ॥ ૫ ॥

नभस्वत्यामन्यस्यां भार्यायाम्। अन्तर्धानस्य विशेषणं य इति। एतेन शक्रादन्तर्धानगतिलाभे कारणमुक्तम्॥ ५॥

'**नभस्वत्याम्**' બીજી ભાર્યા નભસ્વતીમાં– '**यः इति।**' એ પદ અન્તર્ધાનનું વિશેષણ છે, તે દ્વારા ઈન્દ્ર પાસેથી અંતર્ધાન થવાની શક્તિ પ્રાપ્ત કરવા માટેનું કારણ કહેવાયું છે. ॥ ૫ ॥

**राज्ञां वृत्तिं करादानदण्डशुल्कादिदारुणाम्।**
**मन्यमानो दीर्घसत्रव्याजेन विससर्ज ह॥ ६**

કર લેવો, દંડ કરવો, મહેસૂલ ઉઘરાવવું વગેરેને કારણે થતી રાજાની આજીવિકા બીજાને પીડારૂપ છે એમ માનનાર રાજાએ દીર્ઘ સત્રના બહાને તેનો (તે આ જીવિકાનો) ત્યાગ કર્યો હતો. ॥ ૬ ॥

स चान्तर्धानो राज्ञां वृत्तिं करादानादिभिर्दारुणां परपीडात्मिकां मन्यमानो विससर्ज ह॥ ६॥

અને તે અન્તર્ધાને કર, દંડ વગેરેને કારણે થતી રાજાની આજીવિકા **'दारुणाम्'** બીજાને પીડા આપનારી માનીને તેનો ત્યાગ કર્યો હતો. ॥ ૬ ॥

**तत्रापि हंसं पुरुषं परमात्मानमात्मदृक्।**
**यजंस्तल्लोकतामाप कुशलेन समाधिना॥ ७**

તે યજ્ઞમાં પણ આત્મજ્ઞાની રાજા અન્તર્ધાન, ભક્તોના ક્લેશ હરી લેનારા પૂર્ણ (પુરુષ) પરમાત્માનું પૂજન કરતાં પુણ્યસ્વરૂપ સમાધિથી તે પરમાત્મ-સાક્ષાત્કારને પ્રાપ્ત થયા હતા. ॥૭॥

हन्ति स्वानां क्लेशमिति हंसस्तं पुरुषं पूर्णम्। कुशलं पुण्यं तद्रूपेण समाधिना॥ ७॥

પોતાના ભક્તોનાં દુઃખોનો નાશ કરે તે **'हंसः'**, **'पुरुषम्'** પૂર્ણ પરમાત્માને– **'कुशलम्'** પુણ્ય, તે પુણ્યસ્વરૂપ સમાધિથી ॥ ૭ ॥

**हविर्धानाद्धविर्धानी विदुरासूत षट् सुतान्।**
**बर्हिषदं गयं शुक्लं कृष्णं सत्यं जितव्रतम्॥ ८**
॥ ८॥

(અંતર્ધાન અર્થાત્ વિજિતાશ્વના પુત્ર) હવિર્ધાનથી (તેની સ્ત્રી) હવિર્ધાનીએ હે વિદુરજી! બર્હિષદ, ગય, શુક્લ, કૃષ્ણ, સત્ય તથા જિતવ્રત એમ છ પુત્રો ઉત્પન્ન કર્યા. ॥ ૮ ॥ ૮ ॥

**बर्हिषत्सुमहाभागो हाविर्धानिः प्रजापतिः।**
**क्रियाकाण्डेषु निष्णातो योगेषु च कुरूद्वह॥ ९**

હે કુરુવંશી વિદુરજી, હવિર્ધાનનો પુત્ર મહાપુણ્યશાળી બર્હિષદ્ પ્રજાપતિ હતો તથા ક્રિયાકાંડ તેમ જ પ્રાણાયામાદિ યોગમાં નિષ્ણાત હતો. ॥ ૯ ॥

हाविर्धानिर्हविर्धानस्य पुत्रः। योगेषु च प्राणायामादिषु॥ ९॥

**'हाविर्धानिः'** હવિર્ધાનનો પુત્ર **'योगेषु च'** પ્રાણાયામાદિ યોગમાં પણ નિષ્ણાત હતો. ॥ ૯ ॥

क्रियाकाण्डनिष्णातत्वमाह—**यस्येति**।

રાજા બર્હિષદ્નું ક્રિયાકાંડમાં નૈપુણ્ય વર્ણવે છે— **'यस्य इति।'**

**यस्येदं देवयजनमनुयज्ञं वितन्वतः।**
**प्राचीनाग्रैः कुशैरासीदास्तृतं वसुधातलम्॥ १०**

એક યજ્ઞની સમીપમાં બીજો યજ્ઞ કરતાં કરતાં જેનું આ સમગ્ર વસુધાતળ યજ્ઞસ્થાનમાં વિસ્તરતાં, પૂર્વ દિશા તરફ અગ્રભાગવાળા દર્ભોથી આચ્છાદિત થઈ ગયું હતું. ॥ ૧૦ ॥

इदं वसुधातलं देवयजनं यज्ञवाटं वितन्वतः। यत्रैको यज्ञः कृतस्तत्समीप एव यज्ञान्तरं कुर्वतः सतः। अत एव प्राचीनबर्हिरित्युच्यते॥ १०॥

આ વસુધાતળ **'देवयजनम्'** યજ્ઞસ્થાનમાં વિસ્તરતાં– જ્યાં એક યજ્ઞ કર્યો, તેની પાસે જ બીજો યજ્ઞ કરતાં કરતાં– આથી જ તે પ્રાચીનબર્હિ કહેવાય છે. ॥ ૧૦ ॥

**सामुद्रीं देवदेवोक्तामुपयेमे शतद्रुतिम्।**
**यां वीक्ष्य चारुसर्वाङ्गीं किशोरीं सुष्ठ्वलंकृताम्।**
**परिक्रमन्तीमुद्वाहे चकमेऽग्निः शुकीमिव॥ ११**

દેવાધિદેવ બ્રહ્માજીના કહેવાથી (રાજા પ્રાચીનબર્હિ) સમુદ્રની કન્યા શતદ્રુતિને પરણ્યા હતા. સુંદર રીતે અલંકૃત થયેલી એવી જે સર્વાંગસુંદર કિશોરીને વિવાહ સમયે પ્રદક્ષિણા કરતી જોઈને, અગ્નિદેવ જેમ શુકી પ્રત્યે મોહિત થયા હતા તેમ શતદ્રુતિ ઉપર મોહિત થયા હતા. ॥ ૧૧ ॥

समुद्रस्य कन्यां देवदेवेन ब्रह्मणोपदिष्टां शतद्रुतिं नाम किशोरीं बालां परिक्रमन्तीं प्रदक्षिणं गच्छन्तीम्। शुकीमिवेति। एवं ह्याख्यायते। सप्तर्षीणां सत्रे तद्भार्यादर्शनेनाग्निः कामसंतप्तोऽभूत्। तं च तद्भार्या स्वाहा नाम सप्तर्षिभार्यारूपधारिणी सती रमयामास। रमयित्वा च तद्रेतः शुकीरूपेण शरस्तम्बे निधायागच्छत्। तां यथा सप्तर्षिभार्या–भ्रान्त्या अग्निः कामितवांस्तद्वदिति। स्तुकीमिवेति पाठे स्तोकघृतधारामिवेत्यर्थः ॥ ११ ॥

દેવાધિદેવ બ્રહ્માજી દ્વારા નિર્દેશ કરવામાં આવેલી શતદ્રુતિ નામની સમુદ્રની કિશોરી કન્યાને **'परिक्रमन्तीम्'** પ્રદક્ષિણા કરતી જોઈને– **'शुकीम् इव इति।'** મહાભારતમાં આ પ્રમાણે આખ્યાન છે. સપ્તર્ષિઓના યજ્ઞમાં તેમની પત્નીઓને જોઈને અગ્નિદેવ કામાતુર થયા હતા. અગ્નિદેવનાં સ્વાહા નામનાં ભાર્યાએ સપ્તર્ષિની ભાર્યાનું રૂપ ધારણ કરીને તે અગ્નિદેવનું રમણ કર્યું હતું. રમણ કરીને તેમનું વીર્ય શુકીરૂપ ધરીને નરકુલના ગુચ્છામાં મૂકીને ચાલ્યાં ગયાં હતાં. સપ્તર્ષિની ભાર્યાની ભ્રાન્તિ થવાથી અગ્નિદેવે જેમ તેની કામના કરી હતી, તેમ તેમણે શતદ્રુતિની કામના કરી. **'स्तुकीम् इव'** પાઠમાં અલ્પ બિંદુરૂપે પડતી ઘીની ધારાને જેમ (અગ્નિ આતુરતાથી ગ્રહણ કરતા પ્રજ્વલિત થાય તેમ) ॥ ૧૧ ॥

**विबुधासुरगन्धर्वमुनिसिद्धनरोरगाः ।**
**विजिताः सूर्यया दिक्षु क्वणयन्त्यैव नूपुरैः ॥ १२**

નૂપુરના ધ્વનિથી ઝણકાર કરતી નવવધૂ શતદ્રુતિએ દિશાવિદિશાઓમાં દેવો, અસુરો, ગંધર્વો, મુનિઓ, સિદ્ધો, મનુષ્યો તેમ જ સર્પોને અભિભૂત કરી દીધા હતા. ॥ ૧૨ ॥

सूर्यया नवोढयैव विबुधादयो विजिता अभिभूतास्तच्च नूपुरैः पादौ क्वणयन्त्यैव। तद्ध्वनिमात्रेणेत्यर्थः ॥ १२ ॥

**'सूर्यया'** નવપરિણીત શતદ્રુતિ દ્વારા જ દેવો વગેરે **'विजिताः'** અભિભૂત થયા હતા. બંને પગમાં રહેલાં નૂપુરોના ઝણકારથી જ, તેના ધ્વનિ માત્રથી જ, એમ અર્થ છે. ॥ ૧૨ ॥

**प्राचीनबर्हिषः पुत्राः शतद्रुत्यां दशाभवन्।**
**तुल्यनामव्रताः सर्वे धर्मस्नाताः प्रचेतसः ॥ १३**

રાજા પ્રાચીનબર્હિને શતદ્રુતિમાં સમાન નામ અને આચરણવાળા દસ પુત્રો થયા. ધર્મમાં નિષ્ણાત એવા તેઓ સર્વે પ્રચેતાઓ કહેવાતા હતા. ॥ ૧૩ ॥

तुल्यं नाम व्रतमाचारश्च येषाम्। धर्मस्नाता धर्मपारगाः ॥ १३ ॥

સમાન છે નામ તથા **'व्रतम्'** આચરણ જેમનું– **'धर्मस्नाताः'** ધર્મના પારગામી ॥ ૧૩ ॥

**पित्रादिष्टाः प्रजासर्गे तपसेऽर्णवमाविशन्।**
**दशवर्षसहस्राणि तपसाऽऽर्चंस्तपस्पतिम् ॥ १४**

પિતા દ્વારા પ્રજોત્પત્તિ માટે આદેશ પામેલા તેઓએ તપ કરવા માટે સમુદ્રમાં પ્રવેશ કર્યો. (તપનું ફળ આપનાર) ભગવાન શ્રીહરિની દસહજાર વર્ષ સુધી તપ દ્વારા આરાધના કરી. ॥ ૧૪ ॥

तपसा तपसां पतिं हरिमार्चन्नर्चयामासुः ॥ १४ ॥

તપ દ્વારા **'तपसां पतिम्'** ભગવાન શ્રીહરિની **'आर्चन्'** આરાધના કરી. ॥ ૧૪ ॥

**यदुक्तं पथि दृष्टेन गिरिशेन प्रसीदता।**
**तद्ध्यायन्तो जपन्तश्च पूजयन्तश्च संयताः॥ १५**

॥ १५ ॥

(તપશ્ચર્યા કરવા જતાં) રસ્તામાં મળેલા અને પ્રસન્ન થયેલા ભગવાન ગિરિશ દ્વારા જે પ્રમાણે ઉપદેશ કરવામાં આવ્યો તે પ્રમાણે તેઓએ સંયમપૂર્વક ધ્યાન, જપ તથા પૂજન કરતાં કરતાં આરાધના કરી. ॥ ૧૫ ॥ ૧૫ ॥

विदुर उवाच

**प्रचेतसां गिरित्रेण यथासीत्पथि सङ्गमः।**
**यदुताह हरः प्रीतस्तन्नो ब्रह्मन्वदार्थवत्॥ १६**

॥ १६ ॥

**વિદુરજી બોલ્યા** – હે બ્રહ્મન્, માર્ગમાં ભગવાન ગિરિત્ર સાથે પ્રચેતાઓનો જે રીતે સંગમ થયો તેમ જ પ્રસન્ન થયેલા ભગવાન શંકરે જે સારયુક્ત ઉપદેશ કર્યો, તે અમને કહો. ॥ ૧૬ ॥ ૧૬ ॥

**सङ्गमः खलु विप्रर्षे शिवेनेह शरीरिणाम्।**
**दुर्लभो मुनयो दध्युरसङ्गाद्यमभीप्सितम्॥ १७**

હે વિપ્રર્ષિ, આ સંસારમાં ભગવાન શિવ સાથે મનુષ્યોનો સંગમ થવો દુર્લભ છે. મુનિજનો પણ જેમને પ્રાપ્ત કરવા માટે ઈષ્ટ એવા શ્રી મહાદેવજીનું આસક્તિ છોડીને કેવળ ધ્યાન કરે છે (પરંતુ તેમને પામી શકતા નથી). ॥ ૧૭ ॥

मुनयोऽपि सङ्गत्यागेनाप्तुमिष्टं यं दध्युरेव केवलं, नतु प्रापुः। तेन शिवेन॥ १७॥

મુનિજનો પણ આસક્તિનો ત્યાગ કરીને પ્રાપ્ત કરવા માટે ઈષ્ટ એવા જેમનું કેવળ ધ્યાન કરે છે પરંતુ પ્રાપ્ત કરી (શકતા) નથી, તે શિવજી સાથે (મનુષ્યોનો સંગમ થવો દુર્લભ છે.) ॥ ૧૭ ॥

ननु मुनीनां किं तद्ध्यानेन घोरत्वादित्या-शङ्क्याह।

શંકા કરવામાં આવી છે કે ભગવાન શંકર તો ઘોરરૂપ છે, તેથી તેમનું ધ્યાન કરવાથી મુનિજનોને શું પ્રયોજન હોય? તો તે માટે ઉત્તર આપે છે.

**आत्मारामोऽपि यस्त्वस्य लोककल्पस्य राधसे।**
**शक्त्या युक्तो विचरति घोरया भगवान्भवः॥ १८**

આત્મામાં જ રમણ કરનાર હોવા છતાં જે ભગવાન ભવ આ લોકસૃષ્ટિની રક્ષા કાજે પોતાની પ્રચંડ શક્તિ સાથે વિચરણ કરે છે. ॥ ૧૮ ॥

आत्मारामोऽपि लोकरचनायाः पालनाय ॥ १८॥

લોકસૃષ્ટિની **'रचनायाः'** રક્ષા કાજે ભગવાન આત્મારામ હોવા છતાં ॥ ૧૮ ॥

गुर्वाज्ञाकारिणां शिवदर्शनं स्वत एव भवतीत्याशयेनाह—**प्रचेतस इति**।

ગુરુજનોની આજ્ઞાનું પાલન કરનારાઓને ભગવાન શંકરનાં દર્શન પોતાની જાતે જ થાય છે, તેવા આશયથી કહે છે— **'प्रचेतसः इति।'**

मैत्रेय उवाच

**प्रचेतसः पितुर्वाक्यं शिरसादाय साधवः।**
**दिशं प्रतीचीं प्रययुस्तपस्यादृतचेतसः॥ १९**

॥ १९ ॥

**મૈત્રેયમુનિ બોલ્યા** – સદાચારનિષ્ઠ, તપમાં આદરયુક્ત ચિત્તવાળા પ્રચેતાઓ પિતાની આજ્ઞા મસ્તક ઉપર ચડાવી પશ્ચિમ દિશા તરફ ગયા.॥ ૧૯ ॥ ૧૯ ॥

**बा.प्र.**—प्रचेतसः प्रकृष्टं शुद्धसत्त्वात्मकं चेतो येषां ते।

**समुद्रमुप विस्तीर्णमपश्यन्सुमहत्सरः।**
**महन्मन इव स्वच्छं प्रसन्नसलिलाशयम्॥ २०**

समुद्रमुप समुद्रात्किंचिन्न्यूनम्। 'उपोऽधिके च' इति कर्मप्रवचनीयः। प्रसन्नाः सलिलाशया मत्स्यादयो यस्मिन्॥ २०॥

**नीलरक्तोत्पलाम्भोजकह्लारेन्दीवराकरम्।**
**हंससारसचक्राह्वकारण्डवनिकूजितम्॥ २१**

नीलोत्पलादीनामाकरं जन्मस्थानम्। उत्पलाम्भोजकह्लाराणि रात्रिदिनसन्ध्याविकासीनि। इन्दीवरं नीलोत्पलम्। तस्य पुनरुक्तिः प्राचुर्य-ज्ञापनार्थम्। हंसादिभिर्निकूजितम्॥ २१॥

**मत्तभ्रमरसौस्वर्यहृष्टरोमलताङ्घ्रिपम्।**
**पद्मकोशरजो दिक्षु विक्षिपत्पवनोत्सवम्॥ २२**

मत्तानां भ्रमराणां सौस्वर्येण हृष्टरोमाणो लताङ्घ्रिपा यस्मिन्, पद्मकोशरजो दिक्षु विक्षिपता पवनेनोत्सवो यस्मिन्॥ २२॥

**तत्र गान्धर्वमाकर्ण्य दिव्यमार्गमनोहरम्।**
**विसिस्म्यू राजपुत्रास्ते मृदङ्गपणवाद्यनु॥ २३**

શુદ્ધ સત્ત્વમય ચિત્ત છે જેમનું તેઓ પ્રચેતાઓ છે.

ઉપસાગર જેવું વિશાળ તેમ જ મહાપુરુષોના મન જેવું સ્વચ્છ અને પ્રસન્ન જળચરોવાળું અતિ મહાન સરોવર તેમણે જોયું. ॥ ૨૦ ॥

**'समुद्रम्-उप'** સમુદ્રથી કંઈક નાનું, **'उपोऽधिके च'** (પા.સૂ.૧/૪/૮૭) આ સૂત્ર પ્રમાણે હીન અને અધિક અર્થમાં **उप** કર્મપ્રવચનીય બને છે. (ઉપસર્ગ નહીં.) **'प्रसन्नाः सलिल-आशयाः'** પ્રસન્ન મત્સ્યાદિ જળચરો છે જેમાં તે ॥ ૨૦ ॥

નીલકમળ, રાત્રે ખીલનારાં રક્ત ઉત્પલ, દિવસે ખીલનારાં અંભોજ (કમળ), સંધ્યાકાળે ખીલનારાં કલ્હાર તથા ઈન્દીવર (નીલકમળો) ના ઉત્પત્તિસ્થાન, હંસ-સારસ-ચક્રવાક તથા બતક(ના કલરવ)થી કૂજિત, ॥ ૨૧ ॥

નીલકમળ વગેરેના ઉત્પત્તિસ્થાન એવા સરોવરમાં– **'उत्पल-अम्भोज-कह्लाराणि'** રાત્રે ખીલનારાં ઉત્પલ, દિવસે ખીલનારાં અંભોજ, સંધ્યાટાણે ખીલનારાં (શ્વેતકમળ) કલ્હાર, **'इन्दीवरम्'** નીલકમળ– નીલકમળની પુનરુક્તિ તેમનું આધિક્ય જણાવવા માટે કરવામાં આવી છે. હંસ વગેરે(ના કલરવ)થી કૂજિત ॥ ૨૧ ॥

ઉન્મત્ત ભમરાઓના મધુર ગુંજનથી હર્ષિત થઈને રોમાંચિત થયેલી લતાઓ તથા વૃક્ષોવાળા, કમળકોશના પરાગપુંજને (દશેય) દિશાઓમાં ઉડાડતા વાયુને કારણે જેમાં ઉત્સવ થઈ રહ્યો છે ॥ ૨૨ ॥

ઉન્મત્ત ભમરાઓના મધુર સ્વરથી પુલકિત થયેલી લતાઓ તથા વૃક્ષો છે જેમાં, કમળકોશની પરાગરજને ચહુદિશ ઉડાડતા પવનને કારણે જેમાં ઉત્સવ થઈ રહ્યો છે ॥ ૨૨ ॥

તેવા સરોવરમાં મૃદંગ, પણવાદિ વાદિત્રોને અનુસરીને (ગવાતું), દિવ્ય રાગ-રાગિણીઓવાળું મનોહર સંગીત સાંભળીને તે રાજપુત્રો (પ્રચેતાઓ) આશ્ચર્ય પામ્યા. ॥ ૨૩ ॥

तत्र मृदङ्गपणवादिवाद्यमनु पश्चाद्दिव्यैर्मार्गभेदैर्मनोहरं गान्धर्वं गानमाकर्ण्य विस्मयं प्राप्ताः। पाठान्तरे मृदङ्गपणवादि अवत् रक्षत्। तेषां ध्वनिमतिरस्कुर्वदित्यर्थः ॥ २३ ॥

તેવા સરોવરમાં મૃદંગ, પણવાદિ વાદિત્રોને **'अनु'** અનુસરીને (ગવાતું) દિવ્ય રાગ-રાગિણીઓવાળું મનોહર **'गान्धर्वम्'** સંગીત સાંભળીને તે રાજપુત્રો વિસ્મય પામ્યા. પાઠાન્તરમાં– **मृदंगपणवाद्यनु** ને બદલે **मृदंगपणवाद्यवत्** હોય તો મૃંદગ પણવાદિના ધ્વનિનો તિરસ્કાર ન કરતા– તેમની સાથે સુસંગત એવા સંગીતને (સાંભળ્યું), એમ અર્થ છે. ॥ ૨૩ ॥

**तर्ह्यैव सरसस्तस्मान्निष्क्रामन्तं सहानुगम्।**
**उपगीयमानममरप्रवरं विबुधानुगैः ॥ २४**

**तप्तहेमनिकायाभं शितिकण्ठं त्रिलोचनम्।**
**प्रसादसुमुखं वीक्ष्य प्रणेमुर्जातकौतुकाः ॥ २५**

એવામાં તે સરોવરમાંથી પ્રમથગણની સાથે બહાર આવતા, ગંધર્વ તથા કિન્નરાદિ દ્વારા સ્તુતિ કરાતા, તપ્ત સુવર્ણ સમાન શ્રીઅંગની કાન્તિવાળા, ત્રણ નેત્રોવાળા, (ભક્તો પર) અનુગ્રહ કરવા માટે તત્પર, સર્વ દેવોમાં શ્રેષ્ઠ એવા નીલકંઠ મહાદેવજીનાં દર્શન કરી આશ્ચર્ય પામેલા પ્રચેતાઓએ તેમને પ્રણામ કર્યા. ॥ ૨૪॥૨૫ ॥

ते च त्रिलोचनं वीक्ष्य जाताश्चर्याः प्रणेमुरित्युत्तरेणान्वयः ॥ २४ ॥

ત્રણ નેત્રોવાળા મહાદેવજીને જોઈ આશ્ચર્ય પામેલા તે પ્રચેતાઓએ પ્રણામ કર્યા, એમ પછીના શ્લોક (૨૫) સાથે સંબંધ છે. ॥ ૨૪ ॥

तप्तहेमराशिसदृशकान्तिम्। शितिर्नीलः कण्ठो यस्य तम् ॥ २५ ॥

તપાવેલા સુવર્ણપુંજ સમાન કાન્તિવાળા, **'शितिः'** નીલ છે કંઠ જેમનો તે મહાદેવજીને જોયા. ॥ ૨૫ ॥

**स तान्प्रपन्नार्तिहरो भगवान्धर्मवत्सलः।**
**धर्मज्ञाञ्शीलसंपन्नान्प्रीतः प्रीतानुवाच ह ॥ २६ ॥ २६ ॥**

શરણાગતની પીડા હરનાર, ધર્મવત્સલ ભગવાન શંકર (પોતાનાં દર્શનથી) પ્રસન્ન થયેલા એવા ધર્મજ્ઞ અને શીલસંપન્ન રાજકુમાર પ્રચેતાઓને પ્રસન્ન થઈને કહેવા લાગ્યા. ॥ ૨૬ ॥

**श्रीरुद्र उवाच**

**यूयं वेदिषदः पुत्रा विदितं वश्चिकीर्षितम्।**
**अनुग्रहाय भद्रं व एवं मे दर्शनं कृतम् ॥ २७**

**શ્રીમહાદેવજી બોલ્યા** – તમે પ્રાચીનબર્હિના પુત્રો છો. તમારી (ભગવદારાધન) કરવાની ઈચ્છાને મેં જાણી છે, (અને તેથી જ) તમારી ઉપર કૃપા કરવા માટે મેં તમને આ રીતે દર્શન આપ્યાં છે. તમારું કલ્યાણ થાઓ! ॥ ૨૭ ॥

वेदिषदो बर्हिषदः। चिकीर्षितं भगवदाराधनं विदितम् ॥ २७ ॥

**'वेदिषदः'** બર્હિષદ્‌ના અર્થાત્ પ્રાચીનબર્હિના– **'चिकीर्षितम्'** ભગવાનની આરાધના કરવાની ઈચ્છાને મેં જાણી છે. ॥ ૨૭ ॥

अनुग्रहकारणमाह।

કૃપા કરવા માટેનું કારણ કહે છે.

**यः परं रंहसः साक्षात्त्रिगुणाज्जीवसंज्ञितात्।**
**भगवन्तं वासुदेवं प्रपन्नः स प्रियो हि मे॥ २८**

જે મનુષ્ય સૂક્ષ્મ એવી ત્રિગુણાત્મક પ્રકૃતિ તથા જીવસંજ્ઞાધારી પુરુષ– એ બંનેથી પર (અર્થાત્ એ બંનેના નિયંતા) સાક્ષાત્ ભગવાન વાસુદેવને શરણે જાય છે, તે મને પ્રિય છે. ॥ ૨૮ ॥

यः साक्षाद्वासुदेवं प्रपन्नः स हि मे प्रियः। कथंभूतम्। रंहसः सूक्ष्मात् त्रिगुणात्प्रधानाज्जीव-संज्ञितात्पुरुषाच्च परम्। प्रकृतिपुरुषयोर्नियन्तार-मित्यर्थः॥ २८॥

જે સાક્ષાત્ ભગવાન વાસુદેવનું શરણું લે છે તે ખરેખર, મને પ્રિય છે, કેવી રીતે? **'रंहसः'** સૂક્ષ્મ તેમ જ ત્રિગુણાત્મક પ્રકૃતિથી તથા જીવ નામના પુરુષથી પર અર્થાત્ પ્રકૃતિ અને પુરુષના નિયન્તા એવા ભગવાન વાસુદેવને શરણે– એમ અર્થ છે. ॥ ૨૮ ॥

तत्किं तस्य महत्तमत्वादित्याह।

(ભગવાન વાસુદેવનો તે ભક્ત મને) શા માટે પ્રિય છે? તે માટે ઉત્તર આપે છે કે તે સર્વોત્કૃષ્ટ હોવાથી મને પ્રિય છે.

**स्वधर्मनिष्ठः शतजन्मभिः पुमान्**
**विरिञ्चतामेति ततः परं हि माम्।**
**अव्याकृतं भागवतोऽथ वैष्णवं**
**पदं यथाहं विबुधाः कलात्यये॥ २९**

સ્વધર્મનિષ્ઠ મનુષ્ય સેંકડો જન્મ લીધા પછી બ્રહ્માજીના પદને પામે છે અને તે પછી (પુણ્ય અધિક થતાં) મને પામે છે, પરંતુ ભગવાનનો (અનન્ય) ભક્ત તો (દેહાંત પછી તરત જ) પ્રપંચથી પર એવા વૈષ્ણવપદને પામે છે, જેમ કે હું અને સર્વ દેવો પોતપોતાના અધિકારના અંતે (લિંગદેહનો નાશ થયા પછી) વિષ્ણુપદને પામીશું. ॥ ૨૯ ॥

स्वधर्मनिष्ठः पुमान्बहुभिर्जन्मभिर्विरिञ्चतां प्राप्नोति। ततोऽपि पुण्यातिशयेन मामेति। भागवतस्त्वथ देहान्तेऽव्याकृतं प्रपञ्चातीतं वैष्णवं पदमेति। यथाहं रुद्रो भूत्वाधिकारिकवद्वर्तमानो विबुधा देवाश्चाधिकारिकाः कलात्ययेऽधिकारान्ते लिङ्गभङ्गे सत्येष्यन्ति॥ २९॥

સ્વધર્મનિષ્ઠ મનુષ્ય અનેક જન્મો પછી બ્રહ્મત્વ પામે છે. **'ततः अपि'** તે પછી પુણ્ય અધિક થતાં મને પ્રાપ્ત કરે છે. પરંતુ ભગવદ્‌ભક્ત તો **'अथ'** દેહાંત પછી તરત જ **'अव्याकृतम्'** પ્રપંચથી પર એવા વૈષ્ણવપદને પામે છે. જેમ કે **'अहम्'** રુદ્ર બનીને અધિકારીની જેમ રહેતો હું તથા આધિકારિક દેવો **'कला-अत्यये'** અધિકારના અંતે લિંગદેહનો નાશ થતાં (વિષ્ણુપદને) પામશે. ॥ ૨૯ ॥

**वंशीधरी**—'देहान्ते देवस्तारकं व्याचष्ट' इत्यादि-श्रुतिः प्रेमभक्तपरैवेति।

'દેહ છોડ્યા પછી મહાદેવજી તારકમંત્ર કહે છે.' વગેરે શ્રુતિ પ્રેમભક્તપરક જ છે.

**अथ भागवता यूयं प्रियाः स्थ भगवान्यथा।**
**न मद्भागवतानां च प्रेयानन्योऽस्ति कर्हिचित्॥ ३०**

માટે તમે ભગવદ્‌ભક્તો હોવાથી મને ભગવાનની જેમ જ પ્રિય છો, તેમ જ ભગવાનના ભક્તોને પણ મારાથી વધીને અન્ય કોઈ કદાપિ પ્રિય નથી હોતું.॥ ૩૦ ॥

अथ भागवतत्वाद्यूयं मे प्रियाः स्थ। भवद्भिरपि मयि प्रीतिः कार्येत्याशयेनाह। मदन्यो भागवतानां च प्रेयान्नास्ति॥ ३०॥

**इदं विविक्तं जप्तव्यं पवित्रं मङ्गलं परम्।**
**निःश्रेयसकरं चापि श्रूयतां तद्वदामि वः॥ ३१**

अत इदं जप्तव्यं श्रूयतामिति। विविक्तम–संकीर्णं यथा भवति॥ ३१॥

**मैत्रेय उवाच**

**इत्यनुक्रोशहृदयो भगवानाह तान् शिवः।**
**बद्धाञ्जलीन् राजपुत्रान्नारायणपरो वचः॥ ३२**

सृष्ट्यादौ ब्रह्मणा सृष्ट्वा पुत्रेभ्यः प्रोक्तमिष्टदम्। स्तोत्रं प्राह प्रचेतोभ्यः कृपया भगवान् शिवः॥ ३२॥

**श्रीरुद्र उवाच**

**जितं त आत्मविद्धुर्य स्वस्तये स्वस्तिरस्तु मे।**
**भवता राधसा राद्धं सर्वस्मा आत्मने नमः॥ ३३**

ते जितं तवोत्कर्षः। आत्मविद्धुर्याणां स्वस्तये शोभनसत्तायै स्वानन्दलाभायेत्यर्थः। अतो मे स्वस्तिः स्वानन्दसत्ताऽस्तु। ननु ममोत्कर्षो मदर्थ एव किं न स्यात्तत्राह। भवता राधसा स्वानन्दरूपेण राद्धं सिद्धम्। त्वं परमानन्दरूपेणैव नित्यं स्थित इत्यर्थः। अत एवंभूतायात्मने तुभ्यं नमः। सर्वस्मै सर्वरूपाय च॥ ३३॥

માટે ભગવદ્ભક્તો હોવાથી તમે મને પ્રિય છો. તમારે પણ મારામાં પ્રીતિ કરવી જોઈએ– એ આશયથી કહે છે. ભગવાનના ભક્તોને મારાથી વધીને અન્ય કોઈ પ્રિય હોતું નથી. ॥ ૩૦ ॥

આ (રુદ્રગીત) સ્પષ્ટતાપૂર્વક જપ કરવા યોગ્ય, પવિત્ર, પરમ મંગળ અને મોક્ષ આપનાર પણ છે, તે હું તમને કહું છું, શ્રવણ કરો. ॥ ૩૧ ॥

આથી આ જપવા યોગ્ય (રુદ્રગીતનું) શ્રવણ કરો. (તમારા દ્વારા શ્રવણ કરવામાં આવે.) '**विविक्तम्**' સુસ્પષ્ટ જેમ હોય તેમ ॥ ૩૧ ॥

**મૈત્રેયમુનિ બોલ્યા** – કરુણાર્દ્ર હૃદયવાળા, નારાયણપરાયણ ભગવાન શંકર, બે હાથ જોડીને (અતિ નમ્રતાપૂર્વક ઊભા રહેલા) રાજકુમારોને આ પ્રમાણે (સ્તોત્ર) વચન કહેવા લાગ્યા.॥ ૩૨ ॥

સૃષ્ટિના આરંભમાં બ્રહ્માજી દ્વારા સર્જન કરીને ભૃગુ વગેરે પુત્રોને કહેવાયેલું, ઈચ્છિત વસ્તુને આપનારું સ્તોત્ર ભગવાન શંકરે કૃપા કરીને પ્રચેતાઓને કહ્યું.॥ ૩૨ ॥

**શ્રીરુદ્રભગવાન બોલ્યા** – ઉચ્ચકોટિના આત્મજ્ઞાનીઓને નિજાનંદના લાભ માટે આપનો ઉત્કર્ષ છે, માટે મારું પણ નિજાનંદપ્રાપ્તિરૂપ કલ્યાણ થાઓ! આપ સ્વાનંદરૂપે સિદ્ધ છો અર્થાત્ પરમાનંદસ્વરૂપમાં જ સર્વદા સ્થિત છો. એવા આત્મસ્વરૂપ તથા સર્વસ્વરૂપ આપને નમસ્કાર હો! ॥ ૩૩ ॥

'**ते जितम्**' આપનો ઉત્કર્ષ છે. '**आत्मवित्–धुर्याणाम्**' ઉચ્ચકોટિના આત્મજ્ઞાનીઓને '**स्वस्तये**' કલ્યાણરૂપ સનાતન સ્થિતિ માટે, સ્વસ્વરૂપની આનંદપ્રાપ્તિ માટે આપના ઉત્કર્ષનો આવિર્ભાવ છે, એમ અર્થ છે. માટે '**मे स्वस्तिः**' મને પણ સ્વાનંદલાભરૂપ કલ્યાણ પ્રાપ્ત થાઓ! શંકા કરવામાં આવી છે કે મારો ઉત્કર્ષ તો મારે માટે જ ન હોય? તે માટે ઉત્તર આપે છે. '**भवता राधसा**' આપ સ્વાનંદરૂપે '**राद्धम्**' સિદ્ધ છો. આપ પરમાનંદસ્વરૂપમાં જ સર્વદા સ્થિત છો, એમ અર્થ છે, આથી આવા આત્મસ્વરૂપ આપને નમસ્કાર હો. '**सर्वस्मै**' સર્વસ્વરૂપ (આપને) નમસ્કાર હો.॥ ૩૩ ॥

सर्वरूपत्वं प्रपञ्चयन् प्रणमति सार्धैर्दशभिः।

**नमः पङ्कजनाभाय भूतसूक्ष्मेन्द्रियात्मने।**
**वासुदेवाय शान्ताय कूटस्थाय स्वरोचिषे॥ ३४**

पङ्कजं लोकात्मकं नाभौ यस्य तस्मै कारणात्मने नमः। कारणत्वादेव सृज्यानां प्राणिनां ये उपाधयो भूतानि सूक्ष्माणि तन्मात्राणीन्द्रियाणि च तेषामात्मने नियन्त्रे। अन्तःकरणचतुष्टया-धिष्ठातृत्वेन प्रणमति चतुर्भिः श्लोकार्धैः।

वासुदेवाय चित्ताधिष्ठात्रे। कूटस्थाय निर्विकाराय, चित्तस्यैकरूपत्वात्॥ ३४॥

**संकर्षणाय सूक्ष्माय दुरन्तायान्तकाय च।**
**नमो विश्वप्रबोधाय प्रद्युम्नायान्तरात्मने॥ ३५**

संकर्षणायाहंकाराधिष्ठात्रे। सूक्ष्माया-व्यक्ताय। दुरन्तायानन्ताय। अन्तकाय मुखाग्निना लोकदाहकाय। विश्वस्य प्रकृष्टो बोधो यस्मात्। अन्तरात्मने बुद्ध्यधिष्ठात्रे॥ ३५॥

**बा.प्र.**—अहन्ताममतानिरासार्थं अहङ्कार उपास्यं सङ्कर्षणं प्रणमेदित्याह। तत्कृपां विनाऽहन्ताममता-निरासाभावेन जन्ममरणादिसंसारस्फूर्तेर्दुर्निवारत्वात् आनन्दानुभवो न स्यादिति सोऽवश्यमाराधनीयः।

ભગવાનની સર્વરૂપતાને વિસ્તારપૂર્વક સમજાવતાં સાડાદસ શ્લોકો વડે પ્રણામ કરે છે.

સમસ્ત લોકાત્મક પંકજ જેમની નાભિમાં છે તેમને નમસ્કાર. પંચમહાભૂતો, પાંચ તન્માત્રાઓ તથા દસ ઇન્દ્રિયોના નિયંતાને નમસ્કાર. શાંત, નિર્વિકાર, સ્વયંપ્રકાશ ભગવાન વાસુદેવને નમસ્કાર. ॥૩૪॥

**'पङ्कजम्'** લોકાત્મક પંકજ જેમની નાભિમાં છે તેવા કારણસ્વરૂપ ભગવાનને નમસ્કાર હો. કારણરૂપ રૂપ-રસ વગેરે ભૂતસૂક્ષ્મરૂપ (તન્માત્રાઓ), શ્રોત્ર, ત્વચા, ઘ્રાણ, દક્, જિહ્‌વા, વાક્, હાથ, પગ, મેઢ્ર, પાયુ—એમ દસ ઇન્દ્રિયોરૂપ (ઉપાધિઓ), તેમના નિયંતાને નમસ્કાર. અંતઃકરણચતુષ્ટય (મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર)ના અધિષ્ઠાતાસ્વરૂપે બે શ્લોકો વડે પ્રણામ કરે છે.

**'वासुदेवाय'** ચિત્તના અધિષ્ઠાતા વાસુદેવને નમસ્કાર. **'कूटस्थाय'** નિર્વિકારને નમસ્કાર. ચિત્ત એકરસ હોવાને કારણે નિર્વિકાર ભગવાનને નમસ્કાર. ॥ ૩૪ ॥

અવ્યક્ત, અનંત તથા (મુખાગ્નિ દ્વારા સર્વ લોકનો) અંત કરનાર સંકર્ષણ ભગવાનને નમસ્કાર. વિશ્વને પ્રકૃષ્ટ જ્ઞાન આપનાર બુદ્ધિના અધિષ્ઠાતા પ્રદ્યુમ્ન ભગવાનને નમસ્કાર. ॥ ૩૫ ॥

**'सङ्कर्षणाय'** અહંકારના અધિષ્ઠાતા સંકર્ષણને, **'सूक्ष्माय'** અવ્યક્તને, **'दुरन्ताय'** અનંતને, **'अन्तकाय'** મુખના અગ્નિ વડે સર્વ લોકને બાળનાર અંતકને, વિશ્વને પ્રકૃષ્ટ જ્ઞાન જેનાથી છે, એવા **'अन्तरात्मने'** બુદ્ધિના અધિષ્ઠાતા પ્રદ્યુમ્ન ભગવાનને નમસ્કાર હો.॥ ૩૫ ॥

અહંતા-મમતા દૂર કરવા માટે અહંકાર ઉપાસ્ય દેવતા સંકર્ષણને પ્રણામ કરે, એમ કહે છે. તેમની કૃપા વિના અહંતા-મમતા દૂર ન થવાથી જન્મ-મરણાદિ સંસારનો ઉદ્‌ભવ અનિવાર્ય બનવાથી આનંદનો અનુભવ ન થાય. આથી તે સંકર્ષણ અવશ્ય આરાધના કરવા

तत्रापि तस्य सूक्ष्मत्वात् प्रयत्नाधिक्यं विधेयमिति सूचयंस्तं विशिनष्टि—सूक्ष्मायेति। अहङ्कारस्थत्वेऽपि तद्भिन्नतया दुर्लक्ष्यायेत्यर्थः।

**नमो नमोऽनिरुद्धाय हृषीकेशेन्द्रियात्मने।**
**नमः परमहंसाय पूर्णाय निभृतात्मने॥ ३६**

हृषीकाणामीशं यदिन्द्रियं मनस्तदात्मने। सूर्यरूपेण प्रणमति। परमहंसाय सूर्याय। पूर्णाय तेजसा विश्वव्यापिने। निभृतात्मने क्षयवृद्धिशून्याय ॥ ३६ ॥

**वंशीधरी—**निभृतात्मने नितरां भृतो वृष्ट्यादिभिः पालिता आत्मानो जीवा येन तस्मै 'आदित्याज्जायते वृष्टिः' इति स्मृतेः।

**स्वर्गापवर्गद्वाराय नित्यं शुचिषदे नमः।**
**नमो हिरण्यवीर्याय चातुर्होत्राय तन्तवे॥ ३७**

स्वर्गापवर्गयोर्द्वाराय। शुचिन्यन्तःकरणे निषीदतीति शुचिषत्तस्मै। 'हंसः शुचिषत्' इति श्रुतेः। हिरण्यं वीर्यं यस्य तस्मै अग्निरूपाय। चातुर्होत्रं कर्म तस्मै तत्साधनायेत्यर्थः। कुतस्तन्तवे तद्विस्तारकाय॥ ३७॥

યોગ્ય છે. તેમાં પણ અહંકાર સૂક્ષ્મ હોવાથી અધિક પ્રયત્ન કરવો જોઈએ એમ સૂચવતાં તેને વિશેષણપૂર્વક કહે છે. અહંકારમાં રહેલ હોવા છતાં પણ તેનાથી ભિન્ન હોવાથી દુર્લક્ષ્ય એવા સૂક્ષ્મ અહંકાર (આત્મસ્વરૂપ)ને નમસ્કાર હો.

(ચક્ષુ વગેરે) ઈન્દ્રિયોના સ્વામીરૂપ જે ઈન્દ્રિય છે તે મનના આત્મરૂપ તત્ત્વ, ક્ષયરહિત અને (તેજથી) વિશ્વવ્યાપક એવા સૂર્યસ્વરૂપ અનિરુદ્ધ ભગવાનને નમસ્કાર હો, નમસ્કાર હો. ॥ ૩૬ ॥

ચક્ષુ વગેરે ઈન્દ્રિયોના સ્વામીરૂપ જે ઈન્દ્રિય છે, તે મનના આત્મતત્ત્વરૂપ અનિરુદ્ધને (નમસ્કાર હો), સૂર્યરૂપે રહેલા તેમને પ્રણામ કરે છે. **'परमहंसाय'** સૂર્યને (નમસ્કાર હો). **'पूर्णाय'** તેજથી વિશ્વવ્યાપક એવા અનિરુદ્ધ ભગવાનને, **'निभृतात्मने'** ક્ષય-વૃદ્ધિથી રહિત ભગવાનને નમસ્કાર હો. ॥ ૩૬ ॥

વૃષ્ટિ વગેરે દ્વારા સંપૂર્ણપણે ભરણ-પોષણ કરનારને, જેના દ્વારા જીવો પોષાય છે તે નિભૃતાત્માને, પરિપૂર્ણ પોષક પરમેશ્વરને (પ્રણામ હો).'આદિત્યમાંથી વૃષ્ટિ ઉત્પન્ન થાય છે.' (મૈત્રાયણી ઉપ.૬/૩૭) એમ સ્મૃતિ (શ્રુતિ) છે.

સ્વર્ગ તથા મોક્ષના દ્વારરૂપ, નિત્ય પવિત્ર અંતઃકરણમાં વસનાર, સુવર્ણ જેમનું વીર્ય છે તેવા અગ્નિસ્વરૂપ, યજ્ઞકર્મના સાધનરૂપ તથા તેનો વિસ્તાર કરનારને નમસ્કાર હો, નમસ્કાર હો. ॥ ૩૭ ॥

સ્વર્ગ તથા મોક્ષના દ્વારરૂપને, પવિત્ર અંતઃકરણમાં બિરાજે છે તે **'शुचिषत्'** તેમને, 'હંસ અર્થાત્ ભગવાન વિષ્ણુ શુદ્ધ અંતઃકરણમાં બિરાજનાર છે.' એમ શ્રુતિવચન છે. (કઠ.ઉપ.૫/૨) સુવર્ણ જેમનું વીર્ય છે તે અગ્નિસ્વરૂપને, **'चातुर्होत्रम्'** ચાર હોતાઓ દ્વારા સાધ્ય એવું યજ્ઞકર્મ, તેના સાધનરૂપને (નમસ્કાર) એમ અર્થ છે. અગ્નિદેવ ચાતુર્હોત્ર કર્મના સાધનરૂપ કેવી રીતે છે? **'तन्तवे'** (યજ્ઞકર્મનો વિસ્તાર કરનાર હોવાથી) યજ્ઞકર્મનો વિસ્તાર કરનારને (નમસ્કાર હો). ॥ ૩૭ ॥

**वंशीधरी**—भो वह्न्यात्मक देव यथान्येषां कर्म प्रवर्त्तयसि तथैव मम वाचं कीर्तनभक्तौ प्रवर्तय। वह्न्यात्मकं तेजश्च शुध्यतु। तुभ्यं नमः।

सोमत्वमाह।

**नम ऊर्ज इषे त्रय्याः पतये यज्ञरेतसे।**
**तृप्तिदाय च जीवानां नमः सर्वरसात्मने॥ ३८**

ऊर्जे पितॄणामन्नाय। इषे देवानामन्नाय। यज्ञरेतसे सोमाय। स हि पितॄणां देवानां चान्नम्। एवंरूपाय त्रय्याः पतये हरये नमः। सूर्याग्निसोमत्वेनैव तेजस्त्वमुक्तम्। जलत्वमाह। सर्वरसात्मने जलरूपाय॥ ३८॥

**सर्वसत्त्वात्मदेहाय विशेषाय स्थवीयसे।**
**नमस्त्रैलोक्यपालाय सहओजोबलाय च॥ ३९**

विशेषाय पृथ्वीरूपाय। सर्वेषां सत्त्वानां प्राणिनां ये आत्मानस्तेषां देहाय स्थवीयसे विराट्देहाय च। त्रैलोक्यपालाय वायवे। सहआदिरूपाय। स हि प्राणरूपेण त्रैलोक्यं पालयति सहआदिधर्मा च॥ ३९॥

**वंशीधरी**—हे पृथिव्यात्मक हरे मम घ्राणेन्द्रियं भवदीयसौरभ्य एव प्रवर्त्तयन्देहं च स्वीयपरि-चर्य्यादिषु प्रवर्त्तयेति सहओजोबलायेति मनइन्द्रि-यदेहेषु सहओजोबलरूपेण प्रविश्य तत्तत्पाटवं कर्तव्यमिति।

હે અગ્નિરૂપ દેવ, આપ જેમ અન્ય ઈન્દ્રિયોના કર્મને પ્રવૃત્ત કરો છો, તેમ મારી વાણીને કીર્તનભક્તિમાં પ્રવર્તાવો. અગ્નિરૂપ તેજ શુદ્ધ થાઓ! આપને નમસ્કાર હો.

સોમસ્વરૂપનું વર્ણન કરે છે.

પિતૃઓ અને દેવોના અન્નરૂપ તથા ત્રણેય વેદોના અધિષ્ઠાતા (એવા આપ) સોમસ્વરૂપને નમસ્કાર હો. જીવોને તૃપ્તિ આપનાર સર્વ રસ (જળ)સ્વરૂપ આપને નમસ્કાર હો. ॥ ૩૮ ॥

**'ऊर्जे'** પિતૃઓના અન્નરૂપ (આપ)ને, **'इषे'** દેવોના અન્નરૂપ (આપ)ને, **'यज्ञरेतसे'** સોમસ્વરૂપને, તે જ પિતૃઓ અને દેવોનું અન્ન છે. એવા સોમસ્વરૂપ, ત્રણેય વેદોના સ્વામી શ્રીહરિને નમસ્કાર હો. સૂર્ય, અગ્નિ અને સોમરૂપે તેજસ્વરૂપ કહ્યા. હવે જળસ્વરૂપે વર્ણવે છે. **'सर्वरस-आत्मने'** સર્વરસ એવા જળસ્વરૂપને નમસ્કાર હો. ॥ ૩૮॥

સર્વ પ્રાણીઓના આત્માના સ્થૂળદેહરૂપને, વિરાટસ્વરૂપને તથા પૃથ્વીસ્વરૂપને નમસ્કાર હો, ત્રણેય લોકનું પાલન કરનાર તેમ જ મન, ઈન્દ્રિયો અને દેહની શક્તિરૂપ આપ વાયુસ્વરૂપને નમસ્કાર. ॥ ૩૯ ॥

**'विशेषाय'** પૃથ્વીસ્વરૂપને, સર્વ **'सत्त्वानाम्'** પ્રાણીઓના જે આત્માઓ છે તેમના **'देहाय'** સ્થૂળદેહરૂપને, વિરાટસ્વરૂપને પણ (નમસ્કાર). **'त्रैलोक्यपालाय'** ત્રણેય લોકનું પાલન કરનાર વાયુને, **'सहः'** વગેરે રૂપ(વાયુ)ને, તે વાયુ જ પ્રાણરૂપે ત્રણેય લોકનું પાલન કરે છે તથા **'सहः'** વગેરે ધર્મોવાળો છે. ॥ ૩૯ ॥

(**'सहः'** મનની શક્તિ, **'ओजः'** ઈન્દ્રિયોની શક્તિ, **'बलम्'** દેહની શક્તિ)

હે પૃથ્વીસ્વરૂપ હરિ, મારી ઘ્રાણેન્દ્રિયને આપની સુરભિમાં જ પ્રવર્તાવતાં, દેહને પણ આપની પરિચર્યાદિમાં પ્રવૃત્ત કરો, એ પ્રમાણે મનમાં મનની શક્તિરૂપે, ઈન્દ્રિયોમાં ઓજસ્‌રૂપે તથા દેહમાં બળરૂપે પ્રવેશીને તેમનું સામર્થ્ય સિદ્ધ કરવા યોગ્ય છે.

हे वायुस्वरूप हरे मम त्वगिन्द्रियं त्वदीयसौकुमार्यादावेवोल्लासयन् देहेन्द्रियमनांस्यपि भजनसामर्थ्यवन्ति कुरु तुभ्यं नमः।

हे वायुस्वरूप हरि, मारी स्पर्शेन्द्रियने आपनी कोमळता वगेरेमां उल्लसित करतां देह, ईन्द्रिय अने मनने पण भजन करवाना सामर्थ्यवाळी बनावो. आपने नमस्कार हो.

**अर्थलिङ्गाय नभसे नमोऽन्तर्बहिरात्मने।**
**नमः पुण्याय लोकाय अमुष्मै भूरिवर्चसे॥ ४०**

(शब्दरूप गुणथी) सर्व पदार्थोनुं ज्ञान करावनार तथा अंदर अने बहारना व्यवहारना आधार एवा आकाशरूप (श्रीहरि)ने नमस्कार. पुण्यथी प्राप्त थनारा स्वर्ग, वैकुंठादि अतितेजोमय लोकरूप ते आपने नमस्कार. ॥ ४० ॥

नभसे आकाशायार्थानां लिङ्गाय ज्ञापकाय, शब्दगुणत्वात्। अन्तर्बहिरात्मनेऽन्तर्बहिर्व्यवहारा-लम्बनाय। एवं महाभूतरूपत्वमुक्तम्। अमुष्मै स्वर्गाय भूरिवर्चसे। 'एष वै ज्योतिष्मन्तं पुण्यं लोकं याति' इति श्रुतेः॥ ४०॥

**'नभसे'** आकाशने, **'अर्थानाम्'** पदार्थोनुं **'लिङ्गाय'** ज्ञान करावनारने, कारण के आकाश शब्दरूप गुणवाळुं छे. **'अन्तः-बहिः-आत्मने'** अंदर अने बहारना व्यवहारना आधाररूप आकाशने– आम श्रीहरिनुं पंचमहाभूतस्वरूप कह्युं. **'अमुष्मै'** ते अति तेजोमय स्वर्गलोकरूपे (आपने) नमस्कार. कारण के श्रुति छे, 'आ भक्त स्वयंप्रकाश (भगवाननो निवास होवाथी) परम पवित्र एवा लोकमां जाय छे.' ॥४०॥

**वंशीधरी—**भो नभस्वरूप हरे मम श्रोत्रं भवत्सौस्वर्य एव प्रवर्त्तय स्वीयनाममन्त्रभक्तिशास्त्रार्थं स्फोरय मम नभस्तत्त्वं च शुद्धयतु तुभ्यं नम इति। एवं स्वीयभूतेन्द्रियमनांसि भगवदुपासनोन्मुखीकृत्यो-पासनाप्राप्यवैकुण्ठलोकस्वरूपत्वेन प्रणमति।

हे आकाशरूप हरि, मारी कर्णेन्द्रियने आपना सुमधुर संगीत प्रत्ये ज प्रवृत्त करो. आपनां नाम, मंत्र, भक्ति, शास्त्र अने तेना अर्थनुं स्फुरण करो! मारा आकाशतत्त्वने शुद्ध करो. आपने नमस्कार हो. आम पोतानां पंचमहाभूतो, ईन्द्रिय अने मनने भगवाननी उपासना माटे अभिमुख करी उपासनाथी प्राप्त करवा योग्य वैकुंठलोकस्वरूपे प्रणाम करे छे.

**सि.प्र.—**भूरिवर्चसे विपुलज्ञानाय जीवरूपाय च।
'यथा प्रकाशयत्येकः कृत्स्नं लोकमिमं रविः।
क्षेत्रं क्षेत्री तथा कृत्स्नं प्रकाशयति भारत।'

अत्यन्त ज्ञानवाळा जीवस्वरूपने नमस्कार. 'हे अर्जुन, जे प्रमाणे एक (ज) सूर्य आ संपूर्ण जगतने प्रकाशे छे, ते ज प्रमाणे एक ज आत्मा संपूर्ण क्षेत्रने प्रकाशे छे.' (गीता- १३/३३)

**प्रवृत्ताय निवृत्ताय पितृदेवाय कर्मणे।**
**नमोऽधर्मविपाकाय मृत्यवे दुःखदाय च॥ ४१**

पितृलोकनी प्राप्ति करावनार प्रवृत्तिकर्मरूप तथा देवलोकनी प्राप्ति करावनार निवृत्तिकर्मरूप तथा अधर्मना फळरूप दुःखदायक मृत्युरूप (आप)ने नमस्कार हो. ॥ ४१ ॥

प्रवृत्ताय च निवृत्ताय च कर्मणे। पितृदेवाय यथाक्रमं पितृदेवप्राप्तिफलाय। अधर्मफलरूपाय च मृत्यवे॥ ४१ ॥

**नमस्त आशिषामीश मनवे कारणात्मने।**
**नमो धर्माय बृहते कृष्णायाकुण्ठमेधसे।**
**पुरुषाय पुराणाय सांख्ययोगेश्वराय च॥ ४२**

हे ईश, आशिषां कारणात्मने सर्वकर्म–फलदात्रे। मनवे सर्वज्ञाय मन्त्रात्मकायेति वा। विष्णुत्वेन प्रणमति। बृहते धर्माय परमधर्मात्मने कृष्णाय॥ ४२ ॥

रुद्ररूपेण प्रणमति।

**शक्तित्रयसमेताय मीढुषेऽहंकृतात्मने।**
**चेतआकूतिरूपाय नमो वाचोविभूतये॥ ४३**

मीढुषे रुद्राय। अहंकृतमहंकारस्तदात्मने। स च कर्तृकरणकर्मशक्तित्रयसमेतस्तस्मै। ब्रह्मत्वेन प्रणमति। चेतो ज्ञानमाकूतिः क्रिया तद्रूपाय। वाचो विविधा भूतिः सृष्टिर्यस्मात्तस्मै॥ ४३ ॥

एवं नमस्कृत्य दर्शनं प्रार्थयते—**दर्शनमिति** नवभिः।

**दर्शनं नो दिदृक्षूणां देहि भागवतार्चितम्।**
**रूपं प्रियतमं स्वानां सर्वेन्द्रियगुणाञ्जनम्॥ ४४**

પ્રવૃત્તિરૂપ કર્મને તથા નિવૃત્તિરૂપ કર્મને – **'पितृदेवाय'** પિતૃલોક તથા દેવલોકની અનુક્રમે પ્રાપ્તિ કરાવનાર પ્રવૃત્તિરૂપ કર્મને તથા નિવૃત્તિરૂપ કર્મને નમસ્કાર હો તથા અધર્મના ફળરૂપ મૃત્યુને નમસ્કાર હો. ॥ ૪૧ ॥

હે ઈશ, કામનાઓની પૂર્તિના કારણરૂપ એવા સર્વ કર્મના ફળદાતા, સર્વજ્ઞ અથવા મંત્રાત્મક, પરમ ધર્મસ્વરૂપ એવા આપ ભગવાન શ્રીકૃષ્ણને વારંવાર નમસ્કાર હો. ॥ ૪૨ ॥

હે ઈશ, કામનાઓની (પૂર્તિના) **'कारण-आत्मने'** કારણરૂપ એવા સર્વકર્મના ફળદાતાને, **'मनवे'** સર્વજ્ઞને અથવા મંત્રાત્મકને, વિષ્ણુસ્વરૂપે પ્રણામ કરે છે– **'बृहते धर्माय'** પરમ ધર્મસ્વરૂપ ભગવાન કૃષ્ણને નમસ્કાર હો. ॥ ૪૨ ॥

રુદ્રસ્વરૂપે પ્રણામ કરે છે.

કર્તા, કર્મ અને કરણ– એ ત્રણેય શક્તિઓથી યુક્ત, અહંકારસ્વરૂપ ભગવાન રુદ્રને નમસ્કાર હો. વેદરૂપ વાણીની વિવિધ સૃષ્ટિ જેમાંથી ઉત્પન્ન થઈ છે તેવા જ્ઞાન અને ક્રિયાસ્વરૂપ બ્રહ્મારૂપ શ્રીહરિને નમસ્કાર હો. ॥ ૪૩ ॥

**'मीढुषे'** રુદ્રદેવને નમસ્કાર હો. **'अहङ्कृतम्'** અહંકાર, તેવા અહંકારસ્વરૂપને તથા તે કર્તા, કર્મ અને કરણ– એ ત્રણેય શક્તિઓથી યુક્તને પ્રણામ. બ્રહ્મસ્વરૂપે પ્રણામ કરે છે. **'चेतः'** જ્ઞાન, **'आकूतिः'** ક્રિયા – જ્ઞાન અને ક્રિયાસ્વરૂપવાળાને, **'वाचः'** વેદવાણીની વિવિધ **'भूतिः'** સૃષ્ટિ, અભિવ્યક્તિ જેમાંથી થઈ છે તે બ્રહ્માજીને નમસ્કાર હો. ॥૪૩ ॥

આ પ્રમાણે નમસ્કાર કરીને દર્શન માટે નવ શ્લોકો વડે પ્રાર્થના કરે છે — **'दर्शनम् इति।'**

ભક્તજનો દ્વારા અર્ચન કરાયેલા તથા આપના ભક્તજનોને અત્યંત પ્રિય તેમ જ સર્વ ઇન્દ્રિયોના વિષયોના વિષયીરૂપ આપના રૂપનાં દર્શન કરવાની ઈચ્છાવાળા અમને દર્શન આપો. ॥ ૪૪ ॥

भागवतैः सत्कृतं दर्शनं देहीत्यस्य विवरणं रूपमित्यादि प्रदर्शयेत्यन्तम्। स्वानां भक्तानां प्रियतमं रूपं प्रदर्शयेति नवमेनान्वयः। सर्वेषामिन्द्रियाणां ये गुणा विषयास्तेषामञ्जनं व्यञ्जकम्। सर्वेन्द्रियविषयविषयिरूपमित्यर्थः। सर्वेन्द्रियाणि स्वगुणैरनक्ति रञ्जयतीति वा॥ ४४॥

ભક્તજનો દ્વારા અર્ચન કરાયેલા રૂપનાં દર્શન આપો– એમ આવું વિવરણ 'રૂપ' શબ્દથી પ્રારંભાય છે અને '**प्रदर्शय**' (શ્લોક-૫૨) દર્શાવો – શબ્દ સાથે સમાપ્ત થાય છે. '**स्वानाम्**' ભક્તોને અત્યંત પ્રિય એવું રૂપ દર્શાવો– એમ આનાથી નવમા શ્લોક (૫૨) સાથે સંબંધ છે. સર્વ ઇન્દ્રિયોના જે '**गुणाः**' વિષયો છે તેમને '**अञ्जनम्**' અભિવ્યક્ત કરનાર રૂપનાં, ઇન્દ્રિયોના વિષયોના વિષયીરૂપ એવા રૂપનાં દર્શન આપો, એમ અર્થ છે. અથવા સર્વ ઇન્દ્રિયોને પોતાના ગુણોથી શ્રીહરિ પ્રસન્ન કરે છે, તેવું જે આપનું રૂપ છે, તેનાં દર્શન આપો. ॥ ૪૪ ॥

**स्निग्धप्रावृड्घनश्यामं सर्वसौन्दर्यसंग्रहम्।**
**चार्वायतचतुर्बाहुं सुजातरुचिराननम्॥ ४५**

વર્ષાઋતુના સજળ, સ્નિગ્ધ મેઘ જેવા શ્યામ, સર્વ સૌન્દર્યના સંગ્રહરૂપ, સુંદર તથા દીર્ઘ ચાર બાહુવાળા, યથાયોગ્ય સર્વાંગસુંદર મનોહર મુખારવિંદવાળા, ॥ ૪૫ ॥

स्निग्धः प्रावृषि यो घनस्तद्वच्छ्यामम्। सर्वेषां सौन्दर्याणां संग्रहो यस्मिन्। चारव आयताश्चत्वारो बाहवो यस्मिन्। सुजातं यथोचितं सर्वावयवरुचिरमाननं यस्मिन्॥ ४५॥

વર્ષાઋતુમાં જે સજળ, સ્નિગ્ધ મેઘ હોય છે તેના જેવા શ્યામ, (ત્રિલોકમાં રહેલાં) સંપૂર્ણ સૌન્દર્યોનો સરવાળો છે જેમાં, સુંદર અને દીર્ઘ ચાર બાહુઓ છે જેમાં, '**सुजातम्**' યથાયોગ્ય સર્વાંગસુંદર મનોહર મુખારવિંદ છે જેમાં, ॥ ૪૫ ॥

**पद्मकोशपलाशाक्षं सुन्दरभ्रु सुनासिकम्।**
**सुद्विजं सुकपोलास्यं समकर्णविभूषणम्॥ ४६**

કમળની કળીની વચ્ચેની પાંખડીઓ જેવાં (રક્ત, કોમળ, વિશાળ) નેત્રોવાળા, સુંદર ભ્રૂકુટિ-સુઘડ નાસિકા-શોભિત દંત-સોહામણા કપોલયુક્ત મુખવાળા, સમાન કર્ણોથી વિભૂષિત થતા (સ્વરૂપનાં અમને દર્શન આપો.) ॥ ૪૬ ॥

पद्मस्य कोशे मध्ये यानि पलाशानि तद्वदक्षिणी यस्मिन्। सुकपोलमास्यं यस्मिन्। समौ कर्णौ विभूषणं यस्य। कुण्डलयोरग्रे वक्ष्यमाणत्वात्॥ ४६॥

કમળની કળીની વચ્ચે જે પાંખડીઓ હોય છે તેના જેવાં (રક્ત, કોમળ, વિશાળ) બંને નેત્રો છે જેમાં, સોહામણા ગાલવાળું મુખ છે જેમાં, સમાન કર્ણયુગલ જેનું વિશિષ્ટ ભૂષણ છે (તેવા સ્વરૂપનાં દર્શન આપો). બંને કુંડળો આગળ વર્ણવવામાં આવનારાં હોવાથી (અહીં કર્ણયુગલનું વર્ણન સમજવું). ॥ ૪૬ ॥

**प्रीतिप्रहसितापाङ्गमलकैरुपशोभितम् ।**
**लसत्पङ्कजकिञ्जल्कदुकूलं मृष्टकुण्डलम्॥ ४७**

પ્રીતિથી હસતા હોય તેવા નેત્રકટાક્ષવાળા, (કાળી, વાંકડી) અલકાવલિથી શોભાયમાન, શોભતા કમળના કેસર જેવા પીત વસ્ત્ર અને ઉજ્જ્વળ કુંડળોવાળા॥ ૪૭ ॥

प्रीत्या प्रहसिताविवापाङ्गौ यस्मिन्॥ ४७॥

प्रीतिथी हसता होय तेवा बंने नेत्रकटाक्ष छे जेमां ॥ ४७ ॥

**स्फुरत्किरीटवलयहारनूपुरमेखलम् ।**
**शङ्खचक्रगदापद्ममालामण्युत्तमर्द्धिमत्॥ ४८**

ચળકતાં મુકુટ, કડાં, હાર, ઝાંઝર તથા કટિમેખલાવાળા, શંખ-ચક્ર-ગદા-પદ્મ-વનમાળા કૌસ્તુભમણિ તથા ઉત્તમ લક્ષ્મીવાળા (સ્વરૂપનાં દર્શન આપો.) ॥ ૪૮ ॥

स्फुरन्ति किरीटादीनि यस्मिन्। शङ्खादिमत्। उत्तमर्द्धिः लक्ष्मीः। यद्वा एतैरुत्तमा ऋद्धिरुत्कर्षो यस्यास्ति तत्॥ ४८॥

ચળકે છે મુકુટ વગેરે જેમાં, શંખ વગેરેવાળા, '**उत्तम-ऋद्धिः**' ઉત્તમ લક્ષ્મીવાળા અથવા આ મુકુટ વગેરેથી ઉત્કૃષ્ટ '**ऋद्धिः**' શોભા છે જેની તે સ્વરૂપનાં દર્શન આપો. ॥ ૪૮ ॥

**सिंहस्कन्धत्विषो बिभ्रत्सौभगग्रीवकौस्तुभम्।**
**श्रियानपायिन्याक्षिप्तनिकषाश्मोरसोल्लसत्॥ ४९**

સિંહની ખાંધ ઉપર (ચોતરફ ફેલાયેલી કેશવાળીની જેમ ચોતરફ પ્રસરેલી) કાંતિને ધારણ કરતો તથા જેના કારણે ગ્રીવા સુભગ છે તેવો કૌસ્તુભમણિ જેમાં છે, નિત્યનિવાસિની લક્ષ્મીને કારણે સુવર્ણની રેખાવાળા કસોટીના પથ્થરનો તિરસ્કાર કરતા વક્ષઃસ્થળ વડે શોભતા (સ્વરૂપનાં દર્શન આપો.) ॥ ૪૯ ॥

सौभगयुक्ता ग्रीवा येन। सिंहस्य स्कन्धे परितः प्रसरन्तः केसरा एव त्विषस्तादृशीः सर्वतस्त्विषो बिभ्रच्चासौ सौभगग्रीवः कौस्तुभो यस्मिन्। यद्वा। सिंहस्येव स्कन्धौ तयोस्त्विषः कुण्डलहारादिदीप्तीर्बिभ्रदिति पृथग्विशेषणम्। सौभगयुक्ता ग्रीवा येन स कौस्तुभो यस्मिन्। श्रिया हेतुभूतया क्षिप्तस्तिरस्कृतो निकषाश्मा स्वर्णरेखाङ्कितो निकषणपाषाणो येन तादृशेनोरसा उल्लसच्छोभमानम्॥ ४९॥

જેને કારણે ગ્રીવા સૌભાગ્યયુક્ત છે તેવો કૌસ્તુભમણિ— સિંહની ખાંધ ઉપર ચોતરફ ફેલાયેલી કેશવાળી એ જ (કૌસ્તુભમણિનું) તેજ. તેવું તેજ સર્વ તરફ ધારણ કરતો તેમ જ ગ્રીવાના સૌભાગ્યરૂપ કૌસ્તુભમણિ જેમાં છે અથવા સિંહ જેવા બંને સ્કંધ, તેમના તેજને એટલે કે કુંડળ, હાર વગેરેના તેજને ધારણ કરતા — એમ વક્ષઃસ્થળનું જુદું વિશેષણ છે. સુભગ ગ્રીવા જેને કારણે છે તેવો કૌસ્તુભમણિ જેમાં છે (તે વક્ષઃસ્થળથી શોભતા સ્વરૂપનાં દર્શન આપો). (વક્ષઃસ્થળમાં) લક્ષ્મીજીને કારણે, સુવર્ણરેખા જેમાં અંકિત થઈ છે તેવો '**निकष-अश्मा**' કસોટીનો પથ્થર જેનાથી '**क्षिप्तः**' તિરસ્કૃત થાય છે, તેવા વક્ષઃસ્થળથી શોભતા (સ્વરૂપનાં દર્શન આપો.) ॥ ૪૯ ॥

**पूरेचकसंविग्नवलिवल्गुदलोदरम् ।**
**प्रतिसंक्रामयद्विश्वं नाभ्यावर्तगभीरया॥ ५०**

શ્વાસ અને ઉચ્છ્‌વાસ વડે ચલાયમાન થતી ત્રિવલીઓથી સુંદર તથા (પીપળાના) પાન જેવા (સુડોળ) ઉદરવાળા તેમ જ પાણીના (દક્ષિણાવર્તી) વમળ જેવી ઊંડી નાભિ વડે પોતાનામાંથી નીકળેલા જગતને પાછું પોતાનામાં જાણે પ્રવેશ કરાવતું હોય તેવા ઉદરવાળા (સ્વરૂપનાં) ॥ ૫૦ ॥

श्वासोच्छ्वासाभ्यां संविग्नाश्चञ्चला वलयस्ताभिर्वल्गु सुन्दरं दलवदश्वत्थपत्रसदृशमुदरं यस्मिन्। प्रतिसंक्रामयद्यतो निर्गतं तेनैव द्वारेण पुनः प्रवेशयदिव ॥ ५० ॥

શ્વાસ (પૂરક) અને ઉચ્છ્વાસ (રેચક) થી **'संविग्नाः'** ચલાયમાન થતી ત્રિવલીઓ– તેનાથી **'वल्गु'** સુંદર **'दलवत्'** પીપળાના પાન જેવું ઉદર છે જે સ્વરૂપમાં– **'प्रतिसंक्रामयत्'** જેમાંથી નીકળ્યું છે તે જ નાભિદ્વારથી પુનઃ પ્રવેશ કરતું હોય તેવા ઉદરને (ધારણ કરતા રૂપનાં દર્શન આપો.) ॥ ૫૦ ॥

**श्यामश्रोण्यधिरोचिष्णुदुकूलस्वर्णमेखलम्।**
**समचार्वङ्घ्रिजङ्घोरुनिम्नजानुसुदर्शनम् ॥ ५१**

શ્યામવર્ણ (હોવાથી) કટિપ્રદેશ ઉપર અધિક શોભતું પીતામ્બર અને તેની ઉપર સુવર્ણની કટિમેખલાવાળા, સમાન અને સુંદર ચરણ, પિંડી, સાથળ, ઉન્નત ન હોય તેવા ઢીંચણ – આ સર્વથી માંગલિક દર્શનવાળા (આપના શ્રીવિગ્રહનાં દર્શન આપો!)॥ ૫૧ ॥

श्यामश्रोण्याधिकं रोचिष्णु यत्पीतं दुकूलं तत्र स्वर्णमयी मेखला यस्मिन्। अङ्घ्री च जङ्घे च ऊरू च निम्ने अनुन्नते जानुनी च। समैश्चारुभिरेतैः शोभनं दर्शनं यस्य। समाश्चारवोऽङ्घ्र्यादयो यस्मिन्। निम्ने जानुनी यस्मिन्। शोभनं दर्शनं यस्येति पदत्रयं वा॥ ५१ ॥

શ્યામ કટિપ્રદેશને કારણે અધિક શોભતું જે રેશમી પીતામ્બર છે તેની ઉપર સુવર્ણની કટિમેખલા છે જે શ્રીઅંગમાં, બંને ચરણપિંડીઓ અને સાથળ તથા **'निम्ने'** ઊંચા ન હોય તેવા ઢીંચણ – સમાન અને સુરેખ સર્વ અંગોથી એવા આ સર્વથી સુંદર દર્શન છે જેનું અથવા સમાન અને સુંદર ચરણ વગેરે છે જેમાં, (૧)અનુન્નત ઢીંચણ છે જેમાં (૨)તથા જેનું દર્શન મંગળ છે (૩)તેવા સ્વરૂપનાં (દર્શન આપો) એમ ત્રણ પદો જુદાં છે.॥ ૫૧ ॥

**पदा शरत्पद्मपलाशरोचिषा**
**नखद्युभिर्नोऽन्तरघं विधुन्वता।**
**प्रदर्शय स्वीयमपास्तसाध्वसं**
**पदं गुरो मार्गगुरुस्तमोजुषाम्॥ ५२**

હે ગુરુ, શરદ્ઋતુના કમળની પાંખડીઓ જેવી કાન્તિવાળા, નખની જ્યોતિથી અમારી અંદર રહેલા અજ્ઞાનનો નાશ કરતા (દિવ્ય દીપક જેવા) આપના ચરણારવિંદથી સમસ્ત ભયને દૂર કરનારા, શરણરૂપ આપના સ્વરૂપનાં દર્શન આપો, કારણ કે તમસ્નું સેવન કરનારા (અજ્ઞાની) એવા અમારા આપ માર્ગદર્શક ગુરુ છો. ॥ ૫૨ ॥

पदा दीपस्थानीयेन। यद्वा एवंभूतेन पदोपलक्षितं रूपं पदं शरणं प्रदर्शयेत्यर्थः। शरदि यत्पद्मं तस्य पलाशं तद्वद्रोचिर्यस्य तेन। नखदीप्तिभिरन्तर्भवमघमज्ञानं विधुन्वता स्वीयं

**'पदा'** દીપકની જેમ રહેલા ચરણારવિંદથી, અથવા આ પ્રકારના **'पदा'** શબ્દોથી સૂચિત થતા **'पदम्'** આશ્રયરૂપ આપના સ્વરૂપનાં દર્શન આપો, એમ અર્થ છે. શરદ્ઋતુમાં જે કમળ (થાય) છે તેની પાંખડી, તેના જેવી કાન્તિ છે જેની તેનાથી, નખની જ્યોતિથી અંદર રહેલા **'अघम्'** અજ્ઞાનનો નાશ કરતા

रूपं पदं शरणं प्रदर्शय। अपास्तं प्रह्लादादीनां साध्वसं येन तत्। हे गुरो, यतस्त्वमेव तमोजुषामज्ञानामस्माकं मार्गप्रदर्शको गुरुः ॥ ५२ ॥

આપના શરણરૂપ **'पदम्'** સ્વરૂપનાં દર્શન આપો. દૂર થયો છે પ્રહ્‌લાદજી વગેરેનો ભય જેનાથી તે સ્વરૂપનાં (દર્શન આપો). હે ગુરુ, કારણ કે **'तमोजुषाम्'** તમસ્‌નું સેવન કરનારા અજ્ઞાની એવા અમારા આપ જ માર્ગદર્શક ગુરુ છો. ॥ ૫૨॥

**वि.चक्र.—**नखद्युभिर्नखानां कान्तिभिरेव अघमन्धकारं दूरीकुर्वता पदा दिव्यदीपकेनेव स्वीयं पदं स्वरूपं स्थानं वा। यद्वा हे प्रभो! तव सर्वाङ्गलावण्यदर्शनं प्राप्तं किन्तु चरणतलमाधुर्यं नोपलब्धं तत्र यद्यपि महायोगपीठे तिष्ठतस्तव द्वयोः पदयोः सामस्त्येन दर्शनासम्भवस्तदपि एकेन पदा भुवमवष्टभ्यापरं पदं किञ्चिदुन्नमय्य दर्शयेत्याह। पदा एव पदं दर्शय वामपदा भुवमवष्टभ्य दक्षिणं पदं किञ्चित्तिरश्चीनीकृतमुन्नमय्य प्रदर्शय, यथा चक्रध्वजवज्राङ्कुशादिदर्शनेन संसारभयं निवर्त्तत इत्याह।

નખની કાન્તિથી જ અજ્ઞાનરૂપી અંધકારને દૂર કરતા ચરણરૂપી દિવ્ય દીપકથી જ આપનું સ્વરૂપ અથવા આપનું ધામ દર્શાવો. અથવા હે પ્રભુ, આપનાં સર્વ અંગોનાં લાવણ્યનાં દર્શન થયાં પરંતુ ચરણતળનું માધુર્ય પ્રાપ્ત ન થયું. જો કે તે મહાયોગપીઠ ઉપર બિરાજેલા આપના બંને ચરણોનું સમસ્તરૂપે દર્શન અસંભવિત છે, છતાં પણ એક ચરણ ભૂમિ પર ટેકવીને, બીજું ચરણ સ્હેજ ઉપર ઉઠાવી દર્શન આપો, એમ કહે છે. ચરણ (જ્યોતિ)થી જ સ્વરૂપનાં દર્શન કરાવો. વામ ચરણ પૃથ્વી પર ટેકવીને, દક્ષિણ ચરણ સ્હેજ ત્રાંસો કરી, ઉપર ઉઠાવીને દર્શન આપો કે જેથી ચક્ર, ધ્વજ, વજ્ર, અંકુશાદિનાં દર્શનથી સંસારનો ભય ટળી જાય, એમ કહે છે.

अतिदुर्लभमिदं मया प्रार्थितमिति स्तोतैवाह।

મારા દ્વારા પ્રાર્થિત આ (શ્રીમદ્ દર્શન) અતિ દુર્લભ છે, એમ સ્તુતિ કરનાર (ભગવાન રુદ્ર) કહે છે.

**एतद्रूपमनुध्येयमात्मशुद्धिमभीप्सताम् ।**
**यद्भक्तियोगोऽभयदः स्वधर्ममनुतिष्ठताम्॥ ५३**

ચિત્તશુદ્ધિ પ્રાપ્ત કરવાની ઈચ્છા રાખનારા મનુષ્યોને માટે આ સ્વરૂપ જ ધ્યાન કરવા યોગ્ય છે (કારણ કે) સ્વધર્મનું પાલન કરનારા મનુષ્યોને (આપના આ) સ્વરૂપ વિષેનો જે ભક્તિયોગ છે, તે અભય પ્રદાન કરનારો છે. ॥ ૫૩ ॥

एतद्रूपमनुध्येयं ध्यानार्हमेव। न तु प्रत्यक्षतः प्राप्यमित्यर्थः ॥ ५३ ॥

આ સ્વરૂપ **'अनुध्येयम्'** ધ્યાન કરવા યોગ્ય જ છે પરંતુ તેનાં સાક્ષાત્ દર્શન તો દુર્લભ જ છે, એમ અર્થ છે. ॥ ૫૩ ॥

तर्हि किं केनापि न प्राप्यते तत्राह—**भवानिति**। दुर्लभत्वमेवाह।

તો શું ભગવાન કોઈનાથી પણ પ્રાપ્ત કરવા યોગ્ય નથી? એ માટે ઉત્તર આપે છે — **'भवान् इति।'** ભગવત્પ્રાપ્તિ દુર્લભ છે, એમ કહે છે.

**भवान्भक्तिमता लभ्यो दुर्लभः सर्वदेहिनाम्।**
**स्वाराज्यस्याप्यभिमत एकान्तेनात्मविद्गतिः॥ ५४**

સર્વ દેહધારીઓને દુર્લભ એવા આપ ભક્તિમાન મનુષ્યોને પ્રાપ્ત થાઓ છો, સ્વર્ગમાં રાજ કરનાર (ઇન્દ્ર)ને પણ આપ સ્પૃહણીય છો. વળી, એક આપમાં જ જેમનો અંત છે તેવા આત્મવેત્તાઓના (પણ) પરમફળરૂપ આપ જ છો. ॥ ૫૪ ॥

स्वर्गे राज्यं यस्य तस्याप्यभिमतः स्पृहणीयः। किंच एकान्तेन य आत्मवित्तस्यापि गतिर्गम्यः ॥ ५४ ॥

સ્વર્ગમાં જેમનું રાજ્ય છે તે (ઇન્દ્ર)ને પણ આપ **'अभिमतः'** સ્પૃહણીય છો. વળી, જેમનો એક માત્ર આશ્રય આપ જ છો તેવા આત્મવેત્તાઓને પણ આપ **'गतिः'** જાણવા યોગ્ય છો. ॥ ૫૪ ॥

अतस्त्वद्व्यतिरेकेण न किंचिद्वाञ्छामीत्याह।

આથી આપના સિવાય હું કાંઈ પણ ઇચ્છતો નથી, એમ કહે છે.

**तं दुराराध्यमाराध्य सतामपि दुरापया।**
**एकान्तभक्त्या को वाञ्छेत्पादमूलं विना बहिः॥ ५५**

સત્પુરુષોને પણ દુર્લભ એવી અનન્ય ભક્તિથી આરાધના કરીને તે દુરારાધ્ય એવા આપના ચરણમૂળ સિવાય (સ્વર્ગાદિ) બાહ્યસુખની ઇચ્છા કોણ કરે?॥ ૫૫ ॥

तं त्वामेकान्तभक्त्याराध्य। बहिः स्वर्गादिसुखम्॥ ५५ ॥

**'तम्'** તેને અર્થાત્ આપને, અનન્ય ભક્તિથી આરાધીને– **'बहिः'** સ્વર્ગાદિ બાહ્યસુખને॥ ૫૫ ॥

तत्र हेतुः—

તે (ચરણમૂળના અંગીકાર) માટે કારણ આપે છે—

**यत्र निर्विष्टमरणं कृतान्तो नाभिमन्यते।**
**विश्वं विध्वंसयन्वीर्यशौर्यविस्फूर्जितभ्रुवा॥ ५६**

પોતાના પ્રભાવ અને પરાક્રમથી પ્રચલિત થતી ભ્રૂકુટિથી વિશ્વનો વિધ્વંસ કરતો કાળ પણ જ્યાં (ચરણમૂળના શરણમાં) આવેલા મનુષ્ય પર (આ મારે વશ છે, એવા અધિકારરૂપ) અભિમાન કરી શકતો નથી. ॥ ૫૬ ॥

यत्र पादमूले शरणं प्रविष्टं कृतान्तः कालो ममायं वश्य इति नाभिमानं करोति। किं कुर्वन्। वीर्यं प्रभावः, शौर्यं उत्साहः, ताभ्यां विस्फूर्जितया क्षुभितया भ्रुवा विश्वं विध्वंसयन्नपि॥ ५६ ॥

**'यत्र'** જે ચરણમૂળમાં, ચરણના શરણમાં આવેલા મનુષ્ય પર, **'कृत-अन्तः'** અંત કરનાર કાળ મને આ વશ છે, એમ અભિમાન કરતો નથી. શું કરતો કાળ? **'वीर्यम्'** પ્રભાવ, **'शौर्यम्'** ઉત્સાહ, પરાક્રમ– તે બંનેથી **'विस्फूर्जितया'** ફરકતી, ક્ષુબ્ધ થયેલી ભ્રૂકુટિથી વિશ્વનો વિધ્વંસ કરતો કાળ પણ ॥ ૫૬ ॥

**क्षणार्धेनापि तुलये न स्वर्गं नापुनर्भवम्।**
**भगवत्सङ्गिसङ्गस्य मर्त्यानां किमुताशिषः॥ ५७**

ભગવદ્ભક્તોના સંગની અર્ધી ક્ષણ સાથે પણ હું સ્વર્ગને કે મોક્ષને સરખાવતો નથી (પરંતુ તે ક્ષણાર્ધને સ્વર્ગ કે મોક્ષથી અધિક ગણું છું), તો પછી મર્ત્યલોકની (રાજ્યાદિ તુચ્છ) કામનાઓની તો વાત જ શી? ॥ ૫૭ ॥

त्वत्पादमूले प्रविष्टस्य कृतान्तभयाभावः कियानयं लाभो यतस्त्वद्भक्तसङ्ग एव सकलपुरुषार्थश्रेणिशिरसि नरीनर्तीत्याह। भगवतस्तव सङ्गिनां सङ्गस्य क्षणार्धेनापि स्वर्गं न तुलये समं न गणयामि। न चापुनर्भवं मोक्षम्। मर्त्यानामाशिषो राज्याद्याः किमुत॥५७॥

આપના ચરણમૂળને શરણે આવનારને કાળનો ભય રહેતો નથી– એ લાભ કેટલો ? (એ લાભ તો શી ગણતરીમાં છે?) કારણ કે ભગવાનના ભક્તનો સંગ જ સકળ પુરુષાર્થોની શ્રેણીની ટોચ ઉપર અતિશય નૃત્ય કરે છે, એમ કહે છે. '**भगवतः**' ભગવાનના– આપના ભક્તોના સંગની ક્ષણાર્ધ સાથે પણ સ્વર્ગને '**न तुलये**' સરખાવતો નથી, કે નથી '**अपुनर्भवम्**' મોક્ષને સરખાવતો. મર્ત્યલોકના '**आशिषः**' રાજ્યાદિ મનોરથોની શી વિસાત છે (કે ભગવદ્ભક્તના સંગની ક્ષણાર્ધની તોલે આવી શકે)? ॥૫૭॥

**अथानघाङ्घ्रेस्तव कीर्तितीर्थयो-**
**रन्तर्बहिःस्नानविधूतपाप्मनाम् ।**
**भूतेष्वनुक्रोशसुसत्त्वशीलिनां**
**स्यात्सङ्गमोऽनुग्रह एष नस्तव॥५८**

માટે પાપને હરનાર ચરણવાળા એવા આપની કીર્તિમાં આંતરિક સ્નાન કરવા દ્વારા તથા તીર્થ ગંગાજીમાં બહારથી સ્નાન કરવા દ્વારા જેમનાં પાપ નાશ પામ્યાં છે તેવા, જીવ માત્ર ઉપર કૃપા કરનારા, રાગ-દ્વેષરહિત મનવાળા, સરળ (ભક્ત)જનોનો સમાગમ અમને થાય, આપનો આ જ અનુગ્રહ અમારી ઉપર થાઓ! ॥૫૮॥

अथ अतो हेतोरनघावघहरावङ्घ्री यस्य तस्य तव कीर्तिर्यशस्तीर्थं गङ्गा तयोः क्रमेणान्तर्बहिःस्नानाभ्यां विधूतः पाप्मा येषाम्। अत एव भूतेष्वनुक्रोशः कृपा सुसत्त्वं च रागादिरहितं चित्तं शीलं चार्जवादि विद्यते येषां तेषां सङ्गमोऽस्माकं स्यात्। एष एव नस्तवानुग्रहः ॥५८॥

'**अथ**' માટે '**अनघौ**' પાપને હરનારા બંને ચરણ છે જેમના તેવા આપનો '**कीर्तिः**' યશ અને '**तीर्थम्**' ગંગાજી તે બંનેમાં અનુક્રમે અંદરથી અને બહારથી સ્નાન કરવા દ્વારા ધોવાઈ ગયાં છે પાપ જેમનાં, આથી જ પ્રાણીઓ ઉપર '**अनुक्रोशः**' કૃપા કરનારા, '**सुसत्त्वम्**' તેમ જ રાગ-દ્વેષરહિત ચિત્ત તથા '**शीलम्**' સરળતા વગેરે જેમનામાં છે તેવા તેમનો સમાગમ અમને થાય. અમારા ઉપર આપનો આ જ અનુગ્રહ થાઓ! ॥૫૮॥

तत्त्वज्ञानं च त्वद्भक्तसङ्गादेव भवतीत्याह— **न यस्येति।**

**न यस्य चित्तं बहिरर्थविभ्रमं**
**तमोगुहायां च विशुद्धमाविशत्।**
**यद्भक्तियोगानुगृहीतमञ्जसा**
**मुनिर्विचष्टे ननु तत्र ते गतिम्॥५९**

તત્ત્વજ્ઞાન પણ આપના ભક્તના સમાગમથી જ થાય છે, એમ કહે છે— '**न यस्य इति।**'

જે (સાધક)નું ચિત્ત (સંતજનોના) ભક્તિયોગથી અનુગૃહીત તથા વિશુદ્ધ થઈ બાહ્ય વિષયોમાં ભટકતું નથી તથા તમસ્રૂપી અજ્ઞાનગુહામાં લય પ્રાપ્ત કરતું નથી, ત્યારે તે મુનિ આપના સ્વરૂપનાં દર્શન કરે છે. ॥૫૯॥

येषां सतां भक्तियोगेनानुगृहीतं शुद्धं सद्यस्य चित्तं बाह्यार्थविक्षिप्तं न भवति तमोरूपायां गुहायां च नाविशल्लयं न प्राप। तत्र तदा मुनिस्तव गतिं तत्त्वं पश्यति॥ ५९॥

જે સંતજનોના ભક્તિયોગથી અનુગૃહીત અને વિશુદ્ધ (**सद् यस्य**) થયેલું જેનું ચિત્ત બહારના વિષયોથી ચંચળ નથી થતું તેમ જ તમસ્રૂપ અજ્ઞાનગુહામાં '**न-आविशत्**' લય પ્રાપ્ત કરતું નથી, '**तत्र**' ત્યારે મુનિ આપના સ્વરૂપનાં દર્શન પામે છે. ॥ ૫૯ ॥

कीदृशं तत्त्वं तदाह—**यत्रेति।**

કેવું સ્વરૂપ, તેનું વર્ણન કરે છે— '**यत्र इति।**'

**यत्रेदं व्यज्यते विश्वं विश्वस्मिन्नवभाति यत्।**
**तत्त्वं ब्रह्म परंज्योतिराकाशमिव विस्तृतम्॥ ६०**
॥ ६०॥

જેમાં આ સંપૂર્ણ જગત ભાસે છે અને જે (સ્વયં) સંપૂર્ણ જગતમાં ભાસે છે, તે આકાશ જેવું સર્વવ્યાપક, પરમ પ્રકાશમય બ્રહ્મ આપ જ છો. ॥ ૬૦ ॥

जगत उपादानत्वेन तत्त्वं लक्षितं निमित्तत्वेनापि तदेव लक्षयन्नाह।

જગતના ઉપાદાનરૂપે લક્ષિત થતા તત્ત્વને નિમિત્તરૂપે પણ તે જ તત્ત્વરૂપે લક્ષિત કરતાં કહે છે.

**यो मcraीययेदं पुरुरूपयासृजद्**
**बिभर्ति भूयः क्षपयत्यविक्रियः।**
**यद्भेदबुद्धिः सदिवात्मदुःस्थया**
**तमात्मतन्त्रं भगवन्प्रतीमहि॥ ६१**

હે ભગવાન, અનેક સ્વરૂપવાળી, અન્ય જનોમાં ભેદબુદ્ધિ ઉત્પન્ન કરનારી, આપને વિષે પોતાનું (વ્યામોહાદિક) કાર્ય કરવા અસમર્થ એવી પોતાની માયા વડે જે (આપ) આ વિશ્વને પારમાર્થિક હોય તેમ વારંવાર ઉત્પન્ન કરો છો, તેનું પાલન કરો છો તથા સંહાર કરો છો છતાં નિર્વિકાર છો, એવા પરમસ્વતંત્ર (પરમાત્મા)ને અમે જાણીએ છીએ. ॥ ૬૧ ॥

य इदं विश्वं सदिव परमार्थमिव माययासृजत्। कथंभूतया। यया भेदबुद्धिरन्येषां भवति तया। आत्मनि त्वयि दुःस्थया स्वकार्यं कर्तुमसमर्थया। तं त्वां निरस्तभेदं प्रतीमहि जानीमः॥ ६१॥

જેણે આ વિશ્વને '**सत्-इव**' પારમાર્થિક હોય તેમ (પોતાની) માયાથી સર્જ્યું. કેવી માયાથી? જે માયાથી અન્ય લોકોમાં ભેદબુદ્ધિ ઉત્પન્ન થાય છે, તેવી માયાથી '**आत्मनि**' આપને વિષે '**दुःस्थया**' પોતાનું (વ્યામોહાદિક) કાર્ય કરવા માટે અસમર્થ એવી માયાથી— તે આપને '**निरस्तभेदम्**'— ભેદબુદ્ધિરહિતને આત્મતન્ત્ર— પરમસ્વતંત્ર (પરમાત્મા) ને '**प्रतीमहि**' અમે જાણીએ છીએ. ॥ ૬૧ ॥

**वंशीधरी—**प्रतीमहि साक्षादनुभवेमेति प्रार्थनेयम्।

તેવા આપનો અમે પ્રત્યક્ષ અનુભવ કરીએ, એમ આ પ્રાર્થના છે.

यद्यपि त्वमेव निर्भेदं ब्रह्म तथापि प्रागुक्तं साकारमिदं तव रूपं ये यजन्ति त एव वेदागमतत्त्वज्ञा इत्याह।

આપ જ ભેદરહિત (નિરાકાર) બ્રહ્મ છો છતાં પણ આગળ વર્ણવેલા આપના આ સાકાર સ્વરૂપનું જેઓ પૂજન કરે છે તેઓ જ વેદો અને આગમોના તત્ત્વજ્ઞાનીઓ છે, એમ કહે છે.

**क्रियाकलापैरिदमेव योगिनः**
**श्रद्धान्विताः साधु यजन्ति सिद्धये।**
**भूतेन्द्रियान्तःकरणोपलक्षितं**
**वेदे च तन्त्रे च त एव कोविदाः॥ ६२**

શ્રદ્ધાયુક્ત યોગીઓ મોક્ષ માટે (ધ્યાન, સેવા, સ્તુતિ, નમસ્કાર વગેરે) ક્રિયાકલાપ દ્વારા અસ્વતંત્ર એવાં પંચમહાભૂતો, ઇન્દ્રિયો, અંતઃકરણથી (અચેતન હોવાથી સ્વતઃ પ્રવૃત્તિ કરવા માટે અસ્વતન્ત્ર હોવાથી પોતપોતાના વ્યાપારમાં તેમના પ્રવર્તકને ચેતનરૂપે જણાવે છે, તેમના પ્રેરકરૂપે) જણાતા આપના આ જ સ્વરૂપનું સારી રીતે પૂજન કરે છે અને તેઓ જ શાસ્ત્રના મર્મજ્ઞો છે. ॥ ૬૨ ॥

क्रियाकलापैर्ये कर्मयोगिनः पूजयन्ति त एव कोविदा न त्वेतदनादृत्य केवलज्ञाने प्रवृत्ताः।

વિવિધ પ્રકારની ક્રિયાઓ દ્વારા જે કર્મયોગીઓ પૂજન કરે છે તેઓ જ વેદશાસ્ત્રમાં કુશળ છે પરંતુ ધ્યાનમાં વર્ણવેલા આ સાકાર સ્વરૂપનો અનાદર કરીને કેવળ જ્ઞાનમાં જ પ્રવૃત્ત છે, તેઓ શાસ્ત્રના જાણકારો નથી.

तन्त्रे आगमे। कथंभूतमिदम्। भूतेन्द्रियान्तः- करणैरस्वतन्त्रैर्यदुपलक्ष्यते नियन्तृरूपं तत्॥ ६२ ॥

**'तन्त्रे'** આગમમાં– આ સાકાર સ્વરૂપ કેવું છે? જડ એવાં પંચમહાભૂતો, ઇન્દ્રિયો, અંતઃકરણ વડે જે જણાય છે, તે સર્વનિયંતા સ્વરૂપ છે. ॥ ૬૨ ॥

नन्वभिन्ने मयि भेदं कुर्वन्तः सन्तः कथं ते कोविदाः, न हि तैर्भेदः क्रियते, त्वयैव क्रीडार्थं चेतनाचेतनात्मको भेदः कृत इत्याह—**त्वमिति**।

શંકા કરવામાં આવી છે કે ભેદરહિત એવા મારામાં ભેદ કરનારાઓ છે તે કેવી રીતે મર્મજ્ઞો હોય? (તે માટે ઉત્તર આપે છે કે) તેઓ દ્વારા ભેદ કરવામાં આવ્યો નથી. આપના દ્વારા જ ક્રીડા કરવા માટે જડ અને ચેતનરૂપ ભેદ કરવામાં આવ્યો છે, એમ કહે છે— **'त्वम् इति।'**

**त्वमेक आद्यः पुरुषः सुप्तशक्ति-**
**स्तया रजःसत्त्वतमो विभिद्यते।**
**महानहं खं मरुदग्निवार्धराः**
**सुरर्षयो भूतगणा इदं यतः॥ ६३**

આપ જ અદ્વિતીય આદિપુરુષ છો, (જેમની માયા નામની) સુપ્ત શક્તિ છે (કે જે પ્રબુદ્ધ થયા પછી) તે માયાશક્તિથી રજોગુણ, સત્ત્વગુણ અને તમોગુણ જુદા પડે છે, જેમાંથી મહત્તત્ત્વ, અહંકાર, આકાશ, વાયુ, અગ્નિ, જળ, પૃથ્વી, દેવો, ઋષિઓ તથા સમસ્ત પ્રાણીસમૂહો– આમ આ જગત (ઉત્પન્ન થયું છે.) ॥ ૬૩ ॥

आद्यस्त्वमेक एव सुप्ता मायाख्या शक्तिर्यस्य। पश्चात्तया शक्त्या। रजःसत्त्वतमसां

આપ જ એક આદિપુરુષ છો– જેમની માયા નામની શક્તિ છે. ત્યાર પછી તે માયાશક્તિથી રજોગુણ, સત્ત્વગુણ અને તમોગુણ– એ ત્રણ ગુણોના દ્વન્દ્વ સમાસમાં એકવચન છે. જે રજોગુણ વગેરેમાંથી

द्वन्द्वैक्यम्। यतो रजआदेः महानहंकारः खं च मरुदग्निर्वार्धराश्च। वाः उदकम्। सुराश्चर्षयश्च भूतगणाश्चैवमिदं जगद्यतो भवति तद्विभिद्यते इत्यन्वयः ॥ ६३ ॥

एतदुपपादयति—**सृष्टमिति**।

**सृष्टं स्वशक्त्येदमनुप्रविष्ट-**
**श्चतुर्विधं पुरमात्मांशकेन।**
**अथो विदुस्तं पुरुषं सन्तमन्त-**
**र्भुङ्क्ते हृषीकैर्मधु सारघं यः ॥ ६४**

जरायुजाण्डजस्वेदजोद्भिज्जरूपेण चतुर्विधं स्वांशेन प्रविष्टः। अथो इति हेतोः परस्यान्तः सन्तमंशं चिदाभासं पुरि शयनात्पुरुषं विदुः।

तर्हि किमीश्वरमेव संसारिणं विदुर्नेत्याह। सरघा मधुमक्षिकास्ताभिः सृष्टं मध्विव क्षुल्लकं विषयसुखमविद्यावृतः सन् यो भुङ्क्ते तं जीवं विदुः।

तथा च श्रुतिः 'तयोरन्यः पिप्पलं स्वाद्वत्त्य-नश्नन्नन्यो अभिचाकशीति'।

निर्णीतं च 'गुहाप्रविष्टावात्मानौ हि तद्दर्शनात्' इत्यत्र ॥ ६४ ॥

तव तु सर्वनियन्तुः कुतः संसार इत्याह।

મહત્તત્ત્વ, અહંકાર, આકાશ, વાયુ, અગ્નિ, જળ, પૃથ્વી ઉત્પન્ન થાય છે. '**वाः**' જળ– દેવો અને ઋષિઓ તથા પ્રાણીઓ– આમ આ જગત જેમાંથી ઉત્પન્ન થાય છે તે આપનામાંથી જ (સર્વ કાંઈ) જુદું પડે છે, એમ અન્વય છે. ॥ ૬૩ ॥

આ (વિભાજન) સિદ્ધ કરે છે– '**सृष्टम् इति**।'

જેણે પોતાની માયાશક્તિથી ચાર પ્રકારે સર્જાયેલી શરીરરૂપી નગરીમાં પોતાના અંશ વડે (અંતર્યામી અને જીવરૂપે) પ્રવેશ કર્યો છે. (પુરમાં પ્રવેશવાથી) અંદર રહેલા તેને પુરુષરૂપે (તત્ત્વજ્ઞાનીઓ) જાણે છે કે જે (જીવરૂપે) મધ(રૂપી વિષયસુખ)ને ઈન્દ્રિયો દ્વારા ભોગવે છે (તેને જીવ તરીકે જાણે છે.) ॥ ૬૪ ॥

'**चतुर्विधम्**' જરાયુજ, અંડજ, સ્વેદજ, ઉદ્ભિજ્જરૂપે– એમ ચાર પ્રકારે પોતાના અંશથી પ્રવેશેલા અને '**अथो**' તે કારણે પરમાત્માના અંદર રહેલા ચિદાભાસરૂપ અંશને, શરીરરૂપી નગરીમાં શયન કરવાને કારણે (તત્ત્વજ્ઞાનીઓ) પુરુષરૂપે જાણે છે.

તો પછી શું ઈશ્વરને જ સંસારી તરીકે જાણે છે? તે માટે ઉત્તર આપે છે કે ના, '**सरघाः**' મધમાખી, તેમના દ્વારા બનાવવામાં આવેલા મધ જેવા તુચ્છ વિષયસુખને, અવિદ્યાથી વીંટાયેલો હોઈ જે ભોગવે છે તેને જીવ તરીકે જાણે છે.

તે અનુસાર શ્રુતિ છેઃ (ભગવાને શરીરમાં બે સ્વરૂપે પ્રવેશ કર્યો છે. અંતર્યામીસ્વરૂપે અને જીવસ્વરૂપે.) તે બંનેમાંથી જીવ વિષયોનો ઉપભોગ કરે છે, જ્યારે બીજો અંતર્યામી ઉપભોગ કર્યા વિના સાક્ષી તરીકે જોયા કરે છે– (ઋ.સં.૧/૧૬૪/૨૦, મું.ઉપ.૩/૧/૧)

સૂત્રકારે આ જ વાતનો નિર્ણય કર્યો છે– 'પ્રત્યેકની હૃદયગુહામાં બે આત્માઓએ પ્રવેશ કર્યો છે'– (બ્ર.સૂ.૧/૨/૧૧)॥ ૬૪ ॥

સર્વનિયંતા એવા આપને સંસાર કેવી રીતે હોય, એમ કહે છે.

**स एष लोकानतिचण्डवेगो**
**विकर्षसि त्वं खलु कालयानः।**
**भूतानि भूतैरनुमेयतत्त्वो**
**घनावलीर्वायुरिवाविषह्यः ॥ ६५**

यः स्वशक्त्येदं सृष्टवान्स एष त्वं खलु भूतैरेव भूतानि मेघपङ्क्तीर्वायुरिव कालयन्विचालयन्। लोकान्विकर्षसि संहरसि। अनुमेयतत्त्वोऽलक्ष्यस्वरूपः ॥ ६५ ॥

(જેમણે પોતાની માયાશક્તિ વડે આ જગત સર્જ્યું છે) તે આ આપ મેઘપંક્તિને વાયુ વીખેરી નાખે તેમ પ્રાણીઓ વડે પ્રાણીઓને વિચલિત કરી લોકોનો સંહાર કરો છો તથા અતિ પ્રચંડ વેગવાળા અને અલક્ષ્યસ્વરૂપવાળા છો. ॥ ૬૫ ॥

જેમણે પોતાની શક્તિથી આ જગત સર્જ્યું છે તે આ આપ ખરેખર, મેઘપંક્તિને જેમ વાયુ **'कालयन्'** વીખેરી નાખે તેમ પ્રાણીઓ વડે જ પ્રાણીઓને વિચલિત કરી લોકોનો **'विकर्षसि'** સંહાર કરો છો. **'अनुमेयतत्त्वः'** અલક્ષ્ય સ્વરૂપવાળા છો અર્થાત્ આપનું તત્ત્વજ્ઞાન પ્રત્યક્ષથી નહીં, અનુમાનથી થાય છે. ॥ ૬૫ ॥

विकर्षणप्रकारमाह—**प्रमत्तमिति**।

સંહાર કરવાની રીત જણાવે છે — **'प्रमत्तम् इति।'**

**प्रमत्तमुच्चैरितिकृत्यचिन्तया**
**प्रवृद्धलोभं विषयेषु लालसम्।**
**त्वमप्रमत्तः सहसाभिपद्यसे**
**क्षुल्लेलिहानोऽहिरिवाखुमन्तकः ॥ ६६**

इतिकृत्यमेवमेवमिदं कर्तव्यमिति चिन्तयोच्चैः प्रमत्तम्। तत्र हेतुः—विषयेषु लालसमतिकामुकम्। प्राप्तेऽपि विषये प्रवृद्धलोभम्। अन्तकस्त्वमभिपद्यसे आक्रमसि क्षुधा लेलिहानौ जिह्वयौष्ठप्रान्तौ स्पृशन्सर्पो मूषकमिव ॥ ६६ ॥

ક્ષુધાથી જીભ લપલપાવતો સાપ ઉંદરને ગળે છે તેમ 'અમુક રીતે મારે આ કરવું જ છે.' એવી ચિંતાથી અત્યંત પ્રમાદી, વિષયોમાં ખૂબ લાલસાવાળા, ખૂબ વધી ગયેલા લોભવાળા પ્રાણીને (સર્વદા) સાવધાન, કાળસ્વરૂપ એવા આપ એકાએક પકડી લો છો. ॥ ૬૬ ॥

આ જ રીતે મારે આ કરવું છે, એવી ચિંતાથી અત્યંત અસાવધાન હોવા માટેનું કારણ આપે છે – વિષયોમાં **'लालसम्'** અતિકામુક – વિષયો પ્રાપ્ત થયા હોવા છતાં અતિ વધી ગયેલા લોભવાળા પ્રાણીને માટે કાળસ્વરૂપ આપ **'अभिपद्यसे'** પકડી લો છો. ક્ષુધાને લીધે **'लेलिहानः'** જીભથી બંને હોઠની કિનારીઓને સ્પર્શતો સાપ ઉંદરને (પકડે) તેમ! ॥ ૬૬ ॥

**कस्त्वत्पदाब्जं विजहाति पण्डितो**
**यस्तेऽवमानव्ययमानकेतनः ।**
**विशङ्क्यास्मद्गुरुरर्चति स्म यद्**
**विनोपपत्तिं मनवश्चतुर्दश॥ ६७**

આપની અવહેલનાથી નાશ પામતા શરીરવાળો કયો વિદ્વાન મનુષ્ય આપનાં ચરણકમળનો ત્યાગ કરે? અમારા ગુરુ બ્રહ્માજી તથા ચૌદ મનુઓ પણ (કાળ દ્વારા) નાશ થવાની આશંકાથી આપનાં ચરણકમળને દૃઢ વિશ્વાસથી પૂજે છે. ॥ ૬૭ ॥

अतः कस्तव पदाब्जं त्यजेत्पण्डितश्चेत्। कथंभूतः। यस्तवावमानोऽनादरस्तेन व्ययमानं केतनं शरीरं यस्य सः। यदस्माकं गुरुर्ब्रह्मार्चेति स्मेति सर्वेषां स्तोतॄणां वाक्यम्। विशङ्कया नाशशङ्कया। विनोपपत्तिमिति दृढविश्वासेन। मनवश्चतुर्दशार्चन्ति स्म॥ ६७॥

આથી જો પંડિત હોય તો કોણ એવો છે જે આપનાં ચરણકમળનો ત્યાગ કરે? કેવો પંડિત? જે આપનો **'अवमानः'** અનાદર, તેનાથી નાશ પામતું **'केतनम्'** શરીર છે જેનું તે – કારણ કે અમારા ગુરુ એવા બ્રહ્માજી પણ પૂજા કરતા હતા, એમ સર્વ સ્તુતિ કરનારાઓનું વચન છે. **'विशङ्कया'** નાશ થવાની શંકાથી ચૌદ મનુઓ પણ **'विना उपपत्तिम्'** યુક્તિ વિના અર્થાત્ દૃઢ વિશ્વાસથી પૂજન કરતા હતા.॥ ૬૭ ॥

उपसंहरति—**अथेति**।

ઉપસંહાર કરે છે – **'अथ इति।'**

**अथ त्वमसि नो ब्रह्मन्परमात्मन्विपश्चिताम्।**
**विश्वं रुद्रभयध्वस्तमकुतश्चिद्भया गतिः॥ ६८**

હે બ્રહ્મ, હે પરમાત્મા, આમ વિશ્વ (કાળરૂપ) રુદ્રના ભયથી ગ્રસ્ત છે, આથી આપને (શરણ) જાણનાર એવા અમારી સર્વથા નિર્ભય ગતિરૂપ આપ જ છો. ॥ ૬૮ ॥

रुद्रभयेन ध्वस्तम्। अतो न कुतश्चिद्भयं यस्यां तादृशी गतिरसि॥ ६८॥

રુદ્રના ભયથી (વિશ્વ) વ્યાકુળ છે. આથી જેમાં ક્યાંય પણ ભય નથી તેવી ગતિ આપ છો. ॥ ૬૮ ॥

**इदं जपत भद्रं वो विशुद्धा नृपनन्दनाः।**
**स्वधर्ममनुतिष्ठन्तो भगवत्यर्पिताशयाः॥ ६९**

॥ ६९ ॥

હે રાજપુત્રો, શુદ્ધ થઈ સ્વધર્મનું આચરણ કરતા તમે ભગવાનમાં મન રાખી આ સ્તોત્રનો પાઠ કરો. તમારું કલ્યાણ થાઓ. ॥ ૬૯ ॥ ૬૯ ॥

**वंशीधरी—**'स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः।' इति गीतोक्तेः।

'પોતપોતાના કર્મમાં નિષ્ઠાવાળો મનુષ્ય પરમ સિદ્ધિને પામે છે.' એમ ગીતાનું વચન છે–(ગીતા.૧૮/૪૫)

**तमेवात्मानमात्मस्थं सर्वभूतेष्ववस्थितम्।**
**पूजयध्वं गृणन्तश्च ध्यायन्तश्चासकृद्धरिम्॥ ७०**

॥ ७० ॥

તમે પોતાના અન્તઃકરણમાં રહેલા સર્વભૂતાન્તર્યામી તે પરમાત્મા શ્રીહરિનું જ વારંવાર સ્તવન અને ચિંતન કરતાં કરતાં પૂજન કરો. ॥ ૭૦ ॥ ૭૦ ॥

**योगादेशमुपासाद्य धारयन्तो मुनिव्रताः।**
**समाहितधियः सर्व एतदभ्यसतादृताः॥ ७१**

'યોગાદેશ' (નામના આ સ્તોત્રનો પાઠ કરવા દ્વારા તે સ્તોત્ર)ને પ્રાપ્ત કરીને, તેને ધારણ કરતાં તેમ જ એકાગ્રબુદ્ધિવાળા થઈ, મુનિવ્રતનું આચરણ કરતાં, આદરપૂર્વક અભ્યાસ (દ્વારા તમે જપ) કરજો.॥ ૭૧ ॥

योगादेशं नामैतत्स्तोत्रमुपासाद्य पाठतः प्राप्य मनसा धारयन्तोऽभ्यासेन जपत॥ ७१॥

'યોગાદેશ' નામના આ સ્તોત્રના **'उपासाद्य'** પાઠથી તેને પ્રાપ્ત કરીને મનથી ધારણ કરતાં અભ્યાસપૂર્વક જપ કરજો. ॥ ૭૧ ॥

**इदमाह पुरास्माकं भगवान्विश्वसृक्पतिः।**
**भृग्वादीनामात्मजानां सिसृक्षुः संसिसृक्षताम्॥ ७२**

પૂર્વે (સૃષ્ટિના આદિ કાળમાં) પ્રજાસૃષ્ટિને ઇચ્છતા પ્રજાપતિઓના પતિ ભગવાન બ્રહ્માજીએ પ્રજા ઉત્પન્ન કરવાની ઇચ્છાવાળા પોતાના ભૃગુ વગેરે પુત્રો એવા અમને આ સ્તોત્રનો ઉપદેશ કર્યો હતો. ॥ ૭૨ ॥

विश्वसृजां पतिर्ब्रह्मा ॥ ७२ ॥

**ते वयं नोदिताः सर्वे प्रजासर्गे प्रजेश्वराः ।**
**अनेन ध्वस्ततमसः सिसृक्ष्मो विविधाः प्रजाः ॥ ७३**

सिसृक्ष्मः सृष्टवन्तः ॥ ७३ ॥

**अथेदं नित्यदा युक्तो जपन्नवहितः पुमान् ।**
**अचिराच्छ्रेय आप्नोति वासुदेवपरायणः ॥ ७४**

युक्त एकाग्रचित्तः ॥ ७४ ॥

**श्रेयसामिह सर्वेषां ज्ञानं निःश्रेयसं परम् ।**
**सुखं तरति दुष्पारं ज्ञाननौर्व्यसनार्णवम् ॥ ७५**

ज्ञानमेव नौर्यस्य ॥ ७५ ॥

**य इमं श्रद्धया युक्तो मद्गीतं भगवत्स्तवम् ।**
**अधीयानो दुराराध्यं हरिमाराधयत्यसौ ॥ ७६**

योऽधीयानो भवत्यसौ हरिमाराधयति ॥ ७६ ॥

**वंशीधरी**—आराधयति वशीकरोति ।

**विन्दते पुरुषोऽमुष्माद्यद्यदिच्छत्यसत्वरन् ।**
**मद्गीतगीतात्सुप्रीताच्छ्रेयसामेकवल्लभात् ॥ ७७**

अमुष्माद्धरेः । असत्वरन् स्थिरः सन् । मद्गीतं स्तोत्रं तेन गीतात्स्तुतात् यद्यदिच्छति तत्तद्विन्दते । एक एव वल्लभः प्रिय आश्रयस्तस्मात् ॥ ७७ ॥

**इदं यः कल्य उत्थाय प्राञ्जलिः श्रद्धयान्वितः ।**
**शृणुयाच्छ्रावयेन्मर्त्यो मुच्यते कर्मबन्धनैः ॥ ७८**

कल्ये उषसि ॥ ७८ ॥

પ્રજાપતિઓના પતિ બ્રહ્માજી ॥ ૭૨ ॥

પ્રજાસૃષ્ટિની રચના માટે પ્રેરાયેલા તે સર્વે પ્રજાપતિઓ એવા અમે આ સ્તોત્ર વડે અજ્ઞાનરહિત થઈ વિવિધ પ્રજાઓનું સર્જન કર્યું હતું. ॥ ૭૩ ॥

‘**सिसृक्ष्मः**’ સર્જન કર્યું હતું. ॥ ૭૩ ॥

માટે નિત્યપ્રતિ એકાગ્રચિત્ત થઈ તેમ જ સાવધાન થઈ આ સ્તોત્રનો જપ કરતો પુરુષ વાસુદેવપરાયણ થઈ શીઘ્ર કલ્યાણને પ્રાપ્ત થાય છે. ॥ ૭૪ ॥

‘**युक्तः**’ એકાગ્રચિત્તવાળો ॥ ૭૪ ॥

આ જગતમાં સર્વ કલ્યાણોમાં જ્ઞાન એ જ પરમ સર્વોત્કૃષ્ટ કલ્યાણ છે. જ્ઞાનરૂપી નૌકાવાળો મનુષ્ય દુષ્પાર દુઃખસાગરને સુખથી તરી જાય છે. ॥ ૭૫ ॥

જ્ઞાન એ જ નૌકા છે જેની ॥ ૭૫ ॥

મેં ગાયેલા ભગવાનના આ સ્તોત્રનો જે મનુષ્ય શ્રદ્ધાયુક્ત થઈ પાઠ કરે છે, તે અતિકઠિનતાથી આરાધી શકાય તેવા શ્રીહરિનું આરાધન કરી શકે છે. ॥ ૭૬ ॥

જે અધ્યયન (પાઠ) કરે છે, તે શ્રીહરિની આરાધના કરી શકે છે. (શ્રીહરિમાં ભક્તિ પ્રાપ્ત કરે છે.) ॥ ૭૬ ॥

તે શ્રીહરિને વશ કરી લે છે.

મેં ગાયેલા સ્તોત્રથી સ્થિર થઈને સ્તુતિ કરાયેલા અને (તેથી) અતિપ્રસન્ન થયેલા તથા સર્વ કલ્યાણોના એકમાત્ર પ્રિય આશ્રયરૂપ તે ભગવાન શ્રીહરિ પાસેથી મનુષ્ય જે જે ઇચ્છે છે તે પ્રાપ્ત કરે છે. ॥ ૭૭ ॥

‘**अमुष्मात्**’ તે શ્રીહરિ પાસેથી ‘**असत्वरन्**’ ત્વરા સાથે નહીં, સ્થિર થઈ ‘**मद्-गीतम्**’ મારા ગાયેલા સ્તોત્રને— તેનાથી ‘**गीतात्**’ સ્તુતિ કરાયેલા શ્રીહરિ પાસેથી મનુષ્ય જે જે ઇચ્છે છે, તે તે પ્રાપ્ત કરે છે. એક જ ‘**वल्लभः**’ પ્રિય આશ્રયરૂપ તે શ્રીહરિ પાસેથી ॥ ૭૭ ॥

જે મનુષ્ય ઉષાકાળમાં ઊઠી, શ્રદ્ધાન્વિત થઈ, બે હાથ જોડી આ રુદ્રગીત (યોગાદેશ) શ્રવણ કરે અથવા શ્રવણ કરાવે, તે મનુષ્ય કર્મરૂપ બંધનથી મુક્ત થાય છે. ॥ ૭૮ ॥

‘**कल्ये**’ ઉષાકાળમાં ॥ ૭૮ ॥

**गीतं मयेदं नरदेवनन्दनाः**
**परस्य पुंसः परमात्मनः स्तवम्।**
**जपन्त एकाग्रधियस्तपो मह-**
**च्चरध्वमन्ते तत आप्स्यथेप्सितम्॥ ७९**

तपश्चरत तपसोऽन्ते ईप्सितं प्राप्स्यथ॥ ७९॥

હે રાજકુમારો, મેં ગાયેલા, પરમપુરુષ પરમાત્માના આ સ્તોત્રનો એકાગ્રબુદ્ધિથી પાઠ કરતા મહાન તપશ્ચર્યા કરો. તપશ્ચર્યા પૂર્ણ થતાં તમને પ્રાપ્ત કરવા ઇચ્છેલ ફળ પ્રાપ્ત થશે. ॥ ૭૯ ॥

તપશ્ચર્યા કરો. તપને અંતે અભીષ્ટ પ્રાપ્ત થશે. ॥ ૭૯ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां चतुर्थस्कन्धे चतुर्विंशोऽध्यायः॥ २४॥

इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां चतुर्विंशोऽध्यायः॥ २४॥

*****

# अथ पञ्चविंशोऽध्यायः

## પુરંજન-ઉપાખ્યાનનો પ્રારંભ

प्रचेतस्सु तपस्यत्सु तत्पित्रे नारदो घृणी।
प्राचीनबर्हिषेऽध्यात्मं पारोक्ष्येणाह पञ्चभिः॥ १

પ્રચેતાઓ તપ કરતા હતા ત્યારે (બીજી બાજુ) દયાળુ નારદજી તેમના (પ્રચેતાઓના) પિતા પ્રાચીનબર્હિને પાંચ અધ્યાયો વડે પરોક્ષ રીતે ઉપદેશ કરે છે. ॥ ૧ ॥

पुरंजनकथाव्याजात्पञ्चविंशे तु नारदः।
आत्मनो बुद्धिसङ्गेन विविधामाह संसृतिम्॥ २

પચ્ચીસમાં અધ્યાયમાં પુરંજનની કથાના રૂપકથી 'આત્માને બુદ્ધિના સંગથી વિવિધ સંસાર પ્રાપ્ત થાય છે', તે નારદજી કહે છે. ॥ ૨ ॥

प्रचेतस्सु तपस्तीव्रं तप्यमानेषु नारदः।
पुरंजनकथाकूटं प्राह प्राचीनबर्हिषे॥ ३

પ્રચેતાઓ તીવ્ર તપશ્ચર્યા કરતા હતા ત્યારે નારદજી રાજા પ્રચીનબર્હિને પુરંજનકથાનું રૂપક કહે છે. ॥ ૩ ॥

**मैत्रैय उवाच**

**इति संदिश्य भगवान्बार्हिषदैरभिपूजितः।**
**पश्यतां राजपुत्राणां तत्रैवान्तर्दधे हरः॥ १**
॥ १॥

**મૈત્રેયમુનિ બોલ્યા** – આ પ્રમાણે ઉપદેશ આપીને, પ્રચેતાઓ દ્વારા પૂજાસત્કાર પામેલા ભગવાન હર રાજકુમારોના દેખતાં ત્યાં જ અદશ્ય થયા. ॥ ૧ ॥ ૧ ॥

**रुद्रगीतं भगवतः स्तोत्रं सर्वे प्रचेतसः।**
**जपन्तस्ते तपस्तेपुर्वर्षाणामयुतं जले॥ २**
॥ २॥

તે સર્વે પ્રચેતાઓએ ભગવાન શ્રીહરિના રુદ્રગીત સ્તોત્રનો જપ કરતાં જળમાં (રહીને) દસહજાર વર્ષ સુધી તપ કર્યું. ॥ ૨॥ ૨ ॥

प्रचेतस्सु तपश्चरत्सु नारदः प्राचीनबर्हिषं बोधितवान्। अतः प्रचेतसां कथामसमाप्यैव तत्पितुर्वृत्तमाह—**प्राचीनबर्हिषमिति**।

પ્રચેતાઓ તપશ્ચર્યા કરતા હતા ત્યારે નારદજીએ પ્રાચીનબર્હિને ઉપદેશ આપ્યો. આથી પ્રચેતાઓની કથાની સમાપ્તિ કર્યા વિના જ તેમના પિતાનું ચરિત્ર વર્ણવે છે — **'प्राचीनबर्हिषम् इति।'**

**प्राचीनबर्हिषं क्षत्तः कर्मस्वासक्तमानसम्।**
**नारदोऽध्यात्मतत्त्वज्ञः कृपालुः प्रत्यबोधयत्॥ ३**
॥ ३॥

હે વિદુરજી, અધ્યાત્મતત્ત્વ જાણનાર કૃપાળુ નારદજીએ કર્મકાંડમાં જ આસક્તમનવાળા રાજા પ્રાચીનબર્હિને ઉપદેશ આપ્યો. ॥ ૩ ॥ ૩ ॥

**वंशीधरी**—हन्त हन्त मत्प्रियशिष्यध्रुवस्य वंशोऽयं कर्मणि मज्जति तदिममुद्धरामीति कृपालुः।

**श्रेयस्त्वं कतमद्राजन्कर्मणात्मन ईहसे।**
**दुःखहानिः सुखावाप्तिः श्रेयस्तन्नेह चेष्यते॥ ४**

श्रेयः फलमीहसे इच्छसि। इह कर्मणि तदुभयं नेष्यते विचारकैः॥ ४॥

**राजोवाच**

**न जानामि महाभाग परं कर्मापविद्धधीः।**
**ब्रूहि मे विमलं ज्ञानं येन मुच्येय कर्मभिः॥ ५**

परं श्रेयो मोक्षम्। कर्मभिरपविद्धा विक्षिप्ता धीर्यस्य॥ ५॥

**वंशीधरी**—'वैराग्यवन्तः खलु भाग्यवन्तः' इत्यभियुक्तोक्तेस्त्वन्तु भक्तिज्ञानाभ्यामधिकाभ्यां तेभ्योऽप्यधिकोसीत्यभिप्रायेणाह—'महाभाग इति।' यद्वा—यस्य भाग्येनान्येपि भाग्यवन्तो भवेयुस्स महाभागः। एतेन यद्यहं त्वदुपदेशेन त्वद्वन्निर्बन्धो भवेयं तदैव ते महाभागत्वं सेत्स्यतीत्यभिप्रायः। यद्वा—मह्यते पूज्यतेऽखिलैरिति महो विष्णुः भजनं भागः महस्यासमन्ताद्भागो यस्य स तथा तत्सम्बुद्धौ। तथा—

'अनुग्रहायेह चरन्ति नूनं
भूतानि भव्यानि जनार्दनस्य॥'

इत्युक्तेस्सर्वभक्तशिरोमणेस्तव मय्यनुग्रहो न्याय्य एवेति भावः।

અરે રે, મારા પ્રિય શિષ્ય ધ્રુવનો આ વંશ કર્મકાંડમાં પડી ગયો છે તો હું એનો ઉદ્ધાર કરું, એમ નારદજી વિચારે છે, માટે કૃપાળુ છે.

હે રાજા, આ કર્મો કરવામાં તું પોતાનું કયું કલ્યાણ ઈચ્છે છે? દુઃખનો આત્યન્તિક નાશ અને પરમાનંદની પ્રાપ્તિ એટલે કલ્યાણ. કર્મકાંડમાં તે બંને પ્રાપ્ત થતાં નથી. ॥ ૪ ॥

'**श्रेयः**' કલ્યાણરૂપ ફળને '**ईहसे**' તું ઈચ્છે છે. '**इह**' આ કર્મ કરવામાં (દુઃખનાશ અને સુખપ્રાપ્તિ) તે બંને સધાતાં નથી, એમ વિદ્વાનો દ્વારા માનવામાં આવ્યું છે. ॥ ૪ ॥

**રાજા પ્રાચીનબર્હિ બોલ્યા** – હે મહાભાગ્યશાળી નારદજી, કર્મોથી ભ્રાન્ત થયેલી બુદ્ધિવાળો હું પરમ શ્રેયરૂપ મોક્ષને જાણતો નથી. આપ મને વિશુદ્ધ જ્ઞાનનો ઉપદેશ આપો કે જેથી હું કર્મોથી મુક્ત થાઉં. ॥ ૫ ॥

'**परम्**' પરમ શ્રેયરૂપ મોક્ષને – કર્મો વડે '**अपविद्धा**' ભ્રાન્ત છે બુદ્ધિ જેની ॥ ૫ ॥

'ખરેખર, વૈરાગ્યવાન ભાગ્યશાળી છે' એ યોગ્ય ઉક્તિ પ્રમાણે આપ તો અધિક ભક્તિ અને જ્ઞાનને કારણે વૈરાગ્યવાન પુરુષો કરતાં અધિક છો, એ અભિપ્રાયથી 'મહાભાગ' કહે છે. અથવા જેના ભાગ્યથી બીજા પણ ભાગ્યશાળી બને તે મહાભાગ છે. એ કારણથી આપના ઉપદેશ દ્વારા જો હું આપની જેમ કર્મબંધનથી છૂટું ત્યારે જ તમે મહાભાગ્યશાળી છો એમ સિદ્ધ થશે, એવો અભિપ્રાય છે. અથવા સર્વ દ્વારા પૂજાય તે '**महः**' અર્થાત્ ભગવાન વિષ્ણુ. '**भागः**' એટલે ભજન. સર્વત્ર જે વિષ્ણુનું ભજન કરે છે તે, તેવા સંબોધનવાળા, તે પ્રમાણે 'આ જગતમાં જનાર્દન ભગવાનના ભવ્ય ભક્તો અનુગ્રહ કરવા માટે વિચરે છે.' (શ્રીમદ્ ભા.૩/૫/૩). એ અનુસાર સર્વભક્તોમાં શિરોમણિ એવા આપનો મારા ઉપરનો અનુગ્રહ યોગ્ય જ છે, એવો ભાવ છે.

**गृहेषु कूटधर्मेषु पुत्रदाराधनार्थधीः।**
**न परं विन्दते मूढो भ्राम्यन्संसारवर्त्मसु॥ ६**

किंच गृहेषु स्थितः। पुत्रादिष्वेव पुरुषार्थधीर्यस्य॥ ६॥

कर्मफलेषु वैराग्यमुत्पाद्य ब्रह्मविद्यामुपदेष्टुं योगानुभावेन यज्ञपशून्प्रत्यक्षं प्रदर्श्याह—**भो भो** इति।

नारद उवाच

**भो भो प्रजापते राजन्पशून्पश्य त्वयाऽध्वरे।**
**संज्ञापितान् जीवसंघान्निर्घृणेन सहस्रशः॥ ७**

संज्ञापितान्मारितान्॥ ७॥

**बा.प्र.**—भो भो राजन्निति वीप्सापूर्वकं सम्बोधनं भयोत्पादनार्थम्। हे प्रजापते इति पुनः सम्बोधनेन प्रजापालकस्य तवैवं प्राणिहिंसायुक्तैवेति सूचयति।

**एते त्वां संप्रतीक्षन्ते स्मरन्तो वैशसं तव।**
**संपरेतमयःकूटैश्छिन्दन्त्युत्थितमन्यवः॥ ८**

एते त्वां संपरेतं मृतं संप्रतीक्षन्ते। वैशसं त्वत्कृतां पीडां स्मरन्तः। ततश्चायःकूटैर्लोह-यन्त्रमयैः शृङ्गैश्छिन्दन्ति छेत्स्यन्ति॥ ८॥

**अत्र ते कथयिष्येऽमुमितिहासं पुरातनम्।**
**पुरंजनस्य चरितं निबोध गदतो मम॥ ९**

अत्रास्मिन्संकटे निस्तारकममुमितिहासं कथयिष्यामि॥ ९॥

तत्र जीवस्य विषयासक्त्या संसारः स चेश्वरानुग्रहेण निवर्तत इति वक्तुं विपर्ययगृहीतस्य साक्षाद्बोधयितुमशक्ते राज-वृत्तान्तमिवाह—**आसीदिति**।

વ્યર્થ (કપટી) કૃત્યોવાળા ઘરમાં, પુત્ર-પત્ની-ધનમાં (પરમ) પુરુષાર્થ માનનારો મનુષ્ય મૂઢ બની સંસારમાર્ગમાં ભટકતો તે મોક્ષ પામી શકતો નથી.॥ ૬॥

વળી, ઘરમાં રહેતો– પુત્રાદિમાં જ (પરમ) પુરુષાર્થ છે તેવી બુદ્ધિ છે જેની ॥ ૬ ॥

કર્મફળમાં વૈરાગ્ય ઉત્પન્ન કરીને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવા માટે યોગના પ્રભાવથી યજ્ઞમાં હોમાયેલા પશુઓને પ્રત્યક્ષ દર્શાવીને કહે છે — **'भो भो इति।'**

**નારદજી બોલ્યા** – અરે હે પ્રજાપતિ, હે રાજા, તારા દ્વારા યજ્ઞમાં નિર્દયતાપૂર્વક સંહાર કરવામાં આવેલાં હજારો પશુઓ અને જીવસમૂહોને જો. ॥૭॥

**'संज्ञापितान्'** સંહાર કરવામાં આવેલાં પશુઓને॥ ૭ ॥

**'भो भो'** એમ દ્વિરુક્તિપૂર્વકનું સંબોધન ભય ઉપજાવવા માટે છે. 'હે પ્રજાપતિ' એમ પુનઃ સંબોધનથી પ્રજાપાલક એવા તને આવી પ્રાણીહિંસા શોભતી નથી, એમ સૂચવે છે.

તારા દ્વારા કરવામાં આવેલી પીડા (અત્યાચાર)નું સ્મરણ કરતા આ બધા જીવો તારા મરવાની પ્રતીક્ષા કરી રહ્યા છે. કોપાયમાન થયેલા આ જીવો તારા મર્યા પછી, લોઢાનાં યંત્રમય શિંગડાંથી તને કાપી નાખશે.॥ ૮ ॥

એ બધા જીવો તારા **'संपरेतम्'** મરવાની પ્રતીક્ષા કરે છે. **'वैशसम्'** તારા દ્વારા કરવામાં આવેલા અત્યાચારનું સ્મરણ કરતા – અને (તારા મર્યા) પછી **'अयःकूटैः'** લોઢાનાં યંત્રમય શિંગડાંથી તને **'छिन्दन्ति'** કાપી નાખશે. ॥ ૮ ॥

આ વિષયમાં પુરંજન રાજાના ચરિત્રરૂપ આ પુરાતન ઈતિહાસ કહેતા એવા મને તું સાંભળ.॥ ૯॥

**'अत्र'** આ સંકટમાં તેનું નિવારણ કરાવનારો તે ઈતિહાસ કહીશ. ॥ ૯ ॥

તે અનુસાર જીવને વિષયાસક્તિ હોવાથી સંસાર થાય છે અને તે ઈશ્વરના અનુગ્રહથી દૂર થાય છે, એમ કહેવા માટે, ઊલટો માર્ગ ગ્રહણ કરનાર રાજા પ્રાચીનબર્હિને પ્રત્યક્ષ ઉપદેશ આપવા માટે (નારદજી) અસમર્થ હોવાથી રાજાનો વૃત્તાન્ત હોય તેમ કહે છે – **'आसीत् इति।'**

**आसीत्पुरंजनो नाम राजा राजन्बृहच्छ्रवाः ।**
**तस्याविज्ञातनामासीत्सखाऽविज्ञातचेष्टितः ॥ १०**

पुरंजनादीन्स्वयमेवेतः पञ्चमेऽध्याये व्याख्यास्यति, तथापि सुखग्रहणाय यथोपयोगं किंचित्किंचिद्व्याख्यास्यामः । तत्र स्वकर्मभिः पुरं शरीरं जनयतीति पुरंजनो जीवः। न विज्ञातं नाम यस्य। न च विज्ञातं चेष्टितं यस्य स ईश्वरस्तस्य सखा। यद्वा विज्ञातं चेष्टितं जीवप्रेरणादिलक्षणं यस्य। जीवपारतन्त्र्यस्यानुभवसिद्धत्वात् ॥ १० ॥

હે રાજા, પુરંજન નામનો મહાન કીર્તિવાળો રાજા હતો. તેનો મિત્ર જાણી ન શકાય તેવા નામવાળો અને જાણી ન શકાય તેવા વર્તનવાળો હતો. ॥ ૧૦ ॥

પુરંજન વગેરે કોણ છે તે (રહસ્ય) આનાથી પાંચમા અધ્યાય(૨૯)માં જણાવશે, છતાં પણ સરળતા ખાતર જરૂર પ્રમાણે થોડા અંશે તેની વ્યાખ્યા કરીએ છીએ. તે અનુસાર પોતાનાં કર્મો પ્રમાણે **'पुरम्'** શરીર ઉત્પન્ન કરે છે તે પુરંજન એટલે જીવ. જેનું નામ જણાતું નથી તથા જેનું વર્તન કળાતું નથી તે ઈશ્વર. તે જીવ પુરંજનનો મિત્ર છે. અથવા (અવગ્રહ ન લઈએ તો) **'विज्ञातं चेष्टितम्'** જીવને પ્રેરણા આપવાના લક્ષણરૂપ જેની ચેષ્ટા જણાય છે કારણ કે જીવની પરતંત્રતા એ અનુભવથી સિદ્ધ થયેલી છે. ॥ ૧૦ ॥

**सोऽन्वेषमाणः शरणं बभ्राम पृथिवीं प्रभुः ।**
**नानुरूपं यदाऽविन्ददभूत्स विमना इव ॥ ११**

शरणं भोगायतनं देहम्। पृथिवीं तदुपलक्षितं ब्रह्माण्डम् ॥ ११ ॥

ભોગસ્થાનરૂપ શરીરને શોધતો તે રાજા બ્રહ્માંડમાં ભમ્યો, (પરંતુ) જ્યારે અનુરૂપ દેહ પ્રાપ્ત ન થયો ત્યારે તે ઉદાસ જેવો થઈ ગયો. ॥૧૧॥

**'शरणम्'** ભોગસ્થાનરૂપ શરીરને– **'पृथिवीम्'** પૃથ્વીથી બ્રહ્માંડનું સૂચન થાય છે. ॥૧૧॥

**न साधु मेने ताः सर्वा भूतले यावतीः पुरः ।**
**कामान्कामयमानोऽसौ तस्य तस्योपपत्तये ॥ १२**

यावत्यः पुरस्तास्तस्य तस्य कामस्योपपत्तये प्राप्त्यै असौ साधु न मेने। गवादिदेहानामैहिकपारलौकिकभोगभोग्यत्वाभावात्। तथा च श्रुतिः 'ताभ्यो गामानयत्ता अब्रुवन्न वै नोऽयमलमिति ताभ्योऽश्वमानयत्ता अब्रुवन्न वै नोऽयमलमिति' इति ॥ १२ ॥

વિષયોની કામના કરતા તેને પૃથ્વી ઉપર જેટલાં નગરો (શરીરો) હતાં, તે સર્વ તે તે કામનાઓની પ્રાપ્તિ માટે ઠીક લાગ્યાં નહીં. ॥ ૧૨ ॥

જેટલાં નગરો હતાં તે સર્વને તે તે કામનાની **'उपपत्तये'** પ્રાપ્તિ માટે તેણે યોગ્ય માન્યાં નહીં, કારણ કે ગાય વગેરેનાં શરીર આ લોક તથા પરલોકના ભોગ ભોગવવાની યોગ્યતાવાળાં હોતાં નથી. તે અનુસાર શ્રુતિ છે– 'તેમની પાસે ગાય વગેરેનું શરીર લાવવામાં આવ્યું ત્યારે જીવે કહ્યું કે તે અમારા માટે પર્યાપ્ત નથી. એટલે પરમાત્મા ઘોડાનું શરીર લાવ્યા. તેમણે કહ્યું; આ પણ અમારા માટે પર્યાપ્ત નથી.' (ઐ.ઉપ.૨/૨) ॥ ૧૨ ॥

**स एकदा हिमवतो दक्षिणेष्वथ सानुषु।**
**ददर्श नवभिर्द्वार्भिः पुरं लक्षितलक्षणाम्॥ १३**

हिमवतो दक्षिणेषु सानुषु। कर्मक्षेत्रे भारतवर्षे। पुरं मनुष्यशरीरम्। लक्षितानि दृष्टानि सर्वाणि लक्षणानि यस्याम्। अन्धपङ्गुत्वादिदोष-रहितामित्यर्थः॥ १३॥

तामनुवर्णयति त्रिभिः।

**प्राकारोपवनाट्टालपरिखैरक्षतोरणैः ।**
**स्वर्णरौप्यायसैः शृङ्गैः संकुलां सर्वतो गृहैः॥ १४**

अत्र किंचित्किंचित्सादृश्यमवलम्ब्य कथासौन्दर्याय प्राकारादीनि वर्ण्यन्ते। परिखैरिति पुंस्त्वमार्षम्। अक्षाणीन्द्रियाणि गवाक्षाः। त्वगादयः शरीरावयवाः प्राकारादिपुरावयवत्वेन निरूप्यन्ते। स्वर्णादिशृङ्गैः शिखरैर्युक्ता ये गृहास्तैः संकुलामिति। आधारादिचक्राणि गृहाः शृङ्गाणि च राजसादि-स्वभावा विवक्षिताः॥ १४॥

**नीलस्फटिकवैदूर्यमुक्तामरकतारुणैः ।**
**क्लृप्तहर्म्यस्थलीं दीप्तां श्रिया भोगवतीमिव॥ १५**

नीलादिभिः क्लृप्ता हर्म्यस्थली यस्याम्। अरुणं माणिक्यम्। स्थली हृदयम्। नाड्यो नीलादिभावेन निरूप्यन्ते तत्तद्विषयवासना वा। भोगवतीं नागानां पुरीमिव॥ १५॥

એક વખત હિમાલયનાં દક્ષિણ શિખરો ઉપર અર્થાત્ કર્મક્ષેત્ર ભારતવર્ષમાં, *નવ દ્વારથી જણાતાં લક્ષણોવાળા (મનુષ્યશરીરરૂપ) નગરને તેણે જોયું. ॥ ૧૩ ॥

હિમાલયનાં '**दक्षिणेषु सानुषु**' દક્ષિણ શિખરો ઉપર અર્થાત્ કર્મક્ષેત્ર ભારતવર્ષમાં '**पुरम्**' મનુષ્ય-શરીરરૂપ નગરને– '**लक्षितानि**' દેખાતાં હતાં સર્વ લક્ષણો જેમાં– અંધત્વ, પંગુત્વ વગેરે દોષથી રહિત એવા મનુષ્ય શરીરને જોયું. ॥ ૧૩ ॥

તે શહેરનું વર્ણન કરે છે, ત્રણ શ્લોકો વડે.

કિલ્લા, બગીચા, અટારીઓ, ખાઈઓ, ઝરૂખાઓ તથા તોરણથી સોના, રૂપા, લોઢાનાં શિખરોવાળાં ભવનોથી ચોતરફ (એ નગર) વ્યાપ્ત હતું. ॥૧૪॥

અહીં થોડી થોડી સમાનતાનો આધાર લઈને કથાના સૌન્દર્ય માટે કિલ્લા વગેરે વર્ણવાયાં છે. (**परिखा** શબ્દ સ્ત્રી. છે. '**परिखाभिः**' ને બદલે) '**परिखैः**' પુ. છે, તે આર્ષ છે. '**अक्षाणि**' ઇન્દ્રિયોરૂપ ઝરૂખાઓ, ત્વચા વગેરે શરીરના અવયવો કિલ્લા, બગીચા વગેરે શહેરના ભાગ તરીકે નિરૂપાયા છે. સુવર્ણ વગેરે '**शृङ्गैः**' શિખરોથી યુક્ત જે ભવનો છે તેમનાથી વ્યાપ્ત નગરી– આધાર વગેરે (મૂલાધાર, સ્વાધિષ્ઠાન, મણિપૂરક, અનાહત, વિશુદ્ધ, આજ્ઞા, સહસ્રાર) ચક્રો એટલે ભવનો તથા રાજસ વગેરે સ્વભાવો એટલે શિખરો, એમ કહેવા ઇચ્છેલ છે. ॥ ૧૪ ॥

(જે નગરીમાં) હવેલીઓની ભૂમિ નીલમણિ, સ્ફટિકમણિ, વૈદૂર્યમણિ, મોતી, મરકતમણિ તથા માણેકથી જડિત હતી અને શોભાથી તે (નાગલોકોની નગરી) ભોગવતી જેવી પ્રકાશતી હતી. ॥ ૧૫ ॥

નીલમણિ વગેરેથી જડાયેલી, હવેલીઓની ભૂમિ છે જે નગરીમાં– '**अरुणम्**' માણેક, '**स्थली**' હૃદયરૂપી ભૂમિ– નીલ વગેરે પદાર્થોથી નાડીઓ અથવા જુદી જુદી વિષયવાસનાઓનું નિરૂપણ કરાયું છે. '**भोगवतीम्**' નાગલોકોની નગરી જેવી (તે નગરીને જોઈ). ॥ ૧૫ ॥

* નવ દ્વારો– મુખ, નાસિકાનાં બે છિદ્ર, કાનનાં બે છિદ્ર, આંખનાં બે છિદ્ર, લિંગનું છિદ્ર, ગુદાનું છિદ્ર.

**सभाचत्वररथ्याभिराक्रीडायतनापणैः ।**
**चैत्यध्वजपताकाभिर्युक्तां विद्रुमवेदिभिः ॥ १६**

સભાસ્થાનો, ચૌટાં, રાજમાર્ગો, દ્યૂત માટેનાં ક્રીડાભવનો તથા બજારો અને વિશ્રામસ્થાનો, ધજા-પતાકાઓ તથા પરવાળાંના ઓટલા(ચબૂતરા)થી યુક્ત તે નગરીને (જોઈ). ॥ ૧૬ ॥

सभा समाजस्थानम्, चत्वरं चतुष्पथः, रथ्या राजमार्गः, आक्रीडायतनं द्यूतादिस्थानम्, आपणो हट्टः, तैः। चैत्यं जनानां विश्रामस्थानम्, ध्वजेषु पताकाः, ताभिश्च युक्ताम्॥ १६॥

**'सभा'** સભાસ્થાન, **'चत्वरम्'** ચાર રસ્તા, **'रथ्या'** રાજમાર્ગ, **'आक्रीडायतनम्'** દ્યૂત વગેરે ક્રીડા માટેનું ભવન, **'आपणः'** બજાર, તેમનાથી યુક્ત – **'चैत्यम्'** જનતાનું વિશ્રામસ્થાન, ધજાઓ પરની પતાકાઓ, તે સર્વથી યુક્ત એવી નગરીને ॥ ૧૬ ॥

अत्र च विषयनिष्ठबुद्धियोगेन जीवस्य देहसंबन्ध इति विवक्षया विषयवर्गं बाह्योपवनत्वेन निरूपयति।

અહીં પણ વિષયાસક્ત બુદ્ધિયોગને કારણે જીવને દેહનો સંબંધ થાય છે, એમ કહેવાની ઈચ્છાથી વિષયવર્ગને બહારના ઉપવન તરીકે જણાવ્યો છે.

**पुर्यास्तु बाह्योपवने दिव्यद्रुमलताकुले।**
**नदद्विहङ्गालिकुलकोलाहलजलाशये ॥ १७**

નગરની બહાર દિવ્ય વૃક્ષો અને લતાઓથી વ્યાપેલા તથા કલરવ કરતાં પક્ષીઓ અને ગુંજારવ કરતા ભમરાઓનાં ઝૂંડોથી ગુંજતા સરોવરોવાળા ઉપવનમાં (રાજાએ પ્રમદાને જોઈ) ॥૧૭॥

तद्विशेषाम् स्रक्चन्दनादीन् दिव्यद्रुमलतादि-भावेन। शेषः कथालंकारः। बाह्योपवने प्रमदां ददर्शेति चतुर्थेनान्वयः। नदतां विहङ्गालिकुलानां कोलाहलो येषु ते जलाशया यस्मिन्॥ १७॥

તદુપરાંત માળા, ચંદન વગેરે (વિષયો)ને દિવ્ય વૃક્ષો અને લતાઓ વગેરે તરીકે કહ્યાં છે. તે માળા વગેરે પદાર્થોથી વિશિષ્ટ પ્રમદાને જોઈ. બાકીનું કથાના અલંકારરૂપ છે. નગરની બહારના ઉપવનમાં એક પ્રમદાને જોઈ – એમ આનાથી ચોથા શ્લોક(૨૦) સાથે સંબંધ છે. ગુંજારવ કરતા ભમરાઓનાં ઝૂંડોથી કોલાહલ છે જેમનામાં તે સરોવરો છે જે (ઉપવન)માં ॥ ૧૭ ॥

**हिमनिर्झरविप्रुष्मत्कुसुमाकरवायुना ।**
**चलत्प्रवालविटपनलिनीतटसंपदि ॥ १८**

શીતળ ઝરણાંનાં જળબિંદુઓથી યુક્ત એવા પુષ્પપુંજમાં(સુરભિવાળા) વાયરાને કારણે હલતી કૂંપળો અને ડાળીઓવાળાં વૃક્ષોથી શોભતા સરોવરતટની શોભાવાળા (ઉપવનમાં પ્રમદાને જોઈ.) ॥ ૧૮ ॥

हिमनिर्झराणां विप्रुषो बिन्दवस्तद्वता कुसुमाकरसंबन्धिना वायुना चलन्तः प्रवाला विटपाः शाखाश्च येषां तैर्वृक्षैर्नलिनीनां सरसीनां तटेषु सम्पत्समृद्धिर्यस्मिन्॥ १८॥

શીતળ ઝરણાંનાં **'विप्रुषः'** બિંદુઓ – તેનાથી યુક્ત, પુષ્પસમૂહમાં થઈને આવતા વાયરાથી હલતી કૂંપળો તથા **'विटपाः'** શાખાઓ જેમની છે તે વૃક્ષોથી **'नलिनीनाम्'** સરોવરના કિનારે **'सम्पत्'** શોભા છે જેમાં ॥ ૧૮ ॥

**नानारण्यमृगव्रातैरनाबाधे मुनिव्रतैः।**
**आहूतं मन्यते पान्थो यत्र कोकिलकूजितैः॥ १९**

અનેક પ્રકારનાં હિંસક પશુઓના સમૂહો (અહિંસાદિ) મુનિવ્રતોવાળા હોવાથી કષ્ટ ન પડે તેવા (ઉપવનમાં) અને કોયલના ટહૂકાઓને કારણે જ્યાં પોતાને (કોઈ) સાદ કરે છે, તેમ માનતા વટેમાર્ગુઓવાળા ઉપવનમાં ॥ ૧૯ ॥

अनाबाधे तत्कृतबाधारहिते। मुनिव्रतैरहिंस्रैः। आत्मानमाहूतं मन्यते यत्र॥ १९॥

**'अनाबाधे'** તે હિંસક પશુઓ વડે કષ્ટ ન પડે તેવા, **'मुनिव्रतैः'** અહિંસાદિ મુનિવ્રતોવાળા પશુસમૂહો હોવાથી– જ્યાં પોતાને કોઈ બોલાવે છે તેમ માને છે. ॥ ૧૯ ॥

**यदृच्छयागतां तत्र ददर्श प्रमदोत्तमाम्।**
**भृत्यैर्दशभिरायान्तीमेकैकशतनायकैः ॥ २०**

જેમાંનો પ્રત્યેક સેવક સેંકડો સ્ત્રીઓનો પતિ હોય તેવા દસ સેવકો સાથે એક નવયુવતી સુંદરીને રાજાએ ત્યાં દૈવેચ્છાથી આવતી જોઈ. ॥ ૨૦ ॥

तत्र प्रमदोत्तमां विषयविवेकवतीं बुद्धिं ददर्श। यदृच्छयागतामिति तयोः संबन्धस्य दुर्निरूप्यत्वं दर्शयति। तामनुवर्णयति सार्धैश्चतुर्भिः। दशभिर्ज्ञानकर्मेन्द्रियैः। एकैकं प्रत्येकं शतमनन्ता वृत्तयस्तासां नायकैः पतिभिः सह। पाठान्तरे नायिकाः स्त्रियो येषां तैः॥ २०॥

ત્યાં નવયુવતી સુંદરીને (અર્થાત્ આત્મા અને અનાત્માનો વિવેક કરનારી નહીં પરંતુ) વિષયોના ભેદને પારખતી વૈષયિકી બુદ્ધિને જોઈ. દૈવેચ્છાથી આવતી એટલે જીવ અને બુદ્ધિ, એ બંનેનો સંબંધ કેવી રીતે થાય છે તે જાણી શકાતું નથી, એમ દર્શાવે છે. તે સુંદરીને સાડાચાર શ્લોકથી વર્ણવે છે. પાંચ જ્ઞાનેન્દ્રિયો અને પાંચ કર્મેન્દ્રિયો એમ દસ ઈન્દ્રિયોસહિત **'एकैकम्'** પ્રત્યેક ઈન્દ્રિયને **'शतम्'** અનેક વૃત્તિઓ છે. તે વૃત્તિઓના **'नायकैः'** પતિઓ સહિત (**'शतनायकैः'** ને બદલે) **'शतनायिकैः'** એમ પાઠાન્તરમાં, **'नायिकाः'** જેમની સેંકડો સ્ત્રીઓ છે તે નાયકો દસ સાથે ॥ ૨૦ ॥

**पञ्चशीर्षाहिना गुप्तां प्रतीहारेण सर्वतः।**
**अन्वेषमाणामृषभमप्रौढां कामरूपिणीम्॥ २१**

રક્ષક એવા પાંચ મસ્તકવાળા સર્પ દ્વારા ચોમેરથી રક્ષા કરાતી, ઈચ્છાનુસાર સ્વરૂપ ધારણ કરનારી, પતિની શોધ કરતી ષોડશીને (જોઈ). ॥ ૨૧ ॥

पञ्चशीर्षाणि वृत्तयो यस्य तेनाहिना प्राणेन प्रतीहारेण पालकेन गुप्ताम्। ऋषभं भर्तारम्। अप्रौढां षोडशवार्षिकीम्॥ २१॥

પાંચ મસ્તકરૂપી વૃત્તિઓ છે જેની તે સર્પ દ્વારા **'प्रतीहारेण'** પ્રાણરૂપી રક્ષક દ્વારા રક્ષાયેલીને– **'ऋषभम्'** પતિને– **'अप्रौढाम्'** પ્રૌઢ નહીં તેવી ષોડશીને॥ ૨૧॥

**सुनासां सुदतीं बालां सुकपोलां वराननाम्।**
**समविन्यस्तकर्णाभ्यां बिभ्रतीं कुण्डलश्रियम्॥ २२**

સુંદર નાસિકાવાળી, સુંદર દંતપંક્તિવાળી, સુંદર કપોલ અને ઉત્તમ મુખવાળી, સમાન રીતે રચાયેલા કર્ણોમાં કુંડળની શોભાને ધારણ કરતી કિશોરીને ॥ ૨૨॥

गन्धज्ञानादिभिर्बुद्ध्यवयवैः सुनासत्वादि निरूप्यते। समं विन्यस्तौ रचितौ कर्णौ ताभ्यां कुण्डलशोभां दधतीम्॥ २२॥

ગંધનું જ્ઞાન વગેરે બુદ્ધિના અવયવો માટે સુંદર નાસિકા વગેરેનું નિરૂપણ છે. સમાન **'विन्यस्तौ'** રચાયેલા બંને કર્ણો, તેમાં કુંડળની શોભાને ધારણ કરતી (કિશોરીને) ॥ ૨૨ ॥

**पिशङ्गनीवीं सुश्रोणीं श्यामां कनकमेखलाम्।**
**पद्भ्यां क्वणद्भ्यां चलतीं नूपुरैर्देवतामिव॥ २३**

પીત વસ્ત્રવાળી, સુંદર નિતંબવાળી, સોનાનો કંદોરો પહેરેલી દેવી હોય તેમ ઝાંઝરોથી ઝણકાર કરતા પગથી ચાલતી (કિશોરીને) ॥ ૨૩ ॥

'अन्नमयं हि सोम्य मनः' इति 'यत्कृष्णं तदन्नस्य' इत्यादिश्रुत्यनुसारेण श्यामामित्युक्तम्। नूपुरैः क्वणद्भ्याम्। नूपुरेण पादाङ्गुलीयकानामप्युपलक्षणाद्बहुवचनम्॥ २३॥

'હે સૌમ્ય, મન અન્નમય છે.' (છાં.ઉપ.૬/૫/૪) 'જે શ્યામ છે તે અન્નનું છે.' (છાં.ઉપ.૬/૪/૧) વગેરે શ્રુતિ અનુસાર **'श्यामाम्'** કહેવાયું છે. ઝાંઝરોથી ઝણકાર કરતાં– ઝાંઝરથી પગપાન પણ સૂચિત થાય છે, તેથી બ.વ. છે. ॥ ૨૩ ॥

**स्तनौ व्यञ्जितकैशोरौ समवृत्तौ निरन्तरौ।**
**वस्त्रान्तेन निगूहन्तीं व्रीडया गजगामिनीम्॥ २४**

યૌવનનો આરંભ સૂચવતાં ગોળ, સમાન અને વચ્ચે જગ્યા વિનાનાં બંને સ્તનોને લજ્જાથી પાલવના છેડાથી ઢાંકતી ગજગામિનીને (જોઈ). ॥ ૨૪ ॥

व्यञ्जितं कैशोरं यौवनोपक्रमो याभ्याम्। समौ च वृत्तौ च॥ २४॥

**'व्यञ्जितं कैशोरम्'** યૌવનનો આરંભ જેનાથી સૂચિત થાય છે તેવાં સમાન અને ગોળાકાર સ્તનોને॥૨૪॥

तामाहेति तयोः संवादोक्तिः संबन्धदार्ढ्याय।

તે સ્ત્રીને કહે છે – એમ એ બંનેના સંવાદની ઉક્તિ સંબંધ દૃઢ કરવા માટે છે.

**तामाह ललितं वीरः सव्रीडस्मितशोभनाम्।**
**स्निग्धेनापाङ्गपुङ्खेन स्पृष्टः प्रेमोद्भ्रमद्भ्रुवा॥ २५**

પ્રેમથી વિલસતી ભ્રૂકુટિરૂપી ધનુષ્યમાંથી છૂટેલા સ્નેહકટાક્ષરૂપી બાણથી વીંધાયેલો વીર પુરંજન લજ્જાસહિત સ્મિતથી શોભતી તે સ્ત્રીને મધુર વચન કહે છે. ॥ ૨૫ ॥

अपाङ्ग एव पुङ्खो मूलप्रान्तो यस्य कटाक्षस्य बाणस्य तेन स्पृष्टो विद्धः। प्रेम्णा उच्चैर्भ्रमन्ती भ्रूर्धनुस्थानीया यस्मिंस्तेन॥ २५॥

નેત્રકટાક્ષ એ જ બાણ– જે નેત્રકટાક્ષરૂપ બાણની ધાર છે તેનાથી **'स्पृष्टः'** વીંધાયેલો રાજા– પ્રેમથી વિલસતી ભ્રૂકુટિ જેમાં ધનુષ્યના સ્થાને છે તેનાથી (વીંધાયેલો)॥ ૨૫ ॥

**का त्वं कञ्जपलाशाक्षि कस्यासीह कुतः सति।**
**इमामुपपुरीं भीरु किं चिकीर्षसि शंस मे॥ २६**

હે કમલદલલોચના, તું કોણ છે? તું કોની કન્યા છે? હે સાધ્વી, તુ અહીં ક્યાંથી આવી છે? હે ભીરુ, આ નગરીની સમીપે તું શું કરવા ઈચ્છે છે, તે મને કહે. ॥ ૨૬ ॥

कुतः स्थानादिहागताऽसि। हे सति, पुर्याः समीपस्था उपपुरी भूस्तामालक्ष्य किं कर्तुमिच्छसीत्यर्थः॥ २६॥

કયા સ્થાનેથી તું અહીં આવી છે? હે સાધ્વી, નગરીની સમીપે રહેલી **'उपपुरी'** ભૂમિ, તેને જોઈને તું શું કરવા ઈચ્છે છે, એમ અર્થ છે. ॥ ૨૬ ॥

**क एतेऽनुपथा ये त एकादश महाभटाः।**
**एता वा ललनाः सुभ्रूः कोऽयं तेऽहिः पुरःसरः॥ २७**

હે સુંદર ભ્રૂકુટિવાળી, તારી પાછળ આવતા જે અગિયાર મહાન યોદ્ધાઓ છે તે કોણ છે? અને આ લલનાઓ તથા તારી આગળ ચાલતો આ સર્પ કોણ છે? ॥ ૨૭ ॥

ते तव येऽनुपथा अनुवर्तिन एते के। एकादशो महान्भटो बृहद्बलत्वेन वक्ष्यमाणो येषु दशसु ते। बुद्धेर्मनसः पृथगुपादानं बुद्धिपरिचारकेन्द्रियसहायतया तत्परिचारकत्वविवक्षया॥ २७॥

**'ते'** તારી **'ये-अनुपथाः'** પાછળ જે આવે છે એ સર્વે કોણ છે? જેમાં અગિયારમો મહાન શૂરવીર અતિ બળવાન હોવાથી જેના વિષે આગળ કહેવામાં આવશે, તે જે દશની સાથે છે તે અગિયાર મહાન યોદ્ધાઓ– મનનો બુદ્ધિથી અલગ ઉલ્લેખ છે કારણ કે મન બુદ્ધિનો દાસ છે તથા ઇન્દ્રિયોને સહાય કરનાર છે તેથી મન બુદ્ધિના સેવક તરીકે વિવક્ષિત  છે. ॥ ૨૭ ॥

**त्वं ह्रीर्भवान्यस्यथ वाग्रमा पतिं**
**विचिन्वती किं मुनिवद्रहो वने।**
**त्वदङ्घ्रिकामाप्तसमस्तकामं**
**क्व पद्मकोशः पतितः कराग्रात्॥ २८**

પતિ (એવા ધર્મ)ને શોધતી તું લજ્જા (દેવી) છે, ભવાની છે, બ્રાહ્મણી છે કે રમા છે? મુનિની જેમ એકાંત વનમાં, તારા ચરણની કામનાથી જ સમસ્ત કામના પ્રાપ્ત કરી લેનાર પતિને તું શોધે છે? (મને લાગે છે કે તું લક્ષ્મી જ છે– એમ અંતિમ ધારણાને નક્કી કરીને રાજા પૂછે છે કે તું લક્ષ્મી છે તો) તારા હાથના અગ્રભાગમાંથી લીલાકમળ ક્યાં પડી ગયું? ॥ ૨૮ ॥

त्वं ह्रीः किं पतिं धर्मं विचिन्वती, अथवा भवानी पतिं शिवं विचिन्वती, अथवा किं वाक् सरस्वती पतिं ब्रह्माणम्, रमा पतिं विष्णुम्। मुनिरिव संयता सती। कथंभूतं पतिम्। त्वदङ्घ्रिकामेनैव त्वत्कृतया त्वदङ्घ्रिकामनयैव प्राप्ताः समस्ताः कामा येन तम्॥ २८॥

લજ્જા એવી તું શું પતિ એવા ધર્મની શોધ કરી રહી છે? કે ભવાની એવી તું પતિ શિવને શોધે છે? કે **'वाक्'** સરસ્વતી એવી તું શું બ્રહ્માજીને શોધે છે? કે લક્ષ્મી એવી તું પતિ વિષ્ણુને? તું મુનિની જેમ સંયમવાળી છે. કેવા પતિને શોધે છે? **'त्वत्-अङ्घ्रिकामेन एव'** તારે કારણે જ તારા ચરણની કામનાથી જ પ્રાપ્ત થઈ છે સકળ કામનાઓ જેને તેને (તું શોધે છે)? ॥ ૨૮ ॥

**नासां वरोर्वन्यतमा भुविस्पृक्**
**पुरीमिमां वीरवरेण साकम्।**
**अर्हस्यलंकर्तुमदभ्रकर्मणा**
**लोकं परं श्रीरिव यज्ञपुंसा॥ २९**

હે સુંદરી, આ (પૂર્વોક્ત દેવીઓ)માંની તું એક પણ ન હોઈ શકે કારણ કે તું પૃથ્વીનો સ્પર્શ કરે છે. જેમ શ્રીદેવી યજ્ઞપુરુષ વિષ્ણુભગવાનની સાથે શ્રેષ્ઠ લોક વૈકુંઠને (શોભાવે છે) તેમ વીરોમાં શ્રેષ્ઠ અને અનેક કર્મો કરનાર મારી સાથે તું આ નગરીને શોભાવવા યોગ્ય છે. ॥ ૨૯ ॥

हे वरोरु, आसां मध्ये त्वमन्यतमापि न संभवसि। यतो भुविस्पृक्। न हि देवता भुवं स्पृशन्ति। वीरवरेण मया।

ननु त्वमकर्मा कथं त्वया सहालंकरोमीति चेत्तत्राह। अदभ्रमनल्पं कर्म त्वत्सङ्गाद्यस्य मम तेन स्वतोऽकर्मत्वेन त्वत्सङ्गात्सकर्मा भवामीत्यर्थः। परं वैकुण्ठम्॥ २९॥

શ્રેષ્ઠ ઊરુવાળી હે સુંદરી, આ દેવીઓમાંની તું એક પણ ન હોઈ શકે કારણ કે તું પૃથ્વીનો સ્પર્શ કરે છે. દેવતાઓ પૃથ્વીનો સ્પર્શ કરે નહીં. વીરોમાં શ્રેષ્ઠ એવા મારી સાથે–

હવે શંકા કરે છે કે જો તે સુંદરી કહે કે તું તો કર્મરહિત છે. તારી સાથે હું નગરીને કેવી રીતે શોભાવું? તો તે માટે ઉત્તર આપે છે. તે **'अदभ्रम्'** અનેક કર્મ– તારા સંગથી– જે હું પોતે કર્મરહિત હોવા છતાં તારા સંગથી કર્મવાળો થઈશ, એમ અર્થ છે. **'परम्'** વૈકુંઠને ॥ ૨૯ ॥

**यदेष माऽपाङ्गविखण्डितेन्द्रियं**
**सव्रीडभावस्मितविभ्रमद्भ्रुवा ।**
**त्वयोपसृष्टो भगवान्मनोभवः**
**प्रबाधतेऽथानुगृहाण शोभने॥ ३०**

यद्यस्मात्तवापाङ्गेन विखण्डितमिन्द्रियं मनो यस्य तं मां मनोभवो बाधते। अथ तस्मादनुगृहाण। सव्रीडं यद्भावेन प्रेम्णा स्मितं तेन विभ्रमन्ती या भ्रूस्तयोपसृष्टः प्रेरितः॥ ३०॥

લજ્જા સાથે પ્રેમપૂર્વક સ્મિતથી વિલાસ કરતી તારી ભ્રૂકુટિથી તેં પ્રેરેલા આ ભગવાન કામદેવ તારા નેત્રકટાક્ષથી ખંડિત થયેલા મનવાળો હોવાથી મને અત્યંત પીડા આપે છે, તેથી હે શોભના, તું મારી પર કૃપા કર! ॥ ૩૦ ॥

**'यत्'** કારણ કે તારા નેત્રકટાક્ષથી ખંડિત થયું છે **'इन्द्रियम्'** મન જેનું તે મને મનમાં ઉત્પન્ન થનારા ભગવાન કામદેવ પીડા આપે છે. **'अथ'** આથી કૃપા કર. લજ્જારહિત જે **'भावेन'** પ્રેમપૂર્વકનું સ્મિત હોય તેનાથી વિલસતી જે ભ્રૂકુટિ છે તેનાથી **'उपसृष्टः'** પ્રેરાયેલા (કામદેવ) ॥ ૩૦ ॥

**तदाननं सुभ्रु सुतारलोचनं**
**व्यालम्बिनीलालकवृन्दसंवृतम् ।**
**उन्नीय मे दर्शय वल्गुवाचकं**
**यद्व्रीडया नाभिमुखं शुचिस्मिते॥ ३१**

यद्व्रीडया सन्मुखं न भवति तदाननमुन्नीय मे दर्शय। शोभने भ्रुवौ यस्मिन्। सुतारे शोभनकनीनिके लोचने यस्मिन्। व्यालम्बिनो दीर्घा ये अलकास्तेषां वृन्देन संवृतम्। वल्गूनि वाचकानि वाक्यानि यस्मिन्॥ ३१॥

હે શુચિસ્મિતા, સુંદર ભ્રૂકુટિવાળું, શોભાયમાન કીકીઓયુક્ત લોચનવાળું, લાંબી નીલ અલકાવલિઓથી વીંટાયેલું અને મનોહર વાણીવાળું તારું તે મુખડું કે જે લજ્જાને લીધે મારી સમ્મુખ થતું નથી, તેને (જરા) ઊંચું કરીને મને બતાવ ને! ॥ ૩૧ ॥

જે લજ્જાને કારણે સમ્મુખ નથી થતું તે મુખડું (જરા) ઊંચુ કરીને મને બતાવ. સુંદર બંને ભ્રૂકુટિઓ છે જે મુખમાં, **'सुतारे'** શોભતી કીકીઓવાળાં બંને લોચનો છે જે મુખમાં, **'व्यालम्बिनः'** લાંબી જે લટો છે તેમના સમૂહથી વીંટાયેલા મુખને, જેમાં મનોહર **'वाचकानि'** વાણી છે ॥ ૩૧॥

नारद उवाच

**इत्थं पुरंजनं नारी याचमानमधीरवत्।**
**अभ्यनन्दत तं वीरं हसन्ती वीर मोहिता॥ ३२**

हे वीर, सापि तं दृष्ट्वा मोहिता सती तमाह॥ ३२॥

**न विदाम वयं सम्यक्कर्तारं पुरुषर्षभ।**
**आत्मनश्च परस्यापि गोत्रं नाम च यत्कृतम्॥ ३३**

यत्पृष्टं कस्यासीत्यनेन कस्य पुत्री गोत्रजेति का त्वमिति च किं नामासीति तत्राह। आत्मनो मम परस्य तवापि कर्तारं सम्यङ् न विद्मः। गोत्रं नाम च यत्कृतं भवति तं च न विद्मः॥ ३३॥

**इहाद्य सन्तमात्मानं विदाम न ततः परम्।**
**येनेयं निर्मिता वीर पुरी शरणमात्मनः॥ ३४**

आत्मनो मम शरणमियं पुरी येन निर्मिता तं च न विद्मः॥ ३४॥

यत्पृष्टं क एते अनुपथा इति तत्राह—**एत इति।**

**एते सखायः सख्यो मे नरा नार्यश्च मानद।**
**सुप्तायां मयि जागर्ति नागोऽयं पालयन्पुरीम्॥ ३५**

॥ ३५॥

**दिष्ट्यागतोऽसि भद्रं ते ग्राम्यान्कामानभीप्ससे।**
**उद्वहिष्यामि तांस्तेऽहं स्वबन्धुभिररिन्दम॥ ३६**

**નારદજી બોલ્યા** – હે વીર રાજા પ્રાચીનબર્હિ, આ પ્રમાણે અધીરની જેમ યાચના કરતા તે વીર પુરંજનને, મોહિત થયેલી (તે) નારીએ હસતાં અનુમોદન આપ્યું. ॥ ૩૨ ॥

હે વીર પ્રાચીનબર્હિ, તે નારીએ પણ તેને જોઈને, મોહિત થઈને કહ્યું. ॥ ૩૨॥

હે પુરુષશ્રેષ્ઠ, અમારા કે અન્ય એવા આપના ઉત્પન્ન કરનારને અમે સારી રીતે જાણતા નથી. જેને કારણે અમારાં નામ તથા ગોત્ર થયાં છે, તેને પણ અમે જાણતા નથી. ॥ ૩૩॥

જે પૂછવામાં આવ્યું કે 'તું કોની છે?' (શ્લોક-૨૬) એમ એ દ્વારા કોની પુત્રી છે? કોના ગોત્રમાં જન્મેલી છે? તું કોણ છે? નામ શું છે? એમ પૂછ્યું તે માટે કહે છે કે '**आत्मनः**' મારા તથા '**परस्य**' તમારા ઉત્પન્ન કરનારને અમે સારી રીતે જાણતા નથી. જેને કારણે નામ તથા ગોત્ર થયાં છે, તેને પણ અમે જાણતા નથી. ॥ ૩૩ ॥

હે વીર, આજે અમે અહીં રહેલા છીએ, એ સિવાય બીજું કાંઈ અમે જાણતા નથી. અમારા શરણરૂપ આ નગરી જેના દ્વારા બનાવવામાં આવી છે, તેને પણ અમે જાણતા નથી. ॥ ૩૪ ॥

'**आत्मनः**' મારા શરણરૂપ આ નગરી જેના દ્વારા બનાવવામાં આવી છે તેને પણ અમે જાણતા નથી.॥ ૩૪ ॥

જે પૂછવામાં આવ્યું કે 'આ પાછળ ચાલનારાઓ કોણ છે?' (શ્લોક-૨૭) તે માટે કહે છે – '**एते इति।**'

હે માન આપનાર રાજા, આ પુરુષો મારા મિત્રો છે અને આ સ્ત્રીઓ મારી સખીઓ છે. હું સૂઈ જાઉં છું ત્યારે આ નાગ નગરીનું રક્ષણ કરતો જાગે છે. ॥ ૩૫ ॥ ૩૫ ॥

હે શત્રુદમન, આપ અહીં પધાર્યા એ સૌભાગ્યની વાત છે. તમારું કલ્યાણ થાઓ! આપને વિષયભોગોની પ્રાપ્તિની ઈચ્છા છે, તેને હું મારા સાથીઓ સહિત સમ્પન્ન કરીશ. ॥ ૩૬ ॥

आस्तां नामगोत्रादि, यदत्रागतोऽसि एतद्दिष्ट्या भद्रं तावत्। ग्राम्यानिन्द्रियग्रामार्हान्। उद्वहिष्यामि संपादयिष्यामि। स्वबन्धुभिः सखिभिः सखीभिश्च ॥ ३६ ॥

નામ, ગોત્ર વગેરેની વાતને બાજુએ રાખો. આપ અહીં જે પધાર્યા એ સૌભાગ્યની વાત છે. તમારું કલ્યાણ થાઓ! **'ग्राम्यान्'** ઇન્દ્રિયોના સમૂહને યોગ્ય એવા વિષયભોગોને **'उद्-वहिष्यामि'** પરિપૂર્ણ કરીશ. **'स्वबन्धुभिः'** પોતાના સખાઓ તેમ જ સખીઓ સહિત ॥ ૩૬ ॥

**इमां त्वमधितिष्ठस्व पुरीं नवमुखीं विभो।**
**मयोपनीतान्गृह्णानः कामभोगान् शतं समाः॥ ३७**

હે વિભુ, આ નવ દ્વારવાળી નગરીમાં આપ નિવાસ કરો. મેં પ્રસ્તુત કરેલા કામભોગને સો વર્ષ સુધી ગ્રહણ કરતાં નિવાસ કરો. ॥ ૩૭ ॥

समाः संवत्सरान्। मनुष्यदेहप्रवेशाच्छतमित्युक्तम्॥ ३७॥

**'समाः'** વર્ષો, મનુષ્યના શરીરમાં પ્રવેશવાને કારણે સો વર્ષ, એમ કહેવાયું છે. ॥ ૩૭ ॥

प्रवृत्तिस्वभावत्वान्निवृत्तिनिन्दापूर्वकं तत्सङ्गमभिनन्दति—**कमिति** पञ्चभिः।

(રજોગુણી બુદ્ધિ) પ્રવૃત્તિ સ્વભાવવાળી હોવાથી નિવૃત્તિની નિંદા સાથે પુરંજનના સંગનું પાંચ શ્લોકો વડે અભિનંદન કરે છે — **'कम् इति।'**

**कं नु त्वदन्यं रमये ह्यरतिज्ञमकोविदम्।**
**असंपरायाभिमुखमश्वस्तनविदं पशुम्॥ ३८**

વિષયસુખને ન જાણતા, વિહિત સુખને ન ભોગવતા, પરલોકનો વિચાર ન કરતા અને આવતીકાલની ચિંતા ન કરતા એવા બીજા પશુતુલ્ય હોવાથી ખરેખર, તમારા વિના કોની સાથે હું રમણ કરું? ॥ ૩૮ ॥

त्वत्तोऽन्यं कं नु रमये। अरतिज्ञं नैष्ठिकम्। अकोविदमनिषिद्धसुखत्यागिनम्। संपरायो मृत्युस्तदनभिमुखं परलोकचिन्ताशून्यम्। अश्वस्तनविदं श्व इदं कर्तव्यमितीह लोकचिन्ताशून्यम्। अत एव पशुतुल्यम्॥ ३८॥

તમારા વિના બીજા કોની સાથે હું રમણ કરું? **'अरतिज्ञम्'** સ્ત્રી વગેરે વિષયભોગના સુખથી અજાણ નૈષ્ઠિક બ્રહ્મચારી– **'अकोविदम्'** વિહિત સુખનો ત્યાગ કરનાર, **'सम्परायः'** મૃત્યુથી વિમુખ, પરલોકની ચિંતા વિનાનો, **'अश्वस्तनविदम्'** કાલે આ કરવાનું છે, એવી આ લોકની ચિંતા વગરનો, આથી જ પશુતુલ્ય ॥ ૩૮ ॥

**धर्मो ह्यत्रार्थकामौ च प्रजानन्दोऽमृतं यशः।**
**लोका विशोका विरजा यान्न केवलिनो विदुः॥ ३९**

અહીં ગૃહસ્થાશ્રમમાં જ ધર્મ તથા અર્થ અને કામ (પ્રાપ્ત થઈ શકે છે.) પ્રજાસુખ, મોક્ષ, યશ તથા શોકરહિત, દિવ્ય સ્વર્ગાદિ લોક (પ્રાપ્ત થઈ શકે છે), જેમને યતિજનો જાણતા નથી. ॥ ૩૯ ॥

अत्र गार्हस्थ्ये। प्रजानन्दः पुत्रसुखम्। अमृतं मोक्षः। केवलिनो यतयः॥ ३९॥

**'अत्र'** અહીં ગૃહસ્થાશ્રમમાં, **'प्रजानन्दः'** પુત્રસુખ, **'अमृतम्'** મોક્ષ, **'केवलिनः'** યતિઓ ॥૩૯॥

**पितृदेवर्षिमर्त्यानां भूतानामात्मनश्च ह।**
**क्षेम्यं वदन्ति शरणं भवेऽस्मिन्यद्गृहाश्रमः॥ ४०**

માટે આ સંસારમાં ગૃહસ્થાશ્રમ જ પિતૃઓ, દેવો, ઋષિઓ, મનુષ્યો, પ્રાણીઓ તથા પોતાના કલ્યાણને યોગ્ય શરણરૂપ છે, એમ (મહાપુરુષો) કહે છે.॥ ૪૦ ॥

गृहाश्रम इति यदेतत्क्षेमार्हं शरणमाश्रयं वदन्ति ॥ ४० ॥

**का नाम वीर विख्यातं वदान्यं प्रियदर्शनम् ।**
**न वृणीत प्रियं प्राप्तं मादृशी त्वादृशं पतिम् ॥ ४१**

॥ ४१ ॥

**कस्या मनस्ते भुवि भोगिभोगयोः**
**स्त्रिया न सज्जेद्भुजयोर्महाभुज ।**
**योऽनाथवर्गाधिमलं घृणोद्धत-**
**स्मितावलोकेन चरत्यपोहितुम् ॥ ४२**

भोगिभोगयोः सर्पदेहाकारयोस्तव भुजयोर्यन्न सज्जेदेवंभूतं कस्याः स्त्रिया मनः स्यान्न कस्या अपि। यो भवाननाथवर्गा दीनस्तोमास्तेषामाधिमलमत्यर्थमपोहितुं सर्वत्र चरति। केनापोहितुम्। घृणयोद्धतोऽतिशयितो यः स्मितपूर्वकोऽवलोकस्तेन ॥ ४२ ॥

नारद उवाच

**इति तौ दम्पती तत्र समुद्य समयं मिथः ।**
**तां प्रविश्य पुरीं राजन्मुमुदाते शतं समाः ॥ ४३**

समुद्य समुदीर्य। समाः संवत्सरान् ॥ ४३ ॥

तत्र जाग्रदवस्थां संक्षेपेणाह—**उपगीयमान** इति।

**उपगीयमानो ललितं तत्र तत्र च गायकैः ।**
**क्रीडन्परिवृतः स्त्रीभिर्ह्रदिनीमाविशच्छुचौ ॥ ४४**

सुषुप्तावस्थामाह। ह्रदिनीं हृदयाकाशं स्वापस्थानम्। शुचौ निदाघे ॥ ४४ ॥

इदानीं नवद्वारप्रदर्शनपूर्वकं जाग्रदवस्थां प्रपञ्चयति—**सप्तेति** यावदध्यायसमाप्ति।

ગૃહસ્થાશ્રમ જ કલ્યાણને યોગ્ય '**शरणम्**' આશ્રયરૂપ છે, એમ (મહાપુરુષો) કહે છે. ॥ ૪૦ ॥

હે વીર, મારા જેવી કઈ સ્ત્રી તમારા જેવા સુપ્રસિદ્ધ, ઉદારચિત્ત, સુંદર, સ્વયં પ્રાપ્ત થયેલા પ્રિય પતિનું વરણ ન કરે? ॥ ૪૧ ॥ ૪૧॥

હે મહાભુજ, સર્પના શરીર સમાન આકારવાળી તમારી ભુજાઓમાં (સ્થાન પામવા માટે) પૃથ્વી પરની કઈ કામિનીનું મન આસક્ત ન થાય? કે જે (આપ પોતાની) કરુણાપૂર્ણ સ્મિતયુક્ત દૃષ્ટિથી (અમારા જેવી) અનાથાઓની માનસિક પીડા સંપૂર્ણપણે દૂર કરવા માટે (સર્વત્ર) વિચરો છો? ॥ ૪૨ ॥

'**भोगिभोगयोः**' સર્પના શરીર સમાન આકારવાળી તમારી બંને ભુજાઓમાં જે આસક્ત ન થાય એવું કઈ સ્ત્રીનું મન હોય? કોઈ પણ સ્ત્રીનું એવું મન ન હોય. જે આપ, '**अनाथवर्गा**' દીનજનોના સમૂહો, તેમની '**आधिम्-अलम्**' પીડાને સંપૂર્ણપણે દૂર કરવા માટે સર્વત્ર વિચરો છો. શેનાથી દૂર કરવા માટે? કરુણાથી '**उद्धतः**' અતિશય થયેલું જે સ્મિતપૂર્વકનું અવલોકન છે, તેનાથી ॥ ૪૨ ॥

**નારદજી બોલ્યા** – હે રાજા, એમ તે બંને સ્ત્રી-પુરુષે પરસ્પર સંકેતને અનુમોદન આપીને તે નગરીમાં પ્રવેશીને સો વર્ષ સુધી આનંદ કર્યો. ॥ ૪૩ ॥

'**समुद्य**' અનુમોદન આપીને, '**समाः**' વર્ષો ॥૪૩ ॥

તેમાં જાગ્રત અવસ્થાને સંક્ષેપથી કહે છે— '**उपगीयमानः इति।**'

ગાયકો દ્વારા જ્યાં ત્યાં સુમધુર ગુણગાન કરાતા તથા સ્ત્રીઓથી વીંટાયેલા રાજાએ ગ્રીષ્મ ઋતુમાં જળાશયમાં ક્રીડા કરતાં કરતાં (પ્રવેશ કર્યો.) ॥ ૪૪ ॥

સુષુપ્તાવસ્થાનું વર્ણન કરે છે. '**ह्रदिनीम्**' હૃદયાકાશ એટલે સૂવાનું સ્થાન– '**शुचौ**' ગ્રીષ્મઋતુમાં ॥ ૪૪ ॥

હવે નવ દ્વાર દર્શાવવા સહિત જાગ્રત અવસ્થાને અધ્યાય સમાપ્ત થાય ત્યાં સુધી સંક્ષેપથી કહે છે — '**सप्त इति।**'

**सप्तोपरि कृता द्वारः पुरस्तस्यास्तु द्वे अधः।**
**पृथग्विषयगत्यर्थं तस्यां यः कश्चनेश्वरः॥ ४५**

તે નગરીનો જે કોઈ સ્વામી થતો તેને જુદા જુદા દેશોમાં (વિષયોમાં) જવા તે નગરીને ઉપર સાત દરવાજા અને નીચે બે દરવાજા કરાયા હતા. ॥ ૪૫ ॥

तस्याः पुरः उपरि कृता द्वारः सप्त। वृता इति पाठे संवृताः। नेत्रे नासिके श्रोत्रे मुखं चेति सप्त। अधो द्वे द्वारौ गुदलिङ्गे। यः कश्चनेति आत्मनः सम्यगविज्ञानादनियतत्वाच्च॥ ४५॥

તે નગરીને ઉપર સાત દરવાજા કરાયા હતા. (‘**कृताः**’ ને બદલે) ‘**वृताः**’ પાઠમાં, નગરી (સાત ઉપર અને બે નીચે, એમ નવ) દ્વારોથી સુરક્ષિત હતી. બે નેત્ર, બે નાસિકા, બે કાન, મુખ– એમ સાત અને નીચેનાં બે દ્વારો ગુદા અને લિંગ. ‘**यः कश्चन इति।**’ જે કોઈ સ્વામી થતો તે આત્માને સારી રીતે જાણી શકતો ન હોવાથી અર્થાત્ આત્માનું અનુભવાત્મક જ્ઞાન ન હોવાથી તેમ જ કોઈ પણ શરીરમાં આત્મા નિયત ન રહેતો હોવાથી (દ્વાર કરવામાં આવેલાં છે.) ॥૪૫ ॥

**पञ्चद्वारस्तु पौरस्त्या दक्षिणैका तथोत्तरा।**
**पश्चिमे द्वे अमूषां ते नामानि नृप वर्णये॥ ४६**

(તે સાતમાંથી) પાંચ દ્વાર પૂર્વ દિશા તરફ, એક દક્ષિણ દિશા તરફ, એક ઉત્તર દિશા તરફ (તથા જે બે નીચેના ભાગમાં છે તે) બે પશ્ચિમ દિશા તરફ છે. હે રાજા, તેમનાં નામ હું તમને કહું છું. ॥ ૪૬ ॥

तासु सप्तसु पञ्चद्वारः पौरस्त्याः पूर्वदिग्भवाः॥ ४६॥

તે સાતમાંથી પાંચ દ્વાર ‘**पौरस्त्याः**’ પૂર્વ દિશા તરફ છે. ॥ ૪૬ ॥

**खद्योताविर्मुखी च प्राग्द्वारावेकत्र निर्मिते।**
**विभ्राजितं जनपदं याति ताभ्यां द्युमत्सखः॥ ४७**

પૂર્વ તરફનાં તે બંને દ્વાર પાસપાસે બનાવાયેલાં હતાં. ખદ્યોતા અને આવિર્મુખી નામનાં બંને દ્વારોમાંથી દ્યુમાનનો મિત્ર પુરંજન (તેની સાથે) વિભ્રાજિત દેશમાં જાય છે. ॥૪૭॥

खद्योतवदल्पप्रकाशा वामनेत्ररूपा। आविः प्रकटं मुखं यस्याः सा बहुप्रकाशा दक्षिणनेत्रलक्षणा ‘तस्माद्दक्षिणेर्ध आत्मनो वीर्यवत्तरः’ इति श्रुतेः। स्वानुभवाच्च तत्र प्रकाशाधिक्यम्। एकत्र संलग्ने। विभ्राजितं रूपम्। द्युमत्सखश्चक्षुःसहितः॥ ४७॥

આગિયાની જેમ અલ્પ પ્રકાશવાળું ડાબા નેત્રરૂપી દ્વાર, ‘**आविः**’ પ્રકટ મુખ છે જેનું તે ઘણા પ્રકાશના લક્ષણવાળું જમણા નેત્રરૂપી દ્વાર. ‘તેમાંથી શરીરનો જમણો ભાગ વધારે બળવાન છે.’ એમ શ્રુતિ હોવાથી સ્વાનુભવથી પણ આપણે જાણીએ છીએ કે તે દક્ષિણનેત્રમાં વધુ પ્રકાશ છે. ‘**एकत्र**’ પાસપાસે. વિભ્રાજિત દેશમાં, રૂપ વિષયમાં દ્યુમાન નામના ચક્ષુઈન્દ્રિયરૂપ મિત્રની સાથે ॥ ૪૭ ॥

**नलिनी नालिनी च प्राग्द्वारावेकत्र निर्मिते।**
**अवधूतसखस्ताभ्यां विषयं याति सौरभम्॥ ४८**

નલિની અને નાલિની નામનાં બંને જોડાયેલાં, પૂર્વનાં તે દ્વારોનું નિર્માણ કરવામાં આવ્યું. અવધૂત જેનો મિત્ર છે તેવો પુરંજન તે બે દ્વારોમાંથી સૌરભ નામના દેશમાં જાય છે. ॥ ૪૮ ॥

नलनालशब्दौ छिद्रवचनौ। तद्वती नलिनी नालिनी च वामदक्षिणनासिके। अत्रापि संज्ञाभेदादेव कार्ये न्यूनाधिक्यं पूर्ववज्ज्ञेयम्। अवधूतो वाय्वधिष्ठितो घ्राणः। सौरभं गन्धम् ॥ ४८ ॥

નલ અને નાલ– એ બંને શબ્દો છિદ્ર માટે છે. તે છિદ્રવાળી નલિની અને નાલિની, ડાબી અને જમણી નાસિકા (અર્થાત્ નલિની ડાબું છિદ્ર અને નાલિની જમણું છિદ્ર). અહીં પણ નામના તફાવતથી કાર્યમાં ન્યૂનતા અને અધિકતા પૂર્વવત્ જાણવી જોઈએ. (અર્થાત્ ડાબા છિદ્ર કરતાં જમણું છિદ્ર વધુ બળવાન હોય છે.) **'अवधूतः'** અવધૂત એટલે વાયુ જેના દેવ છે તે ઘ્રાણેન્દ્રિય. **'सौरभम्'** એટલે ઘ્રાણેન્દ્રિયનો વિષય ગંધ ॥ ૪૮ ॥

**मुख्या नाम पुरस्ताद्द्वास्तयापणबहूदनौ।**
**विषयौ याति पुरराड्रसज्ञविपणान्वितः ॥ ४९**

પૂર્વ તરફના દ્વારનું નામ 'મુખ્યા' છે. તે દ્વારથી રસજ્ઞ અને વિપણ (નામના બે મિત્રો) સહિત પુરંજન આપણ તથા બહૂદન નામના વિષયરૂપી દેશમાં જાય છે. ॥ ૪૯ ॥

मुख्या प्रधाना आस्यम्। आपणो भाषणम्। बहूदनश्चित्रमन्नम्। बह्वोदन इत्यनुक्तिः परोक्षवादत्वाय। रसज्ञं रसनेन्द्रियं विपणो वागिन्द्रियं ताभ्यामन्वितः ॥ ४९ ॥

**'मुख्या'** 'મુખ્યા' નામનું મુખ્ય દ્વાર એટલે મુખ. **'आपणः'** ભાષણ, **'बहूदनः'** જાત-જાતનું અન્ન. 'બહ્વોદન' એમ નથી કહ્યું. (બહૂદનને બદલે બહુ+ઓદન શબ્દની સંધિ પ્રમાણે બહ્વોદન જોઈએ પણ તેમ નથી) કારણ કે પરોક્ષ રીતે કહેવાનું અભિપ્રેત છે. **'रसज्ञम्'** 'રસજ્ઞ' મિત્ર તે રસનેન્દ્રિય. **'विपणः'** વિપણ મિત્ર તે વાગિન્દ્રિય, તે બંનેની સાથે ॥૪૯॥

**पितृहूर्नृप पुर्या द्वार्दक्षिणेन पुरंजनः।**
**राष्ट्रं दक्षिणपञ्चालं याति श्रुतधरान्वितः ॥ ५०**

હે પ્રાચીનબર્હિ રાજા, નગરીની દક્ષિણ દિશામાં 'પિતૃહૂ' નામનું એક દ્વાર છે. પુરંજન 'શ્રુતધર' (નામના મિત્ર) સાથે દક્ષિણ પંચાલ નામના દેશમાં જાય છે. ॥ ૫૦॥

**देवहूर्नाम पुर्याद्वा उत्तरेण पुरंजनः।**
**राष्ट्रमुत्तरपञ्चालं याति श्रुतधरान्वितः ॥ ५१**

નગરીની ઉત્તર દિશામાં 'દેવહૂ' નામનું દ્વાર છે. પુરંજન 'શ્રુતધર' સાથે ઉત્તર પંચાલ દેશમાં જાય છે. ॥ ૫૧ ॥

दक्षिणेनेति न तृतीया, किंतु दक्षिणस्यां दिशीत्यस्मिन्नर्थे तद्धितोऽयमेनप्प्रत्ययोऽव्ययसंज्ञः। एवमुत्तरेणेति। अयमर्थः—पञ्चानां विषयाणामन्यतोऽनवगतानां प्रकाशायालमिति पञ्चालं शास्त्रम्।

**'दक्षिणेन'** એમ તૃતીયા નહીં પરંતુ દક્ષિણદેશમાં, એમ સપ્તમીનો અર્થ સમજવો. આ તદ્ધિત **'एनप्'** પ્રત્યય અવ્યય છે. એ જ પ્રમાણે **'उत्तरेण'** સમજવું. અર્થ આમ છે– પાંચ વિષયો કે જે બીજા દ્વારા જણાતા નથી, તેનો પ્રકાશ કરવામાં જે સમર્થ છે તે પંચાલ– પાંચ વિષયોનો પ્રકાશ કરનારું શાસ્ત્ર છે.

श्रवणकाले च बलाधिक्याद्दक्षिणकर्णः प्रथमं प्रवर्तते। शास्त्रे च प्रथमं श्रोतव्यं कर्मकाण्ड-मित्येतावता साम्येन प्रवृत्तसंज्ञस्य कर्मकाण्डस्य दक्षिणकर्णेन श्रवणमिष्यते। अतस्तदर्थमनुष्ठाय पितृभिराहूतः पितृलोकप्रापकं पितृयानं प्रपद्यते तदनेन प्रकारेण पितॄणामाह्वानमनेन भवतीति पितृहूर्दक्षिणः कर्णः। एवं तद्वैपरीत्येनोत्तरः कर्णो देवहूः। तथा च व्याख्यास्यति—

'पितृहूर्दक्षिणः कर्ण उत्तरो देवहूः स्मृतः।
प्रवृत्तं च निवृत्तं च शास्त्रं पञ्चालसंज्ञितम्॥'

पितृयानं देवयानं श्रोत्राच्छ्रुतधराद्व्रजेत्। इति॥ ५०॥ ५१॥

આપણે જ્યારે સાંભળીએ છીએ ત્યારે જમણો કાન પ્રથમ સાંભળે છે કારણ કે તે વધુ બળવાન છે. શાસ્ત્રમાં પણ પ્રથમ કર્મકાંડ શ્રવણ કરવાયોગ્ય છે. આટલા સરખાપણાથી પ્રવૃત્તિમાર્ગવાળા કર્મકાંડનું શ્રવણ દક્ષિણ કર્ણથી કરવું ઈચ્છવા યોગ્ય છે. તેથી તે કર્મકાંડના અર્થનું અનુષ્ઠાન કરવાથી પિતૃઓ દ્વારા બોલાવવામાં આવેલો (જીવ) પિતૃલોકને પ્રાપ્ત કરાવનાર પિતૃયાનને પ્રાપ્ત કરે છે. આ પ્રકારે પિતૃઓનું આહ્વાન આ કાન દ્વારા થાય છે. એટલે જમણા કર્ણનું નામ પિતૃહૂ છે. આ જ રીતે 'દેવહૂ' નામનો ઉત્તર કર્ણ તેનાથી વિપરીત છે. આ પ્રમાણે આગળ સમજાવશે. 'દક્ષિણ કર્ણને પિતૃહૂ અને ઉત્તર કર્ણને દેવહૂ જાણવા. પ્રવૃત્તિમાર્ગદર્શક અને નિવૃત્તિમાર્ગદર્શક શાસ્ત્રને પંચાલશાસ્ત્ર કહે છે. પિતૃયાનમાર્ગે અને દેવયાનમાર્ગે 'શ્રુતધર' નામની શ્રવણેન્દ્રિય દ્વારા જવા યોગ્ય છે.' (શ્રીમદ્ ભા.૪/૨૯/૧૨,૧૩)॥ ૫૦ ॥ ૫૧ ॥

**आसुरी नाम पश्चाद्द्वास्तया याति पुरंजनः।**
**ग्रामकं नाम विषयं दुर्मदेन समन्वितः॥ ५२**

'આસુરી' નામનું પશ્ચિમ દ્વાર છે. તેનાથી પુરંજન 'દુર્મદ'ની સાથે 'ગ્રામક' દેશમાં જાય છે.॥ ૫૨॥

असुरा इन्द्रियारामास्तेषामियमासुरी शिश्नद्वाः। ग्रामकं ग्रामस्थजनानां कं सुखं व्यवायम्। दुर्मदेन गुह्येन्द्रियेण॥ ५२॥

ઈન્દ્રિયોમાં રમમાણ રહેનારા અસુરો, તેમનું આ **'आसुरी'** લિંગદ્વાર– **'ग्रामकम्'** ગૃહસ્થ મનુષ્યોને **'कम्'** સુખરૂપ ગ્રામ્યધર્મ–**'दुर्मदेन'** દુર્મદરૂપ ગુહ્યેન્દ્રિય દ્વારા ॥ ૫૨ ॥

**निर्ऋृतिर्नाम पश्चाद्द्वास्तया याति पुरंजनः।**
**वैशसं नाम विषयं लुब्धकेन समन्वितः॥ ५३**

'નિર્ઋતિ' નામનું પશ્ચિમ દ્વાર છે. તેના દ્વારા પુરંજન 'લુબ્ધક'ની સાથે 'વૈશસ' નામના દેશમાં જાય છે. ॥ ૫૩ ॥

निर्ऋृतिर्नाम गुदो मृत्युद्वारत्वात्। वैशसं मलविसर्गम्। लुब्धकेन पायुना। तेनोत्क्रान्तस्य दुःखप्राप्तेर्लुब्धकसाम्यम्॥ ५३॥

'નિર્ઋતિ' નામનું પશ્ચિમ ગુદાદ્વાર મૃત્યુનું દ્વાર હોવાથી– 'વૈશસ' નામનો દેશ એટલે મળવિસર્જન. **'लुब्धकेन'** પાયુ નામની ગુદાદ્વારમાંની ઈન્દ્રિય સાથે– તેના દ્વારા જે મનુષ્યનો જીવ નીકળી જાય છે તેને (પરલોકમાં દુઃખ ભોગવવું પડે છે. માટે તે ઈન્દ્રિયને) લુબ્ધક અર્થાત્ પારધી સાથે સરખાવી છે. ॥ ૫૩ ॥

**वंशीधरी—**

'ऊर्ध्वच्छिद्रगतप्राणास्स्वर्गं यान्ति नरोत्तमाः।
अधश्छिद्रगतप्राणा नरकं भृशदारुणम्॥'
इति गरुडोक्त्या श्रूयमाणत्वादिति।

'ઉપરનાં (સાત) છિદ્રો દ્વારા જેમના પ્રાણ નીકળી જાય છે તે શ્રેષ્ઠ મનુષ્યો સ્વર્ગમાં જાય છે. નીચેનાં છિદ્રો દ્વારા જેમના પ્રાણ નીકળી જાય છે તેઓ અતિભયંકર નરકને પામે છે.' કારણ કે એમ ગરુડપુરાણમાં શ્રવણ કરવામાં આવ્યું છે.

**अन्धावमीषां पौराणां निर्वाक्पेशस्कृतावुभौ।**
**अक्षण्वतामधिपतिस्ताभ्यां याति करोति च॥ ५४**

નગરીના આ નિવાસીઓમાં પગ અને હાથ એ બંને અંધ છે. આંખવાળા નાગરિકોનો અધિપતિ રાજા પુરંજન તે બંનેની સહાયથી (બધે) જાય છે અને (બધાં કાર્ય) કરે છે. ॥ ૫૪ ॥

अमीषां मध्ये। निर्वाक् पादः, पेशस्कृत् हस्तः, तावुभावन्धौ, छिद्राभावात्, स्वतो ज्ञानक्रियाशक्त्यभावाच्च। अक्षण्वतामिन्द्रियवतां देहानामधिपतिः पुरंजनः। त्वगिन्द्रियस्यानुक्तिः सर्वेष्वन्तर्भावात्॥ ५४॥

આ નગરવાસીઓમાં **'निर्वाक्'** એટલે પગ અને **'पेशस्कृत्'** એટલે હાથ. તે બંને અંધ છે કારણ કે તેમને છિદ્ર નથી તથા બંનેને પોતાની મેળે જ્ઞાનશક્તિ તથા ક્રિયાશક્તિ નથી. **'अक्षण्वताम्'** ઇન્દ્રિયોવાળાં શરીરોનો અધિપતિ એટલે પુરંજન. સ્પર્શેન્દ્રિયનો ઉલ્લેખ નથી કારણ કે તે સર્વની અંદર રહેલી છે. ॥ ૫૪ ॥

**स यर्ह्यन्तःपुरगतो विषूचीनं समन्वितः।**
**मोहं प्रसादं हर्षं वा याति जायात्मजोद्भवम्॥ ५५**

તે પુરંજન જ્યારે 'વિષૂચીન' સાથે અંતઃપુરમાં જાય છે, ત્યારે સ્ત્રી-પુત્રથી થનારાં મોહ, પ્રસન્નતા અને હર્ષ પામે છે. ॥ ૫૫ ॥

अन्तःपुरं हृदयं गतः। विषूचीनं सर्वतोमुखं मनः। मोहप्रसादहर्षास्तमःसत्त्वरजःकार्याणि। जाया बुद्धिः, आत्मजा इन्द्रियपरिणामास्तदुद्भवम् ॥ ५५॥

**'अन्तःपुरम्'** અંતઃપુરરૂપ હૃદયમાં જાય છે— **'विषूचीनम्'** એટલે ચારે તરફ ફરતું મન. મોહ, પ્રસાદ અને હર્ષ અનુક્રમે તમોગુણ, સત્ત્વગુણ અને રજોગુણનાં કાર્યો છે. **'जाया'** પત્નીરૂપી બુદ્ધિ, **'आत्मजाः'** પુત્રોરૂપી ઇન્દ્રિયોનાં પરિણામો, તેમનાથી ઉત્પન્ન થનારા મોહ, પ્રસાદ અને હર્ષ ॥ ૫૫ ॥

**एवं कर्मसु संसक्तः कामात्मा वञ्चितोऽबुधः।**
**महिषी यद्यदीहेत तत्तदेवान्ववर्तत॥ ५६**

॥ ५६ ॥

આ રીતે કર્મો કરવામાં આસક્ત, કામ-પરવશ (અને તેથી) ઠગાયેલો મૂર્ખ પુરંજન, રાણી જે જે ઇચ્છતી તેને તેને જ અનુસરતો. ॥ ૫૬ ॥ ૫૬ ॥

**क्वचित्पिबन्त्यां पिबति मदिरां मदविह्वलः।**
**अश्नन्त्यां क्वचिदश्नाति जक्षत्यां सह जक्षति॥ ५७**

ક્યારેક રાણી મદિરાપાન કરતી (તો પોતે પણ) મદિરાપાન કરતો અને મદથી વિહ્વળ થતો. રાણી ભોજન કરતી તો તે પણ ભોજન કરતો અને રાણી ચર્વણ કરતી તો તે પણ સાથે ચર્વણ કરતો. ॥ ૫૭ ॥

जक्षत्यां भक्षयन्त्याम्॥ ५७॥

**'जक्षत्याम्'** જ્યારે ભક્ષણ કરતી ત્યારે ॥ ૫૭ ॥

क्वचिद्गायति गायन्त्यां रुदत्यां रुदति क्वचित्।
क्वचिद्धसन्त्यां हसति जल्पन्त्यामनुजल्पति॥ ५८

॥ ५८ ॥

ક્યારેક રાણી ગાતી તો તે ગાતો. ક્યારેક રડતી ત્યારે રડતો. કોઈ વખત હસતી ત્યારે પોતે પણ હસતો અને બોલતી ત્યારે પાછળ બોલતો. ॥ ૫૮॥ ૫૮॥

क्वचिद्धावति धावन्त्यां तिष्ठन्त्यामनुतिष्ठति।
अनुशेते शयानायामन्वास्ते क्वचिदासतीम्॥ ५९

आसतीमासीनाम्॥ ५९ ॥

કોઈ વખત રાણી દોડતી ત્યારે તે દોડતો. ઊભી રહેતી ત્યારે તેની પાછળ ઊભો રહેતો. સૂઈ જતી ત્યારે સાથે સૂઈ જતો અને બેસતી ત્યારે સાથે બેસતો.॥ ૫૯ ॥

**'आसतीम्'** બેઠેલીને (અનુસરીને) ॥ ૫૯॥

क्वचिच्छृणोति शृण्वत्यां पश्यन्त्यामनुपश्यति।
क्वचिज्जिघ्रति जिघ्रन्त्यां स्पृशन्त्यां स्पृशति क्वचित्॥ ६०

॥ ६० ॥

(રાણી) કોઈ વખત સાંભળતી તો જોડે તે પણ સાંભળતો, જોતી ત્યારે તેની પાછળ તે પણ જોતો. ક્યારેક સૂંઘતી ત્યારે સૂંઘતો અને ક્યારેક સ્પર્શ કરતી ત્યારે તે સ્પર્શ કરતો. ॥ ૬૦ ॥ ૬૦ ॥

क्वचिच्च शोचतीं जायामनुशोचति दीनवत्।
अनुहृष्यति हृष्यन्त्यां मुदितामनुमोदते॥ ६१

॥ ६१ ॥

કોઈ વખત સ્ત્રી શોક કરતી તો પાછળ દીનની જેમ તે શોક કરતો, હર્ષ પામતી તો તે પણ હર્ષ પામતો અને પ્રસન્ન થતી તો તે સાથે પ્રસન્ન થતો. ॥ ૬૧॥ ૬૧ ॥

विप्रलब्धो महिष्यैवं सर्वप्रकृतिवञ्चितः।
नेच्छन्ननुकरोत्यज्ञः क्लैब्यात्क्रीडामृगो यथा॥ ६२

આ પ્રમાણે રાણી દ્વારા ઠગાયેલો અને સર્વથી અસંગ હોવારૂપ (પોતાની મૂળ) પ્રકૃતિથી ભ્રષ્ટ થયેલો અજ્ઞાની પુરંજન પોતે ન ઇચ્છતો હોવા છતાં પરવશતાને કારણે મદારીના માંકડાની જેમ સ્ત્રીને અનુસરતો (હતો). ॥ ૬૨ ॥

सर्वासङ्गत्वादिलक्षणा प्रकृतिः स्वभावो वञ्चितो यस्य। सर्वथा प्रकृत्या वञ्चित इति वा। नेच्छन् अनिच्छन्। क्लैब्यात् पारवश्यात्॥ ६२ ॥

સર્વથી અસંગ હોવું વગેરે લક્ષણવાળા **'प्रकृतिः'** સ્વભાવે છેતર્યો છે જેને, અથવા પ્રકૃતિ દ્વારા જે સંપૂર્ણપણે ઠગાયો છે – **'न-इच्छन्'** ન ઇચ્છતો, **'क्लैब्यात्'** પરવશતાને કારણે ॥ ૬૨॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां चतुर्थस्कन्धे पञ्चविंशोऽध्यायः॥ २५ ॥

इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां पञ्चविंशोऽध्यायः॥ २५ ॥

❋❋❋❋❋

# अथ षड्विंशोऽध्यायः

## પુંરજનની મૃગયાનું વર્ણન તથા તેની પ્રિયાનો પ્રણયકોપ

षड्विंशे मृगयाव्याजात्स्वप्नजागरणोक्तितः।
सद्बुद्धित्यागयोगाभ्यां संसृतिः सा प्रपञ्च्यते॥ १

છવ્વીસમા અધ્યાયમાં મૃગયાના રૂપકથી સ્વપ્ન અને જાગરણ કહેવાથી સદ્બુદ્ધિના ત્યાગથી અને સદ્બુદ્ધિના સ્વીકારથી (જીવના) તે સંસારચક્રને વિસ્તારથી સમજાવવામાં આવે છે. ॥ ૧ ॥

तदेवमात्मन उपाधिकृतां सुषुप्तावस्थां जाग्रदवस्थां चोक्त्वेदानीं स्वप्नावस्थामाह— **स एकदेति** दशभिः।

**नारद उवाच**

**स एकदा महेष्वासो रथं पञ्चाश्वमाशुगम्।**
**द्वीषं द्विचक्रमेकाक्षं त्रिवेणुं पञ्चबन्धुरम्॥ १**

**एकरश्म्येकदमनमेकनीडं द्विकूबरम्।**
**पञ्चप्रहरणं सप्तवरूथं पञ्चविक्रमम्॥ २**

**हैमोपस्करमारुह्य स्वर्णवर्माऽक्षयेषुधिः।**
**एकादशचमूनाथः पञ्चप्रस्थमगाद्वनम्॥ ३**

आ प्रमाणे જીવની ઉપાધિકૃત સુષુપ્તિ અવસ્થા અને જાગ્રત અવસ્થા કહીને હવે સ્વપ્નાવસ્થાનું દસ શ્લોકોથી વર્ણન કરે છે — **'सः एकदा इति।'**

**નારદજી બોલ્યા** – એક દિવસ સુવર્ણનું કવચ ધારણ કરેલો, અખૂટ ભાથાવાળો તથા (દસ ઈન્દ્રિયોનો મનરૂપી) અગિયારમા સેનાપતિવાળો રાજા પુરંજન પાંચ ઘોડાઓ જોડેલા, ઝડપથી જનારા, બે ઈસોવાળા, બે પૈડાંવાળા, એક ધરીવાળા, ત્રણ ધજાઓવાળા, પાંચ બાંધવાની દોરીઓવાળા, એક લગામવાળા, એક સારથિવાળા, એક બેઠકવાળા, બે ઊંટડાવાળા, પાંચ શસ્ત્રથી ભરેલા, સાત પરદાવાળા, પાંચ પ્રકારની ગતિવાળા, સુવર્ણના સાજવાળા રથમાં બેસીને મોટું ધનુષ્ય લઈને પંચપ્રસ્થ નામના વનમાં ગયો. ॥ ૧ ॥ ૨ ॥ ૩ ॥

महानिष्वासो धनुः कर्तृत्वभोक्तृत्वाद्यभिनिवेशो यस्य स रथमारुह्य पञ्चप्रस्थं वनमगादिति तृतीयेनान्वयः। रथं तदानीमेव विधृतं स्वप्नदेहम्, जाग्रद्देहस्य शतसंवत्सरोपभोग्यपुरत्वेनोक्तत्वात्। पञ्च ज्ञानेन्द्रियाण्यश्वा यस्य। आशुगं शीघ्रगतिम्। द्वे अहंताममते ईषे दण्डिके यस्य। द्वे पुण्यपापे चक्रे यस्य। एकं प्रधानमक्षो यस्य। त्रयो गुणा वेणवो ध्वजा यस्य। पञ्च प्राणा बन्धुराणि बन्धनानि यस्य॥ १॥

મહાન **'इष्वासः'** ધનુષ્ય એટલે 'હું કર્તા છું, ભોક્તા છું' વગેરે મિથ્યા આગ્રહ છે જેને તે પુરંજન રથમાં બેસીને 'પંચપ્રસ્થ' વનમાં ગયો. એમ ત્રીજા શ્લોક(૩) સાથે સંબંધ છે. રથ એટલે તે વખતે જ ધારણ કરેલો સ્વપ્નદેહ. સો વર્ષ સુધી ઉપભોગ કરવા યોગ્ય જાગ્રત દેહનું વર્ણન તો આગળ કરવામાં આવ્યું જ છે. પાંચ જ્ઞાનેન્દ્રિયો જેના અશ્વો છે તેવો (રથ), **'आशुगम्'** શીઘ્ર ગતિ કરનાર– અહંતા-મમતારૂપી બે ઈસો એટલે દાંડીઓ છે જેને, પુણ્ય અને પાપરૂપ બે પૈડાં છે જેને, પ્રધાન(પ્રકૃતિ) માયારૂપ એક ધરી છે જેને, ત્રણ ગુણોરૂપ **'वेणवः'** ધજાઓ છે જેને, પાંચ પ્રાણ **'बन्धुराणि'** બાંધવાની દોરીઓ છે જેને ॥ ૧ ॥

एकं मनो रश्मिः प्रग्रहो यस्य, एका बुद्धिर्दमनः सूतो यस्य तं च तं च। एकं हृदयं नीडं रथिन उपवेशस्थानं यस्मिन्। द्वौ शोकमोहौ कूबरौ युगबन्धनस्थानं यस्य। पञ्च शब्दादयो विषयाः प्रह्रियन्ते प्रक्षिप्यन्ते यस्मिन्। अस्य

એક મનરૂપી **'रश्मिः'** લગામ છે જેને તેવા અને એક બુદ્ધિરૂપી **'दमनः'** સારથિ છે જેને તેવા રથને, એક હૃદયરૂપી **'नीडम्'** રથીને બેસવાનું સ્થાન છે જેમાં, શોક અને મોહરૂપી બે ઊંટડા (બાંધવાનાં સ્થાન) છે જેને, શબ્દાદિ પાંચ વિષયો **'प्रह्रियन्ते'** જેમાં પ્રસ્તુત કરવામાં આવ્યા છે. આનું વ્યાખ્યાન કરવામાં આવશે. 'પાંચ

व्याख्यानं भविष्यति पञ्चेन्द्रियार्थप्रक्षेप इति। सप्त धातवो वरूथा रक्षार्थं चर्माद्यावरणानि यस्य। पञ्च कर्मेन्द्रियाणि विक्रमा गतिप्रकारा यस्य॥ २॥

ઇન્દ્રિયોના વિષયોરૂપી આયુધો' (શ્રીમદ્ભા.૪/૨૯/૧૯) (રસ, રક્ત, મેદ, માંસ, મજ્જા, અસ્થિ, વીર્ય) એમ સાત ધાતુઓરૂપી આવરણો, રક્ષા માટેનાં ચામડી વગેરે માંસ, લોહી, મેદ, મજ્જા, હાડકાં અને વીર્ય– એમ (સાત) આવરણો છે જેને, પાંચ કર્મેન્દ્રિયો એટલે '**विक्रमाः**' પાંચ પ્રકારની ગતિઓ છે જેને ॥ ૨ ॥

हैमोपस्करं सौवर्णाभरणम्। स्वर्णवर्मा, वर्म कवचम्, रजोगुणावृतः। अक्षयेषुधिः, इषुधिर्निषङ्गः, अनन्तवासनाहंकारोपाधिः। एकादशो मनोरूपश्चमूनाथः सेनापतिर्यस्य। वासनामयस्य मनसः प्रग्रहत्वं संकल्पविकल्पात्मकस्य बृहद्बलत्वेन वक्ष्यमाणस्य चमूनाथत्वमिति विभागः। पञ्च शब्दादयो विषयाः प्रस्थाः सानवो यस्मिंस्तद्वनं भजनीयं देशमगात्॥ ३॥

'**हैम-उपस्करम्**' સુવર્ણના સાજવાળા (રથમાં) '**स्वर्णवर्मा**' સુવર્ણનું '**वर्मन्**' કવચ અર્થાત્ રજોગુણથી વીંટાયેલું '**अक्षय-इषुधिः**' '**इषुधिः**' ભાથું અર્થાત્ અનંત વાસનાઓથી ભરેલી અહંકારરૂપી ઉપાધિ, અગિયારમો મનરૂપી '**चमूनाथः**' સેનાપતિ છે જેનો, વાસનામય મનનું પ્રભુત્વ એટલે કે સંકલ્પ-વિકલ્પાત્મક મન વિશાળ બળવાળું હોવાથી તે (દસ ઇન્દ્રિયોનો) સેનાપતિ છે, એમ મન બીજી ઇન્દ્રયોથી જુદું પડે છે. પાંચ શબ્દાદિ વિષયો એટલે '**प्रस्थाः**' શિખરો છે જેમાં, તેવા સેવન કરવા યોગ્ય સ્થાનમાં ગયો. ॥ ૩ ॥

**चचार मृगयां तत्र दृप्त आत्तेषुकार्मुकः।**
**विहाय जायामतदर्हां मृगव्यसनलालसः॥ ४**

ધનુષ્યબાણ ધારણ કરેલો ગર્વિષ્ઠ પુરંજન, ત્યાગવા માટે અયોગ્ય એવી પત્નીને ત્યજીને, પશુઓમાં આસક્તિને કારણે સ્પૃહાવાળો થઈ ત્યાં વનમાં શિકાર કરવા લાગ્યો. ॥ ૪ ॥

आत्ता गृहीता इषवो रागादिरूपाः, कार्मुकं च भोगाद्यभिनिवेशरूपं येन। जायां विवेकवतीं बुद्धिं विहाय। अतदर्हां त्यागानर्हाम्। त्यागे हेतुः—मृग्यन्त इति मृगा विषयास्तेषु व्यसनं भोगासक्तिस्तेन लालसाऽतिस्पृहा यस्य॥ ४॥

ધારણ કર્યાં છે રાગ-દ્વેષ વગેરેરૂપ '**इषवः**' બાણો તથા ભોગાદિ ઉપર આસક્તિરૂપ '**कार्मुकम्**' ધનુષ્ય જેણે– '**जायाम्**' વિવેકવાળી બુદ્ધિરૂપી પત્નીનો ત્યાગ કરીને, '**अतत्-अर्हाम्**' તે (ત્યાગ)ને યોગ્ય નહીં તેવી પત્નીને અર્થાત્ બુદ્ધિને– ત્યાગ કરવા માટેનું કારણ આપે છે– શોધવામાં આવે છે તે '**मृगाः**' પશુઓરૂપી વિષયો, તેમાં '**व्यसनम्**' ભોગાસક્તિ, તે ભોગવવાની આસક્તિને કારણે જેને '**लालसा**' અતિશય સ્પૃહા છે તેવો પુરંજન ॥ ૪ ॥

**आसुरीं वृत्तिमाश्रित्य घोरात्मा निरनुग्रहः।**
**न्यहनन्निशितैर्बाणैर्वनेषु वनगोचरान्॥ ५**

ભયંકર અંતઃકરણવાળો નિર્દય પુરંજન આસુરીવૃત્તિનો આશ્રય કરી તીક્ષ્ણ બાણો વડે વનમાં વન્ય પશુઓને હણવા લાગ્યો. ॥ ૫ ॥

बाणै रागादिभिः। वनेषु भजनीयदेशेषु। वनगोचरान्भजनीयविषयान्। न्यहनत् आत्मसात्कृतवान्। कथापक्षे तु स्पष्टमेव॥ ५॥

'**બાણૈઃ**' રાગ-દ્વેષ વગેરેરૂપી બાણો વડે '**વનેષુ**' સેવન કરવા યોગ્ય સ્થાનરૂપ વનમાં '**વનગોચરાન્**' સેવવા યોગ્ય વિષયોરૂપી વન્ય પશુઓને '**ન્યહનત્**' હણવા લાગ્યો અર્થાત્ વિષયોને પોતે ગ્રહણ કરવા લાગ્યો. પરંતુ કથાપક્ષમાં '**ન્યહનત્**' વધ કરવા લાગ્યો, એ અર્થ સ્પષ્ટ જ છે. ॥ ૫ ॥

नन्वासुरीं वृत्तिमाश्रित्येति किमिति मृगया निन्द्यते, कथापक्षे तावद्राज्ञो विहितैव सा, अध्यात्मपक्षेऽपि जीवस्य विषयभोगो विहित एवेत्याशङ्क्याह—**तीर्थेष्विति** त्रिभिः।

આસુરીવૃત્તિનો આશ્રય કરીને (પશુઓનો વધ કર્યો) એટલે શું શિકાર પ્રવૃત્તિની નિંદા કરવામાં આવી છે? એવી શંકા કરે છે. કથાપક્ષે રાજા માટે શિકારનું વિધાન છે પરંતુ અધ્યાત્મપક્ષે પણ શું જીવ માટે વિષયભોગનું વિધાન છે? એવી શંકા કરીને ત્રણ શ્લોકોથી કહે છે — '**तीर्थेषु इति।**'

**तीर्थेषु प्रतिदृष्टेषु राजा मेध्यान्पशून्वने।**
**यावदर्थमलं लुब्धो हन्यादिति नियम्यते॥ ६**

શ્રાદ્ધમાં, (તેમાં પણ) પ્રસિદ્ધ શ્રાદ્ધ વગેરે હોય ત્યારે જ, (માત્ર) રાજા (જ), પવિત્ર પશુઓનો (અને તે પણ) વનમાં (જ) આવશ્યકતા અનુસાર (માંસમાં) અત્યંત આસક્ત હોઈ પશુવધ કરે, એમ (શિકારની ઉચ્છૃંખલ પ્રવૃત્તિને શાસ્ત્ર દ્વારા) નિયંત્રિત કરવામાં આવી છે.॥ ૬ ॥

अयं भावः—न हि मृगया विधीयते रागप्राप्तत्वात्किंतु नियम्यते प्रवृत्तिः संकोच्यते। नियममेव षड्विधं दर्शयति। यद्यलमत्यर्थं लुब्धो रागी सन् हन्यात्तर्हि तीर्थेषु श्राद्धादिष्वेव। तत्रापि प्रतिदृष्टेषु प्रख्यातेष्वेव न नित्यश्राद्धादिषु। तत्रापि राजैव मेध्यानेव वन एव यावदुपयोगमेवेति। एवं जीवस्य विषयसेवापि यावदुपयोगं न यथेष्टमिति नियम एवेत्यर्थः॥ ६॥

ભાવ આ પ્રમાણે છે — મૃગયા વિષે વેદ—આજ્ઞા નથી કારણ કે મૃગયા રાગપ્રાપ્ત (શોખ) છે, તેમ છતાં શાસ્ત્ર વડે શિકાર પ્રવૃત્તિનું '**नियम्यते**' નિયમન કરવામાં આવ્યું છે. શાસ્ત્રના નિયમને છ પ્રકારે દર્શાવે છે. જો '**अलम्**' અત્યંત આસક્ત હોય તો વધ કરે. તે પણ '**तीर्थेषु**' શ્રાદ્ધ વગેરેમાં જ. તેમાં પણ '**प्रतिदृष्टेषु**' પ્રસિદ્ધ શ્રાદ્ધ હોય ત્યારે જ, નિત્યના શ્રાદ્ધમાં નહીં. તેમાં પણ રાજા જ (શિકાર કરી શકે અને તે પણ) પવિત્ર પશુઓનો જ (અને વળી) વનમાં જ તથા આવશ્યકતા અનુસાર જ (પશુવધ કરે). આ પ્રમાણે જીવને વિષયસેવન પણ ઉપયોગ જેટલું જ હોવું જોઈએ, ઈચ્છાનુસાર નહીં, એવો જ નિયમ છે, એમ અર્થ છે. ॥ ૬ ॥

अतो नावश्यकत्वमित्याह—**य इति**।

આથી વિષયસેવનની આવશ્યકતા નથી, એમ કહે છે — '**यः इति।**'

**य एवं कर्म नियतं विद्वान् कुर्वीत मानवः।**
**कर्मणा तेन राजेन्द्र ज्ञानेन न स लिप्यते॥ ७**

હે રાજેન્દ્ર! આમ વિદ્વાન મનુષ્યે નિયત કરેલું કર્મ કરવું જોઈએ. તે (નિષ્કામ) કર્મથી પ્રાપ્ત થતા જ્ઞાનને કારણે આચરણમાં મૂકેલાં (તે અથવા બીજાં) કર્મોથી મનુષ્ય લેપાતો નથી. ॥ ૭ ॥

एवं नियतं कर्म विद्वान्। तेनेत्युपलक्षणम्। तेनान्येन वा कर्मणैवमनुष्ठितेन यज्ज्ञानं भवति तेन ज्ञानेन हेतुना सोऽनुष्ठाता न लिप्यते॥ ७॥

આમ, નિયત કર્મને જાણનાર– **'तेन'** 'તે કર્મથી' એ સૂચક શબ્દ છે. (નિષ્કામભાવે) આચરણમાં મૂકેલાં તે અથવા બીજાં કર્મો દ્વારા જે જ્ઞાન થાય છે, તે જ્ઞાનને કારણે તે અનુષ્ઠાન કરનાર લેપાતો નથી. ॥ ૭ ॥

**अन्यथा कर्म कुर्वाणो मानारूढो निबध्यते।**
**गुणप्रवाहपतितो नष्टप्रज्ञो व्रजत्यधः॥ ८**

નહીં તો (સ્વચ્છંદપણે કર્મ કરનાર મનુષ્ય નિયમનું ઉલ્લંઘન કરવાથી) કર્તૃત્વનું અભિમાન પામી કર્મોથી બંધાય છે અને ગુણપ્રવાહરૂપ સંસારમાં પડેલો તે નષ્ટબુદ્ધિવાળો થઈ અધોગતિ પામે છે. ॥ ૮॥

अन्यथा नियमोल्लङ्घनेनान्तःकरणशुद्ध्यभावात्। कर्तृत्वाभिमानमारूढः कर्मभिरनुबध्यते, ततश्च गुणप्रवाहे पतितोऽधो व्रजति॥ ८॥

**'अन्यथा'** નહીં તો નિયમોનું ઉલ્લંઘન કરવાથી અંતઃકરણશુદ્ધિ ન થવાથી કર્તૃત્વનું અભિમાન પામે છે અને કર્મો વડે બંધાય છે તથા ગુણપ્રવાહરૂપ સંસારમાં પડેલો તે અધોગતિને પામે છે.॥ ૮ ॥

प्रासङ्गिकं परिसमाप्य पुनर्मृगयामेवानुवर्णयति—**तत्रेति**।

પ્રસંગોપાત્ત વિષયનું સમાપન કરીને પુનઃ મૃગયાનું જ વર્ણન કરે છે— **'तत्र इति।'**

**तत्र निर्भिन्नगात्राणां चित्रवाजैः शिलीमुखैः।**
**विप्लवोऽभूद्दुःखितानां दुःसहः करुणात्मनाम्॥ ९**

તે વનમાં જાતજાતનાં પીછાંવાળાં બાણોથી વીંધાઈ ગયેલાં શરીરવાળાં દુઃખી પશુઓનો વિનાશ દયાળુઓને દુઃસહ થઈ પડ્યો. ॥ ૯ ॥

चित्रा वाजाः पक्षा येषां तैः। विप्लवो नाशः करुणात्मनां कृपालूनां दुःसहः॥ ९॥

જાતજાતનાં **'वाजाः'** પીછાં છે જેમને તે બાણોથી– **'विप्लवः'** નાશ **'करुणात्मनाम्'** દયાળુઓને દુઃસહ॥ ૯ ॥

**शशान् वराहान् महिषान् गवयान् रुरुशल्यकान्।**
**मेध्यानन्यांश्च विविधान् विनिघ्नन् श्रममध्यगात्॥ १०**

॥ १० ॥

સસલાં, સૂવરો, પાડાઓ, નીલગાયો, કૃષ્ણમૃગો તથા શેઢાઈઓ તેમ જ બીજાં અનેક યજ્ઞીય પશુઓનો સંહાર કરતો રાજા થાકી ગયો. ॥ ૧૦ ॥ ૧૦ ॥

तदेवं स्वप्नावस्था दर्शिता, इदानीं पुनरपि विवेकवत्या बुद्ध्या रममाणस्य पुत्रादिसंततिं प्रपञ्चयिष्यन् कथासौन्दर्याय तस्याः प्रणयकुपिताया अनुनयं प्रस्तावसहितमाह—**तत** इत्यारभ्य यावदध्यायसमाप्ति।

આ પ્રમાણે સ્વપ્નાવસ્થા દર્શાવાઈ. હવે ફરીથી વિવેકવતી બુદ્ધિ સાથે ક્રીડા કરતા જીવની પુત્રાદિ સંતતિને વિસ્તારપૂર્વક કહેતાં કથાના સૌન્દર્ય માટે પ્રણયકુપિત થયેલી વિવેકબુદ્ધિરૂપી સ્ત્રીની વિનવણીને પ્રસ્તાવસહિત **'ततः'**થી માંડીને અધ્યાય સમાપ્ત થાય ત્યાં સુધી કહે છે.

**ततः क्षुत्तृट्परिश्रान्तो निवृत्तो गृहमेयिवान्।**
**कृतस्नानोचिताहारः संविवेश गतक्लमः॥ ११**

एयिवान् आगतः। कृतं स्नानमुचित आहारश्च येन। संविवेश शय्यामाश्रितः॥ ११॥

**आत्मानमर्हयांचक्रे धूपालेपस्त्रगादिभिः।**
**साध्वलंकृतसर्वाङ्गो महिष्यामादधे मनः॥ १२**
॥ १२॥

**तृप्तो हृष्टः सुदृप्तश्च कन्दर्पाकृष्टमानसः।**
**न व्यचष्ट वरारोहां गृहिणीं गृहमेधिनीम्॥ १३**

गृहमेधिनीं सात्त्विकीं बुद्धिं, राजस्यां बुद्ध्यां वर्तमानो नापश्यत्॥ १३॥

**अन्तःपुरस्त्रियोऽपृच्छद्विमना इव वेदिषत्।**
**अपि वः कुशलं रामाः सेश्वरीणां यथा पुरा॥ १४**

वेदिषत् हे प्राचीनबर्हिः। अन्तःपुरस्त्रियस्त–त्सखीः। सेश्वरीणां स्वामिनीसहितानाम्। यथा पुरेत्यादि पृथग्वाक्यम्॥ १४॥

**न तथैतर्हि रोचन्ते गृहेषु गृहसंपदः।**
**यदि न स्याद्गृहे माता पत्नी वा पतिदेवता।**
**व्यङ्गे रथ इव प्राज्ञः को नामासीत दीनवत्॥ १५**

व्यङ्गे चक्रादिहीने॥ १५॥

**क्व वर्तते सा ललना मज्जन्तं व्यसनार्णवे।**
**या मामुद्धरते प्रज्ञां दीपयन्ती पदे पदे॥ १६**

ત્યારે ક્ષુધા અને તૃષાથી શિથિલ થયેલો તે (વનમાંથી) નિવૃત્ત થઈ ઘરે પાછો ફર્યો. સ્નાન તથા યોગ્ય આહાર કરી, શ્રમ દૂર કરી તેણે શય્યામાં લંબાવ્યું. ॥ ૧૧ ॥

**'एयिवान्'** આવ્યો– જેણે સ્નાન તથા યોગ્ય આહાર કર્યો તે પુરંજન **'संविवेश'** શય્યામાં સૂતો॥ ૧૧ ॥

ધૂપ, ચંદન, પુષ્પમાળા વગેરેથી પોતાના શરીરને સુસજ્જ કર્યું તથા સર્વ અંગો જેણે સુંદર રીતે શણગાર્યાં તેવા તેણે રાણીમાં મન લગાડ્યું. ॥ ૧૨॥ ૧૨ ॥

(ભોજનાદિથી) તૃપ્ત, આનંદિત, અતિ ગર્વિષ્ઠ અને કામદેવથી આકર્ષાયેલા મનવાળા તેણે ઘરનો નિર્વાહ કરનારી પોતાની સુંદરી ભાર્યાને જોઈ નહીં. ॥ ૧૩ ॥

**'गृहमेधिनीम्'** (ઘરનો નિર્વાહ કરનારી અર્થાત્) ધર્મમાં પ્રવર્તાવનારી સાત્ત્વિકી બુદ્ધિને (ન જોઈ કારણ કે) પોતે રાજસી બુદ્ધિમાં રહેતો તેથી તે જીવે સાત્ત્વિક બુદ્ધિ જોઈ નહીં. ॥ ૧૩ ॥

હે પ્રાચીનબર્હિ! ઉદાસ જેવા થઈ તેણે અંતઃપુરની સ્ત્રીઓને પૂછ્યું: 'હે સુંદરીઓ, તમારી સ્વામિની સહિત તમે પહેલાંની જેમ કુશળ છો ને?' ॥ ૧૪ ॥

**'वेदिषत्'** હે પ્રાચીનબર્હિ! **'अन्तःपुरस्त्रियः'** અંતઃપુરની સ્ત્રીઓને અર્થાત્ રાણીની સખીઓને, **'स–ईश्वरीणाम्'** સ્વામિની સહિત– પહેલાંની જેમ, એ જુદું વાક્ય છે. ॥ ૧૪ ॥

આજે ઘરમાં ઘરની સંપત્તિ પહેલાંની જેમ ગમતી નથી. જો ઘરમાં માતા અથવા પતિપરાયણ ભાર્યા ન હોય તો પૈડાં વિનાના રથ જેવા ઘરમાં કયો ડાહ્યો માણસ દીનની જેમ પડ્યો રહે? ॥ ૧૫ ॥

**'वि–अङ्गे'** પૈડાં વગરના રથમાં ॥ ૧૫ ॥

તે લલના ક્યાં છે, જે ડગલે ને પગલે મારી બુદ્ધિને ચેતવતી, દુઃખરૂપી સમુદ્રમાં ડૂબતા મને ઉગારી લે છે? ॥ ૧૬ ॥

रामा ऊचुः

**नरनाथ न जानीमस्त्वत्प्रिया यद्व्यवस्यति।**
**भूतले निरवस्तारे शयानां पश्य शत्रुहन्॥ १७**

निरवस्तारे आस्तरणरहिते॥ १७॥

नारद उवाच

**पुरंजनः स्वमहिषीं निरीक्ष्यावधुतां भुवि।**
**तत्सङ्गोन्मथितज्ञानो वैक्लव्यं परमं ययौ॥ १८**

अवधुतां त्यक्तदेहादराम्। तत्सङ्गेनोन्मथितं व्याकुलं ज्ञानं यस्य॥ १८॥

**सान्त्वयन् श्लक्ष्णया वाचा हृदयेन विदूयता।**
**प्रेयस्याः स्नेहसंरम्भलिङ्गमात्मनि नाभ्यगात्॥ १९**

स्नेहसंरम्भः प्रणयकोपस्तस्य लिङ्गं कुटिलदृष्ट्यादि स्वस्मिन्न लब्धवान्॥ १९॥

**अनुनिन्येऽथ शनकैर्वीरोऽनुनयकोविदः।**
**पस्पर्श पादयुगलमाह चोत्सङ्गलालिताम्॥ २०**

उत्सङ्गमारोप्य लालिताम्॥ २०॥

पुरंजन उवाच

**नूनं त्वकृतपुण्यास्ते भृत्या येष्वीश्वराः शुभे।**
**कृतागःस्वात्मसात्कृत्वा शिक्षादण्डं न युञ्जते॥ २१**

कृतमागोऽपराधो यैस्तेषु। आत्मसात्कृत्वा अस्मदधीनोऽयमिति मत्वा शिक्षार्थं दण्डं न कुर्वन्ति ते भृत्या मन्दभाग्याः॥ २१॥

**परमोऽनुग्रहो दण्डो भृत्येषु प्रभुणार्पितः।**
**बालो न वेद तत्तन्वि बन्धुकृत्यममर्षणः॥ २२**

**સુંદરીઓ બોલી** – 'હે નરપતિ, તમારી પ્રિયા શું કરવા ધારે છે, તે અમે નથી જાણતી. હે શત્રુહંતા, જુઓ, (કંઈ પણ) પાથર્યા વિના ભૂમિ પર પડેલાં છે!' ॥ ૧૭ ॥

'**निरवस्तारे**' પાથરણારહિત પૃથ્વી પર ॥ ૧૭ ॥

**નારદજી બોલ્યા** – પોતાની રાણીને એમ શરીરની દરકાર વિના પૃથ્વી પર પડેલી જોઈ પુરંજન અત્યંત વ્યાકુળ થઈ ગયો (કારણ કે) તે સ્ત્રીના સંગથી જ તેનું જ્ઞાન નષ્ટ થયું હતું. ॥ ૧૮ ॥

'**अवधुताम्**' શરીરની દરકાર વિનાની રાણીને, તેના સંગથી '**उन्मथितम्**' નષ્ટ થયું છે જ્ઞાન જેનું॥ ૧૮ ॥

ભારે હૃદયે મધુર વાણીથી સમજાવતા તેને પોતાની પ્રેયસીમાં પોતાના પ્રત્યે પ્રણય-પ્રકોપનું કારણ મળ્યું નહીં. ॥ ૧૯ ॥

'**स्नेहसंरम्भः**' પ્રણયપ્રકોપ– તેનું કારણ, પોતાને વિષે કુટિલ દૃષ્ટિ વગેરે કરવાનું કારણ મળ્યું નહીં.॥ ૧૯ ॥

મનાવવામાં કુશળ એવા વીર પુરંજને પછી તેને ધીરેથી સમજાવવા માંડી. બંને પગને પસવાર્યા અને પોતાના ખોળામાં લઈ, લાડ પામતી તેને કહેવા લાગ્યો. ॥ ૨૦ ॥

ખોળામાં બેસાડી, લાડ પામતી તેને ॥ ૨૦ ॥

**પુરંજન બોલ્યો** – હે શુભા, અપરાધ કરનારા જે સેવકો ઉપર તેમના સ્વામીઓ તેમને પોતાના માનીને શિક્ષા નથી કરતા તે સેવકો ખરેખર અભાગી છે. ॥ ૨૧ ॥

કરવામાં આવ્યો છે '**आगः**' અપરાધ જેમના દ્વારા તેમની ઉપર, '**आत्मसात् कृत्वा**' આ અમારે અધીન છે, એમ માનીને સ્વામીઓ શિક્ષા માટે દંડ નથી કરતા તે સેવકો અભાગી છે. ॥ ૨૧ ॥

હે સુકુમારી, સ્વામી દ્વારા સેવક ઉપર ફરમાવવામાં આવેલી સજા એ પરમ કૃપા છે. (શિક્ષા મળવાથી) ક્રોધે ભરાયેલો મૂર્ખ સેવક સ્વામીનો તે શિક્ષારૂપી ઉપકાર સમજી શકતો નથી. ॥ ૨૨ ॥

यतः परमोऽनुग्रहो दण्डः, यस्तु दण्डतो विषीदति सोऽज्ञ इत्याह—बाल इति। बन्धुकृत्यं शिक्षाकरणम्। अमर्षणः क्रोधी॥ २२॥

**સા ત્વં** — 

**सा त्वं मुखं सुदति सभ्रुवनुरागभार-**
**व्रीडाविलम्बविलसद्धसितावलोकम्।**
**नीलालकालिभिरुपस्कृतमुन्नसं नः**
**स्वानां प्रदर्शय मनस्विनि वल्गुवाक्यम्॥ २३**

हे सुदति हे सुभ्रु हे मनस्विनि, सा त्वमस्माकं स्वामिनी, अतः स्वानां मुखं प्रदर्शय। कीदृशम्। अनुरागभारेण व्रीडया यो विलम्बो मन्थरता तेन विलसन्हसितावलोको यस्मिन्। नीला अलका एवालयस्तैरुपस्कृतं भूषितम्। उन्नतनासिकम्। वल्गु वाक्यं यस्मिंस्तत्॥ २३॥

**तस्मिन्दधे दममहं तव वीरपत्नि**
**योऽन्यत्र भूसुरकुलात्कृतकिल्बिषस्तम्।**
**पश्ये न वीतभयमुन्मुदितं त्रिलोक्या-**
**मन्यत्र वै मुररिपोरितरत्र दासात्॥ २४**

हे वीरपत्नि वीरस्य मम भार्ये, यस्ते कृतापराधस्तस्मिन्नहं ब्राह्मणकुलादन्यत्रान्यस्मिन्मुररिपुदासादितरत्र च दमं दधे दण्डं करोमि। किंतु तं विगतभयमुच्चैर्मुदितं त्रिलोक्यामन्यत्र वै लोकत्रयाद्बहिरपि न पश्यामि। मद्भयादेवासौ मरिष्यतीत्यर्थः॥ २४॥

‘**यतः**’ કારણ કે સજા એ તો પરમકૃપા છે. શિક્ષા મળવાથી જે દુઃખી થાય છે તે તો મૂર્ખ છે, એમ કહે છે– ‘**बालः इति।**’ ‘**बन्धुकृत्यम्**’ કરવામાં આવેલી શિક્ષા– ‘**अमर्षणः**’ ક્રોધી ॥ ૨૨ ॥

હે સુંદર દંતાવલિવાળી, હે મનોહર ભમરોવાળી, હે મનસ્વિની, સ્નેહના ભારયુક્ત લજ્જાથી થતા વિલંબને કારણે વિલસતા મંદસ્મિતયુક્ત દૃષ્ટિપાતવાળું, નીલ અલકાવલિરૂપ ભમરાઓથી વિભૂષિત તથા ઉન્નત નાસિકાવાળું અને મધુર વચન બોલનારું મુખ તું તારા સ્વજનો એવા અમને બતાવ ને? ॥ ૨૩ ॥

હે સુંદર દંતાવલિવાળી, હે મનોહર ભમરોવાળી, હે મનસ્વિની, તે તું અમારી સ્વામિની છે. આથી તારા સ્વજનોને મુખ દર્શાવ ને! કેવું મુખ? અનુરાગના ભારથી આવતી લજ્જાથી જે ‘**विलम्बः**’ મંદ ગતિ છે, તેને કારણે વિલસતો મંદસ્મિતયુક્ત દૃષ્ટિપાત છે જેમાં, શ્યામ ઝુલફાં એ જ ભમરાઓ, તેમનાથી ‘**उपस्कृतम्**’ વિભૂષિત થતા ઉન્નત નાસિકાવાળા મુખને, મધુર વચન છે જેમાં તે મુખને (બતાવ)! ॥ ૨૩ ॥

હે વીરપત્ની, બ્રાહ્મણકુળ સિવાય કે ભગવાન મુરરિપુના દાસ સિવાય બીજા જે કોઈએ તારો અપરાધ કર્યો હોય તેને હું સજા કરું, પરંતુ (એ બંને સિવાય તારો અપરાધ કરનાર) ત્રણ લોકમાં કે તેનાથી બહાર નિર્ભયતાપૂર્વક અને અતિઆનંદપૂર્વક રહી શકે તેવા કોઈને હું જોતો નથી. ॥ ૨૪ ॥

‘**हे वीरपत्नि**’ વીર એવા મારી હે ભાર્યા, જે કોઈએ તારો અપરાધ કર્યો હોય તેને હું, બ્રાહ્મણકુળ સિવાયના ‘**अन्यत्र**’ બીજાને તથા ભગવાન મુરરિપુના દાસ સિવાય બીજાને ‘**दमं दधे**’ દંડ કરું, પરંતુ નિર્ભયતાપૂર્વક અને અતિઆનંદપૂર્વક ત્રણેય લોકમાં કે ‘**अन्यत्र**’ ત્રણેય લોકની બહાર બીજે રહી શકે તેવાને હું જોતો નથી. મારા ભયથી જ તે મરી જશે, એમ અર્થ છે. ॥ ૨૪ ॥

**वक्त्रं न ते वितिलकं मलिनं विहर्षं**
**संरम्भभीममविमृष्टमपेतरागम् ।**
**पश्ये स्तनावपि शुचोपहतौ सुजातौ**
**बिम्बाधरं विगतकुङ्कुमपङ्करागम्॥ २५**

તિલક વિનાનું, ઉદાસ, પડી ગયેલું, ક્રોધને કારણે બિહામણું, કાન્તિહીન તથા સ્નેહશૂન્ય એવું તારું મુખ (આ પહેલાં) મેં (ક્યારેય) જોયું નથી. તેમ જ તારાં આ સુંદર સ્તનોને પણ શોકાશ્રુથી ભિંજાયેલાં મેં જોયાં નથી; તેમ જ બિમ્બફળ જેવા તારા અધરોષ્ઠને પણ સ્નિગ્ધ કુંકમની લાલિમારહિત મેં કદી જોયા નથી. ॥ ૨૫ ॥

ते वक्त्रमितः पूर्वं कदाचिदपि वितिलकं न पश्यामि। संरम्भेण कोपावेशेन भीमं भयंकरम्। अविमृष्टमनुज्ज्वलम्। अपेतरागं स्नेहशून्यम्। तथा ते सुजातौ शोभनौ स्तनावपि शोकाश्रुभिरुपहतौ न पश्यामि। तथा बिम्बफलाकारमधरं च विगतः कुङ्कुमपङ्कतुल्यस्ताम्बूलरागो यस्मात्तादृशं न पश्यामि। इदानीं कुत एवं जातमिति शेषः। पाठान्तरे एवंभूतं मुखं स्तनौ च पश्यन् शं न विन्दामीत्यन्वयः। विगतः कुङ्कुमपङ्करागो याभ्यामिति स्तनयोर्विशेषणम्॥ २५ ॥

તારું મુખ આ પહેલાં કદાપિ મેં તિલક વિનાનું જોયું નથી. '**संरम्भेण**' ક્રોધના આવેશથી '**भीमम्**' ભયંકર, '**अविमृष्टम्**' ફીકું, '**अपेतरागम्**' સ્નેહ વિનાનું તેમ જ તારાં '**सुजातौ**' બંને સુંદર સ્તનો પણ શોકાશ્રુઓથી ભિંજાયેલાં મેં જોયાં નથી તથા બિમ્બફળ જેવા આકારનો અધરોષ્ઠ પણ સ્નિગ્ધ કુંકમ જેવો, લાલ તાંબૂલનો રંગ જેમાંથી ચાલ્યો ગયો છે, તેવો મેં જોયો નથી. અત્યારે કેમ આવો થઈ ગયો છે?– એટલું બાકી છે; (તે ઉમેરવું.) પાઠાન્તરમાં– આવું મુખ તથા સ્તનો જોતો હું શાંતિ નથી પામતો– એમ સંબંધ છે. ચાલ્યો ગયો છે સ્નિગ્ધ કુંકુમ જેવો રંગ જે બંનેમાંથી– એમ બંને સ્તનોનું વિશેષણ છે. ॥ ૨૫ ॥

**तन्मे प्रसीद सुहृदः कृतकिल्बिषस्य**
**स्वैरं गतस्य मृगयां व्यसनातुरस्य।**
**का देवरं वशगतं कुसुमास्त्रवेग-**
**विस्त्रस्तपौंस्नमुशती न भजेत कृत्ये॥ २६**

તેથી નિરંકુશપણે (શિકારની) આદતથી વિવશ થઈ શિકારે ગયેલા, અપરાધ કરનાર સુહૃદ એવા મારી ઉપર તું પ્રસન્ન થઈ જા. કામદેવના બાણથી અધીરા થયેલા તેમ જ પોતાને વશ થયેલા કાન્તને ઉચિત કાર્ય માટે કામના કરવામાં આવેલી કઈ કામિની ન સેવે? ॥ ૨૬ ॥

तत्तस्मात्कृतं किल्बिषमपराधो येन तस्य। किल्बिषमेवाह। स्वैरं स्वातन्त्र्येण त्वामपृष्ट्वा मृगयां गतस्य। देवो देवनं क्रीडा तां राति ददातीति

'**तत्**' તેથી કર્યો છે '**किल्बिषम्**' અપરાધ જેણે તેને– (ક્યો) અપરાધ (કર્યો છે) તે જ જણાવે છે. '**स्वैरम्**' સ્વતંત્રપણે, તને પૂછ્યા વિના શિકાર કરવા ગયેલા (મને)– ('**देवरम्**' શબ્દને સમજાવે છે.) '**देवः**' એટલે '**देवनम्**' અર્થાત્ ક્રીડા. તે ક્રીડા '**राति**' આપે છે

देवरः कान्तस्तम्। कामवेगेन विस्रस्तं गतं पौंस्नं पौरुषं धैर्यं यस्य तम्। उशती कामयमाना कृत्ये कर्तुं योग्येऽर्थे का न भजेत॥ २६॥

તે દેવર અર્થાત્ કાન્ત, તેને. કામના વેગથી **'विस्रस्तम्'** ગયું છે **'पौंस्नम्'** પૌરુષ અર્થાત્ ધૈર્ય જેનું તે પતિને, **'उशती'** કામના કરવામાં આવેલી **'कृत्ये'** કરવા યોગ્ય કાર્ય માટે કઈ કામિની ન સ્વીકારે? ॥ ૨૬ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां चतुर्थस्कन्धे षड्विंशोऽध्यायः॥ २६॥

इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां षड्विंशोऽध्यायः॥ २६॥

*****

# अथ सप्तविंशोऽध्यायः

## પુરંજનના નગર પર ચંડવેગનું આક્રમણ અને કાળકન્યાના ચરિત્રનું વર્ણન

सप्तविंशे प्रियापुत्राद्यासक्त्या विस्मृतात्मनः।
कालकन्याद्युपाख्यानैर्जरारोगाद्युदीर्यते ॥ १

સત્યાવીસમા અધ્યાયમાં પ્રિયા, પુત્ર વગેરેની આસક્તિને કારણે આત્માની વિસ્મૃતિ પામેલા પુરંજનને ઘડપણ, રોગ વગેરે થયાં, તે સર્વને કાળકન્યા વગેરેના ઉપાખ્યાન દ્વારા કહેવામાં આવે છે. ॥ ૧ ॥

तदेवं जीवस्यानुनयादिकथासौन्दर्येणात्यन्तमुपाधिवश्यत्वमुक्त्वा तन्निमित्तां संसारपरम्परां निरूपयितुमाह—**इत्थमिति**।

આ પ્રમાણે જીવનાં મનામણાં વગેરેની સુંદર કથા દ્વારા જીવ ઉપાધિને કેવો અત્યંત વશ થઈ જાય છે તે કહીને હવે તેને કારણે જીવને કેવી સંસારની પરંપરા પ્રાપ્ત થાય છે તે દર્શાવવા માટે કહે છે— **'इत्थम् इति।'**

नारद उवाच

**इत्थं पुरंजनं सम्यग्वशमानीय विभ्रमैः।**
**पुरंजनी महाराज रेमे रमयती पतिम्॥ १**

**નારદજી બોલ્યા** – હે મહારાજ, આ પ્રમાણે પુરંજનને ચેનચાળાથી સારી રીતે વશ કરીને પુરંજની પતિને આનંદિત કરતી વિહાર કરવા લાગી. ॥ ૧ ॥

अत्र च प्रतिपदं कथंचिदध्यात्मपक्षेऽपि योजयितुं शक्यमेव। श्रीनारदेन तु जीवस्य स्त्रीपुरुषवासनादार्ढ्येन विचित्रा संसृतिर्भवतीत्येतावदेव कथातात्पर्यं दर्शितम्।

'क्वचित्पुमान् क्वचिच्च स्त्री क्वचिन्नोभयमन्धधीः।
देवो मनुष्यस्तिर्यग्वा यथाकर्मगुणं भवः॥'

इति वदता। तत्रादौ पुंस्त्वेन संसृतिरध्यायत्रयेणोक्ता। ततश्चैकेनाध्यायेन स्त्रीत्वेन संसृतिं प्रदर्श्येश्वरप्रसादलब्धज्ञानेन मोक्ष इत्युक्तम्।

અહીં પ્રત્યેક પદ કોઈને કોઈ રીતે અધ્યાત્મપક્ષે પણ ઘટાવવું શક્ય તો છે પરંતુ જીવને સ્ત્રી-પુરુષની વાસના દૃઢ થવાથી વિચિત્ર સંસાર પ્રાપ્ત થાય છે, એટલું જ કથાનું તાત્પર્ય શ્રીનારદજી દ્વારા દર્શાવવામાં આવ્યું છે.

'અંધબુદ્ધિવાળો જીવ કોઈ વખત પુરુષ, કોઈ વખત સ્ત્રી, કોઈ વખત નપુંસક, કોઈ વખત દેવ, મનુષ્ય કે પશુ-પક્ષીરૂપે પોતાનાં કર્મ અને ગુણ અનુસાર જન્મ પામે છે.' (શ્રીમદ્ ભા.૪/૨૯/૨૯) એમ કહેતાં (વ્યાસજીએ) કથાનું તાત્પર્ય દર્શાવ્યું છે. તેમાં પૂર્વે ત્રણ અધ્યાયથી પુરુષરૂપે જીવનો સંસાર કહ્યો. ત્યારપછી એક અધ્યાય દ્વારા સ્ત્રીરૂપે જીવનો સંસાર દર્શાવીને ઈશ્વરની કૃપાથી થયેલા જ્ઞાનથી જીવનો મોક્ષ થાય છે, એમ કહેવાયું.

ततस्तदेव यथोपयोगं व्याख्यातमिति पञ्चाध्याय्यारम्भः प्रतीयते।

प्रतिपदमध्यात्मयोजना तु दुर्घटा निष्प्रयोजना चेति स्वप्रौढिख्यापनमनादृत्य यथोपयोगमेव व्याख्यास्यामः।

सध्र्यक् सम्यक्। विभ्रमैर्विलासैः॥ १॥

**स राजा महिषीं राजन्सुस्नातां रुचिराननाम्।**
**कृतस्वस्त्ययनां तृप्तामभ्यनन्ददुपागताम्॥ २**

कृतं स्वस्त्ययनं मङ्गलं कुङ्कुमसिन्दूरादिभिर्यस्यास्ताम्॥ २॥

**तयोपगूढः परिरब्धकन्धरो**
**रहोऽनुमन्त्रैरपकृष्टचेतनः।**
**न कालरंहो बुबुधे दुरत्ययं**
**दिवा निशेति प्रमदापरिग्रहः॥ ३**

उपगूढः परिरब्धः। परिरब्धा कन्धरा तस्या येन। रह एकान्ते। अनुमन्त्रैरनुकूलैर्गुह्यभाषणैः। अपकृष्टा चेतना विवेको यस्य। कालरंह आयुर्व्ययम्। प्रमदैव परिग्रहो न ज्ञानसाधनं यस्य॥ ३॥

**शयान उन्नद्धमदो महामना**
**महार्हतल्पे महिषीभुजोपधिः।**
**तामेव वीरो मनुते परं यत-**
**स्तमोऽभिभूतो न निजं परं च यत्॥ ४**

महार्हतल्पे उत्कृष्टशय्यायां शयानः। महिष्या भुज उपधिरुपधानमुच्छीर्षकं यस्य। अविसर्गपाठे

ત્યારપછી આ જ રૂપકની ઉપયોગિતા અનુસાર વ્યાખ્યા કરી છે. એ માટે પાંચ અધ્યાયવાળા આખ્યાનનો આરંભ થયેલો જણાય છે.

પ્રત્યેક પદે અધ્યાત્મ-અર્થ ઘટાવવો મુશ્કેલ છે તેમ જ નિરર્થક છે, માટે પાંડિત્યનું પ્રદર્શન રહેવા દઈને ઉપયોગ પૂરતી જ વ્યાખ્યા કરીએ છીએ.

**'सध्र्यक्'** સારી રીતે– **'विभ्रमैः'** હાવભાવોથી॥૧॥

હે રાજા પ્રાચીનબર્હિ, સુંદર રીતે સ્નાન કરેલી તથા માંગલિક શૃંગાર કરેલી, મનોહર મુખવાળી (અન્નાદિ ભોજન-પાનાદિથી) તૃપ્ત થઈ પોતાની પાસે આવેલી રાણીને તે રાજાએ આવકાર આપ્યો. ॥ ૨॥

કરવામાં આવ્યો છે **'स्वस्ति-अयनम्'** કુંકુમ, સિંદૂર વગેરે દ્વારા માંગલિક શૃંગાર જેનો તે રાણીને॥ ૨ ॥

તે રાણી દ્વારા આલિંગન પામેલા, રાણીની કોટે વળગી પડેલા, એકાંતમાં મનોનુકૂલ પ્રેમ-પ્રલાપોથી વિવેકજ્ઞાન ભૂલેલા, તે સ્ત્રી જ જેનું સાધન છે તેવા રાજાને દિવસ અને રાતરૂપે વીતતા કાળના દુર્લંઘ્ય વેગનું ભાન રહ્યું નહીં. ॥ ૩ ॥

**'उपगूढः'** આલિંગન પામેલો– જેના દ્વારા તે (રાણી)ની ડોક આલિંગિત થઈ **'रहः'** એકાન્તમાં, **'अनुमन्त्रैः'** અનુકૂળ ગુહ્ય ભાષણોથી, ચાલ્યો ગયો છે **'चेतना'** વિવેક જેનો– **'कालरंहः'** કાળના (દુસ્તર) વેગરૂપે વીતતું આયુષ્ય– પ્રમદા જ **'परिग्रहः'** જેનું સાધન છે, જેને જ્ઞાનરૂપ સાધન નથી. ॥ ૩ ॥

અતિશય મદથી છકેલો, મનસ્વી, મહામૂલ્યવાન શય્યા પર સૂનારો, પ્રિયાની ભુજાનું ઓશીકું કરનારો, વીર પુરંજન તે પ્રિયાને (પરમ) પુરુષાર્થ માનતો, પરંતુ અજ્ઞાનથી આવૃત થયેલો હોવાને કારણે આત્મા કે પરમાત્માના સ્વરૂપને માનતો (જાણતો) ન હતો.॥ ૪ ॥

**'महार्हतल्पे'** અતિ મૂલ્યવાન શય્યામાં સૂનારો, રાણીની **'भुजः'** ભુજા એ જ **'उपधिः'** માથું મૂકવાનું ઓશીકું છે જેનું– **'भुजोपधि'** એમ વિસર્ગરહિત પાઠમાં એ શયનક્રિયાનું વિશેષણ બને અર્થાત્ પ્રિયાની ભુજાનું

शयनक्रियाविशेषणम्। तां महिषीमेव परं पुरुषार्थममन्यत न तु यन्निजं रूपं ब्रह्म तत्। तमसाऽज्ञानेनाभिभूतो यतः ॥ ४ ॥

ઓશીકું બને તે રીતે (સૂનારો)– તે રાણીને જ **'परम्'** પુરુષાર્થ માનતો પરંતુ આત્માનું જે (મૂળ) સ્વરૂપ બ્રહ્મ છે તેને જાણતો ન હતો કારણ કે **'तमसा'** અજ્ઞાનથી આવૃત થયેલો હતો. ॥ ૪ ॥

**तयैवं रममाणस्य कामकश्मलचेतसः।**
**क्षणार्धमिव राजेन्द्र व्यतिक्रान्तं नवं वयः ॥ ५ ॥ ५ ॥**

હે રાજેન્દ્ર, આ પ્રમાણે તેની સાથે રમણ કરતા, કામથી મોહિત થયેલા ચિત્તવાળા પુરંજનનું યૌવન અર્ધી ક્ષણની જેમ વીતી ગયું. ॥ ૫ ॥ ૫ ॥

**तस्यामजनयत्पुत्रान्पुरंजन्यां पुरंजनः।**
**शतान्येकादश विराडायुषोऽर्धमथात्यगात् ॥ ६**

**दुहितॄर्दशोत्तरशतं पितृमातृयशस्करीः।**
**शीलौदार्यगुणोपेताः पौरंजन्यः प्रजापते ॥ ७**

હે પ્રજાપતિ (પ્રાચીનબર્હિ), સમ્રાટ પુરંજને તે પુરંજનીમાં અગિયારસો પુત્રો તથા માતા-પિતાના યશને વધારનારી અને શીલ, ઔદાર્ય વગેરે ગુણોવાળી એકસો દસ પૌરંજની (પુત્રીઓ) ઉત્પન્ન કરી– એમ (વિષયભોગલંપટતામાં) તેના આયુષ્યનો અર્ધો ભાગ વીતી ગયો. ॥ ૬॥ ૭ ॥

पुत्रानिन्द्रियपरिणामान्। दुहितॄस्तदनन्तरं बुद्धिवृत्तीः। पुत्रसंख्या च बाहुल्यमात्रविवक्षया। दुहितृसंख्या तु पुत्रेभ्यो न्यूनत्वेन गार्हस्थ्य-सौन्दर्यार्थमेव। विराट् सम्राट्। आयुषोऽर्ध-मित्याद्यपि कथासौन्दर्यार्थमेव ॥ ६ ॥

**'पुत्रान्'** ઇન્દ્રિયોનાં પરિણામરૂપ પુત્રોને– **'दुहितॄः'** ત્યાર પછી ઇન્દ્રિયોની વૃત્તિઓરૂપ પુત્રીઓને– પુત્રોની સંખ્યા ઇન્દ્રિયોનાં અનેક પરિણામોની અધિકતા દર્શાવવાની ઇચ્છાથી કહેલી છે પરંતુ પુત્રીઓની સંખ્યા પુત્રોની સંખ્યા કરતાં ઓછી હોવાથી ગૃહસ્થજીવનનું સૌન્દર્ય જ દર્શાવે છે. **'विराट्'** સમ્રાટ પુરંજન– આયુષ્યનો અર્ધભાગ વગેરે કથન પણ કથાના સૌન્દર્ય માટે જ છે. ॥ ૬ ॥

पुरंजनकन्यात्वात्पौरंजन्यः। हे प्रजापते ॥ ७ ॥

પુરંજનની કન્યાઓ હોવાથી **'पौरञ्जन्यः'** કહ્યું છે. હે પ્રજાપતિ (પ્રાચીનબર્હિ)! ॥ ૭ ॥

**स पञ्चालपतिः पुत्रान्पितृवंशविवर्धनान्।**
**दारैः संयोजयामास दुहितॄः सदृशैर्वरैः ॥ ८**

તે પંચાલપતિ પુરંજને પિતાના વંશને વધારનારા પોતાના પુત્રોને વધૂઓ સાથે અને પુત્રીઓને યોગ્ય વરો સાથે પરણાવ્યાં. ॥ ૮ ॥

दारैः परिणामानन्तरं हिताहितचिन्ताभिः। वरैरुचितविषयभोगैः ॥ ८ ॥

**'दारैः'** ઇન્દ્રિયોના પરિણામ પછીની ઇન્દ્રિયોની વૃત્તિઓરૂપ હિત-અહિતની ચિંતારૂપી સ્ત્રીઓ સાથે પુત્રોને અને **'वरैः'** યોગ્ય વિષયભોગરૂપી વરો સાથે બુદ્ધિની વૃત્તિરૂપી કન્યાઓને ॥ ૮ ॥

**पुत्राणां चाभवन्पुत्रा एकैकस्य शतं शतम्।**
**यैर्वै पौरंजनो वंशः पञ्चालेषु समेधितः ॥ ९**

પુત્રોમાંના પ્રત્યેકને સો સો પુત્રો થયા, જેમનાથી પુરંજનનો વંશ પંચાલ દેશમાં વૃદ્ધિ પામ્યો. ॥ ૯ ॥

पुत्राणां पुत्राः कर्माणि। पञ्चालेषु शब्दादि-विषयेषु॥ ९॥

**तेषु तद्रिक्थहारेषु गृहकोशानुजीविषु।**
**निरूढेन ममत्वेन विषयेष्वन्वबध्यत॥ १०**

तेषु पुत्रादिषु तेषामपि ये रिक्थहाराः पुत्रास्तेषु च॥ १०॥

**ईजे च क्रतुभिर्घोरैर्दीक्षितः पशुमारकैः।**
**देवान्पितॄन्भूतपतीन्नानाकामो यथा भवान्॥ ११**

॥ ११ ॥

**युक्तेष्वेवं प्रमत्तस्य कुटुम्बासक्तचेतसः।**
**आससाद स वै कालो योऽप्रियः प्रिययोषिताम्॥ १२**

युक्तेष्वात्महितेषु कर्मस्वनवहितस्य। स वै कालो जरासमयः॥ १२॥

**चण्डवेग इति ख्यातो गन्धर्वाधिपतिर्नृप।**
**गन्धर्वास्तस्य बलिनः षष्ट्युत्तरशतत्रयम्॥ १३**

चण्डवेगः संवत्सरेणावर्तमानेनोपलक्षितः। गन्धर्वा दिवसाः॥ १३॥

**गन्धर्व्यस्तादृशीरस्य मैथुन्यश्च सितासिताः।**
**परिवृत्त्या विलुम्पन्ति सर्वकामविनिर्मिताम्॥ १४**

गन्धर्व्यो रात्रयः। तादृशीस्तादृश्यः। मैथुन्यो दिवसैर्मिथुनीभूय स्थिताः सिताश्चासिताश्च शुक्लकृष्णपक्षीयाः परिभ्रमणेन सर्वैः कामैः सह विनिर्मितां पुरीमपहरन्ति॥ १४॥

પુત્રોના પુત્રો એટલે અનેક પ્રકારનાં કર્મો– પંચાલ દેશમાં એટલે શબ્દાદિ વિષયોમાં ॥ ૯ ॥

તે પુત્રોમાં, તેમના વારસો લેનારા પુત્રોમાં, ગૃહકોશ તથા સેવકોમાં દૃઢ મમતા થવાથી પુરંજન વિષયોમાં બંધાઈ ગયો. ॥ ૧૦ ॥

**'तेषु'** તે પુત્રાદિમાં, તેમનામાં પણ જેઓ **'रिक्थहाराः'** તેમના વારસો લેનારા પુત્રો છે તેમનામાં ॥ ૧૦ ॥

અનેક કામનાવાળા તેમણે પણ તમારી જેમ યજ્ઞદીક્ષા લઈ પશુહિંસામય ઘોર યજ્ઞોથી દેવો, પિતૃઓ તથા ભૂતપતિઓનું પૂજન કરવા માંડ્યું. ॥ ૧૧॥ ૧૧ ॥

આ પ્રમાણે આત્મકલ્યાણનાં કર્મોમાં અસાવધાન અને કુટુંબમાં આસક્ત મનવાળા પુરંજનનો એ (વૃદ્ધાવસ્થાનો)જ કાળ આવી પહોંચ્યો, કે જે સ્ત્રીલંપટ પુરુષોને અપ્રિય હોય છે. ॥૧૨॥

**'युक्तेषु'** આત્મકલ્યાણનાં કર્મોમાં અસાવધાન એવા પુરંજનનો તે જ **'कालः'** વૃદ્ધાવસ્થાનો કાળ ॥ ૧૨॥

હે પ્રાચીનબર્હિ રાજા, ચંડવેગ નામનો પ્રખ્યાત ગંધર્વરાજ છે. તેના ત્રણસો સાઈઠ મહાબળવાન ગંધર્વો છે. ॥ ૧૩ ॥

**'चण्डवेगः'** આવર્તન પામતા વર્ષ દ્વારા સૂચિત થતો કાળનો ઉગ્રવેગ– **'गन्धर्वाः'** ગંધર્વોરૂપી દિવસો॥૧૩॥

આ ચંડવેગની, ગંધર્વો સાથે જોડાઈને રહેતી તેટલી જ શુક્લ અને કૃષ્ણ વર્ણની ગંધર્વીઓ કામનાઓથી ભરેલી નગરીને પરિભ્રમણ દ્વારા (પુનઃ પુનઃ આવૃત્તિ કરીને) લૂંટે છે. ॥ ૧૪ ॥

**'गन्धर्व्यः'** ગંધર્વીઓરૂપી રાત્રિઓ– **'तादृशीः'** **तादृश्यः** (હોવું જોઈએ), તેટલા જ દિવસોરૂપ ગંધર્વો સાથે **'मैथुन्यः'** જોડાઈ રહે છે. **'सिता-असिताः च'** સુદપક્ષની રાત્રિઓ શુક્લ વર્ણની તથા વદપક્ષની રાત્રિઓ કૃષ્ણ વર્ણની છે. પરિભ્રમણ દ્વારા (ફરી ફરીને આવતી રાત્રિરૂપી ગંધર્વીઓ) સર્વ કામનાઓથી ભરેલી નગરીને લૂંટે છે. ॥ ૧૪ ॥

**ते चण्डवेगानुचराः पुरंजनपुरं यदा।**
**हर्तुमारेभिरे तत्र प्रत्यषेधत्प्रजागरः॥ १५**

ચંડવેગના તે અનુચરો (ગંધર્વો-ગંધર્વીઓ)એ પુરંજનનું નગર લૂંટવાનો આરંભ કર્યો, ત્યારે (પાંચ ફણારૂપ પ્રાણવાળા) પ્રજાગર નામના નાગે તેમને રોક્યા. ॥ ૧૫ ॥

प्रजागरः प्राणः॥ १५॥

**'प्रजागरः'** (પાંચ ફણારૂપ પાંચ) પ્રાણરૂપી પ્રજાગર નાગ ॥ ૧૫ ॥

**स सप्तभिः शतैरेको विंशत्या च शतं समाः।**
**पुरंजनपुराध्यक्षो गन्धर्वैर्युयुधे बली॥ १६**

પુરંજનની નગરીનો અધ્યક્ષ તે બળવાન નાગ સાતસો વીસ અનુચરો સાથે સો વર્ષ સુધી એકલો લડ્યો. ॥ ૧૬ ॥

विंशत्या च सह॥ १६॥

(સાતસો) અને વીસની સાથે ॥ ૧૬ ॥

**क्षीयमाणे स्वसंबन्धे एकस्मिन्बहुभिर्युधा।**
**चिन्तां परां जगामार्तः सराष्ट्रपुरबान्धवः॥ १७**

પોતાનો એકમાત્ર સંબંધી અનેકની સાથે યુદ્ધ કરવાથી બળહીન થયો ત્યારે પુરંજન દેશ, નગર તથા કુટુંબીજનો સાથે દુ:ખી થઈ ખૂબ ચિંતા કરવા લાગ્યો. ॥ ૧૭ ॥

स्वसंबन्धे स्वसंबन्धिनि प्राणे॥ १७॥

**'स्वसम्बन्धे'** પોતાનો સંબંધી (પ્રજાગર નામનો) પ્રાણ (બળહીન) થયો ત્યારે ॥૧૭ ॥

**स एव पुर्यां मधुभुक्पञ्चालेषु स्वपार्षदैः।**
**उपनीतं बलिं गृह्णन्स्त्रीजितो नाविदद्भयम्॥ १८**

(તેમ છતાં પણ મધ જેવાં) ક્ષુદ્ર સુખો ભોગવનાર તે જ પુરંજને પંચાલ દેશમાં પોતાની નગરીમાં, પોતાના પાર્ષદો(રૂપી ઇન્દ્રિયો) દ્વારા લાવી આપેલા કર(રૂપ વિષયો) ભોગવતાં, સ્ત્રીવશ થઈ આવેલા (મૃત્યુરૂપ) ભયને જોયો નહીં. ॥ ૧૮ ॥

स एव मधुभुक् क्षुद्रसुखभोक्ता। स्वपार्षदैरिन्द्रियैः। नाविदन्नालोचितवान्॥ १८॥

**'मधुभुक्'** મધ જેવાં ક્ષુદ્ર સુખો ભોગવનાર તે જ પુરંજને **'स्वपार्षदैः'** પોતાના સેવકોરૂપી ઇન્દ્રિયો દ્વારા– **'न-अविदत्'** જોયો નહીં. ॥ ૧૮ ॥

**कालस्य दुहिता काचित्त्रिलोकीं वरमिच्छती।**
**पर्यटन्ती न बर्हिष्मन्प्रत्यनन्दत कश्चन॥ १९**

હે પ્રાચીનબર્હિ, વરની કામના કરતી, ત્રણેય લોકમાં ભટકતી કાળની એક કન્યા હતી. તેને કોઈએ પસંદ કરી નહીં. ॥ ૧૯ ॥

कालस्य दुहिता जरास्ति तां न प्रत्यनन्दत नैच्छत्। बर्हिष्मन् हे प्राचीनबर्हिः॥ १९॥

કાળની કન્યા વૃદ્ધાવસ્થા છે, તેને કોઈએ **'न-प्रत्यनन्दत'** પસંદ કરી નહીં. **'हे बर्हिष्मन्'** હે પ્રાચીનબર્હિ ॥ ૧૯ ॥

**दौर्भाग्येनात्मनो लोके विश्रुता दुर्भगेति सा।**
**या तुष्टा राजर्षये तु वृताऽदात्पूरवे वरम्॥ २०**

પોતાના દુર્ભાગ્યથી તે લોકમાં 'દુર્ભગા' નામથી પ્રખ્યાત થઈ હતી, જેણે પ્રસન્ન થઈ રાજર્ષિ પૂરુને વરદાન આપ્યું હતું. ॥ ૨૦ ॥

पूरवे ययातिपुत्राय। तेन वृता सती वरमदात्। ययातिः शुक्रशापाज्जरां प्राप्य पुत्रानुवाच इमां गृह्णीतेति, तां ज्येष्ठाश्चत्वारो न जगृहुः पूरुस्तु जगृहे, ततो ययातिस्तस्मै राज्यं ददाविति जरैवादादित्युक्तम्॥ २०॥

યયાતિના પુત્ર '**पूरवे**' પૂરુને (વરદાન આપ્યું હતું). તે પૂરુ દ્વારા વરણ કરવામાં આવ્યું ત્યારે (કાળકન્યા જરાએ) વરદાન આપ્યું હતું. શુક્રાચાર્યના શાપને કારણે યયાતિએ વૃદ્ધાવસ્થા મેળવીને પુત્રોને કહ્યું કે આ વૃદ્ધાવસ્થાને ગ્રહણ કરો. મોટા ચાર પુત્રોએ તે વૃદ્ધાવસ્થા સ્વીકારી નહીં, પરંતુ પૂરુએ (પિતાની વૃદ્ધાવસ્થા) સ્વીકારી. તેથી યયાતિએ તે પૂરુને રાજ્ય આપ્યું, એટલે જરાએ જ આપ્યું, એમ કહેવાયું. ॥ ૨૦ ॥

**कदाचिदटमाना सा ब्रह्मलोकान्महीं गतम्।**
**वव्रे बृहद्व्रतं मां तु जानती काममोहिता॥ २१**

એક વખત બ્રહ્મલોકમાંથી પૃથ્વી પર આવેલા મને, તે ભટકતી કાળપુત્રીએ, નૈષ્ઠિક બ્રહ્મચારી જાણતી હોવા છતાં કામથી મોહિત થઈને પરણવાની ઈચ્છા કરી. ॥૨૧॥

सा जरा। बृहद्व्रतं नैष्ठिकम्॥ २१॥

'**सा**' તે કાળકન્યા જરાએ '**बृहद्व्रतम्**' નૈષ્ઠિક બ્રહ્મચારી એવા મને ॥ ૨૧ ॥

**मयि संरभ्य विपुलमदाच्छापं सुदुःसहम्।**
**स्थातुमर्हसि नैकत्र मद्याच्ञाविमुखो मुने॥ २२**

(મેં તેનો અનાદર કર્યો ત્યારે) મારા ઉપર ક્રોધ કરીને તેણે મને અતિ દુઃસહ શાપ આપ્યો– 'ઓ મુનિ, મારી માગણીનો અસ્વીકાર કરનાર તું એક સ્થળે ટકવાને લાયક નથી.' ॥ ૨૨ ॥

प्रत्याख्यातवति मयि संरभ्य क्रोधं कृत्वा नैकत्र स्थातुमर्हसीति शापमदात्॥ २२॥

મેં અનાદર કર્યો ત્યારે મારા ઉપર '**संरभ्य**' ક્રોધ કરીને, 'એક સ્થળે રહેવા યોગ્ય નથી.' એમ શાપ આપ્યો. ॥ ૨૨ ॥

**ततो विहतसंकल्पा कन्यका यवनेश्वरम्।**
**मयोपदिष्टमासाद्य वव्रे नाम्ना भयं पतिम्॥ २३**

ત્યાર પછી નિરાશ થયેલી તે કાળકન્યાએ મેં બતાવેલા, 'ભય' નામના યવનરાજ પાસે જઈ, તેનું પતિ તરીકે વરણ કર્યું. ॥ ૨૩ ॥

आधयो व्याधयश्च यवनास्तेषामीश्वरं भयनामानं वव्रे॥ २३॥

આધિઓ અને વ્યાધિઓ એટલે '**यवनाः**'— તેમના 'ભય' નામના સ્વામીનું (પતિ તરીકે) વરણ કર્યું. ॥ ૨૩ ॥

**ऋषभं यवनानां त्वां वृणे वीरेप्सितं पतिम्।**
**संकल्पस्त्वयि भूतानां कृतः किल न रिष्यति॥ २४**

'હે વીર, યવનોમાં શ્રેષ્ઠ એવા તમને હું પ્રિય પતિ તરીકે વરણ કરું છું. પ્રાણીઓની તમારા પ્રતિ કરેલી પ્રાર્થના સાચે જ, નિષ્ફળ નથી જતી.' ॥૨૪॥

हे वीर, त्वामीप्सितं पतिं वृणे। न रिष्यति न नश्यति॥ २४॥

હે વીર, પ્રાપ્ત કરવા માટે અભિલષિત પતિ તરીકે તમને વરું છું. '**रिष्यति**' નિષ્ફળ જતી નથી.॥ ૨૪ ॥

**द्वाविमावनुशोचन्ति बालावसदवग्रहौ।**
**यल्लोकशास्त्रोपनतं न राति न तदिच्छति॥ २५**

'જે પુરુષ લોકમાં તથા વેદમાં આપવા યોગ્ય કહેલી કોઈ વસ્તુ (પોતાની પાસે હોવા છતાં બીજા માગણી કરનારને) આપતો નથી તેમ જ લોકમાં તથા વેદમાં લેવા યોગ્ય કહેલી વસ્તુ(પોતાની મેળે મળતી હોય છતાં ) લેતો નથી, એ બંને મૂર્ખ અને દુરાગ્રહી મનુષ્યોની (સત્પુરુષો) નિંદા કરે છે.' ॥ ૨૫ ॥

लोकतो वेदतश्च यद्देयत्वेन ग्राह्यत्वेन चोपनतं प्राप्तं तद्याच्यमानं यो न ददाति यश्च दीयमानं नेच्छति न गृह्णाति इमौ द्वौ कर्मभूतावनुशोचन्ति सन्तः ॥ २५ ॥

લોકની દૃષ્ટિએ તથા વેદની દૃષ્ટિએ જે આપવા યોગ્ય અને સ્વીકારવા યોગ્ય તરીકે **'उपनतम्'** પ્રાપ્ત થયેલી વસ્તુની માગણી કરવામાં આવતાં જે આપતો નથી તથા જે વસ્તુ આપવામાં આવતી હોવા છતાં **'न इच्छति'** સ્વીકારતો નથી, આ બંને કર્મભૂત મનુષ્યોની સત્પુરુષો નિંદા કરે છે. ॥ ૨૫ ॥

**अथो भजस्व मां भद्र भजतीं मे दयां कुरु।**
**एतावान्पौरुषो धर्मो यदार्ताननुकम्पते॥ २६**

'માટે હે ભદ્ર, (આપની) સેવા કરનારી મને (આપ) સ્વીકારો તથા મારા પર દયા કરો! પુરુષ દ્વારા કરવા યોગ્ય ધર્મ આટલો જ છે કે દુ:ખી ઉપર દયા કરવી.' ॥ ૨૬ ॥

पुरुषेण कर्तव्यो धर्मः पौरुषः ॥ २६ ॥

પુરુષ દ્વારા કરવા યોગ્ય ધર્મ એટલે **'पौरुषः'** ॥ ૨૬ ॥

**कालकन्योदितवचो निशम्य यवनेश्वरः।**
**चिकीर्षुर्देवगुह्यं स सस्मितं तामभाषत॥ २७**

કાળકન્યાએ કહેલું વચન સાંભળીને દેવોનું ગુપ્ત કાર્ય કરવાની ઈચ્છાવાળા તે યવનરાજે તેને સસ્મિત કહ્યું: ॥ ૨૭ ॥

देवगुह्यं मरणम्। तद्धि प्राणिनां वैराग्यानुदयाय देवैर्गोप्यते॥ २७॥

**'देवगुह्यम्'** દેવોએ ગુપ્ત રાખેલું મરણ, (પ્રાણીઓ જો પોતાના મરણને 'અમુક દિવસે થનારું' જાણી જાય તો વૈરાગ્યવાન બનીને ભજન કરવા માંડે માટે) પ્રાણીઓને વૈરાગ્ય ન જાગે તે માટે દેવો દ્વારા તે મરણને ગુપ્ત રાખવામાં આવે છે. ॥૨૭ ॥

**मया निरूपितस्तुभ्यं पतिरात्मसमाधिना।**
**नाभिनन्दति लोकोऽयं त्वामभद्रामसंमताम्॥ २८**

મારી જ્ઞાનદૃષ્ટિથી તારે માટે પતિ જોઈ રાખ્યો છે. આ બધા લોકો અમંગળ અને અમાન્ય એવી તને પસંદ કરતા નથી. ॥ ૨૮॥

तुभ्यं तव। आत्मसमाधिना ज्ञानदृष्ट्या। याच्यमानोऽयं लोकस्त्वां नेच्छति॥ २८॥

**'तुभ्यम्'** તારે માટે **'आत्मसमाधिना'** જ્ઞાનદૃષ્ટિથી–યાચના કરાતો આ લોક તને ઈચ્છતો નથી.॥ ૨૮ ॥

**त्वमव्यक्तगतिर्भुङ्क्ष्व लोकं कर्मविनिर्मितम्।**
**या हि मे पृतनायुक्ता प्रजानाशं प्रणेष्यसि॥ २९**

(માટે) કર્મથી ઉત્પન્ન કરેલા (સમગ્ર) લોકને કોઈ ન જાણે તેમ ગુપ્ત રીતે (પતિ તરીકે) ભોગવ. મારી જે યવનસેના છે તેની સાથે જોડાઈને તું પ્રજાનો નાશ કરીશ. ॥ ૨૯ ॥

अतोऽव्यक्तगतिः कुतः प्राप्तेत्यलक्षितगतिः सती लोकमाक्रम्य भुङ्क्ष्व। एवं सर्वोऽपि लोकस्तव पतिः स्यादित्यर्थः। न चैवं त्वया शङ्कनीयं प्रतिकूलां मां लोको हनिष्यतीति। यस्मात्त्वमेव प्रजानाशं करिष्यसीत्याह—या हीति। या मदीया यवनपृतना तया युक्ता॥ २९॥

માટે **'अव्यक्तगतिः'** કેવી રીતે આવી– એમ દેખાય નહીં તેવી ગતિવાળી થઈ લોકમાં ઘૂસી જઈને લોકને ભોગવ. આ રીતે સમગ્ર લોક તારો પતિ થશે, એમ અર્થ છે. વળી, તારે એવી શંકા કરવા જેવી નથી કે પ્રતિકૂળ એવી મને લોક હણી નાખશે કારણ કે તું જ પ્રજાનો નાશ કરીશ, એમ કહે છે— **'या हि इति।'** જે મારી યવનસેના છે તેનાથી યુક્ત એવી તું ॥ ૨૯ ॥

**प्रज्वारोऽयं मम भ्राता त्वं च मे भगिनी भव।**
**चराम्युभाभ्यां लोकेऽस्मिन्नव्यक्तो भीमसैनिकः॥ ३०**

'પ્રજ્વાર' નામનો આ મારો ભાઈ છે અને તું મારી બહેન બની જા, એટલે તમારા બંનેની સાથે ભયંકર સૈનિકોને લઈ, કોઈને ન દેખાતો હું આ લોકમાં વિચરીશ. ॥ ૩૦ ॥

किंच। प्रज्वार इति। मारको वैष्णवो ज्वरः माहेश्वरस्य व्याध्यन्तःपातित्वात्। भीमा घोराः सैनिका यस्य॥ ३०॥

વળી, **'प्रज्वारः इति।'** પ્રજ્વાર નામનો વૈષ્ણવ જ્વર (જેના દેવ વિષ્ણુ છે) તે મારક અર્થાત્ મારી નાખનારો છે, કારણ કે મહેશ્વર સંબંધી વ્યાધિઓમાં તેનો સમાવેશ થાય છે. **'भीमाः'** ભયંકર સૈનિકો છે જેના ॥ ૩૦ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां चतुर्थस्कन्धे सप्तविंशोऽध्यायः॥ २७॥

इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां सप्तविंशोऽध्यायः॥ २७॥

❋❋❋❋❋

# अथाष्टाविंशोऽध्यायः

## પુરંજનને સ્ત્રીયોનિની પ્રાપ્તિ તથા અવિજ્ઞાતના ઉપદેશથી તેની મુક્તિ

अष्टाविंशे तु वैदर्भ्याख्यानेन स्त्रीविचिन्तया।
स्त्रीत्वं प्राप्तस्य दैवेन कदाचिन्मुक्तिरुच्यते॥ १

અઠ્યાવીસમા અધ્યાયમાં વૈદર્ભીના આખ્યાન દ્વારા સ્ત્રીનું ચિંતન કરવાને કારણે સ્ત્રીત્વ પ્રાપ્ત કરેલા રાજા પુરંજનની દૈવયોગથી કોઈ કાળે મુક્તિ થઈ, તે કહેવામાં આવે છે. ॥ ૧ ॥

इदानीं तु पुरंजनस्य पुंदेहत्यागपूर्वकं स्त्रीत्वप्रकारमाह—सैनिका इत्यादि राजसिंहस्य वेश्मनीत्यन्तेन।

હવે પુરંજનના પુરુષશરીરના ત્યાગસહિત સ્ત્રીશરીરનો પ્રકાર કહે છે – **'सैनिकाः इति।'** વગેરેથી રાજા રાજસિંહના ગૃહમાં (સુંદરી કન્યા બન્યો, શ્લોક ૨૮) સુધી.

**नारद उवाच**

**सैनिका भयनाम्नो ये बर्हिष्मन् दिष्टकारिणः।**
**प्रज्वारकालकन्याभ्यां विचेरुरवनीमिमाम्॥ १**

**નારદજી બોલ્યા** – હે પ્રાચીનબર્હિ, ભય નામધારી યવનરાજના જે આજ્ઞાંકિત સેવકો હતા, તેઓ પ્રજ્વાર અને કાળકન્યા સાથે આ ભૂતળ પર વિચરણ કરવા લાગ્યા. ॥ ૧ ॥

दिष्टं दैवं कुर्वन्त्यधिकुर्वन्तीति तथा। मृत्योरादेशकारिण इति वा॥ १॥

**त एकदा तु रभसा पुरंजनपुरीं नृप।**
**रुरुधुर्भौमभोगाढ्यां जरत्पन्नगपालिताम्॥ २**

जरत्पन्नगेन जीर्णप्राणेन पालिताम्॥ २॥

**कालकन्यापि बुभुजे पुरंजनपुरं बलात्।**
**ययाभिभूतः पुरुषः सद्यो निःसारतामियात्॥ ३**
॥ ३॥

**तयोपभुज्यमानां वै यवनाः सर्वतोदिशम्।**
**द्वार्भिः प्रविश्य सुभृशं प्रार्दयन्सकलां पुरीम्॥ ४**

द्वार्भिश्चक्षुरादिभिः रोगरूपेण प्रविश्य॥ ४॥

**तस्यां प्रपीड्यमानायामभिमानी पुरंजनः।**
**अवापोरुविधांस्तापान्कुटुम्बी ममताकुलः॥ ५**

**कन्योपगूढो नष्टश्रीः कृपणो विषयात्मकः।**
**नष्टप्रज्ञो हृतैश्वर्यो गन्धर्वयवनैर्बलात्॥ ६**

कन्यया जरयोपगूढः संस्तत्प्रतिक्रियां न लेभे इति तृतीयेनान्वयः। हृतैश्वर्य उत्थानादिष्वशक्तः॥ ५॥ ६॥

**विशीर्णां स्वपुरीं वीक्ष्य प्रतिकूलाननादृतान्।**
**पुत्रान्पौत्रानुगामात्यान् जायां च गतसौहृदाम्॥ ७**

**'दिष्टम्'** દૈવને તેનું કાર્ય કરવા માટે અધિકાર આપે તેવા અથવા મૃત્યુ(રૂપ ભય નામના યવનરાજ)ના આજ્ઞાંકિત સેવકો. ॥ ૧ ॥

હે નૃપ, એક દિવસ તેઓએ પૃથ્વી પરના સર્વ ભોગોથી ભરપૂર અને વૃદ્ધ સર્પથી રક્ષાયેલી એવી પુરંજનની નગરીને ઝડપથી ઘેરી લીધી. ॥ ૨ ॥

**'जरत्पन्नगेन'** વૃદ્ધ સર્પથી રક્ષાયેલી નગરીને॥ ૨ ॥

કાળકન્યા જરાએ પણ પુરંજનની નગરીને બળાત્કારથી ભોગવવા માંડી કે જેનાથી પરાભવ પામેલો પુરુષ તરત જ નિર્બળતા પ્રાપ્ત કરે છે. ॥ ૩ ॥ ૩ ॥

તે કાળકન્યા દ્વારા ભોગવાતી નગરીમાં યવનો (રૂપી રોગો) ચારે બાજુથી (જુદા જુદા) દરવાજાઓ દ્વારા પેસી જઈને આખી નગરીને અત્યંત દુઃખ દેવા લાગ્યા. ॥ ૪ ॥

**'द्वार्भिः'** ચક્ષુ વગેરે દરવાજાઓ દ્વારા રોગરૂપે પ્રવેશીને ॥ ૪ ॥

તે નગરીને અત્યંત પીડિત કરવામાં આવી ત્યારે (આ નગરીરૂપી શરીર મારું છે, એવા) અભિમાનવાળો, (બુદ્ધિ, ઈન્દ્રિય, મન વગેરેરૂપ પુત્ર-પૌત્રાદિ) કુટુંબ-કબીલાવાળો, મમતા હોવાને કારણે વ્યાકુળ, કાળકન્યા(રૂપ જરા) વડે ગ્રસ્ત થયેલો, જેની શોભા નાશ પામી છે તેવો, દીન, વિષયાસક્ત, ગંધર્વો અને યવનો દ્વારા જેનું ઐશ્વર્ય બળપૂર્વક હરી લેવામાં આવ્યું છે તેવો અને નષ્ટ પામેલી વિવેકબુદ્ધિવાળો પુરંજન અનેક પ્રકારના સંતાપ પામ્યો. ॥ ૫॥ ૬ ॥

જરારૂપી કન્યા દ્વારા વળગી પડાયેલો હોઈ, તેનો પ્રતીકાર કરી શક્યો નહીં, એમ આનાથી ત્રીજા શ્લોક(૮) સાથે સંબંધ છે. **'हृत-ऐश्वर्यः'** હરાઈ ગયું છે ઐશ્વર્ય જેનું તેવો, ઊભા થવા માટે પણ અસમર્થ ॥ ૫ ॥ ૬ ॥

છિન્નભિન્ન થયેલી પોતાની નગરીને પ્રતિકૂળ થઈ અનાદર કરતા પુત્રો-પૌત્રો-અનુચરો-અમાત્યોને તથા સ્નેહશૂન્ય થયેલી પત્નીને જોઈને ॥ ૭ ॥

प्रतिकूलाननपेक्षितविषयप्रापणान् अनादृता-नादरमकुर्वाणान्, स्वाधीनत्वाभावात्। अनुगा इन्द्रियाणि। अमात्या इन्द्रियदेवाः। गतसौहृदा-मध्यवसायाभावात्॥ ७॥

**'प्रतिकूलान्'** અનપેક્ષિત વિષયની પ્રાપ્તિવાળા થવાથી પ્રતિકૂળ થઈ, **'अनादृतान्'** આદર ન કરતા પુત્રાદિને, પોતાને અધીન ન હોવાથી **'अनुगाः'** ઈન્દ્રિયો, **'अमात्याः'** ઈન્દ્રિયોના દેવો, **'गतसौहृदाम्'** પત્નીરૂપ બુદ્ધિને (અભિલષિત વિષયો પ્રાપ્ત ન થવાથી) નિશ્ચયાત્મક ન હોવાને કારણે સ્નેહરહિત ॥ ૭ ॥

**आत्मानं कन्यया ग्रस्तं पञ्चालानरिदूषितान्।**
**दुरन्तचिन्तामापन्नो न लेभे तत्प्रतिक्रियाम्॥ ८**

કાળકન્યા દ્વારા ગ્રસ્ત થયેલા પોતાને તેમ જ શત્રુઓ દ્વારા ભ્રષ્ટ થયેલા પંચાલોને જોઈને અપાર ચિંતામાં ડૂબેલા તે પુરંજનને તેનો ઉપાય જડ્યો નહીં. ॥૮॥

कन्यया जरया ग्रस्तम्। पञ्चालान्विषयान्। अरिभिर्व्याध्यादिभिर्दूषितान्॥ ८॥

કાળકન્યા જરા વડે ગ્રસ્ત થયેલા પોતાને **'पञ्चालान्'** પંચાલોરૂપી વિષયોને, **'अरिभिः'** શત્રુરૂપી રોગો દ્વારા ભ્રષ્ટ થયેલાઓને ॥ ૮ ॥

**कामानभिलषन्दीनो यातयामांश्च कन्यया।**
**विगतात्मगतिस्नेहः पुत्रदारांश्च लालयन्॥ ९**

કાળકન્યાને કારણે નિઃસાર વિષયો થવા છતાં (તેમની) લાલસા રાખતો તથા પત્ની અને પુત્રનું લાલન-પાલન કરતો, પરલોકની ગતિથી અને પુત્રાદિના સ્નેહથી વંચિત દીન પુરંજન ॥ ૯ ॥

कालकन्यया हेतुभूतया। यातयामान्निःसारानपि कामानभिलषन्। विगता आत्मनो गतिः पारलौकिकी ऐहिकः पुत्रादिस्नेहश्च यस्य सः। गतिः स्नेहादिति वा पाठः। स राजा पुरंजनो हातुं प्रचक्रमे उपक्रान्तवानिति द्वयोरन्वयः॥ ९॥

કાળકન્યાને કારણે **'यातयामान्'** નિઃસાર વિષયો થવા છતાં તેમની લાલસા કરતો, **'विगता आत्मनो गतिः'** પરલોકની ગતિ અને આ લોકના પુત્રાદિનો સ્નેહ ચાલ્યાં ગયાં છે જેનાં તે પુરંજન– **'गतिः स्नेहात्'** પાઠ હોય તો, સ્નેહને કારણે પરલોકની ગતિથી જે વંચિત થયો છે તેવો પુરંજન **'हातुं प्रचक्रमे'** (નગરીને) છોડવા તૈયાર થયો, એમ બે શ્લોકોનો સંબંધ છે.॥ ૯ ॥

**गन्धर्वयवनाक्रान्तां कालकन्योपमर्दिताम्।**
**हातुं प्रचक्रमे राजा तां पुरीमनिकामतः॥ १०**

ગંધર્વો અને યવનોથી ઘેરાયેલી તથા કાળકન્યા દ્વારા કચડી નાખવામાં આવેલી તે નગરીને અનિચ્છાએ છોડવા તૈયાર થયો. ॥૧૦॥

अनिकामतोऽनिच्छयापि॥ १०॥

**'अनिकामतः'** (નગરીરૂપી શરીર છોડવાની) ઈચ્છા ન હોવા છતાં ॥ ૧૦ ॥

**भयनाम्नोऽग्रजो भ्राता प्रज्वारः प्रत्युपस्थितः।**
**ददाह तां पुरीं कृत्स्नां भ्रातुः प्रियचिकीर्षया॥ ११**

॥ ११ ॥

ભય નામના યવનરાજનો મોટો ભાઈ પ્રજ્વાર ત્યાં આવ્યો અને ભાઈનું પ્રિય કરવાની ઈચ્છાથી તેણે તે આખી નગરીને બાળવા માંડી. ॥ ૧૧॥ ૧૧ ॥

**तस्यां संदह्यमानायां सपौरः सपरिच्छदः।**
**कौटुम्बिकः कुटुम्बिन्या उपातप्यत सान्वयः॥ १२**

सपरिच्छदो भृत्यवर्गसहितः। कुटुम्बेन दीव्यतीति कौटुम्बिकः। कुटुम्बिन्या। सन्धिर्नात्र विवक्षितः। सान्वयः पुत्रादिसहितः॥ १२॥

તે નગરી બળતી હતી ત્યારે નગરવાસીઓ અને પરિજનો, કુટુંબની સ્વામિની તથા પુત્રાદિસહિત (પૂર્વે) કુટુંબ સાથે આનંદ કરનાર પુરંજન ખૂબ દુ:ખી થયો. ॥ ૧૨ ॥

**'सपरिच्छदः'** સેવકવર્ગ સહિત, કુટુંબ સાથે ક્રીડા કરે તે **'कौटुम्बिकः', 'कुटुम्बिन्या'** કુટુંબની સ્વામિની સહિત– અહીં સંધિ વિવક્ષિત નથી. (**कुटुम्बिन्यो–पातप्यत**, એમ સંધિ થવી જોઈએ.) **'स-अन्वयः'** પુત્રાદિ સહિત ॥ ૧૨ ॥

**यवनोपरुद्धायतनो ग्रस्तायां कालकन्यया।**
**पुर्यां प्रज्वारसंसृष्टः पुरपालोऽन्वतप्यत॥ १३**

यवनैरुपरुद्धान्यायतनानि यस्य स पुरपालः ॥ १३॥

કાળકન્યા વડે નગરી ગ્રસ્ત થઈ ત્યારે જેનાં સ્થાન યવનો દ્વારા ઘેરી લેવામાં આવ્યાં તેવો પ્રજ્વારથી પીડા પામેલો નગરીનો રક્ષક નાગ પણ સંતાપ પામ્યો. ॥ ૧૩ ॥

યવનો દ્વારા ઘેરી લેવામાં આવ્યાં છે સ્થાન જેનાં તેવો નગરીનો રક્ષક નાગ ॥ ૧૩ ॥

**न शेके सोऽवितुं तत्र पुरुकृच्छ्रोरुवेपथुः।**
**गन्तुमैच्छत्ततो वृक्षकोटरादिव सानलात्॥ १४**

पुरु बहु कृच्छ्रं तेन उरुर्वेपथुर्यस्य। वृक्षकोटरादिव सर्पः॥ १४॥

મહાન સંકટથી અત્યંત ધ્રૂજતો તે નાગ (નગરીનું) રક્ષણ કરી શક્યો નહીં. અગ્નિથી બળતા વૃક્ષની બખોલમાંથી સાપ નાસવા ઈચ્છે તેમ તેણે પછી નાસી જવાની ઈચ્છા કરી. ॥ ૧૪ ॥

**'पुरु'** અતિશય દુ:ખ, તેને કારણે અત્યંત ધ્રૂજારી થઈ છે જેને, વૃક્ષની બખોલમાંથી સાપ (નાસી જવા ઈચ્છે તેમ) ॥ ૧૪ ॥

**शिथिलावयवो यर्हि गन्धर्वैर्हृतपौरुषः।**
**यवनैररिभी राजन्नुपरुद्धो रुरोद ह॥ १५**

कण्ठे उपरुद्धो रुरोद घुरघुरध्वनिं चकार॥ १५॥

હે (પ્રાચીનબર્હિ) રાજા, જ્યારે પુરંજનના અંગ-પ્રત્યંગ શિથિલ થયાં ત્યારે ગંધર્વો દ્વારા હરી લેવામાં આવેલા સામર્થ્યવાળો તથા યવનો અને શત્રુઓ દ્વારા ઘેરાઈ ગયેલો પુરંજન રડવા લાગ્યો. ॥ ૧૫ ॥

ગળામાં અવરોધ થવાથી **'रुरोद'** ઘરેડા કાઢવા માંડ્યો; અર્થાત્ મરતી વખતનો 'ઘરડ ઘરડ' અવાજ કરવા માંડ્યો. ॥ ૧૫ ॥

**दुहितॄः पुत्रपौत्रांश्च जामिजामातृपार्षदान्।**
**स्वत्वावशिष्टं यत्किंचिद्गृहकोशपरिच्छदम्॥ १६**

**अहंममेति स्वीकृत्य गृहेषु कुमतिर्गृही।**
**दध्यौ प्रमदया दीनो विप्रयोग उपस्थिते॥ १७**

દીકરીઓ, પુત્રો, પૌત્રો, વહુઓ, જમાઈઓ, નોકરો અને પોતાના માત્ર (કહેવા પૂરતા) બાકી રહેલાં ઘર, ખજાનો તથા ઘરવખરીનો વિચાર કરવા લાગ્યો. હું અને મારાપણાનો ભાવ રાખવાથી કુમતિ અને ગૃહાસક્ત એવો પુરંજન (પોતાની) પ્રમદા સાથે વિયોગ થવાનો પ્રસંગ આવતાં દીન બની ગયો. ॥ ૧૬ ॥ ૧૭ ॥

दुहित्रादीन्दध्यावित्युत्तरेणान्वयः। जामयोऽत्र स्नुषाः। स्वत्वमात्रेणावशिष्टम्। भोगस्तु प्रागेव क्षीणः॥ १६॥ १७॥

ध्यानमेवाह—**लोकान्तरमिति**।

**लोकान्तरं गतवति मय्यनाथा कुटुम्बिनी।**
**वर्तिष्यते कथं त्वेषा बालकाननुशोचती॥ १८ ॥ १८॥**

**न मय्यनाशिते भुङ्क्ते नास्नाते स्नाति मत्परा।**
**मयि रुष्टे सुसंत्रस्ता भर्त्सिते यतवाग्भयात्॥ १९**

अनाशितेऽभोजिते। भर्त्सिते भर्त्सने कृते यतवाग्भवति॥ १९॥

**प्रबोधयति माऽविज्ञं व्युषिते शोककर्शिता।**
**वर्त्मैतद्गृहमेधीयं वीरसूरपि नेष्यति॥ २०**

अविज्ञमविवेकिनं माम्। व्युषिते देशान्तरं गते। गृहमेधीयं वर्त्म गृहधर्ममपि किं नेष्यत्यनु-वर्तयिष्यति। युक्तमेतत्। यतो वीरसूः पुत्रवती। किंवा मद्विरहमसहमाना मरिष्यत्येवेत्यर्थः॥ २०॥

**कथं नु दारका दीना दारकीर्वाऽपरायणाः।**
**वर्तिष्यन्ते मयि गते भिन्ननाव इवोदधौ॥ २१**

न विद्यते परमयनमाश्रयो येषां तेऽपरायणाः पुत्राः कन्याश्च। यद्वा पराश्रयाः कन्याः। भिन्ना नौर्येषाम्॥ २१॥

**एवं कृपणया बुद्ध्या शोचन्तमतदर्हणम्।**
**ग्रहीतुं कृतधीरेनं भयनामाऽभ्यपद्यत॥ २२**

**'जामयः'** એટલે અહીં પુત્રવધૂઓ. પોતાનાં માત્ર કહેવા પૂરતાં જ બાકી રહેલાં ઘર વગેરે, કારણ કે તે સર્વનો ભોગ તો પૂર્વે નષ્ટ થઈ ગયો હતો. ॥ ૧૬ ॥ ૧૭ ॥

(અંતકાળે કરેલા) ચિંતનનું વર્ણન કરે છે—**'लोकान्तरम् इति।'**

હું પરલોકમાં પ્રયાણ કરીશ ત્યારે અનાથ થયેલી આ કુટુંબકબીલાવાળી મારી પત્ની, બાળકોનો શોક કરતી કેવી રીતે પોતાનું ગુજરાન ચલાવશે? ॥ ૧૮ ॥ ૧૮ ॥

મારી (સેવામાં) તત્પર એવી આ પત્ની હું ન ખાઉં તો ખાય નહીં, નહાઉં નહીં તો નહાય નહીં, હું ક્રોધ કરું તો અત્યંત ત્રાસ પામે અને તિરસ્કાર કરું તો ભયથી ચૂપ થઈ જાય. ॥ ૧૯ ॥

**'अनाशिते'** હું જમું નહીં તો– **'भर्त्सिते'** તિરસ્કાર કરું ત્યારે ચૂપ થઈ જાય ॥ ૧૯ ॥

(કોઈ વખત હું ભાન ભૂલી જાઉં તો) અવિવેકી એવા મને સચેત કરે, પરદેશ જાઉં તો શોકથી દૂબળી પડી જાય, વીરપુત્રની માતા એવી તે શું ગૃહસ્થાશ્રમના આ માર્ગને અનુસરશે? ॥ ૨૦ ॥

**'अविज्ञम्'** અવિવેકી એવા મને **'व्युषिते'** પરદેશના પ્રવાસે જાઉં ત્યારે **'गृहमेधीयं वर्त्मन्'** ગૃહસ્થનો (માર્ગ) ધર્મ શું ચલાવશે? ચલાવશે એ તો ઠીક છે કારણ કે તે **'वीरसूः'** વીરપુત્રની માતા છે અથવા મારા વિરહને સહન ન કરતી તે મરી જ જશે! એમ અર્થ છે.॥ ૨૦ ॥

(આ મારાં) દીન અને નિરાધાર એવા દીકરા-દીકરીઓ હું પરલોકમાં જઈશ ત્યારે સમુદ્રમાં ભાંગી ગયેલા વહાણવાળાઓની જેમ કેવી રીતે જીવશે?॥ ૨૧ ॥

રહ્યો નથી બીજો **'अयनम्'** આશ્રય જેમને તેવા નિરાધાર પુત્રો અને પુત્રીઓ અથવા (**'अपरायणाः'** ને બદલે) **'परायणाः'** પાઠમાં પરાધીન કન્યાઓ– તૂટી ગઈ છે નાવડી જેમની ॥ ૨૧॥

(વસ્તુતઃ પોતે બ્રહ્મસ્વરૂપ હોવાથી) શોક કરવા માટે અયોગ્ય એવા આ રીતે શોક કરતા આ પુરંજનને પકડી જવા માટે જેણે નિશ્ચય કર્યો હતો તેવો ભય નામનો યવનરાજ આવી પહોંચ્યો. ॥ ૨૨ ॥

अतदर्हणं वस्तुतस्तस्य ब्रह्मत्वात्॥ २२॥

**'અતદર્હણમ્'** વસ્તુતઃ બ્રહ્મસ્વરૂપ હોવાથી શોક કરવા માટે અયોગ્ય એવા તે પુરંજનને ॥ ૨૨॥

**पशुवद्यवनैरेष नीयमानः स्वकं क्षयम्।**
**अन्वद्रवन्ननुपथाः शोचन्तो भृशमातुराः॥ २३**

યવનો દ્વારા પોતાના સ્થાન (યમસદન)માં પશુની જેમ આ પુરંજન લઈ જવાતો હતો ત્યારે તેના માર્ગને અનુસરનારા સંબંધીઓ (રૂપી પ્રાણ, ઈન્દ્રિયો) પણ અત્યંત આતુર અને શોકાકુળ થઈ દોડવા લાગ્યા.॥ ૨૩ ॥

एष यदा क्षयं स्थानं नीयमानस्तदा अनुपथाः प्राणा इन्द्रियाणि च। तथा च श्रुतिः 'तमुत्क्रामन्तं प्राणोऽनूत्क्रामति प्राणमनूत्क्रामन्तं सर्वे प्राणा अनूत्क्रामन्ति' इति॥ २३॥

આ પુરંજન જ્યારે **'ક્ષયમ્'** (પોતાના) સ્થાન યમસદનમાં લઈ જવાતો હતો ત્યારે **'અનુપથાઃ'** અનુચરો, પ્રાણો અને ઈન્દ્રિયો પણ (પાછળ) દોડવા લાગ્યાં. તે અનુસાર શ્રુતિ છે– 'તે જીવ શરીર છોડે છે ત્યારે તેની પાછળ પ્રાણ ચાલ્યો જાય છે અને પ્રાણની પાછળ સર્વ ઈન્દ્રિયો ચાલી જાય છે.' (બૃહદા.ઉપ.૪/૪/૨)॥ ૨૩ ॥

**पुरीं विहायोपगत उपरुद्धो भुजङ्गमः।**
**यदा तमेवानु पुरी विशीर्णा प्रकृतिं गता॥ २४**

(યવનો વડે) ઘેરાયેલો નાગ (પ્રાણ) નગરી છોડીને (પુરંજનની પાછળ) નાસી ગયો એટલે છિન્ન-ભિન્ન થયેલી નગરી પોતાના મૂળ કારણમાં મળી ગઈ. ॥ ૨૪ ॥

प्रकृतिं महाभूतात्मताम्॥ २४॥

**'પ્રકૃતિમ્'** મૂળ કારણરૂપ પંચમહાભૂતોમાં નગરીરૂપી શરીર વિલીન થઈ ગયું. ॥ ૨૪ ॥

**विकृष्यमाणः प्रसभं यवनेन बलीयसा।**
**नाविन्दत्तमसाविष्टः सखायं सुहृदं पुरः॥ २५**

અતિ બળવાન યવન દ્વારા બળપૂર્વક ખેંચવામાં આવતા, અજ્ઞાનથી ઘેરાયેલા પુરંજનને પોતાના હિતૈષી, પુરાણા સખા (અવિજ્ઞાત)નું સ્મરણ થયું નહીં.॥ ૨૫ ॥

नाविन्दन्न सस्मार। पुरः पूर्वं सखायं सन्तमीश्वरम्॥ २५॥

**'ન-અવિન્દત્'** સ્મરણ થયું નહીં– **'પુરઃ'** પહેલાંના સખારૂપ ઈશ્વરનું સ્મરણ થયું નહીં, ॥ ૨૫ ॥

**तं यज्ञपशवोऽनेन संज्ञप्ता येऽदयालुना।**
**कुठारैश्चिच्छिदुः क्रुद्धाः स्मरन्तोऽमीवमस्य तत्॥ २६**

આ નિર્દય પુરંજન દ્વારા યજ્ઞપશુઓનો જે વધ કરવામાં આવ્યો હતો, તે પાપનું સ્મરણ કરતાં, ક્રોધે ભરાયેલા યવનો તેને કુહાડાથી કાપવા લાગ્યા.॥ ૨૬ ॥

अदयालुना काम्यकर्मसु ये संज्ञप्ता हताः। अमीवं पापं क्रौर्यं वा॥ २६॥

નિર્દય પુરંજન દ્વારા કામ્યકર્મો માટે જેમનો (**સંજ્ઞપ્તાઃ**) વધ કરાયો હતો– **'અમીવમ્'** પાપ અથવા ક્રૂરતા॥ ૨૬ ॥

**अनन्तपारे तमसि मग्नो नष्टस्मृतिः समाः।**
**शाश्वतीरनुभूयार्तिं प्रमदासङ्गदूषितः॥ २७**

અપાર અજ્ઞાનમાં ડૂબેલો, નાશ પામેલી સ્મૃતિવાળો તથા સ્ત્રીની આસક્તિથી દૂષિત થયેલો પુરંજન વર્ષો સુધી (નરકની) પીડા ભોગવીને ॥ ૨૭ ॥

शाश्वतीः समा आर्तिमनुभूय॥ २७॥

ઘણાં વર્ષો સુધી (નરકની) પીડા ભોગવીને॥ ૨૭ ॥

**तामेव मनसा गृह्णन्बभूव प्रमदोत्तमा।**
**अनन्तरं विदर्भस्य राजसिंहस्य वेश्मनि॥ २८**

(પોતાની) તે જ પત્નીનું મનથી ચિંતન કરતો તે ત્યાર પછી વિદર્ભદેશના રાજા રાજસિંહના ગૃહમાં સુંદરી કન્યા બન્યો. ॥ ૨૮ ॥

अन्तकाले तां भार्यामेव मनसा गृह्णन्स्मरन्ननन्तरं विदर्भस्य वेश्मनि प्रमदोत्तमा बभूव। अतः परमस्मिन्प्रकरणे एतावदेव प्रकृतोपयोगि विवक्षितम्। स्त्रीध्यानेन स्त्रीत्वप्राप्तावपि पतिव्रताध्यानेन पूर्वादृष्टेन च धार्मिकाद्विदर्भाज्जन्माभूत्। धार्मिकसङ्गेन च विशुद्धस्य भागवतेन मलयध्वजेन सङ्गोऽभूत्। ततो विष्णुभक्तिस्ततो वैराग्यं ततस्तमेव भर्तृरूपं गुरुं पातिव्रत्यधर्मेण भजतो भगवत्प्रसादलब्धज्ञानेन मोक्ष इति।

અંતકાળે તે પત્નીને જ મનથી **'गृह्णन्'** સ્મરતો પુરંજન પછીના જન્મમાં વિદર્ભનરેશને ત્યાં સુંદર સ્ત્રી બન્યો. (એમ બે શ્લોકોનો સંબંધ છે.) અહીંથી આગળ આ પ્રકરણમાં ચાલતા વિષયને ઉપયોગી એટલું જ કહેવા માંગે છે કે સ્ત્રીના ધ્યાનથી સ્ત્રીત્વ પ્રાપ્ત કર્યા પછી પણ પતિવ્રતા સ્ત્રીના ધ્યાનથી તથા પૂર્વના પુણ્યથી ધાર્મિક વિદર્ભનરેશ દ્વારા જન્મ થયો. ધાર્મિકના સંગથી શુદ્ધ થયેલા પુરંજનને ભગવદ્ભક્ત મલયધ્વજની સાથે સંગ થયો. તેનાથી વિષ્ણુભગવાન ઉપર ભક્તિ થઈ અને તેથી વૈરાગ્ય થયો. તેનાથી તે જ પોતાના પતિરૂપ ગુરુનું પતિવ્રતાના ધર્મ અનુસાર ભજન કરતાં ભગવાનની કૃપા થવાથી જ્ઞાન પ્રાપ્ત થયું અને તે દ્વારા મોક્ષ થયો.

अन्यत्तु कथालङ्कारमात्रं तथापि किंचिद् वृत्तिसामान्येनेह योजयिष्यामः। विदर्भस्य विशिष्टदर्भोपलक्षितस्य कर्मठस्य राजसिंहस्य। धर्मेण हि प्रजापालनेन यज्ञादिना च क्षत्रिया राजन्ते तेषु श्रेष्ठस्य वेश्मनि॥ २८॥

બાકી બીજું કથાના અલંકાર પૂરતું છે, છતાં પણ આધ્યાત્મિક પક્ષે કેટલુંક બંધબેસતું કરીશું. વિદર્ભદેશનો રાજા એટલે વિશિષ્ટ પ્રકારના પુષ્કળ દર્ભનો ઉપયોગ કરનાર કર્મકાંડી રાજસિંહ. ધર્મપૂર્વક પ્રજાપાલન કરવાથી અને યજ્ઞયાગાદિ કરવાથી ક્ષત્રિયો શોભે છે. તેવા ઉત્તમ ક્ષત્રિયોમાં શ્રેષ્ઠ એવા રાજસિંહના ગૃહે (જન્મ થયો), એમ રાજસિંહનું નામ સમજાવે છે. ॥ ૨૮ ॥

**वंशीधरी—**

यं यं वापि स्मरन्भावं त्यजत्यन्ते कलेवरम्।
तं तमेवैति कौन्तेय सदा तद्भावभावितः॥
इति श्रीगीतोक्तेः।

'હે અર્જુન! (મનુષ્ય) અંતકાળે જે જે પદાર્થનું સ્મરણ કરતો શરીરને છોડે છે તે તે (પદાર્થને) જ તે પામે છે (કારણ કે) હંમેશાં (તેણે) તે જ પદાર્થનું ચિંતન કરેલું હોય છે.' (ગીતા ૮/૬) એમ શ્રીગીતાજીમાં કહેવાયું છે.

**उपयेमे वीर्यपणां वैदर्भीं मलयध्वजः।**
**युधि निर्जित्य राजन्यान्पाण्ड्यः परपुरंजयः॥ २९**

શત્રુનાં નગરોને જીતનાર પાંડ્યનરેશ મલયધ્વજ યુદ્ધમાં ક્ષત્રિયોને જીતીને (સર્વશ્રેષ્ઠ પરાક્રમી વીર જ પરણે, એવા) પરાક્રમરૂપ પણવાળી વિદર્ભનંદિનીને પરણ્યા. ॥ ૨૯ ॥

मलयोपलक्षिते दक्षिणदेशे ध्वज इव दर्शनीयः। स हि श्रीविष्णुभक्तप्रधानो देशः। तत्र मुख्यो महाभागवत इत्यर्थः।

पण्डा निश्चयबुद्धिस्तामर्हतीति पाण्ड्यः स उपयेमे। पुरंजनो भागवतसङ्गं प्राप्त इत्यर्थः॥ २९॥

મલયાચલ પર્વતવાળા દક્ષિણ દેશમાં ધજાની જેમ દર્શન કરવા યોગ્ય એવો મલયધ્વજ – જેમાં ખરેખર, શ્રીવિષ્ણુ ભગવાનના અનેક ભક્તો છે તેવો તે દેશ છે. તે દેશમાં તે રાજા મહાન ભગવદ્ભક્તોમાં પણ મુખ્ય હતો, એમ અર્થ છે. **'पण्डा'** નિશ્ચયાત્મિકા બુદ્ધિ; તેને યોગ્ય હોય તે પાંડ્ય અર્થાત્ પાંડ્યનરેશ, તે પરણ્યા. પૂર્વજન્મના પુરંજનને (બીજા જન્મની વૈદર્ભીને) ભગવાનના ભક્તનો સંગ પ્રાપ્ત થયો, એમ અર્થ છે. ॥ ૨૯ ॥

**तस्यां स जनयांचक्र आत्मजामसितेक्षणाम्।**
**यवीयसः सप्त सुतान्सप्त द्रविडभूभृतः॥ ३०**

તે મલયધ્વજે તે વૈદર્ભીમાં (શ્રીકૃષ્ણનાં દર્શન જેનાથી થાય તેવી) પુત્રીને અને તેના કરતાં નાના સાત પુત્રોને ઉત્પન્ન કર્યાં, જેઓ દ્રવિડ દેશના સાત રાજાઓ થયા. ॥ ૩૦ ॥

आत्मजां श्रीकृष्णसेवारुचिम्। तत्सङ्गेन भगवद्धर्मे रुचिरभूदित्यर्थः। असितस्य श्रीकृष्ण-स्येक्षणं यया ताम्। यवीयसः सप्त सुतान्।

**'आत्मजाम्'** પુત્રીરૂપી કૃષ્ણસેવા માટેની રુચિને– તે પતિ મલયધ્વજના સંગથી વૈદર્ભીમાં ભગવદ્ધર્મ પ્રત્યે રુચિ જન્મી, એમ અર્થ છે. **'असितस्य'** શ્રીકૃષ્ણનાં દર્શન જેના વડે થાય તેવી પુત્રીને– તેનાથી નાના સાત પુત્રોને (ઉત્પન્ન કર્યાં).

'श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम्। अर्चनं वन्दनं दास्यं' इति भक्तिप्रकारान्। सख्यात्मनिवेदनयोस्त्वंपदार्थज्ञानोत्तरकालत्वात्तस्य च भगवतैवोत्तरत्रोपदेक्ष्यमाणत्वादिदानीमनुत्पत्तेः सप्तेत्युक्तम्।

'ભગવાન વિષ્ણુના શ્રવણ, કીર્તન, સ્મરણ, ચરણસેવન, અર્ચન, વંદન તથા દાસ્ય' (શ્રીમદ્ ભા.૭/૫/૨૩) એમ ભક્તિના સાત પ્રકારો (ભગવાનની ભક્તિમાં રુચિ થયા પછી ઉત્પન્ન થયા.) સખ્ય અને આત્મનિવેદન– એ બે પ્રકારો (**'तत् त्वम् असि'** છાં.ઉપ.૬/૮/૭ એ મહાવાક્યના) **'त्वम्'** પદાર્થના જ્ઞાન પછી થાય છે, તેમ જ ભગવાન દ્વારા જ આગળ જતાં ઉપદેશ થશે, તેથી હમણાં તેઓ પ્રકટ થયાં ન હોવાથી સાત પ્રકારો કહ્યા છે.

भगवद्धर्मरुच्या तच्छ्रवणकीर्तनादिकं जातमित्यर्थः। द्रविडभूमिपालकान्। द्रविडभूमिर्हि श्रवणादिभक्तिभिरेव सुरक्षितास्तीति प्रसिद्धम् ॥ ३०॥

ભગવદ્ધર્મમાં રુચિ થવાથી ભગવાનનાં શ્રવણ, કીર્તન વગેરે ઉત્પન્ન થાય છે, એમ અર્થ છે. દ્રવિડ દેશની ભૂમિના પાલકોને (ઉત્પન્ન કર્યા). દ્રવિડદેશ શ્રવણાદિ ભક્તિ દ્વારા જ સુરક્ષિત છે, એ વાત પ્રસિદ્ધ છે.॥ ૩૦ ॥

**एकैकस्याभवत्तेषां राजन्नर्बुदमर्बुदम्।**
**भोक्ष्यते यद्वंशधरैर्मही मन्वन्तरं परम्॥ ३१**

હે પ્રાચીનબર્હિ રાજા, તેમાંના એકે એક પુત્રને અનેકાનેક પુત્રો થયા, જેઓના વંશજો દ્વારા મન્વન્તર સુધી અને પછી પણ પૃથ્વીને ભોગવવામાં આવશે. ॥ ૩૧ ॥

अर्बुदमिति। श्रवणादीनां प्रत्येकमनेके प्रकारा अभवन्नित्यर्थः। तदुक्तम्—'भक्तियोगो बहुविधो मार्गैर्भामिनि भाव्यते।' इति। येषां वंशधरैर्यतः प्रवृत्तैः संप्रदायभेदैः कृत्स्ना मही मन्वन्तरं ततः परं च भोक्ष्यते विद्याकामकर्मभ्योऽपि रक्षिष्यते ॥ ३१ ॥

**'अर्बुदम् इति।'** શ્રવણાદિ પ્રત્યેક ભક્તિના અનેક પ્રકારો થયા, એમ અર્થ છે. તે કહેવાયું છે– 'હે માતાજી, જુદા જુદા માર્ગોથી અનેક પ્રકારનો ભક્તિયોગ થાય છે.' (શ્રીમદ્ ભા.૩/૨૯/૭) જેમના **'वंशधरैः'** વંશજો દ્વારા, જેમને કારણે પ્રવૃત્ત થયેલા સંપ્રદાયના પ્રકારોથી આખી પૃથ્વીનું મન્વન્તર પર્યન્ત અને ત્યાર પછી પણ **'भोक्ष्यते'** વિદ્યા, કામ તથા કર્મો દ્વારા રક્ષણ થશે. ॥ ૩૧ ॥

**अगस्त्यः प्राग्दुहितरमुपयेमे धृतव्रताम्।**
**यस्यां दृढच्युतो जात इध्मवाहात्मजो मुनिः॥ ३२**

(તે રાજાની) સૌથી પ્રથમ થયેલી પુત્રીને અગસ્ત્ય ઋષિ પરણ્યા કે જેમાં દૃઢચ્યુત મુનિ ઉત્પન્ન થયા અને દૃઢચ્યુતથી ઈધ્મવાહ પુત્ર થયા. ॥ ૩૨ ॥

अगस्त्यः अगानि निष्क्रियाणि गात्राणि स्त्यायति संघातयतीत्यगस्त्यो मनः। स प्राक्प्रथमजातां दुहितरं कृष्णसेवारुचिमुपयेमे, तस्य मनः कृष्णे दृढां रतिं बबन्धेत्यर्थः। धृतानि शमदमादीनि व्रतानि यया तां रतिम्।

**'अगस्त्यः'** શરીરના નિષ્ક્રિય અવયવોને **'स्त्यायति'** એકત્ર કરે તે અગસ્ત્ય અર્થાત્ મન. સૌ પ્રથમ તેઓ પ્રથમ ઉત્પન્ન થયેલી કૃષ્ણસેવારુચિરૂપી પુત્રીને પરણ્યા. તેમના મને કૃષ્ણમાં દૃઢ પ્રીતિ બાંધી, એમ અર્થ છે. શમ-દમાદિ વ્રતો ધારણ કરાયાં છે જેના દ્વારા તે પ્રીતિને (પરણ્યા).

दृढेभ्यः सत्यलोकादिभोगेभ्योऽपि च्युतस्तद्रहितः, कृष्णरताविहामुत्र भोगविरागो जात इत्यर्थः। स एवोपशमात्मकत्वान्मुनिः।

**'दृढच्युतः'** સત્યલોક વગેરે સ્થાયી ભોગોથી પણ **'च्युतः'** રહિત. કૃષ્ણમાં રતિ થતાં આ લોક કે પરલોકના ભોગો ઉપર વૈરાગ્ય થયો, એમ અર્થ છે. તે વૈરાગ્ય જ ઈન્દ્રિયોના નિયંતારૂપ હોવાથી દૃઢચ્યુત મુનિ કહેવાયા.

कथंभूतः। इध्मवाह आत्मजो यस्य सः।

હવે ઈધ્મવાહ જેના પુત્ર છે તે દૃઢચ્યુત મુનિના તેઓ પુત્ર કેવી રીતે છે, તે સમજાવે છે.

'तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत् समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम्।' इत्यादिश्रुति-प्रसिद्धा समिद्वहनोपलक्षिता गुरूपसत्तिर्वैराग्यादभू-दित्यर्थः। न ह्यविरक्तस्य गुरूपसत्तिः संभवति। कथापक्षे यथाश्रुतमेव॥ ३२ ॥

'આત્મજ્ઞાન પ્રાપ્ત કરવા સમિધા લઈ શ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠ ગુરુ પાસે જવું જોઈએ.'– (મુંડક.૧/૨/૧૨) વગેરે શ્રુતિમાં પ્રસિદ્ધ તેમ જ સમિધા લઈ જવાથી સૂચિત થતી ગુરુની શરણાગતિ વૈરાગ્યને કારણે થાય છે, એમ અર્થ છે. ખરેખર, વિરક્ત ન હોય તો ગુરુની શરણાગતિ સંભવે જ નહીં. (આથી દૃઢચ્યુતરૂપ વૈરાગ્યના પુત્ર ઈધ્મવાહ છે.) કથાપક્ષે જેમ શ્રવણ કરવામાં આવ્યું, તેમ જ છે. ॥ ૩૨ ॥

**वंशीधरी—**वैराग्यं पदार्थानित्यदृष्ट्या जायते तच्च हरिभक्तानां हरिरतिं विना सर्वत्र स्वभावत एवास्ति।

પદાર્થ અનિત્ય છે– એવી દૃષ્ટિથી વૈરાગ્ય જન્મે છે અને તે વૈરાગ્ય શ્રીહરિના ભક્તોને શ્રીહરિમાં પ્રેમ હોવા સિવાય બધે સ્વાભાવિકપણે જ હોય છે.

'तावद्भयं द्रविणगेहसुहृन्निमित्तं
शोकः स्पृहा परिभवो विपुलश्च लोभः ।
तावन्ममेत्यसदवग्रह आर्तिमूलं
यावन्न तेऽङ्घ्रिमभयं प्रवृणीत लोकः ॥'

'લોકો જ્યાં સુધી આપના નિર્ભય ચરણનો આશ્રય કરતા નથી, ત્યાં સુધી જ તેઓને ધન, ઘર તથા સંબંધીઓ નિમિત્તે શોક, તૃષ્ણા, પરાભવ, મહાન લોભ તથા સર્વ પીડાઓનું મૂળ 'મારું-તારું' એવો મિથ્યા દુરાગ્રહ રહે છે.' (શ્રીમદ્ ભા.૩/૯/૬)

**विभज्य तनयेभ्यः क्ष्मां राजर्षिर्मलयध्वजः ।**
**आरिराधयिषुः कृष्णं स जगाम कुलाचलम् ॥ ३३**

શ્રીકૃષ્ણ ભગવાનની આરાધના કરવાની ઈચ્છાવાળા તે રાજર્ષિ મલયધ્વજ પુત્રોને પૃથ્વી વહેંચીને કુલાચલ પર્વત પર ગયા. ॥ ૩૩ ॥

क्ष्मां विभज्य तत्र श्रवणादिभक्तिभेदं व्यवस्थाप्य ॥ ३३ ॥

પૃથ્વી વહેંચીને અર્થાત્ શ્રવણાદિ ભક્તિના પ્રકારોની વ્યવસ્થા કરીને ॥ ૩૩ ॥

इदानीं पुरंजनस्य स्त्रीभावं प्राप्तस्य सर्वतो विरक्तस्य 'पतिरेव गुरुः स्त्रीणां' इति वचनात्पतिसेवया गुरुशुश्रूषाप्रकारं दर्शयितुमाह— **हित्वेत्या**दिना मनो दध इत्यन्तेन ग्रन्थेन।

અહીં સ્ત્રીસ્વભાવ પ્રાપ્ત કરેલા તેમ જ સર્વ તરફથી વૈરાગ્ય પામેલા પુરંજનનો 'પતિ એ જ સ્ત્રીઓના ગુરુ છે.' એ વચન અનુસાર પતિસેવા દ્વારા ગુરુસેવાનો પ્રકાર દર્શાવવા માટે કહે છે– 'ઘર, પુત્રો, ભોગો વગેરે છોડીને'– ત્યાંથી શરૂ કરીને, 'સતી થવાનો નિશ્ચય કર્યો.' (શ્લોક-૫૦) સુધીના શ્લોકો દ્વારા

**हित्वा गृहान्सुतान्भोगान्वैदर्भी मदिरेक्षणा ।**
**अन्वधावत पाण्ड्येशं ज्योत्स्नेव रजनीकरम् ॥ ३४**

ચન્દ્રિકા ચન્દ્રને અનુસરે તેમ ઘર-બાર, પુત્રો તથા ભોગોને ત્યાગીને મત્તલોચના વૈદર્ભી પણ પાંડ્યનરેશ મલયધ્વજની પાછળ ચાલી નીકળ્યાં. ॥ ૩૪ ॥

मदयतीति मदिरमीक्षणं यस्याः ॥ ३४ ॥

**'मदिरेक्षणा'** મદ કરાવે તેવાં નેત્રો છે જેમનાં ॥ ૩૪ ॥

**तत्र चन्द्रवसा नाम ताम्रपर्णी वटोदका ।**
**तत्पुण्यसलिलैर्नित्यमुभयत्रात्मनो मृजन् ॥ ३५**

**कन्दाष्टिभिर्मूलफलैः पुष्पपर्णैस्तृणोदकैः ।**
**वर्तमानः शनैर्गात्रकर्षणं तप आस्थितः ॥ ३६**

ત્યાં ચંદ્રવસા, તામ્રપર્ણી અને વટોદકા નામની નદીઓનાં પવિત્ર જળથી નિત્ય (બાહ્ય અને આભ્યંતર– એમ) બંને પ્રકારનાં શરીર અને અંતઃકરણના મળને ધોઈ નાખતા તથા કંદ, બીજ, મૂળ, ફળ, પુષ્પ, પર્ણ, ઘાસ તથા જળથી નિર્વાહ કરતા રાજર્ષિ મલયધ્વજ ધીમે ધીમે શરીરને કૃશ કરનારું તપ કરવા લાગ્યા. ॥ ૩૫ ॥ ૩૬ ॥

तत्र चन्द्रवसाद्या नद्यस्तासां पुण्यैः सलिलैरुभयत्रान्तर्बहिश्चात्मनो मलं क्षालयंस्तप आस्थित इत्युत्तरेणान्वयः ॥ ३५ ॥

ત્યાં ચંદ્રવસા વગેરે નદીઓ છે. તેમનાં પવિત્ર જળથી **'उभयत्र'** અંતઃકરણ અને શરીર, એમ બંનેનો મળ ધોઈ નાખતા, તપ કરવા લાગ્યા, એમ આ પછીના શ્લોક(૩૬) સાથે સંબંધ છે. ॥ ૩૫ ॥

अस्यते भूमौ क्षिप्यत इत्यष्टिर्बीजम्॥ ३६ ॥

('**अष्टिः**' **अस्** ગણ ૪ પરસ્મૈ. **अस्यति**નું કર્મણિ) **अस्यते**, જેને ભૂમિ ઉપર ફેંકવામાં આવે છે તે બીજને **अष्टिः** કહે છે. (**अस्**+**ति**) ॥ ૩૬ ॥

**शीतोष्णवातवर्षाणि क्षुत्पिपासे प्रियाप्रिये।**
**सुखदुःखे इति द्वन्द्वान्यजयत्समदर्शनः॥ ३७** ॥ ३७ ॥

સમદૃષ્ટિવાળા મલયધ્વજે શીત-ઉષ્ણ, વાયુ-વર્ષા, ક્ષુધા-તૃષા, પ્રિય-અપ્રિય, સુખ-દુઃખ– એવાં દ્વન્દ્વોને જીતી લીધાં. ॥ ૩૭ ॥ ૩૭ ॥

**तपसा विद्यया पक्वकषायो नियमैर्यमैः।**
**युयुजे ब्रह्मण्यात्मानं विजिताक्षानिलाशयः॥ ३८**

તપ અને ઉપાસનાથી જેના (કામાદિ વાસનારૂપ) કષાયો બળી ગયા છે તેમ જ યમ અને નિયમોથી ઈન્દ્રિયો, પ્રાણવાયુ તથા ચિત્તને જેણે જીતી લીધાં છે તેવા રાજર્ષિએ આત્મામાં બ્રહ્મભાવના કરી. ॥ ૩૮ ॥

विद्ययोपासनया पक्वकषायो दग्धकामादिवासनः। युयुजे आत्मनो ब्रह्मतां भावयामास। अक्षाणीन्द्रियाणि। अनिलः प्राणः। आशयश्चित्तम्। विजिता अक्षादयो येन॥ ३८॥

'**विद्यया**' ઉપાસનાથી '**पक्वकषायः**' બળી ગઈ છે કામાદિ વાસનાઓ જેની તેવા રાજર્ષિએ '**युयुजे**' આત્મામાં બ્રહ્મભાવના કરી. '**अक्षाणि**' ઈન્દ્રિયો, '**अनिलः**' પ્રાણ, '**आशयः**' ચિત્ત– જીતી લીધાં છે ઈન્દ્રિયો વગેરેને જેણે ॥ ૩૮ ॥

आस्ते स्म वर्षशतमिति ज्ञानस्य दुःसाधनतां दर्शयति।

સો વર્ષો સુધી બેઠા– એમ જ્ઞાનની દુઃસાધનતા દર્શાવે છે. (અર્થાત્ જ્ઞાનથી પ્રભુપ્રાપ્તિ દુષ્કર છે.)

**आस्ते स्थाणुरिवैकत्र दिव्यं वर्षशतं स्थिरः।**
**वासुदेवे भगवति नान्यद्वेदोद्वहन् रतिम्॥ ३९**

સો દિવ્ય વર્ષો સુધી ઠૂંઠાની જેમ એક જ સ્થળે તે સ્થિર બેઠા. (અને પછી જ્યારે) ભગવાન વાસુદેવમાં અનુરાગ થયો ત્યારે દેહાદિનું ભાન પણ રહ્યું નહીં.॥ ૩૯ ॥

अत एव हरौ भक्तिं कृतवानित्याह। वासुदेवे रतिमुद्वहन्नन्यद्देहादिकं न वेद॥ ३९॥

આથી જ શ્રીહરિમાં ભક્તિ કરી, એમ કહે છે. ભગવાનમાં અનુરાગ થતાં '**अन्यत्**' દેહાદિનું ભાન રહ્યું નહીં. ॥ ૩૯ ॥

**स व्यापकतयात्मानं व्यतिरिक्ततयात्मनि।**
**विद्वान्स्वप्न इवामर्शसाक्षिणं विरराम ह॥ ४०**

દેહાદિ સમસ્ત ઉપાધિઓમાં વ્યાપક રીતે રહેલા આત્માને, સ્વપ્નાવસ્થાની જેમ (જાગૃત-અવસ્થામાં) દેહાદિ ઉપાધિઓથી પૃથક્ તરીકે જાણતા તે મલયધ્વજ અન્ય સર્વથી વિરામ પામ્યા. ॥ ૪૦ ॥

स एवं वर्तमान आत्मन्यात्मानं विद्वानन्यस्मादुपरराम। कथं विद्वान्। व्यतिरिक्ततया देहादिव्यतिरिक्तत्वेन। कुतः।

આ પ્રમાણે (ભગવત્પરાયણતાપૂર્વક) જીવતા તે રાજા મલયધ્વજ આત્મામાં આત્માને જાણતા, અન્ય સર્વથી વિરામ પામ્યા. રાજા વિદ્વાન કેવી રીતે છે? '**व्यतिरिक्ततया**' (કાર્યકારણરૂપ) દેહાદિથી પૃથક્ તરીકે રહેલા આત્માને જાણતા– કેવી રીતે?

व्यापकतया देहादिप्रकाशकत्वेन।

ननु देहाद्याकारो विमर्श एतत्प्रकाशति न तु निराकार आत्माऽत आह। आमर्शस्यापि साक्षिणम्। अयं भावः—आमर्शो नामान्तःकरणवृत्तिः सा च जडत्वादात्मप्रकाश्यैवेति।

यथा स्वप्ने ममेदं शिरश्छिन्नमित्यादिप्रतीतौ तद्व्यतिरिक्तमात्मानं वेत्ति तद्वत्॥ ४०॥

केन विद्वांस्तत्राह।

**साक्षाद्भगवतोक्तेन गुरुणा हरिणा नृप।**
**विशुद्धज्ञानदीपेन स्फुरता विश्वतोमुखम्॥ ४१**

साक्षाद्धरिरेव यो गुरुस्तेनोक्तेन सर्वतोमुखं यथा तथा स्फुरताऽनवच्छिन्नेन ज्ञानेन॥ ४१॥

तदेवाह—**पर इति।**

**परे ब्रह्मणि चात्मानं परं ब्रह्म तथात्मनि।**
**वीक्षमाणो विहायेक्षामस्मादुपरराम ह॥ ४२**

ब्रह्मैवाहं न संसारीति ब्रह्मण्यात्मन ईक्षणे शोकादिनिवृत्तिः। अहमेव ब्रह्मेत्यात्मनि ब्रह्मण ईक्षणे ब्रह्मपारोक्ष्यनिवृत्तिः। अतो व्यतिहारेणेक्षमाणोऽस्मात्संसारादुपरराम।

**'व्यापकतया'** વ્યાપક હોવાથી દેહાદિના પ્રકાશકરૂપે (આત્માને જાણતા હોવાથી રાજા વિદ્વાન છે.)

હવે શંકા કરે છે કે આ દેહાદિ આકાર વિચારમાં પ્રકાશે છે પરંતુ નિરાકાર આત્મા પ્રકાશતો નથી. આ માટે ઉત્તર આપે છે – **'आमर्शस्य अपि साक्षिणम्'** ભાવ આ પ્રમાણે છે – **'आमर्शः'** એટલે અંતઃકરણની વૃત્તિ. તે જડ હોવાથી આત્મા દ્વારા જ પ્રકાશિત થાય છે.

જેમ સ્વપ્નમાં 'મારું આ માથું કપાઈ ગયું.'– એવું ભાન થતાં પોતાને તેનાથી જુદો માને છે તેમ ॥ ૪૦ ॥

રાજા મલયધ્વજે આ જ્ઞાન કોની પાસેથી પ્રાપ્ત કર્યું, તે કહે છે.

હે રાજા પ્રાચીનબર્હિ, ગુરુસ્વરૂપ સાક્ષાત્ ભગવાન શ્રીહરિ દ્વારા ઉપદેશ કરવામાં આવેલા અને (અંતઃકરણમાં) સર્વ તરફ પ્રકાશિત થતા વિશુદ્ધ જ્ઞાનદીપકથી ॥ ૪૧ ॥

સાક્ષાત્ હરિ જ, કે જે ગુરુ છે તેમના દ્વારા ઉપદેશ કરવામાં આવેલા તેમ જ જેમ સર્વ તરફ હોય તેમ પ્રકાશિત થતા અબાધિત (અનવચ્છિન્ન) જ્ઞાનથી ॥૪૧॥

તે (અબાધિત જ્ઞાનનું) જ વર્ણન કરે છે— **'परे इति।'**

પરબ્રહ્મમાં આત્માને તેમ જ પરબ્રહ્મને આત્મામાં જોતા (રાજા મલયધ્વજ) તે (અભેદ)દર્શનનો પણ ત્યાગ કરી આ સંસારથી સર્વથા શાંત થઈ ગયા. ॥ ૪૨ ॥

હું બ્રહ્મ જ છું, સંસારી નથી, એમ બ્રહ્મમાં આત્મદર્શન કરવાથી શોકાદિની નિવૃત્તિ થાય છે અને 'હું જ બ્રહ્મ છું.' એમ આત્મામાં બ્રહ્મદર્શન કરવાથી બ્રહ્મ સાથેની પરોક્ષતા દૂર થાય છે. આમ અન્યોન્યના એકીકરણથી અભેદ દર્શન કરતા રાજા **'अस्मात्'** આ સંસારથી શાંત થઈ ગયા.

नन्वेमपि जीवस्य कुतो ब्रह्मत्वापत्तिः। ईक्षणस्यैव व्यवधायकत्वादित्याशङ्क्याह। ईक्षां विहाय दग्धेन्धनानलवत्तस्याः स्वयमेवोपशान्तेरिति भावः॥ ४२॥

કોઈ શંકા કરે કે (બ્રહ્મદર્શન એ જ જીવને બ્રહ્મથી જુદો પાડે છે તો પછી) જીવને બ્રહ્મત્વ કેવી રીતે પ્રાપ્ત થાય? તો તે માટે ઉત્તર આપે છે કે **'ईक्षां विहाय'** બ્રહ્મદર્શનનો પણ ત્યાગ કરીને (સ્વરૂપાવસ્થાને પામ્યા). જેમ અગ્નિ લાકડાંને બાળીને પોતાની મેળે જ શાંત થાય છે તેમ (આત્મદર્શન તથા બ્રહ્મદર્શનથી અવિદ્યાનો નાશ થતાં) એ દર્શન પણ પોતાની મેળે જ શાંત થાય છે, એવો ભાવ છે. ॥ ૪૨ ॥

**पतिं परमधर्मज्ञं वैदर्भी मलयध्वजम्।**
**प्रेम्णा पर्यचरद्धित्वा भोगान्सा पतिदेवता॥ ४३**

॥ ४३ ॥

(પતિને દેવતા માનનારાં) તે પતિપરાયણા વૈદર્ભી ભોગોનો ત્યાગ કરીને પરમ ધર્મજ્ઞ પતિ મલયધ્વજની પરિચર્યા અતિ પ્રેમથી કરતાં હતાં. ॥ ૪૩ ॥ ૪૩ ॥

**चीरवासा व्रतक्षामा वेणीभूतशिरोरुहा।**
**बभावुपपतिं शान्ता शिखा शान्तमिवानलम्॥ ४४**

ચીરવસ્ત્ર પહેરેલાં, વ્રતથી દૂબળાં થયેલાં, લટો પડી ગયેલા કેશવાળાં વૈદર્ભી શાન્ત અગ્નિની પાસે તેની શાન્ત શિખાની જેમ પતિ પાસે શોભતાં હતાં. ॥ ૪૪ ॥

उपपतिं पत्युः समीपे। यद्वा पत्युः किंचिन्मात्रं न्यूना। तत्समाना सती बभावित्यर्थः। 'उपोऽधिके च' इति कर्मप्रवचनीयस्तद्योगे च द्वितीया।

**'उपपतिम्'** પતિની સમીપમાં અથવા પતિ કરતાં કંઈક અંશે ઊણાં એવાં તે, તેમની સમાન થઈ શોભતાં હતાં, એમ અર્થ છે. **'उपोऽधिके च'** (પા.સૂ.૧/૪/૮૭) **उप** શબ્દ 'અધિક' કે 'ઓછું' એવા અર્થમાં પ્રયોજાય ત્યારે **उप** એ કર્મપ્રવચનીય સંજ્ઞા પ્રાપ્ત કરે છે. **उप** હીનના અર્થમાં હોય ત્યારે તેની સાથે આવતા નામની બીજી વિભક્તિ થાય છે.

शान्तमङ्गारावस्थमनलमुपशान्ता शुद्धा ज्वाला यथा भवति तद्वत्॥ ४४॥

**'शान्तम्'** જેમ ધૂમાડા વિનાના અંગારામાં રહેલી શુદ્ધ અગ્નિજ્વાળા હોય છે તેમ(શોભતાં વૈદર્ભી)॥ ૪૪ ॥

**अजानती प्रियतमं यदोपरतमङ्गना।**
**सुस्थिरासनमासाद्य यथापूर्वमुपाचरत्॥ ४५**

(પૂર્વવત્) અત્યંત સ્થિર આસનવાળા અને દેહ ત્યાગેલા પ્રિયતમ પાસે જઈને (દેહ છોડી દીધો છે, એમ) ન જાણતાં અંગના (વૈદર્ભી) પૂર્વવત્ (તેમની) સેવા કરવા લાગ્યાં. ॥ ૪૫ ॥

तदानीमपि सुस्थिरमासनं यस्य। अत एवाजानती यदा तदा यथापूर्वमसेवत॥ ४५॥

(જ્યારે પતિ શાન્ત થઈ ગયા હતા) ત્યારે પણ અત્યંત સ્થિર આસન છે જેનું; આથી જ (દેહ છોડી દીધો છે, એમ) જ્યારે જાણતાં ન હતાં ત્યારે વૈદર્ભીએ પૂર્વની જેમ સેવા કરી. ॥ ૪૫ ॥

**यदा नोपालभेताङ्घ्रावूष्माणं पत्युरर्चती।**
**आसीत्संविग्नहृदया यूथभ्रष्टा मृगी यथा॥ ४६**

पत्युरङ्घ्रिमर्चयन्ती यदा तस्मिन्नङ्घ्रावूष्माणं नापश्यत्॥ ४६॥

**आत्मानं शोचती दीनमबन्धुं विक्लवाश्रुभिः।**
**स्तनावासिच्य विपिने सुस्वरं प्ररुरोद सा॥ ४७**

अबन्धुं पतिरहितम्। अश्रुभिरासिच्य॥ ४७॥

**उत्तिष्ठोत्तिष्ठ राजर्षे इमामुदधिमेखलाम्।**
**दस्युभ्यः क्षत्रबन्धुभ्यो बिभ्यतीं पातुमर्हसि॥ ४८**

क्षत्रबन्धुभ्योऽधार्मिकक्षत्रियेभ्योऽपि॥ ४८॥

**एवं विलपती बाला विपिनेऽनुगता पतिम्।**
**पतिता पादयोर्भर्तू रुदत्यश्रूण्यवर्तयत्॥ ४९**

अवर्तयत्प्रवर्तयामास॥ ४९॥

**चितिं दारुमयीं चित्वा तस्यां पत्युः कलेवरम्।**
**आदीप्य चानुमरणे विलपन्ती मनो दधे॥ ५०**

तस्यां निधायाग्निदानेनादीप्य च॥ ५०॥

**तत्र पूर्वतरः कश्चित्सखा ब्राह्मण आत्मवान्।**
**सान्त्वयन्वल्गुना साम्ना तामाह रुदतीं प्रभो॥ ५१**

पूर्वतरोऽनादिरीश्वरः सखा। 'द्वा सुपर्णा' इति श्रुतेः। साम्ना प्रियवाक्येन बोधयन्॥ ५१॥

'द्वा सुपर्णा सयुजा सखाया
समानं वृक्षं परिषस्वजाते।
तयोरन्यः पिप्पलं स्वाद्व-
त्त्यनश्नन्नन्यो अभिचाकशीति॥'

પતિના ચરણની સેવા કરતાં જ્યારે પતિના ચરણમાં ઉષ્મા ન અનુભવી ત્યારે ઝુંડમાંથી વિખૂટી પડી ગયેલી મૃગલીની જેમ તે અત્યંત વ્યાકુળ હૃદયવાળાં બન્યાં. ॥ ૪૬ ॥

પતિના ચરણની સેવા કરતાં જ્યારે તે ચરણમાં ઉષ્મા ન અનુભવી ॥ ૪૬ ॥

પતિરહિત તથા દીન એવા પોતાને માટે શોક કરતાં તે શોકાશ્રુઓથી સ્તનોને ભીંજવીને જંગલમાં મોટેથી રડવા લાગ્યાં. ॥ ૪૭ ॥

**'अबन्धुम्'** પતિરહિત એવા પોતાને આંસુઓથી ભીંજવીને ॥ ૪૭ ॥

'હે રાજર્ષિ, ઊઠો, ઊઠો! લૂંટારાઓ અને અધાર્મિક રાજાઓથી ત્રાસ પામતી સમુદ્રની મેખલાવાળી, આ પૃથ્વીની રક્ષા કરવા માટે આપ સમર્થ છો.' ॥ ૪૮॥

**'क्षत्रबन्धुभ्यः'** અધાર્મિક ક્ષત્રિયોથી પણ॥ ૪૮ ॥

એમ વનમાં વિલાપ કરતાં, પતિનાં અનુગામિની બાળા (વૈદભી) પતિના ચરણોમાં પડ્યાં અને રડતાં રડતાં અશ્રુધારા વહાવવા લાગ્યાં. ॥ ૪૯ ॥

**'अवर्तयत्'** (આંસુ) સારવા લાગ્યાં. ॥ ૪૯ ॥

કાષ્ઠની ચિતા બનાવીને તેમાં પતિનું શરીર (મૂકીને) અગ્નિ ચેતવીને વિલાપ કરતાં કરતાં સતી થવાનો નિશ્ચય કર્યો. ॥ ૫૦ ॥

તે ચિતામાં (પતિનું શરીર) મૂકીને, અગ્નિદાનથી (શરીરને) ચેતવીને ॥ ૫૦ ॥

હે પ્રભુ પ્રાચીનબર્હિ, ત્યાં કોઈક અતિ પ્રાચીન આત્મજ્ઞાની બ્રાહ્મણ સખાએ તે રુદન કરતાં વૈદર્ભીને મધુર પ્રિય વચનોથી સાન્ત્વના આપતાં કહ્યું; ॥૫૧॥

**'पूर्वतरः'** અતિ પ્રાચીન અનાદિ ઈશ્વરરૂપ સખા– સદા પરસ્પર સાથે રહેનારાં, સુંદર ગતિવાળાં, સમાન નામવાળાં બે પક્ષીઓ એક જ વૃક્ષને આશ્રયે રહ્યાં છે. તેમાંનું એક, વૃક્ષનાં સ્વાદિષ્ટ ફળોને ભોગવે છે તથા બીજું તેને ન ભોગવતું, જોતું રહે છે. (મુંડક.ઉપ.૩/૧/૧) (શ્વેતા.ઉપ.૪/૬) (ઋ.૧/૧૬૪/૨૦) **'साम्ना'** પ્રિય વચનોથી સમજાવતા ॥ ૫૧ ॥

ब्राह्मण उवाच

**का त्वं कस्यासि को वाऽयं शयानो यस्य शोचसि।**
**जानासि किं सखायं मां येनाग्रे विचचर्थ ह॥ ५२**

यस्य यं शोचसि। अग्रे सृष्टेः पूर्वम्। विचचर्थ ह मयि स्थितत्वेन सख्यसुखमनुभूतवानसि॥ ५२॥

ननु नाहमावयोः सख्यं सहचरत्वं च जानामीति चेत्तत्राह।

**अपि स्मरसि चात्मानमविज्ञातसखं सखे।**
**हित्वा मां पदमन्विच्छन्भौमभोगरतो गतः॥ ५३**

यद्यपि मां न जानासि तथाप्यात्मानं त्वाम–विज्ञातसखमविज्ञातः कश्चिन्मे सखा आसीदित्येवं किं स्मरसि।

सख इति पुंस्त्वनिर्देशः प्राक्तनपुंस्त्व–स्मरणाय। सख्यं स्मारयन्स्ववियोगकृतमनर्थमाह— हित्वेति सार्धैः षड्भिः। पदं स्थानम्॥ ५३॥

**हंसावहं च त्वं चार्य सखायौ मानसायनौ।**
**अभूतामन्तरा वौकः सहस्रपरिवत्सरान्॥ ५४**

हंसौ शुद्धौ मानसं हृदयमयनं ययोः। कथापक्षे मानससरसि स्थितौ पक्षिणावभूतां जातौ। ओको गृहम्। अन्तरा विनैव। वाशब्द एवार्थे। सहस्रपरिवत्सरान् महाप्रलयो यावत्॥ ५४॥

**स त्वं विहाय मां बन्धो गतो ग्राम्यमतिर्महीम्।**
**विचरन्पदमद्राक्षीः कयाचिन्निर्मितं स्त्रिया॥ ५५**

**બ્રાહ્મણે કહ્યું** – તું કોણ છે? કોની પુત્રી છે? આ (પૃથ્વી પર) સૂતેલો, કે જેનો તું શોક કરે છે, તે કોણ છે? જેની સાથે પૂર્વે તું વિચરી હતી, તે સખા એવા મને તું ઓળખે છે? ॥ ૫૨ ॥

**'यस्य'**(यं) દ્વિતીયાર્થે ષષ્ઠી છે, જેનો તું શોક કરે છે– **'अग्रे'** સૃષ્ટિની પૂર્વે **'विचचर्थ ह'** મારામાં જ રહીને મિત્રતાનું સુખ અનુભવ્યું છે. ॥ ૫૨॥

શંકા કરે છે કે જીવ જો એમ કહે કે મને આપણા બંનેનું સાહચર્ય યાદ નથી; તો તે માટે ઉત્તર આપે છે–

હે સખા, અવિજ્ઞાત નામનો (તારો કોઈ) મિત્ર હતો તેવું તારું પોતાનું સ્મરણ તો છે ને? પૃથ્વીના ભોગોમાં આસક્ત એવો તું મને છોડીને ભોગ ભોગવવાનું સ્થાન શોધતો ચાલ્યો ગયો હતો. ॥ ૫૩ ॥

તું મને ન ઓળખે તો પણ 'જેનું નામ મારી જાણમાં નથી' એવો અવિજ્ઞાત નામવાળો તારો મિત્ર હતો, તેવું પોતાનું સ્મરણ તો છે ને?

**'सखे'** એમ પુંલ્લિંગમાં નિર્દેશ છે તે પૂર્વ જન્મના પુરુષ શરીરનું સ્મરણ કરાવવા માટે છે. મૈત્રીનું સ્મરણ કરાવતાં, પોતાના વિયોગને કારણે થયેલા અનર્થનું સાડા છ શ્લોકોથી વર્ણન કરે છે— **'हित्वा इति।'** **'पदम्'** સ્થાનને ॥૫૩ ॥

હે આર્ય (પુરંજન), હું અને તું માનસસરોવરમાં નિવાસ કરનારા બે મિત્રો હંસ હતા. હજારો વર્ષો સુધી બંને પક્ષીઓ ઘર વિનાનાં જ હતાં. ॥ ૫૪ ॥

**'हंसौ'** શુદ્ધ હૃદયરૂપી માનસસરોવર એ જ જે બંનેનું નિવાસસ્થાન છે; કથાપક્ષે માનસસરોવરમાં રહેતાં પક્ષીઓ હતાં, **'ओकः'** ઘર, **'अन्तरा'** વિના જ, **'वा'** શબ્દ નિશ્ચયના અર્થમાં છે. **'सहस्रपरिवत्सरान्'** હજારો વર્ષો સુધી એટલે મહાપ્રલયપર્યન્ત ॥૫૪॥

હે બંધુ, વિષયસુખની ઈચ્છાવાળો તું મને છોડીને પૃથ્વી પર ગયો અને ત્યાં ફરતા એવા તે કોઈ સ્ત્રી દ્વારા બનાવવામાં આવેલા (વિષયભોગના) સ્થાનને જોયું. ॥ ૫૫ ॥

हे बन्धो, ग्राम्ये सुखे मतिर्यस्य। स्त्रिया मायया ॥ ५५ ॥

**पञ्चारामं नवद्वारमेकपालं त्रिकोष्ठकम्।**
**षट्कुलं पञ्चविपणं पञ्चप्रकृति स्त्रीधवम्॥ ५६**

पञ्च शब्दादय आरामा उपवनानि यस्मिन्। नव द्वाराणि प्राणच्छिद्राणि यस्मिन्। एकः प्राणः पालो यस्मिन्। त्रीणि पृथिव्यप्तेजांसि कोष्ठानि प्राकारा यस्मिन्। षट् ज्ञानेन्द्रियमनांसि कुलान्यभीष्टविषयसमर्पका वणिजो यस्मिन्। पञ्च विपणा हट्टाः कर्मेन्द्रियाणि यस्मिन्। पञ्चभूतानि प्रकृतिरुपादानकारणं यस्य। स्त्री बुद्धिरेव धवः पतिः स्वामिनी यस्मिन्॥ ५६ ॥

स्वयमेवेमं श्लोकं व्याचष्टे—**पञ्चेन्द्रियार्था** इति।

**पञ्चेन्द्रियार्था आरामा द्वारः प्राणा नव प्रभो।**
**तेजोऽबन्नानि कोष्ठानि कुलमिन्द्रियसंग्रहः॥ ५७**

षट्कुलमिति षट्त्वमेकपालमिति च स्पष्टत्वान्न व्याख्यातम्॥ ५७॥

**विपणस्तु क्रियाशक्तिर्भूतप्रकृतिरव्यया।**
**शक्त्यधीशः पुमांस्त्वत्र प्रविष्टो नावबुध्यते॥ ५८**

भूतान्येवाव्यया प्रकृतिरुपादानं यस्य। स्त्रीधवमित्यस्य व्याख्यानम्। शक्तिरधीशा यस्य। तद्वशः सन्नित्यर्थः॥ ५८॥

હે બંધુ, વિષયસુખમાં જેની બુદ્ધિ છે— **'स्त्रिया'** માયા દ્વારા ॥ ૫૫ ॥

પાંચ બગીચાવાળું, નવ દ્વારવાળું, એક રક્ષકવાળું, ત્રણ કોઠાવાળું, છ વેપારીઓવાળું, પાંચ દુકાનોવાળું, પાંચ પ્રધાનોવાળું અને સ્ત્રી જેની સ્વામિની હતી તેવું (સ્થાન જોયું). ॥ ૫૬ ॥

શબ્દાદિ પાંચ ઈન્દ્રિયોરૂપી **'आरामाः'** ઉપવનો જેમાં છે, નવ દ્વારરૂપ પ્રાણનાં છિદ્રો છે જેમાં, એક પ્રાણવાયુરૂપ રક્ષક છે જેમાં, પૃથ્વી, જળ, તેજ— એમ ત્રણ કોઠાઓરૂપ કિલ્લાઓ છે જેમાં, છ-પાંચ જ્ઞાનેન્દ્રિયો અને મન— એમ છ— સર્વ ઈષ્ટ વિષયો પૂરા પાડનારા વેપારીઓ છે જેમાં, પાંચ **'विपणाः'** દુકાનોરૂપ કર્મેન્દ્રિયો છે જેમાં, પંચમહાભૂતોરૂપ **'प्रकृतिः'** મૂળ ઉપાદાનકારણ છે જેના, સ્ત્રીરૂપી બુદ્ધિ એ જ **'धवः'** પતિ, સ્વામિની છે જેમાં ॥ ૫૬ ॥

પોતે જ આ શ્લોકની વ્યાખ્યા કરે છે — **'पञ्च-इन्द्रिय-अर्थाः इति।'**

હે પ્રભુ, (એ નગરના) પાંચ બગીચાઓ તે પાંચ ઈન્દ્રિયોના શબ્દાદિ વિષયો, નવ પ્રાણનાં છિદ્રો તે નવ દ્વાર, પૃથ્વી, જળ અને તેજ ત્રણ કોઠા, પાંચ જ્ઞાનેન્દ્રિયો તથા મન એમ છ ઈન્દ્રિયોનો સમૂહ છે. ॥ ૫૭ ॥

**'षट्कुलम् इति।'** છનો સમૂહ (પાંચ જ્ઞાનેન્દ્રિયો અને મન) છ પણું અને એક રક્ષક (પ્રાણ) એ પ્રમાણે સ્પષ્ટ હોવાથી સમજાવવામાં આવ્યું નથી. ॥ ૫૭ ॥

પાંચ કર્મેન્દ્રિયો એ પાંચ દુકાનો અને પાંચ મહાભૂતો તે શરીરનાં અવિનાશી મૂળ ઉપાદાન કારણરૂપ પ્રધાન અને બુદ્ધિશક્તિરૂપી સ્ત્રી એ નગરની સ્વામિની છે. ત્યાં પ્રવેશેલો મનુષ્ય સ્વરૂપને જાણી શકતો નથી. ॥ ૫૮ ॥

પંચમહાભૂતો જ અવિનાશી **'प्रकृतिः'** ઉપાદાન કારણ છે જેનું, **'स्त्रीधवम्'** એ શબ્દની વ્યાખ્યા કરે છે. બુદ્ધિરૂપી શક્તિ સ્વામિની છે જેની, તેને વશ થયેલો (મનુષ્ય સ્વરૂપને જાણી શકતો નથી) એમ અર્થ છે. ॥ ૫૮ ॥

**तस्मिंस्त्वं रामया स्पृष्टो रममाणोऽश्रुतस्मृतिः ।**
**तत्सङ्गादीदृशीं प्राप्तो दशां पापीयसीं प्रभो ॥ ५९**

હે પ્રભુ, તે નગરમાં (બુદ્ધિરૂપી) સુંદરીથી અભિભૂત થયેલો અને તેની સાથે રમણ કરતો તું તારા બ્રહ્મત્વની સ્મૃતિથી ભ્રષ્ટ થઈ તેના સંગથી જ આવી અત્યંત પાપી દુર્દશાને પામ્યો છે. ॥ ૫૯ ॥

स्पृष्टोऽभिभूतः । अतो न विद्यते श्रुते ब्रह्मत्वे स्मृतिर्यस्य ॥ ५९ ॥

'**स्पृष्टः**' અભિભૂત થયેલો અને આથી જેને '**श्रुते**' શ્રવણ કરવામાં આવેલા બ્રહ્મત્વ વિષેની સ્મૃતિ નથી રહી.॥ ૫૯ ॥

तत्त्वमुपदिशति—**न त्वमिति** चतुर्भिः ।

તત્ત્વજ્ઞાનનો ચાર શ્લોકોથી ઉપદેશ કરે છે— '**न त्वम् इति।**'

**न त्वं विदर्भदुहिता नायं वीरः सुहृत्तव ।**
**न पतिस्त्वं पुरंजन्या रुद्धो नवमुखे यया ॥ ६०**

તું વિદર્ભનંદિની નથી, આ વીર મલયધ્વજ તારો પતિ નથી, પુરંજની દ્વારા નવ દ્વારવાળી પુરીમાં પૂરી રાખવામાં આવેલો તેનો પતિ પુરંજન પણ તું નથી.॥ ૬૦ ॥

सुहृत्पतिः । नवद्वारे पुरे यया रुद्धोऽसि तस्याः ॥ ६० ॥

'**सुहृत्**' પતિ– નવ દ્વારવાળી નગરીમાં જે પુરંજની દ્વારા તું પૂરી રખાયો હતો તેનો તું પતિ નથી. ॥ ૬૦ ॥

**माया ह्येषा मया सृष्टा यत्पुमांसं स्त्रियं सतीम् ।**
**मन्यसे नोभयं यद्वै हंसौ पश्यावयोर्गतिम् ॥ ६१**

આ તો મારા દ્વારા સર્જાયેલી માયા છે કે જેને કારણે તું પોતાને પુરુષ અને સતી સ્ત્રી માને છે, પણ ખરી રીતે તું પુરુષ અને સ્ત્રી– બંને નથી કારણ કે આપણે બંને શુદ્ધ જ છીએ. આપણા બંનેનું સ્વરૂપ (હું કહું છું તે તું) સાંભળ! ॥ ૬૧ ॥

पुमांसं पूर्वजन्मनि यदमन्यथा इदानीं च सतीं श्रेष्ठां स्त्रियं यन्मन्यसे एषा माया। यत उभयमपि वस्तुतो नास्ति। यस्मादावां हंसौ शुद्धौ। नौ आवयोर्वक्ष्यमाणां गतिं स्वरूपं पश्य ॥ ६१ ॥

પૂર્વ જન્મમાં જેને તું પુરુષ માનતો હતો અને અત્યારે તું જેને '**सतीम्**' શ્રેષ્ઠ સ્ત્રી માને છે તે માયા છે કારણ કે વસ્તુતઃ બંને છે નહીં કારણ કે આપણે બંને '**हंसौ**' શુદ્ધ છીએ. '**नौ**' આપણા બંનેના '**गतिम्**' સ્વરૂપને તું જો. ॥ ૬૧ ॥

तत्त्वंपदार्थयोश्चिदंशेनैक्यमाह ।

'**तत्**' પદાર્થ (બ્રહ્મ) અને '**त्वम्**' પદાર્થ (જીવ)એ બંનેનો ચિદંશથી અભેદ જણાવે છે.

**अहं भवान्न चान्यस्त्वं त्वमेवाहं विचक्ष्व भो ।**
**न नौ पश्यन्ति कवयश्छिद्रं जातु मनागपि ॥ ६२**

હે જીવ, હું તે જ તું છે, મારાથી અન્ય નથી તથા તું તે જ હું છું, તે તું લક્ષ્યમાં લે. વિવેકીજનો આપણા બંનેમાં કદી સહેજ પણ ભેદ જોતા નથી. ॥ ૬૨ ॥

अहमेव भवान्। उपचारं वारयति—न चान्य

હું તે જ તું છે. (બ્રહ્મ અને જીવ– સર્વજ્ઞ અને અલ્પજ્ઞ– એ બંનેને ભિન્ન માનીએ તો '**जहत्–अजहत्**' લક્ષણા– ઉપચારથી બંનેનું ઐક્ય સાધી શકાય પરંતુ જો બંને વચ્ચે ભેદ જ ન હોય તો લક્ષણાની

इति। व्यतिहारोपदेश उक्ताभिप्रायः। छिद्रमन्तरम् ॥ ६२ ॥

આવશ્યકતા નથી તેથી **'न-च-अन्यः'** એમ કહીને) લક્ષણાનું નિવારણ કરે છે. વ્યતિહાર એટલે મિશ્રણ અથવા બંનેના ઐક્યનો ઉપદેશ, પૂર્વે કહેલા (શ્રીમદ્ ભા.૪/૨૮/૪૨)માં અભિપ્રાયવાળો છે. **'छिद्रम्'** ભેદ ॥ ૬૨ ॥

तर्हि कथमावयोरज्ञत्वसर्वज्ञत्वादिधर्मभेदस्तत्राह—**यथेति**।

તો પછી આપણા બંને વચ્ચે અજ્ઞત્વાદિ અને સર્વજ્ઞત્વાદિ ધર્મભેદ કેમ છે, તે માટે ઉત્તર આપે છે— **'यथा इति।'**

**यथा पुरुष आत्मानमेकमादर्शचक्षुषोः।**
**द्विधाभूतमवेक्षेत तथैवान्तरमावयोः॥ ६३**

જેમ પુરુષ પોતાના એક જ દેહને દર્પણમાં અને (બીજાના) ચક્ષુમાં– એમ બે પ્રકારનો જુએ તેમ આપણા બંને વચ્ચે (વિદ્યા અને અવિદ્યારૂપ ઉપાધિને કારણે) ભેદ છે, વસ્તુતઃ ભેદ નથી ॥ ૬૩ ॥

आत्मानं देहमादर्शे निर्मलं महान्तं स्थिरं चावेक्षेत। परस्य चक्षुषि च तद्विपरीतम्। विद्याविद्योपाधिकृतो धर्मभेद इत्यर्थः॥ ६३ ॥

**'आत्मानम्'** પોતાના દેહને પુરુષ દર્પણમાં નિર્મળ, મોટો અને સ્થિર જુએ છે અને બીજાના ચક્ષુમાં તેનાથી વિપરીત અર્થાત્ મલિન, નાનો અને ચંચળ જુએ છે. વિદ્યા અને અવિદ્યારૂપ ઉપાધિને કારણે ગુણધર્મમાં ભેદ (દેખાય છે), એમ અર્થ છે. ॥ ૬૩ ॥

**एवं स मानसो हंसो हंसेन प्रतिबोधितः।**
**स्वस्थस्तद्व्यभिचारेण नष्टामाप पुनः स्मृतिम्॥ ६४**

આ પ્રમાણે (પરમાત્મારૂપ) હંસ દ્વારા બોધ પામેલો તે માનસસરોવરનો હંસ(રૂપી જીવ) સ્વરૂપમાં સ્થિર થયો અને તે ઈશ્વર સાથેના વિયોગરૂપ વ્યભિચારથી અર્થાત્ વિષયોની અભિલાષાવાળી બુદ્ધિથી નષ્ટ પામેલી સ્મૃતિને પુનઃ પામ્યો. ॥ ૬૪ ॥

एवममुना प्रकारेण स मानसो हंसः क्षेत्रज्ञो हंसेन परमात्मना बोधितः सन्स्वस्थ आत्मनि स्थितः संश्चिरं ध्यात्वा तद्व्यभिचारेणेश्वरवियोगेन विषयाभिलाषबुद्ध्या नष्टां स्मृतिमहं ब्रह्मास्मीति ज्ञानं पुनः प्राप्तवान्॥ ६४॥

**'एवम्'** આ પ્રકારે તે માનસસરોવરનો **'हंसः'** જીવ **'हंसेन'** પરમાત્મા દ્વારા બોધ પામ્યો અને **'स्वस्थः'** સ્વરૂપમાં સ્થિત થઈ, ખૂબ વિચાર કરી, તે **'व्यभिचारेण'** ઈશ્વરના વિયોગને લીધે વિષયની અભિલાષાવાળી બુદ્ધિથી નષ્ટ પામેલી સ્મૃતિ 'હું બ્રહ્મ છું.' એવા જ્ઞાનને પુનઃ પામ્યો. ॥ ૬૪ ॥

कथामात्रमिति बुद्धिं वारयति—**बर्हिष्मन्निति।**

આ પુરંજનઆખ્યાન માત્ર કથા છે એવી બુદ્ધિ રાખવી નહીં, એમ કહે છે— **'बर्हिष्मन् इति।'**

**बर्हिष्मन्नेतदध्यात्मं पारोक्ष्येण प्रदर्शितम्।**
**यत्परोक्षप्रियो देवो भगवान्विश्वभावनः॥ ६५**

હે પ્રાચીનબર્હિ, આ (પુરંજનના આખ્યાનરૂપ) અધ્યાત્મજ્ઞાન જ પરોક્ષરૂપે દર્શાવવામાં આવ્યું છે કારણ કે વિશ્વના સર્જનહાર ભગવાન શ્રીહરિ, કે જે વિશ્વરૂપે ક્રીડા કરે છે, તેમને પરોક્ષવર્ણન પ્રિય છે. ॥ ૬૫ ॥

पारोक्ष्येण राजकथामिषेण। तत्र हेतुः—यद्यस्मात् हे बर्हिष्मन्प्राचीनबर्हिः, एतद्राज-कथामिषेणात्मकथा प्रदर्शिता। यस्माद्देवः श्रीनारायणः परोक्षप्रियः। साक्षादात्मज्ञानकथनेन तव चेतसि कथा नायातीति भावः॥ ६५॥

**बा.प्र.—**दीव्यति विश्वरूपेण क्रीडतीति देवः।

રાજાની કથાના રૂપકથી પરોક્ષરૂપે કહેવા માટેનું કારણ આપે છે– **'यत्'** કારણ કે **'हे बर्हिष्मन्'** હે પ્રાચીનબર્હિ, રાજાની કથાના આ રૂપકથી આત્મકથા દર્શાવવામાં આવી છે કારણ કે **'देवः'** શ્રીનારાયણ પરોક્ષપ્રિય છે. પ્રત્યક્ષ આત્મજ્ઞાનના કથનથી આ કથા તારી સમજણમાં આવે નહીં, એવો ભાવ છે. ॥ ૬૫ ॥

વિશ્વરૂપે જે ક્રીડા કરે છે તે દેવ શ્રી નારાયણ.

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां चतुर्थस्कन्धे अष्टाविंशोऽध्यायः॥ २८॥

इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां अष्टाविंशोऽध्यायः॥ २८॥

❋❋❋❋❋

# अथैकोनत्रिंशोऽध्यायः

## પુરંજનોપાખ્યાનનું તાત્પર્ય

ऊनत्रिंशे परोक्षार्थव्याख्यानेनोपसंहृतम्।
स्त्रीसङ्गतो भवस्त्वीशसङ्गान्मुक्तिरिति स्फुटम्॥ १

ઓગણત્રીસમા અધ્યાયમાં પરોક્ષ અર્થની વ્યાખ્યા દ્વારા ઉપસંહાર કરવામાં આવ્યો છે. તેમ જ સ્ત્રીના સંગથી (જીવને) સંસાર અને ઈશ્વરના સંગથી મોક્ષ થાય છે, તે સ્પષ્ટ કરાયું છે. ॥ ૧ ॥

**प्राचीनबर्हिरुवाच**

**भगवंस्ते वचोऽस्माभिर्न सम्यगवगम्यते।**
**कवयस्तद्विजानन्ति न वयं कर्ममोहिताः॥ १**

**પ્રાચીનબર્હિ બોલ્યા** – હે ભગવાન, આપનું વચન અમે સારી રીતે સમજી શકતા નથી. તેને અધ્યાત્મજ્ઞાનીઓ સમજે છે (પરંતુ) કર્મથી મોહિત એવા અમે નહીં. ॥ ૧ ॥

कवयोऽध्यात्मविदः॥ १॥

**'कवयः'** અધ્યાત્મવેત્તાઓ ॥ ૧॥

**नारद उवाच**

**पुरुषं पुरंजनं विद्याद्यद् व्यनक्त्यात्मनः पुरम्।**
**एकद्वित्रिचतुष्पादं बहुपादमपादकम्॥ २**

**નારદજી બોલ્યા** – પુરંજનને જીવ જાણવો કારણ કે (પોતાનાં કર્મો દ્વારા) પોતાના પુર (નગર) રૂપ શરીરનું નિર્માણ કરે છે કે જે શરીર એક, બે, ત્રણ, ચાર કે અનેક પગવાળું અથવા પગ વિનાનું પણ હોય છે.॥ ૨ ॥

व्यनक्ति लिम्पति। चेतनीकरोतीत्यर्थः। यद्वा व्यनक्ति प्रकटयति। ततश्च स्वकर्मणा पुरं जनयतीति पुरंजनपदं व्याख्यातं भवति। एकद्व्यादयः पादा यस्य॥ २॥

**'व्यनक्ति'** લેપાય છે, ચેતનવંતું કરે છે, એમ અર્થ છે અથવા પ્રકટ કરે છે અને પછી પોતાનાં કર્મો દ્વારા શરીરનું નિર્માણ કરે છે– એમ પુરંજન શબ્દની વ્યાખ્યા થાય છે. એક, બે વગેરે ચરણો છે જેને ॥ ૨ ॥

**योऽविज्ञाताहृतस्तस्य पुरुषस्य सखेश्वरः।**
**यन्न विज्ञायते पुंभिर्नामभिर्वा क्रियागुणैः॥ ३**

'અવિજ્ઞાત' શબ્દથી જે કહેવાયા છે તે જીવના સખા ઈશ્વર છે કારણ કે મનુષ્યો દ્વારા નામ, ક્રિયા કે ગુણો વડે તેઓ જણાતા નથી. ॥ ૩ ॥

अविज्ञातशब्देनाहृतो व्याहृत उक्तो यः स ईश्वरः। अविज्ञातनामनिरुक्तिः यद्यस्मात्पुम्भिर्नामादियोगेन न विज्ञायते ॥ ३ ॥

'**અવિજ્ઞાત**' શબ્દથી '**આહૃતઃ**' જે કહેવાયા છે તે ઈશ્વર છે. અવિજ્ઞાત નામની વ્યુત્પત્તિ કહે છે. (ઈશ્વરનું નામ) અવિજ્ઞાત છે કારણ કે નામ, ક્રિયા અને ગુણથી તેઓ મનુષ્યો દ્વારા જણાતા નથી. ॥ ૩ ॥

**यदा जिघृक्षन्पुरुषः कार्त्स्न्येन प्रकृतेर्गुणान्।**
**नवद्वारं द्विहस्ताङ्घ्रिं तत्रामनुत साध्विति ॥ ४**

જીવાત્માએ જ્યારે પ્રકૃતિના ગુણોને સમગ્ર રીતે ગ્રહણ કરવાની ઈચ્છા કરી ત્યારે (અનેક પ્રકારનાં) તે શરીરોમાંથી નવ દ્વારોવાળા અને બે હાથ-પગવાળા મનુષ્યશરીરને તેણે શ્રેષ્ઠ માન્યું. ॥ ૪ ॥

तत्र तेषु पुरेषु मध्ये ॥ ४ ॥

'**तत्र**' અનેક પ્રકારનાં તે શરીરોમાં ॥ ૪ ॥

**बुद्धिं तु प्रमदां विद्यान्ममाहमिति यत्कृतम्।**
**यामधिष्ठाय देहेऽस्मिन्पुमान्भुङ्क्तेऽक्षभिर्गुणान् ॥ ५**

બુદ્ધિને જ પ્રમદા પુરંજની જાણવી કે જેને કારણે (દેહ, ઈન્દ્રિય વગેરેમાં) હું અને મારાપણાનો ભાવ થાય છે અને જેનો આશ્રય કરી જીવ આ શરીરમાં ઈન્દ્રિયો દ્વારા સર્વ વિષયો ભોગવે છે. ॥ ૫ ॥

अक्षभिरिन्द्रियैः ॥ ५ ॥

'**अक्षभिः**' ઈન્દ્રિયો દ્વારા ॥ ૫ ॥

**सखाय इन्द्रियगणा ज्ञानं कर्म च यत्कृतम्।**
**सख्यस्तद्वृत्तयः प्राणः पञ्चवृत्तिर्यथोरगः ॥ ६**

(બુદ્ધિરૂપ સ્ત્રીના) મિત્રો એટલે (દસ) ઈન્દ્રિયોનો સમૂહ, જેને કારણે (પાંચ જ્ઞાનેન્દ્રિયો અને પાંચ કર્મેન્દ્રિયોથી) જ્ઞાન અને કર્મ થાય છે. તેની સખીઓ એટલે ઈન્દ્રિયોની વૃત્તિઓ અને (પાંચ મસ્તકવાળો) સર્પ એટલે પાંચ વૃત્તિઓવાળો પ્રાણ. ॥ ૬ ॥

पञ्चवृत्तित्वात्पञ्चशिराः सर्प इव प्राणः ॥ ६ ॥

પાંચ વૃત્તિઓ હોવાથી પાંચ મસ્તકવાળા સર્પ જેવો પ્રાણ ॥ ૬ ॥

**बृहद्बलं मनो विद्यादुभयेन्द्रियनायकम्।**
**पञ्चालाः पञ्चविषया यन्मध्ये नवखं पुरम् ॥ ७**

બંને પ્રકારની ઈન્દ્રિયોને દોરનાર (અગિયારમો) મહાબળવાન યોદ્ધો એટલે મન. (શબ્દાદિ) પાંચ વિષયો એટલે પાંચાલ દેશ, કે જેની વચ્ચે નવ દ્વારવાળું નગર છે. ॥ ૭ ॥

एकादशमहाभट इत्यनेन एकादशो महाभटो नायक इत्युक्तस्तं दर्शयति बृहद्बलं यस्य तन्मनः। नव खानि द्वाराणि यस्य ॥ ७ ॥

'અગિયારમો બળવાન યોદ્ધો' (૪/૨૫/૨૭) એ દ્વારા અગિયારમો મહાબળવાન સૈનિક નાયક છે, એમ જે કહેવાયું તે દર્શાવે છે– જેનું અત્યંત બળ છે તે મન– '**नवखम्**' નવ દ્વારો છે જેને ॥ ૭ ॥

द्युमत्सख इत्यादेरर्थं संक्षेपेणाह।

'**द्युमत्सखः**' વગેરેનો અર્થ સંક્ષેપમાં કહે છે.

**अक्षिणी नासिके कर्णौ मुखं शिश्नगुदाविति।**
**द्वे द्वे द्वारौ बहिर्याति यस्तदिन्द्रियसंयुतः ॥ ८**

બે નેત્ર, બે નાસિકા, બે કાન, મુખ, લિંગ અને ગુદા, એમ બે-બે દ્વારો છે. (ઈન્દ્રિયોના ગોલકમાં રહેલી) ઈન્દ્રિયોસહિત તે જીવ નવ દ્વારોમાંથી બહાર (વિષયોમાં) જાય છે. ॥ ૮ ॥

यस्तदिन्द्रियसंयुतः स आत्मा ताभिर्द्वार्भिर्बहिर्यातीति ॥ ८ ॥

તે ઇન્દ્રિયો સહિત જે છે તે આત્મા તે ઇન્દ્રિયોરૂપી નવ દ્વારોમાંથી બહારના વિષયોમાં જાય છે. ॥ ૮ ॥

**अक्षिणी नासिके आस्यमिति पञ्च पुरः कृताः।**
**दक्षिणा दक्षिणः कर्ण उत्तरा चोत्तरः स्मृतः॥ ९**

બે નેત્ર, બે નાસિકા અને મુખ– એ પાંચ દ્વાર પૂર્વાભિમુખ કરાયેલાં છે. જમણો કાન દક્ષિણાભિમુખ અને ડાબો કાન ઉત્તરાભિમુખ સમજવો. ॥ ૯ ॥

पुरः पूर्वभागे कृताः ॥ ९ ॥

**'पुरः'** પૂર્વભાગમાં કરાયેલાં ॥ ૯ ॥

**पश्चिमे इत्यधोद्वारौ गुदं शिश्नमिहोच्यते।**
**खद्योताविर्मुखी चात्र नेत्रे एकत्र निर्मिते।**
**रूपं विभ्राजितं ताभ्यां विचष्टे चक्षुषेश्वरः॥ १०**

ગુદા તથા લિંગ– એ બંને નીચે તરફનાં દ્વારો પશ્ચિમાભિમુખ કહેવાય છે. ખદ્યોતા અને આવિર્મુખી– એમ એક સ્થાને રખાયેલાં દ્વારો એટલે આ શરીરમાં આવેલાં નેત્રો. એ બે દ્વારા જીવ (પુરંજન) ચક્ષુ ઇન્દ્રિય(રૂપ દ્યુમાન નામના મિત્રની સહાય)થી રૂપ નામના વિભ્રાજિત દેશને જુએ છે. ॥ ૧૦ ॥

नेत्रे इति रूपमिति चक्षुषेति खद्योतादीनां व्याख्यानम्। शेषोऽनुवादः। ईश्वरः पुरंजनः ॥ १० ॥

**'नेत्रे इति।'** બે નેત્રો ચક્ષુ ઇન્દ્રિય દ્વારા રૂપને જુએ છે, એમ ખદ્યોતા વગેરેનું વ્યાખ્યાન છે. બાકીનું કહેલું જ કહે છે. **'ईश्वरः'** પુરંજન ॥ ૧૦ ॥

**नलिनी नालिनी नासे गन्धः सौरभ उच्यते।**
**घ्राणोऽवधूतो मुख्यास्यं विपणो वाग्रसविद्रसः॥ ११**

નલિની અને નાલિની (નામના બે દરવાજા) બે નાક, સુગંધ એટલે સૌરભ દેશ. ઘ્રાણેન્દ્રિય એટલે અવધૂત. મુખ મુખ્ય દરવાજો છે. વિપણ એટલે વાણી-વાગિન્દ્રિય તેમ જ રસજ્ઞ એટલે જિહ્વા-રસનેન્દ્રિય ॥ ૧૧ ॥

नासे इति व्याख्या। अवधुनोतीत्यवधूतो वायुस्तदात्मकेनोच्छ्वासेन सहैकस्थानत्वात् घ्राणोऽवधूतः। आस्यमिति व्याख्या। रसज्ञ–विपणान्वित इत्यत्र रसज्ञशब्दनिर्दिष्टस्य रसविदित्यनुवादः रस इति व्याख्या। रसनेन्द्रियमित्यर्थः। विपणो वाग्रसविद्रस इत्येव पाठः। आर्षत्वान्न दोषः ॥ ११ ॥

**'नासे'** એમ કહીને નલિની અને નાલિનીને સમજાવે છે. અવધૂત એટલે જે અવધૂનન, કંપન કરે છે તે વાયુ. તે વાયુરૂપ ઉચ્છ્વાસ સાથે એક જ સ્થાનમાં રહેનાર હોવાથી ઘ્રાણેન્દ્રિયને અવધૂત કહી છે. **'आस्यम्'** શબ્દને (૪/૨૫/૪૯ના **'मुख्या'** શબ્દથી) સમજાવે છે. (૪/૨૫/૪૯ના) **'रसज्ञ'** શબ્દથી (**'रसज्ञ=रसवित्'**) નિર્દિષ્ટનો **'रसवित्'** અર્થ છે. (**'विपणो वाग्रसविद्रसः'**) એ છેલ્લા ચરણમાં નવ અક્ષર છે તે દોષ નથી કારણ કે આર્ષ છે. ॥ ૧૧ ॥

**आपणो व्यवहारोऽत्र चित्रमन्धो बहूदनम्।**
**पितृहूर्दक्षिणः कर्ण उत्तरो देवहूः स्मृतः॥ १२**

આપણ દેશ એટલે વાણીવ્યવહાર. બહૂદન દેશ એટલે અનેક પ્રકારનું અન્ન. પિતૃહૂ એટલે જમણો કાન અને દેવહૂ એટલે ડાબો કાન. ॥ ૧૨ ॥

अन्धोऽन्नम् ॥ १२ ॥

**'अन्धः'** અન્ન ॥ ૧૨ ॥

**प्रवृत्तं च निवृत्तं च शास्त्रं पञ्चालसंज्ञितम्।**
**पितृयानं देवयानं श्रोत्राच्छ्रुतधराद्व्रजेत्॥ १३**

॥ १३ ॥

(દક્ષિણ) પંચાલ દેશ એટલે પ્રવૃત્તિશાસ્ત્ર (કર્મકાંડ) અને (ઉત્તર) પંચાલ દેશ એટલે નિવૃત્તિશાસ્ત્ર (જ્ઞાનકાંડ). શ્રુતધરરૂપ શ્રોત્રેન્દ્રિયથી (જીવ) પિતૃલોકમાં અને દેવલોકમાં જાય છે. ॥ ૧૩ ॥

**आसुरी मेढ्रमर्वाग्द्वार्व्यवायो ग्रामिणां रतिः।**
**उपस्थो दुर्मदः प्रोक्तो निर्ऋतिर्गुद उच्यते॥ १४**

આસુરી નામનું નીચેનું દ્વાર એટલે લિંગ. સ્ત્રી-પ્રસંગ એટલે ગ્રામક નામનો દેશ. દુર્મદ (નામનો મિત્ર) એટલે ઉપસ્થ ઇન્દ્રિય અને નિર્ઋતિ (નામનું પશ્ચિમ દ્વાર) ગુદા કહેવાય છે. ॥ ૧૪ ॥

ग्रामकमित्यस्यानुवादो ग्रामिणां रतिरिति। तस्य व्याख्या—व्यवाय इति॥ १४॥

**'ग्रामकम्'** (૪/૨૫/૫૨)નો અનુવાદ **'ग्रामिणां रतिः'** થાય છે. તેને સમજાવે છે– **'व्यवायः इति।'** ॥ ૧૪ ॥

**वैशसं नरकं पायुर्लुब्धकोऽन्धौ तु मे शृणु।**
**हस्तपादौ पुमांस्ताभ्यां युक्तो याति करोति च॥ १५**

॥ १५ ॥

વૈશસ દેશ એટલે નરક. લુબ્ધક (નામનો મિત્ર) એટલે પાયુ ઇન્દ્રિય. બે અંધ પુરુષોનું (રહસ્ય) તું મારી પાસેથી સાંભળ. (તે છે) હાથ અને પગ, તેમની સહાયતાથી મનુષ્ય બધાં કામ કરે છે તથા હરેફરે છે. ॥ ૧૫ ॥ ૧૫ ॥

**अन्तःपुरं च हृदयं विषूचिर्मन उच्यते।**
**तत्र मोहं प्रसादं वा हर्षं प्राप्नोति तद्गुणैः॥ १६**

અંતઃપુરને હૃદય અને વિષૂચીનને મન કહેવામાં આવે છે. (તમસ્, સત્ત્વ અને રજસ્ નામના) તે મનના ગુણોથી (જીવ અનુક્રમે) મોહ, પ્રસાદ અને હર્ષ પામે છે. ॥ ૧૬ ॥

विषूचीनपदार्थानुवादो विषूचिरिति। तद्गुणैर्मनोगुणैस्तमःसत्त्वरजोभिः॥ १६॥

(૪/૨૫/૫૫)ના વિષૂચીન પદનો અનુવાદ અહીં વિષૂચિ શબ્દથી આપ્યો છે. **'तद्-गुणैः'** તે મનના તમસ્, સત્ત્વ અને રજસ્ નામના ગુણો વડે મોહ, પ્રસાદ અને હર્ષ પામે છે. ॥ ૧૬ ॥

महिषी यद्यदीहेतेत्यादेरर्थं संगृह्याह।

**'महिषी यद्यदीहेत'** (૪/૨૫/૫૬) રાણી જે જે ઇચ્છે, વગેરેના અર્થને અનુલક્ષીને કહે છે—

**यथा यथा विक्रियते गुणाक्तो विकरोति वा।**
**तथा तथोपद्रष्टात्मा तद्वृत्तीरनुकार्यते॥ १७**

(બુદ્ધિરૂપી રાજમહિષી પુરંજની સ્વપ્નાવસ્થામાં) જેમ જેમ વિકાર પામે છે તથા જાગૃત અવસ્થામાં ઇન્દ્રિયોને વિકૃત કરે છે, તેમ તેમ બુદ્ધિના ગુણોથી લિપ્ત થઈ ઉપદ્રષ્ટા આત્માને (જીવને) પણ બુદ્ધિની (દર્શન–સ્પર્શનાદિ) વૃત્તિઓનું બળપૂર્વક અનુકરણ કરાવવામાં આવે છે. (વસ્તુતઃ) આત્મા એનો નિર્વિકાર સાક્ષીમાત્ર જ છે ॥ ૧૭ ॥

यथा यथा बुद्धिः स्वप्ने विक्रियते जाग्रति विकरोति वा इन्द्रियाणि परिणमयति। तस्या गुणैरक्तो लिप्त आत्मा तथा तथा तस्या वृत्तीर्दर्शनस्पर्शनाद्याः। केवलमुपद्रष्टैव सन्बलादनु- कार्यते॥ १७॥

જેમ જેમ બુદ્ધિ સ્વપ્નમાં વિકાર પામે છે તથા જાગૃત અવસ્થામાં વિકૃત થાય છે અથવા ઇન્દ્રિયોને રૂપાંતરિત કરે છે, તેના ગુણોથી **'अक्तः'** લિપ્ત થયેલા આત્માને તેમ તેમ તે બુદ્ધિની દર્શન, સ્પર્શન વગેરે વૃત્તિઓનું બળપૂર્વક અનુકરણ કરાવવામાં આવે છે. આત્મા કેવળ નિર્વિકાર સાક્ષીમાત્ર છે. ॥૧૭॥

आशुगमित्येतद्व्याचष्टे।

**'आशुगम् इति।'** (૪/૨૬/૧) સમજાવે છે.

**देहो रथस्त्विन्द्रियाश्वः संवत्सररयोऽगतिः।**
**द्विकर्मचक्रस्त्रिगुणध्वजः पञ्चासुबन्धुरः॥ १८**

શરીર રથ છે. (પાંચ) જ્ઞાનેન્દ્રિયોરૂપી અશ્વોવાળો, સંવત્સરરૂપ કાળનો વેગ જ જેનો વેગ છે તેવો રથ વસ્તુતઃ ગતિ વગરનો છે. પાપ-પુણ્યરૂપ બે પ્રકારનાં કર્મોરૂપી પૈડાંવાળો, ત્રણ ધ્વજાઓરૂપી ત્રણ ગુણોવાળો તથા પાંચ પ્રાણરૂપી પાંચ બંધનવાળો રથ છે. ॥ ૧૮ ॥

संवत्सरस्येवाप्रतिहतो रयो वेगः प्रतीतितो यस्य स संवत्सररयः। वस्तुतस्त्वगतिः। स्वप्न- शरीरादेर्बुद्धावेव विवृतत्वेन देशान्तरगत्यभावात्।

અપ્રતિહત (અટકે નહીં તેવો) **'रयः'** વેગ જેનો પ્રતીત થાય છે તે **'संवत्सररयः'** છે. પરંતુ વસ્તુતઃ તે ગતિહીન છે કારણ કે સ્વપ્નાવસ્થાનાં શરીરાદિનો બુદ્ધિમાં જ આભાસ થતો હોવાથી તે શરીરાદિ બીજા સ્થળે જતાં નથી.

पाठान्तरे संवत्सरश्च तत्कृतं वयश्च ताभ्यां गतिर्यस्येति। द्वीषमित्यस्य व्याख्या नारदेन न कृता। द्विचक्रमित्यस्य व्याख्या द्विकर्मचक्र इति। त्रिगुणध्वज इति त्रिवेणुपदव्याख्या॥ १८॥

પાઠાન્તરમાં, (**'संवत्सरवयोगतिः'**) વર્ષ અને તેને કારણે થતી વય અને તે બંનેને કારણે ગતિ છે જેની, **'द्वीषम्'** શબ્દની વ્યાખ્યા નારદજીએ અહીં કરી નથી. **'द्विचक्रम्'** (૪/૨૬/૧)ની સમજૂતી આપે છે– બે પ્રકારનાં કર્મોરૂપી પૈડાંવાળો છે. ત્રણ ગુણો એટલે ત્રણ ધ્વજાવાળો રથ– એમ **'त्रिवेणुम्'** (૪/૨૬/૧) શબ્દને સમજાવે છે. ॥ ૧૮ ॥

पञ्चप्रहरणमित्येतद्व्याचष्टे।

**'पञ्चप्रहरणम्'** (૪/૨૬/૨)ની વ્યાખ્યા કરે છે–

**मनोरश्मिर्बुद्धिसूतो हृन्नीडो द्वन्द्वकूबरः।**
**पञ्चेन्द्रियार्थप्रक्षेपः सप्तधातुवरूथकः॥ १९**

મનરૂપી લગામવાળો, બુદ્ધિરૂપી સારથિવાળો, હૃદયરૂપી બેસવાની જગ્યાવાળો, સુખ-દુઃખના દ્વંદ્વરૂપી કૂબર (ધોરિયા) વાળો, ઇન્દ્રિયોના પાંચ વિષયોરૂપી આયુધવાળો અને સાત ધાતુઓરૂપી આવરણવાળો રથ છે. ॥ ૧૯ ॥

पञ्चेन्द्रियार्थप्रक्षेप इति॥ १९॥

ઇન્દ્રિયોના પાંચ શબ્દાદિ વિષયોરૂપી આયુધવાળો. ॥ ૧૯ ॥

**आकूतिर्विक्रमो बाह्यो मृगतृष्णां प्रधावति।**
**एकादशेन्द्रियचमूः पञ्चसूनाविनोदकृत्।**
**संवत्सरश्चण्डवेगः कालो येनोपलक्षितः॥ २०**

પાંચ પ્રકારની બાહ્ય ગતિ એટલે પાંચ કર્મેન્દ્રિયો. (સ્વપ્નાવસ્થાના રથ ઉપર પુરંજનરૂપી જીવ શિકાર કરે છે અર્થાત્) ઝાંઝવાનાં જળ જેવા પદાર્થો પાછળ દોડે છે. તેની સાથેની સેના એટલે અગિયાર ઈન્દ્રિયો. જીવ પાંચ જ્ઞાનેન્દ્રિયોથી વધસ્થાનના વિનોદની જેમ અન્યાયપૂર્વક વિષયોનું સેવન કરનારો બને છે. ચંડવેગ (૪/૨૭/૧૩) એટલે જેને લીધે કાળ જણાય છે તે વર્ષ. ॥ ૨૦ ॥

पञ्चेन्द्रियैः सूनाविनोदमिवान्यायेन विषयसेवां करोतीति पञ्चसूनाविनोदकृत्। अनेन चचार मृगयां तत्रेत्यादि व्याख्यातम्॥ २०॥

(૪/૨૬/૨ના '**पञ्चविक्रमम्**' શબ્દને '**आकूति-र्विक्रमो बाह्यो**' પદથી સમજાવે છે.) પાંચ ઈન્દ્રિયોથી વધસ્થાનના વિનોદની જેમ અન્યાયપૂર્વક ભોગ ભોગવનાર એટલે '**पञ्चसूनाविनोदकृत्**'. આ દ્વારા '**चचार मृगयाम्**' (૪/૨૬/૪)ની વ્યાખ્યા કરી છે. ॥ ૨૦॥

**तस्याहानीह गन्धर्वा गन्धर्व्यो रात्रयः स्मृताः।**
**हरन्त्यायुः परिक्रान्त्या षष्ट्युत्तरशतत्रयम्॥ २१**

ત્રણસો સાઈઠ ગંધર્વોરૂપી વર્ષના દિવસો અને ગંધર્વીઓરૂપી વર્ષની રાત્રિઓ પરિભ્રમણ કરવા દ્વારા આયુષ્યને હરે છે. ॥ ૨૧ ॥

परिक्रान्त्या परिभ्रमणेन॥ २१॥

'**परिक्रान्त्या**' પરિભ્રમણ કરવા દ્વારા॥ ૨૧ ॥

**कालकन्या जरा साक्षाल्लोकस्तां नाभिनन्दति।**
**स्वसारं जगृहे मृत्युः क्षयाय यवनेश्वरः॥ २२**

કાળકન્યા એટલે સાક્ષાત્ વૃદ્ધાવસ્થા. તેને કોઈ પસંદ કરતું નથી, એટલે યવનોના રાજા મૃત્યુએ જગતનો નાશ કરવા તેને બહેન તરીકે સ્વીકારી.॥ ૨૨ ॥

भगिनीत्वेन जगृहे। लोकानां क्षयाय॥ २२॥

લોકોનો નાશ કરવા માટે બહેન તરીકે સ્વીકારી. ॥ ૨૨ ॥

**आधयो व्याधयस्तस्य सैनिका यवनाश्चराः।**
**भूतोपसर्गाशुरयः प्रज्वारो द्विविधो ज्वरः॥ २३**

યવનરાજ મૃત્યુના બધે ફરનારા યવન સૈનિકો એટલે આધિ (મનની પીડા) અને વ્યાધિ (તનની પીડા). પ્રાણીઓને પીડા કરવામાં શીઘ્રવેગવાળો, યવનરાજનો પ્રજ્વાર (નામનો ભાઈ) એટલે શીત અને ઉષ્ણ– એમ બે પ્રકારનો જ્વર. ॥ ૨૩ ॥

चराः संचारिणः। भूतानामुपसर्गे पीडायामाशु शीघ्रो मृत्युहेतू रयो वेगो यस्य प्रज्वारस्येति प्रशब्दव्याख्या। पाठान्तरे भूतकृता अरयः। अनेन चारिभिरुपरुद्ध इत्यरिपदं व्याख्यातम्। द्विविधः शीतोष्णरूपेण प्रवेशनिर्गमभेदात्॥ २३॥

'**चराः**' ફરનારા, પ્રાણીઓને '**उपसर्गे**' પીડા કરવામાં '**आशु**' શીઘ્ર મૃત્યુના કારણરૂપ '**रयः**' વેગ છે જેનો એમ પ્રજ્વાર શબ્દના 'प्र' ની વ્યાખ્યા છે. '**भूतोपसर्गा ह्यरयः**' પાઠાન્તરમાં પ્રાણીઓએ કરેલી પીડાઓરૂપી શત્રુઓ. આ દ્વારા (૪/૨૮/૧૫)ના '**अरि**' પદની વ્યાખ્યા થાય છે. શીત અને ઉષ્ણ એમ બે પ્રકારનો જ્વર, આવવાની અને જવાની વિશેષતાવાળો હોવાથી ॥ ૨૩ ॥

एवं परोक्षत्वेनोक्तमर्थं व्याख्याय सर्वकथातात्पर्यमाह—एवमित्यादिविरमक्रमेणेत्यन्तेन।

**एवं बहुविधैर्दुःखैर्दैवभूतात्मसंभवैः।**
**क्लिश्यमानः शतं वर्षं देहे देही तमोवृतः॥ २४**

आधिदैविकादिभिर्दुःखैः क्लिश्यमानो ममाहमिति देहे शतं वर्षाणि शेते वर्तत इति द्वयोरन्वयः॥ २४॥

**प्राणेन्द्रियमनोधर्मानात्मन्यध्यस्य निर्गुणः।**
**शेते कामलवान्ध्यायन्ममाहमिति कर्मकृत्॥ २५**

अशनापिपासादीन्प्राणधर्मान् अन्धत्वादीनिन्द्रियधर्मान् कामादीन्मनोधर्मांश्च निर्गुणोऽप्यात्मन्यध्यस्य कामलवान्विषयसुखलेशान्ध्यायन् कर्मकृत् ॥ २५ ॥

ततः किमत आह—**यदेति** द्वाभ्याम्।

**यदात्मानमविज्ञाय भगवन्तं परं गुरुम्।**
**पुरुषस्तु विषज्जेत गुणेषु प्रकृतेः स्वदृक्॥ २६**

**गुणाभिमानी स तदा कर्माणि कुरुतेऽवशः।**
**शुक्लं कृष्णं लोहितं वा यथाकर्माभिजायते॥ २७**

स्वदृक् स्वप्रकाशस्वभावोऽपि॥ २६॥

આ પ્રમાણે પરોક્ષ રીતે કહેલા અર્થની વ્યાખ્યા કરીને આખી કથાનું તાત્પર્ય કહે છે — **'एवम्'** વગેરેથી **'विरम क्रमेण'** (શ્લોક-૫૫) સુધી.

એમ અનેક પ્રકારનાં (અનાવૃષ્ટિ વગેરે) દૈવે કરેલાં, (સિંહ વગેરે) પ્રાણીઓએ કરેલાં તેમ જ શરીરમાંથી ઉત્પન્ન થયેલાં દુઃખોથી પીડાતો અને અજ્ઞાનથી ઘેરાયેલો જીવ સો વર્ષ સુધી શરીરમાં (રહે છે). ॥ ૨૪ ॥

આધિદૈવિક વગેરે દુઃખોથી પીડાતો, 'હું અને મારું' એવા અભિમાનવાળા દેહમાં સો વર્ષ સુધી **'शेते'** રહે છે, એમ બે શ્લોકોનો સંબંધ છે. ॥ ૨૪ ॥

પોતે નિર્ગુણ હોવા છતાં પ્રાણ, ઈન્દ્રિયો, તથા મનના ધર્મોને પોતાનામાં આરોપીને ક્ષુદ્ર કામવાસનાઓનું ધ્યાન કરતો, 'મારું અને હું' એવા અભિમાનવાળા દેહમાં, કર્મ કરનારો જીવ (સો વર્ષ સુધી) રહે છે. ॥ ૨૫ ॥

ભૂખ-તરસ વગેરે પ્રાણના ધર્મોને, અંધત્વ વગેરે ઈન્દ્રિયોના ધર્મોને તથા કામ વગેરે મનના ધર્મોને— પોતે નિર્ગુણ હોવા છતાં પણ પોતાનામાં આરોપીને **'कामलवान्'** વિષયસુખના કણનું ધ્યાન કરતો, કર્મ કરનારો જીવ ॥ ૨૫ ॥

પછી શું થાય છે, તે હવે બે શ્લોકો વડે કહે છે— **'यदा इति।'**

પુરુષ પોતે સ્વયંપ્રકાશ છે છતાં જ્યાં સુધી આત્મસ્વરૂપ પરમગુરુ ભગવાનને ન જાણીને પ્રકૃતિના ગુણોમાં આસક્ત થાય છે, ॥ ૨૬ ॥

ત્યાં સુધી સત્ત્વ, રજસ્ અને તમોગુણનો અભિમાની એવો તે પરાધીન થઈ કર્મો કરે છે અને સાત્ત્વિક, રાજસ, તામસ કર્માનુસાર (જુદી જુદી) યોનિઓમાં જન્મ લે છે. ॥ ૨૭ ॥

**'स्वदृक्'** સ્વપ્રકાશ સ્વભાવવાળો હોવા છતાં ॥ ૨૬ ॥

शुक्लं सात्त्विकम्। कृष्णं तामसम्। लोहितं राजसम्। यथा कर्म तथा जायते॥ २७॥

**'शुक्लम्'** સાત્ત્વિક, **'कृष्णम्'** તામસી, **'लोहितम्'** રાજસી, જે પ્રમાણે કર્મ હોય તે પ્રમાણે જન્મ થાય છે.॥ ૨૭ ॥

तदेवाह—**शुक्लादिति** द्वाभ्याम्।

તે (કર્માનુસાર જન્મ પ્રાપ્ત થાય છે એમ) જ બે શ્લોકો દ્વારા કહે છે— **'शुक्लात् इति।'**

**शुक्लात्प्रकाशभूयिष्ठाँल्लोकानाप्नोति कर्हिचित्।**
**दुःखोदर्कान् क्रियायासांस्तमःशोकोत्कटान्क्वचित्॥ २८**

સાત્ત્વિક કર્મો દ્વારા તે પ્રકાશબહુલ સ્વર્ગાદિ લોકને ક્યારેક પામે છે. રાજસી કર્મોથી જેમનામાં ક્રિયા કરવામાં ઘણો પરિશ્રમ પડે અને પરિણામે દુઃખ થાય તેવા રજોગુણી મનુષ્યલોકને પ્રાપ્ત થાય છે તથા ક્યારેક તમોગુણી કર્મો દ્વારા અજ્ઞાન તથા શોક જેમનામાં ઘણાં હોય છે તેવા લોકને પામે છે. ॥ ૨૮॥

प्रकाशो भूयिष्ठो येषु। दुःखमुदर्क उत्तरफलं येषु। क्रियया आयासो येषु तान् लोहितात्। तमःशोकावुत्कटौ येषु तान् कृष्णादिति ज्ञेयम्॥ २८॥

જેમનામાં અત્યંત પ્રકાશ છે. **'उदर्कः'** પાછળથી મળતું પરિણામરૂપ ફળ અર્થાત્ દુઃખ છે જેમનામાં અને ક્રિયા કરવાથી ઘણો પરિશ્રમ પડે છે જેમનામાં તેવા (રજોગુણી લોક)ને **'लोहितात्'** રાજસી કર્મથી (પામે છે.) ઉત્કટ અજ્ઞાન અને શોક છે જેમનામાં તે તામસી લોકને **'कृष्णात्'** તમોગુણી કર્મ દ્વારા પામે છે, તેમ જાણવા યોગ્ય છે. ॥ ૨૮ ॥

**क्वचित्पुमान् क्वचिच्च स्त्री क्वचिन्नोभयमन्धधीः।**
**देवो मनुष्यस्तिर्यग्वा यथाकर्मगुणं भवः॥ २९**

અજ્ઞાનથી અંધબુદ્ધિવાળો જીવ ક્યારેક પુરુષ, ક્યારેક સ્ત્રી તો ક્યારેક નપુંસકરૂપે અથવા દેવ, મનુષ્ય કે પશુપક્ષીરૂપે કર્માનુસાર અને ગુણાનુસાર સંસાર પામે છે. ॥ ૨૯ ॥

नोभयं नपुंसकम्। यथाकर्मगुणं कर्मगुणावनतिक्रम्य॥ २९॥

**'न उभयम्'** ન પુરુષ કે ન સ્ત્રી, નપુંસક— **'यथाकर्मगुणम्'** કર્મ અને ગુણનું અતિક્રમણ કર્યા વિના (અનુસરીને) ॥ ૨૯ ॥

तेषु दैववशेन सुखदुःखे प्राप्नोतीति सदृष्टान्तमाह द्वाभ्याम्।

તે જન્મોમાં પ્રારબ્ધવશાત્ સુખ અને દુઃખ પ્રાપ્ત કરે છે, એમ દૃષ્ટાન્ત સહિત બે શ્લોકો વડે કહે છે.

**क्षुत्परीतो यथा दीनः सारमेयो गृहं गृहम्।**
**चरन्विन्दति यद्दिष्टं दण्डमोदनमेव वा॥ ३०**

ઘેર ઘેર ભટકતો ક્ષુધાર્ત કૂતરો દીન થઈ ભાગ્યવશાત્ જેમ કોઈ સ્થળે લાકડીનો માર અને કોઈ સ્થળે અન્ન (ભાત) પામે છે. ॥ ૩૦ ॥

क्षुधा परीतो व्याप्तः सारमेयः श्वा। दण्डं दण्डेन ताडनम्॥ ३०॥

ભૂખથી **'परीतः'** ઘેરાયેલો **'सारमेयः'** કૂતરો, **'दण्डम्'** લાકડીથી મરાતો માર ॥ ૩૦ ॥

**तथा कामाशयो जीव उच्चावचपथा भ्रमन्।**
**उपर्यधो वा मध्ये वा याति दिष्टं प्रियाप्रियम्॥ ३१**

કામવ્યાપ્ત आशयो यस्य॥ ३१॥

ननु तर्हि सुखस्य संभवाद्दुःखस्य च प्रतीकारसंभवान्नैकान्ततो हेयत्वं तत्राह— **दुःखेष्विति**।

તેમ વિષયવાસનાથી વ્યાપ્ત અન્તઃકરણવાળો જીવ ઉચ્ચ-નીચ માર્ગે, ઉપર-નીચે કે મધ્યલોકમાં ભટકતો પોતાના ભાગ્ય અનુસાર સુખ-દુઃખ પામે છે. ॥ ૩૧ ॥

કામથી ઘેરાઈ ગયું છે અંતઃકરણ જેનું ॥ ૩૧ ॥

શંકા કરવામાં આવી છે કે સુખનો સંભવ છે તેથી અને દુઃખના પ્રતીકારનો સંભવ છે તેથી કર્મ સંપૂર્ણપણે ત્યજવા યોગ્ય નથી, તે માટે ઉત્તર આપે છે— '**दुःखेषु इति**।'

**दुःखेष्वेकतरेणापि दैवभूतात्महेतुषु।**
**जीवस्य न व्यवच्छेदः स्याच्चेत्तत्तत्प्रतिक्रिया॥ ३२**

दुःखस्य प्रतीकारस्तावन्नास्ति। स्याच्चेत्तस्य तस्य प्रतिक्रिया तथापि त्रिविधेषु दुःखेषु मध्ये एकतरेणापि दुःखेन व्यवच्छेदो वियोगो नास्ति ॥ ३२॥

प्रतिक्रियाणामपि दुःखरूपत्वादिति सदृष्टान्तमाह—**यथा हीति**।

કદાચ તે તે દુઃખનો પ્રતીકાર કરવામાં આવે તો પણ આધિદૈવિક, આધિભૌતિક કે આધ્યાત્મિક દુઃખોમાંના કોઈ એકાદમાંથી જીવનો છુટકારો થતો જ નથી.॥ ૩૨ ॥

દુઃખનો પ્રતીકાર થઈ શકતો નથી અને જો તે દુઃખનો કદાચ ઉપાય કરવામાં આવે તો પણ ત્રણ પ્રકારનાં દુઃખોમાંના એકાદમાંથી '**व्यवच्छेदः**' છુટકારો થઈ શકતો નથી. ॥ ૩૨ ॥ (દુઃખ દૂર કરવાના ઉપાય પણ દુઃખરૂપ જ થાય છે.)

ઉપાયો પણ દુઃખરૂપ જ હોવાથી (દુઃખ દૂર થતું નથી) તેમ દૃષ્ટાન્તપૂર્વક કહે છે— '**यथा हि इति**।'

**यथा हि पुरुषो भारं शिरसा गुरुमुद्वहन्।**
**तं स्कन्धेन स आधत्ते तथा सर्वाः प्रतिक्रियाः॥ ३३**

॥ ३३॥

दुःखस्य मूलभूतानि कर्माणि प्रतिक्रियादि-कर्मभिर्नैव निवर्तन्त इत्याह।

ખરેખર, જેમ મસ્તક દ્વારા ભારે બોજો ઉપાડતો તે મનુષ્ય તેને ખાંધથી ઉપાડે તેમ સર્વ ઉપાયો (દુઃખરૂપ જ) છે. ॥ ૩૩ ॥ ૩૩ ॥

દુઃખનાં મૂળરૂપ કર્મોને, તે દૂર કરવાનાં કર્મો દ્વારા તો ટાળી શકાતાં જ નથી, તેમ કહે છે.

**नैकान्ततः प्रतीकारः कर्मणां कर्म केवलम्।**
**द्वयं ह्यविद्योपसृतं स्वप्ने स्वप्न इवानघ॥ ३४**

नैकान्ततोऽत्यन्तं सवासनम्। केवलं ज्ञानरहितम्। अविद्ययोपसृतं प्राप्तम्। अतोऽ-विरोधान्न निवर्तकत्वमिति भावः। अत्र दृष्टान्तः।

હે નિષ્પાપ (રાજા પ્રાચીનબર્હિ), જેમ સ્વપ્નમાં (આવેલું બીજું) સ્વપ્ન (પ્રથમ સ્વપ્નને) દૂર કરી શકતું નથી તેમ માત્ર કર્મ બીજાં કર્મોને દૂર કરવાનો સંપૂર્ણ ઉપાય બની શકતું નથી કારણ કે બંને અવિદ્યાથી પ્રાપ્ત છે. ॥ ૩૪ ॥

'**न-एकान्ततः**।' સંપૂર્ણપણે (તેમનું વાસનાત્મક મૂળ ઊખડતું નથી.) તેમાં અત્યંત વાસના હોય છે તેમ જ કેવળ જ્ઞાનરહિત હોય છે. અવિદ્યાથી '**उपसृतम्**' પ્રાપ્ત થયેલાં હોય છે તેથી કર્મ અને તેના ઉપાયરૂપ કર્મ બંનેમાં વિરોધ નથી, તેથી એક કર્મ બીજા કર્મને

स्वप्ने दृष्टः स्वप्नः प्रबोधं विना यथा तं स्वप्नमत्यन्तं न प्रतिकरोतीत्यर्थः॥ ३४॥

ટાળી શકે નહીં, તેવો ભાવ છે. અહીં દૃષ્ટાંત આપ્યું છે; જેમ એક સ્વપ્નમાં આવેલું બીજું સ્વપ્ન તે પહેલા સ્વપ્નને દૂર કરી શકે નહીં તેમ, એમ અર્થ છે. ॥૩૪॥ (જાગ્યા વિના સ્વપ્ન દૂર થાય નહીં તેમ જ્ઞાન વિના કર્મોની નિવૃત્તિ નથી. કર્મો દૂર કરવા માટે જ્ઞાન પ્રાપ્ત કરવું જોઈએ.)

ननु तर्ह्यज्ञानविलसितत्वेन संसृतिहेतोर्देहादेरप्यसत्त्वात्किं तन्निवर्तनप्रयासेन तत्राह— **अर्थे हीति।**

શંકા કરવામાં આવી છે કે સંસાર અજ્ઞાનથી દેખાય છે, તેથી સંસારના કારણરૂપ શરીરાદિ પણ અસત્ હોવાથી તેને દૂર કરવાનું શું પ્રયોજન છે? તો તે માટે ઉત્તર આપે છે— **'अर्थे हि इति।'**

**अर्थे ह्यविद्यमानेऽपि संसृतिर्न निवर्तते।**
**मनसा लिङ्गरूपेण स्वप्ने विचरतो यथा॥ ३५**

જેમ મનોમય લિંગશરીર સાથે સ્વપ્નમાં વિચરતા પુરુષને (સ્વપ્નના પદાર્થ ન હોવા છતાં ભાસે છે તેમ) દૃશ્ય પદાર્થ વસ્તુતઃ ન હોવા છતાં (જ્યાં સુધી અજ્ઞાનરૂપ નિદ્રા દૂર થતી નથી અને જ્યાં સુધી મનમાં વિષયોનું ધ્યાન હોય છે ત્યાં સુધી અનર્થોની પરંપરારૂપ) આ સંસાર દૂર થતો નથી. ॥ ૩૫ ॥

लिङ्गरूपेणोपाधिभूतेन॥ ३५॥

(સ્વપ્નમાં) ઉપાધિરૂપ લિંગશરીર સાથે (વિચરતા જીવને સ્વપ્નના પદાર્થ અસત્ય હોવા છતાં તે જાગે નહીં ત્યાં સુધી દુઃખરૂપ જ છે.) ॥ ૩૫ ॥

तदेवं संसृतिप्रकारमुक्त्वा तन्निवृत्तिप्रकारमाह।

આ પ્રમાણે સંસારનો પ્રકાર કહીને તેને દૂર કરવાનો પ્રકાર કહે છે.

**अथात्मनोऽर्थभूतस्य यतोऽनर्थपरम्परा।**
**संसृतिस्तद्व्यवच्छेदो भक्त्या परमया गुरौ॥ ३६**

(ભગવદાત્મક) પુરુષાર્થરૂપ આત્માને જેને કારણે અનર્થની પરંપરારૂપ સંસાર થાય છે, તેની નિવૃત્તિ ગુરુરૂપ શ્રીવાસુદેવ ભગવાનમાં સુદૃઢ ભક્તિ કરવાથી જ થાય છે. ॥ ૩૬ ॥

अथ तस्मात्पुरुषार्थभूतस्यैवात्मनो यतोऽज्ञानान्मनसो वाऽनर्थपरम्परारूपा संसृतिर्भवति तस्य व्यवच्छेदो गुरुरूपे वासुदेवे भक्त्यैव॥ ३६॥

**'अथ'** આ માટે (સર્વ) પુરુષાર્થરૂપ આત્માનો જે અજ્ઞાનમાંથી કે મનમાંથી અનર્થની પરંપરારૂપ સંસાર ઉત્પન્ન થાય છે, તેનું નિર્મૂલન ગુરુરૂપ શ્રીવાસુદેવ ભગવાનમાં ભક્તિથી જ થાય છે. ॥ ૩૬ ॥

ननु संसृतिनिवृत्तिर्वैराग्यपूर्वकाज्ज्ञानादेव न तु भक्त्या 'तरति शोकमात्मवित्' इत्यादिश्रुतेस्तत्राह—**वासुदेव इति।**

શંકા કરવામાં આવી છે કે સંસાર તો વૈરાગ્યપૂર્વકના જ્ઞાનથી જ દૂર થાય છે, ભક્તિથી તો દૂર થતો નથી. શ્રુતિ અનુસાર 'આત્મજ્ઞાની મનુષ્ય સંસારરૂપી શોકને તરી જાય છે.' (છાં.ઉપ.૭/૧/૩) તે માટે આ શ્લોકથી ઉત્તર આપે છે— **'वासुदेवे इति।'**

**वासुदेवे भगवति भक्तियोगः समाहितः।**
**सध्रीचीनेन वैराग्यं ज्ञानं च जनयिष्यति॥ ३७**

सध्रीचीनेन समीचीनेन प्रकारेण॥ ३७॥

**वंशीधरी**—तदुक्तं—

'वासुदेवे भगवति भक्तियोगः प्रयोजितः।
जनयत्याशु वैराग्यं ज्ञानं च यदहैतुकम्॥'

इति।

इहाहैतुकपदोपन्यासेन अत एव ज्ञानवैराग्ययोर्भक्त्युत्थत्वात्तदर्थं भक्तेः पृथग्न प्रयतितव्यमिति द्योतितम्।

नन्वसौ महाफलो भक्तियोगः कथं स्यादत आह।

**सोऽचिरादेव राजर्षे स्यादच्युतकथाश्रयः।**
**शृण्वतः श्रद्दधानस्य नित्यदा स्यादधीयतः॥ ३८**

स त्वच्युतस्य कथामाश्रित्य वर्तमानोऽचिरात्स्यात्। कस्य स्यात्तदाह। शृण्वतोऽधीयानस्य च॥ ३८॥

कुत्र स्यात्तदाह—**यत्रेति**।

**यत्र भागवता राजन् साधवो विशदाशयाः।**
**भगवद्गुणानुकथनश्रवणव्यग्रचेतसः॥ ३९**

भगवतो गुणानुकथने श्रवणे च व्यग्रं सत्वरं चेतो येषां ते॥ ३९॥

ननु साधुसङ्गं विना स्वयमेव हरिकथाचिन्तनादिना भक्तिर्भवेदेवेत्याशङ्क्याह द्वाभ्याम्।

ભગવાન વાસુદેવમાં એકાગ્રતાપૂર્વક સમ્યક્ પ્રકારે યોજેલો ભક્તિભાવ જ્ઞાન અને વૈરાગ્યનો આવિર્ભાવ કરી દે છે. ॥ ૩૭ ॥

'**सध्रीचीनेन**' સારી રીતે ॥ ૩૭ ॥

તે જ કહેવાયું છે—

'ભગવાન વાસુદેવમાં પ્રયોજાયેલો ભક્તિયોગ શીઘ્ર નિષ્કામ જ્ઞાન અને વૈરાગ્ય ઉત્પન્ન કરે છે.' (શ્રીમદ્ ભા.૧/૨/૭). અહીં 'અહૈતુક' અર્થાત્ નિષ્કામ પદના ઉલ્લેખથી તથા જ્ઞાન અને વૈરાગ્ય ભક્તિમાંથી ઉત્પન્ન થયા હોવાથી જ્ઞાન-વૈરાગ્ય માટે જુદો પ્રયત્ન કરવા યોગ્ય નથી, એમ વ્યક્ત થાય છે.

આ મહાન ફળરૂપ ભક્તિયોગ કેવી રીતે પ્રાપ્ત થાય છે, તે હવે કહે છે.

હે રાજર્ષિ પ્રાચીનબર્હિ, (ભગવાન વિષેનો) તે ભક્તિયોગ અચ્યુત ભગવાનની કથાના આશ્રયવાળો છે. નિત્ય શ્રદ્ધાપૂર્વક શ્રવણ કરનાર અને અધ્યયન કરનારને તે પ્રાપ્ત થાય છે. ॥ ૩૮ ॥

તે ભક્તિયોગ અચ્યુત ભગવાનની કથાનો આશ્રય કરીને રહેનારને તત્કાળ થાય છે. કોને થાય છે? તે કહે છે. શ્રવણ કરનારને અને અધ્યયન કરનારને (પ્રાપ્ત થાય છે.) ॥ ૩૮ ॥

(ભક્તિયોગ) ક્યાં થાય છે, તે કહે છે—'**यत्र इति।**'

હે રાજા, ભગવાનના ગુણો કહેવામાં અને શ્રવણ કરવામાં તત્પર ચિત્તવાળા, વિશુદ્ધ હૃદયવાળા ભગવદ્‌ભક્ત સત્પુરુષો જ્યાં હોય છે, ॥ ૩૯ ॥

ભગવાનના ગુણોનું કથન અને શ્રવણ કરવામાં '**व्यग्रम्**' તત્પર છે ચિત્ત જેમનાં તેવા (ભાગવતજનો જ્યાં હોય છે, ત્યાં શ્રીહરિકથામૃત વહે છે.) ॥ ૩૯॥

હવે (વર્ણન કરવામાં નિષ્ણાત એવા) સત્પુરુષોના સત્સંગ વિના પોતાની જાતે જ હરિકથાચિંતન વગેરે દ્વારા ભક્તિ ઉત્પન્ન થાય જ છે, એવી શંકા કરીને બે શ્લોકો વડે કહે છે.

**तस्मिन्महन्मुखरिता मधुभिच्चरित्र-**
**पीयूषशेषसरितः परितः स्त्रवन्ति।**
**ता ये पिबन्त्यवितृषो नृप गाढकर्णै-**
**स्तान्न स्पृशन्त्यशनतृड्भयशोकमोहाः॥ ४०**

ત્યાં શ્રીહરિકથામૃત જ જેમનામાં શેષ છે તેવા મહાપુરુષોના મુખમાંથી નીકળતી, શ્રીમધુસૂદન ભગવાનના ચરિતામૃતની સરિતાઓ ચોતરફથી વહે છે. હે નૃપ! જે મનુષ્યો અત્યંત અતૃપ્ત ચિત્તથી શ્રવણ કરવામાં તત્પર એવા કર્ણરૂપી પડિયાથી તેમનું પાન કરે છે, તેમને ભૂખ, તરસ, ભય, શોક તથા મોહ સ્પર્શતાં નથી. ॥ ૪૦ ॥

तस्मिन्स्थाने महद्भिर्मुखरिताः कीर्तिताः। मधुभिदश्चरित्रमेव पीयूषं तदेव शिष्यत इति शेषो यासु। असारांशरहितशुद्धामृतवाहिन्य इत्यर्थः। अवितृषोऽलंबुद्धिशून्याः सन्तो गाढैः सावधानैः कर्णैर्ये ताः सरितः पिबन्ति सेवन्ते। अशनशब्देन क्षुल्लक्ष्यते। अशनादयस्तान्न स्पृशन्ति। भक्तिरसिकान्न बाधन्त इत्यर्थः॥ ४०॥

(જ્યાં ભગવદ્ભક્તો હોય છે) તે સ્થળે મહાપુરુષોના મુખમાંથી **'मुखरिता'** મુખરિત થતું શ્રીમધુસૂદન ભગવાનનું ચરિત્ર એ જ અમૃત એ જ જેમનામાં શેષ રહ્યું છે. સાર ન હોય તેવા અંશથી રહિત એવા શુદ્ધ કથામૃતનું વહન કરનારી (સરિતાઓ), એમ અર્થ છે. **'अवितृषः'** 'હવે બસ' એવી બુદ્ધિરહિત અર્થાત્ અત્યંત અતૃપ્ત ચિત્તવાળા થઈ **'गाढैः'** શ્રવણ કરવામાં તત્પર કર્ણપુટો વડે જેઓ તે ચરિતામૃત-સરિતાનું **'पिबन्ति'** પાન કરે છે. **'अशन'** શબ્દથી ક્ષુધા લક્ષિત થાય છે. ભૂખ, તરસ વગેરે તેમને સ્પર્શતાં નથી. ભક્તિરસિક જનોને તે પીડા કરતાં નથી. ॥ ૪૦ ॥

**वंशीधरी—**मुखं रान्ति गृह्णन्तीति मुखराः महद्भिर्मुखराः कृताः मुखरिताः स्वयमेव मुखप्राप्तीकृता या महतां मुखे सदा तिष्ठन्तीत्यर्थः।

**'मुखराः'** મુખને ગ્રહણ કરે તે. મહાપુરુષો દ્વારા મુખરિત કરાયેલી અર્થાત્ પોતાની જાતે જ મહાપુરુષોના મુખને પ્રાપ્ત કરનારી શ્રીહરિકથામૃતસરિતાઓ કે જે મહાપુરુષોના મુખમાં નિત્ય રહે છે, એમ અર્થ છે.

सत्सङ्गमन्तरेण स्वयमेव कथाचिन्तनादावालस्यादिना रसावेशाभावाच्च क्षुत्पिपासाद्यभिभूतस्य भक्तिर्न संभवतीत्याह—**एतैरिति**।

સત્સંગ વિના કથાના ચિંતન વગેરેમાં આળસ વગેરેને કારણે તથા શ્રીહરિની કથામાં રસનો આવેશ ન થવાથી ક્ષુધા, પિપાસા આદિથી પીડાતા એવા તેને પોતાની મેળે જ ભક્તિ ઉત્પન્ન થતી નથી, એમ કહે છે— **'एतैः इति।'**

**एतैरुपद्रुतो नित्यं जीवलोकः स्वभावजैः।**
**न करोति हरेर्नूनं कथामृतनिधौ रतिम्॥ ४१**
॥ ४१ ॥

સ્વભાવતઃ ઉત્પન્ન થનારાં આમનાથી (ભૂખ-તરસ વગેરેથી) નિત્ય પીડાતો જીવસમુદાય ખરેખર, શ્રીહરિકથામૃતસાગરમાં પ્રીતિ કરતો નથી.॥ ૪૧॥ ૪૧ ॥

भगवदनुग्रहमन्तरेण तु न कस्यापि ज्ञानसंभव इति कैमुत्यन्यायेनाह चतुर्भिः।

પરંતુ ભગવાનના અનુગ્રહ વિના કોઈને પણ જ્ઞાન થતું નથી, એમ કૈમુત્યન્યાયથી કહે છે — ચાર શ્લોકો વડે

**प्रजापतिपतिः साक्षाद्भगवान्गिरिशो मनुः ।**
**दक्षादयः प्रजाध्यक्षा नैष्ठिकाः सनकादयः ॥ ४२**

**मरीचिरत्र्यङ्गिरसौ पुलस्त्यः पुलहः क्रतुः ।**
**भृगुर्वसिष्ठ इत्येते मदन्ता ब्रह्मवादिनः ॥ ४३**

**अद्यापि वाचस्पतयस्तपोविद्यासमाधिभिः ।**
**पश्यन्तोऽपि न पश्यन्ति पश्यन्तं परमेश्वरम् ॥ ४४**

પ્રજાપતિઓના પતિ સાક્ષાત્ બ્રહ્માજી, ભગવાન ગિરિશ, મનુ, દક્ષ વગેરે પ્રજાધ્યક્ષો, સનકાદિ નૈષ્ઠિક બ્રહ્મચારીઓ, ॥ ૪૨ ॥

મરીચિ, અત્રિ, અંગિરા, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, ભૃગુ, વસિષ્ઠ અને મારા સુધીના આ બ્રહ્મવાદીઓ॥ ૪૩ ॥

(સમસ્ત) વાઙ્મયના અધિપતિઓ (હોવા છતાં) તપ, વિદ્યા અને સમાધિ દ્વારા પરમેશ્વરને શોધતા હોવા છતાં પણ સર્વના સાક્ષી પરમેશ્વરનો સાક્ષાત્કાર હજી સુધી કરી શક્યા નથી. ॥ ૪૪ ॥

प्रजापतिपतिर्ब्रह्मा ॥ ४२ ॥

मदन्ताः अहं नारदोऽन्ते येषाम् ॥ ४३ ॥

वाचां पतयोऽपि तपोविद्यासमाधिभिरुपायैः पश्यन्तो विचिन्वन्तोऽपि पश्यन्तं सर्वसाक्षिणं न पश्यन्ति ॥ ४४ ॥

**वंशीधरी—**एते तपोविद्यासमाधिभिर्न पश्यन्ति भक्त्या तु पश्यन्ति। ''भक्त्या मामभिजानाति यावान्यश्चास्मि तत्त्वतः'' इति श्रीमुखोक्तेः। एतेषां भक्तिमत्त्वस्य प्रसिद्धेः। एते वयं भक्त्या विना के वराका इति भावः।

**'प्रजापतिपतिः'** પ્રજાપતિઓના પતિ બ્રહ્માજી॥ ૪૨॥

**'मत्-अन्ताः'** હું નારદ જેમના અંતે છું. ॥૪૩॥

વાણીના અધિપતિઓ હોવા છતાં પણ તપ, વિદ્યા, સમાધિ વગેરે ઉપાયો વડે **'पश्यन्तः'** શોધતા હોવા છતાં પણ **'पश्यन्तम्'** સર્વના સાક્ષી પરમેશ્વરને શોધી શક્યા નથી. ॥ ૪૪ ॥

આ સર્વે તપ, વિદ્યા, સમાધિ દ્વારા જોઈ શકતા નથી પરંતુ ભક્તિ દ્વારા જોઈ શકે છે. 'તત્ત્વથી જે (સ્વરૂપવાળો) અને જેવો (પ્રભાવશાળી) હું છું (તેવો) મને (પરા) ભક્તિ વડે સારી રીતે જાણે છે.' એમ શ્રીમુખની વાણી છે. (ગીતા ૧૮/૫૫). આ સર્વજનોની ભક્તિમત્તા પ્રસિદ્ધ છે તેથી આ આપણે ભક્તિ વિના કેવા અભાગિયા હોત! એવો ભાવ છે.

कुत इत्यत आह।

તેઓ પરમેશ્વરનો સાક્ષાત્કાર કેમ કરી શકતા નથી, તે હવે કહે છે.

**शब्दब्रह्मणि दुष्पारे चरन्त उरुविस्तरे।**
**मन्त्रलिङ्गैर्व्यवच्छिन्नं भजन्तो न विदुः परम् ॥ ४५**

અત્યંત વિસ્તૃત અને દુષ્પાર શબ્દબ્રહ્મ (વેદ)માં વિચરનારાઓ (વેદનો શ્રમપૂર્વક વિચાર કરનારાઓ પણ) મંત્રોમાં પ્રતિપાદિત થયેલાં (હાથમાં વજ્ર વગેરે) ચિહ્નોથી નક્કી થયેલા (ઈન્દ્રાદિ દેવોના રૂપમાં) પરમેશ્વરનું યજન કરે છે પણ (સર્વથી પર એવા) પરમાત્માને જાણતા નથી. ॥ ૪૫ ॥

शब्दब्रह्मणि वेदे उरुर्विस्तरो यस्य। अर्थतोऽपि पारशून्ये तस्मिन्वर्तमानाः। मन्त्राणां लिङ्गैर्वज्र-हस्तत्वादिगुणयुक्तविविधदेवताभिधानसामर्थ्यैः

**'शब्दब्रह्मणि'** જેનો મહાન વિસ્તાર છે તે વેદમાં– વેદનો શબ્દાર્થ કરવામાં પણ તેનો પાર પામી ન શકાય તેવા વેદમાં વિચરનારાઓ, મંત્રોમાં પ્રતિપાદિત થયેલાં ચિહ્નોથી, હાથમાં વજ્ર વગેરે ગુણવાળા જુદા

परिच्छिन्नमेवेन्द्रादिरूपं तत्तत्कर्माग्रहेण भजन्तः परं परमेश्वरं न विदुः ॥ ४५ ॥

तर्ह्यन्यः को नाम कर्माद्याग्रहं हित्वा परमेश्वरमेव भजेदित्यत आह।

**यदा यमनुगृह्णाति भगवानात्मभावितः।**
**स जहाति मतिं लोके वेदे च परिनिष्ठिताम्॥ ४६**

यदा यमनुगृह्णाति। अनुग्रहे हेतुः—आत्मनि भावितः सन्। स तदा लोके लोकव्यवहारे वेदे च कर्ममार्गे परिनिष्ठितां मतिं त्यजति॥ ४६ ॥

**तस्मात्कर्मसु बर्हिष्मन्नज्ञानादर्थकाशिषु।**
**मार्थदृष्टिं कृथाः श्रोत्रस्पर्शिष्वस्पृष्टवस्तुषु॥ ४७**

अर्थकाशिषु परमार्थत्वेन प्रकाशमानेषु पुरुषार्थबुद्धिं मा कृथाः। प्ररोचनाय केवलं श्रोत्रप्रियेषु। न स्पृष्टं वस्तु यैः॥ ४७॥

ननु वेदेन स्वर्गादिसाधनत्वेनोक्तानि कर्माणीति वेदवादिनो वदन्ति कथमस्पृष्टवस्तु-ष्वित्युच्यते तत्राह।

**स्वं लोकं न विदुस्ते वै यत्र देवो जनार्दनः।**
**आहुर्धूम्रधियो वेदं सकर्मकमतद्विदः॥ ४८**

જુદા દેવતાઓનાં નામના સામર્થ્યથી નક્કી થયેલાં ઈન્દ્રાદિ દેવોનાં રૂપમાં જુદાં જુદાં કર્મોના આગ્રહથી **'परम्'** પરમેશ્વરને ભજતા હોવા છતાં તેમને જાણતા નથી. ॥ ૪૫ ॥

તો પછી એવો કોણ છે કે જે કર્મ વગેરેના આગ્રહ છોડીને ભગવાનને જ ભજે– એ માટે હવે ઉત્તર આપે છે—

અંતઃકરણમાં ચિંતન કરવામાં આવેલા ભગવાન જ્યારે જેની ઉપર અનુગ્રહ કરે છે ત્યારે તે જીવ લૌકિક વ્યવહારમાં અને વૈદિક કર્મમાર્ગમાં એકનિષ્ઠ થયેલી બુદ્ધિને ત્યજે છે. ॥ ૪૬ ॥

જ્યારે જેની ઉપર એ અનુગ્રહ કરે છે. અનુગ્રહ કરવા માટેનું કારણ– મનમાં ચિંતન કરાયેલા ભગવાન કૃપા કરે ત્યારે તે જીવ **'लोके'** લૌકિક વ્યવહારમાં અને કર્મમાર્ગમાં એકનિષ્ઠ થયેલી બુદ્ધિને ત્યજે છે. ॥ ૪૬ ॥

માટે હે પ્રાચીનબર્હિ, અજ્ઞાનને કારણે પરમાર્થરૂપ જણાતાં અને સાંભળવામાં પ્રિય લાગતાં પરંતુ પરમાર્થનો તો જેમાં સ્પર્શ પણ નથી તેવાં વૈદિક કાર્યોમાં તમે પરમાર્થબુદ્ધિ ન કરો. ॥ ૪૭ ॥

**'अर्थकाशिषु'** પરમાર્થરૂપ જણાતાં વૈદિક કાર્યોમાં પરમ પુરુષાર્થરૂપ પરમાર્થબુદ્ધિ તમે ન કરો. કર્મોમાં પ્રવૃત્ત કરવા માટે આ વૈદિક કર્મો કેવળ સાંભળવામાં જ પ્રિય છે પરંતુ જેમનામાં પરમાર્થનો સ્પર્શ પણ નથી તેવાં કર્મોમાં તમે સત્યદૃષ્ટિ ન કરો. ॥ ૪૭ ॥

શંકા કરવામાં આવી છે કે સ્વર્ગાદિ પ્રાપ્ત કરવાના સાધનરૂપ વેદ દ્વારા કર્મોનું વિધાન થયું છે, એમ વેદવેત્તાઓ કહે છે. તો પછી પરમાર્થ તત્ત્વનો જેમાં સ્પર્શ નથી તેવાં કર્મોમાં કેમ સત્યદૃષ્ટિ ન રાખવી, એમ કહેવામાં આવે તો તે માટે ઉત્તર આપે છે—

જે મલિન બુદ્ધિવાળા જનો વેદને કર્મપરાયણ કહે છે તેવા વેદને નહીં જાણનારા તેઓ પોતાના સ્વરૂપભૂત (આત્મતત્ત્વરૂપી) લોકને જાણતા નથી, જેમાં ખરેખર ભગવાન જનાર્દનદેવ (વિરાજે) છે.॥ ૪૮ ॥

ये धूम्रधियो मलिनबुद्धयः सकर्मकं कर्मपरं वेदमाहुस्ते अतद्विदोऽवेदज्ञाः। यतस्ते स्वं स्वरूपभूतं लोकमात्मतत्त्वं वेदतात्पर्यगोचरं न विदुः। यत्र देवोऽस्ति॥ ४८॥

त्वं तु महामूर्ख इत्याह—**आस्तीर्येति**।

**आस्तीर्य दर्भैः प्रागग्रैः कार्त्स्न्येन क्षितिमण्डलम्।**
**स्तब्धो बृहद्वधान्मानी कर्म नावैषि यत्परम्।**
**तत्कर्म हरितोषं यत्सा विद्या तन्मतिर्यया॥ ४९**

बृहद्वधात् बहुपशुवधात्। मानी यज्वाहमित्यहंकारी। अतः स्तब्धोऽविनीतः सन्कर्म नावैषि। परं विद्यास्वरूपं तच्च न वेत्सि।

नारदः स्वयं कृपया तद्द्वयं निरूपयति। हरिं तोषयतीति हरितोषं यत्तदेव कर्म। यया तस्मिन्हरौ मतिर्भवति सैव विद्या। महाफलत्वात् ॥ ४९ ॥

कुत इत्यपेक्षायां हरेः परमफलत्वं दर्शयन्नाह द्वाभ्याम्।

**हरिर्देहभृतामात्मा स्वयं प्रकृतिरीश्वरः।**
**तत्पादमूलं शरणं यतः क्षेमो नृणामिह॥ ५०**

हरिर्देहभृतामात्मा ईश्वरश्च। तत्र हेतुः— स्वयं स्वातन्त्र्येण प्रकृतिः कारणमतस्तेषां तत्पादमूलमेव शरणमाश्रयः। यतो यस्मिन्॥ ५०॥

જેઓ ‘**धूम्रधियः**’ મલિન બુદ્ધિવાળા છે, ‘**सकर्मकम्**’ વેદને કર્મપરાયણ કહે છે તેઓ ‘**अतत्-विदः**’ વેદને જાણનારા નથી કારણ કે તેઓ ‘**स्वम्**’ સ્વરૂપભૂત ‘**लोकम्**’ આત્મતત્ત્વને, વેદના રહસ્યને જાણતા નથી, કે જ્યાં ભગવાન જનાર્દનદેવ વિરાજે છે. ॥ ૪૮॥

તમે તો મહામૂર્ખ છો, એમ કહે છે— ‘**आस्तीर्य इति।**’

પૂર્વ તરફ અગ્રભાગવાળા કુશથી સંપૂર્ણ ભૂમંડળને આચ્છાદિત કરીને, અનેક પશુઓનો વધ કરવાથી ગુમાની અને ગર્વિષ્ઠ થયેલા તમે કર્મનું અને જ્ઞાનનું જે સ્વરૂપ છે તે સમજતા નથી. જેનાથી શ્રીહરિ પ્રસન્ન થાય તે કર્મ અને જેનાથી તે શ્રીહરિમાં મન લાગે તે વિદ્યા. ॥ ૪૯ ॥

‘**बृहद्वधात्**’ અનેક પશુઓનો વધ કરવાથી, ‘**मानी**’ ‘હું યજ્ઞો કરનારો છું.’ એમ અહંકારવાળા અને તેથી ‘**स्तब्धः**’ અક્કડ થયેલા તમે કર્મને જાણતા નથી. ‘**परम्**’ વિદ્યાનું સ્વરૂપ છે તે પણ તમે જાણતા નથી.

સ્વયં નારદજી કૃપાપૂર્વક તે બંનેનું નિરૂપણ કરે છે. શ્રીહરિને પ્રસન્ન કરે, શ્રીહરિની પ્રસન્નતા જેનાથી થાય તે જ કર્મ. જેનાથી તે શ્રીહરિમાં બુદ્ધિ (સ્થિર) થાય તે જ વિદ્યા કારણ કે શ્રીહરિ જ મહાફળરૂપ છે.॥ ૪૯ ॥

શ્રીહરિ કેમ મહાફળરૂપ છે એવી અપેક્ષા માટે શ્રીહરિની પરમફળરૂપતા બે શ્લોકો વડે દર્શાવતાં કહે છે.

શ્રીહરિ દેહધારીઓના આત્મા, સ્વતંત્ર કારણ અને ઈશ્વર છે, માટે તેમનું ચરણતળ (જ સર્વનું એકમાત્ર) શરણ છે, જેનાથી આ સંસારમાં મનુષ્યોનું કલ્યાણ થાય છે. ॥ ૫૦ ॥

શ્રીહરિ દેહધારીઓના આત્મા અને ઈશ્વર છે. તે માટે કારણ આપે છે – ‘**स्वयम्**’ સ્વતંત્રરૂપે ‘**प्रकृतिः**’ કારણરૂપ છે આથી તેમનું ચરણમૂળ જ ‘**शरणम्**’ આશ્રયરૂપ છે. ‘**यतः**’ જેમાં (કલ્યાણ છે) ॥ ૫૦ ॥

न च तद्भजनेऽन्यभजन इव दुःखं भयं चेत्याह—**स वा इति।**

**स वै प्रियतमश्चात्मा यतो न भयमण्वपि।**
**इति वेद स वै विद्वान्यो विद्वान्स गुरुर्हरिः॥ ५१**

इति यो वेद स एव विद्वान्स गुरुः स एव हरिश्च॥ ५१॥

उक्तमुपसंहरति—**प्रश्न इति।**

**नारद उवाच**

**प्रश्न एवं हि संछिन्नो भवतः पुरुषर्षभ।**
**अत्र मे वदतो गुह्यं निशामय सुनिश्चितम्॥ ५२**

एवं भवतः प्रश्नः संछिन्नः परिहृतः। तदेवमात्मनो बन्धमोक्षप्रकारे कथारूपेण कथितेऽपि नातिनिर्विण्णचित्तं पुत्रागमनं प्रतीक्षमाणं सन्तं तत्क्षणमेव महाभयकम्पितसकलगात्रं गृहान्निर्वासयितुं हरिणरूपकमाह—अत्रेति। वदतो मे वचः शृणु॥ ५२॥

**क्षुद्रंचरं सुमनसां शरणे मिथित्वा**
**रक्तं षडङ्घ्रिगणसामसु लुब्धकर्णम्।**
**अग्रे वृकानसुतृपोऽविगणय्य यान्तं**
**पृष्ठे मृगं मृगय लुब्धकबाणभिन्नम्॥ ५३**

વળી, તેમનું ભજન કરવામાં અન્યનું ભજન કરવામાં જેવું દુઃખ કે ભય હોય તેવું નથી, એમ કહે છે— **'सः वै इति।'**

તે જ ભગવાન વસ્તુતઃ પ્રિયતમ આત્મા છે જેનાથી (જેમનું શરણ લેવાથી) લેશમાત્ર પણ ભય થતો નથી, એમ જે જાણે છે તે જ વિદ્વાન છે અને જે વિદ્વાન છે તે જ ગુરુ છે અને શ્રીહરિ છે. ॥ ૫૧ ॥

એમ જે ખરેખર જાણે છે તે જ જ્ઞાની છે, તે ગુરુ છે અને તે જ શ્રીહરિ છે. ॥ ૫૧ ॥

ઉપર કહેવામાં આવ્યું તેનો ઉપસંહાર કરે છે— **'प्रश्नः इति।'**

**નારદજી બોલ્યા** – હે પુરુષશ્રેષ્ઠ, આ પ્રમાણે તમારા પ્રશ્નનું નિરાકરણ થયું. હવે (મહાન પુરુષો દ્વારા) નિર્ધારિત કરવામાં આવેલા રહસ્યમય ઉપાયનું વર્ણન કરતા એવા મારું વચન તમે શ્રવણ કરો. ॥ ૫૨ ॥

આ પ્રમાણે તમારા પ્રશ્નનું **'संछिन्नः'** નિરાકરણ થયું. તે અનુસાર આત્માના બંધ અને મોક્ષનો પ્રકાર કથાના રૂપકથી કહેવાયો છતાં પણ પ્રબળ વૈરાગ્યવાળું ચિત્ત જેનું નથી થયું તેવા, પુત્રોના આગમનની પ્રતીક્ષા કરતા રાજાને, તે જ ક્ષણે ઘરમાંથી બહાર કાઢવા માટે, સર્વ અંગોને મહાભયથી ધ્રૂજાવી દે તેવું હરણનું રૂપક કહે છે— **'अत्र इति।'** (એમ) કહેતા એવા મારું વચન તમે સાંભળો. ॥૫૨॥

(પોતાની હરિણી) સ્ત્રી સાથે મળીને તેમાં આસક્ત થયેલા, પુષ્પવાટિકામાં કૂણા અંકૂરોને ચરતા, ભ્રમરગણોના ગુંજારવરૂપી ગાયનમાં લોભાયેલા કાનવાળા, અન્યના પ્રાણ લઈ પોતાના પ્રાણ તૃપ્ત કરનારાં એવાં સામે (ઊભેલાં) વરુઓને અવગણીને વિહાર કરતા અને પાછળ શિકારીના બાણથી વીંધાયેલા હરણને શોધી કાઢો. ॥ ૫૩ ॥

क्षुद्रमल्पं चरतीति तथा तम्। अलुक्। सुमनसां पुष्पाणां शरणे आश्रमे वाटिकायां मिथित्वा मिथः परस्परं स्त्रिया सह मिलित्वा तत्रैव रक्तमासक्तम्। षडङ्घ्रयो भ्रमरास्तेषां गणास्तेषां सामसु गीतेषु लुब्धः कर्णौ यस्य तम्। परेषामसुभिर्हृतैः स्वीयानसूंस्तर्पयन्तीत्यसुतृपः तानविगणय्यागणयित्वा। लुब्धकस्य बाणेन भिन्नं मृगं मृगय अन्वेषय॥ ५३ ॥

**'क्षुद्रम्'** કૂણા અંકુરોને ચરે છે તેવા તે હરણને, **क्षुद्रं चरति इति क्षुद्रचरः** ને બદલે **क्षुद्रंचरः**માં પ્રથમ શબ્દમાં વિભક્તિનો લોપ થતો નથી. **'सुमनसाम्'** પુષ્પોના **'शरणे'** શરણરૂપ બગીચામાં **'मिथित्वा'** એકબીજાની સાથે, હરિણી સ્ત્રી સાથે મળીને તેનામાં જ **'रक्तम्'** આસક્ત થયેલા હરણને, છ પગવાળા ભમરાઓ, તેમના સમૂહો, તેમનાં **'सामसु'** ગુંજારવરૂપી ગીતોમાં આસક્ત થયા છે કર્ણો જેના તે હરણને, બીજાના હરી લેવાયેલા પ્રાણો વડે પોતાના પ્રાણ તૃપ્ત કરે તે **'असुतृपः** વરુઓને **'अविगणय्य'** અવગણીને, શિકારીના બાણથી વીંધાયેલા હરણને **'मृगय'** શોધી કાઢો. ॥ ૫૩ ॥

श्लोकं प्रस्तुते योजयन्व्याचष्टे।

શ્લોક(૫૩)ને પ્રસ્તુત અર્થમાં યોજતાં વ્યાખ્યા કરે છે.

(अस्यार्थः)

**सुमनःसमधर्मणां स्त्रीणां शरण आश्रमे पुष्पमधुगन्धवत्क्षुद्रतमं काम्यकर्मविपाकजं कामसुखलवं जैह्व्यौपस्थ्यादिविचिन्वन्तं मिथुनीभूय तदभिनिवेशितमनसं षडङ्घ्रिगण-सामगीतवदतिमनोहरवनितादिजनालापेष्वति-तरामतिप्रलोभितकर्णमग्रे वृकयूथवदात्मन आयुर्हरतोऽहोरात्रान्तान् काललवविशेषान-विगणय्य गृहेषु विहरन्तं पृष्ठत एव परोक्ष-मनुप्रवृत्तो लुब्धकः कृतान्तोऽन्तःशरेण यमिह पराविध्यति तमिममात्मानमहो राजन् भिन्नहृदयं द्रष्टुमर्हसीति॥ ५४॥**

(આ રૂપકનો આશય)

પુષ્પો જેવા ધર્મવાળી સ્ત્રીઓના શરણરૂપ ગૃહસ્થાશ્રમમાં, પુષ્પના મધુ અને સુગંધ જેવું અત્યંત ક્ષુદ્ર અને કામ્યકર્મના ફળરૂપ એવું જિહ્‌વા અને ઉપસ્થનું અલ્પ કામસુખ શોધતા, સ્ત્રીઓની સાથે રહેવાથી તેમનામાં અતિ આસક્ત મનવાળા, ભ્રમરસમૂહના ગુંજારવના ગાન જેવા, સ્ત્રી વગેરે સ્વજનોના અતિમનોહર પ્રેમાલાપમાં અત્યંત પ્રલોભન પામેલા કર્ણવાળા, આગળ વરુઓનાં ટોળાંની જેમ પોતાના આયુષ્યને હરી લેતા રાત-દિવસના કાળના તે સૂક્ષ્મ અંશોને ગણકાર્યા વિના ઘરોમાં રમણ કરતા તેમ જ દેખાય નહીં તેમ પાછળથી પીછો કરતો મૃત્યુરૂપ શિકારી ગુપ્ત બાણ વડે જે પોતાને અહીં દૂરથી જ વીંધે છે, તે વીંધાયેલા હૃદયવાળાને, અરે હે રાજા, તમે જોવાને યોગ્ય છો. ॥ ૫૪ ॥

सुमनोभिः समानो धर्मः परिणामविरसत्वं यासां स्त्रीणाम्। मिथित्वेत्यस्य व्याख्या—मिथुनी-भूय। स्त्रीभिः सहेति शेषः। रक्तमित्यस्य व्याख्या— तास्वभिनिवेशितं मनो येन। असुतृप

પુષ્પો જેવા ધર્મવાળી અર્થાત્ પરિણામે નીરસ એવી સ્ત્રીઓના– **'मिथित्वा'**ની વ્યાખ્યા– **'मिथुनीभूय'** સ્ત્રીઓની સાથે રહીને, એટલું બાકી છે. **'रक्तम्'** ની વ્યાખ્યા– **'अभिनिवेशितम्'** આસક્ત થયું છે મન

इत्यस्य व्याख्या— आयुर्हरत इति। यान्तमित्यस्य व्याख्या— विहरन्तमिति। अन्तर्नलिकायां गूढेन शरेण पराविध्यति दूरादेव ताडयति॥ ५४॥

જેનું, **'असुतृपः'** ની વ્યાખ્યા– **'आयुर्हरतः'** આયુષ્યને હરી લેનારા, **'यान्तम्'** ની વ્યાખ્યા **'विहरन्तम्'** વિહાર કરતા, ગુપ્ત નળીમાં છુપાવેલા બાણથી **'पराविध्यति'** દૂરથી જ વીંધે છે. ॥ ૫૪ ॥

उपदेशसारमाह—**स इति।**

ઉપદેશના સારને જણાવે છે— **'सः इति।'**

**स त्वं विचक्ष्य मृगचेष्टितमात्मनोऽन्त-**
**श्चित्तं नियच्छ हृदि कर्णधुनीं च चित्ते।**
**जह्यङ्गनाश्रममसत्तमयूथगाथं**
**प्रीणीहि हंसशरणं विरम क्रमेण॥ ५५**

તે મૃગ તમે છો, એમ તમારી પોતાની મૃગ જેવી ગતિ વિચારીને હૃદયની અંદર ચિત્તને અને બંને કાનમાં, નદીની જેમ (વહેતી) બહિર્વૃત્તિઓને ચિત્તમાં લીન કરો તથા કામી મનુષ્યોનાં ટોળાંનાં જ ગાણાં જ્યાં ગવાય છે તેવા, અંગનાઓના આશ્રયરૂપ ગૃહાશ્રમનો ત્યાગ કરો, સર્વ જીવોના શરણરૂપ ઈશ્વરને પ્રસન્ન કરો અને ક્રમશઃ (સર્વ વિષયો અને સંસારથી) વિરત થઈ જાઓ. ॥ ૫૫ ॥

विचक्ष्य विचार्य। अन्तर्हृदि चित्तं कर्णयोर्धुनीं नदीमिव बहिर्वृत्तिं चित्ते नियच्छ। एतच्च सर्वेन्द्रियोपलक्षणार्थम्। अङ्गनाश्रमं गृहाश्रमं च जहि। कीदृशम्। असत्तमानामतिकामुकानां यानि यूथानि तेषां गाथा वार्ता यस्मिन्। हंसानां जीवानां शरणमीश्वरम्। एवं क्रमेण सर्वतो विरम॥ ५५॥

**'विचक्ष्य'** વિચારીને, **'अन्तः-हृदि'** હૃદયની અંદર ચિત્તને અને બંને કાનમાં **'धुनीम्'** નદીની જેમ વહેતી બહિર્વૃત્તિઓને ચિત્તમાં લીન કરો અને આ સર્વ ઈન્દ્રિયોના નિરોધનું સૂચન કરવા માટે છે. **'अङ्गना-आश्रमम्'** સ્ત્રીઓના આશ્રયરૂપ ગૃહાશ્રમનો પણ ત્યાગ કરો. કેવો ગૃહાશ્રમ? **'असत्तमानाम्'** અતિશય કામી મનુષ્યોનાં જે ટોળાં છે તેમની **'गाथा'** ચર્ચા છે જેમાં તેવા ગૃહાશ્રમને ત્યાગી દો. **'हंसानाम्'** જીવોના શરણરૂપ ઈશ્વરને (પ્રસન્ન કરો). આ પ્રમાણે ક્રમશઃ સર્વથી વિરામ પામી જાઓ. ॥ ૫૫ ॥

अर्थान्तरं प्रष्टुं पूर्वोक्तमर्थमनुवदति।

અન્ય અભિપ્રાય પૂછવા માટે પૂર્વે કહેલી વાત ફરીથી કહે છે.

**राजोवाच**

**श्रुतमन्वीक्षितं ब्रह्मन्भगवान्यदभाषत।**
**नैतज्जानन्त्युपाध्यायाः किं न ब्रूयुर्विदुर्यदि॥ ५६**

**રાજા બોલ્યા** – હે બ્રહ્મન્, (આપ) ભગવાને જે કહ્યું તે મેં શ્રવણ કર્યું અને મનન કર્યું. (આપે ઉપદેશ કરેલું) આ (આત્મતત્ત્વ મને કર્મનો ઉપદેશ કરનારા) ઉપાધ્યાયો જાણતા નથી કારણ કે તેઓ જો જાણતા હોય તો કેમ ન કહે? ॥ ૫૬ ॥

श्रुतमन्वीक्षितं विचारितं च। ब्रह्मन् हे नारद, एतत्त्वदुक्तमात्मतत्त्वमुपाध्याया ये मम कर्मोपदेष्टार आचार्यास्ते न जानन्ति॥ ५६॥

સાંભળેલું અને **'अन्वीक्षितम्'** વિચારેલું– **'ब्रह्मन्'** હે નારદજી, **'एतत्'** આ આપે ઉપદેશેલું આત્મતત્ત્વ મને **'उपाध्यायाः'** કર્મનો ઉપદેશ કરનારા જે આચાર્યો છે તેઓ જાણતા નથી. ॥ ૫૬ ॥

**संशयोऽत्र तु मे विप्र संछिन्नस्तत्कृतो महान्।**
**ऋषयोऽपि हि मुह्यन्ति यत्र नेन्द्रियवृत्तयः॥ ५७**

હે વિપ્ર નારદજી, આ વિષયમાં તે આચાર્યો દ્વારા કરવામાં આવેલા મહાન સંશયને આપે સંપૂર્ણપણે છેદી નાખ્યો છે, જેમાં ઇન્દ્રિયોની વૃત્તિઓ પ્રવૃત્તિ કરતી નથી અને તેથી ઋષિઓ પણ ખરેખર મોહિત થાય છે. ॥ ૫૭ ॥

अतस्तत्कृत उपाध्यायकृतस्तद्वाक्य-विरोधेनात्मतत्त्वेऽसंभावनारूपो महान् संशयः संछिन्नस्त्वया। अत्र तु कश्चित्संशयो वर्तते, यत्रेन्द्रियवृत्तीनामप्रवृत्तेर्मुह्यन्ति॥ ५७॥

આથી **'तत्कृतः'** તે આચાર્યો દ્વારા કરવામાં આવેલા, આત્મતત્ત્વ ન હોવાના તેમના વિધાનના આપે કરેલા વિરોધથી મહાન સંશય છેદાઈ ગયો છે. પરંતુ કંઈક સંશય રહે છે, (તે આગળ કહેશે) કે જ્યાં ઇન્દ્રિયોની વૃત્તિઓની પ્રવૃત્તિ ન હોવાથી (ઋષિઓ પણ) મોહ પામે છે. ॥ ૫૭ ॥

संशयमाह द्वाभ्याम्।

બે શ્લોકો વડે સંશય જણાવે છે.

**कर्माण्यारभते येन पुमानिह विहाय तम्।**
**अमुत्रान्येन देहेन जुष्टानि स यदश्नुते॥ ५८**

પુરુષ જે શરીરથી કર્મો કરે છે, તેને આ લોકમાં જ છોડીને પરલોકમાં બીજા શરીરથી જે સેવેલાં કર્મો છે તેમનું ફળ ભોગવે છે. ॥ ૫૮ ॥

कर्माणि येन देहेन करोति तमत्रैव विहायामुत्र लोकान्तरे कर्मोपस्थापितेनान्येन देहेन जुष्टान्युप-भुक्तानि जीवोऽश्नुते प्राप्नोति॥ ५८॥

જે શરીરથી (પુરુષ) કર્મો કરે છે તે શરીરને આ જ લોકમાં છોડીને **'अमुत्र'** પરલોકમાં, સેવેલાં કર્મ વડે બનેલા અન્ય શરીરથી **'जुष्टानि'** (પૂર્વે) સેવેલાં કર્મો **'अश्नुते'** પ્રાપ્ત કરે છે. ॥ ૫૮ ॥

**इति वेदविदां वादः श्रूयते तत्र तत्र ह।**
**कर्म यत्क्रियते प्रोक्तं परोक्षं न प्रकाशते॥ ५९**

એમ વેદવેત્તાઓનો સંવાદ ઘણે ઠેકાણે સાંભળવામાં આવે છે. વળી, વેદમાં કહેલું જે કર્મ કરાય છે, તે (કર્યા પછી તરત જ) પરોક્ષ થાય છે, પ્રકટ રહેતું નથી. ॥ ૫૯ ॥

इतिवादः श्रूयते 'प्राप्य पुण्यकृताँल्लोकान्' इति। 'शरीरजैः कर्मदोषैर्याति स्थावरतां नरः' इति। त्वया चोक्तं 'शाश्वतीरनुभूयार्तिम्' इति।

એ કથન શ્રવણ કરવામાં આવે છે– 'યોગભ્રષ્ટ પુરુષ પુણ્યવાનોના (સ્વર્ગાદિ) ઉત્તમ લોકોને પામી (ત્યાં) ઘણા વર્ષો સુધી રહીને સદાચારી શ્રીમંતોના ઘરમાં જન્મે છે.' (ગીતા ૬/૪૧) 'શરીરથી જન્મતા કર્મદોષોથી મનુષ્ય સ્થાવર યોનિને પામે છે.' વળી, આપના દ્વારા જ કહેવામાં આવ્યું હતું કે 'વર્ષો સુધી (નરકની) પીડા ભોગવીને' (શ્રીમદ્ ભા.૪/૨૮/૨૭)

एतच्च कर्तृभोक्तृदेहभेदेन कृतनाशाकृताभ्याग-मप्रसङ्गान्न संगच्छत इति भावः।

વળી, આ કર્મ કરનારું શરીર અને ભોગવનારું શરીર જુદું જુદું હોવાથી કરેલાં કર્મોનો નાશ અને નહીં કરેલાં કર્મોની પ્રાપ્તિ, એ મુશ્કેલ પરિસ્થિતિને કારણે સંગતિ થતી નથી, એવો ભાવ છે.

संशयान्तरमाह। प्रोक्तं वेदोक्तं कर्म यत्क्रियते जनैस्तच्चानन्तरक्षण एव परोक्षमदृश्यं सन्न प्रकाशते। अतः कर्मणो नष्टत्वात्तद्भोगोऽपि दुर्घट इति भावः ॥ ५९ ॥

બીજો સંશય જણાવે છે. **'प्रोक्तम्'** વેદમાં કહેવામાં આવેલું કર્મ જે જનો દ્વારા કરવામાં આવે છે, તે બીજી જ ક્ષણે **'परोक्षम्'** અદૃશ્ય થઈને દેખાતું નથી. આથી કર્મ નષ્ટ થવાથી તેનો ભોગ પણ કેવી રીતે થઈ શકે, એવો ભાવ છે. ॥ ૫૯ ॥

प्रथमस्योत्तरम्—**येनैवेति**।

પ્રથમ શંકાનો ઉત્તર આપે છે— **'येन एव इति।'**

**नारद उवाच**

**येनैवारभते कर्म तेनैवामुत्र तत्पुमान्।**
**भुङ्क्ते ह्यव्यवधानेन लिङ्गेन मनसा स्वयम्॥ ६०**

**નારદજી બોલ્યા** – પુરુષ જે સૂક્ષ્મદેહથી કર્મ આરંભે છે તે (કર્તૃત્વ, ભોક્તૃત્વ– એમ બંને ધર્મવાળા) મનઃપ્રધાન, વિચ્છેદ વગરના સૂક્ષ્મદેહથી જ પરલોકમાં સ્વયં કર્મનાં ફળ ભોગવે છે. ॥ ૬૦ ॥

अव्यवधानेन कर्तृभोक्तृदेहविच्छेदं विना। स्थूलदेहनाशेऽपि मनःप्रधानस्य लिङ्गदेहस्यानाशान्नोक्तदोषप्रसङ्ग इत्यर्थः ॥ ६० ॥

**'अव्यवधानेन'** કર્મ કરનાર દેહ અને ભોગવનાર દેહ જેમાં જુદા નથી તેવા (એક જ) વિચ્છેદ વગરના સૂક્ષ્મશરીરથી– સ્થૂળદેહનો નાશ થયો હોવા છતાં પણ મન જેમાં મુખ્ય છે તેવા સૂક્ષ્મશરીરનો નાશ ન થતો હોવાથી ઉપર જણાવેલા દોષનો પ્રસંગ આવતો નથી, એમ અર્થ છે. ॥ ૬૦ ॥

लिङ्गदेहविशिष्टस्य भोक्तृत्वं स्वप्नदृष्टान्तेन स्पष्टयति।

સૂક્ષ્મદેહથી વિશિષ્ટ આત્મા કર્મનું ફળ ભોગવે છે, એમ સ્વપ્નના દૃષ્ટાન્તથી સ્પષ્ટ કરે છે.

**शयानमिममुत्सृज्य श्वसन्तं पुरुषो यथा।**
**कर्मात्मन्याहितं भुङ्क्ते तादृशेनेतरेण वा॥ ६१**

જેમ પુરુષ સૂતેલા, શ્વાસ લેતા એવા આ શરીરને છોડીને (સ્વપ્નાવસ્થામાં) સૂતેલા જેવા બીજા શરીરથી મનની અંદર સંસ્કારરૂપે રહેલાં કર્મ ભોગવે છે, તેમ (પરલોકમાં પણ) સ્વપ્નાવસ્થાના શરીર જેવા બીજા પ્રાપ્ત થયેલા સૂક્ષ્મશરીરથી મનની અંદર સંસ્કારરૂપે પ્રાપ્ત થયેલાં કર્મ ભોગવે છે. ॥ ૬૧ ॥

शयानमिमं जाग्रद्देहं श्वसन्तं जीवन्तमुत्सृज्य तदभिमानं त्यक्त्वात्मनि मनसि संस्काररूपेणाहितं कर्म यथा भुङ्क्ते तादृशेन शयानदेहसदृशेन कर्मोपस्थापितेन देहेनान्येन वा पश्वादिदेहेन तथा लोकान्तरेऽपीति भावः ॥ ६१ ॥

સૂતેલા અને શ્વાસ લેતા એવા જીવતા-જાગતા શરીરને છોડીને, સ્થૂળદેહનું અભિમાન ત્યજીને **'आत्मनि'** મનમાં સંસ્કારરૂપે રહેલાં કર્મોને **'तादृशेन'** સૂતેલા સ્થૂળ શરીર જેવા, કર્મોથી પ્રાપ્ત કરેલા બીજા સૂક્ષ્મ શરીરથી કે પશુ વગેરેના શરીરથી પુરુષ જેમ ભોગવે છે તેમ પરલોકમાં પણ (સૂક્ષ્મશરીરથી મનને લાગેલા કર્મના સંસ્કારો ભોગવે છે, એવો ભાવ છે.) ॥ ૬૧ ॥

ननु भवतु नाम लिङ्गविशिष्टस्थानेन दृष्टान्तेन भोक्तृत्वं, कर्तृत्वं तु दानप्रतिग्रहादिषु स्थूलदेहविशिष्टस्यैव दृश्यते तत्राह।

**ममैते मनसा यद्यदसावहमिति ब्रुवन्।**
**गृह्णीयात्तत्पुमान् राद्धं कर्म येन पुनर्भवः ॥ ६२**

ममैते पुत्रादयोऽसावहं ब्राह्मण इति ब्रुवन्मनसा यद्यद्देहं गृह्णीयात्ततो देहाद्राद्धं सिद्धं कर्म पुमान् गृह्णीयात्। येन कर्मणाहंकारगृहीतेन पुनर्भवो भवति। अन्यथा जन्मानुपपत्तेः। अतोऽभिमन्तुर्मनोविशिष्टस्यैव कर्तृत्वमभिमान-विषयस्य तु देहस्य पुत्रादिदेहवद्द्वारमात्रत्वमिति भावः ॥ ६२ ॥

यदुक्तं कर्मणो नष्टत्वान्नामुत्र भोग इति तत्राह—**यथेति**।

**यथानुमीयते चित्तमुभयैरिन्द्रियेहितैः।**
**एवं प्राग्देहजं कर्म लक्ष्यते चित्तवृत्तिभिः ॥ ६३**

उभयैर्ज्ञानकर्मरूपैरिन्द्रियाणामीहितैः कदाचित्कर्मप्रवृत्तिभिश्चित्तमनुमीयते। सत्यपि सर्वे-

શંકા કરવામાં આવી છે કે સૂક્ષ્મશરીરના વિશિષ્ટ સ્થાનરૂપ (સ્વપ્નના) દૃષ્ટાંત દ્વારા સૂક્ષ્મશરીરનું ભોક્તાપણું થાય તો ભલે થતું પરંતુ દાન આપવા-લેવા વગેરેમાં વિશિષ્ટ એવા સ્થૂળદેહનું જ કર્તાપણું દેખાય છે! તે માટે ઉત્તર આપે છે—

'આ (પુત્રાદિ) મારા છે', 'આ હું આવો (બ્રાહ્મણ) છું.' એમ કહેતો પુરુષ પોતાના મન વડે જે જે શરીર ગ્રહણ કરે તે તે શરીરથી સિદ્ધ થતું કર્મ પણ મનુષ્ય ગ્રહણ કરે છે, જે અહંકારથી સ્વીકારેલા કર્મને લીધે જ પુનર્જન્મ પ્રાપ્ત થાય છે. ॥ ૬૨॥

'આ પુત્રાદિ મારા છે.' 'હું આ બ્રાહ્મણ (વગેરે જાતિનો) છું.' એમ કહેતો પુરુષ પોતાના મન દ્વારા જે જે શરીર ગ્રહણ કરે, તે તે શરીરથી **'राद्धम्'** સિદ્ધ થતું કર્મ મનુષ્ય ગ્રહણ કરે છે, અહંકારથી સ્વીકારેલા જે કર્મ દ્વારા પુનર્જન્મ થાય છે. નહીં તો પુનર્જન્મ સિદ્ધ થાય નહીં આથી (પુત્ર, દેહ વગેરેમાં) અભિમાન રાખનાર મનઃપ્રધાન સૂક્ષ્મશરીરરૂપ પુરુષનું જ કર્તૃત્વ છે પરંતુ અભિમાનના વિષયરૂપ બનેલો સ્થૂળદેહ તો પુત્ર, દેહ વગેરેની જેમ એક દ્વારરૂપ છે, એવો ભાવ છે. ॥ ૬૨ ॥

(બીજો સંશય) જે કહેવામાં આવ્યો કે કર્મનો નાશ થવાથી પરલોકમાં તેનો ફળભોગ હોઈ શકે નહીં, તે માટે ઉત્તર આપે છે— **'यथा इति।'**

જેવી રીતે જ્ઞાનેન્દ્રિય અને કર્મેન્દ્રિય– બંનેની કર્મપ્રવૃત્તિઓ દ્વારા ચિત્તનું અનુમાન કરવામાં આવે છે, તેવી રીતે ચિત્તવૃત્તિઓ દ્વારા પૂર્વજન્મના દેહના કર્મનો ખ્યાલ આવે છે. ॥ ૬૩ ॥

જ્ઞાનેન્દ્રિય અને કર્મેન્દ્રિય, બંનેની **'ईहितैः'** પ્રાસંગિક કર્મપ્રવૃત્તિઓ દ્વારા ક્યારેક ચિત્તનું અનુમાન કરવામાં આવે છે. સર્વ ઈન્દ્રિયો પોતપોતાના વિષયમાં સંબંધવાળી હોવા છતાં એકસાથે જ્ઞાન ઉત્પન્ન કરી શકતી નથી. અક્ષપાદ ગૌતમ દ્વારા તે જ કહેવામાં આવ્યું છે. ''ઈન્દ્રિયો એક સાથે જ્ઞાન ઉત્પન્ન કરી શકતી નથી એ

न्द्रियविषयसंबन्धे युगपज्ज्ञानानुत्पत्तेः। तदुक्त-मक्षपादेन 'युगपज्ज्ञानानुत्पत्तिर्मनसो लिङ्गं' इति। एवं चित्तवृत्तिभिरपि पूर्वदेहजं कर्म लक्ष्यते। तासामपि युगपदनुत्पत्तेः ॥ ६३ ॥

જ મનના અસ્તિત્વનું જ્ઞાપક ચિહ્ન છે, (કારણ કે સર્વ ઇન્દ્રિયોનો તેમના વિષય સાથે સંબંધ થતો હોવા છતાં, એક સાથે બધાં ઇન્દ્રિયજ્ઞાન ઉત્પન્ન થતાં નથી.)'' (ન્યાયદર્શન.૧/૧/૧૬) (તેથી જ્યારે જે ઇન્દ્રિય સાથે મન જોડાય ત્યારે તે જ ઇન્દ્રિયને વિષયનું જ્ઞાન થાય તેથી) ચિત્તવૃત્તિઓ વડે પણ પૂર્વજન્મના દેહનું કર્મ કળી શકાય છે કારણ કે તે સર્વ ચિત્તવૃત્તિઓ પણ એક સાથે કર્મ કરવા પ્રવૃત્ત થતી નથી. ॥ ૬૩ ॥

इतोऽपि कर्म लक्ष्यत इत्याह—**नानुभूतमिति** द्वाभ्याम्।

હવે જે કહેવામાં આવશે તેને કારણે પણ પૂર્વજન્મનું કર્મ નાશ નથી પામતું, એમ બે શ્લોકો વડે જણાવે છે— **'न-अनुभूतम् इति।'**

**नानुभूतं क्व चानेन देहेनादृष्टमश्रुतम्।**
**कदाचिदुपलभ्येत यद्रूपं यादृगात्मनि॥ ६४**

વળી, આ દેહ દ્વારા ન અનુભવાયેલી, ન જોવાયેલી અને ન સાંભળવામાં આવેલી વસ્તુ પણ જેવા રૂપવાળી અને જેવા પ્રકારવાળી હોય છે તેવી જ મનમાં સ્ફુરે છે. ॥ ૬૪ ॥

अनेन वर्तमानेन देहेन क्व च कुत्रचिदपि यन्नानुभूतं अननुभूतं अनुपभुक्तमदृष्टं चाश्रुतं च यद्रूपं यदात्मकं यादृक् यत्प्रकारं च तत्कदाचित्स्वप्नमनोरथादिष्वात्मनि मनस्युपलभ्येत ॥ ६४ ॥

આ વર્તમાન શરીરથી કોઈ ને કોઈ વખતે પણ **'यत्-न-अनुभूतम्'** જે અનુભવાયેલું નથી, જે ભોગવાયેલું નથી અને જે જોવામાં કે સાંભળવામાં પણ આવ્યું નથી તે **'यद्रूपम्'** જેવા સ્વરૂપવાળું હોય છે અને **'यादृक्'** જે પ્રકારનું હોય છે તેવું જ ક્યારેક સ્વપ્ન, મનોરથ વગેરેરૂપે **'आत्मनि'** મનમાં સ્ફુરે છે. ॥ ૬૪ ॥

**तेनास्य तादृशं राजन् लिङ्गिनो देहसंभवम्।**
**श्रद्धत्स्वाननुभूतोऽर्थो न मनःस्प्रष्टुमर्हति॥ ६५**

તે ઉપરથી હે રાજા, તમે નિશ્ચયપૂર્વક જાણો કે આ સૂક્ષ્મદેહની વાસનાના આશ્રયરૂપ જીવને (આ વર્તમાન શરીરથી થતો અનુભવ) પૂર્વજન્મના શરીરમાં થઈ ગયેલો છે. (કારણ કે) પૂર્વે ન અનુભવેલી વસ્તુ મનમાં સ્ફુરી શકે નહીં. ॥ ૬૫ ॥

तेन हेतुनास्य लिङ्गिनो वासनाश्रयस्य जीवस्य तादृशं तदनुभवादियुक्तं पूर्वदेहसंभवं श्रद्धत्स्व निश्चयेन मन्यस्व। न ह्यननुभूतोऽर्थो मनःस्प्रष्टुं मनसि स्फुरितुमर्हति॥ ६५ ॥

તે કારણે આ સૂક્ષ્મદેહની વાસનાના આશ્રયરૂપ જીવને **'तादृशम्'** પૂર્વજન્મના શરીરમાં તેનો અનુભવ થઈ ગયેલો છે એમ તમે **'श्रद्धत्स्व'** નિશ્ચયપૂર્વક જાણો. ખરેખર, ન અનુભવેલો પદાર્થ **'मनःस्प्रष्टुम्'** મનમાં સ્ફુરવાને સમર્થ નથી. ॥ ૬૫ ॥

किंच। मनोवृत्त्यैव पराणि शुभाशुभनिमित्तानि शरीराणि ज्ञायन्त इत्याह—**मन एवेति**।

વળી, મનોવૃત્તિ વડે જ શુભ અને અશુભના કારણરૂપ પૂર્વનાં શરીરો જણાય છે એટલે આમ કહે છે — **'मनः एव इति।'**

**मन एव मनुष्यस्य पूर्वरूपाणि शंसति।**
**भविष्यतश्च भद्रं ते तथैव न भविष्यतः॥ ६६**

भद्रं त इति सम्यगवधानार्थमाशिषाभिनन्दति। भविष्यत उद्भवं प्राप्स्यतो नभविष्यतो नीचत्वं प्राप्स्यतोऽपि भावीनि रूपाणि शंसति। मन एवौदार्यकार्पण्यादिवृत्तिभिः पूर्वमप्येवमेवासीत्, पश्चादप्येवमेव भविष्यतीति ज्ञापयतीत्यर्थः ॥ ६६ ॥

ननु कदाचिद्दर्शनानर्हमपि स्वप्ने प्रतीयते यथा पर्वताग्रे समुद्रो दिवा नक्षत्राणि स्वशिरश्छेद इत्यादि तत्राह—**अदृष्टमिति**।

**अदृष्टमश्रुतं चात्र क्वचिन्मनसि दृश्यते।**
**यथा तथानुमन्तव्यं देशकालक्रियाश्रयम्॥ ६७**

अन्यदेशाश्रयं समुद्रादिकं पर्वताग्रे निशाश्रयं नक्षत्रादिकं दिवा अभ्यङ्गादिक्रियाश्रयं स्वशिरश्छेदनाश्रयम्। निद्रादिदोषेण हि तथा प्रतीयत इत्यनुमन्तव्यम्। परस्यापि तदनुपपत्ते-स्तुल्यत्वादिति भावः॥ ६७॥

ननु दरिद्रः क्वचिदात्मानं महाराजं पश्यति, राजा च रङ्कमात्मानं पश्यति तत्कथमसंभावितं सङ्गच्छेत तत्राह—**सर्व इति**।

હે રાજા, તમારું કલ્યાણ થાઓ! મનુષ્યનું મન જ તેનાં પૂર્વજન્મનાં રૂપો અને તેનાં ભવિષ્યમાં ઉત્કર્ષ પામનાર તેમ જ નીચત્વ પ્રાપ્ત કરનાર સ્વરૂપોને પણ જણાવે છે. ॥ ૬૬ ॥

સારી રીતે એકાગ્ર થવા માટે 'કલ્યાણ થાઓ' એમ આશિષ વડે પ્રશંસા કરે છે. '**भविष्यतः**' ઉત્કર્ષ પ્રાપ્ત કરનાર અને '**न-भविष्यतः**' નીચત્વ પ્રાપ્ત કરનાર મનુષ્યનાં ભવિષ્યમાં થનારાં રૂપોને જણાવે છે. મનુષ્યનું મન જ પોતાની ઉદારતા, કૃપણતા વગેરે વૃત્તિઓ દ્વારા જણાવે છે કે પૂર્વજન્મમાં પણ આ મનુષ્ય આ પ્રકારનો હતો અને ભવિષ્યમાં પણ આવા આવા પ્રકારનો થશે, એમ અર્થ છે. ॥ ૬૬ ॥

શંકા કરવામાં આવી છે કે કોઈ વખત ન દેખાવી જોઈએ તેવી વસ્તુ પણ સ્વપ્નમાં જોવામાં આવે છે. જેમ કે, પર્વતની ટોચ ઉપર સમુદ્ર, દિવસે નક્ષત્ર, પોતાનું કપાયેલું મસ્તક વગેરે (પૂર્વે ન જોયેલું) કેમ દેખાય છે? તો તે માટે ઉત્તર આપે છે— '**अदृष्टम् इति।**'

અહીં (આ જન્મમાં) કોઈ વખત (સ્વપ્નાદિ અવસ્થામાં) પૂર્વે ન જોયેલું અને ન સાંભળેલું પણ મનમાં સ્ફુરેલું દેખાય છે, તે દેશ, કાળ અને ક્રિયાને આધારે જેવું હોય તેવું જ અનુમાન કરવા યોગ્ય છે. ॥ ૬૭ ॥

અન્ય સ્થળે રહેલા સમુદ્રાદિ પર્વતની ટોચ પર, રાત્રે હોય તે નક્ષત્રાદિ દિવસે, સ્નાન કે મર્દનની ક્રિયા કરવાના સમયે (જળમાં કે તેલમાં) પોતાના કપાયેલા મસ્તકનો આભાસ થવાના આશ્રયવાળાં (સ્વપ્ન) નિદ્રાદિ દોષને કારણે જ દેખાય છે, એમ અનુમાન કરવું જોઈએ. (સ્વપ્નમાં સ્મૃતિ અને અનુભવ બંને સંભવે છે, તે બેમાંથી) પર અર્થાત્ અનુભવ પણ સ્વપ્નમાં યથાર્થ થાય, તે શક્ય નથી કારણ કે સ્વપ્નનાં સ્મૃતિ અને અનુભવ બંને સમાન રીતે અયથાર્થ છે. ॥ ૬૭ ॥

શંકા કરવામાં આવી છે કે ગરીબ માણસ (સ્વપ્નમાં) પોતાને મહારાજા થયેલો જુએ છે તથા રાજા પોતાને રંક થયેલો જુએ છે, તેવું અસંભવિત કેવી રીતે ઘટે? તે માટે ઉત્તર આપે છે— '**सर्वे इति।**'

**सर्वे क्रमानुरोधेन मनसीन्द्रियगोचराः।**
**आयान्ति वर्गशो यान्ति सर्वे समनसो जनाः॥ ६८**

ઇન્દ્રિયોના વિષયરૂપ સર્વ પદાર્થો (સુખ-દુઃખ અથવા પુણ્ય-પાપ અનુસારના) ક્રમપૂર્વક જૂથ પ્રમાણે મનમાં (ભોગ્યપણે વારંવાર) આવે છે અને (ભોગ સમાપ્ત થતાં) પાછા ચાલ્યા જાય છે (કારણ કે) સર્વે મનુષ્યો મનવાળા (સૂક્ષ્મદેહવાળા) છે. ॥૬૮॥

आयान्ति भोग्यत्वेन प्राप्नुवन्ति। यान्ति च भोगानन्तरम्। यदि च कश्चिदमना भवेत्तर्ह्येवं न स्यान्न त्वेतदस्तीत्याह—सर्वे समनस इति। अतः सर्वेषां समनस्कत्वान्मनसि च सर्वार्थानां क्रमेण प्रवेशान्नात्यन्तादृष्टचरः कस्यापि कश्चिदर्थोऽस्तीत्यर्थः॥ ६८॥

'**आयान्ति**' (પદાર્થો) ભોગ્યપણે પ્રાપ્ત થાય છે અને ભોગ સમાપ્ત થતાં પાછા ચાલ્યા જાય છે. અને જો કોઈક 'અમન' (મનરહિત) બની જાય તો આમ ન થાય, પરંતુ એવું છે નહીં, એમ કહે છે– સર્વે મનુષ્યો મનસહિત છે આથી સર્વ મનુષ્યો મનવાળા હોવાથી મનમાં સર્વે વિષયોનો ક્રમાનુસાર પ્રવેશ હોવાથી (અર્થાત્ મનમાં સર્વ પદાર્થો દાખલ થતા જ હોવાથી) કોઈએ કોઈ પદાર્થ કદી ન જોયો હોય તેમ છે જ નહીં, કોઈ ને કોઈ એકાદ વિષય તો મનમાં હોય છે જ, એમ અર્થ છે. ॥ ૬૮ ॥

तदेवं सर्वैरपि सर्वेऽर्थाः क्रमेण दृश्यन्त इत्युक्तम्, इदानीं युगपदपि सर्वदर्शनं कदा-चिद्भवतीत्याह।

(પૂર્વ શ્લોકમાં જણાવ્યું) તે પ્રમાણે સર્વ કોઈ દ્વારા સર્વ પદાર્થો ક્રમાનુસાર જોઈ શકાય છે. હવે આ શ્લોકમાં કહે છે કે સર્વ પદાર્થોનું દર્શન એકીસાથે પણ ક્યારેક થાય છે.

**सत्त्वैकनिष्ठे मनसि भगवत्पार्श्ववर्तिनि।**
**तमश्चन्द्रमसीवेदमुपरज्यावभासते ॥ ६९**

જ્યારે મન વિશુદ્ધ સત્ત્વગુણમાં સ્થિત થાય અને ભગવાન પાસે રહેનારું બને ત્યારે (તેવા ભગવદ્ધ્યાનપરાયણ) મનમાં જાણે સંયોગ પ્રાપ્ત કરીને આ વિશ્વ એકીસાથે દેખાય છે. એમ (જોઈ ન શકાય તેવો) રાહુ (ગ્રહણ સમયે) પ્રકાશાત્મક ચન્દ્રમાનો જાણે કે સંયોગ પામીને દેખાય છે! ॥ ૬૯॥

सत्त्वैकनिष्ठे भगवत्पार्श्ववर्तिनि भगवद्ध्यानपरे मनसीदं विश्वमुपरज्य संयोगमिव प्राप्यावभासते। प्रतीत्यनर्हस्यापि कदाचित्प्रतीतौ दृष्टान्तः—चन्द्रमस्युपरज्य तमो राहुरिव। तदिदं शुद्धे मनसि सर्वविषयस्फुरणं योगिप्रत्यक्षमिति प्रसिद्धम्॥ ६९॥

જ્યારે મન વિશુદ્ધ સત્ત્વમાં સંપૂર્ણપણે સ્થિત થાય છે ત્યારે '**ભગવત્પાર્શ્વવર્તિનિ**' ભગવાનની સમીપમાં રહેલા અર્થાત્ ભગવદ્ધ્યાનપરાયણ મનમાં '**इदम्**' આ વિશ્વ '**उपरज्य**' જાણે સંયોગ પ્રાપ્ત કરીને દેખાય છે. પ્રતીતિ ન થઈ શકે તેની પણ ક્યારેક પ્રતીતિ થઈ જાય તે વિષેનું દૃષ્ટાન્ત– ચન્દ્રમાના પ્રકાશમાં '**तमः**' રાહુ દેખાય તેમ! તે અનુસાર આ સર્વ પદાર્થોનું દર્શન યોગીઓને પ્રત્યક્ષ છે, એ પ્રસિદ્ધ છે. ॥ ૬૯ ॥

**वि.चक्र.**—भगवान् यथा विश्वं पश्यति तथा तदिच्छावशात्तद्भक्तोऽपि पश्यति यथा व्रजेश्वरी मृद्भक्षणलीलायामित्यर्थः ।

તદેવં સ્થૂલદેહનાશેઽપિ લિઙ્ગદેહસ્યાનાશાદન્યઃ — 

तदेवं स्थूलदेहनाशेऽपि लिङ्गदेहस्यानाशादन्यः कर्ता भोक्तेति दोषो नास्तीत्युक्तम्। तत्रैवं शङ्कते— ननु लिङ्गदेहस्य स्थूलदेहद्वारेणैव कर्तृत्वभोक्तृत्वे न तु केवलस्य। तत्र कदाचित्स्थूलदेहाभावे जीवस्य कर्तृत्वभोक्तृत्वाभावान्मुक्तिः प्रसज्येत तत्राह।

**नाहंममेति भावोऽयं पुरुषे व्यवधीयते।**
**यावद्बुद्धिमनोक्षार्थगुणव्यूहो ह्यनादिमान्॥ ७०**

अहंममेति भावः स्थूलदेहसंबन्धः पुरुषे जीवे न व्यवधीयते न विच्छिन्नो भवति। किंपर्यन्तम्। बुद्ध्यादीनां व्यूहः परिणामो लिङ्गं यावदस्ति। अनादिमान् अनादिः सन्॥ ७०॥

स्वापादावहंकाराद्यभावात्तद्विच्छेदमाशङ्क्याह द्वाभ्याम्।

**सुप्तिमूर्च्छोपतापेषु प्राणायनविघाततः।**
**नेहतेऽहमिति ज्ञानं मृत्युप्रज्वारयोरपि॥ ७१**

सुप्त्यादिषु उपताप इष्टवियोगादिदुःखम्। तेष्वहमिति ज्ञानमहंकारो नेहते न प्रकाशते। प्राणायनानामिन्द्रियाणां विघातात्। इन्द्रियैरिदंकारास्पदवस्तुग्रहणे ह्यहंकारः स्फुरति नान्यथेत्यर्थः ॥ ७१ ॥

ભગવાન જેમ જગતને જુએ છે તેમ તેમની ઈચ્છાવશાત્ તેમનો ભક્ત પણ જુએ છે. જેમ વ્રજેશ્વરી યશોદાએ ભગવાનની માટી આરોગવાની લીલામાં વિશ્વરૂપદર્શન કર્યું હતું તેમ! એમ અર્થ છે.

આ પ્રમાણે સ્થૂળદેહનો નાશ થાય ત્યારે પણ સૂક્ષ્મદેહનો નાશ ન થવાથી કર્તા કે ભોક્તા કોઈ બીજો થાય છે એવો દોષ આવતો નથી, એમ કહેવાયું છે. તેમાં એવી શંકા કરવામાં આવી છે કે લિંગદેહને સ્થૂળદેહ દ્વારા જ કર્તૃત્વ-ભોક્તૃત્વ છે. કેવળ લિંગદેહને તો તે છે નહીં; તો ક્યારેક સ્થૂળદેહનો અભાવ થાય ત્યારે જીવને કર્તૃત્વ-ભોકતૃત્વ ન રહેવાથી મુક્તિનો પ્રસંગ આવી પડે. તે માટે (આ શ્લોકથી) ઉત્તર આપે છે.

જ્યાં સુધી બુદ્ધિ, મન, ઇન્દ્રિયો, ઇન્દ્રિયોના વિષયો તથા સત્ત્વાદિ ગુણોના પરિણામરૂપ આ અનાદિ સૂક્ષ્મદેહ છે, ત્યાં સુધી જીવમાં (સ્થૂળદેહ સાથેનો) ‘હું અને મારું’ એવો ભાવ છૂટતો નથી. ॥ ૭૦ ॥

‘હું અને મારું’ એવા ભાવરૂપ સ્થૂળદેહ સાથેનો સંબંધ **‘पुरुषे’** જીવમાં **‘न व्यवधीयते’** તૂટતો નથી. ક્યાં સુધી? જ્યાં સુધી બુદ્ધિ વગેરેના **‘व्यूहः’** પરિણામરૂપ સૂક્ષ્મદેહ છે ત્યાં સુધી– **‘अनादिमान्’** જેની શરૂઆત નથી તેવો અનાદિ સૂક્ષ્મદેહ ॥૭૦॥

સુષુપ્તિ વગેરેમાં અહંકારાદિનો અભાવ હોવાથી સૂક્ષ્મદેહના નાશની આશંકા કરીને બે શ્લોકો વડે ઉત્તર આપે છે.

સુષુપ્તિ, મૂર્ચ્છા, અત્યંત દુઃખ તથા મૃત્યુ અને તીવ્ર જ્વરમાં ઇન્દ્રિયોની વ્યાકુળતાને કારણે ‘હું’ એવો જ્ઞાનરૂપ અહંકાર સ્ફુરતો નથી. (પરંતુ અહંભાવના જ્ઞાનનો અધ્યાસ સંપૂર્ણપણે દૂર થતો નથી.) ॥ ૭૧ ॥

સુષુપ્તિ વગેરેમાં **‘उपतापः’** પ્રિયજનના વિયોગ વગેરેનું દુઃખ, તે અવસ્થાઓમાં ‘હું છું.’ એવો જ્ઞાનરૂપ અહંકાર **‘न-इहते’** સ્ફુરિત થતો નથી. **‘प्राणायनानाम्’** ઇન્દ્રિયોની વ્યાકુળતાને કારણે ઇન્દ્રિયો દ્વારા અહંકારના સ્થાનરૂપ વસ્તુગ્રહણના સંબંધમાં અહંકાર પ્રકટ થાય છે, નહીં તો પ્રકટ થતો નથી, એમ અર્થ છે. ॥ ૭૧ ॥

**गर्भे बाल्येऽप्यपौष्कल्यादेकादशविधं तदा।**
**लिङ्गं न दृश्यते यूनः कुह्वां चन्द्रमसो यथा॥ ७२**

ગર્ભાવસ્થામાં અને બાલ્યાવસ્થામાં પણ ઇન્દ્રિયોની અપૂર્ણતાને કારણે અગિયાર ઇન્દ્રિયોરૂપ સૂક્ષ્મદેહ યુવાનનો (યુવાવસ્થામાં) જેવો દેખાય છે તેવો (સ્પષ્ટ) દેખાતો નથી, જેમ અમાસની રાત્રિમાં ચન્દ્ર (હોવા છતાં) દેખાતો નથી તેમ. ॥ ૭૨ ॥

अपौष्कल्यादसंपूर्णत्वात्प्राणायनानामिति शेषः। यूनस्तरुणस्य यदेकादशविधमेकादशेन्द्रियैः स्फुटं लिङ्गमहंकरणं तन्न दृश्यते गर्भादाविति। सतोऽप्यनभिव्यक्तौ दृष्टान्तः— कुह्वाममावास्यायां चन्द्रमसो लिङ्गं रूपमिव॥ ७२॥

**'अपौष्कल्यात्'** ઇન્દ્રિયોની અપૂર્ણતાને કારણે **'प्राणायनानाम्'** 'ઇન્દ્રિયોની' એટલું શેષ છે (તે ઉમેરવું). **'यूनः'** યુવાનનો જે **'एकादशविधम्'** અગિયાર ઇન્દ્રિયો દ્વારા સ્પષ્ટ જણાતો સૂક્ષ્મશરીરરૂપ અહંકાર છે, તે ગર્ભાદિ અવસ્થામાં સ્પષ્ટરૂપે જણાતો નથી. હોવા છતાં પણ ન દેખાવા માટેનું દૃષ્ટાન્ત– **'कुह्वाम्'** અમાસની રાત્રિમાં ચન્દ્રમાનું **'लिङ्गम्'** રૂપ જેમ (હોવા છતાં દેખાતું નથી તેમ). ॥ ૭૨ ॥

तस्मादहंकारास्पदस्य स्थूलदेहस्याविच्छेदाद्वस्तुभूतार्थाभावेऽपि संसृतिनिवृत्तिर्नास्तीत्याह— **अर्थे हीति**।

તેથી અહંકારના આશ્રયરૂપ સ્થૂળદેહનો વિયોગ ન થવાથી વસ્તુતઃ સાંસારિક પદાર્થો ન હોવા છતાં સંસાર દૂર થતો નથી, એમ કહે છે— **'अर्थे हि इति।'**

**अर्थे ह्यविद्यमानेऽपि संसृतिर्न निवर्तते।**
**ध्यायतो विषयानस्य स्वप्नेऽनर्थागमो यथा॥ ७३**

॥ ७३ ॥

ખરેખર, જેમ સ્વપ્નમાં (કોઈ પદાર્થ ન હોવા છતાં જાગ્યા વિના તે) અનર્થ દૂર નથી થતો તેમ સાંસારિક પદાર્થો વસ્તુતઃ છે નહીં (છતાં અવિદ્યાવશ તેમનું જ) ચિંતન કરતા આ જીવનો જન્મ-મરણરૂપ સંસાર દૂર થતો નથી. ॥ ૭૩ ॥ ૭૩ ॥

यावल्लिङ्गं स्थूलदेहाविच्छेदात्संसारानिवृत्तिरित्येतत्प्रपञ्चयति—**एवमिति** सार्धैस्त्रिभिः।

જ્યાં સુધી સૂક્ષ્મશરીર છે ત્યાં સુધી સ્થૂળદેહનો વિયોગ ન થવાથી સંસાર નિવૃત્ત થતો નથી, એમ સાડાત્રણ શ્લોકોથી વિસ્તારપૂર્વક સમજાવે છે— **'एवम् इति।'**

**एवं पञ्चविधं लिङ्गं त्रिवृत्षोडशविस्तृतम्।**
**एष चेतनया युक्तो जीव इत्यभिधीयते॥ ७४**

આ પાંચ તન્માત્રાઓ, ત્રણ ગુણો અને સોળ વિકારોરૂપે વિસ્તાર પામેલા લિંગશરીરને ચેતનાથી યુક્ત એવો આ જીવ કહેવામાં આવે છે. ॥ ૭૪ ॥

पञ्चविधं पञ्चतन्मात्रात्मकम्। त्रिवृत् त्रिगुणम्। षोडशविकारात्मना विस्तृतम्॥ ७४॥

**'पञ्चविधम्'** પાંચ તન્માત્રાઓના સ્વરૂપવાળા, **'त्रिवृत्'** ત્રણ ગુણો અને સોળ વિકારોરૂપે વિસ્તાર પામેલા સૂક્ષ્મશરીરને ॥ ૭૪ ॥

**वंशीधरी—**पञ्च प्राणा विधा विदधतश्चेष्टां कुर्वंतो यत्र तदिति वा। त्रिगुणं त्रिगुणकार्यं त्रिभिर्वर्त्तत इति त्रिवृत् एकादशेन्द्रियपञ्चतन्मात्रैः षोडशविकारात्मना चेतनया बुद्ध्या चिदाभासेन वा।

**अनेन पुरुषो देहानुपादत्ते विमुञ्चति।**
**हर्षं शोकं भयं दुःखं सुखं चानेन विन्दति॥ ७५**

॥ ७५ ॥

પાંચ પ્રકારે ચેષ્ટા કરે તે પાંચ પ્રાણ, ત્રણ પ્રકારે રહે તે ત્રણ ગુણો અને અગિયાર ઈન્દ્રિયો તથા પાંચ તન્માત્રાઓથી સોળ વિકારોરૂપે ચેતનાથી યુક્ત એવો આ જીવ કહેવાય છે.

આ સૂક્ષ્મ દેહને લીધે જ જીવ (જાત-જાતનાં) શરીરો ધારણ કરે છે અને છોડે છે તેમ જ હર્ષ, શોક, ભય, દુઃખ તથા સુખ પણ આ સૂક્ષ્મ શરીરને કારણે જ જીવ પામે છે. ॥ ७५ ॥ ७५ ॥

नन्वेकं देहं विसृज्य देहान्तरप्रवेशात्पूर्वं विदेहता स्यादेवेत्यत आह—**यथेति।**

હવે શંકા કરે છે કે એક શરીર છોડીને બીજા શરીરમાં પ્રવેશ કરતાં પહેલાં દેહરહિતપણું થાય જ છે, તે માટે કહે છે— **'यथा इति।'**

**यथा तृणजलूकेयं नापयात्यपयाति च।**
**न त्यजेन्म्रियमाणोऽपि प्राग्देहाभिमतिं जनः॥ ७६**

**यावदन्यं न विन्देत व्यवधानेन कर्मणाम्।**
**मन एव मनुष्येन्द्र भूतानां भवभावनम्॥ ७७**

જેમ આ ખડમાંકડી બીજા તણખલાને પકડી લેતી નથી ત્યાં સુધી પહેલાને છોડતી નથી તેમ મરણાસન્ન મનુષ્ય પણ વર્તમાન શરીરને ટકાવી રાખનારાં કર્મોની સમાપ્તિ થતાં અન્ય શરીર પ્રાપ્ત ન કરે ત્યાં સુધી પૂર્વ દેહના અભિમાનને છોડતો નથી. હે મનુષ્યોના ઈન્દ્ર પ્રાચીનબર્હિ, મન (પ્રધાન લિંગશરીર) જ જીવોના સંસારાદિનું કારણ છે. ॥ ७६ ॥ ७७ ॥

नापयाति पूर्वतृणस्यात्यागात्। अपयाति च तृणान्तरधारणात्। तथा प्राग्देहाभिमतिं न त्यजेन्म्रियमाणोऽपि॥ ७६ ॥

**'न-अपयाति'** પહેલા તણખલાને છોડતી નથી, **'अपयाति'** બીજા તણખલાને ગ્રહણ કર્યા પછી છોડે છે, તેમ પૂર્વના દેહનું અભિમાન મરતો જીવ પણ છોડતો નથી. ॥ ७६ ॥

अन्यं देहम्। कर्मणां प्राग्देहारम्भकाणां व्यवधानेन विच्छेदेन समाप्त्या। प्रकरणार्थमुपसंहरति—मन एवेति। भवभावनं संसारहेतुः॥ ७७॥

**'अन्यम्'** બીજા દેહને, **'कर्मणाम्'** પૂર્વ દેહને ટકાવી રાખનાર કર્મોની **'व्यवधानेन'** સમાપ્તિ થતાં— પ્રકરણના અર્થનો ઉપસંહાર કરે છે– **'मनः एव इति'**. **'भवभावनम्'** સંસારાદિનું કારણ ॥ ७७ ॥

कथं सति तदाह—**यदेति।**

મન કેવા પ્રકારનું હોય ત્યારે સંસારનું કારણ બને છે, તે કહે છે— **'यदा इति।'**

**यदाक्षैश्चरितान्ध्यायन्कर्माण्याचिनुतेऽसकृत्।**
**सति कर्मण्यविद्यायां बन्धः कर्मण्यनात्मनः॥ ७८**

જ્યારે જીવ ઈન્દ્રિયો દ્વારા ભોગવાયેલા ભોગોનું ચિંતન કરતો વારંવાર કર્મો કરે છે, ત્યારે તે કર્મો વારંવાર થતાં રહેવાથી અવિદ્યાવશ દેહાદિનાં કર્મોમાં બંધન થાય છે. ॥ ७८ ॥

चरितानुपभुक्तान्। यतः कर्मणि सति। नन्वसङ्गस्य कुतः कर्म तत्राह। अविद्यायां सत्यामनात्मनो देहादेः कर्मणि बन्धो भवति॥ ७८॥

**'चरितान्'** ભોગવાયેલા ભોગોને (ચિંતવતો જીવ), કર્મ નિરંતર થતું હોય છે ત્યારે– પરંતુ અનાસક્તને વળી કર્મ કેવી રીતે હોય, એમ શંકા થાય તો તે માટે ઉત્તર આપે છે. અવિદ્યા હોય છે ત્યારે **'अनात्मनः'** દેહાદિનાં કર્મોમાં બંધન થાય છે. ॥ ७८ ॥

**अतस्तदपवादार्थं भज सर्वात्मना हरिम्।**
**पश्यंस्तदात्मकं विश्वं स्थित्युत्पत्त्यप्यया यतः॥ ७९**

માટે તે કર્મ તથા અવિદ્યાના બંધનને દૂર કરવા માટે સંપૂર્ણ વિશ્વને ભગવદ્રૂપ જોતાં સર્વ પ્રકારે તે શ્રીહરિનું જ ભજન કરો, જે શ્રીહરિથી આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય થાય છે. ॥ ७९ ॥

विश्वस्थित्यादयो यतो हरेर्भवन्ति॥ ७९॥

વિશ્વની ઉત્પત્તિ વગેરે જે શ્રીહરિથી થાય છે. ॥ ७९ ॥

**मैत्रेय उवाच**

**भागवतमुख्यो भगवान्नारदो हंसयोर्गतिम्।**
**प्रदर्श्य ह्यमुमामन्त्र्य सिद्धलोकं ततोऽगमत्॥ ८०**

**મૈત્રેયમુનિ બોલ્યા** – ભગવદ્ભક્તોમાં મુખ્ય ભગવાન નારદ આ રીતે પ્રાચીનબર્હિ રાજાને જીવ તથા ઈશ્વરનું સ્વરૂપ દર્શાવી, તેમની સમ્મતિ લઈ, ત્યાંથી સિદ્ધલોકમાં પધાર્યા. ॥ ८० ॥

हंसयोर्जीवेश्वरयोः॥ ८०॥

**'हंसयोः'** જીવ અને ઈશ્વરનું (સ્વરૂપ)॥ ८० ॥

**प्राचीनबर्ही राजर्षिः प्रजासर्गाभिरक्षणे।**
**आदिश्य पुत्रानगमत्तपसे कपिलाश्रमम्॥ ८१**

રાજર્ષિ પ્રાચીનબર્હિ મંત્રીઓની સમક્ષ પ્રજાસૃષ્ટિ તથા જગતની રક્ષા કરવાની આજ્ઞા પોતાના પુત્રોને આપી, તપ કરવા માટે કપિલ ઋષિના આશ્રમમાં ગયા. ॥ ८१ ॥

पुत्रानादिश्येति पुत्राणामादेशं मन्त्रिणामग्रे कथयित्वा। (कपिलाश्रमं गङ्गासागरसङ्गमम्) ॥ ८१॥

**'पुत्रान् आदिश्य इति।'** મંત્રીઓની સમક્ષ પુત્રોને આજ્ઞા આપીને (**'कपिलाश्रमम्'** ગંગા અને સાગરના સંગમ પાસે કપિલાશ્રમમાં) ॥ ८१ ॥

**तत्रैकाग्रमना वीरो गोविन्दचरणाम्बुजम्।**
**विमुक्तसङ्गोऽनुभजन्भक्त्या तत्साम्यतामगात्॥ ८२**

॥ ८२॥

ત્યાં વીર પ્રાચીનબર્હિએ એકાગ્રમનવાળા અને વિષયાસક્તિરહિત થઈ શ્રીગોવિંદ ભગવાનનાં ચરણકમળનું ભક્તિપૂર્વક ભજન કરતાં તેમના સારૂપ્યને પ્રાપ્ત કર્યું. ॥ ८२ ॥ ८२ ॥

**एतदध्यात्मपारोक्ष्यं गीतं देवर्षिणाऽनघ।**
**यः श्रावयेद्यः शृणुयात्स लिङ्गेन विमुच्यते॥ ८३**

॥ ८३॥

હે નિષ્પાપ (વિદુરજી), દેવર્ષિ (નારદજી) દ્વારા પરોક્ષ રીતે કહેવાયેલું આ અધ્યાત્મજ્ઞાન જે મનુષ્ય સંભળાવે છે અને જે સાંભળે છે, તે સૂક્ષ્મદેહથી મુક્ત થાય છે. ॥ ८३ ॥ ८३ ॥

**एतन्मुकुन्दयशसा भुवनं पुनानं**
**देवर्षिवर्यमुखनिःसृतमात्मशौचम्।**
**यः कीर्त्यमानमधिगच्छति पारमेष्ठ्यं**
**नास्मिन्भवे भ्रमति मुक्तसमस्तबन्धः॥ ८४**

દેવર્ષિ નારદજીના મુખેથી નીકળેલું આ આખ્યાન, ભગવાન મુકુન્દના યશ સાથે સમ્બદ્ધ હોવાથી જગતને પવિત્ર કરનારું, મનને શુદ્ધ કરનારું તથા સર્વોત્કૃષ્ટ ફળ આપનારું છે. જે મનુષ્ય (મહાન પુરુષો દ્વારા) કીર્તન કરવામાં આવતા આ આખ્યાનનું શ્રવણ કરે છે, તે સર્વ બંધનોથી મુક્ત થઈ, આ સંસારમાં ભટકતો નથી. ॥ ८४ ॥

आत्मशौचं मन:शोधकम्। पारमेष्ठ्यं सर्वोत्कृष्टफलदम्॥ ८४॥

**'आत्मशौचम्'** મનને શુદ્ધ કરનાર, **'पारमेष्ठ्यम्'** સર્વોત્કૃષ્ટ ફળને આપનાર આ ચરિત્રને ॥८४॥

**अध्यात्मपारोक्ष्यमिदं मयाऽधिगतमद्भुतम्।**
**एवं स्त्रियाश्रमः पुंसश्छिन्नोऽमुत्र च संशयः॥ ८५**

(હે વિદુરજી,) (પુરંજનના રૂપકથી) પરોક્ષરૂપે કહેવામાં આવેલું આ અદ્ભુત અધ્યાત્મજ્ઞાન મેં (ગુરુકૃપાથી) પ્રાપ્ત કર્યું હતું. તેનું તાત્પર્ય સમજવાથી બુદ્ધિરૂપી સ્ત્રીવાળા જીવનું દેહાભિમાન નાશ પામે છે અને પરલોકનો (જીવ કેવી રીતે કર્મોનું ફળ ભોગવે છે, એવો) સંશય પણ નાશ પામે છે. ॥ ८५ ॥

स्त्री बुद्धिस्तत्सहितस्याश्रमोऽहंकारश्छिन्नो भवति। अमुत्र कर्मफलभोगः कथमिति संशयश्छिन्नः॥ ८५॥

**'स्त्री'** બુદ્ધિરૂપ સ્ત્રીવાળા જીવનો **'आश्रमः'** અહંકાર નાશ પામે છે. પરલોકમાં કર્મના ફળનો ભોગ કેવી રીતે થાય છે, તેવો સંશય કપાઈ જાય છે. ॥ ८५ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां चतुर्थस्कन्धे एकोनत्रिंशोऽध्यायः॥ २९॥
इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां एकोनत्रिंशोऽध्यायः॥ २९॥

❋❋❋❋❋

# अथ त्रिंशोऽध्यायः

## પ્રચેતાઓને શ્રીવિષ્ણુ ભગવાનનું વરદાન

प्रसङ्गात्पञ्चभिः प्रोक्तं वृत्तं प्राचीनबर्हिषः।
वर्ण्यते च पुनर्द्वाभ्यां प्रस्तुतं तत्प्रचेतसाम्॥ १

(પ્રચેતાઓની કથાના) પ્રસંગમાં રાજા પ્રાચીનબર્હિનું ચરિત્ર પાંચ અધ્યાયો દ્વારા કહેવામાં આવ્યું. (હવે) પુનઃ પ્રચેતાઓના પ્રસ્તુત વિષયને બે અધ્યાયો દ્વારા વર્ણવવામાં આવે છે. ॥ १ ॥

तत्र त्रिंशे तपस्तुष्टादीशाल्लब्धवरास्ततः।
आगत्य वार्क्षीमुद्वाह्य राज्यं चक्रुरितीर्यते॥ २

તેમાં ત્રીસમા અધ્યાયમાં, તપથી પ્રસન્ન થયેલા ભગવાન પાસેથી વરદાન મેળવનારા પ્રચેતાઓએ તપના સ્થળે પાછા આવીને વાર્ક્ષી (વૃક્ષકન્યા-મારિષા) સાથે લગ્ન કરીને રાજ્ય કર્યું, એ કથા કહેવામાં આવે છે. ॥ २ ॥

विदुर उवाच

**ये त्वयाभिहिता ब्रह्मन्सुताः प्राचीनबर्हिषः।**
**ते रुद्रगीतेन हरिं सिद्धिमापुः प्रतोष्य काम्॥ १**

हरिं प्रतोष्य कां सिद्धिमापुः॥ १॥

**किं बार्हस्पत्येह परत्र वाथ**
**कैवल्यनाथप्रियपार्श्ववर्तिनः।**
**आसाद्य देवं गिरिशं यदृच्छया**
**प्रापुः परं नूनमथ प्रचेतसः॥ २**

हे बार्हस्पत्य, कस्यांचिद्विद्यायां बृहस्पतेर्मैत्रेयः शिष्य इति ज्ञातव्यम्। ते यदृच्छया गिरिशं प्राप्य तस्यैव कैवल्यनाथप्रियस्य गिरिशस्य पार्श्ववर्तिनस्तदनुगृहीताः सन्तो नूनं परं मोक्षं प्रापुरेव। ततः पूर्वं त्विहाथवा परत्र किं प्रापुः॥ २॥

मैत्रेय उवाच

**प्रचेतसोऽन्तरुदधौ पितुरादेशकारिणः।**
**जपयज्ञेन तपसा पुरंजनमतोषयन्॥ ३**

रुद्रगीतजपरूपेण यज्ञेन तपसा च। पुरंजनं हरिम्॥ ३॥

**दशवर्षसहस्रान्ते पुरुषस्तु सनातनः।**
**तेषामाविरभूत्कृच्छ्रं शान्तेन शमयन् रुचा॥ ४**

तेषां कृच्छ्रं तपःक्लेशं रुचा कान्त्या शमयन् शान्तेन शुद्धसत्त्वेन वपुषा आविर्भूतः॥ ४॥

**सुपर्णस्कन्धमारूढो मेरुशृङ्गमिवाम्बुदः।**
**पीतवासा मणिग्रीवः कुर्वन्वितिमिरा दिशः॥ ५**

**વિદુરજી બોલ્યા** – હે બ્રહ્મન્, રાજા પ્રાચીનબર્હિના આપે વર્ણવેલા જે પુત્રો (પ્રચેતાઓ) હતા, તેઓ રુદ્રગીત વડે શ્રીહરિને પ્રસન્ન કરીને કઈ સિદ્ધિ પામ્યા? ॥ ૧ ॥

શ્રીહરિને પ્રસન્ન કરીને કઈ સિદ્ધિ પામ્યા? ॥ ૧॥

હે બૃહસ્પતિના શિષ્ય (મૈત્રેયજી), પ્રચેતાઓએ દૈવેચ્છાથી મહાદેવ ગિરિશને પ્રાપ્ત કરીને અને મોક્ષાધિપતિ શ્રીનારાયણના પ્રિય એવા મહાદેવ ગિરિશના કૃપાપાત્ર થઈ નિઃસંશય મોક્ષ પ્રાપ્ત કર્યો પણ એનાથી પૂર્વે આ લોકમાં તથા પરલોકમાં તેમણે શું પ્રાપ્ત કર્યું હતું? ॥ ૨ ॥

હે બૃહસ્પતિના શિષ્ય, કોઈ વિદ્યા મેળવવા માટે મૈત્રેયજી બૃહસ્પતિના શિષ્ય હતા, એમ જાણવા યોગ્ય છે. તે પ્રચેતાઓ દૈવેચ્છાથી મહાદેવ ગિરિશને પ્રાપ્ત કરીને, મોક્ષાધિપતિ શ્રીનારાયણના પ્રિય એવા તે મહાદેવ ગિરિશના જ **'पार्श्ववर्तिनः'** કૃપાપાત્ર થઈ નિશ્ચય જ **'परम्'** મોક્ષને પામ્યા પણ એનાથી પૂર્વે આ લોકમાં કે પરલોકમાં તેમણે શું પ્રાપ્ત કર્યું હતું? ॥ ૨ ॥

**મૈત્રેયમુનિ બોલ્યા** – સમુદ્રની અંદર રુદ્રગીતના જપરૂપી યજ્ઞ અને તપ કરવા દ્વારા, પિતાની આજ્ઞાનું પાલન કરનારા પ્રચેતાઓએ(સમસ્ત) શરીરોને ઉત્પન્ન કરનાર ભગવાન શ્રીહરિને પ્રસન્ન કર્યા. ॥૩॥

રુદ્રગીતના જપરૂપી યજ્ઞ અને તપ કરવા દ્વારા– શરીરોને ઉત્પન્ન કરનાર શ્રીહરિને પ્રસન્ન કર્યા. ॥ ૩ ॥

દસ હજાર વર્ષને અંતે પુરાણપુરુષ શ્રીનારાયણ પોતાની કાંતિ વડે (તપસ્યાજનિત) ક્લેશને શાંત કરતા શુદ્ધ સત્ત્વગુણરૂપે તેમની સમક્ષ પ્રકટ થયા.॥ ૪ ॥

તે પ્રચેતાઓના કઠિન તપરૂપી ક્લેશને **'रुचा'** કાંતિથી શાન્ત કરતા, શુદ્ધ સત્ત્વવાળા વપુરૂપે શ્રીનારાયણ પ્રકટ થયા. ॥ ૪ ॥

સુમેરુ પર્વતના શિખર પર (છવાયેલ શ્યામલ) મેઘની જેમ ગરુડજીની પીઠ ઉપર વિરાજેલા, પીતામ્બર ધારણ કરેલા, કંઠમાં કૌસ્તુભમણિ ધારણ કરેલા અને દિશાઓનો અંધકાર દૂર કરતા (શ્રીનારાયણ) ॥ ૫ ॥

सुपर्णस्कन्धमारूढ इत्यादीनां बर्हिष्मतः सुतानाहेति तृतीयेनान्वयः ॥ ५ ॥

**काशिष्णुना कनकवर्णविभूषणेन**
**भ्राजत्कपोलवदनो विलसत्किरीटः।**
**अष्टायुधैरनुचरैर्मुनिभिः सुरेन्द्रै-**
**रासेवितो गरुडकिन्नरगीतकीर्तिः ॥ ६**

कनकमयेन वर्णवता विभूषणेन भ्राजमानं कपोलं वदनं च यस्य। अष्टभिरायुधैः। गरुड एव किन्नरस्तेन पक्षस्वनैर्गीता कीर्तिर्यस्य॥ ६ ॥

**पीनायताष्टभुजमण्डलमध्यलक्ष्म्या**
**स्पर्धच्छ्रिया परिवृतो वनमालयाद्यः।**
**बर्हिष्मतः पुरुष आह सुतान्प्रपन्नान्**
**पर्जन्यनादरुतया सघृणावलोकः॥ ७**

पीनाश्च ते आयता अष्टौ भुजास्तेषां मण्डलं समूहस्तन्मध्ये स्थितया लक्ष्म्या स्पर्धमाना श्रीः शोभा यस्यास्तया वनमालया परिवृत आद्यः पुरुष आह। पर्जन्यस्य नाद इव रुतं नादो यस्यास्तया वाचा। सघृणोऽवलोको यस्य॥ ७॥

**श्रीभगवानुवाच**

**वरं वृणीध्वं भद्रं वो यूयं मे नृपनन्दनाः।**
**सौहार्देनापृथग्धर्मास्तुष्टोऽहं सौहृदेन वः॥ ८**

यूयं मे मत्तो वृणीध्वम्। सौहार्देन हेतुनाऽपृथग्धर्मो येषां तेषां संबोधनम्। वः परस्परं सौहृदेन तुष्टोऽहम्॥ ८॥

સુપર્ણ ગરુડની પીઠ ઉપર વિરાજેલા શ્રીનારાયણ (પ્રાચીનબર્હિના પુત્રો પ્રચેતાઓને કહે છે), એમ આનાથી ત્રીજા શ્લોક(૭) સાથે સંબંધ છે. ॥૫॥

ઝળહળતા સુવર્ણવર્ણા આભૂષણથી ચળકતા કપોલ અને વદનવાળા, શોભાયમાન કિરીટવાળા, (અષ્ટ ભુજાઓમાં) અષ્ટ આયુધો (શંખ, ચક્ર, ગદા, પદ્મ, શાર્ઙ્ગ, શર, ખડ્ગ, ખેટ)વાળા, પાર્ષદો, મુનિઓ તથા ઈન્દ્રાદિ લોકપાલો દ્વારા સેવિત તથા ગરુડરૂપી કિન્નર દ્વારા જેમની કીર્તિનું ગાન થઈ રહ્યું છે (તેવા શ્રીનારાયણ) ॥ ૬ ॥

સુવર્ણવર્ણા રત્નોનાં આભૂષણોથી ચળકતા ગાલ અને મુખ જેમનું છે– અષ્ટ આયુધોથી યુક્ત– શ્રીગરુડજી એ જ કિન્નર, તેમના દ્વારા, તેમની પાંખોના નાદથી જેમની કીર્તિનું ગાન થઈ રહ્યું છે. ॥૬॥

પુષ્ટ અને દીર્ઘ અષ્ટભુજામંડળની મધ્યમાં રહેલાં લક્ષ્મીજી સાથે સ્પર્ધા કરતી શ્રીયુક્ત વનમાળાથી વીંટાયેલા, કૃપાપૂર્ણ દૃષ્ટિવાળા આદિપુરુષ શ્રીનારાયણ પ્રાચીનબર્હિના શરણાગત પુત્રોને મેઘના નાદ જેવા નાદ(વાળી વાણી)થી કહે છે. ॥ ૭ ॥

પુષ્ટ અને દીર્ઘ એવી તે આઠ ભુજાઓ– તેમનો **'मण्डलम्'** સમૂહ, તેમની વચ્ચે રહેલાં લક્ષ્મીજી સાથે સ્પર્ધા કરતી **'श्रीः'** શોભા છે જેની તેવી વનમાળાથી વીંટાયેલા આદિ પુરુષ શ્રીનારાયણ (પ્રચેતાઓને) કહે છે. મેઘના નાદ જેવો **'रुतम्'** નાદ જેનો છે તેવી વાણીથી– કૃપાપૂર્ણ દૃષ્ટિ છે જેમની તેવા શ્રીનારાયણ ॥ ૭ ॥

**શ્રીભગવાન બોલ્યા**– હે રાજકુમારો, તમારું કલ્યાણ થાઓ! તમે મારી પાસેથી વરદાન માગો. પરસ્પર સ્નેહને કારણે સમાન ધર્મવાળા હે પ્રચેતાઓ, તમારી પરસ્પરની સહૃદયતાથી હું પ્રસન્ન થયો છું. ॥ ૮ ॥

તમે **'मे'** મારી પાસેથી વર માગો. સહૃદયતાને કારણે એકસમાન ધર્મ છે જેમનો તેમને સંબોધન કર્યું છે. તમારી પરસ્પરની સહૃદયતાથી હું પ્રસન્ન છું.॥૮॥

**बा.प्र.**—यूयं यतः परस्परं सौहार्देन प्रेम्णा अपृथग्धर्मा मदाराधनलक्षणैकधर्मनिरता अतो वो युष्माकं सौहृदेनाहं तुष्टः।

**योऽनुस्मरति संध्यायां युष्माननुदिनं नरः।**
**तस्य भ्रातृष्वात्मसाम्यं तथा भूतेषु सौहृदम्॥ ९**

भूतेषु सौहृदं च भविष्यति॥ ९॥

**ये तु मां रुद्रगीतेन सायं प्रातः समाहिताः।**
**स्तुवन्त्यहं कामवरान्दास्ये प्रज्ञां च शोभनाम्॥ १०**

तेभ्यो दास्ये, किं पुनर्युष्मभ्यमिति शेषः॥ १०॥

**यद्यूयं पितुरादेशमग्रहीष्ट मुदान्विताः।**
**अथो व उशती कीर्तिर्लोकाननु भविष्यति॥ ११**

अग्रहीष्ट गृहीतवन्तः। अथो इति हेतोः। लोकाननु लोकेषु भविष्यति। यद्वा लोकाननु भविष्यति द्रक्ष्यति व्याप्स्यतीत्यर्थः॥ ११॥

**भविता विश्रुतः पुत्रोऽनवमो ब्रह्मणो गुणैः।**
**य एतामात्मवीर्येण त्रिलोकीं पूरयिष्यति॥ १२**

आत्मनो वीर्येण संतानेन॥ १२॥

पुत्रार्थमादौ भार्यां संपादयति भगवान् **कण्डोरिति** त्रिभिः।

**कण्डोः प्रम्लोचया लब्धा कन्या कमललोचना।**
**तां चापविद्धां जगृहुर्भूरुहा नृपनन्दनाः॥ १३**

तपोनाशार्थमिन्द्रप्रेषितया प्रम्लोचया कण्डुर्नाम ऋषिर्बहुकालं रेमे। सा च ततः स्वर्गं गच्छन्ती कण्डोर्जातं गर्भं वृक्षेषु त्यक्त्वा जगाम तदेतदुक्तम्। अपविद्धां त्यक्ताम्॥ १३॥

કારણ કે તમે પરસ્પર પ્રેમને કારણે મારી આરાધના કરવાના એકમાત્ર લક્ષણવાળા ધર્મમાં મગ્ન છો આથી તમારા પરસ્પર સ્નેહને કારણે હું પ્રસન્ન છું.

જે મનુષ્ય પ્રતિદિન સંધ્યાકાળે તમારું સ્મરણ કરશે તેને પોતાના આત્મા ઉપર જેવી પ્રીતિ છે એવી પોતાના ભાઈઓ પર અને પ્રાણીઓ ઉપર થશે.॥ ૯ ॥

સર્વ પ્રાણીઓ ઉપર પણ સ્નેહ થશે. ॥ ૯ ॥

વળી, જેઓ પ્રાતઃકાળે અને સાયંકાળે એકાગ્રચિત્ત થઈ રુદ્રગીત વડે મારી સ્તુતિ કરે છે, તેઓને હું અનેક અભીષ્ટ વરો તથા શુદ્ધ બુદ્ધિ પ્રદાન કરીશ. ॥ ૧૦ ॥

(રુદ્રગીત વડે મારી સ્તુતિ કરશે) તેમને હું (અભીષ્ટ વરદાનો) આપીશ તો પછી તમને આપુ એમાં શો સંદેહ હોય, એટલું શેષ છે. ॥ ૧૦ ॥

તમે પિતાની આજ્ઞાને હર્ષપૂર્વક સ્વીકારી છે તેથી તમારી કમનીય કીર્તિ લોકોમાં ફેલાશે. ॥ ૧૧ ॥

**'अग्रहीष्ट'** સ્વીકારી છે **'अथो'** એ કારણે **'लोकान्–अनु'** લોકોમાં થશે અથવા **'लोकान्–अनु भविष्यति'** લોકોમાં કીર્તિ વ્યાપી જશે, એમ અર્થ છે. ॥ ૧૧ ॥

ગુણોથી બ્રહ્માજી કરતાં ઓછો નહીં હોય તેવો તમને એક વિખ્યાત પુત્ર થશે, જે આ ત્રણેય લોકને પોતાના સંતાનથી પૂર્ણ કરશે. ॥ ૧૨ ॥

**'आत्मनः वीर्येण'** પોતાના સંતાનથી ॥ ૧૨ ॥

પુત્રપ્રાપ્તિ માટે ભગવાન પહેલાં ભાર્યાની વ્યવસ્થા કરે છે, તે ત્રણ શ્લોકોથી (કહે છે)— **'कण्डोः इति।'**

હે રાજકુમારો, કંડુઋષિને પ્રમ્લોચાથી એક કમલનયના કન્યા પ્રાપ્ત થઈ હતી અને તે ત્યજાયેલી કન્યાને વૃક્ષોએ સ્વીકારી હતી. ॥ ૧૩ ॥

(મહર્ષિ કંડુની ઉગ્ર) તપશ્ચર્યાનો નાશ કરવા માટે ઈન્દ્રે મોકલેલી અપ્સરા પ્રમ્લોચા સાથે કંડુઋષિએ ઘણા સમય સુધી રમણ કર્યું. ત્યાર પછી સ્વર્ગમાં જતી તે પ્રમ્લોચા કંડુઋષિથી રહેલા ગર્ભને વૃક્ષોમાં મૂકીને ચાલી નીકળી, એ કહેવામાં આવ્યું છે. **'अपविद्धाम्'** ત્યજાયેલી (કન્યા)ને ॥ ૧૩ ॥

**क्षुत्क्षामाया मुखे राजा सोमः पीयूषवर्षिणीम्।**
**देशिनीं रोदमानाया निदधे स दयान्वितः॥ १४**

स प्रसिद्धो वनस्पतीनां राजा सोमोऽमृतस्राविणीं देशिनीं तर्जनीं रुदत्यास्तस्या मुखे निदधे। अनेनाप्सरोगर्भसंभवे वामृताहारेण च तस्या लावण्यं क्लमस्वेददौर्गन्ध्यादिराहित्यं चोक्तम्॥ १४॥

**प्रजाविसर्ग आदिष्टाः पित्रा मामनुवर्तता।**
**तत्र कन्यां वरारोहां तामुद्वहत माचिरम्॥ १५**

मामनुवर्तमानेन पित्रा नियुक्ताः सन्तस्तत्र प्रजाविसर्गे निमित्ते तामुद्वहत॥ १५॥

ननु बहूनां कथमेका भार्या स्यात्तत्राह।

**अपृथग्धर्मशीलानां सर्वेषां वः सुमध्यमा।**
**अपृथग्धर्मशीलेयं भूयात्पत्न्यर्पिताशया॥ १६**

अपृथग्धर्मः शीलं येषां तेषां वः पत्नी भूयात्। अर्पितो भवत्सु आशयो यया धर्मशीलयोरैक्यान्मद्वाक्याच्च न दृष्टादृष्टविरोध इति भावः॥ १६॥

**वंशीधरी**—मदाशीर्वाद एव दृष्टादृष्टदोषमुपशमयिष्यतीति तात्पर्यम्। दृष्टविरोधो लोके बहूनामेकभार्यत्वे व्यभिचारकल्पनया निन्दा 'दातव्यैका सुतैकस्मै बहुभ्यो न कदाचन।' इति विहितमर्यादाभङ्गेनादृष्टविरोधोऽपीति द्वयोद्भवं पापं युष्मान्न स्प्रक्ष्यतीति।

ક્ષુધાથી વ્યાકુળ, રડતી એવી કન્યાના મુખમાં વનસ્પતિઓના રાજા સોમદેવે (ચન્દ્રે) દયાળુ થઈને, અમૃત વરસાવતી (અંગૂઠા પાસેની) તર્જની આંગળી મૂકી દીધી. ॥ ૧૪ ॥

વનસ્પતિઓના તે પ્રસિદ્ધ રાજા ચંદ્રમાએ અમૃત વરસાવતી **'देशिनीम्'** તર્જની આંગળીને રડતી એવી તેના મુખમાં આપી. આ દ્વારા અપ્સરાના ગર્ભમાંથી ઉત્પન્ન થવાને કારણે અથવા અમૃતના આહારને કારણે તેનું લાવણ્ય અને શ્રમ-સ્વેદ-દુર્ગન્ધ વગેરેનો અભાવ કહેવાયો છે. ॥ ૧૪ ॥

મારી ભક્તિ કરતા તમારા પિતા દ્વારા પ્રજાસૃષ્ટિ માટે આજ્ઞા કરાયેલા તમે તે શ્રેષ્ઠ કન્યાને અવિલંબે પરણો. ॥ ૧૫ ॥

મારી ભક્તિ કરતા તમારા પિતા દ્વારા નિયુક્ત કરાયેલા તમે **'तत्र'** પ્રજાસૃષ્ટિ માટે તેની સાથે લગ્ન કરો. ॥ ૧૫ ॥

હવે શંકા કરે છે કે અનેક પ્રચેતાઓને એક ભાર્યા કેવી રીતે? તે માટે ઉત્તર આપે છે.

તમારામાં ચિત્ત અર્પણ કરનારી આ સુંદરી કન્યા તમારા જેવા ધર્મ અને શીલવાળી (હોવાથી) સમાન ધર્મ અને શીલવાળા એવા તમારા સર્વની પત્ની થાઓ! ॥ ૧૬ ॥

એકસમાન ધર્મ અને સ્વભાવ છે જેમનો તેવા તમારી, તે કન્યા પત્ની થાઓ! જેના દ્વારા તમારામાં ચિત્ત અર્પણ કરવામાં આવ્યું છે તે કન્યા સાથે તમારા સમાન ધર્મ અને સ્વભાવની એકતા હોવાથી તેમ જ મારા કહેવાથી (તમે લગ્ન કરો તેમાં) દૃષ્ટ અને અદૃષ્ટ વિરોધ નથી, એવો ભાવ છે. ॥ ૧૬ ॥

(ભગવાન કહે છે)– મારા આશીર્વાદ જ દૃષ્ટ દોષની શાંતિ કરશે, એમ તાત્પર્ય છે. સંસારમાં અનેક વ્યક્તિઓની વચ્ચે એક જ ભાર્યા હોવાથી વ્યભિચારની કલ્પનાથી નિંદા થાય તે દેખીતો વિરોધ છે તથા 'એક પુત્રી એકને જ આપવી જોઈએ, અનેકને કદાપિ નહીં.' એવા વિધાનની મર્યાદાના ભંગથી વણદેખ્યો વિરોધ છે. તે બંનેથી થતું પાપ તમને નહીં સ્પર્શે.

**दिव्यवर्षसहस्त्राणां सहस्त्रमहतौजसः।**
**भौमान्भोक्ष्यथ भोगान्वै दिव्यांश्चानुग्रहान्मम॥ १७**

अहतौजसोऽप्रतिहतबलाः सन्तः॥ १७॥

**अथ मय्यनपायिन्या भक्त्या पक्वगुणाशयाः।**
**उपयास्यथ मद्धाम निर्विद्य निरयादतः॥ १८**

पक्वगुणो दग्धकामादिमल आशयो येषाम्। अतो लोकद्वयभोगान्निरयप्रायान्निर्विद्य मत्स्थानं प्राप्स्यथ॥ १८॥

ननु गृहेषु प्रविष्टानामस्माकं तदासक्त्या बन्ध एव स्यात्कुतस्त्वद्भक्तिर्निर्वेदो वा तत्राह—**गृहेष्विति**।

**गृहेष्वाविशतां चापि पुंसां कुशलकर्मणाम्।**
**मद्वार्तायातयामानां न बन्धाय गृहा मताः॥ १९**

कुशलं मय्यर्पितं कर्म येषाम्। मद्वार्तया यातो यामः कालो येषाम्॥ १९॥

त्वद्वार्ताश्रोतृणां गृहैर्न बन्ध इति कुतस्तत्राह—**नव्यवदिति**।

**नव्यवद्धृदये यज्ज्ञो ब्रह्मैतद्ब्रह्मवादिभिः।**
**न मुह्यन्ति न शोचन्ति न हृष्यन्ति यतो गताः॥ २०**

यद्यस्मात्कथाश्रवणात् ज्ञः सर्वज्ञोऽहमीश्वरो ब्रह्मवादिभिः प्रवक्तृभिर्निमित्तभूतैः श्रोतृणां हृत् हृदयं नव्यवत्प्रतिपदं नूतनवत् अये प्राप्नोमि।

મારા અનુગ્રહથી દેવતાઓનાં હજારો વર્ષ સુધી પૂર્ણ બળવાન રહી તમે પૃથ્વી અને સ્વર્ગના ભોગોને ભોગવશો. ॥ ૧૭ ॥

**'अहत-ओजसः'** અખૂટ બળવાળા ॥ ૧૭ ॥

ત્યાર પછી મારા ઉપરની અવિચળ ભક્તિથી જેમના હૃદયનો વાસનાદિ મળ બળી ગયો છે તેવા તમે આ લોક તથા પરલોકના નરકતુલ્ય ભોગોથી વૈરાગ્ય પામી મારા ધામને પ્રાપ્ત થશો. ॥ ૧૮ ॥

**'पक्वगुणः'** બળી ગયો છે વાસનાદિ મળ, તેવું હૃદય છે જેમનું, **'अतः'** આ લોક તથા પરલોક– એમ બંને લોકના નરક જેવા ભોગોથી વિરક્ત થઈ મારા સ્થાનને પામશો. ॥ ૧૮ ॥

હવે શંકા કરવામાં આવી છે કે ગૃહસ્થાશ્રમમાં પ્રવેશેલા એવા અમને પછી આસક્તિને કારણે બંધન જ થાય, તો પછી ભક્તિ કે વૈરાગ્ય તો થાય જ ક્યાંથી? તો તે માટે ઉત્તર આપે છે— **'गृहेषु इति।'**

સર્વ કર્મો મને અર્પણ કરનારા અને મારી લીલાકથાઓ(ના ચિંતન) દ્વારા સમય વીતાવનારા મનુષ્યો ઘરમાં રહેતા હોવા છતાં પણ તેમને ઘર બંધનકારક થતાં નથી. ॥ ૧૯ ॥

**'कुशलम्'** મને સમર્પિત કરવામાં આવ્યું છે કર્મ જેમનું તથા મારી કથાઓથી પસાર થાય છે **'यामः'** સમય જેમનો ॥ ૧૯ ॥

આપની કથાનું શ્રવણ કરનારાઓને ઘરમાં રહેવાથી બંધન નથી, એ કેવી રીતે? તે માટે ઉત્તર આપે છે— **'नव्यवत् इति।'**

બ્રહ્મવાદીઓ પાસે (કથાશ્રવણ કરવા)થી (શ્રોતાઓના) હૃદયમાં (ક્ષણે ક્ષણે) નિત્યનૂતનવત્ થઈને સર્વજ્ઞ એવો જે હું પ્રકાશિત થાઉં છું, એવા મને પ્રાપ્ત કરેલા જનો મોહ, શોક કે હર્ષ પામતા નથી. ॥ ૨૦ ॥

**'यद्'** જેની પાસેથી કથાશ્રવણ કરવાને કારણે **'ज्ञः'** સર્વજ્ઞ એવો હું ઈશ્વર પ્રવચન કરવાના કારણરૂપ બનેલા બ્રહ્મવાદીઓ દ્વારા શ્રવણ કરનારાઓના **'हृत्'** હૃદયમાં પદે પદે **'नव्यवत्'** નવા જેવો થઈ **'अये'**

ब्रह्मसाक्षात्कारो भवतीत्यर्थः। ननु त्वत्कथाश्रवणे कथं ब्रह्मसाक्षात्कारस्तत्राह। योऽहमेतदेव ब्रह्म। तत्र हेतुः—यतो गताः यं मां प्राप्ताः सन्तो मोहशोकहर्षान्न प्राप्नुवन्ति, अतो मत्कथाश्रवणेन नव्यवन्मम हृद्याविर्भावादस्यैव ब्रह्मसाक्षात्कार-त्वाद्गृहेषु वसतामपि न बन्ध इत्यर्थः॥ २०॥

પ્રાપ્ત થાઉં છું. (કથાશ્રવણ કરનારાઓને હૃદયમાં) બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે, એમ અર્થ છે. શંકા કરે છે કે આપની કથાના શ્રવણથી બ્રહ્મસાક્ષાત્કાર કેવી રીતે થાય? તે માટે ઉત્તર આપે છે કે જે જ્ઞાનસ્વરૂપ હું છું તે જ બ્રહ્મ છે. તે માટેનું કારણ– **'यतो गताः'** જે મને પ્રાપ્ત કરેલા હોવાથી તેમને મોહ, શોક, હર્ષ પ્રાપ્ત થતા નથી. આથી મારી કથાઓનું શ્રવણ કરવાથી **'नव्यवत्'** નવા જેવો થઈ હૃદયમાં આવિર્ભાવ પામેલા એવા મારો જ બ્રહ્મસાક્ષાત્કાર થવાથી ઘરોમાં રહેતા હોવા છતાં પણ તેમને બંધન થતું નથી, એમ અર્થ છે. ॥ ૨૦ ॥

**बा.प्र.**—'तत्र को मोह कः शोकः एकत्व-मनुपश्यतः॥' इत्यादौ श्रूयते।

'તે સમયે ઐક્યનાં દર્શન કરનાર (એ વિદ્વાન)ને શો મોહ અને શો શોક થઈ શકે?' (ઈશા.ઉપ.૭) વગેરેમાં શ્રવણ કરવામાં આવે છે.

**मैत्रेय उवाच**

**एवं ब्रुवाणं पुरुषार्थभाजनं**
**जनार्दनं प्राञ्जलयः प्रचेतसः।**
**तद्दर्शनध्वस्ततमोरजोमला**
**गिराऽगृणन्गद्गदया सुहृत्तमम्॥ २१**

पुरुषार्थं भाजयति प्रापयतीति तथा तम्॥ २१॥

**મૈત્રેયમુનિ બોલ્યા** – એમ કહેતા એવા પુરુષાર્થને પ્રાપ્ત કરાવનારા અને પરમ સુહૃદ ભગવાન જનાર્દનની, તેમનાં દર્શનથી નષ્ટ પામ્યો છે તમોગુણ અને રજોગુણનો મળ જેમનો તેવા પ્રચેતાઓ બે હાથ જોડી ગદ્ગદ્ વાણી વડે સ્તુતિ કરવા લાગ્યા. ॥ ૨૧ ॥

પુરુષાર્થને **'भाजयति'** પ્રાપ્ત કરાવે તેવા તે જનાર્દનની ॥ ૨૧ ॥

**प्रचेतस ऊचुः**

**नमो नमः क्लेशविनाशनाय**
**निरूपितोदारगुणाह्वयाय।**
**मनोवचोवेगपुरोजवाय**
**सर्वाक्षमार्गैरगताध्वने नमः॥ २२**

वेदैः सकलश्रेयःसाधनत्वेन निरूपिता उदारगुणा आह्वया नामानि च यस्य। मनोवचसोर्वेगादपि पुरोऽग्रतो जवो वेगोऽस्य। मनोवचसोरगोचरायेत्यर्थः। अत एव सर्वेषामक्षाणां मार्गैरगतोऽनवगतोऽध्वा यस्य तस्मै ते नमः॥ २२॥

**પ્રચેતાઓ બોલ્યા** – (ભક્તોના આધ્યાત્મિકાદિ) ક્લેશોનો નાશ કરનારને નમસ્કાર હો. (વેદો દ્વારા સમગ્ર કલ્યાણના સાધનરૂપે) નિરૂપણ કરવામાં આવેલા ઉદાર ગુણો અને નામો જેમનાં છે તેમને, મન અને વાણીના વેગથી પણ વધુ વેગ છે જેમનો તેમને તથા જેમનો માર્ગ સર્વ ઇન્દ્રિયોથી અગમ્ય છે તેમને વારંવાર નમસ્કાર. ॥ ૨૨ ॥

વેદો દ્વારા સકળ શ્રેયના સાધનરૂપે નિરૂપણ કરવામાં આવેલા ઉદાર ગુણો અને નામો છે જેમનાં; મન અને વાણીના વેગથી પણ **'पुरः'** (આગળ) વધુ **'जवः'** વેગ છે આ ભગવાનનો; મન અને વાણીના જે વિષય નથી તેવા ભગવાનને (નમસ્કાર હો), એમ અર્થ છે. આથી જ સર્વ ઇન્દ્રિયોના માર્ગો દ્વારા **'अगतः'** અગમ્ય છે માર્ગ જેમનો તે આપને નમસ્કાર. ॥ ૨૨ ॥

**शुद्धाय शान्ताय नमः स्वनिष्ठया**
**मनस्यपार्थं विलसद्द्वयाय।**
**नमो जगत्स्थानलयोदयेषु**
**गृहीतमायागुणविग्रहाय ॥ २३**

स्वनिष्ठया स्वरूपस्थित्या शुद्धाय। अतः शान्ताय। मनसि निमित्ते सत्यपार्थं व्यर्थमेव विलसद्विस्फुरितं द्वयं यस्मिन्। गृहीता माया-गुणैर्विग्रहा ब्रह्मादिमूर्तयो येन॥ २३ ॥

સ્વરૂપમાં નિષ્ઠ રહેવાને કારણે જેમનામાં દ્વૈતપણું વ્યર્થ જ ભાસે છે તેમને, જગતની સ્થિતિ, લય અને ઉત્પત્તિ સમયે માયાના ગુણો વડે (બ્રહ્માદિ) સ્વરૂપ ધારણ કરનારને નમસ્કાર. ॥ ૨૩ ॥

**'स्वनिष्ठया'** સ્વરૂપમાં સ્થિત રહેવાને કારણે શુદ્ધ અને તેથી શાન્ત પરમાત્માને નમસ્કાર. મનને કારણે જેમનામાં દ્વૈતપણું વ્યર્થ જ ભાસે છે. માયાના ગુણો વડે ધારણ કરાયાં છે **'विग्रहाः'** બ્રહ્માદિ સ્વરૂપો જેમના દ્વારા ॥ ૨૩ ॥

**नमो विशुद्धसत्त्वाय हरये हरिमेधसे।**
**वासुदेवाय कृष्णाय प्रभवे सर्वसात्वताम्॥ २४**

સ્વતસ્તુ विशुद्धसत्त्वरूपाय। संसारं हरति मेधा ज्ञानं यस्य तस्मै॥ २४॥

જેમનું જ્ઞાન સંસાર(ના બંધન)ને દૂર કરનારું છે તેમને તથા (સમસ્ત) ભક્તજનોના પ્રભુ વિશુદ્ધ સત્ત્વસ્વરૂપ વસુદેવનંદન શ્રીહરિ ભગવાન શ્રીકૃષ્ણને નમસ્કાર. ॥ ૨૪ ॥

સ્વયં પોતે જ વિશુદ્ધ સત્ત્વસ્વરૂપ એવા પરમાત્માને નમસ્કાર હો. જેમનું જ્ઞાન(**मेधा**) સંસાર(ના બંધન)ને દૂર કરે છે તે (શ્રીહરિ)ને નમસ્કાર. ॥૨૪॥

**नमः कमलनाभाय नमः कमलमालिने।**
**नमः कमलपादाय नमस्ते कमलेक्षण॥ २५**

॥ २५ ॥

હે કમળનયન, (બ્રહ્માંડરૂપ) કમળ જેમની નાભિમાં છે તેમને નમસ્કાર. કમળની માળા ધારણ કરનારને નમસ્કાર. કમળ સમાન ચરણવાળા આપને નમસ્કાર. નમસ્કાર. ॥ ૨૫ ॥

**नमः कमलकिंजल्कपिशङ्गामलवाससे।**
**सर्वभूतनिवासाय नमोऽयुङ्क्ष्महि साक्षिणे॥ २६**

अयुङ्क्ष्महि कृतवन्तो वयम्॥ २६ ॥

यदुक्तं वरं वृणीध्वमिति तन्मनसि निधायाहुः—**रूपमिति**।

કમળની કેસર સમાન પીળાં અને નિર્મળ વસ્ત્રોવાળા આપને નમસ્કાર હો. સર્વ પ્રાણીઓના આશ્રયસ્થાન અને સર્વના સાક્ષી એવા આપને અમે નમસ્કાર કરીએ છીએ. ॥ ૨૬ ॥

**'अयुङ्क्ष्महि'** અમે કરીએ છીએ ॥ ૨૬ ॥

જે કહેવામાં આવ્યું કે **'वरं वृणीध्वम्'** (શ્લોક-૮) વરદાન માગો— એ વાક્યને મનમાં રાખીને પ્રચેતાઓ કહે છે— **'रूपम् इति।'**

**रूपं भगवता त्वेतदशेषक्लेशसंक्षयम्।**
**आविष्कृतं नः क्लिष्टानां किमन्यदनुकम्पितम्॥ २७**

આપ ભગવાન દ્વારા સંપૂર્ણ ક્લેશોની નિવૃત્તિ કરનારું આ સ્વરૂપ (અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ, અભિનિવેશ— એ પાંચ) ક્લેશોથી પીડિત એવા અમારી સમક્ષ પ્રકટ કરવામાં આવ્યું, એનાથી (વધારે) બીજી કઈ અનુકંપા હોય? ॥ ૨૭ ॥

समस्तानां क्लेशानां संक्षयो यस्मात्। नः आविष्कृतं प्रकटितम्। अतोऽन्यत्किमनुकम्पितमनुकम्पा। इयमेवास्माकं परमानुकम्पेत्यर्थः॥ २७॥

સમસ્ત ક્લેશોનો નાશ છે જેને કારણે, તે સ્વરૂપ અમારી સમક્ષ **'आविष्कृतम्'** પ્રકટ કરવામાં આવ્યું, એનાથી બીજી કઈ **'अनुकम्पितम्'** અનુકંપા હોય? આ જ અમારી ઉપર પરમ અનુકંપા છે, એમ અર્થ છે. ॥ ૨૭ ॥

कुत इत्यत आह।

પરમ અનુકંપા કેવી રીતે છે તે કહે છે.

**एतावत्त्वं हि विभुभिर्भाव्यं दीनेषु वत्सलैः।**
**यदनुस्मर्यते काले स्वबुद्ध्याऽभद्ररन्धन॥ २८**

હે અમંગળહારી, દીનજનો ઉપર વાત્સલ્ય રાખનારા સ્વામીઓ દ્વારા એટલું જ કરવા યોગ્ય છે કે 'આ અમારા છે' એવી બુદ્ધિથી ઉચિત સમયે પોતાના સેવકોને સંભારે! ॥ ૨૮॥

हे अभद्ररन्धन अमङ्गलनाशन। त्वप्रत्ययोऽत्र न विवक्षितः। एतावदेव दीनेषु वत्सलैः प्रभुभिर्भाव्यं कार्यम्। किं तत्तदाह—यदिति। अस्मदीया एत इति बुद्ध्या उचिते कालेऽनुस्मर्यत इति यत्। त्वया तु रूपमपि दर्शितमिति भावः ॥ २८॥

**'हे अभद्ररन्धन'** અમંગળનો નાશ કરનાર! **'एतावत्त्वम्'** નો **'त्व'** પ્રત્યય અહીં વિવક્ષિત નથી. (**'त्व'** પ્રત્યય **स्वार्थे** એટલે પોતાનો જ અર્થ પ્રકટ કરે છે.) દીન જનો ઉપર વાત્સલ્ય રાખનારા સ્વામીઓ દ્વારા આટલું જ **'भाव्यम्'** કરવા યોગ્ય છે, (એમ કહેવા માંગે છે.) શું કરવા યોગ્ય છે તે કહે છે– **'यद् इति।'** 'આ નિજ ભક્તો છે' એવી (સ્વકીયતાની) બુદ્ધિથી યોગ્ય સમયે યાદ કરે! આપે તો અમને આપના સ્વરૂપનાં પણ દર્શન આપ્યાં છે, એવો ભાવ છે. ॥ ૨૮ ॥

**येनोपशान्तिर्भूतानां क्षुल्लकानामपीहताम्।**
**अन्तर्हितोऽन्तर्हृदये कस्मान्नो वेद नाशिषः॥ २९**

જેનાથી (આપનું સ્મરણ કરનારા આશ્રિત) જનોને શાંતિ થાય! ક્ષુદ્રથી ક્ષુદ્ર જંતુઓના અંતઃકરણમાં અન્તર્યામી તરીકે રહેલા આપ, આપના ભક્ત એવા અમારા મનોરથોને શા માટે ન જાણો? ॥ ૨૯ ॥

येनानुस्मरणेन स्मृतानां तेषामुपशान्तिः सुखं भवति। किंच क्षुल्लकानामपि भूतानामन्तर्हृदयेऽन्तर्हितोऽन्तर्यामित्वेन स्थितो भवानीहतामिच्छतां त्वदुपासकानां नोऽस्माकमाशिषः कस्माद्धेतोर्न वेद। जानात्येवेत्यर्थः॥ २९॥

જેમના સ્મરણથી તે સ્મરણ કરનારાઓને (ચિત્તમાં) **'उपशान्तिः'** સુખ થાય છે. વળી ક્ષુદ્રમાં ક્ષુદ્ર પ્રાણીના અંતઃકરણમાં **'अन्तर्हितः'** અંતર્યામીરૂપે રહેલા આપ **'ईहताम्'** આપના ઉપાસકો એવા અમારી કામનાઓને શા માટે ન જાણો? આપ જાણો જ છો, એમ અર્થ છે. ॥ ૨૯ ॥

**असावेव वरोऽस्माकमीप्सितो जगतः पते।**
**प्रसन्नो भगवान्येषामपवर्गगुरुर्गतिः॥ ३०**

तथापि वक्तव्यं चेत्तर्हि येषामस्माकं भगवान् प्रसन्नोऽसावेव वरः। भगवत्प्रसाद एवास्माक-मीप्सितो वर इत्यर्थः। अपवर्गगुरुः मोक्षमार्ग-प्रदर्शकः। गतिः स्वतश्च पुरुषार्थभूतः॥ ३०॥

હે જગદીશ્વર, આપ જે અમારી ઉપર પ્રસન્ન થયા છો તે જ અમારું અભિલષિત વર છે (કારણ કે આપ જ) મોક્ષમાર્ગના પ્રકટ કરનારા છો અને સ્વયં પુરુષાર્થરૂપ છો. ॥ ૩૦ ॥

તેમ છતાં પણ કહેવા યોગ્ય હોય તો **'येषाम्'** જેમની અર્થાત્ અમારી ઉપર ભગવાન પ્રસન્ન થયા છે એ જ વર છે. ભગવાનની પ્રસન્નતા જ અમારું અભિલષિત વર છે, એમ અર્થ છે. **'अपवर्गगुरुः'** મોક્ષમાર્ગ દેખાડનારા ગુરુ અને **'गतिः'** સ્વયં પુરુષાર્થરૂપ ॥ ૩૦ ॥

**वरं वृणीमहेऽथापि नाथ त्वत्परतः परात्।**
**न ह्यन्तस्त्वद्विभूतीनां सोऽनन्त इति गीयसे॥ ३१**

यद्यप्येवं तथापि हे नाथ, त्वत्त्वत्तो वरमेकं वृणीमहे। कथंभूतात्। परतः कारणादपि परात्। 'अक्षरात्परतः परः' इति श्रुतेः। अतो यद्यपि त्वं दातुं समर्थो न च देयानां त्वद्विभूतीनामन्तोऽस्ति यतोऽनन्तविभूतित्वादनन्त इति गीयसे॥ ३१॥

તો પણ હે નાથ, સર્વના કારણરૂપ પ્રકૃતિથી પણ પર એવા આપની પાસેથી અમે વર માગીએ છીએ કારણ કે આપની વિભૂતિઓનો અંત નથી અને તેથી જ આપ 'અનંત' કહેવાઓ છો. ॥ ૩૧ ॥

જો કે આપનાં દર્શન સર્વશ્રેષ્ઠ છે તો પણ હે નાથ, **'त्वत्'** આપની પાસેથી એક વરદાન માગીએ છીએ. કેવા આપની પાસેથી? **'परतः'** સર્વના કારણરૂપ પ્રકૃતિથી પણ પર એવા આપની પાસેથી. કારણ કે શ્રુતિ છે કે (આપ) 'અક્ષરથી પર અને પરથી પણ પર છો.' (મુંડક.ઉપ.૨/૧/૨) આથી જો કે આપવા માટે આપ સમર્થ છો છતાં પણ આપવા યોગ્ય એવી આપની વિભૂતિઓનો અંત નથી કારણ કે અનંત વિભૂતિવાળા હોવાથી આપ અનંત કહેવાઓ છો. ॥ ૩૧ ॥

**पारिजातेऽञ्जसा लब्धे सारङ्गोऽन्यन्न सेवते।**
**त्वदङ्घ्रिमूलमासाद्य साक्षात्किं किं वृणीमहि॥ ३२**

तथापि यथा सारङ्गो भ्रमरः पारिजाते सुखेन लब्धे सति सुलभमप्यन्यद्वृक्षान्तरं न सेवते तथा वयमपि साक्षात्त्वदङ्घ्रिमूलं प्राप्य किं किं

અનાયાસે કલ્પવૃક્ષ પ્રાપ્ત થતાં ભમરો અન્ય વૃક્ષનું સેવન નથી કરતો (તેમ) સાક્ષાત્ આપનું ચરણકમળ પ્રાપ્ત કરીને કંઈ પણ બીજું તુચ્છ શા માટે માગીએ? ॥ ૩૨ ॥

તેમ છતાં પણ જેમ **'सारङ्गः'** ભમરો કલ્પવૃક્ષ અનાયાસે મળી જતાં, સુલભ હોય તો પણ અન્ય વૃક્ષનું સેવન નથી કરતો તેમ અમે પણ સાક્ષાત્ આપનું ચરણમૂળ પ્રાપ્ત કરીને શું શું માગીએ? કાંઈ પણ નહીં, એમ અર્થ છે. અથવા કાંઈ પણ બીજું તુચ્છ શા માટે માગીએ? અથવા જો માગીએ તો શું

वृणीमहि। न किंचिदित्यर्थः। यद्वा किमप्यन्यत्तुच्छं किमर्थं वृणीमहि। यद्वा यदि वृणीमहि तर्हि किं किं वृणीमहि। अनन्तत्वेन मनोरथानामनवस्थाना-दित्यर्थः॥ ३२॥

શું માગીએ? આપ અનંત સ્વરૂપ છો તેથી અને મનોરથોની ક્યાંય સ્થિરતા કે પૂર્ણતા થતી ન હોવાથી (તેમ જ વરણીય વસ્તુઓનો અંત ન હોવાથી અસ્થિર વસ્તુઓની માગણી કરવા કરતાં આપનાં ચરણકમળની સેવા, એ જ સારામાં સારું માગવા યોગ્ય વરદાન છે,) એમ અર્થ છે. ॥ ૩૨ ॥

अत एतावदेव प्रार्थयाम इत्याहुः—**यावदिति।**

આથી અમારી એ જ પ્રાર્થના છે, એમ કહે છે— **'यावत् इति।'**

**यावत्ते मायया स्पृष्टा भ्रमाम इह कर्मभिः।**
**तावद्भवत्प्रसङ्गानां सङ्गः स्यान्नो भवे भवे॥ ३३**

(અમે માત્ર એટલું જ માગીએ છીએ કે) આપની માયાથી મોહિત થયેલા અમે અમારાં કર્મોને કારણે જ્યાં સુધી અહીં (સંસારમાં) ભટકીએ ત્યાં સુધી પ્રત્યેક જન્મમાં અમને આપના ભક્તજનોનો સંગ થયા કરો. ॥ ૩૩ ॥

स्पृष्टा व्याप्ताः। भवति प्रकृष्टः सङ्गो येषां तेषां सङ्गोऽस्माकं स्यात्॥ ३३॥

**'स्पृष्टाः'** મોહિત થયેલા અમે – જેમનો સંગ શ્રેષ્ઠ હોય તેમનો સંગ અમને થાય. ॥ ૩૩ ॥

ननु राज्यभोगान्स्वर्गापवर्गौ च विहाय किमिदं प्रार्थ्यते तत्राहुः—**तुलयामेति**।

શંકા કરવામાં આવી છે કે રાજ્યના ભોગો તથા સ્વર્ગ અને મોક્ષને છોડીને કેમ આ સત્સંગ માંગવામાં આવ્યો છે? તે માટે ઉત્તર આપે છે — **'तुलयाम इति।'**

**तुलयाम लवेनापि न स्वर्गं नापुनर्भवम्।**
**भगवत्सङ्गिसङ्गस्य मर्त्यानां किमुताशिषः॥ ३४**

ભગવદ્ભક્તોના સંગની એક ક્ષણ સાથે પણ અમે સ્વર્ગની કે મોક્ષની તુલના કરતા નથી તો પછી મરણધર્મા મનુષ્યોના ભોગોની તો વાત જ શી?॥ ૩૪ ॥

भगवत्सङ्गिनां सङ्गस्य लवेनापि॥ ३४॥

ભગવદ્ભક્તોના સંગની એક ક્ષણ સાથે પણ ॥ ૩૪ ॥

सत्सङ्गस्य श्रैष्ठ्यं प्रपञ्चयति—**यत्रेति** त्रिभिः।

સત્સંગની શ્રેષ્ઠતા ત્રણ શ્લોકો વડે વિસ્તારપૂર્વક સમજાવે છે— **'यत्र इति।'**

**यत्रेड्यन्ते कथामृष्टास्तृष्णायाः प्रशमो यतः।**
**निर्वैरं यत्र भूतेषु नोद्वेगो यत्र कश्चन॥ ३५**

જ્યાં (ભગવદ્ભક્તોના સંગમાં, ભગવાનની પરમાનંદજનિકા, પાપનાશિની, મધુર મધુર) પવિત્ર કથાઓ થતી રહે છે, કે જે કથાઓ(ના શ્રવણમાત્ર)થી તૃષ્ણા શાન્ત થાય છે. જ્યાં પ્રાણીઓમાં વેરનો અભાવ હોય છે અને જ્યાં કોઈ પણ જાતનો ભય નથી હોતો. ॥ ૩૫ ॥

यत्र येषु। यतो याभ्यः कथाभ्यः। निर्वैरं वैराभावः। उद्वेगो भयम्॥ ३५॥

**'यत्र'** જે ભગવદ્ભક્તોના સંગમાં– **'यतः'** જે કથાઓના શ્રવણથી, **'निर्वैरम्'** વેરનો અભાવ– **'उद्वेगः'** ભય ॥ ૩૫ ॥

**यत्र नारायणः साक्षाद्भगवान्न्यासिनां गतिः।**
**संस्तूयते सत्कथासु मुक्तसङ्गैः पुनः पुनः॥ ३६ ॥ ३६ ॥**

સુંદર કથાઓમાં નિષ્કામ ભક્તજનો દ્વારા સંન્યાસીઓની ગતિરૂપ સાક્ષાત્ શ્રીનારાયણનું જ્યાં વારંવાર ગાન થાય છે. ॥ ૩૬ ॥ ૩૬ ॥

**तेषां विचरतां पद्भ्यां तीर्थानां पावनेच्छया।**
**भीतस्य किं न रोचेत तावकानां समागमः॥ ३७**

તીર્થોને પાવન કરવાની ઈચ્છાથી (પૃથ્વી ઉપર) પગપાળા વિચરતા, આપના તે ભક્તોનો સમાગમ (સંસારથી) ભય પામેલા મનુષ્યને કેમ રુચિકર ન હોય? ॥ ૩૭ ॥

पद्भ्यां पावनेच्छया। संसाराद्भीतस्य॥ ३७॥

પાવન કરવાની ઈચ્છાથી પગે ચાલતા – (સંસારથી ભય પામેલા મનુષ્યને) ॥ ૩૭ ॥

सत्सङ्गफलमस्माभिरेवानुभूतमित्याहुः— **वयं त्विति**।

સત્સંગનું ફળ અમે પણ અનુભવ્યું છે, એમ તેઓ કહે છે — **'वयं तु इति।'**

**वयं तु साक्षाद्भगवन्भवस्य**
**प्रियस्य सख्युः क्षणसङ्गमेन।**
**सुदुश्चिकित्सस्य भवस्य मृत्यो-**
**र्भिषक्तमं त्वाऽद्य गतिं गताः स्म॥ ३८**

હે ભગવાન, આપના પ્રિય મિત્ર સાક્ષાત્ ભગવાન શંકરના ક્ષણમાત્રના સમાગમથી આજે અમે પણ જન્મ-મરણરૂપ અતિદુઃસાધ્ય રોગના શ્રેષ્ઠતમ વૈદ્ય એવા આપનું શરણ પામ્યા છીએ. ॥ ૩૮ ॥

तव यः प्रियः सखा तस्य भवस्य। अत्यन्तमचिकित्सस्य भवस्य जन्मनो मृत्योश्च भिषक्तमं सद्वैद्यं त्वां गतिं प्राप्ताः॥ ३८॥

આપના જે પ્રિય સખા છે તે **'भवस्य'** ભગવાન શંકરના– **'भवस्य'** જન્મ અને મૃત્યુરૂપ અત્યંત દુઃસાધ્ય રોગના **'भिषक्तमम्'** શ્રેષ્ઠતમ વૈદ્ય એવા આપના શરણને પ્રાપ્ત થયા છીએ. ॥ ૩૮ ॥

वरान्तरं वृणते—**यन्न इति** द्वाभ्याम्।

બે શ્લોકોથી બીજું વર માગે છે — **'यत् नः इति।'**

**यन्नः स्वधीतं गुरवः प्रसादिता**
**विप्राश्च वृद्धाश्च सदानुवृत्त्या।**
**आर्या नताः सुहृदो भ्रातरश्च**
**सर्वाणि भूतान्यनसूययैव॥ ३९**

હે ઈશ, અમે જે ઉત્તમ અધ્યયન કર્યું છે, નિરંતર સેવા કરીને ગુરુજનો, વિપ્રો અને વૃદ્ધજનોને પ્રસન્ન કર્યા છે, દોષબુદ્ધિનો ત્યાગ કરીને શ્રેષ્ઠ પુરુષો, સુહૃદજનો તથા બાંધવોને તેમ જ સર્વ પ્રાણીઓને નમસ્કાર કર્યા છે, ॥ ૩૯ ॥

**यन्नः सुतप्तं तप एतदीश**
**निरन्धसां कालमदभ्रमप्सु।**
**सर्वं तदेतत्पुरुषस्य भूम्नो**
**वृणीमहे ते परितोषणाय॥ ४०**

(તેમ જ) દીર્ઘકાળપર્યન્ત જળની અંદર અન્નનો ત્યાગ કરીને જે આ શ્રેષ્ઠ તપ કર્યું છે, તે સર્વ આપ સર્વવ્યાપક પુરુષોત્તમની પ્રસન્નતા માટે થાઓ, એમ (બીજું) વરદાન અમે માગીએ છીએ. ॥ ૪૦ ॥

नताः नमस्कृताः॥ ३९॥

**'नताः'** નમસ્કાર કર્યા છે ॥ ૩૯ ॥

निरन्धसां निरन्नानाम्। अदभ्रं बहुकालम्। ते परितोषणाय भवत्विति वृणीमहे॥ ४०॥

**'निरन्धसाम्'** અન્નનો ત્યાગ કરનારાઓનું **'अदभ्रम्'** દીર્ઘકાળ-પર્યન્ત– આપના પરિતોષ માટે થાઓ! એમ વરદાન માગીએ છીએ. ॥ ૪૦ ॥

अज्ञानामप्यस्माकं त्वत्स्तुतिर्नायुक्तेत्याहुः— मनुरिति।

**मनुः स्वयंभूर्भगवान्भवश्च**
**येऽन्ये तपोज्ञानविशुद्धसत्त्वाः।**
**अदृष्टपारा अपि यन्महिम्नः**
**स्तुवन्त्यथो त्वात्मसमं गृणीमः॥ ४१**

यस्य तव महिम्नो न दृष्टं पारं यैस्तेऽपि त्वामात्मसमं स्वमत्यनुरूपं यथा स्तुवन्ति अथो अतो वयमपि गृणीमः॥ ४१॥

**नमः समाय शुद्धाय पुरुषाय पराय च।**
**वासुदेवाय सत्त्वाय तुभ्यं भगवते नमः॥ ४२**

सत्त्वमूर्तये वासुदेवाय॥ ४२॥

**मैत्रेय उवाच**

**इति प्रचेतोभिरभिष्टुतो हरिः**
**प्रीतस्तथेत्याह शरण्यवत्सलः।**
**अनिच्छतां यानमतृप्तचक्षुषां**
**ययौ स्वधामानपवर्गवीर्यः॥ ४३**

यानं स्वप्रयाणमनिच्छतामपि सतां स्वधाम ययौ भक्तहृदयं विवेश। अनपवर्गवीर्यो-ऽकुण्ठितप्रभावः॥ ४३॥

**अथ निर्याय सलिलात्प्रचेतस उदन्वतः।**
**वीक्ष्याकुप्यन्द्रुमैश्छन्नां गां गां रोद्धुमिवोच्छ्रितैः॥ ४४**

उदन्वतः सिन्धोः सलिलान्निर्याय निर्गत्य गां स्वर्गं रोद्धुमिवोच्छ्रितैर्द्रुमैर्गां महीं

અજ્ઞ એવા અમારી પણ આપને કરેલી સ્તુતિ અયોગ્ય નથી, એમ પ્રચેતાઓ કહે છે— **'मनुः इति।'**

મહારાજ મનુ, બ્રહ્માજી, ભગવાન શંકર તથા તપ અને જ્ઞાનથી વિશુદ્ધ થયેલાં ચિત્તવાળા બીજા મનુષ્યો કે જે આપના મહિમાનો પાર નથી પામ્યા, તેઓ પણ પોતાની મતિ અનુસાર આપની સ્તુતિ કરે છે, આથી અમે પણ આપનું યશોગાન કરીએ છીએ. ॥ ૪૧ ॥

**'यस्य'** જે આપના મહિમાનો પાર જેમના દ્વારા પામવામાં આવ્યો નથી તેઓ પણ આપને **'आत्मसमम्'** પોતાની મતિ અનુસાર જેમ સ્તવે છે, **'अथो'** આથી અમે પણ (તેમ) સ્તુતિ કરીએ છીએ. ॥ ૪૧ ॥

(સર્વત્ર) સમાન, શુદ્ધ, પરમપુરુષ, સત્ત્વમૂર્તિ શ્રીવાસુદેવ ભગવાન એવા આપને નમસ્કાર. નમસ્કાર. ॥ ૪૨ ॥

સત્ત્વમૂર્તિ વાસુદેવને નમસ્કાર. ॥ ૪૨ ॥

**મૈત્રેયમુનિ બોલ્યા** – પ્રચેતાઓ દ્વારા આ પ્રમાણે સ્તુતિ કરાયેલા અને પ્રસન્ન થયેલા શરણાગત-વત્સલ શ્રીહરિએ 'તથાસ્તુ' કહ્યું. અતૃપ્ત દૃષ્ટિવાળા પ્રચેતાઓ ભગવાનનું પ્રયાણ ન ઇચ્છતા હોવા છતાં પણ અસ્ખલિત પ્રભાવવાળા ભગવાન સ્વધામ પધાર્યા. ॥ ૪૩ ॥

**'यानम्'** ભગવાનનું પ્રયાણ ઇચ્છતા ન હોવા છતાં પણ ભગવાન **'स्वधाम ययौ'** ભક્તના હૃદયમાં પ્રવેશ્યા. **'अनपवर्गवीर्यः'** અપાર પરાક્રમવાળા ભગવાન ॥ ૪૩ ॥

ત્યાર પછી સમુદ્રના જળમાંથી બહાર નીકળીને જાણે સ્વર્ગને રોકી દેવા ઊંચાં વધ્યાં હોય તેવાં વૃક્ષોથી પૃથ્વીને ઢંકાયેલી જોઈને તેઓ કોપી ઊઠ્યા. ॥ ૪૪ ॥

**'उदन्वतः'** સાગરના જળમાંથી **'निर्याय'** બહાર નીકળીને, **'गाम्'** સ્વર્ગને રોકવા માટે જાણે ઊંચાં વધ્યાં હોય તેવાં વૃક્ષોથી **'गाम्'** પૃથ્વીને ઢંકાયેલી જોઈને વૃક્ષો

छन्नां वीक्ष्य द्रुमेभ्योऽकुप्यन्। तदा हि प्राचीनबर्हिषः प्रव्रजितत्वादराजके कर्षणाद्यभावाद्द्रुमैर्भूमिश्छन्नाभूत्॥ ४४॥

ઉપર કોપાયમાન થયા. તે સમયે જ રાજા પ્રાચીનબર્હિએ પ્રવ્રજ્યા લીધી હોવાથી કોઈ રાજા ન હોવાથી ખેતીવાડી વગેરે અટકી પડવાથી વૃક્ષો દ્વારા ભૂમિ છવાઈ ગઈ હતી. ॥ ૪૪ ॥

**ततोऽग्निमारुतौ राजन्नमुञ्चन्मुखतो रुषा।**
**महीं निर्वीरुधं कर्तुं संवर्तक इवात्यये॥ ४५**

(વૃક્ષોથી છવાયેલી પૃથ્વી જોયા) પછી હે રાજા, પ્રલયકાળે કાલાગ્નિરૂપે રુદ્રદેવની જેમ ક્રોધથી પૃથ્વીને વનસ્પતિરહિત કરવા માટે (તેમણે) મુખમાંથી અગ્નિ અને વાયુ છોડ્યા. ॥ ૪૫ ॥

निरस्ता वीरुधोऽपि यस्यास्तथाभूतां कर्तुम्। संवर्तकः कालाग्निरुद्रः। अत्यये प्रलये॥ ४५॥

જેની ઉપરથી વનસ્પતિ નાશ પામી છે તેવી પૃથ્વી કરવા માટે '**संवर्तकः**' કાલાગ્નિરૂપ રુદ્રદેવ– '**अत्यये**' પ્રલયકાળે ॥ ૪૫ ॥

**भस्मसात्क्रियमाणांस्तान्द्रुमान्वीक्ष्य पितामहः।**
**आगतः शमयामास पुत्रान्बर्हिष्मतो नयैः॥ ४६**

ભસ્મીભૂત કરાતાં તે વૃક્ષોને જોઈ પિતામહ બ્રહ્માજી ત્યાં આવ્યા અને પ્રાચીનબર્હિના પુત્રોને યુક્તિપૂર્વક સમજાવીને શાંત કર્યા. ॥ ૪૬ ॥

नयैर्युक्तिभिः॥ ४६॥

'**नयैः**' યુક્તિઓથી ॥ ૪૬ ॥

**तत्रावशिष्टा ये वृक्षा भीता दुहितरं तदा।**
**उज्जह्रुस्ते प्रचेतोभ्य उपदिष्टाः स्वयंभुवा॥ ४७**

ત્યાં (ભૂમિ ઉપર બળતાં) બચી ગયેલાં અને ભયભીત થયેલાં તથા તે વખતે બ્રહ્માજી દ્વારા આજ્ઞા પામેલાં જે વૃક્ષો હતાં, તેઓએ (મારિષા નામની પોતાની) કન્યા પ્રચેતાઓને સમર્પિત કરી. ॥ ૪૭ ॥

उज्जह्रुः समर्पयामासुः॥ ४७॥

'**उज्जह्रुः**' સમર્પિત કરી. ॥ ૪૭ ॥

**ते च ब्रह्मण आदेशान्मारिषामुपयेमिरे।**
**यस्यां महदवज्ञानादजन्यजनयोनिजः॥ ४८**

તેઓ પણ બ્રહ્માજીની આજ્ઞાથી મારિષાને પરણ્યા કે જેનામાં (દક્ષ પ્રજાપતિ) પૂર્વે બ્રહ્માજીનો પુત્ર હોવા છતાં મહાદેવજીની અવજ્ઞાથી જન્મ્યો હતો. ॥ ૪૮ ॥

मारिषां वार्क्षीम्। अजनयोनिर्ब्रह्मा तस्माज्जातो दक्षः महतः श्रीमहादेवस्यावज्ञानात् पूर्वमजनयोनिजो ब्रह्मपुत्रोऽपि सन् क्षत्रियजातौ यस्यामजनि जातः॥ ४८॥

'**मारिषाम्**' વૃક્ષોની પુત્રી મારિષાને– '**अजनयोनिः**' બ્રહ્માજી, તેમનામાંથી જન્મેલો (**अजनयोनिजः**)દક્ષ '**महतः**' શ્રીમહાદેવજીની અવજ્ઞાથી પૂર્વે '**अजनयोनिः**' બ્રહ્માજીનો પુત્ર હોવા છતાં ક્ષત્રિયજાતિની જે (મારિષા)માં '**अजनि**' જન્મ્યો હતો. ॥ ૪૮ ॥

**चाक्षुषे त्वन्तरे प्राप्ते प्राक्सर्गे कालविद्रुते।**
**यः ससर्ज प्रजा इष्टाः स दक्षो दैवचोदितः॥ ४९**

ચાક્ષુષ મન્વન્તર આવ્યો ત્યારે કાળક્રમે પૂર્વ શરીર નષ્ટ થતાં ઈશ્વર દ્વારા પ્રેરિત થયેલા તેણે ઈચ્છિત પ્રજાઓ ઉત્પન્ન કરી અને તે દક્ષ (નામે પ્રસિદ્ધ થયો). ॥ ૪૯ ॥

प्राक्सर्गे पूर्वदेहे कालेन विद्रुते गते दैवेनेश्वरेण चोदितः सन्निष्टाः प्रजाः ससर्ज स दक्ष इति प्रसिद्धः ॥ ४९ ॥

**'प्राक्सर्गे'** પૂર્વ શરીર (નષ્ટ થતાં) **'कालेन विद्रुते'** સમય જતાં **'दैवेन'** ઈશ્વર દ્વારા પ્રેરિત થઈ **'इष्टाः'** ઈચ્છિત પ્રજાઓ સર્જી અને તે દક્ષ નામે પ્રસિદ્ધ થયો. ॥ ૪૯ ॥

**यो जायमानः सर्वेषां तेजस्तेजस्विनां रुचा।**
**स्वयोपादत्त दाक्ष्याच्च कर्मणां दक्षमब्रुवन्॥ ५०**

જન્મતાંની સાથે જ જેણે પોતાની પ્રભાથી સર્વ તેજસ્વીઓનાં તેજ હર્યાં હતાં અને કર્મ કરવામાં જે દક્ષ (કુશળ) હોવાથી (લોકો તેને) દક્ષ કહેતા હતા.॥ ૫૦॥

स्वया रुचा प्रभया तेज उपादत्ताच्छादितवान् यं च कर्मदाक्ष्याद्दक्षमब्रुवन्॥ ५०॥

પોતાની **'रुचा'** પ્રભાથી (સર્વનું) તેજ **'उपादत्त'** હરી લીધું અને જેની કર્મ કરવામાં દક્ષતા હોવાથી સૌ (તેને) દક્ષ કહેતા હતા. ॥ ૫૦ ॥

**तं प्रजासर्गरक्षायामनादिरभिषिच्य च।**
**युयोज युयुजेऽन्यांश्च स वै सर्वप्रजापतीन्॥ ५१**

અનાદિ બ્રહ્માજીએ પ્રજાસૃષ્ટિની રક્ષામાં તેને અભિષિક્ત કરી નિયુક્ત કર્યો અને તે દક્ષે પણ બીજા સર્વ પ્રજાપતિઓને (પોતપોતાના) કાર્યમાં નિયુક્ત કર્યા. ॥ ૫૧ ॥

तमभिषिच्यानादिर्ब्रह्मा प्रजासर्गरक्षायां युयोज। स च दक्षोऽन्यान्मरीच्यादींस्तत्तद्व्यापारेषु नियुक्तवान्॥ ५१॥

તે દક્ષનો અભિષેક કરીને **'अनादिः'** બ્રહ્માજીએ તેને પ્રજાસૃષ્ટિની રક્ષા માટે નિયુક્ત કર્યો અને તે દક્ષે પણ મરીચિ વગેરે બીજા પ્રજાપતિઓને પોતપોતાના કાર્યમાં નિયુક્ત કર્યા. ॥ ૫૧॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां चतुर्थस्कन्धे त्रिंशोऽध्यायः॥ ३०॥
इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां त्रिंशोऽध्यायः॥ ३०॥

*****

# अथैकत्रिंशोऽध्यायः

## નારદજીના ઉપદેશથી પ્રચેતાઓની મુક્તિ

एकत्रिंशे सुते दक्षे धुरं न्यस्य वने सताम्।
नारदोक्तेन मार्गेण मुक्तिरुक्ता प्रचेतसाम्॥ १

એકત્રીસમા અધ્યાયમાં પુત્ર દક્ષની ઉપર રાજ્યનો ભાર નાખી વનમાં ગયેલા પ્રચેતાઓની નારદજીએ કહેલા માર્ગે મુક્તિ થઈ તે કહેવામાં આવ્યું છે. ॥ ૧ ॥

**मैत्रेय उवाच**

**तत उत्पन्नविज्ञाना आश्वधोक्षजभाषितम्।**
**स्मरन्त आत्मजे भार्यां विसृज्य प्राव्रजन् गृहात्॥ १**

**મૈત્રેયમુનિ બોલ્યા** – (દક્ષના અભિષેક) પછી જેમને વિવેકજ્ઞાન ઉત્પન્ન થયું તેવા પ્રચેતાઓએ અધોક્ષજ ભગવાનના વચનનું સ્મરણ કરતાં, આત્મજ દક્ષને (પોતાની) ભાર્યા મારિષા સોંપીને ઘરમાંથી તરત પ્રયાણ કર્યું. ॥ ૧ ॥

ततो दिव्यवर्षसहस्राणां सहस्रस्यान्ते उत्पन्नविवेकज्ञानास्ते 'उपयास्यथ मद्धाम निर्विद्य निरयादतः ॥' इत्यधोक्षजभाषितं स्मरन्त आशु प्राव्रजन् ॥ १ ॥

**दीक्षिता ब्रह्मसत्रेण सर्वभूतात्ममेधसा।**
**प्रतीच्यां दिशि वेलायां सिद्धोऽभूद्यत्र जाजलिः ॥ २**

ब्रह्मसत्रेणात्मविमर्शेन दीक्षिताः कृतसंकल्पा बभूवुः। सर्वेषु भूतेष्वात्मेति मेधा ज्ञानं यस्मिंस्तेन। क्व। वेलायां समुद्रतटे। जाजलिर्नाम ऋषिः ॥ २ ॥

**तान्निर्जितप्राणमनोवचोदृशो**
**जितासनान् शान्तसमानविग्रहान्।**
**परेऽमले ब्रह्मणि योजितात्मनः**
**सुरासुरेड्यो ददृशे स्म नारदः ॥ ३**

निर्जिताः प्राणमनोवचोदृशो यैस्तान्। शान्ता उपरताः समाना मूलाधारादारभ्य ऋजवो विग्रहा येषाम्। ब्रह्मणि योजित आत्मा यैः। सुरासुरैरीड्यो दृष्टवान् ॥ ३ ॥

**तमागतं त उत्थाय प्रणिपत्याभिनन्द्य च।**
**पूजयित्वा यथादेशं सुखासीनमथाब्रुवन् ॥ ४**

उत्थाय प्रणिपत्य यथादेशं यथाविधि पूजयित्वा ॥ ४ ॥

એક હજાર દિવ્ય વર્ષો (દસ લાખ વર્ષ) પછી ઉત્પન્ન થયેલા વિવેકજ્ઞાનવાળા તેઓએ 'આ નરકરૂપ સંસારથી વિરક્ત થઈને પછી તમે મારા ધામને પામશો'– (શ્રીમદ્ ભા.૪/૩૦/૧૮) એમ ભગવાન અધોક્ષજના વચનનું સ્મરણ કરતાં તરત જ પ્રયાણ કર્યું. ॥ ૧ ॥

પશ્ચિમ દિશામાં જ્યાં જાજલિ ઋષિએ સિદ્ધિ પ્રાપ્ત કરી હતી, ત્યાં સમુદ્રના કિનારે 'સર્વ પ્રાણીઓમાં એક જ આત્મા છે.' એવું જ્ઞાન જેમાં છે તેવા બ્રહ્મસત્ર દ્વારા તેઓ દીક્ષિત થયા. ॥ ૨ ॥

'**ब्रह्मसत्रेण**' આત્મવિચાર દ્વારા '**दीक्षिताः**' કૃતનિશ્ચયી બન્યા. સર્વ પ્રાણીઓમાં એક જ આત્મા છે તેવું '**मेधा**' જ્ઞાન જેમાં છે તેવા બ્રહ્મસત્ર દ્વારા દીક્ષિત થયા. ક્યાં? '**वेलायाम्**' સમુદ્રને કિનારે જ્યાં જાજલિ નામના ઋષિ (સિદ્ધ થયા હતા). ॥ ૨॥

પ્રાણ, મન, વાણી અને દૃષ્ટિને વશ કરનારા, આસનને જીતનારા, શાંત અને (મૂલાધારથી આરંભીને) સીધા ટટાર દેહવાળા તેમ જ ચિત્તને વિશુદ્ધ પરબ્રહ્મમાં લીન કરનારા પ્રચેતાઓને દેવો અને અસુરો દ્વારા સ્તુતિ કરવા યોગ્ય નારદજીનાં દર્શન થયાં ॥ ૩ ॥

વિજય મેળવ્યો છે પ્રાણ, મન, વાણી અને દૃષ્ટિ ઉપર જેમણે તે પ્રચેતાઓને– '**शान्ताः**' શાંત– '**समानाः**' મૂલાધારથી આરંભીને સીધો ટટાર દેહ છે જેમનો– પરબ્રહ્મમાં જોડી દીધું છે ચિત્ત જેમણે તેવા પ્રચેતાઓને દેવો અને અસુરો દ્વારા સ્તુતિ કરવા યોગ્ય નારદજીનાં દર્શન થયાં. ॥ ૩ ॥

તે પ્રચેતાઓએ (ત્યાં) આવેલા નારદજીને ઊભા થઈ, દંડવત્ પ્રણામ કરી તથા આવકાર આપીને વિધિવત્ પૂજા કર્યા પછી સુખપૂર્વક વિરાજમાન થયેલા તેમને કહ્યું. ॥ ૪ ॥

ઊભા થઈ, દંડવત્ પ્રણામ કરી '**यथा-आदेशम्**' વિધિ અનુસાર પૂજા કરીને ॥ ૪ ॥

प्रचेतस ऊचुः

**स्वागतं ते सुरर्षेऽद्य दिष्ट्या नो दर्शनं गतः।**
**तव चंक्रमणं ब्रह्मन्नभयाय यथा रवेः॥ ५ ॥ ५ ॥**

**યદાદિષ્ટં** 

**यदादिष्टं भगवता शिवेनाधोक्षजेन च।**
**तद्गृहेषु प्रसक्तानां प्रायशः क्षपितं प्रभो॥ ६**

आदिष्टमुपदिष्टं यदात्मतत्त्वम्। क्षपितं विस्मृतम्॥ ६॥

**तन्नः प्रद्योतयाध्यात्मज्ञानं तत्त्वार्थदर्शनम्।**
**येनाञ्जसा तरिष्यामो दुस्तरं भवसागरम्॥ ७ ॥ ७ ॥**

मैत्रेय उवाच

**इति प्रचेतसां पृष्टो भगवान्नारदो मुनिः।**
**भगवत्युत्तमश्लोक आविष्टात्माऽब्रवीन्नृपान्॥ ८**

इति प्रचेतोभिः पृष्टः॥ ८॥

अहो गृहप्रसक्त्या हरिसेवां विना सर्वं जन्मकर्मादिकं व्यर्थीकृतमिति तान् शोचन्नाह— **तज्जन्मेति** चतुर्भिः।

नारद उवाच

**तज्जन्म तानि कर्माणि तदायुस्तन्मनो वचः।**
**नृणां येनेह विश्वात्मा सेव्यते हरिरीश्वरः॥ ९**

यतो जन्मादेर्हरिसेवैव फलमतस्तद्विहीनं सर्वं व्यर्थमित्यर्थः॥ ९॥

**પ્રચેતાઓ બોલ્યા** – હે દેવર્ષિ, આપનું સ્વાગત છે. અમારા સદ્ભાગ્યે આજે અમને આપનાં દર્શન થયાં છે. હે બ્રહ્મન્, સૂર્યની જેમ આપનું ભ્રમણ (સંસારના) ભયને દૂર કરનારું છે. ॥ ૫ ॥ ૫ ॥

હે પ્રભુ, ભગવાન શંકર અને ભગવાન અધોક્ષજ દ્વારા ઉપદેશ કરવામાં આવેલું તે જ્ઞાન, ઘર-ગૃહસ્થીમાં આસક્ત એવા અમને ઘણું ખરું વિસરાઈ ગયું છે. ॥ ૬ ॥

**'आदिष्टम्'** ઉપદેશાયેલું જે આત્મતત્ત્વ છે તે ઘણું ખરું **'क्षपितम्'** વિસ્મૃત થઈ ગયું છે. ॥ ૬ ॥

આથી પરમાર્થતત્ત્વનો સાક્ષાત્કાર કરાવનાર તે અધ્યાત્મ જ્ઞાન અમને (પુનઃ) પ્રકાશિત કરો કે જેનાથી અમે આ દુસ્તર સંસારસાગર સરળતાથી તરી જઈએ. ॥ ૭ ॥ ૭ ॥

**મૈત્રેયમુનિ બોલ્યા** – આ પ્રમાણે પ્રચેતાઓ દ્વારા જેમને પૂછવામાં આવ્યું છે તેવા તથા જેમનું ચિત્ત (સદાય) ઉત્તમકીર્તિવાળા ભગવાનમાં ચોંટેલું રહે છે તેવા પરમાર્થ તત્ત્વના જ્ઞાતા, મનનશીલ નારદજી પ્રચેતા રાજવીઓને કહેવા લાગ્યા. ॥ ૮ ॥

આ પ્રમાણે પ્રચેતાઓ દ્વારા પૂછાયેલા નારદજી॥૮॥

અરે રે, ઘરમાં આસક્તિ થવાથી શ્રીહરિની સેવા વગરનાં જન્મ, કર્મ વગેરે વ્યર્થ કરી દેવામાં આવે છે એટલે તે સર્વ માટે શોક કરતા નારદજી ચાર શ્લોકો દ્વારા કહે છે— **'तत् जन्म इति।'**

**નારદજી બોલ્યા** – આ સંસારમાં મનુષ્યોનો તે જ જન્મ, તે જ કર્મો, તે જ આયુષ્ય, તે જ મન અને તે જ વાણી (સાર્થક) છે જેના વડે વિશ્વના આત્મા, ઈશ્વર શ્રીહરિની સેવા થાય છે. ॥ ૯ ॥

જે જન્મ, કર્મ વગેરેથી શ્રીહરિની સેવા જ ફળરૂપે મળે છે (તે જ સાર્થક છે). તેથી તે સેવા વગરનું સર્વ વ્યર્થ છે, એમ અર્થ છે. ॥ ૯ ॥

**किं जन्मभिस्त्रिभिर्वेह शौक्लसावित्रयाज्ञिकैः ।**
**कर्मभिर्वा त्रयीप्रोक्तैः पुंसोऽपि विबुधायुषा ॥ १०**

शुक्लसंबन्धि जन्म विशुद्धमातापितृभ्यामुत्पत्तिः। सावित्रमुपनयनेन। याज्ञिकं दीक्षया। विबुधानामिव दीर्घायुषापि ॥ १० ॥

(શૌક્લ, સાવિત્ર અને યાજ્ઞિક– એમ) ત્રણ પ્રકારના જન્મોથી કે વેદોક્ત કર્મોથી કે દેવો જેવા દીર્ઘ આયુષ્યથી પણ આ સંસારમાં મનુષ્યને શો લાભ છે? ॥ ૧૦ ॥

**'શૌક્લમ્'** શુક્લ સંબંધી જન્મ અર્થાત્ પવિત્ર માતા-પિતા દ્વારા થયેલો જન્મ, **'સાવિત્રમ્'** યજ્ઞોપવીત સંસ્કારથી થયેલો જન્મ, **'યાજ્ઞિકમ્'** યજ્ઞદીક્ષાથી પ્રાપ્ત થયેલો જન્મ– દેવો જેવા દીર્ઘ આયુષ્યથી પણ (શો લાભ?) ॥ ૧૦ ॥

**श्रुतेन तपसा वा किं वचोभिश्चित्तवृत्तिभिः ।**
**बुद्ध्या वा किं निपुणया बलेनेन्द्रियराधसा ॥ ११**

**किं वा योगेन सांख्येन न्यासस्वाध्याययोरपि ।**
**किं वा श्रेयोभिरन्यैश्च न यत्रात्मप्रदो हरिः ॥ १२**

વચોભિર્વાગ્વિલાસૈઃ। चित्तवृत्तिभिर्नानावधानसामर्थ्यैः। इन्द्रियाणां राधसा पाटवेन ॥ ११ ॥

योगेन प्राणायामादिना। सांख्येन देहादिव्यतिरिक्तात्मज्ञानमात्रेण। संन्यासवेदाध्ययनाभ्यामपि। अन्यैरपि व्रतवैराग्यादिभिः श्रेयःसाधनैः ॥ १२ ॥

શાસ્ત્રજ્ઞાનથી કે તપથી, વાક્ચાતુર્યથી, અનેક પ્રકારની વાતો યાદ રાખવાની શક્તિથી, તીવ્ર બુદ્ધિથી, બળથી, ઈન્દ્રિયોની પટુતાથી, ॥ ૧૧ ॥

યોગથી, આત્મજ્ઞાનરૂપ સાંખ્યથી, સંન્યાસ અને વેદાધ્યયનથી તેમ જ (વ્રત-વૈરાગ્યાદિ) અન્ય કલ્યાણનાં સાધનોથી પણ શો લાભ છે, કે જેમાં પોતાના સ્વરૂપનું પ્રદાન કરનાર શ્રીહરિ નથી? ॥૧૨॥

**'वचोभिः'** વાણીના ચાતુર્યથી, **'चित्तवृत्तिभिः'** અનેક પ્રકારની વાતો યાદ રાખવાની શક્તિથી, ઈન્દ્રિયોની **'राधसा'** પટુતાથી, ॥ ૧૧ ॥

**'योगेन'** પ્રાણાયામ વગેરે યોગથી, **'साङ्ख्येन'** દેહ વગેરેથી જુદા એવા માત્ર આત્માના જ્ઞાનથી, સંન્યાસ અને વેદાધ્યયનથી પણ તેમ જ **'अन्यैः'** વ્રત-વૈરાગ્યાદિ અન્ય કલ્યાણનાં સાધનોથી પણ (શો લાભ છે?) ॥ ૧૨ ॥

नन्वेषां नानाफलसाधनानां हरिसेवाभावमात्रेण कुतो वैयर्थ्यं तत्राह।

હવે શંકા કરે છે કે અનેક ફળવાળાં સાધનો માત્ર શ્રીહરિની સેવાના અભાવથી જ કેવી રીતે વ્યર્થ હોઈ શકે? તે માટે ઉત્તર આપે છે.

**श्रेयसामपि सर्वेषामात्मा ह्यवधिरर्थतः ।**
**सर्वेषामपि भूतानां हरिरात्मात्मदः प्रियः ॥ १३**

સમસ્ત કલ્યાણોની અવધિ વસ્તુતઃ આત્મા જ છે અને પોતાના સ્વરૂપનો સાક્ષાત્કાર કરાવનાર શ્રીહરિ જ સંપૂર્ણ પ્રાણીઓનો આત્મા છે, તેથી (પરમાનંદરૂપ) શ્રીહરિ સર્વને પ્રિય છે. ॥ ૧૩ ॥

श्रेयसां फलानामात्मैवावधिः परा काष्ठा। अर्थतः परमार्थतः आत्मार्थत्वेनैवान्येषां प्रियत्वादित्यर्थः।

સર્વ કલ્યાણકારી ફળોની **'अवधिः'** પરાકાષ્ઠા એટલે જ આત્મા તેથી **'अर्थतः'** વસ્તુતઃ આત્મા બીજા બધા કરતાં પ્રિય છે.

भवत्वात्मावधिर्हरेः किमायातं तत्राह— सर्वेषामपीति। आत्मा आत्मदश्चाविद्यानिरासेन स्वरूपाभिव्यञ्जकः। ऐश्वरेणापि रूपेण बलिप्रभृतिभ्य इवात्मप्रदः प्रियश्च। परमानन्दरूपत्वात्॥ १३॥

પુનઃ આક્ષેપ કરે છે કે સમસ્ત કલ્યાણોની પરકાષ્ઠા આત્મા છે તો શ્રીહરિથી શું પ્રયોજન છે? તે માટે કહે છે– **'सर्वेषाम् अपि इति।' 'आत्मा-आत्मदः च'** શ્રીહરિ બધાં પ્રાણીઓનો આત્મા છે અને પોતાના સ્વરૂપનું પ્રદાન કરનાર છે. અવિદ્યા દૂર કરીને સ્વસ્વરૂપનો સાક્ષાત્કાર કરાવનાર છે. ઐશ્વર્યવાળા રૂપથી પણ બલિ વગેરેને જાણે કે સ્વસ્વરૂપનું દાન કર્યું! વળી, શ્રીહરિ પ્રિય છે કેમ કે પરમાનંદસ્વરૂપ છે. ॥૧૩॥

किंच नानाकर्मभिस्तत्तद्देवताप्रीतिनिमित्तान्यपि फलानि हरिप्रीत्या भवन्ति केवलं तत्तद्देवताराधनेन तु न किंचिदिति सदृष्टान्तमाह—**यथेति**।

વળી, અનેક પ્રકારનાં કર્મો દ્વારા જુદા જુદા દેવતાઓની કૃપાને કારણે મળતાં ફળ શ્રીહરિની પ્રીતિથી જ પ્રાપ્ત થાય છે. પરંતુ માત્ર તે તે દેવતાઓની આરાધનાથી કાંઈ પણ ફળ પ્રાપ્ત થતું નથી, તેમ દૃષ્ટાન્તસહિત કહે છે— **'यथा इति।'**

**यथा तरोर्मूलनिषेचनेन**
**तृप्यन्ति तत्स्कन्धभुजोपशाखाः।**
**प्राणोपहाराच्च यथेन्द्रियाणां**
**तथैव सर्वार्हणमच्युतेज्या॥ १४**

જેમ વૃક્ષના મૂળને સીંચવાથી તેનું થડ, શાખાઓ અને ઉપશાખાઓનું પોષણ થાય છે તથા જેમ પ્રાણને ભોજન આપવાથી સર્વ ઇન્દ્રિયોને તૃપ્તિ થાય છે, તે જ રીતે ભગવાન અચ્યુતની પૂજા (કરવાથી) સર્વનું પૂજન (થઈ જાય) છે. ॥૧૪॥

मूलात्प्रथमविभागाः स्कन्धाः। तद्विभागा भुजाः। तेषामप्युपशाखाः। उपलक्षणं पत्रपुष्पादयोऽपि तृप्यन्ति, न तु मूलसेकं विना ताः स्वस्वनिषेचनेन। प्राणस्योपहारो भोजनं तस्मादेवेन्द्रियाणां तृप्तिः, न तु तत्तदिन्द्रियेषु पृथक्पृथगन्नलेपनेन। तथाच्युताराधनमेव सर्वदेवताराधनं न पृथगित्यर्थः॥ १४॥

મૂળમાંથી તેના પ્રથમ વિભાગરૂપ થડ, તે થડના વિભાગો– ડાળીઓ, તેમની પણ નાની ડાળીઓ તથા સૂચિત થતાં પુષ્પો અને પર્ણો વગેરે પણ તૃપ્ત થાય છે. પરંતુ મૂળને સીંચ્યા વિના તે સર્વને પોતપોતાનું પાણી સીંચવાથી તૃપ્તિ થતી નથી. પ્રાણને **'उपहारः'** ભોજન પ્રાપ્ત થાય છે તેથી જ ઇન્દ્રિયોને તૃપ્તિ થાય છે, નહીં કે દરેક ઇન્દ્રિય ઉપર ભોજનનો જુદો જુદો લેપ કરવાથી! તેવી રીતે અચ્યુત ભગવાનની પૂજા જ સર્વ દેવોની પૂજા છે. અચ્યુત ભગવાનની પૂજાથી સર્વ દેવોની પૂજા જુદી નથી, એમ અર્થ છે. ॥૧૪॥

कुतः सर्वमूलत्वादिति सदृष्टान्तान्तरमाह।

**यथैव सूर्यात्प्रभवन्ति वारः**
**पुनश्च तस्मिन्प्रविशन्ति काले।**
**भूतानि भूमौ स्थिरजङ्गमानि**
**तथा हरावेव गुणप्रवाहः ॥ १५**

यथैव वारो जलानि वर्षाकाले सूर्याद्उद्भवन्ति ग्रीष्मे तस्मिन्नेव प्रविशन्ति। अस्याप्रसिद्धत्वेन दृष्टान्तान्तरमाह—यथा भूतानि भूमाविति। गुणप्रवाहश्चेतनाचेतनात्मकः प्रपञ्चः ॥ १५ ॥

ननु हरावेव गुणप्रवाह इत्युक्ते तदाधारत्वेन सोपाधिकत्वं हरेः स्यादित्याशङ्क्याह—**एतदिति।**

**एतत्पदं तज्जगदात्मनः परं**
**सकृद्विभातं सवितुर्यथा प्रभा।**
**यथाऽसवो जाग्रति सुप्तशक्तयो**
**द्रव्यक्रियाज्ञानभिदाभ्रमात्ययः ॥ १६**

एतद्विश्वं विष्णोस्तत्सर्वशास्त्रप्रसिद्धं पदं परं सर्वोपाधिरहितम्। तदुत्पन्नत्वान्न ततः पृथगित्यर्थः। तर्हि कथमन्यथा भाति तत्राह—सकृदिति।

શ્રીહરિ સર્વના મૂળસ્વરૂપ કેવી રીતે છે તે બે દૃષ્ટાંત સહિત કહે છે.

સૂર્યમાંથી જેમ જળ ઉત્પન્ન થાય છે અને ગ્રીષ્મકાળ આવતાં ફરીથી તે સૂર્યમાં જ પ્રવેશ કરે છે તથા સમસ્ત ચરાચર પ્રાણીઓ પૃથ્વીમાંથી જન્મે છે અને તેમાં જ મળી જાય છે, તે જ રીતે સમસ્ત જડ અને ચેતન સંસાર શ્રીહરિમાંથી ઉત્પન્ન થાય છે અને શ્રીહરિમાં જ લય પામે છે. ॥ ૧૫ ॥

જેવી રીતે ‘**वारः**’ જળ વર્ષાઋતુમાં સૂર્યમાંથી ઉત્પન્ન થાય છે અને ગ્રીષ્મકાળમાં તે સૂર્યમાં જ પ્રવેશ કરે છે. આ દૃષ્ટાન્ત ઓછું પ્રચલિત હોવાથી અન્ય દૃષ્ટાન્ત આપે છે– ‘**यथा भूतानि भूमौ इति।**’ જેવી રીતે પ્રાણીઓ પૃથ્વીમાંથી ઉત્પન્ન થાય છે અને તેમાં જ વિલીન થઈ જાય છે તેમ! ‘**गुणप्रवाहः**’ ચેતન અને જડસ્વરૂપ વિશ્વપ્રપંચ ॥ ૧૫ ॥

હવે જો ‘**हरौ एव**’ (શ્લોક-૧૫) શ્રીહરિમાં જ ત્રિગુણમય વિશ્વપ્રપંચ હોય તો શ્રીહરિ તે વિશ્વ-પ્રંપચનો આધાર થવાથી શ્રીહરિનું ઉપાધિયુક્ત સ્વરૂપ સિદ્ધ થાય, એવી શંકા કરીને તેનું સમાધાન કરે છે– ‘**एतत् इति।**’

જગતના આત્મારૂપ શ્રીહરિનું તે સર્વશાસ્ત્ર-પ્રસિદ્ધ, સર્વ ઉપાધિરહિત સ્વરૂપ એવું આ વિશ્વ જેમ સૂર્યની પ્રભા (સૂર્યથી) જુદી નથી તેમ શ્રીહરિથી પૃથક્ નથી. જેમ (સુષુપ્તવસ્થામાં) સુપ્ત શક્તિવાળી ઈન્દ્રિયો પ્રકાશતી નથી તેમ સૃષ્ટિના લય સમયે આ વિશ્વ ભાસતું નથી. સ્વરૂપતઃ શ્રીહરિ દ્રવ્ય, ક્રિયા અને જ્ઞાન– એમ (ત્રણેય પ્રકારના) અહંકારનાં કાર્યોથી તથા તેમને કારણે થતા ભેદની ભ્રાન્તિથી રહિત જ છે. ॥ ૧૬ ॥

આ વિશ્વ ભગવાન વિષ્ણુનું તે સર્વશાસ્ત્રપ્રસિદ્ધ ‘**पदं परम्**’ (કઠ.ઉપ.૧/૩/૯) સર્વ ઉપાધિરહિત સ્વરૂપ છે, તે ભગવાનમાંથી જ ઉત્પન્ન થવાથી તેમનાથી પૃથક્ નથી, એમ અર્થ છે. તો પછી જુદું કેમ દેખાય છે? એ માટે કહે છે– ‘**सकृत् इति।**’

सकृत्कदाचिद्विभातं स्फुरितं गन्धर्वनगरवत्। यथा सवितुः प्रभा न ततो भिन्ना, यथा च जाग्रत्यसव इन्द्रियाणि स्फुरन्ति सुषुप्तौ तु सुप्तशक्तयो भवन्तीत्यर्थः।

कथंभूतोऽसौ हरिः। द्रव्यादीनां त्रिविधाहंकार-कार्याणां तन्निमित्तस्य भेदभ्रमस्य चात्ययो यस्मात्सः।

यद्वा अजाग्रति सुषुप्तावसवः सुप्ताः शक्तयो येषां ते भवन्ति द्रव्यादेरप्यत्ययो भवति। सवितुः प्रभेत्युद्गतौ दृष्टान्त इति॥ १६॥

नन्वसङ्गे हरौ कथं प्रपञ्चोत्पत्तिलयौ तत्राह—**यथेति**।

**यथा नभस्यभ्रतमःप्रकाशा**
**भवन्ति भूपा न भवन्त्यनुक्रमात्।**
**एवं परे ब्रह्मणि शक्तयस्त्वमू**
**रजस्तमःसत्त्वमिति प्रवाहः॥ १७**

अभ्रतमःप्रकाशा आगमापायिनो रजस्तमः-सत्त्वस्थानीयाः। हे भूपाः प्रचेतसः, अमूः शक्तय उद्भवन्ति न भवन्ति लीयन्ते इत्येवमयं जगत्प्रवाहः॥ १७॥

**'सकृत्'** ક્યારેક ક્યારેક **'विभातम्'** દેખાતા (ગગનના) ગંધર્વનગર જેવું (આ વિશ્વ પણ શ્રીહરિથી જુદું નથી). વળી, જેમ જાગૃત અવસ્થામાં **'असवः'** ઈન્દ્રિયો પ્રકાશે છે પરંતુ સુષુપ્ત અવસ્થામાં ઈન્દ્રિયો સૂઈ જાય છે (તેમ આ જગત પણ સૃષ્ટિસમયે શ્રીહરિમાંથી પ્રકટ થાય છે અને લય સમયે શ્રીહરિમાં લીન થઈ જાય છે), એમ અર્થ છે.

કેવા છે એ શ્રીહરિ? **'द्रव्यादीनाम्'** દ્રવ્યાદિના (દ્રવ્ય– તામસ, ક્રિયા– તૈજસ, જ્ઞાન– વૈકારિક – એમ ત્રણેય પ્રકારના) અહંકારનાં કાર્યોનો તથા તેમનાથી નીપજતા ભેદની ભ્રાન્તિનો જેમનામાં વિનાશ છે તેવા તે શ્રીહરિ છે.

અથવા **'अजाग्रति' ( असवोऽजाग्रति )** સુષુપ્ત-વસ્થામાં **'असवः'** ઈન્દ્રિયો, જેમની સુપ્ત શક્તિઓ હોય છે તેવી થાય છે તથા દ્રવ્યાદિનો પણ વિનાશ થાય છે. સૂર્યની પ્રભા ઉત્પત્તિ માટેનું દૃષ્ટાંત છે. (અર્થાત્ વિશ્વની ઉત્પત્તિ થાય ત્યારે સૂર્યની પ્રભાની જેમ વિશ્વ દેખાય છે.) ॥ ૧૬ ॥

શંકા કરવામાં આવી છે કે અસંગ એવા શ્રીહરિમાં ઉત્પત્તિ અને લયરૂપ પ્રપંચ કેવી રીતે હોય? તે માટે ઉત્તર આપે છે— **'यथा इति।'**

હે રાજાઓ, જેમ આકાશમાં વાદળ, અંધકાર અને પ્રકાશ ક્રમશઃ ઉત્પન્ન થાય છે અને (તેમાં જ) લય પામે છે (પરંતુ આકાશ તેમનાથી લિપ્ત નથી થતું), એ જ રીતે પરબ્રહ્મમાં આ રજોગુણ, તમોગુણ તથા સત્ત્વગુણમયી શક્તિઓ ઉત્પન્ન થાય છે. એ જ રીતે આ સંસારનો પ્રવાહ ચાલે છે. (પરંતુ તેથી આકાશ જેવા પરમાત્મામાં વિકાર થતો નથી.) ॥ ૧૭ ॥

વાદળ, અંધકાર અને પ્રકાશ ઉત્પન્ન થનારા અને નાશ થનારા રજસ્, તમસ્ અને સત્ત્વના સ્થાને રહેલાં છે. **'हे भूपाः'** હે રાજાઓ, **'अमूः'** આ શક્તિઓ ઉત્પન્ન થાય છે તેમ જ **'न भवन्ति'** લય પામે છે, આ જ રીતે આ સંસારનો પ્રવાહ ચાલે છે. ॥ ૧૭ ॥

**तेनैकमात्मानमशेषदेहिनां**
**कालं प्रधानं पुरुषं परेशम्।**
**स्वतेजसा ध्वस्तगुणप्रवाह-**
**मात्मैकभावेन भजध्वमद्धा॥ १८**

તેન સર્વકારણત્વેન હેતુના। કાલો નિમિત્તમ્। પ્રધાનમુપાદાનમ્। પુરુષઃ કર્તા। એતત્ત્રિતયાત્મકત્વાત્સર્વકારણં પરમેશ્વરમદ્ધા સાક્ષાદ્ભજધ્વમ્। કથમ્। આત્મન એકભાવેનાભિન્નત્વેન॥ ૧૮॥

માટે સર્વના કારણરૂપ કાળ, ઉપાદાન કારણ પ્રધાન, જગત્કર્તા પુરુષોત્તમ, બ્રહ્માદિ સમસ્ત લોકપાલોના અધીશ્વર, પોતાના તેજથી ગુણપ્રવાહરૂપ સંસારને દૂર રાખનાર, સમસ્ત દેહધારીઓના એકમાત્ર આત્મા એવા તે પરમેશ્વરને પોતાના આત્માથી અભિન્નરૂપે સાક્ષાત્ ભજો. ॥ ૧૮ ॥

**'तेन'** સર્વના કારણરૂપ હોવાથી (સમસ્ત શરીરધારીઓના આત્મરૂપ) **'कालः'** નિમિત્તકારણરૂપ કાળ, **'प्रधानम्'** ઉપાદાનકારણરૂપ પ્રધાન, **'पुरुषः'** જગત્કર્તા પુરુષોત્તમ– (કાળ, કારણ, કર્તા– એમ) આ ત્રિતયાત્મક હોવાથી સર્વના કારણરૂપ પરમેશ્વરને **'अद्धा'** સાક્ષાત્ ભજો. કેવી રીતે ? **'आत्मैकभावेन'** આત્માથી અભિન્નરૂપે ॥ ૧૮ ॥

साधनमाह।

(ભગવાનને કેવી રીતે ભજવા તે માટેનું) સાધન કહે છે.

**दयया सर्वभूतेषु संतुष्ट्या येन केन वा।**
**सर्वेन्द्रियोपशान्त्या च तुष्यत्याशु जनार्दनः॥ १९**

સર્વ પ્રાણીઓ ઉપર દયા કરવાથી, જે કાંઈ મળે તેમાં સંતોષ રાખવાથી, સર્વ ઇન્દ્રિયોને (વિષયોમાંથી નિવૃત્ત કરી) શાન્ત કરવાથી ભગવાન જનાર્દન શીઘ્ર પ્રસન્ન થાય છે. ॥ ૧૯ ॥

दयादिभिः शीघ्रं तुष्यति॥ १९॥

દયા વગેરેથી ભગવાન તરત પ્રસન્ન થાય છે.॥૧૯॥

ततो न कदाचित्त्यजतीत्याह।

(ભગવાન પ્રસન્ન થાય છે) પછી ક્યારેય છોડીને જતા નથી, એમ કહે છે.

**अपहतसकलैषणामलात्म-**
**न्यविरतमेधितभावनोपहूतः ।**
**निजजनवशगत्वमात्मनोऽय-**
**न्न सरति छिद्रवदक्षरः सतां हि॥ २०**

(छंद—पुष्पिताग्रा)

સર્વ પ્રકારની (પુત્ર, વિત્ત, લોકાદિ વિષયક) એષણાઓ જેમાંથી દૂર થઈ છે તેવા વિશુદ્ધ સત્પુરુષોના મનમાં નિરંતર વૃદ્ધિ પામતી ભાવનાથી સન્નિધિમાં સંસ્થાપિત થયેલા અવિનાશી શ્રીહરિ પોતાને ભક્તાધીન સમજીને (હૃદયમાં રહેલા) આકાશની જેમ ત્યાંથી જતા જ નથી. ॥ ૨૦ ॥

अपहता निरस्ताः सकला एषणाः कामा यस्मात्स चासावमल आत्मा मनस्तस्मिन्सतां मनसि निरन्तरं समेधितया भावनयोपहूतः सन्निधापितः सन्नक्षरो हरिश्छिद्रवत्तत्र्याकाशवत्ततो

**'अपहताः'** દૂર થઈ છે સમસ્ત **'एषणाः'** ઇચ્છાઓ જેમાંથી તેવા તથા અમલ **'आत्मा'** મન, તેવા સત્પુરુષોનાં મનમાં સતત સારી રીતે વૃદ્ધિ પામતી ભાવનાથી **'उपहूतः'** સન્નિધિમાં સંસ્થાપિત થયેલા **'अक्षरः'** અવિનાશી

न सरति नापयाति हि। किं कुर्वन्। आत्मनो निजजनवशगत्वं स्वभक्ताधीनत्वं अयन्नवगच्छन् ॥ २० ॥

सतामेव वश्योऽसावसतां तु पूजामपि न गृह्णातीत्याह—**नेति।**

**न भजति कुमनीषिणां स इज्यां**
**हरिरधनात्मधनप्रियो रसज्ञः।**
**श्रुतधनकुलकर्मणां मदैर्ये**
**विदधति पापमकिंचनेषु सत्सु॥ २१**

कुमनीषिणां कुत्सितमतीनाम्। अधनाश्च ते आत्मधनाश्च भगवद्धनास्ते प्रिया यस्य। रसज्ञो भक्तिसुखज्ञः। के कुमनीषिणस्तानाह। श्रुतादिनिमित्तैर्मदैः ये सत्सु पापं तिरस्कारं कुर्वन्ति॥ २१ ॥

भक्ताधीनत्वं प्रपञ्चयन्नाह।

**श्रियमनुचरतीं तदर्थिनश्च**
**द्विपदपतीन् विबुधांश्च यत्स्वपूर्णः।**
**न भजति निजभृत्यवर्गतन्त्रः**
**कथममुमुद्विसृजेत्पुमान्कृतज्ञः ॥ २२**

अनुवर्तमानामपि श्रियं तदर्थिनः सकामान् द्विपदपतीन्नरेन्द्रान्विबुधान् देवानपि यो नानुवर्तते।

શ્રીહરિ **'छिद्रवत्'** હૃદયમાં રહેલા આકાશની જેમ ત્યાંથી **'न सरति'** જતા નથી. શું કરીને? પોતાને **'निजजनवशगत्वम्'** નિજ ભક્તજનના અધીનત્વને **'अयन्'** સમજતા ॥ ૨૦ ॥

સાધુજનોને જ અધીન એવા આ શ્રીહરિ તો દુષ્ટ જનોની પૂજાને પણ સ્વીકારતા નથી, એમ કહે છે — **'न इति।'**

ભગવાન જ જેમનું ધન છે તેવા નિષ્કામ ભક્તો જેમને પ્રિય છે તથા ભક્તોના પ્રેમરસને જે જાણે છે તે શ્રીહરિ દુષ્ટબુદ્ધિવાળા મનુષ્યોની તો પૂજા પણ સ્વીકારતા નથી, કે જેઓ શાસ્ત્ર, ધન, કુળ તથા કર્મના મદથી (ઉન્મત્ત થઈ) નિષ્કિંચન સાધુજનોનો તિરસ્કાર કરે છે. ॥ ૨૧ ॥

**'कुमनीषिणाम्'** દુષ્ટબુદ્ધિવાળાઓની— જેઓ નિષ્કિંચન છે તથા **'आत्मधनाः'** ભગવાન જ જેમનું ધન છે તેવા ભક્તો જેમને પ્રિય છે તેવા શ્રીહરિ. તેમ જ **'रसज्ञः'** (અકિંચન ભક્તોની અનન્યાશ્રયા, અહૈતુકી ભક્તિમાં કેટલું માધુર્ય છે તેવા) ભક્તિસુખને જાણનાર ભગવાન. તે દુષ્ટબુદ્ધિવાળાઓ કોણ છે, તેમનું વર્ણન કરે છે. શાસ્ત્ર વગેરેને કારણે થયેલા મદથી જેઓ સાધુજનોનો **'पापम्'** તિરસ્કાર કરે છે. ॥ ૨૧॥

ભગવાનની ભક્તવશ્યતાને વિસ્તારપૂર્વક સમજાવતા કહે છે—

પોતાના દાસજનોને અધીન અને સ્વરૂપાનંદમાં જ પરિપૂર્ણ એવા જે ભગવાન, નિરંતર પોતાની સેવામાં રહેનારાં લક્ષ્મીજીને તથા લક્ષ્મીજીની કામના કરનારાઓને તેમ જ રાજાઓને અને દેવોને પણ અધીન થતા નથી, તે ભગવાનને કૃતજ્ઞ મનુષ્ય થોડીવાર માટે પણ કેવી રીતે છોડે? ॥ ૨૨॥

નિરંતર પોતાની સેવામાં રહેનારાં લક્ષ્મીજીને તથા તેમની **'अर्थिनः'** કામના કરનારાઓને, **'द्विपदपतीन्'** રાજાઓને, **'विबुधान्'** દેવોને પણ જે ભગવાન અધીન

यतः स्वेनैव पूर्णोऽतः स्वभृत्यवर्गानुरक्त एव। एवंभूतममुमुत् ईषदपि कथं परित्यजेत्॥ २२॥

થતા નથી, કારણ કે સ્વરૂપાનંદમાં પરિપૂર્ણ છે તેથી જ નિજ દાસજનો ઉપર પ્રેમ રાખનારા છે. આવા આ ભગવાનને **'उत्'** થોડીવાર માટે પણ ભક્ત કેવી રીતે છોડે? ॥ ૨૨ ॥

**मैत्रेय उवाच**

**इति प्रचेतसो राजन्नन्याश्च भगवत्कथाः।**
**श्रावयित्वा ब्रह्मलोकं ययौ स्वायंभुवो मुनिः॥ २३**

**મૈત્રેયમુનિ બોલ્યા** – (ભક્તિરસથી) રાજમાન હે વિદુરજી, (અથવા હે યમરાજ,) એ પ્રમાણે પ્રચેતાઓને (ઉપદેશ કરી) અન્ય ભગવત્કથાઓ પણ સંભળાવીને સ્વયંભૂ બ્રહ્માજીના પુત્ર નારદમુનિ બ્રહ્મલોકમાં પધાર્યા. ॥૨૩॥

प्रचेतसः कर्मभूतान्। अन्याश्च नूनं सुनीतेरित्यादिध्रुवचरिताद्याः। सत्रेऽगायत्प्रचेतसामित्युक्तत्वात्॥ २३॥

**'प्रचेतसः'** પ્રચેતાઓને– અહીં આ શબ્દ ક્રિયાપદના કર્મરૂપે છે. બીજાં પણ સુનીતિ વગેરે સહિતના ધ્રુવચરિતાદિનું શ્રવણ કરાવ્યું કારણ કે 'પ્રચેતાઓના યજ્ઞમાં નારદઋષિએ (ધ્રુવમહિમાનું) ગાન કર્યું હતું.'(શ્રીમદ્ ભા.૪/૧૨/૪૦) એમ કહેવામાં આવ્યું છે. ॥ ૨૩ ॥

**तेऽपि तन्मुखनिर्यातं यशो लोकमलापहम्।**
**हरेर्निशम्य तत्पादं ध्यायन्तस्तद्गतिं ययुः॥ २४**

તે પ્રચેતાઓ પણ નારદજીના મુખમાંથી નીકળેલો, જગતના પાપરૂપી મળને દૂર કરનારો એવો શ્રીહરિનો યશ શ્રવણ કરીને ભગવાનનાં ચરણકમળોનું ચિંતન કરતા ભગવદ્ગતિરૂપ વિષ્ણુલોકને પામ્યા. ॥ ૨૪ ॥

तेऽपि प्रचेतसः। तद्गतिं विष्णुलोकम्॥ २४॥

તે પ્રચેતાઓ પણ **'तद्गतिम्'** તે વિષ્ણુલોકને પામ્યા. ॥ ૨૪ ॥

**एतत्तेऽभिहितं क्षत्तर्यन्मां त्वं परिपृष्टवान्।**
**प्रचेतसां नारदस्य संवादं हरिकीर्तनम्॥ २५**

હે વિદુરજી, પ્રચેતાઓ અને નારદજીના સંવાદરૂપ આ આખ્યાન કે જેમાં શ્રીહરિનું કીર્તન છે, જે આપે મને પૂછયું હતું તે મેં તમને કહ્યું. ॥ ૨૫ ॥

प्रचेतसां नारदस्य संवादरूपमेतदाख्यानं तेऽभिहितम्। हरेः कीर्तनं यस्मिंस्तत्॥ २५॥

પ્રચેતાઓ અને નારદજીના સંવાદરૂપ આ આખ્યાન આપને કહ્યું, જેમાં શ્રીહરિનું કીર્તન છે તે ॥ ૨૫ ॥

**श्रीशुक उवाच**

**य एष उत्तानपदो मानवस्यानुवर्णितः।**
**वंशः प्रियव्रतस्यापि निबोध नृपसत्तम॥ २६**

**શ્રીશુકદેવજી બોલ્યા** – હે મહારાજ પરીક્ષિત, આ પ્રમાણે મનુના પુત્ર ઉત્તાનપાદ રાજાનો જે આ વંશ છે તે વર્ણવવામાં આવ્યો. (હવે) પ્રિયવ્રત રાજાનો વંશ પણ શ્રવણ કરો. ॥ ૨૬ ॥

य एष वंशः सोऽनुवर्णितः॥ २६॥

જે આ વંશ છે તે વર્ણવવામાં આવ્યો. ॥ ૨૬ ॥

**यो नारदादात्मविद्यामधिगम्य पुनर्महीम्।**
**भुक्त्वा विभज्य पुत्रेभ्य ऐश्वरं समगात्पदम्॥ २७**

જે પ્રિયવ્રત રાજા નારદજી પાસેથી આત્મજ્ઞાન પ્રાપ્ત કરીને પણ પૃથ્વીનું રાજ્ય ભોગવીને પુત્રોને પૃથ્વી વહેંચી આપીને ઈશ્વરપદ પામ્યા હતા. ॥ ૨૭ ॥

यः प्रियव्रतः ॥ २७ ॥

जे प्रियव्रत (राजा) ॥ २७ ॥

**इमां तु कौषारविणोपवर्णितां**
**क्षत्ता निशम्याजितवादसत्कथाम्।**
**प्रवृद्धभावोऽश्रुकलाकुलो मुने-**
**र्दधार मूर्ध्ना चरणं हृदा हरेः॥ २८**

॥ २८ ॥

મૈત્રેય મુનિએ વર્ણવેલી અને (ભગવાન) અજિતના માહાત્મ્યવાળી આ શ્રેષ્ઠ કથા સાંભળીને વૃદ્ધિ પામેલા ભાવવાળા (અને તેથી નેત્રોમાં) અશ્રુધારાથી વ્યાકુળ થયેલા વિદુરજીએ મૈત્રેય મુનિના ચરણ મસ્તક ઉપર ધારણ કર્યા અને હૃદયમાં શ્રીહરિના ચરણ ધારણ કર્યાં. ॥ ૨૮॥ ૨૮ ॥

विदुर उवाच

**सोऽयमद्य महायोगिन्भवता करुणात्मना।**
**दर्शितस्तमसः पारो यत्राकिंचनगो हरिः॥ २९**

॥ २९ ॥

**વિદુરજી બોલ્યા** – હે મહાયોગી મૈત્રેયજી, કરુણામય મનવાળા આપના દ્વારા આજે મને અજ્ઞાનરૂપી અંધકારનો આ પેલો પાર દર્શાવવામાં આવ્યો છે કે જ્યાં નિષ્કામ જનો દ્વારા ગવાતા શ્રીહરિ છે. ॥ ૨૯ ॥ ૨૯ ॥

श्रीशुक उवाच

**इत्यानम्य तमामन्त्र्य विदुरो गजसाह्वयम्।**
**स्वानां दिदृक्षुः प्रययौ ज्ञातीनां निर्वृताशयः॥ ३०**

स्वान् ज्ञातीन् दिदृक्षुः ॥ ३० ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – આ પ્રમાણે મૈત્રેય ઋષિને (કહી) પ્રણામ કરી, તેમની આજ્ઞા લઈ પોતાના સ્વજનોને મળવાની ઈચ્છાથી શાન્તચિત્તવાળા વિદુરજી હસ્તિનાપુર ગયા. ॥૩૦॥

પોતાના જ્ઞાતિજનોને મળવાની ઈચ્છાવાળા॥૩૦ ॥

**एतद्यः शृणुयाद्राजन् राज्ञां हर्यर्पितात्मनाम्।**
**आयुर्धनं यशः स्वस्ति गतिमैश्वर्यमाप्नुयात्॥ ३१**

हे राजा, जे मनुष्य श्रीहरिमां आत्मसमर्पण करनारा (राजाओ)नुं आ (चरित्र) सांभळे ते आयुष्य, धन, यश, कल्याण, सद्गति तथा ईश्वरपद पामे छे. ॥ ૩૧ ॥

राज्ञां चरितमिति शेषः ॥ ३१ ॥

રાજાઓનું ચરિત્ર– એટલું બાકી છે (તે ઉમેરવું). ॥ ૩૧ ॥

इति श्रीमद्भागवते महापुराणे वैयासिक्यामष्टादशसाहस्र्यां पारमहंस्यां संहितायां चतुर्थस्कन्धे एकत्रिंशोऽध्यायः ॥ ३१ ॥

इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कन्धे श्रीधरस्वामीविरचितायां भावार्थदीपिकायां टीकायां एकत्रिंशोऽध्यायः ॥ ३१ ॥

*****

**॥ समाप्तोऽयं चतुर्थः स्कन्धः॥**

*****

**॥ श्रीकृष्णार्पणमस्तु॥**

*****

॥ ॐ नमो भगवते वासुदेवाय ॥

# श्रीमद्भागवतमहापुराणम्

## पञ्चमः स्कन्धः

### अथ प्रथमोऽध्यायः

### પ્રિયવ્રત-ચરિત્ર

॥ श्रीगणेशाय नमः ॥

॥ श्रीगोपालकृष्णाय नमः ॥

नमः श्रीमत्परमहंसास्वादितचरणकमलचिन्मकरन्दाय भक्तजनमानसनिवासाय श्रीरामचन्द्राय ॥

श्रीगणेशजीने नमस्कार,

શ્રીગોપાલકૃષ્ણને નમસ્કાર.

જેમનાં ચરણકમળના ચૈતન્યરૂપ પુષ્પરસનું શ્રીમત્પરમહંસો દ્વારા આસ્વાદન કરવામાં આવ્યું છે તથા જે ભક્તજનોના ચિત્તમાં નિવાસ કરનાર છે, તે શ્રીરામચન્દ્ર ભગવાનને નમસ્કાર હો.

अथातः पञ्चमस्कन्धव्याख्यानेकविशेषवान्।
प्रियव्रतान्वयो यत्र सप्रपञ्चः प्रपञ्च्यते ॥ १ ॥

**'अथ'** (મંગળ પ્રારંભ થાય છે) **'अतः'** (ચતુર્થ સ્કંધની વ્યાખ્યા કર્યા) પછી જે (પંચમ સ્કંધ)માં અનેક વિશેષતાઓવાળો સવિસ્તર પ્રિયવ્રતનો વંશ છે, તે પંચમ સ્કંધની વ્યાખ્યા વિસ્તારથી કરવામાં આવે છે. ॥ ૧ ॥

षड्विंशत्याधुनाध्यायैः पञ्चमे स्थानमीर्यते।
लोकद्वीपादिमर्यादापालनाख्यमनेकधा ॥ २ ॥

હવે પાંચમા સ્કંધમાં છવ્વીસ અધ્યાયો દ્વારા લોક, દ્વીપ વગેરેની મર્યાદાના પાલન નામે જાણીતા સ્થાનને અનેક પ્રકારે વર્ણવવામાં આવે છે. ॥ ૨ ॥

पृथिव्युपर्यधोलोकैर्मर्यादा त्रिविधा मता।
पुनश्चैकैकशस्तेषु मर्यादा बहुधा मता ॥ ३ ॥

પૃથ્વીલોક, ઉપરનો લોક તથા નીચેનો લોક– એમ ત્રણ પ્રકારની મર્યાદાઓ માનવામાં આવી છે. વળી, તે લોકમાં પણ અનેક પ્રકારની મર્યાદાઓ માનવામાં આવી છે. ॥ ૩ ॥

भुवि द्वीपादिमर्यादाः पाल्यन्ते राजभिः पृथक्।
भूमेरुपरि देवाद्यैस्ततश्चाधोऽसुरादिभिः ॥ ४ ॥

પૃથ્વી ઉપર રાજાઓ દ્વારા દ્વીપ વગેરેની જુદી જુદી મર્યાદાઓ પાળવામાં આવે છે, પૃથ્વી ઉપરના (સ્વર્ગ) લોકમાં દેવાદિ દ્વારા અને તેનાથી નીચેના લોકમાં અસુરાદિ દ્વારા (મર્યાદાઓ પાળવામાં આવે છે).॥ ૪ ॥

तत्राध्यायैस्तु विंशत्या प्रियव्रतपुरःसरैः।
भुवि द्वीपादिमर्यादाः पालिता इति वर्ण्यते ॥ ५ ॥

તે (છવ્વીસ અધ્યાયો)માંથી વીસ અધ્યાયોમાં તો જેમાં પ્રિયવ્રત પ્રથમ છે તેવા રાજાઓ દ્વારા પૃથ્વી ઉપર દ્વીપાદિની મર્યાદાનું પાલન કરવામાં આવ્યું હતું તે કહેવામાં આવે છે. ॥ ૫ ॥

त्रिभिः सूर्यादिभिर्ज्योतिश्चक्रादिष्विति कीर्त्यते।
अतलादिषु दैत्याद्यैः पालनं च ततस्त्रिभिः॥ ६॥

(તે પછીના) ત્રણ અધ્યાયોમાં જ્યોતિશ્ચક્ર વગેરેમાં સૂર્યાદિ દેવો દ્વારા અને તે પછીના ત્રણ અધ્યાયોમાં અતલ વગેરે લોકમાં દૈત્યાદિ દ્વારા મર્યાદાનું પાલન વર્ણવવામાં આવે છે. ॥ ૬ ॥

तत्र तु प्रथमेऽध्याये ज्ञानिनो राज्यनिर्वृतिः।
पुनश्च ज्ञाननिष्ठेति प्रियव्रतकथाद्भुता॥ ७॥

તે (વીસ અધ્યાયો)માંથી પ્રથમ અધ્યાયમાં તો જ્ઞાની (પ્રિયવ્રત રાજા)નો રાજ્ય કરવા દરમ્યાન આનંદ અને વળી જ્ઞાનનિષ્ઠા દર્શાવતી પ્રિયવ્રત રાજાની અદ્‌ભુત કથા છે. ॥ ૭ ॥

राजोवाच

**प्रियव्रतो भागवत आत्मारामः कथं मुने।**
**गृहेऽरमत यन्मूलः कर्मबन्धः पराभवः॥ १**

**રાજા (પરીક્ષિત) બોલ્યા** – હે (શુક)મુનિ, ભગવદ્‌ભક્ત અને આત્મામાં રમણ કરનાર રાજા પ્રિયવ્રતે, જે ઘરને કારણે કર્મબંધન અને સ્વરૂપવિસ્મૃતિ થાય તે ઘરમાં શી રીતે રમણ કર્યું? ॥ ૧ ॥

'वंशः प्रियव्रतस्यापि निबोध नृपसत्तम॥
यो नारदादात्मविद्यामधिगम्य पुनर्महीम्।
भुक्त्वा विभज्य पुत्रेभ्य ऐश्वरं समगात्पदम्॥'

'હે મહારાજ (પરીક્ષિત), પ્રિયવ્રત રાજાના વંશનું પણ આપ શ્રવણ કરો કે જેમણે નારદજી પાસેથી આત્મવિદ્યા પ્રાપ્ત કરી, પછી પૃથ્વીને ભોગવીને, પુત્રોને (પૃથ્વી) વહેંચી આપીને, જેઓ ઈશ્વરપદ પામ્યા.' (શ્રીમદ્ ભા.૪/૩૧/૨૬,૨૭)

इति पूर्वस्कन्धान्ते प्रियव्रतस्य प्रथममात्मविद्या, ततो गृहाश्रमः, ततः सर्वसङ्गत्यागेन मोक्ष इत्युक्तम्, तत्र विस्मितः पृच्छति। प्रियव्रतो भागवतोऽत एवात्मारामो गृहे कथमरमत।

એમ આગળના (ચતુર્થ) સ્કંધના અંતમાં રાજા પ્રિયવ્રતને પ્રથમ અધ્યાત્મવિદ્યાની પ્રાપ્તિ થઈ પછી (તેમણે) ગૃહસ્થાશ્રમ(નું સેવન કર્યું) અને પછી સર્વ આસક્તિના ત્યાગથી તેમણે મોક્ષ પ્રાપ્ત કર્યો, એમ કહેવામાં આવ્યું છે, તે વિષયમાં આશ્ચર્ય પામીને (રાજા પરીક્ષિત શ્રીશુકદેવજીને) પૂછે છે– પ્રિયવ્રત રાજા ભગવાનના ભક્ત હતા અને તેથી આત્મામાં જ રમણ કરનારા હતા, છતાં ગૃહસ્થાશ્રમમાં શી રીતે રમણ કર્યું?

ननु रमतां को दोष इति चेदत आह। कर्मणां बन्धः पराभवश्च स्वरूपतिरस्कारो यन्मूलो भवति, यद् गृहं मूलं कारणं यस्य॥ १॥

હવે કહે છે કે ઘરમાં આસક્તિ રાખનારાઓને કયો દોષ લાગે (અર્થાત્ ઘરમાં આસક્તિ રાખવામાં શું ખોટું છે), એમ જો કોઈ શંકા કરે તો તે માટે ઉત્તર આપે છે– કર્મોનું બંધન અને **'पराभवः'** સ્વસ્વરૂપની વિસ્મૃતિ (ઘર)ને કારણે થાય છે– ઘર જેનું **'मूलम्'** કારણ છે. ॥ ૧ ॥

गृहेषु रतिश्च तत्राभिनिवेशात्स्यात्, स च भागवतानामात्मारामाणां न संभवतीत्याह—**न नूनमिति**।

**न नूनं मुक्तसङ्गानां तादृशानां द्विजर्षभ।**
**गृहेष्वभिनिवेशोऽयं पुंसां भवितुमर्हति॥ २ ॥ २ ॥**

गृहासक्तिर्हि कुटुम्बादिस्पृहया भवति, सा च तेषां नास्तीत्याह—**महतामिति**।

**महतां खलु विप्रर्षे उत्तमश्लोकपादयोः।**
**छायानिर्वृतचित्तानां न कुटुम्बे स्पृहामतिः॥ ३**

उत्तमश्लोकपादयोश्छाया कामादिसंताप-हारिणी तया निर्वृतं चित्तं येषां तेषां स्पृहायुक्ता मतिर्नास्ति॥ ३॥

दाराद्यासक्तस्य तु मोक्षः श्रीकृष्णेऽस्खलिता मतिश्चाभूदिति यदयं च महान्संशय इत्याह—**संशय इति**।

**संशयोऽयं महान्ब्रह्मन् दारागारसुतादिषु।**
**सक्तस्य यत्सिद्धिरभूत्कृष्णे च मतिरच्युता॥ ४ ॥ ४ ॥**

अङ्गीकृत्य परिहरति।

**श्रीशुक उवाच**

**बाढमुक्तं भगवत उत्तमश्लोकस्य श्रीमच्चरणारविन्दमकरन्दरस आवेशितचेतसो भागवतपरमहंसदयितकथां किंचिदन्तरायविहतां स्वां शिवतमां पदवीं न प्रायेण हिन्वन्ति॥ ५॥**

ત્યાં (ગૃહસ્થાશ્રમમાં) અત્યંત આસક્તિ હોવાથી ગૃહ (પત્ની, બાળકો)માં પ્રેમ થાય છે અને તે આત્મામાં રમણ કરનારા ભગવદ્‌ભક્તોને માટે સંભવિત નથી, એમ કહે છે — **'न नूनम् इति।'**

હે દ્વિજવર, તેમના (પ્રિયવ્રતના) જેવા મુક્તસંગ (મહા)પુરુષોનો ગૃહસ્થાશ્રમમાં આવો અભિનિવેશ થવો નિશ્ચય જ ઉચિત નથી. ॥ ૨ ॥ ૨ ॥

ખરેખર, પરિવાર વગેરેમાં સ્પૃહા હોવાને કારણે જ ઘરમાં આસક્તિ થાય છે અને તે (સ્પૃહા) તેમનામાં (મહાપુરુષોમાં) હોતી નથી, એમ કહે છે.

હે બ્રહ્મર્ષિ, ઉત્તમ કીર્તિવાળા (શ્રીહરિ)ના ચરણોની (શીતળ) છાયામાં શાન્ત થયેલા ચિત્તવાળા મહાપુરુષોની ખરેખર, કુટુમ્બાદિમાં સ્પૃહાવાળી બુદ્ધિ થતી નથી.॥ ૩ ॥

પુણ્યકીર્તિ શ્રીહરિના ચરણોની છાયા કામાદિ સંતાપને હરનારી છે. તે છાયા વડે જેમનાં ચિત્ત શાંત થયાં છે તેમને સ્પૃહાવાળી બુદ્ધિ હોતી નથી. ॥ ૩ ॥

પત્ની વગેરેમાં આસક્ત એવા રાજાનો તો મોક્ષ (પણ થયો) અને શ્રીકૃષ્ણમાં (એની) અવિચળ બુદ્ધિ પણ થઈ, એ મોટો સંશય છે, એમ કહે છે— **'संशयः इति।'**

હે બ્રહ્મન્, પત્ની, ઘર અને પુત્ર વગેરેમાં આસક્ત (હોવા છતાં) (પ્રિયવ્રતરાજા)ની (ભગવત્સામીપ્યરૂપ) જે સિદ્ધિ થઈ અને ભગવાન શ્રીકૃષ્ણમાં અવિચળ ભક્તિ થઈ એ મહાન સંશય છે. ॥ ૪ ॥ ૪ ॥

સ્વીકાર કરીને ખંડન કરે છે.

**શ્રીશુકદેવજી બોલ્યા** – (તમે) સાચું કહ્યું. ઉત્તમકીર્તિ શ્રીહરિનાં (પરમ મધુર) શ્રીયુક્ત ચરણકમળના મકરંદરૂપ રસમાં જેમણે પોતાના ચિત્તને નિમગ્ન કર્યું છે તેઓ, ભગવદ્‌ભક્ત એવા પરમહંસોના પ્રિયની (શ્રીવાસુદેવ-ભગવાનની) કથા(શ્રવણ)રૂપ પોતાના પરમ કલ્યાણમય માર્ગને, કોઈ વિઘ્નને કારણે (તે માર્ગ) અવરોધ પામ્યો હોય તો પણ ઘણે ભાગે છોડતા નથી. ॥ ૫ ॥

बाढमभिनिवेशादिकं नास्तीति सत्यमेव। तथापि विघ्नवशेन तेषां प्रवृत्तिः पूर्वाभ्यासबलेन पुनर्निवृत्तिश्च संगच्छत इत्याह। भगवतः श्रीमच्चरणारविन्दमकरन्दरूपो यो रसस्तस्मिन्नावेशितं चेतो यैस्तेऽपि केनचिदन्तरायेण विघ्नेन विहतामपि स्वां शिवतमां पदवीं मार्गं न हिन्वन्ति न त्यजन्ति।

**'बाढम्'** (મહાપુરુષોને) આસક્તિ વગેરે હોતાં નથી એ વાત સાચી જ છે, છતાં પણ વિઘ્નને વશ થવાને કારણે તેમની (કુટુંબાદિમાં) પ્રવૃત્તિ (થાય છે) અને પૂર્વાભ્યાસના બળથી પુનઃ નિવૃત્તિ પણ થાય છે, એ સુસંગત છે, તે કહે છે. ભગવાનના શ્રીયુક્ત ચરણારવિંદનો મકરન્દરૂપ જે રસ છે તેમાં પોતાના ચિત્તને જેમણે ડુબાડી રાખ્યું છે તેઓ પણ, કોઈક **'अन्तरायेण'** વિઘ્નથી અવરોધાય તો પણ પોતાના કલ્યાણમય **'पदवीम्'** માર્ગને **'न हिन्वन्ति'** છોડતા નથી.

काम्। भागवता एव परमहंसास्तेषां दयितस्य प्रियस्य श्रीवासुदेवस्य कथाम्॥ ५॥

કયા માર્ગને છોડતા નથી? ભગવદ્‌ભક્તો જ પરમહંસો છે– તેમના **'दयितस्य'** પ્રિય શ્રીવાસુદેવ ભગવાનની કથા(રૂપ માર્ગને છોડતા નથી). ॥ ५ ॥

**वंशीधरी—**बाढमित्यर्द्धाङ्गीकारेऽव्ययम्। आत्मारामस्य गृहारामता गृहारामस्य च कृष्णासक्तिरित्युभे न सम्भवत इति सत्यमेव तदप्यतिमहतां दुर्वितर्क्यचरितानां कापि कादाचित्की विषयासक्तिस्त्वया न विश्वसनीयेत्याह—भगवत इति। आवेशितचेतसो जना भागवती भगवत्सम्बन्धिनी चासौ परमहंसानां दयिता प्रियतमा च या कथा तां किञ्चिन्मात्रेणान्तरायेण विघ्नेन विहतां स्थगितीकृतां न प्रायेण हिन्वन्ति न त्यजन्ति। कीदृशीं? स्वां शिवतमां पदवीमिति तत्कथैव भक्तानां पदवी सुखमयं वर्त्म तयैव गम्यो भगवानित्यर्थः। सन्दर्भस्तु—शिवतमामन्तरायेष्वपि भगवच्चित्तापादनेन परमकल्याणरूपामित्याह।

**'बाढम्'** એ અર્ધ સ્વીકારના અર્થમાં અવ્યય છે. આત્મામાં રમણ કરનાર ઘરમાં રમણ કરે અને ઘરમાં રમણ કરનારને કૃષ્ણમાં આસક્તિ હોય, એ બંને વસ્તુ સંભવિત નથી એ ખરું. (છતાં પણ) અત્યંત મહાન તથા અતિ અતર્ક્ય ચરિત્રવાળા (જનો)ને ક્યારેક જ થતી કોઈક વિષયની આસક્તિ તમારા દ્વારા વિશ્વસનીય નથી, એમ કહે છે. જેમણે પોતાના ચિત્તને (ભગવાનનાં ચરણારવિંદના મકરન્દરૂપી રસમાં) ડુબાડ્યું છે તે જનો, ભાગવતી અર્થાત્ ભગવાન સાથે સંબંધિત અને પરમહંસોને સૌથી વધુ પ્રિય એવી જે કથા છે, તે માત્ર જરાક વિઘ્નને કારણે (ઘડીભર) અટકી પડે તો પણ ઘણું કરીને તેને છોડતા નથી. કેવી (કથાને છોડતા નથી.)? પોતાના પરમ કલ્યાણમય માર્ગરૂપ કથા. તે કથા જ ભક્તોનો સુખમય માર્ગ છે. તે કથાથી જ ભગવાન સુધી પહોંચી શકાય છે, એમ અર્થ છે. (જીવ ગોસ્વામીની) ક્રમ સંદર્ભ વ્યાખ્યા અનુસાર, અવરોધોની વચ્ચે પણ ભગવાનમાં મન લાગી રહેવાથી કથા પરમ કલ્યાણરૂપ છે, એમ કહે છે.

ननु 'त्वयाभिगुप्ता विचरन्ति निर्भया विनायकानीकपमूर्द्धसु प्रभो॥' इत्याद्युक्तेर्भक्तानामन्तरायो नास्त्येव। सत्यम्। कालकर्मादिहेतुकोऽसौ नास्त्येव, किन्त्वन्तरायो हि भक्तानां द्विविधः महदपराधहेतुको भगवदिच्छाहेतुकश्च। तत्र महदपराधो हि समुचितकष्टभोगेन चिरकालत एव तस्यैव महतः कृपया सद्य एव च शाम्यति यथा द्विविदादीनां रहूगणादीनाञ्च। भगवदिच्छा स्वभक्तसदाचारशिक्षणार्था, तदुत्थो विघ्नस्तु प्रेमवर्द्धनार्थ एव यथा भरतादीनाम्।

શંકા કરે છે કે 'હે પ્રભુ, આપનાથી રક્ષાયેલા (આપના ભક્તો) વિઘ્ન કરનારા સેનાપતિઓનાં મસ્તકો ઉપર પગ મૂકી નિર્ભય થઈ વિચરે છે.' (શ્રીમદ્ ભા.૧૦/૨/૩૩) વગેરે કહેવાયું છે, તદનુસાર ભક્તોને તો વિઘ્ન હોય જ નહીં. (આનું સમાધાન કરતાં ઉત્તર આપે છે કે) એ વાત સાચી છે. કાળ અને કર્મ વગેરે કારણોસર આ (વિઘ્ન) હોતું જ નથી, પરંતુ ભક્તોને બે પ્રકારનાં વિઘ્ન નડે છે. મહાપુરુષના અપરાધને કારણે થતું અને ભગવાનની ઈચ્છાને કારણે થતું વિઘ્ન. તેમાં મહાપુરુષનો અપરાધ તો સુયોગ્ય કષ્ટ ભોગવવાથી લાંબા ગાળે જ, તેમની જ કૃપાથી શીઘ્ર જ શમી જાય છે. જેમ કે દ્વિવિદ વગેરેના તથા રહૂગણાદિના (અપરાધ). (વિઘ્ન કરવાની) ભગવાનની ઈચ્છા પોતાના ભક્તને સદાચારનું શિક્ષણ આપવા માટે હોય છે. તે ભગવાનની ઈચ્છાથી થતું વિઘ્ન તો પ્રેમ વધે તે માટે જ હોય છે, જેમ કે ભરતજી વગેરેને (વિઘ્ન પડ્યું તેમ).

तत्र प्रियव्रतस्यापराधाभावाद्भगवदिच्छानिबन्धन एव विघ्नोऽयं तत्र गुणबुद्ध्यापि भक्तैः क्वापि ममता न कर्त्तव्येति। यथा भरतस्य मृगपोषणप्रदर्शनया स्वभक्ता भगवता शिक्षितास्तथा महदाज्ञा हि भक्तानुपयोगिन्यपि भक्तैः प्रतिपालनीयैवेति प्रियव्रतकर्तृकब्रह्माज्ञाप्रतिपालनप्रदर्शनया शिक्षिता इति ज्ञेयम्।

અહીં પ્રિયવ્રતનો અપરાધ નથી તેથી ભગવાનની ઈચ્છાને કારણે થયેલું આ વિઘ્ન છે. (દયા, ઉપકાર વગેરે) ગુણોની બુદ્ધિથી પણ ભક્તોએ મમતા ન રાખવી. જેમ કે ભરતજીની હરણને પોષવાની ભાવના બતાવીને ભગવાને પોતાના ભક્તોને શિક્ષણ આપ્યું. તેમ જ મહાપુરુષોની આજ્ઞા, ભક્તોને અનુપયોગી હોય તો પણ ભક્તો દ્વારા તેમનું પાલન થવું જ જોઈએ, એ વાત પ્રિયવ્રત રાજાએ કરેલા બ્રહ્માજીની આજ્ઞાના પાલનના પ્રદર્શનથી શીખવવામાં આવી છે, તેમ સમજવું.

प्रियव्रतस्य ब्रह्माज्ञैवान्तरायरूपा बभूवेति सप्रसङ्गमाह—**यर्हीत्यादिना** विमुक्तसङ्गः प्रकृतिं भजस्वेत्यन्तेन।

રાજા પ્રિયવ્રતને બ્રહ્માજીની આજ્ઞા જ વિઘ્નરૂપ નીવડી, એ પ્રસંગનું વર્ણન કરે છે, **'यर्हि'** વગેરેથી શરૂ કરીને **'विमुक्तसङ्गः प्रकृतिं भजस्व'** (શ્લોક-૧૯) સુધી.

**यर्हि वाव ह राजन्स राजपुत्रः प्रियव्रतः परमभागवतो नारदस्य चरणोपसेवयाञ्जसा-वगतपरमार्थसतत्त्वो ब्रह्मसत्रेण दीक्षिष्यमाणो-ऽवनितलपरिपालनायाम्नातप्रवरगुणगणैकान्त-भाजनतया स्वपित्रोपामन्त्रितो भगवति वासुदेव एवाव्यवधानसमाधियोगेन समावेशितसकल-कारकक्रियाकलापो नैवाभ्यनन्दद्यद्यपि तद-प्रत्याम्नातव्यं तदधिकरण आत्मनोऽन्यस्माद-सतोऽपि पराभवमन्वीक्षमाणः ॥ ६ ॥**

હે રાજા પરીક્ષિત, નારદજીની સેવા કરીને જેમણે પરમાર્થતત્ત્વ સરળતાથી જાણી લીધું હતું અને તેથી આત્મધ્યાનના કાર્ય દ્વારા નિયમ ગ્રહણ કરનારા એવા પરમ ભાગવત રાજપુત્ર પ્રિયવ્રત શાસ્ત્રોક્ત ગુણોના સમૂહના નિશ્ચિત આશ્રયરૂપ હોવાથી જ્યારે પિતા મનુ દ્વારા ભૂતળનું રક્ષણ કરવા માટે નિયુક્ત કરવામાં આવ્યા, ત્યારે (પૂર્વે પણ) ચિત્તની નિરંતર એકાગ્રતા વડે સર્વ ઈન્દ્રિયોનો ક્રિયાકલાપ ભગવાન વાસુદેવને (ચરણે) જ સમર્પિત કરનાર એવા તેમણે તે વચન અસ્વીકાર કરવા યોગ્ય ન હોવા છતાં રાજ્યાધિકારમાં, આત્માથી અન્ય એવા મિથ્યારૂપ રાજ્યપ્રપંચથી પણ આત્મસ્વરૂપની વિસ્મૃતિ જ થશે, એમ વિચારતાં તેનો સ્વીકાર કર્યો નહીં. ॥ ૬ ॥

यर्हि वाव ह यदा हि। वावेति प्रसिद्ध्यादौ ह इति च। स स्वपित्रा मनुनाऽवनितलपरि-पालनायोपामन्त्रितो नियुक्तो नैवाभ्यनन्दन्नैच्छत्। अथ ह तदैव भगवानादिदेवो ब्रह्मा स्वभवनाद-वततारेत्यन्वयः। उपामन्त्रणे हेतुः—आम्नाता राज्ञां शास्त्रेणोक्ता ये प्रवराः श्रेष्ठा गुणास्तेषां गणस्यैकान्तभाजनतया नियताश्रयत्वेन।

**'यर्हि'** જ્યારે– **'वाव ह'** પૂર્વકાળમાં પ્રસિદ્ધ છે તે જણાવે છે. પોતાના પિતા મહારાજ મનુ દ્વારા ભૂતળનું રક્ષણ કરવા માટે નિયુક્ત થયેલા રાજપુત્ર પ્રિયવ્રતે **'न एव-अभ्यनन्दत्'** ઈચ્છ્યું જ નહીં. તે જ સમયે આદિદેવ ભગવાન બ્રહ્મા પોતાના બ્રહ્મલોકમાંથી ઊતર્યા– એમ (શ્લોક ૭ સાથે) સંબંધ છે. પ્રિયવ્રતને નિયુક્ત કરવા માટેનું કારણ આપે છે– **'आम्नाता'** શાસ્ત્ર દ્વારા રાજામાં હોવા જોઈએ તે જણાવેલા શ્રેષ્ઠ ગુણો– તે ગુણોના ભંડારના **'एकान्तभाजनतया'** નિશ્ચિત આશ્રયરૂપ હોવાથી (રાજપુત્ર પ્રિયવ્રતને નિયુક્ત કરાયા હતા.)

अनिच्छायां हेतुः—परमार्थसतत्त्वमात्म-याथात्म्यमवगतं तद्येन स तथा। अतो ब्रह्मसत्रेणा-त्मध्यानेन कार्येण दीक्षिष्यमाणो नियमं ग्रहीष्यन्। प्रागपि वासुदेव एव निरन्तरसमाधियोगेन चित्तैकाग्र्येण समावेशितः समर्पितः सकलकार-काणामिन्द्रियाणां याः क्रियास्तासां कलापो

તે માટે રાજાની ઈચ્છા ન હોવાનું કારણ આપે છે– **'परमार्थसतत्त्वम्'** તત્ત્વસહિત આત્માનું યથાર્થ સ્વરૂપ જેમણે જાણી લીધું છે તેવા તે રાજા હોવાથી **'ब्रह्मसत्रेण'** આત્મધ્યાનના કાર્ય દ્વારા **'दीक्षिष्यमाणः'** નિયમ ગ્રહણ કરનારા તેમ જ પૂર્વે પણ ભગવાન વાસુદેવમાં જ ચિત્તની નિરંતર એકાગ્રતા વડે જેમણે **'समावेशितः'** સમર્પિત કર્યો છે સર્વ **'कारकाणाम्'** ઈન્દ્રિયોનો ક્રિયાકલાપ તેવા રાજાએ, પિતાનું વચન

येन सः। यद्यपि तत्पित्रोक्तं न प्रत्याख्येयं तथापि तदधिकरणे राज्याधिकारेऽसतोऽपि मिथ्याभूतादपि राज्यप्रपञ्चादात्मनः पराभवमालोचयन्नाभ्यनन्दत्॥ ६॥

**अथ ह भगवानादिदेव एतस्य गुणसर्गस्य परिबृंहणानुध्यानव्यवसितसकलजगदभिप्राय आत्मयोनिरखिलनिगमनिजगणपरिवेष्टितः स्वभवनादवततार॥ ७॥**

गुणविसर्गस्य गुणसृष्टेः परिबृंहणं समृद्धिस्तदनुचिन्तया व्यवसितः सकलजगतामभिप्रायो येन सः। यथा राज्ञा चारैर्मण्डलेश्वराणामभिप्रायो निश्चीयते तद्वत्। अखिलैर्निगमैर्मूर्तिमद्भिर्वेदैर्निजगणैश्च मरीच्यादिभिः परिवृतः सत्यलोकादवतीर्णः॥ ७॥

**स तत्र तत्र गगनतल उडुपतिरिव विमानावलिभिरनुपथममरपरिवृढैरभिपूज्यमानः पथि पथि च वरूथशः सिद्धगन्धर्वसाध्यचारणमुनिगणैरुपगीयमानो गन्धमादनद्रोणीमवभासयन्नुपससर्प॥ ८॥**

स च ब्रह्मा तत्र तत्रोडुपतिश्चन्द्र इव प्रकाशमानो गन्धमादनस्य द्रोणीं दरीमवभासयन्नुपससर्पेत्यन्वयः। अमरपरिवृढैः देवेन्द्रादिभिः॥ ८॥

**तत्र ह वा एवं देवर्षिर्हंसयानेन पितरं भगवन्तं हिरण्यगर्भमुपलभमानः सहसैवोत्थायार्हणेन सह पितापुत्राभ्यामवहिताञ्जलिरुपतस्थे॥ ९॥**

અવહેલનાને યોગ્ય ન હોવા છતાં પણ તે **'अधिकरणे'** રાજ્યાધિકારમાં **'असतः'** મિથ્યારૂપ રાજ્યપ્રપંચથી **'आत्मनः पराभवम्'** આત્મસ્વરૂપની વિસ્મૃતિ જ થશે, એમ વિચારતાં તેનો સ્વીકાર કર્યો નહીં. ॥ ૬ ॥

(પ્રિયવ્રતે પિતાની આજ્ઞાનું પાલન કર્યું નહીં,) પછી ગુણોની સૃષ્ટિના વિસ્તારના વિચારથી જેમણે સંપૂર્ણ જગતના અભિપ્રાયને નિશ્ચિત કર્યો છે તેવા તથા ચારેય મૂર્તિમાન વેદો તેમ જ પોતાના પાર્ષદો વડે વીંટાયેલા આદિદેવ ભગવાન બ્રહ્માજી પોતાના ધામ બ્રહ્મલોકમાંથી (ભૂતળ ઉપર) ઊતર્યા. ॥ ૭ ॥

**'गुणविसर्गस्य'** ગુણોની સૃષ્ટિનો **'परिबृंहणम्'** વિસ્તાર (સમૃદ્ધિ)– તેની વૃદ્ધિના વિચારથી નિશ્ચિત કર્યો છે સકળ જગતના અભિપ્રાયને જેમણે તે બ્રહ્માજી. જેમ રાજા વડે ગુપ્તચરો દ્વારા રાજ્યપાલોનો અભિપ્રાય નિશ્ચિત કરવામાં આવે છે તેમ. **'अखिलैर्निगमैः'** સંપૂર્ણ મૂર્તિમાન વેદો તેમ જ મરીચિ વગેરે દ્વારા વીંટાયેલા બ્રહ્માજીએ સત્યલોકમાંથી અવતરણ કર્યું. ॥ ૭ ॥

(તે સમયે) આકાશમાં તે તે સ્થળે નક્ષત્રનાથ ચંદ્રની જેમ પ્રકાશતા, વિમાનોની પંક્તિઓમાં બેઠેલા ચન્દ્ર વગેરે દેવો દ્વારા પૂજાતા તેમ જ સિદ્ધો, ગંધર્વો, સાધ્યો, ચારણો તથા મુનિજનોના સમૂહ દ્વારા સ્તુતિ કરાતા બ્રહ્માજી ગંધમાદન પર્વતની ગુફાને પ્રકાશિત કરતા, (પ્રિયવ્રતની પાસે) આવ્યા. ॥ ૮ ॥

અને તે બ્રહ્માજી તે તે સ્થળે **'उडुपतिः'** નક્ષત્રનાથ ચંદ્રની જેમ પ્રકાશતા, ગંધમાદન પર્વતની **'द्रोणीम्'** ગુફાને અજવાળતા ત્યાં આવ્યા, એમ અન્વય છે. **'अमरपरिवृढैः'** (દેવોના સ્વામી) ઈન્દ્ર વગેરે દ્વારા (પૂજાતા) ॥ ૮ ॥

તે જ સમયે દેવર્ષિ નારદે હંસના વાહનથી આ હિરણ્યગર્ભ ભગવાન પિતા બ્રહ્માજીને ઓળખતાં, પિતા મનુ અને પુત્ર પ્રિયવ્રત સાથે બે હાથ જોડી એકદમ ઊભા થઈ પૂજા સહિત સ્તુતિ કરી. ॥ ૯ ॥

हंसयानेनोपलक्षणेनैनं पितरमुपलभमानो मत्पिताऽयमिति लक्षयन् पितापुत्राभ्यां मनुप्रियव्रताभ्यां सह नारदः कृताञ्जलिः सन्सहसैवाभ्युत्थायार्हणेन पूजया सहोपतस्थे तुष्टाव। प्रियव्रतं तदा मन्दरद्रोण्यां नारद उपदिशति मनुश्च तं नेतुमागतोऽस्तीति ज्ञातव्यम्॥ ९॥

હંસના વાહનના ચિહ્નથી **'एनं पितरं उपलभमानः'** 'મારા પિતાજી છે આ' એમ ઓળખતાં **'पितापुत्राभ्याम्'** પિતા અને પુત્ર, મનુ અને પ્રિયવ્રત સાથે નારદજીએ બે હાથ જોડી એકદમ ઊભા થઈ **'अर्हणेन'** પૂજા સહિત **'उपतस्थे'** સ્તુતિ કરી. તે સમયે પ્રિયવ્રતને મંદરગિરિની ગુફામાં નારદજી ઉપદેશ આપે છે અને મહારાજ મનુ તેમને લેવા આવ્યા છે, એમ સમજવું જોઈએ. ॥૯॥

**भगवानपि भारत तदुपनीतार्हणः सूक्तवाकेनातितरामुदितगुणगणावतारसुजयः प्रियव्रतमादिपुरुषस्तं सदयहासावलोक इति होवाच॥ १०॥**

હે ભારત (પરીક્ષિત), ઉચિત વચનથી જેમનું પૂજન કરવામાં આવ્યું છે તથા જેમના ગુણોનો ભંડાર, અવતારો તથા સર્વ ઉત્કર્ષોનું અતિશય વર્ણન કરવામાં આવ્યું છે, તે આદિપુરુષ ભગવાન બ્રહ્માજીએ પણ પ્રિયવ્રતને મંદસ્મિતયુક્ત દયાદષ્ટિથી જોતાં આ પ્રમાણે કહ્યું. ॥૧૦॥

हे भारत, भगवानादिपुरुषो ब्रह्मापि तं प्रियव्रतमिति होवाचेत्यन्वयः। तेन नारदेनोपनीतमर्हणं यस्य सः। सूक्तवाकेन यथोचितवाक्येन। अतिशयेनोदिता वर्णिता गुणगणा अवताराः सुजयाः सर्वोत्कर्षाश्च यस्य॥ १०॥

હે ભરતવંશી પરીક્ષિત, ભગવાન આદિપુરુષ બ્રહ્માજીએ પણ તે પ્રિયવ્રતને એમ કહ્યું, એમ અન્વય છે. તે નારદજી દ્વારા કરવામાં આવ્યું છે પૂજન જેમનું તે બ્રહ્માજી. **'सूक्तवाकेन'** યથોચિત (મધુર) વચનથી, જેમના ગુણોનો ભંડાર, અવતારો તથા સર્વ ઉત્કર્ષોનું અતિશય વર્ણન કરવામાં આવ્યું છે તે બ્રહ્માજી. ॥૧૦॥

**वि.चक्र.—**'सदयहासावलोक इति।' सदयेति अस्याभिवाञ्छितभक्तिज्ञानवैराग्याणामहमेव प्रतिबन्धकोऽभूवं तद्गार्हस्थ्येऽप्यस्य भक्तिर्वर्द्धतामेवेत्याशीर्व्यञ्जकः सदयावलोकः। अहं राज्यं न करोमीति तव प्रौढिः त्वामहं राज्यं कारयामीति मम प्रौढिस्तत्र पश्यामः कस्याद्य प्रौढिस्तिष्ठतीति नप्तरि प्रियव्रते सहासावलोकश्च यस्य सः।

આ પ્રિયવ્રતનાં અભીષ્ટ ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યની આડે હું જ આવ્યો તો તેના ગૃહસ્થજીવનમાં પણ ભક્તિ વધે જ– એવા આશિષ પ્રકટ કરતી કરુણાભરી દૃષ્ટિ – 'હું રાજ્ય નહીં કરું.' એવો તારો નિશ્ચય છે અને 'હું તને રાજ્ય કરાવીશ.' એવો મારો નિશ્ચય છે ત્યારે જોઈએ કે આજે કોનો નિશ્ચય ટકે છે– એમ પૌત્ર પ્રિયવ્રત પ્રત્યે હાસ્યયુક્ત દૃષ્ટિ જેમની છે તે બ્રહ્માજી.

**वंशीधरी—**यद्वा सूक्तवाक्येन 'हिरण्यगर्भः समवर्तताग्रे भूतस्य जातः पतिरेक आसीत्।' इत्यादिवैदिकसूक्तेन।

અથવા સારી રીતે કહેવાયેલા વાક્યથી (ભૂતોની ઉત્પત્તિ પૂર્વે હિરણ્યગર્ભ હતા. સર્વપ્રથમ જન્મેલા તે પ્રાણીમાત્રના એકમાત્ર સ્વામી હતા. (ઋ.૧૦/૧૨૧/૧, શુ.ય.મા.સં. ૨૫/૧૦) એમ વૈદિકસૂક્ત અનુસાર

प्रवृत्तिनिष्ठं मद्वाक्यं प्रतिकूलं मत्वा मय्यसूया करिष्यतीति शङ्कमानो नाहमेवं वदामि किंतु मन्मुखेन हरिरेव त्वामाज्ञापयतीति वदन् प्रवृत्तिनिवृत्तिरहस्यमाह—**निबोधेति** नवभिः।

મારા પ્રવૃત્તિનિષ્ઠ વાક્યને પ્રતિકૂળ સમજીને મારા ઉપર દોષારોપણ કરશે, એવી શંકા કરતા (બ્રહ્માજી કહે છે કે) આ પ્રમાણે હું નથી કહેતો પરંતુ મારા મુખથી ભગવાન શ્રીહરિ જ તને આજ્ઞા આપે છે, એમ જણાવતા પ્રવૃત્તિ અને નિવૃત્તિનું રહસ્ય નવ શ્લોકો દ્વારા કહે છે — **'निबोध इति।'**

श्रीभगवानुवाच

**निबोध तातेदमृतं ब्रवीमि**
**माऽसूयितुं देवमर्हस्यप्रमेयम्।**
**वयं भवस्ते तत एष महर्षि-**
**र्वहाम सर्वे विवशा यस्य दिष्टम्॥ ११**

**શ્રીભગવાન (બ્રહ્માજી) બોલ્યા** – હે પૌત્ર, હું તને આ સત્યવચન કહું છું તે તું ધ્યાનપૂર્વક સાંભળ. મહાદેવજી, તારા પિતાજી અને આ તારા ગુરુ મહર્ષિ નારદજી– પરાધીન એવા અમે સર્વે જેમની આપેલી આજ્ઞા પાળીએ છીએ, તે અમાપ દેવ શ્રીહરિ પ્રત્યે દોષદષ્ટિ રાખવી તારે માટે યોગ્ય નથી. ॥ ૧૧ ॥

ऋतं सत्यम्। अप्रमेयं देवमसूयितुं दोषारोपेण द्रष्टुं नार्हसि। ते तव ततस्तात एष त्वद्गुरुश्च महर्षिः। दिष्टमादिष्टमाज्ञां विवशा अस्वतन्त्राः सन्तो वहामः॥ ११॥

**'ऋतम्'** સત્ય, અપ્રમેય એવા દેવ શ્રીહરિ પ્રત્યે **'असूयितुम्'** દોષદષ્ટિ રાખવી તે તારે માટે શોભાસ્પદ નથી. **'ते'** તારા **'ततः' ( तातः )** પિતાજી, આ તારા ગુરુ મહર્ષિ નારદજી– **'दिष्टम्'** આપેલી આજ્ઞાને **'विवशाः'** અધીન થઈ પાળીએ છીએ.॥ ૧૧ ॥

विवशत्वमेवाह चतुर्भिः—**नेति**।

વિવશતાનું જ ચાર શ્લોકો વડે વર્ણન કરે છે— **'न इति।'**

**न तस्य कश्चित्तपसा विद्यया वा**
**न योगवीर्येण मनीषया वा।**
**नैवार्थधर्मैः परतः स्वतो वा**
**कृतं विहन्तुं तनुभृद्विभूयात्॥ १२**

કોઈ પણ શરીરધારી તે પરમાત્માના વિધાનને તપથી કે વિદ્યાથી, યોગશક્તિથી કે બુદ્ધિબળથી તેમ જ ધનથી, ધર્મથી, અન્ય બળવાનના આશ્રયથી કે સ્વયંથી બદલવા માટે સમર્થ નથી. ॥ ૧૨ ॥

तस्य कृतं तेन निर्मितं तनुभृज्जीवस्तप-आदिभिर्विहन्तुमन्यथाकर्तुं न विभूयात्प्रभुर्न भवेत्। मनीषया सामादिबुद्धिबलेन। परतो बलवदाश्रयात् ॥ १२॥

**'तस्य कृतम्'** તે પરમાત્માના નિર્માણને **'तनुभृत्'** શરીરધારી જીવ તપ વગેરે દ્વારા **'विहन्तुम्'** પરિવર્તિત કરવા માટે **'न विभूयात्'** સમર્થ થતો નથી. **'मनीषया'** સામ અર્થાત્ મૃદુ વચનો વગેરેરૂપ બુદ્ધિબળથી **'परतः'** બળવાનનો આશ્રય કરવાથી ॥ ૧૨ ॥

**वीर.**—तथा च श्रूयते "एतस्य वा अक्षरस्य प्रशासने गार्गि! सूर्याचन्द्रमसौ विधृतौ तिष्ठतः" इत्यादिकेति भावः।

તે જ અનુસાર શ્રુતિ છે. 'હે ગાર્ગી, આ જ અક્ષરના પ્રશાસનમાં સૂર્ય અને ચંદ્ર વિશેષરૂપે ધારણ કરાયેલા સ્થિર રહે છે.' (બૃહદા.ઉપ.૩/૮/૯) વગેરે ભાવ છે.

**बा.प्र.**—तपसा पञ्चाग्नितापादिना। विद्यया शास्त्राभ्यासेन। योगवीर्येण प्राणायामादियोग-जनितैश्वर्यादिना। मनीषया बुद्धिनैपुण्येन। अर्थेन धनादिना। धर्मैर्यज्ञानुष्ठानादिभिः।

તંચાગ્નિતાપ વગેરે તપથી, શાસ્ત્રાભ્યાસરૂપ વિદ્યાથી, પ્રાણાયામ વગેરે યોગજનિત ઐશ્વર્યરૂપ યોગશક્તિથી, બુદ્ધિની નિપુણતારૂપ મનીષાથી, ધન વગેરે અર્થથી, યજ્ઞના અનુષ્ઠાન વગેરે ધર્મોથી (પરમાત્માના વિધાનને બદલવા કોઈ સમર્થ નથી).

तत्र देहयोगे तावत्पारतन्त्र्यं प्रसिद्धमित्याह—**भवायेति**।

સંસારમાં દેહપ્રાપ્તિ વિષે આટલી પરતંત્રતા પ્રસિદ્ધ છે, એમ કહે છે — **'भवाय इति।'**

**भवाय नाशाय च कर्म कर्तुं**
**शोकाय मोहाय सदा भयाय।**
**सुखाय दुःखाय च देहयोग-**
**मव्यक्तदिष्टं जनताऽङ्ग धत्ते॥ १३**

હે પ્રિય પ્રિયવ્રત, જન્મ માટે અને નાશ માટે, કર્મ કરવા માટે, શોક માટે, મોહ માટે, ભય માટે, સુખ માટે અને દુઃખ માટે ઈશ્વર દ્વારા આપવામાં આવેલા દેહસંબંધને જીવસમૂહ સદાય ધારણ કરે છે. ॥ ૧૩ ॥

भवो जन्म। भवाद्यर्थमव्यक्तेनेश्वरेण दिष्टं दत्तं देहयोगं जनता जीवसमूहः सदा धत्ते, न त्वन्यथाकर्तुं शक्नोति। अङ्ग हे प्रियव्रत॥ १३॥

**'भवः'** જન્મ વગેરે માટે **'अव्यक्तेन'** ઈશ્વર દ્વારા **'दिष्टम्'** આપેલા દેહને **'जनता'** જીવસમૂહ સદાય ધારણ કરે છે, પરંતુ તેમાં ફેરફાર કરવા માટે (કોઈ સમર્થ) નથી. **'अङ्ग'** હે પ્રિયવ્રત! ॥ ૧૩ ॥

**भ.मनो.**—देहयोगं 'बुद्धीन्द्रियमनःप्राणान् जनानामसृजत्प्रभुः॥' इत्युक्तम् ।

જનસમૂહનાં બુદ્ધિ, ઈન્દ્રિય, મન તથા પ્રાણ પ્રભુએ સર્જ્યાં, એમ કહેવામાં આવ્યું છે.

कर्मकरणेऽपि पारतन्त्र्यमाह—**यद्वाचीति**।

કર્મ કરવામાં પણ પરતંત્રતા દર્શાવે છે— **'यद् वाचि इति।'**

**यद्वाचि तन्त्यां गुणकर्मदामभिः**
**सुदुस्तरैर्वत्स वयं सुयोजिताः।**
**सर्वे वहामो बलिमीश्वराय**
**प्रोता नसीव द्विपदे चतुष्पदः॥ १४**

હે વત્સ, જેમના વેદવાણીરૂપ દોરડામાં ગુણો અને કર્મોનાં બંધનોની શબ્દરૂપી મજબૂત દોરડીઓથી બંધાયેલા આપણે સર્વે, નાસિકામાં નાથેલા બળદો જેમ મનુષ્યો માટે (તેમની ઈચ્છા અનુસાર ભાર વહન) કરે છે તેમ, ઈશ્વરને માટે બલિનું વહન કરીએ છીએ. ॥ ૧૪ ॥

यस्य वाचि वेदलक्षणायां तन्त्यां दामन्यां गुणाः सत्त्वादयस्तत्पूर्वकाणि च यानि कर्माणि तन्निबन्धनैर्दामभिर्ब्राह्मणादिशब्दैः सुदुस्तरैः सुदृढैर्हे वत्स, वयं सर्वे सुयोजिता निबद्धाः सन्तस्तस्मै ईश्वराय बलिं वहामस्तदिच्छया कर्म

જેમના **'वाचि'** વેદલક્ષણા વાણીરૂપી **'तन्त्याम्'** દોરડામાં **'गुणाः'** સત્ત્વાદિ ગુણો તથા તે અનુસાર જે કર્મો છે તેનાં બંધનોની બ્રાહ્મણાદિ જાતિનાં નામોની **'सुदुस्तरैः दामभिः'** મજબૂત દોરડીઓથી હે વત્સ, આપણે બધા **'सुयोजिताः'** જકડાયેલા છીએ. **'तस्मै ईश्वराय बलिं वहामः'** તે ઈશ્વરની ઈચ્છા અનુસાર

कुर्मः। नसि नासिकायां प्रोता बद्धाः सन्तश्चतुष्पदो बलीवर्दा यथा द्विपदे पुरुषाय॥ १४॥

કર્મ કરીએ છીએ અને તે દ્વારા એમને ભોગ ધરીએ છીએ. **'नसि'** નાસિકામાં **'प्रोताः'** નાથેલા, બંધાયેલા **'चतुष्पदः'** ચોપગાં પશુઓ જેમ **'द्विपदे'** બેપગા મનુષ્યને માટે ભોગ આપે છે તેમ. ॥ ૧૪ ॥

भोगेषु पारतन्त्र्यमाह।

ભોગો ભોગવવામાં પણ પરતંત્રતા છે, એમ કહે છે.

**ईशाभिसृष्टं ह्यवरुन्ध्महेऽङ्ग**
**दुःखं सुखं वा गुणकर्मसङ्गात्।**
**आस्थाय तत्तद्यदयुङ्क्त नाथ-**
**श्चक्षुष्मताऽन्धा इव नीयमानाः॥ १५**

હે પ્રિયવ્રત, ગુણો અને કર્મોના સંબંધથી ઈશ્વર આપણને જે (યોનિઓ)માં જોડે છે, તેનો જ સ્વીકાર કરીને ઈશ્વર દ્વારા આપવામાં આવેલાં દુઃખ અને સુખ આપણે ભોગવીએ છીએ, જેમ નેત્રહીન મનુષ્યો નેત્રવાળા મનુષ્ય દ્વારા દોરવાયા દોરાય છે તેમ.॥ ૧૫ ॥

ईशा ईश्वरेणाभिसृष्टं दत्तमेवाङ्ग हे प्रियव्रत, अवरुन्ध्महे स्वीकुर्मः। यथा स्वामिना दत्तमेव कणिशादि बलीवर्दा भक्षयन्ति न स्वेच्छया तद्वत्। न चैवं वैषम्यमीश्वरस्य।

**'ईशा'** ઈશ્વર દ્વારા **'अभिसृष्टम्'** આપવામાં આવેલું જ **'अङ्ग'** હે પ્રિય પ્રિયવ્રત, **'अवरुन्ध्महे'** સ્વીકારીએ છીએ. જેમ માલિક દ્વારા આપવામાં આવ્યું હોય તે જ ધાન્ય બળદો ખાય છે, પણ પોતાની ઇચ્છા મુજબ ખાઈ શકતા નથી તેની જેમ. એમાં ઈશ્વરનો પક્ષપાત નથી.

यतो गुणकर्मसङ्गान्नाथो यद्यद्देवतिर्यगादिलक्षणं देहमयुङ्क्त योजितवांस्तत्तदास्थाय स्वीकृत्य। यथाऽन्धाश्चक्षुष्मता छायामातपं वा नीयमानाः सन्तस्तत्रैव गच्छन्ति तद्वत्॥ १५॥

જે ગુણો અને કર્મોના સંબંધથી **'नाथः'** ભગવાન દેવ, પશુ-પક્ષીઓ વગેરે જે જે યોનિઓમાં આપણને **'अयुङ्क्त'** જોડે છે, તેનો જ **'आस्थाय'** આશ્રય કરીને (ઈશ્વરદત્ત સુખદુઃખ ભોગવીએ છીએ). જેમ નેત્રહીન મનુષ્યો નેત્રવાળા મનુષ્ય દ્વારા છાયા કે તડકામાં લઈ જવાતા હોય ત્યાં જ જાય છે તેમ. ॥ ૧૫ ॥

नन्वेतत्सर्वमविदुष एव न त्वात्मविद इत्याशङ्क्याह—**मुक्तोऽपीति**।

શંકા કરે છે કે જો પ્રિયવ્રત એમ કહે કે આ બધું તો અજ્ઞાનીને કહેવા યોગ્ય છે, પરંતુ આત્મજ્ઞાની માટે તેવું કાંઈ છે નહીં. તો તે માટે ઉત્તર આપે છે— **'मुक्तः अपि इति।'**

**मुक्तोऽपि तावद्बिभृयात्स्वदेह-**
**मारब्धमश्नन्नभिमानशून्यः।**
**यथानुभूतं प्रतियातनिद्रः**
**किं त्वन्यदेहाय गुणान्न वृङ्क्ते॥ १६**

જેમ સ્વપ્નમાં અનુભવેલ વસ્તુને ઊંઘ ઊડી જતાં અભિમાનરહિત થઈ મનુષ્ય યાદ કરે છે, તેમ જીવન્મુક્ત મનુષ્ય પણ જ્યાં સુધી પ્રારબ્ધકર્મ હોય ત્યાં સુધી તે કર્મોને ભોગવતો પોતાનું શરીર ધારણ કરે છે પરંતુ અભિમાનશૂન્ય એવો તે અન્ય દેહ માટે (નાં આરમ્ભક કર્મો) ગુણોનું સેવન કરતો નથી.॥ ૧૬ ॥

यावत्प्रारब्धं कर्म तावत्। यथा स्वप्नेऽनुभूतं प्रतियातनिद्रो गतनिद्रोऽभिमानशून्य एवानुस्मरति।

જ્યાં સુધી પ્રારબ્ધ કર્મ હોય ત્યાં સુધી (જીવનમુક્ત મનુષ્ય પણ ભગવાનની ઇચ્છા મુજબ શરીર ધારણ કરે જ છે.) જેમ સ્વપ્નમાં અનુભવેલી વસ્તુને **'प्रतियातनिद्रः'** ઊંઘ ઊડી ગયા પછી અભિમાનરહિત થઈને મનુષ્ય યાદ કરે છે.

तर्हि भोगवासनया पुनर्जन्म भवेत्तत्राह।

પુનઃ આક્ષેપ કરે છે કે ભોગો ભોગવવાની વાસનાથી તો પુનર્જન્મ થાય. તો તે માટે ઉત્તર આપે છે.

किंतु देहान्तरारम्भकान्गुणान्कर्माणि वासनाश्च न वृङ्क्ते न संभजते॥ १६॥

પરંતુ બીજા દેહ માટેનાં આરંભક ગુણો, કર્મો અને વાસનાઓ જીવન્મુક્ત પુરુષ **'न वृङ्क्ते'** સેવતો નથી. ॥ १६ ॥

ननु गृहे वर्तमानस्य भोगान्भुञ्जानस्य कुतोऽभिमानाभावो मोक्षो वा। अतस्तत्त्यागेन वनवास एव युक्तस्तत्राह।

શંકા કરવામાં આવી છે કે ઘરમાં રહેતા અને ભોગો ભોગવતા ગૃહસ્થને અભિમાન ન હોય તેમ કેવી રીતે બને? તથા તેને મોક્ષ પણ કેમ મળે? આથી ઘરનો ત્યાગ કરીને વનવાસ કરવો એ જ યોગ્ય છે. તે શંકા માટે ઉત્તર આપે છે–

**भयं प्रमत्तस्य वनेष्वपि स्याद्**
**यतः स आस्ते सहषट्सपत्नः।**
**जितेन्द्रियस्यात्मरतेर्बुधस्य**
**गृहाश्रमः किं नु करोत्यवद्यम्॥ १७**

(ઇન્દ્રિયોના ગુલામ એવા) અસાવધાન મનુષ્યને વનમાં પણ સંસારરૂપી ભય જ હોય છે કારણ કે સાથે ષડ્રિપુઓ હોય છે. જિતેન્દ્રિય, આત્મારામ એવા જ્ઞાની મનુષ્યને તો ગૃહસ્થાશ્રમ પણ શું (રાગાદિ) દોષ ઉત્પન્ન કરી શકે? (ન જ કરી શકે.)॥ १७ ॥

भयं संसारः स्यादेव। प्रमत्तस्य अजितेन्द्रियस्य। वनेष्विति सङ्गभिया वनाद्वनान्तरं गच्छतोऽपीत्यर्थः। सहैव षट् सपत्नाः शत्रवो मनोबुद्धीन्द्रियाणि च यस्य स तथाभूत एव वनेष्वपि यत आस्ते बुधत्वेन जितेन्द्रियत्वादात्म-रतेरात्मारामस्यावद्यं रागादिदोषं किं नु करोति न करोत्येव॥ १७॥

**'भयम्'** સંસારરૂપી ભય થાય છે જ. **'प्रमत्तस्य'** અસાવધાન, ઈન્દ્રિયોના ગુલામ એવા મનુષ્યને– **'वनेषु इति।'** રાગ-દ્વેષ વગેરેથી લેપાવાના ભયને કારણે એક વનમાંથી બીજા વનમાં વિચરતો હોવા છતાં (સંસારરૂપી ભય જ હોય છે), એમ અર્થ છે. કારણ કે છ **'सपत्नाः'** શત્રુઓ તથા મન, બુદ્ધિ અને ઇન્દ્રિયો જેની સાથે જ છે તેવો તે– (ષડ્રિપુઓ જેનો પીછો છોડતા જ નથી) તેવા મનુષ્યને તો વનમાં પણ (સંસારરૂપી ભય) હોય છે જ. (જ્ઞાની મનુષ્ય) જિતેન્દ્રિય, જ્ઞાની અને આત્મારામ હોવાથી આત્મામાં રમણ કરનાર એવા તેને (ગૃહસ્થાશ્રમ પણ) **'अवद्यम्'** રાગ વગેરે દોષ **'किं नु करोति।'** શું ઉત્પન્ન કરી શકે? ન જ કરી શકે. ॥ १७ ॥

**वीर.**—'इन्द्रियाणां हि चरतां यन्मनोऽनु विधीयते।'
इति समनस्केन्द्रियवर्गस्य विषयप्रवणस्य ज्ञाननिष्ठाविरोधित्वाद्वनाश्रमिणोऽपीन्द्रियवर्गस्य सहैव विद्यमानत्वाद्भयं स्यादेव।

ननु गृहे वसतः पुरुषस्य रागादयः संभवन्ति, न तु वन इत्याशङ्क्याह—**य इति**।

**यः षट्सपत्नान्विजिगीषमाणो**
**गृहेषु निर्विश्य यतेत पूर्वम्।**
**अत्येति दुर्गाश्रित ऊर्जितारीन्**
**क्षीणेषु कामं विचरेद्विपश्चित्॥ १८**

यः षट् वैरिणः षडिन्द्रियाणि विजिगीषमाणः स पूर्वं गृहेषु स्थित्वा तेषामत्यन्तं निरोधमकुर्वन् जेतुं यतेत। क्षीणेष्वरिषु कामं गृहेऽन्यत्र वा विचरेत्। यतो लोके ऊर्जितारीन् दुर्गाश्रित एवात्येति जयति। पश्चाद्दुर्गे वान्यत्र वा वर्तेत। युध्येतेति पाठे प्रहरेदित्यर्थः॥ १८॥

**त्वं त्वब्जनाभाङ्घ्रिसरोजकोश-**
**दुर्गाश्रितो निर्जितषट्सपत्नः।**
**भुङ्क्ष्वेह भोगान्पुरुषातिदिष्टान्**
**विमुक्तसङ्गः प्रकृतिं भजस्व॥ १९**

इदं च गृहदुर्गाश्रयणं प्राकृतानां, त्वं त्वब्जनाभस्याङ्घ्रिसरोजकोश एव दुर्गं तदाश्रितोऽत

'(વિષયોમાં) ફરતી ઈન્દ્રિયોમાંથી જે (ઈન્દ્રિય)ની સાથે મન જોડાય છે,' (ગીતા. ૨/૬૭) એમ મનની સાથે વિષયો તરફ ઢળેલ ઈન્દ્રિયોનો સમૂહ જ્ઞાનનિષ્ઠાથી ઊલટો હોવાથી વનમાં રહેનાર પણ ઈન્દ્રિયોના સમૂહ સાથે જ હોવાથી ભય થાય જ છે.

હવે ઘરમાં રહેતા મનુષ્યને રાગ-દ્વેષ વગેરે હોય છે પણ વનમાં તેમ થતું નથી, એવી શંકા કરીને ઉત્તર આપે છે — **'यः इति।'**

જે મનુષ્ય ષડ્રિપુઓને જીતવા ઈચ્છતો હોય તે પ્રથમ ઘરમાં રહી (તેમને જીતવા માટે) પ્રયત્ન કરે. કિલ્લામાં રહેલો જ્ઞાની મનુષ્ય બળવાન શત્રુને જીતી લે છે (અને પછી) જ્યારે શત્રુ જિતાઈ જાય ત્યારે તે ઈચ્છાનુસાર (બહાર) વિચરે. ॥ ૧૮ ॥

જે મનુષ્ય છ વેરીઓરૂપ છ ઈન્દ્રિયોને જીતવા ઈચ્છતો હોય, તેણે પ્રથમ ઘરમાં રહી તે શત્રુઓનું અત્યંત દમન ન કરતાં (ધીમે ધીમે) જીતવા પ્રયત્ન કરવો જોઈએ. જ્યારે છયે શત્રુઓ જિતાઈ જાય ત્યારે જ્ઞાની મનુષ્ય ઘરમાં કે અન્ય કોઈ પણ સ્થળે ભલે વિચરે. જેમ લોકમાં પણ કિલ્લાનો આશ્રય કરીને રહેતો રાજા જ બળવાન શત્રુને **'अत्येति'** જીતે છે. ત્યાર પછી કિલ્લામાં કે બહાર ગમે ત્યાં રહે. **'अत्येति'** ને બદલે **'युध्येत'** એમ પાઠમાં પ્રહાર કરે— એમ અર્થ છે. ॥ ૧૮ ॥

પદ્મનાભ ભગવાનનાં ચરણકમળની કળીરૂપી કિલ્લાનો આશ્રય કરનારા તેં તો ષડ્રિપુઓને જીતી લીધા છે. (તેમ છતાં) અહીં (રાજ્યાધિકારમાં રહી) પુરાણપુરુષે આપેલા ભોગોને (પ્રથમ) ભોગવ અને પછી બધી આસક્તિ છોડીને સ્વસ્વરૂપમાં સ્થિતિ કર. ॥ ૧૯ ॥

આ ઘરરૂપી કિલ્લાનો આશ્રય તો સામાન્ય મનુષ્યો માટે છે. તેં તો કમળનાભ ભગવાનનાં ચરણસરોજની કળી, એ જ કિલ્લો, તેનો આશ્રય કર્યો

एव निर्जितषट्सपत्नश्च तथापि पुरुषेणेश्वरेणातिदिष्टान्दत्तान्भोगांस्तावद्भुङ्क्ष्व। पश्चाद्विमुक्तसङ्गः सन्प्रकृतिं स्वरूपं भजस्व। आत्मनिष्ठो भवेत्यर्थः ॥ १९ ॥

**वंशीधरी—**यतो निर्जितेति जितषट्सपत्नेभ्यो निर्गतः तव षडिन्द्रियाणि भगवत्सौन्दर्येष्वासक्तानि परममित्राण्येव न तु शत्रवः। अतः पुरुषेण स्वप्रभुणैवातिशयेन दिष्टान्दत्तान् भोगानिति कर्मजन्यानामेव भोगानां बन्धकत्वं न त्वीश्वरदत्तानामिति भावः।

श्रीशुक उवाच

**इति समभिहितो महाभागवतो भगवतस्त्रिभुवनगुरोरनुशासनमात्मनो लघुतयावनतशिरोधरो बाढमिति सबहुमानमुवाह॥ २० ॥**

आत्मनस्ततो लघुतयाऽल्पतया तच्छासनमङ्गीचकार। यद्वा आत्मनो यदनुशासनं तदलघुतया गौरवेण बाढं तथा करिष्यामीत्यवनतकन्धरः सन् जग्राह॥ २० ॥

**भगवानपि मनुना यथावदुपकल्पितापचितिः प्रियव्रतनारदयोरविषममभिसमीक्षमाणयोरात्मसमवस्थानमवाङ्मनसं क्षयमव्यवहृतं प्रवर्तयन्नगमत्॥ २१ ॥**

मनुना संतुष्टेनोपकल्पिता पूजा यस्य। प्रियव्रतस्य योगभ्रंशान्नारदस्य च शिष्यनाशात्

છે અને આથી જ તેં છયે શત્રુઓને જીતી લીધા છે. તેમ છતાં પણ **'पुरुषेण'** ઈશ્વર દ્વારા **'अतिदिष्टान्'** આપેલા ભોગોને પ્રથમ ભોગવ અને પછી અનાસક્ત થઈ **'प्रकृतिम्'** સ્વસ્વરૂપમાં સ્થિતિ કર, આત્મનિષ્ઠ થા, એમ અર્થ છે. ॥ ૧૯ ॥

કારણ કે જિતાયેલા છયે શત્રુઓમાંથી બહાર નીકળી ગયેલા તેવા તારી છ ઇન્દ્રિયો ભગવાનના સૌન્દર્યમાં આસક્ત એવી પરમસખીઓ છે પણ શત્રુઓ નથી. આથી પોતાના પ્રભુ દ્વારા અતિશય પ્રમાણમાં આપવામાં આવેલા ભોગો ભોગવ. કર્મજન્ય ભોગો જ બંધનકર્તા છે પરંતુ ઈશ્વરદત્ત ભોગો બંધનકર્તા નથી.

**શ્રીશુકદેવજી બોલ્યા** – આમ, સારી રીતે સમજાવવામાં આવેલા પરમ ભાગવત રાજપુત્ર પ્રિયવ્રતે ત્રણેય ભુવનના ગુરુ ભગવાન બ્રહ્માજીની આજ્ઞાને, તેમની આગળ પોતાની અલ્પતા હોવાથી નતમસ્તક થઈ 'બહુ સારું' એમ (કહી) બહુમાનપૂર્વક સ્વીકારી. ॥ ૨૦ ॥

તે ભગવાન આગળ પોતાની અલ્પતા (પૌત્ર) હોવાથી તેમની આજ્ઞાનો સ્વીકાર કર્યો. અથવા પોતાને જે આજ્ઞા આપી **( आत्मनोऽलघुतया )** તે મહાન હોવાને કારણે ગૌરવથી 'જેવી આજ્ઞા' 'તે અનુસાર હું કરીશ.' એમ નતમસ્તક થઈ આદરપૂર્વક સ્વીકારી. ॥ ૨૦ ॥

પ્રિયવ્રત અને નારદજી સમભાવથી જોતા હતા ત્યારે સ્વાયમ્ભુવ મનુ મહારાજ દ્વારા જેમની વિધિવત્ પૂજા કરવામાં આવી છે તેવા ભગવાન બ્રહ્માજી પણ વાણી અને મનના અવિષય એવા પોતાના નિવાસસ્થાન સત્યલોકમાં પરમાત્માના સ્વરૂપનું ચિંતન કરતા પધાર્યા. ॥ ૨૧ ॥

સંતોષ પામેલા સ્વાયંભુવ મનુમહારાજ દ્વારા જેમની વિધિવત્ પૂજા કરવામાં આવી છે તેવા બ્રહ્માજી, પ્રિયવ્રતનો યોગ ભ્રષ્ટ થવાથી અને નારદજીનો (પ્રિયવ્રતને) શિષ્ય બનાવવાનો મનોરથ નષ્ટ થવાથી

कुटिलमीक्षणं संभवति, तत्तु नास्तीत्याह। अविषमं यथा तथा तयोरभिसमीक्षमाणयोः सतोरात्मनः सम्यगवस्थानमवाङ्मनसं वाङ्मनसयोरविषयं क्षयं निवासं जगाम। पाठान्तरे अवाग्वाचामगोचरं कथंचिन्मनसः क्षयं विषयमतोऽव्यवहृतं व्यवहार-शून्यं ब्रह्मनिवृत्तं प्रवर्तयन्। व्यवहाराद्विषण्णः सन् व्यवहारातीतं स्वरूपं चिन्तयन्नन्तर्हित इत्यर्थः ॥ २१ ॥

**बा.प्र.—**'आत्मसमवस्थानम् इति।' स्वस्य समवस्थानं सम्यगाश्रयभूतं वाङ्मनसयोरविषयं अव्यवहृतं सर्वव्यवहारातीतं भगवन्तं प्रवर्त्तयन् चिन्तयन् उच्चारयन् वाऽगमत्।

**वि.चक्र.—**अव्यवहृतं प्रियव्रतं व्यवहारे प्रवर्त्तयन् क्षयं सत्यलोकमगमत्।

**मनुरपि परेणैवं प्रतिसन्धितमनोरथः सुरर्षिवरानुमतेनात्मजमखिलधरामण्डलस्थिति-गुप्तय आस्थाप्य स्वयमतिविषमविषयविष-जलाशयाशाया उपरराम॥ २२ ॥**

पुत्रं राज्येऽभिषिच्य वनं यास्यामीत्येवं यो मनोरथः स परेण ब्रह्मणैव प्रतिसन्धितः संपादितो यस्य सः। नारदस्यानुमतेन राज्ये स्थापयित्वाऽ-तिविषमो दुस्तरो यो विषयविषजलाशयो गृहं तस्याशा दिक् प्रवृत्तिवासना भोगेच्छा वा तस्या उपरतोऽभूत्॥ २२ ॥

તે બંનેની કતરાતી નજર હોય, પરંતુ તેવી વક્રદૃષ્ટિ ન હોય તેમ સમભાવથી તે બંને જોતા હતા ત્યારે **'आत्मसमवस्थानम्' ( आत्मनः )** પરમાત્માના સ્વરૂપનું (ચિંતન કરતા બ્રહ્માજી) **'अवाङ्मनसम्'** વાણી અને મનના અવિષય એવા **'क्षयम्'** નિવાસ સત્યલોકમાં ગયા. અન્ય પાઠ **'अवाङ्मनसः क्षयम्'** માં **'अवाक्'** વાણીનો વિષય ન હોય તેવા કોઈક રીતે મનના **'क्षयम्'** વિષયરૂપ બનતા અને આથી **'अव्यवहृतम्'** વ્યવહારથી પર અને વેદવાણી જ્યાંથી પાછી ફરે છે તેવા **'अव्यवहृतं प्रवर्तयन्'** વ્યવહારથી વિષાદ પામેલા થઈ સર્વ વ્યવહારોથી પર એવા પરબ્રહ્મના સ્વરૂપનું ચિંતન કરતા અંતર્ધાન થયા, એમ અર્થ છે. ॥ ૨૧ ॥

પોતાના પરમ આશ્રયરૂપ, વાણી અને મનના અવિષય, સર્વ વ્યવહારોથી પર ભગવાનનું ચિંતન કરતા અથવા ભગવન્નામોચ્ચારણ કરતા બ્રહ્માજી સત્યલોકમાં સિધાવ્યા.

વ્યવહારશૂન્ય એવા પ્રિયવ્રતને રાજ્યવ્યવહારમાં પ્રવૃત્ત કરતા બ્રહ્માજી સત્યલોકમાં પધાર્યા.

બ્રહ્માજી દ્વારા આ પ્રકારે જેમનો મનોરથ સિદ્ધ થયો તે મહારાજ મનુ પણ દેવર્ષિશ્રેષ્ઠ નારદજીની અનુમતિથી આત્મજ પ્રિયવ્રતને સમગ્ર ભૂમંડળની મર્યાદાના રક્ષણ માટે નિયુક્ત કરી પોતે મહાવિષમ વિષયોરૂપી ઝેરી જળાશય(રૂપ ઘર)ની ભોગેચ્છાથી વિરામ પામ્યા. ॥ ૨૨ ॥

'પુત્રનો રાજ્યાભિષેક કરીને હું વનમાં ચાલ્યો જઈશ.' એવો જે મનોરથ હતો તે જેમણે **'परेण'** બ્રહ્માજી દ્વારા જ **'प्रतिसन्धितः'** સમ્પન્ન કર્યો, તે મહારાજ મનુ નારદજીની અનુમતિથી પુત્રને રાજ્યમાં સ્થાપીને **'अतिविषमः'** દુઃખથી તરી શકાય તેવા મહાવિષમ વિષયોરૂપી ઝેરી **'जलाशयः'** સરોવરરૂપી ઘર, તેની **'आशा'** દિશા અથવા પ્રવૃત્તિ કરવાની વાસનારૂપ ભોગેચ્છા, તેમાંથી વિરામ પામ્યા. ॥ ૨૨ ॥

यत्पृष्टं गृहे कथमरमत तत्रोक्तमुत्तरमुपसंहरति।

**इति ह वाव स जगतीपतिरीश्वरेच्छयाधिनिवेशितकर्माधिकारोऽखिलजगद्बन्धध्वंसनापरानुभावस्य भगवत आदिपुरुषस्याङ्घ्रियुगलानवरतध्यानानुभावेन परिरन्धितकषायाशयोऽवदातोऽपि मानवर्धनो महतां महीतलमनुशशास॥ २३ ॥**

इति ह वाव। इत्थमेव हि अधिनिवेशितः प्रापितः कर्माधिकारो यस्य। अखिलस्य जगतो बन्धध्वंसनः परोऽनुभावो यस्य तस्य यदङ्घ्रियुगलं तस्यानवरतं ध्यानं तदनुभावेन परिरन्धितकषायो दग्धरागादिमल आशयो यस्य। अतोऽवदातः शुद्धोऽपि महतां ब्रह्मादीनामाज्ञापालनेन मानवर्धनः ॥ २३ ॥

**अथ च दुहितरं प्रजापतेर्विश्वकर्मण उपयेमे बर्हिष्मतीं नाम तस्यामु ह वाव आत्मजानात्मसमानशीलगुणकर्मरूपवीर्योदारान् दश भावयांबभूव कन्यां च यवीयसीमूर्जस्वतीं नाम॥ २४॥**

उ इति विस्मये। ह इति प्रसिद्धौ। वावेति निश्चये। आत्मनः समानैः शीलादिभिरुदारान्महतो दश पुत्रान् जनयामास॥ २४॥

तानाह।

જે પૂછવામાં આવ્યું કે પ્રિયવ્રત રાજા ઘરમાં કેમ રમણ કરતા હતા? (શ્લોક-૧) તે માટે આપેલા ઉત્તરનો ઉપસંહાર કરે છે.

સમગ્ર જગતના બંધનનો ધ્વંસ કરવો એ જેમનો પરમ પ્રભાવ છે, તે ભગવાન આદિપુરુષના ચરણયુગલના નિરંતર ધ્યાનના પ્રભાવથી જેમના રાગાદિ મળ નષ્ટ થયા છે તેવા અંતઃકરણવાળા હોવાથી શુદ્ધ હોવા છતાં બ્રહ્માદિ મહાનુભાવોના આજ્ઞાપાલન દ્વારા તેમનું માન વધારનારા તથા ઈશ્વરની ઈચ્છાથી જ જેમને આ રીતે કર્માધિકાર પ્રાપ્ત થયો, તે અવનિપતિ પ્રિયવ્રતે ભૂમંડળનું અનુશાસન કર્યું. ॥ ૨૩ ॥

‘**इति ह वाव**’। આ રીતે જ ‘**अधिनिवेशितः**’ પ્રાપ્ત થયો છે કર્માધિકાર જેમને. સમગ્ર જગતના બંધનનો ધ્વંસ કરવો એ જેમનો પરમ પ્રભાવ છે તે ભગવાન આદિપુરુષના ચરણયુગલના નિરંતર ધ્યાનના પ્રભાવથી ‘**परिरन्धितकषायः**’ નષ્ટ થઈ ગયેલા રાગાદિમળવાળું અંતઃકરણ છે જેમનું અને તેથી ‘**अवदातः**’ શુદ્ધ હોવા છતાં ‘**महताम्**’ બ્રહ્માદિ મહાનુભાવોની આજ્ઞાના પાલન દ્વારા તેમનું માન વધારનારા રાજા પ્રિયવ્રતે (પૃથ્વી પર રાજ્ય કર્યું.)॥ ૨૩ ॥

ત્યાર બાદ પ્રજાપતિ વિશ્વકર્માની બર્હિષ્મતી નામની દીકરીને તેઓ પરણ્યા અને તેનામાં પોતાના જેવા શીલવાન, ગુણવાન, કર્મનિષ્ઠ, રૂપવાન, પરાક્રમી એવા મહાન પુત્રો તથા તેમનાથી નાની ઊર્જસ્વતી નામની કન્યા તેમણે ઉત્પન્ન કરી. ॥ ૨૪ ॥

‘**उ**’ આશ્ચર્ય દર્શાવે છે. ‘**ह**’ પ્રસિદ્ધ છે, તેમ જણાવે છે. ‘**वाव**’ નિશ્ચયપૂર્વક જણાવે છે. પોતાના જેવા શીલ વગેરેથી ‘**उदारान्**’ મહાન દસ પુત્રો ‘**भावयाम्बभूव**’ ઉત્પન્ન કર્યા. ॥ ૨૪ ॥

તે પુત્રોનાં નામ જણાવે છે.

**आग्नीध्रेध्मजिह्वयज्ञबाहुमहावीरहिरण्यरेतोघृतपृष्ठसवनमेधातिथिवीतिहोत्रकवय इति सर्व एवाग्निनामानः ॥ २५ ॥**

आग्नीध्र इध्मजिह्वो यज्ञबाहुर्महावीरो हिरण्यरेता घृतपृष्ठः सवनो मेधातिथिर्वीतिहोत्रः कविश्चेत्यग्नीनां नामानि येषां ते ॥ २५ ॥

**एतेषां कविर्महावीरः सवन इति त्रय आसन्नूर्ध्वरेतसस्त आत्मविद्यायामर्भभावादारभ्य कृतपरिचयाः पारमहंस्यमेवाश्रममभजन् ॥ २६ ॥**

अर्भभावात् बाल्यादारभ्य ॥ २६ ॥

**तस्मिन्नु ह वा उपशमशीलाः परमर्षयः सकलजीवनिकायावासस्य भगवतो वासुदेवस्य भीतानां शरणभूतस्य श्रीमच्चरणारविन्दाविरतस्मरणाविगलितपरमभक्तियोगानुभावेन परिभावितान्तर्हृदयाधिगते भगवति सर्वेषां भूतानामात्मभूते प्रत्यगात्मन्येवात्मनस्तादात्म्यमविशेषेण समीयुः ॥ २७ ॥**

तस्मिन्पारमहंस्याश्रमे श्रीमच्चरणारविन्दयोरविरतस्मरणेनाविगलितोऽखण्डितो यः परमो भक्तियोगस्तस्यानुभावेन विशोधितान्तःकरणे प्रतीतो यो भगवांस्तस्मिन्नात्मनस्त्वंपदार्थस्य तादात्म्यमविशेषेण विशेषो देहाद्युपाधिस्तदपोहेन प्रापुः ॥ २७ ॥

આગ્નીધ્ર, ઇધ્મજિહ્વ, યજ્ઞબાહુ, મહાવીર, હિરણ્યરેતા, ઘૃતપૃષ્ઠ, સવન, મેધાતિથિ, વીતિહોત્ર અને કવિ– એમ સર્વે પુત્રો અગ્નિનાં નામવાળા હતા. ॥ ૨૫ ॥

આગ્નીધ્ર, ઇધ્મજિહ્વ, યજ્ઞબાહુ, મહાવીર, હિરણ્યરેતા, ઘૃતપૃષ્ઠ, સવન, મેધાતિથિ, વીતિહોત્ર, અને કવિ– એમ અગ્નિનાં નામ છે જેમનાં તે પુત્રો ॥ ૨૫ ॥

આ પુત્રોમાં કવિ, મહાવીર અને સવન– એ ત્રણ ઊર્ધ્વરેતા બ્રહ્મચારી રહ્યા હતા (કારણ કે) તેઓએ બાલ્યાવસ્થાથી આરંભીને આત્મવિદ્યાનો અભ્યાસ કર્યો હતો (અને આથી) તેમણે પરમહંસોનો (સંન્યસ્ત) આશ્રમ જ સ્વીકાર્યો હતો. ॥ ૨૬ ॥

‘**अर्भभावात्**’ બાલ્યાવસ્થાથી જ આરંભ કરીને અધ્યાત્મવિદ્યાનો અભ્યાસ કર્યો હતો. ॥ ૨૬ ॥

તે સંન્યસ્તાશ્રમમાં રહીને જ એ મહર્ષિઓ સમગ્ર જીવસમૂહના અધિષ્ઠાન અને સંસારભયથી ભીતિ પામેલા જનોના શરણરૂપ ભગવાન વાસુદેવનાં પરમ સુંદર ચરણારવિંદના નિરંતર સ્મરણથી પ્રાપ્ત થયેલા અસ્ખલિત પરમ ભક્તિયોગના પ્રભાવથી પરિશુદ્ધ થયેલા અંતઃકરણમાં પ્રકટ થયેલા એવા સર્વ પ્રાણીઓના આત્મા અને સ્વરૂપભૂત ભગવાનમાં જ, દેહાદિની ઉપાધિ છોડીને તાદાત્મ્ય પામ્યા હતા. ॥ ૨૭ ॥

‘**तस्मिन्**’ તે પરમહંસોના સંન્યસ્તાશ્રમમાં, ભગવાનનાં શોભાયમાન ચરણારવિંદના નિરંતર સ્મરણથી ‘**अविगलितः**’ અસ્ખલિત એવો જે પરમ ભક્તિયોગ છે, તેના પ્રભાવથી વિશુદ્ધ થયેલા અંતઃકરણમાં પ્રતીત થયેલા જે ભગવાન છે, તે ભગવાન વિષે જ ‘**आत्मनः**’ ત્વંપદાર્થનું તત્ પદાર્થ સાથેનું તાદાત્મ્ય અર્થાત્ જીવ અને બ્રહ્મની એકતા– ‘**अविशेषेण**’ દેહાદિની ઉપાધિ એટલે ‘**विशेषः**’, તેને છોડીને– ‘**समीयुः**’ પામ્યા હતા. ॥ ૨૭ ॥

**अन्यस्यामपि जायायां त्रयः पुत्रा आसन्नुत्तमस्तामसो रैवत इति मन्वन्तराधिपतयः॥ २८॥ २८॥**

(બર્હિષ્મતી સિવાયની) અન્ય સ્ત્રીમાં પણ ત્રણ પુત્રો થયા. ઉત્તમ, તામસ અને રૈવત– એમ (તેમનાં નામવાળા) મન્વન્તરોના અધિપતિઓ થયા. ॥ ૨૮ ॥ ૨૮ ॥

**एवमुपशमायनेषु स्वतनयेष्वथ जगतीपतिर्जगतीमर्बुदान्येकादश परिवत्सराणामव्याहताखिलपुरुषकारसारसंभृतदोर्दण्डयुगलापीडितमौर्वीगुणस्तनितविरमितधर्मप्रतिपक्षो बर्हिष्मत्याश्चानुदिनमेधमानप्रमोदप्रसरणयौषिण्यव्रीडाप्रमुषितहासावलोकरुचिरक्ष्वेल्यादिभिः पराभूयमानविवेक इवानवबुध्यमान इव महामना बुभुजे॥ २९॥**

આમ, જ્યારે પોતાના (ત્રણ) પુત્રો નિવૃત્તિપરાયણ થઈ ગયા ત્યારે જેનો પ્રતીકાર ન થઈ શકે તેવું અખિલ પૌરુષ જેમાં છે તેવા બળથી સંપૂર્ણ ભરેલા જેમના ભુજદંડોથી ખેંચાયેલી ધનુષ્યની પણછના ટંકાર માત્રથી ધર્મદ્રોહીઓ પલાયન થઈ જતા હતા. તેમ જ પોતાની ભાર્યા બર્હિષ્મતીના દિનપ્રતિદિન વૃદ્ધિ પામતા પ્રમોદ, અભ્યુત્થાનાદિ ક્રિયાઓ, સ્ત્રીજનોચિત હાવભાવ, લજ્જાથી સંકુચિત મંદસ્મિતપૂર્વક દૃષ્ટિપાત, મનભાવન વિનોદ વગેરેથી જાણે કે વિવેકભ્રષ્ટ થયા હોય તેમ અને વિષયાસક્તિથી જાણે કે આત્મવિસ્મૃત થયા હોય તેવા અકળ મનવાળા પૃથ્વીપતિ રાજા પ્રિયવ્રતે, અગિયાર અર્બુદ વર્ષ પૃથ્વી ભોગવી હતી. ॥ ૨૯ ॥

उपशमाश्रयेषु सत्सु। दशकोटिभिरेकमर्बुदम्। एतादृशानि वर्षाणामेकादशार्बुदानि जगतीं बुभुज इत्यन्वयः।

આમ, જ્યારે પોતાના (ત્રણ) પુત્રો નિવૃત્તિપરાયણ થઈ ગયા ત્યારે– દસ કરોડ વર્ષ એટલે એક અર્બુદ, એવા અગિયાર અર્બુદ વર્ષ પૃથ્વી ભોગવી હતી, એમ અન્વય છે.

राज्ञो धर्मपालनविषयभोगप्रभावैर्भाव्यम्। तत्रानायासेनैव धर्मपालनमाह। अव्याहता अखिलाः पुरुषकाराः पौरुषाणि यस्मात्तेन सारेण बलेन संभृतौ पूर्णौ दोर्दण्डौ तयोर्युगलं तेनापीडित आकृष्टो मौर्वीगुणस्तस्य स्तनितं टङ्कारस्तेनैव युद्धं विना विरमिता निरस्ता धर्मप्रतिपक्षा येन।

ધર્મપાલન, વિષયભોગ અને પરાક્રમો રાજાનાં સંદર્ભમાં હોવાં જોઈએ. તેમાં અનાયાસે થયેલા ધર્મપાલનનું વર્ણન કરે છે. જેનો કોઈ પ્રતીકાર ન કરી શકે તેવાં '**अव्याहताः**' સંપૂર્ણ '**पुरुषकाराः**' પૌરુષ છે જેમાં તેવા '**सारेण**' બળથી '**सम्भृतौ**' સંપૂર્ણ ભરેલી '**दोर्दण्डौ**' ભુજાઓ, તેની જોડી, તેનાથી '**आपीडितः**' ખેંચાયેલી '**मौर्वीगुणः**' ધનુષ્યની દોરી, તેનો '**स्तनितम्**' ટંકાર, માત્ર તેનાથી જ, યુદ્ધ વિના પલાયન થઈ જતા હતા ધર્મદ્રોહીઓ જેમના દ્વારા, તેવા પ્રિયવ્રત.

भोगातिशयमाह। बर्हिष्मत्याः स्वभार्याया अनुदिनमेधमानैः प्रमोदादिभिः पराभूयमानविवेक इवात एव विषयासक्त्यात्मानमनवबुध्यमान इव बुभुजे। तत्र प्रमोद आयान्तं पतिं दृष्ट्वा हर्षस्ततः प्रसरणमभ्युत्थानादिलीला ततो यौषिण्यं योषित्स्वभावकृतशृङ्गारानुभावप्रकाशनं ततो व्रीडया प्रमुषिताः संकुचिता हासावलोकास्ततो रुचिरक्ष्वेल्यादयः परिहासवाक्यादीनि तैः ॥ २९ ॥

અતિશય ભોગનું વર્ણન કરે છે. પોતાની ભાર્યા બર્હિષ્મતીના દિનપ્રતિદિન વૃદ્ધિ પામતા પ્રમોદ વગેરે દ્વારા જાણે કે વિવેકભ્રષ્ટ થયા હોય તેમ, વિષયાસક્તિથી જાણે કે આત્મવિસ્મૃત થયા હોય તેવા તેમણે ભોગો ભોગવ્યા. તેમાં **'प्रमोदः'** આવેલા પતિને જોઈને હર્ષ થવો તે, તેનાથી **'प्रसरणम्'** ઊભા થવું વગેરે ક્રીડા, તેનાથી **'यौषिण्यम्'** સ્ત્રીસ્વભાવથી કરેલા શૃંગારના અનુભાવોનું પ્રદર્શન, તેનાથી લજ્જાપૂર્વક **'प्रमुषिताः'** સંકુચિત મંદસ્મિતપૂર્વક દૃષ્ટિપાત, તેનાથી **'रुचिर-क्ष्वेल्यादयः'** મનને પ્રસન્ન કરે તેવાં વિનોદવાક્યો– તે સર્વ દ્વારા (વૃદ્ધિ પામતા).... ॥ ૨૯ ॥

प्रभावातिशयमाह—

રાજા પ્રિયવ્રતના અતિશય પ્રભાવનું વર્ણન કરે છે—

**यावदवभासयति सुरगिरिमनु परिक्रमन् भगवानादित्यो वसुधातलमर्धेनैव प्रतपत्य-र्धेनावच्छादयति तदा हि भगवदुपासनोप-चितातिपुरुषप्रभावस्तदनभिनन्दन्समजवेन रथेन ज्योतिर्मयेन रजनीमपि दिनं करिष्या-मीति सप्तकृत्वस्तरणिमनु पर्यक्रामद् द्वितीय इव पतङ्गः ॥ ३० ॥**

મેરુ પર્વતની પ્રદક્ષિણા કરતા ભગવાન આદિત્ય પૃથ્વીના (લોકાલોક પર્વત સુધીના) જેટલા ભાગને પ્રકાશિત કરે છે તેમાં અર્ધા ભૂમંડળને જ પ્રકાશિત કરે છે તથા અર્ધા ભૂમંડળને અંધકારથી ઢાંકી દે છે, ત્યારે ભગવાનની ઉપાસના કરવાથી સર્વ પુરુષોને આંબી જતા અતિશય સુસમૃદ્ધ પ્રભાવવાળા રાજાને તે પસંદ ન પડતાં, સૂર્યસમાન વેગવાળા જ્યોતિર્મય રથમાં બેસી 'રાત્રિને પણ દિવસ કરીશ.' એમ (નિશ્ચય કરી) બીજા સૂર્યની જેમ તેમણે સાત વખત સૂર્યની પાછળ પ્રરિક્રમા કરી હતી. ॥ ૩૦ ॥

यावद्वसुधातलं लोकालोकपर्यन्तमवभासयति मेरुं प्रदक्षिणीकुर्वन्नादित्यस्तस्मिन्नर्धेनैवोपलक्षितं प्रतपति प्रकाशयत्यर्धेन चावच्छादयति तमसावृणोति तदा द्वितीयः पतङ्गः सूर्य इव पर्यक्रामत्। न चेदमसंभावितम्। यतो भगवदुपासनेनोपचितोऽतिपुरुषः पुरुषानतिक्रान्तः प्रभावो यस्य॥ ३० ॥

(**'सुरगिरिम्'**) મેરુ પર્વતની પ્રદક્ષિણા કરતા ભગવાન આદિત્ય વસુધાતળના **'यावत्'** લોકાલોક પર્વત સુધીના જેટલા ભાગને પ્રકાશિત કરે છે, તેમાં અર્ધા ભૂમંડળને જ લક્ષમાં લઈ **'प्रतपति'** પ્રકાશિત કરે છે તથા અર્ધાને અંધકારથી **'आच्छादयति'** ઢાંકી દે છે, ત્યારે બીજા **'पतंगः'** સૂર્યની જેમ (રાજા પ્રિયવ્રતે) પરિક્રમા કરી! એ કાંઈ અસંભવિત નથી કારણ કે ભગવાનની ઉપાસના કરવાથી **'उपचितः'** સુસમૃદ્ધ થયેલો જેમનો પ્રભાવ **'अतिपुरुषः'** સર્વ પુરુષો કરતાં અતિશય (અધિક) હતો. ॥ ૩૦ ॥

**ये वा उ ह तद्रथचरणनेमिकृतपरिखा-तास्ते सप्त सिन्धव आसन्यत एव कृताः सप्तभुवो द्वीपाः ॥ ३१ ॥**

ये वै उ ह अतिप्रसिद्धास्तस्य रथचक्राग्र-कृताः परिखाता गर्ताः यतो यैरेव कृताः ॥ ३१ ॥

तानाह—**जम्ब्विति**।

**जम्बूप्लक्षशाल्मलिकुशक्रौञ्चशाकपुष्कर-संज्ञास्तेषां परिमाणं पूर्वस्मात्पूर्वस्मादुत्तर उत्तरो यथासंख्यं द्विगुणमानेन बहिः समन्तत उपक्लृप्ताः ॥ ३२ ॥**

तेषां परिमाणं शृण्विति शेषः। पूर्वस्य यद्विस्तारमानं उत्तरस्ततो द्विगुणेन विस्तारमानेनेत्येवं सिन्धुभ्यो बहिः समन्तत उपक्लृप्ता रचिताः ॥ ३२ ॥

यथा सिन्धुभ्यो बहिरेकैकशो द्वीपा एवं द्वीपानामपि बहिः सिन्धव इत्याह—**क्षारोदेति।**

**क्षारोदेक्षुरसोदसुरोदघृतोदक्षीरोददधि-मण्डोदशुद्धोदाः सप्त जलधयः सप्तद्वीपपरिखा इवाभ्यन्तरद्वीपसमाना एकैकश्येन यथानुपूर्वं सप्तस्वपि बहिर्द्वीपेषु पृथक्परित उपकल्पिता-स्तेषु जम्ब्वादिषु बर्हिष्मतीपतिरनुव्रता-नात्मजानाग्नीध्रेध्मजिह्वयज्ञबाहुहिरण्यरेतोघृत-पृष्ठमेधातिथिवीतिहोत्रसंज्ञान्यथासंख्येनैकैक-स्मिन्नेकमेवाधिपतिं विदधे॥ ३३ ॥**

(તે સમયે) તેમના રથનાં પૈડાંની ધારથી પૃથ્વીમાં જે ખાડા પડ્યા તે જ સાત સમુદ્રો થયા, જેને લીધે જ પૃથ્વીના સાત દ્વીપો થયા. ॥ ૩૧ ॥

**'ये वै उ ह'** તેમના રથનાં પૈડાંની ધારથી જે **'परिखाताः'** ખાડાઓ થયા તે જ અતિપ્રસિદ્ધ સમુદ્રો થયા, **'यतः'** જેનાથી જ (સાત દ્વીપો થયા.)॥ ૩૧ ॥

તે (દ્વીપો)નું વર્ણન કરે છે— **'जम्बू इति।'**

જમ્બૂ, પ્લક્ષ, શાલ્મલિ, કુશ, ક્રૌંચ, શાક અને પુષ્કર નામના તે દ્વીપો છે. તેમનું પરિમાણ પૂર્વ પૂર્વના દ્વીપ કરતાં ઉત્તરોત્તર અનુક્રમે બમણા માપનું છે તથા તે દ્વીપો (એક એક સમુદ્રની) બહાર (પૃથ્વી ઉપર) ચોતરફ રચાયેલા છે. ॥ ૩૨॥

તેમનું પરિમાણ 'સાંભળ', એટલું શેષ છે. પહેલા દ્વીપના વિસ્તારનું જે માપ છે, તેનાથી બમણું માપ પછીના દ્વીપનું છે. એ જ પ્રમાણે તે દ્વીપો સમુદ્રની બહાર (પૃથ્વીની) ચારે બાજુ **'उपक्लृप्ताः'** રચાયેલા છે.॥ ૩૨ ॥

જેમ સમુદ્રોની બહાર જુદા જુદા દ્વીપો છે એ જ રીતે દ્વીપોની બહાર પણ સમુદ્રો છે, એમ કહે છે— **'क्षार-उद इति।'**

ક્ષારોદ (ખારા જળનો), ઈક્ષુરસોદ (શેરડીના રસનો), સુરોદ (મદિરાનો), ઘૃતોદ (ઘીનો), ક્ષીરોદ (દૂધનો), દધિમંડોદ (વલોવેલા દહીંનો) તથા શુદ્ધોદ (મીઠા, શુદ્ધ જળનો)– એમ સાત સમુદ્રો સાત દ્વીપોની ખાઈ જેવા– તેની અંદરના દ્વીપ જેટલા વિસ્તારના તેમ જ આ સાતેય સમુદ્રોમાંના એકેએક ક્રમશઃ દ્વીપોની બહાર એકબીજાને મળે નહીં તેમ અલગ અલગ વીંટાઈને રચાયેલા છે. બર્હિષ્મતીના પતિ રાજા પ્રિયવ્રતે તે જંબૂ વગેરે સાતેય દ્વીપોમાં, પોતાને અનુસરીને ચાલનારા આગ્નીધ્ર, ઈધ્મજિહ્વ, યજ્ઞબાહુ, હિરણ્યરેતા, ઘૃતપૃષ્ઠ, મેધાતિથિ, વીતિહોત્ર નામના (સાત) પુત્રોને અનુક્રમે એક એક દ્વીપના એક એક રાજા બનાવ્યા. ॥ ૩૩ ॥

दधिमण्डो मथितं दधि। एते सप्त जलधयः सप्तद्वीपानां परिखा इवाभ्यन्तरे तैः संवेष्टिता ये द्वीपास्तैः समाना विस्तारतः। बहिर्नान्तः पृथगसंकीर्णतया॥ ३३ ॥

**'दधिमण्डः'** વલોવેલું દહીં. આ સાત સમુદ્રો સાત દ્વીપોની ખાઈ જેવા છે અને તે સમુદ્રોથી વીંટાયેલા જ દ્વીપો છે, તે અંદરના દ્વીપ જેટલા વિસ્તારના (સમુદ્રો છે.) (દરેક સમુદ્ર સાતેય દ્વીપોને) બહારથી એકબીજાને મળે નહીં તેમ અલગ અલગ વીંટાઈને રહ્યો છે. ॥ ૩૩ ॥ *

**दुहितरं चोर्जस्वतीं नामोशनसे प्रायच्छद् यस्यामासीद्देवयानी नाम काव्यसुता॥ ३४॥**

॥ ३४॥

ઊર્જસ્વતી નામની દીકરીને તેમણે શુક્રાચાર્યને પરણાવી, જેમાં દેવયાની નામની શુક્રકન્યા થઈ. ॥ ૩૪ ॥ ૩૪ ॥

अहो आश्चर्यं राज्ञः सामर्थ्यमिति परीक्षिद-भिप्रायज्ञो भगवान्बादरायणिराह—**नैवमिति**।

અહો! રાજા પ્રિયવ્રતનું સામર્થ્ય આશ્ચર્યજનક છે! એમ રાજા પરીક્ષિતના મનોભાવને કળી લેનારા બાદરાયણ પુત્ર ભગવાન શુકદેવજી કહે છે — **'न एवम् इति।'**

**नैवंविधः पुरुषकार उरुक्रमस्य**
**पुंसां तदङ्घ्रिरजसा जितषड्गुणानाम्।**
**चित्रं विदूरविगतः सकृदाददीत**
**यन्नामधेयमधुना स जहाति बन्धम्॥ ३५**

તે ભગવાનની ચરણરેણુ(ના પ્રભાવ)થી છ ઈન્દ્રિયને જીતી લેનારા ભક્તજનોનું આવું પરાક્રમ હોય તેમાં આશ્ચર્ય નથી કારણ કે વર્ણબહિષ્કૃત ચાંડાળ પણ ઉરુક્રમ ભગવાનના નામનું એક જ વાર ઉચ્ચારણ કરે તો તે તત્કાળ સંસારબંધનને છોડી દે છે. ॥ ૩૫ ॥

जिताः षड्गुणा इन्द्रियाणि षडूर्मयो वा यैस्तेषामेवंविधः पुरुषकार इति न चित्रं नासंभावितम्। यतो विदूरविगतोऽन्त्यजोऽपि यस्योरुक्रमस्य नाम सकृदुच्चारयेद्यः सोऽधुना तत्क्षणमेव बन्धं संसारम्। तन्वमिति पाठेऽप्यय-मेवार्थः। पाठान्तरे तत्त्वं चाण्डालत्वं जहाति। शुद्धो भवतीत्यर्थः॥ ३५ ॥

જિતાઈ છે **'षड्गुणाः'** છ ઈન્દ્રિયો (પાંચ ઈન્દ્રિયો અને મન) અથવા ભૂખ-તરસ, શોક-મોહ, જરા-મૃત્યુ– એમ છ ઊર્મિઓ જેમના દ્વારા, તેમનું આવું પરાક્રમ હોય તે **'न चित्रम्'** અસંભવિત નથી, કારણ કે **'विदूरविगतः'** ચાંડાળ પણ જે ઉરુક્રમ ભગવાનનું (**'नामधेयम्'**) નામ એક જ વાર (**आददीत**) બોલે તો તે **'अधुना'** તત્કાળ **'बन्धम्'** સંસારરૂપી બંધનને (ત્યાગે છે), (**'बन्धम्'** ને બદલે) **'तन्वम्'** પાઠમાં પણ એ જ અર્થ થાય છે (દેહને ધ્યાનમાં લેતો સંસાર), **'तत्त्वम्'** પાઠમાં ચાંડાળપણાનો ત્યાગ કરે છે, શુદ્ધ થાય છે, એમ અર્થ છે. ॥ ૩૫ ॥

* સમુદ્ર અને દ્વીપોનો ક્રમ આ પ્રમાણે છે. પ્રથમ જમ્બૂદ્વીપ છે, તેની ચારે બાજુ લવણસમુદ્ર છે. તે પ્લક્ષદ્વીપથી ઘેરાયેલો છે, તેની ફરતે શેરડીના રસનો સમુદ્ર છે. તે શાલ્મલિદ્વીપથી ઘેરાયેલો છે, તેની ચારે બાજુ મદિરાનો સમુદ્ર છે. પછી કુશદ્વીપ છે કે જે ઘીના સમુદ્રથી ઘેરાયેલો છે. તેની બહાર ક્રૌંચદ્વીપ છે જેની ફરતે દૂધનો સમુદ્ર છે. ત્યાર બાદ શાકદ્વીપ છે, જે મઠ્ઠાના સમુદ્રથી ઘેરાયેલો છે. તેની ચારે બાજુ પુષ્કરદ્વીપ છે, જે મીઠા પાણીના સમુદ્રથી ઘેરાયેલો છે.

तस्य पराक्रममुपसंहरन्निवृत्तिक्रममाह—**स एवमिति।**

**स एवमपरिमितबलपराक्रम एकदा तु देवर्षिचरणानुशयनानुपतितगुणविसर्ग-संसर्गेणानिर्वृतमिवात्मानं मन्यमान आत्म-निर्वेद इदमाह॥ ३६॥**

देवर्षिचरणयोरनुशयनमुपसत्तिस्तदनुपतितो यो गुणविसर्गो राज्यादिप्रपञ्चस्तत्संसर्गेण। आत्मनि मनसि निर्वेदो यस्य॥ ३६॥

तमाह।

**अहो असाध्वनुष्ठितं यदभिनिवेशितोऽहमिन्द्रियैरविद्यारचितविषमविषयान्धकूपे तदलमलममुष्या वनिताया विनोदमृगं मां धिग्धिगिति गर्हयांचकार॥ ३७॥**

मयाऽसाध्वनुष्ठितम्। यद्यतोऽभिनिवेशितः, तत्ततः अलमलं विषयैः। विनोदमृगं मर्कटम् ॥ ३७॥

**परदेवताप्रसादाधिगतात्मप्रत्यवमर्शेनानुप्रवृत्तेभ्यः पुत्रेभ्य इमां यथादायं विभज्य भुक्तभोगां च महिषीं मृतकमिव सह महाविभूतिमपहाय स्वयं निहितनिर्वेदो हृदि गृहीतहरिविहारानुभावो भगवतो नारदस्य पदवीं पुनरेवानुससार॥ ३८॥**

તેમની વીરતાનો ઉપસંહાર કરતાં તેમની નિવૃત્તિનો ક્રમ કહે છે — **'स एवम् इति।'**

આવા તે અતુલનીય બળ અને પરાક્રમવાળા રાજા પણ એક વાર દેવર્ષિ નારદજીના ચરણનું શરણ લેવા છતાં (દૈવેચ્છાથી) પ્રાપ્ત થયેલ રાજ્યાદિ પ્રપંચમાં ફસાઈ જવાથી પોતાને અશાંત માનતા હોય તેમ મનથી વિરક્ત થઈ (પોતાને ધિક્કારતા) આ પ્રમાણે કહેવા લાગ્યા. ॥ ૩૬ ॥

દેવર્ષિ નારદના ચરણોનું **'अनुशयनम्'** શરણ– **'अनुपतितः'** (દૈવેચ્છાથી) આવી પડેલા **'गुणविसर्गः'** રાજ્યાદિ પ્રપંચના સંસર્ગથી **'आत्मनि'** મનમાં વૈરાગ્ય ઉત્પન્ન થયો છે જેને ॥ ૩૬ ॥

તે વૈરાગ્યનું વર્ણન કરે છે.

અરે રે, મારાથી આ સારું ન થયું કારણ કે અવિદ્યાથી રચાયેલા વિષમ વિષયોરૂપી અંધકૂપમાં હું ઈન્દ્રિયો દ્વારા ધકેલાયો છું, માટે તે વિષયોથી હવે બસ, બહુ થયું. આ સ્ત્રીના (નચાવેલા) માંકડા એવા મને ધિક્કાર છે, ધિક્કાર છે! એમ તે રાજા નિંદા કરવા લાગ્યો. ॥ ૩૭ ॥

મારાથી આ સારું ન થયું **'यद्'** કારણ કે (હું) **'अभिनिवेशितः'** ધકેલાયો છું, માટે તે વિષયોથી હવે બસ, બહુ થયું. **'विनोदमृगम्'** માંકડા એવા મને॥૩૭॥

પરમદેવ શ્રીહરિની કૃપાથી જેમને આત્મવિવેક પ્રાપ્ત થયો છે તેવા તથા પોતાને અનુસરનારા પુત્રોને આ(પૃથ્વી)ને ભાગ પ્રમાણે વહેંચીને જેની સાથે ભોગ ભોગવ્યા હતા, તે મહારાણીને સામ્રાજ્યલક્ષ્મી સહિત મૃતદેહની જેમ ત્યાગીને જેમણે હૃદયમાં વૈરાગ્ય ધારણ કર્યો હતો તેવા તથા ભગવાન શ્રીહરિની લીલાના ચિંતનને હૃદયમાં સ્થાપવાથી ત્યાગસામર્થ્ય જેમને પ્રાપ્ત થયું હતું તેવા રાજાએ નારદજીના ઉપદેશેલા માર્ગનું જ પુનઃ અનુસરણ કર્યું. ॥ ૩૮ ॥

परदेवताया हरेः प्रसादेनाधिगतः प्राप्तो य आत्मप्रत्यवमर्शो विवेकस्तेन नारदस्य पदवीं तदुपदिष्टमार्गमेव पुनरनुससारेत्यन्वयः। किं कृत्वा। अनुगतेभ्यः पुत्रेभ्य इमां पृथ्वीं विभज्य। भुक्तो भोगो यस्यास्तां भार्यां महाविभूतिः साम्राज्यसंपत्तत्सहितां महिषीं मृतशरीरमिव परित्यज्य। तत्र हेतुः—हृदि निहितो निर्वेदो येन। हृदीत्यस्योत्तरत्राप्यन्वयः। हृदि गृहीतो निश्चितो हरिविहारस्तेनानुभावस्त्यागसामर्थ्यं यस्य ॥ ३८ ॥

'**परदेवतायाः**' પરમદેવ શ્રીહરિની કૃપાથી '**अधिगतः**' પ્રાપ્ત થયો છે જે '**आत्मप्रत्यवमर्शः**' આત્મવિવેક, તેનાથી નારદજીના '**पदवीम्**' ઉપદેશેલા માર્ગને જ પુનઃ અનુસર્યા, એમ અન્વય છે. શું કરીને? પોતાને અનુસરનારા પુત્રોને આ પૃથ્વી વહેંચીને ભોગવ્યા હતા ભોગ જેની સાથે, તે ભાર્યા મહારાણીને '**महाविभूतिः**' સામ્રાજ્યલક્ષ્મી સહિત, મૃતદેહની જેમ છોડીને, તે માટે કારણ આપે છે – હૃદયમાં જેમણે વૈરાગ્ય ધારણ કર્યો હતો. '**हृदि**' શબ્દનો પછી પણ સંબંધ છે, હૃદયમાં '**गृहीतः** ભગવાન શ્રીહરિની લીલાના ચિંતનને સ્થાપવાથી, એવા ત્યાગ કરવાના સામર્થ્યવાળો પ્રભાવ છે જેમનો ॥ ૩૮ ॥

तस्य ह वा एते श्लोकाः—

તે રાજા(ના મહિમા)નું વર્ણન કરતા આ શ્લોકો છે.

**प्रियव्रतकृतं कर्म को नु कुर्याद्विनेश्वरम्।**
**यो नेमिनिम्नैरकरोच्छायां घ्नन्सप्तवारिधीन्॥ ३९**

રાજા પ્રિયવ્રતે કરેલું કર્મ ઈશ્વર વિના બીજું કોણ કરી શકે? (જગતમાં) અંધકાર દૂર કરતાં જેમણે રથનાં પૈડાંની ધારથી સાત સમુદ્રો કર્યા. ॥ ૩૯ ॥

तस्य महिमोपनिबन्धनश्लोकाः पूर्वसिद्धाः कथ्यन्ते। यथा वेदे 'तदप्येष श्लोको भवति' इति। को नु को नाम कुर्यात्। छायां घ्नन् तमो निरस्यन्॥ ३९ ॥

તે રાજા(ના મહિમા)નું વર્ણન કરતા પ્રાચીન શ્લોકો કહેવાયા છે. જેમ વેદમાં આ વિષયમાં આ શ્લોક પણ છે. '**को नु**' કોણ કરે? '**छायां घ्नन्**' અંધકાર દૂર કરતાં ॥ ૩૯ ॥

**भूसंस्थानं कृतं येन सरिद्गिरिवनादिभिः।**
**सीमा च भूतनिर्वृत्त्यै द्वीपे द्वीपे विभागशः॥ ४०**

જેમણે (દ્વીપો દ્વારા) પૃથ્વી પર સંસ્થાન કર્યાં અને પ્રત્યેક દ્વીપમાં પ્રાણીઓની શાંતિ માટે નદીઓ, પર્વતો તથા વનો વગેરેથી વિભાગપૂર્વક સીમા બાંધી. ॥ ૪૦ ॥

भूसंस्थानं द्वीपैः कृतम्। सरिद्गिरिवनादिभिः सीमा च येन कृता। भूतानां निर्वृत्यै सुखायाविवादाय॥ ४० ॥

દ્વીપો વડે પૃથ્વી પર સંસ્થાન કર્યાં. જેમ કે નદીઓ, પર્વતો, વનો વગેરેથી સીમા બાંધી. પ્રાણીઓની '**निर्वृत्यै**' શાંતિ માટે, વિવાદ ન થાય તે માટે ॥ ૪૦ ॥

**भौमं दिव्यं मानुषं च महित्वं कर्मयोगजम्।**
**यश्चक्रे निरयौपम्यं पुरुषानुजनप्रियः॥ ४१**

ભગવાનના ભક્તો જેમને પ્રિય હતા એવા તે રાજાએ કર્મના યોગથી ઉત્પન્ન થનારા પાતાળ, સ્વર્ગ તથા મનુષ્યલોકના વૈભવને નરકતુલ્ય માન્યો હતો. ॥ ૪૧ ॥

भौमं पातालजं दिव्यं स्वर्गजं मानुषं मर्त्यलोकजं महित्वं वैभवं यो निरयतुल्यं मेने। पुरुषानुजना विष्णुभक्तास्त एव प्रिया यस्येति॥ ४१ ॥

**'भौमम्'** પાતાળમાં ઉત્પન્ન થનારા, **'दिव्यम्'** સ્વર્ગમાં ઉત્પન્ન થનારા, **'मानुषम्'** મૃત્યુલોકમાં ઉત્પન્ન થનારા **'महित्वम्'** વૈભવને જેમણે નરકતુલ્ય માન્યો. **'पुरुषानुजनप्रियः'** ભગવાન વિષ્ણુના ભક્તો જ જેમને પ્રિય છે તેવા રાજા પ્રિયવ્રતે ॥ ૪૧ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्या संहितायां पञ्चमस्कन्धे प्रियव्रतविजये प्रथमोऽध्यायः॥ १ ॥

इति श्रीमद्भागवते महापुराणे पञ्चमस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां प्रथमोऽध्यायः॥ १ ॥

❋❋❋❋❋

# अथ द्वितीयोऽध्यायः

## આગ્નીધ્ર-ચરિત્ર

द्वितीये प्रोक्तमाग्नीध्रचरित्रं स्त्रैणसंमतम्।
पत्न्यां हि पूर्वचित्त्यां यो नाभिमुख्यानजीजनत्॥ १

બીજા અધ્યાયમાં સ્ત્રીઓમાં અત્યધિક રુચિ રાખનારાઓને પ્રિય એવું આગ્નીધ્રનું ચરિત્ર વર્ણવાયું છે, કે જેણે પત્ની પૂર્વચિત્તિમાં નાભિ વગેરે (પુત્રો) ઉત્પન્ન કર્યા હતા. ॥ ૧ ॥

अस्मिन्वंशे प्रसिद्धोऽयमाग्नीध्रः स्त्रैणपुङ्गवः।
विहसन्निव तस्येदं चरितं मुनिरब्रवीत्॥ २

આ સ્ત્રીલંપટશિરોમણિ આગ્નીધ્ર આ વંશમાં પ્રસિદ્ધ છે. તેના આ ચરિત્રનું વર્ણન શ્રીશુકમુનિએ ઉપહાસ કરતા હોય તેમ કર્યું, (કારણ કે કામીજનો માટે આ કંઈ નવું નથી!) ॥ ૨॥

श्रीशुक उवाच

**एवं पितरि संप्रवृत्ते तदनुशासने वर्तमान आग्नीध्रो जम्बूद्वीपौकसः प्रजा औरसवद्धर्मावेक्षमाणः पर्यगोपायत्॥ १ ॥**

**શ્રીશુકદેવજી બોલ્યા** – આમ, પિતા પ્રિયવ્રત (નારદજીના ઉપદેશ અનુસાર ભગવદ્‌ભજનમાં) પ્રવૃત્ત થયા ત્યારે તેમની આજ્ઞા પ્રમાણે વર્તનારા આગ્નીધ્ર જમ્બૂદ્વીપમાં રહેનારી પ્રજાનું ઔરસ પુત્રવત્ ધર્માનુસાર પાલન કરવા લાગ્યા. ॥ ૧ ॥

जम्बूद्वीपमोको यासां ताः प्रजाः पुत्रवत् पालयामास। धर्मावेक्षमाणः धर्ममवेक्षमाणो धर्मेणेत्यर्थः॥ १ ॥

જમ્બૂદ્વીપ જેમનું નિવાસસ્થાન છે તે પ્રજાઓનું પોતાના સંતાનની જેમ પાલન કરતા હતા. **'धर्मावेक्षमाणः' 'धर्मम्-अवेक्षमाणः'** ધર્મ તરફ દૃષ્ટિ રાખીને, ધર્મપૂર્વક, એમ અર્થ છે. ॥ ૧ ॥

**स च कदाचित्पितृलोककामः सुरवरवनिताक्रीडाचलद्रोण्यां भगवन्तं विश्वसृजां पतिमाभृतपरिचर्योपकरण आत्मैकाग्र्येण तपस्व्याराधयांबभूव॥ २ ॥**

એક વખત પિતૃલોકની કામનાવાળા તે તપસ્વી રાજા (સત્પુત્રની પ્રાપ્તિ માટે) શ્રેષ્ઠ દેવાંગનાઓના ક્રીડાસ્થળ મંદરાચળની ગુફામાં પૂજાસામગ્રી એકઠી કરી ચિત્તની એકાગ્રતાપૂર્વક પ્રજાપતિઓના પતિ ભગવાન બ્રહ્માજીની આરાધના કરવા લાગ્યા. ॥ ૨ ॥

पितृलोककामः पुत्रकामः सुरवराणां वनितास्तासामाक्रीडाचलो मन्दरस्तस्य द्रोण्याम्। आभृतानि संपादितानि परिचर्योपकरणानि पुष्पादीनि येन॥ २॥

**तदुपलभ्य भगवानादिपुरुषः सदसि गायन्तीं पूर्वचित्तिं नामाप्सरसमभियापयामास ॥ ३ ॥**

तदुपलभ्य ज्ञात्वा ब्रह्माऽभियापयामास संभोगार्थं प्रस्थापयामास॥ ३॥

**सा च तदाश्रमोपवनमतिरमणीयं विविध-निबिडविटपिविटपनिकरसंश्लिष्टपुरटलता-रूढस्थलविहङ्गममिथुनैः प्रोच्यमानश्रुतिभिः प्रतिबोध्यमानसलिलकुक्कुटकारण्डवकल-हंसादिभिर्विचित्रमुपकूजितामलजलाशय-कमलाकरमुपबभ्राम॥ ४॥**

सा च तदाश्रमोपवनमुपबभ्रामेत्यन्वयः। रमणीयत्वमेवाह। विविधाश्च निबिडाश्च ये विटपिनस्तेषां विटपाः शाखास्तेषां निकरास्तैः संश्लिष्टाः पुरटलताः स्वर्णवल्ल्यस्तास्वारूढाः स्थलविहङ्गमा मयूरादयस्तेषां मिथुनैः प्रोच्यमानाभिः श्रुतिभिरुच्चार्यमाणैः षड्जादिस्वरैः प्रतिबोध्यमाना ये सलिलकुक्कुटादयस्तैर्विचित्रं यथा तथोपकूजिता नादिता अमला जलाशयास्तेषु कमलानि तेषामाकरमुपवनम्॥ ४॥

**तस्याः सुललितगमनपदविन्यासगति-विलासायाश्चानुपदं खणखणायमानरुचिर-चरणाभरणस्वनमुपाकर्ण्य नरदेवकुमारः समाधियोगेनामीलितनयननलिनमुकुल-युगलमीषद्विकचय्य व्यचष्ट॥ ५॥**

**'पितृलोककामः'** પિતૃલોકની કામનાવાળા અર્થાત્ સત્પુત્રની પ્રાપ્તિ માટે શ્રેષ્ઠ દેવોની અંગનાઓ– તેમનું ક્રીડાસ્થાન **'अचलः'** મંદરાચળ, તેની ગુફામાં **'आभृतानि'** એકઠી કરી છે સેવાની સામગ્રી, પુષ્પો વગેરે જેમણે॥ ૨ ॥

આદિપુરુષ ભગવાન બ્રહ્માજીએ તે જાણીને પોતાની સભામાં ગાન કરતી પૂર્વચિત્તિ નામની અપ્સરાને તે રાજા પાસે મોકલી આપી. ॥ ૩ ॥

તે **'उपलभ्य'** જાણીને બ્રહ્માજીએ **'अभियापयामास'** સંભોગ માટે મોકલી આપી.॥ ૩ ॥

અનેક ગીચ વૃક્ષોની ડાળીઓની ઝાડી પર ચઢેલી સુવર્ણલતાઓ ઉપર બેઠેલાં મોર વગેરે પક્ષીયુગલો દ્વારા ઉચ્ચારાતા ષડ્જાદિ સ્વરોથી જગાડવામાં આવતાં જળકૂકડી, કારંડવ (બતક), રાજહંસ વગેરે દ્વારા થતા જાત જાતના (સુમધુર) કલરવથી ગુંજતાં, નિર્મળ જળાશયોના કમળના ઉપવનની સમીપમાં તે અપ્સરા વિચરવા લાગી. ॥ ૪ ॥

અને તે અપ્સરા તે આશ્રમના ઉપવનની સમીપમાં વિચરવા લાગી, એમ અન્વય છે. ઉપવનની રમણીયતાનું જ વર્ણન કરે છે. અનેક જાતનાં પણ છે અને જે ગીચ પણ છે એવાં વૃક્ષો, તેમની **'विटपाः'** ડાળીઓ, તેમનો સમૂહ, તેમને વીંટાયેલી **'पुरटलताः'** સુવર્ણલતાઓ, તેમની પર ચઢેલા **'स्थलविहङ्गमाः'** મોર વગેરે, તેમનાં યુગલો દ્વારા **'प्रोच्यमानाभिः श्रुतिभिः'** ઉચ્ચારાતા ષડ્જ વગેરે સ્વરોથી જગાડાતાં જે જળકૂકડી વગેરે, તેમના દ્વારા જેમ અનેક જાતના હોય તેવા **'उपकूजिताः'** કલરવથી ગુંજતાં નિર્મળ જળાશયો, તેમાં કમળો, તેમના **'आकरम्'** ઉપવનમાં॥ ૪ ॥

અતિસુંદર ચાલમાં પડતાં પગલાંની ગતિથી વિલાસયુક્ત અપ્સરાના પગલે પગલે ઝણકાર કરતાં, ચરણના મનોહર નૂપુરોનો ધ્વનિ સાંભળીને રાજકુમાર આગ્નીધ્રે સમાધિયોગથી મીંચેલું નેત્રકમળની કળીનું જોડકું સહેજ ઉઘાડીને જોયું. ॥ ૫ ॥

सुललिते गमने ये पदविन्यासास्तैर्गतौ विलासो यस्याः। चकारस्तस्याश्चेत्येकवाक्यत्वाय। अनुपदं प्रतिपदम्। खणखणेति ध्वनिं कुर्वतो रुचिरस्य चरणाभरणस्य स्वनम्। आमीलिते नयने एव नलिनमुकुले तयोर्युगलमीषद्विकचय्य किंचिदुन्मील्य व्यचष्ट ददर्श॥ ५॥

**तामेवाविदूरे मधुकरीमिव सुमनस उपजिघ्रन्तीं दिविजमनुजमनोनयनाह्लाद-दुघैर्गतिविहारव्रीडाविनयावलोकसुस्वराक्षरा-वयवैर्मनसि नृणां कुसुमायुधस्य विदधतीं विवरं निजमुखविगलिता मृतासवसहास-भाषणामोदमदान्धमधुकरनिकरोपरोधेन द्रुत-पदविन्यासेन वल्गुस्पन्दनस्तनकलशकबर-भाररशनां देवीं तदवलोकनेन विवृतावसरस्य भगवतो मकरध्वजस्य वशमुपनीतो जडवदिति होवाच॥ ६॥**

तामेव देवीं मकरध्वजस्य वशमुपनीतः सन् जडवदिति ह वक्ष्यमाणान्दश श्लोकानुवाच।

जाड्यानुकरणं च वैदग्ध्येन तद्वशीकारार्थम्। दिविजानां देवानां मनुजानां च यानि मनांसि नयनानि च तेषामाह्लाददुघैर्गत्यादिभिर्नृणां मनसि कामस्य विवरं प्रवेशद्वारं विदधतीम्। गतिश्च विहारश्च व्रीडा विनययुक्तोऽवलोकश्च सुस्वराण्य-

અતિસુંદર ચાલમાં જે પગલાં પડતાં હતાં તેનાથી ગતિમાં વિલાસ હતો જેનો. ગતિમાં વિલાસવાળી અપ્સરા અને નૂપુરધ્વનિ એ બંને વચ્ચે એકાર્થતા સિદ્ધ કરવા માટે 'ચ' કાર છે. **'अनुपदम्'** દરેક પગલે **'खणखण'** એવો ઝણકાર કરતા સુંદર અલંકારનો ધ્વનિ. મીંચેલાં બંને નેત્રો જ કમળની કળીઓ, તેમનું જોડકું **'ईषत् विकचय्य'** જરાક ઉઘાડીને **'व्यचष्ट'** જોયું. ॥ ૫ ॥

સમીપમાં જ ભમરીની જેમ પુષ્પોને સૂંઘતી, દેવો અને મનુષ્યોનાં મન અને નયનોને આહ્‌લાદિત કરતાં (વિલાસપૂર્ણ) ગતિ અને ક્રીડાચાપલ્ય, લજ્જા અને વિનયપૂર્વકની દૃષ્ટિ, સુમધુર વાણી તથા (મનોહર) નેત્રાદિ અવયવોથી પુરુષોના મનમાં કુસુમાયુધ (કામદેવના પ્રવેશ) માટે દ્વાર બનાવતી, પોતાના મુખમાંથી ઝરતી અમૃત જેવી મધુર અને આસવ જેવી માદક હાસ્યયુક્ત વાણીમાંથી નીકળતી સુગંધથી મદાંધ બનેલા ભમરાઓનાં ઝુંડો વડે ઘેરાવાથી ઉતાવળે પગલાં ભરવાને કારણે લચકતા (સુંદર સ્પંદનવાળા) સ્તનકળશ, કેશકલાપ અને કંદોરાવાળી તે અપ્સરાને જોતાં જ, જેને અવસર પ્રાપ્ત થયો છે તેવા મકરધ્વજ ભગવાન કામદેવને વશ થયેલો રાજકુમાર જાણે કે ઉન્મત્ત હોય તેમ બોલવા લાગ્યો. ॥ ૬ ॥

જેના ધ્વજમાં મગરનું ચિહ્ન છે તેવા કામદેવને વશ થયેલો (રાજકુમાર) તે જ અપ્સરાને આગળ કહેવામાં આવનારા દસ શ્લોકો જાણે કે ઉન્મત્ત હોય તેમ બોલ્યો.

પાગલપણાનો દેખાવ તે સ્ત્રીને ચતુરાઈપૂર્વક વશ કરવા માટે છે. **'दिविजानाम्'** દેવોનાં તથા મનુષ્યોનાં જે મન અને નયનો છે તેમને આહ્‌લાદનું દોહન કરતાં (વિલાસપૂર્ણ) ગતિ વગેરેથી અને ક્રીડાચાપલ્ય, લજ્જા અને વિનયપૂર્વકની દૃષ્ટિ દ્વારા **'सुस्वराणि'**

क्षराणि चावयवाश्च नेत्रादयस्तैः। निजमुखाद्विगलितममृतमिव स्वादु आसव इव मादकं च यत्सहासं भाषणं तस्मिन्नामोदो निःश्वासगन्धस्तेन मदान्धा ये मधुकरनिकरास्तैरुपरोध आवरणं तेन भयाद्द्रुतः शीघ्रो यः पदविन्यासस्तेन वल्गु स्पन्दनं किंचिच्चलनं स्तनकलशयोः कबरभारे रशनायां च यस्यास्ताम्। तस्या अवलोकनेन विवृतावसरस्य दत्तावकाशस्य॥ ६ ॥

સુમધુર વાણી તથા (મનોહર) નેત્રાદિ અવયવો, તે સર્વથી પુરુષોના મનમાં કામદેવ(ના પ્રવેશ) માટે **'विवरम्'** પ્રવેશદ્વાર બનાવતી, પોતાના મુખમાંથી ઝરતી અમૃત જેવી મધુર અને આસવ જેવી માદક જે હાસ્યયુક્ત વાણી છે, તેમાં રહેલી **'आमोदः'** નિઃશ્વાસગંધ, તેનાથી મદાંધ બનેલા જે ભમરાઓનાં ઝુંડો છે, તેમના વડે **'उपरोधः'** ઘેરાવાને કારણે ભયપૂર્વક **'द्रुतः'** ઉતાવળે ભરાતાં પગલાં, તેને કારણે **'वल्गु स्पन्दनम्'** સુંદર કંપન થાય છે જેના બંને સ્તનકળશ, કેશકલાપ તથા કંદોરામાં, તે દેવાંગનાને જોતાં જ **'विवृत-अवसरस्य'** જેને અવસર પ્રાપ્ત થયો છે તેવા કામદેવને ॥ ૬ ॥

**का त्वं चिकीर्षसि च किं मुनिवर्य शैले**
**मायाऽसि कापि भगवत्परदेवतायाः।**
**विज्ये बिभर्षि धनुषी सुहृदात्मनोऽर्थे**
**किं वा मृगान्मृगयसे विपिने प्रमत्तान्॥ ७**

હે શ્રેષ્ઠ મુનિ, આપ કોણ છો? તથા (આ) પર્વત ઉપર શું કરવા ઇચ્છો છો? પરમદેવતા ભગવાન નારાયણની (ખરેખર) તમે કોઈ માયા છો? હે સુહૃદ, દોરી વિનાનાં બે ધનુષ્ય (ભમરો) તમારા પોતાના માટે ધારણ કરો છો કે પછી (સંસારરૂપી) અરણ્યમાં (અમારા જેવાં) અસાવધાન મૃગલાંને શોધો છો? ॥ ૭ ॥

का त्वं शैले गिरावस्मिन्किं चिकीर्षसि। मुनिवर्येत्यादिपुंस्त्वेन संबोधनादि जाड्यानुकरणार्थम्। हे मुनिवर्य, नूनं भगवतः परदेवताभूतस्य मायाऽसि। भ्रुवावालक्ष्याह। हे सुहृत् सखे, विज्ये निर्गुणे धनुषी बिभर्षि किमात्मनोऽर्थे तवैव, आभ्यां किं कार्यमस्ति। किं वा प्रमत्तानजितेन्द्रियान्मृगतुल्यानस्मदादीन्मृगयसे। तान्वशीकर्तुं धनुषी धारयसीत्यर्थः॥ ७॥

તમે કોણ છો? **'शैले'** (આ) પર્વત ઉપર શું કરવા ઇચ્છો છો? **'मुनिवर्य'** મુનિશ્રેષ્ઠ વગેરે પુરુષવાચક સંબોધન વગેરે પાગલપણાનો દેખાવ કરવા માટે છે. હે મુનિવર્ય, તમે ખરેખર, પરમદેવતા ભગવાન નારાયણની માયા છો. ભમરોને જોઈને કહે છે– હે મિત્ર, **'विज्ये'** દોરી વગરનાં બે ધનુષ્ય ધારણ કરો છો તે શું તમારા પોતાના માટે જ છે? આ બંને ધનુષ્યોનું શું પ્રયોજન છે? **'प्रमत्तान्'** અસાવધાનોને– શું અમારા જેવા (વિવેકહીન) પશુતુલ્ય જનોને શોધો છો! ॥ ૭ ॥

कटाक्षावालक्ष्याह।

નેત્રકટાક્ષને જોઈને કહે છે.

**बाणाविमौ भगवतः शतपत्रपत्रौ**
**शान्तावपुङ्खरुचिरावतितिग्मदन्तौ ।**
**कस्मै युयुङ्क्षसि वने विचरन्न विद्मः**
**क्षेमाय नो जडधियां तव विक्रमोऽस्तु॥ ८**

ભગવાનનાં આ અણિયાળાં, પીછાં વિના પણ સુંદર અને વિલાસપૂર્વક નમેલાં તથા (નેત્ર) કમળની પાંપણરૂપ પીછાંવાળાં બે બાણો, વનમાં વિચરતા આપ કોની ઉપર છોડવા ઈચ્છો છો, તે અમે સમજી શકતા નથી. આપનું આ પરાક્રમ મંદમતિ એવા અમારી ઈષ્ટસિદ્ધિ માટે હજો. ॥ ૮ ॥

बाणाविमौ शतपत्रे नेत्रकमले ते एव पत्राणि पिच्छानि ययोः। शान्तौ विभ्रमेण मन्थरौ। पुङ्खाभ्यां विनापि रुचिरौ। पत्रतया कल्पितनेत्राभ्यां परभागस्य पुङ्खस्थानीयस्याभावात्। अतितिग्मौ तीक्ष्णौ दन्तावग्रभागौ ययोस्तौ कस्मै प्रयोक्तुमिच्छ–सीति न विद्मः। अतो भयादेतावत्प्रार्थयामहे—तवायं विक्रमोऽस्माकं क्षेमायास्तु॥ ८॥

‘**बाणौ-इमौ**’ બંને નેત્રકમળની પાંપણ તે જ ‘**पत्राणि**’ પીછાં છે જે આ બંને બાણોનાં– ‘**शान्तौ**’ વિલાસપૂર્વક નમેલાં તથા ‘**अपुङ्खरुचिरौ**’ પીછાં વિના પણ સુંદર એવાં બંને બાણ. પાંખડીરૂપે કલ્પેલાં નેત્રોનો અંત ભાગ પીછાંવાળો ન હોવાથી (પીછાં વિના પણ સુંદર કહ્યાં છે.) ‘**अतितिग्मौ**’ અતિ તીક્ષ્ણ છે ‘**दन्तौ**’ અગ્રભાગ જે બંને બાણોનો, તે કોની ઉપર છોડવા ઈચ્છો છો તે અમે નથી જાણતા. આથી ભયના માર્યા એટલી જ પ્રાર્થના કરીએ છીએ કે તમારું આ પરાક્રમ અમારી ઈષ્ટસિદ્ધિ માટે હજો. ॥ ૮ ॥

तदङ्गपरिमललोभेनानुगच्छतो भ्रमराना–लक्ष्याह—**शिष्याः इति।**

તેના શરીરની સુગંધના લોભથી પાછળ આવતા ભમરાઓને ધ્યાનમાં લઈને કહે છે — ‘**शिष्याः इति।**’

**शिष्या इमे भगवतः परितः पठन्ति**
**गायन्ति साम सरहस्यमजस्रमीशम्।**
**युष्मच्छिखाविलुलिताः सुमनोभिवृष्टीः**
**सर्वे भजन्त्यृषिगणा इव वेदशाखाः॥ ९**

ભગવાનના આ (ભ્રમરોરૂપી) શિષ્યો ચારે તરફ ઈશ્વરનું (પ્રતિપાદન કરનારા) સામવેદનું રહસ્યસહિત સતત ગાન અને પઠન કરી રહ્યા છે. જેમ ઋષિગણો વેદશાખાઓનું અનુસરણ કરે છે તેમ તમારા કેશપાશમાંથી ખરેલાં પુષ્પોની ચોમેર થતી પુષ્પવૃષ્ટિઓનું આ સર્વે શિષ્યગણો સેવન કરે છે. ॥ ૯ ॥

अजस्रं सन्ततं युष्मच्छिखातो विलुलिता विगलिताः सुमनसामभितो वृष्टीर्गलितानि कुसुमानि भजन्तीत्यर्थः।

शुद्धत्वेनोपमा—वेदशाखा इवेति॥ ९॥

‘**अजस्रम्**’ નિરંતર– તમારી શિખામાંથી ‘**विलुलिताः**’ છૂટાં પડેલાં પુષ્પોની ચોમેર થતી ‘**वृष्टीः**’ વૃષ્ટિઓને, ખરેલાં પુષ્પોને સેવે છે, એમ અર્થ છે.

તેમાં આદરપૂર્વક ગ્રહણ કરવા માટે દૃષ્ટાંત આપે છે– જેમ ઋષિગણો વેદશાખાઓનું અનુસરણ કરે છે (તેમ ભ્રમરરૂપી શિષ્યગણો ખરેલાં પુષ્પોનું સેવન કરે છે). ॥ ૯ ॥

नूपुरस्वनमाकर्ण्याह—**वाचमिति।**

**वाचं परं चरणपञ्जरतित्तिरीणां**
**ब्रह्मन्नरूपमुखरां शृणवाम तुभ्यम्।**
**लब्धा कदम्बरुचिरङ्कविटङ्कबिम्बे**
**यस्याममलातपरिधिः क्व च वल्कलं ते॥ १०**

तुभ्यं तव चरणगतपञ्जरयोर्नूपुरयोस्तित्ति-रीणामन्तर्गतरत्नानां परं केवलं वाचं शृणुमः। कथंभूताम्। अरूपा अदृष्टवक्तृका मुखरा अतिप्रकटा च तां च तां च। पीतं परिधानवस्त्रं नितम्बकान्तित्वेन प्रकल्प्याह। कदम्बकुसुमस्य रुचिर्दीप्तिरङ्कविटङ्कबिम्बे नितम्बस्य सुन्दरमण्डले क्व लब्धा। पाठान्तरे अङ्गेति संबोधनम्।

મેખલામાલક્ષ્યાહ। यस्याममलातपरिधिर्वर्तते। वस्त्रं नितम्बकान्तित्वेन प्रकल्प्य वस्त्रमदृष्ट्वैव पृच्छति। क्व च ते वल्कलमिति॥ १०॥

स्तनावालक्ष्याह।

**किं संभृतं रुचिरयोर्द्विज शृङ्गयोस्ते**
**मध्ये कृशो वहसि यत्र दृशिः श्रिता मे।**
**पङ्कोऽरुणः सुरभिरात्मविषाण ईदृग्**
**येनाश्रमं सुभग मे सुरभीकरोषि॥ ११**

ઝાંઝરનો અવાજ સાંભળીને કહે છે— **‘वाचम् इति।’**

હે બ્રહ્મન્, તારા ચરણ ઉપરનાં બે પિંજરોમાં રહેલાં નૂપુરોની (તેતર પક્ષીઓની), રૂપ દેખાયા વગર બોલાતી અને અતિસ્પષ્ટ એવી કેવળ વાણી જ અમે સાંભળીએ છીએ. મનોહર મંડળવાળા નિતંબ ઉપર કદમ્બકુસુમની કાન્તિ તમે ક્યાંથી પ્રાપ્ત કરી? જે મેખલાની કાન્તિની આસપાસ પ્રજ્વલિત કાષ્ઠમંડળ છે! અને તમારું વલ્કલ ક્યાં? ॥ ૧૦ ॥

**‘तुभ्यम्’** તારા ચરણમાં રહેલાં **‘पञ्जरयोः’** પીંજરાઓમાં બે નૂપુરોમાં અંદર (જડેલાં) રત્નોની **‘परम्’** કેવળ અમે વાણી જ સાંભળીએ છીએ. કેવી વાણીને? **‘अरूपा’** બોલનાર દેખાય નહીં તેમ બોલાતી અને **‘मुखरा’** અતિસ્પષ્ટ વક્તા દેખાયા વગર બોલાતી તે અતિસ્પષ્ટ વાણીને અમે સાંભળીએ છીએ. **‘पीतम्’** પહેરેલા વસ્ત્રને નિતમ્બની કાન્તિરૂપે કલ્પીને કહે છે– કદમ્બપુષ્પની **‘रुचिः’** કાન્તિ **‘अङ्कविटङ्कबिम्बे’** નિતંબનાં બે **( विटङ्क )** મનોહર મંડળ ઉપર ક્યાંથી પ્રાપ્ત કરી? **‘अङ्ग विटङ्कबिम्बे’** એમ પાઠભેદ હોય તો **‘अङ्ग’** એ સંબોધન છે.

કંદોરાને જોઈને કહે છે. **‘यस्याम्’** જે કંદોરાની કાંતિની આસપાસ પ્રજ્વલિત અંગારા(ના વેગપૂર્વક ભ્રમણને કારણે થતી વલયાકાર આકૃતિથી થયેલ અગ્નિપરિધિ)નું મંડળ જણાય છે. વસ્ત્રને નિતંબની કાન્તિરૂપે કલ્પીને વસ્ત્ર જોયા વિના જ પૂછે છે– અને તમારું વલ્કલ ક્યાં? ॥ ૧૦ ॥

બંને સ્તનોને જોઈને કહે છે.

હે દ્વિજ, તમારાં સુંદર શ્રૃંગોમાં શું ભર્યું છે? (એમાં કંઈક મનોહર છે એટલું તો હું જાણું છું) કારણ કે તમારો મધ્યભાગ કૃશ હોવા છતાં (કષ્ટપૂર્વક) તમે તે બંનેને ધારણ કરો છો, કે જ્યાં મારી દૃષ્ટિ ચોંટી ગઈ છે. હે સુભગ, તમારાં શિંગડાં ઉપર લાલ રંગનો સુગંધિત લેપ (ક્યાંથી) લાગ્યો છે, કે જેનાથી તમે મારા આશ્રમને સુરભિત કરો છો? ॥ ૧૧ ॥

शृङ्गयोः स्तनयोः किं संभृतं किं पूर्णमस्ति। मनोहरं किंचिदस्तीत्येतावत्तु जानामि। यतो मध्ये कृशोऽपि त्वं कृच्छ्रेण वहसि धारयसि। यत्र च मे दृशिर्दृष्टिः श्रिता संलग्नास्ति। अन्यथेदं द्वयं न घटत इति भावः। स्तनगतं कुङ्कुममालक्ष्याह। पङ्कोऽरुण आत्मनस्तव विषाणे शृङ्गे ईदृगत्यपूर्वः कुत इत्यत आह। येन पङ्केनाश्रमं सुरभीकरोषि सुगन्धयुक्तं करोषीति॥ ११॥

**'शृङ्गयोः'** બંને શિંગડાંરૂપી સ્તનોમાં **'किं सम्भृतम्'** શું ભરેલું છે? કંઈક મનોહર છે એટલું તો હું જાણું છું કારણ કે વચ્ચેનો ભાગ કૃશ હોવા છતાં તમે તેમને કષ્ટપૂર્વક **'वहसि'** ધારણ કરો છો, કે જ્યાં મારી **'दृशिः'** દૃષ્ટિ **'श्रिता'** ચોંટી ગઈ છે. જો તે મનોહર ન હોય તો (અણમોલ વસ્તુને કષ્ટપૂર્વક ધારણ કરવી અને સુંદર વસ્તુ ઉપર જ દૃષ્ટિ પડવી) એ બે વાત બને નહીં, એવો ભાવ છે. સ્તનો ઉપર રહેલા કંકુને જોઈને કહે છેઃ **'अरुणः पङ्कः'** લાલ લેપ **'आत्मनः'** તમારાં **'विषाणे'** શિંગડાં ઉપર આવો અતિશય અપૂર્વ લેપ ક્યાંથી લાગ્યો છે? આથી કહે છે કે જે લેપથી તમે આશ્રમને **'सुरभीकरोषि'** સુગંધિત કરો છો. ॥ ૧૧ ॥

**लोकं प्रदर्शय सुहृत्तम तावकं मे**
**यत्रत्य इत्थमुरसाऽवयवावपूर्वौ।**
**अस्मद्विधस्य मनउन्नयनौ बिभर्ति**
**बह्वद्भुतं सरसराससुधादि वक्त्रे॥ १२**

હે પરમ મિત્ર, તમારો દેશ તો મને બતાવો કે જ્યાંના રહેવાસીઓ વક્ષઃસ્થળ પર અમારા જેવાનાં મનને ખળભળાવી નાખતા આવા અપૂર્વ અવયવો ધારણ કરે છે! તથા મુખમાં અતિ અદ્ભુત, મધુર વાર્તાલાપ તથા વિલાસયુક્ત અધરામૃત વગેરે ધરાવે છે. ॥ ૧૨ ॥

लोकं स्थानम्। यत्रत्यो जन उरसा इत्थमपूर्वावयवौ बिभर्ति। मनस उन्नयनौ क्षोभकौ। पाठान्तरे इत्थंभूतलक्षणे तृतीया। वक्त्रे च बह्वद्भुतं बिभर्ति। किं तदाह। रसो मधुरालापः रासो विलासस्ताभ्यां सहिता सुधा अधरामृतम्। आदिशब्दात् स्मितनर्मादि॥ १२॥

**'लोकम्'** દેશ– જ્યાંના રહેવાસીઓ આવા અપૂર્વ અવયવો ધારણ કરે છે! મનને **'उन्नयनौ'** ક્ષોભ પમાડનારા– પાઠાન્તરમાં (**मनसोन्नयनौ**) મનથી ઉલ્લાસ કરાવનારા મુખમાં પણ (કંઈક) અતિ અદ્ભુત ધારણ કરે છે! તે શું છે તે કહે છે. **'रसः'** મધુર વાર્તાલાપ **'रासः'** વિલાસ, તે સહિત **'सुधा'** અધરામૃત **'आदि'** શબ્દથી મંદહાસ્ય, પરિહાસ વગેરે સમજવાં. ॥ ૧૨ ॥

**का वात्मवृत्तिरदनाद्धविरङ्ग वाति**
**विष्णोः कलास्यनिमिषोन्मकरौ च कर्णौ।**
**उद्विग्नमीनयुगलं द्विजपङ्क्तिशोचि-**
**रासन्नभृङ्गनिकरं सरइन्मुखं ते॥ १३**

હે સખા, (તમારા દેશમાં) શરીરનો આહાર કયો છે કે જેને ખાવાથી હવનની સામગ્રી જેવી સુગંધ આવે છે? તમે વિષ્ણુ ભગવાનનો અંશ છો, માટે જ તમારાં બંને કર્ણોમાં (રત્નોરૂપી) અપલક નેત્રવાળાં મકરાકૃતિ કુંડળો છે. વળી, તમારું મુખ તો સરોવર જેવું છે કે જેમાં ચંચળ (નેત્રોરૂપી) મત્સ્યનું જોડું છે તેમ જ જેમાં (દંતાવલિરૂપી) રાજહંસોની પંક્તિથી શોભા થઈ છે તથા સમીપમાં (અલકાવલિરૂપી) ભ્રમરવૃંદ છે! ॥ ૧૩ ॥

का वा तव लोके आत्मनो देहस्य वृत्तिराहारः। अङ्ग हे सखे, अदनाच्चर्वणाद्धविरिति तत्संबन्धी गन्धो वात्यागच्छति। इति ताम्बूलाभि–प्रायम्।

अदनाद्बहिरङ्ग भातीति पाठे मम तावद्भोजनाद्बहिर्भूतैव वृत्तिर्भातीत्यर्थः।

તમારા દેશમાં **'आत्मनः'** શરીરનો **'वृत्तिः'** આહાર કયો છે, **'अङ्ग'** હે સખા, જે **'अदनात्'** ખાવાથી **'हविः इति।'** હવન-સામગ્રી જેવી સુગંધ **'वाति'** આવે છે? પાન ખાધું હોવાથી આમ કહે છે.

**'अदनात्-बहिः-अङ्ग-भाति।'** પાઠમાં– હે સખા, ભોજન કર્યા વિના જ તમારું જીવન ટકતું હોય એમ મને લાગે છે, એમ અર્થ છે. (**'अन्नभुजां हि वलिपलितदौर्गन्ध्यादिकमस्ति तव तदभावात्तन्नास्तीति भावः।'—वं.** અન્ન ખાનારાઓને જ કરચલીઓ, સફેદ વાળ, દુર્ગંધ વગેરે હોય છે. તે તમે ખાતા નથી તેથી જ તે સર્વ તમને નથી, એવો ભાવ છે.)

यतस्त्वं विष्णोः कलाऽसि। विष्णुश्च नाश्नाति। 'अनश्नन्नन्यो अभिचाकशीति' इति श्रुतेः।

માટે તમે ભગવાન વિષ્ણુનો અંશ છો. ભગવાન વિષ્ણુ પણ ભોજન કરતા નથી, કારણ કે ('સદા પરસ્પર સાથે રહેનારાં, સુંદર ગતિવાળાં, સમાન નામવાળાં બે પક્ષીઓ એક જ વૃક્ષને આશ્રયે રહેલાં છે. તેમાંનું એક, વૃક્ષનાં સ્વાદિષ્ઠ ફળોને ભોગવે છે તથા) બીજો તેને ન ભોગવતો (ઈશ્વર) જોતો રહે છે.' (ઋ.૧/૧૬૪/૨૦) (શ્વેતા.૪/૬) (મુંડક.૩/૧) એમ શ્રુતિ છે.

विष्णोः कलाऽसीत्यत्र हेतुः—तव च कर्णौ विष्णोरिवानिमिषोन्मकरौ। अनिमिषौ रत्ननेत्रत्वेन निमेषशून्यावुल्लसन्तौ मकरौ तदाकारे कुण्डले ययोस्तौ।

ભગવાન વિષ્ણુનો અંશ છે, તે માટે અહીં કારણ આપે છે – વળી, તમારા બંને કર્ણો ભગવાન વિષ્ણુની જેમ **'अनिमिषोन्मकरौ'** અપલક રત્નરૂપી નેત્ર હોવાથી સ્થિર ચળકતા બે મગરો છે, તેવા આકારનાં બે કુંડળો જેમાં છે તે બંને કર્ણો.

किंच तव मुखं सरइत् सर इव। तदेवाह। उद्विग्नं चञ्चलं मीनयुगलमिव नेत्रद्वयं यस्मिन्। द्विजा दन्तास्तेषां पङ्क्त्या शोचिः शोभा यस्मिन्। सरसि तु द्विजा राजहंसाः। आसन्नो भृङ्गनिकर इव केशस्तोमः परिमललुब्ध–भृङ्गस्तोमो वा यस्मिन्॥ १३॥

વળી, તમારું મુખ **'सरइत्'** સરોવર જેવું છે. તે સરોવરનું જ વર્ણન કરે છે. **'उद्विग्नम्'** ચંચળ મત્સ્યોનું જોડું હોય તેવાં બે નેત્રો છે જેમાં, **'द्विजाः'** દંતો, તેમની હારમાળાથી **'शोचिः'** શોભા થઈ છે જેમાં, સરોવરોમાં તો **'द्विजाः'** એટલે રાજહંસો (તેમની હારમાળાથી શોભા થઈ છે જે સરોવરમાં), સમીપમાં જ ભ્રમરવૃંદ જેવા કેશના ગુચ્છા અથવા પરિમલથી લોભાયેલું ભ્રમરવૃંદ છે જેમાં ॥૧૩॥

**योऽसौ त्वया करसरोजहतः पतङ्गो**
**दिक्षु भ्रमन्भ्रमत एजयतेऽक्षिणी मे।**
**मुक्तं न ते स्मरसि वक्रजटावरूथं**
**कष्टोऽनिलो हरति लम्पट एष नीवीम्॥ १४**

તમારાં કરકમળોથી ઉડાડવામાં આવેલો જે આ દડો છે તે દિશા-વિદિશાઓમાં ભમતો ભ્રમિત ચિત્તવાળા એવા મારાં બંને નયનોને ચંચળ કરે છે. તમારા છૂટી ગયેલા વાંકડા કેશકલાપને કેમ સમારતા નથી? ધૂર્ત અને લંપટ એવો આ વાયુ તમારા અધોવસ્ત્રને ઉડાડે છે તે તમારા ધ્યાનમાં નથી શું? ॥ ૧૪ ॥

पतङ्गः कन्दुको भ्रमतो भ्रमच्चित्तस्य मेऽक्षिणी एजयते चञ्चलतां नयति। वक्रकेशसमूहं मुक्त-बन्धनं न स्मरसि न संभावयसि किम्। कष्टो धूर्तोऽनिलो नीवीं हरत्येतन्न स्मरसि किम्॥ १४॥

**'पतङ्गः'** દડો **'भ्रमतः'** ભ્રમિત ચિત્તવાળા એવા મારાં બંને નેત્રોને **'एजयते'** ચંચળ કરે છે. વાંકો કેશકલાપ બંધનથી મુક્ત થયો છે તેને **'न स्मरसि'** સમારતા કેમ નથી ? **'कष्टः'** ધૂર્ત એવો વાયુ અધોવસ્ત્રને ઉડાડે છે તે તમારા ધ્યાનમાં નથી શું? ॥ ૧૪ ॥

**रूपं तपोधन तपश्चरतां तपोघ्नं**
**ह्येतत्तु केन तपसा भवतोपलब्धम्।**
**चर्तुं तपोऽर्हसि मया सह मित्र मह्यं**
**किं वा प्रसीदति स वै भवभावनो मे॥ १५**

હે તપોધન, તપશ્ચર્યા કરનારાઓના તપનો નાશ કરનારું આ રૂપ તમે કયા તપથી પ્રાપ્ત કર્યું છે ? હે મારા મિત્ર, મારી સાથે તપ કરવા માટે તમે યોગ્ય છો! કે પછી વિશ્વનો વિસ્તાર કરનારા તે બ્રહ્માજી જ મારા ઉપર પ્રસન્ન થયા છે? ॥ ૧૫ ॥

उपलब्धं प्राप्तम्। मह्यं मम, हे मम मित्र, मया सह तपश्चर्तुमर्हसि। किंच स वै भवभावनः संसृतिविस्तारको ब्रह्मा मे प्रसीदति, त्वां भार्यां कल्पयतीत्यर्थः॥ १५॥

**'उपलब्धम्'** પ્રાપ્ત કર્યું છે? **'मह्यम्'** મારા– હે મારા મિત્ર, મારી સાથે તપ કરવા માટે તમે યોગ્ય છો કે પછી તે **'भवभावनः'** સંસારનો વિસ્તાર કરનારા બ્રહ્માજી જ મારા પર પ્રસન્ન થયા છે! કે જેથી તમને મારી ભાર્યા તરીકે રચ્યાં છે? એમ અર્થ છે. ॥ ૧૫ ॥

**न त्वां त्यजामि दयितं द्विजदेवदत्तं**
**यस्मिन्मनो दृगपि नो न वियाति लग्नम्।**
**मां चारुशृङ्ग्यर्हसि नेतुमनुव्रतं ते**
**चित्तं यतः प्रतिसरन्तु शिवाः सचिव्यः॥ १६**

હે ચારુશૃંગી, બ્રાહ્મણોના દેવ બ્રહ્માજીના દીધેલા, પ્રિય એવા તમને હું નહીં છોડું કે જેનામાં લાગી ગયેલાં અમારાં મન અને નયન દૂર ખસતાં નથી. તમારે અધીન એવા મને તમારું ચિત્ત જ્યાં હોય ત્યાં લઈ જવા તમે યોગ્ય છો. તમારી સખીઓ (પણ) અનુકૂળ હોઈ તમે મને અનુસરો. ॥ ૧૬ ॥

द्विजदेवेन ब्रह्मणा दत्तम्। दृक् मनश्च लग्नं सन्नापयाति। हे चारुशृङ्गि, यतस्ते चित्तं तत्र मां त्वदधीनं नेतुमर्हसि। सचिव्यस्तव सख्योऽपि शिवा अनुकूलाः सत्यो मां प्रतिसरन्त्वनुवर्तन्ताम्। यद्वा एतावत्पर्यन्तं मे याः सचिव्यः सख्यः शिवाः फेरवस्ताः प्रतिसरन्तु निर्यान्तु, यद्वा वनवासे सहचर्यो हरिण्यः शिवाः प्रतिसरन्तु प्रदक्षिणं गच्छन्तु॥ १६॥

**'द्विजदेवेन'** બ્રાહ્મણોના દેવ બ્રહ્માજી દ્વારા અપાયેલા– દૃષ્ટિ અને મન ચોંટી ગયાં છે તે ખસતાં નથી. હે મનોહર સ્તનવાળી, તારું ચિત્ત જ્યાં હોય ત્યાં તારે અધીન એવા મને તું લઈ જવા યોગ્ય છે. **'सचिव्यः'** તારી સખીઓ પણ **'शिवाः'** અનુકૂળ હોઈ મને **'प्रतिसरन्तु'** અનુસરો! અથવા અત્યાર સુધી મારી જે સખીઓ **'सचिव्यः'** છે તે **'शिवाः'** શિયાળવીઓ **'प्रतिसरन्तु'** પાછી ફરો, અથવા વનવાસમાં સાથે ફરનારી હરિણીઓ, શિયાળવીઓ **'प्रतिसरन्तु'** પ્રદક્ષિણા કરો. ॥ ૧૬ ॥

**श्रीशुक उवाच**

**इति ललनानुनयातिविशारदो ग्राम्य-वैदग्ध्यया परिभाषया तां विबुधवधूं विबुध-मतिरधि सभाजयामास॥ १७॥**

**શ્રીશુકદેવજી બોલ્યા** – આ પ્રમાણે સ્ત્રીઓને પ્રસન્ન કરવામાં અતિકુશળ અને અતિ નિપુણ બુદ્ધિવાળા રાજા આગ્નીધ્રે રતિચાતુર્યમયી (મધુર) વાણીથી તે દેવાંગનાને બહુમાનપૂર્વક અનુકૂળ કરી. ॥ ૧૭ ॥

ग्राम्येषु वैदग्ध्यं यस्यास्तया परिभाषया वाचा। सभाजयामास पूजयामास। संमुखीचकारेत्यर्थः ॥ १७॥

વિષયભોગમાં ચાતુર્ય છે જેનું તેવી **'परिभाषया'** વાણીથી, **'सभाजयामास'** આદર કર્યો, અનુકૂળ બનાવી, એમ અર્થ છે. ॥ ૧૭ ॥

**सा च ततस्तस्य वीरयूथपतेर्बुद्धिशील-रूपवयःश्रियौदार्येण पराक्षिप्तमनास्तेन सहायुतायुतपरिवत्सरोपलक्षणं कालं जम्बूद्वीपपतिना भौमस्वर्गभोगान्बुभुजे॥ १८॥**

ત્યાર પછી તે અપ્સરા પૂર્વચિત્તિ વીર પુરુષોના નાયક આગ્નીધ્ર રાજાની બુદ્ધિ, સ્વભાવ, રૂપ, વયની સુંદરતા તથા ઉદારતાથી મોહિત થઈ તેમ જ જમ્બૂદ્વીપના સ્વામી એવા તેમની સાથે હજારો વર્ષના સમય સુધી પૃથ્વીના તેમ જ સ્વર્ગના ભોગો ભોગવવા લાગી. ॥ ૧૮ ॥

बुद्ध्यादीनां द्वन्द्वैक्यम्॥ १८॥

'બુદ્ધિ વગેરેનું' સમાહાર દ્વન્દ્વસમાસમાં એકવચન છે, તેથી તૃતીયા બ.વ.ને બદલે **'श्रिया'** તૃતીયા એ.વ. છે. ॥ ૧૮ ॥

**तस्यामु ह वा आत्मजान्स राजवर आग्नीध्रो नाभिकिंपुरुषहरिवर्षेलावृतरम्यक-हिरण्मयकुरुभद्राश्वकेतुमालसंज्ञान्नव पुत्रा-नजनयत्॥ १९॥ १९॥**

તે નૃપશ્રેષ્ઠ રાજા આગ્નીધ્રે તે અપ્સરામાં નાભિ, કિમ્પુરુષ, હરિવર્ષ, ઈલાવૃત, રમ્યક, હિરણ્મય, કુરુ, ભદ્રાશ્વ, કેતુમાલ– નામના નવ પુત્રો ઉત્પન્ન કર્યા. ॥ ૧૯ ॥ ૧૯ ॥

**सा सूत्वाऽथ सुतान्नवानुवत्सरं गृह एवापहाय पूर्वचित्तिर्भूय एवाजं देवमुपतस्थे॥ २०॥**

सूत्वा प्रसूय। उपतस्थेऽभजत्॥ २०॥

આ રીતે તે અપ્સરા પૂર્વચિત્તિ પ્રતિ વર્ષ (એક, એમ) નવ પુત્રોને જન્મ આપી, તેઓને રાજાના મહેલમાં જ છોડીને ફરી પાછી બ્રહ્મદેવની સેવા કરવા લાગી. ॥ ૨૦ ॥

**'सूत्वा'** જન્મ આપીને– **'उपतस्थे'** સેવા કરી. ॥ ૨૦ ॥

**आग्नीध्रसुतास्ते मातुरनुग्रहादौत्पत्तिकेनैव संहननबलोपेताः पित्रा विभक्ता आत्मतुल्यनामानि यथाभागं जम्बूद्वीपवर्षाणि बुभुजुः॥ २१॥**

औत्पत्तिकेनैव स्वभावेन। संहननं दृढाङ्गत्वम्॥ २१॥

આગ્નીધ્ર રાજાના તે પુત્રો માતા પૂર્વચિત્તિના અનુગ્રહથી સ્વાભાવિક રીતે જ મજબૂત અને બળવાન શરીરવાળા (થયા). પિતા દ્વારા પૃથક્ પૃથક્ ભૂમિના વિભાગ કરીને રાજ્યમાં સ્થાપિત કરેલા પુત્રો ભાગ પ્રમાણે વહેંચી આપવામાં આવેલા તેમના સમાન નામવાળા જમ્બૂદ્વીપના ખંડોને ભોગવવા લાગ્યા. ॥ ૨૧ ॥

**'औत्पत्तिकेन'** સ્વાભાવિક રીતે જ **'संहननम्'** મજબૂત શારીરિક સૌષ્ઠવ ॥ ૨૧ ॥

**आग्नीध्रो राजाऽतृप्तः कामानामप्सरसमेवानुदिनमधिमन्यमानस्तस्याः सलोकतां श्रुतिभिरवारुन्ध यत्र पितरो मादयन्ते॥ २२॥**

कामानां भोगैः। अध्यधिकं मन्यमानः। श्रुतिभिर्वेदोक्तैः कर्मभिः। अवारुन्ध प्राप। मादयन्ते मोदन्ते॥ २२॥

વિષયોના ભોગોથી અતૃપ્ત એવો રાજા આગ્નીધ્ર, દિવસે દિવસે અપ્સરાની જ અત્યંત કામના કરતો હોઈ, વેદોક્ત કર્મો વડે તે અપ્સરાના લોકને જ પામ્યો, જ્યાં પિતૃઓ આનંદ કરે છે. ॥ ૨૨ ॥

વિષયોના ભોગોથી (અતૃપ્ત તથા) **'अधि'** અપ્સરાની જ અત્યંત કામના કરતો રાજા **'श्रुतिभिः'** વેદોક્ત કર્મો વડે **'अवारुन्ध'** (પિતૃલોકને) પ્રાપ્ત થયો– **'मादयन्ते'** આનંદ કરે છે. ॥ ૨૨ ॥

**संपरेते पितरि नव भ्रातरो मेरुदुहितॄर्मेरुदेवीं प्रतिरूपामुग्रदंष्ट्रीं लतां रम्यां श्यामां नारीं भद्रां देववीतिमितिसंज्ञा नवोदवहन्॥ २३॥**

इत्येवंभूताः संज्ञा यासां ताः परिणीतवन्तः॥ २३॥

પિતા આગ્નીધ્ર પરલોકમાં સિધાવ્યા પછી (તેના પુત્રો) નવ ભાઈઓ મેરુદેવી, પ્રતિરૂપા, ઉગ્રદંષ્ટ્રી, લતા, રમ્યા, શ્યામા, નારી, ભદ્રા, દેવવીતિ– એવાં નામવાળી, મેરુની નવ પુત્રીઓને પરણ્યા. ॥ ૨૩ ॥

આમ, આવાં નામો છે જેમનાં, તેમને પરણ્યા. ॥ ૨૩ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां पञ्चमस्कन्धे द्वितीयोऽध्याय॥ २॥

इति श्रीमद्भागवते महापुराणे पञ्चमस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां द्वितीयोऽध्यायः॥ २॥

*****

# अथ तृतीयोऽध्यायः

## રાજા નાભિનું ચરિત્ર

तृतीये चरितं नाभेः परं मङ्गलमीर्यते।
यस्य यज्ञे प्रतीतः सन्पुत्रोऽभूदृषभो हरिः॥ १

ત્રીજા અધ્યાયમાં નાભિરાજાનું પરમ મંગળ ચરિત્ર વર્ણવવામાં આવ્યું છે, કે જેમના યજ્ઞમાં પ્રકટ થયેલા ભગવાન શ્રીહરિ (નાભિરાજાને ત્યાં) ઋષભદેવ (નામના) પુત્ર થયા હતા. ॥ ૧ ॥

श्रीशुक उवाच

**नाभिरपत्यकामोऽप्रजया मेरुदेव्या भगवन्तं यज्ञपुरुषमवहितात्माऽयजत॥ १॥**

**શ્રીશુકદેવજી બોલ્યા** – સંતાનની ઈચ્છાવાળા નાભિરાજાએ પ્રજારહિત ભાર્યા મેરુદેવી સાથે ભગવાન યજ્ઞપુરુષનું એકાગ્રચિત્તે યજન કર્યું. ॥ ૧ ॥

नाभिराग्नीध्रसुतः। अपुत्रया मेरुदेव्या भार्यया सह॥ १॥

**'नाभिः'** રાજા આગ્નીધ્રના પુત્ર નાભિરાજા– પ્રજારહિત **'मेरुदेव्या'** ભાર્યા મેરુદેવી સાથે ॥ ૧ ॥

**तस्य ह वाव श्रद्धया विशुद्धभावेन यजतः प्रवर्ग्येषु प्रचरत्सु द्रव्यदेशकालमन्त्रर्त्विग्दक्षिणाविधानयोगोपपत्त्या दुरधिगमोऽपि भगवान् भागवतवात्सल्यतया सुप्रतीक आत्मानमपराजितं निजजनाभिप्रेतार्थविधित्सया गृहीतहृदयो हृदयंगमं मनोनयनानन्दनावयवाभिराममाविश्चकार॥ २॥**

શ્રદ્ધાપૂર્વક વિશુદ્ધભાવથી યજ્ઞ કરતા તે નાભિરાજાની આગળ 'પ્રવર્ગ્ય'* નામનાં યજ્ઞકર્મોનું અનુષ્ઠાન થઈ રહ્યું હતું ત્યારે દ્રવ્ય, દેશ, કાળ, મંત્ર, ઋત્વિજ, દક્ષિણા તથા વિધિ (યજ્ઞનાં આ સાત) સાધનોની સંપત્તિથી પણ દુષ્પ્રાપ્ય હોવા છતાં પોતાના ભક્તજનોના અભીષ્ટ મનોરથ પૂર્ણ કરવાની ઈચ્છાથી જેમનું ચિત્ત આકૃષ્ટ થયું છે તેવા શોભાયમાન શ્રીઅંગોવાળા ભગવાને ભક્ત ઉપરના વાત્સલ્યને કારણે, મન અને નયનોને આનંદ આપનારા અવયવોથી અભિરામ, પરમસ્વતંત્ર તથા પરમાનંદજનક એવા પોતાના સ્વરૂપને પ્રકટ કર્યું. ॥ ૨ ॥

प्रवर्ग्यसंज्ञकेषु कर्मसु क्रियमाणेषु द्रव्यादयः सप्त ये योगा उपायास्तेषामुपपत्त्या संपत्त्या दुरधिगमो दुष्प्रापोऽपि भागवतेषु कृपालुतया सुप्रतीकः शोभनावयवः सन्नात्मानमाविश्चकार।

પ્રવર્ગ્ય નામનાં યજ્ઞકર્મોનું અનુષ્ઠાન થઈ રહ્યું હતું ત્યારે દ્રવ્ય વગેરે જે સાત **'योगाः'** સાધનો છે, તેમની **'उपपत्त्या'** સંપત્તિથી **'दुरधिगमः'** દુષ્પ્રાપ્ય હોવા છતાં ભક્તજનો ઉપર કૃપાળુ હોવાને કારણે **'सुप्रतीकः'** શોભાયમાન શ્રીઅંગોવાળા ભગવાને પોતાના સ્વરૂપને પ્રકટ કર્યું.

* પ્રવર્ગ્ય– સોમયાગનો એક પ્રારંભિક વિધિ કે જેમાં તાજું દૂધ ગરમ કરેલા વાસણમાં અથવા ઊકળતા ઘીમાં રેડવામાં આવે છે. (શતપથ બ્રાહ્મણ ૧૪/૧/૨/૧૯)

अपराजितं स्वतन्त्रम्। निजभक्तानां येऽभिप्रेतार्थास्तेषां विधित्सया गृहीतमाकृष्टं हृदयं चित्तं यस्य। हृदयंगमं सुखकरम्। यतो मनोनयनान्यानन्दयन्ति येऽवयवास्तैरभिरामं सुन्दरम्॥ २॥

**'अपराजितम्'** સ્વતંત્ર સ્વરૂપને (**'अपराजितम्-अकर्मवश्यम्'-भ.मनो** કર્મોને અધીન ન હોય તેવા અપરતન્ત્ર સ્વરૂપને)– પોતાના ભક્તોના જે અભીષ્ટ મનોરથો છે તેમને પૂર્ણ કરવાની ઈચ્છાથી **'गृहीतम्'** આકૃષ્ટ થયું છે **'हृदयम्'** ચિત્ત જેમનું, **'हृदयंगमम्'** પરમાનંદજનક એવા સ્વરૂપને, કારણ કે જે મન અને નયનોને આનંદ આપે તેવા અવયવો છે. તેવા અવયવોથી **'अभिरामम्'** સુંદર એવા સ્વરૂપને ॥ ૨ ॥

**अथ ह तमाविष्कृतभुजयुगलद्वयं हिरणमयं पुरुषविशेषं कपिशकौशेयाम्बरधरमुरसि विलसच्छ्रीवत्सललामं दरवरवनरुहवनमाला-ऽच्छूर्यमृतमणिगदादिभिरुपलक्षितं स्फुट-किरणप्रवरमुकुटकुण्डलकटककटिसूत्र-हारकेयूरनूपुराद्यङ्गभूषणविभूषितमृत्विक्-सदस्यगृहपतयोऽधना इवोत्तमधनमुपलभ्य सबहुमानमर्हणेनावनतशीर्षाण उपतस्थुः ॥ ३ ॥**

(ભગવાનના પ્રાકટ્ય) પછી ઋત્વિજો, સભાસદો અને ગૃહસ્વામી યજમાન રાજા નાભિ તે પ્રકટ થયેલા ચતુર્ભુજ, રેશમી પીતામ્બરધારી, વક્ષઃસ્થળમાં શોભતા શ્રીવત્સચિહ્નવાળા, ઉત્તમ શંખ, પદ્મ, વનમાળા, ચક્ર, કૌસ્તુભમણિ, ગદા વગેરેથી યુક્ત, ઝળહળતાં કિરણોવાળાં શ્રેષ્ઠ મુકુટ, કુંડળો, કડાં, કંદોરો, હાર, બાજુબંધ, ઝાંઝર વગેરે શ્રીઅંગોનાં આભૂષણોથી વિભૂષિત, (અપ્રાકૃત) જ્યોતિર્મય પુરુષોત્તમને, જેમ નિર્ધન મનુષ્યો શ્રેષ્ઠ ધન પામે તેમ (પ્રત્યક્ષ) પામીને નતમસ્તક થઈ અત્યંત આદરપૂર્વક અર્ઘ્યસહિત સ્તુતિ કરવા લાગ્યા. ॥ ૩ ॥

अथ हेत्यादिनिपातबाहुल्यं वाक्यालंकाराय। आविष्कृतं भुजानां युगलद्वयं चतुष्टयं येन। हिरणमयं तेजोमयम्। पुरुषेषु विशिष्यत इति तथा पुरुषोत्तममित्यर्थः। अर्हणेनार्घ्येण सहोपतस्थु-रभजन्नित्यन्वयः। विलसन् श्रीवत्स एव ललामं चिह्नं यस्य। दरवरः शङ्खश्रेष्ठः वनरुहं पद्मम्, अच्छूरि चक्रम्, अमृतमणिः कौस्तुभः, एवमादि-

**'अथ' 'ह'** વગેરે અવ્યયોની અધિકતા વાક્યને અલંકૃત કરવા માટે છે. પ્રકટ કર્યાં છે ભુજાઓનાં બે યુગલો અર્થાત્ ચાર ભુજાઓ જેમણે– **'हिरणमयम्'** તેજોમય, **'पुरुषविशेषम्'** પુરુષોમાં વિશિષ્ટ એવા (ક્ષર-અક્ષરથી અતીત) પ્રકટ થયેલા પુરુષોત્તમની, એમ અર્થ છે. **'अर्हणेन'** અર્ઘ્ય સહિત **'उपतस्थुः'** સ્તુતિ કરી, એમ અન્વય છે. શોભતું શ્રીવત્સ એ જ **'ललामम्'** ચિહ્ન છે જેમનું. **'दरवरः'** ઉત્તમ શંખ, **'वनरुहम्'** પદ્મ, **'अच्छूरि'** ચક્ર (**अत्ति इति अत्, शूरीणाम् अत् अच्छूरि** અર્થાત્ શૂરવીરોનો વિનાશ કરે છે તે સુદર્શન ચક્ર– વં.) **'अमृतमणिः'** (अमृतेन सहोद्भूतो मणिरमृतमणिर्मध्यमपदलोपी समासः-वं.) કૌસ્તુભમણિ. એ જ રીતે ગદા વગેરેથી યુક્ત એવા

भिरुपलक्षितम्। स्फुटकिरणा ये प्रवरा मणयस्तन्मयानि यानि मुकुटादीन्यङ्गानां भूषणानि तैर्विभूषितम्। बहुमाने दृष्टान्तः—अधना इवोत्तमधनं निधिम्॥ ३॥

સ્વરૂપને), ઝળહળતાં કિરણોવાળા જે શ્રેષ્ઠ મણિઓ છે, તેમનાથી યુક્ત મુકુટ વગેરે શ્રીઅંગના જે જે અલંકારો છે, તેમનાથી વિભૂષિત સ્વરૂપને– અત્યંત આદરપૂર્વક સત્કાર કરવા માટે દૃષ્ટાન્ત આપે છે– નિર્ધન મનુષ્યો જેમ **'उत्तमधनम्'** ખજાનો પામે તેમ (ભગવાનને પામીને) ॥ ૩ ॥

अर्हसीत्यादिना निगदेन स्तुवन्ति।

**'अर्हसि'** વગેરે વડે ઋત્વિજો ગદ્યાત્મક સ્તોત્રથી સ્તુતિ કરે છે.

**ऋत्विज ऊचुः**

**अर्हसि मुहुरर्हत्तमार्हणमस्माकमनुपथानां नमो नम इत्येतावत्सदुपशिक्षितं कोऽर्हति पुमान्प्रकृतिगुणव्यतिकरमतिरनीश ईश्वरस्य परस्य प्रकृतिपुरुषयोरर्वाक्तनाभिर्नामरूपाकृतिभी रूपनिरूपणम्॥ ४॥**

**ઋત્વિજો બોલ્યા** – હે પૂજ્યતમ, આપને માર્ગે ચાલનારા એવા અમારી પૂજા આપ વારંવાર સ્વીકારવા યોગ્ય છો. 'ભગવાનને વારંવાર નમસ્કાર કરવા' એટલું જ અમને તો સત્પુરુષો દ્વારા શીખવવામાં આવ્યું છે. પ્રકૃતિના ગુણોના પ્રપંચમાં જ જેની મતિ ફસાયેલી છે તેવો કયો અસમર્થ મનુષ્ય, આપનો સ્પર્શ પણ ન કરનારાં અને પ્રપંચની અંદર જ સમાયેલાં નામ, રૂપ અને આકાર દ્વારા પ્રકૃતિ અને પુરુષથી પર એવા ઈશ્વરના સ્વરૂપનું વર્ણન કરવા માટે યોગ્ય છે? ॥ ૪ ॥

हे अर्हत्तम, परिपूर्णोऽपि त्वमनुपथानां भृत्यानामस्माकमर्हणं मुहुः स्वयमेव स्वीकर्तुमर्हसि। न तु वयं स्तोतुं शक्ता इत्याहुः।

હે પૂજ્યતમ, આપ પરિપૂર્ણ છો, છતાં પણ **'अनुपथानाम्'** આપને માર્ગે ચાલનારા આપના દાસજનો એવા અમારી પૂજાને વારંવાર આપ જ સ્વીકારવા યોગ્ય છો. અમે તો આપની સ્તુતિ કરવાને અસમર્થ છીએ, એમ કહે છે. (આપની કૃપાળુતાને કારણે જ આપ પૂજા સ્વીકારો છો.)

नमो नम इत्येतावदेवास्माकं सद्भिरुपशिक्षितम्। त्वद्रूपस्य दुर्ज्ञेयत्वात्। तदेवाहुः—कोऽर्हतीति।

'વારંવાર નમસ્કાર કરવા' એટલું જ અમને તો સત્પુરુષો દ્વારા શીખવવામાં આવ્યું છે; કારણ કે આપનું સ્વરૂપ દુર્જ્ઞેય છે. તેનું વર્ણન કરવા માટે કોણ સમર્થ છે, તે જ કહે છે.

प्रकृतिगुणानां व्यतिकरः प्रपञ्चस्तस्मिन्नेव मतिर्यस्यात एवानीशः। प्रकृतिपुरुषयोः परस्यात एवेश्वरस्यार्वाक्तनाभिस्त्वामस्पृशन्तीभिः प्रपञ्चा-

પ્રકૃતિના ગુણોનો **'व्यतिकरः'** પ્રપંચ, તેમાં જ જેની બુદ્ધિ રહેલી છે અને તેથી જ તે અસમર્થ છે. પ્રકૃતિ અને પુરુષથી પર અને આથી જ ઈશ્વર એવા આપનાં, **'अर्वाक्तनाभिः'** આપનો સ્પર્શ પણ ન

न्तर्गताभिर्नाम च रूपं चाकृतिश्चाकारस्ताभिस्तव रूपनिरूपणं कर्तुं को नाम पुमानर्हति ॥ ४ ॥

કરનારાં તથા પ્રપંચની અંદર જ સમાઈ જનારાં (પ્રકૃતિનાં ગુણ અને કાર્યભૂત) નામ, રૂપ અને **'आकृतिः'** આકાર, તે સર્વ દ્વારા આપના સ્વરૂપનું વર્ણન કરવા માટે કયો મનુષ્ય યોગ્ય છે? ॥ ૪ ॥

**सकलजननिकायवृजिननिरसनशिवतम-प्रवरगुणगणैकदेशकथनादृते ॥ ५ ॥**

સમગ્ર જીવસમૂહના પાપ દૂર કરનારા આપના પરમ મંગળ ઉત્તમ ગુણસમૂહનાં માત્ર અમુક એક ભાગના વર્ણન સિવાય અધિકનું વર્ણન કરવા કોઈ યોગ્ય નથી. ॥ ૫ ॥

स ह्येतन्मात्रमेवार्हति नाधिकमित्याहुः। सकलजननिकायस्य वृजिनं निरस्यन्तीति तथा शिवतमाः प्रवराश्च ये गुणगणास्तेषामेकदेशस्तस्य कथनाद्विनाधिकं नार्हति ॥ ५ ॥

'તે મનુષ્ય, આટલી (અમુક ભાગ વર્ણવવાની) જ યોગ્યતા ધરાવે છે, અધિક નહીં, એમ (ઋત્વિજો) કહે છે. સકળ જનસમૂહનાં દુઃખને દૂર કરે તેવા અને પરમ મંગળમય જે શ્રેષ્ઠ ગૂણસૂમહો છે તેમના એક ભાગના વર્ણન સિવાય અધિકનું વર્ણન કરવાને યોગ્ય નથી. ॥ ૫ ॥

वाङ्मनसाऽगोचरोऽपि त्वं भक्तानां सुखाराध्य एवेत्याहुः।

વાણી અને મનથી જાણી ન શકાય તેવા હોવા છતાં પણ આપ ભક્તોને માટે સુખપૂર્વક આરાધના કરવા જ યોગ્ય છો, એમ તેઓ કહે છે.

**परिजनानुरागविरचितशबलसंशब्दसलिल-सितकिसलयतुलसिकादूर्वाङ्कुरैरपि संभृतया सपर्यया किल परम परितुष्यसि ॥ ६ ॥**

હે પરમ, ભક્તજનોએ અનુરાગપૂર્વક કરેલી સ્ખલિત (ગદ્ગદ) શબ્દોવાળી સ્તુતિઓ, જળ, શુદ્ધ પર્ણો, તુલસી તથા દૂર્વાંકુરોથી પણ સંપાદિત કરેલી પૂજાથી આપ ખરેખર, અત્યંત પ્રસન્ન થઈ જાઓ છો! ॥ ૬ ॥

हे परम, परिजनैरनुरागेण विरचिता ये शबलसंशब्दा गद्गदाक्षरस्तुतयः सलिलं च सितकिसलयाश्च शुद्धपल्लवाः। शिलेति पाठे शिलं कुशादिमञ्जरी। एवमादिभिः संभृतया संपादितया पूजया परितुष्यसि ॥ ६ ॥

હે પરમ, ભક્તજનો દ્વારા પ્રેમપૂર્વક કરવામાં આવેલી જે **'शबलसंशब्दाः'** ગદ્ગદ્ અક્ષરોવાળી સ્તુતિઓ, જળ તથા **'सितकिसलयाः'** શુદ્ધ પર્ણો, **'शिलकिसलयाः'** એમ પાઠમાં **'शिलम्'** કુશાદિની મંજરી– એવી સામગ્રીઓ વગેરે દ્વારા **'सम्भृतया'** સંપાદિત કરેલી પૂજાથી આપ પરમ પ્રસન્નતાને પામો છો! ॥ ૬ ॥

**सि.प्र.—**

'पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति।
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥'
इति श्रीमुखवचनमत्रानुसन्धेयम्।

'જે કોઈ મને ભક્તિપૂર્વક પત્ર, પુષ્પ, ફળ, જળ આપે છે તે નિયત ચિત્તવાળા ભક્તનાં ભાવપૂર્વક આણેલાં તે સર્વને હું અંગીકાર કરું છું.' (ગીતા. ૯/૨૬) એ શ્રીમુખના વચનનું અહીં અનુસંધાન કરવા યોગ્ય છે.

**अथानयापि न भवत इज्ययोरुभारभरया समुचितमर्थमिहोपलभामहे ॥ ७ ॥**

અથેતિ પ્રકારાન્તરે। અન્યથા ત્વનયેજ્યયા યાગેનાપ્યુરુભારભરયાનેકાઙ્ગસમૃદ્ધયાપિ ભવતઃ સમુચિતમપેક્ષિતં પ્રયોજનં નૈવ પશ્યામઃ ॥ ७ ॥

पुष्कળ પૂજનસામગ્રીથી ભરપૂર એવી આ યજ્ઞરૂપ પૂજા દ્વારા અન્ય કોઈ પણ રીતે (અનુરાગ સિવાય) અહીં આપને અપેક્ષિત એવું પ્રયોજન અમે જોતા નથી. ॥ ૭ ॥

'**अथ**' બીજી કોઈ રીતે (અનુરાગ સિવાય) આ '**इज्यया**' યજ્ઞરૂપ પૂજાથી '**उरुभारभरया**' અનેક સામગ્રીથી સમૃદ્ધ એવી પૂજાથી પણ આપનું '**समुचितम्**' અપેક્ષિત '**अर्थम्**' પ્રયોજન અમે જોતા જ નથી.॥ ૭ ॥

अत्र हेतुः—

(આપનું કોઈ પ્રયોજન સિદ્ધ થતું નથી, તે માટે) અહીં કારણ આપે છે.

**आत्मन एवानुसवनमञ्जसाऽव्यतिरेकेण बोभूयमानाशेषपुरुषार्थस्वरूपस्य किंतु नाथाशिष आशासानानामेतदभिसंराधनमात्रं भवितुमर्हति ॥ ८ ॥**

हे નાથ, આપનામાંથી (સ્વતઃ) જ સર્વદા સાક્ષાત્ નિરંતર અતિશય પ્રકટ થતા સમગ્ર પુરુષાર્થો જ આપ પરમાનંદનું સ્વરૂપ છે. (યાગાદિથી આપનું કોઈ પ્રયોજન સિદ્ધ થતું નથી.) પરંતુ કામનાઓની આશા રાખનારાઓ એવા અમારે માટે જ આપના આ આરાધનરૂપે (યાગાદિ ઉપયોગી) થવા યોગ્ય છે.॥ ૮ ॥

आत्मनः स्वत एवानुसवनं सर्वदाऽञ्जसा साक्षादव्यतिरेकेण समन्वयेन बोभूयमाना अतिशयेन भवन्तो येऽशेषाः पुरुषार्थास्ते स्वरूपं यस्य परमानन्दस्य। न चैवं सत्यपि यागानर्थक्यमित्याहुः—किंत्विति। सकामानामस्माकमेवैतदुपपद्यते न तवेत्यर्थः ॥ ८ ॥

'**आत्मनः**' આપનામાંથી (સ્વતઃ) જ '**अनुसवनम्**' સર્વદા '**अञ्जसा**' સાક્ષાત્ '**अव्यतिरेकेण**' નિરંતર, અવિચ્છિન્નપણે '**बोभूयमानाः**' અતિશય પ્રકટ થતા જે સમગ્ર પુરુષાર્થો છે, તે આપનું સ્વરૂપ છે, જે પરમાનંદ એવા આપનું સ્વરૂપ છે. એમ ન હોય તો પછી યાગાદિ નિરર્થક થાય, માટે (ઋત્વિજો) કહે છે – '**किं तु इति।**' સકામ એવા અમારે માટે જ એ યોગ્ય છે, આપને એ સર્વનું કાંઈ જ પ્રયોજન નથી, એમ અર્થ છે. ॥ ૮ ॥

स्वोपयोगमेव प्रदर्शयन्ति—**तद्यथेति**।

(આ યજ્ઞ-યાગાદિ) અમારા ઉપયોગ પૂરતા જ છે તે દર્શાવે છે – '**तत्-यथा इति।**'

**तद्यथा बालिशानां स्वयमात्मनः श्रेयः परमविदुषां परम परमपुरुष प्रकर्षकरुणया स्वमहिमानं चापवर्गाख्यमुपकल्पयिष्यन्स्वयं नापचित एवेतरवदिहोपलक्षितः ॥ ९ ॥**

તેથી જેવી રીતે પોતાના પરમ કલ્યાણને ન જાણતા અજ્ઞજનોની પાસે (પણ બોલાવ્યા વિના પણ તત્ત્વજ્ઞજનો કૃપાવશાત્ તેમનો ઉદ્ધાર કરવા આવે છે, તેવી જ રીતે) નિરુપાધિક કરુણાથી મોક્ષસંજ્ઞક પોતાનો મહિમા (તથા અભીષ્ટ કામનાઓને) પ્રદાન કરવા માટે, પોતે (પૂજાની અપેક્ષાથી રહિત હોવાથી) અપૂજિત એવા આપ અન્ય યજ્ઞપ્રેક્ષકોની જેમ અહીં પ્રત્યક્ષ થયા છો. ॥ ૯ ॥

परमेभ्योऽपि हे परमपुरुष, प्रकर्षयुक्तया करुणया। उपकल्पयिष्यन् संपादयिष्यन्। चकारात् कामितं च। नापचितोऽनपचितोऽपूजित एव पूजानपेक्षत्वात्स्वयमेवोपलक्षितो दृष्टोऽसि। इतरवत् सापेक्षवत्॥ ९॥

બ્રહ્માજી વગેરે પરમ પુરુષોથી પણ શ્રેષ્ઠ એવા હે પરમ શ્રેષ્ઠ પુરુષ! નિરુપાધિક કરુણાથી **'उपकल्पयिष्यन्'** પ્રદાન કરવા માટે, **'च'** કાર દ્વારા અભીષ્ટ વસ્તુનું પણ દાન કરવા માટે– **'न-अपचितः'** જેમની પૂજા ન થઈ શકે તેવા આપ અપૂજિત જ છો, કારણ કે આપને પૂજાની અપેક્ષા નથી (અને અમારામાં ભક્તિ નથી.– વં.) આપની જાતે જ **'उपलक्षितः'** આપ પ્રકટ થયા છો. **'इतरवत्'** અન્ય સાધારણ યજ્ઞપ્રેક્ષકોની જેમ (આપ દૃષ્ટિગોચર થયા છો.) ॥૯॥

**अथायमेव वरो ह्यर्हत्तम यर्हि बर्हिषि राजर्षेर्वरदर्षभो भवान्निजपुरुषेक्षणविषय आसीत्॥ १०॥**

તેથી હે પૂજ્યતમ, રાજર્ષિ નાભિના યજ્ઞમાં, વરદાન આપનારાઓમાં શ્રેષ્ઠ એવા આપ જ્યારે આપના ભક્તોનાં નેત્રોના વિષયરૂપ બન્યા છો, ત્યારે જ અમને આ વરદાન મળી ગયું છે. ॥૧૦॥

यद्यपि त्वं वरान्दातुमाविर्भूतोऽसि तथापि हे अर्हत्तम, राजर्षेर्बर्हिषि यज्ञे निजपुरुषाणां त्वद्भक्तानामस्माकमीक्षणविषयो भवान्। यर्हि यदा आसीत्तदा ह्ययमेव वरः संजातः॥ १०॥

જો કે આપ વરદાન આપવા માટે પ્રકટ થયા છો છતાં પણ હે પૂજ્યતમ, રાજર્ષિ નાભિના યજ્ઞમાં **'निज-पुरुषाणाम्'** આપના ભક્તો એવા અમને આપનાં દર્શન **'यर्हि'** જ્યારે થયાં છે ત્યારે જ અમને આ વરદાન મળી ગયું છે. ॥૧૦॥

दर्शनस्य दुर्लभतामाहुः।

ભગવાનનાં દર્શનનું દૌર્લભ્ય જણાવે છે.

**असङ्गनिशितज्ञानानलविधूताशेषमलानां भवत्स्वभावानामात्मारामाणां मुनीनामनवरत-परिगुणितगुणगणपरममङ्गलायनगुणगण-कथनोऽसि॥ ११॥**

(નિરંતર અભ્યાસપૂર્વક વર્ણન કરવામાં આવ્યો છે જેમના ગુણોનો સમૂહ તેવા) હે અનવરત પરિગુણિત ગુણગણ (ભગવાન)! વૈરાગ્યથી (પ્રજ્વલિત) થયેલા તીક્ષ્ણ જ્ઞાનાગ્નિ દ્વારા જેમના (અન્તઃકરણના રાગદ્વેષાદિ) સંપૂર્ણ મળ બળી ગયા છે અને તેથી જેમનો સ્વભાવ આપના જેવો છે તેવા મુનિઓને માટે પણ આપના ગુણસમૂહોની કથા જ પરમમંગળ પ્રતિ દોરી જનારી હોય છે. ॥૧૧॥

असङ्गेन वैराग्येण निशितं यज्ज्ञानं स एवानलस्तेन विधूता अशेषा मला येषाम्। अतो भवत इव स्वभावो येषाम्। तानेवाहुः। आत्मारामाणामेवंभूतानां मुनीनामपि परममङ्गलायनं

**'असङ्गेन'** વૈરાગ્યથી (પ્રજ્વલિત) થયેલું જે તીક્ષ્ણ જ્ઞાન છે તે જ અગ્નિ, તેનાથી દગ્ધ થયા છે સંપૂર્ણ મળ જેમના અને તેથી આપના જેવો સ્વભાવ છે જેમનો, તે મુનિઓનું જ વર્ણન કરે છે. આત્મામાં જ જેમનું રમણ છે એવા મુનિઓને માટે પણ આપના

गुणगणकथनमेव न तु दर्शनं यस्य। अतस्तैरनवरतं परिगुणिता अभ्यस्ता गुणगणा यस्येति संबोधनम्॥ ११॥

ગુણસમૂહની કથા જ પરમમંગળ પ્રતિ દોરી જનારી છે, પરંતુ દર્શન તો તેમને દુર્લભ છે. આથી તે મુનિઓ દ્વારા નિરંતર **'परिगुणिताः'** અભ્યાસપૂર્વક વર્ણન કરવામાં આવ્યા છે ગુણોના સમૂહો જેમના તેવા (હે ભગવાન), એમ સંબોધન છે. ॥ ૧૧ ॥

दर्शनेनैव कृतार्था अपि वरमेकं प्रार्थयन्ते—**अथेति।**

દર્શનથી જ કૃતાર્થ થયા હોવા છતાં પણ ઋત્વિજો એક વરની પ્રાર્થના કરે છે— **'अथ इति।'**

**अथ कथंचित्स्खलनक्षुत्पतनजृम्भण-दुरवस्थानादिषु विवशानां नः स्मरणाय ज्वरमरणदशायामपि सकलकश्मलनिरसनानि तव गुणकृतनामधेयानि वचनगोचराणि भवन्तु ॥ १२ ॥**

આથી અમે વર માગીએ છીએ કે અમે ઠેસ ખાઈએ, છીંક ખાઈએ, ગબડી પડીએ, બગાસું ખાઈએ, વિકટ પરિસ્થિતિ વગેરેમાં આવી પડીએ તે સમયે તેમ જ જ્વર અને મરણની દશામાં પણ આપનું સ્મરણ કરવા માટે વિવશ થઈ જઈએ ત્યારે આપનાં ગુણ અને લીલા વડે પ્રસિદ્ધ એવાં સમગ્ર પાપ દૂર કરનારાં નામો અમારી વાણીના વિષયરૂપ થાઓ! ॥ ૧૨ ॥

स्मरणाय विवशानां त्वां स्मर्तुमशक्तानां नः॥ १२॥

**'स्मरणाय विवशानाम्'** આપનું સ્મરણ કરવા માટે વિવશ એવા અમારા ઉચ્ચારણનો વિષય બનો! ॥ ૧૨ ॥

**बा.प्र.**—गुणकृतानि भगवान् भक्तवत्सलः दीनबन्धुरित्यादीनि उपलक्षणमेतत् जन्मकृतानि मत्स्यकूर्मवाराहनृसिंहहयग्रीववामनादीनि। कर्म-कृतानि गोवर्द्धनोद्धरणकंसनिकन्दनमधुसूदनादी-न्यपि ज्ञेयानि।

ભગવાનનાં ગુણદ્યોતક નામો– ભગવાન, ભક્તવત્સલ, દીનબંધુ વગેરે. આ જન્મદ્યોતક નામોનું પણ સૂચન કરે છે– મત્સ્ય, કૂર્મ, વરાહ, નરસિંહ, હયગ્રીવ, વામન વગેરે. કર્મદ્યોતક નામો ગોવર્ધનધારી, કંસનિકંદન, મધુસૂદન વગેરે પણ સમજવાં.

अन्यच्च प्रार्थनीयमस्तीत्याहुः—**किं चेति।**

બીજું પણ પ્રાર્થના કરવા યોગ્ય જણાવે છે— **'किं च इति।'**

**किं चायं राजर्षिरपत्यकामः प्रजां भवादृशीमाशासान ईश्वरमाशिषां स्वर्गाप-वर्गयोरपि भवन्तमुपधावति प्रजायामर्थप्रत्ययो धनदमिवाधनः फलीकरणम्॥ १३॥**

વળી, સંતાનને જ પુરુષાર્થ માનનારા તથા સંતાનની કામના કરતા આ રાજર્ષિ નાભિ આપના જેવા સંતાનની આશા રાખીને, જેમ નિર્ધન મનુષ્ય ધાન્યનાં ફોતરાંની આશા રાખીને કુબેરને આરાધે તેમ આ લોકના ભોગો તથા સ્વર્ગ અને મોક્ષના પણ ઈશ્વર એવા આપનું આરાધન કરે છે. ॥ ૧૩ ॥

आशिषामैहिकानां स्वर्गापवर्गयोरपीश्वरं त्वामुपधावति। प्रजायामेव पुरुषार्थ इति प्रत्ययो यस्य। अधनो यथा फलीकरणं तुषकणादि-कमाशासानो धनदमुपधावति॥ १३॥

इदं च नातिचित्रमित्याहुः।

**को वा इह तेऽपराजितोऽपराजितया माययाऽनवसितपदव्याऽनावृतमतिर्विषय-विषरयानावृतप्रकृतिरनुपासितमहच्चरणः ॥ १४॥**

इह संसारे तेऽपराजितया माययाऽनवसित-पदव्याऽलक्षितमार्गयाऽपराजितः को वै। न कोऽपि।

अतस्तयाऽनावृतमतिः कः। अत एव विषय एव विषं तस्य रया वेगास्तैरनावृता प्रकृतिर्यस्य स कः। यद्यनुपासितमहच्चरणः। अतस्त्वन्मायया मोहितस्यैवमाशंसा घटत इत्यर्थः॥ १४॥

**वि.चक्र.**—उपासितमहच्चरण एवैको मायां निस्तरति।

**यदुह वाव तव पुनरदभ्रकर्तरिह समाहूतस्तत्रार्थधियां मन्दानां नस्तद्यद्देवहेलनं देवदेवार्हसि साम्येन सर्वान्प्रतिवोढुम-विदुषाम्॥ १५॥**

આ લોકના ભોગોના તથા સ્વર્ગ અને મોક્ષના પણ ઈશ્વર એવા આપનું આરાધન કરે છે. 'સંતાન જ પુરુષાર્થ છે' એવો વિશ્વાસ છે જેમને તેવા રાજર્ષિ નાભિ. નિર્ધન મનુષ્ય જેમ '**फलीकरणम्**' ધાન્યનાં ફોતરાંની આશા રાખી કુબેરને આરાધે છે તેમ!॥ ૧૩ ॥

(રાજા પુત્રની કામના કરે) એ કાંઈ અતિ આશ્ચર્યની વાત નથી, એમ તેઓ કહે છે.

આ સંસારમાં જેણે મહાપુરુષોના ચરણો સેવ્યા નથી એવો કયો મનુષ્ય છે કે જે ક્યાંય પરાજય ન પામેલી અને કળી ન શકાય તેવા માર્ગવાળી આપની માયાથી પરાજય પામ્યો ન હોય? કે જેની બુદ્ધિ માયાથી ઢંકાયેલી નથી તેમ જ સ્વભાવ વિષયોરૂપી વિષના વેગથી ઢંકાયેલો નથી? ॥ ૧૪ ॥

'**इह**' આ સંસારમાં ક્યારેય પરાજય ન પામેલી તથા '**अनवसितपदव्या**' જેનો માર્ગ નિશ્ચિત નથી કરી શકાતો તેવી આપની માયાથી પરાજય ન પામ્યો હોય તેવો કોણ છે વળી? એવો કોઈ જ નથી.

આથી તે માયાથી જેની બુદ્ધિ ઢંકાયેલી નથી એવો કોણ છે? અને તેથી વિષય એ જ વિષ. તેના '**रयाः**' વેગો– વિષયરૂપ વિષના વેગથી જેનો સ્વભાવ ન ઢંકાયો હોય તેવો કોણ છે? જો મહાપુરુષોના ચરણો સેવ્યા ન હોય તેવો તે– આથી આપની માયાથી મોહિત થયેલાને જ આવી કામના હોવી યોગ્ય છે, એમ અર્થ છે. ॥ ૧૪ ॥

મહાપુરુષોના ચરણોની ઉપાસના કરનારો જ એક એવો છે કે જે માયાને તરી જાય છે.

(ભક્તોનાં) અનેક કાર્યો કરનારા હે દેવાધિદેવ, (પરંતુ અતિતુચ્છ કાર્ય માટે જ) આપનું જે અહીં આ યજ્ઞમાં પુનઃ આવાહન કરવામાં આવ્યું છે તે પ્રજારૂપી પુરુષાર્થમાં જેમની બુદ્ધિ છે તેવા, પરમાર્થને ન જાણતા મંદમતિ એવા અમારો જે દેવહેલનારૂપ અપરાધ છે તેને, આપ સર્વના પ્રતિ સમદર્શી હોવાથી ક્ષમા કરવા યોગ્ય છો. ॥ ૧૫ ॥

अदभ्रकर्तः हे बहुकार्यकारिन्, अल्पीयसे कार्याय त्वं यद्यस्मादिह समाहूतोऽसि। तत्र प्रजायामर्थे धीर्येषां मन्दानां तेषां नो यद्देव-हेलनमवज्ञानं तत्सर्वान्प्रति तव साम्येन हेतुना प्रतिवोढुं सोढुमर्हसि॥ १५॥

**'अदभ्रकर्तः'** અનેક કાર્યો નિષ્પન્ન કરનાર એવા હે અનલ્પકર્તા, અતિતુચ્છ કાર્ય માટે આપનું **'यद्'** જે કારણે અહીં આવાહન કર્યું છે તે, પ્રજામાં પુરુષાર્થ બુદ્ધિ જેમની છે તેવા મંદમતિવાળાઓનો– અમારો જે **'देवहेलनम्'** ભગવાનના અનાદરરૂપ અપરાધ છે, તેને આપ સર્વના પ્રતિ સમદર્શી હોવાથી **'प्रतिवोढुम्'** ક્ષમા કરવા યોગ્ય છો. ॥ ૧૫ ॥

### श्रीशुक उवाच

**इति निगदेनाभिष्टूयमानो भगवान-निमिषर्षभो वर्षधराभिवादिताभिवन्दितचरणः सदयमिदमाह॥ १६॥**

**શ્રીશુકદેવજી બોલ્યા** – આમ, ભારતવર્ષના અધિપતિ નાભિ દ્વારા વંદન કરાયેલા ઋત્વિજોએ જેમના ચરણમાં વંદન કર્યું હતું તેવા અને ગદ્યાત્મક સ્તોત્રથી સ્તુતિ કરાતા એવા (અનિમિષ) દેવશ્રેષ્ઠ શ્રીહરિ કરુણાપૂર્વક આ પ્રમાણે કહે છે. ॥૧૬॥

इति निगदेन गद्यात्मकस्तोत्रेण। वर्षधरो भारतवर्षपतिर्नाभिस्तेनाभिवादिता ये ऋत्विज-स्तैरभिवन्दितौ चरणौ यस्य॥ १६॥

**'निगदेन'** ગદ્યાત્મક સ્તોત્રથી **'वर्षधरः'** ભારતવર્ષના અધિપતિ નાભિ – તેમના દ્વારા વંદન કરાયેલા જે ઋત્વિજો છે, તેમના દ્વારા વંદન કરાયેલા ચરણો છે જેમના ॥૧૬॥

### श्रीभगवानुवाच

**अहो बताहमृषयो भवद्भिरवितथगीर्भि-र्वरमसुलभमभियाचितो यदमुष्यात्मजो मया सदृशो भूयादिति ममाहमेवाभिरूपः कैवल्या-दथापि ब्रह्मवादो न मृषा भवितुमर्हति ममैव हि मुखं यद् द्विजदेवकुलम्॥ १७॥**

**શ્રીભગવાન બોલ્યા** – અહો! આશ્ચર્ય છે કે હે ઋષિઓ, સત્યવાણીવાળા આપ સર્વ દ્વારા 'આ રાજાને મારા જેવો પુત્ર થાય.' એવું દુર્લભ વરદાન માગવામાં આવ્યું છે! મારા સમાન તો હું જ છું કારણ કે હું અદ્વિતીય છું. તેમ છતાં પણ બ્રાહ્મણોનું વચન મિથ્યા થવાને યોગ્ય નથી કારણ કે શ્રેષ્ઠ બ્રાહ્મણોનું કુળ મારું જ મુખ છે. ॥૧૭॥

असुलभत्वे हेतुः—ममाहमेवाभिरूपः सदृशः। कैवल्याददि्वतीयत्वात्। द्विजेषु देवा इव ये ब्राह्मणास्तेषां कुलम्॥ १७॥

અસુલભ વર હોવા માટેનું કારણ–**'अभिरूपः'** મારા જેવો હું જ છું. **'कैवल्यात्'** અદ્વિતીય હોવાથી– દ્વિજોમાં દેવો જેવા જે બ્રાહ્મણો છે તેમનું કુળ ॥૧૭॥

**तत आग्नीध्रीयेंऽशकलयावतरिष्याम्या-त्मतुल्यमनुपलभमानः॥ १८॥**

(દ્વિજદેવો બોલ્યા છે) તેથી આગ્નીધ્રનંદન નાભિને ત્યાં હું અંશકલાથી અવતાર ધારણ કરીશ કારણ કે મારા જેવો (બીજો કોઈ) મને દેખાતો નથી. ॥૧૮॥

आग्नीध्रीये नाभौ॥ १८॥

**'आग्नीध्रीये'** આગ્નીધ્રનંદન રાજર્ષિ નાભિને ત્યાં ॥૧૮॥

श्रीशुक उवाच

**इति निशामयन्त्या मेरुदेव्याः पतिमभिधा-यान्तर्दधे भगवान्॥ १९॥**

पतिं नाभिम्॥ १९॥

**बर्हिषि तस्मिन्नेव विष्णुदत्त भगवान्प-रमर्षिभिः प्रसादितो नाभेः प्रियचिकीर्षया तदवरोधायने मेरुदेव्यां धर्मान्दर्शयितुकामो वातरशनानां श्रमणानामृषीणामूर्ध्वमन्थिनां शुक्लया तनुवाऽवततार॥ २०॥**

हे विष्णुदत्त, तस्यावरोधायनेऽन्तःपुरे मेरुदेव्यां शुक्लया शुद्धसत्त्वरूपया मूर्त्याऽवततार। केषां धर्मान्। वातरशनानां दिग्वाससाम्। पाषण्डिव्यावृत्त्यर्थमाह। श्रमणानां तपस्विनाम्।

ऋषीणां ज्ञानिनाम्। ऊर्ध्वमन्थिनां नैष्ठिकब्रह्मचारिणाम्॥ २०॥

**वि.चक्र.—**वातरशनानां दिग्वाससां बाला अपि भवन्तीत्यत आह। श्रमणानां तपस्विनां तथाभूताः। पाषण्डिनोऽपि भवन्तीत्यत आह। ऋषीणां शास्त्रोक्तज्ञानवतां तेषां ब्रह्मचर्यादि-भ्रंशमाह। ऊर्ध्वमन्थिनामूर्ध्वरेतसाम्।

**શ્રીશુકદેવજી બોલ્યા** – મહારાણી મેરુદેવીના દેખતાં (સાંભળતાં) પતિ નાભિરાજાને આ પ્રમાણે કહીને ભગવાન અન્તર્ધાન થયા. ॥ ૧૯ ॥

**'पतिम्'** પતિ નાભિરાજાને ॥ ૧૯ ॥

હે વિષ્ણુદત્ત (પરીક્ષિત), તે જ યજ્ઞમાં મહર્ષિઓ દ્વારા પ્રસન્ન કરવામાં આવેલા ભગવાન દિગંબર સંન્યાસીઓના, તપસ્વીઓના, જ્ઞાનીઓના અને નૈષ્ઠિક બ્રહ્મચારીઓના ધર્મો દર્શાવવાની ઈચ્છાથી નાભિરાજાનું પ્રિય કરવા માટે તેમના અંતઃપુરમાં મહારાણી મેરુદેવી(ના ગર્ભ)માં શુદ્ધ સત્ત્વમય વિગ્રહરૂપે પ્રકટ થયા. ॥ ૨૦ ॥

હે વિષ્ણુદત્ત, તેમના **'अवरोधायने'** અન્તઃપુરમાં મેરુદેવીના ગર્ભમાં **'शुक्लया'** શુદ્ધ સત્ત્વમય વિગ્રહરૂપે **( तनुवा-तन्वा )** અવતર્યા. કોના ધર્મોને (દર્શાવવા ભગવાને અવતાર લીધો)? **'वातरशनानाम्'** દિશાઓ જેમનું વસ્ત્ર છે તેવા દિગંબરોના– પાખંડીને દૂર કરવા માટે કહે છે– **'श्रमणानाम्'** તપસ્વીઓના

(અનેક જન્મોમાં જેમણે તપ, સ્વાધ્યાય, સંયમ, ધ્યાન વગેરે કરવામાં શ્રમ કર્યો છે, તેવા વિરક્ત શ્રમણો, સંન્યાસીઓના) **'ऋषीणाम्'** જ્ઞાનીઓના **'ऊर्ध्व-मन्थिनाम्'** નૈષ્ઠિક બ્રહ્મચારીઓના ॥ ૨૦ ॥

દિગમ્બર તો બાળકો પણ હોય છે, તેથી કહ્યું– **'श्रमणानाम्'** તપસ્વીઓના– પાખંડીઓ પણ તપસ્વી હોય છે તેથી તેમને દૂર કરવા માટે કહ્યું– **'ऋषीणाम्'** શાસ્ત્રોક્ત જ્ઞાનવાળા– તેમાં પણ બ્રહ્મચર્યથી ભ્રષ્ટ થનારા શાસ્ત્રજ્ઞાનીઓ હોઈ શકે. તેથી કહ્યું– **'ऊर्ध्वमन्थिनाम्'** નૈષ્ઠિક બ્રહ્મચારીઓના

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां पञ्चमस्कन्धे तृतीयोऽध्यायः॥ ३॥

इति श्रीमद्भागवते महापुराणे पञ्चमस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां तृतीयोऽध्यायः॥ ३॥

*****

# अथ चतुर्थोऽध्यायः

## શ્રીઋષભદેવજીનું રાજ્યશાસન

चतुर्थादित्रिभिः प्रोक्तमृषभस्येहितं महत्।
लोकार्थं येन सत्कर्म नैष्कर्म्यं च निदर्शितम्॥ १

ચોથા અધ્યાયથી માંડીને ત્રણ અધ્યાયો દ્વારા ઋષભદેવનું પ્રશંસનીય ચરિત્ર કહેવામાં આવ્યું છે, કે જેના દ્વારા લોકો માટે સત્કર્મ અને નૈષ્કર્મ્યનું દર્શન કરાવવામાં આવ્યું છે. ॥ ૧ ॥

चतुर्थे शतपुत्रस्य राज्यं तस्योपवर्ण्यते।
यस्य राज्ये जनः सर्वः संतोषामृतनिर्वृतः॥ २

ચોથા અધ્યાયમાં તે સો પુત્રોવાળા ઋષભદેવના રાજ્યને વર્ણવાયું છે, જેમના રાજ્યમાં સર્વ મનુષ્યો સંતોષરૂપી અમૃતથી સુખી હતા. ॥ ૨ ॥

श्रीशुक उवाच

**अथ ह तमुत्पत्त्यैवाभिव्यज्यमान-भगवल्लक्षणं साम्योपशमवैराग्यैश्वर्यमहा-विभूतिभिरनुदिनमेधमानानुभावं प्रकृतयः प्रजा ब्राह्मणा देवताश्चावनितलसमवनायातितरां जगृधुः॥ १॥**

**શ્રીશુકદેવજી બોલ્યા** – (શ્રીહરિએ અવતાર લીધા) પછી જન્મથી જ ભગવાનનાં ચિહ્નો (વજ્ર, અંકુશ, ધ્વજ, શંખ વગેરે) જેમનાં (શ્રીઅંગોમાં) પ્રકટ થયાં હતાં તેવા તથા સમભાવ, બાહ્ય-આભ્યંતર ઇન્દ્રિયનિગ્રહ, વૈરાગ્ય, ઐશ્વર્ય તેમ જ સર્વસંપત્તિઓ સાથે જેમનો પ્રભાવ દિન-પ્રતિદિન વધતો જતો હતો તેવા તેમની (રાજકુમારની) અમાત્યો, પ્રજાઓ, બ્રાહ્મણો તથા દેવતાઓ ભૂમંડળના રક્ષણ માટે અત્યંત ઉત્કટતાથી આકાંક્ષા સેવવા લાગ્યા. ॥ ૧ ॥

अभिव्यज्यमानानि भगवल्लक्षणानि पादतलादिषु वज्राङ्कुशादीनि यस्य। महाविभूतिः सर्वसंपत्तिः। साम्यादिभिः सह वर्धमानप्रभावम्। प्रकृतयोऽमात्यादयः। जगृधुरभिकाङ्क्षन्ति स्म॥ १॥

પ્રકટ થયાં છે ભગવાનનાં વજ્ર, અંકુશાદિ ચિહ્નો ચરણતળ વગેરેમાં જેમના– **'महाविभूतिः'** સર્વ સંપત્તિઓ, સમભાવ વગેરે સાથે જેમનો પ્રભાવ વધતો જતો હતો તેમને (રાજકુમારને) **'प्रकृतयः'** મંત્રીમંડળ વગેરે **'जगृधुः'** ઇચ્છવા લાગ્યા. ॥ ૧ ॥

**तस्य ह वा इत्थं वर्ष्मणा वरीयसा बृहच्छ्लोकेन चौजसा बलेन श्रिया यशसा वीर्यशौर्याभ्यां च पिता ऋषभ इतीदं नाम चकार॥ २॥**

અત્યન્ત ઉત્કૃષ્ટ તથા કવિઓનાં અનેક પદો જેના વિષે છે તેવો (વિપુલ ગુણવિસ્તારવાળો) દેહ, (ઇન્દ્રિયસામર્થ્યરૂપ) તેજ, દેહબળ, (અતિશય) શોભા, (વિપુલ) કીર્તિ, (અત્યંત) પ્રભાવ, (મનના સામર્થ્યરૂપ) ઉત્સાહ– એ ગુણોથી જ (શ્રેષ્ઠ હોવાને કારણે) પિતા નાભિએ તેમનું **'ऋषभ'** એવું આ નામ પાડ્યું. ॥ ૨ ॥

वर्ष्मणा देहेन। तस्य विशेषणद्वयम्। वरीयसा श्रेष्ठतमेन। बृहन्तः श्लोकाः पद्यानि कवीनां यस्मिंस्तेन च। ओजस्तेजः। वीर्यं प्रभावः। शौर्यमुत्साहः। एतैर्गुणैरतिश्रेष्ठत्वादृषभः श्रेष्ठ इति नाम चकार॥ २॥

**'वर्ष्मणा'** દેહથી, તેનાં બે વિશેષણ છે. **'वरीयसा'** શ્રેષ્ઠતમ દેહથી તથા કવિઓનાં અનેક પદો જેના વિષે છે તેવા દેહથી– **'ओजः'** તેજ, **'वीर्यम्'** પ્રભાવ, **'शौर्यम्'** ઉત્સાહ– આ ગુણોથી અતિશ્રેષ્ઠ હોવાથી **'ऋषभः'** શ્રેષ્ઠ, એમ નામ પાડ્યું. ॥ ૨ ॥

**तस्य हींद्रः स्पर्धमानो भगवान्वर्षे न ववर्ष तदवधार्य भगवानृषभदेवो योगेश्वरः प्रहस्यात्मयोगमायया स्ववर्षमजनाभं नामाभ्यवर्षत्॥ ३ ॥**

(ઋષભદેવ સાથે) વિરોધ કરતા ભગવાન ઈન્દ્રે તેમના રાજ્યમાં વૃષ્ટિ ન કરી ત્યારે તે જાણીને, યોગેશ્વર ભગવાન ઋષભદેવે તેની હાંસી કરીને પોતાની યોગમાયા(ના બળ)થી પોતાના 'અજનાભ' નામના ખંડમાં વૃષ્ટિ કરી હતી. ॥ ૩ ॥

तस्य वर्षे मण्डले॥ ३॥

તેમના **'वर्षे'** રાજ્યમાં ॥ ૩ ॥

**नाभिस्तु यथाभिलषितं सुप्रजास्त्वमवरुध्यातिप्रमोदभरविह्वलो गद्गदाक्षरया गिरा स्वैरं गृहीतनरलोकसधर्मं भगवन्तं पुराणपुरुषं मायाविलसितमतिर्वत्स तातेति सानुरागमुपलालयन्परां निर्वृतिमुपगतः॥ ४॥**

રાજર્ષિ નાભિ તો પોતાની ઈચ્છાનુસાર સત્પુત્ર પામીને હર્ષથી અતિ વિહ્વળ થઈ ગયા અને સ્વેચ્છાપૂર્વક મનુષ્ય-શરીર ધારણ કરનાર પુરાણપુરુષ ભગવાન શ્રીહરિને (તેમની જ) માયાથી વિમોહિત થયેલી મતિવાળા થઈ ગદ્ગદ્ અક્ષરવાળી વાણીથી 'હે વત્સ, હે તાત' એમ ગાઢ અનુરાગપૂર્વક લાડ લડાવતા પરમ સુખ પામ્યા. ॥ ૪ ॥

अवरुध्य प्राप्य। स्वैरमिच्छया गृहीतो नरलोकसमानधर्मो मनुष्याकारो येन तम्। अत एव मायया स्वपुत्र इति विलसिता मतिर्यस्य॥ ४॥

**'अवरुध्य'** પામીને, **'स्वैरम्'** પોતાની ઈચ્છાથી ધારણ કર્યું છે **'नरलोकसधर्मः'** મનુષ્યશરીર જેમણે તે ભગવાન શ્રીહરિને અને આથી જ માયાથી 'પોતાનો પુત્ર' એમ વિમોહિત થઈ છે મતિ જેમની તેવા રાજા॥ ૪ ॥

**विदितानुरागमापौरप्रकृति जनपदो राजा नाभिरात्मजं समयसेतुरक्षायामभिषिच्य ब्राह्मणेषूपनिधाय सह मेरुदेव्या विशालायां प्रसन्ननिपुणेन तपसा समाधियोगेन नरनारायणाख्यं भगवन्तं वासुदेवमुपासीनः कालेन तन्महिमानमवाप॥ ५॥**

જેમને નગરજનોની સમ્મતિ છે તેવા રાજર્ષિ નાભિએ, મંત્રીમંડળથી માંડીને પ્રજાજનો સુધીના (સર્વ)નો અનુરાગ જેમની ઉપર જણાયો છે તેવા આત્મજ ઋષભદેવનો સદાચારના ધર્મની મર્યાદાની રક્ષા કાજે રાજ્યાભિષેક કરીને તેમને બ્રાહ્મણોના ઉત્કૃષ્ટ સંગમાં મૂકી મેરુદેવી સાથે બદરિકાશ્રમમાં જઈ કોઈને ઉદ્વેગ ન થાય તેવા તીવ્ર તપ અને સમાધિયોગ દ્વારા ભગવાન વાસુદેવના નરનારાયણરૂપની આરાધના કરતા, કેટલાક કાળ પછી જીવનમુક્તિ પ્રાપ્ત કરી. ॥ ૫ ॥

आपौरप्रकृति पौरान्प्रकृतींश्चाभिव्याप्य। विदितोऽनुरागो यस्मिन्।

**'आपौरप्रकृति'** મંત્રીમંડળથી માંડીને પ્રજાજનો સુધીના સર્વને વ્યાપી લે તે રીતનો અનુરાગ જેમની ઉપર જણાયો છે.

कथंभूतो नाभिः। जनपदः जनाः पौरादयः पदं प्रमाणं यस्य सः। आत्मजं धर्ममर्यादारक्षणार्थ-मभिषिच्य। ब्राह्मणानामुत्सङ्गे निधाय। विशालायां बदरिकाश्रमे। प्रसन्नं परानुद्वेजकं निपुणं च तीव्रं तेन। उपासीनः सेवमानः कालेन तन्महिमानं जीवन्मुक्तिमवाप॥ ५॥

કેવા રાજર્ષિ નાભિ? **'जनपदः'** નગરજનો વગેરે **'पदम्'** જેમનું પ્રમાણ છે (અર્થાત્ જેમને પ્રજાજનોની સહમતિ છે) તેવા રાજર્ષિ નાભિ. પોતાના પુત્રને ધર્મની મર્યાદાના રક્ષણ માટે અભિષિક્ત કરીને બ્રાહ્મણોના ખોળે મૂકીને **'विशालायाम्'** બદરિકાશ્રમમાં **'प्रसन्नम्'** અન્યને ઉદ્વેગ ન થાય તેવા તથા **'निपुणम्'** તીવ્ર તપથી **'उपासीनः'** આરાધના કરતા કાલાનુસાર **'तन्महिमानम्'** તેમના મહિમાને પ્રાપ્ત કર્યો અર્થાત્ જીવન્મુક્તિ મેળવી. ॥ ૫ ॥

**बा.प्र.**—तं ब्राह्मणेषूपनिधाय ब्राह्मणवशवर्त्तिनं कृत्वा।

તે પુત્રને બ્રાહ્મણોના નિયંત્રણમાં મૂકીને (પિતા નાભિ બદરિકાશ્રમ ગયા.)

**यस्य ह पाण्डवेय श्लोकावुदाहरन्ति—**

હે પાંડુનંદન પરીક્ષિત, જે નાભિરાજા સંબંધી ઉદાહરણરૂપે બે શ્લોકો (ગવાય) છે.

**को नु तत्कर्म राजर्षेर्नाभेरन्वाचरेत्पुमान्।**
**अपत्यतामगाद्यस्य हरिः शुद्धेन कर्मणा॥ ६**

રાજર્ષિ નાભિના તે પ્રસિદ્ધ કર્મને તેમના પછીનો કયો મનુષ્ય કરી શકે તેમ છે? જેમના શુદ્ધ કર્મથી (સંતુષ્ટ થઈ) શ્રીહરિ પોતે તેમના પુત્ર તરીકે અવતર્યા હતા? ॥૬॥

नाभेस्तत्प्रसिद्धं कर्म। अनु तदनन्तरं को नु पुमानाचरेत्। न कोऽपीत्यर्थः॥ ६॥

નાભિરાજાના તે પ્રસિદ્ધ કર્મને **'अनु'** તેમના પછીનો કયો મનુષ્ય આચરી શકે? કોઈ પણ ન આચરી શકે, એમ અર્થ છે. ॥ ૬ ॥

**ब्रह्मण्योऽन्यः कुतो नाभेर्विप्रा मङ्गलपूजिताः।**
**यस्य बर्हिषि यज्ञेशं दर्शयामासुरोजसा॥ ७**

નાભિરાજા સમાન બ્રાહ્મણભક્ત બીજો કોણ મળે તેમ છે કે જેમના યજ્ઞમાં દક્ષિણાઓથી સત્કાર પામેલા બ્રાહ્મણોએ પોતાના મંત્રબળથી યજ્ઞપતિ શ્રીહરિનાં નાભિરાજાને દર્શન કરાવ્યાં હતાં? ॥ ૭ ॥

मङ्गलैर्दक्षिणाभिः पूजिताः सन्तः। ओजसा मन्त्रबलेन॥ ७॥

**'मङ्गलैः'** દક્ષિણાઓથી સત્કાર પામેલા–**'ओजसा'** મંત્રબળથી ॥ ૭ ॥

**अथ ह भगवानृषभदेवः स्ववर्षं कर्मक्षेत्रमनुमन्यमानः प्रदर्शितगुरुकुलवासो लब्धवरैर्गुरुभिरनुज्ञातो गृहमेधिनां धर्माननुशिक्षमाणो जयन्त्यामिन्द्रदत्तायामुभय-लक्षणं कर्मसमाम्नायाम्नातमभियुञ्जन्नात्म-जानामात्मसमानानां शतं जनयामास॥ ८॥**

अन्येषां ग्रहणाय प्रदर्शितो गुरुकुलवासो येन। अनुशिक्षमाणोऽनुशिक्षयन्। उभयविधं श्रुतिस्मृतिलक्षणं कर्मविधिमभियुञ्जन्ननुतिष्ठन् जयन्त्यां भार्यायामात्मजानां शतं जनयामास॥ ८॥

**येषां खलु महायोगी भरतो ज्येष्ठः श्रेष्ठगुण आसीद्येनेदं वर्षं भारतमिति व्यपदिशन्ति॥ ९॥ ९॥**

**तमनु कुशावर्त इलावर्तो ब्रह्मावर्तो मलयः केतुर्भद्रसेन इन्द्रस्पृग् विदर्भः कीकट इति नव नवतिप्रधानाः॥ १०॥**

तं भरतमनु कुशावर्तादयो नव पुत्रा नवतेः प्रधाना ज्येष्ठाः॥ १०॥

**कविर्हरिरन्तरिक्षः प्रबुद्धः पिप्पलायनः।**
**आविर्होत्रोऽथ द्रुमिलश्चमसः करभाजनः॥ ११॥**

**इति भागवतधर्मदर्शना नव महा-भागवतास्तेषां सुचरितं भगवन्महिमोपबृंहितं वसुदेवनारदसंवादमुपशमायनमुपरिष्टाद्वर्णयि-ष्यामः॥ १२॥**

(પિતાના પ્રસ્થાન) પછી પોતાના (અજનાભ) ખંડને કર્મક્ષેત્ર માનતા ભગવાન ઋષભદેવે (થોડો સમય) ગુરુકુળનિવાસ (કરીને અન્ય જનોને તેમ કરવા માટે) દર્શાવ્યો. ગુરુદક્ષિણા પામેલા ગુરુજનો દ્વારા આજ્ઞા પ્રાપ્ત કરનાર, તેમને ગૃહસ્થોના ધર્મોનું શિક્ષણ આપતા, શ્રુતિ અને સ્મૃતિમાં કહેલા બંને પ્રકારના કર્મવિધિનું આચરણ કરતાં, ઈન્દ્રની આપેલી (‘જયંતી’ નામની તેની કન્યા સાથે લગ્ન કરી) જયંતીમાં પોતાના જેવા સો પુત્રો ઉત્પન્ન કર્યા.॥ ૮ ॥

અન્ય જનોને શિક્ષણ આપવા માટે દર્શાવ્યો છે ગુરુકુળવાસ જેમણે– ‘**अनुशिक्षमाणः**’ શિક્ષણ આપતા તેમણે– શ્રુતિ અને સ્મૃતિ– એમ બંને પ્રકારનાં લક્ષણવાળા કર્મવિધિનું ‘**अभियुञ्जन्**’ (કર્મસંબંધી વેદોક્ત) આચરણ કરતાં, ભાર્યા જયંતીમાં સો પુત્રો ઉત્પન્ન કર્યા. ॥ ૮ ॥

જેમનામાં મહાયોગી ભરતજી સૌથી જ્યેષ્ઠ અને ગુણોમાં સૌથી શ્રેષ્ઠ હતા, જેમના નામથી આ અજનાભખંડને (લોકો) ભારતવર્ષ કહે છે. ॥ ૯ ॥ ૯ ॥

તે ભરતજીથી નાના કુશાવર્ત, ઈલાવર્ત, બ્રહ્માવર્ત, મલય, કેતુ, ભદ્રસેન, ઈન્દ્રસ્પૃક્, વિદર્ભ અને કીકટ– એ નવ રાજકુમારો (બાકીના) નેવું પુત્રો કરતાં જ્યેષ્ઠ હતા. ॥ ૧૦ ॥

તે ભરતજીથી નાના કુશાવર્ત વગેરે નવ રાજપુત્રો (બાકીના) નેવું પુત્રો કરતાં ‘**प्रधानाः**’ જ્યેષ્ઠ હતા.॥ ૧૦ ॥

કવિ, હરિ, અંતરિક્ષ, પ્રબુદ્ધ, પિપ્પલાયન, આવિર્હોત્ર, દ્રુમિલ, ચમસ, કરભાજન– ॥ ૧૧॥ ૧૧ ॥

એ નવ મહાન ભગવદ્ભક્તો ભાગવત ધર્મનો પ્રચાર કરનારા હતા. ભગવાનના મહિમાથી વૃદ્ધિ પામેલું (મહિમાન્વિત) અને પરમ શાંતિ આપનારું તેમનું પવિત્ર ચરિત્ર આગળ (અગિયારમા સ્કંધમાં) વસુદેવજી અને નારદજીના સંવાદરૂપે વર્ણવવામાં આવશે. ॥ ૧૨ ॥

तदनन्तरं कविप्रमुखा नव भागवत-धर्मप्रदर्शकाः। वसुदेवनारदयोः संवादो यस्मिन्। उपरिष्टादेकादशस्कन्धे॥ १२॥

એ પછીના પુત્રો કે જેમાં કવિ મુખ્ય છે, એ નવ પુત્રો ભાગવત ધર્મને દર્શાવનારા હતા. જેમાં વસુદેવજી અને નારદજીનો સંવાદ છે. **'उपरिष्टात्'** આગળ એકાદશ સ્કંધમાં ॥ ૧૨ ॥

**यवीयांस एकाशीतिर्जायन्तेयाः पितुरा-देशकरा महाशालीना महाश्रोत्रिया यज्ञशीलाः कर्मविशुद्धा ब्राह्मणा बभूवुः॥ १३॥**

તેમનાથી નાના જયંતીના એક્યાશી પુત્રો પિતાની આજ્ઞાનું પાલન કરનારા, અતિ વિનીત, મહાન વેદજ્ઞ, નિરંતર યજ્ઞ કરનારા અને તે યજ્ઞાદિ કર્મો કરી શુદ્ધ (અંતઃકરણવાળા) બ્રાહ્મણો થયા હતા. ॥ ૧૩ ॥

महाशालीना अतिविनीताः॥ १३॥

**'महाशालीनाः'** અતિવિનીત (પુત્રો) ॥ ૧૩ ॥

**भगवानृषभसंज्ञ आत्मतन्त्रः स्वयं नित्य-निवृत्तानर्थपरम्परः केवलानन्दानुभव ईश्वर एव विपरीतवत्कर्माण्यारभमाणः कालेनानुगतं धर्ममाचरणेनोपशिक्षयन्नतद्विदां सम उपशान्तो मैत्रः कारुणिको धर्मार्थयशःप्रजानन्दामृता-वरोधेन गृहेषु लोकं नियमयत्॥ १४॥**

ઋષભદેવ નામવાળા ભગવાન પરમ સ્વતંત્ર (હોવાથી) સ્વયં સર્વદા અનર્થ પરમ્પરાથી રહિત, શુદ્ધ આનંદાનુભવસ્વરૂપ સાક્ષાત્ ઈશ્વર હતા. (તેમ છતાં પોતે) ઈશ્વર ન હોય તેમ કર્મો કરતા તેમ જ કાળે કરીને નષ્ટ થયેલા ધર્મનું સ્વઆચરણથી, ધર્મનું તત્ત્વ ન જાણનારા લોકોને શિક્ષણ આપતા એવા તેમણે ધર્મ, અર્થ, યશ, પ્રજા, ભોગ તથા મોક્ષની પ્રાપ્તિ દ્વારા સમ, શાન્ત, સુહૃદ અને કારુણિક થઈને લોકોનું ગૃહસ્થાશ્રમમાં નિયમન કર્યું. ॥ ૧૪ ॥

केवलः शुद्धः विपरीतवत् अनीश्वरवत्कर्माणि कुर्वन्। नियमयत् नियमितवान्। पाठान्तरे नितरामरमयत्। कर्मकरणे हेतुः—अनुगतमुत्सन्नं धर्मं स्वयमाचरणेनातद्विदामुपशिक्षयन्। कथम्। धर्मादीनामवरोधेन संग्रहेण। आनन्दो भोगः। अमृतं मोक्षः॥ १४॥

**'केवलः'** શુદ્ધ, **'विपरीतवत्'** પોતે ઈશ્વર ન હોય તેમ કર્મો કરતા, **'नियमयत्'** નિયમિત કર્યા. પાઠાન્તરમાં **'नियमयत्'** ને બદલે **'न्यरमयत्'** હોય તો– આનંદ આપતા હતા. કર્મ કરવા માટેનું કારણ આપે છે– **'अनुगतम्'** નષ્ટ થયેલા ધર્મનું પોતે સદાચરણ કરીને લોકોને શિક્ષણ આપતા, કેવી રીતે? ધર્મ વગેરેની પ્રાપ્તિ દ્વારા, **'आनन्दः'** ભોગ, **'अमृतम्'** મોક્ષ ॥ ૧૪ ॥

**यद्यच्छीर्षण्याचरितं तत्तदनुवर्तते लोकः॥ १५॥**

મહાપુરુષો જે જે આચરે છે તેને લોકો અનુસરે છે. ॥ ૧૫ ॥

शीर्षण्यः श्रेष्ठस्तेनाचरितम्। तत्तदनुवर्तते यतः॥ १५॥

**'शीर्षण्यः'** શ્રેષ્ઠ જનો – તેમના દ્વારા થયેલા આચરણને, તેને (લોકો) અનુસરે છે તેથી ॥ ૧૫ ॥

**यद्यपि स्वविदितं सकलधर्मं ब्राह्मं गुह्यं ब्राह्मणैर्दर्शितमार्गेण सामादिभिरुपायैर्जनतामनुशशास॥ १६ ॥**

સમગ્ર ધર્મથી યુક્ત વેદનું રહસ્ય પોતાને જ્ઞાત હોવા છતાં પણ બ્રાહ્મણો દ્વારા દર્શાવેલા માર્ગથી સામ વગેરે (દાન, દંડ, ભેદ) ઉપાયો દ્વારા તેમણે લોકસમૂહનું અનુશાસન કર્યું. ॥ ૧૬ ॥

सकलो धर्मो यस्मिंस्तद्ब्राह्मं गुह्यं वेदरहस्यं यद्यपि स्वेनैव विदितं तथापि ब्राह्मणान् पृष्ट्वैव करोतीत्यर्थः ॥ १६ ॥

સમગ્ર ધર્મ જેમાં છે તે **'ब्राह्मं गुह्यम्'** વેદનું રહસ્ય જો કે પોતાને જ્ઞાત હતું, છતાં પણ બ્રાહ્મણોને પૂછીને જ તેઓ (કાર્ય) કરે છે, એમ અર્થ છે.॥ ૧૬ ॥

**द्रव्यदेशकालवयःश्रद्धर्त्विग्विविधोद्देशोपचितैः सर्वैरपि क्रतुभिर्यथोपदेशं शतकृत्व इयाज॥ १७॥**

તેમણે દ્રવ્ય, દેશ, કાળ, વય, શ્રદ્ધા, ઋત્વિજો, જુદા જુદા દેવતાઓના ઉદ્દેશોથી સુસંપન્ન એવા સર્વ પ્રકારના યજ્ઞો દ્વારા શાસ્ત્રવિધિ અનુસાર સો વાર (પરમાત્માનું) યજન કર્યું હતું. ॥ ૧૭ ॥

द्रव्यादिभिरुपचितैर्यज्ञैरिष्टवान्। तत्र वयो यौवनम्। 'युवैव धर्ममन्विच्छेत्' इति वचनात्। विविधोद्देशा नानादेवतोद्देशाः। यथोपदेशं यथाविधि॥ १७॥

દ્રવ્ય વગેરે સુસંપન્ન યજ્ઞો વડે યજન કર્યું હતું. તેમાં **'वयः'** યૌવન– 'યુવાવસ્થામાં જ ધર્માચરણ કરવું જોઈએ.' એમ વચન હોવાથી, **'विविधोद्देशाः'** જુદા જુદા દેવતાઓના ઉદ્દેશો, **'यथोपदेशम्'** શાસ્ત્રવિધિ અનુસાર ॥ ૧૭ ॥

**भगवतर्षभेण परिरक्ष्यमाण एतस्मिन्वर्षे न कश्चन पुरुषो वाञ्छत्यविद्यमानमिवात्मनोऽन्यस्मात्कथंचन किमपि कर्हिचिदवेक्षते भर्तर्यनुसवनं विजृम्भितस्नेहातिशयमन्तरेण॥ १८ ॥**

ભગવાન ઋષભદેવ દ્વારા આ ભારતવર્ષનું રક્ષણ થતું હતું ત્યારે કોઈ પણ મનુષ્ય પોતાના સ્વામી ભગવાન ઋષભદેવ વિષે પ્રતિક્ષણે વધતા અતિશય સ્નેહ વિના કંઈ પણ, કોઈપણ પ્રકારે બીજા પાસેથી પોતાને માટે ક્યારેય પણ ઇચ્છતો નહીં તથા (આકાશકુસુમાદિ) અવિદ્યમાન વસ્તુની જેમ બીજાની વસ્તુ ઉપર કોઈ નજર પણ કરતું ન હતું. ॥ ૧૮ ॥

अन्यस्मात्सकाशादात्मनः कश्चिदपि किमपि कथंचनापि न वाञ्छति। इच्छानुदये दृष्टान्तः—अविद्यमानं खपुष्पादिकमिव। न चान्यदीयमवेक्षतेऽपीत्यर्थः। भर्तरि ऋषभदेवे प्रतिक्षणमुल्लसितस्नेहोद्रेकं विनाऽन्यन्न वाञ्छति ॥ १८ ॥

**'अन्यस्मात्'** બીજા પાસેથી પોતાને માટે કોઇ પણ વ્યક્તિ કંઈ પણ, કોઈ પણ પ્રકારે ઇચ્છતી નહીં. ઈચ્છા ઉત્પન્ન ન થવા માટે દૃષ્ટાંત આપે છે. આકાશકુસુમાદિ અવિદ્યમાન વસ્તુની જેમ બીજાની વસ્તુ ઉપર કોઈ નજર પણ કરતું નહીં, એમ અર્થ છે. **'भर्तरि'** (પોતાના) સ્વામી ઋષભદેવ ઉપર પ્રતિક્ષણે ઉલ્લસિત થતા અતિશય પ્રેમ વિના (કોઈ પણ મનુષ્ય) બીજું (કાંઈ પણ) ઇચ્છતો નહીં. ॥ ૧૮ ॥

**स कदाचिदटमानो भगवानृषभो ब्रह्मावर्तगतो ब्रह्मर्षिप्रवरसभायां प्रजानां निशामयन्तीनामात्मजानवहितात्मनः प्रश्रय-प्रणयभरसुयन्त्रितानप्युपशिक्षयन्निति होवाच ॥ १९ ॥**

એક વખત ફરતા ફરતા બ્રહ્માવર્તમાં પધારેલા તે ભગવાન ઋષભદેવ શ્રેષ્ઠ બ્રહ્મર્ષિઓની સભામાં પ્રજાજનો સાંભળતા હતા ત્યારે, (પોતાના પુત્રો) મનને વશમાં રાખનારા તથા ભરપૂર વિનય અને પ્રેમથી સુસંયત કરેલા હોવા છતાં (પ્રજાજનોને ઉપદેશ આપવા માટે) પોતાના પુત્રોને શિક્ષણ આપતા આ પ્રમાણે કહેવા લાગ્યા. ॥ ૧૯ ॥

अवहितात्मनः संयतचित्तानपि प्रजानु-शासनार्थमुपशिक्षयन्निति ह वक्ष्यमाणमुवाच ॥ १९ ॥

**'अवहित-आत्मनः'** પોતાના પુત્રો સંયમિત ચિત્તવાળા હોવા છતાં પ્રજાજનોને ઉપદેશ આપવા માટે પુત્રોને શિક્ષણ આપતા આ પ્રમાણે આગળ કહેવામાં આવનાર (ઉપદેશ) બોલ્યા. ॥ ૧૯ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां पञ्चमस्कन्धे ऋषभदेवानुचरिते चतुर्थोऽध्यायः ॥४॥
इति श्रीमद्भागवते महापुराणे पञ्चमस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां चतुर्थोऽध्यायः ॥ ४ ॥

❋❋❋❋❋

# अथ पञ्चमोऽध्यायः

## શ્રીઋષભદેવજીનો પોતાના પુત્રોને જ્ઞાનોપદેશ તથા સ્વયં અવધૂતવૃત્તિનું ગ્રહણ

पञ्चमे मोक्षधर्मोपदेशैः पुत्रानुशासनम्।
उक्तं पारमहंस्यं च तस्य द्वन्द्वतितिक्षया ॥ १

પાંચમા અધ્યાયમાં મોક્ષધર્મના ઉપદેશ દ્વારા પુત્રોને શિક્ષણ (આપવામાં આવ્યું છે) તથા તેમની (ઋષભદેવની) સુખ-દુઃખાદિ દ્વંદ્વોની તિતિક્ષા દ્વારા પરમહંસના ધર્મો કહેવામાં આવ્યા છે. ॥ ૧ ॥

ऋषभ उवाच

**नायं देहो देहभाजां नृलोके**
**कष्टान्कामानर्हते विड्भुजां ये।**
**तपो दिव्यं पुत्रका येन सत्त्वं**
**शुद्ध्येद्यस्माद्ब्रह्मसौख्यं त्वनन्तम् ॥ १**

**ઋષભદેવ બોલ્યા** – હે પ્રિયપુત્રો, વિષ્ટા ખાનારાંઓ (ભૂંડ વગેરે પ્રાણીઓ)ને પણ જે મળી રહે છે તે દુઃખદાયી વિષયભોગોને યોગ્ય આ મનુષ્યદેહ નથી. મનુષ્યલોકમાં તો આ મનુષ્યદેહ દિવ્ય તપને યોગ્ય છે, કે જે તપથી અંતઃકરણ શુદ્ધ થાય અને જે શુદ્ધ અંતઃકરણથી અનંત બ્રહ્મસુખ પ્રાપ્ત થાય છે. ॥ ૧ ॥

विड्भुजामपि ये सन्ति तान्कष्टान्दुःख-दान्कामान्विषयान्नार्हति तद्योग्योऽयं मनुष्यदेहो न भवति। दिव्यमुत्कृष्टम्। येन तपसा। यस्माच्छुद्धात्सत्त्वादनन्तं ब्रह्मसुखं भवति ॥ १ ॥

વિષ્ટા ખાનારાંઓને પણ જે મળી રહે છે તે **'कष्टान्'** દુઃખદાયી **'कामान्'** વિષયભોગોને **'न-अर्हति'** યોગ્ય આ મનુષ્યદેહ નથી. **'दिव्यम्'** ઉત્કૃષ્ટ **'येन'** જે તપથી અંતઃકરણ શુદ્ધ થાય તથા **'यस्मात्'** જે શુદ્ધ અંતઃકરણથી અનંત બ્રહ્મસુખ પ્રાપ્ત થાય છે. ॥ ૧ ॥

मोक्षबन्धयोर्निदानमाह—**महत्सेवामिति**।

**महत्सेवां द्वारमाहुर्विमुक्ते-**
**स्तमोद्वारं योषितां सङ्गिसङ्गम्।**
**महान्तस्ते समचित्ताः प्रशान्ता**
**विमन्यवः सुहृदः साधवो ये॥ २**

तमसः संसारस्य द्वारं योषितां ये सङ्गिनस्तेषां सङ्गम्। महतां लक्षणमाह सार्धेन—महान्त इति। साधवः सदाचाराः॥ २॥

**बा.प्र.**— साधवः पुरुषार्थसाधनदक्षाः।

**वंशीधरी**—प्रशान्ताः प्रशमादियुक्ताः प्रकृष्टं शं येन स प्रशो भक्तियोगस्तत्रान्तो निश्चयो येषां ते तथा वा।

**ये वा मयीशे कृतसौहृदार्था**
**जनेषु देहंभरवार्तिकेषु।**
**गृहेषु जायात्मजरातिमत्सु**
**न प्रीतियुक्ता यावदर्थाश्च लोके॥ ३**

मयि ईशे कृतं सौहृदमेवार्थः पुरुषार्थो येषाम्। वाशब्देनान्यनिरपेक्षस्यैवास्य लक्षणत्वं दर्शयति।

બંધન અને મુક્તિનું મૂળ કારણ કહે છે— **'महत्सेवाम् इति।'**

(શાસ્ત્રો) કહે છે કે મહાપુરુષોની સેવા મોક્ષનું દ્વાર છે અને સ્ત્રીસંગી કામીજનોનો સંગ સંસારનું અર્થાત્ નરકનું દ્વાર છે. જેઓ મહાપુરુષો છે તેઓ સમાનચિત્તવાળા, પરમશાંત, ક્રોધરહિત, સર્વના હિતચિંતક અને સદાચારી હોય છે. ॥ ૨ ॥

**'तमसः'** સંસારનું દ્વાર એટલે જેઓ સ્ત્રીઓનો સંગ કરનારા છે તેમની સોબત. દોઢ શ્લોકથી મહાપુરુષનું લક્ષણ જણાવે છે — **'महान्तः इति।'** **'साधवः'** સદાચારીઓ ॥ ૨॥

મોક્ષપુરુષાર્થ માટે સાધન કરવામાં જેઓ ચતુર છે તેઓ સાધુજનો છે.

**'प्रशान्ताः'** પરમશાન્તિ વગેરેથી જેઓ યુક્ત છે તેઓ અથવા જેનાથી પરમશાન્તિ છે તે અથવા **'प्रशः'** અર્થાત્ ભક્તિયોગ, તેમાં જ જેમનો નિશ્ચય છે તેવા, નિશ્ચયાત્મિકા બુદ્ધિ જેમની છે તેઓ

અથવા પરમાત્મા એવા મારામાં પરમ પ્રેમ કરવો એ જ જેમનો (એકમાત્ર) પુરુષાર્થ છે તેમ જ માત્ર શરીર પોષવામાં જ તત્પર એવા મનુષ્યોની (ધનપ્રાપ્તિ વગેરે) વિષયોની ચર્ચા કરનારા લોકોમાં તથા સ્ત્રી, પુત્ર અને ધનસામગ્રીઓથી સમ્પન્ન એવાં ઘરોમાં જેમને પ્રીતિ નથી હોતી તથા સંસારમાં જેમને શરીરનિર્વાહ પૂરતું જ (ધનાદિનું) પ્રયોજન છે, તેઓ મહાપુરુષો છે. ॥ ૩ ॥

પરમાત્મા એવા મારામાં પ્રેમ કરવો એ જ **'अर्थः'** પુરુષાર્થ છે જેમનો. **'वा'** શબ્દથી (મારી પ્રીતિ સિવાયની અન્ય વસ્તુને પુરુષાર્થ નથી માનતા તેવા) અન્યની અપેક્ષારહિત એવા આ મહાપુરુષનું લક્ષણ દર્શાવે છે.

देहं बिभर्तीति देहंभरा विषयवार्तैव न धर्मविषया येषु तेषु जनेषु जायादियुक्तेषु गृहेषु च। रातिर्मित्रं धनं वा।

પાઠાન્તરે જાયાદિપ્રદેષુ। યાવદર્થાશ્ચ યાવદર્થમેવાર્થો યેષામિતિ મધ્યમપદલોપી સમાસઃ। દેહનિર્વાહાધિકસ્પૃહાશૂન્યા ઇત્યર્થઃ ॥ ૩ ॥

देहनुं पालनपोषण करे ते **'देहम्भरा'**. विषयचर्चा ज जेमां छे तेमां अने धर्मविषयक चर्चा जेमां नथी तेवा जनोमां जेमने प्रीति नथी तेम ज पत्नी वगेरेथी सम्पन्न एवां घरोमां– **'रातिः'** मित्र के धन

पाठान्तरमां (**'रातिमत्सु'** ने बदले **'रातिदेषु'** पाठ होय तो) पत्नी, पुत्र वगेरे आपनारां (घरो)मां (जेमने प्रीति नथी तेम ज) **'यावदर्थाः'** शरीरनिर्वाह पूरतुं ज जेमने (धनादिनुं) प्रयोजन छे, एम मध्यमपदलोपी समास छे. शरीरना निर्वाहथी अधिक वस्तुनी जेमने स्पृहा नथी, एम अर्थ छे. ॥ ३ ॥

कामान्नार्हतीति यदुक्तं तदुपपादयति— **नूनमिति।**

**नूनं प्रमत्तः कुरुते विकर्म**
**यदिन्द्रियप्रीतय आपृणोति।**
**न साधु मन्ये यत आत्मनोऽय-**
**मसन्नपि क्लेशद आस देहः॥ ४**

विषयभोगो माटे मनुष्यदेह योग्य नथी (श्लोक-१), एम जे कह्युं ते सिद्ध करे छे— **'नूनम् इति।'**

मनुष्य ज्यारे ईन्द्रियोनी तृप्ति माटे कर्म करे छे त्यारे प्रमादी थई अवश्य पापकर्म करे छे, के जे (पूर्वजन्मनां) पापकर्मने कारणे आ दुःखदायी शरीर मिथ्या होवा छतां उत्पन्न थयुं छे, (माटे फरी तेवां पापकर्म करवां)तेने हुं योग्य मानतो नथी. ॥ ४ ॥

यद्यदा इन्द्रियप्रीतये आपृणोति व्याप्रियते तदा प्रमत्तः सन्विकर्म पापं नूनं कुरुते। यतो विकर्मणः प्राचीनादयं क्लेशदो देहो जातस्तस्यैव पुनः करणं साधु न मन्ये॥ ४॥

**'यत्'** ज्यारे (मनुष्य) ईन्द्रियोनी तृप्ति माटे **'आपृणोति'** कर्म करे छे त्यारे प्रमादी थई **'विकर्म'** पाप अवश्य करे छे, के जे पूर्वजन्मनां पापकर्मोने कारणे आ दुःखदायी शरीर उत्पन्न थयुं छे. तेवां ज कर्मोनी पुनरावृत्ति मने ठीक लागती नथी. ॥ ४ ॥

देहादेर्नश्वरत्वात्क्रियानयमनर्थ इत्याशङ्क्याह।

शरीर वगेरे नाशवंत होवाथी (ते शरीरना त्याग पछी तेनो अभाव थई जवाथी देहेन्द्रियादिमां आत्मानो अध्यास केवी रीते थई शके तेथी) आ अनर्थ थाय ज केवी रीते ? एवी शंका करीने तेनो उत्तर आपे छे–

**पराभवस्तावदबोधजातो**
**यावन्न जिज्ञासत आत्मतत्त्वम्।**
**यावत्क्रियास्तावदिदं मनो वै**
**कर्मात्मकं येन शरीरबन्धः॥ ५**

ज्यां सुधी (जीवने) आत्मतत्त्वनी जिज्ञासा थती नथी त्यां सुधी अज्ञानने कारणे देहादि द्वारा तेनुं स्वरूप ढंकायेलुं रहे छे कारण के ज्यां सुधी क्रियाओ होय छे त्यां सुधी आ मन कर्म करवाना स्वभाववाळुं ज रहे छे, के जे कर्मरूप मनने कारणे आत्माने शरीरमां बंधावुं पडे छे. ॥ ५ ॥

पराभवो देहादिना स्वरूपाभिभवोऽज्ञानकृतस्तावद्भवति। तत्र हेतुः—यावत्क्रियाः स्युस्तावदिदं मनो हि कर्मस्वभावमेव स्यात्। येन कर्मात्मकेन मनसा॥ ५॥

**'पराभवः'** દેહાદિ દ્વારા સ્વરૂપનું તિરોધાન અજ્ઞાનને કારણે છે. અજ્ઞાન હોય ત્યાં સુધી સ્વરૂપ તિરોહિત હોય છે. તે માટે કારણ આપે છે – જ્યાં સુધી (લૌકિક-વૈદિક) ક્રિયાઓ હોય છે ત્યાં સુધી આ મન કર્મ કરવાના સ્વભાવવાળું જ રહે છે, કે જે કર્મરૂપ મનને કારણે (આત્માને શરીરમાં બંધાવું પડે છે.) ॥ ५ ॥

उक्तमुपसंहरति।

કહેલી વાતનો ઉપસંહાર કરે છે.

**एवं मनः कर्मवशं प्रयुङ्क्ते**
**अविद्ययात्मन्युपधीयमाने।**
**प्रीतिर्न यावन्मयि वासुदेवे**
**न मुच्यते देहयोगेन तावत्॥ ६**

એમ અવિદ્યાને કારણે આત્મસ્વરૂપ ઢંકાઈ જાય ત્યારે (પૂર્વ જન્મમાં કરેલું) કર્મ (કર્મ કરવાના સ્વભાવવાળા) મનને પુનઃ કર્મનિષ્ઠ કરે છે. જ્યાં સુધી મારામાં– વાસુદેવમાં પ્રીતિ થતી નથી, ત્યાં સુધી પુરુષ દેહના સંબંધથી છૂટતો નથી. ॥ ૬ ॥

एवं पूर्वकृतं कर्म कर्तृभूतं, मनः कर्मभूतं, वशं प्रयुङ्क्ते पुनः कर्मनिष्ठं करोतीति। जीवन्मुक्तकर्मव्यावृत्त्यर्थमाह—अविद्ययेति। अविद्यया आत्मनि उपधीयमाने आच्छाद्यमाने सति एवं मनः कर्तृ, पुरुषं कर्मवशं प्रयुङ्क्त इति वा॥ ६॥

આમ, પૂર્વ જન્મમાં કરેલું કર્મ કર્તા બને છે. મન કર્મ બને છે. (**'कर्म मनः वशं प्रयुङ्क्ते'**) પૂર્વે કરેલું કર્મ પુનઃ મનને કર્મનિષ્ઠ બનાવે છે. જીવનમુક્ત મનુષ્યના કર્મને દૂર કરવા માટે કહે છે – **'अविद्यया इति।'** બીજા શબ્દોમાં કહે છે – અવિદ્યાને કારણે આત્મસ્વરૂપ આચ્છાદિત થઈ જાય ત્યારે મન કર્તા બનીને મનુષ્યને કર્મને વશ કરે છે. ॥ ૬ ॥

न केवलं देहयोगमात्रम्, अनर्थान्तरं चेत्याह।

દેહના સંબંધથી છૂટી શકાતું નથી, એટલું જ નહીં પણ બીજો અનર્થ પણ થાય છે, એમ કહે છે.

**यदा न पश्यत्ययथा गुणेहां**
**स्वार्थे प्रमत्तः सहसा विपश्चित्।**
**गतस्मृतिर्विन्दति तत्र तापा-**
**नासाद्य मैथुन्यमगारमज्ञः॥ ७**

જ્યારે વિવેકવાન મનુષ્ય પોતાનો (આત્માનુસંધાનરૂપ) પરમ પુરુષાર્થ સાધવા માટે ગાફેલ થઈને ઇન્દ્રિયોની ચેષ્ટાને મિથ્યા જોતો નથી ત્યારે એકાએક આત્મસ્વરૂપથી વિસ્મૃત થઈ તે મૂઢ વિષયપ્રધાન ઘરમાં ફસાઈને અનેક પ્રકારનાં દુઃખો ભોગવે છે. ॥ ૭ ॥

यदा गुणानामिन्द्रियाणामीहां चेष्टामयथा मिथ्या आत्मीया न भवतीति विपश्चिद्विवेकी सन्न पश्यति। नु पश्यतीति पाठे अयथा

જ્યારે **'गुणानाम्'** ઇન્દ્રિયોની **'ईहाम्'** ચેષ્ટાને **'अयथा'** મિથ્યા જોતો નથી, ઇન્દ્રિયોની ચેષ્ટા આત્મીય (આત્માની) નથી હોતી એમ **'विपश्चित्'** વિવેકી થઈને પણ સમજતો નથી. **'न पश्यति'** ને બદલે **'नु**

आत्मीयत्वेनेत्यर्थः। तत्र तदा सहसा गतस्मृतिः स्वरूपस्मृतिशून्यः सन्नज्ञो मूढो मैथुनसुखप्रधानं गृहं प्राप्य तापान्विन्दति॥ ७॥

**पश्यति**' પાઠમાં '**अयथा**' આત્મીય તરીકે જ ઈન્દ્રિયોની ચેષ્ટાને જુએ છે, એમ અર્થ છે. '**तत्र**' ત્યારે એકાએક '**गतस्मृतिः**' આત્મસ્વરૂપથી વિસ્મૃત થઈ '**अज्ञः**' મૂઢ એવો તે વિષયપ્રધાન ઘરમાં ફસાઈને દુઃખો પ્રાપ્ત કરે છે. ॥ ૭ ॥

ननु यथोपयोगं स्त्रिया मिथुनीभूय सुखमात्रमनुभवतः कुतस्तापाः स्युस्तत्राह—**पुंस इति।**

શંકા કરે છે કે ઉપયોગ અનુસાર સ્ત્રી સાથે જોડાઈને માત્ર સુખનો અનુભવ કરનારને દુઃખો કેવી રીતે હોય? તો તે માટે ઉત્તર આપે છે — '**पुंसः इति।**'

**पुंसः स्त्रिया मिथुनीभावमेतं**
**तयोर्मिथो हृदयग्रन्थिमाहुः।**
**अतो गृहक्षेत्रसुताप्तवित्तै-**
**र्जनस्य मोहोऽयमहंममेति॥ ८**

પુરુષનો સ્ત્રી સાથેનો દંપતીભાવ એ પરસ્પર તે બંનેની (બીજી સ્થૂળ) હૃદયગ્રંથિ છે (તેને વિદ્વાનો દુર્ભેદ હૃદયગ્રંથિ) કહે છે. આ દંપતીભાવને કારણે મનુષ્યને ઘર, ક્ષેત્ર, પુત્ર, સ્વજન, ધન વગેરે દ્વારા આ હું અને મારું એવો મહામોહ થાય છે. ॥ ૮ ॥

प्रत्येकं तयोरेकैको हृदयग्रंथिरस्त्येव। एतं मिथः परस्परं स्थूलमन्यं हृदययोर्ग्रन्थिं दुर्भेदं वदन्ति। कुत इत्यत आह। अतोऽस्मान्मिथुनीभावात्।

પ્રત્યેક સ્ત્રી અને પુરુષ, તે બંનેને એક એક (સૂક્ષ્મ) હૃદયગ્રંથિ તો હોય છે જ. '**मिथः**' પરસ્પર દંપતી તરીકે જોડાતાં બંનેનાં હૃદયોમાં બીજી સ્થૂળ હૃદયગાંઠ ઉત્પન્ન થાય છે, તેને વિદ્વાનો દુર્ભેદ (મોહ)ગ્રંથિ કહે છે. એ કેવી રીતે? તો તે માટે કહે છે કે '**अतः**' આ દંપતીભાવને કારણે (દુર્ભેદ મોહગાંઠ) છે.

प्रत्येकं हृदयग्रन्थिना तु देहेन्द्रियमात्रेऽहंममेति मोहोऽस्मात्तु गृहादिभिर्विषयभूतैर्महान्मोहो भवेदित्यर्थः॥ ८॥

પ્રત્યેક મનુષ્યને (સૂક્ષ્મ) હૃદયગ્રંથિ વડે તો માત્ર દેહ અને ઈન્દ્રિયો ઉપર જ હું અને મારું એવો મોહ થાય છે પરંતુ આ દંપતીભાવને કારણે તો વિષયરૂપ એવાં ઘર વગેરે દ્વારા પણ મહામોહ થાય છે, એમ અર્થ છે. ॥ ૮ ॥

कदा तर्हि तस्य निवृत्तिरत आह।

તો પછી તે પરસ્પરના દામ્પત્યભાવની હૃદયગ્રંથિ ક્યારે છૂટે તે હવે કહે છે—

**यदा मनोहृदयग्रन्थिरस्य**
**कर्मानुबद्धो दृढ आश्लथेत।**
**तदा जनः संपरिवर्ततेऽस्माद्**
**मुक्तः परं यात्यतिहाय हेतुम्॥ ९**

જ્યારે આ મનુષ્યની કર્મો વડે બંધાયેલી મનરૂપી દૃઢ હૃદયગ્રંથિ શિથિલ થાય (છે), ત્યારે તે આ પરસ્પરના દામ્પત્યભાવથી નિવૃત્ત થાય છે અને પછી (અનર્થના) કારણરૂપ અહંકારનો ત્યાગ કરી, મુક્ત થઈ પરમપદ પ્રાપ્ત કરે છે. ॥ ૯ ॥

यदाऽस्य जनस्य कर्मभिरनुबद्धो दृढो मनोरूपो हृदयग्रन्थिः शिथिलो भवेत्तदाऽस्मान्मिथुनीभावान्निवर्तते। ततश्च हेतुमहंकारं त्यक्त्वा मुक्तः सन्परं पदं याति॥ ९॥

જ્યારે આ મનુષ્યની કર્મો વડે બંધાયેલી મનરૂપી દૃઢ હૃદયગ્રંથિ શિથિલ થાય (છે), ત્યારે આ પરસ્પરના ભાવથી તે છૂટે છે અને પછી **'हेतुम्'** (અનર્થના) કારણરૂપ અંહકારનો ત્યાગ કરી, મુક્ત થઈ પરમપદ પ્રાપ્ત કરે છે. ॥ ૯ ॥

हेतुमतिहायेत्युक्तं तत्र पञ्चविंशतिसाधनान्याह चतुर्भिः।

અનર્થના કારણરૂપ અહંકારનો ત્યાગ કરીને, એમ કહ્યું તે માટે ચાર શ્લોકો વડે પચ્ચીસ સાધનો જણાવે છે.

**हंसे गुरौ मयि भक्त्याऽनुवृत्त्या**
**वितृष्णया द्वन्द्वतितिक्षया च।**
**सर्वत्र जन्तोर्व्यसनावगत्या**
**जिज्ञासया तपसेहानिवृत्त्या॥ १०**

પરમહંસ અને ગુરુસ્વરૂપ ભગવાન એવા મારામાં (શુદ્ધ) ભક્તિભાવ રાખવાથી, (નિરંતર, નિષ્કપટભાવે) તત્પરતાપૂર્વક સેવા કરવાથી, તૃષ્ણાના સંપૂર્ણ ત્યાગથી તેમ જ સુખ-દુઃખાદિ દ્વંદ્વોને સારી રીતે સહન કરવાથી, (આ લોકમાં, પરલોકમાં) સર્વત્ર દુઃખનું સમુચિત અનુસંધાન કરવાથી, તત્ત્વને જાણવાની ઈચ્છાથી, વ્રત-ઉપવાસાદિ નિયમોરૂપ તપશ્ચર્યા કરવાથી, સકામ કર્મના સંપૂર્ણ ત્યાગથી,॥ ૧૦ ॥

हंसे मयि गुरौ भक्तिः सेवा। अनुवृत्तिस्तत्परता। विगततृष्णया। सर्वत्र लोकान्तरेऽपि व्यसनावगत्या दुःखानुसंधानेन ईहानिवृत्त्या काम्यकर्मत्यागेन॥ १०॥

પરમહંસ અને ગુરુસ્વરૂપ ભગવાન એવા મારામાં **'भक्तिः'** સેવા, **'अनुवृत्तिः'** તત્પરતા, તૃષ્ણાના સંપૂર્ણ ત્યાગથી, આ લોકમાં અને પરલોકમાં પણ સર્વત્ર **'व्यसन-अवगत्या'** દુઃખનું અનુસંધાન કરવાથી, સકામ કર્મના યથોચિત ત્યાગથી, ॥ ૧૦ ॥

**मत्कर्मभिर्मत्कथया च नित्यं**
**मद्देवसङ्गाद्गुणकीर्तनान्मे।**
**निर्वैरसाम्योपशमेन पुत्रा**
**जिहासया देहगेहात्मबुद्धेः॥ ११**

હે પુત્રો, મને કર્મો સમર્પિત કરવાથી, મારી કથાઓના નિત્ય પ્રેમપૂર્વક શ્રવણથી તથા હું જ જેમનો દેવ છું તેમની સાથે નિત્ય સત્સંગ કરવાથી, મારા ગુણોના સંકીર્તનથી, પ્રાણીમાત્ર ઉપર વેર ત્યજવાથી, સમભાવ રાખવાથી, ઈન્દ્રિયોની વિક્ષેપ-રહિતતારૂપ શાંતિથી, શરીર અને ઘરમાં હું અને મારું એવી બુદ્ધિના સમ્યક્ ત્યાગની ઈચ્છા કરવાથી,॥ ૧૧ ॥

मदर्थैः कर्मभिः। अहमेव देवो येषां तैः सङ्गात्। हे पुत्राः देहगेहयोरात्मबुद्धेरहंममेति बुद्धेः॥ ११॥

મારા માટે કર્મો કરવાથી (મને કર્મો સમર્પિત કરવાથી), હું જ જેમનો દેવ છું તેમની સાથે નિત્ય સત્સંગ કરવાથી, હે પુત્રો, શરીર અને ઘરમાં **'आत्मबुद्धेः'** હું અને મારું, એવી બુદ્ધિના (સમ્યક્ ત્યાગની ઈચ્છા કરવાથી), ॥ ૧૧ ॥

**अध्यात्मयोगेन विविक्तसेवया**
**प्राणेन्द्रियात्माभिजयेन सध्र्यक्।**
**सच्छ्रद्धया ब्रह्मचर्येण शश्वद्-**
**असंप्रमादेन यमेन वाचाम्॥ १२**

अध्यात्मयोगेनाध्यात्मशास्त्राभ्यासेन। सध्र्यक् सम्यगिति सर्वत्र संबन्धः। असंप्रमादेन कर्तव्यस्यापरित्यागेन॥ १२॥

**सर्वत्र मद्भावविचक्षणेन**
**ज्ञानेन विज्ञानविराजितेन।**
**योगेन धृत्युद्यमसत्त्वयुक्तो**
**लिङ्गं व्यपोहेत्कुशलोऽहमाख्यम्॥ १३**

सर्वत्र मद्भावो मद्भावना तत्र विचक्षणेन निपुणेन विज्ञानविराजितेनानुभवपर्यन्तेन ज्ञानेन योगेन समाधिना धृत्युद्यमसत्त्वयुक्तो धैर्यप्रयत्नविवेकैर्युक्तः सन्नहंकाराख्यमुपाधिं व्यपोहेन्निरस्येत्॥ १३॥

ततः साधनादुपरमेदित्याह।

**कर्माशयं हृदयग्रन्थिबन्ध-**
**मविद्ययासादितमप्रमत्तः।**
**अनेन योगेन यथोपदेशं**
**सम्यग्व्यपोह्योपरमेत योगात्॥ १४**

कर्माण्याशेरते यस्मिन्। योगेनोपायेन। यद्यपि फले सिद्धे साधनोपरमः सिद्ध एव, तथापि यावद्देहपातं तदभ्यासशङ्कावारणायोक्तम् ॥ १४॥

અધ્યાત્મશાસ્ત્રનો સારી રીતે અભ્યાસ કરવાથી, એકાન્તવાસથી, પ્રાણ-ઇન્દ્રિય-મનને સારી રીતે જીતવાથી, સત્પુરુષોના વચનમાં શ્રદ્ધા રાખવાથી, બ્રહ્મચર્યથી, નિરંતર કર્તવ્યપાલનથી, વાણીના સંયમથી, ॥ ૧૨ ॥

**'अध्यात्मयोगेन'** અધ્યાત્મશાસ્ત્રનો સારી રીતે અભ્યાસ કરવાથી, **'सध्र्यक्'** અર્થાત્ **सम्यक्** શબ્દને સર્વત્ર જોડવો. **'असंप्रमादेन'** નિરંતર કર્તવ્યપાલનથી॥ ૧૨॥

સર્વત્ર મારી ભાવનાવાળા નિપુણતાયુક્ત અનુભવપૂર્વકના જ્ઞાનથી અને સમાધિયોગથી ધૈર્ય, પ્રયત્ન તથા વિવેકથી યુક્ત થઈ કુશળ મનુષ્યે 'અહંકાર' નામની સંસારના કારણરૂપ ઉપાધિનો ત્યાગ કરવો. ॥ ૧૩ ॥

સર્વત્ર **'मद्‌भावः'** મારી ભાવનાવાળા તેમ જ **'विचक्षणेन'** નિપુણ એવા **'विज्ञानविराजितेन'** અનુભવયુક્ત જ્ઞાનથી, **'योगेन'** યોગસમાધિપૂર્વક, **'धृति-उद्यम-सत्त्वयुक्तः'** ધૈર્ય, પ્રયત્ન તથા વિવેકથી યુક્ત થઈ (કુશળ મનુષ્યે) અહંકાર નામની (**'लिङ्गम्'**) સંસારના કારણરૂપ ઉપાધિનો ત્યાગ કરવો. ॥ ૧૩ ॥

(અહંકારરૂપ ઉપાધિના ત્યાગ) પછી સાધનોથી પણ તે વિરામ પામે, એમ કહે છે.

સાવધાન મનુષ્ય આ પૂર્વોક્ત ઉપાયથી અવિદ્યાથી પ્રાપ્ત થયેલી કર્મોના સ્થાનરૂપ હૃદયની મોહરૂપી ગાંઠના બંધનને શાસ્ત્રોક્ત ઉપદેશ અનુસાર સારી રીતે કાપી નાખીને તે સાધનોનો પણ પરિત્યાગ કરે. ॥ ૧૪ ॥

જેમાં કર્મો સૂઈ જાય છે તે **'कर्माशयम्'**, **'योगेन'** ઉપાયથી– જો કે ફળસિદ્ધિ થતાં સાધનનો પરિત્યાગ ઉચિત જ છે છતાં પણ શરીર છૂટે ત્યાં સુધી સાધનનો અભ્યાસ (ચાલુ રાખવો કે નહીં, તે) શંકાનું નિવારણ કરવા માટે સાધનનો પરિત્યાગ કહ્યો છે. ॥ ૧૪ ॥

**पुत्रांश्च शिष्यांश्च नृपो गुरुर्वा**
**मल्लोककामो मदनुग्रहार्थः।**
**इत्थं विमन्युरनुशिष्यादतज्ज्ञान्**
**न योजयेत्कर्मसु कर्ममूढान्।**
**कं योजयन्मनुजोऽर्थं लभेत**
**निपातयन्नष्टदृशं हि गर्ते॥ १५**

જે મારા લોકની કામના કરે છે અથવા મારા અનુગ્રહની પ્રાપ્તિ એ જ જેનો પરમ પુરુષાર્થ છે તેવા પિતા પોતાના પુત્રોને, ગુરુ પોતાના શિષ્યોને તથા રાજા પોતાની પ્રજાને આ પ્રમાણે જ ઉપદેશ આપે. (ઉપદેશનું પાલન ન કરવામાં આવે તો પણ તેમની ઉપર) ક્રોધરહિત થઈને તત્ત્વને ન જાણતા અને કર્મથી મૂઢ એવા તેમને કર્મોમાં પ્રવૃત્ત ન કરે. જ્ઞાનચક્ષુવિહીનને કામ્ય કર્મોમાં પ્રેરતો, સંસારરૂપી કૂવામાં પાડતો મનુષ્ય કયો પુરુષાર્થ મેળવે છે? ॥ ૧૫ ॥

किंच पुत्रान्पिता शिष्यान्वा गुरुर्नृपश्च प्रजा एवमनुशिक्षयेत्। मम लोकं यः कामयते। यद्वा मदनुग्रह एवार्थो यस्य। विमन्युः शिक्षितस्याकरणेऽपि कोपशून्यः। अतज्ज्ञांस्तत्त्वमविदुषः। श्रेयोबुद्ध्या कर्मसु मूढान्।

વળી, પિતા પુત્રોને કે ગુરુ શિષ્યોને તથા રાજા પ્રજાને આ પ્રમાણે જ ઉપદેશ આપે. જે મારા લોકની કામના કરે છે અથવા મારા અનુગ્રહની પ્રાપ્તિ એ જ જેનો પરમ પુરુષાર્થ છે, (તેવા પિતા, ગુરુ અને રાજા) **'विमन्युः'** ઉપદેશનું પાલન ન કરવામાં આવે તો પણ ક્રોધરહિત (થઈને) **'अतत्-ज्ञान्'** તત્ત્વને ન જાણનારાઓને, આ જ શ્રેય છે એવી બુદ્ધિની દઢતા પ્રાપ્ત કરાવીને તે મૂઢજનોને કર્મોમાં પ્રવૃત્ત ન કરે.

अन्यथोपदेशे प्रत्यवायमाह। मनुजः काम्यकर्मसु पुरुषं योजयन् गर्ते संसारकूपे तं पातयति स मनुजः कमर्थं पुरुषार्थं लभेत। न कमपीत्यर्थः॥ १५॥

ઊલટો ઉપદેશ આપવામાં પાપના ભાગી જ થવાશે, એમ કહે છે. **'मनुजः'** પુરુષને કામ્યકર્મોમાં જોડતો, **'गर्ते'** સંસારરૂપી કૂવામાં તેને પાડે છે તે મનુષ્ય **'कम्-अर्थम्'** કયો પુરુષાર્થ મેળવે છે? કોઈ જ નહીં, એમ અર્થ છે. ॥ ૧૫ ॥

न योजयेदित्येतदुपपादयति—**लोक इति त्रिभिः।**

(જ્ઞાનીજન સાધનજ્ઞાનવિહીન મનુષ્યને) કર્મમાં પ્રવૃત્ત ન કરે, એ વાતને ત્રણ શ્લોકોથી પ્રમાણિત કરે છે— **'लोकः इति।'**

**लोकः स्वयं श्रेयसि नष्टदृष्टि-**
**र्योऽर्थान्समीहेत निकामकामः।**
**अन्योन्यवैरः सुखलेशहेतो-**
**रनन्तदुःखं च न वेद मूढः॥ १६**

જે મનુષ્ય પોતાની મેળે આત્મકલ્યાણ વિષે તેના સાધનના જ્ઞાનથી રહિત હોય છે, તે અતિશય કામનાઓવાળો થઈ શબ્દાદિ વિષયોને ઈચ્છે છે, તેમ જ અતિઅલ્પસુખ માટે પરસ્પર વેર કરનાર મૂઢ (એવો તે, તેનાથી પ્રાપ્ત થતા) અનન્ત દુઃખને જાણતો નથી. ॥ ૧૬ ॥

नष्टदृष्टित्वे हेतुः—य इति। निकाममतिशयेन कामो यस्य॥ १६॥

**भ.मनो.—**अर्थानामनर्थगर्भत्वात्तत्प्रसाधनमेव श्रेयोऽनभिज्ञतामूलमित्याह।

**कस्तं स्वयं तदभिज्ञो विपश्चिद्**
**अविद्यायामन्तरे वर्तमानम्।**
**दृष्ट्वा पुनस्तं सघृणः कुबुद्धिं**
**प्रयोजयेदुत्पथगं यथाऽन्धम्॥ १७**

तमीदृशं कुबुद्धिं दृष्ट्वा तत्रैव कस्तं प्रवर्तयेन्न कोपि। उत्पथेन गच्छन्तमन्धं यथा तेनैव गच्छेति को ब्रूयात्॥ १७॥

**गुरुर्न स स्यात्स्वजनो न स स्यात्**
**पिता न स स्याज्जननी न सा स्यात्।**
**दैवं न तत्स्यान्न पतिश्च स स्या-**
**न्न मोचयेद्यः समुपेतमृत्युम्॥ १८**

समुपेतः संप्राप्तो मृत्युः संसारो येन तम्। ततो भक्तिमार्गोपदेशेन यो न मोचयेत्स गुर्वादिर्न भवतीत्यर्थः। यद्वा यस्तं मोचयितुं न शक्नुयात्स तस्य गुर्वादिर्न स्यादिति निषेधः। ततश्च पिता न स्यादिति, पुत्रोत्पत्तौ यत्नो न कार्य इत्यर्थः। दैवं देवता न स्यादिति, पूजा न ग्राह्येत्यर्थः। एवमन्यदपि द्रष्टव्यम्॥ १८॥

एवं मोक्षधर्मानुपदिश्य भ्रातृशुश्रूषण-लक्षणं धर्मं स्पर्धादिनिवृत्तये तेषां जन्मकथन-पूर्वकमाह द्वाभ्याम्।

સાધન-જ્ઞાનવિહીન હોવા માટેનું કારણ આપે છે. **'यः इति।' 'निकामम्'** અતિશય કામના છે જેને ॥ ૧૬ ॥

શબ્દાદિ વિષયોના ગર્ભમાં અનર્થ હોવાથી તેમાં જ રચ્યાપચ્યા રહેવું એ જ અજ્ઞાનનું મૂળ છે, એમ (વિદ્વાનો) કહે છે.

અવિદ્યાની વચ્ચે ફસાયેલા તે કુમતિને આંધળાની જેમ ઊંધે રસ્તે જતો જોઈને જ્ઞાની, વિવેકી અને દયાળુ એવો કયો મનુષ્ય ફરીથી તેને ત્યાં જ જવા પ્રવૃત્ત કરે? ॥ ૧૭ ॥

આવા તે કુમતિને જોઈને ત્યાં જ જવા માટે તેને કોણ પ્રવૃત્ત કરે ? કોઈ પણ નહીં. અવળે માર્ગે જતા આંધળાને, તે રસ્તે જ જા એમ કોણ કહે? તેવી રીતે (આને ત્યાં જવા માટે કોણ પ્રેરે?) ॥ ૧૭ ॥

જે મનુષ્ય મૃત્યુરૂપ સંસારમાં સપડાયેલાને છોડાવી શકે નહીં તે (ગુરુ એ) ગુરુ નથી, (સ્વજન એ) સ્વજન નથી, (પિતા એ) પિતા નથી, (માતા એ) માતા નથી, (દેવ એ) દેવ નથી અને (પતિ એ) પતિ નથી. ॥ ૧૮ ॥

**'समुपेतः'** પ્રાપ્ત થયો છે મૃત્યુરૂપ સંસાર જેને તેને– ભક્તિમાર્ગના ઉપદેશ દ્વારા તેનાથી જે છોડાવે નહીં તે ગુરુ વગેરે હોતા નથી, એમ અર્થ છે અથવા જે તેને છોડાવવા માટે સમર્થ ન હોય તેણે તેના ગુરુ વગેરે ન થવું જોઈએ, એમ નિષેધ છે અને તેણે પિતા ન થવું જોઈએ એટલે પુત્રોત્પત્તિ માટે યત્ન ન કરવો જોઈએ, એમ અર્થ છે. **'दैवम्'** દેવ ન થવું જોઈએ અર્થાત્ (કોઈની) પૂજા ન સ્વીકારવી જોઈએ. આ રીતે અન્ય પણ સમજવું. ॥ ૧૮ ॥

આમ, મોક્ષધર્મોનો ઉપદેશ કરી (ભાઈઓ વચ્ચેની) સ્પર્ધા વગેરે દૂર કરવા માટે ભાઈની શુશ્રૂષાના લક્ષણરૂપ ધર્મ, તેમના જન્મની કથાસહિત બે શ્લોકો વડે કહે છે.

**इदं शरीरं मम दुर्विभाव्यं**
**सत्त्वं हि मे हृदयं यत्र धर्मः।**
**पृष्ठे कृतो मे यदधर्म आराद्-**
**अतो हि मामृषभं प्राहुरार्याः॥ १९**

इदं मनुष्याकारं शरीरं मम दुर्विभाव्यमवितर्क्यं मदिच्छाविलसितम्। न त्वहं प्राकृतो मनुष्य इत्यर्थः। मे हृदयं तु सत्त्वम्। किं तद्धृदयम्। यत्र धर्मस्तत्। शुद्धं सत्त्वमित्यर्थः। कुतः। यद्यस्मान्मयाऽधर्मो दूरादेव पृष्ठे कृत उत्सारितः। अत एव मामृषभं श्रेष्ठं प्राहुः॥ १९॥

**वंशीधरी—**‘साधवो हृदयं मह्यम्’ इति मदुक्ते।

**तस्माद्भवन्तो हृदयेन जाताः**
**सर्वे महीयांसममुं सनाभम्।**
**अक्लिष्टबुद्ध्या भरतं भजध्वं**
**शुश्रूषणं तद्भरणं प्रजानाम्॥ २०**

भवन्तश्च हृदयेन शुद्धसत्त्वमयेन जातास्तस्मान्मत्सरं हित्वा महत्तमं सनाभं सोदरं भजध्वम्। ननु त्वत्पुत्रत्वात्त्वां वयं भजेम राजपुत्रत्वात्प्रजाश्च पालयामेति चेदत आह। तदेव मे शुश्रूषणं प्रजानां च पालनम्। भरतानुवृत्त्यैव सर्वं कृतं स्यादिति भावः॥ २०॥

इदानीं ब्राह्मणाश्च सेव्या इत्याशयेन तेषां सर्वेभ्यः श्रैष्ठ्यमाह पञ्चभिः।

મારું આ મનુષ્યાકૃતિ શરીર અવિતર્ક્ય છે, શુદ્ધ સત્ત્વગુણ મારું હૃદય છે, જેમાં ધર્મ રહેલો છે. અધર્મને તો મેં દૂરથી જ પાછળ ધકેલી દીધો છે અને તેથી જ આર્યપુરુષો મને ઋષભ કહે છે. ॥ ૧૯ ॥

મારું આ મનુષ્યાકૃતિ શરીર **‘दुर्विभाव्यम्’** અકલ્પ્ય છે, સ્વેચ્છાથી ગ્રહણ કરવામાં આવેલું છે. (પ્રાકૃત મનુષ્યની જેમ કર્મને અધીન નથી.—**बा.प्र.**) હું સાધારણ મનુષ્ય નથી, એમ અર્થ છે. મારું હૃદય તો શુદ્ધ સત્ત્વ છે. કયું છે તે હૃદય? જ્યાં ધર્મ છે તે શુદ્ધ સત્ત્વગુણ મારું હૃદય છે, એમ અર્થ છે. શા માટે? **‘यत्’** કારણ કે મેં અધર્મને દૂરથી જ **‘पृष्ठेकृतः’** પાછળ ધકેલી દીધો છે. આથી જ સત્પુરુષો મને **‘ऋषभम्’** શ્રેષ્ઠ કહે છે. ॥ ૧૯ ॥

‘સાધુપુરુષો મારું હૃદય છે.’ (શ્રીમદ્ ભા. ૯/૪/૬૮) એમ મેં કહ્યું છે.

તમે સર્વ (મારા શુદ્ધ, સત્ત્વગુણમય) હૃદયથી ઉત્પન્ન થયા છો તેથી તમારા સહોદર એવા સૌથી મોટાભાઈ ભરતની નિષ્કપટભાવે સેવા કરજો. ભરતજીની સેવા એ જ પ્રજાપાલન છે. ॥ ૨૦ ॥

તમે પણ શુદ્ધસત્ત્વમય હૃદયથી ઉત્પન્ન થયા છો તેથી મત્સર છોડીને જ્યેષ્ઠ, **‘सनाभम्’** સહોદર એવા ભરતજીની સેવા કરજો. શંકા કરે છે કે જો રાજપુત્રો એમ કહે કે અમે તમારા પુત્રો હોવાથી અમે તમારી સેવા કરીએ અને રાજકુમારો હોવાથી પ્રજાનું પણ પાલન કરીએ, તો તે માટે કહે છે— તે ભરતજીની સેવા એ જ મારી સેવા છે અને પ્રજાપાલન પણ છે. ભરતજીની સેવાથી જ સર્વ કાંઈ થઈ જશે, એવો ભાવ છે. ॥ ૨૦ ॥

હવે બ્રાહ્મણો પણ સેવવા યોગ્ય છે એ આશયથી પાંચ શ્લોકો વડે તેમની સર્વ કરતાં શ્રેષ્ઠતા જણાવે છે,

**भूतेषु वीरुद्भ्य उदुत्तमा ये**
**सरीसृपास्तेषु सबोधनिष्ठाः।**
**ततो मनुष्याः प्रमथास्ततोऽपि**
**गन्धर्वसिद्धा विबुधानुगा ये॥ २१**

(ચેતન-અચેતન) ભૂતોમાં (સ્થાવર અચેતન અર્થાત્ માટી, પથ્થર વગેરે કરતાં પૃથ્વીમાંથી ઊગનાર સ્થાવર ચેતન અર્થાત્ વૃક્ષ, લતા વગેરે વીરુધો અતિશય ઉત્તમ છે તે) સ્થાવર ચેતનરૂપી વૃક્ષ-લતાઓ કરતાં જે સરકીને ચાલનારાં (સાપ, કીડાં વગેરે) છે તેઓ શ્રેષ્ઠ છે. તેમના કરતાં જ્ઞાનયુક્ત સ્થિતિવાળાં પશુઓ ઉત્તમ છે. તેમનાથી મનુષ્યો ઉત્તમ છે. તેમના કરતાં પ્રમથગણ શ્રેષ્ઠ છે. તેમના કરતાં પણ ગંધર્વો ઉત્તમ છે. તેમના કરતાં સિદ્ધો ઉત્તમ છે. સિદ્ધો કરતાં પણ જે કિન્નરાદિ-દેવોના અનુચરો છે તેઓ શ્રેષ્ઠ છે. ॥ ૨૧ ॥

भूतेषु चेतनाचेतनेषु। विरोहन्तीति वीरुधः स्थावरा उदुच्चैरतिशयेनोत्तमाः। तेभ्योऽपि ये सरीसृपाः सर्पन्तीति जङ्गमास्ते उदुत्तमा इति सर्वत्रानुषङ्गः। तेष्वपि सबोधा निष्ठा स्थितिर्येषां पश्वादीनां ते कीटकादिभ्यः। ततस्तेष्वपि मनुष्याः। ततोऽपि प्रमथा भूतप्रेतादयः। ततोऽपि गन्धर्वाः। ततः सिद्धाः। ततोऽन्ये विबुधानुगाः किंनरादयः॥ २१॥

**'भूतेषु'** ચેતન ભૂતો (વૃક્ષ, લતા વગેરે) અને અચેતન ભૂતો (માટી, પથ્થર વગેરે)માં– અંકુરિત થાય તે **'वीरुधः'** વૃક્ષ-લતાઓ સ્થાવર ચેતન **'उत्'** અતિશય ઉત્તમ છે. તેમના કરતાં પણ જે **'सरीसृपाः'** સરકીને ચાલે છે તેવાં (સાપ, કીડાં વગેરે) જંગમ પ્રાણીઓ અતિ ઉત્તમ છે, એમ **'उदुत्तमाः'** બધે જોડાય છે. તેમના કરતાં પણ **'सबोधाः'** જ્ઞાન સહિત **'निष्ठा'** સ્થિતિ છે જેમની તે પશુ વગેરે કીડાં વગેરે કરતાં શ્રેષ્ઠ છે. **'ततः'** તેમના કરતાં પણ મનુષ્યો અતિઉત્તમ છે. તેમના કરતાં પણ **'प्रमथाः'** ભૂત-પ્રેતાદિ શ્રેષ્ઠ છે. તેમના કરતાં પણ ગંધર્વો શ્રેષ્ઠ છે. તેમના કરતાં સિદ્ધો શ્રેષ્ઠ છે. તેમના કરતાં બીજા **'विबुधानुगाः'** દેવોના અનુચરો કિન્નરાદિ અતિઉત્તમ છે. ॥ ૨૧ ॥

**देवासुरेभ्यो मघवत्प्रधाना**
**दक्षादयो ब्रह्मसुतास्तु तेषाम्।**
**भवः परः सोऽथ विरिञ्चिवीर्यः**
**स मत्परोऽहं द्विजदेवदेवः॥ २२**

કિન્નરાદિ કરતાં અસુરો ઉત્તમ છે. અસુરો કરતાં દેવો ઉત્તમ છે. દેવોમાં ઈન્દ્ર ઉત્તમ છે. ઈન્દ્ર કરતાં બ્રહ્માજીના પુત્રો દક્ષ વગેરે શ્રેષ્ઠ છે. તેમના કરતાં શંકર ભગવાન શ્રેષ્ઠ છે. બ્રહ્મરૂપી શક્તિવાળા તે શંકર ભગવાન(ના પિતા બ્રહ્માજી) હોવાથી તેમનાથી બ્રહ્માજી શ્રેષ્ઠ છે. તેમનાથી હું શ્રેષ્ઠ છું અને મારા કરતાં બ્રાહ્મણો શ્રેષ્ઠ છે, કારણ કે તેઓ મારા ઈષ્ટદેવ અને પૂજ્ય છે. ॥ ૨૨ ॥

तेभ्योऽसुराः। देवा असुरेभ्यः। संधिरार्षः। देवाश्च मघवत्प्रधानाः, देवेभ्य इन्द्रः श्रेष्ठ इत्यर्थः। ततोऽपि ब्रह्मसुता दक्षादयः। तेषां मध्ये भवःपरः श्रेष्ठः। स भवो विरिञ्चवीर्यो विरिञ्चो वीर्यं शक्तिः कारणं यस्य स विरिञ्चवीर्यः, अतस्तज्जनकत्वाद्विरिञ्चस्ततः पर इत्यर्थः। स विरिञ्चो मत्परः अहं परो यस्य। द्विजदेवा ब्राह्मणा एव देवाः पूज्या यस्य सोऽहम्॥ २२॥

તે કિન્નરાદિ કરતાં અસુરો શ્રેષ્ઠ છે. અસુરો કરતાં દેવો શ્રેષ્ઠ છે. (**देवा असुरेभ्यः** ની સંધિ '**देवा असुरेभ्यः**' થાય તેને બદલે '**देवासुरेभ्यः**' છે તે) સંધિ આર્ષ છે. '**देवाश्च मघवत्प्रधानाः**' (દેવો ઈન્દ્રપ્રધાન છે) દેવોથી ભગવાન્ ઈન્દ્ર શ્રેષ્ઠ છે, એમ અર્થ છે. તે ઈન્દ્ર કરતાં '**ब्रह्मसुताः**' બ્રહ્માજીના પુત્રો દક્ષ વગેરે શ્રેષ્ઠ છે. તે પુત્રોમાં ભવ અર્થાત્ ભગવાન શંકર '**परः**' શ્રેષ્ઠ છે. '**विरिञ्चवीर्यः**' એટલે ભગવાન શંકર. '**विरिञ्चः**' એટલે બ્રહ્માજી. જેની '**वीर्यम्**' શક્તિ, કારણ બ્રહ્માજી છે તે '**विरिञ्चवीर्यः**' શંકરભગવાન. બ્રહ્માજી તેમના પિતા હોવાથી તે શંકરભગવાન કરતાં શ્રેષ્ઠ છે. તે બ્રહ્માજી '**मत्परः**' હું જેમનો પૂજ્ય છું, તેવા છે. '**द्विजदेवाः**' બ્રાહ્મણો જ દેવો, પૂજ્ય છે જેના તેવો હું છું. (અર્થાત્ મારાથી બ્રાહ્મણો શ્રેષ્ઠ છે.)॥ ૨૨ ॥

**न ब्राह्मणैस्तुलये भूतमन्यत्**
**पश्यामि विप्राः किमतः परं तु।**
**यस्मिन्नृभिः प्रहुतं श्रद्धयाह-**
**मश्नामि कामं न तथाग्निहोत्रे॥ २३**

હે વિપ્રો, બીજા કોઈ પણ પ્રાણીને હું બ્રાહ્મણો સમાન જોતો (ગણતો) નથી, તો પછી બ્રાહ્મણોથી શ્રેષ્ઠ તો કોને ગણું? જે બ્રાહ્મણ(ના મુખ)માં મનુષ્યો દ્વારા શ્રદ્ધાપૂર્વક સારી રીતે અપાયેલી અન્નાદિરૂપ આહુતિ હું જેટલી પ્રસન્નતાથી આરોગું છું તેટલી અગ્નિહોત્રમાં હોમેલી સામગ્રીને સ્વીકારતો નથી. ॥ ૨૩ ॥

ब्राह्मणैरन्यद्भूतं न तुलये समं न पश्यामि। अतो ब्राह्मणात्परं तु भूतं किं पश्यामि न किंचित्। विप्रा इति तत्रत्यानां ब्राह्मणानां संबोधनम्। समस्यैवाभावादधिकं कुतस्त्यमित्यर्थः। तत्र हेतूनाह सार्धाभ्याम्।

બીજા કોઈ પણ પ્રાણીને હું બ્રાહ્મણો સમાન '**न तुलये**' ગણતો નથી. તો પછી બ્રાહ્મણોથી શ્રેષ્ઠ તો કોને ગણું? કોઈને નહીં. '**विप्राः**' હે વિપ્રો, એમ ત્યાં ઉપસ્થિત રહેલા બ્રાહ્મણોને સંબોધન છે. બ્રાહ્મણ સમાન વ્યક્તિનો જ અભાવ હોવાથી તેમનાથી વિશેષ તો હોય જ ક્યાંથી? એમ અર્થ છે. તે માટે દોઢ શ્લોકથી કારણો કહે છે.

यस्मिन् ब्राह्मणे श्रद्धया प्रकर्षेण हुतमन्नादि कामं यथेच्छमहमश्नामि॥ २३॥

'**यस्मिन्**' જે બ્રાહ્મણ(ના મુખ)માં (મનુષ્યો દ્વારા) શ્રદ્ધાપૂર્વક સારી રીતે હોમેલાં અન્નાદિ '**कामम्**' હું જેટલી પ્રસન્નતાથી આરોગું છું (તેટલી અગ્નિહોત્રમાં હોમ કરેલી સામગ્રીનો સ્વીકાર કરતો નથી.)॥ ૨૩ ॥

**धृता तनूरुशती मे पुराणी**
**येनेह सत्त्वं परमं पवित्रम्।**
**शमो दमः सत्यमनुग्रहश्च**
**तपस्तितिक्षानुभवश्च यत्र॥ २४**

મે તનૂર્મૂર્તિર્વેદાખ્યા... 

मे तनूर्मूर्तिर्वेदाख्या येन ब्राह्मणेनेह लोके धृता। यत्र च ब्राह्मणे सत्त्वादयोऽष्टौ गुणाः सन्ति, ततः परं किं पश्यामीत्यन्वयः॥ २४॥

निःस्पृहत्वमाह।

**मत्तोऽप्यनन्तात्परतः परस्मात्**
**स्वर्गापवर्गाधिपतेर्न किंचित्।**
**येषां किमु स्यादितरेण तेषा-**
**मकिंचनानां मयि भक्तिभाजाम्॥ २५**

मत्तोऽपि येषां न किंचित्प्रार्थनीयमस्ति तेषामितरेण राज्यादिना किमु स्यान्न किमपि॥ २५॥

तदेवं ब्राह्मणसंमानं विधायेदानीं सर्वभूतसंमानं विधत्ते।

**सर्वाणि मद्धिष्ण्यतया भवद्भि-**
**श्चराणि भूतानि सुता ध्रुवाणि।**
**संभावितव्यानि पदे पदे वो**
**विविक्तदृग्भिस्तदुहार्हणं मे॥ २६**

हे सुताः, सर्वाणि जङ्गमानि स्थावराणि च भूतानि मदधिष्ठानतया वो युष्माभिः संमाननीयानि। पदे पदे क्षणे क्षणे। विविक्ता पूता मत्सरादिरहिता दृष्टिर्येषां तैः। तदेव ममार्हणम्॥ २६॥

જે બ્રાહ્મણ દ્વારા આ લોકમાં મારી અતિ કમનીય અને ચિરંતન વેદરૂપ મૂર્તિ ધારણ કરવામાં આવી છે તથા જે બ્રાહ્મણમાં પરમ પવિત્ર સત્ત્વગુણ, શમ, દમ, સત્ય, અનુગ્રહ, તપ, તિતિક્ષા તથા અનુભવ છે (તેવા બ્રાહ્મણથી ચઢિયાતું કોણ હોઈ શકે?) ॥ ૨૪ ॥

મારી '**તનૂઃ**' વેદ નામની મૂર્તિ જે બ્રાહ્મણ દ્વારા આ લોકમાં ધારણ કરવામાં આવી છે અને '**यत्र**' જે બ્રાહ્મણમાં સત્ત્વાદિ આઠ ગુણો રહેલા છે, તેનાથી ચઢિયાતો કોને ગણું? એમ સંબંધ છે. ॥ ૨૪ ॥

બ્રાહ્મણોની નિઃસ્પૃહતા જણાવે છે.

બ્રહ્માદિથી પણ શ્રેષ્ઠ, સ્વર્ગ અને મોક્ષના અધિપતિ તથા અનંત શક્તિયુક્ત એવા મારી પાસેથી પણ જેમને માગવા જેવું કંઈ જ નથી તેવા નિષ્કિંચન (ભોગસમ્પત્તિ-વિહીન) બ્રાહ્મણને અન્યથી (રાજ્યાદિથી) શું પ્રયોજન છે? (કારણ કે) તેઓ મારામાં ભક્તિભાવવાળા છે. (મારા ભજનથી જ જેમના સર્વ મનોરથ પૂર્ણ થયા છે તેવા છે.)॥ ૨૫ ॥

મારી પાસેથી પણ જેમને કંઈ જ માગવા જેવું નથી, તેમને '**इतरेण**' અન્ય રાજ્યાદિથી શું પ્રયોજન છે? કંઈ જ નહીં. ॥ ૨૫ ॥

આ પ્રમાણે બ્રાહ્મણોનું સન્માન કરવાનું કહીને હવે પ્રાણીમાત્રનું સન્માન કરવું, એમ કહે છે.

હે પુત્રો, મત્સરાદિથી રહિત પવિત્ર દષ્ટિવાળા તમારા દ્વારા સર્વ સ્થાવર અને જંગમ પ્રાણીઓ મારા શરીર તરીકે પ્રતિ ક્ષણે સન્માન આપવા યોગ્ય છે. તે પણ મારું પૂજન છે. ॥ ૨૬ ॥

હે પુત્રો, સર્વ સ્થાવર અને જંગમ પ્રાણીઓ મારા શરીર તરીકે '**वः**' તમારા દ્વારા સન્માન આપવા યોગ્ય છે. '**पदे पदे**' ક્ષણે ક્ષણે, '**विविक्ता**' પવિત્ર–મત્સરાદિથી રહિત દષ્ટિ છે જેમની તેમના દ્વારા. તે પણ મારું પૂજન છે. ॥ ૨૬ ॥

सर्वकर्मणामीश्वरार्पणं विधत्ते।

**मनोवचोदृक्करणेहितस्य**
**साक्षात्कृतं मे परिबर्हणं हि।**
**विना पुमान्येन महाविमोहात्**
**कृतान्तपाशान्न विमोक्तुमीशेत्॥ २७**

मनोवचोदृशामन्येषां च करणानामीहितस्य व्यापारस्य मे परिबर्हणमाराधनमेव साक्षात्कृतं फलम्। येन परिबर्हणेन विना कालपाशाद्विमोक्तुं न ईशेन्न समर्थो भवेत्॥ २७॥

**श्रीशुक उवाच**

**एवमनुशास्यात्मजान्स्वयमनुशिष्टानपि लोकानुशासनार्थं महानुभावः परम-सुहृद्भगवानृषभापदेश उपशमशीलानामु-परतकर्मणां महामुनीनां भक्तिज्ञानवैराग्य-लक्षणं पारमहंस्यधर्ममुपशिक्षमाणः स्वतनय-शतज्येष्ठं परमभागवतं भगवज्जनपरायणं भरतं धरणिपालनायाभिषिच्य स्वयं भवन एवोर्वरितशरीरमात्रपरिग्रह उन्मत्त इव गगनपरिधानः प्रकीर्णकेश आत्मन्यारोपिता-हवनीयो ब्रह्मावर्तात्प्रवव्राज॥ २८॥**

स्वत एव सुशिक्षितानपि लोकानु-शासनार्थमनुशास्य मुनीनां पारमहंस्यधर्ममुप-शिक्षयिष्यन्भरतमभिषिच्य ऋषभ इत्यपदेशो नाम यस्य स भगवान् ब्रह्मावर्तात्स्वदेशात्

સર્વ કર્મો ઈશ્વરને અર્પણ કરવાનું કહે છે.

મન, વાણી, દૃષ્ટિ તથા અન્ય ઈન્દ્રિયોની ચેષ્ટાનું ફળ મારી આરાધના જ છે કારણ કે (સર્વ વ્યાપાર મને અર્પણ કરવારૂપ) જે આરાધના વિના મનુષ્ય મહામોહરૂપી કાળના પાશથી છૂટવા સમર્થ થતો નથી. ॥ ૨૭ ॥

મન, વાણી, દૃષ્ટિ તથા અન્ય ઈન્દ્રિયોની **'ईहितस्य'** ચેષ્ટાનું **'साक्षात्कृतम्'** ફળ મારી **'परिबर्हणम्'** આરાધના જ છે, કે જે આરાધના વિના મનુષ્ય કાળના પાશમાંથી છૂટવા **'न ईशेत्'** સમર્થ થતો નથી.॥ ૨૭ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – આમ, પોતાના પુત્રો પોતાની મેળે જ સુશિક્ષિત હોવા છતાં પણ (અધિકારી) જનોને શિક્ષણ આપવા માટે ઉપદેશ આપી, સર્વના પરમ સુહૃદ, મહાપ્રભાવશાળી ઋષભ નામના ભગવાન, ઉપશમરૂપ સ્વભાવવાળા તથા સર્વ કર્મોથી વિરામ પામેલા મહામુનિઓને ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યના લક્ષણવાળા પરમહંસોચિત ધર્મનો બોધ કરાવનારા થઈને પોતાના સો પુત્રોમાં સૌથી મોટા અને ભગવદ્ભક્તોનો પરમ આશ્રય લેનારા પરમ ભાગવત ભરતજીનો પૃથ્વીનું પાલન કરવા માટે રાજ્યાભિષેક કરીને, રાજભવનમાં જ (સર્વ ત્યાગી દીધું હોવાથી) કેવળ શરીરરૂપી સંપત્તિ જ જેમની બાકી છે તેવા, ગગનરૂપી વસ્ત્ર ધારણ કરેલા (અર્થાત્ દિગમ્બર), છૂટા મૂકેલા કેશવાળા તથા અગ્નિહોત્રના આહવનીય અગ્નિને પોતાના આત્મામાં જેમણે આરોપિત કર્યો છે તેવા તે ઉન્મત્તની જેમ (પોતાના દેશ) બ્રહ્માવર્તમાંથી પરિવ્રાજક થઈ ચાલી નીકળ્યા. ॥ ૨૮ ॥

પોતાની મેળે જ સુશિક્ષિત હોવા છતાં પણ (અધિકારી) જનોને શિક્ષણ આપવા માટે ઉપદેશ આપી મુનિઓને પરમહંસોચિત ધર્મનો બોધ કરાવનાર ઋષભ એમ જેનું **'अपदेशः'** નામ છે તે ભગવાન, ભરતજીનો રાજ્યાભિષેક કરીને **'ब्रह्मावर्तात्'** પોતાના

प्रवव्राजेत्यन्वयः। उर्वरितोऽवशिष्टः शरीरमात्रपरिग्रहो यस्य॥ २८॥

દેશ બ્રહ્માવર્તમાંથી પરિવ્રાજક થઈને ચાલી નીકળ્યા, એમ અન્વય છે. **'उर्वरितः'** (રાજભવનમાં જ સર્વ ત્યાગી દીધું હોવાથી) બાકી રહી છે કેવળ શરીરરૂપ સમ્પત્તિ જેમની તેવા ઋષભદેવ ॥ ૨૮ ॥

**जडान्धमूकबधिरपिशाचोन्मादकवदवधूतवेषोऽभिभाष्यमाणोऽपि जनानां गृहीतमौनव्रतस्तूष्णीं बभूव॥ २९॥**

જડ, અંધ, મૂક, બધિર, પિશાચ અને પાગલની જેમ વર્તતા, અવધૂતના વેશવાળા તેમને બોલાવવામાં આવે તો પણ લોકોની વચ્ચે મૌન વ્રત ધારણ કરીને તેઓ શાંત થઈ જતા. ॥ ૨૯ ॥

अभिभाष्यमाणोऽपि जनानां मध्ये जडादिवद्वर्तमानस्तूष्णीं बभूव। अवधूतस्येव वेषो यस्य॥ २९॥

બોલાવવામાં આવે તો પણ લોકોની વચ્ચે જડ વગેરેની જેમ વર્તતા શાંત થઈ જતા. અવધૂત જેવો વેશ છે જેમનો તે ॥ ૨૯ ॥

**तत्र तत्र पुरग्रामाकरखेटवाटखर्वटशिबिरव्रजघोषसार्थगिरिवनाश्रमादिष्वनुपथमवनिचरापसदैः परिभूयमानो मक्षिकाभिरिव वनगजस्तर्जनताडनावमेहनष्ठीवनग्रावशकृद्रजःप्रक्षेपपूतिवातदुरुक्तैस्तदविगणयन्नेवासत्संस्थान एतस्मिन्देहोपलक्षणे सदपदेश उभयानुभवस्वरूपेण स्वमहिमावस्थानेनासमारोपिताहंममाभिमानत्वादविखण्डितमनाः पृथिवीमेकचरः परिबभ्राम॥ ३०॥**

માર્ગમાં ત્યાં ત્યાં નગરો, ગામડાં, ખાણો, ખેડૂતોની વસાહતો, ફૂલવાડીઓ, પર્વતની તળેટીનાં ગામો, લશ્કરી છાવણીઓ, ગોશાળાઓ, ગોપાલકોના નેસડા, યાત્રાળુઓના સંઘ, પર્વતીય જંગલો, ઋષિઓના આશ્રમો વગેરે સ્થળોએ માખીઓ વડે વનના હાથીનો તિરસ્કાર થાય તેમ અધમ મનુષ્યો વડે ધમકી, પ્રહાર, મૂત્રપાત, થૂંકવું, પથ્થર-વિષ્ટા-ધૂળ ઉડાડવાં, અપાનવાયુ છોડવો, ગાળ દેવી વગેરે દ્વારા તિરસ્કૃત થતા હોવા છતાં પણ તેને ગણકાર્યા વગર જ તેઓ પૃથ્વી ઉપર એકલા પરિભ્રમણ કરતા હતા, (કારણ કે) મિથ્યા આકારવાળા અને નામમાત્રથી (ભ્રમથી) જ સત્યરૂપ ભાસતા દેહના આકારમાં, સત્ય અને મિથ્યા બંનેના અનુભવના સ્વરૂપથી કેવળ આત્મસ્વરૂપના મહિમામાં જ રહેતા હોવાથી તેમ જ તેમણે હું અને મારું એવા દેહાભિમાનનું આરોપણ કર્યું ન હતું અને તેથી તેઓ અખંડ ચિત્તવૃત્તિવાળા હતા. ॥૩૦॥

तत्र तत्र पुरादिष्वनुपथं मार्गे मार्गेऽवनिचरापसदैर्दुर्जनैस्तर्जनादिभिः परिभूयमानोऽपि तदविगणयन्नेवैकचर एकाकी पृथिवीं परिबभ्रामेत्यन्वयः। तत्र पुरं पत्तनम्।

ત્યાં ત્યાં નગર વગેરે સ્થળોએ **'अनुपथम्'** માર્ગમાં **'अवनिचर-अपसदैः'** અધમ મનુષ્યો વડે પ્રહાર વગેરે દ્વારા તિરસ્કૃત થતા હોવા છતાં પણ તેને ગણકાર્યા વગર જ **'एकचरः'** એકલા પૃથ્વી પર વિચરતા હતા, એમ અન્વય છે. તેમાં **'पुरम्'** નગર,

ग्रामा हट्टहीना:। आकर: खनि:। खेट: कृषीवलग्राम:। वाट: पुष्पादिवाटिका। खर्वट: पर्वतप्रान्तग्राम:। शिबिरं सेनाया वासस्थानम्। व्रजो गवां स्थानम्। घोषो गोपानां स्थानम्। सार्थो यात्रिकजनसंघात:। आश्रमा ऋषीणाम्। तर्जनं भयजननम्। ताडनं प्रहार:। अवमेहनमुपरिमूत्रणम्। ष्ठीवनं फूत्कृत्य श्लेष्मप्रक्षेप:। ग्राव्णां शकृतो रजसश्च प्रक्षेप:। पूतिवातोऽधोवायु:। दुरुक्तं शाप:। एतै: अगणने दृष्टान्त:—मक्षिकाभिरिवेति। तत्र हेतु:—असति मिथ्याभूते संनिवेशे। देह इत्युपलक्षणमाकारो यस्य। सदित्यपदेशमात्रं यस्य तस्मिन्निरभिमानत्वात्। केन हेतुना। उभयो: सदसतोर्योऽनुभवस्तत्स्वरूपेण यत्स्वमहिम्न्यवस्थानं तेन। अत एवाखण्डितं मनो यस्य स परिबभ्राम॥ ३०॥

'**ग्रामा:**' હાટડી વગરનાં ગામડાં, '**आकर:**' ખાણ, '**खेट:**' ખેડૂતોની વસાહત, '**वाट:**' ફૂલવાડી, '**खर्वट:**' પર્વતની તળેટીમાંનું ગામડું, '**शिबिरम्**' લશ્કરી છાવણી, '**व्रज:**' ગોશાળા, '**घोष:**' ગોપાલકોનો નેસડો, '**सार्थ:**' યાત્રાળુઓનો સંઘ, '**आश्रमा:**' ઋષિઓના આશ્રમો, '**तर्जनम्**' ભય થાય તેવી ધમકી, '**ताडनम्**' પ્રહાર, '**अवमेहनम्**' મૂત્રપાત, '**ष्ठीवनम्**' ફૂત્કાર કરીને થૂંકવું, પથ્થર-વિષ્ટા-ધૂળ ઉડાડવાં, '**पूतिवात:**' અપાનવાયુ છોડવો, '**दुरुक्तम्**' ગાળ દેવી, આ સર્વને ન ગણકારવા માટે દૃષ્ટાંત આપે છે– '**मक्षिकाभि: इव इति।**' તે (દેહાભિમાન) ન હોવા માટેનું કારણ– '**असति**' મિથ્યારૂપ સંઘાતમાં, '**देह:**' એવો આકાર છે જેનો તેમાં, '**सत्-अपदेश:**' નામમાત્રથી જ જે સત્ય લાગે છે, તેવા દેહમાં અભિમાન ન હોવાથી– કયા કારણથી? '**उभयो:**' સત્ય અને મિથ્યાનો જે અનુભવ છે તેના સ્વરૂપથી જે કેવળ આત્મસ્વરૂપના મહિમામાં જ રહે છે તેને કારણે– આથી જ જેમનું અખંડ ચિત્ત છે તે ઋષભદેવ પરિભ્રમણ કરતા હતા. ॥૩૦॥

**अतिसुकुमारकरचरणोर:स्थलविपुलबाह्वंसगलवदनाद्यवयवविन्यास: प्रकृतिसुन्दरस्वभावहाससुमुखो नवनलिनदलायमानशिशिरतारारुणायतनयनरुचिर: सदृशसुभगकपोलकर्णकण्ठनासो विगूढस्मितवदनमहोत्सवेन पुरवनितानां मनसि कुसुमशरासनमुपदधान: परागवलम्बमानकुटिलजटिलकपिशकेशभूरिभारोऽवधूतमलिननिजशरीरेण ग्रहगृहीत इवादृश्यत॥ ३१॥**

અતિ સુકોમળ હસ્ત, ચરણ, વક્ષ:સ્થળ, દીર્ઘ બાહુ તથા ખભા, ગળું, મુખ વગેરે અવયવોના સુંદર રૂપવાળા, સ્વભાવથી જ રમ્ય એવા સ્વાભાવિક (મધુર) હાસ્યથી શોભતા મુખવાળા, નવીન કમળની પાંખડીઓ સમાન સંતાપ દૂર કરનારી કીકીઓવાળાં અરુણ, વિશાળ બંને નયનોથી સુંદર દેખાતા, એકસરખાં મનોહર કપોલ, કર્ણ, કંઠ, નાસિકાવાળા તેમ જ ગૂઢ હાસ્યવાળા મુખની સુંદરતાથી નગરની સ્ત્રીઓનાં મનમાં કામ ઉત્પન્ન કરતા, આગળ લટકતા વાંકડિયા, ગૂંચાઈ ગયેલા, ભૂખરા કેશના ભારવાળા તેઓ દેહનો અનાદર કરવાથી (ધૂલિધૂસરિત) મલિન નિજ દેહથી યુક્ત ગ્રહગ્રસ્ત મનુષ્ય જેવા દેખાતા હતા. ॥ ૩૧ ॥

स च तदा ग्रहगृहीत इवादृश्यत। तत्र हेतुः—पराक् पुरतोऽवलम्बमानाश्च ते कुटिलाश्च ते जटिलाश्च कपिशाश्च केशास्तेषां भूरिभारो यस्य सः। अवधूतमनादृतमत एव मलिनं निजशरीरं तेन।

અને ત્યારે ઋષભદેવ ગ્રહથી ગ્રસ્ત મનુષ્ય જેવા દેખાતા હતા. તે માટે કારણ આપે છે— **'पराक्'** આગળ લટકતા, વાંકડિયા તેમ જ ગૂંચવાયેલા અને ભૂખરા કેશ, તેનો મહાન ભાર જેમને છે. **'अवधूतम्'** જેમણે શરીરની અવગણના કરી છે અને આથી જ મલિન એવું પોતાનું શરીર, તેનાથી યુક્ત હતા.

कथंभूतोऽप्येवमदृश्यत। अतिसुकुमाराणि करचरणोरःस्थलानि तथा विपुला बाह्वादयस्त एवावयवास्तेषां विशिष्टो न्यासः संनिवेशो यस्य सः। तथा प्रकृत्यैव सुन्दरः स्वभावसिद्धो हासस्तेन शोभनं मुखं यस्य। तथा नवनलिनदलवदाचरती ये शिशिरतारे तापहारिकनीनिके अरुणे आयते नयने ताभ्यां रुचिरः। तथा सदृशा अन्यूनाधिकाः सुभगाश्च कपोलकर्णकण्ठनासिका यस्य। तथा विगूढस्मितं यद्वदनं तस्य महोत्सवेन विभ्रमेण पुराङ्गनानां मनसि काममुद्दीपयन्। एवंभूतोऽपि तथादृश्यतेत्यन्वयः॥ ३१॥

આવા હોવા છતાં પણ કેવા દેખાતા હતા? અતિ સુકોમળ હસ્ત, ચરણ, વક્ષઃસ્થળ, દીર્ઘ બાહુ વગેરે તે જ અવયવો, તેમનું વિશિષ્ટ **'न्यासः'** રૂપ જેમનું છે તે, તેમ જ સ્વભાવથી જ રમ્ય એવું સ્વાભાવિક (મધુર) હાસ્ય, તેનાથી શોભતું મુખ છે જેમનું. તેમ જ નવીન કમળની પાંખડીઓ સમાન જે **'शिशिरतारे'** સંતાપ દૂર કરનારી બંને કીકીઓ છે તેવી કીકીઓવાળાં અરુણ, વિશાળ નયનો છે, તેનાથી સુંદર દેખાતા તેમ જ **'सदृशाः'** એકસરખાં, નાનાં-મોટાં નહીં તેવાં મનોહર ગાલ, કાન, કંઠ અને નાસિકા છે જેમની તથા ગૂઢ હાસ્યવાળું જે મુખ છે તેની સુંદરતાથી નગરની સ્ત્રીઓનાં મનમાં કામનો સંચાર કરતા— આવા હોવા છતાં પણ (ધૂલિધૂસરિત શરીરથી યુક્ત ગ્રહગ્રસ્ત મનુષ્ય હોય) તેવા દેખાતા હતા, એમ અન્વય છે. ॥ ૩૧ ॥

**सि.प्र.**—अवधूतं तपोयुक्तम् यथेष्टभोजनवस्त्राभरणशय्यासनोन्मर्द्देनापि सकलसुखवर्जितमित्यर्थः।

ઉચિત ભોજન, વસ્ત્ર, અલંકાર, શય્યા, આસન, મર્દનથી પણ રહિત, સકળ સુખથી રહિત તપસ્વી એટલે અવધૂત.

**यर्हि वाव स भगवाँल्लोकमिमं योगस्याद्धा प्रतीपमिवाचक्षाणस्तत्प्रतिक्रियाकर्मबीभत्सितमिति व्रतमाजगरमास्थितः शयान एवाश्नाति पिबति खादत्यवमेहति हदति स्म चेष्टमान उच्चरित आदिग्धोद्देशः॥ ३२॥**

જ્યારે તેઓ જનતાને યોગ(સાધન)ના સાક્ષાત્ શત્રુરૂપ જોવા લાગ્યા ત્યારે તેનાથી પ્રતિકૂળ આચરણવાળું બીભત્સ વર્તન કરવું જ યોગ્ય થશે એમ વિચારીને આજગર વ્રતમાં સ્થિત થઈને સૂતાં સૂતાં જ ખાવા-પીવા અને મળ-મૂત્રત્યાગ કરવા લાગ્યા અને વિષ્ટામાં આળોટતા એવા તે તેનાથી જ ખરડાયેલા શરીરનાં અંગોવાળા બન્યા. ॥ ૩૨ ॥

यर्हि यदा लोकं जनं योगस्य प्रतिपक्षमाचक्षाणः पश्यन्बभूव। तस्य प्रतिक्रियाकरणं कर्म च निन्दितमित्याचक्षाणस्तदाजगरं व्रतमास्थितः सन् शयान एवाश्नाति स्मेत्यन्वयः। आजगरं व्रतं नामैकत्रैव स्थित्वा प्रारब्धकर्मोपभोगः। अवमेहति मूत्रयति। हदति पुरीषमुत्सृजति। उच्चरिते पुरीषे चेष्टमानो विलुठन् तेनैवादिग्धा आलिप्ता उद्देशा देहप्रदेशा यस्य सः॥ ३२॥

**'यर्हि'** જ્યારે તેઓ **'लोकम्'** જનતાને યોગ(સાધન)ના **'प्रतिपक्षाम्'** શત્રુ(રૂપ) **'आचक्षाणः'** જોતા થયા– તે પ્રતિકૂળ આચરણનું કર્મ (અર્થાત્ આ લોકો અહીં આવતા અટકે તેવું), નિન્દ્ય અને સૂગ આવે તેવું વર્તન કરવું, એમ વિચારીને અજગરનું વ્રત ધારણ કરીને સૂતાં સૂતાં જ ખાવા-પીવા લાગ્યા, એમ અન્વય છે. આજગર વ્રત એટલે એક જ સ્થાને રહીને પ્રારબ્ધ કર્મોનો ઉપભોગ કરવો તે. **'अवमेहति'** મૂતરે છે. **'हदति'** મળત્યાગ કરે છે. **'उच्चरिते'** ત્યક્તવિષ્ટામાં **'चेष्टमानः'** આળોટતા અને તેનાથી જ **'आदिग्धाः'** ખરડાયાં છે **'उद्देशाः'** શરીરનાં અંગો જેમના તે॥ ૩૨ ॥

बीभत्समिवाशङ्क्याह—**तस्येति**।

તે (ભગવાન ઋષભદેવના ચિન્મય શ્રીઅંગ) માટે આ બીભત્સ છે, એવી શંકા કરીને કહે છે— **'तस्य इति।'**

**तस्य ह यः पुरीषसुरभिसौगन्ध्यवायुस्तं देशं दशयोजनं समन्तात्सुरभिं चकार॥ ३३॥**

તેમની વિષ્ટાની સુવાસથી સુગંધિત થયેલો જે વાયુ ચોતરફ દસ દસ યોજન સુધીના તે પ્રદેશને સુગંધિત કરતો હતો. ॥ ૩૩ ॥ (દસ યોજન એટલે નેવું માઈલ)

पुरीषस्य सुरभिणा गन्धेन सौगन्ध्येन सौगन्ध्यं यस्य स वायुः॥ ३३॥

વિષ્ટાની **'सुरभिणा'** સુંગધથી સૌરભ છે જેની તે વાયુ ॥ ૩૩ ॥

**वंशीधरी**—यद्यपि "मलमूत्रादिरहिताः पुण्यश्लोकाः प्रकीर्त्तिताः।" इत्युक्तेर्भगवत ऋषभस्य पुरीषोत्सर्गाद्येवासम्भावितं तथापि योगभ्रंशप्रतीकारार्थमेव तदा तथा दर्शितम्। न वस्तुतस्तस्मिंस्तदस्तीति ज्ञेयम्।

જો કે 'પુણ્યકીર્તિવાળા જનો મળમૂત્રાદિથી રહિત વર્ણવાયા છે.' એમ કહેવાયું હોવાથી ભગવાન ઋષભદેવના મળત્યાગાદિ અસંભવિત જ છે, તેમ છતાં પણ યોગભ્રષ્ટ થવાનો પ્રતીકાર કરવા માટે જ ત્યાં તે પ્રમાણે દર્શાવ્યું છે. વાસ્તવમાં ઋષભદેવજીમાં મળમૂત્રાદિ જેવું કાંઈ નથી, એમ જાણવું જોઈએ.

ननु सौगन्ध्ये बीभत्सता न सम्भवति, कथमुक्तं बीभत्सितमिति चेदत्रेदं बोध्यम्—सौगन्ध्येऽपि पुरीषस्यास्पृश्यत्वादिना बीभत्सतैवेति। सुगन्धिस्तु तत्र समागतसिद्धिपरित्यागादिनाऽमर्त्त्यीयत्वादिति ज्ञेयम्।

શંકા કરે છે કે સુગંધમાં તો બીભત્સતા હોતી નથી, તો પછી બીભત્સતા કેમ કહે છે? તો એને માટે એમ સમજવું કે વિષ્ટામાં અસ્પૃશ્યતાદિ હોવાથી બીભત્સતા તો છે જ પરંતુ ત્યાં પધારેલી સિદ્ધિના પરિત્યાગ વગેરે દ્વારા અમૃતત્વ હોવાથી સૌરભ પ્રસરે છે, એમ જાણવું જોઈએ.

अत्र व्याख्याने इवशब्दस्यानुल्लेखादिव-शब्दरहित एव पाठः स्वामिसम्मत इति भाति। दृश्यते च सर्वत्रेवशब्दः, स च स्वरूपावस्थित-स्यान्यकर्त्तृकप्रतिकूलाचरणं वस्तुतो न सम्भवतीति सूचनार्थः।

અહીં શ્રીધરસ્વામીની વ્યાખ્યામાં **'इव'** શબ્દનો ઉલ્લેખ નથી, તેથી શ્રીધરસ્વામીને સંમત પાઠ **'इव'** શબ્દરહિત છે, એમ દેખાય છે. (**'प्रतीपमिवाचक्षाणः'** ને બદલે **'प्रतिपक्षमाचक्षाणः'** પાઠ સ્વામીચરણોને સંમત છે.) પરંતુ (અન્ય પાઠ અને વ્યાખ્યામાં) સર્વત્ર **'इव'** શબ્દ જણાય છે અને તે સ્વરૂપમાં સ્થિત થયેલા બ્રહ્મજ્ઞાનીને અન્ય કર્તાવાળું અર્થાત્ અન્યે કરેલું પ્રતિકૂળ આચરણ વસ્તુતઃ સંભવે નહીં, એમ સૂચવવા માટે છે.

**एवं गोमृगकाकचर्यया व्रजंस्तिष्ठन्नासीनः शयानः काकमृगगोचरितः पिबति खादत्यव-मेहति स्म॥ ३४॥**

આ રીતે બળદ, પશુ અને કાગડાની વૃત્તિથી (કોઈ વખત) ચાલતા, ઊભા રહેતા, બેસતા તથા સૂતા સૂતા કાગડા, પશુ અને બળદ જેવું આચરણ જેમનું છે તેવા તેઓ ખાતા-પીતા હતા અને (મળ)મૂત્રનો ત્યાગ કરતા હતા. ॥ ૩૪ ॥

एवं गवादिचर्यया पानादिकरोति स्म। तदेवाहव्रजन्नित्यादिना। काकमृगगवामिवान्यदपि चरितं वृत्तिर्यस्य॥ ३४॥

આ રીતે બળદ, પશુ અને કાગડાની વૃત્તિથી ખાનપાન વગેરે કરતા હતા. એ જ કહે છે– **'व्रजन् इति'** વગેરેથી. કાગડા, પશુ અને બળદ જેવું બીજું પણ **'चरितम्'** આચરણ જેમનું છે. ॥ ૩૪ ॥

**इति नानायोगचर्याचरणो भगवान्कैवल्य-पतिर्ऋषभोऽविरतपरममहानन्दानुभव आत्मनि सर्वेषां भूतानामात्मभूते भगवति वासुदेव आत्मनोऽव्यवधानानन्तरोदरभावेन सिद्ध-समस्तार्थपरिपूर्णो योगैश्वर्याणि वैहायस-मनोजवान्तर्धानपरकायप्रवेशदूरग्रहणादीनि यदृच्छयोपगतानि नाञ्जसा नृप हृदयेनाभ्य-नन्दत्॥ ३५॥**

હે રાજા પરીક્ષિત, આ પ્રમાણે અનેક પ્રકારની યોગચર્યાઓનું આચરણ કરનારા, નિરંતર સર્વશ્રેષ્ઠ આનંદનો અનુભવ કરનારા તથા સર્વવ્યાપક, સમગ્ર પ્રાણીઓના આત્મારૂપ ભગવાન વસુદેવનંદનમાં પોતાના આત્માના અભેદને કારણે બીજા અજ્ઞાનીઓની જેમ વચમાં દેહાદિની ઉપાધિરૂપ ભાવ ન હોવાથી જેમના સ્વતઃસિદ્ધ સમસ્ત ફળરૂપ પુરુષાર્થ પરિપૂર્ણ થયા હતા તેવા મોક્ષપતિ ભગવાન ઋષભદેવે પોતાની મેળે સાક્ષાત્ પ્રાપ્ત થયેલાં આકાશગમન, મનના જેવો શરીરનો વેગ, અન્તર્ધાન, પરકાયા, પ્રવેશ, દૂરદર્શન વગેરે યોગનાં ઐશ્વર્યોને મનથી સ્વીકાર્યાં નહીં. ॥ ૩૫ ॥

नानायोगचर्या आचरतीति तथा। लोकयात्रा-परिहाराय योगिभिरेवं वर्तितव्यमिति प्रदर्शनाय तथा कृतवान्। वस्तुतस्तु भगवान्यतोऽविरतः परममहानुत्तरोत्तरशतगुणत्वेनोक्तो य आनन्द-स्तदनुभवस्वरूपः। किंच वासुदेवे आत्मनोऽव्यवधानेनाभेदेन न विद्यते-ऽन्येषामिवान्तरा मध्ये उदरस्य देहोपाधेर्भावस्तेन। नित्यनिवृत्तोपाधित्वेनेत्यर्थः। स्वत एव सिद्धैः समस्तैरर्थैः फलैः परिपूर्णत्वाद्योगैश्वर्याणि नाभ्यनन्दत्। वैहायसं खेचरत्वम्। मनोजवं मनस इव देहस्य वेगम्। दूरग्रहणं दूरदर्शनम्। हे नृप। हृदयेन मनसा॥ ३५॥

અનેક પ્રકારની યોગચર્યા આચરે છે તેવા ઋષભદેવ – લોકવ્યવહારનો ત્યાગ કરવા માટે યોગીઓએ આ પ્રમાણે રહેવું જોઈએ એમ દર્શાવવા માટે તેમણે તેવું આચરણ કર્યું, પરંતુ વાસ્તવમાં તો ભગવાન ઋષભદેવ (તૈત્તિ.ઉપ.૨/૮માં) કહેવામાં આવેલો ઉત્તરોત્તર સો સો ગણો જે પરમ મહાન (સર્વશ્રેષ્ઠ) અવિરત આનંદ છે તેનો અનુભવ કરનારા હતા. વળી, ભગવાન વાસુદેવમાં પોતાના આત્માના **'अव्यवधानेन'** અભેદને કારણે જેમને બીજા અજ્ઞાનીઓની જેમ **'अन्तरा'** વચમાં **'उदरस्य'** દેહાદિની ઉપાધિનો ભાવ ન હોવાથી, દેહાદિરૂપ ઉપાધિ નિત્ય દૂર થઈ જવાથી, એમ અર્થ છે. (તેને કારણે) સ્વતઃસિદ્ધ સમગ્ર **'अर्थैः'** ફળરૂપ પુરુષાર્થ પરિપૂર્ણ થવાથી તેમણે યોગનાં ઐશ્વર્યોનો અંગીકાર કર્યો નહીં. **'वैहायसम्'** આકાશગમન, **'मनोजवम्'** મનના જેવો શરીરનો વેગ, **'दूरग्रहणम्'** દૂરદર્શન – હે રાજા, **'हृदयेन'** મનથી ॥ ૩૫ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां पञ्चमस्कन्धे ऋषभदेवानुचरिते पञ्चमोऽध्यायः॥ ५॥

इति श्रीमद्भागवते महापुराणे पञ्चमस्कन्धे श्रीधरस्वामिविरचितायां
भावार्थदीपिकायां टीकायां पञ्चमोऽध्यायः॥ ५॥

❋❋❋❋❋

# अथ षष्ठोऽध्यायः

## ઋષભદેવજીનો દેહત્યાગ

षष्ठे लीनाभिमानस्य देहत्यागक्रमाभिधा।
प्रदहन्तं दवाग्निं यः पश्यन्नपि न पश्यति॥ १

છઠ્ઠા અધ્યાયમાં જેમનું દેહાભિમાન વિલીન થઈ ગયું છે તેવા ભગવાન ઋષભદેવના દેહત્યાગનો ક્રમ કહે છે કે જે ભગવાન ઋષભદેવ બળતા અગ્નિને જોતા હોવા છતાં પણ તેમણે તેને ગણકાર્યો નહીં. ॥ ૧ ॥

योगैश्वर्याणि नाभ्यनन्ददित्युक्तं तत्र पृच्छति—**नेति**।

યોગનાં ઐશ્વર્યોનો અંગીકાર કર્યો નહીં, (૫/૫/૩૫માં), એમ કહેવામાં આવ્યું તે માટે રાજા પૂછે છે — **'न इति।'**

राजोवाच

**न नूनं भगव आत्मारामाणां योगसमीरित-ज्ञानावभर्जितकर्मबीजानामैश्वर्याणि पुनः क्लेशदानि भवितुमर्हन्ति यदृच्छयोपगतानि ॥ १ ॥**

भगवः हे भगवन्, योगेन समीरितमुद्दीपितं यज्ज्ञानं तेनावभर्जितानि दग्धानि कर्मबीजानि रागादीनि यैस्तेषां यदृच्छया प्राप्तानि योगैश्वर्याणि पुनः क्लेशदानि भवितुं नार्हन्ति। अतः किमिति नाभ्यनन्ददित्यर्थः ॥ १ ॥

**રાજા પરીક્ષિત બોલ્યા** – હે ભગવાન, યોગથી પ્રદીપ્ત થયેલા જ્ઞાનથી કર્મનાં બીજ(રૂપ રાગાદિ દોષો) જેમના દ્વારા બાળી નાખવામાં આવ્યાં છે તેવા આત્મારામ મુનિઓને દૈવેચ્છાથી પ્રાપ્ત થયેલાં યોગનાં ઐશ્વર્યો વળી પાછાં ક્લેશ આપનારાં થવા યોગ્ય નથી જ, (તો પછી ભગવાન ઋષભદેવે તેમનો સ્વીકાર કેમ ન કર્યો?) ॥૧॥

**'भगवः'** હે ભગવાન (**'हे भगव इत्यार्षो नलोपः।'-वं.** હે ભગવઃ માં **'न'** નો લોપ આર્ષ છે.) યોગથી **'समीरितम्'** પ્રદીપ્ત થયેલું જે જ્ઞાન છે તેનાથી **'अवभर्जितानि'** બાળી નાખવામાં આવ્યાં છે કર્મનાં બીજરૂપ રાગાદિ દોષો જેમના દ્વારા તેમને દૈવેચ્છાથી પ્રાપ્ત થયેલાં યોગનાં ઐશ્વર્યો વળી પાછાં ક્લેશદાયક બનવાને યોગ્ય નથી. તો પછી (ઋષભદેવે) શા માટે સ્વીકાર કર્યો નહીં? એમ અર્થ છે. ॥ ૧ ॥

अङ्गीकृत्य परिहरति—**सत्यमिति**।

ऋषिरुवाच

**सत्यमुक्तं किं त्विह वा एके न मनसोऽद्धा विश्रम्भमनवस्थानस्य शठकिरात इव संगच्छन्ते॥ २ ॥**

एके बुद्धिमन्तोऽनवस्थानस्य चञ्चलस्य मनसो विश्वासं न संगच्छन्ते न सम्यक् प्राप्नुवन्ति। शठः किरातो यथा धृतेष्वपि मृगेषु। शठे किराते यथा मृगा इति सप्तम्यन्तं वा। पाठान्तरे शठो वञ्चकः किरातो वणिग्व्यवहर्तरि यथा। तस्मिन्वा व्यवहर्ता विश्वासं न यातीत्यर्थः। पाक्षिकोऽपि दोषो वर्जनीय इत्युपदेष्टुं नाभ्यनन्ददिति भावः॥ २॥

સ્વીકાર કરીને ખંડન કરે છે — **'सत्यम् इति।'**

**ઋષિ (શ્રીશુકદેવજી) બોલ્યા** – સત્ય કહ્યું, પરંતુ જેમ ચાલાક પારધી આ સંસારમાં (પકડાયેલાં મૃગલાં હોય તો પણ તેમનો) વિશ્વાસ કરતો નથી તેમ બુદ્ધિમાન મનુષ્યો ચંચળ ચિત્તનો વિશ્વાસ કરતા નથી. ॥ ૨॥

કેટલાક બુદ્ધિમાન મનુષ્યો **'अनवस्थानस्य'** ચંચળ મનનો વિશ્વાસ **'न सङ्गच्छन्ते'** કરતા નથી. ચાલાક પારધી જેમ હરણાં પકડાયેલાં હોય તો પણ (તેમનો વિશ્વાસ ન કરે તેમ) અથવા **'शठकिराते'** એમ અંતમાં સપ્તમી વિભક્તિવાળો પાઠ હોય તો ચાલાક પારધી ઉપર તેની પાસેથી છૂટેલાં મૃગલાં જેમ વિશ્વાસ ન કરે તેમ– પાઠાન્તરમાં **'शठः'** ઠગારો **'किरातः'** વાણિયો જેમ બીજા ધંધાદારીમાં વિશ્વાસ ન રાખે તેમ, અથવા તેના ઉપર ધંધો કરનાર વિશ્વાસ ન કરે તેમ, એમ અર્થ છે. આંશિક દોષ પણ ત્યાગવા યોગ્ય છે, એમ ઉપદેશ આપવા માટે સિદ્ધિઓનો સ્વીકાર કર્યો નહીં, એવો ભાવ છે. ॥ ૨॥

**तथा चोक्तम्—**

**न कुर्यात्कर्हिचित्सख्यं मनसि ह्यनवस्थिते।**
**यद्विश्रम्भाच्चिराच्चीर्णं चस्कन्द तप ऐश्वरम्॥ ३**

યદ્વિશ્રમ્ભાદ્યસ્ય... 

यद्विश्रम्भाद्यस्य मनसो विश्वासाच्चिराच्चीर्णं बहुकालसंचितं तपश्चस्कन्द सुस्राव। ऐश्वरं विष्णोर्मोहिनीरूपदर्शनेन। यद्वा ईश्वराणां समर्थानामपि सौभरिप्रभृतीनां तपः॥ ३॥

તે અનુસાર જ કહેવામાં આવ્યું છે.

મન ચંચળ છે માટે કદી પણ તેની સાથે મૈત્રી કરવી નહીં કારણ કે જે મનનો વિશ્વાસ કરવાથી મહાસમર્થ પુરુષોનું દીર્ઘકાળથી આચરેલું તપ નાશ પામ્યું હતું. ॥ ૩ ॥

**'यद्-विश्रम्भात्'** કારણ કે મનનો વિશ્વાસ કરવાથી **'चिराच्चीर्णम्'** બહુ કાળથી સંચિત કરેલું તપ **'चस्कन्द'** નષ્ટ થયું હતું. **'ऐश्वरम्'** ભગવાન શંકરનું તપ ભગવાન વિષ્ણુના મોહિનીરૂપના દર્શનથી નષ્ટ થયું હતું અથવા **'ईश्वराणाम्'** મહાસમર્થ જનોનું તપ પણ નષ્ટ પામ્યું હતું, (જેમ કે) સૌભરિ ઋષિ વગેરેનું તપ (જળમાં મત્સ્યની કામક્રીડા જોઈ મોહિત થવાથી નષ્ટ થયું હતું.) ॥ ૩ ॥ (સૌભરિ ઋષિનું આખ્યાન શ્રીમદ્ ભા.૯/૬)

तत्र हेतुः—**नित्यमिति**।

**नित्यं ददाति कामस्य छिद्रं तमनु येऽरयः।**
**योगिनः कृतमैत्रस्य पत्युर्जायेव पुंश्चली॥ ४**

कृतविश्वासो यो योगी तदीयं मनः कामस्य तमनु येऽरयस्तेषां च छिद्रमवकाशं ददाति। यथा कृतविश्वासस्य पत्युः पुंश्चली जाया जाराणामवकाशं दत्त्वा पतिं घातयति तथा मनोऽपि कामादिभिर्योगिनं भ्रंशयतीत्यर्थः॥ ४॥

તે માટે કારણ આપે છે — **'नित्यम् इति।'**

જેમ વ્યભિચારિણી સ્ત્રી પોતાની ઉપર વિશ્વાસ રાખનાર પતિનો (જાર પુરુષોને અવકાશ આપી નાશ કરાવે છે) તેમ (મન ઉપર વિશ્વાસ રાખનાર યોગીનું મન પણ) કામને અને તેની પાછળ રહેનારા જે શત્રુઓ છે તેમને પણ સર્વદા અવકાશ આપે છે (અને મનનો વિશ્વાસ કરનાર યોગીનો યોગ ભ્રષ્ટ કરાવે છે.) ॥ ૪ ॥

જે યોગી મનનો વિશ્વાસ કરે છે તેનું મન કામને અને તેની પાછળ રહેનારા જે શત્રુઓ છે તેમને પણ **'छिद्रम्'** અવકાશ આપે છે. જેમ વ્યભિચારિણી સ્ત્રી પોતાની ઉપર વિશ્વાસ રાખનાર પતિનો જાર પુરુષોને અવકાશ આપી નાશ કરાવે છે, તેમ મન પણ કામ વગેરે દ્વારા યોગીને ભ્રષ્ટ કરે છે, એમ અર્થ છે.॥ ૪ ॥

अरीन्कथयन्नुपसंहरति—**काम इति**।

**कामो मन्युर्मदो लोभः शोकमोहभयादयः।**
**कर्मबन्धश्च यन्मूलः स्वीकुर्यात्को नु तद्बुधः॥ ५**

यन्मूलो यन्निमित्तो भवति तन्मनः को नु बुधः स्वीकुर्यात्स्वाधीनमिति मन्येत॥ ५॥

શત્રુઓ જણાવીને ઉપસંહાર કરે છે — **'कामः इति।'**

કામ, ક્રોધ, મદ, લોભ, શોક, મોહ તથા ભય વગેરે તેમ જ કર્મનું બંધન– એ સર્વનું મૂળ જે મન છે તેને કયો વિવેકી મનુષ્ય પોતાને અધીન થયેલું માને?॥ ૫ ॥

**'यत्-मूलः'** (કામાદિ) જેને કારણે થાય છે તે મનને કયો વિવેકી મનુષ્ય **'स्वीकुर्यात्'** પોતાને અધીન છે તેમ માને? ॥ ૫ ॥

प्रासङ्गिकं समाप्य प्रस्तुतमाह—**अथेति।**

**अथैवमखिललोकपालललामोऽपि विलक्षणैर्जडवदवधूतवेषभाषाचरितैरविलक्षितभगवत्प्रभावो योगिनां सांपरायविधिमनुशिक्षयन्स्वकलेवरं जिहासुरात्मन्यात्मानमसंव्यवहितमनर्थान्तरभावेनान्वीक्षमाण उपरतानुवृत्तिरुपरराम॥ ६ ॥**

અખિલાનાં... 

अखिलानां लोकपालानां ललामो मण्डनभूतोऽप्युपरता बाधितानुवृत्तिर्यस्मात्स उपरराम देहाभिमानं जहौ। विलक्षणैरनेकप्रकारैरवधूतवेषादिभिः न विलक्षितो भगवत्प्रभावो यस्मिन्। सांपरायविधिं देहत्यागप्रकारम्। आधाराधेयभावव्यावृत्त्यर्थमाह, अनर्थान्तरभावेनाभेदेन। उपासनाव्यावृत्त्यर्थमाह, असंव्यवहितम्॥ ६ ॥

**तस्य ह वा एवं मुक्तलिङ्गस्य भगवत ऋषभस्य योगमायावासनया देह इमां जगतीमभिमानाभासेन संक्रममाणः कोङ्कवेङ्ककुटकान् दक्षिणकर्णाटकान् देशान्यदृच्छयोपगतः कुटकाचलोपवन आस्यकृताश्मकवल उन्माद इव मुक्तमूर्धजोऽसंवीत एव विचचार॥ ७॥**

પ્રસંગ અનુસાર સમાપન કરીને વિષયવસ્તુનું નિરૂપણ કરે છે— **'अथ इति।'**

આ પ્રમાણે એક વખત (ઈન્દ્રાદિ) સમસ્ત લોકપાલોના ભૂષણરૂપ હોવા છતાં જડની જેમ અનેક પ્રકારના અવધૂતવેશ, ભાષા અને આચરણથી જેમનામાં ઈશ્વરીય પ્રભાવ જણાતો ન હતો તેવા, યોગીઓને શરીર છોડવાની વિધિનો ઉપદેશ કરતા એવા પોતે શરીર છોડવાની ઈચ્છાવાળા તથા વિષય-વાસનાઓનું અનુસરણ જેમનામાંથી છૂટી ગયું હતું તેવા ઋષભદેવ પોતાના આત્મામાં અભેદરૂપે રહેલા પરમાત્માને ધ્યાતા-ધ્યેયના વ્યવધાન વગર જોતાં (પોતાની અવતારલીલાથી) વિરામ પામ્યા. ॥ ૬ ॥

ઈન્દ્રાદિ સમસ્ત લોકપાલોના **'ललामः'** ભૂષણરૂપ હોવા છતાં પણ **'उपरता'** બાધિત થયું છે વાસનાઓનું અનુસરણ જેમનામાંથી તેવા તેમણે **'उपरराम'** દેહાભિમાનનો ત્યાગ કર્યો. **'विलक्षणैः'** વિવિધ પ્રકારના અવધૂતવેશ વગેરેથી જણાતો નથી ઈશ્વરીય પ્રભાવ જેમનામાં– **'साम्परायविधिम्'** શરીર છોડવાની વિધિને (શીખવતા), આધાર-આધેય ભાવ દૂર કરવા માટે કહે છે. (ઋષભદેવજીનો આત્મા આધેય છે અને પરમાત્મા આધાર છે, તે ભાવને દૂર કરવા માટે કહે છે)– **'अनर्थान्तरभावेन'** અભિન્નરૂપે (બંને વચ્ચે સંપૂર્ણ અભેદ સિદ્ધ કરવા) ઉપાસનાનો નિરાસ કરવા માટે કહે છે– **'असंव्यवहितम्'** ધ્યાતા અને ધ્યેયના વ્યવધાન વગર રહેલા પરમાત્માને ॥ ૬ ॥

આ પ્રમાણે સૂક્ષ્મદેહના અભિમાનથી મુક્ત થયેલા તે ભગવાન ઋષભદેવનો, યોગમાયાની વાસનાથી અભિમાનના આભાસને કારણે આ ભૂતળ ઉપર ફરતો દેહ દૈવેચ્છાથી કોંક, વેંક અને કુટક નામના દક્ષિણ કર્ણાટક દેશમાં કુટકાચલના ઉપવનમાં આવી ચડ્યો. મુખમાં જેણે પથ્થરનો કોળિયો મૂક્યો છે તેવો તે દેહ પાગલની જેમ છૂટા કેશે દિગમ્બરસ્વરૂપે જ વિચરવા લાગ્યો. ॥ ૭ ॥

मनसा स्वयं त्यक्तेऽप्यभिमाने केनापि संस्कारेण देहः प्रचलति यथा कुलालचक्रं सोऽयमभिमानाभासस्तेन।

પોતે મનથી દેહાભિમાન ત્યાગ્યું હતું ત્યારે પણ કોઈક સંસ્કારથી દેહ પ્રચલન કરે છે, જેમ કે કુંભારનો ચાક. (પ્રથમ ફેરવીને છોડી દીધેલો ચાક પૂર્વના વેગના સંસ્કારથી ફર્યા કરે છે, તેમ જીવન્મુક્ત મનુષ્યોનું શરીર પૂર્વના સંસ્કારને લીધે હાલે-ચાલે છે.) તે પૂર્વનો સંસ્કાર આ અભિમાનનો આભાસ છે અને તેનાથી (દેહ પ્રચલન કરે છે.)

स च जीवन्मुक्तानामविद्यावासनया भवतीति ततो विशेषमाह—योगमायावासनयेति। कोङ्कादीन् देशान्गतः सन्कयापि वासनयास्ये कृतोऽश्मकवलो येन। असंवीतो नग्नः॥ ७॥

વળી, તે અભિમાનાભાસ જીવન્મુક્ત મનુષ્યોને અવિદ્યાની વાસનાથી હોય છે. તેવા જીવન્મુક્ત જનોથી (ઋષભદેવની) વિશેષતા જણાવે છે – **'योगमाया-वासनया इति।'** (ઋષભદેવનું શરીર ભગવદવતારરૂપ હોવાથી જીવન્મુક્ત જનોની જેમ અવિદ્યાની વાસનાથી નહીં પણ યોગમાયાની વાસનાથી વિચરણ કરતું હતું.) કોંક વગેરે પ્રદેશોમાં જઈ ચડેલો તેમનો દેહ કે જેનાથી કોઈક વાસનાને કારણે મુખમાં પથ્થરનો કોળિયો મુકાયો છે – **'असंवीतः'** નગ્ન॥ ૭ ॥

**वंशीधरी—**यथातिबालको यद्यत्प्राप्नोति तदपि स्वमुखे निःक्षिपति तथैवास्ये कृतोऽश्मनः पाषाणस्य कवलो ग्रासो येन स तथा। नान्यद्भोक्तव्यं वक्तव्यं वा किञ्चिदित्यभिप्रायाभासेनेति सन्दर्भः।

જેમ ખૂબ નાનું બાળક જે જે હાથમાં આવે તે પણ પોતાના મોંમાં નાખે તેમ જ મુખમાં જેણે પાષાણનો કોળિયો નાખ્યો છે તેવા તે ઋષભદેવ છે. ક્રમસન્દર્ભ વ્યાખ્યામાં જીવ ગોસ્વામી કહે છે કે અન્ય કાંઈ ખાવા જેવું કે બોલવા જેવું છે જ નહીં એ અભિપ્રાયના આભાસથી પાષાણનો ગ્રાસ લીધો છે.

**अथ समीरवेगविधूतवेणुविकर्षणजातोग्रदावानलस्तद्वनमालेलिहानः सह तेन ददाह॥ ८॥**

એ જ સમયે ઝંઝાવાતથી હાલક-ડોલક થતા વાંસના ઘર્ષણથી ભભૂકી ઊઠેલ પ્રબળ દાવાનળે તે વનને સર્વ તરફથી ગ્રસી લેતા, ઋષભદેવજી સહિત બાળી નાખ્યું. ॥ ૮ ॥

समीरवेगेन विधूतानां कम्पितानां वेणूनां संघर्षणेन जात उग्रो दावानलः। आलेलिहानः सर्वतो ग्रसन्॥ ८॥

પવનના વેગથી **'विधूतानाम्'** હાલતા વાંસના ઘર્ષણથી ઉત્પન્ન થયેલો ઉગ્ર દાવાગ્નિ **'आलेलिहानः'** સર્વ તરફથી ગ્રસી લેતો ॥ ૮ ॥

अवधूतवेषेण ऋषभदेवस्तत्र गत इत्येतस्य सूचकमाह।

અવધૂતવેશે ઋષભદેવ ત્યાં ગયા હતા એનું સૂચક છે, એ કહે છે.

**यस्य किलानुचरितमुपाकर्ण्य कोङ्कवेङ्क-कुटकानां राजाऽर्हन्नामोपशिक्ष्य कलावधर्म उत्कृष्यमाणे भवितव्येन विमोहितः स्वधर्म-पथमकुतोभयमपहाय कुपथपाषण्डमसमञ्जसं निजमनीषया मन्दः संप्रवर्तयिष्यते॥ ९॥**

કળિયુગમાં જ્યારે અધર્મની વૃદ્ધિ થશે તે સમયે કોંક, વેંક તથા કુટક દેશનો મંદમતિ રાજા અર્હત્ (તે દેશના રહેવાસીઓ પાસેથી) જે ઋષભદેવના (આશ્રમાતીત) આચરણનું વૃત્તાન્ત સાંભળીને તથા સ્વયં તેને ગ્રહણ કરીને (લોકોનાં પૂર્વસંચિત પાપકર્મના ફળરૂપ) ભવિતવ્યતાને વશીભૂત થઈ પોતાના ભયરહિત સ્વધર્મ (વેદધર્મ)નો ત્યાગ કરીને પોતાની બુદ્ધિથી અનુચિત એવા પાખંડપૂર્ણ કુમાર્ગનો પ્રચાર કરશે.॥ ૯ ॥

यस्य किलाश्रमातीतमनुचरितं तद्देशवासिभ्य उपाकर्ण्य अर्हन्निति नाम यस्य स राजा स्वयं तदुपशिक्ष्य शिक्षित्वा कुपथश्चासौ पाषण्डश्च तं निजमनीषया संप्रवर्तयिष्यत इत्यन्वयः। तत्र हेतुः कलावित्यादि। भवितव्येन प्राणिपूर्व-संचितपापफलेन॥ ९॥

જેમનું આશ્રમાતીત આચરણ તે દેશના રહેવાસીઓ પાસેથી સાંભળીને અર્હત્ જેનું નામ છે તે રાજા સ્વયં તેને **'उपशिक्ष्य'** ગ્રહણ કરીને– જે કુમાર્ગથી યુક્ત પાખંડ છે, તેનો પોતાની બુદ્ધિથી પ્રચાર કરશે, એમ અન્વય છે. તે માટે કારણ આપે છે – **'कलौ इत्यादि।'** **'भवितव्येन'** પ્રાણીઓનાં પૂર્વસંચિત પાપકર્મના ફળથી ॥ ૯ ॥

**येन ह वाव कलौ मनुजापसदा देवमायामोहिताः स्वविधिनियोगशौचचारित्र-विहीना देवहेलनान्यपव्रतानि निजनिजेच्छया गृह्णाना अस्नानानाचमनाशौचकेशोल्लुञ्चनादीनि कलिनाऽधर्मबहुलेनोपहतधियो ब्रह्मब्राह्मण-यज्ञपुरुषलोकविदूषकाः प्रायेण भविष्यन्ति॥ १०॥**

જે (પ્રવર્તમાન થયેલા પાખંડ ધર્મ)ને કારણે કળિયુગમાં દેવમાયાથી મોહિત થયેલા અધમ મનુષ્યો પોતાનાં વેદશાસ્ત્રોની આજ્ઞા અનુસાર જે (સ્નાનાદિ) શૌચ અને (સન્ધ્યોપાસનાદિ) આચરણ છે, તે વગરના થશે. જેમાં ઘણો અધર્મ છે તેવા કળિયુગને કારણે બુદ્ધિહીન એવા તેઓ સ્નાન ન કરવું, આચમન ન કરવું, અશુદ્ધ રહેવું, કેશલુંચન કરવું વગેરે ઈશ્વરનો તિરસ્કાર કરનારાં દુષ્ટવ્રતોનો પોતપોતાની ઈચ્છાનુસાર સ્વીકાર કરશે અને ઘણે ભાગે વેદ, બ્રાહ્મણ તથા ભગવાન યજ્ઞપુરુષની તથા સજ્જનોની નિંદા કરનારા થશે. ॥ ૧૦ ॥

येन प्रवर्तकेन मनुजेष्वपसदा निकृष्टाः स्वविधिना नियोगो यस्मिन् शौचचारित्रे तद्विहीना देवावज्ञारूपाण्यस्नानादीनि कुव्रतानि गृह्णाना वेदादीनां विदूषका भविष्यन्ति॥ १०॥

કુમાર્ગમાં પ્રવૃત્તિ કરાવનાર જે માર્ગથી મનુષ્યોમાં **'अपसदाः'** નિકૃષ્ટ જનો છે તેઓ પોતાનાં વેદશાસ્ત્રોની વિધિ દ્વારા અપાયેલી આજ્ઞા છે જેમાં તેવા શૌચ અને આચાર– તે વગરના થશે. દેવની અવજ્ઞારૂપ સ્નાન ન કરવું વગેરે દુષ્ટ વ્રતોને સ્વીકારનારા થશે તેમ જ વેદ વગેરેની હાંસી કરનારા થશે. ॥ ૧૦ ॥

तत्फलं चान्धं तमः प्राप्स्यन्तीत्याह—**ते चेति**।

અને તેના ફળરૂપે ઘોર નરક પ્રાપ્ત થશે એમ કહે છે— **'ते च इति।'**

**ते च ह्यर्वाक्तनया निजलोकयात्रयान्धपरम्परयाश्वस्तास्तमस्यन्धे स्वयमेव प्रपतिष्यन्ति॥ ११ ॥**

અને તેઓ પોતાની અવૈદિક, સ્વેચ્છાકૃત પ્રવૃત્તિરૂપ અંધ પરંપરાથી વિશ્વાસ રાખીને પોતાની મેળે જ ઘોર નરકમાં પડશે. ॥ ૧૧ ॥

अर्वाक्तनया अवेदमूलया। निजलोकयात्रया स्वेच्छाकृतप्रवृत्त्या आश्वस्ताः कृतविश्वासाः ॥ ११ ॥

**'अर्वाक्तनया'** વેદવિહીન (પ્રવૃત્તિ વડે), **'निजलोकयात्रया'** પોતાની ઈચ્છાથી કરેલી પ્રવૃત્તિ વડે, **'आश्वस्ताः'** વિશ્વાસ રાખનારા ॥ ૧૧ ॥

ननु तर्ह्यनर्थकारी किमर्थोऽयमृषभावतारस्तत्राह—**अयमिति**।

શંકા કરવામાં આવી છે કે તો (તે ઋષભદેવના ચરિત્રના શ્રવણથી પ્રવૃત્ત થયેલા મનુષ્યને નરકપ્રાપ્તિ થવાના કારણે આ ઋષભાવતાર) અનર્થકારક હોય તો પછી આ ઋષભાવતારનું પ્રયોજન શું છે ? તો તે માટે ઉત્તર આપે છે— **'अयम् इति।'**

**अयमवतारो रजसोपप्लुतकैवल्योपशिक्षणार्थः। तस्यानुगुणान् श्लोकान्गायन्ति॥ १२**

ભગવાન ઋષભદેવનો આ અવતાર રજોગુણથી ઘેરાયેલા મનુષ્યોને મોક્ષમાર્ગનું શિક્ષણ આપવા માટે થયો હતો. તેમના (મોક્ષસાધનના ઉપદેશના) ગુણગાનરૂપ (ત્રણ) શ્લોકો વિદ્વાનો ગાય છે.॥ ૧૨ ॥

रजोव्याप्तानां जनानां मोक्षमार्गोपशिक्षणार्थः। तस्य कैवल्योपशिक्षणस्यानुरूपान्॥ १२ ॥

રજોગુણથી વ્યાપ્ત થયેલા મનુષ્યોને મોક્ષમાર્ગનું શિક્ષણ આપવા માટે આ અવતાર થયો. તેમના મોક્ષના સાધનના ઉપદેશને અનુરૂપ (ગુણગાન કરતા શ્લોકોનું ગાન કરે છે.) ॥ ૧૨ ॥

**अहो भुवः सप्तसमुद्रवत्या**
**द्वीपेषु वर्षेष्वधिपुण्यमेतत्।**
**गायन्ति यत्रत्यजना मुरारेः**
**कर्माणि भद्राण्यवतारवन्ति॥ १३**

અહો! સાત સમુદ્રોવાળી પૃથ્વીના (સમસ્ત) દ્વીપો અને ખંડોમાં આ ભારતવર્ષ અતિશય પુણ્યશાળી છે (કારણ કે) ત્યાંના મનુષ્યો ભગવાન શ્રીમુરારિના (ઋષભદેવ વગેરે) અવતારોવાળાં મંગળમય ચરિત્રોનું ગાન કરે છે. ॥ ૧૩ ॥

अधि अधिकं पुण्यं यस्मिन्। एतद्भारतं वर्षम्। ऋषभाद्यवतारयुक्तानि कर्माणि॥ १३ ॥

**'अधि'** અતિશય પુણ્ય છે જેમાં– **'एतत्'** આ ભારતવર્ષ, ઋષભદેવ વગેરે અવતારવાળાં ચરિત્રો॥૧૩॥

**अहो नु वंशो यशसावदातः**
**प्रैयव्रतो यत्र पुमान्पुराणः।**
**कृतावतारः पुरुषः स आद्य-**
**श्चचार धर्मं यदकर्महेतुम्॥ १४**

અહો! મહારાજ પ્રિયવ્રતનો વંશ યશથી ઉજ્જ્વળ છે કારણ કે જેમાં પુરાણપુરુષ તે શ્રીઆદિનારાયણે ઋષભાવતાર લઈને મોક્ષની પ્રાપ્તિ કરાવનારા (પારમહંસ્ય) ધર્મનું આચરણ કર્યું. ॥ ૧૪ ॥

प्रियव्रतस्य वंशः। अवदातः शुद्धः। यत्र वंशे। यद्यस्मात्। अकर्म मोक्षस्तस्य हेतुं धर्मं चचार॥ १४॥

**को न्वस्य काष्ठामपरोऽनुगच्छे-**
**न्मनोरथेनाप्यभवस्य योगी।**
**यो योगमायाः स्पृहयत्युदस्ता**
**ह्यसत्तया येन कृतप्रयत्नाः॥ १५**

अपरः को नु योगी अस्य काष्ठां दिशमप्यनुगच्छेत्। यो योगी येन ऋषभेणाऽसत्तया-ऽवस्तुत्वेनोदस्ता निरस्ता योगमायाः सिद्धीर्वाञ्छति। कथंभूताः। कृतः प्रयत्नो यासु। तदर्थं प्रयत्नं च करोतीत्यर्थः। यद्वा कथंभूताः। उदस्ताः कृतप्रयत्नाः सेवितुमुद्यता अपीत्यर्थः॥ १५॥

**इति ह स्म सकलवेदलोकदेवब्राह्मणगवां परमगुरोर्भगवत ऋषभाख्यस्य विशुद्धा-चरितमीरितं पुंसां समस्तदुश्चरिताभिहरणम् परममहामङ्गलायनमिदमनुश्रद्धयोपचितया-नुशृणोत्याश्रावयति वावहितो भगवति तस्मिन्वासुदेव एकान्ततो भक्तिरनयोरपि समनुवर्तते॥ १६॥**

विशुद्धाचरितं यदीरितं कथितं तत्समस्तं दुश्चरितमभितो हरतीति तथा। परममहामङ्गला-नामयनं च। अवहितः सन्। अनयोरपि श्रोतृश्रावयित्रोरविशेषेण भक्तिः सम्यगनुवृत्ता भवतीत्यर्थः॥ १६॥

રાજા પ્રિયવ્રતનો વંશ– **'अवदातः'** ઉજ્જ્વળ– **'यत्र'** જે વંશમાં– **'यत्'** કારણ કે– **'अकर्म'** મોક્ષ, તેના કારણરૂપ ધર્મ આચર્યો હતો. ॥ ૧૪ ॥

જેમના (ઋષભદેવજી) દ્વારા તો તેમની સેવા કરવા ઉદ્યત થઈ હોવા છતાં યોગસિદ્ધિઓને પણ અસત્ તરીકે ત્યાગી દેવામાં આવી હતી તેવી યોગસિદ્ધિઓની જે યોગી સ્પૃહા રાખે છે, તેવો બીજો કયો યોગી આ અજન્મા ભગવાન ઋષભદેવ(ના માર્ગ)ની દિશાને પણ મનથી ય અનુસરે? ॥ ૧૫ ॥

બીજો વળી કયો યોગી આ ઋષભદેવની દિશાને પણ અનુસરે? જે યોગી **'येन'** જે ઋષભદેવ દ્વારા **'असत्-तया'** અવસ્તુ તરીકે **'उदस्ताः'** ત્યાગી દેવામાં આવેલી **'योगमायाः'** યોગસિદ્ધિઓને ઇચ્છે છે. કેવી સિદ્ધિઓને? **'कृतप्रयत्नाः'** કરવામાં આવ્યો છે પ્રયત્ન જેમના વિષે– તે સિદ્ધિઓને માટે યોગી પ્રયત્ન પણ કરે છે, એમ અર્થ છે. અથવા કેવી સિદ્ધિઓ? **'उदस्ताः कृतप्रयत्नाः'** સેવા કરવા માટે ઉદ્યત થયેલી સિદ્ધિઓ હોવા છતાં પણ (અવસ્તુ તરીકે અનાદૃત થઈ હતી), એમ અર્થ છે. ॥ ૧૫ ॥

આ પ્રમાણે સંપૂર્ણ વેદ, લોક, દેવતા, બ્રાહ્મણ, ગાયોના પરમગુરુ ઋષભદેવ નામના ભગવાનનું કહેવામાં આવેલું આ વિશુદ્ધ ચરિત્ર મનુષ્યોનાં સમસ્ત પાપને હરનારું છે તેમ જ પરમ મહામંગળનું આશ્રયસ્થાન છે. તેને એકાગ્રચિત્ત થઈ પ્રતિદિન વધતી શ્રદ્ધાપૂર્વક નિરંતર શ્રવણ કરનાર અને કરાવનાર, એ બંનેને તે ભગવાન વાસુદેવમાં (નિશ્ચયપૂર્વક) નિષ્કામ ભક્તિ ઉત્પન્ન થાય છે. ॥ ૧૬ ॥

વિશુદ્ધ ચરિત્ર જે **'ईरितम्'** કહેવામાં આવ્યું તે સમસ્ત પાપને સંપૂર્ણપણે હરી લે તેવું છે તેમ જ પરમ મહામંગળનું આશ્રયસ્થાન છે. તેને એકાગ્રચિત્ત થઈ **'अनयोः अपि'** શ્રવણ કરનારને અને શ્રવણ કરાવનારને પણ, એ બંનેને નિષ્કામ ભક્તિ સમાન રીતે ઉત્પન્ન થાય છે, એમ અર્થ છે. ॥ ૧૬ ॥

भक्तेः परमपुरुषार्थत्वमाह।

**यस्यामेव कवय आत्मानमविरतं विविध-वृजिनसंसारपरितापोपतप्यमानमनुसवनं स्नापयन्तस्तयैव परया निर्वृत्त्या ह्यपवर्गमात्यन्तिकं परमपुरुषार्थमपि स्वयमासादितं नो एवाद्रियन्ते भगवदीयत्वेनैव परिसमाप्तसर्वार्थाः॥ १७॥**

ભક્તિની પરમપુરુષાર્થરૂપતા જણાવે છે.

અનેક પ્રકારનાં પાપથી ભરેલાં સાંસારિક તાપોથી અત્યંત તપ્ત થયેલા પોતાના અંતઃકરણને કવિજનો જે આ (ભક્તિસરિતા)માં જ નિત્ય-નિરંતર સ્નાન કરાવતા રહે છે, તે ભક્તિથી જ પ્રાપ્ત થતી પરમ શાંતિને કારણે પોતાની મેળે જ પ્રાપ્ત થયેલા સર્વોત્કૃષ્ટ પરમ પુરુષાર્થરૂપ મોક્ષનો પણ આદર કરતા નથી કારણ કે ભગવાનના નિજજન હોવાથી જ તેમના સર્વ પુરુષાર્થો પરિપૂર્ણ થઈ જાય છે. ॥ ૧૭ ॥

यस्यां भक्तावेव, न तु योगादिषु। अनुसवनमविरतमात्मानं स्नापयन्तः। स्वयमासादितमप्रार्थितं भगवता स्वयमेव दीयमानमपि। अनादरे हेतुः—भगवदीयत्वेनैव परितः समाप्ताः सम्यक् प्राप्ताः सर्वे पुरुषार्था यैस्ते॥ १७॥

**'यस्याम्'** જે ભક્તિ વિષે જ, પરંતુ યોગ વગેરે વિષે નહીં, **'अनुसवनम्'** નિત્ય-નિરંતર, અંતઃકરણને સ્નાન કરાવતા કવિજનો **'स्वयम्-आसादितम्'** પોતાની મેળે આવેલા, પ્રાર્થના ન કરાયેલા (મોક્ષ)ને સ્વયં ભગવાન દ્વારા જ આપવામાં આવ્યો હોવા છતાં પણ, (આદર કરતા નથી.) અનાદર કરવા માટે કારણ આપે છે – ભગવાનના ભક્ત હોવાથી જ **'परितः समाप्ताः'** સારી રીતે પ્રાપ્ત થયા છે સર્વ પુરુષાર્થો જેમના દ્વારા, તેવા ભક્તો ॥ ૧૭ ॥

**भ.मनो.**—कवयो भगवद्भक्तिरसास्वादनिपुणा मुनयः।

ननु भगवतोऽतिसुलभत्वदर्शनान्मोक्षस्य चातिदुर्लभत्वादियमतिस्तुतिरेवेत्याशङ्क्याह।

કવિઓ એટલે ભગવાનની ભક્તિના રસાસ્વાદમાં નિપુણ એવા મુનિઓ.

હવે ભગવાનની અતિ સુલભતા દેખાતી હોવાથી તથા મોક્ષની અતિ દુર્લભતા હોવાથી આ (મોક્ષના અનાદર દ્વારા ભક્તિના આદરરૂપ) વધારે પડતી પ્રશંસા જ છે, એમ શંકા કરીને કહે છે—

**राजन्पतिर्गुरुरलं भवतां यदूनां**
**दैवं प्रियः कुलपतिः क्व च किंकरो वः।**
**अस्त्वेवमङ्ग भगवान्भजतां मुकुन्दो**
**मुक्तिं ददाति कर्हिचित्स्म न भक्तियोगम्॥ १८**

હે રાજા, ભગવાન મુકુંદ તમારા તથા યાદવોના પાલક, ઉપદેશક, ઈષ્ટદેવ, સુહૃદ, કુળના નિયંતા તેમ જ ક્યારેક તમારા પાંડવોના દાસ પણ ભલે થયા હોય તથા પોતાને ભજનાર ભક્તોને ક્યારેક મોક્ષ પણ ભલે આપી દેતા હોય પરંતુ વત્સ, તેઓ ક્યારેય ભક્તિયોગ આપતા નથી. ॥ ૧૮ ॥

हे राजन्, भवतां पाण्डवानां यदूनां च पतिः पालकः। गुरुरुपदेष्टा। दैवमुपास्यः। प्रियः सुहृत्। कुलस्य पतिर्नियन्ता। किं बहुना। क्व च कदाचिद्दौत्यादिषु वः पाण्डवानां किंकरोऽप्याज्ञानुवर्ती। अस्तु नामैवं तथाप्यन्येषां नित्यं भजतामपि मुक्तिं ददाति, न तु कदाचिदपि सप्रेमभक्तियोगम्॥ १८॥

હે રાજા, **'भवताम्'** તમારા પાંડવોના તથા યાદવોના **'पतिः'** પાલક, **'गुरुः'** ઉપદેશક, **'दैवम्'** ઈષ્ટદેવ, **'प्रियः'** સુહૃદ, કુળના **'पतिः'** નિયંતા, વધુ શું? અને ક્યારેક દૂતકર્મ વગેરેમાં **'वः'** તમારા પાંડવોના **'किंकरः'** આજ્ઞાપાલક દાસ પણ ભલે થયા હોય, અન્ય નિત્ય ભજનાર ભક્તોને મુક્તિ પણ આપે છે પરંતુ ક્યારેય પણ સપ્રેમ ભક્તિયોગ આપતા નથી. ॥૧૮॥

वर्णितमृषभावतारं नमस्करोति।

વર્ણવવામાં આવેલા ઋષભાવતારને નમસ્કાર કરે છે.

**नित्यानुभूतनिजलाभनिवृत्ततृष्णः**
**श्रेयस्यतद्रचनया चिरसुप्तबुद्धेः।**
**लोकस्य यः करुणयाऽभयमात्मलोक-**
**माख्यान्नमो भगवते ऋषभाय तस्मै॥ १९**

નિરંતર અનુભૂત થનારા આત્મસ્વરૂપની પ્રાપ્તિને કારણે તૃષ્ણાઓથી મુક્ત એવા જેમણે, વિષયભોગોની અભિલાષા કરવાને કારણે (પોતાના વાસ્તવિક) શ્રેય વિષે ચિરકાળપર્યન્ત લુપ્ત થયેલી બુદ્ધિવાળા લોકોને (કેવળ) કરુણાને કારણે અભય આત્મસ્વરૂપનો ઉપદેશ કર્યો, તે ભગવાન ઋષભદેવને નમસ્કાર હો. ॥ ૧૯ ॥

नित्यमनुभूतं यन्निजं रूपं स एव लाभस्तेन निवृत्ता तृष्णा यस्य सः। अतद्रचनया देहाद्यर्थ-मनोरथेन श्रेयसि विषये चिरं सुप्ता बुद्धिर्यस्य तस्य जनस्य करुणया निर्भयमात्मस्वरूपं य आख्यातवांस्तस्मै नमः॥ १९॥

નિરંતર અનુભૂત થયું છે આત્મસ્વરૂપ, તે જ લાભ, તેનાથી દૂર થઈ છે તૃષ્ણા જેની તે ઋષભદેવ. **'अतत्-रचनया'** (**'अतत्'** એટલે આત્મતત્ત્વ નથી તે) દેહાદિ મિથ્યા વસ્તુના મનોરથ કરવાને કારણે વાસ્તવિક શ્રેય વિષે ચિરકાળથી લુપ્ત થઈ છે બુદ્ધિ જેમની તેવા લોકોને કરુણાને લીધે અભય આત્મસ્વરૂપનો જેમણે ઉપદેશ કર્યો, તે ભગવાન ઋષભદેવને નમસ્કાર હો. ॥ ૧૯ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां पञ्चमस्कन्धे ऋषभदेवानुचरिते षष्ठोऽध्यायः॥ ६॥

इति श्रीमद्भागवते महापुराणे पञ्चमस्कन्धे श्रीधरस्वामिविरचितायां
भावार्थदीपिकायां टीकायां षष्ठोऽध्यायः॥ ६॥

❋❋❋❋❋

# अथ सप्तमोऽध्यायः

## ભરત-ચરિત્ર

अध्यायानां त्रयेणैवमृषभाख्यानमीरितम्।
अष्टभिर्भरताख्यानमतः प्रस्तूयतेऽमृतम्॥ १

આ પ્રમાણે ત્રણ અધ્યાય દ્વારા ઋષભાખ્યાન કહેવાયું. હવે આઠ અધ્યાયો દ્વારા અમૃત (જેવું મધુર) ભરતાખ્યાન પ્રસ્તુત કરવામાં આવે છે. ॥ ૧ ॥

सप्तमे भरतो राज्ये चिरं यज्ञैर्हरिं यजन्।
आरब्धकर्मनिर्वाणे हरिक्षेत्रेऽभजद्धरिम्॥ २

સાતમા અધ્યાયમાં રાજ્યમાં ચિરકાળ પર્યન્ત શ્રીહરિનું યજ્ઞો દ્વારા યજન કરતા રાજા ભરતે પ્રારબ્ધકર્મ સમાપ્ત થતાં, હરિક્ષેત્રમાં શ્રીહરિનું ભજન કર્યું, એ કથા કહેવાશે. ॥ ૨ ॥

श्रीशुक उवाच

**भरतस्तु महाभागवतो यदा भगवताऽवनितलपरिपालनाय संचिन्तितस्तदनुशासनपरः पञ्चजनीं विश्वरूपदुहितरमुपयेमे॥ १॥**

**શ્રીશુકદેવજી બોલ્યા** – મહાન ભગવદ્ભક્ત ભરતજી તો જ્યારે ભગવાન ઋષભદેવ દ્વારા પૃથ્વીનું રક્ષણ કરવા માટે સંકલ્પમાત્રથી જ (રાજ્યાભિષેક માટે) નિયુક્ત થયા, ત્યારે તેમના આજ્ઞાપરાયણ એવા તે, વિશ્વરૂપની પુત્રી પંચજનીને પરણ્યા.॥ ૧ ॥

संचिन्तितः संकल्पेनैव राज्यादौ नियुक्तः ॥ १ ॥

**‘सञ्चिन्तितः’** સંકલ્પમાત્રથી જ રાજ્યાભિષેકાદિ માટે નિયુક્ત થયા. ॥ ૧ ॥

**तस्यामु ह वा आत्मजान्कार्त्स्न्येनानुरूपानात्मनः पञ्च जनयामास भूतादिरिव भूतसूक्ष्माणि॥ २॥**

જેમ (તામસ) અહંકાર (ભગવાનની પ્રેરણાથી પાંચ) ભૂતસૂક્ષ્મ (શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ)ને ઉત્પન્ન કરે છે, તેમ તેમણે તે પંચજનીમાં પોતાને સર્વ પ્રકારે અનુરૂપ (બુદ્ધિ, નિપુણતા વગેરે ગુણોથી યોગ્ય) એવા પાંચ પુત્રોને ઉત્પન્ન કર્યા. ॥ ૨॥

आत्मनोऽनुरूपान्। भूतादिरहंकार इव भूतसूक्ष्माणीति सन्ततिवृद्धौ दृष्टान्तः॥ २॥

પોતાને અનુરૂપ એવા પુત્રોને– **‘भूतादिः’** અહંકાર જેમ ભૂતસૂક્ષ્મોને ઉત્પન્ન કરે તેમ સંતાનની વૃદ્ધિ માટે દૃષ્ટાન્ત છે. ॥ ૨ ॥

**सुमतिं राष्ट्रभृतं सुदर्शनमावरणं धूम्रकेतुमिति। अजनाभं नामैतद्वर्षं भारतमिति यत आरभ्य व्यपदिशन्ति॥ ३॥**

(તે પાંચ પુત્રોનાં નામ) સુમતિ, રાષ્ટ્રભૃત, સુદર્શન, આવરણ અને ધૂમ્રકેતુ હતાં. અજનાભ નામના આ ખંડને જે ભરતજીના સમયથી માંડીને (લોકો) ભારત કહે છે. ॥ ૩॥

भारतमिति स्वनाम्ना ख्यापकत्वेन धर्माद्यतिशयः सूचितः॥ ३॥

‘ભારત’ પોતાના નામથી પ્રસિદ્ધ હોવાથી અતિશય ધર્મ વગેરે સૂચિત થાય છે. ॥ ૩ ॥

**स बहुविन्महीपतिः पितृपितामहवदुरुवत्सलतया स्वे स्वे कर्मणि वर्तमानाः प्रजाः स्वधर्ममनुवर्तमानः पर्यपालयत्॥ ४॥**

बहुवित्सर्वज्ञः॥ ४॥

**ईजे च भगवन्तं यज्ञक्रतुरूपं क्रतुभिरुच्चावचैः श्रद्धयाहृताग्निहोत्रदर्शपूर्णमासचातुर्मास्यपशुसोमानां प्रकृतिविकृतिभिरनुसवनं चातुर्होत्रविधिना॥ ५॥**

यज्ञा अयूपाः क्रतवः सयूपास्तद्रूपम्। उच्चावचैर्महद्भिरल्पैश्च क्रतुभिः कर्मभिः श्रद्धया ईजे च। तानेवाह। आहृताः स्वाधिकारेणात्मसात्कृता येऽग्निहोत्रादयस्तेषां प्रकृतिविकृतिभिः। अग्निहोत्रादयो द्विविधाः। सकलाङ्गयुक्ताः प्रकृतयः विकलाङ्गा विकृतय इति। तैर्विविधैरपीष्टवानित्यर्थः। अनुसवनमित्यन्तं वा चातुर्होत्रविधिनेत्यन्तं वा गद्यम्॥ ५॥

**सि.प्र.—**चातुर्होत्रविधिना चतुर्णां होतृणामृत्विजां कर्म चातुर्होत्रं तद्विधिना।

तद्रूपमग्न्यादिसर्वदेवादिसंयुक्तसर्वयज्ञरूपमित्यर्थः 'यज्ञो वै विष्णुः तदेवाग्निस्तद्वायुः' इत्यादिश्रुतेः।

તે સર્વજ્ઞ, સ્વધર્માનુસાર વર્તતા પૃથ્વીપતિ રાજા ભરત પોતપોતાના કર્મમાં રહેલી પ્રજાનું બાપ-દાદાની પેઠે અતિ પ્રેમપૂર્વક પાલન-પોષણ કરતા હતા. ॥ ૪ ॥

'**बहुवित्**' સર્વજ્ઞ (રાજા ભરત) ॥ ૪ ॥

રાજા ભરતે પોતાના અધિકારથી આત્મસાત્ કરેલા અગ્નિહોત્ર, દર્શપૂર્ણમાસ, ચાતુર્માસ્ય, પશુયાગ તથા સોમયાગની પ્રકૃતિઓ અને વિકૃતિઓ વડે અનેક પ્રકારના મહાન અને અલ્પ ક્રતુઓથી યથાસમય શ્રદ્ધાપૂર્વક યજ્ઞરૂપ અને ક્રતુરૂપ ભગવાન શ્રીયજ્ઞપુરુષનું ચાતુર્હોત્રવિધિ દ્વારા યજન પણ કર્યું હતું. ॥ ૫ ॥

યજ્ઞો યજ્ઞસ્તંભથી રહિત (પશુરહિત) હોય છે. ક્રતુઓ યજ્ઞસ્તંભસહિત (પશુસહિત) હોય છે. તેવા યજ્ઞરૂપ અને ક્રતુરૂપ ભગવાનનું '**उच्च-अवचैः**' મહાન અને અલ્પ '**क्रतुभिः**' ક્રતુરૂપ કર્મોથી શ્રદ્ધાપૂર્વક યજન પણ કર્યું હતું. તે યજ્ઞોનું જ વર્ણન કરે છે. '**आहृताः**' પોતાના અધિકારથી આત્મસાત્ કરેલા જે અગ્નિહોત્રાદિ યજ્ઞો હતા તેમની પ્રકૃતિઓ અને વિકૃતિઓ વડે (યજન કર્યું.) સમગ્ર અંગોથી યુક્ત યજ્ઞો એટલે પ્રકૃતિઓ. અમુક અંગોથી ન્યૂન યજ્ઞો એટલે વિકૃતિઓ. તે અનેક પ્રકારના યજ્ઞો વડે પણ યજન કર્યું, એમ અર્થ છે. આ ગદ્ય '**अनुसवनम्**' શબ્દ સાથે સમાપ્ત થાય છે અથવા '**चातुर्होत्रविधिना**' શબ્દ સાથે સમાપ્ત થાય છે. ॥ ૫ ॥

હોતા, ઉદ્‌ગાતા, અધ્વર્યુ અને બ્રહ્મા એ ચાર ઋત્વિજોથી કરાતું કર્મ '**चातुर्होत्रम्**' કહેવાય છે અને તે વિધિથી (ચતુર્હોમ કર્મના વિધિને '**चातुर्होत्रविधिः**' કહેવાય છે.)

અગ્નિ વગેરે સર્વ દેવાદિથી સંયુક્ત એવા સર્વયજ્ઞરૂપ ભગવાનનું યજન કર્યું, કારણ કે 'યજ્ઞ જ ભગવાન વિષ્ણુ છે. તે જ અગ્નિ છે, તે જ વાયુ છે.' તેવી શ્રુતિ છે. (શત.બ્રા.૧/૧/૨/૧૩)

**संप्रचरत्सु नानायागेषु विरचिताङ्गक्रियेष्वपूर्वं यत्तत्क्रियाफलं धर्माख्यं परे ब्रह्मणि यज्ञपुरुषे सर्वदेवतालिङ्गानां मन्त्राणामर्थनियामकतया साक्षात्कर्तरि परदेवतायां भगवति वासुदेव एव भावयमान आत्मनैपुण्यमृदितकषायो हविःष्वध्वर्युभिर्गृह्यमाणेषु स यजमानो यज्ञभाजो देवास्तान् पुरुषावयवेष्वभ्यध्यायत्॥ ६ ॥**

(આ પ્રમાણે) અનુષ્ઠિત કરવામાં આવતાં અંગ અને ક્રિયાઓવાળા જુદા જુદા પ્રવર્તમાન યજ્ઞોમાં ઉત્પન્ન થનારું જે અપૂર્વ છે, તે ધર્મ નામના ક્રિયાફળ (પુણ્યરૂપફળ)ના પરબ્રહ્મ યજ્ઞપુરુષ જ આશ્રય છે. સર્વ દેવતાઓના પ્રકાશક મંત્રોના અર્થરૂપ દેવતાઓના નિયામક હોવાથી સર્વ કર્મના સાક્ષાત્ કર્તા એવા પરમદેવ ભગવાન વાસુદેવ વિષે જ ચિંતન કરતા જેમના (ભરતજીના) રાગાદિ મળો પોતાની (ભગવદર્પણબુદ્ધિરૂપ) કુશળતાથી નાશ પામ્યા હતા, તે યજમાન રાજા ભરત, અધ્વર્યુઓ દ્વારા જ્યારે (આહુતિ આપવા માટે હાથમાં) હોમદ્રવ્યો લેવામાં આવતાં ત્યારે સર્વ યજ્ઞભોક્તા (સૂર્યાદિ) દેવતાઓનું ભગવાનના (નેત્રાદિ) અવયવોમાં ધ્યાન ધરતા હતા. ॥ ૬ ॥

किंच संप्रचरत्सु प्रवर्तमानेषु नानायागेषु विरचितानुष्ठिताङ्गक्रिया येषां तेषु यदपूर्वं तद्वासुदेव एव भावयमानश्चिन्तयन्स यजमानो यज्ञभाजो ये देवाः सूर्यादयस्तान्पुरुषस्य वासुदेवस्यावयवेषु चक्षुरादिष्वभ्यध्यायत् न तु पृथक्त्वेनेत्यन्वयः।

વળી, **'सम्प्रचरत्सु'** પ્રવર્તતા જુદા જુદા યજ્ઞોમાં **'विरचित'** અનુષ્ઠિત થતાં હતાં અંગો અને ક્રિયાઓ જે યજ્ઞોનાં, તેમાં જે અપૂર્વ ઉત્પન્ન થતું હતું તે ભગવાન વાસુદેવ વિષે જ **'भावयमानः'** ચિંતન કરતા તે યજમાન રાજા ભરત, જે યજ્ઞભોક્તા (સૂર્યાદિ) દેવો છે તેમનું પરમપુરુષ વાસુદેવ ભગવાનના (નેત્રાદિ) અવયવોમાં ધ્યાન કરતા હતા, પરંતુ ભગવાન વાસુદેવથી પૃથક્રૂપે નહીં, એમ અન્વય છે.

अपूर्वे पक्षद्वयं मीमांसकानाम्। तदानीमेव सूक्ष्मत्वेनोत्पन्नं फलमेवापूर्वं कालान्तरफलोत्पादिका कर्मशक्तिर्वेति। तदुक्तम्—

'यागादेवं फलं तद्धि शक्तिद्वारेण सिध्यति।
सूक्ष्मं शक्त्यात्मकं वापि फलमेवोपजायते॥'

इति। तदेवाह—क्रियाफलं धर्माख्यमिति च।

મીમાંસકોના મત પ્રમાણે અપૂર્વમાં બે પ્રકાર છે. (યજ્ઞકર્મ સમાપ્ત થાય) તે જ સમયે સૂક્ષ્મરૂપે ઉત્પન્ન થનારું ફળ જ અપૂર્વ છે અથવા કાળાન્તરે ફળ ઉત્પન્ન કરનાર કર્મશક્તિરૂપ છે. તે જ કહેવાયું છે—

'આમ, યજ્ઞથી ફળ ઉત્પન્ન થાય છે અને તે ફળ અપૂર્વ નામની શક્તિ દ્વારા જ સિદ્ધ થાય છે અથવા શક્તિરૂપે જ સૂક્ષ્મફળ ઉત્પન્ન થાય છે.' તે જ કહે છે— **'क्रियाफलं धर्माख्यम् इति च।'**

ननु यद्यङ्गं देवताः कर्मप्रधानमिति मतं तर्हि कर्तृनिष्ठमपूर्वं स्यात्। तदुक्तम्—

હવે શંકા કરવામાં આવી છે કે જો દેવતા અંગ હોય અને કર્મ મુખ્ય હોય, એવો મત હોય તો અપૂર્વ યજ્ઞ કરનારના આશ્રયે રહેલું થાય, તે કહ્યું છે—

'कर्मभ्यः प्रागयोग्यस्य कर्मणः पुरुषस्य वा।
योग्यता शास्त्रगम्या या परा साऽपूर्वमिष्यते॥'
इति।

अथ देवताप्रधानं कर्म तु देवताराधनार्थं तदा देवताप्रसादरूपत्वादपूर्वस्य देवताश्रयत्वमेव युक्तम्। प्रोक्षणाद्यपूर्वस्येव व्रीह्याद्याश्रयत्वम्। कुतो वा वासुदेवाश्रयमपूर्वं भावयति। उच्यते— यदि कर्तृनिष्ठमपूर्वं तर्हि वासुदेवस्यान्तर्यामिणः प्रवर्तकत्वेन मुख्यकर्तृत्वात्तदाश्रयमेवापूर्वं, न तु तत्प्रयोज्ययजमानाश्रयम्। शास्त्रफलं प्रयोक्तरीति न्यायात्। अन्यथा ऋत्विजामप्यपूर्वाश्रयत्वप्रसङ्गात्। तदेवाह—**साक्षात्कर्तरीति**।

देवताश्रयत्वेऽपि वासुदेवाश्रयत्वमेवेत्याह— परदेवतायामिति। परदेवतात्वे हेतुः—सर्वदेवता-लिङ्गानां तत्तद्देवताप्रकाशकानां मन्त्राणां येऽर्था इन्द्रादिदेवतास्तेषां नियामकतया तस्यैव प्रसादनी-यत्वात्फलदातृत्वाच्च युक्तमेवापूर्वाश्रयत्वमित्यर्थः। एवं भावनमेवात्मनो नैपुण्यं कौशलं तेन मृदिताः क्षीणाः कषाया रागादयो यस्य। अध्वर्युभिरिति बहुवचनं नानाकर्माभिप्रायेण॥ ६॥

'કર્મો કર્યા પહેલાં (ફળને માટે અયોગ્ય) એવા કર્મની અથવા પુરુષની કર્મ કર્યા પછીથી થતી, શાસ્ત્ર દ્વારા જાણી શકાય તેવી જે (ફળ માટેની) યોગ્યતા થાય છે, તે યોગ્યતાને અપૂર્વ કહેવાય છે.'

હવે દેવતાપ્રધાન કર્મ તો દેવતાની આરાધના માટે હોય છે ત્યારે દેવતાની પ્રસન્નતારૂપ હોવાથી અપૂર્વ દેવતાના આશ્રયે રહેલું હોય તે જ યોગ્ય છે. પ્રોક્ષણ વગેરેનું અપૂર્વ જેમ ડાંગર વગેરેને આશ્રયે રહેલું હોય છે તેમ. તો પછી રાજા ભરત અપૂર્વ વાસુદેવ ભગવાનના આશ્રયવાળું છે એમ કેમ ચિંતન કરતા હતા? (અપૂર્વ કર્તાના આશ્રયે હોય અથવા દેવતાના આશ્રયે હોય.) તે માટે ઉત્તર આપે છે. જો અપૂર્વ યજ્ઞકર્તાના આશ્રયે રહેલું હોય તો અંતર્યામી વાસુદેવ તે યજ્ઞના પ્રવર્તક હોવાથી તેના મુખ્ય કર્તા છે તેથી અપૂર્વ તેમના જ આશ્રયે રહેલું છે, પરંતુ યજ્ઞમાં પ્રયુક્ત કરવામાં આવેલા યજમાનના આશ્રયે તે રહેલું નથી. શાસ્ત્રમાં કહેલું ફળ પ્રયોજકના આશ્રયે રહેલું હોય છે– એ ન્યાયે (પ્રેરણા આપનાર અંતર્યામી વાસુદેવને આશ્રયે અપૂર્વ રહે છે), નહીં તો ઋત્વિજોને પણ અપૂર્વના આશ્રયરૂપ થવાનો વખત આવે. તે જ કહે છે— **'साक्षात् कर्तरि इति।'**

અપૂર્વ દેવતાઓના આશ્રયે રહેલું હોય તો પણ ભગવાન વાસુદેવના આશ્રયરૂપ જ છે, એમ કહે છે— **'परदेवतायाम् इति।'** પરમ દેવતા હોવા માટેનું કારણ— **'सर्वदेवता-लिङ्गानाम्'** તે તે સર્વ દેવતાઓના પ્રકાશક મંત્રોના જે **'अर्थाः'** અર્થરૂપ ઇન્દ્રાદિ દેવતાઓ છે, તેમના નિયામક હોવાથી તે વાસુદેવ ભગવાન જ પ્રસન્ન કરવા યોગ્ય આશ્રયરૂપ છે, એમ અર્થ છે. આ પ્રમાણેનું ચિંતન એ જ પોતાની **'नैपुण्यम्'** (ભગવદર્પણ-બુદ્ધિરૂપ) કુશળતા, તેનાથી **'मृदिताः'** ક્ષીણ થયા છે **'कषायाः'** રાગાદિ મળ જેમના. **'अध्वर्युभिः'** એ બહુવચન જુદા જુદા પ્રકારનાં કર્મોના અભિપ્રાયથી છે. ॥ ६ ॥

**एवं कर्मविशुद्ध्या विशुद्धसत्त्वस्यान्तर्हृदयाकाशशरीरे ब्रह्मणि भगवति वासुदेवे महापुरुषरूपोपलक्षणे श्रीवत्सकौस्तुभवनमालाऽरिदरगदादिभिरुपलक्षिते निजपुरुषहृल्लिखितेनात्मनि पुरुषरूपेण विरोचमान उच्चैस्तरां भक्तिरनुदिनमेधमानरयाऽजायत ॥ ७ ॥**

એવંભૂતયા कर्मविशुद्ध्या विशुद्धसत्त्वस्य भक्तिरजायतेत्यन्वयः। क्व। अन्तर्हृदये य आकाशः स एव शरीरमभिव्यक्तिस्थानं यस्य तस्मिन् ब्रह्मणि। कीदृशे। महापुरुषरूपस्योपलक्षणमाकारो यस्य तस्मिन्। किंच श्रीवत्सादिभिरुपलक्षिते। निजपुरुषाणां नारदादीनां हृदि लिखितवन्निश्चलतया स्थितेनोक्तेन पुरुषरूपेणात्मनि स्वमनसि विरोचमाने। कीदृशी भक्तिः। अत्यन्तातिशयेनैधमानो रयो वेगः प्रकर्षो यस्याः ॥ ७ ॥

**एवं वर्षायुतसहस्रपर्यन्तावसितकर्मनिर्वाणावसरोऽधिभुज्यमानं स्वतनयेभ्यो रिक्थं पितृपैतामहं यथादायं विभज्य स्वयं सकलसंपन्निकेतात्स्वनिकेतात्पुलहाश्रमं प्रवव्राज ॥ ८ ॥**

एवमनुवृत्त्या वर्षाणामयुतानि तेषां सहस्रं तत्पर्यन्तकालेऽवसितो निश्चितः कर्मनिर्वाणावसरो राज्यभोगादृष्टसमाप्तिसमयो येन सः। अधिकृत्य

આ પ્રમાણે થયેલી કર્મશુદ્ધિથી વિશુદ્ધ અંતઃકરણવાળા ભરતજીને હૃદયની અંદર આકાશરૂપી સ્થાનમાં અભિવ્યક્ત થનારા, મહાપુરુષના સ્વરૂપની આકૃતિવાળા, શ્રીવત્સચિહ્ન, કૌસ્તુભમણિ, વનમાળા, ચક્ર, શંખ, ગદા વગેરેથી યુક્ત, નારદજી વગેરે નિજ ભક્તોના હૃદયમાં ચિત્રની જેમ નિશ્ચળતાથી રહેલા તેમ જ (વર્ણવાયેલા) પુરુષોત્તમસ્વરૂપે પોતાના મનમાં પ્રકાશતા પરબ્રહ્મ ભગવાન વાસુદેવમાં દિન-પ્રતિદિન અત્યંત વધતા વેગવાળી અત્યંત ઉત્કૃષ્ટ ભક્તિ થઈ. ॥ ७ ॥

આ પ્રમાણે થયેલી કર્મશુદ્ધિથી વિશુદ્ધ અંતઃકરણવાળા ભરતજીને ભક્તિ થઈ, એમ અન્વય છે. ક્યાં ભક્તિ થઈ? હૃદયની અંદર જે આકાશ છે તે જ **'शरीरम्'** અભિવ્યક્તિનું સ્થાન છે જેમનું તે પરબ્રહ્મમાં – વળી, શ્રીવત્સલાંછનાદિથી યુક્ત એવા પરબ્રહ્મ વિષે નારદજી વગેરે નિજ ભક્તોના હૃદયમાં ચિત્રની જેમ નિશ્ચળતાથી રહેલા તથા વર્ણવાયેલા પુરુષોત્તમ-સ્વરૂપે પોતાના **'आत्मनि'** મનમાં પ્રકાશતા પરબ્રહ્મ વિષે ભક્તિ થઈ. કેવી ભક્તિ? અત્યન્ત, અતિશય **'रयः'** વૃદ્ધિ પામતો પ્રકર્ષ વેગ છે જેનો તેવી ભક્તિ ॥ ७ ॥

આમ, લાખો વર્ષોના અંતે રાજ્યભોગના પ્રારબ્ધનો ક્ષીણ થવાનો સમય જેમણે જાણ્યો છે તેવા ભરતજીએ અધિકાર પ્રમાણે ભોગવાતી બાપદાદાની સંપત્તિને પોતાના પુત્રોમાં યથાયોગ્ય ભાગ પ્રમાણે વહેંચીને પોતે સર્વસમ્પત્તિના આશ્રયરૂપ રાજમહેલમાંથી પુલહાશ્રમ તરફ પ્રયાણ કર્યું. ॥ ८ ॥

આ પ્રમાણે સેવા કરતા દસ હજાર વર્ષોથી પણ હજારગણાં વર્ષોના સમયને અંતે **'अवसितः'** જાણ્યો છે **'कर्मनिर्वाण-अवसरः'** રાજ્યભોગના પુણ્યકર્મની સમાપ્તિનો સમય જેમણે તે ભરતજી. અધિકાર

भुज्यमानं रिक्थं धनं यथाविभागं विभज्य सकलसंपदां निकेतादाश्रयात्स्वगृहात् पुलहाश्रमं हरिक्षेत्रं प्रवव्राज॥ ८॥

(પામીને તે) પ્રમાણે ભોગવાતી **'रिक्थम्'** સંપત્તિને ભાગ પ્રમાણે વહેંચીને સર્વસમૃદ્ધિના **'निकेतात्'** આશ્રયરૂપ રાજમહેલમાંથી *પુલહ ઋષિના આશ્રમ હરિક્ષેત્રમાં પ્રયાણ કર્યું. ॥ ૮ ॥

**यत्र ह वाव भगवान्हरिरद्यापि तत्रत्यानां निजजनानां वात्सल्येन संनिधाप्यत इच्छा-रूपेण॥ ९॥**

यत्र क्षेत्रे विद्याधरकुण्डे। वात्सल्यं कर्तृ, तेन संनिहितः क्रियते। भक्तानामपेक्षितेन रूपेण संनिहितो भवतीत्यर्थः॥ ९॥

તે ક્ષેત્રમાં ત્યાંના ભક્તો પ્રત્યેનું વાત્સલ્ય ભક્તોની ઈચ્છા પ્રમાણે રૂપ ધારણ કરીને આજે પણ ભગવાન શ્રીહરિરૂપે ઉપસ્થિત થાય છે. ॥ ૯ ॥

**'यत्र'** જે વિદ્યાધરકુંડ ક્ષેત્રમાં– આ વાક્યમાં વાત્સલ્ય કર્તા છે. તેના દ્વારા શ્રીહરિનો સાક્ષાત્કાર કરાવવામાં આવે છે. ભક્તોની ઈચ્છા પ્રમાણે રૂપ ધારણ કરીને શ્રીહરિ ઉપસ્થિત થાય છે, એમ અર્થ છે. ॥ ૯ ॥

**यत्राश्रमपदान्युभयतोनाभिभिर्दृषच्चक्रै-श्चक्रनदी नाम सरित्प्रवरा सर्वतः पवित्रीकरोति॥ १०॥**

आश्रमस्थानान्युभयत उपर्यधश्च नाभिर्येषां तैर्दृषच्चक्रैः शिलामध्यगतैश्चक्रैश्चक्रनदी गण्डकी सरितां श्रेष्ठा पवित्रीकरोति॥ १०॥

જેની ઉપર અને નીચે બંને બાજુ (નાભિ જેવું ચિહ્ન હોય છે તેવી) ચક્રાકાર શાલિગ્રામ શિલાઓથી યુક્ત, શ્રેષ્ઠ ચક્ર નદી (ગંડકી) જ્યાં (ઋષિઓના) આશ્રમસ્થાનોને સર્વ તરફથી પવિત્ર કરે છે.॥ ૧૦ ॥

**'उभयतः'** ઉપર અને નીચે નાભિ છે જેમને તે **'दृषत्चक्रैः'** શિલાઓની મધ્યમાં રહેલાં ચક્રાકાર શાલિગ્રામોથી યુક્ત સરિતાશ્રેષ્ઠ ચક્ર નદી (ગંડકી) (ઋષિઓનાં) આશ્રમસ્થાનોને પવિત્ર કરે છે.॥ ૧૦ ॥

**तस्मिन्वाव किल स एकलः पुलहाश्रमो-पवने विविधकुसुमकिसलयतुलसिकाम्बुभिः कन्दमूलफलोपहारैश्च समीहमानो भगवत आराधनं विविक्त उपरतविषयाभिलाष उपभृतोपशमः परां निर्वृतिमवाप॥ ११॥**

एकल एकः। आराधनं समीहमानः कुर्वाणः। विविक्तः शुद्धः अत एवोपरतो विषयाभिलाषो यस्य। उपभृतः संवृद्ध उपशमो यस्य॥ ११॥

તે પુલહાશ્રમના ઉપવનમાં જાત-જાતનાં પુષ્પો, કૂંપળો, તુલસી તથા જળથી તેમ જ કંદ, મૂળ, ફળ વગેરે ઉપહારોથી પોતે એકલા જ, ભગવાનની આરાધના કરતા ભરતજી, શુદ્ધ (થવાથી) સર્વ વિષયાભિલાષાઓથી નિવૃત્ત તેમ જ ખૂબ વધી ગયેલા ઉપશમવાળા થઈ પરમ શાન્તિને પ્રાપ્ત થયા હતા. ॥ ૧૧ ॥

**'एकलः'** પોતે એકલા જ **'समीहमानः'** આરાધના કરતા ભરતજી– **'विविक्तः'** શુદ્ધ, આથી જ વિરામ પામ્યો છે વિષયોનો અભિલાષ જેમનો, **'उपभृतः'** ખૂબ વધી ગયો છે ઉપશમ (શાન્તિ) જેમનો ॥ ૧૧ ॥

* ગંડકી નદીને કિનારે હરિહરક્ષેત્ર-શાલિગ્રામક્ષેત્રમાં વિદ્યાધરકુંડ આગળ આવેલા પુલહ ઋષિના આશ્રમમાં ભરતજી ગયા.

**तयेत्थमविरतपुरुषपरिचर्यया भगवति प्रवर्धमानानुरागभरद्रुतहृदयशैथिल्यः प्रहर्षवेगेनात्मन्युद्भिद्यमानरोमपुलककुलक औत्कण्ठ्यप्रवृत्तप्रणयबाष्पनिरुद्धावलोकनयन एवं निजरमणारुणचरणारविन्दानुध्यानपरिचितभक्तियोगेन परिप्लुतपरमाह्लादगम्भीरहृदयहृदावगाढधिषणस्तामपि क्रियमाणां भगवत्सपर्यां न सस्मार॥ १२ ॥**

આ પ્રમાણે ભગવાનની અવિરત પરિચર્યાથી ભગવાનમાં અતિશય વધી ગયેલા અનુરાગના અતિરેકથી જેમનું હૃદય દ્રવીભૂત થઈને થંભી જતું. અતિશય આનંદના પ્રબળ વેગથી જેમના શરીરની રોમાવલિ રોમાંચિત થઈ ઊઠતી. ઉત્કંઠાથી વહેતાં પ્રણયાશ્રુઓને કારણે જેમનાં બંને નેત્રો અવરોધાયેલી દૃષ્ટિવાળાં થઈ જતાં, એમ પોતાના પ્રિયતમના અરુણ ચરણારવિંદના નિરંતર ધ્યાનથી સમૃદ્ધ થયેલા ભક્તિયોગને કારણે સર્વતઃ વ્યાપેલો પરમાનંદ જેમાં છે તે હૃદયરૂપ ગંભીર સરોવરમાં જેમની બુદ્ધિ નિમગ્ન થઈ જતી તેવા ભરતજીને (નિયમપૂર્વક) કરવામાં આવતી તે ભગવત્પરિચર્યાનું પણ સ્મરણ રહેતું નહીં. ॥ ૧૨ ॥

प्रवर्धमानानुरागस्य भरेण यद्द्रुतं द्रवीभूतं हृदयं तस्मिन् शैथिल्यमनुद्यमो यस्य आत्मनि देहे उद्भिद्यमानं रोमपुलककुलं रोमाञ्चवृन्दं यस्य। ककारः समासान्तः। औत्कण्ठ्यात्प्रवृत्तेन प्रणयबाष्पेण निरुद्धोऽवलोको ययोस्ते नयने यस्य सः। एवं वर्तमानस्तामपि भगवत्सपर्यां न सस्मारेत्यन्वयः। तत्र हेतुः—निजरमणस्य स्वप्रीतिदातुर्ये अरुणे चरणारविन्दे तयोरनुध्यानेन परिचितः समृद्धो भक्तियोगस्तेन परिप्लुतः सर्वतोव्याप्तः परम आह्लादः परमानन्दो यस्मिन् गम्भीरहृदयह्रदे तस्मिन्नवगाढा निमग्ना धिषणा यस्य॥ १२ ॥

અતિશય વધી ગયેલા અનુરાગના અતિરેકથી જે હૃદય **'द्रुतम्'** પીગળતું, તેમાં **'शैथिल्यम्'** શિથિલતા થાય તેવું હૃદય છે જેમનું, **'आत्मनि'** શરીરમાં રોમાંચિત થઈ છે **'रोमपुलककुलम्'** રોમાવલિ જેમની. **ककारः** બહુવ્રીહિ સમાસના અંતે છે (**....कुलकः**) ઉત્કંઠાથી વહેતાં પ્રણયાશ્રુઓથી અવરોધાયેલી દૃષ્ટિ છે જે બંનેની તેવાં નયન છે જેમનાં તે, આમ થતાં, ભરતજી તે ભગવત્પરિચર્યા પણ વીસરી ગયા, એમ અન્વય છે. તે માટે કારણ આપે છે– **'निजरमणस्य'** પોતાને પ્રેમ આપનારનાં જે બંને અરુણ ચરણારવિંદ છે, તેમના નિરંતર ધ્યાનથી **'परिचितः'** સમૃદ્ધ થયો છે ભક્તિયોગ, તેનાથી **'परिप्लुतः'** સર્વ તરફ વ્યાપ્યો છે **'परम–आह्लादः'** પરમાનંદ જે હૃદયરૂપી ઊંડા ધરામાં તેમાં **'अवगाढा'** ડૂબી ગઈ છે બુદ્ધિ જેમની તે ભરતજી ॥ ૧૨ ॥

**इत्थं धृतभगवद्व्रत ऐणेयाजिनवाससाऽनुसवनाभिषेकार्द्रकपिशकुटिलजटाकलापेन च विरोचमानः सूर्यर्चा भगवन्तं हिरण्मयं पुरुषमुज्जिहाने सूर्यमण्डलेऽभ्युपतिष्ठन्नेतदु होवाच॥ १३ ॥**

આ પ્રમાણે ભગવાન સંબંધી વ્રતો ધારણ કરનાર તથા સવન પ્રમાણે (ત્રિકાળ) સ્નાન કરવાથી ભીંજાયેલા, ભૂખરા, વાંકડા જટાજૂટથી અને કૃષ્ણમૃગ-ચર્મથી શોભતા ભરતજી ઉદય પામતા સૂર્યમંડળમાં (સૂર્યમંડળની) સમ્મુખ ઊભા રહી સૂર્યપ્રકાશક ઋચા વડે જ્યોતિર્મય ભગવાન પરમપુરુષ નારાયણનું આ સ્તવન કરતા. ॥ ૧૩ ॥

धृतानि भगवद्व्रतानि येन स भगवन्तं सूर्यमण्डलेऽभ्युपतिष्ठन्नेतदु होवाचेत्यन्वयः। कीदृशः। एण्या हरिण्या अजिनमैणेयं तदेव वासस्तेनानुसवनाभिषेकेणार्द्राः कपिशाश्च याः कुटिला जटास्तासां कलापेन च विरोचमानः। सूर्यप्रकाशिकया ऋचा हिरण्मयं 'ध्येयः सदा सवितृमण्डलमध्यवर्ती' इत्यादिनोक्तम्।

ધારણ કર્યાં છે ભગવદ્વ્રતો જેમણે તે ભરતજી સૂર્યમંડળમાં (ભગવાનની) સમ્મુખ ઊભા રહી આ સ્તવન કરતા, એમ અન્વય છે. કેવા ભરતજી? **'एण्याः'** હરણીનું **'अजिनम्'** કૃષ્ણમૃગચર્મ, એ જ વસ્ત્ર, તે પહેરીને, સવન પ્રમાણે (ત્રિકાળ) સ્નાન કરવાથી ભીંજાયેલી તથા ભૂખરી જે વાંકડી જટાઓ છે તેમના સમૂહથી શોભતા ભરતજી– સૂર્યપ્રકાશક ઋચા વડે 'સૂર્યમંડળની મધ્યમાં વિરાજમાન એવા (જ્યોતિર્મય) પરમપુરુષ નારાયણ સદા ધ્યાન કરવાયોગ્ય છે.'

एम स्तोत्र वगेरे द्वारा ज्योतिर्मय तत्त्व कह्युं छे.

उज्जिहाने उद्गच्छति सति।

એમ સ્તોત્ર વગેરે દ્વારા જ્યોતિર્મય તત્ત્વ કહ્યું છે. **'उज्जिहाने'** સૂર્યનારાયણ ઉદય પામે ત્યારે ભરતજી (સ્તુતિ કરતા હતા).

सकारान्तपाठे सन्नन्तात्पचाद्यच्। अर्थस्तु स एव॥ १३ ॥

સકારાન્ત પાઠ **'उज्जिहासे' सन्** પ્રત્યય અંતમાં હોવાથી **'पचाद्यच्'**/ **पच्** વગેરે ધાતુઓમાં **अ** પ્રત્યય લાગે છે. (**हा** ધાતુનું ઈચ્છાદર્શક રૂપ **जिहास** થાય તેમાં આ સૂત્ર પ્રમાણે **अ** પ્રત્યય લાગે તેથી **जिहासा** થાય. (પા.સૂ.૩/૧/૧૩૪) ॥ ૧૩ ॥

**परोरजः सवितुर्जातवेदो**
**देवस्य भर्गो मनसेदं जजान।**
**सुरेतसादः पुनराविश्य चष्टे**
**हंसं गृध्राणं नृषद्रिङ्गिरामिमः॥ १४**

સંકલ્પમાત્રથી આ વિશ્વને (જેમણે) જન્મ આપ્યો તથા સર્જેલા આ વિશ્વમાં ફરીથી (અંતર્યામીરૂપે) પ્રવેશ કરીને સુખની તૃષ્ણા રાખતા જીવનું ચૈતન્યશક્તિથી જે પાલન કરે છે તેવા પ્રકૃતિથી પર શુદ્ધસત્ત્વરૂપ જગત્પ્રસવકર્તા શ્રીસૂર્યદેવના, કર્મફળ આપનાર એવા બુદ્ધિપ્રવર્તક, સ્વરૂપભૂત (અવિદ્યા દૂર કરનારા) તેજને શરણે અમે જઈએ છીએ. ॥ ૧૪ ॥

परोरजः रजसः प्रकृतेः परं शुद्धसत्त्वात्मकं सवितुर्देवस्य सूर्यस्य भर्गः स्वरूपभूतं तेजः। जातं वेदो धनं कर्मफलं यस्मात्तत्कर्मफलद-मित्यर्थः। अत्र हेतुः—यन्मनसैवेदं विश्वं जजान ससर्ज। पुनश्च अदः सृष्टं विश्वमन्तर्यामिरूपेण प्रविश्य गृध्राणं काङ्क्षन्तं हंसं जीवं सुरेतसा

**'परोरजः'** રજોગુણથી, પ્રકૃતિથી પર શુદ્ધ સત્ત્વસ્વરૂપ **'सवितुर्देवस्य'** સૂર્યદેવનું **'भर्गः'** સ્વરૂપભૂત તેજ– **'जातवेदः'** ઉત્પન્ન થયું છે **'वेदः'** ધન, કર્મફળ જેમાંથી તે તેજ કર્મફળ આપનારું છે, એમ અર્થ છે. (કાળરૂપે સર્વ કર્મફળ આપનારું તેજ) અહીં કારણ આપે છે– જેમણે સંકલ્પથી જ આ વિશ્વને **'जजान'** જન્મ આપ્યો છે અને ફરીથી આ સર્જેલા વિશ્વમાં અંતર્યામીરૂપે પ્રવેશીને **'गृध्राणम्'** સુખની તૃષ્ણા

चिच्छक्त्या विचष्टे पश्यति। पालयतीत्यर्थः। नृषु सीदत्युपाधितया तिष्ठतीति नृषद्बुद्धिस्तस्यां रिङ्गिं रिङ्गणं गतिं राति ददातीति नृषद्रिङ्गिराम्। 'वा छन्दसि' इत्यमि पूर्वरूपत्वाभावः। तद्भर्गः इमः शरणं व्रजामः॥ १४॥

રાખતા **'हंसम्'** જીવને **'सुरेतसा'** ચૈતન્યશક્તિથી **'विचष्टे'** જુએ છે, જીવનું પાલન કરે છે, એમ અર્થ છે. **'नृषु'** મનુષ્યોમાં **'सीदति'** ઉપાધિરૂપે રહે છે એટલે **'नृषद्'** બુદ્ધિ, તેને ગતિ આપનાર **'रिङ्गणम्'** ગતિ **'राति'** આપે છે અર્થાત્ બુદ્ધિને પ્રવર્તિત કરે છે. **'वा छन्दसि'** (પા.સૂ.૬/૧/૧૦૬) આ સૂત્રાનુસાર **रिङ्गिरम्** ને બદલે **रिङ्गिराम्** વિકલ્પે વેદમાં થાય છે એમ **'अमि पूर्वः'** (પા.સૂ.૬/૧/૧૦૭) એ સૂત્ર પ્રમાણે **रा** ધાતુ ઉપરથી **रम्** થવાને બદલે **अम्** પ્રત્યય (બીજી વિભક્તિ) નામ પછી આવે ત્યારે પૂર્વરૂપત્વનો અર્થાત્ એકાદેશનો (**रम्** નો) અભાવ હોવાથી **'रिङ्गिराम्'** એમ રૂપ બનેલું છે. તે **'भर्गः इमः'** તેજને શરણે અમે જઈએ છીએ. ॥ ૧૪ ॥

**वंशीधरी—**मन्त्रोऽयं गायत्रीसहोदर इति सन्दर्भः।

ક્રમસન્દર્ભ વ્યાખ્યા અનુસાર આ મંત્ર ગાયત્રીનો સહોદર છે.

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां पञ्चमस्कन्धे भरतचरिते भगवत्परिचर्यायां सप्तमोऽध्यायः॥ ७॥
इति श्रीमद्भागवते महापुराणे पञ्चमस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां सप्तमोऽध्यायः॥ ७॥

*****

# अथाष्टमोऽध्यायः

## ભરતજીનો મૃગના મોહમાં ફસાવાથી મૃગયોનિમાં જન્મ

अष्टमे भजतो विष्णुं तस्य कर्मान्तरायतः।
एणरक्षाप्रसक्तस्य जातमेणत्वमीर्यते॥ १

ભગવાન વિષ્ણુનું ભજન કરતા તેમના (પૂર્વ) કર્મના અંતરાયને કારણે હરણની રક્ષા કરવામાં આસક્ત થયેલા ભરતજીનો મૃગજાતિમાં જન્મ (થયો, તે કથા) આઠમા અધ્યાયમાં કહેવામાં આવે છે.॥ ૧ ॥

कृपयापि कृतः सङ्गः पतनायैव योगिनः।
इति प्रदर्शयन्नाह भरतस्यैणपोषणम्॥ २

દયાપૂર્વક કરવામાં આવેલી આસક્તિ પણ યોગીના પતન માટે જ હોય છે, એમ દર્શાવતાં ભરતજીના મૃગપોષણની કથાનું વર્ણન કરે છે. ॥ ૨ ॥

### श्रीशुक उवाच

**एकदा तु महानद्यां कृताभिषेकनैयमिकावश्यको ब्रह्माक्षरमभिगृणानो मुहूर्तत्रयमुदकान्त उपविवेश॥ १॥**

**શ્રીશુકદેવજી બોલ્યા** – એક વખત મહાનદી (ચક્ર-ગંડકી)માં સ્નાન, સન્ધ્યોપાસનાદિ નિત્ય, નૈમિત્તિક તથા આવશ્યક કર્મ કરી અક્ષરબ્રહ્મ ઓમ્કારનો જપ કરતા ભરતજી નદીકિનારે ત્રણ મુહૂર્ત (અર્થાત્ છ ઘડી =૧૪૪ મિનિટ) સુધી બેઠા હતા. ॥ ૧ ॥

नैयमिकं नित्यनैमित्तिकविधिप्राप्तम्। आवश्यकमर्थप्राप्तं मूत्रोत्सर्गादि। कृतमभिषेकादिकं येन। ब्रह्माक्षरं प्रणवं जपन्। उदकान्ते नद्यास्तीरे ॥ १ ॥

**'नैयमिकम्'** નિત્ય, નૈમિત્તિક વિધિથી પ્રાપ્ત (સંધ્યોપાસના, તર્પણ વગેરે અવશ્ય કરવાં જોઈએ તેવાં કર્મો)– **'आवश्यकम्'** ઈન્દ્રિયોથી પ્રાપ્ત શૌચાદિ આવશ્યક કર્મો– જેમણે સ્નાન કર્યું છે તેવા ભરતજી **'ब्रह्म-अक्षरम्'** અક્ષરબ્રહ્મ પ્રણવ, ઓમ્કારનો જપ કરતા– **'उदकान्ते'** નદીકિનારે ॥ ૧ ॥

**तत्र तदा राजन्हरिणी पिपासया जलाशया-भ्याशमेकैवोपजगाम ॥ २ ॥**

जलाशयाभ्याशं नद्याः समीपे ॥ २ ॥

હે રાજા, તે સમયે ત્યાં એક હરણી જળ પીવાની ઈચ્છાથી એકલી જ નદીકિનારે આવી.॥ ૨ ॥

**'जलाशयाभ्याशम्'** જળાશયની પાસે નદીકિનારે ॥ ૨॥

**तया पेपीयमान उदके तावदेवाविदूरेण नदतो मृगपतेरुन्नादो लोकभयंकर उदपतत् ॥ ३ ॥**

पेपीयमाने अत्यासक्त्या पीयमाने सति। तावदेव तत्क्षणमेव। अविदूरेण सन्निधौ। मृगपतेः सिंहस्य। उन्नादो महान्नाद उद्गतः ॥ ३ ॥

અતિ આસક્તિપૂર્વક તે હરણી જળ પીતી હતી તે જ વખતે નજીકમાં ગરજતા સિંહની લોકને ભય ઉપજાવનારી મોટી ગર્જના થઈ. ॥ ૩ ॥

**'पेपीयमाने'** અતિ આસક્તિપૂર્વક જળપાન કરતી હતી ત્યારે **'तावत्-एव'** તે ક્ષણે જ **'अविदूरेण'** નજીકમાં **'मृगपतेः'** સિંહની **'उन्नादः'** મોટી ગર્જના થઈ. ॥ ૩ ॥

**तमुपश्रुत्य सा मृगवधूः प्रकृतिविक्लवा चकितनिरीक्षणा सुतरामपि हरिभयाभिनिवेश-व्यग्रहृदया पारिप्लवदृष्टिरगततृषा भयात् सहसैवोच्चक्राम ॥ ४ ॥**

प्रकृत्या स्वभावत एव विक्लवा व्याकुला सुतरां तु हरिभयस्याभिनिवेशेन व्यग्रं व्याकुलं हृदयं यस्याः। पारिप्लवदृष्टिः परिभ्रान्तनेत्रा। न गता तृषा तृट् यस्याः। उच्चक्राम नदीमुल्लङ्घितवती ॥ ४ ॥

તે સાંભળી સ્વભાવથી જ ડરપોક એવી તે ચંચળ દૃષ્ટિવાળી, સિંહનો ભય લાગવાથી (અતિશય) વ્યગ્ર હૃદયવાળી, ભયભીત (ચકળ-વકળ) નેત્રોવાળી, જેની તૃષા છિપાઈ નથી તેવી મૃગલી ભયથી એકદમ કૂદીને નદીને ઓળંગી ગઈ. ॥ ૪ ॥

**'प्रकृत्या'** સ્વભાવથી જ **'विक्लवा'** ડરપોક, સિંહનો ભય લાગવાથી **'व्यग्रम्'** વ્યાકુળ છે હૃદય જેનું– **'पारिप्लवदृष्टिः'** (ચંચળ) ભયભીત નેત્રોવાળી, જેની **'तृषा'** તરસ છિપાઈ નથી– **'उत्-चक्राम'** નદીને ઓળંગી ગઈ ॥ ૪ ॥

**तस्या उत्पतन्त्या अन्तर्वत्न्या उरुभया-वगलितो योनिनिर्गतो गर्भः स्त्रोतसि निपपात ॥ ५ ॥**

अन्तर्वत्न्या गर्भिण्याः। उरुभयेन स्थानाद्विचलितो योनेर्निर्गतः सन् स्त्रोतसि प्रवाहे निपतितः ॥ ५ ॥

નદીને ઓળંગતી તે ગર્ભિણી મૃગલીનો ગર્ભ અત્યંત ભયને કારણે ગર્ભાશયમાંથી ખસી યોનિમાર્ગમાંથી બહાર નીકળી નદીના પ્રવાહમાં જઈ પડ્યો. ॥ ૫ ॥

**'अन्तर्वत्न्याः'** ગર્ભિણી હરણીનો ગર્ભ અત્યંત ભયને કારણે તેના સ્થાનેથી ખસી જઈને, યોનિમાંથી બહાર નીકળી **'स्त्रोतसि'** (નદીના) પ્રવાહમાં જઈ પડ્યો.॥ ૫ ॥

**तत्प्रसवोत्सर्पणभयखेदातुरा स्वगणेन वियुज्यमाना कस्यांचिद्दर्यां कृष्णसारसती निपपाताथ च ममार॥ ६ ॥**

तत्प्रसवो गर्भपातः उत्सर्पणमुल्लङ्घनं भयं च एतैः खेदेनातुरा पीडिता। दर्यां गिरिगुहायाम्। हरिणवधूर्निपपात। अथानन्तरं मृता च॥ ६ ॥

તે ગર્ભપાત, છલાંગ અને (સિંહના) ભયની વ્યથાથી પીડિત થયેલી તથા પોતાના ટોળાથી વિખૂટી પડી ગયેલી કાળિયાર મૃગલી કોઈ એક ગુફામાં જઈ પડી અને પછી મરી ગઈ. ॥ ૬ ॥

તે **'प्रसवः'** ગર્ભપાત, **'उत्सर्पणम्'** છલાંગ અને ભય– આ બધાંને કારણે શ્રમથી **'आतुरा'** પીડિત થયેલી કાળિયાર મૃગલી **'दर्याम्'** પર્વતની ગુફામાં જઈ પડી અને **'अथ'** પછી મરી ગઈ. ॥ ૬ ॥

**तं त्वेणकुणकं कृपणं स्त्रोतसाऽनूह्यमान-मभिवीक्ष्यापविद्धं बन्धुरिवानुकम्पया राजर्षिर्भरत आदाय मृतमातरमित्याश्रमपदमनयत्॥ ७ ॥**

एणकुणकं हरिणबालकम्। अपविद्धं बन्धुभि-स्त्यक्तम्। इत्येतैः कृपणत्वादिहेतुभिर्याऽनुकम्पा तया अनयत्॥ ७ ॥

રાજર્ષિ ભરત તો તે બિચારા, પ્રવાહમાં તણાતા, ત્યજાયેલા હરણબાળને જોઈ આત્મીય હોય તેમ 'નમાયું છે' એમ અનુકંપાથી ઊંચકી લઈને પોતાના આશ્રમમાં લઈ આવ્યા. ॥ ૭ ॥

**'एणकुणकम्'** હરણના બચ્ચાને, **'अपविद्धम्'** સ્વજનો દ્વારા ત્યજાયેલા મૃગલાને– આમ, આ બધાંને કારણે હીન વગેરે હોવાથી જે અનુકમ્પા થાય તેને કારણે લઈ આવ્યા. ॥ ૭ ॥

**तस्य ह वा एणकुणक उच्चैरेतस्मिन्कृत-निजाभिमानस्याहरहस्तत्पोषणपालनलालन-प्रीणनानुध्यानेनात्मनियमाः सहयमाः पुरुष-परिचर्यादय एकैकशः कतिपयेनाहर्गणेन वियुज्यमानाः किल सर्व एवोदवसन्॥ ८ ॥**

कृतो निजः स्वीय इत्यभिमानो येन। पोषणं तृणादिना। पालनं वृकादिभ्यो रक्षणम्। लालनं चुम्बनादिना। प्रीणनं कण्डूयनादिना। एतैर्यदनुध्यानमासक्तिस्तेनात्मनो नियमाः स्नानादयो यमा अहिंसादयस्तत्सहिता ईश्वरपरिचर्यादयश्च प्रत्यहमेकैकशो वियुज्यमानाः सन्तः कतिपये-नाहर्गणेन सर्वे उत्सन्ना बभूवुः॥ ८ ॥

(આ) મૃગબાળ ઉપર 'પોતાનું થયું છે' એમ અતિશય અભિમતિ જેમને થઈ છે તેવા તે ભરતજીના, તે હરણાને પ્રતિદિન (તૃણાદિથી) પોષવાથી, (વરુ વગેરેથી) રક્ષવાથી, (ચુંબનાદિથી) લાડ લડાવવાથી, (ખોળામાં બેસાડી ખંજવાળવું વગેરેથી) પ્રસન્ન કરવાથી થતી આસક્તિથી પોતાના (સ્નાનાદિ) નિયમો તથા (અહિંસાદિ) યમો સહિત પુરુષોત્તમપ્રભુની પરિચર્યા વગેરે એક એક કરીને છૂટતાં કેટલાક દિવસે, બધાં જ છૂટી ગયાં. ॥ ૮ ॥

**'कृतः निजः'** પોતાનું થયું છે– એમ અતિશય મમતા છે જેમને, ઘાસ વગેરેથી પોષણ, વરુ વગેરેથી રક્ષણ, ચુંબન વગેરેથી લાડ કરવા, ખંજવાળ વગેરેથી તેને ખુશ કરવું– આ બધાંથી જે **'अनुध्यानम्'** આસક્તિ થાય તેનાથી પોતાના સ્નાનાદિ નિયમો, અહિંસાદિ યમો, તે સહિત ઈશ્વરની સેવા વગેરે પણ દરરોજ એક એક કરીને છૂટતાં કેટલાક દિવસે બધાં જ છૂટી ગયાં. ॥ ૮ ॥

**बा.प्र.**—अत एवोक्तम्—'न कुर्यात् कर्हिचित् सख्यं मनसि ह्यनवस्थिते।' इति।

आसक्तिं प्रपञ्चयति—**अहो** इत्यादिना इति कृतानुषङ्ग—इत्येतत्पर्यन्तेन।

**अहो बतायं हरिणकुणकः कृपण ईश्वररथचरणपरिभ्रमणरयेण स्वगणसुहृद्-बन्धुभ्यः परिवर्जितः शरणं च मोपसादितो मामेव मातापितरौ भ्रातृज्ञातीन्यौथिकांश्चैवो-पेयाय नान्यं कंचन वेद मय्यतिविस्रब्धश्चात एव मया मत्परायणस्य पोषणपालन-प्रीणनलालनमनसूयुनाऽनुष्ठेयं शरण्योपेक्षा-दोषविदुषा॥ ९॥**

ईश्वररथचरणः कालचक्रं तस्य परिभ्रमणवेगेन स्वगणादिभ्यो विभ्रंशितः मा इति मां च शरणं प्रापितः मामेव मातापित्रादिबुद्ध्योपेयाय प्राप्तः। यौथिकान्यूथसंघातिनः। अनसूयुना एतन्निमित्तं मम स्वार्थो भ्रश्यतीति दोषदृष्टिमकुर्वता॥ ९॥

तदेवाह—**नूनं हीति**।

**नूनं ह्यार्याः साधव उपशमशीलाः कृपणसुहृद एवंविधार्थे स्वार्थानपि गुरुतरानुपेक्षन्ते॥ १०॥ १०॥**

**इति कृतानुषङ्ग आसनशयनाटनस्थाना-शनादिषु सह मृगजहुना स्नेहानुबद्धहृदय आसीत्॥ ११॥**

આથી જ કહેવામાં આવ્યું કે 'મન ચંચળ છે (ત્યારે) માટે કદી તેની મિત્રતા કરવી નહીં.' (શ્રીમદ્ ભા.૫/૬/૩)

**'अहो इति।'** વગેરેથી શરુ કરીને **'इति कृतानुषङ्ग इति।'** (શ્લોક-૧૧) સુધી (હરણ ઉપરની) આસક્તિનું વિસ્તારથી વર્ણન કરે છે.

અરેરે, આ બિચારું હરણનું બચ્ચું કાળચક્રના પરિભ્રમણના વેગથી પોતાના ટોળાં, મિત્રો અને સંબંધીઓથી વિખૂટું પડી ગયેલું, મને જ પોતાના માતા, પિતા, ભાઈ, જ્ઞાતિ અને ટોળાનો સંગાથી માનતું અને મારા સિવાય કોઈને ન ઓળખતું તેમ જ મારામાં અત્યંત વિશ્વાસ ધરાવતું મારે શરણે આવેલું છે. આથી જ (આને કારણે મારો સ્વાર્થ ભ્રષ્ટ થશે– એવી) દોષદૃષ્ટિ ન કરતા અને શરણે આવેલાની ઉપેક્ષા કરનારના દોષને જાણતા એવા મારા વડે મારા શરણાગતનું પોષણ, પાલન, લાલન, રંજન થવું જોઈએ. ॥૯॥

**'ईश्वररथचरणः'** કાળચક્ર, તેના પરિભ્રમણના વેગથી પોતાનાં ટોળાં વગેરેથી છૂટું પડી ગયેલું **'मा इति।'** તથા મારે શરણે આવેલું, મને જ માતા-પિતા વગેરે **'बुद्ध्या उपेयाय'** મનથી સમજતું, **'यौथिकान्'** જૂથના સંગાથીઓ– **'अनसूयुना'** આને લીધે મારો સ્વાર્થ ભ્રષ્ટ થશે એવી દોષદૃષ્ટિ ન કરતા એવા મારા વડે.॥ ૯ ॥

તે જ કહે છે– **'नूनं-हि इति।'**

ખરેખર, શાન્ત સ્વભાવવાળા અને દીનજનોનું હિત કરનારા પરોપકારી સજ્જનો આવા શરણાગતની રક્ષાને ખાતર પોતાના મહાનથી ય મહાન સ્વાર્થની પણ પરવા નથી જ કરતા. ॥ ૧૦ ॥ ૧૦ ॥

આ પ્રમાણે જેમના દ્વારા આસક્તિ કરવામાં આવી હતી તેવા તથા સ્નેહથી જેમનું હૃદય પકડાઈ ગયું છે તેવા ભરતજી મૃગબાળની સાથે બેસવા, સૂવા, ફરવા, રોકાવા, ખાવા વગેરેમાં રહેવા લાગ્યા.॥ ૧૧ ॥

इत्येवं कृतोऽनुषङ्ग आसक्तिर्येन। मृगजहुना मृगापत्येन सह। स्नेहेनानुबद्धं हृदयं येन॥ ११ ॥

स्नेहानुबन्धमेव प्रपञ्चयति— **कुशकुसुमे**त्यादिना स्वधयतीत्यन्तेन।

**कुशकुसुमसमित्पलाशफलमूलोदकान्याहरिष्यमाणो वृकसालावृकादिभ्यो भयमाशंसमानो यदा सह हरिणकुणकेन वनं समाविशति॥ १२॥**

सालावृकाः श्वानः। यदा भयं शङ्कमानो भवति तदा तेन सह वनं समाविशति॥ १२॥

**पथिषु च मुग्धभावेन तत्र तत्र विषक्तमतिप्रणयभरहृदयः कार्पण्यात्स्कन्धेनोद्वहति एवमुत्सङ्ग उरसि चाधायोपलालयन्मुदं परमामवाप॥ १३॥**

अतिशयितः प्रणयभरो यस्य तद्धृदयं यस्य सः॥ १३॥

**क्रियायां निर्वर्त्यमानायामन्तरालेऽप्युत्थायोत्थाय यदैनमभिचक्षीत तर्हि वाव स वर्षपतिः प्रकृतिस्थेन मनसा तस्मा आशिष आशास्ते स्वस्ति स्ताद्वत्स ते सर्वत इति॥ १४॥**

क्रियायां देवपूजादिलक्षणायाम्। वर्षपतिर्भरतः। प्रकृतिस्थेन स्वस्थेन। स्तात् भूयात्॥ १४॥

**अन्यदा भृशमुद्विग्नमना नष्टद्रविण इव कृपणः सकरुणमतितर्षेण हरिणकुणकविरहविह्वलहृदयसंतापस्तमेवानुशोचन्किल कश्मलं महदभिरम्भित इति होवाच॥ १५॥**

‘**इति**’ આ પ્રમાણે કરવામાં આવી છે ‘**अनुषङ्गः**’ આસક્તિ જેમના દ્વારા– ‘**मृगजहुना**’ હરણના બચ્ચાની સાથે, સ્નેહથી બંધાઈ ગયું છે હૃદય જેમનું ॥ ૧૧ ॥

સ્નેહના બંધનનું જ વિસ્તારપૂર્વક વર્ણન કરે છે, ‘**कुशकुसुम**’ વગેરેથી શરૂ કરીને ‘**स्वधयति इति।**’ (શ્લોક-૨૫) સુધી.

દર્ભ, પુષ્પ, સમિધા, પર્ણ, ફળ, મૂળ, જળ લેવા જતા ભરતજી તે સમયે વરુ, કૂતરાં વગેરે દ્વારા ભયની શંકા થતાં મૃગબાળની સાથે વનમાં જતા.॥ ૧૨ ॥

‘**सालावृकाः**’ કૂતરાં– જ્યારે ભયથી શંકા થાય ત્યારે તેની સાથે વનમાં જતા. ॥ ૧૨ ॥

માર્ગમાં પણ રમતિયાળપણાથી જ્યાં ત્યાં (કૂણું ઘાસ ચરવા) ઊભા રહી જતા હરણશાવકને અત્યંત પ્રેમથી ભરેલા હૃદયવાળા ભરતમુનિ સ્નેહપરવશતાથી ખભા પર ઊંચકી લેતા તેમ જ ખોળામાં લઈ છાતી સરસું ચાંપી લાડ લડાવતા અતિ સુખ પામતા.॥ ૧૩ ॥

અત્યંત પ્રેમનો ભાર છે જેનો તેવું જેમનું હૃદય છે તે ભરતજી ॥૧૩॥

દેવપૂજા વગેરે નિત્યનૈમિત્તિક કર્મો ચાલતાં હોય ત્યારે પણ વચમાં ઊઠી ઊઠીને એ મૃગશાવકને ભરતખંડના અધિપતિ ભરતજી જ્યારે જોતા, ત્યારે સ્વસ્થ મનથી તેને માટે મંગળ કામનાની પ્રાર્થના કરતા કે ‘હે વત્સ, તારું સર્વ તરફથી કલ્યાણ થાઓ!’॥ ૧૪ ॥

‘**क्रियायाम्**’ દેવપૂજા વગેરે લક્ષણોવાળાં કર્મો ચાલતાં હોય ત્યારે ‘**वर्षपतिः**’ ભરતખંડના રાજા ભરતજી ‘**प्रकृतिस्थेन**’ સ્વસ્થ મનથી– ‘**स्तात्**’ થાઓ ॥ ૧૪ ॥

ક્યારેક (તે હરણું) દેખાય નહીં ત્યારે તેઓ લૂંટાઈ ગયેલા ધનવાળા મનુષ્યની જેમ દીન બની, મનમાં અત્યંત ઉદ્વેગ પામી હરણશાવકના વિરહથી વિહ્‌વળ થયેલા હૃદયમાં સંતાપ પામી અત્યંત ઉત્કંઠાથી તેનો જ કરુણતાપૂર્વક શોક કરતા અને મહામોહાવિષ્ટ થઈ આ પ્રમાણે બોલતા. ॥ ૧૫ ॥

अन्यदाऽदर्शने सकरुणं यथा भवत्येवमनुशोचन्निति होवाचेत्यन्वयः। अतितर्षेणात्यौत्सुक्येन। हरिणकुणकविरहेण विह्वले हृदये संतापो यस्य। कश्मलं मोहं प्रापितः सन्॥ १५॥

**'अन्यदा'** ક્યારેક દેખાય નહીં ત્યારે કરુણાસહિત જેમ હોય તે જ રીતે શોક કરતા આ પ્રમાણે બોલતા, એમ અન્વય છે. **'अतितर्षेण'** અત્યંત ઉત્સુકતાથી, હરણબાળના વિરહથી વિહ્‌વળ હૃદયમાં જેમને સંતાપ છે તેવા ભરતજી **'कश्मलम्'** મોહને પ્રાપ્ત થઈ કહેતા. ॥૧૫॥

**अपि बत स वै कृपण एणबालको मृतहरिणीसुतोऽहो ममानार्यस्य शठकिरातमतेरकृतसुकृतस्य कृतविस्रम्भ आत्मप्रत्ययेन तदविगणयन्सुजन इवागमिष्यति॥ १६॥**

અરેરે, દુઃખની વાત છે કે લુચ્ચા અને ભીલ જેવી બુદ્ધિવાળા દુર્જન અને અભાગિયા એવા મારો વિશ્વાસ કરનારું તથા જેની માતા મરણ પામી છે એવું તે બિચારું હરણિયું પોતાના શુદ્ધ મનને કારણે મારી તે શઠતા વગેરેને ન ગણકારતાં, સજ્જનની પેઠે પાછું આવશે તો ખરું ને? ॥ १६ ॥

अपीति संभावनायाम्। बतेत्यनुकम्पायाम्। अहो इति खेदे। शठकिरातयोरिव वञ्चनपरा क्रूरा च मतिर्यस्याकृतसुकृतस्य निर्भाग्यस्य मम तच्छाठ्यादिकमगणयन्नचिन्तयन्नागमिष्यति किम्। अपराधाचिन्तने हेतुः—आत्मप्रत्ययेन स्वचित्तशुद्ध्या कृतविश्वासः सन् सुजनो न यथा गणयति तद्वत्॥ १६॥

**'अपि'** એમ સંભાવના માટે કહે છે. **'बत'** એમ અનુકંપાથી તથા **'अहो'** દુઃખથી કહે છે. લુચ્ચા અને ભીલ જેવી છેતરનારી અને ક્રૂર બુદ્ધિ છે જેની, **'अकृतसुकृतस्य'** પુણ્ય ન કર્યું હોય તેવા અભાગિયા એવા મારી તે શઠતા વગેરેને ન ગણકારતાં, આવશે તો ખરું ને? મારા અપરાધને નહીં ગણકારે તે માટે કારણ આપે છે– **'आत्मप्रत्ययेन'** પોતાના શુદ્ધ મનને કારણે જેણે મારામાં વિશ્વાસ રાખ્યો છે તેવો થઈને સજ્જન જેમ (કાંઈ) ગણકારે નહીં તેમ. ॥ १६ ॥

**अपि क्षेमेणास्मिन्नाश्रमोपवने शष्पाणि चरन्तं देवगुप्तं द्रक्ष्यामि॥ १७॥**

દેવે રક્ષા કરેલા તે બચ્ચાને આ આશ્રમના ઉપવનમાં સુખથી કોમળ ઘાસ ચરતું હું જોઈશ તો ખરો ને? ॥ १७ ॥

शष्पाणि कोमलतृणानि॥ १७॥

**'शष्पाणि'** કોમળ ઘાસ ॥ १७ ॥

**अपि च न वृकः सालावृकोऽन्यतमो वा नैकचर एकचरो वा भक्षयति॥ १८॥**

વરુ, કૂતરો કે બીજું કોઈ ભૂંડ કે વાઘ વગેરે પ્રાણી તેને ખાઈ ગયું તો નહીં હોય? ॥ १८ ॥

नैकचरो यूथचरः सूकरादिः। यद्वा एक एव चरति यः क्रूरस्वभावो व्याघ्रादिर्न भक्षयति किम्॥ १८॥

**'न-एकचरः'** એકલો નહીં (પણ ટોળામાં) ચરનાર ભૂંડ વગેરે અથવા જે એકલો જ ચરે છે તેવો ક્રૂર સ્વભાવવાળો વાઘ વગેરે ખાઈ ગયો તો નહીં હોય? ॥ १८ ॥

**निम्लोचति ह भगवान्सकलजगत्क्षेमोदय-स्त्रय्यात्माऽद्यापि मम न मृगवधून्यास आगच्छति ॥ १९ ॥**

सकललोकस्य क्षेमो यस्मात्स उदयो यस्य। वेदत्रयी आत्मा स्वरूपं यस्य स सूर्यो निम्लोचत्यस्तं याति। मृगवध्वा न्यासो निक्षेपभूतः ॥ १९ ॥

**अपिस्विदकृतसुकृतमागत्य मां सुखयिष्यति हरिणराजकुमारो विविधरुचिर-दर्शनीयनिजमृगदारकविनोदैरसंतोषं स्वानाम-पनुदन्॥ २० ॥**

हरिण एव राजकुमार आगत्य मामपिस्वित्सुखयिष्यतीत्यन्वयः। किं कुर्वन्। विविधै रुचिरैर्दर्शनीयैर्निजैर्मृगदारकविनोदैः स्वीयानां खेदमपनुदन्॥ २० ॥

संभवति चैतदित्याह।

**क्ष्वेलिकायां मां मृषासमाधिनामीलितदृशं प्रेमसंरम्भेण चकितचकित आगत्य पृषद-परुषविषाणाग्रेण लुठति॥ २१ ॥**

क्ष्वेलिकायां क्रीडायां मृषा यः समाधिस्ते-नामीलिते दृशौ येन तं मां प्रेमसंरम्भेण प्रणयकोपेन पृषज्जलबिन्दुस्तद्वदपरुषेण मृदुना विषाणाग्रेण लुठति संघट्टयति॥ २१ ॥

**आसादितहविषि बर्हिषि दूषिते मयो-पालब्धो भीतभीतः सपद्युपरतरास ऋषिकुमार-वदवहितकरणकलाप आस्ते॥ २२ ॥**

જેમના ઉદયથી સમગ્ર લોકનું કુશળ થાય છે તેવા અને ત્રણ વેદ જેમનું સ્વરૂપ છે તેવા ભગવાન સૂર્ય અસ્ત પામે છે છતાં આજે પણ હાય રે! મારી પાસે મૂકેલી મૃગપત્નીની થાપણરૂપ હરણબાળ આવતું નથી! ॥ ૧૯ ॥

સમગ્ર લોકનું કુશળ જેનાથી થાય છે તેવો ઉદય છે જેમનો– ત્રણે વેદો **'आत्मा'** સ્વરૂપ છે જેમનું તે સૂર્યનારાયણ **'निम्लोचति'** અસ્ત પામે છે– મૃગપત્નીની **'न्यासः'** થાપણરૂપ મૃગશાવક ॥ ૧૯ ॥

પોતાની મૃગશાવકોચિત જાત જાતની મનોહર અને દર્શનીય ક્રીડાઓથી સ્વજનોનો શોક દૂર કરતો હરણરાજકુમાર પુણ્યહીન એવા મારી પાસે આવીને મને સુખી કરશે ને? ॥ ૨૦ ॥

હરણું જ રાજકુમાર– આવીને મને સુખી કરશે ને? એમ અન્વય છે. શું કરતો? પોતાની જાત જાતની મૃગશાવકોચિત મનોહર અને દર્શનીય ક્રીડાઓથી સ્વજનોનો શોક દૂર કરતો ॥ ૨૦ ॥

અને આવું થાય છે એમ કહે છે.

રમતમાં ખોટી સમાધિથી મીચી દીધેલાં નેત્રોવાળા મારી પાસે પ્રણયકોપથી ડરતું ડરતું આવી જળબિંદુ જેવા કોમળ શિંગડાની અણીથી મને વલૂરે (છે).॥ ૨૧ ॥

**'क्ष्वेलिकायाम्'** રમતમાં જે ખોટી સમાધિ, તેનાથી મીચી દીધાં છે નેત્રો જેણે તેવા મને **'प्रेमसंरम्भेण'** પ્રણયકોપથી **'पृषत्'** જળબિંદુ– તેના જેવા **'अपरुषेण'** કોમળ શિંગડાની અણીથી **'लुठति'** વલૂરે (છે.) ॥ ૨૧ ॥

જેમની ઉપર હવનસામગ્રી મૂકવામાં આવી હોય તેવા દર્ભને (દાંત વડે ખેંચીને) દૂષિત કરે ત્યારે મારા વડે ધમકાવવામાં આવેલું તે હરણું ભયભીત થઈ તરત રમત બંધ કરી ઋષિકુમારની જેમ ઇન્દ્રિયને એકાગ્ર કરી (ચૂપચાપ) બેસી જાય (છે.) ॥ ૨૨॥

आसादितं हविर्यस्मिन्बर्हिषि दर्भे दन्ताकर्षणादिना चापलेन दूषिते सति। दूषित्वेति पाठे बर्हिषि विषये दूषणं कृत्वेत्यर्थः। मयाऽधिक्षिप्तः संस्तत्क्षणमेवोपरतक्रीडो निश्चल आस्ते॥ २२॥

इति बहुधा प्रलप्योत्थाय बहिर्निर्गत्य तत्खुरखातभूभागोपलम्भसंभ्रान्तहृदय आह— **किं वेति।**

**किं वा अरे आचरितं तपस्तपस्विन्यानया यदियमवनिः सविनयकृष्णसारतनयतनुतर-सुभगशिवतमाखरखुरपदपङ्क्तिभिर्द्रविण-विधुरातुरस्य कृपणस्य मम द्रविणपदवीं सूचयन्त्यात्मानं च सर्वतः कृतकौतुकं द्विजानां स्वर्गापवर्गकामानां देवयजनं करोति॥ २३॥**

अरे अहो अनया क्षित्या किं वा तप आचरितम्। तपस्विन्या सभाग्यया। यद्यस्मादियं सविनयस्य कृष्णसारतनयस्य तनुतराः सुभगाश्च शिवतमाश्चाखराश्च खुरा येषु तेषां पदानां तत्र तत्राङ्कितानां पङ्क्तिभिर्द्रविणं मृगस्तेन रहितस्यात एवातुरस्य दुःखितस्य मम द्रविणमार्गं सूचयन्ती सती स्वात्मानं च ताभिः कृतमण्डनं द्विजानां देवयजनं यज्ञभूमिं करोति। 'यस्मिन्देशे मृगः कृष्णस्तस्मिन् धर्मान्निबोधत' इति स्मृतेः॥ २३॥

तावदुदिते चन्द्रे मृगं दृष्ट्वा स्वमृगत्वं संभावयन्नाह—**अपिस्विदिति।**

મૂકવામાં આવી છે જેમની ઉપર હવન-સામગ્રી તે '**बर्हिषि**' દર્ભને દાંત વડે ખેંચીને ચંચળતાથી દૂષિત કરે ત્યારે– '**दूषित्वा**' એમ પાઠમાં યજ્ઞના વિષયમાં દૂષણ કરીને, એમ અર્થ છે. મારા દ્વારા ધમકાવવામાં આવેલું તે હરણું એકદમ '**उपरतक्रीडः**' રમત બંધ કરી શાંત બેસી જાય (છે.) ॥૨૨॥

આમ અનેક રીતે વિલાપ કરી ઊઠીને બહાર જઈ તે હરણબાળનાં પગલાંની પંક્તિથી અંકિત થયેલી ભૂમિને જોવાથી વ્યાકુળ હૃદયવાળા ભરતજી કહે છે— '**किं वा इति।**'

અહો! આ ભાગ્યશાળી ભૂમિએ એવું કયું તપ કર્યું છે કે જે આ અતિવિનીત કૃષ્ણસારશાવકની નાની નાની, સુભગ અને શ્રેષ્ઠ મંગળકારી કોમળ ખરીઓવાળા ચરણોની પંક્તિઓ દ્વારા મૃગરૂપી ધનથી વંચિત, શોકાતુર અને દીન એવા મને મૃગરૂપી ધનનો માર્ગ સૂચવતી એવી પોતાને પણ તે પદચિહ્નોથી સર્વ તરફ વિભૂષિત કરી, સ્વર્ગ તથા મોક્ષની ઇચ્છાવાળા ભૂદેવો માટે યજ્ઞભૂમિ બનાવી રહી છે? ॥ ૨૩ ॥

'**अरे**' અહો! આ ક્ષિતિ દ્વારા એવું કયું તપ આચરવામાં આવ્યું છે? '**तपस्विन्या**' ભાગ્યશાળી ભૂમિ દ્વારા '**यत्**' જેનાથી આ અતિવિનીત કાળિયાર બાળની નાની નાની, સુભગ અને મંગળકારી '**अखराः**' કોમળ ખરીઓ જેમાં છે તેવાં તેનાં પગલાંની અહીં-તહીં અંકિત થયેલી પંક્તિઓ દ્વારા '**द्रविणम्**' મૃગરૂપી ધન, તેનાથી રહિત '**आतुरस्य**' શોકાતુર એવા મને મૃગરૂપી ધનનો માર્ગ સૂચવતી એવી પોતાને પણ તે પદચિહ્નોથી વિભૂષિત કરી, દ્વિજોને માટે '**देवयजनम्**' યજ્ઞભૂમિ બનાવી રહી છે, કારણ કે 'જે દેશમાં કાળિયાર હોય તે ભૂમિના ધર્મો તમે જાણો' એમ સ્મૃતિવચન છે. ॥ ૨૩ ॥

તે સમયે ઊગતા ચંદ્રની અંદર મૃગને જોઈને તેને પોતાનું હરણું હોવાનું માનતા ભરતજી કહે છે— '**अपिस्वित् इति।**'

**अपिस्विदसौ भगवानुडुपतिरेनं मृगपति-भयान्मृतमातरं मृगबालकं स्वाश्रमपरिभ्रष्ट-मनुकम्पया कृपणजनवत्सलः परिपाति ॥ २४॥ २४॥**

चन्द्ररश्मिस्पर्शसुखं प्राप्याह। किं वेति संभावनायाम्।

**किं वात्मजविश्लेषज्वरदवदहनशिखाभि-रुपतप्यमानहृदयस्थलनलिनीकं मामुपसृत-मृगीतनयं शिशिरशान्तानुरागगुणितनिजवदन-सलिलामृतमयगभस्तिभिः स्वधयतीति च ॥ २५॥**

आत्मजविश्लेषेण ज्वरस्तापः स एव दवदहनस्तस्य ज्वालाभिरुपतप्यमाना हृदयरूपा स्थलनलिनी यस्य। जलस्थं पद्मं तापं सोढुं क्षममिति स्थलग्रहणम्। उपसृतोऽनुगतो मृगीतनयो येन तं मां चन्द्रः स्वधयति शान्तिं गमयति। कैः। शिशिरं च तच्छान्तं च मय्यनुरागेण गुणितं चावर्तितं पुनः पुनः स्रवद्यद्वदनसलिलं तदेवामृतमया गभस्तयस्तैः। लोके हि मन्त्रवादिनो वदनसलिलै-स्तापं शमयन्तीति प्रसिद्धम्। उपसृत्य मृगीतनय इति पाठे मनोरथान्तरमेतत्। उपसृत्य मृगीतनयः किं वा मां स्वधयिष्यतीति। शेषं समानम्॥ २५॥

**एवमघटमानमनोरथाकुलहृदयो मृग-दारकाभासेन स्वारब्धकर्मणा योगारम्भणतो विभ्रंशितः स योगतापसो भगवदाराधन-लक्षणाच्च कथमितरथा जात्यन्तर एणकुणक**

દીનજનો ઉપર વાત્સલ્ય રાખનાર આ નક્ષત્રનાથ ભગવાન ચંદ્રદેવ પોતાના આશ્રમથી ભૂલા પડી ગયેલા આ નમાયા મૃગશિશુનું અનુકંપાને કારણે સિંહના ભયથી રક્ષણ કરે છે કે શું? ॥ ૨૪ ॥ ૨૪ ॥

ચન્દ્રકિરણોના સ્પર્શનું સુખ મેળવીને કહે છે. **'किं वा'** એમ સંભાવના કરે છે.

કે પછી મૃગશાવકરૂપી પુત્રના વિયોગથી ઉત્પન્ન થયેલા જ્વરરૂપી દાવાનળની જ્વાળાઓથી જેની હૃદયરૂપી સ્થળકમલિની તપી રહી છે એવા તથા મૃગશિશુને અનુસરતા એવા મને (આ ચન્દ્રમા) શીતળ, શાંત અને પ્રેમથી વારંવાર ઝરતા પોતાના મુખના જળરૂપી અમૃતમય કિરણો વડે શાંતિ આપી રહ્યા છે? ॥ ૨૫ ॥

પુત્રના વિયોગથી થયેલો **'ज्वरः'** તાપ એ જ દાવાનળ, તેની જ્વાળાઓથી તપી રહી છે હૃદયરૂપી સ્થળકમલિની જેની. જળમાં રહેલું કમળ તાપ સહન કરવા માટે સમર્થ છે માટે સ્થળનું કમળ– એમ કહ્યું છે. **'उपसृतः'** જેના દ્વારા હરણબાળનું અનુસરણ કરવાં આવ્યું છે તેવા મને, ચન્દ્રદેવ **'स्वधयति'** શાન્તિ આપે છે. શેનાથી? શીતળ અને શાંત તથા મારા ઉપરના અનુરાગને કારણે **'गुणितम्'** આવર્તન કરીને પુનઃ પુનઃ ઝરતું જે મુખનું સલિલ (જળ) છે તે જ અમૃતમય કિરણો– તે કિરણોથી જગતમાં પણ મંત્ર બોલનારાઓ મુખના જળથી તાપનું શમન કરે છે, એ પ્રસિદ્ધ છે. **'उपसृत्य मृगीतनयः'** એ પાઠમાં– આ બીજો મનોરથ છે– શું મને અનુસરીને મૃગબાળક શાંતિ આપશે? બાકીનું સમાન છે. ॥ ૨૫ ॥

આ પ્રમાણે (જેમનું પાર પડવું સર્વથા અસંભવ હતું તેવા) ઘટતા મનોરથોથી વ્યાકુળ હૃદયવાળા તે યોગતપસ્વી ભરતજી મૃગશાવકરૂપે ભાસતા પોતાના પ્રારબ્ધકર્મ દ્વારા યોગાનુષ્ઠાનમાંથી અને ભગવદારાધનારૂપ લક્ષણમાંથી ભ્રષ્ટ થયા. એમ ન

**आसङ्गः साक्षान्निःश्रेयसप्रतिपक्षतया प्राक्परित्यक्तदुस्त्यजहृदयाभिजातस्य तस्यैवमन्तरायविहतयोगारम्भणस्य राजर्षेर्भरतस्य तावन्मृगार्भकपोषणपालनप्रीणनलालनानुषङ्गेणाविगणयत आत्मानमहिरिवाखुबिलं दुरतिक्रमः कालः करालरभस आपद्यत॥ २६ ॥**

હોય તો પૂર્વે પોતાના હૃદયમાંથી ઉત્પન્ન થયેલા, દુસ્ત્યજ એવા પુત્રોને પણ મોક્ષથી તદન વિપરીત હોવાને કારણે જેમણે ત્યજ્યા હતા તેવા ભરતજીની વિજાતીય મૃગશાવક ઉપર સાક્ષાત્ (પુત્ર જેવી) આસક્તિ કેમ થાય? આમ અંતરાયકર્મોને કારણે જેમની યોગચર્યા નષ્ટ થઈ હતી એવા તથા મૃગશિશુના પોષણ, પાલન, રંજન તથા લાલનમાં આસક્તિ થવાથી આત્મચિંતનની અવગણના કરતા રાજર્ષિ ભરતજીનો, ઉંદરના દરમાં ઘૂસી જતા સર્પની જેમ પ્રબળ વેગવાળો દુર્લંઘ્ય મૃત્યુકાળ તે સમયે આવી ચડ્યો. ॥ ૨૬ ॥

मृगदारकवदाभासमानेन भगवदाराधनलक्षणात्कर्मणश्च विभ्रंशितः।

મૃગશાવક સમાન ભાસતા (પોતાના પ્રારબ્ધકર્મ દ્વારા) (યોગાનુષ્ઠાનમાંથી) અને ભગવાનની આરાધનાના લક્ષણરૂપ કર્મમાંથી ભ્રષ્ટ થયેલા તે ભરતજી.

प्रारब्धकर्मत्वे हेतुः—कथमितरथेति। साक्षात् स्वपुत्रवत्कथमासङ्गः स्यात्। पूर्वं परित्यक्ता दुस्त्यजा औरसा येन। अन्तरायेण विहतं योगारम्भणं यस्य। आत्मानमवगणयत आत्मचिन्तामकुर्वतः। तावदेव तीव्रवेगः कालो मृत्युसमयश्चापद्यत॥ २६ ॥

(હરણનું બચ્ચું એ જ) પ્રારબ્ધકર્મરૂપ હોવાનું કારણ– **'कथम् इतरथा इति।'** પ્રારબ્ધકર્મ ન હોય તો સાક્ષાત્ પોતાના પુત્ર જેવી આસક્તિ કેવી રીતે થાય? પૂર્વે હૃદયમાંથી ઉત્પન્ન થયેલા, દુસ્ત્યજ પુત્રો જેમના દ્વારા ત્યાગવામાં આવ્યા છે તેવા ભરતજીની (વિજાતીય એવા મગૃશાવકમાં આસક્તિ કેમ થાય?) વિઘ્નથી નષ્ટ થયું છે યોગાનુષ્ઠાન જેમનું તેવા **'आत्मानम्-अवगणयतः'** આત્મચિંતન ન કરતા ભરતજીનો, તે જ સમયે તીવ્ર વેગવાળો **'कालः'** મૃત્યુકાળ આવી પહોંચ્યો. ॥ ૨૬ ॥

**तदानीमपि पार्श्ववर्तिनमात्मजमिवानुशोचन्तमभिवीक्षमाणो मृग एवाभिनिवेशितमना विसृज्य लोकमिमं सह मृगेण कलेवरं मृतमनु न मृतजन्मानुस्मृतिरितरवन्मृगशरीरमवाप ॥ २७॥**

તે (મરણ) સમયે પણ તેમની પાસે રહેલા અને પુત્રની જેમ શોક કરતા તે મૃગશિશુને જોઈ રહેલા તેમ જ કેવળ મૃગમાં જ આસક્ત થયેલા મનવાળા ભરતજી આ દેહને મૃગસહિત છોડીને સામાન્ય મનુષ્યની જેમ મૃગયોનિને પ્રાપ્ત થયા, (પરંતુ) મૃત્યુ પછી તેમની પૂર્વજન્મની સ્મૃતિ નષ્ટ થઈ નહીં. ॥ ૨૭ ॥

लोकं देहं मृगेण सहितं विसृज्य प्राकृत इव मृगशरीरमवाप। कथंभूतः। कलेवरं मृतमनु न मृता न विनष्टा पूर्वजन्मानुस्मृतिर्यस्य॥ २७॥

**'લોકમ્'** દેહને મૃગસહિત છોડીને પ્રાકૃત જીવની જેમ મૃગશરીરને પ્રાપ્ત થયા. કેવા ભરતજી ? શરીર છૂટ્યા પછી પણ **'न मृता'** નથી નષ્ટ થઈ જેમની પૂર્વજન્મની સ્મૃતિ તેવા ભરતજી ॥ ૨૭ ॥

**वीर.—**

'यं यं वापि स्मरन् भावं त्यजत्यन्ते कलेवरम्।
तं तमेवैति कौन्तेय सदा तद्भावभावितः॥'

इत्युक्तरीत्या मृगशरीरमनुस्मरन्मृगत्वमेवावापेत्यर्थः।

'હે કૌન્તેય, (મનુષ્ય) અંતકાળે જે જે પદાર્થનું સ્મરણ કરતો શરીરને છોડે છે તે તે (પદાર્થને) જ તે પામે છે (કારણ કે) તેણે હમેશાં તે જ પદાર્થનું ચિંતન કરેલું હોય છે.' (ગીતા. ૮/૬) એમ જે કહેવામાં આવ્યું છે તેમ મૃગશરીરનું ચિંતન કરતા મૃગત્વને જ તેઓ પ્રાપ્ત થયા, એમ અર્થ છે.

आह स्वे चित्ते।

પોતાના મનમાં તેઓ કહેવા લાગ્યા.

**तत्रापि ह वा आत्मनो मृगत्वकारणं भगवदाराधनसमीहानुभावेनानुस्मृत्य भृशमनुतप्यमान आह॥ २८॥ २८॥**

તે મૃગશરીરમાં પણ (પૂર્વજન્મમાં કરેલી) ભગવદારાધનાના સામર્થ્યથી પોતાને મૃગયોનિ પ્રાપ્ત થવાનું કારણ સંભારીને ઘણો સંતાપ કરતા તે કહેવા લાગ્યા. ॥ ૨૮ ॥ ૨૮ ॥

**अहो कष्टं भ्रष्टोऽहमात्मवतामनुपथाद्यद्विमुक्तसमस्तसङ्गस्य विविक्तपुण्यारण्यशरणस्यात्मवत आत्मनि सर्वेषामात्मनां भगवति वासुदेवे तदनुश्रवणमननसंकीर्तनाराधनानुस्मरणाभियोगेनाशून्यसकलयामेन कालेन समावेशितं समाहितं कार्त्स्न्येन मनस्तत्तु पुनर्ममाबुधस्यारान्मृगसुतमनु परिसुस्राव॥ २९॥**

અરે રે, ખેદની વાત છે કે સંયમશીલ જનોના માર્ગથી હું ભ્રષ્ટ થયો! સમગ્ર આસક્તિ છોડી દેનાર તથા એકાન્ત, પવિત્ર અરણ્યનો આશ્રય લેનાર જિતેન્દ્રિય એવા મારું મન સમગ્ર પ્રાણીઓના આત્મા ભગવાન વાસુદેવ વિષે તેમનું શ્રવણ, મનન, સંકીર્તન, આરાધન તથા સ્મરણમાં અનુરક્ત થઈ જવાથી ભગવત્સ્મરણરહિત ન હોય તેવા સર્વ પ્રહરો જેમાં છે તેવા કાળ દ્વારા સંપૂર્ણપણે સ્થાપિત થયું હતું અને સ્થિર થઈ ગયું હતું પરંતુ અબુધ એવા મારું તે મન ફરી પાછું હરણબાળકની પાછળ દૂરથી જ ઢળી પડ્યું! ॥ ૨૯ ॥

अहो कष्टं धीराणां मार्गाद्भ्रष्टोऽहम्। भ्रंशमेवाह। यद्यतो विमुक्ताः समस्ताः सङ्गा येन। विविक्तं पुण्यारण्यं शरणं यस्य आत्मवतो धीरस्य मम मनः सर्वेषां भूतानामात्मनि वासुदेवे समावेशितं समाहितं च निश्चलं सदाराद्दूरादेव

અરે રે, ખેદની વાત છે કે સંયમશીલ જનોના માર્ગથી હું પતિત થયો! પતનનું જ વર્ણન કરે છે. **'यत्'** કારણ કે છોડવામાં આવી છે સમગ્ર આસક્તિ જેના દ્વારા તેવા અને એકાન્ત, પવિત્ર અરણ્ય જેનો આશ્રય છે તેવા **'आत्मवतः'** ધીર એવા મારું મન સર્વ પ્રાણીઓના આત્મા ભગવાન વાસુદેવમાં **'समावेशितम्'**

सुस्राव गलितं निःसृतम्। केन समावेशितम्। तस्यानुश्रवणादिष्वभियोगेनाभिनिवेशेनाशून्याः सकला यामा यस्मिंस्तेन कालेन॥ २९॥

સંપૂર્ણપણે સ્થાપિત થયું હતું અને સ્થિર થયું હતું તે **'आरात्'** દૂરથી (ભગવાનના સાક્ષાત્કારથી દૂર રહીને) **'सुस्राव'** સરકી પડ્યું! (ભગવાન વાસુદેવમાં મન) કેવી રીતે સ્થિર થયું હતું? તેમના શ્રવણાદિમાં **'अभियोगेन'** અનુરક્ત થઈ જવાથી ભગવાનના સ્મરણ વગરના હોય તેવા સર્વ પ્રહરો જેમાં છે તેવા કાળ દ્વારા ॥ ૨૯ ॥

**इत्येवं निगूढनिर्वेदो विसृज्य मृगीं मातरं पुनर्भगवत्क्षेत्रमुपशमशीलमुनिगणदयितं शालग्रामं पुलस्त्यपुलहाश्रमं कालञ्जरात् प्रत्याजगाम॥ ३०॥**

આમ, આ રીતે ગુપ્ત વૈરાગ્યવાળા (તે મૃગશરીરધારી ભરતજી) પોતાની માતા હરણીને છોડીને કાલંજર પર્વતમાંથી ફરી પાછા શાંતસ્વભાવવાળા મુનિઓને પ્રિય એવા ભગવાનના ક્ષેત્ર શાલગ્રામ તીર્થમાં પુલસ્ત્ય અને પુલહ ઋષિના આશ્રમમાં ગયા. ॥ ૩૦ ॥

निगूढोऽनाविष्कृतो निर्वेदो येन। शाल–वृक्षोपलक्षितं ग्रामम्। कालञ्जराद्यत्र हरिणो जातस्तस्मात्पर्वतात्॥ ३०॥

**'निगूढः'** પ્રકટ કરવામાં નથી આવ્યો વૈરાગ્ય જેમના દ્વારા– શાલવૃક્ષોથી દેખાતા ગામમાં **'कालञ्जरात्'** જ્યાં (પોતે) મૃગ(રૂપે) જન્મ્યા હતા તે કાલંજર પર્વતમાંથી ॥ ૩૦ ॥

**तस्मिन्नपि कालं प्रतीक्षमाणः सङ्गाच्च भृशमुद्विग्न आत्मसहचरः शुष्कपर्णतृणवीरुधा–वर्तमानो मृगत्वनिमित्तावसानमेव गणयन्मृगशरीरं तीर्थोदकक्लिन्नमुत्ससर्ज॥ ३१॥**

ત્યાં પણ (મૃગદેહના અવસાનના) કાળની પ્રતીક્ષા કરતા તેઓ આસક્તિથી અત્યંત ભય પામતા હતા. આત્મા જ જેમનો સહચર હતો તેવા (એકાકી) તથા સૂકાં પાંદડાં, ઘાસ, લતાઓ દ્વારા નિર્વાહ કરતા અને મૃગપણાના નિમિત્તરૂપ (કર્મના) અંતની પ્રતીક્ષા કરતા એવા તેમણે તીર્થજળથી ભીના મૃગશરીરનો ત્યાગ કર્યો. ॥ ૩૧ ॥

आत्मैव सहचरो यस्य एकाकी। प्रतीक्षमाण–स्यैव प्रपञ्चः—**मृगत्वनिमित्तेति**। तीर्थोदकेन क्लिन्नमार्द्रमर्धोदकस्थमित्यर्थः॥ ३१॥

આત્મા જ જેમનો સહચર છે તેવા એકલા– પ્રતીક્ષા કરતા ભરતજીનું જ વર્ણન છે– **'मृगत्वनिमित्त इति।'** તીર્થજળથી **'क्लिन्नम्'** ભીના શરીરને, અર્ધું શરીર તીર્થજળમાં ઊભા રહેવાથી ભીના શરીરવાળી અવસ્થામાં મૃગશરીરને છોડ્યું, એમ અર્થ છે. ॥ ૩૧ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां पञ्चमस्कन्धे भरतचरितेऽष्टमोऽध्यायः॥ ८॥

इति श्रीमद्भागवते महापुराणे पञ्चमस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायामष्टमोऽध्यायः॥ ८॥

*****

# अथ नवमोऽध्यायः

## ભરતજીનો બ્રાહ્મણકુળમાં જન્મ

नवमे जडविप्रत्वे तस्य रागाद्यभावतः।
भद्रकालीपशुत्वेऽपि निर्विकारत्वमीर्यते॥ १

નવમા અધ્યાયમાં (મૃગશરીર છૂટ્યા પછી વિપ્રદેહ પ્રાપ્ત કરેલા) તે ભરતજીની જડ બ્રાહ્મણ તરીકે તથા ભદ્રકાળીના પશુ તરીકે પણ રાગાદિ અભાવને કારણે રહેલી નિર્વિકાર સ્થિતિનું વર્ણન કરવામાં આવ્યું છે.॥ ૧ ॥

पितुः प्राप्तात्मविज्ञानो भरतो मृगतां गतः।
प्रारब्धकर्मवेगेन तदन्ते जडविप्रताम्॥ २

પિતા પાસેથી જેમણે આત્મજ્ઞાન પ્રાપ્ત કર્યું હતું તે ભરતજી મૃગત્વ પામ્યા! પ્રારબ્ધકર્મના વેગથી તે પૂરું થતાં તેમણે જડબ્રાહ્મણત્વ પ્રાપ્ત કર્યું. ॥ ૨ ॥

श्रीशुक उवाच

**अथ कस्यचिद्द्विजवरस्याङ्गिरःप्रवरस्य शमदमतपःस्वाध्यायाध्ययनत्यागसंतोष-तितिक्षाप्रश्रयविद्यानसूयात्मज्ञानानन्दयुक्त-स्यात्मसदृशश्रुतशीलाचाररूपौदार्यगुणा नव सोदर्या अङ्गजा बभूवुर्मिथुनं च यवीयस्यां भार्यायाम्॥ १॥**

आङ्गिरसगोत्रजानां प्रवरस्य श्रेष्ठस्य शमादियुक्तस्य। त्यागोऽत्रातिथ्यादिभ्योऽन्नदानादि। विद्या कर्मविद्या। आत्मज्ञानं देहादिव्यतिरिक्त-भोक्त्रात्मज्ञानम्। आनन्दो धर्मसंपत्तिजः। आत्मना सदृशाः श्रुतादयो गुणा येषां ते समानोदरा नव पुत्रा बभूवुः। यवीयस्यां कनिष्ठायां च मिथुनं स्त्रीपुरुषयुग्मम्॥ १॥

**શુકદેવજી બોલ્યા** – હવે આંગિરસ ગોત્રમાં જન્મેલા, શમ-દમ-તપ-વેદાધ્યયન-ત્યાગ-સંતોષ-સહનશીલતા-નમ્રતા-કર્મવિદ્યા-અસૂયારાહિત્ય-આત્મજ્ઞાન અને આનંદથી યુક્ત એવા કોઈ એક શ્રેષ્ઠ વિપ્રને (પોતાની મોટી પત્નીમાં) પોતાના જેવા જ જ્ઞાન, શીલ, આચાર, રૂપ, ઔદાર્યાદિ ગુણોવાળા નવ પુત્રો અને નાની પત્નીમાં એક પુત્ર અને એક કન્યા– એમ બે જોડિયાં બાળકો જન્મ્યાં હતાં. ॥ ૧ ॥

આંગિરસ ગોત્રમાં જન્મેલા, શમાદિયુક્ત એવા શ્રેષ્ઠ વિપ્રને ત્યાં– અહીં '**त्यागः**' એટલે અતિથિને અન્નદાનાદિ આપવાં, '**विद्या**' કર્મવિદ્યા, '**आत्मज्ञानम्**' ભોક્તા દેહાદિથી જુદો છે એવું જ્ઞાન, '**आनन्दः**' ધર્મરૂપી ધનથી થતું સુખ અર્થાત્ ધર્મપાલનજનિત સુખ, પોતાના જેવા વિદ્યા વગેરે ગુણો જેમના છે તેવા '**सोदर्याः**' એક જ માતાના ઉદરમાંથી જન્મેલા નવ પુત્રો થયા અને '**यवीयस्याम्**' નાની પત્નીમાં '**मिथुनम्**' જોડકું– એક કન્યા તથા એક પુત્ર– એમ જન્મ્યાં. ॥ ૧ ॥

**यस्तु तत्र पुमांस्तं परमभागवतं राजर्षिप्रवरं भरतमुत्सृष्टमृगशरीरं चरम-शरीरेण विप्रत्वं गतमाहुः॥ २॥**

એ જોડકામાં જે પુરુષ હતા, તે જ પરમ ભાગવત, રાજર્ષિશિરોમણિ ભરતજીને અંતિમ જન્મમાં બ્રાહ્મણત્વ પ્રાપ્ત થયું હતું, જેમણે મૃગશરીરનો ત્યાગ કર્યો હતો, એમ (મહાપુરુષો) કહે છે. ॥ ૨ ॥

उत्सृष्टं मृगशरीरं येन तम्। 'शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते।' इति स्मृतेः ॥ २ ॥

જેમણે મૃગશરીરનો ત્યાગ કર્યો હતો તે ભરતજીને (અંતિમ શરીર બ્રાહ્મણરૂપે મળ્યું હતું.) 'યોગભ્રષ્ટ પુરુષ સદાચારી શ્રીમંતોના ઘરમાં જન્મે છે.' (ગીતા. ૬/૪૧) એમ સ્મૃતિનું વચન છે. ॥ ૨ ॥

**तत्रापि स्वजनसङ्गाच्च भृशमुद्विजमानो भगवतः कर्मबन्धविध्वंसनश्रवणस्मरणगुण-विवरणचरणारविन्दयुगलं मनसा विदधदात्मनः प्रतिघातमाशङ्कमानो भगवदनुग्रहेणानुस्मृत-स्वपूर्वजन्मावलिरात्मानमुन्मत्तजडान्धबधिर-स्वरूपेण दर्शयामास लोकस्य॥ ३ ॥**

તે બ્રાહ્મણશરીરમાં પણ સ્વજનોના સંગથી અતિશય ભય પામતા (કે અન્ય આસક્તિથી રખેને પોતાનું પતન થઈ જાય!– એમ) પતનની શંકા કરતા, તેમ જ જેમનાં શ્રવણ, સ્મરણ તથા ગુણકીર્તન કર્મના બંધનનો નાશ કરનારા છે તે ભગવાનનાં ચરણકમળયુગલનું મનથી વિશિષ્ટરૂપે ચિંતન કરતા એવા જેમને ભગવાનના અનુગ્રહથી પોતાના પૂર્વજન્મની પરંપરા (પૂર્વે થયેલા જન્મોની શૃંખલા) નું સ્મરણ રહ્યું હતું તેવા તે ભરતજી પોતે પાગલ, જડ, અંધ અને બધિર હોય તેમ લોકોને દેખાડતા હતા. ॥ ૩ ॥

तत्रापि चान्यसङ्गादात्मनो भ्रंशमाशङ्कमान-श्चात्मानमुन्मत्तादिरूपेण दर्शयामासेत्यन्वयः। किं कुर्वन्। कर्मबन्धविध्वंसनं श्रवणं स्मरणं गुणानां विवरणं कथनं च यस्य तद्भगवतश्चरणारविन्दयुगलं मनसा विशेषेण धारयन्। प्रतिघातशङ्कायां हेतुः— अनुस्मृता स्वीयपूर्वजन्मनामावलिः परम्परा येन सः ॥ ३ ॥

તે બ્રાહ્મણશરીરમાં પણ બીજી કોઈ આસક્તિથી પોતાના પતનની શંકા કરતા પોતાને પાગલ વગેરેરૂપે દેખાડતા હતા– એમ અન્વય છે. શું કરતા? કર્મના બંધનનો ધ્વંસ કરનારું શ્રવણ, સ્મરણ અને ગુણોનું **'विवरणम्'** કીર્તન જેનું છે તે શ્રીભગવાનના ચરણારવિંદ-યુગલને મનથી વિશેષરૂપે ધારણ કરતા, ભ્રષ્ટ થવાની શંકા માટેનું કારણ– પોતાના પૂર્વ જન્મોની **'आवलिः'** પરમ્પરાનું જેમને સ્મરણ છે તે ભરતજી ॥ ૩ ॥

**तस्यापि ह वा आत्मजस्य विप्रः पुत्रस्नेहानुबद्धमना आसमावर्तनात्संस्कारा-न्यथोपदेशं विदधान उपनीतस्य च पुनः शौचाचमनादीन्कर्मनियमाननभिप्रेतानपि सम-शिक्षयत् अनुशिष्टेन हि भाव्यं पितुःपुत्रेणेति ॥ ४ ॥**

પુત્ર ઉપરના સ્નેહથી બંધાયેલા મનવાળા બ્રાહ્મણે તે પુત્ર (મૂર્ખ હોવા છતાં) તેના શાસ્ત્રોના ઉપદેશાનુસાર સમાવર્તન સુધીના સંસ્કારો કરતાં, ઉપનયનસંસ્કાર પામેલા પુત્રને રુચિકર ન હોવા છતાં 'પિતા પાસેથી પુત્રે સુશિક્ષિત થવું જોઈએ' (એવા અભિપ્રાયથી) તેને પુનઃ શૌચાચમનાદિ નિયમો શીખવ્યા. ॥ ૪ ॥

पुत्रस्नेहेऽनुबद्धं मनो यस्य। जडस्य गार्हस्थ्यानधिकारात्समावर्तनान्तान्संस्कारान्विदधानस्तमुपनीयोपनीतस्य पुनः शौचादींस्तस्यानभिप्रेतानपि शिक्षितवान्। तत्र हेतुः—अनुशिष्टेन हि भाव्यं पितुः सकाशात्पुत्रेणेति ॥ ४ ॥

પુત્ર ઉપરના સ્નેહથી બંધાયેલું મન છે જેનું તે બ્રાહ્મણે મૂર્ખ પુત્રનો ગૃહસ્થાશ્રમમાં અધિકાર ન હોવાથી સમાવર્તન સુધીના સંસ્કારો કર્યા. **'उपनीय'** ઉપનયન સંસ્કાર પામેલા તે પુત્રને ઈચ્છા ન હોવા છતાં પણ પુનઃ શૌચાદિ નિયમો શીખવ્યા. તે માટે કારણ આપે છે– પુત્રે પિતા પાસેથી સુશિક્ષિત થવું જ જોઈએ. ॥ ૪ ॥

**स चापि तदु ह पितृसन्निधावेवासध्रीचीनमिव स्म करोति छन्दांस्यध्यापयिष्यन्सह व्याहृतिभिः सप्रणवशिरस्त्रिपदीं सावित्रीं ग्रैष्मवासन्तिकान्मासानधीयानमप्यसमवेतरूपं ग्राहयामास ॥ ५ ॥**

તે ભરતજી પણ પિતાજીની સામે જ જાણે કે અયોગ્ય હોય તેવું આચરણ કરતા હતા. (પિતાજી ઈચ્છતા હતા કે) વેદોનું અધ્યયન કરાવીશ (પરંતુ) ગ્રીષ્મ અને વસંતના (ચાર) મહિનાઓ સુધી (ભરતજીએ) અધ્યયન કર્યું હોવા છતાં તેઓ વ્યાહૃતિઓ અને શિરોમંત્ર-પ્રણવસહિત ત્રિપદાગાયત્રી **( ॐ भूः भुवः स्वः )** ભરતજીને સુસ્પષ્ટ રીતે ગ્રહણ કરાવી શક્યા નહીં. ॥ ૫ ॥

सोऽपि च पितुः शिक्षानिर्बन्धनिवृत्तये असध्रीचीनमसमीनमिव करोति स्म उपाकरणवेदव्रताद्यनन्तरं श्रावणादिमासेषु वेदानध्यापयिष्यन्नादौ तावद्व्याहृतिभिः सह प्रणवशिरःसहितां त्रिपदीं चैत्रादिचतुरो मासानधीयानमप्यसमवेतरूपं यथा भवत्येवं ग्राहयामास। तावतापि कालेन स्वरानुपूर्व्यादियुक्तं व्याहृत्यादि तस्य नागतमित्यर्थः ॥ ५ ॥

તે ભરતજી પણ પિતાજીનો અધ્યયન કરાવવાનો દૃઢાગ્રહ છૂટી જાય તે માટે જાણે કે **'असध्रीचीनम्'** અયોગ્ય હોય તેવું આચરણ કરતા હતા. વેદવ્રતોના આરંભ પછી શ્રાવણ વગેરે મહિનાઓમાં વેદોનું અધ્યાપન કરાવીશ. ત્યાં સુધીમાં પહેલાં ચૈત્ર વગેરે (વૈશાખ, જેઠ, અષાઢ) ચાર મહિનાઓ સુધી ભરતજી ભણ્યા છતાં તેઓ તેમને અસ્પષ્ટ જે રીતે હોય તે જ રીતે ગ્રહણ કરાવી શક્યા. (ચાર મહિના) જેટલા સમયમાં પણ સ્વરાનુપૂર્વી (ઉદાત્ત, અનુદાત્ત, સ્વરિત) સાથે વ્યાહૃતિ વગેરે તેમને આવડ્યાં નહીં, એમ અર્થ છે. ॥ ૫ ॥

**एवं स्वतनुज आत्मन्यनुरागावेशितचित्तः शौचाध्ययनव्रतनियमगुर्वनलशुश्रूषणाद्यौपकुर्वाणककर्माण्यनभियुक्तान्यपि समनुशिष्टेन भाव्यमित्यसदाग्रहः पुत्रमनुशास्य स्वयं तावदनधिगतमनोरथः कालेनाप्रमत्तेन स्वयं गृह एव प्रमत्त उपसंहृतः ॥ ६ ॥**

આમ, પોતાના આત્મસ્વરૂપ પુત્ર ઉપરના અનુરાગથી આસક્ત થયેલા મનવાળો તથા પવિત્રતા, વેદાધ્યયન, વ્રત, નિયમ તથા ગુરુ અને અગ્નિની સેવા વગેરે ઉપકુર્વાણ બ્રહ્મચારીનાં કર્મો તે પુત્ર દ્વારા અનાદૃત થવા છતાં 'પુત્રને સારી રીતે ભણાવવો જ જોઈએ.' એવા દુરાગ્રહવાળો બ્રાહ્મણ, પુત્રને શિક્ષણ આપીને (પણ પુત્રને પંડિત બનાવવાનો) જેનો મનોરથ અધૂરો રહી ગયો તેવો ગૃહસ્થીમાં વ્યસ્ત તે પોતે જ, સજાગ એવા કાળ વડે મૃત્યુ પામ્યો. ॥ ૬ ॥

आत्मभूते स्वतनुजेऽनुरागेणावेशितं चित्तं येन। शौचादीनि यान्यौपकुर्वाणकस्य सावधि-ब्रह्मचर्यवतः कर्माणि तेनानभियुक्तान्यनादृतान्यपि तं पुत्रं प्रत्यनुशास्याप्यप्राप्तपुत्रपाण्डित्यमनोरथः स्वयं कालेनोपसंहृतो मृत इत्यर्थः। अनुशासन-निर्बन्धे पुनस्तमेव हेतुमाह। अनुशिष्टेन भाव्यमित्यसन्नयोग्य आग्रहो यस्य॥ ६॥

આત્મસ્વરૂપ **'स्वतनुजे'** પોતાના પુત્ર ઉપરના અનુરાગથી આસક્ત થયું છે મન જેનું– પવિત્રતા વગેરે **'औपकुर्वाणकस्य'** અમુક સમય સુધી બ્રહ્મચર્ય પાળનાર ઉપકુર્વાણ બ્રહ્મચારીનાં કર્મો તે પુત્ર દ્વારા અનાદૃત થવા છતાં તે પુત્રને શિક્ષણ આપીને પણ પુત્રને પંડિત બનાવવાનો જેનો મનોરથ અધૂરો રહી ગયો તે બ્રાહ્મણ પોતે જ કાળથી **'उपसंहृतः'** મૃત્યુ પામ્યો, એમ અર્થ છે. આમ, અભ્યાસ કરાવવાના દૃઢાગ્રહ માટે પુનઃ તે જ કારણ આપે છે– પુત્રને ભણાવવો જ જોઈએ, એવો **'असत्'** દુરાગ્રહ છે જેનો ॥ ૬ ॥

**अथ यवीयसी द्विजसती स्वगर्भजातं मिथुनं सपत्न्या उपन्यस्य स्वयमनुसंस्थया पतिलोकमगात्॥ ७॥**

ત્યાર પછી બ્રાહ્મણની નાની સતીપત્નીએ પોતાના ગર્ભથી ઉત્પન્ન થયેલાં જોડકાં સંતાન પોતાની સહપત્નીને સોંપીને પતિની પાછળ મરણ પામીને પતિલોકમાં પ્રયાણ કર્યું. ॥ ૭ ॥

सपत्न्यै समर्प्य। अनुसंस्थयाऽनुमरणेन। सप्तम्यन्तपाठेऽप्ययमेवार्थः॥ ७॥

સહપત્નીને સમર્પીને – **'अनुसंस्थया'** પતિની પાછળ મરણ પામીને – સાતમી વિભક્તિવાળા (**अनुसंस्थायाम्**) પાઠમાં પણ આ જ અર્થ છે. ॥ ૭ ॥

**पितर्युपरते भ्रातर एनमतत्प्रभावविदस्त्रय्यां विद्यायामेव पर्यवसितमतयो न परविद्यायां जडमतिरिति भ्रातुरनुशासननिर्बन्धान्न्यवृत्सन्त ॥ ८॥**

(શિક્ષણ આપનાર) પિતાજી મૃત્યુ પામ્યા ત્યારે તે ભરતજીનો પ્રભાવ ન જાણતા અને બ્રહ્મવિદ્યામાં નહીં પરંતુ કર્મકાંડમાં જ પરમ પુરુષાર્થ માનનારા (તેમના નવ) ભાઈઓ આને જડબુદ્ધિવાળો માની ભાઈને શિક્ષણ આપવાના આગ્રહમાંથી ખસી ગયા. ॥ ૮ ॥

न्यवृत्सन्त निवर्तितुमैच्छन्। निवृत्ता इत्यर्थः॥ ८॥

નિવૃત્ત થવાની ઈચ્છા કરી– નિવૃત્ત થયા, એમ અર્થ છે. ॥ ૮ ॥

**स च प्राकृतैर्द्विपदपशुभिरुन्मत्तजड-बधिरेत्यभिभाष्यमाणो यदा तदनुरूपाणि प्रभाषते कर्माणि च स कार्यमाणः परेच्छया करोति विष्टितो वेतनतो वा याच्ञया यदृच्छया वोपसादितमल्पं बहु मिष्टं कदन्नं वाऽभ्यवहरति परं नेन्द्रियप्रीतिनिमित्तं**

તે ભરતજી પણ પશુ જેવા નીચ મનુષ્યો દ્વારા 'પાગલ, મૂર્ખ, બહેરા' એ રીતે બોલાવવામાં આવતા, ત્યારે (તેનો પડઘો પડે તેમ) તેને અનુરૂપ શબ્દો બોલતા. (કોઈના દ્વારા) કામોમાં જોતરવામાં આવે ત્યારે તેઓ સામાની ઈચ્છા પ્રમાણે કાર્ય કરતા. વેઠ કરીને કે મજૂરી કરીને માગવાથી કે દૈવેચ્છાથી થોડું ઘણું જે સારું કે ખરાબ અન્ન મળી આવે તે કેવળ (દેહનિર્વાહાર્થે) ખાઈ લેતા, પરંતુ ઈન્દ્રિયોની પ્રીતિ

**नित्यनिवृत्तनिमित्तस्वसिद्धविशुद्धानुभवानन्द-स्वात्मलाभाधिगमः सुखदुःखयोर्द्वन्द्वनिमित्त-योरसंभावितदेहाभिमानः ॥ ९ ॥**

માટે ન ખાતા, (કારણ કે) અન્ય કોઈ કારણથી ઉત્પન્ન ન થનારા એવા સદાય સ્વતઃસિદ્ધ સ્વયંપ્રકાશ, કેવળ અનુભવાત્મક આનંદસ્વરૂપ પોતાના આત્માના લાભના જ્ઞાનની પ્રાપ્તિ જેમને થઈ હતી તથા (માન-અપમાનાદિ) દ્વન્દ્વોને કારણે થનારાં સુખ-દુઃખાદિમાં જેમણે દેહાભિમાન કર્યું નથી તેવા તેઓ હતા. ॥ ૯ ॥

यदाऽभिभाष्यमाणस्तदा तदनुरूपाणि प्रभाषते। मूल्यमन्तरेण बलाद्यत्कर्म कार्यते सा विष्टिः। वेतनं मूल्यम्। विष्ट्यादिभिरुपसादितमन्नमभ्यवहरति उपभुङ्क्ते केवलं, न त्विन्द्रियप्रीतये। अत्र हेतुद्वयमाह। नित्यं सदा निवृत्तं निमित्तं यस्मात्स उत्पादकशून्यः स्वसिद्धोऽभिव्यञ्जकशून्यो विशुद्धः केवलो योऽनुभवः स एवानन्दरूपः स्वात्मा तस्य लाभ एवंभूतोऽहमिति ज्ञानं तस्याधिगमः प्राप्तिरस्ति यस्य। द्वन्द्वानि सन्मानावमानादीनि तद्धेतुकयोः सुखदुःखयोरकृतदेहाभिमानः। तस्मान्नेन्द्रियप्रीतिनिमित्तमभ्यवहरतीत्यन्वयः ॥ ९ ॥

જ્યારે બોલાવવામાં આવતા ત્યારે તેના (પ્રતિધ્વનિને) અનુરૂપ શબ્દો તેઓ બોલતા. પૈસા આપ્યા વિના બળપૂર્વક જે કામ કરાવવામાં આવે તે વેઠ. **'वेतनम्'** મજૂરીના પૈસા, વેઠ વગેરે દ્વારા મેળવેલું અન્ન જ **'अभ्यवहरति'** ખાતા, પરંતુ જીભના સ્વાદ માટે નહીં! આ માટે બે કારણ આપે છે– **'नित्यम्'** સદાય દૂર થઈ ગયું છે (કર્મફળ) ઉત્પન્ન કરનારું કારણ જેમાંથી તેવો **'स्वसिद्धः'** સ્વયંપ્રકાશ, **'विशुद्धः'** કેવળ જે અનુભવ છે તે જ આનંદસ્વરૂપ પોતાનો આત્મા છે, તેનો લાભ. આવો હું છું તેવું જ્ઞાન. તેની **'अधिगमः'** પ્રાપ્તિ થઈ છે જેમને. માન-અપમાનાદિ દ્વન્દ્વો, તેમને કારણે થનારાં સુખ-દુઃખાદિમાં દેહાભિમાન કરનાર ન હતા, તેથી તેઓ ઇન્દ્રિયોની પ્રીતિ માટે ખાતા ન હતા, એમ અન્વય છે. ॥ ૯ ॥

**शीतोष्णवातवर्षेषु वृष इवानावृताङ्गः पीनः संहननाङ्गः स्थण्डिलसंवेशनानुन्मर्दनामज्जनरजसा महामणिरिवानभिव्यक्तब्रह्मवर्चसः कुपटावृतकटिरुपवीतेनोरुमषिणा द्विजातिरिति ब्रह्मबन्धुरिति संज्ञयाऽतज्ज्ञजनावमतो विचचार॥ १०॥**

પુષ્ટ અને મજબૂત અંગોવાળા, ભૂમિશયન કરવાથી તથા તેલમાલિસ અને સ્નાન ન કરવાથી (શરીર પર જામેલી) ધૂળથી મૂલ્યવાન મણિ ઢંકાઈ જાય તેમ અપ્રકટ બ્રહ્મતેજવાળા, ચીંથરાથી વીંટાયેલી કેડવાળા, અતિમલિન જનોઈ (પહેરી હોવા)થી તેમના સ્વરૂપને ન જાણતા લોકો દ્વારા 'અધમ બામણ'ના નામથી તિરસ્કૃત થતા, ટાઢ, તડકો, આંધી અને વરસાદમાં ઉઘાડા શરીરવાળા ભરતજી (પૃથ્વી પર) આખલાની જેમ વિચરતા હતા. ॥ ૧૦ ॥

अत एव शीतोष्णादिष्वनावृताङ्गो विचचारेत्यन्वयः। कीदृशः। पीनः पुष्टः। संहननाङ्गः संहन्यन्ते निबिडीभवन्ति स्माङ्गानि यस्य। कठिनावयव इत्यर्थः। स्थण्डिलसंवेशनं भूमिशयनम्, अनुन्मर्दनं मर्दनाभावः, अमज्जनं स्नानाभावः, तैर्यद्रजस्तेनाप्रकटं ब्रह्मवर्चसं ब्राह्मं तेजो यस्य। यथा महामणिरनभिव्यक्ततेजा भवति। कुत्सितेन पटेनावृता कटिर्यस्य। उरुमषिणाऽतिमलिनेन। तत्त्वतस्तं न जानन्ति ये तैर्जनैरवमतः सन्॥ १०॥

આથી જ ટાઢ, તડકો વગેરેમાં ઉઘાડા શરીરવાળા ભરતજી વિચરતા હતા, એમ અન્વય છે. કેવા ભરતજી? '**पीनः**' પુષ્ટ, '**संहननाङ्गः**' મજબૂત થયાં હતાં અંગો જેમનાં, કસાયેલા અવયવોવાળા, એમ અર્થ છે. '**स्थण्डिल-संवेशनम्**' ભૂમિશયન, '**अनुन्मर्दनम्**' માલિસનો અભાવ, '**अमज्जन**' સ્નાનનો અભાવ– તે સર્વને કારણે જે ધૂળ હોય, તેનાથી અપ્રકટ છે '**ब्रह्मवर्चसम्**' બ્રહ્મતેજ જેમનું– જેમ મહામૂલ્યવાન મણિ ઢંકાઈ ગયેલા તેજવાળો હોય તેમ– ફાટેલા લૂગડાથી વીંટાયેલી કેડ છે જેમની– '**उरुमषिणा**' અતિમલિન જનોઈ (પહેરી હોવા)થી તેમનું સ્વરૂપ ન જાણતા જે લોકો છે તેમના દ્વારા તિરસ્કૃત થઈને॥ ૧૦ ॥

**यदा तु परत आहारं कर्मवेतनत ईहमानः स्वभ्रातृभिरपि केदारकर्मणि निरूपितस्तदपि करोति किंतु न समविषमन्यूनमधिकमिति वेद कणपिण्याकफलीकरणकुल्माषस्थालीपुरीषादीन्यप्यमृतवदभ्यवहरति॥ ११ ॥**

પરંતુ જ્યારે બીજાઓ પાસેથી કામની મજૂરી પેટે તેઓ આહારની અપેક્ષા રાખતા થયા, ત્યારે પોતાના ભાઈઓ દ્વારા પણ (ડાંગરના ખેતરમાં) ક્યારીઓ બનાવવાના કાર્યમાં જોડાઈને તે કામ પણ તેઓ કરવા લાગ્યા, પરંતુ (અમુક સ્થળે કાદવ નાખવાથી કે ઉલેચવાથી ભૂમિ) સમતળ, ઊંચી-નીચી, નાની-મોટી થાય તેમ તેઓ જાણતા નહીં. (કામની મજૂરી પેટે ભાઈઓ દ્વારા આપવામાં આવેલ) ચોખાની કણકી, તલ ને ખોળ, ધાન્યનાં ફોતરાં, કીડાઓએ ડંખેલા અડદ, તપેલીમાં દાઝીને ચોંટી ગયેલ અન્નાદિને પણ તેઓ અમૃતતુલ્ય માની ખાઈ લેતા. ॥ ૧૧ ॥

यदा तु परेभ्यः कर्ममूल्येनाहारमपेक्षमाणो भवति तदा केदारकर्मणि शालिक्षेत्रे कर्दमविलोडनादावाहारप्रलोभनेन नियुक्तः सन् करोति। किंत्वत्र कर्दमस्य प्रक्षेपे क्षेत्रं समं भवेदित उद्धरणे विषमं स्यादित्यादि न वेद। भ्रातृभिर्दत्तान्कणादीनप्य-

પરંતુ જ્યારે બીજાઓ પાસેથી કામની મજૂરી પેટે તેઓ આહારની અપેક્ષા રાખતા થયા, ત્યારે ડાંગરના ખેતરમાં '**केदारकर्मणि**' ક્યારીઓ બનાવવાના કામમાં, કાદવ ફેલાવવા વગેરેમાં આહારના પ્રલોભનથી જોડાયેલા ભરતજી તે કામ પણ કરવા લાગ્યા. પરંતુ અહીં કાદવ નાખવાથી ભૂમિ સમતળ થાય કે અહીંથી કાદવ ઉલેચવાથી ભૂમિ ઊંચી-નીચી થાય તેમ તેઓ જાણતા નહીં. ભાઈઓ દ્વારા આપવામાં આવેલ કણકી વગેરેને

मृतवद्भुङ्क्ते। कणाश्चूर्णतण्डुलाः। पिण्याकं तैलयन्त्रोद्धृतं तिलकिट्टम्। फलीकरणं तुषाः। कुल्माषाः कीटदष्ट्य माषाः।स्थालीपुरीषं स्थालीलग्नं दग्धान्नम्॥ ११॥

પણ અમૃતની જેમ ખાઈ લેતા. **'कणाः'** ચોખાની કણકી, **'पिण्याकम्'** તેલ કાઢવાની ઘાણીમાંથી કાઢેલો તલનો ખોળ, **'फलीकरणम्'** ધાન્યનાં ફોતરાં, **'कुल्माषाः'** કીડાઓએ ડંખ મારેલા અડદ, **'स्थालीपुरीषम्'** તપેલીમાં દાઝીને ચોટેલું અન્ન ॥ ૧૧ ॥

तस्य रागादिराहित्यमलौल्यं चैवमीरितम्।
अथान्यच्चरितं प्राह चित्रं मृत्यावसंभ्रमम्॥

તે ભરતજી રાગ-દ્વેષાદિથી રહિત તેમ જ ચંચળતાથી રહિત હતા, તે આ પ્રમાણે કહેવામાં આવ્યું. હવે ભરતજીની મૃત્યુવિષયક નિર્ભયતાના અદ્‌ભુત પ્રસંગનું વર્ણન કરે છે–

**अथ कदाचित्कश्चिद्वृषलपतिर्भद्रकाल्यै पुरुषपशुमालभतापत्यकामः॥ १२॥**

ત્યાર પછી કોઈક સમયે (આત્મારામ એવા ભરતજીના જીવનનો એક બીજો પ્રસંગ વર્ણવવામાં આવે છે.) સંતાનની કામનાવાળા કોઈ એક ચોરોના સરદારે (પુત્ર થશે તો) ભદ્રકાળીદેવીને મનુષ્યનો બલિ ચઢાવીશ (એવો સંકલ્પ કર્યો અને તે માટે તે પ્રવૃત્ત થયો). ॥ ૧૨ ॥

वृषलपतिः शूद्रसामन्तश्चोरराजः। आलभत आलब्धुं प्रवृत्तः॥ १२॥

**'वृषलपतिः'** શૂદ્ર જાતિનો સરદાર અને ચોરોનો રાજા– **'आलभत'** બલિ ચઢાવવા માટે તૈયાર થયો. ॥૧૨॥

**तस्य ह दैवमुक्तस्य पशोः पदवीं तदनुचराः परिधावन्तो निशि निशीथसमये तमसाऽऽवृतायामनधिगतपशव आकस्मिकेन विधिना केदारान् वीरासनेन मृगवराहादिभ्यः संरक्षमाणमङ्गिरःप्रवरसुतमपश्यन्॥ १३॥**

દૈવવશ (બંધનથી) છૂટી ગયેલા (બલિ ચડાવવા માટેના) પુરુષપશુનું પગેરું કાઢવા દોડતા અને અંધકારભરી રાત્રિના મધ્યકાળ સુધી (પુરુષરૂપી) પશુનો જેમને પત્તો ન લાગ્યો તેવા તે ચોર સરદારના સાગરિતોએ અકસ્માત્ દૈવયોગે વીરાસનમાં (ઊંચે) બેસીને મૃગો અને ભૂંડો વગેરેથી ક્યારાઓની રક્ષા કરતા આંગિરસગોત્રી વિપ્રશ્રેષ્ઠના પુત્ર જડભરતજીને જોયા. ॥ ૧૩ ॥

दैवाद्बन्धनविमुक्तस्य पशोः। तमसा व्याप्तायां निशि। तत्रापि निशीथसमयेऽर्धरात्रावसरे। आकस्मिको दैवनिर्मितो विधिः प्रकारस्तेन। वीरासनेनोर्ध्वावस्थानेन॥ १३॥

દૈવવશ બંધનથી છૂટી ગયેલા નરરૂપ પશુની શોધ અંધકારથી ઘેરાયેલી રાત્રિમાં, તેમાં પણ **'निशीथसमये'** અર્ધરાત્રિના સમયે, **'आकस्मिकः'** દૈવે રચેલા **'विधिः'** યોગ અનુસાર **'वीरासनेन'** (મંચ જેવા)– ઊંચા સ્થાન ઉપર બેસીને ॥ ૧૩ ॥

**अथ त एनमनवद्यलक्षणमवमृश्य भर्तृकर्मनिष्पत्तिं मन्यमाना बद्ध्वा रशनया चण्डिकागृहमुपनिन्युर्मुदा विकसितवदनाः ॥ १४॥**

अवमृश्य ज्ञात्वा ॥ १४ ॥

**अथ पणयस्तं स्वविधिनाभिषिच्याहतेन वाससाच्छाद्य भूषणालेपस्रक्तिलकादिभिरुपस्कृतं भुक्तवन्तं धूपदीपमाल्यलाजकिसलयाङ्कुरफलोपहारोपेतया वैशससंस्थया महता गीतस्तुतिमृदङ्गपणवघोषेण च पुरुषपशुं भद्रकाल्याः पुरत उपवेशयामासुः ॥ १५ ॥**

पणयश्चोराः । अहतेन नूतनेन । उपस्कृतमलंकृतम् । वैशससंस्थया हिंसाविधानेन । गीतादिघोषेण सह ॥ १५ ॥

**अथ वृषलराजपणिः पुरुषपशोरसृगासवेन देवीं भद्रकालीं यक्ष्यमाणस्तदभिमन्त्रितमसिमतिकरालनिशितमुपाददे ॥ १६ ॥**

वृषलराजस्य पणिः पुरोहितत्वेन वर्तमानश्चोरः । तदभिमन्त्रितं भद्रकालीमन्त्राभिमन्त्रितम् ॥ १६ ॥

**इति तेषां वृषलानां रजस्तमःप्रकृतीनां धनमदरजउत्सिक्तमनसां भगवत्कलावीरकुलं कदर्थीकृत्योत्पथेन स्वैरं विहरतां हिंसाविहाराणां कर्मातिदारुणं यद्ब्रह्मभूतस्य साक्षाद्ब्रह्मर्षिसुतस्य निर्वैरस्य सर्वभूतसुहृदः सूनायामप्यननुमतमालम्भनं तदुपलभ्य ब्रह्मतेजसातिदुर्विषहेण दन्दह्यमानेन वपुषा सहसोच्चचाट सैव देवी भद्रकाली ॥ १७॥**

પછી આ જડભરતજીને શુદ્ધ લક્ષણોવાળા જાણીને સ્વામીના કાર્યની સિદ્ધિ માનતા એવા પ્રસન્ન મુખવાળા તેઓ તેમને દોરડા વડે બાંધીને ચંડિકાદેવીના મંદિરે આનંદથી લઈ ગયા. ॥ ૧૪ ॥

**'अवमृश्य'** જાણીને ॥ ૧૪ ॥

ત્યારબાદ ચોરોએ પોતાની વિધિથી સ્નાન કરાવી, નૂતન વસ્ત્રો વડે આચ્છાદિત કરી, આભૂષણ, ચંદન, પુષ્પમાળા, તિલક વગેરેથી અલંકૃત કરેલા પુરુષપશુ (જડભરતજી)ને ધૂપ, દીપ, પુષ્પ, શાળની ધાણી, બિલિપત્રની કૂંપળો, યવાંકુર, ફળ, નૈવેદ્યથી યુક્ત એવી હિંસાની વિધિ અનુસાર ગીત, સ્તુતિ, મૃદંગ, ઢોલના મોટા નાદ સહિત ભદ્રકાળીની આગળ બેસાડ્યા.॥ ૧૫ ॥

**'पणयः'** ચોરો– **'अहतेन'** નવા વસ્ત્રો વડે **'उपस्कृतम्'** અલંકૃત કરેલા તેમને– **'वैशससंस्थया'** હિંસાની વિધિ પ્રમાણે, ગીત વગેરેના નાદ સહિત॥ ૧૫ ॥

હવે પુરુષપશુના રક્તરૂપી આસવથી દેવી ભદ્રકાળીનું યજન કરતા તે ચોરરાજાના પુરોહિત (તરીકે વર્તતા) ચોરે અભિમંત્રિત કરેલી મહાભયંકર તીક્ષ્ણ તલવાર લીધી. ॥ ૧૬ ॥

ચોર રાજાનો **'पणिः'** પુરોહિત તરીકે વર્તતો ચોર– તે **'अभिमन्त्रितम्'** ભદ્રકાળીના મંત્રોથી મંત્રેલી તલવારને ॥ ૧૬ ॥

આમ, રજોગુણી તથા તમોગુણી સ્વભાવના, ધનના મદરૂપી રજોગુણથી નિર્મર્યાદ મનવાળા, ભગવાનના અંશથી યુક્ત એવા બ્રાહ્મણોના કુળને તુચ્છ ગણી ઉન્માર્ગે યથેચ્છ ભટકતા, હિંસામાં આનંદ માનનારા તે ચોરોનું બ્રહ્મભાવને પ્રાપ્ત કરેલા, સાક્ષાત્ બ્રહ્મર્ષિકુમાર (સર્વ તરફ) નિર્વૈર, સર્વ પ્રાણીઓના સુહૃદ એવા જડભરતજીની (આપત્તિકાળે પણ જે હિંસાનું અનુમોદન કરવાનો નિષેધ છે તે) હિંસામાં પણ (સર્વથા) નિષિદ્ધ એવી હિંસા કરવારૂપ જે અતિ ભયંકર કૃત્ય હતું, તેને જોઈને તે જ દેવી ભદ્રકાળી (પ્રતિમા ત્યાગીને) અતિ દુઃસહ બ્રહ્મતેજથી ધગધગતા શરીરે એકાએક બહાર નીકળ્યાં. ॥ ૧૭ ॥

धनमद एव रजस्तेनोत्सिक्तं त्यक्तमर्यादं मनो येषाम्। भगवत्कलायुक्तं वीराणां ब्राह्मणानां कुलं तुच्छीकृत्य यथेच्छं वर्तमानानां यत्कर्म तदुपलभ्य देवी उच्चचाट प्रतिमां त्यक्त्वा बहिर्निर्गता। कथंभूतमालम्भनम्। सूनायामप्यापत्कालेऽनुज्ञातायामपि हिंसायामननुज्ञातम्। भद्रकालीत्यन्तं गद्यम्॥ १७॥

ધનનો મદ એ જ રજોગુણ, તેનાથી **'उत्सिक्तम्'** ત્યાગેલી મર્યાદાવાળું મન છે જેમનું, ભગવાનના અંશથી યુક્ત એવા **'वीराणाम्'** બ્રાહ્મણોના કુળને (**'कदर्थीकृत्य'**) તુચ્છ ગણી યથેચ્છ વર્તતા ચોરોનું જે કૃત્ય હતું, તેને જોઈને દેવી **'उच्चचाट'** પ્રતિમા ત્યાગીને બહાર નીકળ્યાં. કેવી હિંસાને (જોઈને)? હિંસાઓમાં પણ આપત્કાળે અનુમોદન કરવામાં આવેલી હિંસાઓમાં પણ (સર્વથા) નિષિદ્ધ એવી હિંસાને, 'ભદ્રકાળી' શબ્દ સુધી ગદ્ય છે. (પરંતુ આગળ પણ ગદ્ય દેખાતું નથી, તેથી આ ચિન્ત્ય છે.) ॥ ૧૭ ॥

**भृशममर्षरोषावेशरभसविलसितभ्रुकुटिविटपकुटिलदंष्ट्रारुणेक्षणाटोपातिभयानकवदना हन्तुकामेवेदं महाट्टहासमतिसंरम्भेण विमुञ्चन्ती तत उत्पत्य पापीयसां दुष्टानां तेनैवासिना विवृक्णशीर्ष्णां गलात्स्रवन्तमसृगासवमत्युष्णं सह गणेन निपीयातिपानमदविह्वलोच्चैस्तरां स्वपार्षदैः सह जगौ ननर्त च विजहार च शिरःकन्दुकलीलया॥ १८॥**

અત્યંત ક્રોધ અને રોષના આવેશના વેગથી ઊંચી ચઢેલી શાખા જેવી ભ્રુકુટિ, ડાળીઓ જેવી વાંકીચૂંકી દાઢ અને લાલચોળ નેત્રના વિક્ષોભથી અતિ વિકરાળ મુખવાળાં દેવી આ જગતનો સંહાર કરવાની ઈચ્છાવાળાં હોય તેવાં અત્યંત ક્રોધથી ભીષણ અટ્ટહાસ્ય કરતાં તે સ્થાનેથી કૂદીને તે જ તલવારથી (ચોરોનાં) કપાઈ ગયેલાં મસ્તકવાળા ગળામાંથી વહેતા અતિ ઉષ્ણ રક્તરૂપી આસવનું પાન કરી, મદથી વિહ્વળ થઈ પોતાના પાર્ષદોસહિત ગાવા અને નાચવા લાગ્યાં અને તેમના મસ્તકરૂપી દડાઓના ખેલથી રમવા લાગ્યાં. ॥૧૮॥

अमर्षोऽपराधासहनं रोषश्च वपुषो दाहनं तयोरावेशस्तस्य रभसेन वेगेन विलसित उत्तम्भितो भ्रुकुटिलक्षणो विटपः शाखाकुटिला दंष्ट्राश्चारुणानीक्षणानि च तेषामाटोपः संभ्रमस्तेनातिभयानकं वदनं यस्याः। इदं जगद्धन्तुमुद्यतेव। महान्तमट्टहासं सनादं हासम्। ततः स्थानादुत्पत्य विवृक्णानि छिन्नानि शीर्षाणि येषाम्। गणेन परिवारेण सह। शिरांस्येव कन्दुकानि तेषां लीलया चिक्रीड च॥ १८॥

**'अमर्षः'** અપરાધ સહન ન થતાં આવેલો ક્રોધ તથા શરીરનો દાહ– તે બંનેનો આવેશ, તેના **'रभसेन'** વેગથી **'विलसितः'** ઊંચી ચઢેલી ભ્રુકુટિના લક્ષણવાળી, **'विटपः'** ડાળી (શાખા) જેવી વાંકીચૂંકી દાઢો તથા લાલચોળ નેત્રો તથા તે સર્વનો **'आटोपः'** વિક્ષોભ (ધ્રુજારી), તેનાથી અતિ વિકરાળ વદન છે જેમનું– આ જગતનો સંહાર કરવા ઉદ્યત થયાં હોય તેવાં અત્યન્ત **'अट्टहासम्'** મોટેથી અવાજ કરીને હસવું– (અટ્ટહાસ્ય કરતાં) તે સ્થાનેથી કૂદીને **'विवृक्णानि'** કપાઈ ગયાં છે મસ્તકો જેમનાં– **'गणेन'** પાર્ષદો સહિત– મસ્તકો જ દડાઓ, તેમની રમતથી ક્રીડા પણ કરી. ॥ ૧૮ ॥

ननु कथं देव्याराधकानामेवं विपरीतं फलं तत्राह—**एवमेवेति**।

**एवमेव खलु महदभिचारातिक्रमः कात्स्न्येनात्मने फलति॥ १९॥**

महत्स्वभिचाररूपोऽतिक्रमोऽपराधः॥ १९॥

**वंशीधरी—**'यो हि यस्य विषमं विचिन्तयेत्प्राप्नुयात्स कुमतिर्हि तत्फलम्।' इति लोलिम्बोक्तेः।

नन्वसंभावितमिदमेवं यन्मरणेऽप्यव्याकुलत्वं मारकेषु च क्रोधाभाव इत्यादि तत्राह—**न वा इति**।

**न वा एतद्विष्णुदत्त महदद्भुतं यदसंभ्रमः स्वशिरश्छेदन आपतितेऽपि विमुक्तदेहाद्यात्मभावसुदृढहृदयग्रन्थीनां सर्वसत्त्वसुहृदात्मनां निर्वैराणां साक्षाद्भगवताऽनिमिषारिवरायुधेनाप्रमत्तेन तैस्तैर्भावैः परिरक्ष्यमाणानां तत्पादमूलमकुतश्चिद्भयमुपसृतानां भागवतपरमहंसानाम्॥ २०॥**

विमुक्तो देहाद्यात्मभावलक्षणः सुदृढो हृदयग्रन्थिर्यैः सर्वसत्त्वानां सुहृद आत्मानश्च ये तेषाम्। न च तेषां देहाद्यभिमानसद्भावेऽपि मरणादिभयमस्तीत्याह। साक्षाद्भगवताऽभितो रक्ष्यमाणानाम्। केन। अनिमिषः कालः स एवाऽरिचक्रं

શંકા કરવામાં આવી છે કે દેવીની આરાધના કરનારાઓને આ પ્રમાણે વિપરીત ફળ કેવી રીતે મળ્યું? તે માટે ઉત્તર આપે છે— **'एवम् एव इति।'**

ખરેખર, મહાન પુરુષો પ્રત્યે કરવામાં આવેલ (મારણ-ઉદ્યોગ) અભિચારરૂપી અપરાધ પોતાની ઉપર જ સંપૂર્ણપણે પડે છે. ॥ ૧૯ ॥

મહાન મનુષ્યો ઉપર કરાયેલો અભિચારરૂપ અપરાધ ॥ ૧૯ ॥

'ખરેખર, જે જેનું ખરાબ ઈચ્છે તે કુમતિ જ તે ફળ પામે,' કારણ કે એમ લોલિંબસ્વામીએ કહ્યું છે.

શંકા કરે છે કે આ પ્રમાણે મરણ(નો પ્રસંગ આવી પડે તે) સમયે પણ જે નિર્ભયતા છે તથા મારનારાઓ પ્રત્યે પણ ક્રોધનો અભાવ વગેરે છે, એ તો અસંભવિત છે! તે માટે ઉત્તર આપે છે— **'न वै इति।'**

હે વિષ્ણુદત્ત, દેહાદિ પદાર્થોને આત્મા તરીકે માનવારૂપી સુદૃઢ હૃદયગ્રન્થિ જેમની છૂટી ગઈ છે, જેઓ સમસ્ત પ્રાણીઓના સુહૃદ છે તથા સર્વના આત્મારૂપ છે, તેઓ વેરભાવથી રહિત છે. સાક્ષાત્ ભગવાન દ્વારા, ક્યારેય ચૂકી ન જનારા કાળચક્રરૂપ શ્રેષ્ઠ આયુધથી અને (અન્તર્યામી તરીકે પ્રવર્તતાં ભદ્રકાળી વગેરે) તે તે રૂપોથી જેઓ પરિરક્ષિત થાય છે તથા સર્વ તરફથી નિર્ભય, એવા ભગવાનના ચરણમૂળને શરણે ગયેલા પરમહંસ ભગવદ્‌ભક્તોને આ પ્રમાણે પોતાનું મસ્તક કપાવાનો પ્રસંગ આવે ત્યારે પણ જે વ્યાકુળતા નથી થતી, એ મોટા આશ્ચર્યની વાત નથી. ॥ ૨૦ ॥

દેહાદિ પદાર્થોને આત્મારૂપ માનવાના લક્ષણરૂપ મજબૂત હૃદયગ્રન્થિ જેમના દ્વારા છૂટી ગઈ છે, જેઓ સર્વ જીવોના સુહૃદ છે તથા આત્મારૂપ છે તેમને, દેહાદિનું અભિમાન ન હોવામાં પણ મરણાદિ ભય હોતો નથી, એમ કહે છે. સાક્ષાત્ ભગવાન દ્વારા સર્વ તરફથી રક્ષા કરાતા ભક્તોને, કોના વડે? **'अनिमिषः'**

तेन वरायुधेन तैस्तैर्भावैश्चान्तर्यामितया प्रवर्त्यमानै-र्भद्रकाल्यादिरूपैः। न कुतश्चिदपि भयं यस्मिन्। भागवतानां भगवदुपासकानां परमहंसानाम्॥ २०॥

કાળ, તે જ **'अरिः'** ચક્ર, તે શ્રેષ્ઠ આયુધ વડે તથા **'तैः तैः भावैः'** અન્તર્યામી તરીકે પ્રવર્તતાં તે તે ભદ્રકાળી વગેરે રૂપો વડે (રક્ષાતા ભક્તોને) ક્યાંયથી પણ જ્યાં ભય નથી (તેવા ભગવાનના ચરણમૂળને શરણે ગયેલા) પરમહંસ એવા ભગવદ્ભક્તોને ॥ ૨૦ ॥

**बा.प्र.**—हे विष्णुदत्त इति सम्बोधनेनातिविषमस्थाने मातृगर्भेऽपि भवान् भगवता रक्षित इति तु तव विदितमेवेति स्मारयति।

હે વિષ્ણુદત્ત, એમ સંબોધનથી માતાના ઉદર જેવા અતિ દુર્ગમ સ્થાનમાં પણ ભગવાન દ્વારા તમે રક્ષાયા હતા, એ તો તમે જાણો જ છો– એનું સ્મરણ કરાવે છે.

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां पञ्चमस्कन्धे जडभरतचरितनाम नवमोऽध्यायः॥ ९॥
इति श्रीमद्भागवते महापुराणे पञ्चमस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां नवमोऽध्यायः॥ ९॥

*****

# अथ दशमोऽध्यायः

## જડભરતજી અને રાજા રહૂગણનો સત્સંગ

दशमे क्षिपता राज्ञा शिबिकां स्वां वहन्मुनिः।
स्वदुर्वादानुवादेन विज्ञायाशु प्रसादितः॥ १

તિરસ્કાર કરતા રાજા રહૂગણ દ્વારા કહેવામાં આવેલાં (રાજાનાં) પોતાનાં દુર્વચનોના યથાવત્ પ્રત્યુત્તર પરથી, પોતાની પાલખી ઉપાડતા મુનિ જડભરતજી ઓળખાઈ જતાં તરત (ક્ષમા માગીને) તેમને પ્રસન્ન કરવામાં આવ્યા, તે કથા દસમા અધ્યાયમાં છે. ॥ ૧ ॥

एवंभूताविकारित्वमज्ञसर्वज्ञयोः समम्।
इति सर्वज्ञतासिद्ध्यै रहूगणकथेरणम्॥ २

(પોતાને મારનારાઓ પ્રત્યે પણ ક્રોધ ન થવારૂપ નિર્વિકાર સ્થિતિ જેમની છે તેવા ખૂબ નાના બાળક જેવા) અજ્ઞાની અને (દેહાદિથી જુદા એવા આત્માના અનુસંધાનવાળા હોવાથી) સર્વજ્ઞ– એ બંનેમાં આ પ્રકારનું સરખું જ નિર્વિકારિત્વ (દેખાય) છે, એટલે જડભરતજીની સર્વજ્ઞતા સિદ્ધ કરવા માટે રાજા રહૂગણની કથા કહેવાઈ છે. ॥ ૨ ॥

रहूगणो नाम सिन्धुसौवीरदेशयो राजा तत्त्वजिज्ञासुः कपिलाश्रमं यदा गच्छति स्म तदा यद्वृत्तं तदाह—**अथेति**।

તત્ત્વને જાણવાની ઇચ્છાવાળા સિંધુ અને સૌવીર દેશના રાજા રહૂગણ જ્યારે કપિલમુનિના આશ્રમમાં જતા હતા, ત્યારે જે બન્યું તે કહે છે– **'अथ इति।'**

श्रीशुक उवाच

**अथ सिन्धुसौवीरपते रहूगणस्य व्रजत इक्षुमत्यास्तटे तत्कुलपतिना शिबिकावाह-पुरुषान्वेषणसमये दैवेनोपसादितः स द्विजवर उपलब्ध एष पीवा युवा संहननाङ्गो गोखरवद्धुरं वोढुमलमिति पूर्वविष्टिगृहीतैः सह गृहीतः प्रसभमतदर्ह उवाह शिबिकां स महानुभावः ॥ १ ॥**

इक्षुमत्या नद्यास्तीरे। तेषां शिबिकावाहानां कुलस्य नाथेन एष गौरिव खर इव च भारं वोढुं समर्थ इति धिया पूर्वं ये केचन विष्ट्या बलाद्गृहीतास्तैः सह प्रसभं बलाद्गृहीतः सन्नतदर्होऽपि स महानुभावः शिबिकामुवाहेत्यन्वयः ॥ १ ॥

**वंशीधरी—** अतदर्हः ब्राह्मणत्वाच्छिबिकावहनायोग्यः तत्रापि महानुभावोऽतीव पूज्यतमः।

**यदा हि द्विजवरस्येषुमात्रावलोकानुगतेर्न समाहिता पुरुषगतिस्तदा विषमगतां स्वशिबिकां रहूगण उपधार्य पुरुषानधिवहत आह हे वोढारः साध्वतिक्रमत किमिति विषममुह्यते यानमिति॥ २ ॥**

हिंसापरिहारार्थमिषुमात्रप्रदेशावलोकस्यानु पश्चाद्या गतिस्तस्या हेतुभूतायाः पुरुषाणां गतिर्न सम्यगाहिता एकरूपा नाभूत्॥ २॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – હવે (એક દિવસ) સિન્ધુ અને સૌવીર દેશના રાજા રહૂગણ જતા હતા, ત્યારે ઈક્ષુમતીનદીના કિનારે પાલખી ઊંચકનાર કહાર શોધતી વખતે તે (પાલખી ઊંચકનારાઓના) ઉપરીને દૈવવશાત્ તે વિપ્રવર જડભરતજી મળી આવ્યા. ‘આ હૃષ્ટપુષ્ટ, યુવાન અને મજબૂત શરીરવાળો, બળદ અને ગધેડાની જેમ (ધુરા) ભાર ઊંચકવા માટે સક્ષમ છે.’ એમ (વિચારી) પહેલાં પકડવામાં આવેલા વેઠિયાઓ સાથે બળજબરીથી પકડવામાં આવેલા તે મહાનુભાવે, તે માટે તેઓ યોગ્ય ન હોવા છતાં પાલખી ઊંચકી.॥ ૧ ॥

ઈક્ષુમતી નદીના કિનારે– પાલખી ઊંચકનારાઓના સમૂહના ઉપરી દ્વારા ‘બળદ અને ગધેડાની જેમ આ પાલખી ઊંચકવા માટે સમર્થ છે.’ એવા વિચારથી પહેલાં જે કેટલાક વેઠિયાઓ **‘विष्ट्या’** બળજબરીથી પકડવામાં આવ્યા હતા, તેમની સાથે **‘प्रसभम्’** બળપૂર્વક પકડવામાં આવેલા તે મહાનુભાવે તે માટે યોગ્ય ન હોવા છતાં પાલખી ઊંચકી, એમ અન્વય છે. ॥ ૧ ॥

**‘अतत्-अर्हः’** જડભરતજી બ્રાહ્મણ હોવાથી તે પાલખી ઊંચકવા માટે યોગ્ય ન હતા. તેમાં પણ **‘महानुभावः’** અતિ પૂજ્યતમ હતા.

તે સમયે (પોતાના પગ તળે કોઈ જીવની હિંસા ન થઈ જાય તે માટે આગળ) બાણ જેટલી ધરતીના અવલોકનને અનુસરીને થતી ગતિને કારણે દ્વિજશ્રેષ્ઠ ભરતજીની (ધીમી) ગતિ અને કહારોની ગતિ એકસરખી ન થઈ, તેથી પોતાની પાલખીને વાંકીચૂંકી જતી જોઈને પાલખી ઊંચકનારાઓને રહૂગણે કહ્યું, ‘હે કહારો, બરાબર ચાલો. પાલખી કેમ વાંકીચૂંકી ઊંચકાય છે?’ ॥ ૨॥

હિંસા ન થાય તે માટે (આગળની એક) બાણ જેટલી ધરતીના અવલોકનને **‘अनु’** અનુસરીને થતી ગતિને કારણે ભરતજીની ગતિ અને મજૂરોની ગતિ **‘न सम्यक्-आहिता’** એકસરખી ન થઈ. ॥ ૨ ॥

**अथ त ईश्वरवचः सोपालम्भमुपाकर्ण्योपायतुरीयाच्छङ्कितमनसस्तं विज्ञापयांबभूवुः ॥ ३ ॥**

સોપાલમ્ભં સાક્ષેપમ્। સામદાનભેદદણ્ડેષૂપાયેષુ ચતુર્થાચ્છઙ્કિતચિત્તાઃ ॥ ३ ॥

त्यारे राजानुं आक्षेपयुक्त वचन सांभળीने (साम, दान, भेद अने दंड– एम चार उपायोमांना) चोथा उपाय(रूप शिक्षाना भय)थी शंकित मनवाળा ते पालखी उपाडनाराओए ते राजाने विनंती करी.॥ ३ ॥

**'स-उपालम्भम्'** ते आक्षेपयुक्त वचनने– साम, दान, भेद, दंड– ए उपायोमांना चोथा उपाय(ना भय)थी शंकित मनवाળा (कहारो) ॥ ३ ॥

**न वयं नरदेव प्रमत्ता भवन्नियमानुपथाः साध्वेव वहामः अयमधुनैव नियुक्तोऽपि न द्रुतं व्रजति नानेन सह वोढुमु ह वयं पारयाम इति ॥ ४ ॥**

भवन्नियमानुपथास्त्वदाज्ञानुवर्तिनः। न पारयामो न शक्नुमः ॥ ४ ॥

हे नरदेव, आपनी आज्ञाने अनुसरनारा एवा अमे असावधान नथी. अमे तो (पालखी) बराबर ज ऊंचकीए छीए, (पण) आ हमणां ज जोडवामां आवेलो होवा छतां झडपथी चालतो नथी. आनी साथे तो अमे ऊंचकी ज शकता नथी! ॥ ४ ॥

**'भवन्नियमानुपथाः'** आपनी आज्ञाने अनुसरनारा– **'न पारयामः'** (पालखी ऊंचकी) शकता नथी.॥ ४ ॥

**सांसर्गिको दोष एव नूनमेकस्यापि सर्वेषां सांसर्गिकाणां भवितुमर्हतीति निश्चित्य निशम्य कृपणवचो राजा रहूगण उपासितवृद्धोऽपि निसर्गेण बलात्कृत ईषदुत्थितमन्युरविस्पष्टब्रह्मतेजसं जातवेदसमिव रजसावृतमतिराह ॥ ५ ॥**

कहारोनुं दीन वचन सांभળीने खरेखर, संसर्गने कारणे उत्पन्न थतो दोष एक ज व्यक्तिनो होय तो पण तेना संसर्गमां आवनारा बधा ज मनुष्योने लागु पडे छे. एवो निश्चय करीने, जेना द्वारा वृद्धोनी उपासना करवामां आवी छे तेवा होवा छतां पण (क्षत्रिय) स्वभावने लीधे बળात्कारे परवश करवामां आवेला होई जेमने थोडो क्रोध थई आव्यो (होवाथी) रजोगुणथी व्याप्त बुद्धिवाળा राजा रहूगणे (भस्मथी ढंकायेला) अग्निनी जेम गूढ ब्रह्मतेजवाળा जडभरतजीने कह्युं. ॥ ५ ॥

कृपणानां वचो निशम्य सांसर्गिकः संसर्गनिमित्त एकस्यापि दोषः सर्वेषामेव भवितुमर्हतीति निश्चित्य रहूगण आहेत्यन्वयः। कथंभूतः। उपासिता वृद्धा येन सोऽपि स्वभावेन बलात्परवशः कृतः सन्। कथंभूतं प्रत्याह।

बिचारा वेठियाओनुं वचन सांभળीने **'सांसर्गिकः'** संसर्गने कारणे उत्पन्न थतो एक व्यक्तिनो पण दोष (तेना संसर्गमां आवनारा) बधा ज मनुष्योने अवश्य लागु पडे छे– एम निश्चय करीने राजा रहूगण कहे छे– एम अन्वय छे. केवा राजा? जेना द्वारा वृद्धोनी उपासना करवामां आवी छे तेवा होवा छतां पण (क्षत्रिय) स्वभावने लीधे बળात्कारे परवश करवामां आवेला राजा– केवा प्रकारनी व्यक्तिने कहे छे?

न विस्पष्टं ब्रह्मतेजो यस्मिन्। भस्मना छन्नमग्निमिव स्थितम्॥ ५ ॥

સુસ્પષ્ટ જણાતું નથી બ્રહ્મતેજ જેમનામાં એવા ભસ્મથી ઢંકાયેલા અગ્નિની જેમ રહેલા જડભરતજીને ॥ ५ ॥

**अहो कष्टं भ्रातर्व्यक्तमुरुपरिश्रान्तो दीर्घमध्वानमेक एव ऊहिवान्सुचिरं नातिपीवा न संहननाङ्गो जरसा चोपद्रुतो भवान्सखे नो एवापर एते संघट्टिन इति बहुविप्रलब्धोऽप्यविद्यया विहितद्रव्यगुणकर्माशयस्वचरमकलेवरेऽवस्तुनि संस्थानविशेषेऽहंममेत्यनध्यारोपितमिथ्याप्रत्ययो ब्रह्मभूतस्तूष्णीं शिबिकां पूर्ववदुवाह॥ ६ ॥**

અરે ઓ ભાઈ, કષ્ટની વાત છે કે ઘણા લાંબા રસ્તા સુધી તમે એકલાએ જ બહુ વાર સુધી પાલખી ઉપાડી, તે તમે બહુ થાકી ગયા છો! પાછા તમે બહુ જાડા નહીં અને શરીરે બહુ મજબૂતે ય નહીં! વળી ઘડપણથી હેરાન થયેલા ખરા ને! અને મિત્ર, આ બીજા સાથીઓ ઊંચકતા નથી! આમ વ્યંગવચનોથી (રાજા દ્વારા) ખૂબ ઉપહાસ પામ્યા હોવા છતાં પણ જડભરતજીએ ચૂપચાપ પાલખી ઉપાડી (ને ચાલ્યે રાખ્યું) (કારણ કે) અવિદ્યાથી રચાયેલાં પંચમહાભૂતો, ઇન્દ્રિયો, પુણ્યપાપરૂપી કર્મો તથા અંતઃકરણ જેમાં છે તેવા, મિથ્યા વસ્તુરૂપ વિશિષ્ટ આકારમાં પરિણમેલા, અંતિમ (જન્મના) શરીરમાં જેમના દ્વારા હું અને મારું એવા મિથ્યા જ્ઞાનનું આરોપણ કરવામાં આવ્યું ન હતું તેવા તેઓ બ્રહ્મરૂપ થઈ ગયા હતા. ॥ ६ ॥

भ्रातरिति संबोधनमाक्षेपाभिप्रायम्। व्यक्तं निश्चितमुरु अधिकं परिश्रान्तोऽसीत्यादीनि विपरीतार्थानि षड्वाक्यानि। ऊहिवान् प्रापितवान्। तत्रापि सुचिरम्। जरसा च वृद्धत्वेन। संघट्टिनः सहचराः। बहु यथा भवत्येवं विप्रलब्धोऽपि वक्रोक्त्योपहसितोऽपि तूष्णीमुवाहेत्यन्वयः। तूष्णींभावे हेतुः—अविद्यया रचिता द्रव्यादयो यस्मिंस्तस्मिन्स्वचरमकलेवरे नाध्यारोपितो मिथ्याप्रत्ययो येन।

**'भ्रातः'** એમ સંબોધન ધમકાવવાના આશયથી કરવામાં આવ્યું છે. **'व्यक्तम्'** જરૂર **'उरु'** ખૂબ થાકી ગયા છો! વગેરે છ વાક્યો કટાક્ષના અર્થવાળાં છે. **'ऊहिवान्'** ઉપાડનાર, તેમાંય પાછા લાંબા રસ્તા સુધી! **'जरसा'** વળી ઘડપણથી (હેરાન છો!) **'सङ्घट्टिनः'** સાથીઓ– આ પ્રમાણે જે રીતે ઘણાં **'विप्रलब्धः अपि'** વ્યંગવચનોથી ઉપહાસ પામ્યા હોવા છતાં પણ ચૂપચાપ પાલખી ઉપાડી, એમ અન્વય છે. મૌન રહેવા માટેનું કારણ– અવિદ્યાથી રચાયેલાં પંચમહાભૂત વગેરે જેમાં છે તેવા અંતિમ શરીરમાં (આ હું છું, આ મારું શરીર છે એવા) મિથ્યાજ્ઞાનનું આરોપણ જેમના દ્વારા કરવામાં આવ્યું ન હતું.

तत्र द्रव्याणि महाभूतानि। गुणा इन्द्रियाणि। कर्माणि पुण्यपापानि। आशयोऽन्तःकरणम्। यतो ब्रह्मभूतः॥ ६ ॥

તેમાં **'द्रव्याणि'** પંચમહાભૂતો, **'गुणाः'** ઇન્દ્રિયો, **'कर्माणि'** પુણ્યપાપરૂપી કર્મો, **'आशयः'** અંતઃકરણ, કેમ કે તેઓ બ્રહ્મરૂપ બની ગયા હતા. ॥ ६ ॥

**अथ पुनः स्वशिबिकायां विषमगतायां प्रकुपित उवाच रहूगणः किमिदमरे त्वं जीवन्मृतो मां कदर्थीकृत्य भर्तृशासनमतिचरसि प्रमत्तस्य च ते करोमि चिकित्सां दण्डपाणिरिव जनताया यथा प्रकृतिं स्वां भजिष्यस इति॥ ७॥**

(ઠપકો આપ્યા) પછી ફરીથી પોતાની પાલખી ઊંચી નીચી થવા લાગી ત્યારે અત્યંત કોપાયમાન થયેલા રજા રહૂગણ બોલી ઊઠ્યા, 'અલ્યા એ, આ શું? તું જીવતો મરી ગયેલો છે? મને અવગણીને સ્વામી એવા મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરે છે? યમરાજ જેમ જનસમુદાયને શિક્ષા કરે છે તેમ ગાફેલ એવા તને હું (હમણાં) શિક્ષા કરું છું, કે જેથી તારી સાન ઠેકાણે આવે!' ॥ ૭ ॥

मामनादृत्य भर्तुः स्वामिनो मम शासनमाज्ञामतिक्रामसि। चिकित्सां शास्तिम्। दण्डपाणिर्यमो यथा जनसमूहस्य शास्तिं करोति तथा। स्वां प्रकृतिमप्रमत्तताम्॥ ७॥

મને અવગણીને **'भर्तुः'** સ્વામી એવા મારી **'शासनम्'** આજ્ઞાનું ઉલ્લંઘન કરે છે? **'चिकित्साम्'** શાસન (શિક્ષા), **'दण्डपाणिः'** જેમના હાથમાં દંડ છે તેવા યમરાજ જેમ જનસમુદાયને શિક્ષા કરે છે તેમ હું તને (હમણાં જ) શિક્ષા કરું છું, કે જેથી તું **'स्वां प्रकृतिम्'** સાવધાનીરૂપ મૂળ સ્વભાવ ઉપર આવી જઈશ. ॥ ૭ ॥

**एवं बह्वबद्धमपि भाषमाणं नरदेवाभिमानं रजसा तमसानुविद्धेन मदेन तिरस्कृताशेषभगवत्प्रियनिकेतं पण्डितमानिनं स भगवान्ब्राह्मणो ब्रह्मभूतः सर्वभूतसुहृदात्मा योगेश्वरचर्यायां नातिव्युत्पन्नमतिं स्मयमान इव विगतस्मय इदमाह॥ ८॥**

એમ ઘણું અસમ્બદ્ધ પણ બોલતા, હું રાજા છું એવું અભિમાન રાખતા, (પોતાને) પંડિત માનતા તથા વધી ગયેલા રજોગુણ અને તમોગુણયુક્ત મદથી અપમાનિત કરાયા છે ભગવાનના સંપૂર્ણ પ્રીતિપાત્ર જડભરતજી જેના દ્વારા તેવા તેમ જ યોગેશ્વરોના આચરણ વિષે જેની મતિ બહુ અલ્પ છે તેવા રાજાને સર્વ પ્રાણીઓના મિત્ર તથા આત્મારૂપ તે બ્રહ્મસ્વરૂપ બ્રાહ્મણદેવતા ભગવાન જડભરતજીએ સ્મિત કરતા હોય તેમ ગર્વરહિત થઈ આ પ્રમાણે કહ્યું. ॥ ૮ ॥

अबद्धमनन्वितम्। नरदेवोऽहमित्यभिमानो यस्य तम्। अनुविद्धेन संगुणितेन तिरस्कृतोऽशेषः संपूर्णो भगवतः प्रियो निकेत आश्रयो येन तम्। यद्वाशेषाणां भगवत्प्रियाणां निकेतः सर्वेषां भूतानां

**'अबद्धम्'** અસમ્બદ્ધ (બોલતા), હું રાજા છું એવું અભિમાન છે જેને તે રાજાને, **'अनुविद्धेन'** વધી ગયેલા (રજોગુણ અને તમોગુણયુક્ત મદ)થી અપમાનિત થયા છે **'अशेषः'** સંપૂર્ણ– ભગવાનના પ્રિય **'निकेतः'** પાત્ર ભરતજી જેના દ્વારા અથવા **(अशेषाणाम्)** સમસ્ત ભગવદ્ભક્તોના આશ્રયરૂપ તથા સર્વ પ્રાણીઓના

सुहृच्च आत्मा योगेश्वराणां चर्या जडादिवदाचरणं तस्यां नात्यन्तं व्युत्पन्ना परिचिता मतिर्यस्य स तम्। स्मयमानो हसन्निवेति मुखप्रसत्तिर्द्योत्यते। विगतस्मयो गतगर्वः ॥ ८ ॥

મિત્ર અને આત્મારૂપ ભરતજી— યોગેશ્વરોનું **'चर्या'** જડ વગેરે જેવું આચરણ– તે વિષે જેની બુદ્ધિ અત્યન્ત ઓછી હતી તે રાજાને, **'स्मयमानः'** હસતા હોય તેમ– સ્મિત હાસ્ય કરતા **'विगतस्मयः'** ગર્વરહિત ॥ ૮ ॥

तत्र वक्रोक्त्या यदुक्तं त्वं न श्रान्तो न च दीर्घमध्वानमागत इति तत्रोत्तरमाह।

વ્યંગવચનો વડે (મારે માટે) જે કહેવાયું કે તું થાક્યો નથી તથા લાંબો રસ્તો ચાલીને આવ્યો નથી, એનો અહીં ઉત્તર આપે છે.

**ब्राह्मण उवाच**

**त्वयोदितं व्यक्तमविप्रलब्धं**
**भर्तुः स मे स्याद्यदि वीर भारः।**
**गन्तुर्यदि स्यादधिगम्यमध्वा**
**पीवेति राशौ न विदां प्रवादः॥ ९**

**બ્રાહ્મણ (ભરતજી) બોલ્યા** – હે વીર, તમે સ્પષ્ટ કહ્યું (અને તેથી તે) ઉપહાસરૂપ નથી. ભાર ઊંચકનારને જે ભાર છે તે જો મારા દેહને લાગતો હોય તેમ જ ગમન કરનાર દેહને પ્રાપ્ત કરવા યોગ્ય પદાર્થ અથવા માર્ગ જો મારો હોય (તો મને શ્રમ થાય, પણ તેમ નથી તેથી શ્રમ છે જ નહીં. તેથી તેં સાચું કહ્યું હોવાથી તે ઉપહાસ નથી), જાડાપણું વગેરે દેહાદિ સંઘાત માટે છે. (આત્માને ઉદ્દેશીને જાડો, પાતળો વગેરે) આ ભાષા જ્ઞાનીઓની નથી! ॥ ૯ ॥

त्वया यदुदितमुक्तं श्रमादि नास्तीति तद्व्यक्तं स्फुटं तत्तथैव। अविप्रलब्धं विप्रलम्भो न भवति। तदेवाह।

તારા દ્વારા જે **'उदितम्'** કહેવાયું કે તું થાક્યો નથી, તે **'व्यक्तम्'** સ્પષ્ટ છે તેમ જ તે યથાર્થ જ છે. (તેથી તેમાં) **'अविप्रलब्धम्'** ઉપહાસ નથી. તે જ કહે છે.

हे वीर, यदि भारो नाम कश्चित्स्यात्स च भर्तुर्वोढुर्देहस्य यदि स्यात्स च मे यदि प्रसक्तः स्यात्तर्हीदानीं भाराभावाद्विप्रलम्भः स्यान्न त्वेतदस्ति। भारस्य वोढुश्चानिरूप्यत्वान्मम च तत्संबन्धाभावात्।

હે વીર, જો ભાર નામની કોઈ વસ્તુ હોય તો તે **'भर्तुः'** ભાર ઊંચકનાર શરીરની સાથે સંબંધવાળી છે અને **'यदि स्यात् सः'** જો તે શરીર સાથે મારા સંબંધનો પ્રસંગ થાય તો (મને ભાર લાગે, પણ શરીરથી ભિન્ન ચિદ્રૂપ એવા મારે શરીર સાથે સંબંધ નથી, તેથી હું ઊંચકનાર નથી.) ભારનો જ અભાવ હોવાથી ઉપહાસ થાય? ન જ થાય, કારણ કે ભાર અને ભાર ઊંચકનારનું (તાત્ત્વિક રીતે) નિરૂપણ કરી શકાતું નથી અને મારે તેમની સાથે સંબંધ પણ નથી.

तथा गन्तुरधिगम्यं प्राप्यमध्वा वा यदि स्यात्। अद्धेति पाठे साक्षात्परमार्थतः। तच्च मे यदि स्यादित्यादि योज्यम्।

તે જ રીતે, જનારને **'अधिगम्यम्'** પ્રાપ્ત કરવા યોગ્ય પદાર્થ કે માર્ગ જો કોઈ હોય– **अध्वा** ને બદલે **अद्धा** એમ પાઠમાં સાક્ષાત્ પારમાર્થિક રીતે જો કોઈ વસ્તુ પ્રાપ્ય હોય અને જો મારે (જનાર કે જવા યોગ્ય પદાર્થ સાથે સંબંધ હોય તો મારો ઉપહાસ થયો ગણાય), એમ રચના કરવી.

यत्त्वयोक्तं नातिपीवेति तत्राह। चेतनमुद्दिश्य त्वं पीवेति प्रवादो विदां विदुषां न भवति, किंतु मूर्खाणाम्। यतोऽयं प्रवादो राशौ भूतसङ्घे देहे एव, न त्वात्मनि। देह एव पीनो नाहमित्यर्थः॥ ९॥

તમે જે કહ્યું કે (શરીરે) બહુ જાડા નથી, એ માટે ઉત્તર આપે છે – ચેતનને ઉદ્દેશીને તમે જાડા છો, આ ભાષા **'विदाम्'** જ્ઞાનીઓની નથી પરંતુ મૂર્ખાઓની છે કારણ કે આ વાત **'राशौ'** દેહાદિ સંઘાતને જ લાગુ પડે છે પરંતુ આત્માને લાગુ પડતી નથી. શરીર જ જાડું છે, હું નહીં એમ અર્થ છે. ॥૯॥

एतत्प्रपञ्चयति—**स्थौल्यमिति**।

(કેવળ જાડાપણું જ મારે નથી એમ નહીં, પણ અન્ય દેહધર્મો પણ મારે નથી.) એ વાત વિસ્તારપૂર્વક સમજાવે છે— **'स्थौल्यम् इति।'**

**स्थौल्यं कार्श्यं व्याधय आधयश्च**
**क्षुत्तृड्भयं कलिरिच्छा जरा च।**
**निद्रा रतिर्मन्युरहंमदः शुचो**
**देहेन जातस्य हि मे न सन्ति॥ १०**

સ્થૂળતા, કૃશતા, વ્યાધિઓ, મનની વ્યથાઓ, ક્ષુધા, તૃષા, ભય, ક્લેશ, ઈચ્છા, વૃદ્ધત્વ, નિદ્રા, પ્રેમ, ક્રોધ, અહંકાર, મદ અને શોક– (એ સર્વે) શરીરની સાથે જન્મેલાને ખરેખર હોય છે, મારે (તે દેહધર્મો) નથી. ॥૧૦॥

कलिः कलहः। अहंकारेण मदश्च। देहेन सह तदभिमानेन जातस्य हि भवन्ति, मम तु निरभिमानस्य न सन्ति। यद्वा देहे जाते यो जातस्तस्यैव तानि, मम तु तत्र न जातस्य न सन्ति॥ १०॥

**'कलिः'** કંકાસ, અહંકારથી મદ પણ, દેહની સાથે તે દેહાભિમાનથી જન્મેલાને જ (આ બધા) થાય છે. નિરભિમાની એવા મારે તો (અન્ય દેહધર્મો) નથી. અથવા શરીર જન્મે ત્યારે જે જન્મે છે તેને જ તે દેહધર્મો હોય છે. તે દેહાભિમાનની સ્થિતિમાં ન જન્મેલા એવા મારે તો તે બધા દેહધર્મો નથી. ॥૧૦॥

यच्चोक्तं जीवन्मृतोऽसीति तत्राप्याह।

વળી, જે કહેવાયું કે તું જીવતાં મરેલો છે, તે માટે પણ ઉત્તર આપે છે.

**जीवन्मृतत्वं नियमेन राजन्**
**आद्यन्तवद्यद्विकृतस्य दृष्टम्।**
**स्वस्वाम्यभावो ध्रुव ईड्य यत्र**
**तर्ह्युच्यतेऽसौ विधिकृत्ययोगः॥ ११**

હે સ્તુતિપાત્ર રાજા, જેને આદિ અને અંત છે તેવી વિકારવાળી વસ્તુનું જીવન અને મરણ જોવામાં આવ્યું છે. સ્વામી-સેવકભાવ જ્યાં સ્થિર હોય ત્યાં જ આજ્ઞા આપવી અને આજ્ઞાનું પાલન કરવું, એ નિયમ યોગ્ય છે. ॥૧૧॥

जीवन्मृतत्वं न केवलं मम, किंतु विकृतस्य सर्वस्यापि परिणामिनो दृष्टम्। यद्यस्माद्विकृतं प्रतिक्षणमाद्यन्तवत्।

જીવન અને મરણ મારે એકલાને જ નથી પરંતુ બધી **'विकृतस्य'** પરિણામવાળી વસ્તુઓને જોવામાં આવ્યું છે. **'यत्'** કારણ કે વિકારવાળી વસ્તુ પ્રતિક્ષણે આદિ અને અંતવાળી છે.

यदुक्तं भर्तृशासनमतिचरसीति तत्राह। स्वं च स्वाम्यं च तयोर्भावः सत्ता। हे ईड्य, यत्र पक्षे ध्रुवो यदि व्यवस्थितः स्यादित्यर्थः। तर्हि विधिर्नियोगः कृत्यं कर्म तयोर्योगो ध्रुव उच्यते उचितो भवति। उच समवाये इति धातुः। यदि तु तव राज्यभ्रंशो मम च राज्यं स्यात्तदा सर्वमेतद्विपरीतं स्यादित्यर्थः॥ ११॥

જે કહેવાયું કે સ્વામીની આજ્ઞાનું ઉલ્લંઘન કરે છે, તે માટે ઉત્તર આપે છે. **'स्वस्वाम्यभावः'** સેવકપણું અને સ્વામીપણું એ બંનેનું હોવું. હે સ્તુતિયોગ્ય રાજા, જે પક્ષમાં (સ્વામી-સેવકભાવ) **'ध्रुवः'** સ્થિર હોય એમ અર્થ છે. તો **'विधिः'** આજ્ઞા આપવી અને **'कृत्यम्'** આજ્ઞાનું પાલન કરવું– તે બંનેનો સંબંધ ઉચિત બને છે. **उच** ધાતુ યોગ્ય સંબંધ હોવાના અર્થમાં છે. પરંતુ જો તમે રાજ્યભ્રષ્ટ થાઓ અને રાજ્ય મારું થાય તો આ (સ્વામી-સેવકભાવ) વિપરીત થાય, એમ અર્થ છે. ॥૧૧॥

ननु यावद्राजाहं तावत्तव स्वामी भवाम्येवेति चेत्तत्राह।

શંકા કરવામાં આવી છે કે (કદાચ રાજા રહૂગણ કહે કે સ્વામી-સેવકપણું ભલે અસ્થિર હોય પણ) જ્યાં સુધી હું રાજા છું, ત્યાં સુધી તો હું તારો સ્વામી છું જ! તો તે માટે ઉત્તર આપે છે.

**विशेषबुद्धेर्विवरं मनाक् च**
**पश्याम यन्न व्यवहारतोऽन्यत्।**
**क ईश्वरस्तत्र किमीशितव्यं**
**तथापि राजन् करवाम किं ते॥ १२**

(સ્વામી-સેવકનો) ભેદ એ બુદ્ધિનું ક્ષેત્ર છે, જેને વ્યવહાર સિવાય બીજું કાંઈ જ અમે જોતા નથી, (પારમાર્થિક દૃષ્ટિએ) તેમાં સ્વામી કોણ ને શાસન કરવા યોગ્ય સેવક કોણ? છતાં પણ હે રાજા, (તમને હું રાજા છું એમ જ અભિમાન હોય તો આજ્ઞા કરો કે) અમે તમારી શી સેવા કરીએ? ॥૧૨॥

विशेषो राजभृत्यादिभेदस्तद्बुद्धेर्विवर-मवकाशं व्यवहारादन्यन्न पश्याम। मनाक् च ईषदपि। अथापि तवायमभिमानश्चेत्तर्हि ब्रूहि किं ते करवामेति॥ १२॥

સ્વામી-સેવક વગેરે **'विशेषः'** ભેદ એ બુદ્ધિનું **'विवरम्'** ક્ષેત્ર છે. તેને વ્યવહાર સિવાય બીજું કાંઈ જ અમે જોતા નથી. **'मनाक् च'** સહેજ પણ. તેમ છતાં હે રાજા, તમને જો એમ જ અભિમાન હોય કે હું રાજા છું તો કહો, અમે તમારી શી સેવા કરીએ?॥૧૨॥

यत्तूक्तं प्रमत्तस्य ते चिकित्सां करोमि यथा स्वां प्रकृतिं भजिष्यस इति तत्राह।

વળી, જે કહેવાયું કે પાગલ એવા તને હું શિક્ષા કરું છું, કે જેથી તું તારા મૂળ સ્વભાવ પર આવે– તે માટે ઉત્તર આપે છે.

**उन्मत्तमत्तजडवत्स्वसंस्थां**
**गतस्य मे वीर चिकित्सितेन।**
**अर्थः कियान्भवता शिक्षितेन**
**स्तब्धप्रमत्तस्य च पिष्टपेषः॥ १३**

हे वीर! પાગલ, મસ્ત અને જડની જેમ રહેતા તથા બ્રહ્મભાવને પ્રાપ્ત થયેલા એવા મારો તમારા દ્વારા કરવામાં આવેલી શિખામણથી કે શિક્ષાથી કેટલો અર્થ સરવાનો છે? ગાફેલ અને મૂર્ખને (શિક્ષા કરવી એ) પિસાયેલાને ફરીથી પીસવા જેવું (વ્યર્થ જ) છે. ॥ ૧૩ ॥

उन्मत्तादिवद्वर्तमानस्य वस्तुतः स्वसंस्थां ब्रह्मभावं गतस्य भवता कृतेन चिकित्सितेन दण्डेन शिक्षितेन वा कियानर्थः। मुक्तस्यार्थानर्थयोर-संभवात्। यदि पुनरहं न मुक्तः किंतु प्रमत्तः स्तब्ध एव तथापि मम शिक्षादिकं पिष्टपेषण-वद्व्यर्थमित्यर्थः। न हि जडस्वभावः शिक्षयापि पटूकर्तुं शक्यत इति ॥ १३॥

પાગલ વગેરેની જેમ રહેતા અને વાસ્તવમાં **'स्वसंस्थाम्'** બ્રહ્મભાવને પ્રાપ્ત થયેલા એવા મારો તમારા દ્વારા કરવામાં આવેલા **'चिकित्सितेन'** દંડ કે શિખામણથી કેટલો અર્થ સરવાનો છે? કારણ કે મુક્ત પુરુષને અર્થ અને અનર્થનો સંભવ નથી. વળી, જો હું મુક્ત ન હોઉં પરંતુ ગાફેલ અને મૂર્ખ જ હોઉં, તો પણ મને કરવામાં આવેલાં શિક્ષાદિ પિષ્ટપેષણની જેમ વ્યર્થ જ છે, એમ અર્થ છે. ખરેખર, જડસ્વભાવવાળાને શિક્ષાથી ચતુર બનાવવો-સુધારવો શક્ય નથી. ॥ ૧૩ ॥

**वंशीधरी**—यथा पिष्टं वस्तु प्रहारेणाप्यपिष्टं न भवति कि न्त्वतिपिष्टं भवति तथा प्रमत्तस्य दण्डेन प्रमत्तता न शाम्यति किंत्वतिप्रमत्तता स्यादिति भावः।

જેમ પિસાયેલી વસ્તુ પ્રહાર કરવાથી પિસાયા વગરની નથી થતી પરંતુ વધારે પિસાય છે, તેમ શિક્ષા કરવાથી ગાફેલની અસાવધાનતા દૂર થતી નથી, પણ ખૂબ જ વધી જાય છે, એવો ભાવ છે.

**श्रीशुक उवाच**

**एतावदनुवादपरिभाषया प्रत्युदीर्य मुनिवर उपशमशील उपरतानात्म्यनिमित्त उपभोगेन कर्मारब्धं व्यपनयन् राजयानमपि तथोवाह॥ १४॥**

**શ્રીશુકદેવજી બોલ્યા** – રાજાએ કહેલાં વચનને આટલે સુધી પુનઃ કહેવારૂપ ભાષણ દ્વારા તે રાજાને પ્રત્યુત્તર આપી, ઉપભોગ દ્વારા પ્રારબ્ધકર્મનો નાશ કરતા એવા શાન્ત સ્વભાવવાળા મુનિવર જડભરતજી, કે જેમની દેહ ઉપર આત્મભાવ કરાવનારી અવિદ્યા દૂર થઈ હતી, તેમણે પહેલાંની જેમ રાજાની પાલખી ઉપાડવા માંડી. ॥ ૧૪ ॥

अनुवादरूपया परिभाषया भाषणेन तं प्रत्युत्तरं दत्त्वा। उपरतमनात्म्ये देहात्मत्वे निमित्तमविद्या यस्य। आरब्धफलं कर्म क्षपयन्॥ १४॥

કહેલાં વચનને ફરીથી કહેવારૂપ **'परिभाषया'** ભાષણ વડે તે રાજાને પ્રત્યુત્તર આપીને– **'उपरतम्-अनात्म्ये'** દેહ ઉપર આત્મભાવ હોવા માટે કારણરૂપ અવિદ્યા દૂર થઈ હતી જેમની– પ્રારબ્ધફળરૂપ કર્મનો નાશ કરતા (તેમણે રાજાની પાલખી ઉપાડી.) ॥ ૧૪ ॥

**स चापि पाण्डवेय सिन्धुसौवीरपतिस्तत्त्वजिज्ञासायां सम्यक् श्रद्धयाधिकृताधिकारस्तद्धृदयग्रन्थिमोचनं द्विजवच आश्रुत्य बहुयोगग्रन्थसंमतं त्वरयावरुह्य शिरसा पादमूलमुपसृतः क्षमापयन्विगतनृपदेवस्मय उवाच॥ १५॥**

हे पाण्डवेय, सम्यग्या श्रद्धा तयैव तत्त्वजिज्ञासायां प्राप्तोऽधिकारो येन। यथा दर्शपूर्णमासाधिकृतस्यैव गोदोहनेन पशुकामस्याप: प्रणयेदिति गुणफलसंबन्धेऽप्यधिकार: एवं सात्त्विकश्रद्धायामधिकृतस्यैवास्यामधिकार इत्यर्थ:।

बहुयोगग्रन्थसंमतं द्विजस्य तद्वच: श्रुत्वा विगतो नृपदेवोऽधिराज इति गर्वो यस्य॥ १५॥

हे પાંડવપુત્ર પરીક્ષિત, સાત્ત્વિક શ્રદ્ધાથી અધિકારી થઈને તત્ત્વજિજ્ઞાસા માટે જેમણે અધિકાર પ્રાપ્ત કર્યો છે, તે સિન્ધુસૌવીરનરેશ રહૂગણ પણ હૃદયગ્રન્થિનું છેદન કરનાર તથા જ્ઞાનયોગનાં અનેક શાસ્ત્રોને સમ્મત એવું બ્રાહ્મણ જડભરતજીનું વચન સાંભળી ત્વરાપૂર્વક (પાલખીમાંથી) ઊતરી, રાજાધિરાજ હોવાના ગર્વથી રહિત થઈ તેમના ચરણમાં પડી ક્ષમા યાચતા કહેવા લાગ્યા. ॥ ૧૫ ॥

હે પાંડવપુત્ર, જે સાત્ત્વિક શ્રદ્ધા છે તેના વડે જ તત્ત્વને જાણવાની ઈચ્છા માટે પ્રાપ્ત કર્યો છે અધિકાર જેમણે. જેમ દર્શપૂર્ણમાસયજ્ઞ માટેના અધિકારી, પશુઓની કામનાવાળા પુરુષે જ ગાયનું દૂધ દોહવાના ગોદોહન-પાત્રથી (યજ્ઞક્રિયામાં) જળ લઈ જવું જોઈએ, એટલે ગુણ(સાધન) અને (પશુપ્રાપ્તિરૂપી) ફળના સંબંધ વિષે પણ અધિકાર છે, તેમ સાત્ત્વિક શ્રદ્ધાના અધિકારીને જ આ તત્ત્વજિજ્ઞાસામાં અધિકાર છે, એમ અર્થ છે.

જ્ઞાનયોગનાં અનેક શાસ્ત્રોને સમ્મત એવું દ્વિજ ભરતજીનું તે વચન સાંભળીને **'नृपदेवः'** રાજાધિરાજ હોવાનો ગર્વ જેમનો દૂર થઈ ગયો છે. ॥ ૧૫ ॥

**कस्त्वं निगूढश्चरसि द्विजानां**
**बिभर्षि सूत्रं कतमोऽवधूतः।**
**कस्यासि कुत्रत्य इहापि कस्मात्**
**क्षेमाय नश्चेदसि नोत शुक्लः॥ १६**

द्विजानां मध्ये कतम:। यत: सूत्रमुपवीतं बिभर्षि। यद्वा दत्तात्रेयादीनां मध्ये कतमोऽवधूत:। इहापि कस्माद्धेतो: प्राप्त:। नोऽस्माकं क्षेमाय चेत्प्राप्तस्तर्हि शुक्ल: कपिलो मुनिर्न भवसि किम्। उतेति वितर्के॥ १६॥

(રાજા રહૂગણ બોલ્યા) ગુપ્તરૂપે આપ કોણ વિચરી રહ્યા છો? (મરીચિ વગેરે) ભૂદેવોમાંથી આપ કોણ છો? (કારણ કે) આપ ઉપવીત ધારણ કરો છો. કે પછી દત્તાત્રેયાદિમાંથી કયા અવધૂત છો? આપ કોના પુત્ર છો? આપ ક્યાં નિવાસ કરો છો? અને અહીં કયા હેતુસર પધાર્યા છો? અમારું કલ્યાણ કરવા જો આપ અહીં પધાર્યા છો, તો આપ શુક્લનારાયણ ભગવાન કપિલમુનિ તો નથી ને?॥ ૧૬ ॥

(મરીચિ વગેરે) ભૂદેવોમાંથી આપ કોણ છો? કારણ કે આપ **'सूत्रम्'** જનોઈ ધારણ કરો છો. કે પછી દત્તાત્રેયાદિમાંથી કયા અવધૂત છો? અને અહીં પણ કયા હેતુસર પધાર્યા છો? **नः** અમારું કલ્યાણ કરવા જો આપ અહીં પધાર્યા છો, તો **'शुक्लः'** સત્ત્વમૂર્તિ ભગવાન કપિલમુનિ તો નથી ને ? **'उत'** એમ તર્ક કરવા માટે કહે છે. ॥ ૧૬ ॥

किमनया चिन्तया शिबिकां तावद्वहामीति चेदत आह—**नाहमिति**।

**नाहं विशङ्के सुरराजवज्रा-**
**न्न त्र्यक्षशूलान्न यमस्य दण्डात्।**
**नाग्न्यर्कसोमानिलवित्तपास्त्रा-**
**च्छङ्के भृशं ब्रह्मकुलावमानात्॥ १७**

वित्तपः कुबेरः॥ १७॥

**तद्ब्रह्मसङ्गो जडवन्निगूढ-**
**विज्ञानवीर्यो विचरस्यपारः।**
**वचांसि योगग्रथितानि साधो**
**न नः क्षमन्ते मनसापि भेत्तुम्॥ १८**

यस्माद्भृशं शङ्के तत्तस्मात् कस्त्वमित्यादि-प्रश्नानामुत्तरं ब्रूहि। निगूढं पिहितं विज्ञानरूपं वीर्यं प्रभावो येन। अपारोऽनन्तमहिमा। तत्र हेतुः— नो मनसापि भेत्तुं न क्षमं न शक्यम्। किं भेत्तुमित्यपेक्षायामाह—ते वचांसीति। यद्वा मनसा युक्ताः सूक्ष्मदृष्टयोऽपि भेत्तुं न शक्नुवन्तीत्यर्थः ॥ १८॥

સ્વસ્ય જ્ઞાનાર્થિતાં દર્શયતિ—**अहं चेति**।

**अहं च योगेश्वरमात्मतत्त्व-**
**विदां मुनीनां परमं गुरुं वै।**
**प्रष्टुं प्रवृत्तः किमिहारणं तत्**
**साक्षाद्धरिं ज्ञानकलावतीर्णम्॥ १९**

હું પાલખી ઉપાડું છું ત્યાં સુધી આ ચિંતાથી તારે શું? એમ જો (જડભરતજી રાજાને કહે) તો તે માટે ઉત્તર આપે છે— **'न अहम् इति।'**

દેવરાજ ઈન્દ્રના વજ્રથી હું ભય નથી પામતો. ત્રિનેત્રધારી મહાદેવજીના ત્રિશૂળથી, યમરાજના દંડથી કે અગ્નિ, સૂર્ય, ચંદ્ર, વાયુ તથા કુબેરના અસ્ત્રથી પણ હું ભય નથી પામતો, (પરંતુ) બ્રાહ્મણકુળના અપમાનથી હું ખૂબ ભય પામું છું. ॥૧૭॥

**'वित्तपः'** ધનપતિ કુબેર ॥૧૭॥

માટે હે સાધુપુરુષ, વિજ્ઞાનરૂપી ગુપ્ત પ્રભાવવાળા તથા સંગરહિત એવા (જે) આપ જડની જેમ વિચરો છો, (તે આપ કોણ છો) તે કહો. (આપનો મહિમા) અનંત છે કારણ કે આપનાં યોગયુક્ત વચનોનો તાગ મેળવવા માટે મનથી પણ અમારું સામર્થ્ય નથી.॥ ૧૮ ॥

કારણ કે હું ખૂબ ભય પામું છું, **'तत्'** તેથી આપ કોણ છો? વગેરે પ્રશ્નોના ઉત્તર આપો. **'निगूढम्'** ગુપ્ત છે વિજ્ઞાનરૂપી **'वीर्यम्'** પ્રભાવ જેમનો— **'अपारः'** (આપનો) અનંત મહિમા છે, તે માટેનું કારણ આપે છે— અમારા મન વડે પણ (આપનાં **'ते वचांसि'** વચનોનો અભિપ્રાય) જાણી **'न क्षमम्'** ન શકાય તેવો આપનો મહિમા છે. શું જાણવા માટે, તેવી અપેક્ષાથી કહે છે— **'ते वचांसि इति।'** અથવા **'मनसा' ( युक्ताः )** અતિસૂક્ષ્મ બુદ્ધિવાળા જનો પણ આપનાં વચનોનો તાગ મેળવવા (**'न क्षमन्ते'**) સમર્થ નથી, એમ અર્થ છે. ॥૧૮॥

જ્ઞાન મેળવવાનું પોતાનું પ્રયોજન જણાવે છે— **'अहं च इति।'**

હું પણ આત્મજ્ઞાની મુનિઓના પરમ ગુરુ અને (શ્રીહરિની) જ્ઞાનશક્તિથી અવતરિત થયેલ, સાક્ષાત્ શ્રીહરિસ્વરૂપ યોગેશ્વર ભગવાન કપિલજીને પૂછવા માટે જઈ રહ્યો છું, કે આ સંસારમાં (એક માત્ર) શરણ લેવા યોગ્ય કોણ છે? ॥૧૯॥

इह संसारे यदरणं शरणं तत्किमिति प्रष्टुं प्रवृत्तोऽस्मि। ज्ञानशक्त्यावतीर्णं कपिलम्॥ १९ ॥

**स वै भवाँल्लोकनिरीक्षणार्थ-**
**मव्यक्तलिङ्गो विचरत्यपिस्वित्।**
**योगेश्वराणां गतिमन्धबुद्धिः**
**कथं विचक्षीत गृहानुबन्धः॥ २०**

स एव भवान्किंस्विदेवं विचरति। गृहाविष्टः कथं विचक्षीत पश्येत्॥ २०॥

एवं तत्स्वरूपं पृष्ट्वा तदुक्तोत्तराण्याक्षिपति। तत्र यदुक्तं मम श्रमो नास्तीति तत्राह— **दृष्ट इति।**

**दृष्टः श्रमः कर्मत आत्मनो वै**
**भर्तुर्गन्तुर्भवतश्चानुमन्ये ।**
**यथाऽसतोदानयनाद्यभावात्**
**समूल इष्टो व्यवहारमार्गः॥ २१**

आत्मनो मे। अनुमन्ये अनुमिमे, अनुमानं चैवम्—भवान्भारवाहनादिना श्रान्तः कर्तृत्वात्, यः कर्ता स श्राम्यति, यथाहं युद्धादिकर्तेति।

नन्विदं व्यवहारमात्रं न तु सत्यम्, यदुक्तं व्यवहारतोऽन्यन्न पश्यामीति तत्राह—यथेति। व्यवहारमार्गः प्रपञ्चः समूलः सप्रमाणक एव इष्टः यथा यथावत्। असता घटादिनोदकानयना-देरभावात्।

‘**इह**’ આ સંસારમાં જે ‘**अरणम्**’ શરણ (લેવા યોગ્ય) છે તે કોણ છે, એમ પૂછવા માટે હું પ્રવૃત્ત થયો છું. (શ્રીહરિની) જ્ઞાનશક્તિથી અવતરિત થયેલા કપિલ ભગવાનને ॥૧૯॥

તો શું આપ તે જ કપિલ ભગવાન, જાણી ન શકાય તેવા સ્વરૂપે આ લોકનું નિરીક્ષણ કરવા વિચરો છો? ઘરમાં આસક્ત થયેલો તેમ જ વિવેકબુદ્ધિહીન મનુષ્ય યોગેશ્વરોની ગતિ કેવી રીતે જાણી શકે?॥ ૨૦ ॥

તો શું આપ તે જ કપિલ ભગવાન વિચરો છો? ઘરમાં આસક્ત થયેલો મનુષ્ય કેવી રીતે ‘**विचक्षीत**’ જાણે? ॥૨૦॥

(જડભરતજીને) આ પ્રમાણે તેમના સ્વરૂપ વિષે પૂછીને તેમણે જે ઉત્તર આપ્યા હતા, તે માટે રાજા રહૂગણ આક્ષેપ કરે છે. તેમાં જે કહ્યું હતું કે મને શ્રમ નથી, (શ્લોક-૯) તે માટે કહે છે— ‘**दृष्टः इति।**’

(યુદ્ધાદિ) કર્મ કરવાથી મને શ્રમ થતો હોય તેમ હું જોઉં જ છું. ભાર ઊંચકનાર અને માર્ગે જનાર એવા આપને પણ શ્રમ થાય છે તેમ હું અનુમાન કરું છું. જેમ કે મિથ્યા (ઘટાદિ) પદાર્થ વડે જળ લાવવું વગેરે ન થઈ શકે (તેથી) વ્યવહાર માર્ગ સાચો અને ઈષ્ટ છે. ॥ ૨૧ ॥

‘**आत्मनः**’ મને (શ્રમ થતો હું જોઉં છું.) ‘**अनुमन्ये**’ હું અનુમાન કરું છું અને અનુમાન આ પ્રમાણે છે– ભાર વહન કરવા વગેરેથી આપ શ્રમિત થાઓ છો કારણ કે આપ કર્તા છો. જે કરનાર હોય તે શ્રમિત થાય છે. જેમ કે હું યુદ્ધાદિ કરનાર છું (તેથી તેમાં મને શ્રમ થાય છે.)

શંકા કરે છે કે આ વ્યવહાર માત્ર જ છે પરંતુ સત્ય નથી, એમ જે કહ્યું તેમાં વ્યવહારથી અન્ય હું જોતો નથી. તે માટે કહે છે – ‘**यथा इति।**’ વ્યવહારમાર્ગરૂપ પ્રપંચ ‘**समूलः**’ પ્રમાણભૂત જ છે તેમ જ ઈચ્છવા યોગ્ય છે. ‘**यथा**’ જેમ મિથ્યા ઘટાદિથી જળ લાવવું વગેરે થઈ શકે નહીં તેમ.

एवं प्रयोगः—प्रपञ्चः सत्यः, अर्थक्रियाकारित्वात्, यः पुनरसत्यः नासावर्थक्रियाकारी, यथा मिथ्या घटादिरिति॥ २१ ॥

સિદ્ધાન્ત આ પ્રમાણે છે – પ્રપંચ સત્ય હોવો જોઈએ કારણ કે પ્રપંચ પ્રયોજનની ક્રિયાઓને સાધી આપે છે. વળી, જે અસત્ય હોય તે પદાર્થ કોઈ અર્થક્રિયાઓ સાધી શકે નહીં, જેમ કે મિથ્યા ઘટાદિ (જળ લાવી શકે નહીં તેમ). ॥ ૨૧ ॥

यदुक्तमुपाधिधर्माः स्थौल्यादयो मे न वस्तुतः सन्तीति तत्रौपाधिकत्वेऽपि सत्यत्वं किं न स्यादित्याह।

(જડભરતજીએ) જે કહ્યું કે સ્થૂળતા વગેરે ઉપાધિના ધર્મો વસ્તુતઃ મારે નથી. (શ્લોક-૧૦), તે માટે કહે છે કે ઉપાધિરૂપ હોવા છતાં પણ તેમાં સત્યત્વ કેમ ન હોઈ શકે?

**स्थाल्यग्नितापात्पयसोऽभिताप-**
**स्तत्तापतस्तण्डुलगर्भरन्धिः ।**
**देहेन्द्रियास्वाशयसन्निकर्षात्**
**तत्संसृतिः पुरुषस्यानुरोधात्॥ २२**

તપેલીને અગ્નિનો તાપ લાગવાથી (તેની અંદર રહેલા) દૂધને તાપ લાગે છે. તે દૂધને તાપ લાગવાથી (તેની અંદર તે જ રીતે નાખવામાં આવેલા) ચોખાના ગર્ભને તાપ લાગતાં (ભાત) રંધાય છે. દેહ, ઈન્દ્રિય, પ્રાણ અને અંતઃકરણ સાથે સંબંધ થવાથી ઉપાધિધર્મોની પરંપરાને અનુસરીને પુરુષને સંસાર થાય છે. ॥ ૨૨ ॥

स्थाल्या अग्निना तापात्तन्मध्यवर्तिनः क्षीरस्य तापः तस्य तापात्तण्डुलानां बहिर्भागस्य ततस्तद्गर्भस्य च रन्धिः पाकः। न चात्र किंचिन्मिथ्या। एवं देहादिभिः संनिकर्षात्संबन्धात्तन्निमित्ता संसृतिः पुरुषस्य भवति। असवः प्राणाः। आशयो मनः। अनुरोधादुपाधिधर्मानुवृत्तेः। तथा हि निदाघादिना देहे तप्ते इन्द्रियाणां तापस्ततः प्राणस्य ततो मनस इत्येवं यथायथमूह्यम्॥ २२॥

અગ્નિ દ્વારા થતા તપેલીના તાપથી તેમાં (રહેલું દૂધ ગરમ થાય છે) તે દૂધના તાપથી તેમાં નાખવામાં આવેલા ચોખાનો બહારનો ભાગ અને પછી તેની અંદરનો ભાગ **'रन्धिः'** રંધાય છે. અહીં કાંઈ પણ મિથ્યા નથી. આ જ પ્રમાણે દેહાદિ સાથેના **'सन्निकर्षात्'** સંબંધને કારણે પુરુષને સંસાર થાય છે. **'असवः'** પ્રાણ, **'आशयः'** મન, **'अनुरोधात्'** ઉપાધિધર્મોની પરંપરાને અનુસરવાથી– જેમ કે ગ્રીષ્મના તાપથી જ્યારે શરીર તપે છે, ત્યારે ઈન્દ્રિયોને પણ તાપ લાગે છે. ઈન્દ્રિયોને તાપ લાગતાં પ્રાણને તાપ લાગે છે. પ્રાણ તપતાં મન તપે છે. એ પ્રમાણે યોગ્ય હોય તેમ તર્ક કરવો જોઈએ. ॥ ૨૨ ॥

यदुक्तं स्वस्वाम्यभावो ध्रुव इति तत्राह—**शास्तेति।**

(જડભરતજીએ) જે કહ્યું કે સ્વામી-સેવક ભાવ સ્થિર હોય (તો આજ્ઞા કરવી. શ્લોક-૧૧), તે માટે ઉત્તર આપે છે— **'शास्ता इति।'**

**शास्ताभिगोप्ता नृपतिः प्रजानां**
**यः किङ्करो वै न पिनष्टि पिष्टम्।**
**स्वधर्ममाराधनमच्युतस्य**
**यदीहमानो विजहात्यघौघम्॥ २३**

अध्रुवत्वेऽपि यदा यो नृपतिः स प्रजानां शास्ता गोप्ता च। यच्चोक्तं स्तब्धादेः शिक्षा पिष्टपेष इति तत्राह—योऽच्युतस्य किङ्करः स पिष्टं न पिनष्टि निष्फलं न करोति। स्तब्धत्वाद्यनपगमेऽपि शास्तुरीश्वराज्ञासंपादनेनैव सफलत्वात्तदाह। स्वधर्मरूपमच्युतस्याराधनं कुर्वन्यस्मादघौघं विजहाति॥ २३॥

**वंशीधरी—**एतेन मम धर्मस्य शासनादिलक्षणस्य त्वद्दृष्ट्या विगुणत्वेऽपि मम तु श्रेयस्करमेव तत् 'श्रेयान्स्वधर्मो विगुणः' इति श्रीमुखोक्तेः।

**तन्मे भवान्नरदेवाभिमान-**
**मदेन तुच्छीकृतसत्तमस्य।**
**कृषीष्ट मैत्रीदृशमार्तबन्धो**
**यथा तरे सदवध्यानमंहः॥ २४**

यस्मादेवं मम त्वदुक्तं विपरीतं प्रतिभाति तत्तस्मान्नरदेवाभिमानमदेन तुच्छीकृतास्तिरस्कृताः सत्तमा भवादृशा येन तस्य मे मैत्रीदृशं स्नेहयुक्तां दृष्टिं कृषीष्ट करोतु। सतामवज्ञारूपं पापं यथा तरिष्यामि॥ २४॥

પ્રજાનો શાસક અને રક્ષક એવો રાજા કે જે અચ્યુત ભગવાનનો સેવક છે તે ખરેખર પીસેલાને નથી પીસતો (અર્થાત્ કાંઈ વ્યર્થ નથી જ કરતો) કારણ કે અચ્યુત ભગવાનની સ્વધર્માચરણરૂપ આરાધના કરતો તે રાજા પાપરાશિનો ત્યાગ કરે છે.॥ ૨૩ ॥

સ્વામી-સેવકભાવ અસ્થિર હોય તો પણ જે રાજા છે તે પ્રજાનો શાસક અને રક્ષક છે. વળી, જે કહ્યું કે મૂર્ખ વગેરેને શિખામણ આપવી તે પીસેલાને પીસવા જેવું (નિરર્થક છે. શ્લોક-૧૩), તે માટે કહે છે– જે અચ્યુત ભગવાનનો સેવક છે તે **'पिष्टं न पिनष्टि'** પીસેલાને નથી પીસતો (વ્યર્થ કાંઈ નથી કરતો), કારણ કે મૂર્ખતા વગેરે દૂર ન થાય તો પણ શાસન કરનાર રાજાની, ઈશ્વરની આજ્ઞાના પાલન કરવા દ્વારા જ સફળતા થાય છે, જેને કારણે સ્વધર્માચરણરૂપ ઈશ્વરારાધન કરતા તે રાજા પાપરાશિનો ત્યાગ કરે છે. ॥ ૨૩ ॥

આ સ્વધર્માચરણરૂપ ઈશ્વરારાધનથી શાસન વગેરેના લક્ષણરૂપ મારો ધર્મ તમારી દૃષ્ટિએ ગુણરહિત હોવા છતાં પણ મારે માટે તો શ્રેયસ્કર જ છે. તેથી 'સારી રીતે આચરણ કરેલો પોતાનો ધર્મ ગુણરહિત (હોવા છતાં પણ) વધારે કલ્યાણકારક છે.' (ગીતા ૩/૩૫, ૧૮/૪૭) એમ શ્રીમુખની વાણી છે.

તેથી હે દીનબંધુ, રાજા હોવાના અભિમાનના મદથી આપ જેવા પરમસંતનું અપમાન કરનાર મારા ઉપર પરમસંત કૃપાદૃષ્ટિ કરે, જેથી સાધુની અવજ્ઞારૂપ અપરાધને હું તરી જાઉં. ॥ ૨૪ ॥

આમ, જે કારણે આપનું વચન મને વિપરીત લાગે છે, **'तत्'** તેથી રાજા હોવાના અભિમાનના મદથી **'तुच्छीकृताः'** તિરસ્કૃત થયા છે આપના જેવા પરમસંત જેના દ્વારા, તેવા મારી ઉપર પરમસંત **'मैत्रीदृशम्'** કૃપાદૃષ્ટિ **'कृषीष्ट'** કરે, કે જેથી સંતની અવજ્ઞારૂપ પાપને હું તરી જાઉં. ॥ ૨૪ ॥

ननु ममावज्ञाकृतविकाराभावात्कुतः पापं तत्राह—**नेति।**

**न विक्रिया विश्वसुहृत्सखस्य**
**साम्येन वीताभिमतेस्तवापि।**
**महद्विमानात्स्वकृताद्धि मादृङ्**
**नङ्क्ष्यत्यदूरादपि शूलपाणिः॥ २५**

यद्यपि तव विक्रिया नास्ति। विश्वस्य सुहृच्चासौ सखा च तस्य। अतः सर्वत्र साम्येन स्वदेहे विगताभिमानस्य। तथापि महतामवमानान्मादृशो विनङ्क्ष्यति। अदूरात्क्षिप्रम्। शूलपाणिरिवातिसमर्थोऽपीत्यर्थः॥ २५॥

શંકા કરવામાં આવી છે કે કદાચ જડભરતજી કહે કે તેં કરેલા અપમાનથી મને વિકાર થયો નથી તો પાપ કેવી રીતે લાગે? તે માટે કહે છે— **'न इति।'**

સર્વમાં સમાન ભાવ હોવાને કારણે દેહાભિમાનથી રહિત તેમ જ વિશ્વના સુહૃદ અને સખા એવા આપને તો કોઈ વિકાર નથી, તો પણ પોતે કરેલા મહાત્માના અપમાનથી મારા જેવો પુરુષ ત્રિશૂળપાણિ ભગવાન શંકર સમાન (અતિસમર્થ હોવા છતાં) થોડા જ સમયમાં અવશ્ય નાશ પામશે. ॥ ૨૫ ॥

જો કે આપને વિકાર નથી થતો. વિશ્વના તે હિતેચ્છુ પણ છે અને મિત્ર પણ છે એવા તેમને— આથી સર્વમાં સમાન ભાવ હોવાને કારણે પોતાના દેહમાં જેમને અભિમાન નથી. તેમ છતાં પણ મહાન પુરુષના અપમાનથી મારા જેવો પુરુષ નાશ પામશે. **'अदूरात्'** શીઘ્ર— ત્રિશૂળપાણિ ભગવાન શંકર જેવો અતિસમર્થ હોવા છતાં, એમ અર્થ છે.॥ ૨૫ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां पञ्चमस्कन्धे दशमोऽध्यायः॥ १०॥
इति श्रीमद्भागवते महापुराणे पञ्चमस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां दशमोऽध्यायः॥ १०॥

*****

# अथ एकादशोऽध्यायः

## રાજા રહૂગણને ભરતજીનો ઉપદેશ

एकादशे तु संपृष्टो रहूगणमहीभृता।
उपादिशत्परं ज्ञानं स योगीति निगद्यते॥ १

રાજા રહૂગણ દ્વારા પ્રશ્ન કરવામાં આવેલા એવા તે યોગી જડભરતજીએ પરમ જ્ઞાનનો ઉપદેશ આપ્યો, તે કથા અગિયારમા અધ્યાયમાં કહેવામાં આવે છે.॥ ૧ ॥

ब्राह्मण उवाच

**अकोविदः कोविदवादवादान्**
**वदस्यथो नातिविदां वरिष्ठः।**
**न सूरयो हि व्यवहारमेनं**
**तत्त्वावमर्शेन सहामनन्ति॥ १**

**બ્રાહ્મણ (જડભરતજી બોલ્યા)** – અજ્ઞાની હોવા છતાં પણ તું વિદ્વાનોનાં વચનો જેવાં (તર્કવિતર્કયુક્ત) વચનો વદે છે, પણ તેથી તું મોટા વિદ્વાનોમાં શ્રેષ્ઠ નથી ગણાવાનો કારણ કે (જે સ્વામી-સેવક વગેરે લૌકિક વ્યવહારને તું સત્ય કહે છે) એ વ્યવહારને સર્વજ્ઞ (સૂરિ) જનો તત્ત્વવિચારવાળો કહેતા નથી. ॥ ૧ ॥

अकोविदोऽविद्वानपि त्वं कोविदानां वादा उद्ग्रहणिकास्तत्तुल्यान्वादानेव वदसि। अथो अतः अत्यन्तं विदुषां मध्ये श्रेष्ठो न भवसि। कुतः। हि यस्मात् यं स्वामिभृत्यादिलौकिकव्यवहारं त्वं सत्यमात्थ। एनं सूरयस्तत्त्वविचारेण सह न वदन्ति किंत्वविचारसुन्दरं वदन्ति। अतो न सत्यः॥ १॥

**'अकोविदः'** અજ્ઞાની હોવા છતાં પણ તું વિદ્વાનોનાં વચનો, તેમનાં વચનો જેવાં જ વચનો દલીલ કરવા માટે વદે છે. **'अथो'** આથી મહાન વિદ્વાનોમાં તું શ્રેષ્ઠ નથી થઈ જતો. શા માટે? **'हि'** કારણ કે જે સ્વામી-સેવક વગેરે લૌકિક વ્યવહારને તું સત્ય કહે છે, એને સર્વજ્ઞ જનો તત્ત્વવિચારવાળો નથી કહેતા પરંતુ અવિચારને કારણે સુંદર કહે છે માટે તે સત્ય નથી. ॥ ૧ ॥

वैदिकोऽपि कर्मव्यवहारो न सत्य इत्याह—**तथैवेति।**

વૈદિક (કામ્ય) કર્મોનો વ્યવહાર પણ સત્ય નથી, એમ કહે છે— **'तथा एव इति।'**

**तथैव राजन्नुरुगार्हमेध-**
**वितानविद्योरुविजृम्भितेषु ।**
**न वेदवादेषु हि तत्त्ववादः**
**प्रायेण शुद्धो नु चकास्ति साधुः॥ २**

એ જ પ્રમાણે હે રાજા, અધિકતર ગૃહસ્થજનોચિત યજ્ઞવિધિનો વિસ્તાર જેમાં છે તે (વિષયોવાળી) વિદ્યાઓમાં અધિક પ્રકટ થતા વેદવાદોમાં મોટેભાગે શુદ્ધ અને ઉત્તમ તત્ત્વવાદ અભિવ્યક્ત નથી જ થતો. ॥ ૨ ॥

उरवो गार्हा गृहसंबन्धिनो मेधा यज्ञास्तेषां वितानो विस्तारस्तद्विषयासु विद्यासु उरु अधिकं विजृम्भितेषु विलसितेषु वेदवादेषु तत्त्ववादो नु निश्चितं न चकास्ति न प्रकाशते। तथा च श्रुतिः—'नेह नानास्ति किंचन' इत्यादि।

અધિકતર **'गार्हाः'** ગૃહસ્થોને લગતા **'मेधाः'** યજ્ઞો, તેમનો **'वितानः'** વિસ્તાર જેમાં છે તે વિષયોવાળી વિદ્યાઓમાં **'उरु'** અધિક **'विजृम्भितेषु'** પ્રકટ થતા વેદવાદોમાં **'नु'** નિશ્ચિતપણે તત્ત્વવાદ **'न चकास्ति'** અભિવ્યક્ત નથી થતો. તે અનુસાર શ્રુતિ પણ છે. (શાસ્ત્રના ઉપદેશથી સંસ્કારયુક્ત થયેલા મન દ્વારા એકરસ બ્રહ્મ પ્રાપ્ય છે.) 'આ બ્રહ્મમાં કંઈ પણ ભેદ નથી.' (કઠ.ઉપ.૨/૧/૧૧) વગેરે.

शुद्धो हिंसादिशून्यः। साधू रागादिशून्यश्च प्रायेणेतीश्वरार्पितकर्मणां परमार्थफलत्वाभिप्राये-णोक्तम्॥ २॥

**'शुद्धः'** હિંસાદિથી રહિત, **'साधुः'** રાગદ્વેષથી રહિત **'प्रायेण'** 'ઘણું કરીને' જે કહ્યું તે, ઈશ્વરાર્પણ બુદ્ધિથી કરેલાં વૈદિક કર્મો પરમાર્થફળરૂપ છે, એ અભિપ્રાયથી કહ્યું છે. ॥ ૨ ॥

ननु श्रुतवेदान्तस्यापि पुंसः कर्मसु प्रवृत्तेः कथमसत्यता तत्राह—**नेति।**

હવે શંકા કરે છે કે (સાંગોપાંગ સમસ્ત) વેદાન્તનું શ્રવણ કર્યું હોય તેવા મનુષ્યની પણ (વૈદિક કામ્ય)કર્મોમાં પ્રવૃત્તિ હોય છે, તો પછી તે કર્મો અયથાર્થ કેવી રીતે હોઈ શકે? તે માટે કહે છે— **'न इति'**

**न तस्य तत्त्वग्रहणाय साक्षाद्**
**वरीयसीरपि वाचः समासन्।**
**स्वप्ने निरुक्त्या गृहमेधिसौख्यं**
**न यस्य हेयानुमितं स्वयं स्यात्॥ ३**

(સ્વપ્નમાં ભોગો અસ્થાયી છે તેમ જ સ્વપ્ન નાશવંત અને મિથ્યા છે એવા) સ્વપ્નના દૃષ્ટાન્તથી ગૃહસ્થોચિત યજ્ઞાદિ કર્મોથી પ્રાપ્ત થનારું (સ્વર્ગાદિ) સુખ (પણ સ્વપ્ન જેવું મિથ્યા હોઈ) ત્યજવા યોગ્ય છે, એમ જે મનુષ્યે પોતે પોતાની મેળે અનુમાન કર્યું નથી તેવા મનુષ્યને યથાવત્ તત્ત્વજ્ઞાન કરાવવા માટે સર્વ પ્રમાણોમાં શ્રેષ્ઠ એવી ઉપનિષદ્‌ની વાણી પણ સમર્થ નથી. ॥ ૩ ॥

साक्षाद्यथावत्तत्त्वज्ञानाय वरीयस्योऽपि वेदान्तवाचस्तस्य न सम्यगासन्बभूवुः। स्वप्ने या निरुक्तिस्तस्याः स्वप्नदृष्टान्तेन दृश्यत्वादिहेतुना। स्वयमेव हेयत्वेनानुमितं यस्य न स्यात्॥ ३॥

તે મનુષ્યને **'साक्षात्'** યથાવત્ તત્ત્વજ્ઞાન કરાવવા માટે સર્વ પ્રમાણોમાં શ્રેષ્ઠ હોવા છતાં વેદાંતની વાણી પણ સમર્થ નથી. સ્વપ્નમાં જે નિરુક્તિ છે તેના દૃષ્ટાંતથી સ્વપ્નમાં ભોગ્ય પદાર્થો જોઈ શકાય છે અને તરત જ નાશ પામી જાય છે તે કારણે ગૃહસ્થાશ્રમનું સુખ ત્યાજ્ય છે, એમ જે મનુષ્યે પોતાની જાતે અનુમાન નથી કર્યું (તેને તત્ત્વજ્ઞાન કરાવવામાં ઉપનિષદ્‌વાક્ય પણ સમર્થ નથી. બીજા ઉપદેશથી અથવા કેવળ હેયત્વના કથનથી વિવેકવૈરાગ્યાદિ વિના સંસારસુખ ત્યજવું અશક્ય છે. જ્યાં સુધી સ્વરૂપસાક્ષાત્કાર કરાવનારા જ્ઞાનથી અવિદ્યાનિવૃત્તિરૂપ અધ્યાસ દૂર ન થાય, ત્યાં સુધી વિષયજન્ય સુખ સ્ફુરે જ છે.– બા.પ્ર.) ॥ ૩ ॥

एवं प्रपञ्चस्य सत्यत्वं तदुक्तं निराकृत्य संसारस्यापि तदुक्तां सत्यतां निराकर्तुं तस्य मनोनिमित्ततामाह—**यावदि**त्यादिना यावत्समाप्ति।

આમ, લોક તથા વેદવ્યવહારરૂપ પ્રપંચની જે સત્યતા રાજાએ કહી હતી તેનું ખંડન કરી, તે રાજાએ કહેલી સંસારની સત્યતાનું પણ ખંડન કરવા માટે સંસાર મનને કારણે જ છે, તે અધ્યાય સમાપ્ત થાય ત્યાં સુધી કહે છે— **'यावत्'** ઈત્યાદિ

**यावन्मनो रजसा पूरुषस्य**
**सत्त्वेन वा तमसा वानुरुद्धम्।**
**चेतोभिराकूतिभिरातनोति**
**निरङ्कुशं कुशलं चेतरं वा॥ ४**

જ્યાં સુધી મનુષ્યનું મન રજોગુણ, સત્ત્વગુણ કે તમોગુણથી વશ કરાયેલું હોય છે, ત્યાં સુધી તે મન નિરંકુશ થઈ જ્ઞાનેન્દ્રિયો તથા કર્મેન્દ્રિયો દ્વારા મનુષ્યને ધર્મ કે અધર્મ કરાવ્યા કરે છે. ॥ ૪ ॥

मनो यावद्रजआदिभिर्गुणैरनुरुद्धं वशीकृतं भवति तावत्तन्मनो निरङ्कुशं सत् पुरुषस्य कुशलं धर्ममितरमधर्मं वा आतनोति। कैः। चेतोभिर्ज्ञानेन्द्रियैः। आकूतिभिः कर्मेन्द्रियैश्च॥ ४॥

ततश्च धर्माधर्मवासनायुक्तं तदेवानेकदेहादि-वैचित्र्यं करोतीत्याह—**स इति**।

**स वासनात्मा विषयोपरक्तो**
**गुणप्रवाहो विकृतः षोडशात्मा।**
**बिभ्रत्पृथङ्नामभि रूपभेद-**
**मन्तर्बहिष्ट्वं च पुरैस्तनोति॥ ५**

पुंस्त्वमात्मशब्दविशेषणत्वेन। तन्मन इत्यर्थः।

वासनायुक्त आत्मोपाधित्वादात्मा। अतो विषयैरुपरक्तोऽनुविद्धः अतो गुणप्रवाहो गुणैरितस्ततश्चाल्यमानः। अत एव विकृतः कामादि-परिणामवान्। षोडशात्मा षोडशकलासु भूतेन्द्रिय-रूपासु मुख्यः। पृथङ्नामभिः सह पृथग्रूपभेदं देवतिर्यगादिरूपं बिभ्रत्। अन्तर्बहिष्ट्वमुत्कृष्टत्वं निकृष्टत्वं च पुरैस्तैरेव देहैर्हेतुभूतैस्तनोति। नाम-भिरित्यत्र रेफलोपे दीर्घाभाव आर्षः॥ ५॥

જ્યાં સુધી મન રજોગુણ વગેરે વડે **'अनुरुद्धम्'** વશ કરાયેલું હોય છે, ત્યાં સુધી મન નિરંકુશ થઈ મનુષ્યને **'कुशलम्'** ધર્મ કે **'इतरम्'** ધર્મથી અન્ય એવો અધર્મ કરાવે છે. કોના દ્વારા? **'चेतोभिः'** જ્ઞાનેન્દ્રિયો દ્વારા તથા **'आकूतिभिः'** કર્મેન્દ્રિયો દ્વારા॥ ૪॥

અને પછી તે મન જ ધર્મ-અધર્મની વાસનાયુક્ત થઈ અનેક પ્રકારનાં શરીરાદિને ઉત્પન્ન કરે છે, એમ કહે છે— **'सः इति।'**

વાસનાના સ્વરૂપવાળું વિષયાસક્ત, ગુણોથી પ્રેરિત, (કામાદિ) વિકારના પરિણામવાળું, (પંચમહાભૂત અને અગિયાર ઈન્દ્રિયો– એમ) સોળમાં મુખ્ય તથા જુદાં જુદાં નામોની સાથે જુદાં જુદાં શરીરો ધારણ કરતું તે મન તે જ શરીરોને કારણે ઉત્તમતા અને અધમતા વિસ્તારે છે. ॥ ૫ ॥

**'सः वासनात्मा'** એમ આત્મન્ શબ્દનું વિશેષણ સ્વરૂપના અર્થમાં પ્રયુક્ત હોવાથી પુલ્લિંગ છે. તે મન– એમ અર્થ છે.

(ધર્મ-અધર્મની) વાસનારૂપ તે મન આત્માની ઉપાધિરૂપ હોવાથી મનને આત્મા કહેલ છે. આથી વિષયોથી **'उपरक्तः'** લેપાયેલું અને તેથી **'गुणप्रवाहः'** ગુણો વડે અહીં તહીં ભટકતું મન આથી જ **'विकृतः'** કામાદિના વિકારવાળું (પરિણામવાળું) બને છે. **'षोडशात्मा'** પંચમહાભૂતો, પાંચ કર્મેન્દ્રિયો અને પાંચ જ્ઞાનેન્દ્રિયો તથા મન– એમ સોળ કળાઓમાં મુખ્ય, જુદાં જુદાં નામોની સાથે દેવ, તિર્યગાદિ જુદાં જુદાં રૂપો (શરીરો) ધારણ કરતું મન **'अन्तर्बहिष्ट्वम्'** ઉત્તમતા અને અધમતા **'पुरैः तैः'** તે શરીરોને કારણે જ વિસ્તારે છે. **'नामभिः'** એમ હોવાને બદલે **'नामभि'** માં રેફનો લોપ છે (તેથી **नामभी**– એમ સંધિ થવી જોઈએ,) તેમાં દીર્ઘનો અભાવ છે તે આર્ષ છે. **'नामभिः+रूप'** ની સંધિ **'नामभिरूप'** એમ નહીં પણ **नामभीरूप** હોવી જોઈએ) એમાં **भि** નું દીર્ઘત્વ નથી તે આર્ષ પ્રયોગ છે. ॥ ૫ ॥

फलं च तदनुरूपं करोतीत्याह।

**दुःखं सुखं व्यतिरिक्तं च तीव्रं**
**कालोपपन्नं फलमाव्यनक्ति।**
**आलिङ्ग्य मायारचितान्तरात्मा**
**स्वदेहिनं संसृतिचक्रकूटः॥ ६**

दुःखं सुखं व्यतिरिक्तं च मोहं तीव्रं दुर्निवारं कालप्राप्तं फलं सर्वतोऽभिव्यनक्ति सृजति।

ननु जडः कथं सृजति तत्राह। स्वदेहिनमालिङ्ग्य। आलिङ्गने कारणमाह। मायया रचितोऽन्तरात्मा जीवोपाधिः। उपाधितामाह। संसृतिश्चक्रे कूटयति छलयतीति तथा। यथा ग्रामकूटक इति॥ ६॥

તે (પુણ્ય અને પાપ)ને અનુસાર (મન) ફળ પ્રકટ કરે છે, એમ કહે છે.

માયાએ રચેલું (જીવને ઉપાધિરૂપ) અને સંસારચક્રમાં (જીવને) ઠગનાર (એવું તે મન જ) પોતાની સાથે રહેલા જીવને વળગી પડીને કાળક્રમે પ્રાપ્ત થનારું અને અતિ દુઃખથી વારી શકાય એવું દુઃખ, સુખ તથા તેનાથી વ્યતિરિક્ત એવું મોહરૂપી ફળ સર્વ તરફ પ્રકટ કરે છે. ॥ ૬ ॥

દુઃખ, સુખ અને તેનાથી વ્યતિરિક્ત એવું મોહરૂપી **'तीव्रम्'** અતિ દુઃખથી નિવારી શકાય તેવું તથા કાળક્રમથી પ્રાપ્ત થાય તેવું ફળ સર્વ તરફ **'अभिव्यनक्ति'** પ્રકટ કરે છે.

શંકા કરે છે કે જડ એવું મન કેવી રીતે સર્જન કરે છે? તો તે માટે ઉત્તર આપે છે– **'स्वदेहिनम्'** પોતાની સાથે રહેલા જીવાત્માને વળગીને, વળગવા માટે કારણ આપે છે – **'मायया'** માયાથી રચાયેલા **'अन्तरात्मा'** જીવને ઉપાધિરૂપ એવા મનના ઉપાધિપણા વિષે કહે છે – સંસાર(રૂપી જન્મ-મરણના) ચક્રમાં એવી રીતે **'कूटयति'** ઠગે છે, જેવી રીતે શૂદ્રોના ગામનો ઠગારો (ગામને ઠગે છે). ॥ ૬ ॥

एवमयं मनोनिबन्धनः संसारो जीवे फलतीत्याह—**तावानिति**।

**तावानयं व्यवहारः सदाविः**
**क्षेत्रज्ञसाक्ष्यो भवति स्थूलसूक्ष्मः।**
**तस्मान्मनो लिङ्गमदो वदन्ति**
**गुणागुणत्वस्य परावरस्य॥ ७**

આમ, આ મન જેનું કારણ છે તે સંસાર જીવ વિષે ફલિત થાય છે, એમ કહે છે— **'तावान् इति।'**

(જેટલું મન મનુષ્યને સંસારમાં ભટકાવે છે) તેટલો જ (અહંતા-મમતા દ્વારા સ્વામી-સેવકાદિ લૌકિક-વૈદિક એવો) આ નિત્ય પ્રકાશતો વ્યવહારરૂપ સંસાર ક્ષેત્રજ્ઞ એવા જીવને જાગ્રત અવસ્થામાં સ્થૂળરૂપે અને સ્વપ્નાવસ્થામાં સૂક્ષ્મરૂપે દૃશ્યરૂપ થાય છે, તેથી (વિદ્વજ્જનો) તે મનને જ ગુણના અભિમાનરૂપ નિકૃષ્ટ (સંસારીપણાનું) અને તેવા ગુણાભિમાનથી રહિત હોવારૂપ ઉત્કૃષ્ટ (મોક્ષનું) કારણ કહે છે. ॥ ૭ ॥

आविः प्रकाशमानः। तदा क्षेत्रज्ञस्य साक्ष्यो दृश्यो भवति। स्थूलसूक्ष्मो जाग्रत्स्वप्नस्वरूपः मनसः संसारहेतुत्वमुपसंहरन्मोक्षस्यापि तदेव कारणमित्याह—तस्मादिति। अदो मनः। लिङ्गं कारणम्। गुणत्वं गुणाभिमानित्वम्, अगुणत्वं तद्राहित्यं तदेव परमवरं च यस्य॥ ७॥

कथमेकमेव विलक्षणयोः कारणमवस्था-भेदादित्याह—**गुणेति**।

**गुणानुरक्तं व्यसनाय जन्तोः**
**क्षेमाय नैर्गुण्यमथो मनः स्यात्।**
**यथा प्रदीपो घृतवर्तिमश्नन्**
**शिखाः सधूमा भजति ह्यन्यदा स्वम्।**
**पदं तथा गुणकर्मानुबद्धं**
**वृत्तीर्मनः श्रयतेऽन्यत्र तत्त्वम्॥ ८**

नैर्गुण्यं निर्गुणम्। अथो इति कात्स्न्र्येन दृष्टान्तेन स्फुटयति—यथेति। अन्यदा तु घृतक्षये। स्वं पदं शुक्लभास्वररूप महाभूतात्मत्वं वा। अन्यत्रान्यदा॥ ८॥

वृत्तीर्दर्शयति।

(નિત્ય) **'आविः'** પ્રકાશતો આ સંસારરૂપ વ્યવહાર ત્યારે જીવને **'साक्ष्यः'** દશ્યરૂપ થાય છે. **'स्थूलसूक्ष्मः'** જાગ્રત અવસ્થામાં સ્થૂળરૂપ અને સ્વપ્નાવસ્થામાં સૂક્ષ્મરૂપ મન સંસારના કારણરૂપ છે, એમ ઉપસંહાર કરતા (ભરતજી) તે જ મન મોક્ષનું પણ કારણ બને છે, એમ કહે છે. **'तस्मात् इति।'** **'अदः'** તે મન **'लिङ्गम्'** કારણ છે. **'गुणत्वम्'** ગુણોના અભિમાની હોવું અને **'अगुणत्वम्'** ગુણાતીત હોવું તે જ ઉત્તમતા અને અધમતા છે, જે સ્થિતિનું કારણ મન છે. ॥ ૭ ॥

વિરુદ્ધ ધર્મવાળા સંસાર અને મોક્ષ– એ બન્નેનું કારણ એક જ મન કેવી રીતે હોઈ શકે? તે માટે ઉત્તર આપે છે, કે જુદી જુદી સ્થિતિને કારણે આમ છે— **'गुण इति।'**

મન વિષયોમાં આસક્ત થાય તો સંસારરૂપી સંકટ આપનાર થાય અને વિષયોમાં આસક્ત ન થાય તો મોક્ષ આપનાર થાય. જેમ ઘી અને વાટ ખાતો દીવો ધૂમાડાવાળી શિખાઓ પામે છે પરંતુ બીજી પરિસ્થિતિમાં (ઘી સમાપ્ત થાય ત્યારે) પોતાના મૂળ સ્થાન (મહાભૂત તેજ)માં મળી જાય છે તેમ મન જ્યારે વિષયોમાં અને તે વિષયોને અનુકૂળ કર્મોમાં આસક્ત થાય છે ત્યારે (અગિયાર) વૃત્તિઓ ધારણ કરે છે તથા બીજા સ્થાનમાં (વિષયો અને કર્મોમાં) આસક્ત થતું નથી ત્યારે પરમતત્ત્વને પ્રાપ્ત કરે છે. ॥ ૮ ॥

**'नैर्गुण्यम्'** વિષયરહિત, **'अथो'** એમ સંપૂર્ણ દૃષ્ટાન્ત વડે સ્પષ્ટ કરે છે – **'यथा इति।'** જેમ કે, બીજી પરિસ્થિતિમાં ઘી સમાપ્ત થાય ત્યારે તો પોતાના મૂળ સ્થાન શ્વેતપ્રકાશરૂપ અથવા મહાભૂતસ્વરૂપ તેજમાં, **'अन्यत्र'** બીજા સ્થાનમાં (વિષયો અને કર્મોમાં) ॥ ૮ ॥

વૃત્તિઓને દર્શાવે છે.

**एकादशासन्मनसो हि वृत्तय**
**आकूतयः पञ्च धियोऽभिमानः।**
**मात्राणि कर्माणि पुरं च तासां**
**वदन्ति हैकादश वीर भूमीः॥ ९**

एकादशवृत्तय आसन्। आकूतयः क्रियाकाराः पञ्च। धियश्च ज्ञानाकाराः पञ्च अभिमानश्चेति। हे वीर। भूमीर्विषयान्॥ ९॥

'बन्धाय विषयासक्तं मुक्त्यै निर्विषयं स्मृतम्॥'
'बन्धाय विषयासङ्गि मुक्तेर्निर्विषयं मनः।'
(ब्रह्मबिंदु उप.२)

विषयानेवाह।

**गन्धाकृतिस्पर्शरसश्रवांसि**
**विसर्गरत्यर्त्यभिजल्पशिल्पाः ।**
**एकादशं स्वीकरणं ममेति**
**शय्यामहं द्वादशमेक आहुः॥ १०**

गन्धादयः पञ्च ज्ञानेन्द्रियद्वारा धीवृत्तीनां विषयाः। आकृतिः रूपम्। श्रवः शब्दः। विसर्गादयः पञ्च कर्मेन्द्रियद्वारा कर्माकारवृत्तीनां विषयाः। रतिः संभोगः। अर्तिर्गतिः। पुरस्याभिमानविषयत्वप्रकारमाह। एकादशं पुरम्। स्वीक्रियत इति स्वीकरणम्।

હે વીર રાજા, મનની વૃત્તિઓ અગિયાર છે. (તેમાંની) પાંચ ક્રિયારૂપ, પાંચ જ્ઞાનરૂપ અને એક અભિમાનરૂપ છે. વળી શબ્દાદિ પાંચ, બોલવું વગેરે પાંચ અને શરીર એ વૃત્તિઓના અગિયાર આધારભૂત વિષયો પણ છે, એમ વિદ્વાનો કહે છે. ॥૯॥

અગિયાર વૃત્તિઓ છે. '**आकूतयः**' પાંચ ક્રિયારૂપ છે તથા '**धियः**' પાંચ જ્ઞાનરૂપ છે અને (એક) અભિમાનરૂપ છે. હે વીર રાજા રહૂગણ! '**भूमीः**' આધારભૂત વિષયોને ॥૯॥

મન જ્યારે વિષયાસક્ત થાય છે ત્યારે જીવને બંધનકર્તા થાય છે અને વિષયોથી વિમુખ થાય છે ત્યારે જીવને મોક્ષ આપનારું થાય છે.

વિષયોનું વર્ણન કરે છે.

ગંધ, રૂપ, સ્પર્શ, રસ અને શબ્દ (આ પાંચ જ્ઞાનેન્દ્રિયોના વિષય છે). મળત્યાગ, સમ્ભોગ, ગમન, ભાષણ તથા આદાન-પ્રદાન (વગેરે વ્યાપાર એ પાંચ કર્મેન્દ્રિયોના વિષય છે). મારું શરીર (એમ ભોગ ભોગવવાના સ્થાન તરીકે શરીરનો) અગિયારમા વિષય તરીકે સ્વીકાર છે. કેટલાક (તત્ત્વજ્ઞાનીઓ) કહે છે (કે મૂઢજનોની દૃષ્ટિએ તો) શરીર એ જ હું એવો અહંકાર બારમો વિષય છે. ॥૧૦॥

ગંધ વગેરે પાંચ જ્ઞાનેન્દ્રિયનાં દ્વાર મનની વૃત્તિઓના વિષયો છે. '**आकृतिः**' રૂપ, '**श्रवः**' શબ્દ – મળત્યાગ વગેરે પાંચ કર્મેન્દ્રિયનાં દ્વારો મનની કર્મના આકારવાળી વૃત્તિઓના વિષયો છે. '**रतिः**' સંભોગ, '**अर्तिः**' ગતિ– શરીરની અભિમાનવૃત્તિના વિષયનો પ્રકાર જણાવે છે. અગિયારમું શરીર અભિમાનરૂપ વૃત્તિનું સ્થાન છે. સ્વીકારવામાં આવે તેનું નામ સ્વીકરણ. (આ શરીર મારું છે એમ અભિમાનથી સ્વીકાર કરે છે, તે શરીરનો અભિમાન-વૃત્તિના અગિયારમા વિષય તરીકેનો સ્વીકાર છે.)

अयमर्थः—शरीरमभिमानस्य न ज्ञेयतया गन्धादिवद्विषयः। नापि कार्यतया विसर्गादिवत्। किंतु ममेति भोगायतनत्वेन स्वीकार्यतया विषय इति। एके तु विवेकिनामेव पुरं ममत्वाभिमान-विषयो न तु मूढानां, अतो मूढदृष्ट्या अहमहंकारं द्वादशं वृत्त्यन्तरमाहुः। तस्य च पुरमेव शय्यासंज्ञं द्वादशं विषयमाहुः। तत्र हि जीवोऽहंकारेण सह शेते। यतः पुरि शयनात्पुरुष इत्युच्यते॥ १०॥

આ (પ્રમાણે) અર્થ છે— શરીર અહંકારનો વિષય છે પરંતુ ગંધાદિ જેમ ઘ્રાણાદિનો વિષય છે તેમ નથી. તેમ જ વિસર્ગાદિની જેમ કર્મરૂપ પણ નથી પરંતુ મારું છે, એમ ભોગ ભોગવવાના સ્થાન તરીકે સ્વીકારવા યોગ્ય વિષય છે. કેટલાક વિવેકીજનો માટે તો શરીર મારું છે એવા અભિમાનનો વિષય છે પરંતુ મૂઢજનો માટે એમ નથી. આથી મૂઢની દૃષ્ટિથી **'अहम्'** 'શરીર એ જ હું' એવી અહંકાર નામની બારમી વૃત્તિ છે, એમ કેટલાક તત્ત્વજ્ઞો કહે છે અને તે મૂઢ માટે 'શરીર' જ 'શય્યા' નામનો બારમો વિષય છે, એમ તેઓ કહે છે. ત્યાં જ જીવ અહંકાર સાથે શયન કરે છે આથી શરીરમાં શયન કરવાથી પુરુષ, એમ કહેવાય છે. ॥ ૧૦ ॥

तासां वृत्तीनामवान्तरभेदैरानन्त्यमाह।

તે વૃત્તિઓના અવાન્તર ભેદોથી વૃત્તિઓ અનંત છે, એમ કહે છે.

**द्रव्यस्वभावाशयकर्मकालै-**
**रेकादशामी मनसो विकाराः।**
**सहस्रशः शतशः कोटिशश्च**
**क्षेत्रज्ञतो न मिथो न स्वतः स्युः॥ ११**

મનની આ અગિયાર વૃત્તિઓ દ્રવ્યો, સ્વભાવ, આશય, કર્મ તથા કાળના નિમિત્તથી (પ્રથમ) સેંકડો, (પછી) હજારો ને (પછી) કરોડો થાય છે. આ વૃત્તિઓ પરસ્પર કે પોતાની મેળે ઉત્પન્ન થતી નથી, પરંતુ ક્ષેત્રજ્ઞ જીવાત્માના સંકલ્પ વિકલ્પથી ઉત્પન્ન થાય છે. ॥ ૧૧ ॥

द्रव्याणि विषयाः, स्वभावः परिणामहेतुः, आशयः संस्कारः, कर्म अदृष्टम्, कालः क्षोभकः, तैर्निमित्तभूतैः प्रथमं शतशस्ततः सहस्रशस्ततः कोटिशः स्युर्न तु मिथः स्युर्न च स्वतः, किंतु क्षेत्रज्ञतः परमेश्वरात्। तस्य चानन्तशक्तित्वादनन्ताः स्युरित्यर्थः। यद्वा तासां मिथ्यात्वमनेनोच्यते।

**'द्रव्याणि'** વિષયો, **'स्वभावः'** પરિણામનો હેતુ, **'आशयः'** સંસ્કાર, **'कर्म'** અદૃષ્ટ, પાપ-પુણ્ય, **'कालः'** સર્વને વિકાર પમાડનાર કાળ. તે નિમિત્તરૂપ બનેલા પદાર્થોથી પ્રથમ સેંકડો, પછી હજારો અને પછી કરોડો વૃત્તિઓ થાય છે પરંતુ પરસ્પર કે પોતાની મેળે નથી થતી પણ **'क्षेत्रज्ञतः'** ક્ષેત્રજ્ઞ એવા જીવાત્માથી જ ઉત્પન્ન થાય છે. તે જીવ અનંત શક્તિઓથી યુક્ત હોવાથી વૃત્તિઓ અનંત થાય છે, એમ અર્થ છે. અથવા તે વૃત્તિઓ મિથ્યા છે, એમ આના દ્વારા કહેવામાં આવે છે.

कोटिशो भवन्त्यतस्ताः क्षेत्रज्ञत एव स्युस्तत्सत्तयैव सत्तां लभेरन्न तु मिथो न च स्वत इति।

यद्वा क्षेत्रज्ञो जीवस्तस्मान्न स्युः, तस्याविकारित्वात्। न मिथः, इतरेतराश्रयत्वापत्तेः। न स्वतः, आत्माश्रयत्वापत्तेः। अतो मिथ्याभूता एव॥ ११ ॥

**बा.प्र.**—ननु द्रव्यादीनामपि अचेतनत्वेन स्वतः प्रवृत्त्यसम्भवात् कथं चेतनाधिष्ठानं विना तैरपि तासामुत्पत्तिः सम्भवतीत्याशङ्क्य—

'ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति।
भ्रामयन् सर्वभूतानि यन्त्रारूढानि मायया॥'

इत्यादिवाक्यसिद्धान्तमवलम्ब्योत्तरमाह—क्षेत्रज्ञत इति, अन्तर्याम्यधिष्ठितैरेव द्रव्यादिभिर्निमित्तैर्मनोवृत्तयो भवन्तीत्यर्थः।

तदेवं श्लोकत्रयेण गुणकर्मानुबद्धं मनो वृत्तीः श्रयत इति यदुक्तं तत्प्रपञ्चितम्, अन्यदा तत्त्वं श्रयत इति यदुक्तं तदेव तत्त्वमाह—**क्षेत्रज्ञ इति।**

**क्षेत्रज्ञ एता मनसो विभूती-**
**र्जीवस्य मायारचितस्य नित्याः।**
**आविर्हिताः क्वापि तिरोहिताश्च**
**शुद्धो विचष्टे ह्यविशुद्धकर्तुः॥ १२**

વૃત્તિઓ કરોડોગણી થાય છે, આથી તે ક્ષેત્રજ્ઞ જીવાત્માથી જ ઉત્પન્ન થાય છે. જીવની સત્તા હોવાથી તે વૃત્તિઓ સત્તા પ્રાપ્ત કરે છે, પરસ્પર કે પોતાની મેળે તેઓની સત્તા નથી.

અથવા '**क्षेत्रज्ञः**' જીવ– તે જીવમાંથી (વૃત્તિઓ) નથી થતી કારણ કે તે અવિકારી છે. તે પરસ્પર નથી થતી કારણ કે (એમ હોય તો) અન્યોન્યાશ્રયરૂપ દોષ આવી પડે! તે પોતાની મેળે ઉત્પન્ન નથી થતી નહીં તો પોતામાંથી પોતાની ઉત્પત્તિ માનવારૂપ આત્માશ્રયદોષ આવી પડે! આથી વૃત્તિઓ મિથ્યારૂપ જ છે. ॥ ૧૧ ॥

હવે દ્રવ્યાદિ અચેતન હોવાથી પોતાની જાતે પ્રવૃત્તિ કરે એ અસંભવ હોવાથી ચેતનના અધિષ્ઠાન વિના તેમના વડે પણ તેમની ઉત્પત્તિ કેવી રીતે સંભવે એવી શંકા કરીને, 'હે અર્જુન, સંસારચક્રમાં ચઢેલાં સૌ પ્રાણીઓને પોતાની માયા વડે ભમાવતો ઈશ્વર સર્વ પ્રાણીઓના હૃદયમાં રહે છે.' (ગીતા.૧૮/૬૧) વગેરે વાક્યના સિદ્ધાંતનું અવલંબન લઈ ઉત્તર આપે છે કે ક્ષેત્રજ્ઞ પરમાત્માથી જ તે સર્વ ઉત્પન્ન થાય છે. અન્તર્યામી દ્વારા અધિષ્ઠિત હોવાથી જ દ્રવ્યાદિ નિમિત્ત દ્વારા વૃત્તિઓ ઉત્પન્ન થાય છે, એમ અર્થ છે.

આ પ્રમાણે વિષયો અને કર્મોથી બદ્ધ એવું મન વૃત્તિઓનો આશ્રય કરે છે, એમ જે કહ્યું (શ્લોક-૮) તે વાત ત્રણ શ્લોકો દ્વારા વિસ્તારપૂર્વક સમજાવે છે. જે કહ્યું કે મન જ્યારે બીજા સમયે (વિષયો તથા કર્મોમાં આસક્ત નથી થતું ત્યારે) પરમાત્મતત્ત્વને પામે છે (શ્લોક-૮), તે જ તત્ત્વનું વર્ણન કરે છે—**'क्षेत्रज्ञः इति।'**

ખરેખર, (વિશુદ્ધ) ક્ષેત્રજ્ઞ આત્મા માયાથી રચાયેલા, અવિશુદ્ધ કર્મો કરનાર જીવની ઉપાધિરૂપ તથા જીવના મનની, પ્રવાહરૂપે એકધારી જણાતી આ વૃત્તિઓને (જાગ્રત અને સ્વપ્નાવસ્થામાં) પ્રકટ થયેલી જુએ છે, ક્યારેક (સુષુપ્તાવસ્થામાં) છુપાયેલી પણ જુએ છે. ॥ ૧૨ ॥

जीवस्य जीवोपाधेः अविशुद्धकर्तुर्मनसः नित्याः प्रवाहरूपेणाविच्छिन्ना जाग्रत्स्वप्नयोराविर्भूताः पश्यति। क्वापि सुषुप्तौ तिरोभूताः पश्यति। अवस्थात्रयसाक्षी क्षेत्रज्ञ आत्मा तत्त्वमित्यर्थः ॥ १२ ॥

**'जीवस्य'** જીવની ઉપાધિરૂપ તથા **'अविशुद्धकर्तुः'** સંસારમાં બંધન કરનારાં એવાં અવિશુદ્ધ કર્મો કરનાર (જીવના) મનની **'नित्याः'** પ્રવાહરૂપે એકધારી જણાતી (**विभूतीः** વૃત્તિઓને) જાગ્રત અને સ્વપ્નમાં પ્રકટ થયેલી જુએ છે. ક્યારેક સુષુપ્તિમાં છુપાયેલી પણ જુએ છે. ત્રણેય અવસ્થાઓનો સાક્ષી **'क्षेत्रज्ञः'** આત્મા એ જ તત્ત્વ છે, એમ અર્થ છે. ॥ ૧૨ ॥

**क्षेत्रज्ञ आत्मा पुरुषः पुराणः**
**साक्षात्स्वयंज्योतिरजः परेशः।**
**नारायणो भगवान्वासुदेवः**
**स्वमाययात्मन्यवधीयमानः ॥ १३**

(આ) ક્ષેત્રજ્ઞ પરમાત્મા સર્વવ્યાપક છે. પુરુષ (પરિપૂર્ણ) છે. પુરાણ (જગતના આદિ કારણરૂપ) છે, સાક્ષાત્ (પ્રત્યક્ષ) છે, સ્વયંપ્રકાશ છે, અજન્મા (માયિક જન્માદિથી રહિત) છે, પરેશ (બ્રહ્માજીના પણ ઈશ્વર) છે. નારાયણ એટલે સર્વ જીવસમૂહના નિયંતા હોઈ આશ્રયરૂપ છે. ભગવાન (ઐશ્વર્યાદિ છ ગુણોથી યુક્ત) છે, જેમનામાં સર્વ પ્રાણીઓ વસે છે તેવા સર્વ પ્રાણીઓના આશ્રયરૂપ વાસુદેવ છે, તેમ જ પોતાને અધીન એવી માયા વડે જીવમાં તેના નિયંતારૂપે રહેલા છે. ॥ ૧૩ ॥

क्षेत्रज्ञो द्विविधः—त्वंपदार्थो जीवः तत्पदार्थ ईश्वरश्च। तत्राद्यो निरूपितः।

ક્ષેત્રજ્ઞ બે પ્રકારના છે. ત્વંપદાર્થરૂપ જીવ અને તત્પદાર્થરૂપ ઈશ્વર. તેમાં પ્રથમ પ્રકાર ત્વંપદાર્થરૂપ જીવ પૂર્વના શ્લોક(૧૨)માં જે ક્ષેત્રજ્ઞતત્ત્વનું નિરૂપણ કર્યું તે છે.

इदानीं तत्प्राप्यमीश्वरं निरूपयति। क्षेत्रज्ञ आत्मा व्यापी। पुराणो जगत्कारणभूतः। पुरुषः पूर्णः। साक्षादपरोक्षः। स च स्वयंज्योतिः। न तु ज्ञानस्य विषयत्वेनाश्रयत्वेन वा परोक्षः।

હવે તે જીવ દ્વારા પ્રાપ્ત કરવા યોગ્ય તત્પદાર્થરૂપ ક્ષેત્રજ્ઞ ઈશ્વરનું નિરૂપણ કરે છે. ક્ષેત્રજ્ઞ **'आत्मा'** સર્વવ્યાપક છે. **'पुराणः'** જગતના આદિકારણરૂપ છે. **'पुरुषः'** પૂર્ણ સ્વરૂપ છે. **'साक्षात्'** અપરોક્ષ છે અને તે સ્વયંપ્રકાશ છે, નહીં કે જ્ઞાનના વિષય કે આશ્રયરૂપે પરોક્ષ છે.

अजो जन्मादिशून्यः। परेषां ब्रह्मादीनामपि ईशः। नारं जीवसमूहः सोऽयनं यस्य नियन्तुः।

**'अजः'** અજન્મા છે, જન્માદિથી રહિત છે. **'परेशः'** બ્રહ્માદિના પણ ઈશ્વર છે. **'नारायणः' नारम्** એટલે જીવસમૂહ (દ્વારા) પ્રાપ્ત કરવા યોગ્ય આશ્રયસ્થાન છે જે નિયંતાનું.

भगवानैश्वर्यादिषड्गुणवान्। वासुदेवः सर्वभूतानामाश्रयः स्वाधीनया माययात्मनि जीवेऽवधीयमानोऽवस्थाप्यमानः। कर्मकर्तरि–प्रयोगः। तन्नियन्तृत्वेन वर्तमान इत्यर्थः॥ १३॥

एतत्सदृष्टान्तमाह—**यथेति**।

**यथाऽनिलः स्थावरजङ्गमाना–**
**मात्मस्वरूपेण निविष्ट ईशेत्।**
**एवं परो भगवान्वासुदेवः**
**क्षेत्रज्ञ आत्मेदमनुप्रविष्टः॥ १४**

आत्मस्वरूपेण प्राणरूपेण ईशेन्नियमयति। इदं विश्वम्॥ १४॥

**क्र.सं.**—श्रुतिश्च ''वायुर्यथैको भुवनं प्रविष्टो रूपं रूपं प्रतिरूपो बभूव।'' इति काठके।

**न यावदेतां तनुभृन्नरेन्द्र**
**विधूय मायां वयुनोदयेन।**
**विमुक्तसङ्गो जितषट्सपत्नो**
**वेदात्मतत्त्वं भ्रमतीह तावत्॥ १५**

तदेवमात्मनः शुद्धत्वं संसारस्य च मिथ्यात्वं प्रदर्श्येदानीं तन्निवृत्तिमाह। तनुभृद्देही वयुनोदयेन ज्ञानोत्पत्त्या यावन्मायां विधूयात्मतत्त्वं न वेद तावदिह भ्रमति॥ १५॥

**'भगवान्'** સમગ્ર ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન, વૈરાગ્ય– આ છ ગુણો અર્થાત્ ભગથી પૂર્ણતયા યુક્ત છે તે **'वासुदेवः'** સર્વ પ્રાણીઓના આશ્રય. પોતાને અધીન એવી માયાથી **'आत्मनि'** જીવમાં **'अवधीयमानः'** સ્વેચ્છાથી તેના નિયંતારૂપે જીવમાં પોતાની સ્થાપના કરીને રહેલા, એમ અર્થ છે. (અહીં કર્મને કર્તા વિભક્તિમાં મૂકવામાં આવ્યું છે. वासुदेवः आत्मानं जीवात्मनि अवदधत्–अवधत्ते)

આ અન્તર્યામિત્વને દૃષ્ટાંતસહિત જણાવે છે — **'यथा इति।'**

જેમ વાયુ સ્થાવરજંગમ સર્વ પ્રાણીઓમાં પ્રાણરૂપે (સર્વ રીતે) રહી તેઓને નિયમનમાં રાખે છે, તેમ સર્વથી પર એવા ભગવાન વાસુદેવ પણ ક્ષેત્રજ્ઞ અર્થાત્ સર્વસાક્ષી આત્મારૂપે આ (જગત)માં પ્રવેશીને સર્વને નિયમનમાં રાખે છે. ॥ ૧૪ ॥

**'आत्मस्वरूपेण'** પ્રાણરૂપે **'ईशेत्'** નિયમનમાં રાખે (છે). **'इदम्'** આ જગતમાં (પ્રવેશીને)॥ ૧૪ ॥

શ્રુતિ પણ છે– 'જેમ એક જ વાયુ પ્રાણરૂપે આ લોક (દેહ)માં પ્રવિષ્ટ થઈ પ્રત્યેક રૂપને અનુરૂપ થઈ રહ્યો છે.' એમ (કઠ.ઉપ.૨/૨/૧૦)માં કહેવાયું છે.

હે નરેન્દ્ર, જ્યાં સુધી મનુષ્ય સર્વ સંગથી રહિત થઈ, ષડ્રિપુઓને જીતી જ્ઞાનના ઉદય વડે આ માયાને દૂર કરી, આત્મતત્ત્વ જાણતો નથી, ત્યાં સુધી આ સંસારમાં ભમે છે. ॥ ૧૫ ॥

આમ, આત્માનું વિશુદ્ધ સ્વરૂપ અને સંસારનું મિથ્યાત્વ દર્શાવી હવે સંસાર દૂર કરવાનું કહે છે. **'तनुभृत्'** શરીરધારી **'वयुनोदयेन'** (શાસ્ત્રશ્રવણ વગેરે દ્વારા થતી) જ્ઞાનની ઉત્પત્તિ દ્વારા જ્યાં સુધી માયાને દૂર કરી આત્મતત્ત્વ જાણતો નથી ત્યાં સુધી આ સંસારમાં ભટકે છે. ॥ ૧૫ ॥

यावच्च विषयानुरक्तं मन एवानर्थहेतुरिति न वेद तावन्निर्वेदाभावात्परिभ्रमत्येवेत्याह—**नेति**।

**न यावदेतन्मन आत्मलिङ्गं**
**संसारतापावपनं जनस्य।**
**यच्छोकमोहामयरागलोभ-**
**वैरानुबन्धं ममतां विधत्ते॥ १६**

आत्मनो लिङ्गमुपाधिभूतं मनः संसार-तापानामावपनं क्षेत्रं यावन्न वेद तावद्भ्रमतीत्य-नुषङ्गः। तापावपनत्वे हेतुः—यन्मनः शोकाद्यनुबन्धं ममतां च विधत्ते॥ १६॥

**भ्रातृव्यमेनं तददभ्रवीर्य-**
**मुपेक्षयाऽध्येधितमप्रमत्तः।**
**गुरोर्हरेश्चरणोपासनास्त्रो**
**जहि व्यलीकं स्वयमात्ममोषम्॥ १७**

ततस्मात्। भ्रातृव्यं शत्रुमध्येधितं संप्रवृद्धं स्वयं व्यलीकं मिथ्याभूतं तथाप्यात्मानं मुष्णातीति तथा तम्। गुरुरेव हरिस्तस्य चरणोपासनमेवास्त्रं यस्य तथाभूतः सन् जहि घातय॥ १७॥

વિષયોમાં અનુરાગ રાખનારું મન જ અનર્થનું કારણ છે એમ જ્યાં સુધી મનુષ્ય જાણતો નથી ત્યાં સુધી વૈરાગ્ય ન થવાને કારણે સંસારમાં ભટક્યા જ કરે છે, એમ કહે છે—

આત્માને ઉપાધિરૂપ આ મન જ સંસારનાં દુઃખોનું ક્ષેત્ર છે, એમ જ્યાં સુધી (મનુષ્ય જાણતો નથી ત્યાં સુધી તે આ સંસારમાં ભમે છે.) કારણ કે જે મન જ મનુષ્યનાં શોક, મોહ, રોગ, રાગ, લોભ તથા વેરનું કારણ છે અને જે મન મમતા કરે છે (તે મન જ દુઃખોનું ક્ષેત્ર છે).॥ ૧૬ ॥

આત્માને **'लिङ्गम्'** ઉપાધિરૂપ મન સંસારનાં દુઃખોનું **'आवपनम्'** ક્ષેત્ર છે, એમ જ્યાં સુધી (મનુષ્ય) જાણતો નથી ત્યાં સુધી ભટકે છે, એમ સંબંધ છે. દુઃખોના ક્ષેત્રરૂપ હોવા માટેનું કારણ— જે મન શોકાદિનું કારણ છે અને જે મન મમતા કરે છે. ॥ ૧૬ ॥

માટે (હે રાજા), ઉપેક્ષા કરવાને કારણે ખૂબ વધી ગયેલા એવા મહાપરાક્રમી તેમ જ સ્વયં મિથ્યારૂપ અને આત્માના સ્વરૂપનું આચ્છાદન કરનાર એવા આ તારા (મનરૂપ) શત્રુને તું સાવધાન થઈ અને ગુરુરૂપ શ્રીહરિના ચરણની ઉપાસના જ જેનું અસ્ત્ર છે તેવો થઈ હણી નાખ. ॥ ૧૭ ॥

**'तत्'** તેથી **'भ्रातृव्यम्'** શત્રુને **'अधि-एधितम्'** ખૂબ વધી ગયેલા, સ્વયં **'व्यलीकम्'** મિથ્યારૂપ, તેમ છતાં આત્માને ઢાંકી દે તેવા તેને. ગુરુ એ જ હરિ, તેમના ચરણની ઉપાસના જ અસ્ત્ર છે જેનું તેવો થઈ **'जहि'** હણી નાખ. ॥ ૧૭ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां पञ्चमस्कन्धे ब्राह्मणरहूगणसंवादे एकादशोऽध्यायः॥ ११॥

इति श्रीमद्भागवते महापुराणे पञ्चमस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायामेकादशोऽध्यायः॥ ११॥

# अथ द्वादशोऽध्यायः

## રહૂગણનો પ્રશ્ન અને ભરતજીનું સમાધાન

द्वादशे पुनरापृष्टः संदेहेन महीभृता।
स योगी सर्वसंदेहानपानुददितीर्यते॥ १

રાજા રહૂગણ દ્વારા સંદેહપૂર્વક પુનઃ પ્રશ્ન કરાયેલા તે યોગી જડભરતજીએ સર્વ સંદેહોને દૂર કર્યા, એ કથા બારમા અધ્યાયમાં કહેવામાં આવી છે.॥ ૧ ॥

रहूगण उवाच

**नमो नमः कारणविग्रहाय**
**स्वरूपतुच्छीकृतविग्रहाय ।**
**नामोऽवधूत द्विजबन्धुलिङ्ग-**
**निगूढनित्यानुभवाय तुभ्यम्॥ १**

**રાજા રહૂગણ બોલ્યા** – હે યોગેશ્વર, લોકોના સંરક્ષણ માટે દેહ ધારણ કરનાર આપને નમસ્કાર હો! પોતાના પરમાનંદમય સ્વરૂપના અનુભવ દ્વારા સ્થૂળ શરીર વિષે ઉદાસીન થઈ જનારને તથા અધમ બ્રાહ્મણના વેશથી પોતાના નિત્યજ્ઞાનમય સ્વરૂપને (જનસાધારણની દૃષ્ટિથી) ગુપ્ત રાખનારને નમસ્કાર હો! ॥ ૧ ॥

कारणमीश्वरस्तस्यैव लोकसंरक्षणार्थो विग्रहो देहो यस्य। स्वरूपेण परमानन्दप्रकाशेन तुच्छीकृतो विग्रहो येन। हे अवधूत योगेश्वर, द्विजबन्धोर्लिङ्गेन वेषेण निगूढो नित्यानुभवो येन तस्मै नमः॥ १॥

**'कारणम्'** ઈશ્વર, તેમનો જ, લોકોના સંરક્ષણ માટે **'विग्रहः'** દેહ છે જેમનો– **'स्वरूपेण'** પરમાનંદમય સ્વરૂપનો અનુભવ કરી સ્થૂળ શરીર વિષે જેઓ ઉદાસીન થઈ ગયા છે. અધમ બ્રાહ્મણના **'लिङ्गेन'** વેશથી પોતાના નિત્યજ્ઞાનમય-સ્વરૂપને જેમણે છુપાવ્યું છે, તેમને નમસ્કાર હો! ॥૧॥

**वंशीधरी**—हे अवधूतेति। अवधूयते पापम् अनेनेति व्युत्पत्तेर्ममाप्यज्ञानं पापं च नाशयेति भावः।

દૂર કરવામાં આવે છે પાપ જેમના દ્વારા તે અવધૂત છે, એવી વ્યુત્પત્તિ હોવાથી મારું અજ્ઞાન અને પાપ પણ નષ્ટ કરો, એવો ભાવ છે.

विशेषतः प्रष्टुं तद्वाक्यमभिनन्दति।

વિશેષરૂપે પૂછવા માટે તેમના વક્તવ્યની પ્રશંસા કરે છે.

**ज्वरामयार्तस्य यथाऽगदं सत्**
**निदाघदग्धस्य यथा हिमाम्भः।**
**कुदेहमानाहिविदष्टदृष्टे-**
**र्ब्रह्मन्वचस्तेऽमृतमौषधं मे॥ २**

હે બ્રહ્મન્, તાવરૂપી રોગથી પીડાતા મનુષ્યને જેમ મધુર ઔષધ અમૃતરૂપ થાય તથા ગ્રીષ્મના તાપથી તપેલાને જેમ શીતળ જળ અમૃતરૂપ લાગે તેમ દુષ્ટ દેહ ઉપરના અહંકારરૂપી સર્પ વડે ડસાયેલી વિવેકદૃષ્ટિવાળા મને આપનું વચન અમૃતતુલ્ય ઔષધિરૂપ છે. ॥ ૨ ॥

ज्वर एवामयो रोगस्तेनार्तस्य यथा सत्स्वादु अगदमौषधम्। यथा च निदाघेन दग्धस्य संतप्तस्य हिमाम्भः शीतलमुदकं गङ्गोदकं वा। तथा हे

**'ज्वरः'** તાવ એ જ **'आमयः'** રોગ, તેનાથી પીડાતા મનુષ્યને જેમ **'सत्'** મધુર **'अगदम्'** ઔષધ અમૃતરૂપ થાય અને જેમ ગ્રીષ્મના તાપથી તપેલાને **'हिम-अम्भः'** શીતળ જળ કે ગંગાજળ અમૃતરૂપ થાય

ब्रह्मन्, कुत्सिते देहे यो मानोऽहंकारः स एवाहिस्तेन विशेषेण दष्टा दृष्टिर्विवेकलक्षणा यस्य तस्य मे तवेदं वचोऽमृततुल्यमौषधम्॥ २॥

તેમ હે બ્રહ્મન્, દુષ્ટ દેહ ઉપર જે **'मानः'** અહંકાર છે તે જ **'अहिः'** સર્પ, તેના વડે વિશેષરૂપે ડસાયેલી **'दृष्टिः'** વિવેકદૃષ્ટિ છે જેની તેવા મને આપનું આ વચન અમૃતતુલ્ય ઔષધિરૂપ છે. ॥ ૨ ॥

**तस्माद्भवन्तं मम संशयार्थं**
**प्रक्ष्यामि पश्चादधुना सुबोधम्।**
**अध्यात्मयोगग्रथितं तवोक्त-**
**माख्याहि कौतूहलचेतसो मे॥ ३**

મારા સંશયના વિષય માટે હું આપને પાછળથી પૂછીશ. અત્યારે તો અધ્યાત્મયોગથી ગૂંથાયેલું આપનું (દુર્બોધ) વચન સરળતાથી સમજાય તે રીતે જિજ્ઞાસાયુક્ત મનવાળા મને આપ કહો. ॥ ૩ ॥

मम संशयविषयमर्थं पश्चात्प्रक्ष्यामि। अधुना तावत्त्वदुक्तं वचोऽध्यात्मयोगेन ग्रथितं दुर्बोधं सुबोधं यथा भवत्येवं व्याख्याहि। कौतूहलयुक्तं चेतो यस्य तस्य मम॥ ३॥

મારા સંશયના વિષય માટે હું આપને પાછળથી પૂછીશ. હમણાં તો આપે કહેલું, અધ્યાત્મયોગથી ગૂંથાયેલું જે દુર્બોધ વચન છે, તે સરળતાથી જે રીતે સમજાય તે રીતે આપ કહો. કુતૂહલયુક્ત મન છે જેનું તેવા મને ॥ ૩ ॥

**यदाह योगेश्वर दृश्यमानं**
**क्रियाफलं सद्व्यवहारमूलम्।**
**न ह्यञ्जसा तत्त्वविमर्शनाय**
**भवानमुष्मिन् भ्रमते मनो मे॥ ४**

હે યોગેશ્વર, આપે જે કહ્યું કે ક્રિયા અને તેનું પ્રત્યક્ષ દેખાતું ફળ મિટાવી ન શકાય તેવું હોવા છતાં પણ માત્ર વ્યવહારમૂલક છે અથવા આપે જે કહ્યું કે મિટાવી ન શકાય તેવા વ્યવહારનું મૂળ કારણ પણ સીધી રીતે તત્ત્વવસ્તુનો વિચાર કરવા યોગ્ય નથી, એ વિષયમાં મારું મન ભ્રમિત થાય છે. ॥ ૪ ॥

त्वयोदितं व्यक्तमविप्रलब्धमित्यादिना भारवहनादिक्रिया तत्फलं च श्रमादिप्रत्यक्षादिभिर्दृश्यमानं सदबाधितमपि व्यवहारमात्रमूलम्। यद्वा सतोऽबाधितव्यवहारस्य मूलं कारणमपि न ह्यञ्जसा तत्त्वविमर्शनाय क्षममिति भवान्यदाह। अमुष्मिन्नर्थे मम मनो भ्रमति॥ ४॥

આપે કહ્યું, **'व्यक्तम् अविप्रलब्धम्'** (૫/૧૦/૯) વગેરે દ્વારા ભાર ઉપાડવાની ક્રિયા અને તેના પ્રત્યક્ષ શ્રમાદિથી દેખાતું ફળ **'सत्'** મિટાવી ન શકાય તેવું હોવા છતાં પણ કેવળ વ્યવહારમૂલક છે. અથવા **'सतः'** મિટાવી ન શકાય તેવા વ્યવહારનું મૂળ કારણ પણ અનાયાસે તત્ત્વવસ્તુનો વિચાર કરવા યોગ્ય નથી, (૫/૧૦/૧૨) એમ જે આપ કહો છો, એ વિષયમાં મારું મન ભ્રમિત થાય છે. ॥ ૪ ॥

अबाधितत्वमसिद्धमित्याह—

રાજાએ કહેલું વ્યવહારનું અબાધિતત્વ સિદ્ધ થતું નથી, એમ (૫/૧૦/૨૧,૨૨નો) ઉત્તર આપે છે—

ब्राह्मण उवाच

**अयं जनो नाम चलन्पृथिव्यां**
**यः पार्थिवः पार्थिव कस्य हेतोः।**
**तस्यापि चाङ्घ्र्योरधिगुल्फजङ्घा-**
**जानूरुमध्योरशिरोधरांसाः ॥ ५**

हे पार्थिव, यः पार्थिवो विकारः स एव कस्य हेतोः कस्माच्चित्कारणात्पृथिव्यां चलन्नयं भारवाहकादिर्जनो नाम प्रसिद्धः। यस्तु न चलति स पाषाणादिरित्येतावानेव भेदः। तस्य च जडत्वान्न भारः श्रमश्च। किंच भवेदेवं यदि श्रमस्याश्रयो निरूप्येत, न त्वेतदस्ति। अवयवव्यतिरेकेण श्रमास्पदस्यावयविनोऽनिरूपणादित्याशयेनाह। तस्यापि पृथ्वीविकारस्यापि। अङ्घ्र्योरध्युपर्युपरि गुल्फादयः। उरसः सलोप आर्षः॥ ५॥

**બ્રાહ્મણ (જડભરતજી) બોલ્યા** – હે પૃથ્વીપતિ, જે પૃથ્વીનો વિકાર છે તે જ કોઈક કારણથી પૃથ્વી ઉપર ચાલતો આ (ભાર ઉપાડનાર) મનુષ્ય છે અને તેને પણ બે પગ છે, તેના ઉપર (ક્રમશઃ) ઘૂંટી, પિંડી, ઢીંચણ, સાથળ, કેડ, છાતી, ગળું અને ખભા છે. ॥ ૫ ॥

હે પૃથ્વીપતિ, જે પૃથ્વીનો વિકાર છે તે જ **'कस्य हेतोः'** કોઈક કારણથી (પરમેશ્વરના અંશરૂપ જીવના સંબંધને કારણે– વિશ્વ.) પૃથ્વી પર ચાલતો આ ભાર ઉપાડનાર વગેરે મનુષ્ય છે– એમ પ્રસિદ્ધ છે. પરંતુ જે ચાલતો નથી તે પથ્થર (વગેરે કહેવાય), તે બંને વચ્ચે આટલો જ ભેદ છે. તે (બંને) જડ હોવાથી તેમને ભાર નથી કે થાક નથી. જો કદાચ શ્રમનો આશ્રય જણાતો હોય તો તેને ભાર કે થાક જણાતો હોત, પણ તેમ નથી. અવયવો વિના શ્રમના આશ્રયરૂપ અવયવીનું નિરૂપણ થઈ શકે નહીં, એ આશયથી કહે છે. **'तस्य-अपि'** તે પૃથ્વીના વિકારરૂપ ભાર ઉપાડનાર મનુષ્યને પણ બે પગ છે અને તેમના ઉપર ક્રમશઃ ઘૂંટીઓ વગેરે છે. **'उरसः'** માં સ નો લોપ આર્ષ છે. ॥ ૫ ॥

**अंसेऽधिदार्वी शिबिका च यस्यां**
**सौवीरराजेत्यपदेश आस्ते।**
**यस्मिन्भवान्रूढनिजाभिमानो**
**राजास्मि सिन्धुष्विति दुर्मदान्धः॥ ६**

शिबिकायामप्यवयवी नास्ति, त्वय्यपि नास्ति तदाह।

ખભા ઉપર લાકડાની પાલખી છે જેમાં 'સૌવીરરાજ' એવું નામ માત્ર જેનું છે તે બેઠા છે, કે જેમાં (માટીના પૂતળામાં) 'હું સિંધુદેશનો રાજા છું.' એવા દુષ્ટ મદથી અંધ થઈ તમે આત્મબુદ્ધિરૂપ અભિમાન કરનાર છો. ॥ ૬ ॥

(ભાર ઉપાડનારમાં તથા પાષાણાદિમાં અવયવી દેખાતો નથી તેમ) પાલખીમાં પણ અવયવી દેખાતો નથી અને તારામાં પણ અવયવી દેખાતો નથી, (અર્થાત્ પાલખી નામનો કોઈ સ્વતંત્ર પદાર્થ અવયવી નથી.) તે કહે છે.

सौवीरराजेत्यपदेशो नाममात्रं यस्य स पार्थिवो विकार आस्ते। राजेति सन्धिरार्षः।

'સૌવીરરાજ' એવું **'अपदेशः'** નામ માત્ર જેનું છે, તે પણ પૃથ્વીનો વિકાર માત્ર છે. **'राज इति।'** સંધિ આર્ષ છે. (**सौवीरराजः+इति** ની સંધિ **सौवीरराज इति** થયા પછી ફરી સંધિ ન થાય. અહીં થયેલી છે, તે આર્ષ છે)

यस्मिन्भवान्निरूढात्माभिमानः। सिन्धुषु राजास्मीति दुर्मदेनान्धः सन्॥ ६॥

જે માટીના પૂતળામાં હું સિંધુદેશનો રાજા છું એવા દુષ્ટ મદથી અંધ થઈ તમે આત્મબુદ્ધિરૂપ અભિમાન કરનાર છો. ॥ ૬ ॥

**शोच्यानिमांस्त्वमधिकष्टदीनान्**
**विष्ट्या निगृह्णन्निरनुग्रहोऽसि।**
**जनस्य गोप्तास्मि विकत्थमानो**
**न शोभसे वृद्धसभासु धृष्टः॥ ७**

શોક કરવા જેવા, અત્યંત કષ્ટથી દીન બનેલા એવા આમને (વેઠિયાઓને) બળજબરીથી જોતરતો એવો તું નિર્દય છે 'પ્રજાનો રક્ષક છું.' એમ બડાશ હાંકતો નિર્લજ્જ એવો તું મહાપુરુષોની સભામાં શોભતો નથી. ॥ ૭ ॥

शोच्यानिमान्विष्ट्या निगृह्णन्निष्कृपो वर्तसे, अतो मिथ्यैव गोप्ताऽस्मीति श्लाघमानो महतां सभासु न शोभसे। यतो धृष्टः॥ ७॥

શોચનીય એવા આ વેઠિયાઓને **'विष्ट्या'** બળજબરીથી જોતરતો તું નિર્દય છે. આથી 'હું રક્ષક છું.' એમ ખોટી જ બડાશ હાંકતો તું મહાપુરુષોની સભાઓમાં શોભતો નથી કારણ કે તું નિર્લજ્જ છે.॥ ૭ ॥

न चोत्तरोत्तरावयवभारः पूर्वपूर्वावयवानां भवेदिति वाच्यम्, तेषामप्यनिरूपणादित्याशयेनाह —**यदेति**।

ઉપર ઉપરના અવયવોનો ભાર નીચે નીચેના અવયવોને લાગતો હશે, એમ ન કહેવું જોઈએ. તે અવયવોનું પણ નિરૂપણ થઈ શકે એમ નથી, એ આશયથી ઉત્તર આપે છે— **'यदा इति।'**

**यदा क्षितावेव चराचरस्य**
**विदाम निष्ठां प्रभवं च नित्यम्।**
**तन्नामतोऽन्यद्व्यवहारमूलं**
**निरूप्यतां सत्क्रिययानुमेयम्॥ ८**

પૃથ્વીના સંબંધમાં જ સ્થાવર અને જંગમ જગતમાં નિત્ય થતાં નાશ અને ઉત્પત્તિ આપણે જ્યારે જાણીએ છીએ ત્યારે નામ સિવાય બીજું કોઈ પણ વ્યવહારનું કારણ હોય તો પ્રયોજનવાળી ક્રિયા દ્વારા અનુમાન કરવા યોગ્ય સત્ પદાર્થને (કારણરૂપે) તું જણાવ.॥ ૮ ॥

निष्ठां नाशं प्रभवमुत्पत्तिं विदाम विद्मस्तत्तदा क्षितेरन्यस्य विकारस्याभावान्नाममात्रादन्यद्-व्यवहारस्य मूलं कारणमर्थक्रियया सदित्यनुमेयं निरूप्यताम्। तथा च श्रुतिः—

(જગતનાં) **'निष्ठाम्'** નાશ અને **'प्रभवम्'** ઉત્પત્તિ **'विदामः'** આપણે જાણીએ છીએ, **'तत्'** ત્યારે પૃથ્વી સિવાય બીજો વિકાર ન હોવાથી માત્ર નામ સિવાય બીજું કોઈ વ્યવહારનું **'मूलम्'** કારણ હોય તો પ્રયોજનવાળી ક્રિયાથી અનુમાન કરવા યોગ્ય સત્પદાર્થને (કારણરૂપે) તું જણાવ. એ અનુસાર જ શ્રુતિ છે—

'वाचारम्भणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम्।' इति॥८॥

'(માટીના સર્વ કોઈ) વિકાર વાણી પર આધારિત નામમાત્ર છે. ખરી રીતે માટી જ સત્ય છે.' (છાં.ઉપ.૬/૧/૪) ॥૮॥

तर्हि क्षितेः सत्यता स्यात्तत्राह।

(પૃથ્વીમાં જ જગતનાં નાશ અને ઉત્પત્તિ હોય) તો પછી પૃથ્વીની સત્યતા સિદ્ધ થાય! તે માટે કહે છે—

**एवं निरुक्तं क्षितिशब्दवृत्त-**
**मसन्निधानात्परमाणवो ये।**
**अविद्यया मनसा कल्पितास्ते**
**येषां समूहेन कृतो विशेषः॥९**

આ પ્રમાણે 'પૃથ્વી' શબ્દનો વ્યવહાર પણ (મિથ્યા છે,) પૃથ્વી નામના વાસ્તવિક પદાર્થ વિના જ કહેવાયો છે (કારણ કે પોતાના ઉપાદાનકારણરૂપ) જે પરમાણુઓ છે તે સૂક્ષ્મ પરમાણુઓમાં પૃથ્વી લીન થઈ જાય છે. જેમના સમૂહથી વિશેષ એવા પૃથ્વીરૂપ કાર્યની સિદ્ધિ થાય છે અને તે પરમાણુઓ અવિદ્યા વડે જ મનથી કલ્પિત છે. (વાસ્તવમાં તેમની સત્તા નથી.) ॥૯॥

एवं क्षितिशब्दस्यापि वृत्तं वर्तनमर्थं विनैव निरुक्तम्। यद्वा क्षितिशब्दस्य वृत्तं यस्मिंस्तदपि मिथ्यात्वेन निरुक्तमित्यर्थः।

આ પ્રમાણે પૃથ્વી શબ્દનો **'वृत्तम्'** હોવાનો વ્યવહાર પૃથ્વી નામના વાસ્તવિક પદાર્થ સિવાય જ કહેવાયો છે. અથવા પૃથ્વી શબ્દનું **'वृत्तम्'** અસ્તિત્વ જેમાં છે તે (પૃથ્વી પદાર્થ) પણ મિથ્યારૂપ જ નિશ્ચયપૂર્વક કહેવાયો છે, એમ અર્થ છે.

कुतः। असत्सु सूक्ष्मेषु परमाणुषु स्वकारण-भूतेषु निधानाल्लयात्। अतः परमाणुव्यतिरेकेण क्षितिर्नास्तीत्यर्थः।

શા માટે? કારણ કે (પૃથ્વી પણ) પોતાના કારણભૂત **'असत्सु'** સૂક્ષ્મ પરમાણુઓમાં **'निधानात्'** લય પામે છે. આથી પરમાણુઓ સિવાય પૃથ્વી નામનો કોઈ પદાર્થ નથી, એમ અર્થ છે.

परमाणवस्तर्हि सत्याः स्युस्तत्राह। ते मनसा कार्यानुपपत्त्या वादिभिः कल्पिताः। कल्पनाबीजमाह।

ત્યારે પરમાણુઓ સત્ય હશે? તો તે માટે કહે છે— તે પરમાણુઓ વાદ કરનારા (વૈશેષિકો) વડે, પૃથ્વીરૂપી કાર્યની બીજી રીતે સંગતિ ન થતી હોવાથી મનથી કલ્પિત છે. કલ્પનાનું મૂળ જણાવે છે—

येषां समूहेन विशेषः कृतस्तेषां समूहः पृथ्वीबुद्ध्यालम्बनमित्यर्थः।

જે પરમાણુઓના સમૂહ વડે **'विशेषः कृतः'** વિશેષ એવા પૃથ્વીરૂપ કાર્યની સિદ્ધિ થાય છે. ('પૃથ્વી' શબ્દવાચ્ય અર્થ કરવામાં આવ્યો છે) તે પરમાણુઓનો સમૂહ તે પૃથ્વી એવા જ્ઞાનનો આધાર છે, એમ અર્થ છે.

अवयविनो निरस्तत्वात्समूहग्रहणम्। तथापि सत्याः स्युः। न।

अविद्यया प्रपञ्चस्य भगवन्मायाविलसितत्वादज्ञानेन कल्पिताः ॥ ९ ॥

**वंशीधरी**—'इत्यर्थः इति।' कारणमन्तरेण कार्यस्यासिद्धेः कारणमेव सत्यमिति भावः।

**एवं कृशं स्थूलमणुर्बृहद्यद्**
**असच्च सज्जीवमजीवमन्यत्।**
**द्रव्यस्वभावाशयकालकर्म-**
**नाम्नाऽजयाऽवेहि कृतं द्वितीयम्॥ १०**

एवमन्यदपि कृशत्वादिधर्मकं बुद्ध्या प्रतीतं द्वितीयं द्वैतं द्रव्यादिनाम्नोपलक्षितयाऽजया मायया कृतमवेहि।

तत्र कृशं ह्रस्वं, स्थूलं तत्प्रतियोगि। अणुर्बृहतोः पृथगुपादानात्। असत् कारणम्। सत् कार्यम्। जीवं चेतनम्, अजीवं जडम्॥ १० ॥

तर्हि किं सत्यं तदाह।

**ज्ञानं विशुद्धं परमार्थमेक-**
**मनन्तरं त्वबहिर्ब्रह्म सत्यम्।**
**प्रत्यक् प्रशान्तं भगवच्छब्दसंज्ञं**
**यद्वासुदेवं कवयो वदन्ति॥ ११**

શ્લોકમાં અવયવી શબ્દને બદલે સમૂહ શબ્દનો પ્રયોગ કર્યો છે કારણ કે અવયવીનું ખંડન થઈ ચૂકેલું છે (તેથી સમૂહ શબ્દનું ગ્રહણ કરેલું છે). તેમ છતાં પરમાણુઓ સત્ય પણ હોઈ શકે? તો તે માટે કહે છે કે ના.

**'અવિદ્યયા'** અજ્ઞાન દ્વારા પરમાણુઓની કલ્પના કરવામાં આવી છે કારણ કે ભગવાનની માયા વિલસી રહી છે. ॥ ૯ ॥

કારણ વિના કાર્યની સિદ્ધિ ન થવાથી કારણ જ સત્ય છે, તેવો ભાવ છે.

એ જ રીતે ટૂંકું, લાંબું, સૂક્ષ્મ, મોટું, કારણ, કાર્ય અને ચેતન કે અચેતન જે કાંઈ બીજું દ્વૈત (બુદ્ધિથી જણાય) છે, તે (સર્વ દ્વૈત) દ્રવ્ય, સ્વભાવ, આશય, કાળ તથા કર્મ– એવાં નામથી સૂચિત માયાએ જ કરેલું છે, એમ તું જાણ.॥ ૧૦ ॥

આમ, બીજી પણ, પાતળાપણું વગેરે ગુણધર્મોવાળી વસ્તુ બુદ્ધિથી જણાય છે તે **'द्वितीयम्'** દ્વૈત છે, દ્રવ્ય વગેરે નામોથી ઓળખાતી **'अजया'** માયા વડે કરવામાં આવેલું છે, એમ તું જાણ.

તેમાં **'कृशम्'** ટૂંકું **'स्थूलम्'** તેનું વિરોધી લાંબું– **'अणुर्बृहतोः'** સૂક્ષ્મ અને સ્થૂળને શ્લોકમાં જુદાં ગ્રહણ કરેલાં હોવાથી (કૃશ અને સ્થૂળનો અર્થ ટૂંકું અને લાંબું કર્યો છે.) **'असत्'** કારણ, **'सत्'** કાર્ય, **'जीवम्'** ચેતન, **'अजीवम्'** જડ ॥ ૧૦ ॥

(માયા મિથ્યા છે.) ત્યારે સત્ય શું છે, તે કહે છે.

પરમાર્થરૂપ જ્ઞાન વિશુદ્ધ છે, સત્ય છે, એક જ છે, બાહ્ય-આભ્યંતર ભેદથી રહિત છે, પરિપૂર્ણ, આત્મસ્વરૂપ તથા નિર્વિકાર (એવું બ્રહ્મરૂપ સ્વરૂપજ્ઞાન જ સત્ય) છે જેને વિદ્વજ્જનો ભગવાન શબ્દના નામવાળા વાસુદેવ કહે છે. ॥ ૧૧ ॥

ज्ञानं सत्यम्। व्यावहारिकसत्यत्वं व्यावर्तयति। परमार्थम्। वृत्तिज्ञानव्यवच्छेदार्थानि षड्विशेषणानि।

જ્ઞાન સત્ય છે. વ્યાવહારિક જ્ઞાનના સત્યને જુદું પાડે છે. પરમાર્થરૂપ વિશુદ્ધજ્ઞાન સત્ય છે. વૃત્તિરૂપ જ્ઞાનને જુદું પાડતાં છ વિશેષણો છે.

विशुद्धम्, तत्त्वाविद्यकम्। एकम्, तत्तु नानारूपम्। अनन्तरं त्वबहिर्बाह्याभ्यन्तरशून्यम्, तत्तु विपरीतम्। ब्रह्म परिपूर्णम्, तत्तु परिच्छिन्नम्। प्रत्यक्, तत्तु विषयाकारम्। प्रशान्तं निर्विकारम्,

(૧) **'विशुद्धम्'** પરમાર્થરૂપ જ્ઞાન વિશુદ્ધ છે, **'तत्त्वाविद्यकम्=तत्-तु-आविद्यकम्'** પરંતુ તે બીજું જ્ઞાન અવિદ્યાવાળું છે. (૨) **'एकम्'** (આ જ્ઞાન) એક જ છે પરંતુ તે વૃત્તિરૂપજ્ઞાન અનેકરૂપવાળું છે. (૩) **'अनन्तरं-तु-अबहिः'** બાહ્ય-આભ્યંતર ભેદથી રહિત છે પરંતુ વૃત્તિરૂપ જ્ઞાન તો તેનાથી વિપરીત અર્થાત્ બાહ્ય-આભ્યંતર ધર્મવાળું છે. (૪) **'ब्रह्म'** અર્થાત્ પરમાર્થરૂપ જ્ઞાન પરિપૂર્ણ છે પરંતુ તે બીજું જ્ઞાન મર્યાદિત છે. (૫) **'प्रत्यक्'** (આ જ્ઞાન) આત્મસ્વરૂપ છે પરંતુ તે બીજું વિષયાકાર છે. (૬) **'प्रशान्तम्'** અત્યંત શાંત, નિર્વિકાર છે.

तदेवं स्वरूपज्ञानं सत्यमित्युक्तम्।

આમ, તે સ્વરૂપજ્ઞાન જ સત્ય છે, એમ કહેવાયું છે.

कीदृशं तत्। ऐश्वर्यादिषड्गुणत्वेन भगवच्छब्दः संज्ञा यस्य। यच्च ज्ञानं वासुदेवं वदन्ति॥ ११॥

તે કેવા સ્વભાવવાળું છે? ઐશ્વર્યાદિ છ ગુણ હોવાથી ભગવાન શબ્દ જેનું નામ છે અને જે જ્ઞાનને વિદ્વજ્જનો વાસુદેવ કહે છે. ॥૧૧॥

**वंशीधरी—**

'वदन्ति तत्तत्त्वविदस्तत्त्वं यज्ज्ञानमद्वयम्।
ब्रह्मेति परमात्मेति भगवानिति शब्द्यते॥'
इति प्रथमस्कन्धोक्तवदेवाह।
एतत्प्राप्तिस्तु महत्सेवां विना न भवतीत्याह।

'તત્ત્વવેત્તાઓ અદ્વૈત જ્ઞાનને જ તત્ત્વ કહે છે કે જે બ્રહ્મ, પરમાત્મા અને ભગવાન એમ કહેવાય છે.' (શ્રીમદ્ ભા.૧/૨/૧૧) એમ જે પ્રથમ સ્કંધમાં કહેવાયું છે તે જ કહે છે.

એ સત્યસ્વરૂપ પરમાત્મસ્વરૂપજ્ઞાનની પ્રાપ્તિ તો મહાન પુરુષોની સેવા કર્યા વિના થતી નથી, એમ કહે છે.

**रहूगणैतत्तपसा न याति**
**न चेज्यया निर्वपणाद्गृहाद्वा।**
**न च्छन्दसा नैव जलाग्निसूर्यै-**
**र्विना महत्पादरजोभिषेकम्॥ १२**

હે રહૂગણ, એને (સત્યસ્વરૂપ બ્રહ્મને) મહાપુરુષોના ચરણની રજથી પોતાને નવડાવ્યા વિના (કેવળ) તપશ્ચર્યાથી, યજ્ઞયાગથી, (અતિથિ વગેરેને) અન્ન આપવાથી, ગૃહોચિત ધર્માનુષ્ઠાનથી, વેદાધ્યયનથી કે ઉપાસના કરાયેલાં જળ, અગ્નિ અને સૂર્યથી પણ મનુષ્ય પ્રાપ્ત કરી શકતો નથી. ॥૧૨॥

हे रहूगण, एतज्ज्ञानं तपसा पुरुषो न याति। इज्यया वैदिककर्मणा।

निर्वपणादन्नादिसंविभागेन गृहाद्वा तन्निमित्तपरोपकारेण। छन्दसा वेदाभ्यासेन। जलाग्न्यादिभिरुपासितैः ॥ १२ ॥

હે રહૂગણ, એ જ્ઞાનને મનુષ્ય તપથી નથી પામતો. **'इज्यया'** યજ્ઞાદિ વૈદિક કર્મથી, **'निर्वपणात्'** અન્નાદિના સમ્યક્ ભાગ કરીને વહેંચી આપવાથી, દાન આપવાથી, **'गृहाद्वा'** ગૃહોચિત ધર્માનુષ્ઠાન કરવાથી, **'छन्दसा'** વેદાધ્યયનથી, ઉપાસના કરાયેલાં જળ, અગ્નિ વગેરેથી ॥ ૧૨ ॥

महत्सेवायास्तत्प्राप्त्युपायतामाह।

મહાન પુરુષોની સેવાને તે બ્રહ્મપ્રાપ્તિના ઉપાયરૂપે કહે છે.

**यत्रोत्तमश्लोकगुणानुवादः**
**प्रस्तूयते ग्राम्यकथाविघातः।**
**निषेव्यमाणोऽनुदिनं मुमुक्षो-**
**र्मतिं सतीं यच्छति वासुदेवे॥ १३**

જેનાથી વિષયવાર્તાનો નાશ થાય છે તેવો પ્રતિદિન સેવન કરવામાં આવતો, ઉત્તમશ્લોક ભગવાનનો ગુણાનુવાદ જે (મહાપુરુષોના સમાજમાં) થાય છે, તે મુમુક્ષુને ભગવાન વાસુદેવમાં શુદ્ધ મતિ આપે છે. ॥ ૧૩ ॥

यत्र येषु महत्सु। ग्राम्यकथानां विघातो यस्मात्॥ १३ ॥

**'यत्र'** જે મહાપુરુષો(ના સમાજ)માં વિષયવાર્તાઓનો નાશ છે જેનાથી તે ગુણાનુવાદ॥ ૧૩ ॥

विषयसङ्गस्तु योगभ्रंशक इति वदन् कस्त्वं निगूढश्चरसीति प्रश्नस्योत्तरमाह—**अहमिति द्वाभ्याम्**।

વિષયોની આસક્તિ તો યોગભ્રંશ કરનારી છે, એમ કહેતાં, 'ગુપ્ત વેશે વિચરતા આપ કોણ છો?' (શ્રીમદ્ ભા.૫/૧૦/૧૬) એ પ્રશ્નનો બે શ્લોકોથી ઉત્તર આપે છે— **'अहम् इति।'**

**अहं पुरा भरतो नाम राजा**
**विमुक्तदृष्टश्रुतसङ्गबन्धः ।**
**आराधनं भगवत ईहमानो**
**मृगोऽभवं मृगसङ्गाद्धतार्थः॥ १४**

(આ લોકમાં) જોયેલા અને (પરલોક વિષે) સાંભળેલા વિષયોની આસક્તિને કારણે થનારું જેનું બંધન છૂટી ગયું હતું તેવો હું પૂર્વજન્મમાં ભરત નામનો રાજા હતો. ભગવાનનું આરાધન કરતો હું, મૃગની આસક્તિને કારણે નાશ પામેલા (પરમાર્થરૂપ) પ્રયોજનવાળો થઈ મૃગ બન્યો. ॥ ૧૪ ॥

विमुक्तो दृष्टश्रुताभ्यां सङ्गनिमित्तो बन्धो येन। हतोऽर्थः प्रयोजनं यस्य॥ १४॥

આ લોક અને પરલોકના વિષયોની આસક્તિને કારણે થનારું જેનું બંધન છૂટી ગયું છે— **'हतः अर्थः'** નષ્ટ થયું છે પ્રયોજન જેનું ॥ ૧૪ ॥

श्रीकृष्णार्चनं भ्रष्टमप्युद्धरतीत्याह—**सेति**।

શ્રીકૃષ્ણની અર્ચના ભ્રષ્ટ થયેલાને પણ ઉદ્ધારે છે, એમ કહે છે — **'सा इति।'**

सा मां स्मृतिर्मृगदेहेऽपि वीर
कृष्णार्चनप्रभवा नो जहाति।
अथो अहं जनसङ्गादसङ्गो
विशङ्कमानोऽविवृतश्चरामि ॥ १५

जनसङ्गाद्विशङ्कमानः। अविवृतोऽप्रकटः ॥ १५ ॥

હે વીર, શ્રીકૃષ્ણની આરાધનાથી ઉત્પન્ન થયેલી મારી પૂર્વ જન્મની સ્મૃતિ મૃગના શરીરમાં પણ લુપ્ત થઈ નહીં. આથી જનસંસર્ગથી ડરતો હું અસંગ થઈ ગુપ્તરૂપે વિચરું છું. ॥ ૧૫ ॥

જનસંસર્ગથી ડરતો હું **'अविवृतः'** ગુપ્તરૂપે॥ ૧૫ ॥

तस्मान्नरोऽसङ्गसुसङ्गजात-
ज्ञानासिनेहैव विवृक्णमोहः।
हरिं तदीहाकथनश्रुतिभ्यां
लब्धस्मृतिर्यात्यतिपारमध्वनः ॥ १६

માટે વિરક્ત મહાપુરુષોના સત્સંગથી ઉત્પન્ન થયેલ જ્ઞાનરૂપ તલવારથી જેનું મોહનું બંધન આ જન્મમાં જ કપાઈ ગયું છે તેવો થઈ, મનુષ્ય તે ભગવાન શ્રીહરિની લીલાઓનાં કીર્તન તથા શ્રવણથી (અખંડ ભગવત્)સ્મૃતિ પ્રાપ્ત કરીને સંસારમાર્ગના શ્રેષ્ઠ પારરૂપ શ્રીહરિને પામે છે. ॥ ૧૬ ॥

असङ्गैर्महद्भिर्यः सुसङ्गस्तेन जातं ज्ञानमेवासिः खड्गस्तेन च्छिन्नमोहः सन्। अध्वनः संसारमार्गस्यातिशयितं श्रेष्ठं पारं हरिं याति। यद्वा पारमति अतिक्रम्य हरिं याति। 'अतिरतिक्रमणे च' इति कर्मप्रवचनीयत्वाद्-द्वितीया। तस्य हरेरीहानां कथनश्रुतिभ्यां लब्धा स्मृतिर्येन सः ॥ १६ ॥

**'असङ्गैः'** સર્વ સંગથી મુક્ત એવા મહાપુરુષો સાથે જે સત્સંગ થાય, તેનાથી ઉત્પન્ન થયેલું જ્ઞાન એ જ તલવાર, તેનાથી જેનું મોહનું બંધન કપાઈ ગયું છે તેવો થઈ મનુષ્ય **'अध्वनः'** સંસારમાર્ગના અતિશય શ્રેષ્ઠ પારરૂપ શ્રીહરિને પામે છે, અથવા સંસારના અંતિમ કિનારાને ઓળંગીને શ્રીહરિને પામે છે. **'अतिरतिक्रमणे च'** (પા.સૂ....૧/૪/૯૫) **'अति'** શબ્દ કર્મપ્રવચનીય છે તેથી (कर्मप्रवचनीययुक्ते द्वितीया (પા.સૂ....૨.૩) હોવાથી पारम् બીજી વિ. માં છે, તેનો અર્થ અંતિમ કિનારાને) શ્રીહરિની લીલાઓના કીર્તન અને શ્રવણથી જેને સ્મૃતિ પ્રાપ્ત થઈ છે તે મનુષ્ય ॥ ૧૬ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां पञ्चमस्कन्धे ब्राह्मणरहूगणसंवादे द्वादशोऽध्यायः ॥ १२ ॥

इति श्रीमद्भागवते महापुराणे पञ्चमस्कन्धे श्रीधरस्वामिविरचितायां
भावार्थदीपिकायां टीकायां द्वादशोऽध्यायः ॥ १२ ॥

*****

# अथ त्रयोदशोऽध्यायः

## ભવાટવીનું વર્ણન અને રહૂગણનો સંશયનાશ

त्रयोदशेऽविरक्ताय वृथा तत्त्वनिरूपणम्।
इति वैराग्यदार्ढ्याय भवाटव्युपवर्ण्यते ॥ १

વૈરાગ્યરહિત મનુષ્યને તત્ત્વોપદેશ કરવો નિરર્થક છે, માટે વૈરાગ્ય દૃઢ કરવા માટે તેરમા અધ્યાયમાં ભવાટવીનું વર્ણન કરવામાં આવે છે. ॥ ૧ ॥

ब्राह्मण उवाच

**दुरत्ययेऽध्वन्यजया निवेशितो**
**रजस्तमःसत्त्वविभक्तकर्मदृक्।**
**स एष सार्थोऽर्थपरः परिभ्रमन्**
**भवाटवीं याति न शर्म विन्दति॥ १**

अध्वनः पारमित्युक्तं तमेवाध्वानं प्रसिद्धमार्ग-रूपकेण वैराग्याय प्रपञ्चयति।

दुरत्यये दुस्तरेऽध्वनि प्रवृत्तिमार्गे। रजस्तमः-सत्त्वैर्विभक्तानि कर्माणि कार्यतया पश्यतीति तथा। स एष प्रसिद्धः सार्थो जीवसमूहोऽर्थपरः सुखार्थः सन्। यथा वणिक्सार्थोऽर्थार्जनाय गच्छन्नटवीं याति तद्वत्।

अस्याध्यायस्य व्याख्यानरूप उत्तराध्यायोऽस्ति तथापि सुखप्रतिपत्तये किंचित्किंचिद्व्याख्यायते॥ १ ॥

**बा.प्र.—** अर्थपरः इति, यतो विषयसुखाभिलाषी न भगवद्भजनपरोऽतस्तत्साधनं कर्मैव पश्यतीत्यर्थः।

'विज्ञानसारथिर्यस्तु मनः प्रग्रहवान्नरः।
सोऽध्वनः पारमाप्नोति तद्विष्णोः परमं पदम्॥'

**यस्यामिमे षण्नरदेव दस्यवः**
**सार्थं विलुम्पन्ति कुनायकं बलात्।**
**गोमायवो यत्र हरन्ति सार्थिकं**
**प्रमत्तमाविश्य यथोरणं वृकाः॥ २**

**બ્રાહ્મણ (જડભરતજી) બોલ્યા** – દુસ્તર પ્રવૃત્તિમાર્ગમાં માયા વડે નાખવામાં આવેલા અને રાજસ, તામસ, સાત્ત્વિક ભેદથી વિભાગ પામેલાં કર્મોને જ પોતાના કર્તવ્ય તરીકે સમજતા તથા સંસારરૂપી અરણ્યમાં ભટકતા એવા આ અર્થપરાયણ જીવસમૂહને સાચું સુખ મળતું નથી. ॥ ૧ ॥

'સંસારમાર્ગના પાર (સીમા)ને' (૫/૧૨/૧૬) એમ કહેવામાં આવ્યું, તે જ માર્ગને પ્રસિદ્ધમાર્ગના રૂપકથી વૈરાગ્ય થાય તે માટે વિસ્તારપૂર્વક સમજાવે છે.

**'दुरत्यये'** દુઃખથી તરી શકાય તેવા પ્રવૃત્તિમાર્ગમાં રજોગુણ, તમોગુણ અને સત્ત્વગુણના ભેદથી વિભાગ પામેલાં કર્મોને જ (પોતાના) કર્તવ્ય તરીકે સમજે છે તેવો આ પ્રસિદ્ધ **'सार्थः'** જીવસમૂહ– **'अर्थपरः'** સુખને માટે થઈને, જેમ વેપારીઓનો સંઘ ધન પ્રાપ્ત કરવા માટે રસ્તામાં જતાં જતાં જંગલમાં ભટકે છે તેમ!

આ પછીનો અધ્યાય (૧૪) આ અધ્યાય (૧૩)ની સમજૂતી આપે જ છે, તેમ છતાં સરળતાથી સમજી શકાય તે માટે થોડા અંશે વ્યાખ્યા કરવામાં આવી છે. ॥ ૧ ॥

અર્થપરાયણ જીવસમુદાય વિષયસુખની અભિલાષાવાળો હોવાથી ભગવદ્‌ભજનપરાયણ નથી હોતો, આથી વિષયસુખના સાધનરૂપે કર્મને જ (ઉચિત) સમજે છે, એમ અર્થ છે.

'જે મનુષ્ય વિવેકબુદ્ધિવાળા સારથીથી યુક્ત છે અને મનરૂપી લગામને પોતાને અધીન રાખે છે, તે સંસારની પાર જઈને વ્યાપક પરમાત્માના સ્થાનને પ્રાપ્ત કરે છે.' (કઠ.ઉપ.૧/૩/૯)

હે નરદેવ, જે (સંસારરૂપી) અરણ્યમાં દુષ્ટ નાયકવાળા જીવસમૂહને આ (ઈન્દ્રિયો નામના) છ લૂંટારા બળજબરીથી લૂંટે છે. જેમ (ટોળામાં) પેસીને વરુઓ પ્રમાદી ઘેટાને ખેંચી જાય, તેમ ટોળામાં રહેલા અસાવધાન મનુષ્યને (એના ધનને) શિયાળો ખેંચી જાય છે. ॥ ૨ ॥

यस्यां भवाटव्यामिमे इन्द्रियनामानः षड् दस्यवश्चोराः। कुत्सितो नायकः सारथिर्बुद्धिर्यस्य तं सार्थं विलुम्पन्ति। तस्य धर्म्यं धनमुपभोगेन मुष्णन्तीत्यर्थः। गोमायवः सृगालतुल्या दारापत्या-दयस्त्वं मे भर्ता पितेत्येवं प्रविश्य प्रमत्तं सार्थिकं सार्थे स्थितं हरन्ति इतस्तत आकर्षन्ति। उरणं मेषम्॥ २॥

**'यस्याम्'** જે સંસારરૂપી અરણ્યમાં આ ઇન્દ્રિયો નામના છ **'दस्यवः'** ચોરો છે. **'कुनायकः'** દુષ્ટબુદ્ધિરૂપ સારથિ છે જેનો તે સમૂહને (લૂંટારા) લૂંટે છે. ધર્મને માટે વિનિયોગ કરેલા ધનને પોતપોતાના વિષયભોગ વડે લૂંટે છે, એમ અર્થ છે. **'गोमायवः'** શિયાળ જેવાં સ્ત્રી-પુત્રાદિ 'તું મારો પતિ, પિતા'– એમ (મનમાં) ઠસાવીને (પરમાર્થદષ્ટિથી વિમુખ એવા) અસાવધાન **'सार्थिकम्'** વણિકસંઘમાં રહેલા વેપારીને **'हरन्ति'** અહીં તહીં ખેંચી જાય છે. **'उरणम्'** ઘેટાને ॥ २ ॥

**प्रभूतवीरुत्तृणगुल्मगह्वरे**
**कठोरदंशैर्मशकैरुपद्रुतः ।**
**क्वचित्तु गन्धर्वपुरं प्रपश्यति**
**क्वचित्क्वचिच्चाशुरयोल्मुकग्रहम् ॥ ३**

અનેક વેલા, ઘાસ તથા જાળાંથી દુર્ગમ એવા વનમાં તીક્ષ્ણ ડાંસો અને મચ્છરોથી ક્યારેક પીડા પામતો તે કોઈક સ્થળે ગંધર્વનગર નિહાળે છે, તો ક્યારેક ઝડપી વેગવાળા પ્રજ્વલિત અલાતચક્ર જેવા પિશાચને જુએ છે. ॥ ૩ ॥

वीरुधो लतास्तृणानि च गुल्माश्च लतादिजालानि प्रभूतैरेतैर्गह्वरे दुष्प्रवेशे क्षेत्रे कठोरैस्तीव्रैर्दंशैर्मक्षिकाविशेषैश्च यथा कश्चिदुपद्रुतो भवत्येवं कामकर्मादिभिर्गह्वरे गृहाश्रमे वर्तमानो दुर्जनैरुपद्रुतो भवतीत्यर्थः। गन्धर्वपुरवदघटमानमेव देहादिकं प्रकर्षेण सत्यमेवेदमिति पश्यति। क्वचित्क्वचित् क्वापि क्वाप्याशुरयोऽतिवेगो य उल्मुकाकारो ग्रहः पिशाचस्तत्तुल्यं सुवर्ण-मुपादेयत्वेन प्रपश्यतीत्यर्थः॥ ३॥

**'वीरुधः'** વેલાઓ, ઘાસ તથા જાળાં– આ વેલા વગેરે અને જાળાં પુષ્કળ હોવાથી **'गह्वरे'** દુર્ગમ એવા સ્થાનમાં **'कठोरैः'** તીક્ષ્ણ ડાંસો અને વિશેષ જાતની માખીઓ દ્વારા જેમ કોઈક મનુષ્ય પીડા પામે છે, તેમ કામ, કર્માદિ દ્વારા જટિલ ગૃહાશ્રમમાં રહેતો મનુષ્ય દુર્જનો દ્વારા પીડા પામે છે, એમ અર્થ છે. ગંધર્વનગરની જેમ જ મિથ્યા એવા શરીરાદિને અત્યંત સાચાં હોય તેમ સમજે છે. **'क्वचित्-क्वचित्'** ક્યાંક ક્યાંક ઝડપી વેગવાળો અને બળતા લાકડાના આકાર જેવો **'ग्रहः'** પિશાચ– તે પ્રાપ્ત કરવા જેવું સુવર્ણ છે, એમ તેને લાગે છે, એમ અર્થ છે. ॥ ૩ ॥

**निवासतोयद्रविणात्मबुद्धि-**
**स्ततस्ततो धावति भो अटव्याम्।**
**क्वचिच्च वात्योत्थितपांसुधूम्रा**
**दिशो न जानाति रजस्वलाक्षः॥ ४**

હે રાજા, અરણ્યમાં રહેવાનાં સ્થળ, જળ તથા ધનમાં જેની બુદ્ધિ તદ્રૂપ થઈ છે, એવો તે જીવસમૂહ અહીં તહીં દોડે છે અને કયારેક ધૂળથી ભરાયેલી આંખોવાળો તે વંટોળિયાથી ઊડેલી ધૂળને લીધે ધૂંધળી થયેલી દિશાઓનું પણ ભાન ભૂલી જાય છે. ॥ ૪ ॥

निवासादिष्वात्मा स्वभावो यस्याः सा बुद्धिर्यस्य स ततस्ततो धावतीत्युभयत्र तावानेवार्थः। वात्या चक्रवातस्तस्यामुत्थितः पांसुस्तेन धूम्रा दिशो रजस्वले रजोव्याप्ते अक्षिणी यस्य स यथा न जानाति।

तथा वात्येव भ्रमयन्ती या स्त्री तस्यामुद्गतै रागादिभिरप्रकाशमाना दिग्देवताः कर्मसाक्षिभूता न जानातीत्यर्थः ॥ ४॥

**अदृश्यझिल्लीस्वनकर्णशूल**
**उलूकवाग्भिर्व्यथितान्तरात्मा ।**
**अपुण्यवृक्षान् श्रयते क्षुधार्दितो**
**मरीचितोयान्यभिधावति क्वचित् ॥ ५**

अदृश्यानां झिल्लीनां भृङ्गारिकासंज्ञानां कीटविशेषाणां स्वनैः कर्णयोः शूलो व्यथा यस्य। उलूका घूकास्तेषां वाग्भिर्व्यथितोऽन्तरात्मा मनो यस्य।

अत्र च परोक्षमप्रियवक्तारो झिल्लीतुल्याः। प्रत्यक्षमप्रियवक्तारो घूकतुल्याः। येषां छायापि पापहेतुस्ते अपुण्यवृक्षास्तत्तुल्यान् अधार्मिकान्सेवते। मरीचितोयानीति निष्फलत्वेन विज्ञातानपि विषयान् ॥ ५ ॥

**क्वचिद्वितोयाः सरितोऽभियाति**
**परस्परं चालषते निरन्धः।**
**आसाद्य दावं क्वचिदग्नितप्तो**
**निर्विद्यते क्व च यक्षैर्हृतासुः ॥ ६**

રહેવાનાં સ્થળ વગેરેમાં **'आत्मा'** પોતાની આસક્તિ છે જેને, તેવી બુદ્ધિ જેની છે તે અહીં-તહીં દોડે છે, એમ (સંસારમાં અને અરણ્યમાં) બંનેમાં તેટલો જ અર્થ છે. **'वात्या'** ચક્રવાત– તેમાં ઊડતી ધૂળ– તેનાથી ધૂંધળી થયેલી દિશાઓને, ધૂળથી ભરાયેલી આંખો છે જેની તે યથાવત્ જાણતો નથી.

તે અનુસાર વંટોળિયાની જેમ ભમાવતી જે સ્ત્રી છે તેનામાં ઉત્પન્ન થયેલા રાગાદિથી આચ્છાદિત થઈ ગયેલા કર્મસાક્ષીરૂપ દિગ્દેવતાઓને તે જાણતો નથી, એમ અર્થ છે. ॥ ૪ ॥

નજરે ન દેખાતાં તમરાંઓના અવાજથી જેના કાનમાં પીડા થાય છે, ઘુવડોના શબ્દોથી જેનો અંતરાત્મા વ્યથિત થાય છે, ભૂખથી વ્યાકુળ થયેલો જે અપવિત્ર વૃક્ષોનો આશ્રય કરે છે એવો તે ક્યારેક (તૃષાતુર થઈ) ઝાંઝવાનાં જળ તરફ દોડે છે. ॥ ૫ ॥

દેખાય નહીં તેવાં **'झिल्लीनाम्'** તમરાં નામના વિશિષ્ટ જીવડાના અવાજોથી જેના કાનમાં **'शूलः'** પીડા થાય છે. **'उलूकाः'** ઘુવડો, તેમના બોલથી વ્યથિત થયું છે **'अन्तरात्मा'** મન જેનું

વળી, અહીં પાછળથી ભૂંડું બોલનારા લોકો તમરાં જેવા છે. મોઢે કડવું બોલનારા ઘુવડ જેવા છે. જેમનો છાંયડો પણ પાપના કારણરૂપ છે તેવાં અપવિત્ર વૃક્ષો, તે વૃક્ષો જેવા અધાર્મિક લોકોનો તે આશ્રય કરે છે. **'मरीचितोयानि इति।'** ઝાંઝવાનાં જળ એટલે જેની નિષ્ફળતાનું જ્ઞાન હોવા છતાં વિષયોની (તરફ તે દોડે છે.) ॥ ૫ ॥

ક્યારેક તે જળ વિનાની નદીઓ તરફ જાય છે; અન્ન વિનાનો હોય ત્યારે એકબીજા પાસેથી (અન્નની) ઈચ્છા રાખે છે. ક્યારેક (જંગલમાં) દાવાનળને પ્રાપ્ત થઈ અગ્નિથી તપીને વિષાદ પામે છે, તો ક્યાંક યક્ષો દ્વારા જેના પ્રાણ હરાઈ ગયા હોય તેવો થાય છે. ॥ ૬ ॥

वितोयासु सरित्सु पतितस्य गात्रभङ्गात्सद्यो दुःखं भवति, न चोदकलाभस्तद्वदिह च परत्र च दुःखदान्पाखण्डानभियाति। आलषते दायादादिभ्योऽन्नादि वाञ्छति। उभयत्रापि स एवार्थः। दावं दावाग्नितुल्यं दुःखदं गृहं प्राप्य शोकाग्निना तप्तो निर्विद्यते विषीदति। तत्र च यक्षराक्षसतुल्यै राजभिर्हृतमसुवत्प्रेष्ठं धनं यस्य स निर्विद्यते॥ ६॥

નીર વિનાની નદીઓમાં પડી ગયેલા મનુષ્યનાં હાડકાં ભાંગવાથી તરત દુઃખ થાય છે. વળી, પાણી તો મળતું જ નથી. એમ આ લોકમાં અને પરલોકમાં પણ દુઃખદાયી પાખંડ માર્ગો તરફ જાય છે. **'आलषते'** વારસદાર વગેરે પાસેથી અન્નાદિની ઈચ્છા રાખે છે. (સંસાર અને અરણ્ય, એ) બંને પક્ષમાં એ જ અર્થ છે. **'दावम्'** દાવાનળ જેવું દુઃખદ ઘર પ્રાપ્ત કરીને શોકાગ્નિ વડે તપેલો એવો તે જનસમૂહ **'निर्विद्यते'** વિષાદ પામે છે અને ત્યાં યક્ષ અને રાક્ષસ જેવા રાજાઓ દ્વારા હરણ કરવામાં આવ્યું છે પ્રાણ જેવું અત્યંત પ્રિય ધન જેનું તેવો તે દુઃખી થાય છે.॥૬॥

**शूरैर्हृतस्वः क्व च निर्विण्णचेताः**
**शोचन्विमुह्यन्नुपयाति कश्मलम्।**
**क्वचिच्च गन्धर्वपुरं प्रविष्टः**
**प्रमोदते निर्वृतवन्मुहूर्तम्॥ ७**

ક્યારેક (બીજા) બળવાન લોકો દ્વારા જેનું ધન હરાઈ ગયું છે તેવો તે દુઃખી મનવાળો થાય છે, શોક અને મોહ પામતો મૂર્છિત થાય છે. ક્યારેક વળી ગંધર્વનગરમાં પ્રવેશેલો તે બે ઘડી શાંતિ પામતો હોય તેમ આનંદમાં આવી જાય છે. ॥ ૭ ॥

अन्यैश्च शूरैर्हृतं स्वं वित्तं यस्य। निर्विण्णं विषण्णं चेतो यस्य। कश्मलं मूर्च्छाम्। गन्धर्वपुरमिव मनोरथोपगतपितृपुत्रादिसमाजं प्रविष्टः॥ ७॥

બીજા શૂરાઓ દ્વારા હરી લેવામાં આવ્યું છે **'स्वम्'** ધન જેનું, **'निर्विण्णम्'** ઉદાસ ચિત્ત છે જેનું– **'कश्मलम्'** મૂર્છા– **'गन्धर्वपुरम्'** ગંધર્વનગર જેવા મનોરથથી મળેલા પિતા-પુત્રાદિ (બાંધવો)ના સમાજમાં પ્રવેશેલો તે ॥ ૭ ॥

**वंशीधरी—**मनोरथेनैव पितृपुत्रादिसमाजं सम्पाद्य तत्र मनोरथिकं सुखमनुभवतीत्यर्थः।

મનોરથથી જ પિતાપુત્રાદિનો સમાજ મેળવીને તેમાં કાલ્પનિક સુખ અનુભવે છે, એમ અર્થ છે.

**चलन् क्वचित्कण्टकशर्कराङ्घ्रि-**
**र्नगारुरुक्षुर्विमना इवास्ते।**
**पदे पदेऽभ्यन्तरवह्निनार्दितः**
**कौटुम्बिकः क्रुध्यति वै जनाय॥ ८**

ક્યારેક ચાલતાં ચાલતાં કાંટા અને કાંકરાથી (વીંધાઈ ગયેલા) પગવાળો તે પર્વત ચઢી જવાની ઈચ્છા રાખતો ઉદાસ હોય તેમ બેસી જાય છે. ડગલે ને પગલે અંદરના જઠરાગ્નિથી પીડાયેલો તે કુટુંબકબીલાવાળો પરિવારજનો ઉપર ક્રોધ કરે છે. ॥ ૮ ॥

कण्टकादिविद्धाङ्घ्रिरिव विघ्नैरभिभूतः सन्नगतुल्यं महत्कर्मारोढुं कर्तुमिच्छुर्विमना इव आस्ते। पदे पदे क्षणे क्षणे। अभ्यन्तरेण वह्निना जाठरेण॥ ८॥

કાંટા વગેરેથી વીંધાયેલા પગવાળા મનુષ્યની જેમ વિઘ્નોથી ઘેરાઈ જઈને પર્વત જેવાં મોટાં કાર્યો **'आरोढुम्'** કરવા ઈચ્છતો તે ઉદાસ થઈને બેસે છે. **'पदे पदे'** ક્ષણે ક્ષણે **'अभ्यन्तरेण'** અંદરના જઠરાગ્નિથી ॥ ૮ ॥

**क्वचिन्निगीर्णोऽजगराहिना जनो**
**नावैति किंचिद्विपिनेऽपविद्धः।**
**दष्टः स्म शेते क्व च दन्दशूकै-**
**रन्धोऽन्धकूपे पतितस्तमिस्रे॥ ९**

अजगराहिना निद्रारूपेण गिलितो न वेत्ति। विपिने त्यक्तः शव इव दन्दशूकैर्हिंस्रैर्दुर्जनैर्दष्टः पीडितोऽन्धो लुप्तविवेकोऽन्धकूपे मोहे पतितस्तमिस्रे दुःखे शेते लीयते॥ ९॥

ક્યારેક અજગરરૂપ સર્પ દ્વારા ગળી જવામાં આવેલો, સુધબુધ ખોઈ બેઠેલો, જંગલમાં ક્યાંક ફેંકી દેવામાં આવેલો અને ઝેરી સાપ જેવા હિંસક દુર્જનો દ્વારા પીડા પામેલો તે મનુષ્ય અંધ થઈ, અંધારિયા કૂવામાં પડી દુઃખમાં રિબાય છે. ॥૯॥

અજગરરૂપ (સર્પ) દ્વારા (નિદ્રારૂપે) ગળી જવામાં આવેલો તે સુધબુધ ખોઈ બેસે છે. જંગલમાં ફેંકી દેવામાં આવેલા મુડદા જેવો, '**दन्दशूकैः**' ઝેરી સાપ જેવા હિંસક દુષ્ટ જનો દ્વારા '**दष्टः**' પીડાયેલો એવો તે '**अन्धः**' વિવેકભ્રષ્ટ થઈને '**अन्धकूपे**' મોહરૂપી અંધારિયા કૂવામાં પડી '**तमिस्रे**' દુઃખમાં '**शेते**' ગરકાવ થઈ જાય છે. ॥૯॥

**कर्हिस्मचित्क्षुद्ररसान्विचिन्वं-**
**स्तन्मक्षिकाभिर्व्यथितो विमानः।**
**तत्रातिकृच्छ्रात्प्रतिलब्धमानो**
**बलाद्विलुम्पन्त्यथ तं ततोऽन्ये॥ १०**

क्षुद्ररसान्परयोषादीन्विचिन्वन्गवेषयंस्तन्मक्षिकाभिर्योषादिस्वामिभिर्विमानोऽवज्ञातस्ताडितः सन्व्यथितो भवति। यदि कथंचित्तत्रातिक्लेशेन प्रतिलब्धमानः प्राप्तयोषादिर्भवति तदा बलादन्येऽपहरन्ति। तान्यदाभियुङ्क्ते तदा ततोऽप्यन्ये हरन्ति ॥१०॥

ક્યારેક તુચ્છ રસરૂપ મધની શોધ કરતો તે મધમાખીઓ દ્વારા વ્યથા પામીને અત્યંત માનભ્રષ્ટ થાય છે. ક્યારેક અતિકષ્ટથી ક્ષુદ્રરસોને પ્રાપ્ત કરતા એવા તેની પાસેથી પછી પણ બીજા બળજબરીથી છીનવી લે છે. ॥૧૦॥

'**क्षुद्ररसान्**' મધ જેવા તુચ્છ રસરૂપ પરસ્ત્રી (પરધન) વગેરે, '**विचिन्वन्**' શોધતો '**मक्षिकादिभिः**' માદા મધમાખીઓના સ્વામીરૂપ નરમાખો દ્વારા '**विमानः**' માનભ્રષ્ટ થઈ ફટકારવામાં આવતાં વ્યથિત થાય છે. ક્યારેક મહાકષ્ટથી '**प्रतिलब्धमानः**' પરદારાદિ પ્રાપ્ત કરતાં (તેની પાસેથી) પણ બળજબરીથી બીજા છીનવી લે છે. તે પરદારાદિનો જ્યારે '**उपभुङ्क्ते**' ઉપભોગ કરે છે ત્યારે તેની પાસેથી પણ બીજા (તેમને) હરી લે છે. ॥૧૦॥

**क्वचिच्च शीतातपवातवर्ष-**
**प्रतिक्रियां कर्तुमनीश आस्ते।**
**क्वचिन्मिथो विपणन्यच्च किंचिद्**
**विद्वेषमृच्छत्युत वित्तशाठ्यात्॥ ११**

यत्किंचिदत्यल्पमपि मिथो व्यवहरन् क्रियादिना गृह्णन्। वित्तशाठ्याद्धनवञ्चनात्॥ ११॥

વળી, ક્યારેક ટાઢ, તડકો, વાયુ ને વર્ષાથી (પોતાના રક્ષણનો) ઉપાય કરવા માટે અસમર્થ એવો તે (દુઃખી થઈને) બેસે છે. કોઈ વાર પરસ્પર વેપાર કરતાં ધન માટે દગાબાજી કરવાથી વિદ્વેષ પામે છે.॥ ૧૧ ॥

જે કંઈ થોડો પણ પરસ્પર '**व्यवहरन्**' વ્યવહાર કરતાં, આપવા-લેવાની ક્રિયાઓ દ્વારા લેતો એવો તે— '**वित्तशाठ्यात्**' ધન માટે છેતરપીંડી કરવાથી ॥ ૧૧ ॥

**क्वचित्क्वचित्क्षीणधनस्तु तस्मिन्**
**शय्यासनस्थानविहारहीनः ।**
**याचन्परादप्रतिलब्धकामः**
**पारक्यदृष्टिर्लभतेऽवमानम् ॥ १२**

કોઈ કોઈ વાર નિર્ધન બનેલો એવો તે સમૂહ, તે અરણ્યમાં શય્યા, આસન, રહેવાનું સ્થાન અને વાહન વગરનો થઈ, બીજા પાસેથી તે યાચતો હોવા છતાં તેને પ્રાપ્ત નથી કરતો, ત્યારે પરાયા ધન ઉપર નજર નાખનારો તે અપમાનિત થાય છે. ॥ ૧૨ ॥

शय्यादिहीनः । आस्यतेऽस्मिन्नित्यासनं कम्बलादि। स्थीयतेऽत्रेति स्थानं गृहम्। विहरन्त्यनेनेति विहारो यानादि। याचमानोऽपि यदा परस्मादप्राप्तकामस्तदा परकीये वस्तुनि दृष्टिरभिलाषो यस्य सोऽवमानं प्राप्नोति॥ १२॥

શય્યા વગેરેથી રહિત– જેમાં બેસવામાં આવે તે આસન, કામળો વગેરે, જેમાં રહેવામાં આવે તે **'स्थानम्'** ઘર, જેના દ્વારા વિહારાદિ કરવામાં આવે તે વાહનાદિ, માગવા છતાં પણ બીજા પાસેથી તેને પ્રાપ્ત નથી કરતો ત્યારે પારકાની વસ્તુ ઉપર **'दृष्टिः'** આશા છે જેની તેવો તે અપમાનિત થાય છે. ॥ ૧૨ ॥

**अन्योन्यवित्तव्यतिषङ्गवृद्ध-**
**वैरानुबन्धो विवहन्मिथश्च।**
**अध्वन्यमुष्मिन्नुरुकृच्छ्रवित्त-**
**बाधोपसर्गैर्विहरन्विपन्नः ॥ १३**

આ પ્રમાણે પરસ્પર ધનના વિનિમયથી જેના વેરનાં કારણ અતિશય વધી જાય છે, તેવો હોવા છતાં પણ તે પરસ્પર વિવાહાદિ સંબંધો કરતો અનેક દુઃખો, ધનની તંગીરૂપ ઉપદ્રવોથી (સંકટગ્રસ્ત થઈ) આ અરણ્યના રસ્તે ભટકતો મરણતોલ થઈ જાય છે. ॥ ૧૩ ॥

एवमन्योन्यं वित्तव्यतिषङ्गेन धनविनिमयेन विवृद्धो वैरानुबन्धो यस्य तथाविधोऽपि परस्परं विवहन्विवाहादिसंबन्धं कुर्वन्नुरुभिः कृच्छ्रैः श्रमैर्वित्तबाधैरुपसर्गैश्च द्वेषादिभिर्विपन्नो मृतप्रायो भवति॥ १३॥

આ પ્રમાણે પરસ્પર **'वित्तव्यतिषङ्गेन'** ધનના વિનિમયથી વધી ગયાં છે દ્વેષનાં કારણો જેના, તેવો હોવા છતાં પણ પરસ્પર **'विवहन्'** વિવાહાદિ સંબંધો બાંધતો, **'उरुभिर्कृच्छ्रैः'** અનેક પ્રકારનાં દુઃખોથી, ધનની તંગીરૂપ ઉપદ્રવોથી તેમ જ વેરઝેરથી **'विपन्नः'** મરણતોલ થઈ જાય છે. ॥ ૧૩ ॥

दुरत्ययत्वमध्वनो दर्शयति।

ભવાટવીના માર્ગની દુર્ગમતા દર્શાવે છે.

**तांस्तान्विपन्नान्स हि तत्र तत्र**
**विहाय जातं परिगृह्य सार्थः।**
**आवर्ततेऽद्यापि न कश्चिदत्र**
**वीराध्वनः पारमुपैति योगम्॥ १४**

તે તે મૃત પામેલી વ્યક્તિઓને તે તે સ્થળે છોડીને, (નવા) જન્મેલાને સાથે લઈને (ભટકતો વણઝારાઓનો) સંઘ હજી સુધી હે વીર, (જ્યાંથી નીકળ્યો છે ત્યાં) પાછો આવવાને સમર્થ થયો નથી અને એ માર્ગનો પાર આવે તેવો કોઈ ઉપાય પણ મેળવી શકતો નથી. ॥ ૧૪ ॥

तांस्तान्विपन्नान्मृतान्विहाय जातं जातं परिगृह्य विहरन्यतः प्रस्थितस्तं प्रति नावर्तते। हे वीर, अध्वनः पारं यो योगस्तं च नोपैति। अत्र सार्थे। कश्चिदतिसमर्थोऽपि॥ १४॥

તે તે '**विपन्नान्**' મરી ગયેલાંઓને છોડીને નવાં નવાં જન્મેલાંને લઈને ભટકતો સંઘ જ્યાંથી નીકળ્યો ત્યાં પાછો નથી ફરતો. હે વીર, માર્ગનો પાર પામવાનો ઉપાય પણ મેળવી શકતો નથી. '**अत्र**' વણઝારાઓના સમૂહમાં '**कश्चित्**' કોઈ અતિસમર્થ પણ (માર્ગને પેલે પાર આવતો નથી.). ॥૧૪॥

तदेवाह।

(કોઈ પાછો ફરતો નથી એમ જે કહ્યું,) તે અનાવર્તનની જ વાત કહે છે.

**मनस्विनो निर्जितदिग्गजेन्द्रा**
**ममेति सर्वे भुवि बद्धवैराः।**
**मृधे शयीरन्न तु तद्व्रजन्ति**
**यन्न्यस्तदण्डो गतवैरोऽभियाति॥ १५**

(મોટા મોટા) શ્રેષ્ઠ દિગ્ગજો જેમના દ્વારા જિતાઈ ગયા છે તેવા શૂરવીરો, 'આ ભૂમિ મારી છે.' એમ પૃથ્વી માટે થઈને વેર બાંધનારા સર્વે યુદ્ધભૂમિમાં સૂઈ ગયા છે પરંતુ નિર્વેર એવો દંડધારી (સંન્યાસી) ભગવાન વિષ્ણુનું જે (અવિનાશી) પદ પામે છે, તે પદને તે શૂરવીરો પામતા નથી. ॥ ૧૫ ॥

मनस्विनः शूराः निर्जिता दिग्गजेन्द्रा यैः। ममेयं भूर्ममेयमिति भुवि निमित्तभूतायां बद्धं वैरं यैः। न्यस्तदण्डः संन्यासी यद्विष्णोः पदमभियाति तत्तु न व्रजन्ति॥ १५॥

'**मनस्विनः**' શૂરવીરો, જિતાઈ ગયા છે શ્રેષ્ઠ દિગ્ગજો જેમના વડે, 'આ ભૂમિ મારી છે.' એમ '**भुवि**' ભૂમિને કારણે બાંધવામાં આવ્યું છે વેર જેમના દ્વારા– '**न्यस्तदण्डः**' દંડધારી સંન્યાસી ભગવાન વિષ્ણુનું જે પદ પામે છે, તે પદને તે શૂરવીરો નથી પામતા. ॥ ૧૫ ॥

सिंहावलोकनेन पुनर्भवाटवीमेवानुवर्णयति।

સિંહાવલોકનરૂપે (અહીંથી) ફરી ભવાટવીનું જ વર્ણન કરે છે.

**प्रसज्जति क्वापि लता भुजाश्रय-**
**स्तदाश्रयाऽव्यक्तपदद्विजस्पृहः ।**
**क्वचित्कदाचिद्धरिचक्रतस्त्रसन्**
**सख्यं विधत्ते बककङ्कगृध्रैः॥ १६**

મુસાફરોનો તે કાફલો ક્યાંક લતાઓની શાખાઓનો આશ્રય કરનારો તથા ત્યાં રહેલાં અવ્યક્ત મધુર શબ્દ કરતાં પક્ષીઓમાં સ્પૃહા કરનારો થઈ આસક્તિ કરે છે. કોઈ વખત ક્યાંક સિંહના ટોળાથી ત્રાસ પામતો તે બગલાં, કાગડાં અને ગીધડાંઓની સાથે મિત્રતા કરે છે. ॥ ૧૬ ॥

प्रसज्जत्यासक्तिं करोति। कीदृशः। लतानां भुजाः शाखास्तद्वत्सुकुमारा ये स्त्रीणां भुजास्तदाश्रयः संस्तदाश्रया अव्यक्तपदा

'**प्रसज्जति**' આસક્તિ કરે છે. કેવા પ્રકારનો તે? લતાઓની '**भुजाः**' શાખાઓ, તેમના જેવી સુકોમળ ભુજાઓ જે સ્ત્રીઓની છે, તેમનો આશ્રય કરીને '**अव्यक्तपदाः**' અવ્યક્ત મધુર કિલકિલાટ કરતાં જે

अस्फुटाक्षराः कलभाषिणो ये द्विजाः पक्षिणस्तत्तुल्येषु स्त्रीसङ्गप्रसक्तेष्वपत्येषु स्पृहा यस्य तादृशो भूत्वा हरिचक्रं सिंहसमूहस्तत्तुल्यात् कालचक्रनिमित्ताज्जन्ममरणादेस्त्रसंस्तत्परिहाराय कैश्चित्प्रलोभितो बकादिवद्वञ्चकैः क्षुद्रैः क्रूरैश्च पाखण्डैः सह सख्यं करोति तेषु प्रविशति॥ १६॥

**'द्विजाः'** પક્ષીઓ છે, તેમનાં જેવાં, સ્ત્રીનો ખોળો ખૂંદતાં બાળકોમાં જેની સ્પૃહા છે તેવો થઈ **'हरिचक्रम्'** સિંહોનું ટોળું– તેના જેવા કાળચક્રને કારણે થતાં જન્મ-મરણાદિથી ત્રાસ પામતો– તે દૂર કરવા માટે કેટલાક દ્વારા પ્રલોભન પામતો એવો તે બગલાં વગેરે જેવા છેતરનારા તુચ્છ, ક્રૂર અને પાખંડી ઠગો સાથે મિત્રતા કરે છે અને તેમની ટોળીમાં પ્રવેશે છે.॥ ૧૬ ॥

**तैर्वञ्चितो हंसकुलं समाविश-**
**न्नरोचयन् शीलमुपैति वानरान्।**
**तज्जातिरासेन सुनिर्वृतेन्द्रियः**
**परस्परोद्वीक्षणविस्मृतावधिः ॥ १७**

તેમના દ્વારા છેતરાયેલો અને (ત્યાં કંઈ મળશે નહીં એમ જાણીને) હંસકુળમાં પ્રવેશતો તે, હંસોનો આચાર ન ગમતાં, વાંદરાઓની પાસે જાય છે. વાનરજાતિની ક્રીડાથી પ્રસન્ન થયેલી ઈન્દ્રિયોવાળો તે એકબીજાનું મુખ જોતાં જોતાં પોતાનો મરણકાળ ભૂલી જાય છે. ॥ ૧૭ ॥

तैर्वञ्चितस्तत्र फलाभावं ज्ञात्वा हंसानां ब्राह्मणानां कुलं पुनः प्रविशंस्तेषां शीलं प्रायश्चित्तपूर्वकं पुनरुपनयनाद्याचारमरोचयन्नप्रियं पश्यन्वानरतुल्यान् भ्रष्टाचारान् शूद्रप्रायानुपैति। तज्जातिरासेन वानरजातिक्रीडया स्त्रिया मिथुनीभूय परस्परमुखोद्वीक्षणेन विस्मृतो जीवितावधिर्मरणकालो येन॥ १७॥

ઠગો દ્વારા ઠગાયેલો એવો તે ત્યાં કાંઈ મળશે નહીં, એમ જાણીને **'हंसानाम्'** બ્રાહ્મણોના કુળમાં પુનઃ પ્રવેશતો, તેમના આચાર જેવા કે પ્રાયશ્ચિત્ત કરીને ફરીથી જનોઈ ધારણ કરવી વગેરે **'अरोचयन्'** અપ્રિય લાગતાં, વાંદરા જેવા ભ્રષ્ટાચારી શૂદ્ર મનુષ્યોની પાસે જાય છે. **'तज्जातिरासेन'** વાનરજાતિની ક્રીડાથી, સ્ત્રી સાથે પડી રહી પરસ્પર મુખ જોવાથી વિસ્મૃત થયો છે મરણકાળ જેના દ્વારા ॥ ૧૭ ॥

**द्रुमेषु रंस्यन्सुतदारवत्सलो**
**व्यवायदीनो विवशः स्वबन्धने।**
**क्वचित्प्रमादाद् गिरिकन्दरे पतन्**
**वल्लीं गृहीत्वा गजभीत आस्थितः॥ १८**

વૃક્ષો ઉપર ક્રીડા કરતો, પુત્ર અને સ્ત્રીમાં પ્રીતિવાળો અને મૈથુનની ઈચ્છાથી દીન બનેલો તે પોતાને પ્રાપ્ત થયેલા બંધનનો ત્યાગ કરવા માટે અસમર્થ બને છે. ક્યારેક પર્વતોની ગુફામાં અસાવધ રહેવાથી ગબડી પડતો તે ત્યાં રહેલા હાથીથી ભયભીત થઈ, વેલાઓને વળગીને રહે છે. ॥ ૧૮ ॥

द्रुमवत्केवलदृष्टार्थेषु गृहेषु। व्यवायदीनः सुरतेच्छया कृपणः। एवं स्वस्य यद्बन्धनं प्राप्तं तस्मिन्विवशः परिहर्तुमशक्तः।

વૃક્ષની જેમ કેવળ દૃષ્ટ પદાર્થોવાળાં ઘરોમાં **'व्यवायदीनः'** મૈથુનની ઈચ્છાથી દીન – આ પ્રમાણે પોતાને જે બંધન પ્રાપ્ત થયું છે તેમાં **'विवश'** પરવશ, ત્યાગવાને અસમર્થ.

पाठान्तरे तु वने संसारे चरन्नित्यर्थः। गिरिकन्दरवदतिभयानके रोगादिदुःखे पतन्कन्दरस्थ–गजतुल्यान्मृत्योर्भीतः सन् वल्लीतुल्यं प्राचीनं कर्मावलम्ब्यावस्थितो भवति॥ १८॥

('**स्वबन्धने**' ने બદલે '**चरन्वने**') પાઠાન્તરમાં, અરણ્યરૂપી સંસારમાં ભમતો, એમ અર્થ છે. પર્વતની ગુફા જેવા અતિ ભયાનક રોગ વગેરે દુઃખમાં પડતો, ગુફામાં રહેલા હાથી જેવા મૃત્યુથી ભય પામી, પૂર્વની જેમ જ વેલા જેવા કર્મમાર્ગને વળગીને રહે છે. ॥૧૮॥

**अतः कथंचित्स विमुक्त आपदः**
**पुनश्च सार्थं प्रविशत्यरिन्दम।**
**अध्वन्यमुष्मिन्नजया निवेशितो**
**भ्रमन् जनोऽद्यापि न वेद कश्चन॥ १९**

હે શત્રુદમન રાજા, આ આપત્તિમાંથી મહાન પ્રયત્ને છૂટેલો તે ફરી પોતાના સમૂહમાં જ દાખલ થાય છે. આ જંગલના માર્ગમાં માયા વડે પ્રવિષ્ટ કરવામાં આવેલો ભટકતા કોઈ જીવે હજી સુધી પણ (પરમ પુરુષાર્થને) જાણ્યો નથી. ॥ ૧૯ ॥

सार्थं प्रविशति यथापूर्वं प्रवृत्तिमार्गे रमते। न वेद परमपुरुषार्थम्॥ १९॥

ટોળામાં પ્રવેશે છે અને પૂર્વવત્ પ્રવૃત્તિમાર્ગમાં રત રહે છે તથા પરમ પુરુષાર્થને જાણતો નથી.॥ ૧૯ ॥

**रहूगण त्वमपि ह्यध्वनोऽस्य**
**संन्यस्तदण्डः कृतभूतमैत्रः।**
**असज्जितात्मा हरिसेवया शितं**
**ज्ञानासिमादाय तराति पारम्॥ २०**

હે રહૂગણ, તું પણ આ ભવાટવીમાં (માયા દ્વારા) પ્રવિષ્ટ થયો છે. પ્રાણીઓને દંડ કરવાનું છોડી દઈ સર્વ પ્રાણીઓની મિત્રતા જેણે કરી છે તેવો થઈ, વિષયોમાં અનાસક્ત મનવાળો થઈ, શ્રીહરિની સેવાથી તીક્ષ્ણ બનેલી જ્ઞાનરૂપી તલવાર લઈ, આ માર્ગને પાર કરી જા. ॥ ૨૦ ॥

त्वमपि अध्वनि निवेशित इत्यनुषङ्गः। अतोऽस्याध्वनः पारमतितर। असज्जितात्मा विषयेष्वनभिनिवेशितचित्तः सन्। हरिसेवया शितं तीक्ष्णीकृतम्॥ २०॥

તું પણ માર્ગમાં દાખલ કરવામાં આવ્યો છે, એમ સંબંધ છે. આથી આ માર્ગને પાર કરી જા. '**असज्जितात्मा**' વિષયોમાં અનાસક્ત મનવાળો થઈ, શ્રીહરિની સેવાથી '**शितम्**' તીક્ષ્ણ કરવામાં આવેલી જ્ઞાનરૂપી તલવારને ॥ ૨૦ ॥

राजोवाच

**अहो नृजन्माखिलजन्मशोभनं**
**किं जन्मभिस्त्वपरैरप्यमुष्मिन्।**
**न यद्धृषीकेशयशःकृतात्मनां**
**महात्मनां वः प्रचुरः समागमः॥ २१**

**રાજા રહૂગણ બોલ્યા** – અહો! સર્વ યોનિઓમાં કેવળ મનુષ્યયોનિ સુંદર છે. તે સ્વર્ગાદિ લોકમાં પ્રાપ્ત થનારા ઉત્કૃષ્ટ દેવાદિ જન્મોથી પણ શું લાભ છે? કે જ્યાં, ભગવાન હૃષીકેશના (પવિત્ર) યશથી જેમનું અંતઃકરણ શુદ્ધ થયું છે તેવા આપ (સરખા) મહાત્માઓનો અધિકાધિક સમાગમ નથી? ॥ ૨૧ ॥

अखिलजन्मसु शोभनं नृजन्मैव। न परं श्रेष्ठं येभ्यो देवादिजन्मभ्यस्तैरपि किम्, (अमुष्मिन्

સર્વ જન્મોમાં કેવળ મનુષ્યજન્મ જ સુંદર છે. જે દેવાદિ જન્મો કરતાં '**न परम्**' કોઈ જન્મ શ્રેષ્ઠ નથી તેવા જન્મોથી પણ શું લાભ છે? ('**अमुष्मिन्**'

स्वर्गेऽपि जन्मभिः किम्,) न किंचित्। यद्येषु जन्मसु यत्र स्वर्गे वा वो महात्मनां समागमः प्रचुरो न भवति। हृषीकेशस्य यशसा कृतः शोधित आत्मा यैस्तेषाम्॥ २१॥

**न ह्यद्भुतं त्वच्चरणाब्जरेणुभि-**
**र्हतांहसो भक्तिरधोक्षजेऽमला।**
**मौहूर्तिकाद्यस्य समागमाच्च मे**
**दुस्तर्कमूलोऽपहतोऽविवेकः ॥ २२**

संततमुपासितैस्त्वत्पदाब्जरेणुभिर्हतमंहो यस्य तस्याधोक्षजे निर्मला भक्तिर्भवतीति नैवाद्भुतम्। यस्य तव मुहूर्तमात्रभवात्समागम-मात्रादपि दुस्तर्केण बद्धमूलोऽपि ममाविवेको नष्टः॥ २२॥

ब्रह्मविदः केन रूपेण विचरन्तीत्यज्ञानात् सर्वान्नमस्यति—**नम इति**।

**नमो महद्भ्योऽस्तु नमः शिशुभ्यो**
**नमो युवभ्यो नम आबटुभ्यः।**
**ये ब्राह्मणा गामवधूतलिङ्गा-**
**श्चरन्ति तेभ्यः शिवमस्तु राज्ञाम्॥ २३**

ये बटवः क्रीडारतत्वादश्रद्धेयधौरेया-स्तानप्यभिव्याप्य सर्वेभ्यो नम इत्यर्थः।

स्वदृष्टान्तेन राज्ञां महदवज्ञां संभाव्याह—राज्ञां शिवमस्त्विति॥ २३॥

સ્વર્ગમાં પણ જન્મો મળવાથી શું લાભ છે?) કંઈ જ લાભ નથી. **'यत्'** જે જન્મોમાં કે જે સ્વર્ગમાં, આપ (જેવા) મહાત્માઓનો પ્રચુર માત્રામાં સમાગમ ન થાય? ભગવાન હૃષીકેશના યશથી **'कृतः'** શુદ્ધ કર્યું છે અંતઃકરણ જેમણે તેમનો ॥ ૨૧ ॥

આપનાં ચરણકમળની રેણુથી જેનાં પાપ નાશ પામ્યાં હોય એવા મનુષ્યને શ્રીભગવાનમાં અમલ ભક્તિ થાય એમાં કંઈ જ આશ્ચર્ય નથી કારણ કે જેના બે ઘડીના સમાગમથી પણ મારું કુતર્કમૂલક અજ્ઞાન નષ્ટ થયું છે. ॥ ૨૨ ॥

સતત સેવન કરવામાં આવેલી આપની ચરણરજથી જેનું પાપ નષ્ટ થયું છે તેને અધોક્ષજ ભગવાનમાં નિર્મળ ભક્તિ થાય છે, એમાં આશ્ચર્ય જ નથી. જે આપના બે ઘડી જેટલા સમાગમ માત્રથી પણ કુતર્કથી બંધાઈ ગયેલા મૂળવાળો હોવા છતાં મારો અવિવેક નષ્ટ થયો છે. ॥ ૨૨ ॥

બ્રહ્મવેત્તાઓ કયા રૂપે વિચરે છે તે ન જાણવાથી સર્વને નમસ્કાર કરે છે— **'नमः इति।'**

(બ્રહ્મવેત્તાઓમાં જે) વયોવૃદ્ધ છે તેમને નમસ્કાર હો! શિશુઓને નમસ્કાર હો! યુવાનોને નમસ્કાર હો! (ક્રીડામાં રત એવા) સર્વ બાળકો સહિત સૌને નમસ્કાર હો. જે બ્રાહ્મણો પૃથ્વી ઉપર અવધૂતવેશે વિચરી રહ્યા છે, તેમના દ્વારા (અમારા જેવા ઐશ્વર્યોન્મત્ત) રાજાઓનું કલ્યાણ થાઓ! ॥ ૨૩ ॥

જે બ્રહ્મચારીઓ ક્રીડામાં રત હોવાથી શ્રદ્ધા ન કરવા જેવા જનોમાં મુખ્ય છે તેવા બાળકો પર્યંત સર્વને નમસ્કાર હો, એમ અર્થ છે.

પોતાના દૃષ્ટાન્તથી રાજાઓ દ્વારા થતી મહાન અવજ્ઞાની સંભાવનાથી કહે છે – રાજાઓનું કલ્યાણ થાઓ. ॥ ૨૩ ॥

श्रीशुक उवाच

**इत्येवमुत्तरामातः स वै ब्रह्मर्षिसुतः सिन्धुपतय आत्मसतत्त्वं विगणयतः। परानुभावः परमकारुणिकतयोपदिश्य रहूगणेन सकरुणमभिवन्दितचरण आपूर्णार्णव इव निभृतकरणोर्म्याशयो धरणिमिमां विचचार ॥ २४॥**

उत्तरा माता यस्य हे उत्तरामातः। विगणयतो न गणयतः। अवमन्तर्यपि परमकरुणाकरत्वेन सिन्धुपतये आत्मतत्त्वमुपदिश्य। निभृताः शान्ताः करणानामूर्मयो यस्मिन्स आशयो यस्य॥ २४॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – 'હે ઉત્તરાનંદન, આમ રહૂગણ દ્વારા જેમના ચરણની દીનતાપૂર્વક વંદના કરવામાં આવી છે તેવા તથા પરિપૂર્ણ સમુદ્રની જેમ જેમનું અંતઃકરણ ઇન્દ્રિયોની શાંત ઊર્મિઓવાળું છે તેવા પરમ પ્રભાવશાળી, બ્રહ્મર્ષિપુત્ર પોતાનું અપમાન કરનાર (રાજા) ઉપર પણ અત્યંત કરુણા કરનારા હોવાથી સિંધુનરેશને વૈરાગ્યાદિ આત્મતત્ત્વસહિત આત્માનો ઉપદેશ કરી આ ધરતી ઉપર વિચરણ કરવા લાગ્યા.' ॥ ૨૪ ॥

ઉત્તરા જેની માતા છે તેવા હે ઉત્તરાનંદન પરીક્ષિત, **'विगणयतः'** પોતાનું અપમાન કરનાર ઉપર પણ– અત્યંત કરુણા કરનારા હોવાથી સિંધુનરેશને આત્મતત્ત્વનો ઉપદેશ કરી– **'निभृताः'** શાંત છે ઇન્દ્રિયોની ઊર્મિઓ જેમાં તેવું અંતઃકરણ છે જેમનું ॥ ૨૪ ॥

**सौवीरपतिरपि सुजनसमवगतपरमात्म-सतत्त्व आत्मन्यविद्याध्यारोपितां च देहात्म-मतिं विससर्ज एवं हि नृप भगवदाश्रिता-श्रितानुभावः॥ २५॥**

सुजनात्तस्मात्सम्यगवगतं परमात्मसतत्त्वं येन तथाभूतः संस्तदानीमेव देहे आत्ममतिं च विससर्ज। हे नृप, भगवदाश्रितो भरतस्तदाश्रितो रहूगणो यस्तस्यानुभावः सद्यो देहाहंकारत्यागः ॥ २५ ॥

હે નૃપ (પરીક્ષિત), સુજન એવા શ્રીમદ્ ભરતજી પાસેથી જેમણે આત્માનું પરમતત્ત્વ સારી રીતે જાણી લીધું છે તેવા સૌવીરનરેશ રહૂગણે પણ પોતાને વિષે અવિદ્યાથી આરોપિત થયેલી દેહ ઉપરની આત્મબુદ્ધિ ત્યજી દીધી. ભગવાનના દાસાનુદાસનો આવો જ પ્રભાવ હોય છે. ॥ ૨૫ ॥

**'सुजनात्'** સુજન એવા ભરતજી પાસેથી જેમના દ્વારા આત્માનું પરમતત્ત્વ સારી રીતે જાણી લેવામાં આવ્યું છે તેવા જ થઈને, તે રાજાઓ તે જ સમયે પોતાને વિષે અવિદ્યાથી આરોપિત થયેલી દેહ ઉપરની આત્મબુદ્ધિ ત્યજી દીધી. હે રાજા, ભગવાનના શરણે ગયેલા ભક્ત ભરતજી અને ભરતજીને શરણે ગયેલા તેમના ભક્ત રહૂગણ. ભગવદ્ભક્તના ભક્ત, તેમનો– દેહાહંકારનો તત્કાળ ત્યાગ (થવારૂપ પ્રભાવ આવો જ હોય છે.)! ॥ ૨૫ ॥

राजोवाच

**यो ह वा इह बहुविदा महाभागवत त्वयाभिहितः परोक्षेण वचसा जीवलोक-भवाध्वा स ह्यार्यमनीषया कल्पितविषयो नाञ्जसाऽव्युत्पन्नलोकसमधिगमः अथ तदेवैत-दुरवगमं समवेतानुकल्पेन निर्दिश्यतामिति ॥ २६ ॥**

परोक्षेण वणिक्सार्थरूपकेण। आर्याणां विवेकिनां मनीषयैव दस्युस्थानीयानीन्द्रियाणि गोमायुस्थानीयान्यपत्यादीनीत्येवं कल्पितविषयः। अव्युत्पन्नस्य तु लोकस्य जनस्य सम्यगधिगमो न भवति। अथ अतस्तदेतदेव भवाध्वरूपं समवेतानुकल्पेन प्रस्तुते तत्तदनुरूपार्थोपकल्पनेन ॥ २६ ॥

**રાજા પરીક્ષિત બોલ્યા** – હે મહાભાગવત શુકદેવજી, મહાજ્ઞાની એવા આપના દ્વારા પરોક્ષવચનથી અહીં જીવલોકરૂપી સંસારમાર્ગ જે કહેવામાં આવ્યો છે, તે વિવેકી જનોની બુદ્ધિ દ્વારા જ કલ્પી શકાય તેવો વિષય છે, પરંતુ તેવી કલ્પનાશક્તિથી રહિત જનોને તે સરળતાથી સમજાય તેવો નથી. માટે આ દુર્બોધ રૂપકને અનુરૂપ ઉચિત અર્થવાળા શબ્દોથી સ્પષ્ટ કરો. ॥ ૨૬ ॥

**'परोक्षेण'** વેપારીસમૂહના રૂપકથી **'आर्याणाम्'** વિવેકીજનોની મનીષા દ્વારા જ– ચોરોના સ્થાને રહેલી ઈન્દ્રિયો, શિયાળોના સ્થાને રહેલા પુત્રાદિ– એ પ્રમાણે કલ્પનાનો વિષય છે. પરંતુ તેવી કલ્પનાશક્તિથી રહિત જનોને તે સુગમતાથી સમજાતું નથી. **'अथ'** આથી આ સંસારમાર્ગના રૂપકને જ **'समवेतानुकल्पेन'** ઉચિત દાર્ષ્ટાન્તિકવાચક શબ્દોથી, પ્રસ્તુત કરવામાં આવેલા રૂપકને તે તે અનુરૂપ અર્થની કલ્પનાથી સમજાવો. ॥ ૨૬॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां पञ्चमस्कन्धे त्रयोदशोऽध्यायः ॥ १३ ॥

इति श्रीमद्भागवते महापुराणे पञ्चमस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां त्रयोदशोऽध्यायः ॥ १३ ॥

*****

# अथ चतुर्दशोऽध्यायः

## ભવાટવીનું સ્પષ્ટીકરણ

चतुर्दशे भवारण्यरूपकव्याकृतिः कृता।
प्रस्तुते तस्य गोमायुमशकाद्यर्थकल्पनम्॥ १

ચૌદમા અધ્યાયમાં ભવાટવીના રૂપકની વ્યાખ્યા કરવામાં આવી છે. તેના શિયાળો, મચ્છર વગેરે કલ્પનાઓનો અર્થ સમજાવવામાં આવે છે. ॥ ૧ ॥

यः परीक्षिता पृष्टः स श्रीशुक उवाच हेति सूतोक्तिः।

પરીક્ષિત દ્વારા જેમને પૂછવામાં આવ્યું છે **'सः'** તે શ્રીશુકદેવજી **'उवाच ह'** એ સૂતજીની ઉક્તિ છે.

दुरत्ययेऽध्वन्यजया निवेशित इति यदुक्तं तदेव निवेशनप्रकारकथनेन प्रपञ्चयति।

દુર્ગમ માર્ગમાં માયા દ્વારા પ્રવેશિત કરવામાં આવેલો, (શ્લોક ૫/૧૩/૧૯) એમ જે કહ્યું, તેવા પ્રવેશના પ્રકારના કથનથી વિસ્તારપૂર્વક સમજાવે છે.

स होवाच

**य एष देहात्ममानिनां सत्त्वादिगुण-विशेषविकल्पितकुशलाकुशलसमवहार-विनिर्मितविविधदेहावलिभिर्वियोगसंयोगा-द्यनादिसंसारानुभवस्य द्वारभूतेन षडिन्द्रियवर्गेण तस्मिन्दुर्गाध्ववदसुगमेऽध्वन्यापतित ईश्वरस्य भगवतो विष्णोर्वशवर्तिन्या मायया जीव-लोकोऽयं यथा वणिक्सार्थोऽर्थपरः स्वदेह-निष्पादितकर्मानुभवः श्मशानवदशिवतमायां संसाराटव्यां गतो नाद्यापि विफलबहुप्रतियोगे-हस्तत्तापोपशमनीं हरिगुरुचरणारविन्द-मधुकरानुपदवीमवरुन्धे यस्यामु ह वा एते षडिन्द्रियनामानः कर्मणा दस्यव एव ते॥ १ ॥**

**(પરીક્ષિત દ્વારા જેમને પૂછવામાં આવ્યું છે) તેમણે (શ્રીશુકદેવજીએ) સ્પષ્ટ ઉત્તર આપ્યો –** પ્રસિદ્ધ એવો આ જીવલોક પરમ સમર્થ ભગવાન વિષ્ણુની આજ્ઞાકારિણી માયા દ્વારા દેહને આત્મા માનનારા જીવોના સત્ત્વાદિ જુદા જુદા ગુણોથી વિભાગ પામેલાં સારાં, નરસાં, મિશ્ર કર્મોથી નિર્માણ પામેલા જુદા જુદા દેહોની હારમાળાઓ સાથેના સંયોગવિયોગાદિરૂપ અનાદિ સંસારના અનુભવનાં દ્વારરૂપ છ ઇન્દ્રિયોના સમૂહ સાથે વિકટ પંથ જેવા દુર્ગમ માર્ગમાં અર્થપ્રાપ્તિ માટે તત્પર એવા વણિકસમૂહની જેમ આવી પડ્યો છે. પોતાના દેહે કરેલાં કર્મોનાં ફળ દ્વારા જેને અનુભવ થાય છે તથા સ્મશાન જેવી અમંગળકારી ભવાટવીમાં જે જઈ પડ્યો છે તેમ જ નિષ્ફળ અને અનેક વિઘ્નોવાળી ચેષ્ટા છે જેની તેવો આ જીવલોક હજી સુધી તે દુઃખોનો નાશ કરનાર શ્રીહરિરૂપ ગુરુનાં ચરણારવિંદના સેવકોના ભક્તિમાર્ગને અનુસરતો નથી, જે ભવાટવીમાં (મન અને) જ્ઞાનેન્દ્રિય નામવાળા આ છ કર્મથી તો ચોર જ છે. ॥ ૧ ॥

य एष प्रसिद्धो जीवलोकोऽयं विष्णोर्माय-याऽसुगमेऽध्वन्यापतितो भवाटवीं गतः सन् हरिरूपस्य गुरोश्चरणारविन्दे ये मधुकराः सेवकास्तेषामनुपदवीं तैरनुष्ठितं भक्तिमार्गमद्यापि नावरुन्धे न संप्राप्नोतीत्यन्वयः।

**'यः एषः'** પ્રસિદ્ધ એવો જે આ જીવલોક ભગવાન વિષ્ણુની માયાથી દુર્ગમ એવા માર્ગ ઉપર આવી પડ્યો છે, તે ભવાટવીમાં જઈ શ્રીહરિરૂપ ગુરુના ચરણારવિંદમાં જે **'मधुकराः'** સેવકો છે, તેમના દ્વારા **'अनुपदवीम्'** અનુષ્ઠાન કરવામાં આવેલા ભક્તિમાર્ગને હજુ પણ પ્રાપ્ત કરતો નથી, એમ અન્વય છે.

मायायाः स्वकार्यद्वारेण संसारमार्गे पातहेतुत्वमाह। देहात्ममानिनां सत्त्वादिगुणविशेषै-र्विकल्पितानि विभक्तानि यानि कुशलाकुशल-विमिश्रकर्माणि तैर्विनिर्मिताभिर्विविधदेहावलि-भिर्वियोगसंयोगादिर्योऽनादिः संसारस्तदनुभवस्य

માયાના પોતાના કાર્ય દ્વારા સંસારમાર્ગમાં આવી પડવાનું કારણ જણાવે છે. દેહને આત્મા માનનારા જીવોના સત્ત્વાદિ જુદા જુદા ગુણોના ભેદથી **'विकल्पितानि'** વિભાગ પામેલાં સારાં, નરસાં અને મિશ્ર જે કર્મો, તેમનાં દ્વારા નિર્માણ પામેલા જુદા જુદા દેહની હારમાળાઓ સાથેના સંયોગ-વિયોગ વગેરેરૂપ જે

द्वारभूतेन षडिन्द्रियवर्गेण तस्मिन्संसाररूपे दुर्गमार्गवदसुगमेऽध्वन्यापतितो यथा वणिजां सार्थः समूहोऽर्थार्जनपरः।

અનાદિ સંસાર છે, તેના અનુભવનાં દ્વારરૂપ છ ઈન્દ્રિયોના સમૂહ સાથે **'दुर्गाध्ववत्'** કઠણ માર્ગ જેવા સંસારરૂપ માર્ગમાં અર્થપ્રાપ્તિ માટે તત્પર એવો વણિક્સમૂહ જેમ દુર્ગમ માર્ગ પર આવી પડે તેમ તે જીવસમૂહ આવી પડ્યો છે.

स्वदेहनिष्पादितानां कर्मणां फलद्वारेणानुभवो यस्य। विफलाश्च बहुप्रतियोगा बहुविघ्नाश्च ईहाश्चेष्टा यस्य सः, तस्यां संसाराटव्यां ये तापास्तेषामुपशमनीं नाशनीम्। यस्यामित्यादि व्याचष्टे। यस्यां भवाटव्याम्॥ १॥

પોતાના દેહે કરેલાં કર્મોનાં ફળ દ્વારા જેને અનુભવ થાય છે તે તથા નિષ્ફળ અને **'बहुप्रतियोगाः'** અનેક વિઘ્નોવાળી **'ईहाः'** ચેષ્ટા છે જેની એવો આ વેપારીઓનો કાફલો તે ભવાટવીમાં જે દુઃખો છે, તેમનો **'उपशमनीम्'** નાશ કરનાર ભક્તિમાર્ગને– વગેરેની વ્યાખ્યા કરી. **'यस्याम्'** જે ભવાટવીમાં ॥ ૧ ॥

**वंशीधरी—**श्रीगुरुचरणाश्रयं विना संसाराटव्यां भ्रमत्येवेति भावः। ननु जीवसंसारस्य मायाकृतत्वान्मायादेवीमेव जीवः प्रपद्यतां सैव प्रसन्ना तं संसारान्मोचयिष्यति किं हरिगुरुचरणप्रपत्त्या, तत्राह—विष्णोर्वशवर्तिन्या माययेति। संसारान्मोचने न तस्याः स्वातन्त्र्यमिति भावस्तदुक्तं—

શ્રીગુરુચરણના આશ્રય વિના ભવાટવીમાં ભમે છે, એવો ભાવ છે. શંકા કરે છે કે જીવનો સંસાર માયારચિત હોવાથી જીવ માયાને શરણે જાય ત્યારે તે માયાદેવી જ પ્રસન્ન થતાં તેને સંસારમાંથી છોડાવશે, તો પછી હરિરૂપ ગુરુના ચરણોની શરણાગતિનું શું પ્રયોજન છે? તો તે માટે ઉત્તર આપે છે કે મહાસમર્થ ભગવાન વિષ્ણુને વશ થયેલી માયા વડે (આ જીવલોક સંસારમાં નાખવામાં આવ્યો છે, પણ) સંસારમાંથી છોડાવવા માટે તે માયા સ્વતંત્ર નથી, એવો ભાવ છે. તે જ કહેવાયું છે.

'दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया।
मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते॥'

"કેમ કે મારી આ અલૌકિક ત્રિગુણમયી માયા તરવી મુશ્કેલ છે, (પરંતુ) જેઓ મારે જ શરણે આવે છે, તેઓ આ માયાને તરી જાય છે."

इति गीतायां, तत्र श्लोके एवकारेण समुच्चयपक्षोऽपि निरस्तः।

(ગીતા. ૭/૧૪) એમ ગીતાના તે શ્લોકમાં **'एव'** કારથી સમ્મુચ્ચય પક્ષનું ખંડન થયું છે. (વિષ્ણુના અને માયાના શરણે જવું– એ પક્ષનું ખંડન થયું છે.)

दस्युतुल्यं तेषां कर्म दर्शयति—**तद्यथेति**।

તે ઈન્દ્રિયોનું ચોર જેવું કાર્ય દર્શાવે છે— **'तत् यथा इति।'**

**तद्यथा पुरुषस्य धनं यत्किंचिद्धर्मौपयिकं बहुकृच्छ्राधिगतं साक्षात्परमपुरुषाराधनलक्षणो योऽसौ धर्मस्तं तु सांपराय उदाहरन्ति तद्धर्म्यं धनं दर्शनस्पर्शनश्रवणास्वादनावघ्राण-संकल्पव्यवसायगृहग्राम्योपभोगेन कुनाथस्याजितात्मनो यथा सार्थस्य तथाऽजितात्मनो विलुम्पन्ति॥ २ ॥**

તે ઇન્દ્રિયો જે રીતે (ચોરી કરે છે તે સાંભળો). ઘણા કષ્ટથી મેળવેલું જે કંઈ મનુષ્યનું ધન છે તે ધર્મના સાધનરૂપ છે. સાક્ષાત્ પરમ પુરુષ પુરષોત્તમ ભગવાનની આરાધના કરવારૂપ જે ધર્મ છે, (એ જ મનુષ્ય માટે ઇષ્ટ છે કારણ કે) તે જ ધર્મને (વિદ્વાનો) પરલોકમાં ઉપયોગી કહે છે. ઇન્દ્રિયોના ગુલામ એવા કુબુદ્ધિ મનુષ્યના (ધર્મ કરવા યોગ્ય) ધર્મોપયોગી ધનને, દર્શન- સ્પર્શન-શ્રવણ-આસ્વાદન-ઘ્રાણ-સંકલ્પ-વિકલ્પ તથા નિશ્ચય કરવો વગેરે ગૃહસ્થોચિત વિષયોપભોગ દ્વારા તે (ઇન્દ્રિયો) લૂંટે છે, જેમ દુષ્ટ નાયકવાળા, અસાવધાન ચિત્તવાળા કાફલાને ચોરો લૂંટી લે છે. ॥ ૨ ॥

धर्मौपयिकं धर्मकारणम्। तमेव स्वाभिप्रेतं धर्ममाह—साक्षादिति। तं तु सांपराये परलोकार्थमुदाहरन्ति। तद्धर्म्यं धर्मार्हं धनम्। दर्शनाद्याः पञ्च ज्ञानेन्द्रियाणां वृत्तयः, संकल्पव्यवसायावन्तः-करणस्य, एतैर्गृहे यो ग्राम्य उपभोगस्तेन कुनाथस्य कुबुद्धेरजितात्मनो विलुम्पन्ति यथा चोराः कुपालकस्यानवहितात्मनः सार्थस्य धनं हरन्ति तद्वत्॥ २ ॥

ધર્મના સાધનરૂપ (ધન)– પોતાને અભિપ્રેત તે ધર્મને જ વર્ણવે છે – **'साक्षात् इति।'** તો તે ધર્મ **'साम्पराये'** પરલોકમાં ઉપયોગી છે, એમ (વિદ્વાનો) કહે છે. **'तत् धर्म्यम्'** તે ધર્મને યોગ્ય એવું ધન– જોવું વગેરે (સ્પર્શ કરવો, સાંભળવું, સ્વાદ લેવો, સૂંઘવું– આ) પાંચ જ્ઞાનેન્દ્રિયોની વૃત્તિઓ છે તથા સંકલ્પ-વિકલ્પ કરવો અને નિશ્ચય કરવો એ અન્તઃકરણની વૃત્તિઓ છે. એ સર્વ વડે ઘરમાં જે ગૃહોચિત વિષયોપભોગ છે, તેનાથી **'कुनाथस्य'** કુબુદ્ધિ એવા ઇન્દ્રિયોના ગુલામને (ઇન્દ્રિયો) લૂંટે છે, જેમ દુષ્ટ નાયકવાળા અને અસાવધાન ચિત્તવાળા (વણિક્) સમુદાયને ચોરો લૂંટી લે છે તેમ. ॥ ૨ ॥

**वीर.**—धर्मौपयिकं धनस्य धर्म एवोपयोगः सफलो न तु काम इत्यभिप्रायेण धर्मौपयिकमित्युक्तं तथा चोक्तं प्रथमे—

'धर्मस्य ह्यापवर्ग्यस्य नार्थोऽर्थायोपकल्पते।
नार्थस्य धर्मैकान्तस्य कामो लाभाय हि स्मृतः ॥'

ધનનો ધર્મમાં જ કરેલો ઉપયોગ સફળ છે, નહીં કે કામનાઓની પૂર્તિ માટે, આથી ધનને **'धर्मौपयिकम्'** કહેલું છે. પ્રથમ સ્કંધમાં તે જ પ્રમાણે કહ્યું છે.

'મોક્ષ સંબંધી ધર્મનું પ્રયોજન સ્વાર્થ માટે નથી. માત્ર ધર્મ જેનું લક્ષ્ય છે તેવા ધનનો ભોગ સ્વાર્થ માટે (મુનિઓએ) કહ્યો નથી.' (શ્રીમદ્ ભા.૧/૨/૯)

**अथ च यत्र कौटुम्बिका दारापत्यादयो नाम्ना कर्मणा वृकसृगाला एवानिच्छतोऽपि कदर्यस्य कुटुम्बिन उरणकवत्संरक्ष्यमाणं मिषतोऽपि हरन्ति॥ ३॥**

વળી, જ્યાં નામથી સ્ત્રી-પુત્રાદિ (કહેવાતા) કુટુંબીજનો કર્મથી વરુ અને શિયાળો જ છે, (કારણ કે) વરુ અને શિયાળ (ભરવાડના વાડામાં) રક્ષા કરાતા ઘેટાને ઉપાડી જાય, તેમ અતિ લોભી (એવા પોતાના પાલક) કુટુંબીજનનું મહામહેનતે સાચવી રાખેલું ધન તેની ઇચ્છા ન હોવા છતાં તેના દેખતાં જ તેના કુટુમ્બી પત્ની-પુત્રાદિ લઈ જાય છે. ॥ ૩ ॥

गोमायवो यत्रेत्येतद्व्याचष्टे। अथ चेत्यर्थान्तरोपन्यासे। कर्मणा ते तु वृकाः सृगालाश्च। कदर्यस्यातिलुब्धस्य॥ ३॥

**'गोमायवः'** (૫/૧૩/૨) જે ભવાટવીમાં શિયાળો છે, એ સમજાવે છે. **'अथ च'** આ શબ્દો બીજા પ્રકારના અર્થની રજૂઆતને સૂચવે છે. કર્મથી તો તેઓ વરુઓ અને શિયાળો છે. **'कदर्यस्य'** અતિલોભી સ્વજનનું ॥ ૩ ॥

प्रभूतवीरुत्तृणगुल्मगह्वरमित्येतद्व्याचष्टे— **यथा हीति।**

અનેક લતાઓ, ઘાસ અને જાળાંઓવાળું જંગલ (૫/૧૩/૩ માં જે કહ્યું) એ સમજાવે છે— **'यथा हि इति।'**

**यथा ह्यनुवत्सरं कृष्यमाणमप्यदग्धबीजं क्षेत्रं पुनरेवावपनकाले गुल्मतृणवीरुद्भिर्गह्वरमिव भवत्येवमेव गृहाश्रमः कर्मक्षेत्रं यस्मिन्न हि कर्माण्युत्सीदन्ति यदयं कामकरण्ड एष आवसथः॥ ४॥**

ન બળેલાં બીજવાળું ખેતર પ્રતિવર્ષે ખેડાતું હોવા છતાં વાવણી વખતે ફરી પાછું જાળાં, ઘાસ અને વેલાઓથી જેમ જંગલ જેવું જ બની જાય છે, એ રીતે જ ગૃહાશ્રમ કર્મોનું ક્ષેત્ર છે કે જેમાં (વાસનારૂપી બીજ બાળી નાખવામાં ન આવે તો) કર્મો (કદી) નાશ નથી પામતાં કારણ કે જે આ ગૃહસ્થાશ્રમ છે એ કામનાઓનો કરંડિયો છે. ॥ ૪ ॥

न दग्धानि बीजानि यस्मिन्। यद्यस्माद्योऽयमावसथ आश्रम एष कामानां करण्डः। यथा कर्पूरभाजने कर्पूरक्षयेऽपि परिमलो न क्षीयते एवमत्र वासनानामक्षीणत्वान्न कर्माण्युत्सीदन्तीत्यर्थः॥ ४॥

બળ્યાં ન હોય તેવાં બીજ છે જે ખેતરમાં **'यत्'** કારણ કે જે આ **'आवसथः'** ગૃહસ્થાશ્રમ છે એ કામનાઓનો કરંડિયો છે. જેમ કપૂરની ડબ્બીમાં કપૂર ખલાસ થઈ ગયા પછી પણ તેની સુવાસ નાશ નથી પામતી, તેમ અહીં વાસના ક્ષીણ ન થવાથી કર્મો નાશ પામતાં નથી, એમ અર્થ છે. ॥ ૪ ॥

**तत्र गतो दंशमशकसमापसदैर्मनुजैः शलभशकुन्ततस्करमूषकादिभिरुपरुध्यमान-बहिःप्राणः क्वचित्परिवर्तमानोऽस्मिन्नध्वन्यविद्याकामकर्मभिरुपरक्तमनसाऽनुपपन्नार्थं नरलोकं गन्धर्वनगरमुपपन्नमिति मिथ्यादृष्टिरनुपश्यति ॥ ५ ॥**

દાંસ અને મચ્છર જેવા દુષ્ટ મનુષ્યો દ્વારા તથા તીડો, પક્ષીઓ, ચોરો અને ઉંદરો દ્વારા જેના ધનરૂપી બાહ્ય પ્રાણોને ક્ષતિ પહોંચે છે તેવો તે ભવાટવીમાં ગયેલો મનુષ્ય ક્યારેક આ સંસારના માર્ગમાં ભટકતો, અવિદ્યા કામ અને કર્મ વડે ખરડાયેલા મન(વાળો હોવા)થી અઘટિત પદાર્થોવાળા ગંધર્વનગર જેવા મનુષ્યલોકને મિથ્યાદૃષ્ટિવાળો થઈ '(આ) સાચું છે.' એમ સમજે છે. ॥ ५ ॥

दंशमशकतुल्यैरपसदैर्नीचैः शलभादिभिश्चोपरुध्यमानः पीड्यमानो बहिःप्राणो वित्तं यस्य तथाविधोऽप्यस्मिन्नध्वनि परिभ्रमन्नविद्यादिभिरुपरक्तेन मनसा गन्धर्वपुरतुल्यमघटमानं नरलोकं सत्यतया मिथ्यादृष्टिरनुपश्यति ॥ ५ ॥

દાંસ અને મચ્છરો જેવા '**अपसदैः**' નીચ મનુષ્યો દ્વારા (૫/૧૩/૩) તથા તીડો વગેરે દ્વારા '**उपरुध्यमानः**' પીડા પામતો, ધન જેના બહાર (ફરનારા) પ્રાણો છે તેવો હોવા છતાં આ સંસારમાર્ગમાં ભટકતો, અવિદ્યા વગેરે દ્વારા કલુષિત મનથી ગંધર્વનગર જેવા અઘટિત મનુષ્યલોકને મિથ્યાદૃષ્ટિવાળો થઈ સત્ય તરીકે જુએ છે. ॥ ५ ॥

**वंशीधरी—**'वित्तं बहिश्चराः प्राणाः' इत्यभियुक्तोक्तेः ।

'ધન મનુષ્યના બહાર ફરનારા પ્રાણો છે,' એમ વિદ્વાનો દ્વારા કહેવામાં આવ્યું છે.

प्रपश्यतीति प्रशब्दसूचितमर्थान्तरं दर्शयति ।

'**प्रपश्यति**' (૫/૧૩/૩) '**प्र**' શબ્દનો બીજો સૂચિત અર્થ દર્શાવે છે.

**तत्र च क्वचिदातपोदकनिभान्विषयानुपधावति पानभोजनव्यवायादिव्यसनलोलुपः ॥ ६ ॥**

વળી, ત્યાં ગંધર્વનગરમાં ક્યારેક ખાન-પાન-મૈથુનાદિ વ્યસનોમાં આસક્ત એવો તે ઝાંઝવાનાં જળ જેવા (મિથ્યા) વિષયો તરફ દોડી જાય છે. ॥ ६ ॥

तत्र च गन्धर्वपुरे क्वचिदातपोदकं मृगतृष्णाजलं तत्तुल्यान्विषयानुपधावतीति ॥ ६ ॥

'**तत्र**' વળી, ત્યાં ગંધર્વનગરમાં ક્યારેક '**आतप-उदकम्**' ઝાંઝવાનાં જળ– તેના જેવા વિષયો તરફ દોડી જાય છે. ॥ ६ ॥

क्वचित्क्वचिच्चाशुरयोल्मुकग्रहमित्येतद्व्याचष्टे ।

'**क्वचित्क्वचिच्चाशुरयोल्मुकग्रहम्**' (૫/૧૩/૩)– એની આ પ્રમાણે વ્યાખ્યા કરે છે.

**क्वचिच्चाशेषदोषनिषदनं पुरीषविशेषं तद्वर्णगुणनिर्मितमतिः सुवर्णमुपादित्सत्यग्निकामकातर इवोल्मुकपिशाचम् ॥ ७ ॥**

અને ક્યારેક તે (રજો)ગુણના રંગથી પ્રભાવિત થયેલી બુદ્ધિવાળો મનુષ્ય સર્વ અનર્થોના સ્થાનરૂપ અને અગ્નિની વિષ્ઠારૂપ સુવર્ણને, (શીતકાળમાં) અગ્નિ પ્રાપ્ત કરવા માટે વિવશ થઈ આગના ભડકા જેવા પિશાચને અગ્નિ સમજીને પ્રાપ્ત કરવા ઇચ્છે તેમ પ્રાપ્ત કરવા ઇચ્છે છે.॥ ७ ॥

क्वचिच्चाशेषाणां दोषाणां निषदनं स्थानं पुरीषविशेषमग्नेर्विष्ठा तस्य पुरीषस्येव लोहितो वर्णो यस्य रजोगुणस्य तेन निर्मिता तद्विषया मतिर्यस्य स सुवर्णमुपादातुमिच्छति।

વળી, ક્યારેક સમસ્ત દોષોના **'निषदनम्'** સ્થાનરૂપ તથા **'पुरीषविशेषम्'** અગ્નિના મળરૂપ (સુવર્ણને)– તેમના મળના જેવો લાલ રંગ જે રજોગુણનો છે, તેનાથી બનેલી તે વિષયવાળી બુદ્ધિ જેની છે, તેવો મનુષ્ય સુવર્ણને પ્રાપ્ત કરવા ઈચ્છે છે.

अग्निकामेन कातरः परवश उल्मुकसदृशं पिशाचमिव। शीतातुरो ह्यरण्येऽग्निवज्जाज्वल्यमानं ततस्ततो धावन्तमुल्मुकपिशाचमग्निबुद्ध्याऽनुधावति—न तु तं प्राप्नोति। कथंचित्प्राप्तश्चेत्तर्हि तेन भक्षितः सन् म्रियते। एवं सुवर्णमनुधावन्नपीत्यर्थः ॥ ७ ॥

આગની ઈચ્છાથી **'कातरः'** વિવશ એવો તે પ્રજ્વલિત મશાલ જેવા પિશાચને જેમ ટાઢથી (ઠરીને) પીડાતો મનુષ્ય, જંગલમાં અગ્નિ જેવા અત્યંત પ્રજ્વલિત, જ્યાં ત્યાં દોડતા, આગના ભડકા જેવા પિશાચની પાછળ અગ્નિ સમજીને દોડે છે– પણ તેને પામતો નથી. કોઈક રીતે મળી પણ જાય તો તેના દ્વારા ખાઈ જવામાં આવેલો તે મરી જાય છે. આ જ રીતે સોનાની પાછળ દોડનાર પણ (મરી જાય છે.) ॥ ૭ ॥

निवासतोयद्रविणेत्येतद्व्याचष्टे—**अथेति।**

**'निवासतोयद्रविण'** ઘર, જળ, ધન (૫/૧૩/૪) શ્લોકની વ્યાખ્યા કરે છે. **'अथ इति।'**

**अथ कदाचिन्निवासपानीयद्रविणाद्यनेकात्मोपजीवनाभिनिवेश एतस्यां संसाराटव्यामितस्ततः परिधावति॥ ८ ॥**

ક્યારેક પછી ઘર, (અન્ન-) જળ, ધન વગેરે શરીરને જીવિત રાખનારાં અનેક સાધનોમાં આસક્ત થઈ આ સંસારારણ્યમાં આમથી તેમ દોડધામ કરે છે. ॥ ૮ ॥

निवासादिष्वनेकेष्वात्मन उपजीव्येष्वभिनिवेशो यस्य॥ ८ ॥

ઘર વગેરે પોતાને જીવિત રાખનારાં અનેક સાધનો વિષે આગ્રહ છે જેનો ॥ ૮ ॥

क्वचिच्च वात्योत्थितेत्येतद्व्याचष्टे—**क्वचिच्चेति।**

વળી, ક્યારેક– **'वात्योत्थित'** (૫/૧૩/૪)ની વ્યાખ્યા કરે છે– **'क्वचित् च इति।'**

**क्वचिच्च वात्यौपम्यया प्रमदयारोहमारोपितस्तत्कालरजसा रजनीभूता इवासाधुमर्यादो रजस्वलाक्षोऽपि दिग्देवता अतिरजस्वलमतिर्न विजानाति॥ ९ ॥**

વળી, વંટોળિયાની જેને ઉપમા આપવામાં આવી છે તેવી પ્રમદા વડે ક્યારેક ખોળામાં બેસાડવામાં આવેલો તે, રાત્રે ભૂતો મર્યાદા ત્યાગે તેમ તે સમયે (રાગરૂપી) રજોગુણથી અત્યંત વ્યાપ્ત બુદ્ધિવાળો થઈ, મર્યાદા ત્યાગી દઈને રજથી ઘેરાયેલી આંખોવાળો (હોવાથી સર્વ) દિશાઓના દેવતાઓને (પણ) જાણતો નથી. ॥ ૯ ॥

आरोहमङ्कम्। तस्मिन्काले यद्रजो रागस्तेन स्वदृष्ट्यावरकेण रजन्यां रात्रौ भूता इव। ह्रस्वपाठे रजनीभूतस्तमोमय इवातीव रजसा छन्नमतिरत एव रजोव्याप्तचक्षुरिव दिक्षु स्थिता मर्यादातिक्रमसाक्षिभूता देवता न जानाति ॥ ९ ॥

**'आरोहम्'** ખોળામાં– તે સમયે જે **'रजः'** રાગરૂપી રજોગુણ, પોતાની દૃષ્ટિને ઢાંકી દેતા તે રાગથી **'रजन्याम्'** રાત્રે ભૂતો (મર્યાદા છોડે) તેમ (મર્યાદા છોડે છે.) **'रजनीभूतः'** એમ હ્રસ્વપાઠ હોય તો અંધકાર જેવી અત્યંત રજોગુણથી ઢંકાયેલી બુદ્ધિવાળો– આથી જ રજથી ઘેરાયેલી આંખોવાળો હોવાથી દિશાઓમાં રહેલા, મર્યાદાના અતિક્રમણના સાક્ષીરૂપ દેવતાઓને જાણતો નથી. ॥ ૯ ॥

अनुपादेयमेवोपादेयतया गृह्णातीति प्रक्रमसाजात्यादुत्तरश्लोकचतुर्थपादं प्रथमं व्याचष्टे—**क्वचित्सकृदिति**।

ગ્રહણ ન કરવા યોગ્ય વિષયોને ગ્રહણ કરવા યોગ્ય સમજે છે, એમ પ્રસ્તુત વિષયના અનુસંધાન માટે પછીના શ્લોક (૫/૧૩/૫)ના ચતુર્થ ચરણની વ્યાખ્યા પહેલાં કરે છે– **'क्वचित्सकृत् इति।'**

**क्वचित्सकृदवगतविषयवैतथ्यः स्वयं पराभिध्यानेन विभ्रंशितस्मृतिस्तयैव मरीचितोयप्रायांस्तानेवाभिधावति ॥ १० ॥**

ક્યારેક પોતાની જાતે જ એકાદ વાર વિષયોનું મિથ્યાત્વ જાણનાર તે (અનાદિ કાળથી) દેહ ઉપર આત્મબુદ્ધિ રાખવાને કારણે સ્મૃતિભ્રષ્ટ થયેલો (હોવાથી) ભ્રષ્ટ થયેલી સ્મૃતિને કારણે મૃગજળ જેવા તે વિષયો તરફ દોડે છે. ॥ ૧૦ ॥

क्वचिदातपोदकनिभानित्यत्र मिथ्याविषयेषु लम्पटत्वमुक्तम्। निवासतोयेत्यत्र तदर्जनप्रयास उक्तः। अत्र तु बाधितेष्वपि पुनः प्रवृत्तिरुच्यत इत्यपौनरुक्त्यम्। स्वयमेव सकृदवगतं विषयाणां वैतथ्यं विफलत्वं येन। पराभिध्यानेन देहाभिनिवेशेन विभ्रंशिता स्मृतिर्यस्य। तयैव विभ्रंशितया स्मृत्या स्मृतिभ्रंशादेवेत्यर्थः ॥ १० ॥

ક્યારેક **'आतप-उदकनिभान्'** મૃગજળ જેવા (વિષયો તરફ દોડે છે) એમ અહીં મિથ્યા વિષયોમાં લોલુપતા કહેવામાં આવી છે. **'निवासतोय'** (૫/૧૩/૪) એમ અહીં તેને પ્રાપ્ત કરવાનો પ્રયાસ કહેવાયો છે. (શુક્તિમાં દેખાતા રજત જેવા વિષયોનો) બાધ થઈ ગયો હોવા છતાં તે વિષયો માટે પુનઃ પ્રવૃત્તિ કરે છે, તેમ કહે છે, આથી તે પુનરુક્તિ નથી. પોતાની જાતે જ એકાદવાર જાણ્યું છે વિષયોનું **'वैतथ्यम्'** મિથ્યાત્વ જેણે– **'पराभिध्यानेन'** દેહમાં આસક્ત થવાથી ભ્રષ્ટ થઈ છે સ્મૃતિ જેની– **'तया एव'** તે સ્મૃતિભ્રંશને કારણે જ એટલે કે સ્મૃતિભ્રષ્ટ થવાથી જ, એમ અર્થ છે. ॥ ૧૦ ॥

अदृश्यझिल्लीस्वनेत्येतद्व्याचष्टे—**क्वचिद् उलूकेति**।

**'अदृश्यझिल्लीस्वन'** (શ્લોક ૫/૧૩/૫) નજરે ન દેખાતાં તમરાંઓના અવાજથી – એ કથન સમજાવે છે.

**क्वचिदुलूकझिल्लीस्वनवदतिपरुषरभसाटोपं प्रत्यक्षं परोक्षं वा रिपुराजकुलनिर्भर्त्सितेनातिव्यथितकर्णमूलहृदयः॥ ११॥**

ક્યારેક ઘુવડ અને તમરાંના અવાજ જેવા અતિકઠોર ઉત્સાહથી પ્રત્યક્ષ કે પરોક્ષ (ક્રોધનો) આવેશ જેમ થાય તેમ શત્રુઓના અને રાજકુળના તિરસ્કારથી (તેનાં) કાન અને મન અત્યંત ત્રાસ પામે છે. ॥૧૧॥

अतिपरुषो रभस उत्साहस्तेनाटोपः संभ्रमो यथा भवत्येवं रिपूणां राजकुलस्य च निर्भर्त्सितेनातिव्यथितं कर्णमूलं हृदयं च यस्य॥ ११॥

અતિ કઠોર '**रभसः**' ઉત્સાહ, તેનાથી '**आटोपः**' ક્રોધાવેશ જેમ થાય તેમ શત્રુઓના અને રાજકુળના તિરસ્કારથી અતિ ત્રાસ પામ્યાં છે કાન અને મન જેનાં ॥૧૧॥

अपुण्यवृक्षानित्येतद्व्याचष्टे—**स यदेति**।

'**अपुण्यवृक्षान्**' (શ્લોક ૫/૧૩/૫) અપવિત્ર વૃક્ષોને– એ કથન સમજાવે છે– '**सः यदा इति।**'

**स यदा दुग्धपूर्वसुकृतस्तदा कारस्करकाकतुण्डाद्यपुण्यद्रुमलताविषोदपानवदुभयार्थशून्यद्रविणान् जीवन्मृतान्स्वयं जीवन्म्रियमाण उपधावति॥ १२॥**

જ્યારે તે પૂર્વનું પુણ્ય ભોગવી ચૂકેલો બને છે ત્યારે તે કારસ્કર, કાકતુંડ વગેરે અપવિત્ર વૃક્ષો, વેલાઓ તથા ઝેરી જળવાળા કૂવા જેવા માણસો કે જે (દૃષ્ટ અને અદૃષ્ટ– એમ) બંને પ્રયોજન વગરના ધનવાળા છે અને જીવતાં મરેલા છે તેવા (કૃપણ) ધનવાનોની પાસે સ્વયં પોતે પણ જીવતો મરેલો થઈ આશરો લેવા દોડી પડે છે. ॥૧૨॥

दुग्धमुपभुक्तं पूर्वसुकृतं येन। तदा कारस्करो विषतिन्दुस्तत्प्रमुखा येऽपुण्यद्रुमास्तथाविधा लताश्च विषोदपानाश्च विषकूपास्तत्तुल्यान् दृष्टादृष्टप्रयोजनशून्यधनान्॥ १२॥

'**दुग्धम्**' ભોગવાઈ ગયું છે પૂર્વનું પુણ્ય જેના વડે– ત્યારે '**कारस्करः**' ઝેરી ફળવાળું વૃક્ષ, તે વૃક્ષ જેમાં મુખ્ય છે તેવાં જે અપવિત્ર વૃક્ષો છે અને તેવા પ્રકારના (ઝેરી) વેલાઓ છે તથા '**विषोदपानाः**' ઝેરીલા જળવાળા કૂવા, તેવા માણસો કે જે દૃષ્ટ (ભોગાદિ) અને અદૃષ્ટ (ઈષ્ટપૂર્તાદિ) પ્રયોજન વગરના ધનવાળા છે તેવા ધનિક માણસોની પાસે દોડી જાય છે. ॥૧૨॥

क्वचिद्वितोयाः सरित इत्येतद्व्याचष्टे।

'**क्वचिद्वितोयाः सरितः इति।**' (૫/૧૩/૬) કોઈ વખત જળ વિનાની નદીઓ તરફ (દોડે છે)– એ સમજાવે છે.

**एकदाऽसत्प्रसङ्गान्निकृतमतिर्व्युदकस्त्रोतःस्खलनवदुभयतोऽपि दुःखदं पाखण्डमभियाति॥ १३॥**

કોઈ વખત દુર્જનના સંગથી ઠગાયેલી બુદ્ધિવાળો તે જળ વિનાની નદીના ખાડામાં પડી જતાં જેમ (તત્કાળ માથું ફૂટે છે અને પછી તેની વેદના થાય છે તેમ આ લોક અને પરલોક, એમ) બંને રીતે દુઃખદ એવા પાખંડમાર્ગમાં જઈ પડે છે. ॥૧૩॥

एकदा क्वचिदसतां प्रसङ्गान्निकृता वञ्चिता मतिर्यस्य सः। निरुदकनदीगर्तपाते यथा सद्यः शिरः स्फुटति पश्चादपि तद्वेदनानुवर्तते एवमिह परत्र च दुःखदम्॥ १३॥

**'एकदा'** કોઈ સમયે દુર્જનોના સંગથી **'निकृताः'** ઠગાઈ છે બુદ્ધિ જેની તે– જળ વિનાની નદીના ખાડામાં પડી જતાં જેમ તત્કાળ માથું ફૂટે છે અને પછી પણ તેની વેદના થાય છે, તેમ આ લોક અને પરલોક દુઃખદાયી બને છે. ॥ ૧૩ ॥

परस्परं चालषते निरन्ध इत्येतद्व्याचष्टे— **यदा त्विति**।

**'परस्परं चालषते निरन्धः'** (૫/૧૩/૬) વળી, અન્નરહિત હોઈ એકબીજા પાસેથી (અન્ન લઈ લેવા) ઈચ્છે છે, એ સમજાવે છે— **'यदा इति।'**

**यदा तु परबाधयान्ध आत्मने नोपनमति तदा हि पितृपुत्रबर्हिष्मतः पितृपुत्रान्वा स खलु भक्षयति॥ १४॥**

પરંતુ જ્યારે બીજાને ત્રાસ આપવાથી પણ પોતાને માટે અન્ન પ્રાપ્ત ન થાય, ત્યારે પિતાપુત્રનું તણખલા જેટલું ધન પણ જેમની પાસે (બાકી) હોય તેવા મનુષ્યોને અથવા પિતાને કે પુત્રને પણ ખાવા ધાય છે. ॥ ૧૪ ॥

अन्धोऽन्नं नोपनमति नोपतिष्ठति। पितृपुत्राणां बर्हिः कुशस्तद्वतः। पितुः पुत्राणां वा कुशादितृण–मात्रमपि येषु पश्यति तान्भक्षयति बाधत इत्यर्थः। पितृपुत्रबर्हिष्ठानिति तु पाठः सुगमः॥ १४॥

**'अन्धः'** અન્ન **'न–उपनमति'** પ્રાપ્ત ન થાય ત્યારે તો પિતાપુત્રનું **'बर्हिः'** તણખલા જેટલું ધન પણ જેમની પાસે હોય તેવા મનુષ્યોને અથવા પિતાને કે પુત્રને પણ, માત્ર તણખલા જેટલું ધન પણ જેમની પાસે જુએ છે તેમને **'भक्षयति'** ખાવા ધાય છે અર્થાત્ હેરાન કરે છે, એમ અર્થ છે. (**'पितृपुत्रबर्हिष्मतः'** ને બદલે) **'पितृपुत्र–बर्हिष्ठान्' इति** પાઠ સુગમ છે.॥ ૧૪ ॥ (પિતાપુત્રના કુશને ઉત્પન્ન કરનારા ક્ષેત્રમાં રહેલા તે પિતાપુત્રને)

आसाद्य दावमित्येतद्व्याचष्टे— **क्वचिदासाद्येति**।

**'आसाद्य दावम् इति'** દાવાનળને પ્રાપ્ત કરીને, (૫/૧૩/૬) એ સમજાવે છે– **'क्वचित् आसाद्य इति'**

**क्वचिदासाद्य गृहं दाववत्प्रियार्थविधुर–मसुखोदर्कं शोकाग्निना दह्यमानो भृशं निर्वेदमुपगच्छति॥ १५॥ १५॥**

કોઈ વાર પોતાની પ્રિય વસ્તુથી રહિત તથા પરિણામમાં દુઃખદાયી એવું ઘર દાવાનળની જેમ પ્રાપ્ત કરી શોકાગ્નિથી અત્યંત બળતો ખિન્ન થઈ જાય છે. ॥ ૧૫ ॥ ૧૫ ॥

क्व च यक्षैर्हृतासुरित्येतद्व्याचष्टे।

**'क्व च यक्षैर्हृतासुः इति।'** (૫/૧૩/૬) એ સમજાવે છે.

**क्वचित्कालविषमितराजकुलरक्षसापहृत-प्रियतमधनासुः प्रमृतक इव विगतजीवलक्षण आस्ते॥ १६ ॥**

क्वचित्कालेन विषमितं प्रतिकूलतां नीतं यद्राजकुलं तदेव रक्षस्तेनापहृताः प्रियतमधनरूपा असवो यस्य। विगतानि जीवलक्षणानि हर्षादीनि यस्य। शूरैर्हृतस्व इत्यप्यनेनैव व्याख्यातम्॥ १६ ॥

કોઈ વખત કાળને કારણે પ્રતિકૂળ થયેલા રાજકુળરૂપ રાક્ષસ દ્વારા તેના પરમપ્રિય ધનરૂપ પ્રાણોને હરી લેવામાં આવે ત્યારે તે મરી ગયેલાની જેમ નિર્જીવ થઈ જાય છે. ॥ ૧૬ ॥

કોઈ વખત કાળને કારણે **'विषमितम्'** પ્રતિકૂળતા પામેલું જે રાજકુળ છે તે જ રાક્ષસ, તેના વડે હરી લેવામાં આવ્યા છે પરમપ્રિય ધનરૂપ પ્રાણો જેના– દૂર થયાં છે જીવનાં લક્ષણો હર્ષ વગેરે જેનાં; **'शूरैः हृतस्वः इति।'** (૫/૧૩/૭) આ દ્વારા એ પણ સમજાવે છે. ॥ ૧૬ ॥

क्वचिच्च गन्धर्वपुरं प्रविष्ट इत्येतद्व्याचष्टे।

**'क्वचिच्च गन्धर्वपुरं प्रविष्टः इति।'** (૫/૧૩/૭) વળી ક્યારેક ગંધર્વનગરમાં પ્રવેશ કરી, એ સમજાવે છે.

**कदाचिन्मनोरथोपगतपितृपितामहाद्यस-त्सदिति स्वप्ननिर्वृतिलक्षणमनुभवति॥ १७॥**

કદાચિન્મનોરથપ્રાપ્તં... 

क्वचित्... 

ક્યારેક મનોરથથી મળેલા પિતા, દાદા વગેરે અસત્ પદાર્થોને પણ સત્ય માનીને સ્વપ્ન જેવા લક્ષણવાળી (ક્ષણિક) શાંતિ અનુભવે છે. ॥ ૧૭ ॥

कदाचिन्मनोरथप्राप्तं पित्राद्यसदेव सदिति मत्वा पूर्वं गन्धर्वपुरवदघटमानदर्शनमुक्तमिदानीं तन्निमित्तसुखासक्तिरुच्यत इति भेदः॥ १७॥

ક્યારેક મનોરથથી પ્રાપ્ત કરેલા પિતા વગેરે અસત્ પદાર્થોને સત્ય માનીને– પૂર્વે ગંધર્વપુર જેવા અઘટિત પદાર્થનાં દર્શન કહ્યાં. હવે તેને કારણે સુખની આસક્તિ કહેવામાં આવી છે, એટલો ભેદ છે. ॥ ૧૭ ॥

चलन् क्वचिदित्येतद्व्याचष्टे।

**'चलन् क्वचित् इति।'** (૧૩/૫/૮) 'કોઈ વેળા ચાલતાં ચાલતાં.....' એ સમજાવે છે.

**क्वचिद् गृहाश्रमकर्मचोदनातिभरगिरि-मारुरुक्षमाणो लोकव्यसनकर्शितमनाः कण्टकशर्कराक्षेत्रं प्रविशन्निव सीदति ॥ १८ ॥**

ક્યારેક ગૃહસ્થાશ્રમની કર્મવિધિના મહાન વિસ્તારરૂપી પર્વત પર ચઢવા ઈચ્છતો અને લોકોને થતાં દુઃખોથી દુઃખી મનવાળો તે કાંટા, કાંકરાવાળી ભૂમિમાં પ્રવેશતો હોય તેમ દુઃખી થાય છે. ॥ ૧૮ ॥

क्वचिद्गृहाश्रमे याः कर्मचोदनास्तासामति-भरोऽतिविस्तारः स एव गिरिस्तमारुरुक्षंस्तदन्तं गन्तुमिच्छन्॥ १८॥

ક્યારેક ગૃહસ્થાશ્રમમાં જે કર્મવિધિઓ છે તેનો **'अतिभरः'** અત્યંત વિસ્તાર, તે જ પર્વત **'तं आरुरुक्षन्'** તેને છેડે જવા ઈચ્છતો ॥ ૧૮ ॥

पदे पदेऽभ्यन्तरवह्निनेति व्याचष्टे—**क्वचिच्च दुःसहेनेति**।

**'पदे पदे अभ्यन्तरवह्निना इति।'** (૫/૧૩/૮) 'પગલે પગલે અંદરના જઠરાગ્નિથી'– એ સમજાવે છે. **'क्वचित् च दुःसहेन इति।'**

**क्वचिच्च दुःसहेन कायाभ्यन्तरवह्निना गृहीतसारः स्वकुटुम्बाय क्रुध्यति॥ १९ ॥ १९ ॥**

क्वचिन्निगीर्ण इत्येतद्व्याचष्टे—**स एवेति।**

**स एव पुनर्निद्राजगरगृहीतोऽन्धे तमसि मग्नः शून्यारण्य इव शेते नान्यत्किंचन वेद शव इवापविद्धः॥ २० ॥ २० ॥**

दष्टः स्म शेते इति व्याचष्टे—**कदाचिदिति।**

**कदाचिद्भग्नमानदंष्ट्रो दुर्जनदन्दशूकैरलब्धनिद्राक्षणो व्यथितहृदयेनानुक्षीयमाणविज्ञानोऽन्धकूपेऽन्धवत्पतति॥ २१ ॥**

मानो गर्व एव दंष्ट्रा परपीडाकरत्वात्, भग्ना मानदंष्ट्रा यस्य। अत एव न लब्धो निद्रायाः क्षणोऽपि येन॥ २१ ॥

कर्हिस्मचित्क्षुद्ररसानित्येतद्व्याचष्टे—**कर्हिस्मचित्काममधुलवानिति।**

**कर्हिस्मचित्काममधुलवान्विचिन्वन्यदा परदारपरद्रव्याण्यवरुन्धानो राज्ञा स्वामिभिर्वा निहतः पतत्यपारे निरये॥ २२ ॥**

यदा निहतो भवति तदा सद्य एव निरये पतति॥ २२ ॥

प्रसङ्गात्प्रवृत्तस्य कर्मणः संसारहेतुत्वं स्फुटयति—**अथ चेति।**

કોઈક વાર વળી અંદરના દુઃસહ જઠરાગ્નિથી (ભૂખ્યો થઈ) ધૈર્યભ્રષ્ટ બની પોતાના કુટુંબ ઉપર ક્રોધ કરે છે. ॥ ૧૯ ॥ ૧૯ ॥

**'क्वचित् निगीर्णः इति।'** (૫/૧૩/૯) ક્યારેક ગળી જવામાં આવેલો, એ સમજાવે છે— **'सः एव इति।'**

નિદ્રારૂપી અજગર દ્વારા ગળી જવામાં આવેલો તે જ ફરી ઘોર અંધકારમાં ગરકાવ થઈ વેરાન જંગલમાં ફેંકી દેવામાં આવેલા મુડદા જેવો હોઈ કાંઈ જાણતો નથી. ॥ ૨૦ ॥ ૨૦ ॥

**'दष्टः स्म शेते इति।'** (૫/૧૩/૯) એ સમજાવે છે— **'कदाचित् इति।'**

કોઈ વખત દુર્જનોરૂપી સર્પો દ્વારા જેની માનરૂપી દાઢો ભાંગી ગઈ છે તેવો (હોવાથી) તેને નિદ્રાની ક્ષણો પણ પ્રાપ્ત નથી થતી અને વ્યથિત હૃદયને કારણે ખોઈ બેઠેલી વિવેકશક્તિવાળો તે આંધળાની જેમ અંધારિયા કૂવામાં પડે છે. ॥ ૨૧ ॥

**'मानः'** ગર્વ એ જ દાઢ છે કારણ કે તે બીજાને પીડા કરે છે. ભાંગી ગઈ છે ગર્વરૂપ દાઢ જેની. આથી જ પ્રાપ્ત નથી થઈ નિદ્રાની ક્ષણો પણ જેને ॥ ૨૧ ॥

**'कर्हिस्मचित्क्षुद्ररसान् इति'** (૫/૧૩/૧૦) એ પદ સમજાવે છે— **'कर्हिस्मचित्काममधुलवान् इति।'**

ક્યારેક વિષયસુખરૂપ મધુબિંદુઓને શોધતાં જ્યારે પરસ્ત્રી અને પરધન હરી લેનારો બને છે, ત્યારે રાજા તથા તે પરસ્ત્રીઓના પતિઓ દ્વારા મારી નાખવામાં આવેલો તે અપાર નરકમાં પડે છે. ॥ ૨૨ ॥

જ્યારે મારી નાખવામાં આવે છે, ત્યારે તરત જ નરકમાં પડે છે. ॥ ૨૨ ॥

પ્રસંગોપાત્ત પ્રવૃત્તિમાર્ગમાં પ્રવૃત્ત થયેલાને માટે કર્મ સંસારના કારણરૂપ છે, તે સ્પષ્ટ કરે છે— **'अथ च इति।'**

**अथ च तस्मादुभयथापि हि कर्मास्मिन्नात्मनः संसारावपनमुदाहरन्ति॥ २३॥**

(કર્મનું ફળ અવશ્ય ભોગવવું પડે છે) તેથી જ (વેદો અને ઋષિઓ) કહે છે કે આ પ્રવૃત્તિમાર્ગમાં રહેલા જીવને ત્યાર બાદ આ લોકમાં અને પરલોકમાં કર્મ જ બીજ વાવવારૂપ સંસારનું કારણ બને છે. ॥ ૨૩ ॥

यस्मादेवं तस्मात्। अथ अनन्तरमेव। उभयथा इह च परत्र च। अस्मिन् प्रवृत्तिमार्गे। संसारस्यावपनं जन्मक्षेत्रं कर्मोदाहरन्ति॥ २३॥

કારણ કે આ પ્રમાણે છે (કર્મનું ફળ અવશ્ય ભોગવવું પડે છે), તેથી જ **'अथ'** ત્યાર બાદ **'उभयथा'** આ લોકમાં તથા પરલોકમાં **'अस्मिन्'** આ પ્રવૃત્તિમાર્ગમાં રહેલા જીવને સંસારનું **'आवपनम्'** જન્મક્ષેત્ર કર્મ છે, એમ વેદો કહે છે. ॥ ૨૩ ॥

तत्रातिकृच्छ्रात्प्रतिलब्धमान इत्येतद्व्याचष्टे— **मुक्त इति।**

**'तत्रातिकृच्छ्रात्प्रतिलब्धमानः इति।'** (૫/૧૩/૧૦) એ સમજાવે છે— **'मुक्तः इति।'**

**मुक्तस्ततो यदि बन्धाद्देवदत्त उपाच्छिनत्ति तस्मादपि विष्णुमित्र इत्यनवस्थितिः॥ २४॥**

(કદાચ રાજા વગેરેની) પકડમાંથી જો તે મુક્ત થઈ જાય તો (તેની પાસેથી) દેવદત્ત (નામનો કોઈ બીજો માણસ પરસ્ત્રી કે પરધન) ઝૂંટવી લે છે અને તેની પાસેથી પણ વિષ્ણુમિત્ર (વળી ત્રીજો જ) તે ઝૂંટવી લે છે, એમ ઝૂંટવવાની અનંત પરંપરા ચાલે છે. ॥ ૨૪ ॥

यदि बन्धान्मुक्तो भवति तर्हि ततः सकाशादन्यो हरति तस्मादप्यन्यः। न त्वसौ भोक्तुं लभत इत्यर्थः॥ २४॥

જો (રાજા વગેરેની) પકડમાંથી છૂટી જાય તો તેની પાસેથી બીજો હરી લે છે અને તેની પાસેથી પણ ત્રીજો હરી લે છે, પરંતુ તે ભોગવવા પામતો નથી, એમ અર્થ છે. ॥ ૨૪ ॥

क्वचिच्च शीतातपेत्येतद्व्याचष्टे— **क्वचिच्चेति।**

**'क्वचित् च शीतातप इति।'** (૫/૧૩/૧૧) એ સમજાવે છે— **'क्वचित् च इति।'**

**क्वचिच्च शीतवाताद्यनेकाधिदैविकभौतिकात्मीयानां दशानां प्रतिनिवारणेऽकल्पो दुरन्तचिन्तया विषण्ण आस्ते॥ २५॥**

વળી, ક્યારેક ઠંડી, પવન વગેરે અનેક આધિદૈવિક, આધિભૌતિક તથા આધ્યાત્મિક વગેરે પ્રકારની દુઃખની પરિસ્થિતિઓનું નિવારણ કરવામાં અસમર્થ એવો તે અપાર ચિન્તાઓને કારણે ઉદાસ થઈ બેસે છે. ॥ ૨૫ ॥

शीतादयोऽनेका आधिदैविकाद्या या दशा दुःखावस्थास्तासाम्॥ २५॥

ઠંડી વગેરે અનેક **'दशा'** દુઃખની પરિસ્થિતિઓ— તેમના નિવારણમાં ॥ ૨૫ ॥

क्वचिन्मिथ इत्येतद्व्याचष्टे।

**क्वचिन्मिथो व्यवहरन्यत्किंचिद्धनमन्येभ्यो वा काकिणिकामात्रमप्यपहरन् यत्किंचिद्वा विद्वेषमेति वित्तशाठ्यात्॥ २६॥**

क्वचिन्मिथो यत्किंचिद्धनं व्यवहरन्काकिणिकामात्रं विंशतिकपर्दकमात्रं ततोऽपि न्यूनं वा यत्किंचिदपहरन्विद्वेषमेति॥ २६॥

अध्वन्यमुष्मिन्नुरुकृच्छ्रवित्तबाधोपसर्गैरित्युक्तानुपसर्गान्प्रपञ्चयति।

**अध्वन्यमुष्मिन्निम उपसर्गास्तथा सुखदुःखरागद्वेषभयाभिमानप्रमादोन्मादशोकमोहलोभमात्सर्येर्ष्यावमानक्षुत्पिपासाधिव्याधिजन्मजरामरणादयः॥ २७॥**

अध्वन्यमुष्मिन्निमे उरुकृच्छ्रवित्तबाधादयस्तथा सुखदुःखादयश्च॥ २७॥

व्युत्क्रमैः पुनरुक्तैश्च नानापाठैरतः परम्।
दुर्गमोऽपि भवाध्वायं संप्रदायेन तीर्यते॥ १॥

तत्र प्रसज्जति क्वापीत्यादिना सिंहावलोकनन्यायेनोक्तमर्थमपकृष्य क्रमेण व्याचष्टे—**क्वापि देवमाययेति**।

**क्वापि देवमायया स्त्रिया भुजलतोपगूढः प्रस्कन्नविवेकविज्ञानो यद्विहारगृहारम्भाकुलहृदयस्तदाश्रयावसक्तसुतदुहितृकलत्रभाषितावलोकविचेष्टितापहृतहृदय आत्मानमजितात्माऽपारेऽन्धे तमसि प्रहिणोति॥ २८॥**

'**क्वचिन्मिथः इति।**' (૫/૧૩/૧૧) એ સમજાવે છે.

ક્યારેક પરસ્પર વ્યવહાર કરતાં, ધન માટે કપટ કરવાથી માત્ર વીસ કોડી જેટલું કે તેનાથી પણ ઓછું ધન હરી લેતો તે વેર ઊભું કરે છે. ॥ ૨૬ ॥

કોઈવાર પરસ્પર ધનનો વ્યવહાર કરતા '**काकिणिकामात्रम्**' માત્ર વીસ કોડી કે તેનાથી પણ ઓછું '**यत् किञ्चित्**' જે કંઈ હોય તેને હરી લેતો તે વેર ઊભું કરે છે. ॥ ૨૬ ॥

'**अध्वन्यमुष्मिन्नुरुकृच्छ्रवित्तबाधोपसर्गैः**' (૫/૧૩/૧૩) આ જંગલના માર્ગમાં ઘણાં જ દુઃખો, ધનની અછત તથા અનેક ઉપદ્રવોથી જણાવેલાં ઉપદ્રવોને સમજાવે છે.

આ ભવાટવીના માર્ગમાં બીજા પણ સુખ, દુઃખ, રાગ, દ્વેષ, ભય, અભિમાન, પ્રમાદ, ઉન્માદ, શોક, મોહ, લોભ, માત્સર્ય, ઈર્ષ્યા, અપમાન, ભૂખ, તરસ, આધિ, વ્યાધિ, જન્મ, જરા, મૃત્યુ વગેરે ઉપદ્રવો છે. ॥ ૨૭ ॥

આ ભવાટવીના માર્ગમાં ઘણાં દુઃખો, ધનની મુશ્કેલીઓ વગેરે તથા સુખદુઃખાદિ છે. ॥ ૨૭ ॥

ઊલટા ક્રમથી, પુનરુક્તિથી અને જુદા જુદા પાઠથી આ પછીના નિરૂપણમાં વર્ણન છે. ભવાટવીનો માર્ગ દુર્ગમ હોવા છતાં પણ સદ્‌ગુરુની કૃપાથી તરી જવાય છે. ॥ ૧ ॥

ત્યાં '**प्रसज्जति क्वापि**' (૫/૧૩/૧૬) કોઈ સ્થળે ઈચ્છા કરે છે– વગેરે દ્વારા સિંહાવલોકનન્યાયથી જણાવેલો અર્થ તારવીને ક્રમપૂર્વક વ્યાખ્યા કરે છે— '**क्वापि देवमायया इति।**'

કોઈ વખત ભગવાનની માયારૂપ સ્ત્રી દ્વારા તેની ભુજાઓરૂપી લતાઓથી ભેટાયેલો, નાશ પામેલા વિવેકજ્ઞાનવાળો, તે સ્ત્રી માટે વિહારભવન બંધાવવા માટે વ્યાકુળ હૃદયવાળો તેમ જ તે સ્ત્રીના આશ્રયમાં રહેનારાં પુત્રપુત્રીઓ તથા તે સ્ત્રીનાં મધુર ભાષણ, નજર અને ચેષ્ટામાં આસક્ત હૃદયવાળો એવો મનુષ્ય ઈન્દ્રિયોનો દાસ થઈ પોતાને અપાર અંધકારમય નરકમાં નાખે છે. ॥ ૨૮ ॥

प्रस्कन्नमपगतं विवेकविज्ञानं यस्य। यस्याः स्त्रिया विहारगृहं क्रीडागृहं तदारम्भे आकुलं हृदयं यस्य। अनेन प्रसज्जतीति व्याख्यातम्। तदाश्रयेत्यादि व्याचष्टे। तस्या आश्रयेऽवसक्ताः संलग्नाः सुता दुहितरश्च कलत्रं च सैव स्त्री तेषां भाषितादिभिरपहृतं हृदयं यस्य। प्रहिणोति प्रक्षिपति॥ २८॥

**'प्रस्कन्नम्'** નાશ પામ્યું છે વિવેકજ્ઞાન જેનું– જે સ્ત્રી માટે **'विहारगृहम्'** ક્રીડાંગણ બંધાવવા માટે વ્યાકુળ છે હૃદય જેનું– આ દ્વારા **'प्रसज्जति'** (૫/૧૩/૧૬) એ સમજાવે છે, તેમાં આશ્રયાદિ સમજાવે છે. તે સ્ત્રીના આશ્રયમાં **'अवसक्ताः'** રહેનારાં પુત્રો અને પુત્રીઓ તથા તે પત્ની એ જ સ્ત્રી– મધુર ભાષણાદિથી ખેંચાય છે હૃદય જેનું– **'प्रहिणोति'** નાખે છે.॥ ૨૮ ॥

क्वचित्कदाचिद्धरिचक्रतस्त्रसन्नित्येतद्व्याचष्टे—**कदाचिदीश्वरस्येति**।

**'क्वचित्कदाचित् हरिचक्रतस्त्रसन् इति।'** (૫/૧૩/૧૬) એ સમજાવે છે— **'कदाचित् ईश्वरस्य इति।'**

**कदाचिदीश्वरस्य भगवतो विष्णोश्चक्रात्परमाण्वादिद्विपरार्धापवर्गकालोपलक्षणात्परिवर्तितेन वयसा रंहसा हरत आब्रह्मतृणस्तम्बादीनां भूतानामनिमिषतो मिषतां वित्रस्तहृदयस्तमेवेश्वरं कालचक्रनिजायुधं साक्षाद्भगवन्तं यज्ञपुरुषमनादृत्य पाखण्डदेवताः कङ्कगृध्रबकवटप्राया आर्यसमयपरिहृताः सांकेत्येनाभिधत्ते॥ २९॥**

સમર્થ એવા ભગવાન વિષ્ણુના પરમાણુથી માંડીને દ્વિપરાર્ધ સુધીના કાળથી સૂચિત, અતિશીઘ્ર પરિભ્રમણ પામતી અવસ્થાઓ વડે ક્ષુદ્ર તણખલાથી માંડીને બ્રહ્માજી સુધીનાં સર્વ પ્રાણીઓનો તેમના દેખતાં જ, સાવધાન થઈ નાશ કરતા કાળચક્રથી ત્રસ્ત હૃદયવાળો મનુષ્ય, કાળચક્ર જ (સદૈવ) જેમનું પોતાનું આયુધ છે તેવા સાક્ષાત્ ઈશ્વર ભગવાન યજ્ઞપુરુષનો અનાદર કરીને કાગડા, ગીધ, બગલા તથા વાગોળ જેવા અને આર્યશાસ્ત્રોએ જેમને ત્યજ્યા છે તેવા પાખંડદેવતાઓને અપ્રમાણિક આગમોના આધારે ક્યારેક આદરપૂર્વક સ્વીકારે છે. ॥ ૨૯ ॥

परमाणुरादिः द्विपरार्धोऽपवर्गोऽन्तः तदेवोपलक्षणं यस्य तस्मात्। कालोपलक्षणादिति पृथक्पदत्वेन पाठे कालस्वरूपादित्यर्थः। रंहसा शीघ्रेण परिवर्तितेन परिभ्रमणेन वयसा बाल्यादिक्रमेण। ब्रह्माणमभिव्याप्य तृणस्तम्बादीनि भूतानि हरतश्चक्रतः सकाशाद्वित्रस्तहृदयः सन्पाखण्डदेवताः। आभिमुख्येन धत्त इत्यन्वयः।

પરમાણુથી માંડીને દ્વિપરાર્ધ **'अपवर्गः'** અંત સુધીનો કાળ, તે જ જેનું ઉપલક્ષણ (સૂચન) છે તે કાળથી **'कालउपलक्षणात् इति।'** એમ ( **परमाण्वादिद्विपरार्धापवर्गकालोपलक्षणात्** સામાસિક પદને બદલે **परमाण्वादिद्विपरार्धापवर्गात् कालोपलक्षणात्** ) દ્વિપરાર્ધકાળસ્વરૂપથી– એમ છૂટું પદ હોય તો પરમાણુથી માંડીને દ્વિપરાર્ધકાળ– એમ અર્થ છે. **'रंहसा'** અતિશીઘ્ર **'परिवर्तनेन'** પરિભ્રમણથી, ઘાસ તથા વનસ્પતિથી માંડી બ્રહ્માજી સુધીનાં સર્વ પ્રાણીઓનો નાશ કરતા ચક્રની આગળ મનુષ્ય ત્રસ્ત હૃદયવાળો થઈને પાખંડદેવતાને આદરપૂર્વક સેવ્યરૂપે સ્વીકારે છે, એમ અન્વય છે.

अनिमिषतो निमेषमकुर्वतः, अप्रमत्तादित्यर्थः। मिषतां प्रतिकर्तुमशक्तानामित्यर्थः। कर्मणि षष्ठ्यः। कालचक्रं निजं नित्यमायुधं यस्य। सांकेत्येन मूलप्रमाणशून्येन पाखण्डागमेन ॥ २९ ॥

**'अनिमिषतः'** આંખનો પલકારો ન મારનાર અર્થાત્ નિરંતર સાવધાન એવા કાળથી, એમ અર્થ છે. **'मिषताम्'** પ્રાણીઓના દેખતાં, પ્રતિકાર કરવા માટે અસમર્થ એવાં પ્રાણીઓના, એમ અર્થ છે. **कर्मणि षष्ठ्यः—** (અહીં **स्तम्बादीनाम्, भूतानाम्, मिषताम्**– એ ત્રણેય શબ્દો કર્મણિ ષષ્ઠીમાં છે.) કાળચક્ર જ જેનું પોતાનું નિત્ય આયુધ છે (તેવા ભગવાનનો અનાદર કરીને) **'साङ्केत्येन'** અપ્રમાણિક પાખંડ શાસ્ત્રોના આધારે ॥ ૨૯ ॥

तैर्वञ्चित इत्येतद्व्याचष्टे—**यदा त्विति**।

**'तैः वञ्चितः इति।'** (૫/૧૩/૧૭) એ સમજાવે છે— **'यदा तु इति।'**

**यदा पाखण्डिभिरात्मवञ्चितैस्तैरुरु वञ्चितो ब्रह्मकुलं समावसंस्तेषां शीलमुपनयनादिश्रौतस्मार्तकर्मानुष्ठानेन भगवतो यज्ञपुरुषस्याराधनमेव तदरोचयन् शूद्रकुलं भजते निगमाचारेऽशुद्धितो यस्य मिथुनीभावः कुटुम्बभरणं यथा वानरजातेः ॥ ३० ॥**

જ્યારે પોતાની જાતને છેતરનારા તે પાખંડીઓ દ્વારા ખૂબ ઠગાયેલો એવો તે બ્રાહ્મણોના કુળમાં જઈ વસતા તેમના ઉપનયનાદિ આચારવાળાં શ્રૌતસ્માર્તકર્મોના અનુષ્ઠાનથી ભગવાન યજ્ઞપુરુષની આરાધના જ ન રુચતાં શૂદ્રકુળનો આશ્રય કરે છે, કે જેને વેદોક્ત આચારમાં જે શુદ્ધિ થાય તે ન કરવાને કારણે વાનરજાતિની જેમ મૈથુન અને કુટુમ્બનું પોષણ (એ જ કામ હોય છે). ॥ ૩૦ ॥

आत्मना वञ्चितैरुरु अधिकं वञ्चितः सन्। तेषां ब्राह्मणानां यच्छीलमुपनयनादि तदरोचयन् शूद्रवद्वर्तते। निगमोक्ताचारे अशुद्धितः स्वस्य शुद्ध्यभावात्। यस्य शूद्रस्य केवलं मिथुनीभावः कुटुम्बभरणं च व्यापारो नाग्निहोत्रादिः ॥ ३० ॥

પોતાની જાતથી પોતે જ ઠગાયેલા પાખંડીઓ દ્વારા **'उरु'** ખૂબ ઠગાયેલો હોઈ– તે બ્રાહ્મણોના જે ઉપનયનાદિ આચારો છે તે ન રુચતાં શૂદ્રની જેમ વર્તે છે. વેદોક્ત આચારમાં **'अशुद्धितः'** પોતાની શુદ્ધિ ન હોવાથી, જે શૂદ્રને માત્ર મૈથુન અને કુટુંબનું પોષણ– એ જ કામ હોય છે, અગ્નિહોત્રાદિ વ્યાપાર હોતો નથી. ॥ ૩૦ ॥

तज्जातिरासेनेत्यादि व्याचष्टे।

**'तत् जातिरासेन इति।'** વગેરે (૫/૧૩/૧૭) સમજાવે છે.

**तत्रापि निरवरोधः स्वैरेण विहरन्नतिकृपणबुद्धिरन्योन्यमुखनिरीक्षणादिना ग्राम्यकर्मणैव विस्मृतकालावधिः ॥ ३१ ॥**

તે શૂદ્રકુળમાં પણ પ્રતિબંધથી રહિત થઈ સ્વેચ્છાએ વિહાર કરતો અતિ વિષયાકુળ બુદ્ધિવાળો થઈ પરસ્પરનાં મુખ જોવાં વગેરે વૈષયિક કર્મથી જ પોતાના મૃત્યુકાળને વીસરી જાય છે. ॥ ૩૧ ॥

तत्रापि निरवरोधः प्रतिबन्धरहितः। स्वैरेण स्वेच्छया क्रीडन्विस्मृतमृत्युकालः सन्॥ ३१॥

તે શૂદ્રકુળમાં પણ **'निरवरोधः'** પ્રતિબંધરહિત થઈ **'स्वैरेण'** સ્વેચ્છાથી ક્રીડા કરતો મૃત્યુકાળને વીસરી જાય છે. ॥ ૩૧ ॥

द्रुमेषु रंस्यन्नित्येतद्व्याचष्टे— **क्वचिद्द्रुमवदिति।**

**'द्रुमेषु रंस्यन् इति।'** (૫/૧૩/૧૮) એ સમજાવે છે— **'क्वचित् द्रुमवत् इति।'**

**क्वचिद्द्रुमवदैहिकार्थेषु गृहेषु रंस्यन्यथा वानरः सुतदारवत्सलो व्यवायक्षणः॥ ३२॥**

ક્યારેક વૃક્ષ જેવાં લૌકિક સુખોવાળા ઘરોમાં રમણ કરનારો તે વાંદરાની જેમ પુત્રપત્નીમાં આસક્ત થઈ મૈથુનને ઉત્સવ માને છે. ॥ ૩૨ ॥

व्यवायक्षणो मैथुनोत्सवो भवति॥ ३२॥

**'व्यवायक्षणः'** મૈથુન જ ઉત્સવરૂપ બને છે. ॥ ૩૨ ॥

क्वचित्प्रमादादित्येतद्व्याचष्टे।

**'क्वचित् प्रमादात् इति।'** (૫/૧૩/૧૮) એ સમજાવે છે.

**एवमध्वन्यवरुन्धानो मृत्युगजभयात्तमसि गिरिकन्दरप्राये॥ ३३॥**

આ પ્રમાણે ભવાટવીના માર્ગમાં સપડાયેલો તે મનુષ્ય મૃત્યુરૂપી હાથીના ભયથી પહાડોની ખીણો જેવી રોગાદિ આપત્તિમાં (જઈ પડે છે). ॥ ૩૩ ॥

एवमध्वनि सुखदुःखाद्यवरुन्धानो गिरिकन्दर-प्राये तमसि रोगाद्यापदि पततीति शेषः॥ ३३॥

આ પ્રમાણે માર્ગમાં સુખ-દુઃખાદિમાં સપડાયેલો તે પર્વતની ખીણ જેવી **'तमसि'** રોગાદિ આપત્તિમાં 'પડે છે,' એટલું ઉમેરવાનું બાકી છે. ॥ ૩૩ ॥

क्वचिच्छीतवातेत्यादिपूर्वस्मादधिकोक्तिः।

**'क्वचित् शीतवात'** (૫/૧૩/૧૧) વગેરે પહેલાં કરતાં અધિક કહે છે.

**क्वचिच्छीतवाताद्यनेकदैविकभौतिका-त्मीयानां दुःखानां प्रतिनिवारणेऽकल्पो दुरन्तविषयविषण्ण आस्ते॥ ३४॥**

કોઈ વખત ટાઢ, પવન વગેરે અનેક આધિદૈવિક, આધિભૌતિક તથા આધ્યાત્મિક દુઃખો અટકાવવામાં અસમર્થ એવો તે દુરન્ત વિષયોથી ખિન્ન થઈને બેસે છે. ॥ ૩૪ ॥

रोगाद्यापदि पतितः सन् शीतादिभिः क्लिश्यन्नास्त इत्यर्थः॥ ३४॥

રોગાદિ આપત્તિમાં પડેલો હોઈ ટાઢ વગેરે દ્વારા દુઃખી થતો બેસે છે, એમ અર્થ છે. ॥ ૩૪ ॥

तदेवं सिंहावलोकनन्यायेनोक्तमर्थं यथास्थानमपकृष्य व्याख्याय क्रमस्थमनुवर्तयितुं पूर्वोक्तमेवानुवदति—**क्वचिन्मिथ इति।**

આ રીતે સિંહાવલોકનના ન્યાયથી જણાવેલો અર્થ યથાસ્થાને ઘટાવી, વ્યાખ્યા કરી ક્રમવાર અનુસરવા માટે પૂર્વે કહેલાને જ ફરી કહે છે— **'क्वचित् मिथः इति।'**

**क्वचिन्मिथो व्यवहरन्यत्किंचिद्धनमुपयाति वित्तशाठ्येन ॥ ३५ ॥**

वित्तशाठ्येन कदाचिद्यत्किंचिद्धनमुपयाति ॥ ३५ ॥

क्वचित्क्वचित्क्षीणधनस्त्विवति व्याचष्टे— **क्वचित्क्षीणधन इति।**

**क्वचित्क्षीणधनः शय्यासनाशनाद्युपभोगविहीनो यावदप्रतिलब्धमनोरथोपगतादानेऽवसितमतिस्ततस्ततोऽवमानादीनि जनादभिलभते ॥ ३६ ॥**

अप्रतिलब्धं यन्मनोरथेनोपगतं वाञ्छितं तस्यादाने स्वीकारे निश्चितमतिः सन् ॥ ३६ ॥

अन्योन्यवित्तव्यतिषङ्गेनेत्येतद्व्याचष्टे—**एवं वित्तव्यतिषङ्गेति।**

**एवं वित्तव्यतिषङ्गविवृद्धवैरानुबन्धोऽपि पूर्ववासनया मिथ उद्वहत्यथापवहति ॥ ३७ ॥**

अपवहति त्यजति ॥ ३७ ॥

अध्वन्यमुष्मिन्नित्यादि व्याचष्टे— **एतस्मिन्निति।**

**एतस्मिन्संसाराध्वनि नानाक्लेशोपसर्गबाधित आपन्नविपन्नो यत्र यस्तमु ह वावेतरस्तत्र विसृज्य जातं जातमुपादाय शोचन्मुह्यन्बिभ्यद्विवदन् क्रन्दन्संहृष्यन्गायन्नह्यमानः साधुवर्जितो नैवावर्ततेऽद्यापि यत आरब्ध एष नरलोकसार्थो यमध्वनः पारमुपदिशन्ति ॥ ३८ ॥**

કોઈ વખત પરસ્પર વ્યવહાર કરતાં ધન સંબંધી ઠગાઈ કરી થોડું ધન પ્રાપ્ત કરે છે. ॥ ૩૫ ॥

ધન સંબંધી ઠગાઈ કરીને કોઈ વખત થોડું ધન પ્રાપ્ત કરે છે. ॥ ૩૫ ॥

**'क्वचित्क्वचित्क्षीणधनः तु इति।'** (૫/૧૩/૧૨) સમજાવે છે— **'क्वचित्क्षीणधनः इति।'**

ક્યારેક જેનું ધન નષ્ટ થયું છે તેવો થાય છે, ત્યારે શય્યા, આસન, ભોજનાદિ ઉપભોગોથી રહિત એવો તે જ્યાં સુધી મનોરથથી ઈચ્છેલું ધન ન મળે ત્યાં સુધી તેને પ્રાપ્ત કરવા માટે મનથી નિશ્ચય કરનાર થઈ જ્યાં ત્યાં લોકો પાસેથી અપમાન વગેરે પામે છે.॥ ૩૬ ॥

જે મનોરથથી **'उपगतम्'** ઈચ્છેલું ધન પ્રાપ્ત નથી થયું, તેને **'आदाने'** પ્રાપ્ત કરવા માટે મનથી નિશ્ચય કરનાર થઈ ॥ ૩૬ ॥

**'अन्योन्यवित्तव्यतिषङ्गेन इति।'** (૫/૧૩/૧૩) એ સમજાવે છે— **'एवं वित्तव्यतिषङ्ग इति।'**

એમ ધનની લેવડ-દેવડને કારણે ખૂબ વધી ગયેલા વેરભાવવાળો હોવા છતાં પણ પૂર્વની વાસનાને કારણે પરસ્પર વિવાહસંબંધ બાંધે છે અને પછી તોડે છે. ॥ ૩૭ ॥

**'अपवहति'** ત્યાગે છે. ॥ ૩૭ ॥

**'अध्वनि अमुष्मिन् इति।'** (૫/૧૩/૧૩) વગેરે સમજાવે છે— **'एतस्मिन् इति।'**

આ સંસારમાર્ગમાં અનેક ક્લેશોના ઉપદ્રવથી પીડાયેલો, જ્યાં આફતમાં જે સપડાય કે મરી જાય તેને બીજો ત્યાં જ છોડીને તેમ જ નવા જન્મેલાને સાથે લઈને શોક કરતો, મોહ તથા ભય પામતો, વિવાદ કરતો, બૂમો પાડતો, હર્ષ પામતો, ગાતો, બંધાતો એવો સાધુપુરુષવિહોણો આ મનુષ્યલોકનો સંઘ જ્યાંથી નીકળ્યો છે ત્યાં હજી સુધી પાછો ફરતો જ નથી જેને (ઋષિઓ) સંસારમાર્ગની અંતિમ અવધિ કહે છે. ॥ ૩૮ ॥

आपन्न आपदं प्राप्तः विपन्नो विनष्टो वा यत्र यस्तमितरस्तत्र विसृज्य। नह्यमानो बध्यमानः। साधुवर्जितः साधुव्यतिरिक्तः॥ ३८॥

**'आपन्नः'** આફતમાં સપડાયેલો કે **'विपन्नः'** મરી ગયેલો જ્યાં જે હોય તેને બીજો ત્યાં છોડીને – **'नह्यमानः'** બંધાતો– **'साधुवर्जितः'** સાધુ વગરનો ॥ ૩૮ ॥

अनावृत्तौ हेतुमाह—**यदिदमिति**।

(મનુષ્યસંઘ મૂળ સ્થાને કેમ) પાછો નથી ફરતો તે માટે કારણ આપે છે — **'यत् इदम् इति।'**

**यदिदं योगानुशासनं न वा एतदवरुन्धते यन्न्यस्तदण्डा मुनय उपशमशीला उपरतात्मानः समवगच्छन्ति ॥ ३९॥ ३९॥**

કારણ કે આ યોગના શિક્ષણને જે અનુસરે છે તેવા તે યોગીજનો કે જેઓ પ્રાણીમાત્રની કાયિક, વાચિક અને માનસિક હિંસાનો ત્યાગ કરનારા, ઉપશમ સ્વભાવવાળા અને નિયતાત્મા છે, તેઓ આ સંસારને પામતા નથી. ॥ ૩૯ ॥ ૩૯ ॥

**वंशीधरी**—साधुसङ्गं विना तत्प्राप्तिर्नास्ति।

સાધુના સંગ વિના તે પરમેશ્વર પ્રાપ્ત થતા નથી.

मनस्विन इत्यादि व्याचष्टे—**यदपीति।**

**'मनस्विनः इति।'** વગેરે (૫/૧૩/૧૫) સમજાવે છે— **'यत् अपि इति।'**

**यदपि दिगिभजयिनो यज्विनो ये वै राजर्षयः किंतु परं मृधे शयीरन्नस्यामेव ममेयमिति कृतवैरानुबन्धा यां विसृज्य स्वयमुपसंहृताः॥ ४०॥**

અરે, દિગ્ગજોને જીતનારા અને યજ્ઞયાગાદિ કરનારા જે રાજર્ષિઓ છે, તેઓ પણ (એ યોગશિક્ષણને અનુસરતા નથી અને) 'આ મારી છે.' એમ માત્ર આ પૃથ્વી માટે થઈને વેરભાવ કરનારા બને છે, કે જે પૃથ્વીને છોડીને પોતે કેવળ રણભૂમિમાં મૃત્યુ પામીને પોઢે છે. ॥ ૪૦ ॥

ये वै राजर्षयस्तेऽपि नावरुन्धते किंतु परं केवलं मृधे शयीरन्॥ ४०॥

જેઓ ખરેખર રાજર્ષિઓ છે તેઓ પણ (યોગના શિક્ષણને) અનુસરતા નથી, પરંતુ કેવળ રણભૂમિમાં પોઢે છે. ॥ ૪૦ ॥

प्रसज्जतीत्यादि गिरिकन्दर इत्यन्तमपकृष्य व्याख्यातं, ग्रन्थमतिक्रम्य वल्लीं गृहीत्वेत्यादिग्रन्थं व्याचष्टे—**कर्मवल्लीमिति**।

**'प्रसज्जति'** (શ્લોક-૧૬) વગેરેથી **'गिरिकन्दरे'** (૫/૧૩/૧૮) ત્યાં સુધી ઘટાવીને વ્યાખ્યા કરવામાં આવી. ગ્રંથનું અતિક્રમણ કરી **'वल्लीं गृहीत्वा'** વગેરે (શ્લોક ૧૮) ગ્રંથ સમજાવે છે— **'कर्मवल्लीम् इति।'**

**कर्मवल्लीमवलम्ब्य तत आपदः कथंचिन्नरकाद्विमुक्तः पुनरप्येवं संसाराध्वनि वर्तमानो नरलोकसार्थमुपयाति एवमुपरिगतोऽपि॥ ४१॥**

કર્મમાર્ગરૂપી વેલનું અવલંબન લઈ કોઈક રીતે માંડ માંડ આપત્તિરૂપી નરકમાંથી છૂટેલો તે ફરી પાછો આમ સંસારમાર્ગમાં રહેતો મનુષ્યલોકના સંઘને પ્રાપ્ત થાય છે. ઉપરના લોકમાં ગયો હોય તો પણ આમ જ થાય છે. ॥ ૪૧ ॥

एवमुपरि स्वर्गं गतोऽपि नरलोकसार्थमेवोपयाति ॥ ४१ ॥

આ પ્રમાણે **'उपरि'** સ્વર્ગમાં ગયેલો પણ મનુષ્યલોકના સંઘને જ પ્રાપ્ત થાય છે. ॥ ૪૧ ॥

तदेवं भरतोक्तिं व्याख्याय तच्चरितसंग्रहश्लोकानाह।

આ પ્રમાણે ભરતજીની ઉક્તિની વ્યાખ્યા કરીને તેમના ચરિત્રનો ઉલ્લેખ કરતા શ્લોકો કહે છે.

**तस्येदमुपगायन्ति—**

તે ભરતરાજા સંબંધી (પૂર્વના વિદ્વાનો) આ પ્રમાણે ગાય છે.

**आर्षभस्येह राजर्षेर्मनसापि महात्मनः।**
**नानुवर्त्मार्हति नृपो मक्षिकेव गरुत्मतः ॥ ४२**

જેમ માખી ગરુડના માર્ગને અનુસરવા યોગ્ય નથી, તેમ આ લોકમાં ઋષભદેવના પુત્ર મહાત્મા રાજર્ષિ ભરતજીના માર્ગને અન્ય કોઈ પણ રાજા મનથી પણ અનુસરવાને સમર્થ નથી. ॥ ૪૨ ॥

तस्येदं कर्म श्लोकैरुपगायन्ति। आर्षभस्य ऋषभपुत्रस्य अन्यो नृपोऽनुवर्त्म नार्हति वर्त्मानुगन्तुं शक्नोति ॥ ४२ ॥

તેમનું આ કર્મ શ્લોકો વડે (કવિજનો) ગાય છે. **'आर्षभस्य'** ઋષભદેવના પુત્રના માર્ગને **'अनुवर्त्म नार्हति'** અન્ય રાજા અનુસરવાને સમર્થ નથી. ॥ ૪૨ ॥

तत्र हेतुमाह—**य इति**।

માર્ગ અનુસરવાને અસમર્થ હોવા માટેનું કારણ કહે છે— **'यः इति।'**

**यो दुस्त्यजान्दारसुतान्सुहृद्राज्यं हृदिस्पृशः।**
**जहौ युवैव मलवदुत्तमश्लोकलालसः ॥ ४३**

પુણ્યકીર્તિ શ્રીહરિમાં અત્યંત અનુરક્ત એવા જેમણે યુવાવસ્થામાં જ, દુસ્ત્યજ એવાં મનોરમ સ્ત્રી-પુત્રોને અને મિત્ર તથા રાજ્યને મળની જેમ ત્યજ્યાં હતાં. ॥ ૪૩ ॥

सुहृद्राज्ययोर्द्वन्द्वैक्यम्। यो दुस्त्यजान्दारादीन्विष्ठामिव जहौ तस्यार्षभस्येति संबन्धः। दुस्त्यजत्वे हेतुः—हृदिस्पृशो मनोज्ञान्। त्यागे हेतुः—उत्तमश्लोके लालसा लम्पटत्वं यस्य ॥ ४३ ॥

સુહૃદ અને રાજ્યનું દ્વન્દ્વૈક્ય છે. (સમાહાર દ્વન્દ્વ **'सुहृद्राज्ये'**ને બદલે અહીં **'सुहृद्राज्यम्'** છે.) જેમણે દુસ્ત્યજ એવાં પત્ની વગેરેને મળની જેમ ત્યજ્યાં તે ઋષભદેવના પુત્રના માર્ગને અનુસરવા અન્ય રાજા સમર્થ નથી, એમ સંબંધ છે. દુસ્ત્યજ હોવા માટેનું કારણ– **'हृदिस्पृशः'** મનોરમ એવાં તેમને ત્યજ્યાં હતાં. ત્યાગ કરવા માટેનું કારણ– પુણ્યશ્લોક શ્રીહરિ વિષે **'लालसा'** કામના હતી જેમને ॥ ૪૩ ॥

तस्यैवं विषयत्यागो न चित्रमित्याह।

તે ભરતજીનો આવો વિષયત્યાગ એ કાંઈ આશ્ચર્ય નથી, એમ કહે છે.

**यो दुस्त्यजान् क्षितिसुतस्वजनार्थदारान्**
**प्रार्थ्यां श्रियं सुरवरैः सदयावलोकाम्।**
**नैच्छन्नृपस्तदुचितं महतां मधुद्विट्-**
**सेवानुरक्तमनसामभवोऽपि फल्गुः॥ ४४**

જે રાજાએ દુસ્ત્યજ એવાં પૃથ્વી, પુત્ર, સ્વજન, ધન, પત્ની તથા શ્રેષ્ઠ દેવો વડે કામના કરવામાં આવતી લક્ષ્મી કે જે સ્વયં ભરતજીની કૃપાદૃષ્ટિ માટે તેમના પર દૃષ્ટિપાત કરતી હતી તેની પણ ઈચ્છા કરી નહીં એ ઉચિત જ છે કારણ કે મધુસૂદન ભગવાનની સેવામાં અનુરક્ત મનવાળા મહાનુભાવોને માટે તો મોક્ષ પણ તુચ્છ છે. ॥ ૪૪ ॥

य एवंभूतोऽसौ नृपः स क्षित्यादीन्नैच्छदिति यत्तदुचितम्। सदयावलोकां भरतस्य दया यथा भवत्येवमवलोको यस्या इति परिजनावलोकः श्रियामुपचर्यते। यतो मधुद्विषः सेवायामनुरक्तं मनो येषां तेषां महतामभवो मोक्षोऽपि फल्गुस्तुच्छ एव॥ ४४॥

**'यः'** જે આવા હતા તે રાજા, તેમણે પૃથ્વી વગેરે ન ઈચ્છ્યાં તે ઉચિત છે. **'सदयावलोकाम्'** ભરતજીની કૃપા જે રીતે થાય તેવી દૃષ્ટિ છે જેની, અર્થાત્ અમાત્યાદિ પરિજનોની દૃષ્ટિને શ્રીના વિષયમાં લક્ષણાથી લાગુ પાડે છે, કારણ કે મધુસૂદન ભગવાનની સેવામાં અનુરક્ત છે મન જેમનાં તે મહાનુભાવોને **'अभवः'** મોક્ષ પણ **'फल्गुः'** તુચ્છ જ છે. ॥ ૪૪ ॥

तस्य सेवानुरागमेवाह—**यज्ञायेति**।

તે ભરતજીના સેવાનુરાગનું વર્ણન કરે છે— **'यज्ञाय इति।'**

**यज्ञाय धर्मपतये विधिनैपुणाय**
**योगाय सांख्यशिरसे प्रकृतीश्वराय।**
**नारायणाय हरये नम इत्युदारं**
**हास्यन्मृगत्वमपि यः समुदाजहार॥ ४५**

જે ભરત રાજાએ મૃગશરીરનો ત્યાગ કરતાં પણ ઉચ્ચ સ્વરે કહ્યું હતું– 'યજ્ઞસ્વરૂપ, ધર્મના રક્ષક, ધર્માનુષ્ઠાનમાં નિપુણ, અષ્ટાંગ યોગસ્વરૂપ, જ્ઞાનરૂપી મુખ્ય ફળવાળા, પ્રકૃતિના નિયન્તા તથા સર્વ જીવોના નિયન્તા તથા કર્મ, જ્ઞાન અને દેવતાકાંડ દ્વારા પ્રતિપાદિત એવા નારાયણ શ્રીહરિને નમસ્કાર હો!' ॥ ૪૫ ॥

यज्ञरूपाय धर्मपतये यज्ञादिफलदात्रे। विधौ नैपुण्यं यस्य तस्मै धर्मानुष्ठात्रे। योगोऽष्टाङ्गस्तस्मै। सांख्यं ज्ञानं तच्छिरः प्रधानं फलं यस्य तस्मै।

યજ્ઞસ્વરૂપ ભગવાનને નમસ્કાર હો. **'धर्मपतये'** યજ્ઞાદિ ફળ આપનાર ભગવાનને નમસ્કાર હો! યજ્ઞવિધિમાં નિપુણતા છે જેમની તે ધર્મનું અનુષ્ઠાન કરનાર ભગવાનને નમસ્કાર હો! **'योगः'** અષ્ટાંગયોગરૂપ તે ભગવાનને નમસ્કાર હો! **'साङ्ख्यम्'** જ્ઞાન છે તે **'शिरः'** મુખ્ય ફળ છે જેમનું તેમને નમસ્કાર હો!

योगाय प्रकृतीश्वराय मायानियन्त्रे। अत एव नारं जीवसमूहः सोऽयनमाश्रयो यस्य सर्वजीवनियन्त्रे। एवं कर्मज्ञानदेवताकाण्डैः प्रतिपादिताय हरये नम इत्युदारमुच्चैर्यः सम्यगुच्चारितवान्। मृगत्वं मृगदेहमपि हास्यन् त्यक्ष्यन्। य एवंभूतस्तस्य तदुचितमिति वा तस्यानुवर्त्मनाऽर्हतीति वा संबन्धः॥ ४५॥

**'योगाय'** અષ્ટાંગ યોગસ્વરૂપને **'प्रकृतीश्वराय'** પ્રકૃતિના અધીશ્વર એવા માયાના નિયંતાને– આથી જ **'नारम्'** જીવસમૂહ, તે **'अयनम्'** આશ્રય છે જેમનો તેવા સર્વ જીવોના નિયંતા ભગવાન નારાયણને નમસ્કાર હો! આમ, કર્મ, જ્ઞાન, દેવતાકાંડ વડે પ્રતિપાદન કરાયેલા શ્રીહરિને નમસ્કાર હો! એમ **'उदारम्'** ઉચ્ચ સ્વરે જેમણે સારી રીતે ઉચ્ચારણ કર્યું હતું. **'मृगत्वम्'** મૃગશરીરને પણ **'हास्यन्'** છોડતા– જે આવા હતા તેમને તે ઉચિત છે અથવા તેમના માર્ગને અનુસરવાને કોઈ બીજું સમર્થ નથી, એમ સંબંધ છે. ॥ ४५ ॥

भरतचरितश्रवणादिफलमाह—**य इदमिति।**

ભરતજીના ચરિત્રનાં શ્રવણાદિનું ફળ કહે છે— **'यः इदम् इति।'**

**य इदं भागवतसभाजितावदातगुणकर्मणो राजर्षेर्भरतस्यानुचरितं स्वस्त्ययनमायुष्यं धन्यं यशस्यं स्वर्ग्यापवर्ग्यं वाऽनुशृणोत्याख्यास्यत्यभिनन्दति च सर्वा एवाशिष आत्मन आशास्ते न कांचन परत इति॥ ४६॥**

જેમનાં પવિત્ર ગુણો અને કર્મોની ભગવાનના ભક્તો પ્રશંસા કરે છે તેવા રાજર્ષિ ભરતજીનું આ ચરિત્ર કલ્યાણકારી, આયુષ્ય તથા ધનની વૃદ્ધિ કરનારું, યશ ફેલાવનારું, સ્વર્ગ તથા મોક્ષની પ્રાપ્તિ કરાવનારું છે. તેને જે સાંભળે છે, સંભળાવશે તથા તેનું અભિનંદન કરે છે, તેના સર્વ મનોરથ પોતાની પાસેથી જ પ્રાપ્ત કરે છે તથા તે અન્ય પાસેથી કાંઈ પણ આશા રાખતો નથી. ॥ ४६ ॥

भागवतैः सभाजिता अवदाताः शुद्धा गुणाः कर्माणि च यस्य तस्य भरतस्यानुचरितं योऽनुशृणोति स आत्मन एव सकाशात्सर्वा आशिष आशास्ते स्वत एव प्राप्नोति न तु कांचिदपि परस्मादपेक्षत इत्यर्थः॥ ४६॥

ભગવાનના ભક્તો દ્વારા પ્રશંસા પામેલાં **'अवदाताः'** પવિત્ર ગુણો અને કર્મો છે જેમનાં તે ભરતજીનું ચરિત્ર જે વારંવાર શ્રવણ કરે છે, તે પોતાની જ પાસેથી સર્વ મનોરથોની પ્રાપ્તિ કરે છે, પરંતુ બીજા પાસેથી કોઈ પણ અપેક્ષા રાખતો નથી, એમ અર્થ છે. ॥ ४६ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां पञ्चमस्कन्धे भरतोपाख्याने पारोक्ष्यविवरणं नाम चतुर्दशोऽध्यायः॥ १४॥

इति श्रीमद्भागवते महापुराणे पञ्चमस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां चतुर्दशोऽध्यायः॥ १४॥

*****

# अथ पञ्चदशोऽध्यायः

## ભરતજીના વંશનું વર્ણન

एवमष्टभिरध्यायैर्भरतस्योक्तमीहितम् ।
ततः पञ्चदशे तस्य कीर्त्यन्ते वंशजा नृपाः ॥ १

આ પ્રમાણે આઠ અધ્યાયો દ્વારા ભરતજીનું ચરિત્ર કહ્યું. હવે પંદરમા અધ્યાયમાં તેમના વંશમાં થયેલા રાજાઓનું વર્ણન કરવામાં આવે છે. ॥ ૧ ॥

श्रीशुक उवाच

**भरतस्यात्मजः सुमतिर्नामाभिहितो यमु ह वाव केचित्पाखण्डिन ऋषभपदवीमनु- वर्तमानं चानार्या अवेदसमाम्नातां देवतां स्वमनीषया पापीयस्या कलौ कल्पयिष्यन्ति ॥ १ ॥**

ऋषभपदवीं जीवन्मुक्तमार्गमनुवर्तमानं यं दृष्ट्वेति शेषः। यद्वा यं सुमतिमवेदसमाम्नातां देवतां कल्पयिष्यन्ति। बुद्धोऽयं साक्षादवतीर्ण इति मंस्यन्त इत्यर्थः ॥ १ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – ભરતજીના પુત્ર સુમતિ નામે કહેવાયા, જેમને ઋષભદેવના (જીવન્મુક્તિના) માર્ગે અનુસરતા જોઈ કેટલાક અનાર્ય પાખંડીઓ પાપનું આચરણ કરવા માટે તત્પર એવી પોતાની બુદ્ધિને કારણે કલિયુગમાં અવૈદિક દેવ તરીકે માનશે. ॥ ૧ ॥

**'ऋषभपदवीम्'** જેમને જીવન્મુક્તિના માર્ગે અનુસરતા 'જોઈને' એટલું શેષ છે અથવા જે સુમતિને અવૈદિક દેવતા માનશે. આ સાક્ષાત્ ભગવાન બુદ્ધ અવતર્યા છે, એમ માનશે, એમ અર્થ છે. ॥ ૧ ॥ (અવૈદિક એટલે વેદમાં કહેલું ન હોય તે)

**तस्माद् वृद्धसेनायां देवताजिन्नाम पुत्रोऽभवत् ॥ २ ॥ २ ॥**

તે સુમતિથી વૃદ્ધસેના નામે સ્ત્રીમાં દેવતાજિત નામે પુત્ર થયો. ॥ ૨ ॥ ૨ ॥

**अथासुर्यां तत्तनयो देवद्युम्नस्ततो धेनुमत्यां सुतः परमेष्ठी तस्य सुवर्चलायां प्रतीह उपजातः ॥ ३ ॥**

तत्तनयो देवताजितः पुत्रः ॥ ३ ॥

તે દેવતાજિતનો આસુરી નામની સ્ત્રીમાં દેવદ્યુમ્ન નામે પુત્ર થયો. તે દેવદ્યુમ્નથી ધેનુમતીમાં પરમેષ્ઠી નામનો પુત્ર થયો અને પરમેષ્ઠીને સુવર્ચલામાં પ્રતીહ ઉત્પન્ન થયો. ॥ ૩ ॥

**'तत् तनयः'** તે દેવતાજિતનો પુત્ર (દેવદ્યુમ્ન)॥ ૩ ॥

**य आत्मविद्यामाख्याय स्वयं संशुद्धो महापुरुषमनुसस्मार ॥ ४ ॥**

आत्मविद्यां बहुभ्य आख्याय व्याख्यानेनैव स्वयं संशुद्धोऽनुसस्मार अपरोक्षतयानुभूतवान् ॥ ४ ॥

તે પ્રતીહ આત્મવિદ્યાનો ઉપદેશ કરીને સ્વયં પવિત્ર થયો અને પરમ પુરુષ શ્રીનારાયણનો તેણે સાક્ષાત્ અનુભવ કર્યો. ॥ ૪ ॥

આત્મવિદ્યાનો અનેક જનોને ઉપદેશ કરી પોતે વ્યાખ્યાનથી જ પવિત્ર થયો. **'अनुसस्मार'** સાક્ષાત્ અનુભવ કર્યો. ॥ ૪ ॥

**प्रतीहात्सुवर्चलायां प्रतिहर्त्रादयस्त्रय आसन्निज्याकोविदाः सूनवः प्रतिहर्तुः स्तुत्यामजभूमानावजनिषाताम्॥ ५॥**

प्रतिहर्ता प्रस्तोता उद्‌गातेति त्रयो यज्ञनिपुणाः सूनव आसन्। अजनिषातां जातौ॥ ५॥

**भूम्न ऋषिकुल्यायामुद्गीथस्ततः प्रस्तावो देवकुल्यायां प्रस्तावान्नियुत्सायां हृदयज आसीद्विभुर्विभो रत्यां च पृथुषेणस्तस्मान्नक्त आकूत्यां जज्ञे नक्ताद्द्रुतिपुत्रो गयो राजर्षि-प्रवर उदारश्रवा अजायत साक्षाद्भगवतो विष्णोर्जगद्रिरक्षिषया गृहीतसत्त्वस्य कलात्म-वत्त्वादिलक्षणेन महापुरुषतां प्राप्तः॥ ६॥**

हृदयजः पुत्रः। जगतो रिरक्षिषया रक्षितुमिच्छया गृहीतं सत्त्वं येन तस्य विष्णोः कलांशः सन्॥ ६॥

महापुरुषत्वमेवाह—**स वै इति।**

**स वै स्वधर्मेण प्रजापालनपोषण-प्रीणनोपलालनानुशासनलक्षणेनेज्यादिना च भगवति महापुरुषे परावरे ब्रह्मणि सर्वात्मना-र्पितपरमार्थलक्षणेन ब्रह्मविच्चरणानुसेवया-पादितभगवद्भक्तियोगेन चाभीक्ष्णशः परिभावितातिशुद्धमतिरुपरतानात्म्य आत्मनि स्वयमुपलभ्यमानब्रह्मात्मानुभवोऽपि निरभिमान एवावनिमजूगुपत्॥ ७॥**

પ્રતીહથી સુવર્ચલામાં પ્રતિહર્તા વગેરે ત્રણ પુત્રો થયા, જેઓ યજ્ઞ કરવામાં નિપુણ હતા. પ્રતિહર્તાના સ્તુતિ નામની સ્ત્રીમાં અજ અને ભૂમા નામના બે પુત્રો જન્મ્યા. ॥ ૫ ॥

(પ્રતીહના) પ્રતિહર્તા, પ્રસ્તોતા અને ઉદ્‌ગાતા—એમ ત્રણેય પુત્રો યજ્ઞ કરવામાં નિપુણ હતા. **'अजनिषाताम्'** જન્મ્યા. ॥ ૫ ॥

ભૂમાથી ઋષિકુલ્યામાં ઉદ્‌ગીથ (નામનો પુત્ર થયો). તેનાથી દેવકુલ્યામાં પ્રસ્તાવ થયો, પ્રસ્તાવથી નિયુત્સામાં વિભુ (નામે) પુત્ર થયો. વિભુને રતિમાં પૃથુષેણ થયો. તેનાથી આકૂતિમાં નક્ત જન્મ્યો. નક્તથી દ્રુતિપુત્ર રાજર્ષિપ્રવર, ઉદારકીર્તિ ગય જન્મ્યા. જગતનું રક્ષણ કરવાની ઇચ્છાથી સત્ત્વગુણ સ્વીકારનારા સાક્ષાત્ ભગવાન વિષ્ણુના તેઓ અંશાવતાર હોઈ આત્મવાન હોવું વગેરે લક્ષણોથી મહાપુરુષની પદવી પામ્યા હતા. ॥ ૬ ॥

**'हृदयजः'** પુત્ર, જગતનું **'रिरक्षिषया'** રક્ષણ કરવાની ઇચ્છાથી સ્વીકાર્યો છે સત્ત્વગુણ જેમણે તે વિષ્ણુના અંશાવતાર હોઈ ॥ ૬ ॥

ગયરાજાના મહાપુરુષત્વનું જ વર્ણન કરે છે—**'सः वै इति।'**

પ્રજાનાં પાલન, પોષણ, રંજન, લાલન, શિક્ષણાદિ લક્ષણ(રૂપ ધર્મ) દ્વારા તથા યજ્ઞયાગાદિ(ના અનુષ્ઠાનરૂપ ધર્મ) દ્વારા (બ્રહ્માદિ દેવો કરતાં પણ શ્રેષ્ઠ એવા) પરાવર બ્રહ્મસ્વરૂપ મહાપુરુષ ભગવાન શ્રીહરિ પ્રતિ સર્વ પ્રકારે સમર્પિત થવારૂપ પરમાર્થલક્ષણ વડે તેમ જ બ્રહ્મજ્ઞાની સત્પુરુષોની ચરણસેવા વડે પ્રાપ્ત કરેલા ભગવાન પ્રત્યેના ભક્તિયોગથી નિરંતર પરિમાર્જિત થવાથી વિશુદ્ધ બુદ્ધિવાળા રાજા દેહાદિ ઉપરનો અહંભાવ દૂર થવાથી પોતાની મેળે જ મનમાં પ્રકટ જણાતા પરબ્રહ્મનો સ્વાનુભવ કરનારા હોવા છતાં પોતે અભિમાનરહિત થઈને જ પૃથ્વીનું પાલન કરતા હતા. ॥ ૭ ॥

धर्मस्तस्य द्विविधः—अभिषिक्तत्वात्प्रजापालनादिरेकः, गृहस्थत्वादिज्यादिश्चापरः। द्विविधोऽपि भगवति सर्वात्मनार्पितः सन् परमार्थलक्षणस्तेन परिभाविता संस्कृताऽतिशुद्धा मतिर्यस्य। अत एवोपरतमनात्म्यदेहाद्यहंभावो यस्मिंस्तस्मिन्नात्मनि चित्ते स्वयमेवोपलभ्यमाने ब्रह्मण्यात्मानुभवो यस्य तादृशोऽपि निरभिमान एवावनिमजूगुपत् पालयामास॥ ७॥

તે રાજાનો ધર્મ બે પ્રકારનો હતો. રાજ્યાભિષિક્ત થયા હોવાથી પ્રજાપાલનાદિરૂપ ધર્મ અને ગૃહસ્થ હોવાથી યજ્ઞયાગાદિના અનુષ્ઠાનરૂપ ધર્મ. બે પ્રકારે ધર્માચરણ કરતા હોવા છતાં પણ ભગવાનમાં સર્વ પ્રકારે સમર્પિત થવારૂપ પરમાર્થલક્ષણથી **'परिभाविता'** સુસંસ્કૃત થવાને કારણે અતિશુદ્ધ બુદ્ધિ છે જેમની. આથી જ દૂર થયો છે **'अनात्म्य'** દેહાદિ અહંભાવ જેમાંથી તેવા **'आत्मनि'** ચિત્તમાં પોતાની મેળે જ પ્રકટ જણાતા બ્રહ્મ વિષે સ્વાનુભવ થયો છે જેમને. તેવા હોવા છતાં પણ નિરભિમાન થઈને જ પૃથ્વીનું **'अजूगुपत्'** પાલન કરતા હતા. ॥ ૭ ॥

**तस्येमां गाथां पाण्डवेय पुराविद उपगायन्ति॥ ८॥ ८॥**

હે પાંડુનંદન પરીક્ષિત, તે રાજા ગય સંબંધી પુરાણજ્ઞો આ ગાથા ગાય છે. ॥ ૮ ॥ ૮ ॥

**गयं नृपः कः प्रतियाति कर्मभि-**
**र्यज्वाभिमानी बहुविद्धर्मगोप्ता।**
**समागतश्रीः सदसस्पतिः सतां**
**सत्सेवकोऽन्यो भगवत्कलामृते॥ ९**

પોતાનાં કર્મો વડે કયો રાજા ગયને અનુસરે? યજ્ઞોનું વિધિવત્ અનુષ્ઠાન કરનાર, માનાસ્પદ, બહુજ્ઞ, ધર્મરક્ષક, લક્ષ્મીવાન, સભાપતિ એવા ભગવદંશરૂપ રાજા ગય વિના બીજો કોણ સત્પુરુષોનો સાચો સેવક છે? ॥ ૯ ॥

कर्मभिर्गयं कः प्रतियात्यनुकरोति न कोऽपि। अत्र हेतुः—यज्वादिरूपो भगवत्कलां गयमृतेऽन्यः क इत्यनुषङ्गः। अभिमानी सर्वतो मानास्पदं मनस्वीति वा। समागता संप्राप्ता श्रीर्येन यमिति वा। सतां सदसः सभायाः पतिः सतां सेवकः। यद्वा यज्वादिरूपोऽपि भगवत्कलामृते गयं कोऽन्यः प्रतियातीत्यन्वयः॥ ९॥

કર્મો વડે ગયને કોણ **'प्रतियाति'** અનુસરી શકે? કોઈ પણ નહીં. તે માટેનું કારણ– યજ્ઞ કરનાર ભગવત્કલારૂપ ગય વિના બીજો કોણ છે, એમ સંબંધ છે. **'अभिमानी'** સર્વ તરફથી માનને યોગ્ય અથવા મનસ્વી. **'समागता'** પ્રાપ્ત થઈ છે લક્ષ્મી જેના વડે અથવા જેને, સજ્જન સભ્યોની સભાના પતિ, સજ્જનોના સેવક અથવા યજ્ઞ કરનાર વગેરેરૂપ હોવા છતાં પણ ભગવાનના અંશ સિવાય ગયને બીજો કોણ અનુસરે, એમ અન્વય છે. ॥ ૯ ॥

**यमभ्यषिञ्चन्परया मुदा सतीः**
**सत्याशिषो दक्षकन्याः सरिद्भिः।**
**यस्य प्रजानां दुदुहे धराशिषो**
**निराशिषो गुणवत्सस्नुतोधाः॥ १०**

જેમની કામનાઓ સત્ય છે તેવી સાધ્વી દક્ષકન્યાઓએ જેના ઉપર સરિતાઓનાં જળથી અતિ પ્રસન્નતાપૂર્વક અભિષેક કર્યો હતો. (સ્વયં) કામનાઓથી રહિત એવા જે રાજાના ગુણોરૂપ વાછરડા(ના સ્નેહ)થી ઝરતાં આંચળવાળી ગાયરૂપ પૃથ્વીએ પ્રજાને (ધનરત્નાદિ) અભીષ્ટ પદાર્થો આપ્યા હતા. ॥ ૧૦ ॥

सतीः सत्यः। सत्या आशिषो यासां ताः। दक्षकन्याः श्रद्धा मैत्री दयेत्याद्याः। निराशिषोऽपि यस्य प्रजानामाशिषः कामान् धरा दुदुहे। तस्य गुणा एव वत्सस्तेन स्नुतमूधो यस्याः पृथिव्याः। यच्छब्दानां तं गयं कः प्रतियातीति संबन्धः ॥ १० ॥

**'सतीः'** ને બદલે **सत्यः** એમ પ્રથમા બ.વ. ગણવું. સત્ય છે કામનાઓ જેમની તે પરમ સાધ્વી દક્ષકન્યાઓ શ્રદ્ધા, મૈત્રી, દયા વગેરે– રાજા સ્વયં કામનાઓથી રહિત હતા છતાં પણ જેની પ્રજાની **'आशिषः'** કામનાઓને પૃથ્વીએ પૂર્ણ કરી. તે રાજાના ગુણો જ વાછરડું, તે વાછરડા(ના સ્નેહ)થી ઝરતું હતું આઉ (આંચળ)– જે પૃથ્વી(રૂપી ગાય)નું– **यत् ( यस्य )** એ શબ્દોનો– તે ગય રાજાને કોણ અનુસરી શકે? એમ સંબંધ છે. ॥ ૧૦ ॥

**छन्दांस्यकामस्य च यस्य कामान्**
**दुदूहुराजह्रुरथो बलिं नृपाः।**
**प्रत्यञ्चिता युधि धर्मेण विप्रा**
**यदाशिषां षष्ठमंशं परेत्य॥ ११**

કામનારહિત એવા જે ગય રાજાને વેદો અને વેદોક્ત કર્મો (સર્વ પ્રકારના) ભોગો આપતાં હતાં. યુદ્ધમાં બાણો વડે સત્કાર પામેલા રાજાઓ જેમને ઉપહાર આપતા હતા તેમ જ પાલનથી અને દક્ષિણાઓથી પાલન પામેલા બ્રાહ્મણો મૃત્યુ પામીને (પરલોકમાં) મળનારા પોતાના ધર્મફળનો છઠ્ઠો ભાગ આપતા હતા. ॥ ૧૧ ॥

छन्दांसि वेदास्तद्विहितकर्माणि च। दुदूहुर्दुदुहुः। युधि प्रत्यञ्चिता बाणैः प्रतिपूजिता नृपा यस्य बलिमाजह्रुरर्पयामासुः। धर्मेण पालनेन दक्षिणादिभिश्च यदा प्रत्यञ्चिता विप्रास्तदा परेत्य लोकान्तरे आशिषां धर्मफलानां षष्ठमंशमाजह्रुः।

**'छन्दांसि'** વેદો અને તેમાં વિહિત કરવામાં આવેલાં કર્મો– **'दुदूहुः' ( दुदुहुः )** દાન આપતા હતા. યુદ્ધમાં **'प्रत्यञ्चिताः'** બાણો દ્વારા સામે પૂજાયેલા રાજાઓ જેમને **'बलिम्'** ઉપહાર આપતા હતા. **'धर्मेण'** ધર્મપાલનથી તથા દક્ષિણાઓથી પાલન પામેલા બ્રાહ્મણો જ્યારે સત્કાર પામતા હતા, ત્યારે મૃત્યુ પામીને પરલોકમાં મળનારો **'आशिषाम्'** ધર્મફળનો છઠ્ઠો ભાગ જેમને આપતા હતા.

'पुण्यषड्भागमादत्ते न्यायेन परिपालयन्।' इति स्मृतेः ॥ ११ ॥

'ન્યાયપૂર્વક પ્રજાનું પાલન કરતો રાજા પુણ્યનો છઠ્ઠો ભાગ મેળવે છે.' એમ સ્મૃતિ છે. (યાજ્ઞ.સ્મૃતિ ૧/૩૩૫) ॥ ૧૧ ॥

**यस्याध्वरे भगवानध्वरात्मा**
**मघोनि माद्यत्युरुसोमपीथे।**
**श्रद्धाविशुद्धाचलभक्तियोग-**
**समर्पितेज्याफलमाजहार ॥ १२**

જેમના યજ્ઞમાં અતિ અધિક સોમપાન કરતાં ઈન્દ્ર જ્યારે ઉન્મત્ત બન્યો હતો, ત્યારે શ્રદ્ધાથી વિશુદ્ધ થયેલા અચળ ભક્તિયોગથી સમર્પિત કરવામાં આવેલા યજ્ઞફળને ભગવાન યજ્ઞાત્માએ (યજ્ઞપુરુષે) સાક્ષાત્ (પ્રકટ થઈ) ગ્રહણ કર્યું હતું. ॥ ૧૨ ॥

उरुसोमपीथे बहुसोमपानेऽध्वरे मघोनि इन्द्रे माद्यति मदं प्राप्नुवति सति श्रद्धया विशुद्धो योऽचलो भक्तियोगस्तेन समर्पितमिज्याफल-माजहार। अर्हणमिव प्रत्यक्षतः स्वीकृतवानित्यर्थः ॥ १२ ॥

**'उरुसोमपीथे'** અધિક સોમપાનવાળા યજ્ઞમાં **'मघोनि'** ઈન્દ્ર જ્યારે **'माद्यति'** ઉન્મત્ત બન્યો હતો, ત્યારે શ્રદ્ધાથી વિશુદ્ધ થયેલો જે અચળ ભક્તિયોગ છે તેનાથી સમર્પિત કરવામાં આવેલા યજ્ઞફળને **'आजहार'** પ્રત્યક્ષ પ્રકટ થઈ પૂજાની પેઠે સ્વીકાર કર્યો હતો, એમ અર્થ છે. ॥ ૧૨ ॥

**यत्प्रीणनाद्बर्हिषि देवतिर्यङ्**
**मनुष्यवीरुत्तृणमाविरिञ्च्यात् ।**
**प्रीयेत सद्यः स ह विश्वजीवः**
**प्रीतः स्वयं प्रीतिमगाद्गयस्य॥ १३**

જેમના તૃપ્ત થવાથી બ્રહ્માજીથી માંડીને દેવતા, મનુષ્ય, પશુ-પક્ષી, લતા (વૃક્ષ) તથા તૃણપર્યન્ત સર્વ જીવો તત્કાળ તૃપ્ત થઈ જાય (છે), તે સર્વાન્તર્યામી શ્રીહરિ સ્વયં નિત્યતૃપ્ત હોવા છતાં રાજર્ષિ ગયના યજ્ઞમાં તેમણે ('હું તૃપ્ત થયો છું' એમ) પ્રત્યક્ષ પ્રસન્નતા પ્રકટ કરી હતી. ॥ ૧૩ ॥

यस्य भगवतः प्रीणनात्। देवादीनां द्वन्द्वैक्यम्। तत्सद्यः प्रीयेत प्रीतिं गच्छेत्। स विश्वजीवः सर्वान्तर्यामी स्वयं प्रीतरूप एव बर्हिषि यज्ञे गयस्य। ह स्फुटं प्रीतिमगात् तृप्तोऽस्मीति प्रत्यक्षं प्रीतिमाविष्कृतवानित्यर्थः ॥ १३ ॥

જે ભગવાનના પ્રસન્ન થવાથી, દેવ વગેરેના **'देव'** શબ્દથી શરૂ થતો દ્વન્દ્વસમાસ એકવચનમાં છે તે સમાહાર દ્વન્દ્વ ગણવો. જે તત્કાળ **'प्रीयेत'** પ્રસન્ન થઈ જાય છે, તે **'विश्वजीवः'** સર્વાન્તર્યામી સ્વયં પ્રસન્નતારૂપ જ (હોવા છતાં) **'बर्हिषि'** ગયના યજ્ઞમાં **'ह'** પ્રત્યક્ષ (પ્રકટ થઈ) પ્રસન્ન થયા હતા. 'હું તૃપ્ત થયો છું.' એમ પ્રત્યક્ષ પ્રસન્નતા પ્રકટ કરી હતી, એમ અર્થ છે. ॥ ૧૩ ॥

**गयाद्गयन्त्यां चित्ररथः सुगतिरवरोधन इति त्रयः पुत्रा बभूवुश्चित्ररथादूर्णायां सम्राड-जनिष्ट॥ १४॥** ॥ १४ ॥

ગય રાજાથી ગયન્તીમાં ચિત્રરથ, સુગતિ અને અવરોધન એમ ત્રણ પુત્રો થયા હતા. ચિત્રરથથી ઊર્ણામાં સમ્રાટ જન્મ્યા. ॥ ૧૪ ॥ ૧૪ ॥

**तत उत्कलायां मरीचिर्मरीचेर्बिन्दुमत्यां बिन्दुमानुदपद्यत तस्मात्सरघायां मधुनामा-ऽभवन्मधोः सुमनसि वीरव्रतस्ततो भोजायां मन्थुप्रमन्थू जज्ञाते मन्थोः सत्यायां भौवनस्ततो दूषणायां त्वष्टाऽजनिष्ट त्वष्टुर्विरोचनायां विरजो विरजस्य शतजित्प्रवरं पुत्रशतं कन्या च विषूच्यां किल जातम्॥ १५॥**

તે સમ્રાટથી ઉત્કલામાં મરીચિ થયા. મરીચિથી બિંદુમતીમાં બિંદુમાન થયા. તેમનાથી સરઘામાં મધુ નામના પુત્ર થયા. મધુથી (સુમનસ્) સુમનામાં વીરવ્રત થયા. તેમનાથી ભોજામાં મન્થુ અને પ્રમન્થુ જન્મ્યા. મન્થુના સત્યામાં ભૌવન થયા. તેમનાથી દૂષણામાં ત્વષ્ટા જન્મ્યા. ત્વષ્ટાના વિરોચનામાં વિરજ થયા. વિરજના વિષૂચિમાં, શતજિત જેઓમાં મુખ્ય હતો તેવા સો પુત્રો તથા એક કન્યા થયાં. ॥ ૧૫ ॥

सुमनसि स्त्रियाम्॥ १५ ॥

**'સુમનસિ'** સુમના નામની સ્ત્રીમાં ॥ ૧૫ ॥

**तत्रायं श्लोकः।**

તે વિરજ વિષે આ શ્લોક છે.

**प्रैयव्रतं वंशमिमं विरजश्चरमोद्भवः।**
**अकरोदत्यलं कीर्त्या विष्णुः सुरगणं यथा॥ १६**

જેમ ભગવાન વિષ્ણુ દેવગણને પોતાની કીર્તિથી શોભાવે છે, તેમ રાજા પ્રિયવ્રતના વંશમાં થયેલા છેલ્લા રાજા વિરજે આ વંશને પોતાની કીર્તિથી અતિશય શોભાવ્યો હતો. ॥ ૧૬ ॥

कीर्त्या अतिशयेनालमकरोद्भूषितवान्॥ १६ ॥

કીર્તિથી અતિશય **'अलम्-अकरोत्'** શોભાવ્યો હતો. ॥ ૧૬ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां पञ्चमस्कन्धे प्रियव्रतवंशानुकीर्तनंनाम पञ्चदशोऽध्यायः॥ १५ ॥

इति श्रीमद्भागवते महापुराणे पञ्चमस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां पञ्चदशोऽध्यायः॥ १५ ॥

*****

# अथ षोडशोऽध्यायः

## ભુવનકોશનું વર્ણન

पूर्वोक्तद्वीपसिन्ध्वादिमानचिह्नस्वरूपतः ।
स्पष्टं प्रवक्तुमारब्धा पञ्चाध्यायी ततः परम्॥ १

પૂર્વે (પાંચમા સ્કંધના પ્રથમ અધ્યાયમાં) જણાવેલાં દ્વીપો, સમુદ્રો, (વર્ષો) વગેરેનાં પરિમાણ તથા લક્ષણને સ્વરૂપ અનુસાર સ્પષ્ટ રીતે વર્ણવવા માટે હવે પછી પાંચ અધ્યાયોનો આરંભ થયો છે. ॥ ૧ ॥

षोडशेऽधस्तथा चोर्ध्वं परितः सन्निवेशतः।
मेरोः स्थितिर्महीकञ्जकर्णिका चोपवर्ण्यते॥ २

(જમ્બૂદ્વીપ તથા) મેરુ પર્વતની નીચે તથા ઉપર અને સર્વ તરફનાં સ્થાન અનુસાર મેરુપર્વતની સ્થિતિ અને પૃથ્વીરૂપી કમળની કળીનું સોળમા અધ્યાયમાં વર્ણન કરવામાં આવે છે. ॥ ૨ ॥

प्रियव्रतचरित्रोक्तौ योक्ता द्वीपादिकल्पना।
तद्विशेषविजिज्ञासुः कथान्ते परिपृच्छति॥ ३

પ્રિયવ્રત રાજાનું જે ચરિત્ર કહેવામાં આવ્યું તથા દ્વીપો વગેરેની રચનાનું વર્ણન કરવામાં આવ્યું, તેને સવિશેષરૂપે જાણવાની ઈચ્છાવાળા રાજા પરીક્ષિત કથા સમાપ્ત થયા પછી પૂછે છે. ॥ ૩ ॥

राजोवाच

**उक्तस्त्वया भूमण्डलायामविशेषो यावदादित्यस्तपति यत्र चासौ ज्योतिषां गणैश्चन्द्रमा वा सह दृश्यते॥ १ ॥**

**રાજા પરીક્ષિત બોલ્યા** – (હે મુનિવર શુકદેવજી), જ્યાં સુધી સૂર્યનો પ્રકાશ છે અને જ્યાં સુધી તારામંડળસહિત ચન્દ્રદેવ દેખાય છે, ત્યાં સુધી આપે ભૂમંડળના વિસ્તારનું વર્ણન કર્યું. ॥ ૧ ॥

उक्त इति किंपर्यन्तमुक्तस्तदाह। यावदादित्यस्तपति, यत्र चासौ शुक्लकृष्णपक्षयोर्नक्षत्रगणैः सह चन्द्रमा वा दृश्यते तावत्॥ १॥

**'उक्तः इति।'** ક્યાં સુધી વર્ણન કરવામાં આવ્યું તે કહે છે. જ્યાં સુધી સૂર્ય તપે છે તેમ જ જ્યાં સુધી નક્ષત્રગણો સાથે આ ચન્દ્રમા શુક્લ અને કૃષ્ણ પક્ષમાં દેખાય છે ત્યાં સુધી ॥ ૧ ॥

**तत्रापि प्रियव्रतरथचरणपरिखातैः सप्तभिः सप्त सिन्धव उपक्लृप्ताः यत एतस्याः सप्तद्वीपविशेषविकल्पस्त्वया भगवन्खलु सूचित एतदेवाखिलमहं मानतो लक्षणतश्च सर्वं विजिज्ञासामि॥ २॥**

તેમાં પણ પ્રિયવ્રત રાજાના રથનાં પૈડાંથી પડેલા સાત ચીલાઓ વડે સાત સમુદ્રોની રચના થઈ છે, કે જે સમુદ્રોથી આ ભૂમિના જુદા જુદા સાત દ્વીપો રચાયા છે. તે આપે સંક્ષેપમાં કહ્યું, તેથી હે ભગવાન, આ જ બધા સમુદ્રો અને દ્વીપોને પરિમાણથી તેમ જ લક્ષણથી સર્વ કાંઈ (વિસ્તારપૂર્વક) જાણવા ઈચ્છું છું. ॥ ૨ ॥

यतो येभ्यः सिन्धुभ्यः एतस्या भुवः। सूचितः संक्षेपतो दर्शितः॥ २॥

**'यतः'** જે સમુદ્રોથી આ પૃથ્વીના (સાત દ્વીપો રચાયા છે), **'सूचितः'** સંક્ષેપમાં કહ્યું. ॥ ૨ ॥

**वंशीधरी**—'विजिज्ञासामि' परस्मैपदप्रयोग आर्षः।

**'विजिज्ञासामि'** માં કરવામાં આવેલો પરસ્મૈપદનો પ્રયોગ આર્ષ છે.

जिज्ञासायाः फलमाह—**भगवत इति।**

જાણવાની ઈચ્છાના ફળનું વર્ણન કરે છે— **'भगवतः इति।'**

**भगवतो गुणमये स्थूलरूप आवेशितं मनो ह्यगुणेऽपि सूक्ष्मतम आत्मज्योतिषि परे ब्रह्मणि भगवति वासुदेवाख्ये क्षममावेशितुं तदु हैतद्गुरोऽर्हस्यनुवर्णयितुमिति॥ ३॥ ३॥**

કારણ કે ભગવાનના ગુણમય સ્થૂળ સ્વરૂપ (એવા આ બ્રહ્માંડ)માં સ્થાપવામાં આવેલું મન નિર્ગુણ, અત્યંત સૂક્ષ્મ અને સ્વયંપ્રકાશ એવા પરબ્રહ્મ ભગવાન વાસુદેવમાં સ્થિર કરવા માટે સમર્થ થાય છે, માટે હે ગુરુદેવ, (ભગવાનના સ્થૂળસ્વરૂપ એવા) તે આ બ્રહ્માંડનું વર્ણન કરવા આપ યોગ્ય છો.॥ ૩ ॥ ૩ ॥

**ऋषिरुवाच**

**न वै महाराज भगवतो मायागुणविभूतेः काष्ठां मनसा वचसा वाऽधिगन्तुमलं विबुधायुषापि पुरुषस्तस्मात्प्राधान्येनैव भूगोलकविशेषं नामरूपमानलक्षणतो व्याख्यास्यामः॥ ४॥**

**ઋષિ (શ્રીશુકદેવજી) બોલ્યા** – હે મહારાજ, ભગવાનની માયાના (સત્ત્વાદિ) ગુણોના વિસ્તારનો મનથી કે વાણીથી પાર પામવા માટે મનુષ્ય દેવતા સમાન આયુષ્યથી પણ સમર્થ નથી, તેથી નામ, રૂપ, પરિમાણ અને લક્ષણ અનુસાર મુખ્યત્વે જ ભૂમંડળની વિશેષતાઓનું વર્ણન કરીશું. ॥ ૪ ॥

या मायागुणविभूतिस्तस्याः। काष्ठां अन्तम्। रूपं संनिवेशः। लक्षणं चिह्नम्॥ ४॥

જે માયાના ગુણોની વિભૂતિ છે તેનો **'काष्ठाम्'** અંત, **'रूपम्'** સ્થાન, **'लक्षणम्'** ચિહ્ન ॥ ૪ ॥

**वंशीधरी**—इह त्रिकालदर्शित्वबोधनायर्षिपदप्रयोगः।

અહીં શ્રીશુકદેવજીની ત્રિકાળદર્શિતા જણાવવા માટે 'ઋષિ' પદનો પ્રયોગ થયેલો છે.

**यो वाऽयं द्वीपः कुवलयकमलकोशाभ्यन्तरकोशो नियुतयोजनविशालः समवर्तुलो यथा पुष्करपत्रम्॥ ५॥**

જે આ જમ્બુદ્વીપ છે તે ભૂમંડળરૂપ કમળના કોશસ્થાનીય (સાત) દ્વીપોમાં સૌથી અંદરનો કોશ છે. તેનો વિસ્તાર એક લાખ યોજન છે તથા તે કમળપત્ર સમાન સમવર્તુળાકાર છે. ॥ ૫ ॥

कुवलयं भूमण्डलं तदेव कमलं तस्य कोशाः सप्तद्वीपास्तेष्वभ्यन्तरकोशः प्रथमो जम्बूद्वीपो नियुतयोजनविशालो लक्षयोजनविस्तीर्णः॥ ५॥

**'कुवलयम्'** ભૂમંડળ તે જ કમળ, તેની કળીઓ સાત દ્વીપો છે. તેમાં સૌથી અંદરની કળી એટલે સૌથી પ્રથમ જમ્બૂદ્વીપ– **'नियुतयोजनविशालः'** તે લાખ યોજન વિસ્તારનો છે. ॥ ૫ ॥

**यस्मिन्नव वर्षाणि नवयोजनसहस्रायामान्यष्टभिर्मर्यादागिरिभिः सुविभक्तानि भवन्ति॥ ६॥**

જેમાં નવ-નવ હજાર યોજન વિસ્તારવાળા નવ ખંડો આવેલા છે, જેઓ તેમની સીમાઓના વિભાગ કરનાર આઠ પર્વતોથી વિભાગ પામેલા છે. ॥ ૬ ॥

नवयोजनसहस्रमायामो येषाम्। आयामोऽत्र विस्तारः। एतच्च भद्राश्वकेतुमालव्यतिरेकेण द्रष्टव्यम्। तयोश्चतुस्त्रिंशद्योजनसहस्रायामत्वात्। केचित्तु नीलनिषधयोः संलग्नाग्रयोः समुद्रप्रवेशमङ्गीकृत्य तयोरपि संकुचितत्वेन नवसहस्रायामत्वं संपादयन्ति। संनिवेशश्च वायुनोक्तः।

'धनुर्वत्संस्थिते ज्ञेये द्वे वर्षे दक्षिणोत्तरे।
दीर्घाणि तत्र चत्वारि चतुरस्रमिलावृतम्॥'
इति॥ ६॥

નવ હજાર યોજન વિસ્તાર છે જે ખંડોનો. **'आयामः'** અહીં વિસ્તારના અર્થમાં છે અને એ ભદ્રાશ્વ, કેતુમાલથી જુદા સમજવા યોગ્ય છે, કારણ કે તે બંનેનો વિસ્તાર ચોત્રીસ હજાર યોજન છે. કેટલાક વિદ્વાનો તો આગળથી જોડાઈ જનારા નીલ અને નિષધ પર્વતોનો સમુદ્રમાં પ્રવેશ સ્વીકારીને (એટલો ભાગ બાદ કરીને) તે બંનેનો પણ ઘટાડો કરવાથી નવ હજાર યોજન વિસ્તાર નક્કી કરે છે. તેમનું સ્થાન વાયુપુરાણ દ્વારા કહેવાયું છે—

'બે ખંડો ધનુષ્યની જેમ દક્ષિણ-ઉત્તર રહેલા જાણવા. ચાર ખંડો દીર્ઘ જાણવા, તેમાં ઈલાવૃત ચતુષ્કોણ છે.' ॥ ૬ ॥

**एषां मध्ये इलावृतं नामाभ्यन्तरवर्षं यस्य नाभ्यामवस्थितः सर्वतः सौवर्णः कुलगिरिराजो मेरुर्द्वीपायामसमुन्नाहः कर्णिकाभूतः कुवलयकमलस्य मूर्धनि द्वात्रिंशत्सहस्रयोजनविततो मूले षोडशसहस्रं तावताऽन्तर्भूम्यां प्रविष्टः॥ ७॥**

એ (નવ) ખંડોની વચ્ચે ઈલાવૃત નામનો અંદરનો ખંડ છે જેના મધ્યમાં સર્વ તરફથી (આખો) સુવર્ણનો, (જમ્બૂ)દ્વીપ જેટલી (એક લાખ યોજન) ઊંચાઈવાળો, ભૂમંડળરૂપ કમળની કળી જેવો, ઉપરના ભાગમાં બત્રીસ હજાર યોજન વિસ્તારવાળો અને મૂળમાં સોળ હજાર યોજન વિસ્તારવાળો તથા તેટલો જ (સોળ હજાર યોજન) ભૂમિમાં ખૂંપેલો મેરુ પર્વત છે. ॥ ૭ ॥

नाभ्यां मध्ये। द्वीपस्यायामो लक्षयोजन-प्रमाणं तावान्समुन्नाह उच्छ्रायो यस्य। मूले षोडशयोजनसहस्रं विततः। तावता षोडश-योजनसहस्रमानेन। चतुरशीतियोजनसहस्रमानेन च बहिर्दृश्यते। एवं लक्षयोजनोन्नाहः ॥ ७ ॥

**'नाभ्याम्'** મધ્યમાં (રહેલો) મેરુ પર્વત– (જમ્બૂ) દ્વીપ જેટલા માપની– એક લાખ યોજન **'समुन्नाहः'** ઊંચાઈ છે જેની. મૂળભાગમાં સોળ હજાર યોજન વિસ્તાર છે અને તેટલા જ માપવાળો ભૂમિની અંદર રહેલો છે. ચોર્યાશી હજાર યોજન જેટલા માપથી બહાર દેખાય છે. આ પ્રમાણે એક લાખ યોજન તેની ઊંચાઈ છે. ॥ ૭ ॥

**उत्तरोत्तरेणेलावृतं नीलः श्वेतः शृङ्गवानिति त्रयो रम्यकहिरणमयकुरूणां वर्षाणां मर्यादागिरयः प्रागायता उभयतः क्षारोदावधयो द्विसहस्रपृथव एकैकशः पूर्वस्मात्पूर्वस्मादुत्तर उत्तरो दशांशाधिकांशेन दैर्घ्य एव ह्रसन्ति ॥ ८ ॥**

ઈલાવૃતખંડની ઉત્તરોત્તર આવેલા નીલ, શ્વેત અને શૃંગવાન નામના ત્રણ પર્વતો રમ્યક, હિરણ્મય અને કુરુ નામના ખંડોની સીમા બાંધનારા તેમ જ પૂર્વ તરફ લંબાઈવાળા અને (પૂર્વ-પશ્ચિમ) બંને બાજુએથી ખારા પાણીના સમુદ્ર સુધી ફેલાયેલા છે. તેમાંના પ્રત્યેકની પહોળાઈ બે હજાર યોજન છે તથા લંબાઈમાં પહેલાની અપેક્ષાએ પાછલો ક્રમશઃ દશાંશથી કંઈક અધિક અંશે ઓછો છે. (પહોળાઈ અને ઊંચાઈ તો બધાની સમાન છે.) ॥ ૮ ॥

उत्तरोत्तरेणेलावृतमिलावृतस्योत्तरोत्तरतः क्रमेण नीलादयस्त्रयो मर्यादागिरयः। प्रागायताः पूर्वतो दीर्घाः। क्षारोद एवावधिर्येषाम्। द्विसहस्रयोजन-विस्तीर्णाः। दशांशादीषदधिको योंऽशस्तेन दैर्घ्य एव ह्रसन्ति न तूच्चत्वे पृथुत्वे वा।

ઈલાવૃતખંડની ઉત્તરોત્તર ક્રમશઃ આવેલા નીલ વગેરે ત્રણ સીમા બાંધનારા પર્વતો છે. **'प्राक्-आयताः'** પૂર્વ તરફ લંબાઈવાળા તેમ જ ખારા પાણીનો સમુદ્ર જ જેમની સીમા છે તેવા છે. બે હજાર યોજન વિસ્તાર અર્થાત્ પહોળાઈવાળા છે. દશાંશથી સહેજ અધિક જેટલા અંશ હોય તેટલી ઓછી લંબાઈવાળા છે પરંતુ ઊંચાઈ અને પહોળાઈ પ્રમાણે એમ નથી, (તે તો બધાની સમાન જ છે.) જે અનુસાર વિષ્ણુપુરાણમાં કહેવામાં આવ્યું છે.

यथोक्तं विष्णुपुराणे—

'लक्षप्रमाणौ द्वौ मध्ये दशहीनास्तथापरे।'

इति।

'એક લાખ યોજન વિસ્તારના બે પર્વતોની વચ્ચે બીજા પર્વતો દશાંશથી ઓછા છે.' (વિ.પુ.૨/૨/૧૨)

एतच्च स्थूलदृष्ट्यैवोक्तम्। तयोरपि यथावन्मध्यमत्वाभावेन लक्षप्रमाणत्वाभावात्॥ ८ ॥

વળી, આ સ્થૂળ દૃષ્ટિથી જ કહેવાયું છે. તે બંને પર્વતોનું પણ એક લાખ યોજનનું માપ છે એમ સુનિશ્ચિત રીતે કહી શકાતું નથી, કારણ કે તે બંનેનો યથોચિત મધ્યમભાગ સરખો નથી. ॥ ૮ ॥

**एवं दक्षिणेनेलावृतं निषधो हेमकूटो हिमालय इति प्रागायता यथा नीलादयोऽयुतयोजनोत्सेधा हरिवर्षकिंपुरुषभारतानां यथासंख्यम्॥ ९॥**

અયુતયોજન उत्सेध उच्छ्रायो येषाम्। अयं चोत्सेधो नीलादीनामपि द्रष्टव्यः। नीलादिपृथुत्वं चैषामपि द्रष्टव्यम्। यथासंख्यं मर्यादागिरय इति शेषः॥ ९॥

આ પ્રમાણે ઈલાવૃતથી દક્ષિણમાં નિષધ, હેમકૂટ તથા હિમાલય નામના, પૂર્વથી પશ્ચિમ તરફ ફેલાયેલા તથા નીલ વગેરે પર્વતોની જેમ દશ હજાર યોજન ઊંચા તેમ જ ક્રમશઃ હરિવર્ષ, કિમ્પુરુષવર્ષ અને ભારતવર્ષની (સીમા બાંધનારા પર્વતો છે). ॥ ૯ ॥

દસ હજાર યોજન **'उत्सेधः'** ઊંચાઈ છે જેમની. આટલી ઊંચાઈ નીલ વગેરે પર્વતોની પણ સમજવી. નીલ વગેરે પર્વતોનો વિસ્તાર પણ આટલો સમજવો. તેઓ અનુક્રમે સીમા બાંધનારા પર્વતો છે, એટલું બાકી છે. (તે ઉમેરવું.) ॥ ૯ ॥

**तथैवेलावृतमपरेण पूर्वेण च माल्यवद्गन्धमादनावानीलनिषधायतौ द्विसहस्रं पप्रथतुः केतुमालभद्राश्वयोः सीमानं विदधाते ॥ १०॥**

आनीलनिषधायतौ उत्तरतो नीलपर्यन्तं दक्षिणतो निषधपर्यन्तं च दीर्घौ। पप्रथतुर्विस्तीर्णौ भवतः। तावेव केतुमालभद्राश्वयोर्वर्षयोः सीमानं कुर्वाते।

તે જ પ્રમાણે ઈલાવૃતની પશ્ચિમે તથા પૂર્વે માલ્યવાન અને ગંધમાદન (નામના બે પર્વતો ઉત્તર તરફ) નીલ પર્વત સુધી અને (દક્ષિણ તરફ) નિષધ પર્વત સુધી લંબાયેલા, બે હજાર યોજન પહોળા અને કેતુમાલખંડ તથા ભદ્રાશ્વખંડની સીમા બાંધનારા છે. ॥ ૧૦ ॥

**'आनीलनिषधायतौ'** ઉત્તર તરફ નીલપર્વત સુધી અને દક્ષિણ તરફ નિષધપર્વત સુધી લાંબા છે. **'पप्रथतुः'** (બે હજાર યોજન) પહોળા છે. તે જ બંને (માલ્યવાન અને ગંધમાદન પર્વતો) કેતુમાલ અને ભદ્રાશ્વ– એ ખંડોની સીમા બાંધે છે.

नन्वेवं सति पूर्वापररेखायामिलावृतवेष्टितो मेरुर्मध्ये ततः पूर्वापरतो गिरिद्वयं वर्षद्वयं च नातः किंचिदस्ति। दक्षिणोत्तररेखायां तु तथैवेलावृतवेष्टितो मध्ये मेरुरुभयतस्त्रीणि त्रीणि वर्षाणि गिरयश्च षट् तत्कथं सर्वतो लक्षप्रमाणत्वं जम्बूद्वीपस्य। उच्यते।

શંકા કરવામાં આવી છે કે આ પ્રમાણે છે ત્યારે પૂર્વપશ્ચિમ દિશામાં ઈલાવૃતથી વીંટળાયેલા, વચ્ચે રહેલા મેરુ પર્વતથી પૂર્વ અને પશ્ચિમ દિશા તરફ બે પર્વતો અને બે ખંડો છે, બીજું કાંઈ નથી. પરંતુ દક્ષિણ અને ઉત્તર દિશામાં એ જ રીતે ઈલાવૃતથી વીંટળાયેલા, વચ્ચે રહેલા મેરુ પર્વતની બંને બાજુ ત્રણ-ત્રણ ખંડો અને કુલ છ પર્વતો છે. (હવે ગોળાકાર એવા) જમ્બૂદ્વીપનો વિસ્તાર સર્વ તરફ એક લાખ યોજન છે, તો આ પ્રમાણ કેવી રીતે સિદ્ધ થાય? તે માટે ઉત્તર આપે છે—

मेरोः षोडश सहस्राणि। सर्वतः स्थितत्वादिलावृतस्याष्टादश। अन्येषां षण्णां चतुष्पञ्चाशत्। गिरीणां षण्णां द्वादशेत्येवं दक्षिणोत्तररेखायां तावल्लक्षम्। पूर्वापररेखायामपि समेरोरिलावृतस्य चतुस्त्रिंशत्। गिर्योश्चत्वारि। शेषाणि द्विषष्टिसहस्राणि पूर्वापरवर्षयोरासमुद्रं दैर्घ्ये द्रष्टव्यान्यतो न विरोधः ॥ १० ॥

મેરુ પર્વતનો વિસ્તાર સોળ હજાર યોજન છે. મેરુની ફરતે સર્વ તરફ રહેલો ઈલાવૃત અઢાર હજાર યોજનનો છે. બીજા છ ખંડોના ચોપન હજાર યોજન, છ પર્વતોના બાર હજાર યોજન, આમ ઉત્તર-દક્ષિણ થઈને (૧૬+૧૮+૫૪+૧૨=) ૧ લાખ યોજન થયા. હવે પૂર્વ-પશ્ચિમ દિશામાં પણ મેરુ સહિત ઈલાવૃતના (૧૬+૧૮) ૩૪ હજાર યોજન, બે પર્વતોના ચાર હજાર યોજન, બાકીના બાસઠ હજાર યોજનવાળા, સમુદ્રપર્યન્ત વિસ્તારવાળા છે. (કેતુમાલ અને ભદ્રાશ્વખંડ એમ એ બંને કુલ ૩૧+૩૧ હજાર યોજનના હોવાથી (૧૬+૧૮+૪+૬૨=) ૧ લાખ થાય. આમ જમ્બૂદ્વીપનો વિસ્તાર લક્ષ યોજનનો સિદ્ધ થઈ જાય છે,) તેથી વિરોધ નથી. ॥ ૧૦ ॥

**मन्दरो मेरुमन्दरः सुपार्श्वः कुमुद इत्ययुतयोजनविस्तारोन्नाहा मेरोश्चतुर्दिशमवष्टम्भगिरय उपक्लृप्ताः ॥ ११ ॥**

મેરુ પર્વતની ચારેય દિશાઓમાં દશ દશ હજાર યોજન પહોળા અને ઊંચા મંદર, મેરુમંદર, સુપાર્શ્વ તથા કુમુદ નામના ચાર આધારરૂપ પર્વતો (પરમેશ્વર દ્વારા) રચાયેલા છે. ॥ ૧૧ ॥

अयुतयोजनप्रमाणौ विस्तारोन्नाहौ येषाम्। विस्तीर्णमूर्ध्नो मेरोरवष्टम्भत्वात्पूर्वपश्चिमौ गिरी दक्षिणोत्तरविस्तारौ, दक्षिणोत्तरौ च पूर्वापरविस्तारौ द्रष्टव्यौ। सर्वतो दशयोजनसहस्रविस्ताराङ्गीकारे त्विलावृतलोपात्पूर्वेणेलावृतमुपप्लावयतीत्यादिविरोधः स्यात् ॥ ११ ॥

દશ હજાર યોજન જેટલા પ્રમાણનો વિસ્તાર અને ઊંચાઈ છે જેમની, જેનો ઉપરનો ભાગ વિસ્તાર પામેલો છે તેવા મેરુ પર્વતના આધારરૂપ હોવાથી પૂર્વ-પશ્ચિમના બે પર્વતો દક્ષિણ અને ઉત્તર દિશામાં વિસ્તરેલા છે અને દક્ષિણ-ઉત્તરના બે પર્વતો પૂર્વ અને પશ્ચિમ દિશામાં વિસ્તરેલા છે, તેમ સમજવું. સર્વ તરફ મંદરાદિપર્વતો દશ હજાર યોજનના સ્વીકારવામાં આવે તો ઈલાવૃતનો લોપ થવાથી 'પૂર્વમાં ઈલાવૃતને ભીંજવે છે.' (શ્લોક-૧૭) વગેરે વિરોધ થાય. ॥ ૧૧ ॥

**चतुर्ष्वेतेषु चूतजम्बूकदम्बन्यग्रोधाश्चत्वारः पादपप्रवराः पर्वतकेतव इवाधिसहस्रयोजनोन्नाहास्तावद्विटपविततयः शतयोजनपरिणाहाः ॥ १२ ॥**

એ ચારેય પર્વતો ઉપર તેમની ધજાઓ જેવાં, અગિયારસો યોજન ઊંચાં તથા તેટલા જ વિસ્તારની શાખાઓવાળાં તેમ જ સો યોજન વિસ્તારવાળાં, આંબો, જાંબુડો, કદમ્બ અને વડ એમ ચાર ઉત્તમ વૃક્ષો છે. ॥ ૧૨ ॥

अधिसहस्रमेकादशशतानि उन्नाहो येषाम्। तावत्प्रमाणा विटपविततिर्येषाम्। शतयोजनं परिणाहो विस्तारो येषाम्॥ १२॥

**हृदाश्चत्वारः पयोमध्विक्षुरसमृष्टजला यदुपस्पर्शिन उपदेवगणा योगैश्वर्याणि स्वाभाविकानि भरतर्षभ धारयन्ति॥ १३॥**

यदुपस्पर्शिनो यत्सेविनः॥ १३॥

**देवोद्यानानि च भवन्ति चत्वारि नन्दनं चैत्ररथं वैभ्राजकं सर्वतोभद्रमिति॥ १४॥ १४॥**

**येष्वमरपरिवृढाः सहसुरललनाललाम-यूथपतय उपदेवगणैरुपगीयमानमहिमानः किल विहरन्ति॥ १५॥**

ललामो भूषणम्। सुरललनानां भूषणभूताः श्रेष्ठा याः स्त्रियस्तासां यूथस्य पतयः सह संभूय येषु विहरन्ति॥ १५॥

**मन्दरोत्सङ्ग एकादशशतयोजनोत्तुङ्गदेव-चूतशिरसो गिरिशिखरस्थूलानि फलान्यमृत-कल्पानि पतन्ति॥ १६॥**

एकादशशतयोजनमुत्तुङ्गो यो देवचूतस्तस्य शिरसः सकाशात्। फलप्रमाणमुक्तं वायुपुराणे—

'अरत्नीनां शतान्यष्टावेकषष्ट्यधिकानि च।
फलप्रमाणमाख्यातमृषिभिस्तत्त्वदर्शिभिः'॥

इति॥ १६॥

**वंशीधरी**—'बद्धमुष्टिकरोऽरत्निः' इत्यमरः।

**तेषां विशीर्यमाणानामतिमधुरसुरभि-सुगन्धिबहुलारुणरसोदेनारुणोदा नाम नदी मन्दरगिरिशिखरान्निपतन्ती पूर्वेणेलावृत-मुपप्लावयति॥ १७॥**

**'अधिसहस्रम्'** અગિયારસો યોજન ઊંચાઈ છે જેમની, તેટલા જ પ્રમાણમાં શાખાઓનો વિસ્તાર છે જેમનો, સો યોજન **'परिणाहः'** વિસ્તાર છે જેમનો॥ ૧૨ ॥

હે ભરતશ્રેષ્ઠ પરીક્ષિત, (એ પર્વતો ઉપર અનુક્રમે) દૂધ, મધ, શેરડીનો રસ અને મીઠા જળનાં ચાર સરોવર છે, કે જેમનું સેવન કરનારા (યક્ષ-કિન્નરાદિ) ઉપદેવના સમૂહો સ્વાભાવિક યોગસિદ્ધિઓ પ્રાપ્ત કરે છે. ॥ ૧૩ ॥

જેમનું **'उपस्पर्शिनः'** સેવન કરનારા ॥ ૧૩ ॥

વળી, તેમની ઉપર (ક્રમશઃ) નંદન, ચૈત્રરથ, વૈભ્રાજક તથા સર્વતોભદ્ર– એમ ચાર દિવ્ય ઉપવનો છે. ॥ ૧૪ ॥ ૧૪ ॥

જેમાં યક્ષોના સમૂહો વડે ગવાતા મહિમાવાળા શ્રેષ્ઠ દેવો દેવાંગનાઓમાં ભૂષણરૂપ લલનાઓના સમૂહના નાયકો સાથે મળીને વિહાર કરે છે.॥ ૧૫ ॥

**'ललामः'** ભૂષણ, દેવાંગનાઓમાં અલંકારરૂપ એવી શ્રેષ્ઠ જે સ્ત્રીઓ છે, તેમના સમૂહના નાયકો સાથે મળીને વિહરે છે. ॥ ૧૫ ॥

મંદરાચળના ખોળે અગિયારસો યોજન ઊંચા દૈવી આમ્રવૃક્ષની ટોચ પરથી પર્વતનાં શિખર જેવાં મોટાં અમૃતતુલ્ય ફળો (કેરીઓ) પડે છે. ॥ ૧૬ ॥

અગિયારસો યોજન ઊંચું જે દૈવી આમ્રવૃક્ષ છે, તેની ટોચ પરથી પડે છે. વાયુપુરાણમાં ફળનું કદ જણાવાયું છે.

'આઠસો એકસઠ હાથથી અધિક કદનું પ્રમાણ આ ફળનું તત્ત્વદર્શી ઋષિઓ દ્વારા કહેવાયું છે.॥ ૧૬ ॥

'મુઠ્ઠીબંધ કરેલા હાથ જેટલું માપ એટલે **'अरत्निः'**' એમ અમરકોષમાં છે.

તે આમ્રફળો ફાટી જતાં તેમના અતિમધુર, (સ્વાભાવિક) સૌરભ અને સુગંધવાળા પુષ્કળ લાલરસથી અરુણોદા નામની નદી મંદરગિરિના શિખર પરથી પડતી ઈલાવૃતક્ષેત્રને પૂર્વ દિશા તરફથી સીંચે છે. ॥ ૧૭ ॥

अतिमधुरश्चासौ स्वतः सुरभिश्च सुगन्धिश्च। न चान्येषां गन्धैरधिवासितः बहुलश्चारुणश्च रसः स एव उदमुदकं तेन॥ १७॥

તે રસ અતિમધુર છે તથા સ્વાભાવિક સૌરભ અને સુંગધવાળો પણ છે. વળી, બીજાની ગંધથી સુવાસિત ન હોય તેવો પુષ્કળ જાડો લાલ રસ, તે જ **'उदम्'** જળ છે, તેનાથી ॥ ૧૭ ॥

**यदुपजोषणाद्भवान्या अनुचरीणां पुण्यजनवधूनामवयवस्पर्शसुगन्धवातो दशयोजनं समन्तादनुवासयति॥ १८॥**

જેનું સેવન કરવાથી ભવાનીદેવીની દાસીઓ તથા યક્ષોની પત્નીઓના (સુગંધિત થયેલા) અવયવોને સ્પર્શ કરવાથી સુગંધિત થયેલો વાયુ ચારે તરફ દશ યોજન સુધીના પ્રદેશને સુગંધિત કરે છે. ॥ ૧૮ ॥

यदुपजोषणाद्यस्य रसस्य सेवनात्॥ १८॥

**'यत्-उपजोषणात्'** જે રસનું સેવન કરવાથી ॥ ૧૮ ॥

**एवं जम्बूफलानामत्युच्चनिपातविशीर्णानामनस्थिप्रायाणामिभकायनिभानां रसेन जम्बूनाम नदी मेरुमन्दरशिखरादयुतयोजनादवनितले निपतन्ती दक्षिणेनात्मानं यावदिलावृतमुपस्यन्दयति॥ १९॥**

આ જ પ્રમાણે હાથીના શરીર જેટલાં, ખૂબ નાના ઠળિયાવાળાં તથા અત્યંત ઊંચેથી પડવાને કારણે ફાટી ગયેલાં જાંબુનાં ફળોના રસથી જમ્બૂ નામની નદી દશ હજાર યોજનની ઊંચાઈવાળા મેરુમંદર શિખર પરથી અવનિતળ ઉપર પડતી પોતાનાથી દક્ષિણે જ્યાં સુધી ઈલાવૃત છે ત્યાં સુધી વ્યાપીને વહે છે. ॥ ૧૯ ॥

अनस्थिप्रायाणामतिसूक्ष्मबीजानाम्। यत्र निपतति ततश्चारभ्यात्मनो दक्षिणतः सर्वमिलावृतं व्याप्य वहतीत्यर्थः॥ १९॥

**'अन्-अस्थिप्रायाणाम्'** નહીં જેવા નાના ઠળિયાવાળાં જાંબુનાં ફળો– જ્યાં જમ્બૂનદી પડે છે ત્યાંથી માંડીને તે નદીની પોતાની દક્ષિણ તરફના આખા ઈલાવૃતને વ્યાપીને રહે છે, એમ અર્થ છે. ॥ ૧૯ ॥

**तावदुभयोरपि रोधसोर्या मृत्तिका तद्रसेनानुविध्यमाना वाय्वर्कसंयोगविपाकेन सदाऽमरलोकाभरणं जाम्बूनदं नाम सुवर्णं भवति॥ २०॥**

એ નદીના બંને કિનારા પર્યન્તની સર્વ તરફ જે માટી છે, તે એ રસથી ભીંજાઈને વાયુ અને સૂર્યના સંયોગથી સૂકાઈને દેવલોકને સદાય વિભૂષિત કરનારું જામ્બૂનદ નામનું સુવર્ણ બની જાય છે. ॥ ૨૦ ॥

तावत्सर्वतः रोधसोस्तटयोः॥ २०॥

**'तावत्'** બંને કિનારા પર્યન્તની સર્વ તરફ॥ ૨૦ ॥

**यदु ह वाव विबुधादयः सह युवतिभिर्मुकुटकटककटिसूत्राद्याभरणरूपेण खलु धारयन्ति॥ २१॥ २१॥**

જે સુવર્ણને જ દેવતા વગેરે પોતાની તરુણી સ્ત્રીઓ સાથે મુકુટ, કંકણ, કંદોરા વગેરે આભૂષણોરૂપે જ ધારણ કરે છે. ॥ ૨૧ ॥ ૨૧ ॥

**यस्तु महाकदम्बः सुपार्श्वनिरूढो यास्तस्य कोटरेभ्यो विनिःसृताः पञ्चायामपरिणाहाः पञ्च मधुधाराः सुपार्श्वशिखरात्पतन्त्योऽपरेणात्मानमिलावृतमनुमोदयन्ति॥ २२॥**

સુપાર્શ્વ પર્વત ઉપર રહેલું જે કદંબનું વિશાળ વૃક્ષ છે, તે તો તેની બખોલમાંથી વહેતી જે પાંચ વામ પહોળી મધની પાંચ ધારાઓ છે, તે સુપાર્શ્વશિખર પરથી પડતી પોતાનાથી પશ્ચિમે આવેલા ઈલાવૃતને સુવાસિત કરે છે. ॥ ૨૨ ॥

आयामोऽत्र व्यामः। स च 'व्यामो बाह्वोः सकरयोस्ततयोस्तिर्यगन्तरम्' इत्युक्तलक्षणः।

पञ्च व्यामाः परिणाहः स्थौल्यं यासामित्यर्थः। केचित्तु पञ्चव्यामपरिणाहा इत्येव पठन्ति ॥ २२ ॥

**या ह्युपयुञ्जानानां मुखनिर्वासितो वायुः समन्ताच्छतयोजनमनुवासयति ॥ २३ ॥ २३ ॥**

**एवं कुमुदनिरूढो यः शतवल्शो नाम वटस्तस्य स्कन्धेभ्यो नीचीनाः पयोदधिमधु-घृतगुडान्नाद्यम्बरशय्यासनाभरणादयः सर्व एव कामदुघा नदाः कुमुदाग्रात्पतन्त-स्तमुत्तरेणेलावृतमुपयोजयन्ति ॥ २४ ॥**

नीचीना अधोमुखाः ॥ २४ ॥

**यानुपजुषाणानां न कदाचिदपि प्रजानां वलीपलितक्लमस्वेददौर्गन्ध्यजरामयमृत्यु-शीतोष्णवैवर्ण्योपसर्गादयस्तापविशेषा भवन्ति यावज्जीवं सुखं निरतिशयमेव ॥ २५ ॥ २५ ॥**

**कुरङ्गकुररकुसुम्भवैकङ्कत्रिकूटशिशिरप-तङ्गरुचकनिषधशिनीवासकपिलशङ्खवैदूर्य-जारुधिहंसर्षभनागकालञ्जरनारदादयो विंशति-गिरयो मेरोः कर्णिकाया इव केसरभूता मूलदेशे परित उपक्लृप्ताः ॥ २६ ॥ २६ ॥**

અહીં **'आयामः'** એટલે વામ અને તે વામ એટલે બે હાથ પહોળા કરતાં (છાતી સાથે) બંને બાહુઓ વચ્ચેની પહોળાઈનું અંતર.

પાંચ વામ **'परिणाहः'** વિસ્તારવાળી જાડી ધારા જેમની છે, એમ અર્થ છે. કેટલાક તો **'पञ्चव्यामपरिणाहाः'** પાંચ વામ પહોળી એમ જ વાંચે છે. ॥ ૨૨ ॥

જે મધુધારાઓનું સેવન કરનારાઓના મુખમાંથી નીકળતો વાયુ ચોમેર સો યોજન જેટલા પ્રદેશને સુવાસિત કરે છે. ॥ ૨૩ ॥ ૨૩ ॥

આ પ્રમાણે કુમુદ પર્વત પર રહેલું જે શતવલ્શ નામનું વટવૃક્ષ છે. તેની વડવાઈઓમાંથી દૂધ, દહીં, મધ, ઘી, ગોળ તથા અન્ન વગેરેની અને વસ્ત્ર, શય્યા, આસન તથા અલંકારાદિની, સર્વ કામનાઓ પૂર્ણ કરનારી, કુમુદ પર્વતની ટોચથી નીચે તરફ પડતી મોટી નદીઓ તે ઈલાવૃતને ઉત્તર તરફથી ભીંજવે છે. ॥ ૨૪ ॥

**'नीचीनाः'** નીચે તરફ પડતા નદો ॥ ૨૪ ॥

જેમનું સેવન કરતી (ત્યાંની) પ્રજાને કદી વળિયાં, પળિયાં, થાક, પ્રસ્વેદ, દુર્ગન્ધ, વૃદ્ધત્વ, રોગ, મૃત્યુ, ટાઢ, તાપ, નિસ્તેજ થવું તથા ઉપદ્રવાદિ કોઈ પણ જાતના સન્તાપ થતા નથી અને જ્યાં સુધી જીવે છે (ત્યાં સુધી) સંપૂર્ણ સુખ જ રહે છે. ॥ ૨૫ ॥ ૨૫ ॥

કમળની કર્ણિકાની આસપાસ કમળકેસર હોય તેમ મેરુ પર્વતના મૂળ પ્રદેશમાં ચારેય બાજુ કુરંગ, કુરર, કુસુમ્ભ, વૈકંક, ત્રિકૂટ, શિશિર, પતંગ, રુચક, નિષધ, શિનીવાસ, કપિલ, શંખ, વૈદૂર્ય, જારુધિ, હંસ, ઋષભ, નાગ, કાલંજર, નારદ અને આદિ નામના વીસ પર્વતો (પરમેશ્વર દ્વારા) રચાયેલા છે. ॥ ૨૬ ॥ ૨૬ ॥

**जठरदेवकूटौ मेरुं पूर्वेणाष्टादशयोजन-सहस्रमुदगायतौ द्विसहस्रं पृथुतुङ्गौ भवतः एवमपरेण पवनपारियात्रौ दक्षिणेन कैलासकरवीरौ प्रागायतावेवमुत्तरतस्त्रिशृङ्ग-मकरावष्टभिरेतैः परिस्तृतोऽग्निरिव परितश्चकास्ति काञ्चनगिरिः॥ २७॥**

चतुर्दिक्षु मेरुमूलाद्योजनसहस्रं त्यक्त्वाऽग्नेः परितः परिधय इव जठरदेवकूटादयस्तिष्ठन्ति। अतोऽष्टादशयोजनसहस्रं प्रमाणमत्रोक्तम्।

'वैष्णवादिपुराणेषु परिमाणादि यत्पुनः।
अन्यथा वर्णितं तत्तु कल्पभेदाद्यपेक्षया॥'
द्विसहस्रं पृथू च तुङ्गौ च॥ २७॥

મેરુ પર્વતની પૂર્વે જઠર અને દેવકૂટ (નામના બે પર્વતો) અઢાર હજાર યોજન ઉત્તર તરફ લાંબા છે અને બે હજાર યોજન પહોળા અને ઊંચા છે. એ પ્રમાણે મેરુ પર્વતની પશ્ચિમે પવન અને પારિયાત્ર પર્વતો છે. દક્ષિણે કૈલાસ અને કરવીર છે, જે પૂર્વ દિશા તરફ લાંબા છે. એ જ રીતે મેરુની ઉત્તર તરફ ત્રિશૃંગ અને મકર પર્વતો છે. આ આઠેય પર્વતોથી અગ્નિની પરિધિ હોય તેમ ચારે બાજુ વીંટાયેલો સુવર્ણગિરિ મેરુ અગ્નિ જેવો શોભે છે. ॥ ૨૭ ॥

ચારેય દિશાઓમાં મેરુના મૂળ પ્રદેશથી એક હજાર યોજન છોડીને અગ્નિની સર્વ તરફ પરિધિઓ હોય તેમ જઠર, દેવકૂટ વગેરે પર્વતો રહેલા છે. આથી અહીં અઢાર હજાર યોજન પ્રમાણ કહેવામાં આવ્યું છે.

'વૈષ્ણવાદિ પુરાણોમાં વળી જે પરિમાણાદિ કહેવામાં આવ્યાં છે તે જુદાં વર્ણવાયાં છે, પરંતુ તે કલ્પભેદની અપેક્ષાએ વર્ણવાયાં છે.' બે હજાર યોજન પહોળા અને લાંબા એવા પર્વતો છે. ॥ ૨૭ ॥

**मेरोर्मूर्धनि भगवत आत्मयोनेर्मध्यत उपक्लृप्तां पुरीमयुतयोजनसाहस्रीं समचतुरस्रां शातकौम्भीं वदन्ति॥ २८॥** २८॥

મેરુ પર્વતના શિખર ઉપર વચ્ચોવચ દસ હજાર યોજન વિસ્તારવાળી સમચોરસ સુવર્ણમયી નગરી રચાયેલી છે, એમ વિદ્વજ્જનો કહે છે. ॥ ૨૮ ॥ ૨૮ ॥

**तामनु परितो लोकपालानामष्टानां यथादिशं यथारूपं तुरीयमानेन पुरोऽष्टावुपक्लृप्ताः॥ २९॥**

(બ્રહ્માજીની) એ નગરીની નીચે (આઠેય દિશા અને ઉપદિશાઓમાં) તેની ફરતે (પૂર્વાદિ) દિશાઓમાં ઈન્દ્રાદિ લોકપાલોના સ્વરૂપાનુસાર બ્રહ્માજીની નગરીથી ચોથા ભાગની એવી આઠ નગરીઓ રચાયેલી છે. ॥ ૨૯ ॥

यथादिशं प्राच्यादिदिक्षु। यथारूपमिन्द्रादि-वर्णानतिक्रमेण। तुरीयमानेन सार्धद्विसहस्रप्रमाणेन। नामानि पुराणान्तराज्ज्ञातव्यानि। यथोक्तम्—

**'यथादिशम्'** પૂર્વાદિ દિશાઓમાં **'यथारूपम्'** ઈન્દ્રાદિ લોકપાલોના સ્વરૂપ અનુસાર **'तुरीयमानेन'** ચોથા ભાગના પ્રમાણથી અર્થાત્ અઢી હજાર યોજનના માપથી– તે નગરીઓનાં નામ અન્ય પુરાણમાંથી જાણવાં જેવાં છે.

'मेरौ नव पुराणि स्युर्मनोवत्यमरावती॥
तेजोवती, संयमनी तथा कृष्णाङ्गना परा।
श्रद्धावती गन्धवती तथा चान्या महोदया॥
यशोवती च ब्रह्मेन्द्रवह्न्यादीनां यथाक्रमम्॥'
इति॥ २९॥

જેમ કે કહેવાયું છે—

મેરુપર્વત ઉપર આવેલી નવ શ્રેષ્ઠ નગરીઓ છે. મનોવતી, અમરાવતી, તેજોવતી, સંયમની, કૃષ્ણાંગના, શ્રદ્ધાવતી, ગન્ધવતી તથા બીજી મહોદયા અને યશોવતી નગરીઓ ક્રમશઃ બ્રહ્માજી, ઇન્દ્ર, અગ્નિ વગેરેની છે. ॥ ૨૯ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां पञ्चमस्कन्धे भुवनकोषवर्णनंनाम षोडशोऽध्यायः॥ १६॥
इति श्रीमद्भागवते महापुराणे पञ्चमस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां षोडशोऽध्यायः॥ १६॥

## अथ सप्तदशोऽध्यायः

### ગંગાજીનું વિવરણ તથા ભગવાન શંકરકૃત સંકર્ષણદેવની સ્તુતિ

ततः सप्तदशे गङ्गागमनं तच्चतुर्दिशम्।
इलावृते च रुद्रेण संकर्षणनिषेवणम्॥ १

(સુમેરુ પર્વતના વર્ણન પછી) હવે સત્તરમા અધ્યાયમાં તે સુમેરુ પર્વતની ચારેય દિશામાં શ્રીગંગાજીનું આગમન તથા રુદ્રદેવ દ્વારા સંકર્ષણ ભગવાનની ઉપાસના(ની કથા કહેવાશે). ॥ ૧ ॥



સર્વ નગરીઓની વચ્ચે બ્રહ્માજીની મનોવતીનગરી આવેલી છે.

श्रीशुक उवाच

**तत्र भगवतः साक्षाद्यज्ञलिङ्गस्य विष्णोर्विक्रमतो वामपादाङ्गुष्ठनखनिर्भिन्नोर्ध्वाण्डकटाहविवरेणान्तःप्रविष्टा या बाह्यजलधारा तच्चरणपङ्कजावनेजनारुणकिंजल्कोपरञ्जिताखिलजगदघमलापहोपस्पर्शनामला साक्षाद्भगवत्पदीत्यनुपलक्षितवचोऽभिधीयमानातिमहता कालेन युगसहस्रोपलक्षणेन दिवो मूर्धन्यवततार यत्तद्विष्णुपदमाहुः ॥ १ ॥**

**શ્રીશુકદેવજી બોલ્યા** – તે (બલિરાજાના યજ્ઞ)માં સાક્ષાત્ ત્રિવિક્રમસ્વરૂપ ભગવાન વિષ્ણુએ પગલું ભરતાં ડાબા ચરણના અંગૂઠાના નખ વડે ચિરાઈ ગયેલા બ્રહ્માંડકટાહના ઉપરના ભાગના છિદ્ર દ્વારા અંદર પ્રવેશેલી જે (બ્રહ્માંડ) બહારની જળધારા છે તે, યજ્ઞમૂર્તિ ભગવાનના ચરણપ્રક્ષાલન કરવાથી તેમાંના અરુણ કેસરતંતુ વડે રંગાવાને કારણે સમગ્ર જગતના પાપરૂપી મળનો નાશ કરનારા સ્પર્શવાળી હોવા છતાં પણ પોતે નિર્મળ જ રહે છે. તે સમયે (જાહ્નવી, ભાગીરથી વગેરે) અન્ય પદવીવાળાં (નામ પડ્યાં ન હોવાથી તેવાં) નામ વિનાની, સાક્ષાત્ ભગવત્પદી નામથી ઓળખાતી તે જળધારા હજારો યુગના દીર્ઘકાળ પછી સ્વર્ગના મસ્તક ઉપર ઊતરી, જે સ્થાનને (વિદ્વાનો) વિષ્ણુપદ કહે છે. ॥ ૧ ॥

यज्ञलिङ्गस्य बलेर्यज्ञे लिङ्गं त्रिविक्रममूर्तिर्यस्य। विक्रमतो दक्षिणेन पदा भुवं क्रान्त्वा वामपदमुत्क्षिपतो वामपादाङ्गुष्ठनखेन निर्भिन्नमूर्ध्वमुपरिभागो यस्याण्डकटाहस्य तस्य विवरेणान्तःप्रविष्टा या बाह्यजलधारा सा दिवो मूर्धन्यवततारेत्यन्वयः।

**'यज्ञलिङ्गस्य'** બલિરાજાના યજ્ઞમાં ઓળખાતું ત્રિવિક્રમસ્વરૂપ છે જેમનું– **'विक्रमतः'** ડગલું ભરતા ભગવાનના જમણા ચરણથી પૃથ્વીને દબાવીને ડાબું ચરણ ઊંચું કરતાં ડાબા ચરણના અંગૂઠાના નખ વડે ચિરાઈ ગયો છે **'ऊर्ध्वम्'** ઉપરનો ભાગ જે બ્રહ્માંડરૂપી પાત્રનો; તેના છિદ્ર દ્વારા અંદર પ્રવેશેલી જે બહારની જળધારા છે તે સ્વર્ગના મસ્તક ઉપર ઊતરી, એમ અન્વય છે.

तस्य यच्चरणपङ्कजं तस्यावनेजनेन क्षालनेनारुणं तद्गतं कुङ्कुमं तदेव किंजल्कास्तैरुपरञ्जिता अत एवाखिलस्य जगतोघमलापहमुपस्पर्शनं यस्यास्तथाप्यमला तन्मलसङ्गशून्या साक्षाद्भगवत्पदीति यदनुपलक्षितं जाह्नवी भागीरथीत्याद्युपलक्षणान्तररहितं वचो नाम तेनाभिधीयमाना।

તે ભગવાનનું જે ચરણકમળ છે તેનું **'अवनेजनेन'** પ્રક્ષાલન કરવાથી તે ચરણકમળમાં રહેલું કુમકુમ, તે જ **'किञ्जल्काः'** કેસરતંતુઓ– તેમના વડે રંગાયેલાં અને આથી જ સમગ્ર જગતના પાપરૂપી મળનો નાશ કરનારો સ્પર્શ છે જેમનો, તેમ છતાં પણ **'अमला'** મળથી ખરડાયા વિનાનાં નિર્મળ સાક્ષાત્ 'ભગવત્પદી' એ નામથી ઓળખાતાં શ્રીગંગાજી કે જે જાહ્નવી, ભાગીરથી વગેરે અન્ય પદવીવાળા **'वचः'** નામથી ઓળખાતાં ન હતાં.

तस्मिन्समये भगवत्पदी नाम पश्चान्नामान्तराणि जातानीत्यर्थः।

કોऽसौ दिवो मूर्धा तमाह—**यदिति**॥ १॥

किं तद्विष्णुपदं तदाह—**यत्रेति**।

**यत्र ह वाव वीरव्रत औत्तानपादिः परमभागवतोऽस्मत्कुलदेवताचरणारविन्दोदकमिति यामनुसवनमुत्कृष्यमाणभगवद्भक्तियोगेन दृढं क्लिद्यमानान्तर्हृदय औत्कण्ठ्यविवशामीलितलोचनयुगलकुड्मलविगलितामलबाष्पकलयाभिव्यज्यमानरोमपुलककुलकोऽधुनापि परमादरेण शिरसा बिभर्ति॥ २॥**

वीरव्रतो दृढसंकल्पः अस्मत्कुलदेवताया हरेश्चरणारविन्दोदकमिति हेतोः परमादरेण बिभर्तीत्यन्वयः।

कथंभूतः सन्। प्रतिक्षणं वर्धमानेन भगवद्भक्तियोगेन दृढमत्यन्तं क्लिद्यमानमन्तर्हृदयं यस्य। अत एवौत्कण्ठ्येन विवशमामीलितं यल्लोचनयुगलं तदेव कुड्मले ताभ्यां विगलितममलं बाष्पं तस्य कलया सहाभिव्यज्यमानं रोमपुलकानां कुलं यस्य॥ २॥

**ततः सप्तऋषयस्तत्प्रभावाभिज्ञा यां ननु तपस आत्यन्तिकी सिद्धिरेतावती भगवति सर्वात्मनि वासुदेवेऽनुपरतभक्तियोगलाभे-**

તે સમયે ભગવત્પદી નામ હતું.

પાછળથી અન્ય નામો પડ્યાં, એમ અર્થ છે.

(જ્યાં ભગવત્પદી શ્રીગંગાજીનું અવતરણ થયું,) તે સ્વર્ગના મસ્તકને શું કહે છે, તે જણાવે છે—**'यत् इति।'** ॥ ૧ ॥

તે વિષ્ણુપદ કેવું છે, તે કહે છે— **'यत्र इति।'**

જે વિષ્ણુપદમાં જ દૃઢસંકલ્પવાળા, પરમ ભાગવત, ભગવાન પરના પ્રતિક્ષણે વધતા ભક્તિયોગથી અત્યંત પીગળતા અન્તઃકરણવાળા અને આથી જ ઉત્કંઠાથી વિવશ થયેલાં, સ્હેજ મિચાયેલાં નયનકમળની કળીઓમાંથી ટપકતાં અમલ અશ્રુબિંદુ સાથે પ્રકટ થતી રોમાંચિત પુલકાવલિવાળા ધ્રુવજી, (આ ગંગાજી) અમારા કુળદેવતા શ્રીહરિનાં ચરણારવિંદનું જળ છે, તેથી પરમ આદરપૂર્વક જે ગંગા(જળ)ને આજે પણ પોતાના મસ્તક ઉપર ધારણ કરે છે. ॥ ૨ ॥

**'वीरव्रतः'** દૃઢ સંકલ્પવાળા ધ્રુવજી 'અમારા કુળદેવતા શ્રીહરિનું ચરણોદક છે,' એ કારણે પરમ આદરપૂર્વક ધારણ કરે છે, એમ અન્વય છે.

ધ્રુવજી કેવા થઈને ધારણ કરે છે? ભગવાન પરના પ્રતિક્ષણે વધતા ભક્તિયોગથી **'दृढम्'** અત્યન્ત પીગળતું અન્તઃકરણ છે જેમનું. આથી જ ઉત્કંઠાના ભાવથી વિવશ થયેલાં, સહેજ મિચાયેલાં જે બે નયનકમળ છે તે જ કળીઓ, તેમાંથી ઝરતું અમલ અશ્રુજળ; તેના બિંદુ સાથે પ્રકટ થતો રોમપુલકનો સમૂહ છે જેમનો (હર્ષાતિરેક છે જેમનો). ॥ ૨ ॥

તે વિષ્ણુપદની નીચે રહેનારા, તે ગંગાજીનો પ્રભાવ જાણનારા, સર્વાત્મા ભગવાન વાસુદેવ વિષેના અસ્ખલિત ભક્તિયોગના લાભથી જ (ધર્માર્થકામરૂપ) અન્ય પુરુષાર્થો અને આત્મજ્ઞાનની પણ ઉપેક્ષા કરનારા તેમ જ 'આપણા તપની ચરમ સિદ્ધિ આટલી જ છે.'

**नैवोपेक्षितान्यार्थात्मगतयो मुक्तिमिवागतां मुमुक्षव इव सबहुमानमद्यापि जटाजूटैरुद्वहन्ति ॥ ३ ॥**

ततः सप्तऋषयस्तस्या गङ्गायाः प्रभावाभिज्ञाः सन्तो यां जटाजूटैरुद्वहन्तीत्यन्वयः। एतावत्येव नातोऽधिकास्तीत्यभिप्रायवन्तः। तत्र हेतुः— भगवति सन्ततं भक्तियोगलाभेनैवोपेक्षिता अन्ये पुरुषार्था आत्मज्ञानं च यैः। कामिव क इव धारयन्ति।

प्रत्यक्षं मुक्तिमिव तामागताम्। मुमुक्षवो जना इव ते॥ ३ ॥

**ततोऽनेकसहस्रकोटिविमानानीकसंकुल-देवयानेनावतरन्तीन्दुमण्डलमावार्य ब्रह्मसदने निपतति ॥ ४ ॥**

ततोऽनेकसहस्रकोटीनां विमानानामनीकैः संकुलेन देवयानेनाकाशमार्गेणावतरन्ती। सप्त-ऋषिभ्योऽर्वागेव प्रायशः कर्मिणां गतिरिति ततोऽर्वागेव संकुलत्वमुक्तम्। आवार्य आप्लाव्य। मेरुमूर्धस्थे ब्रह्मसदने निपतति ॥ ४ ॥

**तत्र चतुर्धा भिद्यमाना चतुर्भिर्नाम-भिश्चतुर्दिशमभिस्पन्दन्ती नदनदीपतिमेवाभिनि-विशति सीताऽलकनन्दा चक्षुर्भद्रेति ॥ ५ ॥**

(કે આપણને ભગવાનના ચરણોદકની પ્રાપ્તિ થઈ છે. એવા અભિપ્રાયવાળા) સપ્તર્ષિઓ, મુમુક્ષુજનો જેમ પ્રત્યક્ષ આવેલી મુક્તિને આદરપૂર્વક (મસ્તક પર ચડાવે) તેમ આજે પણ તેને અભિમાનપૂર્વક પોતાના જટાજૂટ પર ધારણ કરે છે! ॥ ૩ ॥

તેની નીચે રહેનારા સપ્તર્ષિઓ તે ગંગાજીનો પ્રભાવ જાણનારા હોઈને જેમને પોતાના જટાજૂટ પર ધારણ કરે છે, એમ અન્વય છે. (આપણા તપની ચરમ સિદ્ધિ) આટલી જ છે, આથી અધિક નહીં, એવા અભિપ્રાયવાળા ઋષિઓ. તે માટેનું કારણ– ભગવાન વિષે અસ્ખલિત ભક્તિયોગના લાભથી જ જેમણે અન્ય પુરુષાર્થો અને આત્મજ્ઞાનની પણ ઉપેક્ષા કરી છે! કયા પુરુષોની જેમ શ્રીગંગાજીને મસ્તક ઉપર ધારણ કરે છે?

તે મુક્તિ પ્રત્યક્ષ આવી હોય તેમ મુમુક્ષુજનો તેને જેમ અતિ આદરપૂર્વક મસ્તક પર ચડાવે છે, તેમ સપ્તર્ષિઓ શ્રીગંગાજીને અતિ આદરપૂર્વક પોતાના જટાજૂટ પર ધારણ કરે છે. ॥ ૩ ॥

તેમાંથી (સપ્તર્ષિમંડળમાંથી) અનેક સહસ્રકોટિ વિમાનોના સમૂહથી વ્યાપેલા આકાશમાર્ગે અવતરણ કરતાં ભગવત્પદી શ્રીગંગાજી ચન્દ્રમંડળને આપ્લાવિત કરી (મેરુના શિખર પર) બ્રહ્મપુરીમાં પડે છે. ॥ ૪ ॥

તે સપ્તર્ષિમંડળમાંથી અનેક સહસ્રકોટિ વિમાનોના સમૂહથી છવાયેલા **'देवयानेन'** આકાશમાર્ગે અવતરણ કરતાં શ્રીગંગાજી– સપ્તર્ષિઓથી નીચે જ ઘણે ભાગે સકામ કર્મ કરનારાઓની ગતિ હોય છે એટલે તેમનાથી નીચે જ ખીચોખીચ ઘેરાયેલો માર્ગ કહેવામાં આવ્યો છે. **'आवार्य'** ભીંજવીને, મેરુના મસ્તક પર રહેલા બ્રહ્મસદનમાં પડે છે. ॥ ૪ ॥

ત્યાં ચાર પ્રકારે વિભાજિત થતાં તથા સીતા, અલકનંદા, ચક્ષુ અને ભદ્રા– એમ ચાર નામોથી ચારેય દિશાઓમાં જતાં શ્રીગંગાજી નદ-નદીઓના પતિ સાગરને જ મળે છે. ॥ ૫ ॥

अभिस्पन्दन्ती अभितो गच्छन्ती ॥ ५ ॥

**सीता तु ब्रह्मसदनात्केसराचलादिगिरिशिखरेभ्योऽधोऽधः प्रस्त्रवन्ती गन्धमादनमूर्धसु पतित्वान्तरेण भद्राश्ववर्षं प्राच्यां दिशि क्षारसमुद्रमभिप्रविशति ॥ ६ ॥**

केसराचलानां मेरुसमानोच्छ्रायत्वात्प्रथमं तेषामादिशिखरेषु मुख्यशृङ्गेषु पतति ततस्तेभ्योऽधोऽधः प्रस्त्रवन्ती सती ॥ ६ ॥

**एवं माल्यवच्छिखरान्निष्पतन्ती ततोऽनुपरतवेगा केतुमालमभि चक्षुः प्रतीच्यां दिशि सरित्पतिं प्रविशति ॥ ७ ॥**

माल्यवच्छिखरात्केतुमालाभिमुखं निष्पतन्ती। चक्षुःसंज्ञा ॥ ७ ॥

**भद्रा चोत्तरतो मेरुशिरसो निपतिता गिरिशिखराद्गिरिशिखरमतिहाय शृङ्गवतः शृङ्गादवस्पन्दमाना उत्तरांस्तु कुरूनभित उदीच्यां दिशि जलधिमभिप्रविशति ॥ ८ ॥**

गिरिशिखरादिति। कुमुदशिखरादुच्चलिता नीलशिखरं तत उच्चलिता श्वेतशिखरं तदप्यतिहाय शृङ्गवतः शृङ्गादधः स्त्रवन्ती ॥ ८ ॥

**तथैवालकनन्दा दक्षिणेन ब्रह्मसदनाद्बहूनि गिरिकूटान्यतिक्रम्य हेमकूटाद्धैमकूटान्यतिरभसतररंहसा लुठन्ती भारतमभिवर्षं दक्षिणस्यां दिशि जलधिमभिप्रविशति यस्यां स्नानार्थं चागच्छतः पुंसः पदे पदेऽश्वमेधराजसूयादीनां फलं न दुर्लभमिति ॥ ९ ॥**

अतिरभसतररंहसा अस्खलिततीव्रतरवेगेन ॥ ९ ॥

**'अभिस्पन्दन्ती'** ચોતરફ જતાં શ્રીગંગાજી ॥ ૫ ॥

(તેમાંની) સીતા તો બ્રહ્મપુરીમાંથી કેસરાચલ વગેરેનાં ગિરિશૃંગો પરથી નીચે નીચે વહેતી ગંધમાદનનાં શિખરો પર પડીને ભદ્રાશ્વ ખંડની વચ્ચે થઈ પૂર્વ દિશામાં ખારા સમુદ્રને મળે છે. ॥ ૬ ॥

કેસરાચલની ઊંચાઈ મેરુ પર્વત જેટલી હોવાથી પ્રથમ તેમાંનાં મૂળ શિખરો ઉપરથી મુખ્ય શિખરો પર પડે છે. ત્યાંથી નીચે ને નીચે વહેતી ॥ ૬ ॥

એ જ પ્રમાણે ચક્ષુ (ગંગા) માલ્યવાન પર્વત પરથી પડતી, ત્યાંથી અસ્ખલિત વેગે કેતુમાલ ખંડમાં થઈને પશ્ચિમ દિશામાં સાગરને મળે છે. ॥ ૭ ॥

માલ્યવાન શિખર પરથી કેતુમાલ ખંડની વચ્ચેથી નીકળતી, ચક્ષુ નામની ગંગા ॥ ૭ ॥

તેમ જ મેરુશિખરથી ઉત્તર તરફ પડેલી ભદ્રા ગિરિશિખરથી ગિરિશિખર ઉપર પડતી અને તેને પણ છોડીને (અંતે) શૃંગવાન શિખર પરથી ઉત્તર કુરુદેશ તરફ વહેતી ઉત્તર દિશામાં આવેલા સમુદ્રને મળે છે. ॥ ૮ ॥

**'गिरिशिखरात् इति।'** કુમુદ શિખર પરથી વહેતી ભદ્રા નીલગિરિ ઉપર અને ત્યાંથી નીચે તરફ પડતી શ્વેતગિરિ ઉપર જાય છે અને તેને પણ છોડીને શૃંગવાન પર્વત પરથી નીચે પડે છે. ॥ ૮ ॥

તે જ પ્રમાણે બ્રહ્મપુરીથી દક્ષિણ તરફ અનેક ગિરિશિખરોને ઓળંગીને હેમકૂટ પર્વત પરથી તેનાં શિખરો પર અત્યન્ત અસ્ખલિત વેગથી પડતી અલકનંદા ભારતવર્ષને વ્યાપીને દક્ષિણ દિશામાં (રહેલા) સમુદ્રમાં પ્રવેશે છે, જે(અલકનંદા)માં સ્નાન માટે આવતા મનુષ્યને પગલે પગલે અશ્વમેધ, રાજસૂય વગેરે (યજ્ઞો)નાં ફળ દુર્લભ નથી. ॥ ૯ ॥

**'अतिरभसतररंहसा'** અસ્ખલિત એવા અતિ તીવ્ર વેગથી ॥ ૯ ॥

**अन्ये च नदा नद्यश्च वर्षे वर्षे सन्ति बहुशो मेर्वादिगिरिदुहितरः शतशः॥ १०॥**

बहुशो बहुविधाः। मेर्वादिगिरीणां दुहितरस्तत्प्रसूताः॥ १०॥

પ્રત્યેક ખંડમાં (આ ચાર ગંગાઓ ઉપરાંત) મેરુ વગેરે પર્વતોમાંથી નીકળતાં અનેક પ્રકારનાં બીજાં સેંકડો નદ-નદીઓ છે. ॥ ૧૦ ॥

**'बहुशः'** અનેક પ્રકારનાં– મેરુ વગેરે પર્વતના **'दुहितरः'** તેમાંથી નીકળતાં નદ-નદીઓ ॥ ૧૦ ॥

**तत्रापि भारतमेव वर्षं कर्मक्षेत्रमन्यान्यष्ट-वर्षाणि स्वर्गिणां पुण्यशेषोपभोगस्थानानि भौमानि स्वर्गपदानि व्यपदिशन्ति॥ ११॥**

दिव्यभौमबिलभेदात्त्रिविधः स्वर्गः तत्र भौमस्वर्गस्य पदानि स्थानानि व्यपदिशन्ति॥ ११॥

તે સર્વ ખંડોમાં ભારતવર્ષ જ કર્મભૂમિ છે. શેષ આઠ ખંડ તો સ્વર્ગવાસી જનોના સ્વર્ગભોગમાંથી બચેલાં પુણ્યોને ભોગવવાનાં સ્થાન છે. તેથી તેમને પૃથ્વી પરનાં સ્વર્ગ પણ કહે છે. ॥ ૧૧ ॥

દ્યુલોકનું સ્વર્ગ, ભૂમિસ્થ સ્વર્ગ અને પાતાળ સ્વર્ગ– એમ ત્રણ જાતનાં સ્વર્ગ છે. તેમાં (સ્વર્ગભોગમાંથી બચેલાં પુણ્યોને ભોગવવાનાં સ્થાનોને) પૃથ્વી પરનાં સ્વર્ગનાં **'पदानि'** સ્થાનો કહે છે. ॥ ૧૧ ॥

**एषु पुरुषाणामयुतपुरुषायुर्वर्षाणां देव-कल्पानां नागायुतप्राणानां वज्रसंहननबलवयो-मोदप्रमुदितमहासौरतमिथुनव्यवायापवर्गवर्ष-धृतैकगर्भकलत्राणां तत्र तु त्रेतायुगसमः कालो वर्तते॥ १२॥**

अयुतं पुरुषमानेन आयुर्वर्षाणि येषाम्। वज्रवद्दृढं संहननं शरीरं तस्मिन्बलवयोमोदास्तैः प्रमुदितानि यानि महासौरतानि मिथुनानि तेषां व्यवायापवर्गे संभोगावसाने एकवर्षशेषे आयुषि धृत एको गर्भो यैस्तादृशानि कलत्राणि येषाम्। त्रेतायुगसमः विषयसुखोत्कर्षात्। कृतयुगे हि सर्वे ध्याननिष्ठाः। द्वापरादौ तु दुःखबहुलाः॥ १२॥

એ આઠ ખંડોમાં મનુષ્યવર્ષોની ગણના અનુસાર દશ હજાર વર્ષોનાં આયુષ્યવાળા, દેવ જેવા, દશ હજાર હાથીઓના બળવાળા, વજ્ર જેવાં શરીરોમાં શક્તિ, યૌવન અને આનંદથી ઉલ્લસિત થયેલાં મહાસંભોગયુક્ત યુગલોના સંભોગને અંતે એક વર્ષ બાકી રહેલા આયુષ્યમાં (માત્ર) એક ગર્ભ ધારણ કરનારી પત્નીઓવાળા મનુષ્યોનો કાળ તો ત્યાં ત્રેતાયુગ જેવો હોય છે. ॥ ૧૨ ॥

મનુષ્યવર્ષોની ગણના અનુસાર દશ હજાર વર્ષોનું આયુષ્ય છે જેમનું– વજ્ર જેવું દૃઢ **'संहननम्'** શરીર, તેમાં શક્તિ, યૌવન, આનંદ, તેમનાંથી ઉલ્લસિત થયેલાં જે મહાસંભોગયુક્ત યુગલો છે, તેમના **'व्यवाय-अपवर्गे'** સંભોગને અંતે એક વર્ષ બાકી રહેલા આયુષ્યમાં ધારણ કરવામાં આવ્યો છે એક ગર્ભ જેમના દ્વારા તેવી પત્નીઓ છે જેમની; કારણ કે ત્યાં ત્રેતાયુગ જેવી વિષયસુખની મુખ્યતા છે. સત્યયુગમાં બધા ધ્યાનપરાયણ હોય છે. દ્વાપરના આરંભમાં દુઃખ જ અધિક હોય છે. ॥ ૧૨ ॥

**यत्र ह देवपतयः स्वैः स्वैर्गणनायकै-र्विहितमहार्हणाः सर्वर्तुकुसुमस्तबकफल-किसलयश्रियानम्यमानविटपलताविटपिभि-रुपशुम्भमानरुचिरकाननाश्रमायतनवर्ष-गिरिद्रोणीषु तथा चामलजलाशयेषु विकच-विविधनववनरुहामोदमुदितराजहंसजल-कुक्कुटकारण्डवसारसचक्रवाकादिभिर्मधुकर-निकराकृतिभिरुपकूजितेषु जलक्रीडादिभि-र्विचित्रविनोदैः सुललितसुरसुन्दरीणां कामकलिलविलासहासलीलावलोकाकृष्ट-मनोदृष्टयः स्वैरं विहरन्ति॥ १३ ॥**

જે ખંડોમાં જ પોતપોતાના મુખ્ય અનુચરગણો દ્વારા મહાન આદર-સત્કાર કરવામાં આવેલા દેવેશ્વરો સર્વ ઋતુઓમાં થતાં પુષ્પગુચ્છો, ફળો અને કૂંપળોની શોભાથી અત્યંત નમી ગયેલી ડાળીઓ અને લતાઓવાળાં વૃક્ષોથી શોભતાં સુંદર વનોમાં, આશ્રમભવનોમાં તથા ખંડના પર્વતોની ઘાટીઓમાં તેમ જ અનેક જાતનાં નવાં નવાં ખીલેલાં કમળોની સૌરભથી પ્રમુદિત થયેલાં રાજહંસ, જળકૂકડી, બતક, સારસ, ચક્રવાક વગેરે દ્વારા તથા વિશિષ્ટ પ્રકારનાં ભ્રમરવૃન્દો દ્વારા ગુંજારવ જ્યાં થાય છે તે નિર્મળ સરોવરોમાં જળક્રીડાથી, જાતજાતના વિનોદથી, અત્યંત સુંદર દેવાંગનાઓનાં કામોત્તેજક વિલાસ, હાસ્ય અને ક્રીડાકટાક્ષથી આકર્ષિત થયેલાં મન અને દૃષ્ટિવાળા થઈ સ્વેચ્છાપૂર્વક વિહાર કરે છે. ॥૧૩॥

यत्र ह येषु हि वर्षेषु देवपतयः स्वैः स्वैः सेवकगणेषु मुख्यैः कृतमहोपचाराः सन्तः स्वैरं विहरन्तीत्यन्वयः।

केषु स्थानेषु। सर्वेषु ऋतुषु कुसुमस्तबकादीनां श्रिया समृद्ध्यात्यन्तं नम्यमाना विटपास्तदाश्रिता लताश्च येषु तैर्विटपिभिरुपशुम्भमानानि शोभमानानि रुचिराणि काननानि येषु तेष्वाश्रमायतनेषु वर्षगिरिद्रोणीषु च तथा अमलेषु जलाशयेषु विकचानि विकासीनि विविधानि नवानि च यानि वनरुहाणि नीरजानि तेषामामोदेन मुदितैः राजहंसादिभिर्मधुकरनिकराणां चाकृतिभिर्जातिविशेषैरुपकूजितेषु।

कामेन कलिलैः क्षुभितैर्विलासादिभिराकृष्टं मनो दृष्टिश्च येषां ते॥ १३ ॥

**'यत्र ह'** જે ખંડોમાં જ પોતપોતાના સેવકવૃંદમાંના મુખ્ય અનુચરો દ્વારા આદર-સત્કાર કરવામાં આવેલા દેવેશ્વરો સ્વેચ્છાનુસાર વિહાર કરે છે – એમ અન્વય છે.

કયાં સ્થાનોમાં (વિહાર કરે છે)? સર્વ ઋતુઓમાં થતાં પુષ્પોનાં ગુચ્છો વગેરેની **'श्रिया'** સમૃદ્ધિથી અતિશય લચકી પડેલી શાખાઓ તથા તેમના પર રહેલી વેલીઓ જેમાં છે, તેવાં વૃક્ષો દ્વારા **'उपशुम्भमानानि'** શોભતાં સુંદર ઉપવનો છે જેમાં તે આશ્રમસ્થાનોમાં તથા તે ખંડના પર્વતોના ઘાટમાં તેમ જ નિર્મળ જળાશયોમાં **'विकचानि'** ખીલેલાં અનેક જાતનાં નવાં નવાં જે **'वनरुहाणि'** કમળો છે, તેમની સુવાસથી પ્રમુદિત થયેલા રાજહંસો વગેરે દ્વારા તથા **'आकृतिभिः'** વિશિષ્ટ પ્રકારનાં ભ્રમરવૃન્દો દ્વારા (મધુર) ગુંજારવ જ્યાં થાય છે, તે સ્થાનોમાં (દેવેશ્વરો વિહાર કરે છે.)

કામથી **'कलिलैः'** ઉત્તેજિત થયેલા વિલાસાદિથી આકર્ષિત થયાં છે મન અને દૃષ્ટિ જેમનાં તે દેવેશ્વરો ॥ ૧૩ ॥

**नवस्वपि वर्षेषु भगवान्नारायणो महापुरुषः पुरुषाणां तदनुग्रहायात्मतत्त्वव्यूहेनात्मनाद्यापि संनिधीयते ॥ १४ ॥**

नवस्वपि वर्षेषु ये पुरुषास्तेषां तदनुग्रहाय स चासौ वक्ष्यमाणोऽनुग्रहस्तदर्थमात्मतत्त्वव्यूहेन स्वमूर्तिसमूहेन संनिधीयते संनिहितो भवति ॥ १४ ॥

**वंशीधरी—**सर्वेषामवताराणां नित्यं प्राकट्यं दर्शितं तत्र आत्मनेति स्वरूपेणैव न तु प्रतिमारूपेणेत्यर्थः ।

**इलावृते तु भगवान् भव एक एव पुमान्न ह्यन्यस्तत्रापरो निर्विशति भवान्याः शापनिमित्तज्ञो यत्प्रवेक्ष्यतः स्त्रीभावस्तत्पश्चाद्वक्ष्यामि ॥ १५ ॥**

अपरोऽर्वाचीनः । पश्चात् नवमस्कन्धे ॥ १५ ॥

**भवानीनाथैः स्त्रीगणार्बुदसहस्रैरवरुध्यमानो भगवतश्चतुर्मूर्तेर्महापुरुषस्य तुरीयां तामसीं मूर्तिं प्रकृतिमात्मनः संकर्षणसंज्ञामात्मसमाधिरूपेण संनिधाप्यैतदभिगृणन् भव उपधावति ॥ १६ ॥**

भवानी नाथा स्वामिनी येषां तैः स्त्रीगणानामर्बुदसहस्रैरवरुध्यमानः सर्वतः सेव्यमानः । आत्मनः प्रकृतिं कारणम् । आत्मनि समाधिर्ध्यानं यस्य तेन रूपेण । एतद्वक्ष्यमाणं मन्त्रादिकमभिगृणन् जपन् ॥ १६ ॥

(આ) નવે ય ખંડોમાં પરમપુરુષ ભગવાન નારાયણ (નવે ય ખંડોમાં રહેતા પોતાના ઉપાસક ભક્ત એવા) તે જનો ઉપર અનુગ્રહ કરવા માટે પોતાની મૂર્તિઓના સમૂહ વડે આજે પણ સ્વસ્વરૂપે ઉપસ્થિત છે. ॥ ૧૪ ॥

નવે ય ખંડોમાં જે ભક્તજનો છે તેમની ઉપર **'तत्-अनुग्रहाय'** અનુગ્રહ કરવા માટે, વર્ણવવામાં આવનાર અનુગ્રહ– તે માટે **'आत्मतत्त्वव्यूहेन'** પોતાની મૂર્તિઓના સમૂહો વડે **'सन्निधीयते'** સમીપ રહે છે. (વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ– એ ચાર મૂર્તિઓના સમૂહો વડે) ॥ ૧૪ ॥

સર્વ અવતારોનું નિત્ય પ્રાકટ્ય દર્શાવ્યું છે. ત્યાં **'आत्मना इति।'** સ્વસ્વરૂપે જ ઉપસ્થિત છે પરંતુ પ્રતિમારૂપે નહીં, એમ અર્થ છે.

ઈલાવૃતખંડમાં તો ભગવાન શંકર એક જ પુરુષ છે. શ્રીભવાનીના શાપનું કારણ જાણનાર અર્વાચીન અન્ય કોઈ પુરુષ ત્યાં પ્રવેશતો જ નથી, કારણ કે ત્યાં પ્રવેશ કરનાર સ્ત્રી થઈ જાય છે. તે કથાનું પછી (નવમા) સ્કંધમાં વર્ણન કરીશ. ॥ ૧૫ ॥

**'अपरः'** બીજો કોઈ અર્વાચીન પુરુષ– **'पश्चात्'** પછી નવમા સ્કંધમાં ॥ ૧૫ ॥

શ્રીભવાની જેમનાં સ્વામિની છે તે હજારો અબજ સ્ત્રીસમૂહો દ્વારા સેવા કરાતા ભગવાન ભવ (પણ) પરમપુરુષ ભગવાનના, સંકર્ષણ નામના પોતાના કારણરૂપ તમોગુણી તુરીય સ્વરૂપે મનમાં જેનું ધ્યાન છે તેનો સાક્ષાત્કાર કરીને આ મંત્રનો જપ કરતા સ્તુતિ કરે છે. ॥ ૧૬ ॥

શ્રીભવાની **'नाथा'** સ્વામિની છે જેમનાં તે હજારો અબજ સ્ત્રીસમૂહો દ્વારા **'अवरुध्यमानः'** સર્વ રીતે સેવા કરાતા ભગવાન ભવ પોતાના **'प्रकृतिम्'** કારણરૂપનું, મનમાં **'समाधिः'** ધ્યાન છે જેનું તે સ્વરૂપે, આ કહેવામાં આવનાર મંત્રાદિને **'अभिगृणन्'** જપતા ॥ ૧૬ ॥

**वीर.—**वासुदेवप्रद्युम्नानिरुद्धसङ्कर्षणक्रमविवक्षया तुरीयामित्युक्तम्।

વાસુદેવ, પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ, સંકર્ષણ – એ પ્રમાણે ક્રમ જણાવવાની ઈચ્છાને કારણે સંકર્ષણ ભગવાનનું તુરીય સ્વરૂપ કહેવામાં આવ્યું છે.

**श्रीभगवानुवाच**

**ॐ नमो भगवते महापुरुषाय सर्वगुण-**
**संख्यानायानन्तायाव्यक्ताय नम इति॥ १७॥**

**શ્રીશંકર ભગવાન બોલ્યા** – જેમનાથી સર્વ ગુણોની અભિવ્યક્તિ થાય છે તે અનન્ત, અવ્યક્ત, પરમપુરુષ ઓંકારસ્વરૂપ શ્રીભગવાનને નમસ્કાર, નમસ્કાર. ॥૧૭॥

सर्वेषां गुणानां संख्यानं प्रकाशो यस्मात्। स्वयं त्वव्यक्तायाप्रमेयाय॥ १७॥

સર્વ ગુણોની '**सङ्ख्यानम्**' અભિવ્યક્તિ છે જેમનાથી, પરંતુ પોતે તો '**अव्यक्ताय**' અવ્યક્તસ્વરૂપ છે, તેમને નમસ્કાર હો.॥ ૧૭ ॥

**भ.मनो—** व्यक्तैरिन्द्रियादिभिर्न व्यज्यते न गृह्यते इत्यव्यक्तस्तस्मै नमः नमः।

વ્યક્ત એવી ઈન્દ્રિયો વડે જે ગ્રહણ ન કરી શકાય તે અવ્યક્તસ્વરૂપ ભગવાનને નમસ્કાર, નમસ્કાર.

**भजे भजन्यारणपादपङ्कजं**
**भगस्य कृत्स्नस्य परं परायणम्।**
**भक्तेष्वलंभावितभूतभावनं**
**भवापहं त्वा भवभावमीश्वरम्॥ १८**

હે ભજન કરવા યોગ્ય ભગવાન, શરણરૂપ ચરણકમળવાળા, (ઐશ્વર્યાદિ) સમગ્ર ભગના પરમ આશ્રયરૂપ, ભક્તોનું પાલન કરનારા સ્વરૂપને ભક્તોમાં પ્રકટ કરનારા તથા ભક્તોના સંસારને હરનારા તેમ જ અભક્તોના સંસારને વધારનારા આપ પરમેશ્વરને હું ભજું છું. ॥ ૧૮ ॥

हे भजन्य भजनीय, त्वा त्वां परमेश्वरं भजे इत्यन्वयः। अरणं शरणं पादपङ्कजं यस्य। कृत्स्नस्य भगस्यैश्वर्यादिषाड्गुण्यस्य परमयन-माश्रयम्। भक्तेष्वलमत्यर्थं भावितं प्रकटितं भूतभावनं स्वरूपं येन। भवापहं संसारहरम्। भक्तेष्वित्यनुषङ्गः। भवं भावयतीति तथा तम्। अर्थादभक्तेष्विति द्रष्टव्यम्॥ १८॥

'**हे भजन्य**' હે ભજન કરવા યોગ્ય, '**त्वा**' આપ પરમેશ્વરને હું ભજું છું, એમ અન્વય છે. '**अरणम्**' શરણરૂપ ચરણકમળ છે જેમનાં. સમગ્ર '**भगस्य**' ઐશ્વર્ય વગેરે (ધર્મ, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્યરૂપ) છ ગુણોના પરમ '**अयनम्**' આશ્રયરૂપ પરમેશ્વરને– ભક્તોમાં '**अलम्**' પૂર્ણતયા '**भावितम्**' પ્રકટ કરવામાં આવ્યું છે પ્રાણીમાત્રનું પાલન કરનારું સ્વરૂપ જેમના દ્વારા. '**भव-अपहम्**' સંસારને હરનારા પરમેશ્વરને– એમ ભક્તો પ્રત્યે જોડવું. (સંસારના બંધનમાં નાખીને) સંસારને વધારનારા પરમેશ્વરને– એમ અભક્તો પ્રત્યે સમજવું અર્થાત્ ભક્તોનો સંસાર હરનારા અને અભક્તોનો સંસાર વધારનારા પરમેશ્વરને હું ભજું છું. ॥ ૧૮ ॥

ईश्वरत्वमुपपादयंस्तामसत्वेन प्रसक्तमनादरं वारयति—**न यस्येति**।

**न यस्य मायागुणचित्तवृत्तिभि-**
**र्निरीक्षतो ह्यण्वपि दृष्टिरज्यते।**
**ईशे यथा नोऽजितमन्युरंहसां**
**कस्तं न मन्येत जिगीषुरात्मनः॥ १९**

यस्य निरीक्षमाणस्यापि दृष्टिर्मायागुणै-र्विषयैश्चित्तवृत्तिभिः करणैश्चाण्वपीषदपि नाज्यते न लिप्यते। किमर्थं निरीक्षमाणस्य।

ईशे ईशनाय नियमनाय। ईशनमीट्। संपदादित्वाद्भावे क्विप्*। अत्र वैधर्म्ये दृष्टान्तः।

यथा अजितक्रोधवेगानां नोऽस्माकं दृष्टिरज्यते न तथेति। अत आत्मन इन्द्रियाणि जिगीषुर्जेतुमिच्छुर्मुमुक्षुस्तं को न मन्येत नाद्रियेत ॥ १९ ॥

ननु सुरामद्याभ्यां मत्तस्य कुतो दृष्टिर्नाज्यते तत्राह।

ઈશ્વરત્વ સિદ્ધ કરતાં, તામસરૂપ હોવાને કારણે સંભવિત અનાદરનું નિવારણ કરે છે — **'न यस्य इति।'**

ન જિતાયેલા ક્રોધના વેગવાળા એવા અમારી દૃષ્ટિ જેમ લિપ્ત થાય છે, તેમ સર્વને નિયમનમાં રાખવા માટે નિરીક્ષણ કરતા એવા જે આપની દૃષ્ટિ માયાના વિષયો અને ચિત્તવૃત્તિરૂપ સાધનોથી સહેજ પણ લિપ્ત થતી નથી, (તેથી) પોતાની ઇન્દ્રિયોને જીતવાની ઇચ્છાવાળો કયો (મુમુક્ષુ) તે(આપ)નો આદર ન કરે? ॥ ૧૯ ॥

નિરીક્ષણ કરતા હોવા છતાં પણ જેમની દૃષ્ટિ માયાના **'गुणैः'** વિષયોથી અને **'चित्तवृत्तिभिः'** ચિત્તવૃત્તિરૂપી સાધનોથી **'अणु-अपि'** સહેજ પણ **'न लिप्यते'** લેપાતી નથી. નિરીક્ષણ કરનારનું– એમ શા માટે કહે છે?

**'ईशे'** શાસન કરવા માટે, નિયમનમાં રાખવા માટે. **'ईशनम्-ईद्, ईश्'** (નામ) નું પ્રથમા એ.વ. (જેમ **विश्** નું **विट्** બને) **'ईशे-ईश्'** નું ચતુર્થી એ.વ. 'શાસન કરવા માટે.' **संपद्***  વગેરે શબ્દમાં ભાવના અર્થમાં છે. **'क्विप्'** અહીં વિપરીત ધર્મનું દૃષ્ટાંત છે.

ન જિતાયેલા ક્રોધના વેગવાળા એવા **'नः'** અમારી દૃષ્ટિ જેમ લેપાય છે, તેમ આપની દૃષ્ટિ લેપાતી નથી. આથી પોતાની ઇન્દ્રિયોને **'जिगीषुः'** જીતવાની ઇચ્છાવાળો કયો મુમુક્ષુ આપનો **'न-मन्येत'** આદર ન કરે? ॥ ૧૯ ॥

શંકા કરવામાં આવી છે કે સુરા અને મદ્યપાન કરવાથી મદમત્ત થયેલાની દૃષ્ટિ ખરડાયા વિનાની કેવી રીતે રહે? તે માટે ઉત્તર આપે છે—

***संपद्** વગેરે શબ્દોમાં ભાવના અર્થમાં (કૃદન્ત નામના અર્થમાં) **क्विप्** પ્રત્યય લાગતો હોવાથી (**ईश्** + **क्विप्** = **ईश्, क्विप्** લગાડતાં કાંઈ રહેતું નથી.) **'सम्पदादिभ्यः क्विप्'** (પા.સૂ. ૩/૩/૯૪ **स्त्रियां क्तिन्** નું વાર્તિક) સંપદાદિ ગણ એટલે સંપદ્, વિપદ્, આપદ્, પ્રતિપદ્, પરિપદ્ – **एते सम्पदादयः।**

**असदृशो यः प्रतिभाति मायया**
**क्षीबेव मध्वासवताम्रलोचनः।**
**न नागवध्वोऽर्हण ईशिरे ह्रिया**
**यत्पादयोः स्पर्शनधर्षितेन्द्रियाः॥ २०**

દુષ્ટ દૃષ્ટિવાળા મનુષ્યોને જે ભગવાન મધુ અને આસવ પાન કરવાને કારણે તાંબાવરણી આંખોવાળા અને મદમત્ત હોય તેવા માયાને કારણે દેખાય છે (અને તેથી જ) જેમના ચરણની પૂજા કરવામાં ચરણોના સ્પર્શથી મોહિત થયેલાં મનવાળી નાગપત્નીઓ પૂજન કરવામાં લજ્જાવશ અસમર્થ થઈ જાય છે, (તેવા આપનો આદર કોણ ન કરે?) ॥ ૨૦ ॥

असती दृष्टिर्यस्य तस्य स्वमायया क्षीबा मत्त इव यो भयंकरः प्रतिभाति। मध्वासवाभ्यां ताम्रलोचन इव च।

જેની દૃષ્ટિ દુષ્ટ છે તેને જે ભગવાન તેમની પોતાની માયાને કારણે જ **'क्षीबा'** મદમત્ત હોય તેવા ભયંકર દેખાય છે તથા મધુ અને આસવ પાન કરવાને કારણે જાણે તાંબાવરણી આંખોવાળા હોય તેવા દેખાય છે!

नागवधूविमोहनेन तथा प्रतिभानं युक्तमित्याह—**नेति**।

નાગપત્નીઓને મોહિત કરવાથી તેવો દેખાવ યોગ્ય છે, એમ કહે છે — **'न इति।'**

पादार्चने यस्य पादयोः स्पर्शनेन धर्षितं मोहितमिन्द्रियं मनो यासां ताः ह्रिया लज्जया भुजाद्यर्हणे न ईशिरे न शेकुः। कस्तं न मन्येतेति पूर्वेणैवान्वयः॥ २०॥

જેમના ચરણોની પૂજા કરવામાં ચરણોના સ્પર્શથી **'धर्षितम्'** મોહિત થયું છે **'इन्द्रियम्'** મન જેમનું તે નાગપત્નીઓ **'ह्रिया'** લજ્જાને કારણે ભગવાનની ભુજાઓ વગેરેનું પૂજન કરવામાં **'न ईशिरे'** સમર્થ ન બની. તેવા આપનો આદર કોણ ન કરે, એમ આગળના શ્લોક (૧૯) પ્રમાણે જ અન્વય છે. ॥ ૨૦ ॥

**यमाहुरस्य स्थितिजन्मसंयमं**
**त्रिभिर्विहीनं यमनन्तमृषयः।**
**न वेद सिद्धार्थमिव क्वचित्स्थितं**
**भूमण्डलं मूर्धसहस्रधामसु॥ २१**

જેમને (પરમાત્માને) ઋષિઓ આ વિશ્વની સ્થિતિ, જન્મ અને લયનું કારણ કહે છે તથા તે ત્રણેયથી રહિત એવા જેમને અનન્ત કહે છે, (કારણ કે) હજારો મસ્તકો ઉપર રાઈની જેમ ક્યાંક રહેલી પૃથ્વીને જે જાણતા (પણ) નથી, (તે અનંત ભગવાનને નમસ્કાર હો.) ॥ ૨૧ ॥

अस्य विश्वस्य स्थितिजन्मसंयमहेतुं यमाहुः। अत एव त्रिभिः स्थित्यादिभिर्विहीनमनन्तं च यमाहुः। ऋषयो मन्त्राः। छन्दोनुरोधेन दीर्घपाठे ऋकारो देवमाता लक्ष्मीः सा च

જેમને (પરમાત્માને) ઋષિઓ આ વિશ્વની સ્થિતિ, જન્મ અને લયનું કારણ કહે છે. આથી જ જેમને સ્થિતિ વગેરે ત્રણેયથી રહિત અને અનન્ત કહે છે. **'ऋषयः'** મંત્રો– છન્દ અનુસાર દીર્ઘ પાઠમાં ઋકાર એટલે દેવમાતા લક્ષ્મી– તે લક્ષ્મીજી અને ઋષિઓ

ऋषयश्चेत्यर्थः। अनन्तत्वं दर्शयति। मूर्धसहस्रमेव धामानि स्थानानि तेषु क्वचिदेकदेशस्थितं भूमण्डलं यो न वेद।

सिद्धार्थं सर्षपमिव तस्मै नम इति चतुर्थेनान्वयः॥ २१॥

तत्र जन्महेतुत्वं महदादिद्वारेण प्रपञ्चयति।

**यस्याद्य आसीद्गुणविग्रहो महान्**
**विज्ञानधिष्ण्यो भगवानजः किल।**
**यत्संभवोऽहं त्रिवृता स्वतेजसा**
**वैकारिकं तामसमैन्द्रियं सृजे॥ २२**

यस्य गुणनिमित्तो महान्नाम विग्रह आसीत्। विज्ञानं तत्त्वं धिष्ण्यमाश्रयो यस्य सः। तस्य चित्तरूपत्वेन सत्त्वप्रधानत्वात्। स एव किलाधिदैवो वासुदेवाभेदविवक्षया।

भगवानजो ब्रह्मा यत्संभवो यस्माद्ब्रह्मणः संभूतोऽहं रुद्रः। त्रिवृता त्रिगुणेन स्वतेजसा स्वविभूतिरूपेणाहंकारेण वैकारिकं देवतावर्गं तामसं भूतवर्गमैन्द्रियमिन्द्रियवर्गं च सृजे सृजामि॥ २२॥

**एते वयं यस्य वशे महात्मनः**
**स्थिताः शकुन्ता इव सूत्रयन्त्रिताः।**
**महानहंवैकृततामसेन्द्रियाः**
**सृजाम सर्वे यदनुग्रहादिदम्॥ २३**

(બંને એમ કહે છે,) એમ અર્થ છે. ભગવાનનું અનંતત્વ દર્શાવે છે. હજારો મસ્તકો જ **'धामानि'** સ્થાનો છે, તેમની ઉપર ક્યાંક એક સ્થળે રહેલા ભૂમંડળને જાણતા (પણ) નથી.

**'सिद्धार्थम्'** સરસવ (કે રાઈ)ના દાણાની પેઠે (પૃથ્વીનો સહેજ પણ ભાર જેમને લાગતો નથી) તેમને નમસ્કાર હો, એમ ચોથા શ્લોક (૨૪) સાથે સંબંધ છે. ॥૨૧॥

તે સમયે મહત્તત્ત્વાદિથી થયેલી જગતની ઉત્પત્તિના કારણને વિસ્તારથી સમજાવે છે.

જેમનાથી ઉત્પન્ન થયેલો હું (રુદ્ર) અહંકારરૂપ પોતાના ત્રિગુણમય ત્રેવડા તેજથી દેવતાવર્ગ, ભૂતવર્ગ અને ઈન્દ્રિયવર્ગનું સર્જન કરું છું, તે વિજ્ઞાનના આશ્રયવાળા ભગવાન બ્રહ્માજી પણ જેમના (આપના) મહત્તત્ત્વસંજ્ઞક પ્રથમ ગુણમય સ્વરૂપ છે. ॥ ૨૨ ॥

જેમના ગુણના કારણવાળું મહત્તત્ત્વ નામનું સ્વરૂપ હતું. **'विज्ञानम्'** તત્ત્વ છે **'धिष्ण्यम्'** આશ્રય જેમનો તે ભગવાન અજ, કારણ કે તે બ્રહ્માજી સત્ત્વપ્રધાન હોવાથી જ્ઞાનસ્વરૂપ છે. વાસુદેવ ભગવાનથી અભિન્ન (અભેદ) જણાવવાની ઈચ્છા હોવાથી તે જ અધિષ્ઠાતા દેવ છે.

ભગવાન **'अजः'** અજન્મા બ્રહ્માજી– **'यत्सम्भवः'** જે બ્રહ્માજીમાંથી ઉત્પન્ન થયેલો હું (રુદ્ર) **'त्रिवृता'** ત્રિગુણાત્મક **'स्वतेजसा'** પોતાની શક્તિરૂપ અહંકારથી **'वैकारिकम्'** દેવવર્ગ, **'तामसम्'** ભૂતવર્ગ અને **'ऐन्द्रियम्'** ઈન્દ્રિયવર્ગનું **'सृजे'** સર્જન કરું છું. ॥ ૨૨ ॥

મહત્તત્ત્વ, અહંકાર, દેવવર્ગ, ભૂતવર્ગ, ઈન્દ્રિયવર્ગ– આ અમે સર્વે જે સર્વેશ્વરના વશમાં દોરીથી બંધાયેલાં પક્ષીઓની જેમ રહેલાં હોઈ જેમના (આપના) અનુગ્રહથી બ્રહ્માંડનું સર્જન કરીએ (છીએ,) (તે આપને હું નમસ્કાર કરું છું.) ॥ ૨૩ ॥

किंच एते वयं महदादयः सर्वे यस्यानुग्रहादिदं ब्रह्माण्डं सृजामः। कथंभूताः। यस्य महात्मनो वशे स्थिताः सन्तः। यतः सूत्रेण क्रियाशक्त्या यन्त्रिताः प्रोताः शकुन्ताः पक्षिण इव लौकिकेन सूत्रेण वयमित्युक्तं तानेवाह। महानहंकारश्च वैकृतादयः पूर्वोक्ता वर्गाश्च॥ २३॥

વળી, આ મહત્તત્ત્વાદિ અમે સર્વે જેમના અનુગ્રહથી આ બ્રહ્માંડનું સર્જન કરીએ છીએ. અમે કેવાં? જે સર્વેશ્વરના વશમાં રહેલાં હોઈને– જે કારણે **'सूत्रेण'** ક્રિયાશક્તિરૂપી દોરીથી **'यन्त्रिताः'** બંધાયેલાં **'शकुन्ताः'** પક્ષીઓની જેમ લૌકિક દોરીથી બંધાયેલાં છીએ. **'वयम्'** અમે– એમ કહેવામાં આવ્યું તે બધાને જણાવે છે– મહત્તત્ત્વ અને અહંકાર તથા **'वैकृतादयः'** ઉપર જણાવેલાં દેવ, ભૂત, ઈન્દ્રિયવર્ગ ॥ ૨૩ ॥

स्थितिलयहेतुत्वं दर्शयन्प्रणमति।

(પરમેશ્વરને) જગતની સ્થિતિ અને પ્રલયનું કારણ દર્શાવતા (શંકર ભગવાન) પ્રણામ કરે છે.

**यन्निर्मितां कर्ह्यपि कर्मपर्वणीं**
**मायां जनोऽयं गुणसर्गमोहितः।**
**न वेद निस्तारणयोगमञ्जसा**
**तस्मै नमस्ते विलयोदयात्मने॥ २४**

(સત્ત્વાદિ) ગુણોની સૃષ્ટિથી મોહિત થયેલો આ જીવ આપની જ રચેલી તથા કર્મબંધનમાં બાંધનારી માયાને તો કદાચિત્ સરળતાથી જાણી પણ લે છે, પરંતુ તેનાથી મુક્ત થવાનો ઉપાય ક્યારેય પણ જાણતો નથી. જગતની ઉત્પત્તિ અને પ્રલય જેમનું સ્વરૂપ છે તેવા આપને નમસ્કાર હો. ॥ ૨૪ ॥

येन निर्मितामेतां मायामेवायं जनोऽञ्जसा वेद, न तु तन्निस्तारणयोगमुपायं कर्हिचिदपि वेदेति स्थितिहेतुत्वं दर्शितम्।

જેમના દ્વારા રચાયેલી આ માયાને જ આ જીવ (આપની કૃપાથી) સરળતાથી જાણી લે છે, પરંતુ તેને તરવાનો ઉપાય તે ક્યારેય પણ જાણતો નથી, એમ કહીને સંસારની સ્થિતિનું કારણ દર્શાવ્યું છે.

कीदृशीम्। कर्माण्येव पर्वाणि ग्रन्थयस्तानि नयति प्रापयतीति तथा ताम्। प्रलयहेतुत्वमाह। विलीयतेऽस्मिन्निति विलयः। उदेत्यस्मादित्युदयः। विलयश्चोदयश्चात्मा स्वरूपं यस्य तस्मै नमः॥ २४॥

કેવી માયાને? કર્મો જ **'पर्वाणि'** ગ્રન્થિઓ, તેમને પ્રાપ્ત કરાવનારી છે તેવી માયાને– પ્રલયનું કારણ દર્શાવે છે. જેમાં વિલીન થવાય છે તે વિલય. જેમાંથી ઉત્પન્ન થવાય છે તે ઉદય. વિલય અને ઉદય **'आत्मा'** સ્વરૂપ છે જેમનું તેમને નમસ્કાર હો.॥ ૨૪ ॥

**बा.प्र.—**गुणसर्गमोहित इति। गुणानां सत्त्वादीनां सर्गः देहेन्द्रियान्तःकरणादिरूपः पुत्रकलत्रादिरूपः रूपरसादिविषयरूपश्च तत्र विमोहितः अहम्मम– तयाऽऽसक्त इत्यर्थः।

દેહ-ઈન્દ્રિય-અન્તઃકરણાદિરૂપ ગુણોની સૃષ્ટિ, પુત્ર-પત્ની વગેરેરૂપી સૃષ્ટિ, રૂપ, રસ વગેરે વિષયોની સૃષ્ટિ– તેમાં મોહિત થયેલો જીવ– હું અને મારું– એનાથી આસક્ત એવો જીવ– એમ અર્થ છે.

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां पञ्चमस्कन्धे भुवनकोशवर्णनंनाम सप्तदशोऽध्यायः॥ १७॥
इति श्रीमद्भागवते महापुराणे पञ्चमस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां सप्तदशोऽध्यायः॥ १७॥

*****

# अथाष्टादशोऽध्याय:

## ભિન્ન ભિન્ન વર્ષોનું વર્ણન

अष्टादशे ततो मेरोः पूर्वादिक्रमतस्त्रिषु।
त्रिषु चोत्तरवर्षेषु सेव्यसेवकवर्णनम्॥ १

(ઈલાવૃતના વર્ણન) પછી (પહેલો, બીજો, ત્રીજો– એમ) પૂર્વાદિ ક્રમ પ્રમાણે ઉત્તર દિશામાં આવેલા ત્રણ-ત્રણ ખંડોમાં સેવ્યસ્વરૂપ અને તેની સેવા કરનારનું વર્ણન અઢારમા અધ્યાયમાં છે. ॥ ૧ ॥

श्रीशुक उवाच

**तथा च भद्रश्रवा नाम धर्मसुतस्तत्कुल-पतयः पुरुषा भद्राश्ववर्षे साक्षाद्भगवतो वासुदेवस्य प्रियां तनूं धर्ममयीं हयशीर्षाभिधानां परमेण समाधिना संनिधाप्येदमभिगृणन्त उपधावन्ति॥ १ ॥**

भद्रश्रवा वर्षपतिः तस्य कुलपतयः सेवकमुख्याश्च॥ १ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – (પૂર્વાધ્યાય-૧૭માં તમોગુણી સંકર્ષણમૂર્તિની ઉપાસના તમોગુણી રુદ્ર કરે છે.) તે જ રીતે ભદ્રાશ્વખંડમાં (તે ખંડના અધિપતિ) ધર્મપુત્ર ભદ્રશ્રવા તથા તેમના મુખ્ય સેવકો સાક્ષાત્ ભગવાન વાસુદેવની હયગ્રીવસંજ્ઞક ધર્મમયી પ્રિયમૂર્તિને ચિત્તની પરમ એકાગ્રતાપૂર્વક (હૃદયમાં) સ્થાપીને આ (મંત્રનો) જપ કરતા ઉપાસના કરે છે. ॥ ૧ ॥

ખંડના અધિપતિ ભદ્રશ્રવા તથા તેમના **'कुलपतयः'** મુખ્ય સેવકો ॥ ૧ ॥

भद्रश्रवस ऊचुः

**ॐ नमो भगवते धर्मायात्मविशोधनाय नम इति॥ २ ॥**

**ભદ્રશ્રવા તથા તેમના સેવકો બોલ્યા** – ચિત્તને વિશુદ્ધ કરનાર ઓમ્કારસ્વરૂપ ભગવાન ધર્મને નમસ્કાર હો. ॥ ૨ ॥

भद्रश्रवस ऊचुरिति। 'प्राणभृत उपदधाति' इतिवद्गणलक्षणया तद्योगाद्गणिषु लिङ्गसमवाय-न्यायेन बहुवचनम्॥ २ ॥

ભદ્રશ્રવાઓ બોલ્યા – (અહીં ભદ્રશ્રવસ્ એ વિશેષ નામ છે. તેનું બ.વ. કેવી રીતે પ્રયોજાય? એ પ્રશ્ન માટે ઉત્તર આપે છે.) ''પ્રાણ ધારણ કરનારાઓને સમીપમાં સ્થાપે છે.''–(તૈત્તિ.સં.૫/૨૧૦) એ પ્રમાણે ગણલક્ષણાથી ગણની સાથે ગણિન્નો નિત્ય સંબંધ હોવાથી (જૈ.સૂ.પૂ.મી.૧/૪/૨૮) લક્ષણાવૃત્તિથી પ્રાણધારીની સાથે અપ્રાણધારી પણ લઈ શકાય, તેમ ભદ્રશ્રવસ્ની સાથે તેના અનુયાયીઓને પણ લઈ શકાય. ॥ ૨ ॥

**अहो विचित्रं भगवद्विचेष्टितं**
**घ्नन्तं जनोऽयं हि मिषन्न पश्यति।**
**ध्यायन्नसद्यर्हि विकर्म सेवितुं**
**निर्हृत्य पुत्रं पितरं जिजीविषति॥ ३**

અહો! ભગવાનની લીલા વિચિત્ર છે કે આ મનુષ્ય (સર્વનો નાશ કરનાર) કાળને જોતો હોવા છતાં પણ વિચારતો નથી, કારણ કે (પોતાના મરેલા) પિતા-પુત્રને બાળી આવીને પોતે તુચ્છ વિષયસુખ ભોગવવા માટે પાપકર્મનો જ વિચાર કરતો (મરેલા પુત્ર-પિતાના ધન ઉપર) જીવવા ઈચ્છે છે! ॥ ૩ ॥

अयं जनो मिषन्नपि पश्यन्नपि घ्नन्तं हिंसन्तं न पश्यति नालोचयतीति भगवद्विचेष्टितमेव। तच्च विचित्रम्। अदर्शने लिङ्गम्। पुत्रं बालं पितरं वृद्धं मृतं निर्हृत्य दग्ध्वा स्वयं तदुभयधनैर्जिजीविषति जीवितुमिच्छति। पाठान्तरे तु छन्दःसामञ्जस्यम्। किं धर्माद्यर्थम्। न। यर्हि यतोऽसत्तुच्छं विषयसुखं सेवितुं विकर्म पापमेव ध्यायन्॥ ३ ॥

આ મનુષ્ય **'घ्नन्तम्'** (સર્વનો) નાશ કરનાર કાળને જોતો હોવા છતાં **'न पश्यति'** લક્ષમાં લેતો નથી, એ ભગવાનની લીલા જ છે અને તે વિચિત્ર છે! કાળને લક્ષમાં ન લેવા માટેનું કારણ– પોતાના મરેલા **'पुत्रम्' ( स्वजनितम्** – પોતે જણેલા– વં.) બાળકને કે **'पितरम्' ( स्वजनकम्**– પોતાના જન્મદાતા) વૃદ્ધને **'निर्हृत्य'** બાળીને પોતે તે બંનેના ધન વડે **'जिजीविषति'** જીવવાની ઈચ્છા રાખે છે. **(जिजीविषति** ને બદલે **जिजीविषुः )** પાઠાંતરમાં છંદની સુસંગતિ છે. શું ધર્મકાર્ય કરવા માટે મનુષ્ય જીવવાની ઈચ્છા રાખે છે? તો તે માટે ઉત્તર આપે છે કે ના. **'यर्हि'** જે કારણે– **'असत्'** તુચ્છ વિષયસુખ સેવવા માટે **'विकर्म'** પાપકર્મનો વિચાર કરતો તે (જીવવાની ઈચ્છા રાખે છે). ॥ ૩ ॥

नन्वविद्वान्न पश्यति किमत्र चित्रं तत्राह।

પ્રશ્ન કરવામાં આવ્યો છે કે સામાન્ય મનુષ્ય (કાળને) નથી જોતો તેમાં શું આશ્ચર્ય છે? તે વાત કહે છે.

**वदन्ति विश्वं कवयः स्म नश्वरं**
**पश्यन्ति चाध्यात्मविदो विपश्चितः।**
**तथापि मुह्यन्ति तवाज मायया**
**सुविस्मितं कृत्यमजं नतोऽस्मि तम्॥ ४**

વિદ્વાનો જગતને નાશવંત કહે છે અને આત્મવેત્તા જ્ઞાનીઓ એ પ્રમાણે જ જુએ છે, છતાં પણ હે અજન્મા દેવ, તેઓ આપની માયાથી મોહિત થાય છે. આપની લીલા અતિ આશ્ચર્યકારક છે, (માટે) અજન્મા એવા આપને હું નમસ્કાર કરું છું. ॥ ૪ ॥

नश्वरं वदन्ति स्म शास्त्रतः। पश्यन्ति च समाधौ। हे अज, तथापि मायया मुह्यन्ति। एतच्च तव कृत्यं चेष्टितं सुविस्मितमतिचित्रम्, अतः शास्त्रादिश्रमं विहाय तं त्वामजं नतोऽस्मि ॥ ४ ॥

(ક્રાન્તદર્શી કવિઓ) શાસ્ત્રમાંથી અને સમાધિમાંથી (જગતની) નશ્વરતાને જાણે છે, તેમ છતાં પણ હે અજન્મા દેવ, તેઓ (પણ) માયાથી મોહ પામે છે અને આ જ આપની **'कृत्यम्'** લીલા **'सुविस्मितम्'** અતિ આશ્ચર્યકારક છે. માટે શાસ્ત્રાદિશ્રમ છોડીને અજન્મા એવા **'तम्'** આપને હું નમસ્કાર કરું છું. ॥ ૪ ॥

इदमपरं चित्रवत्प्रतीयमानमपि त्वयि न चित्रमित्याह।

આ બીજું આશ્ચર્ય જેવું જણાતું હોવા છતાં પણ આપને વિષે તે આશ્ચર્ય નથી, એમ કહે છે.

**विश्वोद्भवस्थाननिरोधकर्म ते**
**ह्यकर्तुरङ्गीकृतमप्यपावृतः ।**
**युक्तं न चित्रं त्वयि कार्यकारणे**
**सर्वात्मनि व्यतिरिक्ते च वस्तुतः॥ ५**

જેમાંથી (માયાદિ) આવરણ દૂર થયું છે તેવા તથા અકર્તા હોવા છતાં આપનું (જે) વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ અને વિનાશનું કર્મ (વેદ દ્વારા) સ્વીકારવામાં આવ્યું છે, તે આપને માટે આશ્ચર્યની વાત નથી. (કારણ કે માયા દ્વારા સર્વના આત્મારૂપે (સંપૂર્ણ) કાર્યના કારણરૂપ આપના વિષે સૃષ્ટિકર્મ યોગ્ય બને છે. વાસ્તવિક રીતે સર્વ ઉપાધિથી રહિત એવા આપના વિષે અકર્તાપણું અને આવરણરહિતપણું યોગ્ય જ છે. ॥ ૫ ॥

विश्वोद्भवादिकर्माकर्तुरप्यपगता आवृदावरणं यस्मात्तादृशस्यापि तेऽङ्गीकृतं वेदेन। त्वयि तन्न चित्रम्। यतो मायया सर्वात्मनि कार्यस्य कारणे स्त्रष्टरि कर्म युक्तम्। वस्तुतः सर्वव्यतिरिक्ते निरुपाधावनावृतत्वमकर्तृत्वं च युक्तम्॥ ५॥

દૂર થયું છે (માયાદિ) આવરણ જેમાંથી તેવા હોવા છતાં તથા અકર્તા હોવા છતાં (આપનું) જે વિશ્વની ઉત્પત્ત્યાદિ કર્મ વેદ દ્વારા સ્વીકારવામાં આવ્યું છે, તે આપના વિષે આશ્ચર્યની વાત નથી, કારણ કે માયા દ્વારા સર્વના આત્મારૂપે (સંપૂર્ણ) કાર્યના કારણ (એવા આપ) સ્રષ્ટા વિષે (ઉત્પત્ત્યાદિ) કર્મ યોગ્ય છે. વાસ્તવિક રીતે **'सर्वव्यतिरिक्ते'** સર્વ ઉપાધિથી રહિત આપ વિષે અકર્તાપણું અને આવરણરહિતપણું યોગ્ય જ છે. ॥ ૫ ॥

परमेश्वरत्वेन स्तुत्वा प्रस्तुतावतारचरित-माह—**वेदानिति**।

પરમેશ્વરરૂપે સ્તુતિ કરીને પ્રસ્તુત અવતારનું ચરિત્ર વર્ણવે છે— **'वेदान् इति।'**

**वेदान्युगान्ते तमसा तिरस्कृतान्**
**रसातलाद्यो नृतुरङ्गविग्रहः।**
**प्रत्याददे वै कवयेऽभियाचते**
**तस्मै नमस्तेऽवितथेहिताय—इति॥ ६**

પ્રલયસમયે તમ:પ્રધાન (શંખાસુર) દૈત્ય દ્વારા હરવામાં આવેલા વેદોને પ્રાર્થના કરતા બ્રહ્માજી માટે જેમણે મનુષ્યાકૃતિવાળા ઘોડાના (હયગ્રીવ) સ્વરૂપે રસાતળમાંથી પાછા લાવી આપ્યા હતા, તે સત્યસંકલ્પવાળા આપને નમસ્કાર હો. ॥ ૬ ॥

तमसा दैत्यरूपेण तिरस्कृतानपनीतान्। ना च तुरङ्गश्च नृतुरङ्गौ तद्रूपो विग्रहो यस्य। कवये ब्रह्मणे। तदर्थमवितथेहिताय सत्यसंकल्पाय ॥ ६ ॥

**'तमसा'** તમ:પ્રધાન શંખાસુર દૈત્ય દ્વારા **'तिरस्कृतान्'** હરવામાં આવેલા વેદોને– ઘોડો નહીં પણ **'नृतुरङ्गविग्रहः'** નર અને ઘોડો– નરાકૃતિ ઘોડો– તે રૂપ સ્વરૂપ છે જેમનું– **'कवये'** આદિકવિ બ્રહ્માજી માટે **'अवितथ-ईहिताय'** સત્યસંકલ્પવાળા (આપ)ને (નમસ્કાર હો!) ॥ ૬ ॥

**हरिवर्षे चापि भगवान्नरहरिरूपेणास्ते तद्रूपग्रहणनिमित्तमुत्तरत्राभिधास्ये तद्दयितं रूपं महापुरुषगुणभाजनो महाभागवतो दैत्यदानवकुलतीर्थीकरणशीलाचरितः प्रह्लादोऽव्यवधानानन्यभक्तियोगेन सह तद्वर्षपुरुषैरुपास्ते इदं चोदाहरति॥ ७॥**

उत्तरत्र प्रह्लादचरित्रे। महापुरुषस्य गुणानां भाजन आश्रयः। दैत्यदानवकुलस्य तीर्थीकरणं शीलमाचरितं च यस्य। फलसंकल्पेन व्यवधानशून्यश्चासावनन्यश्चाव्यभिचारी यो भक्तियोगस्तेनोपास्ते सेवते॥ ७॥

એ જ પ્રમાણે હરિવર્ષ ખંડમાં પણ ભગવાન નરસિંહરૂપે રહે છે. તે રૂપ ગ્રહણ કરવાનું કારણ આગળ જણાવીશ. મહાન ભગવદ્‌ભકત, મહાપુરુષોના ગુણોના પાત્ર, દૈત્ય અને દાનવકુળને પવિત્ર કરે તેવા સ્વભાવ તથા આચરણવાળા પ્રહ્‌લાદજી તે ખંડના અન્ય ભક્તો સાથે નિષ્કામ એવા અનન્ય ભક્તિયોગથી ઉપાસના કરે છે અને આ મંત્રનો જપ કરે છે.॥ ૭ ॥

**'उत्तरत्र'** આગળ (સાતમા સ્કંધમાં) પ્રહ્‌લાદ-ચરિત્રમાં– મહાપુરુષોના ગુણોના **'भाजनः'** આશ્રય– દૈત્ય અને દાનવના કુળને પવિત્ર કરનાર સ્વભાવ તથા આચરણ છે જેમનું – ફળના સંકલ્પરૂપ વ્યવધાનરહિત (નિષ્કામ) અને **'अनन्यः'** અવ્યભિચારી ભક્તિયોગ– તેનાથી **'उपास्ते'** સેવા કરે છે. ॥ ૭ ॥

**ॐ नमो भगवते नरसिंहाय नमस्तेजस्तेजसे आविराविर्भव वज्रनख वज्रदंष्ट्र कर्माशयान् रन्धय रन्धय तमो ग्रस ग्रस ॐ स्वाहा अभयमभयमात्मनि *भूयिष्ठा ॐ क्ष्रौम्॥ ८॥**

तेजसामपि तेजसे। आविराविः अतिप्रकटो भव। वीप्सा वा। कर्माशयान्कर्मवासनाः। कर्माश्रयानिति पाठे रागादीन् रन्धय निर्दह। भूयिष्ठाः भूयाः॥ ८॥

ૐકારસ્વરૂપ ભગવાન શ્રીનરસિંહદેવને નમસ્કાર હો. (અગ્નિ, સૂર્ય વગેરે) તેજના પણ તેજરૂપ (ભગવાન)ને નમસ્કાર હો. હે વજ્ર સમાન નખવાળા, હે વજ્ર સમાન દાઢવાળા, (આપ) પ્રકટ થાઓ, પ્રકટ થાઓ! (અમારી) કર્મવાસનાઓને બાળી નાખો, બાળી નાખો! (અમારા) અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરો, નાશ કરો! ૐ સ્વાહા. (અમારા) અંતઃકરણમાં અભયરૂપ થાઓ, અભયરૂપ થાઓ! ૐ ક્ષ્રૌમ્ ॥ ૮ ॥

(અગ્નિ, સૂર્ય વગેરે) તેજોના પણ તેજરૂપને (નમસ્કાર હો). **'आविः आविः'** અત્યંત પ્રકટ થાઓ! અથવા પુનરુક્તિ સમજવી. **'कर्माशयान्'** કર્મવાસનાઓને, **'कर्माश्रयान्'** એમ પાઠમાં, કામાદિનું **'रन्धय'** દહન કરો, **'भूयिष्ठाः'** (તમે) થાઓ! ॥ ૮ ॥

* **'भूयिष्ठाः'** આ રૂપ ચર્ચાસ્પદ છે. **भू** ધાતુ પરથી આ રૂપ કેવી રીતે બન્યું તે વિચારણીય છે. પરંતુ શ્રીધર સ્વામી **'भूयाः'** એવો પર્યાય આપે છે. **भू** નું આશીર્વાદાર્થ બીજો પુ. એ.વ. છે, એટલે કે તમે અમારા અંતઃકરણમાં અભયરૂપ બનો.

**वंशीधरी—'क्ष्रौम्'** इति नृसिंहबीजम् इति बीजकोशे। ''बीजं देवस्य मूर्तिर्हि तत्स्मृतेः स प्रसीदति'' इति तान्त्रिकसिद्धान्तानुसारेणात्र तानि लिखितानीति ज्ञेयम्। महारोगाद्युपद्रवेऽस्य जपो झटिति सिद्धिः।

**'क्ष्रौम्'** એ નરસિંહદેવનું બીજ છે – એમ બીજકોશમાં છે. 'ખરેખર, બીજ દેવની મૂર્તિ છે. તેનું સ્મરણ કરવાથી તે દેવ પ્રસન્ન થાય છે.' એમ અહીં લખેલા તે બીજમંત્રો તાંત્રિક સિદ્ધાન્ત અનુસાર છે, એમ જાણવું. મહારોગાદિ ઉપદ્રવમાં આનો જપ શીઘ્ર સિદ્ધ થાય છે.

**वीर.—**तेजसामपि तेजसे तेजोऽन्तरैरप्रकाश्याय सर्वतेजसां प्रकाशायेत्यर्थः।

तथा च श्रुतिः—

'न तत्र सूर्यो भाति न चन्द्रतारकं
नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः।
तमेव भान्तमनुभाति सर्वं
तस्य भासा सर्वमिदं विभाति॥'

इति कठवल्लीष्वाम्नायते, तद्रूपमेव चाथर्वणे परं ब्रह्माधिकृत्य श्रूयते। अतोऽत्र परं ब्रह्मत्वं विवक्षितम्।

અન્ય તેજોથી પ્રકાશિત ન થવા યોગ્ય (પરંતુ) સર્વ તેજોને પ્રકાશિત કરનાર તેજસ્વરૂપને (નમસ્કાર હો), એમ અર્થ છે,

તે અનુસાર શ્રુતિ પણ છે. 'તે (બ્રહ્મ)માં સૂર્ય પ્રકાશતો નથી, ચંદ્ર– તારા ત્યાં પ્રકાશતા નથી અને આ વીજળીઓ પણ નથી ચમકતી તો પછી આ અગ્નિની શી વિસાત? તે (બ્રહ્મ) પ્રકાશે છે ત્યારે જ સર્વ કાંઈ પ્રકાશિત થાય છે તથા તેના પ્રકાશથી જ આ સર્વ ભાસે છે.' (કઠ.ઉપ.૨/૨/૧૫)

એમ કઠોપનિષદની વલ્લીઓમાં કહેવાયું છે, તે જ રૂપ અથર્વસંહિતામાં (મુંડક.૨/૨/૧૦) પરબ્રહ્મસંબંધી શ્રવણ કરવામાં આવે છે. આથી અહીં શ્રીનરસિંહ ભગવાનનું પરબ્રહ્મત્વ કહેવાની ઇચ્છા છે.

**स्वस्त्यस्तु विश्वस्य खलः प्रसीदतां**
**ध्यायन्तु भूतानि शिवं मिथो धिया।**
**मनश्च भद्रं भजतादधोक्षज**
**आवेश्यतां नो मतिरप्यहैतुकी॥ ९**

વિશ્વનું કલ્યાણ થાઓ. દુષ્ટ ક્રૂરતા ત્યજે. પ્રાણીઓ પરસ્પર સન્મતિપૂર્વક કલ્યાણની કામના કરો. પ્રાણીઓનું મન શાન્તિ પામો. (પ્રાણીમાત્રસહિત) અમારી બુદ્ધિ પણ નિષ્કામ થઈ અધોક્ષજ ભગવાન શ્રીહરિમાં પ્રવેશ કરો. ॥ ૯ ॥

विश्वस्य स्वस्तिप्रार्थने खलस्यापि भवेत्, तच्च साधुपीडां विना न स्यात्, अन्योन्यममङ्गलं ध्यायतां च भूतानामन्योन्यघातं विना न भवेदित्याशङ्क्याह। खलः प्रसीदतां प्रसीदतु क्रौर्यं त्यजतु। भूतानि च मिथः शिवमेव ध्यायन्तु। तेषां मनश्च भद्रमुपशमादिकं भजतु। नोऽस्माकमपि मतिरपिशब्दाद्भूतानां च मतिरहैतुकी निष्कामा सती॥ ९॥

વિશ્વના કલ્યાણની પ્રાર્થનામાં દુષ્ટનું પણ કલ્યાણ થાય (કારણ કે વિશ્વના કલ્યાણની પ્રાર્થનામાં દુષ્ટ પણ આવી જાય) અને તે સજ્જનોને પીડા કર્યા વિના ન થાય તથા એકબીજાનું અમંગળ વિચારતાં પ્રાણીઓના પરસ્પર મૃત્યુ વિના અમંગળ ન થાય, એવી શંકા કરીને કહે છે– **'खलः प्रसीदताम्'** દુષ્ટ ક્રૂરતા ત્યજે તથા પ્રાણીઓ એકબીજાનું કલ્યાણ જ ઇચ્છે. તેમનું મન પણ **'भद्रम्'** ઉપશમાદિને પામો. **'नः'** અમારી બુદ્ધિ પણ, **'अपि'** શબ્દથી પ્રાણીઓની બુદ્ધિ અને અમારી બુદ્ધિ પણ **'अहैतुकी'** નિષ્કામ થઈ (શ્રીહરિમાં પ્રવેશ કરો.) ॥ ૯ ॥

**माऽगारदारात्मजवित्तबन्धुषु**
**सङ्गो यदि स्याद्भगवत्प्रियेषु नः।**
**यः प्राणवृत्त्या परितुष्ट आत्मवान्**
**सिध्यत्यदूरान्न तथेन्द्रियप्रियः॥ १०**

નઃ सङ्गः क्वापि मा स्यात्। यदि कथंचित्स्यात्तर्ह्यगारादिषु मा स्यात्किंतु भगवत् प्रियेष्वेव। अगारादिसङ्गे दोषमाह—**य इति**। इन्द्रियप्रियो गृहाद्यासक्तः॥ १०॥

ઘર, પત્ની, પુત્ર, ધન અને બન્ધુઓમાં અમારી આસક્તિ ન થાય અને જો આસક્તિ થાય તો (કેવળ) ભગવાનના પ્રિય ભક્તોમાં જ થાય. જે સંયમી મુનષ્ય (પ્રાણવૃત્તિથી) શરીરનિર્વાહ(ને યોગ્ય અન્નાદિ)થી સંતુષ્ટ રહે છે તેને (જેટલી) શીઘ્ર સિદ્ધિ પ્રાપ્ત થાય છે, તેટલી ઇન્દ્રિયો પર પ્રીતિ રાખનારને નથી થતી. ॥ ૧૦ ॥

અમને ક્યારેય આસક્તિ ન થાય. જો કદાચ આસક્તિ થાય તો ગૃહાદિમાં ન થાય, પરંતુ ભગવાનના પ્રિય ભક્તોમાં જ થાય. ગૃહાદિની આસક્તિમાં દોષનું વર્ણન કરે છે— **'यः इति।' 'इन्द्रियप्रियः'** ઇન્દ્રિયો પર પ્રીતિ રાખનાર અર્થાત્ ગૃહાદિમાં આસક્ત ॥ ૧૦ ॥

भगवत्प्रियसङ्गे गुणमाह।

ભગવાનના પ્રિય ભક્તોના સત્સંગનું માહાત્મ્ય જણાવે છે.

**यत्सङ्गलब्धं निजवीर्यवैभवं**
**तीर्थं मुहुः संस्पृशतां हि मानसम्।**
**हरत्यजोऽन्तः श्रुतिभिर्गतोऽङ्गजं**
**को वै न सेवेत मुकुन्दविक्रमम्॥ ११**

येषां भगवत्प्रियाणां सङ्गाल्लब्धं मुकुन्दविक्रमं श्रुतिभिः श्रवणादिभिः संस्पृशतां सेवमानानां पुंसामन्तर्गतोऽजो मानसं मलं हरति। कथंभूतं विक्रमम्। निजमसाधारणं वीर्यवैभवं प्रभावातिशयो यस्य। तीर्थं तु गङ्गादि मुहुः संस्पृशतामङ्गजं मलं केवलं हरति, न तु वासनाः। तान्को वै न सेवेतेत्यन्वयः॥ ११॥

ખરેખર, જેમના સત્સંગથી પ્રાપ્ત થયેલા પોતાના (મુકુન્દ ભગવાનના) અતિશય પ્રભાવવાળા પરાક્રમને શ્રવણ દ્વારા વારંવાર સેવન કરનારાઓની અંદર (મનમાં) ગયેલા અજન્મા ભગવાન શ્રીહરિ મનનો મળ હરી લે છે. ગંગાદિ તીર્થ તો પોતાનું સેવન કરનારના શારીરિક મળને હરે છે, (પરંતુ વાસનાઓને દૂર કરી શકતાં નથી.) તેવા (ભગવાન મુકુન્દના પરાક્રમને શ્રવણ કરનારા) ભગવદ્ભક્તોને (વિવેકી એવો) કયો મનુષ્ય ન સેવે? ॥ ૧૧ ॥

ભગવાનના પ્રેમી એવા જેમના સંગથી (સાંભળવા) મળેલા મુકુન્દ ભગવાનના પરાક્રમને **'श्रुतिभिः'** શ્રવણાદિ દ્વારા **'संस्पृशताम्'** સેવનારા મનુષ્યોના મનમાં ગયેલા ભગવાન અજ (તેમના) મનનો મળ હરે છે. કેવા પરાક્રમને? ભગવાનનો અસાધારણ **'वीर्यवैभवम्'** અતિશય પ્રભાવ છે જેનો તેવા પરાક્રમને. ગંગાદિ તીર્થ તો વારંવાર સેવન કરનારાઓના શરીરમાં થતા મેલને જ હરે છે, પરંતુ વાસના દૂર કરી શકતાં નથી. તે ભગવદ્ભક્તોને તો કયો મનુષ્ય ન સેવે? એમ અન્વય છે. ॥ ૧૧ ॥

मानसमलापगममफलमाह—**यस्येति**।

**यस्यास्ति भक्तिर्भगवत्यकिंचना**
**सर्वैर्गुणैस्तत्र समासते सुराः।**
**हरावभक्तस्य कुतो महद्गुणा**
**मनोरथेनासति धावतो बहिः॥ १२**

अकिंचना निष्कामा। मन:शुद्धौ हरेर्भक्तिर्भवति, ततश्च तत्प्रसादे सति सर्वे देवा: सर्वैर्गुणैर्धर्मज्ञानादिभि: सह तत्र सम्यगासते नित्यं वसन्ति। गृहाद्यासक्तस्य तु हरिभक्त्यसंभवात्कुतो महतां गुणा ज्ञानवैराग्यादयो भवन्ति। असति विषयसुखे मनोरथेन बहिर्धावत:॥ १२॥

ननु हरिविमुखस्य गृहाद्यासक्तस्यापि लोके महत्त्वं दृश्यते, सत्यं दृश्यते, तत्तूपहासास्पदमिति सहेतुकमाह—**हरिर्हीति**।

**हरिर्हि साक्षाद्भगवान् शरीरिणा-**
**मात्मा झषाणामिव तोयमीप्सितम्।**
**हित्वा महांस्तं यदि सज्जते गृहे**
**तदा महत्त्वं वयसा दंपतीनाम्॥ १३**

यथा झषाणां मीनानामीप्सितं तोयमेवात्मा, तेन विना जीवनाभावात् महानतिप्रसिद्धोऽपि

મનનો મળ દૂર થવાનું ફળ જણાવે છે—**'यस्य इति।'**

જે મનુષ્યની ભગવાન શ્રીહરિમાં નિષ્કામ ભક્તિ છે, તેનામાં (ધર્મ, જ્ઞાનાદિ) સમ્પૂર્ણ ગુણો સાથે સર્વ દેવો નિત્ય વસે છે. ભગવાન શ્રીહરિમાં જેને ભક્તિ નથી તેવા, મિથ્યા વિષયસુખની પાછળ મનોરથથી સંસારમાં ભટકતા મનુષ્યને મહાપુરુષોના ગુણો ક્યાંથી હોય? ॥ ૧૨ ॥

**'अकिञ्चना'** નિષ્કામ ભક્તિ– મન શુદ્ધ થતાં શ્રીહરિમાં ભક્તિ થાય છે. ત્યાર પછી શ્રીહરિ પ્રસન્ન થતાં સર્વ દેવો ધર્મ, જ્ઞાન વગેરે સમસ્ત ગુણોસહિત તેનામાં **'सम्यक्-आसते'** નિત્ય વસે છે. ઘર વગેરેમાં આસક્ત હોય તેવા મનુષ્યને તો શ્રીહરિમાં ભક્તિ ન હોવાથી મહાપુરુષોના જ્ઞાન-વૈરાગ્યાદિ ગુણો ક્યાંથી સંભવે? **'असति'** મિથ્યા વિષયસુખની પાછળ મનોરથોથી સંસારમાં ભટકતા મનુષ્યને (ગુણો ક્યાંથી હોય?)॥ ૧૨ ॥

શંકા કરવામાં આવી છે કે શ્રીહરિથી વિમુખ એવા ગૃહાદિમાં આસક્ત મનુષ્યનું પણ સંસારમાં મહત્ત્વ તો જણાય છે. જણાય છે ખરું છે, પરંતુ તે ઉપહાસને પાત્ર છે, એમ કારણસહિત કહે છે — **'हरिः हि इति।'**

જેમ જળચરોને પ્રાપ્ત કરવા ઈષ્ટ (પ્રિયતમ જીવનધારક) જળ છે, તેમ દેહધારીઓને માટે (પ્રિયતમ) આત્મા સાક્ષાત્ ભગવાન શ્રીહરિ જ પ્રાપ્ત કરવા ઈષ્ટ છે. તે શ્રીહરિને છોડીને મહાન (મનાતો) મનુષ્ય જો ઘરમાં આસક્ત રહે તો તે ઉંમરથી જ મોટો છે, (જ્ઞાનાદિ ગુણોથી તેનું મોટાપણું નથી.) જેમ દંપતીઓનું આયુષ્ય વડે મહત્ત્વ હોય છે તેમ. ॥ ૧૩ ॥

જેમ **'झषाणाम्'** માછલીઓને પ્રાપ્ત કરવા ઈષ્ટ (પ્રિયતમ જીવનધારક) જળ જ આત્મા છે, કારણ કે તેના વિના જીવન ટકી શકતું નથી. અતિપ્રસિદ્ધ મહાન મનુષ્ય પણ જો ગૃહાદિમાં આસક્ત

गृहे यदि सज्जते तदा दम्पतीनां मिथुनानां शूद्रादिष्वपि प्रसिद्धं वयसैव केवलं यन्महत्त्वं तदेव तस्य भवति, न तु ज्ञानादिना।

મિથુનેષુ પૂજ્યમાનેષુ સ્ત્રીભ્યઃ પુંસાં મહત્ત્વં

હોય તો **'दम्पतीनाम्'** સ્ત્રી-પુરુષના યુગલનું કેવળ આયુષ્યથી જ જે મહત્ત્વ છે, કે જે શૂદ્રોમાં પણ પ્રસિદ્ધ છે, તે જ મહત્ત્વ તેવી મહાન વ્યક્તિનું છે. (અર્થાત્ ઉંમરથી જ તે મોટો લેખાય છે) પરંતુ જ્ઞાનાદિ ગુણોથી નહીં.

मिथुनेषु पूज्यमानेषु स्त्रीभ्यः पुंसां महत्त्वं बालमिथुनेभ्यश्च वृद्धमिथुनानां महत्त्वं यथेत्यर्थः ॥ १३ ॥

જેમ સન્માન અપાતાં યુગલોમાં સ્ત્રીઓ કરતાં પુરુષોનું મહત્ત્વ હોય છે તથા બાળયુગલો કરતાં વૃદ્ધયુગલોનું મહત્ત્વ હોય છે તેમ, એમ અર્થ છે. ॥ ૧૩ ॥

**वि.चक्र.—**कश्चिज्झषजातिर्यथा तोयमपि हित्वा बहिस्तटादिषु सुखार्थं प्रचरन् जीवन्मृतो भवति तथैव हरिविमुखो जीवन्मृत एव स न तु महानिति भावः।

કોઈક જળચરજાતિનો જીવ જળને પણ છોડીને કિનારે કિનારે બહાર આનંદ ખાતર પ્રચલન કરે તો તે જીવતો મરેલો થાય તેમ જ શ્રીહરિથી વિમુખ એવો મનુષ્ય પણ જીવતો મરેલો જ છે પરંતુ મહાન નથી, એવો ભાવ છે.

यस्मादेवं तस्माद्गृहं हित्वा अकुतोभयं नृसिंहपादं भजतेत्यसुरानुपदिशति।

આમ, જે કારણે (ઘરમાં રહેવાનું મહત્ત્વ નથી તેથી) ઘરને છોડીને જ્યાં ક્યાંયથી ભય નથી તેવા શ્રીનરસિંહ ભગવાનના ચરણને ભજો, એમ (પ્રહ્લાદજી) અસુરોને ઉપદેશ આપે છે.

**तस्माद्रजोरागविषादमन्यु-**
**मानस्पृहाभयदैन्याधिमूलम् ।**
**हित्वा गृहं संसृतिचक्रवालं**
**नृसिंहपादं भजताऽकुतोभयमिति॥ १४**

(ભગવાન શ્રીહરિની ભક્તિ અત્યંત સુખનું મૂળ છે અને વિષયાસક્તિ અત્યંત દુઃખનું મૂળ છે,) માટે (હે અસુરો,) તૃષ્ણા, આસક્તિ, વિષાદ, ક્રોધ, અભિમાન, સ્પૃહા, ભય, દૈન્ય અને મનના સંતાપના કારણરૂપ તથા જન્મમરણની ઘટમાળના કારણરૂપ ઘરને છોડીને શ્રીનરસિંહ ભગવાનના અભયરૂપ ચરણનો આશ્રય લો. ॥ ૧૪ ॥ (**'इति'** શબ્દ પ્રહ્લાદજીની સ્તુતિની સમાપ્તિ સૂચવે છે.)

कीदृशं गृहम्। रजः तृष्णा, रागोऽभिनिवेशः। रजआदीनां मूलं कारणमत एव संसृतीनां जन्ममरणादीनां चक्रवालं मण्डलमविच्छेदो यस्मात्॥ १४॥

કેવા ઘરને? **'रजः'** તૃષ્ણા, **'रागः'** આસક્તિ, તૃષ્ણા વગેરેનું **'मूलम्'** કારણ હોવાથી જ **'संसृतीनाम्'** જન્મ-મરણની **'चक्रवालम्'** ઘટમાળના કારણરૂપ જે ગૃહમાંથી છુટકારો નથી. ॥ ૧૪ ॥

**केतुमालेऽपि भगवान्कामदेवस्वरूपेण लक्ष्म्याः प्रियचिकीर्षया प्रजापतेर्दुहितॄणां पुत्राणां तद्वर्षपतीनां पुरुषायुषाहोरात्रपरिसंख्यानानां यासां गर्भा महापुरुषमहास्त्रतेजसोद्वेजितमनसां विध्वस्ता व्यसवः संवत्सरान्ते विनिपतन्ति॥ १५॥**

केतुमालेऽपि कामदेवस्वरूपेणास्त इति शेषः। किमर्थमास्तेऽत आह—लक्ष्म्या इति। प्रजापतिः संवत्सरः। 'संवत्सरो वै प्रजापतिः' इति श्रुतेः। तस्य दुहितरो रात्र्यभिमानिन्यो देवताः पुत्रा दिवसाभिमानिनो देवास्तेषां च प्रियचिकीर्षया।

पुरुषायुषा वर्षशतेन यान्यहोरात्राणि तैः परिसंख्यानं गणना येषाम्। षट्त्रिंशत्सहस्राणामित्यर्थः। यासां दुहितॄणाम्। महापुरुषस्य महास्त्रं चक्रं तस्य तेजसा॥ १५॥

**वंशीधरी—**गर्भाः क्षणलवाद्यात्मकाः कालाः। यद्वा वर्षभोज्यानि लोकानां प्रारब्धकर्मफलान्येव ता रात्रीर्निमित्तीकृत्योद्भूतत्वात्तासामेव गर्भा इत्युत्प्रेक्षन्ते तथा तेषां संवत्सरात्मस्थूलकालान्ते भोगेन क्षय एव गर्भपातत्वेनोत्प्रेक्षितः।

अहोरात्र्यधिष्ठात्र्यो देवतास्ताः प्राकृतलोकवर्त्तिन्यो भगवन्तमुपास्य वैकुण्ठ एव तद्भक्तानामनश्वरप्रेमसेवासुखनिमित्तरूपा भविष्यन्तीत्युपासनाफलं च द्रष्टव्यम्।

કેતુમાલખંડમાં પણ લક્ષ્મીદેવીનું તથા તે ખંડના અધિપતિ (સંવત્સર નામના) પ્રજાપતિના પુત્ર-પુત્રીઓનું પ્રિય કરવાની ઇચ્છાથી ભગવાન કામદેવસ્વરૂપે (નિવાસ કરે) છે. તે પુત્ર-પુત્રીઓ મનુષ્યના (સો વર્ષના) આયુષ્યના રાત-દિવસની સંખ્યા જેટલા (અર્થાત્ છત્રીસ-છત્રીસ હજાર રાત-દિવસના અભિમાની દેવી-દેવોરૂપ) છે, પરમપુરુષ નારાયણના કાળરૂપ સુદર્શનચક્રના તેજથી ભયભીત થયેલી જે પુત્રીઓના ગર્ભો વર્ષના અંતે નિષ્પ્રાણ થઈ પડી જાય છે.॥ ૧૫ ॥

કેતુમાલખંડમાં પણ ભગવાન કામદેવસ્વરૂપે નિવાસ કરે છે, એટલું શેષ છે. શા માટે નિવાસ કરે છે? તે હવે કહે છે— **'लक्ष्म्याः इति।'** લક્ષ્મીજીનું– સંવત્સર નામના પ્રજાપતિ. 'સંવત્સર એ જ ખરેખર પ્રજાપતિ છે' (પ્રશ્ન. ૧/૯) એમ શ્રુતિ હોવાથી. તેમની પુત્રીઓ રાત્રિઓની અભિમાની દેવીઓ અને પુત્રો દિવસોના અભિમાની દેવો– તેમનું પ્રિય કરવાની ઇચ્છાથી ત્યાં ભગવાન રહે છે.

**'पुरुष-आयुषा'** (સો) વર્ષના આયુષ્યમાં જેટલાં દિવસ-રાત્રિઓ હોય તેટલી **'परिसंख्यानानाम्'** સંખ્યા છે જેમની (અર્થાત્ છત્રીસ-છત્રીસ હજાર). જે પુત્રીઓના (ગર્ભ)– પરમપુરુષ નારાયણના **'महा-अस्त्रम्'** કાળરૂપ સુદર્શનચક્ર, તેના તેજથી ॥ ૧૫ ॥

ગર્ભો એટલે ક્ષણ-લવાદિરૂપ કાળ, અથવા લોકોનાં વર્ષ દરમ્યાન ભોગવવા યોગ્ય પ્રારબ્ધકર્મફળો જ (ગર્ભોરૂપ) છે. તે રાત્રિઓને નિમિત્તરૂપ બનાવીને પ્રકટ થયેલાં હોવાથી તેમના જ જાણે ગર્ભો હોય તેમ ઉત્પ્રેક્ષારૂપે કહ્યાં છે. તેમ જ સંવત્સરાત્મક સ્થૂળકાળના અંતે ભોગથી જ તેમનો ક્ષય છે, એમ ગર્ભપાતરૂપે ઉત્પ્રેક્ષા કરી છે.

પ્રાકૃતલોકની જેમ રહેનારા, દિવસ-રાતના અધિષ્ઠાતા તે દેવતાઓ ભગવાનની ઉપાસના કરીને વૈકુંઠમાં જ તેમના ભક્તોના શાશ્વત પ્રેમસેવારૂપ સુખના કારણરૂપ બનશે– એમ ઉપાસનાનું ફળ જોવા યોગ્ય છે.

**अतीवसुललितगतिविलासविलसितरुचिरहासलेशावलोकलीलया किंचिदुत्तम्भितसुन्दरभ्रूमण्डलसुभगवदनारविन्दश्रिया रमां रमयन्निन्द्रियाणि रमयते॥ १६ ॥**

रमां रमयन् स्वीयानीन्द्रियाणि रमयते। केन साधनेन रमयंस्तदाह।

अतीव सुललितया गत्या यो विलासस्तेन विलसितो रुचिरो हासलेशो मन्दस्मितं तत्सहितोऽवलोक एव लीला तया किंचिदुत्तम्भितमुत्तुङ्गितं सुन्दरं यद्भ्रूमण्डलं तेन सुभगं यद्वदनारविन्दं तस्य श्रिया॥ १६ ॥

**तद्भगवतो मायामयं रूपं परमसमाधियोगेन रमादेवी संवत्सरस्य रात्रिषु प्रजापतेर्दुहितृभिरुपेताहस्सु च तद्भर्तृभिरुपास्ते इदं चोदाहरति॥ १७॥**

तद्भर्तृभिर्दिवसाधिष्ठातृभिरुपेता॥ १७॥

**ॐ ह्रां ह्रीं ह्रूं ओं नमो भगवते हृषीकेशाय सर्वगुणविशेषैर्विलक्षितात्मने आकूतीनां चित्तीनां चेतसां विशेषाणां चाधिपतये षोडशकलाय छन्दोमयायान्नमयायामृतमयाय सर्वमयाय सहसे ओजसे बलाय कान्ताय कामाय नमस्ते उभयत्र भूयात्॥ १८॥**

(તે ખંડમાં ભગવાન કામદેવ) અત્યંત સુલલિત ગતિવિલાસથી સુશોભિત મનોહર મંદસ્મિતસહિત નેત્રકટાક્ષરૂપ લીલા દ્વારા સહેજ ઊંચી કરેલી સુંદર ભ્રૂકુટિ વડે સુભગ એવા મુખકમળની શોભાથી રમાદેવીને આનંદ આપતા (પોતાની) ઈન્દ્રિયોને આનંદ આપે છે. ॥ ૧૬ ॥

રમાદેવીને આનંદ આપતા (ભગવાન કામદેવ) પોતાની ઈન્દ્રિયોને આનંદ આપે છે. કયા સાધનથી આનંદ આપતા, તે કહે છે.

અત્યંત સુલલિત ગતિનો જે વિલાસ છે તેનાથી સુશોભિત મનોહર '**हासलेशः**' મંદસ્મિત, તે સહિતનો '**अवलोकः**' નેત્રકટાક્ષ, એ જ લીલા; તેનાથી સહેજ '**उत्तम्भित**' ઊંચી કરેલી સુંદર એવી જે ભ્રૂકુટિ છે તેનાથી સુભગ એવું જે વદનારવિંદ છે તેની શોભાથી ॥ ૧૬ ॥

વર્ષની રાત્રિઓમાં પ્રજાપતિની કન્યાઓ સાથે તથા દિવસોમાં તેમના પતિઓ સાથે રમાદેવી ચિત્તની પરમ એકાગ્રતાપૂર્વક ભગવાનના તે કૃપાપ્રચુર સ્વરૂપની ઉપાસના કરે છે. ॥ ૧૭ ॥

દિવસના અધિષ્ઠાતા એવા તેમના પતિઓ સહિત (શ્રીરમાદેવી ઉપાસના કરે છે.) ॥ ૧૭ ॥

ઈન્દ્રિયોના નિયંતા તે (હૃષીકેશ) ભગવાનને નમસ્કાર હો. શ્રેષ્ઠ વસ્તુઓ વડે જેમનું સ્વરૂપ અભિવ્યક્ત થાય છે તેમને નમસ્કાર હો. ક્રિયાશક્તિ, જ્ઞાનશક્તિ તથા ચિત્તના ધર્મો અને તેમના વિષયોના અધીશ્વરને નમસ્કાર હો, સોળ કળાથી યુક્ત ભગવાનને તેમ જ વેદોક્ત કર્મોથી પ્રાપ્ત થવા યોગ્ય એવા અન્નમય, અમૃતમય તથા સર્વમય ભગવાનને નમસ્કાર હો. અન્તઃકરણના, ઈન્દ્રિયોના તથા દેહના સામર્થ્યરૂપ પરમસુંદર ભગવાન કામદેવને **ॐ ह्रां ह्रीं ह्रूं ओम्** (એ બીજમંત્રો સહિત) આ લોક તથા પરલોક બંનેમાં નમસ્કાર હો. ॥ ૧૮ ॥

सर्वैर्गुणविशेषैः श्रेष्ठवस्तुभिर्विलक्षितो लक्षीकृत आत्मा यस्य। आकूतीनां क्रियाणाम्। चित्तीनां ज्ञानानाम्। चेतसां संकल्पाध्यवसायादीनाम्। विशेषाणां तत्तद्विषयाणाम्। षोडशकला अंशा एकादशेन्द्रियपञ्चविषयलक्षणा यस्य। छन्दोमयाय वेदोक्तकर्मप्राप्याय। अन्नमयायान्नोपष्टभ्यत्वात्। अमृतमयाय परमानन्दाविष्कारत्वात्। सर्वमयाय सर्वविषयत्वात्। सहसे ओजसे बलाय तद्धेतुत्वात् ॥ १८ ॥

**'सर्वगुणविशेषैः'** શ્રેષ્ઠ વસ્તુઓ વડે **'विलक्षितः'** અભિવ્યક્ત થાય છે સ્વરૂપ જેમનું– **'आकूतीनाम्'** ક્રિયાશક્તિઓના, **'चित्तीनाम्'** જ્ઞાનશક્તિઓના, **'चेतसाम्'** સંકલ્પ-નિશ્ચયાદિ ચિત્તના ધર્મોના, **'विशेषाणाम्'** (મન, બુદ્ધિ, ચિત્ત, અહંકારની વૃત્તિઓના અથવા) તેમના વિષયોના, **'षोडशकलाः'** એકાદશ ઇન્દ્રિયો અને પાંચ વિષયોરૂપ લક્ષણવાળી સોળ કળાઓ અથવા અંશો છે જેમના, **'छन्दोमयाय'** વેદોક્ત કર્મોથી પ્રાપ્ત કરવા યોગ્ય (ભગવાન)ને, **'अन्नमयाय'** અન્નથી પાલનપોષણ કરનારા હોવાથી અન્નમય (ભગવાન)ને, **'अमृतमयाय'** પરમ આનંદ પ્રકટ કરનારા હોવાથી અમૃતમય (ભગવાન)ને, **'सर्वमयाय'** સર્વ વિષયરૂપ હોવાથી સર્વમયને નમસ્કાર હો. **'सहसे'** અંતઃકરણના સામર્થ્યરૂપ (ભગવાન)ને, **'ओजसे'** ઇન્દ્રિયોના સામર્થ્યરૂપ (ભગવાન)ને, **'बलाय'** દેહના સામર્થ્યરૂપ (ભગવાન)ને (નમસ્કાર હો).॥ १८ ॥

**वंशीधरी**—अत्र लज्जाबीजत्रिकं सप्रणवं चतुर्वर्गसिद्धिद्योतनायादौ लक्ष्म्या प्रयुक्तं कामो मे लज्जां रक्षतु वर्गचतुष्टय इति द्योतनाय वा।

અહીં પ્રણવસહિત ત્રણ લજ્જાબીજમંત્રો ચાર પુરુષાર્થોની સફળતા દર્શાવવા માટે છે. આરંભમાં તે બીજમંત્રો લક્ષ્મી દ્વારા પ્રયુક્ત થયેલા છે. કામ મારી લજ્જાની રક્ષા કરો અથવા ચારેય પુરુષાર્થોમાં મારી લજ્જાની રક્ષા કરો.

त्वत्कामेनैव त्वत्सेवकत्वादहं कृतार्थोऽस्मि। अन्यकामनया तु त्वामर्चन्त्यो न परिपूर्णमनोरथाः स्युरित्याह—**स्त्रिय इति**।

સ્વયં નિષ્કામ એવાં લક્ષ્મીજી અન્ય સકામ ભક્તિવાળી સ્ત્રીઓ માટે શોક કરતાં કહે છે કે હે ભગવાન, આપની કામના કરવાથી જ આપની સેવિકા હોવાને કારણે હું કૃતાર્થ થઈ છું પરંતુ અન્ય પતિની કામના હોવાને કારણે આપની અર્ચના કરતી સ્ત્રીઓ પરિપૂર્ણ મનોરથોવાળી હોતી નથી, એમ કહે છે— **'स्त्रियः इति।'**

**स्त्रियो व्रतैस्त्वा हृषिकेश्वरं स्वतो**
**ह्याराध्य लोके पतिमाशासतेऽन्यम्।**
**तासां न ते वै परिपान्त्यपत्यं**
**प्रियं धनायूंषि यतोऽस्वतन्त्राः॥ १९**

(અનેક પ્રકારનાં કઠોર) વ્રતો દ્વારા સ્ત્રીઓ ઇન્દ્રિયોના અધીશ્વર એવા આપની આરાધના કરીને સંસારમાં અન્ય (લૌકિક) પતિની કામના કરે છે પરંતુ તે પતિઓ તેમનાં પ્રિય પુત્ર, ધન અને આયુષ્યની રક્ષા કરી શકતા નથી કારણ કે તેઓ અસ્વતંત્ર છે. ॥ १९ ॥

स्वत एव हृषीकाणामीश्वरं पतिं सन्तं त्वामाराध्य याः स्त्रियोऽन्यं पतिं प्रार्थयन्ते। पतिकामानां हि कामाराधनं व्रतेषु प्रसिद्धम्। तासामपत्यादीनि ते पतयो न पातुं शक्ताः ॥ १९ ॥

**बा.प्र.**—'अस्वतन्त्राः' कालकर्मगुणाद्यधीनाः। न ह्यजगरगृहीतोऽन्यान् गोप्तुं शक्नोतीति भावः।

अतस्ते पतय एव न भवन्तीत्याह—**स वा इति**।

**स वै पतिः स्यादकुतोभयः स्वयं**
**समन्ततः पाति भयातुरं जनम्।**
**स एक एवेतरथा मिथो भयं**
**नैवात्मलाभादधि मन्यते परम्॥ २०**

स चैवंभूतः पतिर्भवानेक एव नान्यो यो भवानात्मलाभात्परमन्यदधिकं न मन्यते। इतरथान्याधीनसुखस्य न स्वतन्त्रता, स्वतन्त्रनानात्वे च मण्डलेश्वराणामिव मिथो भयं स्यादित्यर्थः ॥ २० ॥

**या तस्य ते पादसरोरुहार्हणं**
**निकामयेत्साखिलकामलम्पटा ।**
**तदेव रासीप्सितमीप्सितोऽर्चितो**
**यद्भग्नयाच्ञा भगवन्प्रतप्यते॥ २१**

સ્વયં જ ઇન્દ્રિયોના **'ईश्वरम्'** અધીશ્વરને—આપને આરાધીને જે સ્ત્રીઓ અન્ય પતિની કામના કરે છે. પતિની કામના કરનારી સ્ત્રીઓની સકામ આરાધના વ્રતો(ના ગ્રંથો)માં પ્રસિદ્ધ છે. તેમનાં પુત્રાદિની રક્ષા કરવાને તે પતિઓ સમર્થ નથી. ॥ ૧૯ ॥

કાળ, કર્મ અને વિષયોને અધીન એવા અસ્વતંત્ર—ખરેખર અજગર વડે પકડાયેલો મનુષ્ય બીજાનું રક્ષણ કરવા માટે સમર્થ નથી, એવો ભાવ છે.

(રક્ષણ કરવાને સમર્થ નથી) આથી તેઓ પતિઓ છે જ નહીં, એમ કહે છે— **'सः वै इति।'**

પતિ તો તે જ હોઈ શકે કે જે સર્વથા નિર્ભય હોઈ ભયાતુર મનુષ્યનું સર્વ તરફથી રક્ષણ કરી શકે. આવા પતિ તો આપ એક જ છો (કે જે આપ) આત્મલાભથી બીજું કાંઈ અધિક માનતા નથી. જેનું સુખ બીજાને અધીન હોય તેને (કદી સ્વતંત્રતા હોતી નથી. જો એકથી અધિક ઈશ્વર માનવામાં આવે, તો સ્વંતત્રરૂપે જુદા જુદા હોવાથી મંડલેશ્વર રાજાઓને જેમ) પરસ્પર ભય થાય છે. (તેમ તે ઈશ્વરોને પણ પરસ્પર ભય થાય.) ॥ ૨૦ ॥

અને આવા પતિ તો આપ એક જ છો, અન્ય કોઈ નથી કે જે આપ આત્મલાભથી બીજું કાંઈ અધિક માનતા નથી. **'इतरथा'** જેનું સુખ બીજાને અધીન હોય તેને કદી સ્વતંત્રતા હોતી નથી, (નહીં તો) સ્વંતત્રરૂપે જુદા જુદા હોવાથી મંડલેશ્વરોની જેમ તેમને પરસ્પર ભય થાય, એમ અર્થ છે. ॥ ૨૦ ॥

તેવા આપનાં ચરણકમળનું પૂજન કરવા જે સ્ત્રી ઇચ્છે છે, પરંતુ અન્ય કોઈ વસ્તુને ઇચ્છતી નથી તે સર્વ કામનાઓથી પૂર્ણ બને છે. જો ઇચ્છેલું અન્ય ફળ પ્રાપ્ત કરવાની અપેક્ષા રાખીને પૂજા કરવામાં આવે તો હે ભગવાન, આપ તે જ એક (ઇચ્છિત) ફળ આપો છો. તેથી જેનું માગેલું ફળ ભોગવાઈ ગયું છે તે સ્ત્રી સંતાપ પામે છે. ॥ ૨૧ ॥

किं च निष्कामभजनेऽप्रार्थिता एव सर्वे कामा भवन्ति, सकामभजने तु कामितमात्रम-नित्यं चेत्याह। या स्त्री तस्योक्तलक्षणस्य तव पादसरोरुहस्यार्हणं पूजामेव कामयेत्, न फलान्तरं, साखिलेषु कामेषु लम्पटा सर्वान्कामान्प्राप्नोतीत्यर्थः।

વળી, નિષ્કામ ભાવે ભજન કરવામાં માગવામાં ન આવી હોય તેવી બધી જ ઈચ્છાઓ પૂર્ણ થાય છે, પરંતુ સકામ ભકિતમાં માત્ર ઈચ્છિત એવું અનિત્ય ફળ જ મળે છે, એમ કહે છે. જે સ્ત્રી જણાવેલાં લક્ષણવાળાં આપનાં ચરણકમળની **‘अर्हणम्’** પૂજા જ ઈચ્છે છે, પરંતુ અન્ય ફળ નથી ઈચ્છતી તે **‘अखिलकामलम्पटा’** સર્વ કામનાઓ પ્રાપ્ત કરે છે, એમ અર્થ છે.

ईप्सितमीप्सितः फलान्तरमाप्तुमपेक्षितः सन्नर्चितश्चेत्तर्हि तदेवैकं रासि ददासि। किंच यद्यतः फलभोगानन्तरं भग्ना याच्ञा याचितोऽर्थो यस्याः सा प्रतप्यते दुःखं प्राप्नोति, तदेव रासि न तु नित्यम्॥ २१॥

**‘ईप्सितम् ईप्सितः’** ઈચ્છેલું અન્ય ફળ પ્રાપ્ત કરવાની અપેક્ષા રાખીને જો આપની પૂજા કરવામાં આવે, તો આપ તે એક (ઈચ્છિત) ફળ જ **‘रासि’** આપો છો અને **‘यत्’** તેથી ભોગવાઈ ગયું છે જેનું માગેલું ફળ તે સ્ત્રી **‘प्रतप्यते’** સંતાપ પામે છે. આપ તેને તે જ ફળ આપો છો, પરંતુ અવિનાશી ફળ આપતા નથી. ॥ ૨૧ ॥

**वंशीधरी—**‘तदेव रासि’ सकामभजनादपि कृतार्थत्वमुपरिष्टाद्वक्ष्यते ‘चतुर्विधा भजन्ते माम्’ इत्यारभ्य ‘उदाराः सर्व एवैते’ इत्यन्तेन श्रीगीतासु भगवतापि तस्याप्युदारत्वं वर्णितमिति।

(નિષ્કામ સેવા તો અધિક છે જ, પણ) હવે પછીના શ્લોકોમાં સકામ ભજનથી પણ કૃતાર્થતા કહેશે. ‘દુઃખી, સાંસારિક પદાર્થોની કામનાવાળા, મને જાણવાની ઈચ્છાવાળા અને જ્ઞાની ભક્તો– એમ ચાર પ્રકારના પુણ્યશાળી મનુષ્યો મને ભજે છે.’ ‘અહીંથી આરંભીને એ બધા ભક્તો ઊંચી કોટિના જ છે.’ આ પદ સુધી (ગીતા. ૭/૧૬,૧૭,૧૮) એમ ગીતાજીમાં, શ્રીભગવાન દ્વારા પણ સકામ ભક્તની મહાનતા વર્ણવવામાં આવી છે.

ननु ममार्हणे कुतः सर्वकामप्राप्तिस्त्वमेव कामार्थिभिः सेव्यसेऽत आह।

(ભગવાન) પ્રશ્ન કરે છે કે મારા પૂજનમાં સર્વ કામનાઓની પ્રાપ્તિ કેવી રીતે હોય? કામના સેવનારા દ્વારા તો તમે (લક્ષ્મીજી) જ પૂજાઓ છો! તે માટે લક્ષ્મીજી ઉત્તર આપે છે —

**मत्प्राप्तयेऽजेशसुरासुरादय-**
**स्तप्यन्त उग्रं तप ऐन्द्रियेधियः।**
**ऋते भवत्पादपरायणान्न मां**
**विन्दन्त्यहं त्वद्धृदया यतोऽजित॥ २२**

હે અજિત, મને પ્રાપ્ત કરવા માટે જેમની બુદ્ધિ ઈન્દ્રિયોના વિષયોના સુખમાં છે તેવા બ્રહ્મા, રુદ્ર, દેવો અને અસુરો ઉગ્ર તપશ્ચર્યા કરે છે પરંતુ આપના ચરણનો આશ્રય લેનાર ભક્ત સિવાય બીજા કોઈ મને પ્રાપ્ત કરી શકતા નથી કારણ કે હે અજિત, મારું મન તો આપનામાં જ લાગેલું છે. ॥ ૨૨ ॥

मत्प्राप्तये ब्रह्मादयस्तपस्तप्यन्ते कुर्वन्ति। कथंभूताः। ऐन्द्रियसुखे धीर्येषाम्। अलुक्समासः। तथापि भवत्पादपरायणादृते मां न विन्दन्ति। मत्कटाक्षविलसिता विभूतीर्न लभन्त इत्यर्थः। यतस्त्वय्येव हृदयं यस्याः साहं त्वत्परतन्त्रत्वात्त्वदनुवर्तिनमेव विलोकयामि नान्यमित्यर्थः॥ २२॥

મને પ્રાપ્ત કરવા બ્રહ્માદિ દેવો વગેરે તપ **'तप्यन्ते'** કરે છે. કેવા દેવાદિ? ઇન્દ્રિયોના વિષયસુખમાં જેમની બુદ્ધિ છે તેવા દેવાદિ. (**'ऐन्द्रियेधियः'** અહીં **'ऐन्द्रिये'** એ સપ્તમી વિભક્તિના પ્રત્યયનો લોપ થતો નથી. તેથી) અલુક્ સમાસ છે. તેમ છતાં પણ આપના ચરણનો આશ્રય લેનાર (ભક્ત) સિવાય બીજા મને પ્રાપ્ત કરી શકતા નથી. મારા નેત્રકટાક્ષથી પ્રકટ થતી વિભૂતિઓ પ્રાપ્ત કરી શકતા નથી, એમ અર્થ છે. કારણ કે આપનામાં જ જેનું મન છે તેવી હું આપને જ અધીન હોવાથી આપને અનુસરનાર તરફ જ દૃષ્ટિ કરું છું, અન્યને તો જોતી પણ નથી, એમ અર્થ છે. ॥ ૨૨ ॥

इदानीं कृपां प्रार्थयते—**स त्वमिति।**

હવે લક્ષ્મીજી કૃપા યાચે છે— **'सः त्वम् इति।'**

**स त्वं ममाप्यच्युत शीर्ष्णि वन्दितं**
**कराम्बुजं यत्त्वदधायि सात्वताम्।**
**बिभर्षि मां लक्ष्म वरेण्य मायया**
**क ईश्वरस्येहितमूहितुं विभुः—इति॥ २३**

(જેમના ભજન સિવાય બીજો કોઈ પુરુષાર્થ નથી) તે આપ (ભક્તજનો દ્વારા) વંદન કરાયેલા આપના જે કરકમળને ભક્તજનોનાં મસ્તક ઉપર પધરાવો છો, તેને હે અચ્યુત, મારા મસ્તક ઉપર પણ (પધરાવો). હે વરેણ્ય, (વક્ષઃસ્થળ ઉપર) મને (શ્રીવત્સ) ચિહ્નરૂપે ધારણ કરો છો. (તેથી મારા ઉપર આપનો આદર છે, પણ ભક્તો ઉપર તો પરમ કૃપા છે. માટે) આપની માયાથી કરાતી લીલાને કળી શકવાને કોણ સમર્થ છે? **इति*** ॥ ૨૩ ॥

यद्भजनं विना न कश्चित्पुरुषार्थः स त्वम्। त्वदिति त्वया यत्कराम्बुजं सात्वतां भक्तानां शीर्ष्ण्यधायि कृपया न्यस्तं तन्ममापि शीर्ष्णि निधेहीति शेषः। कथंभूतम्। वन्दितं सर्वकामवर्षित्वेन सद्भिः स्तुतम्। न च मयि

જેમના ભજન સિવાય બીજો કોઈ પુરુષાર્થ નથી તે આપ– **'त्वत् इति।'** આપના દ્વારા જે કરકમળને **'सात्वताम्'** ભક્તોનાં મસ્તક ઉપર **'अधायि'** કૃપા કરીને મૂકવામાં આવ્યું છે, તે મારા મસ્તક ઉપર પણ 'પધરાવો'– એટલું બાકી છે (તે ઉમેરવું). કેવા કરકમળને? **'वन्दितम्'** સર્વ કામના વરસાવનારું હોવાથી સજ્જનો દ્વારા સ્તુતિ કરાયેલા કરકમળને– વળી, મારા પ્રતિ આપનો અનાદર નથી. તેથી હે વરેણ્ય, વક્ષઃસ્થળ

* **'इति'** શબ્દ સૂચવે છે કે અહીં લક્ષ્મીજીની સ્તુતિ સમાપ્ત થાય છે.

तवानादरः। यतो हे वरेण्य, मां वक्षसि लक्ष्म बिभर्षि अहो चित्रमेतत् मयि केवलमादरमात्रं भक्तेषु तु परमा कृपा अत ईश्वरस्य तव यन्मायया ईहितं तत्को वितर्कयितुं समर्थः ॥ २३ ॥

**रम्यके च भगवतः प्रियतमं मात्स्यमवताररूपं तद्वर्षपुरुषस्य मनोः प्राक्प्रदर्शितं स इदानीमपि महता भक्तियोगेनाराधयतीदं चोदाहरति ॥ २४ ॥ २४ ॥**

**ॐ नमो भगवते मुख्यतमाय नमः सत्त्वाय प्राणायौजसे सहसे बलाय महामत्स्याय नमः—इति ॥ २५ ॥**

सत्त्वाय सत्त्वप्रधानाय। मुख्यतमाय प्राणाय सूत्रात्मने ॥ २५ ॥

**वीर.**—मुख्यतमाय मुखे भवः मुख्यः तस्मै प्रथमावतारायेत्यर्थः।

**अन्तर्बहिश्चाखिललोकपालकै-**
**रदृष्टरूपो विचरस्युरुस्वनः।**
**स ईश्वरस्त्वं य इदं वशेऽनय-**
**न्नाम्ना यथा दारुमयीं नरः स्त्रियम् ॥ २६**

उरुः स्वनो वेदात्मको नादो यस्य। य इदं विश्वं ब्राह्मणादिनाम्ना विधिनिषेधालम्बनभूतेन वशेऽनयन्नियमितवान्स त्वमीश्वरः। तथा च श्रुतिः—'तस्य वाक्तन्तिर्नामानि दामानि' इति ॥ २६ ॥

ઉપર આપ મને (શ્રીવત્સ) ચિહ્નરૂપે ધારણ કરો છો. આશ્ચર્ય છે કે મારા પ્રતિ માત્ર આદર છે, પણ ભક્તો ઉપર તો પરમ કૃપા છે. આથી **'ईश्वरस्य'** ઈશ્વર એવા આપની માયા દ્વારા કરવામાં આવતી જે લીલા છે, તેને કળી શકવાને કોણ સમર્થ છે? ॥ ૨૩ ॥

રમ્યક્ખંડમાં પણ ભગવાનનું અત્યંત પ્રિય એવું મત્સ્યાવતારનું સ્વરૂપ છે, કે જે તે ખંડના અધિપતિ મનુને પૂર્વે (ભગવાન દ્વારા) દર્શાવવામાં આવ્યું હતું. તે મનુ હજી પણ મહાન ભક્તિયોગથી તેનું આરાધન કરે છે તથા આ પ્રમાણે સ્તુતિ કરે છે. ॥ ૨૪ ॥ ૨૪ ॥

ૐ (સર્વ ઇન્દ્રિયોના નિયંતા હોવાથી મુખ્ય, સર્વશ્રેષ્ઠ) પ્રાણરૂપ સૂત્રાત્મા મહામત્સ્યસ્વરૂપ ભગવાનને નમસ્કાર હો. શુદ્ધસત્ત્વમય મૂર્તિને નમસ્કાર હો. (સર્વને જિવાડનાર) પ્રાણને, (ઇન્દ્રિયોની શક્તિરૂપ) ઓજસ્‌ને, (મનની શક્તિરૂપ) સહસ્‌ને તથા ( દેહની શક્તિરૂપ) બળને નમસ્કાર હો. ॥ ૨૫ ॥

**'सत्त्वाय'** સત્ત્વપ્રધાનને, **'मुख्यतमाय'** પ્રાણરૂપ સૂત્રાત્માને નમસ્કાર હો. ॥ ૨૫ ॥

**'मुख्यतमाय'** પ્રથમ થયેલા એવા પ્રથમ અવતાર મત્સ્યનારાયણને નમસ્કાર હો.

આપ (પ્રાણરૂપે) અંદર અને (વાયુરૂપે) બહાર (સર્વત્ર) વિચરો છો. (છતાં) વેદરૂપ મહાન ગર્જના કરનારા આપ (બ્રહ્માદિ) સમગ્ર લોકપાલો દ્વારા પણ જોઈ ન શકાય તેવા રૂપવાળા છો. નટ જેમ કઠપૂતળીને (નચાવે) તેમ જે આ વિશ્વને (વિધિનિષેધના આલંબન-રૂપ બ્રાહ્મણ ક્ષત્રિયાદિ) નામરૂપ દોરીથી વશમાં રાખે છે, તે આપ (જ સમગ્રના) ઈશ્વર છો.॥ ૨૬ ॥

**'उरुस्वनः'** મહાન વેદાત્મક નાદ છે જેમનો, જે (ઈશ્વર) આ વિશ્વને વિધિનિષેધના આલંબનરૂપ બ્રાહ્મણ-ક્ષત્રિયાદિ નામ(રૂપ દોરી)થી **'वशे अनयत्'** નિયંત્રણમાં રાખે છે, તે આપ ઈશ્વર છો. તે અનુસાર શ્રુતિ છે. 'તે ભગવાનની વાણીરૂપી દોરી એ જ નામરૂપી દામણું (દોરડું) છે.' ॥૨૬॥

नन्विन्द्रादयो वशं नयन्ति लोकपालत्वात्कुतोऽहं तत्राह—**यमिति**।

(ભગવાન દ્વારા પ્રશ્ન કરવામાં આવ્યો છે કે ઈન્દ્રાદિ લોકપાલો હોવાથી) તેઓ આ જગતને વશમાં રાખે છે, તો પછી હું કેવી રીતે ઈશ્વર? તો તે માટે ઉત્તર આપે છે— **'यम् इति।'**

**यं लोकपालाः किल मत्सरज्वरा**
**हित्वा यतन्तोऽपि पृथक् समेत्य च।**
**पातुं न शेकुर्द्विपदश्चतुष्पदः**
**सरीसृपं स्थाणु यदत्र दृश्यते॥ २७**

મનુષ્યો, પશુઓ તથા સ્થાવર-જંગમ જે કાંઈ આ જગતમાં દેખાય છે, તેમનું રક્ષણ કરવાનો પ્રયત્ન કરતા મત્સરરૂપી જ્વરવાળા લોકપાલો જુદા જુદા (સ્વતંત્રરૂપે) તથા એકત્ર થઈને પણ જેમને (પ્રાણસ્વરૂપ આપને) છોડીને રક્ષણ કરવા માટે સમર્થ થયા નહીં. (તે આપ જ આ જગતના પ્રાણરૂપ પાલક અને ઈશ્વર છો.) ॥ ૨૭ ॥

मत्सर एव ज्वरो येषां ते यं हित्वा द्विपदश्चतुष्पदः सरीसृपं जङ्गमं स्थाणु स्थावरं च यदत्र दृश्यते तत्किंचिदपि पातुं न शक्ताः। स त्वमेव प्राणरूपेण पालक ईश्वरश्चेत्यर्थः।

મત્સર એ જ જ્વર છે જેમનો તે લોકપાલો જેમને (પ્રાણસ્વરૂપ આપને) છોડીને મનુષ્યો, ચોપગાં પશુઓ તથા **'सरीसृपम्'** પેટથી સરકીને ચાલનારા (સર્પાદિ) **'स्थाणु'** સ્થાવર, જે કાંઈ આ જગતમાં દેખાય છે તે કશાનું રક્ષણ કરવાને સમર્થ થયા નહીં, તે આપ જ પ્રાણરૂપે પાલક અને ઈશ્વર છો, એમ અર્થ છે.

तथा च श्रुतिः—'ता अहिंसन्ताहमुकमस्म्यहमुकमस्मि' इत्यादि॥ २७॥

તે અનુસાર શ્રુતિ છે— 'તે દેવતાઓએ (પ્રાણની) ઈર્ષ્યા કરી અને પ્રત્યેક દેવતા અભિમાન સાથે કહે છે : હું જ પ્રાણ છું, હું જ પ્રાણ છું.' (ઐ.૧/૪/૩) વગેરે ॥ ૨૭ ॥

अवतारचरितमाह।

મત્સ્યાવતારની લીલાનું વર્ણન કરે છે.

**भवान्युगान्तार्णव ऊर्मिमालिनि**
**क्षोणीमिमामोषधिवीरुधां निधिम्।**
**मया सहोरु क्रमतेऽज ओजसा**
**तस्मै जगत्प्राणगणात्मने नमः—इति॥ २८**

ઔષધિઓ તથા લતાઓના આશ્રયરૂપ આ પૃથ્વીને મારી સાથે (ધારણ કરીને), તરંગોની પંક્તિવાળા પ્રલયકાળના સમુદ્રમાં મહાન એવા આપ બળપૂર્વક વિચરો છો, કારણ કે આપ અજન્મા છો. જગતના પ્રાણસમુદાયના નિયંતા આપને નમસ્કાર. ॥ ૨૮ ॥

भवानिमां क्षोणीं मया मनुना सह मत्सहितां धृत्वेत्यध्याहारः। ऊर्मिमालावति प्रलयार्णवे ओजसा क्रमते विचरति। यद्वा पातुमित्यस्यानुषङ्गः। क्षोणीं पातुं क्रमते। उत्सहत इत्यर्थः। यतोऽजः।

આપ આ પૃથ્વીને **'मया'** મારી સાથે અર્થાત્ મનુની સાથે 'ધારણ કરીને' એ (પદ) અધ્યાહાર છે. તરંગોની પંક્તિવાળા પ્રલયકાળના સમુદ્રમાં બળપૂર્વક **'क्रमते'** વિચરો છો. અથવા **'पातुम्'** એમ એનો સંબંધ છે. (શ્લોક-૨૭) અર્થાત્ પૃથ્વીનું રક્ષણ કરવા માટે વિચરો છો, ઉત્સાહિત થાઓ છો, એમ અર્થ છે; કારણ કે આપ અજન્મા છો.

कीदृशीम्। ओषधीनां वीरुधां च निधिमाश्रयभूताम्। तस्मै नमः। जगतो यः प्राणगणस्तस्यात्मने नियन्त्रे॥ २८॥

**हिरण्मयेऽपि भगवान्निवसति कूर्मतनुं बिभ्राणस्तस्य तत्प्रियतमां तनुमर्यमा सह वर्षपुरुषैः पितृगणाधिपतिरुपधावति मन्त्रमिमं चानुजपति॥ २९॥**

तत्प्रियतमां तां प्रियतमाम्॥ २९॥

**ॐ नमो भगवते अकूपाराय सर्वसत्त्वगुणविशेषणाय नोपलक्षितस्थानाय नमो वर्ष्मणे नमो भूम्ने नमो नमोऽवस्थानाय नमस्ते॥ ३०॥**

अकूपाराय कूर्माय। सर्वः संपूर्णः सत्त्वगुणो विशेषणं यस्य। न उपलक्षितं स्थानं यस्य वारिचरत्वात्। वर्ष्मणे वर्षीयसे कालानवच्छिन्नाय। भूम्ने सर्वगताय। अवस्थानायाधाराय॥ ३०॥

**वंशीधरी—**अकूपाराय न कूपे आरो गतिर्यस्य सोऽकूपारस्तस्मै (महासमुद्रनिवासाय) कूर्म्मरूपायेत्यर्थः।

**यद्रूपमेतन्निजमाययार्पित-**
**मर्थस्वरूपं बहुरूपरूपितम्।**
**संख्या न यस्यास्त्ययथोपलम्भनात्**
**तस्मै नमस्तेऽव्यपदेशरूपिणे॥ ३१**

કેવી પૃથ્વીને (ધારણ કરીને આપ વિચરો છો)? ઔષધિઓ તથા લતાઓના **'निधिम्'** આશ્રયરૂપ પૃથ્વીને– જગતનો જે પ્રાણસમુદાય છે તે **'आत्मने'** પરમાત્મસ્વરૂપ નિયન્તાને (નમસ્કાર હો). ॥ ૨૮॥

હિરણ્મયખંડમાં પણ કાચબાનું શરીર ધારણ કરતા ભગવાન નિવાસ કરે છે. પિતૃગણના અધિપતિ અર્યમાદેવ તે ખંડના નિવાસીઓ સાથે તે પ્રિયતમ મૂર્તિની ઉપાસના કરે છે અને આ મંત્ર જપે છે. ॥ ૨૯ ॥

**'तत्प्रियतमाम्'** તે અત્યંત પ્રિય વિગ્રહને (ઉપાસે છે). ॥ ૨૯ ॥

સંપૂર્ણ સત્ત્વગુણ જેમનું વિશેષણ છે તેવા ઓંકારસ્વરૂપ ભગવાન કચ્છપને નમસ્કાર હો. કળી ન શકાય તેવા સ્થાનવાળા ભગવાનને નમસ્કાર. કાળની મર્યાદાથી પર (એવા મહાપ્રમાણ ભગવાન)ને નમસ્કાર. સર્વવ્યાપક (ભગવાન)ને નમસ્કાર. સર્વાધાર એવા આપને નમસ્કાર, નમસ્કાર. ॥ ૩૦ ॥

**'अकूपाराय'** કૂર્મરૂપ ભગવાનને. **'सर्वः'** સંપૂર્ણ (જ્ઞાન-આનંદાદિ) સત્ત્વગુણ વિશેષણ છે જેમનું. જળચર હોવાથી કળી ન શકાય તેવું સ્થાન છે જેમનું. **'वर्ष्मणे'** કાળની મર્યાદાથી પર એવા (મહાપ્રમાણરૂપ)ને (નમસ્કાર). **'भूम्ने'** સર્વવ્યાપકને તથા **'अवस्थानाय'** સર્વના આધારને (નમસ્કાર). ॥ ૩૦ ॥

જેમની કૂવામાં ગતિ નથી તેવા, મહાસાગરમાં નિવાસ કરનાર કૂર્મરૂપ ભગવાનને (નમસ્કાર). (**'अकूपारः'** ऋ.५/३९/२)

પોતાની માયાથી પ્રકાશિત થયેલું આ (પૃથ્વી વગેરે) પદાર્થોનું જે (દૃશ્ય)રૂપ છે, તે અનેકરૂપે જણાય છે અને જેની ગણતરી (પણ) થઈ શકતી નથી. કારણ કે તે યથાવત્ જાણી શકાય તેવું નથી. તે અનિર્વચનીય પ્રપંચરૂપ ધારણ કરનાર આપને નમસ્કાર હો. ॥ ૩૧ ॥

निजमाययार्पितं प्रकाशितमेतदर्थस्वरूपं दृश्यं पृथिव्यादि यस्यैवंरूपं यतः पृथक् नास्ति। कथंभूतम्। बहुभी रूपै रूपितं निरूपितम्। यस्य च संख्या नास्ति। कुतः। अयथा मिथ्यैवोपलम्भनात्। न हि मरीचिजलमेतावदिति संख्यातुं शक्यते। अव्यपदेशरूपिणेऽनिरुक्त-प्रपञ्चाकाराय॥ ३१ ॥

પોતાની માયાથી પ્રકાશિત થયેલું આ **'अर्थस्वरूपम्'** પૃથ્વી વગેરે જે પદાર્થોનું આવું દૃશ્યરૂપ છે, (તે આપનું જ રૂપ છે) કારણ કે તે આપનાથી જુદું નથી. તે રૂપ કેવું છે? (મનુષ્ય, ગાય, પશુ, પક્ષી, મત્સ્યાદિ) અનેકરૂપે **'रूपितम्'** જણાય છે કે જેની ગણના નથી. શા માટે? **'अयथा'** યથાવત્ જાણી શકાય તેવું ન હોવાથી તેની સંખ્યા નથી, કારણ કે મૃગજળ આટલું છે એમ માપી જ ન શકાય. **'अव्यपदेशरूपिणे'** અનિર્વચનીય પ્રપંચરૂપને (નમસ્કાર). ॥ ૩૧ ॥

बहुरूपत्वं दर्शयंस्तस्येश्वरादव्यतिरेकमाह— **जरायुजमिति।**

ઈશ્વરની અનેકરૂપતા દર્શાવતાં, તે ઈશ્વરથી જુદું કંઈ જ નથી, એમ કહે છે— **'जरायुजम् इति।'**

**जरायुजं स्वेदजमण्डजोद्भिदं**
**चराचरं देवर्षिपितृभूतमैन्द्रियम्।**
**द्यौः खं क्षितिः शैलसरित्समुद्र-**
**द्वीपग्रहर्क्षेत्यभिधेय एकः॥ ३२**

એકમાત્ર આપ જ જરાયુજ, સ્વેદજ, અંડજ, ઉદ્ભિજ્જ, જંગમ, સ્થાવર, દેવતા, ઋષિ, પિતૃગણ, ભૂત, ઈન્દ્રિય, સ્વર્ગ, આકાશ, પૃથ્વી, પર્વત, નદી, સમુદ્ર, દ્વીપ, ગ્રહ, તારા– એવાં નામોથી પ્રસિદ્ધ છો. ॥ ૩૨ ॥

द्वीपग्रहर्क्षमित्यभिधेयैस्त्वमेवैको न त्वद्व्यतिरिक्तोऽस्ति। 'सर्वं खल्विदं ब्रह्म' इत्यादिश्रुतेरित्यर्थः॥ ३२ ॥

આપ એક જ દ્વીપ, ગ્રહ, નક્ષત્ર– એવાં નામોથી કહેવાઓ છો. આપનાથી જુદું કાંઈ જ નથી, કારણ કે 'આ સર્વ કાંઈ બ્રહ્મ જ છે.' (છાં.ઉપ.૩/૧૪/૧) તેવી શ્રુતિ છે– એમ અર્થ છે. ॥ ૩૨ ॥

सप्रपञ्चतामनूद्य तन्निरासेन प्रणमति— **यस्मिन्निति।**

પ્રપંચસહિત રૂપને પુનઃ કહીને તેના ખંડન દ્વારા પ્રણામ કરે છે— **'यस्मिन् इति।'**

**यस्मिन्नसंख्येयविशेषनाम-**
**रूपाकृतौ कविभिः कल्पितेयम्।**
**संख्या यया तत्त्वदृशाऽपनीयते**
**तस्मै नमः सांख्यनिदर्शनाय ते—इति*॥ ३३**

અનન્ત ભેદો છે જેમના તેવાં નામ, રૂપ અને આકારો છે જેમનાં તેવા જે આપના વિષે કવિજનો દ્વારા આ (ચોવીસ વગેરે) તત્ત્વોની સંખ્યા કલ્પિત કરવામાં આવી છે, તે જે તત્ત્વજ્ઞાન દ્વારા દૂર કરવામાં આવે છે તેવા સાંખ્યસિદ્ધાન્તરૂપ (અથવા પરમાર્થજ્ઞાનરૂપ) આપને નમસ્કાર હો. ॥ ૩૩ ॥

असंख्येया अनन्ता विशेषा येषां तानि नामानि रूपाण्याकृतयश्च यस्य तादृशे यस्मिंस्त्वयि कविभिः कपिलादिभिरियं चतुर्विंशत्यादिसंख्या कल्पिता सती यया तत्त्वदृशा येन तत्त्वज्ञानेनापनीयते तस्मै ते सांख्यसिद्धान्तरूपाय नमः। परमार्थज्ञानरूपायेति वा॥ ३३॥

**'असङ्ख्येयाः'** અનન્ત ભેદો છે જેમના તેવાં નામ, રૂપ અને આકારો છે જેમનાં તેવા જે આપના વિષે **'कविभिः'** કપિલ વગેરે (ક્રાન્તદર્શી) કવિઓ દ્વારા આ ચોવીસ વગેરે તત્ત્વોની સંખ્યા કલ્પિત કરવામાં આવી છે, તે **'यथा तत्त्वदृशा'** જે તત્ત્વજ્ઞાન દ્વારા દૂર કરવામાં આવે છે તે સાંખ્યસિદ્ધાન્તરૂપ અથવા પરમાર્થજ્ઞાનરૂપ આપને નમસ્કાર હો. ॥ ૩૩ ॥* (કૂર્મનારાયણની અર્યમાદેવે કરેલી સ્તુતિ સમાપ્ત થઈ.)

**उत्तरेषु च कुरुषु भगवान्यज्ञपुरुषः कृतवराहरूप आस्ते तं तु देवी हैषा भूः सह कुरुभिरस्खलितभक्तियोगेनोपधावति इमां च परमामुपनिषदमावर्तयति॥ ३४॥**

ઉત્તરકુરુખંડમાં ભગવાન યજ્ઞપુરુષ વરાહમૂર્તિ ધારણ કરીને વિરાજમાન છે. કુરુખંડનિવાસીજનો સહિત સાક્ષાત્ આ ભૂમિદેવી અવિચળ ભક્તિયોગથી ઉપાસના કરે છે અને આ પરમોત્કૃષ્ટ મંત્રનો જપ કરે છે. ॥ ૩૪ ॥

एषा भूरुपधावति हेत्यन्वयः॥ ३४॥

આ ભૂદેવી નિશ્ચિતપણે સ્તુતિ કરે છે, એમ અન્વય છે. ॥ ૩૪ ॥

**ॐ नमो भगवते मन्त्रतत्त्वलिङ्गाय यज्ञक्रतवे महाध्वरावयवाय महापुरुषाय नमः कर्मशुक्लाय त्रियुगाय नमस्ते॥ ३५॥**

મંત્રો વડે યથાર્થ રીતે જાણી શકાય તેવા ઓંકારસ્વરૂપ ભગવાનને નમસ્કાર. મહાયજ્ઞો જેમના અવયવરૂપ છે તેવા યજ્ઞ અને કેતુરૂપ મહાપુરુષને નમસ્કાર. કર્મથી વિશુદ્ધ (યજ્ઞના અધિષ્ઠાતા) ત્રિયુગમૂર્તિ એવા આપને નમસ્કાર. ॥ ૩૫ ॥

मन्त्रैस्तत्त्वेन लिङ्ग्यत इति तथा तस्मै। यज्ञा अयूपाः, क्रतवः सयूपास्तद्रूपाय। अत एव महान्तोऽध्वरा अवयवभूता यस्य। कर्मणा शुक्लाय शुद्धाय यज्ञानुष्ठात्रे। त्रियुगाय कृतयुगे यज्ञाभावात्। यद्वा कलियुगे छन्नत्वात्॥ ३५॥

મંત્રો વડે યથાર્થ રીતે જાણી શકાય તેવા તેમને (નમસ્કાર). **'यज्ञाः'** યજ્ઞો યૂપરહિત હોય છે, **'क्रतवः'** ક્રતુઓ યૂપસહિત હોય છે, તેવા યજ્ઞ અને ક્રતુરૂપને (નમસ્કાર). આથી જ મોટા મોટા યજ્ઞો જેમના અવયવરૂપ છે. કર્મથી **'शुक्लाय'** વિશુદ્ધ એવા યજ્ઞના અધિષ્ઠાતાને (નમસ્કાર). **'त्रियुगाय'** ત્રણ યુગસ્વરૂપને (નમસ્કાર). સત્યયુગમાં યજ્ઞો ન હોવાથી અથવા કળિયુગમાં યજ્ઞો લગભગ અદૃશ્ય થઈ જવાથી ત્રણ યુગસ્વરૂપ છે. ॥ ૩૫ ॥

**यस्य स्वरूपं कवयो विपश्चितो**
**गुणेषु दारुष्विव जातवेदसम्।**
**मथ्नन्ति मथ्ना मनसा दिदृक्षवो**
**गूढं क्रियार्थैर्नम ईरितात्मने॥ ३६**

कवयो विद्वांसो विपश्चितो निपुणा गुणेषु देहेन्द्रियादिषु मथ्नन्ति विचिन्वन्ति। मथ्ना विवेकसाधनेन मनसा। क्रियार्थैः कर्मभिस्तत्फलैश्च गूढं अप्रकाशमानं दिदृक्षवः एवं मथने ईरितः प्रकटित आत्मा स्वरूपं यस्य तस्मै नमः॥ ३६॥

मथनमेव दर्शयन्त्याह—**द्रव्येति**।

**द्रव्यक्रियाहेत्वयनेशकर्तृभि-**
**र्मायागुणैर्वस्तुनिरीक्षितात्मने ।**
**अन्वीक्षयाङ्गातिशयात्मबुद्धिभि-**
**र्निरस्तमायाकृतये नमो नमः॥ ३७**

द्रव्यं विषयः। क्रिया इन्द्रियव्यापारः। हेतुर्देवता। अयनं देहः। ईशः कालः। कर्ता अहंकारः। एतैर्मायाया गुणैः कार्यैरुपलक्षणैर्वस्तुत्वेन

(યજ્ઞયાગાદિ) ક્રિયાકાંડ અને તેનાં ફળો(ની કામના)થી (તિરોહિત થયેલા) છુપાઈ ગયેલા એવા જેમનાં સ્વરૂપનાં દર્શન કરવા ઈચ્છતા પરમ પ્રવીણ વિદ્વજ્જનો (વિવેકરૂપી સાધનવાળા મનરૂપ) મંથનકાષ્ઠથી દેહેન્દ્રિયરૂપ અરણિકાષ્ઠમાં (છુપાઈ) રહેલા આપના સ્વરૂપરૂપી અગ્નિને શોધે છે. (એમ શોધ કરનારાઓની સમક્ષ) પ્રકટ કરવામાં આવ્યું છે સ્વરૂપ જેમનું તેમને નમસ્કાર હો. ॥ ૩૬ ॥

'**कवयः**' વિદ્વાનો '**विपश्चितः**' પરમ પ્રવીણ જનો '**गुणेषु**' દેહ, ઈન્દ્રિયાદિમાં (છુપાઈ રહેલા આપના સ્વરૂપને) '**मथ्नन्ति**' શોધે છે. '**मथ्ना**' વિવેકરૂપી સાધનવાળા મનરૂપી રવૈયાથી '**क्रियार्थैः**' યજ્ઞયાગાદિ ક્રિયાકાંડ અને તેનાં ફળોથી '**गूढम्**' છુપાઈ ગયેલા એવા જેમના સ્વરૂપને તેનાં દર્શન કરવા ઈચ્છતા જનો (શોધે છે). એમ શોધ કરનારાઓ સમક્ષ '**ईरितः**' પ્રકટ કરવામાં આવ્યું છે '**आत्मा**' સ્વરૂપ જેમનું તેમને નમસ્કાર. ॥ ૩૬ ॥

(વિચારશીલ મનુષ્યો દ્વારા કરવામાં આવેલા) મંથનને દર્શાવતાં (ભૂમિદેવી) કહે છે— '**द्रव्य इति।**'

વિષય, ઈન્દ્રિયોનો વ્યાપાર, ઈન્દ્રિયોના અધિષ્ઠાતા દેવતા, દેહ, કાળ, અહંકાર– માયાનાં આ કાર્યો પરથી (જડ પદાર્થોના પ્રવર્તક તરીકે) વાસ્તવિક સ્વરૂપે જણાતા પરમાત્માને નમસ્કાર. (મન દ્વારા વારંવાર કરવામાં આવેલા) પરામર્શથી તથા (યમ-નિયમાદિ યોગનાં) અંગો(રૂપ સાધનો)થી જેમની બુદ્ધિ નિશ્ચયાત્મિકા થઈ છે તેમના દ્વારા માયારૂપ કારણવાળી આકૃતિ જેમાંથી દૂર કરવામાં આવી છે તેમને (ચિન્મયસ્વરૂપ પરમાત્માને) નમસ્કાર. ॥ ૩૭ ॥

'**द्रव्यम्**' વિષય, '**क्रिया**' ઈન્દ્રિયોનો વ્યાપાર, '**हेतु**' ઈન્દ્રિયોના અધિષ્ઠાતા દેવતાઓ, '**अयनम्**' દેહ, '**ईशः**' કાળ, '**कर्ता**' અહંકાર– આ (છ) માયાનાં '**गुणैः**' કાર્યો પરથી જે પરમાત્મા વાસ્તવિક સ્વરૂપે

निरीक्षितो य आत्मा तस्मै। अन्वीक्षया विचारेणाङ्गै-र्यमनियमादिभिरतिशयात्मा निश्चयवती बुद्धिर्येषां तैर्निरस्ता मायानिमित्ता आकृतिर्यस्मात्तस्मै॥ ३७॥

જણાય છે તેમને (નમસ્કાર). **'अन्वीक्षया'** મન દ્વારા વારંવાર કરવામાં આવેલા પરામર્શથી **'अङ्गैः'** યમ, નિયમ વગેરેથી (અથવા શ્રવણ-મનનાદિ સાધનોથી) **'अतिशय-आत्मा'** નિશ્ચયાત્મિકાબુદ્ધિ થઈ છે જેમની તેમના (મહાપુરુષોના) દ્વારા માયારૂપ કારણવાળી આકૃતિ જેમાંથી દૂર કરવામાં આવી છે તેમને (પરમાત્માને) નમસ્કાર. ॥ ૩૭ ॥

तदेवं निर्गुणरूपेण नत्वा परमेश्वररूपेण प्रणमति—**करोतीति**।

તો આ પ્રમાણે નિર્ગુણરૂપે નમન કરીને પરમેશ્વરરૂપે પ્રણામ કરે છે— **'करोति इति।'**

**करोति विश्वस्थितिसंयमोदयं**
**यस्येप्सितं नेप्सितमीक्षितुर्गुणैः।**
**माया यथाऽयो भ्रमते तदाश्रयं**
**ग्राव्णो नमस्ते गुणकर्मसाक्षिणे॥ ३८**

જેમ લોહચુંબકને કારણે તેની પાસે રહેલું લોખંડ (જડ હોવા છતાં પણ) ફરે છે, તેમ ઈક્ષણ (સંકલ્પ) કરનાર જે ભગવાને પોતાને માટે નહીં પરંતુ સમસ્ત જીવો માટે ઈચ્છેલાં ઉત્પત્તિ, સ્થિતિ અને લય (તે ઈશ્વરની સન્નિધિને કારણે જડ હોવા છતાં) માયા પોતાના ગુણોથી કરે છે તેવા (માયાના) ગુણોના અને કર્મોના સાક્ષી આપને નમસ્કાર હો. ॥ ૩૮ ॥

यस्येक्षितुर्जीवार्थमीप्सितम्। अत्यन्तानिच्छायामीक्षणायोगात्। स्वार्थं तु नेप्सितम्। विश्वस्थित्यादिस्वगुणैर्माया करोति। तस्या जडत्वेऽपीश्वरसन्निधानात्प्रवृत्तिं दृष्टान्तेनाह। यथाऽयो लोहं ग्राव्णोऽयस्कान्तान्निमित्ताद्भ्रमति। तदाश्रयं तदभिमुखं सत्। अतो गुणानां कर्मणां जीवादृष्टानां च साक्षिणे तस्मै ते नमः॥ ३८॥

જે સર્વસાક્ષી પરમાત્માનાં (ઉત્પત્ત્યાદિ કર્મો) જીવો માટે ઈચ્છેલાં છે. ભગવાનની સહેજ પણ ઈચ્છા ન હોય તો ઈક્ષણ સંભવે નહીં. (ભગવાન જીવ માટે ઈચ્છે છે,) પરંતુ પોતાને માટે નથી ઈચ્છતા. જગતનાં ઉત્પત્ત્યાદિ માયા પોતાના ગુણોથી કરે છે. તે માયા જડ હોવા છતાં પણ ઈશ્વરની સન્નિધિને કારણે થતી તેની પ્રવૃત્તિને દૃષ્ટાંતપૂર્વક કહે છે. જેમ **'अयः'** લોખંડ **'ग्राव्णः'** લોહચુંબકને કારણે ફરે છે. **'तत्-आश्रयम्'** તેની સામે રહીને, આથી તે ગુણોના અને **'कर्मणाम्'** જીવોના અદૃષ્ટના સાક્ષી એવા આપને નમસ્કાર હો. ॥ ૩૮ ॥

अवतारचरितमाह—**प्रमथ्येति**।

અવતારલીલાનું વર્ણન કરે છે— **'प्रमथ्य इति।'**

**प्रमथ्य दैत्यं प्रतिवारणं मृधे**
**यो मां रसाया जगदादिसूकरः।**
**कृत्वाऽग्रदंष्ट्रे निरगादुदन्वतः**
**क्रीडन्निवेभः प्रणतास्मि तं विभुम्—इति॥ ३९**

જગતના આદિકારણરૂપ જે વરાહ ભગવાન મને પૃથ્વીને રસાતળમાંથી પોતાની દાઢની અણી ઉપર મૂકી પ્રલયપયોધિમાંથી હાથીની જેમ બહાર નીકળ્યા હતા, (અને તે સમયે) સામે બીજો હાથી હોય તેવા હિરણ્યાક્ષ દૈત્યનો નાશ કરીને જે ક્રીડા કરતા (ઊભા હતા), તે સમર્થ ભગવાનને હું પ્રણામ કરું છું.॥ ૩૯ ॥ *(આ પ્રમાણે ભૂદેવીએ કરેલી વરાહનારાયણની સ્તુતિ સમાપ્ત થઈ.)

यो जगतामादिः कारणभूतः सूकरो मां पृथ्वीमग्रदंष्ट्रे दंष्ट्राग्रे कृत्वा रसातलादारभ्योदन्वतः प्रलयार्णवादिभो गज इव निरगात्। ततश्च प्रतिगजतुल्यं दैत्यं प्रमथ्य यः क्रीडन् स्थितस्तं विभुं प्रणताऽस्मीत्यन्वयः॥ ३९॥

जगतना **'आदिः'** आदिकारणरूप जे वराह भगवान **'माम्'** मने पृथ्वीने **'अग्रदंष्ट्रे'** दाढनी अणी उपर मूकीने रसातळमांथी– **'उदन्वतः'** प्रलयकाळना समुद्रमांथी **'इभः'** हाथी नीकळे तेम बहार नीकळ्या हता त्यारे बीजा हाथी जेवा हिरण्याक्ष दैत्यने मारीने जे क्रीडा करता ऊभा हता, ते विभुने हुं प्रणाम करुं छुं. ॥ ३९ ॥

**बा.प्र.—**क्रीडन्निवेभ इति । यथा गजो दंष्ट्राग्रे पद्मं कृत्वा क्रीडन् जलान्निस्सरति न चैवं श्रान्तो भवति तथा भगवानपि श्रमरहित एव क्रीडन्नेव पृथ्व्युद्धारं कृतवानित्यर्थः।

જેમ હાથી દાઢની અણી ઉપર કમળ લઈને ક્રીડા કરતો જળમાંથી બહાર નીકળે છે અને જેમ શ્રમિત થતો નથી, તેમ ભગવાને પણ શ્રમરહિત જ ક્રીડા કરતા હોય તેમ પૃથ્વીનો ઉદ્ધાર કર્યો, એમ અર્થ છે.

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां पञ्चमस्कन्धे भुवनकोशवर्णनं नामाष्टादशोऽध्यायः॥ १८॥
इति श्रीमद्भागवते महापुराणे पञ्चमस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायामष्टादशोऽध्यायः॥ १८॥

❋❋❋❋❋

# अथैकोनविंशोऽध्यायः

## કિમ્પુરુષ અને ભારતવર્ષનું વર્ણન

ऊनविंशे किम्पुरुषे भारते चोपवर्ण्यते।
सेव्यसेवकभावश्च भारतश्रैष्ठ्यमेव च॥ १

ઓગણીસમા અધ્યાયમાં કિમ્પુરુષવર્ષમાં અને ભારતવર્ષમાં સેવ્ય-સેવકભાવ તથા ભારતની શ્રેષ્ઠતાનું વર્ણન કરવામાં આવે છે. ॥ ૧ ॥

श्रीशुक उवाच

**किम्पुरुषे वर्षे भगवन्तमादिपुरुषं लक्ष्मणाग्रजं सीताभिरामं रामं तच्चरण-संनिकर्षाभिरतः परमभागवतो हनुमान्सह किंपुरुषैरविरतभक्तिरुपास्ते॥ १॥ १॥**

**શ્રીશુકદેવજી બોલ્યા** – કિમ્પુરુષખંડમાં લક્ષ્મણના જ્યેષ્ઠ ભ્રાતા અને સીતાજીને આનંદ આપનારા આદિપુરુષ ભગવાન શ્રીરામચન્દ્રને તેમના ચરણ સમીપ રહેવામાં જ આસક્તિવાળા પરમ ભાગવત શ્રીહનુમાનજી કિમ્પુરુષ ખંડવાસીજનો સાથે અવિચળ ભક્તિથી ઉપાસના કરે છે. ॥ ૧ ॥ ૧ ॥

**आर्ष्टिषेणेन सह गन्धर्वैरनुगीयमानां परमकल्याणीं भर्तृभगवत्कथां समुपशृणोति स्वयं चेदं गायति॥ २॥**

રાજર્ષિ આર્ષ્ટિષેણસહિત ગંધર્વો દ્વારા ગવાતી રહેતી એવી, સ્વામીરૂપે રહેલા ભગવાન શ્રીરામની પરમકલ્યાણમયી કથાને (શ્રીહનુમાનજી) તેમની સમીપમાં સાવધાનીપૂર્વક શ્રવણ કરે છે અને સ્વયં આ મંત્ર જપે છે. ॥ ૨ ॥

भर्ता चासौ भगवांश्च तस्य कथाम्॥ २॥

જે સ્વામીરૂપે રહેલા ભગવાન છે, તેમની કથાને ॥ ૨ ॥

**ॐ नमो भगवते उत्तमश्लोकाय नम आर्यलक्षणशीलव्रताय नम उपशिक्षितात्मन उपासितलोकाय नमः साधुवादनिकषणाय नमो ब्रह्मण्यदेवाय महापुरुषाय महाराजाय नमः—इति॥ ३॥ ***

ૐકારસ્વરૂપ પવિત્રકીર્તિ ભગવાન શ્રીરામને નમસ્કાર હો. સર્વ જનો દ્વારા શિરોધાર્ય હોય તેવાં લક્ષણો, શીલ તથા વ્રત જેમનામાં છે તેમને નમસ્કાર હો. સંયતચિત્તવાળાને નમસ્કાર હો. જેમને લોકો અનુસરે છે તેમને નમસ્કાર હો. સાધુત્વની નિષ્પન્નતા, સફળતા, તેની (કસોટીના પથ્થર જેવા) પરમસીમારૂપને (નમસ્કાર). અત્યન્ત બ્રાહ્મણભક્ત દેવ, મહાપુરુષ, મહારાજા શ્રીરામને નમસ્કાર હો. ॥ ૩ ॥

आर्याणि लक्षणानि शीलं व्रतं च यस्मिन्। उपशिक्षितात्मने संयतचित्ताय। उपासितोऽनुसृतो लोको येन। साधुवादः साधुत्वप्रसिद्धिस्तस्य निकषणाय निकषाश्मवन्निर्धारस्थानाय परमसीम्न इत्यर्थः॥ ३॥

સર્વ જનો દ્વારા શિરોધાર્ય લક્ષણો, શીલ તથા વ્રત જેમનામાં છે. **'उपशिक्षितात्मने'** સંયતચિત્તવાળાને, **'उपासितः'** અનુસરવામાં આવ્યા છે લોકો જેમના દ્વારા– **'साधुवादः'** સાધુત્વની નિષ્પન્નતા, સફળતા, તેની **'निकषणाय'** કસોટીના પથ્થર જેવા નિર્ધાર-સ્થાનરૂપને, પરમસીમારૂપને (નમસ્કાર) એમ અર્થ છે. ॥ ૩ ॥

(ભગવાન શ્રીરામચંદ્રના ચરિત્રરૂપી કસોટીના પથ્થર પર અન્ય સચ્ચરિત્રની પરીક્ષા કરવામાં આવે છે, તેવા સાધુત્વના માપદંડના સ્થાનરૂપ ભગવાનને નમસ્કાર હો.)

**वंशीधरी—**लक्षणानि चरणतलगतध्वजवज्रादीनि आजानुबाहुत्वादीनि च शीलानि धीरोदात्तादीनि व्रतानि धर्मनिष्ठत्वादीनि यस्य तस्मै।

ચરણતળમાં રહેલાં ધ્વજ, વજ્રાદિ ચિહ્નો, આજાનુબાહુત્વ વગેરે લક્ષણો, ધીરોદાત્ત સ્વભાવ, ધર્મનિષ્ઠપણું વગેરે વ્રતો છે જેમનાં તેમને (નમસ્કાર,).

श्रीरामं परमार्थरूपेण प्रणमति।

શ્રીરામને પરમાર્થસ્વરૂપે પ્રણામ કરે છે.

* **'इति'** શબ્દ સૂચવે છે કે અહીં શ્રીરામજીની સ્તુતિ સમાપ્ત થાય છે.

**यत्तद्विशुद्धानुभवमात्रमेकं**
**स्वतेजसा ध्वस्तगुणव्यवस्थम्।**
**प्रत्यक् प्रशान्तं सुधियोपलम्भनं**
**ह्यनामरूपं निरहं प्रपद्ये ॥ ४**

માયાના સંબંધથી રહિત એવા વિશુદ્ધ અનુભવસ્વરૂપ જે એક (અદ્વિતીય) છે, પોતાના સ્વરૂપના તેજ વડે ગુણોની જાગૃત આદિ વિવિધ અવસ્થાઓ જેમનામાં નાશ પામી છે, (કારણ કે) જે પરમ શાંત છે, જે દૃશ્યથી ભિન્ન છે, (કારણ કે) નામ અને રૂપથી રહિત છે તથા અહંકારથી રહિત છે, શુદ્ધ બુદ્ધિવાળા પુરુષ દ્વારા જે (બ્રહ્મરૂપે) પ્રાપ્ત કરી શકાય છે, તે (વેદાન્તપ્રસિદ્ધ તત્ત્વ)ને શરણે હું આવ્યો છું. ॥ ૪ ॥

यदेकं वेदान्तेषु प्रसिद्धं तत्त्वं तत्प्रपद्ये। तत्कथंभूतम्।

विशुद्धश्चासावनुभवश्च स एव मात्रा स्वरूपं यस्य। विशुद्धत्वे हेतुः—प्रशान्तम्। तत्रापि हेतुः—स्वतेजसा स्वरूपप्रकाशेन ध्वस्ता गुणानां विविधा जाग्रदाद्यवस्था यस्मिन्। अनुभव-मात्रत्वे हेतुः—प्रत्यग्दृश्यादन्यत्।

वेदान्तमां જે એક પ્રસિદ્ધ તત્ત્વ છે તેને શરણે હું આવ્યો છું. કેવું છે તે તત્ત્વ?

તે વિશુદ્ધ એવા અનુભવરૂપ છે (અર્થાત્ માયાના સબંધથી રહિત અનુભવરૂપ છે– વં.) તે જ **'मात्रा'** સ્વરૂપ છે જેમનું. વિશુદ્ધ હોવા માટેનું કારણ– તે **'प्रशान्तम्'** પરમ શાન્ત છે. તે માટેનું કારણ– **'स्वतेजसा'** પોતાના સ્વરૂપના તેજથી નાશ પામી છે ગુણોની જાગ્રત આદિ વિવિધ અવસ્થાઓ જેમનામાં– અનુભવસ્વરૂપ હોવા માટેનું કારણ– તે **'प्रत्यक्'** દૃશ્યથી ભિન્ન છે.

तत्कुतः। अनामरूपम्। ननु वस्तुत एवम्भूतस्यापि जीवस्योक्तसर्वविपर्ययो दृश्यते तत्राह। निरहम्, अहंकाराभावान्न तथा वैपरीत्यमित्यर्थः।

તે કેવી રીતે? (કારણ કે તે) નામ અને રૂપથી રહિત છે. શંકા કરવામાં આવી છે કે વસ્તુતઃ આવા પરમાત્માને પણ જીવની કહેવામાં આવેલી સર્વ ઉપાધિ દેખાય છે! તો તે માટે ઉત્તર આપે છે– **'निरहम्'** અહંકારનો અભાવ હોવાથી તેને ઉપાધિ નથી, એમ અર્થ છે.

ननु श्रीरामस्य स्वरूपं नैवं प्रतीयते तत्राह। सुधिया पुंसा उपलभ्यत इत्युपलम्भनम्। शुद्धचित्तेन ब्रह्मत्वेनैवोपलभ्यत इत्यर्थः॥ ४॥

વળી, પ્રશ્ન કરે છે કે શ્રીરામનું સ્વરૂપ આ પ્રમાણે પ્રતીત થતું નથી! તે માટે ઉત્તર આપે છે કે **'सुधिया'** સદ્બુદ્ધિવાળા પુરુષ દ્વારા જે પ્રાપ્ત થાય છે તે **'उपलम्भनम्'**. શુદ્ધ ચિત્ત દ્વારા બ્રહ્મરૂપે જ પ્રાપ્ત થાય છે, એમ અર્થ છે. ॥ ૪ ॥

**बा.प्र.**—प्रत्यगिति, सर्वान्तरत्वेन अन्तःकरणसाक्षिमात्रमित्यर्थः।

કथं तर्हि दशरथपुत्रत्वं तत्राह।

**मर्त्यावतारस्त्विह मर्त्यशिक्षणं**
**रक्षोवधायैव न केवलं विभोः।**
**कुतोऽन्यथा स्याद्रमतः स्व आत्मनः**
**सीताकृतानि व्यसनानीश्वरस्य॥ ५**

विभोर्मर्त्यावतारस्तु रक्षसो रावणस्य वधाय तस्य मनुष्यादन्यतोऽवध्यत्वात्। न केवलमेतावत्किंतु इह संसारे स्त्रीसङ्गादि कृतं दुःखं दुर्वारमिति मर्त्यानां शिक्षणं च। शिक्षार्थमपीत्यर्थः। अन्यथा स्वे स्वरूपे रममाणस्य जगदात्मनः सीताविरहकृतानि व्यसनानीति कुतः स्यात्॥ ५॥

विषयासक्त्यभावेन व्यसनानर्हत्वमुपपादयति।

**न वै स आत्मात्मवतां सुहृत्तमः**
**सक्तस्त्रिलोक्यां भगवान्वासुदेवः।**
**न स्त्रीकृतं कश्मलमश्नुवीत**
**न लक्ष्मणं चापि विहातुमर्हति॥ ६**

न वै स भगवांस्त्रिलोक्यां क्वापि सक्तः। यत आत्मवतां धीराणामात्मा सुहृत्तमश्च। अतो न स्त्रीकृतं मोहं प्राप्नुयात्। न लक्ष्मणं चेति।

સર્વની અંદર હોવાથી અન્તઃકરણમાં રહેલા સાક્ષીસ્વરૂપને (શરણે હું આવ્યો છું), એમ અર્થ છે.

તો પછી (આવા પરમાત્માને) દશરથના પુત્ર શા માટે થવું પડે? તે માટે ઉત્તર આપે છે.

કેવળ રાક્ષસના વધ માટે જ વિભુનો મનુષ્યાવતાર નથી થયો પરંતુ આ સંસારમાં (સ્ત્રીની આસક્તિથી થતું દુઃખ દુર્વાર હોય છે, એમ) મર્ત્ય મનુષ્યને શિક્ષણ આપવા માટે થયો છે. નહીં તો પોતાના સ્વરૂપમાં રમણ કરનાર એવા જગદાત્માને સીતાના વિરહથી થતાં દુઃખો હોય, એવું કેવી રીતે બને? ॥ ૫ ॥

વ્યાપક પરમેશ્વરનો મનુષ્યાવતાર તો **'रक्षसः'** રાક્ષસ રાવણના વધ માટે હતો કારણ કે તે રાવણ મનુષ્યેતર વડે અવધ્ય હતો. માત્ર એટલું જ નહીં, પરંતુ આ સંસારમાં સ્ત્રીની આસક્તિ વગેરેથી થતું દુઃખ દુર્વાર હોય છે, એમ મર્ત્ય મનુષ્યને **'शिक्षणम्'** શિક્ષણરૂપ છે. અર્થાત્ શીખવવા માટે પણ મર્ત્યાવતાર થયો છે, એમ અર્થ છે. નહીં તો પોતાના સ્વરૂપમાં રમણ કરનાર એવા જગતના આત્માને સીતાના વિરહથી થતાં દુઃખો કેમ હોઈ શકે? ॥ ૫ ॥

વિષયોમાં આસક્તિ ન હોવાથી ભગવાન દુઃખને પાત્ર નથી, એમ સિદ્ધ કરે છે.

તે ભગવાન વાસુદેવ ખરેખર તો ત્રણે લોકમાં (ક્યાંય) આસક્ત નથી (કારણ કે) આત્મવાન એવા ધીર પુરુષોના તે આત્મા છે અને પ્રિયતમ પણ છે આથી સ્ત્રીને કારણે ન તો તેમને મોહ વ્યાપે કે ન તો લક્ષ્મણનો ત્યાગ કરવા માટે પણ તેઓ યોગ્ય બને. ॥ ૬ ॥

તે ભગવાન ત્રણેય લોકમાં ક્યાંય આસક્ત નથી કારણ કે **'आत्मवताम्'** આત્મવાન એવા ધીર પુરુષોના આત્મા છે અને પ્રિયતમ પણ છે. આથી સ્ત્રીને કારણે ન તો મોહ પ્રાપ્ત કરે કે ન તો લક્ષ્મણને ત્યાગે.

देवदूतेन श्रीरामं संमन्त्रयता विज्ञापितमत्रा-गतस्त्वया वध्य इति तदैव द्वारि स्थितं लक्ष्मणं दुर्वाससमागतं विज्ञापयितुं प्रविष्टं हन्तुमुद्यतो वसिष्ठवाक्यात्तत्याज तच्च न युज्येतेत्यर्थः ॥ ६ ॥

શ્રીરામ સાથે મંત્રણા કરતા દેવદૂત દ્વારા વિનંતિ કરવામાં આવી કે અહીં (અંદર) આવનાર તમારા વડે વધને યોગ્ય (બનશે). તે જ સમયે દ્વારે ઊભેલા લક્ષ્મણજી કે જે આવી ચઢેલા દુર્વાસાના આગમનની જાણ કરવા માટે અંદર પ્રવેશ્યા, તેમને મારવા માટે તૈયાર થયેલા શ્રીરામે વસિષ્ઠ મુનિની આજ્ઞાને કારણે લક્ષ્મણજીને ત્યાગી દીધા, તે પણ તેમને ન ઘટે, એમ અર્થ છે.* ॥ ૬ ॥

अतः श्रीराम एव सर्वैः सेव्य इति वक्तुं न तस्य तोषहेतुः सत्कुलजन्मादि किंतु भक्तिरेवेत्याह—**न जन्मेति।**

માટે ભગવાન શ્રીરામ જ સર્વ વડે સેવવા યોગ્ય છે, એમ કહેવા માટે ભક્તિ જ ભગવાનને પ્રસન્ન કરવામાં કારણરૂપ છે, ઉત્તમકુળમાં જન્મ થવો વગેરે (ગુણો) નહીં, એમ કહે છે— **'न जन्म इति।'**

**न जन्म नूनं महतो न सौभगं**
**न वाङ्‌न बुद्धिर्नाकृतिस्तोषहेतुः।**
**तैर्यद्विसृष्टानपि नो वनौकस-**
**श्चकार सख्ये बत लक्ष्मणाग्रजः ॥ ७**

સત્કુળમાં જન્મ, સૌન્દર્ય, વાક્ચાતુર્ય, બુદ્ધિ કે (શ્રેષ્ઠ) જાતિ (આ સર્વમાંથી કોઈ પણ ગુણ) ભગવાનની પ્રસન્નતાના કારણરૂપ નથી કેમ કે તે જન્મ વગેરે (ગુણો)થી રહિત હોવા છતાં આશ્ચર્ય છે કે લક્ષ્મણના જ્યેષ્ઠ ભ્રાતાએ અમને વનચરોને (પોતાના) મિત્રો બનાવ્યા. ॥ ૭ ॥

महतः पुरुषाज्जन्म। महतः श्रीरामस्येति वा। सौभगं सौन्दर्यम्। आकृतिर्जातिः। यद्यस्मात्तै-र्जन्मादिभिर्विसृष्टांस्त्यक्तानपि नो वनचरान् बत अहो लक्ष्मणस्याग्रजोऽपि सखित्वे कृतवान्॥ ७ ॥

**'महतः'** મહાપુરુષ દ્વારા જન્મ અથવા મહાન એવા શ્રીરામની (પ્રસન્નતાનું કારણ) **'सौभगम्'** સૌન્દર્ય, **'आकृतिः'** જાતિ (વગેરે ગુણો નહીં.), **'यत्'** કારણ કે તે જન્મ વગેરે (ગુણો)થી **'विसृष्टान्'** રહિત, તરછોડાયેલા એવા હોવા છતાં અમને (હનુમાનજી વગેરે) વનચરોને **'बत'** આશ્ચર્ય છે કે લક્ષ્મણના જ્યેષ્ઠ ભ્રાતા એવા શ્રીરામે મિત્ર બનાવ્યા! ॥ ૭ ॥

**सुरोऽसुरो वाप्यथ वानरो नरः**
**सर्वात्मना यः सुकृतज्ञमुत्तमम्।**
**भजेत रामं मनुजाकृतिं हरिं**
**य उत्तराननयत्कोशलान्दिवम्—इति** ॥ ८**

દેવ, દૈત્ય કે પછી વાનર, મનુષ્ય (જે કોઈ પણ હોય) તે અતિ અલ્પ ભજનને પણ ઘણું માનનાર મનુષ્યાકાર ધારણ કરેલા એવા સર્વોત્તમ શ્રીહરિરૂપ રામચન્દ્ર ભગવાનને જ સર્વ પ્રકારે ભજે, કે જેઓ અયોધ્યા-વાસીઓને નિજલોક સાકેતમાં લઈ ગયા હતા. ॥ ૮ ॥

* આ પ્રસંગ માટે જુઓ: **'आदिकविवाल्मीकिमहामुनिप्रणीत रामायणम्—उत्तरकाण्ड सर्ग-१०३** થી ૧૦૬

** **'इति'** શબ્દ મંત્ર સંપૂર્ણ થયો તે સૂચવે છે.

तस्मात्सुरो वान्यो वा यः कोऽपि श्रीराममेव सर्वप्रकारेण भजेत्। सुकृतज्ञमल्पीयस्यपि भजने बहुमानिनम्। उत्तरान्कोशलानयोध्यावासिनः ॥ ८ ॥

તેથી દેવ કે દૈત્ય કે જે કોઈ પણ હોય, તે (જીવ) સર્વોત્તમ શ્રીરામને જ સર્વ પ્રકારે ભજે. **'सुकृतज्ञम्'** અતિ અલ્પ ભજનને પણ ઘણું માનનાર શ્રીરામને — **'उत्तरान् कोशलान्'** ઉત્તરકોશલ પ્રદેશના વાસીઓને અર્થાત્ અયોધ્યાવાસીઓને ॥ ८ ॥

**वंशीधरी—**तस्माद्भजनीयेषु सर्वावतारेषु मध्ये राम एव कृपासिन्धुरतिशयेन भजनीयो यद्भजने सर्व एवाधिकारीत्याह।

માટે ભજન કરવા યોગ્ય સર્વ અવતારોની વચ્ચે કૃપાસિન્ધુ શ્રીરામ જ અતિશય ભજનીય છે કે જેમનું ભજન કરવા માટે બધા જ અધિકારી છે, એમ કહે છે.

**भारतेऽपि वर्षे भगवान्नरनारायणाख्य आकल्पान्तमुपचितधर्मज्ञानवैराग्यैश्वर्योपशमोपरमात्मोपलम्भनमनुग्रहायात्मवतामनुकम्पया तपोऽव्यक्तगतिश्चरति॥ ९ ॥**

ભારતવર્ષમાં પણ શ્રીનરનારાયણ નામના ભગવાન સંયમશીલ (ભક્ત)જનો ઉપર અનુકમ્પાને કારણે અનુગ્રહ કરવા માટે અપ્રકટ રહી કલ્પના આદિથી અંત પર્યન્ત તપશ્ચર્યા કરે છે, કે જે તપશ્ચર્યા વૃદ્ધિ પામેલાં ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, ઐશ્વર્ય, ઇન્દ્રિયોનો સંયમ તથા નિરહંકારપણાથી આત્મતત્ત્વની ઉપલબ્ધિ કરાવનારી છે. ॥ ९ ॥

उपचितैर्धर्मादिभिरात्मोपलभ्यते येन तत्तपश्चरति। तत्रोपशम इन्द्रियाणां संयमः उपरमो निरहंकारता।

વૃદ્ધિ પામેલાં ધર્મ વગેરે દ્વારા જેનાથી આત્મસ્વરૂપની ઉપલબ્ધિ થાય તેવું તપ આચરે છે. તેમાં **'उपशमः'** ઇન્દ્રિયોનો સંયમ, **'उपरमः'** નિરહંકારપણું

आत्मवतामनुग्रहाय न स्वार्थम्, ईश्वरत्वात् ॥ ९ ॥

સંયમશીલ જનો ઉપર અનુગ્રહ કરવા માટે ભગવાન નરનારાયણ તપ કરે છે, પોતાને માટે નહીં કારણ કે પોતે ઈશ્વર છે. ॥ ९ ॥

**भ.मनो.—**तपः कृत्वा स्वाश्रितेभ्यस्तत्फलं दत्त्वा संसृतेस्तानुद्धारयितुं स्वयं परमेश्वरः सन्नपि महत्तपः करोतीति भावः।

તપ કરીને પોતાના આશ્રિતજનોને તેનું ફળ આપીને સંસારમાંથી તેમનો ઉદ્ધાર કરવા માટે સ્વયં પરમેશ્વર થઈને પણ મહાન તપ કરે છે, એવો ભાવ છે.

**तं भगवान्नारदो वर्णाश्रमवतीभिर्भारतीभिः प्रजाभिर्भगवत्प्रोक्ताभ्यां सांख्ययोगाभ्यां भगवदनुभावोपवर्णनं सावर्णेरुपदेक्ष्यमाणः परमभक्तिभावेनोपसरति इदं चाभिगृणाति ॥ १० ॥**

સ્વયં ભગવાને જ કહેલા સાંખ્ય અને યોગશાસ્ત્ર-સહિત ભગવન્મહિમાનું વર્ણન (કરનાર પંચરાત્ર-શાસ્ત્રનો) સાવર્ણિમનુને ઉપદેશ કરનારા નારદજી ભારતદેશની વર્ણાશ્રમધર્મવાળી પ્રજાઓ સહિત અત્યન્ત ભક્તિભાવથી તે ભગવાન નરનારાયણની સેવા કરે છે અને આ મંત્રનું ગાન કરે છે. ॥ १० ॥

भगवदनुभाव उपवर्ण्यते येन पञ्चरात्रेण तत्। सावर्णेर्मनोः। उपसरति सेवते॥ १०॥

ભગવાનનો પ્રભાવ વર્ણવવામાં આવ્યો છે જે પંચરાત્ર દ્વારા તેને, **'सावर्णेः'** સાવર્ણિમનુને (ઉપદેશ આપતા નારદજી), **'उपसरति'** સેવા કરે છે. ॥૧૦॥

**ॐ नमो भगवते उपशमशीलायोपरतानात्म्याय नमोऽकिंचनवित्ताय ऋषिऋषभाय नरनारायणाय परमहंसपरमगुरवे आत्मारामाधिपतये नमो नमः — इति॥ ११॥***

ઇન્દ્રિયોનો નિગ્રહ કરવો એ જ જેમનો સ્વભાવ છે તથા જે અહંકારોથી રહિત છે તેવા ઓંકારસ્વરૂપ ભગવાનને નમસ્કાર હો. (ભગવાન સિવાય જેમનું કાંઈ નથી તેવા સર્વનો ત્યાગ કરનારા એવા નિષ્કામ) અકિંચન જનોના નિધિરૂપ ભગવાનને નમસ્કાર હો, સર્વ ઋષિઓમાં શ્રેષ્ઠ, પરમહંસોના પરમગુરુ તથા પરમાત્મામાં જ આનંદ માનનારા ભક્તોના પાલક એવા નરનારાયણ ભગવાનને નમસ્કાર નમસ્કાર. ॥૧૧॥

उपरतानात्म्याय निरहंकाराय॥ ११॥

**'उपरत-अनात्म्याय'** નિરહંકાર ભગવાનને (નમસ્કાર). ॥૧૧॥

**वंशीधरी**—'न विद्यते आत्मा ज्ञातव्यत्वेन यस्य सोऽनात्मा तस्य भावोऽनात्म्यमुपरतमनात्म्यं यस्मात्तस्मै निवृत्तदेहादिधर्माय।'

જેને માટે આત્મા જાણવા યોગ્ય નથી તે અનાત્મા, તેનો ભાવ અનાત્મ્ય— દૂર થયું છે અનાત્મ્ય જેમનામાંથી તેમને અર્થાત્ જેમનામાંથી દેહાદિધર્મો નિવૃત્ત થયા છે તેવા નરનારાયણભગવાનને નમસ્કાર.

**गायति चेदम्—**

**कर्तास्य सर्गादिषु यो न बध्यते**
**न हन्यते देहगतोऽपि दैहिकैः।**
**द्रष्टुर्न दृग्यस्य गुणैर्विदूष्यते**
**तस्मै नमोऽसक्तविविक्तसाक्षिणे॥ १२**

(નારદજી) આ (પ્રમાણે) ગાય છે – આ વિશ્વની ઉત્પત્તિ વગેરેમાં જે કર્તા (હોવા છતાં પણ કર્તૃત્વાદિ અભિમાનથી) નથી બંધાતા, દેહમાં રહેવા છતાં પણ (તેના ભૂખ-તરસ વગેરે) દૈહિક ધર્મોથી વશીભૂત નથી થતા તેમ જ દ્રષ્ટા હોવા છતાં પણ જેમની દૃષ્ટિ દૃશ્યથી દૂષિત થતી નથી, તેવા અસંગ, દેહાદિથી ભિન્ન, સાક્ષીસ્વરૂપ (ભગવાન નરનારાયણ)ને નમસ્કાર હો. ॥૧૨॥

असक्तश्चासौ विविक्तश्च साक्षी च तस्मै नमः। असक्तत्वं दर्शयति।

તેઓ અનાસક્ત છે તથા દેહાદિથી ભિન્ન પણ છે અને સાક્ષી છે, તેમને નમસ્કાર. અસંગત્વ દર્શાવે છે.

* **'इति'** શબ્દ મંત્ર સંપૂર્ણ થયો તે સૂચવે છે.

अस्य विश्वस्य सर्गादिषु कर्तापि यो न बध्यतेऽहं कर्तेति न मन्यते।

विविक्तत्वमाह। देहगतोऽपि दैहिकैः क्षुत्पिपासादिभिर्यो न हन्यते नाभिभूयते।

साक्षित्वमाह। यस्य द्रष्टुरपि सतो दृष्टिगुणैर्दृश्यैर्न विदूष्यते न विक्रियते ॥ १२ ॥

योगकौशलं निरूपयन्योगं प्रार्थयते— **इदमिति त्रिभिः**।

**इदं हि योगेश्वर योगनैपुणं**
**हिरण्यगर्भो भगवाञ्जगाद यत्।**
**यदन्तकाले त्वयि निर्गुणे मनो**
**भक्त्यादधीतोज्झितदुष्कलेवरः ॥ १३**

हे योगेश्वर, हिरण्यगर्भो यद्योगनैपुणं जगाद। इदमेव तत्। किम्। जन्मप्रभृति भक्त्यान्तकाले पुमांस्त्वयि मनो धारयेदिति यत्। कथंभूतः सन्। उज्झितं दुष्कलेवरं तदभिमानो येन॥ १३ ॥

अन्यथा तस्य शास्त्राभ्यासादिश्रमो व्यर्थ इत्याह।

**यथैहिकामुष्मिककामलम्पटः**
**सुतेषु दारेषु धनेषु चिन्तयन्।**
**शङ्केत विद्वान्कुकलेवरात्ययाद्**
**यस्तस्य यत्नः श्रम एव केवलम्॥ १४**

यथैहिकामुष्मिककामेषु लम्पटो मूर्खः सुतादिषु योगक्षेमं चिन्तयन् कुत्सितस्य कलेवरस्यात्य-यान्मृत्योः शङ्केत। तथा विद्वानपि सन् यः शङ्केत तस्य यत्नः शास्त्रश्रवणादिः श्रम एव॥ १४ ॥

આ વિશ્વની ઉત્પત્તિ વગેરેમાં કર્તા હોવા છતાં પણ જે **'न बध्यते'** હું કર્તા છું એમ નથી માનતા.

દેહાદિથી ભિન્નતા દર્શાવે છે. દેહમાં રહેવા છતાં પણ **'दैहिकैः'** ભૂખ-તરસ વગેરેથી જે **'न हन्यते'** વશ થતા નથી.

સાક્ષીત્વ જણાવે છે. જે દ્રષ્ટા હોઈને પણ **'दृष्टिगुणैः'** દશ્યોથી **'न विदूष्यते'** વિકાર નથી પામતા.॥ ૧૨ ॥

યોગની કુશળતાનું નિરૂપણ કરતાં યોગની ત્રણ શ્લોકો વડે પ્રાર્થના કરે છે— **'इदम् इति।'**

હે યોગેશ્વર, હિરણ્યગર્ભ ભગવાન બ્રહ્માજીએ યોગસાધનની જે (સૌથી વધારે) કુશળતા કહી, તે એ છે કે મનુષ્ય અંતકાળે દેહાભિમાનરહિત થઈ ભક્તિપૂર્વક આપના નિર્ગુણ સ્વરૂપમાં પોતાનું મન સ્થિર કરે. ॥ ૧૩ ॥

હે યોગેશ્વર, હિરણ્યગર્ભ ભગવાન બ્રહ્માજીએ જે યોગની કુશળતા કહી તે આ છે. કઈ છે? કે જન્મથી માંડીને (કરેલી) ભક્તિ દ્વારા અંતકાળે મનુષ્ય આપનામાં મન સ્થિર કરે. કેવો થઈને? **'उज्झितम्'** ત્યાગ કરવામાં આવ્યું છે **'दुष्कलेवरम्'** દુષ્ટ શરીર, તેમાં રહેલું અભિમાન જેના દ્વારા ॥ ૧૩ ॥

નહીં તો (આ યોગ વિના) તેનો શાસ્ત્રાભ્યાસ વગેરે શ્રમ વ્યર્થ છે, એમ કહે છે.

જેમ આ લોક અને પરલોકના ભોગોમાં આસક્ત એવો (મૂર્ખ) મનુષ્ય પુત્રો, સ્ત્રીઓ તથા ધનનું ચિંતન કરતો નિંદનીય શરીરના નાશથી (મૃત્યુની શંકા કરે છે) તેમ વિદ્વાન હોવા છતાં પણ જે ડરે તેનો (શાસ્ત્રશ્રવણાદિ) પ્રયત્ન કેવળ પરિશ્રમરૂપ જ છે.॥૧૪॥

જેમ આ લોક અને પરલોકના ભોગોમાં આસક્ત એવો મૂર્ખ મનુષ્ય પુત્રાદિનાં યોગક્ષેમની ચિંતા કરતો, નિંદનીય શરીરના નાશથી મૃત્યુની શંકા કરે છે (અર્થાત્ મૃત્યુથી ડરે છે), તેમ વિદ્વાન હોવા છતાં પણ જે મૃત્યુથી ડરે છે તેનો શાસ્ત્રશ્રવણાદિ પ્રયત્ન પરિશ્રમરૂપ જ છે. ॥ ૧૪ ॥

**तन्नः प्रभो त्वं कुकलेवरार्पितां**
**त्वन्माययाऽहंममतामधोक्षज ।**
**भिन्द्याम येनाशु वयं सुदुर्भिदां**
**विधेहि योगं त्वयि नः स्वभावम्—इति॥ १५**

यस्माद्विदुषोऽपीयमेव दशा तत्तस्माद्धे प्रभो अधोक्षज, त्वमेव नो योगं विधेहि।

कीदृशम्। त्वयि स्वभावं सहजवासनारूपम्। येन योगेन वयं त्वन्मायया नः कुकलेवरेऽर्पितामहंममतां शीघ्रं भिन्द्याम त्यजेम। सुदुर्भिदामुपायान्तरैः सर्वथा त्यक्तुमशक्याम्॥ १५ ॥

**वंशीधरी—**अधोक्षज इति। तव कृपां विना तव ज्ञानं दुर्लभमिति भावः। यद्वा यथा विषयेषु स्वभावस्तथा त्वयि स्वभावो निसर्गोऽस्त्वित्यर्थः। **बा.प्र.—**'हे अधोक्षज अचिन्त्यानन्तशक्तित्वेनेन्द्रियादिज्ञानातीतत्वमेव त्वयि स्वभावं स्वभावसिद्धं निरुपाधिंक प्रेमलक्षणं योगं नोऽस्माकं विधेहि विशेषेण निश्चलं कृपया सम्पादय।

**भारतेऽप्यस्मिन्वर्षे सरिच्छैलाः सन्ति बहवो मलयो मङ्गलप्रस्थो मैनाकस्त्रिकूट ऋषभः कूटकः कोल्लकः सह्यो देवगिरिर्ऋष्यमूकः श्रीशैलो वेङ्कटो महेन्द्रो वारिधारो विन्ध्यः शुक्तिमानृक्षगिरिः पारियात्रो द्रोणश्चित्रकूटो गोवर्धनो रैवतकः ककुभो नीलो गोकामुख इन्द्रकीलः कामगिरिरिति चान्ये च शतसहस्रशः शैलास्तेषां नितम्बप्रभवा नदा नद्यश्च सन्त्यसंख्याताः॥ १६ ॥**

તેથી હે અધોક્ષજ પ્રભુ, આપ અમને આપનામાં સ્વાભાવિક પ્રેમરૂપ ભક્તિયોગનું પ્રદાન કરો, કે જેથી આપની માયાથી અમારા દુષ્ટ શરીર પર ઉપજેલી અત્યન્ત દુર્ભેદ્ય અહંતા-મમતાને અમે શીઘ્ર ત્યજીએ. ॥ ૧૫ ॥

જે કારણે વિદ્વાનની પણ આ દશા છે **'तत्'** તેથી હે અધોક્ષજ પ્રભુ, આપ જ અમને યોગનું પ્રદાન કરો.

કેવા યોગનું પ્રદાન? આપનામાં જ **'स्वभावम्'** સ્વાભાવિક પ્રેમરૂપ ભક્તિયોગનું દાન કરો, કે જે ભક્તિયોગ દ્વારા અમે આપની માયાથી અમારા શરીર પર ઉપજેલી અહંતા-મમતાને શીઘ્ર **'भिन्द्याम'** ત્યજીએ. **'सुदुर्भिदाम्'** અત્યન્ત દુર્ભેદ્ય એવી અહંતા-મમતાને ત્યજીએ કે જે અન્ય ઉપાયોથી ત્યજાવાને સર્વ રીતે અશક્ય છે. ॥ ૧૫ ॥

તારી કૃપા વિના તારું જ્ઞાન દુર્લભ છે, એવો ભાવ છે. અથવા જેમ વિષયોમાં સ્વાભાવિક લગાવ છે તેમ આપનામાં નૈસર્ગિક પ્રીતિ થાઓ, એમ અર્થ છે.

હે અધોક્ષજ, અચિન્ત્ય અનંત શક્તિરૂપ હોવાથી આપ ઇન્દ્રિયોથી થતા જ્ઞાનથી પર એવા આપનામાં જ સ્વભાવસિદ્ધ, ઉપાધિરહિત, પ્રેમલક્ષણ સુનિશ્ચળ યોગ અમને કૃપા કરીને પ્રાપ્ત કરાવો.

આ ભારતવર્ષમાં પણ ઘણી નદીઓ અને પર્વતો છે. મલય, મંગલપ્રસ્થ, મૈનાક, ત્રિકૂટ, ઋષભ, કૂટક, કોલ્લક, સહ્ય, દેવગિરિ, ઋષ્યમૂક, શ્રીશૈલ, વેંકટ, મહેન્દ્ર, વારિધાર, વિંધ્ય, શુક્તિમાન, ઋક્ષગિરિ, પારિયાત્ર, દ્રોણ, ચિત્રકૂટ, ગોવર્ધન, ગિરનાર, કકુભ, નીલ, ગોકામુખ, ઇન્દ્રકીલ, કામગિરિ અને બીજા પણ સેંકડો-હજારો પર્વતો છે. તેમના તટપ્રાન્તોમાંથી નીકળતા નદો અને નદીઓ પણ અસંખ્ય છે. ॥ ૧૬ ॥

इलावृतवदस्मिन्नपि वर्षे सरितः शैलाश्च सन्ति। नितम्बप्रभवास्तटेभ्यः संभूताः ॥ १६ ॥

**एतासामपो भारत्यः प्रजा नामभिरेव पुनन्तीनामात्मना चोपस्पृशन्ति॥ १७॥**

आत्मना च देहेनाप्युपस्पृशन्ति॥ १७॥

**बा.प्र.**—इत्यनेन यदि नामोच्चारणमात्रेण पावित्र्यं भवति तदा तासु स्नानपानादिना पावित्र्ये किं वक्तव्यमिति कैमुत्यन्यायो दर्शितो ज्ञेयः।

**चन्द्रवशा ताम्रपर्णी अवटोदा कृतमाला वैहायसी कावेरी वेणी पयस्विनी शर्करावर्ता तुङ्गभद्रा कृष्णा वेण्या भीमरथी गोदावरी निर्विन्ध्या पयोष्णी तापी रेवा सुरसा नर्मदा चर्मण्वती सिन्धुरन्धः शोणश्च नदौ महानदी वेदस्मृतिर्ऋषिकुल्या त्रिसामा कौशिकी मन्दाकिनी यमुना सरस्वती दृषद्वती गोमती सरयू रोधस्वती सप्तवती सुषोमा शतद्रूश्चन्द्र-भागा मरुद्वृधा वितस्ता असिक्नी विश्वेति महानद्यः॥ १८॥ १८॥**

**अस्मिन्नेव वर्षे पुरुषैर्लब्धजन्मभिः शुक्ललोहितकृष्णवर्णेन स्वारब्धेन कर्मणा दिव्यमानुषनारकगतयो बह्व्य आत्मन आनुपूर्व्येण सर्वा ह्येव सर्वेषां विधीयन्ते यथावर्णविधानमपवर्गश्चापि भवति॥ १९॥**

ઈલાવૃતની જેમ આ ભારતવર્ષમાં પણ નદીઓ અને પર્વતો છે. **'नितम्बप्रभवाः'** તટપ્રાન્તોમાંથી નીકળતા નદ, નદીઓ ॥ ૧૬ ॥

પોતાના નામથી જ પવિત્ર કરનારી આ નદીઓના જળમાં ભારતીય પ્રજા શરીરથી પણ (સ્નાનપાનાદિ દ્વારા) સ્પર્શ કરે છે. ॥ ૧૭ ॥

**'आत्मना च'** શરીરથી પણ સ્પર્શ કરે છે.॥ ૧૭ ॥

એમ આ દ્વારા જો નામોચ્ચારણ માત્રથી પવિત્રતા થાય છે, તો તેમનામાં સ્નાન, પાનાદિ વડે થતી પવિત્રતા વિષે તો કહેવું જ શું? એમ કૈમુત્યન્યાય દર્શાવેલો જાણવો.

ચન્દ્રવશા, તામ્રપર્ણી, અવટોદા, કૃતમાલા, વૈહાયસી, કાવેરી, વેણી, પયસ્વિની, શર્કરાવર્તા, તુંગભદ્રા, કૃષ્ણા, વેણ્યા, ભીમરથી, ગોદાવરી, નિર્વિન્ધ્યા, પયોષ્ણી, તાપી, રેવા, સુરસા, નર્મદા, ચર્મણ્વતી, સિન્ધુ (નદીઓ છે). અંધ અને શોણ (નામના બે) નદ છે તથા મહાનદી, વેદસ્મૃતિ, ઋષિકુલ્યા, ત્રિસામા, કૌશિકી, મંદાકિની, યમુના, સરસ્વતી, દૃષદ્વતી, ગોમતી, સરયૂ, રોધસ્વતી, સપ્તવતી, સુષોમા, શતદ્રૂ, ચન્દ્રભાગા, મરુદ્વૃધા, વિતસ્તા, અસિક્ની તથા વિશ્વા મોટી નદીઓ છે. ॥ ૧૮ ॥ ૧૮ ॥

આ જ ભારતખંડમાં જન્મ પ્રાપ્ત કરનારા મનુષ્યો દ્વારા પોતે કરેલાં સાત્ત્વિક, રાજસ અને તામસ કર્મ વડે દેવગતિ, મનુષ્યગતિ તથા નારકીગતિ પ્રાપ્ત કરવામાં આવે છે કારણ કે બધી જ ગતિઓ બધાને પોતપોતાનાં કર્મોના ક્રમાનુસાર મળે છે. (વળી, આ જ ભારતખંડમાં) પોતપોતાનાં વર્ણાનુસાર (તથા આશ્રમાનુસાર) નિયત કરેલા ધર્મોનું વિધિવત્ અનુષ્ઠાન કરવાથી મોક્ષપ્રાપ્તિ પણ થાય છે. ॥ ૧૯ ॥

लब्धं जन्म यैस्तैः पुरुषैः सात्त्विकादिना स्वकृतेन कर्मणा दिव्यादिगतय आत्मनो विधीयन्ते साध्यन्ते। हि यस्मात् सर्वा एव गतयः कर्मानुसारेण सर्वेषां भवन्ति। यस्य वर्णस्य यद्विधानं मोक्षप्रकारः संन्यासवनस्थत्वादिस्तदनतिक्रमेणास्मिन्नेव वर्षे नृणामपवर्गश्च भवति।

(આ જ ભારતખંડમાં) જન્મ પ્રાપ્ત કરનારા જે મનુષ્યો છે તેમના દ્વારા પોતે કરેલાં સાત્ત્વિકાદિ કર્મ વડે પોતાની દેવ વગેરે ગતિઓ **'विधीयन्ते'** સાધવામાં આવે છે. **'हि'** કારણ કે સર્વે ગતિઓ સર્વને પોત-પોતાનાં (**'आनुपूर्व्येण'**) કર્મોના ક્રમાનુસાર મળે છે. જેના વર્ણ માટે (વેદમાં) જે કહેવામાં આવ્યું તે સંન્યાસ, વાનપ્રસ્થ વગેરે મોક્ષ પ્રાપ્ત કરવાના પ્રકાર છે. તેનું અતિક્રમણ કે ઉલ્લંઘન ન કરવાથી આ જ ભારતવર્ષમાં મનુષ્યોનો મોક્ષ પણ થાય છે.

एतच्च कर्मादिबहुसाधनसंभवाभिप्रायेणोक्तं न त्वन्यत्रापवर्गाभावेन तदुपर्यपि बादरायणः संभवादिति देवानामपि मोक्षस्य सूचितत्वात् ॥ १९ ॥

કર્માદિ ઘણાં સાધનો કરવાનો અહીં અવકાશ છે, તે અભિપ્રાયથી પણ આ પ્રમાણે કહેવામાં આવ્યું છે, પરંતુ બીજે મોક્ષ નથી મળતો એમ નહીં. 'તે મનુષ્યોની ઉપર જે દેવો છે, તેમને પણ બ્રહ્મજ્ઞાનમાં અધિકાર છે, એમ બાદરાયણ આચાર્ય માને છે.' (બ્ર.સૂ. ૧/૩/૨૬) (દેવાદિને પણ મોક્ષની ઇચ્છા થાય છે.) તેથી દેવાદિને પણ મોક્ષ મળે છે તેવું ધ્વનિત થાય છે. ॥ ૧૯ ॥

अपवर्गस्वरूपमाह—**योऽसाविति**।

મોક્ષનું સ્વરૂપ કહે છે— **'यः असौ इति।'**

**योऽसौ भगवति सर्वभूतात्मन्यनात्म्येऽनिरुक्तेऽनिलयने परमात्मनि वासुदेवेऽनन्यनिमित्तभक्तियोगलक्षणो नानागतिनिमित्ताविद्याग्रन्थिरन्धनद्वारेण यदा हि महापुरुषपुरुषप्रसङ्गः ॥ २० ॥**

સર્વ પ્રાણીઓના આત્મા, દેહાદિ વિષે થતા રાગાદિથી રહિત, વાણીના અવિષય, કોઈ પણ આધારથી રહિત એવા પરમાત્મા ભગવાન વસુદેવનંદનમાં અન્ય કોઈ પણ ફળની કામના વગરનો જે ભક્તિયોગ છે, તે જ (મોક્ષનું) સ્વરૂપ છે. જ્યારે પરમપુરુષ ભગવાન વિષ્ણુના ભક્તો સાથે શ્રેષ્ઠ સંગ થાય છે, ત્યારે જ (દેવ, તિર્યક્, મનુષ્યાદિ) જુદી જુદી ગતિઓના કારણરૂપ અવિદ્યાગ્રન્થિના છેદન દ્વારા તે (મોક્ષ) થાય છે. ॥ ૨૦ ॥

अनात्म्ये आत्मनि भवमात्म्यं रागादि तद्रहिते। अनिरुक्ते वाचामगोचरे अनिलयने अनाधारे। अनन्यनिमित्तोऽहैतुको भक्तियोग एव लक्षणं स्वरूपं यस्य। कथं भवति।

**'अनात्म्ये'** આત્મા વિષે થાય તે **'आत्म्यम्'** અર્થાત્ દેહાદિ વિષે થતા રાગાદિ, તેનાથી રહિત એવા ભગવાનમાં, **'अनिरुक्ते'** વાણીના અવિષય એવા ભગવાનમાં, **'अनिलयने'** કોઈના પણ આધારરહિત એવા ભગવાનમાં **'अनन्यनिमित्तः'** અન્ય કોઈ પણ ફળની કામના નથી તે અહેતુક ભક્તિયોગ જ **'लक्षणम्'** સ્વરૂપ છે જે (મોક્ષ)નું, તે કેવી રીતે થાય છે?

नानागतीनां निमित्तं योऽविद्याग्रन्थिस्तस्य रन्धनं छेदनं तद्द्वारेण। महापुरुषपुरुषा विष्णु-भक्तास्तैः प्रकृष्टः संयोगो यदा भवति तदा॥ २०॥

બા.પ્र.—'नन्वेवं भगवतः परमप्रेमास्पदत्वसम्भवेऽपि विषयरागादिमूलाविद्याया विद्यमानत्वे तद्भगवति कथं स्यादित्याशङ्क्याह—नानेति, नानाविधदेवतिर्यङ्मनुष्यादिगतीनां काम-कर्मादिद्वारा निमित्तभूतो योऽविद्यालक्षणो ग्रन्थिः बन्धनं तस्य रन्धनं निरासस्तद्द्वारेणेत्यर्थः। तन्निरास एव कदा स्यादित्यपेक्षायामाह—यदेति, यदाऽनेकजन्मानुष्ठित योगयागदानाद्यनेक-सुकृतपरिपाकदशायां महापुरुषस्य भगवतः पुरुषैर्भक्तैः सह प्रकृष्टः सङ्गः स्यात्तदेत्यर्थः

'जन्मान्तरसहस्रेषु योगध्यानसमाधिभिः।
नराणां क्षीणपापानां कृष्णे भक्तिः प्रजायते॥'
इत्यादिप्रमाणसिद्धिं सूचयतिहीति।'
एतदेव मानुष्यमेव सर्वपुरुषार्थसाधनं गायन्ति।

**एतदेव हि देवा गायन्ति।**

**अहो अमीषां किमकारि शोभनं**
**प्रसन्न एषां स्विदुत स्वयं हरिः।**
**यैर्जन्म लब्धं नृषु भारताजिरे**
**मुकुन्दसेवौपयिकं स्पृहा हि नः॥ २१**

અનેક ગતિના કારણરૂપ જે અવિદ્યાગ્રન્થિ છે તેનું **'रन्धनम्'** છેદન, તેના દ્વારા– **'महापुरुषपुरुषाः'** પુરુષોત્તમ શ્રીવિષ્ણુ ભગવાનના ભક્તો, જ્યારે તેમની સાથે શ્રેષ્ઠ સંગ થાય છે ત્યારે જ (અવિદ્યારૂપ ગાંઠ કપાય છે અને મોક્ષ) થાય છે. ॥ ૨૦ ॥

જો ભગવાન પરમપ્રેમાસ્પદ હોય તો પણ વિષયોમાં રાગાદિ મૂળવાળી અવિદ્યા હોવાથી ભગવાનમાં તે પ્રેમ કેવી રીતે થાય, તેવી શંકા કરીને કહે છે કે દેવ, તિર્યક્, મનુષ્યાદિ ગતિઓનાં કામકર્માદિ વડે કારણરૂપ બનેલી જે અવિદ્યારૂપી ગ્રંથિ છે તેના છેદન દ્વારા પ્રેમ થાય છે, એમ અર્થ છે. તો તે ગ્રંથિ કેવી રીતે કપાય, તેવી અપેક્ષા માટે કહે છે– જ્યારે અનેક જન્મોમાં અનુષ્ઠાન કરવામાં આવેલા યોગ, યાગ, દાન વગેરે અનેક સુકૃત પરિપક્વ થતાં પરમપુરુષ ભગવાનના ભક્તો સાથે સત્સંગ થાય ત્યારે અવિદ્યાનું બંધન છૂટે છે.

'હજારો જન્મોમાં કરેલાં યોગ, ધ્યાન, સમાધિ દ્વારા નષ્ટ થયેલા પાપવાળા મનુષ્યને ભગવાન કૃષ્ણમાં ભક્તિ થાય છે.' વગેરે પ્રમાણની સિદ્ધિ સૂચવે છે.

**'एतत् एव'** આ મનુષ્યજન્મ જ સર્વ પુરુષાર્થના સાધનરૂપ છે, એમ દેવો ગાય છે.

દેવો પણ એ જ પ્રમાણે ગાન કરે છે. અહો! જેમના દ્વારા ભારતવર્ષના પ્રાંગણમાં મનુષ્યયોનિમાં શ્રીમુકુન્દ ભગવાનની સેવામાં યોગ્ય એવો જન્મ પ્રાપ્ત કરવામાં આવ્યો છે, એ મનુષ્યો દ્વારા કયું પુણ્યકર્મ કરવામાં આવ્યું છે? કે પછી શ્રીહરિ પોતે જ એમના ઉપર પ્રસન્ન થઈ ગયા છે! અમને પણ (તેવો જ જન્મ પ્રાપ્ત કરવાની) સ્પૃહા છે. ॥ ૨૧ ॥

अमीषामेभिः। उतस्वित् अथवा स्वयमेव साधनं विनैव हरिरेषां प्रसन्नोऽभूत्। एवंभूतस्य पुण्यस्य दुष्करत्वात्। भारताजिरे भारताङ्गणे नः केवलं स्पृहैव। यत्र तन्मुकुन्दसेवोपयोगि नृषु जन्म यैर्लब्धम्॥ २१॥

**'अमीषाम्'** આ મનુષ્યો દ્વારા (કયું પુણ્યકર્મ કરવામાં આવ્યું છે?) **'उतस्वित्'** અથવા પોતાની જાતે જ સાધન કર્યા વિના જ શ્રીહરિ તેમની ઉપર પ્રસન્ન થયા છે? કારણ કે આવું પુણ્ય તો દુષ્કર છે. **'भारत-अजिरे'** ભારતના પ્રાંગણમાં જેમના દ્વારા મનુષ્યયોનિમાં જન્મ પ્રાપ્ત કરવામાં આવ્યો છે, પણ જ્યાં શ્રીમુકુન્દ ભગવાનની સેવામાં ઉપયોગી હોય તેવો જન્મ પ્રાપ્ત કરવામાં આવ્યો છે! કેવળ (તેવા જ જન્મની) અમને ઝંખના છે. ॥ ૨૧ ॥

स्पृहामेवाहुः—किमित्यादिसप्तभिः।

દેવોની સ્પૃહાને જ સાત શ્લોકો વડે જણાવે છે— **'किम् इति।'**

**किं दुष्करैर्नः क्रतुभिस्तपोव्रतै-**
**र्दानादिभिर्वा द्युजयेन फल्गुना।**
**न यत्र नारायणपादपङ्कज-**
**स्मृतिः प्रमुष्टातिशयेन्द्रियोत्सवात्॥ २२**

દુષ્કર યજ્ઞો, તપ, વ્રતો કે દાન કરીને તુચ્છ એવી સ્વર્ગપ્રાપ્તિથી અમને શો લાભ છે? જે (સ્વર્ગ)માં ઇન્દ્રિયોના અતિશય ભોગોને કારણે સ્મૃતિ લુપ્ત થઈ જવાથી શ્રીનારાયણનાં ચરણકમળની સ્મૃતિ નથી. ॥ ૨૨ ॥

दुष्करैः क्रत्वादिभिर्नः फल्गुना तुच्छेन द्युजयेन स्वर्गप्राप्त्या किम्। न किंचित्फलम्। कुतः। यत्र नारायणपादपङ्कजस्मृतिर्नास्ति। प्रत्युतातिशयितादिन्द्रियाणामुत्सवाद्भोगात्प्रमुष्टाभूत्॥ २२॥

દુષ્કર યજ્ઞાદિ દ્વારા **'फल्गुना'** તુચ્છ એવી **'द्युजयेन'** સ્વર્ગપ્રાપ્તિથી અમને શો લાભ છે? તેનું કંઈ ફળ નથી. શા માટે? જ્યાં નારાયણનાં ચરણકમળની સ્મૃતિ નથી (ત્યાં શો લાભ છે?). ઊલટું ઇન્દ્રિયોના અતિશય ભોગોને કારણે સ્મૃતિ કુંઠિત થઈ છે. ॥ ૨૨ ॥

**वीर.**—अधिकेन्द्रियोत्सव एव भगवत्सेवाविरोधीति भावः।

ઇન્દ્રિયોનો અતિશય ભોગ ભગવત્સેવાવિરોધી છે, એવો ભાવ છે.

**कल्पायुषां स्थानजयात्पुनर्भवात्**
**क्षणायुषां भारतभूजयो वरम्।**
**क्षणेन मर्त्येन कृतं मनस्विनः**
**संन्यस्य संयान्त्यभयं पदं हरेः॥ २३**

કલ્પપર્યન્તના આયુષ્યવાળા જનોના, ફરી જન્મ લેવો પડે તેવા (સ્વર્ગાદિ) સ્થાન મેળવ્યા કરતાં અલ્પ આયુષ્યવાળા મનુષ્યોની ભારતભૂમિ પ્રાપ્ત કરવી શ્રેષ્ઠ છે, (કારણ કે) મરણધર્મા દેહથી ક્ષણ જેટલા સમય માટે કરેલું કર્મ ભગવાન શ્રીહરિને અર્પણ કરીને (ધીર પુરુષો) શ્રીહરિના અભયપદને પામે છે. ॥ ૨૩ ॥

क्षणमल्पमेवायुर्येषाम्। वरत्वे हेतुः— मर्त्येनापि देहेन क्षणेनेव कालेन कृतं कर्म संन्यस्य हरेः पदं सम्यग्यान्ति॥ २३॥

**'क्षणम्'** થોડું જ આયુષ્ય છે જેમનું– (ભારતભૂમિ) શ્રેષ્ઠ હોવાનું કારણ– મરણધર્મા (હોવા છતાં પણ તેવા) દેહથી ક્ષણ જેટલા સમય માટે પણ કરેલું કર્મ ભગવાન શ્રીહરિને અર્પણ કરીને (ધીર પુરુષો) શ્રીહરિના (અભય)પદને સારી રીતે પામે છે. ॥ ૨૩ ॥

**न यत्र वैकुण्ठकथासुधापगा**
**न साधवो भागवतास्तदाश्रयाः।**
**न यत्र यज्ञेशमखा महोत्सवाः**
**सुरेशलोकोऽपि न वै स सेव्यताम्॥ २४**

જ્યાં શ્રીવૈકુંઠનારાયણની કથારૂપી અમૃતની સરિતાઓ (વહેતી) નથી, તે કથારૂપી સરિતાના આશ્રયરૂપ (અથવા ભગવાન જેમનો આશ્રય છે તેવા પરમ) ભાગવત સાધુજનો નથી, જ્યાં ભગવાન યજ્ઞપુરુષની (નૃત્યગીતાદિ) મહોત્સવવાળી પૂજાઓ નથી થતી, તે સ્થળ બ્રહ્મલોક હોય તો પણ તેનું સેવન ન કરવું. ॥ ૨૪ ॥

अतो यत्र वैकुण्ठकथामृतनद्यो न सन्ति।

આથી જ્યાં વૈકુંઠભગવાનની કથારૂપી અમૃતની સરિતાઓ નથી.

तदाश्रयाः कथापगाश्रयाः। महान्तो नृत्याद्युत्सवा येषु तादृशा यज्ञेशस्य मखाश्च पूजाः। स सुरेशस्य ब्रह्मणोऽपि लोको न सेव्यताम्॥ २४॥

**'तत्-आश्रयाः'** તે કથાસરિતાઓના આશ્રયરૂપ ભગવદ્‌ભક્તો– નૃત્યાદિ મોટા મોટા ઉત્સવો જેમાં છે તેવા યજ્ઞપતિ ભગવાનની **'मखाः'** પૂજાઓ પણ નથી થતી, તે સ્થાન **'सुरेशस्य'** બ્રહ્માજીનું હોય તો પણ ન સેવવું. ॥ ૨૪ ॥

अमुमुक्षून्नरान्निन्दति—**प्राप्ता इति**।

મુક્ત થવાની ઇચ્છા ન હોય તેવા મનુષ્યોની નિંદા કરે છે— **'प्राप्ता इति।'**

**प्राप्ता नृजातिं त्विह ये च जन्तवो**
**ज्ञानक्रियाद्रव्यकलापसंभृताम्।**
**न वै यतेरन्नपुनर्भवाय ते**
**भूयो वनौका इव यान्ति बन्धनम्॥ २५**

જ્ઞાન, તે અનુસારની ક્રિયાઓ, તે માટેનાં દ્રવ્યોના સમૂહથી પરિપૂર્ણ એવા મનુષ્યજન્મને અહીં ભારતની ભૂમિ પર જે જીવોએ પ્રાપ્ત કર્યો છે અને (તેમ છતાં પણ) તેઓ મોક્ષ માટે પ્રયત્ન જ નથી કરતા, તેઓ જંગલી પક્ષીની જેમ પુનઃ સંસારબંધનને પામે છે. ॥ ૨૫ ॥

ज्ञानं च तदर्थाः क्रियाश्च तदर्थानि द्रव्याणि च तेषां कलापेन संभृतां पूर्णाम्। अपुनर्भवाय मोक्षाय वनौका इव। वनौकसः पक्षिणो यथा लुब्धकान्मुक्ता अपि पुनर्यदि तस्मिन्नेव वृक्षे प्रमत्ता विहरन्ति तर्हि यथा बध्यन्ते तद्वत्॥ २५॥

જ્ઞાન, તે અનુસારની ક્રિયાઓ, તે માટેનાં દ્રવ્યો – તેમના સમૂહથી **'सम्भृताम्'** પરિપૂર્ણ એવા મનુષ્યજન્મને, **'अपुनर्भवाय'** મોક્ષ માટે– **'वनौकाः इव'** વનમાં વસનારા પક્ષીની જેમ– (એક વાર) પારધી પાસેથી છૂટી ગયેલું પક્ષી જો ફરી પાછું તે જ વૃક્ષ ઉપર અસાવધાન થઈ વિહરે ત્યારે જેમ બંધનમાં ફસાઈ જાય તેમ! ॥ ૨૫ ॥

अहो भारतवासिनां भाग्यमित्याहुः— यैरिति।

**यैः श्रद्धया बर्हिषि भागशो हवि-**
**र्निरुप्तमिष्टं विधिमन्त्रवस्तुतः।**
**एकः पृथङ्नामभिराहुतो मुदा**
**गृह्णाति पूर्णः स्वयमाशिषां प्रभुः॥ २६**

'अग्नये जुष्टं निर्वपामि, इन्द्राय जुष्टं निर्वपामि' इत्येवं भागशो निरुप्तं पृथक् कृतम्। कथम्। विधिना प्रकारेण मन्त्रेण च वस्तुतश्चरु-पुरोडाशादिभेदेन चेष्टं देवतामुद्दिश्य त्यक्तं निरुप्तं च ममेदमिति स्वीकृत्य त्यागानन्तरमश्नातीत्यर्थः। पृथगिन्द्रादिनामभिराहुत आहूतः। आशिषां प्रभुः स्वयं पूर्णोऽपि हरिः॥ २६॥

તત્રાપિ નિષ્કામાः કૃતાર્થા ઇત્યાહુः—

तत्रापि निष्कामाः कृतार्था इत्याहुः— सत्यमिति।

**सत्यं दिशत्यर्थितमर्थितो नृणां**
**नैवार्थदो यत्पुनरर्थिता यतः।**
**स्वयं विधत्ते भजतामनिच्छता-**
**मिच्छापिधानं निजपादपल्लवम्॥ २७**

અહો! ભારતવાસીઓનું સૌભાગ્ય છે, એમ કહે છે— **'यैः इति।'**

જે (ભક્તો) દ્વારા યજ્ઞમાં શ્રદ્ધાપૂર્વક વિધિ અનુસાર, મંત્રથી તથા (ચરુ-પુરોડાશાદિ) વસ્તુથી ભાગ પ્રમાણે જુદા જુદા કરાયેલા તથા ઈષ્ટદેવતાને ઉદ્દેશીને અર્પણ કરવામાં આવેલા હવિષ્‌ને, પોતે એક જ હોવા છતાં જુદાં જુદાં નામોથી બોલાવાયેલા ભગવાન શ્રીહરિ સ્વયં સર્વ કામનાઓના સ્વામી અને પૂર્ણકામ હોવા છતાં હર્ષથી સ્વીકારે છે. ॥ ૨૬ ॥

'અગ્નિને માટે તેમને પ્રિય ભાગ પ્રદાન કરું છું. ઈન્દ્રને માટે તેમને પ્રિય ભાગ પ્રદાન કરું છું.' એ રીતે ભાગ પ્રમાણે **'निरुप्तम्'** જુદા જુદા કરવામાં આવેલા હવિષ્‌ને– કેવી રીતે? વિધિ અનુસાર તથા મંત્રથી તેમ જ ચરુ-પુરોડાશાદિ જુદી જુદી વસ્તુથી **'इष्टम्'** દેવતાને ઉદ્દેશીને ત્યજાયેલા તથા અપાયેલા હવિષ્‌ને– 'આ હવિષ્ મારું છે.' એમ અંગીકાર કરીને ત્યાગ કર્યા પછી આરોગે છે, એમ અર્થ છે. જુદાં જુદાં ઈન્દ્રાદિ નામો વડે **'आहुतः'** બોલાવાયેલા ભગવાન (**आहुतः**માં **हु** હ્રસ્વ છે તે આર્ષ છે. **'आहूतः'** રૂપ બને છે.) શ્રીહરિ સ્વયં સર્વ કામનાઓના સ્વામી અને પૂર્ણકામ હોવા છતાં (હર્ષથી સ્વીકારે છે.) ॥ ૨૬ ॥

વળી, ત્યાં (ભારતમાં) નિષ્કામ ભક્તો કૃતાર્થ છે, એમ (દેવો) કહે છે — **'सत्यम् इति।'**

જેમની પાસે યાચના કરવામાં આવી છે તેવા ભગવાન (સકામ) મનુષ્યોને અભીષ્ટ પદાર્થ આપે છે એ ખરું પરંતુ પરમ પુરુષાર્થરૂપ મોક્ષ નથી જ આપતા કારણ કે જે અભીષ્ટ પદાર્થ આપવાથી (તેને ભોગવ્યા પછી તેના નાશથી) ફરી યાચકવૃત્તિ જન્મે છે. કંઈ પણ ઈચ્છા ન રાખનારા (નિષ્કામ ભક્તો)ને તો ભગવાન પોતે જ સર્વ કામનાઓ પૂર્ણ કરનાર પોતાના ચરણપલ્લવ(રૂપ મોક્ષ) જ પ્રદાન કરે છે. ॥ ૨૭ ॥

प्रार्थितः सन्नर्थितं ददातीति सत्यं, तथापि परमार्थदो न भवत्येव। यद्यस्माद्यतो दत्तादनन्तरं पुनरप्यर्थिता भवति। ननु नार्थितश्चेत्किमपि न दद्यादित्याशङ्क्याहुः।

જેમની પાસે યાચના કરવામાં આવી છે તેવા ભગવાન અભીષ્ટ પદાર્થ આપે છે એ ખરું, તેમ છતાં પરમપુરુષાર્થ (મોક્ષ) તો નથી જ આપતા. **'यत्'** કારણ કે **'यतः'** જે અભીષ્ટ પદાર્થ આપવાથી તેને આપ્યા પછી (તેને ભોગવ્યા પછી તેનો નાશ થવાથી) ફરી પાછી યાચકવૃત્તિ ઉત્પન્ન થાય છે.

अनिच्छतां निष्कामानां तु इच्छानां पिधानमाच्छादकं सर्वकामपरिपूरकं निजपाद-पल्लवं स्वयमेव संपादयति॥ २७॥

હવે જો યાચવામાં ન આવે તો કોઈ કાંઈ પણ ન આપે, એવી શંકા કરીને ઉત્તર આપે છે કે **'अनिच्छताम्'** કાંઈ પણ ઈચ્છા ન રાખનારા નિષ્કામ ભક્તોને તો સર્વકામનાઓનું **'पिधानम्'** આચ્છાદન (બંધ) કરનારું અર્થાત્ સર્વકામનાઓ પરિપૂર્ણ કરનારું પોતાનું ચરણપલ્લવ ભગવાન પોતે જ આપી દે છે. ॥ ૨૭ ॥

**यद्यत्र नः स्वर्गसुखावशेषितं**
**स्विष्टस्य सूक्तस्य कृतस्य शोभनम्।**
**तेनाजनाभे स्मृतिमज्जन्म नः स्याद्**
**वर्षे हरिर्यद्भजतां शं तनोति॥ २८**

(પૂર્વે કરાયેલા) ઉત્તમ યજ્ઞનું, પ્રવચનનું, કરવામાં આવેલા અન્ય કર્મનું, સ્વર્ગસુખના ઉપભોગ કર્યા પછી બચેલું પુણ્ય જો અત્યારે હોય તો તેના (પ્રભાવ)થી અજનાભખંડમાં અમારો જન્મ થાઓ! ભગવાન શ્રીહરિ જ સેવવા યોગ્ય છે એવી સ્મૃતિના અનુસંધાનવાળો જન્મ થાઓ કારણ કે ભારતવર્ષમાં (જન્મી) જેઓ ભજન કરે છે તેમનું ભગવાન શ્રીહરિ કલ્યાણ કરે છે. ॥ ૨૮ ॥

स्विष्टस्य सम्यग्यजनस्य। सूक्तस्य प्रवचनस्य कृतस्यान्यस्यापि कर्मणः। स्वर्गसुखादुपमुक्ता-दवशेषितं यदि किंचिदस्ति तेनाजनाभे वर्षे नोऽस्माकं जन्म स्यात्। कीदृशम्। स्मृतिमत् हरिरेव सेव्य इत्यनुसंधानयुक्तम्। यतो हरिर्भजतां शं सुखं तनोति॥ २८॥

**'सु-इष्टस्य'** (પૂર્વે સુંદર રીતે સમ્પન્ન કરવામાં આવેલા) ઉત્તમ યજ્ઞનું, **'सूक्तस्य'** પ્રવચનનું, કરાયેલા અન્ય કોઈ કર્મનું, સ્વર્ગનું સુખ ભોગવ્યા પછી બચેલું કંઈ પણ પુણ્ય જો હોય તો તેના (પ્રભાવ)થી અજનાભખંડમાં **'नः'** અમારો જન્મ થાઓ! કેવો જન્મ? **'स्मृतिमत्'** ભગવાન શ્રીહરિ જ સેવવા યોગ્ય છે એવા અનુસંધાનવાળો જન્મ થાઓ કારણ કે ભગવાન શ્રીહરિ ભજન કરનારા મનુષ્યોનું **'शम्'** કલ્યાણ કરે છે. ॥ ૨૮ ॥

**बा.प्र.—**भारते भजनसम्भवात् स्वर्गे तत्प्रतिबन्ध-बाहुल्याच्च।

ભારતમાં ભજન કરવાની સંભાવના છે તેથી તથા સ્વર્ગમાં ભજન કરવામાં ઘણા અવરોધ છે તેથી (અમારો જન્મ ભારતમાં થાઓ).

अतोऽपि देवा इच्छन्ति जन्म भारतभूतले।
सञ्चितुं सुमहत्पुण्यमक्षय्यमलं शुभम्॥ १॥
कदा वयं हि लप्स्यामो जन्म भारतभूतले।
कदा पुण्येन महता प्राप्स्यामः परमं पदम्॥ २॥
दानैर्वा विविधैर्यज्ञैस्तपोभिर्वाब्धिशायिनम्।
पूजयित्वा कदा यामो यद्वै पश्यन्ति सूरयः॥ ३॥
हरिकीर्तनशीलो वा तद्भक्तानां प्रियोऽपि वा।
शुश्रूषुर्वापि महतां स वन्द्योऽस्माभिरुत्तमः॥ ४॥
वेदार्थश्रवणे बुद्धिः पुराणश्रवणे तथा।
सत्सङ्गेऽपि हि यस्यास्ति स वन्द्योऽस्माभिरुत्तमः॥ ५॥
संप्राप्य भारते जन्म सत्कर्मसु पराङ्मुखः।
पीयूषकलशं हित्वा विषभाण्डं स इच्छति॥ ६॥
वासुदेवार्चनं हित्वा दुष्कर्माणि करोति यः।
कामधेनुमतिक्रम्य अर्कक्षीरं स इच्छति॥ ७॥
एवं भारतभूभागं प्रशंसन्ति दिवौकसः।
तं प्राप्य विषयासक्तास्ते मुष्टा मायया हरेः॥ ८॥

અક્ષય, નિર્મળ, શુભ એવા અતિ મહાન પુણ્યનો સંગ્રહ કરવા માટે આ જ કારણે દેવો પણ ભારતભૂમિમાં જન્મ ઈચ્છે છે. ॥ ૧ ॥ અમે ભારતભૂમિમાં ક્યારે જન્મ પામીશું અને મહાન પુણ્ય પ્રાપ્ત કરીને કયારે પરમપદ પામીશું? ॥ ૨ ॥ અનેક પ્રકારનાં દાન, યજ્ઞો તથા તપશ્ચર્યાઓ દ્વારા સમુદ્રશાયી શ્રીનારાયણનું પૂજન કરીને કયારે પરમપદને પામીશું કે જેને તત્ત્વજ્ઞાનીઓ જ જોઈ શકે છે! ॥ ૩ ॥ જે હરિકીર્તન કરવાના સ્વભાવવાળો છે, તે શ્રીહરિના ભક્તોનો પ્રિય છે અથવા જે ભગવાનના મહાન ભક્તોની સેવા કરતો હોય, તે ઉત્તમપુરુષ અમારે માટે પણ વંદનીય છે. ॥ ૪ ॥ જેની બુદ્ધિ વેદોના અર્થ અને પુરાણોનું શ્રવણ કરવામાં તથા સત્પુરુષોનો સંગ કરવામાં લાગેલી રહે છે, તે શ્રેષ્ઠ પુરુષ અમારા દ્વારા વંદનને પાત્ર છે. ॥ ૫ ॥ ભારતવર્ષમાં જન્મ પામીને પણ જે સત્કર્મો પ્રત્યે વિમુખ છે તે મનુષ્ય અમૃતનો કળશ છોડી વિષનું પાત્ર ઈચ્છે છે. ॥ ૬॥ જે મનુષ્ય ભગવાન વાસુદેવનું પૂજન તજી દુષ્કર્મો કરે છે, તે કામધેનુ છોડી આકડાના દૂધની ઈચ્છા કરે છે. ॥ ૭ ॥ આમ, સ્વર્ગમાં વસનારા દેવો પણ ભારતભૂમિની પ્રશંસા કરે છે. તે ભૂમિભાગને પામીને વિષયોમાં આસક્ત રહેનારાઓ શ્રીહરિની માયાથી ઠગાયા છે. ॥ ૮ ॥ (આ આઠ શ્લોકો ક્ષેપક હોવાથી શ્રીધરસ્વામીએ તેમની ઉપર વ્યાખ્યા કરી નથી.)

श्रीशुक उवाच

जम्बूद्वीपस्य च राजन्नुपद्वीपानष्टौ हैक उपदिशन्ति सगरात्मजैरश्वान्वेषण इमां महीं परितो निखनद्भिरुपकल्पितान्॥ २९॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – ‘હે રાજા, કેટલાક વિદ્વાનો જમ્બૂદ્વીપના પણ આઠ ઉપદ્વીપોનો ઉલ્લેખ કરે છે કે જેમને (અશ્વમેધયજ્ઞના) અશ્વનું અન્વેષણ કરતી વખતે આ પૃથ્વીની ફરતે (આઠેય દિશાઓમાં) ખોદતા સગરરાજાના પુત્રો દ્વારા રચવામાં આવ્યા હતા.’ ॥ ૨૯ ॥ ૨૯ ॥

तद्यथा स्वर्णप्रस्थश्चन्द्रशुक्ल आवर्तनो रमणको मन्दरहरिणः पाञ्चजन्यः सिंहलो लङ्केति॥ ३०॥

તે પ્રમાણે સ્વર્ણપ્રસ્થ, ચન્દ્રશુક્લ, આવર્તન, રમણક, મંદરહરિણ, પાંચજન્ય, સિંહલ તથા લંકા તેમનાં નામ છે. ॥ ૩૦ ॥ ૩૦ ॥

**एवं तव भारतोत्तम जम्बूद्वीपवर्षविभागो यथोपदेशमुपवर्णित इति॥ ३१ ॥**

હે ભરતશ્રેષ્ઠ પરીક્ષિત, આ પ્રમાણે જમ્બૂદ્વીપના ખંડોનો વિભાગ તમને શાસ્ત્રોમાં કહ્યા પ્રમાણે વર્ણવવામાં આવ્યો. ॥ ૩૧ ॥ ૩૧ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां पञ्चमस्कन्धे जम्बूद्वीपवर्णनं नाम एकोनविंशतितमोऽध्यायः ॥ १९ ॥

इति श्रीमद्भागवते महापुराणे पञ्चमस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां एकोनविंशतितमोऽध्यायः ॥ १९ ॥

*****

# अथ विंशतितमोऽध्यायः

## અન્ય છ દ્વીપો તથા લોકાલોક પર્વતનું વર્ણન

विंशे प्लक्षादिषड्द्वीपस्थितिमाह सहार्णवैः ।
लोकालोकस्थितिश्चान्तर्बहिर्भागादिमानतः ॥ १

વીસમા અધ્યાયમાં પ્લક્ષાદિ છ દ્વીપોની મર્યાદા સમુદ્રો સાથે જણાવે છે તથા (પ્રકાશવાળા અને પ્રકાશ વગરના) લોકાલોક પર્વતની મર્યાદા અંદર અને બહારના વિભાગ વગેરેના પ્રમાણપૂર્વક કહે છે.॥ ૧॥

श्रीशुक उवाच

**अतः परं प्लक्षादीनां प्रमाणलक्षण-संस्थानतो वर्षविभाग उपवर्ण्यते॥ १ ॥ १ ॥**

**શ્રીશુકદેવજી બોલ્યા** – હવે (જમ્બૂદ્વીપથી) ઉત્તરોત્તર આવેલા પ્લક્ષ વગેરે દ્વીપોના ખંડોનો વિભાગ તેનાં પરિમાણ, લક્ષણ તથા આકાર પ્રમાણે વર્ણવવામાં આવે છે. ॥ ૧ ॥ ૧ ॥

**जम्बूद्वीपोऽयं यावत्प्रमाणविस्तारस्तावता क्षारोदधिना परिवेष्टितो यथा मेरुर्जम्ब्वाख्येन लवणोदधिरपि ततो द्विगुणविशालेन प्लक्षाख्येन परिक्षिप्तो यथा परिखाबाह्योपवनेन प्लक्षो जम्बूप्रमाणो द्वीपाख्याकरो हिरणमय उत्थितो यत्राग्निरुपास्ते सप्तजिह्वस्तस्याधिपतिः प्रिय-व्रतात्मज इध्मजिह्वः स्वं द्वीपं सप्तवर्षाणि विभज्य सप्तवर्षनामभ्य आत्मजेभ्य आकलय्य स्वयमात्मयोगेनोपरराम॥ २ ॥**

જેમ મેરુ પર્વત જમ્બૂદ્વીપથી ઘેરાયેલો છે તેમ આ જમ્બૂદ્વીપ (પણ) પોતે જેટલા પ્રમાણના વિસ્તારવાળો છે તેટલા પ્રમાણના વિસ્તારવાળા ક્ષાર સમુદ્રથી પરિવેષ્ટિત છે. તે ક્ષાર સમુદ્ર પણ પોતાના બહાર રહેલા ઉપવનથી વીંટાયેલી ખાઈની જેમ પોતાનાથી બમણા (બે લાખ યોજન) વિસ્તારવાળા પ્લક્ષ નામના દ્વીપથી વીંટાયેલો છે. એ (પ્લક્ષદ્વીપમાં પણ જમ્બૂદ્વીપમાં આવેલા) જાંબુના ઝાડ જેટલા પ્રમાણનું સુવર્ણમય પ્લક્ષ (પીપળાનું) વૃક્ષ છે, જે 'પ્લક્ષ' એવા દ્વીપના નામને સૂચવનારું છે, જ્યાં અતિ પ્રજ્વલિત એવી સાત જિહ્વાઓવાળા અગ્નિદેવ વિરાજે છે. તે દ્વીપના અધિપતિ પ્રિયવ્રતપુત્ર મહારાજ ઈધ્મજિહ્વ પોતાના દ્વીપને સાત ખંડોમાં વિભાજિત કરી તે સાત ખંડોનાં નામવાળા પોતાના (સાત) પુત્રોને સોંપીને પોતે અધ્યાત્મયોગનો આશ્રય લઈને ઉપરામ પામ્યા હતા. ॥ ૨॥

तावता लक्षविस्तारेण परिक्षिप्तः परिवेष्टितः उपास्ते तिष्ठति। आकलय्य समर्प्य॥ २॥

**'तावता'** તેટલા જ અર્થાત્ એક લાખ યોજનના વિસ્તારવાળા લવણસમુદ્રથી **'परिक्षिप्तः'** વીંટાયેલો છે, જ્યાં **'उपास्ते' ( उप-आस्ते )** (અગ્નિદેવ) વિરાજે છે. **'आकलय्य'** (પુત્રોને) સોંપીને ॥ ૨ ॥

**शिवं यवयसं सुभद्रं शान्तं क्षेमममृत-मभयमिति वर्षाणि तेषु गिरयो नद्यश्च सप्तैवाभिज्ञाताः॥ ३॥**

(પ્લક્ષ દ્વીપમાં) શિવ, યવયસ, સુભદ્ર, શાંત, ક્ષેમ, અમૃત અને અભય– એમ (પુત્રોનાં નામવાળા સાત) ખંડો છે. તેમાં સાત પર્વતો અને સાત નદીઓ જ પ્રસિદ્ધ છે. ॥ ૩ ॥

अभिज्ञाताः प्रसिद्धाः सप्तैव। अन्ये च पर्वता नद्यश्च सहस्रशः सन्तीत्यर्थः।

**'अभिज्ञाताः'** પ્રસિદ્ધ (પર્વતો અને નદીઓ) સાત જ છે. બીજા પણ હજારો પર્વતો અને નદીઓ છે, એમ અર્થ છે.

मानसोत्तरस्य मण्डलाकारत्वोक्तेरेतेषु प्लक्षादिपञ्चद्वीपेषु वर्षाद्रयस्तिर्यग्रेखाकारा उभयतो-ऽब्धिस्पृश इति गम्यते। अन्यथा सप्तभिः सप्तवर्षविभागासंभवात्। वैष्णवे वर्षाणां पूर्वादिक्रमोक्तेश्च॥ ३॥

માનસોત્તર પર્વત ગોળાકાર છે એમ કહેવામાં આવ્યું હોવાથી આ પ્લક્ષાદિ (શાલ્મલ, કુશ, ક્રૌંચ, શાક) પાંચ દ્વીપોમાં તે તે ખંડના પર્વતો ત્રાંસી રેખાના આકારવાળા છે તથા બંને તરફથી સાગરને સ્પર્શ કરનારા છે એમ સમજાય છે, નહીં તો સાત પર્વતો વડે સાત ખંડના વિભાગ થવા અસંભવિત છે. વિષ્ણુપુરાણમાં પણ ખંડોને પૂર્વાદિક્રમે વર્ણવ્યા છે. (દ્વિતીય અંશ, અધ્યાય-૩) ॥ ૩ ॥

**मणिकूटो वज्रकूट इन्द्रसेनो ज्योतिष्मान् सुपर्णो हिरण्यष्ठीवो मेघमाल इति सेतुशैलाः अरुणानृम्णाङ्गिरसी सावित्री सुप्रभाता ऋतम्भरा सत्यंभरा इति महानद्यः यासां जलोपस्पर्शन-विधूतरजस्तमसो हंसपतङ्गोर्ध्वायनसत्याङ्ग-संज्ञाश्चत्वारो वर्णाः सहस्रायुषो विबुधोपम-संदर्शनप्रजननाः स्वर्गद्वारं त्रय्या विद्यया भगवन्तं त्रयीमयं सूर्यमात्मानं यजन्ते॥ ४॥**

મણિકૂટ, વજ્રકૂટ, ઈન્દ્રસેન, જ્યોતિષ્માન, સુપર્ણ, હિરણ્યષ્ઠીવ, મેઘમાલ– એમ સાત મર્યાદા (બાંધતા) ગિરિઓ છે તથા અરુણા, નૃમ્ણા, આંગિરસી, સાવિત્રી, સુપ્રભાતા, ઋતંભરા અને સત્યંભરા– એમ સાત મહાનદીઓ છે, જેમનાં જળમાં સ્નાન કરવાથી ક્ષીણ થયેલા રજોગુણ અને તમોગુણવાળા, હંસ, પતંગ, ઊર્ધ્વાયન તથા સત્યાંગ નામના ચાર વર્ણો(વાળા), હજાર વર્ષના આયુષ્યવાળા, દેવો જેવા રૂપવાળાં સંતાનોની ઉત્પત્તિ કરનારા (ત્યાંના નિવાસી) જનો વેદોક્ત કર્મયોગાદિ દ્વારા સ્વર્ગના દ્વારરૂપ, વેદત્રયીપ્રચુર, આત્મસ્વરૂપ ભગવાન સૂર્યની ઉપાસના કરે છે. ॥ ૪ ॥

जलोपस्पर्शनेन विधूतं रजस्तमश्च येषाम्। हंसादयो ब्राह्मणादिस्थानीयाः। विबुधोपमं संदर्शनं क्लमस्वेदादिरहितं रूपं प्रजननमपत्योत्पादनं च येषाम्॥४॥

જળમાં સ્નાન કરવાથી નાશ પામ્યા છે રજોગુણ તથા તમોગુણ જેમના– હંસ વગેરે ચાર વર્ણો બ્રાહ્મણ વગેરેના સ્થાન અનુસાર છે. દેવો જેવા **'सन्दर्शनम्'** શ્રમ, પ્રસ્વેદ વગેરેથી રહિત રૂપવાળાં **'प्रजननम्'** સંતાનોની ઉત્પત્તિ છે જેમની ॥૪॥

**प्रत्नस्य विष्णो रूपं यत्सत्यस्यर्तस्य ब्रह्मणः।**
**अमृतस्य च मृत्योश्च सूर्यमात्मानमीमहीति॥५**

અનુષ્ઠાન કરવા યોગ્ય ધર્મના અને શ્રુતિ વગેરે દ્વારા પ્રમાણિત કરવામાં આવેલા ધર્મના, બ્રહ્મનું જ્ઞાન કરાવનાર વેદના તથા શુભ અને અશુભફળના અધિષ્ઠાતા પુરાણપુરુષ એવા ભગવાન વિષ્ણુનું જે સ્વરૂપ છે, તે સૂર્યને શરણે અમે જઈએ છીએ. ॥૫॥

विगीता अपि द्वीपमन्त्रा व्याख्यायन्ते। प्रत्नस्य पुराणपुरुषस्य। विष्णोर्यद्रूपं तं सूर्यमीमहि शरणं व्रजेम। कथंभूतम्। सत्यादीनामात्मानमधिष्ठातारम्। तत्र सत्यमनुष्ठीयमानो धर्मः। ऋतं प्रमीयमाणो धर्मः। ब्रह्मणस्तद्बोधकस्य वेदस्य। अमृतस्य शुभफलस्य मृत्योरशुभफलस्य॥५॥

**(विगीताः)** અન્ય ગ્રંથોમાં આ મંત્ર જોવા મળતો ન હોવાથી તેનું મૂળ અનિશ્ચિત હોવા છતાં દ્વીપમંત્રોની વ્યાખ્યા કરવામાં આવે છે. **'प्रत्नस्य'** પુરાણપુરુષ એવા ભગવાન વિષ્ણુનું જે સ્વરૂપ છે તે સૂર્યને **'ईमहि'** શરણે જઈએ (છીએ). કેવા સૂર્યને શરણે? સત્ય વગેરેના **'आत्मानम्'** અધિષ્ઠાતા એવા સૂર્યને શરણે– તેમાં **'सत्यम्'** અનુષ્ઠાન કરવા યોગ્ય ધર્મ, **'ऋतम्'** શ્રુતિ વગેરે દ્વારા પ્રમાણિત કરવામાં આવેલો ધર્મ, **'ब्रह्मणः'** બ્રહ્મનું જ્ઞાન કરાવનાર વેદના, **'अमृतस्य'** શુભફળના અને **'मृत्योः'** અશુભ ફળના॥૫॥

**प्लक्षादिषु पञ्चसु पुरुषाणामायुरिन्द्रिय-मोजः सहो बलं बुद्धिर्विक्रम इति च सर्वेषामौत्पत्तिकी सिद्धिरविशेषेण वर्तते ॥६॥६॥**

પ્લક્ષ વગેરે પાંચ (શાલ્મલિ, કુશ, ક્રૌંચ અને શાક) દ્વીપોમાં સર્વ મનુષ્યોનાં આયુષ્ય, ઇન્દ્રિયો, મનોબળ, ઇન્દ્રિયબળ અને શરીરબળ તથા બુદ્ધિ અને પરાક્રમ સમાનરૂપે જન્મસિદ્ધ હોય છે. ॥૬॥૬॥

**प्लक्षः स्वसमानेनेक्षुरसोदेनावृतो यथा तथा द्वीपोऽपि शाल्मलो द्विगुणविशालः समानेन सुरोदेनावृतः परिवृङ्क्ते॥७॥७॥**

જેમ પ્લક્ષદ્વીપ પોતાના જેટલા વિસ્તારવાળા શેરડીના રસના સમુદ્રથી વીંટાયેલો છે, તેમ (તે પછીનો) તેના કરતાં બમણા (ચાર લાખ યોજન) વિસ્તારવાળો શાલ્મલદ્વીપ પોતાના જેટલા વિસ્તારવાળા મદિરાના સમુદ્રથી વીંટાયેલો સર્વ તરફથી શોભે છે. ॥૭॥૭॥

**यत्र ह वै शाल्मलीप्लक्षायामा यस्यां वाव किल निलयनमाहुर्भगवतश्छन्दःस्तुतः पतत्त्रिराजस्य सा द्वीपहूतये उपलक्ष्यते॥ ८॥**

जे (शाल्मलद्वीप)मां प्लक्षद्वीपमां आवेला पीपળ वृक्षना विस्तार जेटला ज (सो योजन पहोળा थडवाળा अने अगियारसो योजन ऊंचा) शाल्मली (शीमળा)ना वृक्ष उपरथी द्वीपनुं नाम पड्युं छे. जे शाल्मली वृक्षमां ज पोतानी पांखोरूप वेदो द्वारा (भगवान श्रीविष्णुनी) स्तुति करनारा पक्षीराज भगवान गरुडजीनुं निवासस्थान छे, एम (विद्वज्जनो) कहे छे. ॥ ८ ॥

'सुपर्णोऽसि गरुत्मान् त्रिवृत्ते शिरः'

"हे अग्नि, तमे सुंदर उड्डयनवाળा गरुड पक्षी जेवा छो. 'त्रिवृत्' नामनो स्तोभ तमारुं मस्तक छे." (शु.य.मा.सं. १२/४)

इत्यादिश्रुतेश्छन्दोभिः स्वावयवभूतैः श्रीविष्णुं स्तौतीति छन्दःस्तुत् तस्य गरुडस्य निलयनं स्थानम्। सा शाल्मली। द्वीपस्य हूतये व्यपदेशाय॥ ८॥

वगेरे श्रुति होवाथी पोताना अवयवोरूप सामवेदना मंत्रो वडे श्रीविष्णुनी स्तुति करे छे माटे **'छन्दःस्तुत्'** (पांखो वगेरेरूप वेदमंत्रो द्वारा स्तुति करनार) ते श्रीगरुडजीनुं **'निलयनम्'** निवासस्थान छे. **'सा'** ते शाल्मलिवृक्ष, द्वीपना **'हूतये'** नाम माटे कारणरूप छे. ॥ ८ ॥

**तद्द्वीपाधिपतिः प्रियव्रतात्मजो यज्ञबाहुः स्वसुतेभ्यः सप्तभ्यस्तन्नामानि सप्तवर्षाणि व्यभजत्सुरोचनं सौमनस्यं रमणकं देववर्षं पारिभद्रमाप्यायनमविज्ञातमिति॥ ९॥ ९॥**

ते द्वीपना अधिपति प्रियव्रत राजाना पुत्र यज्ञबाहुए पोताना सातेय पुत्रो सुरोचन, सौमनस्य, रमणक, देववर्ष, पारिभद्र, आप्यायन तथा अविज्ञातने तेमना नामवाળा सात खंडो वहेंचीने आप्या. ॥ ९ ॥ ९ ॥

**तेषु वर्षाद्रयो नद्यश्च सप्तैवाभिज्ञाताः स्वरसः शतशृङ्गो वामदेवः कुन्दो मुकुन्दः पुष्पवर्षः सहस्रश्रुतिरिति अनुमतिः सिनीवाली सरस्वती कुहू रजनी नन्दा राकेति॥ १०॥ १०॥**

ते खंडोमां पण सात ज पर्वतो अने नदीओ प्रसिद्ध छे. स्वरस, शतशृंग, वामदेव, कुन्द, मुकुन्द, पुष्पवर्ष अने सहस्रश्रुति (एम सात मुख्य पर्वतो छे) तथा अनुमति, सिनीवाली, सरस्वती, कुहू, रजनी, नन्दा अने राका (नामनी सात मुख्य नदीओ छे.) ॥१०॥ १०॥

**तद्वर्षपुरुषाः श्रुतधरवीर्यधरवसुन्धरेषन्धरसंज्ञा भगवन्तं वेदमयं सोममात्मानं वेदेन यजन्ते॥ ११॥ ११॥**

ते खंडमां रहेता श्रुतधर, वीर्यधर, वसुंधर तथा ईषंधर नामना (वर्णोवाળा) मनुष्यो वेदमय भगवान चन्द्रस्वरूप परमात्मानी वेदमंत्रोथी पूजा करे छे (तथा आ मंत्र जपे छे). ॥ ११ ॥ ११ ॥

**स्वगोभिः पितृदेवेभ्यो विभजन् कृष्णशुक्लयोः। प्रजानां सर्वासां राजाऽन्धः सोमो न आस्त्विति॥ १२**

પોતાનાં કિરણો વડે શુક્લપક્ષમાં દેવોને અને કૃષ્ણપક્ષમાં પિતૃઓને અન્ન વહેંચતા એવા ચન્દ્રદેવ અમારા સર્વ પ્રજાઓના સૌથી મુખ્ય રાજા બનો. ॥ ૧૨ ॥

स्वगोभिः स्वरश्मिभिः। अन्धोऽन्नम्। सोमो नो राजा आस्तु आभिमुख्येन भवतु। ह्रस्वपाठे त्वविवक्षया संध्यभावः॥ १२॥

'**स्वगोभिः**' પોતાનાં કિરણો વડે '**अन्धः**' અન્નને વહેંચતા સોમદેવ અમારા રાજા '**आस्तु**' **આ**— અમારી સમ્મુખ '**अस्तु**' બનો. **आस्तु** ને બદલે **अस्तु** પાઠ હોય તો **नः अस्तु** ની સંધિ **नोऽस्तु** થાય. પરંતુ અહીં સંધિની વિવક્ષા ન હોવાથી **नः अस्तु** એમ શબ્દો સમજવા. ॥ ૧૨ ॥

**एवं सुरोदाद्बहिस्तद्द्विगुणः समानेनावृतो घृतोदेन यथा पूर्वः कुशद्वीपो यस्मिन्कुश- स्तम्बो देवकृतस्तद्द्वीपाख्याकरो ज्वलन इवापरः स्वशष्परोचिषा दिशो विराजयति ॥ १३ ॥**

એ જ પ્રમાણે મદિરાના સમુદ્રની બહાર તેના કરતાં બમણા વિસ્તારનો (આઠ લાખ યોજનનો) તથા (પૂર્વોક્ત દ્વીપોની જેમ) પોતાના જેટલા ઘીના સમુદ્રથી વીંટાયેલો કુશદ્વીપ છે, કે જેમાં પરમેશ્વરે રચેલ દર્ભનો પુંજ છે. તેના પરથી દ્વીપનું નામ (નિશ્ચિત કરવામાં આવ્યું) છે. બીજા અગ્નિદેવની જેમ પોતાની કોમળ દર્ભની શિખાઓની કાન્તિથી (તે સર્વ) દિશાઓને પ્રકાશિત કરે છે. ॥ ૧૩ ॥

एवं सुरोदाद्बहिर्घृतोदेनावृतः कुशद्वीप इत्यन्वयः। स्वशष्पाणि स्वकोमलशिखास्तेषां रोचिषा॥ १३॥

આ પ્રમાણે મદિરાના સમુદ્રની બહાર ઘીના સમુદ્રથી વીંટાયેલો કુશદ્વીપ છે, એમ અન્વય છે. '**स्वशष्पाणि**' પોતાની કોમળ દર્ભની શિખાઓ, તેમની કાન્તિથી ॥ ૧૩ ॥

**तद्द्वीपपतिः प्रैयव्रतो राजन्हिरण्यरेता नाम स्वं द्वीपं सप्तभ्यः स्वपुत्रेभ्यो यथाभागं विभज्य स्वयं तप आतिष्ठत वसुवसुदानदृढ- रुचिनाभिगुप्तस्तुत्यव्रतविविक्तवामदेवनामभ्यः ॥ १४ ॥ १४॥**

હે રાજા, તે દ્વીપના અધિપતિ પ્રિયવ્રતપુત્ર હિરણ્યરેતાએ પોતાના દ્વીપના સાત વિભાગ કરી વસુ, વસુદાન, દઢરુચિ, નાભિગુપ્ત, સ્તુત્યવ્રત, વિવિક્ત અને વામદેવ નામના પોતાના સાત પુત્રોને ભાગ પ્રમાણે વહેંચી પોતે તપશ્ચર્યા આચરી હતી. ॥ ૧૪ ॥ ૧૪ ॥

**तेषां वर्षेषु सीमा गिरयो नद्यश्चाभिज्ञाताः सप्त सप्तैव चक्रश्चतुःशृङ्गः कपिलश्चित्रकूटो देवानीक ऊर्ध्वरोमा द्रविण इति रसकुल्या मधुकुल्या मित्रविन्दा श्रुतविन्दा देवगर्भा घृतच्युता मन्त्रमालेति॥ १५॥ १५॥**

તેમના ખંડોમાં મર્યાદા સૂચવનારા સાત સાત જ પર્વતો તથા નદીઓ પ્રસિદ્ધ છે. ચક્ર, ચતુઃશૃંગ, કપિલ, ચિત્રકૂટ, દેવાનીક, ઊર્ધ્વરોમા અને દ્રવિણ— એમ (સાત પર્વતો છે) તથા રસકુલ્યા, મધુકુલ્યા, મિત્રવિંદા, શ્રુતવિંદા, દેવગર્ભા, ઘૃતચ્યુતા તથા મંત્રમાલા (એમ સાત નદીઓ છે). ॥ ૧૫ ॥ ૧૫ ॥

**यासां पयोभिः कुशद्वीपौकसः कुशलकोविदाभियुक्तकुलकसंज्ञा भगवन्तं जातवेदसरूपिणं कर्मकौशलेन यजन्ते॥ १६ ॥ १६ ॥**

જે નદીઓનાં જળથી કુશદ્વીપમાં વસનારા કુશલ, કોવિદ, અભિયુક્ત અને કુલક નામના (ચારે વર્ણના) લોકો કર્મનૈપુણ્ય દ્વારા અગ્નિસ્વરૂપ ભગવાન શ્રીહરિનું આરાધન કરે છે. ॥ ૧૬ ॥ ૧૬ ॥

**परस्य ब्रह्मणः साक्षाज्जातवेदोऽसि हव्यवाट्।**
**देवानां पुरुषाङ्गानां यज्ञेन पुरुषं यज—इति॥ १७**

હે અગ્નિદેવ, આપ સાક્ષાત્ પરબ્રહ્મ શ્રીહરિને હવિ પહોંચાડનાર છો. (માટે) ભગવાનના અંગરૂપ દેવતાઓના યજન દ્વારા આપ પરમપુરુષનું જ યજન કરો. (અર્થાત્ હવિ વગેરે જે કાંઈ અમે અર્પણ કરીએ, તે આપ પરબ્રહ્મ પરમાત્મા ભગવાન શ્રીહરિને જ અર્પણ કરો!) ॥ ૧૭ ॥

हे जातवेदः, त्वं साक्षात्परस्य ब्रह्मणो हरेर्हव्यवाडसि। अतो देवानां यज्ञेन पुरुषं हरिमेव यज। अङ्गानां नाम्ना दत्तमङ्गिने समर्पयेत्यर्थः॥ १७॥

**'हे जातवेदः'** હે અગ્નિદેવ, આપ સાક્ષાત્ પરબ્રહ્મ શ્રીહરિને **'हव्यवाट्'** હવિ પહોંચાડનાર (વહન કરનાર) છો. આથી દેવતાઓના યજન દ્વારા **'पुरुषम्'** પરમપુરુષ શ્રીહરિનું જ યજન કરો. અંગોના નામથી અર્પણ કરેલું હવિ અંગીને સમર્પિત કરો, એમ અર્થ છે. ॥ ૧૭ ॥

**तथा घृतोदाद्बहिः क्रौञ्चद्वीपो द्विगुणः स्वमानेन क्षीरोदेन परित उपक्लृप्तो वृतो यथा कुशद्वीपो घृतोदेन यस्मिन् क्रौञ्चो नाम पर्वतराजो द्वीपनामनिर्वर्तक आस्ते॥ १८ ॥**

તે જ પ્રમાણે ઘીના સમુદ્રની બહાર તેનાથી બમણા વિસ્તાર (સોળ લાખ યોજન)નો ક્રૌંચદ્વીપ, જેમ કુશદ્વીપ ઘીના સમુદ્રથી વીંટાયેલો છે તેમ પોતાના જેટલા જ દૂધના સમુદ્રથી ઘેરાયેલો છે, જેમાં ક્રૌંચ નામનો શ્રેષ્ઠ પર્વત છે, તે દ્વીપનું નામ સંપાદન કરાવનાર છે. ॥ ૧૮ ॥

उपक्लृप्तो वेष्टितः। यथा कुशद्वीपो घृतोदेन वृतः॥ १८॥

**'उपक्लृप्तः'** વીંટાયેલો છે– જેમ કુશદ્વીપ ઘીના સમુદ્રથી વીંટાયેલો છે તેમ ॥ ૧૮ ॥

**योऽसौ गुहप्रहरणोन्मथितनितम्बकुञ्जोऽपि क्षीरोदेनासिच्यमानो भगवता वरुणेनाभिगुप्तो विभयो बभूव॥ १९ ॥**

શ્રીકાર્તિકેય સ્વામીના આયુધથી ક્ષતવિક્ષત થયેલા કટિપ્રદેશ તથા કુંજનિકુંજોવાળો જે ક્રૌંચ પર્વત ક્ષીરસમુદ્ર વડે સિંચન પામતાં તેમ જ ભગવાન વરુણદેવ દ્વારા સુરક્ષા પામેલો તે નિર્ભય બન્યો હતો. ॥ ૧૯ ॥

गुहस्य कार्तिकेयस्य प्रहरणेनायुधेनोन्मथिता नितम्बाः कुञ्जानि च यस्य॥ १९॥

**'गुहस्य'** કાર્તિકેયના **'प्रहरणेन'** આયુધથી ભગ્ન થયાં છે કટિપ્રદેશ તથા કુંજનિકુંજો જેનાં (તે ક્રૌંચ પર્વત) ॥ ૧૯ ॥

**तस्मिन्नपि प्रैयव्रतो घृतपृष्ठो नामाधिपतिः स्वे द्वीपे वर्षाणि सप्त विभज्य तेषु पुत्रनामसु सप्त रिक्थादान्वर्षपान्निवेश्य स्वयं भगवान् भगवतः परमकल्याणयशस आत्मभूतस्य हरेश्चरणारविन्दमुपजगाम॥ २०॥**

તે ક્રૌંચદ્વીપમાં પણ પ્રિયવ્રતના પુત્ર ઘૃતપૃષ્ઠ નામના અધિપતિ પોતાના દ્વીપના સાત ખંડોમાં વિભાગ કરી, પુત્રોના નામના તે સાત ખંડોમાં વારસો ગ્રહણ કરનારા પુત્રોને તે ખંડોના અધિપતિ તરીકે સ્થાપીને પોતે જ્ઞાની હોઈ પરમકલ્યાણકારી યશવાળા અને આત્મસ્વરૂપ એવા શ્રીહરિના ચરણકમળને શરણે ગયા હતા. ॥ ૨૦ ॥

स्वयं भगवान् ज्ञानी। परमकल्याणं यशो यस्य॥ २०॥

પોતે **'भगवान्'** જ્ઞાની હોઈ પરમકલ્યાણકારી યશ છે જેમનો ॥ ૨૦ ॥

**आमो मधुरुहो मेघपृष्ठः सुधामा भ्राजिष्ठो लोहितार्णो वनस्पतिरिति घृतपृष्ठसुतास्तेषां वर्षगिरयः सप्त सप्तैव नद्यश्चाभिख्याताः शुक्लो वर्धमानो भोजन उपबर्हिणो नन्दो नन्दनः सर्वतोभद्र इति अभया अमृतौघा आर्यका तीर्थवती वृत्तिरूपवती पवित्रवती शुक्लेति॥ २१॥ २१॥**

આમ, મધુરુહ, મેઘપૃષ્ઠ, સુધામા, ભ્રાજિષ્ઠ, લોહિતાર્ણ અને વનસ્પતિ– એમ (સાત) ઘૃતપૃષ્ઠ રાજાના પુત્રો હતા. તેમના ખંડમાં સાત સાત જ ખંડના મર્યાદાગિરિઓ અને નદીઓ પ્રખ્યાત છે. શુક્લ, વર્ધમાન, ભોજન, ઉપબર્હિણ, નંદ, નંદન અને સર્વતોભદ્ર પર્વતો તથા અભયા, અમૃતૌઘા, આર્યકા, તીર્થવતી, વૃત્તિરૂપવતી, પવિત્રવતી અને શુક્લા નામની નદીઓ છે. ॥ ૨૧ ॥ ૨૧ ॥

**यासामम्भः पवित्रममलमुपयुञ्जानाः पुरुषऋषभद्रविणदेवकसंज्ञा वर्षपुरुषा आपोमयं देवमपां पूर्णेनाञ्जलिना यजन्ते॥ २२॥**

એ નદીઓનાં પવિત્ર અને નિર્મળ જળનું સેવન કરનારા પુરુષ, ઋષભ, દ્રવિણ અને દેવક નામના (ચાર વર્ણના તે) ખંડના મનુષ્યો જળસ્વરૂપ પરમાત્માને જળથી ભરેલી અંજલિ દ્વારા પૂજે છે (અને આ મંત્ર જપે છે). ॥ ૨૨ ॥

आपोमयमम्मयम्॥ २२॥

**'आपोमयम्'** જળસ્વરૂપ પરમાત્માને ॥ ૨૨ ॥

**आपः पुरुषवीर्याः स्थ पुनन्तीर्भूर्भुवः सुवः।**
**ता नः पुनीतामीवघ्नीः स्पृशतामात्मना भुवः—इति॥ २३**

હે જળદેવતા, પરમાત્મા પાસેથી સામર્થ્ય પ્રાપ્ત થયું છે, તેવા આપ ભૂઃ, ભુવઃ અને સ્વર્ગલોકને પવિત્ર કરનાર, (જળદેવતા)ને સ્પર્શ કરનારાં એવા અમારાં શરીરોને પવિત્ર કરો કારણ કે આપ સ્વરૂપથી જ પાપનો નાશ કરનારા છો. ॥ ૨૩ ॥

हे आपः पुरुषवीर्या ईश्वराल्लब्धसामर्थ्याः स्थ भवथ। अत एव भूर्भुवःस्वस्त्रैलोक्यं पुनन्त्यस्ता भवत्यो नोऽस्माकं स्पृशतां स्पर्शनं कुर्वतां भुवः

હે જળદેવતા, **'पुरुषवीर्याः'** પરમાત્મા પાસેથી પ્રાપ્ત થયું છે સામર્થ્ય જેમને તેવા **'स्थ'** આપ છો. આથી જ ભૂલોક, અંતરિક્ષલોક અને સ્વર્ગલોક– એમ ત્રણેય લોકને પવિત્ર કરતા આપ **'नः'** અમારાં

शरीराणि पुनन्तु। यत आत्मना स्वरूपेणैवामीवघ्नीः पापहन्त्र्यः ॥ २३ ॥

**विजय**—या आपः पुरुषवीर्याः श्रीनारायणस्य रेतोभूताः 'आपो नारा इति प्रोक्ता आपो वै नरसूनवः।' इति स्मृतेः।

**एवं पुरस्तात्क्षीरोदात्परित उपवेशितः शाकद्वीपो द्वात्रिंशल्लक्षयोजनायामः समानेन च दधिमण्डोदेन परीतो यस्मिन् शाको नाम महीरुहः स्वक्षेत्रव्यपदेशको यस्य ह महासुरभिगन्धस्तं द्वीपमनुवासयति॥ २४॥**

दध्नो मण्डं रसः स एवोदकं यस्य। यस्य पर्णान्यन्तः खरस्पर्शानि बहिर्मृदुस्पर्शानि स शाको नाम वृक्षः॥ २४॥

**तस्यापि प्रैयव्रत एवाधिपतिर्नाम्ना मेधातिथिः सोऽपि विभज्य सप्त वर्षाणि पुत्रनामानि तेषु स्वात्मजान्पुरोजवमनोज—वपवमानधूम्रानीकचित्ररेफबहुरूपविश्वधार-संज्ञान्निधाय्याधिपतीन्स्वयं भगवत्यनन्त आवेशितमतिस्तपोवनं प्रविवेश॥ २५॥ २५॥**

**एतेषां वर्षमर्यादागिरयो नद्यश्च सप्त सप्तैव ईशान उरुशृङ्गो बलभद्रः शतकेसरः सहस्त्रस्त्रोतो देवपालो महानस इति अनघायुर्दा उभयस्पृष्टिरपराजिता पञ्चपदी सहस्त्रस्तुति-र्निजधृतिरिति॥ २६॥ २६॥**

'**स्पृशताम्**' સ્પર્શ કરનારાઓનાં '**भुवः**' શરીરોને '**पुनीत**' પવિત્ર કરો કારણ કે '**आत्मना**' સ્વરૂપથી જ '**अमीवघ्नीः**' પાપનો નાશ કરનારા છો. ॥ ૨૩ ॥

જે જળદેવતા છે તે શ્રીનારાયણના વીર્યસ્વરૂપ છે. 'જળને 'નારા' કહેવામાં આવ્યું છે કારણ કે જળ નર-પરમાત્માથી ઉત્પન્ન થયું છે.' (મનુસ્મૃતિ ૧/૧૦)

આ પ્રમાણે દૂધના સમુદ્રની બહાર ચોતરફ રહેલો શાકદ્વીપ બત્રીસ લાખ યોજન વિસ્તારવાળો છે તથા પોતાના જેટલા વિસ્તારના દહીંના રસના સમુદ્રથી વીંટાયેલો છે, જેમાં શાક નામનું (મહાન) વૃક્ષ છે કે જે પોતાના ક્ષેત્રના નામાભિધાનનું કારણ છે તથા જેની અત્યંત મનોહર સુગંધ તે દ્વીપને સુરભિત કરે છે. ॥ ૨૪ ॥

દહીંનો '**मण्डम्**' રસ, એ જ જળ છે જેનું. જે (શાક) વૃક્ષનાં પર્ણો અંદરથી કઠોર સ્પર્શવાળાં તથા બહારથી કોમળ સ્પર્શવાળાં છે, તે શાક નામનું વૃક્ષ છે. ॥ ૨૪ ॥

તે ખંડના અધિપતિ પણ પ્રિયવ્રતપુત્ર મેધાતિથિ નામના હતા. તેમણે પણ (પોતાના ખંડને) પુત્રોના નામના સાત ખંડોમાં વિભાજિત કરી તે ખંડોમાં પુરોજવ, મનોજવ, પવમાન, ધૂમ્રાનીક, ચિત્રરેફ, બહુરૂપ તથા વિશ્વધાર નામના પોતાના પુત્રોને રાજા બનાવી પોતે ભગવાન અનંતમાં દત્તચિત્ત થઈ તપોવનમાં ગયા હતા. ॥ ૨૫ ॥ ૨૫ ॥

એ ખંડોના પણ મર્યાદાપર્વતો અને નદીઓ સાત સાત જ છે. ઈશાન, ઉરુશૃંગ, બલભદ્ર, શતકેસર, સહસ્રસ્રોત, દેવપાલ તથા મહાનસ (પર્વતો છે). અનઘા, આયુર્દા, ઉભયસ્પૃષ્ટિ, અપરાજિતા, પંચપદી, સહસ્રસ્રુતિ તથા નિજધૃતિ (નદીઓ છે). ॥ ૨૬ ॥ ૨૬ ॥

**तद्वर्षपुरुषा ऋतव्रतसत्यव्रतदानव्रतानुव्रत-नामानो भगवन्तं वाय्वात्मकं प्राणायामविधुत-रजस्तमसः परमसमाधिना यजन्ते॥ २७॥ २७॥**

તે ખંડના ઋતવ્રત, સત્યવ્રત, દાનવ્રત અને અનુવ્રત નામના પુરુષો પ્રાણાયામ વડે રજોગુણ અને તમોગુણનો નાશ કરનારા છે તથા પરમ સમાધિ વડે વાયુરૂપ ભગવાન શ્રીહરિની આરાધના કરે છે. ॥ ૨૭ ॥ ૨૭ ॥

**अन्तः प्रविश्य भूतानि यो बिभर्त्यात्मकेतुभिः।**
**अन्तर्यामीश्वरः साक्षात्पातु नो यद्वशे स्फुटम्॥ २८**

પ્રાણાદિ વૃત્તિઓરૂપ પોતાની ધજાઓ દ્વારા પ્રાણીઓની અંદર પ્રવેશ કરીને જે તેઓનું પાલન કરે છે, તથા વ્યક્ત (એવું આ દૃશ્ય)જગત જેમના વશમાં છે તે સાક્ષાત્ અન્તર્યામી વાયુસ્વરૂપ ઈશ્વર અમારું રક્ષણ કરો. ॥ ૨૮ ॥

आत्मकेतुभिः प्राणादिवृत्तिभिः ॥ २८ ॥

**'आत्मकेतुभिः'** પ્રાણાદિ વૃત્તિઓરૂપ પોતાની ધજાઓ દ્વારા ॥ ૨૮ ॥

**वीर.—**यो वायुशरीरकः परमात्मान्तः प्रविश्य मुख्यप्राणरूपेणान्तः प्रविष्टः सन्नात्मनः स्वस्य चिह्नभूताभिः पञ्चभिः प्राणापानादिभिर्वृत्तिभिः ''यः प्राणेन प्राणिति योऽपानेनापानीति'' इत्यादिश्रुतिः भूतानि बिभर्ति स साक्षादीश्वरोऽन्तः प्रविश्य नियन्ता नः अस्मान् पातु यस्य प्राणशरीरकस्य भगवतः वशे इदं जगद्वर्तते भगवतो वायुशरीरकत्वादन्तर्यामीश्वर-सामानाधिकरण्यम्।

જે વાયુશરીરવાળા પરમાત્મા મુખ્ય પ્રાણરૂપે અંદર પ્રવેશીને પોતાના ચિહ્નરૂપ પાંચ પ્રાણ, અપાન, ઉદાન, વ્યાન, સમાન વૃત્તિઓ દ્વારા 'જે પ્રાણ દ્વારા શ્વાસ લે છે– જે અપાન દ્વારા વસ્તુઓને નીચે ધકેલે છે.' (બૃહદા.ઉપ.૩/૪/૧) અંદર પ્રવેશીને પ્રાણીઓનું પાલન કરે છે તે સાક્ષાત્ ઈશ્વર નિયંતા અમારું રક્ષણ કરો. જે પ્રાણ શરીરવાળા ભગવાનના વશમાં આ જગત રહેલું છે. ભગવાન વાયુરૂપ શરીરવાળા હોવાથી અન્તર્યામી ઈશ્વરની સાથે સમાન અધિષ્ઠાનવાળા છે.

**एवमेव दधिमण्डोदात्परतः पुष्करद्वीपस्ततो द्विगुणायामः समन्तत उपकल्पितः समानेन स्वादूदकेन समुद्रेण बहिरावृतो यस्मिन् बृहत्पुष्करं ज्वलनशिखामलकनकपत्रायुतायुतं भगवतः कमलासनस्याध्यासनं परिकल्पितम् ॥ २९ ॥**

એ જ પ્રમાણે દહીંના રસના સમુદ્રની બહાર તેના કરતાં બમણા વિસ્તારનો (ચોસઠ લાખ યોજન) પુષ્કરદ્વીપ (છે. તેની બહાર) સર્વ તરફ સ્વાદિષ્ટ જળથી ભરેલા તેના જેટલા જ વિસ્તારવાળા સમુદ્રથી વીંટાયેલો છે, જેમાં અગ્નિની શિખા જેવું ઉજ્જ્વળ, લાખો સુવર્ણમય પાંખડીઓવાળું બૃહત્ કમળ કમળના આસનવાળા ભગવાન બ્રહ્માજીના આસન તરીકે રચવામાં આવ્યું છે. ॥ ૨૯ ॥

ज्वलनशिखावदमलानां कनकपत्राणा-मयुतानामयुतानि यस्य तत्॥ २९॥

અગ્નિની શિખા જેવી ઉજ્જ્વળ, સુવર્ણમય લાખો પાંખડીઓ છે જેની તે કમળ ॥ ૨૯ ॥

**तद्द्वीपमध्ये मानसोत्तरनामैक एवार्वाचीन-पराचीनवर्षयोर्मर्यादाचलोऽयुतयोजनोच्छ्राया-यामो यत्र तु चतसृषु दिक्षु चत्वारि पुराणि लोकपालानामिन्द्रादीनां यदुपरिष्टात्सूर्य-रथस्य मेरुं परिभ्रमतः संवत्सरात्मकं चक्रं देवानामहोरात्राभ्यां परिभ्रमति॥ ३०॥**

देवानामहोरात्राभ्यामुत्तरदक्षिणायनाभ्यामित्यर्थः ॥ ३० ॥

**तद्द्वीपस्याप्यधिपतिः प्रैयव्रतो वीतिहोत्रो नामैतस्यात्मजौ रमणकधातकिनामानौ वर्षपती नियुज्य स स्वयं पूर्वजवद्भगवत्कर्मशील एवास्ते॥ ३१॥ ३१॥**

**तद्वर्षपुरुषा भगवन्तं ब्रह्मरूपिणं सकर्मकेन कर्मणाराधयन्तीदं चोदाहरन्ति ॥ ३२॥**

ब्रह्मरूपिणं कमलासनमूर्तिम्। सकर्मकेन ब्रह्मसालोक्यादिसाधनेन॥ ३२॥

**यत्तत्कर्ममयं लिङ्गं ब्रह्मलिङ्गं जनोऽर्चयेत्।**
**एकान्तमद्वयं शान्तं तस्मै भगवते नमः—इति॥ ३३**

कर्ममयं कर्मफलरूपम्। ब्रह्म लिङ्ग्यते यस्मात्। एकस्मिन्नेव परमेश्वरेऽन्तो निष्ठा यस्य तदत एव वस्तुतोऽद्वैतम्॥ ३३॥

તે દ્વીપના મધ્યભાગમાં તેના પૂર્વ અને પશ્ચિમ ખંડોની મર્યાદા નિશ્ચિત કરનારો માનસોત્તર નામનો એક જ પર્વત છે. તે દસ હજાર યોજન ઊંચો અને તેટલો જ લાંબો છે. તેની ઉપર ચારેય દિશાઓમાં ઈન્દ્રાદિ લોકપાલોની ચાર નગરીઓ છે, કે જેની ઉપર મેરુપર્વતની ચારેય બાજુ પરિભ્રમણ કરતા સૂર્યના રથના સંવત્સરરૂપ ચક્રો દેવતાઓનાં દિવસ અને રાત અર્થાત્ ઉત્તરાયણ અને દક્ષિણાયનરૂપે પરિભ્રમણ કરે છે. ॥ ૩૦ ॥

**'देवानामहोरात्राभ्याम्'** દેવોનાં દિવસ અને રાત અર્થાત્ ઉત્તરાયણ અને દક્ષિણાયનરૂપે પરિભ્રમણ કરે છે, એમ અર્થ છે. ॥ ૩૦ ॥

એ દ્વીપનો અધિપતિ વીતિહોત્ર નામે પ્રિયવ્રતનો પુત્ર હતો જેણે રમણક અને ધાતકિ નામના એના બે પુત્રોને બંને ખંડના અધિપતિ તરીકે સ્થાપી, પોતે પોતાના પૂર્વજોની જેમ ભગવત્સેવામાં જ તત્પર રહ્યો હતો. ॥ ૩૧ ॥ ૩૧ ॥

તે ખંડના મનુષ્યો (કમલાસન) બ્રહ્મરૂપ ભગવાન શ્રીહરિની બ્રહ્મસાલોક્યાદિ પ્રાપ્તિ કરાવનાર કર્મથી આરાધના કરે છે અને આ પ્રમાણે સ્તુતિ કરે છે.॥ ૩૨ ॥

**'ब्रह्मरूपिणम्'** કમલાસનરૂપ ભગવાન શ્રીહરિની **'सकर्मकेन'** બ્રહ્મસાલોક્યાદિ પ્રાપ્ત કરાવનાર કર્મથી ॥ ૩૨॥

જે સાક્ષાત્ કર્મફળરૂપ છે, જેમનાથી પરબ્રહ્મનું જ્ઞાન થાય છે, એક પરમેશ્વરમાં જ જેમની પૂર્ણ સ્થિતિ છે, જેમની મનુષ્યો પૂજા કરે છે, તે અદ્વિતીય અને શાન્તસ્વરૂપ મૂર્તિમાન ભગવાનને નમસ્કાર. ॥ ૩૩ ॥

**'कर्ममयम्'** કર્મના ફળરૂપ, જેમનાથી પરબ્રહ્મનું જ્ઞાન થાય છે, એક પરમેશ્વરમાં જ **'अन्तः'** સ્થિતિ છે જેમની, આથી જ વસ્તુતઃ તે અદ્વૈત છે. ॥ ૩૩ ॥

ऋषिरुवाच

**ततः परस्ताल्लोकालोकनामाचलो लोकालोकयोरन्तराले परित उपक्षिप्तः ॥ ३४॥**

ततः शुद्धोदात्परस्तात्। लोकः सूर्याद्यालोकवान्देशः अलोकस्तद्रहितस्तयोरन्तराले मध्ये। तयोर्विभागार्थमित्यर्थः ॥ ३४॥

ततः परस्तादित्युक्तं तदेव कियतान्तरेणेत्यपेक्षायां तदन्तर्वर्तिनीं भूमिमाह।

**यावन्मानसोत्तरमेर्वोरन्तरं तावती भूमिः काञ्चन्यन्यादर्शतलोपमा यस्यां प्रहितः पदार्थो न कथंचित्पुनः प्रत्युपलभ्यते तस्मात्सर्वसत्त्वपरिहृतासीत्॥ ३५॥**

यावन्मानसोत्तरमेर्वोरन्तरं सार्धसप्तलक्षोत्तरसार्धकोटिपरिमितं तावती भूः शुद्धोदात्पराऽस्ति। तत्र च प्राणिनोऽपि सन्ति, ततः काञ्चनी भूमिरन्यास्तीत्यर्थः। सा चैकोनचत्वारिंशल्लक्षोत्तरकोट्यष्टकपरिमिता ज्ञेया। एवं हि सति मेरुलोकालोकयोरन्तरं सार्धद्वादशकोटिपरिमितं वक्ष्यमाणमुपपन्नं भवति। एतदेव शैवतन्त्रेषूक्तम्।

'कोटिद्वयं त्रिपञ्चाशल्लक्षाणि च ततः परम्।
पञ्चाशच्च सहस्त्राणि सप्तद्वीपाः ससागराः॥
ततो हेममयी भूमिर्दशकोट्यो वरानने।
देवानां क्रीडनार्थाय लोकालोकस्ततः परम्॥'

**ઋષિ શ્રીશુકદેવજી બોલ્યા** – તે (શુદ્ધ જળના સમુદ્ર)ની બહાર લોકાલોક નામનો પર્વત છે. તે લોક અને અલોકની વચ્ચે (આઠ દિશાઓમાં) મંડલાકારરૂપે રચાયો છે. ॥ ૩૪ ॥

'**ततः**' તે શુદ્ધ જળના સમુદ્રની બહાર '**लोकः**' સૂર્ય વગેરેના પ્રકાશવાળો પ્રદેશ, '**अलोकः**' તે સૂર્યાદિના પ્રકાશ વગરનો પ્રદેશ, તે બંનેની '**अन्तराले**' વચ્ચે તે બંને પ્રદેશોના વિભાગ માટે (સ્થપાયો છે), એમ અર્થ છે. ॥ ૩૪ ॥

'**ततः परस्तात्**' તે શુદ્ધ જળના સમુદ્રની બહાર– એમ કહેવામાં આવ્યું, તો તે કેટલા અંતરે છે એવી અપેક્ષા માટે તેની અંદર રહેલી ભૂમિનો વિસ્તાર જણાવે છે.

મેરુ પર્વતથી લઈને માનસોત્તર પર્વત સુધી જેટલું અંતર છે ( દોઢ કરોડ સાડાસાત લાખ યોજન), તેટલી સુવર્ણમયી ભૂમિ (શુદ્ધજળના સમુદ્રની બહાર) છે, (તેની આગળ) બીજી દર્પણ જેવી (સ્વચ્છ સુવર્ણમયી) ભૂમિ છે જેમાં પડી ગયેલી વસ્તુ ફરી પાછી મળતી નથી, તેથી (દેવતાઓ સિવાય) સર્વ પ્રાણીઓ દ્વારા ત્યજવામાં આવેલી છે. ॥ ૩૫ ॥

મેરુ પર્વત અને માનસોત્તર પર્વત વચ્ચે દોઢ કરોડ સાડાસાત લાખ યોજન માપવાળી– તેટલી ભૂમિ શુદ્ધ જળના સમુદ્રની બહાર છે અને ત્યાં પ્રાણીઓ પણ છે. તે પછી સુવર્ણમયી બીજી ભૂમિ છે, એમ અર્થ છે. વળી, તે ભૂમિ આઠ કરોડ ઓગણચાલીસ લાખ યોજન માપની જાણવી. આમ હોય તો જ મેરુ અને લોકાલોક પર્વત વચ્ચેનું અંતર (જે) સાડાબાર કરોડ યોજન કહેવામાં આવ્યું તે સિદ્ધ થાય. શૈવતંત્રમાં આ જ કહેવાયું છે. 'સમુદ્રો સહિત સાત દ્વીપોનું પ્રમાણ બે કરોડ ત્રેપન લાખ પચાસ હજાર યોજન છે. તે પછી હે સુમુખી, દસ કરોડ યોજન સુવર્ણમયી ભૂમિ દેવતાઓને ક્રીડા કરવા માટે છે. તે પછી લોકાલોક પર્વત છે.' અહીં પૂર્વે જણાવેલી (બંને પ્રકારની

इति। अत्र च दशकोटित्वं पूर्वोक्तभूम्या सह द्रष्टव्यम्। सर्वसत्त्वपरिहृतेति देवव्यतिरेकेणेति विज्ञेयम्, देवानां क्रीडनार्थायेत्युक्तत्वात्॥ ३५॥

સુવર્ણમયી) ભૂમિ સહિત દસ કરોડ યોજન જાણવા. **'सर्वसत्त्वपरिहृतेति'** સર્વ પ્રાણીઓ દ્વારા ત્યજાયેલી ભૂમિ એટલે દેવો સિવાય સર્વ દ્વારા ત્યજાયેલી એમ સમજવું કારણ કે દેવોને ક્રીડા કરવા માટે– એમ કહેવામાં આવ્યું છે તેથી ॥ ૩૫ ॥

**लोकालोक इति समाख्या यदनेनाचलेन लोकालोकस्यान्तर्वर्तिनावस्थाप्यते॥३६॥३६॥**

લોક અને અલોક ભૂભાગોની વચ્ચે રહેલો હોવાથી આ પર્વત દ્વારા વિભાગ પડે છે, તેથી 'લોકાલોક' એમ નામ પડ્યું છે. ॥ ૩૬ ॥ ૩૬ ॥

**स लोकत्रयान्ते परित ईश्वरेण विहितो यस्मात्सूर्यादीनां ध्रुवापवर्गाणां ज्योतिर्गणानां गभस्तयोऽर्वाचीनांस्त्रीँल्लोकानावितन्वाना न कदाचित्पराचीना भवितुमुत्सहन्ते तावदुन्नह-नायामः॥ ३७॥**

તે લોકાલોક પર્વત ત્રણે લોકના છેડે ચારે તરફ (સીમારૂપે) પરમેશ્વર દ્વારા સ્થાપવામાં આવ્યો છે. જે લોકાલોક પર્વતના (પ્રતિબંધને) કારણે સૂર્યથી માંડીને ધ્રુવ પર્યન્તનાં જ્યોતિશ્ચક્રોનાં કિરણો એ પર્વતની આ બાજુના ત્રણેય લોકોને સર્વ તરફથી પ્રકાશિત કરતાં, પર્વતની પેલી તરફ જવા માટે કદી શક્તિમાન નથી. (અર્થાત્) લોકાલોક પર્વત (ધ્રુવના તારાથી પણ ઊંચો છે) તેટલો ઊંચો તથા (તેને અનુરૂપ) વિસ્તારવાળો છે. ॥ ૩૭ ॥

लोकत्रयस्यान्ते परितो मर्यादारूपो विहितः। यस्मात् प्रतिबन्धकात्। सूर्य आदिर्येषाम्। ध्रुवोऽपवर्गोऽन्तो येषाम्। आवितन्वानाः समन्तात् प्रकाशयन्तः परतो गन्तुं न शक्नुवन्ति तावदुन्नहनमुत्सेधस्तदनुरूप आयामश्च विस्तारो यस्य। ध्रुवादप्युच्छ्रितत्वात्त्रिलोकीमर्यादाभूत इत्यर्थः॥ ३७॥

(તે લોકાલોક પર્વત) ત્રણે લોકના અંતે ચારે તરફ સીમારૂપે સ્થાપવામાં આવ્યો છે, કે જેના પ્રતિબંધને કારણે સૂર્ય જેમની આદિમાં છે, ધ્રુવ જેમનો **'अपवर्गः'** અંત છે (તે સમસ્ત જ્યોતિમંડળોનાં કિરણો એ પર્વતની આ બાજુના ત્રણેય લોકોને) **'आवितन्वानाः'** ચોતરફ પ્રકાશિત કરતાં, પર્વતની પેલી તરફ જવા માટે સમર્થ નથી. તેટલો **'उन्नहनम्'** ઊંચો અને તેને અનુરૂપ વિસ્તાર છે જેનો, તેવો તે પર્વત ધ્રુવથી પણ ઊંચો હોવાથી ત્રણે લોકની મર્યાદારૂપ છે, એમ અર્થ છે. ॥ ૩૭ ॥

**एतावाँल्लोकविन्यासो मानलक्षणसंस्था-भिर्विचिन्तितः कविभिः स तु पञ्चाशत्कोटिश्च-गणितस्य भूगोलस्य तुरीयभागोऽयं लोकालोकाचलः॥ ३८॥**

(સંપૂર્ણ ભૂમંડળનાં) પ્રમાણ, લક્ષણ અને સ્થિતિ અનુસાર વિદ્વજ્જનો દ્વારા (સંપૂર્ણ) લોકોનો આટલો વિસ્તાર નિશ્ચિત કરવામાં આવ્યો છે, કે તે આ લોકાલોક પર્વત તો પચાસ કરોડ યોજન ગણેલા ભૂમંડળનો ચોથો ભાગ છે. ॥ ૩૮ ॥

सोऽयं तु लोकालोकाचलस्तुरीयभागश्चतुर्थोऽशः सार्धद्वादशकोट्यः। मेरोरेकत इति द्रष्टव्यम्॥ ३८॥

તે આ લોકાલોક પર્વત તો **'तुरीयभागः'** ચોથો ભાગ છે. મેરુથી કોઈ પણ દિશામાં સાડાબાર કરોડ યોજન છે, એમ સમજવું. ॥ ૩૮ ॥

**तदुपरिष्टाच्चतसृष्वाशास्वात्मयोनिनाऽखिलजगद्गुरुणाधिनिवेशिता ये द्विरदपतय ऋषभः पुष्करचूडो वामनोऽपराजित इति सकललोकस्थितिहेतवः॥ ३९॥**

તે પર્વત ઉપર ચારે દિશાઓમાં, સમસ્ત સંસારના ગુરુ સ્વયમ્ભૂ બ્રહ્માજી દ્વારા સંપૂર્ણ લોકોની સ્થિતિના કારણરૂપ એવા ઋષભ, પુષ્કરચૂડ, વામન તથા અપરાજિત નામના જે ગજરાજો સ્થાપવામાં આવ્યા છે, તેઓ રહે છે. ॥ ૩૯ ॥

आशासु दिक्षु येऽधिनिवेशितास्ते आसते ॥ ३९॥

**'आशासु'** (ચારે) દિશાઓમાં જે સ્થાપવામાં આવ્યા છે તેઓ રહે છે. ॥ ૩૯ ॥

**तेषां स्वविभूतीनां लोकपालानां च विविधवीर्योपबृंहणाय भगवान्परममहापुरुषो महाविभूतिपतिरन्तर्याम्यात्मनो विशुद्धसत्त्वं धर्मज्ञानवैराग्यैश्वर्याद्यष्टमहासिद्ध्युपलक्षणं विष्वक्सेनादिभिः स्वपार्षदप्रवरैः परिवारितो निजवरायुधोपशोभितैर्निजभुजदण्डैः संधारयमाणस्तस्मिन्गिरिवरे समन्तात्सकललोकस्वस्तय आस्ते॥ ४०॥**

પોતાના અંશરૂપ તે ઈન્દ્રાદિ લોકપાલોની વિવિધ શક્તિઓની વૃદ્ધિ માટે તથા સમસ્ત લોકના કલ્યાણ માટે વિષ્વક્સેન વગેરે પોતાના શ્રેષ્ઠ પાર્ષદો વડે ઘેરાયેલા, સર્વોત્તમ એવાં પોતાનાં આયુધોથી શોભતા પોતાના ભુજદંડોથી યુક્ત (એવા ભગવાન), મહાન ઐશ્વર્યોના સ્વામી, સર્વોત્કૃષ્ટ મહાપુરુષ, સર્વાન્તર્યામી ભગવાન ધર્મ-જ્ઞાન-વૈરાગ્ય-ઐશ્વર્યાદિ તથા અષ્ટ મહાસિદ્ધિઓનાં લક્ષણવાળા પોતાના વિશુદ્ધ સત્ત્વગુણને પ્રકટ કરતા તે ગિરિવર પર સર્વ તરફ વિરાજે છે. ॥ ૪૦ ॥

तेषां दिग्गजानां स्वविभूतीनां स्वांशभूतानां महेन्द्रादीनां च विविधवीर्योपबृंहणाय सकललोकस्वस्तये च भगवांस्तस्मिन्नास्ते इत्यन्वयः।

**'तेषाम्'** તે દિગ્ગજોની **'स्वविभूतीनाम्'** પોતાના અંશરૂપ એવા ઈન્દ્રાદિ દિગ્ગજો (લોકપાલો)ની વિવિધ શક્તિઓની વૃદ્ધિ કરવા માટે તથા સમસ્ત લોકના કલ્યાણ માટે ભગવાન તે પર્વત પર વિરાજે છે, એમ અન્વય છે.

किं कुर्वन्। आत्मनः स्वस्य यद्विशुद्धं सत्त्वं तत्संधारयमाण आविष्कुर्वन्। कीदृशम्। धर्मज्ञानादीन्यष्टमहासिद्धयश्चोपलक्षणं यस्य तत्।

ભગવાન શું કરતા વિરાજે છે? **'आत्मनः'** પોતાનો જે વિશુદ્ધ સત્ત્વગુણ છે તેને **'सन्धारयमाणः'** પ્રકટ કરતા– કેવા સત્ત્વગુણને? ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, ઐશ્વર્ય– (યશ, શ્રી) તથા (અણિમા, મહિમા, લઘિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, ઈશિતા, વશિતા તથા કામાવસાયિતા)

दोर्दण्डैरुपलक्षितः सन्महाविभूतेः परमैश्वर्यस्य पतित्वादेकयैव मूर्त्या समन्तादास्ते ॥ ४० ॥

અષ્ટ મહાસિદ્ધિઓ ઉપલક્ષણ છે જેનું તેવા સત્ત્વગુણને પ્રકટ કરતા ભગવાન ભુજદંડોથી યુક્ત હોઈ **'महाविभूतेः'** પરમ ઐશ્વર્યના સ્વામી હોવાથી એક જ શ્રીવિગ્રહરૂપે (આ પર્વત પર) સર્વ તરફ વિરાજે છે. ॥ ૪૦ ॥

**आकल्पमेवं वेषं गत एष भगवानात्मयोगमायया विरचितविविधलोकयात्रागोपीथायेत्यर्थः ॥ ४१ ॥**

આ ભગવાન પોતાની યોગમાયાથી રચાયેલા વિવિધ લોકની વ્યવસ્થાના રક્ષણ માટે આ પ્રકારના લીલામય રૂપથી કલ્પના અંત પર્યન્ત, ત્યાં સર્વ તરફ રહે છે. ॥ ૪૧ ॥

नन्वन्तर्यामिणान्तःस्थेनैव सर्वं कर्तुं शक्यं किं तस्य बहिः समन्तादवस्थानेनेत्याशङ्क्य तस्यार्थं स्वयमेव व्याचष्टे। आत्मनो योगमायया विरचिता या विविधलोकयात्रा तस्या गोपीथाय रक्षणाय एष भगवानेवंभूतमाकल्पं वेषं गतो लीलया प्राप्त इति समन्तादास्त इत्यस्यार्थः ॥ ४१ ॥

શંકા કરવામાં આવી છે કે અન્તર્યામી દ્વારા અંદર રહીને જ સર્વ કાંઈ કરવાનું શક્ય છે. તેમને બહાર સર્વ તરફ રહેવાથી શું પ્રયોજન છે? એવી શંકા કરીને તેનું પ્રયોજન પોતે જ જણાવે છે – પોતાની યોગમાયાથી રચાયેલી, જુદા જુદા લોકોની જે યાત્રા છે તેના **'गोपीथाय'** રક્ષણ માટે જ ભગવાન આ પ્રકારના, લીલાથી પ્રાપ્ત થયેલા **'वेषं गतः'** રૂપથી ત્યાં સર્વ તરફ રહે છે, એમ આનો અર્થ છે. ॥ ૪૧ ॥

**योऽन्तर्विस्तार एतेन ह्यलोकपरिमाणं च व्याख्यातं यद्बहिर्लोकालोकाचलात्। ततः परस्ताद्योगेश्वरगतिं विशुद्धामुदाहरन्ति ॥ ४२ ॥**

તે લોકાલોક પર્વતથી અંદરના ભૂભાગનો જેટલો વિસ્તાર છે, એના (ઉપર)થી જ (તેના જેટલો જ) લોકાલોક પર્વતથી બહાર (બીજી બાજુનો) જે અલોક પ્રદેશનો વિસ્તાર (માપ) છે, તેની વ્યાખ્યા કરવામાં આવી છે. તેની આગળ તો ભગવાન શ્રીકૃષ્ણ દ્વારા (અર્જુનને) દર્શાવવામાં આવેલી યોગેશ્વરોની ગતિ છે, એમ વિદ્વજ્જનો કહે છે. ॥ ૪૨ ॥

अलोकपरिमाणं च मेरोरेकतः सार्धद्वादशकोट्यः ततो लोकालोकात्। अलोकाद्वा परस्तात्। विशुद्धां द्विजपुत्रानयनेऽर्जुनस्य श्रीकृष्णेन प्रदर्शिताम् ॥ ४२ ॥

મેરુ પર્વતની (કોઈ પણ) એક દિશાથી સાડાબાર કરોડ યોજન જેટલો વિસ્તાર **'ततः लोकालोकात्'** તે લોકાલોક પર્વતથી (બહાર પેલી તરફ પણ અલોક પ્રદેશનો વિસ્તાર છે.) અથવા અલોક પ્રદેશથી પેલી તરફ, બ્રાહ્મણપુત્રને પાછો લાવતી વખતે અર્જુનને શ્રીકૃષ્ણ દ્વારા દર્શાવવામાં આવેલ યોગેશ્વરોની ગતિ(નું સ્થાન) છે. ॥ ૪૨ ॥

**अण्डमध्यगतः सूर्यो द्यावाभूम्योर्यदन्तरम्।**
**सूर्याण्डगोलयोर्मध्ये कोट्यः स्युः पञ्चविंशतिः॥ ४३**

સ્વર્ગ અને પૃથ્વીની વચમાં બ્રહ્માંડના જે મધ્યસ્થાનમાં સૂર્ય રહેલો છે, ત્યાંથી સૂર્ય અને બ્રહ્માંડગોલકની વચ્ચે બધી બાજુએથી પચીસ કરોડ યોજન(નું અંતર) છે. ॥ ४३ ॥

विस्तरेणोक्तं ब्रह्माण्डमानं सर्वतोऽपि निरूपयति। अण्डमध्यगतः। किं तन्मध्यं तदाह। द्यावाभूम्योः पूर्वोत्तरकपालयोर्यदन्तरं मध्यस्थानम्। सर्वतः पञ्चविंशतिकोट्यः॥ ४३॥

બ્રહ્માંડનું પરિમાણ વિસ્તારપૂર્વક બધી બાજુએથી જણાવે છે. બ્રહ્માંડના મધ્યભાગમાં રહેલ સૂર્ય– તે મધ્યભાગ કયો છે તે કહે છે. સ્વર્ગ અને પૃથ્વીનું, ઉપરના અને નીચેના ગોલકનું '**यत्-अन्तरम्**' જે મધ્યસ્થાન છે, ત્યાંથી સર્વ તરફ પચીસ કરોડ યોજન છે.॥ ४३ ॥

अण्डमध्यावस्थाने कारणं तन्नामनिर्वचनेनाह।

બ્રહ્માંડના મધ્યસ્થાનમાં હોવાનું કારણ તેમના નામની વ્યુત્પત્તિસહિત કહે છે.

**मृतेऽण्ड एष एतस्मिन्यदभूत्ततो मार्तण्ड इति व्यपदेशः हिरण्यगर्भ इति यद्धिरण्याण्डसमुद्भवः॥ ४४॥**

આ સૂર્ય અચેતન એવા આ ખંડમાંથી ઉત્પન્ન થયા એટલે માર્તંડ નામ પડ્યું. હિરણ્મય બ્રહ્માંડમાંથી પ્રકટ થયા તેથી હિરણ્યગર્ભ કહેવાય છે. ॥ ४४ ॥

मृतेऽचेतने एष सूर्यो वैराजरूपेण यस्मात्प्रविष्टः॥ ४४॥

'**मृते**' અચેતન બ્રહ્માંડમાં આ સૂર્ય વિરાટસ્વરૂપે જે કારણે પ્રવિષ્ટ થયા હતા તેથી ('માર્તંડ' નામ પડ્યું.) ॥ ४४ ॥

**सूर्येण हि विभज्यन्ते दिशः खं द्यौर्मही भिदा।**
**स्वर्गापवर्गौ नरका रसौकांसि च सर्वशः॥ ४५**

સૂર્ય દ્વારા જ દિશાઓ, અંતરિક્ષ, સ્વર્ગ, પૃથ્વી, ભોગ અને મોક્ષનાં સ્થાનકો, નરકો, અતલાદિ તથા સર્વ પ્રકારના અન્ય વિભાગ જાણી શકાય છે.॥ ४५ ॥

किंच सूर्येणैव विभज्यन्ते दिशः। खमन्तरिक्षम्। भिदा अन्योऽपि विभागः। स्वर्गापवर्गौ भोगमोक्षदेशौ। रसौकांस्यतलादीनि॥ ४५॥

વળી, સૂર્યથી જ દિશાઓ જાણી શકાય છે.'**खम्**' અંતરિક્ષ, '**भिदा**' અન્ય વિભાગ પણ (જણાય છે.) '**स्वर्गापवर्गौ**' ભોગ અને મોક્ષનાં સ્થાનકો– '**रसौकांसि**' અતલ વગેરે સ્થાનકો (જાણી શકાય છે.) ॥ ४५ ॥

उपासनार्थमाह।

ઉપાસના કરવા માટે કહે છે.

**देवतिर्यङ्मनुष्याणां सरीसृपसवीरुधाम्।**
**सर्वजीवनिकायानां सूर्य आत्मा दृगीश्वरः॥ ४६**

સૂર્ય જ દેવતા, પશુપક્ષીઓ, મનુષ્ય, સર્પાદિ તેમ જ લતાવૃક્ષાદિ સહિત સમસ્ત જીવસમૂહોના આત્મા તથા નેત્રેન્દ્રિયના અધિષ્ઠાતા છે. ॥ ४६ ॥

देवादीनां सूर्य आत्मा दृगीश्वरो नेत्राधिष्ठाता च॥ ४६॥

સૂર્ય દેવો વગેરેના આત્મા છે તથા '**दृगीश्वरः**' નેત્રેન્દ્રિયના અધિષ્ઠાતા છે. ॥ ४६ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां पञ्चमस्कन्धे भुवनकोशवर्णने
समुद्रद्वीपवर्षसंनिवेशपरिमाणलक्षणो नाम विंशतितमोऽध्यायः॥ २०॥

इति श्रीमद्भागवते महापुराणे पञ्चमस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां विंशतितमोऽध्यायः॥ २०॥

*****

# अथैकविंशोऽध्यायः

## સૂર્યનો રથ અને તેની ગતિનું વર્ણન

एवमध्यायविंशत्या भूमर्यादा निरूपिता।
अतःपरं द्युमर्यादापालनं त्रिभिरुच्यते॥ १

આ પ્રમાણે વીસ અધ્યાયો દ્વારા ભૂમિની મર્યાદા વર્ણવાઈ. હવે પછી ત્રણ અધ્યાયો દ્વારા સ્વર્ગની મર્યાદાનું પાલન કહેવામાં આવે છે. ॥ ૧ ॥

एकविंशे रवेः कालचक्रेण भ्रमतोऽन्वहम्।
स्वगत्या राशिसंचारैर्लोकयात्रा निरूप्यते॥ २

એકવીસમા અધ્યાયમાં કાળચક્ર વડે પ્રતિદિન ભ્રમણ કરતા સૂર્યના, પોતાની ગતિ વડે રાશિઓમાં ગમન દ્વારા લોકયાત્રાનું નિરૂપણ કરવામાં આવે છે. ॥ ૨ ॥

**श्रीशुक उवाच**

**एतावानेव भूवलयस्य संनिवेशः प्रमाण-लक्षणतो व्याख्यातः॥ १॥**

**શ્રીશુકદેવજી બોલ્યા** – પ્રમાણ અને લક્ષણ અનુસાર ભૂમંડળનો આટલો જ વિસ્તાર (વિદ્વજ્જનો દ્વારા) કહેવામાં આવ્યો છે. ॥ ૧ ॥

एतावान्विस्तारेण कोट्यः पञ्चाशत्। उत्सेधेन पञ्चविंशतिः॥ १॥

આટલા વિસ્તારની દૃષ્ટિથી પચાસ કરોડ યોજન વિસ્તાર અને પચીસ કરોડ યોજન ઊંચાઈ (કહેવામાં આવ્યાં છે). ॥ ૧ ॥

**एतेन हि दिवो मण्डलमानं तद्विद उपदिशन्ति यथा द्विदलयोर्निष्पावादीनां ते अन्तरेणान्तरिक्षं तदुभयसंधितम्॥ २॥**

આ ભૂમંડળના માપ ઉપરથી જ તજ્જ્ઞો દ્યુમંડળનું માપ જણાવે છે. જેમ દ્વિદળના બે સમાન દળના (એકના માપ ઉપરથી બીજાનું માપ કહેવામાં આવે, તેમ ભૂગોળના માપ પરથી ખગોળનું માપ જાણી શકાય). તે (ભૂગોળ અને ખગોળ) બંનેની વચ્ચે, તે બંને સાથે જોડાયેલું અંતરિક્ષ છે. ॥ ૨ ॥

द्विदलयोर्मध्ये यथैकस्य मानेनापरस्य मानमुपदिश्यते तद्वत्। ते अन्तरेण तयोर्मध्ये तदुभयसंधितं ताभ्यामुभयतः सँल्लग्नम्॥ २॥

બે (સમાન) દળોમાંના એકના માપ પરથી જેમ બીજા દળનું માપ કહેવામાં આવે છે, તેની જેમ (ભૂગોળના માપથી ખગોળનું માપ જણાય છે). **'ते अन्तरेण'** તે બંનેની વચ્ચે **'तत्-उभय-सन्धितम्'** તે બંને સાથે બંને બાજુએથી જોડાયેલું (અંતરિક્ષ છે). ॥ ૨ ॥

**यन्मध्यगतो भगवांस्तपतांपतिस्तपन आतपेन त्रिलोकीं प्रतपत्यवभासयत्यात्मभासा स एष उदगयनदक्षिणायनवैषुवतसंज्ञाभि-र्मान्द्यशैघ्र्यसमानाभिर्गतिभिरारोहणावरोहण-समानस्थानेषु यथासवनमभिपद्यमानो मकरादिषु राशिष्वहोरात्राणि दीर्घह्रस्वसमानानि विधत्ते ॥ ३॥**

જે અંતરિક્ષની મધ્યમાં રહેલા એવા જ્યોતિમંડળના પતિ ભગવાન સૂર્ય તાપ વડે ત્રણેય લોકને તપાવે છે તથા પોતાના પ્રકાશથી પ્રકાશિત કરે છે. ઉત્તરાયણ, દક્ષિણાયન અને વૈષુવત નામની મંદ, શીઘ્ર તથા સમાન ગતિ વડે સમયાનુસાર ઉપરનાં, નીચેનાં અને સમાન સ્થાનોમાં ભ્રમણ કરતા ભગવાન સૂર્ય મકરાદિ રાશિઓમાં દિવસો તથા રાત્રિઓને લાંબાં, ટૂંકાં અને સમાન કરે છે. ॥ ૩ ॥

उदगयनादिसंज्ञाभिर्मन्दक्षिप्रसमगतिभिर्यथा-कालमारोहणादिस्थानेष्वारोहणाद्यभिपद्यमानो मकरादिष्वहोरात्राणि दीर्घह्रस्वसमानानि विधत्ते ॥ ३ ॥

ઉત્તરાયણાદિ નામની મંદ, શીઘ્ર તથા સમાનગતિ વડે સમયાનુસાર ઉપર વગેરે સ્થાનોમાં આરોહણાદિ ભ્રમણ કરતા ભગવાન સૂર્ય મકરાદિ રાશિઓમાં દિવસો તથા રાત્રિઓને લાંબાં, ટૂંકાં તથા સમાન કરે છે. ॥ ૩ ॥

तत्प्रपञ्चयति—**यदेति**।

તેને (પૂર્વે જણાવેલાને) વિસ્તારપૂર્વક સમજાવે છે— **'यदा इति।'**

**यदा मेषतुलयोर्वर्तते तदाहोरात्राणि समानानि भवन्ति यदा वृषभादिषु पञ्चसु च राशिषु चरति तदाऽहान्येव वर्धन्ते ह्रसति च मासि मास्येकैका घटिका रात्रिषु॥ ४॥**

સૂર્ય જ્યારે મેષ તથા તુલા રાશિમાં હોય ત્યારે દિવસો અને રાત્રિઓ સમાન થાય છે. વૃષભ વગેરે (મિથુન, કર્ક, સિંહ તથા કન્યા) પાંચ રાશિઓમાં સૂર્ય જાય છે ત્યારે દિવસો લાંબા થાય છે અને રાત્રિઓમાં દરેક મહિને એક એક ઘડી ઓછી થાય છે. ॥ ૪ ॥

अत्यन्तवैषम्याभावात्समानानीत्युक्तम्। सर्वथा साम्यं त्वेकस्यैवाहोरात्रस्य। यद्यपि वृषभमिथुनयोरेवाह्नां वृद्धिः कर्कटादिषु ह्रासस्तथापि रात्र्यपेक्षयाऽधिकत्वाद्वर्धन्त इत्युक्तम्। एवं रात्रिवृद्धावपि दिनापेक्षया ह्रसतीत्युक्तम्। एकैकेति स्थूलदृष्ट्योक्तम्। वृद्धिह्रासयोः प्रतिमासवैषम्यात्॥ ४॥

ખૂબ જ અસમાનતા ન હોવાથી (લગભગ) સમાન દિવસ-રાત કહેવામાં આવ્યાં છે. સંપૂર્ણપણે સમાન હોય તેવાં દિવસ-રાત તો એક જ છે. જો કે વૃષભ અને મિથુન એ બે રાશિઓમાં (સૂર્ય હોય ત્યારે જ) દિવસો લાંબા થાય છે તથા કર્ક વગેરે (સિંહ અને કન્યા) રાશિઓમાં (સૂર્ય હોય ત્યારે) દિવસો ટૂંકા થતા જાય છે, તેમ છતાં પણ રાત કરતા દિવસો મોટા હોવાથી દિવસો લાંબા થાય છે તેમ કહેવામાં આવ્યું. આમ, રાત મોટી થવા છતાં પણ દિવસ કરતાં ટૂંકી થાય છે માટે રાત ટૂંકી થાય છે, એમ કહેવામાં આવ્યું. રાત એક એક ઘડી ઓછી થાય છે તે તો સ્થૂળ દૃષ્ટિથી કહેવાયું છે, કારણ કે દરેક મહિને વૃદ્ધિ અને હ્રાસ જુદાં જુદાં થાય છે. ॥ ૪ ॥

**यदा वृश्चिकादिषु पञ्चसु वर्तते तदा-ऽहोरात्राणि विपर्ययाणि भवन्ति॥ ५॥**

જ્યારે વૃશ્ચિક વગેરે (ધન, મકર, કુંભ અને મીન) પાંચ રાશિઓમાં (સૂર્ય) હોય છે, ત્યારે દિવસ અને રાત્રિ વિપરીત થાય છે (અર્થાત્ દિવસો ટૂંકા થાય છે અને રાત્રિઓ મોટી થાય છે). ॥ ૫ ॥

विपर्ययाणीति। अहानि न्यूनानि रात्रयोऽधिका इत्यर्थः॥ ५॥

**'विपर्ययाणि इति।'** દિવસો અને રાત્રિઓમાં વિપરીત પરિવર્તન થાય છે. દિવસો ટૂંકા થાય છે અને રાત્રિઓ મોટી થાય છે, એમ અર્થ છે. ॥ ૫ ॥

तद् वृद्धिह्रासकालमाह—**यावदिति।**

**यावद्दक्षिणायनमहानि वर्धन्ते यावदुदगयनं रात्रयः ॥ ६ ॥** ६ ॥

**एवं नवकोटय एकपञ्चाशल्लक्षाणि योजनानां मानसोत्तरगिरिपरिवर्तनस्योपदिशन्ति तस्मिन्नैन्द्रीं पुरीं पूर्वस्मान्मेरोर्देवधानीं नाम दक्षिणतो याम्यां संयमनीं नाम पश्चाद्वारुणीं निम्लोचनीं नाम उत्तरतः सौम्यां विभावरीं नाम तासूदयमध्याह्नास्तमयनिशीथानीति भूतानां प्रवृत्तिनिवृत्तिनिमित्तानि समयविशेषेण मेरोश्चतुर्दिशम्॥ ७॥**

एवं मन्दादिगतिभिः। नवकोटय इति। मेरोरुभयतो मानसोत्तरस्यान्तर्विस्तारेण पञ्चदश–लक्षाधिककोटित्रयपरिमितेनेदं परिमण्डलमान–मुन्नेयम्।

एवं पञ्चदशभिर्घटिकाभिरित्यादिष्वपि त्रैराशिकगणितेन तत्तन्मानमुन्नेयम्।

તે દિવસોની વધ-ઘટના સમયને જણાવે છે—**'यावत् इति।'**

જ્યાં સુધી (સૂર્ય) દક્ષિણ તરફ ગતિ કરે છે ત્યાં સુધી દિવસો લાંબા થાય છે; જ્યાં સુધી ઉત્તર તરફ ગતિ કરે છે ત્યાં સુધી રાત્રિઓ લાંબી થાય છે. ॥ ૬ ॥ ૬ ॥

આ પ્રમાણે માનસોત્તર પર્વત પર (સૂર્યની) પરિક્રમાનો માર્ગ નવ કરોડ એકાવન લાખ યોજન જેટલો (વિદ્વજ્જનો) જણાવે છે. તે માનસોત્તર પર્વત ઉપર મેરુની પૂર્વ તરફ ઇન્દ્રની દેવધાની નામની નગરી છે, મેરુથી દક્ષિણ તરફ યમની સંયમની નામની નગરી છે. મેરુથી પશ્ચિમ તરફ વરુણની નિમ્લોચની નગરી છે તથા મેરુથી ઉત્તરમાં સોમની વિભાવરી નામની નગરી છે. મેરુથી ચારે દિશામાં આવેલી એ નગરીઓમાં સમયાનુસાર પ્રાણીઓની પ્રવૃત્તિ અને નિવૃત્તિના કારણરૂપ સૂર્યોદય, મધ્યાહ્ન, સૂર્યાસ્ત અને મધ્યરાત્રિ થાય છે. ॥ ૭ ॥

આ પ્રમાણે મંદ વગેરે ગતિઓ દ્વારા (ત્રણ પ્રકારની રાશિઓમાં રહેલો સૂર્યરથનો એક જ અહોરાત્રિમાં માનસોત્તર પર્વત ઉપર પરિક્રમણમાર્ગ) નવ કરોડ એકાવન લાખ યોજન છે. **'नव कोटयः इति।'** (આ માપ કેવી રીતે છે તે જણાવે છે.) મેરુની બંને બાજુથી માનસોત્તર પર્વતની અંદરના ત્રણ કરોડ પંદર લાખ યોજનથી વધુ સીમિત થયેલા વિસ્તાર વડે આ પરિક્રમાનું માપ જાણવું જોઈએ. (અર્થાત્ ત્રણ કરોડ પંદર લાખ યોજન મેરુ-માનસોત્તર વચ્ચેનો વિસ્તાર તથા સૂર્યરથના બે લાખ યોજન થઈ ત્રણ કરોડ સત્તર લાખ થાય. તેના ત્રણ ગણા કરવામાં આવે તો સંપૂર્ણ પરિક્રમાવલયનું માપ નવ કરોડ એકાવન લાખ યોજન થાય– વં.)

આ પ્રમાણે પંદર ઘડીથી જુદાં જુદાં પ્રમાણાદિ વિષે પણ ત્રિરાશિના ગણિત દ્વારા તે તે (અતિક્રમણ કરવામાં આવેલા પ્રદેશોનું) માપ જાણવું જોઈએ.

अत्रापेक्षितो विशेषः पुराणान्तरादवगन्तव्यः। तत्रारोहणादिस्थानानि वायुपुराणे दर्शितानि।

'सर्वग्रहाणां त्रीण्येव स्थानानि द्विजसत्तमाः।
स्थानं जरद्गवं मध्यं तथैरावतमुत्तरम्।
वैश्वानरं दक्षिणतो निर्दिष्टमिह तत्त्वतः॥' इति।

तदेव मध्यमोत्तरदक्षिणमार्गत्रयं प्रत्येकं वीथीत्रयेण त्रिधा भिद्यते। त्रिभिस्त्रिभिरश्विन्यादि-नक्षत्रैर्नागवीथी गजवीथी ऐरावती चेत्युत्तरमार्गे वीथीत्रयम्। आर्षभी गोवीथी जरद्गवी चेति वैषुवते मध्यममार्गे वीथीत्रयम्। अजवीथी मृगवीथी वैश्वानरी चेति दक्षिणमार्गे वीथीत्रयम्। तदप्युक्तं तत्रैव—

'अश्विनी कृत्तिका याम्या नागवीथीति शब्दिता।
रोहिण्यार्द्रामृगशिरो गजवीथ्यभिधीयते॥
पुष्याश्लेषा तथादित्या वीथी चैरावती स्मृता।
एतास्तु वीथयस्तिस्र उत्तरो मार्ग उच्यते॥
तथा द्वे चापि फाल्गुन्यौ मघा चैवार्षभी मता।
हस्तश्चित्रा तथा स्वाती गोवीथीति तु शब्दिता॥
ज्येष्ठा विशाखानुराधा वीथी जारद्गवी मता।
एतास्तु वीथयस्तिस्रो मध्यमो मार्ग उच्यते॥
मूलाषाढोत्तराषाढा अजवीथ्यभिशब्दिता।
श्रवणं च धनिष्ठा च मार्गी शतभिषस्तथा॥
वैश्वानरी भाद्रपदे रेवती चैव कीर्तिता।
एतास्तु वीथयस्तिस्रो दक्षिणो मार्ग उच्यते॥'
इति।

અહીં અપેક્ષિત હોય તેવું કંઈક વિશેષ અન્ય પુરાણમાંથી જાણવા જેવું છે. તે અનુસાર સૂર્યનાં આરોહણાદિ સ્થાનો વાયુપુરાણમાં દર્શાવવામાં આવ્યાં છે.

'હે શ્રેષ્ઠ બ્રાહ્મણો, સર્વ ગ્રહોનાં ત્રણ જ સ્થાનો હોય છે. વચ્ચેનું સ્થાન જરદ્ગવ, ઉત્તર તરફનું સ્થાન ઐરાવત અને દક્ષિણ તરફનું સ્થાન વૈશ્વાનર છે, એમ અહીં વસ્તુતઃ કહેવામાં આવ્યું છે.'

તે જ મધ્યમ, ઉત્તર તથા દક્ષિણ, ત્રણેય માર્ગમાંના પ્રત્યેકને ત્રણ ત્રણ વીથીઓ વડે ત્રણ રીતે વિભાજિત કરવામાં આવ્યા છે. અશ્વિની વગેરે ત્રણ ત્રણ નક્ષત્રો વડે ઉત્તરમાર્ગની નાગવીથી, ગજવીથી અને ઐરાવતી – એમ ત્રણ વીથીઓ વિભાજિત થાય છે. મધ્યમમાર્ગની આર્ષભી, ગોવીથી અને જરદ્ગવી એમ ત્રણ વીથીઓ વૈષુવતમાં છે. અજવીથી, મૃગવીથી અને વૈશ્વાનરી, એમ ત્રણ વીથીઓ દક્ષિણમાર્ગમાં છે. વળી, તેમાં એમ પણ કહેવાયું છે કે—

અશ્વિની, કૃત્તિકા અને યામ્યા (ભરણી) નક્ષત્રોવાળી નાગવીથી કહેવાય છે. રોહિણી, આર્દ્રા અને મૃગશીર્ષ નક્ષત્રોવાળી ગજવીથી કહેવાય છે. પુષ્ય, આશ્લેષા અને પુનર્વસુ– એ ત્રણ નક્ષત્રોની ઐરાવતી વીથી જાણવી. ઉત્તરમાર્ગની આ ત્રણ વીથીઓ છે.

પૂર્વાફાલ્ગુની, ઉત્તરાફાલ્ગુની તથા મઘા એ નક્ષત્રોની આર્ષભીવીથી મનાઈ છેઃ હસ્ત, ચિત્રા તથા સ્વાતિ નક્ષત્રોની ગોવીથી કહેવાય છે. જ્યેષ્ઠા, વિશાખા અને અનુરાધાની જારદ્ગવીવીથી મનાઈ છે. આ ત્રણ વીથીઓ મધ્યમમાર્ગ કહેવાય છે.

મૂળ, પૂર્વાષાઢા, ઉત્તરાષાઢા નક્ષત્રોની અજવીથી કહેવાય છે. શ્રવણ, ધનિષ્ઠા અને શતભિષા નક્ષત્રોની મૃગવીથી છે તથા પૂર્વાભાદ્રપદા, ઉત્તરાભાદ્રપદા અને રેવતી નક્ષત્રોની વૈશ્વાનરીવીથી કહેવાય છે. આ ત્રણ વીથીઓ દક્ષિણમાર્ગ કહેવાય છે.

याम्या भरणी, आदित्या अदितिदेवताका पुनर्वसुः मार्गी मृगवीथी एवं स्थिते उत्तरायणे ध्रुवेन युगाक्षकोटिनिबद्धवायुपाशद्वयाकर्षणे रथस्यारोहणम्। तदाभ्यन्तरमण्डलप्रवेशो गतिमान्द्यं चेति दिनवृद्धी रात्रिह्रासश्च।

दक्षिणायने च पाशप्रेरणादवरोहणे बहिर्मण्डलप्रवेशो गतिशैघ्र्यं चेत्यहोरात्रयो-र्विपर्ययः।

वैषुवते तु पाशसाम्यात्समावस्थाने मध्यमण्डलप्रवेशो गतिसाम्यं चेत्यहोरात्रयोः साम्यमिति।

तथा च पुराणान्तरम्—

'आकृष्येते यदा तौ तु ध्रुवेण समधिष्ठितौ।
तदाभ्यन्तरतः सूर्यो भ्रमते मण्डलानि तु॥
ध्रुवेण मुच्यमानेन पुना रश्मियुगेन तु।
तथैव बाह्यतः सूर्यो भ्रमते मण्डलानि च॥'

इति।

तदेतदुक्तम्, यदा मेषतुलयोरित्यादिना।

उदयास्तादिकं वक्तुमाह। तस्मिन्मानसोत्तरे मेरोः पूर्वत ऐन्द्रीं पुरीमुपदिशन्तीत्यनुषङ्गः। तासु पुरीषूदयादीन्युपदिशन्ति। चतुर्दिशमित्युक्ते ये मेरोर्दक्षिणे देशे तेषामैन्द्रीमारभ्य पूर्वादयः। ये पश्चिमे तेषां याम्यामारभ्य। य उत्तरे तेषां वारुणीमारभ्य। ये पूर्वे तेषां सौम्यामारभ्य॥ ७॥

**'याम्या'** ભરણી, **'आदित्या'** અદિતિદેવીને લગતું પુનર્વસુ નક્ષત્ર, **'मार्गी'** મૃગવીથી.

આમ જ્યારે (સૂર્ય) ઉત્તરમાર્ગમાં હોય ત્યારે ધ્રુવ દ્વારા સૂર્યના રથની ધૂંસરીના છેડાની અણીએ બંધાયેલા વાયુના બે પાશનું ખેંચાણ કરવામાં આવતાં સૂર્યનો રથ ઊંચે ચઢે છે. તે સમયે વચ્ચેના મંડળમાં પ્રવેશ થાય છે અને તેની ગતિ મંદ થાય છે, એટલે દિવસ લાંબો ને રાત ટૂંકી થાય છે.

(સૂર્ય) જ્યારે દક્ષિણમાર્ગમાં હોય ત્યારે વાયુના બે પાશોના ધક્કાથી નીચે ધકેલવામાં આવતાં (સૂર્યનો રથ) બહારના મંડળમાં (નીચે ઊતરે છે) અને ગતિ શીઘ્ર થાય છે. એટલે પ્રથમ કરતાં ઊલટું (દિવસ ટૂંકો અને રાત લાંબી) થાય છે.

વૈષુવતમાં (સૂર્ય) હોય ત્યારે તે વાયુના પાશ સમાન થવાથી સમરેખામાં ગતિ થવાને કારણે મધ્યમંડળમાં પ્રવેશ થાય છે અને ગતિ પણ સમાન થાય છે, તેથી દિવસ અને રાત પણ સમાન હોય છે.

તે જ પ્રમાણે અન્ય પુરાણમાં છે.

'ધ્રુવ દ્વારા સુસંચાલિત થયેલા તે બંને વાયુના પાશ ખેંચવામાં આવતાં સૂર્ય તો અંદરના મંડળમાં ભ્રમણ કરે છે તથા ધ્રુવ દ્વારા પાશયુગ્મથી છોડવામાં આવતાં સૂર્ય બહારથી મંડળમાં ભ્રમણ કરે છે!'

તેથી એમ કહેવાયું કે જ્યારે સૂર્ય મેષ અને તુલા રાશિમાં હોય..... વગેરે દ્વારા.

ઉદય અને અસ્તનો ઉલ્લેખ કરવા માટે કહે છે— તે માનસોત્તર પર્વત ઉપર મેરુની પૂર્વ તરફ ઈન્દ્રની નગરી છે એમ (વિદ્વજ્જનો) કહે છે, એમ સંબંધ છે. તે નગરીઓમાં થતા સૂર્યોદયાદિ વિષે જણાવે છે. ચારે દિશાઓમાં, એમ કહેવામાં, જેઓ મેરુથી દક્ષિણે છે તેઓને ઈન્દ્રની નગરીથી ઉદયાદિ થાય છે, જેઓ મેરુથી પશ્ચિમે છે તેઓને યમદેવની પુરીથી, જેઓ ઉત્તરે છે તેમને વરુણદેવની પુરીથી તથા જેઓ પૂર્વમાં છે તેઓને સોમની પુરીથી (ઉદયાદિ થાય છે.) ॥ ૭ ॥

**तत्रत्यानां दिवसमध्यङ्गत एव सदादित्य-स्तपति सव्येनाचलं दक्षिणेन करोति॥ ८॥**

ત્યાં (મેરુ પર્વત પર) રહેતા લોકોને દિવસે સદાય મધ્યાહ્નકાળના સૂર્ય જ તપ્યા કરે છે. (મેરુ પર્વતને) સૂર્યદેવ પોતાની ડાબી તરફ (રાખીને ચાલતા હોવા છતાં પણ નિરંતર જમણી બાજુ વહેતા 'પ્રવહ' વાયુથી ઘુમાવવામાં આવતા સંપૂર્ણ જ્યોતિષ્ચક્રને કારણે તેઓ મેરુ) પર્વતને પોતાની જમણી તરફ રાખીને ચાલે છે. ॥ ૮ ॥

तत्रत्यानां मेरुस्थानाम्। सव्येनेति। नक्षत्राभि-मुखतया स्वगत्या मेरुं वामतः कुर्वन्नपि प्रदक्षिणा-वर्तप्रवहाख्यवायुभ्राम्यमाणज्योतिश्चक्रवशात्प्रत्यहं दक्षिणतः करोति। अतश्चक्रगतिवशादतिदूरतो भूसंलग्नस्येव दर्शनमुदयः। आकाशमारूढस्येव दर्शनं मध्याह्नः। भूमिं प्रविष्टस्येव दर्शनमस्तमयः। ततोऽतीव दूरगमने निशीथ इति। समुद्रतीरस्थदृष्ट्या च 'अद्भ्यो वा एष प्रातरुदेत्यपः सायं प्रविशति' इति श्रुतिव्यवहारो न वस्तुतः। तदुक्तं वैष्णवे—

**'તત્રત્યાનામ્'** ત્યાં મેરુ પર્વત પર રહેતા લોકોને– **'સવ્યેન ઇતિ।'** નક્ષત્રો સામે હોય તેવી પોતાની ગતિથી મેરુ પર્વતને પોતાની ડાબી તરફ રાખીને ચાલતા હોવા છતાં પણ નિરંતર જમણી બાજુ વહેતા 'પ્રવહ' નામના વાયુથી ઘુમાવવામાં આવતા સંપૂર્ણ જ્યોતિશ્ચક્રને કારણે સૂર્યદેવ મેરુ પર્વતને પોતાની જમણી તરફ રાખીને ચાલતા જણાય છે. આથી ચક્રાકાર ગતિને કારણે ભૂમિ પર રહેલાને જાણે કે સૂર્યોદય દેખાય છે. આકાશમાં ઊભેલાને જાણે કે મધ્યાહ્ન દેખાય છે. ભૂમિની અંદર પ્રવેશેલી વ્યક્તિને જાણે કે સૂર્યાસ્ત દેખાય છે. ત્યાંથી અત્યંત દૂર જતાં મધ્યરાત્રિ લાગે છે અને સમુદ્રના કિનારે ઊભી રહેલી વ્યક્તિની દૃષ્ટિએ, 'આ સૂર્યદેવ પ્રાતઃકાળે જળમાંથી ઉદય પામે છે અને સાયંકાળે જળની અંદર પ્રવેશી જાય છે.' એવું શ્રુતિવચન વાસ્તવિક નથી. વિષ્ણુપુરાણમાં તે જ કહેવાયું છે—

'उदयास्तमये चैव सर्वकालं तु संमुखे।
दिशास्वशेषासु तथा मैत्रेय विदिशासु च॥
यैर्यत्र दृश्यते भास्वान्स तेषामुदयः स्मृतः।
तिरोभावं च यत्रेति तत्रैवास्तमनं रवेः॥
नैवास्तमनमर्कस्य नोदयः सर्वदा स्मृतः।
उदयास्तमनाख्यं हि दर्शनादर्शनं रवेः॥

'હે મૈત્રેયજી, ઉદયકાળે, અસ્તકાળે અને એમ સર્વકાળે સંપૂર્ણ દિશાઓ અને ખૂણાઓમાં પણ સન્મુખમાં જેમને જ્યાં સૂર્ય દેખાય છે, તેમને માટે તે સૂર્યોદય જાણવો. સૂર્યનો પોતાનો ઉદય કે અસ્ત છે જ નહીં, તે સર્વકાળે એક જ સ્થિતિમાં રહે છે. સૂર્યનું દેખાવું એટલે ઉદય અને સૂર્યનું ન દેખાવું એટલે અસ્ત કહેવાય છે. ઈન્દ્ર વગેરેની નગરીમાં રહેલા આ સૂર્યદેવ જે નગરીમાં પોતે હોય તેને અને બીજાં બે

शक्रादीनां पुरे तिष्ठन् स्पृशत्येष पुरत्रयम्।
विकर्णौ द्वौ विकर्णस्थस्त्रीन्कोणान् द्वे पुरे तथा॥'
इति।

અત એવ તત્રૈવોક્તમ્—

अत एव तत्रैवोक्तम्—
'तस्माद्दिश्युत्तरस्यां वै दिवारात्रिः सदैव हि।
सर्वेषां द्वीपवर्षाणां मेरोरुत्तरतः स्थितिः॥'
इति।

यतो यत्र यः पश्यति सैव तस्य प्राची। तस्य च वामतो मेरुस्तिष्ठतीति॥ ८॥

નગરને એમ ત્રણ નગરોને તથા તેની અંદરના બે ખૂણાને કિરણોથી પ્રકાશમાન કરે છે તેમ જ પોતે જે ખૂણામાં હોય ત્યારે તે ખૂણાને અને આજુબાજુના બે ખૂણાને, એમ ત્રણ ખૂણાને તેમ જ (તેમની વચ્ચેના) બે નગરોને પ્રકાશિત કરે છે.'–(વિ.પુ. ૨/૮/૧૩,૧૪, ૧૫,૧૬)

તે જ અધ્યાયમાં આગળ કહેવામાં આવ્યું છે કે

'તેથી એ ઉત્તરદિશામાં સર્વકાળ દિવસ અને રાત્રિ જ રહે છે, કારણ કે સર્વ દ્વીપો તથા ખંડો મેરુ પર્વતની ઉત્તરે આવેલા છે.' (વિ.પુ. ૨/૮/૨૦)

જ્યાંથી જે જ્યાં (સૂર્યને ઉદય પામતો) જુએ છે તે જ તેની પૂર્વ દિશા છે અને તેની ડાબી તરફ મેરુ રહેલો છે. ॥ ૮ ॥

**यत्रोदेति तस्य ह समानसूत्रनिपाते निम्लोचति यत्र क्वचन स्यन्देनाभितपति तस्य हैष समानसूत्रनिपाते प्रस्वापयति तत्र गतं न पश्यन्ति ये तं समनुपश्येरन्॥ ९॥**

જે પ્રદેશમાં સૂર્ય ઉદય પામે તે પ્રદેશની સીધી રેખામાં તે અસ્ત પામે છે. જે કોઈ પ્રદેશમાં (લોકોને) પરસેવો ઉત્પન્ન કરાવીને પોતે તપે છે, તે પ્રદેશની સીધી લીટીમાં (લોકોને) નિદ્રાવશ કરે છે. (મધ્યરાત્રિ કરે છે) મધ્યરાત્રિના સમયે જે લોકો દક્ષિણ દિશામાં છે, તેઓ ઉત્તરમાં અસ્ત પામતા સૂર્યને જોઈ શકે. પછી તે લોકો ઉત્તરમાં ગયેલા સૂર્યને જોઈ શકતા નથી. ॥ ૯ ॥

यथोक्तमुदयास्तमनाद्यनियमं दर्शयति, यत्रोदेतीत्यादिना। स्यन्देन स्वेदोद्गमेन। प्रस्वापयति निशीथं करोति। ये तं समनुपश्येरन् प्रस्वापसमान-सूत्रस्थाः॥ ९॥

**'यत्र उदेति'** વગેરે દ્વારા જેમ કહેવામાં આવ્યું તેમ ઉદય અને અસ્તના અનિયમને દર્શાવે છે. **'स्यन्देन'** પરસેવો ઉત્પન્ન કરાવવા દ્વારા– **'प्रस्वापयति'** નિદ્રાવશ કરે છે અર્થાત્ મધ્યરાત્રિ કરે છે. મધ્યરાત્રિવાળા પ્રદેશની સીધી રેખામાં રહેલા જે લોકો છે તેઓ તે સૂર્યને જુએ છે. ॥ ૯ ॥

**यदा चैन्द्र्याः पुर्याः प्रचलते पञ्चदश-घटिकाभिर्याम्यां सपादकोटिद्वयं योजनानां सार्धद्वादशलक्षाणि साधिकानि चोपयाति ॥ १०॥**

વળી, સૂર્ય જ્યારે ઈન્દ્રની નગરીથી ચાલે છે ત્યારે પંદર ઘડીએ યમદેવની નગરીએ પહોંચે છે અને તે દરમ્યાન સવા બે કરોડ સાડા બાર લાખ પચીસ હજાર યોજનથી અધિક માર્ગ કાપે છે.॥ ૧૦ ॥

साधिकानि पञ्चविंशतिसहस्राधिकानि ॥ १० ॥

**एवं ततो वारुणीं सौम्यामैन्द्रीं च पुनस्तथाऽन्ये च ग्रहाः सोमादयो नक्षत्रैः सह ज्योतिश्चक्रे समभ्युद्यन्ति सह वा निम्लोचन्ति ॥ ११ ॥**

सह वा सहैव। यद्यपि वस्तुतः सूर्यस्यापि नक्षत्रैः सहैवोदयास्तमयौ तथापि तस्य तत्साहित्यादर्शनात्सोमादीनामेव तत्साहित्यमुक्तम् ॥ ११ ॥

**एवं मुहूर्तेन चतुस्त्रिंशल्लक्षयोजनान्यष्टशताधिकानि सौरो रथस्त्रयीमयोऽसौ चतसृषु परिवर्तते पुरीषु ॥ १२ ॥**

त्रयीमय इत्याद्युपासनार्थम् ॥ १२ ॥

**यस्यैकं चक्रं द्वादशारं षण्नेमि त्रिणाभि संवत्सरात्मकं समामनन्ति तस्याक्षो मेरोर्मूर्धनि कृतो मानसोत्तरे कृतेतरभागो यत्र प्रोतं रविरथचक्रं तैलयन्त्रचक्रवद्भ्रमन्मानसोत्तरगिरौ परिभ्रमति ॥ १३ ॥**

द्वादशमासा अरा यस्य। षड्ऋतवो नेमयो यस्य। त्रीणि चातुर्मास्यानि नाभयो यस्य। कृत इतरभागो यस्य। मानसोत्तरगिरौ लक्षार्धादुपरि वायुबद्धभूमाविति द्रष्टव्यम्। चक्रं वा तावदुच्छ्रितमिति मन्तव्यम्। अन्यथाऽयुतमात्रोच्छ्रायत्वान्मानसोत्तरस्य मेरोश्चतुरशीत्युच्छ्रायत्वादक्षस्य साम्यानुपपत्तेः ॥ १३ ॥

**'साधिकानि'** પચીસ હજાર યોજનથી અધિક ॥ ૧૦ ॥

આ જ પ્રમાણે ત્યાંથી (યમદેવની નગરીથી પંદર ઘડીમાં તેટલા જ યોજન) વરુણદેવની (અને ત્યાંથી સોમદેવની નગરીમાં જાય છે) અને સોમદેવની નગરીથી પુનઃ ઈન્દ્રની નગરીમાં જાય છે. આ રીતે જ ચંદ્ર વગેરે બીજા ગ્રહો પણ નક્ષત્રોની સાથે જ્યોતિશ્ચક્રમાં એક સાથે ઉદય અને અસ્ત પામે છે. ॥ ૧૧ ॥

**'સહ વા'** એક સાથે જ. જોકે સૂર્ય પણ વસ્તુતઃ નક્ષત્રોની સાથે જ ઉદય અને અસ્ત પામે છે, તેમ છતાં સૂર્યની સાથે નક્ષત્રોના ઉદય-અસ્ત દેખાતા ન હોવાથી ચંદ્ર વગેરેની સાથે જ તેમના ઉદય-અસ્ત કહેવામાં આવ્યા છે. ॥ ૧૧ ॥

આ પ્રકારે ભગવાન સૂર્યનો આ ત્રણ વેદમયરૂપ રથ એક મુહૂર્તમાં ચોત્રીસ લાખ આઠસો યોજનથી અધિક (ચાલતો) આ ચારેય નગરીઓમાં ઘૂમે છે. ॥ ૧૨ ॥

ત્રણ વેદમયરૂપે ઉપાસના કરવા યોગ્ય હોવાથી **'त्रयीमयः'** વગેરે ઉપાસના માટે છે. ॥ ૧૨ ॥

જે સૂર્યના રથનું એક પૈડું બાર (મહિનાઓરૂપ) આરાવાળા સંવત્સરરૂપ છે, છ (ઋતુઓરૂપ) નેમિઓવાળું છે, ત્રણ (ચાતુર્માસરૂપ) નાભિઓવાળું છે, એમ (વિદ્વાનો) કહે છે. તેના રથની ધરીનો એક છેડો મેરુ પર્વતના શિખર ઉપર છે અને તેનો બીજો ભાગ માનસોત્તર પર્વત ઉપર છે, કે જેમાં પરોવેલું સૂર્યના રથનું પૈડું તેલ કાઢવાની ઘાણીની જેમ ફરતું માનસોત્તર પર્વત ઉપર ભ્રમણ કરે છે. ॥ ૧૩ ॥

બાર મહિના આરા છે જેના, છ ઋતુઓ નેમિઓ છે જેની, ત્રણ ચાતુર્માસ નાભિઓ છે જેની. જેનો બીજો ભાગ માનસોત્તર ગિરિ ઉપર અર્ધાલાખ યોજન ઉપર વાયુથી બંધાયેલી ભૂમિ છે એમ સમજવું. અથવા પૈડું તેટલું ઊંચું છે એમ માનવું. નહીં તો માનસોત્તર પર્વત દસહજાર યોજન ઊંચો હોવાથી અને મેરુ પર્વત ચોર્યાસી હજાર યોજન ઊંચો હોવાથી રથની ધરી સીધી રેખામાં આવવી શક્ય ન બને. ॥ ૧૩ ॥

**तस्मिन्नक्षे कृतमूलो द्वितीयोऽक्षस्तुर्यमानेन संमितस्तैलयन्त्राक्षवद्ध्रुवे कृतोपरिभागः ॥ १४॥**

तस्मिन्नक्षे चक्रप्रान्ते कृतमूलो निबद्धपूर्वभागः प्रथमाक्षो मेरुमानसोत्तरायतः सार्धसप्तलक्षाधिक-सार्धकोटिप्रमाणस्तस्य तुर्यमानेन सार्धसप्तत्रिंश-त्सहस्राधिकैकोनचत्वारिंशल्लक्षमानेन। ध्रुवे कृतो वायुपाशेन निबद्ध उपरिभागो यस्य॥ १४॥

તે (દીર્ઘ) ધરીમાં (પૈડાને છેડે) જેનો પૂર્વ ભાગ જોડાયેલો છે તેવી બીજી ધરી (છે કે જે પ્રથમની દીર્ઘ ધરી કરતાં) ચોથે ભાગે માપવામાં આવી છે તથા જેનો ઉપરનો ભાગ તેલ કાઢવાની ઘાણીની ધરીની જેમ ધ્રુવલોકમાં જોડાયેલો છે. ॥ ૧૪ ॥

**'तस्मिन्-अक्षे'** તે (દીર્ઘ) ધરીમાં અર્થાત્ પૈડાને છેડે **'कृतमूलः'** જેનો પૂર્વ ભાગ બંધાયેલો છે (તેવી બીજી ધરી છે કે જે) મેરુથી માનસોત્તર પર્વત સુધીના દોઢ કરોડ સાડા સાત લાખ યોજન વિસ્તારવાળી પ્રથમ ધરીના માપ કરતાં ચોથા ભાગે છે અર્થાત્ ઓગણચાલીસ લાખ સાડત્રીસ હજાર પાંચસો યોજન વિસ્તારવાળી છે તથા જે ધરીનો ઉપરનો ભાગ ધ્રુવલોકમાં વાયુપાશથી બંધાયેલો છે. ॥ ૧૪ ॥

**रथनीडस्तु षट्त्रिंशल्लक्षयोजनायत-स्तत्तुरीयभागविशालस्तावान् रविरथयुगो यत्र हयाश्छन्दोनामानः सप्तारुणयोजिता वहन्ति देवमादित्यम्॥ १५॥**

नीड उपवेशस्थानम्। गायत्र्यादिच्छन्दोनामानः। अरुणेन योजिताः सन्तो देवं वहन्ति॥ १५॥

**बा.प्र.—**यत्र युगेऽरुणेन गरुडभ्रातृत्वाच्छन्दोमयेन सारथिना योजिताः सप्त हया आदित्यं देवं वहन्ति।

(સૂર્યના) રથની બેઠક છત્રીસ લાખ યોજન લાંબી છે અને તેના ચોથા ભાગ (નવ લાખ યોજન) જેટલી પહોળી છે. તેટલી જ લાંબી (અને પહોળી) સૂર્યના રથની ધૂંસરી છે કે જેમાં (સૂર્યના સારથિ) અરુણ દ્વારા જોડવામાં આવેલા (ગાયત્રી આદિ) છંદોના નામવાળા સાત અશ્વો આદિત્યદેવનું વહન કરે છે. ॥ ૧૫ ॥

**'नीडः'** બેસવાનું સ્થાન– ગાયત્રી વગેરે (ઉષ્ણિક્, અનુષ્ટુપ, બૃહતી, પંક્તિ, ત્રિષ્ટુપ્, જગતી) છંદોના નામના અશ્વો અરુણ દ્વારા જોડવામાં આવેલા હોઈ સૂર્યદેવ(ના રથ)ને ખેંચે છે. ॥ ૧૫ ॥

જે ધૂંસરીમાં છંદોમય સારથિ અરુણ દ્વારા જોડવામાં આવેલા સાત અશ્વો આદિત્યદેવને ખેંચે છે. અરુણ છંદોમય છે કારણ કે તેઓ ગરુડજીના ભાઈ છે.

**पुरस्तात्सवितुररुणः पश्चाच्च नियुक्तः सौत्ये कर्मणि किलास्ते॥ १६॥**

पुरस्तात्स्थितोऽपि पश्चात्प्रत्यङ्मुख आस्ते। यद्वा यत्सूर्यस्य पुरस्तात्तस्य वै पश्चिमत्वात्पश्चा-दित्युक्तम्।

સૂર્યદેવની આગળ તેમની તરફ મુખ રાખીને સારથિકર્મમાં જોડાયેલા અરુણ બિરાજે છે. ॥ ૧૬ ॥

આગળ બેઠા હોવા છતાં પણ **'पश्चात्'** પાછળની (સૂર્યદેવની) તરફ (અરુણ) સન્મુખ બેસે છે અથવા (પૂર્વાભિમુખે બેઠેલા) સૂર્યદેવની સામે હોવાથી તેમની પશ્ચિમે (પછી) એમ કહેવાયું છે.

अश्वस्थानं च वायुनोक्तम्—
'सप्ताश्वरूपच्छन्दांसि वहन्ते वामतो रविम्।
चक्रपक्षनिबद्धानि चक्रे चाक्षः समाहितः॥'
इति॥ १६॥

અશ્વોના સ્થાન વિષે વાયુપુરાણ દ્વારા કહેવામાં આવ્યું છે– 'સાત છંદોરૂપી અશ્વો ડાબી તરફથી સૂર્યદેવનું વહન કરે છે. અશ્વો પૈડાની બાજુમાં જોડાયેલા છે કે જે પૈડામાં ધરી જોડાયેલી છે.' ॥૧૬॥

**बा.प्र.—** सूतकर्मणि नियुक्तोऽरुणः पूर्वमुखोपविष्टस्य सवितुः पुरस्तादग्रे पश्चात् पृष्ठप्रदर्शनदोषपरिहाराय तत्सम्मुखे प्रत्यङ्मुख आस्ते। ननु कथमेवं प्रत्यावृत्त्या स्थितस्य सारथ्यं कर्म निर्वहतीत्याशङ्क्य छन्दोमये तस्मिन्न किञ्चिदसम्भवीत्यभिप्रेत्याह—किलेति।

સારથિકર્મમાં નિયુક્ત થયેલા અરુણ, પૂર્વાભિમુખ થઈને બેઠેલા સૂર્યની આગળ, પીઠ દેખાડવાના દોષને દૂર કરવા માટે તેમની સન્મુખ બેસે છે. હવે આ રીતે પાછળ જોઈને બેઠેલી વ્યક્તિ સારથિકર્મ કેવી રીતે નિભાવી શકે, એવી શંકા કરીને ઉત્તર આપે છે કે છંદોમય એવા તેમના (અરુણ) વિષે કંઈ પણ અઘટિત નથી, એવા અભિપ્રાયથી **'किल'** કહે છે.

**तथा वालखिल्या ऋषयोऽङ्गुष्ठपर्वमात्राः षष्टिसहस्राणि पुरतः सूर्यं सूक्तवाकाय नियुक्ताः संस्तुवन्ति॥ १७॥**

અંગૂઠાના વેઢા જેટલા શરીરવાળા તેમ જ (ઈશ્વર દ્વારા) સ્વસ્તિવાચન માટે નિયુક્ત કરવામાં આવેલા સાઈઠ હજાર વાલખિલ્ય ઋષિઓ સૂર્યની આગળ (સૂર્યની સન્મુખ રહીને) સ્તુતિ કર્યા જ કરે છે. ॥૧૭॥

सूक्तवाकाय सुभाषिताय॥ १७॥

**'सूक्तवाकाय'** સ્તુતિ કરવા માટે ॥૧૭॥

**तथान्ये च ऋषयो गन्धर्वाप्सरसो नागा ग्रामण्यो यातुधाना देवा इत्येकैकशो गणाः सप्त चतुर्दश मासि मासि भगवन्तं सूर्यमात्मानं नानानामानं पृथङ्नानानामानः पृथक्कर्मभिर्द्वन्द्वश उपासते॥ १८॥**

તે જ પ્રમાણે બીજા પણ ઋષિઓ, ગંધર્વો, અપ્સરાઓ, નાગો, યક્ષો, રાક્ષસો અને દેવો એક એક ગણતાં ચૌદ છે અને બબ્બે ગણતાં સાત ગણો છે. તેઓ (પ્રતિ માસ) જુદાં જુદાં નામો ધારણ કરનારા આત્મસ્વરૂપ ભગવાન સૂર્યની ઉપાસના કરે છે. ॥૧૮॥

एकैकशश्चतुर्दशद्वन्द्वशः सप्तगणाः सन्तो मासि मास्युपासत इत्यन्वयः॥ १८॥

એક એક ગણતાં ચૌદ ગણો અને બબ્બે ગણતાં સાત ગણો થઈ પ્રત્યેક માસમાં ઉપાસના કરે છે, એમ અન્વય છે. ॥૧૮॥

**लक्षोत्तरं सार्धनवकोटियोजनपरिमण्डलं भूवलयस्य क्षणेन सगव्यूत्युत्तरं द्विसहस्रयोजनानि स भुङ्क्ते॥ १९॥**

નવ કરોડ એકાવન લાખ યોજન ઘેરાવાવાળા ભૂમંડળ(ના માર્ગ)ને તે સૂર્યનારાયણ એક ક્ષણમાં બે હજાર અને બે ક્રોશ(ની ઝડપે) કાપે છે. ॥૧૯॥

गव्यूतिः क्रोशद्वयम्। सगव्यूत्युत्तरं यथा भवति तथा॥ १९॥

**'गव्यूतिः'** બે ક્રોશ કે બે યોજન. **'સગવ્યૂતિ ઉત્તરમ્'** બે યોજન તદુપરાંત જે રીતે થાય તે રીતે અર્થાત્ બે હજાર બે ક્રોશ (માર્ગ જે રીતે થાય તે રીતે) ॥ ૧૯ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां पञ्चमस्कन्धे एकविंशतितमोऽध्यायः॥ २१॥

इति श्रीमद्भागवते महापुराणे पञ्चमस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायामेकविंशोऽध्यायः॥ २१॥

❋❋❋❋❋

# अथ द्वाविंशोऽध्यायः

## ભિન્ન ભિન્ન ગ્રહોની સ્થિતિ અને ગતિનું વર્ણન

द्वाविंशे सोमशुक्रादेः स्थानमाहोत्तरोत्तरम्।
तत्तद्गत्यनुसारेण इष्टानिष्टे तथा नृणाम्॥ १

બાવીસમા અધ્યાયમાં સોમ, શુક્ર વગેરે ગ્રહોનાં ઉત્તરોત્તર સ્થાન તેમ જ તેમની (વક્રાદિ) ગતિ અનુસાર મનુષ્યોને ઈષ્ટ અને અનિષ્ટ (ફળ મળે છે તે) કહે છે. ॥ ૧ ॥

राजोवाच

**यदेतद्भगवत आदित्यस्य मेरुं ध्रुवं च प्रदक्षिणेन परिक्रामतो राशीनामभिमुखं प्रचलितं चाप्रदक्षिणं भगवतोपवर्णितममुष्य वयं कथमनुमिमीमहीति॥ १॥**

**રાજા પરીક્ષિત બોલ્યા** – મેરુ અને ધ્રુવને જમણી તરફ રાખીને પરિભ્રમણ કરતા (હોવા છતાં) આ ભગવાન આદિત્ય રાશિઓ તરફ ગતિ કરે ત્યારે મેરુ અને ધ્રુવને ડાબી બાજુએ રાખીને ગતિ કરે છે, એમ જે (આપ) ભગવાન દ્વારા વર્ણવવામાં આવ્યું, તે અમે કેવી રીતે સમજીએ? ॥ ૧ ॥

राशीनामभिमुखमप्रदक्षिणं चोपवर्णितं सव्येन चलन् दक्षिणेन करोतीति वदता। अमुष्य वयं कथमनुमिमीमहि एतत्कथं ज्ञास्यामो विरुद्धत्वादित्यर्थः॥ १॥

**'राशीनाम्-अभिमुखम्-अप्रदक्षिणम्-च-उपवर्णितम्'** રાશિઓ તરફ ગતિ કરે ત્યારે મેરુ અને ધ્રુવને ડાબી બાજુએ રાખીને ગતિ કરતા સૂર્ય મેરુ અને ધ્રુવને જમણી બાજુ રાખીને પ્રદક્ષિણા કરે છે– એમ કહેતા આપના દ્વારા– આ સૂર્યની ગતિ વિષે અમે કેવી રીતે સમજી શકીએ, કારણ કે પરસ્પર વિરુદ્ધ છે, એમ અર્થ છે. ॥ ૧ ॥

स होवाच

**यथा कुलालचक्रेण भ्रमता सह भ्रमतां तदाश्रयाणां पिपीलिकादीनां गतिरन्यैव प्रदेशान्तरेष्वप्युपलभ्यमानत्वादेवं नक्षत्र-राशिभिरुपलक्षितेन कालचक्रेण ध्रुवं मेरुं**

**તે (શ્રીશુકદેવજી) બોલ્યા** – જેમ ભ્રમણ કરતા, કુંભારના ચાકની સાથે તેની ઉપર રહેલાં અને ભ્રમણ કરતાં કીડી વગેરે (જંતુઓ)ની ગતિ જુદાં જુદાં સ્થાનોમાં પણ જુદી જ દેખાય છે, એ જ રીતે ધ્રુવ અને મેરુની જમણી તરફ દોડતા તથા નક્ષત્રો અને રાશિઓથી યુક્ત એવા કાળચક્ર સાથે તે

**च प्रदक्षिणेन परिधावता सह परिधावमानानां तदाश्रयाणां सूर्यादीनां ग्रहाणां गतिरन्यैव नक्षत्रान्तरे राश्यन्तरे चोपलभ्यमानत्वात्॥ २॥**

चक्रवशात्स्वतश्च गतिद्वयमविरुद्धमिति परिहारार्थः ॥ २॥

(કાળચક્ર)ના આશ્રયે રહેલા સૂર્યાદિ ગ્રહોની જુદા નક્ષત્રમાં અને જુદી રાશિમાં ભિન્ન ગતિ દેખાય છે તેથી (ચક્રને કારણે થતી ચક્રની ગતિ અને પોતાની (જંતુઓની) ગતિ– એ બંને ગતિ વિરુદ્ધ હોઈ શકે.) ॥ ૨ ॥

(કાળ) ચક્રને કારણે થતી ગતિ અને જંતુઓની પોતાની જાતે થતી ગતિ, એ બંને ગતિઓ વચ્ચે વિરોધ આવતો નથી, એમ નિરાકરણ કરવાનું પ્રયોજન છે. (સૂર્યની ગતિ અને નક્ષત્રોની સૂર્યની ગતિથી ઊલટી ગતિ થાય એમાં કોઈ વિરોધ આવતો નથી.) ॥ ૨ ॥

**स एष भगवानादिपुरुष एव साक्षान्नारायणो लोकानां स्वस्तय आत्मानं त्रयीमयं कर्मविशुद्धिनिमित्तं कविभिरपि च वेदेन विजिज्ञास्यमानो द्वादशधा विभज्य षट्सु वसन्तादिषु ऋतुषु यथोपजोषमृतु- गुणान्विदधाति॥ ३॥**

तत्तत्कालनियमेन कर्मणां विशुद्धेः सादगुण्यस्य निमित्तभूतमात्मानं विभज्य। विजिज्ञास्यमानो वितर्क्यमाणः। यथोपजोषं यथाकर्मभोगम्। ऋतुगुणान् शीतोष्णादीन्॥ ३॥

વેદ દ્વારા અને વિદ્વજ્જનો દ્વારા પણ ચિંતન કરાતા તે સાક્ષાત્ આદિપુરુષ આ ભગવાન નારાયણ જ લોકોના કલ્યાણ માટે કર્મની શુદ્ધિના નિમિત્તરૂપ એવા પોતાના વેદમય સ્વરૂપને બાર પ્રકારે વિભક્ત કરીને વસંતાદિ છ ઋતુઓમાં પ્રાણીઓના કર્મભોગ પ્રમાણે ઋતુઓના (ટાઢ, તાપ વગેરે) ગુણોને પ્રકટ કરે છે. ॥ ૩ ॥

તે તે કાળના નિયમ અનુસાર કર્મની **'विशुद्धेः'** ઉત્તમતાના નિમિત્તરૂપ એવા પોતાના સ્વરૂપને વિભક્ત કરીને– **'विजिज्ञास्यमानः'** ચિંતન કરાતા ભગવાન **'यथा-उपजोषम्'** કર્મભોગ પ્રમાણે– ઋતુઓના ટાઢ-તાપ વગેરે ગુણોને ॥ ૩ ॥

**तमेतमिह पुरुषास्त्रय्या विद्यया वर्णाश्रमा- चारानुपथा उच्चावचैः कर्मभिराम्नातैर्योग- वितानैश्च श्रद्धया यजन्तोऽञ्जसा श्रेयः समधिगच्छन्ति॥ ४॥**

वर्णाश्रमाचारानुवर्तिनः पुरुषास्त्रय्या आम्नातैः कर्मभिरिन्द्रादिरूपं योगवितानैश्च ध्यानादिभिरन्तर्यामिरूपं पूजयन्तः॥ ४॥

વર્ણાશ્રમધર્મોનું (શ્રદ્ધાપૂર્વક) અનુસરણ કરનારા તેમ જ વેદત્રયી દ્વારા પ્રતિપાદિત નાનાં-મોટાં કર્મો દ્વારા (ઈન્દ્રાદિ) દેવતાઓના રૂપમાં તથા ધ્યાનાદિ યોગવિસ્તારથી (અન્તર્યામીના રૂપમાં) શ્રદ્ધાથી પૂજન કરતા પુરુષો સરળતાથી કલ્યાણને પ્રાપ્ત કરે છે. ॥ ૪ ॥

વર્ણાશ્રમધર્મોનું અનુસરણ કરનારા પુરુષો– વેદત્રયી દ્વારા પ્રતિપાદિત કર્મો દ્વારા ઈન્દ્રાદિ દેવતાઓના રૂપમાં તથા **'योगवितानैः'** ધ્યાનાદિ યોગવિસ્તારથી અન્તર્યામીના રૂપમાં પૂજન કરતા (પુરુષો) ॥ ૪ ॥

स एव स्वगत्या मासादिव्यवहारकारणमित्याह।

તે સૂર્યનારાયણ જ પોતાની ગતિ(રૂપ શક્તિ)થી માસ વગેરે (ઋતુ, અયન અને વર્ષ)ની કાર્યવિધિ માટેનું કારણ છે, એમ કહે છે.

**अथ स एष आत्मा लोकानां द्यावापृथिव्योरन्तरेण नभोवलयस्य कालचक्रगतो द्वादशमासान् भुङ्क्ते राशिसंज्ञान्संवत्सरावयवान्मासः पक्षद्वयं दिवा नक्तं चेति सपादर्क्षद्वयमुपदिशन्ति यावता षष्ठमंशं भुञ्जीत स वै ऋतुरित्युपदिश्यते संवत्सरावयवः॥ ५॥**

હવે (વિદ્વજ્જનો) કહે છે કે (સંપૂર્ણ) લોકોના તે આત્મા એવા આ સૂર્યનારાયણ સ્વર્ગ અને પૃથ્વીની મધ્યમાં આવેલા અંતરિક્ષની વચ્ચેના કાળચક્રમાં આવેલી (મેષાદિ) રાશિઓના નામને ધારણ કરનારા, વર્ષના અવયવરૂપ બાર મહિનાઓને ભોગવે છે. બે પખવાડિયાંનો મહિનો ચાન્દ્રમાસ પ્રમાણે, સવા બે નક્ષત્રોનો મહિનો સૌરમાસ પ્રમાણે અને પિતૃઓના માપથી એક દિવસ અને એક રાત્રિ એટલે મનુષ્યોનો એક મહિનો થાય છે. જેટલા સમયમાં સૂર્ય સંવત્સરના છઠ્ઠા ભાગને ભોગવે છે, તે સંવત્સરના અવયવરૂપ ઋતુ કહેવામાં આવે છે. ॥ ૫ ॥

स एष लोकानामात्मा। द्यावापृथिव्योरन्तरेण मध्ये यन्नभोवलयमन्तरिक्षं तस्य मध्ये यत्कालचक्रं तद्गतः राशिभिर्मेषादिभिः संज्ञा येषाम्।

તે આ સૂર્યનારાયણ જ (સમગ્ર) લોકોના આત્મા છે. સ્વર્ગ અને પૃથ્વીની **‘अन्तरेण’** મધ્યમાં જે **‘नभोवलयम्’** અન્તરિક્ષ છે તેની વચ્ચે જે કાળચક્ર છે, તેમાં રહેલો સૂર્ય– મેષાદિ રાશિઓ દ્વારા ઓળખાતા ચૈત્રાદિ (બાર) ચાન્દ્રમાસોનાં નામ છે જેમના

चैत्रादिसंज्ञास्तु चान्द्रमासानाम्। मासमाह, पक्षद्वयं मास इति चान्द्रेण मानेन। सपादं महानक्षत्रद्वयं सौरेण, दिवानक्तं चाहोरात्रमिति पित्र्येण। पष्ठमंशं राशिद्वयम्॥ ५॥

માસના પ્રકારોને વર્ણવે છે. **‘पक्षद्वयम्’** (શુક્લ અને કૃષ્ણ) બે પક્ષોનો માસ ચાન્દ્રમાન પ્રમાણે થાય છે. **‘सपादर्क्षद्वयम्’** સવા બે નક્ષત્રોનો મહિનો સૂર્યમાન પ્રમાણે અને પિતૃમાન પ્રમાણે **‘दिवानक्तम्’** એક દિવસ અને એક રાત્રિ એટલે (મનુષ્યોનો) એક માસ. (જેટલા સમયમાં સૂર્ય સંવત્સરના) **‘षष्ठं-अंशम्’** છઠ્ઠા ભાગને (ભોગવે છે તે, સંવત્સરના અવયવને ઋતુ કહે છે). ॥ ૫ ॥

**अथ च यावताऽर्धेन नभोवीथ्यां प्रचरति तं कालमयनमाचक्षते॥ ६॥ ६॥**

તથા (સૂર્યનારાયણ) જેટલા સમયમાં આકાશમાર્ગના અર્ધા ભાગને પસાર કરે છે, તેટલા સમયને અયન કહે છે. ॥ ૬ ॥ ૬ ॥

**अथ च यावन्नभोमण्डलं स ह द्यावापृथिव्योर्मण्डलाभ्यां कार्त्स्न्येन सह भुञ्जीत तं कालं संवत्सरं परिवत्सरमिडावत्सरमनुवत्सरं वत्सरमिति भानोर्मान्द्यशैघ्र्यसमगतिभिः समामनन्ति॥ ७॥**

તેમ જ જેટલા સમયમાં તે સૂર્યનારાયણ પોતાની મંદ, તીવ્ર અને સમ ગતિથી આકાશમંડળ તથા ભૂમંડળ સહિત સંપૂર્ણ રીતે અંતરિક્ષને ભોગવે છે, તેટલા સમયને સંવત્સર (વર્ષ) કહે છે. (અવાન્તર ભેદથી તે) સંવત્સર, પરિવત્સર, ઇડાવત્સર, અનુવત્સર અને વત્સર કહેવાય છે. ॥ ૭ ॥

मण्डलाभ्यां सह भुञ्जीत। स ह स हि सूर्यः। यदा शुक्लप्रतिपदि संक्रान्तिर्भवति तदा सौरचान्द्रयोर्मासयोर्युगपदुपक्रमो भवति स संवत्सरः। ततः सौरमानेन वर्षे षट् दिनानि वर्धन्ते चान्द्रमाने षट् ह्रसन्तीति द्वादशदिनव्यवधानादुभयोरग्रपश्चाद्भावो भवति। एवं पञ्चवर्षाणि गच्छन्ति तन्मध्ये द्वौ मलमासौ भवतः। ततः पुनः षष्ठः संवत्सरो भवति। तदेवमवान्तरभेदेन संवत्सरादिपञ्चकं समामनन्ति॥ ७॥

આકાશમંડળ અને પૃથ્વીમંડળ સહિત (સંપૂર્ણ નભોમંડળને) ભોગવે (છે.) **'स ह' = सः हि** તે સૂર્યનારાયણ જ– જ્યારે સુદ પડવાને દિવસે સંક્રાન્તિ હોય ત્યારે સૌરમાસ અને ચાન્દ્રમાસનો એક સાથે પ્રારંભ થાય છે, તે વર્ષને સંવત્સર કહે છે. તે પછી સૂર્યના માપ પ્રમાણે (ગણતાં) એક વર્ષમાં છ દિવસો વધે છે અને ચન્દ્રના માપ પ્રમાણે (ગણતાં) વર્ષમાં છ દિવસો ઘટે છે. આમ, બાર દિવસનું અંતર પડતાં સૌરમાસ અને ચન્દ્રમાસ આગળ-પાછળ થઈ જાય છે. આ પ્રમાણે પાંચ વર્ષ પસાર થાય, તેની વચ્ચે બે મળમાસ આવે છે. તેથી છઠ્ઠે વર્ષે (સુદ પડવાએ સંક્રાન્તિ થવાથી) ફરી સંવત્સર આવે છે. આમ, અવાન્તર ભેદથી તેમને સંવત્સરાદિપંચક કહે છે. ॥ ૭ ॥

सोमादीनामपि स्थानं कार्यं चाह—**एवं चन्द्रमा इति।**

ચંદ્ર વગેરેનાં પણ સ્થાન અને કાર્ય જણાવે છે— **'एवं चन्द्रमाः इति।'**

**एवं चन्द्रमा अर्कगभस्तिभ्यः उपरिष्टाल्लक्षयोजनत उपलभ्यमानोऽर्कस्य संवत्सरभुक्तिं पक्षाभ्यां मासभुक्तिं सपादर्क्षाभ्यां दिनेनैव पक्षभुक्तिमग्रचारी द्रुततरगमनो भुङ्क्ते॥ ८॥**

આ પ્રમાણે સૂર્યનાં કિરણોથી એક લાખ યોજન ઉપર રહેનાર, (સર્વ નક્ષત્રોની) આગળ ચાલનાર તથા અતિશીઘ્ર ગતિ કરનાર ચન્દ્ર, સૂર્યના એક વર્ષમાં ભોગવેલા માર્ગને બે પખવાડિયામાં, એક માસના માર્ગને સવા બે દિવસમાં તથા એક પખવાડિયાના માર્ગને એક જ દિવસમાં ભોગવે છે. ॥ ૮ ॥

अर्कगभस्तिभ्यो मण्डलरूपेभ्यः। सपादर्क्षाभ्यां सपाददिनद्वयेन॥ ८॥

**वंशीधरी**—अर्कगभस्तयोऽर्कमण्डलं ततो लक्षयोजनत इति भूतलाद्द्विलक्षयोजनत इत्यर्थः।

**'अर्कगभस्तिभ्यः'** મંડળરૂપ સૂર્યનાં કિરણો કરતાં– **'सपादर्क्षाभ्याम्'** સવા બે દિવસ દરમ્યાન ॥ ૮ ॥

મંડળરૂપ સૂર્યકિરણોથી એક લાખ યોજન ઉપર એટલે ભૂતળથી બે લાખ યોજન ઉપર ચન્દ્ર છે, એમ અર્થ છે.

**अथ चापूर्यमाणाभिश्च कलाभिरमराणां क्षीयमाणाभिश्च कलाभिः पितॄणामहोरात्राणि पूर्वपक्षापरपक्षाभ्यां वितन्वानः सर्वजीवनिवहप्राणो जीवश्चैकमेकं नक्षत्रं त्रिंशता मुहूर्तैर्भुङ्क्ते॥ ९ ॥**

વળી, (અન્નમય અને અમૃતમય હોવાથી) સર્વ જીવસમૂહોના પ્રાણરૂપ તથા જીવનરૂપ એવો ચંદ્ર પોતાની વધતી કળાઓ વડે પૂર્વના (શુક્લ) પક્ષમાં દેવોનો દિવસ અને (પિતૃઓની) રાત તથા પછીના (કૃષ્ણ) પક્ષમાં પિતૃઓનો દિવસ અને (દેવોની) રાત, એમ વિભાગ કરતો ત્રીસ-ત્રીસ મુહૂર્ત (સાઈઠ ઘડી) દ્વારા એક એક નક્ષત્રને ભોગવે છે. ॥ ૯ ॥

सर्वेषां जीवनिवहानां प्राणः अन्नमयत्वादमृतमयत्वाच्च। अत एव जीवनहेतुत्वाज्जीवश्च॥ ९ ॥

(ચંદ્ર) સર્વ જીવસમૂહોના પ્રાણરૂપ છે કારણ કે અન્નમય અને અમૃતમય છે. આથી જ જીવનના કારણરૂપ હોવાથી જીવનરૂપ પણ છે. ॥ ૯ ॥

तदेवाह—**य एष इति।**

(સર્વ જીવસમૂહોના પ્રાણરૂપ છે.) તે જ વાતને જણાવે છે— **'यः एषः इति।'**

**य एष षोडशकलः पुरुषो भगवान्मनोमयोऽन्नमयोऽमृतमयो देवपितृमनुष्यभूतपशुपक्षिसरीसृपवीरुधां प्राणाप्यायनशीलत्वात्सर्वमय इति वर्णयन्ति॥ १०॥ १०॥**

વિદ્વજ્જનો કહે છે કે આ જે સોળ કળાયુક્ત મનોમય, અન્નમય, અમૃતમય, પુરુષસ્વરૂપ ભગવાન ચન્દ્રમા છે, તે જ દેવો, પિતૃઓ, મનુષ્યો, ભૂતો, પશુઓ, પક્ષીઓ, સર્પો વગેરે તથા વૃક્ષાદિના પ્રાણનું પોષણ કરવાના સ્વભાવવાળા હોવાથી સર્વમય છે. ॥ ૧૦ ॥ ૧૦ ॥

**वि.चक्र—** ओषधीशत्वेनान्नमयत्वात् प्राणः। "अन्नं हि प्राणिनां प्राणः" इति स्मृतेः। अत एव जीवनहेतुत्वादमृतमयत्वाच्च जीवः।

ચંદ્ર ઔષધિઓનો સ્વામી હોવાથી અન્નસ્વરૂપ છે અને તેથી પ્રાણ છે. કારણ કે 'અન્ન જ પ્રાણીઓના પ્રાણ છે.' એમ સ્મૃતિ વચન છે. તેથી જ જીવનના કારણરૂપ છે અને તેથી અમૃતમય હોવાથી તે જીવનરૂપ પણ છે.

**तत उपरिष्टात्त्रिलक्षयोजनतो नक्षत्राणि मेरुं दक्षिणेनैव कालायन ईश्वरयोजितानि सहाभिजिताऽष्टाविंशतिः॥ ११ ॥**

તે ચન્દ્રથી ત્રણ લાખ યોજન ઉપર અભિજિત સહિત અઠ્યાવીસ નક્ષત્રો ઈશ્વર દ્વારા કાળચક્રમાં નિયુક્ત કરવામાં આવ્યા છે કે જેઓ મેરુને જમણી બાજુ રાખીને જ (ગતિ કરે છે). ॥ ૧૧ ॥

दक्षिणेनैव न तु तेषां पृथगन्या गतिरस्तीत्यर्थः। कालायने कालचक्रे। उत्तराषाढाश्रवणसन्धावभिजिन्नक्षत्रं फलविशेषेण पृथक्कल्पितं तेन सह।

મેરુને જમણી બાજુ (રાખીને જ ગતિ કરે છે) તે નક્ષત્રોની બીજી જુદી ગતિ નથી, એમ અર્થ છે. **'काल-अयने'** કાળચક્રમાં– અભિજિત નક્ષત્ર ઉત્તરાષાઢા અને શ્રવણ નક્ષત્રની સંધિમાં રહેલું છે. (બીજાં નક્ષત્રો કરતાં) તેનું વિશેષ ફળ હોવાથી તેને જુદું કલ્પવામાં આવ્યું છે. તે અભિજિત નક્ષત્ર સહિત (કુલ અઠ્યાવીસ નક્ષત્રો છે).

तथा च श्रुतिः—'अभिजिन्नाम नक्षत्रमुपरिष्टादाषाढानामधस्ताच्छ्रोणायाः' इति॥ ११॥

તે અનુસાર શ્રુતિ પણ છે– 'અભિજિત નામનું નક્ષત્ર ઉત્તરાષાઢાની ઉપર અને શ્રવણ નક્ષત્રની નીચે છે.' ॥ ૧૧ ॥

**तत उपरिष्टादुशना द्विलक्षयोजनत उपलभ्यते पुरतः पश्चात्सहैव वाऽर्कस्य शैघ्र्यमान्द्यसाम्याभिर्गतिभिरर्कवच्चरति लोकानां नित्यदाऽनुकूल एव प्रायेण वर्षयंश्चारेणानुमीयते सवृष्टिविष्टम्भग्रहोपशमनः॥ १२॥**

તે નક્ષત્રમંડળની બે લાખ યોજન ઉપર શુક્રગ્રહ દેખાય છે. સૂર્યની તીવ્ર, મંદ અને સમાન ગતિઓ અનુસાર સૂર્યની જેમ (શુક્ર) આગળ, પાછળ કે સાથે રહીને જ ચાલે છે. લોકોને સર્વદા અનુકૂળ જ રહેનારા તથા ઘણું કરીને વૃષ્ટિ કરતા તે શુક્રનું પોતાની ગતિ ઉપરથી મેઘવૃષ્ટિને અટકાવનારા (મંગળ) ગ્રહને શાંત કરનાર તરીકે અનુમાન કરવામાં આવે છે. ॥ ૧૨ ॥

पुरतः सूर्येण भोक्ष्यमाणे नक्षत्रे। पश्चाद् भुक्ते। सहैव भुज्यमाने चारेण क्रमस्थनक्षत्राद्यतिक्रमेण। वृष्टेर्विष्टम्भः स्तम्भनं यस्माद्ग्रहात्तमुपशमयतीति तथा॥ १२॥

સૂર્ય દ્વારા પૂર્વે નક્ષત્ર ભોગવવામાં આવનારું હોય ત્યાર પછી શુક્ર તે નક્ષત્રને ભોગવે છે. જ્યારે સૂર્ય અને શુક્ર દ્વારા નક્ષત્ર એક સાથે જ ભોગવવાનું હોય, ત્યારે પોતપોતાની **'चारेण'** ગતિથી અર્થાત્ ક્રમમાં રહેલાં નક્ષત્ર વગેરેના અતિક્રમણ દ્વારા– વરસાદનો **'विष्टम्भः'** અવરોધ જે ગ્રહને કારણે થાય છે તેને શાંત કરે છે, તે રીતે (શુક્રનું અનુમાન થાય છે.) ॥ ૧૨ ॥

**उशनसा बुधो व्याख्यातस्तत उपरिष्टाद् द्विलक्षयोजनतो बुधः सोमसुत उपलभ्यमानः प्रायेण शुभकृद्यदार्काद्व्यतिरिच्येत तदातिवाताभ्रप्रायानावृष्ट्यादिभयमाशंसते॥ १३॥**

શુક્રની સાથે બુધની વ્યાખ્યા થઈ. તે શુક્રથી બે લાખ યોજન દૂર રહેલો દેખાય છે, તે ચન્દ્રનો પુત્ર છે, ઘણું કરીને શુભ કરનારો છે. તે સૂર્યથી જુદો પડે છે ત્યારે અત્યંત વાયુ, પુષ્કળ વાદળાં તથા અનાવૃષ્ટિ વગેરે ભય સૂચવે છે. ॥ ૧૩ ॥

बुधो व्याख्यातः पुरतः पश्चात्सहैव वा चरतीति किंचिद्विशेषं चाह—तत इत्यादिना। आशंसते सूचयति॥ १३॥

બુધની વ્યાખ્યા થઈ. (સૂર્યની) આગળ, પાછળ કે સાથે જ રહીને ગતિ કરે છે, એ રીતે કંઈક વિશેષ પણ કહે છે– **'ततः'** ઈત્યાદિથી **'आशंसते'** સૂચવે છે. ॥૧૩॥

**अत ऊर्ध्वमङ्गारकोऽपि योजनलक्षद्वितय उपलभ्यमानस्त्रिभिस्त्रिभिः पक्षैरेकैकशो राशीन् द्वादशानुभुङ्क्ते यदि न वक्रेणाभिवर्तते प्रायेणाशुभग्रहोऽघशंसः॥ १४॥**

આ બુધની ઉપર મંગળ પણ બે લાખ યોજન દૂર આવેલો છે. જો તે વક્ર ગતિએ ચાલતો ન હોય તો ત્રણ ત્રણ પખવાડિયે એક એક કરીને બાર રાશિઓને ભોગવે છે અને ઘણું કરીને તે દુઃખસૂચક અશુભ ગ્રહ છે. ॥૧૪॥

अघशंसो दुःखसूचकः। यदि न वक्रेणाभिवर्तते तर्हि त्रिभिस्त्रिभिः पक्षैः॥ १४॥

**'अघशंसः'** દુઃખસૂચક ગ્રહ છે. જો વક્રગતિએ ન ચાલે તો ત્રણ ત્રણ પખવાડિયે ॥૧૪॥

**तत उपरिष्टाद् द्विलक्षयोजनान्तरगतो भगवान्बृहस्पतिरेकैकस्मिन् राशौ परिवत्सरं परिवत्सरं चरति यदि न वक्रः स्यात्प्रायेणानुकूलो ब्राह्मणकुलस्य॥ १५॥**

તે મંગળ ઉપર બે લાખ યોજન દૂર રહેલા ભગવાન બૃહસ્પતિ જો વક્ર ન હોય, તો એક એક રાશિમાં એક એક વર્ષ ગતિ કરે છે તથા ઘણે ભાગે બ્રાહ્મણકુળને અનુકૂળ હોય છે. ॥૧૫॥

यदि न वक्रः स्यात्तर्हि परिवत्सरम्॥ १५॥

જો વક્ર ન હોય તો એક એક વર્ષ (એક એક રાશિમાં ચાલે છે.) ॥૧૫॥

**तत उपरिष्टाद्योजनलक्षद्वयात्प्रतीयमानः शनैश्चर एकैकस्मिन् राशौ त्रिंशन्मासान्विलम्बमानः सर्वानेवानुपर्येति तावद्भिरनुवत्सरैः प्रायेण हि सर्वेषामशान्तिकरः॥ १६॥ १६॥**

તે બૃહસ્પતિથી બે લાખ યોજન ઉપર દેખાતા મંદ ગતિએ ચાલનાર શનિ એક એક રાશિમાં ત્રીસ ત્રીસ મહિનાઓ સુધી મંદ મંદ ગતિ કરતા તેટલાં જ વર્ષો વડે સર્વ રાશિઓમાં ફરી વળે છે તથા ઘણું કરીને બધાને જ અશાંતિ કરનારા છે. ॥૧૬॥ ૧૬॥

**तत उत्तरस्मादृषय एकादशलक्षयोजनान्तर उपलभ्यन्ते य एव लोकानां शमनुभावयन्तो भगवतो विष्णोर्यत्परमं पदं प्रदक्षिणं प्रक्रमन्ति॥ १७॥ १७॥**

તે શનૈશ્ચરની ઉત્તરે અગિયાર લાખ યોજનના અંતરે સપ્તર્ષિઓ દેખાય છે, કે જેઓ લોકોના કલ્યાણનું ચિંતન કરતા, ભગવાન વિષ્ણુનું જે પરમ પદ છે તેની પ્રદક્ષિણા કર્યા કરે છે. ॥૧૭॥ ૧૭॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां पञ्चमस्कन्धे द्वाविंशोऽध्यायः॥ २२॥

इति श्रीमद्भागवते महापुराणे पञ्चमस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां द्वाविंशोऽध्यायः॥ २२॥

*****

# अथ त्रयोविंशोऽध्याय:

## શિશુમારચક્રનું વર્ણન

त्रयोविंशे ध्रुवस्थानं ज्योतिश्चक्राश्रयं तत:।
शिशुमारस्वरूपेण हरेश्च स्थितिरुच्यते॥ १

श्रीशुक उवाच

**अथ तस्मात्परतस्त्रयोदशलक्षयोजनान्तरतो यत्तद्विष्णो: परमं पदमभिवदन्ति यत्र ह महाभागवतो ध्रुव औत्तानपादिरग्निनेन्द्रेण प्रजापतिना कश्यपेन धर्मेण च समकाल युग्भि: सबहुमानं दक्षिणत: क्रियमाण इदानीमपि कल्पजीविनामाजीव्य उपास्ते तस्येहानुभाव उपवर्णित:॥ १॥**

यत्तत्प्रसिद्धं विष्णो: पदम्। यत्र ध्रुव उपास्ते तिष्ठतीत्यन्वय:। समकालमेव युज्यन्त इति तथा तैर्नक्षत्ररूपै:॥ १॥

**स हि सर्वेषां ज्योतिर्गणानां ग्रहनक्षत्रादीनामनिमिषेणाव्यक्तरंहसा भगवता कालेन भ्राम्यमाणानां स्थाणुरिवावष्टम्भ ईश्वरेण विहित: शश्वदवभासते॥ २॥ २॥**

**यथा मेढीस्तम्भ आक्रमणपशव: संयोजितास्त्रिभिस्त्रिभि: सवनैर्यथास्थानं मण्डलानि चरन्त्येवं भगणा ग्रहादय एतस्मिन्नन्तर्बहिर्योगेन कालचक्र आयोजिता ध्रुवमेवावलम्ब्य वायुनोदीर्यमाणा आकल्पान्तं**

(ધ્રુવસ્થાનના વર્ણન) પછી તેવીસમા અધ્યાયમાં જ્યોતિષ્ચક્રના આશ્રયરૂપ ધ્રુવસ્થાન તથા શ્રીહરિની શિશુમાર સ્વરૂપે સ્થિતિ કહેવામાં આવે છે. ॥ ૧ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – હવે જેને (મુનિઓ) ભગવાન વિષ્ણુનું પરમ સ્થાન કહે છે, તે સપ્તર્ષિમંડળની ઉપર તેર લાખ યોજન દૂર આવેલું છે. કલ્પ પર્યન્ત રહેનારા જીવોના આશ્રયરૂપ તેમ જ એક સાથે (નક્ષત્રરૂપે) જોડાયેલા અગ્નિ, ઈન્દ્ર, પ્રજાપતિ, કશ્યપ તથા ધર્મ દ્વારા બહુમાનપૂર્વક પ્રદક્ષિણા કરાતા, ઉત્તાનપાદના પુત્ર, પરમ ભગવદ્ભક્ત ધ્રુવજી આજે પણ જ્યાં બિરાજે છે. તેમનો મહિમા અહીં (ચતુર્થ સ્કંધમાં) વર્ણવાયો છે. ॥ ૧ ॥

તે ભગવાન વિષ્ણુનું જે પ્રસિદ્ધ સ્થાન છે, જ્યાં ધ્રુવજી **'उप-आस्ते'** રહે છે, એમ અન્વય છે. એક જ સમયે સાથે જોડાય છે, તે નક્ષત્રરૂપે જોડાયેલા (અગ્નિ વગેરે) દ્વારા ॥ ૧ ॥

તે ધ્રુવતારક અસ્પષ્ટ વેગવાળા, નિર્નિમેષ ભગવાન કાળ દ્વારા (નિરંતર) ભ્રમણ કરાવવામાં આવતા સર્વ ગ્રહો તથા નક્ષત્રાદિ જ્યોતિર્ગણોના આધારરૂપ સ્તમ્ભ હોય તેમ ઈશ્વર દ્વારા નિયુક્ત હોઈ નિરંતર પ્રકાશ્યા જ કરે છે. ॥ ૨ ॥ ૨ ॥

જેમ (ગાય-ભેંસ બાંધવાના) ખૂંટા પર (ખેડૂત દ્વારા) બંધાયેલાં, (ધાન્યને) મસળનારાં પશુઓ ત્રણેય કાળ (સવાર, બપોર, સાંજ) પોતાના સ્થાન પ્રમાણે (ખૂંટાની ફરતે) ગોળ ગોળ ઘૂમે છે, એમ આ કાળચક્રમાં અંદર તથા બહાર (નિકટ, દૂર, મધ્ય)ની સ્થિતિ અનુસાર જોડાયેલાં તેમ જ વાયુથી પ્રવર્તિત થયેલાં નક્ષત્રગણો અને ગ્રહાદિ (આધારરૂપ સ્તંભ

**परिचंक्रमन्ति नभसि यथा मेघाः श्येनादयो वायुवशाः कर्मसारथयः परिवर्तन्ते एवं ज्योतिर्गणाः प्रकृतिपुरुषसंयोगानुगृहीताः कर्मनिर्मितगतयो भुवि न पतन्ति॥ ३॥**

मेढीस्तम्भे बद्धा धान्याक्रमणपशवो बलीवर्दाः। कर्म सारथिः सहायो येषाम्॥ ३॥

ईश्वराधारत्वात्पतनशङ्कैव नास्तीति वक्तुं मतान्तरमाह—**केचनेति**।

**केचनैतज्ज्योतिरनीकं शिशुमारसंस्थानेन भगवतो वासुदेवस्य योगधारणायामनुवर्णयन्ति॥ ४॥**

ज्योतिरनीकं ज्योतिश्चक्रम्। योगधारणायां स्थितमिति शेषः॥ ४॥

**यस्य पुच्छाग्रेऽवाक्शिरसः कुण्डलीभूतदेहस्य ध्रुव उपकल्पितस्तस्य लाङ्गूले प्रजापतिरग्निरिन्द्रो धर्म इति पुच्छमूले धाता विधाता च कट्यां सप्तर्षयस्तस्य दक्षिणावर्तकुण्डलीभूतशरीरस्य यान्युदगयनानि दक्षिणपार्श्वे तु नक्षत्राण्युपकल्पयन्ति दक्षिणायनानि तु सव्ये यथा शिशुमारस्य कुण्डलाभोगसन्निवेशस्य पार्श्वयोरुभयोरप्यवयवाः समसंख्या भवन्ति पृष्ठे त्वजवीथी आकाशगङ्गा चोदरतः॥ ५॥**

જેવા) ધ્રુવસ્થાનનો જ આશ્રય કરીને કલ્પપર્યન્ત ઘૂમ્યા કરે છે. જેમ વાયુને અધીન એવાં વાદળાં તથા બાજ વગેરે પક્ષીઓ આકાશમાં ગતિ કરે છે, એમ પ્રકૃતિ અને પુરુષના સંયોગવશ ગોઠવાયેલાં તેમ જ કર્મથી નિર્માણ થયેલી ગતિવાળાં અને કર્મની સહાયવાળાં જ્યોતિર્મંડળો પણ આકાશમાં ગતિ કરે છે પણ પૃથ્વી પર પડતાં નથી. ॥ ૩ ॥

(ગાય-ભેંસ બાંધવાના) ખૂંટા પર (ખેડૂત દ્વારા) બાંધવામાં આવેલાં, ધાન્યને મસળનારાં બળદ વગેરે પશુઓ– કર્મ **'सारथिः'** સહાયરૂપ છે જેમને ॥ ૩ ॥

ઈશ્વરનો આધાર હોવાથી પતનની શંકા જ નથી, એમ કહેવા માટે બીજો મત જણાવે છે— **'केचन इति।'**

કેટલાક વિદ્વાનો કહે છે કે આ જ્યોતિશ્ચક્ર શિશુમારરૂપે ભગવાન વાસુદેવની યોગમાયાના આધારે રહેલું છે. ॥ ૪ ॥

**'ज्योतिः अनीकम्'** જ્યોતિશ્ચક્ર – યોગધારણામાં રહેલું છે, એટલું શેષ છે (તે ઉમેરવું). ॥ ૪ ॥

જેનું મુખ નીચે છે તેવા કુંડળાકાર શરીરના પૂંછડાના અગ્ર ભાગમાં ધ્રુવજી સ્થિત છે. પૂંછડાની અણીથી નીચેના ભાગમાં પ્રજાપતિ, અગ્નિ, ઈન્દ્ર તથા ધર્મ, પૂંછડાના મૂળમાં ધાતા અને વિધાતા તેમ જ કેડમાં સપ્તર્ષિઓ રહેલા છે. ઉત્તર તરફ ગતિ કરનારાં (અભિજિતથી માંડીને પુનર્વસુ સુધીનાં) જે નક્ષત્રો રહેલાં છે, તે દક્ષિણાવર્તી કુંડળાકાર (ચક્રાકાર) વિગ્રહના જમણા પડખામાં છે તથા દક્ષિણ તરફ ગતિ કરનારાં (પુષ્યથી માંડીને ઉત્તરાષાઢા સુધીનાં) નક્ષત્રો ડાબા પડખામાં છે. કુંડળીરૂપ સર્પશરીર જેવા શિશુમારના બંને પડખાંના અવયવો સમાન સંખ્યાવાળા છે. પીઠના ભાગમાં અજવીથી છે તથા ઉદરમાં આકાશગંગા છે. ॥ ૫ ॥

लाङ्गूले अग्रादधोभागे। उदगयनान्यभिजिदादीनि पुनर्वस्वन्तानि चतुर्दश दक्षिणपार्श्वे। दक्षिणायनानि पुष्यादीन्युत्तराषाढान्तानि चतुर्दश वामपार्श्वे॥ ५॥

**'लाङ्गूले'** પૂંછડાની અણીથી નીચેના ભાગમાં– ઉત્તર તરફ ગતિ કરનારાં અભિજિતથી (શ્રવણ, ધનિષ્ઠા, શતતારા, પૂર્વાભાદ્રપદા, ઉત્તરાભાદ્રપદા, રેવતી, અશ્વિની, ભરણી, કૃત્તિકા, રોહિણી, મૃગશીર્ષ, આર્દ્રા અને) પુનર્વસુ સુધીનાં ચૌદ નક્ષત્રો જમણા પડખામાં છે. દક્ષિણ તરફ ગતિ કરનારાં પુષ્યથી (આશ્લેષા, મઘા, પૂર્વાફાલ્ગુની, ઉત્તરાફાલ્ગુની, હસ્ત, ચિત્રા, સ્વાતિ, વિશાખા, અનુરાધા, જ્યેષ્ઠા, મૂળ, પૂર્વાષાઢા અને) ઉત્તરાષાઢા સુધીનાં નક્ષત્રો ડાબા પડખામાં છે. ॥ ૫ ॥

तदेव स्थानविशेषेण विभज्य दर्शयति— **पुनर्वसुपुष्यावित्यादिना।**

તે નક્ષત્રોને જ વિશિષ્ટ સ્થાન પ્રમાણે જુદાં પાડીને દર્શાવે છે— **'पुनर्वसुपुष्यौ'** વગેરે દ્વારા.

**पुनर्वसुपुष्यौ दक्षिणवामयोः श्रोण्योरार्द्राश्लेषे च दक्षिणवामयोः पश्चिमयोः पादयोरभिजिदुत्तराषाढे दक्षिणवामयोर्नासिकयोर्यथासंख्यं श्रवणपूर्वाषाढे दक्षिणवामयोर्लोचनयोर्धनिष्ठा मूलं च दक्षिणवामयोः कर्णयोर्मघादीन्यष्ट नक्षत्राणि दक्षिणायनानि वामपार्श्ववंक्रिषु युञ्जीत तथैव मृगशीर्षादीन्युदगयनानि दक्षिणपार्श्ववंक्रिषु प्रातिलोम्येन प्रयुञ्जीत शतभिषाज्येष्ठे स्कन्धयोर्दक्षिणवामयोर्न्यसेत्॥ ६॥**

(આ શિશુમારરૂપ જ્યોતિશ્ચક્રના) જમણા અને ડાબા નિતંબમાં પુનર્વસુ અને પુષ્ય નક્ષત્રો છે. પાછળના જમણા અને ડાબા ચરણમાં આર્દ્રા અને આશ્લેષા નક્ષત્રો છે. જમણી અને ડાબી નાસિકામાં અનુક્રમે અભિજિત અને ઉત્તરાષાઢા નક્ષત્રો છે. જમણા અને ડાબા નેત્રમાં શ્રવણ અને પૂર્વાષાઢા નક્ષત્રો છે. જમણા અને ડાબા કર્ણમાં ધનિષ્ઠા અને મૂળ નક્ષત્રો છે. મઘા વગેરે દક્ષિણાયનનાં આઠ નક્ષત્રો ડાબા પડખાની પાંસળીઓમાં જોડવાં જોઈએ. તેમ જ મૃગશીર્ષ વગેરે ઉત્તરાયણનાં નક્ષત્રો જમણા પડખાની પાંસળીઓમાં ઊલટાં ક્રમે જોડવાં જોઈએ. શતભિષા અને જ્યેષ્ઠા નક્ષત્રો જમણી અને ડાબી ખાંધમાં મૂકવાં જોઈએ. ॥ ૬ ॥

पुनर्वसुरुदगयनान्त्यं नक्षत्रम्। पुष्यो दक्षिणायनस्याद्यम्। आर्द्राश्लेषे तयोर्निरन्तरे अभिजिदुत्तराषाढे उत्तरदक्षिणायनयोराद्यन्तनक्षत्रे। श्रवणपूर्वाषाढे तयोरुत्तरपूर्वे। धनिष्ठामूलं च तयोरप्युत्तरपूर्वे। मघादीनि यान्यनुराधान्तानि दक्षिणायनान्यष्ट तानि वामपार्श्ववंक्रिषु

પુનર્વસુ નક્ષત્ર ઉત્તર તરફ ગતિ કરનારાં નક્ષત્રોમાંનું છેલ્લું છે. પુષ્યનક્ષત્ર દક્ષિણ તરફ ગતિ કરનારાં નક્ષત્રોમાંનું પ્રથમ છે. આર્દ્રા અને આશ્લેષા, તે બંનેની સાથે (પુનર્વસુ અને પુષ્ય સાથે) જોડાયેલાં છે. અભિજિત ઉત્તરાયણનું પ્રથમ નક્ષત્ર છે અને ઉત્તરાષાઢા દક્ષિણાયનનું ચરમ નક્ષત્ર છે. શ્રવણ નક્ષત્ર અભિજિત પછીનું છે અને પૂર્વાષાઢા ઉત્તરાષાઢાની

वामपार्श्वास्थिषु। मृगशीर्षादीनि प्रातिलोम्येन पूर्वाभाद्रपदान्तानि यान्युदगयननक्षत्राण्यष्ट तानि दक्षिणपार्श्ववंक्रिषु शतभिषग् ज्येष्ठे उत्तरदक्षिणायनयोर्येऽवशिष्टे ते स्कन्धयोः ॥ ६ ॥

પહેલાંનું નક્ષત્ર છે. ધનિષ્ઠા નક્ષત્ર શ્રવણ પછીનું અને મૂળ નક્ષત્ર તે પૂર્વાષાઢા પહેલાંનું છે. મઘાથી અનુરાધા સુધીનાં (મઘા, પૂર્વાફાલ્ગુની, ઉત્તરાફાલ્ગુની, હસ્ત, ચિત્રા, સ્વાતિ, વિશાખા, અનુરાધા) જેટલાં આઠ નક્ષત્રો દક્ષિણાયનનાં છે, તે **'वामपार्श्ववंक्रिषु'** ડાબા પડખાની પાંસળીઓમાં છે. મૃગશીર્ષથી ઊલટા ક્રમે (મૃગશીર્ષ, રોહિણી, કૃત્તિકા, ભરણી, અશ્વિની, રેવતી, ઉત્તરાભાદ્રપદા,) પૂર્વાભાદ્રપદા સુધીનાં જેટલાં આઠ નક્ષત્રો ઉત્તરાયણનાં છે, તે **'दक्षिणपार्श्व-वंक्रिषु'** જમણા પડખાની પાંસળીઓમાં છે. ઉત્તરાયણ અને દક્ષિણાયનનાં જે બે નક્ષત્રો બાકી રહ્યાં, શતભિષા અને જ્યેષ્ઠા, તે બંને જમણી અને ડાબી ખાંધમાં રહેલાં છે. ॥ ૬ ॥

**उत्तराहनावगस्तिरधराहनौ यमो मुखेषु चाङ्गारकः शनैश्चर उपस्थे बृहस्पतिः ककुदि वक्षस्यादित्यो हृदये नारायणो मनसि चन्द्रो नाभ्यामुशना स्तनयोरश्विनौ बुधः प्राणापानयो राहुर्गले केतवः सर्वाङ्गेषु रोमसु सर्वे तारागणाः ॥ ७ ॥**

ઉપરના જડબામાં અગસ્ત્ય છે, નીચેના જડબામાં (નક્ષત્રરૂપ) યમ છે, મુખોમાં મંગળ છે, લિંગમાં શનિ છે, ખૂંધમાં બૃહસ્પતિ છે, વક્ષઃસ્થળમાં સૂર્ય છે, હૃદયમાં નારાયણ છે, મનમાં ચન્દ્ર છે, નાભિમાં શુક્ર છે, બંને સ્તનોમાં અશ્વિનીકુમારો છે, પ્રાણ અને અપાનમાં બુધ છે, ગળામાં રાહુ છે, સર્વ અંગોમાં કેતુઓ છે તથા રૂંવાડાંઓમાં સકળ તારાગણો છે. ॥ ૭ ॥

यमो नक्षत्ररूपः। तथा नारायणोऽश्विनौ च। ककुदि गलपृष्ठशृङ्गे॥ ७॥

યમ નક્ષત્રરૂપ છે. તે પ્રમાણે નારાયણ અને અશ્વિનીકુમારો પણ નક્ષત્રરૂપ છે. **'ककुदि'** ખૂંધમાં॥ ૭ ॥

**एतदु हैव भगवतो विष्णोः सर्वदेवतामयं रूपमहरहः संध्यायां प्रयतो वाग्यतो निरीक्षमाण उपतिष्ठेत नमो ज्योतिर्लोकाय कालायनाया-निमिषां पतये महापुरुषायाभिधीमहीति॥ ८ ॥**

ભગવાન વિષ્ણુનું આ (શિશુમારાકૃતિ જ્યોતિશ્ચક્ર) સ્વરૂપ જ સર્વ દેવતામય છે. નિત્યપ્રતિ સન્ધ્યા સમયે સાવધાન થઈ, મૌન થઈ, દર્શન કરતાં સ્તુતિ કરવી જોઈએ. (સંપૂર્ણ) જ્યોતિર્ગણોના આશ્રયરૂપ, કાળચક્રસ્વરૂપ, સર્વદેવાધિપતિ પરમપુરુષ (પરમાત્મા)નું અમે નમસ્કારપૂર્વક ધ્યાન કરીએ છીએ. ॥ ૮ ॥

ज्योतिषो लोकायाश्रयाय। कालायनाय कालचक्ररूपाय। 'नमोऽभिधीमहि' इति मन्त्रेणोपतिष्ठेत॥ ८॥

જ્યોતિના **'लोकाय'** આશ્રયરૂપને, **'कालायनाय'** કાળચક્રસ્વરૂપને નમસ્કારપૂર્વક ધ્યાન કરીએ– એ મંત્રથી સ્તુતિ કરવી જોઈએ. ॥ ૮ ॥

**ग्रहर्क्षतारामयमाधिदैविकं**
**पापापहं मन्त्रकृतां त्रिकालम्।**
**नमस्यतः स्मरतो वा त्रिकालं**
**नश्येत तत्कालजमाशु पापम्॥ ९**

ગ્રહ, નક્ષત્ર, તારારૂપે આધિદૈવિક સ્વરૂપે રહેલા અને (પૂર્વોક્ત) મંત્રનો ત્રણેય કાળ જપ કરનારના પાપ હરી લેનાર એવા (શ્રીહરિના શિશુમાર) સ્વરૂપને ત્રણેય કાળ નમસ્કાર કે સ્મરણ કરનાર મનુષ્યનું તે કાળે ઉત્પન્ન થયેલ પાપ તત્કાળ નાશ પામે છે. ॥ ૯ ॥

मन्त्रकृतां पूर्वोक्तं मन्त्रं जपताम्॥ ९॥

**'मन्त्रकृताम्'** આગળ કહેલ મંત્રનો જપ કરનારના ॥ ૯ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां पञ्चमस्कन्धे त्रयोविंशतितमोऽध्यायः॥ २३॥

इति श्रीमद्भागवते महापुराणे पञ्चमस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां त्रयोविंशतितमोऽध्यायः॥ २३॥

*****

# अथ चतुर्विंशोऽध्यायः

## રાહુ વગેરેની સ્થિતિ, અતલાદિ નીચેના લોકોનું વર્ણન

एवं त्रिभिर्द्युमर्यादापालनं वर्णितं तथा।
अधोभुवनमर्यादापालनं त्रिभिरुच्यते॥ १

આ પ્રમાણે ત્રણ અધ્યાયો દ્વારા સ્વર્ગની મર્યાદાનું પાલન વર્ણવવામાં આવ્યું. તે પ્રમાણે નીચેના લોકની મર્યાદાનું પાલન ત્રણ અધ્યાયો દ્વારા કહેવામાં આવે છે. ॥ ૧॥

चतुर्विंशे रवेरर्वाक् स्वर्भान्वादिस्थितिः क्रमात्।
अतलादिबिलस्वर्गमर्यादाः सप्त वर्णिताः॥ २

ચોવીસમા અધ્યાયમાં સૂર્યની નીચે રાહુ વગેરે ગ્રહોની ક્રમાનુસાર સ્થિતિ તથા અતલ વગેરે સાત પાતાળોની મર્યાદાનું વર્ણન કરવામાં આવ્યું છે. ॥ ૨ ॥

सूर्यमारभ्य ध्रुवान्तं सन्निवेशं निरूप्येदानीं सूर्यादधस्तान्निरूपयति—**अधस्तादिति।**

સૂર્યથી માંડીને ધ્રુવ સુધીની સ્થિતિ નિરૂપીને હવે સૂર્યની નીચેના લોકનું નિરૂપણ કરે છે— **'अधस्तात् इति।'**

**श्रीशुक उवाच**

**अधस्तात्सवितुर्योजनायुते स्वर्भानुर्नक्षत्रवच्चरतीत्येके योऽसावमरत्वं ग्रहत्वं चालभत भगवदनुकम्पया स्वयमसुरापसदः सैंहिकेयो ह्यतदर्हः तस्य तात जन्मकर्माणि चोपरिष्टाद्वक्ष्यामः॥ १॥**

**શ્રીશુકદેવજી બોલ્યા** – કેટલાક પૌરાણિકો કહે છે કે સૂર્યની નીચે દશ હજાર યોજને રાહુ ગ્રહ નક્ષત્રની જેમ ભ્રમણ કરે છે. જે અધમ અસુર એવો તે સિંહિકાપુત્ર પોતે યોગ્ય ન હોય છતાં ભગવાનની અનુકમ્પાથી અમરત્વ અને ગ્રહત્વને પ્રાપ્ત થયો. હે તાત (પરીક્ષિત), તેનાં જન્મ તથા કર્મ અમે આગળ (અષ્ટમ સ્કંધમાં) વર્ણવીશું. ॥ ૧ ॥

स्वर्भानू राहुः। अलभत लेभे सिंहिकायाः पुत्रः ॥ १ ॥

ग्रहणं वक्तुमाह।

**यददस्तरणेर्मण्डलं प्रतपतस्तद्विस्तरतो योजनायुतमाचक्षते द्वादशसहस्रं सोमस्य त्रयोदशसहस्रं राहोर्यः पर्वणि तद्व्यवधान-कृद्वैरानुबन्धः सूर्याचन्द्रमसावभिधावति ॥ २ ॥**

यददः प्रतपतस्तरणेर्मण्डलम्। अमृतपाने मध्यप्रवेशेन तयोर्व्यवधानं करोतीति तथा। अत एवैताभ्यां सूचितत्वाद्वैरमनुबध्नातीति तथा॥ २ ॥

**तन्निशम्योभयत्रापि भगवता रक्षणाय प्रयुक्तं सुदर्शनं नाम भागवतं दयितमस्त्रं तत्तेजसा दुर्विषहं मुहुः परिवर्तमानमभ्यवस्थितो मुहूर्तमुद्विजमानश्चकितहृदय आरादेव निवर्तते तदुपरागमिति वदन्ति लोकाः॥ ३ ॥**

भागवतं चक्रं परिवर्तमानं परिभ्रमदभि अभिमुखं मुहूर्तमवस्थितः सन्। इत्येवमन्तरा तदवस्थानमुपरागं ग्रहणं वदन्ति। तत्र च

**'स्वर्भानुः'** રાહુ, **'अलभत'** પ્રાપ્ત થયો. (**'सैंहिकेयः'**) સિંહિકાનો પુત્ર રાહુ ॥ ૧ ॥

ગ્રહણનું વર્ણન કરવા માટે કહે છે—

(વિદ્વજ્જનો) કહે છે કે અત્યંત તપતા સૂર્યના આ મંડળનો વિસ્તાર દસ હજાર યોજન છે. ચન્દ્ર-મંડળનો વિસ્તાર બાર હજાર યોજન છે તથા રાહુના મંડળનો વિસ્તાર તેર હજાર યોજન છે. (અમૃતપાન કરતી વખતે) સૂર્ય અને ચન્દ્રની વચમાં (બેસી જવાને કારણે) અવરોધ કરનાર જે રાહુ છે, તે (ભગવાનને ભેદ જણાવી દેનારા સૂર્ય અને ચન્દ્રનું) વેર લેનારો થઈ પર્વના દિવસોમાં (અમાસ અને પૂનમે) સૂર્ય અને ચન્દ્રની સામે દોડે છે. ॥ ૨ ॥

જે આ અત્યંત તપતા સૂર્યના મંડળનો (વિસ્તાર)—(દેવોને) અમૃતપાન (કરાવવામાં આવ્યું તે) સમયે (સૂર્ય અને ચન્દ્રની) વચમાં પ્રવેશ કરવાથી (સમુદ્રમંથનની કથા અનુસાર) તે બંને વચ્ચે અવરોધ કરે છે. આથી તે બંનેએ તે વાત (ભગવાનને) જણાવી દીધી આ કારણે રાહુ વેર રાખે છે, એ પ્રમાણે (આખ્યાન) છે. ॥ ૨ ॥

તે જોઈને (સૂર્ય અને ચન્દ્ર) બંનેની પાસે તેમના રક્ષણ માટે ભગવાન દ્વારા નિયુક્ત કરવામાં આવેલા સુદર્શન નામના પોતાના તેજથી દુઃસહ અને વારંવાર પરિભ્રમણ કરતા એવા, ભગવાનના પ્રિય અસ્ત્રની સામે બે ઘડી ઊભો રહેલો હોઈ ઉદ્વિગ્ન તેમ જ ભયભીત હૃદયવાળો રાહુ દૂરથી જ પાછો ફરે છે, એને (તેટલા સમયને) લોકો ગ્રહણ કહે છે. ॥ ૩ ॥

ભગવાનના **'परिवर्तमानम्'** પરિભ્રમણ કરતા ચંદ્રની **'अभि'** સામે બે ઘડી ઊભો રહેલો હોઈ—(સૂર્ય અને ચન્દ્રની આડે આવી) ઊભો રહે તેટલા સમયને **'उपरागम्'** ગ્રહણ કહે છે. વળી ત્યાં જો રાહુ સૂર્ય-ચંદ્રની આડે સીધી લીટીમાં આવે, તો

ऋजुवक्रस्थितिभ्यां सर्वग्रासासर्वग्रासौ, न तु वस्तुतो ग्रासोऽस्ति दूरान्तरत्वात्॥ ३॥

**'सर्वग्रास-'** ખગ્રાસ ગ્રહણ થાય છે અને વક્ર સ્થિતિમાં આવે તો **'असर्वग्रासौ'** કંઈક વત્તું-ઓછું અથવા ખંડગ્રાસ ગ્રહણ થાય છે, પણ વસ્તુતઃ તેમનો ગ્રાસ થતો નથી, કારણ કે રાહુ તથા સૂર્ય-ચન્દ્રની વચ્ચે ઘણું અંતર છે. ॥ ૩ ॥

**ततोऽधस्तात्सिद्धचारणविद्याधराणां सदनानि तावन्मात्र एव॥ ४॥**

તે રાહુની નીચે તેટલા જ યોજન દૂર સિદ્ધો, ચારણો અને વિદ્યાધરોનાં સ્થાનો છે. ॥ ૪ ॥

तावन्मात्रे योजनायुते॥ ४॥

**'तावन्मात्रे'** તેટલા જ એટલે કે દશ હજાર યોજન દૂર ॥ ૪ ॥

**ततोऽधस्ताद्यक्षरक्षःपिशाचप्रेतभूतगणानां विहाराजिरमन्तरिक्षं यावद्वायुः प्रवाति यावन्मेघा उपलभ्यन्ते॥ ५॥**

તેમની નીચે જ્યાં સુધી વાયુની તીવ્ર ગતિ છે કે જ્યાં સુધી વાદળાં દેખાય છે એવું અંતરિક્ષ યક્ષો, રાક્ષસો, પિશાચો, પ્રેતો તથા ભૂતગણોના વિહારનું સ્થાન છે. ॥ ૫ ॥

अन्तरिक्षं ग्रहहीनम्। तस्यावधिमाह। यावद्वायुः प्रवाति तीव्रो वाति। तस्याप्यवधिमाह। यावन्मेघाः॥ ५॥

ગ્રહો વગરનું અંતરિક્ષ, તેની અવધિ જણાવે છે– જ્યાં સુધી વાયુ **'प्रवाति'** તીવ્ર ગતિ કરે છે. તે વાયુની તીવ્ર ગતિની અવધિ પણ જણાવે છે– કે જ્યાં સુધી વાદળાં દેખાય છે. ॥ ૫ ॥

पृथिव्या उपरि भूर्लोकावधिमाह।

પૃથ્વીની ઉપર ભૂલોકની સીમા જણાવે છે—

**ततोऽधस्ताच्छतयोजनान्तर इयं पृथिवी यावद्धंसभासश्येनसुपर्णादयः पतत्रिप्रवरा उत्पतन्तीति॥ ६॥**

તેની નીચે સો યોજન દૂર આ પૃથ્વી છે. જ્યાં સુધી હંસ, ગીધ, બાજ, ગરુડ વગેરે શ્રેષ્ઠ પક્ષીઓ ઊડી શકે છે (ત્યાં સુધી ભૂલોકની સીમા છે.) ॥ ૬ ॥

यावद्धंसादयः पार्थिवा विकाराः॥ ६॥

જ્યાં સુધી હંસ વગેરે પૃથ્વીના વિકારો (ઊડી શકે છે.) ॥ ૬ ॥

**उपवर्णितं भूमेर्यथासन्निवेशावस्थानमवनेरप्यधस्तात्सप्तभूविवरा एकैकशो योजनायुतान्तरेणायामविस्तारेणोपक्लृप्ताः अतलं वितलं सुतलं तलातलं महातलं रसातलं पातालमिति॥ ७॥**

જે પ્રમાણે ભૂમિની રચનાની સ્થિતિ છે તે વર્ણવવામાં આવ્યું. ભૂમિની નીચે પણ સાત ભૂગર્ભસ્થિત લોક છે. તે એકેએક દશ-દશ હજાર યોજનના અંતરે રહેલા છે. તેમની લંબાઈ અને પહોળાઈ પણ દશ હજાર યોજન છે. તેમનાં નામ અતલ, વિતલ, સુતલ, તલાતલ, મહાતલ, રસાતલ અને પાતાળ છે. ॥ ૭ ॥

योजनायुतान्तरेण प्रत्येकमुच्छ्रिताः। आयामो यः कटाहस्य तावद्विस्तारेण॥ ७॥

દશ હજાર યોજન વિસ્તારવાળી દરેકની ઊંડાઈ છે. પ્રત્યેક (અર્ધગોળ) કટાહની જે લંબાઈ છે તેટલી જ પહોળાઈ છે. ॥ ૭ ॥

सामान्येन विवराणि वर्णयति— **एतेष्वित्यादिना**।

**एतेषु हि बिलस्वर्गेषु स्वर्गादप्यधिककामभोगैश्वर्यानन्दविभूतिभिः सुसमृद्धभवनोद्यानाक्रीडविहारेषु दैत्यदानवकाद्रवेया नित्यप्रमुदितानुरक्तकलत्रापत्यबन्धुसुहृदनुचरा गृहपतय ईश्वरादप्यप्रतिहतकामा मायाविनोदा निवसन्ति॥ ८॥**

अथातल इत्यतः प्राक्तनेन ग्रन्थेन।

एतेषु दैत्यादयो निवसन्तीत्यन्वयः। कथंभूतेषु। अधिकः कामभोगश्च ऐश्वर्यानन्दश्च विभूतिश्च संपत्तिस्तैः सुसमृद्धा भवनादयो येषु। कथंभूताः। नित्यप्रमुदिता अनुरक्ताः कलत्रादयो येषाम्। न प्रतिहतः कामो येषाम्। मायया विनोदो येषाम्॥ ८॥

**येषु महाराज मयेन मायाविना विनिर्मिताः पुरो नानामणिप्रवरप्रवेकविरचितविचित्रभवनप्राकारगोपुरसभाचैत्यचत्वरायतनादिभिर्नागासुरमिथुनपारावतशुकसारिकाकीर्णकृत्रिमभूमिभिर्विवरेश्वरगृहोत्तमैः समलंकृताश्चकासति॥ ९॥**

किंच हे महाराज, येषु मयेन निर्मिताः पुरश्च चकासतीत्यन्वयः।

બધાં ભૂવિવરોનું સર્વસામાન્ય વર્ણન કરે છે— **'एतेषु'** ઈત્યાદિ દ્વારા.

ભૂતળનાં દર જેવાં આ સ્વર્ગોમાં નિત્ય પ્રસન્ન ચિત્તવાળાં, અનુરાગપૂર્ણ પત્નીઓ, સંતાનો, બાંધવો, મિત્રો તથા સેવકોવાળા તેમ જ માયાથી વિનોદ કરનારા દૈત્ય, દાનવ તથા નાગ ગૃહસ્વામીઓ સ્વર્ગ કરતાં પણ અધિક કામભોગ, ઐશ્વર્યના આનંદ તથા સમ્પત્તિ વડે અત્યંત વૈભવપૂર્ણ ભવનો, ઉદ્યાનો, ક્રીડાંગણો અને વિહારસ્થાનોમાં વસે છે, જેમની કામનાઓ (ઈન્દ્રાદિ) લોકપતિથી પણ ભગ્ન થઈ શકતી નથી. ॥ ૮ ॥

હવે 'અતલ' એમ પૂર્વના ગ્રંથ (ગદ્ય ૭) દ્વારા – (ભૂવિવરોનું વર્ણન કરે છે.)

આ ભૂવિવરોમાં દૈત્ય વગેરે રહે છે, એમ અન્વય છે. કેવાં ભૂવિવરોમાં? અધિક વિષયભોગ, ઐશ્વર્યનો આનંદ તથા **'विभूतिः'** સમ્પત્તિ, તેમનાથી અતિ વૈભવશાળી ભવનાદિ છે જેમનામાં – કેવા દૈત્યાદિ? નિત્ય પ્રસન્ન ચિત્તવાળા, અનુરાગપૂર્ણ પત્નીઓ વગેરે છે જેમની. જેમની કામનાઓ ભગ્ન થઈ શકતી નથી તેવા દૈત્યાદિ– તથા માયાથી જેમનો વિનોદ છે તેવા તેઓ છે. ॥ ૮ ॥

હે મહારાજ, જે ભૂવિવરોમાં નાગ અને અસુરોનાં યુગલો, પારેવાં-પોપટ-મેનાથી ભરેલા મજલાવાળા (તે તે) પાતાળોના અધિપતિઓના શ્રેષ્ઠ મહેલોથી તથા અનેક જાતના સુંદર સુંદર શ્રેષ્ઠ મણિઓથી બનેલાં જાતજાતનાં ભવનો, કિલ્લા, નગરદ્વારો, સભાગૃહો, દેવમંદિરો, ચકલાં અને આંગણાં વગેરેથી સુંદર રીતે અલંકૃત થયેલી એવી માયાવી મય વડે રચાયેલી નગરીઓ શોભે છે. ॥ ૯ ॥

વળી, હે મહારાજ (પરીક્ષિત), જે ભૂવિવરોમાં મય દ્વારા રચાયેલી નગરીઓ શોભે છે, એમ અન્વય છે.

कथंभूताः। नाना ये मणिप्रवरास्तेषां प्रवेका मुख्यास्तैर्विरचितैर्विचित्रैर्भवनादिभिस्तथा विवरेश्वराणां गृहोत्तमैश्च समलंकृताः।

કેવી નગરીઓ? અનેક જાતના જે સુંદર સુંદર મણિઓ છે તેમાંના **'प्रवेकाः'** શ્રેષ્ઠ મણિઓ– તેમના વડે બનાવાયેલાં જાત-જાતનાં ભવનો વગેરે વડે તથા પાતાળોના અધિપતિઓના શ્રેષ્ઠ મહેલો વડે સુંદર રીતે અલંકૃત થયેલી નગરીઓ

कीदृशैर्गृहोत्तमैः। नागाश्चासुराश्च मिथुनभूताः पारावतादयश्च तैराकीर्णाः कृत्रिमा भूमयो येषु तैः।

શ્રેષ્ઠ મહેલો કેવા? નાગ અને અસુરોનાં યુગલો, પારેવાં વગેરે– તેમનાથી ભરેલા મજલાઓ છે જેમાં તેવા શ્રેષ્ઠ મહેલોથી ખૂબ અલંકૃત થયેલી નગરીઓ

पाठान्तरे नानास्वनत्वं मिथुनविशेषणम्॥ ९॥

(**'नागासुर'** ને બદલે **'नानास्वन'** એમ) પાઠાંતરમાં જુદા જુદા અવાજવાળાં યુગલો, એમ યુગલનું વિશેષણ બને છે. ॥૯॥

**उद्यानानि चातितरां मनइन्द्रियानन्दिभिः कुसुमफलस्तबकसुभगकिसलयावनतरुचिरविटपविटपिनां लताङ्गालिङ्गितानां श्रीभिः समिथुनविविधविहङ्गमजलाशयानाममलजलपूर्णानां झषकुलोल्लङ्घनक्षुभितनीरनीरजकुमुदकुवलयकह्लारनीलोत्पललोहितशतपत्रादिवनेषु कृतनिकेतनानामेकविहाराकुलमधुरविविधस्वनादिभिरिन्द्रियोत्सवैरमरलोकश्रियमतिशयितानि॥ १०॥**

(જે ભૂવિવરોમાં) પુષ્પ અને ફળના ગુચ્છા તથા સુંદર કૂંપળો(ના ભાર)થી નમેલી સુંદર ડાળીઓવાળા અને લતાઓના અંગ(પાશ)થી આલિંગન પામેલાં વૃક્ષોની સુંદરતાથી ઉદ્યાનો (શોભે છે). (ચક્રવાક વગેરે) યુગલો-સહિત વિવિધ પક્ષીઓવાળા નિર્મળ જળથી ભરેલાં જળાશયોનાં, માછલીઓનાં ઝુંડના ઊછળવાથી તરંગિત થયેલા જળમાં (ઊગેલાં) નીરજ, કુમુદ, નીલકુમુદ, શ્વેતકમળ, નીલકમળ, રક્તવર્ણનાં શતપત્ર કમળ વગેરેનાં વનોમાં ગૂંથવામાં આવ્યા છે માળાઓ જેમના વડે તે પક્ષીઓના અખંડ વિહારથી છવાયેલા મધુર વિવિધ કલરવાદિથી થતા ઈન્દ્રિયોના આનંદથી દેવલોકની અતિશય સુંદરતાને પણ મહાત કરતાં ઉદ્યાનો (શોભે છે). ॥૧૦॥

उद्यानानि चातितराममरलोकश्रियमतिशयितानि येषु चकासतीत्यन्वयः।

જે ભૂવિવરોમાં દેવલોકની અતિશય સુંદરતાને પણ મહાત કરતાં ઉદ્યાનો શોભે છે, એમ અન્વય છે.

काभिः। श्रीभिः। केषाम्। कुसुमफलस्तबकाश्च सुभगकिसलयानि च तैरवनता रुचिरा विटपा येषां तेषां विटपिनाम्। लतानामङ्गैरालिङ्गितानां

ઉદ્યાનો શેનાથી શોભે છે? સુંદરતાથી શોભે છે. કોની સુંદરતાથી શોભે છે? પુષ્પ અને ફળના ગુચ્છા તથા સુંદર કૂંપળો, તેમના (ભાર)થી નમેલી સુંદર ડાળીઓ છે જેમની તે વૃક્ષોની સુંદરતાથી (ઉદ્યાનો શોભે છે). લતાઓના અંગ(પાશ)થી આલિંગન

श्रीभिः। तथा समिथुनाश्चक्रवाकादिमिथुन-सहिता ये विविधा विहङ्गास्तद्युक्तानां जलाशयानां च श्रीभिः। कीदृशानाम्। अमलैर्जलैः पूर्णानाम्। पुनरपि कैरतिशयितानि।

झषकुलोल्लङ्घनेन क्षुभितं यज्जलाशयानां नीरं तस्मिन्यानि नीरजादीनि तेषां वनेषु कृतं निकेतनं यैस्तेषामर्थात्पक्षिणामेकोऽखण्डो यो विहारस्तेनाकुलाश्च ते मधुराश्च विविधाः स्वनादयस्तैर्ये इन्द्रियोत्सवास्तैश्च। यद्वा समिथुनेत्यादेरुत्तरेणैव संबन्धः। मनइन्द्रियानन्दिभिरिति स्वनादीनां विशेषणम्। तत्र नीरजं सामान्येन कमलम्। लोहितं शतपत्रं तद्विशेषः ॥ १० ॥

**यत्र ह वाव न भयमहोरात्रादिभिः कालविभागैरुपलक्ष्यते ॥ ११ ॥**

अहोरात्रादिभिर्यद्भयं तन्नोपलक्ष्यते। सूर्याद्यभावात् ॥ ११ ॥

**यत्र हि महाहिप्रवरशिरोमणयः सर्वं तमः प्रबाधन्ते ॥ १२ ॥** १२ ॥

**न वा एतेषु वसतां दिव्यौषधिरसरसायनान्नपानस्नानादिभिराधयो व्याधयो वलीपलित-जरादयश्च देहवैवर्ण्यदौर्गन्ध्यस्वेदक्लम-ग्लानिरिति वयोऽवस्थाश्च भवन्ति ॥ १३ ॥**

પામેલાં વૃક્ષોની સુંદરતાથી (ઉદ્યાનો શોભે છે). તથા **'समिथुनाः'** ચક્રવાક વગેરે યુગલો સહિત જે વિવિધ પક્ષીઓ છે તેમનાથી યુક્ત એવાં જળાશયોની સુંદરતાથી પણ (ઉદ્યાનો શોભે છે). કેવાં જળાશયોની? નિર્મળ જળથી ભરેલાં જળાશયોની. વળી, હજી શેને કારણે અતિશય ચડિયાતી સુંદરતા છે?

માછલીઓનાં ઝુંડના ઊછળવાથી તરંગિત થયેલું જે જળાશયોનું જળ છે, તેમાં જેટલાં કમળો વગેરે છે, તેમનાં વનોમાં ગૂંથવામાં આવ્યા છે માળાઓ જેમના દ્વારા તેમનો, એટલે કે પક્ષીઓનો **'एकः'** અખંડ એવો જે વિહાર છે, તેનાથી છવાયેલા મધુર વિવિધ કલરવાદિ, તેમનાથી જે ઇન્દ્રિયોનો આનંદ અને તેનાથી (તે ઉદ્યાનો શોભે છે) અથવા પક્ષીઓનાં જોડકાંઓ વગેરેનો **( समिथुन...जलाशयानाम् )** પછીના પદ **कृतनिकेतनानाम्** સાથે જ સંબંધ જોડી શકાય છે. મન અને ઇન્દ્રિયોને આનંદ આપનારા કલરવાદિથી (જળાશયોની શોભા) એમ સ્વનાદિનું વિશેષણ છે. તેમાં નીરજ એટલે સામાન્ય કમળ. સો પાંખડીઓવાળું લાલકમળ તેમાં વિશિષ્ટ છે. ॥ ૧૦ ॥

જે (અતલાદિ)માં (સૂર્યાદિનો અભાવ હોવાથી) દિવસ, રાત વગેરે કાળના વિભાગોથી થતો ભય જણાતો જ નથી. ॥ ૧૧ ॥

દિવસ, રાત વગેરેથી જે ભય થાય તે જણાતો નથી કારણ કે સૂર્યાદિનો અભાવ હોય છે.॥ ૧૧ ॥

જ્યાં મોટા મોટા શ્રેષ્ઠ સર્પોના મરકત મણિઓ સર્વ અંધકારને દૂર કરે છે. ॥ ૧૨ ॥ ૧૨ ॥

એ પાતાળોમાં નિવાસ કરનારાઓને દિવ્ય ઔષધિઓના રસ, રસાયણ, અન્ન, પાન, સ્નાનાદિનું સેવન કરવાથી માનસિક પીડાઓ કે શારીરિક રોગો થતાં નથી. કરચલીઓ પડી જવી, વાળ સફેદ થઈ જવા, ઘડપણ વગેરે આવવાં, કાન્તિહીન થવું, દુર્ગન્ધ આવવી તેમ જ પરસેવો થવો, થાક લાગવો તથા શિથિલતા આવી જવા સાથે શરીરની અવસ્થાઓનું બદલાવું- (એ કોઈ વિકારો) થતા નથી. ॥ ૧૩ ॥

क्लमः श्रमः। ग्लानिरनुत्साहः॥ १३॥

**न हि तेषां कल्याणानां प्रभवति कुतश्चन मृत्युर्विना भगवत्तेजसश्चक्रापदेशात्॥ १४॥**

कल्याणानां मङ्गलरूपाणाम्॥ १४॥

**यस्मिन्प्रविष्टेऽसुरवधूनां प्रायः पुंसवनानि भयादेव स्रवन्ति पतन्ति च॥ १५॥**

यस्मिन् भगवत्तेजसि प्रविष्टे। पुंसवनानि गर्भाः 'आचतुर्थाद्भवेत्स्रावः पातः पञ्चमषष्ठयोः।' इति स्रावपातौ ज्ञेयौ॥ १५॥

**अथातले मयपुत्रोऽसुरो बलो निवसति येन ह वा इह सृष्टाः षण्णवतिर्मायाः काश्चनाद्यापि मायाविनो धारयन्ति यस्य च जृम्भमाणस्य मुखतस्त्रयः स्त्रीगणा उदपद्यन्त स्वैरिण्यः कामिन्यः पुंश्चल्य इति या वै बिलायनं प्रविष्टं पुरुषं रसेन हाटकाख्येन साधयित्वा स्वविलासावलोकनानुरागस्मित-सँल्लापोपगूहनादिभिः स्वैरं किल रमयन्ति यस्मिन्नुपयुक्ते पुरुष ईश्वरोऽहं सिद्धोऽहमि-त्ययुतमहागजबलमात्मानमभिमन्यमानः कत्थते मदान्ध इव॥ १६॥**

सवर्णे रताः स्वैरिण्यः। कामिन्यस्त्व-सवर्णेऽपि। तत्राप्यतिचञ्चलाः पुंश्चल्यः। बिलायनं बिलायतनम्। साधयित्वा संभोगसमर्थं कृत्वा।

'**क्लमः**' થાક– '**ग्लानिः**' નિરુત્સાહ ॥ ૧૩ ॥

તે મંગળસ્વરૂપ જનોનું મૃત્યુ ભગવાનના તેજરૂપ સુદર્શન નામના ચક્ર સિવાય બીજા કોઈનાથી થતું નથી. ॥ ૧૪ ॥

'**कल्याणानाम्**' મંગળસ્વરૂપ જનોનું ॥ ૧૪ ॥

જે સુદર્શન ચક્રનો પ્રવેશ થાય ત્યારે ભય લાગવાથી જ અસુરોની પત્નીઓના ગર્ભો ઘણું કરીને સ્રવી જાય છે અને પડી જાય છે. ॥ ૧૫ ॥

ભગવાનના જે તેજરૂપ સુદર્શન ચક્રનો પ્રવેશ થતાં જ '**पुंसवनानि**' ગર્ભો– 'ચોથા મહિના સુધીમાં ગર્ભનો સ્રાવ થાય છે અને પાંચમા કે છઠ્ઠા મહિનામાં ગર્ભ પડી જાય (ગર્ભપાત થાય) છે,' એમ સમજવું. ॥ ૧૫ ॥

પ્રથમ અતલ (નામના ભૂવિવર)માં મયદાનવનો પુત્ર 'બલ' નામનો અસુર રહે છે, જેણે ત્યાં છન્નુ પ્રકારની માયા રચી છે. તેમાંની કેટલીક તો હજી પણ માયાવી પુરુષો ધારણ કરે છે. જે બલ અસુરે (એક વખત) બગાસું ખાધું ત્યારે તેના મુખમાંથી સ્વૈરિણી, કામિની અને પુંશ્ચલી– એમ ત્રણ જાતની સ્ત્રીઓનો સમૂહ ઉત્પન્ન થયો, કે જે સ્ત્રીઓ પાતાળમાં પ્રવેશ કરનાર પુરુષને હાટક નામના રસ વડે સંભોગ કરવામાં સમર્થ કરીને પોતાના વિલાસયુક્ત અવલોકનથી, અનુરાગયુક્ત મંદહાસ્યથી, પ્રેમાલાપ અને આલિંગનાદિથી ઇચ્છાનુસાર રમણ કરાવે છે. જે 'હાટક' નામના રસનું સેવન કરવામાં આવતાં, મનુષ્ય જાણે મદાન્ધ હોય તેમ પોતાને દશ હજાર હાથીઓ સમાન બળવાળો માનતો 'હું ઈશ્વર છું, હું સિદ્ધ છું,' એમ બડાઈ હાંકે છે. ॥ ૧૬ ॥

પોતાની જાતિના પુરુષમાં આસક્ત હોય તે સ્વૈરિણી, પરજ્ઞાતિમાં પણ આસક્ત હોય તે કામિની અને તે બંનેમાં પુંશ્ચલી અતિ ચંચળ હોય છે. '**बिल-अयनम्**' ભૂવિવર– '**साधयित्वा**' સંભોગ માટે સમર્થ

स्वे ये असाधारणा विलासास्तत्पूर्वकोऽवलोकस्तेनानुरागयुक्तं स्मितं तेन संल्लाप उपगूहनं च तदादिभिः। यस्मिन्हाटकाख्ये रसे उपयुक्ते सेविते ॥ १६ ॥

**ततोऽधस्ताद्वितले हरो भगवान्हाटकेश्वरः स्वपार्षदभूतगणावृतः प्रजापतिसर्गोपबृंहणाय भवो भवान्या सह मिथुनीभूत आस्ते यतः प्रवृत्ता सरित्प्रवरा हाटकी नाम भवयोर्वीर्येण यत्र चित्रभानुर्मातरिश्वना समिध्यमान ओजसा पिबति तन्निष्ठ्यूतं हाटकाख्यं सुवर्णं भूषणेनासुरेन्द्रावरोधेषु पुरुषाः सह पुरुषीभिर्धारयन्ति ॥ १७ ॥**

भवयोर्भवस्य भवान्याश्च। चित्रभानुरग्निः। तेन निष्ठ्यूतं फूत्कृत्य त्यक्तम्। असुरेन्द्राणामवरोधेष्वन्तःपुरेषु। पुरुषीभिः स्त्रीभिः ॥ १७ ॥

**ततोऽधस्तात्सुतल उदारश्रवाः पुण्यश्लोको विरोचनात्मजो बलिर्भगवता महेन्द्रस्य प्रियं चिकीर्षमाणेनादितेर्लब्धकायो भूत्वा बटुवामनरूपेण पराक्षिप्तलोकत्रयो भगवदनुकम्पयैव पुनः प्रवेशित इन्द्रादिष्वविद्यमानया सुसमृद्धया श्रियाभिजुष्टः स्वधर्मेणाराधयंस्तमेव भगवन्तमाराधनीयमपगतसाध्वस आस्तेऽधुनापि ॥ १८ ॥**

કરીને– પોતાના જે અસાધારણ વિલાસ છે તેનાથી યુક્ત દૃષ્ટિપાત– તેનાથી અનુરાગયુક્ત સ્મિત, તેનાથી પ્રેમાલાપ, આલિંગન તથા તે (ચુંબન) વગેરે દ્વારા– જે 'હાટક' નામના રસનું **'उपयुक्ते'** સેવન કરવામાં આવે ત્યારે ॥ ૧૬ ॥

તે અતલની નીચે વિતલમાં પોતાના પાર્ષદ ભૂતગણોથી વીંટળાયેલા હાટકેશ્વર ભવ ભગવાન હર, પ્રજાપતિની સૃષ્ટિમાં વૃદ્ધિ કરવા માટે ભવાની સાથે યુગલરૂપે રહે છે, જ્યાંથી (વિતલમાંથી) ભગવાન ભવ અને ભવાનીના તેજથી 'હાટકી' નામની શ્રેષ્ઠ સરિતા ઉત્પન્ન થાય છે, જેનું માતરિશ્વા (વાયુ) દ્વારા પ્રજ્વલિત થયેલો ચિત્રભાનુ અગ્નિ ઉત્સાહથી પાન કરે છે, (અને પછી) તે અગ્નિ દ્વારા થૂંકી નાખવામાં આવેલા 'હાટક' નામના સુવર્ણના અલંકારો બનાવીને અસુર રાજાઓનાં અન્તઃપુરોમાં સ્ત્રીઓ સહિત પુરુષો (ધારણ કરે છે). ॥ ૧૭ ॥

**'भवयोः'** ભવ અને ભવાનીના (તેજથી), **'चित्रभानुः'** ચિત્રભાનુ અગ્નિ– તેના દ્વારા **'निष्ठ्यूतम्'** (नि+ष्ठिव् નું ક.ભૂ.કૃ.) થૂંકી નાખવામાં આવેલા સુવર્ણને અસુરેન્દ્રોનાં **'अवरोधेषु'** અન્તઃપુરોમાં **'पुरुषीभिः'** સ્ત્રીઓ સહિત (પુરુષો ધારણ કરે છે).॥ ૧૭ ॥

તે વિતલની નીચે સુતલ લોકમાં મહાયશસ્વી પવિત્રકીર્તિ વિરોચનપુત્ર બલિ રહે છે. ઈન્દ્રનું પ્રિય કરવા ઈચ્છતા તેમ જ અદિતિમાંથી દેહ પ્રાપ્ત કરનાર ભગવાન દ્વારા વામનરૂપે પ્રકટ થઈને જેના ત્રણેય લોકનું હરણ કરવામાં આવ્યું હતું. પછી ભગવાનની અનુકમ્પાથી જ પુનઃ (આ લોકમાં) પ્રવિષ્ટ કરાવવામાં આવેલો રાજા બલિ ઈન્દ્રાદિ પાસે પણ ન હોય તેવી શ્રેષ્ઠ સમૃદ્ધિરૂપ શ્રી દ્વારા સેવાઈ રહ્યો છે અને તે જ આરાધનીય ભગવાનનું સ્વધર્મ દ્વારા આરાધન કરતોઆજે પણ નિર્ભય થઈને રહે છે. ॥ ૧૮ ॥

सुतले बलिरधुनाप्यास्त इत्यन्वयः। कथंभूतः। महेन्द्रस्य प्रियं कर्तुमिच्छता भगवता प्रथमं पराक्षिप्तमपहृतं लोकत्रयं यस्य सः। पुनर्भगवतोऽनुकम्पयैव तत्र प्रवेशितः सन्। कीदृशेन। योऽदितेः सकाशाद्भूत्वा बटुवामनरूपेण लब्धकायस्तेन॥ १८॥

સુતલ લોકમાં આજે પણ રાજા બલિ રહે છે, એમ અન્વય છે. કેવો રાજા બલિ? ઈન્દ્રનું પ્રિય કરવા ઈચ્છતા ભગવાન દ્વારા પ્રથમ **'पराक्षिप्तम्'** હરી લેવામાં આવ્યા છે ત્રણેય લોક જેના તેવો તે રાજા બલિ. પછી ભગવાનની અનુકમ્પાથી જ તે લોકમાં પ્રવિષ્ટ કરાવવામાં આવેલો રાજા. કેવા ભગવાન દ્વારા? જે ભગવાન અદિતિ પાસેથી બટુક વામનરૂપે શરીર પ્રાપ્ત કરનારા બન્યા હતા તેમના દ્વારા॥ ૧૮ ॥

केचित्तस्य सुतलराज्यं भूमिदानफलं मन्यन्ते तन्निराकरोति—**नो एवैतदिति**।

કેટલાક માને છે કે તે બલિરાજાને મળેલું સુતલનું રાજ્ય તેણે કરેલા ભૂમિદાનનું ફળ છે. તે વાતને નકારે છે— **'नो एव-एतत् इति।'**

**नो एवैतत्साक्षात्कारो भूमिदानस्य यत्तद्भगवत्यशेषजीवनिकायानां जीवभूतात्मभूते परमात्मनि वासुदेवे तीर्थतमे पात्र उपपन्ने परया श्रद्धया परमादरसमाहितमनसा संप्रतिपादितस्य साक्षादपवर्गद्वारस्य यद्बिलनिलयैश्वर्यम्॥ १९॥**

જે સુતલ લોકનું ઐશ્વર્ય છે એ (બલિરાજાએ કરેલા) ભૂમિદાનનું ફળ નથી જ. સમગ્ર જીવસમૂહના જીવનરૂપ તથા સર્વ જીવોના નિયન્તા પરમ પવિત્ર પરમાત્મા ભગવાન વાસુદેવરૂપ પાત્ર પ્રાપ્ત થયું, ત્યારે પરમ શ્રદ્ધાથી અને પરમાદરને કારણે થયેલ એકાગ્ર ચિત્તે કરવામાં આવેલ જે પ્રસિદ્ધ દાનનું ફળ છે તે સાક્ષાત્ મોક્ષના જ દ્વારરૂપ છે. (તે સુતલનું ઐશ્વર્ય માત્ર જ નથી.) ॥ ૧૯ ॥

यद्बिलनिलये विवरस्थाने ऐश्वर्यमेतद्भूमिदानस्य साक्षात्कारः फलं न भवत्येव। कुत इत्यपेक्षायामेवंभूतस्य दानस्य साक्षादपवर्गहेतुत्वादित्याह। यत्तत्प्रसिद्धं दानं तस्य। तदेवाह।

જે **'बिलनिलये'** સુતલ લોકમાં ઐશ્વર્ય છે તે બલિરાજાએ કરેલા ત્રિભુવનના **'साक्षात्कारः'** ફળરૂપે નથી જ થયું. શા માટે? એમ કોઈ પૂછે તો તે માટે કહે છે કે આવું દાન તો મોક્ષના કારણરૂપ છે. બલિરાજાએ જે પ્રસિદ્ધ દાન કર્યું તેનું (ફળ મોક્ષ છે), તે જ વાત કહે છે.

भगवत्यशेषजीवनिकायानां जीवभूतश्चासावात्मभूतश्च सर्वजीवनियन्ता चासावात्मारामश्चेत्यर्थः। तस्मिन्संप्रतिपादितस्य॥ १९॥

સમગ્ર જીવસમૂહના જીવનરૂપ અને **'आत्मभूतः'** સર્વ જીવોના નિયન્તા એવા આત્મામાં જ રમણ કરનાર તે ભગવાનરૂપી પાત્રમાં કરવામાં આવેલા દાનનું ફળ મોક્ષ છે, એમ અર્થ છે. ॥ ૧૯ ॥

**यस्य ह वाव क्षुतपतनप्रस्खलनादिषु विवशः सकृन्नामाभिगृणन्पुरुषः कर्मबन्धनमञ्जसा विधुनोति यस्य हैव प्रतिबाधनं मुमुक्षवोऽन्यथैवोपलभन्ते॥ २०॥**

છીંક ખાવી, પડી જવું, ઠેસ વાગવી વગેરે સમયે વિવશ થઈને એક વાર પણ જે ભગવાનનું નામ લેતો મનુષ્ય સરળતાથી કર્મબંધન કાપે છે, જે (કર્મબંધન)નો ત્યાગ મુમુક્ષુજનો બીજા (કષ્ટદાયક) ઉપાયોથી જ કરે છે. ॥ ૨૦ ॥

किंच यस्य नाम क्षुतादिषु च विवशोऽपि सकृदपि गृणन्कर्मबन्धं विधुनोति। कथंभूतम्। यस्य प्रतिबाधनं त्विह मुमुक्षवोऽन्यथैवोपलभन्ते। यन्निवृत्त्यर्थं योगसांख्यादिक्लेशाननुभवन्तीत्यर्थः। तं कर्मबन्धं त्यजति॥ २०॥

વળી, જેમનું (ભગવાનનું) નામ છીંક ખાવી વગેરે સમયે વિવશ થઈને પણ એક વાર પણ લેતો મનુષ્ય કર્મબંધનને કાપે છે. કેવા કર્મબંધનને? કે જેનો ત્યાગ આ સંસારમાં મુમુક્ષુઓ બીજા ઉપાયોથી જ કરવા પ્રેરાય છે. જે કર્મબંધનમાંથી છૂટવા માટે મુમુક્ષુઓ યોગ, સાંખ્ય વગેરે ક્લેશો અનુભવે છે, એમ અર્થ છે. તે કર્મબંધનનો ત્યાગ (ભગવાનનું નામ લેતો મનુષ્ય સરળતાથી) કરે છે. ॥ ૨૦ ॥

**तद्भक्तानामात्मवतां सर्वेषामात्मन्यात्मद आत्मतयैव॥ २१॥**

તેથી સર્વના આત્મરૂપ પરમેશ્વર પ્રત્યે તેમ જ ભક્તોને અને જ્ઞાનીઓને (યથોચિત) આત્મા (જ્ઞાન) આપનાર ભગવાન પ્રત્યે આત્મભાવથી જ (સમર્પિત કરવામાં આવેલા ભૂમિદાનનું ફળ માત્ર સુતલ લોક હોઈ શકે નહીં.) ॥ ૨૧ ॥

तत्तस्मिन्भगवति भक्तानां ज्ञानिनां च यथायथमात्मन्यात्मदे ज्ञानदे चात्मतयैव समर्पितस्य भूमिदानस्य न तत्फलमिति पूर्वेणैव संबन्धः॥ २१॥

તેથી ભક્તોને અને જ્ઞાનીઓને યથોચિત (આત્મા આપનાર) **'आत्मदे'** જ્ઞાન આપનાર તે ભગવાન પ્રત્યે આત્મભાવથી જ સમર્પિત કરેલા ભૂમિદાનનું ફળ તે સુતલલોક હોઈ શકે નહીં, એમ પૂર્વના ગદ્ય (૧૯) સાથે જ સંબંધ છે. ॥ ૨૧ ॥

किंच नेदं भगवदनुकम्पाफलमपि किंत्वेकान्तभक्तस्य तस्यान्तरायमात्रमित्याह— **नेति।**

વળી, આ (માયામય ભોગૈશ્વર્ય) પણ ભગવાનની અનુકમ્પાનું ફળ નથી, પરંતુ એકમાત્ર ભગવાન જ જેનો આશ્રય છે તેવા એકાંત ભક્તને તે માત્ર વિઘ્નરૂપ જ છે, એમ કહે છે— **'न इति।'**

**न वै भगवान्नूनममुष्यानुजग्राह यदुत पुनरात्मानुस्मृतिमोषणं मायामयभोगैश्वर्यमेवातनुतेति॥ २२॥**

ભગવાને બલિરાજાને માયામય ભોગૈશ્વર્ય આપ્યું એ તો ખરેખર આ બલિરાજા ઉપર અનુગ્રહ નથી જ કર્યો કારણ કે આ (માયામય ભોગૈશ્વર્ય) તો ઊલટાનું પરમાત્માના સતત સ્મરણનો નાશ કરે તેવું છે. ॥ ૨૨ ॥

भगवानमुष्य अमुं नैवानुगृहीतवान्। तत्र हेतुः—यदुतेति। आत्मन ईश्वरस्यानुस्मृतिं मुष्णातीति तथा। तदुक्तम्—

ભગવાને **'अमुष्य'** આ બલિરાજાની ઉપર અનુગ્રહ નથી જ કર્યો. તે માટે કારણ આપે છે— **'यत्-उत-इति।'** કારણ કે આ ઐશ્વર્ય તો ઊલટાનું **'आत्मनः'** પરમેશ્વરની સતત સ્મૃતિને હરી લે તેવું છે. તે વાત કહેવામાં આવી છે—

'वासुदेवे मनो यस्य जपहोमार्चनादिषु।
तस्यान्तरायो मैत्रेय देवेन्द्रत्वादिकं फलम्॥'
इति॥ २२॥

'જેનું મન ભગવાન વાસુદેવમાં લાગેલું હોઈ જે જપ, હોમ તથા અર્ચન વગેરેમાં વ્યસ્ત હોય છે, તેને તો હે મૈત્રેયજી, દેવેન્દ્રનું પદ વગેરે ફળ વિઘ્નરૂપ બને છે.' ॥ ૨૨ ॥

तस्यैकान्तभक्तिं सप्रपञ्चामाह।

તે બલિરાજાની ઐકાન્તિક ભક્તિને વિસ્તારપૂર્વક વર્ણવે છે.

**यत्तद्भगवतानधिगतान्योपायेन याच्ञाच्छलेनापहृतस्वशरीरावशेषितलोकत्रयो वरुणपाशैश्च संप्रतिमुक्तो गिरिदर्यां चापविद्ध इति होवाच॥ २३॥**

અન્ય ઉપાય જેમને પ્રાપ્ત ન થયો તેવા ભગવાન દ્વારા માગવાના છળથી બાકી રહેલા માત્ર પોતાના શરીર સિવાય જેમના ત્રણેય લોક હરાઈ ગયા છે તેવા જે બલિરાજા વરુણના પાશથી બંધાઈને પર્વતની ગુફામાં ફેંકાઈ ગયા, (તો પણ) તેમણે આમ કહ્યું. ॥ ૨૩ ॥

यत्तदतिप्रसिद्धमिति वक्ष्यमाणमुवाच हेत्यन्वयः।

कथंभूतः।

अनधिगतोऽन्य उपायो येन तेन भगवता याच्ञाच्छलेनापहृतं स्वशरीरमात्रावशेषितं लोकत्रयं यस्य। सम्यक्प्रतिमुक्तो बद्धः। अपविद्धः प्रक्षिप्तोऽपि सन्॥ २३॥

જે અતિપ્રસિદ્ધ કથા કહેવામાં આવનાર છે તે કહી, એમ અન્વય છે.

કેવા રાજા બલિ?

પ્રાપ્ત નથી થયો અન્ય ઉપાય જેમને તે ભગવાન દ્વારા માગવાના છળથી બાકી રહેલા માત્ર પોતાના શરીર સિવાય જેમના ત્રણેય લોક હરાઈ ગયા છે એવા બલિ રાજા. સારી રીતે **'प्रतिमुक्तः'** બંધાયેલા રાજા **'अपविद्धः'** ફેંકાઈ ગયા, તેમ છતાં પણ તેમણે આમ કહ્યું. ॥ ૨૩ ॥

**नूनं बतायं भगवानर्थेषु न निष्णातो योऽसाविन्द्रो यस्य सचिवो मन्त्राय वृत एकान्ततो बृहस्पतिस्तमतिहाय स्वयमुपेन्द्रेणात्मानमयाचतात्मनश्चाशिषो नो एव तद्दास्यमतिगम्भीरवयसः कालस्य मन्वन्तरपरिवृत्तं कियल्लोकत्रयमिदम्॥ २४॥**

જેણે મંત્રી બૃહસ્પતિનું મંત્રણા કરવા માટે અનન્ય ભાવે વરણ કર્યું હતું, વિદ્વાન એવો જે આ ઈન્દ્ર છે, તે ખરેખર (પરમ પુરુષાર્થની પ્રાપ્તિનાં) પ્રયોજનો વિષે નિપુણ નથી. ખેદની વાત છે કે ભગવાન એવા તે ઉપેન્દ્રને જ છોડી દઈને સ્વયં ભગવાન ઉપેન્દ્ર દ્વારા જ મારી પાસેથી પોતાને માટે (ત્રણ લોકની) કામનાઓની તેણે માગણી કરી, પણ તેમના દાસત્વની માગણી ન કરી! અનન્ત આયુષ્યવાળા કાળના મન્વન્તરથી ઊલટ-સુલટ થતા આ ત્રણ લોકની શી વિસાત છે? ॥ ૨૪ ॥

बतेति खेदे। भगवान्विद्वानपि योऽसाविन्द्रो यस्यैकान्तेन बृहस्पतिः सचिवः सहायो यतो मन्त्रार्थं वृतः सोऽपि पुरुषार्थेषु नूनं न निष्णातो न निपुणः। यत उपेन्द्रेण द्वारभूतेन तमुपेन्द्रं विहायात्मानं मां लोकत्रयमयाचत।

तं मन्त्रपदं बृहस्पतिमतिहायेति वा।

(**वंशीधरी**—बृहस्पतिं प्रेष्य तेनैव मां कथं नायाचत, यदि बृहस्पतिर्मामयाचिष्यत तदा तस्मै ब्राह्मणाय त्रिलोकीं किं नादास्यं कथं स्वेष्टदेवं तं याचकमकरोदिति भावः।)

तस्मिन्प्रसन्ने स एव वरणीयो न लोकत्रयं यतस्तदतितुच्छमित्याह।

अतिगम्भीरमनन्तं वयो यस्य तस्य कालस्य यन्मन्वन्तरं तेन परिवृत्तं विपर्यस्तं लोकत्रयमिदं कियत्॥ २४॥

प्रह्लादस्त्वेक एवार्थे निष्णात इत्याह—**यस्यानुदास्यमिति।**

**यस्यानुदास्यमेवास्मत्पितामहः किल वव्रे न तु स्वपित्र्यं यदुताकुतोभयं पदं दीयमानं भगवतः परमिति भगवतोपरते खलु स्वपितरि॥ २५॥**

**'बत इति।'** **'बत'** ખેદના અર્થમાં છે. **'भगवान्'** વિદ્વાન હોવા છતાં જે પેલો ઈન્દ્ર છે, કે જેના **'सचिवः'** મંત્રી બૃહસ્પતિનું મંત્રણા કરવા માટે વરણ કરવામાં આવ્યું હતું, તે ઈન્દ્ર પણ (પરમ) પુરુષાર્થ(ની પ્રાપ્તિ)નાં પ્રયોજનો વિષે ખરેખર, **'न निष्णातः'** નિપુણ નથી, કારણ કે તે ઉપેન્દ્ર(વિષ્ણુ)ને દ્વાર બનાવીને તે ઉપેન્દ્ર(વિષ્ણુ)ને જ છોડી દઈને તેણે **'आत्मानम्'** મારી પાસેથી ત્રણ લોકની માગણી કરી!

અથવા તે મંત્રણાના સ્થાનરૂપ બૃહસ્પતિને છોડીને (વિષ્ણુભગવાનને શા માટે મોકલ્યા?)

(બૃહસ્પતિને મોકલીને તેમના દ્વારા જ મારી પાસે કેમ યાચના ન કરાવી? જો બૃહસ્પતિ પાસે યાચના કરાવી હોત તો તે બ્રાહ્મણદેવને ત્રિલોકનું રાજ્ય શું મેં ન આપ્યું હોત? પોતાના ઈષ્ટદેવને ઈન્દ્રે શા માટે યાચક બનાવ્યા? એવો ભાવ છે.)

તે ભગવાન પ્રસન્ન થાય ત્યારે તે જ વરણ કરવા યોગ્ય છે, નહીં કે ત્રણ લોક, કારણ કે ત્રણેય લોક તો અતિતુચ્છ છે, એમ કહે છે.

**'अतिगम्भीरम्'** જેની અનંત આવરદા છે તે કાળના (એક અવયવરૂપ) જે મન્વન્તર છે, તેનાથી **'परिवृत्तम्'** ઊલટ-સુલટ થતા તે આ ત્રણ લોકની શી વિસાત છે? ॥ ૨૪॥

પરંતુ એકલા પ્રહ્‌લાદજી જ પુરુષાર્થ પ્રતિ નિપુણ છે, એમ કહે છે— **'यस्य अनुदास्यम् इति।'**

જેના દાસત્વનું જ વરણ અમારા પિતામહ પ્રહ્‌લાદજીએ કર્યું હતું. પોતાના પિતા મૃત્યુ પામ્યા ત્યારે પોતાના પિતાનું નિષ્કંટક રાજ્ય ભગવાન દ્વારા આપવામાં આવવા છતાં જે (રાજ્યાદિ પદ) ભગવાનથી અન્ય છે– ભગવાનને દૂર કરનારું છે, તે તેમણે સ્વીકાર્યું નહીં. ॥ ૨૫ ॥

स्वपितरि उपरते मृते सति स्वपित्र्यं पदं भगवता दीयमानमपि भगवतः खलु परमन्यदिति कृत्वा न तु जग्राहेत्यर्थः ॥ २५ ॥

પોતાના પિતા **'उपरते'** મૃત્યુ પામ્યા ત્યારે પોતાના પિતાનું રાજ્ય ભગવાન દ્વારા આપવામાં આવવા છતાં ભગવાનથી ખરેખર **'परम्'** અન્ય છે– દૂર કરનારું છે, એમ સમજીને ગ્રહણ ન કર્યું, એમ અર્થ છે. ॥ ૨૫ ॥

ननु त्वमतिवीरः कुतस्तमेव बहु मन्यसे तत्राह।

શંકા કરવામાં આવી છે કે, (હે બલિરાજા) તમે અત્યંત વીર છો તો પછી તે પ્રહ્‌લાદજીને શા માટે અત્યન્ત આદર આપો છો? તો તે માટે ઉત્તર આપે છે–

**तस्य महानुभावस्यानुपथममृजितकषायः को वास्मद्विधः परिहीणभगवदनुग्रह उपजिग–मिषतीति॥ २६ ॥**

જેના રાગદ્વેષાદિ ક્ષીણ નથી થયા તેવો, ભગવાનની કૃપાવિહોણો અમારા જેવો કયો મનુષ્ય તે મહાનુભાવ પ્રહ્‌લાદજીના પંથે પ્રયાણ કરવાનું ઈચ્છી શકે? ॥ ૨૬ ॥

तस्यानुपथमनुवर्त्म। अमृजिता अक्षीणाः कषाया रागादयो यस्य। परिहीणो भगवदनुग्रहो यस्य। स को वा उपगन्तुमिच्छतीति॥ २६ ॥

તેમને **'अनुपथम्'** અનુરૂપ માર્ગને કોણ અનુસરી શકે? **'अमृजिताः'** ક્ષીણ નથી થયા **'कषायाः'** રાગાદિ જેના– **'परिहीणः'** સર્વ રીતે દૂર થયો છે ભગવાનનો અનુગ્રહ જેનો, તેવો વળી કોણ તેમને અનુસરવાને ઈચ્છી શકે? ॥ ૨૬ ॥

**सि.प्र.**—इतिशब्दो बलिवाक्यसमाप्तिपरः।

**'इति'** શબ્દ બલિરાજાનાં વક્તવ્ય (ગદ્ય ૨૪, ૨૫, ૨૬)ની સમાપ્તિ સૂચવે છે.

अथ शुकोक्तिः। नन्वेवंभूतश्चेद्बलिस्तर्हि तस्यैव चरितं विस्तरेण कथ्यतां तत्राह।

હવે શ્રીશુકદેવજીની ઉક્તિ છે– હવે જો બલિરાજા આવા છે તો તેમનું જ ચરિત્ર વિસ્તારથી કહો, તે માટે કહે છે

**तस्यानुचरितमुपरिष्टाद्विस्तरिष्यते यस्य भगवान्स्वयमखिलजगद्गुरुर्नारायणो द्वारि गदापाणिरवतिष्ठते निजजनानुकम्पितहृदयो येनाङ्गुष्ठेन पदा दशकन्धरो योजनायुतायुतं दिग्विजय उच्चाटितः॥ २७॥**

તે બલિરાજાનું ચરિત્ર આગળ (અષ્ટમ સ્કન્ધમાં) વિસ્તારથી વર્ણવાશે. જે રાજાના દ્વારે સમગ્ર જગતના ગુરુ, પોતાના ભક્તો ઉપર અનુકમ્પાયુક્ત હૃદયવાળા, હાથમાં ગદાવાળા સ્વયં ભગવાન નારાયણ ઊભા રહ્યા છે. દિગ્વિજય (કરવા નીકળેલા) દશમાથાળા રાવણને જેમણે (નારાયણે, બલિરાજાના દ્વારમાં પેસતો હતો ત્યારે) પગના અંગૂઠાથી જ લાખો યોજન દૂર ફેંકી દીધો હતો. ॥ ૨૭ ॥

तस्य बलेरनुचरितमुपरिष्यदष्टमे विस्तरिष्यते।

તે બલિનું ચરિત્ર આગળ અષ્ટમ સ્કન્ધમાં વિસ્તારથી વર્ણવાશે.

यस्य द्वार्यवतिष्ठते निजजनेष्वनुकम्पितं कृतानुकम्पं हृदयं यस्य। द्वारपालकर्म दर्शयति। येन श्रीनारायणेन बलेर्द्वारि विशन्दशकन्धर उच्चाटितः। केन पदा। तत्राप्यङ्गुष्ठेनैव॥ २७॥

જે બલિના દ્વારે (શ્રીનારાયણ ભગવાન) ઊભા રહે છે. પોતાના ભક્તો ઉપર **'अनुकम्पितम्'** અનુકમ્પા કરતું હૃદય છે જેમનું– ભગવાનનું દ્વારપાળ તરીકેનું કર્મ દર્શાવે છે. જે શ્રીનારાયણ દ્વારા બલિરાજાના દ્વારે પેસતો દશમાથાળો રાવણ ફેંકી દેવામાં આવ્યો હતો. શેનાથી? પગથી અને તેમાં પણ માત્ર પગના અંગૂઠાથી જ! ॥ ૨૭ ॥

यथा हरिणा स्वभक्तो बलिः सुतले निहितः सुखमास्ते एवं महादेवभक्तोऽपि मयस्तलातले सुखमास्त इत्याह—**तत इति**।

શ્રીહરિ દ્વારા જેમ સુતલમાં રાખવામાં આવેલો પોતાનો ભક્ત બલિ સુખથી રહે છે, એમ મહાદેવજીનો ભક્ત મય પણ તલાતલમાં સુખપૂર્વક રહે છે, એમ કહે છે— **'ततः इति।'**

**ततोऽधस्तात्तलातले मयो नाम दानवेन्द्रस्त्रिपुराधिपतिर्भगवता पुरारिणा त्रिलोकीशं चिकीर्षुणा निर्दग्धस्वपुरत्रयस्तत्प्रसादाल्लब्धपदो मायाविनामाचार्यो महादेवेन परिरक्षितो विगतसुदर्शनभयो महीयते ॥ २८॥**

તે સુતલની નીચે તલાતલમાં ત્રિપુરાધિપતિ દાનવરાજ મય (રહે છે). (પૂર્વે) ત્રણેય લોકનું કલ્યાણ કરવા ઈચ્છતા ભગવાન પુરારિએ તેનાં ત્રણેય નગરોને બાળી નાખ્યાં હતાં. (પછી) તેમની કૃપાથી જેને (આ) સ્થાન પ્રાપ્ત થયું તેવો તે માયાવીઓનો ગુરુ મહાદેવજી દ્વારા સુરક્ષિત હોઈ સુદર્શન ચક્રનાભયથી રહિત થઈ (તલાતલવાસીજનો દ્વારા) પૂજાય છે. ॥ ૨૮ ॥

लब्धं पदं स्थानं येन। महीयते पूज्यते॥ २८॥

પ્રાપ્ત કર્યું છે **'पदम्'** સ્થાન જેણે– **'महीयते'** પૂજાય છે. ॥ ૨૮ ॥

**ततोऽधस्तान्महातले काद्रवेयाणां सर्पाणां नैकशिरसां क्रोधवशो नाम गणः कुहकतक्षककालियसुषेणादिप्रधाना महाभोगवन्तः पतत्रिराजाधिपतेः पुरुषवाहादनवरतमुद्विजमानाः स्वकलत्रापत्यसुहृत्कुटुम्बसङ्गेन क्वचित्प्रमत्ता विहरन्ति॥ २९॥**

તેની નીચે મહાતલમાં કદ્રૂથી ઉત્પન્ન થયેલા, અનેક ફેણવાળા સર્પોનો ક્રોધવશ નામનો સમુદાય રહે છે. તેમાં કુહક, તક્ષક, કાલિય, સુષેણ વગેરે મુખ્ય છે. મહાકાયાવાળા તેઓ ભગવાનના વાહન પક્ષીરાજ ગરુડથી સદાય ભયભીત રહેતા ક્યારેક પોતાનાં પત્ની, સંતાન, મિત્ર અને પરિવાર સાથે પ્રસન્ન થઈ વિહાર કરે છે. ॥ ૨૯ ॥

नैकशिरसामनेकफणानां गणोऽस्ति। एतत्प्रपञ्चयति—कुहकेति। महाभोगवन्तो महाकायाः। पुरुषवाहात् हरेर्वाहनात्॥ २९॥

**'न-एकशिरसाम्'** અનેક ફેણવાળા સર્પોનો સમુદાય રહે છે, એ વિસ્તારથી સમજાવે છે– **'कुहक इति।'** **'महाभोगवन्तः'** મહાકાયાવાળા **'पुरुषवाहात्'** શ્રીહરિના વાહન પક્ષીરાજ ગરુડથી (ભયભીત) ॥ ૨૯ ॥

**ततोऽधस्ताद्रसातले दैतेया दानवाः पणयो नाम निवातकवचाः कालेया हिरण्यपुरवासिन इति विबुधप्रत्यनीका उत्पत्त्या महौजसो महासाहसिनो भगवतः सकललोकानुभावस्य हरेरेव तेजसा प्रतिहतबलावलेपा बिलेशया इव वसन्ति ये वै सरमयेन्द्रदूत्या वाग्भिर्मन्त्रवर्णाभिरिन्द्राद्बिभ्यति॥ ३०॥**

विबुधप्रत्यनीका देवशत्रवः सकलेष्वपि लोकेष्वनुभावो यस्य तस्यैव तेजसा सुदर्शनेन प्रतिहतो बलावलेपो वीर्यमदो येषाम्। बिलेशयाः सर्पा इव। इन्द्रदूत्या प्रयुक्ताभिर्मन्त्ररूपाभिर्वाग्भिः। एवं हि वैदिकमाख्यानम्।

पणिभिरसुरैर्निगूढां गामन्वेष्टुं सरमां देवशुनीमिन्द्रेण प्रहितां सन्धिमिच्छन्तः पणयः प्राहुः 'किमिच्छन्ती सरमा' इत्यादि।

सा च संधिमनिच्छन्तीन्द्रस्तुतिपूर्वकं तान्प्रति परुषमाह। 'हता इन्द्रेण पणयः शयध्वम्' इत्यादि। ते च तच्छ्रुत्वा बिभ्यतीति॥ ३०॥

તે મહાતળની નીચે રસાતળમાં પણિ નામના નિવાતકવચ તથા કાલેય હિરણ્યપુરવાસી દૈત્યો અને દાનવો રહે છે. જન્મથી જ દેવોના શત્રુ, મહાબળવાન અને મહાસાહસિક હોવા છતાં સમગ્ર લોકમાં જેમનો પ્રભાવ છે તેવા ભગવાન શ્રીહરિના સુદર્શનચક્રના તેજથી જેમના બળનો ગર્વ નાશ પામ્યો છે, તેવા તેઓ દરમાં રહેનારા સર્પોની જેમ (ત્યાં) રહે છે તથા ઈન્દ્રની દૂતી સરમા (નામની કૂતરી)ની મંત્રવર્ણરૂપ વાણીને કારણે ઈન્દ્રથી ભય પામે છે. ॥ ૩૦ ॥

**'विबुधप्रत्यनीकाः'** દેવોના શત્રુઓ– બધા જ લોકમાં જેમનો પ્રભાવ છે તેમના જ સુદર્શનચક્રના તેજથી નાશ પામ્યો છે **'बल-अवलेपः'** બળનો ગર્વ જેમનો– **'बिलेशयाः'** દરમાં રહેનારા સર્પોની જેમ– ઈન્દ્રની દૂતી સરમા દ્વારા પ્રયુક્ત થયેલી મંત્રરૂપ વાણીથી– એ અનુસાર જ વૈદિક આખ્યાન છે.

પણિ નામના અસુરો દ્વારા સંતાડી દેવામાં આવેલી ગાયની શોધ કરવા માટે દેવોની કૂતરી સરમાને ઈન્દ્ર દ્વારા મોકલવામાં આવી હતી. સંધિ કરવા ઈચ્છતા પણિઓએ કહ્યું, 'શું ઈચ્છતી સરમા.......' વગેરે.

પરંતુ સંધિ ન ઈચ્છતી સરમા, ઈન્દ્રની પ્રશંસા કરતાં તેમના પ્રત્યે કઠોર વચન કહે છે. 'હે પણિઓ, ઈન્દ્ર દ્વારા હણાયેલા એવા તમે ઢળી પડો!' વગેરે. તે સાંભળીને તેઓ (ઈન્દ્રથી) ભય પામે છે. ॥ ૩૦ ॥

(ઋ. ૧૦/૧૦૮ માં સરમા-પણિ સંવાદ પ્રાપ્ત થાય છે.)

**ततोऽधस्तात्पाताले नागलोकपतयो वासुकिप्रमुखाः शङ्खकुलिकमहाशङ्खश्वेतधनञ्जयधृतराष्ट्रशङ्खचूडकम्बलाश्वतरदेवदत्तादयो महाभोगिनो महामर्षा निवसन्ति येषामु ह वै पञ्चसप्तदशशतसहस्रशीर्षाणां फणासु विरचिता महामणयो रोचिष्णवः पातालविवरतिमिरनिकरं स्वरोचिषा विधमन्ति॥ ३१॥**

તે રસાતળની નીચે પાતાળમાં શંખ, કુલિક, મહાશંખ, શ્વેત, ધનંજય, ધૃતરાષ્ટ્ર, શંખચૂડ, કમ્બલ, અશ્વતર, દેવદત્ત વગેરે મહાક્રોધી અને મોટી મોટી ફેણોવાળા નાગલોકના રાજાઓ રહે છે, જેમાં વાસુકિ મુખ્ય છે; તેમ જ જેમનાં પાંચ, સાત, દશ, સો કે હજાર મસ્તકોની ફેણો ઉપર જન્મસિદ્ધ ચળકાટવાળા (તેજસ્વી) મહામણિઓ પોતાના તેજથી પાતાળલોકના ઘોર અંધકારનો નાશ કરે છે. ॥ ૩૧ ॥

महाभोगिनो महाफणाः। महानमर्षः क्रोधो येषाम्। पञ्चादिसंख्यानि शीर्षाणि येषाम्। शीर्ष्णामिति वक्तव्ये शीर्षाणामित्यार्षः ॥ ३१ ॥

**'महाभोगिनः'** મોટી મોટી ફેણોવાળા– અત્યંત **'अमर्षः'** ક્રોધ છે જેમનો– પાંચ વગેરે સંખ્યાવાળાં મસ્તકો છે જેમનાં– **'शीर्ष्णाम्'** એમ કહેવાને બદલે **'शीर्षाणाम्'** કહેવામાં આવ્યું છે તે આર્ષ છે. ॥ ૩૧ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां पञ्चमस्कन्धे चतुर्विंशतितमोऽध्यायः ॥ २४॥

इति श्रीमद्भागवते महापुराणे पञ्चमस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां चतुर्विंशतितमोऽध्यायः॥ २४॥

*****

# अथ पञ्चविंशोऽध्यायः

## શ્રીસંકર્ષણદેવનું વિવરણ અને સ્તુતિ

पञ्चविंशे ततोऽधस्तादाह शेषस्य संस्थितिम्।
संजिहीर्षोरिदं काले यत्र रुद्रसमुद्भवः ॥ १

પચ્ચીસમા અધ્યાયમાં તે પાતાળની નીચે ભગવાન શેષનાગની સ્થિતિને વર્ણવે છે. પ્રલયકાળે આ જગતનો સંહાર કરવાની ઇચ્છાવાળા જે શેષનાગથી રુદ્રદેવની ઉત્પત્તિ થાય છે. ॥ ૧ ॥

**श्रीशुक उवाच**

**तस्य मूलदेशे त्रिंशद्योजनसहस्रान्तर आस्ते या वै कला भगवतस्तामसी समाख्याताऽनन्त इति सात्वती या द्रष्टृदृश्ययोः संकर्षण- महमित्यभिमानलक्षणं यं संकर्षणमित्या- चक्षते ॥ १ ॥**

**શ્રીશુકદેવજી બોલ્યા** – તે (સાતમા) પાતાળની નીચે ત્રીસ હજાર યોજનના અંતરે ભગવાનની જે તામસી કલા છે, તે 'અનન્ત ભગવાન' એવા નામથી પ્રસિદ્ધ છે. સાત્વતતંત્રના અનુયાયીઓ જેમને 'સંકર્ષણ' કહે છે કારણ કે **'अहम्'** એવા અભિમાનના ચિહ્નરૂપ હોવાથી આત્મા તથા દેહને (ખેંચી લઈને) એક કરનારા છે. ॥ ૧ ॥

तस्य पातालस्य कोऽसावनन्तः। सात्वतीयाः सात्वततन्त्रनिष्ठाश्चतुर्व्यूहोपासने यं संकर्षणमित्याचक्षते। तथाख्याने हेतुः—द्रष्टृदृश्ययोः सम्यक्कर्षणमेकीकरणं येन। तत्कुतः। अहमि- त्यभिमानो लक्षणं चिह्नमधिष्ठातुर्यस्य। अहंकारा- धिष्ठानेन द्रष्टृदृश्यसंकर्षणात्संकर्षण इत्यर्थः ॥ १ ॥

તે પાતાળના એ અનંત ભગવાન કોણ છે? **'सात्वतीयाः'** સાત્વતતંત્રના અનુયાયીઓ ચતુર્વ્યૂહની ઉપાસનામાં જેમને 'સંકર્ષણ' કહે છે. એમ કહેવા માટેનું કારણ– આત્મા તથા દેહનું સમ્યક્ **'कर्षणम्'** એકત્વ જેમને કારણે થાય છે. તે કેવી રીતે? **'अहम्'** એવા અભિમાનનું **'लक्षणम्'** ચિહ્ન જે અધિષ્ઠાતાનું છે. અહંકારનું અધિષ્ઠાન હોવાથી દ્રષ્ટારૂપ આત્મા અને દૃશ્યરૂપ દેહને ખેંચીને બાંધનાર છે, તેથી તે સંકર્ષણ છે, એમ અર્થ છે. ॥ ૧ ॥

अनन्तत्वमाह—**यस्येदमिति**।

ભગવાનનું અનંતત્વ જણાવે છે— **'यस्य इदम् इति।'**

**यस्येदं क्षितिमण्डलं भगवतोऽनन्तमूर्तेः सहस्रशिरस एकस्मिन्नेव शीर्षणि ध्रियमाणं सिद्धार्थ इव लक्ष्यते॥ २॥**

यच्छब्दानां स एष भगवाननन्त इत्युत्तरेणान्वयः ॥ २॥

तामसत्वमाह।

**यस्य ह वा इदं कालेनोपसंजिहीर्षतोऽमर्षविरचितरुचिरभ्रमद्भ्रुवोरन्तरेण सांकर्षणो नाम रुद्र एकादशव्यूहस्त्र्यक्षस्त्रिशिखं शूलमुत्तम्भयन्नुदतिष्ठत्॥ ३॥**

यस्येदं विश्वमुपसंहर्तुमिच्छतः। अमर्षेण विरचिते कुटिलीकृते रुचिरीकृते। भ्रमन्त्यौ भ्रुवौ तयोर्मध्ये। उत्तम्भयन् उन्नमयन्॥ ३॥

सुभगत्वमाह।

**यस्याङ्घ्रिकमलयुगलारुणविशदनखमणिषण्डमण्डलेष्वहिपतयः सह सात्वतर्षभैरेकान्तभक्तियोगेनावनमन्तः स्ववदनानि परिस्फुरत्कुण्डलप्रभामण्डितगण्डस्थलान्यतिमनोहराणि प्रमुदितमनसः खलु विलोकयन्ति॥ ४॥**

यस्याङ्घ्रिकमलयुगलेऽरुणा विशदा नखा एव मणयस्तेषां षण्डः समूहस्तस्य मण्डलेषु। परिस्फुरतां कुण्डलानां प्रभया मण्डितानि गण्डस्थलानि येषु तानि॥ ४॥

**यस्यैव हि नागराजकुमार्य आशिष आशासानाश्चार्वङ्गवलयविलसितविशदविपुलधवलसुभगरुचिरभुजरजतस्तम्भेष्वगुरुचन्दनकुङ्कुमपङ्कानुलेपेनावलिम्पमानास्तदभिमर्शनोन्मथित-**

અનંત મૂર્તિવાળા અને હજાર મસ્તકવાળા જે ભગવાનના (હજારમાંના) એક જ મસ્તક ઉપર ધારણ કરતું આ આખુંય ભૂમંડળ રાઈના દાણા જેવું દેખાય છે. ॥ ૨ ॥

**'यत्'** શબ્દોનો પછીનાં ગદ્યો સાથે અન્વય છે. તે આ જ ભગવાન અનંત ॥ ૨ ॥

ભગવાનનું તામસત્વ વર્ણવે છે–

પ્રલયકાળે આ વિશ્વનો સંહાર કરવા ઈચ્છતા જે ભગવાન અનંતની ક્રોધથી વક્ર થયેલી, ભમતી એવી બે મનોહર ભ્રૂકુટિઓના મધ્યભાગમાંથી ત્રણ નેત્રોવાળા તથા ત્રણ અણીઓવાળા ત્રિશૂળને ઉગામતા સંકર્ષણ નામના એકાદશ ગણવાળા રુદ્ર ઉત્પન્ન થાય છે. ॥ ૩ ॥

આ વિશ્વનો સંહાર કરવા ઈચ્છતા જે ભગવાન અનંતની, ક્રોધથી **'विरचिते'** વક્ર થયેલી, મનોહર એવી ભમતી બે ભ્રૂકુટિઓ, તે બંનેના મધ્યભાગમાંથી– **'उत्तम्भयन्'** (ત્રિશૂળને) ઉગામતા ॥ ૩ ॥

શેષ ભગવાનની મનોહરતાને વર્ણવે છે.

જે અનંત ભગવાનનાં બંને ચરણકમળના અરુણ, ઉજ્જ્વળ નખમણિઓની પંક્તિના (દર્પણરૂપ) મંડળમાં, અનન્ય ભક્તિયોગથી નમન કરતા શ્રેષ્ઠ ભક્તો સહિત નાગરાજાઓ ઝળકતાં કુંડળોના તેજથી સુશોભિત કપોલોવાળાં પોતાના અતિ મનોહર વદનોને આનંદિત મનવાળા બનીને નિહાળે છે.॥ ૪ ॥

જે સંકર્ષણ ભગવાનનાં બંને ચરણકમળના અરુણ, ઉજ્જ્વળ નખો એ જ મણિઓ – તેમનો **'षण्डः'** સમૂહ, તેના (દર્પણરૂપ) મંડળમાં ઝળકતાં કુંડળોના તેજથી સુશોભિત કપોલો છે જેમાં તે વદનોને॥ ૪ ॥

(ભગવાનના) આશીર્વાદ ઈચ્છતી તથા (ભગવાનના) સુંદર અંગમંડળ ઉપર શોભતા ઉજ્જ્વળ, દીર્ઘ, ધવલ, સુભગ અને મનોહર ભુજાઓરૂપી રજતસ્તમ્ભો ઉપર અગર, ચંદન, કેસરના અંગરાગના લેપથી વિલેપન કરતી નાગરાજાઓની કન્યાઓ

**हृदयमकरध्वजावेशरुचिरललितस्मितास्तदनुरागमदमुदितमदविघूर्णितारुणकरुणावलोकनयनवदनारविन्दं सव्रीडं किल विलोकयन्ति ॥ ५ ॥**

चारुण्यङ्गवलये विलसिताश्च ते विशदाश्च विपुलाश्च धवलाश्च सुभगाश्च रुचिराश्च भुजा एव रजतस्तम्भास्तेष्वगुरुचन्दनकुङ्कुमानां पङ्क एवानुलेपस्तेनावलिम्पमानाः । तेषामभिमर्शनेनोन्मथिते हृदये मकरध्वजस्यावेशेन रुचिरं च ललितं च स्मितं यासां ताः । तस्यानुरागेण मदेन च मुदितं च तन्मदेन विघूर्णिते प्रचलिते च आ ईषदरुणे करुणावलोकयुक्ते नयने यस्मिंस्तद्वदनारविन्दं विलोकयन्ति ॥ ५ ॥

**स एव भगवाननन्तोऽनन्तगुणार्णव आदिदेव उपसंहृतामर्षरोषवेगो लोकानां स्वस्तय आस्ते ॥ ६ ॥**

अमर्षोऽसहनम्। रोषः क्रोधः। उपसंहृतस्तयोर्वेगो येन ॥ ६ ॥

उपासनार्थमाह।

**ध्यायमानः सुरासुरोरगसिद्धगन्धर्वविद्याधरमुनिगणैरनवरतमदमुदितविकृतविह्वललोचनः सुललितमुखरिकामृतेनाप्यायमानः स्वपार्षदविबुधयूथपतीनपरिम्लानरागनवतुलसिकामोदमध्वासवेन माद्यन्मधुकर-**

જેમની (ભગવાનની) બે ભુજાઓના સ્પર્શથી ક્ષુબ્ધ થયેલા હૃદયમાં કામદેવનો આવેશ થવાથી મનોહર, લલિત મંદસ્મિતથી યુક્ત છે, તે સંકર્ષણ ભગવાનના અનુરાગ અને મદથી મુદિત તથા તે મદથી ઘેરાતાં સહેજ અરુણ કરુણાપૂર્ણ દૃષ્ટિવાળાં નયનો જેમાં છે તે વદનારવિંદને (નાગકન્યાઓ) લજ્જાપૂર્વક નિહાળે છે. ॥ ૫ ॥

સુંદર શ્રીઅંગમંડળ ઉપર શોભતા તે ઉજ્જવળ દીર્ઘ, ધવલ, સુભગ અને મનોહર ભુજાઓ જ રજતસ્તમ્ભો– તેમની ઉપર અગર, ચંદન, કેસરનો અંગરાગ એ જ વિલેપન, તેનાથી લેપ કરતી નાગરાજકન્યાઓ– તે ભુજાઓના સ્પર્શથી ક્ષુબ્ધ થયેલા હૃદયમાં કામદેવનો આવેશ થવાથી મનોહર, લલિત મંદસ્મિત છે જેમનું તે (નાગરાજકુમારીઓ), તેમના (સંકર્ષણ ભગવાનના) અનુરાગ અને મદથી મુદિત, તેમ જ તે મદથી **'विघूर्णिते'** ઘેરાતાં, સહેજ અરુણ, કરુણાપૂર્ણ દૃષ્ટિવાળાં નયનો જેમાં છે તે વદનારવિંદને નિહાળે છે. ॥ ૫ ॥

અનંત ગુણોના સમુદ્ર, આદિદેવ તથા અસહિષ્ણુતા અને ક્રોધના વેગનો જેમણે નાશ કર્યો છે એવા તે જ અનંત ભગવાન લોકોના કલ્યાણ માટે (ત્યાં) રહે છે. ॥ ૬ ॥

**'अमर्षः'** અસહિષ્ણુતા, **'रोषः'** ક્રોધ, તે બંનેનો વેગ જેના દ્વારા નષ્ટ કરવામાં આવ્યો છે (તે ભગવાન અનંત). ॥ ૬ ॥

ઉપાસના માટે (સંકર્ષણ ભગવાનના સ્વરૂપનું) વર્ણન કરે છે.

દેવો, અસુરો, સર્પો, સિદ્ધો, ગંધર્વો, વિદ્યાધરો તથા મુનિગણો દ્વારા ચિંતન કરાતા, નિરંતર (પ્રેમના) મદથી આનંદિત, ચંચળ, વિહ્વળ લોચનવાળા, સુલલિત વચનામૃતથી પોતાના પાર્ષદો અને દેવગણોના સ્વામીઓને હર્ષિત કરતા, (બે) શ્યામ વસ્ત્રોવાળા, એક કુંડળ ધારણ કરનારા, હળની પીઠ ઉપર મૂકી છે સુભગ, સુંદર ભુજાઓ જેમણે તેવા, ઉદાર

**व्रातमधुरगीतश्रियं वैजयन्तीं स्वां वनमालां नीलवासा एककुण्डलो हलककुदि कृतसुभगसुन्दरभुजो भगवान्माहेन्द्रो वारणेन्द्र इव काञ्चनीं कक्षामुदारलीलो बिभर्ति॥ ७॥**

सुरादिभिर्ध्यायमानश्चिन्त्यमानः अनवरतं मदेन मुदितश्चासौ विकृतविह्वललोचनश्च। सुललितेन मुखरिकामृतेन वचनामृतेन स्वपार्षदान्विबुधयूथपानां पतींश्चाप्यायमानो हर्षयन्। नीले वाससी यस्य। एकमेव कुण्डलं यस्य। हलस्य ककुदि पृष्ठे कृतो न्यस्तः सुभगश्च सुन्दरश्च भुजो येन। उदारा लीला यस्य सः। न परिम्लानो रागः कान्तिर्यस्यास्तस्याः नवतुलसिकाया आमोदमध्वासवेन सुरभिमधुरसेन माद्यतां मधुकराणां ये व्रातास्तेषां मधुरगीतेन श्रीर्यस्यास्तां वनमालाम्। कक्षां वरत्राम्॥ ७॥

**य एष एवमनुश्रुतो ध्यायमानो मुमुक्षूणामनादिकालकर्मवासनाग्रथितमविद्यामयं हृदयग्रन्थिं सत्त्वरजस्तमोमयमन्तर्हृदयं गत आशु निर्भिनत्ति तस्यानुभावान्भगवान्स्वायंभुवो नारदः सह तुम्बुरुणा सभायां ब्रह्मणः संश्लोकयामास॥ ८॥**

संश्लोकयामास वर्णयामास॥ ८॥

**उत्पत्तिस्थितिलयहेतवोऽस्य कल्पाः**
**सत्त्वाद्याः प्रकृतिगुणा यदीक्षयासन्।**
**यद्रूपं ध्रुवमकृतं यदेकमात्मन्**
**नानाधात्कथमु ह वेद तस्य वर्त्म॥ ९**

લીલાવાળા, જેની કાંતિ ફીકી નથી પડતી તેવી કોમળ તુલસીના સુરભિત મકરંદના રસથી ઉન્મત્ત બનતાં ભમરાનાં ટોળાંના મધુર ગાનથી શોભતી પોતાની વૈજયન્તી વનમાળાને, મહેન્દ્રનો શ્રેષ્ઠ હાથી જેમ સોનાની સાંકળને ધારણ કરે છે તેમ તે ભગવાન અનંત ધારણ કરે છે. ॥ ૭ ॥

દેવો વગેરે દ્વારા ‘**ध्यायमानः**’ ચિંતન કરાતા, (પ્રેમના) મદથી નિરંતર આનંદિત, ચંચળ, વિહ્વળ લોચનવાળા, સુલલિત વચનામૃતથી પોતાના પાર્ષદો અને દેવગણોના સ્વામીઓને હર્ષિત કરતા, બે શ્યામ વસ્ત્રો છે જેમનાં, એક જ કુંડળ છે જેમનું, હળની ‘**ककुदि**’ પીઠ ઉપર ‘**कृतः**’ મૂકવામાં આવી છે સુભગ, સુંદર ભુજા જેમના દ્વારા, ઉદાર લીલા છે જેમની, ફીકી નથી પડી ‘**रागः**’ કાન્તિ જેની તે કોમળ તુલસીના સુરભિત મકરંદના રસથી ઉન્મત્ત બનતા ભમરાનાં જ ટોળાં– તેમના મધુર ગાનથી શોભા છે જેની તે વનમાળાને, ‘**कक्षाम्**’ સાંકળને ॥ ૭ ॥

આ પ્રમાણે શ્રવણ કરવામાં આવતા અને ચિન્તન કરવામાં આવતા જે આ સંકર્ષણ ભગવાન મુમુક્ષુઓના હૃદયની અંદર જઈ અનાદિકાળની કર્મવાસનાથી ગૂંથાયેલી એવી અવિદ્યામય તેમ જ સત્ત્વરજસ્તમોગુણાત્મક હૃદયગ્રન્થિને તત્કાળ કાપી નાખે છે. તેમના ગુણોને બ્રહ્માજીના પુત્ર નારદજીએ તુમ્બુરુ ગંધર્વ સાથે બ્રહ્માજીની સભામાં વર્ણવ્યા હતા. ॥ ૮ ॥

‘**संश्लोकयामास**’ વર્ણવ્યા હતા. ॥ ૮ ॥

જેમની દૃષ્ટિ પડવાથી આ જગતનાં ઉત્પત્તિ, સ્થિતિ, લયના હેતુરૂપ સત્ત્વાદિ પ્રાકૃત ગુણો (પોતપોતાનું કાર્ય કરવા) સમર્થ થાય છે, જેમનું સ્વરૂપ ધ્રુવ (અનંત) અને અકૃત (અનાદિ) છે, (કારણ કે) જે એક જ હોવા છતાં પોતાનામાં નાનાત્મક પ્રપંચને (**अधात्**) ધારણ કરે છે, તે ભગવાન સંકર્ષણના તત્ત્વને મનુષ્ય તો કેવી રીતે જાણી જ શકે? ॥ ૯ ॥

अस्य जगत उत्पत्त्यादिहेतवो गुणा यस्येक्षया कल्पाः स्वस्वकार्यसमर्था आसन्। यस्य तु रूपं ध्रुवमनन्तमकृतमनादि। तत्र हेतुः— यदेकमेव सदात्मन्नात्मनि नानाकार्यप्रपञ्चमधात्। तस्य ब्रह्मरूपस्य वर्त्म तत्त्वं जनः कथमु ह वेद। नैव वेदेत्यर्थः॥ ९॥

તર્હિ કથમસૌ मुमुक्षुभिः सेव्यते तत्राह—**मूर्तिमिति।**

**मूर्तिं नः पुरुकृपया बभार सत्त्वं**
**संशुद्धं सदसदिदं विभाति यत्र।**
**यल्लीलां मृगपतिराददेऽनवद्या-**
**मादातुं स्वजनमनांस्युदारवीर्यः॥ १०**

यत्रेदं सदसद्विभाति स नोऽस्माकं भक्तानां बहुकृपया संशुद्धं सत्त्वं मूर्तिं बभार। स्वजनानां मनांस्यादातुं वशीकर्तुं कृतां यस्य लीलां मृगपतिः सिंह आददे अशिक्षत्। यतः उदाराणि वीर्याणि यस्य तस्मादन्यं मुमुक्षुः कमाश्रयेदित्युत्तरेणान्वयः। यद्वा कृपयेत्यत्र हेतुः— यद्यस्मात्स्वजनानां मनांस्यादातुं लीलामाददे। मृगपतिरिवोदारवीर्यः। यद्वा मृग्यन्त इति मृगाः कामप्रदास्तेषां पतिर्मुख्यः॥ १०॥

આ જગતનાં ઉત્પત્તિ વગેરેના હેતુરૂપ ગુણો જેમની દૃષ્ટિ પડવાથી પોતપોતાનું કાર્ય કરવા **'कल्पाः'** સમર્થ થાય છે. વળી, જેમનું સ્વરૂપ **'ध्रुवम्'** અનંત, **'अकृतम्'** અનાદિ છે. તે માટે કારણ આપે છે – જે એક જ હોવા છતાં **'आत्मन्'** પોતાનામાં નાનાત્મક પ્રપંચને ધારણ કરે છે. તે બ્રહ્મસ્વરૂપ ભગવાન શેષના **'वर्त्म'** તત્ત્વને મનુષ્ય તો કેવી રીતે જાણી જ શકે? ન જ જાણી શકે, એમ અર્થ છે. ॥ ૯ ॥

(ભગવાનનું સ્વરૂપ દુર્જ્ઞેય છે.) તો પછી મુમુક્ષુઓ દ્વારા તે ભગવાન કેવી રીતે સેવાય? તે કહે છે— **'मूर्तिम् इति।'**

જે ભગવાનમાં આ કાર્યકારણાત્મક જગત જણાય છે તે ઉદાર પરાક્રમવાળા ભગવાને અમારી ઉપર અતિ કૃપાને લીધે વિશુદ્ધ સત્ત્વમૂર્તિ ધારણ કરી છે. પોતાના ભક્તજનોનાં મનને આકર્ષિત કરવા માટે સર્વ અનર્થોને દૂર કરનારી ભગવાનની જે લીલાને સિંહે શીખી લીધી છે. ॥ ૧૦ ॥

જે ભગવાનમાં આ કાર્યકારણાત્મક જગત જણાય છે તે ભગવાને **'नः'** ભક્તો એવા અમારી ઉપર અતિ કૃપા હોવાથી વિશુદ્ધ સત્ત્વમૂર્તિ ધારણ કરી છે. પોતાના ભક્તોનાં મનને **'आदातुम्'** આકર્ષિત કરવા માટે કરવામાં આવેલી જેમની લીલાને **'मृगपतिः'** સિંહે **'आददे'** શીખી લીધી છે, કારણ કે જેમનું પરાક્રમ ઉદાર છે. તેથી મુમુક્ષુ અન્ય કોનો આશ્રય કરે?– એમ પછીના શ્લોક (૧૧) સાથે સંબંધ છે. અથવા **'कृपया इति।'** અહીં કારણ કહે છે— **'यत्'** કારણ કે નિજજનોનાં મનને ખેંચવા માટે લીલા સ્વીકારી છે, સિંહ જેવા ઉદાર પરાક્રમવાળા ભગવાને અથવા કામનાઓ પૂરી કરવા માટે જેમને શોધવામાં આવે તે બ્રહ્માદિ દેવો, તેમના **'पतिः'** મુખ્ય ભગવાન સંકર્ષણ ॥ ૧૦ ॥

किं च आस्तां तस्य कृपया वपुर्धारणं तद्भजन वा तन्नामौदार्यमेवातिचित्रमित्याह।

વળી, તે ભગવાનનું કૃપાને કારણે શરીર ધારણ કરવું કે તેમનું ભજન કરવું– એ વાતને બાજુએ રાખો. તેમના નામનું ઔદાર્ય જ અતિ અદ્ભુત છે, એમ કહે છે.

**यन्नाम श्रुतमनुकीर्तयेदकस्मा-**
**दार्तो वा यदि पतितः प्रलम्भनाद्वा।**
**हन्त्यंहः सपदि नृणामशेषमन्यं**
**कं शेषाद्भगवत आश्रयेन्मुमुक्षुः॥ ११**

મહાપાપી પણ જો અન્ય પાસેથી શ્રવણ કરેલ (કે અકસ્માત શ્રવણ કરેલ) જેમના નામનું દુઃખી થઈને કીર્તન કરે કે ઉપહાસથી પણ કીર્તન કરે, તો તે મનુષ્યોનાં સમસ્ત પાપનો તત્કાળ નાશ કરે છે તેવા શેષ ભગવાન સિવાય મુમુક્ષુ અન્ય કોનો આશ્રય કરે? ॥ ૧૧ ॥

यस्य नाम यदि पतितो महापातक्यप्यनुकीर्तयेत्तर्हि स शुद्ध्येदिति किमु वक्तव्यम्। यतोऽसावेव नृणामशेषमंहः सद्यो हन्ति। कथमनुकीर्तयेत्। अन्यतः श्रुतं वाऽकस्माद्वा आर्तो वा सन्प्रलम्भनाद्वा परिहासात्।

તસ્માच्छेषादन्यम्॥ ११॥

જેમના નામનું **'पतितः'** મહાપાપી મનુષ્ય પણ જો કીર્તન કરે તો તે પવિત્ર થાય, એમાં શું કહેવાનું? કારણ કે એ ભગવાન જ મનુષ્યોના સકળ પાપનો તત્કાળ નાશ કરે છે. કેવી રીતે કીર્તન કરે? (તે માટે ઉત્તર આપે છે–) અન્ય પાસેથી શ્રવણ કરેલું કે અકસ્માત શ્રવણ કરેલું ભગવાનનું નામ દુઃખી થઈને કીર્તન કરે કે **'प्रलम्भनात्'** ઉપહાસથી (પણ કોઈ કીર્તન કરે)!

તેવા ભગવાન શેષ સિવાય મુમુક્ષુ અન્ય કોનો આશ્રય કરે? ॥ ૧૧ ॥

**मूर्धन्यर्पितमणुवत्सहस्रमूर्ध्नो**
**भूगोलं सगिरिसरित्समुद्रसत्त्वम् ।**
**आनन्त्यादनिमितविक्रमस्य भूम्नः**
**को वीर्याण्यधिगणयेत्सहस्रजिह्वः॥ १२**

પર્વતો, નદીઓ, સમુદ્રો અને પ્રાણીઓ સહિત (સંપૂર્ણ) ભૂમંડળ હજાર મસ્તકવાળા શેષ ભગવાનના (માત્ર) એક મસ્તક પર રજકણની જેમ રહેલું છે. તે અનંત હોવાથી અમાપ પરાક્રમવાળા વ્યાપક પરમાત્માના પરાક્રમોને હજાર જિહ્વાઓવાળો કયો મનુષ્ય ગણવા માટે સમર્થ થાય? ॥ ૧૨ ॥

गिर्यादिसहितं भूगोलम्। सत्त्वानि प्राणिनः। सहस्रजिह्वोऽपि को गणयेत्॥ १२॥

પર્વતો વગેરે સહિત ભૂમંડળ, **'सत्त्वानि'** પ્રાણીઓ– હજાર જિહ્વાઓવાળો કયો મનુષ્ય ગણે? ॥ ૧૨ ॥

**एवंप्रभावो भगवाननन्तो**
**दुरन्तवीर्योरुगुणानुभावः ।**
**मूले रसायाः स्थित आत्मतन्त्रो**
**यो लीलया क्ष्मां स्थितये बिभर्ति॥ १३**

આવા પ્રભાવવાળા ભગવાન અનંત અપાર પરાક્રમવાળા, અતિશય ગુણો અને પ્રતાપવાળા છે. પૃથ્વીના મૂળમાં રહેલા તેઓ પોતાના જ આધારવાળા છે કે જે (સંપૂર્ણ લોકના) રક્ષણ માટે લીલાથી પૃથ્વીને ધારણ કરે છે. ॥ ૧૩ ॥

दुरन्तं वीर्यं बलं यस्य। उरवो गुणा अनुभावश्च यस्य स च रसाया भूमेर्मूले स्थितस्तिष्ठति। आत्मतन्त्र आत्माधारः ॥ १३ ॥

અપાર **'वीर्यम्'** બળ છે જેમનું– અનેક ગુણો તથા પ્રભાવ છે જેમનો તથા તે **'रसायाः'** પૃથ્વીના મૂળમાં **'स्थितः'** રહેલા છે. **'आत्मतन्त्रः'** પોતાના જ આધારવાળા ॥ ૧૩ ॥

उक्तस्य लोकविभागस्योपयोगं वदन्नुपसंहरति—**एता ह्येवेह।**

વર્ણવવામાં આવેલા (ચૌદ) લોકના વિભાગનો ઉપયોગ કહેતાં ઉપસંહાર કરે છે — **'एता-हि-एव-इह'।**

**एता ह्येवेह नृभिरुपगन्तव्या गतयो यथाकर्म विनिर्मिता यथोपदेशमनुवर्णिताः कामान्कामयमानैः ॥ १४ ॥**

ભોગોની કામના કરતા મનુષ્યોની પોતાનાં કર્મો અનુસાર પ્રાપ્ત થનારી (ભગવાન દ્વારા) રચાયેલી આ જ ગતિઓ છે. તેમનું શાસ્ત્રમાં કહ્યા અનુસાર અહીં વર્ણન કરવામાં આવ્યું છે. ॥ ૧૪ ॥

कामान्कामयमानैर्नृभिरुपगन्तव्या इत्यन्वयः ॥ १४ ॥

ભોગોની કામના કરતા મનુષ્યો દ્વારા પ્રાપ્ત થનારી આ ગતિઓ – એમ અન્વય છે. ॥ ૧૪ ॥

तस्य प्रपञ्चः—

તેનો વિસ્તાર —

**एतावतीर्हि राजन्पुंसः प्रवृत्तिलक्षणस्य धर्मस्य विपाकगतय उच्चावचा विसदृशा यथाप्रश्नं व्याचख्ये किमन्यत्कथयाम इति ॥ १५ ॥**

હે રાજા, પુરુષના પ્રવૃત્તિરૂપ લક્ષણવાળા ધર્મના ફળરૂપ નાની-મોટી ગતિઓ આટલી જ છે. તે જુદી જુદી ગતિઓ છે. તેમને તમારા પ્રશ્નાનુસાર મેં કહી, (હવે) બીજું શું કહીએ? ॥ ૧૫ ॥

एतावत्यो विपाकगतयः फलभूता गतयस्ता व्याचख्ये व्याख्यातवानस्मि ॥ १५ ॥

આટલી **'विपाकगतयः'** ફળરૂપ ગતિઓ છે તે સર્વ **'व्याचख्ये'** મેં કહી. ॥ ૧૫ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां पञ्चमस्कन्धे पञ्चविंशतितमोऽध्यायः ॥ २५ ॥

इति श्रीमद्भागवते महापुराणे पञ्चमस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां पञ्चविंशतितमोऽध्यायः ॥ २५ ॥

*****

# अथ षड्विंशोऽध्यायः

## નરકોની વિભિન્ન ગતિઓનું વર્ણન

षड्विंशे तु ततोऽधस्तान्नरकस्थितिरुच्यते।
पापिनो यत्र दह्यन्ते यमदूतैर्यथायथम् ॥ १

છવ્વીસમા અધ્યાયમાં તે પાતાળોની નીચે આવેલાં નરકોનું સ્થાન જણાવવામાં આવે છે, કે જ્યાં પાપીઓને તેમનાં કર્મ પ્રમાણે યમદૂતો દ્વારા દુઃખ દેવામાં આવે છે. ॥ ૧ ॥

पुंसो गतय उच्चावचा विसदृशा इति भोगवैचित्र्यमुक्तं तदेतत्कुत इति पृच्छति— **महर्ष** इति।

મનુષ્યની ઊંચી નીચી જુદી જુદી ગતિઓ છે એટલે જુદી જુદી રીતે (કર્મનું ફળ) ભોગવવું પડે છે, એમ કહેવામાં આવ્યું. તે શા માટે એમ પૂછે છે — **'महर्षे इति।'**

राजोवाच

**महर्ष एतद्वैचित्र्यं लोकस्य कथमिति ॥ १ ॥ १ ॥**

कर्मणः समानत्वेऽपि श्रद्धावैचित्र्यात्फल-वैचित्र्यमिति परिहरति—**त्रिगुणत्वादिति**।

ऋषिरुवाच

**त्रिगुणत्वात्कर्तुः श्रद्धया कर्मगतयः पृथग्विधाः सर्वा एव सर्वस्य तारतम्येन भवन्ति॥ २ ॥**

सात्त्विक्या श्रद्धया कर्तुः सुखित्वं, राजस्या सुखित्वं दुःखित्वं च, तामस्या दुःखित्वं मूढत्वं च, तत्रापि तासां श्रद्धानां तारतम्यात्सुखादितारतम्यं सर्वेषामित्यर्थः ॥ २ ॥

**अथेदानीं प्रतिषिद्धलक्षणस्याधर्मस्य तथैव कर्तुः श्रद्धाया वैसादृश्यात्कर्मफलं विसदृशं भवति ह्यनाद्यविद्यया कृतकामानां तत्परिणामलक्षणाः सृतयः सहस्रशः प्रवृत्तास्तासां प्राचुर्येणानुवर्णयिष्यामः॥ ३ ॥**

प्रतिषिद्धं प्रतिषेधः स एव लक्षणं प्रमाणं यस्याधर्मस्य कर्तुः श्रद्धावैसादृश्यं तमसस्तार-तम्यात्। तत्रापि कारणं दर्शयन्नाह। अनाद्यविद्या-कृतानां कामानां याः सृतयो नरकास्तासां ताः। अथेदानीं ताः प्राचुर्येणानुवर्णयिष्याम इत्यन्वयः ॥ ३ ॥

**રાજા પરીક્ષિત બોલ્યા** – હે મહર્ષિ શુકદેવજી, (વર્ણવવામાં આવેલા આ લોકમાં રહેતા જુદા જુદા) જીવલોકની (વત્તાઓછા સુખ-દુઃખવાળી વ્યવસ્થારૂપ) વિચિત્રતા શા માટે છે? ॥ ૧ ॥ ૧ ॥

કર્મ સમાન હોવા છતાં પણ શ્રદ્ધા જુદી જુદી હોવાથી ફળ જુદાં જુદાં હોય છે, એમ કહીને નિરાકરણ કરે છે — **'त्रिगुणत्वात् इति।'**

**(શ્રીશુકદેવ) ઋષિ બોલ્યા** – કર્મ કરનાર મનુષ્ય (સાત્ત્વિક, રાજસ અને તામસ– એમ) ત્રણ પ્રકારનો હોવાથી શ્રદ્ધા(ના ભેદ)થી કર્મોની ગતિઓ પણ અનેક પ્રકારની હોય છે. સર્વ ગતિઓ ન્યૂનાધિકરૂપે સર્વ કર્તાઓને પ્રાપ્ત થાય છે. ॥ ૨ ॥

સાત્ત્વિકી શ્રદ્ધાથી કર્મ કરનારને સુખ મળે છે, રાજસી શ્રદ્ધાથી સુખ અને દુઃખ મળે છે તથા તામસી શ્રદ્ધાથી દુઃખ અને મૂઢતા પ્રાપ્ત થાય છે. તેમાં પણ તે શ્રદ્ધાની ન્યૂનાધિકતાથી સર્વને વત્તાંઓછાં સુખાદિ પ્રાપ્ત થાય છે, એમ અર્થ છે. ॥ ૨ ॥

હવે જેને માટે શાસ્ત્રે નિષેધ કરેલો છે તેવા લક્ષણવાળો અધર્મ કરનાર પુરુષની શ્રદ્ધા પણ જેમ જુદી જુદી હોય છે, તેમ અધર્મ કરતા પુરુષને પણ જુદી જુદી શ્રદ્ધાને કારણે જુદાં જુદાં કર્મફળ પ્રાપ્ત થાય છે કારણ કે અનાદિ અવિદ્યાને કારણે કામભોગનું સેવન કરનારાં પ્રાણીઓને તેના ફળના લક્ષણવાળી હજારો નરકગતિઓ પ્રાપ્ત (પ્રવૃત્ત) થાય છે, તેમનું વિસ્તારપૂર્વક વર્ણન કરીશું. ॥ ૩ ॥

**'प्रतिषिद्धम्'** નિષેધ એ જ **'लक्षणम्'** પ્રમાણ છે જેનું તેવો અધર્મ કરનાર મનુષ્યની શ્રદ્ધા જુદી જુદી હોય છે, કારણ કે તમસ્ વત્તુંઓછું હોય છે. તે માટે પણ કારણ આપતાં કહે છે કે અનાદિ અવિદ્યાથી ઉત્પન્ન થયેલી કામનાઓની **'सृतयः'** ગતિઓ – નરકો છે. **'तासाम्'** તે ગતિઓનું હવે વિગતવાર વર્ણન કરીશું, એમ અન્વય છે. ॥ ૩ ॥

राजोवाच

**नरका नाम भगवन्किं देशविशेषा अथवा बहिस्त्रिलोक्या आहोस्विदन्तराल इति॥ ४॥**

किं भूमावेव देशविशेषाः, त्रिलोक्या ब्रह्माण्डाद्बहिर्वा आवरणेषु मध्येऽन्तराले वा भूमिव्यतिरिक्ते॥ ४॥

ऋषिरुवाच

**अन्तराल एव त्रिजगत्यास्तु दिशि दक्षिणस्यामधस्ताद्भूमेरुपरिष्टाच्च जलाद्यस्यामग्निष्वात्तादयः पितृगणा दिशि स्वानां गोत्राणां परमेण समाधिना सत्या एवाशिष आशासाना निवसन्ति॥ ५॥ ५॥**

**यत्र ह वाव भगवान्पितृराजो वैवस्वतः स्वविषयं प्रापितेषु स्वपुरुषैर्जन्तुषु संपरेतेषु यथाकर्मावद्यं दोषमेवानुल्लङ्घितभगवच्छासनः सगणो दमं धारयति॥ ६॥**

कर्मदोषमनतिक्रम्य दोषमेव दमं पापफलं दण्डं करोति न उल्लङ्घितं भगवच्छासनं येन॥ ६॥

**तत्र हैके नरकानेकविंशतिं गणयन्ति अथ तांस्तेराजन्नामरूपलक्षणतोऽनुक्रमिष्यामस्तामिस्त्रोऽन्धतामिस्त्रो रौरवो महारौरवः कुम्भीपाकः कालसूत्रमसिपत्रवनं सूकरमुखमन्धकूपः कृमिभोजनः सन्दंशस्तप्तसूर्मिर्वज्रकण्टकशाल्मली वैतरणी पूयोदः प्राणरोधो विशसनं लालाभक्षः सारमेयादनमवीचिरयःपानमिति किंच क्षारकर्दमो रक्षोगणभोजनः शूलप्रोतो दन्दशूकोऽवटनिरोधनः पर्यावर्तनः सूचीमुखमित्यष्टाविंशतिनरका विविधयातनाभूमयः॥ ७॥**

**રાજા બોલ્યા** – હે ભગવાન, શું નરક નામનો કોઈ વિશિષ્ટ પ્રદેશ છે? અને તે ત્રણ લોકની બહાર છે કે અંદર છે? ॥ ૪ ॥

શું પૃથ્વીમાં જ તે વિશિષ્ટ પ્રદેશ છે? કે **'त्रिलोक्याः'** બ્રહ્માંડથી બહાર અથવા આવરણોની **'मध्ये'** વચ્ચે અર્થાત્ ભૂમિથી જુદા સ્થાનમાં છે? ॥ ૪ ॥

**ઋષિ (શુકદેવજી) બોલ્યા** – એ નરકલોક ત્રણ જગતની વચ્ચે જ છે. દક્ષિણ દિશામાં ભૂમિની નીચે (અર્થાત્ પાતાળની નીચે) અને જળથી ઉપર રહેલા છે, કે જે દિશામાં અગ્નિષ્વાત્તાદિ પિતૃગણો ચિત્તની પરમ એકાગ્રતાથી પોતાના વંશજોને માટે સત્ય આશીર્વાદની કામના કરતા વસે છે. ॥ ૫ ॥ ૫ ॥

જે નરકલોકમાં વિવસ્વાન સૂર્યના પુત્ર પિતૃરાજ ભગવાન યમ પોતાના સેવકો સહિત રહે છે તથા ભગવાનની આજ્ઞાનું ઉલ્લંઘન ન કરનારા સેવક એવા તે યમરાજ પોતાના દૂતો દ્વારા પોતાના પ્રદેશમાં લાવવામાં આવેલાં મૃત પ્રાણીઓ પ્રતિ તેમનાં દુષ્કર્મો અનુસાર પાપના ફળરૂપ દંડ ધારણ કરે છે. ॥ ૬ ॥

કર્મના યાતનાફળનું અતિક્રમણ કર્યા વિના યાતનાફળને જ **'दमम्'** પાપના ફળના દંડરૂપે આપે છે. જેમના દ્વારા ભગવાનની આજ્ઞાનું ઉલ્લંઘન કરવામાં આવ્યું નથી તેવા યમરાજ ॥ ૬ ॥

તે માટે કેટલાક વિદ્વાનો એકવીસ નરકોની ગણતરી કરે છે. હે રાજા, તેમનાં નામ, રૂપ અને લક્ષણ અનુસાર અમે ક્રમશઃ વર્ણન કરીશું. તામિસ્ર, અંધતામિસ્ર, રૌરવ, મહારૌરવ, કુંભીપાક, કાલસૂત્ર, અસિપત્રવન, સૂકરમુખ, અંધકૂપ, કૃમિભોજન, સંદંશ, તપ્તસૂર્મિ, વજ્રકંટકશાલ્મલી, વૈતરણી, પૂયોદ, પ્રાણરોધ, વિશસન, લાલાભક્ષ, સારમેયાદન, અવીચિ અને અયઃપાન– (આ એકવીસ નરકો છે.) તદુપરાંત ક્ષારકર્દમ, રક્ષોગણ-ભોજન, શૂલપ્રોત, દંદશૂક, અવટનિરોધન, પર્યાવર્તન અને સૂચીમુખ એમ (બીજાં સાત મળીને કુલ) અઠ્ઠાવીસ નરકો જાતજાતનાં દુઃખો ભોગવવાની ભૂમિઓ છે.॥ ૭ ॥

मतान्तरेणाष्टाविंशतिमाह—किंचेति ॥ ७ ॥

બીજા મત પ્રમાણે અઠ્ઠાવીસ નરકો છે, એમ કહે છે— **'किं च इति।'** ॥ ૭ ॥

पापभेदेन च तत्तन्नरकयातनाभेदं प्रपञ्चयति—**तत्र यस्त्वित्यादिना।**

જુદાં જુદાં પાપ પ્રમાણે તે તે જુદી જુદી નરકયાતનાઓને વિસ્તારથી કહે છે — **'तत्र यः तु इत्यादिना।'** વગેરેથી.

**तत्र यस्तु परवित्तापत्यकलत्राण्यपहरति स हि कालपाशबद्धो यमपुरुषैरतिभयानकैस्तामिस्त्रे नरके बलान्निपात्यते अनशनानुदपानदण्डताडनसंतर्जनादिभिर्यातनाभिर्यात्यमानो जन्तुर्यत्र कश्मलमासादित एकदैव मूर्च्छामुपयाति तामिस्त्रप्राये॥ ८ ॥**

તેમાં જે મનુષ્ય બીજાનાં ધન, સંતાન કે પત્નીનું હરણ કરે છે, તેને (મરણ સમયે) અત્યંત ભયાનક યમદૂતો દ્વારા કાળપાશમાં બદ્ધ કરીને બળપૂર્વક તામિસ્ર નરકમાં નાખવામાં આવે છે. ખોરાક ન આપવો, પાણી ન આપવું, દંડા મારવા, તિરસ્કાર કરવો વગેરે યાતનાઓથી પીડા પામતો જીવ લગભગ અંધકારમય એવા જે નરકમાં દુઃખ પામતો તે સમયે જ મૂર્ચ્છા પામે છે. ॥ ૮ ॥

यात्यमानः पीड्यमानः। एकदैव तदैव॥ ८ ॥

**'यात्यमानः'** પીડા પામતો **'एकदा-एव'** તે જ સમયે ॥ ૮ ॥

**एवमेवान्धतामिस्त्रे यस्तु वञ्चयित्वा पुरुषं दारादीनुपयुङ्क्ते यत्र शरीरी निपात्यमानो यातनास्थो वेदनया नष्टमतिर्नष्टदृष्टिश्च भवति यथा वनस्पतिर्वृश्च्यमानमूलस्तस्मादन्धतामिस्त्रं तमुपदिशन्ति॥ ९ ॥**

એ જ પ્રમાણે જે મનુષ્ય (બીજા) પુરુષને ઠગીને તેની પત્ની વગેરેનો ઉપભોગ કરે છે, તે અંધતામિસ્ર નરકમાં પડે છે, કે જ્યાં નાખવામાં આવેલો, યાતનામાં પડેલા સૂક્ષ્મ શરીરવાળો તે કપાતા મૂળવાળા વૃક્ષની જેમ વેદનાથી નષ્ટ થયેલી બુદ્ધિવાળો અને નષ્ટ થયેલી દૃષ્ટિવાળો થઈ જાય છે, તેથી (પંડિતો) તેને અંધતામિસ્ર નરક કહે છે. ॥ ૯ ॥

पुरुषं पतिं वञ्चयित्वा॥ ९ ॥

**'पुरुषम्'** પતિને ઠગીને ॥ ૯ ॥

**यस्त्विह वा एतदहमिति ममेदमिति भूतद्रोहेण केवलं स्वकुटुम्बमेवानुदिनं प्रपुष्णाति स तदिह विहाय स्वयमेव तदशुभेन रौरवे निपतति॥ १० ॥**

જે મનુષ્ય આ લોકમાં 'આ શરીર હું છું', 'આ ધન વગેરે મારું છે.' એમ (માનીને) પ્રાણીઓનો દ્રોહ કરી તે દ્વારા કેવળ પોતાનું અને કુટુંબનું જ હંમેશાં પોષણ કરે છે, તે મનુષ્ય તે (કુટુંબ વગેરે)ને અહીં જ મૂકીને પોતે જ તે પાપને લીધે રૌરવ નરકમાં પડે છે. ॥ ૧૦ ॥

एतच्छरीरमहमिति इदं धनादि ममेति मत्वा स्वं च कुटुम्बमेव पुष्णाति। तेनाशुभेन॥ १० ॥

'આ શરીર હું છું.', 'આ ધનાદિ મારાં છે.'– એમ માનીને પોતાનું અને કુટુંબનું જ પોષણ કરે છે. તે પાપને કારણે ॥ ૧૦ ॥

**ये त्विह यथैवामुना विहिंसिता जन्तवः परत्र यमयातनामुपगतं त एव रुरवो भूत्वा तथा तमेव विहिंसन्ति तस्माद्रौरवमित्याहुः, रुरुरिति सर्पादतिक्रूरसत्त्वस्यापदेशः ॥ ११ ॥**

रुरवो भूत्वेति। कर्माण्येव तथा परिणामं प्राप्येत्यर्थः। अतिक्रूरस्य भारशृङ्गाख्यस्य सत्त्वस्यापदेशः संज्ञा॥ ११ ॥

**एवमेव महारौरवो यत्र निपतितं पुरुषं क्रव्यादा नाम रुरवस्तं क्रव्येण घातयन्ति यः केवलं देहंभरः॥ १२॥**

क्रव्येण निमित्तेन मांसार्थमित्यर्थः॥ १२ ॥

**यस्त्विह वा उग्रः पशून्पक्षिणो वा प्राणत उपरन्धयति तमपकरुणं पुरुषादैरपि विगर्हित-ममुत्र यमानुचराः कुम्भीपाके तप्ततैले उपरन्धयन्ति॥ १३ ॥**

प्राणतः सजीवान् उपरन्धयति पचति। अपकरुणं निष्कृपम्॥ १३ ॥

**यस्त्विह पितृविप्रब्रह्मध्रुक्स कालसूत्रसंज्ञके नरके अयुतयोजनपरिमण्डले ताम्रमये तप्तखले उपर्यधस्तादग्न्यर्काभ्या-मतितप्यमानेऽभिनिवेशितः क्षुत्पिपासाभ्यां च दह्यमानान्तर्बहिः शरीर आस्ते शेते चेष्टतेऽवतिष्ठति परिधावति च यावन्ति पशुरोमाणि तावद्वर्षसहस्त्राणि॥ १४॥**

खले समे देशे॥ १४॥

આ લોકમાં એ મનુષ્ય દ્વારા જે રીતે (અન્ય પ્રાણીઓને મારી નાખવામાં આવ્યાં હોય છે,) તે જ રીતે હિંસા કરવામાં આવેલાં તે જ પ્રાણીઓ યમયાતના ભોગવવા ગયેલા તે જ મનુષ્યને રુરુઓ બનીને મારી નાંખે છે. તેથી જ તેને ‘રૌરવ’ કહે છે. રુરુ એ સર્પથી પણ અત્યંત ક્રૂર પ્રાણીનું નામ છે. ॥ ૧૧ ॥

**‘रुरवः भूत्वा इति।’** (હિંસાથી થયેલાં) કર્મો જ, તે અનુસાર પરિણામ પ્રાપ્ત કરીને રુરુઓ બનીને (તે જ મનુષ્યને મારી નાખે છે), એમ અર્થ છે. અતિ ક્રૂર એવા ‘ભારશૃંગ’ કહેવાતા પ્રાણીનું **‘अपदेशः’** નામ (રુરુ છે). ॥ ૧૧ ॥

એ જ પ્રમાણે ‘મહારૌરવ’ નરક છે, કે જેમાં પડેલા તે મનુષ્યને ‘ક્રવ્યાદા’ નામના રુરુઓ માંસ માટે મારી નાખે છે, જે મનુષ્યે માત્ર પોતાના જ શરીરનું પોષણ કર્યું હોય છે. ॥ ૧૨ ॥

**‘क्रव्येण निमित्तेन’** માંસ માટે, એમ અર્થ છે. ॥ ૧૨ ॥

વળી, આ લોકમાં જે ક્રૂર મનુષ્ય જીવતાં પશુપક્ષીઓને રાંધે છે, તે રાક્ષસો દ્વારા પણ નિંદિત એવા તે નિર્દય મનુષ્યને તે કુંભીપાક નરકમાં યમદૂતો તપાવેલા તેલમાં રાંધે છે. ॥ ૧૩ ॥

*‘**प्राणतः**’ જીવતાં પશુપંખીઓને ‘**उपरन्धयति**’ રાંધે છે. ‘**अपकरुणम्**’ નિર્દય એવા તે મનુષ્યને

*(‘प्राणतः’ **प्र+अनत्** વ.કૃ.નું દ્વિ.વિ.બ.વ.) ॥ ૧૩ ॥

જે મનુષ્ય આ લોકમાં માતાપિતા, બ્રાહ્મણ અને વેદનો દ્રોહ કરનાર છે, તેને દશ હજાર યોજન વિસ્તારવાળા તપાવેલા તાંબાના ખાડામાં નીચે અગ્નિ અને ઉપર સૂર્ય દ્વારા અત્યંત તપાવવામાં આવતા ‘કાલસૂત્ર’ નામના નરકમાં નાખવામાં આવે છે. ભૂખ-તરસથી અંદર અને બહાર બળતા શરીરવાળો એવો તે, શરીર પર જેટલાં રૂંવાડાં હોય છે, તેટલાં હજાર વર્ષો સુધી (ત્યાં) બેસે છે, સૂએ છે, તરફડે છે, ઊભો રહે છે અને દોડે છે. ॥ ૧૪ ॥

ખાડા જેવા પ્રદેશમાં ॥ ૧૪ ॥

**यस्त्विह वै निजवेदपथादनापद्यपगतः पाखण्डं चोपगतस्तमसिपत्रवनं प्रवेश्य कशया प्रहरन्ति तत्र हासावितस्ततो धावमान उभयतोधारैस्तालवनासिपत्रैश्छिद्यमानसर्वाङ्गो हा हतोऽस्मीति परमया वेदनया मूर्च्छितः पदे पदे निपतति स्वधर्महा पाखण्डानुगतं फलं भुङ्क्ते ॥ १५ ॥**

स्वधर्महा धर्मत्यागी ॥ १५ ॥

**यस्त्विह वै राजा राजपुरुषो वा अदण्ड्ये दण्डं प्रणयति ब्राह्मणे वा शरीरदण्डं स पापीयान्नरकेऽमुत्र सूकरमुखे निपतति तत्रातिबलैर्विनिष्पिष्यमाणावयवो यथैवेहेक्षुखण्ड आर्तस्वरेण स्वनयन् क्वचिन्मूर्च्छितः कश्मलमुपगतो यथैवेहादृष्टदोषा उपरुद्धाः ॥ १६ ॥**

स्वनयन् रुदन्कश्मलं मोहमुपगतो भवति। अदृष्टदोषास्तेनोपरुद्धाः सन्तो यथा कश्मलमुपगतास्तद्वत् ॥ १६ ॥

**यस्त्विह वै भूतानामीश्वरोपकल्पितवृत्तीनामविविक्तपरव्यथानां स्वयं पुरुषोपकल्पितवृत्तिर्विविक्तपरव्यथो व्यथामाचरति स परत्रान्धकूपे तदभिद्रोहेण निपतति तत्र हासौ तैर्जन्तुभिः पशुमृगपक्षिसरीसृपैर्मशकयूका-**

આ લોકમાં જે પોતાના વેદમાર્ગથી, આપત્તિ ન આવી હોય તો પણ, દૂર જનારો થઈ પાખંડમાર્ગનો આશ્રય કરનાર થાય છે, (યમદૂતો) તેને અસિપત્રવન (નામના) નરકમાં નાખીને ચાબૂકથી મારે છે. ત્યાં તે આમથી તેમ દોડતો, બંને તરફ ધારવાળાં તાલવનનાં (વૃક્ષોનાં) તલવાર જેવાં પાંદડાંથી સર્વાંગે છિન્ન-ભિન્ન થતો ‘હાય રે, મરી ગયો રે,’ એમ અત્યન્ત વેદનાને કારણે ડગલે ને પગલે મૂર્ચ્છિત થઈને પડે છે. (આમ) સ્વધર્મનો ત્યાગ કરનાર પાખંડમાર્ગનો આશ્રય કરવાનું ફળ ભોગવે છે. ॥ ૧૫ ॥

‘**स्वधर्महा**’ પોતાના ધર્મનો ત્યાગ કરનાર ॥ ૧૫ ॥

આ લોકમાં જે રાજા કે રાજપુરુષ નિરપરાધીને શિક્ષા કરે છે અથવા બ્રાહ્મણને શારીરિક શિક્ષા કરે છે, તે મહાપાપી તે યમલોકમાં ‘સૂકરમુખ’ (નામના) નરકમાં પડે છે. ત્યાં મહાબળવાન (યમદૂતો) દ્વારા શેરડીના સાંઠાની જેમ પિલાતાં અંગોવાળો તે આર્તસ્વરે રડતો, કયારેક મૂર્ચ્છિત થઈ, આ લોકમાં નિરપરાધી મનુષ્યો (તેના દ્વારા) જેમ પીડા પામીને મોહ પામ્યા હતા, તેમ તે પીડા પામીને મોહ પામે છે. ॥ ૧૬ ॥

‘**स्वनयन्**’ રડતો ‘**कश्मलम्**’ મોહ પામે છે. નિરપરાધી મનુષ્યો તેના દ્વારા પીડા પામીને જેમ મોહને પ્રાપ્ત થયા હતા, તે જ રીતે (તે પીડા પામીને મોહ પામે છે.) ॥ ૧૬ ॥

આ લોકમાં, ભગવાન દ્વારા (વિધિનિષેધપૂર્વક) રચવામાં આવેલી આજીવિકાવાળો અને બીજાના કષ્ટને જાણનાર એવો જે મનુષ્ય સ્વયં ભગવાન દ્વારા જ રચાયેલી (મનુષ્યોના રક્તપાનાદિ) વૃત્તિવાળા અને અન્યની વ્યથાનું જેમને ભાન નથી તેવાં પ્રાણીઓને દુઃખ આપે છે, તે મનુષ્ય તે હિંસાને કારણે પરલોકમાં અંધકૂપ નરકમાં પડે છે. ત્યાં તે પશુ, મૃગ, પક્ષી, પેટે ચાલનારા (સર્પાદિ), મચ્છર, જૂ, માંકડ, માખી વગેરે

**मत्कुणमक्षिकादिभिर्ये के चाभिद्रुग्धास्तैः सर्वतोऽभिद्रुह्यमाणस्तमसि विहतनिद्रानिर्वृतिरलब्धावस्थानः परिक्रामति यथा कुशरीरे जीवः ॥ १७ ॥**

ईश्वरेणोपकल्पिता मनुष्यरक्तपानादिलक्षणा वृत्तिर्येषां मत्कुणादीनाम्। न विविक्ता विज्ञाता परव्यथा यैरविवेकिभिस्तेषाम्। पुरुषेण ब्राह्मणादिभावेन विधिनिषेधपूर्वकमुपकल्पिता वृत्तिर्यस्य। विविक्ता परव्यथा येन विवेकिना। अभिद्रुग्धा हिंसिताः। विहता निद्रारूपा निर्वृतिर्यस्य। न लब्धमवस्थानं येन। स तमसि परिक्रामति ॥ १७ ॥

**यस्त्विह वा असंविभज्याश्नाति यत्किंचनोपनतमनिर्मितपञ्चयज्ञो वायससंस्तुतः स परत्र कृमिभोजने नरकाधमे निपतति तत्र शतसहस्रयोजने कृमिकुण्डे कृमिभूतः स्वयं कृमिभिरेव भक्ष्यमाणः कृमिभोजनो यावत्तदप्रत्ताप्रहुतादोऽनिर्वेशमात्मानं यातयते ॥ १८ ॥**

यत्किंचन भक्ष्यादिकमुपनतं प्राप्तं तदसंविभज्य। न निर्मिताः पञ्चयज्ञा येन। अत एव वायसैः संस्तुतः समत्वेन वर्णितः। कृमिभोजनः कृमीनेव भुञ्जानः यावत्तत् यावन्ति योजनानि तत्कृमिकुण्डं तावन्ति वर्षाणि यावद्वा तत्पातकमित्यर्थः। अप्रत्तमसंविभक्तमप्रहुतं चात्तीति तथा सः। अनिर्वेशमकृतप्रायश्चित्तम् ॥ १८ ॥

જે કોઈ મરાયા હતા, તે જન્તુઓ દ્વારા સર્વ તરફથી વ્યથા પામતો, જેની નિદ્રારૂપ શાંતિનો ભંગ થયો છે તેવો અને જેના દ્વારા સ્થાન પ્રાપ્ત નથી કરાયું તેવો તે, રોગગ્રસ્ત શરીરમાં જીવ ભટકે તેમ (તે નરકના) ઘોર અંધકારમાં ભટકે છે. ॥ ૧૭ ॥

ઈશ્વર દ્વારા રચાયેલી, મનુષ્યના રક્તપાનાદિ લક્ષણવાળી વૃત્તિ જે માંકડ વગેરેની છે તથા **'न विविक्ता'** નથી જાણવામાં આવતી અન્યની વ્યથા જેમના દ્વારા તે અવિવેકીઓ દ્વારા, તેવાં પ્રાણીઓને– ભગવાન શ્રીહરિ દ્વારા બ્રાહ્મણાદિ ભાવથી વિધિનિષેધપૂર્વક રચવામાં આવી છે આજીવિકા જેની– જાણવામાં આવી છે અન્યની વ્યથા જે વિવેકી દ્વારા– **'अभिद्रुग्धाः'** હિંસા કરાયેલાં– ભંગ થઈ છે નિદ્રારૂપ શાંતિ જેની, નથી પ્રાપ્ત કરાયું સ્થાન જેના દ્વારા, તે ઘોર અંધકારમાં ભટકે છે. ॥ ૧૭ ॥

આ લોકમાં પંચયજ્ઞ ન કરનાર જે મનુષ્ય જે કાંઈ મળે તેમાંથી (અતિથિ વગેરેના) ભાગ કાઢ્યા વિના કોઈને આપ્યા વિના ખાય છે તેવો, પંચયજ્ઞ કર્યા વિના ખાનાર, કાગડા જેવો તે પરલોકમાં 'કૃમિભોજન' નામના નિકૃષ્ટ નરકમાં પડે છે. ત્યાં એક લાખ યોજનના કૃમિકુંડમાં પોતે કીડો થઈને કીડાઓ દ્વારા જ ભોજન કરાતો અને કીડાઓનું ભોજન કરનારો એવો તે (કૃમિકુંડ) જેટલા યોજનનો છે તેટલાં વર્ષો સુધી પ્રાયશ્ચિત્ત ન કરતો (તેમાં જ પડ્યો પડ્યો) પોતાને યાતના પહોંચાડે છે. ॥ ૧૮ ॥

જે કાંઈ ખોરાક વગેરે **'उपनतम्'** મળ્યો હોય તેમાંથી અતિથિ વગેરેના ભાગ ન આપીને તથા જેના દ્વારા પંચયજ્ઞ કરવામાં આવ્યો નથી, આથી જ તે કાગડા **'संस्तुतः'** જેવો કહેવામાં આવ્યો છે. **'कृमिभोजनः'** કીડાઓનું ભોજન કરનારો, **'यावत्-तत्'** જેટલા યોજનનો તે કૃમિકુંડ છે તેટલાં વર્ષો અથવા જ્યાં સુધી તે પાપ છે, એમ અર્થ છે. કોઈને આપ્યા વિના, પંચયજ્ઞ કર્યા વિના ખાય છે તેવો તે **'अनिर्वेशम्'** પ્રાયશ્ચિત્ત ન કરતો ॥ ૧૮ ॥

**यस्त्विह वै स्तेयेन बलाद्वा हिरण्यरत्नादीनि ब्राह्मणस्य वापहरत्यन्यस्य वानापदि पुरुषस्तममुत्र राजन्यमपुरुषा अयस्मयैरग्निपिण्डैः सन्दंशैस्त्वचि निष्कुषन्ति॥ १९॥**

निष्कुषन्ति छिन्दन्ति॥ १९॥

હે રાજા, આ લોકમાં જે મનુષ્ય આપત્તિમાં ન હોવા છતાં બ્રાહ્મણનું કે અન્યનું સુવર્ણ તથા રત્નાદિ ચોરી કરીને કે બળજબરીથી હરી લે છે, તેમની ચામડી યમદૂતો તે (સન્દંશ નામના) નરકમાં લોઢાના ધગધગતા સાણસાઓથી ઉતરડી કાઢે છે. ॥૧૯॥

**'निष्कुषन्ति'** ઉતરડી કાઢે છે. ॥૧૯॥

**यस्त्विह वा अगम्यां स्त्रियमगम्यं वा पुरुषं योषिदभिगच्छति तावमुत्र कशया ताडयन्तस्तिग्मया सूर्म्या लोहमय्या पुरुषमालिङ्गयन्ति स्त्रियं च पुरुषरूपया सूर्म्या॥ २०॥**

तिग्मया तप्तया। सूर्म्या प्रतिमया॥ २०॥

આ લોકમાં જે પુરુષ અગમ્યા સ્ત્રીને કે (જે સ્ત્રી અગમ્ય) પુરુષને ભોગવે, તે બંનેને તે (તપ્તસૂર્મી) નરકમાં ચાબુક વડે ફટકારાતાં, પુરુષને લોઢાની તપાવેલી સ્ત્રીની પ્રતિમા સાથે અને સ્ત્રીને લોઢાના તપાવેલા પુરુષની પ્રતિમા સાથે આલિંગન કરાવવામાં આવે છે. ॥૨૦॥

**'तिग्मया'** તપાવેલી **'सूर्म्या'** પ્રતિમા સાથે ॥૨૦॥

**यस्त्विह वै सर्वाभिगमस्तममुत्र निरये वर्तमानं वज्रकण्टकशाल्मलीमारोप्य निष्कर्षन्ति॥ २१॥**

सर्वाभिगमः पश्वाद्युपगन्ता॥ २१॥

જે મનુષ્ય આ લોકમાં (પશુ વગેરે) સર્વ પ્રાણીઓ સાથે વ્યભિચાર કરે છે, તેને પરલોકના નરકમાં રહેલા 'વજ્રકંટકશાલ્મલી' (વજ્ર સમાન કાંટાવાળા શીમળાના) વૃક્ષની ઉપર ચઢાવીને (નીચેથી) ખેંચે છે. ॥૨૧॥

**'सर्वाभिगमः'** પશુ વગેરે (ગમે તે) પ્રાણી સાથે વ્યભિચાર કરનાર ॥૨૧॥

**ये त्विह वै राजन्या राजपुरुषा वा अपाखण्डा धर्मसेतून्भिन्दन्ति ते संपरेत्य वैतरण्यां निपतन्ति भिन्नमर्यादास्तस्यां निरयपरिखाभूतायां नद्यां यादोगणैरितस्ततो भक्ष्यमाणा आत्मना न वियुज्यमानाश्चासुभिरुह्यमानाः स्वाघेन कर्मपाकमनुस्मरन्तो विण्मूत्रपूयशोणितकेशनखास्थिमेदोमांसवसावाहिन्यामुपतप्यन्ते॥ २२॥**

આ લોકમાં જે રાજાઓ તથા રાજપુરુષો શ્રેષ્ઠ કુળમાં જન્મ પામ્યા હોવા છતાં પણ ધર્મની મર્યાદાઓનો નાશ કરે છે, તેઓ મરણ પછી 'વૈતરણી' નરકમાં પડે છે. જળચરો દ્વારા આમથી તેમ કોચી ખવાતા (હોવા છતાં પણ યાતનામય) દેહથી ન છૂટી શકતા (અને તેથી) પ્રાણો વડે વહન કરાતા એવા શાસ્ત્રમર્યાદા નષ્ટ કરનારા મનુષ્યો પોતાના પાપને કારણે મળેલા કર્મના ફળને યાદ કરતા, વિષ્ઠા, મૂત્ર, પરુ, લોહી, વાળ, નખ, હાડકાં, મેદ, માંસ તથા ચરબી વહાવતી નરકની ખાઈરૂપ તે નદીમાં સન્તપ્ત થાય છે. ॥૨૨॥

अपाखण्डाः सत्कुलीनाः सन्तः। द्वितीयान्तपाठे सेतुविशेषणम्। नदीं विशिनष्टि— **विण्मूत्रेति** ॥ २२ ॥

**'अपाखण्डाः'** સારા કુળવાળા હોવા છતાં– દ્વિતીયા વિભક્તિના અંતવાળા પાઠમાં, અર્થાત્ **'अपाखण्डान्'** પાઠમાં અપાખંડ એટલે વૈદિક ધર્મની મર્યાદાઓને, એમ સેતુનું વિશેષણ છે. વૈતરણી નદીને વિશેષણપૂર્વક કહે છે— **'विण्मूत्र इति।'** ॥ ૨૨ ॥

**ये त्विह वै वृषलीपतयो नष्टशौचाचार-नियमास्त्यक्तलज्जाः पशुचर्यां चरन्ति ते चापि प्रेत्य पूयविण्मूत्रश्लेष्ममलापूर्णार्णवे निपतन्ति तदेवातिबीभत्सितमश्नन्ति ॥ २३ ॥**

શૌચ અને આચારના નિયમોનો નાશ કરનારા, લજ્જાનો ત્યાગ કરનારા, નીચ સ્ત્રીના પતિ બનનારા એવા જે મનુષ્યો આ લોકમાં પશુની જેમ સ્વેચ્છાચાર કરે છે, તેઓ પણ મૃત્યુ પછી પરુ, વિષ્ઠા, મૂત્ર, કફ તથા મળથી ભરેલા સમુદ્રમાં પડે છે અને તેવી જ અતિ ઘૃણિત વસ્તુઓ ખાય છે. ॥ ૨૩ ॥

पशुचर्यां स्वेच्छाचारम् ॥ २३ ॥

**'पशुचर्याम्'** સ્વેચ્છાચાર ॥ ૨૩ ॥

**ये त्विह वै श्वगर्दभपतयो ब्राह्मणादयो मृगयाविहारा अतीर्थे च मृगान्निघ्नन्ति तानपि संपरेताँल्लक्ष्यभूतान्यमपुरुषा इषुभिर्विध्यन्ति ॥ २४ ॥**

જે બ્રાહ્મણાદિ (ઉચ્ચ જાતિના) મનુષ્યો આ લોકમાં કૂતરાં અને ગધેડાં પાળે છે, શિકાર ખેલે છે તથા શાસ્ત્રથી વિપરીત હોય તે રીતે પણ પશુઓનો વધ કરે છે, મૃત્યુ પામ્યા પછી તે લક્ષ્યભૂત બનેલાઓને યમદૂતો બાણોથી વીંધે છે. ॥ ૨૪ ॥

अतीर्थे विहितादन्यत्र। विध्यन्तीति प्राणनिरोधो दर्शितः ॥ २४ ॥

**'अतीर्थे'** વેદવિધિ દ્વારા વિધાન કરાયા સિવાયની હિંસા– **विध्यन्ति** વીંધે છે, એમ પ્રાણનું દમન દર્શાવાયું છે. ॥ ૨૪ ॥

**ये त्विह वै दाम्भिका दम्भयज्ञेषु पशून्विशसन्ति तानमुष्मिँल्लोके वैशसे नरके पतितान्निरयपतयो यातयित्वा विशसन्ति ॥ २५ ॥**

જે દંભી મનુષ્યો આ લોકમાં પાખંડપૂર્ણ યજ્ઞોમાં પશુઓનો વધ કરે છે, એ યમલોકના તે વૈશસ નરકમાં પડેલાઓને યમદૂતો યાતના આપીને ટુકડે ટુકડા કરીને કાપે છે. ॥ ૨૫ ॥

निरयपतयो यमपुरुषाः ॥ २५ ॥

**'निरयपतयः'** યમદૂતો ॥ ૨૫ ॥

लालाभक्षमाह— **यस्त्विति।**

'લાલાભક્ષ' નરકનું વર્ણન કરે છે — **'यः तु इति।'**

**यस्त्विह वै सवर्णां भार्यां द्विजो रेतः पाययति काममोहितस्तं पापकृतममुत्र रेतःकुल्यायां पातयित्वा रेतः संपाययन्ति ॥ २६ ॥**

આ લોકમાં જે બ્રાહ્મણ કામમોહિત થઈ પોતાની ઉચ્ચ જાતિની પત્નીને વીર્ય પિવડાવે છે, તે પાપ કરનારને પરલોકમાં વીર્યની નદીમાં પાડી નાખીને (યમદૂતો) વીર્ય પિવડાવે છે. ॥ ૨૬ ॥

रेतःपानं कारयन्ति ॥ २६ ॥

(યમદૂતો) વીર્યપાન કરાવે છે. ॥ ૨૬ ॥

**ये त्विह वै दस्यवोऽग्निदा गरदा ग्रामान्सार्थान्वा विलुम्पन्ति राजानो राजभटा वा तांश्चापि हि परेत्य यमदूता वज्रदंष्ट्राः श्वानः सप्तशतानि विंशतिश्च सरभसं खादन्ति ॥ २७ ॥**

यमदूता ये श्वानः। सरभसं ससंभ्रमम्॥ २७॥

**यस्त्विह वा अनृतं वदति साक्ष्ये द्रव्यविनिमये दाने वा कथंचित्स वै प्रेत्य नरकेऽवीचिमत्यधःशिरा निरवकाशे योजनशतोच्छ्रायाद्गिरिमूर्ध्नः संपात्यते यत्र जलमिव स्थलमश्मपृष्ठमवभासते तदवीचि-मत्तिलशो विशीर्यमाणशरीरो न म्रियमाणः पुनरारोपितो निपतति॥ २८॥**

द्रव्यविनिमये क्रयविक्रयादौ। निरवकाशे निरालम्बे। अवीचिशब्दार्थमाह—**यत्रेति**। वीचिस्तरङ्गस्तद्रहितत्वादवीचिः॥ २८॥

**यस्त्विह वै विप्रो राजन्यो वैश्यो वा सोमपीथस्तत्कलत्रं वा सुरां व्रतस्थोऽपि वा पिबति प्रमादतस्तेषां निरयं नीतानामुरसि पदाक्रम्यास्ये वह्निना द्रवमाणं कार्ष्णायसं निषिञ्चन्ति॥ २९॥**

यो विप्रस्तत्कलत्रं वा सुरां पिबत्यन्योऽपि वा व्रतस्थः सन् राजन्यो वैश्यो वा सोमपीथः कृतसोमपान इत्यन्वयः। तयोः सोमस्थाने फलचमसविधानात्सोमपाननिषेधाच्च। तथा च

આ લોકમાં જે ચોરો, રાજાઓ કે રાજપુરુષો (કોઈના ઘરમાં) આગ લગાડે છે, (કોઈને) ઝેર આપે છે અથવા ગામડાંઓને કે સંઘોને લૂંટે છે, તેમને પણ મૃત્યુ પછી વજ્ર જેવી દાઢોવાળા સાતસો વીસ યમદૂતો કૂતરા બનીને અત્યંત આવેશથી ફાડી ખાય છે. ॥ ૨૭ ॥

યમદૂતો જે કૂતરા છે – '**सरभसम्**' ક્રોધપૂર્વક ॥ ૨૭ ॥

જે મનુષ્ય આ લોકમાં સાક્ષીપણું કરવામાં, પૈસાની લેવડ-દેવડ કરવામાં, દાનના પ્રસંગમાં કે કોઈ પણ રીતે અસત્ય બોલે છે, તેને મર્યા પછી, સો યોજન ઊંચા પર્વતના શિખર ઉપરથી ઊંધે માથે આધાર વિનાના 'અવીચિમત્' નરકમાં (યમદૂતો દ્વારા) નાખવામાં આવે છે કે જ્યાં પથ્થરોથી બાંધેલી સ્થળભૂમિ તરંગરહિત જળ જેવી ભાસે છે. તે અવીચિમત્ નરકમાં (નાખવામાં આવતો મનુષ્ય) તલ તલ જેવડા ટુકડામાં છિન્ન-ભિન્ન શરીરવાળો થવા છતાં મરી ન જતાં પુનઃ (શિખર પર) ચડાવવામાં આવેલો તે પડે છે. ॥ ૨૮ ॥

'**द्रव्यविनिमये**' ખરીદવા, વેચવા વગેરેમાં– '**निरवकाशे**' આધાર વિનાના નરકમાં– 'અવીચિ' શબ્દનો અર્થ કહે છે— '**यत्र इति।**' તરંગરહિત હોવાથી અવીચિ કહે છે. ॥ ૨૮ ॥

આ લોકમાં જે બ્રાહ્મણ અથવા તેની પત્ની મોહવશાત્ સુરાપાન કરે છે, તેમ જ ક્ષત્રિય કે વૈશ્ય વ્રતધારી હોવા છતાં પણ સોમરસ પીએ છે, નરકમાં લઈ જવામાં આવનારા તે જનોની છાતી ઉપર પગ દબાવી (અયઃપાન નરકમાં યમદૂતો) તેમના મુખમાં અગ્નિથી ઓગાળેલો લોહરસ રેડે છે. ॥ ૨૯ ॥

જે વિપ્ર અથવા તેની પત્ની સુરા પીએ છે, અથવા વ્રતમાં સ્થિત એવો ક્ષત્રિય કે વૈશ્ય '**सोमपीथः**' સોમપાન કરનાર બને છે, એમ અન્વય છે. ક્ષત્રિય તથા વૈશ્ય બંનેને સોમરસને બદલે 'ફલચમસ્' પીવાનું વિધાન છે તથા સોમરસ પીવાનો નિષેધ છે કારણ કે

श्रुतिः—'न्यग्रोधस्त्रिभिराहृत्य ताः संपिष्य दधन्युपमृज्य तमस्मै भक्षं संप्रयच्छेन्न सोमम्' इति॥ २९॥

તે અનુસાર શ્રુતિ છે— 'વડનાં (ગોળી જેવાં) ફળો (ટિટા) લાવીને, તેમને પીસીને દહીંમાં લસોટીને 'ફલચમસ્' નામના આ ખાદ્યને તે (ક્ષત્રિય, વૈશ્ય)ને આપવા જોઈએ પણ સોમરસ ન આપવો જોઈએ. ॥ ૨૯ ॥

**अथ च यस्त्विह वा आत्मसंभावनेन स्वयमधमो जन्मतपोविद्याचारवर्णाश्रमवतो वरीयसो न बहु मन्येत स मृतक एव मृत्वा क्षारकर्दमे निरयेऽवाक्शिरा निपातितो दुरन्ता यातना ह्यश्नुते॥ ३०॥**

स पूर्वमपि मृतक एव सन् मृत्वा॥ ३०॥

તેમ જ આ લોકમાં જે મનુષ્ય પોતે અધમ (હોવા છતાં) પોતાને શ્રેષ્ઠ માનવાથી જન્મ, તપ, વિદ્યા, આચાર, વર્ણ તથા આશ્રમમાં પોતાનાથી શ્રેષ્ઠ મનુષ્યોને બહુમાન આપતો નથી, એવો (પહેલેથી જ જીવતો) મૂએલો, મૃત્યુ પામીને 'ક્ષારકર્દમ' નરકમાં ઊંધે માથે નાખવામાં આવેલો તે દુરંત યાતના જ ભોગવે છે. ॥ ૩૦ ॥

તે પહેલેથી જ મરી ગયેલો હોઈ મૃત્યુ પામીને ॥ ૩૦ ॥

**ये त्विह वै पुरुषाः पुरुषमेधेन यजन्ते याश्च स्त्रियो नृपशून्खादन्ति तांश्च ते पशव इव निहता यमसदने यातयन्तो रक्षोगणाः सौनिका इव स्वधितिनाऽवदायासृक् पिबन्ति नृत्यन्ति च गायन्ति च हृष्यमाणा यथेह पुरुषादाः॥ ३१॥**

पुरुषस्य मेधेन हिंसया भैरवादीन्यजन्ते। याश्च स्त्रियो नरमांसं भक्षयन्ति। कामरूपा रक्षोगणा भूत्वा यथेह ते पुरुषादाः सन्तः पूर्वमनृत्यन्त तद्वत्॥ ३१॥

આ લોકમાં જે મનુષ્યો નરમેધાદિથી (પુરુષની હિંસાથી મલિન દેવોનું) યજન કરે છે અને જે સ્ત્રીઓ પુરુષરૂપી પશુને ખાય છે, તેઓને યમસદનમાં (રક્ષોગણ નરકમાં), પૂર્વે પશુઓની જેમ મારી નાખેલા પુરુષો જ રાક્ષસો બનીને દુઃખ દેતા કસાઈઓની જેમ પોતાનાં શસ્ત્રો વડે કાપીને હરખાતા, તેમનાં લોહી પીએ છે, નાચે છે અને ગાય છે, જેમ આ લોકમાં માંસભક્ષી પુરુષો તે તે પુરુષોના માંસ ખાઈને હરખાતા હતા તેમ! ॥ ૩૧ ॥

(જેઓ) પુરુષની **'मेधेन'** હિંસાથી ભૈરવ વગેરે (મલિન દેવો)નું યજન કરે છે તથા જે સ્ત્રીઓ માણસનું માંસ ખાય છે. ઈચ્છાનુસાર રાક્ષસો બની આ લોકમાં જે રીતે તેઓ મનુષ્યભક્ષી થઈને પૂર્વે નાચ્યા હતા તેવી રીતે ॥ ૩૧ ॥

**ये त्विह वा अनागसोऽरण्ये ग्रामे वा वैश्रम्भकैरुपसृतानुपविश्रम्भय्य जिजीविषून् शूलसूत्रादिषूपप्रोतान् क्रीडनकतया यातयन्ति तेऽपि च प्रेत्य यमयातनासु शूलादिषु प्रोतात्मानः क्षुत्तृड्भ्यां चाभिहताः कङ्कवटादि- भिश्चेतस्ततस्तिग्मतुण्डैराहन्यमाना आत्मशमलं स्मरन्ति॥ ३२॥**

આ લોકમાં જે મનુષ્યો વનમાં કે ગામમાં, વિશ્વાસ પડે તેવા ઉપાયોથી નજીક આવેલાં, જીવવાની ઈચ્છાવાળાં નિર્દોષ પ્રાણીઓને વિશ્વાસ પ્રાપ્ત કરાવી કાંટે વીંધાયેલાં અને દોરડે બંધાયેલાં એવાં તેમને રમકડાં હોય તેમ યાતના આપે છે, તેઓ પણ મૃત્યુ પામીને, યમયાતનાના સમયે શૂળી વગેરેમાં પરોવાતા, ભૂખ-તરસથી પીડાતા, કંક, વટ વગરે પક્ષીઓની તીક્ષ્ણ ચાંચોથી ચોતરફ ઘવાતા, પોતાના પાપને યાદ કરે છે. ॥ ૩૨ ॥

वैश्रम्भकैर्विश्वासोपायैः। उपविश्रम्भय्य विश्वास्य॥ ३२॥

**ये त्विह वै भूतान्युद्वेजयन्ति नरा उल्बणस्वभावा यथा दन्दशूकास्तेऽपि प्रेत्य नरके दन्दशूकाख्ये निपतन्ति यत्र नृप दन्दशूकाः पञ्चमुखाः सप्तमुखा उपसृत्य ग्रसन्ति यथा बिलेशयान्॥ ३३॥**

बिलेशयान् मूषकान्॥ ३३॥

**ये त्विह वा अन्धावटकुसूलगुहादिषु भूतानि निरुन्धन्ति तथाऽमुत्र तेष्वेवोपवेश्य सगरेण वह्निना धूमेन निरुन्धन्ति॥ ३४॥**

सगरेण सविषेण॥ ३४॥

**यस्त्विह वा अतिथीनभ्यागतान्वा गृहपतिरसकृदुपगतमन्युर्दिधक्षुरिव पापेन चक्षुषा निरीक्षते तस्य चापि निरये पापदृष्टेरक्षिणी वज्रतुण्डा गृध्राः कङ्ककाकवटादयः प्रसह्यो-रुबलादुत्पाटयन्ति॥ ३५॥**

अतिथयोऽज्ञातपूर्वा अभ्यागता ज्ञातपूर्वास्तान्। पापेन वक्रीकृतेन॥ ३५॥

**यस्त्विह वा आढ्याभिमतिरहंकृतिस्तिर्य-क्प्रेक्षणः सर्वतोऽभिविशङ्की अर्थव्ययनाश-चिन्तया परिशुष्यमाणहृदयवदनो निर्वृति-मनवगतो ग्रह इवार्थमभिरक्षति स चापि प्रेत्य तदुत्पादनोत्कर्षणसंरक्षणशमलग्रहः सूचीमुखे नरके निपतति यत्र ह वित्तग्रहं पापपुरुषं धर्मराजपुरुषा वायका इव सर्वतोऽङ्गेषु सूत्रैः परिवयन्ति॥ ३६॥**

**'वैश्रम्भकैः'** વિશ્વાસ પડે તેવા ઉપાયોથી વિશ્વાસ પ્રાપ્ત કરાવી ॥ ૩૨ ॥

સર્પ સમાન ઉગ્ર સ્વભાવવાળા જે મનુષ્યો આ લોકમાં પ્રાણીઓને દુ:ખ દે છે, તેઓ મૃત્યુ પામીને 'દન્દશૂક' નામના નરકમાં પડે છે, કે જ્યાં હે રાજા, પાંચ અને સાત મોઢાંવાળા સર્પો તેમની પાસે આવીને ઉંદરોને ગળે તેમ તેમને ગળી જાય છે. ॥ ૩૩ ॥

**'बिलेशयान्'** દરમાં રહેનારા ઉંદરોની (જેમ)॥ ૩૩ ॥

આ લોકમાં જેઓ પ્રાણીઓને અંધારિયા ખાડામાં, કોઠીઓમાં કે ગુફાઓમાં પૂરે છે, તેમને ત્યાં પરલોકમાં તેવા જ ખાડા વગેરેમાં નાખી ઝેરવાળા અગ્નિના ધૂમાડાથી ગૂંગળાવી નાખે છે. ॥ ૩૪ ॥

**'सगरेण'** ગર સહિતના અગ્નિથી ॥ ૩૪ ॥

આ લોકમાં અતિથિ કે અભ્યાગતની સામે જે ગૃહસ્થાશ્રમી બાળવા ઈચ્છતો હોય તેમ ક્રોધાયમાન થઈ વારંવાર કરડી નજરથી જુએ છે તે પાપી દૃષ્ટિવાળા મનુષ્યનાં બંને નેત્રોને ('પર્યાવર્તન' નામના) નરકમાં વજ્ર જેવાં મુખવાળાં ગીધ, કંક, કાગડા અને વટાદિ પક્ષીઓ બળજબરીથી પરાણે ઉખાડી નાખે છે. ॥ ૩૫ ॥

**'अतिथयः'** પહેલેથી જાણ ન હોય તે રીતે ઘરમાં આવે તે અતિથિઓ છે. **'अभ्यागताः'** પહેલેથી જાણ હોય તે રીતે ઘરમાં આવનાર અભ્યાગત છે. **'पापेन'** વક્ર કે કરડી (નજરથી) ॥ ૩૫ ॥

આ લોકમાં જે મનુષ્ય ધનનું અભિમાન કરનારો છે, હું શ્રેષ્ઠ છું એમ માનનારો છે, ત્રાંસી નજરે જોનારો છે, સર્વ ઉપર શંકા કરનારો છે, ધનના ખર્ચ તથા નાશની ચિંતાથી સુકાઈ જતા હૃદય અને મુખવાળો છે, શાંતિથી રહિત થયેલો છે, જે યક્ષની જેમ ધનની રક્ષા કરે છે, તે મનુષ્ય પણ મૃત્યુ પામીને, ધનનું ઉપાર્જન કરવાથી, વધારવાથી તેમ જ રક્ષા કરવાથી થતા પાપને ગ્રહણ કરનારો થઈ 'સૂચીમુખ' નરકમાં પડે છે, કે જ્યાં અર્થપિશાચ પાપાત્માને ધર્મરાજાના સેવકો દરજીઓની જેમ બધાં અંગોમાં દોરાઓ વડે સીવે છે. ॥ ૩૬ ॥

आढ्याभिमतिर्धनगर्वितः। अहंकृतिः श्रेष्ठोऽहमिति मानी। तिर्यक् प्रेक्षणं यस्य। सर्वतो गुर्वादेरपि धनं चोरयिष्यन्तीति विशङ्कमानः। परिशुष्यमाणं हृदयं वदनं च यस्य। अनवगतोऽप्राप्तः। तस्यार्थस्योत्पादनादिभिः शमलं गृह्णातीति तथा। परिवयन्ति सूत्रप्रोतं कुर्वन्ति॥ ३६॥

**'आढ्याभिमतिः'** ધનનું અભિમાન કરનારો, **'अहङ्कृतिः'** હું શ્રેષ્ઠ છું એમ માનનારો, ત્રાંસી દૃષ્ટિ છે જેની, **'सर्वतः'** સર્વ ઉપર, ગુરુ વગેરે ઉપર પણ ધન ચોરી લેશે તેવી શંકા કરતો, સુકાઈ ગયાં છે હૃદય અને મુખ જેનાં, **'अनवगतः'** અપ્રાપ્ત એવા તે ધનના ઉપાર્જનાદિથી થતું પાપ ગ્રહણ કરે છે તેવા તેને, **'परिवयन्ति'** દોરાઓથી સીવે છે. ॥ ૩૬ ॥

**एवंविधा नरका यमालये सन्ति शतशः सहस्रशस्तेषु सर्वेषु च सर्व एवाधर्मवर्तिनो ये केचिदिहोदिता अनुदिताश्चावनिपते पर्यायेण विशन्ति तथैव धर्मानुवर्तिन इतरत्र इह तु पुनर्भवे त उभयशेषाभ्यां निविशन्ति॥ ३७॥**

આ પ્રકારનાં સેંકડો અને હજારો નરકો યમસદનમાં છે. કેટલાંક જે અહીં વર્ણવેલાં છે અને વર્ણવેલાં નથી, તે સર્વમાં અધર્મપરાયણ મનુષ્યો કર્મના ક્રમ પ્રમાણે પ્રવેશે છે. તે જ રીતે હે અવનિપતિ, ધર્મને અનુસરનારા મનુષ્યો સ્વર્ગાદિ બીજા લોકમાં જાય છે. (આ પ્રમાણે નરક અને સ્વર્ગના ભોગથી જ્યારે અધિકાંશ પાપ અને પુણ્ય ક્ષીણ થઈ જાય છે, ત્યારે ધર્મ અને અધર્મ) બંનેમાં શેષ રહેલાં પુણ્ય-પાપરૂપ કર્મોને કારણે તેઓ ફરી આ લોકમાં જન્મ લેવા માટે પાછા ફરે છે. ॥ ૩૭ ॥

इतरत्र स्वर्गादौ। इह मर्त्यलोके पुनर्भवे पुनर्जन्मनिमित्तम्। उभयोर्धर्माधर्मयोः शेषाभ्याम् ॥ ३७॥

**'इतरत्र'** બીજા સ્વર્ગાદિ લોકમાં, **'इह'** અહીં મૃત્યુલોકમાં **'पुनर्भवे'** ફરી જન્મ લેવા માટે **'उभयोः'** બંને ધર્મ અને અધર્મમાં શેષ રહેલાં પુણ્ય-પાપરૂપ કર્મોને કારણે ॥૩૭॥

**निवृत्तिलक्षणमार्ग आदावेव व्याख्यातः एतावानेवाण्डकोशो यश्चतुर्दशधा पुराणेषु विकल्पित उपगीयते यत्तद्भगवतो नारायणस्य साक्षान्महापुरुषस्य स्थविष्ठं रूपमात्ममाया-गुणमयमनुवर्णितमादृतः पठति शृणोति श्रावयति स उपगेयं भगवतः परमात्मनोऽ-ग्राह्यमपि श्रद्धाभक्तिविशुद्धबुद्धिर्वेद॥ ३८॥**

નિવૃત્તિધર્મનો માર્ગ પહેલાં જ વર્ણવાયો છે. પુરાણોમાં જેને ચૌદ ભુવનરૂપે વર્ણવવામાં આવ્યો છે એવો, (ભગવાન દ્વારા) રચાયેલો બ્રહ્માંડકોશ આટલો જ છે. સાક્ષાત્ મહાપુરુષ ભગવાન નારાયણનું, પોતાની માયાના ગુણોથી યુક્ત એવું જે અત્યંત સ્થૂળ રૂપ વર્ણવવામાં આવ્યું, તેનો જે મનુષ્ય આદરયુક્ત થઈ પાઠ કરે છે, શ્રવણ કરે છે અને શ્રવણ કરાવે છે, તે શ્રદ્ધા અને ભક્તિથી વિશુદ્ધ થયેલી બુદ્ધિવાળો મનુષ્ય ભગવાન પરમાત્માના ઉપનિષદોએ વર્ણવેલા (મન અને બુદ્ધિની પહોંચની બહાર એવા) અગ્રાહ્ય (નિર્ગુણ) સ્વરૂપને પણ જાણી શકે છે. ॥ ૩૮ ॥

आदावेव द्वितीयस्कन्धे 'वैश्वानरं याति' इत्यादिना। उपगेयमौपनिषदं रूपम्। श्रद्धाभक्तिभ्यां विशुद्धा बुद्धिर्यस्य॥ ३८॥

પહેલાં જ દ્વિતીય સ્કંધમાં **'વૈશ્વાનરં યાતિ'** (શ્રીમદ્ ભા.૨/૨/૨૪) વગેરે દ્વારા વર્ણવાયેલ છે. **'उपगेयम्'** ઉપનિષદોએ વર્ણવેલા રૂપને– શ્રદ્ધા અને ભક્તિથી વિશુદ્ધ થઈ છે બુદ્ધિ જેની ॥ ૩૮ ॥

**श्रुत्वा स्थूलं यथा सूक्ष्मं रूपं भगवतो यतिः।**
**स्थूले निर्जितमात्मानं शनैः सूक्ष्मं धिया नयेदिति॥ ३९**

ભગવાનના સ્થૂળ રૂપનું યથાવત્ શ્રવણ કરી, તે રીતે સૂક્ષ્મરૂપનું શ્રવણ કરી, સ્થૂળ સ્વરૂપમાં સ્થિર થયેલા મનને (યત્નવાન્) યતિ ધીમે ધીમે બુદ્ધિપૂર્વક સૂક્ષ્મ સ્વરૂપમાં લગાવી દે. ॥ ૩૯ ॥

यथा यथावच्छ्रुत्वा॥ ३९॥

**'यथा'** યથાવત્ શ્રવણ કરીને ॥ ૩૯ ॥

**भूद्वीपवर्षसरिदद्रिनभःसमुद्र-**
**पातालदिङ्नरकभागणलोकसंस्था।**
**गीता मया तव नृपाद्भुतमीश्वरस्य**
**स्थूलं वपुः सकलजीवनिकायधाम॥ ४०**

હે નૃપ, પૃથ્વી-દ્વીપ-ખંડ-નદી-પર્વત-આકાશ-સમુદ્ર-પાતાળ-દિશા-નરક-નક્ષત્રગણ તથા લોક (ચૌદ ભુવન)ની રચના મારા દ્વારા તમને કહેવામાં આવી, તે આ સકળ જીવસમૂહના આશ્રયરૂપ ઈશ્વરનું અદ્‌ભુત સ્થૂળ વપુ(શરીર)રૂપ છે. ॥ ૪૦ ॥

कथंभूता संस्था। सकलानां जीवनिकायानां धाम आश्रयभूतं वपुः॥ ४०॥

કેવી રચના છે? સર્વ જીવસમૂહના **'धाम'** આશ્રયરૂપ ઈશ્વરના સ્થૂળ શરીરરૂપ રચના ॥ ૪૦ ॥

पञ्चमस्कन्धसंबन्धिपदभावार्थदीपनैः ।
प्रीयतां परमानन्दनृहरिर्बालभाषितैः॥ १

પંચમસ્કંધના સંબંધવાળાં પદોના ભાવાર્થનો પ્રકાશ કરનારી બાળવાણી દ્વારા પરમાનંદરૂપ ભગવાન શ્રીનરહરિ પ્રસન્ન થાઓ! ॥ ૧ ॥

इति श्रीमद्भागवते महापुराणे वैयासिक्यामष्टादशसाहस्र्यां पारमहंस्यां संहितायां पञ्चमस्कन्धे नरकानुवर्णनं नाम षड्विंशतितमोऽध्यायः॥ २६॥

इति श्रीमद्भागवते महापुराणे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां पञ्चमस्कन्धटीकायां षड्विंशतितमोऽध्यायः॥२६॥

*****

**॥ समाप्तोऽयं पञ्चमः स्कन्धः॥**

**श्रीकृष्णार्पणमस्तु।**

*****

॥ ॐ नमो भगवते वासुदेवाय ॥

# श्रीमद्भागवतमहापुराणम्

## षष्ठः स्कन्धः

### अथ प्रथमोऽध्यायः

અજામિલ ઉપાખ્યાનનો પ્રારંભ

**॥ श्रीगणेशाय नमः ॥**

पुण्यारण्ये नृसिंहैकनामसिंहो विराजते।
यन्नादतः पलायन्ते महाकल्मषकुञ्जराः ॥ १ ॥

विसर्गसंभवान्जीवान्स्वमर्यादासु संस्थितान्।
विष्णुः पात्यखिलै रूपैरित्येवं पञ्चमे स्थितम् ॥ २ ॥

अध्यायैकोनविंशत्या षष्ठे पोषणमुच्यते।
अतिलङ्घितमर्यादभक्तरक्षणलक्षणम् ॥ ३ ॥

अजामिलो मनुष्येषु महापापो यथाऽवितः।
विश्वरूपादिघाती च यथा देवेषु वासवः ॥ ४ ॥

अजामिलस्य भक्तत्वं विष्णुदूतैर्निरूपितम्।
सङ्केतभगवन्नामपुत्रस्नेहानुषङ्गजम् ॥ ५ ॥

इन्द्रोऽपि भगवद्भक्तः सख्येनोपेन्द्रसेवकः।
तदधीनसुरैश्वर्यशत्रुनिर्जयजीवितः ॥ ६ ॥

**શ્રીગણેશજીને નમસ્કાર,**

જેના ઉચ્ચારણથી (બ્રહ્મહત્યાદિ) મહાપાપરૂપ હાથીઓ પલાયન થઈ જાય છે તેવો 'નરસિંહ' એવો મુખ્ય નામરૂપ સિંહ (વૃક્ષોરૂપી તીર્થયાત્રા, દાન, જપ વગેરે) પુણ્યોના વનમાં વિરાજમાન છે. ॥ ૧ ॥

વિસર્ગ (અર્થાત્ બ્રહ્માજીની સૃષ્ટિ)માં જન્મેલા (તેમ જ પૃથ્વી, પાતાળ અને સ્વર્ગ– એમ) પોતપોતાની મર્યાદામાં રહેલા જીવોને ભગવાન વિષ્ણુ પોતાનાં અખિલ રૂપોથી રક્ષે છે, એમ પાંચમા સ્કંધમાં નિશ્ચિત કરેલું છે. ॥ ૨ ॥

(સ્વધર્મમાં સ્થિતિરૂપ) મર્યાદાનું અત્યંત અતિક્રમણ કરનાર ભક્તનું રક્ષણ (કરવા)રૂપ લક્ષણવાળું 'પોષણ' છઠ્ઠા સ્કંધમાં ઓગણીસ અધ્યાયો દ્વારા કહેવામાં આવે છે. ॥ ૩ ॥

મનુષ્યોમાં મહાપાપી અજામિલ જેવી રીતે રક્ષવામાં આવ્યો તથા દેવોમાં વિશ્વરૂપ વગેરેને મારનાર ઈન્દ્ર જેવી રીતે રક્ષવામાં આવ્યો. ॥ ૪ ॥

સંકેતમાં (અજાણતાં બોલાઈ ગયેલા) ભગવાનના નામવાળા પુત્ર (નારાયણ) પ્રત્યેના સ્નેહના સંબંધને કારણે ઉત્પન્ન થયેલા અજામિલનું ભક્તત્વ વિષ્ણુદૂતો દ્વારા વર્ણવવામાં આવ્યું છે. ॥ ૫ ॥

તે ઉપેન્દ્રને અધીન એવું દેવોનું ઐશ્વર્ય અને શત્રુઓની હાર તે બંને અપાવવા દ્વારા જેનું પાલન કરવામાં આવ્યું છે, તે ઈન્દ્ર પણ ભગવાનનો ભક્ત છે અને ભ્રાતૃભાવથી વામન ભગવાનનો સેવક છે. ॥ ૬ ॥

तत्रादौ त्रिभिरध्यायैरजामिलकथोच्यते।
विश्वरूपकथा षड्भिरिन्द्रदोषोक्तये ततः॥७॥

તેમાં (છઠ્ઠા સ્કંધના ઓગણીસ અધ્યાયોમાં) પ્રથમ ત્રણ અધ્યાયો દ્વારા અજામિલની કથા અને ત્યાર પછી છ અધ્યાયો દ્વારા ઈન્દ્રના દોષો કહેવા માટે વિશ્વરૂપની કથા કહેવામાં આવે છે.॥૭॥

इन्द्रस्यैव तु दोषोक्त्यै वृत्राख्यानं ततोऽष्टभिः।
द्वाभ्यां च मरुदाख्यानमेवं प्रकरणक्रमः॥८॥

ત્યાર પછી ઈન્દ્રના જ દોષોના કથન માટે આઠ અધ્યાયો વડે વૃત્રાસુરનું આખ્યાન અને બે અધ્યાયો વડે 'મરુદાખ્યાન' (કહેવામાં આવે છે), એમ પ્રકરણોનો ક્રમ છે.॥૮॥

तत्रादौ प्रथमे विष्णोर्दूतैः पातकिमोचने।
तत्पापख्यापनायोक्तं याम्यैर्धर्मादिलक्षणम्॥९॥

તેમાં પહેલાં, (ત્રણ અધ્યાયોમાંના) પ્રથમ અધ્યાયમાં વિષ્ણુદૂતો દ્વારા પાપી (અજામિલ) ને છોડાવવામાં આવે છે, ત્યારે તેનું પાપ જણાવવા માટે યમદૂતો દ્વારા ધર્માદિનું લક્ષણ કહેવામાં આવ્યું છે.॥૯॥

अथ षष्ठस्कन्धो व्याख्यायते।

હવે છઠ્ઠા સ્કંધની વ્યાખ્યા કરવામાં આવે છે.

पूर्वोक्तानुवादपूर्वकं निरंतरोक्तनरक-परिहारोपायं पृच्छति—**निवृत्तिमार्ग** इति षड्भिः।

પ્રથમ કહેલાને ફરીથી પ્રસ્તુત કરીને આગળના (પાંચમા સ્કંધમાં જ) જણાવેલા નરકથી છૂટવાનો ઉપાય રાજા પરીક્ષિત છ શ્લોકો વડે પૂછે છે— **निवृत्तिमार्ग इति।**

**राजोवाच**

**निवृत्तिमार्गः कथित आदौ भगवता यथा।**
**क्रमयोगोपलब्धेन ब्रह्मणा यदसंसृतिः॥१**

રાજા બોલ્યા – આપ ભગવાન દ્વારા નિવૃત્તિમાર્ગનું વર્ણન પૂર્વે (દ્વિતીય સ્કંધમાં) યથાવત્ કરવામાં આવ્યું કે અર્ચિ વગેરે જે માર્ગની પ્રાપ્તિ દ્વારા (જીવ) બ્રહ્મલોકમાં પહોંચે છે, તે માર્ગ દ્વારા બ્રહ્માજી સાથે મોક્ષ પામે છે.॥૧॥

आदौ द्वितीयस्कन्धे 'वैश्वानरं याती' त्यादिना। भगवता त्वया। यथा यथावत्। यद्येन मार्गेण। क्रमेण योगोऽर्चिरादिप्राप्तिस्तेनोपलब्धो ब्रह्मा तेन सहासंसृतिर्मोक्षो भवति।

**'आदौ'** પૂર્વે બીજા સ્કંધમાં **'वैश्वानरं याति।'** (શ્રીમદ્ ભા.૨/૨/૨૪) વગેરે દ્વારા **'भगवता'** આપ ભગવાન શુકદેવજી દ્વારા **'यथा'** યથાવત્ **'यत्'** જે માર્ગ વડે– ક્રમથી **'योगः'** અર્ચિ વગેરે માર્ગની પ્રાપ્તિ, તેના દ્વારા બ્રહ્માજીની પ્રાપ્તિ અને તે બ્રહ્માજી સાથે **'असंसृतिः'** મોક્ષ થાય છે.

'ब्रह्मणा सह ते सर्वे संप्राप्ते प्रतिसञ्चरे।
परस्यान्ते कृतात्मानः प्रविशन्ति परं पदम्॥'
इति वचनात्॥ १॥

**प्रवृत्तिलक्षणश्चैव त्रैगुण्यविषयो मुने।**
**योऽसावलीनप्रकृतेर्गुणसर्गः पुनः पुनः॥ २**

त्रैगुण्यं स्वर्गादिसुखं तदेव विषयः प्राप्यं यस्य। न लीना प्रकृतिर्यस्य तस्य पुंसः। पुनः पुनर्गुणसर्गो भोगार्थं देहारम्भरूपो यो मार्गः स च कथितस्तृतीये 'दक्षिणेन पथाऽर्यम्णः पितृलोकं व्रजन्ति ते।' इत्यादिना॥ २॥

**अधर्मलक्षणा नाना नरकाश्चानुवर्णिताः।**
**मन्वन्तरश्च व्याख्यात आद्यः स्वायम्भुवो यतः॥ ३**

अनुवर्णिता निरंतराध्याये। व्याख्यातश्चतुर्थस्यादौ। यतो यस्मिन्॥ ३॥

**प्रियव्रतोत्तानपदोर्वंशस्तच्चरितानि च।**
**द्वीपवर्षसमुद्राद्रिनद्युद्यानवनस्पतीन्॥ ४**

**धरामण्डलसंस्थानं भागलक्षणमानतः।**
**ज्योतिषां विवराणां च यथेदमसृजद्विभुः॥ ५**

'પરમ પુરુષ (બ્રહ્માજી)નો અંત થતાં જ્યારે મહાપ્રલય થાય છે, ત્યારે તે સર્વ પુણ્યશાળી જીવો બ્રહ્માજીની સાથે શ્રેષ્ઠ સ્થાનમાં (પરમપદમાં) પ્રવેશ કરે છે.' કારણ કે એમ કહેવામાં આવ્યું છે.॥ ૧॥

હે મુનિ, જેની અવિદ્યા નિવૃત્ત નથી થઈ તેવા (જીવાત્મા)ને ભોગ માટે વારંવાર દેહના આરંભરૂપ (દેહપ્રાપ્તિ કરવારૂપ) પ્રવૃત્તિલક્ષણવાળો, સ્વર્ગાદિ લોકનું ત્રિગુણાત્મક સુખ જ જેનો વિષય છે (અર્થાત્ પ્રાપ્તવ્ય છે) તેવો માર્ગ છે, તે પણ આપે (ત્રીજા સ્કંધમાં કહ્યો).॥ ૨॥

**'त्रैगुण्यम्'** સ્વર્ગાદિ લોકનું ત્રિગુણાત્મક સુખ એ જ જેનો વિષય છે (અર્થાત્ પ્રાપ્તવ્ય છે). જેની પ્રકૃતિ નિવૃત્ત થઈ નથી તે પુરુષનો વારંવાર **'गुणसर्गः'** દેહના આરંભરૂપ (દેહ પ્રાપ્ત કરવારૂપ) જે માર્ગ છે, તે પણ ત્રીજા સ્કંધમાં કહેવામાં આવ્યો. '(મૃત્યુ પછી સૂર્યથી) દક્ષિણાયનના માર્ગે થઈ તેઓ અર્યમાના પિતૃલોકમાં જાય છે.' (શ્રીમદ્ ભા.૩/૩૨/૨૦) વગેરે દ્વારા.॥ ૨॥

અધર્મ જેઓનું લક્ષણ છે તેવાં અનેક પ્રકારનાં નરકો પણ (આપના દ્વારા પૂર્વ સ્કંધમાં) વર્ણવાયાં તથા જેમાં સ્વાયંભુવ મનુ પ્રથમ થયા છે તે મન્વન્તરનું પણ વર્ણન કરવામાં આવ્યું.॥ ૩॥

આ પહેલાના અધ્યાયમાં (નરકો) વર્ણવાયાં. ચતુર્થ સ્કંધની શરૂઆતમાં મન્વન્તર વર્ણવાયું **'यतः'** જેમાં (સ્વાયંભુવ મનુ પ્રથમ થયા.)॥ ૩॥

વળી, પ્રિયવ્રત અને ઉત્તાનપાદના વંશ તથા તેમનાં ચરિત્રો (આપે કહ્યાં), તેમ જ દ્વીપ, વર્ષ, સમુદ્ર, પર્વત, નદી, ઉદ્યાન તથા વનસ્પતિને વિભાગ, લક્ષણ, માપ પ્રમાણે ભૂમંડળની, જ્યોતિષ્ ચક્રની અને (સપ્ત) ભૂવિવરોની આ સ્થિતિ ભગવાને જે પ્રમાણે રચી છે (તે આપે મને કહી).॥ ૪॥ ૫॥

द्वीपादीन् भागतो लक्षणतो मानतश्च। धरामण्डलस्य संस्थानं ज्योतिषां विवराणां चेदं संस्थानं विभुर्यथाऽसृजत्तथा व्याख्यातमित्यर्थः ॥ ४ ॥ ५ ॥

**अधुनेह महाभाग यथैव नरकान्नरः।**
**नानोग्रयातनान्नेयात्तन्मे व्याख्यातुमर्हसि ॥ ६**

नाना उग्रा यातना येषु तान्नरकान् यथा येनोपायेन इयान्न गच्छेत्तन्मेऽधुना व्याख्यातुमर्हसि ॥ ६ ॥

तत्र तावन्मन्वाद्युक्तं प्रायश्चित्तं विना नरका दुर्निवारा इत्याह—**न चेदिति** द्वाभ्याम्।

**श्रीशुक उवाच**

**न चेदिहैवापचितिं यथांहसः**
**कृतस्य कुर्यान्मनउक्तिपाणिभिः।**
**ध्रुवं स वै प्रेत्य नरकानुपैति**
**ये कीर्तिता मे भवतस्तिग्मयातनाः ॥ ७**

मनउक्तिपाणिभिर्मनोवाक्कायैः कृतस्यांहसस्तैरेवेहैवापचितिं प्रायश्चित्तं न कुर्याच्चेत्तर्हि स पुरुषः प्रेत्य मृत्वा नरकान् ध्रुवमुपैति। मे मया ये भवतः कीर्तिताः। तिग्मा दारुणा यातना येषु तान् ॥ ७ ॥

**विजय.**—न चेदिहावेदीन्महती विनष्टिः (केन. २/५) इति श्रुत्यर्थं पश्यन्प्रवक्ति न चेदिति।

દ્વીપો વગેરેને વિભાગ, લક્ષણ, માપ પ્રમાણે કહ્યાં. ભૂમંડળની સ્થિતિ, જ્યોતિશ્ચક્રો અને પાતાળોની જે આ સ્થિતિ ભગવાને જેમ રચી છે તેમ કહેવામાં આવી છે, એમ અર્થ છે. ॥ ૪ ॥ ૫ ॥

હે મહાભાગ્યવાન (મુનિવર), આ જીવસમૂહમાં મનુષ્ય જે (અચૂક સાધન કરવા)થી અનેક પ્રકારની ભયંકર યાતનાઓ જેમાં છે તે નરકોને ન પામે, તે હવે આપ મને કહો. ॥ ૬ ॥

અનેક પ્રકારની ભયંકર યાતનાઓ જેમાં છે તે નરકોને **'यथा'** જે સાધનથી મનુષ્ય **'इयात्-न'** ન પામે, તે મને હવે આપ કહેવા યોગ્ય છો. ॥ ૬ ॥

પ્રથમ તો તેમાં મનુ વગેરે (મહર્ષિઓ) દ્વારા જણાવાયેલ પ્રાયશ્ચિત્ત ન કરવામાં આવે તો નરકોનાં દુઃખો ટાળવાં મુશ્કેલ છે, એમ બે શ્લોકો વડે કહે છે— **'न च इति।'**

શ્રીશુકદેવજી બોલ્યા – (મનુષ્ય) જો મન, વચન અને હાથ (કાયા) દ્વારા કરેલાં પાપોનું પ્રાયશ્ચિત્ત આ જન્મમાં જ ન કરે, તો તે મૃત્યુ પામીને મારા દ્વારા આપને જે દારુણ યાતનાઓ વર્ણવવામાં આવી હતી, (તે દારુણ યાતનાઓ જેમાં છે) તે નરકોને અવશ્ય પ્રાપ્ત કરે છે. ॥ ૭ ॥

મનુષ્ય મન, વચન અને કાયાથી કરેલાં પાપોનું તે (મન, વચન અને કાયા) દ્વારા અહીં જ **'अपचितिम्'** પ્રાયશ્ચિત્ત જો ન કરે, તો તે મનુષ્ય **'प्रेत्य'** મૃત્યુ પામીને નરકોને અવશ્ય પ્રાપ્ત કરે છે. **'मे'** મારા દ્વારા આપની સમક્ષ વર્ણવવામાં આવેલી **'तिग्माः'** દારુણ યાતનાઓ જેમાં છે તે (નરકોને પામે છે). ॥ ૭ ॥

'જો આ જન્મમાં (બ્રહ્મને) જાણવામાં ન આવે તો બહુ મોટો વિનાશ છે.' એમ શ્રુતિનો અર્થ જોતાં ઋષિ કહે છે.

**वंशीधरी—**मानसस्यांहसो मानसं प्रायश्चित्तमीश्वरध्यानादि। वाचिकस्य वाचिकं नामोच्चारणादि। कायिकस्योपवासादि। पाणिपदेनेह देहो लक्ष्यत इति।

માનસિક પાપનું ઈશ્વરધ્યાન વગેરે માનસિક પ્રાયશ્ચિત્ત છે, વાણીના પાપનું ભગવન્નામોચ્ચારણાદિ વાચિક પ્રાયશ્ચિત્ત છે તથા શારીરિક પાપનું ઉપવાસાદિ પ્રાયશ્ચિત્ત છે. '**पाणिः**' શબ્દનો અર્થ અહીં દેહ છે.

**तस्मात्पुरैवाश्विह पापनिष्कृतौ**
**यतेत मृत्योरविपद्यताऽऽत्मना।**
**दोषस्य दृष्ट्वा गुरुलाघवं यथा**
**भिषक् चिकित्सेत रुजां निदानवित्॥ ८**

તેથી આ લોકમાં મૃત્યુ પહેલાં જ (ઘડપણ તથા રોગાદિને કારણે વ્રતાદિ કરવા અસમર્થ ન થાય તેવા) ક્ષીણ ન થતા શરીર દ્વારા જેમ રોગોના નિદાનને જાણનાર વૈદ્ય દોષની ગુરુતા, લઘુતા જોઈને ચિકિત્સા કરે, તેમ પાપોની ગુરુતા, લઘુતા વિચારીને પ્રાયશ્ચિત્ત કરવા માટે શીઘ્ર પ્રયત્ન કરવો જોઈએ.॥ ૮ ॥

यस्मादेवं तस्मात्पापस्य प्रायश्चित्ते यतेत। कदा। मृत्योः पुरैव। तत्रापि अविपद्यता अक्षीयमाणेनात्मना देहेन। यद्वा अविपत् विपत्तिरहितो यावत्। यतात्मना संयतेन मनसा। तत्राप्याशु। अन्यथा 'अतीव चिरकाले तु द्विगुणं व्रतमर्हति' इति द्वैगुण्यापत्तेः। तत्र च पापस्य महत्त्वमल्पत्वं चावेक्ष्य तदनुरूपे प्रायश्चित्ते यतेत। रुजां रोगाणां निदानवित् यथा वैद्यस्तदनुरूपं चिकित्सेत तद्वत्॥ ८॥

આમ, (પાપનું પ્રાયશ્ચિત્ત ન કરવામાં આવે તો દારુણ વેદનાવાળાં નરકો ભોગવવા પડે એમ) હોવાથી પાપના પ્રાયશ્ચિત્ત માટે પ્રયત્ન કરવો જોઈએ. ક્યારે? મરણ થાય તેની પહેલાં જ. (અને) તેમાં પણ '**अविपद्यता**' (ઘડપણ તથા રોગાદિને કારણે વ્રતાદિ કરવા અસમર્થ ન થઈ જાય તેવા) ક્ષીણ ન થતા '**आत्मना**' શરીર દ્વારા અથવા '**अविपत्**' જ્યાં સુધી શરીર વિપત્તિ રહિત છે ત્યાં સુધી '**यत-आत्मना**' સાવધાન મનથી (અને) તેમાં પણ શીઘ્ર (પ્રાયશ્ચિત્ત) કરવું જોઈએ. નહીં તો 'ઘણા લાંબા સમય પછી કરવામાં આવેલા પ્રાયશ્ચિત્ત માટે બમણું વ્રત કરવું જોઈએ.' એમ બમણું પ્રાયશ્ચિત્ત કરવાનો વખત આવી પડે. તેમાં પણ પાપની ગુરુતા-લઘુતા વિચારીને તેને અનુરૂપ પ્રાયશ્ચિત્ત કરવા માટે પ્રયત્ન કરવો જોઈએ. '**रुजाम्**' રોગોના નિદાનને જાણનાર વૈદ્ય તેને અનુરૂપ ચિકિત્સા કરે તેની જેમ.॥ ૮ ॥

अत्र चोदयति द्वाभ्याम्।

અહીં બે શ્લોકો વડે આક્ષેપ કરે છે.

राजोवाच

**दृष्टश्रुताभ्यां यत्पापं जानन्नप्यात्मनोऽहितम्।**
**करोति भूयो विवशः प्रायश्चित्तमथो कथम्॥ ९**

રાજા બોલ્યા – પ્રત્યક્ષ જોયેલા દંડ અને શાસ્ત્રાદિમાં શ્રવણ કરેલા દંડ દ્વારા પાપને પોતાનું અહિત જાણતો હોવા છતાં પણ (પ્રાયશ્ચિત્ત કર્યા પછી તે પાપની વાસનાઓને અધીન એવો) વિવશ મનુષ્ય જે કારણથી ફરીથી પાપ કરે છે, તે કારણથી પ્રાયશ્ચિત્ત પાપનો નાશ કરનારું કેવી રીતે બને?॥૯॥

दृष्टं राजदण्डादि। श्रुतं नरकपातादि। ताभ्यामात्मनः पापमहितं जानन्नपि भूयः प्रायश्चित्तानन्तरं करोति। अथो अतः कारणाद्द्वादशाब्दादि कथं प्रायश्चित्तम्। तेन समूलस्य दोषस्यानिवृत्तेः। निवृत्तौ वा पुनश्च पापप्ररोहायोगादिति भावः॥ ९॥

**'दृष्टम्'** રાજદંડ વડે પ્રત્યક્ષ જોયેલો દંડ, **'श्रुतम्'** નરકમાં પડવું વગેરે શાસ્ત્રાદિમાં શ્રવણ કરેલો દંડ. તે બંને દ્વારા પાપને પોતાનું અહિત જાણતો હોવા છતાં પ્રાયશ્ચિત્ત કર્યા પછી પણ **'भूयः'** ફરીથી પાપ કરે છે. **'अथो'** તે કારણે બાર વર્ષનું વ્રત વગેરે પ્રાયશ્ચિત્ત પાપનો નાશ કરનારું કેવી રીતે થાય? કારણ કે તેનાથી સમૂળગા દોષની નિવૃત્તિ થતી નથી અથવા સમૂળ (અજ્ઞાન સહિત) પાપ દૂર થયા પછી ફરીથી પાપ સ્ફુરિત થવું અશક્ય છે, એવો ભાવ છે.॥૯॥

**क्वचिन्निवर्ततेऽभद्रात्क्वचिच्चरति तत्पुनः।**
**प्रायश्चित्तमतोऽपार्थं मन्ये कुञ्जरशौचवत्॥ १०**

મનુષ્ય કોઈક વખત (પ્રાયશ્ચિત્ત કરીને) પાપથી અટકી જાય છે, તો ક્યારેક (પ્રાયશ્ચિત્ત કરીને પણ) ફરી પાછો તે જ પાપ આચરે છે. આથી ( જેમ હાથી નાહ્યો હોવા છતાં ધૂળથી પોતાને મલિન કરી નાખે છે તેમ) હાથીસ્નાન જેવું પ્રાયશ્ચિત્ત નિરર્થક છે, એમ મને લાગે છે.॥૧૦॥

किञ्च क्वचित्कदाचिदभद्रात्पापान्निवर्तते। क्वचित्तदेव पुनराचरति। यथा कुञ्जरः स्नातोऽपि रजोभिरात्मानं मलिनी करोति तथा पापस्य पुनर्दुर्निवारत्वेन नरकपातस्यावश्यंभावित्वात् प्रायश्चित्तं व्यर्थमिति मन्ये॥ १०॥

વળી, **'क्वचित्'** ક્યારેક **'अभद्रात्'** પાપથી મનુષ્ય અટકે છે અને ક્યારેક વળી પાછું તે જ પાપ કરે છે. જેમ હાથી નાહ્યો હોવા છતાં ધૂળથી પોતાને મલિન કરી નાખે છે તેમ પાપને ટાળવું મુશ્કેલ છે. તેથી નરકમાં પડવાનું નિશ્ચિત છે તેથી પ્રાયશ્ચિત્ત વ્યર્થ છે, એમ હું માનું છું.॥૧૦॥

परिहरति।

श्रीशुक उवाच

**कर्मणा कर्मनिर्हारो न ह्यात्यन्तिक इष्यते।**
**अविद्वदधिकारित्वात्प्रायश्चित्तं विमर्शनम्॥ ११**

(શંકાનું) નિરાકરણ કરે છે.

શ્રીશુકદેવજી બોલ્યા – (પ્રાયશ્ચિત્તરૂપી) કર્મથી (પાપરૂપી) કર્મનો સમૂળગો નાશ (થાય છે, એમ) માનવામાં આવતો નથી, કારણ કે અજ્ઞાની મનુષ્ય જ (પ્રાયશ્ચિત્ત કર્મનો) અધિકારી છે. (અજ્ઞાની મનુષ્યને માટે જ પ્રાયશ્ચિત્તાદિ છે, એટલે પાપનું સાચું) પ્રાયશ્ચિત્ત તો માત્ર જ્ઞાન જ છે. ॥ ૧૧ ॥

कर्मणा कृच्छ्रादिप्रायश्चित्तेन कर्मणः पापस्य निर्हारो नाश आत्यन्तिकः समूलो न हीष्यते। अविद्वानधिकारी यस्मिंस्तस्य भावस्तत्त्वं तस्मात्। अतोऽविद्याया नाशाभावान्नष्टेऽपि तस्मिन्पापे तत्संस्कारेण पापान्तरस्य पुनः पुनः प्ररोहो भवत्येव। किं तर्हि मुख्यं प्रायश्चित्तं तदाह। प्रायश्चित्तं तु विमर्शनं ज्ञानम्॥ ११॥

'**कर्मणा**' કૃચ્છ્ર, ચાન્દ્રાયણ વગેરે પ્રાયશ્ચિત્ત કર્મથી '**कर्मणः**' પાપરૂપી કર્મનો '**निर्हारः**' નાશ '**आत्यन्तिकः**' (અજ્ઞાનસહિત) સમૂળગો થાય છે, તેમ માનવામાં આવતું નથી જ. જે પ્રાયશ્ચિત્તમાં (આત્મજ્ઞાનરહિત ) અવિદ્વાન અધિકારી છે તે પ્રાયશ્ચિત્તને '**अविद्वदधिकारि**' કહે છે અને તેનો ભાવ (તે પણું) '**अविद्वदधिकारित्वम्**' છે. આથી જ્યાં સુધી અજ્ઞાનનો નાશ નથી થતો (ત્યાં સુધી પ્રાયશ્ચિત્ત દ્વારા પાપનો નાશ થતો નથી). તે પાપ નાશ પામે તો પણ તે પાપના વિષયમાં તે પાપના સંસ્કારથી બીજા પાપનો વારંવાર ઉદ્ભવ થયા જ કરે છે. તો પછી મુખ્ય પ્રાયશ્ચિત્ત કયું છે? તે કહે છે, (સાચું) પ્રાયશ્ચિત્ત તો '**विमर्शनम्**' જ્ઞાન જ છે. ॥ ૧૧ ॥

तत्तु—नित्यमप्रमत्तः शनैर्लभते नान्य इति सदृष्टांतमाह—**नेति**।

પરંતુ નિત્ય સાવધાન થઈ નિયમોનું પાલન કરનાર (મનુષ્ય) તે જ્ઞાનને ધીમે ધીમે પ્રાપ્ત કરે છે, બીજો નહીં, એમ દષ્ટાંતપૂર્વક કહે છે— '**न इति**।'

**नाश्नतः पथ्यमेवान्नं व्याधयोऽभिभवन्ति हि।**
**एवं नियमकृद्राजन् शनैः क्षेमाय कल्पते॥ १२**

(સ્વાસ્થ્યપ્રદ) પથ્ય અન્નનો આહાર કરનારાઓને જેમ વ્યાધિઓ પીડા નથી કરતી, એમ હે રાજા, નિયમોનું પાલન કરનાર મનુષ્ય પણ ધીમે ધીમે તત્ત્વજ્ઞાન પામવા સમર્થ થઈ શકે છે. ॥ ૧૨ ॥

पथ्यमेवान्नमश्नतः पुरुषान् यथा व्याधयो न बाधन्ते तथा नियमादिकर्ता क्षेमाय तत्त्वज्ञानाय समर्थो भवति॥ १२॥

સ્વાસ્થ્યવર્ધક અન્ન જ ખાનારા મનુષ્યોને જેમ વ્યાધિઓ પીડા નથી કરતી, તેમ નિયમાદિનું પાલન કરનાર **'क्षेमाय'** તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરવા માટે સમર્થ થાય છે.॥ ૧૨॥

एतदेव विशदयति द्वाभ्याम्।

એ જ વાતને બે શ્લોકો વડે સ્પષ્ટ કરે છે.

**तपसा ब्रह्मचर्येण शमेन च दमेन च।**
**त्यागेन सत्यशौचाभ्यां यमेन नियमेन च॥ १३**

**देहवाग्बुद्धिजं धीरा धर्मज्ञाः श्रद्धयान्विताः।**
**क्षिपन्त्यघं महदपि वेणुगुल्ममिवानलः॥ १४**

જેમ અગ્નિ વાંસની ઝાડીને મોટી હોવા છતાં પણ નષ્ટ કરે છે, તેમ ધીર, ધર્મવેત્તા, શ્રદ્ધાવાન મનુષ્યો શરીર, વાણી તથા બુદ્ધિથી ઉત્પન્ન થયેલા મહાન પાપને પણ (ઇન્દ્રિયોની એકાગ્રતારૂપ) તપ, (આઠ પ્રકારનું) બ્રહ્મચર્ય, (મનનાં નિયમનરૂપ) શમ, (બાહ્ય ઇન્દ્રિયોના નિયમનરૂપ) દમ, (દાનરૂપ) ત્યાગ, સત્ય, (અંદરની અને બહારની) પવિત્રતા, (અહિંસાદિ) યમ, (જપાદિ) નિયમ વડે નષ્ટ કરે છે.॥ ૧૩॥ ૧૪॥

तपसा ऐकाग्र्येण। 'मनसश्चेन्द्रियाणां च ऐकाग्र्यं परमं तपः।' इति स्मृतेः। ब्रह्मचर्येणाष्टाङ्गेन। तदुक्तम्।

'स्मरणं कीर्तनं केलिः प्रेक्षणं गुह्यभाषणम्।
संकल्पोऽध्यवसायश्च क्रियानिर्वृतिरेव च॥
एतन्मैथुनमष्टाङ्गं प्रवदन्ति मनीषिणः।
विपरीतं ब्रह्मचर्यमेतदेवाष्टलक्षणम्॥'
इति।

**'तपसा'** એકાગ્રતાપૂર્વક કરેલા તપથી, મન અને ઇન્દ્રિયોની એકાગ્રતા પરમ તપ છે, કારણ કે એવી સ્મૃતિ છે. આઠ પ્રકારના બ્રહ્મચર્યથી તે કહેવામાં આવ્યું છે.

'સ્ત્રીનું સ્મરણ, સ્ત્રી વિશે વાતચીત, સ્ત્રી સાથે ક્રીડા, સ્ત્રીને જોવી, સ્ત્રી સાથે ગુપ્ત વાતો કરવી, સ્ત્રી માટે દઢ ઇચ્છાપૂર્વકનો સંકલ્પ, તેની સાથે રમણ કરવાનો સંકલ્પ, તેની સાથે મૈથુનપૂર્વક વિશિષ્ટ અનુભવ— આને વિદ્વાનો આઠ પ્રકારનું મૈથુન કહે છે. આ આઠેય પ્રકાર ન કરવા એ જ અષ્ટાંગ બ્રહ્મચર્યનું લક્ષણ છે.'

शमो मनसो नियमनम्। दमो बाह्येन्द्रियाणाम्। त्यागो दानम्। यमोऽहिंसादिः। नियमो जपादिः॥ १३॥ १४॥

**'शमः'** મનનું નિયમન, **'दमः'** બાહ્ય ઇન્દ્રિયોનું નિયમન, **'त्यागः'** દાન, **'यमः'** અહિંસાદિ, **'नियमः'** જપ, અર્ચના વગેરે નિયમો.।।૧૩।।૧૪।।

अस्यातिदुष्करत्वान्मुख्यमेवान्यत्प्रायश्चित्तमाह।

આ બ્રહ્મચર્યાદિ અતિ દુષ્કર હોવાથી (પાપને સમૂળગું દૂર કરનારું એવું) બીજું મુખ્ય પ્રાયશ્ચિત્ત જણાવે છે.

**केचित्केवलया भक्त्या वासुदेवपरायणाः।**
**अघं धुन्वन्ति कार्त्स्न्येन नीहारमिव भास्करः॥ १५**

केचिदिति अनेनैवंभूता भक्तिप्रधाना विरला इति दर्शयति। केवलया तपआदिनिरपेक्षया। वासुदेवपरायणा इति नाधिकारिविशेषणमेतत् किंत्वन्येषां, श्रद्धया तत्रापवृत्तेरर्थात्तेष्वेव पर्यवसानादनुवादमात्रम्॥ १५॥

વાસુદેવને પરાયણ કેટલાક ભક્તો કેવળ ભક્તિથી જ, સૂર્ય જેમ સમગ્ર ઝાકળબિંદુઓનો નાશ કરે છે તેમ સમગ્ર પાપનો નાશ કરે છે. ।।૧૫।।

'**केचित् इति।**' એમ કહેવા દ્વારા આવા ભક્તિપ્રધાન મનુષ્યો વિરલા હોય છે, એમ દર્શાવે છે. '**केवलया**' તપ વગેરેની અપેક્ષા વિનાની કેવળ ભક્તિથી પાપનો નાશ કરે છે. '**वासुदेवपरायणाः इति**' વાસુદેવપરાયણ એ અધિકારીનું વિશેષણ નથી પરંતુ બીજાઓની, ભક્તિમાં શ્રદ્ધાપૂર્વક પ્રવૃત્તિ થતી નથી તેથી, અર્થાત્ વાસુદેવને પરાયણ મનુષ્યોમાં જ તેની પરિસમાપ્તિ થતી હોવાથી અનુવાદ માત્ર છે.।।૧૫।।

एतच्च ज्ञानमार्गादपि श्रेष्ठमित्याह।

આ (ભક્તિમાર્ગ) તો જ્ઞાનમાર્ગથી પણ શ્રેષ્ઠ છે, એમ કહે છે.

**न तथा ह्यघवान् राजन् पूयेत तपआदिभिः।**
**यथा कृष्णार्पितप्राणस्तत्पूरुषनिषेवया॥ १६**

न तथा पूयेत शुध्येत्। तत्पूरुषनिषेवया कृष्णेऽर्पिताः प्राणा येन॥ १६॥

હે રાજા, જેના દ્વારા શ્રીકૃષ્ણને આત્મસમર્પણ કરવામાં આવ્યું છે તેવા પુરુષની સેવામાં મન-ઈન્દ્રિયોને તત્પર રાખનાર પાપી મનુષ્ય જેવો પવિત્ર થાય છે, તેવો તપ વગેરેથી થતો નથી.।।૧૬।।

તેવો '**न पूयेत**' પવિત્ર થતો નથી– જેના દ્વારા શ્રીકૃષ્ણને આત્મસમર્પણ કરવામાં આવ્યું છે તેવા પુરુષ(ભક્ત)ની સેવામાં મન-ઈન્દ્રિયોને તત્પર રાખવાથી ।।૧૬।।

तत्र हेतुः—

(ભક્તિયોગ પાપને સંપૂર્ણપણે નષ્ટ કરે છે,) તે માટે કારણ આપે છે—

**सध्रीचीनो ह्ययं लोके पन्थाः क्षेमोऽकुतोभयः।**
**सुशीलाः साधवो यत्र नारायणपरायणाः॥ १७**

સધ્રીચીનઃ સમીચીનઃ। अयं पन्था भक्तिमार्गः। यतः क्षेमः। क्षेमत्वे हेतुः—न

જગતમાં આ ભક્તિમાર્ગ જ સર્વશ્રેષ્ઠ, કલ્યાણકારી અને સર્વ તરફથી નિર્ભય છે, કે જે માર્ગ પર કૃપાળુ, નિષ્કામ અને વાસુદેવપરાયણ ભક્તજનો ચાલે છે.।।૧૭।।

'**सध्रीचीनः**' સર્વશ્રેષ્ઠ– આ '**पन्थाः**' ભક્તિમાર્ગ, કારણ કે કલ્યાણકારી છે. કલ્યાણકારી હોવા માટેનું કારણ— જે ભક્તિમાર્ગમાં ક્યાંયથી

कुतश्चिद्विघ्नादेर्भयं यस्मिन्। तदेवाह। सुशीलाः कृपालवः। साधवो निष्कामाः। यत्र यस्मिन्मार्गे धर्मनिष्ठाः। अतो न ज्ञानमार्ग इवासहायतानिमित्तं भयं नापि कर्ममार्गवन्मत्सरादियुक्तेभ्यो भयमिति भावः॥ १७॥

भक्तेरन्यनिरपेक्षत्वमुक्तं, कृच्छ्रादीनि तु भक्तिं विना न शोधयन्तीत्याह— **प्रायश्चित्तानीति।**

**प्रायश्चित्तानि चीर्णानि नारायणपराङ्मुखम्।**
**न निष्पुनन्ति राजेन्द्र सुराकुम्भमिवापगाः॥ १८**

महतामप्यशोधकत्वे दृष्टांतमाह— सुराकुम्भमापगा नद्य इवेति॥ १८॥

भक्तिः स्वल्पापि पुनात्येवेत्याह— **सकृदिति।**

**सकृन्मनः कृष्णपदारविन्दयो-**
**र्निवेशितं तद्गुणरागि यैरिह।**
**न ते यमं पाशभृतश्च तद्भटान्**
**स्वप्नेऽपि पश्यन्ति हि चीर्णनिष्कृताः॥ १९**

तस्य गुणेषु रागमात्रमस्ति न तु ज्ञानं यस्य तन्मनः। तावतैव चीर्णं निष्कृतं प्रायश्चित्तं यैः॥ १९॥

વિઘ્નાદિનો ભય નથી. તે જ કહે છે. '**सुशीलाः**' કૃપાળુ, '**साधवः**' નિષ્કામ જનો, '**यत्र**' જે માર્ગ પર ધર્મનિષ્ઠ જનો છે, આથી આ માર્ગમાં, જ્ઞાનમાર્ગની જેમ અસહાયતાને કારણે થતો ભય નથી અને કર્મમાર્ગની જેમ મત્સર વગેરેથી યુક્ત એવા માણસોનો પણ ભય નથી, એવો ભાવ છે.॥ ૧૭॥

ભક્તિને અન્ય કોઈની પણ અપેક્ષા નથી એમ કહેવામાં આવ્યું છે. કૃચ્છ્ર, ચાન્દ્રાયણ વગેરે પ્રાયશ્ચિત્ત પણ ભક્તિ વિના પવિત્ર કરી શકતાં નથી, એમ કહે છે— '**प्रायश्चित्तानि इति।**'

હે રાજેન્દ્ર પરીક્ષિત, સારી રીતે આચરવામાં આવેલાં (અનેક) પ્રાયશ્ચિત્ત, નારાયણથી વિમુખ હોય તેવા મનુષ્યને, (બંધ મુખવાળા) મદિરાના કળશને જેમ નદીઓ પવિત્ર ન કરી શકે તેમ, પવિત્ર કરી શકતાં નથી.॥ ૧૮॥

પવિત્ર કરનાર મહાન હોવા માટેનું દૃષ્ટાંત આપે છે— (બંધ મુખવાળા) મદિરાના કળશને '**आपगाः**' નદીઓ પવિત્ર કરી શકતી નથી તેમ! ॥ ૧૮॥

અત્યંત અલ્પ ભક્તિ પણ પવિત્ર કરે જ છે, એમ કહે છે— '**सकृत् इति।**'

આ સંસારમાં જે મનુષ્યો દ્વારા તે ભગવાનના ગુણોનું અનુરાગી મન, ભગવાન શ્રીકૃષ્ણનાં ચરણારવિંદમાં એક જ વાર સ્થાપવામાં આવ્યું છે, તેટલા માત્રથી જ તેમના (સર્વ) પાપોનું પ્રાયશ્ચિત્ત નિષ્પન્ન થઈ જાય છે. તેઓ સ્વપ્નમાં પણ યમરાજને કે તેમના પાશધારી દૂતોને જોતા નથી.॥ ૧૯॥

તે ભગવાનના ગુણોમાં જે મનને માત્ર અનુરાગ હોય પરંતુ જેને ભગવાનનું જ્ઞાન ન હોય તેવું મન– તેટલાથી જ '**चीर्णम्**' આચરવામાં આવ્યું છે '**निष्कृतम्**' પ્રાયશ્ચિત્ત જેમના દ્વારા.॥ ૧૯॥

इममर्थमितिहासेनोपपादयति—**अत्र चेति**।

આ વાતને ઈતિહાસ દ્વારા સિદ્ધ કરે છે—**'अत्र च इति।'**

**अत्र चोदाहरन्तीममितिहासं पुरातनम्।**
**दूतानां विष्णुयमयोः संवादस्तं निबोध मे॥ २०**

આ વિષયમાં (મહાત્માઓ) આ પ્રાચીન ઈતિહાસ કહે છે. તેમાં ભગવાન વિષ્ણુના પાર્ષદો અને યમરાજના દૂતોનો સંવાદ છે, તેને મારી પાસેથી સાંભળો.॥ ૨૦॥

मे मत्तः॥ २०॥

**'मे'** મારી પાસેથી (શ્રવણ કરો)॥ ૨૦॥

**कान्यकुब्जे द्विजः कश्चिद्दासीपतिरजामिलः।**
**नाम्ना नष्टसदाचारो दास्याः संसर्गदूषितः॥ २१**

કાન્યકુબ્જ (કનોજ) નગરમાં કોઈ એક દાસીપતિ અજામિલ નામનો બ્રાહ્મણ રહેતો હતો. દાસીના સંસર્ગથી દૂષિત થવાને કારણે તે સદાચારથી ભ્રષ્ટ થયો હતો.॥ ૨૧॥

कान्यकुब्जे पुरे। दास्याः पतिः नाम्ना अजामिलः॥ २१॥

કાન્યકુબ્જ નગરમાં અજામિલ નામનો, દાસીનો પતિ હતો.॥ ૨૧॥

**बा.प्र.**—अजामिलः अजया अविद्यया मिलः मिलनं ज्ञानचक्षुषस्तिरोभावो यस्य स तथा।

**'अजया'** અવિદ્યા સાથેનું મિલન (અજામિલ) એટલે જેનું જ્ઞાનચક્ષુ તિરોભાવ પામ્યું છે તેવો તે અજામિલ.

**बन्द्यक्षकैतवैश्चौर्यैर्गर्हितां वृत्तिमास्थितः।**
**बिभ्रत्कुटुम्बमशुचिर्यातयामास देहिनः॥ २२**

પતિત એવો તે (બ્રાહ્મણ ધનિક જનોને) બાંધીને (તેમને લૂંટતો,) જુગાર રમીને, ઠગાઈ કરીને તેમ જ ચોરી કરીને નિંદિત આજીવિકામાં લાગેલો, કુટુંબનું ભરણપોષણ કરતો, (બીજાં) પ્રાણીઓને ત્રાસ આપતો હતો.॥ ૨૨॥

बन्दीग्रहेण अक्षैश्च द्यूतेन कैतवैर्वञ्चनादिभिश्च। वृत्तिं जीविकाम्। बिभ्रत् पुष्णन्। यातयामास पीडयामास॥ २२॥

(ધનિકોને અથવા વટેમાર્ગુઓને) બાંધીને **'अक्षैः'** પાસાઓથી જુગાર રમીને **'कैतवैः'** ઠગાઈ વગેરે કરીને પણ **'वृत्तिम्'** આજીવિકામાં લાગેલો, **'बिभ्रत्'** ભરણપોષણ કરતો, **'यातयामास'** પીડા પહોંચાડતો હતો.॥ ૨૨॥

**एवं निवसतस्तस्य लालयानस्य तत्सुतान्।**
**कालोऽत्यगान्महान् राजन्नष्टाशीत्यायुषः समाः॥ २३**

હે રાજા, આ પ્રમાણે પેલી દાસીનાં છોકરાંને લાડ લડાવતા એવા ત્યાં રહેતા બ્રાહ્મણના અઠ્યાશી વર્ષ જેટલો, આયુષ્યનો મોટો ભાગ વ્યતીત થઈ ગયો.॥ ૨૩॥

आयुषः सम्बन्धी महान् कालोऽत्यगात्। स कियानित्यपेक्षायामाह। अष्टाशीत्या संख्यया युक्ताः समाः संवत्सराः॥ २३॥

આયુષ્યનો ઘણો સમય વીતી ગયો. તે કેટલો તેની અપેક્ષા માટે કહે છે— અઠ્યાશી જેટલી સંખ્યાથી યુક્ત '**समाः**' વર્ષો॥ ૨૩॥

**तस्य प्रवयसः पुत्रा दश तेषां तु योऽवमः।**
**बालो नारायणो नाम्ना पित्रोश्च दयितो भृशम्॥ २४**

તે વૃદ્ધ અજામિલના દસ પુત્રો હતા. પરંતુ તેમાંનો જે સૌથી નાનો નારાયણ નામનો છોકરો હતો, તે માતા-પિતાનો અત્યંત વહાલો હતો.॥ ૨૪॥

प्रवयसो वृद्धस्य॥ २४॥

'**प्रवयसः**' વૃદ્ધ અજામિલનો॥ ૨૪॥

**स बद्धहृदयस्तस्मिन्नर्भके कलभाषिणि।**
**निरीक्षमाणस्तल्लीलां मुमुदे जरठो भृशम्॥ २५**

તે કાલું કાલું બોલતા બાળકમાં (સ્નેહપાશથી) બંધાઈ ગયેલા હૃદયવાળો તે વૃદ્ધ તેની (બાળસહજ) ક્રીડાને જોતો અત્યંત રાજી થઈ જતો હતો.॥ ૨૫॥

बद्धं हृदयं येन। जरठो वृद्धः॥ २५॥

જેનું હૃદય (સ્નેહપાશથી) બંધાઈ ગયું છે તેવો '**जरठः**' વૃદ્ધ॥ ૨૫॥

**भुञ्जानः प्रपिबन् खादन् बालकस्नेहयन्त्रितः।**
**भोजयन् पाययन्मूढो न वेदागतमन्तकम्॥ २६**

બાળકના સ્નેહથી બંધાયેલો મૂઢ (પોતે) જમતો ત્યારે (બાળકને) જમાડતો, પોતે કંઈ પીતો ત્યારે તેને પિવડાવતો અને ખાતો ત્યારે (ખવડાવતો) એવો, તે આવી પહોંચેલા મૃત્યુકાળને જાણી ન શક્યો.॥ ૨૬॥

एतच्च तदुपलालनादि श्रीनारायण–नामोच्चारमाहात्म्येन तद्भक्तिरेवाभूदिति सिद्धान्तोपयोगित्वेनापि द्रष्टव्यम्॥ २६॥

વળી, આ લાડ લડાવવા વગેરે (હે નારાયણ, દૂધ પી; હે નારાયણ, આવ, તને સ્નાન કરાવું) શ્રીનારાયણના નામના ઉચ્ચારણના માહાત્મ્યથી તે નારાયણની ભક્તિ જ થઈ જતી, એમ સિદ્ધાંતમાં ઉપયોગી હોવાથી તે રીતે પણ સમજવું.॥ ૨૬॥

**स एवं वर्तमानोऽज्ञो मृत्युकाल उपस्थिते।**
**मतिं चकार तनये बाले नारायणाह्वये॥ २७**

॥ २७॥

આ પ્રમાણે વર્તતા તે મૂર્ખ (અજામિલ)નો મૃત્યુકાળ નજીક આવ્યો, ત્યારે તેણે તેની બુદ્ધિ પોતાના પુત્ર નારાયણ નામના બાળકમાં જ રાખી. (અર્થાત્ તે 'નારાયણ' એમ કહી પુત્રને યાદ કરવા લાગ્યો.)॥ ૨૭॥ ૨૭॥

**स पाशहस्तांस्त्रीन्दृष्ट्वा पुरुषान् भृशदारुणान्।**
**वक्रतुण्डानूर्ध्वरोम्ण आत्मानं नेतुमागतान्॥ २८**

અત્યંત ભયંકર, વાંકા મુખવાળા, હાથમાં પાશ ધારણ કરેલા, ઊભાં રૂંવાડાંવાળા, પોતાને લેવા આવેલા ત્રણ પુરુષોને જોઈને॥ ૨૮॥

वक्राणि तुण्डानि मुखानि येषाम्। ऊर्ध्वानि रोमाणि येषां तान्॥ २८॥

**दूरे क्रीडनकासक्तं पुत्रं नारायणाह्वयम्।**
**प्लावितेन स्वरेणोच्चैराजुहावाकुलेन्द्रियः॥ २९**

प्लावितेन प्लुतत्वं नीतेन॥ २९॥

**निशम्य म्रियमाणस्य ब्रुवतो हरिकीर्तनम्।**
**भर्तुर्नाम महाराज पार्षदाः सहसाऽपतन्॥ ३०**

हरिकीर्तनं निशम्यापतन्। यतस्तद्भर्तुर्नाम ॥ ३०॥

**विकर्षतोऽन्तर्हृदयाद्दासीपतिमजामिलम्।**
**यमप्रेष्यान् विष्णुदूता वारयामासुरोजसा॥ ३१**

॥ ३१॥

**ऊचुर्निषेधितास्तांस्ते वैवस्वतपुरःसराः।**
**के यूयं प्रतिषेद्धारो धर्मराजस्य शासनम्॥ ३२**

पुरःसराः भृत्याः॥ ३२॥

**कस्य वा कुत आयाताः कस्मादस्य निषेधथ।**
**किं देवा उपदेवा वा यूयं किं सिद्धसत्तमाः॥ ३३**

अस्य नयनं निषेधथ॥ ३३॥

वयं युष्मान्न जानीम इति न कोपः कार्यो यतोऽलौकिकाद्भुतरूपा यूयमित्याहुः— **सर्वे इति** सार्धाभ्याम्।

વાંકાં છે **'तुण्डानि'** મુખ જેમનાં, ઊભાં છે રૂંવાડાં જેમનાં તેમને ॥ ૨૮॥

વ્યાકુળ થઈ ગયેલી ઇન્દ્રિયોવાળો તે, દૂર રમકડાંમાં મગ્ન, નારાયણ નામના પુત્રને મોટેથી, (લંબાવીને બોલાયેલા) પ્લુત સ્વરથી બોલાવવા માંડ્યો.॥ ૨૯॥

**'प्लावितेन'** લંબાવીને બોલાયેલા પ્લુત સ્વરથી (ના...રા...ય...ણ...)॥ ૨૯॥

હે મહારાજ પરીક્ષિત, મૃત્યુ પામતા અને (નારાયણનું નામ) બોલતા તેનું હરિકીર્તન સાંભળીને (શ્રીહરિના) પાર્ષદો ત્યાં એકદમ આવી ચઢ્યા, કારણ કે તે (પોતાના) સ્વામીનું નામ હતું.॥ ૩૦॥

શ્રીહરિનું કીર્તન સાંભળીને આવી પહોંચ્યા, કારણ કે તેમના સ્વામીનું નામ બોલતો હતો.॥ ૩૦॥

દાસીપતિ અજામિલને અંદર હૃદયમાંથી ખેંચતા (યમદેવ દ્વારા મોકલવામાં આવેલા) યમદૂતોને ભગવાન વિષ્ણુના દૂતોએ બળપૂર્વક અટકાવ્યા. ॥ ૩૧॥ ૩૧॥

અટકાવવામાં આવેલા તે વૈવસ્વત (યમ)ના સેવકો તે વિષ્ણુદૂતોને કહેવા લાગ્યા— 'ધર્મરાજની આજ્ઞાનો નિષેધ કરનારા તમે કોણ?'॥ ૩૨॥

**'पुरःसराः'** સેવકો॥ ૩૨॥

કોના (દૂત) છો? ક્યાંથી આવ્યા છો? આને (લઈ જવાની) અમને કેમ મનાઈ કરો છો? શું તમે કોઈ દેવતા, ઉપદેવતા કે સિદ્ધશ્રેષ્ઠ છો?॥ ૩૩॥

આને લઈ જવાની (કેમ) મનાઈ કરો છો?।।૩૩।।

અમે તમને જાણતા નથી એટલે ક્રોધ ન કરવો જોઈએ, કારણ કે તમે અલૌકિક, અદ્‌ભુત રૂપવાળા છો, એમ તેઓ કહે છે— **'सर्वे इति।'** દોઢ શ્લોકથી.

**सर्वे पद्मपलाशाक्षाः पीतकौशेयवाससः।**
**किरीटिनः कुण्डलिनो लसत्पुष्करमालिनः॥ ३४**

**सर्वे च नूत्नवयसः सर्वे चारुचतुर्भुजाः।**
**धनुर्निषङ्गासिगदाशङ्खचक्राम्बुजश्रियः॥ ३५**

**दिशो वितिमिरालोकाः कुर्वन्तः स्वेन रोचिषा।**
**किमर्थं धर्मपालस्य किङ्करान्नो निषेधथ॥ ३६**

कमળની પાંખડીઓ જેવાં નેત્રવાળા, પીળાં રેશમી વસ્ત્રોવાળા, મુકુટવાળા, કુંડળવાળા, શોભતી કમળોની માળાઓવાળા, સર્વ નવીન (યુવાન) વયવાળા, સર્વ સુંદર ચાર ભુજાઓવાળા, ધનુષ્ય, ભાથાં, તલવાર, શંખ, ચક્ર, કમળની શોભાવાળા, પોતાની કાંતિ વડે સર્વ દિશાઓને અંધકારરહિત અને (અન્ય વસ્તુઓને) પ્રકાશરહિત કરતા (અર્થાત્ ઝાંખી પાડી દેતા) એવા તમે, ધર્મનું રક્ષણ કરનાર (યમરાજ)ના સેવકોને શા માટે મનાઈ કરો છો ?॥ ૩૪॥ ૩૫॥ ૩૬॥

लसन्त्यः पुष्करमालाः सन्ति येषाम्॥ ३४॥

शोભતી કમળમાળાઓ છે જેમની.॥ ૩૪॥

नूत्नं नवं वयो येषाम्। निषङ्ग इषुधिः। धनुर्निषङ्गादिभिः श्रीः शोभा येषां ते॥ ३५॥

'**नूत्नम्**' નવીન વય છે જેમની, '**निषङ्गः**' ભાથું, ધનુષ્ય અને ભાથાં વગેરેથી '**श्रीः**' શોભા છે જેમની તે (વિષ્ણુદૂતો)॥ ૩૫॥

विगतं तिमिरमालोकश्चान्यस्य प्रकाशो यासु तथाभूता दिशः कुर्वन्तः। भवतामेतदनुचित-मित्याहुः—**किमर्थमिति**॥ ३६॥

જેમાંથી અંધકાર અને (અન્ય વસ્તુઓનો) પ્રકાશ દૂર થયો છે તેવી દિશાઓને કરતા (વિષ્ણુદૂતો). આપને માટે આ (અમને અટકાવવાનું કાર્ય) અનુચિત છે, એમ કહે છે— '**किम् अर्थम् इति।**'॥ ૩૬॥

श्रीशुक उवाच

**इत्युक्ते यमदूतैस्तैर्वासुदेवोक्तकारिणः।**
**तान् प्रत्यूचुः प्रहस्येदं मेघनिर्ह्रादया गिरा॥ ३७**

શ્રીશુકદેવજી બોલ્યા – યમદૂતો દ્વારા એમ કહેવામાં આવ્યું એટલે ભગવાન વાસુદેવના આજ્ઞાકારી પાર્ષદોએ હાસ્ય કરીને તેમના (યમદૂતો) પ્રત્યે મેઘસમાન ગર્જનાવાળી વાણીથી કહ્યું.॥ ૩૭॥

अहो दण्ड्यादण्ड्यादिज्ञानशून्या एते चोरा एवास्मद्भिया धर्मराजस्य किङ्करा इत्यनृतं वदन्तीति विस्मयेन प्रहस्य तान्प्रत्यूचुः। मेघस्येव निर्ह्रादो ध्वनिर्यस्यास्तया॥ ३७॥

અરે, દંડને યોગ્ય-અયોગ્ય વગેરે જ્ઞાન વગરના આ ચોરો જ છે. અમારા ભયથી 'યમરાજના સેવકો છીએ.' એમ અસત્ય બોલે છે, એટલે આશ્ચર્ય સાથે હાસ્ય કરીને તેમના પ્રત્યે બોલ્યા. મેઘ જેવો '**निह्रादः**' ધ્વનિ છે જેનો તેવી વાણી વડે (બોલ્યા).॥ ૩૭॥

विष्णुदूता ऊचुः

**यूयं वै धर्मराजस्य यदि निर्देशकारिणः।**
**ब्रूत धर्मस्य नस्तत्त्वं यच्च धर्मस्य लक्षणम्॥ ३८**

વિષ્ણુદૂતો બોલ્યા – જો તમે ધર્મરાજની આજ્ઞાનું પાલન કરનારા હો, તો અમને ધર્મનું સ્વરૂપ અને ધર્મનું જે લક્ષણ છે, તે કહો.॥ ૩૮॥

तत्त्वम् स्वरूपम्। लक्षणं प्रमाणम्॥ ३८॥

**विजय**—तत्त्वमनारोपितं रूपं लक्षणं व्यावर्तकधर्मम्।

'**तत्त्वम्**' સ્વરૂપ, '**लक्षणम्**' પ્રમાણ॥ ૩૮॥

જે આરોપિત ન હોય તેવા સ્વરૂપને તત્ત્વ કહે છે. જે ધર્મ એક પદાર્થને બીજા પદાર્થથી ભિન્ન કરી આપે તેને લક્ષણ કહે છે.

**कथंस्विद् ध्रियते दण्डः किं वास्य स्थानमीप्सितम्।**
**दण्ड्याः किं कारिणः सर्वे आहोस्वित्कतिचिन्नृणाम्॥ ३९**

દંડ કયા પ્રકારે આપવામાં આવે છે? આ દંડને પ્રાપ્ત કરવા યોગ્ય પાત્ર (અથવા કારણ) કયું છે? શું કર્મ કરનારા (સર્વે) દંડને પાત્ર છે? મનુષ્યોમાં સર્વ (પાપાચારીઓ) દંડને પાત્ર છે કે એમાંના કેટલાક જ દંડને પાત્ર છે?।।૩૯।।

कथंस्वित्केन प्रकारेण। स्थानं विषयः। कारिणः कर्मिणः। नृणामिति नरा एव न पश्वादयः। तेष्वपि कतिचिदेवेत्यर्थः॥ ३९॥

'**कथंस्वित्**' દંડ કયા પ્રકારે (અપાય છે)? '**स्थानम्**' વિષય (પાત્ર), '**कारिणः**' કર્મ કરનારાઓ, '**नृणाम् इति।**' એટલે કે મનુષ્યો જ (દંડને પાત્ર છે), પશુ વગેરે નહીં. તે મનુષ્યોમાં પણ કેટલાક જ દંડને પાત્ર છે, એમ અર્થ છે. ।।૩૯।।

**यमदूता ऊचुः**

**वेदप्रणिहितो धर्मो ह्यधर्मस्तद्विपर्ययः।**
**वेदो नारायणः साक्षात्स्वयम्भूरिति शुश्रुम॥ ४०**

**યમદૂતો બોલ્યા** – વેદોએ (જે કર્મોનું) વિધાન કર્યું છે તે જ ધર્મ છે અને તેનાથી ઊલટો (અર્થાત્ વેદોએ જેનો નિષેધ કર્યો છે તે) અધર્મ છે. વેદ સાક્ષાત્ નારાયણ છે (તથા માત્ર નિઃશ્વાસમાં જ સ્વયં પ્રકટ થાય છે તેવા) સ્વયંભૂ છે, એમ અમે શ્રવણ કર્યું છે. ।।૪૦।।

वेदेन प्रणिहितो विहितो धर्मः, वेदप्रमाणक इत्यर्थः। अनेन यो वेदप्रमाणकः स धर्मो यो धर्मः स वेदप्रमाणक इति स्वरूपं प्रमाणं चोक्तम्।

વેદ દ્વારા '**प्रणिहितः**' વિધાન કરવામાં આવ્યો છે તે ધર્મ છે, 'વેદ' જેનું પ્રમાણ છે. આ દ્વારા સૂચિત થાય છે કે જે વેદના પ્રમાણવાળો છે તે ધર્મ છે અને જે ધર્મ છે તે વેદના પ્રમાણવાળો છે, એમ ધર્મનાં સ્વરૂપ અને પ્રમાણ દર્શાવ્યાં.

यथाह जैमिनिः 'चोदनालक्षणोऽर्थो धर्मः।' इति।

(પૂર્વમીમાંસાના આચાર્ય) જૈમિનિ જે રીતે કહે છે— 'પ્રેરણા જેનું લક્ષણ છે તે પદાર્થને ધર્મ કહે છે.' (મીમાંસા દર્શન– જૈમિનિ સૂત્ર ૧/૧/૨)

व्याख्यातं च भट्टैः 'द्वयमेकेन सूत्रेण श्रुत्यर्थाभ्यां निरूप्यते' इति।

મીમાંસક કુમારિલ ભટ્ટ દ્વારા વ્યાખ્યા કરવામાં આવી છે કે 'ઉપરના એક જ સૂત્ર દ્વારા ધર્મનાં લક્ષણ અને સ્વરૂપ શ્રુતિ અને તેના અર્થ દ્વારા નિરૂપવામાં આવ્યાં છે.'

अपृष्टस्याप्यधर्मस्य स्वरूपं लक्षणं च दण्डस्थानकथनायाहुः। तद्विपर्ययो यो वेदनिषिद्धः सोऽधर्मः। निषेधश्च तस्मिन्प्रमाणमित्यर्थः।

(યમદૂતોને) પૂછવામાં નથી આવ્યું છતાં પણ અધર્મનાં સ્વરૂપ અને લક્ષણ દંડનો વિષય કહેવા માટે તેઓ કહે છે, '**तत् विपर्ययः**' તેનાથી ઊલટો અર્થાત્ વેદ દ્વારા નિષેધ કરવામાં આવ્યો છે તે અધર્મ છે. નિષેધ-વાક્ય તે અધર્મના વિષયમાં પ્રમાણ છે, એમ અર્થ છે.

वेदस्य प्रामाण्ये हेतुः—वेदो नारायणादुद्भूतः स एव साक्षादित्युपचारः। स्वयंभूरिति च निःश्वासमात्रेण स्वयमेव भवतीति। तथा च श्रुतिः—'अस्य महतो भूतस्य निःश्वसितमेतद्य-दृग्वेदः' इति॥ ४०॥

વેદ પ્રમાણ હોવા માટેનું કારણ આપે છે— વેદ નારાયણમાંથી ઉદ્ભવ્યા છે. તે જ સાક્ષાત્ નારાયણ છે, એમ લક્ષણાથી કહે છે અને '**સ્વયંભૂઃ**' એટલે માત્ર નિઃશ્વાસ દ્વારા સ્વયં જ (પ્રકટ) થયા છે. તે અનુસાર શ્રુતિ છે— 'આ મહદ્ભૂત પરમાત્માનો નિઃશ્વાસ આ જે ઋગ્વેદ (વગેરે) છે (તે જ છે અર્થાત્ શ્વાસ-નિઃશ્વાસની જેમ વગર પ્રયત્ને જ એ વિજ્ઞાનઘનમાંથી સર્વ ઉત્પન્ન થયાં છે.)' (બૃહદા.ઉપ.૨/૪/૧૦)।।૪૦।।

**सि.प्र.**—'ऋचः सामानि जज्ञिरे। छन्दांसि जज्ञिरे तस्माद्यजुरजायत' इति। स्मृतिश्च 'अनादिनिधना नित्या वागुत्सृष्टा स्वयंभुवा।' इति निःश्वासभूतस्य स्वरूपतो भिन्नस्यापि वेदस्य निःश्वासवतः सकाशात् अपृथक्-स्थितिप्रवृत्तिमत्त्वेनाभिन्नत्वमाहुः साक्षान्नारायण इति। शुश्रुम इति।

'(તે સર્વહુત યજ્ઞમાંથી) ઋગ્વેદ (અને) સામવેદ ઉત્પન્ન થયા, તે (યજ્ઞ)માંથી છંદો ઉત્પન્ન થયા. તે (યજ્ઞ)માંથી યજુર્વેદ ઉત્પન્ન થયો.' (શુ.ય.મા.સં.૩૧/૭) 'આદિ અને અંત વગરની નિત્ય એવી વાણી બ્રહ્મા દ્વારા સર્જવામાં આવી.' એમ સ્મૃતિ પણ છે. પરમાત્માના નિઃશ્વાસરૂપ વેદ છે એટલે સ્વરૂપની દૃષ્ટિએ વેદ પરમાત્માથી ભિન્ન હોવા છતાં નિઃશ્વાસવાળા પરમાત્માથી વેદની સ્થિતિ અને પ્રવૃત્તિ અભિન્ન છે, એમ કહે છે. એટલે વેદ એ સાક્ષાત્ નારાયણ જ છે, એમ અમે શ્રવણ કર્યું હતું. (અહીં પ્રથમ પુરુષ બ.વ. માટે પરોક્ષ ભૂતકાળનો પ્રયોગ કરવામાં આવ્યો છે, તે ભાગ્યે જ થતો હોય છે.)

कोऽसौ नारायणस्तत्राहुः।

કોણ છે આ નારાયણ? તે માટે (યમદૂતો) ઉત્તર આપે છે.

**येन स्वधाम्न्यमी भावा रजःसत्त्वतमोमयाः ।**
**गुणनामक्रियारूपैर्विभाव्यन्ते यथातथम् ॥ ४१**

जેના દ્વારા સ્વસ્વરૂપમાં જ રજઃ, સત્ત્વ અને તમોગુણમય એવા આ (દૃશ્યમાન થતાં) પ્રાણીઓ (અને પદાર્થો) ગુણ, નામ, ક્રિયા અને રૂપ વડે યથાવત્ વિભાજિત કરવામાં આવ્યાં છે (વિવિધ રીતે સર્જાયાં છે, તે નારાયણ છે). ॥ ૪૧ ॥

येन स्वधाम्नि स्वस्वरूपे। अमी भावाः प्राणिनः। गुणाः शान्तत्वादयः। नामानि ब्राह्मण इत्यादीनि। क्रियाश्चाध्ययनाद्याः। रूपाणि वर्णाश्रमादयस्तैर्विभाव्यन्ते विविच्यन्ते। यथातथं यथावत्। स नारायणः ॥ ४१ ॥

જેના દ્વારા '**स्वधाम्नि**' સ્વસ્વરૂપમાં આ '**भावाः**' પ્રાણીઓ, '**गुणाः**' શાંતત્વ(ઘોરત્વ, મૂઢત્વ), '**नामानि**' બ્રાહ્મણ વગેરે, '**क्रियाः**' અધ્યયન વગેરે, '**रूपाणि**' વર્ણાશ્રમાદિ, તેમનાં વડે '**विभाव्यन्ते**' વિભાજિત કરવામાં આવ્યાં છે. '**यथातथम्**' યથાવત્, તે નારાયણ છે. ॥ ૪૧ ॥

तथाप्यधर्मोऽनेन कृत इति कुतो ज्ञायते तत्राहुः—**सूर्य इति**।

આમ, હોવા છતાં પણ આ (જીવ) દ્વારા કરવામાં આવેલો અધર્મ કેવી રીતે જાણી શકાય, તે માટે તેઓ કહે છે— '**सूर्यः इति**।'

**सूर्योऽग्निः खं मरुद्गावः सोमः सन्ध्याहनी दिशः ।**
**कं कुः कालो धर्म इति ह्येते दैह्यस्य साक्षिणः ॥ ४२**

સૂર્ય, અગ્નિ, આકાશ, વાયુ, ઈન્દ્રિયોના દેવતાઓ, ચંદ્રમા, સન્ધ્યા, રાત, દિવસ, દિશાઓ, જળ, પૃથ્વી, કાળ (અને) ધર્મ— આ (૧૪ તત્ત્વો) જીવના (પુણ્ય-પાપરૂપ કર્મના) સાક્ષીઓ છે. ॥ ૪૨ ॥

अहनी अहश्च रात्रिश्च। कम् उदकम्। कुः पृथ्वी। दैह्यस्य जीवस्य। यथाहुः—
'आदित्यचन्द्रावनिलोऽनलश्च
द्यौर्भूमिरापो हृदयं यमश्च।
अहश्च रात्रिश्च उभे च सन्ध्ये
धर्मश्च जानाति नरस्य वृत्तम्॥' इति ॥ ४२ ॥

'**अहनी**' દિવસ અને રાત્રિ, '**कम्**' જળ, '**कुः**' પૃથ્વી, '**दैह्यस्य**' દેહધારી જીવના સાક્ષીઓ છે. જેમ કહે છે— 'સૂર્ય, ચંદ્ર, પૃથ્વી, અગ્નિ, દ્યુલોક, જળ, હૃદય અને યમરાજ તથા બંને દિવસ અને રાત, બંને સંધ્યા (ઉષા અને સંધ્યા) તથા ધર્મ મનુષ્યનાં કર્મોને જાણે છે.' ॥ ૪૨ ॥

स्थानमाहुः।

દંડના વિષયને તેઓ જણાવે છે.

**एतैरधर्मो विज्ञातः स्थानं दण्डस्य युज्यते ।**
**सर्वे कर्मानुरोधेन दण्डमर्हन्ति कारिणः ॥ ४३**

આમના (સાક્ષીઓ) દ્વારા અધર્મ જાણવામાં આવે છે અને દંડને પાત્ર હોય તેને માટે દંડની યોજના કરવામાં આવે છે. અધર્મ કરનારાં સર્વ પ્રાણીઓ પોતપોતાનાં પાપકર્મોનું અતિક્રમણ ન કરીને દંડને પાત્ર બને છે. ॥ ૪૩ ॥

एतैर्निमित्तभूतैर्विज्ञातः। दण्ड्यानाहुः— **सर्व इति**॥ ४३॥

**सम्भवन्ति हि भद्राणि विपरीतानि चानघाः।**
**कारिणां गुणसङ्गोऽस्ति देहवान् न ह्यकर्मकृत्॥ ४४**

विपरीतान्यभद्राण्यपि कर्मिणां संभवन्ति। यतस्तेषां गुणसङ्गोऽस्ति। यदि कश्चिदकर्ता स्यात्तर्हि तस्याभद्राणि न स्युः, न त्वेतदस्तीत्याहुः। न हि देहवानकर्मकृदस्तीति। अतः सर्वे कर्मिणः कर्मिणां च पापस्यावश्यंभावित्वात्ते सर्वे दण्डमर्हन्तीत्यर्थः॥ ४४॥

कथंस्विद्ध्रियते दण्ड इत्यस्योत्तरम्— **येनेति**।

**येन यावान् यथाधर्मो धर्मो वेह समीहितः।**
**स एव तत्फलं भुङ्क्ते तथा तावदमुत्र वै॥ ४५**

धर्मो वेति दृष्टांतः। अधर्मानुसारेण दण्डो धर्मानुसारेण सुखवदित्यर्थः॥ ४५॥

**वंशीधरी—**वा शब्दोऽत्रोपमावाचकः।

न केवलं सूर्यादय एव धर्माधर्मज्ञापकाः किंत्वर्थापत्तिरपीत्याहुः—**यथेति**।

**'एतैः'** આ નિમિત્તરૂપ સાક્ષીઓ દ્વારા જ્ઞાત થાય છે. દંડને પાત્ર હોય તેમને જણાવે છે— **'सर्व इति।'**॥ ૪૩॥

હે નિષ્પાપ (વિષ્ણુદૂતો), કર્મ કરનારા (સર્વ)ને પુણ્ય અને પાપ બંને સંભવે છે, (કારણ કે તેમને સત્ત્વાદિ) ગુણોનો સંબંધ હોય છે. દેહ ધારણ કરનાર કર્મ કર્યા વિના રહી શકતો નથી.॥ ૪૪॥

કર્મ કરનારાઓને **'विपरीतानि'** પાપ પણ સંભવે છે, કારણ કે તેમનો ગુણો સાથે સંબંધ હોય છે. જો કોઈ અકર્તા હોય તો તેનાં પાપકર્મ થાય નહીં પરંતુ તેમ હોતું નથી, એમ તેઓ કહે છે. દેહધારી કર્મ કર્યા વિના રહી શકતો નથી. આથી સર્વ કર્મ કરનારાઓ દંડને પાત્ર છે, કારણ કે કર્મ કરનારાઓને અવશ્ય પાપ લાગે છે.॥ ૪૪॥

'દંડ કેવા પ્રકારે આપવામાં આવે છે?' (શ્લોક-૩૯) એ પ્રશ્નનો ઉત્તર આપે છે— **'येन इति।'**

આ લોકમાં જેના દ્વારા જેટલો અને જે પ્રકારનો અધર્મ કે ધર્મ કરવામાં આવે છે, પરલોકમાં તે તેટલું અને તે પ્રકારનું જ ફળ ભોગવે છે.॥ ૪૫॥

**'धर्म वा इति'** થી દૃષ્ટાંત આપવામાં આવ્યું છે. જેવો અધર્મ તે અનુસાર દંડ અને જેવો ધર્મ તે અનુસાર સુખ, એમ અર્થ છે.॥ ૪૫॥

અહીં **'वा'** શબ્દ ઉપમાવાચક છે.

કેવળ સૂર્ય વગેરે (સાક્ષીઓ) જ ધર્મ-અધર્મનું જ્ઞાન કરાવનારા છે એમ નહીં, અર્થાપત્તિ (ફલિતાર્થ) પણ (ધર્મ-અધર્મનું જ્ઞાન કરાવે છે), એમ (યમદૂતો) કહે છે— **'यथा इति।'**

**यथेह देवप्रवरास्त्रैविध्यमुपलभ्यते।**
**भूतेषु गुणवैचित्र्यात्तथान्यत्रानुमीयते॥ ४६**

हे देवप्रवराः, इह जन्मनि शान्तघोरमूढत्वेन वा सुखदुःखमिश्रत्वेन वा धार्मिकत्वादिना वा त्रैविध्यं भूतेषु यथोपलभ्यते तथान्यत्र जन्मान्तरेऽनुमीयते त्रैविध्यान्यथानुपपत्त्या कल्प्यते॥ ४६ ॥

वर्तमानजन्मना पूर्वापरजन्मधर्माधर्मज्ञानं भवतीति सदृष्टांतमाहुः।

**वर्तमानोऽन्ययोः कालो गुणाभिज्ञापको यथा।**
**एवं जन्मान्ययोरेतद्धर्माधर्मनिदर्शनम्॥ ४७**

वर्तमानो वसन्तादिकालः। अन्ययोर्भूत-भविष्ययोर्वसन्तयोर्ये गुणाः पुष्पफलादयस्तेषामभि-ज्ञापको यथा। एवमेतज्जन्म अन्ययोर्भूतभावि-जन्मनोर्धर्माधर्मौ निदर्शयतीति तथा॥ ४७॥

अयं च धर्माधर्मज्ञानप्रकारोऽन्येषां, धर्मराजस्तु मनसैव सर्वं पश्यतीत्याहुः।

**मनसैव पुरे देवः पूर्वरूपं विपश्यति।**
**अनुमीमांसतेऽपूर्वं मनसा भगवानजः॥ ४८**

હે દેવશિરોમણિ (વિષ્ણુદૂતો), આ જન્મમાં જેમ ગુણોના ભેદને કારણે પ્રાણીઓમાં ત્રિવિધતા દેખાય છે, તેમ બીજા જન્મમાં (પણ) તેમની ત્રિવિધતા કળી શકાય છે.॥૪૬॥

હે દેવપ્રવરો, આ જન્મમાં જેમ શાંતત્વ, ઘોરત્વ, મૂઢત્વ અથવા કે સુખ-દુઃખ બંનેનું મિશ્રણ અથવા ધાર્મિકતા (અધાર્મિકતા કે તે બંનેનું મિશ્રણ) એવી ત્રિવિધતા પ્રાણીઓમાં જણાય છે, તેમ '**अन्यत्र**' બીજા જન્મમાં પણ ત્રિવિધતાઓને '**अनुमीयते**' અનુપપત્તિથી (યુક્તિયુક્ત ન હોવાથી) કલ્પવામાં આવે છે.।।૪૬।।

વર્તમાન જન્મ દ્વારા પૂર્વજન્મ અને પછી (ભવિષ્ય)ના જન્મના ધર્મ અને અધર્મનું જ્ઞાન થાય છે, એમ દૃષ્ટાંતસહિત કહે છે.

વર્તમાનકાળ જેમ બીજા બે કાળનું જ્ઞાન કરાવનાર છે, તેમ આ જન્મ ભૂતકાળ અને ભવિષ્યકાળના જન્મના ધર્મ અને અધર્મનું અનુમાન કરાવે છે.॥૪૭॥

'**वर्तमानः**' અત્યારનો વસંતાદિકાળ '**अन्ययोः**' બીજા ભૂત અને ભવિષ્યના વસંતકાળના જે ગુણો છે– પુષ્પો, ફળો વગેરે, તેમનું અનુમાન કરાવનાર છે, તેમ આ જન્મ '**अन्ययोः**' પૂર્વજન્મ અને આવતા (ભાવિ) જન્મના ધર્મ અને અધર્મનું નિદર્શન કરાવે છે.॥૪૭॥

ધર્મ અને અધર્મના જ્ઞાનનો આ પ્રકાર બીજાઓનો છે, ધર્મરાજ તો મનથી સર્વ જુએ છે, એમ કહે છે

અજન્મા ભગવાન યમદેવ સર્વના અંતઃકરણમાં મનથી જ પૂર્વના રૂપને જોઈ લે છે અને ભાવિ રૂપને પણ મનથી વિચારી લે છે.॥૪૮॥

पुरे संयमिन्यां स्थित एव देवो यमो देहे स्थितोऽन्तर्यामी वा जीवस्य पूर्वरूपं धर्माधर्मादियुक्तं विशेषेण पश्यति। अन्वनन्तरमपूर्वं रूपं मीमांसते। यद्यस्यानुरूपं तद्विचारयति, यतोऽसौ भगवानजः ॥ ४८ ॥

**वंशीधरी**—अजति पापिनः क्षिपति तिरस्करोतीत्यजः। यद्वा अं वासुदेवं जपतीत्यजः।

जीवस्त्वीश्वरेणोपस्थापितं वर्तमानं देहं पश्यति न तु पूर्वमपरं चेत्याहुः—**यथेति**।

**यथाज्ञस्तमसा युक्त उपास्ते व्यक्तमेव हि।**
**न वेद पूर्वमपरं नष्टजन्मस्मृतिस्तथा॥ ४९**

अज्ञोऽविद्योपाधिर्जीवस्तु व्यक्तमेव प्राचीनकर्माभिव्यक्तं वर्तमानमेव देहाद्युपास्तेऽहमिति मन्यते, पूर्वमपरं वा न वेद। अत्र हेतुः—नष्टा जन्मनां स्मृतिर्यस्य।

अत्र दृष्टांतः—तमसा निद्रया युक्तो यथा स्वप्नेऽपि व्यक्तमेव देहाद्युपास्ते न तु जाग्रद्देहादि पूर्वस्वप्नादिगतं वा तद्वदित्यर्थः ॥ ४९ ॥

'**पुरे**' સંયમની પુરીમાં રહેલા જ યમદેવ અથવા દેહમાં રહેલા અંતર્યામી, જીવોના ધર્મ-અધર્માદિયુક્ત પૂર્વરૂપને વિશેષરૂપે જુએ છે. '**अनु**' પછીના ભાવિ રૂપની કલ્પના કરે છે. જે જેને અનુરૂપ હોય તે વિચારે છે, કારણ કે તે ભગવાન અજન્મા છે. ॥ ૪૮ ॥

પાપીઓનો તિરસ્કાર કરે છે તે અજ અથવા વાસુદેવને જપે છે તે અજ.

જીવ તો ઈશ્વર દ્વારા રચાયેલા વર્તમાન દેહને જુએ છે, પરંતુ પૂર્વજન્મના અને પછીના (ભાવિ) જન્મના દેહને જોતો નથી, એમ કહે છે— '**यथा इति**।'

જેમ નિદ્રાથી વ્યાપ્ત થયેલો મનુષ્ય (સ્વપ્નમાં દેખાતા દેહાદિને વાસ્તવિક માને છે, પરંતુ જાગ્રત થનારા શરીરને કે સ્વપ્ન પૂર્વે રહેલા શરીરને જાણતો નથી,) તેમ અજ્ઞાની મનુષ્ય વર્તમાન દેહને જ વાસ્તવિક માને છે, પણ પૂર્વજન્મના કે ભવિષ્યના દેહને જાણતો નથી, (કારણ કે) જેની પૂર્વજન્મની સ્મૃતિ નષ્ટ થઈ છે તેવો તે છે. ॥ ૪૯ ॥

'**अज्ञः**' અવિદ્યારૂપી ઉપાધિવાળો જીવ તો પ્રાચીન કર્મોથી '**व्यक्तम्**' અભિવ્યક્ત થયેલા વર્તમાન દેહાદિને જ '**उपास्ते**' 'આ હું છું.' એમ માને છે. પૂર્વના કે ભાવિ જન્મના દેહને જાણતો નથી. આ માટેનું કારણ— જેની (પૂર્વના) જન્મોની સ્મૃતિ નષ્ટ થઈ છે તેવો તે છે.

આ માટેનું દૃષ્ટાંત— '**तमसा**' નિદ્રાથી વ્યાપ્ત થયેલો જીવ સ્વપ્નમાં દેખાતા દેહાદિને વાસ્તવિક માને છે, પરંતુ જાગ્રત શરીરને કે સ્વપ્ન પૂર્વે રહેલા શરીરને જાણતો નથી, તેની જેમ, એમ અર્થ છે. ॥ ૪૯ ॥

एवंभूतस्य जीवस्य संसारं प्रपञ्चयन्ति पञ्चभिः श्लोकैः।

**पञ्चभिः कुरुते स्वार्थान् पञ्च वेदाथ पञ्चभिः।**
**एकस्तु षोडशेन त्रीन् स्वयं सप्तदशोऽश्नुते॥ ५०**

पञ्चभिः कर्मेन्द्रियैः स्वार्थानुपादानादीन्कुरुते। पञ्च शब्दादीन्वेद पञ्चभिर्ज्ञानेन्द्रियैः। षोडशेन मनसा सह सप्तदशः षोडशोपाध्यन्तर्गतोऽपि स्वयं त्वेक एव। सर्वेन्द्रियविषयप्रतिसंधानात्। त्रीन् ज्ञानकर्मेन्द्रियमनोविषयान्प्राप्नोति॥ ५० ॥

**तदेतत् षोडशकलं लिङ्गं शक्तित्रयं महत्।**
**धत्तेऽनुसंसृतिं पुंसि हर्षशोकभयार्तिदाम्॥ ५१**

तदेतल्लिङ्गशरीरं शक्तित्रयं गुणत्रयकार्यं महदनादि पुंसि जीवे अन्वनुसंसृतिं धत्ते॥ ५१ ॥

**देह्यज्ञोऽजितषड्वर्गो नेच्छन् कर्माणि कार्यते।**
**कोशकार इवात्मानं कर्मणाऽऽच्छाद्य मुह्यति॥ ५२**

આ પ્રકારના જીવના સંસારને પાંચ શ્લોકો વડે વિસ્તારપૂર્વક સમજાવે છે.

(જીવ આ શરીરમાં) પાંચ કર્મેન્દ્રિયો દ્વારા (આપવું, લેવું, ચાલવું, ફરવું વગેરે) પોતાને અભિલષિત કર્મો કરે છે તથા પાંચ જ્ઞાનેન્દ્રિયો દ્વારા (શબ્દાદિ) પાંચ વિષયોનો અનુભવ કરે છે. (ઈન્દ્રિયોના સર્વ વિષયોને ગ્રહણ કરનાર તે) એકલો જ સોળમા મનની સાથે પોતે સત્તરમો થઈ (જ્ઞાનેન્દ્રિયો, કર્મેન્દ્રિયો અને મન– એમ) ત્રણેય(ના વિષયો)ને ભોગવે છે.॥ ૫૦॥

પાંચ કર્મેન્દ્રિયો દ્વારા '**स्वार्थान्**' પોતાના વિષયોને ગ્રહણ કરે છે. પાંચ શબ્દાદિ વિષયોનો પાંચ જ્ઞાનેન્દ્રિયો દ્વારા અનુભવ કરે છે. (પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, પાંચ શબ્દાદિ વિષયો અને) સોળમા મન સાથે, સોળ ઉપાધિઓની અંતર્ગત હોવા છતાં પોતે તો એક જ એવો સત્તરમો, સર્વ ઈન્દ્રિયોના વિષયોને તે એક જ ગ્રહણ કરતો હોવાથી જ્ઞાનેન્દ્રિયો, કર્મેન્દ્રિયો અને મન, એમ ત્રણેયના વિષયોને ભોગવે છે.॥ ૫૦॥

તે આ સોળ કળાઓવાળું ત્રણ ગુણોના કાર્યરૂપ અનાદિ સૂક્ષ્મ શરીર જીવને હર્ષ, શોક, ભય અને પીડા આપતા (જન્મ-મૃત્યુના ચક્રરૂપ) સંસારમાં વારંવાર ધકેલે છે.॥ ૫૧ ॥

તે આ લિંગશરીર '**शक्तित्रयम्**' ત્રણ ગુણોના કાર્યરૂપ '**महत्**' અનાદિ '**पुंसि**' જીવને વળી વળીને સંસારને પ્રાપ્ત કરાવે છે.॥ ૫૧ ॥

(પાંચ ઈન્દ્રિયો અને મન– એમ) છના વર્ગને જેણે જીતી લીધો નથી તેવો અજ્ઞાની જીવ ઈચ્છતો ન હોવા છતાં (વિષયોને અધીન એવી આ છ ઈન્દ્રિયો દ્વારા) કર્મો કરાવે છે અને પછી કીડાની જેમ (પોતાનામાંથી કાઢેલા તંતુઓ વડે પોતાને જ જકડી લેવાના) કર્મ વડે પોતાને ઢાંકી દઈને મોહ પામે છે.॥ ૫૨ ॥

नेच्छन्ननिच्छन्नप्यनेनैव कर्माणि कार्यते। कोशकारः कीटविशेषः। मुह्यति निर्गमोपायं न जानाति ॥ ५२ ॥

**'न इच्छन्'** ઈચ્છતો ન હોવા છતાં પણ આ છના વર્ગ દ્વારા જ કર્મો કરાવે છે. **'कोशकारः:'** એક વિશિષ્ટ કીડો **'मुह्यति'** બહાર નીકળવાનો માર્ગ નથી જાણતો. ॥ ૫૨ ॥

कार्यत इत्यत्रानुभवं प्रमाणयन्ति—**न हीति**।

કરાવે છે, એમ અહીં અનુભવનું પ્રમાણ આપે છે— **'न हि इति।'**

**न हि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत्।**
**कार्यते ह्यवशः कर्म गुणैः स्वाभाविकैर्बलात् ॥ ५३**

કોઈ પણ જીવ એક ક્ષણ પણ કર્મ કર્યા વિના રહી શકતો નથી, કારણ કે સ્વાભાવિક (પૂર્વકર્મના સંસ્કારો દ્વારા ઉત્પન્ન થયેલા) ગુણોના કાર્યરૂપ રાગાદિ વડે પરવશ એવા જીવને (વિષયો) બળાત્કારે કર્મ કરાવે છે. ॥ ૫૩ ॥

गुणैर्गुणकार्यरागादिभिः। स्वाभाविकैः पूर्वकर्मसंस्कारोद्भूतैः ॥ ५३ ॥

**'गुणैः'** ગુણોના કાર્યરૂપ રાગાદિ વડે, **'स्वाभाविकैः'** પૂર્વકર્મના સંસ્કારો દ્વારા ઉત્પન્ન થયેલા ગુણોથી ॥ ૫૩ ॥

कर्मवशेन च तदनुरूपो देहो भवतीत्याहुः—**लब्ध्वेति**।

કર્મ અનુસાર અને તે અદૃષ્ટ અનુસાર શરીર બને છે, એમ કહે છે— **'लब्ध्वा इति।'**

**लब्ध्वा निमित्तमव्यक्तं व्यक्ताव्यक्तं भवत्युत।**
**यथायोनि यथाबीजं स्वभावेन बलीयसा ॥ ५४**

(પૂર્વજન્મનું પુણ્યપાપાત્મક) અદૃષ્ટ નિમિત્ત પ્રાપ્ત કરીને અતિબળવાન કર્મવાસનાને લીધે (તે અદૃષ્ટ અનુસાર) માતા જેવું અને પિતા જેવું સ્થૂળ અને સૂક્ષ્મ શરીર બને છે. ॥ ૫૪ ॥

अव्यक्तमदृष्टं निमित्तं लब्ध्वा व्यक्ताव्यक्तं तदनुरूपं स्थूलं सूक्ष्मं च शरीरं भवति। यथायोनि मातृसदृशम्। यथाबीजं पितृसदृशम्। स्वभावो वासना। शुक्रशोणितयोरेकत्वेऽपि कर्मवासनया मातापितृसदृशो देहो भवतीत्यर्थः ॥ ५४ ॥

**'अव्यक्तम्'** અદૃષ્ટરૂપ નિમિત્ત પ્રાપ્ત કરીને તે અદૃષ્ટ અનુસાર **'व्यक्तम्-अव्यक्तम्'**- સ્થૂળ અને સૂક્ષ્મ શરીર બને છે. **'यथायोनि'** માતા જેવું, **'यथाबीजम्'** પિતા જેવું- **'स्वभावः'** વાસના- પિતાના વીર્યની તથા માતાના (રજરૂપી) રુધિરની એકતા થઈ હોવા છતાં કર્મની વાસનાને કારણે માતા-પિતા જેવો દેહ થાય છે, એમ અર્થ છે. ॥ ૫૪ ॥

संसारचक्रमुपसंहरन्तो मुक्तिप्रकारमाहुः— **एष इति**।

સંસારચક્રનો ઉપસંહાર (નાશ) કરતાં યમદૂતો મુક્તિનો પ્રકાર જણાવે છે— **'एषः इति।'**

**एष प्रकृतिसङ्गेन पुरुषस्य विपर्ययः।**
**आसीत् स एव नचिरादीशसङ्गाद्विलीयते॥ ५५**

ईशसङ्गात् परमेश्वरभजनात्॥ ५५॥

तदेवं सामान्यतो धर्मादिनिर्णयमुक्त्वा प्रस्तुतस्याजामिलस्याधर्मं प्रपञ्चयन्तो दण्ड्यत्वमाहुः—अयं हीति यावदध्यायसमाप्ति। तत्र द्वाभ्यां तत्पूर्ववृत्तान्तानुवादोऽन्यायातिरेक-प्रदर्शनार्थः।

**अयं हि श्रुतसम्पन्नः शीलवृत्तगुणालयः।**
**धृतव्रतो मृदुर्दान्तः सत्यवान्मन्त्रविच्छुचिः॥ ५६**

शीलं सुस्वभावः, वृत्तं सदाचारः, गुणाः क्षमादयस्तेषामालयः॥ ५६॥

**गुर्वग्न्यतिथिवृद्धानां शुश्रूषुर्निरहङ्कृतः।**
**सर्वभूतसुहृत्साधुर्मितवागनसूयकः ॥ ५७**

निरहंकृतो निरहंकारः॥ ५७॥

**एकदासौ वनं यातः पितृसन्देशकृद् द्विजः।**
**आदाय तत आवृत्तः फलपुष्पसमित्कुशान्॥ ५८**

तत आवृत्तो वनात्परावृत्तः॥ ५८॥

**ददर्श कामिनं कञ्चिच्छूद्रं सह भुजिष्यया।**
**पीत्वा च मधु मैरेयं मदाघूर्णितनेत्रया॥ ५९**

જીવને પ્રકૃતિના સંગને લીધે આ સંસાર (પ્રાપ્ત) થાય છે અને એ જ (સંસાર) પરમેશ્વરના ભજનથી શીઘ્ર નાશ પામે છે.॥ ૫૫॥

‘**ईशसङ्गात्**’ પરમેશ્વરના ભજનથી॥ ૫૫॥

આ પ્રમાણે ધર્મ અને અધર્મના સ્વરૂપનું સામાન્યરૂપે વિવરણ કરીને જેની કથા ચાલે છે તે અજામિલના અધર્મનું વિસ્તારપૂર્વક વર્ણન કરતાં, તેની શિક્ષા માટેની યોગ્યતા જણાવે છે— ‘**अयं हि इति।**’ થી અધ્યાયની સમાપ્તિ સુધી. તેમાં બે શ્લોકો વડે તેના અન્યાયના અતિરેકને દર્શાવવા માટે તેના પૂર્વના વૃત્તાંતને જ ફરીથી કહે છે.

આ (અજામિલ) વેદશાસ્ત્રસંપન્ન, શીલ, સદાચાર અને ગુણોનો ખજાનો, વ્રતધારી, વિનયી, જિતેન્દ્રિય, સત્યનિષ્ઠ, મંત્રવેત્તા અને પવિત્ર જ હતો.॥ ૫૬॥

‘**शीलम्**’ સારો સ્વભાવ, ‘**वृत्तम्**’ સદાચાર, ‘**गुणाः**’ ક્ષમા વગેરે સદ્ગુણોનો ખજાનો॥ ૫૬॥

ગુરુ, અગ્નિ, અતિથિ અને વૃદ્ધોની સેવા કરનારો, નિરહંકારી, સર્વ પ્રાણીઓનો હિતકર્તા, પરોપકારી, મિતભાષી, અસૂયારહિત હતો.॥ ૫૭॥

‘**निरहंकृतः**’ નિરહંકારી॥ ૫૭॥

પિતાની આજ્ઞાનું પાલન કરનારો તે બ્રાહ્મણ (પિતાની આજ્ઞાથી) એક વખત વનમાં ગયો; ફળ, પુષ્પ, સમિધા અને દર્ભ લઈને ત્યાંથી પાછો ફર્યો.॥ ૫૮॥

‘**ततः आवृत्तः**’ તે વનમાંથી પાછો ફર્યો.॥ ૫૮॥

(ત્યાંથી) પાછા ફરતાં (પીસેલા) લોટનો દારૂ પીને મદથી ઘેરાયેલાં નેત્રોવાળી (એક) વેશ્યા દાસી સાથે કોઈ કામી શૂદ્રને જોયો.॥ ૫૯॥

भुजिष्यया भोगस्त्रिया दास्या। मैरेयं मधु पैष्टीं सुरां पीत्वा। मदेनाघूर्णिते भ्रान्ते नेत्रे यस्याः॥ ५९॥

**'भुजिष्यया'** વેશ્યા દાસી સાથે **'मैरेयं मधु'** પીસેલા લોટનો દારૂ પીને મદથી **'आघूर्णिते'** ઘેરાયેલાં બંને નેત્રો છે જેનાં॥ ૫૯॥

**मत्तया विश्लथन्नीव्या व्यपेतं निरपत्रपम्।**
**क्रीडन्तमनु गायन्तं हसन्तमनयान्तिके॥ ६०**

જેના (અધો) વસ્ત્રની ગાંઠ અતિ શિથિલ થઈ છે તેવી મદમસ્ત આ દાસી સાથે સદાચારથી ભ્રષ્ટ થયેલા, નિર્લજ્જ, ક્રીડા કરતા અને તેના ગાવા પાછળ ગાતા તથા તેની પાસે હસતા (શૂદ્રને તેણે જોયો).॥ ૬૦॥

विशेषेण श्लथन्ती नीवी यस्यास्तया सह। व्यपेतं स्वाचाराद्भ्रष्टम्॥ ६०॥

અતિ શિથિલ થતી નીચેના વસ્ત્રની ગાંઠ જેની છે તેવી દાસી સાથે **'व्यपेतम्'** પોતાના આચારથી ભ્રષ્ટ થયેલા શૂદ્રને (જોયો).॥ ૬૦॥

**दृष्ट्वा तां कामलिप्तेन बाहुना परिरम्भिताम्।**
**जगाम हृच्छयवशं सहसैव विमोहितः॥ ६१**

કામોદ્દીપક અંગરાગથી લેપાયેલા (પેલા શૂદ્રના) બાહુ વડે આલિંગન પામતી તે દાસીને જોઈને (અજામિલ) એકાએક જ અતિ મોહિત થઈ હૃદયમાં સૂતેલા (કામદેવ)ને વશ થઈ ગયો.॥ ૬૧॥

कामेन कामोद्दीपकेन तदङ्गरागेण हरिद्रादिना लिप्तेन॥ ६१॥

**'कामेन'** કામનું ઉદ્દીપન કરનાર હળદર (અત્તર) વગેરે, તે અંગરાગથી લેપાયેલા બાહુ વડે॥ ૬૧॥

**स्तम्भयन्नात्मनाऽऽत्मानं यावत्सत्त्वं यथाश्रुतम्।**
**न शशाक समाधातुं मनो मदनवेपितम्॥ ६२**

તેનામાં જેટલું ધૈર્ય અને જેટલું શાસ્ત્રજ્ઞાન હતું તે પ્રમાણે મનને બુદ્ધિથી રોકતો હોવા (છતાં) કામથી કંપી ઊઠેલા મનને વશ કરવાને તે સમર્થ થયો નહીં.॥ ૬૨॥

सत्त्वं धैर्यम्। श्रुतं ज्ञानम्। तद्बलेन स्तम्भयन्नपि मदनेन कम्पितं मनः समाधातुं नियमितुं शक्तो नाभूत्॥ ६२॥

**'सत्त्वम्'** ધૈર્ય, **'श्रुतम्'** જ્ઞાન, તેના બળથી (મનને) રોકતો હોવા છતાં તે કામથી કંપી ઊઠેલા મનનું **'समाधातुम्'** નિયમન કરવા સમર્થ થયો નહીં.॥ ૬૨॥

**तन्निमित्तस्मरव्याजग्रहग्रस्तो विचेतनः।**
**तामेव मनसा ध्यायन् स्वधर्माद्विरराम ह॥ ६३**

તે દાસી(નાં દર્શન જ) કારણ છે જેનું તે કામના ઓઠા હેઠળ રહેલ રાહુ વગેરે ગ્રહથી ગ્રસ્ત તથા નષ્ટ થયેલી (સદાચાર અને શાસ્ત્રજ્ઞાનરૂપ) સ્મૃતિવાળો અજામિલ મનથી તે દાસીનું જ ધ્યાન કરતો સ્વધર્મથી ભ્રષ્ટ થયો.॥ ૬૩॥

तद्दर्शनमेव निमित्तं यस्य स्मरव्याजग्रहस्य तेन ग्रस्तः। विचेतनो गतस्मृतिः ॥ ६३ ॥

તે દાસીનાં દર્શન જ જેનું કારણ છે તે કામદેવના ઓઠા પાછળ રહેલ ગ્રહ, તેનાથી ગ્રસ્ત એવો તે– '**વિચેતનઃ**' નષ્ટ થઈ છે સ્મૃતિ જેની ॥ ૬૩ ॥

**तामेव तोषयामास पित्र्येणार्थेन यावता।**
**ग्राम्यैर्मनोरमैः कामैः प्रसीदेत यथा तथा ॥ ६४**

સાંસારિક, સુંદર વિષયભોગોથી જે રીતે તે (દાસી) પ્રસન્ન થાય તે રીતે પિતાની જેટલી સંપત્તિ હતી તેનાથી તે દાસીને તેણે રીઝવવા માંડી. ॥ ૬૪ ॥

यावता समग्रेण ॥ ६४ ॥

'**યાવતા**' જેટલી સંપત્તિ હતી તે સમગ્ર સંપત્તિથી ॥ ૬૪ ॥

**विप्रां स्वभार्यामप्रौढां कुले महति लम्भिताम्।**
**विससर्जाचिरात्पापः स्वैरिण्यापाङ्गविद्धधीः ॥ ६५**

સ્વચ્છંદચારિણી (કુલટા)ના કટાક્ષથી વીંધાયેલી બુદ્ધિવાળા પાપીએ (અજામિલે) પોતાની ઊંચા કુળની યુવતી પરિણીતા બ્રાહ્મણપત્નીનો તરત જ પરિત્યાગ કરી દીધો. ॥ ૬૫ ॥

लम्भितां परिणीताम् ॥ ६५ ॥

'**लम्भिताम्**' વિવાહિતા ભાર્યાને (ત્યાગી દીધી). ॥ ૬૫ ॥

**यतस्ततश्चोपनिन्ये न्यायतोऽन्यायतो धनम्।**
**बभारास्याः कुटुम्बिन्याः कुटुम्बं मन्दधीरयम् ॥ ६६**
॥ ६६ ॥

(ત્યાર પછી) આ કુબુદ્ધિ ન્યાયપૂર્વક કે અન્યાયપૂર્વક જ્યાં ત્યાંથી ધન લાવવા માંડ્યો અને આ કુટુંબકબીલાવાળી દાસીના કુટુંબને પોષવા લાગ્યો. ॥ ૬૬ ॥ ૬૬ ॥

**यदसौ शास्त्रमुल्लङ्घ्य स्वैरचार्यार्यगर्हितः।**
**अवर्तत चिरं कालमघायुरशुचिर्मलात् ॥ ६७**

સત્પુરુષોમાં નિંદા પામેલા આ અપવિત્ર સ્વેચ્છાચારીએ શાસ્ત્રનું જે ઉલ્લંઘન કરીને ઘણા વખત સુધી તે વેશ્યાના અપવિત્ર (અન્ન)થી પોતાનું પાપમય જીવન વ્યતીત કર્યું છે. ॥ ૬૭ ॥

अघरूपमायुर्यस्य। मलमेव तदीयमन्नादि– कमत्तीति मलात् ॥ ६७ ॥

પાપમય જીવન છે જેનું, તે દાસીનાં (અપવિત્ર,) નિષિદ્ધ અન્નાદિ ખાય છે તેથી '**મलात्**' કહ્યું છે. ॥ ૬૭ ॥

**तत एनं दण्डपाणेः सकाशं कृतकिल्बिषम्।**
**नेष्यामोऽकृतनिर्वेशं यत्र दण्डेन शुद्ध्यति ॥ ६८**

તેથી પાપ કરનારા અને (પછી) પ્રાયશ્ચિત્ત નહીં કરનારા એવા આ (અજામિલ)ને અમે યમરાજ પાસે લઈ જઈશું, જ્યાં એ (પાપાનુસાર) શિક્ષા (ભોગવવા)થી શુદ્ધ થશે (પાપમુક્ત થશે). ॥ ૬૮ ॥

अकृतनिर्वेशमकृतप्रायश्चित्तम्। अस्यैव च हितार्थे नेष्याम इत्याहु:—यत्रेति॥ ६८॥

'**अकृतनिर्वेशम्**' જેણે પ્રાયશ્ચિત્ત નથી કર્યું તેવા અજામિલને, એના જ ભલા ખાતર અમે લઈ જઈશું, એમ તેઓ કહે છે— '**यत्र इति।**'॥ ६८॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां षष्ठस्कन्धेऽजामिलोपाख्याने प्रथमोऽध्याय:॥ १॥

इति श्रीमद्भागवते महापुराणे षष्ठस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां प्रथमोऽध्याय:॥ १॥

*****

# अथ द्वितीयोऽध्याय:

## વિષ્ણુદૂતો દ્વારા ભાગવતધર્મનું નિરૂપણ અને અજામિલનું પરમધામગમન

द्वितीये वैष्णवैर्याम्यान्नाममाहात्म्यमद्भुतम्।
श्रावयित्वा द्विजो विष्णोर्लोकं नीत इतीर्यते॥ १

બીજા અધ્યાયમાં વિષ્ણુદૂતો યમદૂતોને ભગવાનના નામનું અદ્‌ભુત માહાત્મ્ય સંભળાવીને બ્રાહ્મણ (અજામિલ) ને વિષ્ણુલોકમાં લઈ જાય છે તે કહેવામાં આવે છે.॥ ૧॥

श्रीशुक उवाच

**एवं ते भगवद्दूता यमदूताभिभाषितम्।**
**उपधार्याथ तान् राजन् प्रत्याहुर्नयकोविदा:॥ १**

શ્રીશુકદેવજી બોલ્યા – હે રાજા, ન્યાયમાં નિપુણ એવા તે ભગવાનના દૂતો યમદૂતોનું આ પ્રમાણે કહેલું સાંભળીને હવે તેઓને કહેવા લાગ્યા.॥ ૧॥

नयकोविदा न्यायनिपुणा:॥ १॥

'**नयकोविदा:**' ન્યાયમાં નિપુણ એવા વિષ્ણુ ભગવાનના દૂતો ॥ ૧॥

विष्णुदूता ऊचु:

**अहो कष्टं धर्मदृशामधर्म: स्पृशते सभाम्।**
**यत्रादण्ड्येष्वपापेषु दण्डो यैर्ध्रियते वृथा॥ २**

વિષ્ણુદૂતો બોલ્યા – અહો! ખેદની વાત છે કે ધર્મવેત્તાઓની સભાને (પણ) અધર્મ સ્પર્શે છે, કે જે સભામાં પાપરહિત હોઈ શિક્ષાને પાત્ર નથી તેવાઓને જેમના દ્વારા વ્યર્થ દંડ આપવામાં આવે છે.॥ ૨॥

धर्मदृशां सभामधर्म: स्पृशति। तदाहु:—यत्र सभायाम्। यैर्धर्मदृग्भि:। तेषां तां सभाम्॥ २॥

ધર્મવેત્તાઓની સભાને અધર્મ સ્પર્શે છે તે કહે છે— '**यत्र**' જે સભામાં '**यै:**' જે ધર્મજ્ઞો દ્વારા તે નિરપરાધીઓ પ્રત્યે દંડ અપાય છે તેમની તે સભાને॥ ૨॥

**प्रजानां पितरो ये च शास्तार: साधव: समा:।**
**यदि स्यात्तेषु वैषम्यं कं यान्ति शरणं प्रजा:॥ ३**

જે પ્રજાના પિતા જેવા રક્ષકો છે, શાસકો છે, પરોપકારીઓ છે અને સમદર્શીજનો છે, તેઓમાં જ જો (શિક્ષાને પાત્ર ન હોય તેવાઓને શિક્ષા કરવારૂપ) વિષમતા હોય, તો પ્રજા કોને શરણે જાય?॥ ૩॥

पितरः पितृवत्पालकाः। शास्तारोदण्ड्यनुशिक्षकाः। वैषम्यमदण्डनम्॥ ३॥

'**पितरः**' પિતા જેવા પાલકો, '**शास्तारः**' શાસકો '**वैषम्यम्**'– શિક્ષાને પાત્ર ન હોય તેવાઓને શિક્ષા કરવારૂપ વિષમતા॥ ૩॥

एतत्प्रवर्तितमधर्ममन्योऽपि करिष्यतीति महत्कष्टमभूदित्याहुः—**यद्यदिति**।

આ પ્રમાણે ચાલુ કરવામાં આવેલો અધર્મ બીજા લોકો પણ કરશે આથી મહાન કષ્ટ થશે, એમ કહે છે— '**यद् यद् इति।**'

**यद्यदाचरति श्रेयानितरस्तत्तदीहते।**
**स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते॥ ४**

શ્રેષ્ઠ મનુષ્ય જે જે આચરણ કરે છે તે તે આચરણ અન્ય (સાધારણ) મનુષ્ય કરે છે. તે (શ્રેષ્ઠ મનુષ્ય) જેને પ્રમાણિત કરે છે, લોકો તેનું અનુસરણ કરવા લાગે છે.॥ ૪॥

श्रेयान् श्रेष्ठः॥ ४॥

'**श्रेयान्**' શ્રેષ્ઠ મનુષ્ય॥ ૪॥(ગીતા ૩/૨૧માં પણ આ જ શ્લોક છે, માત્ર બીજા ચરણમાં શબ્દો જુદા છે. '**यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः।**')

विश्वस्तघातादपीत्याहुः—**यस्येति** द्वाभ्याम्।

વિશ્વાસઘાત થવા છતાં પણ (અજ્ઞાની મનુષ્ય જાણતો નથી), એમ બે શ્લોકો વડે કહે છે— '**यस्य इति।**'

**यस्याङ्के शिर आधाय लोकः स्वपिति निर्वृतः।**
**स्वयं धर्ममधर्मं वा न हि वेद यथा पशुः॥ ५**
**स कथं न्यर्पितात्मानं कृतमैत्रमचेतनम्।**
**विश्रम्भणीयो भूतानां सघृणो द्रोग्धुमर्हति॥ ६**

પશુની જેમ પોતે ધર્મ કે અધર્મ નથી જાણતો એવો જીવ જેના ખોળામાં માથું મૂકીને નિશ્ચિંત થઈ સૂઈ જાય છે, એવો પ્રાણીઓનો વિશ્વસનીય તે (શ્રેષ્ઠ મનુષ્ય જો) દયાળુ (હોય તો) પોતાની જાતને સોંપી દેનાર અને વિશ્વાસ રાખનાર અજ્ઞાની મનુષ્યનો દ્રોહ કરવા માટે કેવી રીતે યોગ્ય છે?॥ ૫॥ ૬॥

निर्वृतो निश्चिन्तः॥ ५॥

'**निर्वृतः**' નિશ્ચિંત થઈને॥ ૫॥

विश्वासेन नितरामर्पित आत्मा येन तम्। विश्रम्भणीयो विश्वसनीयः। सघृणश्चेत्॥ ६॥

વિશ્વાસથી સંપૂર્ણપણે અર્પિત કરીને પોતાની જાત જેણે (સોંપી દીધી) તે(અજ્ઞાની)ને– '**विश्रम्भणीयः**' વિશ્વાસ કરવાને પાત્ર એવો જો તે દયાળુ હોય તો॥ ૬॥

नन्वस्य पापिनो दण्डे किमर्थमाक्रोशः क्रियते तत्राहुः—**अयं हीति**।

શંકા કરવામાં આવી છે કે આ પાપીને શિક્ષા કરવા માટે શાથી આક્રોશ કરવામાં આવે છે? (પ્રાયશ્ચિત્ત ન કર્યું હોય તો શુદ્ધ કરવા માટે દંડ દેવો ઉચિત છે.) તે માટે કહે છે— '**अयं हि इति।**'

**अयं हि कृतनिर्वेशो जन्मकोट्यंहसामपि।**
**यद् व्याजहार विवशो नाम स्वस्त्ययनं हरेः॥ ७**

આણે (અજામિલે તો એક જન્મનું નહીં પણ) કરોડો જન્મોનાં પાપનું પ્રાયશ્ચિત્ત કરેલું છે, કારણ કે મૃત્યુની પરવશતામાં સર્વમંગળમય શ્રીહરિનું નામ ઉચ્ચાર્યું છે!॥ ૭॥

यद्यस्माद्विवशोऽपि हरेर्नाम व्याजहारोच्चारितवान्। न केवलं प्रायश्चित्तमात्रं हरेर्नाम, अपि तु स्वस्त्ययनं मोक्षसाधनमपि।

'सकृदुच्चरितं येन हरिरित्यक्षरद्वयम्।
बद्धः परिकरस्तेन मोक्षाय गमनं प्रति॥'
इति स्मृतेः॥ ७॥

**'यत्'** કારણ કે વિવશ હોવા છતાં શ્રીહરિનું નામ **'व्याजहार'** ઉચ્ચાર્યું છે. શ્રીહરિનું નામ કેવળ પ્રાયશ્ચિત્ત જ નથી, પરંતુ **'स्वस्ति-अयनम्'** કલ્યાણના આધારરૂપ મોક્ષનું સાધન પણ છે.

'જેણે એક વાર **'हरिः'** એવા બે અક્ષરોનું ઉચ્ચારણ કર્યું છે, તે મોક્ષ પ્રતિ પ્રયાણ કરવા માટે દઢતાપૂર્વક કટિબદ્ધ થઈ ગયો છે.' તે અનુસાર સ્મૃતિ છે.॥ ૭॥

ननु कर्मसाद्गुण्यकरं हरेर्नामेति युक्तम्,

'यस्य स्मृत्या च नामोक्त्या तपोयज्ञक्रियादिषु।
न्यूनं संपूर्णतां याति सद्यो वन्दे तमच्युतम्॥'
इत्यादिवचनात्, स्वातन्त्र्येण त्वघनिवर्तकं हरेर्नाम कथं स्यात्तत्राहुः—**एतेनैवेति**।

હવે શંકા કરે છે કે હરિનું નામ (કોઈ પણ) કર્મને સદ્ગુણવાળું કરનારું છે, જે યોગ્ય છે, કારણ કે 'જેના સ્મરણથી કે નામના ઉચ્ચારણથી તપ, યજ્ઞ અને કર્મોમાં જે ન્યૂનતા હોય છે તે સંપૂર્ણતાને પામે છે, તે અચ્યુતને હું શીઘ્ર વંદન કરું છું.' એમ વચન છે (તો પછી) કોઈ યજ્ઞાદિ કર્મો કર્યા વિના જ હરિનું નામ પોતાની મેળે પાપનો નાશ કરનારું કેવી રીતે હોય, તે માટે ઉત્તર આપે છે— **'एतेन एव इति।'**

**एतेनैव ह्यघोनोऽस्य कृतं स्यादघनिष्कृतम्।**
**यदा नारायणायेति जगाद चतुरक्षरम्॥ ८**

પુત્રના બહાને 'નારાયણ, આવ' એવા ચાર અક્ષરવાળું જે નામ એ બોલ્યો, કેવળ એટલાથી જ આ પાપીના (અનેક જન્મોનાં સંચિત સર્વ) પાપનું પ્રાયશ્ચિત્ત થઈ ચૂક્યું છે.॥ ૮॥

अघोनः अघवतः। मघवच्छब्दवद्रूपम्।

**'मघवन्'** શબ્દ જેવું રૂપ છે (આટલાથી) **'अघोनः'** પાપીના (સર્વ પાપોનું પ્રાયશ્ચિત્ત)

यत् आ इति च्छेदः। आ ईषदाभासमात्रं चतुरक्षरं यन्नाम जगाद एतेनैव केवलेन। चतुरक्षरमित्यनेनाधिक्यं च दर्शितम्। कथं जगाद।

**'यदा'** શબ્દમાં **'यत्-आ इतिच्छेदः'** એમ શબ્દો છૂટા પાડવાના છે. **'आ'** સહેજ આભાસમાત્ર ચાર અક્ષરવાળું જે નામ બોલ્યો– કેવળ એટલાથી જ (પ્રાયશ્ચિત્ત થઈ ચૂક્યું છે.), **'चतुरक्षरम्'** ચાર

नारायण आय आगच्छ इत्येवं विक्रोशरूपेण पुत्राह्वानेन।

अक्षरवाळुं नाम बोल्यो– एम एनाथी पण अधिकता दर्शावी छे. केम बोल्यो '**नारायण-आय**' हे नारायण, तुं अहीं आव. एम विक्रोशरूपे (बूम पाडीने ) पुत्रने बोलाववाना प्रयोजनथी बोल्यो.

अयं भावः—कर्माङ्गत्वेऽपि हरिनाम्नः खादिरत्वादिवत्संयोगपृथक्त्वेन सर्वप्रायश्चित्तार्थत्वं युक्तमेव।

ભાવ આ પ્રમાણે છે— હરિનું નામ એ કર્મનું અંગ હોય તો પણ ખાદિર (ખેર) વગેરેની જેમ, ખેરનો યજ્ઞસ્તંભ એક જ હોય તો પણ, ક્રતુ (યજ્ઞ)ના પ્રયોજનને અને પરાક્રમના પુરુષાર્થને એમ બંનેને સાધી આપે તેમ હરિનામ મોક્ષને અને પાપના પ્રાયશ્ચિત્તને બંનેને સાથે અથવા પૃથક્ રીતે સાધી આપે છે.

तथा हि—

'अवशेनापि यन्नाम्नि कीर्तिते सर्वपातकैः।
पुमान्विमुच्यते सद्यः सिंहत्रस्तैर्मृगैरिव।'

इत्यादिभिः पुराणे तावत्सहस्रशो नाम्नः स्वातन्त्र्यमवगम्यते।

તે અનુસાર 'પરવશતાથી પણ જેમના નામનું કીર્તન કરવામાં આવે છે, ત્યારે જેમ સિંહથી ત્રાસેલાં પશુ (ભાગી જાય છે) તેમ મનુષ્ય સર્વપાપથી તત્કાળ છૂટી જાય છે.' વગેરે દ્વારા પુરાણોમાં હજારો રીતે (કોઈ યજ્ઞાદિ કર્મ કર્યા વિના જ પોતાની મેળે પાપનો નાશ કરનાર) હરિનામનું સ્વાતંત્ર્ય જણાય છે.

न चैतेऽर्थवादा इति शङ्कनीयम्, विधिशेषत्वाभावात्। न च विध्यश्रवणादन्यशेषता कल्पनीया।

આ બધો અર્થવાદ (પ્રાસંગિક પ્રશંસા) છે એવી શંકા કરવી યોગ્ય નથી, કારણ કે નામ એ કોઈ કર્મવિધિનું અંગ નથી. તેથી અહીં અર્થવાદ નથી. (વિધિનું અંગ હોય તો અર્થવાદ હોઈ શકે.) નામસ્મરણ વિશે શ્રુતિમાં વિધિનું કથન ન હોવાથી નામસ્મરણને વિધિ કે નિષેધનું અંગ કલ્પી શકાય નહીં. (બીજી રીતે કહેલા વાક્યમાં વિધિક્રિયાપદ ન હોય તો પણ વિધિ કલ્પી શકાય.)

यदा 'आग्नेयोऽष्टाकपालो भवति' इत्यादि-वदप्राप्तार्थत्वेन विधिकल्पनोपपत्तेः।

જ્યારે 'અગ્નિ માટેનો પુરોડાશ આઠ કપાલવાળો હોય છે.' વગેરેની જેમ જે અગ્નિ પુરોડાશ વિષે શાસ્ત્ર સિવાય બીજેથી અર્થ (વિધાન) પ્રાપ્ત ન થતો હોવાથી, ત્યાં વિધિની કલ્પના

કરવી શક્ય છે. ('**भवति**' ને બદલે '**भवेत्**' એમ પરિવર્તન કરીને વિધિવાક્ય બનાવી શકાય. નામસ્મરણ વિષે જેને વિધિવાક્ય બનાવી શકાય એવું વિધાન મળતું નથી.)

मन्त्रेषु च 'मर्ता अमर्त्यस्य ते भूरि नाम मनामहे। विप्रासो जातवेदसः ॥' आस्य जानन्तो नाम चिद्विवक्तन' इत्यादिषु नाम्नस्तपोदानादिसर्व-धर्माधिक्यमवगम्यते। उपपादितं च मन्त्रार्थवादानामपि स्वार्थे प्रामाण्यं देवताधिकरणे।

જેમ કે, 'મરણશીલ (મેધાવી) વિપ્રો એવા અમે, જન્મેલા પ્રત્યેક પદાર્થને જાણનાર મરણ રહિત તમારી (વૈશ્વાનરની) ખૂબ સ્તુતિ કરીએ છીએ.' (ઋ.મં.૮/ સૂ.૧૧/ ઋચા ૫) 'આ વિષ્ણુના ક્યાંક નામમાહાત્મ્યને જાણતાં જાણતાં સમ્યક્ પ્રકારે કીર્તન કરો.' વગેરે મંત્રોમાં તપ, દાન વગેરે સર્વ ધર્મોથી નામનું આધિક્ય જણાય છે તથા તેમાં વિધિ-ક્રિયાનું પ્રાધાન્ય નથી, પણ નામસ્મરણનું પ્રાધાન્ય છે. મંત્રો, અર્થવાદોનું પ્રમાણભૂતત્વ પોતપોતાના ક્ષેત્રમાં હોય છે, એમ પૂર્વમીમાંસાના દેવતાધિકરણમાં સિદ્ધ કરેલું છે.

तस्माच्छ्रीनारायणनामाभासमात्रेणैव सर्वाघ-निष्कृतं कृतं स्यादिति ॥ ८ ॥

તેથી શ્રીનારાયણ નામના આભાસમાત્રથી જ સર્વ પાપનું પ્રાયશ્ચિત્ત થઈ ચૂક્યું છે, એમ સમજવું. ॥ ૮ ॥

**वंशीधरी**—अत्र जैमिनीसूत्रम् 'एकस्य तूभयार्थत्वे संयोगपृथक्त्वम्' इति। अस्यार्थः—एकस्योभयार्थत्वे तु संयोगस्य विनियोजक-प्रमाणस्य पृथक्त्वमुभयत्वं नियामकमिति शेषः।

અહીં જૈમિનિસૂત્ર છે. (જૈ.સૂ.૪/૩/૫) આ સૂત્રનો અર્થ આ પ્રમાણે છે– એક જ પદાર્થનાં (નિત્ય અને નૈમિત્તિક એમ) બે પ્રયોજન હોવામાં ખાદિરના સ્તંભને યજ્ઞક્રિયા સાથે જોડનાર પ્રમાણ બંને રીતે– પૃથક્ રીતે અને સંયુક્ત રીતે નિયમન કરે છે, એટલું શેષ છે. (તે ઉમેરીને સૂત્રનો અર્થ કરવો.)

यथैकस्य खादिरत्वस्य क्रत्वर्थत्वं पुरुषार्थत्वं च 'खादिरो यूपो भवति' 'खादिरं वीर्यकामस्य यूपं कुर्वीत' इति वाक्याभ्यां बोधितत्वात्। तथैकस्य हरिनाम्नोऽपि मुक्तेः फलान्तरस्य च तत्तद्बोधकवाक्याभ्यामुभयार्थतेत्यर्थः।

જેમ એક જ ખેર યજ્ઞ માટે અને પુરુષાર્થ માટે હોય છે, કારણ કે 'ખેર યજ્ઞનો યૂપ બને છે.' તથા 'પરાક્રમ ઈચ્છનારે ખેરનો યૂપ કરવો જોઈએ.' એમ બે વાક્યોથી બોધ કરવામાં આવ્યો છે. તે જ અનુસાર એક માત્ર હરિ નામની, મુક્તિ ઉપરાંત અન્ય ફળરૂપતાનાં બે બોધક વાક્યોથી બે પ્રયોજનો છે, એમ અર્થ છે.

तथा च हरिनाम्नोऽनेकफलसम्बन्धेऽपि प्रायश्चित्तार्थत्वं युक्तमेवेति सुष्ठूक्तं स्वामिचरणैः।

વળી, હરિનામ અનેક ફળ સાથે સંબંધિત હોવાથી પણ પ્રાયશ્ચિત્તના પ્રયોજન માટે યોગ્ય જ છે, એમ સ્વામિચરણો દ્વારા ઉચિત જ કહેવામાં આવ્યું છે.

**वीर.**—ननु 'नान्यः पन्था अयनाय विद्यते' इति न्यासोपासनव्यतिरिक्तोपायान्तरनिषेधात्कथं पारवश्यकृतस्य सङ्केतितनामोच्चारणास्याखिलांहसो निरसनद्वारेण मुक्तिसाधनत्वमित्यत्राहुः।

અહીં શંકા કરવામાં આવી છે કે 'અમૃતત્વની પ્રાપ્તિ માટે અન્ય કોઈ માર્ગ નથી.'(શુ.ય.મા.સં.૩૧/૧૮) (કૃ.ય.તૈ.આ.૩/૧૨/૧૭) (શ્વેતા.ઉપ.૩/૮) ન્યાસ સાથે ઉપાસના કરવી, એ સિવાયના અન્ય ઉપાયનો નિષેધ કરેલો હોવાથી, વિવશતાપૂર્વક, પુત્રના બહાને ઉચ્ચારણ કરેલું હરિનામ સર્વ પાપોને દૂર કરીને મુક્તિના સાધનરૂપ કેવી રીતે હોઈ શકે? એમ પ્રશ્ન કરે છે.

एतेनैवेत्यादिना **'यतस्तद्विषया मति'**रित्यन्तेन। यदा प्रयाणसमये नारायणायेत्येतच्चतुरक्षरं नाम जगादेति यदेतेनैवास्याघोन अघानां निष्कृतं कृतं स्यात्।

**'एतेन एव'** વગેરેથી **'यतस्तद्विषया मतिः'** સુધી (શ્લોક ૮,૯,૧૦) દ્વારા ભાગવતમાં જ ઉત્તર આપે છે. શરીર છોડતી વખતે જ્યારે 'નારાયણ! અહીં આવ.' એ ચાર અક્ષરવાળું નામ બોલ્યો, એટલા માત્રથી જ આ પાપીનાં પાપોનું પ્રાયશ્ચિત્ત થઈ ચૂક્યું છે.

ननु कामकृतानां बहूनां महापातकानां सहस्त्रश आवर्तितानां द्वादशाब्दकोटिभिरप्यनिवर्त्यानां कथमिदमेकमेव प्रायश्चित्तं स्यात्तत्राहुः—**स्तेन इति** द्वाभ्याम्।

શંકા કરવામાં આવી છે કે (તુચ્છ પાપો નામ લેવા માત્રથી બળી જતાં હશે, પરંતુ અનેક જન્મોમાં) જાણી જોઈને હજારો વખત કરવામાં આવેલાં મહાપાપો, કે જે બાર વર્ષ સુધી કરવામાં આવેલાં કોટિ વ્રતોથી પણ દૂર કરી શકાતાં નથી તેવાં હોવા છતાં તેવાં પાપોનું પણ આ એક જ પ્રાયશ્ચિત્ત કેવી રીતે હોય? તે માટે બે શ્લોકો વડે ઉત્તર આપે છે— **'स्तेन इति।'**

**स्तेनः सुरापो मित्रध्रुग्ब्रह्महा गुरुतल्पगः।**
**स्त्रीराजपितृगोहन्ता ये च पातकिनोऽपरे॥ ९**
॥ ९ ॥

**सर्वेषामप्यघवतामिदमेव सुनिष्कृतम्।**
**नामव्याहरणं विष्णोर्यतस्तद्विषया मतिः॥ १०**

ચોર, દારુડિયો, મિત્રદ્રોહી, બ્રહ્મઘાતી, ગુરુ-પત્નીગામી, સ્ત્રી-રાજા–પિતા અને ગાયને મારનારો તથા બીજા જે પાપીઓ હોય તે સર્વ પાપીજનો માટે પણ વિષ્ણુના નામનું ઉચ્ચારણ એ જ સર્વશ્રેષ્ઠ પ્રાયશ્ચિત્ત છે, કારણ કે ભગવાન વિષ્ણુનું નામ લેનારને ભગવાન પોતાનો બનાવી દે છે. ॥૯॥૧૦॥૯॥

सुनिष्कृतं श्रेष्ठं प्रायश्चित्तमिदमेव। तत्र हेतुः—यतो नामव्याहरणात्। तद्विषया नामोच्चारकपुरुषविषया मदीयोऽयं मया सर्वतो रक्षणीय इति विष्णोर्मतिर्भवति॥ १०॥

**'સુનિષ્કૃતમ્'** શ્રેષ્ઠ પ્રાયશ્ચિત્ત આ જ છે. તે માટે કારણ આપે છે— **'યતઃ'** જે નામનું ઉચ્ચારણ કરવાથી **'તત્ વિષયા'** નામનું ઉચ્ચારણ કરનાર તે મનુષ્યવિષયક– આ મારો પોતાનો છે, મારા દ્વારા સર્વ રીતે રક્ષણ કરવા યોગ્ય છે, એવી વિષ્ણુ ભગવાનની બુદ્ધિ થાય છે.॥ ૧૦॥

श्रेष्ठत्वमेवोपपादयन्ति—**नेति** द्वाभ्याम्।

શ્રીહરિના નામના ઉચ્ચારણની શ્રેષ્ઠતા જ સિદ્ધ કરે છે— **'ન ઇતિ।'** થી બે શ્લોકો વડે

**न निष्कृतैरुदितैर्ब्रह्मवादिभि-**
**स्तथा विशुद्ध्यत्यघवान् व्रतादिभिः।**
**यथा हरेर्नामपदैरुदाहृतै-**
**स्तदुत्तमश्लोकगुणोपलम्भकम् ॥ ११**

શ્રીહરિનાં નામ અને પદોનાં ઉચ્ચારણથી પાપી મનુષ્ય જેવો શુદ્ધ થાય છે, તેવો (મનુ વગેરે) બ્રહ્મવાદીઓ દ્વારા કહેવામાં આવેલાં વ્રતાદિ પ્રાયશ્ચિત્તોથી શુદ્ધ થતો નથી. વળી, તે નામ અને પદોનું ઉચ્ચારણ ભગવાનના ગુણોનું જ્ઞાન કરાવનારું છે.॥ ૧૧॥

ब्रह्मवादिभिर्मन्वादिभिरुक्तैर्व्रतादिभिर्निष्कृतै-स्तथा न शुद्ध्यति। उदाहृतैरुच्चारितैर्यथा। नामपदैरित्यनेन नमामीत्यादिक्रियायोगोऽपि नापेक्षित इति दर्शितम्। किंच तन्नामपदोच्चारणमुत्तमश्लोकस्य गुणानां चोपलम्भकं ज्ञापकं भवति न तु कृच्छ्रचान्द्रायणादिवत्पापनिवृत्तिमात्रोपक्षीणमित्यर्थः ॥ ११॥

મનુ વગેરે વેદવાદીઓ દ્વારા કહેવામાં આવેલાં વ્રતાદિ પ્રાયશ્ચિત્તોથી તેવો શુદ્ધ નથી થતો, જેવો **'ઉદાહૃતૈઃ'** (શ્રીહરિનાં નામનાં) ઉચ્ચારણથી શુદ્ધ થાય છે. **'નામપદૈઃ'** એમ આ દ્વારા **'નમામિ'** નમન કરું છું — એવો ક્રિયાયોગ પણ અપેક્ષિત નથી, એમ દર્શાવવામાં આવ્યું છે. વળી, તે નામ અને પદનું ઉચ્ચારણ ઉત્તમશ્લોક ભગવાનના ગુણોનું **'ઉપલમ્ભકમ્'** જ્ઞાન કરાવનારું પણ બને છે, પરંતુ કૃચ્છ્રચાન્દ્રાયણાદિની જેમ માત્ર પાપનો નાશ કરનારું નથી, એમ અર્થ છે.॥ ૧૧॥

**नैकान्तिकं तद्धि कृतेऽपि निष्कृते**
**मनः पुनर्धावति चेदसत्पथे।**
**तत्कर्मनिर्हारमभीप्सतां हरे-**
**र्गुणानुवादः खलु सत्त्वभावनः॥ १२**

(શાસ્ત્રોક્ત) પ્રાયશ્ચિત્ત કરવામાં આવ્યું હોવા છતાં પણ મન ફરીથી પાપના માર્ગે દોડે છે. કારણ કે પ્રાયશ્ચિત્ત પાપના કારણનો નાશ નથી કરતું. (પાપનું કારણ વાસના છે.) પાપોના સંપૂર્ણપણે નાશની પ્રાપ્તિ ઈચ્છનારાઓને માટે તો શ્રીહરિના ગુણાનુવાદ જ પ્રાયશ્ચિત્ત છે, કારણ કે તે સાચે જ ચિત્તને શુદ્ધ કરનાર છે.॥ ૧૨॥

नैकान्तिकं नात्यन्तशोधकम्। तन्निष्कृतम्। यस्मिन् कृतेऽप्यसत्पथे पापमार्गे मनो धावति चेत्। कर्मणां पापानां निर्हारमात्यन्तिकं नाशमिच्छतां हरेर्गुणानुवाद एव प्रायश्चित्तम्। यतोऽसौ खलु सत्त्वभावनश्चित्तशोधकः ॥ १२ ॥

**'न ऐकान्तिकम्'** સંપૂર્ણપણે શુદ્ધ કરનારું નથી. તે પ્રાયશ્ચિત્ત કે જે કરવામાં આવ્યું હોવા છતાં મન **'असत्पथे'** પાપના માર્ગે દોડે છે. જો એમ હોય તો **'कर्मणाम्'** પાપોનો **'निर्हारम्'** સંપૂર્ણપણે નાશ ઈચ્છનારાઓને માટે શ્રીહરિના ગુણાનુવાદ જ પ્રાયશ્ચિત્ત છે, કારણ કે તે ખરેખર **'सत्त्वभावनः'** ચિત્તને શુદ્ધ કરનાર છે. ॥ ૧૨ ॥

**अथैनं मापनयत कृताशेषाघनिष्कृतम्।**
**यदसौ भगवन्नाम म्रियमाणः समग्रहीत्॥ १३**

આથી આ (અજામિલ)ને (યમસદનના રસ્તે) ન લઈ જાઓ, કે જેણે સંપૂર્ણ પાપોનું પ્રાયશ્ચિત્ત કરી લીધું છે, કારણ કે એણે મરતાં મરતાં ભગવાનનું સંપૂર્ણ નામ લીધું છે. ॥ ૧૩ ॥

अथ तस्मादेनं मा अपमार्गेण नयत। कृतमशेषाणामघानां निष्कृतं येन। यद्यस्मात्। समग्रहीत् संपूर्णमुच्चारितवान्। नामैकदेशेनाप्यलमिति भावः।

**'अथ'** આથી આને ખોટા રસ્તે ન લઈ જાઓ! કે જેના દ્વારા સંપૂર્ણ પાપોનું પ્રાયશ્ચિત્ત થઈ ચૂક્યું છે. **'यत्'** કારણ કે (એણે નારાયણનું નામ) **'समग्रहीत्'** સંપૂર્ણપણે ઉચ્ચાર્યું છે. (ભગવાનના નામના– નારાયણનો માત્ર 'ના...' એમ) એક અક્ષર પણ પર્યાપ્ત છે એવો ભાવ છે.

म्रियमाण इत्यनेन पुनः पापान्तरासंभव उक्तो न तु तत्कालत्वमेव विवक्षितम्।

**'म्रियमाणः'** મરતાં મરતાં (એણે નામ લીધું છે), એમ એ દ્વારા વળી મૃત્યુ થઈ જવાથી પાછાં બીજાં પાપનો સંભવ નથી, એમ કહેવાયું છે. તે કાળે જ– મરતી વખતે જ નામ લેવું, એમ વિવક્ષિત નથી.

तदानीं कृच्छ्रादिविधिवन्नामोच्चारणविधेरप्यसंभवात्। न च विधिं विना काकतालीयनामोच्चारणं पापापहमिति प्रमाणमस्ति॥ १३ ॥

તે સમયે કૃચ્છ્રચાંદ્રાયણ વગેરે વ્રતની વિધિની જેમ નામોચ્ચારણની વિધિ કરવી પણ શક્ય ન હોવાથી વિધિ વગર જ 'કાગડો ડાળ પર બેસે તે જ વખતે ડાળનું ફળ નીચે પડે.' તેમ આકસ્મિક કરાયેલું ઉચ્ચારણ પણ પાપનાશક છે, (એમ સિદ્ધ કરવા માટે કોઈ પ્રમાણ નથી, પરંતુ અહીં જ અજામિલના દૃષ્ટાંતમાં -વં.) તેવું પ્રમાણ છે. ॥ ૧૩ ॥

नन्वयं पुत्रनामाग्रहीन्न तु भगवन्नाम तत्राहुः—

**साङ्केत्यं पारिहास्यं वा स्तोभं हेलनमेव वा।**
**वैकुण्ठनामग्रहणमशेषाघहरं विदुः॥ १४**

સાંકેત્યં પુત્રાદૌ સંકેતિતમ્। પારિહાસ્યં પરિહાસેન કૃતમ્। સ્તોભં ગીતાલાપપૂરણાર્થં કૃતમ્। હેલનં કિં વિષ્ણુનેતિ સાવજ્ઞમપિ ચ વૈકુણ્ઠનામોચ્ચારણમ્॥ १४॥

ननु नायं संकल्पपूर्वकं वैकुण्ठनामाग्रहीत्किन्तु पुत्रस्नेहपरवशः संस्तत्राहुः—**पतित** इति।

**पतितः स्खलितो भग्नः सन्दष्टस्तप्त आहतः।**
**हरिरित्यवशेनाह पुमान्नार्हति यातनाम्॥ १५**

अवशेनापि यो हरिरित्याह स यातनां नार्हति। पुमानित्यनेन नात्र वर्णाश्रमादिनियम इत्युक्तम्।

अवशत्वमेवाह—पतितः प्रासादादिभ्यः। स्खलितो मार्गे। भग्नो भग्नगात्रः। संदष्टः सर्पादिभिः। तप्तो ज्वरादिना। आहतो दण्डादिना ॥ १५ ॥

શંકા કરે છે કે આણે તો પુત્રનું નામ લીધું છે, ભગવાનનું નામ નથી લીધું, તે માટે ઉત્તર આપે છે—

(શાસ્ત્રવિદો) જાણે છે કે (પુત્રાદિના નામે) સંકેતમાં લીધેલું, મશ્કરીમાં કહેલું, ગાન-તાનમાં આલાપેલું કે અવજ્ઞાથી ઉચ્ચારેલું વૈકુંઠ ભગવાનનું નામ સમગ્ર પાપોને હરી લેનારું છે.॥ ૧૪॥

‘**साङ्केत्यम्**’ પુત્ર વગેરે પ્રતિ સંકેતમાં લેવાયેલું, ‘**पारिहास्यम्**’ પરિહાસપૂર્વક લેવાયેલું, ‘**स्तोभम्**’ ગીતના આલાપની પૂર્તિ માટે આલાપાયેલું અને ‘**हेलनम्**’ વિષ્ણુ શું કરી લેવાના ? એમ અવજ્ઞાસહિત લેવાયેલું વૈકુંઠ ભગવાનના નામનું ઉચ્ચારણ પણ॥ ૧૪॥

જો એમ કહેવામાં આવે કે આણે (અજામિલે) વૈકુંઠ ભગવાનનું નામ સંકલ્પપૂર્વક નથી લીધું, પરંતુ પુત્રના સ્નેહથી વિવશ થઈને લીધું છે, તો તે માટે ઉત્તર આપે છે— ‘**पतितः इति।**’

(મકાન ઉપરથી) પડતાં, (માર્ગમાં) ઠેસ ખાતાં, હાડકું ભાંગી જતાં, (સર્પાદિ દ્વારા) દંશ દેવામાં આવતાં, (તાવ વગેરેથી) દાહ થતાં, (લાકડી વગેરેથી) ઘા લાગતાં વિવશતાથી જે ‘હરિ’ એમ કહે છે, તે મનુષ્ય (નરકની યમ) યાતનાને યોગ્ય નથી.॥ ૧૫॥

વિવશતાપૂર્વક પણ જે ‘હરિ’ એમ બોલે છે, તે યાતના (પામવા)ને યોગ્ય નથી. ‘**पुमान्**’ કોઈ પણ મનુષ્ય– એ દ્વારા અહીં વર્ણ કે આશ્રમ વગેરેનો નિયમ નથી, એમ કહેવામાં આવ્યું છે.

વિવશતા જ જણાવે છે— ‘**पतितः**’ મહેલ વગેરે ઉપરથી પડતાં, ‘**स्खलितः**’ રસ્તામાં ઠેસ વાગતાં, ‘**भग्नः**’ શરીરનું હાડકું ભાંગી જતાં, ‘**सन्दष्टः**’ સર્પાદિ દ્વારા દંશ દેવાતાં, ‘**तप्तः**’ તાવ વગેરેથી દાહ થતાં, ‘**आहतः**’ લાકડી વગેરેથી ઘા લાગતાં॥ ૧૫॥

**भ.मनो.**—साक्षाद्भगवन्नाम्नोऽसाधारणमहिमत्वाद् यदृच्छया भस्मादिबुद्ध्या वा स्पृष्टस्याग्नेर्यदृच्छा-पीतस्य पथ्यस्यौषधस्य यदृच्छापीतामृतस्य च दाहकत्वारोग्यकरत्वामरतासम्पादकत्ववद्वस्तु-शक्तिरेव प्रबलेति भावः।

સાક્ષાત્ ભગવાનના નામનો મહિમા અસાધારણ હોવાથી ભસ્મ વગેરે સમજીને સ્પર્શ કરવામાં આવેલા અગ્નિના દાહકત્વ, સંયોગવશ પીવામાં આવેલા આરોગ્યકારી ઔષધના આરોગ્યપ્રદત્વ તેમ જ સંયોગવશ પીવામાં આવેલા અમૃતના અમરતાસંપાદકત્વની જેમ વસ્તુશક્તિ જ પ્રબળ છે, એવો ભાવ છે.

ननु महतः पापस्य महदेव प्रायश्चित्तं युक्तं न त्वल्पं नामग्रहणमात्रम्, पापतारतम्येन कृच्छ्रादितारतम्यवत्, तत्राहुर्द्वाभ्याम्।

શંકા કરવામાં આવી છે કે મોટા પાપનું મોટું પ્રાયશ્ચિત્ત જ યોગ્ય છે, પરંતુ માત્ર અલ્પ પ્રમાણમાં લીધેલું નામ તેને માટે પૂરતું નથી. પાપની ન્યૂનાધિકતા અનુસાર કૃચ્છ્રાદિ વ્રતોની ન્યૂનાધિકતા પ્રમાણે (પ્રાયશ્ચિત્ત હોઈ શકે), તે વાત બે શ્લોકો વડે કહે છે.

**गुरूणां च लघूनां च गुरूणि च लघूनि च।**
**प्रायश्चित्तानि पापानां ज्ञात्वोक्तानि महर्षिभिः॥ १६**

(મનુ) વગેરે મહર્ષિઓ દ્વારા મોટાં પાપોનાં મોટાં અને નાનાં પાપોનાં નાનાં પ્રાયશ્ચિત્તો (તેમની ન્યૂનાધિકતા અનુસાર) વિચારીને કહેવામાં આવ્યાં છે.॥ ૧૬॥

गुरूणां पापानां गुरूणि प्रायश्चित्तानि लघूनि लघूनां च तारतम्यं ज्ञात्वा मन्वादिभिरुक्तानि।

મનુ વગેરે (મહર્ષિઓ) દ્વારા મોટાં પાપનાં મોટાં પ્રાયશ્ચિત્તો અને નાનાં પાપોનાં નાનાં પ્રાયશ્ચિત્તો ન્યૂનાધિકતા અનુસાર વિચારીને કહેવામાં આવ્યાં છે.

अतस्तत्र तथैव व्यवस्था। हरिनाम्नस्तु नेयं व्यवस्थोक्ता। 'विष्णोः स्मरणमात्रेण मुच्यते सर्वपातकैः' इति वचनात्।

આથી તેમાં તે અનુસાર જ વ્યવસ્થા છે, પરંતુ શ્રીહરિનું નામ લેવામાં આવી વ્યવસ્થા કહેવામાં આવી નથી. 'વિષ્ણુ ભગવાનના સ્મરણમાત્રથી જ સર્વ પાપોથી મુક્ત થવાય છે.' એ અનુસાર વચન હોવાથી.

न च सुराबिन्दुपाने महापातकत्व-स्मरणवन्नाम्नस्तत्प्रायश्चित्तत्वस्मरणस्यायमति-भारः॥ १६॥

જેમ મદિરાનું એક ટીપું પણ પીવાથી મનુષ્ય મહાપાપી બને છે, તેમ શ્રીહરિના એક નામ માત્રનું સ્મરણ, પાપ મોટું હોવા છતાં પણ પ્રાયશ્ચિત્તરૂપ થાય તે શ્રીહરિના સ્મરણ માટે મોટી વાત નથી. (પાપનો નાશ કરવામાં શ્રીહરિના નામને જરા પણ ભાર પડતો નથી.)॥ ૧૬॥

**तैस्तान्यघानि पूयन्ते तपोदानजपादिभिः।**
**नाधर्मजं तद्धृदयं तदपीशाङ्घ्रिसेवया॥ १७**

તે તપ, દાન, જપાદિથી તે પાપો નષ્ટ (પવિત્ર) થઈ જાય છે (ખરાં, પરંતુ) અધર્મની વાસનાવાળું (તે તે પાપોના સંસ્કારરૂપ) હૃદય શુદ્ધ નથી થતું. તે તો ભગવાનની ચરણસેવાથી જ શુદ્ધ થાય છે.॥ ૧૭॥

किञ्च तैस्तपोदानादिभिस्तान्यघान्येव पूयन्ते नश्यन्ति। अधर्माज्जातं मलिनं तु तस्य पापकर्तुर्हृदयम्।

વળી, તે તપ, દાન વગેરેથી તે પાપો '**पूयन्ते**' શુદ્ધ થાય છે (નષ્ટ તો થાય છે) જ, પરંતુ તે પાપ કરનારના અધર્મથી મલિન થયેલા હૃદયને શુદ્ધ કરતાં નથી.

यद्वा तेषामघानां हृदयं सूक्ष्मं रूपं संस्काराख्यं न शुद्ध्यति। तदपीशाङ्घ्रिसेवया कीर्तनादिना शुद्ध्यतीत्यर्थः।

અથવા, તે પાપો કરનારાઓનું હૃદય એટલે કે સૂક્ષ્મ રૂપ કે જેને સંસ્કાર કહે છે, તે શુદ્ધ થતું નથી. તે તો ભગવાનની ચરણસેવાથી, કીર્તનાદિથી શુદ્ધ થાય છે, એમ અર્થ છે.

अयं भावः—महान्त्यपि पापानि सकृदुच्चारितेनैव नाम्ना नश्यन्ति। सकृत्प्रवर्तितेन दीपेनेव गाढध्वान्तानि। तदावृत्त्या तु पापान्तर-स्यानुत्पत्तिः। दीपधारण इव तमोऽन्तरस्य। ततश्च वासनाक्षयाद्हृदयशुद्धिः। एतदर्थमेव तत्र तत्रावृत्तिविधानम्।

ભાવ આ પ્રમાણે છે— પાપ મોટાં હોય તો પણ એક જ વાર લીધેલા શ્રીહરિના નામથી જ નાશ પામે છે, એક વાર પ્રગટાવેલા દીવાથી ઘોર અંધકાર નાશ પામે છે તેમ! તે 'હરિ' નામ લીધા કરવાથી નવું પાપ ઉત્પન્ન થતું નથી, જેમ દીપને ધારણ કરવામાં આવે ત્યારે બીજા અંધકારની ઉત્પત્તિ થતી નથી તેમ! તેનાથી (હરિનામસંકીર્તનથી) વાસનાનો ક્ષય થવાને કારણે હૃદય શુદ્ધ થાય છે. આ કારણે જ (શાસ્ત્રોમાં) ભગવન્નામ લીધા જ કરવાનું કહેલું છે.

'पापक्षयश्च भवति स्मरतां तमहर्निशम्।' इत्यादिषु। तदेवात्राप्युक्तम् 'गुणानुवादः खलु सत्त्वभावनः'। 'तदपीशाङ्घ्रिसेवया' इति। च। अतोऽस्य हरिनाम्नैव सर्वपापक्षयो वासनाक्षयस्तु महापुरुषदर्शनादिभिरिति॥ १७॥

'તે શ્રીહરિનું રાત-દિવસ સ્મરણ કરનારાઓનાં પાપોનો ક્ષય થાય છે.' વગેરે વાક્યોમાં કહેવાયું છે, તે જ અહીં કહેવામાં આવ્યું છે. 'ભગવદ્‌ગુણોનું કીર્તન ખરેખર, સત્ત્વ વધારનારું છે.' (શ્લોક ૧૨) અને 'ભગવાનના ચરણની સેવા કરવાથી જ (પાપ નષ્ટ થાય છે).' આથી આ અજામિલનાં સર્વ પાપોનો ક્ષય હરિનામથી જ થઈ ગયો છે. વાસનાનો ક્ષય તો મહાપુરુષોનાં દર્શનાદિથી થાય છે.॥ ૧૭॥

तथापि पापप्रायश्चित्तमिदमिति ज्ञात्वा नोच्चारितमिति चेत्तत्राहुः—**अज्ञानादिति**।

(જો કે ભગવાનના નામનું ઉચ્ચારણ સર્વે પાપોનું પ્રાયશ્ચિત્ત હોવા) છતાં પણ એ પાપનું પ્રાયશ્ચિત્ત છે એમ સમજીને ભગવાનનું નામ લેવામાં આવ્યું નથી, એવું જો (યમદૂતો) કહે, તો તે માટે ઉત્તર આપે છે— **'अज्ञानात् इति।'**

**अज्ञानादथवा ज्ञानादुत्तमश्लोकनाम यत्।**
**सङ्कीर्तितमघं पुंसो दहेदेधो यथानलः॥ १८**

જાણતાં કે અજાણતાં (નાખવામાં આવેલો) અગ્નિ જેમ લાકડાં(ના ઢગલા)ને બાળે તેમ જાણતાં કે અજાણતાં ભગવાન શ્રીહરિના કીર્તનમાં બોલાયેલું જે નામ છે, તે મનુષ્યના પાપને બાળી નાખે છે.॥ ૧૮॥

बालकेनाज्ञानादपि प्रक्षिप्तोऽग्निर्यथा काष्ठराशिं दहति तद्वत्॥ १८॥

બાળક દ્વારા અજાણતાં નાખવામાં આવેલો અગ્નિ જેમ લાકડાંના સમૂહને બાળે છે, તેવી રીતે (અજાણતાં લીધેલું નામ પાપરાશિને બાળી નાખે છે).॥ ૧૮॥

नन्विदमपि पर्षदनुपदिष्टं श्रद्धाहीनं च कथं प्रायश्चित्तं स्यात्तत्राहुः—**यथेति**।

(પુનઃ આક્ષેપ કરવામાં આવ્યો કે) ધર્મસભા દ્વારા પણ ઉપદેશ કરાયેલું ન હોય તેવું, શ્રદ્ધા વગર લીધેલું આ નામરૂપ પ્રાયશ્ચિત્ત કેવી રીતે થાય? તો તે માટે (વિષ્ણુદૂતો) ઉત્તર આપે છે— **'यथा इति।'**

**यथाऽगदं वीर्यतममुपयुक्तं यदृच्छया।**
**अजानतोऽप्यात्मगुणं कुर्यान्मन्त्रोऽप्युदाहृतः॥ १९**

સંયોગવશ અજાણતાં પણ ભક્ષણ કરાયેલું પરમ શક્તિશાળી ઔષધ જેમ પોતાનો ગુણ કરે છે, તેમ અજાણતાં ઉચ્ચારણ કરાયેલ ('શ્રીહરિ' એ નામ) મંત્ર પણ (પોતાનો પ્રભાવ દર્શાવે છે.)॥ ૧૯॥

अगदमौषधम्। वीर्यवत्तममिति वक्तव्ये वीर्यतममित्युक्तम्।

**'अगदम्'** ઔષધ, **'वीर्यवत्तमम्'** અત્યંત શક્તિશાળી ઔષધ– એમ કહેવું જોઈએ, એને બદલે **'वीर्यतमम्'** એમ કહેવાયું છે.

यदृच्छया श्रद्धादिहीनमुपयुक्तं भक्षितं पर्षन्मुखादजानतोऽपि स्वगुणमारोग्यं कुर्यात्।

સંયોગવશાત્, શ્રદ્ધાદિ વિના **'उपयुक्तम्'** ખવાયેલું ઔષધ, મહાજનોના મુખેથી ન જાણનારને પણ **'स्वगुणम्'** આરોગ્ય આપે છે.

मन्त्रोऽपि नामात्मकस्तथा स्वकार्यं कुर्यादेव। न हि वस्तुशक्तिः श्रद्धादिकमपेक्षते इत्यर्थः। तदुक्तं विष्णुधर्मेषु—

'हरिर्हरति पापानि दुष्टचित्तैरपि स्मृतः।
अनिच्छयापि संस्पृष्टो दहत्येव हि पावकः॥'
इति॥ १९॥

(**पतिं वः पृच्छत भटा धर्मेऽस्मिन् यदि संशयः।
स वेद परमं गुह्यं धर्मस्य भगवान् यमः॥ १**)

**बा.प्र.—**

न देशकालनियमः शौचाशौचविनिर्णयः।
परं सङ्कीर्तनादेव राम रामेति मुच्यते॥

न गङ्गा न गया सेतुर्न काशी न च पुष्करम्।
जिह्वाग्रे वर्तते यस्य हरिरित्यक्षरद्वयम्॥

ऋग्वेदोऽपि यजुर्वेदः सामवेदो ह्यथर्वणः।
अधीतास्तेन येनोक्तं हरिरित्यक्षरद्वयम्॥

अश्वमेधादिभिर्यज्ञैर्नरमेधैः सदक्षिणैः।
यजितं तेन येनोक्तं हरिरित्यक्षरद्वयम्॥

प्राणप्रयाणपाथेयं संसारव्याधिभेषजम्।
दुःखक्लेशपरित्राणं हरिरित्यक्षरद्वयम्॥

તેવી રીતે નામાત્મક મંત્ર પણ પોતાનું કાર્ય કરે જ છે. વસ્તુશક્તિ શ્રદ્ધા વગેરેની અપેક્ષા નથી રાખતી, એમ અર્થ છે. વિષ્ણુધર્મોમાં એમ કહેવાયું છે—

'અનિચ્છાથી પણ સ્પર્શ કરવામાં આવેલો અગ્નિ જેમ બાળે જ છે, તેમ દુષ્ટ ચિત્તવાળા મનુષ્યો દ્વારા પણ સ્મરણ કરવામાં આવેલા શ્રીહરિ તેમનાં પાપોનું હરણ કરે છે.'॥ ૧૯॥

હે યમદૂતો, આ ધર્મમાં જો તમને સંશય હોય તો તમે તમારા સ્વામીને પૂછી જોજો, (કારણ કે) તમારા સ્વામી ભગવાન યમરાજ ધર્મનું પરમ ગૂઢ રહસ્ય જાણે છે. ॥૧॥ આ શ્લોક ક્ષેપક છે.

દેશકાળનો નિયમ કે શૌચ-અશૌચનો નિર્ણય કરવાની આવશ્યકતા નથી, કેવળ 'રામ રામ' એમ સંકીર્તન કરવા માત્રથી (જીવ) મુક્ત થઈ જાય છે.

જેની જીભના અગ્રભાગ ઉપર 'હરિ' એ બે અક્ષરો રહે છે તેને ગંગા, ગયા, રામેશ્વર, કાશી કે પુષ્કર (જવાની આવશ્યકતા) નથી.

જેના દ્વારા 'હરિ' એ બે અક્ષર બોલવામાં આવ્યા છે, તેણે તો ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ પણ ભણી લીધા છે.

જેના દ્વારા 'હરિ' એ બે અક્ષર બોલવામાં આવ્યાં છે, તેના દ્વારા દક્ષિણાસહિત અશ્વમેધાદિ તથા નરમેધ યજ્ઞો વડે યજન થઈ ગયું છે.

'હરિ' એ બે અક્ષરો (પરલોકમાં) પ્રયાણ કરનારા પ્રાણોનું પાથેય છે, સંસારરૂપી રોગનું ઔષધ છે તથા (જીવનનાં) દુઃખ અને ક્લેશનું પરિત્રાણ (મુક્તિ) છે.

श्रीशुक उवाच

**त एवं सुविनिर्णीय धर्मं भागवतं नृप।**
**तं याम्यपाशान्निर्मुच्य विप्रं मृत्योरमूमुचन्॥ २०**

શ્રીશુકદેવજી બોલ્યા – હે રાજા (પરીક્ષિત), તે, (વિષ્ણુદૂતોએ) આ પ્રમાણે ભાગવતધર્મનો– ભક્તિધર્મનો સારી રીતે નિર્ણય કરી તે બ્રાહ્મણ (અજામિલ)ને યમપાશમાંથી છોડાવી મૃત્યુથી બચાવ્યો. ॥ ૨૦ ॥

तं विप्रममूमुचन् मोचयामासुः ॥ २० ॥

તે બ્રાહ્મણને '**अमूमुचन्**' (મૃત્યુથી) છોડાવ્યો. ॥ ૨૦ ॥

**इति प्रत्युदिता याम्या दूता यात्वा यमान्तिके।**
**यमराज्ञे यथा सर्वमाचचक्षुररिंदम॥ २१**

હે શત્રુદમન (પરીક્ષિત), આ પ્રમાણે નિષેધ કરાયેલા યમદૂતોએ યમરાજ પાસે જઈને જેમ બન્યું હતું તેમ સર્વ યમરાજને કહી દીધું. ॥ ૨૧ ॥

प्रत्युदिता निराकृताः सन्तो यात्वा गत्वा यमराजाय यथावत्कथयामासुः ॥ २१ ॥

'**प्रत्युदिताः**' નિષેધ કરાયેલા યમદૂતોએ '**यात्वा**' જઈને યમરાજાને યથાવત્ કહી દીધું. ॥ ૨૧ ॥

**द्विजः पाशाद्विनिर्मुक्तो गतभीः प्रकृतिं गतः।**
**ववन्दे शिरसा विष्णोः किङ्करान् दर्शनोत्सवः॥ २२**

(યમ)પાશમાંથી છૂટેલો (અને તેથી) નિર્ભય થયેલો બ્રાહ્મણ અજામિલ સ્વસ્થ થયો અને (વિષ્ણુ ભગવાનના સેવકોનાં) દર્શનથી જેને ઉત્સવ થયો (આનંદ થયો) છે તેવા તેણે વિષ્ણુ ભગવાનના સેવકોને મસ્તક નમાવીને વંદન કર્યાં. ॥ ૨૨ ॥

दर्शनेनोत्सवो यस्य॥ २२ ॥

દર્શનથી ઉત્સવ થયો છે જેને તેવો બ્રાહ્મણ અજામિલ ॥ ૨૨ ॥

**तं विवक्षुमभिप्रेत्य महापुरुषकिङ्कराः।**
**सहसा पश्यतस्तस्य तत्रान्तर्दधिरेऽनघ॥ २३**

હે નિષ્પાપ (પરીક્ષિત), કંઈ કહેવાની ઈચ્છાવાળા તે (બ્રાહ્મણ)ને જાણીને મહાપુરુષ વિષ્ણુના સેવકો એકદમ તેના દેખતાં જ અન્તર્ધાન થઈ ગયા. ॥ ૨૩ ॥

विवक्षुं वक्तुमिच्छन्तं ज्ञात्वा॥ २३ ॥

'**विवक्षुम्**' કહેવાની ઈચ્છાવાળાને જાણીને ॥ ૨૩ ॥

**अजामिलोऽप्यथाकर्ण्य दूतानां यमकृष्णयोः।**
**धर्मं भागवतं शुद्धं त्रैविद्यं च गुणाश्रयम्॥ २४**

હવે અજામિલ પણ યમદૂતોએ કહેલા વૈદિક (ત્રણે વેદમાં પ્રતિપાદિત) શુદ્ધ સગુણ ધર્મને અને કૃષ્ણદૂતોએ કહેલા નિર્ગુણ ભાગવત ધર્મને સાંભળીને ॥ ૨૪ ॥

**भक्तिमान् भगवत्याशु माहात्म्यश्रवणाद्धरेः।**
**अनुतापो महानासीत्स्मरतोऽशुभमात्मनः॥ २५**

ભગવાન પ્રત્યે તત્કાળ ભક્તિવાળો બન્યો. પોતાના પાપને યાદ કરતા એવા તેને શ્રીહરિનું માહાત્મ્ય સાંભળવાથી ખૂબ પશ્ચાત્તાપ થયો. ॥ ૨૫ ॥

त्रैविद्यं वेदत्रयप्रतिपाद्यं गुणाश्रयं यमदूतानां धर्मं कृष्णदूतानां च भागवतं भगवत्प्रणीतं शुद्धं निर्गुणं धर्ममाकर्ण्येति योज्यम्। भक्तिमानासी-दित्युत्तरस्यानुषङ्गः ॥ २४ ॥ २५ ॥

**'त्रैविद्यम्'** ત્રણે વેદમાં પ્રતિપાદિત થયેલા સગુણ (પ્રવૃત્તિવિષયક **'अन्वि.-अविद्वत्कर्तृकं संसारफलकं धर्मम्'** સામાન્ય મનુષ્ય દ્વારા આચરણ કરાતો, સંસારરૂપી ફળ આપનારો) ધર્મ યમદૂતોનો કહેલો અને કૃષ્ણદૂતોનો કહેલો **'भागवतम्'** ભગવાને દર્શાવેલો **'शुद्धम्'** નિર્ગુણ ધર્મ સાંભળીને– એમ યોજના કરવી. (આ બંને ધર્મો સાંભળીને અજામિલ) ભક્તિવાળો થયો, એમ પછીના શ્લોક (૨૫) સાથે સંબંધ છે. ॥ ૨૪ ॥ ૨૫ ॥

अनुतापं प्रपञ्चयति—**अहो इति** चतुर्भिः।

પશ્ચાત્તાપને વિસ્તારપૂર્વક ચાર શ્લોકો વડે સમજાવે છે— **'अहो इति।'** થી

**अहो मे परमं कष्टमभूदविजितात्मनः।**
**येन विप्लावितं ब्रह्म वृषल्यां जायताऽऽत्मना ॥ २६**

અરે રે, શૂદ્ર દાસીમાં પુત્રરૂપે પોતે જન્મીને જે મારા દ્વારા પોતાનું બ્રાહ્મણત્વ નષ્ટ કરવામાં આવ્યું છે તેવા અજિતેન્દ્રિય એવા મેં ઘણું જ અશુભ આચરણ કર્યું છે. ॥ ૨૬ ॥

येनात्मना मया वृषल्यां पुत्रतया जायमानेन ब्रह्म ब्राह्मणजातिर्विप्लावितं नाशितम् ॥ २६ ॥

જે **'आत्मना'** મારા દ્વારા શૂદ્ર દાસીમાં પુત્રરૂપે ઉત્પન્ન થઈને **'ब्रह्म'** બ્રાહ્મણત્વ **'विप्लावितम्'** નષ્ટ કરવામાં આવ્યું છે. ॥ ૨૬ ॥

**धिङ्मां विगर्हितं सद्भिर्दुष्कृतं कुलकज्जलम्।**
**हित्वा बालां सतीं योऽहं सुरापामसतीमगाम् ॥ २७**

જે હું, સતી સ્ત્રીને છોડીને દારૂ પીનારી કુલટા સ્ત્રી પાસે ગયો, એવું દુષ્કૃત્ય કરનાર, કુળના કલંકરૂપ તથા સત્પુરુષો દ્વારા નિન્દિત એવા મને ધિક્કાર છે! ॥ ૨૭ ॥

दुष्कृतं दोषकर्तारम्। कुलस्य कज्जलं कलङ्कम् ॥ २७ ॥

**'दुष्कृतम्'** દોષ કરનારને, કુળના **'कज्जलम्'** કલંકરૂપને ॥ ૨૭ ॥

**वृद्धावनाथौ पितरौ नान्यबन्धू तपस्विनौ।**
**अहो मयाधुना त्यक्तावकृतज्ञेन नीचवत् ॥ २८**

અરે રે, કૃતઘ્ની એવા મારા દ્વારા વૃદ્ધ, અસહાય, અન્ય પુત્રાદિ વગરનાં, તપસ્વી માતા-પિતાને નીચની જેમ આ જન્મમાં છોડી દેવામાં આવ્યાં! ॥ ૨૮ ॥

नास्त्यन्यो बन्धुः पुत्रादिर्ययोः। तपस्विनौ संतप्तौ। अधुना तत्क्षणमेव ॥ २८ ॥

જે બંનેને બીજાં કોઈ પુત્રાદિ બંધુઓ નથી. **'तपस्विनौ'** દુ:ખી માતાપિતાને, **'अधुना'** અત્યારે (આ જન્મમાં) ॥ ૨૮ ॥

**सोऽहं व्यक्तं पतिष्यामि नरके भृशदारुणे।**
**धर्मघ्नाः कामिनो यत्र विन्दन्ति यमयातनाः॥ २९**

॥ २९ ॥

તે હું ધર્મઘાતી કામી પુરુષો જ્યાં યમયાતના પામે છે તેવા અત્યંત ભયાનક નરકમાં અવશ્ય પડીશ!॥ ૨૯॥

इदानीं तस्य विमर्शपूर्वकं मोक्षक्रममाह—**किमिदमित्यष्टभिः**।

હવે તે અજામિલનો વિચારપૂર્વક આઠ શ્લોકો વડે મોક્ષનો ક્રમ કહે છે— **'किम् इदम्'**

**किमिदं स्वप्न आहोस्वित् साक्षाद्दृष्टमिहाद्भुतम्।**
**क्व याता अद्य ते ये मां व्यकर्षन् पाशपाणयः॥ ३०**

શું આ સ્વપ્ન હતું? કે પછી જાગ્રત અવસ્થામાં અહીં પ્રત્યક્ષ જોયેલું અદ્ભુત આશ્ચર્ય હતું? હાથમાં પાશ લઈને જેઓ મને ખેંચતા હતા, તેઓ અત્યારે ક્યાં ગયા?॥ ૩૦॥

साक्षात्प्रत्यक्षमिह जाग्रतैव दृष्टम्॥ ३०॥

**'साक्षात्'** પ્રત્યક્ષ, અહીં જાગ્રત અવસ્થામાં જ જોયેલું॥ ૩૦॥

**अथ ते क्व गताः सिद्धाश्चत्वारश्चारुदर्शनाः।**
**व्यमोचयन्नीयमानं बद्ध्वा पाशैरधो भुवः॥ ३१**

પાશો વડે બાંધીને પૃથ્વીની નીચે (નરકમાં) લઈ જવાતા મને જેમણે છોડાવ્યો, તે અતિ સુંદર રૂપવાળા ચાર સિદ્ધો પણ ક્યાં ચાલ્યા ગયા?॥ ૩૧॥

ये मां व्यमोचयंस्ते च क्व गताः॥ ३१॥

જેમણે મને છોડાવ્યો તેઓ પણ ક્યાં ચાલ્યા ગયા?॥ ૩૧॥

यद्यप्यहमस्मिन् जन्मनि दुर्भगः पापीयानथापि जन्मान्तरे नूनं पुण्यवानित्याह—

જો કે આ જન્મમાં હું **'दुर्भगः'** અતિ પાપી છું, છતાં પણ બીજા જન્મમાં ખરેખર પુણ્યવાન્ હોઈશ, એમ કહે છે—

**अथापि मे दुर्भगस्य विबुधोत्तमदर्शने।**
**भवितव्यं मङ्गलेन येनात्मा मे प्रसीदति॥ ३२**

તેમ છતાં પણ મહાપાપી એવા મને શ્રેષ્ઠ દેવોનાં દર્શન થવામાં (પૂર્વજન્મનું મારું કોઈ) પુણ્ય હોવું જોઈએ, કે જેથી(એમનાં દર્શનથી) મારું મન પ્રસન્ન થઈ રહ્યું છે.॥ ૩૨॥

विबुधोत्तमदर्शन इति निमित्तसप्तमी। तेषां दर्शनार्थं पूर्वेण मङ्गलेन महता पुण्येन भवितव्यम्। येन दर्शनेन॥ ३२॥

અહીં **'विबुधोत्तमदर्शने'** આ શબ્દ, નિમિત્તના અથવા ફળના અર્થમાં સપ્તમી છે. ઉત્તમ દેવનાં દર્શનરૂપી ફળ માટે મારું પૂર્વનું **'मङ्गलेन'** મહાન પુણ્ય હોવું જોઈએ. જેનાં દર્શનથી (મારું મન પ્રસન્ન થઈ રહ્યું છે.)॥ ૩૨॥

'सप्तमी अधिकरणे च।' (पा.सू. २/३/३६) निमित्तात् कर्मसंयोगे।

એ આ સૂત્ર ઉપરનું કાત્યાયનમુનિનું વાર્તિક છે.

**अन्यथा म्रियमाणस्य नाशुचेर्वृषलीपतेः ।**
**वैकुण्ठनामग्रहणं जिह्वा वक्तुमिहार्हति ॥ ३३**

अन्यथा पूर्वपुण्यं विना। कथंभूतं वैकुण्ठनाम। गृह्यते वशीक्रियते चित्तमनेनेति ग्रहणम् ॥ ३३ ॥

જો એમ (પૂર્વ જન્મનું પુણ્ય) ન હોત તો અપવિત્ર, કુલટાના પતિ અને મૃત્યુ પામતા (મરવા પડેલા)ની જીભ આ સમયે વૈકુંઠ ભગવાનનું નામ લેવાને કેમ સમર્થ થાય? ॥ ૩૩ ॥

**'अन्यथा'** પૂર્વજન્મના પુણ્ય વિના વૈકુંઠ ભગવાનનું નામ કેવું? **'गृह्यते'** વશ કરવામાં આવે છે ચિત્ત જેના દ્વારા તેનું નામ લેવાને ॥ ૩૩ ॥

**क्व चाहं कितवः पापो ब्रह्मघ्नो निरपत्रपः ।**
**क्व च नारायणेत्येतद्भगवन्नाम मङ्गलम् ॥ ३४**

ब्रह्मघ्नो विप्रत्वनाशकः ॥ ३४ ॥

કપટી, પાપી, બ્રહ્મતેજને નષ્ટ કરનારો એવો નિર્લજ્જ હું ક્યાં અને ક્યાં ભગવાનનું એ મંગળમય 'નારાયણ' નામ? ॥ ૩૪ ॥

**'ब्रह्मघ्नः'** બ્રાહ્મણત્વને નાશ કરનાર ॥ ૩૪ ॥

**सोऽहं तथा यतिष्यामि यतचित्तेन्द्रियानिलः ।**
**यथा न भूय आत्मानमन्धे तमसि मज्जये ॥ ३५**

॥ ३५ ॥

તેથી મન, ઈન્દ્રિયો અને પ્રાણવાયુ ઉપર વિજયી થઈ હું એવો પ્રયત્ન કરીશ, કે જેથી ફરીથી ઘોર અંધકારમય નરકમાં પોતાને ન ડુબાડું. ॥ ૩૫ ॥૩૫ ॥

**विमुच्य तमिमं बन्धमविद्याकामकर्मजम् ।**
**सर्वभूतसुहृच्छान्तो मैत्रः करुण आत्मवान् ॥ ३६**

॥ ३६ ॥

અવિદ્યા, કામ અને કર્મથી ઉત્પન્ન થનારા તે આ (સંસાર) બંધનને છોડીને શાન્ત, સમસ્ત પ્રાણીઓનો હિતકર્તા, મિત્ર, દયાળુ અને સંયમવાળો થઈને ॥ ૩૬ ॥૩૬ ॥

**अन्वि.**—अविद्यादेहादावात्मबुद्धिः ततः कामः विषयभोगाभिलाषः ततः कर्म लौकिका-लौकिकव्यापारः शान्तः विषयभोगाभिलाषादि-शून्यः ।

અવિદ્યા એટલે શરીર વગેરેને આત્મા માનવો, તેનાથી કામ, કામ એટલે વિષયો ભોગવવાની અભિલાષા, તેનાથી કર્મ, કર્મ એટલે લૌકિક, અલૌકિક વ્યાપાર. શાંત એટલે વિષયભોગની અભિલાષા વગરનો.

**मोचये ग्रस्तमात्मानं योषिन्मय्याऽऽत्ममायया ।**
**विक्रीडितो ययैवाहं क्रीडामृग इवाधमः ॥ ३७**

॥ ३७ ॥

ભગવાનની સ્ત્રીમયી મોહિની શક્તિથી ગ્રસ્ત થયેલા મારા આત્માને છોડાવીશ. ક્રીડામૃગ જેવો અધમ હું જે માયા દ્વારા જ નચાવવામાં આવ્યો. ॥ ૩૭ ॥ ૩૭ ॥

**ममाहमिति देहादौ हित्वामिथ्यार्थधीर्मतिम् ।**
**धास्ये मनो भगवति शुद्धं तत्कीर्तनादिभिः ॥ ३८**

શરીરાદિમાં 'હું અને મારું' એવી મિથ્યા બુદ્ધિને છોડીને (અમિથ્યા) પરમાર્થ બુદ્ધિવાળો થઈ શુદ્ધ મનને (હું) ભગવાનમાં તેમનાં કીર્તનાદિથી સ્થાપીશ. ॥ ૩૮ ॥

अमिथ्याभूतेऽर्थे धीर्यस्य तथाभूतः सन् देहादौ ममाहमिति मतिं हित्वा मनो धास्ये ॥ ३८ ॥

'**अमिथ्याभूते-अर्थे**' પરમાર્થમાં બુદ્ધિ છે જેની તેવો થઈ શરીરાદિમાં 'મારું અને હું' એવી (મિથ્યા) બુદ્ધિ છોડીને મનને (પરમાત્મામાં) સ્થાપીશ. ॥ ૩૮ ॥

**इति जातसुनिर्वेदः क्षणसङ्गेन साधुषु।**
**गङ्गाद्वारमुपेयाय मुक्तसर्वानुबन्धनः ॥ ३९**

આ પ્રમાણે ભગવાનના પાર્ષદો વિષેના ક્ષણ માત્રના સંગથી જેને તીવ્ર વૈરાગ્ય જન્મ્યો હતો તેવો અજામિલ સર્વ સાંસારિક બંધનો છોડી હરિદ્વાર ચાલ્યો ગયો. ॥ ૩૯ ॥

मुक्तं सर्वमनुबन्धनं पुत्रादिस्नेहो येन सः ॥ ३९ ॥

છૂટી ગયાં છે સર્વ પુત્રાદિ સ્નેહરૂપ સાંસારિક બંધનો જેના દ્વારા તેવો તે (અજામિલ) ॥ ૩૯ ॥

**श्रीशुक उवाच**

**स तस्मिन् देवसदन आसीनो योगमाश्रितः।**
**प्रत्याहृतेन्द्रियग्रामो युयोज मन आत्मनि ॥ ४०**

**શ્રીશુકદેવજી** બોલ્યા – ત્યાં દેવમંદિરમાં બેઠેલા, યોગનો આશ્રય કરનાર તેમ જ ઇન્દ્રિયોના સમૂહને (વિષયોમાંથી) ખેંચી લેનાર તેણે (અજામિલે) મનને આત્મામાં લગાડ્યું. ॥ ૪૦ ॥

प्रत्याहृत इन्द्रियग्रामो येन ॥ ४० ॥

(વિષયોમાંથી) પાછો ખેંચી લેવામાં આવ્યો છે ઇન્દ્રિયોનો સમૂહ જેના દ્વારા ॥ ૪૦ ॥

**ततो गुणेभ्य आत्मानं वियुज्यात्मसमाधिना।**
**युयुजे भगवद्धाम्नि ब्रह्मण्यनुभवात्मनि ॥ ४१**

ત્યાર પછી તેણે દેહ, ઇન્દ્રિય વગેરે ગુણોમાંથી આત્માને પૃથક્ કરી ચિત્તની એકાગ્રતા વડે અનુભવરૂપ ભગવત્સ્વરૂપ બ્રહ્મમાં જોડ્યો ॥ ૪૧ ॥

गुणेभ्यो देहेन्द्रियादिभ्य आत्मानं वियुज्य विशोध्य आत्मसमाधिना चित्तैकाग्र्येण। भगवतो धाम्नि स्वरूपे ॥ ४१ ॥

'**गुणेभ्यः**' દેહ, ઇન્દ્રિય વગેરે ગુણોમાંથી મનને '**वियुज्य**' વિશુદ્ધ કરી '**आत्मसमाधिना**' ચિત્તની એકાગ્રતા વડે ભગવાનના '**धाम्नि**' સ્વરૂપમાં ॥ ૪૧ ॥

**यर्ह्युपारतधीस्तस्मिन्नद्राक्षीत्पुरुषान् पुरः।**
**उपलभ्योपलब्धान् प्राग्ववन्दे शिरसा द्विजः ॥ ४२**

જ્યારે તે ભગવાનના સ્વરૂપમાં તેની બુદ્ધિ નિશ્ચળ થઈ, ત્યારે દ્વિજે (અજામિલે) પોતાની સામે પૂર્વે જોયેલા (ભગવાનના ચાર) પાર્ષદોને જોયા અને ઓળખીને મસ્તકથી તેમને વંદન કર્યાં. ॥ ૪૨ ॥

तस्मिन्भगवद्धाम्नि उपारता निश्चला धीर्यस्य सः तस्मिन्कालेऽद्राक्षीदिति वा। पुरः पुरतः। ततश्च प्रागुपलब्धानेव तानुपलभ्य प्रत्यभिज्ञाय ववन्दे ॥ ४२ ॥

'**तस्मिन्**' તે ભગવત્સ્વરૂપમાં '**उपारता**' નિશ્ચળ થઈ છે બુદ્ધિ જેની તે અજામિલ અથવા '**तस्मिन्**' તે જ સમયે તેણે જોયા. '**पुरः**' સામે - અને વળી પૂર્વે જોયેલા '**तान्-उपलभ्य**' તેમને જ ઓળખીને વંદન કર્યાં. ॥ ૪૨ ॥

**हित्वा कलेवरं तीर्थे गङ्गायां दर्शनादनु।**
**सद्यः स्वरूपं जगृहे भगवत्पार्श्ववर्तिनाम्॥ ४३**

॥ ४३ ॥

દર્શન કર્યા પછી ગંગાના તટે આવેલા તીર્થસ્થાનમાં તેણે શરીર છોડીને તરત જ ભગવાનના પાર્ષદોના જેવું સ્વરૂપ ધારણ કર્યું.॥ ૪૩॥ ૪૩॥

**साकं विहायसा विप्रो महापुरुषकिङ्करैः।**
**हैमं विमानमारुह्य ययौ यत्र श्रियः पतिः॥ ४४**

॥ ४४ ॥

ભગવાનના પાર્ષદો સાથે સુવર્ણના વિમાનમાં બેસીને વિપ્ર (અજામિલ) આકાશમાર્ગે જ્યાં લક્ષ્મીપતિ (વિરાજે) છે ત્યાં (વૈકુંઠમાં) ગયો.॥ ૪૪॥ ૪૪॥

उपसंहरति—**एवमिति** द्वाभ्याम्।

બે શ્લોકોથી ઉપસંહાર કરે છે— '**एवम् इति।**'

**एवं स विप्लावितसर्वधर्मा**
**दास्याः पतिः पतितो गर्ह्यकर्मणा।**
**निपात्यमानो निरये हतव्रतः**
**सद्यो विमुक्तो भगवन्नाम गृह्णन्॥ ४५**

विप्लाविताः सर्वे धर्मा येन। हतं व्रतं स्वदारनियमादि यस्य॥ ४५ ॥

આ પ્રમાણે જેના દ્વારા સર્વ ધર્મ ભ્રષ્ટ કરવામાં આવ્યા હતા તથા જેનું વ્રત નષ્ટ થયું હતું તેવો પતિત, દાસીપતિ અજામિલ નિંદિત કર્મોને કારણે નરકમાં નંખાતો હોવા છતાં ભગવાનનું નામ ઉચ્ચારતો હોઈ તરત જ મુક્ત થયો.॥ ૪૫॥

ભ્રષ્ટ થયા છે સર્વ ધર્મો જેના દ્વારા, જેનું પોતાની પત્ની પ્રત્યેના નિયમાદિનું વ્રત નાશ પામ્યું છે.॥ ૪૫॥

**नातः परं कर्मनिबन्धकृन्तनं**
**मुमुक्षतां तीर्थपदानुकीर्तनात्।**
**न यत्पुनः कर्मसु सज्जते मनो**
**रजस्तमोभ्यां कलिलं ततोऽन्यथा॥ ४६**

મુક્ત થવા ઈચ્છતા મનુષ્યો માટે કર્મના બંધનરૂપ પાપના મૂળને ઉખાડી નાખનારું તીર્થપદ ભગવાનના આ (નામ)સંકીર્તનથી શ્રેષ્ઠ અન્ય કાંઈ નથી, કારણ કે રજોગુણ અને તમોગુણથી મલિન થયેલું જે મન બીજાં પ્રાયશ્ચિત્તોથી (ફરી આસક્ત થાય છે, તે મન) ભગવન્નામસંકીર્તનથી ફરી પાછું કર્મમાં આસક્ત થતું નથી.॥ ૪૬॥

कर्मनिबन्धस्य पापमूलस्य कृन्तनं छेदकमतः परं नास्ति। कस्मात् परम्। तीर्थपदस्यानुकीर्तनात्। तत्र हेतुः— यद्यतोऽनुकीर्तनात्। ततोऽनुकीर्तनात्। अन्यथा प्रायश्चित्तान्तरे रजस्तमोभ्यां कलिलं मलिनमेव तिष्ठति यत्तन्मनः कर्मसु पुनर्न सज्जते॥ ४६ ॥

'**कर्मनिबन्धस्य**' કર્મના બંધનરૂપ પાપના મૂળને કાપનારું આનાથી શ્રેષ્ઠ (અન્ય કંઈ જ) નથી. શેનાથી શ્રેષ્ઠ? તીર્થપદ ભગવાનના સંકીર્તનથી શ્રેષ્ઠ કંઈ નથી. તે માટે કારણ આપે છે— '**यत्**' કારણ કે '**ततः**' તે સંકીર્તન સિવાય '**अन्यथा**' બીજાં પ્રાયશ્ચિત્તોથી રજોગુણ અને તમોગુણને કારણે જે મન '**कलिलम्**' મલિન જ રહે છે, તે ફરી પાછું કર્મમાં (જ આસક્ત થાય છે), પરંતુ ભગવન્નામસંકીર્તનથી તે મન ફરીથી કર્મમાં આસક્ત થતું નથી.॥ ૪૬॥

**य एवं परमं गुह्यमितिहासमघापहम्।**
**शृणुयाच्छ्रद्धया युक्तो यश्च भक्त्यानुकीर्तयेत्॥ ४७**

॥ ४७ ॥

**न वै स नरकं याति नेक्षितो यमकिङ्करैः।**
**यद्यप्यमङ्गलो मर्त्यो विष्णुलोके महीयते॥ ४८**

न चेक्षितो भवति॥ ४८॥

**म्रियमाणो हरेर्नाम गृणन् पुत्रोपचारितम्।**
**अजामिलोऽप्यगाद्धाम किं पुनः श्रद्धया गृणन्॥ ४९**

म्रियमाणोऽवशत्वेन श्रद्धाविहीनोऽपि॥ ४९॥

જે મનુષ્ય આ પ્રમાણે પાપનો નાશ કરનાર પરમ રહસ્યવાળો ઈતિહાસ શ્રદ્ધાયુક્ત થઈ સાંભળે અને જે મનુષ્ય ભક્તિથી તેનું ગાન કરે, તે પાપી હોય તો પણ નરકમાં જતો જ નથી, યમદૂતો દ્વારા તે જોઈ શકાતો નથી અને વિષ્ણુલોકમાં તે પૂજાય છે.॥ ૪૭ ॥ ૪૮ ॥ ૪૭ ॥

યમદૂતો દ્વારા તે જોઈ શકાતો નથી.॥ ૪૮ ॥

મરવા પડેલો અજામિલ પણ પુત્રને બહાને શ્રીહરિનું નામ બોલતો વૈકુંઠ ધામમાં સિધાવ્યો, તો પછી શ્રદ્ધાપૂર્વક નામ બોલનાર માટે તો કહેવું જ શું?॥ ૪૯ ॥

મરવા પડેલો અજામિલ પરવશ હોવાથી, શ્રદ્ધા વગરનો હતો તો પણ॥ ૪૯ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां षष्ठस्कन्धेऽजामिलोपाख्याने द्वितीयोऽध्यायः॥ २॥
इति श्रीमद्भागवते महापुराणे षष्ठस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां द्वितीयोऽध्यायः॥ २॥

*****

# अथ तृतीयोऽध्यायः

## યમરાજ અને યમદૂતોનો સંવાદ

तृतीये तु यमेनापि वैष्णवोत्कर्षवर्णनैः।
सान्त्वयित्वा स्वदूतास्ते वैष्णवे किङ्करीकृताः॥ १

विष्णुदूतैर्निर्णीतं शास्त्रार्थं यममुखेन द्रढयितुं तृतीयाध्यायारम्भः। तत्र यदुक्तं यमराज्ञे यथा सर्वमाचचक्षुरिति ततः किं तत्र वृत्तमिति पृच्छति—**निशम्येति**।

વિષ્ણુભક્તોની ઉત્કૃષ્ટતાનાં વર્ણનો દ્વારા પોતાના દૂતોને સમજાવીને યમરાજે તેમને વિષ્ણુ-ભક્તોના સેવકો બનાવ્યા. (અને બોધ આપ્યો કે તેઓ અર્થાત્ વિષ્ણુભક્તો મારા ગુરુભાઈઓ છે.) તે કથા ત્રીજા અધ્યાયમાં કહેવામાં આવે છે.॥ ૧ ॥

વિષ્ણુદૂતો દ્વારા નિર્ણીત કરવામાં આવેલો શાસ્ત્રાર્થ યમરાજના મુખેથી દઢ કરવા માટે ત્રીજા અધ્યાયનો પ્રારંભ થયો છે. તેમાં યમરાજને જે કહેવામાં આવ્યું કે '**યથા સર્વમાચચક્ષુઃ**' (શ્રીમદ્ ભા.૬/૨/૨૧) વિષ્ણુદૂતોએ જેમ બધું કહ્યું હતું તેમ તે બધું યમદૂતોએ યમરાજને કહી દીધું, તેથી તે વિષયમાં પછી શું થયું, એમ રાજા પૂછે છે—'**निशम्य इति।**'

राजोवाच

**निशम्य देवः स्वभटोपवर्णितं**
**प्रत्याह किं तान् प्रति धर्मराजः।**
**एवं हताज्ञो विहतान्मुरारे-**
**नैर्देशिकैर्यस्य वशे जनोऽयम्॥ १**

मुरारेर्नैर्देशिकैः किङ्करैरेवं विहतान्। अत एव हता आज्ञा यस्य। यस्य वशवर्त्ययं जनः सोऽपि तान्प्रति किमाह॥ १॥

**રાજા પરીક્ષિત બોલ્યા** – આ પ્રમાણે જેમની આજ્ઞાનો ભંગ થયો છે તેવા કે જેમને આ લોક વશ થઈને રહે છે તે દેવ ધર્મરાજ પોતાના દૂતો દ્વારા વર્ણવવામાં આવેલ સર્વ (વૃત્તાંત) સાંભળીને, મુરારિ ભગવાનના સેવકો દ્વારા હાંકી કાઢવામાં આવેલા પોતાના દૂતો પ્રત્યે શું કહે છે?॥ ૧॥

ભગવાન મુરારિના '**नैर्देशिकः**' સેવકો દ્વારા જ આ પ્રમાણે હાંકી કાઢવામાં આવેલા યમદૂતોને— આથી જ ભંગ થઈ છે આજ્ઞા જેમની અને જેમને આ લોક વશ થઈને રહે છે તે યમરાજ પણ તે દૂતો પ્રત્યે શું કહે છે?॥ ૧॥

अत्याश्चर्यमेतदित्याह—**यमस्येति**।

આ તો અતિ આશ્ચર્ય છે, એમ કહે છે— '**यमस्य इति।**'

**यमस्य देवस्य न दण्डभङ्गः**
**कुतश्चनर्षे श्रुतपूर्व आसीत्।**
**एतन्मुने वृश्चति लोकसंशयं**
**न हि त्वदन्य इति मे विनिश्चितम्॥ २**

हे ऋषे, यमस्य दण्डभङ्गः कुतश्चन कस्माच्चिदपि श्रुतपूर्वो नासीत्। एतदेतस्मिन्नर्थे। यद्वा न श्रुतपूर्वः। एतद्यमदूतनिराकरणं चासीत्। अतः सर्वस्यापि लोकस्य संशयो वर्तते तं त्वत्तोऽन्यो न च्छिनत्तीति मे निश्चितमतः कथयेति शेषः॥ २॥

હે ઋષિ, યમદેવના દંડનો કોઈનાથી પણ ભંગ થયો હોય તેમ પૂર્વે અમે સાંભળ્યું નથી, તો લોકોના આ સંશયને હે મુનિ, આપના સિવાય બીજું કોઈ છેદી શકે તેમ નથી, એવો મારો નિશ્ચય છે.॥ ૨॥

હે ઋષિ, યમરાજના દંડનો ભંગ '**कुतश्चन्**' કોઈનાથી પણ થયેલો પૂર્વે સાંભળ્યો નથી. '**एतत्**' આ વિષયમાં અથવા તો યમદૂતોનું આ અપમાન પૂર્વે ન સાંભળેલું હોવાથી બધા લોકને સંશય થાય છે. તે સંશયને આપના સિવાય અન્ય કોઈ છેદી શકે તેમ નથી, એમ મારું નિશ્ચિતપણે માનવું છે, આથી આપ તે કહો. (એટલું ઉમેરવું).॥ ૨॥

श्रीशुक उवाच

**भगवत्पुरुषै राजन् याम्याः प्रतिहतोद्यमाः।**
**पतिं विज्ञापयामासुर्यमं संयमिनीपतिम्॥ ३**

भगवतः पुरुषैः प्रतिहत उद्यमो येषां ते। याम्याः पुरुषाः॥ ३॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – હે રાજા, ભગવાનના સેવકો દ્વારા જેમનો ઉદ્યમ નિષ્ફળ કરવામાં આવ્યો તેવા યમદૂતોએ સંયમની નામની નગરીના પતિ એવા પોતાના સ્વામી યમદેવને વિનંતી કરી.॥ ૩॥

ભગવાનના સેવકો દ્વારા નિષ્ફળ થયો છે ઉદ્યમ જેમનો તે, '**याम्याः**' યમદેવના સેવકો॥ ૩॥

यमदूता ऊचुः

**कति सन्तीह शास्तारो जीवलोकस्य वै प्रभो।**
**त्रैविध्यं कुर्वतः कर्म फलाभिव्यक्तिहेतवः॥ ४**

कति सन्तीत्याक्षेपोक्तिः। त्रैविध्यं त्रिविधम्। स्वार्थे ष्यञ्। यद्वा त्रैविध्यं यथा भवति तथा कर्म कुर्वतः। तथा कर्मफलस्याभिव्यक्तिहेतवः कति सन्तीति॥ ४॥

યમદૂતો બોલ્યા – હે પ્રભુ, (સાત્ત્વિક, રાજસ અને તામસ, એમ) ત્રણ પ્રકારનાં કર્મો કરતા જીવલોકના કર્મફળ આપનારા શાસકો અહીં કેટલા છે? ॥ ૪ ॥

કેટલા શાસકો છે, એમ આક્ષેપયુક્ત વચન કહે છે. '**त्रैविध्यम्**' ત્રણ પ્રકારની સ્થિતિ. અહીં '**त्रिविध**' (ત્રણ પ્રકારનું)એ મૂળ શબ્દમાં ભાવવાચક પ્રત્યય '**ष्यञ्**' (ય) સ્વ અર્થમાં એટલે કે શબ્દના અર્થમાં ફેરફાર ન થાય તે રીતે લાગેલો છે. '**त्रिविधम्**' કહો કે '**त्रैविध्यम्**' કહો, બંનેનો એક જ અર્થ છે. અથવા કર્મ ત્રણ પ્રકારનું બને તે રીતે કર્મ કરનાર જીવલોકના– તે પ્રમાણે કર્મફળને પ્રકટ કરનારા હેતુઓ (હેતુરૂપ પુરુષો) કેટલા છે? ॥ ૪ ॥

सन्तु बहवः को बाधस्तत्राहुः—**यदीति**।

અનેક શાસકો હોય તો શો વાંધો છે? તે માટે ઉત્તર આપે છે— '**यति इति।**'

**यदि स्युर्बहवो लोके शास्तारो दण्डधारिणः।**
**कस्य स्यातां न वा कस्य मृत्युश्चामृतमेव वा॥ ५**

લોકમાં જો અનેક શાસકો શિક્ષા કરનારા હોય તો, સુખ-દુ:ખ કોને થાય અને કોને ન થાય? (તેની વ્યવસ્થા એકસરખી ન રહી શકે.) ॥ ૪ ॥

मृत्युर्दुःखममृतं सुखम्। तेषां विप्रतिपत्तौ ते उभे कस्य स्यातां न कस्यापि। परस्परविरोधेनोभयोरपि प्रतिबन्धात्। ऐकमत्ये तु कस्य वा न स्याताम्। एकः सुखं कर्तुमिच्छति दुःखं चान्यः। ऐकमत्ये च तयोः परस्परकार्यानुमोदनेनोभयोरपि प्राप्ते कस्य वा ते उभे अपि न स्यातामित्यर्थः॥ ५॥

'**मृत्युः**' દુ:ખ, '**अमृतम्**' સુખ. શાસન કરનારા તે ઘણાની વચ્ચે મતભેદ થાય તો તે બંને સુખ અને દુ:ખ કોને થાય? કોઈને પણ નહીં (કારણ કે) પરસ્પર વિરોધ થવાથી સુખ અને દુ:ખ બંનેનો પ્રતિબંધ થાય, અર્થાત્ બંને અટકી જાય. પરંતુ તે ઘણા શાસકો એકમત (સંમત) થઈ જાય, તો કોને સુખ-દુ:ખ ન થાય? (બધાને સુખ-દુ:ખ થાય.) એક શાસક સુખ આપવા ઇચ્છે છે અને બીજો દુ:ખ આપવા ઇચ્છે છે. તે બંને પરસ્પરના કાર્યને અનુમોદન આપવા દ્વારા સંમત થાય, તો કોઈક જીવને સુખ-દુ:ખ બંને પ્રાપ્ત થાય, ત્યારે કોને તે બંને સુખ-દુ:ખ પ્રાપ્ત ન થાય? ॥ ૫ ॥

ननु बहूनां कर्मिणां व्यवस्थया बहवः शास्तारो भवन्तु, तथा सति नायं दोषः स्यात्तत्राहुः—

શંકા કરવામાં આવી છે કે ઘણાં કર્મ કરનારાઓની વ્યવસ્થાને કારણે ઘણા શાસકો ભલે હોય, તેમ થાય તો આ દોષ નથી, તે માટે કહે છે —

**किन्तु शास्तृबहुत्वे स्याद्बहूनामिह कर्मिणाम्।**
**शास्तृत्वमुपचारो हि यथा मण्डलवर्तिनाम्॥ ६**

પરંતુ આ લોકમાં અનેક કર્મ કરનારાઓના શાસકો પણ અનેક હોવાથી ખંડિયા રાજાઓની જેમ તેમનું શાસકત્વ નામમાત્રનું જ હોય છે. ॥ ૬ ॥

बहूनां कर्मिणां व्यवस्थया शास्तृत्वबहुत्वे शास्तृत्वं स्यात् घटेत। किन्तु तदा यत्सर्वशास्तरि मुख्यं शास्तृत्वं तदेकदेशे उपचारमात्रमेव स्यात्। यथा चक्रवर्तिन एव मुख्यं शास्तृत्वं मण्डल-वर्तिनामुपचारमात्रम्, निरङ्कुशत्वाभावात्॥ ६॥

ઘણાં કર્મ કરનારાઓની વ્યવસ્થાને કારણે ઘણા શાસકો હોવાથી શાસન '**स्यात्**' ઘટે, પરંતુ ત્યારે સર્વના શાસકમાં મુખ્ય શાસન હોય. તેમાં ખંડિયા રાજાનું શાસન તો નામમાત્રનું જ હોય છે. જેમ ચક્રવર્તી રાજાનું જ મુખ્ય શાસન હોય છે તેમ. ખંડિયા રાજાઓ નામમાત્રના જ હોય છે, કારણ કે તેઓ નિરંકુશ થઈ શકતા નથી. ॥ ૬ ॥

**अतस्त्वमेको भूतानां सेश्वराणामधीश्वरः।**
**शास्ता दण्डधरो नृणां शुभाशुभविवेचनः॥ ७**

આથી મનુષ્યોના પુણ્ય અને પાપના નિર્ણાયક, (ઈન્દ્રાદિ) ઈશ્વરો સહિત પ્રાણીઓના અધીશ્વર, શાસક અને દંડ દેનારા આપ એક જ છો. (એમ અમે માનીએ છીએ.) ॥ ૭ ॥

यस्मादेवं शास्तृबहुत्वं न घटतेऽतस्त्वमेक एव शास्ता। शुभाशुभे विविनक्तीति तथा॥ ७॥

આ પ્રમાણે છે તેથી અનેક શાસકો ન હોઈ શકે. આથી આપ એક જ શાસક છો. પુણ્ય અને પાપનો વિવેક કરે તેવા ॥ ૭ ॥

**तस्य ते विहतो दण्डो न लोके वर्ततेऽधुना।**
**चतुर्भिरद्भुतैः सिद्धैराज्ञा ते विप्रलम्भिता॥ ८**

તેવા આપનો દંડ હવે (આ) લોકમાં ચાલતો નથી. (કારણ કે) ચાર અદ્‌ભુત સિદ્ધપુરુષો દ્વારા આપની આજ્ઞાનું ઉલ્લંઘન કરવામાં આવ્યું છે. ॥ ૮ ॥

विप्रलम्भिता वञ्चिता। लङ्घितेत्यर्थः॥ ८॥

'**विप्रलम्भिता**' ટાળી છે, (આજ્ઞાની) અવજ્ઞા કરી છે, એમ અર્થ છે. ॥ ૮ ॥

तदेवाहुः—**नीयमानमिति**।

તે જ કહે છે— '**नीयमानमिति।**'

**नीयमानं तवादेशादस्माभिर्यातनागृहान्।**
**व्यमोचयन् पातकिनं छित्त्वा पाशान् प्रसह्य ते॥ ९**
॥ ९॥

આપની આજ્ઞાથી અમારા દ્વારા યાતનાગૃહમાં લઈ જવામાં આવતા પાપીને બળપૂર્વક આપના પાશો કાપીને છોડાવી દીધો. ॥ ૯ ॥ ૯ ॥

**तांस्ते वेदितुमिच्छामो यदि नो मन्यसे क्षमम्।**
**नारायणेत्यभिहिते मा भैरित्याययुर्द्रुतम्॥ १०**

તે ત્વત્તઃ। યદિ નોऽસ્માકં ક્ષમં હિતં

ते त्वत्तः। यदि नोऽस्माकं क्षमं हितं मन्यसे। अन्यथाऽज्ञानतस्तदवज्ञाने तवाप्यनर्थः स्यात्। अतर्क्यो हि तेषां प्रभावो यतो नारायणेति केवलमभिहिते मा भयं कुर्विति वदन्तः शीघ्रमागताः॥ १०॥

જો અમારું હિત સમજતા હો તો (કેવળ) 'નારાયણ' એમ બોલવામાં આવતાં જ 'ભય ન પામીશ' એમ (કહેતા) વિષ્ણુદૂતો શીઘ્ર આવી પહોંચ્યા હતા, તે સિદ્ધોને અમે આપની પાસેથી જાણવા ઈચ્છીએ છીએ.॥૧૦॥

'**તે**' આપની પાસેથી– જો '**નઃ**' અમારું '**ક્ષમમ્**' હિત માનતા હો તો, નહીં તો '**તે**' આપના શાસનની અવજ્ઞામાં આપનો પણ અનર્થ થાય. તેમનો પ્રભાવ પણ ખરેખર અતર્ક્ય હતો, કારણ કે કેવળ 'નારાયણ' એમ બોલવામાં આવતાં જ 'ભય ન પામીશ.', એમ બોલતા તેઓ શીઘ્ર આવી પહોંચ્યા હતા.॥૧૦॥

**श्रीशुक उवाच**

**इति देवः स आपृष्टः प्रजासंयमनो यमः।**
**प्रीतः स्वदूतान् प्रत्याह स्मरन् पादाम्बुजं हरेः॥ ११**

प्रजाः संयमयतीति तथा॥ ११॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – આ પ્રમાણે પૂછવામાં આવેલા એવા, પ્રજાઓને નિયમનમાં રાખનારા તે યમદેવ પ્રસન્ન થઈ શ્રીહરિનાં ચરણકમળનું સ્મરણ કરતાં પોતાના દૂતો પ્રતિ કહેવા લાગ્યા.॥૧૧॥

પ્રજાઓને નિયમનમાં રાખે છે તેવા યમદેવ॥૧૧॥

**यम उवाच**

**परो मदन्यो जगतस्तस्थुषश्च**
**ओतं प्रोतं पटवद्यत्र विश्वम्।**
**यदंशतोऽस्य स्थितिजन्मनाशा**
**नस्योतवद् यस्य वशे च लोकः॥ १२**

मत्तोऽन्यो जगतस्तस्थुषश्च परोऽधीश्वरोऽस्ति। अहं तु जङ्गमानामेव तत्रापि नृणामेव तत्रापि पापिनामेव तत्किङ्करः सन्नीश्वरः, स तु सर्वेश्वरः। कोऽसौ। यत्र यस्मिन्विश्वमोतं प्रोतं चोर्ध्वतिर्यक्तन्तुषु पटवत्। यस्य त्वंशेभ्यो

**યમદેવ બોલ્યા** – મારા સિવાય બીજો જંગમ અને સ્થાવર જગતનો અધીશ્વર છે કે જેમાં વિશ્વ (તાંતણાઓમાં) વસ્ત્રની જેમ ઓતપ્રોત થઈને ગૂંથાયેલું છે. જેના અંશથી આ વિશ્વની સ્થિતિ, ઉત્પત્તિ અને નાશ થાય છે તથા નાકમાં નાથવામાં આવેલા (બળદ)ની જેમ (સર્વ) લોક જેને અધીન રહે છે.॥૧૨॥

મારા સિવાય બીજો જંગમ અને સ્થાવર જગતનો '**परः**' અધીશ્વર છે. હું તો તેમનો સેવક હોઈ માત્ર જંગમ પ્રાણીઓનો– તેમાં પણ મનુષ્યોનો જ અને તેમાં પણ પાપીઓનો જ ઈશ્વર છું. તે (ભગવાન) તો સર્વેશ્વર છે. કોણ છે એ? '**यत्र**' જેમના વિશે વિશ્વ ઊભા અને આડા તાંતણાઓમાં

विष्णुब्रह्मरुद्रेभ्योऽस्य स्थित्यादयो भवन्ति, यस्य च वशे लोको वर्तते। नासिकायां प्रोतबलीवर्दवत् ॥ १२ ॥

વસ્ત્રની જેમ 'ओतं प्रोतम्' ઓતપ્રોત થઈને ગૂંથાયેલું છે. જેમના કેવળ અંશરૂપ વિષ્ણુ, બ્રહ્મા અને રુદ્રથી આ વિશ્વની સ્થિતિ વગેરે થાય છે અને નાકમાં નાથવામાં આવેલા બળદની જેમ (સર્વ) લોક જેમને અધીન રહે છે. ॥ ૧૨ ॥

एतत्प्रपञ्चयति।

(તે ભગવાનને સર્વ કાંઈ વશ છે.) એ વાતને વિસ્તારથી સમજાવે છે.

**यो नामभिर्वाचि जनान्निजायां**
**बध्नाति तन्त्यामिव दामभिर्गाः।**
**यस्मै बलिं त इमे नामकर्म-**
**निबन्धबद्धाश्चकिता वहन्ति॥ १३**

જે ઈશ્વર લોકોને (બ્રાહ્મણાદિ) નામો(રૂપ દોરડીઓ) વડે પોતાનામાંથી ઉત્પન્ન થયેલ વેદવાણીરૂપ દામણામાં (પશુપાલક જેમ) બળદોને દોરડીઓ વડે બાંધે તેમ બાંધે છે. નામ અને કર્મના બંધનથી બંધાયેલા તે આ સર્વ ભયભીત થયેલ જીવો જેમનામાં બલિનું વહન કરે છે (અધીન થઈને કર્મ કરે છે). ॥ ૧૩ ॥

ब्राह्मणादिनामभिर्वाचि निजायां तन्त्यां दामन्यां जनान्यो बध्नाति दामभिर्गा बलीवर्दानिव। त इमे जीवा नामकर्मभिर्निबन्धैर्दृढबन्धसाधनैर्बद्धा यस्मै बलिं वहन्ति। यदधीनाः कर्म कुर्वन्तीत्यर्थः ॥ १३ ॥

બ્રાહ્મણાદિ નામો વડે '**वाचि**' (પોતાનામાંથી ઉત્પન્ન થયેલી) વેદવાણીરૂપ '**तन्ति**' '**तन्त्याम्**' પોતાના દામણામાં જે ઈશ્વર (સર્વ) લોકને બાંધે છે. દોરડીઓ વડે '**गाः**' બળદોને બાંધે તેમ! તે આ જીવો નામ, કર્મ વડે '**निबन्धैः**' બાંધવાનાં મજબૂત સાધન વડે બંધાયેલા, જેમને '**बलिं वहन्ति**' અધીન થઈને કર્મ કરે છે. ॥ ૧૩ ॥

यस्य च लीला दुर्विभाव्येत्याह—**अहमिति** द्वाभ्याम्।

જેની લીલા અકલ્પ્ય છે, એમ બે શ્લોકો વડે કહે છે— '**अहम् इति।**'

**अहं महेन्द्रो निर्ऋतिः प्रचेताः**
**सोमोऽग्निरीशः पवनोऽर्को विरिञ्चः।**
**आदित्यविश्वे वसवोऽथ साध्या**
**मरुद्गणा रुद्रगणाः ससिद्धाः॥ १४**

॥ १४ ॥

હું, મહેન્દ્ર, નિર્ઋતિ, વરુણ, ચંદ્ર, અગ્નિ, મહાદેવ, પવન, સૂર્ય, બ્રહ્મા, (દ્વાદશ) આદિત્યો, વિશ્વેદેવતા, વસુઓ, સાધ્યો, મરુદ્‌ગણો, રુદ્રગણો, સિદ્ધો સહિત ॥ ૧૪ ॥ ૧૪ ॥

**अन्ये च ये विश्वसृजोऽमरेशा**
**भृग्वादयोऽस्पृष्टरजस्तमस्काः ।**
**यस्येहितं न विदुः स्पृष्टमायाः**
**सत्त्वप्रधाना अपि किं ततोऽन्ये॥ १५**

બીજા જે પ્રજાપતિઓ તથા દેવપતિઓ છે તેઓ, જેઓને રજોગુણ અને તમોગુણે સ્પર્શ પણ નથી કર્યો તેવા ભૃગુ વગેરે સત્ત્વપ્રધાન હોવા છતાં પણ (ભગવાનની) માયાથી મોહિત થયેલા હોઈ તેમની (જેમની) લીલાને, ઈચ્છાને જાણતા નથી. તો પછી બીજાની તો વાત જ શી? ॥ ૧૫ ॥

न स्पृष्टं रजस्तमश्च यैः ईहितमभिप्रेतं चेष्टितं वा न विदुः। स्पृष्टमाया मायया स्पृष्टाः। ततस्तेभ्योऽन्ये न विदुरिति किं पुनर्वक्तव्यम्॥ १५॥

જેમના દ્વારા રજોગુણ અને તમોગુણને સ્પર્શ કરવામાં નથી આવ્યો– **'ईहितम्'** કરવાની ઇચ્છાને કે લીલાને જાણતા નથી. **'स्पृष्टमायाः'** માયાથી મોહિત થયેલા– **'ततः'** તેમનાથી જે અન્ય છે, તેઓ ભગવાનની **'ईहितम्'** લીલાને ન જાણે તેમાં વળી શું કહેવાનું હોય?॥ ૧૫॥

तन्मायया विमोहितत्वान्न जानन्तीत्युक्तम-विषयत्वाच्च तस्येत्याह—**यमिति**।

તે ભગવાનની માયાથી મોહિત થવાને કારણે સર્વ જનો તેમને જાણી શકતા નથી, એમ કહેવાયું અને તે ભગવાન (ઇન્દ્રિયાદિના) વિષયરૂપ ન હોવાને કારણે જણાતા નથી, એમ કહે છે— **'यम् इति।'**

**यं वै न गोभिर्मनसाऽसुभिर्वा**
**हृदा गिरा वाऽसुभृतो विचक्षते।**
**आत्मानमन्तर्हृदि सन्तमात्मनां**
**चक्षुर्यथैवाकृतयस्ततः परम्॥ १६**

જેમ રૂપવાન પદાર્થો (પોતાનાથી પર રહેલા) પોતાના પ્રકાશક એવા ચક્ષુને જોઈ શકતા નથી, તેમ (સર્વ) પ્રાણીઓ પોતાના હૃદયમાં રહેલા જીવોના દ્રષ્ટાને (પરમેશ્વર– આત્માઓના આત્માને) ઇન્દ્રિયોથી, મનથી, પ્રાણથી, હૃદયથી કે વાણીથી જોઈ શકતાં નથી.॥ ૧૬॥

गोभिरिन्द्रियैर्हृदा चित्तेन न विचक्षते न पश्यन्ति। 'यद्वाचाऽनभ्युदितं', 'यन्मनो न मनुते' इत्यादिश्रुतेः।

**'गोभिः'** ઇન્દ્રિયો દ્વારા, **'हृदा'** ચિત્તથી **'न विचक्षते'** જોઈ શકતા નથી. 'જે બ્રહ્મને વાણીથી બોલી શકાતું નથી.' (કેન.ઉપ.૧/૪) 'જે બ્રહ્મનું મનથી મનન કરી શકાતું નથી.' (કેન.ઉપ.૧/૫) વગેરે શ્રુતિ છે.

आत्मनां जीवानामात्मानं द्रष्टारम्। आकृतयो रूपाणि चक्षुर्यथा कर्मभूतं न जानन्ति ततः परमाकृतीनां प्रकाशकम्। न हि प्रमाता प्रमाणस्य विषय इति भावः। एवंभूतः परमेश्वरो मदन्योऽस्तीति पूर्वेणैव सम्बन्धः॥ १६॥

આત્માઓના આત્માને અર્થાત્ **'आत्मनाम्'** જીવોના, **'आत्मानम्'** દ્રષ્ટાને, **'आकृतयः'** રૂપવાન પદાર્થો જેમ પોતાના પ્રકાશક ચક્ષુને કર્મ તરીકે નથી જાણતા. તેમનાથી પર અર્થાત્ રૂપોના પોતાના પ્રકાશક ચક્ષુને— અંતઃકરણમાં રહેલું ચૈતન્ય એ પ્રમાણનો વિષય જ નથી, એવો ભાવ છે. મારા સિવાય બીજા આવા પરમેશ્વર છે, એમ પૂર્વના શ્લોક (૧૨) સાથે સંબંધ છે.॥ ૧૬॥

भवत्वेवंभूतोऽन्यः परमेश्वरः, ये पुनरस्मान्निर्भर्त्स्य पापिनं रक्षितवन्तस्ते के तानाह— **तस्येति** द्वाभ्याम्।

**तस्यात्मतन्त्रस्य हरेरधीशितुः**
**परस्य मायाधिपतेर्महात्मनः।**
**प्रायेण दूता इह वै मनोहरा-**
**श्चरन्ति तद्रूपगुणस्वभावाः॥ १७**

तस्येव रूपं गुणाः प्रभावादयः स्वभावो भक्तवात्सल्यादिर्येषां ते॥ १७॥

**भूतानि विष्णोः सुरपूजितानि**
**दुर्दर्शलिङ्गानि महाद्भुतानि।**
**रक्षन्ति तद्भक्तिमतः परेभ्यो**
**मत्तश्च मर्त्यानथ सर्वतश्च॥ १८**

विष्णोर्भूतानि भृत्याः दुर्दर्शानि द्रष्टुमप्यशक्यानि लिङ्गानि रूपाणि येषां तानि। तद्भक्तिमतो विष्णुभक्तान्। परेभ्यः शत्रुभ्यो मत्तः सर्वतोऽग्न्यादिभ्यश्च रक्षन्ति॥ १८॥

ननु विष्णुभक्ताश्चेत्कथमधर्मपक्षपातं कृतवन्तस्तत्राह—**धर्ममिति**।

**धर्मं तु साक्षाद्भगवत्प्रणीतं**
**न वै विदुर्ऋषयो नापि देवाः।**
**न सिद्धमुख्या असुरा मनुष्याः**
**कुतश्च विद्याधरचारणादयः॥ १९**

આવા બીજા પરમેશ્વર ભલે હોય, પરંતુ જેમણે અમને ધમકાવીને પાપીની રક્ષા કરી હતી, તેઓ કોણ છે? તે વિષ્ણુદૂતોને બે શ્લોકો વડે વર્ણવે છે— '**तस्य इति।**'

તે (પરમ) સ્વતંત્ર, સર્વના અધીશ્વર, સર્વથી પર, માયાના અધિપતિ પરમાત્મા શ્રીહરિના, તેમના જેવાં જ રૂપ, ગુણ અને સ્વભાવવાળા (પરમ) મનોહર દૂતો આ લોકમાં પ્રાયઃ વિચરણ કરે છે.॥ ૧૭॥

તે શ્રીહરિના જેવાં જ રૂપ, ગુણ, પ્રભાવ વગેરે ભક્તવત્સલતાદિ સ્વભાવ છે જેમનો તે વિષ્ણુદૂતો॥ ૧૭॥

(મેઘશ્યામત્વ, ચતુર્ભુજત્વ, બ્રહ્મણ્યત્વ વગેરે રૂપ, ગુણ)

વિષ્ણુ ભગવાનના, દેવતાઓ દ્વારા પૂજિત, અતિ અદ્‌ભુત અને જેમનાં રૂપ જોવાં મુશ્કેલ છે તેવા પાર્ષદો તે ભગવાનની ભક્તિવાળા મનુષ્યોની શત્રુઓથી, મારાથી (યમરાજાથી) અને (અગ્નિ વગેરે) સર્વ ઉપદ્રવોથી રક્ષા કરે છે.॥ ૧૮॥

વિષ્ણુ ભગવાનના '**भूतानि**' સેવકો (પાર્ષદો)— '**दुर्दर्शानि**' જોવા માટે અશક્ય છે '**लिङ्गानि**' સ્વરૂપો જેમનાં તેઓ, તેમની ભક્તિવાળા વિષ્ણુભક્તોને '**परेभ्यः**' શત્રુઓથી, મારાથી અને અગ્નિ વગેરે સર્વથી (ઉપદ્રવોથી) રક્ષે છે.॥ ૧૮॥

શંકા કરવામાં આવી છે કે જો વિષ્ણુ ભગવાનના દૂતો હોય તો તેમણે અધર્મનો પક્ષપાત કેમ કર્યો, તે માટે ઉત્તર આપે છે— '**धर्मम् इति।**'

ખરેખર, સાક્ષાત્ ભગવાન દ્વારા રચવામાં આવેલા ધર્મને તો (ભૃગુ વગેરે) ઋષિઓ પણ નથી જાણતા. દેવો, શ્રેષ્ઠ સિદ્ધો, અસુરો અને મનુષ્યો પણ નથી જાણતા, તો વિદ્યાધરો અને ચારણો વગેરે ક્યાંથી જાણે?॥ ૧૯॥

ऋषयो भृग्वादयः॥ १९॥

ननु केऽपि चेन्न जानन्ति तस्य सत्त्वे किं प्रमाणं तत्राह—**स्वयंभूरिति**।

'**ऋषयः**' ભૃગુ વગેરે ઋષિઓ॥ ૧૯॥

શંકા કરે છે કે જો કોઈ પણ ધર્મને ન જાણતું હોય તો તેના હોવા માટે શું પ્રમાણ છે, તે માટે કહે છે— '**स्वयम्भूः इति**।'

**स्वयम्भूर्नारदः शम्भुः कुमारः कपिलो मनुः।**
**प्रह्लादो जनको भीष्मो बलिर्वैयासकिर्वयम्॥ २०**

બ્રહ્માજી, નારદજી, ભગવાન શંકર, સનત્કુમાર, કપિલદેવ, સ્વાયંભુવ મનુ, પ્રહ્લાદજી, રાજા જનક, ભીષ્મ પિતામહ, બલિરાજા, શુકદેવજી અને અમે (ધર્મરાજ)॥ ૨૦॥

कुमारः सनत्कुमारः। वयमित्यात्मानमेव बहुमन्यमानो निर्दिशति॥ २०॥

'**कुमारः**' સનત્કુમા– '**वयम्**' એમ પોતાનો જ બહુમાનપૂર્વક નિર્દેશ કરે છે.॥ ૨૦॥

**द्वादशैते विजानीमो धर्मं भागवतं भटाः।**
**गुह्यं विशुद्धं दुर्बोधं यं ज्ञात्वामृतमश्नुते॥ २१**

હે દૂતો, આ અમે બાર જણાં પરમ ગોપનીય, વિશુદ્ધ, દુર્બોધ એવા ભાગવત ધર્મને જાણીએ છીએ, કે જેને જાણીને (જીવ) મોક્ષ પ્રાપ્ત કરે છે.॥ ૨૧॥

हे भटाः॥ २१॥

હે દૂતો॥ ૨૧॥

तमेव धर्ममाह—**एतावानिति**।

તે ધર્મનું જ વર્ણન કરે છે— '**एतावान् इति**।'

**एतावानेव लोकेऽस्मिन् पुंसां धर्मः परः स्मृतः।**
**भक्तियोगो भगवति तन्नामग्रहणादिभिः॥ २२**

આ સંસારમાં મનુષ્યોનો આટલો જ પરમ ધર્મ કહેવાયો છે કે તે ભગવાનનાં નામકીર્તનાદિ (ઉપાયો) દ્વારા ભગવાનમાં ભક્તિયોગ પ્રાપ્ત કરી લેવો.॥ ૨૨॥ ૨૨॥

॥ २२॥

न चात्र प्रमाणं वक्तव्यं दृष्टत्वादित्याह—**नामोच्चारणेति**।

અહીં તો પ્રમાણની જરૂર જ નથી, કારણ કે પ્રત્યક્ષ જોયેલું છે, એમ કહે છે— '**नाम-उच्चारण इति**।'

**नामोच्चारणमाहात्म्यं हरेः पश्यत पुत्रकाः।**
**अजामिलोऽपि येनैव मृत्युपाशादमुच्यत॥ २३**

હે પ્રિય પુત્રો, શ્રીહરિના નામનું ઉચ્ચારણ કરવાનું માહાત્મ્ય જુઓ, કે જેનાથી જ અજામિલ (જેવો મહાપાપી) પણ મૃત્યુપાશથી છૂટ્યો.॥ ૨૩॥

येनैव केवलेन सकृदुच्चारितेन॥ २३॥

'**येन एव**' કેવળ એક જ વાર જેનું ઉચ્ચારણ કરવાથી॥ ૨૩॥

ननु नामाभासेन कथं सर्वपापक्षयः स्यात्। श्रद्धाभक्त्यावृत्त्यादेरपि विधानात्।

શંકા કરવામાં આવી છે કે નામાભાસથી સર્વ પાપોનો ક્ષય કેવી રીતે થાય? શ્રદ્ધા અને ભક્તિથી વારંવાર ભગવાનનું નામ લેવામાં આવે વગેરે દ્વારા પાપનો ક્ષય થાય, એમ વિધાન છે.

तथा हि 'सायं प्रातर्गृणन् भक्त्या दुःखग्रामाद्विमुच्यते॥' इति, 'अनुदिनमिदमादरेण शृण्वन्' इति,

એ અનુસાર 'સવારે અને સાંજે ભક્તિપૂર્વક કીર્તન કરતો મનુષ્ય દુઃખના સમૂહરૂપ સંસારમાંથી મુક્ત થાય છે.' (શ્રીમદ્ ભા.૧/૩/૨૯) 'પ્રતિદિન આદરપૂર્વક શ્રવણ કરતો મનુષ્ય ..........' (શ્રીમદ્ ભા.૪/૨૩/૩૯)

'श्रवणं कीर्तनं ध्यानं हरेरद्भुतकर्मणः।
जन्मकर्मगुणानां च तदर्थेऽखिलचेष्टितम्॥'
इत्याद्यस्मिन्नेव पुराणे तत्र तत्र पठ्यते।

'અદ્‌ભુત કર્મ કરનારા શ્રીહરિનાં જન્મ, કર્મ અને ગુણોનું શ્રવણ, કીર્તન તથા ધ્યાન કરવું તથા શ્રીહરિ નિમિત્તે જ સર્વ કર્મો કરવાં.' (શ્રીમદ્ ભા.૧૧/૩/૨૭) વગેરે આ જ પુરાણમાં અનેકવાર વાંચવામાં આવે છે.

पुराणान्तरे च 'पापक्षयश्च भवति स्मरतां तमहर्निशम्।' इति। अत्रैव च—

બીજા પુરાણમાં પણ 'તે શ્રીહરિને અહર્નિશ સ્મરણ કરનારાઓના પાપનો નાશ થાય છે.' આ જ અધ્યાયમાં—

'तस्मात्सङ्कीर्तनं विष्णोर्जगन्मङ्गलमंहसाम्।
महतामपि कौरव्य विद्ध्येकान्तिकनिष्कृतम्॥'
इत्यादिना सम्यक्कीर्तनादेव मुच्यते।

'હે કુરુવંશી પરીક્ષિત, તેથી ભગવાન વિષ્ણુનું જગતનું મંગળ કરનારું સંકીર્તન મોટાં પાપોનું પણ (સર્વોત્કૃષ્ટ) સુનિશ્ચિત પ્રાયશ્ચિત્ત છે, એમ તમે જાણો.' (શ્રીમદ્ ભા.૬/૩/૩૧) વગેરે (કથનો) દ્વારા (સિદ્ધ થાય છે કે) ઉત્તમ સંકીર્તનથી જ મુક્ત થવાય છે.

किञ्च तथा सति किमिति मन्वादयो द्वादशाब्दादीनि स्मरेयुः। तस्मादिदमनुपपन्नमिव तत्राह—**एतावतेति**।

હવે આ પ્રમાણે (કેવળ નામસંકીર્તનથી જ સર્વ પાપોના નાશપૂર્વક મોક્ષપ્રાપ્તિ થાય) છે, ત્યારે મનુ વગેરે મહાપુરુષો બાર વર્ષના પ્રાયશ્ચિત્તાદિ શા માટે કરે? (મનુસ્મૃતિ ૧૧/૭૨) તેથી આ અનુચિત હોય તેમ અહીં કહે છે— **'एतावता इति।'**

**एतावताऽलमघनिर्हरणाय पुंसां**
**सङ्कीर्तनं भगवतो गुणकर्मनाम्नाम्।**
**विक्रुश्य पुत्रमघवान् यदजामिलोऽपि**
**नारायणेति म्रियमाण इयाय मुक्तिम्॥ २४**

ભગવાનના ગુણો, લીલા અને નામોનું સારી રીતે કરાયેલું કીર્તન મનુષ્યોનાં પાપોનો સર્વથા વિનાશ કરી નાખે, એ કાંઈ એનું એટલું જ ફળ નથી. અત્યંત પાપી અજામિલ પણ મરતી વખતે 'નારાયણ' એમ પુત્રને પોકારીને (નામના આભાસમાત્રથી પાપથી તો છૂટી ગયો અને) મુક્તિ (પણ) પામ્યો! ॥૨૪॥

भगवतो गुणानां कर्मणां च नाम्नां च सम्यक्कीर्तनमिति यदेतावता पुंसामघनिर्हरणाय पापक्षयमात्रायालमुपयोगो नास्ति। अलंशब्दोऽत्र वारणे। यथाहामरसिंहः—'अलं भूषणपर्याप्तिशक्ति-वारणवाचकम्।' इति। उपयोगाभावमेवाह।

ભગવાનનાં ગુણો, કર્મો અને નામોનું ઉત્તમ સંકીર્તન એમ જે કહ્યું છે, એટલાથી મનુષ્યોનાં '**अघनिर्हरणाय**' પાપના નાશ માટે '**अलम्**' જ માત્ર તેનો ઉપયોગ નથી. અહીં '**अलम्**' શબ્દ નિષેધના અર્થમાં છે. અમરસિંહ કહે છે તે પ્રમાણે '**अलम्**' શબ્દ અલંકાર, પરિપૂર્ણતા, સામર્થ્ય અને નિષેધ એ શબ્દોનો વાચક છે. (અમરકોશ ૨૮૩૯) હવે, '**अलम्**' શબ્દ ઉપયોગના અભાવમાં કેવી રીતે છે તે કહે છે. (સંકીર્તનથી મનુષ્યોના પાપનો નાશ થાય છે એટલું જ નથી, એ કંઈ એનું એટલું જ ફળ નથી. એમ કહે છે.)

अजामिलो महापातक्यपि नारायणेति विक्रुश्य न तु सम्यक्कीर्तयित्वा। तच्च पुत्रं विक्रुश्य न तु हरिम्। अघवानशुचिरपि म्रियमाणोऽस्वस्थ-चित्तोऽपि मुक्तिमवाप न त्वघनिर्हरणमात्रम्, अतो नामाभासेनापि सर्वपापक्षय इत्येव तत्त्वम्। आवृत्तिश्रद्धादिविधयस्तु पापवासनाक्षयार्था इत्युक्तमेव 'हरेर्गुणानुवादः खलु सत्त्वभावनः' इत्यत्र॥ २४॥

અજામિલ મહાપાપી હોવા છતાં પણ 'નારાયણ' એમ પોકારીને, સારી રીતે કીર્તન કરીને પણ નહીં, અને તે પણ પુત્ર નારાયણને બોલાવીને, હરિને પણ નહીં. '**अघवान्**' અપવિત્ર હોવા છતાં મરતા એવા તે અસ્વસ્થ ચિત્તવાળાએ પણ મુક્તિને પ્રાપ્ત કરી. તેનું માત્ર પાપ જ નાશ પામ્યું એમ નથી. આથી (ભગવાનના) નામના આભાસથી પણ સર્વ પાપનો નાશ થાય છે, એ જ તત્ત્વ છે. ભગવન્નામનું આવર્તન, શ્રદ્ધા વગેરે વિધિઓ તો પાપની વાસના દૂર કરવા માટે જ છે, એમ કહેવાયું છે. 'શ્રીહરિનાં ગુણગાન ખરેખર, સત્ત્વ(ચિત્ત)ની રક્ષા કરનારાં છે,' એમ અહીં (ભાવ) છે.॥ ૨૪॥

यत्तूक्तं व्यर्थं तर्हि द्वादशाब्दादिस्मरणमिति तत्राह—**प्रायेणेति**।

તો પછી (મનુ વગેરે દ્વારા) જે દ્વાદશાબ્દિક પ્રાયશ્ચિત્તાદિ સ્મૃતિ કહેવામાં આવી તે શું વ્યર્થ છે? તે માટે ઉત્તર આપે છે—'**प्रायेण इति।**'

**प्रायेण वेद तदिदं न महाजनोऽयं**
**देव्या विमोहितमतिर्बत माययाऽलम्।**
**त्रय्यां जडीकृतमतिर्मधुपुष्पितायां**
**वैतानिके महति कर्मणि युज्यमानः॥ २५**

માયાદેવીથી અત્યંત મોહિત થયેલી મતિવાળો, (જોવામાં જ સુંદર એવી) પુષ્પ જેવી મધુર વેદવાણીથી આસક્ત (જડ) થયેલી બુદ્ધિવાળો તથા યજ્ઞયાગાદિ મોટાં કર્મોમાં સંલગ્ન થનારો આ મહાનુભાવ ઘણું કરીને તે આને (સુગમાતિ-સુગમ ભગવન્નામમહિમાને) સમજી શક્યો નથી, તે ખેદની વાત છે.॥ ૨૫॥

महाजनो मन्वादिः।

**'महाजनः'** મનુ વગેરે (શ્લોક ૨૦માં ગણાવેલા દ્વાદશ ભાગવતોમાંના સ્વાયમ્ભુવ મનુ પછીના મનુ)

अयं भावः—यथामृतसंजीवनौषधिमजानन्तो वैद्या रोगनिर्हरणाय त्रिकटुकनिम्बादीनि स्मरन्ति तथा स्वयंभूशंभुप्रमुखद्वादशव्यतिरेकेणायं महाजनोऽतिगुह्यमिदमज्ञात्वा द्वादशाब्दादिकं स्मरतीति।

ભાવ આ પ્રમાણે છે— જેમ અમૃત સંજીવની ઔષધિને ન જાણનાર વૈદ્યો રોગને દૂર કરવા માટે ત્રિકટુ (સૂંઠ, મરી, પીપર), લીમડો વગેરેનો ઉપયોગ કરવાનું કહે છે, તેમ બ્રહ્મા, શંકર જેમાં મુખ્ય છે તેવા બાર (ભાગવત) જનો (શ્લોક-૨૦) સિવાયના લોકો આ અતિ ગૂઢ એવા નામસ્મરણના મહિમાને ન સમજીને જુદાં જુદાં પ્રાયશ્ચિત્તો સ્મૃતિમાં વર્ણવે છે.

किञ्च मायया देव्या अलं विमोहितमतिरयं जनो मधु मधुरं यथा भवत्येवं पुष्पितायां पुष्पस्थानीयैरर्थवादैर्मनोहरायां त्रय्यां जडीकृता अभिनिविष्टा मतिर्यस्य। अतो महत्येव कर्मणि श्रद्धया युज्यमानो नाल्पे प्रवर्तते। दृश्यते हि प्राकृतस्य लोकस्य महति मन्त्रादौ श्रद्धा अल्पे चाश्रद्धा। तस्मादस्य ग्राहको नास्तीति तैर्नोक्तम्।

વળી, માયાદેવી દ્વારા અત્યંત મોહિત થયેલી મતિવાળો આ મનુષ્ય **'મધુ'** મીઠી જેમ હોય તેવી, **'પુષ્પિતાયામ્'** પુષ્પની જેમ રહેલા અર્થવાદથી મનોહર એવી વેદવાણીથી **'જડીકૃતા'** (અભિનિવેશવાળી) આસક્ત મતિ છે જેની, (તેવી તે) આથી, મોટાં મોટાં કર્મોમાં જ શ્રદ્ધાથી સંલગ્ન થાય છે, તેઓ નામસ્મરણ જેવા સરળ સાધનમાં નથી પ્રવર્તતો. સામાન્ય જનને મોટા મંત્રાદિમાં શ્રદ્ધા હોય છે, પણ નાના મંત્રાદિવાળા સરળ ઉપાયમાં શ્રદ્ધા નથી હોતી, એમ જ જણાય છે. તેથી આ ભગવન્નામસ્મરણનો કોઈ ગ્રાહક ન હોવાથી તેમના દ્વારા તેનો ઉલ્લેખ નથી.

यद्वा स्वाधीनः सिंहोऽस्त्येतावता श्वशृगालादिनिवारणाय तं यथा न प्रयुञ्जते तथाऽतितुच्छत्वात् पापस्य न तन्निरसनाय परममङ्गलं हरेर्नाम स्मरन्ति।

અથવા પોતાને અધીન એવો સિંહ હોય, એટલાથી કૂતરા-શિયાળને ભગાડવા માટે જેમ તેનો ઉપયોગ નથી થતો, તેમ અતિ તુચ્છ પાપો દૂર કરવા માટે પરમ મંગળ એવા શ્રીહરિના નામનો ઉપયોગ કરવા તેઓ ઈચ્છતા નથી.

यद्वा नाममाहात्म्यज्ञाने सर्वमुक्तिप्रसङ्गा-दित्येषा दिक्।

અથવા નામના માહાત્મ્યનું જ્ઞાન થશે તો બધાની મુક્તિ થઈ જશે તેથી આ માર્ગ (તેઓ બતાવતા નથી).

ग्रन्थविस्तरभयात्तु नातिप्रपञ्च्यते॥ २५॥

ગ્રંથનો વિસ્તાર થવાના ભયથી અતિવિવરણ કરવામાં નથી આવ્યું.॥ ૨૫॥

**एवं विमृश्य सुधियो भगवत्यनन्ते**
**सर्वात्मना विदधते खलु भावयोगम्।**
**ते मे न दण्डमर्हन्त्यथ यद्यमीषां**
**स्यात् पातकं तदपि हन्त्युरुगायवादः॥ २६**

આ પ્રમાણે વિચાર કરીને ઉત્તમ બુદ્ધિવાળા મનુષ્યો અનંત ભગવાન વિશે સંપૂર્ણ અંતઃકરણથી ભક્તિયોગ સ્થાપિત કરે છે. તે મનુષ્યો ખરેખર મારા દંડને પાત્ર નથી. જો હવે તેમનું કંઈ પાપ હોય તો પણ ઉરુગાય(શ્રીકૃષ્ણ) ભગવાનનાં ગુણગાન તેનો નાશ કરે છે.॥ ૨૬॥

भावयोगं भक्तियोगम्। अमीषां पातकं न स्यादेव। यदि स्यात् उरुगायस्य वादः कीर्तनम्॥ २६॥

'**भावयोगम्**' ભક્તિયોગ– એમનું પાપ હોતું જ નથી. જો હોય તો ઉરુગાય ભગવાનનાં '**वादः**' ગુણગાન॥ ૨૬॥

तदेवं धर्मतत्त्वं निर्णीय भृत्याननुशास्ति— त इति।

આ પ્રમાણે (ધર્મરાજ) ધર્મતત્ત્વનો નિર્ણય કરીને દૂતોને ઉપદેશ આપે છે— '**ते इति।**'

**ते देवसिद्धपरिगीतपवित्रगाथा**
**ये साधवः समदृशो भगवत्प्रपन्नाः।**
**तान् नोपसीदत हरेर्गदयाभिगुप्तान्**
**नैषां वयं न च वयः प्रभवाम दण्डे॥ २७**

જે સમદૃષ્ટિવાળા સત્પુરુષો ભગવાનના શરણે ગયેલા છે તેઓનાં પવિત્ર ચરિત્રો દેવો અને સિદ્ધો દ્વારા વર્ણવવામાં આવે છે. શ્રીહરિની (કૌમોદકી) ગદા દ્વારા રક્ષાયેલા એવા તે જનોની પાસે તમે ફરકશો (પણ) નહીં, કારણ કે એમને દંડ દેવા માટે અમે તથા (બ્રહ્માજીનો નિયામક એવો) કાળ પણ સમર્થ નથી!॥ ૨૭॥

ये भगवन्तं प्रपन्नास्ते देवैः सिद्धैश्च परिगीतपवित्रगाथा वर्णितपवित्रकथाः, अतस्तान्नोपसीदत तत्समीपमपि न गच्छत। वयः कालोऽपि न प्रभवति॥ २७॥

ભગવાનના શરણે ગયેલા એવા જે જનો છે તેઓનાં પવિત્ર ચરિત્રો દેવો અને સિદ્ધો દ્વારા વર્ણવવામાં આવે છે. આથી '**तान्-न-उपसीदत**' તેમની પાસે પણ ન જશો. '**वयः**' કાળ પણ સમર્થ નથી.॥ ૨૭॥

के तर्हि दण्डार्थमानेया इत्यत्राह— **तानिति** द्वाभ्याम्।

**तानानयध्वमसतो विमुखान् मुकुन्द-**
**पादारविन्दमकरन्दरसादजस्त्रम् ।**
**निष्किञ्चनैः परमहंसकुलै रसज्ञै-**
**र्जुष्टाद् गृहे निरयवर्त्मनि बद्धतृष्णान्॥ २८**

તો પછી દંડ આપવા માટે (અહીં) લાવવા યોગ્ય કોણ છે? તે માટે બે શ્લોકો દ્વારા ઉત્તર આપે છે— **'तान् इति।'**

પરિગ્રહ ન કરનારા તથા સાર અને અસારનો વિવેક કરનારા પરમહંસોના સમૂહ દ્વારા સતત સેવવામાં આવેલાં મુકુન્દ ભગવાનનાં ચરણકમળના મકરંદરૂપ રસથી વિમુખ એવા દુષ્ટોને કે જેમની તૃષ્ણા નરકના માર્ગરૂપ ઘરમાં બંધાયેલી છે, તેમને તમે (અહીં) લાવજો.॥ ૨૮॥

असतो दुष्टान्। तानेवाह। मुकुन्दपादारविन्दयोर्यो मकरन्दरूपो रसस्तस्माद्विमुखान्। कथंभूतात्। निष्किञ्चनैरजस्त्रं जुष्टात्।

**'असतः'** દુષ્ટોને– તે દુષ્ટોને જ વર્ણવે છે. મુકુન્દ ભગવાનનાં ચરણકમળનો જે મકરંદરૂપ રસ છે, તેનાથી વિમુખ એવા દુષ્ટોને. કેવા રસથી? પરિગ્રહ ન કરનારા જનો દ્વારા સતત સેવાયેલા રસથી

तेषां ज्ञापकमाह। निरयवर्त्मनि स्वधर्मशून्ये गृहे बद्धा तृष्णा यैस्तान्॥ २८॥

તેમની ઓળખાણ કરાવે છે. નરકના માર્ગરૂપ, સ્વધર્મથી રહિત એવા ઘરમાં બદ્ધ છે તૃષ્ણા જેમની તે દુષ્ટોને (તમે અહીં લાવજો).॥ ૨૮॥

**जिह्वा न वक्ति भगवद्गुणनामधेयं**
**चेतश्च न स्मरति तच्चरणारविन्दम्।**
**कृष्णाय नो नमति यच्छिर एकदापि**
**तानानयध्वमसतोऽकृतविष्णुकृत्यान्॥ २९**

જેમની જીભ ભગવાનનાં ગુણો અને નામોનું ઉચ્ચારણ નથી કરતી, જેમનું ચિત્ત તેમનાં ચરણારવિંદનું ચિંતન નથી કરતું, જેમનું મસ્તક શ્રીકૃષ્ણ ભગવાનને એક વાર પણ નમતું નથી તેવા, ભગવાન વિષ્ણુનાં વ્રતો (સેવા) ન કરનારા તે દુષ્ટોને તમે (અહીં) લાવજો.॥ ૨૯॥

किञ्च जिह्वेत्यादि। यद्येषां जिह्वेत्याद्यन्वयः। न कृतं विष्णुकृत्यं भगवद्व्रतं यैः॥ २९॥

વળી, જીભ વગેરે– **'यत्'** જેમની જીભ, એમ અન્વય છે. કરવામાં આવ્યું નથી (ભગવાન વિષ્ણુનું) **'विष्णुकृत्यम्'** વ્રત જેમના દ્વારા (તેમને તમે અહીં લાવજો.)॥ ૨૯॥

**वंशीधरी—**

'शाठ्येनापि नमस्कारं कुर्वतः शार्ङ्गधन्वने।
शतजन्मार्जितं पापं तत्क्षणादेव नश्यति॥'

'સારંગપાણિ ભગવાન વિષ્ણુને શઠતાપૂર્વક પણ નમસ્કાર કરનારનું સેંકડો જન્મોથી ભેગું કરેલું પાપ તે જ ક્ષણે નાશ પામે છે.'

नृसिंहपुराणे यमवाक्यम्—

'अहममरगणार्चितेन धात्रा
यम इति लोकहिताहिते नियुक्तः।
हरिगुरुविमुखान्प्रशास्मि मर्त्यान्
हरिचरणप्रणतान्नमस्करोमि।'

इति।

'यदि मधुमथन त्वदङ्घ्रिसेवां
हृदि विदधाति जहाति वा विवेकी।
तदखिलमपि दुष्कृतं त्रिलोके
कृतमकृतं न कृतं कृतं च सर्वम्।'

इति।

भगवन्तं क्षमापयति—**तदिति**।

**तत् क्षम्यतां स भगवान् पुरुषः पुराणो**
**नारायणः स्वपुरुषैर्यदसत्कृतं नः।**
**स्वानामहो नविदुषां रचिताञ्जलीनां**
**क्षान्तिर्गरीयसि नमः पुरुषाय भूम्ने॥ ३०**

अयं भावः—नः स्वपुरुषैरस्मदीयत्वेन स्थितैः स्वीयैरेव पुरुषैर्यद्यस्मादसदन्याय्यं कृतं तत्तस्मात्स्वयमेव क्षम्यतां सहताम्। स्वानां स्वीयानां भक्तानां नोऽस्माकं नविदुषामज्ञानाम्। अहो गरीयसि तस्मिन् क्षान्तिर्युक्तैव। मह इति पाठे स्वीयानां माहात्म्यमविदुषां नः क्षमां करोत्वित्यर्थः॥ ३०॥

નૃસિંહ પુરાણમાં યમરાજનું વચન છે—

'દેવાના સમૂહ દ્વારા જેમની અર્ચના કરવામાં આવે છે, તેવા વિધાતા દ્વારા હિત અને અહિત માટે નિયુક્ત કરવામાં આવેલો હું યમ, શ્રીહરિ અને ગુરુથી જેઓ વિમુખ હોય તેમને દંડ આપું છું અને શ્રીહરિના ચરણમાં નતમસ્તક હોય તે મનુષ્યોને નમસ્કાર કરું છું.'

(ભક્તિરસામૃતસિંધુબિંદુમાં પણ કહેવાયું છે:) 'હે મધુસૂદન, જો વિવેકી મનુષ્ય આપની ચરણસેવા હૃદયમાં ધારણ કરે, તો ત્રણે લોકમાં કરવામાં આવેલું તેનું દુષ્કૃત્ય પણ સત્કૃત્ય બની જાય છે, અને જો આપની ચરણસેવાનો ત્યાગ કરે, તો કરેલાં સત્કૃત્યો ન કર્યાં હોય તેવાં બની જાય છે.'

(યમરાજ) ભગવાનની ક્ષમા યાચે છે— **'तत् इति।'**

અમારા પોતાના સેવકો દ્વારા જે અપરાધ કરવામાં આવ્યો છે, તેને તે પુરાણપુરુષ ભગવાન નારાયણ ક્ષમા કરો. અહો! મહામહિમાન્વિત તે ભગવાન વિશે એ જ યોગ્ય છે કે બે હાથ જોડેલા અજ્ઞાની એવા પોતાના ભક્તોને ક્ષમા કરે. સર્વાન્તર્યામી પરમપુરુષને નમસ્કાર હો!॥ ૩૦॥

આ પ્રમાણે ભાવ છે— **'स्वपुरुषैः'** અમારા પોતાના સેવકો તરીકે રહેલા હોવાથી અમારા પોતાના જ સેવકો દ્વારા **'यत्'** જેથી **'असत्'** અપરાધ કરવામાં આવ્યો છે, **'तत्'** તેથી સ્વયં ભગવાન જ **'क्षम्यताम्'** ક્ષમા કરે. **'स्वानां नविदुषाम्'** અજ્ઞાની નિજ ભક્તો એવા **'नः'** અમને— મહિમાન્વિત તે ભગવાન વિશે તે જ યોગ્ય છે કે તે ક્ષમા કરે. (**'स्वानामहो'** ને બદલે) **'स्वानां महः'** પાઠમાં, નિજભક્તોના (વિષ્ણુદૂતોના) માહાત્મ્યને ન જાણતા એવા અમને ક્ષમા કરો, એમ અર્થ છે.॥ ૩૦॥

**तस्मात् सङ्कीर्तनं विष्णोर्जगन्मङ्गलमंहसाम्।**
**महतामपि कौरव्य विद्ध्येकान्तिकनिष्कृतिम्॥ ३१**

तस्मादित्यादिः शुकोक्तिः। जगतोऽपि मङ्गलरूपम्॥ ३१॥

एकान्तिकत्वमेवाह—**शृण्वतामिति**।

**शृण्वतां गृणतां वीर्याण्युद्दामानि हरेर्मुहुः।**
**यथा सुजातया भक्त्या शुध्येन्नात्मा व्रतादिभिः॥ ३२**

व्रतादिभिस्तथा न शुध्येत्॥ ३२॥

एतदुपपादयति।

**कृष्णाङ्‌घ्रिपद्ममधुलिण् न पुनर्विसृष्ट-**
**मायागुणेषु रमते वृजिनावहेषु।**
**अन्यस्तु कामहत आत्मरजः प्रमार्ष्टु-**
**मीहेत कर्म यत एव रजः पुनः स्यात्॥ ३३**

कृष्णाङ्‌घ्रिपद्मयोर्मधु लेढि आस्वादयतीति तथा। मधुलिहताऽतितुच्छत्वेन विसृष्टा ये मायागुणा विषयास्तेषु पुनर्न रमते। अन्यस्तु तन्मध्वास्वादरहितोऽत एव कामाभिभूतः सन् आत्मनो रजः पापं प्रमार्ष्टुमपि कर्मैव

માટે હે કુરુનંદન પરીક્ષિત, ભગવાન વિષ્ણુનું સંકીર્તન જગતનું કલ્યાણ કરનારું તથા મહાપાપોનું પણ સર્વોત્કૃષ્ટ પ્રાયશ્ચિત્ત છે, એમ તમે જાણો. ॥ ૩૧ ॥

‘**तस्मात्**’ વગેરે શ્રીશુકદેવજીનાં વચનો છે. જગતના મંગળરૂપ પણ છે. ॥ ૩૧ ॥

(ભગવન્નામસંકીર્તનની) સર્વોત્કૃષ્ટતા જણાવે છે— ‘**शृण्वताम् इति।**’

શ્રીહરિનાં અત્યધિક પરાક્રમોનું વારંવાર શ્રવણ અને કીર્તન કરનારા મનુષ્યોનું મન (અનાયાસે, નિશ્ચળરૂપે) ઉત્પન્ન થયેલી પ્રેમલક્ષણા ભક્તિથી જેવું શુદ્ધ થાય છે, તેવું વ્રતાદિથી નથી થતું. ॥ ૩૨ ॥

વ્રતો વગેરેથી તેવું શુદ્ધ ન થાય (જેવું સંકીર્તનથી થાય). ॥ ૩૨ ॥

આ (ભક્તિનું માહાત્મ્ય) સિદ્ધ કરે છે.

શ્રીકૃષ્ણ ભગવાનનાં ચરણકમળના મકરંદરસનું આસ્વાદન કરનાર મનુષ્ય પાપને ઉત્પન્ન કરનારા અને (પહેલાં) છોડી દેવામાં આવેલા માયાના વિષયોમાં ફરીથી આસક્ત થતો નથી. પરંતુ અન્ય (ભક્તિહીન પ્રાકૃત) મનુષ્ય કામનાઓથી પરાજય પામેલો હોઈ પોતાનાં પાપોનું માર્જન કરવા માટે (પ્રાયશ્ચિત્તરૂપી ) કર્મ ઈચ્છે છે, કે જેનાથી પાપ જ ફરી ઉત્પન્ન થાય છે. ॥ ૩૩ ॥

શ્રીકૃષ્ણનાં ચરણકમળનો મકરંદરસ ‘**लेढि**’ માણે છે તેવો તે, મધુરસ માણતા મનુષ્ય દ્વારા, અતિ તુચ્છ હોવાને કારણે છોડી દેવામાં આવેલા જે માયાના ‘**गुणाः**’ વિષયો છે તેમાં ફરીથી નથી લેપાતો. પરંતુ અન્ય મનુષ્ય તે મધુરસના આસ્વાદથી રહિત હોવાથી જ કામનાઓથી પરાજિત થઈ પોતાના ‘**रजः**’ પાપનું પ્રક્ષાલન કરવા માટે

प्रायश्चित्तरूपमीहेत। यतः कर्मणः पुनरपि रजः पापं स्यादेव कुञ्जरशौचवत्। सत्त्वशोधकत्वाभावात्॥ ३३॥

પણ **'कर्म'** પ્રાયશ્ચિત્તરૂપ કર્મ જ કરે છે, જે કર્મથી ફરી પાછું **'रजः'** પાપ જ થાય છે, જેમ કે હાથીનું સ્નાન. સત્ત્વશુદ્ધિ ન થવાને કારણે (પાપની વાસના જતી નથી, તેથી ફરી પાપ થાય છે).॥ ૩૩॥

**इत्थं स्वभर्तृगदितं भगवन्महित्वं**
**संस्मृत्य विस्मितधियो यमकिङ्करास्ते।**
**नैवाच्युताश्रयजनं प्रति शङ्कमाना**
**द्रष्टुं च बिभ्यति ततःप्रभृति स्म राजन्॥ ३४**

હે રાજા, આ પ્રમાણે પોતાના સ્વામી દ્વારા કહેવામાં આવેલા ભગવાનના મહિમાનું ધ્યાન કરીને તે યમદૂતો વિસ્મિત બુદ્ધિવાળા ન થતાં (તેને સત્ય વચન જ માન્યું.) તે દિવસથી માંડી ભગવદાશ્રિત જનો તરફ પોતાના નાશની આશંકા કરતા તેઓ (આંખ ઊંચી કરીને) સામે જોતાં પણ ડરે છે!॥ ૩૪॥

नैव विस्मितधियो बभूवुः किंतु सत्यमुक्तमित्येव मेनिरे। ततःप्रभृति शङ्कमाना अस्मानेवैष हन्यादिति शङ्कां वहन्तस्तं द्रष्टुमपि बिभ्यति स्म। पाठान्तरे तु विस्मितधियो जाताः। ते च ततःप्रभृति बिभ्यति स्मेत्यर्थः॥ ३४॥

વિસ્મિત બુદ્ધિવાળા ન થયા, પરંતુ સત્ય કહ્યું છે તેમ જ માનવા લાગ્યા. તે દિવસથી માંડીને, **'शङ्कमानाः'** 'આ અમને જ મારશે' એવી શંકા કરતા, તેમની સામે નજર કરતાં પણ ભય પામે છે. પરંતુ પાઠાંતરમાં, (**'नैवाच्युताश्रयजनम्'** ને બદલે **'ते चाच्युताश्र-यजनम्'**) યમદૂતો વિસ્મિત બુદ્ધિવાળા થયા અને તે દિવસથી માંડીને ભય પામે છે, એમ અર્થ છે.॥ ૩૪॥

**इतिहासमिमं गुह्यं भगवान् कुम्भसम्भवः।**
**कथयामास मलय आसीनो हरिमर्चयन्॥ ३५**

મલય પર્વત ઉપર વિરાજમાન ભગવાન અગસ્ત્ય મુનિએ શ્રીહરિની અર્ચના કરતી વખતે આ અત્યંત રહસ્યમય ઈતિહાસ કહ્યો હતો.॥ ૩૫॥

कुम्भसंभवोऽगस्त्यो मलये पर्वते आसीनोऽव्यग्रो हरिमर्चयन्। पुनःपुनर्विश्वासार्थं हरेः पादौ स्पृशन्नित्यर्थः॥ ३५॥

**'कुम्भसम्भवः'** ઘડામાંથી ઉત્પન્ન થયેલા અગસ્ત્ય મુનિએ મલય પર્વત ઉપર વિરાજમાન થઈ અર્થાત્ શાંતચિત્તે શ્રીહરિની પૂજા કરતાં, (કથામાં) વિશ્વાસ બેસે તે માટે ફરી પાછા (કહે છે કે) શ્રીહરિના ચરણોનો સ્પર્શ કરતી વખતે, એમ અર્થ છે.॥ ૩૫॥

**वंशीधरी**—संहिताध्ययने श्रीद्वैपायनादश्रुतत्वादिति भगवानतीव समर्थः। एतेनायोनिजत्व-मलयागासीनत्व—हर्यर्चनत्वकथनेन सर्वथा सत्यताद्योत्यतेऽस्योपाख्यानस्येति।

શ્રીવંશીધરજી અનુસાર શ્રીશુકદેવજીએ સાત્વત-સંહિતાના અધ્યયન સમયે વ્યાસજી પાસેથી આ કથાનક શ્રવણ કર્યું ન હતું, પણ અતિસમર્થ ભગવાન અગસ્ત્ય પાસેથી શ્રવણ કર્યું હતું. વળી, અગસ્ત્ય મુનિનું અયોનિજત્વ, મલયપર્વત પર વિરાજમાન થવું અને શ્રીહરિની અર્ચના કરતાં કથા કહેવી–એ સર્વ આ ઉપાખ્યાનની સત્યતા દર્શાવે છે.

**क्रम.**—कुम्भसम्भवोऽगस्त्योऽपीत्यर्थः संहिता-ध्ययने श्रीद्वैपायनाच्छ्रुतत्वात्।

શ્રીજીવ ગોસ્વામીજીનો મત છે કે સંહિતાના અધ્યયન સમયે અગસ્ત્ય મુનિએ પણ વ્યાસજી પાસેથી શ્રવણ કર્યું હતું.

**भ.मनो.**—अगस्त्यः कथयामास स्वेच्छागतमहर्षीन् प्रति कथयामासेत्यर्थः।

અગસ્ત્ય મુનિએ આ કથાનક સ્વેચ્છાએ પધારેલા મહર્ષિઓને શ્રવણ કરાવ્યું હતું, એમ અર્થ છે.

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां षष्ठस्कन्धे यमपुरुषसंवादे तृतीयोऽध्यायः॥ ३॥

इति श्रीमद्भागवते महापुराणे षष्ठस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां तृतीयोऽध्यायः॥ ३॥

*****

# अथ चतुर्थोऽध्यायः

## દક્ષ દ્વારા ભગવાનની સ્તુતિ અને ભગવાનનો પ્રાદુર્ભાવ

चतुर्थादित्रिभिर्विश्वरूपजन्मविवक्षया।
प्रचेतःसुतदक्षस्य वंशस्तावत्प्रतन्यते॥ १

ચોથા અધ્યાયથી આરંભીને ત્રણ અધ્યાયો વડે વિશ્વરૂપના જન્મની કથા કહેવાની ઈચ્છાથી પ્રચેતાઓના પુત્ર દક્ષનો વંશ હવે વિસ્તારથી કહેવામાં આવે છે.॥ ૧॥

चतुर्थे तु प्रजासृष्ट्यै दक्षेणाराधनं हरेः।
तपसा हंसगुह्याख्यस्तोत्रेण च निरूप्यते॥ २

ચોથા અધ્યાયમાં પ્રજાસૃષ્ટિ માટે હંસગુહ્ય નામના સ્તોત્રથી અને તપથી દક્ષ દ્વારા શ્રીહરિની આરાધના કરવામાં આવી, તેનું નિરૂપણ કરવામાં આવે છે.॥ ૨॥

प्रसक्तानुप्रसक्तेन स्वायंभुवसुतान्वये।
नामप्रभावमाकर्ण्य वंशव्यासं बुभुत्सते॥ ३

સ્વાયંભુવ મનુના પુત્ર પ્રિયવ્રતના વંશમાં કહેવામાં આવતા પ્રસંગની સંગતિથી સંબંધિત (નરકાદિનું વર્ણન કરવામાં આવ્યું, તેની નિવૃત્તિના ઉપાયરૂપે) ભગવન્નામનું માહાત્મ્ય સાંભળીને (રાજા પરીક્ષિત હવે દેવ વગેરેના) વંશનો વિસ્તાર જાણવા ઈચ્છે છે.॥ ૩॥

देवासुरेति द्वाभ्याम्।

राजोवाच

**देवासुरनृणां सर्गो नागानां मृगपक्षिणाम्।**
**सामासिकस्त्वया प्रोक्तो यस्तु स्वायम्भुवेऽन्तरे॥ १**

सामासिकः संक्षिप्तो यः प्रोक्तस्तृतीयस्कन्धे ॥ १ ॥

**तस्यैव व्यासमिच्छामि ज्ञातुं ते भगवन् यथा।**
**अनुसर्गं यया शक्त्या ससर्ज भगवान् परः॥ २**

व्यासं विस्तारम्। ते त्वत्तः यया शक्त्या यथा ससर्ज तां शक्तिं तत्प्रकारं च ज्ञातुमिच्छामि। अनुसर्गमनुवृत्तं सर्गम्॥ २॥

सूत उवाच

**इति सम्प्रश्नमाकर्ण्य राजर्षेर्बादरायणिः।**
**प्रतिनन्द्य महायोगी जगाद मुनिसत्तमाः॥ ३**

दक्षादिरूपेण ससर्जेति वक्तुं दक्षजन्मप्रकारमाह—**यदेति**।

श्रीशुक उवाच

**यदा प्रचेतसः पुत्रा दश प्राचीनबर्हिषः।**
**अन्तः समुद्रादुन्मग्ना ददृशुर्गां द्रुमैर्वृताम्॥ ४**

प्राचीनबर्हिषः पुत्रा यदा समुद्रमध्यादुन्मग्ना निर्गतास्तदा गां पृथ्वीं द्रुमैर्वृतां ददृशुः। नारदोपदेशतः प्राचीनबर्हिषो निवृत्त्या अराजके सति कृष्याद्यभावात्॥ ४॥

**'देव-असुर इति।'** બે શ્લોકો વડે (રાજા પૂછે છે).

**રાજા પરીક્ષિત બોલ્યા** – સ્વાયંભુવ મન્વંતરમાં દેવો, અસુરો, મનુષ્યો, સર્પો, મૃગો તથા પક્ષીઓની જે સૃષ્ટિ આપના દ્વારા સંક્ષેપમાં (ત્રીજા સ્કંધમાં) કહેવામાં આવી,॥ ૧ ॥

**'सामासिकः'** સંક્ષેપમાં ત્રીજા સ્કંધમાં જે કહેવામાં આવી.॥ ૧ ॥

તેને જ હું વિસ્તારથી જાણવા ઈચ્છું છું. હે ભગવાન (શુકદેવજી), ભગવાન બ્રહ્માએ જે શક્તિથી એના પછીની સૃષ્ટિ ઉત્પન્ન કરી, તે શક્તિ તથા તેનો પ્રકાર પણ હું આપની પાસેથી જાણવા ઈચ્છું છું.॥ ૨ ॥

**'व्यासम्'** વિસ્તાર **'ते'** આપની પાસેથી **'यया शक्त्या'** જે શક્તિથી સૃષ્ટિ ઉત્પન્ન કરી તે શક્તિ તથા તેના પ્રકારને હું જાણવા ઈચ્છું છું. **'अनुसर्गम्'** પાછળથી કરેલી સૃષ્ટિને॥ ૨ ॥

**સૂતજી બોલ્યા** – હે શ્રેષ્ઠ મુનિઓ, રાજર્ષિ પરીક્ષિતનો આવો સુંદર પ્રશ્ન સાંભળીને બાદરાયણ પુત્ર શ્રીશુકદેવ મહાયોગીએ પ્રશંસા કરીને કહ્યું. ॥ ૩ ॥ ૩ ॥

દક્ષ વગેરેરૂપે સૃષ્ટિ ઉત્પન્ન કરી, એમ કહેવા માટે દક્ષના જન્મની કથા કહે છે— **'यदा इति।'**

**શ્રીશુકદેવજી બોલ્યા** – પ્રાચીનબર્હિ રાજાના પ્રચેતા નામના દસ પુત્રો જ્યારે સમુદ્રમાંથી બહાર નીકળ્યા, ત્યારે તેમણે પૃથ્વીને વૃક્ષોથી છવાયેલી જોઈ.॥ ૪ ॥

પ્રાચીનબર્હિના પુત્રો જ્યારે સમુદ્રમાંથી બહાર નીકળ્યા, ત્યારે **'गाम्'** પૃથ્વીને વૃક્ષોથી છવાયેલી જોઈ. નારદજીના ઉપદેશથી પ્રાચીનબર્હિ નિવૃત્તિમાર્ગે જવાથી જ્યારે અરાજકતા ફેલાઈ, ત્યારે કૃષિ વગેરેનો અભાવ થવાથી (પૃથ્વી વૃક્ષોથી છવાઈ ગઈ.)॥ ૪ ॥

**बा.प्र.**—यथा ससर्ज भगवानित्यस्य दक्षादिरूपेण ससर्जेत्युत्तरमभिप्रेत्य 'विरजश्चरमोद्भवः' इत्युक्त्या प्रियव्रतवंशस्य सम्पूर्णस्योक्तत्वात् अवशिष्टमुत्तानपादवंशविस्तारं निरूपयन्नादौ प्रचेताभ्यो दक्षजन्मप्रकारमाह।

ભગવાન બ્રહ્માએ જે પ્રકારે સૃષ્ટિ ઉત્પન્ન કરી (શ્લોક-૨), એનો ઉત્તર વિચારીને 'દક્ષ વગેરેરૂપે સૃષ્ટિ ઉત્પન્ન કરી.' (એમ કહે છે.) 'છેલ્લે થયેલો રાજા વિરજ.' (શ્રીમદ્ ભા. ૫/૧૫/૧૬) એમ કહેવાથી પ્રિયવ્રતનો વંશ સંપૂર્ણ થયો. તેથી ઉત્તાનપાદના બાકી રહેલ વંશવિસ્તારનું નિરૂપણ કરતાં પ્રચેતાઓ દ્વારા દક્ષના જન્મની કથા કહે છે.*

**द्रुमेभ्यः क्रुध्यमानास्ते तपोदीपितमन्यवः।**
**मुखतो वायुमग्निं च ससृजुस्तद्दिधक्षया॥ ५**

तपसा दीपितो मन्युर्येषां ते तेषां द्रुमाणां दग्धुमिच्छया॥ ५॥

જેમનો ક્રોધ તપથી પ્રજ્વલિત થયો છે તેવાં તે વૃક્ષો પ્રત્યે ક્રોધાયમાન થયેલા પ્રચેતાઓએ તે વૃક્ષોને બાળી નાખવાની ઈચ્છાથી મુખમાંથી વાયુ અને અગ્નિ ઉત્પન્ન કર્યા.॥ ૫॥

તપથી પ્રજ્વલિત થયો છે ક્રોધ જેમનો તેવા પ્રચેતાઓ– તે વૃક્ષોને બાળી નાખવાની ઈચ્છાથી॥ ૫॥

**ताभ्यां निर्दह्यमानांस्तानुपलभ्य कुरूद्वह।**
**राजोवाच महान् सोमो मन्युं प्रशमयन्निव॥ ६**

ताभ्यां वाय्वग्निभ्यां दह्यमानांस्तान् द्रुमान्। वनस्पतीनां राजा सोम उवाच। मा द्रुमेभ्य इति नवभिः॥ ६॥

હે કુરુનંદન, તે (વાયુ અને અગ્નિ) બંને દ્વારા બાળવામાં આવતાં તે વૃક્ષોને જોઈને મહારાજા ચંદ્ર તેમના ક્રોધને શાંત કરતા હોય તેમ બોલ્યા.॥ ૬॥

**'ताभ्याम्'** તે વાયુ અને અગ્નિ દ્વારા બાળવામાં આવતાં વૃક્ષોને (જોઈને) વનસ્પતિના રાજા ચંદ્ર નવ શ્લોકો વડે બોલ્યા— **'मा द्रुमेभ्यः इति।'**॥ ૬॥

**मा द्रुमेभ्यो महाभागा दीनेभ्यो द्रोग्धुमर्हथ।**
**विवर्धयिषवो यूयं प्रजानां पतयः स्मृताः॥ ७**

હે મહાભાગ્યવાન પ્રચેતાઓ, દીન એવા વૃક્ષોનો દ્રોહ કરવો આપના માટે યોગ્ય નથી. પ્રજાની વિશેષ વૃદ્ધિને ઈચ્છનારા એવા તમે (તો) પ્રજાપતિઓ કહેવાઓ છો.॥ ૭॥

*સ્વાયંભુવ મનુનો વંશવિસ્તાર—પ્રિયવ્રત → આગ્નીધ્ર → નાભિ → ઋષભદેવ → ભરતજી → સુમતિ → દેવતાજિત્ → દેવદ્યુમ્ન → પરમેષ્ઠી → પ્રતીહ → પ્રતિહર્તા → ભૂમા → ઉદ્ગીથ → પ્રસ્તાવ → વિભુ → પૃથુષેણ → નક્ત → ગય → ચિત્રરથ → સમ્રાટ → મરીચિ → બિંદુમાન → મધુ → વીરવ્રત → મંથુ → ભૌવન → ત્વષ્ટા → વિરજ.

ઉત્તાનપાદ → ધ્રુવ → વત્સર → પુષ્પાર્ણ → વ્યુષ્ટ → સર્વતેજસ્ → ચક્ષુષ્ → ઉલ્મુક → અંગ → વેન → પૃથુ → વિજિતાશ્વ → હવિર્ધાન → બર્હિષદ(પ્રાચીનબર્હિ) → પ્રચેતા → દક્ષ.

हे महाभागाः। विवर्धयिषवो विशेषेण वर्धयितुमिच्छवः ॥ ७ ॥

હે મહાભાગ્યવાન પ્રચેતાઓ— '**विवर्धयिषवः**' વિશેષ વૃદ્ધિને ઈચ્છનારા ॥ ૭ ॥

प्रजापतीनां तद्भक्ष्यभोज्यदाहोऽनुचित इत्याह—**अहो इति** त्रिभिः।

પ્રજાપતિઓને માટે તે ભક્ષ્ય અને ભોજ્ય (વનસ્પતિને) બાળવાનું અનુચિત છે, એમ ત્રણ શ્લોકો વડે કહે છે— '**अहो इति।**'

**अहो प्रजापतिपतिर्भगवान् हरिरव्ययः।**
**वनस्पतीनोषधीश्च ससर्जोर्जमिषं विभुः ॥ ८**

અહો! પ્રજાપતિઓના અધિપતિ, અવિનાશી, સમર્થ ભગવાન શ્રીહરિએ વનસ્પતિઓ અને ઔષધીઓ, ભક્ષણ કરવા યોગ્ય ફળાદિ અને (ક્ષુધાનિવૃત્તિ માટે) અન્નને ઉત્પન્ન કરેલાં છે. ॥ ૮ ॥

ऊर्जं भक्ष्यम्। इषम् अन्नम् ॥ ८ ॥

'**ऊर्जम्**' ભક્ષણ કરવા યોગ્ય ફળાદિને– '**इषम्**' અન્નને ॥ ૮ ॥

**अन्नं चराणामचरा ह्यपदः पादचारिणाम्।**
**अहस्ता हस्तयुक्तानां द्विपदां च चतुष्पदः ॥ ९**

॥ ९ ॥

જંગમ (ચર) પ્રાણીઓનું ભોજન (ફળ, પુષ્પ વગેરે અચર) સ્થાવર પદાર્થો છે. પગે ચાલનારાઓનું ભોજન (ઘાસ, તૃણ વગેરે) પગ વગરના પદાર્થો છે. હાથવાળા જીવોનું ભોજન (વૃક્ષ, લતા વગેરે) હાથ વગરના પદાર્થો છે. બે પગવાળા (મનુષ્યાદિ)નું ભોજન ઘઉં, ડાંગર વગેરે ધાન્ય છે, (કે જે ધાન્યની ઉત્પત્તિમાં સહાયક બળદ, ઊંટ વગેરે) ચોપગાં પશુઓ છે. ॥ ૯ ॥ ૯ ॥

**यूयं च पित्राऽन्वादिष्टा देवदेवेन चानघाः।**
**प्रजासर्गाय हि कथं वृक्षान् निर्दग्धुमर्हथ ॥ १०**

॥ १० ॥

હે નિષ્પાપ પ્રચેતાઓ, પિતા પ્રાચીનબર્હિ તથા મહાદેવજી દ્વારા પ્રજાઓ ઉત્પન્ન કરવા માટે આદેશ આપવામાં આવેલા તમે વૃક્ષોને બાળી નાખવા માટે કેવી રીતે યોગ્ય છો? ॥ ૧૦ ॥૧૦ ॥

**आतिष्ठत सतां मार्गं कोपं यच्छत दीपितम्।**
**पित्रा पितामहेनापि जुष्टं वः प्रपितामहैः ॥ ११**

તમારા ભભૂકેલા ક્રોધને શાંત કરો તથા (હવે) પિતા, પિતામહ અને પ્રપિતામહ વગેરે દ્વારા સેવવામાં આવેલા સત્પુરુષોના માર્ગનો આશ્રય કરો. ॥ ૧૧ ॥

अत आतिष्ठत आश्रयत। सतां मार्गमुपशमम्। पित्रादिभिर्जुष्टम् ॥ ११ ॥

આથી '**आतिष्ठत**' આશ્રય કરો. પિતા વગેરે દ્વારા સેવાયેલા '**सतां मार्गम्**' સત્પુરુષોના માર્ગનો અર્થાત્ શાંતિનો (આશ્રય કરો). ॥ ૧૧ ॥

**तोकानां पितरौ बन्धू दृशां पक्ष्म स्त्रियाः पतिः ।**
**पतिः प्रजानां भिक्षूणां गृह्यज्ञानां बुधः सुहृत् ॥ १२**

જેમ બાળકોના હિતકર્તા માતાપિતા છે, (નેત્રોનું રક્ષણ કરનાર) પાંપણ છે, સ્ત્રીનો (રક્ષક) પતિ છે, ભિક્ષુનું રક્ષણ કરનાર ગૃહસ્થ છે અને અજ્ઞાનીઓનો રક્ષક જ્ઞાની છે, તેમ પ્રજાઓનો રક્ષક પ્રજાપતિ છે. ॥ ૧૨ ॥

प्रजानां प्रजापतिरेव बन्धुरतस्तज्जीविकानाशो न कर्तव्य इति दृष्टान्तपञ्चकेनाह। तोकानां बालानां मातापितरौ। अज्ञानां ज्ञानदो बुध एव सुहृत् ॥ १२ ॥

પ્રજાઓનો રક્ષક પ્રજાપતિ જ છે, માટે તે પ્રજાની જીવિકા (જીવાદોરી)નો નાશ ન કરવો જોઈએ, એમ પાંચ દષ્ટાંત આપીને કહે છે. '**तोकानाम्**' બાળકોના હિતકર્તા માતાપિતા છે. અજ્ઞાનીઓને જ્ઞાન આપનાર જ્ઞાની જ તેનો હિતકર્તા છે. ॥ ૧૨ ॥

ईश्वराधिष्ठानत्वाच्च भूतद्रोहो न युक्त इत्याह—**अन्तर्देहेष्विति**।

ઈશ્વરનું નિવાસસ્થાન હોવાથી પણ પ્રાણીઓનો દ્રોહ યોગ્ય નથી, એમ કહે છે— '**अन्तर्देहेषु इति।**'

**अन्तर्देहेषु भूतानामात्माऽऽस्ते हरिरीश्वरः ।**
**सर्वं तद्धिष्ण्यमीक्षध्वमेवं वस्तोषितो ह्यसौ ॥ १३**

સમસ્ત પ્રાણીઓના દેહની અંદર સર્વશક્તિમાન ભગવાન શ્રીહરિ આત્મારૂપે '**आस्ते**' વિરાજમાન છે. સર્વને ભગવાનના નિવાસસ્થાન તરીકે જુઓ. એ પ્રમાણે (ભગવદ્દૃષ્ટિ કરવાથી) તે ભગવાન તમારાથી ખરેખર પ્રસન્ન થશે. ॥ ૧૩ ॥

वो युष्माभिः ॥ १३ ॥

* '**वः**' તમારાથી ॥ ૧૩ ॥

**यः समुत्पतितं देह आकाशान्मन्युमुल्बणम् ।**
**आत्मजिज्ञासया यच्छेत् स गुणानतिवर्तते ॥ १४**

(આકાશમાંથી જેમ અણધાર્યું કંઈક આવી પડે તેમ) અકસ્માત્ શરીરમાં ઉત્પન્ન થયેલા ભયંકર ક્રોધને આત્મવિચાર દ્વારા જે શાંત કરે છે તે (પ્રકૃતિના) ગુણોને જીતી લે છે. ॥ ૧૪ ॥

आकाशाद्देहे समुत्पतितमाकस्मिकमित्यर्थः। आत्मविचारेण यो नियच्छेत् ॥ १४ ॥

'**आकाशात्**' દેહમાં આકસ્મિક ઉત્પન્ન થયેલા ક્રોધને, એમ અર્થ છે. આત્મવિચાર દ્વારા જે શાંત કરે ॥ ૧૪ ॥

---

* ('**वः**' બીજી,ચોથી, છઠ્ઠી વિભક્તિનું બ.વ. વૈકલ્પિક રૂપ છે. અહીં આર્ષ પ્રયોગની દષ્ટિએ તૃતીયા બ.વ. '**युष्माभिः**' નું વૈકલ્પિક રૂપ માનેલું છે.)

**अलं दग्धैर्द्रुमैर्दीनैः खिलानां शिवमस्तु वः।**
**वार्क्षी ह्येषा वरा कन्या पत्नीत्वे प्रतिगृह्यताम्॥ १५**

(માટે તમે આ) દીન વૃક્ષોને બાળવાનું બંધ કરો. બાકી રહેલાં વૃક્ષોનું અને તમારું પણ કલ્યાણ થાઓ! તેમ જ વૃક્ષો દ્વારા ઉછેરવામાં આવેલી આ શ્રેષ્ઠ કન્યા પત્ની તરીકે સ્વીકારો. તમારા દ્વારા (સ્વીકારાઓ–કર્મણિ પ્રયોગ છે.)॥ ૧૫॥

खिलानां शेषाणां वो युष्माकं च शिवमस्तु। वृक्षरक्षणार्थं तदीयां कन्यां ददाति। वार्क्षी वृक्षैः पालिता॥ १५॥

**'खिलानाम्'** બાકી રહેલાં વૃક્ષોનું અને તમારું કલ્યાણ થાઓ! વૃક્ષોના રક્ષણ માટે તેમની જ કન્યાને આપે છે. **'वार्क्षी'** વૃક્ષો દ્વારા ઉછેરવામાં આવેલી કન્યા॥ ૧૫॥

**इत्यामन्त्र्य वरारोहां कन्यामाप्सरसीं नृप।**
**सोमो राजा ययौ दत्त्वा ते धर्मेणोपयेमिरे॥ १६**

હે નૃપ પરીક્ષિત, આ પ્રમાણે (પ્રચેતાઓને) શાંત પાડીને રાજા ચંદ્ર (પ્રમ્લોચા) અપ્સરાની સુંદર કન્યા આપીને ચાલ્યા ગયા. તે પ્રચેતાઓએ ધર્માનુસાર લગ્ન કર્યાં.॥ ૧૬॥

आमन्त्र्य सान्त्वयित्वा आप्सरसीमप्सरसः प्रम्लोचायाः सुताम्॥ १६॥

**'आमन्त्र्य'** શાંત પાડીને **'आप्सरसीम्'** અપ્સરા પ્રમ્લોચાની પુત્રીને॥ ૧૬॥

**तेभ्यस्तस्यां समभवद्दक्षः प्राचेतसः किल।**
**यस्य प्रजाविसर्गेण लोका आपूरितास्त्रयः॥ १७**

તે પ્રચેતાઓથી તે (મારિષા નામની પત્ની)માં પ્રાચેતસ્ દક્ષ ઉત્પન્ન થયા, એમ કહેવાય છે, જેમની પ્રજાના સર્જનથી ત્રણેય લોક ભરાઈ ગયા.॥ ૧૭॥

॥ १७॥

॥ ૧૭॥

**यथा ससर्ज भूतानि दक्षो दुहितृवत्सलः।**
**रेतसा मनसा चैव तन्ममावहितः शृणु॥ १८**

પુત્રીઓ ઉપર પ્રેમ રાખનાર દક્ષે સંકલ્પથી અને વીર્યથી જે પ્રમાણે પ્રાણીઓ ઉત્પન્ન કર્યાં, તે હવે તમે મારી પાસેથી સાવધાન થઈ સાંભળો.॥ ૧૮॥

दुहितृवत्सल इति तस्य कन्यावंश एवेत्युक्तम्। मम मत्तः॥ १८॥

**'दुहितृवत्सलः'** પુત્રીઓ ઉપર પ્રેમવાળો– એમ કહીને તે દક્ષની કન્યાઓનો વંશ જ કહેવામાં આવ્યો છે. **'मम'** મારી પાસેથી॥ ૧૮॥

**मनसैवासृजत्पूर्वं प्रजापतिरिमाः प्रजाः।**
**देवासुरमनुष्यादीन्नभस्थलजलौकसः ॥ १९**

પ્રજાપતિ દક્ષે દેવ, અસુર, મનુષ્ય, આકાશચારી, પૃથ્વીચારી તથા જળચારી એવી આ પ્રજાઓને પ્રથમ તો સંકલ્પથી ઉત્પન્ન કરી.॥ ૧૯॥

प्रजापतिर्दक्षः॥ १९॥

**'प्रजापतिः'** પ્રજાપતિ દક્ષ॥ ૧૯॥

**तमबृंहितमालोक्य प्रजासर्गं प्रजापतिः।**
**विन्ध्यपादानुपव्रज्य सोऽचरद् दुष्करं तपः॥ २०**

अबृंहितमसंवृद्धम्। विन्ध्यस्य पादान् संनिहितपर्वतान्॥ २०॥

**तत्राघमर्षणं नाम तीर्थं पापहरं परम्।**
**उपस्पृश्यानुसवनं तपसाऽतोषयद्धरिम्॥ २१**

॥ २१॥

**अस्तौषीद्धंसगुह्येन भगवन्तमधोक्षजम्।**
**तुभ्यं तदभिधास्यामि कस्यातुष्यद् यतो हरिः॥ २२**

हंसगुह्याख्येन स्तोत्रेण। कस्य दक्षस्य॥ २२॥

प्रजापतिरुवाच

**नमः परायावितथानुभूतये**
**गुणत्रयाभासनिमित्तबन्धवे ।**
**अदृष्टधाम्ने गुणतत्त्वबुद्धिभि-**
**र्निवृत्तमानाय दधे स्वयम्भुवे॥ २३**

पराय सर्वोत्तमाय नमो दधे नमनं करोमि। परत्वे हेतुः—अवितथा अनुभूतिश्चिच्छक्तिर्यस्य। अतो गुणत्रयाभासो जीवो निमित्तं माया च तयोर्बन्धवे नियन्त्रे। एवमपि गुणेषु तत्त्वबुद्धिर्येषां तैर्जीवैरदृष्टं धाम स्वरूपं यस्य। तत्र हेतुः—निवृत्तं मानं यस्मात्।

તે પ્રજાસૃષ્ટિને વધેલી ન જોઈને પ્રજાપતિ દક્ષે વિંધ્યાચળની પાસેની તળેટીમાં જઈ દુષ્કર તપ કરવા માંડ્યું.॥ ૨૦॥

‘**अबृंहितम्**’ ન વધતી પ્રજાને— વિંધ્યાચળની ‘**पादान्**’ પાસેની તળેટીમાં॥ ૨૦॥

ત્યાં પાપને ધોઈ નાખનારા એવા ‘અઘમર્ષણ’ નામના શ્રેષ્ઠ તીર્થમાં ત્રિકાળ સ્નાનપૂર્વક તપ કરીને તેમણે શ્રીહરિની આરાધના કરવા માંડી. ॥ ૨૧॥ ૨૧॥

‘હંસગુહ્ય’ (નામના સ્તોત્ર)થી ભગવાન અધોક્ષજની તેમણે સ્તુતિ કરી, જેથી શ્રીહરિ પ્રજાપતિ દક્ષની ઉપર પ્રસન્ન થયા, તે સ્તોત્ર હું તમને કહું છું.॥ ૨૨॥

‘હંસગુહ્ય’ નામના સ્તોત્રથી— ‘**कस्य**’ પ્રજાપતિ દક્ષની ઉપર॥ ૨૨॥

**પ્રજાપતિ દક્ષ બોલ્યા** – અમોઘ ચૈતન્ય-શક્તિવાળા સર્વોત્તમ ભગવાનને હું નમન કરું છું. સત્ત્વાદિ ત્રણ ગુણોના આભાસરૂપ જીવ અને તેના કારણરૂપ માયાના નિયંતાને હું નમન કરું છું. (રૂપ, રસાદિ વિષયરૂપ) ગુણોમાં જેમને પરમાર્થબુદ્ધિ છે તેવા જીવો દ્વારા જોઈ ન શકાય તેવા સ્વરૂપવાળા તથા સર્વ અવધિથી રહિત એવા સ્વયંપ્રકાશ પરમાત્માને હું નમન કરું છું.॥ ૨૩॥

‘**पराय**’ સર્વોત્તમ ભગવાનને ‘**नमो दधे**’ નમન કરું છું. સર્વોત્તમ હોવા માટેનું કારણ– ‘**अवितथा**’ સત્ય, અમોઘ ‘**अनुभूतिः**’ ચિત્શક્તિ છે જેમની, આથી ‘**गुणत्रय-आभासः**’ જીવ તથા જીવના કારણરૂપ માયા– તે બંનેના ‘**बन्धवे**’ નિયંતાને– આ રીતે પણ વિષયરૂપ ગુણોમાં અથવા દેહાદિ ઉપર જેમને તત્ત્વબુદ્ધિ છે તે જીવો દ્વારા જોઈ ન શકાય તેવું ‘**धाम**’ સ્વરૂપ છે જેમનું. તે માટેનું કારણ— નિવૃત્ત થયું છે પ્રમાણ જેમનામાંથી.

पाठान्तरे निवृत्तं निरस्तं मानमवधिश्च यस्मात्। तर्हि कथं तस्य सिद्धिरत आह। स्वयंभुवे स्वप्रकाशाय॥ २३॥

**'निवृत्तमानावधये'** પાઠાંતરમાં, **'निवृत्तम्'** દૂર થયું છે પરિમાણ અર્થાત્ ઈયત્તા જેમનામાંથી અર્થાત્ જે સર્વ પરિમાણની પહોંચથી પર છે. (આટલા ગૂઢ રૂપવાળા ઐશ્વર્યકારી પરમેશ્વરનું વર્ણન કોઈ ન કરી શકે) તો પછી તેમને સિદ્ધ કેવી રીતે કરી શકાય? તો તે માટે કહે છે— **'स्वयम्भुवे'** સ્વપ્રકાશ (ભગવાનને નમન કરું છું.)॥ ૨૩॥

**वीर.**—स्वयम्भुवे स्वयं कारणान्तरशून्याय सर्वकारणायेति भावः।

અન્ય કારણથી રહિત એવા સર્વકારણરૂપ સ્વયંપ્રકાશ પરમાત્માને.

**विजय**—अदृष्टधाम्ने—तैर्बहिर्मुखैरदृष्टधाम्नेऽज्ञात-स्वरूपाय 'न चक्षुषा पश्यति कश्चनैनम्' इति श्रुतेः। निवृत्तो मानावधिः परिमाणलक्षणेयत्ता यस्मात् स तथा तस्मै 'अनन्तं ब्रह्म' इति श्रुतेः। जन्मादिमतः कथमनन्तत्वमिति तत्राह। स्वयम्भुव इति। स्वयम्भुवे स्वतः सिद्धाय 'स भगवः कस्मिन् प्रतिष्ठित इति स्वे महिम्नि' इति श्रुतेः—

તે બહિર્મુખી જનો દ્વારા જોઈ ન શકાય તેવા સ્વરૂપવાળાને, 'આને કોઈ નેત્રથી નથી જોઈ શકતું.' (કઠ.ઉપ.૬/૯) એમ શ્રુતિ છે. નિવૃત્ત થઈ છે પરિમાણના લક્ષણવાળી અવધિ જેમાંથી તે, તેવા તેમને, કારણ કે 'બ્રહ્મ અનંત છે.' (જા.દ.ઉપ.૯/૫) એવી શ્રુતિ છે. જેનાં જન્માદિ હોય તે અનંત કેવી રીતે હોય– તે માટે કહે છે કે **'स्वतःसिद्ध'** સ્વયંભૂને (નમસ્કાર હો.) 'તે ભગવાન કોનામાં પ્રતિષ્ઠિત છે? 'પોતાના મહિમામાં પ્રતિષ્ઠિત છે' (છાં.ઉપ.૭/૨૪/૧) એમ શ્રુતિ છે.

अदृष्टधामत्वं दर्शयन्नाह—**नेति**।

(દેહાદિ ઉપર પરમાર્થબુદ્ધિ રાખનારાઓ દ્વારા) ન જોઈ શકાય તેવા સ્વરૂપને વર્ણવતાં કહે છે— **'न इति।'**

**न यस्य सख्यं पुरुषोऽवैति सख्युः**
**सखा वसन् संवसतः पुरेऽस्मिन्।**
**गुणो यथा गुणिनो व्यक्तदृष्टे-**
**स्तस्मै महेशाय नमस्करोमि॥ २४**

જેમ (રૂપ, રસ, ગંધ વગેરે) વિષય (પોતાને પ્રકાશિત કરનારાં નેત્ર, રસના, ઘ્રાણ, વગેરે) ઈન્દ્રિયોના પ્રકાશકત્વને જાણતો નથી, તેમ આ દેહમાં વસતો જીવ (હંમેશાં પોતાની) સાથે જ વસતા, સર્વ દશ્યપ્રપંચના દ્રષ્ટા એવા (પરમેશ્વરરૂપ) સખાના સખ્યને જાણતો નથી, તે મહેશ્વરને હું નમસ્કાર કરું છું.।।૨૪।।

पुरुषः सखा जीवोऽस्मिन्पुरे देहे वसन्नप्यत्रैव संवसतः सख्युर्यस्य सख्यं करणप्रवर्तकत्वादिकं नावैति न जानाति तस्मै। कुतः। व्यक्तदृष्टेः प्रपञ्चद्रष्टुः। न हि द्रष्टा दृश्यो भवतीति।

'**पुरुषः**' જીવ આ '**पुरे**' દેહમાં વસતો હોવા છતાં પણ આ શરીરમાં જ સાથે વસતા જે સખાના, '**सख्यम्**' ઇન્દ્રિયોના પ્રવર્તક વગેરેરૂપ સખ્યને '**न-अवैति**' જાણતો નથી, તે પરમેશ્વરરૂપ સખાને નમસ્કાર. જીવ પરમેશ્વરને શા માટે નથી જાણતો? '**व्यक्तदृष्टेः**' પ્રપંચના દ્રષ્ટાને નથી જાણતો, કારણ કે દ્રષ્ટા દશ્ય થઈ શકે નહીં.

प्रथमान्तपाठे व्यक्ते प्रपञ्च एव दृष्टिर्यस्य स गुणो विषयो गुणिनो विषयिण इन्द्रियादेः सख्यं प्रकाशकत्वं यथा न वेत्ति तद्वत्॥ २४॥

'**व्यक्तदृष्टिः**' એમ પ્રથમા વિભક્તિના અંતવાળા પાઠમાં, '**व्यक्ते**' પ્રપંચમાં જ દષ્ટિ જેની છે તે (જીવ), '**गुणः**' (રૂપ, રસ, ગંધ વગેરે) વિષય '**गुणिनः**' (નેત્ર, રસના, ઘ્રાણ, ઇન્દ્રિયાદિના '**सख्यम्**' પ્રકાશકત્વને જેમ જાણતો નથી તેમ!।।૨૪।।

ननु गुणो जडत्वान्न जानातीति जीवस्तु चेतनः किमिति न जानात्यत आह—**देह इति**।

શંકા કરવામાં આવી છે કે વિષય તો જડ છે તેથી તે (આત્માને) જાણતો નથી. પરંતુ જીવ તો ચેતન છે, તો પછી તે કેમ તેને ન જાણે? તે માટે ઉત્તર આપે છે— '**देहः इति**।'

**देहोऽसवोऽक्षा मनवो भूतमात्रा**
**नात्मानमन्यं च विदुः परं यत्।**
**सर्वं पुमान् वेद गुणांश्च तज्ज्ञो**
**न वेद सर्वज्ञमनन्तमीडे॥ २५**

દેહ, પ્રાણ, ઇન્દ્રિય, અંતઃકરણ, પંચમહાભૂતો, (શબ્દાદિ પાંચ) વિષયો (આ સર્વ જડ પદાર્થો) પોતાના સ્વરૂપને, દશ્ય ઇન્દ્રિયવર્ગને તથા તે બંનેથી પર ઇન્દ્રિયોના દેવતાઓને જાણી શકતા નથી. પરંતુ જીવ તો (આ) સર્વને તથા તેમના મૂળ કારણને પણ જાણે છે. તે સર્વ જાણનાર હોવા છતાં પણ જીવ જે સર્વજ્ઞને નથી જાણતો, તે અનંતની હું સ્તુતિ કરું છું.॥ ૨૫॥

देहश्चासवश्च प्राणा अक्षाणीन्द्रियाणि मनवश्चान्तःकरणानि भूतानि च मात्राश्च तन्मात्राण्यात्मानं स्वरूपं दृश्यमन्यमिन्द्रियवर्गं तयोः परं देवतावर्गं च न विदुः। पुमान्

દેહ તથા '**असवः**' પ્રાણો તથા '**अक्षाणि**' ઇન્દ્રિયો તથા '**मनवः**' અંતઃકરણાદિ તથા પૃથ્વી વગેરે પંચમહાભૂતો તથા '**मात्राः**' શબ્દાદિ પાંચ તન્માત્રાઓ અથવા વિષયો– '**आत्मानम्**' પોતાના સ્વરૂપને, દશ્ય ઇન્દ્રિયવર્ગને તથા તે બંનેથી '**परम्**' પર દેવતાવર્ગને જાણી શકતા નથી. પરંતુ

जीवस्तु सर्वमेतत्त्रयं वेद गुणांश्च तन्मूलभूतान्वेद। तज्ज्ञोऽपि सन् यं सर्वज्ञं न वेद। तमनन्तमीडे स्तौमि॥ २५॥

**वंशीधरी**—जीवः सर्वत्र चेतनोऽपि परमेश्वरे त्वचेतन एवेत्याह। तं जीवन्मुक्तदशायां जानातीति तज्ज्ञः तदपि।

ननु तज्ज्ञः इति ब्रूषे तदपि न वेदेति कुतस्तत्राह—अनन्तमिति। अप्राकृतगुणानामनंतत्वात्तदप्यज्ञानमेव तदुक्तं—

'द्युपतय एव ते न ययुरन्तमनन्ततया' इति।

अदृष्टधामत्वमुक्त्वा स्वप्रकाशत्वमाह।

**यदोपरामो मनसो नामरूप-**
**रूपस्य दृष्टस्मृतिसम्प्रमोषात्।**
**य ईयते केवलया स्वसंस्थया**
**हंसाय तस्मै शुचिसद्मने नमः॥ २६**

यदा मनस उपरामः समाधिर्न तु सुषुप्ताविव लयो न च जाग्रत्स्वप्नयोरिव विक्षेपः। तदाह—नामरूपे रूप्येते येन तत्तथा तस्य। उपरामे

**'पुमान्'** જીવ **'सर्वम्'** આ ત્રણેયને જાણે છે તથા તેમના મૂળ કારણ (સત્ત્વ, રજસ્, તમસ્) ને પણ જાણે છે. તે (સર્વ) જાણતો હોવા છતાં પણ જીવ જે સર્વજ્ઞને નથી જાણતો, તે અનંતની હું **'ईडे'** સ્તુતિ કરું છું.॥ ૨૫॥

આ સર્વ જડ પદાર્થો આગળ જીવ ચેતન હોવા છતાં પરમેશ્વર આગળ તો જડ જ છે, એમ કહે છે. જીવન્મુક્ત દશામાં જીવ તે પરમેશ્વરને જાણે છે તેથી તે તજ્જ્ઞ છે, તેમ છતાં પણ (તે સર્વજ્ઞ પરમાત્માને નથી જાણતો.)

શંકા કરવામાં આવી છે કે **'तज्ज्ञः'** એમ કહો છો તો પણ તે નથી જાણતો, તે કેવી રીતે? તે માટે ઉત્તર આપે છે— **'अनन्तम् इति।'** અપ્રાકૃત ગુણો અનંત હોવાથી તેનું પણ અજ્ઞાન જ છે. તે જ વાત કહેવામાં આવી છે.

'(હે પ્રભુ,) સ્વર્ગાદિ લોકોના સ્વામી બ્રહ્મા વગેરે પણ આપનો અંત પામ્યા નથી, કારણ કે આપ અનંત છો.' (શ્રીમદ્ ભા.૧૦/૮૭/૪૧)

અદષ્ટ સ્વરૂપનું વર્ણન કરીને સ્વપ્રકાશ સ્વરૂપનું વર્ણન કરે છે.

દશ્યનું દર્શન અને સ્મરણ નાશ પામવાથી જ્યારે નામ અને રૂપને જણાવનાર મન (સમાધિ દશામાં) ઉપરામ પામે છે, ત્યારે જે પરમાત્મા કેવળ પોતાના સ્વરૂપથી પ્રતીત થાય છે તે, પવિત્ર હૃદય (મનમંદિરમાં) નિવાસ કરનાર શુદ્ધ સ્વરૂપ પરમાત્માને નમસ્કાર હો.॥ ૨૬॥

જ્યારે મન ઉપરત થઈ જાય છે (ત્યારે) સમાધિ (થાય છે). સુષુપ્તિમાં જેમ લય થાય છે તેમ નહીં તથા જાગ્રત્ અને સ્વપ્નમાં જેમ વિક્ષેપ થાય તેમ પણ નહીં, તે કહે છે— જેનાથી નામ અને રૂપ જણાય છે તેવું તે મન, તેનો ઉપરામ.

हेतुः—दृष्टं दर्शनं स्मृतिश्च तयोः संप्रमोषान्नाशात्। तदा यः केवलेन स्वरूपज्ञानेन प्रतीयते तस्मै हंसाय शुद्धाय शुचि शुद्धं मनः सद्म प्रतीतिस्थानं यस्य तस्मै नमः॥ २६॥

एवंभूतः केषां प्रतीयत इत्यपेक्षायामाह—**मनीषिण इति** द्वाभ्याम्।

**मनीषिणोऽन्तर्हृदि संनिवेशितं**
**स्वशक्तिभिर्नवभिश्च त्रिवृद्भिः।**
**वह्निं यथा दारुणि पाञ्चदश्यं**
**मनीषया निष्कर्षन्ति गूढम्॥ २७**

विवेकिनो यं निष्कर्षन्ति विविच्य ध्यायन्ति स निर्वाणसुखानुभूतिर्मम प्रसीदतामिति द्वयोरन्वयः।

एवं निष्कर्षतां प्रतीयत इति भावः। किमिति निष्कर्षन्ति। स्वशक्तिभिर्गूढमप्रकाशमानम्। कतिभिर्नवभिः पुनश्च त्रिवृद्भिः त्रिगुणाभिः सप्तविंशत्युपाधिभिर्गूढमष्टाविंशं निष्कर्षन्तीत्यर्थः।

મન ઉપરત થવા માટેનું કારણ— '**दृष्टम्**' દૃશ્યનું દર્શન અને સ્મરણ, તે બંને '**सम्प्रमोषात्**' નાશ પામવાથી (જ્યારે મન સમાધિમાં એકાગ્ર થાય છે,) ત્યારે જે પરમાત્મા કેવળ સ્વરૂપજ્ઞાનથી પ્રતીત થાય છે, તે '**हंसाय**' શુદ્ધ સ્વરૂપ '**शुचि**' પવિત્ર '**सद्म**' (અંતઃકરણરૂપી મન)મંદિર જેમનું પ્રતીતિસ્થાન છે, તેમને નમસ્કાર હો.॥ ૨૬॥

આવા પરમાત્માનાં દર્શન કોને થાય છે, એવી અપેક્ષા માટે બે શ્લોકો દ્વારા કહે છે— '**मनीषिणः इति।**'

જેમ (યાજ્ઞિકો) અરણિકાષ્ઠમાં અપ્રકટરૂપે રહેલા તથા પંદર સામિધેની મંત્રો દ્વારા પ્રકટ કરવા યોગ્ય અગ્નિને પ્રકટ કરે છે, તેમ જ્ઞાની જનો હૃદયની અંદર નિશ્ચળ કરવામાં આવેલા તેમ જ પોતાની નવ ત્રિગુણાત્મિકા (૨૭) શક્તિઓ દ્વારા ઢંકાયેલા (૨૮મા) પરમાત્માને અલગ કરીને ધ્યાન કરે છે. (તે પરમાત્મા મારા ઉપર પ્રસન્ન થાઓ.)॥ ૨૭॥

વિવેકી જનો જેમને '**निष्कर्षन्ति**' અલગ કરીને ધ્યાન કરે છે તેવા, મોક્ષના સુખની અનુભૂતિસ્વરૂપ પરમાત્મા મારી ઉપર પ્રસન્ન થાઓ, એમ બંને શ્લોકોનો અન્વય છે.

આ પ્રમાણે વિવેક કરીને ધ્યાન કરતા જનોને ભગવાન પ્રતીત થાય છે, તેવો ભાવ છે. (વિવેકી જનો) કેવા સ્વરૂપવાળા પરમાત્માનું ધ્યાન કરે છે? પોતાની શક્તિઓ વડે '**गूढम्**' અપ્રકટ, ઢંકાયેલા (પરમાત્માનું ધ્યાન કરે છે). કેટલી શક્તિઓ વડે (ઢંકાયેલા)? નવ શક્તિઓ અને વળી '**त्रिवृद्भिः**' ત્રણ પ્રકારની અર્થાત્ સત્યાવીસ ઉપાધિઓ વડે ઢંકાયેલા અઠ્યાવીસમા પરમાત્માનું ધ્યાન કરે છે, એમ અર્થ છે.

यद्वा नवभिः प्रकृतिपुरुषमहदहंकारपञ्च-तन्मात्ररूपाभिः। त्रिवृद्भिस्त्रिगुणात्मिकाभिः। चकारात्षोडशविकाररूपाभिश्च।

કથવા '**नवभिः**' પ્રકૃતિ, પુરુષ, મહત્તત્ત્વ, અહંકાર અને પાંચ તન્માત્રારૂપ '**त्रिवृद्भिः**' ત્રિગુણાત્મક શક્તિઓ વડે– '**च**' કારથી અગિયાર ઈન્દ્રિયો તથા પંચમહાભૂતો એમ સોળ વિકારરૂપ શક્તિઓ વડે પણ (ઢંકાયેલા પરમાત્મા).

कथंभूतं निष्कर्षन्ति। मनीषयान्तर्हृदि संनिवेशितं निश्चलीकृतं पाञ्चदश्यं पञ्चदशसामिधेनीमन्त्रैः प्रकाश्यमलौकिकं वह्निमिवाहंकारास्पदादात्मनोऽन्यं परमात्मानं निष्कर्षन्तीत्यर्थः॥ २७॥

કેવા પરમાત્માનું ધ્યાન કરે છે? બુદ્ધિ દ્વારા હૃદયની અંદર '**सन्निवेशितम्**' નિશ્ચળ કરવામાં આવેલા પરમાત્માનું. '**पाञ्चदश्यम्**' પંદર સામિધેની મંત્રો દ્વારા પ્રકટ કરવા યોગ્ય અલૌકિક અગ્નિને જેમ (યાજ્ઞિકો) પ્રકટ કરે છે, તેમ અહંકારના આશ્રયરૂપ શરીરથી અન્ય એવા પરમાત્માને (જ્ઞાની જનો) પ્રત્યક્ષ કરે છે, એમ અર્થ છે.॥ ૨૭॥

**वंशीधरी**—त्रिवृद्भिः चिच्छक्तेरेव तिसृभिर्वृत्तिभि-र्ह्लादिनीसन्धिनीसंविद्भिश्च सहितम्।

ત્રિગુણાત્મિકા ચિત્શક્તિની જ ત્રણ વૃત્તિઓ છે—હ્લાદિની, સંધિની તથા સંવિત્ સહિતની વૃત્તિઓ

अशेषा विशेषा यस्यास्तस्या मायाया निषेधेन निर्वाणसुखेऽनुभूतिर्यस्य अप्रसक्तनिषेधासंभवात् प्रसक्तिमाह।

સમગ્ર ભેદો છે જેના તે માયાનો નિષેધ કરવાથી (અવશેષ રહેલા) મોક્ષરૂપી સુખમાં અનુભૂતિ છે જેમની; વિશિષ્ટ પરિસ્થિતિ (પ્રસંગ) વગર નિષેધનો સંભવ નથી તેથી તે વિશિષ્ટ પરિસ્થિતિને વર્ણવે છે.

**स वै ममाशेषविशेषमाया-**
**निषेधनिर्वाणसुखानुभूतिः।**
**स सर्वनामा स च विश्वरूपः**
**प्रसीदतामनिरुक्तात्मशक्तिः॥ २८**

સમગ્ર ભેદોવાળી માયાનો નિષેધ કરવાથી (અવશેષ રહેલા) મોક્ષસુખરૂપે અનુભવાતા તે જ (પરમાત્મા) તથા સર્વ નામોવાળા અને સર્વ રૂપોવાળા તે (પરમાત્મા) તેમ જ અનિર્વચનીય માયારૂપી શક્તિવાળા તે (પરમાત્મા મારા ઉપર) પ્રસન્ન થાઓ!॥ ૨૮॥

स एव सर्वनामा स एव विश्वरूप इति। तद्रूपत्वेऽपि वास्तवत्वाभावान्निषेधः संभवतीत्याह। अनिरुक्ता आत्मनि शक्तिर्माया यस्य सः॥ २८॥

તે જ સર્વ નામોવાળા છે, તે જ સર્વ રૂપોવાળા છે. પરમાત્મા સંસારના તે તે પદાર્થોના રૂપવાળા હોવા છતાં પણ તે રૂપવાળા પદાર્થો પારમાર્થિક દૃષ્ટિએ ન હોવાથી તે પદાર્થોનો નિષેધ સંભવે છે, એમ કહે છે. અનિર્વચનીય શક્તિ જેમના સ્વરૂપમાં છે તે પરમાત્મા॥ ૨૮॥

ननु यदि केवलया स्वसंस्थया प्रतीयते तर्हि सर्वनामत्वं विश्वरूपत्वं चानुपपन्नं वागाद्यगोचरत्वादित्याशङ्क्य सर्वैर्नामभिर्वाच्यं प्रत्यक्षादिदृश्यं च तस्य स्वरूपं वस्तुतो मा भूत्तथापि मायया घटत इति श्लोकत्रयेणोपपादयन्नमस्करोति—**यद्यदिति**।

ભગવાન જો કેવળ પોતાના સ્વરૂપજ્ઞાનથી જ પ્રતીત થાય છે તો પછી ભગવાનનું સર્વનામત્વ અને સર્વરૂપત્વ સિદ્ધ થઈ શકે નહીં, કારણ કે ભગવાન વાણી વગેરેના વિષય નથી, એવી શંકા કરીને (કહે છે.) સર્વ નામો વડે કહેવા યોગ્ય અને પ્રત્યક્ષાદિરૂપે જોવા યોગ્ય એવું તેમનું સ્વરૂપ વસ્તુતઃ છે નહીં, તેમ છતાં પણ તે સ્વરૂપ માયાને કારણે સંભવે છે, એમ ત્રણ શ્લોકો દ્વારા સિદ્ધ કરતાં નમસ્કાર કરે છે— '**यत् यत् इति**।'

**यद्यन्निरुक्तं वचसा निरूपितं**
**धियाऽक्षभिर्वा मनसा वोत यस्य।**
**मा भूत् स्वरूपं गुणरूपं हि तत्तत्**
**स वै गुणापायविसर्गलक्षणः॥ २९**

જે જે વાણીથી કહેવાય છે, બુદ્ધિથી નિશ્ચય કરાય છે, ઈન્દ્રિયો વડે ગ્રહણ કરાય છે અથવા જેનો જેનો મનથી પણ સંકલ્પ કરાય છે તે જેમનું સ્વરૂપ નથી, પણ જેમને કારણે તે તે (સત્ત્વાદિ સર્વ) ગુણોનો લય અને ઉત્પત્તિ જણાય છે (તેવું જેમનું સ્વરૂપ છે, તેમને નમસ્કાર હો).॥ ૨૯॥

यद्यद्वचसा निरुक्तमभिहितं धिया निरूपितं व्यवसितमक्षभिर्वा इन्द्रियैर्निरूपितं गृहीतमुत अपि मनसापि निरूपितं संकल्पितं यस्य स्वप्रकाशत्वं तस्य तत्स्वरूपं मा भूत्। स्वरूपत्वाभावे हेतुः—हि यस्मात्तत्तद्गुणानामेव रूपम्।

વાણીથી જે જે '**निरुक्तम्**' કહેવાય છે, બુદ્ધિથી જેનો '**निरूपितम्**' નિશ્ચય કરવામાં આવે છે કે '**अक्षभिः**' ઈન્દ્રિયો વડે '**निरूपितम्**' ગ્રહણ કરવામાં આવે છે કે જેનો જેનો મનથી પણ '**निरूपितम्**' સંકલ્પ કરવામાં આવે છે, તે જે સ્વપ્રકાશ પરમાત્મા છે, તેમનું (વાસ્તવિક) સ્વરૂપ ન બની જાય. સ્વરૂપ ન હોવા માટેનું બુદ્ધિ દ્વારા જ્ઞેય એવું કારણ—'**हि**' જેને કારણે તે તે (સર્વ) સત્ત્વાદિ ગુણોનું સ્વરૂપ છે.

पाठान्तरे गुणैर्वर्धितम्। स तु गुणव्यतिरिक्तः। यतो गुणानामपायविसर्गाभ्यां प्रलयोत्पत्तिभ्यां लक्ष्यत इति तथा। चेतनाधिष्ठानं विना तयोरसंभवात्। यद्वा यस्य स्वरूपं मा भून्न भवति तस्मै नम इति तृतीयेनान्वयः॥ २९॥

પાઠાંતરમાં ('**गुणरूपं हि तत्तत्**' ને બદલે '**गुणबृंहितम् तत्**' હોય તો,) ગુણોથી વધેલું રૂપ (પરમાત્માનું વાસ્તવિક સ્વરૂપ નથી). તે તો ગુણોથી ભિન્ન છે. જેને કારણે ગુણોનો '**अपायविसर्गाभ्याम्**' લય અને ઉત્પત્તિ જણાય છે તેવું તે સ્વરૂપ છે, (કારણ કે) ચેતનના આશ્રય વિના તે ગુણોની ઉત્પત્તિ અને પ્રલય સંભવે નહીં. અથવા તે જેનું સ્વરૂપ '**मा भूत्**' ન બને, તેવા સ્વરૂપવાળાને નમસ્કાર હો, એમ ત્રીજા શ્લોક સાથે સંબંધ છે.॥ ૨૯॥

तदेवं वस्तुतो गुणस्वरूपत्वाभावमङ्गीकृत्या-निरुक्तात्मशक्तिरित्यनेन द्योतितं मायया सर्ववाच्यत्वेन विश्वरूपत्वमाह।

(બ્રહ્મનું સ્વરૂપ જો ગુણમય ન હોય તો તેમાં અપૂર્ણતા આવી પડે, એ અભિપ્રાયથી કહે છે કે) આ પ્રમાણે ગુણના સ્વરૂપના વસ્તુતઃ અભાવનો સ્વીકાર કરીને આ દ્વારા '**अनिरुक्तात्मशक्तिः**' (શ્લોક-૨૮) અનિર્વચનીય આત્મશક્તિ દર્શાવી છે. માયાને કારણે સર્વગુણરૂપતા હોવાથી બ્રહ્મની સર્વરૂપતા કહે છે.

**यस्मिन् यतो येन च यस्य यस्मै**
**यद् यो यथा कुरुते कार्यते च।**
**परावरेषां परमं प्राक् प्रसिद्धं**
**तद् ब्रह्म तद्धेतुरनन्यदेकम्॥ ३०**

જેનામાં આ જગત રહેલું છે તે બ્રહ્મ છે. જેનામાંથી અને જેનાથી આ જગત ઉત્પન્ન થાય છે તે બ્રહ્મ છે. જેના સંબંધવાળું આ જગત છે તે બ્રહ્મ છે. જેને માટે આ જગત છે તે બ્રહ્મ છે. (મનુષ્યોને) જે અત્યંત પ્રિય છે તે બ્રહ્મ છે. જે જગતનો સ્વતંત્ર કર્તા છે તે બ્રહ્મ છે તથા પ્રયોજક કર્તા બનીને કાર્ય કરાવનારું છે તે બ્રહ્મ છે. (પ્રકૃતિ, પુરુષ, કાળ વગેરે) પર અને (મહત્તત્ત્વાદિ, બ્રહ્માદિ) અપરનું પણ પરમ કારણ છે તે બ્રહ્મ છે. સર્વપ્રથમ, સ્વયંસિદ્ધ, સર્વ પદાર્થોના હેતુરૂપ તથા સજાતીય અને વિજાતીય ભેદથી રહિત એવું તે બ્રહ્મ છે.॥ ૩૦॥

यस्मिन्नधिकरणे। यतोऽपादानात्। येन करणेन। यस्य संबन्धि। यस्मै संप्रदानाय यदीप्सिततमम्। यः कर्ता। कुरुते स्वतन्त्रः।

'**यस्मिन्**' જે અધિકરણમાં, '**यतः**' જે અપાદાનથી, '**येन**' જે કરણ દ્વારા, '**यस्य**' જેના સંબંધવાળું, '**यस्मै**' જેને માટે, '**यत्**' મનુષ્યોને જે અત્યંત પ્રિય છે. (**'कर्तुरीप्सिततमं कर्म॥'**– પા.સૂ. ૧/૪/૪૯) '**यः**' જે સ્વતંત્ર કર્તા છે. ( '**स्वतंत्रः कर्ता।**'–પા.સૂ. ૧/૪/૫૪)

कार्यते चान्येन प्रयोज्यकर्त्रा। तद्ब्रह्मेति प्रत्येकं संबन्धः। अत्र च सप्तभिर्यच्छब्दैः सप्तविभक्त्यर्था दर्शिताः। यथेति च क्रिया-

તથા અન્ય પ્રયોજ્ય કર્તા દ્વારા પ્રયોજક કર્તા બનીને કાર્ય કરાવનાર છે તે બ્રહ્મ છે, એમ ઉપરના પ્રત્યેક વાક્ય સાથે સંબંધ છે. વળી, અહીં '**यत्**'ના ('**यस्मिन्**' વગેરે) સાત શબ્દો વડે સાત વિભક્તિઓના અર્થો દર્શાવ્યા છે. '**यथा इति।**' ક્રિયા, કારક, સંબંધ, વિશેષણ

कारकसंबन्धप्रकारवाचिनामव्ययानामर्थाः। कुरुते कार्यते चेति स्वार्थपरार्थक्रियान्वयश्च सर्वेषां दर्शितः।

च शब्देन भावकर्मादिविहितप्रत्ययार्थाः संगृहीताः। तद्ब्रह्मैवेति कुतस्तत्राह। तद्धेतुस्तेषां कारणम्। तत्कुतः। सर्वेभ्यः प्राक्प्रसिद्धम्।

ननु ब्रह्मादयस्तद्धेतवः श्रूयन्तेऽवरे च दृश्यन्ते तत्कथं ब्रह्मैव तद्धेतुस्तत्राह।

परेषामवरेषां च हेतूनां परमं कारणम्। ननु सर्वकारणत्वे तस्य किं नाम सहकारि भवत्तदानीमन्यस्याभावात्। सत्यम्, निरपेक्षमेव तत्कारणमित्याह। अनन्यद्विजातीयशून्यम्। एकं सजातीयशून्यं च। तस्मै नम इत्युत्तरेणान्वयः ॥ ३० ॥

नन्वेवं ब्रह्म चेद्विश्वस्य हेतुस्तर्हि न कदाचिदनीदृशं जगदिति वदन्तो मीमांसकाः कुतोऽत्र विवदन्ते। तैश्चान्ये स्वभाववादिनः संवदन्ते। ते च ते च तत्त्वविद्भिर्बोधिता अपि कुतः पुनः पुनर्मुह्यन्ति तत्राह।

દર્શાવનારા શબ્દો અને (**खलु**, વગેરે) અવયવોના અર્થો સૂચિત કરે છે. '**कुरुते कार्यते च इति।**' પોતાને માટેની ક્રિયા અને બીજા માટેની ક્રિયાનો બધી કારક વિભક્તિઓમાં આવતો સંબંધ દર્શાવેલો છે.

'**च**' શબ્દથી કર્તરિ પ્રયોગના, કર્મણિ પ્રયોગના અને ભાવે પ્રયોગના પ્રત્યયોના સર્વે અર્થો સંગૃહીત થાય છે. તે બ્રહ્મ છે, તે કેવી રીતે તે કહે છે. '**तत् हेतुः**' તે સર્વ પદાર્થોના હેતુરૂપ છે. તે કેવી રીતે? કારણ કે તે સર્વથી પ્રથમ સ્વયંસિદ્ધ છે.

શંકા કરવામાં આવી છે કે શ્રુતિ અનુસાર બ્રહ્માદિ સર્વ પદાર્થોના હેતુરૂપ છે તેમ જ અન્ય કારણો પણ જણાય છે, તો બ્રહ્મ કેવી રીતે સર્વના કારણરૂપ છે, તે કહે છે—

(બ્રહ્મ) પર અને અવરના પણ મૂળ કારણરૂપ છે. શંકા કરવામાં આવી છે કે બ્રહ્મ સર્વના કારણરૂપ છે તો તેનું સહકારી કારણ કયું છે, કારણ કે તે સમયે તો અન્ય કંઈ જ ન હતું! (તે માટે ઉત્તર આપે છે કે) આ સત્ય છે. તે બ્રહ્મ નિરપેક્ષ છે, તેનું કારણ કહે છે. '**अनन्यत्**' વિજાતીય ભેદથી રહિત છે. '**एकम्**' સજાતીય ભેદથી પણ રહિત છે. તે બ્રહ્મને નમસ્કાર હો, એમ પછીના શ્લોક(૩૧) સાથે સંબંધ છે. ॥ ૩૦ ॥

શંકા કરે છે કે આ પ્રમાણે (વાસ્તવિક રીતે) વિશ્વનું કારણ બ્રહ્મ હોય તો (આપની જ શક્તિઓ વાદી-પ્રતિવાદીઓના વિવાદ અને સંવાદનો વિષય શા માટે થયા કરે છે?) જગત પૂર્વે ક્યારેય આવું હતું નહીં, એમ કહેતા મીમાંસકો આ માટે કેમ વિવાદ કરે છે? તેમની સાથે બીજા સ્વભાવવાદીઓ (શા માટે) સંવાદ કરે છે. તે બંનેને તત્ત્વજ્ઞાનીઓ દ્વારા સમજાવવામાં આવે છે, છતાં પણ તેઓ શા માટે વારંવાર મોહ પામે છે? તે માટે (આ શ્લોક દ્વારા) ઉત્તર આપે છે.

**यच्छक्तयो वदतां वादिनां वै**
**विवादसंवादभुवो भवन्ति।**
**कुर्वन्ति चैषां मुहुरात्ममोहं**
**तस्मै नमोऽनन्तगुणाय भूम्ने॥ ३१**

યस्य मायाविद्यायाः शक्तयो विवादस्य क्वचित्संवादस्य भुवः स्थानानि भवन्ति तस्मै नमः ॥ ३१ ॥

ननु किं तद्ब्रह्म यस्य शक्तयो विवादादिभुवो भवन्ति तत्राह—**अस्तीति**।

**अस्तीति नास्तीति च वस्तुनिष्ठयो-**
**रेकस्थयोर्भिन्नविरुद्धधर्मयोः ।**
**अवेक्षितं किञ्चन योगसांख्ययोः**
**समं परं ह्यनुकूलं बृहत्तत्॥ ३२**

योग उपासनाशास्त्रम्। तत्र हि विराड्रूपेणोपासनायां पातालपादादिकमस्तीत्युपास्यत्वेन विधीयते। नास्तीति सांख्यं ज्ञानशास्त्रम्। तत्र 'अपाणिपादः' 'अचक्षुरश्रोत्रम्' इति च पादादि नास्तीति निषिध्यते। तयोर्योगसांख्ययोर्यत्किञ्चित् सममनुवर्तमानमवेक्षितं प्रतीतं तद्बृहद्ब्रह्म। विवादास्पदं ब्रह्मेत्यर्थः। विवादं स्फुटयति।

જે ભગવાનની (માયાવિદ્યાની) શક્તિઓ વાદ કરતા વાદી-પ્રતિવાદીઓના વિવાદ અને સંવાદનો વિષય બને છે તથા તેમના મનમાં વારંવાર મોહ ઉપજાવે છે, તે અનંત ગુણવાળા, અનંત કોટિ બ્રહ્માંડવ્યાપી ભૂમા (પરમેશ્વરને) હું નમસ્કાર કરું છું.॥ ૩૧ ॥

જેની માયા(રૂપી અપરા)વિદ્યાની શક્તિઓ વિવાદનો અને ક્યારેક સંવાદનો '**भुवः**' વિષય બને છે, તે પરમાત્માને નમસ્કાર.॥ ૩૧ ॥

જેની શક્તિઓ વિવાદ વગેરેનો વિષય બને છે તે બ્રહ્મ કેવું છે તેવો પ્રશ્ન કરે છે અને તે માટે ઉત્તર આપે છે— '**अस्ति इति।**'

(યોગરૂપ ઉપાસનાશાસ્ત્રમાં બ્રહ્મને અવયવો) છે અને (સાંખ્યરૂપ જ્ઞાનશાસ્ત્રમાં બ્રહ્મને અવયવો) નથી, એમ જુદા જુદા વિરુદ્ધ ધર્મોવાળા અને બ્રહ્મરૂપ એક જ વસ્તુમાં સ્થિતિ કરનારા યાગ અને સાંખ્ય બંનેમાં જે કાંઈ સમાનપણે રહેલું પ્રતીત થાય છે, કારણ કે તે વિધિ અને પ્રતિષેધનો વિષય બનતું નથી. તથા બંનેને માટે અધિષ્ઠાનરૂપે સિદ્ધ એવા તે બૃહદ્ બ્રહ્મને નમસ્કાર હો.॥ ૩૨ ॥

'**योगः**' ઉપાસનાશાસ્ત્ર, તેમાં જ વિરાટ્ સ્વરૂપની ઉપાસનામાં ભગવાનને પાતાળરૂપ ચરણો વગેરે '**अस्ति इति।**' છે, એમ ઉપાસ્ય તરીકે કહેલા છે. '**न-अस्ति इति।**' '**सांख्यम्**' જ્ઞાનશાસ્ત્ર. તેમાં '**अपाणिपादः**' (શ્વેતા.ઉપ.૩/૧૯) '**अचक्षुः अश्रोत्रम्**'– (મુંડક.ઉપ.૧/૧/૬) એમ ચરણ વગેરે (અવયવો) નથી, એમ નિષેધ કરે છે. તે યોગ અને સાંખ્ય બંનેમાં જે કાંઈ '**समम्**' સમાનપણે રહેલું '**अवेक्षितम्**' જણાય છે તે (બૃહદ્) બ્રહ્મ છે. વિવાદનું અધિષ્ઠાન બ્રહ્મ છે, એમ અર્થ છે. વિવાદ સ્પષ્ટ કરે છે.

भिन्नावस्तिनास्तीत्येवंभूतौ विरुद्धौ धर्मौ ययोः। तयोर्भिन्नविषयत्वेऽपि विरोधो न स्यादित्येकस्थयोरित्युक्तमेकविषययोः कुतः वस्तुनिष्ठयोः पादादिविधिप्रतिषेधयोरेकवस्तु-निष्ठत्वात्।

(ઉપાસનાશાસ્ત્ર કહે છે કે ભગવાનના અવયવો) છે અને (જ્ઞાનશાસ્ત્ર કહે છે અવયવો) નથી, આવા જુદા વિરુદ્ધ ધર્મો છે જે બંનેના, તે બંનેનો વિષય જુદો હોવા છતાં પણ વિરોધ નથી થતો, એટલે '**एकस्थयोः**' એમ કહેવાયું છે. અર્થાત્ જુદા જુદા ધર્મોવાળા બે વિષયો એક વસ્તુમાં કેવી રીતે સ્થિતિ કરે? કારણ કે પાદાદિ અવયવો 'છે' એમ કહેનાર (ઉપાસનાશાસ્ત્ર) અને નિષેધ કરનાર (સાંખ્યશાસ્ત્ર) બંને એક જ વસ્તુમાં સ્થિતિ કરનારા છે. (વસ્તુ સંબંધી વિરોધી નથી.)

समत्वे हेतुः—परम्। हि यतः। विधिप्रतिषेधयोरविषयस्तयोः पादादिविषयत्वात्। तथा तर्ह्यविषयस्य सद्भावे किं प्रमाणं तदाह। अनुकूलमधिष्ठानं विना पादादिकल्पनायोगात्, अवधिं विना तन्निषेधायोगाच्च तयोरुपपादकत्वेन सिद्धमित्यर्थः। तस्मै नम इति पूर्वस्यानुषङ्गः ॥ ३२ ॥

'**समम्**' વિરોધ ન હોવા માટેનું કારણ— '**परम्**'. '**हि**' કારણ કે વિધિ અને નિષેધના પાદાદિ અવયવોના વિષયરૂપ બ્રહ્મ બનતું નથી. તો પછી બ્રહ્મ વિષયરૂપ ન હોવા માટે શું પ્રમાણ છે, તે કહે છે— '**अनुकूलम्**' અધિષ્ઠાન વિના ચરણ વગેરે અવયવોની કલ્પના હોઈ શકે નહીં અને અવધિ વિના તે અવયવોનો નિષેધ હોઈ શકે નહીં. તે બંનેને સિદ્ધ કરનાર તરીકે બ્રહ્મ સિદ્ધ છે. તેને નમસ્કાર હો, એમ પૂર્વના શ્લોક (૩૧) સાથે સંબંધ છે. ॥ ૩૨ ॥

ननूदासीनस्य समस्य नमस्कारे को लाभस्तत्राह—**य इति**।

શંકા કરવામાં આવી છે કે ઉદાસીન અને સમ એવા પરમાત્માને નમસ્કાર કરવામાં શો લાભ છે? તે માટે ઉત્તર આપે છે— '**यः इति**।'

**वंशीधरी**—तत् नामरूपरहितस्यापि नामरूपभजनं कुत इति।

નામ અને રૂપ વગરના તે પરમાત્માનાં નામ અને રૂપનું ભજન શા માટે?

**योऽनुग्रहार्थं भजतां पादमूल-**
**मनामरूपो भगवाननन्तः।**
**नामानि रूपाणि च जन्मकर्मभि-**
**र्भेजे स मह्यं परमः प्रसीदतु॥ ३३**

(પ્રાકૃત) નામ અને રૂપ વગરના (હોવા છતાં પણ) જે (અચિંત્ય ઐશ્વર્યવાળા) ભગવાન અનંત ચરણમૂળનું ભજન કરનારા (ભક્તજનો) ઉપર અનુગ્રહ કરવા માટે અવતારો દ્વારા (વિશુદ્ધ સત્ત્વમય શ્રેષ્ઠ)રૂપો અને કર્મો દ્વારા નામો સ્વીકારે છે, તે પરમાત્મા મારા મનોરથો પૂર્ણ કરો. ॥ ૩૩ ॥

पादमूलं भजतामनुग्रहार्थं प्राकृतनामरूप-रहितोऽपि जन्मभिरवतारैर्विशुद्धोर्जितसत्त्वानि रूपाणि कर्मभिर्नामानि च यो भेजे। तत्कुतः। भगवानचिन्त्यैश्वर्यः। स मह्यं प्रसीदतु॥ ३३॥

ચરણમૂળનું ભજન કરનારાઓ ઉપર અનુગ્રહ કરવા માટે પ્રાકૃત નામ અને રૂપ વગરના હોવા છતાં પણ '**जन्मभिः**' અવતારો દ્વારા વિશુદ્ધ સત્ત્વમય રૂપો અને કાર્યો દ્વારા જે નામો સ્વીકારે છે. તે કેવી રીતે? (કારણ કે) '**भगवान्**' અચિંત્ય ઐશ્વર્યવાળા છે, તે ભગવાન મારા મનોરથો પૂર્ણ કરો!॥ ૩૩॥

ननु त्वादृशाः सकामा गणेशादीन् प्रार्थयन्ते त्वं तु तान्विहाय किमिति भगवन्तमेव प्रार्थयसे तत्राह।

શંકા કરે છે કે તમારા જેવા સકામ મનુષ્યો ગણેશજી વગેરેની પ્રાર્થના (ઉપાસના) કરે છે. પરંતુ તમે તેમને છોડીને શા માટે ભગવાનની જ પ્રાર્થના (ઉપાસના) કરો છો? તે માટે ઉત્તર આપે છે.

**यः प्राकृतैर्ज्ञानपथैर्जनानां**
**यथाशयं देहगतो विभाति।**
**यथाऽनिलः पार्थिवमाश्रितो गुणं**
**स ईश्वरो मे कुरुतान्मनोरथम्॥ ३४**

જેમ પૃથ્વીના ગુણ (ગંધ)નો આશ્રય કરનાર વાયુ (જુદી જુદી ગંધવાળો) લાગે છે, તેમ અર્વાચીન ઉપાસનામાર્ગો દ્વારા તે તે (જુદી જુદી અનેક) વાસનાઓ અનુસાર શરીરમાં રહેલો જે અંતર્યામી (જુદા જુદા અનેક દેવતાઓરૂપે વિવિધસ્વરૂપે) જણાય છે, તે ઈશ્વર જ મારો મનોરથ સિદ્ધ કરો.॥ ૩૪॥

प्राकृतैरर्वाचीनैर्ज्ञानपथैरुपासनामार्गैर्यथाशयं तत्तद्वासनानुसारेण यो देहगतोऽन्तर्यामी तत्तद्देवतारूपेण विविधो भाति। यथा वायुः पार्थिवं गुणं चम्पकादिगन्धभेदमाश्रित्य नानागन्धवान्विभाति रेणोर्गुणं धूसरत्वादिकमाश्रित्य नानारूपवान् प्रतीयते तद्वत्तस्यैव तत्तद्देवतारूपेण फलदातृत्वात्स ईश्वर एव मे मनोरथं सत्यं करोतु किमन्तर्गडुभिर्देवतान्तरैरित्यर्थः।

'**प्राकृतैः ज्ञानपथैः**' સામાન્ય ઉપાસનામાર્ગો દ્વારા '**यथा आशयम्**' તે તે વાસનાઓ અનુસાર શરીરમાં જે અંતર્યામી રહેલો છે, તે તે દેવતાઓરૂપે વિવિધ સ્વરૂપે જણાય છે. જેમ વાયુ પૃથ્વીના ગુણરૂપ ચંપા વગેરેની જુદી જુદી ગંધનો આશ્રય કરીને જુદી જુદી ગંધવાળો લાગે છે તથા પૃથ્વીની ધૂળના ધૂસરત્વ વગેરેનો આશ્રય કરીને જુદા જુદા રૂપવાળો દેખાય છે. તે જ રીતે તે જ ભગવાન તે તે દેવતાઓના રૂપે ફળ આપનારા હોવાથી તે ઈશ્વર જ મારા મનોરથને સત્ય કરો (પૂર્ણ કરો). બીજા નિરર્થક દેવતાઓનું શું પ્રયોજન છે? એમ અર્થ છે.

तदुक्तं गीतासु—
'यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्चितुमिच्छति।
तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम्॥'

स तया श्रद्धया युक्तस्तस्याराधनमीहते।
लभते च ततः कामान्मयैव विहितान् हि तान्॥
इति।

'ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम्।' इति चेति॥ ३४॥

શ્રીમદ્ ભગવદ્ગીતામાં એ કહેવામાં આવ્યું છે, 'જે જે (સકામ) ભક્ત જે જે દેવતાની પ્રતિમાને શ્રદ્ધાથી પૂજવા ઈચ્છે છે, હું તે તે ભક્તની (તે તે) શ્રદ્ધાને તે જ દેવતા પ્રત્યે સ્થિર કરું છું.' (ગીતા. ૭/૨૧)

'તે પુરુષ તે શ્રદ્ધા વડે યુક્ત થઈને તે દેવની (પ્રતિમાની) પૂજા કરે છે અને તેની પાસેથી મેં જ વિહિત કરેલા તે તે ઈચ્છિત ભોગોને નિશ્ચિતપણે મેળવે છે.' (ગીતા. ૭/૨૨)

'જે (મનુષ્યો) મને જેવી રીતે ભજે છે તેમને હું તે જ પ્રમાણે ભજું છું.' (ગીતા.૪/૧૧)॥ ૩૪॥

**श्रीशुक उवाच**

**इति स्तुतः संस्तुवतः स तस्मिन्नघमर्षणे।**
**आविरासीत् कुरुश्रेष्ठ भगवान् भक्तवत्सलः॥ ३५**

શ્રીશુકદેવજી બોલ્યા – હે કુરુશ્રેષ્ઠ પરીક્ષિત, તે અઘમર્ષણ (તીર્થ)માં આ પ્રમાણે જ્યારે દક્ષ સ્તુતિ કરતા હતા, ત્યારે દક્ષની આગળ સ્તુતિ કરાયેલા એવા ભક્તવત્સલ ભગવાન પ્રકટ થઈ ગયા.॥ ૩૫॥

संस्तुवतो दक्षस्य स भगवान् प्रत्यक्षोऽभूत्॥ ३५॥
तं वर्णयति सार्धैश्चतुर्भिः।

સ્તુતિ કરતા દક્ષની આગળ તે ભગવાન પ્રત્યક્ષ થઈ ગયા.॥ ૩૫॥

તે ભગવાનને સાડા ચાર શ્લોકો વડે વર્ણવે છે.

**कृतपादः सुपर्णांसे प्रलम्बाष्टमहाभुजः।**
**चक्रशङ्खासिचर्मेषुधनुःपाशगदाधरः॥ ३६**

જેમના દ્વારા ગરુડજીના ખભા ઉપર બંને ચરણ મૂકવામાં આવ્યા છે, વિશાળ અને હૃષ્ટપુષ્ટ એવી આઠ ભુજાઓ છે જેમની, શંખ-ચક્ર-તલવાર-ઢાલ- બાણ-ધનુષ્ય-પાશ તથા ગદા જેમણે ધારણ કર્યાં છે,॥ ૩૬॥

सुपर्णस्यांसे स्कन्धे कृतौ पादौ येन। प्रलम्बा अष्टौ महान्तो भुजा यस्य। चक्राद्यष्टायुधधरः॥ ३६॥

સુપર્ણના '**अंसे**' બંને સ્કંધો ઉપર મુકાયા છે બંને ચરણ જેમના દ્વારા– વિશાળ અને હૃષ્ટપુષ્ટ ભુજાઓ છે જેમની, ચક્ર વગેરે આઠ આયુધોને (આઠ ભુજાઓમાં) ધારણ કરનાર॥ ૩૬॥

**पीतवासा घनश्यामः प्रसन्नवदनेक्षणः।**
**वनमालानिवीताङ्गो लसच्छ्रीवत्सकौस्तुभः॥ ३७**

(વર્ષાકાલીન) મેઘ જેવું શરીર (તેના ઉપર) પીળા વસ્ત્રવાળા, પ્રસન્ન વદન અને નેત્રોવાળા (કંઠથી લઈને ચરણ સુધી) ગળામાં પહેરેલી વનમાળા વડે વ્યાપેલાં અંગોવાળા તથા શોભતા શ્રીવત્સચિહ્ન અને કૌસ્તુભ મણિવાળા,॥ ૩૭॥

प्रसन्नं वदनमीक्षणे च यस्य। वनमालया निवीतं कण्ठादिपादान्तव्याप्तमङ्गं यस्य। लसन्तौ श्रीवत्सकौस्तुभौ यस्य॥ ३७॥

પ્રસન્ન વદન તથા નેત્રો છે જેમનાં, ગળામાં પહેરેલી વનમાળાથી વ્યાપ્ત છે કંઠ વગેરે ચરણ સુધીનાં અંગો જેમનાં, શોભતાં શ્રીવત્સચિહ્ન તથા કૌસ્તુભમણિ છે જેમનાં॥ ૩૭॥

**महाकिरीटकटकः स्फुरन्मकरकुण्डलः।**
**काञ्च्यङ्गुलीयवलयनूपुराङ्गदभूषितः॥ ३८**

મોટા મુકુટ અને કડાંવાળા, શોભતાં બે મકરાકૃતિ કુંડળવાળા, કંદોરા, વીંટી, ચરણનાં આભૂષણ, ઝાંઝર તથા બાજુબંધથી સુશોભિત, ॥ ૩૮॥

महान्ति किरीटकटकानि यस्य। स्फुरती मकरकुण्डले यस्य। काञ्च्यादिभिर्विभूषितः। वलयमत्र पादभूषणं द्रष्टव्यम्। कटकस्योक्तत्वात् ॥ ३८॥

મોટો મુકુટ તથા મોટાં કડાં છે જેમનાં શોભતાં બે મકરાકૃતિ કુંડળો છે જેમનાં, કંદોરા વગેરે દ્વારા વિભૂષિત થયેલા '**वलयम्**' વલયને અહીં ચરણનું આભૂષણ સમજવું, કારણ કે કડાંનો ઉલ્લેખ થઈ ગયો છે.॥ ૩૮॥

**त्रैलोक्यमोहनं रूपं बिभ्रत् त्रिभुवनेश्वरः।**
**वृतो नारदनन्दाद्यैः पार्षदैः सुरयूथपैः॥ ३९**

નારદ, નંદ (સુનંદ) વગેરે પાર્ષદો અને દેવ- સમૂહોના નાયકો (ઈન્દ્રાદિ લોકપાલો) દ્વારા વીંટાયેલા તેમ જ ત્રિભુવનને મોહિત કરતા (શ્રીપુરુષોત્તમ નામવાળા) સ્વરૂપને ધારણ કરતા ત્રિભુવનના ઈશ્વર (પ્રકટ થયા).॥ ૩૯॥

त्रैलोक्यमोहनं श्रीपुरुषोत्तमाख्यम्। सुरयूथपैर्लोकपालैः॥ ३९॥

ત્રિભુવનને મોહિત કરતા એવા શ્રીપુરુષોત્તમ નામના સ્વરૂપને (ધારણ કરતા તથા) '**सुरयूथपैः**' દેવસમૂહોના નાયકો અર્થાત્ લોકપાલો દ્વારા વીંટાયેલા (ભગવાન) ॥ ૩૯॥

**स्तूयमानोऽनुगायद्भिः सिद्धगन्धर्वचारणैः।**
**रूपं तन्महदाश्चर्यं विचक्ष्यागतसाध्वसः॥ ४०**

॥ ४०॥

પાછળ (આવતા) સિદ્ધ, ગંધર્વો અને ચારણો દ્વારા સ્તુતિ કરાતા ભગવાન (પ્રકટ થયા). (તેમનું) અતિ અલૌકિક અત્યંત આશ્ચર્યમય મનોહર રૂપ જોઈને (મન અત્યંત આનંદવિભોર થવાને કારણે) દક્ષ અતિ સંભ્રમમાં પડી ગયા.॥ ૪૦॥ ૪૦॥

**ननाम दण्डवद् भूमौ प्रहृष्टात्मा प्रजापतिः।**
**न किञ्चनोदीरयितुमशकत् तीव्रया मुदा।**
**आपूरितमनोद्वारैर्ह्रदिन्य इव निर्झरैः॥ ४१**

અત્યંત પ્રસન્ન મનવાળા પ્રજાપતિ દક્ષ ભૂમિ ઉપર દંડવત્ નમી પડ્યા. ઝરણાંઓ વડે ભરપૂર થયેલી નદીઓ હોય તેમ મનનાં દ્વારરૂપ ઈન્દ્રિયો આનંદથી પરિપૂર્ણ થવાથી તે કંઈ પણ બોલવાને સમર્થ થયા નહીં.॥ ૪૧॥

आपूरितानि मनोद्वाराणि इन्द्रियाणि तैः। यथा ह्रदिन्यो नद्यो निर्झरैरापूर्यन्ते तथा महानन्दापूर्णत्वेनावृत्तिकत्वाद्वागादिना न किंचिद्वक्तुं शक्तोऽभूदित्यर्थः॥ ४१॥

પરિતૃપ્ત થઈ છે '**मनोद्वाराणि**' મનનાં દ્વારરૂપ ઈન્દ્રિયો– તે ઈન્દ્રિયોને કારણે– જેમ '**ह्रदिन्यः**' નદીઓ ઝરણાંઓ વડે ભરપૂર થઈ જાય, તેમ વારંવાર થતા મહા આનંદથી પરિપૂર્ણ થવાને કારણે મનની બીજી કોઈ વૃત્તિ ન થવાથી વાણી વગેરે દ્વારા કંઈ પણ બોલવાને સમર્થ થયા નહીં, એમ અર્થ છે.॥ ૪૧॥

यद्यप्यसौ नावोचत्तथापि चित्तज्ञ इदं वक्ष्यमाणमाह।

જો કે તે દક્ષ (કંઈ પણ) બોલ્યા ન હતા, છતાં પણ (સર્વના) ચિત્તને જાણનાર ભગવાન આ પ્રમાણે બોલવામાં આવનાર વચન કહે છે.

**तं तथाऽवनतं भक्तं प्रजाकामं प्रजापतिम्।**
**चित्तज्ञः सर्वभूतानामिदमाह जनार्दनः *॥ ४२**

॥ ४२॥

આ પ્રમાણે નમી પડેલા એવા પ્રજાની ઈચ્છાવાળા તે ભક્ત પ્રજાપતિ દક્ષને સર્વ પ્રાણીઓના ચિત્તને જાણનાર ભગવાન જનાર્દન આ પ્રમાણે કહેવા લાગ્યા.॥ ૪૨॥ ૪૨॥

***जनार्दनः**—'जनं जन्म अर्दयति हन्ति भक्तस्य मुक्तिदत्वात् इति जनार्दनः।'

'जनान् दुर्जनानर्दयति हिनस्ति, नरकादीन् गमयतीति वा जनार्दनः।'

'जनैः पुरुषार्थमभ्युदयनिःश्रेयसलक्षणं याच्यते इति जनार्दनः।'

*ભક્તને મુક્તિ આપનારા હોવાથી જન્મનો (જન્મમરણના ફેરાનો) જે નાશ કરે છે તે જનાર્દન.

દુર્જનોને પીડા કરે તે અથવા તેમને નરકાદિ પ્રાપ્ત કરાવે તે જનાર્દન.

મનુષ્યો દ્વારા અભ્યુદય અને નિઃશ્રેયસના લક્ષણવાળો પુરુષાર્થ જેમની પાસે યાચવામાં આવે છે તે જનાર્દન.

श्रीभगवानुवाच

**प्राचेतस महाभाग संसिद्धस्तपसा भवान्।**
**यच्छ्रद्धया मत्परया मयि भावं परं गतः॥ ४३**

શ્રીભગવાન બોલ્યા – હે મહાભાગ્યવાન પ્રચેતાપુત્ર દક્ષ, એકમાત્ર મારામાં જે કારણે શ્રદ્ધા થવાથી તમને ઉત્તમ ભક્તિ પ્રાપ્ત થઈ છે, તે કારણે તમે તપથી સારી રીતે સિદ્ધ થયા છો.॥ ૪૩॥

भावं भक्तिं। गतः प्राप्तः ॥ ४३ ॥

**'ભાવમ્'** ભક્તિ **'ગતઃ'** પ્રાપ્ત (થઈ છે.) ॥ ૪૩ ॥

**प्रीतोऽहं ते प्रजानाथ यत्तेऽस्योद्बृंहणं तपः।**
**ममैष कामो भूतानां यद् भूयासुर्विभूतयः॥ ४४**

હે પ્રજાનાથ, તમારું જે તપ આની (વિશ્વની) વૃદ્ધિ કરનારું છે, (તેનાથી) હું તમારી ઉપર પ્રસન્ન થયો છું. મારી આ જ ઈચ્છા છે કે પ્રાણીઓની સમૃદ્ધિઓ વૃદ્ધિ પામો. ॥ ૪૪ ॥

यद्यतस्ते तपोऽस्य विश्वस्योद्बृंहणं वृद्धिकरमतस्तेऽहं प्रीतः। मत्तपसो लोक-समृद्ध्यर्थत्वे त्वत्प्रीतेः किं कारणं तत्राह— ममेति। भूतानां विभूतयः समृद्धयो भूयासुरिति यदेष एव मम कामः। अतो मत्कामपूरणादेवाहं प्रीतोऽस्मीत्यर्थः॥ ४४ ॥

**'यत्'** જે કારણે તમારું તપ આ વિશ્વની **'उद्-बृंहणम्'** વૃદ્ધિ કરનાર છે, તેથી હું તમારી ઉપર પ્રસન્ન થયો છું. 'લોકોની સમૃદ્ધિને માટે થયેલા મારા તપથી તમારી (મારા પ્રત્યે) પ્રીતિ થવાનું શું કારણ છે?' (એમ દક્ષ કહે તો) તે માટે ઉત્તર આપે છે— **'मम इति।'** પ્રાણીઓની **'विभूतयः'** સમૃદ્ધિઓ વૃદ્ધિ પામો, એમ જે આ (તમારી ઈચ્છા) છે એ જ મારી ઈચ્છા છે. આથી મારી ઈચ્છા પૂર્ણ કરવાને કારણે જ હું પ્રસન્ન થયો છું, એમ અર્થ છે. ॥ ૪૪ ॥

भूतिविस्तारप्रयत्नश्च तवोचित एवेत्याह— **ब्रह्मेति**।

પ્રાણીઓની સમૃદ્ધિના વિસ્તાર માટેનો પ્રયત્ન પણ તમારા માટે યોગ્ય જ છે, એમ કહે છે— **'ब्रह्मा इति।'**

**ब्रह्मा भवो भवन्तश्च मनवो विबुधेश्वराः।**
**विभूतयो मम ह्येता भूतानां भूतिहेतवः॥ ४५**

બ્રહ્મા, શંકર, તમે સર્વ પ્રજાપતિઓ, (સ્વાયંભુવ વગેરે) મનુઓ, (ઈન્દ્રાદિ) દેવેશ્વરા – સર્વે પ્રાણીઓની સમૃદ્ધિના કારણરૂપ એવી મારી આ વિભૂતિઓ છો. ॥ ૪૫ ॥

भवन्तः प्रजापतयः भूतेरुद्भवस्य हेतवः॥ ४५ ॥

તમે પ્રજાપતિઓ પ્રાણીઓની ઉત્પત્તિનાં કારણો છો. ॥ ૪૫ ॥

**तपो मे हृदयं ब्रह्मंस्तनुर्विद्या क्रियाऽऽकृतिः।**
**अङ्गानि क्रतवो जाता धर्म आत्मासवः सुराः॥ ४६**

હે બ્રહ્મન્, તપ મારું હૃદય છે, વિદ્યા શરીર છે, ક્રિયા આકૃતિ છે, સારી રીતે નિષ્પન્ન કરવામાં આવેલા યજ્ઞો મારાં અંગો છે, ધર્મ મારું મન છે અને દેવો મારા પ્રાણ છે. ॥ ૪૬ ॥

विश्ववृद्ध्यर्थेन त्वत्तपसाऽहं प्रीत इत्युक्तं तदेव तपः स्तुवन्प्रसङ्गादन्यान्यपि लोकवृद्धिकराणि विद्यादीनि स्तौति।

'વિશ્વની અભિવૃદ્ધિ માટે તારા તપથી હું પ્રસન્ન થયો છું.' એમ (ભગવાન દ્વારા) કહેવામાં આવ્યું તે જ તપની પ્રશંસા કરતાં પ્રસંગોપાત્ લોકની અભિવૃદ્ધિ કરનારાં વિદ્યા (ક્રિયા, યજ્ઞો, ધર્મ અને દેવો) વગેરેની પણ પ્રશંસા કરે છે.

तपो यमनियमादिसहितं ध्यानं मे हृदयम्। विद्या साङ्गमन्त्रजपः सा। ध्यानं तनोतीति तनुर्देहः।

**'तपः'** યમ નિયમ વગેરે સહિતનું ધ્યાન મારું હૃદય છે. **'विद्या'** અંગ સહિત મંત્રોનો જપ તે વિદ્યા છે. (**'मन्त्राङ्गानि विनियोगाङ्गन्यासादीनि'—वं.** વિનિયોગ, અંગ, ન્યાસ વગેરે મંત્રનાં અંગો છે.) ધ્યાનનો વિસ્તાર કરે છે તે **'तनुः'** દેહ, શરીર.

क्रिया ध्यानादिविषयः पुंव्यापारो भावनाशब्द-वाच्यस्तेन हि ध्यानादिकमाक्रियत इत्याकृतिः।

**'क्रियाः'** ધ્યાનાદિના વિષયરૂપ પુરુષોનો વ્યાપાર એટલે ક્રિયા. 'ભાવના' શબ્દથી કહેવા યોગ્ય એવો (મનો)વ્યાપાર. તેનાથી જ ધ્યાનાદિ કરવામાં આવે છે. તે જ મારી આકૃતિ છે.

जाताः सुनिष्पन्नाः क्रतवोऽङ्गानि। 'शिरो वा एतद्यत्प्रवर्ग्यः ग्रीवा उपसदश्चक्षुषी आज्यभागौ।' इत्यादिश्रुतेः। धर्मः क्रत्वाद्यपूर्वमात्मा मनः, हृदयाश्रयत्वात्। सुरा यज्ञभुजस्त एवासवः प्राणाः, संतर्पणीयत्वात्॥ ४६ ॥

**'जाताः'** સારી રીતે નિષ્પન્ન કરવામાં આવેલા **'क्रतवः'** યજ્ઞો અંગો છે. 'આ જે પ્રવર્ગ્ય (સોમયાગના અંતે કરવામાં આવતો યજ્ઞ) છે, તે ભગવાનનું મસ્તક છે, ઉપસદ (દીક્ષાના દિવસ પછી, સોમરસ કાઢવાના દિવસની પૂર્વે કરવા યોગ્ય યજ્ઞ તે ઉપસદ) એ પરમાત્માની ગ્રીવા છે, અગ્નિ અને સોમ માટેના ઘીના બે ભાગ તે પરમાત્માનાં બે નેત્રો છે.' વગેરે શ્રુતિમાં (કહેવાયું છે). **'धर्मः'** ક્રતુ વગેરેથી ઉત્પન્ન થયેલું અપૂર્વ ફળ. **'आत्मा'** મન છે; કારણ કે ધર્મ કે મન હૃદયના આશ્રયે રહે છે. **'सुराः'** દેવો અર્થાત્ યજ્ઞભોક્તાઓ, તેઓ જ મારા **'असवः'** પ્રાણ છે; કારણ કે તેઓ સંતર્પણ કરવા યોગ્ય છે.॥ ૪૬ ॥

तपसः संतानवृद्धिहेतुत्वं दर्शयितुं द्वितीयतृतीयोक्तमितिहासमाह चतुर्भिः।

તપથી સંતાનની અભિવૃદ્ધિનું કારણ દર્શાવવા માટે બીજા અને ત્રીજા સ્કંધમાં કહેવાયેલા ઈતિહાસને ચાર શ્લોકો વડે કહે છે.

**अहमेवासमेवाग्रे नान्यत् किञ्चान्तरं बहिः ।**
**संज्ञानमात्रमव्यक्तं प्रसुप्तमिव विश्वतः ॥ ४७**

अहमेवेति वस्त्वन्तरव्यावृत्तिः । आसमेवेति क्रियान्तरव्यावृत्तिः । आन्तरं ग्राहकम् । बहिर्ग्राह्यम् । संज्ञानमात्रं चैतन्यमात्रम् । अव्यक्तमिन्द्रियवृत्तिभिरनभिव्यक्तम् । अत एव प्रसुप्तमिव विश्वतः सर्वत्र ॥ ४७ ॥

આ સૃષ્ટિની પૂર્વે કેવળ હું જ હતો. ગ્રહણ કરનાર કે ગ્રાહ્ય બીજું કંઈ ન હતું. કેવળ જ્ઞાનસ્વરૂપ, ઈન્દ્રિયોની વૃત્તિઓથી ન જણાય તેવું, જાણે સુષુપ્ત હોય તેવું સ્વરૂપ સર્વ તરફ હતું. ॥ ૪૭ ॥

**'अहम्-एव-इति ।'** એમ કહી પોતાનાથી અન્ય વસ્તુનો નિષેધ કરે છે. **'आसम्-एव-इति'** એમ અન્ય ક્રિયાને દૂર કરે છે. **'आन्तरम्'** ગ્રહણ કરનાર, **'बहिः'** ગ્રાહ્ય, **'संज्ञानमात्रम्'** ચૈતન્યમાત્ર, **'अव्यक्तम्'** ઈન્દ્રિયોની વૃત્તિઓ દ્વારા જણાય નહીં તેવું, આથી જ જાણે સુષુપ્ત હોય તેવું, **'विश्वतः'** સર્વ તરફ ॥ ૪૭ ॥

**मय्यनन्तगुणेऽनन्ते गुणतो गुणविग्रहः ।**
**यदाऽऽसीत्तत एवाद्यः स्वयम्भूः समभूदजः ॥ ४८**

गुणतो मायातः । गुणमयो विग्रहो ब्रह्माण्डम् । ततस्तदैव । अजोऽयोनिजः ॥ ४८ ॥

અનંત ગુણોવાળા અનંત એવા મારામાં માયાથી જ્યારે ત્રિગુણાત્મક મારો વિગ્રહ (બ્રહ્માંડ) ઉત્પન્ન થયો, ત્યારે તે જ સમયે આદિ પુરુષ અર્થાત્ સ્વયંભૂ અયોનિજ બ્રહ્મા ઉત્પન્ન થયા. ॥ ૪૮ ॥

**'गुणतः'** માયાથી **'गुण ( मयः ) विग्रहः'** ત્રણ ગુણના પરિણામરૂપ બ્રહ્માંડાત્મક વિગ્રહ એવો મારો દેહ, **'ततः'** તે જ સમયે, **'अजः'** અજન્મા બ્રહ્મા (ઉત્પન્ન થયા.) ॥ ૫૮ ॥

**स वै यदा महादेवो मम वीर्योपबृंहितः ।**
**मेने खिलमिवात्मानमुद्यतः सर्गकर्मणि ॥ ४९**

खिलमसमर्थमिव ॥ ५० ॥

(સર્વ કરતાં પ્રથમ ઉત્પન્ન થયા હોવાથી) મહાન દેવ એવા તે બ્રહ્મા મારી શક્તિથી વૃદ્ધિ પામીને પછી જ્યારે સૃષ્ટિ ઉત્પન્ન કરવા ઉદ્યત થયા, ત્યારે પોતાને જાણે અસમર્થ હોય તેવા માનવા લાગ્યા. ॥ ૫૯ ॥

**'खिलम्'** જાણે અસમર્થ હોય તેવા ॥ ૫૯ ॥

**अथ मेऽभिहितो देवस्तपोऽतप्यत दारुणम् ।**
**नव विश्वसृजो युष्मान् येनादावसृजद्विभुः ॥ ५०**

मे मया तपतपेत्यभिहितः सन् । येन तपसा ॥ ५० ॥

ત્યારે મારા દ્વારા (**'तप तप'**– એમ) ઉપદેશ પામેલા દેવ બ્રહ્માજીએ ઉગ્ર તપ કર્યું, જે તપથી વિભુએ પ્રથમ નવ પ્રજાપતિઓ એવા તમને ઉત્પન્ન કર્યા. ॥ ૫૦ ॥

**'मे'** મારા દ્વારા **'तप तप'** – તમે તપ કરો– એમ ઉપદેશ પામેલા હોઈ (વિભુ બ્રહ્માએ તપ કર્યું, કે) જે તપથી ॥ ૫૦ ॥

युष्मच्छब्दोक्त्या ब्रह्मपुत्र एव महादेवशापादिदानीं प्रचेतोभ्यः पुनरुत्पन्नोऽयमिति ज्ञेयम्। इदं च चतुर्थस्कन्धे त्रिंशेऽध्याये स्फुटमस्ति।

**'युष्मद्'** શબ્દ કહેવાથી બ્રહ્માજીના પુત્ર દક્ષને જ કહેવામાં આવ્યું છે. બ્રહ્માજીના પુત્ર જ અત્યારે મહાદેવજીના શાપથી પ્રચેતાઓમાં પુનઃ ઉત્પન્ન થયા છે. ચોથા સ્કન્ધના ત્રીસમા અધ્યાયમાં આ સ્પષ્ટ કરવામાં આવ્યું છે. (श्रीमद् ભા.૪/૩૦/૪૮)

सन्ततिवृद्ध्युपायमाह—**एषेति**।

સંતતિની વૃદ્ધિ માટેનો ઉપાય જણાવે છે—**'एषा इति।'**

**एषा पञ्चजनस्याङ्ग दुहिता वै प्रजापतेः।**
**असिक्नी नाम पत्नीत्वे प्रजेश प्रतिगृह्यताम्॥ ५१**

હે પ્રિય પ્રજાપતિ દક્ષ, પંચજન નામના પ્રજાપતિની આ 'અસિક્ની' નામની પુત્રીને તમે પત્ની તરીકે સ્વીકારો. ॥ ૫૧ ॥

अङ्ग हे दक्ष। पञ्चजनाख्यस्य प्रजापतेः ॥ ५१ ॥

**'अंग'** હે પ્રિય દક્ષ, પંચજન નામના પ્રજાપતિની ॥ ૫૧ ॥

**मिथुनव्यवायधर्मस्त्वं प्रजासर्गमिमं पुनः।**
**मिथुनव्यवायधर्मिण्यां भूरिशो भावयिष्यसि॥ ५२**

સ્ત્રી-પુરુષના સહવાસરૂપ ધર્મવાળા તમે તેવા જ ગૃહસ્થોચિત ધર્મવાળી (પત્ની)માં આ પ્રજાસૃષ્ટિને પુનઃ અનેક રીતે ઉત્પન્ન કરશો. ॥ ૫૨ ॥

मिथुनस्य यो व्यवायो रतिः स एव धर्मो यस्य स त्वम्। तथाभूतायां तस्याम्॥ ५२ ॥

સ્ત્રી-પુરુષનો જે **'व्यवायः'** રતિસહવાસ છે, તે જ ધર્મ છે જેનો તેવા તમે તેવા જ ધર્મવાળી તે પત્નીમાં ॥ ૫૨ ॥

**त्वत्तोऽधस्तात् प्रजाः सर्वा मिथुनीभूय मायया।**
**मदीयया भविष्यन्ति हरिष्यन्ति च मे बलिम्॥ ५३**

તમારા પછીની સર્વ પ્રજાઓ મારી માયાને કારણે સ્ત્રી-પુરુષના સહવાસથી (પુત્રાદિરૂપે) ઉત્પન્ન થશે તથા મારું પૂજન કરશે. (મારી આરાધનારૂપ યજ્ઞાદિ કર્મ કરશે.) ॥ ૫૩ ॥

मायया निमित्तभूतया। स्त्रिया सह मिथुनीभूय भविष्यन्ति पुत्रादिरूपेणोत्पत्स्यन्ते॥ ५३ ॥

**'मायया'** માયાને કારણે સ્ત્રી સાથેના સહવાસ કરીને **'भविष्यन्ति'** (સર્વ પ્રજાઓ) પુત્રાદિરૂપે ઉત્પન્ન થશે. ॥ ૫૩ ॥

**भ.मनो.**—त्वत्तोऽधस्तादित्यनेन प्राचेतसदक्षात्पूर्वं केवलसङ्कल्पादिभिरपि प्रजोत्पत्तिरभवदिति सूचितम्।

તમારા પછીની પ્રજાઓ– એમ એ દ્વારા પ્રાચેતસ દક્ષ પૂર્વે (મૈથુની સૃષ્ટિ ઉપરાંત) કેવળ સંકલ્પાદિ દ્વારા પણ પ્રજોત્પત્તિ થતી હતી, એમ સૂચિત થયું છે.

श्रीशुक उवाच

**इत्युक्त्वा मिषतस्तस्य भगवान् विश्वभावनः।**
**स्वप्नोपलब्धार्थ इव तत्रैवान्तर्दधे हरिः॥ ५४**

શ્રીશુકદેવજી બોલ્યા – એમ કહીને વિશ્વનું પાલન કરનારા ભગવાન તે દક્ષના દેખતાં જ સ્વપ્નમાં જોયેલા પદાર્થની જેમ ત્યાં જ અંતર્ધાન થઈ ગયા.॥ ૫૪॥ ૫૪॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां षष्ठस्कन्धे भगवद्दक्षसंवादः चतुर्थोऽध्यायः॥ ४॥

इति श्रीमद्भागवते महापुराणे षष्ठस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां चतुर्थोऽध्यायः॥ ४॥

# अथ पञ्चमोऽध्यायः

## શ્રીનારદજીના ઉપદેશથી દક્ષપુત્રોની વિરક્તિ તથા નારદજીને દક્ષનો શાપ

पञ्चमे नारदेनाथ वाचःकूटैस्तु नाशितान्।
सुतानाकर्ण्य दक्षोऽमुं शशापेति निरूप्यते॥ १

(પરોક્ષવાદ દ્વારા અન્ય અભિપ્રાયવાળાં હોય તેમ પ્રતીત થતાં ) કૂટ વચનો વડે (પોતાના) પુત્રોને નારદજી દ્વારા નષ્ટ (ગૃહસ્થાશ્રમથી ચલિત) કરવામાં આવ્યા છે તેમ સાંભળીને, તે નારદજીને દક્ષે શાપ આપ્યો, એ (કથા) પાંચમા (અધ્યાય)માં કહેવામાં આવે છે.॥ ૧॥

श्रीशुक उवाच

**तस्यां स पाञ्चजन्यां वै विष्णुमायोपबृंहितः।**
**हर्यश्वसंज्ञानयुतं पुत्रानजनयद् विभुः॥ १**
॥ १ ॥

શ્રીશુકદેવજી બોલ્યા – ભગવાન વિષ્ણુની માયાથી વૃદ્ધિ પામેલા સમર્થ દક્ષે પંચજનની પુત્રી (અસિક્ની)માં હર્યશ્વ નામના દસ હજાર પુત્રો ઉત્પન્ન કર્યા.॥ ૧॥ ૧॥

**अपृथग्धर्मशीलास्ते सर्वे दाक्षायणा नृप।**
**पित्रा प्रोक्ताः प्रजासर्गे प्रतीचीं प्रययुर्दिशम्॥ २**

હે નૃપ (પરીક્ષિત), પિતા દ્વારા પ્રજા ઉત્પન્ન કરવા માટે આદેશ કરવામાં આવેલા સમાન આચાર અને સ્વભાવવાળા તે સર્વ દક્ષપુત્રો પશ્ચિમ દિશા તરફ ગયા.॥ ૨॥

अपृथग्धर्मशीला एकाचारस्वभावाः॥ २॥

‘**अपृथग्धर्मशीलाः**’ એકસરખા આચાર અને સ્વભાવવાળા॥ ૨॥

**तत्र नारायणसरस्तीर्थं सिन्धुसमुद्रयोः।**
**सङ्गमो यत्र सुमहन्मुनिसिद्धनिषेवितम्॥ ३**

ત્યાં મુનિઓ અને સિદ્ધોથી સેવાયેલું ‘નારાયણ સરોવર’ નામનું અતિ વિશાળ તીર્થ છે, જ્યાં સિંધુ નદી અને સમુદ્રનો સંગમ થાય છે (ત્યાં તેઓ ગયા).॥ ૩॥

तत्र प्रतीच्यां दिशि सिन्धोर्नद्याः समुद्रस्य च यत्र सङ्गमस्तत्रस्थं नारायणसरो नाम तीर्थं प्रययुरित्यन्वयः। सुमहदतिविस्तीर्णम्॥ ३॥

**'तत्र'** ત્યાં પશ્ચિમ દિશામાં જ્યાં સિંધુ નદી અને સમુદ્રનો સંગમ છે, ત્યાં આવેલા 'નારાયણ સરોવર' નામના તીર્થમાં (પ્રચેતાઓ) ગયા, એમ અન્વય છે. **'सुमहत्'** અતિ વિશાળ॥ ૩॥

**तदुपस्पर्शनादेव विनिर्धूतमलाशयाः।**
**धर्मे पारमहंस्ये च प्रोत्पन्नमतयोऽप्युत॥ ४**

તે (તીર્થ જળ)નો સ્પર્શ (સ્નાન, આચમનાદિ) કરવાથી જ વિશેષરૂપે ધોવાઈ ગયા છે (રાગ, દ્વેષ, લોભાદિ મળ જેમાંથી તેવાં અંતઃકરણ છે જેમનાં તેવા (હર્યશ્વો) પરમહંસોના ધર્મ(ના આચરણ) વિષે દઢ બુદ્ધિવાળા થયા તો ખરા, પણ॥ ૪॥

**तेपिरे तप एवोग्रं पित्रादेशेन यन्त्रिताः।**
**प्रजाविवृद्धये यत्तान् देवर्षिस्तान् ददर्श ह॥ ५**

પિતાની આજ્ઞાથી વશીભૂત થયેલા તેમણે (પ્રજાવૃદ્ધિના આશયથી) ઉગ્ર તપ જ આચર્યું. પ્રજાવૃદ્ધિ માટે ઉદ્યત થયેલા તેમને દેવર્ષિ નારદે જોયા.॥ ૫॥

विनिर्धूतो मलो रागादिर्यस्मात्स आशयो येषाम्॥ ४॥

વિશેષરૂપે ધોવાઈ ગયા છે રાગાદિ મળ જેમાંથી તેવાં અંતઃકરણ છે જેમનાં॥ ૪॥

तान्शुद्धसत्त्वानपि पित्रादेशजाड्येन प्रजाविवृद्धये यत्तान् उद्युक्तान्ददर्श॥ ५॥

તેમને, શુદ્ધ અંતઃકરણવાળા હોવા છતાં પણ પિતાના આદેશની જડતાને કારણે પ્રજાવૃદ્ધિ માટે **'यत्तान्'** ઉદ્યત થયેલા (હર્યશ્વો)ને નારદજીએ જોયા.॥ ૫॥

अहो कष्टं मोक्षमार्गाधिकारिणः सन्त एते प्रवृत्तिनिष्ठैः कर्मभिर्नश्येरन्निति कृपया तान्निगूढार्थैर्वाक्यैरुपदिशति स्म। तदाह— **उवाचेति** चतुर्भिः।

અરે, દુઃખની વાત છે કે મોક્ષમાર્ગના અધિકારીઓ હોવા છતાં આ હર્યશ્વો પ્રવૃત્તિનિષ્ઠ કર્મો વડે નષ્ટ થાય છે! એટલે કૃપા કરીને તેમને અતિ ગૂઢાર્થભર્યાં વાક્યો વડે નારદજી ચાર શ્લોકોથી ઉપદેશ કરે છે, તે કહે છે— **'उवाच इति।'**

**उवाच चाथ हर्यश्वाः कथं स्रक्ष्यथ वै प्रजाः।**
**अदृष्ट्वान्तं भुवो यूयं बालिशा बत पालकाः॥ ६**

અને પછી કહ્યું કે હે હર્યશ્વો, પ્રજાના પાલકો હોવા છતાં તમે, ખેદ છે કે, અજ્ઞાનીઓ છો. પૃથ્વીનો અંત જોયા વિના તમે પ્રજા કેવી રીતે ઉત્પન્ન કરશો?॥ ૬॥

पालकाः सन्तोऽपि बालिशा अज्ञा यूयं कथं प्रजाः स्रक्ष्यथ। बतेति खेदे। बालका इति पाठे बालिशत्वे हेतुः ॥ ६ ॥

પ્રજાપાલકો હોવા છતાં પણ '**बालिशाः**' અજ્ઞાનીઓ એવા તમે કેવી રીતે પ્રજા ઉત્પન્ન કરશો? '**बत**' ખેદ દર્શાવે છે. ('**पालकाः**' ને બદલે) '**बालकाः**' પાઠમાં, નાદાનિયત હોવા માટેનું કારણ છે. ॥ ૬ ॥

**तथैकपुरुषं राष्ट्रं बिलं चादृष्टनिर्गमम्।**
**बहुरूपां स्त्रियं चापि पुमांसं पुंश्चलीपतिम्॥ ७**

જેમાં એક જ પુરુષ છે તેવું રાષ્ટ્ર, જેમાંથી નીકળવાનો માર્ગ કોઈએ જોયો નથી તેવી ગુફા, બહુરૂપિણી સ્ત્રી, (એક) પુરુષ કે જે વ્યભિચારિણી સ્ત્રીનો પતિ છે, ॥ ૭ ॥

एक एव पुरुषो यस्मिंस्तद्राष्ट्रमदृष्ट्वेत्यनुषङ्गः। बिलं चेत्यादिद्वितीयान्तानामविज्ञाय कथं सर्गं करिष्यथेति तृतीयेनान्वयः ॥ ७ ॥

જેમાં એક જ પુરુષ છે તેવા રાષ્ટ્રને જોયા વિના, એમ સંબંધ છે. તથા ગુફાને, એમ બીજી વિભક્તિના અંતવાળા (શ્લોક-૭,૮માં જણાવેલા) પદાર્થોને જાણ્યા વિના કેવી રીતે સૃષ્ટિ કરશો, એમ ત્રીજા (શ્લોક-૯) સાથે અન્વય છે. ॥ ૭ ॥

**नदीमुभयतोवाहां पञ्चपञ्चाद्भुतं गृहम्।**
**क्वचिद्धंसं चित्रकथं क्षौरपव्यं स्वयं भ्रमिम्॥ ८**

(આગળ અને પાછળ એમ) બંને તરફ વહેતી નદી, પચીસ પદાર્થોથી બનેલું અદ્‌ભુત ઘર, ક્યાંક વિચિત્ર કથા કરતો હંસ, અસ્ત્ર અને વજ્રથી બનેલું એવું પોતાની જાતે ભમતું ચક્ર, ॥ ૮ ॥

पञ्चपञ्चानां पञ्चविंशतेरद्भुतं गृहम्। क्षौरपव्यं क्षुरैः पविभिर्वज्रैश्च निर्मितमिवातितीक्ष्णं दृढं चेत्यर्थः। स्वयं स्वतन्त्रम्। भ्रमिं भ्रमणस्वभावम् ॥ ८ ॥

'**पञ्चपञ्चानाम्**' પચીસ તત્ત્વોથી બનેલા અદ્‌ભુત ઘરને, '**क्षौरपव्यम्**' અસ્ત્રા તથા '**पविभिः**' વજ્રોથી બનેલા હોય તેવા તીક્ષ્ણ અને મજબૂત (ચક્રને), એમ અર્થ છે. '**स्वयम्**' પોતાની મેળે '**भ्रमिम्**' ભ્રમણ કરતા ચક્રને ॥ ૮ ॥

**कथं स्वपितुरादेशमविद्वांसो विपश्चितः।**
**अनुरूपमविज्ञाय अहो सर्गं करिष्यथ॥ ९**

આ બધાને જાણ્યા વિના સર્વજ્ઞ એવા પોતાના પિતાની, પોતાને અનુરૂપ એવી આજ્ઞાને ન સમજનારા એવા તમે, આશ્ચર્યની વાત છે કે કેવી રીતે સૃષ્ટિ ઉત્પન્ન કરશો? ॥ ૯ ॥

विपश्चितः सर्वज्ञस्य स्वपितुरादेशमात्मनोऽनुरूपमविद्वांसोऽजानन्तः पूर्वोक्तं चैकपुरुषं राष्ट्रमित्याद्यविज्ञायाहो कथं सर्गं करिष्यथेत्यन्वयः ॥ ९ ॥

'**विपश्चितः**' સર્વજ્ઞ એવા પોતાના પિતાની પોતાને અનુરૂપ એવી આજ્ઞાને '**अविद्वांसः**' ન સમજનારા અને પૂર્વે કહેલા એક પુરુષવાળા રાષ્ટ્ર વગેરેને જાણ્યા વિના, આશ્ચર્ય છે કે સૃષ્ટિ કેવી રીતે કરશો, એમ અન્વય છે. ॥ ૯ ॥

श्रीशुक उवाच

**तन्निशम्याथ हर्यश्वा औत्पत्तिकमनीषया।**
**वाचःकूटं तु देवर्षेः स्वयं विममृशुर्धिया॥ १०**

શ્રીશુકદેવજી બોલ્યા – દેવર્ષિ નારદના (પરોક્ષવાદને કારણે અન્ય અર્થવાળા જણાતા) તે કૂટ વચનને સાંભળીને, (પોતાની સાથે ઉત્પન્ન થયેલી) સહજ વિચારશક્તિવાળી બુદ્ધિથી હર્યશ્વો પોતે જ વિચારવિમર્શ કરવા લાગ્યા.॥ ૧૦॥

वाचःकूटं परोक्षवादेनार्थान्तरमिव प्रतीयमानं वचनम्। औत्पत्तिकी सहजा मनीषा विचारशक्तिर्यस्यास्तया धिया स्वयमेव विममृशुर्विचारितवन्तः॥ १०॥

‘**वाचःकूटम्**’ પરોક્ષવાદને કારણે જાણે અન્ય અર્થવાળા હોય તેવા પ્રતીત થતા વચનને– ‘**औत्पत्तिकी**’ સહજ ‘**मनीषा**’ વિચારશક્તિ છે જેની તે બુદ્ધિ (હર્યશ્વો) વડે પોતે જ ‘**विममृशुः**’ વિચારવા લાગ્યા.॥ ૧૦॥

नारदोक्तदशवाक्यानां तैर्विमृश्य निर्णीतानर्थानाह दशभिः। अदृष्ट्वाऽन्तं भुव इत्यत्र भूशब्दार्थमाह—**भूरिति**।

નારદજી દ્વારા કહેવામાં આવેલાં દસ વાક્યોના તે હર્યશ્વો દ્વારા ‘**विमृश्य**’ નિશ્ચિત કરેલા અર્થોને દસ શ્લોકો વડે કહે છે. પૃથ્વીનો અંત જોયા વિના, એમ કહીને અહીં ‘**भूः**’ શબ્દનો અર્થ કહે છે— ‘**भूः इति**।’

**भूः क्षेत्रं जीवसंज्ञं यदनादिनिजबन्धनम्।**
**अदृष्ट्वा तस्य निर्वाणं किमसत्कर्मभिर्भवेत्॥ ११**

જીવ નામનું લિંગશરીર ક્ષેત્રરૂપ પૃથ્વી છે, કે જે આત્માના પોતાના અનાદિ બંધનનું કારણ છે. (અર્થાત્ જન્મનું કારણ છે.) તેનો નાશ (નિર્વાણ) જોયા વિના (મોક્ષમાં અનુપયોગી એવા) અસત્કર્મોથી શો લાભ છે?॥ ૧૧॥

क्षेत्रं तच्चात्र जीवसंज्ञं लिङ्गशरीरम्। यन्निज-बन्धनमात्मनो बन्धकारणम्। अन्तशब्दार्थमाह। निर्वाणं नाशम्। असद्भिर्मोक्षानुपयोगिभिः कर्मभिः किं भवेन्न किमपि॥ ११॥

‘**भूः**’ એટલે અહીં ‘**क्षेत्रम्**’ જીવ નામનું લિંગશરીર કે જે ‘**निजबन्धनम्**’ આત્માના પોતાના બંધનનું કારણ છે. ‘**अन्त**’ શબ્દનો અર્થ કહે છે. ‘**निर्वाणम्**’ નાશ. ‘**असद्भिः**’ મોક્ષમાં અનુપયોગી કર્મોથી શું વળવાનું છે? (તે માટે ઉત્તર આપે છે કે) કંઈ જ વળવાનું નથી.॥ ૧૧॥

एकपुरुषमित्यस्यार्थमाह—**एक एवेति**।

એક જ પુરુષવાળો દેશ (શ્લોક ૭) એ પદનો અર્થ કહે છે— ‘**एकः एव इति**।’

**एक एवेश्वरस्तुर्यो भगवान् स्वाश्रयः परः।**
**तमदृष्ट्वाभवं पुंसः किमसत्कर्मभिर्भवेत्॥ १२**

સર્વના સાક્ષી, પોતાનો આધાર, નિત્યમુક્ત, સર્વના કારણરૂપ, (સમગ્ર) ઐશ્વર્યોથી યુક્ત, (આ શરીરરૂપી દેહમાં રહેલ) એક માત્ર ઈશ્વર (જે) છે, તેમનો સાક્ષાત્કાર કર્યા વિના (ઈશ્વરાર્પણ ન કરવામાં આવેલા) મિથ્યા કર્મોથી મનુષ્યોને શું વળવાનું છે?॥ ૧૨॥

तुर्यः सर्वसाक्षी। स्वाश्रयः स्वाधारः। अभवं नित्यमुक्तम्। असद्भिरीश्वरासमर्पितैः कर्मभिः ॥ १२ ॥

‘**तुर्यः**’ સર્વના સાક્ષી, ‘**स्व-आश्रयः**’ પોતે જ પોતાનો આધાર, ‘**अभवम्**’ નિત્યમુક્ત, ‘**असद्भिः**’ ઈશ્વરને સમર્પિત ન કરવામાં આવેલાં મિથ્યા કર્મોથી શો લાભ?॥ ૧૨॥

बिलं चादृष्टनिर्गममित्यस्यार्थमाह—

જેમાંથી બહાર નીકળવાનો કોઈએ ન જોયેલો માર્ગ, એ પદનો અર્થ કહે છે—

**पुमान् नैवैति यद् गत्वा बिलस्वर्गं गतो यथा।**
**प्रत्यग्धामाविद इह किमसत्कर्मभिर्भवेत्॥ १३**

જેને પ્રાપ્ત કરીને પુરુષ જેમ પાતાળમાં ગયો હોય તેમ પાછો ફરતો જ નથી, તે અંતર્જ્યોતિસ્વરૂપ પરબ્રહ્મને ન જાણનાર મનુષ્યનાં (સ્વર્ગાદિફળ આપનારાં) નાશવંત કર્મોથી આ લોકમાં શો લાભ છે?॥ ૧૩॥

पुमान् यद्गत्वा प्राप्य बिलस्वर्गं पातालं गत इव नैवैति नावर्तते तत् प्रत्यग्धाम ज्योतीरूपं ब्रह्म। अविदोऽविदुषः असद्भिर्नश्वरस्वर्गादिसाधनैः कर्मभिः॥ १३॥

જેને ‘**गत्वा**’ પ્રાપ્ત કરીને ‘**बिलस्वर्गम्**’ પાતાળમાં ગયેલાની જેમ મનુષ્ય ‘**न एव एति**’ પાછો ફરતો જ નથી, તે ‘**प्रत्यग्धाम**’ અંતર્જ્યોતિસ્વરૂપ પરબ્રહ્મને ‘**अविदः**’ ન જાણનાર મનુષ્યનાં ‘**असद्भिः**’ વિનાશી સ્વર્ગાદિ ફળ આપનારાં કર્મોથી શું વળવાનું છે?॥ ૧૩॥

बहुरूपां स्त्रियमित्यस्यार्थमाह—**नानारूपेति**।

અનેક રૂપોવાળી સ્ત્રી એ પદનો અર્થ કહે છે— ‘**नानारूपा इति।**’

**नानारूपाऽऽत्मनो बुद्धिः स्वैरिणीव गुणान्विता।**
**तन्निष्ठामगतस्येह किमसत्कर्मभिर्भवेत्॥ १४**

રજસ્ વગેરે ગુણોથી યુક્ત અનેક રૂપોવાળી વ્યભિચારિણી સ્ત્રી જેવી આત્માની પોતાની બુદ્ધિનો અંત જાણવારૂપ વિવેક જેણે પ્રાપ્ત કર્યો નથી, તેને અશાંત કર્મો કર્યા કરવાથી શું થવાનું છે?॥ ૧૪॥

स्वैरिणीव पुंश्चलीव विमोहकै रजआदिगुणैरन्विता। तन्निष्ठां तस्या अवसानं विवेकमगतस्याप्राप्तस्य। असद्भिरशान्तैः ॥ १४॥

'**स्वैरिणी-इव**' વ્યભિચારિણી સ્ત્રી જેવી, અત્યંત મોહ પમાડનારા રજસ્ વગેરે ગુણોથી યુક્ત, '**तत्-निष्ठाम्**' તેનો અંત (જાણવારૂપ) વિવેક '**अगतस्य**' પ્રાપ્ત ન કરનારને '**असद्भिः**' અશાંત કર્મો કરવાથી શો લાભ છે? ॥ १४॥

पुमांसं पुंश्चलीपतिमित्यस्यार्थमाह।

વ્યભિચારિણી સ્ત્રીનો પતિ હોય તેવા પુરુષને, એ પદનો અર્થ કહે છે.

**तत्सङ्गभ्रंशितैश्वर्यं संसरन्तं कुभार्यवत्।**
**तद्गतीरबुधस्येह किमसत्कर्मभिर्भवेत्॥ १५**

તેના (બુદ્ધિરૂપી સ્ત્રીના) સંગથી જેનું સ્વાતંત્ર્ય નાશ પામ્યું છે તેમ જ તેની (સુખદુઃખરૂપ) ગતિઓને જે જાણતો નથી તથા કુલટા સ્ત્રી જેની ભાર્યા છે તેવા પુરુષની જેમ જે ભટકતો હોય છે, એવા તેને (બુદ્ધિના અવિવેકથી પ્રાપ્ત થયેલાં) અસત્કર્મોથી શું વળવાનું છે? ॥ १५॥

तस्याः सङ्गेन भ्रंशितमैश्वर्यं स्वातन्त्र्यं यस्य। कुत्सिता भार्या यस्य तद्वत्। तस्या गतीः सुखदुःखलक्षणाः। संसरन्तं गच्छन्तं जीवमबुधस्याजानतः। असद्भिर्बुद्ध्यविवेकप्राप्तैः ॥ १५॥

તે સ્ત્રીના સંગથી નષ્ટ થયું છે '**ऐश्वर्यम्**' સ્વાતંત્ર્ય જેનું, કુલટા છે ભાર્યા જેની તેની જેમ, તે બુદ્ધિની '**गतीः**' સુખદુઃખરૂપ બંને ગતિઓને, '**संसरन्तम्**' ભટકતા જીવને, '**अबुधस्य**' ન જાણતા મનુષ્યની (જેમ), બુદ્ધિના અવિવેકથી પ્રાપ્ત થયેલાં કર્મોથી શું વળવાનું છે? ॥ १५॥

नदीमुभयतोवाहामित्यस्यार्थमाह।

'**नदीमुभयतोवाहाम्**' ( શ્લોક-૮) બંને તરફ વહેનારી નદીને, એ પદનો અર્થ કહે છે.

**सृष्ट्यप्ययकरीं मायां वेलाकूलान्तवेगिताम्।**
**मत्तस्य तामविज्ञस्य किमसत्कर्मभिर्भवेत्॥ १६**

સર્જન અને પ્રલય કરનારી, (સંસારરૂપી) પ્રવાહમાં (પડેલા મનુષ્યોને તેમાંથી બહાર નીકળવાનાં તપ, વિદ્યા વગેરે સ્થાનરૂપ) કિનારાની પાસે (જતા રોકવા માટે ક્રોધ, અહંકાર, વગેરે દ્વારા) વેગીલી બનનારી માયારૂપી નદીને ન જાણતા (અને તેના વેગથી વિવશ) એવા મત્ત મનુષ્યને માયિક કર્મોથી શું લાભ થવાનો છે? ॥ १६॥

सृष्ट्यप्ययौ करोतीत्युभयतःप्रवाहो दर्शितः। वेलाकूलं प्रवाहपतितानां निर्गमस्थानं तपोविद्यादि तस्यान्ते समीपे वेगितां निर्गमप्रतिबन्धाय क्रोधाहङ्कारादिभिः कृतवेगाम्। मत्तस्य तद्वेगेन विवशस्य। अत एव तां तथाभूतामविज्ञस्याविचारयतः। असद्भिर्मायिकैः। यद्वा वेलाकूलं समुद्रस्य व्यवहारस्थानं तस्य समीपे समुद्रवृद्धिह्रासाभ्यां यथोभयतोऽन्तर्बहिः कृतवेगा नदी भवत्येवं समुद्रतुल्यस्यात्मनो व्यवहारस्थाने देहे जन्ममरणादिभिः कृतवेगामित्यर्थः। वेगिनीमिति पाठे वेगवतीम्॥ १६॥

**'सृष्टि-अप्ययौ'** સર્જન અને પ્રલય કરે છે, એમ બંને તરફનો પ્રવાહ દર્શાવવામાં આવ્યો છે. **'वेलाकूलम्'** સંસારરૂપી પ્રવાહમાં પડેલાઓને તેમાંથી બહાર નીકળવાના માર્ગરૂપ તપ, વિદ્યા વગેરે, **'तस्य-अन्ते'** તેની પાસે, તેમને પ્રવાહમાંથી બહાર નીકળતા રોકવા માટે ક્રોધ, અહંકાર વગેરે દ્વારા વેગીલી બનનારી નદીને **'मत्तस्य'** તેના વેગથી વિવશ એવા મત્ત મનુષ્યને, આથી જ તેવી તે નદીને **'अविज्ञस्य'** ન જાણતા મનુષ્યને **'असद्भिः'** માયિક કર્મોથી શો લાભ છે? અથવા, **'वेलाकूलम्'** સમુદ્ર અને નદીના સંગમરૂપ સ્થાન– તેની પાસે, સમુદ્રનાં ભરતી અને ઓટમાં જેમ અંદર અને બહાર, બંને તરફ નદી વેગવાળી થાય છે, તેમ સમુદ્ર જેવા પોતાના વ્યવહારસ્થાનરૂપ દેહમાં જન્મ-મરણ વગેરે દ્વારા વેગીલી બનનારી નદીને, (**'वेगिताम्'** ને બદલે) **'वेगिनीम्'** પાઠમાં વેગવાળી નદીને (ન જાણતા)॥ ૧૬॥

**सि.प्र.**—वेलाकूलं जलनिधेः प्राप्तिकरं तटं तद्वदिह वेलाकूलं परमानन्दनिधेः प्राप्तिकरं भजनं तस्मिन् अन्तो निष्ठा यस्य। तस्माद् गरुडाद्व्यालीव वेगितां विद्रुतामविज्ञस्य असत्कर्मभिः भगवद्भजनानुपयोगिभिः मायाप्रापकैः।

જળનિધિને પ્રાપ્ત કરાવનાર કિનારાની જેમ અહીં પરમાનંદનિધિ ભગવાનને પ્રાપ્ત કરાવનાર ભજન, તેમાં જેને નિષ્ઠા છે, તે ગરુડથી ભાગી જનારી સર્પિણી જેવી વેગીલી નદીને ન જાણતા મનુષ્યને ભગવાનના ભજનમાં ઉપયોગી ન હોય તેવાં માયા પ્રાપ્ત કરાવનાર કર્મોથી શું વળવાનું છે?

पञ्चपञ्चेत्यस्यार्थमाह।

પચીસ તત્ત્વોનું (ઘર), એ પદનો અર્થ કહે છે.

**पञ्चविंशतितत्त्वानां पुरुषोऽद्भुतदर्पणम्।**
**अध्यात्ममबुधस्येह किमसत्कर्मभिर्भवेत्॥ १७**

પચીસ તત્ત્વોનો આશ્ચર્યરૂપ આશ્રય અંતર્યામી છે. કાર્ય-કારણના સંઘાતના અધિષ્ઠાતારૂપ આત્માને ન જાણનારને (મિથ્યા સ્વાતંત્ર્યથી કરેલાં) અસત્કર્મોથી શો લાભ છે?॥ ૧૭॥

पञ्चविंशतितत्त्वानां पुरुषोऽन्तर्यामी। अद्भुतदर्पणमाश्चर्यरूप आश्रयः। अध्यात्मं कार्यकारणसङ्घाताधिष्ठातारम्। तमबुधस्य। असद्भिर्मिथ्यास्वातन्त्र्यकृतैः ॥ १७ ॥

क्वचिद्धंसमित्यस्यार्थमाह।

**ऐश्वरं शास्त्रमुत्सृज्य बन्धमोक्षानुदर्शनम्।**
**विविक्तपदमज्ञाय किमसत्कर्मभिर्भवेत्॥ १८**

ऐश्वरमीश्वरप्रतिपादकम्। विविक्तं पदं चिज्जडरूपं वस्तु येनेति हंसपदव्याख्यानम्। बन्धमोक्षावनुदर्शयतीति तथा। अनेन चित्राः कथा यस्येति व्याख्यातम्। तदुत्सृज्यानभ्यस्य अज्ञायाविदुषः। असद्भिर्बहिर्मुखैः ॥ १८ ॥

क्षौरपव्यमित्यस्यार्थमाह—**कालचक्रमिति**।

**कालचक्रं भ्रमिस्तीक्ष्णं सर्वं निष्कर्षयज्जगत्।**
**स्वतन्त्रमबुधस्येह किमसत्कर्मभिर्भवेत्॥ १९**

* भ्रमिर्भ्रमणात्मकम्। तीक्ष्णमिति निष्कर्षयदिति च क्षौरपव्यपदं व्याख्यातम्। तदबुधस्यात

પચીસ તત્ત્વોનો '**પુરુષઃ**' અંતર્યામી– '**અદ્ભુતદર્પણમ્**' આશ્ચર્યરૂપ આશ્રય '**અધ્યાત્મમ્**' કાર્ય–કારણના સંઘાતના અધિષ્ઠાતા આત્માને, તેને ન જાણનારને '**असद्भिः**' મિથ્યા સ્વાતંત્ર્યથી કરેલાં કર્મોથી શો લાભ છે? ॥ ૧૭ ॥

કોઈ એક હંસ, એ પદનો અર્થ કહે છે.

ઈશ્વરનું પ્રતિપાદન કરનાર, બંધન અને મોક્ષ દર્શાવનાર તેમ જ (ચેતન અને જડ વસ્તુને) અલગ કરનાર (વિચારયુક્ત) પદ જેને કારણે છે, તે શાસ્ત્ર(રૂપ અદ્ભુત વાતો કહેતા હંસ)ને જાણ્યા વિના અજ્ઞાની મનુષ્યને અસત્ (બહિર્મુખ) કર્મો કરવાથી શો લાભ છે? ॥ ૧૮ ॥

'**ऐश्वरम्**' ઈશ્વરનું પ્રતિપાદન કરનાર (શાસ્ત્ર)ને, '**विविक्तं पदम्**' ચેતન અને જડ વસ્તુને અલગ કરનાર પદ જેને કારણે છે તે શાસ્ત્ર, એમ હંસ પદની વ્યાખ્યા છે. બંધન અને મોક્ષને દર્શાવે છે તેવા તેમ જ આ દ્વારા અદ્ભુત કથા જેની છે, તે હંસનું વ્યાખ્યાન છે. તેનો '**उत्सृज्य**' અભ્યાસ કર્યા વિના '**अज्ञाय**' અજ્ઞાનીને '**असद्भिः**' બહિર્મુખ કર્મો કરવાથી શું પ્રયોજન છે? ॥ ૧૮ ॥

અસ્ત્રા અને વજ્રોવાળા કાળચક્રની વ્યાખ્યા કરે છે— '**कालचक्रम् इति**।'

આખા જગતને ખેંચતા તેમ જ સ્વતંત્ર પરિભ્રમણ કરતા તીક્ષ્ણ કાળચક્રને જાણ્યા વિનાના મનુષ્યને નાશવંત કર્મોથી શો લાભ છે? ॥ ૧૯ ॥

'**भ्रमिः**' પરિભ્રમણ કરવાના સ્વરૂપવાળું– '**तीक्ष्णम्**' અને '**निष्कर्षयत्**' એ બંને ક્ષૌરપવ્યપદની વ્યાખ્યા છે. (ક્ષુર એટલે અસ્ત્રા જેવું તીક્ષ્ણ અને '**पवि**' એટલે વજ્ર જેવું મજબૂત કે જે જગત

* '**भ्रमिः**' શબ્દ સ્ત્રી. પ્રથમા એ.વ. છે, તેનો અર્થ છે ભમવું. આ શબ્દને કાળચક્ર (નપુ.) સાથે જોડવાનો છે. તેથી પૂ. સ્વામીચરણોએ '**भ्रमिः**' ભ્રમણના સ્વરૂપવાળું કાળચક્ર, એમ અર્થ કર્યો છે.

एव फलस्य नित्यबुद्ध्या काम्यकर्मानुष्ठाने वैगुण्यबाहुल्यादसद्भिः ॥ १९ ॥

આખાને જન્મમરણાદિ વડે સ્વર્ગ-નરકમાં નાખવા દ્વારા ખેંચી રહ્યું છે.) અને આથી જ કર્મફળને નિત્ય સમજીને સકામ ભાવથી અનુષ્ઠાન કરવામાં દોષોની અધિકતાને કારણે નાશવંત નિરર્થક કર્મો કરનાર અબુધને તેનાથી શું લાભ થવાનો છે? ॥ ૧૯ ॥

स्वपितुरादेशमित्यस्यार्थमाह ।

પોતાના પિતાની આજ્ઞા, એ પદનો અર્થ કહે છે.

**शास्त्रस्य पितुरादेशं यो न वेद निवर्तकम् ।**
**कथं तदनुरूपाय गुणविश्रम्भ्युपक्रमेत् ॥ २०**

શાસ્ત્રરૂપ પિતાની (સંસારદુ:ખમાંથી) નિવૃત્ત થવાની આજ્ઞાને જે જાણતો નથી, (તે દક્ષ) ગુણમય પ્રવૃત્તિમાર્ગ ઉપર વિશ્વાસ રાખનારો થઈ તે આજ્ઞાને અનુરૂપ થવા માટે કેવી રીતે પ્રવૃત્ત થાય? ॥ ૨૦ ॥

शास्त्रस्य स्वपितुर्द्वितीयजन्महेतोः । तदनुरूपाय निवृत्त्यनुरूपाय। निवर्तकमादेशं यो न वेद स कथं गुणविश्रम्भी गुणमयप्रवृत्तिमार्गविश्वास-वान्सन्नुपक्रमेत्सृष्ट्यादौ प्रवर्तेत ।

પિતારૂપ શાસ્ત્ર દ્વિતીય જન્મનું કારણ છે. '**तत्-अनुरूपाय**' તે નિવૃત્તિમાર્ગને અનુરૂપ થવા માટે '**निवर्तकम्-आदेशम्**' (સંસારદુ:ખમાંથી) નિવૃત્ત થવાની આજ્ઞાને જે જાણતો નથી, (તે દક્ષ) '**गुणविश्रम्भी**' ત્રિગુણમય પ્રવૃત્તિમાર્ગ ઉપર વિશ્વાસ રાખનારો થઈ (નિવૃત્તિમાર્ગને) કેવી રીતે '**उपक्रमेत्**' આચરે? તે તો પ્રજાસૃષ્ટિ વગેરે કરવામાં જ પ્રવૃત્ત થાય.

'मोक्षेशब्रह्मबुद्धीनां जीवमायान्तरात्मनाम् ।
शास्त्रकालोपदेशानामज्ञाने किमु कर्मभिः ॥'

'મોક્ષ, ઈશ્વર, બ્રહ્મ, બુદ્ધિ, જીવ, માયા, અંતરાત્મા, શાસ્ત્ર અને કાળ વિષેનાં શાસ્ત્રોનો ઉપદેશ સમજ્યા વિના કર્મો કરવાથી શું કલ્યાણ થવાનું છે?'

इति वाचःकूटसङ्ग्रहश्लोकः ॥ २० ॥

આ શ્લોક નારદજીનાં કૂટવચનોનું તાત્પર્ય દર્શાવે છે. ॥ ૨૦ ॥

**इति व्यवसिता राजन् हर्यश्वा एकचेतसः ।**
**प्रययुस्तं परिक्रम्य पन्थानमनिवर्तनम् ॥ २१**

હે રાજા, આ પ્રમાણે નિશ્ચયવાળા, એકમત થયેલા હર્યશ્વો તે નારદજીની પ્રદક્ષિણા કરી જ્યાંથી પાછા નથી ફરવું પડતું તેવા (મોક્ષ)માર્ગે સિધાવ્યા. ॥ ૨૧ ॥

इति व्यवसिता एवं निश्चितवन्तः। एकचेतस ऐकमत्ययुक्ताः। तं नारदं प्रदक्षिणीकृत्यापुनरावृत्तिमार्गं प्रययुः ॥ २१ ॥

**स्वरब्रह्मणि निर्भातहृषीकेशपदाम्बुजे।**
**अखण्डं चित्तमावेश्य लोकाननुचरन्मुनिः ॥ २२**

निर्भातः साक्षात्कृतो यो हृषीकेशस्तस्य पदाम्बुजे। अनुचरत् अन्वचरदित्यर्थः ॥ २२ ॥

**नाशं निशम्य पुत्राणां नारदाच्छीलशालिनाम्।**
**अन्वतप्यत कः शोचन् सुप्रजास्त्वं शुचां पदम् ॥ २३**

नाशमदर्शनं स्वधर्मभ्रंशं वा। शीलेन शालन्ते शोभन्त इति तथा तेषाम्। को दक्षः। सुप्रजास्त्वं सत्पुत्रवत्त्वम्। शुचां शोकानां स्थानम् ॥ २३ ॥

**स भूयः पाञ्चजन्यायामजेन परिसान्त्वितः।**
**पुत्रानजनयद् दक्षः शबलाश्वान् सहस्त्रशः ॥ २४**

अजेन ब्रह्मणा। सहस्त्रशः सहस्त्रसंख्यान् ॥ २४ ॥

**तेऽपि पित्रा समादिष्टाः प्रजासर्गे धृतव्रताः।**
**नारायणसरो जग्मुर्यत्र सिद्धाः स्वपूर्वजाः ॥ २५**

॥ २५ ॥

**तदुपस्पर्शनादेव विनिर्धूतमलाशयाः।**
**जपन्तो ब्रह्म परमं तेपुस्तेऽत्र महत् तपः ॥ २६**

'**इति व्यवसिताः**' આ પ્રમાણે નિશ્ચયવાળા, '**एकचेतसः**' એકમત થયેલા હર્યશ્વો તે નારદજીની પ્રદક્ષિણા કરી જ્યાંથી પાછા નથી ફરવું પડતું તેવા માર્ગે સિધાવ્યા. ॥ ૨૧ ॥

(ષડ્જાદિ સાત) સ્વરરૂપી બ્રહ્મમાં જેમનો સાક્ષાત્કાર થયેલો છે તેવા ઋષિકેશ ભગવાનનાં ચરણકમળમાં અખંડ ચિત્ત સ્થાપી નારદ મુનિ લોક-લોકાંતરમાં વિચરણ કરવા લાગ્યા. ॥ ૨૨ ॥

'**निर्भातः**' સાક્ષાત્કાર જેમનો થયો છે તેવા ઋષિકેશ ભગવાન, તેમનાં ચરણકમળમાં– '**अनुचरत्**' વિચરણ કરવા લાગ્યા, એમ અર્થ છે. ॥ ૨૨ ॥

પોતાના ચારિત્ર્યવાન પુત્રોનું (પ્રજાસૃષ્ટિરૂપ) સ્વધર્મથી ચ્યુત થવું સાંભળીને 'શ્રેષ્ઠ સંતાનવાળા હોવું (એ પણ) શોકનું કારણ છે.' એમ શોક કરતા દક્ષ સંતાપ પામ્યા. ॥ ૨૩ ॥

'**नाशम्**' અદર્શન અથવા સ્વધર્મથી ભ્રષ્ટ થવું. '**शीलशालिनाम्**' ચારિત્ર્યથી શોભતા હોય તેવા તે પુત્રોનું– '**कः**' દક્ષ– '**सुप्रजास्त्वम्**' સત્પુત્રત્વ– '**शुचाम्**' શોકનું ॥ ૨૩ ॥

બ્રહ્માજી દ્વારા સાંત્વન પામેલા તે દક્ષે પાંચજની (અસિક્ની)માં એક હજાર શબલાશ્વો (નામના) પુત્રો, ફરીથી ઉત્પન્ન કર્યા. ॥ ૨૪ ॥

'**अजेन**' બ્રહ્માજી દ્વારા '**सहस्त्रशः**' હજાર સંખ્યાવાળા પુત્રોને ॥ ૨૪ ॥

પિતા દ્વારા પ્રજા ઉત્પન્ન કરવાની આજ્ઞા પામેલા તેઓ પણ વ્રતધારી થઈ (તે જ) નારાયણ સરોવર ઉપર ગયા કે જ્યાં મોટા ભાઈઓ સિદ્ધ થયા હતા. ॥ ૨૫ ॥ ૨૫ ॥

તે તીર્થજળનો સ્પર્શ થતાં જ જેમનાં અંતઃકરણમાંથી (રાગાદિ) મળ ધોવાઈ ગયા હતા, તે શબલાશ્વો પ્રણવમંત્રનો જપ કરતા, અહીં મહાન તપ કરવા લાગ્યા. ॥ ૨૬ ॥

परमं ब्रह्म प्रणवं वक्ष्यमाणमन्त्रं वा ॥ २६ ॥

'**परमं ब्रह्म**' પ્રણવમંત્રનો અથવા આગળ કહેવામાં આવનાર મંત્રનો જપ કરવા લાગ્યા. ॥ ૨૬ ॥

**अब्भक्षाः कतिचिन्मासान् कतिचिद्वायुभोजनाः ।**
**आराधयन् मन्त्रमिममभ्यस्यन्त इडस्पतिम् ॥ २७**

કેટલાક મહિનાઓ સુધી જળનું ભક્ષણ કરનારા અને (પછી) કેટલાક મહિનાઓ સુધી વાયુનું ભોજન કરનારા બન્યા અને આ (નીચેના) મંત્રનો જપ કરતાં, તેઓએ મંત્રપતિ ભગવાન વિષ્ણુની આરાધના કરી. ॥ ૨૭ ॥

इडस्पतिं वाचां मन्त्राणां पतिं विष्णुमाराधयामासुः ॥ २७ ॥

'**इडस्पतिम्**' વાણીના, મંત્રોના અધિપતિ વિષ્ણુ ભગવાનની આરાધના કરી. ॥ ૨૭ ॥

**ॐ नमो नारायणाय पुरुषाय महात्मने ।**
**विशुद्धसत्त्वधिष्ण्याय महाहंसाय धीमहि ॥ २८**

(સર્વના) અંતઃકરણમાં શયન કરનાર, ૐકારસ્વરૂપ, મહાત્મા, વ્યાપક પરમાત્મા નારાયણને નમસ્કાર હો. વિશુદ્ધ સત્ત્વગુણના આશ્રયરૂપ પરમહંસ પરમેશ્વરનું અમે ધ્યાન ધરીએ છીએ. ॥ ૨૮ ॥

विशुद्धसत्त्वाश्रयाय परमहंसाय नमो धीमहि ॥ २८ ॥

'**विशुद्ध-सत्त्व-धिष्ण्याय**' વિશુદ્ધ અંતઃકરણના આશ્રયરૂપ (ભગવાન)નું નમસ્કારપૂર્વક ધ્યાન કરીએ છીએ. ॥ ૨૮ ॥

**इति तानपि राजेन्द्र प्रतिसर्गधियो मुनिः ।**
**उपेत्य नारदः प्राह वाचःकूटानि पूर्ववत् ॥ २९**

હે રાજેન્દ્ર, પ્રજાસૃષ્ટિ ઉત્પન્ન કરવાની બુદ્ધિવાળા તેમની (શબલાશ્વોની) પાસે આવીને તેમને પણ નારદમુનિ પહેલાંની જેમ કૂટવચનો કહેવા લાગ્યા. ॥ ૨૯ ॥

प्रतिसर्गे धीर्येषां तान्। वाचःकूटानि 'अदृष्ट्वाऽन्तं भुवः' इत्यादीनि पूर्वोक्तानि प्राह ॥ २९ ॥

પ્રજાસૃષ્ટિ ઉત્પન્ન કરવાની બુદ્ધિ છે જેમની તેમને, કૂટવચના– પૃથ્વીનો અંત જોયા વિના (શ્લોક-૬) વગેરે પૂર્વે કહેલાં વચનો કહ્યા. ॥ ૨૯ ॥

**दाक्षायणाः संशृणुत गदतो निगमं मम ।**
**अन्विच्छतानुपदवीं भ्रातॄणां भ्रातृवत्सलाः ॥ ३०**

હે દક્ષપુત્રો, (ઉપદેશનું વચન બોલતા એવો) મારો ઉપદેશ ધ્યાનપૂર્વક શ્રવણ કરો. ભાઈઓ ઉપર પ્રેમવાળા એવા તમે (તમારા) ભાઈઓના માર્ગને અનુસરો. ॥ ૩૦ ॥

हे दाक्षायणाः, संशृणुतेत्यादिपुनरन्यदपि प्राह। निगममुपदेशम्। अन्विच्छतावलोकयत ॥ ३० ॥

દક્ષ પ્રજાપતિના પુત્રો, '**संशृणुत**' તમે સારી રીતે સાંભળો વગેરે અન્ય પણ કહે છે. '**निगमम्**' ઉપદેશને (સાંભળો), '**अन्विच्छत**' અનુસરો ॥ ૩૦ ॥

**भ्रातॄणां प्रायणं भ्राता योऽनुतिष्ठति धर्मवित्।**
**स पुण्यबन्धुः पुरुषो मरुद्भिः सह मोदते॥ ३१**

જે ધર્મજ્ઞ ભાઈ પોતાના ભાઈઓના શ્રેષ્ઠ માર્ગનું અનુસરણ કરે છે, તે પુણ્ય જ જેનો બંધુ છે તેવો પુરુષ (પરલોકમાં) મરુદ્ગણો સાથે આનંદ ભોગવે છે.॥ ૩૧ ॥

प्रायणं प्रकृष्टं गमनम्। पुण्यमेव बन्धुर्यस्य मरुद्भिर्भ्रातृवत्सलैर्देवैः॥ ३१ ॥

'**प्रायणम्**' પ્રકૃષ્ટ રીતે જવું– પુણ્ય જ જેનો બંધુ છે તેવો પુરુષ '**मरुद्भिः**' ભ્રાતૃવત્સલ મરુદ્ગણ દેવો સાથે॥ ૩૧ ॥

**एतावदुक्त्वा प्रययौ नारदोऽमोघदर्शनः।**
**तेऽपि चान्वगमन्मार्गं भ्रातॄणामेव मारिष॥ ३२**

હે શ્રેષ્ઠ (રાજા), જેમનાં દર્શન સફળ છે તેવા નારદજી આટલું કહીને ચાલ્યા ગયા. તે શબલાશ્વોએ પણ પોતાના ભાઈઓના જ માર્ગનું અનુસરણ કર્યું.॥ ૩૨ ॥

अमोघं दर्शनं यस्य। हे मारिष आर्य॥ ३२ ॥

સફળ છે દર્શન જેમનાં '**हे मारिष**' હે શ્રેષ્ઠ (રાજા)॥ ૩૨ ॥

**सध्रीचीनं प्रतीचीनं परस्यानुपथं गताः।**
**नाद्यापि ते निवर्तन्ते पश्चिमा यामिनीरिव॥ ३३**

અંતર્મુખી વૃત્તિથી પ્રાપ્ત કરવા યોગ્ય પરમેશ્વરના અતિસુંદર એવા ઉત્તમ ભક્તિમાર્ગે તેઓ ગયા અને વીતી ગયેલી રાત્રિઓની જેમ હજુ સુધી પાછા ફર્યા નથી.॥ ૩૩ ॥

सध्रीचीनं समीचीनम्। प्रतीचीनं प्रत्यग्वृत्तिलभ्यम्। अनुपथमनुगुणपन्थानम्। पश्चिमा यामिनीर्गता रात्रय इव॥ ३३ ॥

'**सध्रीचीनम्**' અતિ સુંદર '**प्रतीचीनम्**' અંતર્મુખી વૃત્તિથી પ્રાપ્ત કરવા યોગ્ય '**अनुपथम्**' ઉત્તમ એવા ભક્તિમાર્ગે '**पश्चिमाः यामिनीः इव**' વીતી ગયેલી રાત્રિઓની જેમ॥ ૩૩ ॥

**अन्वि.**—यामिनीः यामिन्यः।

'**यामिनीः**' ને બદલે '**यामिन्यः**' રૂપ થાય. (આ આર્ષ પ્રયોગ છે.)

**एतस्मिन् काल उत्पातान् बहून् पश्यन् प्रजापतिः।**
**पूर्ववन्नारदकृतं पुत्रनाशमुपाशृणोत्॥ ३४**

॥ ३४ ॥

એ સમયે અનેક ઉત્પાતો જોતાં પ્રજાપતિ દક્ષે નારદજી દ્વારા પહેલાંની જેમ કરવામાં આવેલો પુત્રોનો નાશ સાંભળ્યો.॥ ૩૪ ॥ ૩૪ ॥

**चुक्रोध नारदायासौ पुत्रशोकविमूर्च्छितः।**
**देवर्षिमुपलभ्याह रोषाद्विस्फुरिताधरः॥ ३५**

પુત્રશોકથી મૂર્ચ્છિત થયેલા તે (દક્ષ) નારદજી ઉપર ક્રોધે ભરાયા. (દક્ષની) પાસે આવેલા દેવર્ષિને ક્રોધથી ફરકતા હોઠવાળા દક્ષ કહેવા લાગ્યા.॥ ૩૫ ॥

पुत्राणां पारमहंस्यनिष्ठामुपश्रुत्य दक्षोऽपि प्रायशो विरक्तः स्यादिति तदनुग्रहार्थं देवर्षिस्तत्पार्श्वं गतस्तदा तमुपलभ्य दक्ष आह॥ ३५॥

પુત્રોની પરમહંસનિષ્ઠા સાંભળીને દક્ષ પણ કદાચ વિરક્ત થાય એટલે તેમની ઉપર અનુગ્રહ કરવા માટે દેવર્ષિ નારદ તેમની પાસે ગયા. તેમને આવેલા જોઈને દક્ષ કહે છે.॥ ૩૫॥

**दक्ष उवाच**

**अहो असाधो साधूनां साधुलिङ्गेन नस्त्वया।**
**असाध्वकार्यर्भकाणां भिक्षोर्मार्गः प्रदर्शितः ॥ ३६**

દક્ષ બોલ્યા – અરે દુષ્ટ, સાધુ જેવો વેષ છે જેનો તેનાથી તેં સ્વધર્મમાં પ્રવૃત્ત થયેલા અમારા બાળકોનું ભૂંડું કર્યું છે, (કારણ કે) તેં તેમને ભિક્ષુઓનો માર્ગ બતાવ્યો છે.॥ ૩૬॥

साधोरिव लिङ्गं वेषो यस्य तेन त्वया नोऽस्मदीयानामर्भकाणामसाध्वकारि कृतम्। तदेवाह—साधूनां स्वधर्मे प्रवृत्तानां भिक्षोर्यो मार्गः स प्रदर्शितः॥ ३६॥

સાધુના જેવો '**लिङ्गम्**' વેષ છે જેનો તેનાથી તારા દ્વારા '**नः**' અમારા બાળકોનું '**असाधु**' ભૂંડું '**अकारि**' કરવામાં આવ્યું છે. તે જ કહે છે— '**साधूनाम्**' સ્વધર્મમાં પ્રવૃત્ત થયેલાઓને ભિક્ષુઓનો જે માર્ગ છે તે દર્શાવ્યો છે.॥ ૩૬॥

ननु संन्यासिनो मार्गः साधुरेव, मोक्षहेतुत्वात्। सत्यम्, ऋणत्रयापाकरणं विना तु महाननर्थ एवेत्याह—**ऋणैरिति**।

પ્રશ્ન કરવામાં આવ્યો છે કે સંન્યાસીનો માર્ગ તો શ્રેષ્ઠ છે, કારણ કે તે મોક્ષના કારણરૂપ છે. તે માટે ઉત્તર આપે છે કે એ સત્ય છે, પરંતુ ત્રણ ઋણ અદા કર્યા વિના તો મહા અનર્થ જ છે, એમ કહે છે— '**ऋणैः इति।**'

**ऋणैस्त्रिभिरमुक्तानाममीमांसितकर्मणाम्।**
**विघातः श्रेयसः पाप लोकयोरुभयोः कृतः ॥ ३७**

(પિતૃ, દેવ અને ઋષિ, એમ) ત્રણ ઋણથી મુક્ત ન થયેલા તેમ જ કર્મ(ફળની નશ્વરતા) સંબંધી જેમના દ્વારા કંઈ પણ વિચારવામાં નથી આવ્યું, તેમના બંને લોકના કલ્યાણનો હે પાપી, તારા વડે નાશ કરવામાં આવ્યો છે.॥ ૩૭॥

'जायमानो वै ब्राह्मणस्त्रिभिर्ऋणवाञ्जायते ब्रह्मचर्येण ऋषिभ्यो यज्ञेन देवेभ्यः प्रजया पितृभ्यः एष वा अनृणो यः पुत्री यज्वा ब्रह्मचारीवासि' इति श्रुतेः।

'જન્મ લેતો બ્રાહ્મણ ત્રણ ઋણ સાથે જન્મે છે. બ્રહ્મચર્ય દ્વારા ઋષિઓનું, યજ્ઞ દ્વારા દેવોનું, પ્રજા ઉત્પન્ન કરવા દ્વારા પિતૃઓનું ઋણ ચૂકવીને આ ખરેખર, ઋણમુક્ત થાય છે. જે બ્રાહ્મણ પુત્રવાળો હોય છે, યજ્ઞ કરનારો હોય છે, બ્રહ્મચારી હોય છે.' (તૈત્તિ.સં.૬/૩/૧૦/૫)

ऋणैरमुक्तानाम्। न मीमांसितानि विचारितानि कर्माणि यैः। तेषां तावदृणविमोको नास्ति। तदुत्तरकालभावित्वाच्च पुत्रोत्पादनयज्ञानुष्ठानयो- रभावेन पितृदेवर्षिऋणाद्विमुक्तिश्च नास्ति। अतो हे पाप, विषयभोगत्यागादिह लोके श्रेयसो विघातः कृतः। मोक्षानधिकारित्वाच्च परलोकेऽपि श्रेयसो विघातः कृत इत्यर्थः। तथा च मनुः—

'ऋणानि त्रीण्यपाकृत्य मनो मोक्षे निवेशयेत्।
अनपाकृत्य मोक्षं तु सेवमानो व्रजत्यधः॥'
इति॥ ३७॥

'**ऋणैः अमुक्तानाम्**' ઋણમાંથી મુક્ત ન થયેલાઓને, '**न मीमांसितानि**' જેમના દ્વારા કર્મ નથી વિચારવામાં આવ્યું, તેથી તેમની ઋણમાંથી મુક્તિ નથી. વળી, તે દક્ષપુત્રોના અધ્યયનકાળ પછીના સમયમાં પુત્રોત્પત્તિ અને યજ્ઞાનુષ્ઠાન થવાનાં હોવાથી તેઓ પિતૃ, દેવ, ઋષિના ઋણમાંથી મુક્ત નથી થયા. આથી હે પાપી, વિષયભોગનો ત્યાગ કરવાથી આ લોકના સુખનો નાશ કરવામાં આવ્યો છે અને મોક્ષના અધિકારી ન હોવાથી પરલોકના સુખનો પણ નાશ કરવામાં આવ્યો છે, એમ અર્થ છે. તે અનુસાર મનુ (કહે છે)—

'ત્રણ ઋણ ચૂકવીને મનને મોક્ષમાં સ્થાપવું (સંન્યાસ લેવો). ત્રણ ઋણ ચૂકવ્યા વિના મોક્ષનું સેવન કરનાર પતન પામે છે.' (મનુસ્મૃતિ ૬/૩૫)॥ ૩૭॥

**एवं त्वं निरनुक्रोशो बालानां मतिभिद्धरेः।**
**पार्षदमध्ये चरसि यशोहा निरपत्रपः॥ ३८**

આ પ્રમાણે બાળકોની બુદ્ધિ ભરમાવનાર એવો તું નિર્દય છે. શ્રીહરિના યશનો નાશ કરનાર એવો તું નિર્લજ્જ થઈને તેમના પાર્ષદોની વચ્ચે (શું જોઈને) ફર્યા કરે છે?॥ ૩૮॥

बालानां मतिं पुत्रादिविषयां भिनत्तीति तथा। एवं निरनुक्रोशो निर्घृणः। हरेर्यशोनाशकः सन् तत्पार्षदानां मध्ये कथं चरसि॥ ३९॥

બાળકોની પુત્રાદિવિષયક બુદ્ધિને ભરમાવે છે તેવો– આ પ્રમાણે '**निरनुक्रोशः**' નિર્દય– શ્રીહરિના યશનો નાશ કરનાર થઈ તેમના પાર્ષદોની વચ્ચે (શું જોઈને) ફર્યા કરે છે?॥ ૩૮॥

निर्लज्जत्वमेवाह—**नन्विति**।

નિર્લજ્જતાનું વર્ણન કરે છે— '**ननु इति**।'

**ननु भागवता नित्यं भूतानुग्रहकातराः।**
**ऋते त्वां सौहृदघ्नं वै वैरङ्करमवैरिणाम्॥ ३९**

આશ્ચર્યની વાત છે કે તારા સિવાયના ભગવદ્ભક્તો હંમેશાં પ્રાણીઓ ઉપર દયા કરવાને માટે વ્યગ્ર રહેનારા હોય છે, પરંતુ તું તો સ્નેહભાવ નષ્ટ કરનારો છે અને જેમનામાં વેરભાવ ન હોય તેમનામાં પણ વેર કરનારો છે.॥ ૩૯॥

ननु त्वामृते भागवताः सर्वे भूतानुग्रहपरवशास्त्वं तु भूतविप्रियं कुर्वन्कथं न लज्जस इति भावः ॥ ३९ ॥

આશ્ચર્ય છે કે તારા સિવાયના સર્વ ભગવદ્ભક્તો હંમેશાં પ્રાણીઓ ઉપર અનુગ્રહ કરવામાં વ્યગ્ર હોય છે, પરંતુ પ્રાણીઓનું બગાડનારો તું કેમ નિર્લજ્જ છે, એવો ભાવ છે. ॥ ૩૯ ॥

ननु वैराग्यादुपशम उपशमाच्च भूतस्नेहपाशच्छेदनं भवति, न च विरक्तस्य ऋणत्रयापाकरणमावश्यकम्, 'यदहरेव विरजेत्तदहरेव प्रव्रजेत्' 'यदि वेतरथा ब्रह्मचर्यादेव प्रव्रजेत्' इत्यादि श्रुतेः। अतो वैराग्योपदेशेन तेषां मयानुग्रह एव कृत इति चेत्तत्राह—**नेति**।

"વૈરાગ્યથી ઉપશમ અને ઉપશમથી પ્રાણીઓના સ્નેહપાશ તૂટે છે. વળી, જેને વૈરાગ્ય થાય તેને ત્રણ ઋણ ચૂકવવાં આવશ્યક નથી. 'જે દિવસે વૈરાગ્ય થાય તે જ દિવસે સંન્યાસ લેવો.' 'બ્રહ્મચર્યપાલન પછી તરત જ સંન્યાસ લેવો.' (જાબાલ.-૪) આથી વૈરાગ્યના ઉપદેશથી તે છોકરાઓ ઉપર મારા દ્વારા અનુગ્રહ જ કરવામાં આવ્યો છે." એમ જો (નારદજી દ્વારા) કહેવામાં આવે તો (તે માટે આ શ્લોકથી) ઉત્તર આપે છે— **'न इति।'**

**नेत्थं पुंसां विरागः स्यात् त्वया केवलिना मृषा।**
**मन्यसे यद्युपशमं स्नेहपाशनिकृन्तनम्॥ ४०**

તું જો માનતો હોય કે ઉપશમ સ્નેહપાશનો નાશ કરનાર છે, તો (તે સત્ય નથી,) કેવળ વ્યર્થ (જ્ઞાનશૂન્ય) અવધૂત વેશ ધારણ કરનાર એવા તારા વડે આ પ્રમાણે (બુદ્ધિ ભરમાવવામાં આવે તેથી કાંઈ) વૈરાગ્ય થાય નહીં. ॥ ૪૦ ॥

यद्यपि त्वमेवं मन्यसे तथापि मृषा केवलिना ज्ञानं विनाऽवधूतवेषेण त्वयेत्थं मतिचालने कृतेऽपि पुंसां विरागो नैव स्यात्। न च विरागं विनोपशमः, न च तेन विना स्नेहपाशनिकृन्तनमित्यर्थः ॥ ४० ॥

(હે નારદ,) તું કદાચ આ પ્રમાણે માનતો હોય તો પણ (તે સાચું નથી.) **'मृषा केवलिना'** કેવળ વ્યર્થ (જ્ઞાનશૂન્ય) અવધૂત વેશ ધારણ કરનાર એવા તારા વડે આ પ્રમાણે બુદ્ધિ ભરમાવવામાં આવે તો પણ વૈરાગ્ય ન જ થાય. વળી, વૈરાગ્ય વિના ઉપશમ ન થાય અને તેના વિના સ્નેહપાશનો નાશ ન થાય, એમ અર્થ છે. ॥ ૪૦ ॥

इत्थं विरागो न स्यादित्यत्र हेतुमाह—

આ પ્રમાણે વૈરાગ્ય ન થાય એનું અહીં કારણ આપે છે—

**नानुभूय न जानाति पुमान् विषयतीक्ष्णताम्।**
**निर्विद्येत स्वयं तस्मान्न तथा भिन्नधीः परैः॥ ४१**

વિષયોનો અનુભવ કર્યા વિના મનુષ્ય વિષયોની દુ:ખરૂપતાને સમજી શકતો નથી. (તેથી વિષયોનો અનુભવ કરવાથી મનુષ્યને) પોતાની મેળે જેટલો વૈરાગ્ય થાય છે તેટલો બીજાઓ દ્વારા જેની બુદ્ધિને ભરમાવવામાં આવી છે તેને નથી થતો.॥ ૪૧ ॥

नानुभूय अननुभूय विषयाणां तीक्ष्णतां दुःखहेतुत्वं न जानाति। तस्माद्विषयानुभवेन तीक्ष्णत्वज्ञानात् कारणात्स्वयं यथा निर्विद्येत तथा भवादृशैः परैर्भिन्नधीर्न निर्विद्येत॥ ४१ ॥

**'न-अनुभूय'** (વિષયોનો) અનુભવ કર્યા વિના વિષયોની **'तीक्ष्णताम्'** દુ:ખરૂપતા જાણી શકાતી નથી, તેથી વિષયાનુભવ દ્વારા વિષયોની દુ:ખરૂપતાનું જ્ઞાન થવાથી વિષયોની તીક્ષ્ણતાવાળું જ્ઞાન જેમાં છે તે કારણથી (વિષયાનુભવ દ્વારા વિષયોની દુ:ખરૂપતાનું જ્ઞાન થવાને કારણે) પોતાની જાતે જેટલો વૈરાગ્ય ઉપજે છે, તેટલો વૈરાગ્ય તારા જેવા અન્ય લોકો દ્વારા જેની બુદ્ધિને ભડકાવવામાં આવી છે તેને નથી થતો.॥ ૪૧ ॥

अतस्त्वयास्माकमप्रियमेव कृतं तथापि वयं न कुर्म इत्याह—**यदिति**।

આમ, તારા વડે અમારું અણગમતું કરવામાં આવ્યું તેમ છતાં પણ 'અમે (તારું કંઈ) ન બગાડ્યું,' એમ કહે છે— **'यद् इति।'**

**यन्नस्त्वं कर्मसन्धानां साधूनां गृहमेधिनाम्।**
**कृतवानसि दुर्मर्षं विप्रियं तव मर्षितम्॥ ४२**

કર્મની મર્યાદા જાળવનારા ઉત્તમ ગૃહસ્થો એવા અમારું તેં (પહેલાં આવું) દુ:સહ્ય અપ્રિય કર્યું હતું, તે તારું (કૃત્ય એક વાર તો અમે) સહ્યું.॥ ૪૨ ॥

कर्मसन्धानां कर्ममर्यादानाम्। कर्तुमन्धानामिति पाठे विप्रियं कर्तुमजानतामित्यर्थः। दुःसहं यत्त्वं कृतवानसि तन्मर्षितं सोढम्॥ ४२ ॥

**'कर्मसन्धानाम्'** કર્મની મર્યાદા ધરાવનારાઓનું, **'कर्तुमन्धानाम्'** એમ પાઠમાં, અપ્રિય કરવા માટે ન જાણતા એવા (અમારું), એમ અર્થ છે. દુ:સહ એવું જે તેં કર્યું તે **'मर्षितम्'** સહન કર્યું.॥ ૪૨ ॥

तथापि तवाभद्रं भविष्यत्येवेत्याह।

(તારું કૃત્ય અમે સહન કર્યું.) તેમ છતાં પણ તારું અભદ્ર થશે જ, એમ કહે છે.

**तन्तुकृन्तन यन्नस्त्वमभद्रमचरः पुनः।**
**तस्माल्लोकेषु ते मूढ न भवेद्भ्रमतः पदम्॥ ४३**

અમારો વંશવેલો વાઢનાર હે મૂઢ, તેં અમારું ફરીથી જે અશુભ કર્યું છે, તેથી (હું તને શાપ આપું છું કે) લોક-લોકાંતરમાં ભટકતા એવા તારું કોઈ (ચોક્કસ) સ્થાન થશે નહીં. (તું જ્યાં ત્યાં ભટક્યા કરીશ.) ॥ ૪૩ ॥

तन्तुकृन्तन सन्तानच्छेदक। यद्यस्मादभद्रं पुत्राणां स्थानभ्रंशमचरस्तत्तस्मात्तव लोकेषु भ्रमतः पदं स्थानं न भवेदिति मृदुच्छलेन शापः ॥ ४३ ॥

'**तन्तुकृन्तन**' વંશવેલો નષ્ટ કરનાર, '**यत्**' જે કારણે પુત્રોની, ઐહિક સુખના અનુભવથી વિરોધી એવી અભદ્ર સ્થાનભ્રષ્ટતા આચરી, '**तत्**' તેથી (લોકોમાં ભટકતા એવા તારું) '**पदम्**' કોઈ એક (નિશ્ચિત) સ્થાન ન થાય, એમ મૃદુ શબ્દછળથી શાપ આપ્યો. ॥ ૪૩ ॥

श्रीशुक उवाच

**प्रतिजग्राह तद्बाढं नारदः साधुसम्मतः।**
**एतावान् साधुवादो हि तितिक्षेतेश्वरः स्वयम् ॥ ४४**

શ્રીશુકદેવજી બોલ્યા – સત્પુરુષોમાં માન્ય એવા નારદજીએ તે (દક્ષના શાપ)ને 'ભલે (તેમ થાઓ.)' (એમ કહીને) સ્વીકારી લીધો. પોતે સામે શાપ આપવા સમર્થ હોવા છતાં (મનુષ્ય) સહન કરે એટલું જ સાધુત્વ છે. ॥ ૪૪ ॥

बाढं तथेति स्वीकृतवान्। ईश्वरोऽपि प्रतिशप्तुं समर्थोऽपि। तितिक्षेत सहेतेति यदेतावानेव ॥ ४४ ॥

'**बाढम्**' 'ભલે, તેમ થાઓ.' એમ કહીને સ્વીકાર કર્યો. '**ईश्वरः अपि**' સામે શાપ આપવા સમર્થ હોવા છતાં પણ '**तितिक्षेत**' સહન કરે, એટલું જ (સાધુત્વ છે). ॥ ૪૪ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां षष्ठस्कन्धे नारदशापो नाम पञ्चमोऽध्यायः ॥ ५ ॥
इति श्रीमद्भागवते महापुराणे षष्ठस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां पञ्चमोऽध्यायः ॥ ५ ॥

*****

# अथ षष्ठोऽध्यायः

## દક્ષ પ્રજાપતિની સાઈઠ કન્યાઓના વંશનું વર્ણન

षष्ठे दक्षेण सृष्टायां कन्याषष्ट्यां प्रकीर्तिताः।
पृथग्वंशा यतो जातो विश्वरूपो दितेः सुतात् ॥ १

છઠ્ઠા અધ્યાયમાં દક્ષ દ્વારા ઉત્પન્ન કરવામાં આવેલી સાઈઠ કન્યાઓમાં થયેલા જુદા જુદા વંશો વર્ણવવામાં આવ્યા છે, જેમાં અદિતિના પુત્ર (ત્વષ્ટા)થી વિશ્વરૂપ જન્મ્યા. ॥ ૧ ॥

श्रीशुक उवाच

**ततः प्राचेतसोऽसिक्न्यामनुनीतः स्वयम्भुवा।**
**षष्टिं सञ्जनयामास दुहितॄः पितृवत्सलाः ॥ १**

શ્રીશુકદેવજી બોલ્યા – ત્યાર પછી સ્વયમ્ભૂ બ્રહ્માજી દ્વારા મનાવવામાં આવેલા પ્રચેતાપુત્ર દક્ષે ભાર્યા અસિક્નીમાં પિતા ઉપર વાત્સલ્ય રાખનારી સાઈઠ પુત્રીઓ ઉત્પન્ન કરી. ॥ ૧ ॥

नारदात्पुत्राणां नाशमाशङ्कमानो दुहितॄर्जनयामास ॥ १ ॥

નારદજી તરફથી પુત્રોના (સંસારના) નાશની શંકા સેવતા (દક્ષે) દીકરીઓને જન્મ આપ્યો. ॥ ૧ ॥

**दश धर्माय कायेन्दोर्द्विषट् त्रिणव दत्तवान्।**
**भूताङ्गिरःकृशाश्वेभ्यो द्वे द्वे तार्क्ष्याय चापराः॥ २**

काय कश्यपाय। द्विषट् द्विगुणाः षट् द्वादश यासु ताः, त्रयोदशेत्यर्थः। इन्दोः सोमाय। त्रिणव सप्तविंशतिम्। तार्क्ष्याय नामान्तरं प्राप्ताय कश्यपायैव। अपरा अवशिष्टाश्चतस्रः॥ २॥

**वंशीधरी**—इह वैयधिकरण्ये मध्यमपदलोपः। त्रयोदशसु द्वादशसङ्ख्यायाः सम्भवादिति भावः।

(તેમાંથી) ધર્મને દસ, (પ્રજાપતિ) કશ્યપને તેર, ચન્દ્રને સત્તાવીસ, ભૂત, અંગિરા તથા કૃશાશ્વને બબ્બે તથા બાકીની (ચાર) તાર્ક્ષ્યને આપી (પરણાવી).॥ ૨॥

‘**काय**’ કશ્યપને ‘**द्विषट्**’ છના બે ગણાં બાર જેમાં છે તેટલી કન્યાઓ અર્થાત્ તેર– ‘**इन्दोः**’ સોમને (ચન્દ્રને) ‘**त्रिणव**’ સત્તાવીસ, ‘**तार्क्ष्याय**’ ‘તાર્ક્ષ્યનામધારી’ કશ્યપને જ ‘**अपरा**’ બાકીની ચાર ॥ ૨॥

(‘**द्वादश**’ અને ‘**यासु**’ એમ) અહીં જુદી જુદી વિભક્તિઓ હોવાથી મધ્યમપદલોપી સમાસ છે. અન્ય પુરાણોમાં કશ્યપ ઋષિની તેર પત્નીઓનો ઉલ્લેખ હોવાથી આ પ્રમાણે અર્થ કરવામાં આવ્યો છે.

**नामधेयान्यमूषां त्वं सापत्यानां च मे शृणु।**
**यासां प्रसूतिप्रसवैर्लोका आपूरितास्त्रयः॥ ३**

सापत्यानामपत्यसहितानाम्। मे मत्तः शृणु। प्रसूतिप्रसवैः पुत्रपौत्रादिभिः॥ ३॥

સન્તાનો સહિત એ દક્ષકન્યાઓનાં નામ તમે મારી પાસેથી સાંભળો, કે જેઓના પુત્રપૌત્રાદિથી ત્રણે લોક ભરાઈ ગયા.॥ ૩॥

‘**स-अपत्यानाम्**’ સન્તાનો સહિત તેમનાં નામ ‘**मे**’ મારી પાસેથી સાંભળો. ‘**प्रसूतिप्रसवैः**’ પુત્રપૌત્રાદિથી॥ ૩॥

**भानुर्लम्बा ककुब्जामिर्विश्वा साध्या मरुत्वती।**
**वसुर्मुहूर्ता सङ्कल्पा धर्मपत्न्यः सुतान् शृणु॥ ४**

॥ ४॥

ભાનુ, લંબા, કકુભ, જામિ, વિશ્વા, સાધ્યા, મરુત્વતી, વસુ, મુહૂર્તા, સંકલ્પા ધર્મની પત્નીઓ છે. (તેમના) પુત્રોનાં નામ તમે સાંભળો॥ ૪॥ ૪॥

**भानोस्तु देवऋषभ इन्द्रसेनस्ततो नृप।**
**विद्योत आसील्लम्बायास्ततश्च स्तनयित्नवः॥ ५**

ततो देवऋषभात्॥ ५॥

હે નૃપ, (તેમાંની) ભાનુનો તો દેવઋષભ (થયો) અને તેનાથી ઈન્દ્રસેન થયો. લંબાનો વિદ્યોત (નામનો પુત્ર) થયો અને તેનાથી સ્તનયિત્નુઓ (મેઘગણો) થયા.॥ ૫॥

‘**ततः**’ તે દેવઋષભથી॥ ૫॥ (અનુષ્ટુપ છંદમાં આઠ અક્ષરનું ચરણ પૂર્ણ કરવા ‘**देवर्षभ**’ એમ સંધિ કરી નથી.)

**ककुभः सङ्कटस्तस्य कीकटस्तनयो यतः।**
**भुवो दुर्गाणि जामेयः स्वर्गो नन्दिस्ततोऽभवत्॥ ६**

કકુભને સંકટ (નામનો પુત્ર થયો) અને તે (સંકટ)ને કીકટ નામનો પુત્ર થયો, જે (કીકટ)માંથી પૃથ્વીના કિલ્લાનું અભિમાન ધરાવતા દેવો થયા. જામિનો સ્વર્ગ (નામનો) પુત્ર થયો. તે સ્વર્ગથી નંદિ થયો.॥૬॥

यतः कीकटाद्भुवो दुर्गाणि दुर्गाभिमानिनो देवाः। जामेयो जाम्याः पुत्रः स्वर्गस्ततः स्वर्गान्नन्दिः पुत्रोऽभवत्॥ ६॥

જે કીકટથી **'दुर्गाणि'** પૃથ્વીના કિલ્લાનું અભિમાન ધરાવતા દેવો (થયા). **'जामेयः'** (**'जाम्याः'**) જામિનો સ્વર્ગ (નામે) પુત્ર થયો અને **'ततः'** તે સ્વર્ગથી નન્દિ નામે પુત્ર થયો.॥૬॥

**विश्वेदेवास्तु विश्वाया अप्रजांस्तान् प्रचक्षते।**
**साध्यो गणस्तु साध्याया अर्थसिद्धिस्तु तत्सुतः॥ ७**

વિશ્વાના વિશ્વેદેવા થયા. તેમને પ્રજારહિત કહેવામાં આવ્યા છે. સાધ્યાનો સાધ્ય નામનો દેવસમુદાય થયો. તેમનો પુત્ર અર્થસિદ્ધિ થયો.॥૭॥

तत्सुतः साध्यानां सुतः॥ ७॥

**'तत्सुतः'** તે સાધ્ય નામના દેવસમુદાયનો પુત્ર (અર્થસિદ્ધિ) ॥૭॥

**मरुत्वांश्च जयन्तश्च मरुत्वत्यां बभूवतुः।**
**जयन्तो वासुदेवांश उपेन्द्र इति यं विदुः॥ ८**

મરુત્વતી વિષે મરુત્વાન અને જયન્ત (નામના) પુત્રો થયા. ભગવાન શ્રીવાસુદેવના અંશરૂપ જયન્ત છે, કે જેને (લોકો) 'ઉપેન્દ્ર' તરીકે ઓળખે છે.॥૮॥૮॥

**वंशीधरी**—अस्योपेन्द्रत्वम् कल्पभेदाभिप्रायेण।

જયન્તનું ઉપેન્દ્રત્વ કલ્પભેદના અભિપ્રાયથી છે, તેમ સમજવું.

**बा.प्र.**—अस्मिन्कल्पे तु वामनस्योपेन्द्रत्वस्य वक्ष्यमाणत्वात्।

આ કલ્પમાં તો વામન ભગવાનનું ઉપેન્દ્રત્વ કહેવામાં આવશે.

**मौहूर्तिका देवगणा मुहूर्तायाश्च जज्ञिरे।**
**ये वै फलं प्रयच्छन्ति भूतानां स्वस्वकालजम्॥ ९**
॥ ९॥

મુહૂર્તાથી મૌહૂર્તિકા નામના દેવગણો જન્મ્યા, કે જેઓ પ્રાણીઓને પોતપોતાના મુહૂર્તમાં કર્માનુસાર (ઉત્પન્ન થનારું) ફળ આપે છે. ॥૯॥ ૯॥

**सङ्कल्पायाश्च सङ्कल्पः कामः सङ्कल्पजः स्मृतः।**
**वसवोऽष्टौ वसोः पुत्रास्तेषां नामानि मे शृणु॥ १०**

સંકલ્પાનો સંકલ્પ (નામનો) પુત્ર થયો અને સંકલ્પથી જન્મેલો પુત્ર કામ કહેવાયો. વસુના પુત્રો આઠ વસુઓ થયા, તેમનાં નામ મારી પાસેથી સાંભળો ॥૧૦॥

वसोर्वंशस्य भूयस्त्वादन्ते निर्देशः। मे मत्तः ॥ १० ॥

वसुनो वंश मोटो होवाथी तेनो छेल्ले निर्देश कर्यो छे. **'मे'** मारी पासेथी ॥ १० ॥

**द्रोणः प्राणो ध्रुवोऽर्कोऽग्निर्दोषो वसुर्विभावसुः।**
**द्रोणस्याभिमतेः पत्न्या हर्षशोकभयादयः ॥ ११**

દ્રોણ, પ્રાણ, ધ્રુવ, અર્ક, અગ્નિ, દોષ, વસુ અને વિભાવસુ. (તેમાંના) દ્રોણની અભિમતિ (નામની) પત્નીના હર્ષ, શોક, ભય વગેરે (પુત્રો) થયા. ॥ ૧૧ ॥

अभिमतिर्नाम पत्नी तस्या हर्षादयः पुत्राः ॥ ११ ॥

અભિમતિ નામની પત્ની, તેના હર્ષ વગેરે પુત્રો ॥ ૧૧ ॥

**प्राणस्योर्जस्वती भार्या सह आयुः पुरोजवः।**
**ध्रुवस्य भार्या धरणिरसूत विविधाः पुरः ॥ १२**

પ્રાણની ઊર્જસ્વતી નામની ભાર્યાએ સહ, આયુ અને પુરોજવ (નામના પુત્રો અને ધ્રુવની ભાર્યા ધરણિએ) અનેક નગરના અભિમાની પુત્રો ઉત્પન્ન કર્યા. ॥ ૧૨ ॥

सहश्च आयुश्च पुरोजवश्च पुत्राः। पुरः पुराणि ॥ १२ ॥

સહ, આયુ અને પુરોજવ નામના પુત્રો, **'पुरः'** નગરો ॥ ૧૨ ॥

**अर्कस्य वासना भार्या पुत्रास्तर्षादयः स्मृताः।**
**अग्नेर्भार्या वसोर्धारा पुत्रा द्रविणकादयः ॥ १३**

॥ १३ ॥

અર્કની વાસના (નામની) ભાર્યા (હતી. તેના) તર્ષ વગેરે (પુત્રો) કહેવાયા. અગ્નિની ભાર્યા વસોર્ધારા (હતી, જેના) દ્રવિણક વગેરે પુત્રો થયા. ॥ ૧૩ ॥ ૧૩ ॥

**स्कन्दश्च कृत्तिकापुत्रो ये विशाखादयस्ततः।**
**दोषस्य शर्वरी पुत्रः शिशुमारो हरेः कला ॥ १४**

(તદુપરાંત અગ્નિને) કૃત્તિકા (નામની પત્ની)થી પુત્ર થયો તે સ્કંદ (કાર્તિકસ્વામી). તેનાથી જે (પુત્રો થયા તે) વિશાખ વગેરે હતા. દોષની ભાર્યા શર્વરી હતી. (તેનો) શ્રીહરિના અંશરૂપ શિશુમાર પુત્ર થયો. ॥ ૧૪ ॥

स्कन्दश्च कृत्तिकासुतोऽग्नेः पुत्रः। षाण्मातुर इत्यग्निभूरिति च प्रसिद्धेः। ततः स्कन्दात् ॥ १४ ॥

અગ્નિનો કૃત્તિકાથી થયેલો પુત્ર સ્કંદ. **'षाण्मातुरः इति'** કૃત્તિકા નામે છ તારાઓનું મંડળ છે, તે છ માતાઓનો પુત્ર અગ્નિથી જન્મેલો છે, એમ પ્રસિદ્ધ છે. **'ततः'** તે સ્કન્દથી ॥ ૧૪ ॥

**अन्वि.**—स्कन्दश्चाग्निपुत्रः धात्रीत्वेन कृत्तिकापुत्रः कृत्तिका चाग्नेर्भार्या। वस्तुतः स्कन्दः शिवपुत्रः।

વસ્તુતઃ સ્કન્દ શિવપુત્ર જ છે. કૃત્તિકાએ ધાત્રી તરીકે તેમની સાથે પુત્રવત્ વ્યવહાર કર્યો અને કૃત્તિકા એ અગ્નિની પત્ની છે, તેથી સ્કન્દ અગ્નિપુત્ર છે.

**वसोराङ्गिरसी पुत्रो विश्वकर्माऽऽकृतीपतिः।**
**ततो मनुश्चाक्षुषोऽभूद् विश्वे साध्या मनोः सुताः॥ १५**

આકૃતીપતિઃ શિલ્પાચાર્યઃ। તતો વિશ્વકર્મણશ્ચાક્ષુષો મનુરાસીત્॥ ૧૫॥

आकृतीपतिः शिल्पाचार्यः। ततो विश्वकर्मणश्चाक्षुषो मनुरासीत्॥ १५॥

**विभावसोरसूतोषा व्युष्टं रोचिषमातपम्।**
**पञ्चयामोऽथ भूतानि येन जाग्रति कर्मसु॥ १६**

विभावसोरुषा नाम भार्या। अथ आतपात्पञ्चयामो दिवसो जातः। अत एव रात्रिस्त्रियामा प्रदोषप्रत्यूषयोर्दिवसस्यावयवत्वात्॥ १६॥

भूतस्य द्वे भार्ये तयोर्वंशमाह—**सरूपेति**।

**सरूपासूत भूतस्य भार्या रुद्रांश्च कोटिशः।**
**रैवतोऽजो भवो भीमो वाम उग्रो वृषाकपिः॥ १७**
॥ १७॥

**अजैकपादहिर्बुध्न्यो बहुरूपो महानिति।**
**रुद्रस्य पार्षदाश्चान्ये घोरा भूतविनायकाः॥ १८**

महानित्येवमेकादशरूपस्य रुद्रस्य। पार्षदाः प्रेतादयः। अन्येऽन्यस्यां जाताः॥ १८॥

अङ्गिरसः स्वधा सती चेति द्वे भार्ये तयोर्वंशमाह—**प्रजापतेरिति**।

**प्रजापतेरङ्गिरसः स्वधा पत्नी पितॄनथ।**
**अथर्वाङ्गिरसं वेदं पुत्रत्वे चाकरोत् सती॥ १९**

વસુની આંગિરસી પત્ની (હતી.) તેના પુત્ર વિશ્વકર્મા શિલ્પવિદ્યાના આચાર્ય થયા. તેમનાથી ચાક્ષુષ મનુ થયા. તેમના વિશ્વેદેવો અને સાધ્યદેવો (નામના) પુત્રો થયા.॥ ૧૫॥

**'आकृतीपतिः'** શિલ્પવિદ્યાના આચાર્ય– **'ततः'** તે વિશ્વકર્માથી ચાક્ષુષ મનુ થયા.॥ ૧૫॥

(આઠમા વસુ) વિભાવસુની (પત્ની) ઉષાએ વ્યુષ્ટ, રોચિષ અને આતપ ઉત્પન્ન કર્યા. (તેમાંના) આતપથી પંચયામ (દિવસ) થયો, જેનાથી પ્રાણીઓ (પોતપોતાનાં) કર્મોમાં જાગરૂક બને છે.॥ ૧૬॥

વિભાવસુની ઉષા નામની ભાર્યા– હવે આતપથી પાંચ પ્રહરવાળો દિવસ ઉત્પન્ન થયો, કારણ કે સાયંકાળ અને પ્રાતઃકાળ દિવસના ભાગ છે.॥ ૧૬॥

(દક્ષના જમાઈ) ભૂતની બે ભાર્યાઓ હતી. તે બન્નેનો વંશ કહે છે— **'सरूपा इति।'**

ભૂતની પત્ની (દક્ષપુત્રી) સરૂપાએ રુદ્ર નામના કરોડો પુત્ર ઉત્પન્ન કર્યા. (તેમાં) રૈવત, અજ, ભવ, ભીમ, વામ, ઉગ્ર, વૃષાકપિ,॥ ૧૭॥ ૧૭॥

અજૈકપાદ, અહિર્બુધ્ન્ય, બહુરૂપ અને મહાન (આ એકાદશ રુદ્રો છે). (ભૂતની) બીજી પત્નીમાં રુદ્રના પાર્ષદો ભયંકર ભૂત, પ્રેત તથા વિનાયકો થયા.॥ ૧૮॥

**'महान्'** (અગિયારમા) મહાન– એમ એકાદશ રુદ્રના પાર્ષદો પ્રેત વગેરે થયા. **'अन्ये'** બીજા પુત્રો બીજી ભાર્યામાં જન્મ્યા.॥ ૧૮॥

અંગિરાની સ્વધા અને સતી, એમ બે ભાર્યાઓ હતી. તે બન્નેનો વંશ વર્ણવે છે— **'प्रजापतेः इति।'**

(દક્ષના જમાઈ) પ્રજાપતિ અંગિરાની પત્ની સ્વધાએ પિતૃદેવોને તથા (બીજી પત્ની) સતીએ અથર્વાંગિરસ વેદને પુત્રરૂપે ઉત્પન્ન કર્યા.॥ ૧૯॥

स्वधा नाम पत्नी पितृन्पुत्रत्वेऽकरोत्। अथ सती चाथर्वाङ्गिरसं नाम वेदम्॥ १९॥

સ્વધા નામની પત્નીએ પિતૃઓને પુત્રરૂપે ઉત્પન્ન કર્યા અને હવે સતીએ અથર્વાંગિરસ નામના વેદને (પુત્રરૂપે ઉત્પન્ન કર્યા.)॥ ૧૯॥

कृशाश्वस्यार्चिर्धिषणेति द्वे भार्ये तयोर्वंशमाह—**कृशाश्व इति**।

કૃશાશ્વને અર્ચિ અને ધિષણા, એમ બે ભાર્યાઓ હતી. તે બંનેના વંશને વર્ણવે છે— '**कृशाश्वः इति**।'

**कृशाश्वोऽर्चिषि भार्यायां धूम्रकेशमजीजनत्।**
**धिषणायां वेदशिरो देवलं वयुनं मनुम्॥ २०**

(દક્ષના જમાઈ) કૃશાશ્વે ભાર્યા અર્ચિમાં ધૂમ્રકેશને અને ધિષણામાં વેદશિરા, દેવલ, વયુન (તથા) મનુને ઉત્પન્ન કર્યા.॥ ૨૦॥

**तार्क्ष्यस्य विनता कद्रूः पतङ्गी यामिनी इति।**
**पतङ्ग्यसूत पतगान् यामिनी शलभानथ॥ २१**

॥ २०॥ २१॥

તાર્ક્ષ્ય (કશ્યપ)ની વિનતા, કદ્રૂ, પતંગી, યામિની (એમ ચાર પત્નીઓ હતી,) (તેમાં) પતંગીએ પક્ષીઆને, યામિનીએ તીડોને,॥ ૨૧॥ ૨૦॥ ૨૧॥

**सुपर्णासूत गरुडं साक्षाद् यज्ञेशवाहनम्।**
**सूर्यसूतमनूरुं च कद्रूर्नागाननेकशः॥ २२**

વિનતા (સુપર્ણા)એ સાક્ષાત્ યજ્ઞેશ (વિષ્ણુ) ભગવાનના વાહન ગરુડને તથા સૂર્યના સારથિ અરુણને ઉત્પન્ન કર્યા તેમ જ કદ્રૂએ અનેક નાગો ઉત્પન્ન કર્યા.॥ ૨૨॥

सुपर्णा विनता। अनूरुमरुणम्॥ २२॥

'**सुपर्णा**' વિનતા– '**अनूरुम्**' અરુણને॥ ૨૨॥

**कृत्तिकादीनि नक्षत्राणीन्दोः पत्न्यस्तु भारत।**
**दक्षशापात् सोऽनपत्यस्तासु यक्ष्मग्रहार्दितः॥ २३**

હે ભરતવંશી રાજા પરીક્ષિત, કૃત્તિકા વગેરે (સત્તાવીસ) નક્ષત્રો ચન્દ્રની પત્નીઓ છે. દક્ષના શાપને કારણે ચન્દ્ર ક્ષયરોગથી પીડાયેલો હોઈ તે સ્ત્રીઓમાં તેને સંતાન થયાં નહીં.॥ ૨૩॥

रोहिण्यामेव प्रेमातिशयेनान्यासामुपेक्षणात्कुपितस्य दक्षस्य शापाद्यक्ष्मग्रहार्दितः क्षयरोगपीडितः सन् तास्वनपत्योऽभूत्॥ २३॥

રોહિણીમાં અતિશય પ્રેમ હોવાથી અન્ય સ્ત્રીઓની ઉપેક્ષા થવાથી કોપાયમાન દક્ષના શાપને કારણે '**यक्ष्म-ग्रह-अर्दितः**' (ચન્દ્ર) ક્ષયરોગથી પીડાયેલો હોઈ તે સ્ત્રીઓમાં તેને સંતાન થયાં નહીં.।।૨૩।।

**पुनः प्रसाद्य तं सोमः कला लेभे क्षये दिताः।**
**शृणु नामानि लोकानां मातृणां शङ्कराणि च॥ २४**

ફરીથી તેણે દક્ષને પ્રસન્ન કરીને કૃષ્ણપક્ષમાં ખંડિત થતી પોતાની કળાઓને પાછી મેળવી. (હવે) લોકમાતાઓનાં કલ્યાણકારી નામો સાંભળો. ।।૨૪।।

तं दक्षं प्रसाद्य केवलं कला एव लेभे न त्वपत्यानि। कथंभूताः। क्षये कृष्णपक्षे दिताः खण्डिताः सतीः। पाठान्तरे क्षये सति पुनरेधितास्तेनैव वर्धिताः सतीः॥ २४॥

તે દક્ષને પ્રસન્ન કરી ચન્દ્રે માત્ર પોતાની કળાઓ જ પ્રાપ્ત કરી, પરંતુ તેને સન્તાનો પ્રાપ્ત ન થયાં. કેવી કળાઓ પ્રાપ્ત કરી? '**क्षये**' કૃષ્ણપક્ષમાં '**दिताः**' ખંડિત થતી કળાઓને ('**क्षये दिताः**' ને બદલે '**क्षयैधिताः**') પાઠાન્તરમાં, કૃષ્ણપક્ષમાં ક્ષય થાય ત્યારે કળાઓ પુનઃ વૃદ્ધિ પામે છે, તેથી જ વૃદ્ધિ પામતી કળાઓને ફરીથી પ્રાપ્ત કરી. ('**क्षय-एधिताः**')॥ २४॥

**अथ कश्यपपत्नीनां यत्प्रसूतमिदं जगत्।**
**अदितिर्दितिर्दनुः काष्ठा अरिष्टा सुरसा इला॥ २५** ॥ २५॥

હવે જેમને કારણે આ જગત ઉત્પન્ન થયું તે પ્રજાપતિ કશ્યપની પત્નીઓનાં (કલ્યાણકારી નામો સાંભળો.) અદિતિ, દિતિ, દનુ, કાષ્ઠા, અરિષ્ટા, સુરસા, ઈલા,॥ ૨૫॥ ૨૫॥

**मुनिः क्रोधवशा ताम्रा सुरभिः सरमा तिमिः।**
**तिमेर्यादोगणा आसन् श्वापदाः सरमासुताः॥ २६**

મુનિ, ક્રોધવશા, તામ્રા, સુરભિ, સરમા અને તિમિ. તિમિથી જળચર જીવો થયા અને સરમાથી શિકારી પશુઓ થયાં.॥ ૨૬॥

अल्पत्वेन सुगमत्वाद्यथायथं व्युत्क्रमेण तासां वंशानाह—तिमेरित्यादिना॥ २६॥

(ઊલટા ક્રમથી વર્ણન કરવામાં) નાના વંશોનું વર્ણન કરવું સુગમ છે. તેથી ઊલટા ક્રમથી કશ્યપપત્નીઓનાં નામ છે તે પ્રમાણે જ વંશોનું વર્ણન કરે છે— '**तिमेः**' વગેરે દ્વારા.॥ ૨૬॥

**सुरभेर्महिषा गावो ये चान्ये द्विशफा नृप।**
**ताम्रायाः श्येनगृध्राद्या मुनेरप्सरसां गणाः॥ २७** ॥ २७॥

હે નૃપ, સુરભિથી પાડા, ગાયો તથા બીજાં બે ખરીઓવાળાં પ્રાણીઓ, તામ્રાથી બાજ, ગીધ વગેરે તથા મુનિથી અપ્સરાઓના સમૂહો ઉત્પન્ન થયા.॥ ૨૭॥ ૨૭॥

**दन्दशूकादयः सर्पा राजन् क्रोधवशात्मजाः।**
**इलाया भूरुहाः सर्वे यातुधानाश्च सौरसाः॥ २८**

હે રાજા, દન્દશૂક વગેરે સર્પો ક્રોધવશાના પુત્રો થયા. સર્વ વૃક્ષો ઈલામાંથી થયાં અને સુરસાના પુત્રો યાતુધાનો (રાક્ષસો) થયા.॥ ૨૮॥

सौरसाः सुरसायाः पुत्राः॥ २८॥

'**सौरसाः**' સુરસાના પુત્રો॥ ૨૮॥

**अरिष्टायाश्च गन्धर्वाः काष्ठाया द्विशफेतराः।**
**सुता दनोरेकषष्टिस्तेषां प्राधानिकान् शृणु॥ २९**

અરિષ્ટાના ગન્ધર્વો થયા. કાષ્ઠાનાં સંતાનો એક ખરીવાળાં પ્રાણીઓ થયાં અને દનુના એકસઠ પુત્રો થયા. તેમાંના મુખ્ય અઢાર (તમે) સાંભળો.॥ ૨૯॥

प्राधानिकान्मुख्यानष्टादश श्रृणु ॥ २९ ॥

'**प्राधानिकान्**' મુખ્ય અઢાર સાંભળો. ॥ ૨૯ ॥

**द्विमूर्धा शम्बरोऽरिष्टो हयग्रीवो विभावसुः ।**
**अयोमुखः शङ्कुशिराः स्वर्भानुः कपिलोऽरुणः ॥ ३०**

દ્વિમૂર્ધા, શંબર, અરિષ્ટ, હયગ્રીવ, વિભાવસુ, અયોમુખ, શંકુશિરા, સ્વર્ભાનુ, કપિલ, અરુણ, ॥ ૩૦ ॥

**पुलोमा वृषपर्वा च एकचक्रोऽनुतापनः ।**
**धूम्रकेशो विरूपाक्षो विप्रचित्तिश्च दुर्जयः ॥ ३१**
**स्वर्भानोः सुप्रभां कन्यामुवाह नमुचिः किल ।**
**वृषपर्वणस्तु शर्मिष्ठां ययातिर्नाहुषो बली ॥ ३२**

॥ ३० ॥ ३१ ॥ ३२ ॥

પુલોમા, વૃષપર્વા, એકચક્ર, અનુતાપન, ધૂમ્રકેશ, વિરૂપાક્ષ, વિપ્રચિત્તિ અને દુર્જય. ॥ ૩૧ ॥ સ્વર્ભાનુની કન્યા સુપ્રભાને નમુચિ પરણ્યો હતો તથા નહુષનો બળવાન પુત્ર યયાતિ વૃષપર્વાની શર્મિષ્ઠા (નામની પુત્રી)ને પરણ્યો હતો. ॥ ૩૨ ॥

॥ ૩૦ ॥ ૩૧ ॥ ૩૨ ॥

**वैश्वानरसुता याश्च चतस्रश्चारुदर्शनाः ।**
**उपदानवी हयशिरा पुलोमा कालका तथा ॥ ३३**

**उपदानवीं हिरण्याक्षः क्रतुर्हयशिरां नृप ।**
**पुलोमां कालकां च द्वे वैश्वानरसुते तु कः ॥ ३४**

વળી, (દનુના પુત્ર) વૈશ્વાનરની સુંદર રૂપવતી એવી જે ચાર કન્યાઓ હતી, (તેમનાં નામ) ઉપદાનવી, હયશિરા, પુલોમા તથા કાલકા. (તેમાંની) ઉપદાનવીને હિરણ્યાક્ષ, હયશિરાને ક્રતુ તથા હે નૃપ, પુલોમા અને કાલકા નામની વૈશ્વાનરની બે કન્યાઓને પ્રજાપતિ કશ્યપ (પરણ્યા). ॥ ૩૩ ॥ ૩૪ ॥

वैश्वानरो दनोः पुत्रस्तस्य सुताः ॥ ३३ ॥

દનુનો પુત્ર વૈશ્વાનર હતો, તેની પુત્રીઓ ॥ ૩૩ ॥

कः प्रजापतिः कश्यप उपयेम इत्यन्वयः ॥ ३४ ॥

'**कः**' પ્રજાપતિ કશ્યપ પરણ્યા, એમ સંબંધ છે. ॥ ૩૪ ॥

**उपयेमेऽथ भगवान् कश्यपो ब्रह्मचोदितः ।**
**पौलोमाः कालकेयाश्च दानवा युद्धशालिनः ॥ ३५**

બ્રહ્મા દ્વારા આજ્ઞા પામેલા ભગવાન કશ્યપ (પુલોમા અને કાલકાને) પરણ્યા. (તે બંનેથી) પૌલોમ અને કાલકેય નામના યુદ્ધમાં શોભનારા દાનવો થયા. ॥ ૩૫ ॥

दानवीपरिणयने हेतुः—ब्रह्मणा चोदित इति ॥ ३५ ॥

દાનવી સાથે લગ્ન કરવા માટેનું કારણ—બ્રહ્માજી દ્વારા કશ્યપજી આજ્ઞા પામેલા હતા. ॥ ૩૫ ॥

**तयोः षष्टिसहस्राणि यज्ञघ्नांस्ते पितुः पिता।**
**जघान स्वर्गतो राजन्नेक इन्द्रप्रियङ्करः॥ ३६**

હે રાજા (પરીક્ષિત), તે બંને (દાનવો)ના (નિવાતકવચ નામના) સાઠ હજાર પુત્રો યજ્ઞોનો નાશ કરનારા હતા. તમારા પિતા (અભિમન્યુ)ના પિતા (અર્જુન વિદ્યાભ્યાસ માટે) સ્વર્ગમાં ગયેલા હોઈ, (ગુરુદક્ષિણાના નિમિત્તે) તેમણે એકલાએ જ તેમનો (સાઠ હજાર નિવાતકવચ દાનવોનો) નાશ કર્યો હતો, (કારણ કે આપના પિતામહ અર્જુન) ઈન્દ્રનું પ્રિય કરનાર હતા.॥ ૩૬॥

तयोः षष्टिसहस्राणि निवातकवचाः पुत्रा जातास्तांश्च स्वर्गतः संस्ते पितामहोऽर्जुनो जघान॥ ३६॥

તે બંને (પૌલોમ અને કાલકેયના) સાઠ હજાર નિવાતકવચ નામના પુત્રો ઉત્પન્ન થયા અને તેમને સ્વર્ગે ગયેલા તમારા પિતામહ અર્જુને હણ્યા હતા.॥ ૩૬॥

**विप्रचित्तिः सिंहिकायां शतं चैकमजीजनत्।**
**राहुज्येष्ठं केतुशतं ग्रहत्वं य उपागतः॥ ३७**

(દનુના અઢાર પુત્રોમાંના) વિપ્રચિત્તિએ સિંહિકા વિષે એકસો એક પુત્રો ઉત્પન્ન કર્યા કે જેમાં સૌથી મોટો રાહુ અને સો કેતુઓ ગ્રહત્વને પામ્યા.॥ ૩૭॥

राहुर्ज्येष्ठो यस्य॥ ३७॥

સૌથી મોટો રાહુ જે (સો ભાઈઓ)માં॥ ૩૭॥

**अथातः श्रूयतां वंशो योऽदितेरनुपूर्वशः।**
**यत्र नारायणो देवः स्वांशेनावतरद् विभुः॥ ३८**

હવે પછી અદિતિનો જે વંશ છે તે ક્રમશઃ સાંભળો, કે જેમાં સર્વવ્યાપક દેવાધિદેવ નારાયણ પોતાના અંશથી (વામનરૂપે) અવતર્યા હતા.॥ ૩૮॥

**विवस्वानर्यमा पूषा त्वष्टाथ सविता भगः।**
**धाता विधाता वरुणो मित्रः शक्र उरुक्रमः॥ ३९**

॥ ३८॥ ३९॥

(અદિતિને) વિવસ્વાન, અર્યમા, પૂષા, ત્વષ્ટા, સવિતા, ભગ, ધાતા, વિધાતા, વરુણ, મિત્ર, શક્ર તથા ઉરુક્રમ (નામે બાર પુત્રો થયા).॥ ૩૯॥

॥ ૩૮॥ ૩૯॥

**विवस्वतः श्राद्धदेवं संज्ञासूयत वै मनुम्।**
**मिथुनं च महाभागा यमं देवं यमीं तथा।**
**सैव भूत्वाथ वडवा नासत्यौ सुषुवे भुवि॥ ४०**

(તેમાંના) વિવસ્વાનથી મહાભાગ્યશાળી સંજ્ઞા (નામની સ્ત્રી)એ શ્રાદ્ધદેવ મનુને તથા યમદેવ અને યમુના (નામના) જોડકાને જન્મ આપ્યો. પછી પૃથ્વી ઉપર (રહેલી) તે જ સંજ્ઞાએ ઘોડી બનીને (વિવસ્વાનથી જ) બે અશ્વિનીકુમારોને જન્મ આપ્યો.॥ ૪૦॥

असूयताजनयत्। भुवि वर्तमाना॥ ४०॥

'**असूयत**' જન્મ આપ્યો, પૃથ્વી ઉપર રહેલી (સંજ્ઞાએ)॥ ૪૦॥

**छाया शनैश्चरं लेभे सावर्णिं च मनुं ततः।**
**कन्यां च तपतीं या वै वव्रे संवरणं पतिम्॥ ४१**

વળી, તે વિવસ્વાનથી છાયાએ (સંજ્ઞાની પોતાની જ છાયાએ) શનૈશ્ચર, સાવર્ણિ મનુ તથા તપતી (નામની) કન્યાને પ્રાપ્ત કરી હતી, કે જે સંવરણ નામના પતિને વરી હતી.॥ ૪૧॥

ततो विवस्वतः॥ ४१॥

'**ततः**' તે વિવસ્વાનથી॥ ૪૧॥

**अर्यम्णो मातृका पत्नी तयोश्चर्षणयः सुताः।**
**यत्र वै मानुषी जातिर्ब्रह्मणा चोपकल्पिता॥ ४२**

અર્યમાની માતૃકા નામે પત્ની હતી. તે બન્નેના ચર્ષણિ (નામના) પુત્રો થયા, જેઓમાં બ્રહ્માજી દ્વારા મનુષ્યજાતિ કલ્પવામાં આવી છે.॥ ૪૨॥

चर्षणयः कृताकृतज्ञानवन्तः। पश्यति कर्मत्वेन निघण्टावुक्तेः। यत्र येषु आत्मानुसंधानविशेषेण मानुषी जातिश्चोपकल्पिता। तथा च श्रुतिः 'पुरुषत्वे चाविस्तरामात्मा' इति॥ ४२॥

'**चर्षणयः**' ('**कृत**') કર્મ અને ('**अकृत**') મોક્ષના જ્ઞાનવાળા, કારણ કે દર્શનકર્મ છે જેનું તેવો '**चर्ष्**' ધાતુ છે, એમ નિઘંટુ (૨/૩/૮) માં કહ્યું છે. ('**चर्षणिः**' એટલે દ્રષ્ટા, નિરુક્ત ટીકા (૫/૪/૨૪) કશ્યપ મુનિના નિઘંટુ ઉપર યાસ્કનું નિરુક્ત છે.) '**यत्र**' જે ચર્ષણિઓમાં વિશિષ્ટ આત્માનુસંધાન સાથે મનુષ્યજાતિની કલ્પના કરેલી છે અને તે પ્રમાણે શ્રુતિ છે. 'મનુષ્યપણામાં આત્મા વધારે પ્રકટ થાય છે.'॥ ૪૨॥

**पूषानपत्यः पिष्टादो भग्नदन्तोऽभवत् पुरा।**
**योऽसौ दक्षाय कुपितं जहास विवृतद्विजः॥ ४३**

સંતાનરહિત પૂષા પિસાયેલું (અન્ન) ખાનાર છે, (કારણ કે) પૂર્વે દક્ષ ઉપર કોપેલા (શંકર ભગવાન) ઉપર તે દાંત કાઢીને હસ્યો હતો, તેથી તે ભાંગેલા દાંતવાળો થયો હતો.॥ ૪૩॥

कुपितं हरमिति शेषः। विवृतद्विजः प्रकटितदन्तः सन्॥ ४३॥

કોપેલા શંકર ભગવાન ઉપર– એટલું બાકી છે. (તે ઉમેરવું.) '**विवृतद्विजः**' દાંત કાઢીને અર્થાત્ દાંત બતાવીને ખડખડાટ (હસ્યો હોતો.)॥ ૪૩॥

**त्वष्टुर्दैत्यानुजा भार्या रचनानाम कन्यका।**
**संनिवेशस्तयोर्जज्ञे विश्वरूपश्च वीर्यवान्॥ ४४**

॥ ४४॥

ત્વષ્ટાની રચના નામની ભાર્યા દૈત્યોની નાની બહેન હતી. તે બંનેથી સન્નિવેશ અને પરાક્રમી વિશ્વરૂપ જન્મ્યા હતા.॥ ૪૪॥ ૪૪॥

**तं वव्रिरे सुरगणा दौहित्रं द्विषतामपि।**
**विमतेन परित्यक्ता गुरुणाऽऽङ्गिरसेन यत्॥ ४५**

જ્યારે (ઈન્દ્ર દ્વારા) અપમાનિત થયેલા (દેવોના) ગુરુ બૃહસ્પતિ વડે (દેવગણોનો) પરિત્યાગ કરવામાં આવ્યો, ત્યારે દેવગણોએ (વિશ્વરૂપ પોતાના) શત્રુઓનો ભાણેજ હોવા છતાં તેનું (વિશ્વરૂપનું) (પુરોહિત તરીકે) વરણ કર્યું હતું.॥ ૪૫॥

यद्यदा विमतेनावज्ञातेन बृहस्पतिना परित्यक्तास्तदा द्विषतां शत्रूणां भागिनेयमपि विश्वरूपं पौरोहित्ये वृतवन्तः॥ ४५॥

'**यत्**' જ્યારે '**विमतेन**' અપમાનિત થયેલા બૃહસ્પતિ દ્વારા દેવગણોનો પરિત્યાગ કરવામાં આવ્યો, ત્યારે '**द्विषताम्**' દ્વેષ કરનારા શત્રુઓનો ભાણેજ હોવા છતાં વિશ્વરૂપનું પુરોહિતકર્મમાં વરણ કર્યું હતું.॥ ૪૫॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां षष्ठस्कन्धे षष्ठोऽध्यायः॥ ६॥
इति श्रीमद्भागवते महापुराणे षष्ठस्कन्धे श्रीधरस्वामिविरचितायां
भावार्थदीपिकायां टीकायां षष्ठोऽध्यायः॥ ६॥

❋❋❋❋❋

# अथ सप्तमोऽध्यायः

## બૃહસ્પતિજીએ કરેલો દેવોનો ત્યાગ અને વિશ્વરૂપની દેવગુરુ તરીકે વરણી

सप्तमे विश्वरूपोऽसौ पौरोहित्ये वृतः सुरैः।
गुरुणा सम्परित्यक्तैः पौरोहित्यमथाकरोत्॥ १

ગુરુ બૃહસ્પતિ દ્વારા પરિત્યાગ કરવામાં આવેલા દેવો વડે પુરોહિતકર્મમાં વરણ કરાયેલા તે વિશ્વરૂપે (વરણ કર્યા) પછી પુરોહિતકાર્ય કર્યું, (તે કથા) સાતમા અધ્યાયમાં (કહેવામાં આવે છે).॥ ૧॥

**राजोवाच**

**कस्य हेतोः परित्यक्ता आचार्येणात्मनः सुराः।**
**एतदाचक्ष्व भगवन् शिष्याणामक्रमं गुरौ॥ १**

રાજા પરીક્ષિત બોલ્યા – હે ભગવાન (શુકદેવજી), આચાર્ય (બૃહસ્પતિ) દ્વારા પોતાના (શિષ્યો એવા) દેવો શા માટે ત્યજવામાં આવ્યા હતા? ગુરુ (દેવ) પ્રત્યે શિષ્યોનો શો અપરાધ થયો હતો, તે (આપ) કહો.॥ ૧॥

कस्य हेतोः कस्माद्धेतोरात्मनः शिष्याः सुराः परित्यक्ताः। अक्रममपराधम्॥ १॥

'**कस्य हेतोः**' શા કારણે પોતાના '**शिष्याः**' શિષ્યો, દેવો ત્યજાયા હતા? '**अक्रमम्**' અપરાધ ॥ ૧॥

श्रीशुक उवाच

**इन्द्रस्त्रिभुवनैश्वर्यमदोल्लङ्घितसत्पथः ।**
**मरुद्भिर्वसुभी रुद्रैरादित्यैर्ऋभुभिर्नृप ॥ २**
**विश्वेदेवैश्च साध्यैश्च नासत्याभ्यां परिश्रितः ।**
**सिद्धचारणगन्धर्वैर्मुनिभिर्ब्रह्मवादिभिः ॥ ३**
**विद्याधराप्सरोभिश्च किन्नरैः पतगोरगैः ।**
**निषेव्यमाणो मघवान् स्तूयमानश्च भारत ॥ ४**
**उपगीयमानो ललितमास्थानाध्यासनाश्रितः ।**
**पाण्डुरेणातपत्रेण चन्द्रमण्डलचारुणा ॥ ५**
**युक्तश्चान्यैः पारमेष्ठ्यैश्चामरव्यजनादिभिः ।**
**विराजमानः पौलोम्या सहार्धासनया भृशम् ॥ ६**

स इन्द्रो यदा सम्प्राप्तं वाचस्पतिं नाभ्यनन्दत नादृतवांस्तदा स आङ्गिरसस्ततो निर्गत्य तूष्णीं स्वगृहमाययावित्यष्टानामन्वयः। अनादरे हेतुं मदं दर्शयितुं तं विशिनष्टि। त्रिभुवनैश्वर्य-मदेनोल्लङ्घितः सतां पन्था येन सः ॥ २ ॥

परिश्रितः परिवृतः ॥ ३ ॥ ४ ॥

आस्थानं सभा तस्मिन्नध्यासनं सिंहासनं तदास्थितः ॥ ५ ॥

पारमेष्ठ्यैर्महाराजचिह्नैः। आसनस्यार्धे स्थितया पौलोम्या सह विराजमानः सन् ॥ ६ ॥

**स यदा परमाचार्यं देवानामात्मनश्च ह।**
**नाभ्यनन्दत संप्राप्तं प्रत्युत्थानासनादिभिः ॥ ७**

શ્રીશુકદેવજી બોલ્યા – હે ભરતવંશી રાજા (પરીક્ષિત)! મરુદ્‌ગણો-વસુઓ-રુદ્રો-આદિત્યા-ઋભુઓ-વિશ્વેદેવો-સાધ્યો તથા અશ્વિનીકુમારો દ્વારા વીંટળાયેલો, સિદ્ધો-ચારણો-ગન્ધર્વો-વેદવાદી મુનિઓ-વિદ્યાધરો-અપ્સરાઓ-કિન્નરો-પક્ષીઓ અને સર્પો દ્વારા સેવા કરાતો, સ્તુતિ કરાતો તથા મનોહર રીતે (કીર્તિ)ગાન કરાતો, ચન્દ્રમંડળ જેવા ઉજ્જ્વળ, શ્વેત છત્ર તથા ચામર, પંખા વગેરે મહારાજોચિત અન્ય ચિહ્નોથી યુક્ત, અર્ધું સિંહાસન જ જેનું આસન છે તેવી પૌલોમી (ઈન્દ્રાણી) સાથે સભામાં સિંહાસન પર બેઠેલો, ત્રણેય ભુવનોના ઐશ્વર્યનો મદ થવાથી સન્માર્ગનું ઉલ્લંઘન કરનારો (મઘવાન) ઈન્દ્ર અત્યંત શોભતો (હતો). ॥ ૨ ॥ ૩ ॥ ૪ ॥ ૫ ॥ ૬ ॥

જ્યારે ઉપસ્થિત થયેલા વાણીના સ્વામી (બૃહસ્પતિ)ને તે ઈન્દ્રે **'न-अभ्यनन्दत'** આદર ન આપ્યો, ત્યારે તે અંગિરાપુત્ર બૃહસ્પતિ ત્યાંથી નીકળીને ચૂપચાપ પોતાના ઘરે આવ્યા, એમ આઠ શ્લોકોનો સંબંધ છે. અનાદરના કારણરૂપ મદને દર્શાવા માટે તે મદને વિશેષતાપૂર્વક કહે છે. ત્રણેય ભુવનોના ઐશ્વર્યનો મદ થવાથી ઉલ્લંઘિત થયો છે સન્માર્ગ જેના દ્વારા તે ઈન્દ્ર ॥ ૨ ॥

**'परिश्रितः'** વીંટળાયેલો ઈન્દ્ર ॥ ૩ ॥ ૪ ॥

**'आस्थानम्'** સભા, તેમાં **'अध्यासनम्'** સિંહાસન, તેની ઉપર બેઠેલો ઈન્દ્ર ॥ ૫ ॥

**'पारमेष्ठ्यैः'** મહારાજાને ઉચિત એવાં ચિહ્નોથી– આસનના અર્ધા ભાગમાં બેઠેલી શચીપૌલોમી સાથે શોભાયમાન થતા ॥ ૬ ॥

તેણે જ્યારે પોતાના અને દેવોના, સભામાં આવેલા પરમ આચાર્યને, સામે ઊભા થવું, આસન આપવું વગેરે દ્વારા આદર ન આપ્યો, ॥ ૭ ॥

प्रत्युत्थानादिना नाभ्यनन्दत नादृतवान् ॥ ७ ॥

સામે ઊભા થવું વગેરે દ્વારા '**न-अभ्यनन्दत**' આદર કર્યો નહીં. ॥ ૭ ॥

**वाचस्पतिं मुनिवरं सुरासुरनमस्कृतम् ।**
**नोच्चचालासनादिन्द्रः पश्यन्नपि सभागतम् ॥ ८**

દેવો અને અસુરો દ્વારા નમસ્કાર કરાયેલા એવા વાચસ્પતિ મુનિવરને સભામાં આવેલા જોવા છતાં ઈન્દ્ર આસન પરથી જરા પણ હલ્યો નહીં, ॥ ૮ ॥

न चोच्चचाल आसन एव स्थितोऽपि किञ्चिन्न चलितवान् ॥ ८ ॥

'**न च उत्-चचाल**' આસન ઉપર જ બેઠેલો હોવા છતાં જરા પણ હલ્યો નહીં. ॥ ૮ ॥

**ततो निर्गत्य सहसा कविराङ्गिरसः प्रभुः ।**
**आययौ स्वगृहं तूष्णीं विद्वान् श्रीमदविक्रियाम् ॥ ९**

ત્યારે લક્ષ્મીના મદથી થતા વિકારને જાણતા એવા ત્રિકાળદર્શી, મહાસમર્થ, અંગિરાપુત્ર બૃહસ્પતિ ત્યાંથી એકાએક નીકળી જઈને ચૂપચાપ પોતાને ઘેર આવ્યા. ॥ ૯ ॥

श्रीमदेन या विक्रिया तां विद्वान् जानन् ॥ ९ ॥

લક્ષ્મીના મદથી જે વિકાર થાય છે તેને '**विद्वान्**' જાણતા એવા બૃહસ્પતિ ॥ ૯ ॥

**तर्ह्येव प्रतिबुद्ध्येन्द्रो गुरुहेलनमात्मनः ।**
**गर्हयामास सदसि स्वयमात्मानमात्मना ॥ १०**

તે જ સમયે પોતાનાથી થયેલી, ગુરુની અવહેલના જાણીને ઈન્દ્રે સભામાં સ્વયં પોતે જ પોતાની નિંદા કરી. ॥ ૧૦ ॥

प्रतिबुध्यानुस्मृत्य ॥ १० ॥

'**प्रतिबुद्ध्य**' જાણીને ॥ ૧૦ ॥

**अहो बत ममासाधु कृतं वै दभ्रबुद्धिना ।**
**यन्मयैश्वर्यमत्तेन गुरुः सदसि कात्कृतः ॥ ११**

અરેરે, ખેદની વાત છે કે મારું (આ) કૃત્ય અત્યંત ખરાબ છે, કે જે અલ્પ બુદ્ધિવાળા અને ઐશ્વર્યથી છકી ગયેલા મારા વડે (ભરી) સભામાં ગુરુ(દેવ) તિરસ્કૃત થયા. ॥ ૧૧ ॥

मम कृतं कर्म अहो असाधु। यद्यस्माद्दभ्रबुद्धिनाल्पमतिना मया कात्कृतस्तिरस्कृतः ॥ ११ ॥

અરે રે, મારું કરેલું કર્મ ખરાબ છે કે જે '**दभ्रबुद्धिना**' અલ્પ બુદ્ધિ એવા મારા વડે ગુરુદેવ '**कात्कृतः**' તિરસ્કૃત થયા. ॥ ૧૧ ॥

**को गृध्येत् पण्डितो लक्ष्मीं त्रिविष्टपपतेरपि ।**
**ययाहमासुरं भावं नीतोऽद्य विबुधेश्वरः ॥ १२**

જે (લક્ષ્મી) વડે સાત્ત્વિક દેવોનો ઈશ્વર એવો હું પણ આજે અસુરોના (રજોગુણી) ભાવને પ્રાપ્ત થયો, તે સત્યલોકના અધિપતિની લક્ષ્મીને કયો વિવેકી પુરુષ ઈચ્છે? ॥ ૧૨ ॥

विबुधानां सात्त्विकानां देवानामीश्वरोऽप्यहम् ॥ १२ ॥

'**विबुधानाम्**' સાત્ત્વિક એવા દેવોનો ઈશ્વર હોવા છતાં પણ હું ॥ ૧૨ ॥

ननु सिंहासनस्थो राजाऽभ्युत्थानं न कुर्यादिति वृद्धा वदन्ति तत्राह—**य इति** द्वाभ्याम्।

શંકા કરે છે કે સિંહાસન પર વિરાજમાન થયેલો રાજા અભ્યુત્થાન ન કરે, એમ વૃદ્ધજનો કહે છે. તે માટે બે શ્લોકો વડે ઉત્તર આપે છે— **'ये इति।'**

**ये पारमेष्ठ्यं धिषणमधितिष्ठन् न कञ्चन।**
**प्रत्युत्तिष्ठेदिति ब्रूयुर्धर्मं ते न परं विदुः॥ १३**

સાર્વભૌમ રાજસિંહાસન પર બેઠેલો (સમ્રાટ) કોઈની સામે (પ્રત્યુત્થાન) ઊભો ન થાય, એમ જે લોકો કહે (છે), તેઓ શ્રેષ્ઠ ધર્મને જાણતા નથી.॥ ૧૩॥

धिषणमासनम्॥ १४॥

**'धिषणम्'** સિંહાસન॥ ૧૩॥

**तेषां कुपथदेष्टॄणां पततां तमसि ह्यधः।**
**ये श्रद्दध्युर्वचस्ते वै मज्जन्त्यश्मप्लवा इव॥ १४**

તે કુમાર્ગે દોરનારાઓ અને તેથી ઘોર નરકમાં પડનારાઓનાં વચન ઉપર જેઓ શ્રદ્ધા રાખે (છે), તેઓ પથ્થરની નાવમાં બેસનારાઓની જેમ (નરકસમુદ્રમાં) ડૂબી જાય છે.॥ ૧૪॥

कुपथं दिशन्त्युपदिशन्त्युत्पथदेष्टारस्तेषां वचः। अश्ममयः प्लवो येषां ते यथा मज्जन्तं प्लवमनु मज्जन्ति तद्वत्॥ १४॥

કુપથ **'दिशन्ति'** બતાવે છે. કુમાર્ગે દોરનારાઓ, તેમનાં વચન ઉપર– પથ્થરની નાવ જેમની છે તેવા લોકો જેમ ડૂબતી નાવ સાથે ડૂબી જાય છે તેની જેમ॥ ૧૪॥

**अथाहममराचार्यमगाधधिषणं द्विजम्।**
**प्रसादयिष्ये निशठः शीर्ष्णा तच्चरणं स्पृशन्॥ १५**

આથી દેવોના ગુરુ, અગાધ બુદ્ધિવાળા દ્વિજ બૃહસ્પતિને, શઠતારહિત થઈ, મસ્તકથી તેમના ચરણસ્પર્શ કરતો હું પ્રસન્ન કરીશ.॥ ૧૫॥

अगाधा गम्भीरा धिषणा यस्य तम्। निशठः शाठ्यहीनः सन्॥ १५॥

**'अगाधा'** ગંભીર, અથાહ બુદ્ધિ છે જેમની તે બૃહસ્પતિને **'निशठः'** શઠતારહિત થઈને॥ ૧૫॥

**एवं चिन्तयतस्तस्य मघोनो भगवान् गृहात्।**
**बृहस्पतिर्गतोऽदृष्टां गतिमध्यात्ममायया॥ १६**

તે ઈન્દ્ર આ પ્રમાણે વિચાર કરતો હતો ત્યારે ભગવાન બૃહસ્પતિ (ઈન્દ્રનો વિચાર જાણી લઈ) પોતાની ઉત્કૃષ્ટ માયા વડે ઘરમાંથી અંતર્ધાન થયા.॥ ૧૬॥

अधिकया आत्ममायया॥ १६॥

(**'अधि'**) ઉત્કૃષ્ટ એવી પોતાની માયાથી ॥ ૧૬॥

**गुरोर्नाधिगतः संज्ञां परीक्षन् भगवान् स्वराट्।**
**ध्यायन् धिया सुरैर्युक्तः शर्म नालभतात्मनः॥ १७**

ઐશ્વર્યાદિથી યુક્ત (ભગવાન હોવા છતાં) સર્વદેવાધિપતિ (સ્વરાટ્) ઈન્દ્ર ગુરુનું સ્થાન ચોતરફ શોધતો હોવા છતાં પણ શોધી શક્યો નહીં. ત્યારે (સર્વ) દેવોની સાથે બુદ્ધિથી વિચાર કરતો તે શાંતિ પ્રાપ્ત કરી શક્યો નહીં.॥ ૧૭॥

गुरोः संज्ञां ज्ञानोपायं परीक्षमाणोऽपि नाधिगतोऽप्राप्तः सन्॥ १७॥

ગુરુનું સ્થાન જાણવાનો ઉપાય ચોતરફ શોધતો હોવા છતાં પણ '**न अधिगतः**' શોધી શક્યો નહીં.॥ ૧૭॥

**तच्छ्रुत्वैवासुराः सर्व आश्रित्यौशनसं मतम्।**
**देवान् प्रत्युद्यमं चक्रुर्दुर्मदा आततायिनः॥ १८**

(બૃહસ્પતિ અને ઈન્દ્ર વચ્ચેના અણબનાવની) તે (વાત) સાંભળીને ઉગામેલાં અસ્ત્રોવાળા તથા દુષ્ટ મદવાળા સર્વ અસુરોએ ઉશનસ્‌ના પુત્ર શુક્રાચાર્યના આદેશ અનુસાર દેવો સામે યુદ્ધ કરવાનો આરંભ કર્યો.॥ ૧૮॥

आततायिन उद्यतास्त्राः॥ १८॥

'**आततायिनः**' ઉગામેલા અસ્ત્રોવાળા॥ ૧૮॥

**तैर्विसृष्टेषुभिस्तीक्ष्णैर्निर्भिन्नाङ्गोरुबाहवः।**
**ब्रह्माणं शरणं जग्मुः सहेन्द्रानतकन्धराः॥ १९**

તે (અસુરો) વડે છોડવામાં આવેલાં તીક્ષ્ણ બાણો વડે છેદાઈ ગયેલાં મસ્તકો, સાથળો અને બાહુઓવાળા દેવો નતમસ્તક થઈ ઈન્દ્રની સાથે બ્રહ્માજીને શરણે ગયા.॥ ૧૯॥

निर्भिन्नान्यङ्गान्युत्तमाङ्गानि शिरांसि ऊरवो बाहवश्च येषाम्॥ १९॥

છેદાઈ ગયેલાં '**अङ्गानि**' ઉત્તમ અંગો અર્થાત્ મસ્તકો, સાથળો અને બાહુઓ છે જેમનાં॥ ૧૯॥

**तांस्तथाभ्यर्दितान् वीक्ष्य भगवानात्मभूरजः।**
**कृपया परया देव उवाच परिसान्त्वयन्॥ २०**

॥ २०॥

આ પ્રમાણે તેમને (દેવોને) (અસુરો દ્વારા) અત્યંત દુઃખી થયેલા જોઈને અત્યંત કૃપા (દયા)થી સાન્ત્વન આપતા સ્વયંભૂ ભગવાન બ્રહ્મદેવ બોલ્યા.॥ ૨૦॥ ૨૦॥

ब्रह्मोवाच

**अहो बत सुरश्रेष्ठा ह्यभद्रं वः कृतं महत्।**
**ब्रह्मिष्ठं ब्राह्मणं दान्तमैश्वर्यान्नाभ्यनन्दत॥ २१**

બ્રહ્માજી બોલ્યા – અહો! હે શ્રેષ્ઠ દેવો, ખેદની વાત છે કે તમારું કૃત્ય મહા અમંગળ છે! ઐશ્વર્ય (ના મદને કારણે છકી જવા)થી બ્રહ્મનિષ્ઠ, જિતેન્દ્રિય બ્રાહ્મણનો તમે સત્કાર ન કર્યો!॥ ૨૧॥

वो युष्माकं कृतं करणं महदभद्रम्। तदाह— ब्रह्मिष्ठमिति। नाभ्यनन्दत नाभिनन्दितवन्तः॥ २१॥

'**वः**' તમારું '**कृतम्**' કૃત્ય મહા અમંગળ છે. તે કહે છે— '**ब्रह्मिष्ठम् इति**' '**नाभ्यनन्दत**' સત્કાર કર્યો નહીં.॥ ૨૧॥

**तस्यायमनयस्यासीत् परेभ्यो वः पराभवः।**
**प्रक्षीणेभ्यः स्ववैरिभ्यः समृद्धानां च यत् सुराः॥ २२**

હે દેવો, તમે પોતે જ જેમના હણનારા છો તેવા અત્યંત નિર્બળ (અસુર) શત્રુઓથી સમૃદ્ધિશાળી એવા તમારો જે પરાજય થયો એ, તે અનીતિના ફળરૂપ છે.॥ ૨૨॥

परेभ्यः शत्रुभ्यो वः पराभव इति यदयं तस्याऽनयस्यान्यायस्य सम्बन्धी फलरूप आसीत्। उक्तं च—

'ब्राह्मणं कुलसम्पन्नं भक्तं विष्णोर्महात्मनः।
आयान्तं वीक्ष्य नोत्तिष्ठेत्स दुःखैः परिभूयते॥'
इति।

स्वयमेव वैरिणो हन्तारो येषां तेभ्यः॥ २२॥

**'परेभ्यः'** શત્રુઓ દ્વારા તમારો જે પરાભવ થયો એ, તે **'अनयस्य'** અન્યાયના કે અનીતિના સંબંધના ફળરૂપ હતો. કહેવાયું છે કે 'કુળવાન, મહાત્મા, વિષ્ણુભક્ત બ્રાહ્મણને આવતો જોઈને જે ઊભો થતો નથી, તે દુઃખોથી પરાજિત થાય છે.' દેવો પોતે જ **'वैरिणः'** હણનારા છે જેમના તેમનાથી (અસુરોથી)॥ ૨૨॥

गुरुतिरस्कारसत्कारावेवापचयोपचयकारण-मित्यसुरदृष्टान्तेनाह—**मघवन्निति**।

ગુરુનો તિરસ્કાર અવનતિનું અને સત્કાર ઉન્નતિનું કારણ છે, એમ અસુરોના દૃષ્ટાન્ત વડે કહે છે— **'मघवन् इति।'**

**मघवन् द्विषतः पश्य प्रक्षीणान् गुर्वतिक्रमात्।**
**सम्प्रत्युपचितान् भूयः काव्यमाराध्य भक्तितः।**
**आददीरन् निलयनं ममापि भृगुदेवताः॥ २३**

(પૂજ્ય, પૂજાવ્યવહારને જાણનાર) હે મઘવન્ (ઇન્દ્ર), ગુરુના અપમાનથી નિર્બળ બનેલા દેવોને (જો, અને) હમણાં શુક્રાચાર્ય ગુરુને ભક્તિપૂર્વક આરાધીને પુનઃ બળવાન બનેલા શત્રુઓને જો! શુક્રાચાર્ય જેમના ઇષ્ટદેવ છે તેવા તેઓ (તો) મારું સ્થાન પણ પડાવી લે!॥ ૨૩॥

द्विषतः शत्रून्। काव्यं भार्गवं गुरुमेवा-सेव्योपचितान्। उपचितत्वमेवाह। आददीरन्गृह्णीयुः॥ २३॥

**'द्विषतः'** શત્રુઓને (જો)! **'काव्यम्'** ભાર્ગવ શુક્રાચાર્ય ગુરુને જ આરાધીને બળવાન બનેલા (શત્રુ)ઓને જો. શત્રુઓની ઉન્નતિનું જ વર્ણન કરે છે. **'आददीरन्'** પડાવી લે!॥ ૨૩॥

**त्रिविष्टपं किं गणयन्त्यभेद्य-**
**मन्त्रा भृगूणामनुशिक्षितार्थाः।**
**न विप्रगोविन्दगवीश्वराणां**
**भवन्त्यभद्राणि नरेश्वराणाम्॥ २४**

મન્ત્રણાઓ ગુપ્ત રાખનારા અને (શુક્રાચાર્યે આપેલા) શિક્ષણને પરમ પુરુષાર્થ માનનારા શિષ્યો (એવા તે અસુરો) સ્વર્ગને તો ગણે જ શાના? કારણ કે વિપ્રો, ગોવિન્દ ભગવાન અને ગાયો જેમને માટે અનુગ્રહ કરનારા છે, તે નરપતિઓનું (કદાપિ) અમંગળ થતું નથી.॥ ૨૪॥

अभेद्यो मन्त्रो येषाम्। अनुशिक्षितार्थाः शिष्याः यतो विप्रा गोविन्दो गावश्चेश्वरा आनुग्राहका येषां तेषामेवाऽभद्राणि न भवन्त्यन्येषां तु भवन्ति॥ २४॥

જેમની મંત્રણાઓ ગુપ્ત રાખવામાં આવે છે તેવા તથા (શુક્રાચાર્યે આપેલા) શિક્ષણને પરમ પુરુષાર્થ માનનારા શિષ્યો (એવા તે અસુરો) છે, કારણ કે વિપ્રો, ગોવિન્દ ભગવાન અને ગાયો જેમના '**ईश्वराः**' અનુગ્રહ કરનારા છે તેમનું જ અમંગળ નથી થતું, અન્ય જનોનું તો અમંગળ થાય છે.॥ ૨૪॥

**तद् विश्वरूपं भजताशु विप्रं**
**तपस्विनं त्वाष्ट्रमथात्मवन्तम्।**
**सभाजितोऽर्थान् स विधास्यते वो**
**यदि क्षमिष्यध्वमुतास्य कर्म॥ २५**

તેથી હવે (તમે બધા) શીઘ્ર ત્વષ્ટાના પુત્ર, તપસ્વી, જિતેન્દ્રિય બ્રાહ્મણ વિશ્વરૂપની શીઘ્ર સેવા કરો. (તમારા વડે) સમ્માનિત એવા એમનું (અસુરો પ્રત્યેના પક્ષપાતરૂપ) કર્મ જો તમે સહન કરી શકશો, તો તે તમારાં કાર્યો કરશે.॥ ૨૫॥

तत्तस्मात्। अथानन्तरमेव भजत। अस्य कर्मासुरपक्षपातम्॥ २५॥

'**तत्**' તેથી '**अथ**' હવે તરત જ (વિશ્વરૂપની) સેવા કરો. એનું '**कर्म**' અસુરો પ્રત્યેના પક્ષપાતરૂપ કર્મ॥ ૨૫॥

**श्रीशुक उवाच**

**त एवमुदिता राजन् ब्रह्मणा विगतज्वराः।**
**ऋषिं त्वाष्ट्रमुपव्रज्य परिष्वज्येदमब्रुवन्॥ २६**

શ્રીશુકદેવજી બોલ્યા – હે રાજા (પરીક્ષિત), બ્રહ્માજી દ્વારા આ પ્રમાણે કહેવામાં આવેલા તે દેવો નિશ્ચિંત થઈ ત્વષ્ટાના પુત્ર ઋષિ વિશ્વરૂપ પાસે જઈ, ભેટીને આ પ્રમાણે કહેવા લાગ્યા.॥ ૨૬॥

उदिता उक्ताः॥ २६॥

'**उदिताः**' કહેવામાં આવેલા દેવો॥ ૨૬॥

**देवा ऊचुः**

**वयं तेऽतिथयः प्राप्ता आश्रमं भद्रमस्तु ते।**
**कामः सम्पाद्यतां तात पितॄणां समयोचितः॥ २७**

દેવો બોલ્યા – હે તાત, તમારું કલ્યાણ થાઓ! અમે તમારા આશ્રમમાં અતિથિરૂપે આવ્યા છીએ. પિતૃઓની (અમારી) સમયોચિત અભિલાષાને તમે પૂર્ણ કરો!॥ ૨૭॥

**पुत्राणां हि परो धर्मः पितृशुश्रूषणं सताम्।**
**अपि पुत्रवतां ब्रह्मन् किमुत ब्रह्मचारिणाम्॥ २८**

ઉત્તમ પુત્રો પોતે પુત્રવાળા હોય તો પણ માતા-પિતાની સેવા તેમનો પરમ ધર્મ છે, તો પછી હે બ્રહ્મન્, બ્રહ્મચારી પુત્રોને માટે તો કહેવું જ શું?॥ ૨૮॥

॥ २७॥ २८॥

॥ ૨૭॥ ૨૮॥

अतिथीनां पितॄणां च प्रशंसार्थमाहुः—

અતિથિઓની અને પિતૃઓની પ્રશંસા કરવા માટે કહે છે—

**आचार्यो ब्रह्मणो मूर्तिः पिता मूर्तिः प्रजापतेः।**
**भ्राता मरुत्पतेर्मूर्तिर्माता साक्षात् क्षितेस्तनुः॥ २९**

**दयाया भगिनी मूर्तिर्धर्मस्यात्मातिथिः स्वयम्।**
**अग्नेरभ्यागतो मूर्तिः सर्वभूतानि चात्मनः॥ ३०**

आचार्य उपनीय वेदाध्यापकः। ब्रह्मणो वेदस्य मूर्तिः॥ २९॥

धर्मस्यात्मा मूर्तिरतिथिः स्वयं साक्षात्। आत्मनः श्रीविष्णोः। यद्वा आत्मनः स्वस्य। सर्वभूतेष्वात्मदृष्टिः कर्तव्येत्यर्थः॥ ३०॥

**तस्मात् पितॄणामार्तानामार्तिं परपराभवम्।**
**तपसाऽपनयंस्तात सन्देशं कर्तुमर्हसि॥ ३१**

परेभ्यः पराभव एवार्तिस्ताम्॥ ३१॥

सन्देशमाहुः—**वृणीमह इति**।

**वृणीमहे त्वोपाध्यायं ब्रह्मिष्ठं ब्राह्मणं गुरुम्।**
**यथाञ्जसा विजेष्यामः सपत्नांस्तव तेजसा॥ ३२**
॥ ३२॥

ननूपाध्यायत्वे कनिष्ठस्य ममाभिवन्दनं करिष्यथ तच्च गर्हितं तत्राहुः—**नेति**।

આચાર્ય વેદની મૂર્તિ છે, પિતા બ્રહ્માજીની મૂર્તિ છે, ભાઈ ઇન્દ્રની મૂર્તિ છે, માતા સાક્ષાત્ પૃથ્વીની મૂર્તિ છે.॥ ૨૯॥

બહેન દયાની મૂર્તિ છે, અતિથિ સ્વયં ધર્મનું સ્વરૂપ છે, અભ્યાગત અગ્નિનું સ્વરૂપ છે તથા સર્વ પ્રાણીઓ આત્માનું સ્વરૂપ છે અથવા પરમાત્મા શ્રીવિષ્ણુનું સ્વરૂપ છે.॥ ૩૦॥

‘**आचार्यः**’ ઉપનયન સંસ્કાર આપીને વેદનું અધ્યાપન કરનાર આચાર્ય ‘**ब्रह्मणः**’ વેદનું સ્વરૂપ છે.॥ ૨૯॥

ધર્મની ‘**आत्मा**’ મૂર્તિ ‘**स्वयम्**’ સાક્ષાત્ અતિથિ છે. ‘**आत्मनः**’ આત્મસ્વરૂપ શ્રીવિષ્ણુનું સ્વરૂપ સર્વ પ્રાણીઓ છે અથવા પોતાના આત્માનું સ્વરૂપ (સર્વ પ્રાણીઓ છે). માટે સર્વ પ્રાણીઓમાં આત્મદૃષ્ટિ કરવી જોઈએ, એમ અર્થ છે.॥ ૩૦॥

માટે હે તાત, દુઃખી થયેલા તમારા પિતૃઓના, શત્રુઓ તરફથી મળેલા પરાજયરૂપી દુઃખને તપથી દૂર કરતા એવા તમે અમારી આજ્ઞાનું પાલન કરવા યોગ્ય છો.॥ ૩૧॥

શત્રુઓ તરફથી મળેલો પરાજય એ જ દુઃખ, તેને (દૂર કરતા તમે)॥ ૩૧॥

(દેવો વિશ્વરૂપને) સંદેશ જણાવે છે—‘**वृणीमहे इति।**’

શ્રેષ્ઠ બ્રહ્મનિષ્ઠ, બ્રાહ્મણ અને ગુરુ એવા તમારું અમે ઉપાધ્યાય તરીકે વરણ કરીએ છીએ. તમારા તેજથી શત્રુઓ ઉપર અમે અનાયાસે વિજય પ્રાપ્ત કરી લઈશું.॥ ૩૨॥ ૩૨॥

શંકા કરે છે કે (તમારા બધાથી) સૌથી નાનો (હોવા છતાં) તમે મને (વિશ્વરૂપને) ઉપાધ્યાય તરીકે (સ્વીકારીને) પ્રણામ કરશો, તે તો નિંદનીય લેખાશે. તે માટે દેવો (વિશ્વરૂપને) ઉત્તર આપે છે કે તે નિંદનીય નહીં ગણાય.

**न गर्हयन्ति ह्यर्थेषु यविष्ठाङ्घ्र्यभिवादनम्।**
**छन्दोभ्योऽन्यत्र न ब्रह्मन् वयो ज्यैष्ठ्यस्य कारणम्॥ ३३**

હે બ્રહ્મન્, કાર્ય સાધવાના પ્રયોજન નિમિત્તે અત્યંત યુવાનના ચરણમાં કરવામાં આવેલા અભિવાદનની (શાસ્ત્રકારો) નિંદા કરતા નથી. વેદમંત્રો(ના જ્ઞાન) સિવાયની બાબતમાં અવસ્થા જ્યેષ્ઠતાનું કારણ છે. (પરંતુ વેદમંત્રો શીખવામાં નહીં.)॥ ૩૩॥

अर्थेषु प्रयोजननिमित्तं यविष्ठानामभिवादनं न निन्दन्ति। किञ्च छन्दोभ्यो मन्त्रेभ्योऽन्यत्र वयो ज्यैष्ठ्यस्य कारणं न तु मन्त्रेषु। अतोऽस्मभ्यं मन्त्रदातृत्वेन त्वमेव ज्येष्ठो भविष्यसि।

પોતાનું કાર્ય સાધવાના પ્રયોજન નિમિત્તે અત્યંત યુવાનને કરવામાં આવેલા અભિવાદનની (શાસ્ત્રકારો) નિંદા નથી કરતા. વળી, '**छन्दोभ्यः अन्यत्र**' વેદમંત્રો(ના જ્ઞાન) સિવાયની બાબતમાં અવસ્થા જ્યેષ્ઠતાનું કારણ છે, પરંતુ વેદમંત્રો (શીખવા) બાબતમાં નહીં. (અર્થાત્ વેદજ્ઞતા એ જ જ્યેષ્ઠતાનું કારણ છે.) આથી અમને મંત્ર પ્રદાન કરનાર તરીકે તમે જ જ્યેષ્ઠ બનશો.

यद्वा छन्दोभ्योऽन्यत्र वेदान्विहाय वय एव ज्यैष्ठ्यस्य कारणं न भवति, किन्तु वेदा एव मुख्यं कारणम्। तत्साम्ये तु वयः। वेदज्ञत्वाच्च त्वमेव ज्येष्ठ इत्यर्थः॥ ३३॥

અથવા '**छन्दोभ्यः अन्यत्र**' વેદજ્ઞાન સિવાય અન્યત્ર કેવળ અવસ્થા જ જ્યેષ્ઠતાનું કારણ નથી બનતી. વેદજ્ઞાન હોવું એ જ (જ્યેષ્ઠતાનું) મુખ્ય કારણ છે. તે (વેદજ્ઞતા) બંનેમાં સમાન હોય તો વય જ્યેષ્ઠતાનું કારણ બને છે. વેદજ્ઞ હોવાથી તમે જ જ્યેષ્ઠ છો, એમ અર્થ છે.॥ ૩૩॥

**बा.प्र.**—वेदज्ञत्वमेव ज्येष्ठत्वकारणम् 'सर्वा देवता वेदविदि ब्राह्मणे निवसन्ति' इति श्रुतेः।

વેદજ્ઞતા હોવી એ જ જ્યેષ્ઠતાનું કારણ છે. 'સર્વ દેવો વેદ જાણનાર બ્રાહ્મણમાં નિવાસ કરે છે.' એવી શ્રુતિ છે.

**ऋषिरुवाच**

**अभ्यर्थितः सुरगणैः पौरोहित्ये महातपाः।**
**स विश्वरूपस्तानाह प्रसन्नः श्लक्ष्णया गिरा॥ ३४॥**

ઋષિ (શ્રીશુકદેવજી) બોલ્યા – દેવગણો દ્વારા પુરોહિતપદ માટે પ્રાર્થના કરાયેલા મહાતપસ્વી વિશ્વરૂપ પ્રસન્ન થઈ મધુર વાણીથી તેમને કહેવા લાગ્યા.॥ ૩૪॥ ૩૪॥

निन्दितमपीदं युष्मद्याच्ञाभङ्गभयेन करिष्यामीत्याह सार्धेन।

નિંદા કરવામાં આવી હોવા છતાં પણ તમારી યાચના ભંગ થવાના ભયથી આ પુરોહિતપણું હું કરીશ, એમ દોઢ શ્લોકથી (વિશ્વરૂપ) કહે છે.

विश्वरूप उवाच

**विगर्हितं धर्मशीलैर्ब्रह्मवर्चउपव्ययम्।**
**कथं नु मद्विधो नाथा लोकेशैरभियाचितम्।**
**प्रत्याख्यास्यति तच्छिष्यः स एव स्वार्थ उच्यते॥ ३५**

विगर्हितं पौरोहित्यं धर्मशीलैः अधर्महेतुत्वात्। किञ्च ब्रह्मवर्चउपव्ययं पूर्वसिद्धस्य ब्रह्मवर्चसो व्ययकरम्। प्रत्याख्यातुं च मादृशो नार्हतीत्याह—कथं न्विति। तेषां शिष्यः शिक्षणार्हः। स एव प्रत्याख्यानाभाव एव हि शिष्यस्य स्वार्थ उच्यते॥ ३५॥

ननु पौरोहित्येन धनलाभाद्धर्मः सिद्ध्येत्। अन्यथा निर्धनस्य कुतो धर्मः। अत एव तेन लोको हृष्यति तत्राह।

**अकिञ्चनानां हि धनं शिलोञ्छनं**
**तेनेह निर्वर्तितसाधुसत्क्रियः।**
**कथं विगर्ह्यं नु करोम्यधीश्वराः**
**पौरोधसं हृष्यति येन दुर्मतिः॥ ३६**

अकिञ्चनानां शिलोञ्छनं हि धनम्। क्षेत्रे स्वाम्युपेक्षितकणिशोपादानं शिलम्। हट्टादौ पतितव्रीह्यादेरुपादानमुञ्छनम्। इह

વિશ્વરૂપ બોલ્યા – હે સ્વામીઓ, ધર્મશીલ જનો દ્વારા નિંદ્ય એવું બ્રહ્મતેજનો નાશ કરનારું (પુરોહિતપણું) કે જે (તમારા જેવા) લોકપાલો વડે યાચવામાં આવ્યું છે, તેનો તમારો શિષ્ય કેવી રીતે અસ્વીકાર કરે? તેનો અસ્વીકાર ન કરવો તે જ તેનો સ્વાર્થ કહેવામાં આવ્યો છે.॥ ૩૫॥

ધર્મશીલ જનો દ્વારા પુરોહિતપણાની નિંદા કરવામાં આવી છે, કારણ કે તે અધર્મના કારણરૂપ છે. વળી, તે '**ब्रह्मवर्च-उपव्ययम्**' પૂર્વે સિદ્ધ કરેલા બ્રહ્મતેજનો નાશ કરનારું છે. તેવા પુરોહિતપણાનો અસ્વીકાર કરવા માટે મારા જેવો સમર્થ નથી, એમ કહે છે. કેવી રીતે સમર્થ નથી? તે દેવોનો '**शिष्यः**' શિક્ષણ પ્રાપ્ત કરવા યોગ્ય- '**सः एव**' અસ્વીકાર ન કરવો, તે જ શિષ્યનો સ્વાર્થ કહેવાયો છે.॥ ૩૫॥

શંકા કરવામાં આવી છે કે પુરોહિતપણું કરવાથી ધનલાભ અને તેનાથી ધર્મ સિદ્ધ થાય. નહીં તો નિર્ધન મનુષ્ય ધર્મ કેવી રીતે સાધી શકે? આથી જ તેવું પુરોહિતપણું કરવાથી તો લોકો પ્રસન્ન થાય છે! તે માટે ઉત્તર આપે છે.

શિલ અને ઉંછ અકિંચનોનું (તપસ્વીઓનું) ખરેખર ધન છે અને તેનાથી (શિલોંછનથી) અહીં (ગૃહસ્થાશ્રમમાં) સાધુજનોનાં સત્કાર્યો સધાય છે. તો પછી હે અધીશ્વરો, જેનાથી દુર્બુદ્ધિ મનુષ્ય (જ) પ્રસન્ન થાય છે તેવું નિંદ્ય પુરોહિતપણું હું શા માટે આચરું?॥ ૩૬॥

શિલ અને ઉંછ– એ જ અકિંચન તપસ્વીઓનું ધન છે. (લણણી પછી) ખેતરમાં પડી ગયેલાં ધાન્યનાં કણસલાં ખેતરના માલિક દ્વારા જતાં કરવામાં આવ્યાં હોય છે. તે કણસલાં વીણી લાવવાં તે શિલ કહેવાય છે અને બજારમાં (લેવડ-દેવડ કરતાં) પડી ગયેલા ડાંગર વગેરે

गृहाश्रमे तेनैव निर्वर्तिता साधूनां सत्क्रिया येन ॥ ३६ ॥

અનાજના દાણા વગેરે વીણી લાવવા તે ઉંછ કહેવાય છે. '**इह**' અહીં ગૃહસ્થાશ્રમમાં સાધુજનોનાં (અગ્નિહોત્રાદિ લક્ષણવાળાં) સત્કાર્યો જેના વડે સાધવામાં આવે છે તે (શિલોંછવૃત્તિથી) ॥ ૩૬ ॥

**तथापि न प्रतिब्रूयां गुरुभिः प्रार्थितं कियत्।**
**भवतां प्रार्थितं सर्वं प्राणैरर्थैश्च साधये ॥ ३७**

તેમ છતાં પણ (નિંદનીય એવું આ પુરોહિતપણું કરવાની હું) ના નહીં પાડું, (કારણ કે) ગુરુજનો દ્વારા માગણી જ કેટલી કરવામાં આવી છે? આપનો સર્વ મનોરથ (અને અન્ય પણ) પ્રાણથી અને ધનથી પણ હું સિદ્ધ કરીશ. ॥ ૩૭ ॥

कियदेतत्प्रार्थितमल्पमेव। अभ्यधिकमपि करिष्यामीत्याह—**भवतामिति** ॥ ३७ ॥

એ માગણી છે જ કેટલી? અલ્પ જ છે. (તદ્‌ઉપરાંત) આનાથી અધિક પણ સિદ્ધ કરીશ, એમ કહે છે— '**भवतामिति।**' ॥ ૩૭ ॥

**श्रीशुक उवाच**

**तेभ्य एवं प्रतिश्रुत्य विश्वरूपो महातपाः।**
**पौरोहित्यं वृतश्चक्रे परमेण समाधिना ॥ ३८**

શ્રીશુકદેવજી બોલ્યા – તેમને (દેવતાઓને) આ પ્રમાણે વચન આપીને, વરણ કરાયેલા મહાતપસ્વી વિશ્વરૂપે અત્યંત પ્રયત્નપૂર્વક ચિત્તની એકાગ્રતાથી પુરોહિતપણું કરવા માંડ્યું. ॥ ૩૮ ॥

परमेण समाधिना परमोद्यमेन ॥ ३८ ॥

'**परमेण समाधिना**' અત્યંત પ્રયત્નપૂર્વક ॥ ૩૮ ॥

**सुरद्विषां श्रियं गुप्तामौशनस्यापि विद्यया।**
**आच्छिद्यादान्महेन्द्राय वैष्णव्या विद्यया विभुः ॥ ३९**

દેવોના શત્રુઓની લક્ષ્મી શુક્રાચાર્યની વિદ્યા વડે રક્ષાયેલી હોવા છતાં સમર્થ વિશ્વરૂપે (શ્રીનારાયણ-કવચાત્મિકા) વૈષ્ણવી વિદ્યાથી (અસુરો પાસેથી) લક્ષ્મી આંચકી લઈને ઈન્દ્રને આપી દીધી. ॥ ૩૯ ॥

वैष्णव्या श्रीनारायणकवचात्मिकया ॥ ३९ ॥

'**वैष्णव्या**' શ્રીનારાયણકવચાત્મિકા વૈષ્ણવી વિદ્યા વડે ॥ ૩૯ ॥

**यया गुप्तः सहस्राक्षो जिग्येऽसुरचमूर्विभुः।**
**तां प्राह स महेन्द्राय विश्वरूप उदारधीः ॥ ४०**

જે વૈષ્ણવી વિદ્યાથી રક્ષણ પામેલા ઈન્દ્રે સમર્થ થઈ અસુરોની સેનાઓને જીતી લીધી તે વિદ્યા તે ઉદાર બુદ્ધિવાળા વિશ્વરૂપે ઈન્દ્રને કહી. (પ્રદાન કરી.) ॥ ૪૦ ॥

असुरचमूर्दैत्यसेनाः ॥ ४० ॥

'**असुरचमूः**' દૈત્યોની સેનાઓને ॥ ૪૦ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां षष्ठस्कन्धे सप्तमोऽध्यायः ॥ ७ ॥

इति श्रीमद्भागवते महापुराणे षष्ठस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां सप्तमोऽध्यायः ॥ ७ ॥

❋❋❋❋❋

# अथाष्टमोऽध्यायः

## નારાયણકવચનો ઉપદેશ

अष्टमे विश्वरूपस्तु वर्म नारायणात्मकम्।
इन्द्राय प्राह येनेन्द्रो गुप्तो दैत्यानथाजयत्॥ १

આઠમા અધ્યાયમાં વિશ્વરૂપ નારાયણસ્વરૂપ કવચ ઈન્દ્રને કહે છે કે જેનાથી રક્ષાયેલો ઈન્દ્ર પછી દૈત્યોને જીતી લે છે.॥ ૧॥

राजोवाच

**यया गुप्तः सहस्राक्षः सवाहान् रिपुसैनिकान्।**
**क्रीडन्निव विनिर्जित्य त्रिलोक्या बुभुजे श्रियम्॥ १**

**भगवंस्तन्ममाख्याहि वर्म नारायणात्मकम्।**
**यथाऽऽततायिनः शत्रून् येन गुप्तोऽजयन्मृधे॥ २**

त्रिलोक्याः सम्बन्धिनीं श्रियम्॥ १॥ २॥

રાજા (પરીક્ષિત) બોલ્યા – હે ભગવાન (શુકદેવજી), જે કવચની વિદ્યા વડે રક્ષાયેલા સહસ્રાક્ષે (ઈન્દ્રે) શત્રુઓના વાહનસહિત યોદ્ધાઓને (ચતુરંગી સેનાઓને) અનાયાસે જીતી લઈને ત્રૈલોક્યનું રાજ્ય ભોગવ્યું, તે નારાયણસ્વરૂપ કવચ આપ મને કહો. તેમ જ જે (સહાયભૂત) કવચ વડે રક્ષાયેલા ઈન્દ્રે વધ માટે ઉદ્યત થયેલા આતતાયી (આક્રમણકારી) શત્રુઓને યુદ્ધમાં જે રીતે જીત્યા (તે પણ મને કહો).॥ ૧॥ ૨॥

ત્રૈલોક્યના રાજ્યને॥ ૧॥ ૨॥

श्रीशुक उवाच

**वृतः पुरोहितस्त्वाष्ट्रो महेन्द्रायानुपृच्छते।**
**नारायणाख्यं वर्माह तदिहैकमनाः शृणु॥ ३**

॥ ३॥

શ્રીશુકદેવજી બોલ્યા – પુરોહિતરૂપે વરાયેલા ત્વષ્ટાના પુત્રે (વિશ્વરૂપે) પૃચ્છા કરતા (પૂછતા) ઈન્દ્રને આ નારાયણકવચ કહ્યું હતું, તે તમે અહીં એકાગ્ર મનથી (સાવધાન થઈને) સાંભળો.॥ ૩॥ ૩॥

विश्वरूप उवाच

**धौताङ्घ्रिपाणिराचम्य सपवित्र उदङ्मुखः।**
**कृतस्वाङ्गकरन्यासो मन्त्राभ्यां वाग्यतः शुचिः॥ ४**

**नारायणमयं वर्म सन्नह्येद् भय आगते।**
**पादयोर्जानुनोरूर्वोरुदरे हृद्यथोरसि॥ ५**

વિશ્વરૂપ બોલ્યા – જ્યારે ભયનો અવસર ઉપસ્થિત થયો હોય ત્યારે જેણે હાથ-પગ ધોયેલા છે તેવા મનુષ્યે આચમન કરી, (હાથમાં) દર્ભની મુદ્રિકા (વીંટી) ધારણ કરી, ઉત્તર દિશા તરફ મુખ રાખી (અષ્ટાક્ષર તથા દ્વાદશાક્ષર એ બે) મંત્રોથી પોતાનો અંગન્યાસ તથા કરન્યાસ કરી, મૌન ધારણ કરી, પવિત્ર થઈને નારાયણકવચ ધારણ કરવું. તેમાં '**ॐ नमो नारायणाय**' - 'ॐ' જેનો આદિ અને 'य' જેનો અંત છે

**मुखे शिरस्यानुपूर्व्यादोङ्कारादीनि विन्यसेत्।**
**ॐ नमो नारायणायेति विपर्ययमथापि वा॥ ६**

मन्त्राभ्यामष्टाक्षरद्वादशाक्षराभ्याम्। कृतः स्वाङ्गेषु करयोश्च न्यासो येन॥ ४॥

नारायणमयं वर्म सन्नह्येद् बध्नीयात्। तत्राष्टाक्षरेण पादाद्यष्टाङ्गेषु न्यासमाह— पादयोरिति सार्धेन॥ ५॥

प्रणवसम्पुटितमोंकाराद्येकैकमक्षरं विन्यसेत्। विपर्ययं यथा भवत्येवं शिरआदिपादान्तं वा विन्यसेत्। उत्पत्तिन्यासं संहारन्यासं वा कुर्यादित्यर्थः ॥ ६॥

તે (આઠ અક્ષરના) મંત્રનો ક્રમશઃ બે પગ, બે ઘૂંટણ, બે સાથળ, પેટ, હૃદય, વક્ષ:સ્થળ, મુખ અને મસ્તકમાં ન્યાસ કરવો. અથવા અવળા ક્રમથી (એટલે પ્રથમ મસ્તકથી શરૂ કરી **'य'** અક્ષરથી માંડીને અંતે પગમાં) ન્યાસ કરવો. ॥૪॥૫॥૬॥

**'मन्त्राभ्याम्'** અષ્ટાક્ષર તથા દ્વાદશાક્ષર એ બે મંત્રોથી– પોતાનાં અંગોમાં તથા બન્ને કરમાં કરવામાં આવ્યો છે ન્યાસ જેના વડે॥૪॥

નારાયણસ્વરૂપ કવચ **'संनह्येत्'** બાંધવું (ધારણ કરવું). તેમાં પગ વગેરે આઠ અંગોમાં (અષ્ટાક્ષર મંત્રના) આઠ અક્ષરોથી દોઢ શ્લોક વડે ન્યાસ કહે છે— **'पादयोः इति।'** ॥૫॥

મંત્રના એક એક અક્ષરને ૐકારથી માંડીને પ્રણવ અર્થાત્ ૐકારનો સંપુટ કરીને ન્યાસ કરવો. અથવા જે રીતે અવળા ક્રમથી થાય તેમ અર્થાત્ શિર આદિ પાદના અંતમાં (**'य'** કારથી એક એક અક્ષરનો અવળા ક્રમે મસ્તક વગેરે અંગોમાં) ન્યાસ કરવો. સૃષ્ટિન્યાસ અથવા સંહારન્યાસ કરવો, એમ અર્થ છે.॥૬॥

**करन्यासं ततः कुर्याद् द्वादशाक्षरविद्यया।**
**प्रणवादियकारान्तमङ्गुल्यङ्गुष्ठपर्वसु ॥ ७**

द्वादशाक्षरस्योद्धारः प्रणवादियकारान्तमिति। प्रणवसम्पुटितमेकैकमक्षरं दक्षिणतर्जनीमारभ्य

પછી (**'ॐ नमो भगवते वासुदेवाय'**) દ્વાદશાક્ષર મંત્ર વડે આંગળીઓ તથા અંગૂઠાના વેઢાઓમાં 'ૐ'કારથી માંડીને **'य'**કાર સુધીના અક્ષરોનો કરન્યાસ કરવો.॥૭॥

દ્વાદશાક્ષર મંત્રના ૐકારથી માંડીને **'य'**કાર સુધીના અક્ષરોનો ન્યાસ કરવો. (આ મંત્રના) એક એક અક્ષરનો પ્રણવમાં સંપુટ કરી જમણા હાથની તર્જનીથી માંડી ડાબા હાથની તર્જની સુધીની આંગળીઓમાં (આઠ અક્ષરો સ્થાપ્યા)

वामतर्जनीपर्यन्तमङ्गुलीषु। परिशिष्टमक्षरचतुष्टय-मङ्गुष्ठयोराद्यन्तपर्वसु न्यसेत्॥ ७॥*

पछी बाकीना चार अक्षरो बंने हाथना बे अंगूठाना उपर-नीचेना बंने वेढाओमां स्थापवा. ॥ ७॥*

मन्त्रान्तरन्यासमाह—**न्यसेदिति**।

બીજા મન્ત્રથી કરવાના ન્યાસનું વર્ણન કરે છે— **‘न्यसेत् इति।’**

**न्यसेद्धृदय ओङ्कारं विकारमनु मूर्धनि।**
**षकारं तु भ्रुवोर्मध्ये णकारं शिखया दिशेत्॥ ८**

**वेकारं नेत्रयोर्युञ्ज्यान्नकारं सर्वसन्धिषु।**
**मकारमस्त्रमुद्दिश्य मन्त्रमूर्तिर्भवेद् बुधः॥ ९**

**सविसर्गं फडन्तं तत् सर्वदिक्षु विनिर्दिशेत्।**
**ॐ विष्णवे नम इति॥ १०**

(ત્યાર પછી ‘**ॐ विष्णवे नमः**’ એ મંત્રથી અંગન્યાસ કરવો. તેમાં) ‘ॐ’કારનો હૃદયમાં ન્યાસ કરવો. (ॐકાર બોલીને હૃદયનો સ્પર્શ કરવો). ‘**वि**’ કારનો પછી મસ્તકમાં ન્યાસ કરવો. ‘**ष**’ કારનો બે ભ્રૂકુટિઓની વચમાં ન્યાસ કરવો. ‘**ण**’ કારનો શિખામાં ન્યાસ કરવો. ‘**वे**’ કારનો નેત્રોમાં ન્યાસ કરવો. ‘**न**’ કારનો સર્વ સંધિઓમાં ન્યાસ કરવો અને વિસર્ગસહિત ‘**म**’ કારનો ‘**मः अस्त्राय फट्**’ એમ ‘**फट्**’ સુધી બોલી સર્વ દિશાઓના બંધન માટે ન્યાસ કરવો. આ પ્રમાણે જ્ઞાની મનુષ્યે (મંત્રોથી ન્યાસાદિ કરી) મંત્રસ્વરૂપ થવું. એ પ્રમાણે ‘**ॐ विष्णवे नमः**’ એ અંગન્યાસનો મંત્ર છે.॥ ૮॥ ૯॥ ૧૦॥

षकारणकारयोर्विश्लेषेण षडक्षराणि हृदयादिषु न्यसेत्॥ ८॥

‘**ष**’ કાર અને ‘**ण**’ કાર (‘**ष्ण**’) બન્નેને છૂટા પાડવાથી (‘**ॐ**’ ને ન ગણતાં) છ અક્ષરોનો હૃદય વગેરેમાં ન્યાસ કરવો.॥ ૮॥

---

* **वंशीधरी—**प्रणवसम्पुटितमुभयत्र प्रणवं दत्त्वेत्यर्थः। तथा हि ॐ ॐ ॐ पादयोः। ॐ न ॐ जानुनोः। ॐ मो ॐ ऊर्वोः। ॐ ना ॐ उदरे। ॐ रा ॐ हृदि। ॐ य ॐ उरसि। ॐ णा ॐ मुखे। ॐ य ॐ शिरसीति। इति उत्पत्तिन्यासः।

ॐ य ॐ शिरसि। ॐ णा ॐ मुखे। ॐ य ॐ उरसि। ॐ रा ॐ हृदि। ॐ ना ॐ उदरे। ॐ मो ॐ ऊर्वोः। ॐ न ॐ जानुनोः। ॐ ॐ ॐ पादयोरिति। इति संहारन्यासः।

प्रणवादीति। ॐ ॐ ॐ दक्षिणतर्जन्याम्। ॐ न ॐ दक्षिणमध्यमायाम्। ॐ मो ॐ दक्षिणानामिकायम्। ॐ भ ॐ दक्षिणकनिष्ठिकायाम्। ॐ ग ॐ वामकनिष्ठिकायाम्। ॐ व ॐ वामानामिकायाम्। ॐ ते ॐ वाममध्यमायाम्। ॐ वा ॐ वामतर्जन्याम्। ॐ सु ॐ दक्षिणाङ्गुष्ठोर्ध्वपर्वणि। ॐ दे ॐ दक्षिणाङ्गुष्ठाध:पर्वणि। ॐ वा ॐ वामाङ्गुष्ठोर्ध्वपर्वणि। ॐ य ॐ वामाङ्गुष्ठाध:पर्वणीति विवेकः।

मकारमस्त्रमुद्दिश्य ध्यात्वा ॥ ९ ॥

तन्मकारास्त्रं 'मः अस्त्राय फट्' इत्येवं दिग्बन्धे विनिर्दिशेत् ॥ १० ॥

**आत्मानं परमं ध्यायेद् ध्येयं षट्शक्तिभिर्युतम् ।**
**विद्यातेजस्तपोमूर्तिमिमं मन्त्रमुदाहरेत् ॥ ११**

ध्येयमीश्वररूपमात्मानं ध्यायेत् । षट्शक्तिभिरैश्वर्यादिभिर्भगशब्दवाच्याभिः । विद्या च तेजश्च तपश्च मूर्तिर्यस्य तम् । इमं वक्ष्यमाणं श्रीमन्नारायणकवचाख्यम् ॥ ११ ॥

**ॐ हरिर्विदध्यान्मम सर्वरक्षां**
**न्यस्ताङ्घ्रिपद्मः पतगेन्द्रपृष्ठे ।**
**दरारिचर्मासिगदेषुचाप-**
**पाशान् दधानोऽष्टगुणोऽष्टबाहुः ॥ १२**

अष्टगुणोऽणिमाद्यष्टैश्वर्ययुक्तः ॥ १२ ॥

'अणिमा महिमा मूर्तेर्लघिमा प्राप्तिरिन्द्रियैः ।
प्राकाम्यं श्रुतदृष्टेषु शक्तिप्रेरणमीशिता ॥

**'म'** કારનો અસ્ત્રને ઉદ્દેશીને, ધ્યાન કરીને (ન્યાસ કરવો). ॥ ૯ ॥

**'म'** કારરૂપી અસ્ત્રને **'मः अस्त्राय फट्'** એ પ્રમાણે કહીને દિગ્બંધ માટે સંકેત કરવો. ॥ ૧૦ ॥

આ પછી છ શક્તિથી (ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્યથી) યુક્ત (પરિપૂર્ણ) અને ધ્યાન કરવા યોગ્ય પરમાત્માનું ધ્યાન કરીને વિદ્યા, તેજ અને તપ:સ્વરૂપ આ (નારાયણકવચરૂપી) મંત્રનો પાઠ કરવો જોઈએ. ॥ ૧૧ ॥

**'ध्येयम्'** ધ્યાન કરવું, ઈશ્વરસ્વરૂપ **'आत्मानम्'** આત્માનું– **'षट्शक्तिभिः'** ઐશ્વર્યાદિ **'भग'** શબ્દથી ઓળખાતી છ શક્તિઓથી યુક્ત આત્માનું ધ્યાન કરવું તથા વિદ્યા, તેજ અને તપ જેનું સ્વરૂપ છે તેનો, આ (હવે) કહેવામાં આવનાર શ્રીમન્નારાયણકવચ નામના મંત્રનો (પાઠ કરવો.) ॥ ૧૧ ॥

ૐ પક્ષીરાજ ગરુડની પીઠ ઉપર જેમણે પોતાનાં ચરણકમળ રાખેલાં છે, શંખ-ચક્ર-ઢાલ-તલવાર-ગદા-બાણ-ધનુષ્ય તથા પાશ જેમણે ધારણ કર્યાં છે, જે (અણિમાદિ) આઠ સિદ્ધિઓવાળા છે અને આઠ આયુધ ધારણ કરવા માટે જે આઠ બાહુઓ ધરાવે છે તેવા શ્રીહરિ મારી સર્વ દેશમાં અને સર્વ કાળમાં રક્ષા કરો. ॥ ૧૨ ॥

**'अष्टगुणः'** અણિમાદિ આઠ ઐશ્વર્યોથી યુક્ત શ્રીહરિ ॥ ૧૨ ॥

અણિમા, મહિમા, લઘિમા (આ ત્રણ સિદ્ધિઓ) દેહને લગતી છે. ઈન્દ્રિયો સાથે (તેના અધિષ્ઠાતા દેવરૂપે સંબંધ કરવો તે) પ્રાપ્તિ, સાંભળેલા અને જોયેલા વિષયોનો અનુભવ કરવો તે પ્રાકામ્ય, સર્વમાં સામર્થ્ય પ્રેરવું તે ઈશિતા,

गुणेष्वसङ्गो वशिता यत्कामस्तदवस्यति।
एता मे सिद्धयः सौम्य अष्टावौत्पत्तिका मताः ॥'

ગુણોમાં સંગ ન થવો તે વશિતા અને જે સુખને ઈચ્છે તે પ્રાપ્ત કરે તે કામાવસાયિતા. હે સૌમ્ય (ઉદ્ધવ), આ આઠ મારી સ્વાભાવિક સિદ્ધિઓ જાણવી. (શ્રીમદ્ ભા.૧૧/૧૫/૪,૫)

**जलेषु मां रक्षतु मत्स्यमूर्ति-**
**र्यादोगणेभ्यो वरुणस्य पाशात्।**
**स्थलेषु मायावटुवामनोऽव्यात्**
**त्रिविक्रमः खेऽवतु विश्वरूपः॥ १३**

મત્સ્યાવતાર ધારણ કરનાર ભગવાન જળચર પ્રાણીઓના સમૂહરૂપ વરુણના પાશથી જળમાં મારી રક્ષા કરો. માયા વડે (અર્થાત્ સ્વેચ્છાએ) બટુકરૂપ બનેલા વામન પૃથ્વી (સ્થળ) પર મારી રક્ષા કરો. (બલિ પાસેથી ત્રિભુવન ગ્રહણ કરવા માટે જેમનાં વિશાળ પગલાં છે તેવા) વિશ્વરૂપ ત્રિવિક્રમ ભગવાન આકાશમાં મારી રક્ષા કરો.॥૧૩॥

यादसां गणा एव वरुणस्य पाशस्तस्मात् ॥ १३ ॥

જળચર પ્રાણીઓનો સમૂહ એ જ વરુણનો પાશ, તેનાથી (મારી રક્ષા કરો).॥૧૩॥

**दुर्गेष्वटव्याजिमुखादिषु प्रभुः**
**पायान्नृसिंहोऽसुरयूथपारिः ।**
**विमुञ्चतो यस्य महाट्टहासं**
**दिशो विनेदुर्न्यपतंश्च गर्भाः॥ १४**

ઘોર અટ્ટહાસ્ય કરનાર જે નૃસિંહ ભગવાનથી સર્વ દિશાઓ ગાજી ઊઠી હતી અને (તે સાંભળીને ગર્ભિણી દૈત્યપત્નીઓના) ગર્ભ પડી ગયા હતા તથા અસુરોના જૂથના અધિપતિ (હિરણ્યકશિપુ) જેમના શત્રુ છે તે નૃસિંહ ભગવાન અરણ્ય, રણભૂમિ વગેરે વિકટ સ્થાનોમાં મારી રક્ષા કરો.॥૧૪॥

अटवी आजिमुखं सङ्ग्रामोपक्रमश्च आदिर्येषां तेषु सङ्कटस्थानेषु॥ १४॥

અરણ્ય, રણભૂમિ, (વગેરે વિકટ સ્થાનોમાં) **'आजिमुखम्'** સંગ્રામનો આરંભ તથા પર્વતાદિ સ્થાનો છે જેમાં તે વિકટ સ્થાનોમાં॥૧૪॥

**रक्षत्वसौ माऽध्वनि यज्ञकल्पः**
**स्वदंष्ट्रयोन्नीतधरो वराहः।**
**रामोऽद्रिकूटेष्वथ विप्रवासे**
**सलक्ष्मणोऽव्याद् भरताग्रजोऽस्मान्॥ १५**

પોતાની દાઢ વડે (રસાતળમાંથી) પૃથ્વીનો જેમણે ઉદ્ધાર કર્યો તેવા યજ્ઞમૂર્તિ વરાહ ભગવાન માર્ગમાં, ભગવાન પરશુરામ પર્વતનાં શિખરો પર અને ભરતના મોટાભાઈ શ્રીરામચન્દ્રજી લક્ષ્મણ સહિત પ્રવાસમાં (દેશાંતરમાં) મારી રક્ષા કરો.॥૧૫॥

असौ प्रसिद्धो वराहो मा मामध्वनि रक्षतु। यज्ञैरवयवरूपैः कल्प्यते निरूप्यत इति तथा। उन्नीता उद्धृता धरा येन सः। अद्रिकूटेषु गिरिशिखरेषु। रामो जामदग्न्यः ॥ १५ ॥

'**असौ**' એ પ્રસિદ્ધ વરાહ ભગવાન માર્ગમાં '**मा**' મારી રક્ષા કરો. યજ્ઞરૂપ અવયવો વડે '**कल्प्यते**' સમર્થ બનાવે તે યજ્ઞકલ્પ, તેવા– '**उन्नीता**' ઊંચી કરવામાં આવી છે પૃથ્વી જેના દ્વારા તે. '**आद्रिकूटेषु**' પર્વતનાં શિખરો પર– '**रामः**' જમદગ્નિના પુત્ર પરશુરામ ॥ ૧૫ ॥

**मामुग्रधर्मादखिलात् प्रमादा-**
**न्नारायणः पातु नरश्च हासात्।**
**दत्तस्त्वयोगादथ योगनाथः**
**पायाद्गुणेशः कपिलः कर्मबन्धात्॥ १६**

ભગવાન નારાયણ (મારણ, મોહન આદિ) ભયંકર અભિચારોથી અને સર્વ પ્રકારના (વિહિત-અકરણરૂપી) પ્રમાદથી મારી રક્ષા કરો. નર ભગવાન ગર્વથી રક્ષા કરો. યોગના સ્વામી ભગવાન દત્તાત્રેય યોગભ્રષ્ટ સ્થિતિથી (યોગનાં વિઘ્નોથી) મારી રક્ષા કરો અને (સત્ત્વાદિ ત્રણ) ગુણોના સ્વામી કપિલદેવ (સત્ત્વાદિગુણ પ્રેરિત) કર્મના બંધનમાંથી મારી રક્ષા કરો. ॥ ૧૬ ॥

उग्रधर्मादभिचारादिलक्षणात् हासाद् गर्वान्नरोऽवतु। दत्तो दत्तात्रेयः अयोगाद्योगभ्रंशात् ॥ १६ ॥

'**उग्रधर्मात्**' (મારણ, મોહન વગેરે) ભયંકર અભિચારાદિ લક્ષણોથી– '**हासात्**' ગર્વથી ભગવાન નર રક્ષા કરો. '**दत्तः**' દત્તાત્રેય ભગવાન '**अयोगात्**' યોગભ્રષ્ટ સ્થિતિથી (રક્ષા કરો). ॥ ૧૬ ॥

**सनत्कुमारोऽवतु कामदेवा-**
**द्धयशीर्षा मां पथि देवहेलनात्।**
**देवर्षिवर्यः पुरुषार्चनान्तरात्**
**कूर्मो हरिर्मां निरयादशेषात्॥ १७**

સનત્કુમાર કામદેવના વેગથી મારી રક્ષા કરો. હયગ્રીવ ભગવાન રસ્તે જતાં, દેવતાઓના અનાદરથી (મૂર્તિઓને પ્રણામ ન કરવારૂપ અપરાધથી) રક્ષણ કરો. દેવર્ષિઓમાં શ્રેષ્ઠ નારદમુનિ પરમાત્માની સેવામાં આવતાં વિઘ્નોથી રક્ષણ કરો તેમ જ કૂર્માવતાર શ્રીહરિ સર્વ પ્રકારનાં નરકોથી મારી રક્ષા કરો. ॥ ૧૭ ॥

पथि यद्देवानां हेलनं नमस्कारमकृत्वा गमनं तस्मात्। पुरुषार्चनस्यान्तराद्देवपूजाच्छिद्राद्-द्वात्रिंशदपराधरूपान्नारदः ॥ १७ ॥

માર્ગમાં (રસ્તે જતાં) દેવતાઓને '**हेलनम्**' નમસ્કાર કર્યા વિના ચાલી જવારૂપ અપરાધ, તેમાંથી (રક્ષા કરો). પરમાત્માની સેવાના '**अन्तरात्**' વિચ્છેદ, વિઘ્ન, અપરાધથી દેવસેવામાં થતા બત્રીસ અપરાધરૂપ છિદ્રોથી દેવર્ષિશ્રેષ્ઠ નારદજી (રક્ષા કરો.) ॥ ૧૭ ॥

**वंशीधरी**—द्वात्रिंशदपराधास्तु पञ्चरात्रे—

यानैर्वा पादुकैर्वापि गमनं भगवद्गृहे।
देवोत्सवाद्यसेवा च ह्यप्रणामस्तदग्रतः॥ १

उच्छिष्टे वाऽप्यशौचे वा भगवद्वन्दनादिकम्।
एकहस्तप्रणामश्च तत्पुरस्तात्प्रदक्षिणाम्॥ २

पादप्रसारणं चाग्रे तथा पर्यङ्कबन्धनम्।
शयनं भक्षणं चापि मिथ्याभाषणमेव च॥ ३

उच्चैर्भाषा मिथो जल्पो रोदनादि च विग्रहः।
निग्रहानुग्रहौ चैव नृषु च क्रूरभाषणम्॥ ४

कम्बलावरणं चैव परनिन्दा परस्तुतिः।
अश्लीलभाषणं चैव ह्यधोवायुविमोक्षणम्॥ ५

शक्तौ गौणोपचारश्च ह्यनिवेदितभक्षणम्।
तत्तत्कालोद्भवानां च फलादीनामनर्पणम्॥ ६

विनियुक्तावशिष्टस्य प्रदानं व्यञ्जनादिके।
पृष्ठी कृत्वासनञ्चैव परेषामभिवादनम्॥ ७

નારદ પંચરાત્રમાં બત્રીસ અપરાધો જણાવ્યા છે–

(૧) સવારી ઉપર ચડીને કે પગમાં પાદુકા પહેરીને મંદિરના પ્રાંગણમાં જવું. (૨) (જન્માષ્ટમી વગેરે) દેવોના ઉત્સવો ન કરવા (૩) તથા તેમની સમ્મુખ પ્રણામ ન કરવા.॥ ૧॥

(૪) એઠાં મોઢે કે અપવિત્ર અવસ્થામાં દર્શન કરવાં. (૫) એક હાથે પ્રણામ કરવા. (૬) તેમની સામે જરા રોકાયા વગર પરિક્રમા કરવી.॥ ૨॥

(૭) ભગવાનની સન્મુખ લાંબા પગ કરી બેસવું. (૮) પગ ઊભા કરી બે હાથની આંટી મારી બેસવું. (૯) સૂઈ જવું. (૧૦) ભોજન કરવું. (૧૧) અને અસત્ય બોલવું.॥ ૩॥

(૧૨) મોટેથી બોલવું. (૧૩) પરસ્પર વાતો કરવી. (૧૪) રુદનાદિ કરવાં. (૧૫) કંકાસ કરવો. (૧૬) કોઈને ક્લેશ આપવો. (૧૭) આશીર્વાદ આપવા. (૧૮) મનુષ્યોને કઠોર વચન કહેવાં.॥ ૪॥

(૧૯) કામળાથી આખું શરીર ઢાંકવું. (૨૦) બીજાની નિંદા કરવી. (૨૧) બીજાનાં વખાણ કરવા. (૨૨) અશ્લીલ બોલવું. (૨૩) અધોવાયુ છોડવો.॥ ૫॥

(૨૪) શક્તિ હોવા છતાં સામાન્ય ઉપચારોથી સેવા કરવી. (૨૫) અનિવેદિત ભોજન કરવું. (૨૬) જુદી જુદી ઋતુઓ અનુસાર થતાં ફળો ભગવાનને અર્પણ ન કરવાં (અને પોતે તેમનો ઉપભોગ કરવો).॥ ૬॥

(૨૭) ઉપયોગમાં લીધેલાં વધેલાં પકવાનો ભગવાનને ધરાવવાં. (૨૮) પૂંઠ કરીને બેસવું તથા (૨૯) બીજાને પ્રણામ કરવા.॥ ૭॥

गुरौ मौनं निजस्तोत्रं देवतानिन्दनं तथा।
अपराधा इमे विष्णोर्द्वात्रिंशत्परिकीर्तिताः ॥ ८

(૩૦) મૌન રાખીને ગુરુદેવને પ્રણામનાં વચનો ન કહેવાં. (૩૧) આત્મશ્લાઘા કરવી. (૩૨) દેવનિંદા કરવી. ભગવાન વિષ્ણુની સેવામાં થતા આ બત્રીસ અપરાધો વર્ણવાયા છે. ॥ ૮ ॥

**धन्वन्तरिर्भगवान् पात्वपथ्याद्**
**द्वन्द्वाद् भयादृषभो निर्जितात्मा।**
**यज्ञश्च लोकादवताज्जनान्ताद्**
**बलो गणात् क्रोधवशादहीन्द्रः ॥ १८**

ભગવાન ધન્વન્તરિ રોગજનક દ્રવ્યના ભક્ષણથી, જિતેન્દ્રિય ભગવાન ઋષભદેવ (શીત-ઉષ્ણ, સુખ-દુઃખ વગેરે) દ્વન્દ્વોથી જન્મેલા ભયથી, યજ્ઞપુરુષ ભગવાન લોકાપવાદથી, ભગવાન બલભદ્ર મનુષ્યકૃત ઉપદ્રવોથી, ભગવાન શેષ ક્રોધવશ નામના સર્પોના સમૂહોથી (મારી) રક્ષા કરો. ॥ ૧૮ ॥

लोकाज्जनापवादाद्यज्ञः। जननिमित्तो योऽन्त उपघातस्तस्माद्बलभद्रोऽवतात्। कृतान्तादिति पाठे कृतान्तात्कालाद्रक्षतु। क्रोधवशात्सर्पाणां गणात्। अहीन्द्रः शेषः ॥ १८ ॥

**'लोकात्'** લોકાપવાદથી યજ્ઞપુરુષ–(**'जनान्तात्'**) મનુષ્યોને કારણે જે **'अन्तः'** ઉપદ્રવ થાય છે તેનાથી બલભદ્ર રક્ષા કરો. (**'अवतात्'** આશીર્વાદાર્થ રૂપ છે.) (**'जनान्तात्'** ને બદલે) **'कृतान्तात्'** પાઠમાં કાળથી રક્ષા કરો. **'क्रोधवशात्'** ક્રોધવશ નામના સર્પોના સમૂહથી **'अहि-इन्द्रः'** શેષ ભગવાન (રક્ષા કરો). ॥ ૧૮ ॥

**द्वैपायनो भगवानप्रबोधाद्**
**बुद्धस्तु पाखण्डगणात् प्रमादात्।**
**कल्किः कलेः कालमलात् प्रपातु**
**धर्मावनायोरुकृतावतारः ॥ १९**

ભગવાન વેદવ્યાસ અજ્ઞાનથી મારી રક્ષા કરો. ભગવાન બુદ્ધ પ્રમાદને કારણે વેદવિરુદ્ધ આચારના સમૂહથી રક્ષા કરો તેમ જ ધર્મના રક્ષણ માટે મહાન અવતાર ધારણ કરનાર કલ્કિ ભગવાન કાળના મળરૂપ એવા કળિયુગથી મારી રક્ષા કરો. ॥ ૧૯ ॥

कालमलभूतात्कलेः कल्किः। धर्मावनाय धर्मरक्षणायोरुर्महान्कृतोऽवतारो येन ॥ १९ ॥

કાળના મળરૂપ કળિયુગથી કલ્કિ **'धर्म-अवनाय'** ધર્મના રક્ષણ માટે ધારણ કરાયો છે **'उरुः'** મહાન અવતાર જેના વડે ॥ ૧૯ ॥

**वंशीधरी—**प्रमादादिति। प्रमां यथार्थज्ञानमत्ति नाशयतीति प्रमादस्तस्मात्।

પ્રમા (યથાર્થજ્ઞાન)નો નાશ કરે તે પ્રમાદ, તેનાથી (રક્ષા કરો). **'प्रमा+अद्'**

बुद्धस्य पाखण्डप्रवर्तकत्वात्स एव स्वप्रवर्त्तितपाखण्डसमूहाद्रक्षत्विति भावः।

ભગવાન બુદ્ધ પાખંડ પ્રવૃત્ત કરનાર હોવાથી પોતે પ્રવર્તાવેલા પાખંડ-સમૂહથી (તે ભગવાન બુદ્ધ)જ રક્ષા કરો, એવો ભાવ છે.

दिनस्य षट्सु भागेषु क्रमेण प्रातरादिसंज्ञेषु रात्रेश्च प्रदोषादिसंज्ञेषु रक्षा प्रार्थनम्। मां केशव इति त्रिभिः।

દિવસના છયે ભાગમાં ક્રમ પ્રમાણે પ્રાતઃ વગેરે નામવાળા કાળમાં તથા રાત્રે પ્રદોષાદિ નામવાળા કાળમાં રક્ષા માટેની પ્રાર્થના ત્રણ શ્લોકો વડે કરે છે— **'मां केशवः इति'**

**मां केशवो गदया प्रातरव्याद्**
**गोविन्द आसङ्गवमात्तवेणुः।**
**नारायणः प्राह्ण उदात्तशक्ति-**
**र्मध्यन्दिने विष्णुररीन्द्रपाणिः॥ २०**

ભગવાન કેશવ પ્રાતઃકાળમાં ગદા વડે મારી રક્ષા કરો. વેણુધારી ભગવાન ગોવિંદ સંગવકાળ (સૂર્યોદય પછીના કાળ)પર્યન્ત મારી રક્ષા કરો. ઉત્તમ શક્તિ ધારણ કરનાર ભગવાન નારાયણ પ્રાહ્ણકાળમાં (દિવસના પૂર્વ ભાગમાં) મારી રક્ષા કરો. હાથમાં શ્રેષ્ઠ ચક્રને ધારણ કરનાર ભગવાન વિષ્ણુ મધ્યાહ્નકાળમાં (મારી) રક્ષા કરો.॥ ૨૦॥

आसङ्गवं सङ्गवमभिव्याप्य॥ २०॥

**'आसङ्गवम्'** સંગવકાળ પર્યન્ત– પ્રાતઃકાળની છઠ્ઠીથી દસમી ઘડી સુધીના કાળને સંગવકાળ કહેવાય છે.॥ ૨૦॥

**विजय.**—गोष्ठेभ्यो निर्गत्य यदैकत्र गावः संयुज्यन्ते स काल आसङ्गवः।

ગોષ્ઠોમાંથી નીકળીને જ્યારે ગાયો એકઠી થાય છે તે કાળ આસંગવ.

**देवोऽपराह्णे मधुहोग्रधन्वा**
**सायं त्रिधामाऽवतु माधवो माम्।**
**दोषे हृषीकेश उतार्धरात्रे**
**निशीथ एकोऽवतु पद्मनाभः॥ २१**

મધુદૈત્યનો નાશ કરનાર ઉગ્ર ધનુષ્યધારી દેવ અપરાહ્ણકાળમાં મારી રક્ષા કરો. (બ્રહ્મા, વિષ્ણુ, મહેશ– એમ) ત્રણ શરીરધારી ભગવાન માધવ સાયંકાળમાં મારી રક્ષા કરો. (ઇન્દ્રિયોના સ્વામી) ભગવાન હૃષીકેશ પ્રદોષકાળમાં મારી રક્ષા કરો. અર્ધરાત્રિકાળ તથા નિશીથકાળમાં (એમ બંને કાળમાં) એક પદ્મનાભ પ્રભુ મારી રક્ષા કરો.॥ ૨૧॥

त्रिधामा ब्रह्मादित्रिमूर्तिः श्रीमाधवः। दोषे प्रदोषे आर्धरात्रे अर्धरात्रिपर्यन्ते काले निशीथे चैक एव पद्मनाभोऽवतु॥ २१॥

**'त्रिधामा'** (**त्रिधामन्**) બ્રહ્માદિ ત્રિમૂર્તિ ભગવાન શ્રીમાધવ **'दोषे'** પ્રદોષકાળમાં **'आर्धरात्रे'** અર્ધરાત્રિ સુધીના કાળમાં તથા નિશીથકાળમાં એમ બંને કાળમાં એક પદ્મનાભ પ્રભુ જ રક્ષા કરો.॥ ૨૧॥

**श्रीवत्सधामाऽपररात्र ईशः**
**प्रत्यूष ईशोऽसिधरो जनार्दनः।**
**दामोदरोऽव्यादनुसन्ध्यं प्रभाते**
**विश्वेश्वरो भगवान् कालमूर्तिः॥ २२**

(વક્ષ:સ્થળ ઉપર) શ્રીવત્સચિહ્ન ધરાવનાર ભગવાન શ્રીવત્સધામા અપર (પાછલી) રાત્રે રક્ષા કરો. ઉષ:કાળમાં ભગવાન જનાર્દન ખડ્ગ ધારણ કરીને (મારી) રક્ષા કરો. દિવસ અને રાત્રિના સંધિકાળમાં ભગવાન દામોદર અને કાળસ્વરૂપ ભગવાન વિશ્વેશ્વર પ્રભાતે રક્ષા કરો. ॥ ૨૨ ॥

अपररात्रे ईशः श्रीवत्सधामा अवतु। प्रत्यूष ईशः श्रीजनार्दनः। श्रीदामोदरः प्रभाते। श्रीविश्वेश्वरोऽनुसन्ध्यम्॥ २२॥

પાછલી રાત્રે શ્રીવત્સચિહ્નધારી ઈશ્વર રક્ષા કરો. '**प्रति-उषे**' ઉષ:કાળે ભગવાન જનાર્દન, શ્રીદામોદર પ્રભાતે અને શ્રીવિશ્વેશ્વર દિવસ-રાતના બંને સંધિકાળે ॥ ૨૨ ॥

**अन्वि.**—'जनार्दन इति। जनानामविद्यामर्दयतीति जनार्दनः।'

'जनान् दुर्जनानर्दयति हिनस्ति, नरकादीन् गमयतीति वा जनार्दनः।'

**शंकरानन्दः**—'जनं जननं तत्कारणमज्ञानं च स्वसाक्षात्कारेण अर्दयति हिनस्तीति जनार्दनः।'

જનોની અવિદ્યાનો નાશ કરે છે તે જનાર્દન છે.

દુર્જનોને હણે છે અથવા નરક પ્રાપ્ત કરાવે છે તે જનાર્દન છે.

જનનો (જન્મનો) તથા જન્મના બંધનરૂપ અજ્ઞાનનો પોતાના સાક્ષાત્કારથી નાશ કરે છે તે જનાર્દન છે.

**चक्रं युगान्तानलतिग्मनेमि**
**भ्रमत् समन्ताद् भगवत्प्रयुक्तम्।**
**दन्दग्धि दन्दग्ध्यरिसैन्यमाशु**
**कक्षं यथा वातसखो हुताशः॥ २३**

પ્રલયકાળના અગ્નિ સમાન તીક્ષ્ણ ધારવાળા અને ભગવાન દ્વારા પ્રેરિત તથા હે ચોતરફ ઘૂમતા (સુદર્શન ચક્ર), જેવી રીતે વાયુનો મિત્ર (અથવા વાયુમાંથી જન્મેલો) અગ્નિ સૂકા ઘાસ(ની ગંજી)ને બાળી નાખે છે, તેમ તું શત્રુસૈન્યને સત્વર અતિશય બાળી નાખે છે, એવું ચક્ર તું છે. ॥ ૨૩ ॥

युगान्तानलवत्तिग्मा तीक्ष्णा नेमिर्यस्य तच्चक्रं भगवता प्रयुक्तं सत् अरिसैन्यं दंदग्धि दंदग्धि अतिशयेन दहति।

પ્રલયકાળના અગ્નિ સમાન '**तिग्मा**' તીક્ષ્ણ ('**नेमिः**') ધાર છે જેની તેવું અને ભગવાન દ્વારા પ્રેરાયેલું હોઈ ('**हे समन्तात् भ्रमणशील इति सम्बोधनम्—वं.**' ક્રિયાપદને અનુસરીને સંબોધન લેવું પડે.) હે ચોતરફ ઘૂમતા (સુદર્શન ચક્ર), શત્રુના સૈન્યને '**दन्दग्धि दन्दग्धि**' તું અતિશય બાળી નાખે છે.

तस्यायं स्वभाव एव, न तु तस्मात्प्रार्थनीयमित्यर्थः। यद्वा दन्दग्धीति लोण्मध्यमपुरुषः। अत्र त्वमेवंभूतं चक्रमिति स्वरूपमुक्त्वा सम्बोध्य प्रार्थ्यतेऽतिशयेन दहेति। कक्षं शुष्कतृणम्॥ २३॥

આ તેનો સ્વભાવ જ છે તેથી તે માટે પ્રાર્થના કરવાની જરૂર નથી, એમ અર્થ છે, અથવા– **'दन्दग्धि'** એમ આજ્ઞાર્થ મધ્યમપુરુષ છે. અર્થાત્ 'તું આવું ચક્ર છે.' એમ અહીં સ્વરૂપ વર્ણવીને પછી સંબોધન કરીને પ્રાર્થના કરાય છે (કે હે ચક્ર), તું અતિશય બાળી નાખ! **'कक्षम्'** સૂકા ઘાસની ગંજી॥ ૨૩॥

**गदेऽशनिस्पर्शनविस्फुलिङ्गे**
**निष्पिण्ढि निष्पिण्ढ्यजितप्रियासि।**
**कूष्माण्डवैनायकयक्षरक्षो–**
**भूतग्रहांश्चूर्णय चूर्णयारीन्॥ २४**

જેના તણખાઓનો સ્પર્શ વજ્ર જેવો છે એવી હે ગદા, કોઈથી પણ ન જિતાયેલા અજિત (વિષ્ણુ) ભગવાનની તું પ્રિયા છે (અને હું તેમનો દાસ છું, આથી) કૂષ્માંડ, વૈનાયક, યક્ષ, રાક્ષસ, ભૂત તથા ગ્રહોને કચડી નાખ, કચડી નાખ અને શત્રુઓના ચૂરેચૂરા કરી નાખ.॥ ૨૪॥

अशनिवत्स्पर्शो येषां ते विस्फुलिङ्गा यस्यास्तस्याः सम्बोधनं हे गदे, त्वमजितस्य प्रियाऽसि। अहमच्युतस्य दासः। अतः कूष्मांडादीन्निष्पिण्ढि निष्पिण्ढि सञ्चूर्णय सञ्चूर्णय। अरींश्च चूर्णय चूर्णय। सर्वत्र वीप्सातिशीघ्रत्वाय॥ २४॥

વજ્ર જેવો સ્પર્શ છે જેમનો તેવા તણખા છે જેના, તે (ગદા)નું સંબોધન છે. (વજ્ર સમાન સ્પર્શ ધરાવતા તણખાવાળી) હે ગદા, તું અજિત ભગવાનની પ્રિયા છે. અને હું અચ્યુત ભગવાનનો દાસ છું. આથી કૂષ્માંડ વગેરેને **'निष्पिण्ढि निष्पिण्ढि'** કચડી નાખ, કચડી નાખ! અને (શત્રુઓના) ચૂરેચૂરા કરી નાખ. સર્વત્ર કરવામાં આવેલી દ્વિરુક્તિ અતિશીઘ્રતાનો અર્થ આપવા માટે છે.॥ ૨૪॥

**वंशीधरी—**'वैनायकः इति। प्रबलतर विघ्नः।'

વૈનાયક એટલે પ્રબળતર વિઘ્ન.

વૈનાયક નામનો રાક્ષસોનો એક વિશિષ્ટ વર્ગ છે. (M.W.)

**त्वं यातुधानप्रमथप्रेतमातृ–**
**पिशाचविप्रग्रहघोरदृष्टीन्।**
**दरेन्द्र विद्रावय कृष्णपूरितो**
**भीमस्वनोऽरेर्हृदयानि कम्पयन्॥ २५**

(શંખોમાં) શ્રેષ્ઠ એવા હે (પાંચજન્ય) શંખ, ભગવાન શ્રીકૃષ્ણ દ્વારા ફૂંકાવાને લીધે ભયંકર ધ્વનિ કરનારો તું (મારા) શત્રુઓનાં હૃદયોને કંપાવતો, રાક્ષસ-પ્રમથ-પ્રેત-માતૃકાગણ-પિશાચ બ્રહ્મરાક્ષસ તથા બીજા ભયંકર દૃષ્ટિવાળાઓને હાંકી કાઢ.॥ ૨૫॥

हे दरेन्द्र पाञ्चजन्य, त्वं यातुधानादीन्विद्रावय। विप्रग्रहा ब्रह्मराक्षसाः, येऽन्ये च घोरदृष्टयस्तान् ॥ २५ ॥

हे 'दरेन्द्र' श्रेष्ठ शंખ પાંચજન્ય, તું રાક્ષસ વગેરેને હાંકી કાઢ. 'विप्रग्रहाः' બ્રહ્મરાક્ષસો તથા જે બીજા ભયંકર દૃષ્ટિવાળાઓ છે, તેમને ॥ ૨૫ ॥

**त्वं तिग्मधाराऽसिवरारिसैन्य-**
**मीशप्रयुक्तो मम छिन्धि छिन्धि।**
**चक्षूंषि चर्मन् शतचन्द्र छादय**
**द्विषामघोनां हर पापचक्षुषाम्॥ २६**

तीक्ष्ण ધારવાળી હે ઉત્તમ તલવાર, ભગવાનની પ્રેરણાથી તું મારા શત્રુઓના સૈન્યને છિન્નભિન્ન કરી દે, છિન્નભિન્ન કરી દે. સેંકડો ચન્દ્રાકાર મંડળ ધરાવતી હે ઢાલ, મારા પાપી શત્રુઓનાં નેત્રોને તું ઢાંકી દે તથા તું ઉગ્ર દૃષ્ટિવાળાઓની પાપદૃષ્ટિ હરી લે. ॥ ૨૬ ॥

तिग्मा धारा यस्य हे तिग्मधार असिवर खड्गश्रेष्ठ, त्वं ममारिसैन्यं छिन्धि छिन्धि। शतचन्द्राकाराणि मण्डलानि यस्मिन् हे शतचन्द्र चर्मन्, अघोनामघवतां द्विषां चक्षूंषि छादय, पापचक्षुषां चोग्रदृष्टीनां चक्षूंषि हर॥ २६ ॥

તીક્ષ્ણ ધાર છે જેની તેવી હે તીક્ષ્ણ ધારવાળી '**असिवर**' શ્રેષ્ઠ તલવાર, તું મારા શત્રુઓના સૈન્યને કાપી નાખ, કાપી નાખ. સેંકડો ચન્દ્રાકાર મંડળો જેમાં છે તેવી હે શતચન્દ્રાકાર મંડળ ધરાવતી ઢાલ! '**अघोनाम्**' પાપી શત્રુઓનાં નેત્રોને ઢાંકી દે તથા '**पापचक्षुषाम्**' ઉગ્ર દૃષ્ટિવાળાઓનાં ચક્ષુ હરી લે. ॥ ૨૬ ॥

**यन्नो भयं ग्रहेभ्योऽभूत् केतुभ्यो नृभ्य एव च।**
**सरीसृपेभ्यो दंष्ट्रिभ्यो भूतेभ्योंऽहोभ्य एव वा॥ २७**

**सर्वाण्येतानि भगवन्नामरूपास्त्रकीर्तनात्।**
**प्रयान्तु संक्षयं सद्यो ये नः श्रेयःप्रतीपकाः॥ २८**

ગ્રહોથી, ઉલ્કાપાતોથી, મનુષ્યોથી, સર્પોથી, દાઢોવાળાં પ્રાણીઓથી, ભૂત-પ્રેતોથી અથવા પાપોથી અમને જે ભય થાય, તે સર્વ ભય તથા જેઓ અમારા કલ્યાણમાં વિઘ્ન કરનારાં હોય તે સર્વ, ભગવાનના આ નામરૂપી અસ્ત્રના કીર્તનથી તત્કાળ વિનાશ પામો. ॥ ૨૭ ॥ ૨૮ ॥

यत् येभ्यो भयम्। अंहोभ्यः पापेभ्यः॥ २७॥

'**यत्**' જેમનાથી ભય હોય– '**अंहोभ्यः**' પાપોથી ॥ ૨૭ ॥

श्रेयःप्रतीपका इष्टव्याघातकाः॥ २८॥

'**श्रेयःप्रतीपकाः**' કલ્યાણમાં વિઘ્ન કરનારાં ॥ ૨૮ ॥

**गरुडो भगवान् स्तोत्रस्तोभश्छन्दोमयः प्रभुः।**
**रक्षत्वशेषकृच्छ्रेभ्यो विष्वक्सेनः स्वनामभिः॥ २९**

(બૃહદ્રથન્તર વગેરે) સામવેદના સામગાનથી સ્તુતિ કરાતા વેદમૂર્તિ ગરુડપ્રભુ સર્વ સંકટોથી મારી રક્ષા કરો. તેમ જ ભગવાન વિષ્વક્સેન (અથવા વિષ્વક્સેન નામના પાર્ષદવિશેષ) પણ પોતાનાં નામ વડે (સર્વ દુઃખોમાં મારી રક્ષા કરો). ॥ ૨૯ ॥

स्तोत्राणि बृहद्रथन्तरादिसामानि तैः स्तोभ्यते संस्तूयत इति स्तोत्रस्तोभः। छन्दोमयो वेदमूर्तिः, 'सुपर्णोऽसि गरुत्मान्' इत्यादिश्रुतेः। ऐकपद्यपाठे स्तोभा गीतिपूरकाक्षराणि। स्तोत्रस्तोमेति पाठे सामाधारभूतऋक्समुदायः स्तोमः॥ २९॥

'**स्तोत्राणि**' બૃહદ્રથન્તર વગેરે સામવેદનાં ગાન છે. તેમનાં વડે '**स्तोभ्यते**' સ્તુતિ કરાયેલા એટલે '**स्तोत्रस्तोभः**'. '**छन्दोमयः**' વેદમૂર્તિ– '(હે ઉખાગ્નિ) તું ગરુડની જેમ સુંદર રીતે ઊડનારો છે.' (શુ.ય.મા.સં.૧૨/૪ સંપૂર્ણ મંત્ર નીચે મુજબ છે.) વગેરે શ્રુતિ હોવાથી. (પાઠ કરનારા એકસ્વરે પાઠ કરે ત્યારે સામગાનમાં '**औ, हो, वा, ऊ, औ**'— એવા અક્ષરો) ગાનની પૂર્તિ માટે વપરાય છે. '**स्तोत्रस्तोम**' પાઠમાં, સામવેદની આધારરૂપ ઋચાઓનો સમુદાય એટલે સ્તોમ॥ ૨૯॥

**अन्वि.**—विष्वक् सर्वतः सेना यस्य सः विष्वक्सेनः पार्षदविशेषो वा।

'विष्वगञ्चति पलायते दैत्यसेना यस्य रणोद्योगमात्रेणेति विष्वक्सेनः।'

'सुपर्णोऽसि गरुत्मांस्त्रिवृत्ते शिरो गायत्रं चक्षुर्बृहद्रथन्तरे पक्षौ। स्तोम आत्मा छन्दांस्यङ्गानि यजूंषि नाम। साम ते तनूर्वामदेव्यं यज्ञायज्ञियं पुच्छं धिष्ण्याः शफाः। सुपर्णोऽसि गरुत्मान्दिवं गच्छ स्वः पत॥ ४॥'

જેની સેના સર્વત્ર છે તે વિષ્વક્સેન અથવા પાર્ષદવિશેષ

જેની રણચેષ્ટામાત્રથી દૈત્યસેના સર્વ તરફ પલાયન કરી જાય છે તે વિષ્વક્સેન.

'(હે ઉખાગ્નિ,) તું ગરુડની જેમ સુંદર રીતે ઊડનારો છે. ત્રિવૃત્ સ્તોમ તારું શિરઃસ્થાનીય છે. ગાયત્રાખ્ય સામ નેત્રસ્થાનીય છે. બૃહદ્ તથા રથન્તર સામો પક્ષસ્થાનીય છે. પંચદશ સ્તોમ અંતઃકરણસ્થાનીય છે. (ગાયત્ર્યાદિક એકવીસ) છંદો (હૃદયાદિક) અંગસ્થાનીય છે. '**इषे त्वा**' (ઈત્યાદિ) યજુ નામસ્થાનીય છે. વામદેવ સામ તારું શરીરસ્થાનીય છે. યજ્ઞાયજ્ઞિયાખ્ય સામ પુચ્છસ્થાનીય છે. (હોત્રાદિ) ધિષ્ણ્યસ્થિત અગ્નિઓ ખુર(ખરી)સ્થાનીય છે. હે અગ્નિ, એ રીતે તું ગરુડરૂપ છે. આથી તું આકાશમાં પ્રયાણ કર અને (ત્યાં પણ) તું સ્વર્ગલોકને પ્રાપ્ત થા.' (શુ.ય.મા.સં. ૧૨/૪)

**सर्वापद्भ्यो हरेर्नामरूपयानायुधानि नः।**
**बुद्धीन्द्रियमनःप्राणान् पान्तु पार्षदभूषणाः॥ ३०**

શ્રીહરિનાં નામ, રૂપ, વાહન તથા આયુધો તથા શ્રેષ્ઠ પાર્ષદો અમારાં બુદ્ધિ, ઈન્દ્રિયો, મન તથા પ્રાણનું સર્વ આપત્તિઓથી રક્ષણ કરો.॥ ૩૦॥

नामानि च रूपाणि च यानानि च वाहनानि आयुधानि च नो बुद्ध्यादीन् पान्तु। पार्षदभूषणाः पार्षदमुख्याश्च पान्तु॥ ३०॥

**यथा हि भगवानेव वस्तुतः सदसच्च यत्।**
**सत्येनानेन नः सर्वे यान्तु नाशमुपद्रवाः॥ ३१**

सच्च असच्च मूर्तामूर्तं यत्तत्सर्वं जगत्॥ ३१॥

**यथैकात्म्यानुभावानां विकल्परहितः स्वयम्।**
**भूषणायुधलिङ्गाख्या धत्ते शक्तीः स्वमायया॥ ३२**

**तेनैव सत्यमानेन सर्वज्ञो भगवान् हरिः।**
**पातु सर्वैः स्वरूपैर्नः सदा सर्वत्र सर्वगः॥ ३३**

ऐकात्म्यस्यानुभावोऽनुध्यानं येषां तेषाम्। विकल्पो भेदस्तद्रहितोऽपि॥ ३२॥

सत्यमानेन सत्यभूतेन प्रमाणेन॥ ३३॥

पुनरपि श्रीनृसिंह एव प्रार्थ्यते—विदिक्ष्विति।

**विदिक्षु दिक्षूर्ध्वमधः समन्ता-**
**दन्तर्बहिर्भगवान् नारसिंहः।**
**प्रहापयँल्लोकभयं स्वनेन**
**स्वतेजसा ग्रस्तसमस्ततेजाः॥ ३४**

નામો અને રૂપો તથા '**यानानि**' વાહનો અને આયુધો અમારાં બુદ્ધિ વગેરેની રક્ષા કરો તથા '**पार्षदभूषणाः**' મુખ્ય પાર્ષદો પણ રક્ષા કરો.॥ ૩૦॥

સદ્-અસદ્ (સાકાર-નિરાકાર)રૂપ જે કાંઈ વસ્તુમાત્ર છે તે વાસ્તવમાં ભગવદ્રૂપ જ છે. એ જો શાસ્ત્રપ્રતિપાદિત સત્ય હોય તો એ સત્ય વડે અમારા સર્વ ઉપદ્રવો નાશ પામો.॥ ૩૧॥

'**सत् च असत् च**' મૂર્ત-અમૂર્ત (સાકાર-નિરાકાર, કાર્ય-કારણ) જે કાંઈ છે તે સર્વ જગત (ભગવદ્રૂપ છે). ॥ ૩૧॥

(બધે એક જ આત્મા છે એવો) આત્માના ઐક્યનો અનુભવ કરનારાઓને માટે (ભગવાનનું સ્વરૂપ) સમસ્ત વિકલ્પો (ભેદો)થી રહિત હોવા છતાં ભગવાન પોતે પોતાની માયા વડે (કૌસ્તુભાદિ) ભૂષણો, (સુદર્શનાદિ) આયુધો, (ચતુર્ભુજ, દ્વિભુજાદિ) લિંગ, (રામ-કૃષ્ણાદિ) નામ તથા (જ્ઞાન, ઐશ્વર્યાદિ) શક્તિઓને ધારણ કરે છે, તે જ સત્યના પ્રમાણ વડે સર્વજ્ઞ, સર્વવ્યાપક ભગવાન શ્રીહરિ પોતાનાં સર્વ પ્રકારનાં (ઉક્ત અને અનુક્ત) સ્વરૂપો વડે સદાય સર્વ સ્થળે અમારી રક્ષા કરો.॥ ૩૨॥ ૩૩॥

આત્માના ઐક્યનું '**अनुभावः**' ચિંતન છે જેમનું તેમને, '**विकल्पः**' ભેદ, તેનાથી રહિત (ભગવત્સ્વરૂપ) હોવા છતાં॥ ૩૨॥

'**सत्यमानेन**' સત્યસ્વરૂપ પ્રમાણ દ્વારા॥ ૩૩॥

ફરીથી શ્રીનરસિંહ ભગવાનની જ પ્રાર્થના કરવામાં આવે છે— '**विदिक्षु इति।**'

(પોતાના મહા અટ્ટહાસ્યની) ગર્જનાથી લોકોના ભયનો નાશ કરનાર તથા પોતાના તેજથી સમસ્ત તેજસ્વીઓના પ્રભાવને ગળી જનાર ભગવાન નરસિંહ (સર્વ) ખૂણાઓમાં, દિશાઓમાં, ઉપર, નીચે, સર્વત્ર, અંદર અને બહાર (મારી રક્ષા કરો).॥ ૩૪॥

पात्वित्यनुषङ्गः। यद्वा नारसिंहः प्रह्लादः। स्वनेन श्रीनृसिंहनामगर्जनेन। स्वतेजसा स्वप्रभावेण। ग्रस्तानि समस्तानि दिग्गजविषशस्त्रजलवाय्व-ग्न्यादीनां तेजांसि प्रभावा येन सः॥ ३४॥

**'पातु'** રક્ષા કરો, એમ જોડવું અથવા **'नारसिंहः'** પ્રહ્‌લાદજી– **'स्वनेन'** શ્રીનરસિંહ ભગવાનના નામની ગર્જનાથી તથા **'स्वतेजसा'** પોતાના પ્રભાવથી ગળી જવામાં આવ્યાં છે દિગ્ગજ, વિષ, શસ્ત્ર, જળ, વાયુ, અગ્નિ વગેરે સમસ્તના **'तेजांसि'** પ્રભાવ જેમના દ્વારા તે (પ્રહ્‌લાદજી મારી રક્ષા કરો).॥ ૩૪॥

**मघवन्निदमाख्यातं वर्म नारायणात्मकम्।**
**विजेष्यस्यञ्जसा येन दंशितोऽसुरयूथपान्॥ ३५**

હે ઈન્દ્ર, આ નારાયણસ્વરૂપ કવચ મેં તમને કહ્યું, જેને કવચરૂપે ધારણ કરવાથી અસુરોના અધિપતિઓને તમે સરળતાથી જીતશો.॥ ૩૫॥

दंशितः कवचितः॥ ३५॥

**'दंशितः'** કવચરૂપે ધારણ કરવાથી ॥ ૩૫॥

**एतद् धारयमाणस्तु यं यं पश्यति चक्षुषा।**
**पदा वा संस्पृशेत् सद्यः साध्वसात् स विमुच्यते॥ ३६**

આ (નારાયણ કવચ)ને ધારણ કરનાર મનુષ્ય પોતાની દૃષ્ટિથી જેને જેને જુએ અથવા પગ વડે જેને જેને સ્પર્શ કરે છે, તે તે તત્કાળ ભયમાંથી મુક્ત થાય છે.॥ ૩૬॥

सोऽपि साध्वसाद्भयाद्विमुच्यते॥ ३६॥

તે પણ **'साध्वसात्'** ભયમાંથી મુક્ત થાય છે.।।૩૬।।

**न कुतश्चिद् भयं तस्य विद्यां धारयतो भवेत्।**
**राजदस्युग्रहादिभ्यो व्याघ्रादिभ्यश्च कर्हिचित्॥ ३७**

(આ નારાયણ કવચની) વિદ્યા ધારણ કરનાર મનુષ્યને રાજા, ચોર, ગ્રહાદિ કે વાઘ વગેરે કોઈનાથી ક્યારેય ભય થતો નથી.॥ ૩૭॥

तस्य तु भयं न भवेदेव॥ ३७॥

તેને તો ભય થતો જ નથી.॥ ૩૭॥

एतद्विद्याप्रभावमितिहासेनाह—**इमामिति** सार्धैस्त्रिभिः।

આ વિદ્યાના પ્રભાવને, પૂર્વે બન્યું હતું તે અનુસાર સાડા ત્રણ શ્લોકો વડે વર્ણવે છે— **'इमाम् इति।'**

**इमां विद्यां पुरा कश्चित् कौशिको धारयन् द्विजः।**
**योगधारणया स्वाङ्गं जहौ स मरुधन्वनि॥ ३८**

પૂર્વે કોઈ એક કૌશિક (નામના કે ગોત્રના) બ્રાહ્મણે આ વિદ્યાને ધારણ કરી હતી અને ત્યાર પછી મરુભૂમિમાં યોગધારણા વડે તેણે પોતાના દેહનો ત્યાગ કર્યો હતો.॥ ૩૮॥

मरुधन्वनि निरुदके देशे। अनेन विद्यायाः क्षेत्रतीर्थानपेक्षत्वं दर्शितम्॥ ३८॥

**'मरुधन्वनि'** નિર્જળ મરુભૂમિમાં– આ દ્વારા દર્શાવ્યું છે કે વિદ્યાને ક્ષેત્ર કે તીર્થની અપેક્ષા નથી.॥ ૩૮॥

**तस्योपरि विमानेन गन्धर्वपतिरेकदा।**
**ययौ चित्ररथः स्त्रीभिर्वृतो यत्र द्विजक्षयः॥ ३९**

એક દિવસ સ્ત્રીઓથી ઘેરાયેલો ગંધર્વરાજ ચિત્રરથ વિમાન દ્વારા, જ્યાં (પેલા કૌશિક) બ્રાહ્મણનો દેહત્યાગ થયો હતો તેની ઉપરથી પસાર થયો.॥ ૩૯॥

यत्र द्विजस्य क्षयो देहत्यागस्तस्योपरि॥ ३९॥

જ્યાં બ્રાહ્મણનો '**क्षयः**' દેહત્યાગ થયો હતો તેના ઉપરથી॥ ૩૯॥

**गगनान्यपतत् सद्यः सविमानो ह्यवाक्शिराः।**
**स वालखिल्यवचनादस्थीन्यादाय विस्मितः।**
**प्रास्य प्राचीसरस्वत्यां स्नात्वा धाम स्वमन्वगात्॥ ४०**

તરત જ તે આકાશમાંથી વિમાન સહિત ઊંધે માથે નીચે પડ્યો. વાલખિલ્ય ઋષિના કહેવાથી (તે બ્રાહ્મણે ધારણ કરેલા નારાયણકવચનો પ્રભાવ જાણી) તે બ્રાહ્મણનાં અસ્થિ લઈ પ્રાચી સરસ્વતીમાં પધરાવી, સ્નાન કરી, વિસ્મિત થઈ પોતાના સ્થાને ગયો.॥ ૪૦॥

सद्यस्तत्क्षणादेव गगनान्यपतत्। पाठान्तरे अङ्गनाभिः सह। वालखिल्योपदेशात्तस्यास्थीनि प्रास्य प्रक्षिप्य विस्मितः सन् स्वं धाम गंधर्वलोकं जगाम॥ ४०॥

'**सद्यः**' તે જ ક્ષણે આકાશમાંથી પડ્યો. '**गगनान्यपतत्**' ને બદલે '**साङ्गनो न्यपतत्**' એમ પાઠાન્તરમાં, સ્ત્રીઓ સહિત (નીચે પડ્યો). વાલખિલ્ય ઋષિના ઉપદેશથી તેનાં અસ્થિ '**प्रास्य**' પધરાવીને વિસ્મિત થઈ '**स्वं धाम**' પોતાના સ્થાન ગંધર્વલોકમાં ગયો.॥ ૪૦॥

**श्रीशुक उवाच**

**य इदं शृणुयात् काले यो धारयति चादृतः।**
**तं नमस्यन्ति भूतानि मुच्यते सर्वतो भयात्॥ ४१**

॥ ४१॥

શ્રીશુકદેવજી બોલ્યા – જે મનુષ્ય આને (નારાયણ કવચને) કોઈ પણ કાળે ભક્તિપૂર્વક સાંભળે છે અને ધારણ કરે છે, તેને (સર્વ) પ્રાણીઓ નમન કરે છે અને તે સર્વ પ્રકારના ભયમાંથી મુક્ત થાય છે.॥ ૪૧॥ ૪૧॥

**एतां विद्यामधिगतो विश्वरूपाच्छतक्रतुः।**
**त्रैलोक्यलक्ष्मीं बुभुजे विनिर्जित्य मृधेऽसुरान्॥ ४२**

વિશ્વરૂપ પાસેથી આ (નારાયણકવચ)વિદ્યા પ્રાપ્ત કરીને ઈન્દ્રે સંગ્રામમાં અસુરોને જીતીને ત્રણે લોકની લક્ષ્મી ભોગવી.॥ ૪૨॥

अधिगतः प्राप्तः सन्॥ ४२॥

'**अधिगतः**' પ્રાપ્ત કરીને॥ ૪૨॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां षष्ठस्कन्धे नारायणवर्मकथनं नामाष्टमोऽध्यायः॥ ८॥

इति श्रीमद्भागवते महापुराणे षष्ठस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां अष्टमोऽध्यायः॥ ८॥

*****

# अथ नवमोऽध्यायः

## વિશ્વરૂપનો વધ, વૃત્રાસુર દ્વારા દેવોની હાર, દેવોએ કરેલી ભગવાનની સ્તુતિ તથા ભગવાનનું વરદાન

नवमे विश्वरूपे तु हते शक्रेण कोपतः।
त्वष्ट्रा चोत्पादिते वृत्रे भीतैर्देवैर्हरेः स्तुतिः॥ १

વિશ્વરૂપ ઈન્દ્ર દ્વારા ક્રોધથી હણાયો ત્યારે ત્વષ્ટા વડે વૃત્ર ઉત્પન્ન કરવામાં આવતાં, ભય પામેલા દેવોએ કરેલી શ્રીહરિની સ્તુતિ નવમા અધ્યાયમાં (વર્ણવાઈ) છે.॥ ૧ ॥

श्रीशुक उवाच

**तस्यासन् विश्वरूपस्य शिरांसि त्रीणि भारत।**
**सोमपीथं सुरापीथमन्नादमिति शुश्रुम॥ १**

શ્રીશુકદેવજી બોલ્યા – હે ભરતવંશી રાજા પરીક્ષિત, અમે સાંભળ્યું છે કે વિશ્વરૂપનાં ત્રણ મસ્તકો હતાં. (તેમાંનું) એક મુખ સોમ પીનારું, બીજું મુખ સુરા પીનારું, અને ત્રીજું મુખ અન્ન ખાનારું હતું.॥ ૧ ॥

सोमस्य पीथं पानं यस्मिन् एवं सुरापीथम्। अन्नमत्तीत्यन्नादम्। अत्र 'विश्वरूपो वै त्वाष्ट्रः पुरोहितो देवानामासीत्' इत्यादिश्रुतिरनुसन्धेया॥ १॥

સોમનું '**पीथम्**' પાન થાય છે જેમાં, એ જ પ્રમાણે સુરાનું પાન થાય છે જેમાં, અન્ન ખાય છે તે અન્ન ખાનારું (મુખ). અહીં 'ત્વષ્ટાનો પુત્ર વિશ્વરૂપ જ દેવોનો પુરોહિત હતો', વગેરે શ્રુતિ અનુસંધાન કરવા યોગ્ય છે.॥ ૧ ॥

तस्यासुरपक्षपातमाह—**स वा** इति द्वाभ्याम्।

તે વિશ્વરૂપના અસુરો પ્રત્યેના પક્ષપાતને બે શ્લોકો વડે વર્ણવે છે— '**स वै इति।**'

**स वै बर्हिषि देवेभ्यो भागं प्रत्यक्षमुच्चकैः।**
**अवदद् यस्य पितरो देवाः सप्रश्रयं नृप॥ २**

હે રાજા પરીક્ષિત, દેવો (ત્વષ્ટા વગેરે બાર આદિત્યો) જેના પિતાઓ હતા તે વિશ્વરૂપ યજ્ઞમાં દેવો (પોતાના પિતાઓ હોવાથી) પ્રકટ થાય તેમ ઉચ્ચ સ્વરે વિનયપૂર્વક દેવોને ભાગ (આહુતિ) આપતો હતો.॥ ૨ ॥

प्रत्यक्षं प्रकटं यथा भवति तथा सविनयं देवेभ्यो हविर्भागमिन्द्रायेदमग्नय इदमित्युच्चैरवदत्। अत्र हेतुः—यस्य पितरो देवाः सः॥ २॥

'**प्रत्यक्षम्**' પ્રકટ થાય તે રીતે જાહેરમાં, સવિનય દેવોને '**हविः**' ભાગ (આપતો). આ (આહુતિ) ઈન્દ્રને, આ (આહુતિ) અગ્નિને, એમ મોટેથી બોલતો. તે માટેનું કારણ— દેવો જેના પિતા હતા તેવો તે વિશ્વરૂપ॥ ૨ ॥

असुरेभ्यस्तु परोक्षं गुप्तं भागं ददौ। तदेवाह—

અસુરોને પણ '**परोक्षम्**' ગુપ્ત રીતે ભાગ આપતો હતો. તે જ કહે છે—

**स एव हि ददौ भागं परोक्षमसुरान् प्रति।**
**यजमानोऽवहद् भागं मातृस्नेहवशानुगः॥ ३**

(દેવોનું) યજન કરતો તે જ વિશ્વરૂપ માતા (રચના)ના સ્નેહને વશ થઈ (અસુરોને) અનુસરનારો હોવાથી અસુરોને પણ ગુપ્ત રીતે યજ્ઞભાગ આપતો હતો.॥ ૩॥

देवान्यजमानोऽसावसुरान्प्रति भागमवहत् केनाप्युपायेन प्रापयामास। यतो मातृस्नेहवशेना-सुराननुगच्छति॥ ३॥

દેવોનું યજન કરતો તે, અસુરોને પણ '**भागम् अवहत्**' કોઈ પણ ઉપાયે ભાગ પહોંચાડતો હતો, કારણ કે માતાના સ્નેહને વશ થવાથી અસુરોને અનુસરતો હતો.॥ ૩॥

**तद् देवहेलनं तस्य धर्मालीकं सुरेश्वरः।**
**आलक्ष्य तरसा भीतस्तच्छीर्षाण्यच्छिनद् रुषा॥ ४**

॥ ४॥

દેવોનું તે અપમાન અને ધર્મમાં તેનું કપટ જાણીને ભયભીત એવા દેવરાજ ઈન્દ્રે ક્રોધથી તરત જ તેનાં (ત્રણેય) મસ્તકો કાપી નાખ્યાં.॥ ૪॥ ૪॥

**सोमपीथं तु यत् तस्य शिर आसीत् कपिञ्जलः।**
**कलविङ्कः सुरापीथमन्नादं यत् स तित्तिरिः॥ ५**

॥ ५॥

તેનું જે મસ્તક સોમ પીનારું હતું તે કપિંજલ પક્ષી (ચાતક) થયું, મદિરા પીનારું મસ્તક કલવિંક (ચકલો) પક્ષી થયું અને જે મસ્તક અન્ન ખાનારું હતું તે તેતર પક્ષી થયું.॥ ૫॥ ૫॥

**ब्रह्महत्यामञ्जलिना जग्राह यदपीश्वरः।**
**संवत्सरान्ते तदघं भूतानां स विशुद्धये॥ ६**

(બ્રહ્મહત્યાના પાપનું નિવારણ કરવા માટે) સમર્થ હોવા છતાં પણ તે ઈન્દ્રે બ્રહ્મહત્યાને અંજલિ દ્વારા ગ્રહણ કરી. (અને એ જ રીતે રહીને) વર્ષને અંતે લોકો આગળ પોતાની શુદ્ધિ પ્રકટ કરવા તે પાપને॥ ૬॥

**भूम्यम्बुद्रुमयोषिद्भ्यश्चतुर्धा व्यभजद्धरिः।**
**भूमिस्तुरीयं जग्राह खातपूरवरेण वै॥ ७**

પૃથ્વી, જળ, વૃક્ષો તથા સ્ત્રીઓને ચાર ભાગ કરીને વહેંચી દીધું. પડેલો ખાડો (સમયાન્તરે જાતે જ) પુરાઈ જાય તેવા વચનથી (બાંધીને) પૃથ્વીએ (પાપનો) ચોથો ભાગ ગ્રહણ કર્યો.॥ ૭॥

तां वारयितुं समर्थस्तथापि जग्राह। संवत्सरं तथैव स्थित्वा संवत्सरान्ते भूताक्रोशभीतः सन् भूतानां मध्ये विशुद्धये लोकापवादपरिहाराय स हरिरिन्द्रो भूम्यादिभ्यस्तदघं व्यभजद्विभज्य ददावित्यन्वयः॥ ६॥

તે બ્રહ્મહત્યાને નિવારવા માટે સમર્થ હોવા છતાં પણ (ઈન્દ્રે તેને અંજલિ દ્વારા) ગ્રહણ કરી. એક વર્ષ તે જ રીતે રહીને, વર્ષને અંતે, લોકોના આક્રોશથી ભયભીત થઈ, લોકો આગળ '**विशुद्धये**' પોતાની શુદ્ધિ પ્રકટ કરવા, લોકાપવાદ દૂર કરવા તે '**हरिः**' ઈન્દ્રે ભૂમિ વગેરેને તે પાપ '**व्यभजत्**' વહેંચી આપ્યું, એમ અન્વય છે.॥ ૬॥

तुरीयं चतुर्थं भागम्। खातस्य गर्तस्य पूरः पूरणं तेन वरेण। यदि खातपूरणं स्वत एव भविष्यति तर्हि ग्रहीष्यामीत्येवं भाषाबन्धेन जग्राहेत्यर्थः ॥ ७ ॥

**'तुरीयम्'** ચોથો ભાગ– તે વરદાન વડે **'खातस्य'** ખાડાનું **'पूरः'** પુરાવું– જો ખાડાનું પુરાણ જાતે જ થશે તો (હત્યાનું પાપ) ગ્રહણ કરીશ, એમ વચનબદ્ધ કરીને પાપને ગ્રહણ કર્યું, એમ અર્થ છે. ॥ ૭ ॥

**ईरणं ब्रह्महत्याया रूपं भूमौ प्रदृश्यते।**
**तुर्यं छेदविरोहेण वरेण जगृहुर्द्रुमाः ॥ ८**

પૃથ્વીમાં ઊષરભૂમિ દેખાય છે તે બ્રહ્મહત્યાનું સ્વરૂપ છે. 'કાપવામાં આવે ત્યારે ફરીથી ઊગીએ' એવા વરદાનથી વૃક્ષોએ ચોથો ભાગ ગ્રહણ કર્યો. ॥ ૮ ॥

ईरणमूषरम्। अत एवोषरेऽध्ययनादि निषिध्यते। छेदे सति पुनर्विरोहः प्ररोहो भवत्विति वरेण ॥ ८ ॥

**'ईरणम्'** ઊષરભૂમિ– આથી જ ઊષરભૂમિ ઉપર અધ્યયનાદિનો નિષેધ કરવામાં આવ્યો છે. કાપવામાં આવે ત્યારે ફરીથી **'विरोहः'** ઊગે એવા વરદાનથી ॥ ૮ ॥

**तेषां निर्यासरूपेण ब्रह्महत्या प्रदृश्यते।**
**शश्वत्कामवरेणांहस्तुरीयं जगृहुः स्त्रियः ॥ ९**

તેમનામાં (વૃક્ષોમાં) ગુંદરરૂપે બ્રહ્મહત્યા દેખાય છે. 'નિત્ય કામભોગ'ના વરદાનથી સ્ત્રીઓએ પાપનો ચોથો ભાગ ગ્રહણ કર્યો. ॥ ૯ ॥

निर्यासरूपेण ब्रह्महत्याया दृष्टत्वान्निर्यासो न भक्ष्यः। शश्वत्कामवरेण यावत्प्रसवं गर्भानुपघातेनैव सम्भोगवरेण ॥ ९ ॥

ગુંદરરૂપે બ્રહ્મહત્યા દેખાતી હોવાથી ગુંદર ન ખાવો જોઈએ. **'शश्वत्कामवरेण'** પ્રસવ થાય ત્યાં સુધી ગર્ભને હાનિ ન પહોંચે તે રીતે સંભોગના વરદાનથી।।૯।।

**रजोरूपेण तास्वंहो मासि मासि प्रदृश्यते।**
**द्रव्यभूयोवरेणापस्तुरीयं जगृहुर्मलम् ॥ १०**

(બ્રહ્મહત્યાનું) પાપ તે(સ્ત્રી)ઓમાં પ્રતિ માસ રજોદર્શનરૂપે દેખાય છે. (તથા છેલ્લો) ચોથો મળરૂપી પાપનો ભાગ, (જેની સાથે) જળ મિશ્ર કરવામાં આવે તે દ્રવ્ય અધિક થાય, તેવું વરદાન મેળવીને, જળે ગ્રહણ કર્યો. ॥ ૧૦ ॥

रज इति। अत एव रजोदर्शने तत्सङ्गादि न कार्यम्। द्रव्यभूयोवरेण यस्मिन्द्रव्ये क्षीरादावापो मिश्रा भवेयुस्तस्य भूयस्त्वमाधिक्यं स्यादिति वरेण। यद्वा स्वस्यैव निर्झरोद्गमादिना

**'रजः इति।'** (રજોદર્શનરૂપે બ્રહ્મહત્યા દેખાય છે.) આથી જ રજોદર્શન થાય ત્યારે તે સ્ત્રી સાથે સંગ વગેરે ન કરવો જોઈએ. **'द्रव्यभूयोवरेण'** દૂધ વગેરે જે દ્રવ્યમાં જળ મિશ્ર કરવામાં આવે તે દ્રવ્ય **'भूयस्त्वम्'** અધિક થઈ જાય, તેવું વરદાન મેળવીને અથવા ઝરણાં વગેરે ઉત્પન્ન થવાં વગેરે દ્વારા

भूयस्त्ववरेण। द्रवभूय इति पाठेप्ययमेवार्थः। यद्वा द्रवभूयस्त्वं सांसिद्धिकद्रवत्वं तेन वरेण। अस्य विभागस्य 'विश्वरूपो वै त्वाष्ट्रः' इत्यस्यां श्रुतावुक्तेः ॥ १० ॥

પોતાની જાતે જ જળમાં વધારો થાય, તેવું વરદાન મેળવીને– '**द्रवभूयः**' પાઠમાં પણ એ જ અર્થ થાય છે. અથવા '**द्रवभूयस्त्वम्**' સ્વાભાવિક રીતે ઓગળી જવું તેવું વરદાન મેળવીને– 'ત્વષ્ટાનો પુત્ર વિશ્વરૂપ' એમ આ વિભાગનો ઉલ્લેખ વેદમાં થયેલો છે. ॥ ૧૦ ॥

**तासु बुद्बुदफेनाभ्यां दृष्टं तद्धरति क्षिपन्।**
**हतपुत्रस्ततस्त्वष्टा जुहावेन्द्राय शत्रवे॥ ११**

(એ બ્રહ્મહત્યાનું પાપ) તે (જળ)માં પરપોટા અને ફીણરૂપે દેખાય છે. (આથી) તેને (જળમાંથી) દૂર કરીને (મનુષ્ય) જળ ગ્રહણ કરે તો તે પાપને દૂર કરે છે. ત્યાર પછી (પોતાનો પુત્ર વિશ્વરૂપ ઈન્દ્ર વડે મરણ પામ્યો હોવાથી) ત્વષ્ટાએ ઈન્દ્રનો નાશ કરવા તેનો શત્રુ ઉત્પન્ન કરવા હોમ કર્યો. ॥ ૧૧ ॥

तद्विभागफलमाह। तत्पापं हरति निराकरोति। कः क्षिपन्। बुद्बुदादि जलाद्बहिः प्रक्षिपन्नित्यर्थः।

તે વિભાગ કર્યાનું (તેમાં જળના વિભાગનું) ફળ કહે છે. તે પાપને '**हरति**' દૂર કરે છે. કેવી રીતે? '**क्षिपन्**' પરપોટા વગેરેને જળમાંથી બહાર ફેંકીને પાણી ગ્રહણ કરે તે પાપને દૂર કરે છે, એમ અર્થ છે.

यद्वा क्षिपन् जलं पापं हरति आहरति गृह्णातीत्यर्थः। अयं च 'तस्मादापो न परिचक्ष्या' इत्यादिश्रुत्यर्थ उक्तः। पाठान्तरे हरिकिल्बिषमिन्द्र-पापम्। इन्द्रायेन्द्रं हन्तुम्। शत्रवे शत्रूत्पत्त्यै॥ ११ ॥

અથવા જળને ફેંકી દેવાથી '**पापं हरति**' પાપ ગ્રહણ કરે છે. વળી, 'જળની નિંદા ન કરવી જોઈએ.' વગેરે શ્રુતિનો અર્થ કહેવામાં આવ્યો છે. '**दृष्टं तद् हरति क्षिपन्**' ને બદલે '**दृष्टं तद् हरिकिल्बिषम्**' એમ પાઠાન્તરમાં, પરપોટા અને ફીણરૂપે જળમાં ઈન્દ્રનું પાપ દેખાય છે. '**इन्द्राय**' ઈન્દ્રને મારવા માટે, '**शत्रवे**' શત્રુ ઉત્પન્ન કરવા માટે ॥ ૧૧ ॥

तदाह—**इन्द्रशत्रो विवर्धस्वेति**।

(ઈન્દ્રના શત્રુની ઉત્પત્તિ માટે યજ્ઞ કર્યો,) તે કહે છે—'**इन्द्रशत्रो विवर्धस्व इति**।'

**इन्द्रशत्रो विवर्धस्व माचिरं जहि विद्विषम्।**
**अथान्वाहार्यपचनादुत्थितो घोरदर्शनः॥ १२**

'હે ઈન્દ્રશત્રુ, તારી અભિવૃદ્ધિ થાઓ તથા તું શત્રુનો શીઘ્ર નાશ કર,' (એવું મંત્રોચ્ચારણ કરીને ત્વષ્ટાએ અગ્નિમાં હોમ કર્યો.) એટલે અન્વાહાર્યપચન (નામના દક્ષિણાગ્નિ)માંથી ભયંકર દેખાવવાળો (દૈત્ય) ઉત્પન્ન થયો. ॥ ૧૨ ॥

अत्र चेन्द्रशत्रुपदस्याद्युदात्तत्वात् 'बहुव्रीहौ प्रकृत्या पूर्वपदम्' इति स्मृतेर्बहुव्रीहिलक्षणापत्त्या इन्द्र एव तस्य शत्रुरभूत्। तदुक्तं श्रुत्या—

'यदब्रवीत्स्वाहेन्द्रशत्रो वर्धस्वेति तस्मादस्येन्द्रः शत्रुरभवत्' इति। तथा च शिक्षायाम्।

'मन्त्रो हीनः स्वरतो वर्णतो वा
मिथ्याप्रयुक्तो न तमर्थमाह।
स वाग्वज्रो यजमानं हिनस्ति
यथेन्द्रशत्रुः स्वरतोऽपराधात्॥'

इति। अन्वाहार्यपचनाद् दक्षिणाग्नेः॥ १२॥

અહીં 'ઈન્દ્રશત્રુ' પદના આદિ શબ્દ (ઈન્દ્ર)ને ઉદાત્ત ગણવામાં આવ્યો હોવાથી (इ ઉદાત્ત છે.) 'બહુવ્રીહિ સમાસમાં સ્વભાવસિદ્ધ ઉદાત્તવાળું પૂર્વપદ હોય છે' (પા.સૂ. ૬/૨/૧) એમ સ્મૃતિ હોવાથી બહુવ્રીહિ સમાસનું લક્ષણ આવી પડવાને કારણે ઈન્દ્ર જ તેનો શત્રુ (કાપનારો) થયો. ('**शद्**'– કાપવું) (મંત્ર બોલતાં '**शत्रो**' નો અંત્ય સ્વર '**ओ**' ઉદાત્ત કરીને– ભાર મૂકીને બોલતાં ષષ્ઠી તત્પુરુષ સમાસ થાય. ઈન્દ્રનો કાપનારો– એમ અર્થ થાય. ત્વષ્ટાનો સ્વરભંગ થવાથી આદ્યપદ ઉદાત્ત લેવાયું, એટલે ઈન્દ્ર કાપનારો બન્યો.) શ્રુતિ દ્વારા તે જ કહેવામાં આવ્યું છે. ('**इन्द्रशत्रुर्वर्धस्व**'– ષષ્ઠી તત્પુ. '**अन्तोदात्त**' હોય - '**इन्द्रस्य शातयिता**'; '**इन्द्रशत्रुर्वर्धस्व**'– બહુવ્રીહિ '**आद्युदात्त**' હોય– '**इन्द्रः शत्रुः यस्य सः**')

'હે ઈન્દ્રશત્રુ, તારી અભિવૃદ્ધિ થાઓ.' (એમ બોલીને સ્વાહાકાર કર્યો.) 'તેથી ઈન્દ્ર જ આ (વૃત્રાસુર)નો શત્રુ (કાપનારો) બન્યો.' વળી, પાણિનીય શિક્ષામાં પણ છે– 'સ્વર કે વર્ણથી હીન એવો મંત્ર મિથ્યા પ્રયોજાયેલ હોય તો તે અર્થને નથી જણાવતો. તે વાણીરૂપી વજ્ર બનીને યજમાનનો નાશ કરે છે. જેમ કે, 'ઈન્દ્રશત્રુ' સામાસિક પાઠમાં સ્વરથી થયેલા અપરાધને કારણે (મંત્ર નિરર્થક બન્યો તેમ! યજમાનના પુત્ર વૃત્રનો નાશ કરનાર બન્યો– પાણિનીય શિક્ષા શ્લોક-૫૨) '**अन्वाहार्यपचनात्**' દક્ષિણાગ્નિમાંથી (દૈત્ય ઉત્પન્ન થયો).॥ ૧૨॥

**कृतान्त इव लोकानां युगान्तसमये यथा।**
**विष्वग्विवर्धमानं तमिषुमात्रं दिने दिने॥ १३**

ફેંકેલું બાણ જેટલો પ્રદેશ દૂર પડે તેટલો સર્વ તરફથી પ્રતિદિન વધતો એવો તે (દૈત્ય), લોકોનો નાશ કરનાર પ્રલયકાલીન કાળ જેવો (વિકરાળ) હતો.॥ ૧૩॥

तं वीक्ष्य वित्रस्ता लोका दश दिशो विदुद्रुवुरिति पञ्चमेनान्वयः। कथंभूतम्। विष्वक्समन्तत इषुविक्षेपमात्रं प्रतिदिनं वर्धमानम् ॥ १३ ॥

તેને જોઈને ભયભીત થયેલા લોકો દશેય દિશાઓમાં નાસભાગ કરવા લાગ્યા, એમ (આનાથી) પાંચમા શ્લોક (૧૭) સાથે અન્વય છે. કેવા તેને (જોઈને)? ફેંકેલું બાણ જેટલો પ્રદેશ દૂર પડે તેટલો '**विष्वक्**' સર્વ તરફથી પ્રતિદિન વધતા એવા તેને (જોઈને)॥ ૧૩ ॥

**दग्धशैलप्रतीकाशं सन्ध्याभ्रानीकवर्चसम्।**
**तप्तताम्रशिखाश्मश्रुं मध्याह्नार्कोग्रलोचनम्॥ १४**

બળી ગયેલા પહાડ જેવા (કાળા), સન્ધ્યાકાલીન વાદળોના સમૂહ જેવી કાન્તિવાળા, તપાવેલા તાંબા જેવી ચોટલી અને દાઢી-મૂછવાળા, મધ્યાહ્નના સૂર્ય જેવા પ્રચંડ નેત્રોવાળા (તે પુરુષને જોઈ લોકો નાસવા લાગ્યા).॥ ૧૪ ॥

दग्धशैलप्रतीकाशं कृष्णवर्णम्। संध्याभ्रानीकवद्वर्चो दीप्तिर्यस्य तम्। तप्तताम्रवच्छिखाः श्मश्रूणि च यस्य। मध्याह्नार्कवदुग्रे लोचने यस्य॥ १४॥

બળી ગયેલા પહાડ જેવા કાળા રંગના, સન્ધ્યાકાળનાં વાદળોના સમૂહ જેવી '**वर्चः**' કાન્તિ છે જેની તેને, તપાવેલા તાંબા જેવી ચોટલી તથા દાઢી-મૂછ છે જેનાં, મધ્યાહ્નના સૂર્ય જેવાં ઉગ્ર બે લોચનો છે જેનાં॥ ૧૪ ॥

**देदीप्यमाने त्रिशिखे शूल आरोप्य रोदसी।**
**नृत्यन्तमुन्नदन्तं च चालयन्तं पदा महीम्॥ १५**

ત્રણ અણીઓવાળા ઝળહળતા ત્રિશૂળ ઉપર આકાશ અને પૃથ્વીને ધારણ કરીને નાચતા, મોટી ગર્જના કરતા અને પગ(ના પ્રહાર) વડે ધરણીને ધ્રુજાવતા,॥ ૧૫ ॥

रोदसी आरोप्येवेत्यर्थः॥ १५ ॥

આકાશ અને પૃથ્વીને જાણે કે ધારણ કરીને, એમ અર્થ છે.॥ ૧૫ ॥

**दरीगम्भीरवक्त्रेण पिबता च नभस्तलम्।**
**लिहता जिह्वयर्क्षाणि ग्रसता भुवनत्रयम्॥ १६**

ગુફા જેવા ઊંડાણવાળા મુખ વડે અંતરિક્ષને પી જતા, જિહ્વાથી નક્ષત્રોને ચાટતા અને ત્રણેય ભુવનોને ગળી જતા,॥ ૧૬ ॥

**महता रौद्रदंष्ट्रेण जृम्भमाणं मुहुर्मुहुः।**
**वित्रस्ता दुद्रुवुर्लोका वीक्ष्य सर्वे दिशो दश॥ १७**

(તેમ જ) ભયંકર મોટી દાઢો જેમાં છે તેવા મોટા (ફાડેલા) મુખથી વારંવાર બગાસાં ખાતા તે (પુરુષ)ને જોઈને અત્યંત ભયભીત થયેલા બધા લોકો દશેય દિશાઓમાં નાસવા લાગ્યા.॥ ૧૭ ॥

दरीवद्गंभीरेण वक्त्रेण मुहुर्मुहुर्जृम्भमाण-मित्यन्वयः। कथंभूतेन। नभस्तलं पिबता, ऋक्षाणि जिह्वया लिहता, भुवनत्रयं ग्रसता॥ १६॥

ગુફા જેવા ઊંડાણવાળા મુખથી વારંવાર બગાસાં ખાતા, એમ અન્વય છે. કેવા મુખથી? અંતરિક્ષને પી જતા (મુખથી), જિહ્‌વાથી નક્ષત્રોને ચાટતા, ત્રણેય ભુવોનોને ગળી જતા એવા (મુખથી) ॥ ૧૬ ॥

महता विस्तीर्णेन। रौद्रा दंष्ट्रा यस्मिन्॥ १७॥

**'महता'** ફાડેલા (મુખથી)– ભયંકર દાઢો છે જેમાં ॥ ૧૭ ॥

वृत्रनाम निर्वक्ति—**येनावृता** इति।

**'वृत्र'** નામની નિરુક્તિ કહે છે, **'येन आवृता इति।'**

**येनावृता इमे लोकास्तमसा त्वाष्ट्रमूर्तिना।**
**स वै वृत्र इति प्रोक्तः पापः परमदारुणः॥ १८**

વૃત્ર (ત્વાષ્ટ્ર)ની મૂર્તિરૂપ જે અંધકારથી આ (બધા) લોક ઢંકાઈ ગયા, તે અત્યંત ભયંકર પાપી જ **'वृत्रः'** કહેવાયો. ॥ ૧૮ ॥

त्वाष्ट्रो मूर्तिर्यस्य तमसस्तेन। तथा च श्रुतिः—'स इमाँल्लोकानावृणोत्तद्वृत्रस्य वृत्रत्वम्' इति॥ १८॥

ત્વષ્ટાના પુત્રરૂપ આકૃતિ છે જેની, તે અંધકાર, તેનાથી. તદનુસાર શ્રુતિ પણ છે, 'આ (સર્વ) લોકને તેણે ઢાંકી દીધા, તે વૃત્રનું વૃત્રત્વ છે.' ॥ ૧૮ ॥

**वंशीधरी—**पातीति पः पालः परमात्मा धर्मो वा तस्मादपगतः पापः। नन्वग्रे तस्य 'नारायणे भगवति कथमासीद्दृढा मतिः॥' इति राज्ञः प्रश्नेन परमभक्तत्ववर्णनात् कथमित्थमुक्तमत आह—पं परमात्मानमाप्नोतीति पापः।

**'पः'** એટલે રક્ષણ કરનાર, પાલન કરનાર પરમાત્મા અથવા ધર્મ. તેથી તે (પરમાત્મા)માંથી (**'प+अप'**) દૂર થયો છે તે પાપી (**पात् अपगतः**– વૃત્ર). શંકા કરવામાં આવી છે કે આગળ (ચૌદમા અધ્યાયમાં) તે વૃત્રાસુરની ભગવાન નારાયણ પ્રત્યે દઢ બુદ્ધિ કેવી રીતે થઈ? (શ્રીમદ્ ભા.૬/૧૪/૧) એમ રાજા પરીક્ષિતનો પ્રશ્ન હોવાથી (વૃત્રાસુરનું) પરમ ભક્ત તરીકે વર્ણન છે, તો પછી તેને વિષે આવું કેમ કહેવામાં આવ્યું? આથી કહે છે— **'पम्'** એટલે પરમાત્માને પ્રાપ્ત કરે છે તે પાપ (**'पम+आप्'**).

एवं परं केवलमदारुण इत्यपि ज्ञेयम्।

આ રીતે **'परम्'** કેવળ **'अदारुणः'** અભયંકર, એમ પણ સમજવું. (**'परम+दारुणः'** ને બદલે **'परम्+अदारुण'** એમ સંધિ છૂટી પાડી શકાય.)

**तं निजघ्नुरभिद्रुत्य सगणा विबुधर्षभाः।**
**स्वैः स्वैर्दिव्यास्त्रशस्त्रौघैः सोऽग्रसत् तानि कृत्स्नशः॥ १९**

અગ્રસદ્ભક્ષિતવાન્॥ १९॥

પોતાના ગણો સહિત મોટા મોટા દેવોએ પોતપોતાનાં સમગ્ર દિવ્ય અસ્ત્ર-શસ્ત્રોના સમૂહ વડે તેની સામે ધસીને પ્રહાર કર્યો, (પરંતુ) તે બધાંને (અસ્ત્ર-શસ્ત્રોને) તે વૃત્રાસુર ગળી ગયો.॥ ૧૯॥

'**अग्रसत्**' ગળી ગયો.॥ ૧૯॥

**ततस्ते विस्मिताः सर्वे विषण्णा ग्रस्ततेजसः।**
**प्रत्यञ्चमादिपुरुषमुपतस्थुः समाहिताः॥ २०**

ग्रस्तं तेजो येषाम्। प्रत्यञ्चमन्तर्यामिणं त्रिभुवनस्य तेन व्याप्तत्वात्क्वापि गमनासम्भवात्तत्रैव स्थित्वा तुष्टुवुरित्यर्थः।

'महाभये परित्राणमन्यतो न भवेदिति।
हरिमेव प्रपद्यन्ते सुराः शरणमातुराः॥ २०॥'

તેથી ઉદાસ અને નિસ્તેજ થયેલા તે સર્વ દેવો આશ્ચર્ય પામ્યા અને એકાગ્ર થઈ અન્તર્યામી આદિપુરુષ (શ્રીનારાયણ)ની સ્તુતિ કરવા લાગ્યા.॥ ૨૦॥

હણાઈ ગયું છે તેજ જેમનું તે દેવો '**प्रत्यञ्चम्**' અન્તર્યામીને, તે નારાયણથી ત્રિભુવન વ્યાપ્ત હોવાથી ક્યાંય પણ જવાનું અસંભવ હોવાથી ત્યાં જ રહીને સ્તુતિ કરી, એમ અર્થ છે. 'મહાભય થાય ત્યારે બીજાથી રક્ષણ ન મળે, (તેથી) દુઃખી એવા દેવો શ્રીહરિને શરણે ગયા.'॥ ૨૦॥

**देवा ऊचुः**

**वाय्वम्बराग्न्यप्क्षितयस्त्रिलोका**
**ब्रह्मादयो ये वयमुद्विजन्तः।**
**हराम यस्मै बलिमन्तकोऽसौ**
**बिभेति यस्मादरणं ततो नः॥ २१**

वाय्वादीनि पञ्चमहाभूतानि तैर्निर्मितास्त्रयो लोकास्तेषामधिपतयो ब्रह्मादयश्च ततोऽर्वाचीना वयं च सर्वे यस्मै अन्तकाय कालायोद्विजन्तः सन्तो बलिं हराम। असावपि यस्माद्बिभेति ततः परमेश्वरादेव नोऽस्माकमरणं शरणं रक्षणमस्तु ॥ २१॥

तत एवेत्यवधारणे हेतुमाहुः—

દેવો બોલ્યા – વાયુ, આકાશ, અગ્નિ, જળ, પૃથ્વી, ત્રણ લોક, બ્રહ્માદિ જે અમે દેવો છીએ– તે બધાં જ ભયભીત થઈ જે કાળને નૈવેદ્યાદિ અર્પણ કરીએ (છીએ), તે કાળ પણ જેમનાથી ભય પામે છે, તે પરમાત્માથી જ અમારું રક્ષણ થાઓ!॥ ૨૧॥

વાયુ વગેરે પંચમહાભૂતો, તેમનાંથી બનેલા ત્રણ લોક, તેમના અધિપતિ બ્રહ્મા વગેરે તથા તેમના પછી થયેલા અમે સર્વ દેવો ભયભીત થઈ જે '**अन्तकाय**' કાળને ઉપહાર અર્પણ કરીએ (છીએ), તે કાળ પણ જેમનાથી ભય પામે છે, તે પરમાત્માથી જ '**नः**' અમારું '**अरणम्**' રક્ષણ થાઓ! ॥ ૨૧॥

તે પરમેશ્વરથી જ (અમારું રક્ષણ થાઓ!) એવા નિશ્ચય માટેનું કારણ જણાવે છે—

**अविस्मितं तं परिपूर्णकामं**
**स्वेनैव लाभेन समं प्रशान्तम्।**
**विनोपसर्पत्यपरं हि बालिशः**
**श्वलाङ्गुलेनातितितर्ति सिन्धुम्॥ २२**

(પરમાત્મા) અહંકારરહિત, સ્વસ્વરૂપના લાભથી જ પરિપૂર્ણ કામનાઓવાળા, (સર્વત્ર) સમાન અને અત્યન્ત શાન્ત છે. તેથી તેમના વિના અન્યની પાસે શરણ લેવા માટે જે જાય છે, તે ખરેખર મૂર્ખ છે, (કારણ કે) તે કૂતરાની પૂંછડી પકડીને સમુદ્ર તરવા ઈચ્છે છે.॥ ૨૨॥

अविस्मितं निरहङ्कारं, कुतूहलशून्यं वा। कुतः, प्रशान्तं रागादिशून्यम्। तच्च कुतः, स्वेनैव लाभेन परिपूर्णकामम्। तच्च कुतः, सममुपाधिपरिच्छेदशून्यम्।

‘**अविस्मितम्**’ અહંકારથી રહિત અથવા કુતૂહલરહિત છે. (‘**ततोऽन्यस्यापूर्वस्य वस्तुनोऽसद्भावाद्विस्मयरहितम्।—क्रम.**’ તે પરમાત્માથી અન્ય કે અપૂર્વ વસ્તુનું અસ્તિત્વ જ ન હોવાથી તે પરમાત્મા વિસ્મયરહિત છે.) શા માટે? (કારણ કે તે) ‘**प्रशान्तम्**’ અત્યંત શાન્ત, રાગાદિરહિત છે. વળી, તે પરમાત્મા તેવા શા માટે છે? પોતાના જ સ્વરૂપના લાભથી પરિપૂર્ણ કામનાવાળા છે. તેઓ તેવા પણ શા માટે છે? (કારણ કે) ‘**समम्**’ શરીરાદિની ઉપાધિની મર્યાદાથી રહિત છે.

एवंभूतं परमेश्वरं विनाऽपरं यः शरणार्थमुपसर्पति स बालिशोऽज्ञः। यतोऽसौ शुनो लांगूलेन पुच्छेन समुद्रमतितितर्ति अतितर्तुमिच्छतीत्यर्थः। यथा तेन समुद्रतरणं न भवति तथा निरीश्वराश्रयणेन व्यसनार्णवतरणं न भवतीति भावः॥ २२॥

આવા પરમેશ્વર સિવાય બીજાની પાસે શરણ લેવા માટે જે જાય છે તે ‘**बालिशः**’ મૂર્ખ છે, કારણ કે તે કૂતરાની ‘**लाङ्गूलेन**’ પૂંછડી પકડીને સમુદ્રને ‘**अतितितर्ति**’ તરવાની ઈચ્છા રાખે છે, એમ અર્થ છે. જેમ કૂતરાની પૂંછડીથી સમુદ્ર તરી શકાય નહીં, તેમ ઈશ્વરનો આશ્રય કર્યા વિના દુઃખનો સમુદ્ર તરી શકાય નહીં, તેવો ભાવ છે.॥ ૨૨॥

**वंशीधरी—**

‘न यत्प्रसादायुतभागलेशम्
अन्ये च देवा गुरवो जनाः स्वयम्।
कर्तुं समेता प्रभवन्ति पुंस-
स्तमीश्वरं वै शरणं प्रपद्ये॥’ इति।

श्रीमहाभारतेऽपि—
‘यस्तु विष्णुं परित्यज्य मोहादन्यमुपासते।
स हेमराशिमुत्सृज्य पांशुराशिं जिघृक्षति॥’ इति।

‘જેમની કૃપાના દસહજારમા ભાગના લેશ માત્રને પણ બીજા બધા દેવો અને ગુરુજનો ભેગા મળીને કરવા માટે સમર્થ નથી, તે જ ઈશ્વરને શરણે હું જાઉં છું.’ શ્રીમહાભારતમાં પણ ‘વિષ્ણુ ભગવાનને છોડીને મોહને કારણે જે બીજાની ઉપાસના કરે છે, તે સુવર્ણનો ભંડાર છોડીને રેતીના ઢગલાને મેળવવાની ઈચ્છા રાખે છે.’ (એમ કહ્યું છે.)

महाभये स एव रक्षक इति दृष्टमित्याहुः। **यस्येति** द्वाभ्याम्।

**यस्योरुशृङ्गे जगतीं स्वनावं**
**मनुर्यथाऽऽबध्य ततार दुर्गम्।**
**स एव नस्त्वाष्ट्रभयाद् दुरन्तात्**
**त्राताऽऽश्रितान् वारिचरोऽपि नूनम्॥ २३**

यस्य महाशृङ्गे जगतीं पृथ्वीमेव स्वनावं बद्ध्वा मनुः सत्यव्रतो यथावद्दुर्गं सङ्कटं ततार स एव वारिचरो मत्स्यमूर्तिर्नोऽस्मानप्याश्रितान्सतो नूनं त्राता रक्षिष्यति॥ २३॥

**पुरा स्वयम्भूरपि संयमाम्भ-**
**स्युदीर्णवातोर्मिरवैः कराले।**
**एकोऽरविन्दात् पतितस्ततार**
**तस्माद् भयाद् येन स नोऽस्तु पारः॥ २४**

संयमाम्भसि प्रलयोदके। उदीर्णैरुद्गतैर्वातैर्ये ऊर्मयस्तेषां रवैः कराले भयङ्करे। अरविन्दान्नाभि-कमलात्पतितप्राय एकोऽसहाय एव तस्माद्भयाद्येन ततार स एव नः पारस्तारकोऽस्तु॥ २४॥

किञ्च वयं भगवतैव सृष्टाः पालिताश्च बहुशोऽतस्तमेव शरणं व्रजामेत्याहुः—**य एक** इति त्रिभिः।

મહાન ભયના સમયે તે જ રક્ષક છે, એમ જાણવું. એ વાતને બે શ્લોકો વડે જણાવે છે— **'यस्य इति।'**

(મત્સ્યાવતાર સમયે) જેમનાં વિશાળ શૃંગમાં પોતાની પૃથ્વીરૂપી નૌકા બાંધીને જેવી રીતે સત્યવ્રત મનુ દુસ્તર સંકટને તરી ગયા, તે જ મત્સ્યમૂર્તિ ભગવાન નારાયણ અમારું– આશ્રિતોનું પણ વૃત્રાસુરના અપાર ભયથી અવશ્ય રક્ષણ કરશે.॥ ૨૩॥

જેમના વિશાળ શૃંગમાં પોતાની પૃથ્વીરૂપી નૌકા બાંધીને જેવી રીતે સત્યવ્રત મનુ **'दुर्गम्'** સંકટને તરી ગયા, તે જ **'वारिचरः'** મત્સ્ય નારાયણ ભગવાન **'नः'** અમારું– આશ્રિતો હોઈને અમારું પણ અવશ્ય **'त्राता'** રક્ષણ કરશે.॥ ૨૩॥

પ્રચંડ વાયુને કારણે થયેલા ઉત્તાલ તરંગોની ગર્જનાઓથી મહાભયંકર પ્રલયકાલીન જળમાં પૂર્વે બ્રહ્માજી પણ (ભગવાનના) નાભિકમળમાંથી પડી ગયા હતા ત્યારે અસહાય બન્યા હતા. તે ભયમાંથી જેમણે તેમને તાર્યા તે જ ભગવાન અમને (આ સંકટમાંથી) તારનારા થાઓ!॥ ૨૪॥

**'संयमाम्भसि'** પ્રલયકાલીન જળમાં **'उदीर्णैः'** પ્રચંડ વાયુને કારણે થયેલા જે તરંગો છે, તેમની **'रवैः'** ગર્જનાઓથી **'कराले'** ભયંકર જળમાં **'अरविन्दात्'** નાભિકમળમાંથી (બ્રહ્માજી) લગભગ પડી ગયા હતા. **'एकः'** એકલા અસહાય જ હતા. તે ભયમાંથી જેમણે તેમને તાર્યા, તે જ અમને **'पारः'** તારનાર થાઓ.॥ ૨૪॥

વળી, અમે ભગવાન દ્વારા જ સર્જાયા છીએ અને અનેક રીતે રક્ષાયા છીએ. આથી એમને જ શરણે જઈએ છીએ, એમ દેવો ત્રણ શ્લોકો વડે કહે છે— **'यः एकः इति।'**

**य एक ईशो निजमायया नः**
**ससर्ज येनानु सृजाम विश्वम्।**
**वयं न यस्यापि पुरः समीहतः**
**पश्याम लिङ्गं पृथगीशमानिनः॥ २५**

જે એક જ ઈશ્વરે પોતાની માયા વડે અમારું સર્જન કર્યું અને જેમના દ્વારા અનુગૃહીત થયેલા અમે વિશ્વનું સર્જન કરીએ (છીએ). અમારાથી પૂર્વે (અન્તર્યામીપણે અને રામકૃષ્ણાદિરૂપે) લીલા કરવા છતાં અને અમે એકબીજાથી જુદા ઈશ્વર છીએ એમ માનનારા હોવાથી અમે એમનાં સ્વરૂપનાં દર્શન કરી શકતા નથી.॥ ૨૫॥

येनानुगृहीताः सन्तो विश्वं सृजाम। ननु यूयमेव स्रष्टारो नान्यो युष्माकमनुग्राहकोऽस्ति तस्यादर्शनात्तत्राहुः—अस्मत्तः पुरः पूर्वमेवान्तर्यामितया समीहमानस्यापि यस्य लिङ्गं रूपं न पश्यामः। तत्र हेतुः। पृथक्पृथगीशा इत्यभिमानिनः ॥ २५ ॥

જેમના દ્વારા અનુગૃહીત થયેલા અમે વિશ્વનું સર્જન કરીએ (છીએ). ખરેખર, આપ જ સર્જનહાર છો. અન્ય કોઈ આપની ઉપર અનુગ્રહ કરનાર નથી. તેમનાં દર્શન (કેમ) થતાં નથી, તે માટે કહે છે— અમારાથી '**पुरः**' પહેલાં જ અન્તર્યામીપણે અને રામકૃષ્ણાદિરૂપે લીલા કરવા છતાં પણ જેમના '**लिङ्गम्**' સ્વરૂપને અમે જોઈ શકતા નથી. તે માટે કારણ આપે છે. અમે એકબીજાથી જુદા ઈશ્વર છીએ– એમ માનનારા છીએ. (તેથી અમે પરમાત્માનાં દર્શન કરી શકતા નથી.)॥ ૨૫॥

**यो नः सपत्नैर्भृशमर्द्यमानान्**
**देवर्षितिर्यङ्नृषु नित्य एव।**
**कृतावतारस्तनुभिः स्वमायया**
**कृत्वाऽऽत्मसात् पाति युगे युगे च॥ २६**

નિત્ય (સચ્ચિદાનંદસ્વરૂપ) એવા જે પરમેશ્વર યુગે યુગે દેવો, ઋષિઓ, પશુ-પક્ષીઓ તેમ જ મનુષ્યોની યોનિઓમાં શરીરો દ્વારા પોતાની માયા વડે અવતાર લઈ, શત્રુઓ દ્વારા અત્યંત પીડાતા એવા અમને પોતાના માનીને અમારું રક્ષણ કરે છે,॥ ૨૬॥

देवादिषूपेन्द्रपरशुराममत्स्यरामादितनुभिः कृतावतारः सन्नात्मसात्कृत्वा पाति च॥ २६॥

'**देवादिषु**' દેવોમાં વામન, (ઋષિઓમાં) પરશુરામ, (પશુ-પક્ષીઓમાં નૃસિંહ, હયગ્રીવ, વરાહ) મત્સ્ય, (મનુષ્યોમાં) રામ, કૃષ્ણાદિરૂપે શરીરો દ્વારા અવતાર લઈ અમને પોતાના માનીને અમારું રક્ષણ કરે છે.॥ ૨૬॥

**तमेव देवं वयमात्मदैवतं**
**परं प्रधानं पुरुषं विश्वमन्यम्।**
**व्रजाम सर्वे शरणं शरण्यं**
**स्वानां स नो धास्यति शं महात्मा॥ २७**

આત્મભૂતં દૈવતમ્। कुतः। विश्वं विश्वात्मकम्। तथापि विकारं वारयन्ति, अन्यम्।

विश्वात्मत्वे हेतुः—परं कारणम्। ननु प्रधानं पुरुषश्च विश्वस्य कारणं तत्राहुः— प्रधानं पुरुषं च। तदात्मकोऽपि स एवेत्यर्थः। स एव नः शं विधास्यति॥ २७॥

સર્વના આત્મસ્વરૂપ, પરમ (આરાધ્ય), વિશ્વથી પૃથક્ અને વિશ્વરૂપ, જગતના કારણરૂપ એવા તે જ શરણ લેવા યોગ્ય દેવને શરણે અમે જઈએ (છીએ). તે જ ઉદાર શિરોમણિ પરમાત્મા પોતાના નિજજનો એવા અમારું કલ્યાણ કરશે.॥ ૨૭॥

આત્મસ્વરૂપ પરમ(આરાધ્ય દેવ)ને (શરણે જઈએ છીએ). કેમ? '**विश्वम्**' વિશ્વરૂપ છે. તેમ છતાં વિકારને વારે છે, (કારણ કે) '**अन्यम्**' પરમાત્મા વિશ્વથી ભિન્ન છે.

વિશ્વરૂપ હોવા માટેનું કારણ— તે '**परम्**' જગતના પરમ કારણરૂપ છે. હવે શંકા કરવામાં આવી છે કે વિશ્વનું કારણ તો પ્રકૃતિ અને પુરુષ છે. તો તે માટે ઉત્તર આપે છે— તે પ્રકૃતિ છે અને પુરુષ પણ છે. પ્રકૃતિ અને પુરુષરૂપે પણ તે વિશ્વનું કારણ છે, એમ અર્થ છે. તે જ અમારું કલ્યાણ કરશે.॥ ૨૭॥

**श्रीशुक उवाच**

**इति तेषां महाराज सुराणामुपतिष्ठताम्।**
**प्रतीच्यां दिश्यभूदाविः शङ्खचक्रगदाधरः॥ २८**

प्रतीच्यां दिशि हृदि प्रथममाविरभूत्॥ २८॥

શ્રીશુકદેવજી બોલ્યા – હે મહારાજ, આ પ્રમાણે સ્તુતિ કરતા તે દેવોની પશ્ચિમ દિશામાં (અર્થાત્ હૃદયમાં) શંખ, ચક્ર, ગદા ધારણ કરનારા ભગવાન પ્રકટ થયા.॥ ૨૮॥

'**प्रतीच्यां दिशि**' પશ્ચિમ દિશામાં અર્થાત્ હૃદયમાં પહેલાં પ્રકટ થયા.॥ ૨૮॥

**आत्मतुल्यैः षोडशभिर्विना श्रीवत्सकौस्तुभौ।**
**पर्युपासितमुन्निद्रशरदम्बुरुहेक्षणम्॥ २९**
**दृष्ट्वा तमवनौ सर्व ईक्षणाह्लादविक्लवाः।**
**दण्डवत् पतिता राजन् शनैरुत्थाय तुष्टुवुः॥ ३०**

શ્રીવત્સચિહ્ન અને કૌસ્તુભમણિ સિવાય પોતાના જેવું જ સ્વરૂપ ધારણ કરતા (સુનંદાદિ) સોળ પાર્ષદો જેમની ચોતરફ સેવા કરતા હતા અને જેમનાં નેત્ર શરદઋતુના પ્રફુલ્લિત કમળ જેવાં હતાં, એવા તે ભગવાનને જોઈ દર્શનના આનંદથી વિવશ એવા સર્વ દેવો ધરતી ઉપર દંડવત્ પડી ગયા અને હે રાજા, ધીમેથી ઊભા થઈને સ્તુતિ કરવા લાગ્યા.॥ ૨૯॥ ૩૦॥

पुनश्च तं पुरो दृष्ट्वा ईक्षणाह्लादेन विवशा अवनौ दण्डवत्पतिताः सन्तः शनैरुत्थाय तुष्टुवुरित्यन्वयः। कथंभूतम्। श्रीवत्सकौस्तुभौ विना स्वतुल्यैः षोडशभिः सुनन्दादिभिः परितः सेवितम्। उन्निद्रशरदम्बुरुहवदीक्षणे यस्य तम् ॥ २९ ॥ ३० ॥

અને ફરીથી તે ભગવાનને સામે જોઈને દર્શનના આનંદથી વિવશ બનેલા તેઓ ધરતી પર દંડવત્ પડી ગયા હોઈને ધીમેથી ઊભા થઈને સ્તુતિ કરવા લાગ્યા, એમ અન્વય છે. કેવા ભગવાનને (જોઈને)? શ્રીવત્સચિહ્ન અને કૌસ્તુભમણિ સિવાય પોતાના જેવા જ સુનંદાદિ સોળ પાર્ષદો જેમની ચોતરફ સેવા કરતા હતા તેવા ભગવાનને તથા શરદ્ઋતુના પ્રફુલ્લ કમળ જેવાં બન્ને નેત્રો છે જેમનાં તે ભગવાનને (જોઈને) ॥ ૨૯ ॥ ૩૦ ॥

**वंशीधरी—**षोडशपार्षदाः—नन्दसुनन्दप्रबलोद्बलजयविजयविष्वक्सेनगरुडश्रुतदेवजयन्तकुमुदकुमुदाक्षनिशठसात्वतपुष्पदन्तदारुकाख्याः षोडशेति विवेकः।

ભગવાનના સોળ પાર્ષદો— ૧. નંદ, ૨. સુનંદ, ૩. પ્રબલ, ૪. ઉદ્બલ, ૫. જય, ૬. વિજય, ૭. વિષ્વક્સેન, ૮. ગરુડ, ૯. શ્રુતદેવ, ૧૦. જયંત, ૧૧. કુમુદ, ૧૨. કુમુદાક્ષ, ૧૩. નિશઠ, ૧૪. સાત્વત, ૧૫. પુષ્પદંત, ૧૬. દારુક નામના સોળ (પાર્ષદો) નિર્ધારિત છે.

देवा ऊचुः

**नमस्ते यज्ञवीर्याय वयसे उत ते नमः।**
**नमस्ते ह्यस्तचक्राय नमः सुपुरुहूतये॥ ३१**

દેવો બોલ્યા – યજ્ઞમાં (સ્વર્ગાદિ ફળ ઉત્પન્ન કરવાના) સામર્થ્યવાળા આપને નમસ્કાર. (ફળની સીમા નિશ્ચિત કરનાર) કાળસ્વરૂપ આપને નમસ્કાર. (દૈત્યો ઉપર) જેમણે ચક્ર ફેંક્યું છે તેવા આપને નમસ્કાર તથા અનેક સુંદર નામોવાળા આપને નમસ્કાર હો. ॥ ૩૧ ॥

यज्ञो वीर्यं स्वर्गादिफलजननाय सामर्थ्यं यस्य तस्मै नमः। वयसे उत तत्फलपरिच्छेदककालात्मनेऽपि। तद्विघातकेषु दैत्येष्वस्तं प्रक्षिप्तं चक्रं येन एवंभूतैः प्रभावैः सुपुरुहूतये शोभनबहुनाम्ने ॥ ३१ ॥

યજ્ઞમાં સ્વર્ગાદિ ફળ ઉત્પન્ન કરવાના સામર્થ્યરૂપ વીર્ય જેમનું છે તેવા (યજ્ઞના અધિષ્ઠાતા) '**यज्ञवीर्याय**' આપને નમસ્કાર. વળી, યજ્ઞના ફળના સમયની સીમા નિશ્ચિત કરનાર '**वयसे**' કાળસ્વરૂપ આપને નમસ્કાર. યજ્ઞનો ધ્વંસ કરનારા દૈત્યો પ્રતિ જેમણે ચક્ર '**अस्तम्**' ફેંક્યું છે તેવા (દૈત્યવિનાશક) આપને નમસ્કાર. આવા પ્રભાવોને કારણે '**सुपुरुहूतये**' અનેક સુંદર (મંગળ) નામોવાળા આપને નમસ્કાર હો. ॥ ૩૧ ॥

ननु मम गुणातीतं रूपं विहाय गुणोपाधिकं यज्ञवीर्यत्वादि किमिति वर्ण्यते तत्राहुः—

**यत् ते गतीनां तिसृणामीशितुः परमं पदम्।**
**नार्वाचीनो विसर्गस्य धातर्वेदितुमर्हति॥ ३२**

यत्तव गुणत्रयस्येशितुर्नियन्तुस्त्रिगुणात्मिकानां तिसृणां गतीनां परमं पदं निर्गुणस्वरूपं तद्विसर्गस्यार्वाचीन इदानीन्तनो हे धातःवेदितुं नार्हति। अतः केवलं तस्मै ते नमोऽस्तु॥ ३२॥

मिताक्षराणि पद्यानि न मीयन्ते हरेर्गुणाः।
इति पद्यैरतुष्यन्तः सद्यो गद्येन तुष्टुवुः।

**ॐ नमस्तेऽस्तु भगवन् नारायण वासुदेवादिपुरुष महापुरुष महानुभाव परममङ्गल परमकल्याण परमकारुणिक केवल जगदाधार लोकैकनाथ सर्वेश्वर लक्ष्मीनाथ परमहंसपरिव्राजकैः परमेणात्मयोग-समाधिना परिभावित परिस्फुटपारम-हंस्यधर्मेणोद्घाटिततमःकपाटद्वारे चित्तेऽपावृत आत्मलोके स्वयमुपलब्धनिजसुखानुभवो भवान् ॥ ३३॥ १॥**

આક્ષેપ કરવામાં આવ્યો છે કે મારું ગુણાતીત રૂપ છોડીને યજ્ઞરૂપ સામર્થ્ય વગેરેવાળું ગુણોપાધિક રૂપ કેમ વર્ણવવામાં આવ્યું છે? તો તે માટે ઉત્તર આપે છે—

હે ધાતા, ત્રણ ગુણો અનુસાર (દેવ, મનુષ્ય અને તિર્યક્– એમ) ત્રણ ગતિઓના નિયંતા એવા આપનું જે નિર્ગુણ સ્વરૂપ છે, તે (આ) કાર્યરૂપ જગતનો કોઈ પણ આધુનિક મનુષ્ય (ક્યારેય) જાણવાને સમર્થ નથી.॥ ૩૨ ॥

‘**गुणत्रयस्य ईशितुः**’ (સત્ત્વ, રજસ્ અને તમસ્– આ) ત્રણ ગુણો અનુસાર દેવ, મનુષ્ય અને તિર્યક્– એમ ત્રણ ગતિઓના નિયંતા એવા આપનું (જે) ‘**परमं पदम्**’ નિર્ગુણ સ્વરૂપ છે, તે કાર્યરૂપ જગતનો કોઈ પણ ‘**अर्वाचीनः**’ આધુનિક મનુષ્ય હે ધાતા, જાણવાને સમર્થ નથી. આથી અમે તે આપને કેવળ નમસ્કાર કરીએ છીએ ॥ ૩૨ ॥

કવિતા મિતાક્ષરી છે અને શ્રીહરિના ગુણો માપી શકાય તેવા નથી, એટલે કવિતાથી સંતોષ ન થતાં, દેવોએ તરત જ ગદ્ય દ્વારા સ્તુતિ કરવા માંડી.

સંન્યાસધર્મનિષ્ઠ પરમહંસો દ્વારા ઉત્કૃષ્ટ અષ્ટાંગ યોગ દ્વારા ચિત્તની એકાગ્રતાથી ખૂબ અનુશીલન કરાયેલા અને પ્રકટ થયેલા, પરમહંસોના ધર્મરૂપ ભગવદ્ભજનથી જે ચિત્તનાં અજ્ઞાનરૂપી કમાડ ઊઘડી ગયાં છે તે ખુલ્લા દ્વારરૂપ ચિત્તમાં પ્રકટ થયેલ સ્વસ્વરૂપમાં પોતાની મેળે જ અભિવ્યક્ત થતા નિજસુખના અનુભવસ્વરૂપ આપ છો. હે ભગવાન, હે નારાયણ, હે વાસુદેવ, હે આદિ-પુરુષ, હે મહાપુરુષ, હે મહાનુભાવ, હે પરમ મંગળ, હે પરમ કલ્યાણ, હે પરમ કરુણામય, હે કેવળ સ્વરૂપ, હે જગતના આધાર, હે લોકોના એક માત્ર નાથ, હે સર્વેશ્વર, હે લક્ષ્મીનાથ, ઓમ્કારસ્વરૂપ એવા આપને નમસ્કાર હો!॥ ૩૩॥ ૧॥

भक्त्युद्रेकेण बहुधा सम्बोधयन्तो दुर्ज्ञेयत्वं प्रपञ्चयन्ति—**भगवन्नित्यादिना**।

પરમં मङ्गलं शुद्धो धर्मो यस्मिन्। आत्मयोगेनाष्टाङ्गेन यः समाधिश्चित्तैकाग्र्यं तेन परिभावितः सुशीलितः परिस्फुटो यः पारमहंस्य-धर्मो भगवद्भजनं तेनोद्घाटितं तमोरूपं कपाटं यस्मिंस्तस्मिन् द्वारभूते चित्ते अपावृते प्रकटे आत्मलोके प्रत्यग्रूपे स्वयमेवोपलब्धमभिव्यक्तं यन्निजसुखं तदनुभवरूपो भवान्॥ ३३॥ १॥

ननु केवलानुभवरूपत्वे मम सृष्ट्यादि-कर्तृत्वं कथं तत्राहुः—

**दुरवबोध इव तवायं विहारयोगो यदशरणोऽशरीर इदमनवेक्षितास्मत्समवाय आत्मनैवाविक्रियमाणेन सगुणमगुणःसृजसि पासि हरसि॥ ३४॥ २॥**

दुरवबोध इव तवायं विहारयोगो यद्यस्मादशरणो निराश्रयः। इदं विश्वम्। अनवेक्षितोऽस्माकं समवायो मेलनं साहाय्यं येन सः॥ ३४॥ २॥

ભક્તિના પૂરને કારણે અનેક રીતે સંબોધન કરતા દેવો, ભગવાનને જાણવા દુષ્કર છે તે વિસ્તારપૂર્વક સમજાવે છે— '**भगवन्**' ઇત્યાદિ દ્વારા.

'**परमं मङ्गलम्**' પરમ શુદ્ધ ધર્મ છે જેમનામાં, '**आत्मयोगेन**' અષ્ટાંગ યોગ દ્વારા જે '**समाधिः**' ચિત્તની એકાગ્રતા, તેનાથી '**परिभावितः**' જેમનું અતિ પરિશીલન કરવામાં આવ્યું છે અને જે પ્રકટ થયેલા '**पारमहंस्यधर्मः**' પરમહંસોના ધર્મરૂપ ભગવદ્ભજન છે, તેનાથી ઊઘડી ગયાં છે અજ્ઞાનરૂપ કમાડ જેમાં તે દ્વારરૂપ ચિત્તમાં '**अपावृते**' પ્રકટ થયેલા '**आत्मलोके**' સ્વસ્વરૂપમાં પોતાની મેળે જ '**उपलब्धम्**' અભિવ્યક્ત થતું જે નિજસુખ છે, તેના અનુભવસ્વરૂપ આપ છો.॥ ૩૩॥ ૧॥

શંકા કરવામાં આવી છે કે જો હું કેવળ અનુભવસ્વરૂપ હોઉં, તો મારું સૃષ્ટિ વગેરેનું કર્તાપણું કેવી રીતે હોય? તે માટે ઉત્તર આપે છે—

આપની આ લીલાનું રહસ્ય કળવું જાણે અત્યંત કઠણ છે, કારણ કે કોઈના પણ આશ્રયરહિત અને પ્રાકૃત શરીરથી રહિત, નિર્ગુણ અને જેમને અમારી સહાયની અપેક્ષા નથી તેવા આપ આપના નિર્વિકાર સ્વરૂપ વડે જ આ સગુણ જગતને સર્જો છો, તેનું પાલન કરો છો અને તેનો સંહાર કરો છો.॥ ૩૪॥ ૨॥

આપની આ લીલાનું રહસ્ય કળવું જાણે અત્યંત કઠણ છે, '**यद्**' કારણ કે '**अशरणः**' કોઈના પણ આશ્રયથી રહિત– '**इदम्**' આ (સગુણ) જગતને– '**अनवेक्षितः**' અપેક્ષા નથી અમારી '**समवायः**' સહાયની કે સાહચર્યની જેમને તેવા આપ॥ ૩૪॥ ૨॥

दुर्ज्ञेयान्तरमाहुः—**अथ तत्रेति**।

**अथ तत्रभवान् किं देवदत्तवदिह गुणविसर्गपतितः पारतन्त्र्येण स्वकृतकुशलाकुशलं फलमुपाददात्याहोस्विदात्माराम उपशमशीलः समञ्जसदर्शन उदास्त इति ह वाव न विदामः॥ ३५ ॥ ३ ॥**

यथेह देवदत्तो गृहादि निर्माय तत्र स्वकृतशुभाशुभयोः फलमुपादत्ते एवं भवान् ब्रह्मस्वरूपो जीवरूपेण गुणविसर्गे पतितः सन्नुपाददाति। यद्वा समञ्जसमप्रच्युतं दर्शनं चिच्छक्तिर्यस्य स भवानुदास्ते उदासीनः साक्षितया वर्तत इति ॥ ३५ ॥ ३ ॥

तदेवं विरोधेन दुर्ज्ञेयत्वमुक्त्वा तत्परिहारेण ज्ञानप्रकारमाहुः—**न हीति**।

**न हि विरोध उभयं भगवत्यपरिगणितगुणगण ईश्वरेऽनवगाह्यमाहात्म्येऽर्वाचीनविकल्पवितर्कविचारप्रमाणाभासकुतर्कशास्त्रकलिलान्तःकरणाश्रयदुरवग्रहवादिनां विवादानवसर उपरतसमस्तमायामये केवल एवात्ममायामन्तर्धाय कोन्वर्थो दुर्घट इव भवति स्वरूपद्वयाभावात्॥ ३६ ॥ ४ ॥**

અન્ય દુર્જ્ઞેયતાને જણાવે છે— '**अथ तत्र इति।**'

વળી, આ સંસારમાં દેવદત્તની જેમ ગુણસૃષ્ટિમાં પડેલા આપ તેમાં પોતે કરેલા શુભ-અશુભનું ફળ પરતન્ત્રતાથી ભોગવો છો કે પછી આત્મામાં રમણ કરનારા, શાન્ત સ્વભાવવાળા અને અસ્ખલિત ચૈતન્યશક્તિવાળા આપ સાક્ષીભાવે રહો છો, એ જ અમે નિશ્ચયપૂર્વક જાણી શકતા નથી. ॥ ૩૪ ॥ ૩ ॥

જેમ આ સંસારમાં દેવદત્ત (નામનો એક પ્રાકૃત જીવ) ઘર વગેરે બાંધીને તેમાં પોતે કરેલા શુભ-અશુભનું ફળ ભોગવે છે, તેમ બ્રહ્મસ્વરૂપ આપ જીવરૂપે ગુણસૃષ્ટિમાં પડીને કર્મફળ ભોગવો છો કે '**समञ्जसम्**' અસ્ખલિત ચૈતન્યશક્તિ છે જેમની તેવા આપ '**उदास्ते**' ઉદાસીન થઈ સાક્ષીરૂપે રહો છો. ॥ ૩૪ ॥ ૩ ॥

આ પ્રમાણે વિરોધ દ્વારા ભગવાનનું દુર્જ્ઞેયત્વ કહીને તેના નિરાસ દ્વારા ભગવાનના જ્ઞાનનો પ્રકાર જણાવે છે— '**न हि इति।**'

ગુણોના અગણિત સમુદાયવાળા, અતર્ક્ય (અગાધ) માહાત્મ્યવાળા, આધુનિક વિકલ્પો-વિતર્કો-વિચારો-મિથ્યા પ્રમાણો— કુતર્કાદિવાળાં શાસ્ત્રોથી દૂષિત અંતઃકરણરૂપ આશ્રયવાળા દુરાગ્રહને કારણે વાદ-વિવાદ કરનારાઓના વિવાદના અવિષયરૂપ, નિવૃત્ત થઈ ગયેલા માયામય સંસારવાળા, કેવળ એકસ્વરૂપ એવા પરમેશ્વર વિષે પોતાની માયાને વચ્ચે લાવીને કર્તાપણું વગેરે કઈ વસ્તુ ઘટી શકે તેમ નથી? પરમેશ્વર વિષે (આત્મારામત્વ અને કર્તૃત્વ-ભોક્તૃત્વનો) વિરોધ છે જ નહીં, કારણ કે તેમનામાં બે સ્વરૂપોનો અભાવ છે. ॥ ૩૬ ॥ ૪ ॥

विरुध्यत इति विरोधः। उभयं न विरुद्धमित्यर्थः।

न ह्यन्यदृष्टान्तेन त्वयि विकल्पो युज्यते- ऽतर्क्यैश्वर्यत्वादित्याहुः—भगवतीति। अपरिमिता गुणगणा यस्य तस्मिन्नीश्वरे स्वतन्त्रेऽनवगाह्य- मतर्क्यं माहात्म्यं यस्य तस्मिन्।

विकल्प एवं एवं वेति, वितर्कः किमत्र युक्तमिति, विचार इत्थमेवेति। तत्र प्रमाणाभासा- स्तदनुग्राहकाः कुतर्काश्चार्वाचीना वस्तुस्वरूपा- संस्पर्शिनो ये विकल्पादयस्ते येषु शास्त्रेषु तैः कलिलं व्याकुलमन्तःकरणमाश्रयो यस्य दुरवग्रहस्य तेन वादिनां विवादस्यानवसरेऽगोचरे। ननु श्रद्धामात्रमेतत्, युक्तिरुच्यतां तत्राहुः—उपरतो मायामयः संसारो यस्मिंस्तस्मिन् केवले- ऽप्यात्ममायां मध्ये निधाय कोन्वर्थः कर्तृत्वादिर्न सम्भवति। यदि वस्तुतः कर्तृत्वादि भवेत्तर्हि विरोधः स्यान्न तु तदस्तीत्याहुः— स्वरूपद्वयाभावादिति॥ ३६॥ ४॥

એકબીજાથી વિપરીત એટલે વિરોધ, પરંતુ **'उभयम्'** (આત્મારામત્વ અને કર્તૃત્વ-ભોક્તૃત્વ) બંને વિરુદ્ધ નથી, એમ અર્થ છે.

ખરેખર, અન્ય દૃષ્ટાન્ત વડે આપના વિષે વિકલ્પ કરવો યોગ્ય નથી, કારણ કે આપનું ઐશ્વર્ય અતર્ક્ય છે, એમ કહે છે— **'भगवति इति।'** જેમના ગુણોના સમુદાય અગણિત છે તે **'ईश्वरे'** પરમસ્વતન્ત્ર અને **'अनवगाह्यम्'** અગાધ, અતર્ક્ય માહાત્મ્ય છે જેમનું તે ભગવાન વિષે.

'વિકલ્પ' એટલે આ આમ હશે કે તેમ? 'વિતર્ક' એટલે આમાં શું યોગ્ય હશે? 'વિચાર' એટલે આ પ્રમાણે જ છે, તેમાં તેમને સહાયક એવાં મિથ્યા પ્રમાણો અને અર્વાચીન કુતર્કો, વસ્તુના સ્વરૂપને સારી રીતે સ્પર્શ ન કરનારા જે વિકલ્પ વગેરે છે, તે સર્વ જે શાસ્ત્રોમાં છે તેમનાથી **'कलिलम्'** વ્યાકુળ અન્તઃકરણરૂપ આશ્રય જે દુરાગ્રહોનો છે, તેને કારણે વાદ-વિવાદ કરનારાઓના વિવાદના **'अनवसरे'** અવિષયરૂપ ભગવાનમાં– શંકા કરવામાં આવી છે કે આ તો માત્ર શ્રદ્ધા છે, તેમાં કોઈ યુક્તિસંગતતા હોય તો જણાવો. તે માટે ઉત્તર આપે છે— જેમનામાં માયામય સંસાર નિવૃત્ત થઈ ગયો છે તે કેવળ એકસ્વરૂપ પરમાત્મા વિષે માયાને વચ્ચે લાવીને કર્તાપણું વગેરે કઈ વસ્તુ ઘટી શકે તેવી નથી? જો ખરેખર પરમેશ્વર વિષે કર્તૃત્વાદિ હોય તો વિરોધ આવે, પણ તેવું કાંઈ છે નહીં, એમ કહે છે— કારણ કે પરમેશ્વરમાં, આપનામાં બે સ્વરૂપનો અભાવ છે.॥ ૩૬॥ ૪॥

अनुग्रहनिग्रहादिकं तु तत्तन्मतिभेदेन त्वन्मायया त्वयि स्फुरतीत्याहुः—समा विषमा च मतिर्येषां तेषां मतमभिप्रायम्। सर्पादिविषया धीर्येषां तेषां यथा रज्जुखण्डस्तथा तथा भाति।

યદ્વા તમેવાવિરોધં પુરુષમતિભેદેન દર્શયતિ—**સમવિષમેતિ** ॥ ३७ ॥ ५ ॥

**समविषममतीनां मतमनुसरसि यथा रज्जुखण्डः सर्पादिधियाम्॥ ३७॥ ५॥**

तदेवं विरोधं परिहृत्य निश्चितं परमार्थमाहुः—

**स एव हि पुनः सर्ववस्तुनि वस्तुस्वरूपः सर्वेश्वरः सकलजगत्कारणकारणभूतः सर्वप्रत्यगात्मत्वात् सर्वगुणाभासोपलक्षित एक एव पर्यवशेषितः॥ ३८॥ ६॥**

અનુગ્રહ કરવો અને દંડ કરવો વગેરે તો તે તે જુદી જુદી મતિને કારણે આપની માયાથી આપનામાં સ્ફુરે છે, એમ દેવો કહે છે— સમ (યથાર્થ) બુદ્ધિ અને વિષમ (ભ્રાન્ત) બુદ્ધિ જેમની છે, તેમના '**मतम्**' અભિપ્રાયને (આપ અનુસરો છો). સર્પ (માળા, જળધારા, ફાટેલી જમીન) વગેરે અભિપ્રાયવાળી બુદ્ધિ જેમની છે તેમને '**यथा रज्जुखण्डः**' જેમ તે તે રૂપે દોરડીનો ટુકડો ભાસે છે તેમ.

(ભગવાનમાં વિરોધનો અભાવ છે એમ પ્રતિપાદન કરતા પ્રકરણમાં અનુગ્રહ-નિગ્રહ વગેરેનું પ્રતિપાદન કરવું અયોગ્ય છે, એમ જો કહેવામાં આવે તો તે માટે) અથવા(થી ઉત્તર આપે છે). તે જ વિરોધને મનુષ્યોની જુદી જુદી મતિ દ્વારા દર્શાવે છે— '**समविषम-इति।**'

જેમ દોરડીનો ટુકડો સર્પ વગેરે બુદ્ધિવાળાઓના અભિપ્રાય અનુસાર તેવો (સર્પ, માળા, જળધારા, ફાટેલી જમીન વગેરે અનેક સ્વરૂપે) પ્રતીત થાય છે, તેમ યથાર્થ બુદ્ધિવાળાઓને (શુદ્ધ સચ્ચિદાનંદ પૂર્ણગુણસ્વરૂપે) અને ભ્રાન્ત બુદ્ધિવાળાઓને (કર્તા, ભોક્તા, આદિ અનેક સ્વરૂપે) આપ પ્રતીત થાઓ છો. ॥ ૩૭ ॥ ૫ ॥ ૩૭ ॥ ૫ ॥

આ પ્રમાણે વિરોધને છોડીને પોતે નિશ્ચિત કરેલા પરમાર્થરૂપને વર્ણવે છે—

વળી, તે પરમેશ્વર જ ખરેખર, સર્વ વસ્તુઓમાં સદ્રૂપે રહેલા છે, તે જ સર્વના ઈશ્વર છે, તે જ સકળ જગતના કારણના, (બ્રહ્મા અને પ્રકૃતિના) પણ કારણરૂપ છે. સર્વના અંતર્યામી હોવાથી સર્વ (ઈન્દ્રિયોના તથા બુદ્ધિના) વિષયોના પ્રકાશપરથી અનુમાન દ્વારા જણાય છે તેમ જ (શ્રુતિઓ વડે સમસ્ત પદાર્થોના નિષેધ દ્વારા નિષેધની અવધિસ્વરૂપ એવા) તે એક જ શેષ રાખવામાં આવ્યા છે. ॥ ૩૮ ॥ ૬ ॥

स एव हि नानारूपेण प्रतीतः। वस्तुस्वरूपः सद्रूपः। सर्वेषां गुणानां विषयाणामाभासैः प्रकाशैरुपलक्षितः।

ननु तैर्जीव एवोपलक्ष्यते, न। सर्वप्रत्यगात्मत्वात्सर्वजीवान्तर्यामित्वात्। जडतादात्म्याध्यासेन जीवस्यापि जडप्रायत्वान्न तेन विना प्रकाश इति भावः। पर्यवशेषितो 'नेति नेति' इत्यादिश्रुतिभिः ॥ ३८ ॥ ६ ॥

તે જ અનેકરૂપે પ્રતીત થાય છે. '**वस्तुस्वरूपः**' સદ્રૂપે રહેલા છે. '**सर्वेषां गुणानाम्**' સર્વ વિષયોના (ઇન્દ્રિયોના અને બુદ્ધિના) '**आभासैः**' પ્રકાશ પરથી અનુમાન દ્વારા જણાતા પરમાત્મા

શંકા કરવામાં આવી છે કે તે પ્રકાશ પરથી તો અનુમાન દ્વારા જીવ જ જણાય છે! તો તે માટે ઉત્તર આપે છે કે ના, '**सर्वप्रत्यगात्मत्वात्**' સર્વ જીવોના અન્તર્યામીરૂપ હોવાને કારણે (પરમાત્મા જ જીવ દ્વારા જણાય છે). જડમાં તાદાત્મ્યરૂપ અધ્યાસ થવાથી અને જીવ પણ જડવત્ જ હોવાથી તે અંતર્યામી વિના પ્રકાશ નથી થતો, એવો ભાવ છે. '**पर्यवशेषितः**' '**नेति नेति**' (બૃહદા.ઉપ.૨/૩/૬) એમ શ્રુતિઓ વડે સમસ્ત પદાર્થોના નિષેધ દ્વારા નિષેધની અવધિસ્વરૂપ આપને જ શેષ રાખવામાં આવ્યા છે. ॥ ૩૮ ॥ ૬ ॥

अतस्त्वद्भक्तिरेव परमपुरुषार्थ इत्याहुः— **अथ हेत्यादिपर्यावर्त** इत्यन्तेन।

**अथ ह वाव तव महिमामृतरससमुद्रविप्रुषा सकृदवलीढया स्वमनसि निष्यन्दमानानवरतसुखेन विस्मारितदृष्टश्रुतविषयसुखलेशाभासाः परमभागवता एकान्तिनो भगवति सर्वभूतप्रियसुहृदि सर्वात्मनि नितरां निरन्तरं निर्वृतमनसः कथमु ह वा एते मधुमथन पुनः स्वार्थकुशला ह्यात्मप्रियसुहृदः साधवस्त्वच्चरणाम्बुजानुसेवां विसृजन्ति न यत्र पुनरयं संसारपर्यावर्तः ॥ ३९ ॥ ७॥**

આથી આપની ભક્તિ એ જ પરમ પુરુષાર્થ છે, એમ તેઓ કહે છે— '**अथ ह**' વગેરે '**पर्यावर्तः**' સુધી.

હે મધુસૂદન, આપના મહિમારૂપી અમૃતરસના સમુદ્રના માત્ર એક જ વખત આસ્વાદન કરાયેલા બિંદુથી પોતાના મનમાં અવિરત ઝરતા(અસ્ખલિત) સુખને કારણે વિસરાઈ ગયા છે જોયેલા અને સાંભળેલા વિષયસુખના અલ્પ આભાસો જેમના, તે આપના એકાંતિક પરમ ભાગવતજનો, સર્વ પ્રાણીઓના પરમ મિત્ર અને સર્વના આત્મા ભગવાન એવા આપના વિષે નિરંતર અત્યંત શાંતિ પામેલાં મનવાળા રહે છે. તેઓ પરમાર્થ સાધવામાં નિપુણ છે તથા આપ જ એમના આત્મા અને પ્રિય સુહૃદ છો. તેથી આ પરમ ભાગવત સાધુજનો ખરેખર, આપનાં ચરણકમળની સેવાને થોડી ક્ષણ માટે પણ કેમ છોડે? કે જે ચરણકમળની સેવામાં રહેનારાઓને આ સંસારનો ફરીથી ફેરો રહેતો નથી. ॥ ૩૯ ॥ ૭ ॥

यस्मादेवम्भूतस्त्वं परमेश्वरः। अथ ह वाव अत एव हि। हे मधुमथन, परमभागवता एते त्वत्पादाम्भोजानुसेवां कथं मुहुर्मुहुर्विसृजन्ती–त्यन्वयः। हि यस्मात्स्वार्थे पुरुषार्थे कुशला निपुणाः। अत एव आत्मा त्वमेव प्रियः सुहृच्च येषां ते साधवो रागादिशून्याः। तत्र हेतुः—

કારણ કે આપ આવા પરમેશ્વર છો. '**अथ ह वाव**' આથી જ, ખરેખર, હે મધુસૂદન! આ પરમ ભાગવત જનો આપનાં ચરણકમળની સેવા ('**मुहुर्मुहुः**') થોડી ક્ષણો માટે પણ કેમ છોડે? એમ અન્વય છે. '**हि**' કારણ કે '**स्वार्थे**' પુરુષાર્થ સાધવામાં (તેઓ) '**कुशलाः**' નિપુણ છે. આથી જ આપ જ જેમનો આત્મા અને પ્રિય સુહૃદ છો તે સાધુજનો રાગાદિથી રહિત છે, તે માટે કારણ આપે છે—

तव महिमैवामृतरससमुद्रस्तस्य विप्रुषा बिन्दुमात्रेण सकृदवलीढया आस्वादितया स्वमनसि निष्यन्दमानमतिशयेन स्रवद्यन्निरन्तरं सुखं तेन विस्मारिता दृष्टश्रुतविषयाः सुखलेशाभासा येषां ते। अत एव भगवति त्वयि नितरां निरन्तरं निर्वृतं च मनो येषां ते यत्र यस्यामनुसेवायां सत्याम्॥ ३९॥ ७॥

આપનો મહિમા જ અમૃતરસનો સમુદ્ર છે. તેના '**विप्रुषा**' બિંદુ માત્રનું એક જ વખત '**अवलीढया**' આસ્વાદન કરવાથી પોતાના મનમાં '**निष्यन्दनम्**' અતિશય ઝરતું અવિરત સુખ, તેના કારણે વિસરાઈ ગયા છે પ્રત્યક્ષ જોયેલા અને શ્રવણ કરેલા વિષયસુખના અલ્પ આભાસો જેમના તેવા પરમ ભાગવતજનો– આથી જ ભગવાન એવા આપના વિષે અવિરત અત્યન્ત શાંતિ પામેલાં મન છે જેમનાં તે, '**यत्र**' જે સેવામાં રહેલાઓને (આ સંસારનો ફેરો રહેતો નથી.) ॥ ૩૯ ॥ ૭ ॥

**अन्वि.**—एकान्तिनः भोगाकाङ्क्षाशून्याः।

ભોગ ભોગવવાની આકાંક્ષા વગરના

**वंशीधरी**—ये त्वत्पदाम्बुजं न स्मरन्ति ते स्वार्थघातिन एवेति भावः।

જેઓ આપનાં ચરણકમળને વીસરી જાય છે તેઓ પોતાના (પરમ) પુરુષાર્થને જ નષ્ટ કરનારા છે, એવો ભાવ છે.

प्रस्तुतं विज्ञापयन्ति—**त्रिभुवनेत्यादिना** यावत्समाप्ति।

પ્રસ્તુત વસ્તુ માટે વિનંતિ કરે છે— '**त्रिभुवन**' વગેરે દ્વારા અધ્યાય સંપૂર્ણ થાય ત્યાં સુધી.

**त्रिभुवनात्मभवन त्रिविक्रम त्रिनयन त्रिलोकमनोहरानुभाव तवैव विभूतयो दितिजदनुजादयश्चापि तेषामनुपक्रमसमयोऽयमिति स्वात्ममायया सुरनरमृगमिश्रितजलचराकृतिभिर्यथापराधं दण्डं दण्डधर दधर्थ एवमेनमपि भगवञ्जहि त्वाष्ट्रमुत यदि मन्यसे॥ ४०॥ ८॥**

त्रिभुवनमात्मा स्वरूपं भवनं च यस्य। त्रिभुवनस्यात्मा भवनं चेति वा। त्रयो विक्रमा यस्य। त्रीन् लोकान्नयतीति तथा त्रयाणां लोकानां मनोहरोऽनुभावो यस्य। एवं चतुर्धा सम्बोध्याहुः—तेषामनुपक्रमसमय उद्यमकालो न भवतीति मत्वा हे दण्डधर, पूर्वं यथा दण्डं दधर्थ धृतवानस्येवमेनं त्वाष्ट्रमपि जहि, यदि मन्यसे हन्तुं यदीच्छसि॥ ४०॥ ८॥

હે ત્રિભુવનરૂપ! હે ત્રિભુવનના આશ્રયસ્વરૂપ! હે ત્રિવિક્રમ, હે ત્રણેય લોકના નેતા, હે ત્રણેય લોકનાં મનને મોહિત કરનારા મહિમાવાળા! દૈત્યો અને દાનવો વગેરે આપની જ વિભૂતિઓ હોવા છતાં આ કાળ તેમના ઉદ્યમનો નથી. પોતાની માયાથી દેવ, મનુષ્ય, પશુ, (નૃસિંહાદિ) મિશ્ર અને (મત્સ્યાદિ) જળચર વગેરે અવતારો દ્વારા અપરાધ અનુસાર હે દંડધર, પૂર્વે જેમ દંડ દીધો હતો એમ જો આપ ઈચ્છતા હો, તો હે ભગવાન, આ વૃત્રાસુરને પણ હણો.॥૪૦॥૮॥

ત્રણેય લોક '**आत्मा**' સ્વરૂપ છે જેમનું તથા ત્રણે ય લોક ધામ છે જેમનું અથવા જે ત્રણેય લોકના આત્મા અને આશ્રય છે. ત્રણ પગલાં છે જેમનાં (ત્રણ પગલાંમાં જેમણે વિશ્વ માપી લીધું હતું તેવા ત્રિવિક્રમ), ત્રણે ય લોકને દોરનાર, ત્રણ લોકનાં મનને મોહિત કરનારો મહિમા છે જેમનો. આ પ્રમાણે ચાર પ્રકારે સંબોધન કરીને દેવો કહે છે— તે દૈત્યાદિના '**अनुपक्रमसमयः**' ઉદ્યમનો આ કાળ નથી, એમ જાણીને, હે દંડને ધારણ કરનાર, પૂર્વે જેમ દંડ '**दधर्थ**' દીધો હતો, એમ આ વૃત્રાસુરને પણ હણો, '**यदि मन्यसे**' જો હણવા ઈચ્છતા હો તો.॥૪૦॥૮॥

**अस्माकं तावकानां तव नतानां तत ततामह तव चरणनलिनयुगलध्यानानुबद्धहृदयनिगडानां स्वलिङ्गविवरणेनात्मसात्कृतानामनुकम्पानुरञ्जितविशदरुचिरशिशिरस्मितावलोकेन विगलितमधुरमुखरसामृतकलया चान्तस्तापमनघार्हसि शमयितुम्॥ ४१॥ ९॥**

હે પિતા, હે પિતામહ, હે નિષ્પાપ, આપના (ચરણોમાં) નમેલા તથા આપનાં ચરણકમળની જુગલજોડીના ધ્યાનથી જ જેમનાં હૃદયમાં બેડી બંધાઈ ગઈ છે તેવા તેમ જ આપનું પોતાનું સ્વરૂપ પ્રકટ કરવા દ્વારા સ્વકીયરૂપે અંગીકાર કરાયેલા આપના નિજજનો એવા અમને ઉજ્જ્વળ, સુંદર, શીતળ સ્મિતયુક્ત નેત્રકટાક્ષથી તથા (અનુકમ્પાથી) ઝરતી મધુર પ્રિય વાણીરૂપ અમૃતકળાથી શાંત કરવાને આપ જ સમર્થ છો.॥૪૧॥૯॥

प्रथमं तावत्त्वदीयानामस्माकमन्तस्तापं शमयितुमर्हसि।

तावकानामित्यत्र हेतुः—हे पितः, हे पितामह, तव चरणनलिनयुगलध्यानेनैवानुबद्धो हृदये निगडः शृङ्खला येषाम्।

स्वलिङ्गविवरणेन निजमूर्तिप्रकटनेन स्वीकृतानाम्।

केन।

अनुकम्पयानुरञ्जितं सानुरागं च तद्विशदं रुचिरं शिशिरं च स्मितं तत्सहितेनावलोकेन। तथानुकम्पयैव विगलितो मधुरो मुखरसः प्रियवाक् सैवामृतकला तया च॥ ४१॥ ९॥

किञ्च अस्मदभिप्रायस्त्वया ज्ञायत एव किमत्रास्माभिर्विज्ञापनीयमित्याहुः—

**अथ भगवंस्तवास्माभिरखिलजगदुत्पत्ति-स्थितिलयनिमित्तायमानदिव्यमायाविनोदस्य सकलजीवनिकायानामन्तर्हृदयेषु बहिरपि च ब्रह्मप्रत्यगात्मस्वरूपेण प्रधानरूपेण च यथादेशकालदेहावस्थानविशेषं तदुपादानोप-लम्भकतयाऽनुभवतः सर्वप्रत्ययसाक्षिण आकाशशरीरस्य साक्षात्परब्रह्मणः परमात्मनः कियानिह वा अर्थविशेषो विज्ञापनीयः स्याद् विस्फुलिङ्गादिभिरिव हिरण्यरेतसः ॥४२॥ १०॥**

તો હવે પ્રથમ આપના (બાળકો) એવા અમારા હૃદયનો તાપ શાંત કરવા માટે આપ (જ) સમર્થ છો.

આપના હોવા માટેનું અહીં કારણ આપે છે— હે પિતા, હે પિતામહ, આપનાં ચરણકમળ યુગલના (નિરંતર) ધ્યાનથી જ જેમનાં હૃદયમાં (સદાયને માટે) સાંકળ બંધાઈ ગઈ છે.

'**स्वलिङ्गविवरणेन**' પોતાનું સ્વરૂપ પ્રકટ કરવા દ્વારા આપે સ્વકીયરૂપે અમારો અંગીકાર– સ્વીકાર કર્યો છે.

(અમારા હૃદયના તાપનું શમન આપ) શેનાથી (કરો છો)?

અનુકંપાથી રંગાયેલું, અનુરાગપૂર્ણ તે ઉજ્જ્વળ, સુંદર, શીતળ, સ્મિત– તેનાથી યુક્ત નેત્રકટાક્ષથી, તેમ જ અનુકમ્પાથી જ ઝરતી મધુર '**मुखरसः**' પ્રિય વાણી, તે જ અમૃતકળા, તેનાથી॥ ૪૧ ॥ ૯॥

વળી, અમારો અભિપ્રાય આપ જાણો જ છો. આ વિષયમાં અમારે શું નિવેદન કરવા જેવું છે, એમ કહે છે—

વળી, હે ભગવાન, સમગ્ર જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયમાં કારણરૂપ બનતી એવી દિવ્ય માયા જેમનો વિનોદ છે, સર્વ જીવસમૂહના અંતઃકરણમાં બ્રહ્મસ્વરૂપે અને અંતર્યામીસ્વરૂપે તથા તેમની બહાર પણ પ્રકૃતિના સ્વરૂપ દ્વારા દેશ, કાળ તથા દેહની વિશિષ્ટ અવસ્થાઓનું અતિક્રમણ કર્યા વિના તેમના (દેશ વગેરેના) ઉપાદાનરૂપે અને પ્રકાશરૂપે જે અનુભવ કરનાર છે તેવા, સર્વની બુદ્ધિના સાક્ષી, આકાશસ્વરૂપ સાક્ષાત્ પરબ્રહ્મ પરમાત્માની આગળ, જેવી રીતે અગ્નિના અંશરૂપ તણખા વગેરે દ્વારા અગ્નિ આગળ પ્રકાશ કરી શકાતો નથી, તેવી રીતે અમારા દ્વારા કયું વિશિષ્ટ પ્રયોજન નિવેદન કરવા યોગ્ય હોય?॥ ૪૨ ॥ ૧૦॥

अथ हे भगवन्, तवास्माभिरिह कियान्वार्थविशेषो विज्ञापनीयः स्यादित्यन्वयः।

यथा हिरण्यरेतसोऽग्नेस्तदंशभूतैर्विस्फुलिङ्गादिभिः प्रकाशो न क्रियते तथा तवास्माभिः कार्यार्थप्रकाशनं न कार्यमित्यर्थः।

अत्र हेतुगर्भाणि विशेषणानि।

अखिलजगतामुत्पत्त्यादिषु निमित्तायमानया दिव्यमायया विनोदो यस्य। अत एव सर्वजीवनिकायानामन्तर्हृदयेषु ब्रह्मस्वरूपेण प्रत्यगात्मान्तर्यामी तद्रूपेण च बहिरपि प्रधानरूपेण देशकालदेहावस्थानविशेषाननुल्लङ्घ्यानुभवतः। कथम्। तेषामुपादानतयोपलम्भकतया च, उपादानस्योपलम्भकतयेति वा।

अत एव सर्वेषां प्रत्ययानां बुद्ध्यादीनामपि साक्षिणः। साक्षित्वे हेतुः—आकाशवदलिप्तं शरीरं स्वरूपं यस्य। अलिप्तत्वे हेतुद्वयम्, साक्षात्परब्रह्मणो निरुपाधेः परमात्मनः शुद्धसत्त्वमूर्तेश्च॥ ४२॥ १०॥

આથી હે ભગવાન, આપને અમારે અહીં કયું વિશિષ્ટ પ્રયોજન નિવેદન કરવા યોગ્ય હોય, એમ અન્વય છે.

જેમ '**हिरण्यरेतसः**' અગ્નિ આગળ તેના અંશરૂપ તણખા વગેરે દ્વારા પ્રકાશ કરી શકાતો નથી, તેમ આપની પાસે અમારે કાર્યનું પ્રયોજન નિવેદન કરવા યોગ્ય નથી, એમ અર્થ છે.

જેમની અંદર હેતુઓ રહેલા છે તેવાં વિશેષણો અહીં છે.

સમગ્ર જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયમાં કારણરૂપ બનતી એવી પોતાની દિવ્ય માયા સાથે વિનોદ છે જેમનો. આથી જ સર્વ જીવસમૂહના અંતઃકરણમાં બ્રહ્મસ્વરૂપે તથા '**प्रत्यगात्मा**' અંતર્યામી, તે સ્વરૂપે અને બહાર પણ પ્રકૃતિરૂપે દેશ, કાળ તથા દેહની વિશિષ્ટ અવસ્થાઓનું અતિક્રમણ કર્યા વિના અનુભવ કરતા– કેવી રીતે? તેમના '**उपादानः**' ઉપાદાનરૂપે તથા તેમના પ્રકાશકરૂપે (અથવા '**उपादानस्य प्रकृतेः प्रकाशकतया—वं.**' ઉપાદાનરૂપ પ્રકૃતિના પ્રકાશકરૂપે અનુભવ કરો છો. '**मयाध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम्**'– ગીતા. ૯/૧૦ 'મારા અધ્યક્ષપણાથી માયા જડ-ચેતન સહિત સર્વ જગતને ઉપજાવે છે.')

આથી જ સર્વની '**प्रत्ययानाम्**' બુદ્ધિ વગેરેના પણ સાક્ષીને– સાક્ષી હોવા માટેનું કારણ– આકાશ જેવું નિર્લેપ '**शरीरम्**' સ્વરૂપ છે જેમનું નિર્લેપ હોવા માટે બે કારણ આપે છે. '**साक्षात्परब्रह्मणः**' ઉપાધિના સંગથી રહિત અને '**परमात्मनः**' શુદ્ધ સત્ત્વસ્વરૂપની આગળ॥ ૪૨॥ ૧૦॥

**अत एव स्वयं तदुपकल्पयास्माकं भगवतः परमगुरोस्तव चरणशतपलाशच्छायां विविधवृजिनसंसारपरिश्रमोपशमनीमुपसृतानां वयं यत्कामेनोपसादिताः ॥ ४३ ॥ ११ ॥**

આથી જ અમે જે કાર્યની ઈચ્છાથી આવ્યા છીએ તે ભગવાન પરમગુરુ એવા આપનાં ચરણકમળની, અનેક પાપોથી થતા સંસારના પરિશ્રમને શાંત કરનારી છાયાને શરણે આવેલા એવા અમારું તે કાર્ય આપ પોતે જ સમ્પન્ન કરો. ॥ ૪૩ ॥ ૧૧ ॥

अत एव सर्वज्ञत्वादेव वयं यत्कामेन यस्य कार्यस्य कामेनोपसादिताः प्रापितास्तदस्माकं कार्यं स्वयमेवोपकल्पय सम्पादयेति। चरणमेव शतपलाशं कमलं तस्य छायां विविधैर्वृजिनैर्यः संसारपरिश्रमस्तस्योपशमकरीमुपसृतानां प्राप्तानाम् ॥ ४३ ॥ ११ ॥

'**अत एव**' આપ સર્વજ્ઞ છો તેથી જ અમે '**यत्कामेन**' જે કાર્યની ઈચ્છાથી '**उपसादिताः**' આવ્યા છીએ, તે અમારું કાર્ય આપ પોતે જ '**उपकल्पय**' સમ્પન્ન કરો. ચરણ એ જ '**शतपलाशम्**' કમળ, તેની છાયાને (શરણે), અનેક પ્રકારનાં પાપોને કારણે જે (જન્મ-મૃત્યુરૂપ) સંસારનો (ભટકવાનો) પરિશ્રમ છે, તેને શાંત કરનારી છાયાને શરણે '**उपसृतानाम्**' આવેલાઓનું (કાર્ય) ॥ ૪૩ ॥ ૧૧ ॥

**वंशीधरी**—गुरोरपि चरणच्छाया संसारदुःखहारिणी किं पुनः परमगुरोस्तवेति भावः।

ગુરુની ચરણછાયા પણ સંસારરૂપી દુઃખને હરનારી છે, તો પછી પરમગુરુ એવા આપની ચરણછાયાનું તો શું કહેવું? એવો ભાવ છે.

पूर्वं भक्तेरुत्कर्षोक्तेस्तत्कामशङ्का मा भूदिति स्वकामं कथयन्ति।

(સ્તુતિમાં દેવોએ) પહેલાં ભક્તિનો મહિમા ગાયો હોવાથી દેવોને તે ભક્તિની ઈચ્છા હશે, એવી શંકા ન થાય તે માટે (દેવો) પોતાની ઈચ્છા જણાવે છે.

**अथो ईश जहि त्वाष्ट्रं ग्रसन्तं भुवनत्रयम्।**
**ग्रस्तानि येन नः कृष्ण तेजांस्यस्त्रायुधानि च ॥ ४४**

હે સર્વશક્તિમાન કૃષ્ણ, જેના દ્વારા અમારો પ્રભાવ, અસ્ત્રો અને આયુધો ગળી જવામાં આવ્યાં છે તે, ત્રણેય ભુવનોને ગળી રહેલા, ત્વષ્ટાના પુત્ર (વૃત્ર)ને આપ હવે શીઘ્ર હણી નાખો. ॥ ૪૪ ॥

अथोऽनन्तरमेव ॥ ४४ ॥

'**अथो**' હવે પછી તરત જ ॥ ૪૪ ॥

शीघ्रं तद्वधाय पुनः प्रणमन्ति।

તે વૃત્રાસુરના શીઘ્ર વધ માટે પુનઃ પ્રણામ કરે છે.

**हंसाय दह्रनिलयाय निरीक्षकाय**
**कृष्णाय मृष्टयशसे निरुपक्रमाय।**
**सत्संग्रहाय भवपान्थनिजाश्रमाप्ता-**
**वन्ते परीष्टगतये हरये नमस्ते॥ ४५**

શુદ્ધસ્વરૂપ, હૃદયાકાશમાં (દહરાકાશમાં) વસનાર, બુદ્ધિ વગેરેના સાક્ષી, સદાનંદ-સ્વરૂપ, ઉજ્જ્વળ યશવાળા, અનાદિ, સાધુજનો દ્વારા સ્વકીયરૂપે સ્વીકારવામાં આવેલા, સંસારમાર્ગમાં રહેલા પથિકને પોતાનું શરણ પ્રાપ્ત થતાં અંતે સર્વશ્રેષ્ઠ ગતિરૂપ તથા સર્વ પ્રકારની પીડાને હરનાર (શ્રીહરિ)ને નમસ્કાર હો.॥ ૪૫॥

हंसाय शुद्धाय हरये आर्तिहराय ते नमः। शुद्धत्वे हेतवः—दह्रनिलयाय हृदयाकाशनिकेताय। निरीक्षकाय बुद्ध्यादिसाक्षिणे।

कृष्णाय सदानन्दरूपाय।

'कृषिर्भूवाचकः शब्दो णश्च निर्वृतिवाचकः।
तयोरैक्यं परं ब्रह्म कृष्ण इत्यभिधीयते॥'

इति निरुक्तेः।

'**हंसाय**' શુદ્ધસ્વરૂપને (સાર અને અસારનો વિચાર કરીને સાર ગ્રહણ કરનાર હંસસ્વરૂપને નમસ્કાર.-વં.) '**हरये**' (સર્વ પ્રકારની) પીડા હરનારને, શુદ્ધ હોવા માટેનાં કારણો— '**दह्रनिलयाय**' હૃદયાકાશમાં વસનારને ('**तस्यान्ते सुषिरं सूक्ष्मं तस्मिन्सर्वं प्रतिष्ठितम्**।' તે હૃદયની મધ્યમાં સૂક્ષ્મ આકાશ છે, તેમાં સર્વ જગત આશ્રિત છે. -**विजय**.), '**निरीक्षकाय**' બુદ્ધિ વગેરે (ચિત્તવૃત્તિઓ)ના સાક્ષીને, '**कृष्णाय**' સદા આનંદસ્વરૂપને– '**कृष्**' ધાતુ એ હોવું જણાવતો શબ્દ છે. તથા '**ण**' આનંદ જણાવે છે. તે બન્નેનું ઐક્ય (સદાઆનંદ) પરબ્રહ્મસ્વરૂપ શ્રીકૃષ્ણ કહેવાય છે, એવી નિરુક્તિ છે.

आर्तिहरत्वे हेतवः—मृष्टं रुचिकरं यशो यस्य। निरुपक्रमायादिशून्याय। सद्भिः सङ्गृह्यत इति तथा तस्मै।

પીડા હરનાર હોવા માટેનાં કારણો— '**मृष्टम्**' ઉજ્જ્વળ યશ છે જેમનો, '**निरुपक्रमाय**' આદિરહિત (અનાદિ), '**सत्सङ्ग्रहाय**' સાધુજનો દ્વારા સ્વકીયરૂપે સ્વીકારવામાં આવે છે, તેમને (અકિંચનોના વિત્તરૂપ ભગવાનને નમસ્કાર)

भवपान्थो भवरूपे पथि वर्तमानस्तस्य जनस्य निजाश्रमाप्तौ स्वशरणप्राप्तौ सत्यां संसारस्यान्ते परीष्य सर्वतः पूजिता उत्तमा गतिः फलं यस्तस्मै॥ ४५॥

'**भवपान्थः**' સંસારરૂપી માર્ગમાં રહેલા, તે પથિકને '**निजाश्रमाप्तौ**' પોતાનું શરણ પ્રાપ્ત થતાં, સંસારના અંતે '**परीष्टा**' સર્વશ્રેષ્ઠ ઉત્તમગતિરૂપ ફળ જે છે તેમને (નમસ્કાર હો).॥ ૪૫॥

श्रीशुक उवाच

**अथैवमीडितो राजन् सादरं त्रिदशैर्हरिः।**
**स्वमुपस्थानमाकर्ण्य प्राह तानभिनन्दितः॥ ४६**

अभिनन्दितः सन्तोषितः॥ ४६॥

श्रीभगवानुवाच

**प्रीतोऽहं वः सुरश्रेष्ठा मदुपस्थानविद्यया।**
**आत्मैश्वर्यस्मृतिः पुंसां भक्तिश्चैव यया मयि॥ ४७**

मदीयमुपस्थानं स्तोत्रं तत्सहितया विद्यया ज्ञानेन। आत्मन ऐश्वर्यमसंसारित्वं तस्य स्मृतिर्यया। न हि विरोध उभयमित्यादिना कर्तृत्वभोक्तृत्वादेर्मायिकत्वोक्तेः। भक्तिश्च यया भवति॥ ४७॥

अथ ह भगवन्नित्यादिना भक्तेः सर्वोत्कर्षोक्तेर्भक्तमभिनन्दति—**किमिति**।

**किं दुरापं मयि प्रीते तथापि विबुधर्षभाः।**
**मय्येकान्तमतिर्नान्यन्मत्तो वाञ्छति तत्त्ववित्॥ ४८**

॥ ४८॥

**वंशीधरी**—अहो दौर्भाग्यं मूर्खता च युष्माकमनया विद्यया मां स्तुत्वापि भक्तिर्नार्थितेत्याह—किमिति। तत्त्वविद्वस्तुयाथार्थ्यज्ञः अन्यन्न वाञ्छति किन्तु भक्तिमेव वाञ्छतीति भावः।

શ્રીશુકદેવજી બોલ્યા – હે રાજા, આમ આ રીતે દેવો દ્વારા આદરપૂર્વક સ્તુતિ કરાયેલા શ્રીહરિ પોતાનું સ્તોત્ર સાંભળી, સંતુષ્ટ થઈ તેમને કહેવા લાગ્યા. ॥ ૪૬ ॥

‘**अभिनन्दितः**’ સંતુષ્ટ થયેલા શ્રીહરિ ॥ ૪૬ ॥

શ્રીભગવાન બોલ્યા – હે શ્રેષ્ઠ દેવો, તમારી મારા માટે કરેલી સ્તુતિથી યુક્ત એવા જ્ઞાનથી હું પ્રસન્ન થયો છું, કે જે (જ્ઞાન)થી મનુષ્યોને આત્મા અસંસારી છે તેનું સ્મરણ થશે અને મારામાં ભક્તિ પણ થશે. ॥ ૪૭ ॥

મારું ‘**उपस्थानम्**’ સ્તોત્ર, તે સહિત ‘**विद्यया**’ જ્ઞાનથી આત્માનું ‘**ऐश्वर्यम्**’ અસંસારીપણું, તેનું સ્મરણ થાય છે જે જ્ઞાનથી ‘**न हि विरोध उपभयम्**’ (શ્લોક-૩૬) (આત્મારામત્વ અને પ્રાકૃત સુખ-દુઃખત્વ એ) બે વસ્તુનો વિરોધ વગેરે છે જ નહીં, કારણ કે કર્તૃત્વ, ભોક્તૃત્વ વગેરે માયામય છે, એમ કહેવાયું છે. ॥ ૪૭ ॥

‘**अथ ह**’ વગેરે દ્વારા ભક્તિની સર્વોત્કૃષ્ટતા કહેવામાં આવી હોવાથી ભક્તની પ્રશંસા કરે છે— ‘**किम् इति।**’

હે દેવશિરોમણિઓ, હું પ્રસન્ન થાઉં ત્યારે શું દુર્લભ હોય? તેમ છતાં એક મારામાં જ બુદ્ધિ રાખનારો તત્ત્વવેત્તા (ભક્ત) (મારી પાસેથી) મારા સિવાય બીજું કંઈ જ ઈચ્છતો નથી. ॥ ૪૮ ॥ ૪૮ ॥

અરે રે, દુર્ભાગ્ય અને મૂર્ખતા છે કે તમારા આ જ્ઞાન દ્વારા તમે મારી સ્તુતિ કરી હોવા છતાં પણ તમે ભક્તિની યાચના ન કરી, એમ કહે છે— ‘**किम् इति।**’ ‘**तत्त्ववित्**’ વસ્તુને યથાર્થ રીતે જાણનાર અન્ય કંઈ નહીં પણ ભક્તિ જ ઈચ્છે છે, એવો ભાવ છે.

यदुक्तं देवैः स्वयं तदुपकल्पयास्माकमित्यादि तत्सम्पादनं कृपालोर्ममानुचितमित्याशयेनाह— **न वेदेति** द्वाभ्याम्।

દેવો દ્વારા જે કહેવામાં આવ્યું કે '**स्वयं तद् उपकल्पय**' (શ્લોક-૪૩) (અમે જે કામનાથી આવ્યા છીએ) તેને આપ પોતે જ સમ્પન્ન કરો વગેરે, તે કામનાઓની પૂર્તિ કરવી એ કૃપાળુ એવા મારે માટે ઉચિત નથી, એવા આશયથી બે શ્લોક વડે કહે છે— '**न वेद इति।**'

**न वेद कृपणः श्रेय आत्मनो गुणवस्तुदृक्।**
**तस्य तानिच्छतो यच्छेद् यदि सोऽपि तथाविधः॥ ४९**

વિષયોમાં જ સત્યતા જોનારો (સંસારની કામનાવાળો) અબુધ મનુષ્ય પોતાનું કલ્યાણ જાણતો નથી. વિષયોને ઈચ્છતા એવા તેને જો (કોઈ તે) વિષયો આપે તો તે (આપનાર) પણ તેના જેવો જ (અબુધ) છે.॥૪૯॥

गुणेषु विषयेषु तत्त्वदर्शी। तान्विषयान् तथाविधोऽज्ञ एव॥ ४९॥

'**गुणेषु**' વિષયોમાં જ સત્યતા જોનારો મનુષ્ય– તે વિષયોને આપનારો મનુષ્ય પણ તેવો જ અબુધ છે.॥૪૯॥

**स्वयं निःश्रेयसं विद्वान् न वक्त्यज्ञाय कर्म हि।**
**न राति रोगिणोऽपथ्यं वाञ्छतो हि भिषक्तमः॥ ५०**

જેવી રીતે ઉત્તમ વૈદ્ય કુપથ્ય ઈચ્છતા રોગીને તે આપતો નથી, તેવી રીતે કલ્યાણકારી આત્મવિદ્યાને જાણનારો મનુષ્ય અજ્ઞાનીને કર્મનો (તેમાં ફસાવાનો) ઉપદેશ આપતો નથી.॥૫૦॥

कर्म न वक्ति प्रवृत्तिमार्गं न वक्ति हि। अपथ्यं यथा न राति न ददाति। भिषक्तमः सद्वैद्यः॥ ५०॥

'**कर्म न वक्ति**' કર્મ કરવાનો અર્થાત્ પ્રવૃત્તિમાર્ગનો ઉપદેશ કરતો જ નથી. જેવી રીતે '**भिषक्तमः**' ઉત્તમ વૈદ્ય (રોગીને) અપથ્ય '**न राति**' આપતો નથી તેમ॥૫૦॥

एवं तत्त्वकथनेनानौचित्यं परिहृत्य तदभिप्रायमनुसरन्नाह—**मघवन्निति**।

આ પ્રમાણે તત્ત્વ જણાવવા દ્વારા (ભક્તિ ન માગવાના) અનૌચિત્યને બાજુએ મૂકીને દેવોના અભિપ્રાયને અનુસરતા ભગવાન કહે છે— '**मघवन् इति।**'

**मघवन् यात भद्रं वो दध्यञ्चमृषिसत्तमम्।**
**विद्याव्रततपःसारं गात्रं याचत मा चिरम्॥ ५१**

હે મઘવન્, તમારું કલ્યાણ થાઓ! ઋષિશિરોમણિ દધીચિ પાસે તમે જાઓ તથા વિદ્યા, વ્રત અને તપથી બળવાન એવા તેમના શરીરની યાચના કરો, વિલંબ ન કરો.॥૫૧॥

विद्यया व्रतैस्तपसा च सारं दृढं गात्रं शरीरं याचत याचध्वम्॥ ५१ ॥

વિદ્યાથી, વ્રતોથી અને તપથી **'सारम्'** બળવાન એવા **'गात्रम्'** શરીરની **'याचत'** યાચના કરો.॥ ૫૧ ॥

**वंशीधरी**—ऋषिसत्तमम् क्रोधादिरहितम्। गात्रम् इति गाय ज्ञानाय त्रायते रक्ष्यते।

શ્રેષ્ઠ ઋષિ એટલે ક્રોધાદિથી રહિત. જ્ઞાન માટે જેનું રક્ષણ કરવામાં આવે તે (ગાત્ર) શરીર.

तत्र तदीयं विद्यातिशयमाह—**स वा** इति द्वाभ्याम्।

(શા માટે દધીચિ ઋષિ પાસે યાચના કરવી?) તે માટે દધીચિ ઋષિની વિદ્યાની શ્રેષ્ઠતાનું બે શ્લોક વડે વર્ણન કરે છે— **'स वै इति।'**

**स वा अधिगतो दध्यङ्ङश्विभ्यां ब्रह्म निष्कलम्।**
**यद् वा अश्वशिरो नाम तयोरमरतां व्यधात्॥ ५२**

ખરેખર, તે દધીચિ ઋષિ શુદ્ધ બ્રહ્મજ્ઞાન જાણતા હતા. બંને અશ્વિનીકુમારોને (ઘોડાના મસ્તક દ્વારા જ્ઞાન આપવામાં આવ્યું હોવાથી) અશ્વશિરસ્ નામના જે બ્રહ્મજ્ઞાને જ તે બંનેને જીવનમુક્તિ પ્રદાન કરી.॥ ૫૨ ॥

एवं ह्यत्र प्रसिद्धा कथा।
'निशम्याथर्वणं दक्षं प्रवर्ग्य*ब्रह्मविद्ययोः।
दध्यञ्चं समुपागम्य तमूचतुरथाश्विनौ॥
भगवन्देहि नौ विद्यामिति श्रुत्वा स चाब्रवीत्।
कर्मण्यवस्थितोऽद्याहं पश्चाद्वक्ष्यामि गच्छतम्॥

અહીં આ પ્રમાણે એક પ્રસિદ્ધ કથા છે.

અથર્વવેદના જાણનાર દધીચિ ઋષિ વિશિષ્ટ યજ્ઞકર્મ (પ્રવર્ગ્ય)* અને બ્રહ્મવિદ્યામાં નિષ્ણાત છે એમ જાણી બંને અશ્વિનીકુમારોએ દધીચિ ઋષિ પાસે જઈને પ્રાર્થના કરી કે 'હે ભગવાન, અમને બંનેને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરો.' આ સાંભળીને તે ઋષિ બોલ્યા, 'આજે હું એક ઋષિકાર્યમાં વ્યસ્ત છું, માટે તમે જાઓ. કાર્ય સમ્પન્ન થયા પછી હું તમને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરીશ.'

तयोर्निर्गतयोरेव शक्र आगत्य तं मुनिम्।
उवाच भिषजोर्विद्यां मावदीरश्विनोर्मुने॥

બંને અશ્વિનીકુમારો પાછા ગયા. તેવામાં જ ઈન્દ્રે આવીને તે મુનિને કહ્યું કે 'હે મુનિ, બંને વૈદ્ય અશ્વિનીકુમારોને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ ન કરશો. મારી વાતનું ઉલ્લંઘન કરીને જો તેમને

* (સોમયાગની પૂર્વે કરવામાં આવતો વિધિ એટલે પ્રવર્ગ્ય. શતપથ બ્રાહ્મણ કાંડ–૧૪, અધ્યાય ૧, ૨, ૩માં તેનું નિરૂપણ કરવામાં આવ્યું છે.)

यदि मद्वाक्यमुल्लङ्घ्य ब्रवीषि सहसैव ते।
शिरश्छिन्द्यां न संदेह इत्युक्त्वा स ययौ हरिः॥
इन्द्रे गते तथाभ्येत्य नासत्यावूचतुर्द्विजम्।
तन्मुखादिन्द्रगदितं श्रुत्वा तावूचतुः पुनः॥
आवां तव शिरश्छित्त्वा पूर्वमश्वस्य मस्तकम्।
संधास्यावस्ततो ब्रूहि तेन विद्यां च नौ द्विज॥
तस्मिन्निन्द्रेण संछिन्ने पुनः संधाय मस्तकम्।
निजं ते दक्षिणां दत्त्वा गमिष्यावो यथातथम्॥
एतच्छ्रुत्वा तथोवाच दध्यङ्ङाथर्वणस्तयोः।
प्रवर्ग्यं ब्रह्मविद्यां च सत्कृतोऽसत्यशङ्कितः॥'
इति।

આનો ઉપદેશ કરશો, તો તરત જ હું તમારું મસ્તક કાપી નાખીશ, એમાં સંદેહ નથી.', એમ કહીને ઈન્દ્ર ત્યાંથી ગયો. ઈન્દ્રના જતાં જ અશ્વિનીકુમારો તે ઋષિ પાસે આવ્યા અને (બ્રહ્મવિદ્યા માટે ફરી) વિનંતી કરી. ઋષિના મુખેથી ઈન્દ્રે કહેલી વાત સાંભળીને તેમણે ફરીથી કહ્યું, 'હે દ્વિજ, આપનું મસ્તક કાપીને પહેલેથી અમે ઘોડાનું મસ્તક જોડી દઈએ. તે મસ્તકથી આપ અમને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરો. તે મસ્તક ઈન્દ્ર કાપી નાખશે એટલે અમે ફરીથી આપનું પોતાનું મસ્તક જોડી દઈશું. આપને યોગ્ય દક્ષિણા આપીને અમે જેમ આવ્યા હતા તેમ ચાલ્યા જઈશું.' આ સાંભળીને આથર્વણ દધીચિ ઋષિએ (પોતે આપેલું વચન અસત્ય થશે, એવી) મિથ્યા ભાષણની શંકાથી તેમને પ્રવર્ગ્ય અને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો. (આ કથા શતપથ બ્રાહ્મણ કાંડ–૧૪, અ–૧, બ્રા.–૧ મંત્ર ૧૯-૨૫માં જુદા શબ્દોમાં છે.)

ततश्चायमर्थः—दध्यङ् निष्कलं शुद्धं ब्रह्माधिगतो ज्ञातवान्। पाठान्तरे तु निष्कृतं नितरां कृतं भवति धनं येन तं प्रवर्ग्यं चाधिगतो ज्ञातवान्। ततोऽश्विभ्यां प्रादादित्युत्तरस्यानुषङ्गः। उपदिदेशेत्यर्थः।

તદનુસાર શ્લોકનો અર્થ આ પ્રમાણે છે—દધીચિ ઋષિ '**निष्कलम्**' શુદ્ધ બ્રહ્મ (જ્ઞાન) '**अधिगतः**' જાણતા હતા. ('**निष्कलम्**' ને બદલે) '**निष्कृतम्**' પાઠાન્તરમાં, ધન જેનાથી સંપૂર્ણપણે સફળ થાય છે તે '**प्रवर्ग्यम्**' (અહીં '**निष्कृतम्**' પ્રવર્ગ્યનું વિશેષણ છે). યજ્ઞકર્મવિશેષનું જ્ઞાન પણ જાણતા હતા. પછી તે જ્ઞાનનો અશ્વિનીકુમારોને ઉપદેશ કર્યો, એમ ઉપર આપેલી કથા સાથે સંબંધ છે.

कथंभूतं ब्रह्म। यद्वै अश्वशिरसा प्रोक्तत्वादश्वशिरोनाम प्रसिद्धम्। तयोरमरतां जीवन्मुक्तत्वं व्यधात्। तथा च श्रुतिः 'अश्वस्य शीर्ष्णा प्रयदीमुवाच' इति॥५२॥

કેવું બ્રહ્મ(જ્ઞાન)? જે અશ્વના મુખથી કહેવાયું હોવાથી '**अश्वशिरस्**' નામના બ્રહ્મજ્ઞાનથી પ્રસિદ્ધ થયું. તે બંને અશ્વિનીકુમારોને (દધીચિ ઋષિએ) જે જ્ઞાનથી '**अमरताम्**' જીવન્મુક્તત્વ પ્રાપ્ત કરાવ્યું, તે અનુસાર શ્રુતિ છે. (દધીચિ નામવાળા આથર્વણે) અશ્વના મુખથી ઉપદેશ કર્યો હતો. (બૃહદા.ઉપ. ૨/૫/૧૬)॥૫૨॥

**दध्यङ्ङाथर्वणस्त्वष्ट्रे वर्माभेद्यं मदात्मकम्।**
**विश्वरूपाय यत् प्रादात् त्वष्टा यत्त्वमधास्ततः॥ ५३**

मदात्मकं वर्म श्रीनारायणकवचं चाधिगत इति पूर्वस्यानुषङ्गः। तत्र हेतुः—यस्मात्त्वष्ट्रे प्रादात्। किं तत्।

यत्त्वष्टा विश्वरूपाय पुत्राय प्रादात्। कीदृशम्। यत्त्वं ततो विश्वरूपादधाः धृतवानसि। तदेवं विद्यया सारं गात्रं याचध्वमित्यर्थः॥ ५३॥

**वंशीधरी**—दधाति सर्वमिति दधि ब्रह्म तदञ्चति प्राप्नोति जानाति वेति दध्यङ्।

विद्याया धारणेन तद्गात्रमतीवाभेद्यं स्वेतराभेद्यभेदकं चास्ति तदेव प्रार्थयतेति भावः।

ननु प्रेष्ठं देहं कथं दास्यति तत्राह।

**युष्मभ्यं याचितोऽश्विभ्यां धर्मज्ञोऽङ्गानि दास्यति।**
**ततस्तैरायुधश्रेष्ठो विश्वकर्मविनिर्मितः॥ ५४**

અથર્વવેદી દધીચિ ઋષિએ મારા સ્વરૂપભૂત અભેદ્ય નારાયણકવચ (સૌથી પહેલાં) ત્વષ્ટાને આપ્યું. ત્વષ્ટાએ જે વિશ્વરૂપને આપ્યું અને તે વિશ્વરૂપ પાસેથી જે તેં ધારણ કર્યું.॥ ૫૩॥

મારા સ્વરૂપભૂત કવચ '**श्रीनारायणकवचम्**' ઋષિ જાણતા હતા, એમ પૂર્વનો સંબંધ છે. તે માટેનું કારણ— દધીચિ ઋષિએ તે કવચ ત્વષ્ટાને આપ્યું હતું. પછી તે કવચનું શું થયું?

ત્વષ્ટાએ જે કવચ પુત્ર વિશ્વરૂપને આપ્યું. કેવું કવચ? ત્યાર પછી વિશ્વરૂપ પાસેથી જેને તેં '**अधाः**' ધારણ કર્યું તે કવચ. આમ (જ્ઞાન ધારણ કરવાને કારણે) જ્ઞાનના '**सारस्**' સારરૂપ શરીરની તમે યાચના કરો, એમ અર્થ છે.॥ ૫૩॥

સર્વ ધારણ કરે છે તે દધિ-બ્રહ્મ, તે 'દધિને' બ્રહ્મને પામે છે, જાણે છે તે દધ્યઙ્. **('दधि+अञ्च्')**

વિદ્યા ધારણ કરવાને કારણે તેમનું શરીર (હાડકાં) અત્યંત અભેદ્ય છે. પોતાનાથી અન્ય એવા અભેદ્યને ભેદી નાખનાર છે. માટે જ માંગો, એવો ભાવ છે.

શંકા કરવામાં આવી છે કે (ઋષિ) અત્યંત પ્રિય એવું શરીર કેવી રીતે આપશે? તે માટે ઉત્તર આપે છે.

અશ્વિનીકુમારો દ્વારા તમારે માટે માંગવામાં આવેલાં હાડકાં ધર્મજ્ઞ (એવા દધીચિ ઋષિ) આપી દેશે અને પછી તે હાડકાંમાંથી વિશ્વકર્મા દ્વારા રચાયેલું શ્રેષ્ઠ આયુધ બનશે.॥ ૫૪॥

युष्मभ्यमङ्गान्यस्थीनि याचितः सन् दास्यति। यतो धर्मज्ञः। विशेषतोऽश्विभ्यां शिष्यप्रीत्या दास्यति। अस्थीनीत्यनेन हेयत्वं दर्शितम्। तैरस्थिभिर्विश्वकर्मणा विनिर्मित आयुधश्रेष्ठो वज्रो भविष्यतीति शेषः॥५४॥

તમારે માટે '**अङ्गानि**' હાડકાં માંગવામાં આવશે ત્યારે (ઋષિ તમને) આપશે, કારણ કે તેઓ ધર્મજ્ઞ છે. ખાસ કરીને અશ્વિનીકુમારોને તો શિષ્ય ઉપરના પ્રેમને કારણે આપશે. '**अस्थीनि**' હાડકાં, એ (શબ્દ) દ્વારા ત્યજવાને લાયક છે, એમ દર્શાવ્યું છે. તે હાડકાંમાંથી વિશ્વકર્મા દ્વારા રચાયેલું '**वज्र**' નામનું શ્રેષ્ઠ આયુધ બનશે, એટલું બાકી છે (તે ઉમેરવું). ॥૫૪॥

**येन वृत्रशिरो हर्ता मत्तेजउपबृंहितः।**
**तस्मिन् विनिहते यूयं तेजोऽस्त्रायुधसम्पदः।**
**भूयः प्राप्स्यथ भद्रं वो न हिंसन्ति च मत्परान्॥ ५५**

મારા તેજથી વૃદ્ધિ પામેલો થઈને તું વૃત્રના મસ્તકને હણીશ. તે (અસુર) હણાશે એટલે તમે પુનઃ તેજ, અસ્ત્ર, આયુધો અને સમ્પત્તિ પ્રાપ્ત કરશો. (આ મહાકાય અસુર અમને હણશે એવો ભય રાખશો નહીં, કારણ કે) મારા ભક્તોને કોઈ પણ મારી શકતું નથી. આથી તમારું કલ્યાણ (અવશ્યંભાવિ) છે.॥૫૫॥

येन भवान्वृत्रशिरो हर्ता हरिष्यति। मम तेजसा उपबृंहितः सन्। तेजश्चास्त्राणि चायुधानि न सम्पदश्च भूयः प्राप्स्यथ। महाकायस्त्रिभुवनग्रासी स एवास्मान् हन्यादिति शङ्काकुलचित्तान्प्रत्याह। मत्परांश्च केऽपि न हिंसन्त्यतो युष्माकं भद्रमेवेति॥५५॥

જે આયુધથી તમે વૃત્રના મસ્તકને '**हर्ता**' હરી લેશો, મારા તેજથી વૃદ્ધિ પામેલા થઈને– તેજ, અસ્ત્ર, આયુધો તથા સંપત્તિને તમે પુનઃ પ્રાપ્ત કરશો. ત્રણેય ભુવનોને ગળી જનારો મહાકાય એવો આ (અસુર) અમને મારી નાખશે, એવી શંકાથી વ્યાકુળ થયેલા ચિત્તવાળા દેવોને ભગવાન કહે છે, મારા ભક્તોને કોઈ પણ મારી શકતું નથી. આથી તમારું કલ્યાણ (અવશ્યંભાવિ) જ છે. ॥૫૫॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां षष्ठस्कन्धे नवमोऽध्यायः॥९॥
इति श्रीमद्भागवते महापुराणे षष्ठस्कन्धे श्रीधरस्वामिविरचितायां
भावार्थदीपिकायां टीकायां नवमोऽध्यायः॥९॥

❋❋❋❋❋

# अथ दशमोऽध्यायः

## દેવતાઓ દ્વારા દધીચિ ઋષિનાં અસ્થિઓથી વજ્રનું નિર્માણ અને વૃત્રાસુરની સેના પર આક્રમણ

दशमे केशवादिष्टदध्यङ्ङस्थिजवज्रधृत्।
इन्द्रोऽयुध्यत वृत्रेण सासुरेण सनिर्जरः॥ १॥

ભગવાન કેશવે દર્શાવેલા દધીચિ ઋષિનાં અસ્થિમાંથી બનાવેલા વજ્રને ધારણ કરનાર ઈન્દ્રે દેવોની સાથે રહીને અસુરોથી વીંટાયેલા વૃત્રાસુર સાથે યુદ્ધ કર્યું, એ કથા દસમા અધ્યાયમાં છે. ॥ ૧ ॥

श्रीशुक उवाच

**इन्द्रमेवं समादिश्य भगवान् विश्वभावनः।**
**पश्यतामनिमेषाणां तत्रैवान्तर्दधे हरिः॥ १**

**શ્રીશુકદેવજી બોલ્યા** – વિશ્વના જીવનદાતા ભગવાન શ્રીહરિ ઈન્દ્રને આ પ્રમાણે આદેશ આપીને દેવતાઓના દેખતાં ત્યાં જ અન્તર્ધાન થયા. ॥ ૧ ॥ ૧ ॥

मोदमान एव तन्मुखाद्धर्मं श्रोतुकामः प्रत्याचक्षाण इवोवाच—**अपीति** द्वाभ्याम्।

પ્રસન્ન થઈને જ તેમના મુખેથી ધર્મ સાંભળવાની ઈચ્છાવાળા (આથર્વણ દધીચિઋષિ) તેમનો (પરિહાસપૂર્વક) તિરસ્કાર કરતા હોય તેમ બે શ્લોક દ્વારા બોલ્યા— **'अपि इति'**

**तथाभियाचितो देवैर्ऋषिराथर्वणो महान्।**
**मोदमान उवाचेदं प्रहसन्निव भारत॥ २**

હે ભરતવંશી રાજા પરીક્ષિત, તે પ્રમાણે (ભગવાનની આજ્ઞા અનુસાર) જેમની પાસે યાચના કરવામાં આવી છે તે ઉદારશિરોમણિ અથર્વવેદી મહર્ષિ દધીચિ પ્રસન્ન થઈને મલકાતા હોય તેમ આ પ્રમાણે બોલ્યા. ॥ ૨ ॥

**अपि वृन्दारका यूयं न जानीथ शरीरिणाम्।**
**संस्थायां यस्त्वभिद्रोहो दुःसहश्चेतनापहः॥ ३**

હે દેવો, મૃત્યુ સમયે શરીરધારીઓને મૂર્ચ્છિત કરી દેનારું જે દુઃખ થાય છે, તે શું તમે નથી જાણતા ? ॥ ૩ ॥

हे वृन्दारकाः, अपि किं संस्थायां मृत्यौ योऽभिद्रोहो दुःखं तं न जानीथ॥ ३॥

હે દેવો, **'अपि'** શું **'संस्थायाम्'** મૃત્યુકાળે જે **'अभिद्रोहः'** પીડા થાય છે, તે તમે નથી જાણતા ? ॥ ૩ ॥

**वंशीधरी**—हे वृन्दारका इति। दर्शने एव प्रशस्तवृन्दा यूयमन्तस्तु कठिना एव यतो ब्रह्महत्यातोऽपि न बिभीथ। यद्वा—वृन्दं सर्वजनसमूहमीर्यति तत्तदिन्द्रियाद्यधिष्ठातृत्वेन जानन्त्यप्यहो कथं न जानीथाधुना मद्देहपातदुःखमिति भावः।

હે દેવો ! દેખાવમાં તો આકર્ષક સમુદાયવાળા છો પણ અંદર તો કઠોર જ છો, કારણ કે બ્રહ્મહત્યાથી પણ તમને ભય નથી. અથવા, સર્વ જનસમુદાયને પ્રત્યેક ઈન્દ્રિયના અધિષ્ઠાતારૂપે જાણો છો, છતાં અત્યારે મારો દેહ પડી જવાનું દુઃખ કેમ નથી જાણતા? એવો ભાવ છે.

**जिजीविषूणां जीवानामात्मा प्रेष्ठ इहेप्सितः।**
**क उत्सहेत तं दातुं भिक्षमाणाय विष्णवे॥ ४**

આ સંસારમાં જીવવાની ઇચ્છાવાળા જીવને પોતાનું શરીર અત્યંત પ્રિય અને રક્ષણ કરવા યોગ્ય છે. (તે શરીરની) યાચના કરતા ભગવાન વિષ્ણુને પણ તે આપવા માટે કોણ તૈયાર થાય ?॥ ૪॥

आत्मा देहः। वयं जानीम एव किन्तु श्रीविष्णुरस्मन्मुखेन याचत इति चेत्तत्राह—याचते विष्णवेऽपि दातुं क उत्सहेत॥ ४॥

**'आत्मा'** શરીર– અમે (દેવો) જાણીએ જ છીએ, પરંતુ ભગવાન શ્રીવિષ્ણુ અમારા મુખથી યાચના કરે છે, એમ જો દેવો કહે તો તે માટે ઉત્તર આપે છે— શરીરની માગણી કરનાર ભગવાન વિષ્ણુને પણ પોતાનું શરીર આપવાનું કોને ગમે ?॥ ૪॥

देवा ऊचुः

**किं नु तद् दुस्त्यजं ब्रह्मन् पुंसां भूतानुकम्पिनाम्।**
**भवद्विधानां महतां पुण्यश्लोकेड्यकर्मणाम्॥ ५**

દેવો બોલ્યા – હે બ્રહ્મન્, આપના જેવા (ઉદાર અને) પ્રાણીઓ પર અનુકમ્પાવાળા મહાપુરુષો અને જેમનાં કર્મોની યશસ્વી મહાનુભાવો પણ પ્રશંસા કરે છે, તેઓને માટે શું ત્યજવું મુશ્કેલ છે ?

पुण्यश्लोकैरीड्यानि कर्माणि येषाम्॥ ५॥

યશસ્વી મહાનુભાવો દ્વારા પણ જેમનાં કર્મોની પ્રશંસા કરવામાં આવે છે.॥ ૫॥

**ननु स्वार्थपरो लोको न वेद परसंकटम्।**
**यदि वेद न याचेत नेति नाह यदीश्वरः॥ ६**

(માગનારા) સ્વાર્થી લોકો બીજાની મુશ્કેલીનો ખરેખર વિચાર નથી કરતા. જો વિચાર કરે તો માગે જ નહીં, (અને આપનારો પણ) જો સમર્થ હોય તો (કદી) ના ન પાડે.॥ ૬॥

याचको यदि वेद तर्हि न याचेत। यदीश्वरो दानसमर्थश्चेत्तर्हि सोऽपि नेति नाह। अतो यथा तव सङ्कटं स्वार्थपरा वयं न जानीम एवं प्रत्याचक्षाणस्त्वमस्मत्सङ्कटं न जानासीति भावः॥ ६॥

માગનારો જો જાણે તો માગે નહીં. જો દાન આપવાને **'ईश्वरः'** સમર્થ હોય તો તે પણ ના ન પાડે. આથી સ્વાર્થપરાયણ એવા અમે જેમ તમારું સંકટ નથી જાણતા, તેમ અમારી માગણીને નકારતા તમે અમારું સંકટ જાણતા નથી, એવો ભાવ છે.॥ ૬॥

ऋषिरुवाच

**धर्मं वः श्रोतुकामेन यूयं मे प्रत्युदाहृताः।**
**एष वः प्रियमात्मानं त्यजन्तं संत्यजाम्यहम्॥ ७**

દધીચિ ઋષિ બોલ્યા – તમારી પાસેથી ધર્મ સાંભળવાની ઇચ્છાથી મેં તમને ના પાડી હતી. (કોઈ પણ સમયે મને અવશ્ય) છોડીને જનારા આ પ્રિય શરીરને હું તમારા માટે ત્યજું છું.॥ ૭॥

मे मया प्रत्युदाहृताः प्रत्युक्ताः। मां त्यजन्तं त्यक्त्वा यान्तमात्मानं देहम्॥७॥

'**मे**' મારા દ્વારા '**प्रत्युदाहृताः**' તમને ના પાડવામાં આવી હતી. મને '**त्यजन्तम्**' છોડીને જનારા '**आत्मानम्**' શરીરને॥૭॥

**योऽध्रुवेणात्मना नाथा न धर्मं न यशः पुमान्।**
**ईहेत भूतदयया स शोच्यः स्थावरैरपि॥८**

હે દેવો, જે મનુષ્ય (આ) વિનાશી શરીરથી પ્રાણીઓ ઉપર દયા કરીને ધર્મ અને યશ મેળવવા ઈચ્છતો નથી, તે મનુષ્ય વિવેકહીન જનોથી પણ નિકૃષ્ટ છે અને શોક કરવા યોગ્ય છે.॥૮॥

अध्रुवेणात्मना देहेन। हे नाथाः॥८॥

'**अध्रुवेणात्मना**' વિનાશી શરીરથી, હે દેવો॥૮॥

**एतावानव्ययो धर्मः पुण्यश्लोकैरुपासितः।**
**यो भूतशोकहर्षाभ्यामात्मा शोचति हृष्यति॥९**

પવિત્ર યશવાળા મનુષ્યો દ્વારા સેવાયેલા અવિનાશી ધર્મનું સ્વરૂપ આટલું જ છે, કે જે પોતે બીજાં પ્રાણીના દુઃખે દુઃખી અને સુખે સુખી થાય છે.॥૯॥

भूतानां शोकेन शोचति हर्षेण हृष्यति य आत्मा स्वयं तस्य यो धर्म एतावानेवाव्यय इत्यर्थः॥९॥

અન્ય પ્રાણીઓનાં દુઃખે દુઃખી અને સુખે સુખી જે '**आत्मा**' પોતે થાય છે, એનો જે ધર્મ છે, એટલો જ અવિનાશી ધર્મ છે, એમ અર્થ છે.॥૯॥

**अहो दैन्यमहो कष्टं पारक्यैः क्षणभंगुरैः।**
**यन्नोपकुर्यादस्वार्थैर्मर्त्यः स्वज्ञातिविग्रहैः॥१०**

અહો! ખેદની વાત છે. અરેરે, દીનતાભરી વાત છે કે મરણધર્મા મનુષ્ય બીજાંને કામ આવનારાં, પોતાને (કોઈ જ) કામમાં ન આવનારાં તેમ જ ક્ષણભંગુર એવાં ધન, પુત્રાદિ અને શરીરથી પરોપકાર કરતો નથી!॥૧૦॥

पारक्यैः श्वशृगालादिभक्ष्यैः। अस्वार्थैरात्मोपयोगशून्यैः। स्वं वित्तम्। ज्ञातयः पुत्रादयः। विग्रहो देहः। तैर्नोपकुर्यादिति यत्॥१०॥

'**पारक्यैः**' (મર્યા પછી બીજાં પ્રાણીઓ) કૂતરાં, શિયાળવાં વગેરેના ભક્ષ્યરૂપથી (ધાન્યાદિથી) '**अस्वार्थैः**' પોતાને કોઈ કામમાં ન આવનારાં (ધનાદિથી), '**स्वम्**' ધન, '**ज्ञातयः**' પુત્રાદિ, '**विग्रहः**' દેહ, તે બધાંથી પરોપકાર કરતો નથી, કે જે (શોકની વાત છે).॥૧૦॥

श्रीशुक उवाच

**एवं कृतव्यवसितो दध्यङ्ङाथर्वणस्तनुम्।**
**परे भगवति ब्रह्मण्यात्मानं सन्नयञ्जहौ॥११**

શ્રીશુકદેવજી બોલ્યા – અથર્વણ ઋષિના પુત્ર અથર્વવેદી મહર્ષિ દધીચિએ આ પ્રમાણે નિશ્ચય કરીને પરબ્રહ્મ પરમાત્મા શ્રીભગવાનમાં પોતાના આત્માને લીન કરી (સ્થૂળ) શરીરનો ત્યાગ કર્યો.॥૧૧॥

कृतं व्यवसितं निश्चयो येन। आत्मानं क्षेत्रज्ञं सन्नयन्नेकीकुर्वंस्तनुं जहौ॥ ११॥

કર્યો છે **'વ્યવસિતમ્'** નિશ્ચય જેમણે– **'આત્માનમ્'** ક્ષેત્રજ્ઞ એવા આત્માને **'સંનયન્'** લીન કરીને, (ભગવાનમાં) એક કરીને શરીર છોડ્યું.॥ ૧૧ ॥

**यताक्षासुमनोबुद्धिस्तत्त्वदृग् ध्वस्तबन्धनः।**
**आस्थितः परमं योगं न देहं बुबुधे गतम्॥ १२**

ઇન્દ્રિયો, પ્રાણ, મન અને બુદ્ધિને સંયત કરનાર, તત્ત્વને જાણનાર, સર્વ બંધનોને નષ્ટ કરનાર અને (ભગવદ્ધ્યાનરૂપ) પરમ યોગમાં સ્થિત થયેલા ઋષિએ શરીર છૂટી ગયું તે (પણ) જાણ્યું નહીં.॥ ૧૨ ॥

यता अक्षादयो येन। तत्त्वं पश्यतीति तथा। ध्वस्तानि बन्धनानि यस्य॥ १२॥

વશ કર્યાં છે ઇન્દ્રિયાદિ જેમણ– તત્ત્વનો સાક્ષાત્કાર કરે છે તેવ– જેમનાં બંધનો નષ્ટ થયાં છે.॥ ૧૨ ॥

**अथेन्द्रो वज्रमुद्यम्य निर्मितं विश्वकर्मणा।**
**मुनेः शुक्तिभिरुत्सिक्तो भगवत्तेजसान्वितः॥ १३**

ત્યાર પછી ભગવાનના તેજથી યુક્ત થઈ બળવાન બનેલો ઇન્દ્ર મુનિ દધીચિનાં અસ્થિઓમાંથી વિશ્વકર્માએ બનાવેલું વજ્ર ઉગામીને॥ ૧૩॥

**वृतो देवगणैः सर्वैर्गजेन्द्रोपर्यशोभत।**
**स्तूयमानो मुनिगणैस्त्रैलोक्यं हर्षयन्निव॥ १४**

સર્વ દેવગણોથી વીંટળાઈને ગજેન્દ્ર ઐરાવત પર શોભતો હતો. (તે સમયે) ત્રણેય લોકને હર્ષ ઉપજાવતો તે મુનિગણો દ્વારા સ્તુતિ કરાતો હતો.॥ ૧૪॥

अथेन्द्रोऽशोभतेत्युत्तरेणान्वयः। मुनेः शुक्तिभिरस्थिभिर्निर्मितम्। उत्सिक्त ऊर्जितः। मुनेरस्थिभिरिति वा पाठः॥ १३॥ १४॥

**'અથ इन्द्रः अशोभत'** પછી ઇન્દ્ર શોભવા લાગ્યો – એમ પછીના શ્લોક (૧૪) સાથે સંબંધ છે. મુનિનાં **'शुक्तिभिः'** અસ્થિઓમાંથી બનાવેલું– **'उत्सिक्तः'** બળવાન બનેલો ઇન્દ્ર– **'मुनेरस्थिभिः'** એવો પાઠ પણ છે. ॥ ૧૩॥ ૧૪॥

**वृत्रमभ्यद्रवच्छेत्तुमसुरानीकयूथपैः ।**
**पर्यस्तमोजसा राजन् क्रुद्धो रुद्र इवान्तकम्॥ १५**

હે રાજા, ક્રોધાયમાન થયેલા રુદ્ર જેમ કાળ સામે આક્રમણ કરે, તેમ અસુરસૈન્યોના સેનાપતિઓથી વીંટાયેલા વૃત્રાસુરને કાપી નાખવા ઇન્દ્રે તેની સામે બળપૂર્વક આક્રમણ કર્યું.॥ ૧૫॥

असुरानीकानां यूथपैः पर्यस्तं परिवृतम्॥ १५॥

અસુર સૈન્યોના સેનાપતિઓથી **'पर्यस्तम्'** વીંટાયેલા વૃત્રને॥ ૧૫॥

**ततः सुराणामसुरै रणः परमदारुणः।**
**त्रेतामुखे नर्मदायामभवत् प्रथमे युगे॥ १६**

रणः सङ्ग्रामः। प्रथमे चतुर्युगे त्रेतायुगस्य मुखे आरम्भे॥ १६॥

**रुद्रैर्वसुभिरादित्यैरश्विभ्यां पितृवह्निभिः।**
**मरुद्भिर्ऋभुभिः साध्यैर्विश्वेदेवैर्मरुत्पतिम्॥ १७**

॥ १७॥

**दृष्ट्वा वज्रधरं शक्रं रोचमानं स्वया श्रिया।**
**नामृष्यन्नसुरा राजन् मृधे वृत्रपुरःसराः॥ १८**

नामृष्यन्नासहन्त॥ १८॥

**नमुचिः शम्बरोऽनर्वा द्विमूर्धा ऋषभोऽम्बरः।**
**हयग्रीवः शङ्कुशिरा विप्रचित्तिरयोमुखः॥ १९**
**पुलोमा वृषपर्वा च प्रहेतिर्हेतिरुत्कलः।**
**दैतेया दानवा यक्षा रक्षांसि च सहस्रशः॥ २०**
**सुमालिमालिप्रमुखाः कार्तस्वरपरिच्छदाः।**
**प्रतिषिध्येन्द्रसेनाग्रं मृत्योरपि दुरासदम्॥ २१**

**अभ्यर्दयन्नसंभ्रान्ताः सिंहनादेन दुर्मदाः।**
**गदाभिः परिघैर्बाणैः प्रासमुद्गरतोमरैः॥ २२**

॥ १९॥ २०॥ २१॥ २२॥

**शूलैः परश्वधैः खड्गैः शतघ्नीभिर्भुशुण्डिभिः।**
**सर्वतोऽवाकिरन् शस्त्रैरस्त्रैश्च विबुधर्षभान्॥ २३**

'शतघ्नी च चतुर्हस्ता लोहकंटकसञ्चिता।
भुशुण्डी सर्वतोलोहकंटकानुक्रमोन्नता॥'
इत्यभिधानम्॥ २३॥

પછી (વૈવસ્વત મન્વન્તરની) પ્રથમ ચતુર્યુગીના ત્રેતાયુગના આરંભમાં નર્મદા નદીને કિનારે દેવતાઓનું અસુરો સાથે મહાભયંકર યુદ્ધ થયું.॥ ૧૬॥

**'રણઃ'** યુદ્ધ, (વર્તમાન મન્વન્તરની) પ્રથમ ચતુર્યુગીના ત્રેતાયુગના **'મુખે'** આરંભમાં॥ ૧૬॥

રુદ્રો, વસુઓ, આદિત્યો, અશ્વિનીકુમારો, પિતૃઓ, અગ્નિઓ, વાયુઓ, ઋભુઓ, સાધ્યો તથા વિશ્વેદેવો સાથે વજ્ર ધારણ કરનાર મરુત્પતિ ઈન્દ્રને પોતાની શોભા વડે પ્રકાશતો જોઈ, હે રાજા, વૃત્રાસુર જેમની આગળ છે તેવા અસુરો યુદ્ધમાં સહન કરી શક્યા નહીં.॥ ૧૭॥ ૧૮॥ ૧૭॥

**'ન-અમૃષ્યન્'** સહન કરી શક્યા નહીં.॥ ૧૮॥

નમુચિ, શંબર, અનર્વા, દ્વિમૂર્ધા, ઋષભ, અંબર, હયગ્રીવ, શંકુશિરા, વિપ્રચિત્તિ, અયોમુખ, પુલોમા, વૃષપર્વા, પ્રહેતિ, હેતિ, ઉત્કલ, દિતિના દૈત્યો, દાનવો, યક્ષો તથા માલી અને સુમાલી જેમાં મુખ્ય છે તેવા સુવર્ણના સાજથી સુસજ્જિત થયેલા હજારો રાક્ષસોએ મૃત્યુ માટે પણ અજેય એવી ઈન્દ્રની સેનાના આગળના ભાગને વધતો અટકાવ્યો.॥ ૧૯॥ ૨૦॥ ૨૧॥

જેમને સહેજ પણ ભય નથી તેવા મદોન્મત્ત અસુરો સિંહ જેવી ગર્જના કરીને ગદાઓ, પરિઘો, બાણો, ભાલાઓ, મુદ્ગરો, તોમરો, ત્રિશૂળો,॥૨૨॥

॥ ૧૯॥ ૨૦॥ ૨૧॥ ૨૨॥

ફરસીઓ, તલવારો, શતઘ્નીઓ, ભુશુંડીઓ વગેરે શસ્ત્રો અને અસ્ત્રો વડે શ્રેષ્ઠ દેવોને પીડવા લાગ્યા અને તેમની ઉપર ચારે તરફથી વરસાવવા લાગ્યા.॥ ૨૩॥

'શતઘ્ની ચાર હાથ લાંબી અને લોઢાના કાંટાઓથી વ્યાપ્ત હોય છે, જ્યારે ભુશુંડી ચારે તરફ લોઢાના કાંટાવાળી હોઈ અનુક્રમે ઉન્નત હોય છે', એમ કથન છે.॥ ૨૩॥

**न तेऽदृश्यन्त संछन्नाः शरजालैः समन्ततः।**
**पुङ्खानुपुङ्खपतितैर्ज्योतींषीव नभोघनैः॥ २४**

આકાશમાં, વાદળોથી નક્ષત્રો ઢંકાઈ જાય છે, તેમ ચોતરફથી ઉપરાઉપરી પડતાં બાણોના સમુદાયથી ઢંકાઈ ગયેલા દેવતાઓ દેખાતા ન હતા. ॥ २४ ॥

पुंखो मूलदेशः। एकस्य मूलदेशमनु तत्संल्लग्नोऽपरस्य पुंखो यथा भवति तथा। नभस्थैर्घनैर्ज्योतींषीवेत्यनेन तेषां तदप्राप्तिः सूचिता॥ २४॥

‘**पुङ्खः**’ બાણનો પાછળનો ભાગ— એક બાણના છેડા પાછળ લાગેલું બાણ બીજા બાણનો છેડો જે રીતે થાય તે રીતે (ઉપરા-ઉપરી), આકાશમાં રહેલાં વાદળોથી નક્ષત્રો ઢંકાય– એમ એ શસ્ત્રો દ્વારા તે દેવો અપ્રાપ્ત હતા, એમ સૂચન કરાયું છે. ॥ २४ ॥

तामेवाह—**न त इति**।

(બાણવર્ષા દેવોને સ્પર્શી શકી પણ નહીં.) તેનું જ વર્ણન કરે છે— ‘**न ते इति**।’

**न ते शस्त्रास्त्रवर्षौघा ह्यासेदुः सुरसैनिकान्।**
**छिन्नाः सिद्धपथे देवैर्लघुहस्तैः सहस्रधा॥ २५**

શસ્ત્રો અને અસ્ત્રોની તે બાણવર્ષાના સમૂહો દેવોના સૈનિકો સુધી પહોંચતા જ ન હતા, કારણ કે હસ્તકૌશલ્યવાળા દેવો દ્વારા આકાશમાં જ (વચ્ચેથી) હજારો ટુકડાઓમાં તે કપાઈ જતા હતા. ॥ २५ ॥

शस्त्राणामस्त्राणां च यानि वर्षाणि तेषामोघाः नासेदुर्न प्रापुः। सिद्धपथे आकाशे॥ २५॥

શસ્ત્રો અને અસ્ત્રોની જે વર્ષા થઈ તેના સમૂહો દેવો સુધી ‘**न आसेदुः**’ પહોંચતા જ ન હતા. ‘**सिद्धपथे**’ આકાશમાં ॥ २५ ॥

**अथ क्षीणास्त्रशस्त्रौघा गिरिशृङ्गद्रुमोपलैः।**
**अभ्यवर्षन् सुरबलं चिच्छिदुस्तांश्च पूर्ववत्॥ २६**

(શસ્ત્રો કપાઈ ગયાં) એટલે જેમના અસ્ત્ર અને શસ્ત્રના સમૂહો ખૂટી ગયા છે તેવા દાનવોએ ચારે બાજુથી પર્વતનાં શિખરો, વૃક્ષો અને પથ્થરોથી મારો કરતાં, દેવોના સૈન્યે તેમને પણ પહેલાંની જેમ કાપી નાખ્યાં. ॥ २६ ॥

क्षीणा अस्त्राणां च शस्त्राणां च ओघा येषाम्। गिरिशृङ्गैर्द्रुमैरुपलैश्च॥ २६॥

ખૂટી ગયા છે અસ્ત્રોના અને શસ્ત્રોના સમૂહ જેમના– પર્વતનાં શિખરો, વૃક્ષો અને પથ્થરોથી (મારો કરતાં તેમને પણ) ॥ २६ ॥

**तानक्षतान् स्वस्तिमतो निशाम्य**
**शस्त्रास्त्रपूगैरथ वृत्रनाथाः।**
**द्रुमैर्दृषद्भिर्विविधाद्रिशृङ्गै-**
**रविक्षतांस्तत्रसुरिन्द्रसैनिकान् ॥ २७**

तानिन्द्रसैनिकान् शस्त्राणामस्त्राणां च पूगैः समूहैरक्षतान् क्षतशून्यान्स्वस्तिमतः सुखिनो द्रुमादिभिश्चाविक्षतान्निशाम्य दृष्ट्वा। वृत्रो नाथो येषां ते। तत्रसुर्भीताः ॥ २७ ॥

તે ઈન્દ્રના સૈનિકોને આમ અસ્ત્ર-શસ્ત્રની ઝડી વરસાવ્યા પછી પણ ઘાયલ ન થયેલા અને ક્ષેમકુશળ જોઈને તથા પર્વતનાં શિખરો, વૃક્ષો તેમ જ પથ્થરોથી એક કાપો ય ન પડ્યો હોય તેવા જોઈને, વૃત્ર જેમનો સ્વામી છે તેવા અસુરો ભયભીત થયા.॥ ૨૭॥

તે ઈન્દ્રના સૈનિકોને શસ્ત્રો અને અસ્ત્રોના '**પૂગૈः**' સમૂહોથી '**अक्षतान्**' ઘાયલ ન થયેલા અને '**स्वस्तिमतः**' ક્ષેમકુશળ (જોઈને) વૃક્ષો વગેરેથી પણ '**अविक्षतान्**' એક કાપો પણ ન પડ્યો હોય તેવા '**निशाम्य**' જોઈને, વૃત્ર જેમનો સ્વામી છે તે અસુરો '**तत्रसुः**' ભયભીત થયા.॥ ૨૭॥

**सर्वे प्रयासा अभवन् विमोघाः**
**कृताः कृता देवगणेषु दैत्यैः।**
**कृष्णानुकूलेषु यथा महत्सु**
**क्षुद्रैः प्रयुक्ता रुशती रूक्षवाचः॥ २८**

कृताः कृताः पुनः पुनः कृताः। कृष्णोऽनुकूलो येषां तेषु देवगणेषु। रुशतीः रुशत्यः अकल्याण्यो रूक्षाः परुषा वाचो यथा महत्सु क्षोभकर्त्र्यो न भवन्ति तद्वत्॥ २८॥

જેમ ક્ષુદ્ર મનુષ્યો દ્વારા પ્રયુક્ત કરવામાં આવેલી અમંગળ કઠોર વાણી મહાન મનુષ્યો વિષે નિષ્ફળ થાય છે, તેમ ભગવાન શ્રીકૃષ્ણ જેમના ઉપર અનુકૂળ હતા તે દેવગણો ઉપર દૈત્યો દ્વારા વારંવાર કરવામાં આવેલા સર્વ પ્રયાસો નિષ્ફળ થયા.॥ ૨૮॥

'**कृताः कृताः**' વારંવાર કરવામાં આવેલા (પ્રયાસો), કૃષ્ણ અનુકૂળ છે જેમની ઉપર તે દેવગણો ઉપર— '**रुशतीः**' (વ્યાકરણ પ્રમાણે) **रुशत्यः** (રૂપ થાય). અમંગળ '**रूक्षाः**' કઠોર વાણી જેમ મહાન મનુષ્યોને ક્ષોભ ઉપજાવનારી બનતી નથી તેમ.॥ ૨૮॥

**ते स्वप्रयासं वितथं निरीक्ष्य**
**हरावभक्ता हतयुद्धदर्पाः।**
**पलायनायाजिमुखे विसृज्य**
**पतिं मनस्ते दधुरात्तसाराः॥ २९**

શ્રીહરિના અભક્તો (હોવાથી) જેમનું ધૈર્ય હરાઈ ગયું હતું (તેથી) પોતાના પ્રયાસને નિષ્ફળ જોઈને, અપ્રસિદ્ધ હોવા છતાં યુદ્ધમાં નષ્ટ થયેલા ઘમંડવાળા તે દૈત્યોએ યુદ્ધની શરુઆતમાં જ પોતાના સ્વામી વૃત્રાસુરને છોડી, નાસી જવાનું નક્કી કર્યું.॥ ૨૯॥

हतो युद्धे दर्पो येषां ते। आत्तः परैर्गृहीतः सारो धैर्यं येषाम्। ते अतिप्रसिद्धा अपि ते दैत्याः। एवं ते इत्यस्यापौनरुक्त्यम्। आजिमुखे युद्धारम्भे। पतिं विसृज्य पलायनाय मनो दधुः। यतो हरावभक्ताः॥ २९॥

યુદ્ધમાં જેમનું ગુમાન નષ્ટ થયું છે તે દૈત્યો– **'आत्तः'** બીજા દ્વારા હરાઈ ગયું છે **'सारः'** ધૈર્ય જેમનું– તે દૈત્યો અતિપ્રસિદ્ધ હોવા છતાં પણ તેમણે (નાસી જવાનું નક્કી કર્યું.) આમ **'ते'** શબ્દ શ્લોકમાં બે વાર છે તે પુનરુક્તિ નથી. **'आजिमुखे'** યુદ્ધની શરુઆતમાં જ સ્વામી વૃત્રને છોડીને નાસી જવાનું નક્કી કર્યું, કારણ કે શ્રીહરિમાં તેમને ભક્તિ ન હતી. ॥ ૨૯ ॥

**वृत्रोऽसुरांस्ताननुगान् मनस्वी**
**प्रधावतः प्रेक्ष्य बभाष एतत्।**
**पलायितं प्रेक्ष्य बलं च भग्नं**
**भयेन तीव्रेण विहस्य वीरः॥ ३०**

તે ભાગતા અનુયાયી અસુરોને જોઈને તેમ જ અત્યંત ભયથી પલાયન થતું અને વેર-વિખેર થતું સૈન્ય જોઈને ધીર અને વીર વૃત્રાસુર અટ્ટહાસ્ય કરીને આ પ્રમાણે બોલ્યો. ॥ ૩૦ ॥

प्रधावतः पलायमानान्प्रेक्ष्य आदावेव तीव्रेण भयेन पलायितं भग्नं च तद्बलं सैन्यं तच्च प्रेक्ष्य एतद्वक्ष्यमाणं बभाषे॥ ३०॥

**'प्रधावतः'** પલાયન થતા અસુરોને જોઈને અને પહેલેથી જ અત્યંત ભયથી ભાગતું અને ભાંગતું તેનું **'बलम्'** સૈન્ય, તેને પણ જોઈને (વૃત્રાસુર) આ પ્રમાણે કહેવામાં આવનારાં વચનો બોલ્યો. ॥ ૩૦ ॥

तदेव विशिनष्टि।

તે જ વિશેષણપૂર્વક કહે છે.

**कालोपपन्नां रुचिरां मनस्विना-**
**मुवाच वाचं पुरुषप्रवीरः।**
**हे विप्रचित्ते नमुचे पुलोमन्**
**मयानर्वन् शम्बर मे शृणुध्वम्॥ ३१**

વીરશિરોમણિ વૃત્ર સમયને અનુરૂપ શૌર્યને અભિવ્યક્ત કરતી (વીરોચિત) વાણી બોલ્યો— 'હે વિપ્રચિત્તિ, હે નમુચિ, હે પુલોમા, હે મય, હે અનર્વા, હે શંબર, તમે સૌ મારું વચન સાંભળો. ॥ ૩૧ ॥

कालोपपन्नामवसरोचिताम्। मनस्विनां रुचिराम्। हे मय, हे अनर्वन्, मे वाचं शृणुत॥ ३१॥

**'काल-उपपन्नाम्'** સમયોચિત **'मनस्विनां रूचिराम्'** ધીર મનુષ્યોને ગમે તેવી વાણી– હે મય, હે અનર્વા, મારું વચન સાંભળો. ॥ ૩૧ ॥

**जातस्य मृत्युर्ध्रुव एष सर्वतः**
**प्रतिक्रिया यस्य न चेह क्लृप्ता।**
**लोको यशश्चाथ ततो यदि ह्यमुं**
**को नाम मृत्युं न वृणीत युक्तम्॥ ३२**

જન્મેલા પ્રત્યેક પ્રાણીનું મૃત્યુ નિશ્ચિત છે, જેનો કોઈ જ ઉપાય કલ્પવામાં આવ્યો નથી. તે મૃત્યુથી આ સંસારમાં સુયશ અને સ્વર્ગાદિ લોક મળતા હોય તો તે ઉત્તમ મૃત્યુને કોણ પસંદ ન કરે? ॥ ૩૨ ॥

ततो मृत्योरिह यशो लोकः स्वर्गश्च यदि स्यात् अथ तर्हि अमुं मृत्युम्। युक्तं समीचीनं प्राप्तं वा॥ ३२॥

'ततः' તે મૃત્યુથી આ સંસારમાં સુયશ અને સ્વર્ગાદિ લોક જો મળતા હોય, 'अथ' તો તે 'युक्तम्' સમુચિત મૃત્યુને અથવા સારી રીતે પ્રાપ્ત થયેલા મૃત્યુને॥ ૩૨॥

**द्वौ संमताविह मृत्यू दुरापौ**
**यद् ब्रह्मसंधारणया जितासुः।**
**कलेवरं योगरतो विजह्याद्**
**यदग्रणीर्वीरशयेऽनिवृत्तः ॥ ३३**

આ સંસારમાં બે પ્રકારનાં મૃત્યુ શાસ્ત્રસંમત અને દુર્લભ છે. (એક તો) યોગમાર્ગમાં પ્રવૃત્ત થયેલો યોગી પોતાનાં પ્રાણ, ઈન્દ્રિયોને વશ કરીને ભગવદ્ધ્યાન દ્વારા શરીરનો પરિત્યાગ કરે તે અને (બીજું) યુદ્ધભૂમિમાં આગળ રહીને જે પાછી પાની કર્યા વિના (ઝઝૂમતો) શરીર છોડે તે.'॥ ૩૩॥

ब्रह्मसन्धारणया कलेवरं जह्यादिति यत्स एको मृत्युः। वीरशये रणभूमावनिवृत्तोऽपराङ्मुखः सन् जह्यादिति यत्स एकः। तौ द्वाविह शास्त्रे संमतौ मृत्यू। तथा च स्मृतिः—

'द्वाविमौ पुरुषौ लोके सूर्यमण्डलभेदिनौ।
परिव्राड्योगयुक्तश्च रणे चाभिमुखो हतः॥'
इति॥ ३३॥

બ્રહ્મચિંતન દ્વારા શરીર છોડે એ એક મૃત્યુ— 'वीरशये' જ્યાં શૂરવીરો ચિર નિદ્રામાં પોઢી જાય છે તે રણભૂમિમાં 'अनिवृत्तः' પાછી પાની કર્યા વગર શરીર છોડે એ એક મૃત્યુ. આ સંસારમાં તે બંને શાસ્ત્રમાં સંમત મૃત્યુ ગણ્યા છે. તે અનુસાર સ્મૃતિ છે.

'આ જગતમાં આ બે પ્રકારના પુરુષો સૂર્યમંડળને ભેદે છે. એક યોગયુક્ત પરિવ્રાજક સંન્યાસી અને બીજો યુદ્ધમાં સામી છાતીએ લડીને હણાય છે તે.'॥ ૩૩॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां षष्ठस्कन्धे इन्द्रवृत्रासुरयुद्धवर्णनं नाम दशमोऽध्यायः॥ १०॥

इति श्रीमद्भागवते महापुराणे षष्ठस्कन्धे श्रीधरस्वामिविरचितायां
भावार्थदीपिकायां टीकायां दशमोऽध्यायः॥ १०॥

❋❋❋❋

# अथैकादशोऽध्यायः

## વૃત્રાસુરની વીરવાણી અને ભગવત્પ્રાપ્તિ

एकादशे तु वृत्रस्य युध्यमानस्य वज्रिणा।
भक्तिज्ञानबलोदर्काश्चित्रा वाचोऽनुवर्णिताः॥ १॥

અગિયારમા અધ્યાયમાં વજ્રધારી ઈન્દ્ર સાથે યુદ્ધ કરતા વૃત્રાસુરની, ભક્તિબળ અને જ્ઞાનબળના પરિણામવાળી અદ્ભુત વાણીનું વર્ણન કરવામાં આવ્યું છે.॥ ૧॥

श्रीशुक उवाच

**त एवं शंसतो धर्मं वचः पत्युरचेतसः।**
**नैवागृह्णन् भयत्रस्ताः पलायनपरा नृप॥ १**

शंसतः कथयतः पत्युर्वचः॥ १॥

**विशीर्यमाणां पृतनामासुरीमसुरर्षभः।**
**कालानुकूलैस्त्रिदशैः काल्यमानामनाथवत्॥ २**

**दृष्ट्वाऽतप्यत संक्रुद्ध इन्द्रशत्रुरमर्षितः।**
**तान् निवार्यौजसा राजन् निर्भर्त्स्येदमुवाच ह॥ ३**

कालानुकूलैः कालानुवर्तिभिः। काल्यमानां विद्राव्यमाणाम्॥ २॥

अमर्षितोऽसहमानस्तांस्त्रिदशान्निवार्य निर्भर्त्स्य चेदं वक्ष्यमाणमुवाच॥ ३॥

तदेवाह द्वाभ्याम्।

**किं व उच्चरितैर्मातुर्धावद्भिः पृष्ठतो हतैः।**
**न हि भीतवधः श्लाघ्यो न स्वर्ग्यः शूरमानिनाम्॥ ४**

मातुरुच्चरितैः पुरीषप्रायैः। प्रथमान्तपाठे देवानां सम्बोधनम्। पृष्ठतो हतैर्दैत्यैः किम्। न किञ्चित्। न यशो नापि धर्मः। तदेवाह— न हीति॥ ४॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – હે રાજા પરીક્ષિત, ભયથી ત્રાસેલા અને (તેથી) સાન-ભાન ગુમાવી બેઠેલા, નાસભાગ કરતા અસુરોએ આ પ્રમાણે ધર્મ કહેતા સ્વામીનું વચન ન જ સાંભળ્યું.॥ ૧ ॥

‘**शंसतः**’ કહેતા સ્વામીના વચનને (ન જ ગ્રહણ કર્યું.)॥ ૧ ॥

હે રાજા, કાળ જેમને અનુકૂળ હતો તેવા દેવો દ્વારા અનાથની જેમ ભગાડવામાં આવતું અસુરસૈન્ય છિન્નભિન્ન થતું જોઈને અસુરશ્રેષ્ઠ વૃત્ર અત્યંત ક્રોધિત થઈને તપી ઊઠ્યો અને તે સહન ન કરતા ઈન્દ્રના શત્રુએ દેવોને આગળ વધતા બળપૂર્વક અટકાવી, તિરસ્કાર કરી આ પ્રમાણે કહ્યું.॥ ૨ ॥ ૩ ॥

‘**काल-अनुकूलैः**’ કાળ જેમને અનુકૂળ હતો તેવા દેવો દ્વારા ભગાડવામાં આવતા અને ‘**काल्यमानाम्**’ છિન્ન-ભિન્ન થતા સૈન્યને॥ ૨ ॥

‘**अमर्षितः**’ સહન ન કરતા વૃત્રે તે દેવોને અટકાવીને, તિરસ્કાર કરીને, આ પ્રમાણે કહેવામાં આવનારું વચન કહ્યું.॥ ૩ ॥

તે જ વચન બે શ્લોક વડે કહે છે.

(યુદ્ધમાંથી) ભાગતા (અને તેથી) માતાની વિષ્ઠા જેવા તેમ જ (તમારા વડે) પીઠ ઉપર પ્રહાર કરાતા દૈત્યોથી તમને શો લાભ થવાનો છે? પોતાને શૂરવીર માનનારાઓને માટે ભયભીત થયેલાઓનો વધ ન તો પ્રશંસાને યોગ્ય છે કે ન તો સ્વર્ગ આપનાર છે.॥ ૪ ॥

‘**मातुः उच्चरितैः**’ માતાની વિષ્ઠા જેવા દૈત્યોથી ‘**हे मातुः उच्चरिताः**’ એમ પ્રથમાન્ત પાઠમાં માતાની વિષ્ઠા જેવા હે દેવો, એમ દેવોને સંબોધન છે. (તમારા વડે) પીઠ ઉપર પ્રહાર કરાતા દૈત્યોથી તમને શો લાભ છે? કશો જ લાભ નથી. તેનાથી ન યશ મળશે કે ન ધર્મપાલન થશે. તે જ કહે છે— ‘**न हि इति।**’॥ ૪ ॥

**यदि वः प्रधने श्रद्धा सारं वा क्षुल्लका हृदि।**
**अग्रे तिष्ठत मात्रं मे न चेद् ग्राम्यसुखे स्पृहा॥ ५**

प्रधने सङ्ग्रामे। सारं धैर्यं हृदि चेत्तर्हि हे क्षुल्लकाः क्षुद्राः, मात्रं क्षणमात्रमग्रे तिष्ठत। न चेदिह लोकभोगे स्पृहास्ति॥ ५॥

હે ક્ષુદ્ર દેવો, જો તમને યુદ્ધમાં શ્રદ્ધા હોય, હૃદયમાં ધૈર્ય હોય અને જો તમને વિષયસુખ પ્રત્યે સ્પૃહા ન હોય, તો ક્ષણવાર મારી સામે ઊભા રહો.॥ ૫॥

'**प्रधने**' સંગ્રામમાં– '**सारम्**' ધૈર્ય હૃદયમાં જો હોય તો હે '**क्षुल्लकाः**' ક્ષુદ્ર દેવો! '**मात्रम्**' ક્ષણમાત્ર મારી સામે ઊભા રહો. જો આ સંસારમાં વિષયભોગ પ્રત્યે તમને સ્પૃહા ન હોય॥ ૫॥

**एवं सुरगणान् क्रुद्धो भीषयन् वपुषा रिपून्।**
**व्यनदत् सुमहाप्राणो येन लोका विचेतसः॥ ६**

सुरगणान् रिपून्। सुमहान्प्राणो बलं यस्य। येन विचेतसो बभूवुः॥ ६॥

આ પ્રમાણે (કહીને) ક્રોધિત થયેલા મહાબળવાન વૃત્રાસુરે શત્રુ દેવગણોને (પોતાની વિરાટ) કાયાથી ભયભીત કરતાં ત્રાડ પાડી, જેનાથી (સર્વ) લોક બેભાન થઈ ગયા.॥ ૬॥

શત્રુ દેવગણોને– '**सुमहान्प्राणो**' અતિશય બળ છે જેનું– જેનાથી બેભાન થઈ ગયા.॥ ૬॥

**तेन देवगणाः सर्वे वृत्रविस्फोटनेन वै।**
**निपेतुर्मूर्च्छिता भूमौ यथैवाशनिना हताः॥ ७**

वृत्रस्य विस्फोटनेन नादेन॥ ७॥

વૃત્રની તે ગર્જનાથી સર્વ દેવગણો (પણ) વજ્રથી હણાયા હોય તેમ મૂર્ચ્છિત થઈને ધરતી પર ઢળી પડ્યા.॥ ૭॥

વૃત્રની '**विस्फोटनेन**' ત્રાડથી॥ ૭॥

**ममर्द पद्भ्यां सुरसैन्यमातुरं**
**निमीलिताक्षं रणरङ्गदुर्मदः।**
**गां कम्पयन्नुद्यतशूल ओजसा**
**नालं वनं यूथपतिर्यथोन्मदः॥ ८**

उद्यतं शूलं येन। नालं वनं नलानां वनं उद्गतो मदो यस्य स यूथपतिर्गजो यथा मर्दयति॥ ८॥

યુદ્ધભૂમિમાં મદોન્મત્ત બનેલો, ત્રિશૂળ ઉગામેલો અને ધરતી ધ્રુજાવતો વૃત્રાસુર મદોન્મત્ત હાથી જેમ ઘાસના વનને ઉજાડી નાખે તેમ (ભયથી) મીચેલી આંખોવાળા, દુઃખી (થઈને પડેલા) દેવોના સૈન્યને બંને પગથી બળપૂર્વક ખૂંદવા લાગ્યો.॥ ૮॥

ઉગામ્યું છે ત્રિશૂળ જેણે– '**नालं वनम्**' ઘાસના વનને, ઉન્મત્ત મદ છે જેનો તે '**यूथपतिः**' હાથી જેમ ઉજાડી નાખે તેમ॥ ૮॥

**विलोक्य तं वज्रधरोऽत्यमर्षितः**
**स्वशत्रवेऽभिद्रवते महागदाम्।**
**चिक्षेप तामापततीं सुदुःसहां**
**जग्राह वामेन करेण लीलया॥ ९**

તે વૃત્રને જોઈને અત્યંત ક્રોધે ભરાયેલા વજ્રધારી ઈન્દ્રે સામેથી ધસી આવતા પોતાના શત્રુ સામે એક મોટી ગદા ફેંકી. સામી આવતી તે અત્યંત દુઃસહ ગદાને તેણે રમતમાત્રમાં ડાબા હાથથી પકડી લીધી.॥ ૯॥

**स इन्द्रशत्रुः कुपितो भृशं तया**
**महेन्द्रवाहं गदयोग्रविक्रमः।**
**जघान कुम्भस्थल उन्नदन् मृधे**
**तत्कर्म सर्वे समपूजयन्नृप॥ १०**

॥ ९ ॥ १० ॥

હે રાજા, અત્યંત કુપિત થયેલા ઉગ્ર પરાક્રમી ઈન્દ્રશત્રુ એવા તે વૃત્રે યુદ્ધમાં મોટેથી ગર્જના કરતાં, ઈન્દ્રના વાહન ઐરાવતના મસ્તક ઉપર તે (જ) ગદાથી પ્રહાર કર્યો. તેના (આ) કર્મની સર્વે પ્રશંસા કરવા લાગ્યા. ॥ ૧૦ ॥

॥ ૯ ॥ ૧૦ ॥

**ऐरावतो वृत्रगदाभिमृष्टो**
**विघूर्णितोऽद्रिः कुलिशाहतो यथा।**
**अपासरद् भिन्नमुखः सहेन्द्रो**
**मुञ्चन्नसृक् सप्तधनुर्भृशार्तः॥ ११**

વૃત્રની ગદા વડે પ્રહાર કરાયેલો (અને તેથી) ભાંગેલા મુખવાળો ઐરાવત વજ્રથી નષ્ટ થયેલા પર્વતની જેમ ઘૂમરીઓ ખાતો અને રક્તનું વમન કરતો અત્યંત પીડિત થઈને ઈન્દ્રની સાથે સાત ધનુષ્ય પ્રદેશ જેટલો પાછો હટી ગયો. ॥ ૧૧ ॥

सप्तधनुःप्रमाणं देशम्॥ ११ ॥

સાત ધનુષ્ય જેટલા માપના પ્રદેશ ॥ ૧૧ ॥

**वंशीधरी**—सप्तधनुरष्टाविंशतिहस्तप्रमाणम्।

સાત ધનુષ એટલે અઠ્યાવીસ હાથ જેટલો પ્રદેશ.

**न सन्नवाहाय विषण्णचेतसे**
**प्रायुङ्क्त भूयः स गदां महात्मा।**
**इन्द्रोऽमृतस्यन्दिकराभिमर्श-**
**वीतव्यथः क्षतवाहोऽवतस्थे॥ १२**

તે ધર્માત્મા વૃત્રાસુરે ઘવાયેલા વાહનવાળા (અને તેથી) વ્યગ્ર ચિત્તવાળા ઈન્દ્ર ઉપર ફરીથી ગદા ચલાવી નહીં. (એટલામાં) અમૃત ઝરતા પોતાના હાથના સ્પર્શથી દૂર થયેલી પીડાવાળો ઘાયલ હાથી જેનો છે તે ઈન્દ્ર (પાછો યુદ્ધમાં તેવો જ) ઊભો રહ્યો. ॥ ૧૨ ॥

सन्नोऽवसन्नो वाहो यस्य तस्मै न प्रायुंक्त। अमृतस्यंदी अमृतस्रावी यः स्वकरस्तेनाभिमर्शः स्पर्शस्तेन वीतव्यथो गतदुःखः क्षतो वाहो यस्येन्द्रस्य स तथाभूतोऽवतस्थे॥ १२ ॥

'**सन्नः**' દુઃખથી પીડાયેલું (ઐરાવતરૂપ) વાહન છે જેનું તે ઈન્દ્ર ઉપર (વૃત્રે) પ્રહાર ન કર્યો. '**अमृतस्यन्दी**' અમૃત ઝરતો જે પોતાનો હાથ હતો તેનો '**अभिमर्शः**' સ્પર્શ, તેનાથી '**वीतव्यथः**' દૂર થયેલી પીડાવાળો ઘાયલ હાથી જેનો છે તે ઈન્દ્ર (યુદ્ધમાં) તેવો જ ઊભો રહ્યો. ॥ ૧૨ ॥

**स तं नृपेन्द्राहवकाम्यया रिपुं**
**वज्रायुधं भ्रातृहणं विलोक्य।**
**स्मरंश्च तत्कर्म नृशंसमंहः**
**शोकेन मोहेन हसन् जगाद॥ १३**

હે શ્રેષ્ઠ રાજા પરીક્ષિત, યુદ્ધની ઈચ્છાથી વજ્ર ધારણ કરીને ઊભેલા, ભાઈ વિશ્વરૂપના હત્યારા શત્રુ ઈન્દ્રને જોઈને તેનું ક્રૂર પાપકર્મ યાદ કરતો તે વૃત્ર શોક અને મોહથી યુક્ત થઈને ઈન્દ્રનો ઉપહાસ કરતાં કહેવા લાગ્યો. ॥ ૧૩ ॥

स वृत्रः हे नृपेन्द्र, आहवकाम्यया युद्धेच्छया-वस्थितम्। भ्रातृहणं भ्राता विश्वरूपस्तस्य हन्तारम्। नृशंसं क्रूरं तदेवांहः पापं तस्य कर्म स्मरन्॥ १३॥

'**सः**' તે વૃત્ર, હે નૃપેન્દ્ર, '**आहवकाम्यया**' યુદ્ધની ઈચ્છાથી ઊભેલા (ઈન્દ્રને જોઈને)– '**भ्रातृहणम्**' ભાઈ વિશ્વરૂપ, તેના હત્યારાને– '**नृशंसम्**' ક્રૂર એવું તે '**अंहः**' પાપકર્મ યાદ કરતો॥ ૧૩॥

**वृत्र उवाच**

**दिष्ट्या भवान् मे समवस्थितो रिपु-**
**र्यो ब्रह्महा गुरुहा भ्रातृहा च।**
**दिष्ट्याऽनृणोऽद्याहमसत्तम त्वया**
**मच्छूलनिर्भिन्नदृषद्धृदाऽचिरात् ॥ १४**

વૃત્ર બોલ્યો – અરે ઓ મહાપાપી! બ્રાહ્મણઘાતી, ગુરુઘાતી અને મારા ભાઈનો હત્યારો દુશ્મન એવો જે તું મારી સામે આવી ઊભો છે, તે સારું થયું. આજે મારા ત્રિશૂળથી ચિરાયેલા પથ્થર જેવા હૃદયવાળા તારે લીધે હું શીઘ્ર જ ભાઈના ઋણમાંથી મુક્ત થઈશ, એ બહુ આનંદની વાત છે!॥ ૧૪॥

यो ब्रह्महा ब्राह्मणं हतवान्विशेषतः स्वगुरुं मम च भ्रातरं स भवानग्रतः समवस्थितः एतद्दिष्ट्या भद्रं जातम्। दिष्ट्येत्यव्ययमानन्दार्थे।

જે '**ब्रह्महा**' બ્રાહ્મણને હણનાર છે, ઉપરથી પોતાના ગુરુ એવા મારા ભાઈને પણ હણનાર છે, તે આપ મારી સામે ઉપસ્થિત થયા છો તે '**दिष्ट्या**' સારી વાત છે. '**दिष्ट्या**' એ અવ્યય આનંદના અર્થમાં છે.

हे असत्तम, मम शूलेन निर्भिन्नं दृषत्तुल्यं हृत् हृदयं यस्य तेन त्वया निमित्तभूतेनाद्याचिरादेव भ्रातुरनृणोऽहं स्यामेतच्च दिष्ट्या॥ १४॥

ઓ મહાપાપી, મારા ત્રિશૂળથી ચિરાયેલું, પથ્થર જેવું '**हृत्**' હૃદય જેનું છે તે '**त्वया**' તારે કારણે આજે હું શીઘ્ર જ ભાઈના ઋણમાંથી મુક્ત થઈશ અને એ આનંદની વાત છે.॥ ૧૪॥

**यो नोऽग्रजस्यात्मविदो द्विजाते-**
**र्गुरोरपापस्य च दीक्षितस्य।**
**विश्रभ्य खड्गेन शिरांस्यवृश्चत्**
**पशोरिवाकरुणः स्वर्गकामः॥ १५**

આત્મજ્ઞાની, બ્રાહ્મણ, તારા ગુરુ, નિષ્પાપ, યજ્ઞદીક્ષિત એવા મારા જ્યેષ્ઠ ભ્રાતાનાં (ત્રણેય) મસ્તકો, સ્વર્ગની ઈચ્છાવાળો નિર્દય યાજ્ઞિક પશુનું મસ્તક કાપી નાખે એમ, સ્વર્ગની ઈચ્છાવાળા નિર્દયી જે આપે વિશ્વાસ આપીને તલવારથી કાપી નાખ્યાં.॥ ૧૫॥

स्वर्गकामो यो भवानवृश्चत्। स्वर्गकामो याज्ञिकः पशोरिवेति वा॥ १५॥

સ્વર્ગની ઈચ્છાવાળા જે આપે કાપી નાખ્યાં અથવા સ્વર્ગની ઈચ્છાવાળો જે યાજ્ઞિક પશુનું મસ્તક કાપે તેમ॥ ૧૫॥

**ह्रीश्रीदयाकीर्तिभिरुज्झितं त्वां**
**स्वकर्मणा पुरुषादैश्च गर्ह्यम्।**
**कृच्छ्रेण मच्छूलविभिन्नदेह-**
**मस्पृष्टवह्निं समदन्ति गृध्राः॥ १६**

तं त्वामस्पृष्टवह्निमदग्धदेहं समदन्ति। वर्तमानसामीप्ये वर्तमानवन्निर्देशः॥ १६॥

તારા પોતાના લજ્જા, લક્ષ્મી, દયા અને કીર્તિથી ભ્રષ્ટ કર્મને લીધે નરભક્ષી રાક્ષસો દ્વારા પણ નિંદ્ય, મારા ત્રિશૂળથી વીંધાયેલ હોઈ મહાકષ્ટથી મરતા અને અગ્નિથી દાહસંસ્કાર થયા વિનાના તારા શરીરને ગીધડાં ખાઈ જશે.॥ ૧૬॥

'**तम्**' '**त्वाम्**' તે તને– '**अस्पृष्टवह्निम्**' અગ્નિથી દાહસંસ્કાર થયા વગરના તારા દેહને (ગીધડાં) ખાઈ જશે. વર્તમાન સમીપમાં હોવાથી વર્તમાન જેવો નિર્દેશ છે.॥ ૧૬॥ ('**समत्स्यन्ति**' એવા ભવિષ્યકાળને બદલે અહીં '**समदन्ति**' વ.કા. નો પ્રયોગ થયો છે, કારણ કે ભવિષ્યકાળનું અત્યંત સામીપ્ય છે.)

**अन्येऽनु ये त्वेह नृशंसमज्ञा**
**ये ह्युद्यतास्त्राः प्रहरन्ति मह्यम्।**
**तैर्भूतनाथान् सगणान् निशात-**
**त्रिशूलनिर्भिन्नगलैर्यजामि ॥ १७**

अन्येऽपि ये अज्ञा इह त्वा त्वां नृशंसमनु मह्यमुद्यतास्त्राः सन्तो यदि प्रहरन्ति तैर्भूतनाथान् भैरवादीन्यक्ष्यामि। कथंभूतैः। निशातं तीक्ष्णीकृतं यन्मम त्रिशूलं तेन निर्भिन्नो गलो येषां तैः॥ १७॥

આ યુદ્ધમાં ઘાતકી એવા તને અનુસરનારા જે બીજા પણ મૂર્ખ દેવો અસ્ત્ર ઉગામીને મારી તરફ પ્રહાર કરશે, તો મારા તીક્ષ્ણ ત્રિશૂળથી વીંધાયેલાં ગળાંવાળા તે દેવો વડે ગણો સહિત ભૈરવાદિ દેવોની હું પૂજા કરીશ.॥ ૧૭॥

ઘાતકી એવા '**त्वा**' તને અહીં અનુસરનારા જે બીજા પણ મૂર્ખ દેવો અસ્ત્ર ઉગામનારા થઈ જો મારી તરફ પ્રહાર કરશે, તો તે દેવો વડે '**भूतनाथान्**' ભૈરવાદિ દેવોની હું પૂજા કરીશ. કેવા દેવો વડે? '**निशातम्**' તીક્ષ્ણ (ધાર) કરેલું જે મારું ત્રિશૂળ છે તેનાથી વીંધાઈ ગયાં છે ગળાં જેમનાં, તેમના વડે॥ ૧૭॥

**अथो हरे मे कुलिशेन वीर**
**हर्ता प्रमथ्यैव शिरो यदीह।**
**तत्रानृणो भूतबलिं विधाय**
**मनस्विनां पादरजः प्रपत्स्ये॥ १८**

अथो अथवा। हरे भो इन्द्र, यदि भवानेव मम शिरो हर्ता हरिष्यति तत्र तथा सत्यनृणो विमुक्तकर्मबन्धः सन्भूतेभ्यो बलिं देहेन विधाय मनस्विनां पादरजः प्रपत्स्ये धीराणां पदं प्राप्स्यामि॥ १८॥

અથવા હે વીર ઈન્દ્ર, આ સંગ્રામમાં જો તું જ મને મારીને વજ્ર વડે મારું મસ્તક કાપીશ, તો પ્રાણીઓને મારું બલિદાન કરીને હું મહાત્માઓની ચરણરજને પ્રાપ્ત કરીશ.॥ ૧૮॥

'**अथो**' અથવા '**हरे**' હે ઈન્દ્ર, જો તું મારું જ મસ્તક '**हर्ता**' (હરી લઈશ) કાપીશ, તેમ થશે તો '**अनृणः**' કર્મના બંધનમાંથી મુક્ત થઈ શિયાળ વગેરે પ્રાણીઓને મારા શરીર વડે બલિદાન કરી '**मनस्विनां पादरजः प्रपत्स्ये**' (નારદાદિ) ધીર ભક્તજનોના ચરણને પ્રાપ્ત કરીશ.॥ ૧૮॥

जीवितादपि मृत्युरेव ममाभिमत इत्याशयेनाह—**सुरेशेति**।

**सुरेश कस्मान्न हिनोषि वज्रं**
**पुरः स्थिते वैरिणि मय्यमोघम्।**
**मा संशयिष्ठा न गदेव वज्रं**
**स्यान्निष्फलं कृपणार्थेव याच्ञा॥ १९**

न हिनोषि न हि क्षिपसि। गदेव विफलो यास्यतीति संशयं मा कार्षीः। कृपणादर्थः प्रयोजनं यस्याः सा याच्ञा यथा निष्फला तथा न स्यात्॥ १९॥

अमोघत्वे हेतुं वदंस्तं प्रोत्साहयति—**नन्विति**।

**नन्वेष वज्रस्तव शक्र तेजसा**
**हरेर्दधीचेस्तपसा च तेजितः।**
**तेनैव शत्रुं जहि विष्णुयन्त्रितो**
**यतो हरिर्विजयः श्रीर्गुणास्ततः॥ २०**

तेजितस्तीक्ष्णीकृतः। शत्रुं मां जहि। विष्णुना यंत्रितः प्रेरितः॥ २०॥

हननेन मम पीडा स्यादित्यपि मा संशयिष्ठा इत्याह—**अहमिति**।

**अहं समाधाय मनो यथाऽऽह**
**सङ्कर्षणस्तच्चरणारविन्दे ।**
**त्वद्वज्ररंहोलुलितग्राम्यपाशो**
**गतिं मुनेर्याम्यपविद्धलोकः॥ २१**

જીવવા કરતાં પણ મૃત્યુ જ મારે માટે અભીષ્ટ છે, એ આશયથી કહે છે— **'सुरेश इति।'**

હે સુરેશ, વેરી એવો હું સામે ઊભો છું ત્યારે (તારું) અમોઘ વજ્ર કેમ ફેંકતો નથી? ગદાની જેમ વજ્ર પણ નિષ્ફળ જશે એવો સંશય કરીશ નહીં. લોભી પાસેથી ધનની માગણી નિષ્ફળ જાય તેમ (વજ્ર નિષ્ફળ) નહીં થાય.॥ ૧૯॥

**'न हिनोषि'** ફેંકતો નથી. ગદાની જેમ (વજ્ર પણ) નિષ્ફળ જશે, એવો સંશય કરીશ નહીં. લોભી પાસેથી ધન જેનું પ્રયોજન છે તેવી માગણી જેમ નિષ્ફળ જાય, તેમ (વજ્ર) નિષ્ફળ નહીં જાય.॥ ૧૯॥

વજ્ર અમોઘ હોવા માટેનું કારણ કહેતો વૃત્ર તેને પ્રોત્સાહિત કરે છે— **'ननु इति।'**

હે શક્ર, તારું આ વજ્ર શ્રીહરિના તેજથી અને દધીચિ ઋષિના તપથી તીક્ષ્ણ કરવામાં આવ્યું છે. ભગવાન વિષ્ણુ દ્વારા પ્રેરાયેલો એવો તું તેનાથી જ (તારા) શત્રુનો નાશ કર, કારણ કે જે પક્ષે શ્રીહરિ છે, તે જ પક્ષમાં વિજય, લક્ષ્મી અને ગુણો છે.॥ ૨૦॥

**'तेजितः'** તીક્ષ્ણ કરવામાં આવ્યું છે– **'शत्रुम्'** શત્રુ એવા મને હણ– ભગવાન વિષ્ણુ દ્વારા **'यन्त्रितः'** પ્રેરાયેલો એવો તું॥ ૨૦॥

મારવાથી મને પીડા થશે એવો સંશય પણ ન કર, એમ કહે છે— **'अहम् इति।'**

ભગવાન સંકર્ષણે જેમ કહ્યું છે તેમ તેમનાં ચરણારવિંદમાં મન સ્થાપીને, તારા વજ્રના વેગથી જેનો વિષયભોગરૂપ પાશ નષ્ટ થયો છે તેવો હું આ શરીરને છોડીને મુનિઓની ગતિ પામીશ.॥ ૨૧॥

सङ्कर्षणो मत्पतिर्यथाह तथा तदीयचरणारविन्दे मनः समाधाय मुनेर्योगिनो गतिमहं यास्यामि। तव वज्रस्य रंहसा लुलितश्छिन्नो ग्राम्यपाशो विषयभोगलक्षणो यस्य। अपविद्धलोकस्त्यक्तदेहः॥ २१॥

તારા સ્વામી ભગવાન સંકર્ષણે જેમ કહ્યું છે તેમ તેમનાં ચરણારવિંદમાં મન સ્થાપીને હું **'मुनेः'** યોગીઓની ગતિ પામીશ. તારા વજ્રના વેગથી **'लुलितः'** તૂટી ગયો છે **'ग्राम्यपाशः'** વિષયભોગરૂપ લક્ષણવાળો પાશ જેનો– **'अपविद्धलोकः'** આ શરીર છોડીને॥ ૨૧॥

तर्हि भगवान्सङ्कर्षणः स्वभृत्याय मह्यमेव स्वर्गादिसम्पदो दास्यतीत्यपि मा संशयिष्ठा इत्याह—**पुंसामिति**।

તો પછી ભગવાન સંકર્ષણ પોતાના ભક્ત એવા મને જ સ્વર્ગાદિ સંપત્તિઓ આપી દેશે એવો સંશય પણ ન કર, એમ કહે છે— **'पुंसाम् इति।'**

**पुंसां किलैकान्तधियां स्वकानां**
**याः सम्पदो दिवि भूमौ रसायाम्।**
**न राति यद् द्वेष उद्वेग आधि-**
**र्मदः कलिर्व्यसनं संप्रयासः॥ २२**

(ભગવાન સંકર્ષણ) એકાંત બુદ્ધિવાળા (અનન્ય પ્રેમ કરનારા) પોતાના ભક્તોને સ્વર્ગ, પૃથ્વી અને રસાતળમાં જે સંપત્તિઓ છે તે બધી આપતા જ નથી, કારણ કે તે સંપત્તિઓથી દ્વેષ, ઉદ્વેગ, મનની પીડા, મદ, ક્લેશ, દુઃખ અને પરિશ્રમ જ થાય છે.॥ ૨૨॥

स्वर्गे भूमौ रसातले च याः सम्पदस्ताः किल निश्चितं न राति न ददाति। तत्र हेतुः— यद्याभ्यो द्वेषादयो भवन्ति॥ २२॥

સ્વર્ગ, પૃથ્વી તથા રસાતળમાં જે સંપત્તિઓ છે તે બધી **'किल'** નિશ્ચય જ **'न राति'** નથી આપતા. તે માટે કારણ આપે છે— **'यत्'** જેમનાથી દ્વેષાદિ થાય છે.॥ ૨૨॥

तर्हि स्वभक्तस्य किं विधत्ते तत्राह—

તો પછી પોતાના ભક્તને શું કરે છે, તે માટે કહે છે—

**त्रैवर्गिकायासविघातमस्मत्-**
**पतिर्विधत्ते पुरुषस्य शक्र।**
**ततोऽनुमेयो भगवत्प्रसादो**
**यो दुर्लभोऽकिञ्चनगोचरोऽन्यैः॥ २३**

હે શક્ર, અમારા સ્વામી ભગવાન સંકર્ષણ પોતાના અંતરંગ ભક્તના ધર્મ, અર્થ, કામવિષયક પ્રયાસનો નાશ કરે છે. તેના ઉપરથી ભગવાનની કૃપાનું અનુમાન થઈ શકે છે, કે જે (કેવળ) નિષ્કામ ભક્તોને અનુભવગમ્ય હોઈ બીજાઓ માટે દુર્લભ છે.॥ ૨૩॥

त्रैवर्गिको धर्मार्थकामविषयो य आयासस्तस्य विघातं विधत्ते। तत आयासोपरमादनुमेयो न त्वैश्वर्यादिना। अतः सम्यग्भगवत्प्रसादाभावात्तव सम्पदो भविष्यन्तीति भावः॥ २३॥

'**त्रैवर्गिकः**' ધર્મ, અર્થ, કામ– એ ત્રણ વિષયક જે પ્રયાસ છે તેનો નાશ કરે છે. તે માટેનો પ્રયાસ નષ્ટ થવાથી ભગવાનની કૃપાનું અનુમાન થઈ શકે છે, નહીં કે ઐશ્વર્યાદિથી! આથી તારી ઉપર ભગવાનની યોગ્ય કૃપા ન હોવાથી તને જ સર્વ સંપત્તિઓ મળશે, એવો ભાવ છે.॥ ૨૩॥

एवमिन्द्राय स्वाभिप्रायं निवेद्य भगवन्तं प्रार्थयते—**अहमिति**।

આ પ્રમાણે પોતાનો અભિપ્રાય ઈન્દ્રને જણાવીને વૃત્રાસુર ભગવાનને પ્રાર્થના કરે છે— '**अहम् इति**।'

**अहं हरे तव पादैकमूल-**
**दासानुदासो भवितास्मि भूयः।**
**मनः स्मरेतासुपतेर्गुणांस्ते**
**गृणीत वाक् कर्म करोतु कायः॥ २४**

હે હરિ, આપના ચરણો જ જેમનો એક આશ્રય છે તેમના દાસનો પણ હું વારંવાર દાસ થાઉં. મારું મન પ્રાણનાથ એવા આપના ગુણોનું સ્મરણ કરો. વાણી પણ તે ગુણોનું જ ગાન કરો. મારી કાયા પણ આપની જ સેવા (કર્મ) કરો.॥ ૨૪॥

तव पादावेव एकं मूलमाश्रयो येषां तेषां दासानामनुदासो भूयो भविताऽस्मि भविष्यामि भवेयम्।

આપના ચરણો જ એક '**मूलम्**' આશ્રય છે જેમનો તેમના દાસનો દાસ વારંવાર '**भवितास्मि**' થાઉં (થઈશ). (વં. અહીં શ્વસ્તન ભવિષ્યકાળ '**लुट् विधिलिङ् भवेयम्**' ના અર્થમાં સમજવાનો છે.)

असुपतेः प्राणनाथस्य तव गुणान्मम मनः स्मरतु। वागपि तानेव कीर्तयतु। कायस्तवैव कर्म करोतु॥ २४॥

'**असुपतेः**' પ્રાણનાથના– મારું મન આપના ગુણોનું સ્મરણ કરો. વાણી પણ તે ગુણોનું જ કીર્તન (ગાન) કરો. મારી કાયા પણ આપની જ સેવા કરો.॥ ૨૪॥

(ભગવાનનું દાસ્ય એ ધર્મ પુરુષાર્થ છે કે જે ભક્તિમાર્ગનો પ્રથમ પુરુષાર્થ છે.)

ननु किं दास्येन तुभ्यं महाफलानि दास्यामि तत्राह—

અરે, દાસત્વથી હું તને કયાં મહાન ફળો આપીશ? તે માટે વૃત્ર ભગવાનને કહે છે—

**न नाकपृष्ठं न च पारमेष्ठ्यं**
**न सार्वभौमं न रसाधिपत्यम्।**
**न योगसिद्धीरपुनर्भवं वा**
**समञ्जस त्वा विरहय्य काङ्क्षे॥ २५**

હે સર્વસૌભાગ્યનિધિ, આપને છોડીને હું ધ્રુવલોક, બ્રહ્મલોક, સંપૂર્ણ પૃથ્વીનું આધિપત્ય, પાતાળાદિ લોકનું આધિપત્ય, (અણિમાદિ) યોગસિદ્ધિઓ કે મોક્ષની પણ કામના કરતો નથી.॥ ૨૫॥

नाकपृष्ठं ध्रुवपदं ब्रह्मलोकादिकं च हे समञ्जस, निखिलसौभाग्यनिधे, त्वा त्वां विरहय्य पृथक्कृत्य न काङ्क्षे नेच्छामि॥ २५॥

**'नाकपृष्ठम्'** ધ્રુવપદ, બ્રહ્મલોક વગેરે પણ **'समञ्जस'** હે સમગ્ર સૌભાગ્યના ભંડાર, **'त्वा'** આપને **'विरहय्य'** છોડીને **'न काङ्क्षे'** ઈચ્છતો નથી.॥ ૨૫॥

(ભક્તિમાર્ગનો બીજો અર્થ પુરુષાર્થ– પ્રભુ જ અર્થ, બીજું બધું વ્યર્થ.)

तर्हि किमिच्छसि तदाह—

**अजातपक्षा इव मातरं खगाः**
**स्तन्यं यथा वत्सतराः क्षुधार्ताः।**
**प्रियं प्रियेव व्युषितं विषण्णा**
**मनोऽरविन्दाक्ष दिदृक्षते त्वाम्॥ २६**

તો પછી તું શું ઈચ્છે છે? તે માટે કહે છે—

પાંખવિહોણાં પક્ષીઓ(નાં બચ્ચાં) જેમ માતાને (મળવાની વાટ જોતાં હોય છે), ભૂખથી પીડાતાં નાનાં વાછરડાં જેમ દૂધ માટે (ટળવળતાં હોય છે), પરદેશ ગયેલા પ્રિય પતિને મળવા માટે વિષાદ પામેલી પ્રિયા પતિને જોવા માટે આતુર હોય છે જેમ તેમ હે કમલનયન, મારું મન આપનાં દર્શન કરવા માટે આતુર છે.॥ ૨૬॥

अजातपक्षाः खगा घूकादिभिः पीडिता यथा मातरम्। यथा च दाम्ना बद्धा बालवत्साः स्तन्यम्। यथा च व्युषितं दूरदेशगतं प्रियं कामेन विषण्णा प्रिया। तथा मे मनस्तापत्रयपीडितं कर्मभिर्बद्धं च कामादिभिर्विषण्णं च त्वां दिदृक्षते द्रष्टुमिच्छतीत्यर्थः॥ २६॥

(હજી) જેમને પાંખો ફૂટી નથી તેવાં પક્ષીઓ (નાં બચ્ચાં) ઘુવડ વગેરેથી પીડાઈને જેમ માતાને, તથા જેમ દોરડાથી બાંધેલાં નાનાં વાછરડાં દૂધ માટે, તેમ જ **'व्युषितम्'** જેમ પરદેશ ગયેલા પ્રિય પતિને તેના કામથી વિષાદ પામેલી દર્શનથી આતુર થયેલી પ્રિયા– તેમ ત્રિવિધ તાપથી પીડાયેલું, કર્મોથી બંધાયેલું અને કામાદિથી વિષાદ પામેલું મારું મન આપને જોવા ઈચ્છે છે, એમ અર્થ છે.॥ ૨૬॥

(ભક્તિમાર્ગનો ત્રીજો પુરુષાર્થ– પ્રભુ માટેની પૂર્ણકામના, અહીં દર્શાવ્યો છે.)

**ममोत्तमश्लोकजनेषु सख्यं**
**संसारचक्रे भ्रमतः स्वकर्मभिः।**
**त्वन्माययाऽऽत्मात्मजदारगेहे-**
**ष्वासक्तचित्तस्य न नाथ भूयात्॥ २७**

પોતાનાં કર્મોને લીધે સંસાર(ના જન્મ-મૃત્યુરૂપ) ચક્રમાં ભટકતા મને ઉત્તમ કીર્તિવાળા આપના ભક્તજનોનો સત્સંગ થાઓ! આપની માયાથી શરીર, પુત્ર, સ્ત્રી, ઘરમાં જેમનું ચિત્ત આસક્ત થયેલું છે તેમનો સંગ મને હે નાથ, કદી ન થાઓ!॥ ૨૭॥

उत्तमश्लोकस्य तव जनेषु भक्तेष्वेव सख्यं भूयात्। त्वन्मायया देहादिष्वासक्तचित्तस्य भूयोऽपि तेष्वासक्तिर्न भूयात्॥ २७॥

ઉત્તમ કીર્તિવાળા આપના '**जनेषु**' ભક્તોમાં જ મૈત્રીભાવ થાઓ! આપની માયાથી દેહ, ગેહાદિમાં આસક્ત થયેલા ચિત્તવાળાનો સંગ ન થાઓ, કદી પણ તેમનામાં મને આસક્તિ ન થાઓ!॥ ૨૭॥

(ભક્તિમાર્ગનો ચોથો પુરુષાર્થ, કૃષ્ણના બની જવું તે જ મોક્ષ– એ આ છેલ્લા શ્લોકમાં દર્શાવ્યો છે.)

**क्रम.**—तदेतच्छुद्धप्रेमोद्गारमयत्वेनैव श्रीमद्-वृत्रवधोऽसौ विलक्षणत्वात् श्रीमद्भागवतलक्षणेषु पुराणान्तरे गण्यते।

'यत्राधिकृत्य गायत्रीं वर्ण्यते धर्मविस्तरः।
वृत्रासुरवधोपेतं तद्भागवतमिष्यते॥'

इति।

આ (વૃત્રાસુર ચતુઃશ્લોકી) શુદ્ધ પ્રેમના ઉદ્‌ગારથી ભરેલી હોવાથી જ શ્રીમદ્ વૃત્રવધ એ વિલક્ષણ છે અને તેથી જ અન્ય પુરાણમાં શ્રીમદ્-ભાગવતનાં લક્ષણોમાં તેની ગણના કરવામાં આવી છે. 'જેમાં ગાયત્રીને કેન્દ્રમાં રાખીને ધર્મના વિસ્તારનું વર્ણન કરવામાં આવ્યું છે તથા જે વૃત્રાસુરના વધથી યુક્ત છે, તેને ભાગવત કહેવામાં આવે છે.'

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां षष्ठस्कन्धे वृत्रस्येन्द्रोपदेशो नामैकादशोऽध्यायः॥ ११॥

इति श्रीमद्भागवते महापुराणे षष्ठस्कन्धे श्रीधरस्वामिविरचितायां
भावार्थदीपिकायां टीकायां एकादशोऽध्यायः॥ ११॥

*****

# अथ द्वादशोऽध्यायः

## વૃત્રાસુરનો વધ

द्वादशेऽतिविषण्णेन स्मयमुत्साहितेन तु।
महेन्द्रेण महायुद्धे वृत्रस्य वध ईर्यते॥ १॥

સ્વયં વૃત્રે ઉત્સાહિત કરેલા એવા ઉદાસ મહેન્દ્ર દ્વારા મહાયુદ્ધમાં વૃત્રના વધની કથા બારમા અધ્યાયમાં કહેવામાં આવે છે.

---

ભક્તિમાર્ગના ચાર પુરુષાર્થો વૃત્રાસુર ચતુઃશ્લોકીમાં કહેવાયા છે. ભગવાને બ્રહ્માજીને ચાર શ્લોકમાં ઉપદેશ આપ્યો છે તે ભાગવત ચતુઃશ્લોકી છે. તેમાં ભક્તિબીજ છે, ભક્તિનું બીજ ભગવાન આપે. ભક્તહૃદયમાં તેનું સંવર્ધન થાય, પછી ભક્ત ફળ અનુભવે. વૃત્રાસુર ચતુઃશ્લોકીમાં ભક્તિ ફળ છે. બીજની દૃઢતા તાપ અને જળથી થાય. પ્રભુ ત્રણ પુરુષાર્થોને છોડાવીને ત્યાગ કરાવે, સ્વસંબંધી સંતાપ કરાવે. પછી નિરંતર શ્રવણ, કીર્તન અને સ્મરણરૂપ સલિલથી પ્રભુમાં પ્રીતિ થાય. પછી સેવાથી ફળ મળે. —શ્રી નવનીતપ્રિય શાસ્ત્રીજી

ऋषिरुवाच

**एवं जिहासुर्नृप देहमाजौ**
**मृत्युं वरं विजयान्मन्यमानः।**
**शूलं प्रगृह्याभ्यपतत् सुरेन्द्रं**
**यथा महापुरुषं कैटभोऽप्सु॥ १**

महापुरुषं श्रीविष्णुम्। अप्सु प्रलयोदके॥ १॥

**ततो युगान्ताग्निकठोरजिह्व-**
**माविध्य शूलं तरसासुरेन्द्रः।**
**क्षिप्त्वा महेन्द्राय विनद्य वीरो**
**हतोऽसि पापेति रुषा जगाद॥ २**

युगान्ताग्निवत्कठोरा जिह्वा शिखा यस्य तत्। आविध्य भ्रामयित्वा॥ २॥

**ख आपतत् तद् विचलद् ग्रहोल्कव-**
**न्निरीक्ष्य दुष्प्रेक्ष्यमजातविक्लवः।**
**वज्रेण वज्री शतपर्वणाऽच्छिनद्**
**भुजं च तस्योरगराजभोगम्॥ ३**

तत् खे आपतदागच्छत्। विचलत्परिभ्रमत्। ग्रहश्चोल्का च ग्रहोल्कं तद्वद्दुष्प्रेक्ष्यम्। शतं पर्वाणि यस्य तेन। उरगराजो वासुकिस्तस्य भोगो देहस्तदाकारम्॥ ३॥

**छिन्नैकबाहुः परिघेण वृत्रः**
**संरब्ध आसाद्य गृहीतवज्रम्।**
**हनौ तताडेन्द्रमथामरेभं**
**वज्रं च हस्तान्न्यपतन्मघोनः॥ ४**

ઋષિ (શ્રીશુકદેવજી) બોલ્યા – હે નૃપ, આમ, યુદ્ધમાં પોતાના શરીરને ત્યજવા ઈચ્છતો અને વિજય કરતાં મૃત્યુને શ્રેષ્ઠ માનતો વૃત્ર ત્રિશૂળ લઈને, જેમ પ્રલયકાળનાં જળમાં કૈટભ દૈત્ય મહાપુરુષ શ્રીવિષ્ણુ સામે ધસ્યો હતો તેમ ઈન્દ્ર સામે ધસ્યો.॥ ૧॥

**'महापुरुषम्'** મહાપુરુષ શ્રીવિષ્ણુની (સામે) **'अप्सु'** પ્રલયકાળનાં જળમાં॥ ૧॥

પછી પ્રલયકાલીન અગ્નિની પ્રદીપ્ત (કઠોર) જ્વાળાઓ સમાન તીક્ષ્ણ શિખાઓવાળા ત્રિશૂળને ભમાવી તે વીર અસુરેન્દ્ર વૃત્રાસુરે વેગથી ઈન્દ્ર સામે ફેંકીને ક્રોધથી સિંહનાદ (ગર્જના) કરીને કહ્યું, 'ઓ પાપી, (હવે) તું મરી ગયો!'॥ ૨॥

પ્રલયકાળના અગ્નિ જેવી પ્રદીપ્ત **'जिह्वा'** શિખા છે જેની તે– **'आविध्य'** ભમાવીને॥ ૨॥

સૂર્ય અને ઉલ્કાની જેમ પરિભ્રમણ કરતા કરતા, આકાશમાં જતા અને (તેજને કારણે) મુશ્કેલીથી દેખાતા તે (ત્રિશૂળ) ને જોઈને જરાપણ વિકળ ન થતા વજ્રધારી ઈન્દ્રે સો આરાવાળા વજ્રથી વાસુકિ નાગના શરીર જેવા વૃત્રાસુરના (જમણા) હાથને અને ત્રિશૂળને કાપી નાખ્યાં.॥ ૩॥

આકાશમાં **'आपतत्'** આવતા **'विचलत्'** પરિભ્રમણ કરતા, **'ग्रहोल्कम्'** ગ્રહ (સૂર્ય) અને ઉલ્કા (અંગારા), તેમની સામે મુશ્કેલીથી જોવાય તેવા ત્રિશૂળને– સો આરાઓ છે જેના તે વજ્રથી– **'उरगराजः'** વાસુકિ નાગ, તેનું **'भोगः'** શરીર, તેના જેવા આકારવાળા હાથને॥ ૩॥

જેનો એક હાથ કપાઈ ગયો છે (તેથી) તેવા ક્રોધે ભરાયેલા વૃત્રે હાથમાં વજ્ર ધારણ કરેલા ઈન્દ્ર પાસે જઈને તેની અને ગજરાજ ઐરાવતની હડપચી પર પરિઘથી પ્રહાર કર્યો અને ઈન્દ્રના હાથમાંથી વજ્ર પડી ગયું.॥ ૪॥

हनौ कपोलप्रान्ते। अमरेभमैरावतं च॥ ४॥

**वृत्रस्य कर्मातिमहाद्भुतं तत्**
**सुरासुराश्चारणसिद्धसङ्घाः ।**
**अपूजयंस्तत् पुरुहूतसंकटं**
**निरीक्ष्य हा हेति विचुक्रुशुर्भृशम्॥ ५ ॥ ५ ॥**

**इन्द्रो न वज्रं जगृहे विलज्जित-**
**श्च्युतं स्वहस्तादरिसन्निधौ पुनः।**
**तमाह वृत्रो हर आत्तवज्रो**
**जहि स्वशत्रुं न विषादकालः॥ ६**

पुनश्च तमाह वृत्रः। हे हरे इन्द्र॥ ६॥

**युयुत्सतां कुत्रचिदाततायिनां**
**जयस्तदैकत्र न वै परात्मनाम्।**
**विनैकमुत्पत्तिलयस्थितीश्वरं**
**सर्वज्ञमाद्यं पुरुषं सनातनम्॥ ७**

सदा जयो नैव किन्तु कुत्रचिज्जय एकत्र कुत्रचिन्नैव।

यद्वा कुत्रचिदपि युयुत्सतां सदा जयो नैव किन्त्वेकत्रैव। कदाचिदेवेत्यर्थः। परो देह आत्मा येषां, पराधीनात्मनामिति वा। आद्यमनादिम्। सनातनं नित्यम्॥ ७॥

पराधीनतामेवाह—**लोका** इति सप्तभिः।

'**हनौ**' ગાલને છેડે (દાઢી પર)– અને '**अमर-इभम्**' દેવોના ગજરાજ ઐરાવતને॥ ૪॥

દેવો, અસુરો, ચારણો, સિદ્ધગણો વૃત્રના તે અત્યંત અદ્‌ભુત કર્મની પ્રશંસા કરવા લાગ્યા અને ઈન્દ્રનું સંકટ જોઈ વારંવાર હાહાકાર કરવા લાગ્યા.॥ ૫॥ ૫॥

શત્રુ સમક્ષ લજ્જિત થયેલા ઈન્દ્રે પોતાના હાથમાંથી પડી ગયેલા વજ્રને ઉપાડી લીધું નહીં. તેથી ફરીથી વૃત્રે તેને કહ્યું, ''હે હરિ, વજ્રધારી થઈને પોતાના શત્રુને હણ. (અત્યારે) વિષાદ કરવાનો સમય નથી.''॥ ૬॥

વૃત્રે ફરીથી તેને કહ્યું: '**हे हरे**' હે ઈન્દ્ર!॥ ૬॥

સર્વજ્ઞ, સનાતન, અનાદિ પરમ પુરુષ એક ભગવાન જ (જગતની) ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરવામાં સમર્થ છે, તેમના સિવાય, બીજાને અધીન શરીરવાળા, મારવા માટે શસ્ત્ર ધારણ કરેલા, યુદ્ધ ઈચ્છનારા જનોનો હંમેશાં વિજય જ થાય છે એવું નથી. તેમનો ક્યારેક વિજય થાય કે ક્યારેક ન પણ થાય.॥ ૭॥

(દેહાભિમાની યુયુત્સુઓનો) સદાય વિજય જ થાય એવું નથી, પરંતુ ક્યાંક વિજય થાય અને '**एकत्र**' કોઈક સ્થળે ન પણ થાય.

અથવા કોઈ પણ સ્થળે યુદ્ધ કરવાની ઈચ્છાવાળા જનોનો સદાય વિજય થાય એવું કદાપિ ન બને. ક્યારેક એક સ્થળે વિજય થાય તો ક્યારેક ન પણ થાય. '**परः**' દેહ છે આત્મા જેમનો તેવા લોકોનો અથવા પરાધીન શરીરવાળા જનોનો– '**आद्यम्**' અનાદિ, '**सनातनम्**' નિત્ય॥ ૭॥

સાત શ્લોકો વડે પરાધીનતાનું જ વર્ણન કરે છે— '**लोकाः इति।**'

**लोकाः सपाला यस्येमे श्वसन्ति विवशा वशे।**
**द्विजा इव शिचा बद्धाः स काल इह कारणम्॥ ८**

यस्य वशे स्थिताः स्वयं विवशाः सन्तः श्वसन्ति चेष्टन्ते। द्विजाः पक्षिणः। शिचा जालेन। कालः कलयतीति भगवान्। इह जयादौ कारणम्॥ ८॥

લોકપાલો સહિત આ સમગ્ર લોકો પરાધીન હોઈ જેને વશ રહી, જાળમાં બંધાયેલાં પક્ષીઓની જેમ ચેષ્ટા કરે છે, તે કાળસ્વરૂપ ભગવાન જ અહીં (જય-પરાજયમાં) કારણ છે.॥ ૮॥

'**यस्य वशे स्थिताः**' જેના વશમાં રહી પોતે પરાધીન હોઈ '**श्वसन्ति**' ચેષ્ટા કરે છે. '**द्विजाः**' પક્ષીઓ '**शिचा**' જાળથી, કાળરૂપ ભગવાન જ તે તે સમયે ધ્યાન રાખે છે. '**इह**' જય અને પરાજય વગેરેમાં કારણ॥ ૮॥

**ओजः सहो बलं प्राणममृतं मृत्युमेव च।**
**तमज्ञाय जनो हेतुमात्मानं मन्यते जडम्॥ ९**

ओजआदिरूपं कालं तं हेतुमज्ञायाविज्ञाय जडं सन्तमात्मानं देहं हेतुं मन्यते॥ ९॥

ઈન્દ્રિય બળ, માનસિક બળ, શારીરિક બળ, પ્રાણ, અમરત્વ અને મૃત્યુ– એ (સર્વનું કાળરૂપ) કારણ ન જાણીને મનુષ્ય જડ શરીરને સર્વનું કારણ માને છે.॥ ૯॥

ઓજસ વગેરેરૂપ તે કાળ સર્વનું કારણ છે, એમ ન જાણીને જડ એવા '**आत्मानम्**' શરીરને કારણરૂપ માને છે.॥ ૯॥

**यथा दारुमयी नारी यथा यन्त्रमयो मृगः।**
**एवं भूतानि मघवन्नीशतन्त्राणि विद्धि भोः॥ १०**

॥ १०॥

જેમ કઠપૂતળી અને યાંત્રિક હરણ (તેના નચાવનારને) અધીન છે, તેમ હે ઈન્દ્ર, સર્વ પ્રાણીઓ પરમેશ્વરને અધીન છે, એમ તું જાણ.॥ ૧૦॥ ૧૦॥

ननु स्वारम्भकप्रधानपुरुषादितन्त्राणीति युक्तं तत्राह—**पुरुष** इति।

શંકા કરવામાં આવી છે કે પોતાનું સર્જન કરનારાં પ્રકૃતિ, પુરુષ વગેરેને દેહાદિ અધીન છે (ભગવાનને અધીન નથી) એમ કહેવું યોગ્ય છે ખરું? તે માટે ઉત્તર આપે છે— '**पुरुषः इति।**'

**पुरुषः प्रकृतिर्व्यक्तमात्मा भूतेन्द्रियाशयाः।**
**शक्नुवन्त्यस्य सर्गादौ न विना यदनुग्रहात्॥ ११**

व्यक्तं महत्तत्त्वम्। आत्माऽहंकारः॥ ११॥

ननु स्वकर्मद्वारा जीव एव सृष्ट्यादिहेतुरिति मीमांसका मन्यन्ते तत्राह—

પુરુષ, પ્રકૃતિ, મહત્તત્ત્વ, અહંકાર, પંચમહાભૂતો, ઈન્દ્રિયો અને અંતઃકરણ જેમની કૃપા વિના આ સૃષ્ટિનાં સર્જનાદિ કરવાને સમર્થ થતાં નથી, ॥ ૧૧॥

'**व्यक्तम्**' મહત્તત્ત્વ, '**आत्मा**' અહંકાર॥ ૧૧॥

શંકા કરે છે કે મીમાંસકો માને છે કે જીવ પોતે જ પોતાના કર્મ વડે સૃષ્ટિ વગેરેનું કારણ બને છે, તે માટે ઉત્તર આપે છે—

**अविद्वानेवमात्मानं मन्यतेऽनीशमीश्वरम्।**
**भूतैः सृजति भूतानि ग्रसते तानि तैः स्वयम्॥ १२**

એમ ન સમજનારો મનુષ્ય જ અસમર્થ એવા પોતાને સમર્થ માને છે. (વસ્તુતઃ) ઈશ્વર પોતે જ તે પ્રાણીઓ દ્વારા પ્રાણીઓને સર્જે છે અને તેમને સંહારે છે.॥ ૧૨ ॥

एवमविद्वाननीशमेवात्मानमीश्वरं स्वतन्त्रं मन्यते। ननु पित्रादयः स्त्रष्टारो दृश्यन्ते व्याघ्रादयस्तु हन्तारस्तत्राह—भूतैरिति। स्वयमीश्वरः॥ १२॥

(પરમાત્મા જ કર્તા છે) એમ ન સમજનારો મનુષ્ય જ પોતાને '**ईश्वरम्**' સમર્થ, સ્વતંત્ર માને છે. શંકા કરવામાં આવી છે કે પિતૃઓ (પિતા) વગેરે સર્જકો જણાય છે અને વાઘ વગેરે નાશ કરનારા જણાય છે, તો તે માટે ઉત્તર આપે છે— '**भूतैः इति।**' '**स्वयम्**' ઈશ્વર પોતે જ॥ ૧૨॥

ननु त्वया पराजितस्य मम जयादिशङ्कैव नास्ति किमिति मां बलाद्युद्धे प्रवर्तयसि तत्राह—**आयुरिति**।

પ્રશ્ન કરે છે (કે જો વૃત્ર કહે કે) તારા વડે પરાજિત થયેલા એવા મારા વિજય વગેરે માટેની સંભાવના જ નથી, તે માટે (ઈન્દ્ર જો કહે કે) તો પછી મને શા માટે પરાણે યુદ્ધ કરવા પ્રવૃત્ત કરે છે? તે માટે વૃત્ર ઉત્તર આપે છે— '**आयुः इति।**'

**आयुः श्रीः कीर्तिरैश्वर्यमाशिषः पुरुषस्य याः।**
**भवन्त्येव हि तत्काले यथानिच्छोर्विपर्यया:॥ १३**

તે સમય (અનુકૂળ) હોય ત્યારે મનુષ્યને જેમ આયુષ્ય, શ્રી, કીર્તિ, ઐશ્વર્ય અને બીજા મનોરથો પ્રાપ્ત થાય છે, તેમ તે સમય (પ્રતિકૂળ) હોય ત્યારે ઈચ્છતો ન હોવા છતાં મનુષ્યને અવળા પદાર્થો મૃત્યુ, અલક્ષ્મી, અપકીર્તિ, અનૈશ્વર્ય અને બીજા મનોરથોનો નાશ પ્રાપ્ત થાય છે.॥ ૧૩॥

तत्काले जयादिकाले। विपर्यया अकीर्त्यादयः ॥ १३॥

'**तत्काले**' વિજય વગેરે મળવાના તે અનુકૂળ સમયે– '**विपर्ययाः**' તેનાથી અવળા અર્થાત્ મૃત્યુ, શ્રીહીનતા, અપકીર્તિ અને બીજા મનોરથોનો નાશ॥ ૧૩॥

**तस्मादकीर्तियशसोर्जयापजययोरपि ।**
**समः स्यात् सुखदुःखाभ्यां मृत्युजीवितयोस्तथा॥ १४**

માટે યશ-અપયશ, જય-પરાજય, સુખ-દુઃખ તથા જીવન-મૃત્યુમાં સમભાવે રહેવું.॥ ૧૪॥

यस्मादेवं सर्वमीश्वराधीनं तस्मात्समः स्याद्धर्षविषादहीनो भवेत्॥ १४॥

જે કારણે આમ બધું જ ઈશ્વરને અધીન છે, તેથી સમાન ભાવ રાખવો. હર્ષ-શોકથી રહિત થઈ જવું.॥ ૧૪॥

समदृष्टावुपायमाह—**सत्त्वमिति**।

**सत्त्वं रजस्तम इति प्रकृतेर्नात्मनो गुणाः।**
**तत्र साक्षिणमात्मानं यो वेद न स बध्यते॥ १५**

हर्षादिभिर्न बद्ध्यते॥ १५॥

हर्षविषादनिवृत्त्यै तवाहमेव गुरुरित्याह—**पश्येति**।

**पश्य मां निर्जितं शक्र वृक्णायुधभुजं मृधे।**
**घटमानं यथाशक्ति तव प्राणजिहीर्षया॥ १६**

वृक्णमायुधं भुजश्च यस्य॥ १६॥

अनियतत्वं द्यूतरूपकेणोपसंहरति।

**प्राणग्लहोऽयं समर इष्वक्षो वाहनासनः।**
**अत्र न ज्ञायतेऽमुष्य जयोऽमुष्य पराजयः॥ १७**

प्राण एव ग्लहः पणो यस्मिन्। इषव एवाक्षाः पाशका यस्मिन्। वाहनान्येवेतस्ततश्चाल्यमानान्यासनानि फलका यस्मिन्॥ १७॥

श्रीशुक उवाच

**इन्द्रो वृत्रवचः श्रुत्वा गतालीकमपूजयत्।**
**गृहीतवज्रः प्रहसंस्तमाह गतविस्मयः॥ १८**

गतालीकं निष्कपटम्॥ १८॥

સમદૃષ્ટિ માટે ઉપાય જણાવે છે— **'सत्त्वम् इति।'**

સત્ત્વ, રજસ્ અને તમસ્ એ પ્રકૃતિના ગુણો છે, આત્માના ગુણો નથી. તેમાં આત્માને સાક્ષી તરીકે જે જાણે છે, તે (હર્ષ-શોક વગેરેથી) બંધાતો નથી.॥ ૧૫॥

હર્ષાદિથી બંધાતો નથી.॥ ૧૫॥

હર્ષ અને શોક નિવારવામાં હું જ તારો ગુરુ છું, એમ કહે છે— **'पश्य इति।'**

હે શક્ર, યુદ્ધમાં હારેલા, શસ્ત્ર અને હાથ કપાયેલા (હોવા છતાં) તારા પ્રાણ લેવાની ઈચ્છાથી યથાશક્તિ પ્રયાસ કરતા એવા મને તું જો.॥ ૧૬॥

જેનું આયુધ અને ભુજા કપાઈ ગયાં છે.॥ ૧૬॥

(યુદ્ધમાં જય કે પરાજયની) અનિશ્ચિતતાનો જુગારના રૂપકથી ઉપસંહાર કરે છે.

આ યુદ્ધ(રૂપી જુગાર) છે. અહીં પ્રાણ શરત છે, બાણો પાસા છે, (હાથી-ઘોડા વગેરે) વાહનો સોગટાં છે. એમાં આનો જય થશે કે આનો પરાજય થશે એ જાણી શકાતું નથી.॥ ૧૭॥

પ્રાણ જ **'ग्लहः'** શરત છે જેમાં, બાણો જ **'अक्षाः'** પાસા છે જેમાં, (હાથી ઘોડા વગેરે) વાહનો જ અહીં તહીં ચલાયમાન થતાં **'आसनानि'** સોગટાં છે જેમાં॥ ૧૭॥

શ્રીશુકદેવજી બોલ્યા – વૃત્રનું નિષ્કપટ વચન સાંભળીને ઈન્દ્રે તેની પ્રશંસા કરી. આશ્ચર્યરહિત થઈ વજ્રધારણ કરેલો ઈન્દ્ર હસીને તે વૃત્રને કહેવા લાગ્યો.॥ ૧૮॥

**'गत-अलीकम्'** નિષ્કપટ, જેમાં મિથ્યા ભાષણ નથી (તેવું વચન)॥ ૧૮॥

इन्द्र उवाच

**अहो दानव सिद्धोऽसि यस्य ते मतिरीदृशी।**
**भक्तः सर्वात्मनाऽऽत्मानं सुहृदं जगदीश्वरम्॥ १९**

ઈન્દ્ર બોલ્યો – અહો! હે દાનવ, તું સિદ્ધ છે, કારણ કે (સંકટસ્થાનમાં પણ) જે તારી આવી (વિવેક, ધૈર્ય અને ભક્તિ વગેરેવાળી) મતિ છે. સમસ્ત પ્રાણીઓના સુહૃદ્, આત્મસ્વરૂપ જગદીશ્વરની તેં (સર્વ પ્રકારે) અનન્ય ભાવવાળા મનથી સેવા કરી છે.॥૧૯॥

भक्तः सेवितवानसि॥ १९॥

'**भक्तः**' સેવા કરી છે.॥૧૯॥

**भवानतार्षीन्मायां वै वैष्णवीं जनमोहिनीम्।**
**यद् विहायासुरं भावं महापुरुषतां गतः॥ २०**

॥ २०॥

લોકોને સમ્મોહિત કરનારી, વિષ્ણુ ભગવાનની (વૈષ્ણવી) માયાને તું અવશ્ય તરી ગયો છે. (એટલે જ તો) તું આસુરી ભાવ છોડીને મહાપુરુષત્વ પામ્યો છે!॥૨૦॥૨૦॥

**खल्विदं महदाश्चर्यं यद् रजःप्रकृतेस्तव।**
**वासुदेवे भगवति सत्त्वात्मनि दृढा मतिः॥ २१**

॥ २१॥

અવશ્ય જ આ મહાન આશ્ચર્યની વાત છે કે રજોગુણી પ્રકૃતિવાળા એવા તારી સત્ત્વમૂર્તિ ભગવાન વાસુદેવમાં (આવી) દૃઢ બુદ્ધિ થઈ છે!॥૨૧॥૨૧॥

**यस्य भक्तिर्भगवति हरौ निःश्रेयसेश्वरे।**
**विक्रीडतोऽमृताम्भोधौ किं क्षुद्रैः खातकोदकैः॥ २२**

પરમ કલ્યાણના સ્વામી ભગવાન શ્રીહરિ(ના ચરણો)માં જેની ભક્તિ હોય તેમ જ (બ્રહ્માનંદરૂપ) અમૃતસાગરમાં જે રમણ કરતો હોય, તેને ક્ષુદ્ર ખાબોચિયાંનાં જળ (જેવાં સ્વર્ગાદિ)થી શું પ્રયોજન હોય?॥૨૨॥

तस्य तव खातकोदकैर्गर्तादिजलोपमैः स्वर्गादिभिः किम्॥ १२॥

તેવા તને '**खातक-उदकैः**' ખાબોચિયાંનાં જળ જેવાં સ્વર્ગાદિથી શું પ્રયોજન હોય?॥૨૨॥

श्रीशुक उवाच

**इति ब्रुवाणावन्योन्यं धर्मजिज्ञासया नृप।**
**युयुधाते महावीर्याविन्द्रवृत्रौ युधाम्पती॥ २३**

શ્રીશુકદેવજી બોલ્યા – હે રાજા (પરીક્ષિત), ધર્મ જાણવાની ઈચ્છાથી એકબીજા સાથે વાત કરતા, અપાર સામર્થ્યશાળી, યુદ્ધક્ષેત્રના તે બંને નાયકો, ઈન્દ્ર અને વૃત્ર (ફરી) યુદ્ધ કરવા લાગ્યા.॥૨૩॥

युधां सङ्ग्रामाणां पती मुख्यौ॥ २३॥

'**युधाम्**' યુદ્ધક્ષેત્રના અને સંગ્રામોના '**पती**' બંને નાયકો॥૨૩॥

**आविध्य परिघं वृत्रः कार्ष्णायसमरिन्दमः।**
**इन्द्राय प्राहिणोद् घोरं वामहस्तेन मारिष॥ २४**

હે શ્રેષ્ઠ રાજા, શત્રુઓનું દમન કરનાર વૃત્રાસુરે લોખંડની ભયાનક ભોગળ ડાબા હાથે ભમાવીને ઈન્દ્ર તરફ ફેંકી.॥૨૪॥

हे मारिष श्रेष्ठराजन्॥ २४॥

'**हे मारिष**' હે શ્રેષ્ઠ રાજા॥ ૨૪॥

**स तु वृत्रस्य परिघं करं च करभोपमम्।**
**चिच्छेद युगपद् देवो वज्रेण शतपर्वणा॥ २५॥ २५॥**

પરંતુ તે દેવરાજ ઈન્દ્રે વૃત્રાસુરની ભોગળને તથા હાથીની સૂંઢ જેવા તેના (બીજા) હાથને સો આરાવાળા વજ્રથી એક સાથે કાપી નાખ્યાં. ॥ ૨૫॥ ૨૫॥

**दोर्भ्यामुत्कृत्तमूलाभ्यां बभौ रक्तस्रवोऽसुरः।**
**छिन्नपक्षो यथा गोत्रः खाद् भ्रष्टो वज्रिणा हतः॥ २६**

મૂળમાંથી કપાઈ ગયેલા બંને હાથમાંથી રક્ત ઝરતો અસુર ઈન્દ્ર દ્વારા પ્રહાર કરવામાં આવેલો અને કપાયેલી પાંખોવાળો પર્વત જેમ આકાશમાંથી પડ્યો હોય તેમ શોભતો હતો.॥ ૨૬॥

उत्कृत्तं मूलं ययोस्ताभ्याम्। रक्तं स्त्रवतीति तथा। गोत्रः पर्वतः॥ २६॥

જે બંને (હાથ)નાં મૂળ કપાઈ ગયાં છે તેમાંથી રક્ત ઝરતું હોય તેવો તે અસુર– '**गोत्रः**' પર્વત॥ ૨૬॥

**कृत्वाधरां हनुं भूमौ दैत्यो दिव्युत्तरां हनुम्।**
**नभोगम्भीरवक्त्रेण लेलिहोल्बणजिह्वया॥ २७**

**दंष्ट्राभिः कालकल्पाभिर्ग्रसन्निव जगत्त्रयम्।**
**अतिमात्रमहाकाय आक्षिपंस्तरसा गिरीन्॥ २८**

**गिरिराट् पादचारीव पद्भ्यां निर्जरयन् महीम्।**
**जग्रास स समासाद्य वज्रिणं सहवाहनम्॥ २९**

(તે દૈત્ય) નીચલા જડબાને પૃથ્વી ઉપર અને ઉપલા જડબાને સ્વર્ગમાં રાખીને આકાશ જેવા ઊંડાણવાળા મુખથી સર્પ જેવી ભયાનક જીભથી અને॥ ૨૭॥ (જગદ્ભક્ષક) કાળ જેવી દાઢોથી જાણે ત્રિભુવનને ગળી જતો હોય તેમ અતિ વિરાટ શરીર ધારણ કરી બળપૂર્વક પર્વતોને ફેંકતો,॥ ૨૮॥ પગે ચાલતા પર્વતની જેમ પગથી પૃથ્વીને ચૂર્ણ કરતો તે (વૃત્ર) ઈન્દ્ર સામે ધસીને વાહન (ઐરાવત) સાથે તેને ગળી ગયો.॥ ૨૯॥

कृत्वाऽधरामित्यादेर्जग्रासेति तृतीयेणान्वयः। नभोवद्गम्भीरेण वक्त्रेण। लेलिहः सर्पस्तद्वदुल्बणया जिह्वया॥ २७॥

નીચલા(જડબા)ને (પૃથ્વી ઉપર) રાખીને.... વગેરેને ગળી ગયો– એમ ત્રીજા શ્લોક (૨૯) સાથે સંબંધ છે. આકાશ જેવા ઊંડાણવાળા મુખથી– '**लेलिहः**' સાપ, તેના જેવી ભયાનક જીભથી॥ ૨૭॥

कालकल्पाभिः कालतुल्याभिर्दंष्ट्राभिर्ग्रसन्निव। आक्षिपन् चालयन्॥ २८॥

'**कालकल्पाभिः**' કાળ જેવી દાઢોથી ગળી જતો હોય તેમ— '**आक्षिपन्**' ધ્રુજાવતો॥ ૨૮॥

निर्जरयन् चूर्णयन्॥ २९॥

'**निर्जरयन्**' ચૂર્ણ કરતો (વૃત્ર)॥ ૨૯॥

**महाप्राणो महावीर्यो महासर्प इव द्विपम्।**
**वृत्रग्रस्तं तमालक्ष्य सप्रजापतयः सुराः।**
**हा कष्टमिति निर्विण्णाश्चुक्रुशुः समहर्षयः॥ ३०**

**निगीर्णोऽप्यसुरेन्द्रेण न ममारोदरं गतः।**
**महापुरुषसन्नद्धो योगमायाबलेन च॥ ३१**

મહાબળવાન અને મહાપરાક્રમી અજગર હાથીને ગળી જાય તેમ વૃત્ર વડે ગ્રસ્ત થયેલા તે ઈન્દ્રને જોઈને પ્રજાપતિઓ સહિત દેવતાઓ દુઃખી થયા અને 'અરે રે, અનર્થ થઈ ગયો!' એમ મહર્ષિઓ સાથે વિલાપ કરવા લાગ્યા. અસુરશ્રેષ્ઠ વૃત્ર દ્વારા ગળી જવામાં આવ્યો હોવા છતાં પેટમાં રહેલો ઈન્દ્ર મહાપુરુષ શ્રીનારાયણથી (કવચ પામેલો) સુરક્ષિત હોઈ યોગના બળથી અને માયાના બળથી મરણ પામ્યો નહીં.॥ ૩૦॥ ૩૧॥

महाप्राणो महाबलः। महावीर्यो महाप्रभावः॥ ३०॥

**'महाप्राणः'** મહાબળવાન, **'महावीर्यः'** મહાપરાક્રમી॥ ૩૦॥

महापुरुषेण कवचरूपेण श्रीनारायणेन सन्नद्धो दंशितः। योगबलेन मायाबलेन च॥ ३१॥

મહાપુરુષ શ્રીનારાયણરૂપ કવચથી **'सन्नद्धः'** સુરક્ષા પામેલો– યોગના બળથી અને માયાના બળથી॥ ૩૧॥

**भित्त्वा वज्रेण तत्कुक्षिं निष्क्रम्य बलभिद् विभुः।**
**उच्चकर्त शिरः शत्रोर्गिरिशृङ्गमिवौजसा॥ ३२**

(ભગવાનના અનુગ્રહથી) સમર્થ ઈન્દ્ર તેના પેટને વજ્રથી ચીરીને બહાર નીકળ્યો અને જેમ પર્વતના શિખરને કાપે તેમ તેણે શત્રુના મસ્તકને બળપૂર્વક કાપી નાખ્યું.॥ ૩૨॥

बलभिदिन्द्रः। उच्चकर्त चिच्छेद॥ ३२॥

**'बलभित्'** ઈન્દ્ર (**'भ.मनो—बलाख्यासुरहन्ता शक्रः।'** બળ નામના અસુરને મારનારો શક્ર) **'उच्चकर्त'** કાપી નાખ્યું.॥ ૩૨॥

**वज्रस्तु तत्कन्धरमाशुवेगः**
**कृन्तन् समन्तात् परिवर्तमानः।**
**न्यपातयत् तावदहर्गणेन**
**यो ज्योतिषामयने वार्त्रहत्ये॥ ३३**

વૃત્રની ચારે તરફ ભમતા અત્યંત વેગીલા વજ્રે સૂર્યાદિ ગ્રહોની ઉત્તરાયણ અને દક્ષિણાયનરૂપ ગતિમાં જેટલા દિવસોનો સમૂહ લાગે તેટલા દિવસોમાં (અર્થાત્ ૩૬૦ દિવસોમાં) તેની ડોકને કાપતાં કાપતાં વૃત્રની હત્યા માટેના યોગ્ય કાળે તેને (ભૂમિ પર) પાડી નાખી.॥ ૩૩॥

तस्य कन्धरं कन्धराम्। आशुवेगोऽतिवेगवान्। ज्योतिषां सूर्यादीनाम्। अयने दक्षिणोत्तरगतिरूपे संवत्सरे योऽहर्गणः षष्ट्युत्तरशतत्रयात्मकस्तावताऽहर्गणेन वार्त्रहत्ये वृत्रहत्यायोग्ये काले न्यपातयत्। यद्वा स्वार्थे तद्धितः। वृत्रहत्यायां वृत्रहननार्थं परिवर्तमान इत्यर्थः ॥ ३३ ॥

તેની '**कन्धरम्**' '**कन्धराम्**' ડોકને, '**आशुवेगः**' અત્યંત વેગવાળું વજ્ર, '**ज्योतिषाम्**' સૂર્યાદિ ગ્રહોની '**अयने**' ઉત્તરાયણ અને દક્ષિણાયન ગતિરૂપ વર્ષમાં દિવસોનો જે સમૂહ છે અર્થાત્ ૩૬૦ દિવસોનો સમૂહ એટલે કે એક વર્ષમાં '**वार्त्रहत्ये**' વૃત્રની હત્યા માટેના યોગ્ય સમયે (ડોકને ભૂમિ પર) પાડી નાખી. અથવા '**स्व-अर्थे**' સ્વ અર્થમાં '**वृत्रहत्यायाम्**' વૃત્રની હત્યા માટે આમ તેમ ફરતું વજ્ર, એમ અર્થ છે. ॥ ૩૩ ॥

**तदा च खे दुन्दुभयो विनेदु-**
**र्गन्धर्वसिद्धाः समहर्षिसङ्घाः।**
**वार्त्रघ्नलिङ्गैस्तमभिष्टुवाना**
**मन्त्रैर्मुदा कुसुमैरभ्यवर्षन्॥ ३४**

તે સમયે આકાશમાં દુંદુભિઓ વાગવા લાગ્યાં. સ્તુતિ કરતા મહર્ષિઓના સમૂહો સાથે ગંધર્વો અને સિદ્ધો વૃત્રઘાતી ઈન્દ્રનું પરાક્રમ સૂચિત કરતા મંત્રોથી હર્ષપૂર્વક પુષ્પોથી વૃષ્ટિ કરવા લાગ્યા. ॥ ૩૪ ॥

वार्त्रघ्नलिङ्गैर्वृत्रहन्तुर्वीर्यप्रकाशकैः 'वार्त्रहत्याय शवसे पृतनाषाह्याय च' इत्याद्यैस्तमिन्द्रमभिष्टुवाना अभिष्टुवन्तः ॥ ३४ ॥

'**वार्त्रघ्नलिङ्गैः**' વૃત્રઘાતી ઈન્દ્રનું પરાક્રમ સૂચિત કરનારા (મંત્રો) વડે– (વિશ્વામિત્ર સ્તુતિ કરે છે.) 'હે ઈન્દ્ર, વૃત્રની હત્યાનું નિમિત્ત બનતા બળને માટે અને શત્રુની સેનાના પરાભવ માટે અમે તને સર્વ તરફથી પ્રવૃત્ત કરીએ છીએ.' (ઋ.૩/૩૭/૧) વગેરે મંત્રો વડે તે ઈન્દ્રની '**अभिष्टुवानाः**' સ્તુતિ કરવા લાગ્યા. ॥ ૩૪ ॥

**वृत्रस्य देहान्निष्क्रान्तमात्मज्योतिररिन्दम।**
**पश्यतां सर्वलोकानामलोकं समपद्यत॥ ३५**

હે શત્રુદમન (પરીક્ષિત), (તે સમયે) વૃત્રના દેહમાંથી બહાર નીકળેલી આત્મજ્યોતિ બધા લોકોના દેખતાં લોકાતીત ભગવાનમાં વિલીન થઈ ગઈ. ॥ ૩૫ ॥

अलोकं लोकातीतं भगवन्तम्॥ ३५ ॥

'**अलोकम्**' લોકાતીત ભગવાનમાં ॥ ૩૫ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां षष्ठस्कन्धे वृत्रवधो नाम द्वादशोऽध्यायः ॥ १२ ॥

इति श्रीमद्भागवते महापुराणे षष्ठस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां द्वादशोऽध्यायः ॥ १२ ॥

*****

# अथ त्रयोदशोऽध्यायः

## ઈન્દ્ર પર બ્રહ્મહત્યાનું આક્રમણ

त्रयोदशे तु वृत्रस्य ब्रह्महत्यामहाभयात्।
चिरं नष्टोऽवितः शक्रो विष्णुनेति निरूप्यते॥ १॥

વૃત્રના વધથી લાગેલી બ્રહ્મહત્યાના મહાભયથી લાંબા કાળ સુધી અદશ્ય થઈ ગયેલો ઈન્દ્ર ભગવાન વિષ્ણુ દ્વારા રક્ષાયો, તે (કથા) તેરમા અધ્યાયમાં નિરૂપવામાં આવે છે.॥ ૧॥

श्रीशुक उवाच

**वृत्रे हते त्रयो लोका विना शक्रेण भूरिद।**
**सपाला ह्यभवन् सद्यो विज्वरा निर्वृतेन्द्रियाः॥ १**

શ્રીશુકદેવજી બોલ્યા – હે દાનેશ્વરી (રાજા પરીક્ષિત), વૃત્રનું મૃત્યુ થતાં ઈન્દ્ર સિવાય ત્રણે લોક લોકપાલો સહિત સંતાપરહિત અને પ્રસન્ન મનવાળા થયા.॥ ૧॥

**देवर्षिपितृभूतानि दैत्या देवानुगाः स्वयम्।**
**प्रतिजग्मुः स्वधिष्ण्यानि ब्रह्मेशेन्द्रादयस्ततः॥ २**

દેવો, ઋષિઓ, પિતૃઓ, પ્રાણીઓ, દૈત્યો, દેવોના અનુચરો તથા બ્રહ્માજી, શંકર ભગવાન અને ઈન્દ્ર વગેરે ત્યાંથી સ્વસ્થાને ગયા.॥ ૨॥

अनिर्वृतं शक्रमपृष्ट्वा स्वयमेव प्रतिजग्मुः ॥ २॥

અપ્રસન્ન ઈન્દ્રને પૂછ્યા વગર પોતાની જાતે જ (પોતાના સ્થાને) પાછા ફર્યા.॥ ૨॥

राजोवाच

**इन्द्रस्यानिर्वृतेर्हेतुं श्रोतुमिच्छामि भो मुने।**
**येनासन् सुखिनो देवा हरेर्दुःखं कुतोऽभवत्॥ ३**

રાજા (પરીક્ષિત) બોલ્યા – હે મુનિ, ઈન્દ્રની અપ્રસન્નતાનું કારણ હું સાંભળવા ઈચ્છું છું. તે વૃત્રાસુરના વધથી દેવો સુખી થયા તો ઈન્દ્રને કેમ દુઃખ થયું?॥ ૩॥

हरेरिन्द्रस्य॥ ३॥

'**हरेः**' ઈન્દ્રને॥ ૩॥

तस्य दुःखहेतुं वक्तुं प्रस्तावकथामाह— **वृत्रविक्रमे**त्यादिना।

તેના દુઃખનું કારણ કહેવા માટે આરંભથી કથા કહે છે— '**वृत्रविक्रम**' વગેરે દ્વારા.

श्रीशुक उवाच

**वृत्रविक्रमसंविग्नाः सर्वे देवाः सहर्षिभिः।**
**तद्वधायार्थयन्निन्द्रं नैच्छद् भीतो बृहद्वधात्॥ ४**

શ્રીશુકદેવજી બોલ્યા – વૃત્રનાં પરાક્રમોથી ભયભીત બનેલા ઋષિઓ સહિત સર્વ દેવોએ તેનો વધ કરવાની ઈન્દ્રને પ્રાર્થના કરી, બ્રહ્મહત્યાથી ભય પામેલા ઈન્દ્રે તેમ કરવા ઈચ્છ્યું ન હતું.॥ ૪॥

आर्थयन्प्रार्थयन्त। बृहद्वधाद्ब्राह्मणवधाद्भीतः सन्॥ ४॥

'**आर्थयन्**' પ્રાર્થના કરી— '**बृहद्-वधात्**' બ્રાહ્મણના વધથી ભયભીત થઈ॥ ૪॥

इन्द्र उवाच

**स्त्रीभूजलद्रुमैरेनो विश्वरूपवधोद्भवम्।**
**विभक्तमनुगृह्णद्भिर्वृत्रहत्यां क्व मार्ज्म्यहम्॥ ५**

ઈન્દ્ર બોલ્યા – વિશ્વરૂપનો નાશ કરવાથી જે પાપ ઉત્પન્ન થયું તેને (મારી ઉપર) અનુગ્રહ કરનારાં સ્ત્રીઓ, પૃથ્વી, જળ અને વૃક્ષો દ્વારા વહેંચી લેવામાં આવ્યું. (પણ હવે) વૃત્રાસુરના વધ(થી લાગેલી બ્રહ્મહત્યાના પાપ)ને હું ક્યાં ધોઉં? ॥ ૫ ॥

एनः पापम्। विभक्तं विभज्य गृहीतम्। मार्ज्मि शोधयामि॥ ५॥

‘**एनः**’ પાપને ‘**विभक्तम्**’ વહેંચીને લઈ લીધું. ‘**मार्ज्मि**’ શુદ્ધ કરું ॥ ૫ ॥

श्रीशुक उवाच

**ऋषयस्तदुपाकर्ण्य महेन्द्रमिदमब्रुवन्।**
**याजयिष्याम भद्रं ते हयमेधेन मा स्म भैः॥ ६**

શ્રીશુકદેવજી બોલ્યા – તે સાંભળીને ઋષિઓએ ઈન્દ્રને આ પ્રમાણે કહ્યુંઃ અમે તને અશ્વમેધ યજ્ઞ દ્વારા યજન કરાવીશું. તું ડરીશ નહીં. તારું કલ્યાણ થાઓ! ॥ ૬ ॥

**हयमेधेन पुरुषं परमात्मानमीश्वरम्।**
**इष्ट्वा नारायणं देवं मोक्ष्यसेऽपि जगद्वधात्॥ ७**

અશ્વમેધ યજ્ઞથી (સર્વના) અંતર્યામી, સર્વશક્તિમાન પરમાત્મા શ્રીનારાયણદેવનું યજન કરી (આખા) જગતનો નાશ કરવા(ના પાપ)થી પણ છૂટી જવાય. (તો એક વૃત્રવધના પાપથી છૂટી જવાય તેમાં શું કહેવાનું?) ॥ ૭ ॥

**ब्रह्महा पितृहा गोघ्नो मातृहाऽऽचार्यहाघवान्।**
**श्वादः पुल्कसको वापि शुध्येरन् यस्य कीर्तनात्॥ ८**

બ્રહ્મઘાતી, પિતૃઘાતી, ગોઘાતી, માતૃઘાતી, ગુરુઘાતી એવો પાપી, ચંડાળ કે કસાઈ પણ જેમના નામસંકીર્તનથી શુદ્ધ થઈ જાય (છે), ॥ ૮ ॥

**तमश्वमेधेन महामखेन**
**श्रद्धान्वितोऽस्माभिरनुष्ठितेन।**
**हत्वापि सब्रह्म चराचरं त्वं**
**न लिप्यसे किं खलनिग्रहेण॥ ९**
॥ ६ ॥ ७ ॥ ८ ॥ ९ ॥

અમારા દ્વારા અનુષ્ઠાન કરાયેલા અશ્વમેધ નામના મહાન યજ્ઞથી તે ભગવાનનું શ્રદ્ધાપૂર્વક યજન કરનાર તું બ્રહ્માપર્યંત સ્થાવર-જંગમ સંપૂર્ણ જગતનો નાશ કરવાના પાપથી પણ ખરડાય નહીં, તો (આ) દુષ્ટના નાશથી કેમ પાપ લાગે? ॥ ૯ ॥ ॥ ૬ ॥ ૭ ॥ ૮ ॥ ૯ ॥

श्रीशुक उवाच

**एवं सञ्चोदितो विप्रैर्मरुत्वानहनद्रिपुम्।**
**ब्रह्महत्या हते तस्मिन्नाससाद वृषाकपिम्॥ १०**

શ્રીશુકદેવજી બોલ્યા – આ પ્રમાણે વિપ્રો દ્વારા પ્રેરાયેલા મરુત્વાને (ઈન્દ્રે) શત્રુ વૃત્રાસુરનો વધ કર્યો હતો. (હવે) તે વૃત્ર હણાતાં બ્રહ્મહત્યા વૃષાકપિ (ઈન્દ્ર) પાસે આવી. ॥ ૧૦ ॥

वृषाकपिमिन्द्रम्॥ १०॥

**तयेन्द्रः स्मासहत् तापं निर्वृतिर्नामुमाविशत्।**
**ह्रीमन्तं वाच्यतां प्राप्तं सुखयन्त्यपि नो गुणाः॥ ११**

तया देवादिभिः कारितया। स्मेत्यवधारणे। इन्द्र एव तापमसहत नान्यः। अमुमिन्द्रं निर्वृतिर्नाविशत्।

ननु धैर्यादिगुणयुक्तस्य कुतोऽनिर्वृतिस्तत्राह— ह्रीमन्तं लज्जावन्तम् वाच्यतां निन्द्यताम्॥ ११॥

**तां ददर्शानुधावन्तीं चाण्डालीमिव रूपिणीम्।**
**जरया वेपमानाङ्गीं यक्ष्मग्रस्तामसृक्पटाम्॥ १२**

यक्ष्मग्रस्तां क्षयरोगव्याप्ताम्॥ १२॥

**विकीर्य पलितान् केशांस्तिष्ठ तिष्ठेति भाषिणीम्।**
**मीनगन्ध्यसुगन्धेन कुर्वतीं मार्गदूषणम्॥ १३**

मीनस्येव गन्धो यस्य स मीनगन्धिः, स चासावसुश्च श्वासवायुस्तस्य गन्धेन॥ १३॥

**नभो गतो दिशः सर्वाः सहस्त्राक्षो विशाम्पते।**
**प्रागुदीचीं दिशं तूर्णं प्रविष्टो नृप मानसम्॥ १४**

'**वृषाकपिम्**' ઈન્દ્રની (પાસે)॥ ૧૦॥

તે બ્રહ્મહત્યાને કારણે ઈન્દ્ર જ સંતપ્ત થયો, તેને શાંતિ વળી નહીં, (કારણ કે) નિંદિત થયેલા લજ્જાવાન મનુષ્યને (તેનામાં રહેલા ધૈર્યાદિ) ગુણો પણ સુખી નથી કરી શકતા.॥ ૧૧॥

દેવો વગેરે દ્વારા કરાવવામાં આવેલી '**तया**' તે બ્રહ્મહત્યાને કારણે– '**स्म**' નિશ્ચયના અર્થમાં છે. અવશ્ય ઈન્દ્ર જ દુઃખી થયો, બીજું કોઈ નહીં. '**अमुम्**' તે ઈન્દ્રમાં શાંતિ પ્રવેશી નહીં.

શંકા કરવામાં આવી છે કે ધૈર્ય વગેરે ગુણવાળા મનુષ્યને વળી અશાંતિ કેવી રીતે થાય? તે માટે ઉત્તર આપે છે— '**ह्रीमन्तम्**' લજ્જાવાળા મનુષ્યને, '**वाच्यताम्**' નિંદિત થયેલા મનુષ્યને॥ ૧૧॥

ચાંડાલિની જેવા રૂપવાળી, વૃદ્ધાવસ્થાથી કંપતા શરીરવાળી, ક્ષયરોગથી ગ્રસ્ત અને લોહીલુહાણ વસ્ત્રવાળી તે બ્રહ્મહત્યાને (ઈન્દ્રે) પોતાની પાછળ દોડતી જોઈ.॥ ૧૨॥

'**यक्ष्मग्रस्ताम्**' ક્ષયરોગથી ગ્રસિત બ્રહ્મહત્યાને

(પોતાના) ધોળા કેશ વિખરાયેલા રાખીને 'ઊભો રહે, ઊભો રહે' એમ બોલતી, માછલાં જેવી દુર્ગંધવાળી, શ્વાસની દુર્ગંધથી (આખા) માર્ગને દુર્ગંધિત કરતી (બ્રહ્મહત્યાને ઈન્દ્રે જોઈ).॥ ૧૩॥

માછલાં જેવી ગંધ છે જેની તે '**मीनगन्धिः**'. તે અને '**असुः च**' શ્વાસનો વાયુ, તેની દુર્ગંધથી ॥ ૧૩॥

હે રાજા, હે પ્રજાઓના સ્વામી, સહસ્રાક્ષ (ઈન્દ્ર) આકાશમાં અને સર્વ દિશાઓમાં દોડ્યો, (પણ ક્યાંય આશરો ન મળતાં) પૂર્વ-ઉત્તર (ઈશાન) ખૂણામાં ગયો અને માનસ સરોવરમાં તરત પેસી ગયો.॥ ૧૪॥

प्रागुदीचीं दिशं गतः संस्तूर्णं। मानसं सरः ॥ १४ ॥

**स आवसत्पुष्करनालतन्तू-**
**नलब्धभोगो यदिहाग्निदूतः।**
**वर्षाणि साहस्त्रमलक्षितोऽन्तः**
**स चिन्तयन् ब्रह्मवधाद् विमोक्षम्॥ १५**

स इन्द्रः सहस्त्रं वर्षाणि पुष्करनालस्य तन्तूनावसत्। कथंभूतः। न लब्धो भोगो येन सः। कुतः। यद्यस्मादिह जले वसन्नग्निदूतश्च स्वयम्। अग्नेश्च स्वदूतस्य हविर्भागान्नेतुर्जले प्रवेशासम्भवादलब्धभोग इत्यर्थः। पाठान्तरे न लब्धो यज्ञभागो येन सः॥ १५॥

**तावत्त्रिणाकं नहुषः शशास**
**विद्यातपोयोगबलानुभावः ।**
**स सम्पदैश्वर्यमदान्धबुद्धि-**
**र्नीतस्तिरश्चां गतिमिन्द्रपत्न्या॥ १६**

त्रिणाकम्, न अकं दुःखं यस्मिन्निति नाकः पुण्यलोकः। तृतीयं नाकं स्वर्गम्। ननु मनुष्यस्य कुतः स्वर्गराज्यं तत्राह—विद्यादिभिरनुभावः सर्गपालनसामर्थ्यं यस्य सः। तर्हि तस्मिन्सति

પૂર્વ-ઉત્તર (ઈશાન) ખૂણામાં ગયેલો ઈન્દ્ર ઝડપથી માનસ સરોવરમાં॥ ૧૪॥

અગ્નિ જેનો દૂત છે (તેથી જળની અંદર જે જઈ નથી શકતો) તે ઈન્દ્ર ભોગ-સામગ્રી મેળવી ન શકતા કમળનાળના તંતુમાં હજાર વર્ષો સુધી બ્રહ્મહત્યાથી છૂટવાનો વિચાર કરતો, કોઈ ન જાણે તેમ અંદર ભરાઈ રહ્યો.॥ ૧૫॥

‘**सः**’ તે ઈન્દ્રે હજાર વર્ષો કમળનાળના તંતુમાં નિવાસ કર્યો. કેવો ઈન્દ્ર? જેને ભોગ પ્રાપ્ત નથી થયા તેવો તે. શા માટે ભોગ પ્રાપ્ત નથી થયા? ‘**यत्**’ કારણ કે ‘**इह**’ અહીં જળમાં રહેતો ઈન્દ્ર ‘**अग्निदूतः**’ અગ્નિ જેનો દૂત છે તેવો સ્વયં તે પોતે છે. યજ્ઞભાગ લાવી આપનાર પોતાનો દૂત અગ્નિ જળમાં પ્રવેશ ન કરી શકે તેમ હોવાથી ઈન્દ્ર ‘**अलब्धभोगः**’ છે, એમ અર્થ છે. પાઠાન્તરમાં (‘**अलब्धभोगः**’ને બદલે) ‘**अलब्धभागः**’ હોય તો, પ્રાપ્ત નથી થયો યજ્ઞભાગ જેને તે ઈન્દ્ર॥ ૧૫॥

(ઈન્દ્ર કમળનાળના તંતુઓમાં રહ્યો) ત્યાં સુધી વિદ્યા, તપ અને યોગબળના પ્રભાવવાળા રાજા નહુષે સ્વર્ગમાં રાજ્ય કર્યું હતું, (પરંતુ) સંપત્તિ અને ઐશ્વર્યના મદથી અંધબુદ્ધિ થયેલા (તેણે ઈન્દ્રાણી સાથે અનાચાર કરવાનું ઈચ્છ્યું ત્યારે) તેને ઈન્દ્રપત્ની શચી દ્વારા તિર્યક્ (સર્પ) યોનિમાં નાંખવામાં આવ્યો હતો.॥ ૧૬॥

‘**त्रिणाकम्**’ જેમાં ‘**अकम्**’ દુ:ખ નથી તે ‘**नाकः**’ પુણ્યલોક– (પૃથ્વી, અંતરિક્ષ અને)ત્રીજું ‘**नाकम्**’ અર્થાત્ સ્વર્ગ. પ્રશ્ન કરવામાં આવ્યો છે કે મનુષ્યને સ્વર્ગનું રાજ્ય કેવી રીતે પ્રાપ્ત થયું? તો તે માટે કહે છે— વિદ્યા વગેરેનો પ્રભાવ, સૃષ્ટિના પાલનનું સામર્થ્ય જેનું છે તેવો રાજા

कथमिन्द्रस्य पुनः स्वर्गप्राप्तिस्तत्राह—स नहुषः संपदैश्वर्याभ्यां यो मदस्तेनान्धा बुद्धिर्यस्य स इन्द्रपत्न्या शच्या तिरश्चां गतिं सर्पयोनिं नीत उपायेन प्रापितः। एवं ह्याख्यायते—नहुषः किल कदाचिदिन्द्राणीमुवाच। इन्द्रस्तावदहमतस्त्वं मां भजेति। तया चावेदितवृत्तांतो बृहस्पतिस्तामुवाच। ब्राह्मणवाह्यशिबिकायामारुह्यागतं त्वां भजिष्यामीति ब्रूहि ततोऽसौ ब्रह्मशापात्पतिष्यतीति। तया च तथोक्तो नहुषोऽगस्त्यादीन् शिबिकां वाहयामास। तदा शीघ्रं सर्पसर्पेत्यगस्त्यं पदा पस्पर्श। तेन कुपितेन सर्पो भवेति शप्तो महासर्पोऽजगरोऽभूदिति॥ १६॥

નહુષ હતો (તેથી સ્વર્ગનું રાજ્ય પ્રાપ્ત થયું.) જો તે નહુષ રાજા હતો તો પછી ઈન્દ્રને ફરીથી સ્વર્ગપ્રાપ્તિ કેવી રીતે થઈ? તે માટે (કથા) કહે છે— સંપત્તિ અને ઐશ્વર્યનો જે મદ છે તેનાથી અંધ બનેલી બુદ્ધિવાળો નહુષ ઈન્દ્રપત્ની શચી દ્વારા **'तिरश्चाम्'** સર્પયોનિને **'नीतः'** યુક્તિ દ્વારા પ્રાપ્ત કરાવાયો. વાત આ પ્રમાણે બની. કહેવાય છે કે નહુષે એક દિવસ ઈન્દ્રાણીને કહ્યું કે અત્યારે હું ઈન્દ્ર છું, માટે તું મારી સેવા કર. ઈન્દ્રાણી દ્વારા (બૃહસ્પતિને) આ વાત કહેવામાં આવતાં બૃહસ્પતિએ તેને કહ્યું કે બ્રાહ્મણો દ્વારા ઊંચકાવેલી પાલખીમાં બેસીને આવેલા એવા તને હું સેવીશ, એમ તારે નહુષને કહેવું. તેથી તેનું બ્રાહ્મણશાપને કારણે પતન થશે. તે ઈન્દ્રાણી દ્વારા એ પ્રમાણે કહેવામાં આવેલા નહુષે અગસ્ત્ય વગેરેની પાસે પાલખી ઊંચકાવી ત્યારે 'જલદી ચાલો, જલદી ચાલો.' એમ કહી નહુષે અગસ્ત્યને પગથી સ્પર્શ કર્યો. તેનાથી કુપિત થયેલા ઋષિ દ્વારા 'તું સર્પ થઈ જા.' એમ શાપિત થયેલો રાજા નહુષ **'महासर्पः'** અજગર બન્યો.॥ ૧૬॥

**ततो गतो ब्रह्मगिरोपहूत**
**ऋतम्भरध्याननिवारिताघः ।**
**पापस्तु दिग्देवतया हतौजा-**
**स्तं नाभ्यभूदवितं विष्णुपत्न्या॥ १७**

ત્યાર પછી બ્રાહ્મણના વચનથી બોલાવવામાં આવેલો તથા સત્યપાલક શ્રીહરિના ધ્યાનથી જેના પાપનું નિવારણ થયું તે ઈન્દ્ર (સ્વર્ગમાં) પાછો ગયો. ઈશાન ખૂણાના દેવતા રુદ્રદેવ દ્વારા નિસ્તેજ કરવામાં આવેલું બ્રહ્મહત્યાનું પાપ ભગવાન વિષ્ણુનાં પત્ની લક્ષ્મી વડે રક્ષાયેલા ઈન્દ્રને અભિભૂત (અસર) કરી શક્યું નહીં.॥ ૧૭॥

तत इन्द्रः स्वर्गं गतः प्राप्तः। कथंभूतः। ब्रह्मगिरा ब्राह्मणवाक्येनोपहूतः सन्। ऋतम्भरः

ત્યાર પછી ઈન્દ્ર સ્વર્ગમાં **'गतः'** પાછો ફર્યો. કેવો ઈન્દ્ર? **'ब्रह्मगिरा'** બ્રાહ્મણના વચનથી બોલાવવામાં આવેલો હોઈ **'ऋतम्भरः'** સત્યપાલક

सत्यपालको हरिस्तस्य ध्यानेन निवारितमघं येन। प्रागपि तु पापो ब्रह्मवधस्तमिन्द्रं नाभ्यभूत्तस्याभिभवं नाकरोत्। कुतः। दिग्देवतया प्रागुदीच्यां दिशि स्थितया श्रीरुद्रेण। अवितं रक्षितं सन्तम्॥ १७॥

શ્રીહરિ, તેમના ધ્યાનથી દૂર થયું છે પાપ જેનું. (શ્રીહરિના ધ્યાનથી પાપ દૂર થયું તે) પહેલાં પણ **'पापः'** બ્રહ્મહત્યા તે ઈન્દ્રને **'न-अभ्यभूत्'** કાંઈ કરી શકી નહીં. કેમ? **'दिक्-देवतया'** ઈશાન દિશામાં રહેલ દેવ રુદ્ર વડે (પાપને નિસ્તેજ કરવામાં આવ્યું હતું). તેમ જ લક્ષ્મીજી વડે **'अवितम्'** રક્ષાયેલ હોઈ ઈન્દ્રને તે પાપ અભિભૂત કરી શક્યું નહીં.॥ १७॥

**तं च ब्रह्मर्षयोऽभ्येत्य हयमेधेन भारत।**
**यथावद्दीक्षयाञ्चक्रुः पुरुषाराधनेन ह॥ १८**

હે ભરતવંશી રાજા, પછી બ્રહ્મર્ષિઓએ (ઈન્દ્રની) પાસે આવીને શ્રીહરિનું જેમાં આરાધન થાય છે તેવા અશ્વમેધ યજ્ઞ માટે ઈન્દ્રને વિધિપૂર્વક દીક્ષા આપી.॥ १८॥

पुरुषस्य हरेराराधनं यस्मिंस्तेन॥ १८॥

**'पुरुषस्य'** શ્રીહરિનું આરાધન જેમાં છે, તે અશ્વમેધ યજ્ઞ કરવા માટે॥ १८॥

**अथेज्यमाने पुरुषे सर्वदेवमयात्मनि।**
**अश्वमेधे महेन्द्रेण वितते ब्रह्मवादिभिः॥ १९**

**स वै त्वाष्ट्रवधो भूयानपि पापचयो नृप।**
**नीतस्तेनैव शून्याय नीहार इव भानुना॥ २०**

આમ, જ્યારે બ્રહ્મવાદી બ્રાહ્મણો દ્વારા અશ્વમેધ યજ્ઞનું અનુષ્ઠાન કરાવવામાં આવ્યું અને (યજ્ઞ દ્વારા) સર્વદેવમય અને સર્વાત્મા પુરુષોત્તમ ભગવાનનું ઈન્દ્ર દ્વારા યજન કરાવવામાં આવ્યું, ત્યારે હે રાજા, સૂર્ય દ્વારા જેમ ઝાકળનો નાશ થાય છે તેમ વૃત્રવધરૂપી તે મહાન પાપરાશિનો પણ તે ભગવાન દ્વારા જ નાશ થઈ ગયો. ॥१९॥ २०॥

सर्ववेदमयात्मनीति वा पाठः। ब्रह्मवादिभिर्विततेऽनुष्ठितेऽश्वमेधे महेन्द्रेणेज्यमाने पुरुषे सति॥ १९॥

**'सर्ववेदमयात्मनि'** એવો પાઠ પણ છે. બ્રહ્મવાદીઓ દ્વારા **'वितते'** (અશ્વમેધ યજ્ઞનું) અનુષ્ઠાન કરાવવામાં આવ્યું તથા ઈન્દ્ર દ્વારા પુરુષોત્તમ ભગવાનનું યજન કરાવવામાં આવ્યું ત્યારે॥ १९॥

तेनैव पुरुषेणैव शून्याय नीतः। नाशित इत्यर्थः॥ २०॥

**'तेन-एव'** તે પુરુષોત્તમ ભગવાન દ્વારા જ **'शून्याय नीतः'** નાશ થઈ ગયો, એમ અર્થ છે.॥ २०॥

**स वाजिमेधेन यथोदितेन**
**वितायमानेन मरीचिमिश्रैः।**
**इष्ट्वाधियज्ञं पुरुषं पुराण-**
**मिन्द्रो महानास विधूतपापः॥ २१**

अधिकृता यज्ञा येन तम्॥ २१॥

पाठादि विधातुमाख्यानं स्तौति—**इदमिति**।

મરીચિ વગેરે મુનીશ્વરો દ્વારા કરાવવામાં આવેલા શાસ્ત્રોક્ત અશ્વમેધ યજ્ઞથી પુરાણપુરુષ યજ્ઞપતિનું યજન કરી ઈન્દ્ર પાપરહિત થયો અને (પૂર્વવત્) પૂજનીય બન્યો.॥ ૨૧॥

જેના દ્વારા યજ્ઞો અધિકાર પામે છે તે યજ્ઞપતિનું॥ ૨૧॥

પાઠ વગેરે કરવા માટે આ આખ્યાનની પ્રશંસા કરે છે— '**इदम् इति**।'

**इदं महाख्यानमशेषपाप्मनां**
**प्रक्षालनं तीर्थपदानुकीर्तनम्।**
**भक्त्युच्छ्रयं भक्तजनानुवर्णनं**
**महेन्द्रमोक्षं विजयं मरुत्त्वतः॥ २२**

प्रक्षाल्यतेऽनेनेति प्रक्षालनम्। तीर्थपदस्यानुकीर्तनं यस्मिन्। भक्तेरुच्छ्रयो यस्मिन्। भक्तजनानामनुवर्णनं यस्मिन्। महेन्द्रस्य मोक्षो यस्मिन्। मरुत्त्वतो विशेषेण जयो यस्मिन्॥ २२॥

જેમાં ઈન્દ્રનો વિજય અને (બ્રહ્મહત્યાના પાપથી) ઈન્દ્રની મુક્તિ છે, જેમાં (ભગવાનના પ્રિય) ભક્તજનોનું વર્ણન છે, તેવું ભક્તિના ઉત્કર્ષવાળું, સમગ્ર પાપને ધોઈ નાખનારું અને તીર્થપદ ભગવાનના કીર્તનવાળું આ શ્રેષ્ઠ આખ્યાન છે.॥ ૨૨॥

જેના દ્વારા ધોવાય તે પ્રક્ષાલન– જેમાં તીર્થપદ ભગવાનનું કીર્તન છે, જેમાં ભક્તિનો ઉત્કર્ષ છે, જેમાં ભક્તજનોનું વર્ણન છે, જેમાં પાપથી ઈન્દ્રની મુક્તિ છે, જેમાં ઈન્દ્રનો વિશિષ્ટ પ્રકારનો વિજય છે.॥ ૨૨॥

**पठेयुराख्यानमिदं सदा बुधाः**
**शृण्वन्त्यथो पर्वणि पर्वणीन्द्रियम्।**
**धन्यं यशस्यं निखिलाघमोचनं**
**रिपुञ्जयं स्वस्त्ययनं तथाऽऽयुषम्॥ २३**

इन्द्रियं तत्पाटवकरम्। इन्द्रसम्बन्धीति वा। आयुषमायुष्यम्॥ २३॥

ઈન્દ્રનું આ આખ્યાન ધન તથા યશ આપનારું, સમગ્ર પાપોથી મુક્ત કરનારું, શત્રુઓનો પરાજય કરનારું, કલ્યાણના આશ્રયરૂપ તથા આયુષ્યની અભિવૃદ્ધિ કરનારું છે. બુદ્ધિમાન મનુષ્યોએ નિત્ય (અથવા) પવિત્ર કાળે પાઠ કરવો અથવા શ્રવણ કરવું.॥ ૨૩॥

'**इन्द्रियम्**' તે ઈન્દ્રિયને કુશળ (તીક્ષ્ણ) બનાવનારું અથવા ઈન્દ્ર સંબંધી– '**आयुष्यम्**' આયુષ્યની અભિવૃદ્ધિ કરનારું॥ ૨૩॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां षष्ठस्कन्धे इन्द्रविजयो नाम त्रयोदशोऽध्यायः॥ १३॥

इति श्रीमद्भागवते महापुराणे षष्ठस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां त्रयोदशोऽध्यायः॥ १३॥

❋❋❋❋❋

# अथ चतुर्दशोऽध्यायः

## વૃત્રાસુરનું પૂર્વચરિત્ર

वृत्रस्य ज्ञानभक्त्यादि श्रुत्वा पृष्टः परीक्षिता।
हेतुमाह चतुर्भिस्तत्प्राग्जन्मचरितोक्तिभिः ॥ १ ॥

વૃત્રના જ્ઞાન, ભક્તિ (તથા વૈરાગ્ય) સાંભળીને પરીક્ષિત દ્વારા જેમને પૂછવામાં આવ્યું છે તે શ્રીશુકદેવજી ચાર અધ્યાયો વડે વૃત્રના પૂર્વજન્મના ચરિત્રના વર્ણન દ્વારા (વૃત્રાસુરની દૃઢ ભક્તિનું) કારણ વર્ણવે છે. ॥ १ ॥

चतुर्दशे तु सहसा कृच्छ्रलब्धे सुते मृते।
चित्रकेतोरतिस्नेहादतिशोको निरूप्यते ॥ २ ॥

ચૌદમા અધ્યાયમાં મહામુશ્કેલીથી પ્રાપ્ત થયેલો (ચિત્રકેતુનો) પુત્ર મરણ પામતાં, ચિત્રકેતુના અતિસ્નેહને કારણે થયેલા અત્યંત શોકનું નિરૂપણ કરવામાં આવ્યું છે. ॥ २ ॥

**परीक्षिदुवाच**

**रजस्तमःस्वभावस्य ब्रह्मन् वृत्रस्य पाप्मनः।**
**नारायणे भगवति कथमासीद् दृढा मतिः ॥ १**

રાજા **પરીક્ષિત** બોલ્યા – હે ભગવાન, રજોગુણી અને તમોગુણી સ્વભાવવાળા પાપાચારી એવા વૃત્રની ભગવાન નારાયણમાં નિશ્ચળ ભક્તિ કેવી રીતે થઈ? ॥ १ ॥

रजश्च तमश्च स्वभावो यस्य ॥ १ ॥

રજોગુણી અને તમોગુણી સ્વભાવ છે જેનો ॥ १ ॥

**देवानां शुद्धसत्त्वानामृषीणां चामलात्मनाम्।**
**भक्तिर्मुकुन्दचरणे न प्रायेणोपजायते ॥ २** ॥ २ ॥

શુદ્ધસત્ત્વમય દેવતાઓ અને નિર્મળ હૃદયવાળા ઋષિઓને પણ અધિકાંશે શ્રીમુકુંદ ભગવાનના ચરણમાં ભક્તિ ઉત્પન્ન નથી થતી. ॥ २ ॥ २ ॥

भक्तेर्दुर्लभत्वं प्रपञ्चयति—**रजोभि**रिति त्रिभिः।

ભક્તિની દુર્લભતાને ત્રણ શ્લોકોથી વિસ્તારપૂર્વક સમજાવે છે— '**रजोभिः इति।**'

**रजोभिः समसंख्याताः पार्थिवैरिह जन्तवः।**
**तेषां ये केचनेहन्ते श्रेयो वै मनुजादयः ॥ ३**

આ જગતમાં પૃથ્વીની રજકણો જેટલી સંખ્યાવાળા (અસંખ્ય) જીવો છે. તેમાંના કેટલાક જે મનુષ્યો વગેરે છે, તેઓ જ માત્ર કલ્યાણની ચેષ્ટા કરે છે. ॥ ३ ॥

पार्थिवै रजोभिः परमाणुभिः समाःसङ्ख्याताः। अनन्ता इत्यर्थः। जन्तवो जीवाः। तेषां मध्ये ये केचन कतिपये श्रेयो धर्ममीहन्ते कुर्वन्ति ॥ ३ ॥

પૃથ્વીની '**रजोभिः**' રજકણોની સંખ્યા જેટલા– અનંત, એમ અર્થ છે. તેમાંના જે '**केचन**' કેટલાક છે તેઓ '**धर्मम्**' ધર્મનું '**ईहन्ते**' આચરણ કરે છે. ॥ ३ ॥

**प्रायो मुमुक्षवस्तेषां केचनैव द्विजोत्तम।**
**मुमुक्षूणां सहस्रेषु कश्चिन्मुच्येत सिध्यति॥ ४**

हे श्रेष्ठ भूदेव, तेओमां पण मोक्षनी ईच्छा राखनारा तो घणुं करीने कोईक ज होय छे. मुमुक्षुओमां पण हजारोमांथी कोईक ज (घर वगेरेनी आसक्तिमांथी) छूटे छे अने तत्त्ववस्तुने जाणे छे.॥४॥

मुच्येत गृहादिसङ्गाद्विमुच्यते। सिध्यति तत्त्वं जानाति॥४॥

'**मुच्येत**' घर वगेरेनी आसक्तिमांथी छूटे छे. '**सिध्यति**' तत्त्वने जाणे छे.॥४॥

**मुक्तानामपि सिद्धानां नारायणपरायणः।**
**सुदुर्लभः प्रशान्तात्मा कोटिष्वपि महामुने॥ ५**

हे महामुनि, मुक्त थयेला सिद्धजनोमां पण श्रीनारायणमां तत्पर रहेनारो अने अत्यंत शांत चित्तवाळो पुरुष करोडोमां अतिदुर्लभ छे.॥५॥

**वृत्रस्तु स कथं पापः सर्वलोकोपतापनः।**
**इत्थं दृढमतिः कृष्ण आसीत् संग्राम उल्बणे॥ ६**

सर्वलोकोने संताप करावनारो ते पापी वृत्र भयंकर युद्धमां भगवान श्रीकृष्ण विषे आवी दृढ बुद्धिवाळो केवी रीते थयो?॥६॥

॥५॥६॥

५॥ ६॥

**अत्र नः संशयो भूयान् श्रोतुं कौतूहलं प्रभो।**
**यः पौरुषेण समरे सहस्राक्षमतोषयत्॥ ७**

हे प्रभु, आ विषयमां अमारो महान संशय छे अने ते सांभळवा माटे कुतूहल छे के जे वृत्रासुरे युद्धमां स्वपराक्रमथी ईन्द्रने प्रसन्न कर्यो हतो.॥७॥

न चेन्द्रभिया कृष्णं शरणं गत इत्याह—यः पौरुषेणेति॥७॥

ते वृत्रासुर कंई ईन्द्रना भयने कारणे श्रीकृष्णने शरणे गयो न हतो, एम कहे छे—'**यः पौरुषेण इति।**'॥७॥

सूत उवाच

**परीक्षितोऽथ संप्रश्नं भगवान् बादरायणिः।**
**निशम्य श्रद्दधानस्य प्रतिनन्द्य वचोऽब्रवीत्॥ ८**

**सूतजी बोल्या** – बादरायणना पुत्र भगवान श्रीशुकदेवजीए श्रद्धाळु राजा परीक्षितनो श्रेष्ठ प्रश्न सांभळीने पछी तेमने अभिनंदन आपीने आवुं वचन कह्युं.॥८॥

॥८॥

८॥

श्रीशुक उवाच

**शृणुष्वावहितो राजन्नितिहासमिमं यथा।**
**श्रुतं द्वैपायनमुखान्नारदाद्देवलादपि॥ ९**

**श्रीशुकदेवजी बोल्या** – हे राजा, (अमारा पिता) द्वैपायन व्यास, (देवर्षि) नारद तथा (महर्षि) देवलनी पासेथी आ ईतिहास में जे प्रमाणे सांभळ्यो छे ते प्रमाणे तमे सावधान थई सांभळो.॥९॥

यथा यथावत् शृणु॥९॥

'**मुच्यते**' जे प्रमाणे (में सांभळ्यो छे) ते यथा प्रमाणे सांभळो.॥९॥

**बा.प्र.**—न च इमं स्वयं कल्पयित्वा वदामि किन्तु व्यासादिमुखेन निर्द्धारितत्वादित्याह—**श्रुतमिति**।

**आसीद्राजा सार्वभौमः शूरसेनेषु वै नृप।**
**चित्रकेतुरिति ख्यातो यस्यासीत् कामधुङ्मही॥ १०**
॥ १० ॥

**तस्य भार्यासहस्राणां सहस्राणि दशाभवन्।**
**सान्तानिकश्चापि नृपो न लेभे तासु सन्ततिम्॥ ११**

भार्यासहस्राणां दशसहस्राणि कोटिरित्यर्थः। सान्तानिकः स्वयं सन्तानार्होऽपि पुत्रोत्पादन-समर्थोऽपि तासु संततिं न लेभे। सर्वास्ता वन्ध्या एव दैवयोगेन मिलिता इति भावः॥ ११॥

तदेवाह—

**रूपौदार्यवयोजन्मविद्यैश्वर्यश्रियादिभिः।**
**सम्पन्नस्य गुणैः सर्वैश्चिन्ता वन्ध्यापतेरभूत्॥ १२**

वंध्यापतेरिति॥ १२॥

**न तस्य संपदः सर्वा महिष्यो वामलोचनाः।**
**सार्वभौमस्य भूश्चेयमभवन् प्रीतिहेतवः॥ १३**

**तस्यैकदा तु भवनमङ्गिरा भगवानृषिः।**
**लोकाननुचरन्नेतानुपागच्छद्यदृच्छया ॥ १४**
॥ १३॥ १४॥

આ ઈતિહાસ હું પોતે કલ્પના કરીને નથી કહેતો પરંતુ વ્યાસજી વગેરેના મુખેથી નિશ્ચિત કરવામાં આવ્યો છે તેથી (આધારભૂત હોવાથી કહું છું) એમ કહે છે— '**श्रुतम् इति।**'

હે નૃપ, શૂરસેન દેશમાં ચિત્રકેતુ નામનો ચક્રવર્તી સમ્રાટ હતો, જેની સર્વ મહેચ્છાઓ પૃથ્વી પરિપૂર્ણ કરતી હતી.॥ ૧૦॥ ૧૦॥

તેને એક કરોડ સ્ત્રીઓ હતી અને રાજા પોતે પણ સંતાન ઉત્પન્ન કરવા સમર્થ હોવા છતાં (તે) રાજા તે સ્ત્રીઓમાં સંતતિ પામ્યો નહીં.॥ ૧૧॥

'**भार्यासहस्राणां दशसहस्राणि**' એક કરોડ, એમ અર્થ છે. '**सान्तानिकः**' સંતાન પ્રાપ્ત કરવા માટે યોગ્ય હોવા છતાં, સંતાન ઉત્પન્ન કરવા માટે સમર્થ હોવા છતાં પણ તે સ્ત્રીઓમાં સંતતિ પામ્યો નહીં. તે સર્વે વાંઝણીઓ જ દૈવયોગથી એકઠી થઈ હતી, એવો ભાવ છે.॥ ૧૧॥

તે જ કહે છે—

રૂપ, ઔદાર્ય, વય, જન્મ, વિદ્યા, ઐશ્વર્ય તથા લક્ષ્મી વગેરે સર્વ ગુણોથી સંપન્ન રાજાને વાંઝણી સ્ત્રીઓનો પતિ હોવાથી (પુત્ર ન હોવાની) ચિંતા થતી હતી.॥ ૧૨॥

વાંઝણીઓનો પતિ હોવાથી॥ ૧૨॥

તે ચક્રવર્તી સમ્રાટને (આ જ કારણથી) સર્વ સંપત્તિઓ, સુંદર નેત્રવાળી રાણીઓ અને આ પૃથ્વી સુખી થવા માટે કારણરૂપ બની શકતી ન હતી (અર્થાત્ સુખી કરી શકતી ન હતી).॥ ૧૩॥

એક દિવસ ભગવાન અંગિરા ઋષિ આ (વિભિન્ન) લોકોમાં વિચરણ કરતા કરતા દૈવેચ્છાથી તે રાજાના ભવનમાં આવી ચડ્યા.॥ ૧૪॥
॥ ૧૩॥ ૧૪॥

**तं पूजयित्वा विधिवत्प्रत्युत्थानार्हणादिभिः।**
**कृतातिथ्यमुपासीदत्सुखासीनं समाहितः॥ १५**

उपासीदत्तस्य समीपमुपविवेश। समाहितः संयतः॥ १५॥

**महर्षिस्तमुपासीनं प्रश्रयावनतं क्षितौ।**
**प्रतिपूज्य महाराज समाभाष्येदमब्रवीत्॥ १६**

॥ १६॥

**अङ्गिरा उवाच**

**अपि तेऽनामयं स्वस्ति प्रकृतीनां तथाऽऽत्मनः।**
**यथा प्रकृतिभिर्गुप्तः पुमान् राजापि सप्तभिः॥ १७**

अपि किम्। अनामयमारोग्यम्। स्वस्ति शुभम्। प्रकृत्यधीनमेव हि राज्यमिति सदृष्टान्तमाह। यथा महदाद्यादिभिः सप्तभिः प्रकृतिभिः पुमान् जीवो नित्यं गुप्तो भवति न तु तद्व्यतिरेकेण क्षणमपि तिष्ठति तथा राजापि सप्तप्रकृतिभिः—

'स्वाम्यमात्यौ जनपदा दुर्गद्रविणसञ्चयाः।
दण्डो मित्रं च तस्यैताः सप्त प्रकृतयो मताः॥'

इत्युक्तलक्षणाभिर्नित्यं गुप्तः सन्। स्वामी गुरुः स्वयं वा॥ १७॥

**वंशीधरी**—गुरोः स्वस्योपास्यत्वात्प्रकृतिषु गणना नोचिताऽत आह—स्वयं वा राजैवेत्यर्थः। वस्तुतो राज्ञोऽन्यो न रक्षकस्तस्य स्वयमेव स्वरक्षासमर्थत्वात् 'न चान्यतस्तस्य शरीररक्षा स्ववीर्यगुप्ता हि मनोः प्रसूतिः' इति रघुवंशोक्तन्यायेन।

પ્રત્યુત્થાન, અર્ઘ્ય વગેરે દ્વારા વિધિપૂર્વક તેમની પૂજા કરીને સુખપૂર્વક વિરાજમાન થયેલા તે મુનિની પાસે જિતેન્દ્રિય રાજા બેસી ગયા.॥ ૧૫॥

'**उपासीदत्**' તેમની પાસે બેસી ગયા. '**समाहितः**' જિતેન્દ્રિય॥ ૧૫॥

હે મહારાજ (પરીક્ષિત), પોતાની પાસે ભૂમિ ઉપર બેઠેલા અને વિનયથી નમેલા તે રાજાને સંબોધન કરીને (ઋષિએ) આ પ્રમાણે કહ્યું. ॥ ૧૬॥ ૧૬॥

અંગિરા (ઋષિ) બોલ્યા – (હે રાજા) શું તમારું પોતાનું તથા તમારા રાજ્યનાં સાત અંગોનું આરોગ્ય સારું છે ને? જેવી રીતે પુરુષ (જીવ) પ્રકૃતિઓથી (મહત્તત્ત્વાદિ સાત આવરણોથી) રક્ષાયેલો છે, તેવી રીતે રાજા પણ (સ્વામી વગેરે) સાત પ્રકૃતિઓથી રક્ષાયેલો છે.॥ ૧૭॥

'**अपि**' શું? '**अनामयम्**' આરોગ્ય '**स्वस्ति**' સારું– રાજ્ય પણ પ્રકૃતિને અધીન જ છે, એમ દૃષ્ટાંતસહિત કહે છે. જેમ મહત્તત્ત્વ જેમાં પ્રથમ છે તેવી સાત પ્રકૃતિઓ વગેરે દ્વારા '**पुमान्**' જીવ હંમેશાં રક્ષાયેલો હોય છે, તેમના વિના એક ક્ષણ પણ રહેતો નથી, તેમ રાજા– 'ગુરુ, પ્રધાન, દેશવાસીઓ, કિલ્લો, ધનભંડાર, લશ્કર અને સહાયક મિત્ર– એ સાત પ્રકૃતિઓ કહેવાય છે.' કહેલાં નામવાળાં લક્ષણયુક્ત આ સાત પ્રકૃતિઓથી સદાય રક્ષાયેલો હોય છે. '**स्वामी**' ગુરુ અથવા પોતે॥ ૧૭॥

ગુરુ પોતાના આરાધ્ય હોવાથી પ્રકૃતિઓમાં તેમની ગણના ઉચિત નથી. તેથી કહે છે કે ગુરુ અથવા રાજા સ્વયં જ, એમ અર્થ છે. '**वस्तुतः**' રાજાનો બીજો કોઈ રક્ષક નથી, કારણ કે તે પોતે જ પોતાની રક્ષા કરવાને સમર્થ છે. 'તેના શરીરની રક્ષા અન્ય કોઈનાથી થતી નથી, કારણ કે તે પોતાના પરાક્રમથી રક્ષાયેલ મનુનું સંતાન છે.' (રઘુવંશ ૨/૪).

**आत्मानं प्रकृतिष्वद्धा निधाय श्रेय आप्नुयात्।**
**राज्ञा तथा प्रकृतयो नरदेवाहितान्धयः ॥ १८**

પોતાને પ્રકૃતિના આધારે સાક્ષાત્ સ્થાપીને (રાજા) જેમ રાજ્યસુખ પ્રાપ્ત કરે છે, તેમ હે નરદેવ, રાજા દ્વારા જેમની સર્વ ચિંતાઓ ધારણ કરવામાં આવી છે તેવી પ્રકૃતિઓ પણ (સુખ-સમૃદ્ધિ પ્રાપ્ત કરે છે.) ॥ ૧૮ ॥

आत्मानं प्रकृतिष्वद्धा साक्षान्निधाय तदनुवर्तिनं कृत्वा श्रेयो राज्यसुखं प्राप्नुयादित्यर्थः। प्रकृतीनां च सुखं राजाधीनमेवेत्याह। हे नरदेव, तथा प्रकृतयोऽपि राज्ञा आहिताधयो निहितनिक्षेपा धनैः समृद्धा भवन्ति। पाठान्तरे आसमन्ततो हताधयो निरस्तमनोदुःखा भवन्तीत्यर्थः ॥ १८ ॥

પોતાને અમાત્ય વગેરે પ્રકૃતિના આધારે **'अद्धा'** સાક્ષાત્ છોડીને, પ્રકૃતિઓને અનુકૂળ રહીને રાજા **'श्रेयः'** રાજ્યસુખ પ્રાપ્ત કરે છે, એમ અર્થ છે. પ્રજા અર્થાત્ પ્રકૃતિઓનું સુખ પણ રાજાને જ અધીન છે, એમ કહે છે. હે નરદેવ, તેવી રીતે પ્રકૃતિઓ (પ્રજાઓ) પણ રાજા દ્વારા જેમની **'आहित-आधयः'** સર્વ ચિંતાઓ ધારણ કરવામાં આવેલી હોઈ, રાજાના ભરોસે રહેનારી હોઈ, ધનાદિથી સમૃદ્ધ બને છે. (**'आहिताधयः'** ને બદલે) પાઠાંતરમાં (**'आहताधयः'** હોય તો), 'आ' સર્વ રીતે **'हत-आधयः'** દૂર થયું છે મનોદુઃખ જેમનું તેવી બને છે, એમ અર્થ છે. ॥ ૧૮ ॥

**अपि दाराः प्रजामात्या भृत्याः श्रेण्योऽथ मन्त्रिणः।**
**पौरा जानपदा भूपा आत्मजा वशवर्तिनः ॥ १९**

(તમારી) રાણીઓ, પ્રજાઓ, પ્રધાનો, સેવકો, વેપારીમંડળો, મંત્રીઓ, નગરવાસીઓ, દેશવાસીઓ, ખંડિયા રાજાઓ તથા પુત્રો શું તમારા વશમાં રહેનારા છે ને? ॥ ૧૯ ॥

प्रजाश्च अमात्याश्च श्रेण्यश्च समयविशेषेण संघशो वर्तमाना वणिक्प्रभृतयः पौराः पुरवासिनः। जानपदास्तत्तद्देशाधिकारिणः। मंत्रसहायो मंत्री कर्मसहायोऽमात्य इति भेदः ॥ १९ ॥

પ્રજાઓ, પ્રધાનો, **'श्रेण्यः'** (તેલવાળા, પાનવાળા), **'समयविशेषेण'** જુદા જુદા સમયે મંડળોમાં રહેનારા વણિક્ વગેરે, **'पौराः'** નગરવાસીઓ, **'जानपदाः'** તે તે પ્રદેશના અધિકારીઓ મંત્રણા કરવામાં સહાય કરે તે મંત્રી અને કાર્યો કરવામાં સહાય કરે તે અમાત્ય, એટલો તફાવત છે. ॥ ૧૯ ॥

तव मनः स्ववशे वा न वेत्यर्थात्पृच्छति।

તારું મન તારા પોતાના વશમાં છે કે નહીં, એ અર્થથી પૂછે છે.

**यस्यात्मानुवशश्चेत्स्यात्सर्वे तद्वशगा इमे।**
**लोकाः सपाला यच्छन्ति सर्वे बलिमतन्द्रिताः॥ २०**

યસ્યાત્મા મનોऽનુવશોऽનુવર્તી અધીનઃ

यस्यात्मा मनोऽनुवशोऽनुवर्ती अधीनः स्यात्तस्य वशगा इमे सर्वे भवन्ति। किञ्च लोकाश्च तस्य बलिं यच्छन्ति॥ २०॥

जेनुं मन पोताना वशमां छे तेने आ बधा वश थाय छे (एटलुं ज नहीं), लोकपालो सहित सर्व लोको सावध रहीने कर चूकवे छे.॥ २०॥

જેનું ‘**आत्मा**’ મન ‘**अनुवशः**’ વશમાં રહે છે, પોતાને અધીન હોય છે, તેને આ સર્વે વશ થાય છે. વળી, લોકો પણ તે રાજાને કર ચૂકવે છે.॥ ૨૦॥

**आत्मनाः प्रीयते नात्मा परतः स्वत एव वा।**
**लक्षयेऽलब्धकामं त्वां चिन्तया शबलं मुखम्॥ २१**

आत्मा भवान्। आत्मना न प्रीयते न तुष्यति तत्किम्। परतो वा स्वतो वाऽलब्धकामं त्वां लक्षये॥ २१॥

તમે પોતે જ પોતાનાથી સંતુષ્ટ નથી. જેમની કામના બીજાથી કે પોતાનાથી પૂર્ણ નથી થઈ તેવા તમને અને ચિંતાથી ઘેરાયેલા તમારા મુખને હું કળી શકું છું. ॥ ૨૧॥

‘**आत्मा**’ તમે પોતાનાથી સંતુષ્ટ નથી, તેનું શું કારણ છે? બીજાથી કે પોતાનાથી જેમની કામના પૂર્ણ નથી થઈ તેવા તમને હું જાણી શકું છું.॥ ૨૧॥

**एवं विकल्पितो राजन् विदुषा मुनिनापि सः।**
**प्रश्रयावनतोऽभ्याह प्रजाकामस्ततो मुनिम्॥ २२**

विदुषा सर्वज्ञेनापि॥ २२॥

अलब्धकामत्वं कथयन्पुत्रं याचते— **भगवन्निति** चतुर्भिः।

હે રાજા (પરીક્ષિત), સર્વજ્ઞ હોવા છતાં મુનિ અંગિરા દ્વારા વિકલ્પપૂર્વક જેને પૂછવામાં આવ્યું તેવા, સંતાનની કામનાવાળા રાજા ચિત્રકેતુએ વિનયથી નમીને મુનિને નિવેદન કર્યું.॥ ૨૨॥

‘**विदुषा**’ સર્વજ્ઞ હોવા છતાં તેમના દ્વારા॥ ૨૨॥

(જે) કામના પૂર્ણ નથી થઈ તે સ્થિતિને કહેતાં ચિત્રકેતુ પુત્રની ચાર શ્લોકો વડે યાચના કરે છે— ‘**भगवन् इति।**’

चित्रकेतुरुवाच

**भगवन् किं न विदितं तपोज्ञानसमाधिभिः।**
**योगिनां ध्वस्तपापानां बहिरन्तः शरीरिषु॥ २३**

**तथापि पृच्छतो ब्रूयां ब्रह्मन्नात्मनि चिन्तितम्।**
**भवतो विदुषश्चापि चोदितस्त्वदनुज्ञया॥ २४**

॥ २३॥ २४॥

**ચિત્રકેતુ બોલ્યા** – હે ભગવાન, તપ, જ્ઞાન અને સમાધિથી જેમનાં પાપ નષ્ટ થઈ ગયાં છે તેવા યોગીઓને શરીરધારીઓની અંદર અને બહાર શું અજાણ્યું છે?॥ ૨૩॥

તેમ છતાં હે બ્રહ્મન્, (પ્રશ્ન) પૂછતા સર્વજ્ઞ એવા આપને આપની જ આજ્ઞાથી પ્રેરાયેલા એવા મારે મનની ચિંતા આપને જણાવવી જોઈએ.॥ ૨૪॥ ૨૩॥ ૨૪॥

**लोकपालैरपि प्रार्थ्याः साम्राज्यैश्वर्यसम्पदः।**
**न नन्दयन्त्यप्रजं मां क्षुत्तृट्कामममिवापरे॥ २५**

ભૂખ અને તરસને કારણે (અન્ન-જળની ઈચ્છાવાળા) મનુષ્યને અન્ય પદાર્થો સુખ આપી શકતા નથી, તેમ લોકપાલો દ્વારા પણ કામના કરવા યોગ્ય સામ્રાજ્ય, ઐશ્વર્ય અને સંપત્તિ નિઃસંતાન એવા મને સુખ આપી શકતાં નથી.॥ ૨૫॥

अप्रजमपुत्रम्। क्षुत्तृड्भ्यामन्नपानकाम-मपरे स्रक्चन्दनादयो यथा न सुखयन्ति॥ २५॥

‘**अप्रजम्**’ પુત્રહીન એવા મને ભૂખ અને તરસને કારણે અન્ન-જળની ઈચ્છાવાળાને ‘**अपरे**’ માળા-ચંદન વગેરે અન્ય પદાર્થો સુખી કરી શકતા નથી.॥ ૨૫॥

**ततः पाहि महाभाग पूर्वैः सह गतं तमः।**
**यथा तरेम दुस्तारं प्रजया तद् विधेहि नः॥ २६**

હે મહાભાગ્યવાન મહર્ષિ, મારા પૂર્વજોની સાથે નરકરૂપી અંધકારમાં પડેલા મારું રક્ષણ કરો. સંતાન દ્વારા દુસ્તર અંધકારને અમે જે રીતે તરી જઈએ તેમ આપ અમારા માટે (ઉપાય) કરો.॥ ૨૬॥

पूर्वैः पित्रादिभिः सह गतं प्राप्तं तमो नरकं प्रजया यथा तरेम तत्तथा विधेहि॥ २६॥

‘**पूर्वैः**’ પિતૃઓ સાથે પ્રાપ્ત થયેલા ‘**तमः**’ નરકને સંતાન દ્વારા, અમે જે રીતે તરી જઈએ, ‘**तत्**’ તેમ આપ કરો.॥ ૨૬॥

**श्रीशुक उवाच**

**इत्यर्थितः स भगवान् कृपालुर्ब्रह्मणः सुतः।**
**श्रपयित्वा चरुं त्वाष्ट्रं त्वष्टारमयजद् विभुः॥ २७**

॥ २७॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – આ પ્રમાણે જેમને પ્રાર્થના કરવામાં આવી તે કૃપાળુ બ્રહ્મપુત્ર સમર્થ ભગવાન અંગિરા ઋષિએ ત્વષ્ટાદેવનો ચરુ સિદ્ધ કરીને ત્વષ્ટાદેવનું યજન કર્યું.॥ ૨૭॥ ૨૭॥

**ज्येष्ठा श्रेष्ठा च या राज्ञो महिषीणां च भारत।**
**नाम्ना कृतद्युतिस्तस्यै यज्ञोच्छिष्टमदाद् द्विजः॥ २८**

હે ભરતવંશી પરીક્ષિત, રાજા ચિત્રકેતુની રાણીઓમાં સૌથી મોટી અને સદ્‌ગુણોવાળી કૃતદ્યુતિ નામની રાણીને ભૂદેવ અંગિરાએ યજ્ઞનો અવશેષ પ્રસાદ આપ્યો.॥ ૨૮॥

यज्ञोच्छिष्टं यज्ञशेषम्॥ २८॥

‘**यज्ञ-उच्छिष्टम्**’ યજ્ઞમાં શેષ વધેલાને (પ્રસાદને) ॥ ૨૮॥

**अथाह नृपतिं राजन् भवितैकस्तवात्मजः।**
**हर्षशोकप्रदस्तुभ्यमिति ब्रह्मसुतो ययौ॥ २९**

પછી તેમણે રાજાને કહ્યું, ‘હે રાજા, હર્ષ અને શોક આપનારો તને એક પુત્ર થશે.’ એમ કહી બ્રહ્મપુત્ર અંગિરા ચાલ્યા ગયા.॥ ૨૯॥

जन्मना हर्षं मरणेन च शोकं प्रददातीति तथा। इत्येवमुक्त्वा ययौ॥ २९॥

**सापि तत्प्राशनादेव चित्रकेतोरधारयत्।**
**गर्भं कृतद्युतिर्देवी कृत्तिकाग्नेरिवात्मजम्॥ ३०**

॥ ३०॥

**तस्या अनुदिनं गर्भः शुक्लपक्ष इवोडुपः।**
**ववृधे शूरसेनेशतेजसा शनकैर्नृप॥ ३१**

शूरसेनानामीशस्य तेजसा वीर्येण यो गर्भः स ववृधे॥ ३१॥

**अथ काल उपावृत्ते कुमारः समजायत।**
**जनयन् शूरसेनानां शृण्वतां परमां मुदम्॥ ३२**

॥ ३२॥

**हृष्टो राजा कुमारस्य स्नातः शुचिरलंकृतः।**
**वाचयित्वाऽऽशिषो विप्रैः कारयामास जातकम्॥ ३३**

जातकं जातकर्म॥ ३३॥

**तेभ्यो हिरण्यं रजतं वासांस्याभरणानि च।**
**ग्रामान् हयान् गजान् प्रादाद् धेनूनामर्बुदानि षट्॥ ३४**

अर्बुदं दशकोटयः। वेदे तु कोटिरेवार्बुदम्। नियुतं च प्रयुतं चार्बुदं चेति प्रयुतानन्तरं निर्देशात्॥ ३४॥

જન્મથી હર્ષ અને મરણથી શોક આપે તેવો (પુત્ર) થશે, એમ કહીને ચાલ્યા ગયા.॥ ૨૯॥

તે ચરુ ખાવાથી જ રાણી કૃતદ્યુતિએ જેમ કૃત્તિકાએ, અગ્નિથી (સ્કંદ-કાર્તિકેય) પુત્ર ધારણ કર્યો હતો તેમ ચિત્રકેતુથી ગર્ભ ધારણ કર્યો.॥ ૩૦॥ ૩૦॥

હે રાજા પરીક્ષિત, શૂરસેનનરેશ રાજા ચિત્રકેતુના તેજથી તે રાણીનો ગર્ભ શુક્લપક્ષના ચંદ્રની જેમ પ્રતિદિન ક્રમશઃ વધવા લાગ્યો.॥ ૩૧॥

શૂરસેનની પ્રજાના રાજાના '**तेजसा**' વીર્યથી જે ગર્ભ રહ્યો તે વધવા લાગ્યો.॥ ૩૧॥

ત્યારપછી સમય થતાં શૂરસેનનિવાસીઓને (સમાચાર) સાંભળતાં જ પરમ હર્ષ ઉપજાવતા કુમારનો જન્મ થયો.॥ ૩૨॥ ૩૨॥

પ્રસન્ન થયેલા રાજાએ સ્નાન કરીને પવિત્ર થઈ, અલંકારો ધારણ કરી બ્રાહ્મણો દ્વારા સ્વસ્તિવાચન કરાવીને જાતકર્મ સંસ્કાર કરાવ્યા. ॥ ૩૩॥

'**जातकम्**' (મંગલરૂપ) જાતકર્મ સંસ્કાર॥ ૩૩॥

તેણે બ્રાહ્મણોને સોનું, રૂપું, વસ્ત્ર, અલંકારો તથા ગામો, ઘોડા, હાથીઓ તથા સાઠ કરોડ ગાયોનું દાન કર્યું.॥ ૩૪॥

'**अर्बुदम्**' દસ કરોડ, જો કે વેદમાં અર્બુદ એટલે એક જ કરોડ, કારણ કે નિયુત પછી પ્રયુત પછી અર્બુદ– આમ, પ્રયુત પછી હોવાનો નિર્દેશ હોવાથી (એક મીંડું વધતું જાય તે રીતે **अयुतम्** = દસ હજાર ૧૦,૦૦૦, **नियुतम्** = એક લાખ ૧,૦૦,૦૦૦ **प्रयुतम्** = દસ લાખ ૧૦,૦૦,૦૦૦ **अर्बुदम्** = એક કરોડ ૧,૦૦,૦૦,૦૦૦)॥ ૩૪॥

**ववर्ष काममन्येषां पर्जन्य इव देहिनाम्।**
**धन्यं यशस्यमायुष्यं कुमारस्य महामनाः ॥ ३५**

ઉદારશિરોમણિ રાજા ચિત્રકેતુએ લોકોના પર કુમારની સમૃદ્ધિ, યશ તથા આયુષ્યની વૃદ્ધિ માટે મેઘની જેમ સર્વ જીવોની કામનાઓની વૃષ્ટિ કરી. ॥ ૩૫ ॥

धन्यं धनकरम्। आयुष्यमायुष्करम्। महामना अत्युदारः ॥ ३५ ॥

**'धन्यम्'** ધનની વૃદ્ધિ કરનાર, **'आयुष्यम्'** આયુષ્ય આપનાર, **'महामनाः'** અતિ ઉદાર ॥ ૩૫ ॥

**कृच्छ्रलब्धेऽथ राजर्षेस्तनयेऽनुदिनं पितुः।**
**यथा निःस्वस्य कृच्छ्राप्ते धने स्नेहोऽन्ववर्धत ॥ ३६**

॥ ३६ ॥

હવે રાજર્ષિ પિતા ચિત્રકેતુનો અતિકષ્ટથી પ્રાપ્ત થયેલા પુત્ર ઉપરનો સ્નેહ, જેમ દરિદ્રને મહાકષ્ટથી પ્રાપ્ત થયેલા ધન ઉપર પ્રતિદિન (સ્નેહ) વધતો જાય તેમ વધવા લાગ્યો. ॥ ૩૬ ॥ ૩૬ ॥

**मातुस्त्वतितरां पुत्रे स्नेहो मोहसमुद्भवः।**
**कृतद्युतेः सपत्नीनां प्रजाकामज्वरोऽभवत् ॥ ३७**

જેમાં અતિમોહ ઉત્પન્ન થયો છે તેવો માતા કૃતદ્યુતિનો અત્યંત સ્નેહ તેની સપત્નીઓ માટે સંતાનપ્રાપ્તિની કામનારૂપ સંતાપ બની ગયો. ॥ ૩૭ ॥

मोहस्य समुद्भवो यस्मिन्। प्रजाकामरूपो ज्वरस्तापः ॥ ३७ ॥

જેમાં અતિમોહ ઉત્પન્ન થયો છે (તે સ્નેહ) સંતતિની કામનારૂપ **'ज्वरः'** સંતાપ બની ગયો. ॥ ૩૭ ॥

**चित्रकेतोरतिप्रीतिर्यथा दारे प्रजावति।**
**न तथान्येषु सञ्जज्ञे बालं लालयतोऽन्वहम् ॥ ३८**

પ્રતિદિન બાળકને લાડ લડાવતા ચિત્રકેતુને પુત્રવાળી પત્ની ઉપર જેવો બહુ પ્રેમ ઉત્પન્ન થયો હતો, તેવો અન્ય રાણીઓ ઉપર ન થયો. ॥ ૩૮ ॥

दार इत्येकवचनमार्षम् ॥ ३८ ॥

**'दारे'** એકવચનનો પ્રયોગ આર્ષ છે. (**'दारा'** પું. હંમેશાં બહુવચનમાં પ્રયોજાય છે.) ॥ ૩૮ ॥

**ताः पर्यतप्यन्नात्मानं गर्हयन्त्योऽभ्यसूयया।**
**आनपत्येन दुःखेन राज्ञोऽनादरणेन च ॥ ३९**

સંતાન ન હોવાના દુઃખથી અને રાજાના અનાદરથી અદેખાઈને કારણે નિંદા કરતી તે બીજી રાણીઓ મનમાં ને મનમાં બળતી હતી. ॥ ૩૯ ॥

आनपत्येन अपुत्रत्वनिमित्तेन ॥ ३९ ॥

**'आनपत्येन'** પુત્ર ન હોવાને કારણે ॥ ૩૯ ॥

**धिगप्रजां स्त्रियं पापां पत्युश्चागृहसम्मताम्।**
**सुप्रजाभिः सपत्नीभिर्दासीमिव तिरस्कृताम् ॥ ४०**

ઘરમાં અને પતિ પાસે જેનું બહુમાન નથી થતું અને સુંદર સંતાનોવાળી સપત્નીઓ જેનો દાસીની જેમ તિરસ્કાર કરે છે, તેવી પ્રજારહિત અભાગણી સ્ત્રીને ધિક્કાર છે. ॥ ૪૦ ॥

न गृहे संमतां न बहुमताम्। यद्वा 'गृहा दाराः दारेष्वपि गृहाः' इत्यमरः। गृहिण्येव गृहं न भार्येति सम्मतामित्यर्थः॥ ४०॥

**'न गृहे सम्मताम्'** ઘરમાં જેમનું બહુમાન નથી થતું. અથવા, **'गृहाः'** દારા, પત્નીના અર્થમાં ગૃહ શબ્દ પ્રયોજાય છે. (અમરકોશ પંક્તિ- ૨૮૧૧) ગૃહિણી એ જ ઘર છે. (પુત્રોત્પત્તિ માટે જ ભાર્યા હોવાનું મુખ્ય પ્રયોજન હોવાથી સંતાનહીન સ્ત્રી) ભાર્યા તરીકે સ્વીકૃત હોતી નથી, એમ અર્થ છે. ॥૪૦॥

**दासीनां कोऽनुसन्तापः स्वामिनः परिचर्यया।**
**अभीक्ष्णं लब्धमानानां दास्या दासीव दुर्भगाः॥ ४१**

સ્વામીની સેવા કરવાથી નિરંતર સન્માન પામતી દાસીઓને શું દુઃખ હોય? આપણે તો દાસીની પણ દાસી જેવી અભાગણીઓ છીએ.॥૪૧॥

दास्याः दासी यथा तथा वयं दुर्भगाः॥ ४१॥

દાસીની દાસી જેવી હોય તેવી આપણે અભાગણીઓ છીએ.॥૪૧॥

**एवं सन्दह्यमानानां सपत्न्याः पुत्रसम्पदा।**
**राज्ञोऽसम्मतवृत्तीनां विद्वेषो बलवानभूत्॥ ४२**

એમ સપત્નીના પુત્રરૂપી ધનથી અત્યંત બળતી અને જેમના જીવનનું રાજા માટે કોઈ મહત્ત્વ ન હતું તેવી રાણીઓનો દ્વેષ ખૂબ જ વધી ગયો.॥૪૨॥

न सम्मता वृत्तिर्जीवनं यासाम्॥ ४२॥

**'न सम्मता वृत्तिः'** જેમના જીવનનું રાજાને મહત્ત્વ ન હતું.॥૪૨॥

**विद्वेषनष्टमतयः स्त्रियो दारुणचेतसः।**
**गरं ददुः कुमाराय दुर्मर्षा नृपतिं प्रति॥ ४३**

અત્યંત દ્વેષને કારણે જેમની મતિ બગડી મારી ગઈ હતી તેવી ક્રૂર ચિત્તવાળી રાણીઓએ રાજા (ચિત્રકેતુનો પુત્રસ્નેહ સહન ન થતાં, તેના) પ્રત્યે અસહનશીલ થઈ રાજકુમારને ઝેર આપી દીધું.॥૪૩॥

विद्वेषेण नष्टा मतिर्यासां ताः। गरं विषम्। दुर्मर्षा असहमानाः॥ ४३॥

વિદ્વેષથી જેમની બુદ્ધિ નાશ પામી છે તેવી રાણીઓએ **'गरम्'** ઝેર (આપ્યું). **'दुर्मर्षाः'** અસહનશીલ રાણીઓ ॥૪૩॥

**कृतद्युतिरजानन्ती सपत्नीनामघं महत्।**
**सुप्त एवेति सञ्चिन्त्य निरीक्ष्य व्यचरद् गृहे॥ ४४**

॥ ४४॥

સપત્નીઓના મહાપાપથી અજાણ કૃતદ્યુતિ (તેને દૂરથી) જોઈને, હજી સૂતો જ છે, એમ વિચારીને ઘરમાં ફરતી રહી.॥૪૪॥૪૪॥

शयानं सुचिरं बालमुपधार्य मनीषिणी।
पुत्रमानय मे भद्रे इति धात्रीमचोदयत्॥ ४५

धात्रीं स्तनदायिनीम्॥ ४५॥

ઘણા લાંબા સમયથી બાળક સૂતું છે એમ વિચારી બુદ્ધિશાળી રાણીએ 'હે કલ્યાણી, મારા બાળકને અહીં લઈ આવ.' એમ ધાવને આજ્ઞા કરી.॥ ૪૫॥

**'धात्रीम्'** સ્તનપાન કરાવનારી ધાવને॥ ૪૫॥

सा शयानमुपव्रज्य दृष्ट्वा चोत्तारलोचनम्।
प्राणेन्द्रियात्मभिस्त्यक्तं हतास्मीत्यपतद्भुवि॥ ४६

उद्गते तारके कनीनिके ययोस्ते लोचने यस्य तम्॥ ४६॥

સૂતેલા બાળક પાસે જઈને, પ્રાણ, ઈન્દ્રિયો અને જીવ વડે ત્યજી દેવાયેલા, ફાટેલી આંખોવાળા બાળકને જોઈને તે (દાસી) 'મરી ગઈ રે' (એમ ચીસ પાડી) ધરણી પર ઢળી પડી.॥ ૪૬॥

ઊંચે ચડી ગઈ છે **'तारके'** બંને કીકીઓ જેમની તેવાં બંને નેત્રો છે જેનાં તે બાળકને॥ ૪૬॥

तस्यास्तदाऽऽकर्ण्य भृशातुरं स्वरं
घ्नन्त्याः कराभ्यामुर उच्चकैरपि।
प्रविश्य राज्ञी त्वरयाऽऽत्मजान्तिकं
ददर्श बालं सहसा मृतं सुतम्॥ ४७ ॥ ४७॥

બંને હાથ વડે ખૂબ જોરથી છાતી કૂટતી એ દાસીનું અત્યંત દુ:ખભર્યું રુદન સાંભળીને, ઝડપથી કાળજાના ટુકડા (આત્મજ) પાસે પહોંચી જઈને તેણે સૂતેલા પુત્રને અચાનક મરેલો જોયો.॥ ૪૭॥ ૪૭॥

पपात भूमौ परिवृद्धया शुचा
मुमोह विभ्रष्टशिरोरुहाम्बरा॥ ४८

विभ्रष्टाः शिरोरुहा अम्बरं च यस्याः सा॥ ४८॥

(તે જોઈને રાણી) જમીન પર ફસડાઈ પડી તથા વિખરાયેલાં કેશ અને વસ્ત્રોવાળી તે અત્યંત વધી ગયેલા શોકથી મૂર્ચ્છિત થઈ ગઈ.॥ ૪૮॥

વિખરાઈ ગયાં છે કેશ અને વસ્ત્ર જેનાં તે રાણી॥ ૪૮॥

ततो नृपान्तःपुरवर्तिनो जना
नराश्च नार्यश्च निशम्य रोदनम्।
आगत्य तुल्यव्यसनाः सुदुःखिता-
स्ताश्च व्यलीकं रुरुदुः कृतागसः॥ ४९

ताश्च सपत्न्योऽपि॥ ४९॥

ત્યાર પછી (રાણી અને ધાવનું) રુદન સાંભળીને રાજાના અંત:પુરમાં રહેતાં સર્વ મનુષ્યો, પુરુષો તથા સ્ત્રીઓ ત્યાં આવીને સમદુ:ખિયાં બનીને તથા (પેલી) અપરાધ કરનારી સપત્નીઓ પણ અત્યંત દુ:ખી થઈ (ઢોંગ કરીને) ખોટું ખોટું રડવા લાગ્યાં.॥ ૪૯॥

તે સપત્નીઓ પણ॥ ૪૯॥

श्रुत्वा मृतं पुत्रमलक्षितान्तकं
विनष्टदृष्टिः प्रपतन् स्खलन् पथि।
स्नेहानुबन्धैधितया शुचा भृशं
विमूर्च्छितोऽनुप्रकृतिर्द्विजैर्वृतः ॥ ५०

જેના મૃત્યુનું કારણ જણાયું ન હતું તે પુત્રને મરેલો સાંભળીને જેની આંખે અંધારા આવી ગયા હોવાથી રસ્તામાં ઠેસ ખાતો, પડતો, પોતાને અનુસરનારા અમાત્યો અને બ્રાહ્મણોથી વીંટાયેલો (રાજા) અતિસ્નેહને કારણે ખૂબ વધી ગયેલા શોકથી મૂર્ચ્છિત થઈ ગયો.॥ ૫૦॥

अलक्षितोऽन्तको मृत्युहेतुर्यस्य तम्। अनुगताः प्रकृतयोऽमात्यादयो यस्य सोऽनुप्रकृतिः ॥ ५० ॥

જણાયું નથી '**अन्तकः**' મૃત્યુનું કારણ જેનું તે પુત્રને, અનુસરનારા '**प्रकृतयः**' અમાત્યો વગેરે છે જેના તે '**अनुप्रकृतिः**' રાજા ॥ ૫૦ ॥

**पपात बालस्य स पादमूले**
**मृतस्य विस्त्रस्तशिरोरुहाम्बरः।**
**दीर्घं श्वसन् बाष्पकलोपरोधतो**
**निरुद्धकण्ठो न शशाक भाषितुम्॥ ५१**

જેના મસ્તક પરનાં વાળ અને વસ્ત્રો વીંખાઈ ગયાં છે તેવો તે રાજા મૃત બાળકના પગ આગળ પડ્યો. ઊંડા નિસાસા નાખતો, અશ્રુબિંદુઓથી રૂંધામણ થવાને કારણે રૂંધાઈ ગયેલા કંઠવાળો તે બોલી પણ શક્યો નહીં. ॥ ૫૧ ॥

बाष्पकलाभिरश्रुबिन्दुभिरुपरोधतः संवृतत्वेन निरुद्धः कंठो यस्य॥ ५१ ॥

'**बाष्कलाभिः**' અશ્રુબિંદુઓથી '**उपरोधतः**' રૂંધામણ થવાથી રૂંધાઈ ગયો છે કંઠ જેનો તે રાજા ॥ ૫૧ ॥

**पतिं निरीक्ष्योरुशुचार्पितं तदा**
**मृतं च बालं सुतमेकसन्ततिम्।**
**जनस्य राज्ञी प्रकृतेश्च हृद्रुजं**
**सती दधाना विललाप चित्रधा॥ ५२**

અત્યંત શોકાકુળ પતિને અને એકના એક પુત્રસંતાન એવા બાળકને મરેલો જોઈ (ત્યાં રહેલા) મનુષ્યો તથા મંત્રીમંડળને હૃદયમાં પીડા ઉપજાવતી રાણી કૃતદ્યુતિ અનેક જાતના વિલાપ કરવા લાગી. ॥ ૫૨ ॥

उरुशुचार्पितं बहुशोकेन व्याप्तम्। एकमेव संततिरूपम्॥ ५२ ॥

'**उरुशुचार्पितम्**' અત્યંત શોકથી ઘેરાયેલાને (પતિને) એકના એક સંતાનરૂપને (બાળકને) ॥ ૫૨ ॥

**स्तनद्वयं कुङ्कुमगन्धमण्डितं**
**निषिञ्चती साञ्जनबाष्पबिन्दुभिः।**
**विकीर्य केशान् विगलत्स्त्रजः सुतं**
**शुशोच चित्रं कुररीव सुस्वरम्॥ ५३**

કેસર-ચંદનચર્ચિત બંને સ્તનોને અંજનયુક્ત અશ્રુબિંદુઓથી ભીંજવતી તથા જેમાંથી પુષ્પમાળાઓ ખરી પડી હતી તેવા કેશ વિખેરીને તે ટિટોડીની જેમ ઉચ્ચ સ્વરે પુત્રનો શોક કરવા લાગી. ॥ ૫૩ ॥

विगलन्त्यः स्त्रजो येभ्यस्तान् केशान्॥ ५३ ॥

ખરી પડી છે પુષ્પમાળાઓ જેમાંથી, તે કેશને ॥ ૫૩ ॥

**अहो विधातस्त्वमतीव बालिशो**
**यस्त्वात्मसृष्ट्यप्रतिरूपमीहसे ।**
**परेऽनुजीवत्यपरस्य या मृति-**
**र्विपर्ययश्चेत्त्वमसि ध्रुवः परः॥ ५४**

અરે રે, વિધાતા, તું તો ઘણો જ નાદાન છે કે જે (તું) પોતાની સૃષ્ટિથી પ્રતિકૂળ વર્તે છે! જ્યારે વૃદ્ધ (મા-બાપ) જીવતા હોય છે ત્યારે બાળકનું મૃત્યુ થાય છે. જો તું સૃષ્ટિથી વિપરીત ચાલતો હોય તો તું તેમનો (પ્રાણીઓનો) સદાયનો શત્રુ છે. ॥ ૫૪ ॥

आत्मसृष्टेरप्रतिरूपमननुरूपं चेष्टसे। तदेवाह—नु अहो परे वृद्धे जीवत्यपरस्य बालस्य या मृतिस्तत्। तदा हि वृद्धस्य सृष्टिसामर्थ्याभावे बाले च मृते सति तव सृष्टिर्नष्टा स्यादित्यर्थः।

પોતાની સૃષ્ટિથી **'अप्रतिरूपम्'** પ્રતિકૂળ વર્તે છે. તે જ કહે છે— **'नु'** વિકલ્પસૂચક છે. ખરેખર, અરે રે, **'परे'** જ્યારે વૃદ્ધ જીવતો હોય ત્યારે **'अपरस्य'** બાળકનું જે મરણ થાય છે તે– ત્યારે વૃદ્ધ સૃષ્ટિ ઉત્પન્ન કરવા માટે સમર્થ ન હોવાથી બાળક મરે ત્યારે તારી સૃષ્ટિ નષ્ટ થઈ જશે, એમ અર્થ છે.

ननु साम्प्रतं स्वसृष्टेर्विपरीतोऽस्मीति चेत्तत्राह—विपर्ययो विपरीतोऽसि चेत्तर्हि त्वं प्राणिनामतिदुःखकारित्वात् ध्रुवो नित्यः परः शत्रुरसि। न तु कृपालुरित्यर्थः ॥ ५४ ॥

શંકા કરવામાં આવી છે કે જો વિધાતા કહે કે હમણાં હું પોતાની સૃષ્ટિથી વિરુદ્ધ વર્તું છું— **'विपर्ययः'** વિપરીત વર્તું છું, તો (એમ કહેવું પડે કે) તું પ્રાણીઓને અત્યંત દુઃખ આપનારો હોવાથી **'ध्रुवः'** સદાયનો **'परः'** શત્રુ છે. કૃપાળુ નથી, એમ અર્થ છે. ॥ ૫૪ ॥

ननु जीवकर्मानुसारेण जन्मादि कुर्वतो मम कोऽपराधस्तत्राह—**न हीति**।

શંકા કરવામાં આવી છે કે (વિધાતા કહે કે) જીવનાં કર્મ અનુસાર જન્મ-મૃત્યુ વગેરે કરનાર એવા મારો શો અપરાધ? તે માટે કહે છે— **'न हि इति।'**

**न हि क्रमश्चेदिह मृत्युजन्मनोः**
**शरीरिणामस्तु तदाऽऽत्मकर्मभिः।**
**यः स्नेहपाशो निजसर्गवृद्धये**
**स्वयं कृतस्ते तमिमं विवृश्चसि॥ ५५**

આ સંસારમાં જન્મમૃત્યુનો કોઈ નિશ્ચિત ક્રમ નથી. આ (જન્મ-મૃત્યુ) મનુષ્યોના પોત-પોતાના કર્માનુસાર થાય છે. (તેમ હોય તો તમારી શી જરૂર છે?) તમારી પોતાની રચેલી સૃષ્ટિને વધારવા તમારા વડે રચાયેલો જે આ સ્નેહપાશ છે, તેને તું પોતે જ કાપી નાખે છે! ॥ ૫૫ ॥

पुत्रे जीवत्येव पिता म्रियते पितरि जीवत्येव पुत्रो जायत इति क्रमो नास्ति कर्माधीनत्वादिति चेत्तर्ह्यात्मकर्मभिरेव तज्जन्मादिकमस्तु किं त्वया कृत्यम्।

પુત્રના જીવતાં જ પિતા મરણ પામે કે પિતાના જીવતાં જ પુત્ર જન્મે, એવો ક્રમ નથી, કારણ કે (જન્મ-મૃત્યુ) કર્મને અધીન છે. જો પોતાનાં કર્મોથી જ જન્માદિ થતાં હોય તો તમારી શી જરૂર છે?

ननु मयेश्वरेण विना जडैः कर्मभिरिदं कथं सिध्येत्। भवतु नाम, तथापि निजसर्गवृद्धये ते त्वया यः स्नेहपाशः कृतस्तमिमं स्वयमेव विवृश्चसि छिनत्सीत्यादि क्रोशति। न ह्येवंविधं दुःखं दृष्ट्वा कश्चिदपि पुत्रादिषु स्नेहं करिष्यतीति भावः॥ ५५॥

શંકા કરે છે કે (જો વિધાતા કહે કે) ઈશ્વર એવા મારા વિના જડ કર્મોથી આ કેવી રીતે સિદ્ધ થાય? (તે માટે ઉત્તર આપે છે કે હે વિધાતા,) ભલે તેમ થાઓ! પરંતુ તમારી પોતાની સૃષ્ટિને વધારવા 'ते' તમારા વડે જે સ્નેહપાશ બનાવાયો છે, તે આને તમે પોતે જ '**विवृश्चसि**' કાપી નાખો છો– વગેરે (શબ્દોમાં રાણી) આક્રોશ કરે છે. ખરેખર, આવું દુઃખ જોઈને પુત્ર વગેરે ઉપર કોઈ પણ સ્નેહ નહીં કરે, એવો ભાવ છે. ॥ ૫૫ ॥

**त्वं तात नार्हसि च मां कृपणामनाथां**
**त्यक्तुं विचक्ष्व पितरं तव शोकतप्तम्।**
**अञ्जस्तरेम भवताऽप्रजदुस्तरं यद्**
**ध्वान्तं न याह्यकरुणेन यमेन दूरम्॥ ५६**

બેટા, અનાથ અને દીન એવી મને છોડી દેવા માટે તું યોગ્ય નથી. શોકથી સંતપ્ત એવા તારા પિતાને તો તું જો. જે નરકરૂપી અંધકારને નિઃસંતાન માતા-પિતા અત્યંત દુઃખથી પાર કરે છે, તેને તારે કારણે અમે સરળતાથી તરી જઈશું. (માટે આ) નિર્દય યમ સાથે તું દૂર ન જા. ॥ ૫૬ ॥

अप्रजदुस्तरमप्रजानां दुस्तरम्। अकरुणेन सह॥ ५६॥

'**अप्रजदुस्तरम्**' નિઃસંતાન માતા-પિતા માટે અત્યંત દુઃખથી તરી શકાય તેવા (નરકરૂપ અંધકાર)ને– નિર્દય યમની સાથે ॥ ૫૬ ॥

**उत्तिष्ठ तात त इमे शिशवो वयस्या-**
**स्त्वामाह्वयन्ति नृपनन्दन संविहर्तुम्।**
**सुप्तश्चिरं ह्यशनया च भवान् परीतो**
**भुङ्क्ष्व स्तनं पिब शुचो हर नः स्वकानाम्॥ ५७**

અરે બેટા! ઊઠ, આ તારાં સાથી બાળકો તને રમવા માટે બોલાવે છે. ઘણા લાંબા વખતથી સૂતેલો અને ક્ષુધાથી વ્યાપ્ત થયેલો તું ભોજન કર, સ્તનપાન કર. હે નૃપનંદન, તારા સ્વજનો એવા અમારો શોક દૂર કર. ॥ ૫૭ ॥

अशनया क्षुधा॥ ५७॥

'**अशनया**' ભૂખથી ॥ ૫૭ ॥

**नाहं तनूज ददृशे हतमङ्गला ते**
**मुग्धस्मितं मुदितवीक्षणमाननाब्जम्।**
**किं वा गतोऽस्यपुनरन्वयमन्यलोकं**
**नीतोऽघृणेन न शृणोमि कला गिरस्ते॥ ५८**

હે પુત્ર, જેનું પુણ્ય નાશ પામ્યું છે તેવી હું તારા પ્રસન્ન દેખાતા સુંદર સ્મિતવાળા મુખકમળને જોતી નથી અને તારા કાલા બોલ પણ સાંભળતી નથી. તો શું ફરી પાછા ન અવાય તેવી રીતે બીજા લોકમાં તું ચાલ્યો ગયો છે? કે પછી નિર્દય (યમ) દ્વારા તને લઈ જવામાં આવ્યો છે? ॥ ૫૮ ॥

तनूज हे पुत्र, नाहं प्रथमं त्वत्पार्श्वमागता सती तव मुग्धस्मितं वक्त्रं ददृशे दृष्टवत्यस्मि। इदानीमपि गिरो न शृणोमि। तर्हि किं अपुनरन्वयं पुनरागमनं यथा न भविष्यति तथा गतोऽसि ॥ ५८ ॥

**'તનૂજ'** હે પુત્ર, પહેલાં તો તારી પાસે આવી ત્યારે તારું સુંદર સ્મિતવાળું મુખકમળ **'न ददृशे'** જોયું નહીં. હજી પણ તારા કાલા બોલ સાંભળતી નથી. તો પછી શું **'अपुनरन्वयम्'** ફરી પાછા ન અવાય તેમ તું ચાલ્યો ગયો છે? ॥ ૫૮ ॥

श्रीशुक उवाच

**विलपन्त्या मृतं पुत्रमिति चित्रविलापनैः।**
**चित्रकेतुर्भृशं तप्तो मुक्तकण्ठो रुरोद ह॥ ५९**
**तयोर्विलपतोः सर्वे दम्पत्योस्तदनुव्रताः।**
**रुरुदुः स्म नरा नार्यः सर्वमासीदचेतनम्॥ ६०**
**एवं कश्मलमापन्नं नष्टसंज्ञमनायकम्।**
**ज्ञात्वाङ्गिरा नाम मुनिराजगाम सनारदः॥ ६१**
॥ ५९ ॥ ६० ॥ ६१ ॥

શ્રીશુકદેવજી બોલ્યા – એમ જાતજાતના પ્રલાપો દ્વારા મૃતપુત્રનો વિલાપ કરતી રાણીની સાથે અત્યંત દુઃખી થયેલો (રાજા) ચિત્રકેતુ મોટેથી પોક મૂકીને રડવા લાગ્યો. ॥ ૫૯ ॥

તે બંને– જાયા અને પતિ વિલાપ કરતા હતા ત્યારે તેમના સર્વ અનુગામી સ્ત્રીપુરુષો પણ રડવા લાગ્યાં અને બધાં હતપ્રભ થઈ ગયાં. ॥ ૬૦ ॥

આ પ્રમાણે મૂર્ચ્છિત થયેલા, શોક દૂર કરે એવો તત્ત્વોપદેશ આપનારા જ્ઞાનીજનથી વિહોણા, મોહ પામેલા રાજાને જાણીને અંગિરા નામના મુનિ નારદજી સાથે આવી પહોંચ્યા. ॥ ૬૧ ॥
॥ ૫૯ ॥ ૬૦ ॥ ૬૧ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां षष्ठस्कन्धे चित्रकेतुविलापो नाम चतुर्दशोऽध्यायः॥ १४॥
इति श्रीमद्भागवते महापुराणे षष्ठस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां चतुर्दशोऽध्यायः॥ १४॥

*****

# अथ पञ्चदशोऽध्यायः

## ચિત્રકેતુને અંગિરા ઋષિ અને નારદજીનો ઉપદેશ

ततः पञ्चदशे चित्रकेतोः शोकापनोदनम्।
कृतं तत्त्वोपदेशेन नारदेनाङ्गिरोयुजा॥ १ ॥

(બાળકના મૃત્યુ) પછી અંગિરા ઋષિ સાથે નારદજી દ્વારા આપવામાં આવેલા તત્ત્વોપદેશ વડે ચિત્રકેતુના શોકને દૂર કરવામાં આવ્યો, એ (કથા) પંદરમા અધ્યાયમાં છે. ॥ ૧ ॥

श्रीशुक उवाच

**ऊचतुर्मृतकोपान्ते पतितं मृतकोपमम्।**
**शोकाभिभूतं राजानं बोधयन्तौ सदुक्तिभिः॥ १**

શ્રીશુકદેવજી બોલ્યા – (બાળકના) શબની પાસે શોકથી અભિભૂત (ચેતનાવિહીન) થઈ ગયેલા (અને તેથી) મડદાની જેમ પડેલા રાજા ચિત્રકેતુને (શાસ્ત્રનાં) ઉત્તમ વચનોથી બોધ આપતા બંને (નારદ ઋષિ અને અંગિરા ઋષિ) કહેવા લાગ્યા. ॥ ૧ ॥

मृतकोपान्ते शवसमीपे॥ १॥

**कोऽयं स्यात् तव राजेन्द्र भवान् यमनुशोचति।**
**त्वं चास्य कतमः सृष्टौ पुरेदानीमतः परम्॥ २**

त्वं चास्य बन्धूनां मध्ये कतमः। सृष्टौ प्रजारूपायाम्। अयं पुत्रोऽहं चास्य पितेति चेत्तत्राहतुः—पुरेति। ये पूर्वजन्मनि पित्रादिरूपेण संयुक्ता आसंस्त एव मरणेन वियुक्ताः सन्तो वर्तमानजन्मनि कदाचित्तस्यैवान्यस्य वा पुत्रादयो भवन्ति, ते जन्मान्तरे तस्यैवान्यस्य वा कलत्रादयः शत्रुमित्रादयो वा भवन्त्यतो नायं नियम इति भावः॥ ३॥

तमेवाभिप्रायं प्रकटयति—**यथेति**।

**यथा प्रयान्ति संयान्ति स्त्रोतोवेगेन वालुकाः।**
**संयुज्यन्ते वियुज्यन्ते तथा कालेन देहिनः॥ ३**

स्त्रोतसः प्रवाहस्य वेगेन यथा प्रयान्ति वियुज्यन्ते संयान्ति संयुज्यन्ते तथा कालवेगेन देहिनो जीवा अपि॥ ३॥

तथाप्येतावन्तं कालं मम पुत्रो नाभूद्वार्धके जातो मृत इति दुःखमिति चेत्तत्राहतुः—

**'मृतक-उपान्ते'** શબની પાસે॥ ૧॥

હે રાજેન્દ્ર, તું જેની પાછળ શોક કરે છે તે આ બાળક પ્રજારૂપી સૃષ્ટિમાં પહેલાંના જન્મમાં અને આ જન્મમાં તારો કોણ થાય છે? અને આવતા જન્મમાં પણ આના સંબંધીઓમાં તું કયો છે?॥ ૨॥

વળી, તું આના સંબંધીઓમાં કયો છે? **'सृष्टौ'** (બ્રહ્માજી દ્વારા રચાયેલી) પ્રજારૂપી સૃષ્ટિમાં, 'આ મારો પુત્ર થાય અને હું તેનો પિતા થાઉં'— એમ જો (રાજા ચિત્રકેતુ) કહે, તો તે માટે બંને ઋષિઓ ઉત્તર આપે છે— **'पुरा इति।'** પૂર્વ જન્મમાં જેઓ પિતૃ વગેરેરૂપે જોડાયા હતા, તેઓ જ મરણ થવાથી છૂટા પડી ગયા હતા અને (આ) વર્તમાન જન્મમાં તેના જ કે કોઈ બીજાના પુત્ર વગેરેરૂપે ઉત્પન્ન થાય છે. તેઓ બીજા જન્મમાં તેનાં કે બીજાનાં પત્ની (પુત્ર) અથવા શત્રુ, મિત્ર વગેરે થાય છે. આથી (કોણ કોનો સંબંધી થશે,) એવો કોઈ નિયમ નથી, એવો ભાવ છે.॥ ૨॥

તે જ અભિપ્રાયને પ્રગટ કરે છે— **'यथा इति।'**

(જળના) પ્રવાહના વેગથી રેતીના કણો જેમ એકઠા થાય છે અને જુદા પડે છે, તેમ કાળના વેગથી પ્રાણીઓ પણ મળે છે અને છૂટાં પડે છે.॥ ૩॥

**'स्त्रोतसः'** પ્રવાહના વેગથી જેમ મળે છે અને છૂટા પડે છે, તેમ કાળના વેગથી **'देहिनः'** જીવો પણ॥ ૩॥

(જો રાજા ચિત્રકેતુ ઋષિઓને કહે કે તમારી વાત સત્ય છે,) તેમ છતાં આટલા સમય સુધી મને પુત્ર ન હતો તથા (છેક) ઘડપણમાં પુત્ર જન્મ્યો અને મૃત્યુ પામ્યો, એટલે દુઃખ તો થાય જ. તે માટે બંને ઋષિઓ કહે છે—

**यथा धानासु वै धाना भवन्ति न भवन्ति च।**
**एवं भूतेषु भूतानि चोदितानीशमायया॥ ४**

જેમ બીજમાંથી બીજ થાય છે અને (કેટલીક વાર) નથી પણ થતાં, તેમ ઈશ્વરની માયાથી પ્રેરિત થયેલાં પ્રાણીઓ પ્રાણીઓમાંથી ઉત્પન્ન થાય છે અને (કેટલીક વાર) નથી પણ થતાં.॥ ૪॥

यथा धानासु बीजेषु धाना बीजान्तराणि भवन्ति, कासुचित्कदाचिन्न भवन्ति नोत्पद्यन्ते नश्यन्ति च। न तु भवन्त्येव तिष्ठन्त्येवेति वा नियमः। एवमेव भूतानि पित्रादिरूपाणि भूतेषु पुत्रादिषु। अतो धानानां जन्यजनकत्वेऽपि यथा पितृपुत्रादिभावो नास्त्येवमत्रापीति न शोकः कार्य इति भावः। ईशमायाप्रेरितानामेव भवनमभवनं, न वस्तुतः॥ ४॥

જેમ '**धानासु**' બીજમાંથી '**धानाः**' બીજાં બીજ થાય છે. ક્યારેક કેટલાંક '**न भवन्ति**' ઉત્પન્ન નથી થતાં અને નાશ પણ પામે છે, પરંતુ હંમેશાં ઉત્પન્ન જ થાય છે અને રહે જ છે, એવો નિયમ નથી. એ જ રીતે '**भूतानि**' પિતા વગેરેરૂપે પ્રાણીઓ '**भूतेषु**' પુત્ર વગેરેમાં (ઉત્પન્ન થાય કે ન પણ થાય). આથી મૂળ બિયાં અને તેમાંથી ઉત્પન્ન થયેલાં બિયાંને પરસ્પર જન્યજનક સંબંધ છે, પણ પિતા-પુત્રાદિનો ભાવ નથી, (તેથી શોક વગેરે થતા નથી.) તેમ અહીં મનુષ્યોમાં પણ શોક વગેરે કરવો યોગ્ય નથી, એવો ભાવ છે. ઈશ્વરની માયાથી પ્રેરણા પામેલાઓની જ ઉત્પત્તિ અને વિનાશ છે, ખરી રીતે એ કાંઈ જ નથી.॥ ૪॥

तस्य च सर्वसाधारणत्वान्न पुत्र एव शोचनीय इत्याहतुः—**वयं च** इति।

તે ઉત્પત્તિ અને વિનાશ સર્વસામાન્ય છે, માટે પુત્ર(નું મૃત્યુ) શોક કરવા યોગ્ય નથી, એમ તે બંને ઋષિઓ કહે છે— '**वयं च इति।**'

**वयं च त्वं च ये चेमे तुल्यकालाश्चराचराः।**
**जन्ममृत्योर्यथा पश्चात् प्राङ्नैवमधुनापि भोः॥ ५**

હે રાજા! અમે, તું અને વર્તમાનકાળમાં રહેલાં જે આ ચર અને અચર પ્રાણીઓ છે, તે સર્વે જેમ જન્મ પહેલાં ન હતાં અને મૃત્યુ પછી પણ નહીં હોય, તેમ અત્યારે પણ નથી જ.॥ ૫॥

तुल्यकाला वर्तमानकालीनाः। जन्मनः प्राक् मृत्योः पश्चाच्च यथा न सन्त्येवमधुनापि न सन्ति। भो राजन्, आद्यन्तयोरसत्त्वात्स्वप्नवदित्यर्थः॥ ५॥

'**तुल्यकालाः**' વર્તમાનકાળમાં રહેલાં પ્રાણીઓ જન્મ પહેલાં અને મૃત્યુ પછી જેમ ન હતાં તેમ જ અત્યારે પણ નથી. હે રાજા, આદિ અને અંતમાં ન હોવાથી સ્વપ્ન જેવાં જ છે, એમ અર્થ છે.॥ ૫॥

असत्त्वे कथं प्रतीतिः कथं वाहमस्य जनक इत्याद्यभिमानस्तत्राहतुः—**भूतैरिति**।

(સ્વપ્નની જેમ આ સર્વ) અસ્તિત્વ ધરાવતાં નથી, તો પછી બધું સત્યવત્ કેમ પ્રતીત થાય છે? હું આનો પિતા વગેરે છું, એવું અભિમાન કેમ થાય છે? તે માટે બંને કહે છે—'**भूतैः इति**।'

**भूतैर्भूतानि भूतेशः सृजत्यवति हन्त्यजः।**
**आत्मसृष्टैरस्वतन्त्रैरनपेक्षोऽपि बालवत्॥ ६**

પ્રાણીમાત્રના ઈશ્વર અજન્મા ભગવાન અપેક્ષાથી રહિત હોવા છતાં બાળકની જેમ પોતે ઉત્પન્ન કરેલાં અસ્વતંત્ર પ્રાણીઓ દ્વારા (અન્ય) પ્રાણીઓનું સર્જન કરે છે, પાલન કરે છે અને વિનાશ કરે છે.॥ ૬॥

ईश्वरेण मायया सृष्टत्वात्प्रतीतिर्निमित्तमात्रत्वेनैव च भूतानामयमभिमान इति भावः।

ઈશ્વર દ્વારા માયા વડે સર્જાયું હોવાથી નિમિત્તમાત્રથી જ પ્રતીતિ થાય છે, માટે જ પ્રાણીઓને આવું અભિમાન થાય છે, એવો ભાવ છે.

नन्वीश्वरस्य सृष्ट्यादिभिः साध्यमस्ति चेत्तर्ह्यपूर्णकामता प्राप्ता, नास्ति चेत्कुतः प्रवृत्तिस्तत्राहतुः—अनपेक्षोऽपि बालवल्लीलया करोतीति॥ ६॥

શંકા કરવામાં આવી છે કે સર્જન વગેરે દ્વારા જો ઈશ્વરને કાંઈક સાધવા યોગ્ય છે, તો ઈશ્વર અપૂર્ણકામ છે. જો કાંઈ સાધ્ય ન હોય તો તે શા માટે પ્રવૃત્તિ કરે? તે માટે બંને ઋષિઓ કહે છે— પ્રયોજન ન હોવા છતાં પણ બાળકની જેમ લીલા કરે છે.॥ ૬॥

**वंशीधरी**—वस्तुतः पित्रादीनां जनकत्वम् 'जनं जनेन जनयन्' इत्याद्युक्तेरीश्वरस्यैव जनकत्वमित्याशयः। बालस्य यथा क्रीडनकैः क्रीडने न किञ्चित्साध्यमस्ति तथापि क्रीडत्येव तथेशोऽपीति भावः।'लोकवत् तु लीलाकैवल्यम्।'

વાસ્તવમાં પિતા વગેરેનું જનકત્વ 'પિતા વગેરે દ્વારા પુત્રાદિ ઉત્પન્ન કરતા' (શ્રીમદ્ ભા. ૪/૧૧/૧૯) એ ઉક્તિ દ્વારા મનાય છે, પરંતુ ઈશ્વર જ પિતારૂપ છે, ઈશ્વરનું જ જનકત્વ છે એવો આશય છે. બાળકને જેમ રમકડાં વગેરે દ્વારા રમતમાં કંઈ જ સાધ્ય કરવાનું નથી છતાં પણ રમે જ છે, તેવી રીતે ઈશ્વર પણ લીલા કરે છે, એવો ભાવ છે. 'લોકમાં કોઈ પ્રયોજન વિના (જેમ રાજા વગેરે ક્રીડા કરે છે, તેમ) કેવળ લીલાથી જ ઈશ્વર સૃષ્ટિ કરે છે'. (બ્ર.સૂ.૨/૧૩૩)

अयं च जन्मादिव्यवहारो देहानामेव न त्वात्मन इत्याहतुः।

આ જન્મ વગેરે વ્યવહાર શરીરોનો જ છે આત્માનો નહીં, એમ તેઓ બંને કહે છે.

**देहेन देहिनो राजन् देहाद्देहोऽभिजायते।**
**बीजादेव यथा बीजं देह्यर्थ इव शाश्वतः ॥ ७**

हे રાજા, જેમ (એક) બીમાંથી (બીજું) બી થાય છે, તેમ (પિતાના) દેહથી (માતાના) દેહમાં જીવ એવા પુત્રનો દેહ ઉત્પન્ન થાય છે. જેમ (બીની ઉત્પત્તિમાં) જમીન વગેરે તે જ રહે છે, તેમ આત્મા નિત્ય (ઉત્પત્તિરહિત) રહે છે. ॥ ७ ॥

देहिनः पितुर्देहेन देहिनः पुत्रस्य देहो मातुर्देहिनो देहादभिजायते। यथा बीजादेव बीजं जायते। देही तु शाश्वत एव अर्थो भूम्यादिर्यथा तद्वत् ॥ ७ ॥

જીવ એવા પિતાના દેહથી જીવ એવા પુત્રનો દેહ જીવ એવી માતાના દેહમાંથી ઉત્પન્ન થાય છે, જેમ બીમાંથી બી જન્મે છે તેમ. આત્મા તો શાશ્વત છે, જેમ '**अर्थः**' ભૂમિ વગેરે યથાવત્ રહે છે (તેમ)! ॥ ७ ॥

**वंशीधरी—**'देही नित्यमवध्योऽयं देहे सर्वस्य भारत।' इति श्रीमुखोक्तेः।

'હે અર્જુન, સર્વના શરીરમાં (રહેલો) આ આત્મા વધ ન કરી શકાય તેવો છે.' (ગીતા ૨/૩૦) એમ શ્રીમુખની વાણી છે.

ननु नश्वरदेहप्रतियोगित्वाद्देह्यपि न शाश्वतः स्यात्तत्राहतुः—

શંકા કરવામાં આવી છે કે નાશવંત દેહની સાથે સંબંધવાળો હોવાથી આત્મા પણ શાશ્વત નથી! તો તે માટે જવાબ આપે છે—

**देहदेहिविभागोऽयमविवेककृतः पुरा।**
**जातिव्यक्तिविभागोऽयं यथा वस्तुनि कल्पितः ॥ ८**

જેમ જાતિ (ઘટત્વ વગેરે) અને વ્યક્તિ (ઘટ વગેરેનો) વિભાગ મૃત્તિકારૂપ વસ્તુમાં (કેવળ) કલ્પનામાત્ર છે, તેમ શરીર અને આત્માનો આ વિભાગ પણ અનાદિ અને અવિદ્યાજનિત છે. ॥ ८ ॥

देहदेहिनोरयं परस्परप्रतियोगिविभागः पुराऽनादिरविवेककृतोऽज्ञानकल्पितः। जातिः सामान्यं व्यक्तिर्विशेषस्तयोर्विभागो यथा वस्तुनि सन्मात्रे कल्पितः। परस्परापेक्षसिद्धत्वेनानिरूप्यत्वात्तद्वत् ॥ ८ ॥

શરીર અને આત્માના પરસ્પર સંબંધનો વિભાગ '**पुरा**' અનાદિ છે, અવિવેકથી થયેલો છે, અજ્ઞાનથી કલ્પિત છે. '**जातिः**' સામાન્ય અને '**व्यक्तिः**' વિશિષ્ટ વ્યક્તિ– તે બંનેનો વિભાગ જેમ સદ્રૂપ વસ્તુમાં આરોપિત (કલ્પિત) છે, (જેમ રજ્જુમાં સર્પ અને બ્રહ્મમાં જગત કલ્પિત છે). (જાતિની અપેક્ષાએ વ્યક્તિ અને વ્યક્તિની અપેક્ષાએ જાતિ) એકબીજાની અપેક્ષાએ સિદ્ધ થતાં હોવાથી તેવી વસ્તુઓનું નિરૂપણ કરવા માટે અશક્ય હોવાથી (તે બંનેનો વિભાગ કલ્પિત છે.), તેની જેમ દેહી અને દેહનો વિભાગ પણ કલ્પિત છે. ॥ ८ ॥

श्रीशुक उवाच

**एवमाश्वासितो राजा चित्रकेतुर्द्विजोक्तिभिः।**
**प्रमृज्य पाणिना वक्त्रमाधिम्लानमभाषत॥ ९**

आधिम्लानं वक्त्रम्॥ ९॥

राजोवाच

**कौ युवां ज्ञानसम्पन्नौ महिष्ठौ च महीयसाम्।**
**अवधूतेन वेषेण गूढाविह समागतौ॥ १०**

॥ १०॥

**चरन्ति ह्यवनौ कामं ब्राह्मणा भगवत्प्रियाः।**
**मादृशां ग्राम्यबुद्धीनां बोधायोन्मत्तलिङ्गिनः॥ ११**

उन्मत्तस्येव लिङ्गं येषां ते॥ ११॥

**कुमारो नारद ऋभुरङ्गिरा देवलोऽसितः।**
**अपान्तरतमो व्यासो मार्कण्डेयोऽथ गौतमः॥ १२**

**वसिष्ठो भगवान् रामः कपिलो बादरायणिः।**
**दुर्वासा याज्ञवल्क्यश्च जातूकर्ण्यस्तथाऽऽरुणिः॥ १३**

**रोमशश्च्यवनो दत्त आसुरिः सपतञ्जलिः।**
**ऋषिर्वेदशिरा बोध्यो मुनिः पञ्चशिरास्तथा॥ १४**

**हिरण्यनाभः कौसल्यः श्रुतदेव ऋतध्वजः।**
**एते परे च सिद्धेशाश्चरन्ति ज्ञानहेतवः॥ १५**

॥ १२॥ १३॥ १४॥ १५॥

**तस्माद्युवां ग्राम्यपशोर्मम मूढधियः प्रभू।**
**अन्धे तमसि मग्नस्य ज्ञानदीप उदीर्यताम्॥ १६**

શ્રીશુકદેવજી બોલ્યા – આ પ્રમાણે ભૂદેવનાં વચનોથી કંઈક સ્વસ્થ થયેલો રાજા ચિત્રકેતુ માનસિક પીડાથી કરમાયેલા મુખને હાથથી લૂછીને કહેવા લાગ્યો.॥ ૯॥

માનસિક પીડાથી કરમાયેલા મુખને॥ ૯॥

રાજાએ કહ્યું – અવધૂત વેશમાં છુપાયેલા મહાન પુરુષોમાં પણ અતિમહાન, જ્ઞાનસંપન્ન એવા આપ બંને કોણ છો?॥ ૧૦॥ ૧૦॥

મારા જેવાં વિષયાસક્ત પ્રાણીઓને જ્ઞાન આપવા માટે ભગવાનના પ્યારા બ્રાહ્મણો, ઉન્મત્ત જેવો વેશ લઈને પૃથ્વી ઉપર સ્વચ્છંદપણે વિચરણ કરતા હોય છે.॥ ૧૧॥

ઉન્મત્ત જેવાં વેશ છે જેમનો તેઓ॥ ૧૧॥

સનત્કુમાર, નારદજી, ઋભુ, અંગિરા, દેવલ, અસિત, અપાંતરતમ, વ્યાસ, માર્કંડેય તથા ગૌતમ, ॥ ૧૨॥

વસિષ્ઠ, ભગવાન પરશુરામ, કપિલ મુનિ, વ્યાસપુત્ર શુકદેવજી, દુર્વાસા, યાજ્ઞવલ્ક્ય, જાતૂકર્ણ્ય તથા આરુણિ,॥ ૧૩॥

રોમશ, ચ્યવન, દત્તાત્રેય, પતંજલિ સહિત આસુરિ, વેદશિરા ઋષિ, બોધ્ય મુનિ તથા પંચશિરા, ॥ ૧૪॥

હિરણ્યનાભ, કૌસલ્ય, શ્રુતદેવ, ઋતધ્વજ– આ અને અન્ય સિદ્ધેશ્વરો જ્ઞાન પ્રદાન કરવાના હેતુથી વિચરણ કરે છે.॥ ૧૫॥

॥ ૧૨॥ ૧૩॥ ૧૪॥ ૧૫॥

તેથી (બોધ આપવામાં સમર્થ એવા) આપ બંને મારા રક્ષકો અજ્ઞાનરૂપી ઘોર અંધકારમાં ડૂબેલા, મૂઢમતિ, ગ્રામ્ય પશુ એવા મારી આગળ જ્ઞાનનો પ્રદીપ પ્રગટાવો.॥ ૧૬॥

मम प्रभू रक्षकौ बोधे समर्थाविति वा।
अतो युवाभ्यां ज्ञानदीपः प्रवर्त्यताम्॥ १६॥

આથી મારા **'प्रभू'** બંને રક્ષકો અથવા બોધ આપવામાં સમર્થ, આપ બંને દ્વારા જ્ઞાનદીપ પ્રકટાવવામાં આવે.॥ ૧૬॥

अङ्गिरा उवाच

**अहं ते पुत्रकामस्य पुत्रदोऽस्म्यङ्गिरा नृप।**
**एष ब्रह्मसुतः साक्षान्नारदो भगवानृषिः॥ १७**

॥ १७॥

**અંગિરા ઋષિ બોલ્યા** – હે નૃપ, પુત્રની ઈચ્છાવાળા તને પુત્ર આપનાર હું અંગિરા છું અને આ બ્રહ્માના પુત્ર સાક્ષાત્ ભગવાન નારદ ઋષિ છે.॥ ૧૭॥ ૧૭॥

**इत्थं त्वां पुत्रशोकेन मग्नं तमसि दुस्तरे।**
**अतदर्हमनुस्मृत्य महापुरुषगोचरम्॥ १८**

આ પ્રમાણે પુત્રશોકથી દુસ્તર (અજ્ઞાનરૂપી) અંધકારમાં ડૂબેલા, શ્રીહરિના ભક્ત એવા તને (શોકને) અયોગ્ય જાણીને॥ ૧૮॥

**अनुग्रहाय भवतः प्राप्तावावामिह प्रभो।**
**ब्रह्मण्यो भगवद्भक्तो नावसीदितुमर्हति॥ १९**

તારી ઉપર અનુગ્રહ કરવા હે સમર્થ રાજા, અમે બંને અહીં આવ્યા છીએ. બ્રાહ્મણોનો સેવક અને ભગવદ્ભક્ત એવો તું દુ:ખ પામવાને યોગ્ય નથી.॥ ૧૯॥

महापुरुषगोचरं हरिभक्तं त्वाम्॥ १८॥ १९॥

**'महापुरुषगोचरम्'** મહાપુરુષ એવા શ્રીહરિ એ જ જેના ધ્યાનરૂપ વિષય છે તેવા શ્રીહરિના ભક્ત એવા તને॥ ૧૮॥ ૧૯॥

**तदैव ते परं ज्ञानं ददामि गृहमागतः।**
**ज्ञात्वान्याभिनिवेशं ते पुत्रमेव ददावहम्॥ २०**

(પૂર્વે) તારે ઘેર આવ્યો હતો ત્યારે જ શ્રેષ્ઠ જ્ઞાન આપ્યું હોત, (પરંતુ તે સમયે) અન્ય અભિનિવેશ (પુત્રની લાલસા) જોઈને મેં તને પુત્ર જ આપ્યો.॥ ૨૦॥

तदैव यदा पूर्वमागतोऽस्मि॥ २०॥

**'तदा एव'** જ્યારે હું પહેલાં આવ્યો હતો ત્યારે જ॥ ૨૦॥

**अधुना पुत्रिणां तापो भवतैवानुभूयते।**
**एवं दारा गृहा रायो विविधैश्वर्यसम्पदः॥ २१**

હવે પુત્રવાન મનુષ્યોને થતો સંતાપ તું પોતે જ અનુભવી રહ્યો છે! આ જ પ્રમાણે સ્ત્રી, ઘર, ધન તથા વિવિધ પ્રકારનાં ઐશ્વર્ય અને સંપત્તિઓ (દુ:ખ આપનારાં છે).॥ ૨૧॥

रायः अर्थाः॥ २१॥

**'रायः'** ધન॥ ૨૧॥

**शब्दादयश्च विषयाश्चला राज्यविभूतयः।**
**मही राज्यं बलं कोशो भृत्यामात्याः सुहृज्जनाः॥ २२**

શબ્દાદિ વિષયો, રાજ્યવૈભવ, પૃથ્વી, રાજ્ય, સેના, ખજાનો, સેવકો, મંત્રીવર્ગ, મિત્રજનો (આ સર્વ) અનિત્ય છે.॥ ૨૨॥

चला अनित्याः। किञ्च महीति॥ २२॥

'**चलाः**' અનિત્ય છે વળી, પૃથ્વી (વગેરે પણ) અનિત્ય છે.॥ ૨૨॥

**सर्वेऽपि शूरसेनेमे शोकमोहभयार्तिदाः।**
**गन्धर्वनगरप्रख्याः स्वप्नमायामनोरथाः॥ २३**

હે શૂરસેન, આ બધાં પણ શોક, મોહ, ભય અને દુઃખ આપનારાં છે, ગંધર્વનગર જેવાં સ્વપ્ન, માયા અને મનોરથરૂપ (મિથ્યા) છે.॥ ૨૩॥

हे शूरसेन, इमे सर्वेऽपि शोकादिप्रदाः। किञ्च आगमापायित्वेन गंधर्वनगरतुल्याः। गंधर्वनगरं ह्यकस्मादेव क्वचिदायात्यपयाति चेति प्रसिद्धम्। तदेवमनित्यत्वं शोकादिहेतुत्वं चागमापायित्वं चोक्तम्। मिथ्यात्वमप्याह—स्वप्नश्च माया च मनोरथश्च यथा तद्वत्॥ २३॥

હે શૂરસેન, આ બધાં પણ શોક વગેરે આપનારાં છે. વળી, ઉત્પન્ન થઈને નાશ પામનારાં હોવાથી ગંધર્વનગર જેવાં છે. ગંધર્વનગર અચાનક જ ક્યારેક થાય છે અને વિખરાઈ જાય છે, એ પ્રસિદ્ધ છે. આમ, આ પદાર્થો અનિત્ય, શોકાદિના કારણરૂપ અને આવીને જનારા કહ્યા છે. મિથ્યાત્વ પણ જણાવે છે— સ્વપ્ન, માયા અને મનોરથની જેમ આ સર્વે પદાર્થો મિથ્યા છે.॥ ૨૩॥

**दृश्यमाना विनार्थेन न दृश्यन्ते मनोभवाः।**
**कर्मभिर्ध्यायतो नाना कर्माणि मनसोऽभवन्॥ २४**

સત્યસ્વરૂપ વિના જ (સત્ય હોય તેવા) દેખાતા અને માત્ર મનથી વિસ્તરેલા (પુત્ર, કલત્ર વગેરે) પદાર્થો (બીજી ક્ષણે) દેખાતા નથી. કર્મની વાસનાથી ચિંતન કરતા (મનુષ્યના) મનથી (જ) અનેક પ્રકારનાં કર્મો ઉત્પન્ન થાય છે.॥ ૨૪॥

मनोभवा मनोमात्रविजृम्भिताः। अत्र हेतुः— अर्थेन तात्त्विकस्वरूपेण विनैव दृश्यमानाः। तत्कुतः। यस्मात्क्षणान्तरे न दृश्यन्ते। तात्त्विकत्वे हि क्षणान्तरे बाधो न स्यात्। अतो मनोमात्र-विजृम्भितत्वेन स्वप्नादिवन्मिथ्याभूता इत्यर्थः।

'**મનોભવાઃ**' માત્ર મનથી વિસ્તરેલા– અહીં કારણ આપે છે— '**અર્થેન**' તાત્ત્વિક સ્વરૂપ વિના જ દેખાતા– તે કેવી રીતે? કારણ કે બીજી ક્ષણે દેખાતા નથી. તાત્ત્વિક સ્વરૂપ જ હોય તો બીજી ક્ષણે બાધ ન થાય. આથી માત્ર મનથી વિસ્તરેલા હોવાથી સ્વપ્નાદિની જેમ મિથ્યારૂપ છે, એમ અર્થ છે.

नन्वेते पुण्यापुण्यकृता इति मीमांसकाः प्राहुस्तत्कुतो मनोभवत्वं तत्राह—कर्मभिः

શંકા કરવામાં આવી છે કે મીમાંસકોના મત અનુસાર આ પદાર્થો પુણ્ય અને પાપને કારણે થયેલા છે. તો પછી તે મનથી કેવી રીતે ઉત્પન્ન થાય છે? તે માટે ઉત્તર આપે છે— '**કર્મભિઃ**'

कर्मवासनाभिरर्थान्ध्यायतः पुंसो मनस एव निमित्तात्कर्माण्यभवन्। पाठान्तरे कर्म *ईप्सिततममभिध्यायत इत्यर्थः। कर्मणोऽपि मनोभवत्त्वात्तत्साध्या अर्था अपि मनोभवा एवेति भावः ॥ २४ ॥

કર્મની વાસનાઓથી પદાર્થોનું ચિંતન કરતા મનુષ્યના મનના નિમિત્તથી જ કર્મો થાય છે. (**'कर्माभिध्यायतः'** એમ) પાઠાન્તરમાં અતિશય ઈષ્ટ એવા કર્મનું ચિંતન કરતા મનથી જ, એમ અર્થ છે. કર્મ પણ મનથી જ ઉત્પન્ન થયેલું હોવાથી તેનાથી પ્રાપ્ત થયેલા પદાર્થો પણ મનથી જ ઉત્પન્ન થયેલા છે, એવો ભાવ છે. ॥ ૨૪ ॥ (**'कर्तुरीप्सिततमं कर्म'** (પા. સૂ.–૧/૪/૪૯) કર્તા જેને પ્રાપ્ત કરવા અતિશય ઈચ્છે છે તે કર્મ છે, એમ અહીં પાણિનીસૂત્રનો ઉલ્લેખ છે.)

तदेवं ममतास्पदानां पुत्रादीनां दुःखादिहेतुत्वमुक्तं तत्र देहसम्बन्धो मूलमित्याह— **अयं हीति**।

આ પ્રમાણે મમતાના સ્થાનરૂપ પુત્ર વગેરે જે દુઃખાદિનાં કારણરૂપ કહેવાયા છે, તેમાં શરીરનો સંબંધ મૂળ છે, એમ કહે છે— **'अयं हि इति।'**

**अयं हि देहिनो देहो द्रव्यज्ञानक्रियात्मकः।**
**देहिनो विविधक्लेशसन्तापकृदुदाहृतः॥ २५**

(પંચ) મહાભૂતો, (પાંચ) જ્ઞાનેન્દ્રિયો, (પાંચ) કર્મેન્દ્રિયો અને ઈન્દ્રિયોના અધિષ્ઠાતા દેવતાઓના સ્વરૂપવાળો જીવાત્માનો આ દેહ જ જીવને અનેક પ્રકારના ક્લેશો તથા સંતાપ આપનાર કહેવાયો છે. ॥ ૨૫ ॥

हीत्यवधारणे। अयं द्रव्यज्ञानक्रियात्मकोऽधिभूताधिदैवाध्यात्मरूपो देह एव देहिनो देहोऽहमिति मन्यमानस्य देहिनो जीवस्य विविधान्क्लेशान् संतापांश्च करोतीति तथा ॥ २५ ॥

**'हि'** શબ્દ નિશ્ચયરૂપ છે. **'द्रव्यज्ञान-क्रियात्मकः'** મહાભૂતો, ઈન્દ્રિયોના અધિષ્ઠાતા દેવતાઓ તથા ઈન્દ્રિયોરૂપ જીવાત્માનો (આ) દેહ જ, જીવાત્માને– 'હું શરીર છું.' એમ માનતા **'देहिनः'** જીવને– અનેક પ્રકારના ક્લેશો તથા સંતાપ કરે તેવો છે. ॥ ૨૫ ॥

**तस्मात् स्वस्थेन मनसा विमृश्य गतिमात्मनः।**
**द्वैते ध्रुवार्थविश्रम्भं त्यजोपशममाविश॥ २६**

માટે સ્વસ્થ મનથી આત્મતત્ત્વનો વિચાર કરી દ્વૈત પદાર્થ ઉપર નિત્યત્વનો વિશ્વાસ ત્યજી દે અને શાંતિ ધારણ કર. ॥ ૨૬ ॥

स्वस्थेनाव्यग्रेण। गतिं तत्त्वम्। ध्रुवोऽयमर्थ इति विश्रम्भं विश्वासं प्रणयं वा त्यज। ततश्चोपशममाविशाश्रय॥ २६॥

**'स्वस्थेन'** અવ્યગ્ર, શાંત (ચિત્તે), **'गतिम्'** તત્ત્વનો– આ પદાર્થ નિત્ય છે એવો **'विश्रम्भम्'** વિશ્વાસ કે પ્રેમ છોડી દે અને પછી શાંતિ **'आविश'** ધારણ કર.॥ ૨૬॥

अङ्गिरसोपदिष्टं तत्त्वं परमेश्वरप्रसादं विना न प्राप्यत इति तत्प्रसादाय मन्त्रविद्यां नारद उपदिशति—**एतामिति**।

અંગિરા ઋષિએ ઉપદેશેલું તત્ત્વ પરમેશ્વરની કૃપા વિના પ્રાપ્ત ન થઈ શકે, તેથી તેમની કૃપા માટે નારદજી મંત્રવિદ્યાનો ઉપદેશ કરે છે— **'एताम् इति।'**

**नारद उवाच**

**एतां मन्त्रोपनिषदं प्रतीच्छ प्रयतो मम।**
**यां धारयन् सप्तरात्राद् द्रष्टा सङ्कर्षणं प्रभुम्॥ २७**

**નારદજી બોલ્યા** – આ મંત્રોપનિષદ તું મારી પાસેથી સંયમપૂર્વક (એકાગ્ર ચિત્તે) ગ્રહણ કર, કે જે ઉપનિષદને ધારણ કરતો તું સાત રાત્રિ પછી સંકર્ષણ ભગવાનનાં દર્શન કરીશ.॥ ૨૭॥

उपनिषण्णं परं श्रेयोऽस्यामित्युपनिषत्। मन्त्र एवोपनिषत्तां प्रतीच्छ गृहाण। द्रष्टा द्रक्ष्यति भवान्॥ २७॥

પાસે બેઠેલાને આમાં (જેમાં) પરમ શ્રેય(કલ્યાણ) સાધી આપે તે ઉપનિષદ છે. તેને **'प्रतीच्छ'** ગ્રહણ કર. **'द्रष्टा'** તું દર્શન કરીશ.॥ ૨૭॥

**यत्पादमूलमुपसृत्य नरेन्द्र पूर्वे**
**शर्वादयो भ्रममिमं द्वितयं विसृज्य।**
**सद्यस्तदीयमतुलानधिकं महित्वं**
**प्रापुर्भवानपि परं न चिरादुपैति॥ २८**

હે નરેન્દ્ર, જેમનાં ચરણકમળની પાસે જઈને (આશ્રય લઈને) પૂર્વેના કાળમાં ભગવાન શંકર વગેરે દ્વૈતરૂપ આ ભ્રાંતિ ત્યજીને, જેના સમાન ન હોય અને જેનાથી વધીને પણ ન હોય તેવા મહિમાને પામ્યા છે, (તેમના ચરણમૂળનો આશ્રય કરીને, તું પણ) તેમના શ્રેષ્ઠ મહિમાને શીઘ્ર પ્રાપ્ત કરીશ.॥ ૨૮॥

अतुलं च तदनधिकं च समानाधिकशून्यं परं महिमानं प्रापुः। उपैत्युपैष्यति॥ २८॥

**'अतुल-अनधिकम्'** તેના સમાન ન હોય અને તેનાથી વધીને પણ ન હોય તેવા શ્રેષ્ઠ મહિમાને પામ્યા છે. **'उपैति'** (તું પણ) પ્રાપ્ત કરીશ.॥ ૨૮॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां षष्ठस्कन्धे चित्रकेतुसान्त्वनं नाम पञ्चदशोऽध्यायः॥ १५॥

इति श्रीमद्भागवते महापुराणे षष्ठस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां पञ्चदशोऽध्यायः॥ १५॥

# अथ षोडशोऽध्यायः

## ચિત્રકેતુનો વૈરાગ્ય તથા સંકર્ષણદેવનાં દર્શન

षोडशे तत्सुतोक्त्यैव विशोकीकृत्य तं नृपम्।
आदिदेश महाविद्यां नारदः शेषतोषणीम्॥ १॥

તે રાજા ચિત્રકેતુને તેના પુત્રનાં વચનથી જ શોકરહિત કરીને નારદજીએ સંકર્ષણ ભગવાનને પ્રસન્ન કરનારી મહાવિદ્યાનો ઉપદેશ કર્યો, (તે કથા) સોળમા અધ્યાયમાં છે.॥ ૧॥

श्रीशुक उवाच

**अथ देवऋषी राजन् सम्परेतं नृपात्मजम्।**
**दर्शयित्वेति होवाच ज्ञातीनामनुशोचताम्॥ १**

શ્રીશુકદેવજી બોલ્યા – હે રાજા (પરીક્ષિત), ત્યાર પછી શોક કરતા સંબંધીઓને નારદ ઋષિએ મૃત રાજકુમારને (યોગબળથી જીવતો) દર્શાવીને આ પ્રમાણે કહ્યું.॥ ૧॥

आदौ तावत् तत्पुत्रमुखेनैव पितृपुत्रादि-सम्बन्धो मिथ्येति दर्शयितुं योगबलेन तमेव ज्ञातीनां दर्शयित्वा जीवात्मन्नित्याद्युवाच॥ १॥

પ્રથમ તેના (પોતાના) પુત્રના મુખે જ પિતા-પુત્ર વગેરે સંબંધ વસ્તુતઃ મિથ્યા છે એમ સ્વજનોને દર્શાવવા માટે તે રાજકુમારને યોગબળથી (જીવતો) દર્શાવીને 'હે જીવાત્મા, વગેરે...' (નારદજી) બોલ્યા.॥ ૧॥

**वंशीधरी**—देवऋषिरिह ह्रस्वविधानसामर्थ्यात् सन्ध्यभावः।

**'देवर्षिः'** ને બદલે અહીં **'देवऋषिः'** એમ સંધિનો અભાવ અનુષ્ટુપ છંદ માટેના હ્રસ્વના વિધાનના સામર્થ્યને કારણે છે. *

नारद उवाच

**जीवात्मन् पश्य भद्रं ते मातरं पितरं च ते।**
**सुहृदो बान्धवास्तप्ताः शुचा त्वत्कृतया भृशम्॥ २**
॥ २॥

નારદજી બોલ્યા – હે જીવાત્મા, તારું કલ્યાણ થાઓ! જો, તારાં માતા-પિતા, મિત્રો અને સ્વજનો તારે કારણે થયેલા શોકથી ખૂબ દુઃખી થઈ રહ્યાં છે.॥ ૨॥ ૨॥

---

* **'देवऋषिरिह ह्रस्वविधानसामर्थ्यात्सन्ध्यभावः'**–વંશીધરી **देवर्षि** ને બદલે અહીં **'देवऋषि'** એમ સંધિ નો અભાવ છે. વૃત્તશાસ્ત્રની પરિપાટી અનુસાર જો સંધિ કરવામાં આવે તો **'अथ देवर्षि राजन्'** પહેલા ચરણનો સાતમો અક્ષર **('ज')** હ્રસ્વ બને છે, જે બીજા અને ચોથામાં જ હ્રસ્વ હોવો જોઈએ. આ વિધાનના સામર્થ્યને કારણે **'अथ देवऋषी राजन्'** માં સંધિ ન કરવાથી **'रा'** સાતમો અક્ષર દીર્ઘ બને છે તે યોગ્ય છે. તેથી સંધિનો અભાવ છે. વળી, **'देवऋषी'**..... સંધિ ન કરવાથી અનુષ્ટુપ છંદના ચરણના આઠ અક્ષર પણ થાય છે. આ શ્લોક અનુસાર–

**श्लोके षष्ठं गुरु ज्ञेयं सर्वत्र लघु पञ्चमम्। द्विचतुःपादयोर्ह्रस्वं सप्तमं दीर्घमन्ययोः॥**

અર્થાત્ અનુષ્ટુપ છંદના બધા પદોમાં છઠ્ઠો અક્ષર ગુરુ તથા પાંચમો લઘુ હોય છે. સાતમો અક્ષર બીજા અને ચોથા ચરણમાં હ્રસ્વ હોય છે તથા પહેલા અને ત્રીજા ચરણમાં દીર્ઘ હોય છે.

**कलेवरं स्वमाविश्य शेषमायुः सुहृद्वृतः।**
**भुङ्क्ष्व भोगान् पितृप्रत्तानधितिष्ठ नृपासनम्॥ ३**

(તારા) પોતાના ખોળિયામાં પ્રવેશી જા અને સગાં-સંબંધીઓથી વીંટળાઈ તારું બાકીનું આયુષ્ય તથા પિતાએ આપેલા ભોગો ભોગવ અને રાજસિંહાસન ઉપર આરૂઢ થા.॥ ૩॥

शेषमवशिष्टमायुरस्ति। अपमृत्युना मृतत्वादित्यर्थः॥ ३॥

‘**शेषम्**’ આયુષ્ય બાકી છે, કારણ કે અપમૃત્યુથી તું મરણ પામ્યો છે, એમ અર્થ છે.॥ ૩॥

**जीव उवाच**

**कस्मिञ्जन्मन्यमी मह्यं पितरो मातरोऽभवन्।**
**कर्मभिर्भ्राम्यमाणस्य देवतिर्यङ्नृयोनिषु॥ ४**

જીવ બોલ્યો – કર્મોને કારણે દેવ, પશુ-પક્ષી અને મનુષ્ય યોનિઓમાં ભટકતા એવા મારા કયા જન્મમાં આ બધાં માતાપિતાઓ હતાં?॥ ૪॥

तदेव कलेवरं प्रविश्योत्थितो जीव उवाच। यद्वा अन्तराले प्रेतशरीरे स्थित्वेति ज्ञेयम्॥ ४॥

તે જ શરીરમાં પ્રવેશીને ઊઠેલો જીવ બોલ્યો અથવા વચ્ચેના પ્રેત શરીરમાં રહીને (બોલ્યો), એમ સમજવું.॥ ૪॥

मयि मृते पुत्रदृष्ट्या शोकश्चेच्छत्रुदृष्ट्या हर्षः किं न क्रियत इत्याशयेन सम्बन्धस्यानियतत्वमाह—

હું મૃત્યુ પામ્યો ત્યારે પુત્રની દૃષ્ટિએ જો શોક કરો છો, તો શત્રુની દૃષ્ટિએ હર્ષ કેમ નથી પામતા? આ આશયથી સંબંધોની અનિશ્ચિતતા જણાવે છે—

**बन्धुज्ञात्यरिमध्यस्थमित्रोदासीनविद्विषः।**
**सर्व एव हि सर्वेषां भवन्ति क्रमशो मिथः॥ ५**

બધા જ મનુષ્યો એક પછી એક બધા જ મનુષ્યોના સંબંધીઓ, જ્ઞાતિજનો, શત્રુઓ, તે (મિત્ર-શત્રુ) સિવાયના સાધારણ મનુષ્યો, મિત્રો, તટસ્થ રહેનારાઓ અને દ્વેષ કરનારાઓ બને છે.॥ ૫॥

बन्धवो विवाहादिभिः सम्बन्धिनः, ज्ञातयः सपिंडाः, अरयो घातकाः, मित्राणि रक्षकाः, मध्यस्था उभयव्यतिरिक्ताः साधारणाः, विद्विषो द्रव्यादिनिमित्तेन द्वेषिणः, उदासीनास्तद्व्यतिरिक्ता इति भेदः॥ ५॥

‘**बन्धवः**’ લગ્ન વગેરે દ્વારા થયેલા સંબંધીઓ, ‘**ज्ञातयः**’ સપિંડી જ્ઞાતિજનો, ‘**अरयः**’ ઘાત કરનારા, ‘**मित्राणि**’ રક્ષા કરનારા, ‘**मध्यस्थाः**’ આ બંને સિવાયના સાધારણ મનુષ્યો, ‘**विद्विषः**’ ધન વગેરેને કારણે દ્વેષ કરનારા, ‘**उदासीनाः**’ તે સિવાયના બાકી બધા તટસ્થ (નિષ્પક્ષ)– એ પ્રમાણે ભેદ છે.॥ ૫॥

कर्मभिर्भ्राम्यमाणत्वे दृष्टान्तः—

**यथा वस्तूनि पण्यानि हेमादीनि ततस्ततः।**
**पर्यटन्ति नरेष्वेवं जीवो योनिषु कर्तृषु॥ ६**

यथा पण्यानि क्रयविक्रयाद्यर्हाणि कर्तृषु व्यवहर्तृषु परिभ्रमन्ति। एवं जीवोऽपि योनिषु जनकेषु॥ ६॥

एकस्मिन्नपि जन्मनि सम्बन्धस्यानियतत्वं सदृष्टान्तमाह द्वाभ्याम्।

**नित्यस्यार्थस्य सम्बन्धो ह्यनित्यो दृश्यते नृषु।**
**यावद्यस्य हि सम्बन्धो ममत्वं तावदेव हि॥ ७**

नित्यस्य जीवतोऽप्यर्थस्य पश्वादेः। अनित्योऽनियतः। विक्रयादिना सम्बन्धनिवृत्तेः॥ ७॥

**एवं योनिगतो जीवः स नित्यो निरहङ्कृतः।**
**यावद्यत्रोपलभ्येत तावत्स्वत्वं हि तस्य तत्॥ ८**

एवं योनिगतः पित्रादिसम्बन्धं प्राप्तोऽपि स जीवो नित्यः। देहजन्मादिना तस्य जन्माद्यभावात्। अत एव वस्तुतो निरहङ्कृतोऽहमस्य पुत्र इत्यभिमानशून्यः। यत्र पित्रादौ सम्बन्धिनि

કર્મોથી ભટકતા હોવા માટેનું દૃષ્ટાંત—

જેમ સુવર્ણ વગેરે વેચવા-ખરીદવાની વસ્તુઓ અમુક વેપારી મનુષ્યો પાસેથી (બીજા વેપારી પાસે) આવતી-જતી રહે છે, તેવી જ રીતે જીવ (જુદી જુદી) યોનિઓમાં ભટકે છે.॥ ૬॥

જેમ '**पण्यानि**' વેચવા-ખરીદવાની વસ્તુઓ '**कर्तृषु**' વેપારીઓ પાસે આવતી-જતી રહે છે, એ જ રીતે જીવ પણ '**योनिषु**' (જુદા જુદા) પિતાઓમાં (જન્મ લે છે).॥ ૬॥

એક જન્મમાં પણ સંબંધ અસ્થાયી હોવા માટે દૃષ્ટાંત સહિત બે શ્લોકો વડે કહે છે.

મનુષ્યોમાં (પશુ વગેરે) નિત્ય અર્થાત્ જીવતા પદાર્થનો સંબંધ પણ અસ્થાયી જણાય છે. ખરેખર, જ્યાં સુધી જેની સાથે સંબંધ હોય છે, ત્યાં સુધી જ તેની સાથે મમતા હોય છે.॥ ૭॥

'**नित्यस्य**' પશુ વગેરે જીવતા પદાર્થનો પણ (સંબંધ) '**अनित्यः**' અસ્થાયી છે, (કારણ કે) વેચાણ વગેરે કર્યા પછી સંબંધ રહેતો નથી.॥ ૭॥

આ પ્રમાણે પિતા વગેરેના સંબંધને પ્રાપ્ત થયેલો અવિનાશી અને અહંકારરહિત એવો તે જીવ જે પિતા વગેરે સંબંધીઓ સાથે જ્યાં સુધી કર્મને વશ થઈને રહે છે, ત્યાં સુધી જ તે પિતા વગેરેનું તેમાં (પોતાનામાં) સ્વત્વ (મારાપણું) સમજે છે.॥ ૮॥

આ પ્રમાણે '**योनिगतः**' પિતા વગેરેની સાથે સંબંધ પ્રાપ્ત કર્યો હોવા છતાં તે જીવ અવિનાશી છે, કારણ કે દેહના જન્મ વગેરેથી જીવના જન્મ વગેરે નથી. આથી જ વસ્તુતઃ '**निरहङ्कृतः**' 'હું આનો પુત્ર છું.' એવા અભિમાનથી રહિત

यावदुपलभ्येत कर्मवशेन वर्तेत तावदेव तस्य पित्रादेस्तत्तस्मिन् स्वत्वं, न तु विक्रयादुत्तरकालमपि।

છે. **'यत्र'** જે પિતા વગેરે સંબંધીઓ સાથે જ્યાં સુધી **'उपलभ्येत'** કર્મને વશ થઈને રહે (છે), ત્યાં સુધી જ જીવ તે પિતા વગેરે સંબંધીઓનું તેમાં (પોતાનામાં) સ્વત્વ (મમત્વ) હોય છે. (જેમ) વેચાણ કર્યા પછી (સંબંધ ન રહે તેમ).

अथवैवं सम्बन्धः—यदुक्तं कलेवरं समाविश्येति तत्र तस्मिन् कलेवरे ममेदानीं स्वत्वं निवृत्तमिति सदृष्टान्तमाह—नित्यस्य चिरकालावस्थायिनः सुवर्णादेः। योनिगतो देहं प्रविष्टः। यत्र देहे। तस्य जीवस्य तत्तस्मिन् देहे स्वत्वम्। न तु मरणोत्तरकालमपीत्यर्थः। शेषं समानम्॥ ८॥

અથવા સંબંધ આવો હોય છે— જે કહેવામાં આવ્યું કે 'શરીરમાં પ્રવેશીને' (શ્લોક-૩) એટલે **'तत्र'** તે શરીરમાં હવે મારું પોતાપણું (મમત્વ) દૂર થઈ ગયું છે. તે વાત દૃષ્ટાંત સહિત કહે છે—**'नित्यस्य'** લાંબા સમય સુધી રહેનાર સોના વગેરેનો (સંબંધ વેચાણ પછી વેચનાર સાથે ન રહે તેમ) **'योनिगतः'** દેહમાં પ્રવેશેલો, **'यत्र'** જ્યાં– દેહમાં **'तस्य'** તે જીવનું **'तत्'** તે સ્વત્વ (મમત્વ) હોતું નથી, પરંતુ મરણ પછી પણ સ્વત્વ (મમત્વ) હોતું નથી, એમ અર્થ છે. બાકીનું સમાન છે.॥ ૮॥

जीवस्य नित्यत्वं साधयति—**एष नित्यः**। तत्र हेतुः।

જીવનું નિત્યત્વ સિદ્ધ કરે છે— **'एषः नित्यः**।' તે માટે કારણ આપે છે.

**एष नित्योऽव्ययः सूक्ष्म एष सर्वाश्रयः स्वदृक्।**
**आत्ममायागुणैर्विश्वमात्मानं सृजति प्रभुः॥ ९**

આ જીવ નિત્ય છે, ક્ષયરહિત છે, સૂક્ષ્મ અર્થાત્ જન્માદિથી રહિત છે. (જન્માદિ ધારણ કરનાર દેહાદિના આશ્રયરૂપ હોવાથી) આ સર્વાશ્રય અને સ્વયંપ્રકાશ છે. ઈશ્વરરૂપ હોવાથી પોતાની માયાના ગુણોથી પોતાને વિશ્વરૂપે સર્જે છે.॥ ૯॥

अव्ययोऽपक्षयशून्यः। तत्कुतः, सूक्ष्मो जन्मादिशून्यः। तच्च कुतः, सर्वाश्रयो जन्मादिमतो देहादेराश्रयो न तु देहादिरूपः। यतः स्वदृक् स्वप्रकाशः। सर्वाश्रयत्वमुपपादयति। आत्मनो

**'अव्ययः'** નાશરહિત છે. તે કેવી રીતે? (કારણ કે જીવ) **'सूक्ष्मः'** અત્યંત સૂક્ષ્મ હોવાથી જન્માદિ વગરનો છે. તે પણ કેવી રીતે? જન્માદિ ધારણ કરનાર જીવ દેહાદિના આશ્રયરૂપ છે, પરંતુ દેહાદિરૂપ નથી, કારણ કે **'स्वदृक्'** સ્વયંપ્રકાશ છે. જીવ સર્વના આશ્રયરૂપ છે તે સિદ્ધ કરે છે. પોતાની માયાના ગુણોથી પોતાને

मायाया गुणैरात्मानमेव विश्वं विश्वात्मकं सृजति। 'तदात्मानं स्वयमकुरुत' इति श्रुतेः। उपादान–कारणत्वात्सर्वाश्रय इत्यर्थः। जीवस्य वस्तुतो ब्रह्मत्वाद्ब्रह्मण एव चिच्छक्तिविशिष्टस्येश्वरत्वेन स्रष्टृत्वाज्जीवः। सृजतीति वाचोयुक्तिः।

જ '**विश्वम्**' વિશ્વરૂપે સર્જે છે. 'તે સમયે તેણે પોતે પોતાના આત્માને જ જગતરૂપે સર્જ્યો.' (તૈત્તિ.ઉપ.૨/૭) એમ શ્રુતિ છે. ઉપાદાન કારણરૂપ હોવાથી સર્વનો આશ્રય છે, એમ અર્થ છે. જીવ તત્ત્વતઃ બ્રહ્મરૂપ હોવાથી બ્રહ્મ જ ચિચ્છક્તિવિશિષ્ટ ઈશ્વરરૂપ છે, તેથી સ્રષ્ટૃત્વ હોવાથી જીવ સર્જન કરે છે, એમ કહી શકાય. જીવ સર્જન કરે છે, એ વાણીનો વ્યવહાર છે.

यद्वा स्वकर्मद्वारा सृष्टिनिमित्तत्वेन स्रष्टृत्वं भोग्यस्य च सर्वस्य भोक्त्राश्रयत्वात्सर्वाश्रयत्वं चोक्तमिति द्रष्टव्यम्॥ ९॥

(જો કોઈ શંકા કરે કે 'બ્રહ્મ નિરીહ, નિષ્કલ, શાંત છે.' એવી શ્રુતિ હોવાથી બ્રહ્મમાં સ્રષ્ટૃત્વની સંગતિ નથી, તે માટે કહે છે– વં.) અથવા પોતાના કર્મ દ્વારા જીવ સૃષ્ટિના નિમિત્તરૂપ હોવાથી જીવમાં સ્રષ્ટૃત્વ છે અને સર્વ ભોગ્ય પદાર્થનું ભોક્તૃ-આશ્રયત્વ હોવાથી સર્વાશ્રયત્વ કહેવાયું છે, એમ સમજવું.॥ ૯॥

यदुक्तं सुहृद्वृत इति सुहृदो बान्धवास्तप्ता इति च तत्राप्याह—**न ह्यस्येति**। तत्र हेतुः—

જે કહેવામાં આવ્યું કે '**सुहृद्वत्**' (શ્લોક-૩) અને '**बान्धवास्तप्ताः**' (શ્લોક-૨), તે માટે પણ ઉત્તર આપે છે— '**न हि अस्य इति**।' તે માટે કારણ આપે છે—

**न ह्यस्यातिप्रियः कश्चिन्नाप्रियः स्वः परोऽपि वा।**
**एकः सर्वधियां द्रष्टा कर्तॄणां गुणदोषयोः॥ १०**

આ જીવનો ન તો કોઈ અત્યંત પ્રિય છે કે ન કોઈ અપ્રિય છે. ન કોઈ પોતાનો છે, ન કોઈ પારકો છે, (કારણ કે) તે પોતાનું હિત કે અહિત કરનારાઓની જુદી જુદી સર્વ બુદ્ધિવૃત્તિઓનો કેવળ (એકલો) અસંગ સાક્ષી છે.॥ ૧૦॥

एकः सुहृदादिसङ्गरहितः। तत्कुतः, गुणदोषयोर्हिताहितयोः कर्तॄणां मित्रादीनां याः सर्वा धियो विचित्रा बुद्धयस्तासां द्रष्टा साक्षी ॥ १०॥

'**एकः**' સુહૃદ્ વગેરેની આસક્તિથી રહિત એકલો છે. તે કેવી રીતે? '**गुणदोषयोः**' હિત કે અહિત કરનારા મિત્રો વગેરેની જે '**सर्वा धियाः**' જુદી જુદી સર્વ બુદ્ધિવૃત્તિઓ છે, તેનો '**द्रष्टा**' સાક્ષી છે.॥ ૧૦॥

यथोक्तं भुङ्क्ष्व भोगानित्यादि तत्राप्याह—**नादत्त इति।**

**नादत्त आत्मा हि गुणं न दोषं न क्रियाफलम्।**
**उदासीनवदासीनः परावरदृगीश्वरः॥ ११**

गुणं सुखम्। दोषं दुःखम्। क्रियाफलं च राज्यादिकम्। उदासीनत्वे हेतुः—परावरदृक् कारणस्य कार्यस्य च साक्षी न तु भोक्ता। यत ईश्वरो देहादिपारतन्त्र्यशून्यः। अत एवंभूतस्य मम च युष्माकं च सम्बन्धाभावाच्छोकं मा कुरुतेति वाक्यार्थः॥ ११॥

**श्रीशुक उवाच**

**इत्युदीर्य गतो जीवो ज्ञातयस्तस्य ते तदा।**
**विस्मिता मुमुचुः शोकं छित्त्वाऽऽत्मस्नेहशृङ्खलाम्॥ १२**

**निर्हृत्य ज्ञातयो ज्ञातेर्देहं कृत्वोचिताः क्रियाः।**
**तत्यजुर्दुस्त्यजं स्नेहं शोकमोहभयार्तिदम्॥ १३**

॥ १२॥ १३॥

**बालघ्न्यो व्रीडितास्तत्र बालहत्याहतप्रभाः।**
**बालहत्याव्रतं चेरुर्ब्राह्मणैर्यन्निरूपितम्।**
**यमुनायां महाराज स्मरन्त्यो द्विजभाषितम्॥ १४**

જેમ કહેવામાં આવ્યું કે '**भुङ्क्ष्व भोगान्**' વગેરે (શ્લોક-૩), તે માટે પણ ઉત્તર આપે છે— '**न-आदत्ते इति।**'

આત્મા કાર્ય-કારણનો સાક્ષી છે તથા દેહાદિની પરતંત્રતાથી રહિત, ઉદાસીનની જેમ સ્થિત રહે છે, તેથી ગુણ-દોષ અને કર્મફળને ગ્રહણ જ નથી કરતો.॥ ૧૧॥

'**गुणम्**' સુખને, '**दोषम्**' દુઃખને તથા '**क्रियाफलम्**' રાજ્યાદિ કર્મફળને (સ્વીકારતો નથી). ઉદાસીન હોવા માટેનું કારણ— '**पर-अवर-दृक्**' કારણ અને કાર્યનો સાક્ષી છે પરંતુ ભોક્તા નથી, કારણ કે '**ईश्वरः**' દેહાદિની પરતંત્રતાથી રહિત છે. આથી આવા ઉદાસીન એવા મારી સાથે તમારો સંબંધ ન હોવાથી તમે શોક ન કરો, એમ વાક્યાર્થ છે.॥ ૧૧॥

શ્રીશુકદેવજી બોલ્યા – એમ કહીને જીવ ચાલ્યો ગયો, ત્યારે વિસ્મિત થયેલા તેના કુટુમ્બીજનોએ પોતાની સ્નેહરૂપી સાંકળ કાપીને શોકનો ત્યાગ કર્યો.॥ ૧૨॥

(ત્યાર પછી ચિત્રકેતુ વગેરે) કુટુંબીજનોએ પોતાના કુટુંબી (મૃત) બાળકના દેહનો અગ્નિસંસ્કાર કરીને તથા યોગ્ય ઉત્તરક્રિયા કરીને શોક, મોહ, ભય અને દુઃખ આપનાર દુસ્ત્યજ સ્નેહનો ત્યાગ કર્યો.॥ ૧૩॥ ૧૨॥ ૧૩॥

હે મહારાજ પરીક્ષિત, લજ્જિત થયેલી અને બાળહત્યાથી શ્રીહીન થયેલી બાળહત્યારી રાણીઓએ ત્યારે યમુનાકિનારે દ્વિજ અંગિરા ઋષિના ઉપદેશનું સ્મરણ કરતાં, બ્રાહ્મણો દ્વારા જે કહેવામાં આવ્યું હતું તે બાળહત્યાનું (પ્રાયશ્ચિત્તરૂપ) વ્રત કર્યું.॥ ૧૪॥

द्विजभाषितमङ्गिरसा प्रोक्तं पुत्रादीनां दुःखहेतुत्वं स्मरन्त्यः। पुत्रकामनाशून्या निर्मत्सराः सत्य इति भावः॥ १४॥

**'द्विजभाषितम्'** બ્રાહ્મણ અંગિરા દ્વારા કહેવામાં આવેલ પુત્ર વગેરે દુ:ખના કારણરૂપ છે, તેનું સ્મરણ કરતી– પુત્રની ઈચ્છાથી રહિત અને મત્સરરહિત થઈને (વ્રત કર્યું), એવો ભાવ છે.॥ ૧૪॥

निबिडपङ्कतुल्यं गृहं विहाय निष्क्रमणमति– धीरस्य तस्यैव योग्यं नान्यस्येति सदृष्टान्तमाह— **स इत्थमिति**।

ગાઢ કીચડ જેવા ઘરને છોડીને બહાર નીકળી જવું એ અતિ ધૈર્યવાન એવા તે રાજાને માટે જ યોગ્ય છે, બીજા માટે નહીં, એ વાત દૃષ્ટાંત સાથે કહે છે—

**स इत्थं प्रतिबुद्धात्मा चित्रकेतुर्द्विजोक्तिभिः।**
**गृहान्धकूपान्निष्क्रान्तः सरःपङ्कादिव द्विपः॥ १५**

આ પ્રમાણે ભૂદેવોનાં (નારદજી અને અંગિરા ઋષિનાં) વચનોથી જેનું અંત:કરણ જાગૃત થયું તેવો ચિત્રકેતુ, તળાવના કીચડમાંથી જેમ હાથી બહાર નીકળે તેમ ઘરરૂપી અંધારા કૂવામાંથી બહાર નીકળી ગયો.॥ ૧૫॥

सरसः पङ्काद् द्विपो गज इव॥ १५॥

તળાવના કીચડમાંથી **'द्विपः'** જેમ હાથી (બહાર નીકળે) તેમ!॥ ૧૫॥

**कालिन्द्यां विधिवत् स्नात्वा कृतपुण्यजलक्रियः।**
**मौनेन संयतप्राणो ब्रह्मपुत्राववन्दत॥ १६**

યમુનાજીમાં વિધિપૂર્વક સ્નાન કરી, પિતૃતર્પણાદિ (ધાર્મિક) ક્રિયાઓ કરી, સંયત ઈન્દ્રિયોવાળા રાજાએ મૌનપૂર્વક બ્રહ્માજીના પુત્રો નારદજી તથા અંગિરા ઋષિને (ચરણોમાં) વંદન કર્યાં.॥ ૧૬॥

कृताः पुण्यजलक्रियाः पितृतर्पणाद्या येन। संयतप्राणो नियतेन्द्रियः॥ १६॥

કરી છે **'पुण्यजलक्रियाः'** પિતૃતર્પણ વગેરે ક્રિયાઓ જેણે, **'संयतप्राणः'** સંયત ઈન્દ્રિયોવાળા રાજાએ॥ ૧૬॥

**अथ तस्मै प्रपन्नाय भक्ताय प्रयतात्मने।**
**भगवान्नारदः प्रीतो विद्यामेतामुवाच ह॥ १७**
॥ १७॥

પછી શરણાગત, સંયત અંત:કરણવાળા, ભગવદ્ભક્ત એવા તે રાજાને પ્રસન્ન થયેલા ભગવાન નારદે આ વિદ્યાનો ઉપદેશ કર્યો. ॥ ૧૭॥ ૧૭॥

**ॐ नमस्तुभ्यं भगवते वासुदेवाय धीमहि।**
**प्रद्युम्नायानिरुद्धाय नमः सङ्कर्षणाय च॥ १८**

ૐકારસ્વરૂપ આપ ભગવાનને નમસ્કાર હો. (ચિત્ત, બુદ્ધિ, મન અને અહંકારના અધિષ્ઠાતા) વાસુદેવ, પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ અને સંકર્ષણ ભગવાનનું અમે ધ્યાન ધરીએ (છીએ) અને (મનથી) નમસ્કાર કરીએ છીએ.॥ ૧૮॥

नमो धीमहि ध्यायेम। मनसा नमस्याम इत्यर्थः ॥ १८ ॥

नमस्कार हो. **'धीमहि'** ध्यान करीએ. (विध्यर्थ) मनथी नमस्कार करीએ छीએ, એम अर्थ छे. ॥ १८ ॥

**नमो विज्ञानमात्राय परमानन्दमूर्तये।**
**आत्मारामाय शान्ताय निवृत्तद्वैतदृष्टये॥ १९**

કેવળ અનુભવસ્વરૂપ, પરમ આનંદમૂર્તિ, સ્વરૂપભૂત આનંદમાં રમણ કરનાર, (પરમ) શાંત તથા જેમની દ્વૈતદૃષ્ટિ દૂર થઈ છે તેવા આપને નમસ્કાર. ॥ ૧૯ ॥

निवृत्ता द्वैतदृष्टिर्यस्मात्॥ १९ ॥

જેમનામાંથી દ્વૈતદૃષ્ટિ દૂર થઈ છે ॥ ૧૯ ॥

**आत्मानन्दानुभूत्यैव न्यस्तशक्त्यूर्मये नमः।**
**हृषीकेशाय महते नमस्ते विश्वमूर्तये॥ २०**

સ્વરૂપભૂત આનંદના અનુભવથી જ જેમણે માયાશક્તિના (રાગદ્વેષાદિ) તરંગો દૂર કર્યા છે તેમને નમસ્કાર હો. ઈન્દ્રિયોના નિયંતા, મહાન (વિરાટ) વિશ્વમૂર્તિ એવા આપને નમસ્કાર. ॥ ૨૦ ॥

न्यस्ता निरस्ताः शक्त्यूर्मयो मायानिमित्ता रागद्वेषादयो येन॥ २० ॥

**'न्यस्ताः'** દૂર કર્યા છે. **'शक्ति-ऊर्मयः'** માયાને કારણે થતા રાગદ્વેષાદિ તરંગો જેમણે ॥ ૨૦ ॥

**वचस्युपरतेऽप्राप्य य एको मनसा सह।**
**अनामरूपश्चिन्मात्रः सोऽव्यान्नः सदसत्परः॥ २१**

મનની સાથે જ્યારે વાણી (વગેરે ઈન્દ્રિયો) જેમને પ્રાપ્ત ન કરતાં અટકી જાય છે, ત્યારે નામ-રૂપથી રહિત અને કાર્ય-કારણથી પર એવું જે એક ચૈતન્યમાત્ર (પ્રકાશે) છે, તે અમારું રક્ષણ કરો. ॥ ૨૧ ॥

मनसा सह वचस्यप्राप्योपरते सति य एक एव प्रकाशते। वचसीति सर्वेन्द्रियोपलक्षणम्। सोऽस्मानव्यात्। सदसत्परः कार्यकारणयोः कारणम् ॥ २१ ॥

મનની સાથે વાણી જેમને પ્રાપ્ત ન કરતાં અટકી જાય છે, ત્યારે જે એક જ પ્રકાશે છે. **'वचसि'** એ સર્વ ઈન્દ્રિયોને સૂચવે છે. તે અમારું **'अव्यात्'** રક્ષણ કરો. **'सत्-असत्-परः'** કાર્ય-કારણથી પર પરમ કારણરૂપ (પરમાત્મા) ॥ ૨૧ ॥

तदेवाह—**यस्मिन्निति**।

(તે સર્વના કારણરૂપ છે,) તે જ કહે છે— **'यस्मिन् इति।'**

**यस्मिन्निदं यतश्चेदं तिष्ठत्यप्येति जायते।**
**मृण्मयेष्विव मृज्जातिस्तस्मै ते ब्रह्मणे नमः॥ २२**

આ (કાર્ય-કારણરૂપ) જગત જેમાંથી ઉત્પન્ન થાય છે, જેમનામાં સ્થિતિ કરે છે અને જેમનામાં લય પામે છે તથા માટીના પદાર્થોમાં (વ્યાપેલી) માટીની જેમ જે (ઓતપ્રોત, અનુસ્યૂત) રહેલા છે, તે બ્રહ્મસ્વરૂપ આપને નમસ્કાર હો. ॥ ૨૨ ॥

यस्मिन्निदं कार्यकारणं तिष्ठत्यप्येति च, यतश्च जायते, मृण्मयेषु घटादिषु मृज्जाति-र्मृण्मात्रमिव सर्वानुस्यूतं यत्तस्मै॥ २२॥

જેમનામાં આ કાર્ય-કારણરૂપ જગત સ્થિતિ કરે છે અને લય પામે છે તથા જેમાંથી ઉત્પન્ન થાય છે. માટીના ઘડા વગેરે પદાર્થોમાં '**मृद्-जातिः**' માટીપણાની જેમ સર્વમાં જે વ્યાપેલા છે તેમને (નમસ્કાર).॥૨૨॥

ननु सर्वानुस्यूतं चेन्मृज्जातिवत्प्रतीयेत कथं मनोवचसोरप्राप्तिस्तत्राह।

શંકા કરવામાં આવી છે કે જો તે બ્રહ્મ સર્વમાં વ્યાપ્ત છે તો માટીપણાની જેમ પ્રતીત થાય. તે મન અને વાણીથી અપ્રાપ્ય કેવી રીતે હોય? તે માટે ઉત્તર આપે છે.

**यन्न स्पृशन्ति न विदुर्मनोबुद्धीन्द्रियासवः।**
**अन्तर्बहिश्च विततं व्योमवत्तन्नतोऽस्म्यहम्॥ २३**

આકાશની જેમ જે અંદર અને બહાર વ્યાપેલા છે, (છતાં પણ) મન, બુદ્ધિ અને જ્ઞાનેન્દ્રિયો જેમને (જ્ઞાનશક્તિથી) જાણી શકતાં નથી અને પ્રાણો (તથા કર્મેન્દ્રિયો ક્રિયાશક્તિથી) જેમનો સ્પર્શ કરી શકતાં નથી (તે બ્રહ્મને) હું નમસ્કાર કરું છું.॥૨૩॥

यद्ब्रह्म व्योमवद्विततमपि। असवः प्राणाः क्रियाशक्त्या न स्पृशन्ति। मनआदीनि च ज्ञानशक्त्या न विदुः। तद्ब्रह्म नतोऽस्मि॥ २३॥

જે બ્રહ્મ આકાશની જેમ વ્યાપેલું હોવા છતાં પણ (પ્રતીત થતું નથી), '**असवः**' પ્રાણો ક્રિયાશક્તિથી (જેમનો) સ્પર્શ કરી શકતા નથી, મન વગેરે જ્ઞાનશક્તિથી (જેમને) જાણી શકતા નથી, તે બ્રહ્મને હું નમસ્કાર કરું છું.॥૨૩॥

तेषां तदज्ञाने हेतुमाह—

તે મન વગેરે તે બ્રહ્મને જાણી શકતાં નથી, તે માટેનું કારણ કહે છે—

**देहेन्द्रियप्राणमनोधियोऽमी**
**यदंशविद्धाः प्रचरन्ति कर्मसु।**
**नैवान्यदा लोहमिवाप्रतप्तं**
**स्थानेषु तद् द्रष्ट्रपदेशमेति॥ २४**

આ દેહ, ઇન્દ્રિયો, પ્રાણ, મન તથા બુદ્ધિ જે ચૈતન્યના અંશ દ્વારા સામર્થ્ય પ્રાપ્ત કરે છે તથા (જાગ્રત અને સ્વપ્નાવસ્થામાં) પોતપોતાના વિષયોમાં પ્રવૃત્ત થાય છે પણ બીજી (સુષુપ્તિ અને મૂર્છાની) અવસ્થામાં તપ્યા વગરના લોખંડની જેમ (દઝાડતું નથી તેમ) તેઓ પોતપોતાના વિષયોમાં પ્રવૃત્ત થતાં નથી. જાગ્રત વગેરે અવસ્થાઓમાં તે બ્રહ્મ જ દ્રષ્ટા કે જીવ એવી સંજ્ઞા પામે છે.॥૨૪॥

देहेन्द्रियादयोऽमी यदंशविद्धा यच्चैतन्यांशेनाविष्टाः सन्तः कर्मसु स्वस्वविषयेषु प्रचरन्ति जाग्रत्स्वप्नयोः।

આ દેહ, ઈન્દ્રિયો વગેરે '**यत्-अंशविद्धाः**' જે ચૈતન્યના અંશ દ્વારા સામર્થ્ય પ્રાપ્ત કરે છે તથા જાગ્રત અને સ્વપ્નાવસ્થામાં પોતપોતાના '**कर्मसु**' વિષયોમાં પ્રવૃત્ત થાય છે.

अन्यदा सुषुप्तिमूर्च्छादौ नैव प्रचरन्ति। यथा अप्रतप्तं लोहं न दहति।

'**अन्यदा**' બીજી, સુષુપ્તિ અને મૂર્ચ્છા વગેરે અવસ્થાઓમાં પ્રવૃત્ત થતાં નથી. જેમ તપ્યા વગરનું લોખંડ દઝાડતું નથી. (તેમ ચૈતન્યાંશથી યુક્ત ન થવાને કારણે દેહાદિ પોતપોતાનું કામ કરવામાં અસમર્થ થઈ જાય છે.)

अतो यथा लोहमग्निशक्त्यैव दाहकं सदग्निं विना न दहत्येवं ब्रह्मगतज्ञानक्रियाशक्तिभ्यां प्रवर्तमाना देहादयस्तन्न स्पृशन्ति न विदुश्चेति भावः।

આથી જેમ લોખંડ અગ્નિની શક્તિથી જ દઝાડનારું બને છે, અગ્નિ વિના બાળતું જ નથી, એમ બ્રહ્મમાં રહેલી જ્ઞાનશક્તિ અને ક્રિયાશક્તિથી દેહાદિ પ્રવૃત્ત થાય છે. દેહાદિ તે બ્રહ્મને સ્પર્શ કરી શકતાં નથી, જાણતાં પણ નથી, એવો ભાવ છે.

जीवस्तर्हि द्रष्टृत्वाज्जानातु नेत्याह— स्थानेषु जाग्रदादिषु द्रष्ट्रपदेशं द्रष्टृसंज्ञां तदेवैति प्राप्नोति नान्यो जीवो नामास्ति। 'नान्योऽतोऽस्ति द्रष्टा' इत्यादि श्रुतेः।

તો પછી દ્રષ્ટા હોવાથી જીવ તે બ્રહ્મને જાણી લે. તો તે માટે ના કહે છે. જાગ્રત વગેરે '**स्थानेषु**' અવસ્થાઓમાં '**तद् एव**' તે પરબ્રહ્મ જ '**द्रष्टृ-अपदेशम्**' દ્રષ્ટા કે જીવ, એવી સંજ્ઞા '**एति**' પ્રાપ્ત કરે છે. જીવ નામનું બીજું કાંઈ છે જ નહીં. 'બ્રહ્મ વિના બીજો કોઈ દ્રષ્ટા નથી.' (બૃહદા.ઉપ.૧/૭/૨૩ માં આ જ અર્થ દર્શાવતી '**नान्योऽतोऽस्ति द्रष्टा**') શ્રુતિ છે.

यद्वा द्रष्ट्रपदेशं द्रष्टृसंज्ञं जीवमपि तदेवैति जानाति न तु जीवस्तज्जानातीत्यर्थः।

અથવા '**द्रष्टृ-अपदेशम्**' દ્રષ્ટા નામના જીવને પણ તે પરબ્રહ્મ જ '**एति**' જાણે છે, પરંતુ જીવ તે બ્રહ્મને જાણતો નથી, એમ અર્થ છે.

तदुक्तं हंसगुह्यस्तोत्रे 'देहोऽसवोऽक्षा' इत्यादि॥ २४॥

હંસગુહ્ય સ્તોત્રમાં તે જ કહેવામાં આવ્યું છે. 'દેહ, પ્રાણ, ઈન્દ્રિયો, અંતઃકરણ, પંચમહાભૂતો, (શબ્દાદિ પાંચ) વિષયો (આ સર્વ જડ પદાર્થો) પોતાના સ્વરૂપને, દશ્ય ઈન્દ્રિય-વર્ગને તથા તે બંનેથી પર ઈન્દ્રિયોના દેવતાઓને જાણી શકતા

**ॐ नमो भगवते महापुरुषाय महानुभावाय महाविभूतिपतये सकलसात्वतपरिवृढनिकर-करकमलकुड्मलोपलालितचरणारविन्दयुगल परम परमेष्ठिन्नमस्ते॥ २५॥**

सकला ये सात्वतपरिवृढास्तेषां निकरः समूहस्तस्य करकमलानां कुड्मलैर्मुकुलैरुप-लालितं चरणारविंदयुगलं यस्य तस्य संबोधनम्। परम उत्कृष्ट। परमेष्ठिन् सर्वेश्वर॥ २५॥

**श्रीशुक उवाच**

**भक्तायैतां प्रपन्नाय विद्यामादिश्य नारदः।**
**ययावङ्गिरसा साकं धाम स्वायम्भुवं प्रभो॥ २६**

पूर्वं सनारदोऽङ्गिरा आजगामेत्यङ्गिराः प्राधान्येनोक्तः। चित्रकेतोः पुत्रप्रदत्वेन तस्य पृथगुक्तत्वात्। इह तु नारदोऽङ्गिरसा साकं ययाविति नारदस्य प्राधान्यनिर्देशः। तदुपदेशेन तस्य वैराग्योत्पत्तेः। प्रभो हे समर्थ॥ २६॥

નથી, પરંતુ જીવ તો (આ) સર્વને તથા તેમના મૂળ કારણરૂપ ગુણોને પણ જાણે છે. તે સર્વ જાણનાર હોવા છતાં પણ જીવ જે સર્વજ્ઞને નથી જાણતો, તે અનંતની હું સ્તુતિ કરું છું.' (શ્રીમદ્ભા.૬/૪/૨૫)॥ ૨૪॥

ૐકારસ્વરૂપ, મહાપ્રભાવશાળી, મહાવિભૂતિ-પતિ, મહાપુરુષ ભગવાનને નમસ્કાર હો. સકળ ભક્તોમાં (સનકાદિ જેવા) શ્રેષ્ઠ ભક્તોનો સમુદાય પોતાનાં કરકમળોની કળીઓથી જેમના ચરણારવિંદયુગલની સેવામાં સંલગ્ન રહે છે, એવા હે સર્વોત્કૃષ્ટ સર્વેશ્વર, આપને નમસ્કાર. ॥ ૨૫॥

જે સકળ શ્રેષ્ઠ ભક્તો છે તેમનો '**निकरः**' સમુદાય, તેમનાં કરકમળોની '**कुड्मलैः**' કળીઓથી સેવાતું ચરણારવિંદયુગલ જેમનું છે તેવા– તેમનું સંબોધન છે— '**हे परम**' હે સર્વોત્કૃષ્ટ! '**परमेष्ठिन्**' હે સર્વેશ્વર!॥ ૨૫॥

શ્રીશુકદેવજી બોલ્યા – હે સમર્થ (પરીક્ષિત), દેવર્ષિ નારદ શરણાગત ભક્ત ચિત્રકેતુને આ વિદ્યાનો ઉપદેશ કરીને મહર્ષિ અંગિરા સાથે સ્વયંભૂ બ્રહ્માજીના ધામમાં પધાર્યા.॥ ૨૬॥

પૂર્વે નારદજી સાથે અંગિરા ઋષિ પધાર્યા, એમ અંગિરા ઋષિનો પ્રાધાન્યપૂર્વક ઉલ્લેખ કરાયો હતો, કારણ કે ચિત્રકેતુને પુત્ર પ્રદાન કરનાર હોવાથી તેમનો જુદો ઉલ્લેખ કરાયો હતો. પરંતુ અહીં નારદજી અંગિરા ઋષિ સાથે પધાર્યા, એમ નારદજીના પ્રાધાન્યનો નિર્દેશ છે, કારણ કે તેમના ઉપદેશથી તે ચિત્રકેતુને વૈરાગ્ય ઉત્પન્ન થયો. '**प्रभो**' હે સમર્થ (પરીક્ષિત)!॥ ૨૬॥

**चित्रकेतुस्तु विद्यां तां यथा नारदभाषिताम्।**
**धारयामास सप्ताहमब्भक्षः सुसमाहितः॥ २७**

यथा यथावद्धारयामास॥ २७॥

દેવર્ષિ નારદ દ્વારા ઉપદિષ્ટ તે વિદ્યાનું, જેમ આજ્ઞા કરી હતી તેમ, રાજા ચિત્રકેતુએ સાત દિવસ સુધી (કેવળ) જળનું ભક્ષણ કરીને ખૂબ એકાગ્રતાપૂર્વક અનુષ્ઠાન કર્યું.॥ ૨૭॥

**'यथा'** જેમ આજ્ઞા કરી હતી તેમ અનુષ્ઠાન કર્યું.॥ ૨૭॥

**ततश्च सप्तरात्रान्ते विद्यया धार्यमाणया।**
**विद्याधराधिपत्यं स लेभेऽप्रतिहतं नृप॥ २८**

विद्याधराधिपत्यं चावान्तरफलं लेभे। अप्रतिहतमस्खलितम्॥ २८॥

હે રાજા, તદનન્તર ધારણ કરાયેલી તે વિદ્યાથી સાત રાત્રિ પછી તે રાજા ચિત્રકેતુએ વિદ્યાધરોનું અખંડ આધિપત્ય પ્રાપ્ત કર્યું.॥ ૨૮॥

વિદ્યાધરોનું આધિપત્ય પ્રાપ્ત થયું, એ ગૌણ ફળ મળ્યું. **'अप्रतिहतम्'** અસ્ખલિત, અખંડ॥ ૨૮॥

**ततः कतिपयाहोभिर्विद्ययेद्धमनोगतिः।**
**जगाम देवदेवस्य शेषस्य चरणान्तिकम्॥ २९**

कतिपयैरहोभिः विद्ययेद्धेन दीप्तेन मनसा गतिर्यस्य॥ २९॥

ત્યાર પછી કેટલાક દિવસો વીત્યે વિદ્યા વડે પ્રદીપ્ત થયેલા મનની ગતિવાળો (રાજા) દેવાધિદેવ શેષ ભગવાનના ચરણ પાસે ગયો. ॥ ૨૯॥

કેટલાક દિવસો પછી, વિદ્યાથી **'इद्धेन'** પ્રદીપ્ત થયેલા મનથી ગતિ છે જેની॥ ૨૯॥

**मृणालगौरं शितिवाससं स्फुरत्**
**किरीटकेयूरकटित्रकङ्कणम् ।**
**प्रसन्नवक्त्रारुणलोचनं वृतं**
**ददर्श सिद्धेश्वरमण्डलैः प्रभुम्॥ ३०**

मृणालवद्गौरम्। शितिवाससं नीलाम्बरम्। स्फुरन्ति किरीटादीनि यस्य। कटित्रं कटिसूत्रम्। प्रसन्नानि वक्त्राणि यस्य। अरुणानि लोचनानि यस्य तं च तं च॥ ३०॥

કમળની નાળ જેવા ગૌરવર્ણવાળા, નીલાંબર ધારણ કરેલા, ચમકતાં મુકુટ, બાજુબંધ, કંદોરા અને કંકણવાળા, પ્રસન્ન મુખો અને રતુમડાં નેત્રોવાળા તથા સિદ્ધેશ્વરોનાં મંડળોથી વીંટળાયેલા શેષ પ્રભુનાં (તે રાજાએ) દર્શન કર્યાં.॥ ૩૦॥

કમળની નાળ જેવા ગૌર (વર્ણવાળા)ને, **'शितिवाससम्'** નીલાંબરવાળાને, ચળકતાં મુકુટ વગેરે છે જેમનાં, **'कटित्रम्'** કંદોરાવાળાને, પ્રસન્ન (હજાર) મુખ છે જેમનાં, રતુમડાં નેત્રો છે જેમનાં અને (સિદ્ધેશ્વરોનાં મંડળોથી વીંટાયેલા) તે સંકર્ષણ ભગવાનને (જોયા).॥ ૩૦॥

**तद्दर्शनध्वस्तसमस्तकिल्बिषः**
**स्वच्छामलान्तःकरणोऽभ्ययान्मुनिः।**
**प्रवृद्धभक्त्या प्रणयाश्रुलोचनः**
**प्रहृष्टरोमाऽनमदादिपूरुषम्॥ ३१**

दृष्ट्वा च तमादिपूरुषमभ्ययाच्छरणं गतः। अनमन्ननाम। कथंभूतः। तस्य दर्शनेन ध्वस्तं समस्तं किल्बिषं यस्य। स्वच्छममलं चान्तःकरणं यस्य। प्रणयेनाश्रुमुक्ते लोचने यस्य। प्रहृष्टानि रोमाणि यस्य सः॥ ३१॥

તેમનાં દર્શનથી જેનાં સમસ્ત પાપ નાશ પામ્યાં છે તેવા ઉજ્જ્વળ, અમલ અંતઃકરણવાળો, મૌન ધારણ કરેલો, વધી ગયેલી ભક્તિને કારણે પ્રેમાશ્રુથી છલકતાં નેત્રોવાળો અને પુલકિત રોમાવલિવાળો રાજા આદિપુરુષ ભગવાન શેષની સન્મુખ ગયો અને તેમને નમન કર્યાં.॥ ૩૧॥

દર્શન કરીને તે રાજા આદિપુરુષની '**अभ्ययात्**' સન્મુખ (શરણે) ગયો. '**अनमत्**' નમન કર્યાં. કેવો રાજા? તેમનાં દર્શનથી નષ્ટ થયાં છે સમસ્ત પાપ જેનાં, સ્વચ્છ અને નિર્મળ અર્થાત્ અતિશુદ્ધ અંતઃકરણ છે જેનું, પ્રેમને કારણે અશ્રુ વહાવતાં બે નેત્રો છે જેનાં, પુલકિત થયાં છે રૂંવાડાં જેનાં તેવો તે રાજા॥ ૩૧॥

**स उत्तमश्लोकपदाब्जविष्टरं**
**प्रेमाश्रुलेशैरुपमेहयन्मुहुः ।**
**प्रेमोपरुद्धाखिलवर्णनिर्गमो**
**नैवाशकत्तं प्रसमीडितुं चिरम्॥ ३२**

तं प्रसमीडितुं स्तोतुं चिरं नैवाशकन्न शशाक। तत्र हेतुः—उत्तमश्लोकस्य पादाब्जयोर्विष्टरमासनमुपमेहयन्नभिषिञ्चन्। प्रेम्णोपरुद्धोऽखिलानां वर्णानां निर्गम उच्चारणं यस्य सः॥ ३२॥

ઉત્તમ કીર્તિવાળા તે ભગવાનનાં ચરણકમળોની પીઠિકાને પ્રેમાશ્રુઓનાં બિંદુઓથી વારંવાર અભિષિક્ત કરતો અને પ્રેમને કારણે જેના સર્વ વર્ણોનું ઉચ્ચારણ અટકી ગયું છે તેવો તે રાજા લાંબા સમય સુધી તેમની સ્તુતિ કરવા સમર્થ થઈ શક્યો જ નહીં.॥ ૩૨॥

તે ભગવાનની '**प्रसमीडितुम्**' સ્તુતિ કરવા માટે લાંબા સમય સુધી '**न-एव-अशकत्**' સમર્થ થઈ શક્યો જ નહીં. તે માટેનું કારણ— ઉત્તમ કીર્તિવાળા ભગવાનનાં બંને ચરણકમળોની '**विष्टरम्**' પીઠિકા (આસન)ને '**उपमेहयन्**' અભિષિક્ત કરતો તે રાજા– પ્રેમને કારણે અટકી ગયું છે સર્વ વર્ણોનું '**निर्गमः**' ઉચ્ચારણ જેનું તે.॥ ૩૨॥

**ततः समाधाय मनो मनीषया**
**बभाष एतत्प्रतिलब्धवागसौ।**
**नियम्य सर्वेन्द्रियबाह्यवर्तनं**
**जगद्गुरुं सात्वतशास्त्रविग्रहम्॥ ३३**

ત્યાર પછી બુદ્ધિથી મનને એકાગ્ર કરી વાણી (બોલવાની શક્તિ) પ્રાપ્ત કરનાર રાજા સર્વ ઇન્દ્રિયોની બાહ્ય વૃત્તિઓને રોકી, ભક્તિશાસ્ત્રોમાં જેમના સ્વરૂપનું વર્ણન કરવામાં આવ્યું છે તે જગદ્ગુરુ ભગવાનની આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યો.॥ ૩૩॥

मनीषया बुद्ध्या मनः समाधायैतद्वक्ष्यमाणं बभाषे। प्रतिलब्धा वाक् येन। सात्वतशास्त्रोक्तो विग्रहो यस्य तम्॥ ३३॥

**'मनीषया'** બુદ્ધિથી, મનને એકાગ્ર કરી **'एतत्'** આ કહેવામાં આવનારી સ્તુતિ બોલ્યો. પ્રાપ્ત કરી છે વાણી જેણે (તે રાજા). સાત્વતશાસ્ત્રમાં વર્ણન કરવામાં આવ્યું છે સ્વરૂપ જેમનું તેમની॥ ૩૩॥

अन्योन्यप्रेमजानन्दनिभृतान्स्वामिसेवकान्। अभिनन्दन्मुदा स्तौति दशभिः पञ्चभिर्विभुम्॥ १

પરસ્પરના પ્રેમમાંથી જન્મેલા આનંદને અભિવ્યક્ત કરનારા સ્વામી-સેવકોને આનંદથી અભિનંદન આપતાં રાજા પંદર શ્લોકો વડે વિભુ (અજિત ભગવાન)ની સ્તુતિ કરે છે.॥ ૧॥

चित्रकेतुरुवाच

**अजित जितः सममतिभिः**
**साधुभिर्भवान् जितात्मभिर्भवता।**
**विजितास्तेऽपि च भजता-**
**मकामात्मनां य आत्मदोऽतिकरुणः॥ ३४**

(छंद—आर्या)

ચિત્રકેતુ સ્તુતિ કરે છે — હે અજિત, (સંપૂર્ણ જગતને બ્રહ્મસ્વરૂપે જોનાર) સમબુદ્ધિવાળા, જિતેન્દ્રિય ભક્તજનો દ્વારા આપ જિતાયા છો (વશ કરાયા છો), કારણ કે આપ અતિ દયાળુ છો. તે ભક્તો પણ આપને અધીન છે. નિષ્કામભાવે ભજન કરનારા તેવા ભક્તજનોને તો જે આપ પોતાની જાતનું જ દાન કરો છો.॥ ૩૪॥

हे अजित, अन्यैरजितोऽपि भवान्साधुभिर्भक्तैर्जितः स्वाधीन एव कृतः। यतो भवानतिकरुणः। तेऽपि च निष्कामा अपि भवता विजिताः। यो भवानकामात्मनामात्मानमेव ददाति॥ ३४॥

હે અજિત, અન્ય (અભક્ત) જનો દ્વારા આપ વશ થવાને અશક્ય છો, છતાં **'साधुभिः'** ભક્તો દ્વારા આપ **'जितः'** વશ કરાયા છો. ભક્તોએ આપને જીતી લીધા છે, કારણ કે આપ અતિશય કરુણા કરનારા છો. **'ते-अपि'** તેઓ પણ નિષ્કામ હોવા છતાં આપના (સૌંદર્ય, માધુર્ય, કારુણ્ય વગેરે ગુણો) દ્વારા આપને વશ થઈ ગયા છે. **'यः'** જે આપ (તેવા) નિષ્કામ ભક્તોને પોતાની જાતનું જ દાન કરો છો.॥ ૩૪॥

ननु भक्तैरेव जित इति कथं, स्पर्धमानैरपि सृष्ट्यादिकर्तृभिरन्यैरीश्वरैर्जयसंभवात्तत्राह—**तवेति**।

શંકા કરવામાં આવી છે કે ભક્તો દ્વારા જ ભગવાન જિતાઈ ગયા છે, એમ કેમ (કહો છો)? કારણ કે ઉત્પત્તિ, સ્થિતિ, લયાદિ કરનારા, સ્પર્ધા કરતા અન્ય ઈશ્વરો દ્વારા પણ ભગવાનને જીતી લેવાની સંભાવના છે. તે માટે કહે છે— **'तव इति।'**

**तव विभवः खलु भगवन्**
**जगदुदयस्थितिलयादीनि ।**
**विश्वसृजस्तेंऽशांशा-**
**स्तत्र मृषा स्पर्धन्ते पृथगभिमत्या ॥ ३५**

હે ભગવાન, જગતનાં ઉત્પત્તિ, સ્થિતિ, લય વગેરે (પ્રવેશ-નિયમનાદિ) આપની જ લીલા છે. (બ્રહ્મા વગેરે) જગતના સર્જકો આપના અંશના પણ અંશો છે, છતાં 'અમે જુદા જુદા ઈશ્વરો છીએ.' એવા અભિમાનથી વ્યર્થ જ સ્પર્ધા કરે છે. ॥ ૩૫ ॥

जगत उदयादीनि तवैव विभवो विभवनं महिमा लीलेति यावत्। आदिशब्देन प्रवेश-नियमनादीनि। विश्वसृजस्तु ब्रह्मादयो नेश्वराः किन्तु ते तवांशो यः पुरुषस्तस्यांशाः। तत्र एवं स्थितेऽपि पृथक्पृथगीश्वरा वयमित्यभिमानेन वृथैव स्पर्धन्ते॥ ३५ ॥

જગતનાં ઉત્પત્તિ વગેરે આપનો જ '**विभवः**' વૈભવ, મહિમા, લીલા છે. '**आदि**' શબ્દ વડે પ્રવેશ, નિયમન, વગેરે સમજવાં. બ્રહ્મા વગેરે જગતના સર્જકો ઈશ્વરો નથી, પણ તેઓ આપના અંશરૂપ જે પુરુષ છે તેના અંશો છે. તે વિષયમાં તેઓ અંશના પણ અંશો હોવા છતાં 'અમે જુદા જુદા ઈશ્વરો છીએ.' એવા અભિમાનથી વ્યર્થ જ સ્પર્ધા કરે છે. ॥ ૩૫ ॥

**वंशीधरी—**त्वमेव भगवान्नान्यः इति भावः। 'सेशं पुनात्यन्यतमो मुकुन्दात्को नाम लोके भगवत्पदार्थः ॥' इत्युक्तेः।

આપ જ ભગવાન છો અન્ય કોઈ નહીં, એવો ભાવ છે. '(જે જળ) શંકર ભગવાન સહિત જગતને પવિત્ર કરે છે (તે ભગવાનના ચરણના નખમાંથી પ્રગટ થયેલું હોઈ) 'ભગવાન' પદનો 'મુકુંદ ભગવાન' સિવાય બીજો કયો શ્રેષ્ઠ અર્થ લોકમાં હોઈ શકે?' (શ્રીમદ્‌ભા. ૧/૧૮/૨૧)

त्वमेव सृष्ट्यादिकर्तेत्येतदुपपादयति।

આપ જ સૃષ્ટિ વગેરેના કર્તા છો, એ સિદ્ધ કરે છે.

**परमाणुपरममहतो-**
**स्त्वमाद्यन्तान्तरवर्ती त्रयविधुरः।**
**आदावन्तेऽपि च सत्त्वानां**
**यद् ध्रुवं तदेवान्तरालेऽपि॥ ३६**

પરમાણુથી માંડીને અંતિમ મહત્તત્ત્વના આદિ, મધ્ય અને અંતમાં રહેનાર આપ જ છો તથા આપ એ ત્રણેયથી રહિત છો, કારણ કે પદાર્થોના આદિ અને અંતમાં જે વસ્તુ નિત્ય છે તે જ વસ્તુ મધ્યમાં પણ ધ્રુવસ્વરૂપે રહેલી છે. ॥ ૩૬ ॥

परमाणुः सूक्ष्ममूलकारणम्। परममहदंतिमं कार्यम्। तयोस्त्वमेवाद्यन्तान्तरवर्ती। आदावन्ते चान्तरे मध्ये च वर्तितुं शीलं यस्य सः।

'**परमाणुः**' (કણાદ મુનિના વૈશેષિક દર્શન અનુસાર) સૂક્ષ્મ મૂળ કારણ, '**परममहत्**' અંતિમ મહત્તત્ત્વ તે બંનેના આદિ, મધ્ય અને અંતમાં રહેનારા આપ જ છો. આદિ, અંત અને મધ્યમાં હોવાનો સ્વભાવ છે જેનો તેવા તે ભગવાન છે.

अत एव त्रयविधुर आद्यन्तमध्यशून्यो ध्रुवः। ते च त्वया सृज्यन्ते न तु ध्रुवाः।

આથી જ '**त्रयविधुरः**' એ ત્રણેયથી–આદિ, અંત અને મધ્યથી રહિત એવા આપ '**ध्रुवम्**' નિત્ય છો. વળી, તે (આદિ, અંત અને મધ્ય) આપના દ્વારા જ સર્જાયા છે પરંતુ તે નિત્ય નથી.

कुत इत्यत आह—सत्त्वानां सत्त्वेन प्रतीतानां कार्याणामादावन्तेऽपि यद्ध्रुवमनपाय्यन्तरालेऽपि च तदेव ध्रुवं सुवर्णादिवत्॥ ३६॥

શા માટે? તે હવે કહે છે— '**सत्त्वानाम्**' (બ્રહ્માદિથી તણખલા પર્યંત) સત્ત્વરૂપે પ્રતીત થતાં કાર્યોના આદિ તથા અંતમાં પણ જે નિત્ય છે, તે જ વસ્તુ મધ્યમાં પણ નિત્ય છે, સુવર્ણાદિની જેમ.॥ ૩૬॥

एवं ध्रुवत्वेन कालतः परिच्छेदो नास्तीत्युक्तम्। देशतोऽप्यपरिच्छेदमाह—**क्षित्यादिभिरिति**।

આ પ્રમાણે ધ્રુવ (નિત્ય સ્થાયી) હોવાને કારણે ભગવાન કાળથી અમાપ (મર્યાદારહિત) છે એમ કહેવામાં આવ્યું. સ્થળથી પણ ભગવાન અમાપ (મર્યાદારહિત) છે, એમ કહે છે— '**क्षिति-आदिभिः**' इति।

**क्षित्यादिभिरेष किलावृतः**
**सप्तभिर्दशगुणोत्तरैराण्डकोशः ।**
**यत्र पतत्यणुकल्पः**
**सहाण्डकोटिकोटिभिस्तदनन्तः ॥ ३७**

કોટિ કોટિ બ્રહ્માંડો સહિત આ બ્રહ્માંડકોષ ઉત્તરોત્તર દસ દસ ગણા અધિક વિસ્તારવાળાં પૃથ્વી વગેરે સાત આવરણોથી વીંટાયેલો છે, જે આપના વિષે પરમાણુ જેવો ભમ્યા કરે છે, માટે આપ અનંત છો.॥ ૩૭॥

पूर्वस्मात्पूर्वस्माद्दशगुणमुत्तरोत्तरैरधिकैरावृतः। यत्र त्वय्यणुकल्पोऽणुतुल्यः पतति परिभ्रमति तत्तस्मादनन्तस्त्वम्॥ ३७॥

પૂર્વના આવરણ કરતાં ઉત્તરોત્તર દસ ગણા અધિક (વિસ્તારવાળાં આવરણો)થી વીંટાયેલો છે. '**यत्र**' આપને વિષે '**अणुकल्पः**' પરમાણુ જેવો '**पतति**' ભમ્યા કરે છે. '**तत्**' તેથી આપ અનંત છો.॥ ૩૭॥

यस्मादेवं परमेश्वरस्त्वमेवाऽन्ये देवास्तव विभूतयोऽतस्त्वां विहाय विषयकामनयाऽन्योपासका अतिमन्दा इत्याह—

આપ આવા છો તેથી આપ જ પરમેશ્વર છો. બીજા દેવો આપની વિભૂતિઓ છે. આથી, પરમેશ્વર હોવાથી આપને છોડીને વિષયોની કામનાને કારણે અન્ય દેવોની ઉપાસના કરનારા લોકો અતિ મંદ છે, એમ કહે છે—

**विषयतृषो नरपशवो**
**य उपासते विभूतीर्न परं त्वाम्।**
**तेषामाशिष ईश**
**तदनु विनश्यन्ति यथा राजकुलम्॥ ३८**

હે ઈશ, વિષયોની તૃષ્ણા રાખનારા જે નરપશુઓ છે, તેઓ આપની વિભૂતિરૂપ (ઈન્દ્રાદિ) દેવોની ઉપાસના કરે છે, (પરંતુ) સર્વોત્તમ એવા આપની ઉપાસના કરતા નથી. (આથી) રાજકુળનો નાશ થયા પછી જેમ તેના સેવકો(ના મનોરથો)નો નાશ થાય છે, તેમ તે ઉપાસ્ય દેવોના નાશ પછી તે (નરપશુ)ઓના મનોરથોનો પણ નાશ થાય છે.॥ ૩૮ ॥

विषयेषु तृट् तृष्णा येषां ते नराकाराः पशवः। कुतः, ये विभूतीरिन्द्राद्या उपासते न तु परं त्वाम्। ततः किं तत्राह—**तेषामिति**।

વિષયોમાં **'तृट्'** તૃષ્ણા છે જેમની તે મનુષ્યની આકૃતિમાં રહેલાં પશુઓ છે. કેમ? (કારણ કે) તેઓ ઈન્દ્રાદિરૂપે રહેલી વિભૂતિઓની ઉપાસના કરે છે, પરંતુ સર્વશ્રેષ્ઠ એવા આપની ઉપાસના નથી કરતા. તેથી શું થાય છે, તે કહે છે— **'तेषाम् इति।'**

तदनु उपास्यनाशानन्तरम्। यथा राजकुलमनु राजकुलनाशानन्तरं तत्सेवकानामाशिषो नश्यन्ति तद्वत्।

**'तत्-अनु'** તે ઉપાસ્ય દેવોના નાશ પછી, જેમ **'राजकुलम्-अनु'** રાજકુળના નાશ પછી તેના સેવકોના મનોરથો નાશ પામે છે, તેમ તે નરપશુઓના મનોરથો પણ નાશ પામે છે.

अयं च परमोऽवधिर्मध्येऽपि नश्यन्त्येव ॥ ३८ ॥

(જ્યાં સુધી ઈન્દ્રાદિ દેવો હોય ત્યાં સુધી તેમના ઉપાસકોના મનોરથો પૂર્ણ થાય.) આ તો મનોરથો પૂરા થવાની વધારેમાં વધારે અવધિ છે. પરંતુ ઈન્દ્રાદિ દેવો હોય ત્યારે વચ્ચે પણ ઉપાસકોના મનોરથો નષ્ટ થવાનો સંભવ છે.॥ ૩૮ ॥

विषयकामेनाऽपि कृता त्वत्सेवा मोक्षफलैवेत्याह—

વિષયોની કામનાથી પણ કરવામાં આવેલી આપની સેવા મોક્ષરૂપી ફળ આપનારી છે, એમ કહે છે—

**कामधियस्त्वयि रचिता**
**न परम रोहन्ति यथा करम्भबीजानि।**
**ज्ञानात्मन्यगुणमये**
**गुणगणतोऽस्य द्वन्द्वजालानि॥ ३९**

कामधियो विषयकामना अपि हे परम, त्वयि रचिताः कृताश्चेन्न रोहन्ति देहान्तरोत्पत्तये न भवन्ति। करम्भबीजानि भर्जितबीजानि यथा। यतोऽस्य जीवस्य गुणगणादेव द्वंद्वसमूहा भवन्ति। अतः कामेनापि निर्गुणस्य तव भजनाच्छनैर्नैर्गुण्यं भवतीत्यर्थः॥ ३९॥

**वंशीधरी—**

'इन्द्रियस्येन्द्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ।
तयोर्न वशमागच्छेत्तौ ह्यस्य परिपन्थिनौ॥'

इति श्रीगीतोक्तेः।

'हित्वा स्वभावजं कर्म शनैर्निर्गुणतामियात्॥'

फलकामनयापि त्वदाराधनं यदा मोक्षहेतुस्तदा किं वक्तव्यं भगवद्धर्ममाहात्म्यमिति वक्तुं तत्सम्प्रदायप्रवर्तकत्वेन च भगवन्तं स्तौति—**जितमिति**।

હે પરમ, વિષયોની કામનાથી પણ જ્ઞાનસ્વરૂપ અને નિર્ગુણ એવા આપને વિષે સેવા કરવામાં આવી હોય, તો જેમ શેકેલાં બિયાં અંકુરિત થતાં નથી તેમ તે સેવા બીજા દેહની ઉત્પત્તિનું કારણ બનતી નથી, કારણ કે આ જીવને (સુખ-દુઃખ, રાગ-દ્વેષ, અહંતા-મમતા વગેરે) દ્વંદ્વોનાં જાળાં (સત્ત્વાદિ) ગુણોના સમૂહને લીધે થાય છે (નિર્ગુણથી નહીં).॥ ૩૯॥

'**कामधियः**' વિષયોની કામનાઓ પણ હે પરમ, જો આપના વિષે '**रचिताः**' કરવામાં આવી હોય, તો તે '**न रोहन्ति**' બીજા દેહની ઉત્પત્તિનું કારણ બનતી નથી. '**करम्भबीजानि**' જેમ શેકેલાં બિયાં (અંકુરિત નથી થતાં તેમ!) કારણ કે '**अस्य**' આ જીવને (સુખ-દુઃખ, રાગ-દ્વેષ, અહંતા-મમતા વગેરે) દ્વંદ્વોનાં જાળાં (સત્ત્વાદિ) ગુણોના સમૂહને કારણે જ થાય છે. આથી કામવાસનાથી પણ, નિર્ગુણ એવા આપના ભજનને કારણે ધીમે ધીમે નિર્ગુણત્વ પ્રાપ્ત થાય છે, એમ અર્થ છે.॥ ૩૯॥

'પ્રત્યેક ઈન્દ્રિયને માટે ઈન્દ્રિયના વિષયમાં રાગ અને દ્વેષ રહેલા છે. તે બેને વશ થવું નહીં, કેમ કે તે બે (જ) આ મનુષ્યના કલ્યાણમાર્ગના મહાન શત્રુઓ છે.' (ગીતા ૩/૩૪) એમ શ્રીગીતાજીની વાણી છે. 'ધીમે ધીમે સ્વભાવથી જન્મેલા કર્મને છોડીને નિર્ગુણતા પ્રત્યે ગતિ કરવી જોઈએ.' (શ્રીમદ્ ભા.૭/૧૧/૩૨)

ફળની કામનાથી પણ કરવામાં આવેલી આપની આરાધના જ્યારે મોક્ષના કારણરૂપ બને છે, ત્યારે ભાગવત ધર્મના માહાત્મ્યનું તો કહેવું જ શું? એમ કહેવા માટે (ભગવાનની પ્રાપ્તિમાં સાધનરૂપ એવા) તે સંપ્રદાયના પ્રવર્તક તરીકે ભગવાનની સ્તુતિ કરે છે—'**जितम् इति**।'

**जितमजित तदा भवता**
**यदाऽऽह भागवतं धर्ममनवद्यम्।**
**निष्किञ्चना ये मुनय**
**आत्मारामा यमुपासतेऽपवर्गाय॥ ४०**

यदा भवान्भागवतं धर्ममाह तदा हे भगवन्, त्वया जितं सर्वोत्कर्षेण स्थितम्। तत्र हेतुः— ये निष्किञ्चनाः सनत्कुमारादयो मुनयस्ते यं भवन्तमपवर्गाय सेवन्ते तेन भवता जितम्। यं धर्ममिति वा॥ ४०॥

હે અજિત, જે સમયે આપે વિશુદ્ધ ભાગવત ધર્મનો ઉપદેશ કર્યો તે જ સમયે આપે (સર્વને) જીતી લીધા, કારણ કે જે અપરિગ્રહી, આત્મારામ મુનિઓ છે તેઓ મોક્ષ પ્રાપ્ત કરવા માટે જે ભાગવત ધર્મનો આશ્રય કરે છે.॥ ૪૦॥

જે સમયે આપે ભાગવત ધર્મનો ઉપદેશ કર્યો તે જ સમયે હે ભગવાન, આપના દ્વારા (સર્વ) જિતાઈ ગયા, સર્વના ઉત્કૃષ્ટરૂપે આપ સ્થિત થયા. તે માટેનું કારણ— જે '**निष्किञ्चनाः**' પોતાની પાસે કંઈ પણ પરિગ્રહ ન કરનારા સનત્કુમારાદિ મુનિઓ છે તેઓ '**यं भवन्तम्**' જે આપની મોક્ષ માટે સેવા કરે છે, તે કારણથી આપનો જય થયો છે. અથવા '**यं धर्मम्**' જે ભાગવત ધર્મનો મુનિઓ આશ્રય કરે છે.॥ ૪૦॥

अनवद्यतामेवाह—

(ભાગવત ધર્મની) નિર્દોષતાનું જ વર્ણન કરે છે.

**विषममतिर्न यत्र नृणां**
**त्वमहमिति मम तवेति च यदन्यत्र।**
**विषमधिया रचितो यः**
**स ह्यविशुद्धः क्षयिष्णुरधर्मबहुलः॥ ४१**

ભાગવત ધર્મ સિવાય અન્ય કામ્યધર્મમાં મનુષ્યોને 'હું અને મારું, તું અને તારું' એવી જે વિષમ બુદ્ધિ થાય છે, તે ભાગવતધર્મમાં થતી નથી. જે ધર્મ (શત્રુના મરણ વગેરેની કામનાવાળી) વિષમ બુદ્ધિથી રચાયેલો છે, તે ખરેખર અશુદ્ધ, નાશવંત અને ઘણા અધર્મવાળો છે.

विषममतिर्यत्र यस्मिन्भागवते धर्मे नास्ति। यदन्यत्र यथान्यस्मिन्काम्ये धर्मे।

'**यत्र**' જે ભાગવતધર્મમાં વિષમ બુદ્ધિ થતી નથી. '**यद्-अन्यत्र**' અન્ય કામ્યધર્મમાં જેની વિષમ બુદ્ધિ થાય છે.

ननु सोऽपि वेदोक्तत्वादनवद्य एव तत्राह—विषमधिया शत्रुमरणादिकामनया रचितो विहितो यः स ह्यविशुद्धः रागद्वेषादिमत्त्वात्। क्षयिष्णुश्च नश्वरफलत्वात्।

કોઈ શંકા કરે કે તે કામ્યધર્મ પણ વેદોક્ત હોવાથી નિર્દોષ જ છે, તો તે માટે ઉત્તર આપે છે— શત્રુના મરણ વગેરેની કામનાવાળી વિષમ બુદ્ધિથી જે ધર્મ '**रचितः**' વિધિ દ્વારા કહેવાયેલો છે તે ખરેખર અશુદ્ધ જ છે, કારણ કે તે રાગ-દ્વેષથી યુક્ત છે. વળી, નાશવંત ફળવાળો હોવાથી વિનાશી છે.

अधर्मबहुलश्च हिंसादिबाहुल्यात्। तदुक्तं शबरस्वामिभिः 'उभयमिह चोदनायां लक्ष्यतेऽर्थोऽनर्थश्च' इत्यादि ॥ ४१ ॥

તથા '**क्षयिष्णुः**' હિંસાદિથી ભરેલો હોવાથી ઘણા અધર્મવાળો છે. શબર સ્વામી દ્વારા તે જ કહેવાયું છે— 'અહીં (વેદના) પ્રેરણાવાક્યમાં અર્થ (સ્વર્ગાદિની પ્રાપ્તિ) અને અનર્થ (હિંસાદિ) એ બંને લક્ષિત કર્યાં છે. (પરંતુ વેદને તો માત્ર અર્થ વિષે જ પ્રેરણા આપવાની છે.)' ઈત્યાદિ ॥ ૪૧ ॥ ('**चोदनालक्षणोऽर्थो धर्मः**' જૈ.સૂ.૧/૧/૨ના ભાષ્યમાં આ વાક્યનું મૂળ છે.)

एतत्प्रपञ्चयति—

'**एतत्**' (સ્વર્ગાદિ ફળ આપનારો ધર્મ અને નરકાદિ ફળ આપનારો અધર્મ) આ વાતને વિસ્તારપૂર્વક સમજાવે છે—

**कः क्षेमो निजपरयोः**
**कियानर्थः स्वपरद्रुहा धर्मेण।**
**स्वद्रोहात् तव कोपः**
**परसम्पीडया च तथाऽधर्मः॥ ४२**

પોતાને અને પારકાને દુભાવનારા ધર્મથી પોતાનું અને પારકાનું કયું કુશળ સિદ્ધ થાય છે? પોતાને (શરીરને) અત્યંત ક્લેશ આપવાથી આપને રોષ થાય છે અને પારકાને દુઃખ દેવાથી પણ (આપને રોષ થાય છે અને) અધર્મ છે.॥ ૪૨ ॥

कः क्षेमः किं कुशलं, न किञ्चित्। निजपरयोः स्वस्य परस्य च स्वपरद्रुहा स्वस्मै परस्मै च द्रुह्यतीति स्वपरध्रुक् तेन। यतः स्वद्रोहादत्यंतकायक्लेशात्तव कोपः पीडा सम्भवति। तदुक्तं गीतासु—

'कर्शयन्तः शरीरस्थं भूतग्राममचेतसः।
मां चैवान्तःशरीरस्थं तान्विद्ध्यासुरनिश्चयान्।'
इति।

'**कः क्षेमः**' કયું કલ્યાણ થાય છે? કંઈ જ નહીં. '**निजपरयोः**' પોતાનું અને પારકાનું– '**स्वपरद्रुहा**' પોતાને અને પારકાને દુભવે '**स्वपरध्रुक्**' તે (ધર્મ)થી, કારણ કે '**स्वद्रोहात्**' પોતાના શરીરને અત્યંત ક્લેશ આપવાથી '**तव कोपः**' આપને રોષ થાય છે. ગીતાજીમાં તે જ કહ્યું છે—

'શરીરમાં રહેલા (પંચમહા)ભૂતોના સમૂહને તથા શરીરની અંદર (અંતરાત્મારૂપે) રહેલા મને પણ (જેઓ) કષ્ટ આપે છે, તે અજ્ઞાનીઓને તું આસુરી નિશ્ચયવાળા જાણ.' (ગીતા ૧૭/૬)

तथा परसम्पीडया अधर्मः। चशब्दात्तव कोपश्च। अतस्त्वया रागान्धमपि कथञ्चिद्वेदमार्गे प्रवर्तयितुं काम्यधर्मोऽभिहितो न तत्त्वदृष्ट्या ॥ ४२ ॥

વળી, બીજાને દુઃખ દેવાથી અધર્મ થાય છે. (શ્લોકમાં પ્રયુક્ત થયેલા) '**च**' શબ્દથી, અને આપને રોષ થાય છે (એમ સમજવું). આથી વિષયોમાં અનુરાગ રાખનારને (રાગાંધને) કોઈ પણ રીતે વેદમાર્ગમાં પ્રેરિત કરવા માટે આપના દ્વારા કામ્યધર્મ કહેવામાં આવ્યો છે. પારમાર્થિક દૃષ્ટિથી તેનું વિધાન કરવામાં આવ્યું નથી. ॥ ૪૨ ॥

भागवतधर्मेण तु न द्रोह इत्याह—**नेति**।

પરંતુ ભાગવત ધર્મ દ્વારા દ્રોહ થતો નથી, એમ કહે છે— '**न इति।**'

**न व्यभिचरति तवेक्षा**
**यया ह्यभिहितो भागवतो धर्मः।**
**स्थिरचरसत्त्वकदम्बे-**
**ष्वपृथग्धियो यमुपासते त्वार्याः॥ ४३**

હે ભગવાન, આપે જે દૃષ્ટિથી ભાગવતધર્મનું નિરૂપણ કર્યું છે, તે આપની દૃષ્ટિ ક્યારેય (પરમાર્થથી) વિચલિત થતી જ નથી, કારણ કે ચર-અચર પ્રાણીઓના સમૂહોમાં સમબુદ્ધિ રાખનારા શ્રેષ્ઠ ભગવદ્ભક્તો તે ભાગવતધર્મને સેવે છે. ॥ ૪૩ ॥

न व्यभिचरति न परमार्थं जहाति। तव ईक्षा दृष्टिः। अव्यभिचारे हेतुः—स्थिरेति। स्थावरजङ्गमप्राणिसमूहेषु समबुद्धयो भागवता यं धर्मं सेवन्ते ॥ ४३ ॥

આપની '**ईक्षा**' દૃષ્ટિ પરમાર્થથી '**न व्यभिचरति**' વિચલિત થતી નથી. વિચલિત ન થવા માટેનું કારણ— '**स्थिरा इति।**' ચર-અચર પ્રાણીઓના સમૂહોમાં (એક આપનાં જ દર્શન કરનારા) સમબુદ્ધિવાળા ભગવદ્ભક્તો જે ધર્મને સેવે છે. ॥ ૪૩ ॥

**बा.प्र.**—सा तव ईक्षा मद्भक्त्या जीवाः कृतार्था भवन्त्विति परामर्शो न व्यभिचरति।

મારી ભક્તિથી જીવો કૃતાર્થ થાઓ– એવા નિશ્ચયવાળી જે આપની દૃષ્ટિ છે તે વિચલિત થતી નથી.

एवम्भूतस्य भागवतधर्मप्रवर्तकस्य तव दर्शनात्सर्वपापक्षयो भवतीति किं चित्रमित्याह— **न हीति**।

આવા ભાગવત ધર્મને પ્રવર્તાવનાર એવા આપનાં દર્શનથી સર્વ પાપ ક્ષીણ થઈ જાય એમાં શું આશ્ચર્ય છે, એમ કહે છે— '**न हि इति।**'

**न हि भगवन्नघटितमिदं**
**त्वद्दर्शनान्नृणामखिलपापक्षयः ।**
**यन्नामसकृच्छ्रवणात्**
**पुल्कसकोऽपि विमुच्यते संसारात्॥ ४४ ॥ ४४ ॥**

अतोऽहं कृतार्थोऽस्मीत्याह—**अथेति**।

**अथ भगवन् वयमधुना**
**त्वदवलोकपरिमृष्टाशयमलाः ।**
**सुरऋषिणा यदुदितं**
**तावकेन कथमन्यथा भवति॥ ४५**

अथ अतो हेतोः। तवावलोकनेन परिमृष्टा निरस्ता आशये चित्ते मला येषां ते। त्वद्दर्शनं च मम नारदोपदेशेन जातमित्याह सुरऋषिणेति॥ ४५ ॥

यथा चाहं पूर्वमतिमूढ आसं यथा च नारदेनानुगृहीतोऽस्मि तत्सर्वान्तर्यामिणस्तव मया किं प्रकाशनीयमित्याह—**विदितमिति**।

**विदितमनन्त समस्तं**
**तव जगदात्मनो जनैरिहाचरितम्।**
**विज्ञाप्यं परमगुरोः**
**कियदिव सवितुरिव खद्योतैः॥ ४६**

विशेषेण ज्ञाप्यं प्रकाशनीयं कियदिव। न किमपीत्यर्थः। सवितुर्यथा खद्योतैः प्रकाशनीयं नास्ति तद्वत्॥ ४६ ॥

હે ભગવાન, આપનાં દર્શનથી મનુષ્યોનાં સમસ્ત પાપ ક્ષીણ થઈ જાય છે તે અસંભવિત નથી જ, કારણ કે આપનું નામ માત્ર એક જ વાર સાંભળવાથી ચાંડાળ પણ સંસારથી મુક્ત થઈ જાય છે.॥ ૪૪ ॥ ૪૪ ॥

આથી હું કૃતાર્થ થયો છું, એમ કહે છે— **'अथ इति।'**

આથી હે ભગવાન, આ સમયે આપનાં દર્શનથી ધોવાઈ ગયા છે અંતઃકરણમાં રહેલા મળ જેમના તેવા અમે બન્યા છીએ. આપના ભક્ત દેવર્ષિ નારદજી દ્વારા જે કહેવામાં આવ્યું હતું તે મિથ્યા કેમ થાય?॥ ૪૫ ॥

**'अथ'** આ કારણે– આપનાં દર્શનથી **'परिमृष्टाः'** ધોવાઈ ગયા છે **'आशये'** અંતઃકરણમાં રહેલા મળ જેમના તેવા તેઓ– આપનાં દર્શન મને નારદજીના ઉપદેશથી જ થયાં છે, એમ કહે છે— **'सुरऋषिणा इति।'**॥ ૪૫ ॥

વળી, પૂર્વે જેમ હું અતિમૂઢ હતો તથા શ્રીનારદજી દ્વારા જે રીતે મારી ઉપર અનુગ્રહ કરવામાં આવ્યો તે સર્વના અંતર્યામી એવા આપને મારે શું જણાવવા જેવું છે, એમ કહે છે— **'विदितम् इति।'**

હે અનંત, આ સંસારમાં મનુષ્યો દ્વારા કરવામાં આવતું સમસ્ત આચરણ જગતના આત્મા એવા આપને વિદિત છે. આથી આગિયાઓ દ્વારા જેમ સૂર્યને કેટલો પ્રકાશિત કરાય, તેમ પરમગુરુ એવા આપને મારે નિવેદન કરવા યોગ્ય શું હોય?॥ ૪૬ ॥

વિશેષરૂપે **'ज्ञाप्यम्'** જણાવવા યોગ્ય શું છે? કંઈ જ નથી, એમ અર્થ છે. આગિયાઓ દ્વારા સૂર્યને પ્રકાશિત કરી ન શકાય તેમ! ॥ ૪૬ ॥

उक्तलक्षणं भगवन्तं प्रणमति—**नम इति** द्वाभ्याम्।

**नमस्तुभ्यं भगवते**
**सकलजगत्स्थितिलयोदयेशाय ।**
**दुरवसितात्मगतये**
**कुयोगिनां भिदा परमहंसाय॥ ४७**

सकलस्य जगतः स्थित्यादीनामीशाय समर्थाय। दुरवसिताऽविज्ञाता आत्मगति-र्निजतत्त्वं यस्य तस्मै। केषां। कुयोगिनाम्। केन। भिदा भेददृष्ट्या॥ ४७॥

**वंशीधरी—**परमहंसाय परेषां महः तेजः सनोति ददाति इति परमहंसस्तस्मै। 'यत्तेजसेद्धः सूर्यस्तपति' इत्यादि श्रुतेः। सर्वप्रकाशकाय केवलं नमस्करोम्येवेति भावः।

**यं वै श्वसन्तमनु विश्वसृजः श्वसन्ति**
**यं चेकितानमनु चित्तय उच्चकन्ति।**
**भूमण्डलं सर्षपायति यस्य मूर्ध्नि**
**तस्मै नमो भगवतेऽस्तु सहस्रमूर्ध्ने॥ ४८**

श्वसन्ति चेष्टन्ते। चेकितानं पश्यन्तमनु चित्तयो ज्ञानेन्द्रियाणि उच्चकन्ति स्वारूढं पश्यन्ति॥ ४८॥

વર્ણન કરવામાં આવેલા લક્ષણવાળા ભગવાનને બે શ્લોકો વડે પ્રણામ કરે છે—'**नमः इति।**'

સમગ્ર જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયના ઈશ્વર તથા ભેદદૃષ્ટિને કારણે જેમનું વાસ્તવિક સ્વરૂપ કુયોગીઓને અવિજ્ઞાત છે તેવા આપ પરમહંસ ભગવાનને નમસ્કાર હો.॥ ४७॥

સમગ્ર જગતની સ્થિતિ વગેરે કરવા માટે '**ईशाय**' સમર્થ (એવા આપ)ને નમસ્કાર. '**दुरवसिता**' અવિજ્ઞાત છે '**आत्मगतिः**' વાસ્તવિક સ્વરૂપ જેમનું તેમને (નમસ્કાર). કોને અજ્ઞાત છે? કુયોગીઓને. કયા કારણથી? '**भिदा**' ભેદદૃષ્ટિને કારણે॥ ४७॥

બીજાને તેજ પ્રદાન કરે છે તે પરમહંસને નમસ્કાર હો. 'જેના તેજથી પ્રજ્વલિત થયેલો સૂર્ય તપે છે.' વગેરે શ્રુતિ છે. સર્વને પ્રકાશિત કરનારને કેવળ નમસ્કાર જ કરું છું, એમ ભાવ છે.

જે ચેષ્ટા કરે છે પછી જ (જેમની શક્તિથી) કર્મેન્દ્રિયો ચેષ્ટા કરે છે, જેમને (સર્વને) પ્રકાશિત કરે છે પછી જ જ્ઞાનેન્દ્રિયો (પોતપોતાના વિષયને) ગ્રહણ કરવા સમર્થ થાય છે, જેમના મસ્તક ઉપર ભૂમંડળ સરસવ (રાઈ)ના દાણા જેવું જણાય છે તેવા હજાર મસ્તકવાળા તે ભગવાનને નમસ્કાર.॥ ४८॥

'**श्वसन्ति**' (કર્મેન્દ્રિયો) ચેષ્ટા કરે છે. જે સર્વને '**चेकितानम्**' પ્રકાશિત કરે છે પછી જ '**चित्तयः**' જ્ઞાનેન્દ્રિયો '**उच्चकन्ति**' અતિશય પ્રકાશે છે. (પોતપોતાના વિષયને ગ્રહણ કરવામાં સમર્થ થાય છે). પોતાનામાં આરૂઢ થયેલા વિષયને જાણે છે.॥ ४८॥

श्रीशुक उवाच

**संस्तुतो भगवानेवमनन्तस्तमभाषत।**
**विद्याधरपतिं प्रीतश्चित्रकेतुं कुरूद्वह॥ ४९ ॥**

॥ ४९ ॥

श्रीभगवानुवाच

**यन्नारदाङ्गिरोभ्यां ते व्याहृतं मेऽनुशासनम्।**
**संसिद्धोऽसि तया राजन् विद्यया दर्शनाच्च मे॥ ५०**

मेऽनुशासनं मद्विषय उपदेशः। तेन तया च विद्ययाऽस्माच्च दर्शनात्संसिद्धोऽसि॥ ५०॥

तद्बोधदार्ढ्याय स्वयमप्युपदिशति— **अहमित्यादिना।**

**अहं वै सर्वभूतानि भूतात्मा भूतभावनः।**
**शब्दब्रह्म परं ब्रह्म ममोभे शाश्वती तनू॥ ५१**

सर्वभूतान्यहमेव भूतानामात्मा भोक्ताप्यहमेव। भोक्तृभोग्यात्मकं विश्वं मद् व्यतिरिक्तं नास्तीत्यर्थः। यतोऽहं भूतभावनः भूतानां प्रकाशकः कारणं च।

ननु शब्दब्रह्म प्रकाशकं परं ब्रह्म कारणं च प्रकाशकं च।

सत्यम्, ते उभे ममैव रूपे इत्याह— शब्दब्रह्मेति। शाश्वती शाश्वत्यौ॥ ५१॥

श्रीशुकदेवजी બોલ્યા – હે કુરુવંશી (પરીક્ષિત), આ પ્રમાણે સુંદર સ્તુતિ કરાયેલા અનંત ભગવાન પ્રસન્ન થઈ વિદ્યાધરોના અધિપતિ તે ચિત્રકેતુને કહેવા લાગ્યા.॥ ૪૯॥ ૪૯॥

શ્રીભગવાન બોલ્યા – હે રાજા, દેવર્ષિ નારદ અને મહર્ષિ અંગિરા દ્વારા મારા વિષયમાં તને જે ઉપદેશ કહેવામાં આવ્યો તેનાથી તથા (સ્તોત્રમંત્રાત્મક) વિદ્યાથી અને અમારાં દર્શનથી તું સારી રીતે સિદ્ધ થયો છે.॥ ૫૦॥

**'मे-अनुशासनम्'** મારા વિષયમાં જે ઉપદેશ આપવામાં આવ્યો તેનાથી તથા (સ્તોત્રમંત્રરૂપ) તે વિદ્યાથી અને અમારાં દર્શનથી તું સારી રીતે સિદ્ધ થયો છે.॥ ૫૦॥

તે બોધ દઢ કરવા માટે ભગવાન પોતે પણ ઉપદેશ આપે છે— **'अहम्'** વગેરેથી.

હું જ (સર્વ) પ્રાણીઓરૂપ છું, (સર્વ) પ્રાણીઓનો આત્મા છું, (સર્વ) પ્રાણીઓનો પ્રકાશક તથા કારણ છું. શબ્દબ્રહ્મ અને પરબ્રહ્મ બંને મારાં જ સનાતન સ્વરૂપો છે.॥ ૫૧॥

હું જ સર્વપ્રાણીઓરૂપ છું. પ્રાણીઓનો **'आत्मा'** ભોક્તા પણ હું જ છું. ભોક્તા અને ભોગ્યરૂપ વિશ્વ મારાથી જુદું નથી, એમ અર્થ છે, કારણ કે હું **'भूतभावनः'** પ્રાણીઓનો પ્રકાશક અને કારણ છું.

શબ્દબ્રહ્મ (અર્થાત્, વેદ એ ધર્મ અને અધર્મનો) પ્રકાશક છે અને પરબ્રહ્મ વિશ્વનું કારણ અને પ્રકાશક પણ છે. શંકા કરવામાં આવી છે (કે આપ જ તે સર્વ કેવી રીતે છો?)

તે માટે ઉત્તર આપે છે— તે શક્ય છે. બંને મારાં જ સ્વરૂપો છે, એમ કહે છે— **'शब्दब्रह्म इति।'** **'शाश्वती'** બંને મારાં શાશ્વત શરીરો છે. (**शाश्वती** ને બદલે **शाश्वत्यौ** હોવું જોઈએ.)॥ ૫૧॥

अतस्तमेवं पश्येत्याह—

**लोके विततमात्मानं लोकं चात्मनि सन्ततम्।**
**उभयं च मया व्याप्तं मयि चैवोभयं कृतम्॥ ५२**

लोके भोग्यप्रपञ्चे भोक्तृत्वेन विततमनुगतमात्मानं लोकं चात्मनि भोग्यत्वेन सन्ततं व्याप्तम्। तदुभयं च मया कारणात्मना व्याप्तम्। मयि चैवोभयं कृतं प्रकल्पितं स्मरेदिति तृतीयेनान्वयः। पश्येदित्यध्याहारो वा॥ ५२॥

ननु जाग्रदाद्यवस्थाभेदेन भोक्तृभोग्यात्मकं विश्वं स्फुटं प्रतीयमानं कथं कल्पितं स्यादित्याशङ्क्य स्वप्नगतजाग्रदादिदृष्टान्तेन सम्भावयन्नाह—**यथेति** द्वाभ्याम्।

**यथा सुषुप्तः पुरुषो विश्वं पश्यति चात्मनि।**
**आत्मानमेकदेशस्थं मन्यते स्वप्न उत्थितः॥ ५३**

यथा स्वप्ने सुप्तो विश्वं गिरिवनादिरूपं देशान्तरस्थमात्मन्येव पश्यति। स्वप्नमध्ये सुषुप्तिं स्वप्नं च पश्यतीत्यर्थः। तथा स्वप्न एवोत्थितः सन्नात्मानमेकदेशस्थं शयनदेशे स्थितं मन्यते जाग्रदवस्थामनुभवति॥ ५३॥

આથી તું પરમાત્માને આ રીતે જો, એમ કહે છે—

ભોગ્ય પ્રપંચરૂપ લોકમાં વ્યાપ્ત ભોક્તારૂપે રહેલા આત્માને અને આત્મા વિષે ભોગ્ય પ્રપંચરૂપે વ્યાપેલા લોકને – આ બંનેને મારા વડે વ્યાપ્ત જાણવા અને આ બંનેને મારા વડે કલ્પાયેલા જાણવા.॥ ૫૨॥

‘**लोके**’ ભોગ્ય પ્રપંચરૂપ (આ) લોકમાં ભોક્તારૂપે ‘**विततम्**’ રહેલા વ્યાપ્ત આત્માને અને આત્મા (જીવ) વિષે ભોગ્ય તરીકે ‘**संततम्**’ વ્યાપેલા લોકને– આ બંનેને કારણસ્વરૂપ ‘**मया**’ મારા વડે વ્યાપ્ત જાણવા અને આ બંનેને ‘**मयि**’ મારા વિષે ‘**कृतम्**’ કલ્પાયેલા જાણવા– એમ આનાથી ‘**स्मरेत्**’ ત્રીજા શ્લોક (૫૪) સાથે સંબંધ છે. અથવા આ બંનેને મારામાં જોવા, એમ ‘**पश्येत्**’ શબ્દ અધ્યાહાર છે.॥ ૫૨॥

પ્રશ્ન કરે છે કે જાગ્રત વગેરે અવસ્થાઓના ભેદ દ્વારા સ્પષ્ટ પ્રતીત થતું ભોક્તૃ-ભોગ્યાત્મક વિશ્વ કલ્પિત કેવી રીતે હોય? એવી શંકા કરીને સ્વપ્નાવસ્થામાં જાગ્રત વગેરે થવાના દૃષ્ટાંત દ્વારા બે શ્લોકો ઘટાવતા કહે છે— ‘**यथा इति।**’

જેમ સૂતેલો મનુષ્ય (સ્વપ્નમાં) જગતને પોતાનામાં જુએ છે અને સ્વપ્નમાં જ ઊઠી ગયેલો મનુષ્ય પોતાને એક જ સ્થળે રહેલો જાણે છે.॥ ૫૩॥

જેમ સૂતેલો મનુષ્ય સ્વપ્નમાં, બીજા સ્થળે આવેલાં પર્વત, વન વગેરેરૂપ જગતને પોતાનામાં જ જુએ છે, સ્વપ્નાવસ્થામાં જ સુષુપ્તિ અને સ્વપ્ન જુએ છે, એમ અર્થ છે. તથા સ્વપ્નમાં જ ઊઠી ગયેલો મનુષ્ય પોતાને શયનખંડના એક જ સ્થળે રહેલો જાણે છે અને જાગ્રત અવસ્થાનો પણ અનુભવ કરે છે.॥ ૫૩॥

**एवं जागरणादीनि जीवस्थानानि चात्मनः।**
**मायामात्राणि विज्ञाय तद्द्रष्टारं परं स्मरेत्॥ ५४**

एवं प्रसिद्धान्यपि जागरादीनि जीवस्थानानि जीवोपाधेर्बुद्धेरवस्थाभूतान्यात्मनो मायामात्राणीत्येवं विज्ञाय तेषां द्रष्टारमत एव परं तदवस्थारहितमात्मानं स्मरेत्॥ ५४॥

ननु तेषां द्रष्टारमिति कथमुच्यते, स्वापे दृश्याभावेन द्रष्टृत्वाभावात्तत्राह—**येनेति**।

**येन प्रसुप्तः पुरुषः स्वापं वेदात्मनस्तदा।**
**सुखं च निर्गुणं ब्रह्म तमात्मानमवेहि माम्॥ ५५**

प्रसुप्तः पुरुषो जीवो येन रूपेण तदा स्वापकाले आत्मनः स्वापं निर्गुणमतीन्द्रियं सुखं च वेद तमात्मानं ब्रह्म मामवेहि।

तदा स्वापसुखयोरसंवेदने 'सुखमहम-स्वाप्सम्'* इति स्मृतेरसम्भवात्॥ ५५॥

તેમ જીવને ઉપાધિરૂપ બુદ્ધિની જાગ્રત વગેરે ત્રણે અવસ્થાઓ કેવળ પરમાત્માની માયારૂપ જાણીને તે અવસ્થાઓના દ્રષ્ટા પરમાત્માનું સ્મરણ કરવું જોઈએ. ॥ ૫૪ ॥

આ પ્રમાણે વસ્તુભૂત હોવા છતાં જાગ્રત વગેરે '**जीवस्थानानि**' જીવને ઉપાધિરૂપ બનેલી બુદ્ધિની અવસ્થાઓ કેવળ પરમાત્માની માયારૂપ છે, એમ જાણીને તે અવસ્થાઓના '**द्रष्टारम्**' સાક્ષી અને આથી '**परम्**' પ્રકૃતિથી વિલક્ષણ, એ અવસ્થાઓથી રહિત એવા પરમેશ્વરનું સ્મરણ કરવું જોઈએ. ॥ ૫૪ ॥

શંકા કરવામાં આવી છે કે આત્માને તે ત્રણે અવસ્થાઓનો દ્રષ્ટા કેવી રીતે કહેવામાં આવ્યો છે? કારણ કે સુષુપ્તાવસ્થામાં દશ્ય ન હોવાથી દ્રષ્ટૃત્વનો પણ અભાવ હોવાને લીધે (આત્મા દ્રષ્ટા કેવી રીતે હોઈ શકે?) તે માટે કહે છે—'**येन इति**।'

સૂતેલો જીવ બ્રહ્મ સાથે એકરૂપ થયેલા જે રૂપ દ્વારા સુષુપ્ત હોય ત્યારે પોતાની નિદ્રાને–સુષુપ્તિને અનુભવે છે, તે પોતાના આત્મા એવા મને તું સુખરૂપ અને નિર્ગુણ બ્રહ્મ જાણ. ॥ ૫૫ ॥

સૂતેલો '**पुरुषः**' જીવ '**तदा**' નિદ્રાસમયે જે સ્વરૂપે નિદ્રાની ક્રિયાને અને તેના '**निर्गुणम्**' અતીન્દ્રિય સુખને અનુભવે છે '**तम्-आत्मानम्**' તે પોતાના આત્મા એવા મને તું સુખરૂપ, નિર્ગુણ બ્રહ્મ જાણ.

તે સમયે પોતાની નિદ્રા અને તેના સુખનો અનુભવ ન કરવામાં આવ્યો હોય તો 'હું સુખેથી સૂતો હતો.' એવી સ્મૃતિ થઈ શકે નહીં.* ॥ ૫૫ ॥

* '**सुखमहमस्वाप्सं न किञ्चिदवेदिषम्।**' 'હું સુખેથી સૂતો હતો, મેં કંઈ ન જાણ્યું.' સુષુપ્તિ અવસ્થાના નિરૂપણની આ પ્રસિદ્ધ ઉક્તિ છે.

ननु स्वापसाक्षिणा दृष्टं कथं जाग्रदवस्थः स्मरेत्, न ह्यन्येन दृष्टमन्यः स्मरति तत्राह—

શંકા કરવામાં આવી છે કે સુષુપ્તિસમયના સાક્ષી દ્વારા જે જોવામાં આવેલું છે, તેને જાગ્રત અવસ્થાનો સાક્ષી કેવી રીતે યાદ કરી શકે? કોઈ એક વ્યક્તિએ જોયું હોય તે બીજાને યાદ ન જ આવે. તે માટે ઉત્તર આપે છે—

**उभयं स्मरतः पुंसः प्रस्वापप्रतिबोधयोः।**
**अन्वेति व्यतिरिच्येत तज्ज्ञानं ब्रह्म तत् परम्॥ ५६**

સુષુપ્તિ અને જાગ્રત– બંને અવસ્થાઓનું અનુસંધાન કરનાર પુરુષનું (જે જ્ઞાન) તે બંને અવસ્થાઓમાં અનુગત હોવા છતાં તે બંનેથી પૃથક્ છે, તે જ્ઞાન તે જ પરબ્રહ્મ છે.॥ ૫૬॥

उभयं प्रस्वापं प्रतिबोधं च स्मरतोऽनुसन्दधतः। तयोः प्रस्वापप्रतिबोधयोः प्रकाशकत्वेन यदन्वेति ताभ्यां व्यतिरिच्येत च। एकैकापायेऽप्यनपायात्। तज्ज्ञानं परं ब्रह्म तदेव, न तु भिन्नमित्यर्थः। अतो बाल्ये दृष्टस्य यौवने स्मृतिवदवस्थान्तरत्वेऽपि स्वापानंदयोः स्मरणं घटत इति भावः।

સુષુપ્તિ અને જાગ્રત– એ બંને અવસ્થાઓનું '**स्मरतः**' અનુસંધાન કરનાર પુરુષનું જે (જ્ઞાન) '**तयोः**' તે જાગ્રત અને સુષુપ્તિ બંને અવસ્થાઓમાં પ્રકાશક તરીકે અનુગત છે, (છતાં) તે બંને અવસ્થાઓથી પૃથક્ છે, કારણ કે પ્રત્યેક અવસ્થા નાશ પામતી હોવા છતાં તે (જ્ઞાન)નો નાશ નથી થતો, (તેથી) તે જ્ઞાન પરબ્રહ્મ જ છે પણ (પરબ્રહ્મથી) જુદું નથી, એમ અર્થ છે. આથી બાલ્યાવસ્થામાં અનુભવેલું યુવાવસ્થામાં જેમ યાદ રહે છે, તેમ બીજી (જાગ્રત) અવસ્થામાં પણ સુષુપ્તિ અને તેના આનંદનું સ્મરણ રહે છે, એવો ભાવ છે.

तदेवंभूतं ब्रह्मात्मानमवेहीत्यनुषङ्गः॥ ५६॥

તે આવા આત્માને તું બ્રહ્મ જાણ, એમ આગલા શ્લોક (૫૫) સાથે સંબંધ છે.॥ ૫૬॥

विपक्षे दोषमाह।

એ જ્ઞાન બ્રહ્મ નથી એમ વિપક્ષમાં દોષ થાય છે, તેમ કહે છે.

**यदेतद्विस्मृतं पुंसो मद्भावं भिन्नमात्मनः।**
**ततः संसार एतस्य देहाद्देहो मृतेर्मृतिः॥ ५७**

જો મનુષ્યને મારા આ સ્વરૂપભૂત બ્રહ્મનું વિસ્મરણ થાય તો તે પોતાના આત્માથી બ્રહ્મને ભિન્ન માની બેસે છે. તેનાથી (ભેદ-દર્શનથી) આ મનુષ્યને એક જન્મ પછી બીજો જન્મ અને એક મરણ પછી બીજા મરણરૂપ સંસાર થયા જ કરે છે.॥ ૫૭॥

यद्यदि एतन्मद्भावं मत्स्वरूपं ब्रह्म विस्मृतं तदात्मनः सकाशाद्भिन्नं भवति। तत एतस्य पुंसः संसारो भवति।

**'यत्'** જો **'मद्-भावम्'** મારા આ સ્વરૂપભૂત બ્રહ્મનું વિસ્મરણ થાય તો તે મનુષ્યને માટે પોતાના આત્માથી તે બ્રહ્મ ભિન્ન બની જાય છે. તેનાથી આ પુરુષને સંસાર પ્રાપ્ત થાય છે.

संसारस्वरूपमाह—देहाद्देहो जन्मानन्तरं पुनर्जन्म मृतेरनन्तरं मृतिश्चेति॥ ५७॥

સંસારના સ્વરૂપનું વર્ણન કરે છે— **'देहात्-देहः'** એક જન્મ પછી ફરી બીજો જન્મ અને એક મરણ પછી બીજું મરણ પ્રાપ્ત થયા જ કરે છે.॥ ૫૭॥

योन्यन्तरेऽपि भोगादिसम्पादनं शक्यं ज्ञानार्थं त्वत्रैव यतितव्यमित्याह—**लब्ध्वेति**।

બીજી યોનિઓમાં પણ ભોગ વગેરે પ્રાપ્ત કરવા શક્ય છે. જ્ઞાન માટે તો અહીં જ પ્રયત્ન કરવો જોઈએ, એમ કહે છે— **'लब्ध्वा इति।'**

**लब्ध्वेह मानुषीं योनिं ज्ञानविज्ञानसम्भवाम्।**
**आत्मानं यो न बुध्येत न क्वचिच्छममाप्नुयात्॥ ५८**

શાસ્ત્રીય જ્ઞાન અને અપરોક્ષ જ્ઞાન– એ બંનેની પ્રાપ્તિનો જેમાં સંભવ છે એવી મનુષ્ય યોનિ પ્રાપ્ત કરીને જે મનુષ્ય આ સંસારમાં પોતાના આત્મસ્વરૂપ પરમાત્માને જાણી નથી લેતો, તેને ક્યાંય પણ શાંતિ પ્રાપ્ત થતી નથી.॥ ૫૮॥

ज्ञानं शास्त्रोक्तम्, विज्ञानमपरोक्षम्, तयोः संभवो यस्यां ताम्॥ ५८॥

**'ज्ञानम्'** શાસ્ત્રોક્ત જ્ઞાન, **'विज्ञानम्'** અપરોક્ષજ્ઞાન– તે બંનેની પ્રાપ્તિનો સંભવ છે જેમાં એવી તે મનુષ્યયોનિને ॥ ૫૮॥

वैराग्यार्थमाह।

વૈરાગ્ય (ઉત્પન્ન કરવા) માટે કહે છે—

**स्मृत्वेहायां परिक्लेशं ततः फलविपर्ययम्।**
**अभयं चाप्यनीहायां सङ्कल्पाद्विरमेत्कविः॥ ५९**

(સાંસારિક સુખની ચેષ્ટારૂપ) પ્રવૃત્તિમાર્ગમાં સર્વ તરફથી ક્લેશ અને તેનાથી વિપરીત ફળરૂપ દુઃખ પ્રાપ્ત થાય છે, પરંતુ (નિષ્કામ એવા) નિવૃત્તિમાર્ગમાં મોક્ષ પ્રાપ્ત થાય છે, એમ જાણી બુદ્ધિમાન મનુષ્યે (ફળની પ્રાપ્તિરૂપ) સંકલ્પથી વિરમવું.॥ ૫૯॥

ईहायां प्रवृत्तिमार्गे। तत ईहातः। अनीहायां निवृत्तिमार्गे त्वभयं मोक्षो भवतीति च स्मृत्वा फलसङ्कल्पाद्विरमेत्।

**'ईहायाम्'** (સાંસારિક સુખની ચેષ્ટારૂપ) પ્રવૃત્તિમાર્ગમાં– **'ततः'** તે પ્રવૃત્તિમાર્ગથી– **'अनीहायाम्'** (નિષ્કામ એવા) નિવૃત્તિમાર્ગમાં તો **'अभयम्'** મોક્ષ પ્રાપ્ત થાય છે. એમ જાણી ફળની પ્રાપ્તિરૂપ સંકલ્પથી વિરમવું.

पाठान्तरे नोभयं परिक्लेशः फलविपर्ययश्च नास्तीत्येवं स्मृत्वा ॥ ५९ ॥

एतद्विवृणोति—**सुखायेति** त्रिभिः ।

**सुखाय दुःखमोक्षाय कुर्वाते दम्पती क्रियाः ।**
**ततोऽनिवृत्तिरप्राप्तिर्दुःखस्य च सुखस्य च ॥ ६०**

दुःखस्यानिवृत्तिः सुखस्याप्राप्तिः ॥ ६० ॥

**एवं विपर्ययं बुद्ध्वा नृणां विज्ञाभिमानिनाम् ।**
**आत्मनश्च गतिं सूक्ष्मां स्थानत्रयविलक्षणाम् ॥ ६१**

**दृष्टश्रुताभिर्मात्राभिर्निर्मुक्तः स्वेन तेजसा ।**
**ज्ञानविज्ञानसन्तुष्टो मद्भक्तः पुरुषो भवेत् ॥ ६२**

विज्ञा उद्यमे प्रवीणा वयमित्यभिमानवताम् । स्थानत्रयविलक्षणां तुरीयां बुद्ध्वा ॥ ६१ ॥

दृष्टश्रुताभिर्मात्राभिरैहिकामुष्मिकैर्विषयैः । स्वेन तेजसा विवेकबलेन ॥ ६२ ॥

न चातः परः पुरुषार्थोऽस्तीत्याह—**एतावानिति** ।

(‘**अभयम्**’ને બદલે) ‘**नोभयम्**’ ‘**न-उभयम्**’ પાઠાંતરમાં, નિવૃત્તિમાર્ગમાં વિપરીત ફળરૂપ દુ:ખ અને પરિક્લેશ– એ બંને નથી, એમ જાણીને (ફળની પ્રાપ્તિરૂપ સંકલ્પથી વિરમવું.) ॥ ૫૯ ॥

એનું (પ્રવૃત્તિ અને નિવૃત્તિના ફળનું) ત્રણ શ્લોકો વડે વિવરણ કરે છે— ‘**सुखाय इति**।’

પત્ની અને પતિ બંને સુખ મેળવવા અને દુ:ખથી છૂટવા કર્મો કરે છે, પણ તેનાથી દુ:ખ દૂર થતું નથી અને સુખ પ્રાપ્ત થતું નથી. ॥ ૬૦ ॥

દુ:ખ દૂર થતું નથી અને સુખ પ્રાપ્ત થતું નથી. ॥ ૬૦ ॥

‘અમે ઉદ્યમ કરવામાં નિપુણ છીએ.’ – એમ અભિમાન કરનારા (પ્રવૃત્તિમાર્ગી) મનુષ્યોનું આવું વિપરીત ફળ જાણીને તેમ જ આત્માનું સ્વરૂપ ત્રણે અવસ્થાઓ કરતાં વિલક્ષણ (એવી તુરીય) સૂક્ષ્મ અવસ્થારૂપ છે એમ જાણીને ॥ ૬૧ ॥

પોતાના વિવેકના બળથી (આ લોકના) જોયેલા અને (પરલોકના) સાંભળેલા વિષયો(ની વાસના)થી છૂટેલા મનુષ્યે જ્ઞાન અને વિજ્ઞાન વડે સંતુષ્ટ થઈ મારા ભક્ત થઈ જવું. ॥ ૬૨ ॥

‘**विज्ञाः**’ ‘અમે ઉદ્યમ કરવામાં પ્રવીણ છીએ.’ એમ અભિમાન કરનારા મનુષ્યોનું– જાગ્રત વગેરે ત્રણેય અવસ્થાઓથી વિલક્ષણ એવી ચોથી અવસ્થા (આત્માનું સ્વરૂપ) જાણીને ॥ ૬૧ ॥

‘**दृष्टश्रुताभिर्मात्राभिः**’ આ લોકના જોયેલા અને પરલોકના સાંભળેલા વિષયોની વાસનાથી– પોતાના ‘**तेजसा**’ વિવેકબળરૂપ તેજથી ॥ ૬૨ ॥

વળી, આનાથી શ્રેષ્ઠ પુરુષાર્થ છે જ નહીં, એમ કહે છે— ‘**एतावान् इति**।’

**एतावानेव मनुजैर्योगनैपुणबुद्धिभिः।**
**स्वार्थः सर्वात्मना ज्ञेयो यत्परात्मैकदर्शनम्॥ ६३**

યોગમાં કુશળ બુદ્ધિવાળા મનુષ્યો દ્વારા આત્મા અને પરમાત્માની એકતાનો અનુભવ કરવામાં આવે, એટલો જ સ્વાર્થ સર્વ પ્રયત્નો દ્વારા સાધવા યોગ્ય જાણવો.॥ ૬૩ ॥

योगे नैपुणं यस्यां सा बुद्धिर्येषाम्। परस्यात्मन एकं दर्शनमिति यदेतावानेव॥ ६३ ॥

યોગમાં નૈપુણ્ય છે જેનું તેવી બુદ્ધિ છે જેમની– આત્મા અને પરમાત્માની એકતાનું દર્શન જે છે એટલો જ સ્વાર્થ॥ ૬૩ ॥

**त्वमेतच्छ्रद्धया राजन्नप्रमत्तो वचो मम।**
**ज्ञानविज्ञानसम्पन्नो धारयन्नाशु सिध्यसि॥ ६४**
॥ ६४ ॥

હે રાજા, શાસ્ત્રીય જ્ઞાન અને અપરોક્ષ જ્ઞાનથી સંપન્ન અને સાવધાન થઈ મારાં આ વચનને શ્રદ્ધાપૂર્વક ધારણ કરતો તું શીઘ્ર મને પ્રાપ્ત કરીશ.॥ ૬૪ ॥ ૬૪ ॥

**श्रीशुक उवाच**

**आश्वास्य भगवानित्थं चित्रकेतुं जगद्गुरुः।**
**पश्यतस्तस्य विश्वात्मा ततश्चान्तर्दधे हरिः॥ ६५**
॥ ६५ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – જગદ્‌ગુરુ વિશ્વાત્મા ભગવાન શ્રીહરિ ચિત્રકેતુને આવું આશ્વાસન આપી તેના દેખતાં જ ત્યાંથી અંતર્ધાન થઈ ગયા.॥ ૬૫ ॥ ૬૫ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां षष्ठस्कन्धे चित्रकेतोः परमात्मदर्शनं नाम षोडशोऽध्यायः॥ १६ ॥

इति श्रीमद्भागवते महापुराणे षष्ठस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां षोडशोऽध्यायः॥ १६ ॥

*****

# अथ सप्तदशोऽध्यायः

## ચિત્રકેતુને પાર્વતીજીનો શાપ

ततः सप्तदशेऽमोघमहर्द्धिं प्राप्य खे चरन्। विहस्य गिरिशं शापादुमाया वृत्रतां गतः॥ १ ॥

ત્યાર પછી સત્તરમા અધ્યાયમાં (કદી નિષ્ફળ ન જાય તેવી) અમોઘ સંપત્તિ પ્રાપ્ત કરીને આકાશમાં વિચરણ કરતો (ચિત્રકેતુ) કૈલાસવાસી શંકર ભગવાનની હાંસી કરીને પાર્વતીજીના શાપથી વૃત્રત્વ પામ્યો. (વૃત્ર તરીકે જન્મ્યો તે કથા કહેવાશે).॥ ૧ ॥

**श्रीशुक उवाच**

**यतश्चान्तर्हितोऽनन्तस्तस्यै कृत्वा दिशे नमः।**
**विद्याधरश्चित्रकेतुश्चचार गगनेचरः॥ १**
॥ १ ॥

**શ્રીશુકદેવજી બોલ્યા** – જે દિશામાં ભગવાન અનંત અંતર્ધાન થયા તે દિશાને નમન કરીને ગગનચારી વિદ્યાધર ચિત્રકેતુ સ્વચ્છંદ વિચરણ કરવા લાગ્યો.॥ ૧ ॥

यतो यस्याम्। तस्यै दिशे नमः नमनं कृत्वा ॥ १ ॥

**स लक्षं वर्षलक्षाणामव्याहतबलेन्द्रियः।**
**स्तूयमानो महायोगी मुनिभिः सिद्धचारणैः ॥ २**

**कुलाचलेन्द्रद्रोणीषु नानासङ्कल्पसिद्धिषु।**
**रेमे विद्याधरस्त्रीभिर्गापयन् हरिमीश्वरम् ॥ ३**

स चित्रकेतुर्विद्याधरस्त्रीभिर्हरिं गापयन् रेम इति द्वयोरन्वयः। अव्याहतं बलमिन्द्रियपाटवं च यस्य ॥ २ ॥

नानाविधाः सङ्कल्पेनैव सिद्धयो यासु तासु ॥ ३ ॥

'अकस्मादद्भुतैश्वर्यगर्वात्प्राचीनकर्मतः ।
आसुरीं योनिमापन्नो भवानीशापतः स तु।'

तदाह—**एकदेत्यादिना**।

**एकदा स विमानेन विष्णुदत्तेन भास्वता।**
**गिरिशं ददृशे गच्छन् परीतं सिद्धचारणैः ॥ ४**

॥ ४ ॥

**आलिङ्ग्याङ्कीकृतां देवीं बाहुना मुनिसंसदि।**
**उवाच देव्याः शृण्वत्या जहासोच्चैस्तदन्तिके ॥ ५**

**'यतः' (यस्याम्)** જે દિશામાં– તે દિશાને નમન કરીને ॥ ૧ ॥

જેનું શરીરબળ અને ઇન્દ્રિયોનું સામર્થ્ય લાખો વર્ષ સુધી અક્ષુણ્ણ રહ્યું હતું તેવો તેમ જ મુનિઓ, સિદ્ધો અને ચારણો દ્વારા જેની સ્તુતિ કરવામાં આવતી હતી તેવો તે મહાયોગી (ચિત્રકેતુ) ॥ ૨ ॥

અનેક પ્રકારના સંકલ્પોને સિદ્ધ કરનારી પર્વતરાજ સુમેરુની ઘાટીઓમાં વિદ્યાધરોની સ્ત્રીઓ દ્વારા સર્વશક્તિમાન શ્રીહરિનું કીર્તન કરાવતો રમણ કરતો હતો. ॥ ૩ ॥

**'सः'** તે ચિત્રકેતુ વિદ્યાધરોની સ્ત્રીઓ દ્વારા શ્રીહરિનું ગાન કરાવતો રમણ કરતો હતો, એમ બંને શ્લોકોનો સંબંધ છે. **'अव्याहतम्'** અક્ષુણ્ણ છે શરીરબળ અને ઇન્દ્રિયસામર્થ્ય જેનું ॥ ૨ ॥

અનેક પ્રકારના સંકલ્પો કરવા માત્રથી જ જેમાં સિદ્ધિ પ્રાપ્ત થાય છે તેવી ઘાટીઓમાં ॥ ૩ ॥

'અચાનક અદ્ભુત ઐશ્વર્યના ગર્વને કારણે થયેલા મહાન અપરાધથી માતા ભવાનીના શાપને લીધે તે આસુરી યોનિને પ્રાપ્ત થયો.' તે કહે છે— **'एकदा इति।'** વગેરેથી.

એક દિવસ ભગવાન વિષ્ણુએ આપેલા તેજોમય વિમાન દ્વારા જતા તે ચિત્રકેતુએ સિદ્ધ અને ચારણોથી વીંટાયેલા કૈલાસપતિ શંકર ભગવાનને જોયા. ॥ ૪ ॥ ૪ ॥

(વિરક્ત) મુનિઓની સભામાં દેવી અમ્બિકાને અંકમાં બેસાડીને બાહુથી આલિંગન આપીને બેઠેલા ભગવાન શંકરને (જોઈને) તેમની સમીપ જઈ ચિત્રકેતુ દેવીના સાંભળતાં બોલ્યો અને મોટેથી હાંસી કરવા લાગ્યો. ॥ ૫ ॥

अङ्कीकृतामुत्सङ्गेनैकीकृत्य देवीं बाहुनालिङ्ग्य स्थितम्। उवाच जहास च। तस्यान्तिके स्थितः सन्॥ ५॥

**'અઙ્કીકૃતામ્'** અંકમાં બેસાડીને દેવીને બાહુથી આલિંગન આપીને બેઠેલા ભગવાન શંકરને ચિત્રકેતુ શિવપાર્વતીના સાંભળતાં જ બોલ્યો અને હાંસી કરી. શંકર ભગવાનની પાસે ઊભેલો ચિત્રકેતુ ॥ ૫ ॥

**चित्रकेतुरुवाच**

**एष लोकगुरुः साक्षाद्धर्मं वक्ता शरीरिणाम्।**
**आस्ते मुख्यः सभायां वै मिथुनीभूय भार्यया॥ ६**

धर्मं वक्ता वदति। शरीरिणां मध्ये मुख्यश्च भार्यया मिथुनीभूय चास्ते॥ ६॥

**ચિત્રકેતુ બોલ્યો** – (વેદોના પ્રવર્તક એવા) સાક્ષાત્ લોકગુરુ, શરીરધારીઓના ધર્મોપદેશક અને તેઓમાં શ્રેષ્ઠ એવા આ શંકર ભરી સભામાં ભાર્યાને ભેટીને બેઠા છે!॥ ૬ ॥

ધર્મનો **'વક્તા'** ઉપદેશ કરનાર અને શરીરધારીઓમાં શ્રેષ્ઠ એવા આ શંકર ભાર્યાને ભેટીને બેઠા છે!॥ ૬ ॥

**जटाधरस्तीव्रतपा ब्रह्मवादिसभापतिः।**
**अङ्कीकृत्य स्त्रियं चास्ते गतह्रीः प्राकृतो यथा॥ ७**

॥ ७ ॥

જટાધારી, ઉગ્ર તપશ્ચર્યા કરનાર, બ્રહ્મવાદીઓની સભાના અધ્યક્ષ એવા શંકર નિર્લજ્જ થઈ પત્નીને ખોળામાં લઈને સાધારણ મનુષ્યની જેમ બેઠા છે!॥ ૭ ॥ ૭ ॥

**प्रायशः प्राकृताश्चापि स्त्रियं रहसि बिभ्रति।**
**अयं महाव्रतधरो बिभर्ति सदसि स्त्रियम्॥ ८**

॥ ८ ॥

'विकारहेतौ सति विक्रियन्ते
येषां न चेतांसि त एव धीराः।'

સાધારણ માણસો પણ ઘણું કરીને પત્નીને એકાંતમાં ધારણ કરે છે. આ મહાવ્રતધારી (નૈષ્ઠિક બ્રહ્મચારી) ભરી સભામાં પત્નીને લઈને બેઠા છે. *॥ ૮ ॥ ૮ ॥

'વિકારનું કારણ હોવા છતાં જેમનાં ચિત્ત વિકાર પામતાં નથી, તેઓ જ ધીર પુરુષો છે.' (કુમારસંભવ–૧/૫૯)

**श्रीशुक उवाच**

**भगवानपि तच्छ्रुत्वा प्रहस्यागाधधीर्नृप।**
**तूष्णीं बभूव सदसि सभ्याश्च तदनुव्रताः॥ ९**

**શ્રીશુકદેવજી બોલ્યા** – હે રાજા, ભગવાન શંકર પણ અગાધ બુદ્ધિવાળા હોઈ તે સાંભળી મોટેથી હસીને શાંત થઈ ગયા અને તેમના અનુયાયી સભાસદો પણ મૌન રહ્યા.॥ ૯ ॥

---

* (ચિત્રકેતુએ અંબિકાને શંકરના ઉત્સંગમાં જોયા. સત્સંગ કરવાને બદલે ઉત્સંગમાં બિરાજેલા દેવી અને શંકરની નિંદા કરી. શંકર યોગી છે. પાર્વતી યોગશક્તિ છે. શક્તિ અને શક્તિમાન એકરૂપ છે.)

— શ્રી નવનીતપ્રિય શાસ્ત્રીજી

अगाधा गम्भीरा धीर्यस्य सः॥ ९॥

**'અગાધા'** અતિ ગહન બુદ્ધિ છે જેમની તે॥ ૯॥

**इत्यतद्वीर्यविदुषि ब्रुवाणे बह्वशोभनम्।**
**रुषाऽऽह देवी धृष्टाय निर्जितात्माभिमानिने॥ १०**

ભગવાન શંકરના પ્રભાવને ન જાણતો ચિત્રકેતુ જ્યારે (ભગવાનને ઉપદેશ આપતાં કટાક્ષયુક્ત એવાં) અતિ અનુચિત વચનો બોલ્યો, ત્યારે પોતે જિતેન્દ્રિય હોવાનું અભિમાન ધરાવતા, ઉદ્ધત એવા ચિત્રકેતુને દેવી અંબિકાએ (શાપ આપતાં) ક્રોધથી કહ્યું.॥ ૧૦॥

न तस्य वीर्यं प्रभावं विद्वानतद्वीर्यविद्वांस्तस्मिन्। निर्जितात्माभिमानिने जितेन्द्रियोऽहमित्यभिमानवते। इति रुषा क्रोधेनाह॥ १०॥

તે શંકર ભગવાનના **'वीर्यम्'** પ્રભાવને **'अतत्-वीर्य-विद्वान्'** નહીં જાણતા તે ચિત્રકેતુ પ્રત્યે— **'निर्जित-आत्मा-अभिमानिने'** 'હું જિતેન્દ્રિય છું' એવા અભિમાનવાળા પ્રત્યે **'इति'** (**'वक्ष्यमाणप्रकारेण'**) કહેવામાં આવે છે તે પ્રકારે **'रुषा'** ક્રોધથી કહ્યું.॥ ૧૦॥

पार्वत्युवाच

**अयं किमधुना लोके शास्ता दण्डधरः प्रभुः।**
**अस्मद्विधानां दुष्टानां निर्लज्जानां च विप्रकृत्॥ ११**

**પાર્વતીજી બોલ્યા** – અમારા જેવા દુષ્ટ અને નિર્લજ્જોનું શાસન કરીને તિરસ્કાર કરનારો દંડધારી સમર્થ શાસક અત્યારે આ સંસારમાં શું આ (જ) છે?॥ ૧૧॥

विरुद्धं प्रकर्षेण करोतीति विप्रकृत्॥ ११॥

દંડ કરીને તિરસ્કાર કરે તે **'विप्रकृत्'**॥ ૧૧॥

**न वेद धर्मं किल पद्मयोनि-**
**र्न ब्रह्मपुत्रा भृगुनारदाद्याः।**
**न वै कुमारः कपिलो मनुश्च**
**ये नो निषेधन्त्यतिवर्तिनं हरम्॥ १२**

કમળયોનિ (બ્રહ્માજી), ભૃગુ-નારદ વગેરે બ્રહ્માજીના પુત્રો, સનત્કુમાર, કપિલ અને મનુ ખરેખર ધર્મ(નું રહસ્ય) નથી જાણતા, (એટલે જ તો) તેઓ શાસ્ત્રનું ઉલ્લંઘન કરનાર ભગવાન હરને રોકતા નથી!॥ ૧૨॥

अतिवर्तिनं शास्त्रमतिक्रम्य वर्तनशीलम्। ये नो निषेधन्ति न निवारयन्ति॥ १२॥

**'अतिवर्तिनम्'** શાસ્ત્રનું અતિક્રમણ કરીને રહેનારા સ્વભાવવાળા શંકર ભગવાનને જેઓ **'नो निषेधन्ति'** રોકતા નથી!॥ ૧૨॥

**एषामनुध्येयपदाब्जयुग्मं**
**जगद्गुरुं मङ्गलमङ्गलं स्वयम्।**
**यः क्षत्रबन्धुः परिभूय सूरीन्**
**प्रशास्ति धृष्टस्तदयं हि दण्ड्यः॥ १३**

(બ્રહ્મા વગેરે મહાપુરુષો) જેમના આ ચરણકમળયુગ્મનું સતત ધ્યાન કરે છે, એવા મંગળોના પણ મંગળ જગદ્ગુરુ ભગવાન શંકરને (બ્રહ્મા વગેરે) સર્વજ્ઞ (સૂરિ) જનોનો તિરસ્કાર કરીને જે ઉપદેશ આપે છે, તે આ નિર્લજ્જ, અધમ ક્ષત્રિય તેથી દંડને યોગ્ય જ છે.॥ ૧૩॥

एषां ब्रह्मादीनामनुध्येयं पदाब्जयुग्मं यस्य तम्। मङ्गलमङ्गलं परमधर्ममूर्तिम्। सूरीन्परिभूयाज्ञान्कृत्वा जगद्गुरुं यः प्रशास्ति। तत्तस्मात्॥ १३॥

આ બ્રહ્મા વગેરે જેમનાં ચરણકમળના યુગ્મનું સતત ધ્યાન કરે છે તેમને, '**मङ्गलमङ्गलम्**' પરમધર્મમૂર્તિરૂપને (કલ્યાણના કારણરૂપ ધર્મના રક્ષક એવા ભગવાનશંકરને), (સર્વજ્ઞ એવા બ્રહ્મા વગેરે) સૂરિજનોને '**परिभूय**' અવગણીને, જગદ્ગુરુ ભગવાનશંકરને જે ઉપદેશ આપે છે! '**तत्**' તેથી॥ ૧૩॥

ननु हरिभक्तोऽयं न दण्डार्ह इति चेत्तत्राह—

જો શંકા કરવામાં આવે કે શ્રીહરિનો ભક્ત એવો આ ચિત્રકેતુ શિક્ષાને પાત્ર નથી, તો તે માટે ઉત્તર આપે છે—

**नायमर्हति वैकुण्ठपादमूलोपसर्पणम्।**
**सम्भावितमतिः स्तब्धः साधुभिः पर्युपासितम्॥ १४**

'હું શ્રેષ્ઠ છું' એવી બુદ્ધિવાળો આ ઉદ્ધત (ચિત્રકેતુ) સાધુપુરુષો દ્વારા ઉપાસના કરાયેલા વૈકુંઠભગવાન (શ્રીહરિ)નાં ચરણકમળની પ્રાપ્તિ માટે યોગ્ય નથી.॥ ૧૪॥

नायं साधुभिः परिसेवितं वैकुण्ठस्य पादमूलोपसर्पणमर्हति। यतः सम्भाविता अहमधिक इति कृता मतिर्येन। अत एव स्तब्धोऽनम्रः॥ १४॥

આ ચિત્રકેતુ સાધુપુરુષો દ્વારા ઉપાસના કરવામાં આવેલા, વૈકુંઠ ભગવાન શ્રીહરિનાં ચરણકમળની પ્રાપ્તિ માટે યોગ્ય નથી, કારણ કે '**सम्भाविता**' 'હું શ્રેષ્ઠ છું.' એવી બુદ્ધિ જેને થઈ છે અને તેથી જ તે '**स्तब्धः**' ઉદ્ધત છે.॥ ૧૪॥

तदेवं स्वयं दण्ड्यत्वं निश्चित्य तं प्राह—**अत इति**।

તેથી આમ પોતે જ શિક્ષાની યોગ્યતાનો નિશ્ચય કરી તેને કહે છે— '**अतः इति।**'

**अतः पापीयसीं योनिमासुरीं याहि दुर्मते।**
**यथेह भूयो महतां न कर्ता पुत्र किल्बिषम्॥ १५**

આથી હે દુર્મતિ, પાપમયી આસુરી યોનિમાં તું ચાલ્યો જા, જેથી હે પુત્ર, આ સંસારમાં તું ફરી (ક્યારેય) મહાપુરુષોનો અપરાધ કરનારો નહીં થાય.॥ ૧૫॥

हे पुत्र, यथा भूयो महतां किल्बिषमपराधं न कर्ता न करिष्यसि तथा याहीत्यर्थः॥ १५॥

હે પુત્ર, જેથી તું ફરી મહાન પુરુષોનો અપરાધ '**न कर्ता**' કરનારો નહીં થાય, તેથી તું (આસુરી યોનિમાં) ચાલ્યો જા, એમ અર્થ છે.॥ ૧૫॥

श्रीशुक उवाच

**एवं शप्तश्चित्रकेतुर्विमानादवरुह्य सः।**
**प्रसादयामास सतीं मूर्ध्ना नम्रेण भारत॥ १६ ॥ १६ ॥**

શ્રીશુકદેવજી બોલ્યા – હે ભરતવંશી રાજા (પરીક્ષિત), આ પ્રમાણે શાપિત થયેલો તે ચિત્રકેતુ વિમાનમાંથી ઊતરીને, નતમસ્તક થઈને દેવી સતીને પ્રસન્ન કરવા લાગ્યો.॥ ૧૬ ॥ ૧૬ ॥

चित्रकेतुरुवाच

**प्रतिगृह्णामि ते शापमात्मनोऽञ्जलिनाम्बिके।**
**देवैर्मर्त्याय यत्प्रोक्तं पूर्वदिष्टं हि तस्य तत्॥ १७**

ચિત્રકેતુ બોલ્યો – હે માતા (અંબિકા), આપના શાપને હું મારી (પોતાની) અંજલિ દ્વારા સ્વીકાર કરું છું. (કારણ કે) દેવતાઓ દ્વારા મનુષ્યને જે કહેવામાં આવે છે, તે તેમના (પ્રારબ્ધ)કર્મ અનુસાર પ્રાપ્ત થનાર (ફળની સૂચના) જ હોય છે.॥ ૧૭ ॥

पूर्वदिष्टं प्राचीनकर्मप्राप्तमेव॥ १७॥

'**पूर्वदिष्टम्**' પૂર્વે કરેલાં કર્મ અનુસાર પ્રાપ્ત થનાર (ફળની સૂચના) જ હોય છે.॥ ૧૭ ॥

अयं च संसारचक्रस्वभाव एव न चित्रमित्याह—**संसारचक्र इति**।

આ તો સંસારચક્રનો સ્વભાવ જ છે, એમાં (કાંઈ) આશ્ચર્ય નથી, એમ કહે છે— '**संसारचक्रे इति।**'

**संसारचक्र एतस्मिन् जन्तुरज्ञानमोहितः।**
**भ्राम्यन् सुखं च दुःखं च भुङ्क्ते सर्वत्र सर्वदा॥ १८ ॥ १८ ॥**

અજ્ઞાનથી મોહ પામેલો જીવ આ સંસારચક્રમાં ભટકતો સર્વ ઠેકાણે સદાય સુખ અને દુ:ખ ભોગવે છે.॥ ૧૮ ॥ ૧૮ ॥

अत एवात्र मम च तव च न कोऽपि दोष इत्याह—**नैवेति**।

આથી જ અત્યારે મારો કે આપનો કોઈ દોષ નથી, એમ કહે છે— '**न एव इति।**'

**नैवात्मा न परश्चापि कर्ता स्यात् सुखदुःखयोः।**
**कर्तारं मन्यतेऽप्राज्ञ आत्मानं परमेव च॥ १९ ॥ १९ ॥**

સુખ અને દુ:ખ આપનારો ન તો પોતાનો આત્મા છે કે ન કોઈ બીજું, (છતાં પણ) અજ્ઞાની પોતાને અને બીજાને સુખ-દુ:ખનો કર્તા માને છે.॥ ૧૯ ॥

एवं तावत्सुखदुःखादिकमङ्गीकृत्योक्तमिदानीं तदपि वस्तुतो नास्तीत्याह—

આ પ્રમાણે અહીં સુધી સુખ-દુ:ખનો સ્વીકાર કરીને કહેવામાં આવ્યું. હવે કહે છે કે વસ્તુત: સુખ-દુ:ખ પણ નથી.

**गुणप्रवाह एतस्मिन् कः शापः को न्वनुग्रहः।**
**कः स्वर्गो नरकः को वा किं सुखं दुःखमेव वा॥ २०**

(માયામય) ગુણોના પ્રવાહરૂપ આ સંસારમાં શાપ શું અને અનુગ્રહ શું? સ્વર્ગ શું અને નરક શું? સુખ શું અને દુ:ખ શું?॥ ૨૦॥

गुणानां मायामयानां प्रवाहे संसारे॥ २०॥

'**गुणानाम्**' માયામય ગુણોના '**प्रवाहे**' સંસારરૂપ પ્રવાહમાં॥ ૨૦॥

ननु मायागुणानां चेदयं प्रवाहस्तर्हि तेषां जडत्वाद् बन्धमोक्षाद्यनुभवो न स्यात्तत्राह—

શંકા કરવામાં આવી છે કે જો આ સંસાર માયાના ગુણોનો પ્રવાહ હોય, તો તે ગુણો જડ હોવાથી બંધન-મોક્ષ વગેરે અનુભવ ન થાય. તે માટે ઉત્તર આપે છે—

**एकः सृजति भूतानि भगवानात्ममायया।**
**एषां बन्धं च मोक्षं च सुखं दुःखं च निष्कलः॥ २१**

એકમાત્ર ભગવાન સ્વયં બંધાદિથી રહિત હોઈ પોતાની માયાથી પ્રાણીઓનું સર્જન કરે છે અને એમનાં (પ્રાણીઓનાં) બંધન અને મોક્ષ તેમ જ સુખ અને દુ:ખ પણ સર્જે છે.॥ ૨૧॥

एकः परमेश्वरो मायया निमित्तभूतया भूतानि प्राणिनः सृजति। एषां बन्धादिकं च सृजति। निष्कलः स्वयं बन्धादिशून्यः॥ २१॥

એકમાત્ર પરમેશ્વર '**मायया**' નિમિત્તરૂપ માયાથી '**भूतानि**' પ્રાણીઓનું સર્જન કરે છે તેમ જ એ પ્રાણીઓનાં બંધન વગેરેનું પણ સર્જન કરે છે. '**निष्कलः**' બંધન વગેરેથી રહિત એવા પરમાત્મા પોતે॥ ૨૧॥

नन्वेवंभूतविषमसृष्टौ तस्य किं कारणं, प्रियादिवैषम्याभावादित्याशङ्क्य यद्यपि प्रियादयो न सन्ति तथापि तत्तत्कर्मवशात्सर्वं घटत इत्याह—**न तस्येति** द्वाभ्याम्।

શંકા કરે છે કે શ્રીહરિને પ્રિય-અપ્રિય વગેરે વિષમતાનો અભાવ હોવાથી સુખ-દુ:ખ વગેરેથી યુક્ત એવી વિષમ સૃષ્ટિ કરવામાં તેમને શું પ્રયોજન છે? એમ શંકા કરીને ઉત્તર આપે છે કે જો કે તેમને પ્રિય-અપ્રિય વગેરે નથી, છતાં પણ જુદા જુદા જીવોનાં કર્મોને કારણે આ બધું ઘટે છે, એમ બે શ્લોકોથી કહે છે— '**न तस्य इति**।'

**न तस्य कश्चिद्दयितः प्रतीपो**
**न ज्ञातिबन्धुर्न परो न च स्वः।**
**समस्य सर्वत्र निरञ्जनस्य**
**सुखे न रागः कुत एव रोषः॥ २२**

તે શ્રીહરિનું નથી કોઈ પ્રિય કે નથી અપ્રિય, તેમનો નથી કોઈ જ્ઞાતિજન કે નથી બંધુજન, નથી કોઈ પારકું કે નથી પોતાનું. સર્વત્ર સમાન અને નિ:સંગ એવા તેમનો સુખ માટે રાગ નથી, તો દ્વેષ તો થાય જ કેવી રીતે?॥ ૨૨॥

प्रतीपोऽप्रियः। न ज्ञातिर्बन्धुश्चेत्यर्थः। तत्र हेतुः—सर्वत्र समस्य। तत्कुतः, निरञ्जनस्य निःसङ्गस्य। अत एव तन्निमित्ते सुखे रागो नास्ति, रागानुबन्धी रोषः कुतः स्यात्॥ २२॥

'**प्रतीपः**' અપ્રિય– ભગવાનનો નથી કોઈ જ્ઞાતિજન કે નથી કોઈ બંધુજન, એમ અર્થ છે. એ માટેનું કારણ— ભગવાન સર્વત્ર સમાન છે. તે શા કારણે સમાન છે? '**निरञ्जनस्य**' નિ:સંગ, નિર્લેપ ભગવાનનો, આથી જ, તેને કારણે સુખ ઉપર રાગ નથી, તો રાગથી થનાર દ્વેષ તો થાય જ ક્યાંથી?॥ ૨૨॥

**तथापि तच्छक्तिविसर्ग एषां**
**सुखाय दुःखाय हिताहिताय।**
**बन्धाय मोक्षाय च मृत्युजन्मनोः**
**शरीरिणां संसृतयेऽवकल्पते॥ २३**

તેમ છતાં પણ તે ભગવાનની માયાશક્તિથી થતો (પુણ્ય-પાપાદિ લક્ષણવાળો કર્મરૂપ) વિસર્ગ, આ પ્રાણીઓને સુખ, દુ:ખ, હિત, અહિત, બંધ, મોક્ષ, મૃત્યુ, જન્મ તથા સંસાર આપવા સમર્થ થાય છે.॥ ૨૩॥

यद्यप्येवं तथापि तस्य शक्त्या मायया यो विसर्गः पुण्यपापादिलक्षणं कर्म एषां शरीरिणां सुखाद्यर्थमवकल्पते समर्थो भवति। यथोक्तं गीतासु—

'भूतभावोद्भवकरो विसर्गः कर्मसंज्ञितः॥'

इति॥ २३॥

(ભગવાનને રાગાદિ ન હોવા) છતાં પણ જે '**विसर्गः**' પુણ્ય-પાપાદિ લક્ષણરૂપ કર્મ આ પ્રાણીઓને સુખાદિફળ આપવા '**अवकल्पते**' સમર્થ થાય છે. જેમ ગીતાજીમાં કહેવાયું છે — 'પ્રાણીઓના સર્વ ભાવોને ઉત્પન્ન કરનાર (સૃષ્ટિવ્યાપારરૂપ) વિસર્ગ જ કર્મ નામે કહેવાય છે.' (ગીતા ૮/૩)॥ ૨૩॥

**अथ प्रसादये न त्वां शापमोक्षाय भामिनि।**
**यन्मन्यसे असाधूक्तं मम तत्क्षम्यतां सति॥ २४**

માટે હે ભામિની, શાપથી છૂટવા હું આપને પ્રસન્ન કરતો નથી, (પરંતુ) મારા જે વચનને આપ અયોગ્ય માનો છો, તે માટે હે સતી, મને ક્ષમા કરો.॥ ૨૪॥

अथ तस्माद्भामिनि हे कोपने, त्वां केवलं प्रसादयामि न तु शापमोक्षाय। तर्हि किं प्रसादनेनात आह—ममोक्तमुक्तिं साध्वप्यसाधुवन्मन्यसे तत्त्वया क्षम्यताम्॥ २४॥

'**अथ**' માટે '**भामिनि**' હે દેવી, આપને હું કેવળ પ્રસન્ન જ કરું છું, શાપથી છૂટવા માટે પ્રસન્ન કરતો નથી. તો પછી શા માટે રીઝવે છે? તે માટે કહે છે— મારું '**उक्तम्**' વચન યોગ્ય છે છતાં તેને અયોગ્ય જેવું તમે માનતા હો તો તે માટે આપ ક્ષમા કરો.॥ ૨૪॥

श्रीशुक उवाच

**इति प्रसाद्य गिरिशौ चित्रकेतुररिन्दम।**
**जगाम स्वविमानेन पश्यतोः स्मयतोस्तयोः॥ २५**

गिरिशौ भवानीशङ्करौ प्रसाद्य। स्मयतो-र्विस्मयं कुर्वतोः सतोः॥ २५॥

**ततस्तु भगवान् रुद्रो रुद्राणीमिदमब्रवीत्।**
**देवर्षिदैत्यसिद्धानां पार्षदानां च शृण्वताम्॥ २६**

॥ २६॥

श्रीरुद्र उवाच

**दृष्टवत्यसि सुश्रोणि हरेरद्भुतकर्मणः।**
**माहात्म्यं भृत्यभृत्यानां निःस्पृहाणां महात्मनाम्॥ २७**

॥ २७॥

**नारायणपराः सर्वे न कुतश्चन बिभ्यति।**
**स्वर्गापवर्गनरकेष्वपि तुल्यार्थदर्शिनः॥ २८**

स्वर्गादावेव तुल्योऽर्थः प्रयोजनमिति द्रष्टुं शीलं येषां ते तथा॥ २८॥

**वंशीधरी**—प्रयोजनं भगवद्भक्तिरेव सर्वत्र श्रेयसीत्येवं विमर्शलक्षणं ज्ञेयम्। सर्वत्रेश्वरस्फूर्त्या भयाभावो दर्शितः।

तत्र तदुक्तमेव हेतुमाह द्वाभ्याम्।

શ્રીશુકદેવજી બોલ્યા – હે શત્રુદમન (પરીક્ષિત), આ પ્રમાણે ભવાની અને શંકરને પ્રસન્ન કરી વિસ્મય પામતા એવા તે બંનેના દેખતાં ચિત્રકેતુ પોતાના વિમાનમાં બેસીને ગયો.॥ ૨૫॥

'**गिरिशौ**' ભવાની અને શંકરને પ્રસન્ન કરીને, '**स्मयतोः**' વિસ્મય પામતાં બંનેના દેખતાં॥ ૨૫॥

('**गिरिजा च गिरिशः गिरिशौ**'– એકશેષ દ્વંદ્વસમાસ)

પછી દેવો, ઋષિઓ, દૈત્યો, સિદ્ધો તથા પાર્ષદોના સાંભળતાં જ ભગવાન રુદ્ર રુદ્રાણીને આ પ્રમાણે કહેવા લાગ્યા.॥ ૨૬॥ ૨૬॥

શ્રીરુદ્ર (ભગવાન) બોલ્યા – હે સુંદરી, અદ્‌ભુત કર્મોવાળા ભગવાન શ્રીહરિના નિઃસ્પૃહ અને ઉદાર હૃદયવાળા દાસાનુદાસોનું માહાત્મ્ય તમે જોયું ને?॥ ૨૭॥ ૨૭॥

શ્રીનારાયણ એ જ જેમનું ચરમ લક્ષ્ય છે તેવા સર્વ ભક્તો કોઈનાથી ભય પામતા નથી (કારણ કે) સ્વર્ગ, મોક્ષ અને નરકમાં પણ તેઓ (કેવળ નારાયણરૂપી) સમાન પ્રયોજન જોનારા હોય છે.॥ ૨૮॥

સ્વર્ગ વગેરેમાં પણ સમાન '**अर्थः**' પ્રયોજન, નારાયણરૂપી પુરુષાર્થ અનુભવવાનો સ્વભાવ છે જેમનો તેવા॥ ૨૮॥

સર્વત્ર ભગવદ્‌ભક્તિ જ શ્રેષ્ઠ છે, એ જ વિચારનું લક્ષણ જાણવું. સર્વત્ર ઈશ્વરના સ્ફુરણથી ભયનો અભાવ દર્શાવ્યો છે.

'**तत्र**' (કેવળ ભગવાનનાં સમાન ભાવથી દર્શન કરવામાં) તે ચિત્રકેતુ દ્વારા જ કહેવામાં આવેલું કારણ બે શ્લોકો વડે કહે છે.

**देहिनां देहसंयोगाद् द्वन्द्वानीश्वरलीलया।**
**सुखं दुःखं मृतिर्जन्म शापोऽनुग्रह एव च॥ २९**

देहिनां सुखं दुःखमित्यादिद्वंद्वानीश्वरस्य लीलया मायया भवन्ति। तेषु च गुणदोषविकल्पश्चेत्यन्वयः॥ २९॥

ઈશ્વરની માયાને લીધે જીવોને શરીરનો સંયોગ થવાથી સુખ-દુઃખ, મૃત્યુ-જન્મ, શાપ-અનુગ્રહ (વગેરે) દ્વંદ્વો થયાં જ કરે છે.॥ ૨૯॥

જીવોને સુખ-દુઃખ વગેરે દ્વંદ્વો ઈશ્વરની જ '**लीलया**' માયાથી થાય છે. તે દ્વંદ્વોમાં ગુણ અને દોષની કલ્પના (અજ્ઞાનથી જ કરાયેલી છે), એમ અન્વય છે.॥ ૨૯॥

**अविवेककृतः पुंसो ह्यर्थभेद इवात्मनि।**
**गुणदोषविकल्पश्च भिदेव स्त्रजिवत्कृतः॥ ३०**

इष्टानिष्टभेद इव यः स्फुरति स आत्मन्यर्थभेदः सुखादिभेदः पुंसः स्वप्ने यथा अविवेककृतो भवति स्त्रजिवत्सर्पमालादिभिर्यथा तथैव कृत इत्यर्थः। स्त्रग्वदिति वक्तव्ये स्त्रजिवदित्यार्षम्। पाठान्तरे तु सुगमम्॥ ३०॥

જેમ માળામાં (સર્પાદિનો) ભેદ અજ્ઞાનને કારણે થાય છે, તેમ મનુષ્યને પોતાના વિષે થતો સુખદુઃખાદિનો ભેદ તથા ગુણ-દોષાદિનો વિકલ્પ અજ્ઞાનને કારણે જ થાય છે.॥ ૩૦॥

પ્રિય અને અપ્રિયના ભેદની જેમ જે ભેદ પ્રતીત થાય છે, તે મનુષ્યને સ્વપ્નમાં પોતાના વિશે થતા '**अर्थभेदः**' સુખ-દુઃખાદિના ભેદની જેમ અજ્ઞાનને કારણે થાય છે. '**स्त्रजिवत्**' માળામાં જેમ સર્પાદિ દ્વારા થતો ભેદ અજ્ઞાનથી જ કરેલો છે તેમ (સર્વ ગુણ-દોષાદિનો ભેદ અજ્ઞાનને કારણે જ થાય છે), એમ અર્થ છે. '**स्त्रग्वत्**' એમ કહેવાને બદલે '**स्त्रजिवत्**' છે તે આર્ષ છે. (કારણ કે '**वत्**' પ્રત્યય પ્રાતિપાદિક-શબ્દને લાગે છે.) ('**स्त्रजिवत्कृतः**' ને બદલે '**स्त्रजि सर्पवत्**' માળામાં સાપની જેમ) એવા પાઠાંતરમાં તો અર્થ સરળ છે.॥ ૩૦॥

अतो भागवतानां निस्पृहत्वमुचितमेवेत्याह—**वासुदेव इति**।

'**अतः**' આથી (ગુણદોષાદિનો વિકલ્પ ન હોવાથી) ભગવદ્ભક્તોને નિઃસ્પૃહત્વ ઉચિત જ છે, એમ કહે છે— '**वासुदेवे इति।**'

**वासुदेवे भगवति भक्तिमुद्वहतां नृणाम्।**
**ज्ञानवैराग्यवीर्याणां नेह कश्चिद् व्यपाश्रयः॥ ३१**

ભગવાન વાસુદેવમાં ભક્તિ (વહન) કરનારા અને જ્ઞાન-વૈરાગ્યના બળવાળા મનુષ્યોને આ સંસારમાં વિશેષરૂપે આશ્રય કરવા યોગ્ય કોઈ પણ પદાર્થ નથી.॥ ૩૧॥

ज्ञानवैराग्ययोर्वीर्यं बलं येषां तेषाम्। व्यपाश्रयो विशिष्टबुद्ध्या आश्रयणीयोऽर्थो नास्ति॥ ३१॥

જ્ઞાન અને વૈરાગ્યનું **'वीर्यम्'** બળ છે જેમનું તેમને– **'व्यपाश्रयः'** વિશિષ્ટ બુદ્ધિથી આશ્રય કરવા યોગ્ય પદાર્થ નથી.॥ ૩૧॥

अस्य च हरिदासत्वेन तत्स्वभावत्वा-न्नैतच्चित्रमिति वक्तुं हरेर्माहात्म्यमाह— **नाहमिति** द्वाभ्याम्।

આ ચિત્રકેતુ શ્રીહરિનો દાસ હોવાથી તેના (નિઃસ્પૃહી) સ્વભાવ (અને વિવેક)ને કારણે આ (એના દ્વારા શાપ વગેરેનો સ્વીકાર કરવો એ) કાંઈ આશ્ચર્ય નથી, એમ કહેવા માટે શ્રીહરિનું માહાત્મ્ય બે શ્લોકોથી વર્ણવે છે— **'न अहम् इति।'**

**नाहं विरिञ्चो न कुमारनारदौ**
**न ब्रह्मपुत्रा मुनयः सुरेशाः।**
**विदाम यस्येहितमंशकांशका**
**न तत्स्वरूपं पृथगीशमानिनः॥ ३२**

હું, બ્રહ્મા, સનત્કુમાર, નારદ, બ્રહ્માના પુત્રો, (ભૃગુ વગેરે) મુનિઓ અને દેવોના અધિપતિઓ જેમની લીલાને જાણતા નથી, તેમના એક અંશના પણ અંશરૂપ હોવા છતાં જેઓ પોતાને અલગ ઈશ્વર માનનારા છે તેઓ તેમના સ્વરૂપને ન જ જાણે (એ સ્પષ્ટ છે).॥ ૩૨॥

ईहितमभिप्रायं लीलां वा यदा वयं न विद्मस्तदा तस्य स्वरूपमंशकांशका अपि सन्तः पृथगीशमानिनो न विदुरेव॥ ३२॥

**'ईहितम्'** અભિપ્રાય અથવા લીલાને જ્યારે અમે નથી જાણતા, ત્યારે તેમના સ્વરૂપના અંશના પણ અંશરૂપ હોવા છતાં જેઓ પોતાને અલગ ઈશ્વર માનનારા છે, તેઓ તેમના સ્વરૂપને તો (ક્યાંથી જાણે?) ન જ જાણે.॥ ૩૨॥

**न ह्यस्यास्ति प्रियः कश्चिन्नाप्रियः स्वः परोऽपि वा।**
**आत्मत्वात्सर्वभूतानां सर्वभूतप्रियो हरिः॥ ३३**

આ શ્રીહરિનું કોઈ પ્રિય નથી કે અપ્રિય નથી, પોતાનું નથી કે પારકું પણ નથી. સર્વ પ્રાણીઓના આત્મસ્વરૂપ હોવાથી શ્રીહરિ (જ) સર્વ પ્રાણીઓના પ્રિય છે.॥ ૩૩॥

अत एव हरिरपि सर्वेषां भूतानां प्रियः॥ ३३॥

આથી જ શ્રીહરિ જ સર્વ પ્રાણીઓના પ્રિય છે.॥ ૩૩॥

**तस्य चायं महाभागश्चित्रकेतुः प्रियोऽनुगः।**
**सर्वत्र समदृक् शान्तो ह्यहं चैवाच्युतप्रियः॥ ३४**

સર્વત્ર સમાન દૃષ્ટિવાળો અને શાન્ત એવો આ પરમ ભાગ્યશાળી ચિત્રકેતુ તે શ્રીહરિનો પ્રિય સેવક છે અને હું પણ શ્રીહરિનો જ પ્રિય છું.॥ ૩૪॥

अहं चैवाच्युतस्य प्रियः। तस्मान्ममास्मिन् क्रोधो नाभूदिति भावः॥ ३४॥

અને હું પણ અચ્યુતનો જ પ્રિય છું, તેથી મને આ (ચિત્રકેતુ)ની ઉપર ક્રોધ ન થયો, એવો ભાવ છે.॥ ૩૪॥

**तस्मान्न विस्मयः कार्यः पुरुषेषु महात्मसु।**
**महापुरुषभक्तेषु शान्तेषु समदर्शिषु॥ ३५**

॥ ३५ ॥

તેથી ભગવાનના ભક્ત, શાંત, સમદર્શી, મહાત્મા પુરુષોના વિષયમાં આશ્ચર્ય ન કરવું જોઈએ.॥ ૩૫॥ ૩૫॥

**श्रीशुक उवाच**

**इति श्रुत्वा भगवतः शिवस्योमाभिभाषितम्।**
**बभूव शान्तधी राजन् देवी विगतविस्मया॥ ३६**

॥ ३६ ॥

શ્રીશુકદેવજી બોલ્યા – હે રાજા (પરીક્ષિત), આ પ્રમાણે ભગવાન શંકરનું વચન સાંભળીને ઉમાદેવી શાંતચિત્ત અને વિસ્મયરહિત બન્યાં. ॥ ૩૬॥ ૩૬॥

**इति भागवतो देव्याः प्रतिशप्तुमलन्तमः।**
**मूर्ध्ना सञ्जगृहे शापमेतावत्साधुलक्षणम्॥ ३७**

આ પ્રમાણે સામે શાપ આપવા અત્યંત સમર્થ હોવા છતાં ભગવદ્‌ભક્ત ચિત્રકેતુએ દેવીના શાપને મસ્તક દ્વારા સ્વીકાર્યો. સાધુપુરુષનું આટલું (આવું) લક્ષણ છે!॥ ૩૭॥

प्रतिशापं दातुमलन्तमः समर्थतमोऽपि ॥ ३७॥

સામે શાપ આપવા '**अलंतमः**' અત્યંત સમર્થ હોવા છતાં॥ ૩૭॥

**जज्ञे त्वष्टुर्दक्षिणाग्नौ दानवीं योनिमाश्रितः।**
**वृत्र इत्यभिविख्यातो ज्ञानविज्ञानसंयुतः॥ ३८**

॥ ३८ ॥

(તે જ રાજા ચિત્રકેતુ ભવાનીના શાપવશાત્) દાનવ યોનિનો આશ્રય કરીને ત્વષ્ટાથી દક્ષિણાગ્નિમાં ઉત્પન્ન થયો. શાસ્ત્રજ્ઞાન અને અપરોક્ષ જ્ઞાનથી યુક્ત એવો તે 'વૃત્ર' નામથી પ્રખ્યાત થયો.॥ ૩૮॥ ૩૮॥

**एतत्ते सर्वमाख्यातं यन्मां त्वं परिपृच्छसि।**
**वृत्रस्यासुरजातेश्च कारणं भगवन्मतेः॥ ३९**

વૃત્રની અસુર જાતિનું અને ભગવાનમાં બુદ્ધિ હોવાનું કારણ જે તમે મને પૂછ્યું, એ સર્વ તમને કહેવામાં આવ્યું.॥ ૩૯॥

असुरजातेरसुरभावेनोत्पत्तेः। भगवति मतेश्च॥ ३९॥

'**असुरजातेः**' અસુરરૂપે જન્મ થવાનું અને ભગવાનમાં બુદ્ધિ હોવાનું (કારણ)॥ ૩૯॥

**इतिहासमिमं पुण्यं चित्रकेतोर्महात्मनः।**
**माहात्म्यं विष्णुभक्तानां श्रुत्वा बन्धाद्विमुच्यते॥ ४०**

॥ ४० ॥

મહાત્મા ચિત્રકેતુનો આ પવિત્ર ઈતિહાસ વિષ્ણુભક્તોના માહાત્મ્યરૂપ હોઈ તે સાંભળીને બંધનથી મુક્ત થવાય છે.॥ ૪૦॥ ૪૦॥

**य एतत्प्रातरुत्थाय श्रद्धया वाग्यतः पठेत्।**
**इतिहासं हरिं स्मृत्वा स याति परमां गतिम्॥ ४१**

જે મનુષ્ય પ્રાતઃકાળે ઊઠીને મૌન થઈને શ્રદ્ધાપૂર્વક શ્રીહરિનું સ્મરણ કરીને આ ઈતિહાસનો પાઠ કરે (છે), તે પરમ ગતિ પામે છે.॥ ૪૧॥

एतदेतम् ॥ ४१ ॥

'**एतत्**' (**इतिहासः** પું. હોવાથી તેનું વિશેષણ પણ પું. માં) **एतम्** થાય જોઈએ. ॥ ૪૧ ॥

इति श्रीमद्भागवते महापुराणे पारमहंस्यां संहितायां षष्ठस्कन्धे चित्रकेतुशापो नाम सप्तदशोऽध्यायः ॥ १७ ॥

इति श्रीमद्भागवते महापुराणे षष्ठस्कन्धे श्रीधरस्वामिविरचितायां भावार्थदीपिकायां टीकायां सप्तदशोऽध्यायः ॥ १७ ॥

*****

# अथाष्टादशोऽध्यायः

## અદિતિ અને દિતિનાં સંતાનોની તથા મરુદ્ગણોની ઉત્પત્તિનું વર્ણન

आदित्यानां चतुर्थस्य त्वष्टुर्वंशप्रसङ्गतः ।
प्रोक्तमिन्द्रकृतं विश्वरूपवृत्रवधादिकम् ॥ १ ॥

અદિતિના બાર આદિત્યોમાંના ચોથા પુત્ર ત્વષ્ટાનો વંશ કહેવાના પ્રસંગમાં ઈન્દ્રે કરેલો વિશ્વરૂપ અને વૃત્રનો વધ વગેરે કહેવામાં આવ્યું. ॥ ૧ ॥

अदितेः पञ्चमादीनां पुत्राणामन्वयोक्तिभिः ।
अष्टादशे दितेर्गर्भे शक्रेण मरुतां भिदा ॥ २ ॥

અઢારમાં અધ્યાયમાં અદિતિના પાંચમાથી માંડી (સવિતા) વગેરે પુત્રોના વંશના વર્ણન વડે દિતિના ગર્ભમાં ઈન્દ્ર દ્વારા વાયુઓના ટુકડા કરવામાં આવ્યા (તે કથા છે.) ॥ ૨ ॥

त्वष्टुर्वंशमनुक्रम्य सप्रसङ्गं यथाक्रमम् ।
आदित्यानामथान्येषां वंशानाह मुनीश्वरः ॥ ३ ॥

ત્વષ્ટાના વંશના ક્રમ પ્રમાણે પ્રસંગસહિત ક્રમમાં બાકીના બીજા આદિત્યોના વંશને મુનીશ્વર (શ્રીશુકદેવજી) વર્ણવે છે. ॥ ૩ ॥

दक्षकन्यान्वयानुकथने अदित्या द्वादश पुत्राः प्रोक्ताः—

'विवस्वानर्यमा पूषा त्वष्टाऽथ सविता भगः ।
धाता विधाता वरुणो मित्रः शक्र उरुक्रमः ॥'

इति ।

तत्र षष्ठाध्यायान्तमारभ्य विश्वरूपवृत्रचित्रकेतूपाख्यानैस्त्वष्टुर्वंशमनुवर्ण्येदानीं सवितुर्वंशमाह—**पृश्निस्त्विति** ।

દક્ષની કન્યાઓના વંશનું વર્ણન કરવામાં આવ્યું ત્યારે અદિતિના બાર પુત્રો કહેવાયા હતા. 'વિવસ્વાન, અર્યમા, પૂષા, ત્વષ્ટા, સવિતા, ભગ, ધાતા, વિધાતા, વરુણ, મિત્ર, શક્ર અને ઉરુક્રમ.' (શ્રીમદ્ ભા.૬/૬/૩૯)

તેમાં છઠ્ઠા અધ્યાયના અંતથી માંડીને વિશ્વરૂપ, વૃત્ર અને ચિત્રકેતુનાં આખ્યાનો દ્વારા ત્વષ્ટાના વંશનું વર્ણન કરી હવે સવિતાના વંશનું વર્ણન કરે છે— '**પૃશ્નિઃ તુ ઇતિ**।'

**श्रीशुक उवाच**

**पृश्निस्तु पत्नी सवितुः सावित्रीं व्याहृतिं त्रयीम् ।**
**अग्निहोत्रं पशुं सोमं चातुर्मास्यं महामखान् ॥ १**
**सिद्धिर्भगस्य भार्याङ्ग महिमानं विभुं प्रभुम् ।**
**आशिषं च वरारोहां कन्यां प्रासूत सुव्रताम् ॥ २**

શ્રીશુકદેવજી બોલ્યા – સવિતાની પત્ની પૃશ્નિએ સાવિત્રી, વ્યાહૃતિ, ત્રયી, અગ્નિહોત્ર, પશુયાગ, સોમયાગ, ચાતુર્માસ્ય અને પંચ મહાયજ્ઞને ॥ ૧ ॥ તથા હે રાજા, ભગની ભાર્યા સિદ્ધિએ મહિમા, વિભુ અને પ્રભુ તથા આશિષ નામની સુંદર, સુશીલ કન્યાને જન્મ આપ્યો. ॥ ૨ ॥

सावित्रीमित्यादिषु प्रासूतेत्युत्तरस्यानुषङ्गः। पशुं पशुयागम्। महामखान्पञ्चयज्ञान्॥ १ ॥ २ ॥

**'सावित्रीम्'** વગેરે સંતાનોને **('प्रासूत')** ઉત્પન્ન કર્યાં, એમ પછીના શ્લોક(૨)ના ક્રિયાપદ સાથે જોડાયેલ છે. **'पशुम्'** પશુયાગને— **'महामखान्'** પંચ મહાયજ્ઞને॥ ૧ ॥ ૨ ॥

महामखान्—

अध्यापनं ब्रह्मयज्ञः पितृयज्ञस्तु तर्पणम्।
होमो दैवो बलिर्भौतो नृयज्ञोऽतिथिपूजनम्॥

(मनुस्मृति ३/७०)

પાંચ મહાયજ્ઞો— અધ્યાપન (અને અધ્યયન) બ્રહ્મયજ્ઞ છે, તર્પણ પિતૃયજ્ઞ છે, હવન દેવયજ્ઞ છે, ચોખા-અનાજ-ઘી વગેરેમાંથી સર્વ જીવોને માટે થોડો ભાગ કાઢવો તે ભૂતયજ્ઞ છે અને અતિથિપૂજન એ મનુષ્યયજ્ઞ છે.

**धातुः कुहूः सिनीवाली राका चानुमतिस्तथा।**
**सायं दर्शमथ प्रातः पूर्णमासमनुक्रमात्॥ ३**

ધાતાની (ચાર પત્નીઓ) કુહૂ, સિનીવાલી, રાકા તથા અનુમતિએ અનુક્રમે સાયં, દર્શ, પ્રાતઃ અને પૂર્ણમાસને (ઉત્પન્ન કર્યા).॥ ૩ ॥

धातुर्भार्या कुहूः सायं पुत्रं प्रासूत। एवं सिनीवाली दर्शमित्यनुक्रमात्॥ ३ ॥

ધાતાની ભાર્યા કુહૂએ સાયંને, સિનીવાલીએ દર્શને (રાકાએ પ્રાતઃને અને અનુમતિએ પૂર્ણમાસને) જન્મ આપ્યો, એમ અનુક્રમથી સમજવું.॥ ૩ ॥

**अग्नीन् पुरीष्यानाधत्त क्रियायां समनन्तरः।**
**चर्षणी वरुणस्यासीद्यस्यां जातो भृगुः पुनः॥ ४**

ધાતા પછી (અદિતિના આઠમા પુત્ર વિધાતાએ) ક્રિયા (નામની સ્ત્રી) વિષે પુરીષ્ય નામના અગ્નિઓને ઉત્પન્ન કર્યા. (અદિતિના નવમા પુત્ર) વરુણની ચર્ષણી (નામની) સ્ત્રીમાં ભૃગુ પુનઃ ઉત્પન્ન થયા.॥ ૪ ॥

समनन्तरो विधाता क्रियायां भार्यायां पुरीष्यानग्नीन्पञ्च चितान् 'पुरीष्यासो अग्नयः' इति 'पञ्च वा एतेऽग्नयो यच्चित्तयः' इति श्रुतेः। चर्षणी वरुणस्य भार्यासीत्। पूर्वं ब्रह्मणः पुत्रो भृगुर्यस्यां पुनर्जातः॥ ४ ॥

ધાતા પછી વિધાતાએ ક્રિયા નામની ભાર્યામાં **'पुरीष्यान्'** જ્ઞાનસ્વરૂપ પાંચ અગ્નિઓને (ઉત્પન્ન કર્યા). 'પશુઓના હિતકારી અગ્નિઓ' (શુ.ય.મા.સં.૧૨/૫૦) (ઋ.૩/૨૨/૪) 'અથવા આ જે જ્ઞાનસ્વરૂપ અગ્નિઓ છે.' એવી શ્રુતિ છે. ચર્ષણી વરુણની ભાર્યા હતી. પૂર્વે બ્રહ્માજીના પુત્ર ભૃગુ, જે ચર્ષણી વિષે પુનઃ જન્મ્યા.॥ ૪ ॥

**वाल्मीकिश्च महायोगी वल्मीकादभवत्किल।**
**अगस्त्यश्च वसिष्ठश्च मित्रावरुणयोर्ऋषी॥ ५**

મહાયોગી વાલ્મીકિ રાફડામાંથી થયા હતા તે તો પ્રસિદ્ધ છે. (પરંતુ વાલ્મીકિ વરુણના જ પુત્ર હતા.) અગસ્ત્ય અને વસિષ્ઠ એ બંને ઋષિઓ મિત્ર અને વરુણના પુત્રો હતા.॥ ૫ ॥

वाल्मीकिर्वरुणस्यैव पुत्रोऽभवत्। एतौ वरुणस्यासाधारणौ पुत्रौ तथोत्सर्गादयोऽपि मित्रस्यासाधारणाः। तयोरेव साधारणौ द्वौ पुत्रावाह। अगस्त्यश्च वसिष्ठश्च ऋषी मित्रावरुणयोरभवताम्॥ ५॥

વાલ્મીકિ વરુણના જ પુત્ર હતા. ભૃગુ અને વાલ્મીકિ એ બંને વરુણના અસાધારણ પુત્રો હતા તથા ઉત્સર્ગાદિ પણ મિત્રના અસાધારણ પુત્રો હતા. તે મિત્ર અને વરુણના જ બે સાધારણ પુત્રોનું વર્ણન કરે છે. (બ્રહ્મપુત્ર વસિષ્ઠ અને પુલસ્ત્યપુત્ર અગસ્ત્ય– એ બંને ઋષિઓ પુનઃ મિત્ર અને વરુણના પુત્રો થયા હતા. ઉર્વશીને જોઈને મિત્ર અને વરુણનું સ્ખલિત થયેલું વીર્ય કળશમાં રાખવામાં આવ્યું. તેમાંથી જન્મ થવાને કારણે) અગસ્ત્ય અને વસિષ્ઠ– એ બંને ઋષિઓ મિત્રાવરુણ બંનેના સાધારણ (common) પુત્રો છે.॥ ૫॥

**रेतः सिषिचतुः कुम्भे उर्वश्याः सन्निधौ द्रुतम्।**
**रेवत्यां मित्र उत्सर्गमरिष्टं पिप्पलं व्यधात्॥ ६**

તે બંનેએ ઉર્વશીની સંનિધિમાં ઝરેલું વીર્ય કળશમાં સીંચ્યું. (અદિતિના દસમા પુત્ર) મિત્રે રેવતીમાં ઉત્સર્ગ, અરિષ્ટ અને પિપ્પલને ઉત્પન્ન કર્યા.॥ ૬॥

यत उभावपि कुम्भे रेतः सिषिचतुः। 'सत्रे ह जाताविषिता नमोभिः कुम्भे रेतः सिषिचतुः समानम्' इति श्रुतेः। द्रुतं स्कन्नम्॥ ६॥

કારણ કે તે બંનેએ કુંભમાં વીર્યનું સિંચન કર્યું. 'સત્રમાં દીક્ષિત થયેલા અને અન્ય જનો દ્વારા સ્તુતિ કરાયેલા મિત્ર અને વરુણ નામના બે દેવોએ એક જ સમયે એક કળશમાં રેતસ્‌નું સિંચન કર્યું.' (ઋ ૭/૩૩/૧૩) **'द्रुतम्'** ઝરેલું॥ ૬॥

**पौलोम्यामिन्द्र आधत्त त्रीन् पुत्रानिति नः श्रुतम्।**
**जयन्तमृषभं तात तृतीयं मीढुषं प्रभुः॥ ७**
॥ ७॥

હે પરીક્ષિત, દેવરાજ ઈન્દ્રે પૌલોમીમાં જયંત, ઋષભ અને મીઢુષ— એમ ત્રણ પુત્રો ઉત્પન્ન કર્યા, એમ અમે સાંભળ્યું છે.॥ ૭॥ ૭॥

**उरुक्रमस्य देवस्य मायावामनरूपिणः।**
**कीर्तौ पत्न्यां बृहच्छ्लोकस्तस्यासन् सौभगादयः॥ ८**
॥ ८॥

માયાથી વામનરૂપ ધરનાર ઉરુક્રમ દેવની પત્ની કીર્તિમાં બૃહચ્છ્‌લોક થયા. તેમના સૌભગાદિ પુત્રો થયા.॥ ૮॥ ૮॥

**तत्कर्मगुणवीर्याणि काश्यपस्य महात्मनः।**
**पश्चाद्वक्ष्यामहेऽदित्यां यथैवावततार ह॥ ९**

હે રાજા, મહાત્મા કશ્યપનંદનનાં તે (પ્રસિદ્ધ) કર્મો, ગુણો અને પરાક્રમ તથા જે રીતે અદિતિ માતા વિષે અવતાર લીધો તે (સર્વ) પછી (આઠમા સ્કંધમાં) જણાવીશું.॥ ૯॥

पश्चादष्टमस्कन्धे ॥ ९ ॥

**'पश्चात्'** આઠમા સ્કંધમાં ॥ ૯ ॥

**अथ कश्यपदायादान् दैतेयान् कीर्तयामि ते।**
**यत्र भागवतः श्रीमान् प्रह्लादो बलिरेव च ॥ १०**

હવે, દિતિથી થયેલા, કશ્યપ ઋષિના પુત્રોનું તમારી આગળ વર્ણન કરું છું, કે જે (દૈત્યો)માં ભગવાનના ભક્ત શ્રીમાન્ પ્રહ્લાદ તથા રાજા બલિ જ છે. ॥ ૧૦ ॥

अथेति। कश्यपस्यादितेः पुत्राणां द्वादशादित्यानां सन्ततिमुक्त्वा दितेः पुत्रान्कथयामीत्यर्थः ॥ १० ॥

**'अथ इति'** અદિતિથી થયેલા, કશ્યપના પુત્રો– બાર આદિત્યોની સંતતિનું વર્ણન કરીને દિતિના પુત્રોનું વર્ણન કરું છું, એમ અર્થ છે. ॥ ૧૦ ॥

**दितेर्द्वावेव दायादौ दैत्यदानववन्दितौ।**
**हिरण्यकशिपुर्नाम हिरण्याक्षश्च कीर्तितौ ॥ ११**

દૈત્યો અને દાનવો જેમને વંદન કરતા હતા તેવા બે જ પુત્રો દિતિને થયા હતા, નામે હિરણ્યકશિપુ અને હિરણ્યાક્ષ. તે બંનેનું વર્ણન (ત્રીજા સ્કંધમાં) કરવામાં આવ્યું. ॥ ૧૧ ॥

हिरण्यकशिपुर्हिरण्याक्षश्चेति प्रथमं द्वावेव। तौ च कीर्तितौ तृतीयस्कन्धे ॥ ११ ॥

હિરણ્યકશિપુ અને હિરણ્યાક્ષ— એમ પહેલાં તો બે જ પુત્રો થયા હતા અને તે બંને તૃતીય સ્કંધમાં વર્ણવાયા છે. ॥ ૧૧ ॥

**हिरण्यकशिपोर्भार्या कयाधुर्नाम दानवी।**
**जम्भस्य तनया दत्ता सुषुवे चतुरः सुतान् ॥ १२**
॥ १२ ॥

હિરણ્યકશિપુની ભાર્યા કયાધુ નામે દાનવી હતી, જે જંભ દાનવની પુત્રી (જંભે હિરણ્યકશિપુને) આપી હતી. તેણે ચાર પુત્રોને જન્મ આપ્યો હતો. ॥ ૧૨ ॥ ૧૨ ॥

**संह्लादं प्रागनुह्लादं ह्लादं प्रह्लादमेव च।**
**तत्स्वसा सिंहिका नाम राहुं विप्रचितोऽग्रहीत् ॥ १३**

સંહ્લાદ, અનુહ્લાદ, હ્લાદ અને પ્રહ્લાદ (એ ચાર પુત્રો) તથા સિંહિકા નામની તેમની બહેન હતી, (જેણે) વિપ્રચિત દાનવથી રાહુને જન્મ આપ્યો હતો. ॥ ૧૩ ॥

विप्रचितो दानवाद्भर्तुः सकाशाद्राहुं पुत्रमग्रहीत् ॥ १३ ॥

પતિ વિપ્રચિત દાનવ દ્વારા સિંહિકાએ રાહુને જન્મ આપ્યો હતો. ॥ ૧૩ ॥

**शिरोऽहरद्यस्य हरिश्चक्रेण पिबतोऽमृतम्।**
**संह्लादस्य कृतिर्भार्यासूत पञ्चजनं ततः ॥ १४**

(સૂર્ય અને ચંદ્રની વચ્ચે ઘૂસી) અમૃત પીતા જે રાહુનું મસ્તક શ્રીહરિએ ચક્રથી કાપ્યું હતું. સંહ્લાદની કૃતિ નામની ભાર્યા હતી. તેણે સંહ્લાદથી પંચજનને જન્મ આપ્યો હતો. ॥ ૧૪ ॥

ततः संह्लादादसूत ॥ १४ ॥

**'ततः'** તે સંહ્લાદથી જન્મ આપ્યો હતો. ॥ ૧૪ ॥

**ह्लादस्य धमनिर्भार्यासूत वातापिमिल्वलम्।**
**योऽगस्त्याय त्वतिथये पेचे वातापिमिल्वलः॥ १५**

હ્લાદની ધમની (નામની) ભાર્યાએ વાતાપિ અને ઈલ્વલને જન્મ આપ્યો. અતિથિ તરીકે આવેલા અગસ્ત્ય ઋષિને (ભોજન કરાવવા) માટે જેણે (ઈલ્વલે) પોતાના ભાઈ વાતાપિને બકરાના રૂપવાળો બનાવીને રાંધ્યો હતો, તે ઈલ્વલને (અને વાતાપિને) ધમનીએ ઉત્પન્ન કર્યા હતા.॥ ૧૫॥

यो मेषरूपं वातापिं पेचे तमिल्वलम्। यं पेचे तं वातापिं चासूतेत्यन्वयः॥ १५॥

જેણે બકરારૂપી વાતાપિને રાંધ્યો હતો તે ઈલ્વલને અને જેને રાંધ્યો હતો તે વાતાપિને જન્મ આપ્યો હતો એમ અન્વય છે.॥ ૧૫॥

**अनुह्लादस्य सूर्म्यायां बाष्कलो महिषस्तथा।**
**विरोचनस्तु प्राह्लादिर्देव्यास्तस्याभवद्बलिः॥ १६**
॥ १६॥

અનુહ્લાદને સૂર્મ્યામાં બાષ્કલ તથા મહિષ થયા. વિરોચન પ્રહ્લાદપુત્ર હતો. તેની પત્ની દેવીથી પ્રસિદ્ધ બલિ (રાજા) થયા. ॥ ૧૬॥ ૧૬॥

**बाणज्येष्ठं पुत्रशतमशनायां ततोऽभवत्।**
**तस्यानुभावः सुश्लोक्यः पश्चादेवाभिधास्यते॥ १७**

તે બલિથી અશનામાં સો પુત્રો થયા જેમાં બાણાસુર જ્યેષ્ઠ પુત્ર હતો. તે બલિરાજાનો મહિમા સુંદર રીતે ગાવા જેવો છે. તે પણ પછી જ કહેવામાં આવશે.॥ ૧૭॥

ततो बलेः सकाशादभवत् तस्य बलेरनुभावः सुश्लोक्यः पुण्यकीर्त्यर्हः। यद्वा, अनुभाव्यते सद्भिः स्तूयत इत्यनुभावम्। सुश्लोक्यं यश इति शेषः॥ १७॥

‘**ततः**’ તે બલિથી (સો પુત્રો) થયા. ‘**तस्य**’ તે બલિનો પ્રભાવ ‘**सुश्लोक्यः**’ પવિત્ર કીર્તિને યોગ્ય છે. અથવા (પાઠાન્તર **सुश्लोक्यं** હોય તો) સજ્જનો દ્વારા સ્તુતિ કરવામાં આવે તેવો, સુંદર રીતે વર્ણન કરવા યોગ્ય ‘યશ’ છે જેનો, એટલું બાકી છે.॥ ૧૭॥

**बाण आराध्य गिरिशं लेभे तद्गणमुख्यताम्।**
**यत्पार्श्वे भगवानास्ते ह्यद्यापि पुरपालकः॥ १८**

બાણાસુરે શંકર ભગવાનની આરાધના કરીને તેમના ગણોમાં પ્રાધાન્ય પ્રાપ્ત કર્યું હતું. આજે પણ ભગવાન શંકર તેના નગરરક્ષક થઈ જેની પાસે રહે છે.॥ ૧૮॥

तस्य गणेषु मुख्यतां प्राधान्यम्॥ १८॥

તેમના ગણોમાં ‘**मुख्यताम्**’ પ્રાધાન્ય (પ્રાપ્ત કરીને)॥ ૧૮॥

**मरुतश्च दितेः पुत्राश्चत्वारिंशन्नवाधिकाः।**
**त आसन्नप्रजाः सर्वे नीता इन्द्रेण सात्मताम्॥ १९**

सात्मतां समानरूपताम्॥ १९॥

વળી, ચાલીસ અને નવ અધિક એમ ઓગણપચાસ વાયુઓ પણ દિતિના પુત્રો હતા. તેઓ સર્વે પ્રજારહિત હતા અને ઈન્દ્ર દ્વારા તેમને પોતાના સમાન દેવ બનાવવામાં આવ્યા હતા.॥૧૯॥

**'स-आत्मताम्'** પોતાના સમાન રૂપવાળા ॥૧૯॥

राजोवाच

**कथं त आसुरं भावमपोह्यौत्पत्तिकं गुरो।**
**इन्द्रेण प्रापिताः सात्म्यं किं तत्साधु कृतं हि तैः॥ २०**

सात्म्यं देवत्वं प्रापिताः॥ २०॥

રાજા બોલ્યા – હે ગુરુ, તે વાયુઓ (પોતાનો) જન્મસિદ્ધ આસુરી ભાવ દૂર કરીને કેવી રીતે ઈન્દ્ર દ્વારા ખરેખર સમાનતાને (દેવત્વને) પ્રાપ્ત થયા અને તેમના દ્વારા તે ઈન્દ્રનું શું હિત કરવામાં આવ્યું હતું?॥૨૦॥

**'सात्म्यम्'** પોતાના સમાન દેવત્વને પ્રાપ્ત થયેલા ॥૨૦॥

**इमे श्रद्दधते ब्रह्मन्नृषयो हि मया सह।**
**परिज्ञानाय भगवंस्तन्नो व्याख्यातुमर्हसि॥ २१**

॥ २१॥

હે બ્રહ્મન્, આ ઋષિઓ પણ મારી સાથે તે (વિષયમાં) જાણવાની શ્રદ્ધા રાખી રહ્યા છે, તો હે ભગવાન, આપ અમને તે વિષયમાં જણાવવાને યોગ્ય છો.॥૨૧॥૨૧॥

सूत उवाच

**तद्विष्णुरातस्य स बादरायणि-**
**र्वचो निशम्यादृतमल्पमर्थवत्।**
**सभाजयन् संनिभृतेन चेतसा**
**जगाद सत्रायण सर्वदर्शनः॥ २२**

आदृतं सादरम्। अल्पं मिताक्षरम्। अर्थवत् बह्वर्थयुक्तम्। सत्रमयनमाश्रयो यस्य हे सत्रायण शौनक॥ २२॥

સૂતજી બોલ્યા – હે સત્રાયણ (શૌનક), પરીક્ષિતનું તે આદરયુક્ત, મિતાક્ષરી, અર્થગંભીર વચન સાંભળીને સર્વજ્ઞ એવા વ્યાસનંદન (શ્રીશુકદેવજી) આનંદપૂર્ણ ચિત્તથી સન્માન કરતા કહેવા લાગ્યા.॥૨૨॥

**'आदृतम्'** આદરયુક્ત, **'अल्पम्'** ટૂંકું, મિતાક્ષરોવાળું, **'अर्थवत्'** અનેક અર્થવાળું– **'सत्रम्'** સત્ર એ જ **'अयनम्'** આશ્રય છે જેનો તેવા હે **'सत्रायण'** શૌનક॥૨૨॥

श्रीशुक उवाच

**हतपुत्रा दितिः शक्रपार्ष्णिग्राहेण विष्णुना।**
**मन्युना शोकदीप्तेन ज्वलन्ती पर्यचिन्तयत्॥ २३**

શ્રીશુકદેવજી બોલ્યા – ઈન્દ્રના પક્ષમાં રહી તેને ગુપ્ત રીતે પાછળથી સહાય કરનાર ભગવાન વિષ્ણુ દ્વારા જેના પુત્રો મરાયા હતા તેવી, શોકને કારણે ઉદ્દીપ્ત થયેલા ક્રોધથી સળગતી દિતિ વિચારવા લાગી.॥૨૩॥

शक्रस्य पार्ष्णिग्राहेण पृष्ठतः सहायेन॥ २३॥

ઈન્દ્રનો **'पार्ष्णिग्राहेण'** પક્ષ લઈને, ગુપ્ત રીતે પાછળ રહીને સહાય કરનાર વિષ્ણુ દ્વારા॥ ૨૩॥

**कदा नु भ्रातृहन्तारमिन्द्रियाराममुल्बणम्।**
**अक्लिन्नहृदयं पापं घातयित्वा शये सुखम्॥ २४**

ભાઈઓને હણનાર, ઈન્દ્રિયોના સુખમાં રહેનાર, ક્રૂર અને કઠણ કાળજાવાળા પાપી (ઈન્દ્ર)ને મરાવીને હું ક્યારે સુખથી સૂઈશ?॥ ૨૪॥

भ्रातृहन्तारमिन्द्रं मारयित्वा सुखिनी कदा स्यामिति चिन्तयामास दितिः। उल्बणं क्रूरम्। अक्लिन्नहृदयं कठिनचित्तम्॥ २४॥

ભાઈઓને મારનાર ઈન્દ્રને મરાવીને હું ક્યારે સુખી થઈશ, એમ દિતિએ વિચાર કર્યો. **'उल्बणम्'** ક્રૂરને, **'अक्लिन्नहृदयम्'** કઠણ કાળજાવાળાને॥ ૨૪॥

ननु राजा स्वदेहरक्षार्थमन्येषां घातं करोत्येव किमत्र चित्रं तत्राह—**कृमीति**।

શંકા કરે છે કે રાજા પોતાના શરીરના રક્ષણ માટે બીજાઓને મારી જ નાખે છે, એમાં શું આશ્ચર્ય છે? તે માટે ઉત્તર આપે છે— **'कृमि इति।'**

**कृमिविड्भस्मसंज्ञाऽऽसीद्यस्येशाभिहितस्य च।**
**भूतध्रुक् तत्कृते स्वार्थं किं वेद निरयो यतः॥ २५**

'રાજા' કહેવાતા જે શરીરને (આખરે) કીડા, વિષ્ઠા કે ભસ્મ જ કહેવામાં આવે છે, તે (નાશવંત શરીર)ને કારણે પ્રાણીઓનો દ્રોહ કરનારો મનુષ્ય (પોતાના) સ્વાર્થને શું જાણે? કારણ કે તેનાથી તો નરક જ મળે છે.॥ ૨૫॥

ईशः प्रभुरित्यभिहितस्यापि यस्य पूर्वेषां राज्ञां देहस्य मरणानन्तरं द्वित्रिदिनावस्थितस्य कृमय इति, श्वादिभिर्भक्षितस्य तु विष्ठेति, दग्धस्य भस्मेति च संज्ञा आसीत्तत्कृते तस्य देहस्यार्थे यो भूतेभ्यो द्रुह्यति स किं स्वार्थं वेद, न वेदैव। तत्र हेतुः—यतो भूतद्रोहान्निरयो भवति॥ २५॥

**'ईशः'** રાજા કહેવાતું હોવા છતાં પણ પૂર્વના રાજાનું શરીર મરણ પછી બે-ત્રણ દિવસ પડી રહેલું હોય તો તે કીડારૂપ બની જાય છે, કૂતરાં (ગીધડાં) વગેરે દ્વારા ખવાઈ ગયેલા શરીરની વિષ્ઠા થઈ જાય છે અને બળી ગયેલા શરીરને ભસ્મ કહેવાય છે. **'तत् कृते'** તે શરીરને કારણે જે પ્રાણીઓનો દ્રોહ કરે છે, તે (પોતાના) સ્વાર્થને શું જાણે? ન જ જાણે. તે માટે કારણ આપે છે— કારણ કે પ્રાણીઓનો દ્રોહ કરવાથી નરક પ્રાપ્ત થાય છે.॥ ૨૫॥

**आशासानस्य तस्येदं ध्रुवमुन्नद्धचेतसः।**
**मदशोषक इन्द्रस्य भूयाद्येन सुतो हि मे॥ २६**

इदं देहादिकं ध्रुवं नित्यमाशासानस्य मन्यमानस्यात उन्नद्धमुच्छृङ्खलं चेतो यस्य तस्येन्द्रस्य यो मदस्तस्य शोषकः पुत्रो मे येन हेतुना भूयाद्भवेत्॥ २६॥

**इति भावेन सा भर्तुराचचारासकृत्प्रियम्।**
**शुश्रूषयानुरागेण प्रश्रयेण दमेन च॥ २७**

भर्तुः प्रियाचरणमेवेति भावेन सा भर्तुः प्रियमसकृदाचचार॥ २७॥

**भक्त्या परमया राजन् मनोज्ञैर्वल्गुभाषितैः।**
**मनो जग्राह भावज्ञा सुस्मितापाङ्गवीक्षणैः॥ २८**
॥ २८॥

**एवं स्त्रिया जडीभूतो विद्वानपि विदग्धया।**
**बाढमित्याह विवशो न तच्चित्रं हि योषिति॥ २९**

विवशः स्त्रीपरतन्त्रः सन् बाढं तव मनोरथं पूरयिष्यामीति यदाह तन्न चित्रम्॥ २९॥

तत्र हेतुमाह—**विलोक्येति**।

(નાશવંત એવા) આ શરીરને નિત્ય માનનાર ઉચ્છૃંખલ ચિત્તવાળા તે ઈન્દ્રના ઘમંડનો નાશ કરનારો પુત્ર મને જે ઉપાયથી થાય તેમ થાઓ!॥ २६॥

આ શરીરાદિ **'ध्रुवम्'** નિત્ય છે એમ માનનારા અને તેથી **'उन्नद्धम्'** ઉચ્છૃંખલ ચિત્ત છે જેનું તેવા ઈન્દ્રનો જે મદ છે તેને શોષી લેનારો પુત્ર મને જે ઉપાયથી થાય **'भूयात्'** તેમ થાઓ!॥ २६॥

(પતિને પ્રિય હોય તેવું જ આચરણ કરવાના) એવા ભાવથી તે દિતિ નિરંતર શુશ્રૂષા, અનુરાગ, વિનય અને ઈન્દ્રયનિગ્રહપૂર્વક પતિનું પ્રિય આચરણ કરવા લાગી.॥ २७॥

પતિને પ્રિય હોય તેવું જ આચરણ કરવાના **'इति भावेन'** ભાવથી તે પતિને પ્રિય નિરંતર આચરણ કરવા લાગી.॥ २७॥

હે રાજા, પતિના મનોભાવ જાણનારી એવી તેણે પરમ ભક્તિથી, મનોહર– મધુર વાણીથી અને સુંદર સ્મિતયુક્ત કટાક્ષપૂર્ણ નિરીક્ષણથી (પતિનું) મન જીતી લીધું.॥ २८॥ २८॥

વિદ્વાન હોવા છતાં કુશળ એવી પત્ની (દિતિ)થી (પુરુષને મોહિત કરવાના કૌશલ્યને કારણે) આ પ્રમાણે મોહિત થયેલા કશ્યપ ઋષિએ વિવશ થઈ 'ભલે (તારો મનોરથ હું અવશ્ય પૂર્ણ કરીશ)' એમ જે કહ્યું, તેમાં સ્ત્રી વિષે ખરેખર, આશ્ચર્ય નથી!॥ २९॥

**'विवशः'** સ્ત્રીને વશ થયેલા (ઋષિએ) **'बाढम्'** ભલે, તારો મનોરથ હું પૂર્ણ કરીશ, એમ જે કહ્યું, તેમાં આશ્ચર્ય નથી.॥ २९॥

તે માટેનું કારણ આપે છે— **'विलोक्य इति।'**

**विलोक्यैकान्तभूतानि भूतान्यादौ प्रजापतिः।**
**स्त्रियं चक्रे स्वदेहार्धं यया पुंसां मतिर्हृता॥ ३०**

સૃષ્ટિના પ્રારંભમાં જીવોને અસંગ જોઈ, પ્રજાપતિ બ્રહ્માજીએ પોતાના અર્ધા શરીરને સ્ત્રીરૂપે કર્યું હતું, જેના દ્વારા પુરુષોની બુદ્ધિ હરી લેવામાં આવી છે.॥ ૩૦॥

एकान्तभूतानि निःसङ्गानि मैथुनेन सृष्टिवृद्ध्यर्थं स्वदेहार्धमेव स्त्रियं चक्रे॥ ३०॥

**'एकान्तभूतानि'** અસંગ એવાં જીવોને– મૈથુનથી સૃષ્ટિ વધારવા માટે પોતાના અર્ધા શરીરને જ સ્ત્રીરૂપે કર્યું.॥ ૩૦॥

**एवं शुश्रूषितस्तात भगवान् कश्यपः स्त्रिया।**
**प्रहस्य परमप्रीतो दितिमाहाभिनन्द्य च॥ ३१**

હે પ્રિય (પરીક્ષિત), આ પ્રમાણે પત્ની (દિતિ) દ્વારા શુશ્રૂષા કરવામાં આવેલા ભગવાન કશ્યપ અત્યંત પ્રસન્ન થયા અને હસીને, અભિનંદન આપી દિતિને કહેવા લાગ્યા.॥ ૩૧॥

एवं स्त्रिया शुश्रूषितः सन्॥ ३१॥

આ પ્રમાણે પત્ની (દિતિ) દ્વારા શુશ્રૂષા કરાયેલા ઋષિ કશ્યપ॥ ૩૧॥

**कश्यप उवाच**

**वरं वरय वामोरु प्रीतस्तेऽहमनिन्दिते।**
**स्त्रिया भर्तरि सुप्रीते कः काम इह चागमः॥ ३२**

કશ્યપ ઋષિ બોલ્યા – હે સુંદરી, તું વરદાન માગ. હું તારી ઉપર પ્રસન્ન થયો છું. હે અનિન્દિતા, પતિ પ્રસન્ન થાય ત્યારે સ્ત્રીને માટે આ લોક અને પરલોકમાં કઈ કામના દુર્લભ છે?॥ ૩૨॥

इह चकारात्परत्र च। अगमोऽप्राप्यः॥ ३२॥

આ લોકમાં અને **'च'** કારથી પરલોકમાં પણ **'अगमः'** અપ્રાપ્ય, દુર્લભ॥ ૩૨॥

ननु परमेश्वरे सुप्रीते सर्वकामप्राप्तिरिति प्रसिद्धं तत्राह—**पतिरेवेति**।

શંકા કરવામાં આવી છે કે સર્વ કામનાઓની પ્રાપ્તિ તો પરમેશ્વર સારી રીતે પ્રસન્ન હોય ત્યારે થાય છે, એ પ્રસિદ્ધ છે. તે માટે ઉત્તર આપે છે— **'पतिः एव इति।'**

**पतिरेव हि नारीणां दैवतं परमं स्मृतम्।**
**मानसः सर्वभूतानां वासुदेवः श्रियः पतिः॥ ३३**

ખરેખર, પતિ જ સ્ત્રીઓના પરમ (આરાધ્ય) દેવ છે, એમ શાસ્ત્રોમાં કહ્યું છે. શ્રીના પતિ ભગવાન વાસુદેવ જ સમસ્ત પ્રાણીઓના મનમાં (અંતરાત્મારૂપે વિરાજમાન) છે.॥ ૩૩॥

ननु मनसि स्थितः श्रीवासुदेव एव लक्ष्मीपतिः परं दैवतमिति प्रसिद्धम्। सत्यम्, स एव स्वाधिकारेण रूपभेदैः पूज्यत इत्याह— मानस इति सार्धेन॥ ३३॥

શંકા કરે છે કે મનમાં રહેલા લક્ષ્મીપતિ વાસુદેવ જ શ્રેષ્ઠ દેવ છે, એ પ્રસિદ્ધ છે. (તે કાંઈ પતિ નથી). તે માટે ઉત્તર આપે છે કે એ સત્ય છે. તે શ્રીવાસુદેવ જ પોતાના અધિકાર અનુસાર જુદાં જુદાં રૂપો વડે પૂજાય છે, એમ દોઢ શ્લોકોથી કહે છે— **'मानसः इति।'**॥ ૩૩॥

**स एव देवतालिङ्गैर्नामरूपविकल्पितैः।**
**इज्यते भगवान् पुम्भिः स्त्रीभिश्च पतिरूपधृक्॥ ३४**

(જુદાં જુદાં) નામ અને રૂપથી કલ્પવામાં આવેલી દેવતાઓની મૂર્તિઓરૂપે તે ભગવાન વાસુદેવ જ પુરુષો દ્વારા પૂજાય છે અને પતિનું રૂપ ધારણ કરનાર તે ભગવાન વાસુદેવ જ સ્ત્રીઓ દ્વારા પૂજાય છે.॥ ૩૪॥

देवतालिङ्गैर्मूर्तिभिरुपलक्षितः। तान्येवाह— नाम इन्द्रादि, रूपं वज्रहस्तत्वादि, ताभ्यां विविधं कल्पितैः॥ ३४॥

દેવતાઓની **'लिङ्गैः'** મૂર્તિઓ દ્વારા તે ભગવાન વાસુદેવ જ ઉપલક્ષિત થાય છે. તે નામ અને રૂપોનું જ વર્ણન કરે છે. ઈન્દ્ર વગેરે નામ અને હાથમાં વજ્ર ધારણ કરવું વગેરે રૂપ, તેમનાંથી જુદી જુદી કલ્પવામાં આવેલી દેવતાઓની મૂર્તિઓરૂપે॥ ૩૪॥

**तस्मात्पतिव्रता नार्यः श्रेयस्कामाः सुमध्यमे।**
**यजन्तेऽनन्यभावेन पतिमात्मानमीश्वरम्॥ ३५**

માટે હે કોમલાંગી, કલ્યાણ ઈચ્છતી પતિવ્રતા નારીઓ પોતાના આત્મા અને ઈશ્વરરૂપ પતિની અનન્યભાવે પૂજા કરે છે.॥ ૩૫॥

**सोऽहं त्वयार्चितो भद्रे ईदृग्भावेन भक्तितः।**
**तत्ते सम्पादये काममसतीनां सुदुर्लभम्॥ ३६**

हे કલ્યાણી, આવા ભાવથી તારા દ્વારા ભક્તિપૂર્વક પૂજાયેલો હું, અસતી સ્ત્રીઓને અત્યંત દુર્લભ હોય એવી તારી કામના પૂર્ણ કરું છું.॥ ૩૬॥

॥ ३५॥ ३६॥

॥ ૩૫॥ ૩૬॥

दितिरुवाच

**वरदो यदि मे ब्रह्मन् पुत्रमिन्द्रहणं वृणे।**
**अमृत्युं मृतपुत्राहं येन मे घातितौ सुतौ॥ ३७**

**દિતિ બોલી** – હે બ્રહ્મન્, જો આપ મને વર આપો છો તો મરેલા પુત્રોવાળી હું વરદાન માગું છું, કે જેણે મારા બંને પુત્રો મારી નંખાવ્યા છે તે ઈન્દ્રનો નાશ કરનાર અમર પુત્ર મને પ્રાપ્ત થાઓ!॥ ૩૭॥

इन्द्रहणं इन्द्रहन्तारम्। अमृत्युं मृत्युशून्यम्। येनेन्द्रेण विष्णुना सहायेन घातितौ॥ ३७॥

'**इन्द्रहणम्**' ઈન્દ્રને મારનાર '**अमृत्युम्**' અમર(પુત્ર)ને– જે ઈન્દ્રે વિષ્ણુની સહાયથી મારી નંખાવ્યા છે.॥ ૩૭॥

**निशम्य तद्वचो विप्रो विमनाः पर्यतप्यत।**
**अहो अधर्मः सुमहानद्य मे समुपस्थितः॥ ३८**

॥ ३८॥

તે વચન સાંભળીને વિપ્ર કશ્યપ ઋષિ ખિન્ન થઈને સંતાપ કરવા લાગ્યા (અને મનમાં જ વિચારવા લાગ્યા:) અરે રે, આજે, મારા જીવનમાં અતિમહાન અધર્મ(નો અવસર) આવી પહોંચ્યો છે!॥ ૩૮॥ ૩૮॥

**अहो अद्येन्द्रियारामो योषिन्मय्येह मायया।**
**गृहीतचेताः कृपणः पतिष्ये नरके ध्रुवम्॥ ३९**

અરે રે, ઈન્દ્રિયોના વિષયોમાં સુખ માનનાર અને સ્ત્રીરૂપી માયાથી વશ થઈ ગયેલા ચિત્તવાળો દીન એવો હું આજે આ અવસરે અવશ્ય નરકમાં પડીશ.॥ ૩૯॥ ૩૯॥

**कोऽतिक्रमोऽनुवर्तन्त्याः स्वभावमिह योषितः।**
**धिङ् मां बताबुधं स्वार्थे यदहं त्वजितेन्द्रियः॥ ४०**

આ વિષયમાં પ્રકૃતિને અનુસરનારી સ્ત્રીનો શો અપરાધ છે? અરે, ધિક્કાર તો સ્વાર્થ સાધવામાં અબુધ એવા મને છે કે હું ઈન્દ્રિયોને વશમાં ન રાખનારો (અજિતેન્દ્રિય) બન્યો છું.॥ ૪૦॥

स्वभावमनुवर्तमानाया योषितः कोऽतिक्रमोऽपराधः॥ ४०॥

(જન્મજાત) સ્વભાવને અનુસરતી સ્ત્રીનો કયો '**अतिक्रमः**' અપરાધ છે?॥ ૪૦॥

स्वभावमेवाह द्वाभ्याम्—

બે શ્લોકો વડે સ્ત્રીસ્વભાવનું વર્ણન કરે છે—

**शरत्पद्मोत्सवं वक्त्रं वचश्च श्रवणामृतम्।**
**हृदयं क्षुरधाराभं स्त्रीणां को वेद चेष्टितम्॥ ४१**

(સ્ત્રીઓનું) મુખ શરદઋતુના ખીલેલા કમળ જેવું હોય છે અને બંને કાનને અમૃત જેવું લાગતું તેમનું વચન હોય છે, પણ હૃદય તો અસ્ત્રાની ધાર જેવું હોય છે. સ્ત્રીઓના ચરિત્રને કોણ જાણે?॥ ૪૧॥

शरत्पद्मस्येवोत्सवो विकासो यस्मिन्। श्रवणे श्रुती तयोरमृतम्। क्षुरधारोपमं चित्तम्॥ ४१॥

જે મુખમાં શરદઋતુના કમળ જેવો '**उत्सवः**' વિકાસ છે, '**श्रवणे**' બંને કાનને (અમૃત જેવું) અને અસ્ત્રાની ધાર જેવું ચિત્ત છે!॥ ૪૧॥

**न हि कश्चित्प्रियः स्त्रीणामञ्जसा स्वाशिषात्मनाम्।**
**पतिं पुत्रं भ्रातरं वा घ्नन्त्यर्थे घातयन्ति च॥ ४२**

સ્વાર્થની (પોતાની) કામનાને કારણે આત્મા જેવી અત્યંત પ્રિય જણાતી સ્ત્રીઓને ખરેખર કોઈ પ્રિય નથી જ હોતું. સ્વાર્થ માટે તેઓ પતિ, પુત્ર કે ભાઈને પણ મારી નાખે છે કે મરાવી નાખે છે.॥ ૪૨ ॥

स्वाशिषात्मनां स्वार्थकामनयाऽऽत्मवत्प्रेष्ठत्वेन प्रतीयमानानाम्॥ ४२॥

**'स्व-आशिष-आत्मनाम्'** સ્વાર્થની કામનાને કારણે આત્મા જેવી અત્યંત પ્રિય હોય તેવી દેખાતી સ્ત્રીઓને॥ ૪૨ ॥

**प्रतिश्रुतं ददामीति वचस्तन्न मृषा भवेत्।**
**वधं नार्हति चेन्द्रोऽपि तत्रेदमुपकल्पते॥ ४३**

('તું જે માંગીશ તે હું તને) આપીશ.' એવું (મારું) પ્રતિજ્ઞાવચન છે, માટે મારું તે વચન મિથ્યા ન થવું જોઈએ. વળી, ઈન્દ્ર પણ વધને યોગ્ય નથી. તે સંબંધી આ (યુક્તિ) યોગ્ય છે.॥ ૪૩ ॥

तत्रेदमुपकल्पते योग्यं भवति। अयं भावः—वैष्णवं व्रतं तावदुपदेक्ष्यामि तेनैवास्याः शुद्धचित्तायाः इन्द्रं प्रति क्रोधो निवर्तिष्यते। पुत्रस्त्वमर्त्यो भविष्यति। दीर्घकालत्वे च व्रतस्य कथञ्चिद्वैगुण्ये सतीन्द्रस्य वधोऽपि न भविष्यतीति॥ ४३॥

તે સંબંધી આ (યુક્તિ) **'उपकल्पते'** યોગ્ય છે. ભાવ આ પ્રમાણે છે— હું તેને વૈષ્ણવ વ્રતનો ઉપદેશ કરીશ. તેનાથી જ ત્યાં સુધીમાં શુદ્ધ થયેલા ચિત્તવાળી આ દિતિનો ઈન્દ્ર પ્રત્યેનો ક્રોધ દૂર થશે તેમ જ તેનો પુત્ર પણ અમર થશે. વ્રતનો કાળ દીર્ઘ હોવાથી જો વ્રતમાં કોઈ રીતે ક્ષતિ થશે, તો ઈન્દ્રનો પણ નાશ નહીં થાય.॥ ૪૩ ॥

**इति संचिन्त्य भगवान्मारीचः कुरुनन्दन।**
**उवाच किञ्चित्कुपित आत्मानं च विगर्हयन्॥ ४४**

॥ ४४ ॥

હે કુરુનંદન પરીક્ષિત, એમ વિચારી જરા ગુસ્સે થયેલા મરીચિનંદન ભગવાન કશ્યપ (મનોમન) પોતાની ભર્ત્સના કરતા (દિતિને) કહેવા લાગ્યા. ॥ ૪૪ ॥ ૪૪ ॥

**कश्यप उवाच**

**पुत्रस्ते भविता भद्रे इन्द्रहा देवबान्धवः।**
**संवत्सरं व्रतमिदं यद्यञ्जो धारयिष्यसि॥ ४५**

કશ્યપ (ઋષિ) બોલ્યા – હે કલ્યાણી, જો આ વ્રતને તું એક વર્ષ સુધી વિધિપૂર્વક ધારણ કરીશ, તો તને ઈન્દ્રનો નાશ કરનાર પુત્ર થશે, (પરંતુ વ્રતમાં કંઈ પણ ક્ષતિ થશે, તો એ જ તારો પુત્ર) દેવતાઓનો મિત્ર થશે.॥ ૪૫ ॥

हे भ्रदे! अज्ञः यथावद्यदि धारयिष्यसि तर्हीन्द्रहा भविष्यति। वैगुण्ये तु देवबान्धवो भविष्यति। वैष्णवत्वाद्व्रतस्य, कथञ्चिद्वैगुण्येऽपि सति सर्वथा वैकल्याभावात्॥ ४५॥

हे કલ્યાણી, '**अज्ञः**' વિધિપૂર્વક જો ધારણ કરીશ તો ઈન્દ્રનો નાશ કરનાર થશે, પરંતુ ત્રુટિ આવશે તો દેવોનો મિત્ર થશે. વિષ્ણુસંબંધી વ્રત હોવાથી કોઈ રીતે વ્રતમાં ક્ષતિ થશે તો પણ સંપૂર્ણપણે નિષ્ફળ નહીં થાય, અપૂર્ણ નહીં રહે.॥ ૪૫॥

**दितिरुवाच**

**धारयिष्ये व्रतं ब्रह्मन्ब्रूहि कार्याणि यानि मे।**
**यानि चेह निषिद्धानि न व्रतं घ्नन्ति यानि तु॥ ४६**

**દિતિ બોલી** – હે બ્રહ્મન્, હું વ્રત ધારણ કરીશ. વ્રતમાં જે અવશ્ય કરવા યોગ્ય કાર્યો છે, તે મને કહો. વ્રતમાં નિષેધ ન કરવામાં આવ્યાં હોય કે જે કર્મો વ્રતનો નાશ ન કરે તેવાં હોય તે મને કહો.॥ ૪૬॥

कार्याण्यावश्यकानि। व्रतं यानि न घ्नन्ति नावश्यकानि न च निषिद्धानि किंत्वभ्यनुज्ञातानि। तानि सर्वाण्यपि ब्रूहि॥ ४६॥

અવશ્ય કરવા યોગ્ય, વ્રતનો નાશ ન કરે તેવાં જે કર્મો છે તે (અર્થાત્ જે કર્મો આવશ્યક ન હોય) તથા જેમનો નિષેધ ન કરવામાં આવ્યો હોય પરંતુ જેમની અનુજ્ઞા આપવામાં આવેલી છે તે સર્વ કર્મો પણ કહો.॥ ૪૬॥

तत्रैकत्रिंशन्निषेधानाह—**न हिंस्यादिति** पञ्चभिः।

તે માટે એકત્રીસ નિષેધોને પાંચ શ્લોકો વડે કહે છે— '**न हिंस्यात् इति।**'

**कश्यप उवाच**

**न हिंस्याद् भूतजातानि न शपेन्नानृतं वदेत्।**
**न च्छिन्द्यान्नखरोमाणि न स्पृशेद्यदमङ्गलम्॥ ४७**

**કશ્યપ (ઋષિ) બોલ્યા** – 'કોઈ પણ પ્રાણીની હિંસા ન કરવી, શાપ ન આપવો, અસત્ય ન બોલવું, નખ અને વાળ કાપવા નહીં તથા જે અશુભ છે તે વસ્તુનો સ્પર્શ ન કરવો.॥ ૪૭॥

न शपेन्नाक्रोशेत्। यदमङ्गलं कपालास्थ्यादिकं तन्न स्पृशेत्॥ ४७॥

'**न शपेत्**' આક્રોશ કરવો નહીં, '**अमङ्गलम्**' ખોપરી, અસ્થિ વગેરે જે અશુભ છે તેને સ્પર્શ ન કરવો.॥ ૪૭॥

**नाप्सु स्नायान्न कुप्येत न सम्भाषेत दुर्जनैः।**
**न वसीताधौतवासः स्त्रजं च विधृतां क्वचित्॥ ४८**

જળની અંદર પ્રવેશ કરીને નાહવું નહીં, ક્રોધ કરવો નહીં, દુર્જનો સાથે વાત કરવી નહીં, ધોયા વિનાનું વસ્ત્ર પહેરવું નહીં, પહેલાં ધારણ કરાયેલી માળા ફરી પહેરવી નહીં.॥ ૪૮॥

नाप्सु प्रविश्य स्नायात्। पूर्वं विधृतां स्त्रजं पुनर्न धारयेत्॥ ४८॥

જળમાં પ્રવેશ કરીને નાહવું નહીં, પહેલાં ધારણ કરાયેલી માળા ફરીથી પહેરવી નહીં.॥ ૪૮॥

भोजने पञ्च निषेधानाह—**नोच्छिष्टमिति**।

**नोच्छिष्टं चण्डिकान्नं च सामिषं वृषलाहृतम्।**
**भुञ्जीतोदक्यया दृष्टं पिबेदञ्जलिना त्वपः॥ ४९**

ભોજનની બાબતમાં પાંચ નિષેધો જણાવે છે— **'न-उच्छिष्टम् इति।'**

એઠું ખાવું નહીં, ભદ્રકાળીને નિવેદન કરેલું અથવા કીડીઓ વગેરે દ્વારા દૂષિત અન્ન ખાવું નહીં, માંસયુક્ત અન્ન ખાવું નહીં, શૂદ્ર દ્વારા લાવવામાં આવેલું અને રજસ્વલા દ્વારા જોવામાં આવેલું અન્ન ખાવું નહીં, અંજલિથી પાણી ન પીવું.॥ ૪૯॥

चण्डिकान्नं भद्रकाल्यै निवेदितं पिपीलिकादि-दूषितं वा। अञ्जलिना त्वपो न पिबेत्॥ ४९॥

**'चण्डिकान्नम्'** ભદ્રકાળીને નિવેદન કરેલું અથવા કીડીઓ વગેરે દ્વારા દૂષિત થયેલું (અન્ન ખાવું નહીં). અંજલિથી પાણી ન પીવું.॥ ૪૯॥

गृहाद्बहिर्निर्गमे सप्त निषेधानाह—**नोच्छिष्टेति**।

**नोच्छिष्टास्पृष्टसलिला सन्ध्यायां मुक्तमूर्धजा।**
**अनर्चितासंयतवाङ्नासंवीता बहिश्चरेद्॥ ५०**

ઘરની બહાર નીકળવા માટેના સાત નિષેધો જણાવે છે— **'न उच्छिष्टम् इति।'**

એઠાં મોઢે, સંધ્યાકાળે, હાથ-પગ ધોયા વિના, છૂટા કેશે, શૃંગાર કર્યા વિના, વાણીનો સંયમ કર્યા વિના, ઓઢ્યા વિના બહાર જવું નહીં.॥ ૫૦॥

अनर्चिता मंडनहीना। असंवीताऽप्रावृता ॥ ५०॥

**'अनर्चिता'** અલંકાર ધારણ કર્યા વિના, **'असंवीता'** (વસ્ત્ર) ઓઢ્યા વિના॥ ૫૦॥

शयनेऽष्टौ निषेधानाह—**नाधौतपादेति**।

**नाधौतपादाप्रयता नार्द्रपान्नो उदक्शिराः।**
**शयीत नापराङ्नान्यैर्न नग्ना न च सन्ध्ययोः॥ ५१**

સૂવા માટે આઠ નિષેધો કહે છે— **'न-अधौतपादा इति।'**

પગ ધોયા વિના, અપવિત્ર અવસ્થામાં, ભીના પગે, ઉત્તર અને પશ્ચિમ તરફ મસ્તક રાખીને, અન્યની સાથે અને નગ્નાવસ્થામાં, બંને સંધ્યા સમયે (સવાર-સાંજ) સૂવું નહીં.॥ ૫૧॥

नापराक्पश्चिमशिराः॥ ५१॥

**'न-अपराक्'** પશ્ચિમ તરફ માથું રાખીને ન (સૂવું).॥ ૫૧॥

कार्याण्याह—**धौतवासा** इति द्वाभ्याम्।

**धौतवासाः शुचिर्नित्यं सर्वमङ्गलसंयुता।**
**पूजयेत्प्रातराशात्प्राग्गोविप्रान् श्रियमच्युतम्॥ ५२**

કરવા યોગ્ય કર્મોનું બે શ્લોકો વડે વર્ણન કરે છે— **'धौतवासाः इति।'**

નિત્ય સવારે જમ્યા પહેલાં (સ્નાનાદિથી) પવિત્ર થઈ, ધોયેલાં વસ્ત્ર પહેરી, સર્વ સૌભાગ્ય-ચિહ્નો ધારણ કરી ગાયો, બ્રાહ્મણો, લક્ષ્મી અને વિષ્ણુ ભગવાનનું પૂજન કરવું.॥ ૫૨॥

प्रातराशात्प्रथमभोजनात् ॥ ५२ ॥

**'प्रातः-आशात्'** સવારના ભોજન (પૂર્વે) ॥ ५२ ॥

**स्त्रियो वीरवतीश्चार्चेत्स्रग्गन्धबलिमण्डनैः ।**
**पतिं चार्च्योपतिष्ठेत ध्यायेत्कोष्ठगतं च तम् ॥ ५३**

પુષ્પમાળા, ચંદન, નૈવેદ્ય તથા અલંકારોથી સુવાસિની સ્ત્રીઓની પૂજા કરવી. પછી પતિની પૂજા કરી તેની સ્તુતિ કરવી અને પોતાની કૂખમાં (સંતાનરૂપે) રહેલા તે પતિનું ધ્યાન કરવું. ॥ ५३ ॥

वीरवतीर्जीवद्भर्तृकाः। आर्च्य सम्पूज्य कोष्ठगतं कुक्ष्यंतरगतम् ॥ ५३ ॥

**'वीरवतीः'** પતિ જીવતો હોય તેવી સુવાસિની— **'आर्च्य'** સારી રીતે પૂજા કરીને **'कोष्ठगतम्'** કૂખની અંદર રહેલા પતિને ॥ ५३ ॥

**सांवत्सरं पुंसवनं व्रतमेतदविप्लुतम् ।**
**धारयिष्यसि चेत्तुभ्यं शक्रहा भविता सुतः ॥ ५४**

પુત્ર ઉત્પન્ન કરનારું આ વ્રત એક વર્ષ સુધી જો કોઈ પણ ત્રુટિ વિના તું ધારણ કરીશ, તો તને ઈન્દ્રનો નાશ કરનાર પુત્ર થશે.' ॥ ५४ ॥

पुंसवनं पुत्रोत्पत्तिकरम्। तुभ्यं तव ॥ ५४ ॥

**'पुंसवनम्'** પુત્રને ઉત્પન્ન કરનારું– **'तुभ्यम्'** તને ॥ ५४ ॥

**बाढमित्यभिप्रेत्याथ दिती राजन् महामनाः ।**
**काश्यपं गर्भमाधत्त व्रतं चाञ्जो दधार सा ॥ ५५**

(શ્રીશુકદેવજી બોલ્યા –) હે રાજા, ત્યાર પછી પ્રસન્ન મનવાળી દિતિએ 'બહુ સારું' એમ (તેમની આજ્ઞા) સ્વીકારીને કશ્યપ ઋષિનો ગર્ભ ધારણ કર્યો અને શીઘ્રતાપૂર્વક વ્રતને પણ ધારણ કર્યું. ॥ ५५ ॥

**मातृष्वसुरभिप्रायमिन्द्र आज्ञाय मानद ।**
**शुश्रूषणेनाश्रमस्थां दितिं पर्यचरत्कविः ॥ ५६**

હે માન આપનાર (પરીક્ષિત), માતાની બહેનના અભિપ્રાયને જાણી વિદ્વાન ઈન્દ્ર (કશ્યપ ઋષિના) આશ્રમમાં રહેલાં દિતિની શુશ્રૂષાપૂર્વક સર્વ સારસંભાળ રાખવા લાગ્યો. ॥ ५६ ॥

**नित्यं वनात्सुमनसः फलमूलसमित्कुशान् ।**
**पत्राङ्कुरमृदोऽपश्च काले काल उपाहरत् ॥ ५७**
॥ ५५ ॥ ५६ ॥ ५७ ॥

(દિતિને માટે) તે નિત્ય વનમાંથી પુષ્પો, ફળો, મૂળો, સમિધાઓ, દર્ભો, પાંદડાં, અંકુરો, માટી તથા જળ યોગ્ય સમયે લાવતો. ॥ ५७ ॥
॥ ५५ ॥ ५६ ॥ ५७ ॥

**एवं तस्या व्रतस्थाया व्रतच्छिद्रं हरिर्नृप।**
**प्रेप्सुः पर्यचरज्जिह्मो मृगहेव मृगाकृतिः॥ ५८**

હે રાજા, વ્રતપરાયણ તે દિતિના વ્રતની ત્રુટિ પકડવા ઈચ્છતો કપટસાધુવેષધારી ઈન્દ્ર, હરણને મારનારો (પારધી હરણને છેતરવા) હરણવેષધારી બને તેમ (પરિચારકનો વેષ ધારણ કરી) તેની પરિચર્યા કરવા લાગ્યો.॥ ૫૮ ॥

हरिरिन्द्रो व्रतस्य च्छिद्रं प्रेप्सुः प्राप्तुमिच्छुः। जिह्मः कुटिलः साधुवेषः। मृगहा लुब्धको यथा मृगवञ्चनाय मृगवेषो भवति तद्वत्॥ ५८॥

**'हरिः'** ઈન્દ્ર– વ્રતની ત્રુટિ **'प्रेप्सुः'** પ્રાપ્ત કરવા ઈચ્છતો– **'जिह्मः'** કુટિલ સાધુવેષવાળો– **'मृगहा'** પારધી જેમ હરણને ઠગવા હરણના વેષવાળો બને તેમ॥ ૫૮ ॥

**नाध्यगच्छद्व्रतच्छिद्रं तत्परोऽथ महीपते।**
**चिन्तां तीव्रां गतः शक्रः केन मे स्याच्छिवं त्विह॥ ५९**

હે પૃથ્વીપતિ (પરીક્ષિત), (વ્રતમાં ક્ષતિ શોધવા માટે) તત્પર એવો ઈન્દ્ર વ્રતમાં ત્રુટિ શોધી શક્યો નહીં, ત્યારે તે ભારે ચિંતામાં પડ્યો કે આમાં મારું કલ્યાણ કેવી રીતે થશે?॥ ૫૯ ॥

केन मे शिवं स्यादिति चिन्तां प्राप्तः॥ ५९॥

મારું કલ્યાણ કેવી રીતે થશે, એવી ચિંતા થઈ.॥ ૫૯ ॥

**एकदा सा तु सन्ध्यायामुच्छिष्टा व्रतकर्शिता।**
**अस्पृष्टवार्यधौताङ्घ्रिः सुष्वाप विधिमोहिता॥ ६०**

એક દિવસ સંધ્યાકાળે વ્રતથી દૂબળી થયેલી દિતિ દૈવથી મોહિત થઈ જળનું આચમન કર્યા વિના અને પગ ધોયા વિના જ સૂઈ ગઈ.॥ ૬૦ ॥

अस्पृष्टवारिश्चासावधौताङ्घ्रिश्च॥ ६०॥

જળનું આચમન કર્યા વગરની અને પગ ધોયા વગરની તે દિતિ॥ ૬૦ ॥

**लब्ध्वा तदन्तरं शक्रो निद्रापहृतचेतसः।**
**दितेः प्रविष्ट उदरं योगेशो योगमायया॥ ६१**

તે લાગ જોઈને નિદ્રાથી હરાઈ ગયેલા ચિત્તવાળી દિતિના ઉદરમાં યોગેશ્વર ઈન્દ્ર યોગમાયાના બળથી પ્રવિષ્ટ થયો.॥ ૬૧ ॥

निद्रयाऽपहृतं चेतो यस्याः॥ ६१॥

નિદ્રાથી હરાઈ ગયું છે ચિત્ત જેનું॥ ૬૧ ॥

**चकर्त सप्तधा गर्भं वज्रेण कनकप्रभम्।**
**रुदन्तं सप्तधैकैकं मा रोदीरिति तान् पुनः॥ ६२**

સુવર્ણ જેવી કાન્તિવાળા ગર્ભને તેણે વજ્રથી સાત ભાગમાં કાપ્યો. (કપાયેલા હોવા છતાં) રુદન કરતા તે (તે ગર્ભ)ને 'રડ નહીં', એમ (કહી) તે એક એકના ફરીથી સાત સાત ટુકડા કર્યા.॥ ૬૨ ॥

मा रोदीरित्युपलालयन्निव तान्पुनः सप्तधा चकर्त चिच्छेद॥ ६२॥

'રડ નહીં.' એમ લાડ કરતો હોય તેમ તેણે ફરીથી (સાતેયને) સાત વખત **'चकर्त'** કાપ્યા.॥ ૬૨ ॥

